શ્રીમદ્ "ભાવમિશ્ર" પ્રણીત,

# भावप्रकाश-मध्यखंड

(આયુર્વેદીય સુપ્રસિદ્ધ ચિકિત્સા ગ્રંથ)

## મૂળ શ્લોક સહિત શુદ્ધ ગુર્જર ભાષાંતર.

रोगमादौ परीक्षेत ततोऽनंतरमौषधम् ।
ततः कर्म भिषक्पश्चात् ज्ञानपूर्वं समाचरेत् ॥
यस्तु रोगमविज्ञाय कर्माण्यारभते भिषक् ।
अप्यौषधविधानज्ञः तस्य सिद्धिर्यदृच्छया ॥
यस्तु रोगविशेषज्ञः सर्वभैषज्यकोविदः ।
देशकालविभागज्ञस्तस्य सिद्धिरसंशयम् ॥

चरकसहिता

s in the woods, where a mistake leads people to wander from the proper path,
ates to the right, another to the left "

*Horace*

પ્રસિદ્ધ કરનાર,

## જયરામ રઘુનાથ

प्रमुख—"मुंबई, वैद्यक ज्ञानप्रसारक सभा."

દ્વિતીયાવૃત્તિ–પ્રત ૧,૦૦૦

મુંબઈ,

"નિર્ણયસાગર" મુદ્રાયંત્રમાં મુદ્રાંકીત.

સંવત્ ૧૯૫૨ સને ૧૮૯૬

# भावप्रकाश भाषांतरनी अनुक्रमणिका.

## મધ્યખંડ-ભાગ પહેલો.

### જ્વરનો અધિકાર.

## અતિસારનો અધિકાર.

## જ્વરાતિસારનો અધિકાર.



| વિષય. | પૃષ્ઠ. |
|---|---|

## ગ્રહણી રોગનો અધિકાર.

# भावप्रकाश भाषांतरनी अनुक्रमणिका.

## મધ્યખંડ-ભાગ બીજો.

## જઠરાગ્નિના વિકારોનો અધિકાર.



## કૃમિઓનો અધિકાર.

## પાંડુરોગ, કમળો તથા હલીમકનો અધિકાર.



## રક્તપિત્તનો અધિકાર.

## હેડકીનો અધિકાર.



## શ્વાસનો અધિકાર.



## સ્વરભેદ*નો અધિકાર.



* સાદ બેસીજવા વિષે.

## અરોચકનો* અધિકાર.



## ઉલટીનો અધિકાર.



## તરશનો અધિકાર.



## મૂર્ચ્છાનો અધિકાર.



* અરૂચી.

## મદાત્યયનો અધિકાર.



## દાહનો અધિકાર.

## ઉન્માદનો અધિકાર.



## અપસ્મારનો અધિકાર.



* વાઈ.

## વાતવ્યાધિઓનો* અધિકાર.



### તે તે વાતવ્યાધિઓનાં લક્ષણો તથા ચિકિત્સાઓ.



* વાયુસંબંધી વ્યાધિઓ.

## ઉરૂસ્તંભનો અધિકાર.



## આમવાતનો અધિકાર.

## પિત્તવ્યાધિઓનો અધિકાર.



## શ્લેષ્મવ્યાધિઓનો* અધિકાર.



## વાતરક્તનો† અધિકાર.



* કફવ્યાધિઓ.

† હાલ લોકો જેને રક્તપિત્ત કહેછે તે.

# भावप्रकाश भाषांतरनी अनुक्रमणिका.

## મધ્યખંડ-ભાગ ત્રીજો.

## ગુલ્મનો અધિકાર.



## *પ્લીહ તથા †યકૃતનો અધિકાર.



* બરલ † જમણા પડખાની ગાંઠ

## હૃદ્રોગનો અધિકાર.



## મૂત્રકૃચ્છ્રનો અધિકાર.



## મૂત્રાઘાતોનો અધિકાર.



* છાતીનાં દરદ

## *અશ્મરીનો અધિકાર.



* પથરી.

## પ્રમેહનો અધિકાર.

વિષય. પૃષ્ઠ.

## મેદની વૃદ્ધિનો અધિકાર.



## *કાર્શ્યનો અધિકાર.



## પસીના તથા દુર્ગંધપણા આદિ મેદસંબંધી રોગોનો અધિકાર.



* શરીરનું અત્યંત પાતળાપણું

વિષય. પૃષ્ઠ.

## ઉદરના રોગોનો અધિકાર.



## *સોથનો અધિકાર.



* સોજા.

## *વૃદ્ધિનો તથા †બ્રધ્મનો અધિકાર.



* વધરાળ. † બદ.

## ગલગંડ, ગંડમાલા, ગ્રંથી તથા અર્બુદનો અધિકાર.

## શ્લીપદનો અધિકાર.



## વિદ્રધિનો અધિકાર.



## વ્રણસંબંધી સોજાનો અને અગ્નિથી બળેલાનો અધિકાર.

## *ભગ્નનો અધિકાર.



* અસ્થિનું જુદું પડવું

———ooo———

# भावप्रकाश भाषांतरनी अनुक्रमणिका.

## મધ્યખંડ-ભાગ ચોથો.



* ભરનીગર.

* ચાંદી.

## લિંગના *અરશનો અધિકાર.



## †શૂકદોષનો અધિકાર.



## કોઢનો અધિકાર.



* લિંગના મસા.

† લિંગને વધારવા જતાં થએલા રોગ.

## શીતપિત્ત, ઉદર્દ, કોઠ તથા ઉત્કોઠનો અધિકાર.



## વિસર્પનો અધિકાર.

## સ્નાયુનો અધિકાર.



## વિસ્ફોટનો અધિકાર.



## ફિરંગ રોગનો અધિકાર.



## મસૂરિકાનો અધિકાર.



* વાળા.

## શીતલાઁનો અધિકાર.



## ક્ષુદ્ર રોગોનો અધિકાર.



* મસૂરિકાની એક જાત.

## શિરોરોગોનો અધિકાર.

# નેત્રના રોગોનો અધિકાર.



### કાળા ડોળાના રોગોવિષે.



### ધોળા ડોળાના રોગોવિષે.

### સામાન્ય અંજનો.



## કાનના રોગોનો અધિકાર.



## નાકના રોગોનો અધિકાર.

## મુંખના રોગોનો અધિકાર.



### દાંતોના મૂળોના રોગોવિષે.



* મોહોડું.

## બાલકના રોગોનો અધિકાર.

॥ श्रीगणेशायनमः ॥

# ॥ अथ भावप्रकाशस्य मध्यखंडः ॥

## प्रथमो भागः ।

### જ્વરનો અધિકાર.

### तत्रादौ ज्वराधिकारमाह ।

यतः समस्तरोगाणां ज्वरो राजेति विश्रुतः । अतो ज्वराधिकारोऽत्र प्रथमं लिख्यते मया ॥

જ્વર સઘળા રોગોનો રાજા કેહેવાયછે એટલામાટે હું આ ગ્રંથમાં પ્રથમ જ્વરનો અધિકાર લખુંછું.

### જ્વરની ઉત્પત્તિ.

### तत्र ज्वरस्य प्रथममुत्पत्तिमाह सुश्रुतः ।

दक्षापमानसंक्रुद्धरुद्रनिःश्वाससम्भवः । ज्वरोऽष्टधा पृथग्द्वन्द्वसङ्घातागन्तुजः स्मृतः ॥

अस्यायमर्थः । दक्षकर्तृको योऽपमानस्तेन संक्रुद्धो यो रुद्रस्तस्य यो निःश्वासस्तस्मात्सम्भव उत्पत्तिर्यस्य स ज्वरः । क्रुद्धरुद्रनिःश्वाससम्भूतत्वेन ज्वरः स्वभावात्पैत्तिक इति बोध्यते । यत उक्तं चरकेण । क्रोधात्पित्तमित्यादि तेन सर्वज्वरेषु पित्तोपशमकारिणी चिकित्सा कर्तव्या अत ए वागूभटः ॥

उष्मा पित्तादृते नास्ति ज्वरो नास्त्यूष्मणा विना । तस्मात्पित्तविरुद्धानि त्यजेत्पित्ताधिकेऽधिकम् ॥

अधिकमिति । रुद्रसम्भूतत्वेन ज्वरस्य देवतात्मकत्वात्पूजार्हत्वं चोपदर्शितम् अत एव वैदेहः ।

ज्वरः संपूजनैर्वापि सहसैवोपशाम्यतीति ॥

સુશ્રુત કેહેછે કે "દક્ષપ્રજાપતિએ કરેલા અપમાનને લીધે ક્રોધ પામેલ મહાદેવજીના નિશ્વાસમાંથી જ્વર ઉત્પન્ન થયોછે." જ્વર ક્રોધ પામેલા સદાશિવના નિશ્વાસથી ઉત્પન્ન થએલે હોવાને લીધે સ્વાભાવિક રીતેજ પિત્તવાળો છે એમ સમજાયછે. કારણ કે 'ક્રોધથી પિત્ત થાયછે' ઇત્યાદિ વચનોથી ચરકે તે પ્રમાણેજ કહ્યુછે. આ પ્રમાણેછે એટલામાટે સઘળા જ્વરોમાં જેથી પિત્તનો ઉપશમ થાય એવી ચિકિત્સા કરવી. વાગ્ભટે પણ કહ્યું છે કે

"પિત્તવિના ઉનાશ હોતી નથી અને ઉનાશવિના જ્વર હોતો નથી એટલા-માટે જ્વર કે જે પિત્તના આધિક્યવાળો છે તેમાં પિત્તવિરૂદ્ધ પદાર્થોનો ત્યાગ કરવો અને તેથી કાંઇ અધિક પણ કરવું." 'અધિક' એ શબ્દથી વાગ્ભટે સૂચના આપી છે કે 'રૂદ્રથી ઉત્પન્ન થએલો હોવાને લીધે જ્વર દેવતારૂપ છે એટલામાટે પૂજન કરવાને પણ યોગ્ય છે.' એ ઉપરથીજ વૈદેહનામના વૈદે કહ્યુંછે કે 'સારી રીતે પૂજનો કરવાથી પણ જ્વર તુરતજ શાંત થાયછે.'

## જ્વરની મૂર્તિ.

## मूर्तिरप्यस्योक्ता सुश्रुतेन ।

रुद्रकोपाग्निसम्भूतः सर्वभूतप्रतापनः। त्रिपाद्भस्मप्रहरणस्त्रिशिराः सुमहोदरः ॥ वैयाघ्रचर्मवसनः कपिलो माल्यविग्रहः । पिङ्गेक्षणो ह्रस्वजङ्घो बीभत्सो बलवान्महान् ॥ पुरुषो लोकनाशार्थमसौ ज्वर इति स्थितः । तैस्तैर्नामभिरन्येषां सत्त्वानां परिकीर्त्यते ॥ जन्मादौ निधने चैव प्रायो विशति देहिनाम् । कृते देवमनुष्याभ्यां नान्यो विषहते हितम् ॥

રૂદ્રના કોપરૂપી અગ્નિમાંથી ઉત્પન્ન થએલો અને સર્વ પ્રાણીઓને દુઃખ દેનારો જ્વર નામનો પુરૂષ પ્રાણિઓના નાશને વાસ્તેજ સજ્જ રેહેછે. એ પુરૂષ ત્રણ પગવાળો, ભસ્મરૂપી આયુધવાળો, ત્રણ માથાંવાળો, બહુ મોટા પેટવાળો, વાઘનાં ચામડાંને પેહેરનારો, કપિલ વર્ણવાળો, શરીરમાં પુષ્પોને ધરનારો, પીંગળી આંખોવાળો, ટુંકી પીંડીઓવાળો, સુગામણો, બળવાન્ અને મોટો છે. મનુષ્ય શિવાય બીજાં પ્રાણીઓનો તાવ બીજાં નામોથી કેહેવાયછે. એ જ્વર (તાવ) ઘણું કરીને જન્મના આરંભમાં અને મરણના સમયમાં પ્રાણીઓનાં શરીરોમાં પ્રવેશ કરેછે અને દેવતાઓ કે મનુષ્યોવિના બીજા કોઇ પ્રાણીઓથી તેનું સહન થઇ શકતું નથી. (આ સઘળું સુશ્રુતે કહેલું છે.)

## જ્વરની સંખ્યારૂપ સંપ્રાપ્તિ.
### (સુશ્રુતના કહ્યા પ્રમાણે)

## तस्य ज्वरस्य संख्यारूपां सम्प्राप्तिमाह ।

ज्वरोऽष्टधेति अष्टत्वं विवृणोति । पृथगिति वातिकः पैत्तिकः श्लैष्मिकश्चेति त्रयः । द्वन्द्वजाश्च त्रयः वातपैत्तिकः वातश्लैष्मिकः पित्तश्लैष्मिकश्चेति । सङ्घातजः सान्निपातिक एकः ।

द्व्युल्बणैकोल्बणैः षट् स्युर्हीनमध्याधिकैश्च षट् । समश्चैको विकारास्ते सन्निपातास्त्रयोदश ॥

त्रयोदश सन्निपाता उक्तास्ते यथा । वातोल्बणः । पित्तोल्बणः । कफोल्बणः । वातपित्तोल्बणः । वातश्लेष्मोल्बणः । पित्तश्लेष्मोल्बणः । एवं षट् । अधिकवातो मध्यपित्तो हीनकफः । अधिकवातो मध्यकफो हीनपित्तः । अधिकपित्तो मध्यवातो हीनकफः । अधिकपित्तो मध्यकफो हीनवात. । अधिककफो मध्यवातो हीनपित्तः । अधिककफो मध्यपित्तो हीनवातश्चेति षट् । त्र्युल्बण एकः एवं त्रयोदश ॥ अत्र तु

त्रिदोषजत्वेन साम्यात्सान्निपातिक एक एव गणितः आगन्तुज इति । अत्रागन्तुशब्देनाभिघातादयो हेतव उच्यन्ते । कुत्रचिद्व्याधयः कार्यकारणयोरभेदोपचारात् आगन्तुजा अभिघाताद्यनेककारणयोगादनेके भवन्ति । तथाप्यागन्तुजत्वेन साम्यादागन्तुजोऽप्यत्रैक एव गणितः। नन्वागन्तुजेऽपि ज्वरे वातादिलक्षणदर्शनादागन्तुजः कथं दोषजाद्भिन्नः । उच्यते। उत्तरकालं दोषोत्पत्तेः । तथा च चरके । आगन्तुजो हि व्यथापूर्वं जायते पश्चाद्भिन्नैर्दोषैरनुबध्यत इति ॥

વાતિક, (વાયુથી થએલ) પૈત્તિક, (પિત્તથી થએલ) શ્લૈષ્મિક, (કફથી થએલ) વાયુ તથા પિત્ત એ બન્નેથી થએલ, વાયુ તથા કફ એ બન્નેથી થએલ, પિત્ત તથા કફ એ બન્નેથી થએલ સાન્નિપાતિક એટલે ત્રણે દોષથી થએલ, અને આગંતુજ (વ્યથા આદિ હેતુથી થએલ) એ રીતે જ્વરના આઠ પ્રકાર છે. જો કે ચરકે વાતોલ્વણ,[1] પિત્તોલ્વણ, કફોલ્વણ, વાતપિત્તોલ્વણ, વાતશ્લેષ્મોલ્વણ, પિત્ત શ્લૈષ્મોલ્વણ, અધિકવાત મધ્યપિત્ત હીનકફ, અધિકવાત મધ્યકફ હીનપિત્ત, અધિકપિત્ત મધ્યવાત હીનકફ, અધિક પિત્ત મધ્યકફ હીનવાત, અધિક કફ મધ્યવાત હીનપિત્ત, અધિકકફ મધ્ય પિત્ત હીનવાત અને ત્ર્યુલ્વણ (ત્રણે દોષોની ઉલ્વણતાવાળો) એ રીતે સાન્નિપાતિકના તેર ભેદ કહેલાછે તોપણ અહીં સર્વેમાં ત્રણે દોષોથી ઉત્પન્ન થએલપણારૂપ સમતાને લીધે (સાન્નિપાતિક) એકજ ગણેલો છે. આગંતુ એટલે પ્રહાર વાગવા આદિ નવાં કારણોથી જે જ્વર ઉત્પન્ન થએલ હોય તે આગંતુજ કહેવાયછે. કોઇ સ્થલમાં કારણોનો અને કાર્યનો અભેદ ગણીને આગંતુજનું (આગંતુ) એટલુંજ નામ રાખેલું છે. જો કે આગંતુજ જ્વરો પ્રહાર વાગવા આદિ અનેક કારણોના યોગને લીધે અનેક થાયછે તોપણ નવાં કારણોથી ઉત્પન્ન થએલપણારૂપ સમતાને લીધે અહીં (આગંતુજ) પણ એકજ ગણેલ છે.

શંકા—આગંતુજ જ્વરમાં પણ વાયુ આદિનાં લક્ષણો જોવામાં આવેછે માટે આગંતુજને દોષોથી ઉત્પન્ન થતા જ્વરોથી જુદો કેમ ગણ્યો છે?

સમાધાન—આગંતુજમાં દોષોની ઉત્પત્તિ પાછળથી થાયછે માટે તેને દોષોથી ઉત્પન્ન થતા જ્વરોથી જુદો ગણ્યોછે. ચરકે કહ્યું છે કે (આગતુજ જ્વર પ્રથમ કોઈ જાતની વ્યથા થયાથી થાયછે અને પાછળથી નોખનોખા દોષોની સાથે સંબધ પામેછે.)

## દૂરનાં તથા પાસેનાં કારણો કહેવાપૂર્વક, જ્વરની સંપ્રાપ્તિ.

## अथ ज्वरस्य विप्रकृष्टसन्निकृष्टकारणकथनपूर्विकां सम्प्राप्तिमाह ।

मिथ्याहारविहाराभ्यां दोषा ह्यामाशयाश्रयाः । बहिर्निरस्य कोष्ठाग्निं ज्वरदाः स्यू रसानुगाः ॥

मिथ्याहारविहाराभ्यां अनुचिताहारचेष्टाभ्या हेतुभूताभ्या दोषा वातपित्तकफा

[1] ઉલ્વણ એટલે ત્રાસદાયી.

आमाशयाश्रयाः आमाशयं गता रसानुगाः रसदूषकाः बहिर्निरस्य कोष्ठाग्नि कोष्ठगताग्नेरूष्माणं । नतु समस्तमग्निं तदा दोषपाकासम्भवः स्यात् । बहिः प्रक्षिप्य ज्वरदाः स्युर्ज्वरकारिणो भवेयुरित्यर्थः ॥

વાત, પિત્ત અને કફ એ ત્રણ દોષો અયોગ્ય આહારથી અને અયોગ્ય વિહારથી આમાશયમાં જઇ રસને દૂષિત કરી કોઠાના અગ્નિની ઉનાશને બાહાર કાહાડી નાખીને જ્વર ઉપજાવનારા થાયછે. એઓ કોઠાના અગ્નિની ઉનાશનેજ બાહાર કાહાડેછે એમ સમજવું પણ અગ્નિને બાહાર કાહાડી નાખેછે એમ સમજવું નહી. કારણકે જોઅગ્નિ, બાહાર નીકળી જાયતો પછી દોષોને પાકવાનોજ અસંભવ થાય.

## જ્વરનું સામાન્ય તથા વિશેષ પૂર્વ રૂપ.

## अथ ज्वरस्य सामान्यं विशिष्टश्च पूर्वरूपमाह ।

श्रमोऽरतिर्विवर्णत्वं वैरस्यं नयनप्लवः । इच्छा द्वेषो मुहुश्चापि शीतवातातपादिषु ॥ जृम्भाऽङ्गमर्दो गुरुता रोमहर्षोऽरुचिस्तमः । अप्रहर्षश्च शीतं च भवन्त्युत्पत्स्यति ज्वरे ॥ सामान्यतो विशेषात्तु जृम्भात्यर्थं समीरणात् । पित्तान्नयनयोर्दाहः कफान्नान्नाभिनन्दनम् ॥

श्रमो व्यापारं विनैव अरतिरस्वस्थचित्तत्वम् विवर्णत्वं म्लानगात्रता । वैरस्यं मुखस्याऽप्रकृतरसता । नयनप्लव. नयनयोरश्रुपूर्णत्वम् । शीतवातातपादिषु मुहुरिच्छाद्वेषौ । आदिशब्दाज्ज्वलने जले च । यत उक्तं चरकेण ॥

ज्वलनातपवाय्वंबुभक्तिद्वेषावनिश्चिताविति ॥

शयनादिष्वित्यन्ये अङ्गमर्दोऽङ्गमोटनम् । गुरुता गात्रस्य ॥ रोमहर्षः रोमाञ्चता । अरुचिर्भोज्ये, तमः तमो मग्नस्येवाज्ञानम् । अप्रहर्षः हर्षाभावः । शीतं लगति चकाराद्बलहानिः । उपदेशद्वेषादयोऽपि भवन्ति । तृतीयश्लोकस्थम् सामान्यत इति पूर्वश्लोकाभ्यां सम्बन्धनीयं । तेन सामान्यतो ज्वर उत्पत्स्यति भविष्यति श्रमादयः पूर्वमेव भवन्तीत्यर्थ. । उत्पत्स्यतीत्यात्मनेपदिनोऽपि शतृभाव आर्षत्वात् विशेषात्तु उच्यते । समीरणात् ज्वरे उत्पत्स्यति अतिशयेन जृम्भा भवति । पित्तज्वरे उत्पत्स्यति अत्यर्थं नयनयोर्दाहो भवति । कफज्वरे उत्पत्स्यति अत्यर्थं नान्नाभिनन्दनम् अन्नाकाङ्क्षा न भवति । जृम्भादयोऽपि श्रमादिपूर्वा भवन्ति । यत. । सामान्यधर्माक्रान्तो विशिष्टो धर्मो भवति ॥

ગમે તે પ્રકારનો જ્વર ઉત્પન્ન થવાનો હોય ત્યારે આગળથીજ કામકાજ કર્યા વગર પણ થાક લાગી જાયછે, ચિત્તમાં અસ્વસ્થપણું થાયછે, શરીર કરમાઈ જાયછે, મોહોડાનો સ્વાદ બગડી જાયછે, આંખ્યો આંસુઓથી ભરાઈ જાયછે, થડીમાં વાયુમાં તથા તડકા આદિમાં વારંવાર ઈચ્છા અને અરૂચિ થયા કરેછે, અંગો મરડાયા કરેછે, શરીરમાં ભારેપણુ થાયછે, રૂવાણાં ઉભાં થાયછે, ભોજનમાં અરૂચિ થા-

પછે, અંધારામાં ડુબેલાના જેવું ભાનરહિતપણું થાયછે, હર્ષનો અભાવ થાયછે, ટાઢ ચડેછે અને શીખામણ આપનારા ઉપર દ્વેષ ઉત્પન્ન થાયછે. ચરક કેહેછે કે 'અગ્નિમાં, તડકામાં, વાયુમાં અને જળમાં વારંવાર અનિશ્ચિત રીતે પ્રેમ અને દ્વેષ ઉત્પન્ન થયા કરેછે.' બીજા વૈદ્યો કેહેછે કે 'થંડી, વાયુ, તડકો અને શયન આદિ ઉપર વારંવાર ઇચ્છા અને દ્વેષ થયા કરેછે. મૂળના 'उत्पत्स्यंति' એ શબ્દમાં 'पद्' ધાતુ વ્યાકરણની રીતિ પ્રમાણે આત્મનેપદી થતાં પણ તેથી 'शानच्' પ્રત્યય નહી કરતાં 'शतृ' પ્રત્યય કર્યોછે તે ઋષિઓના વૈદિક સંપ્રદાય પ્રમાણે કર્યોછે એમ સમજવું. વાયુથી જ્વર ઉત્પન્ન થવાનો હોય ત્યારે અત્યંત બગાસાં આવવારૂપ વિશેષ પૂર્વરૂપ થાયછે, પિત્તસંબંધી જ્વર ઉત્પન્ન થવાનો હોય ત્યારે નેત્રમાં અત્યંત બળતરારૂપ વિશેષ પૂર્વરૂપ થાયછે અને કફસંબંધી જ્વર ઉત્પન્ન થવાનો હોય ત્યારે અન્નની આકાંક્ષા ન થવારૂપ વિશેષ પૂર્વરૂપ થાયછે. બગાસાં આવવા આદિ જે વિશેષ પૂર્વરૂપો કહ્યાં તેઓ, ઉપર કહેલાં થાક લાગવા આદિ સામાન્ય પૂર્વરૂપોની સાથેજ થાયછે. કારણ કે વિશેષ ધર્મ સામાન્ય ધર્મોથી સંયુક્તજ થાયછે.

### દ્વંદ્વજ (બબે દોષથી ઉત્પન્ન થનારાનું) પૂર્વરૂપ.

### द्वन्द्वजपूर्वरूपमाह ।

रूपैरन्यतराभ्यां तु संसृष्टैर्द्वन्द्वजं विदुः।

अन्यतराभ्यां जृम्भानेत्रदाहाभ्याम् जृम्भान्नारुचिभ्यां नेत्रदाहान्नारुचिभ्या वा संसृष्टै रूपैः श्रमादिभिः द्वन्द्वज द्विदोषजं पूर्वरूपं विदुः ॥

ઉપર કહેલાં થાક લાગવા આદિ સામાન્ય પૂર્વરૂપો જો બગાસાં આવવાથી તથા નેત્રની બળતરાથી સંયુક્ત હોય તો વાયુ તથા પિત્ત એ બન્ને દોષનો જ્વર આવવાનો છે એમ સમજવું, બગાસાંથી તથા અન્નની અરૂચિથી સયુક્ત હોય તો વાયુ તથા કફ એ બન્ને દોષનો જ્વર આવવાનો છે એમ સમજવું અને નેત્રની બળતરાથી તથા અન્નની અરૂચિથી સંયુક્ત હોય તો પિત્ત તથા કફ એ બન્ને દોષનો જ્વર આવવાનો છે એમ સમજવું.

### ત્રણે દોષથી થવાના સાન્નિપાતિક જ્વરનું પૂર્વરૂપ.

### त्रिदोषजपूर्वरूपमाह ।

सर्वलिङ्गसमवायः सर्वदोषप्रकोपने ॥

सर्वदोषप्रकोपने सर्वलिङ्गसमवायः । अतिशयितजृम्भानेत्रदाहान्नारुचिसहिताना श्रमादीना समवायो भवति ॥

સઘળા દોષોના પ્રકોપથી ઉત્પન્ન થવાના જ્વરમાં અત્યત બગાસાં, નેત્રમાં અત્યંત બળતરા તથા અન્ન ઉપર અત્યંત અરૂચિ, એઓની સાથે થાક લાગવા આદિ સઘળાં સામાન્ય પૂર્વરૂપોનું એકઠાપણું થાયછે.

### જ્વરનું સામાન્ય લક્ષણ.

### अथ ज्वरस्य सामान्यलक्षणमाह ।

स्वेदावरोधः सन्तापः सर्वाङ्गग्रहणं तथा । युगपद्यत्र रोगे तु स ज्वरो व्यपदिश्यते ॥

स्वेदावरोधः प्रस्वेदानिर्गमः ननु पित्तज्वरे स्वेदनिर्गमादेतल्लक्षणं व्यभिचरति । तत्रोत्सर्गापवादभावादिति जैनटकार्तिककुंडादयः । अन्ये तु स्विद्यते उत्स्विद्यते अनेनेति स्वेदः अग्निः तस्यावरोधो दोषैराच्छन्नता ॥ ताप इति वक्तव्ये सन्तापाभिधानं देहेन्द्रियमनसां सन्तापबोधनार्थम् । यत उक्तं चरकेण ज्वरविशेषणम् । देहेन्द्रियमनस्तापीति । तत्र देहसन्तापो देहोष्णता । इन्द्रियसन्ताप इन्द्रियवैकृत्यम् । यत उक्तम् ।

**इन्द्रियाणां तु वैकृत्यं यत्र सन्तापलक्षणम् । वैचित्त्यमरतिर्ग्लानिर्मनःसन्तापलक्षणम् इति ॥**

सर्वाङ्गग्रहणम् । सर्वेषामङ्गानां वेदनया ग्रहणं सर्वाण्यङ्गानि स्तम्भनगृहीतानीव भवन्ति । युगपदिति । मिलितमेतल्लक्षणम् । प्रत्येकस्य व्यभिचारात् यथा स्वेदावरोधः कुष्ठपूर्वरूपे । तथा सन्तापो दाहव्याधौ । तथा सर्वाङ्गग्रहणं सर्वाङ्गरोगाख्यवातव्याधौ ॥

જે રોગમાં સ્વેદનો અવરોધ, ( પસીનાનું નહી નીકળવું ) સંતાપ અને સઘળાં અંગોનું વેદનાથી ઝલાઇ ગએલાં જેવું થવું એ લક્ષણો સામટાં ઉત્પન્ન થાય તે રોગ જ્વર કેહેવાયછે. જો કે પિત્ત જ્વરમાં પસીનો નીકળેછે તોપણ તેટલાથી તે જ્વરમાં આ લક્ષણ નથી લાગુ પડતું એમ નહિ સમજવું. કારણ કે સ્વેદનો અવરોધ એ સામાન્ય લક્ષણ છે અને પિત્તજ્વરના વિશેષ લક્ષણમાં તેનો અપવાદ છે એમ જૈનટ, કાર્તિક અને કુંડ આદિ વૈદ્યો કેહેછે. બીજા વૈદ્યો તો ' સ્વેદનો અવરોધ ' એ શબ્દનો 'દોષોથી અગ્નિનું ઢંકાઇ જવું' એવો વ્યાકરણની રીતિ પ્રમાણે અર્થ કરીને આ સામાન્ય લક્ષણને સંપૂર્ણ રીતે લાગુ પાડેછે. (તાપ) શબ્દ નહિ મુકતાં 'સંતાપ' શબ્દ મુક્યોછે તે, દેહ-ઇંદ્રિયો અને મન એ ત્રણેનો સંતાપ સમજાવવાને વાસ્તે મુક્યોછે. કારણ કે ચરકે ' જ્વરદેહ, ઇંદ્રિયો અને મન એ ત્રણેને સંતાપ ઉપજાવેછે ' એમ કહ્યુંછે. દેહમાં જે ઉનાશ થાય તેને દેહનો સંતાપ સમજવો, ઇંદ્રિયોમાં જે વિકૃતપણું થાય તેને ઇંદ્રિયોનો સંતાપ સમજવો અને જે બેભાનપણું, નાખુશી અને ગ્લાનિ થાય તેને મનનો સંતાપ સમજવો. નકરો સ્વેદનો અવરોધ કોઢના પૂર્વરૂપમાં પણ થાયછે, નકરો સંતાપ બળતરાની વ્યાધિમાં પણ થાયછે અને નકરૂં અંગોનું ઝલાઈ જવું સર્વાંગરોગ નામની વાતવ્યાધિમાં પણ થાયછે એટલામાટે ' આ લક્ષણો જેમાં સામટાં ઉત્પન્ન થાય તે જ્વર કેહેવાય ' એમ કહ્યું છે.

## પસીનો નહી નીકળવાનું કારણ.

**प्रस्वेदानिर्गमने कारणमाह ।**

**रुणद्धि चाप्यपां धातून् यस्माच्चस्माज्ज्वरातुरः । भवत्यत्युष्णगात्रश्च स्विद्यते न च सर्वशः ॥**

यस्मात् ज्वरोऽपां धातूनरसधातून् रुणद्धि तस्माद्धेतोर्ज्वरातुरोऽत्युष्णगात्रो भवति सर्वशः स्विद्यते च न ॥

જ્વર રસરૂપ ધાતુને રોકી દીયેછે માટે જ્વરથી આતુર થએલા માણસનું

શરીર બહુ ઉનું થઈ જાયછે અને અંગોમાં પસીનો પણ આવતા નથી.

### જ્વરની સામાન્ય ચિકિત્સા.

### अथ सामान्यतो ज्वरस्य चिकित्सामाह ।

अंशांशं यत्र दोषाणां विवेक्तुं नैव शक्नुयात् । साधारणीं क्रियां तत्र विदधीत चिकित्सकः ॥ सामान्यतो ज्वरी पूर्वं निर्वाते निलये वसेत् । निर्वातमायुषो वृद्धिमारोग्यं कुरुते यतः ॥

व्यजनानिलस्तु वर्धत एव यतः ॥

व्यजनसानिलस्तृष्णास्वेदमूर्च्छाश्रमापहः । तालवेत्रभवो वातस्त्रिदोषशमनो मतः ॥ वंशव्यजनजः सोष्णो रक्तपित्तप्रकोपनः । चामरो वस्त्रसम्भूतो मायूरो वेत्रजस्तथा ॥ एते दोषजितो वाताः स्निग्धा हृद्याः सुपूजिताः । नवज्वरो भवेद्यत्नाद्गुरूष्णवसनावृतः ॥ यथर्तुपक्वपानीयं पिबेत् किंचिन्निवारयन् । विनापि भेषजैर्व्याधिः पथ्यादेव निवर्त्तते ॥ नतु पथ्यविहीनस भेषजानां शतैरपि ॥

જે જ્વરમાં વૈદ્યથી દોષોના અંશાંશનું વિવેચન કરી શકાય નહિ તે જ્વરમાં વૈદ્યે સાધારણ ચિકિત્સા કરવી. સામાન્ય રીતે જ્વરવાળા માણસે પ્રથમ વાયુવગરના ઘરમાં વસવું. કારણ કે વાયુવગરનું સ્થલ આયુષ્યની વૃદ્ધિ કરેછે અને આરોગ્ય આપેછે. જ્વરવાળા માણસને પંખાનો પવન તો નાખવો જોઇએ. કારણ કે પંખાનો પવન તરશને, પસીનાને, મૂર્છાને તથા પરિશ્રમને મટાડનાર છે અને તેમાં પણ તાડીના પંખાનો પવન ત્રણે દોષને શાંત કરનારો માનવામાં આવ્યોછે. વાંસના પંખાનો પવન ગરમ છે અને રૂધિરનો તથા પિત્તનો પ્રકોપ કરનાર છે ચામરનો પવન, વસ્ત્રનો પવન, મોરપીંછનો પવન અને નેતરના પંખાનો પવન એઓ દોષોને મટાડનારા છે, સ્નિગ્ધ છે, પ્યારા લાગે એવા છે અને શાસ્ત્રોએ સારી રીતે વખાણેલા છે. નવાજ્વરવાળાએ યત્નપૂર્વક ભારે અને ગરમ કપડાં પેહેરવાં ઓઢવાં જોઇએ. તે તે ઋતુઓને અનુસરીને પકાવેલું પાણી પણ પીવું જોઇએ તેટલું નહિ પીતાં કાંઇક ઓછું પીવું. જો બરાબર પથ્ય રાખવામાં આવે તો ઔષધોવિના પણ વ્યાધિ મટી જાયછે અને જો પથ્ય રાખવામાં ન આવે તો સૈકડો ઔષધોથી પણ વ્યાધિ મટે નહિ.

### જ્વરમાં શું શું છોડી દેવું.

### ततो ज्वरे वर्जनीयान्याह सुश्रुतः ।

परिषेकान् प्रदेहांश्च स्नेहान् संशोधनानि च । दिवा स्वप्नं व्यवायञ्च व्यायामं शिशिरं जलम् ॥ क्रोधप्रवातभोज्यांश्च वर्जयेत्तरुणज्वरी ।

परिषेकः स्नानादिः ॥ प्रदेहोऽनुलेपनाभ्यङ्गादिः । स्नेहान् । पाने निषिद्धान् ।

સુશ્રુત કહેછે કે " નવાજ્વરવાળાએ જેથી શરીરને પાણીનો વધુ સંબંધ થાય એવાં સ્નાનઆદિ કરવા નહિ, લેપન કરવું નહિ, અભ્યંગ કરવો નહિ, જે

સ્નેહપદાર્થો પીવામાં નિષિદ્ધ છે તેઓને પીવા નહિ, વિરેચન આદિ શોધન પદાર્થોનો ઉપયોગ કરવો નહિ, દિવસે સુવું નહિ, મૈથુન કરવું નહિ, કસરત કરવી નહિ, ટાઢું જળ પીવું નહિ, ક્રોધ કરવો નહિ, પવનવાળી જગ્યામાં રેહેવું નહિ અને ભોજન કરવું નહિ.

### મનાઇ કરેલાં કામ કરવાથી થતા દોષો.

### निषेधाचरणाद्दोषमाह ।

शोषं छर्दि मदं मूर्च्छां भ्रमं तृष्णामरोचकम् । प्राप्नोत्युपद्रवानेतान् परिषेकादिसेवनात् ॥

आदिशब्देन प्रदेहादयो गृह्यन्ते । हारीतेन प्रत्येकं दूषणमुक्तम् ।

व्यायामाज्ज्वरसंवृद्धिर्व्यवायात् स्तम्भमूर्च्छनम् । मृतिश्च स्नेहपानात्तु मूर्च्छाच्छर्दिर्मदोऽरुचिः ॥ गुर्वन्नभोजनात् स्वप्नाद्विष्टम्भो दोषकोपनम् । अग्निसादः खरत्वं च स्रोतसां चाप्रवर्त्तनम् ॥

मृतिरिति व्यवायादित्यत्र सम्बध्यते । स्वप्नात् दिवास्वापात् ।

સ્નાન અને લેપન આદિ નિષિદ્ધનું સેવન કરવાથી શોષ, ઉલટી, મદ, મૂર્છા, ભ્રમ, તરશ અને અરૂચિ એ ઉપદ્રવો પ્રાપ્ત થાયછે. હારીત મુનિએ પ્રત્યેક નિષિદ્ધ કાર્યમાં નામ પાડીને દૂષણો કહેલ છે કે "કસરત કરવાથી (પરિશ્રમ કરવાથી) જ્વરની વૃદ્ધિ થાયછે, મૈથુન કરવાથી ઝલાઇ જવું, મરણ તથા મૂર્છા પ્રાપ્ત થાયછે, સ્નેહપાન કરવાથી મૂર્છા ઉલટી મદ તથા અરૂચિ થાયછે અને ભારે અન્ન જમવાથી તથા દિવસે સુવાથી દસ્તની કબજીયત થાયછે, દોષોનો પ્રકોપ થાયછે, અગ્નિનું મંદપણું થાયછે, ખરસટપણું થાયછે અને નાડીઓમાં રસ આદિનો પ્રવાહ અટકી જાયછે.

### જ્વરવાળાએ તથા જ્વરથી છુટેલાએ પણ જે જે છોડી દેવાં જોઇએ તે.

### अन्यच्च वर्जयेत् ।

सज्वरो ज्वरमुक्तो वा विदाहीनि गुरूणि च । असात्म्यान्नानि पानानि विरुद्धान्यशनानि च ॥ व्यायाममतिचेष्टां वाऽभ्यङ्गं स्नानं च वर्जयेत् । तेन ज्वरः शमं याति शान्तश्च न पुनर्भवेत्॥

જ્વરવાળાએ અને જ્વરથી છુટેલાએ પણ બળતરા ઉપજાવનારાં, ભારે અને પ્રકૃતિથી વિરૂદ્ધ પડે એવાં અન્નપાનોનો ઉપયોગ કરવો નહી, વિરૂદ્ધ જમવું નહી, વધારે જમવું નહી, કસરત વગેરે કરવું નહી, અત્યંત હરફર કરવી નહી, તેલ આદિનો અભ્યંગ કરવો નહી અને નાહાવું નહી. આ રીતે ચાલવાથી જ્વર શાંત થઇ જાયછે અને શાંત થઇને પાછો ઉત્પન્ન થતો નથી.

### જ્વરવાળાએ લાંઘણ કરવા વિષે.

### ज्वरी लङ्घनं कुर्यादित्याह चरको वाग्भटश्च ।

आमाशयस्थो हत्वाग्निं सामो मार्गान् पिधापयन् । विदधाति ज्वरं दोषस्तस्माल्लङ्घनमाचरेत् ॥ यथा । ज्वरादौ लङ्घनं प्रोक्तं ज्वरमध्ये तु पाचनम् । ज्वरान्ते भेषजं दद्याज्ज्वरमुक्ते वि-

रेचनम् ॥ त्रिविधं विविधे दोषे तत्समीक्ष्य प्रयोजयेत् । दोषेऽल्पे लङ्घनं पथ्यं मध्ये लङ्घनपाचनम् ॥ प्रभूते शोधनं तच्च मूलादुन्मूलयेन्मलान् ॥ चक्रदत्तश्च । तरुणं तु ज्वरं पूर्वं लङ्घनेन क्षयं नयेत् ॥ आमदोषमलिङ्गं वा लङ्घयेत्तं यथाविधि ॥ [ अन्यच्च ] वातः पचति सप्ताहात्पित्तं तु दशभिर्दिनैः ॥ श्लेष्मी द्वादशभिर्घस्रैः पच्यते वदतांवर ॥ लङ्घनं लङ्घनीयस्तु कुर्याद्दोषानुरूपतः ॥ त्रिरात्रमेकरात्रं चाऽहोरात्रमथवा ज्वरे ॥ निर्वातसेवनात् स्वेदाल्लङ्घनादुष्णवारिणः । पानादामज्वरे क्षीणे पश्चादौषधमाचरेत् ॥ आत्रेयेणोक्तम् । ज्वरादौ लङ्घनं कुर्यात् ज्वरमध्ये तु पाचनम् । ज्वरान्ते रेचनं दद्यात् कोष्ठशुद्धौ यथाबलम् ॥ दोषशेषस्य पाकार्थमग्नेः सन्धुक्षणाय च । लङ्घितश्चाप्यदोषश्चेत् यवागूपानमाचरेत् । शालिषष्टिकमुद्गानां यूषं वा शस्तमाचरेत् । पञ्चकोलेन संसिद्धां यवागूं मध्यलङ्घने ॥ असर्थं लङ्घितं दृष्ट्वा तस्य सन्तर्पणं हितम् । द्राक्षादाडिमखर्जूरप्रियालैः सपरूषकैः । तर्पणार्हस्य कर्त्तव्यं तर्पणं ज्वरशान्तये ॥

अत्र लङ्घनशब्देनानशनमुच्यते ॥

यत आह सुश्रुतः ।

आनद्धस्तिमितैर्दोषैर्यावन्तं कालमातुरः । तावत्त्वनशनं कुर्यात्ततः संसर्गमाचरेत् ॥

आनद्धस्तिमितैर्दोषैः सम्बद्धः संसर्गं औषधान्नादि प्रसङ्गम् ॥

यत आह चरकः ।

चतुःप्रकारा संशुद्धिः पिपासा मारुतातपौ । पाचनान्युपवासश्च व्यायामश्चेति लङ्घनम् ॥

चतुःप्रकारा संशुद्धिर्वमनविरेचननिरूहवस्तिशिरोविरेचनानि । नत्वनुवासनं तस्य बृंहणत्वात् । अत्र लङ्घनं कर्षणमित्यर्थः ॥

तथा च सुश्रुतः ।

शरीरलाघवकरं यद्द्रव्यं कर्म वा पुनः । तल्लङ्घनमिति ज्ञेयं बृंहणं तु पृथक ततः ॥

लङ्घनात्कर्षणादन्यत् शरीरं पोषकमित्यर्थः ॥

ननु आनद्धस्तिमितैर्दोषैरित्यादि पूर्वोक्तसुश्रुतवचनात्सामान्यतो ज्वरिणो यथाऽनशनरूपं लङ्घन क्रियते । तथा चतुःप्रकारा संशुद्धिरित्यादि चरकवचनाद्वमनादिरूपं लङ्घनं सर्वैर्ज्वरिभि कथं न क्रियते । तत्रोच्यते वमनादिकमवस्थाविशेषेषु क्रियते न तु सर्वज्वरेषु ॥

तथा च सुश्रुतः ।

सोत्क्लेशे बलिने देयं वमनं श्लैष्मिकज्वरे । पित्तप्राये विरेकस्तु कार्यः प्रशिथिलाशये ॥ सरुजेऽनिलजे कार्यं सोदावर्ते निरूहणम् । कफाभिपन्ने शिरसि कार्यमूर्ध्वविरेचनम् ॥ [ अपिच ] सर्वज्वरिभिः पिपासानिग्रहश्च न कार्यः । यत आह हारीतः । तृष्णा गरीयसी घोरा सद्यः प्राणविनाशिनी । तस्माद्देयं तृषार्त्ताय पानीयं प्राणधारणम् ॥

अतोऽवस्थाविशेष एव पिपासासहनं

ज्वरिभिः कार्यम् । सुश्रुतेन प्रवातसेवनस्य निषिद्धत्वात् । मारुतसेवनमप्यवस्थाविशेष एव युक्तम् ॥ आतपसेवनं चावस्थाविशेष एव युक्तम् ॥

लङ्घनाम्बुपयवागूभिर्यदा दोषो न पच्यते ॥ तदा तु मुखवैरस्यतृष्णारोचकनाशनैः । ज्वरघ्नैः पाचनैर्हृद्यैः कषायैः समुपाचरेत् ॥

इत्यत्र लङ्घनपाचनयोः स्फुट एव भेदः । व्यायामोऽपि न कार्यस्तस्यातिनिषिद्धत्वात् । अवस्थाविशेषे पुनः पार्श्वपरिवर्त्तनादिरूपः सोऽपि कर्त्तव्यः ॥

ચરક અને વાગ્ભટ કેહેછે કે "દુષ્ટ થઇ આમાશયમાં ગએલો વાત આદિ દોષ અગ્નિને ઢાંકી દઇ અન્ન આદિના અપક્વ ભાગથી સહિત થઇ માર્ગોને ઢાંકી દઇને જ્વરને ઉત્પન્ન કરેછે એટલા માટે લાંઘણ કરવી જોઇએ. જ્વરના આરંભમાં લાંઘણ કરાવવી, જ્વરના મધ્યમાં પાચન દેવું, જ્વરના અંતમાં ઔષધ દેવું અને જ્વર મટી ગયા પછી રેચ દેવો. વાત, પિત્ત કે કફ એ ત્રણ દોષોનું અલ્પપણું, મધ્યપણું અને અત્યંત અધિકપણું જોઇને લંઘન, પાચન અને શોધન એ ત્રણ ક્રિયાઓનો ઉપયોગ કરવો. દોષ અલ્પ હોય તો લાંઘણ કરાવવી સારી છે, દોષ મધ્યસ્થિતિમાં હોયતો લાંઘણ કરાવવી તથા પાચન પણ દેવું અને દોષ અત્યંત વધેલ હોય તો શોધન દેવું. શોધન દેવાથી મળો મૂળમાંથી ઉખડી જાયછે." ચક્રદત્ત કેહેછે કે "નવા જ્વરને પ્રથમ લંઘનથી ક્ષીણ કરી નાખવો. દોષ કાચા જણાતા હોય અથવા જેઓનાં ચિન્હો સ્પષ્ટ દેખાતાં ન હોય એવા હોય તો પણ યથાવિધિ લાંઘણ કરાવવી." વાયુ સાત દિવસ લાંઘણ કરવાથી પાકી જાયછે, પિત્ત દશ દિવસ લાંઘણ કરવાથી પાકી જાયછે અને કફ બાર દિવસ લાંઘણ કરવાથી પાકી જાયછે. જ્વર આવતો હોય ત્યારે લાંઘણ કરવાને યોગ્ય માણસે દોષોને અનુસરી ત્રણ રાત સુધી, એક રાત સુધી અથવા એક અહોરાત્ર સુધી લાંઘણ કરવી. વાયુવગરની જગ્યાનું સેવન કરવાથી, બાફ દેવાથી, લાંઘણ કરવાથી અને ઉનું પાણી પીવાથી કાચાજ્વરને ક્ષીણ કરીને પછી ઔષધ ખાવું. આત્રેય મુનિ કેહેછે કે "જ્વરના આરંભ કાલમાં લાંઘણ કરાવવી, મધ્યમાં પાચન દેવું અને અંતે કોઠાને સાફ કરવાને વાસ્તે રોગીનું બળ વિચારીને રેચ દેવો કે જેથી અવશેષ રહેલા દોષ પાકી જાય અને અગ્નિ પ્રદીપ્ત થાય. લાંઘણ કર્યા પછી દોષ ટળીગયા હોય તો યવાગૂ ( એકજાતની રાબ કે જેનું લક્ષણ આગળ કેહેવાશે ) પીવી અથવા ચોખાનો, સાઠી ચોખાનો કે મગનો યૂષ (યૂષ કરવાની રીતિ આગળ કેહેવાશે ) પીવો એ સારૂં છે. મધ્યમ પ્રકારની લાંઘણ કરી હોય તો પીપળ, પીપળીમૂળ, ચવક, ચિત્રક અને સુંઠ એઓથી પકાવેલી યવાગૂ પીવી. રોગીને અત્યંત લાંઘણ થએલી જોવામાં આવે તો દ્રાખ, દાડમ, ખજુર, રાણ અને ફાલસાં એઓથી તેને તૃપ્ત કરવો એ હિતકારી છે. તૃપ્ત કરવાનું યોગ્ય જણાય ત્યારે જ્વરની શાંતિને વાસ્તે એ પ્રમાણે તૃપ્તિ આપવી." જો કે ચ-

રહે ચાર પ્રકારની [1]સંશુદ્ધિ, તરશ, પવન, તડકો, પાચન ઉપવાસ અને વ્યાયામ એઓ સર્વને લંઘણ શબ્દના અર્થરૂપ ગણેલ છે અને સુશ્રુતે પણ જે પદાર્થ કે જે ક્રિયા શરીરને હલકું કરનાર હોય તે લઘન કેહેવાયછે અને જે પદાર્થ કે જે ક્રિયા શરીરને પોષણ આપનાર હોય તે બૃંહણ કેહેવાયછે એમ કહ્યુંછે તોપણ આ પ્રકરણમાં લંઘન એટલે ઉપવાસજ એમ સમજવું. કારણ કે "નિશ્ચલ થઈને રહેલા દોષોથી સંબદ્ધ થએલો માણસ જેટલા કાલ સુધી આતુર રહે તેટલા કાલ સુધી તેણે ઉપવાસ કરવા અને તે પછી ઔષધનો અને અન્ન આદિનો સંસર્ગ કરવો" એમ સુશ્રુતેજ કહેલું છે.

શંકા—જેમ સુશ્રુતના આ વચન ઉપરથી સામાન્ય રીતે જ્વરવાળાને ઉપવાસરૂપ લંઘન કરાવવામાં આવેછે તેમ 'ચાર પ્રકારની શુદ્ધિ' ઇત્યાદિ ચરકનાં વચન ઉપરથી સઘળા જ્વરવાળાઓને વમન અને વિરેચન આદિરૂપ લંઘન કેમ કરાવવામાં આવતું નથી?

સમાધાન—વમન આદિ ક્રિયાઓ જ્વરની અમુક અવસ્થાઓમાં કરાવવી યોગ્ય છે પણ સઘળા જ્વરોમાં કરાવવી યોગ્ય નથી. કારણ કે સુશ્રુતે કહ્યુંછે કે "રોગી બળવાન્ હોય જ્વર કફથી થયો હોય તથા કફ બહુ ખડખડાટ કરતો હોય તો વમન કરાવવું, કોઠો કઠણ હોય તથા જ્વરમાં ઘણો ભાગ પિત્તનો હોય તો રેચ દેવો, વાયુથી થએલો જ્વર હોય, વમનની ઇચ્છા થતી હોય તથા પેટનું પૂર્ણપણું પણ સાથે હોય તો નિરૂહ બસ્તિ દેવી અને માથું કફથી બહુજ ભારે થઈ ગયું હોય તો માથાને ખાલી કરવાનો ઉપાય દેવો." સઘળા જ્વરવાળાઓએ તરશને રોકવી પણ યોગ્ય નથી. કારણ કે હારીત કેહેછે કે "બહુતરશ ભારે ભયંકર છે અને તુરત પ્રાણનો નાશ કરનારી છે માટે તરસ્યા માણસને પ્રાણ બચાવનારૂં પાણી દેવુંજ જોઇએ." જ્વરવાળાઓએ જ્વરની અમુક સ્થિતિમાંજ તરશનું સહન કરવું યોગ્ય છે પણ સર્વ સ્થિતિઓમાં સહન કરવું યોગ્ય નથી. 'જ્વરવાળાઓએ ઘણા વાયુવાળી જગ્યાનું સેવન કરવું નહિ એમ સુશ્રુતે કહ્યુંછે માટે વાયુનું સેવન પણ અમુક સ્થિતિમાંજ યોગ્ય છે પણ સઘળી સ્થિતિઓમાં યોગ્ય નથી. તડકાનું સેવન પણ અમુક સ્થિતિમાંજ કરવું યોગ્ય છે પણ સઘળી સ્થિતિઓમાં કરવું યોગ્ય નથી. "જ્યારે લંઘનથી, ઉનાં પાણીથી અને યવાગૂથી દોષ ન પાકે ત્યારે જ્વરનો નાશ કરનારા, મુખના વિરસપણાનો તરશનો તથા અરૂચિનો નાશ કરનારા, પ્રિય લાગે એવા અને પાચન કરનારા કષાયોથી ઉપચાર કરવો" એ વચનમાં લંઘનને અને પાચનને સ્પષ્ટ રીતે જુદાં પાડેલાં છે. વ્યાયામ પણ અત્યંત નિષિદ્ધ છે માટે

૧ વમન, વિરેચન, નિરૂહબસ્તિ અને માથાનું કફાદિકથી ખાલી કરવું એ ચાર સંશુદ્ધિઓ સમજવી. આ સશુદ્ધિઓમાં અનુવાસનને ગણવું નહી. કારણ કે આ ઉપાયો શરીરનુ કર્ષણ કરવાના છે અને અનુવાસન તો પોષણ આપનાર છે. 'ચાર પ્રકારની સંશુદ્ધિ' ઈત્યાદિ આ ચરકના વચનમાં લઘન શબ્દનો અર્થ કર્ષણ છે.

કરવો યોગ્ય નથી પરંતુ અમુક સ્થિતિમાંજ પડખાં ફેરવવા વગેરે વ્યાયામ કરવો યોગ્ય છે.

## ઉપવાસરૂપ લંઘન કરવાનું ફળ.

## अनशनरूपस्य लङ्घनस्य फलमाह ।

लङ्घनेन क्षयं नीते दोषे सन्धुक्षितेऽनले । विज्वरत्वं लघुत्वं च क्षुचैवास्योपजायते ॥ लङ्घनेन अनशनेन दोषे प्रवृद्धे क्षयं नीते । ज्वरघ्नं दीपनं काङ्क्षारुचिलाघवकारकम् ॥

यत आह । आहारं पचति शिखी दोषानाहारवर्जितः पचतीति ॥ सन्धुक्षितेऽनले आच्छादकदोषे क्षीणेऽग्नौ प्रदीप्ते यथोक्तसम्प्राप्तिसामग्रीविघटनात् विज्वरत्वं शरीरस्य गौरवाभावेन लघुत्वम् । क्षुत् बुभुक्षा च जायते इत्यर्थः ॥

### अन्यचाह सुश्रुतः ।

अनवस्थितदोषाग्नेर्लङ्घनं दोषपाचनम् । ज्वरघ्नं दीपनं काङ्क्षारुचिलाघवकारकम् ॥

अनवस्थितदोषाग्नेः स्वस्थानादितस्ततो गतो दोषोऽग्निश्च यस्य तस्य ज्वरिणः काङ्क्षा अन्नाभिलाषः रुचिः लङ्घनेनामपाकान्मुखशोषादिनाशे मुखस्य यत्प्रकृतत्वं सैव रुचिः शोभा । रुचिः स्त्री दीप्तौ शोभायामभिष्वंगाभिलापयोरिति मेदिनीकारः ॥

લાંઘણ કરવાથી વધેલા દોષનો ક્ષય થાયછે અને અગ્નિ પ્રદીપ્ત થાયછે તેથી જ્વર જતો રહેછે, શરીરમાં ભારેપણું મટીને હલકાપણું થાયછે અને ભૂખ પણ લાગેછે. 'અગ્નિ આહારને પકાવેછે પણ આહારથી રહિત હોય તો દોષોને પકાવેછે' એમ શાસ્ત્રમાં કહ્યુંછે માટે વૃદ્ધિ પામીને અગ્નિને ઢાંકી દેનારા દોષનો લાંઘણને લીધે ક્ષય થવાથી અગ્નિ પ્રદીપ્ત થતાં આગળ કહેલી જ્વરની સંપ્રાપ્તિની સામગ્રીઓ તુટીજવાથી તાવ ઉતરી જાય, શરીર હલકું થઈ જાય અને ભૂખ પણ લાગે એ વાત સંભવિતજ છે. સુશ્રુતે પણ કહ્યુંછે કે "જેના દોષ અને અગ્નિ પોતાના સ્થાનકમાંથી આમ તેમ જતા રહેલા હોયછે એવા જ્વરિત માણસને લાંઘણ કરવાથી દોષ પાકી જાયછે, જ્વર ટળીજાયછે, અગ્નિ પ્રદીપ્ત થાયછે, અન્ન ખાવા ઉપર રૂચિ થાયછે, આમ પાકી જવાનેલીધે મોહડાના શોષ આદિનો નાશ થતાં મોહોડાની પ્રથમના જેવી શોભા થાયછે અને શરીરમાં હલકાપણું પ્રાપ્ત થાયછે. "રૂચિશબ્દ સ્ત્રીલિંગે છે અને તે દીપ્તિ, શોભા, આસક્તિ અને અભિલાષ એટલા અર્થોમાં પ્રવર્તેછે" એમ મેદિની કોશમાં કહ્યુંછે તેથી અમે મૂળના 'રૂચિ' શબ્દનો 'શોભા' અર્થ કર્યોછે.

## જેવું જોઇએ તેવું લંઘન થયાનાં લક્ષણો.

## सम्यक्कृतस्य लङ्घनस्य लक्षणमाह ।

वातमूत्रपुरीषाणां विसर्गे गात्रलाघवे । हृदयोद्गारकण्ठास्यशुद्धौ तन्द्राक्लमे गते ॥ स्वेदे जाते रुचौ चापि क्षुत्पिपासासहोदये । कृतं लङ्घनमादेश्यं निर्व्यथे चान्तरात्मनि ॥

हृदयस्य शुद्धिरनवरोधः । उद्गारशुद्धिः सधूमाम्लोद्गाराभावः । कण्ठस्य शुद्धिः कफाद्यलिप्तत्वम् । आस्यशुद्धिः मुखस्य प्रकृतरसत्वम् । तन्द्राक्लमे । तन्द्रा च क्लमश्च तस्मिंस्तन्द्रा निद्रा क्लमोऽत्र ग्लानिः । क्षुत्पिपासासहोदये । क्षुत्पिपासयोः सह युगपदुदये । अन्तरात्मनि मनसि । एतानि लक्षणानि मिलितान्येव सम्यक्कृतं लङ्घनं बोधयन्ति । नतु प्रत्येकम् ।

અધોવાયુ મૂત્ર તથા વિષ્ઠા યોગ્ય રીતે નીકળવા લાગે, શરીર હલકું થઈ જાય, છાતીમાં અડચણ મટી જાય, ધુમાડાવાળા ખાટા ઓડકાર બંધ પડી જાય, કંઠ કફથી ચોપડાએલો ન રહે, મોહોડું યોગ્ય સ્વાદવાળું થાય, ઉંઘના જેવું આલસ્ય મટી જાય, ગ્લાનિ ટળી જાય, પસીનો આવે, અન્નાદિક ઉપર રૂચિ થાય, ભુખ તથા તરશ એકી વખતે ઉદય પામે અને મન વ્યથારહિત થઈ જાય ત્યારે જેવું જોઇએ તેવું લંઘન થયું સમજવું. આ લક્ષણોમાંથી એકાદ લક્ષણ થાય ત્યારે નહી પણ એ સઘળાં લક્ષણો સામટાં થાય ત્યારે લંઘન યથાર્થ થયું સમજવું.

## હીન (ઓછું) લંઘન થયાનાં લક્ષણો.

### हीनस्य लङ्घनस्य लक्षणमाह ।

कफोत्क्लेशः सहृल्लासः ष्ठीवनं च मुहुर्मुहुः । कण्ठस्य हृदयाशुद्धिस्तन्द्रा स्याद्धीनलङ्घने ॥

उपस्थितवमनत्वमिव कफोत्क्लेशः । कफस्य वमनायोपस्थितिर्हृल्लासः । ष्ठीवनं हृदयात्कफनिर्गमः ॥

ઉલટી જેવા ઉછાળા આવ્યા કરતા હોય, હૃદયમાંથી નીકળવાને વાસ્તે કફ તૈયાર થઇ રેહેતો હોય, વારંવાર બડખા કાહાડવા પડતા હોય, કંઠ મોહોડું અને છાતી સાફ ન થયાં હોય અને ઉંઘના જેવું આલસ્ય થયા કરતું હોયતો લંઘન ઓછું થયુંછે એમ જાણવું.

## અત્યંત લંઘન થયાનાં લક્ષણો.

### अतिशयितस्य लङ्घनस्य लक्षणमाह ।

पर्वभेदोऽङ्गमर्दश्च कासः शोषो मुखस्य च । क्षुत्प्रणाशोऽरुचिस्तृष्णा दौर्बल्यं श्रोत्रनेत्रयोः ॥ मनसः संभ्रमोऽभीक्ष्णमूर्ध्ववातास्तमो हृदि । देहाग्निबलहानिश्च लङ्घनेऽतिकृते भवेत् ॥

कर्णनेत्रयोः स्वविषयग्रहणासामर्थ्यम् । मनसः संभ्रमः भ्रान्तिः । ऊर्ध्ववातः उद्गारबाहुल्यम् । हृदि तमः अन्धकारप्रविष्टस्येव ज्ञानम् ॥

સાંધાઓ તુટયા કરતા હોય, શરીર મરડાયા કરતું હોય, ઉધરસ આવતી હોય, મોહોડામાં શોષ થતો હોય, ભુખ જતી રહી હોય, અરૂચિ થઇ હોય, તરશ લાગ્યા કરતી હોય, કાન સાંભળી શકતા ન હોય, નેત્ર દેખી શકતાં ન હોય, મનમાં ભ્રમણ થયા કરતું હોય, વારંવાર ઘણા ઓડકાર આવ્યા કરતા હોય, જાણે અંધારામાં પેઠાં હોઇએ એવું હૃદયમાં જણાયા કરે, અને દેહના તથા અગ્નિના બળની હાનિ થઇ હોય તો લંઘન અત્યંત થયુંછે એમ સમજવું.

## જેથી શરીરના બળનો બચાવ રહે એવું લંઘન કરાવવા વિષે.

**बलरक्षणं लङ्घनं कारयेदित्याह।**

बलाविरोधिना चैनं लङ्घनेनोपपादयेत् । बलाधिष्ठानमारोग्यं यदर्थोऽयं क्रियाक्रमः ॥

अयमर्थः । एनं रोगिणं बलाविरोधिना अनतिबलक्षयकारिणा लङ्घनेन उपपादयेत् उपचरेत् । कुत इति चेत्तत्राह । यदर्थमस्मै आरोग्याय अयं क्रियाक्रमः । चिकित्सोपक्रमः । तत आरोग्यं बलाधिष्ठानं बलाश्रयमित्यर्थः ॥

લંઘન કરાવવું તે શરીરના બળનો અત્યંત ક્ષય ન થઈ જાય એવું કરાવવું જોઇએ. કારણ કે જેને વાસ્તે ચિકિત્સા કરવામાં આવેછે એવા આરોગ્યનો મુખ્ય આધાર બળજ છે.

## કેટલાએકને લંઘનનો નિષેધ.

**केषांचिदनशनस्य निषेधमाह सुश्रुतः ।**

तद्धिमारुततृष्णाक्षुन्मुखशोषभ्रमान्वितैः। कार्यं न गुर्विणीबालवृद्धदुर्बलभीरुभिः । न क्षयाध्वश्रमक्रोधकामशोषचिरज्वरी ॥

तत् अनशनं । उल्वणमारुतयुक्तेन ज्वरिणा न कार्यं मारुतोऽत्र निरामो बोद्धव्यः । सामे मारुते लङ्घनं कार्यमेव ॥

**यत आह तन्त्रान्तरे ।**

अवश्यमेव कुर्वीत ज्वरी सामे समीरणे । लङ्घनं ह्यामपाकार्थं न तदूर्ध्वं यथा कफे ॥

तदूर्ध्वं आमपाकादूर्ध्वं अत एवोक्तम् ।

**कफपित्तौ द्रवौ धातू सहेते लङ्घनं बहु। आमक्षयादूर्ध्वमपि वायुर्न सहते क्षणम् ॥**

आमक्षयादूर्ध्वमपि वायुर्न सहते क्षणम् । तथा मुखशोषभ्रमावपि निरामावेव विवक्षितौ सामयोस्तु तयोर्लंघनं कार्यमेव । गुर्विणीबालवृद्धादिभिर्निरामैरेव लंघनं न कार्यम्। सामैः पुनस्तैरपि लंघनं कार्यमेव। क्षयो धातुक्षयो राजयक्ष्मा च ॥

સુશ્રુત કેહેછે કે "વાયુથી થએલા જ્વરવાળાએ, તરશવાળાએ, ક્ષુધાવાળાએ, મુખના શોષવાળાએ, ભ્રમવાળાએ, ગર્ભવાળી સ્ત્રીએ, બાલકે, વૃદ્ધે, દુબળાએ, બીકણે, ધાતુના ક્ષયવાળાએ, ક્ષયરોગવાળાએ, પંથ કરી આવેલાએ, પરિશ્રમવાળાએ, ક્રોધવાળાએ, કામદેવથી થએલા શોષવાળાએ અને લાંબા કાળના જ્વરવાળાએ લાંધણ કરવી નહી."

આમાં એમ સમજવાનું છે કે વાયુથી થએલા જ્વરવાળાએ જો વાયુ આમથી રહિત હોયતો લાંધણ કરવી નહી પણ જો વાયુ આમવાળો હોયતો કરવીજ જોઇએ. કારણ કે "જ્વરવાળાએ જો વાયુ આમ સહિત હોયતો અવશ્ય લંઘન કરવું. વાયુના જ્વરમાં આમ પકાવવાને વાસ્તેજ લંઘન કરવાની જરૂર છે માટે જેમ કફમાં આમ પાકી ગયા પછી પણ લંઘન કરવામાં આવેછે તેમ વાયુમાં આમ પાકી ગયા પછી કરવું નહી. કેમકે કફ અને પિત્ત એ બે ધાતુઓ દ્રવરૂપ હોવાથી ઘણાં લંઘનનું સહન કરી શકેછે પણ વાયુ તો આમ

પાકી ગર્યા પછી ક્ષણમાત્ર પણ લંઘનનું સહન કરી શકે એમ નથી." એમ બીજા ગ્રંથમાં કહ્યુંછે. ભ્રમ અને મુખનો શોષ પણ જો આમથી રહિત હોયતો તેઓમાં લંઘન કરવું નહી પણ જો આમથી સહિત હોયતો તેઓમાં પણ કરવુંજ જોઇએ. તેમજ ગર્ભવાળી સ્ત્રી, બાલક અને વૃદ્ધ આદિ એઓ પણ જો આમ વગરનાં હોયતો તેઓએ લંઘન નહી કરવું. પણ જો આમવાળાં હોયતો તેઓએ પણ કરવુંજ જોઇએ.

## આમનું લક્ષણ.

## आमस्य लक्षणमाह ।

आहारस्य रसः सारो यो न पक्वोऽग्निलाघवात् ॥ आमसंज्ञां स लभते बहुव्याधिसमाश्रयः ॥

## तन्त्रान्तरे तु ।

आमममन्नरसं केचित्केचित्तु मलसञ्चयम् । प्रथमां दोपदुष्टिं वा केचिदामं प्रचक्षते ॥ अविपक्कमसंसक्तं दुर्गन्धं बहुपिच्छिलम् । सादनं सर्वगात्राणामाम इत्यभिशब्दितम् । तेनामेन समायुक्ता दोषा दूष्याश्च तादृशाः । तदुद्भवा आमयाश्च सामा इति बुधैः स्मृताः ॥

આહારનો જે સારરૂપ રસ અગ્નિની ઓછાઇને લીધે પાકેલો ન હોય તે આમ કેહેવાયછે. એ આમથી ઘણાં દરદો ઉત્પન્ન થાયછે. બીજા ગ્રંથમાં તો એમ કહ્યુંછે કે "કેટલાએક વૈદ્યો અન્નના કાચા રસને આમ કેહેછે, કેટલાએક વૈદ્યો મળોના સમૂહને આમ કેહેછે અને કેટલાએક વૈદ્યો દોષોની જે પ્રથમ ખરાબી થાયછે તેને આમ કેહેછે." જે પદાર્થ નહી પાકેલો, પરસ્પર નહી ચોટેલા અવયવોવાળો, દુર્ગંધવાળો, બહુ ચીકણો અને સઘળાં ગાત્રોને પી[illegible] આપનારો હોયછે તે 'આમ' કેહેવાયછે એ આમથી સંયુક્ત થએલા દોષોને માણસોને અને તેથી ઉત્પન્ન થએલાં દર દોને પણ વિદ્વાન વૈદ્યો 'સામ' કેહેછે

## સામ વાયુનું લક્ષણ.

## तत्र सामस्य वातस्य लक्षणमाह ।

वायुः सामो विबन्धाग्निसादस्तन्द्रान्त्रकूजनैः ॥ वेदनाशोथनिस्तोदैः क्रमशोऽङ्गानि पीडयेत् ॥ विचरेद्युगपचापि गृह्णाति कुपितो भृशम् । स्नेहाद्यैर्वृद्धिमायाति मेघः सूर्योदये निशि ।

विचरेत् युगपत् वायुरामश्चैककालं विचरेत् कुपितः सामो वायुः भृशमतिशयेन गृह्णात्यङ्गानीत्यर्थः ॥

સામ વાયુ દસ્તની કબજીયત કરેછે, અગ્નિને મંદ કરેછે, ઊંઘ જેવું આલસ્ય આપેછે, આંતરડાંઓને શબ્દ કરાવેછે અને અનુક્રમે વેદનાથી, સોજાથી તથા સોઇના જેવા ભોંકાથી અંગોને પીડેછે. કોપ પામેલો સામ વાયુ એકી વખતે આમસહિત, સઘળાં અંગોમાં ફરેછે, સઘળાં અંગોને અત્યંત ઝાલી લે છે અને સ્નેહ આદિ પદાર્થોથી વર્ષાઋતુમાં, સૂર્યોદયમાં તથા રાતે વૃદ્ધિ પામેછે.

## નિરામ ( આમથી રહિત ) વાયુનું લક્ષણ.

## तस्यैव निरामस्य लक्षणमाह ।

निरामो विशदो रूक्षो निर्गन्धो-

ऽसल्पवेदनः । विपरीतगुणैः शान्ति स्निग्धैर्याति विशेषतः ॥

નિરામ વાયુ સ્વચ્છ હોયછે, રૂક્ષ હોયછે, દુર્ગંધથી રહિત હોયછે, ઘણીજ થોડી વેદના કરેછે, પોતાથી વિપરીત ગુણોવાળા પદાર્થોથી શાંતિ પામેછે અને સ્નિગ્ધ પદાર્થોથી વિશેષ શાંતિ પામેછે.

## સામ પિત્તનું લક્ષણ.

**सामस्य पित्तस्य लक्षणमाह ।**

पित्तं सामं भवेदम्लं दुर्गन्धं हरितं गुरु । अम्लिका कण्ठहृद्दाहकरं श्यावं तथा स्थिरम् ॥

अम्लिका अम्बिली तु चुकीति लोके ॥

સામ પિત્ત ખાટું હોયછે, દુર્ગંધવાળું હોય છે, હરિત રંગવાળું હોયછે, ભારે હોયછે, આંબળીની પેઠે કંઠમાં તથા હૃદયમાં દાહ કરેછે, શ્યામતાવાળું હોયછે અને સ્થિર હોયછે.

## નિરામ પિત્તનું લક્ષણ.

**तस्य निरामस्य लक्षणमाह ।**

निरामं पित्तमाताम्रमत्युष्णं कटुकं सरम् । दुर्गन्धि रुचिकृद्वन्हिबलवर्धनमीरितम् ॥

નિરામપિત્ત કાંઈક રતાશવાળું હોયછે, બહુ ગરમ હોયછે, તીખું હોયછે, સારક હોય છે, દુર્ગંધવાળું હોયછે, રુચિ કરાવેછે અને અગ્નિના બળને વધારેછે.

## સામ કફનું લક્ષણ.

**अथ सामकफस्य लक्षणमाह ।**

आविलस्तंतुलः स्त्यानः कंठदेशे च तिष्ठति ॥ सामो बलासो दुर्गंधस्तुद्क्षुधोरुपघातकृत् ॥

स्त्यान संहतः ।

સામ કફ મેલો હોયછે, તાંતણાવાળો હોયછે, ઘાટો હોયછે, કંઠમાં જામી રહેછે, દુર્ગંધવાળો હોયછે અને ભુખને તથા તરશને લાગવા દેતો નથી.

## નિરામ કફનું લક્ષણ.

**तस्य निरामस्य लक्षणमाह ।**

श्लेष्मा निरामो निर्गंधः फेनवांश्छेदवानपि ॥ भवेत्सांपिंडितः पांडुरास्यवैरस्यनाशकृत् ॥

નિરામ કફ દુર્ગંધ વગરનો હોયછે, ફીણવાળો હોય છે, ટુકડાઓવાળો હોય છે, ગાઠા જેવો હોયછે, ધોળો હોયછે અને મોહોડામાં વિરસપણાનો નાશ કરેછે.

## સામ વ્યાધિનું લક્ષણ તથા આમને ટાળવાના ઉપાય.

**अथ सामस्य व्याधेर्लक्षणमाह ।**

आलसतन्द्रा हृदयाविशुद्धिदोषाप्रवृत्त्याविलमूत्रताभिः । गुरूदरत्वारुचिसुप्तताभिरामान्वितं व्याधिमुदाहरन्ति ॥ आमजयेल्लङ्घनकोष्णपेयालघ्वन्नसूपौदनतिक्तयूषैः । विरूक्षणस्वेदनपाचनैश्च संशोधनैरूर्ध्वमधस्तथैव ॥

આલસ્ય, ઘેન, હૃદયનું અસ્વચ્છપણું, મળાદિકનું નહી ઊતરવું, મૂત્રનું ડોળાપણું, પેટનું ભારેપણું, અરૂચિ અને બેચેનપણુ એટલાં લક્ષણો ઉપરથી વૈદ્યલોકો વ્યાધિને સામ કેહેછે. લંઘન, જરા જરા ઊની પેયા, ( પેયાનું લક્ષણ કેહેવાશે ) હલકાં અન્નો, દાલભાત, કડવા યૂષો, રૂક્ષ કરવાના ઉપાયો, સ્વેદન,

પાચન, વમન આદિ ઉપરનાં સંશોધનો અને વિરેચન આદિ નીચેના સંશોધનો એઓથી આમનો નાશ કરવો.

### તાવવાળાએ લાંઘણમાં પણ પાણી પીવું.

### ज्वरी लङ्घनेऽपि जलं पिबेदित्याह सुश्रुतः ।

तृषितो मोहमायाति मोहात्माणान्विमुञ्चति । अतः सर्वास्ववस्थासु न क्वचिद्वारि वर्जयेत् ॥ हारीतेनोक्तम् ॥ तृष्णा गरीयसी घोरा सद्यःप्राणविनाशिनी । तस्मादेयं तृषार्त्ताय पानीयं प्राणधारणम् ॥

अवश्यं पेयमपि जलं ज्वरी किञ्चिद्वारयन् पिबेत् ॥

यत आह सुश्रुत एव॥ जीविनां जीवनं जीवो जगत्सर्वं तु तन्मयम् । अतोऽसन्तनिषेधेन न क्वचिद्वारि वारयेत्॥

जीवनं जलं किञ्चित्तु वारयेदेव ॥

तथाच । ज्वरे नेत्रामये कुष्ठे मन्देऽग्नावुदरे तथा ॥ अरोचके प्रतिश्याये प्रसेके श्वयथौ क्षये । व्रणे च मधुमेहे च पानीयं मन्दमाचरेत् ॥

प्रसेके मुखप्रसेके । मन्दमाचरेत् अल्पं पिबेत् ॥

यत आह। अतियोगेन सलिलं तृष्यतोऽपि प्रयोजितम् । प्रयाति श्लेष्मपित्तत्वं ज्वरितस्य विशेषतः ॥

સુશ્રુત કેહેછે કે "તરસ્યા માણસને મોહ ઉત્પન્ન.થાયછે અને મોહથી પ્રાણ જતાં રેહેછે એટલામાટે કોઈપણ સ્થિતિમાં પાણીનો અટકાવ કરવો નહી." હારીત કેહેછે કે "બહુ તરશ અત્યંત ભયંકર છે અને તુરતજ પ્રાણનો નાશ કરનારી છે એટલામાટે તરસ્યા માણસને પ્રાણનો બચાવ કરનારૂં જળ દેવુંજ જોઇએ." જ્વરવાળાએ જળ અવશ્ય પીવુંજ પડે એવા સમયમાં પણ કાંઇક ઓછું પીવું. કારણકે સુશ્રુતે કહ્યુંછે કે "જળ પ્રાણીઓના જીવનરૂપછે અને સઘળું જગત્ એથીજ જીવેછે એટલા માટે કોઇ સમયમાં પણ જળનો અત્યંત અટકાવ કરવો નહી." અત્યંત અટકાવ કરવો નહી એમ કેહેવાથી "થોડોક તો કરવોજ જોઇએ" એમ સિદ્ધ થાયછે, સુશ્રુતેજ કહ્યુંછે કે "જ્વર, નેત્રના રોગ, કોઢ, અગ્નિનું મંદપણું, ઉદરના રોગ, અરૂચિ, સળીખમ, મોહોડાંમાં પાણીનું આવ્યા કરવું. સોજા, ક્ષય, વ્રણ અને મધુપ્રમેહ એ દરદોમાં પાણી થોડું થોડું પીવું." વળી પણ કહ્યુંછે કે "જેને તરશ લાગતી હોય તેને પણ અતિયોગથી પાણી પાવામાં આવે તો શ્લેષ્મપિત્ત થાયછે અને તાવવાળાને તો અત્યંત પાયેલું પાણી વિશેષે કરી શ્લેષ્મપિત્તપણાને પ્રાપ્ત થાયછે.

### નવા જ્વરવાળાએ ટાઢું પાણી પીવું નહી.

### तच्च जलं नवज्वरी शीतलं न पिबेदित्याह सुश्रुतः ।

नवज्वरे प्रतिश्याये पार्श्वशूले गलग्रहे । सद्यः शुद्धौ तथाध्माने व्याधौ वातकफोद्भवे ॥ अरुचिग्रहणीगुल्मश्वासकासेषु विद्रधौ । हिक्कायां स्नेहपाने च शीतं वारि विवर्जयेत् ॥ [अन्यच्च स एव]

सेव्यमानेन शीतेन ज्वरस्तोयेन वर्धते॥

अत्र शीतं जलं अक्वथितं निषिद्धम्। तथा सति क्वथितमायातम् ॥

સુશ્રુત કેહેછે કે "નવા જ્વરમાં, સળીપાતમાં, પડખાના શૂળમાં, ગલગ્રહમાં, શુદ્ધિ આપ્યા ઉપર તુરત, પેટ ચડી આવ્યું હોય ત્યારે, વાયુથી કે કફથી ઉત્પન્ન થએલા રોગમાં, અરૂચિમાં, સંગ્રહણીમાં, ગોટાના દરદમાં, શ્વાસમાં, ઉધરસમાં, અંદરના ગુમડામાં, હીંકમાં અને સ્નેહપાનમાં ટાઢા પાણીનો ત્યાગ કરવો." વળી સુશ્રુતેજ કહ્યુંછે કે "ટાઢા પાણીનું સેવન કરવાથી જ્વર વૃદ્ધિ પામેછે." આ ઉકાળ્યા વગરના ટાઢા પાણીનો નિષેધ છે માટે (અમુક વિષયોમાં) ઉકાળીને પછી ટાઢું કરેલું પાણી પીવું એમ પ્રાપ્ત થાયછે.

## પાણી ઉકાળવાનો વિધિ તથા તે પાણીના ગુણો.

तत्र क्वथितस्य विधिर्गुणाश्च ॥

क्वाथ्यमानं तु निर्वेगं निष्फेनं निर्मलं च यत् । तत्तोयं क्वथितं ज्ञेयं दोषघ्नं पाचनं लघु ॥

निर्वेगं शनै. । क्वथितस्य विधानमाह सुश्रुतः।

वातश्लेष्मज्वरार्ताय हितमुष्णाम्बु तृष्यते । दीपनं च कफच्छेदि वातपित्तानुलोमनम् ॥ तद्धि मार्दवकृद्दोषस्रोतसां शीतमन्यथा । वाग्भटश्च । तृष्णायां प्राप्तमुष्णाम्बु पिबेद्वातकफज्वरे । तत्कफं विलयं नीत्वा तृष्णामाशु निवर्तयेत् ॥ उदीर्य चाग्निं स्रोतांसि मृदूकृत्य विशोधयेत् । वातपित्तकफस्वेदशकृन्मूत्राणि सारयेत् ॥

પાણી ઉકળતાં ઉકળતાં ધીરે ધીરે, ફીણ રહિત અને નિર્મલ થઇ જાય ત્યારે તેને ક્વથિત (યોગ્ય રીતે ઉકળેલું) જાણવું. એ ક્વથિત પાણી દોષોને હણનારછે, પાચન છે અને હલકું છે. ક્વથિત પાણી પાવાના વિધિ વિષે સુશ્રુત કેહેછે કે "વાયુથી તથા કફથી ઉત્પન્ન થએલા જ્વરથી પીડાએલાને તરશ લાગે ત્યારે ઉનું પાણી દેવું એ હિતકારી છે, એ પાણી અગ્નિને દીપ્ત કરનારછે, કફને કાપનારછે, વાયુને તથા પિત્તને અનુકૂલ કરનારછે અને દોષોને તથા નાડીઓને કોમળ કરનારછે. ટાઢું પાણી એથી વિરૂદ્ધ છે. વાગ્ભટે પણ કહ્યુંછે કે "વાયુથી તથા કફથી થએલા જ્વરમાં તરશ લાગે ત્યારે ઉનું પાણી પીવું. એ ઉનું પાણી કફને પીગળાવીને તુરત તરશને બંધ પાડેછે, અગ્નિને પ્રકટ કરી તથા નાડીઓને કુણી કરીને તે નાડીઓને સાફ કરેછે અને વાયુને, પિત્તને, કફને, પસીનાને, વિષ્ઠાને તથા મૂત્રને બાહાર કાહાડેછે.

## ઉના પાણીનું લક્ષણ તથા ગુણો.

अथोष्णोदकस्य लक्षणं गुणाश्च ।

क्वाथ्यमानं तु निर्वेगं निष्फेनं निर्मलं तथा । अर्धावशिष्टं यत्तोयं तदुष्णोदकमुच्यते ॥ ज्वरकासकफश्वासपित्तवातामभेदसाम् । नाशनं पाचनं चैव पथ्यमुष्णोदकं सदा ॥

પાણી ઉકળતાં ઉકળતાં ધીરે ધીરે ફીણ વગરનું, નિર્મલ તથા અર્દ્ધ અવ-

શેષ રહેલું થાય ત્યારે તે ઉષ્ણોદક કહેવાયછે. ઉષ્ણોદક જ્વરને, ઉધરસને, કફને, શ્વાસને, પિત્તને, વાયુને, આમને તથા મેદને મટાડનારછે, પાચન છે અને સર્વદા પથ્ય છે.

## ઋતુ પ્રમાણે જળને પકાવવાના ભેદ.

## अथर्त्तुभेदे जलस्य पाकभेदः ।

त्रिपादशेषं सलिलं ग्रीष्मे शरदि शस्यते । अन्ये तु । निदाघे त्वर्धपादोनं पादहीनं तु शारदम् । हिमेऽर्धशेषं शिशिरे तथा वर्षावसन्तयोः । शिशिरे च वसन्ते च हिमे चार्धावशेषितम् ॥ अष्टमांशावशेषं तु वारि वर्षासु शस्यते । इति केचिद्बुधाः प्राहुर्जेज्जटागमदर्शनात् ॥ केचित्तु । वसुष्वंगेषु वेदेषु वाणेषु त्रिषु पक्षयोः । एषु भागावशेषं स्यादम्बु वर्षादिषु क्रमात् ॥

अत्र दोषाणां यथोल्बणता हीनता वा तथा व्यवस्था कल्पनीया ॥

तत्पादहीनं पित्तघ्नमर्धहीनं तु वातनुत् । त्रिपादहीनं श्लेष्मघ्नं संग्राह्यग्निप्रदीपनम् ॥

त्रिपादहीनस्य तन्त्रान्तरे आरोग्याम्बुसंज्ञा ॥

ગ્રીષ્મઋતુમાં અને શરદ્‌ઋતુમાં પોણો ભાગ અવશેષ રહેલું પાણી સારું છે. બીજા વૈદ્યો કહેછે કે "ગ્રીષ્મઋતુમાં પાણીના ચાર ભાગમાંથી ડોઢ ભાગ બળી જાય ત્યારે અને શરદ્‌ઋતુમાં એક ભાગ બળી જાય ત્યારે તે પાણી રોગીને હિતકારી થાયછે. હેમંત, શિશિર, વર્ષા અને વસંત એ ઋતુઓમાં અરધો અરધ અવશેષ રહેલું પાણી હિતકારી છે." કેટલાએક વિદ્વાનો જેજ્જટના ગ્રંથોને જોઇને કહેછે કે "શિશિર, વસંત અને હેમંત એ ઋતુઓમાં બળતાં અરધોઅરધ અવશેષ રહેલું અને વર્ષાઋતુમાં આઠમે ભાગે અવશેષ રહેલું પાણી હિતકારી છે." કેટલાએક કહેછે કે "વર્ષાઋતુમાં આઠમે ભાગે અવશેષ રહેલું, શરદ્‌ઋતુમાં છઠે ભાગે અવશેષ રહેલું, હેમંતઋતુમાં ચોથે ભાગે અવશેષ રહેલું, શિશિર ઋતુમાં પાંચમે ભાગે અવશેષ રહેલું, વસંતઋતુમાં ત્રીજે ભાગે અવશેષ રહેલું અને ગ્રીષ્મઋતુમાં અરધોઅરધ અવશેષ રહેલું જળ હિતકારી છે." આ પ્રમાણે પાણીના ભાગો અવશેષ રાખવામાં ઘણા પક્ષો છે માટે દોષોના ઉગ્રપણાને તથા હીનપણાને અનુસરીને તેઓની વ્યવસ્થા કરી લેવી. જેનો ચતુર્થાંશ ઓછો થયો હોય એવું પાણી પિત્તને હણનાર છે, અરધોઅરધ ઓછું થએલું પાણી વાયુને હણનાર છે અને પોણોભાગ ઓછું થએલું પાણી કફને તોડનાર છે, દસ્તને રોકનાર છે તથા અગ્નિને પ્રદીપ્ત કરનાર છે. બીજા ગ્રંથમાં ત્રણ ભાગ બળી જઇને એક ભાગે અવશેષ રહેલા પાણીને 'आरोग्यांबु' એ નામ આપેલું છે.

## આરોગ્યાંબુનું લક્ષણ તથા ગુણો.

## तस्य लक्षणं गुणाश्च ।

पादशेषं तु यत्तोयमारोग्याम्बु तदुच्यते । आरोग्याम्बु सदा पथ्यं कास-

श्वासकफापहम् ॥ सद्यो ज्वरहरं ग्राहि दीपनं पाचनं लघु । आनाहपाण्डुशूलार्शोगुल्मशोथोदरापहम् ॥

બળતાં બળતાં એક ભાગે અવશેષ રહેલું પાણી આરોગ્યાંબુ કેહેવાય છે. એ આરોગ્યાંબુ સર્વદા પથ્ય છે, જ્વરને તુરત મટાડનાર છે, દસ્તને રોકનાર છે, અગ્નિને દીપ્ત કરનાર છે, પાચન છે, હલકું છે અને ઉધરસ, શ્વાસ, કફ, પેડુનું આફરવું, પાંડુરોગ, શૂલ, અરશ, ગોટો, સોજા તથા ઉદરના રોગ એઓને મટાડનાર છે.

## કઇ કઇ ઋતુમાં કયા કયા પ્રદેશનું જળ લેવું.

अथ ऋतुभेदे जलस्य ग्रहणाय देशभेदो वारिवर्गे बोद्धव्यः ॥

हेमन्ते शिशिरे चाम्बु सारसं वा तडागजम् । वसन्तग्रीष्मयोः कौपं वाप्यं वा नैर्झरं हितम् ॥ नादेयं वारि नादेयं वसन्तग्रीष्मयोर्बुधैः । विषवत् पत्रपुष्पादि दुष्टनिर्झरयोगतः ॥ औद्भिदं चान्तरीक्षं वा कौपं वा प्रावृषि स्मृतम् । शस्तं शरदि नादेयं नीरमंशूदकं परम् ॥ दिवा रविकरैर्जुष्टं निशि शीतकरांशुभिः । ज्ञेयमंशूदकं नाम स्निग्धं दोषत्रयापहम् ॥ अनभिष्यन्दि निर्दोषं चान्तरीक्षजलोपमम् । बल्यं रसायनं मेध्यं शीतं लघु सुधासमम् ॥ अन्यच्च । शरद्यगस्तेरुदयादखिलं सलिलं हितम् । वृद्धसुश्रुतः । कार्त्तिके मार्गशीर्षे च जलमात्रं प्रशस्यते ॥

આ વિષે આગળ જળના વર્ગમાં વિવેચન કરવામાં આવ્યું છે. હેમંત ઋતુમાં અને શિશિરઋતુમાં સરોવરના અથવા તળાવના જળનું ગ્રહણ કરવું. વસંતઋતુમાં અને ગ્રીષ્મઋતુમાં કુવાનું, વાવનું અથવા ઝરણાનું જળ હિતકારી છે. વસંતઋતુમાં અને ગ્રીષ્મઋતુમાં નદીનું પાણી લેવું નહી. કારણ કે ઝેરી પાનડાં અને ઝેરી ફુલ આદિનો તથા દુષ્ટ પ્રવાહોનો તેમાં યોગ થએલો હોયછે. વર્ષાઋતુમાં ધરતીને તોડીને સ્રવનારૂં જળ, અંતરિક્ષનું જળ અથવા કુવાનું જળ લેવું. શરદ્ઋતુમાં નદીનું જળ હિતકારી છે અને અંશૂદક અત્યંત હિતકારી છે. જે જળઉપર દિવસે સૂર્યની કિરણો પડતી હોય અને રાતે ચંદ્રની કિરણો પડતી હોય તે જળને 'અંશૂદક' જાણવું. અંશૂદક સ્નિગ્ધ છે, ત્રણે દોષને મટાડનાર છે, શરદી કરનાર નથી, નિર્દોષ છે, અંતરિક્ષના જળ જેવું છે, બળ આપનાર છે, રસાયન છે, પવિત્ર છે, ટાઢું છે, હલકું છે અને અમૃત સમાન છે. બીજા ગ્રંથમાં કહ્યું છે કે "શરદ્ઋતુમાં અગસ્તિનો ઉદય થયા પછી સર્વ જળ હિતકારી છે." વૃદ્ધ સુશ્રુત કેહેછે કે "કાર્તિક માસમાં અને માગશર માસમાં સઘળાં જળ હિતકારી છે.

## રૂતુઓપ્રમાણે પકાવેલા જળને પાછું ટાઢું કરીને પીવાના વિષયો.

अथर्त्तुपक्वमपि जलं विषयविशेषे शीतलं पिबेदित्याह सुश्रुतः ।

दाहातीसारपित्तास्रमूर्छामद्यविषार्त्तिषु । मूत्रकृच्छ्रे पाण्डुरोगे तृष्णाछ-

र्दिश्रमेषु च ॥ मद्यपानसमुद्भूते रोगे पित्तोत्थिते तथा । सन्निपातसमुत्थेषु शृतं शीतं प्रशस्यते ॥

સુશ્રુત કેહેછે કે "દાહ, અતીસાર, પિત્ત, રૂધિર, મૂર્છા, મદ્યથી થએલી પીડા, વિષથી થએલી પીડા, મૂત્ર કૃચ્છ્ર, પાંડુ રોગ,તરશ, ઉલટી, શ્રમ, મદ્ય પીવાથી થએલાં દરદો, પિત્તથી થએલા રોગ અને સન્નિપાતસંબંધી દરદો એઓમાં, પકાવેલા પાણીને ટાઢું કરીને પીવું એ સારૂંછે."

## ઉકાળેલા પાણીને કેવી રીતે ટાઢું કરવાથી કેવા ગુણ થાય.

## अथ क्वथितस्य जलस्य शीतलीकरणविशेषे गुणविशेषमाह सुश्रुतः।

शृताम्बु तत्रिदोषघ्नं यदन्तर्बाष्पशीतलम् । अरूक्षमनभिष्यन्दि क्रमितृड्ज्वरहृल्लघु ॥ धारापातेन विष्टम्भि दुर्ज्जरं पवनाहतम् । भिनत्ति श्लेष्मसंघातं मारुतं चापकर्षति ॥ अजीर्णं जरयत्याशु पीतमुष्णोदकं निशि ॥

अन्तर्बाष्पशीतलम् पिहितमेव शीतलम् ॥

સુશ્રુત કેહેછે કે "ઉકાળેલું પાણી, ઉકાળવાનું વાસણ ચુલેથી ઉતારી લઇ તે ઉપર ઢાંકણું ઢાંકીને તેમાંજ શીતલ કરવામાં આવ્યું હોય તો ત્રણે દોષોને હણેછે, રૂક્ષ રેહેતું નથી, શરદી કરતું નથી, હલકુ થાયછે અને કૃમિઓને, તૃષાને તથા જ્વરને મટાડેછે. ધાર પાડીને શીતલ કરવામાં આવ્યું હોય તો દસ્તની કબજીયત કરેછે અને પવન નાખીને શીતલ કરવામાં આવ્યું હોય તો પચવું કઠણ થઇ પડેછે. રાતે ઊનું પાણી પીવામાં આવે તો તેથી કફનો જથો ભેદાઇ જાયછે, વાયુ ઓછો થઈ જાયછે અને જે પચ્યુ ન હોય તે તુરત પચી જાયછે.

## ઉકાળેલા પાણીના સંબંધમાં બીજા પણ વિશેષો.

## अत्रापरेऽपि विशेषाः।

दिवा शृतं पयो रात्रौ गुरुतामधिगच्छति। रात्रौ शृतं दिवा पीतं गुरुत्वमधिगच्छति । तत्तु पर्युषितं वह्निगुणोत्सृष्टं त्रिदोषकृत् ॥ गुर्वम्लपाकं विष्टम्भि सर्वरोगेषु निन्दितम् । शृतं शीतं पुनस्तप्तं तोयं विषसमं भवेत् ॥ निर्यूहोऽपि तथा शीतः पुनस्तप्तो विषोपमः॥

દિવસે ઉકાળેલું પાણી રાતે ભારે થઈ જાયછે અને રાતે ઉકાળેલું પાણી દિવસે પીવામાં આવે તોપણ ભારેપણું કરેછે. રાતે ઉકાળેલું અને જેમાં કાંઇ પણ ઉનાશ રહી ન હોય એવું વાશી પાણી ત્રણે દોષોને ઉત્પન્ન કરેછે, ભારે થાયછે, પાકમાં ખાટું થાયછે, દસ્તની કબજીયત કરેછે અને સઘળા રોગોમાં નિંદિત છે. જે પાણી ઉકાળ્યા પછી ટાઢું થઇ ગયું હોય તેને પાછુ ગરમ કરીને પીવામાં આવે તો તે ઝેરના જેવો પરિણામ કરેછે. કવાથ પણ ટાઢો થઇ ગયા પછી પાછો ગરમ કરીને પીવામાં આવે તો તે પણ ઝેરના જેવો પરિણામ કરેછે.

## રાતે કેવું ઉનું પાણી પીવું.

## रात्रौ तूष्णोदकस्य लक्षणमन्यदाह ।

अष्टमेनांशशेषेण चतुर्थेन द्विकेन वा।

अथवा क्वथनेनैव सिद्धमुष्णोदकं वदेत्॥

રાતે અષ્ટમાંશે અવશેષ રહેલા પાણીને અથવા ચતુર્થાંશે અવશેષ રહેલા પાણીને અથવા દ્વિતીયાંશે અવશેષ રહેલા પાણીને ઉષ્ણોદક કહેવું. અથવા કેવળ ઉકળવા માત્રથીજ ઉષ્ણોદક કહેવું.

### ઉષ્ણોદકના ગુણો.

### अथ तस्य गुणाः ।

श्लेष्मानिलाममेदोघ्नं दीपनं बस्तिशोधनम् । श्वासकासज्वरहरं पीतमुष्णोदकं निशि ॥

રાતે પીધેલું ઉષ્ણોદક અગ્નિને પ્રદીપ્ત કરેછે, મૂત્રાશયને સાફ કરેછે અને કફ, વાયુ, આમ, મેદ, શ્વાસ, ઉધરસ તથા જ્વર એઓને મટાડેછે.

### રાતે ઉષ્ણોદક ટાઢું કર્યાવગર ગરમનું ગરમ પીવું.

### रात्रौ च उष्णमेवाम्बु तप्तमेव पिबेदित्याह ।

उष्णं तदग्निजननं लघ्वच्छं बस्तिशोधनम् । पार्श्वरुक्पीनसाध्मानं हिक्कानिलकफापहम् ॥ शस्तं कृद्रश्वासशूलेषु सद्यःशुद्धौ नवज्वरे ॥

રાતે ઉષ્ણોદક ગરમનું ગરમ પીવામાં આવે તો તે અગ્નિને ઉત્પન્ન કરેછે, હલકું છે, સ્વચ્છ છે, મૂત્રાશયને સાફ કરેછે અને પડખાંની પીડા, શલીષ્મ, પેટનો આફરો, હેડકી, વાયુ તથા કફ એઓને તોડેછે. તરશ, શ્વાસ, શલ, તુરતનો રેચ અને નવો જ્વર એઓ ઉપર એ પાણી બહુ સારૂં છે.

### કયા વિષયોમાં ઉકાળ્યા વગરનુ ટાઢુંજ પાણી પીવું.

### विषयविशेषे स्वाममेव जलं शीतलं पिबेदित्याह सुश्रुतः ।

मूर्छापित्तोष्णदाहेषु विषे रक्ते मदात्यये । भ्रमश्रमपरीतेषु तमके श्वयथौ तथा ॥ धूमोद्गारेऽविदग्धेऽन्ने शोषे च मुखकण्ठयोः । ऊर्ध्वगे रक्तपित्ते च शीतलाम्बु प्रशस्यते ॥

शीतलं जलम् आममेव नतु क्वथितम् क्वथितं तु शीतं दाहादिषु यदुक्तं तत्सज्वरेषु । विज्वरेषु तु दाहादिष्वामं शीतं प्रशस्यत इति भेदः ॥

સુશ્રુત કહેછે કે "મૂર્છા, પિત્ત, ગરમી, દાહ, વિષ, રૂધિરનું દરદ, મદાત્યય, ભ્રમ, શ્રમ, તમકશ્વાસ, સોજા, ધુમાડાવાળા ઓડકાર, નહી પચેલું અન્ન, મુખનો શોષ, કંઠનો શોષ, ગળાથી ઉપરનું દરદ અને રક્તપિત્ત એઓમાં ઉકાળ્યા વગરનું કાચું ટાઢું પાણી પીવું સારૂં છે." ઉકાળીને ટાઢું કરેલું પાણી દાહાદિકનાં દરદો ઉપર પીવાનું જે ઉપર કહ્યુંછે તે જ્વર સહિત દાહાદિક ઉપર સમજવું. જ્વર વગરના એકલા દાહાદિક ઉપર તો કાચું ટાઢું પાણીજ શ્રેષ્ઠ છે.

### કાચાં વગેરે જળો જઠરાગ્નિથી પાકવાના અવધિ.

### आमादिजलानां जठराग्निना पाककालावधिमाह ।

आमं जलं पाकमुपैति यामं पक्वं पुनः

**शीतलमर्धयामम् । पक्वं कदुष्णं च ततोऽर्धकालं कालास्त्रयः पीतजलस्य पाके।**

કાચું પાણી એક પોહોરે પચેછે, ઉકાળીને પછી ટાઢું કરેલું પાણી ચાર ઘડીએ પચેછે અને ઉકાળીને જરાક ઉનું રાખેલું પાણી બે ઘડીએ પચેછે. પીધેલા જળને પાકવાના એ ત્રણ સમયો છે.

## કેટલાએક રોગોમાં જળને વિશેપ સંસ્કાર દેવો.

## रोगविशेषे जलसंस्कारमाह ।

**पित्तमद्यविषार्तेषु तिक्तकैः शृतशीतलम् ॥**

जलं हितमिति शेषः । तिक्तानि बहुलानि तेभ्यो निश्चित्य योगमाह सुश्रुतः ॥

**मुस्तपर्पटकोदीच्यछत्राख्योशीरचन्दनैः । शृतं शीतं जलं दद्यात्तृड्दाहज्वरशान्तये ॥**

छत्राऽत्र धान्याकः । यत आह निघण्टौ धन्वन्तरिः ॥

**कुस्तुम्बरुः सर्णिकाच छत्रा धान्यं वितुन्नकम् ॥**

इत्यादि तद्गुणाश्च ॥

**धान्यकं दीपनं रुच्यं पाचनं स्वादुपाकि च । दोषत्रयतृषादाहश्वासकासज्वरप्रणुत् ॥**

इत्यादि । चक्रदत्तवङ्गसेनवृन्दादयच्छत्रस्थाने नागरं पठन्ति तद्यथा मुस्तपर्पटकोशीरचन्दनोदीच्यनागरैः नागरं कटुकमपि नात्र पित्तजनकं मधुरपाकित्वादिति तेषामभिप्रायः । नागरं मुस्तकमिति केचित् क्वचिदेकदेशेन समुदायोऽवगम्यते । यथा भीमो भीमसेन इति । चन्दनैरित्यत्र सहार्थे तृतीया । तेन मुस्तादिभिः षड्भिरामैरेव क्षुण्णैः सहितं जलं केवलजलमेव यथर्तुपक्वं पश्चात्तच्छीतलीकृतं दद्यात् ॥ वङ्गसेनस्तु ॥

**यदप्सु शृतशीतासु षडङ्गाख्यं प्रयुज्यते । कर्षमात्रं ततो द्रव्यं ग्राहयेत्प्रास्थिकेऽम्भसि ॥**

*अस्यायमर्थः । यद्धेतोरप्सु जले शृतशीतासु शृतासु केवलास्वेव यथर्तुपक्वासु शीतासु तासु शीतलीकृतासु षडङ्गादि द्रव्यं प्रयुज्यते आममेव संक्षुद्य जले स्थाप्यते ततः प्रक्षेप्यत्वात् कर्षमात्रं द्रव्यं समुचितं षडङ्गादि प्रास्थिकेऽम्भसि प्रस्थमात्रे क्वथितशीतले जले क्षेप्तुं ग्राहयेत् अतएव षडङ्गमभिधाय षडङ्गपानीयमिति वङ्गसेनादिभिरुक्तम् । अस्मिन् पक्षे चन्दनं श्वेतमेव ग्राह्यं नतु रक्तं तस्य कषायलेपयोरेव प्रयोक्तुमुक्तम् । यत आह ॥*

**कषायलेपयोः प्रायो युज्यते रक्तचन्दनमिति ॥**

षडङ्गपानीयमिदं षडङ्गादेः पान तु विधातव्ये प्रक्रिया विहिता महावङ्गसेनेन ॥

**कर्षमात्रं तथा द्रव्यं ग्राहयेत्प्रास्थिकेऽम्भसि । अर्धशृतं प्रयोक्तव्यं पाने पेयादिसंविधौ ॥**

*आदिशब्देन यूषयवागूविलेपीभक्तानि गृह्यन्ते पानप्रक्रियां शार्ङ्गधरोऽप्येतामेवाह ॥*

**क्षुण्णं द्रव्यं पलं साध्यं चतुःषष्टिपले**

जले । अर्धशिष्टं तु तद्देयं पाने पेयादिसंविधौ ॥

पानप्रयोगं च षडङ्गमुक्तवान् । अस्मिन् पक्षे चन्दनं रक्तं ग्राह्यम् । कषायलेपयोः प्रायो युज्यते रक्तचन्दनम् । इति वचनात् । तथा रक्तचन्दनस्य गुणाः ॥

रक्तं हिमं स्वादु पाकं छर्दितृष्णास्रपित्तजित् । तिक्तं नेत्रहितं वृष्यं ज्वरव्रणविषापहम् ॥

पानस्यान्येऽपि योगाः संति यथा ॥

श्रीपर्णी चन्दनोशीरसमधूकपरूपकम् ।

श्रीपर्णीपरूपकयोः फलं ग्राह्यं मधकस्य तु पुष्पम् ॥

पानं पित्तज्वरं हन्यात् शारिवाद्यं सशर्करम् ॥ अन्यच्च । हन्यात्सयष्टि मधुकं तथैवोत्पलपूर्वकम् । पाने शृतं जलं किं वा सोत्पलं शर्करायुतम् ॥

हन्यात्पित्तज्वरमिति शेषः । उत्पलमत्र कमलमित्यादि ॥

પિત્તથી મદ્યથી કે વિષથી પીડાએલાં માણસોને કડવા પદાર્થો નાખી ઉકાળેલું જળ ટાઢું કરીને પાવું એ હિતકારી છે. કડવા પદાર્થો તો ઘણા છે માટે તેઓમાંથી અમુક પદાર્થોનો નિશ્ચય કરીને સુશ્રુતે યોગ કહ્યોછે કે "મોથ, ખડસલીયો, ઉદીચ્ય નામનો વાળો, છત્રા, વાળો, અને ચંદન એટલા પદાર્થો નાખીને ઉકાળેલાં પાણીને પાછું ટાઢું કરીને તૃષાની, દાહની તથા જ્વરની શાંતિને વાસ્તે પાવું." આ વચનમાં (છત્રા) એટલે ધાણા સમજવા. કારણ કે 'કુસ્તુંબર, સ્વર્ણિકા, છત્રા, ધાન્ય અને વિતુન્નક એટલાં ધાણાનાં નામ છે' એમ ધન્વંતરિએ પોતાના નિઘંટુમાં કહ્યુંછે અને 'ધાણા અગ્નિને દીપ્ત કરનારછે, રૂચિ ઉપજાવનારછે, પાચન છે, પાકમાં મધુર છે અને ત્રણે દોષ, તરશ, દાહ, શ્વાસ, ઉધરસ તથા જ્વર એઓને મટાડનારછે' ઇત્યાદિ તેના ગુણો પણ કહ્યા છે. ચક્રદત્ત, વંગસેન અને વૃંદ આદિ વૈદ્યો તો મૂળ શ્લોકમાં છત્રાને બદલે (નાગર) શબ્દ દાખલ કરીને 'मुस्तपर्पटकोशीरचंदनोदीच्यनागरैः' એમ ભણેછે. નાગર એટલે સુંઠ. 'જો કે સુંઠ તીખી છે તો પણ પાકમાં મધુર હોવાને લીધે પિત્તને ઉત્પન્ન કરનાર નથી' એમ ધારીને તેઓએ સુંઠને આમાં દાખલ કરી છે એમ જણાયછે. કેટલાએક તો એમ કહેછે કે "ચક્રદત્ત આદિના આ શ્લોકમાં (નાગર) શબ્દથી નાગરમોથ સમજવી. કેમકે કોઈ સ્થલમાં (ભીમ) શબ્દથી ભીમસેનની પેઠે નામના એક ભાગથી આખું નામ સમજી લેવાયછે." મોથ આદિ ૭ પદાર્થોને કાચાને કાચા કુટી જળમાં નાખી તે જળને ઋતુઓના અનુસારે ઉકાળી પછી થંડું કરીને પિત્ત આદિના રોગીઓને દેવું.

વંગસેન તો એમ કહેછે કે "જળને ઋતુઓના અનુસારે ઉકાળી પછી થંડું કરી તે ચોસઠરૂપીઆ ભાર પાણીમાં મોથ આદિ ૭ પદાર્થોને કાચાજ કુટી સર્વ મળીને એક તોલાભાર નખાવવા." આ ઉપરથી એમ જણાયછે કે વંગસેને ક્વાથ કરવાનો પક્ષ નહી લેતાં કેવળ જળ કરવાનોજ પક્ષ લીધો છે. વંગસેન આદિ વૈદ્યોએ મોથ આદિ ૭ અંગોનાં

નામ આપી આ પ્રમાણે સંસ્કાર આપેલા જળને 'ષડંગ પાનીય' એવું નામ આપ્યું છે તે ઉપરથી પણ ઉપરની વાતને પુષ્ટિ મળેછે. આ પક્ષમાં 'ચંદન' એટલે ધોળી સુખડ સમજવી પણ રતાંજલિ સમજવી નહી. કારણ કે ક્વાથમાં અને લેપમાંજ રતાંજલિનો ઉપયોગ કરવો યોગ્ય છે. કહ્યુંછે કે "ઘણું કરીને રતાંજલિનો ઉપયોગ તો ક્વાથમાં અને લેપનમાં કરવો યોગ્ય છે."

આ (**षडंगपानीय**) બનાવવાનો પ્રકાર કહ્યો પણ ષડંગ આદિનું પાન બનાવવું હોય તો તેની મહાવંગસેન નામના વૈદ્યે નીચે પ્રમાણે પ્રક્રિયા કહીછે.

ચોસઠરૂપીઆ ભાર પાણીમાં ઔષધના પદાર્થો એક તોલા ભાર નાખવા. પછી તે પાણીને ઉકાળતાં અરધું અવશેષ રહે ત્યારે તેનો ઉપયોગ કરવો. પેયા, યવાગૂ, વિલેપી અને ભક્ત બનાવવાનો પણ એજ પ્રકાર સમજવો.

શાર્ઙ્ગધરે પણ પાન બનાવવાની પ્રક્રિયા એવા પ્રકારનીજ કહી છે કે "ચોસઠ પલ ભાર જળમાં કુટેલાં ઔષધોનું એક પલ પકાવવું અને તે જળ અરધું રહે ત્યારે દેવું. પેયા આદિ બનાવવાનો પણ એ પ્રકાર સમજવો," પાનના પ્રયોગને ષડંગ કરવો એટલે ઉપર કહેલાં મોથ આદિ છ અગોવાળો કરવો એમ પણ શાર્ઙ્ગધરે કહ્યુછે. આ પક્ષ લેવામાં આવે તો જળનો ક્વાથ થયો એટલામાટે તેમાં ધોળી સુખડ નહી નાખતાં રતાંજલિજ નાખવી. કારણકે "ઘણું કરીને ક્વાથમાં અને લેપમાં રતાંજલિનો ઉપયોગ કરવો" એવું વચન છે. "રતાંજલિ ટાઢી છે, પાકમાં મધુર છે, કડવી છે, નેત્રને હિતકારી છે, મૈથુન શક્તિને વધારનારછે, અને ઉલટી, તરશ, રક્તપિત્ત, જ્વર, વ્રણ તથા વિષ એઓને મટાડનારછે." એ પ્રમાણે રતાંજલિના ગુણો પણ કહેલાછે.

પાન બનાવવાના બીજા પણ અનેક પ્રયોગો છે. શીવણનું ફળ, ચંદન, વાળો, મહુડાનું ફૂલ, ફાલસાં નામનું ફલ, ઉપલસરી અને સાકર એઓથી બનાવેલું પાન પિત્ત જ્વરનો નાશ કરેછે. જેઠીમધ અને કમળ નાખીને અથવા કમળ અને સાકર નાખીને પાણી ઉકાળી પાન બનાવવામાં આવ્યું હોય તે પાન પણ પિત્તજ્વરને મટાડેછે. ઇત્યાદિ બીજા પ્રયોગો પણ સમજી લેવા.

## દિવસે સુઈ રેહેવાનો નિષેધ.

दिवा स्वापं न कुर्वीत यतोऽसौ स्यात्कफावहः। ग्रीष्मवर्जेषु कालेषु दिवा स्वापो निषिध्यते। उचितो हि दिवा स्वापो नित्यं येषां शरीरिणाम् ॥ वातादयः प्रकुप्यन्ति तेषामस्वपतां दिवा ॥

રોગીએ દિવસે સુવું નહી. કારણકે દિવસે સુઇ રેહેવાથી કફની વૃદ્ધિ થાયછે. ગ્રીષ્મવિના બીજી સઘળી ઋતુઓમાં દિવસે સુવાનો નિષેધછે. પણ જે માણસોને નિત્ય દિવસે સુવાનો અભ્યાસ હોય તેઓ જો દિવસે સુવે નહી તો તેઓના વાયુ આદિ દોષો પ્રકોપ પામેછે.

### કેવાં માણસોને દિવસે સુવું યોગ્ય છે.

### येषां दिवा स्वपनमुचितं तानाह ।

व्यायामप्रमदाध्ववाहनरतान् कान्तानतीसारिणः शूलश्वासवमीतृषापरिगतान् हिक्कामरुत्पीडितान् । क्षीणान् क्षीणकफान् शिशून्मदहतान् वृद्धान् तथाजीर्णिनो रात्रौ जागरितान्नरान्निरशनान् कामं दिवा स्वापयेत् ॥

કસરતમાં આસક્ત, સ્ત્રીઓમાં આસક્ત, લાંબે પંથે ચાલનારા, શ્રમવાળા, અતીસારવાળા, શૂળવાળા, શ્વાસના દરદી, ઉલટી કરનારા, તરશના દરદી, હેડકીથી પીડાએલા, પવનથી પીડાએલા, ક્ષીણ થએલા, જેઓનો કફ ક્ષીણ થયો હોય એવા, બાલકો, નશાથી ઘેરાએલા, વૃદ્ધો, અજીર્ણવાળાઓ, રાતના ઉજાગરાવાળાઓ અને ઉપવાસવાળાઓ એઓને તેઓની ખુશી પ્રમાણે દિવસે સુઇ રેહેવા દેવા.

### વાતજ્વર આદિ જ્વરો પાકવાની અવધિ.

### अथ वातिकादिज्वराणां पाकावधिमाह ।

वातिकः सप्तरात्रेण दशरात्रेण पैत्तिकः । श्लैष्मिको द्वादशाहेन ज्वरः पाकमुपैति हि ॥

रसस्यामत्वेऽवधिमतिक्रम्यापि ज्वरस्तिष्ठति । यत आह सुश्रुतः ॥

बहुदोषस्य मन्दाग्नेः सप्तरात्रात्परं ज्वरे । लङ्घनाम्बु यवागूभिर्यदा दोषो न पच्यते ॥ तदा तं मुखवैरस्यतृष्णारोचकनाशनैः । कषायैः पाचनैर्हृद्यैर्ज्वरघ्नैः समुपाचरेदिति ॥

વાતજ્વર સાત રાતે પાકેછે, પિત્તજ્વર દશ રાતે પાકેછે અને કફજ્વર બાર દિવસે પાકેછે. રસ જો આમ (કાચો) હોય તો જ્વર પોતાની અવધિ ઉપરાંત પણ રેહેછે. કારણ કે સુશ્રુતે કહ્યુંછે કે "ઘણા દોષવાળા અને મંદ અગ્નિવાળા માણસને સાત રાત ઉપરાંત પણ જ્વર ચાલે અને તેનો દોષ લંઘનથી, જળથી અને યવાગૂથી ન પાકો હોય તો પછી મુખના વિરસપણાને, તરશને તથા અરૂચિને મટાડનારા, પાચન કરનારા, પ્રિય લાગે એવા અને જ્વરને મટાડે એવા ક્વાથોથી ઉપચાર કરવો.

### જ્વરના તરૂણપણાની, મધ્યાવસ્થાની અને જીર્ણપણાની અવધિઓ.

### ज्वरस्य तारुण्यमध्यावस्थाजीर्णतावधयः ।

आसप्तरात्रात्तरुणं ज्वरमाहुर्मनीषिणः । द्वादशाहमभिव्याप्य मध्यं जीर्णं ततः परम् ॥

आसप्तरात्रादिति । अत्र रात्रिपदादयं रात्रिशब्दो दिवसस्योपलक्षकः तेन सप्तमदिवसादर्वाग्ज्वरस्तरुण इत्यर्थः । तन्त्रान्तरे ॥

ज्वरे व्यतीते षडहे जीर्ण इत्युच्यते बुधैरिति । द्वादशाहात्परं जीर्णमाहुरन्ये मनीषिणः ॥

अत एव जातूकर्ण्यः । जीर्णस्त्रयोदशे दिवस इति ।

જ્વર સાત રાત સુધી તરૂણ કેહેવાય, બાર દિવસ સુધી મધ્ય કેહેવાય અને તે પછી જીર્ણ કેહેવાય એમ વિદ્વાન વૈદ્યોએ કહ્યુંછે. આ વાક્યમાં જે 'રાત' શબ્દ છે તે દિવસને જણાવનાર છે એમ સમજવું એટલે સાત દિવસ સુધી જ્વર તરૂણ રેહેછે એમ સમજવું. બીજા ગ્રંથમાં કહ્યુંછે કે "છ દિવસ વ્યતીત થયા પછી જ્વર જીર્ણ કેહેવાય એમ વિદ્વાનો કેહેછે અને બીજા વિદ્વાનો કહેછે કે બારદિવસ વ્યતીત થયા પછી જ્વર જીર્ણ કેહેવાય." જાતૂકર્ણે પણ કહ્યુંછે કે જ્વર તેરમે દિવસે જીર્ણ થાયછે.

## જ્વરમાં ઔષધ દેવાનો સમય.

## अथ ज्वरे भेषजप्रयोगसमयः ।

**वातिके सप्तरात्रेण दशरात्रेण पैत्तिके । श्लैष्मिके द्वादशाहेन ज्वरे युञ्जीत भेषजम् ॥**

सप्तराणेत्यत्र रात्रिशब्दो दिवसस्योपलक्षकः अत एवोक्तम् ॥

**पाययेदातुरं साऽममौषधं सप्तमे दिने । शमनेनाथवा दृष्ट्वा निरामं तमुपाचरेदिति ॥ शार्ङ्गधरेणोक्तम् । गुडूचीपिप्पलीमूलनागरैः पाचनं शृतम् । दद्याद् वातज्वरे पूर्णलिंगे सप्तमवासरे॥ हारीतेनोक्तम् । एतां क्रियां प्रयुञ्जीत षड्रात्रे सप्तमेऽहनि । पिवेत्कषायसंयोगात्पेयां ज्वरविनाशिनीम् ॥**

एतां क्रियां लङ्घनादिरूपां कषायसंयोगात् कषायेण साधितां पेयामित्यर्थः । खरनादेनाप्युक्तम् ॥

**इति षड्रात्रिकः प्रोक्तो नवज्वरहरो विधिः । ततः परं पाचनीयं शमनीयं ज्वरे हितम् ॥**

ततो ज्वरमध्ये करणीयमित्यर्थः । वाग्भटश्च ॥

**सप्ताहादौषधं केचिदाहुरन्ये दशाहतः । लघ्वन्ने भोजिते केचिद्देयमामोल्बणे न तु ॥**

सप्ताहात्सप्ताहमारभ्येत्यर्थः । अत्र ल्यब्लोपे कर्मणि पञ्चमी । अत्र चरकस्त्वेवमाह ॥

**ज्वरितं षडहेऽतीते लघ्वन्नं प्रतिभोजितम् । पाचनं पाययेद्वैद्यो निरामं सप्तमेऽहनि ॥**

सप्तमेऽहनि लघ्वन्नं दत्वा । अष्टमे दिने कषायं पाययेदित्यर्थः । तथा च सुश्रुतः ।

**सप्तरात्रात्परं केचिन्मन्यन्ते देयमौषधमिति ॥**

सप्तरात्रात्परम् अष्टमेऽहनीत्यर्थः । केचिच्चरकादयः । चक्रदन्तोऽपि ॥

**सप्तरात्रेण पच्यन्ते सप्तधातुगता मलाः । निरामस्तु ततः प्रोक्तो ज्वरः प्रायोऽष्टमे दिने ॥**

एवं सति कषायदाने सप्तमाष्टमयोर्दिवसयोर्विकल्पः । तत्रापि वयोबलाग्निदोषतो देशकालोचितं कुर्यात् । भेषजमन्नं च दोषपाकं दृष्ट्वा दद्यादित्याह सुश्रुतः ॥

**पैत्तिके च ज्वरे देयमल्पकालसमुत्थिते । अचिरज्वरितस्यापि भेषज्यं दोषपाकतः ॥**

अस्यायमर्थः । अल्पकालसमुत्थिते पैत्तिके ज्वरे । दोषपाकं दृष्ट्वा भैषज्यं देयं न तु तत्र दशरात्रापेक्षा । तथा अचिरज्वरितस्यापि पैत्तिकेतरनवज्वरयुक्तस्यापि दोषपाकं दृष्ट्वा भैषज्यं देयमित्यर्थः ॥

વાતજ્વરમાં ૭ દિવસ લાંઘણ કરતાં વ્યતીત થયા પછી સાતમે દિવસે ઔષધ દેવું, પિત્તજ્વરમાં દશ રાત લાંઘણ કરતાં વ્યતીત થયા પછી ઔષધ દેવું અને કફજ્વરમાં બાર દિવસ લાંઘણ કરતાં વ્યતીત થયા પછી ઔષધ દેવું. એ ઉપરથીજ કહ્યુંછે કે "વાતજ્વરવાળો સામ હોય તો સાતમે દિવસે ઔષધ પાવું અને આમવગરને જેવામાં આવે તો શમનનો ઉપચાર કરવો." શાર્ઙ્ગધરે પણ કહ્યુંછે કે "વાતજ્વર સંપૂર્ણ ચિન્હોવાળો થયો હોય તો ગળો, પીપળીમૂળ, અને સુંઠ એઓથી પકાવેલો પાચન પદાર્થ સાતમે દિવસે દેવો." હારીતે પણ કહ્યુંછે કે "૭ રાત સુધી લંઘન આદિરૂપ ક્રિયા કરવી અને સાતમે દિવસે કાઢાથી પકાવેલી જ્વરનો નાશ કરનારી પેયા પીવી." ખરનાદે પણ કહ્યુંછે કે "આ તરૂણજ્વરને હરનારો વિધિ કે જે ૭ રાત સુધી કરવાનો છે કહ્યો. એ કરયા પછી જ્વરમાં પાચનની અને શમનની ક્રિયા કરવી હિતકારી છે." વાગ્ભટ કેહેછે કે "રોગીને સાતમે દિવસે હલકું અન્ન જમાડીને તે દિવસથી ઔષધ દેવું એમ કેટલાએક કેહેછે. કેટલાએક કેહેછે કે દશમે દિવસે હલકું અન્ન જમાડીને તે દિવસથી ઔષધ દેવું. પણ કેટલાએક કેહેછે કે જો આમ ઉલ્વણ હોય તો અન્ન કે ઔષધ નહિ દેતાં તે દિવસોનું પણ ઉલ્લંઘન કરી નાખવું," આ વિષયમાં ચરક તો એમ કેહેછે કે "તાવવાળાને ૭ દિવસ વ્યતીત થયા પછી તે નિરામ થયો હોય તો વૈદ્યે તેને સાતમે દિવસે હલકું અન્ન જમાડીને આઠમે દિવસે કાઢો પાવો." સુશ્રુત પણ કેહેછે કે "સાત રાત વ્યતીત થયા પછી આઠમે દિવસે ઔષધ દેવું એમ ચરક આદિ કેટલાએક આચાર્યો કેહેછે." ચક્રદત્તે પણ કહ્યુંછે કે "સાત ધાતુઓમાં રહેલા મળો સાત રાતે પાકી જાયછે એટલામાટે ઘણું કરીને આઠમે દિવસે જ્વર આમરહિત થએલો કેહેવાયછે." આ પ્રમાણે મતભેદ છે તેથી એમ સિદ્ધ થાયછે કે "કાઢો પાવામાં સાતમા દિવસનો અને આઠમા દિવસનો વિકલ્પ છે." સાતમે અથવા આઠમે દિવસે કાઢો દેવાનું કહ્યુંછે પણ તે વાતનેજ નહિ વળગી રેહેતાં અવસ્થા, બળ, અગ્નિ, દોષ, દેશ અને કાળ એઓની યોગ્યતા વિચારીને કરવું. કારણ કે દોષ પાકી ગએલા જેવામાં આવે તો અવધિ પ્રાપ્ત થયાવિના પણ ઔષધ અને અન્ન દેવાં જોઇએ અને નહિ પાકેલા જેવામાં આવે તો અવધિ પ્રાપ્ત થયા છતાં પણ નહિ દેવાં જોઇએ. સુશ્રુત કેહેછે કે "થોડા કાળથી ઉત્પન્ન થએલા પિત્તજ્વરમાં દોષનો પાક થયો જોઇને ઔષધ દેવું પણ તેમાં દશ રાત વ્યતીત થવાની વાટ જોવી નહિ. તેમજ થોડા કાળથી ઉત્પન્ન થએલા વાતજ્વરમાં અને થોડાકાળથી ઉત્પન્ન થએલા કફજ્વરમાં પણ દોષનો પાક થએલો જેવામાં આવે તો ઔષધ દેવું."

## દોષનો પાક થયાનું લક્ષણ.

**दोषपाकलक्षणमाह सुश्रुतः ।**

**मृदौ ज्वरे लघौ देहे प्रचलेषु मलेषु च । पक्वं दोषं विजानीयाज्ज्वरे देयं तदौषधम् ॥**

ज्वरे मृदौ स्वल्पीभूते । मलेषु वातपित्तकफमूत्रपुरीषेषु प्रचलेषु स्वमार्गसञ्चारिषु । पक्वं निरामम् । दोषप्रकृतिर्वैकृत्यादेकेषां पक्वलक्षणम् । दोषाणां दुष्टवातपित्तकफानां प्रकृतिः ज्वरस्य तदुपद्रवाणां चोत्पादनम् । तस्याः वैकृत्यं वैपरीत्यं तस्माद्दोषपाकज्ञानम् ॥ केषांचिन्मते ॥

**क्षुत्क्षामत्वं लघुत्वं च गात्राणां ज्वरमार्दवम् । दोषप्रकृतिरुत्साहो निरामज्वरलक्षणम् ॥**

दोषप्रकृतिः दोषाणां स्वमार्गसञ्चारः ॥

સુશ્રુત કહેછે કે "જ્વર કુણો પડી ગયો હોય, દેહ હલકો થઇ ગયો હોય અને વાયુ, પિત્ત, કફ, મૂત્ર તથા વિષ્ટા એ મળો પોતપોતાના માર્ગમાં ચાલવા લાગ્યા હોય તો દોષને પાકીગએલો એટલે આમથી રહિત થએલો જાણવો. આ પ્રમાણે દોષ પાકી ગયો હોય તો જ્વરમાં ઔષધ દેવું." દુષ્ટ થએલા વાત, પિત્ત અને કફ એઓનો જ્વરને તથા જ્વરના ઉપદ્રવોને ઉત્પન્ન કરવાનો જે સ્વભાવ છે તે સ્વભાવ બદલાઈ ગયા ઉપરથી દોષોનો પાક થયાનું જાણવું એમ કેટલાએક વૈદ્યોનો મત છે. ક્ષુધાનેલીધે કૃશપણું, ગાત્રોનું હલકાપણું, જ્વરનું કુણાપણું, દોષોનું પોતપોતાના માર્ગમાં સંચરણ અને ઉત્સાહ એ લક્ષણો ઉપરથી જાણવું કે 'જ્વર આમથી રહિત થઇ ગયોછે.'

## તરૂણ જ્વરવાળાને કવાથ ન પાવાવિષે.

**ज्ञेयः पञ्चविधः कालो भैषज्यग्रहणे नृणाम् । तत्रानुक्ते प्रभातं स्यात्कषायेषु विशेषतः ॥ मुख्यभैषज्यसम्बन्धो निषिद्धस्तरुणज्वरे । तोयपेयादिसंस्कारैस्त्वदोषं तत्र भेषजम् ॥**

मुख्यभेषजं क्काथः तस्य सम्बन्धः पानम् । यत आह ॥

**न कषायं प्रशंसन्ति नराणां तरुणे ज्वरे । कषायेणाकुलीभूता दोषा जेतुं सुदुस्तराः ॥**

आकुलीभूताः प्रवृद्धाः स्वमार्गं परित्यज्य इतस्ततो गताः । अत्र कषायशब्देन क्काथो गृह्यते । उक्तश्च क्काथस्य पर्यायाः ।

**शृतं क्काथः कषायश्च निर्यूहः स निगद्यत इति । तोयपेयादिसंस्कारैर्निर्दोषं तत्र भेषजमिति ॥**

तत्र तरुणज्वरे भेषजम् मुख्यभेषजं क्काथरूपं तोयपेयादिसंस्कारे निर्दोषं न तु कल्पनमुद्दिश्य कषायः प्रतिषिध्यत इति ॥ कल्पनं तोयपेययवाग्वादिकम् । ननु । स्वरसश्च तथाकल्कः क्काथश्च हिमफाण्टकौ ॥

ज्ञेयाः कषायाः पञ्चैते लघवः स्युर्यथोत्तरम् ॥ इति वचनात् स्वरसादयोऽपि कथं न निषिध्यंते तत्राह ॥

**यः कषायः कषायः स्यात्सवर्ज्यस्तरुणज्वरे इति ॥**

चतुर्थभागावशेषकरणे अष्टमभागशेषकरणे वा यः कषायवर्णः कषायरसश्च स्यात्। स कषायः क्वाथः तरुणज्वरे निषिद्धः। क्वाथस्य लक्षणमाह ॥

**पादशिष्टः कषायः स्याद्यः षोडशगुणांभसा। क्वथितोऽतः षडंगादिर्न निषिद्धो नवज्वरे ॥**

अतः षडङ्गादिस्तरुणज्वरे न निषिद्धः। अपाकादर्धपाकाच्चोक्तलक्षणाभावेन कषायत्वाभावात्। अथ तरुणज्वरे कषायस्य दोषमाह ॥

**दोषा बद्धाः कषायेण स्तम्भितास्तरुणज्वरे। स्तभ्यन्ते न विपच्यन्ते कुर्वन्ति विषमज्वरम् ॥**

कषायेण स्तम्भिताः प्रवृत्तये निवारिताः। यत आह। कषायरसगुणान्। कषायः स्तम्भनः शीतो रूक्षः पित्तकफापह. इत्यादि। स्तभ्यन्ते। आध्मानं कुर्वन्ति न विपच्यन्ते। सुखेन न विपच्यन्ते। दुःखं दत्त्वा विलम्बेन विपच्यन्ते इति यावत्। अन्यच्च ॥

**न च्यवंते न पच्यन्ते कषायैः स्तम्भिता मलाः। तिर्यग्विमार्गगा वा ते घोरं कुर्युर्नवज्वरम् ॥**

માણસોને ઔષધનો ઉપયોગ કરવામાં પાંચ પ્રકારનો સમય કહેવાઇ ગયોછે. જ્યાં ઔષધનો ઉપયોગ કરવાનો સમય ન કહ્યો હોય ત્યાં પ્રભાતનો સમય લેવો અને કષાય (ક્વાથ) પીવામાં તો વિશેષે કરી પ્રભાતનોજ સમય લેવો. તરૂણ જ્વરમાં કષાય પીવાનો નિષેધ છે પણ તે કષાય જો જળકે પેયા આદિના સંસ્કારને વાસ્તે ઉપયોગમાં લેવામાં આવે તો કશી હરકત નથી. કહ્યુંછે કે "માણસોને તરૂણ જ્વરમાં કષાય દેવો યોગ્ય નથી. કારણ કે કષાયનેલીધે વૃદ્ધિ પામી પોતપોતાના માર્ગને છોડી દઇ શરીરમાં આમ તેમ ગએલા દોષોને વશ્ય કરવાનું બહુ કઠણ થઇ પડેછે." શ્રુત, ક્વાથ, કષાય અને નિર્યૂહ એટલા ક્વાથનાં નામ છે. તરૂણ જ્વરમાં જળ, પેયા કે યવાગૂને સિદ્ધ કરવાને વાસ્તે કષાયનો ઉપયોગ કરવામાં કશો નિષેધ નથી.

શંકા—"સ્વરસ, કલ્ક, ક્વાથ, હિમ અને ફાંટ એ પાંચે કષાય કહેવાયછે અને તેઓમાં ઉત્તરોત્તર અધિક હલકાપણું છે." એ વચન ઉપરથી સ્વરસ આદિ પાંચે પદાર્થો કષાય શબ્દથી કહેવાયછે તે છતાં 'તરૂણ જ્વરમાં કષાય પીવાનો નિષેધ છે' એ વાક્યથી એકલા ક્વાથનોજ નિષેધ છે એમ કેમ સમજી શકાય? પાંચે કષાયોનો નિષેધ શા માટે નહિ?

સમાધાન—"પાણીનો ચોથો અથવા આઠમો ભાગ અવશેષ રહે એવી રીતે ઉકાળવાથી જે ક્વાથ કષાય રંગવાળો અને તુરા રસવાળો થઇ જાયછે તેનોજ તરૂણ જ્વરમાં નિષેધ છે." એમ શાસ્ત્રનું વચન છે. સોળ ગણા પાણીમાંથી ચોથા ભાગનુંજ પાણી અવશેષ રહે એવી રીતે જ ઉકાળ્યો હોય તે ક્વાથ કષાય કહેવાયછે માટે તરૂણજ્વરમાં ષડંગ આદિનો નિષેધ સમજવો નહિ. કારણકે નહિજ ઉકાળવાનેલીધે અથવા અર્દ્ધ ઉકાળવાનેલીધે ષડંગ આદિમાં કષાયનું લક્ષણ આવતું

નથી. "કષાય અટકાવનાર છે, ટાઢોછે, રૂક્ષ છે અને પિત્તને તથા કફને તોડનાર છે" એ વચનમાં કહ્યાપ્રમાણે કષાયમાં દોષોને અટકાવી રાખવાનો ગુણ રહ્યોછે માટે તરૂણ જ્વરમાં જો કષાય દેવામાં આવે તો તેથી જેઓનો નિકાસ અટકેછે એવા વૃદ્ધિ પામેલા દોષો પેટનો આફરો કરી દેછે અને સુખેથી પાકતા નથી પણ દુઃખ દઇને વિલંબથી પાકેછે. બીજા વચનમાં પણ કહ્યુંછે કે "કષાયોએ અટકાવેલા મળો સ્થાનથી ભ્રષ્ટ થતા નથી અને પાકતા પણ નથી પરંતુ તેઓ આડે માર્ગે અથવા અવળે માર્ગે જઇને તરૂણ જ્વરને બહુજ ભયંકર કરેછે.

## તરૂણ જ્વરવાળાને વમન ન કરાવવાવિષે.

अनुपस्थितदोषाणां वमनं तरुणज्वरे । हृद्रोगं श्वासमानाहं मोहं च कुरुते भृशम् ॥

अयमर्थः। कफादिदोषोपस्थितौ स्वयमेव चेद्भवति वमनं न तद्दोषाय । अनुपस्थितदोषाणां तरुणज्वरे वमनं यत्नकृतं हृद्रोगादीन् करोतीत्यर्थः । एतेन वचनेन तरुणज्वरे यत्नाद्वमनं निषिद्धम्। अवस्थाविशेषे तदपि कर्त्तव्यमित्याह ॥

सद्यो भुक्तस्य वा जाते ज्वरे सन्तर्पणोत्थिते । वमनं वमनार्हस्य शस्तमित्याह वाग्भटः ॥

वमनं चेति विकल्पो लङ्घनापेक्षया । वमनार्हस्येत्यनेन गर्भिण्यतिकृशातिवृद्धादिनिषेधः । अत्र वृद्धवाग्भटः ॥

वमितं लङ्घयेत्प्राज्ञो लङ्घितं न तु वामयेत् । वमनं क्लेशबाहुल्याद्धन्याल्लङ्घनकर्षितम् ॥ न कार्यं गुर्विणीबालवृद्धदुर्बलभीरुभिः ॥

अनशनमिति शेषः। अनेनानशनवचनेन गुर्विण्यादीनामनशननिषेधः ॥

'કફ આદિ દોષ ચડી આવવાને લીધે જો પોતાની મેળેજ વમન થાય તો કશી હરકત નથી પણ તરૂણ જ્વરમાં જેઓને દોષો નહી ચડી આવેલા હોય એવા માણસોને યત્નથી વમન કરાવવું નહી. યત્નથી વમન કરાવવામાં આવે તો તે વમન છાતીના રોગને, આફરાને તથા મોહને અત્યંત ઉત્પન્ન કરેછે.' આ વચન પ્રમાણે જો કે તરૂણ જ્વરમાં યત્નથી વમન કરાવવાનો નિષેધ છે તોપણ અમુક અવસ્થામાં વમન પણ કરાવવું જોઇએ. કારણ કે "તુરત જમેલાને તૃપ્તિથીજ જ્વર ઉત્પન્ન થએલ હોય તો અને તે વમન કરાવવાને યોગ્ય હોય એટલે ગર્ભિણી, અત્યંત કૃશ કે અત્યંત વૃદ્ધ ન હોય તો તેને લંઘનને બદલે વમન કરાવવું" એમ વાગ્ભટે કહ્યુંછે. આ વિષયમાં વૃદ્ધ વાગ્ભટ કહેછે કે "જેણે વમન કર્યું હોય તેને લંઘન કરાવવું પણ જેણે લંઘન કર્યું હોય તેને વમન કરાવવું નહી. કારણ કે વમન ઘણા ક્લેશોથી ભરેલું હોવાને લીધે લંઘનથી કર્ષણ પામેલાને મારી નાખે. ગર્ભિણી, બાલક, વૃદ્ધ, દુર્બલ અને બીકણ એઓએ લંઘન કરવું નહી." આ વચન ઉપરથી ગર્ભિણી વગેરેને લંઘન કરવાનો નિષેધ છે.

## પાચન તથા શમન દેવા વિષે.

ज्वरे सामे पाचनं निरामे शमनं पथ्यान्नमण्डादिकं च दद्यात् । पाचनलक्षणं पश्चात् गुणप्रस्तावे वोद्धव्यम् ॥

જો જ્વર સામ હોય તો પાચન દેવું અને આમથી રહિત હોય તો શમન ઔષધ તથા પથ્ય અન્નનો રસ એ વગેરે દેવું. પાચનનું લક્ષણ આગળના ગુણ-પ્રકરણમાં કહ્યુંછે તેથી સમજી લેવું.

## પાચન તથા શમન દેવાનો સમય.

### पाचनशमनयोः संप्रदानकालमाह ।

पाययेदातुरं सामं पाचनं सप्तमे दिने । शमनेनाथवा दृष्ट्वा निरामं तमुपाचरेत् ॥ अन्यच्च । कृशं चैवाल्पदोषं च शमनीयैरुपाचरेत् ॥ ननु । लालाप्रसेकौ हृल्लासो हृदयाशुद्ध्यरोचकौ । तन्द्रालस्याविपाकास्यवैरस्यं गुरुगात्रता ॥ क्षुन्नाशो वहुमूत्रत्वं स्तब्धता वलवान् ज्वरः । आमज्वरस्य लिङ्गानि न दद्यात्तत्र भेषजम् ॥ भेषजं ह्यामदोषस्य भूयो जनयति ज्वरम् ॥

भूयो वाहुल्येन ॥

अन्यच्च । पाययेद्दोषहरणं मोहादामज्वरे तु यः । स सुप्तं कृष्णसर्पं तु कराग्रेण परामृशेत् ॥

इति वचनादामज्वरे भेषजनिषेधात्कथं सामे ज्वरे पाचनं देयम्? उच्यते । निरुपद्रवे सामज्वरे पाचनं देयम् । सोपद्रवे तु सामे भेषज निषिद्धम् । तथाच वाग्भटः॥

सप्ताहात्परतोऽदुष्टे सामे स्यात्पाचनं ज्वरे । निरामे शमनं स्तब्धे सामे नौषधमाचरेत् ॥

अदुष्टे निरुपद्रवे स्तब्धे सोपद्रवे ॥

જો આતુર માણસ આમવાળો હોય તો સાતમે દિવસે પાચન દેવું અને જો આમરહિત જોવામાં આવે તો શમનથી ઉપચાર કરવો. જે દુબળો અને અલ્પ દોષવાળો હોય તે માણસને શમનનાજ ઉપચાર કરવા.

શંકા—લાર પડ્યા કરે, મોઢામાં પાણી આવ્યા કરે, મોળ આવ્યા કરે, છાતી સાફ ન હોય, અરૂચિ હોય, ઘેન હોય, આલસ્ય હોય, પચતું ન હોય, મોઢું બગડેલા રસવાળું હોય, ગાત્રમાં ભારેપણું હોય, ભૂખનો નાશ થઇ ગયો હોય, મૂત્ર વધ્યું હોય, અક્કડપણું થઇ ગયું હોય અને તાવ પ્રબલ હોય એ આમજ્વરનાં ચિન્હો છે માટે એવા આમજ્વરમાં ઔષધ ન દેવું. જેના દોષ આમ હોય તેને આપવામાં આવેલું ઔષધ ઘણું કરીને જ્વરની વૃદ્ધિજ કરેછે. વળી પણ કહ્યુંછે કે "જે વૈદ્ય આમજ્વરમાં ભૂલથી દોષોને હરનારૂં ઔષધ પાય તે વૈદ્ય સુતેલા કાળોતરા નાગ ઉપર હાથ ફેરવેછે એમ સમજવું." એ વચનો ઉપરથી આમજ્વરમાં ઔષધ નજ દેવાય એવું સિદ્ધ થાયછે તે છતાં તમે પાચન દેવાનું કેમ કહોછો?

સમાધાન—જો આમજ્વર ઉપદ્રવોથી રહિત હોયતો પાચન દેવું પણ ઉપદ્રવોથી સહિત હોયતો ઔષધ દેવાનો નિષેધજ છે. કારણકે વાગ્ભટ કહેછે "જો સાત દિવસ પછી જ્વર આમવાળો છતાં પણ ઉપદ્રવોથી રહિત હો તો પાચન દેવું અને આમથી રહિ

હોયતો શમન દેવું. પણ જો જ્વર આમથી તથા ઉપદ્રવોથી પણ સહિત હોયતો ઔષધ દેવુંજ નહી."

## સામાન્ય જ્વરમાં પાચનનો કવાથ. નાગરાદિ કવાથ.

## अथ सामान्यज्वरे पाचनकषायमाह सुश्रुतः ।

नागरं देवकाष्ठं च धामकं बृहतीद्वयम् । दद्यात्पाचनकं पूर्वं ज्वरितेभ्यो ज्वरापहम् ॥

धामकं रोहिषं तदलाभादुशीरं दद्यात् । बृहतीद्वयं बृहत्फला बृहती सूक्ष्मफला क्षुद्रा बृहती चेति कण्टकारीद्वयं दद्यात् । कण्टकारीद्वयं शुण्ठी धामकं सुरदारु चेति शार्ङ्गधरेणोक्तत्वात् ॥ नागरादिः क्वाथः ॥

સુશ્રુત કેહેછે કે "સુંઠ, દેવદાર, રોહિસખડ, ઉભી ભોરીંગણી (મોટાં ફળવાળી) અને નાહાનાં ફળવાળી ભોરીંગણી એઓનો કવાથ પાચન છે અને તે પ્રથમ તાવવાળાઓને દેવાથી તાવ મટેછે." શાર્ઙ્ગધરે પણ 'બે જાતની ભોરીંગણી, રોહિસખડ, શુંઠ અને દેવદાર એ પાંચ વાનાનો કવાથ પાવો' એમ કહ્યુંછે. રોહિસખડ ન મળે તો તેને બદલે વાળો નાખવો. આ નાગરાદિ કવાથ કેહેવાયછે.

## સર્વ જ્વરોમાં સામાન્યરીતે લાગુ પડે એવાં સંશમનો.

## सर्वज्वरेषु सामान्यतः संशमनीयान्याह सुश्रुतः ।

अथ संशमनीयानि कषायाणि निबोध मे । सर्वज्वरेषु देयानि यानि वैद्येन जानता ॥ वृश्चीकबिल्ववर्षाभूः पयः सोदकमेव च ॥ पचेत् क्षीरावशेषं तत् पेयं सर्वज्वरापहम् ॥

वृश्चीकः श्वेतपुनर्नवा वर्षाभू रक्तपुनर्नवा। तथा च मदनपालः ।

पुनर्नवाः श्वेतमूलो वृश्चीको दीर्घपत्रकः । पुनर्नवाऽपरा रक्ता वर्षाभू रक्तपुष्पकः ॥

સુશ્રુત કેહેછે કે "હવે સંશમનીય ઔષધો કહુંછું તે સાંભળો કે જે ઔષધો સમજુ વૈદ્યે સર્વ જ્વરોમાં દેવાં યોગ્યછે. વૃશ્ચીક (ધોળી સાટોડી) બીલું, વર્ષાભૂ (રાતી સાટોડી) દુધ અને પાણી એઓને ભેળાં કરી પકાવવાં. પાણી બળી જઇને દુધ અવશેષ રહે ત્યારે તે પીવામાં આવે તો સર્વ પ્રકારના જ્વરો મટી જાયછે. 'ધોળાં મૂળવાળી અને લાંબાં પાનડાંવાળી સાટોડી વૃશ્ચીક કેહેવાયછે અને રાતાં ફુલવાળી તથા રાતાં મૂળવાળી બીજી સાટોડી પુનર્નવા કેહેવાયછે' એમ મદનપાલ કોશમાં લખ્યુંછે તે ઉપરથી અમે વૃશ્ચીક એટલે ધોળી સાટોડી અને વર્ષાભૂ એટલે રાતી સાટોડી એમ અર્થ કર્યોછે.

## દુધ પકાવવાનો પ્રકાર.

## पाकप्रकारमाह ।

क्षीरमष्टगुणं द्रव्यात् क्षीरान्नीरं चतुर्गुणम् । क्षीरावशेषं पातव्यं क्षीरपाके त्वयं विधिः ॥

द्रव्यात्पलपरिमितात् अन्यच ॥

उदकाद्द्विगुणं क्षीरं शिंशिपोशीरमेव च । तत् क्षीरशेषं क्वथितं पेयं सर्वज्वरापहम् ॥

ચાર તોલાં ઔષધ નાખી તેથી આઠગણું દુધ નાખવું અને દુધથી ચોગણું પાણી નાખવું. પાણી બળી જઇને દુધ અવશેષ રહે ત્યારે પીવું એ દુધ પકાવવાનો વિધિછે. બીજો વિધિ પણ કહ્યો છે કે "પાણીથી બમણું દુધ નાખવું અને તેમાં શીશમ તથા વાળો નાખવાં. પાણી બળી જઇને દુધ અવશેષ રહે ત્યારે પીવું. આ ક્વાથ પીવાથી સર્વ પ્રકારના જ્વરો મટેછે.

## ગુડૂચ્યાદિ ક્વાથ.

गुडूची धान्यकारिष्टं पद्मकं रक्तचन्दनम् । एषां क्वाथः सुप्रसिद्धः सर्वज्वरहरः स्मृतः ॥ दीपनो दाहहृल्लासतृष्णाछर्द्यरुचीर्हरेत् ।

इति गुडूच्यादिक्काथः ।

ગળો, ધાણા, લીંબડો, પદ્મકાષ્ઠ અને રતાંજલિ એઓનો ક્વાથ અત્યંત પ્રસિદ્ધ છે, સઘળા જ્વરોને હરનારછે, અગ્નિને દીપ્ત કરનારછે અને દાહ, મોળ, તરશ, ઉલટી તથા અરૂચિ એઓને હરેછે.

## संशोधनं तरुणज्वरे निषिद्धम् । तदाह सुश्रुतः ॥

## શોધન વિષે.

छर्दिमूर्छामदश्वासभ्रमतृड्विषमज्वरान् । संशोधनस्य पानेन प्राप्नोति तरुणज्वरी ॥

निषिद्धमपि संशोधनमवस्थाविशेषे देयम् । यत आह ।

रोगे शोधनसाध्ये तु यं विद्याद्दोषदुर्बलम् । तं समीक्ष्य भिषक्कुर्याद्दोषप्रच्यावनं मृदु ॥

शोधनसाध्यरोगमाह ।

सद्योज्वरे विषेऽजीर्णे मन्देऽग्नावरुचौ तथा । स्तन्यरोगे च हृद्रोगे कासश्वासेषु वामयेत् ॥ जीर्णज्वरगरछर्दिगुल्मप्लीहोदरेषु च । शूले शोथे मूत्रघाते कृमिरोगे विरेचयेत् ॥

दोषदुर्बलं दोषैरुपचितैर्दुर्बलं न तूपवासादिकृशम् । अत एव समीक्ष्येति । अन्यच्च ।

चले दोषे मृदौ कोष्ठे नेक्षेत् तत्र बलं नृणाम् । अव्यापद्दुर्बलस्यापि शोधनं हि तदा भवेत् ॥

कुतो बलं नापेक्षणीयमित्याशङ्कायामाह । तदा तस्यामवस्थायां शोधनं दुर्बलस्यापि दोषदुर्बलस्यापि अव्यापद्भवेत् । छर्द्यादिव्याधिकृन्न भवतीत्यर्थः । बलवतः पुरुषस्य पक्वस्य दोषस्य स्वस्थानस्थितस्य शोधनाविधाने दोषमाह सुश्रुत. ।

पक्वोऽप्यनिर्हृतो दोषो देहे तिष्ठन्महात्ययम् । विषमं वा ज्वरं कुर्याद्बलव्यापदमेव वा ॥

पक्वः लङ्घनाम्बुपानपेयादिभिः अनिर्हृतः अधोमार्गेणानुत्सृष्टः महात्ययं विषमं ज्वरं चातुर्थिकं तस्यैव महात्ययत्वादिति गदाधर. । गम्भीरमिति कार्तिकः । महात्ययं महाकष्टं वा बलव्यापदं बलक्षयम् ।

"તરૂણ જ્વરવાળો માણસ શોધન ઔષધ પીએ તો ઉલટી, મૂર્છા, મદ, શ્વાસ, ભ્રમ, તરશ, અને વિષમજ્વર પ્રાપ્ત થાયછે." એ સુશ્રુતનાં વચન ઉપરથી જો કે તરૂણ જ્વરમાં શોધન નિષિદ્ધ છે તોપણ અમુક સ્થિતિમાં તે

પણ દેવું જોઇએ. કહ્યુંછે કે "રોગી દોષોની વૃદ્ધિથી બહુ દુખી થઇ ગયો હોય અને રોગ શોધનથીજ મટે એમ હોય તો તે જોઇને વૈદ્યે કોમળ રીતે દોષોને સ્થાનમાંથી ખસેડીને પાડવાનો ઉપાય કરવો. તુરતનો જ્વર, વિષ, અજીર્ણ, અગ્નિનું મંદપણું, અરૂચિ, સ્તનસંબંધી રોગ, છાતીના રોગ, ઉધરસ અને શ્વાસ એઓમાં વમન કરાવવું. જીર્ણજ્વર, વિષ, ઉલટી, ગોટો, બરલનું દરદ, પેટના રોગ, શૂળ, સોજા, મૂત્રઘાત અને કૃમિરોગ એઓમાં રેચ દેવો. દોષ ચંચલ થયો હોય અને કોઠો કુણો હોય તો માણસના બળનો વિચાર નહી કરતાં પણ શોધન દેવું. કારણ કે એવી સ્થિતિમાં વધી ગએલા દોષવાળાને પણ શોધનથી ઉલટી આદિ વ્યાધિઓ થતી નથી. બળવાન્ પુરૂષનો પાકેલો દોષ પોતાને ઠેકાણે રહ્યો હોય તેનું શોધન ન કરવામાં આવેતો તેથી બીજા દરદો થાયછે. સુશ્રુત કહેછે કે "લંઘનથી, જલપાનથી તથા પેયા આદિથી દોષ પાકેલો છતાં પણ તેને જો અધોમાર્ગથી પાડી નાખવામાં ન આવે તો તે દોષ દેહમાં રહીને મહાત્યયને અથવા વિષમજ્વરને અથવા બળના ક્ષયને ઉત્પન્ન કરેછે." મહાત્યય એટલે બહુ હાનિ કરનારો ચાતુર્થિક જ્વર એમ ગદાધર વૈદ્યે કહ્યુંછે. મહાત્યય એટલે ગંભીર (ઉંડો જ્વર) એમ કાર્તિક વૈદ્યે કહ્યુંછે. અથવા મહાત્યય એટલે મોટું કષ્ટ સમજવું.

### સંશોધન કરવાનાં ઔષધો.

### આરગ્વધાદિ ક્વાથ.

संशोधनमाह ।

[illegible]कीभिः क्वथितः कषायः । सामे सशूले कफवातपित्ते ज्वरे हितो दीपनपाचनश्च ॥

इति आरग्वधादिः क्राथः । अन्यच्च ।

पथ्यारग्वधतिक्तात्रिवृद्दामलकैः शृतं तोयम् । पाचनसारकमुक्तं मुनिभिर्जीर्णज्वरे सामे ॥

इति आरोग्यपञ्चकद्वयम् ।

अनन्तां वालकं मुस्तं नागरं कटुरोहिणीम् । पिष्ट्वा सुखाम्बुना कल्कं पाययेदक्षसंमितम् ॥ कल्कः स्वल्पेन कालेन हन्यात्सर्वज्वरामयान् । विदध्यात्कोष्ठसंशुद्धिं दीपयेच्च हुताशनम् ॥

अनन्ता सारिवा । इति सारिवादिकल्कः ॥

ગરમાળો, પીપળીમૂલ, મોથ, કડુ અને હરડે એઓનો ક્વાથ-આમવાળા અને શૂળવાળા કફજ્વરમાં તથા પિત્તજ્વરમાં પણ હિતકારી છે, અગ્નિને દીપ્ત કરનાર છે અને પાચન છે. હરડે, ગરમાળો, કડુ, નસોતર અને આમળાં એઓનો ક્વાથ આમવાળા જીર્ણજ્વરમાં પાચન છે અને મળોને ખસેડનાર પણ છે એમ મુનિઓએ કહ્યુંછે. આ બન્ને ક્વાથ 'આરોગ્ય પંચક' એવા નામથી પણ ઓળખાય છે.

### સારિવાદિ કલ્ક.

ઉપલસરી, વાળો, મોથ, સુંઠ અને કડુ એઓને ઊના પાણીમાં વાટી એક તોલાભાર કલ્ક કરીને પાવામાં આવે તો તેથી સ્વલ્પ કાલમાંજ સઘળા જ્વરોનો નાશ થાયછે, કોઠો સાફ થાયછે અને અગ્નિ પ્રદીપ્ત થાયછે.

## સંશોધન અને શમન ઔષધોનો કેવા રોગીએ ઉપયોગ નહીં કરવો.

## संशोधनं संशमनं च येषां निषिद्धं तानाह ।

पीताम्बुर्लङ्घनक्षीणो जीर्णो भुक्तः पिपासितः । न पिवेदौषधं जन्तुः संशोधनमथेतरत् ॥

पीताम्बुः पीततिक्ताम्बुः भुक्तो भुक्तवानित्यर्थः । अत्राध्यवसितादित्वात्कर्त्तरि क्तप्रत्ययः । इतरत् संशमनम् ।

જેણે કડવાં પાણી પીધાં હોય તેણે, લંઘનથી ક્ષીણ થએલાએ, જીર્ણ થએલાએ જમેલાએ અને તરસ્યાએ સંશોધન કે શમન ઔષધ પીવું નહીં.

## સુદર્શન ચૂર્ણ.

## सुदर्शनचूर्णम् ।

त्रिफला रजनीयुग्मं कण्टकारीयुगं शटी । त्रिकटु ग्रन्थिकं मूर्वा गुडूची धन्वयासकः ॥ कटुका पर्पटो मुस्तं त्रायमाणा च वालकम् । निम्बः पुष्करमूलं च मधुयष्टी च वत्सकः ॥ यवानीन्द्रयवो भार्गी शिग्रुवीजं सुराष्ट्रजा । वचात्वक्पद्मकोशीरचन्दनातिविषाबलाः ॥ शालिपर्णी पृष्ठिपर्णी विडङ्गं तगरं तथा । चित्रकं देवकाष्ठं च चव्यं पत्रं पटोलकम् ॥ जीवकर्षभकौ चैव लवङ्गं वंशलोचनम् । पुण्डरीकं च काकोलीपत्रकं जातिपत्रकम् ॥ तालीसपत्रमेतानि समभागानि चूर्णयेत् । अर्धांशं सर्वचूर्णस्य किरातं प्रक्षिपेत्सुधीः ॥ एतत्सुदर्शनं नाम चूर्णं दोषत्रयापहम् । ज्वरांश्च निखिलान्हन्ति नात्र कार्या विचारणा ॥ दोषजागन्तुकांश्चापि धातुस्थान् विषमज्वरान् । सन्निपातोद्भवांश्चापि मानसानपि नाशयेत् ॥ शीतादीनपि दाहादीन्मेहं तन्द्रां भ्रमं तृषाम् । कासं श्वासं च पाण्डुं च हृद्रोगं कामलामपि ॥ त्रिकपृष्ठकटीजानुपार्श्वशूलं निवारयेत् । शीताम्बुना पिबेदेतत्सर्वज्वरनिवृत्तये ॥ सुदर्शनं यथा चक्रं दानवानां विनाशनम् । तथा ज्वराणां सर्वेषां चूर्णमेतत्प्रणाशनम् ॥

पुष्करमूलाभावे तु कुष्ठमपि दद्यात् । भार्ग्यभावे कण्टकारीमूलम् । सौराष्ट्र्यभावे स्फटिकां दद्यात् । तगरालाभे कुष्टं देयं जीवकर्षभयोरलाभे विदारीकन्दस्य भागद्वयं दद्यात् । पुण्डरीकं श्वेतकमलं काकोल्यभावे अश्वगन्धामूलं तालीसपत्रकाभावे स्वर्णताली प्रदीयत इति । अथवा कण्टकारी जटा देया ॥ इति सुदर्शनचूर्णम् ॥

હરડાં, બેહેડાં, આમળાં, હળદર, દારૂહળદર, મોટાં ફળોવાળી ભોરીંગણી, નાહાનાં ફળોવાળી ભોરીંગણી, કચુરો, સુંઠ, મરી, પીપળ, પીપળી મૂળ, નાહાની પીલુડી, ગળો, ધમાસો, કડુ, ખડસલીયો, મોથ, ત્રાયમાણ, વાળો, લીંબડો, એરંડાનાં મૂળ, જેઠીમધ, કડાછાલ, યવાન, ઇંદ્રયવ, ભારંગી, સરગવાનાં બીજ, સોરઠી માટી, વજ, તજ, પદ્મકાષ્ઠ, કાળોવાળો, સુખડ, અતિવિષની કળી, નાગબલા, મોટો સમેરવો, ગદ્ધી સમેરવો, વાવડીંગ

તગર, ચિત્રો, દેવદાર, ચવક, તમાલપત્ર, કડવી ધીસોડી, જીવક, (અપ્રસિદ્ધ છે.) ઋષભક, (અપ્રસિદ્ધ છે,) લવીંગ, વંશલોચન, ધોળું કમળ, કાકોલીનાં પાનડાં, (અપ્રસિદ્ધ છે) જાવંત્રી, અને તાલીસપત્ર એટલાં ઔષધોને સમભાગે લઇ તેઓનું ચૂર્ણ કરવું. તેમાં એ સધળા ચૂર્ણના અર્દ્ધભાગના વજન જેટલું કરીઆતું નાખવું. આ સુદર્શન નામનું ચૂર્ણ ત્રણે દોષને મટાડેછે અને સધળા જ્વરોને પણ અવશ્ય મટાડેછે. દોષોથી થએલા કે પછાટ વગેરેથી થએલા ધાતુઓમાં રહેલા વિષમ જ્વરો, સન્નિપાતથી થએલા જ્વરો, મનની વ્યથા સંબંધી જ્વરો, શીતઆદિ, દાહઆદિ, પ્રમેહ, ઘેન, ભ્રમ, તરશ, ઉધરસ, શ્વાસ, પાંડુરોગ, છાતીનાં દરદ, કમળો, કેડના પાછલા ભાગનું શૂળ, પીઠનું શૂળ, ગોઠણનું શૂળ, અને પડખાનું શૂળ એઓનું પણ નિવારણ કરેછે. સધળા પ્રકારના જ્વરોને ટાળવાને વાસ્તે આ ચૂર્ણને ટાઢા પાણીમાં પીવું. જેમ વિષ્ણુનું સુદર્શન ચક્ર દાનવોનો નાશ કરેછે તેમ આ સુદર્શન ચૂર્ણ સધળા જ્વરોનો નાશ કરેછે. એરંડાનુ મૂળ ન મળે તો તેને બદલે કઠ, ભારંગી ન મળે તો ભોરીગણીનાં મૂળ, સોરઠી માટી ન મળેતો ફટકડી તગર ન મળતો કઠ, અને તાલીસપત્ર ન મળેતો સ્વર્ણતાલી અથવા ભોરીગણીનાં મૂળ વાપરવાં. જીવકને તથા ઋષભકને બદલે વિદારીકંદના બે ભાગ નાખવા અને કાકોલીને બદલે આંસોંદનું મૂળ નાખવું.

## નિંબાદિ ચૂર્ણ.

निम्बपत्रवराव्योपजवानीलवणत्रयम् । क्षारो दिग्वह्निरामेषु त्रिनेत्रक्रमशोंऽशकान् ॥ सर्वमेकीकृतं चूर्णं प्रत्यूषे भक्षयेन्नरः । एकाहिकं द्व्याहिकं च तथा त्रिदिवसज्वरम् ॥ चातुर्थकं महाघोरं सततं सन्ततं तथा । धातुस्थं च त्रिदोषोत्थं ज्वरं हन्ति न संशयः ॥

इति निम्बादिचूर्णम् ॥

દશ ભાગ લીંબડાંનાં પાનડાં, ત્રણ ભાગ હરડાં, બેહેડાં તથા આમળાં, ત્રણ ભાગ સુંઠ મરી તથા પીપળ, પાંચ ભાગ યવાન, ત્રણ ભાગ સિંધવ બીડ તથા સંચળ અને બે ભાગ જવખાર એ સર્વને એકઠાં કરી ચૂર્ણ કરીને પ્રાતઃકાલમાં માણસે ખાવાં. એ ખાવાથી રોજીઓ તાવ, એકાંતરીયો તાવ, મહાઘોર તરીયો તાવ, અહોરાત્રમાં એક વખત આવતો તાવ, અહોરાત્રમાં બે વખત આવતો તાવ, સાત દશકે બાર દિવસ સુધી એકસરખો રેહેનારો તાવ, ધાતુઓમાં રહેલો તાવ અને ત્રણે દોષથી ઉત્પન્ન થએલો તાવ એઓ અવશ્ય મટી જાયછે.

## શટચાદિ કવાથ.

शटी निशाद्वयं दारु शुण्ठी पुष्करमूलकम् । एला गुडूची कटुका पर्पटश्च यवासकः ॥ शृङ्गी किराततिक्तं च दशमूली तथैव च । क्वाथमेषां पिबेत् कोष्णं सिन्धुचूर्णयुतं नरः ॥ ज्वरान् सर्वान् द्रुतं हन्ति नात्र कार्या विचारणा ।

अनुभूतमिदम् । इति शट्यादिक्वाथः ॥

કચુરો, હળદર, દારૂહળદર, દેવદાર, સુંઠ, એરંડાનાં મૂળ, એળચી, ગળો,

કડુ, ખડસલીયો, જવાસો, કાકડાશીંગી, કરીયાતું, અને દશમૂલ એઓનો ક્વાથ કરી થોડોક ઉનો રહે ત્યારે તેમાં સૈંધવનું ચૂર્ણ નાખી પીવામાં આવે તો તેથી સઘળા પ્રકારના જ્વરો મટી જાય એમાં સંશય નથી. આ ક્વાથનો અમે અનુભવ પણ કરેલોછે.

## હરીતક્યાદિ ગુટી.

हरीतकी त्रिवृत्वृद्धदारकाणां पृथग्भवेत् । पलद्वयं कणा शुण्ठी गुडूची गोक्षुरी वरी ॥ सहदेवी विडङ्गं च प्रसेकं पलसम्मितम् । मधुना वटिकां कृत्वा खादेज्ज्वरमपोहति ॥ कासं श्वासं मलस्तम्भं वह्निमान्द्यं नियच्छति ।

अनुभूतम् । इति हरीतक्यादिगुटी ॥

હરડે, નસોતર અને વરધારો એઓ પ્રત્યેકને આઠ આઠ તોલા ભાર લેવાં. પીપળ, સુંઠ, ગળો, ગોખરૂ, શતાવરી, ખપાટ, અને વાવડીંગ એઓ પ્રત્યેકને ચાર ચાર તોલા ભાર લેવાં. એ સઘળા પદાર્થોનું ચૂર્ણ કરી તેની મધમાં ગોળીઓ વાળીને ખાવામાં આવેતો તાવ, ઉધરસ, શ્વાસ, મલબંધ અને અગ્નિની મંદતા મટી જાયછે. આ પ્રયોગનો અમે અનુભવ પણ કરેલોછે.

## લાક્ષાદિ તેલ.

लाक्षा दशाक्षा त्वरुणा षडक्षा सचन्दनं लोहितचन्दनं च ॥ त्वक्पत्रकं वारिमुरा समुस्ता प्रत्येकमेतानि पलोन्मितानि ॥ किराततिक्तास्त्रिवृता सतिक्ताऽमृताकणापर्पटकण्टकार्यः । विडङ्गविश्वामलकानि वासारसानिशावीरणसिन्दुवाराः ॥ एतानि देयानि पृथक्पलार्धमानानि सर्वाणि च भेषजानि । कल्कानमीषां विदधीत गव्यदुग्धेन वै सार्धतुलामितेन ॥ तैलं तिलानां तु तुलानुमानं तेनैव कल्केन शनैः पचेच्च । हन्याज्ज्वरांस्तैलमिदं समस्तान् कुर्याद् बलं वीर्यमतीव पुष्टिम् ॥ विमर्दनादाशु परिश्रमं श्रमं शमं नयेत्संजनयेत् द्युतिं तनोः । तथा व्यथामस्थिसमुद्भवामपि प्रहृत्य निद्रां समुपार्जयेत्सुखम् ॥

अरुणा मञ्जिष्ठा । वारि वालम् । रसा रास्ना ॥ इति लाक्षादितैलम् ।

૬૪ તોલાં લાખ, ૭ તોલાં મજીઠ, ચાર તોલાં સુખડ, ચાર તોલાં રતાંજલિ, ચાર તોલાં તજ, ચાર તોલાં તમાલપત્ર, ચાર તોલાં વાળો, ચાર તોલાં મુરામાંસી, ચાર તોલાં મોથ, બે તોલાં કરીયાતું, બે તોલાં નસોતર, બે તોલાં કડુ, બે તોલાં ગળો, બે તોલાં પીપળ, બે તોલાં ખડસલીયો, બે તોલાં ભોરીંગણી, બે તોલાં વાવડીંગ, બે તોલાં સુંઠ, બે તોલાં અરડૂસો, બે તોલાં રાસ્ના, બે તોલાં હલદર, બે તોલાં કાળોવાળો અને બે તોલાં નગડ એ સઘળાં ઔષધોને છસો રૂપીઆ ભાર ગાયના દુધમાં વાટી ચટણી જેવાં કરવાં. પછી એ ચટણી નાખીને તલનું ચારસોરૂપીઆ ભાર તેલ ધીરે ધીરે પકાવવું. આ તેલ સઘળા પ્રકારના જ્વરોને મટાડેછે, બળ આપેછે, વીર્યને વધારેછે અને પુષ્ટિ આપેછે. આ તેલનું મર્દન કરવાથી પરિશ્રમ તથા શ્રમ તુરત મટેછે, શરીરમાં કાંતિ પ્રાપ્ત થા-

પછે અને હાડકામાં જે વ્યથા હોય તે મટી જઇને સુખથી નિદ્રા આવેછે.

### બીજા પ્રકારનું લાક્ષાદિ તૈલ.

लाक्षारससमं तैलं तैलान्मस्तु चतुर्गुणम् । अश्वगन्धानिशादारुकौन्तीकुष्ठाब्दचन्दनैः ॥ समूर्वारोहिणीरास्नाशताह्वामधुकैः समैः । सिद्धं लाक्षादिकं नाम तैलमभ्यञ्जनादिना ॥ सर्वज्वरक्षयोन्मादश्वासापस्मारवातनुत् । यक्षराक्षसभूतघ्नं गर्भिणीनां च शस्यते ॥

मस्तु दधिजलम् । कौन्ती रेणुका चन्दनमत्र श्वेतमेव न तु रक्तम् । रोहिणी कटुका । इति लाक्षादि ।

લાખનો રસ અને તેલ સમભાગે લેવાં અને દહીંનું પાણી તેલથી ચોગણું લેવું. પછી તેમાં આસોંદ, હળદર, દેવદાર, મેંદીનાં બીજ, કઠ, મોથ, સુખડ, નાહાની પીલુડી, કડુ, રાસ્ના, શતાવરી અને મહુડાં એઓને સમભાગે લઇ તેઓની સાથે ઉપરના પદાર્થોને પકાવતાં જે તેલ સિદ્ધ થાય તે પણ લાક્ષાદિ તૈલ કહેવાયછે. આ તૈલ અભ્યંગ કરવાથી સઘળા જ્વરોને, ક્ષયને, ઉન્માદને, શ્વાસને, વાઇને, વાયુને, યક્ષોને, રાક્ષસોને અને ભૂતોને ટાળેછે. આ તૈલ ગર્ભિણી સ્ત્રીઓને વાસ્તે પણ બહુ સારૂં છે.

### ત્રીજા પ્રકારનું લાક્ષાદિ તૈલ.

लाक्षा हरिद्रा मञ्जिष्ठा फेनिलं मधुकं बला । लामज्जकं चन्दनं च चम्पकं नीलमुत्पलम् ॥ प्रत्येकमेषां पण्मुष्टीः पक्त्वा तोये चतुर्गुणे । चतुर्भागवशेषे तु गर्भे चैतत्समावयेत् ॥ रेणुका पद्मकं चैव वाजिगन्धा तथैव च । वेतसं चीरकं कुष्टं देवदारुनखं त्वचम् ॥ शतपुष्पा पुण्डरीकं मांसी मधुकमेव च । एभिरक्षमितैः कल्कैः कषायेणैव पेषितैः ॥ मस्तुशुक्तारनालानामाढकांशं समावपेत् । क्षीराढकसमायुक्तं तैलप्रस्थं विपाचयेत् ॥ अभ्यङ्गात्तैलमेतद्धि शीघ्रं दाहमपोहति । व्यपोहति तथा वातपित्तश्लेष्मभवज्वरम् ॥ समलापं सतृष्णं च तालुशोषभ्रमान्विनम् । ग्रहोपसृष्टा ये बाला रक्षःसंदूषिताश्च ये ॥ तेषां कष्टं प्रशमयेत्तैलं लाक्षादिकं महत् ॥

फेनिलं बदरी । लामज्जकमुशीरवत्पीतच्छवि तृणविशेषः ॥ लामज्जकं यदा न स्यादुशीरं दीयते तदा । चम्पकमित्यस्य स्थाने कुत्रापि गैरिकमिति पाठः ॥ नीलोत्पलस्यालाभे तु कुमुदं देयमिष्यते । समावपेत्प्रक्षिपेदित्यर्थः । चीरकं ग्रन्थिपर्णस्य भेदो भटिउर इति नैपालदेशे भवति । तदलाभे ग्रन्थिपर्णं देयम् । पुण्डरीकं श्वेतकमलम् । मस्तु दधिजलम् । शुक्तं सन्धानभेदः । आरनालः सोऽपि सन्धानभेदः ॥ इति महालाक्षादितैलम् ॥

લાખ, હળદર, મજીઠ, બોર, મહુડાં, નાગબલા, લામજ્જક, ( એક જાતનું વાળા જેવું પીળું ખડ ) ચંદન, ચંપક અથવા ગેરૂ અને નીલકમલ એ પ્રત્યેકને ચોવીસ ચોવીસ રૂપીઆ ભાર લઇ ચોગણા પાણીમાં પકાવી ચોથા

ભાગનું પાણી અવશેષ રહે ત્યારે તેમાં કવાથથીજ વાટેલાં મેંદીનાં બીજ, પદ્મકાષ્ઠ, આસોંદ, નેતર, ચીરક નામનાં તરકગઠોનાં, કઠ, દેવદાર, નખલા, તજ, સુવા, ધોળું કમળ, જટામાંસી, અને મહુડાં એ પ્રત્યેકનો એક એક રૂપીઆ ભાર કલ્ક નાખવો. તે પછી તેમાં હીનું જળ, શુક્ત અને આરનાલ, (શુક્તનું તથા આરનાલનું લક્ષણ આ ગ્રંથના પ્રથમખંડનાં પૃષ્ઠ ૭૫૬—૫૭ માં લખ્યુંછે તે જોવું.) એ ત્રણે વસ્તુઓને એકંદર બસો છપન રૂપીઆ ભાર લઈ નાખવી. પછી બસો છપન રૂપીયાભાર દુધની સાથે ચોસઠ રૂપીઆ ભાર તેલ લઈ તે તેલમાં ઉપર લખેલા સઘળા પદાર્થોને પકાવવા. આમ કરવાથી જે તેલ સિદ્ધ થાય તેનો અભ્યંગ કરવાથી દાહ તુરત ટળેછે અને વાતજ્વર, પિત્તજ્વર, તથા કફજ્વર એઓ પ્રલાપ સહિત, તરશ સહિત, તાળવાના શોષ સહિત અને ભ્રમ સહિત હોય તોપણ ટળી જાયછે. જેઓને ઓડ વળગ્યું હોય એવા બાલકો અને રાક્ષસોએ દૂષિત કરેલાં માણસો એઓનું કષ્ટ પણ આ મોટા લાક્ષાદિ તૈલથી મટેછે. લામજ્જક ન મળે તો તેને બદલે વાળો નાખવો. નીલકમળ ન મળે તો તેને બદલે કુમુદ નામનું રાત્રિ વિકાસી કમળ નાખવું. ચીરક નામનાં તગરગંઠોનાં કે જે 'ભટિઉર' એ નામથી નેપાલદેશમાં પ્રસિદ્ધ છે અને ત્યાં થાયછે તે ન મળે તો તેને બદલે સાધારણ તગર ગંઠોનાં નાખવાં. આ તૈલ 'મહાલાક્ષાદિ' કહેવાયછે.

## તરૂણ જ્વરમાં દેવાના રસો.

### ઉદક મંજરી રસ.

### अथ नवज्वरे रसाः ।

सूतो गन्धष्टङ्कणः सोषणश्च सर्वैस्तुल्या शर्करा मत्सपित्तैः । भूयो भूयो मर्दयेत्तत्रिरात्रं वल्लो देयः शृङ्गवेरद्रवेण। तोयं शीतं व्यञ्जनैस्तक्रभक्तं वृन्ताकाढ्यं पथ्यमेतत्प्रदिष्टम् । अह्नैवोग्रं हन्ति सद्योज्वरं तु पित्ताधिक्ये मूर्ध्नि तोयं च दद्यात् ॥

अस्य प्रक्रिया पारा शुद्धभाग १ गन्धकभाग १ सोहागाभ्रष्टभाग १ मारिचभाग १ शर्कराभाग ४ रोहितमत्स्यपित्तभाग ४ प्रतिदिनं सर्वं दिनत्रयं मर्द्येत् । रसमिमं रक्तिकात्रयमितमार्द्रकरसेन दद्यात् । ओदनं तक्र वृन्ताकफलं भोक्तुं दद्यात् । व्यञ्जनाद्यैः शीतलमुपचारं कुर्यात् । उदकमञ्जरीरसो नवज्वरेषु सर्वेषु ॥ रसरत्नप्रदीपे ।

એક ભાગ શુદ્ધપારો, એક ભાગ શુદ્ધ ગંધક, એકભાગ મરી, એકભાગ શેકેલો ટંકણખાર, ચાર ભાગ સાકર અને ચાર ભાગ માછલાંનાં પિત્તાં એઓને એકઠાં કરી ત્રણ દિવસ સુધી નિત્ય વારંવાર ખરલમાં વાટવાં. પછી આદુના રસમાં તેની એક વાલભાર માત્રા ખવરાવવી, ટાઢું પાણી પીવરાવવું, પંખાઆદિથી શીતલ ઉપચાર કરવા અને છાશ, ભાત તથા રીંગણાનું શાક એ પથ્યમાં આપવાં. આમ કરવાથી ઉગ્ર તરૂણ જ્વર પણ એક દિવસમાંજ ટળી જાયછે. આ રસ ખાવાથી જો વધારે ગ-

રમી થઇ જણાય તો રોગીના માથા ઉપર ટાઢું પાણી રેડવું. સઘળા તરુણ જ્વરો ઉપર ચાલનારો આ ઊદકમંજરી નામનો રસ 'રસરત્નપ્રદીપ' નામના ગ્રંથમાં કહ્યોછે.

### જ્વર ધૂમકેતુ રસ.

अद्यात्समं सूतसमुद्रफेनं हिङ्गूलगन्धं परिमृद्य यामम् । नवज्वरे वल्लयुगं त्रियस्रमार्द्राम्भसाऽयं ज्वरधूमकेतुः ॥

अथ प्रक्रिया । पारा शुन्धगन्धक शुद्धहिङ्गूल शुद्ध समुद्रफेण समभागं सर्वयाममेकमार्द्रकरसेन संमर्द्य रक्तिकापट्कमितमार्द्रकरसेन दिनत्रयं नवज्वरी भक्षयेत् । दिनत्रयान्नवज्वरो नश्येत् ॥ इति ज्वरधूमकेतुः रसेन्द्रचिन्तामणौ ॥

શુદ્ધ પારો, શુદ્ધ સમુદ્રફેણ, શુદ્ધ હીંગળો અને શુદ્ધ ગંધક એઓને સમભાગે લઇ સર્વને એક પોહોર સુધી આદુના રસથી ખરલમાં વાટી તેની છ છ રતિ ભારની માત્રા આદુના રસમાં ત્રણ દિવસ સુધી ખાવામાં આવે તો ત્રણ દિવસમાંજ તરુણજ્વર નાશ પામેછે. આ જ્વર ધૂમકેતુ નામનો રસ 'રસેંદ્ર ચિંતામણિ' નામના ગ્રંથમાં કહ્યોછે.

### મહાજ્વરાંકુશ રસ.

शुद्धसूतो विषं गन्धः प्रत्येकं शाणसंमितः। धूर्तबीजं त्रिशाणं स्यात् सर्वेभ्यो द्विगुणा भवेत् । हेमाह्वा कारयेदेषां सूक्ष्मं चूर्ण प्रयत्नतः ॥ जम्बीरजीरकैर्देयं चूर्णं गुञ्जाद्वयोन्मितम् । आर्द्रकस्य रसेनापि ज्वरं हन्ति त्रिदोषजम् । एकाहिकं द्व्याहिकं च त्र्याहिकं च चतुर्थकम् । विषमं च ज्वरं हन्यान्नवं जीर्णं च सर्वथा ॥ महाज्वराङ्कुशो नाम्ना रसोऽयं सर्वसंमतः ॥

प्रक्रिया । शुद्धपारा शुद्धगन्धक शुद्धविष प्रत्येकं टङ्कं १ धत्तूरबीजटङ्कं ३ चोकटङ्क १२ सर्वेषां चूर्णमतिसूक्ष्मं कर्तव्यम् । इति महाज्वराङ्कुशः सर्वज्वरेषु शार्ङ्गधरे ॥

ચોવીશ ચણોઠી ભાર શુદ્ધ પારો, ચોવીશ ચણોઠી ભાર શુદ્ધ વછનાગ, ચોવીશ ચણોઠી ભાર શુદ્ધ ગંધક, બોંતેર ચણોઠીભાર ધંતુરાનાં બીજ અને એ સર્વથી બમણી પીળાં ફુલવાળી દારૂડી એઓનું પ્રયત્નપૂર્વક અત્યંત ઝીણું ચૂર્ણ કરી તેમાંથી બે ચણોઠીભાર ચૂર્ણ લીંબુમાં તથા જીરામાં અથવા આદુના રસમાં ખવરાવવું. આમ કરવાથી ત્રણે દોષોથી ઉત્પન્ન થએલો જ્વર પણ નાશ પામેછે. રોજીઓ, એકાંતરીઓ, તરીઓ, ચોથીઓ, વિષમજ્વર, નવોજ્વર અને જીર્ણજ્વર પણ સર્વથા નાશ પામેછે. આ મહાજ્વરાંકુશ નામનો રસ સઘળા વૈદ્યોએ સ્વીકારેલો છે. સઘળા જ્વરો ઉપર ચાલનારો આ મહાજ્વરાંકુશ રસ શાર્ઙ્ગધર નામના ગ્રંથમાં કહ્યોછે.

### જ્વરઘ્ની વટિકા.

एको भागो रसाच्छुद्धाच्छैलेयः पिप्पली शिवा । आकारकरभो गन्धः कटुतैलेन शोधितः ॥ फलानि चेन्द्रवारुण्याश्चतुर्भागमिता अमी । एकत्र मर्द-

येच्चूर्णमिन्द्रवारुणिकारसैः । मापोन्मितां वटीं कृत्वा दद्यात्सद्योज्वरे बुधः । छिन्ना रसानुपानेन ज्वरघ्नी वटिका मता ॥

शैलेयः छर इति लोके । शिवा हरीतकी । आकारकरभ. अकरकरा इति लोके । चतुर्भागमिता अमी शैलेयादयः । पट् समुदिता भागचतुष्टयमिताः । ज्वरघ्नी वटिका शार्ङ्गधरे ॥

એકભાગ શુદ્ધ પારો અને ચાર ભાગમાં દગડફૂલ, પીપળ, હરડે, અકલકરો, સરસીયા તેલથી શુદ્ધ કરેલો ગંધક અને ઇંદ્રવારણાંનાં ફળ એ છ વાનાં એઓનું એકઠું ચૂર્ણ કરી તેને ઇંદ્રવારણીના રસમાં વાટવું. પછી તેની અડદ જેવડી ગોળી કરીને સમજુ વૈદ્યે ગળોના રસના અનુપાનથી તરૂણજ્વરમાં દેવી. આ ગોળીથી તાવનો નાશ થાયછે માટે જ્વરઘ્ની કેહેવાયછે. આ જ્વરઘ્ની ગોળી શાર્ઙ્ગધર નામના ગ્રંથમાં કહીછે.

## બીજા પ્રકારની જ્વરઘ્ની વટિકા.

रसं गन्धं च दरदं जैपालं क्रमवर्धितम् । दन्तीरसेन संपिष्य वटी गुञ्जमिता भवेत् ॥ प्रभाते सितया सार्धं भक्षिता शीतवारिणा । एकेन दिवसेनैषा नवज्वरहरी भवेत् ॥

इति ज्वरघ्नी वटिका रसरत्नप्रदीपे ॥

એક ભાગ શુદ્ધ પારો, બે ભાગ ગંધક, ત્રણ ભાગ હીંગળો અને ચાર ભાગ નેપાળો એઓને નેપાળાના મૂળના રસમાં વાટી એક એક ચણોઠીભાર ગોળીઓ કરવી. આ ગોળી પ્રાતઃકાલમાં સાકરની સાથે ટાઢા પાણીથી ખાવામાં આવે તો એક દિવસમાં તરૂણ જ્વરનો નાશ કરેછે. આ જ્વરઘ્ની વટિકા 'રસરત્ન પ્રદીપ' નામના ગ્રંથમાં કહીછે.

## નવજ્વર હરીવટી.

रसो गन्धो विषं शुण्ठी पिप्पली मरिचानि च । पथ्या बिभीतकं धात्री दन्तीबीजं च शोधितम् ॥ चूर्णमेषां समांशानां द्रोणपुष्पीरसैः पुटेत् । वटीं माषनिभां कुर्याद्भक्षयेन्नूतने ज्वरे ॥

इति नवज्वरहरी वटी ॥

શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, શુદ્ધ વછનાગ, શુંઠ, પીપળ, મરી, હરડે, બેહેડાં, આમળાં, અને શુદ્ધ કરેલાં નેપાળાંનાં બીજ એઓને સમભાગે લઈ ચૂર્ણ કરીને કુબાના રસમાં વાટવાં. પછી તેની અડદ જેવડી ગોળી કરીને તરૂણ જ્વરમાં ખાવામાં આવે તો તરૂણ જ્વરનો નાશ થઈ જાયછે.

## સર્વજ્વર ચ્છેત્રીવટી.

एकभागो रसो भागद्वयं शुद्धं च गन्धकम् । गरलस्य त्रयो भागा चतुर्भागा हिमावती ॥ जैपालकः पञ्चभागो निम्बुद्रवविमर्दितः । कृमिघ्नप्रमिता वट्यः कार्याः सर्वज्वरच्छिदः ॥ शृङ्गवेरेण दातव्या वटिकैका दिनेदिने । जीर्णे ज्वरे तथाऽजीर्णे सामे वा विषमे तथा ॥ ज्वरं सर्वं निहन्त्याशु दावो वनमिवानलः ॥

इति नवज्वरे रसः ॥

એક ભાગ શુદ્ધ પારો, બે ભાગ શુદ્ધ ગંધક, ત્રણ ભાગ વછનાગ, ચારભાગ પીળાં ફુલવાળી દારૂડી અને પાંચભાગ નેપાળો એઓને લીંબુના રસથી વાટી વાવડીંગ જેવડી ગોળીઓ કરવી. એ ગોળીઓમાંથી નિત્ય એક એક ગોળી આદુના રસમાં દેવામાં આવે તો જીર્ણ-જ્વર, તરૂણજ્વર, સામજ્વર તથા વિષમજ્વર પણ મટેછે. જેમ દાવાનળ વનનો નાશ કરેછે તેમ આ ગોળી સર્વ પ્રકારના જ્વરનો નાશ કરેછે.

## સામાન્ય જ્વરઉપર દેવાના રસો

## મહાજ્વરાંકુશ રસ.

## अथ सामान्यज्वरे रसाः ।

शुद्धं सूतं विषं गन्धं धूर्तबीजं त्रिभिः समम् । चतुर्णां द्विगुणं व्योषचूर्णं गुञ्जाद्वयोन्मितम् ॥ आर्द्रकस्य रसैः किंवा जम्बीरस्य रसैर्युतम् । महाज्वराङ्कुशो नाम्ना सर्वज्वरविनाशनः ॥ एकाहिकं द्व्याहिकं च त्र्याहिकं च चतुर्थकम् । विषमं वा त्रिदोषं वा ज्वरं हन्ति न संशयः ॥

प्रक्रिया । शुद्धपारदटङ्क १ शुद्धविषटङ्क १ शुद्धगन्धकटङ्क १ धत्तूरबीजटङ्क ३ त्रिकटु प्रत्येकटङ्क ४ सर्वेषां चूर्णमतिसूक्ष्मं कर्त्तव्यम् । इति महाज्वराङ्कुशः सर्वज्वरेषु ॥

એક ટંક (ચોવીશ ચણોઠી ભાર) શુદ્ધ પારો, એક ટંક શુદ્ધ વછનાગ, એક ટંક શુદ્ધ ગંધક, ત્રણ ટંક ધંતુરાનાં બીજ, ચાર ટંક મરી, ચાર ટંક સુંઠ અને ચાર-ટંક પીપળ એઓનું અત્યંત ઝીણું ચૂર્ણ કરી તેમાંથી બે રતીભાર ચૂર્ણ આદુના રસમાં અથવા લીંબુના રસમાં દેવું. આ મહાજ્વરાંકુશ નામનો રસ સઘળા જ્વરોનો નાશ કરેછે. રોજીયો તાવ, એકાંતરીયો તાવ, તરીયો તાવ, ચોથીઓ તાવ, વિષમજ્વર અને ત્રણે દોષોથી થએલો જ્વર એઓને આ રસ હણી નાખેછે એમાં સંશય નથી. આ રસ સઘળા જ્વરો ઉપર ચાલેછે.

## શ્વાસકુઠાર રસ.

सूतं गन्धं विषं चैव टङ्कणं च मनःशिलाम् । एतानि टङ्कमात्राणि मरिचं त्वष्टटङ्ककम् ॥ कटुत्रयं टङ्कषट्कं खल्वे क्षिप्त्वा विचूर्णयेत् । रसः श्वासकुठारोऽयं सर्वज्वरहरः परः ॥

इति श्वासकुठारो रसः । श्वासे सर्वज्वरे रसरत्नाकरे ॥

એક ટંક (ચોવીશ ચણોઠી ભાર) શુદ્ધ પારો, એક ટંક શુદ્ધ વછનાગ, એક ટંક ટંકણખાર, એક ટંક મણશીલ, આઠ ટંક મરી, અને છ ટંક સુંઠ. મરી તથા પીપળ એઓને ખરલમાં નાખી તેઓનું ચૂર્ણ કરવું. આ શ્વાસકુઠાર નામનો રસ સઘળા જ્વરોને સારી રીતે મટાડે છે. આ રસ 'રસરત્નાકર' નામના ગ્રંથમાં કહ્યોછે.

## જ્વરાંકુશ.

दारुमूषां शिखिग्रीवां रसकं च पृथक् पृथक् । टङ्कत्रयानुमानेन गृहीत्वा कनकद्रवैः-॥ मर्दयेत् त्रिदिनं कार्या वटी चणकमात्रया । मरिचैरेकविंशत्या सप्तभिस्तुलसीदलैः ॥ खादेद्वटीद्वयं पथ्यं दुग्धभक्तं सशर्करम् । तरुणं विषमं जीर्णं हन्यात्सर्वज्वरं ध्रुवम् ॥

दारुमूखा दारुमूसी । शिखिग्रीवा तुत्थम् । रसकं खपरिआ प्रत्येकं स्यात् । टङ्क ३ धत्तूरपत्रस्य रसेन मर्द्दयेत् । इति ज्वराङ्कुशः सर्वज्वरेषु ॥

ત્રણ ટંક દારૂમૂખા, (ગુજરાતીમાં પ્રસિદ્ધ નથી) ત્રણ ટંક મોરથુથુ અને ત્રણ ટંક ખાપરીયો એઓને લઈ ધંતુરાના રસથી ત્રણ દિવસ સુધી વાટી ચણા જેવડી ગોળીઓ કરવી. એ ગોળીઓમાંથી બે ગોળીઓ એકવીશ મરીની સાથે અને સાત તુલસીપત્રોની સાથે ખાવી. ઉપર સાકર સહિત દુધભાતનું પથ્ય કરવું. આ ગોળીઓ તરૂણજ્વરને, વિષમજ્વરને, જીર્ણજ્વરને અને સઘળા પ્રકારના જ્વરોને અવશ્ય મટાડેછે. આ જ્વરાંકુશ સર્વ જ્વરો ઉપર ચાલેછે.

## હુતાશન રસ.

नागरं कर्षमात्रं च टङ्कणं कर्षकद्वयम् । मरिचं सार्धकर्षं स्यात्तावद्दग्धवराटकम् ॥ विषं कर्षचतुर्थांशं सर्वमेकत्र चूर्णयेत् । रसो हुताशनो नाम्ना खाद्यो गुञ्जामितो ज्वरे ॥

इति हुताशनो रसः ॥

એક તોલું સુંઠ, બે તોલાં ટંકણખાર, દોઢ તોલું મરી, દોઢ તોલું બાળેલી કોડીઓ અને રૂપીઆના ચતુર્થાંશભાર વછનાગ એ સર્વને લઈ તેઓનું એકંદર ચૂર્ણ કરવું આ રસ 'હુતાશન' નામથી પ્રસિદ્ધ છે અને તેને જ્વર ઉપર એક ચણોઠી ભાર ખાવો.

## જીર્ણ જ્વરઘ્ની વટિકા.

शुद्धनैपालटङ्कं तु कट्वीं टङ्कद्वयोन्मिताम् । गैरिकं टङ्कमेकं च कन्या नीरेण मर्द्दयेत् ॥ कलायसदृशी कार्या वटिका तां च भक्षयेत् । शीतलेन जलेनैव वटी जीर्णज्वरापहा ॥

इति जीर्णज्वरघ्नी वटिका ॥

એક ટંક (ચોવીશ ચણોઠી ભાર) શુદ્ધ નેપાળો, બે ટંક કડુ, અને એક ટંક ગેરૂ એઓને કુંવારના રસમાં ખૂબ વાટી વટાણાજેવડી ગોળીઓ કરવી. આ ગોળીઓમાંથી એક એક ગોળી ટાઢા પાણીથી ખાવામાં આવે તો જીર્ણજ્વર મટી જાયછે.

## રવિસુંદર રસ.

द्विभागतालेन हतं च ताम्रं रसं च गन्धं च समीनमायु । विषं समं च द्विगुणं च ताम्रं त्रिःसप्तवारेण दिवाकरांशौ ॥ विमर्द्य चारिष्टरसेन चूर्णं गुञ्जैकदत्तं सितया समेतम् । ज्वराङ्कुशोऽयं रविसुन्दराख्यो ज्वरान्निहन्त्यष्टविधान् समस्तान् ॥

अस्य प्रक्रिया । पाराटङ्क १ गन्धटङ्क १ विषटङ्क १ द्विगुणतालकहतताम्रटङ्क २ रोहूमत्स्यके पित्तटङ्क १ सर्वमेकत्र चूर्णयित्वा निंबपत्ररसैर्भावयित्वा २१ उष्णे संशोष्य रक्तिकामात्रं १ श्वेतशर्करया भक्षणीयम् । इति सर्वज्वरे रविसुन्दरो रसः ॥

એક ટંક (ચોવીશ ચણોઠી ભાર) શુદ્ધ પારો, એક ટંક શુદ્ધ ગંધક, એક ટંક શુદ્ધ વછનાગ, એક ટંક રોહીડા નામના માછલાનું પિત્તું અને બેવડી હરતાલથી મારેલું બે ટંક ત્રાંબું એઓને એકઠાં કરી ચૂર્ણ કરી લીંબડાના પા-

નડાંના રસની ભાવનાઓ આપી એકવીશ વાર સૂર્યના તડકામાં સુકાવી તેમાંથી એક રતીભાર ચૂર્ણ ધોળી સાકરની સાથે તાવવાળાને ખવરાવવું. આ રવિસુંદર નામનો જ્વરાંકુશ આઠે પ્રકારના સર્વે જ્વરોને હણી નાખેછે. આ રસ સઘળા જ્વરોમાં કામ લાગેછે.

## કજળી કરવાની રીત તથા તેના ગુણો.

शुद्धं सूतं तथा गन्धं खल्ले तावद्विमर्दयेत् । सूतं न दृश्यते यावत्किन्तु तत्कज्जलं भवेत् ॥ एषा कज्जलिका ख्याता बृंहणी वीर्यवर्धिनी । नानानुपानयोगेन सर्वव्याधिविनाशिनी ॥

શુદ્ધ પારાને અને શુદ્ધ ગંધકને લઈ ખરલમાં એટલા સુધી વાટવાં કે જ્યાં સુધી પારો નહીં દેખવામાં આવતાં કજળી થઈ જાય. આ કજળી ધાતુઓને તથા વીર્યને વધારનાર કહેવાયછે અને તે અનેક પ્રકારનાં અનુપાનોના યોગથી સઘળા રોગોનો નાશ કરેછે. આ રીતિ તથા ગુણો 'રસરત્નપ્રદીપ' નામના ગ્રંથમાં કહેલછે.

## રસપર્પટી.

### कज्जलिकाविधानं तद्गुणाश्च रसरत्नप्रदीपे ।

जपापत्ररसेनाथ वर्धमानरसेन च । भृङ्गराजरसेनापि काकमाच्या रसेन च ॥ रसं संशोधयेत्तेन तत्समं शोधयेद्बलिम् । भृङ्गराजरसैः पिष्ट्वा शोषयेदर्करश्मिभिः ॥ सप्तधा वा त्रिधा वा पि पश्चाच्चूर्णं तु कारयेत् । चूर्णयित्वा समं तेन रसेन सह मर्दयेत् ॥ नष्टसूतं यदा चूर्णं भवेत्कज्जलसन्निभम् । निर्धूमबदराङ्गारे द्रवीकुर्यात्प्रयत्नतः ॥ तत्र तं महिषीविष्ठास्थापिते कदलीदले । निःक्षिपेत्तदुपर्यन्यत्पत्रं दत्त्वा प्रपीडयेत् । शीतलं च ततः पत्रात्समुद्धृत्य विचूर्णयेत् । एवं सिद्धा भवेद्व्याधिवातिनी रसपर्पटी ॥ ज्वरादिव्याधिभिर्व्याप्तं विश्वं दृष्ट्वा पुरा हरः । चकार कृपया युक्तः सुधावद्रसपर्पटीम् । रक्तिकासंमितां तावद्भ्रष्टजीरससंयुताम् । गुञ्जार्धभ्रष्टहिङ्ग्वाढ्यां भक्षयेद्रसपर्पटीम्। रोगानुरूपभैषज्यैरपि तां भक्षयेद्बुधः । पिबेत्तदनु पानीयं शीतलं चुलकत्रयम्॥ प्रत्यहं तस्य चैकैकां रक्तिकां वर्धयेद्भिषक् । नाधिकां दशगुञ्जातो भक्षयेत्तां कदाचन ॥ एकादशदिनारम्भात्तां तथैवापकर्षयेत् । एवमेतां समश्नीयान्नरो विंशतिवासरान् ॥ शिवं गुरूंस्तथा विप्रान् पूजयित्वा प्रणम्य च । श्रद्धया भक्षयेदेतां क्षीरमांसरसाशनः ॥ ज्वरं च ग्रहणीं वापि तथातीसारमेव च । कामलां पाण्डुरोगं च शूलप्लीहजलोदरम् । एवमादीन् गदान्हत्वा हृष्टः पुष्टश्च वीर्यवान् ॥ जीवेद्वर्षशतं साग्रं वलीपलितवर्जितः ॥

इति रसपर्पटी ॥

જાસુદનાં પાનડાંના રસથી, ધોળા એરડાના રસથી, ભાંગરાના રસથી અને પીલુડીના રસથી પારાને શુદ્ધ કરવો અને પારા જેટલાજ ગંધકને પણ શુદ્ધ

કરવો પછી ગંધકને ભાંગરાના રસમાં વાટી સાતવાર અથવા ત્રણવાર સૂર્યના તડકામાં સુકાવવો. પછી તે ગંધકનું ચૂર્ણ કરી પારાની સાથે એવી રીતે વાટવું કે તેમાં પારા નજ દેખાય અને ચૂર્ણ કાજળ જેવું થઈ જાય. પછી તે ચૂર્ણને ધુમાડા વગરના બોરડીના લાકડાના અંગારામાં પ્રયત્નપૂર્વક પીગળાવવું. પીગળાવીને તેને લેંશના છાણ ઉપર રાખેલ કેળના પાનડામાં ઢાળી નાખવું અને તે ઉપર કેળનું બીજું પાનડું મુકીને દાબ દેવો. ટાઢું થઈ જાય ત્યારે પાનડા ઉપરથી લઇ લઇને તેનું ચૂર્ણ કરવું. આ પ્રમાણે કરવાથી રસપર્પટી સિદ્ધ થાયછે અને તે સઘળા રોગોનો નાશ કરેછે. પૂર્વે સદાશિવે જગતને જ્વર આદિ રોગોથી ઘેરાએલું જોઈ દયાને લીધે આ અમૃત જેવી રસપર્પટી કરી હતી. આ રસપર્પટીને એક રતી ભાર લઈ તેમાં શેકેલું જીરૂં અને અરધી રતીભાર શેકેલી હીંગ નાખીને ખાવી. તે તે રોગોને અનુસરતાં બીજાં અનુપાનોની સાથે પણ સમજુએ આ રસપર્પટી ખાવી અને તે ઉપર ત્રણ અંજલિ ટાઢું પાણી પીવું. વૈદ્યે નિત્ય આ રસપર્પટીની એક એક રતી વધારવી. દશ રતીથી વધારે કદીપણ આ રસપર્પટીનું ભક્ષણ કરવું નહી. અગીયારમા દિવસના આરંભથી પાછી એવીજ રીતે ખાવામાં એક એક રતી ઓછી કરતી જવી. આ પ્રમાણે માણસે વીસ દિવસ સુધી રસપર્પટી ખાવી. શિવને, ગુરૂઓને તથા બ્રાહ્મણોને પૂજી પ્રણામ કરીને શ્રદ્ધાથી આ રસપર્પટીનું ભક્ષણ કરવું અને તે ઉપર દુધનું તથા માંસના રસાનું પથ્ય કરવું. આ રસપર્પટી ખાવાથી માણસ જ્વરને, સંગ્રહણીને, અતિસારને, કમળાને, પાંડુરોગને, શૂળને, બરલના દરદને, જલોદરને અને એ જેવા બીજા રોગોને પણ હણી નાખી વળીથી તથા ધોળા કેશથી રહિત થઈ હૃષ્ટપુષ્ટ તથા ઘણા વીર્યવાળો થઇ સો વર્ષ કરતાં પણ કાંઇક અધિક જીવેછે.

## જ્વરવાળાને અન્ન દેવાનો સમય.

## अथ ज्वरिणोऽन्नदानसमय-स्तत्र चरकः ।

क्षुत्सम्भवति पक्वेषु रसदोषमलेषु च । काले वा यदिवाऽकाले सोऽन्नकाल उदाहृतः ॥ अन्यच्च । आमे पाकं गते नृणां यदा भोजनलालसा । भवेत्काले ह्यकाले वा सोऽन्नकाल उदाहृतः ॥

तत्र कालमाह । ज्वरस्य पाकावस्थान्नदानकालः । ज्वरस्य पाककालश्च ॥

वातिकः सप्तरात्रेण दशरात्रेण पैत्तिकः । श्लैष्मिको द्वादशाहेन ज्वरः पाकमुपैति हि ॥

ज्वरस्य पाक उपशमः ज्वरपाकेनैव रसपाको दोषपाकोऽपि कथितो यथा ॥ दोषपाकं विना ज्वरपाको न भवति रसपाकं विना दोषपाकश्च न भवति । ननु यथा पैत्तिकज्वरो दशाहोरात्रेण पाकं याति ॥ एकादशदिनेऽन्नं दीयते । तथा श्लेष्मिको ज्वरो द्वादशाहोरात्रेण पाकं याति। त्रयोदेश दिवसेऽन्नं दीयते । तथा वातिकोऽपि

ज्वरः सप्ताहोरात्रेण पाकं याति अष्टमे दिवसेऽन्नं कथं न दीयते । कथं सप्तम एव दिवसेऽन्नं दीयते इति । उच्यते ॥

**कफपित्ते द्रवे धातू सहेते लङ्घनं बहु । आमक्षयादूर्ध्वमपि वायुर्न सहते क्षणम् ॥**

इति वचनादामरसपाके जाते आहारलाभं विना वायुः क्षणमात्रमपि सोढुं न शक्नोति स आशुकारित्वात् क्षणादाक्षेपकादीन् विकारान् सञ्जनयति । अतो वातिके ज्वरे पाकदिनानामन्तिमे सप्तम एव दिनेऽन्नं दीयते ॥ तथा च धन्वन्तरिः ॥

**ज्वराभिभूतः षडहे व्यतीते विपक्वदोषः कृतलङ्घनादिः । यो भेषजं खादति वैद्यवश्यो निःसंशयं हन्त्यचिरात्स रोगान् ॥**

ज्वराभिभूतः वातज्वराभिभूतः विपक्वदोषः पक्ववातः कृतलङ्घनादिः । आदिशब्दात् कृतपक्वजलपाननिर्वातगृहवासगुरूष्णवसनधारणादिः भेषजमित्यन्नस्याप्युपलक्षणम् । अतएवाह चरकः ॥

**ज्वरितं षडहेऽतीते लघ्वन्नं प्रतिभोजितम् । पाचनं शमनीयं वा कषायं पाययेत्तु तम् इति ॥**

ज्वरितं वातज्वरिणम् । षडहेऽतीत इत्युपलक्षणम् । पित्तज्वरिणं दशाहेऽतीते । लघ्वन्नं भोजितं ज्वरिणम् ॥

**पाचनं शमनीयं वा कषायं पाययेत् पुनः । श्लेष्मज्वरिणं द्वादशाहेऽतीते । स एव सर्वज्वरिणं दिनान्ते भोजयेल्लघु ॥**

दिनान्ते अन्तशब्दोऽत्र मध्यवाची तेन त्रिधा विभक्तस्य दिवसस्य मध्यभागे पित्तस्य प्राधान्यसमये । उक्तं च वाग्भटेन ॥

**ते व्यापिनोऽपि हृन्नाभ्योरधोमध्योर्ध्वसंश्रयाः । वयोऽहोरात्रभुक्तानां तेऽन्तमध्यादिगाः क्रमात् ॥**

ते वातपित्तश्लेष्माणः पित्तकालोऽपि मध्याह्नादर्वाक् । यत आह ॥

**याममध्ये न भोक्तव्यं यामयुग्मं न लङ्घयेत् । याममध्ये रसोत्पत्तिर्यामयुग्माद्बलक्षयः ॥**

एतत्संख्यापरमिति चेत्तन्न यत आह ।

**श्लेष्मक्षये प्रवृद्धोष्मा बलवाननलस्तदा । वेगापायेऽन्यथा तद्धि ज्वरवेगाभिवर्धनम् ॥**

तदा पित्तप्राधान्यसमये अन्यथा उक्तसमयादन्यथा वेगापाये जठराग्निवेगनाशे तद्भोजनं ज्वरवेगाभिवर्धनं भवतीत्यर्थः ॥

ચરક કહેછે કે "રસ, દોષ અને મળ પાકી જાય ત્યારે ભૂખ લાગેછે માટે સમયસર અથવા સમય વગર પણ જ્યારે ભૂખ લાગે ત્યારે રોગીને અન્ન દેવાનો સમય છે એમ સમજવું." બીજું પણ કહ્યું છે કે "જ્યારે આમ પાકી જાય ત્યારે માણસોને ભોજનની ઇચ્છા થાયછે માટે સમયસર અથવા સમયવગર પણ જ્યારે એ ઇચ્છા થાય ત્યારે અન્ન દેવાનો સમય છે એમસમજવું." આ ઉપરથી સિદ્ધ થયું કે જ્વર જ્યારે પાકી જાય ત્યારે અન્ન દેવું. વાતજ્વર સાતરાતે, પિત્તજ્વર દશરાતે અને કફ્જ્વર બારરાતે પાકને પ્રાપ્ત થાયછે.

પાક એટલે ઉપશમ એમ સમજવું. જ્વરનો પાક થાય ત્યારેજ રસનો પાક થાયછે અને દોષનો પણ પાક થાયછે. કહ્યું છે કે "દોષનો પાક થયાવિના જ્વરનો પાક થતો નથી અને રસનો પાક થયાવિના દોષનો પાક થતો નથી.

શંકા—જેમ પિત્તજ્વર દશ અહોરાત્રે પાકેછે એટલે અગીયારમે દિવસે અન્ન દેવામાં આવેછે અને કફજ્વર બાર અહોરાત્રે પાકેછે એટલે તેરમે દિવસે અન્ન દેવામાં આવેછે. તેમ વાતજ્વર સાત અહોરાત્રે પાકેછે માટે તે જ્વરમાં આઠમે દિવસે અન્ન દેવું જોઇએ પણ તેમ નહી કરતાં સાતમે દિવસેજ અન્ન શા માટે આપવામાં આવેછે?

સમાધાન—"કફ અને પિત્ત એ બે ધાતુઓ દ્રવરૂપ હોવાથી ઘણા લંઘનનું સહન કરેછે પણ વાયુ તો આમ પાક્યા પછી ક્ષણમાત્ર પણ લંઘનનું સહન કરી શકે એમ નથી." એ વચન ઉપરથી સિદ્ધ થાયછે કે આમરસનો પાક થયા પછી આહાર ન મળે તો વાયુ ક્ષણમાત્ર પણ સહન કરી શકે એમ નથી અને પોતામાં શીઘ્રકરનારપણાનો સ્વભાવ હોવાને લીધે ક્ષણમાત્રમાં શરીરને ડોલાવી નાખવા આદિ વિકારોને ઉત્પન્ન કરેછે માટે વાતજ્વરમાં પાકવાના દિવસોના અંત્ય દિવસે એટલે સાતમે દિવસેજ અન્ન દેવામાં આવેછે. ધન્વંતરિએ કહ્યું છે કે "વાતજ્વરથી પરાભવ પામેલો જે માણસ વૈદ્યના કહેવા પ્રમાણે લંઘન, ઉકાળેલાં જલનું પાન, વાયુવગરના ઘરમાં નિવાસ અને ભારે તથા ગરમ વસ્ત્રોનું ધારણ ઇત્યાદિક નિયમો પાળતાં વાયુરૂપી દોષ પાકી ગયા પછી એટલે છ દિવસ વ્યતીત થયા પછી અન્નનું અને ઔષધનું ભક્ષણ કરેછે તે માણસ થોડા કાળમાં રોગોને હણી નાખેછે." એટલામાટેજ ચરક પણ કેહેછે કે "વાતજ્વરવાળાને છ દિવસ વ્યતીત થયા પછી, પિત્તજ્વરવાળાને દશ દિવસ વ્યતીત થયા પછી અને કફજ્વરવાળાને બાર દિવસ વ્યતીત થયા પછી હલકું અન્ન જમાડીને પાચન અથવા શમન કષાય પાવો." વળીપણ કહ્યું છે કે "વૈદ્યે સર્વ જ્વરવાળાઓને પાચન અથવા શમન ક્વાથ પાવા અને દિવસના ત્રણ ભાગ કરી તેના મધ્યભાગમાં એટલે પિત્તના પ્રાધાન્યના સમયમાં હલકું અન્ન જમાડવું." પિત્તના પ્રાધાન્યનો સમય દિવસનો મધ્યભાગ છે એમ વાગ્ભટના વચન ઉપરથી સિદ્ધ થાયછે. વાગ્ભટ કેહેછે કે "વાત પિત્ત અને કફ જો કે સઘળા શરીરમાં વ્યાપ્ત છે તોપણ અનુક્રમે હૃદયના તથા નાભિના નીચલા ભાગમાં, મધ્યભાગમાં તથા ઉપરના ભાગમાં વિશેષે કરી રેહેછે અને તેમજ અનુક્રમે અવસ્થાના, દિવસના, રાત્રિના, તથા ભોજનના અંતમાં, મધ્યમાં તથા આદિમાં પ્રધાનપણું પામેછે." પિત્તના પ્રધાનપણાનો સમય જોકે દિવસનો સઘળો મધ્યભાગ છે તોપણ રોગીને બપોર થયાની અગાઉ અન્ન દેવું જોઇએ. કારણ કે "એક પોહોરની અંદર જમવું નહીં અને બે પોહોર જમ્યા વગરના કાહાડવા નહી. એક પોહોરની અંદર જમવામાં આવેતો રસની ઉત્પત્તિ થાયછે અને બે

પોહોર જમ્યા વગરના કાહાડી નાખવામાં આવેતો બળનો ક્ષય થાયછે." એમ કહ્યુંછે.

શંકા—ઉપર કહેલું વચન કાંઇ બપોર પેહેલાંજ અન્ન દેવાને વાસ્તે નથી પણ ગમે ત્યારે એક પોહોરમાં બે વાર જમવું નહી અને લાગઠ બે પોહોર જમ્યા વગરના કાહાડવા નહી એમ જણાવવાને વાસ્તે છે તે છતાં તમે એ વચન ઉપરથી બપોર પેહેલાંજ જમવા દેવાનું કેમ ઠરાવો છો?

સમાધાન—"દિવસનો આદિ ભાગ પુરો થતાં કફનો ક્ષય થાયછે અને અગ્નિ વધારે ગરમીવાળો થઇને બળવાન થાયછે માટે એ જઠરાગ્નિના વેગના સમયમાંજ ભોજન દેવું જોઇએ. વેગ શાંત થઇ ગયા પછી ભોજન દેવામાં આવેતો તે ભોજન જ્વરના વેગને વધારેછે" એમ શાસ્ત્રમાં કહ્યુંછે માટે ઉપર કહેલા વચનનો અભિપ્રાય અમારા કહ્યાપ્રમાણેજ છે એમ સિદ્ધ થાયછે.

## વિષમ જ્વરવાળાને અન્ન દેવાનો સમય.

## अत्र विषमज्वरिणोऽन्नदानकालविशेषमाह चरकः ।

सर्वज्वरेषु सप्ताहं मात्रावल्लघु भोजयेत् । वेगापायेऽन्यथा तद्धि ज्वरवेगाभिवर्धनम् ॥

सर्वज्वरेषु सर्वविषमज्वरेषु वेगापाये ज्वरवेगापाये भोजयेत् । अन्यथा ज्वरवेगापायं विना तद्भोजनं ज्वरवेगाभिवर्धनं भवति ॥

ચરક કેહેછે કે "સઘળા પ્રકારના વિષમ જ્વરોમાં જ્વરનો વેગ શાંત થઇ જાય ત્યારે સાત દિવસ સુધી માત્રાના પ્રમાણથી નીમેલું હલકું અન્ન જમાડવું. જ્વરનો વેગ શાંત થયાવિના ભોજન દેવામાં આવે તો તે ભોજન જ્વરના વેગને વધારેછે.

## રોગીને અન્ન જમવાનું ઠેકાણું.

## अथान्नग्रहणाय स्थानमाह ।

आहारनिर्हारविहारयोगाः सदैव सद्भिर्विजने विधेयाः ॥ इति ।

સજ્જનોએ આહાર, વિહાર અને મલમૂત્રાદિક સર્વદા નિર્જનસ્થલમાંજ કરવાં જોઇએ.

## જ્વરવાળો અત્યંત નિર્બલ થયો હોયતો તેને ભોજન કરવાને બેસાડવાનો પ્રકાર.

## अत्यबलस्य ज्वरितस्य भोजनायोपवेशनप्रकारमाह सुश्रुतः ।

ज्वरे प्रमेहो भवति स्वल्पैरपि विचेष्टितैः । निषण्णं भोजयेत्तस्मान्मूत्रोच्चारौ च कारयेत् ॥

निषण्ण यथास्थानस्थितमेव न तु स्थानान्तर नीतम् ॥

સુશ્રુત કેહેછે કે—"જ્વરમાં થોડી પણ હરફર કરવાથી પ્રમેહ થાયછે એટલામાટે જ્વરવાળો જ્યાં બેઠો હોય ત્યાંજ તેને જમાડવો અને ત્યાંજ મૂત્ર તથા મલોત્સર્ગ કરાવવાં પણ ભોજનાદિક કરાવવાને વાસ્તે તેને બીજે ઠેકાણે લઇ જવો નહી."

## જ્વરવાળાએ ભોજન કરવાના સમયમાં પ્રથમ કવલ કરવાવિષે.

## अन्नग्रहणसमये प्रथमं ज्वरितेन कवलः कर्त्तव्य इत्याह ।

यथा दोषोचितैर्द्रव्यैः कर्त्तव्यः कवलग्रहः । अरोचकास्यवैरस्यमलपूतिप्रसेकहृत् ॥ भृष्टजीरकचूर्णेन सिन्धुजन्मयुतेन च । जिह्वा दन्तान्मुखस्यान्तर्घृष्ट्वा कवलमाचरेत् । मुखे मलं विगन्धत्वं विरसत्वं च नश्यति । मनः प्रसन्नं भवति भोजनेऽतिरुचिर्भवेत् ॥

જ્વરવાળાએ ભોજન કરવાના સમયમાં પ્રથમ તે તે દોષને ટાળવાની યોગ્યતા ધરાવનારા પદાર્થોના કોળીઆ લેવા કે જેથી અરૂચિ, મોહોડાનું વિરસપણું, મલથી થએલું દુર્ગંધપણું અને મોહોડામાં વારેઘડીએ પાણી આવતું બંધ પડી જાય. શેકેલા જીરાના ચૂર્ણમાં સૈંધવ મેળવી તેથી મોહોડાની અંદર જીભને તથા દાંતો ઘસીને કવલ લેવો. કવલ લેવાથી મોહોડાનો મળ, મોહોડાનું વિરસપણું અને મોહોડાનો દુર્ગંધ ટળી જાયછે, મન પ્રસન્ન થાયછે અને ભોજનમાં અત્યંત રૂચિ થાયછે.

## જ્વરવાળાએ જે પોતાને હિત હોય તેજ ખાવું જોઇએ.

ज्वरितो हितमश्नीयाद्यद्यप्यस्यारुचिर्भवेत् । अन्नकालेऽप्यभुञ्जानः क्षीयते म्रियतेऽपि च ॥

अयमर्थः । यद्यपि ज्वरितस्य हिते भक्षेऽरुचिर्भवेत् तथापि ज्वरितो हितमेवाश्नीयादिति नियमः । यत आह सुश्रुतः ॥

गुर्वभिष्यन्दकाले च ज्वरी नाद्यात्कथञ्चन । न तु तस्याहितं भुक्तमायुषे वा सुखाय च ॥ आनद्धः स्तिमितैर्दोषैर्यावन्तं कालमातुरः । तावत्कालं स लङ्घ्यन्नमश्नीयात्सुविरक्तवत् ॥

आनद्धः स्तिमितैर्दोषैः अपक्वैर्दोषैर्व्याप्त इत्यर्थः । ननु हिते वस्तुनि कथमरुचिः स्यादत आह ॥

सातत्यात् स्वाद्वभावाच पथ्यं द्वेष्यत्वमागतमिति ॥

सातत्यादेकस्यैव भक्ष्यस्य सर्वदोपयोगात् स्वाद्वभावात् भक्ष्यान्तरादपि विस्वादुतः । पथ्यमप्रियं स्यात्तथापि तदेव पथ्यम् ॥

कल्पना विधिभिस्तैस्तैः प्रियत्वं गमयेत्पुनरिति ॥

अथ ज्वरितोऽन्नकालेऽश्नीयादेवेति द्वितीयो नियमः।कुत इति चेत् हि यतो हेतोः अभुञ्जानः क्षीयते। पक्वदोषधातुर्भवति ततः म्रियतेऽपि च ॥

જ્વરવાળાને જો કે હિતકારી ભક્ષ્યમાં અરૂચિ હોયછે તોપણ તેણે હિતજ ખાવું જોઇએ. કારણ કે સુશ્રુતે કહ્યુંછે કે "જ્વરવાળાએ ભારે કે શરદી કરનાર પદાર્થ કદી પણ અને કોઇ રીતે પણ ખાવો નહી. તેમજ સમયવગર પણ કોઇ રીતે કદીપણ જમવું નહી. જો અહિત જમવામાં આવેતો તેના આયુષ્યને વાસ્તે પણ સારૂં થતું નથી અને સુખદાયી પણ થતું નથી.

નહી પાકેલા દોષોથી વ્યાપ્ત થએલો માણસ જ્યાં સુધી આતુર રહે ત્યાં સુધી તેણે અત્યંત વૈરાગ્યવાળાની પેઠે થોડું અને હલકુંજ જમવું જોઇએ. જ્વરવાળાને હિત વસ્તુમાં પણ અરૂચિ થાયછે તેનું કારણ એ છે કે 'સર્વદા એકજ ભક્ષ્યનો ઉપયોગ કરવાથી તે ભક્ષ્ય બીજાં ખરાબ ભક્ષ્યો કરતાં પણ સ્વાદરહિત જણાયછે.' જ્વરમાં જો કે પથ્ય અપ્રિય થઈ પડેછે તો પણ પથ્યનુંજ ભક્ષણ કરવું એ સારૂં છે. જ્વરવાળાને પથ્ય અપ્રિય લાગેછે માટે તે તે કલ્પનાઓના પ્રકારોથી પરિચારકોએ તે તેને પ્રિય લાગે એવી ગોઠવણ કરવી. જ્વરવાળાએ જમવાના સમયમાં જમવુંજ જોઇએ. કારણ કે તે સમયમાં ન જમે તો ક્ષીણ થઈ જાયછે અને જઠરાગ્નિથી દોષો તથા ધાતુઓ પાકવાથી મરી પણ જાયછે.

### જ્વરવાળાને ક્યાં ક્યાં અન્નાદિક હિતકારી છે.

**ज्वरिताय हितान्यन्नादीन्याह।**

रक्तशाल्यादयः शस्ताः पुराणाः षष्टिकैः सह । यवाग्वोदनलाजार्थे ज्वरितानां ज्वरापहाः ॥ मुद्गान्मसूरांश्चणकान् कुलत्थान् समकुष्टकान् । यूपार्थे यूपसात्म्यानां ज्वरितानां प्रदापयेत् ॥ पटोलपत्रं वार्त्ताकुं कुलकं कारवेल्लकम् । कर्कोटकं पर्पटकं गोजिह्वां वालमूलकम् ॥ पत्रं गुडूच्याः शाकार्थे ज्वरितानां ज्वरापहम् । लावान् कपिञ्जलानेणान् हरिणान् पृषतांच्छशान् ॥ कुरङ्गान् कालपुच्छांश्च तथैव मृगमातृकान् । मांसार्थे मांससात्म्यानां ज्वरितानां प्रदापयेत् ॥ सारसक्रौञ्चशिखिनस्तथा तित्तिरकुक्कुटाः । गुरूष्णत्वान्न शस्यंते केचिदेवं व्यवस्थिताः ॥

तित्तिर इत्यत्र कृष्णतित्तिरः ॥

ज्वरितानां प्रकोपं तु यदा याति समीरणः । तदैतेऽपि हि शस्यन्ते मात्राकालोपपादिताः ॥ निम्बुकं दाडिमं धात्रीफलमम्लं प्रकांक्षते । प्रदद्यादम्लसात्म्याय काञ्जिकं वा पुरातनम् ॥

एतेषां गुणनामानि पूर्वोक्तानि ॥

જ્વરવાળાં માણસોને યવાગૂને વાસ્તે, ભાતને વાસ્તે અને પચપચતા ભાતને વાસ્તે જુના રાતા ચોખા વગેરે અને સાઠી ચોખા સારા છે. કારણ કે તેથી જ્વર શાંત થાયછે. જે જ્વરવાળાઓને પ્રકૃતિથી યૂપ હિતકારી હોય તેઓને યૂપને વાસ્તે મગ, મસૂર, ચણા, કળથી અને મઠ દેવા. જ્વરવાળાઓએ પરવળના પાનડાંનું, રીંગણાનું, પરવળનું, કારેલાનું, કંટોલાનું, ખડસળીઆનું, ગળજીભીનું, નાહાના મુળાનું અને ગળોના પાંનડાંનું શાક ખાવું કે જેથી જ્વર શાંત થાયછે. જે જ્વરવાળાઓને પ્રકૃતિથી માંસ હિતકારી હોય તેઓને લાવાં, ધોળાં તેતર, કાળાં હરણ, રાતાં હરણ, છાટણાંવાળાં હરણ, સસલાં, જરા રાતાં હરણ, કાલપુછ નામનાં પશુ (ગુજરાતીમાં પ્રસિદ્ધ નથી.) અથવા મૃગોની સઘળી જાતિઓ એઓનાં માંસ ખવરાવવાં. કેટલાએક કહેછે કે "સારસ, કુંજ, મોર, કાળાં

## જ્વરવાળાએ ભોજન કરવાના સમયમાં પ્રથમ કવલ કરવાવિષે.

अन्नग्रहणसमये प्रथमं ज्वरितेन कवलः कर्त्तव्य इत्याह ।

यथा दोषोचितैर्द्रव्यैः कर्त्तव्यः कवलग्रहः । अरोचकास्यवैरस्यमलपूतिप्रसेकहृत् ॥ भृष्टजीरकचूर्णेन सिन्धुजन्मयुतेन च । जिह्वा दन्तान्मुखस्यान्तर्घृष्ट्वा कवलमाचरेत् । मुखे मलं विगन्धत्वं विरसत्वं च नश्यति । मनः प्रसन्नं भवति भोजनेऽतिरुचिर्भवेत् ॥

જ્વરવાળાએ ભોજન કરવાના સમયમાં પ્રથમ તે તે દોષને ટાળવાની યોગ્યતા ધરાવનારા પદાર્થોનો કોળીઓ લેવો કે જેથી અરૂચિ, મોહોડાનું વિરસપણું, મલથી થએલું દુર્ગંધપણું અને મોહોડામાં વારેઘડીએ પાણી આવતું બંધ પડી જાય. શેકેલા જીરાના ચૂર્ણમાં સૈંધવ મેળવી તેથી મોહોડાની અંદર જીભને તથા દાંતો ઘસીને કવલ લેવો. કવલ લેવાથી મોહોડાનો મળ, મોહોડાનું વિરસપણું અને મોહોડાનો દુર્ગંધ ટળી જાયછે, મન પ્રસન્ન થાયછે અને ભોજનમાં અત્યંત રૂચિ થાયછે.

## જ્વરવાળાએ જે પોતાને હિત હોય તેજ ખાવું જોઇએ.

ज्वरितो हितमश्नीयाद्यद्यप्यस्यारुचिर्भवेत् । अन्नकालेऽप्यभुञ्जानः क्षीयते म्रियतेऽपि च ॥

अयमर्थः । यद्यपि ज्वरितस्य हिते भक्षेऽरुचिर्भवेत् तथापि ज्वरितो हितमेवाश्नीयादिति नियमः । यत आह सुश्रुतः ॥

गुर्वभिष्यन्दकाले च ज्वरी नाद्यात्कथञ्चन । न तु तस्याहितं भुक्तमायुषे वा सुखाय च ॥ आनद्धः स्तिमितैर्दोषैर्यावन्तं कालमातुरः । तावत्कालं स लङ्घन्नमश्नीयात्सुविरक्तवत् ॥

आनद्धः स्तिमितैर्दोषैः अपक्वैर्दोषैर्व्याप्त इत्यर्थः । ननु हिते वस्तुनि कथमरुचिः स्यादत आह ॥

सातत्यात् स्वाद्वभावाच्च पथ्यं द्वेष्यत्वमागतमिति ॥

सातत्यादेकस्यैव भक्ष्यस्य सर्वदोपयोगात् स्वाद्वभावात् भक्ष्यान्तरादपि विस्वादुतः । पथ्यमप्रियं स्यात्तथापि तदेव पथ्यम् ॥

कल्पना विधिभिस्तैस्तैः प्रियत्वं गमयेत्पुनरिति ॥

अथ ज्वरितोऽन्नकालेऽश्नीयादेवेति द्वितीयो नियमः।कुत इति चेत् हि यतो हेतोः अभुञ्जानः क्षीयते। पक्वदोषधातुर्भवति ततः म्रियतेऽपि च ॥

જ્વરવાળાને જો કે હિતકારી ભક્ષ્યમાં અરૂચિ હોયછે તોપણ તેણે હિતજ ખાવું જોઇએ. કારણ કે સુશ્રુતે કહ્યુંછે કે "જ્વરવાળાએ ભારે કે શરદી કરનાર પદાર્થ કદી પણ અને કોઇ રીતે પણ ખાવો નહી. તેમજ સમયવગર પણ કોઇ રીતે કદીપણ જમવું નહી. જો અહિત જમવામાં આવેતો તેના આયુષ્યને વાસ્તે પણ સારૂં થતું નથી અને સુખદાયી પણ થતું નથી.

નહી પાકેલા દોષોથી વ્યાપ્ત થએલો માણસ જ્યાં સુધી આતુર રહે ત્યાં સુધી તેણે અત્યંત વૈરાગ્યવાળાની પેઠે થોડું અને હલકુંજ જમવું જોઇએ. જ્વરવાળાને હિત વસ્તુમાં પણ અરૂચિ થાયછે તેનું કારણ એ છે કે 'સર્વદા એકજ ભક્ષ્યનો ઉપયોગ કરવાથી તે ભક્ષ્ય બીજાં ખરાબ ભક્ષ્યો કરતાં પણ સ્વાદરહિત જણાયછે.' જ્વરમાં જો કે પથ્ય અપ્રિય થઈ પડેછે તો પણ પથ્યનુંજ ભક્ષણ કરવું એ સારૂં છે. જ્વરવાળાને પથ્ય અપ્રિય લાગેછે માટે તે તે કલ્પનાઓના પ્રકારોથી પરિચારકોએ તે તેને પ્રિય લાગે એવી ગોઠવણ કરવી. જ્વરવાળાએ જમવાના સમયમાં જમવુંજ જોઇએ. કારણ કે તે સમયમાં ન જમે તો ક્ષીણ થઈ જાયછે અને જઠરાગ્નિથી દોષો તથા ધાતુઓ પાકવાથી મરી પણ જાયછે.

### જ્વરવાળાને કયાં કયાં અન્નાદિક હિતકારી છે.

**ज्वरिताय हितान्यन्नादीन्याह।**

रक्तशाल्यादयः शस्ताः पुराणाः षष्टिकैः सह । यवाग्वोदनलाजार्थे ज्वरितानां ज्वरापहाः ॥ मुद्गान्मसूरांश्चणकान् कुलत्थान् समकुष्टकान् । यूपार्थे यूपसात्म्यानां ज्वरितानां प्रदापयेत् ॥ पटोलपत्रं वार्ताकुं कुलकं कारवेल्लकम् । कर्कोटकं पर्पटकं गोजिह्वां बालमूलकम् ॥ पत्रं गुडूच्याः शाकार्थे ज्वरितानां ज्वरापहम् । लावान् कपिञ्जलानेणान् हरिणान् पृषतांच्छशान् ॥ कुरङ्गान् कालपुच्छांश्च तथैव मृगमातृकान् । मांसार्थे मांससात्म्यानां ज्वरितानां प्रदापयेत् ॥ सारसक्रौञ्चशिखिनस्तथा तित्तिरकुक्कुटाः । गुरूष्णत्वान्न शस्यंते केचिदेवं व्यवस्थिताः ॥

तित्तिर इत्यत्र कृष्णतित्तिरः ॥

ज्वरितानां प्रकोपं तु यदा याति समीरणः । तदैतेऽपि हि शस्यन्ते मात्राकालोपपादिताः ॥ निम्बुकं दाडिमं धात्रीफलमम्लं प्रकांक्षते । प्रदद्यादम्लसात्म्याय काञ्जिकं वा पुरातनम् ॥

एतेषां गुणनामानि पूर्वोक्तानि ॥

જ્વરવાળાં માણસોને યવાગૂને વાસ્તે, ભાતને વાસ્તે અને પચપચતા ભાતને વાસ્તે જુના રાતા ચોખા વગેરે અને સાઠી ચોખા સારા છે. કારણ કે તેથી જ્વર શાંત થાયછે. જે જ્વરવાળાઓને પ્રકૃતિથી યૂષ હિતકારી હોય તેઓને યૂષને વાસ્તે મગ, મસૂર, ચણા, કળથી અને મઠ દેવા. જ્વરવાળાઓએ પરવળના પાનડાંનુ, રીંગણાનું, પરવળનું, કારેલાનું, કંટોલાનું, ખડસળીઆનુ, ગળજીભીનું, નાહાના મુળાનું અને ગળોના પાંનડાંનું શાક ખાવું કે જેથી જ્વર શાંત થાયછે. જે જ્વરવાળાઓને પ્રકૃતિથી માંસ હિતકારી હોય તેઓને લાવાં, ધોળાં તેતર, કાળાં હરણ, રાતાં હરણ, છાટણાંવાળાં હરણ, સસલાં, જરા રાતાં હરણ, કાલપુછ નામનાં પશુ (ગુજરાતીમાં પ્રસિદ્ધ નથી.) અથવા મૃગોની સઘળી જાતિઓ એઓનાં માંસ ખવરાવવાં. કેટલાએક કહેછે કે "સારસ, કુંઝ, મોર, કાળાં

તેતર અને કુકડાં એઓનાં માંસ ભારે અને ગરમ હોવાથી જ્વરવાળાઓને વાસ્તે સારાં નથી પણ જ્યારે જ્વરવાળાઓને વાયુનો પ્રકોપ થયો હોય ત્યારે માત્રાને અને કાળને અનુસરીને એ માંસો આપવામાં આવેતો એઓ પણ હિતકારી થાયછે." જેઓને ખાટા પદાર્થો પ્રકૃતિથી હિતકારી હોય તેઓને ખાટા પદાર્થો ખાવાની ઇચ્છા થાયતો લીંબુ, દાડિમ, આંમળાં અથવા જુની કાંજી દેવી. એ પદાર્થોનાં નામો અને ગુણો આગળ કેહેવાઈ ગયાંછે.

## રોગીયોને વાસ્તે અન્નો પકાવવાની પ્રક્રિયા. મંડનું લક્ષણ, વિધિ અને ગુણો.

**अथान्नसाधनप्रक्रियामाह । तत्र मण्डस्य लक्षणं विधिर्गुणाश्च ।**

तण्डुलानां सुसिद्धानां चतुर्दशगुणे जले । रसः सिक्थैर्विरहितो मण्ड इत्यभिधीयते ॥ शुण्ठीसैन्धवसंयुक्तो दीपनः पाचनश्च सः । अन्नस्य सम्यक्सिद्धत्वात्र ज्ञेया मण्डस्य सिद्धता ॥ पेया यूषयवागूनां विलेपीभक्तयोरपि । मण्डो ग्राही लघुः शीतो दीपनो धातुसाम्यकृत् । ज्वरघ्नस्तर्पणो वल्यः पित्तश्लेष्मश्रमापहः ॥

ચૌદગણા પાણીમાં સારી પેઠે પકાવેલા ચોખાનો કણીયોથી રહિત જે રસ થાય તે મંડ કેહેવાયછે. સુંઠ અને સૈંધવ નાખીને તે મંડનો ઉપયોગ કરવામાં આવે તો અગ્નિ પ્રદીપ્ત થાયછે અને પાચન પણ થાયછે. ચોખા સારી પેઠે પાકી જાય એટલે મંડને તૈયાર થએલો સમજવો. પેયા, યૂષ, યવાગૂ, વિલેપી અને ભક્ત કે જેઓનાં લક્ષણ કેહેવામાં આવશે તેઓનું પરિપક્વપણું પણ અન્નો પાકીજવા ઉપરથી સમજવું. મંડ દસ્તને રોકનાર છે, હલકો છે, ટાઢો છે, અગ્નિને પ્રદીપ્ત કરનારછે, ધાતુઓની સમતા કરનારછે, તૃપ્તિ આપનાર છે, બળ આપનાર છે, અને જ્વર, પિત્ત, કફ તથા શ્રમ એઓને મટાડનાર છે.

## પેયાનો વિધિ તથા ગુણો.

**अथ पेयाया विधिर्गुणाश्च ।**

चतुर्दशगुणे नीरे रक्तशाल्यादिभिः कृता । द्रवाधिका स्वल्पसिक्था पेया प्रोक्ता भिषग्वरैः ॥ सातिलघ्वी ग्राहिणी च धातुपुष्टिविधायिनी । तृट्ज्वरानिलदौर्वल्यकुक्षिरोगविनाशिनी ॥ स्वेदाग्निजननी ज्ञेया वातवर्चोऽनुलोमनी । शुण्ठीसैन्धवसंयुक्ता दीपनी पाचनी च सा ॥ आमशूलहरी रुच्या स्याद्विबन्धविनाशिनी ॥

ચૌદગણા પાણિમાં રાતા ચોખા આદિ ધાન્યો પકાવીને અધિક દ્રવવાળી અને થોડી કણીઓવાળી જે રાબ બનાવવામાં આવે તેને ઊત્તમ વૈદ્યો પેયા કહેછે. પેયા બહુ હલકી છે, ધાતુઓને પુષ્ટ કરનાર છે, દસ્તને રોકનાર છે, પસીનાને ઉત્પન્ન કરનાર છે, વાયુને તથા વિષ્ટાને યોગ્ય રસ્તે લાવનારછે અને તૃષા, જ્વર, વાયુ, દુર્બળપણું, તથા પેટના રોગ એઓનો નાશ

કરનાર છે. જેમાં સુંઠ અને સૈંધવ નાખવામાં આવ્યાં હોય એવી પેયા અગ્નિને દીપ્ત કરનારછે, પાચન કરનારી છે, આમ શૂળને મટાડનારી છે, રૂચિ ઉપજાવનારછે અને દસ્તની કબજીયતને ટાળનારી છે.

## પ્રમથ્યાનો વિધિ તથા ગુણો.

## अथ प्रमथ्याया विधिर्गुणाश्च।

प्रमथ्या प्रोच्यते द्रव्यपलात्कल्कीकृता शृता। तोयेऽष्टगुणिते तस्या मानमाहुः पलद्वयम् ॥

द्रव्यं पाच्यद्रव्यं तस्याः पलद्वयशेषायाः ॥

गुणैः प्रमथ्या पेयावत्ततो लघ्वी विशेषतः ॥

ચાર તોલાં ભાર પદાર્થ લઈ તેને ચટણીની પેઠે વાટી આઠ ગણા પાણીમાં પકાવતાં આઠ રૂપીઆ ભાર અવશેષ રહે ત્યારે તે પ્રમથ્યા કેહેવાયછે. પ્રમથ્યામાં પેયાના જેવાજ ગુણો છે પણ એ પ્રમથ્યા પેયા કરતાં વધારે હલકીછે.

## યૂષનો વિધિ તથા ગુણો.

## अथ यूषस्य विधिर्गुणाश्च।

अष्टादशगुणे नीरे शिम्बीधान्यसृतो रसः। विरलाऽन्नो घनः किञ्चित्पेयातो यूप उच्यते। उक्तः स एव निर्यूहो रुचिकृच्च विशेषतः ॥

જે ધાન્યો શીંગમાંથી પેદા થાયછે તેઓને અઢારગણા પાણીમાં પકાવતાં તેનો અન્નની થોડી કણીયોવાળો અને પેયાથી કાંઈક ઘાટો જે રસ થાય તે યૂપ અને નિર્યૂહ કેહેવાયછે. આ યૂપ વિશેષે કરી રૂચિ ઉપજાવનારછે.

## યૂપ કરવાનો બીજો પ્રકાર.

## यूपस्य प्रकारान्तरमाह।

कल्कद्रव्यपलं शुण्ठी पिप्पली चार्धकार्षिकी। वारिप्रस्थेन विपचेत्तद्रवो यूप उच्यते ॥

अयमर्थः। यूपान्तं पलमितं तत्कल्कीकृतम्। शुण्ठी पिप्पली च समुदितार्धकर्षमिता कल्कीकृता। उभयमपि प्रस्थमितेन वारिणा पचेत्। तद्रवो यूपः ॥

यूपो वल्यो लघुः पाके रुच्यः कण्ठ्यः कफापहः ॥

શીંગોમાંથી ઉત્પન્ન થતાં ધાન્યોને ચારરૂપીઆ ભાર લઇ અને પીપળ તથા સુંઠ એ બન્નેને અરધા રૂપિઆભાર લઇ તેઓની જુદી જુદી ચટણીઓ કરી ચોસઠ રૂપીઆ ભાર પાણીમાં સઘળી ચટણીઓને સાથે પકાવવી. તેમાંથી પાકીને જે રસ થાય તે યૂપ કેહેવાયછે. આ યૂપ બળ આપનાર છે, પાકમાં હલકો છે, રૂચિ ઉપજાવનાર છે, કંઠને વાસ્તે સારો છે અને કફને તોડનાર છે.

## મગના યૂષનો વિધિ તથા ગુણો કે જેઓ વૃંદની ટીકામાં ગ્રંથાંતરના વચનપ્રમાણે લખેલ છે તે.

## अथ मुद्गयूपविधिः। वृन्दटीकायां तन्त्रान्तरे।

मुद्गानां द्विपलं तोये शृतमर्धाढको-

न्मिते । पादस्थं मर्दितं पूतं दाडिमस्य पलेन तत् ॥ युक्तं सैन्धवविश्वाह्वधान्यकैः पादकांशकैः । कणाजीरकयोश्चूर्णं शनकैरवचूर्णितम् ॥ संस्कृतो मुद्गयूषोऽयं पित्तश्लेष्महरो मतः ॥

આઠ રૂપીઆ ભાર મગ એકસો અઠયાવીશ રૂપીઆ ભાર પાણીમાં પકાવવા. ચોથા ભાગનું પાણી રહે ત્યારે તેને લુગડામાં ચોળીને ગળી લેવું. તેમાં ચાર રૂપિઆ ભાર દાડિમનો રસ નાખવો અને સૈંધવ, સુંઠ તથા ધાણા પા પા રૂપીઆ ભાર નાખવા. પછી પીપળના અને જીરાના ચૂર્ણને ધીરે ધીરે ઝીણું કરી તેથી એ પાણીને વધારવું. આમ કરવાથી મગનો યૂષ થાયછે અને તે પિત્તને તથા કફને મટાડેછે.

### મગના યૂષના ગુણો.

### अथ मुद्गयूषगुणाः ।

मुद्गानामुत्तमो यूषो दीपनः शीतलो लघुः । व्रणोऽर्ध्वजत्रुतृड्दाहकफपित्तज्वरास्रजित् ॥

મગનો યૂષ ઉત્તમ છે, અગ્નિને દીપ્ત કરનારછે, ટાઢોછે, હલકો છે અને વ્રણ, હાંસડીથી ઉપરના રોગ, તૃષા, દાહ, કફ, પિત્ત, જ્વર તથા લોહીનો બીગાડ એઓને મટાડેછે.

### મગ તથા આમળાંના યૂષના ગુણો.

### अथ मुद्गामलकयूषगुणाः ।

मुद्गामलकयूषस्तु भेदी पित्तानिलापहः । तृड्दाहशमनः शीतो मूर्छाश्रममदापहः ॥

મગ તથા આમળાંનો યૂષ દસ્ત લગાડનાર છે, ટાઢો છે અને પિત્તને, વાયુને, તૃષાને, દાહને, મૂર્છાને, શ્રમને તથા મદને મટાડનાર છે.

### મસૂરના યૂષના ગુણો.

### अथ मसूरयूषगुणाः ।

मसूरयूषः संग्राही बृंही स्वादुः प्रमेहनुत् ॥

મસૂરનો યૂષ દસ્તને રોકનારછે, પુષ્ટિ આપનાર છે, મધુર છે અને પ્રમેહને મટાડનાર છે.

### યવાગૂનો વિધિ તથા ગુણો.

### अथ यवाग्वा विधिर्गुणाश्च ।

यवागूः षड्गुणे तोये संसिद्धा घनसिक्थका । पृथक् द्रवैस्तु विरलैः संयुक्ता ज्वरिणे हिता ॥ यवागूर्दीपनी लघ्वी तृष्णाघ्नी वस्तिशोधिनी । श्रमग्लानिहरी पथ्या ज्वरे चैवातिसारिके॥

ધાન્યને છ ગણા પાણીમાં પકાવતાં ઘાટી કણીઓ રહે અને પાણી થોડું થોડું પચપચ્યા કરતું દેખાતું હોય ત્યારે તે યવાગૂ કેહેવાયછે કે જે જ્વરવાળા માણસને હિતકારી છે. યવાગૂ અગ્નિને દીપ્ત કરનારછે, હલકીછે, તૃષાને મટાડનારી છે, મૂત્રાશયને સાફ કરનારી છે, શ્રમને તથા ગ્લાનીને મટાડનારીછે અને જ્વર ઉપર તથા અતિસાર ઉપર પથ્ય છે.

### વિલેપીનો વિધિ તથા ગુણો.

### अथ विलेप्याविधिर्गुणाश्च ।

चतुर्गुणाम्बुसंसिद्धा विलेपी घनसिक्थका ॥ पृथक् द्रवेण रहिता ख्याता शिथिलभक्तिका ॥

न्मिते । पादस्थं मर्दितं पूतं दाडिमस्य पलेन तत् ॥ युक्तं सैन्धवविश्वाह्वंधान्यकैः पादकांशकैः । कणाजीरकयोश्चूर्णं शनकैरवचूर्णितम् ॥ संस्कृतो मुद्गयूपोऽयं पित्तश्लेष्महरो मतः ॥

આઠ રૂપીઆ ભાર મગ એકસો અઠયાવીશ રૂપીઆ ભાર પાણીમાં પકાવવા. ચોથા ભાગનું પાણી રહે ત્યારે તેને લુગડામાં ચોળીને ગળી લેવું. તેમાં ચાર રૂપિઆ ભાર દાડિમને રસ નાખવો અને સૈંધવ, સુંઠ તથા ધાણા પા પા રૂપીઆ ભાર નાખવા. પછી પીપળના અને જીરાના ચૂર્ણને ધીરે ધીરે ઝીણું કરી તેથી એ પાણીને વધારવું. આમ કરવાથી મગનો યૂષ થાયછે અને તે પિત્તને તથા કફને મટાડેછે.

### મગના યૂષના ગુણો.

### अथ मुद्गयूपगुणाः ।

मुद्गानामुत्तमो यूपो दीपनः शीतलो लघुः । व्रणोऽर्ध्वजत्रुतृड्दाहकफपित्तज्वरास्रजित् ॥

મગનો યૂષ ઉત્તમ છે, અગ્નિને દીપ્ત કરનારછે, ટાઢોછે, હલકો છે અને વ્રણ, હાંસડીથી ઉપરના રોગ, તૃષા, દાહ, કફ, પિત્ત, જ્વર તથા લોહીનો બીગાડ એઓને મટાડેછે.

### મગ તથા આમળાંના યૂષના ગુણો.

### अथ मुद्गामलकयूपगुणाः ।

मुद्गामलकयूपस्तु भेदी पित्तानिलापहः । तृड्दाहशमनः शीतो मूर्छाश्रममदापहः ॥

મગ તથા આમળાંને યૂષ દસ્ત લગાડનાર છે, ટાઢો છે અને પિત્તને, વાયુને, તૃષાને, દાહને, મૂર્છાને, શ્રમને તથા મદને મટાડનાર છે.

### મસૂરના યૂષના ગુણો.

### अथ मसूरयूपगुणाः ।

मसूरयूपः संग्राही बृंही स्वादुः प्रमेहनुत् ॥

મસૂરનો યૂષ દસ્તને રોકનારછે, પુષ્ટિ આપનાર છે, મધુર છે અને પ્રમેહને મટાડનાર છે.

### યવાગૂનો વિધિ તથા ગુણો.

### अथ यवाग्वा विधिर्गुणाश्च ।

यवागूः षड्गुणे तोये संसिद्धा घनसिक्थका । पृथक् द्रवैस्तु विरलैः संयुक्ता ज्वरिणे हिता ॥ यवागूर्दीपनी लघ्वी तृष्णाघ्नी वस्तिशोधिनी । श्रमग्लानिहरी पथ्या ज्वरे चैवातिसारिके॥

ધાન્યને છ ગણા પાણીમાં પકાવતાં ઘાટી કણીઓ રહે અને પાણી થોડું થોડું પચપચ્યા કરતું દેખાતું હોય ત્યારે તે યવાગૂ કેહેવાયછે કે જે જ્વરવાળા માણસને હિતકારી છે. યવાગૂ અગ્નિને દીપ્ત કરનારછે, હલકીછે, તૃષાને મટાડનારી છે, મૂત્રાશયને સાફ કરનારી છે, શ્રમને તથા ગ્લાનીને મટાડનારીછે અને જ્વર ઉપર તથા અતિસાર ઉપર પથ્ય છે.

### વિલેપીનો વિધિ તથા ગુણો.

### अथ विलेप्याविधिर्गुणाश्च ।

चतुर्गुणाम्बुसंसिद्धा विलेपी घनसिक्थका ॥ पृथक् द्रवेण रहिता ख्याता शिथिलभक्तिका ॥

संसिद्धा अतीवसिद्धा विलेपी गिलहथी इति लोके ॥

**विलेपी दीपनी बल्या हृद्या सङ्ग्राहिणी लघुः । व्रणाक्षिरोगिणां पथ्या तर्पणी तृड्ज्वरापहा ॥**

ચોખાને ચોગણા પાણીમાં સારીપેઠે પકાવતાં દાણા પોચા તથા ઘાટા રહે અને પાણી પચપચતું ન દેખાય ત્યારે વિલેપી કેહેવાયછે. વિલેપી અગ્નિને દીપ્ત કરનાર છે, બળને વાસ્તે સારી છે, પ્રિય લાગનારી છે, દસ્તને રોકનારી છે, હલકી છે, વ્રણવાળાઓને તથા નેત્રના રોગવાળાઓને પથ્ય છે, તૃપ્તિ આપનાર છે અને તૃષાને તથા જ્વરને મટાડનાર છે.

## ભકતનો વિધિ તથા ગુણો.

**अथ भक्तस्य विधिर्गुणाश्च ।**

**जले चतुर्दशगुणे तण्डुलानां चतुष्पलम् । विपचेत् स्रावयेन्मण्डं तद्भक्तं मधुरं लघु । चक्रदत्तस्तु । अन्नम्पञ्च गुणे तोये यवागूं षड्गुणे पचेत् ॥**

तत्रान्नं भक्तं तथा च । भिस्सास्त्री भक्तमंधोन्नमोदनोऽस्त्रीसदीदिविरित्यमरः ॥

**भक्तं वह्निकरं पथ्यं तर्पणं मूत्रलं लघु । सुधौतं प्रस्रुतं चोष्णं विशदं गुणवत्तरम् ॥ अधौतमस्रुतं शीतं वृष्यं गुरु कफप्रदम् । अत्युष्णं बलहृद्भक्तं शीतं शुष्कञ्च दुर्जरम् । अतिक्लिन्नं ग्लानिकरं दुर्जरं तण्डुलान्वितम् ॥**

अतिक्लिन्नं सजलं यत्पर्युषितम् ॥

**भृष्टतण्डुलजं रुच्यं सुगन्धि कफहृलघु । वातास्थापितमन्दाग्निविरिक्तानां प्रशस्यते ॥**

સોળ રૂપીઆ ભાર ચોખાને ચૌદગણા પાણીમાં પકાવી પાણી ઓસાવી નાંખવું એટલે ભક્ત (ભાત) થાયછે. ભક્ત મધુર છે અને હલકો છે. ચક્રદત્ત તો એમ કેહેછે કે "અન્નને પાંચગણા પાણીમાં પકાવીએ એટલે ભક્ત થાયછે અને છ ગણા પાણીમાં પકાવીએ એટલે યવાગૂ થાયછે. અન્ન એટલે ચોખા સમજવા. કારણ કે 'ભિસ્સા (સ્ત્રીલિંગે) ભક્ત, અંધસ, અન્ન, ઓદન (પુલિંગે તથા નપુંસકલિંગે) અને દીદિવિ એટલાં ચોખાનાં નામ છે' એમ અમરકોશમાં કહ્યુંછે. ભાત અગ્નિને પ્રદીપ્ત કરનાર છે, પથ્ય છે, તૃપ્તિ આપનાર છે, મૂત્રને વધારનાર છે. અને હલકો છે. સારી રીતે ધોએલો, ઓસાવેલો અને ઉનો ભાત સ્વચ્છ છે અને અત્યંત ગુણવાન્ છે. નહિ ધોએલો, નહિ ઓસાવેલો અને ટાઢો ભાત મૈથુન શક્તિને વધારનાર છે, ભારેછે અને કફ કરનારછે. અત્યંત ઉનો ભાત બળને હરનારછે અને અત્યંત ટાઢો તથા સુકાએલો ભાત માંડ પચેછે. વાશી થઇને પાણીથી પચપચતો ભાત ગ્લાનિ કરનાર છે અને કાચા દાણાવાળો ભાત ઘણી મુશકેલીથી પચેછે: શેકેલા ચોખામાંથી કરેલો ભાત રૂચિકારક છે, સુગંધિ છે, કફને હરનાર છે, હલકો છે અને તે ભાત વાયુવાળાઓને, જેઓને નિરૂહબસ્તિ દેવામાં આવેલ હોય તેઓને, મંદ અગ્નિવાળાઓને તથા જેઓએ રેચ લીધો હોય તેઓને બહુ સારોછે.

## રસૌદનનો વિધિ કે જે વૃંદની ટીકામાં બીજા ગ્રંથના વચન ઉપરથી લખ્યોછે તે.

## अथ रसौदनविधिः वृन्दटीकायां तन्त्रान्तरे ।

मांसलं सक्थिजं मांसं तथानस्थि च तैत्तिरम् ॥ चतुःपलोन्मितं सूक्ष्मङ्कल्पितं क्षालितं जले ॥ पिप्पलीपिप्पलीमूलशुण्ठीजीरकधान्यकैः । द्विशाणैः संयुते तोये क्वाथ्यमर्द्धाढकोन्मिते ॥

पादस्थितं जलं तत्र दर्व्या संकुट्टितं हरेत् । तं रसं मर्दितं हिङ्गुभृष्टसैन्धवजीरकैः । सम्यक् मधूपितं पथ्यं शुद्धानां शुद्धिकांक्षिणाम् ॥

ધાટાપણાવાળું સાથળનું માંસ તથા હાડકાવગરનું તેતરનું માંસ સોળ રૂપીઆ ભાર લઈ તેને ઝીણું ઝીણું કાપી પાણીમાં ધોવું. પછી પીપળ, પીપળીમૂળ, સુંઠ, જીરૂં તથા ધાણા એઓને અડતાલીશ ચણોઠી ભાર લઈ એકસોઅઠયાવીશ રૂપીઆ ભાર પાણીમાં નાખી તે પાણીમાં પેલા માંસને પકાવવું. પાકતાં ચોથા ભાગનું પાણી અવશેષ રહે ત્યારે માંસને કડછીથી ખૂબ છુંદી મર્દન કરીને રસો કાહાડી લેવો. પછી હીંગથી, શેકેલા સેંધવથી અને જીરાથી તેને સારી રીતે વધારી ભાતમાં મેળવવો એટલે તે ભાત રસૌદન કેહેવાયછે. શુદ્ધ થએલાઓને વાસ્તે તથા શુદ્ધ થવાની ઇચ્છાવાળાઓને વાસ્તે એ રસો પથ્ય છે.

## રસૌદનના ગુણો.

## अथ रसौदनगुणाः ।

रसौदनो गुरुर्वृष्यो बल्यो वातज्वरापहः ॥

રસૌદન ભારે છે, મૈથુનશક્તિને વધારનાર છે, બળ આપનાર છે અને વાતજ્વરને મટાડનારછે.

## ઔષધોથી સિદ્ધ કરવાના મંડ આદિ પદાર્થોની પ્રક્રિયા.

## केवलजलसाध्यान्मण्डादीनभिधायौषधसाध्यानां तेषां प्रक्रियामाह ।

साध्यं चतुःपलं द्रव्यं चतुःषष्टिपलेऽम्बुनि । तत्क्वाथेनार्द्धशिष्टेन मण्डपेयादि साधयेत् ॥ वृद्धवैद्याः पलन्द्रव्यं ग्राहयंसाढकेऽम्भसि । भेषजस्यातिबाहुल्यात्कदाचिदरुचिर्भवेत् ॥ यैरन्नैरौषधैर्यैश्च कृता मण्डादयो बुधैः । विचार्य तद्गुणानेतांस्तद्गुणानेव निर्दिशेत् ॥

એકલા પાણીથી સિદ્ધ કરવાના મંડ આદિ પદાર્થો કહ્યા. હવે ઔષધોથી સિદ્ધ કરવાના એ પદાર્થોની પ્રક્રિયા કહીએ છીએ. સોળ રૂપીઆ ભાર ઔષધને ચોસઠ પલ (ચાર રૂપીઆ ભારનું એક પલ થાયછે.) ભાર પાણીમાં પકાવતાં અરધું પાણી અવશેષ રહે ત્યારે તે ક્વાથથી મંડ અને પેયા આદિ પદાર્થોને સિદ્ધ કરવા. વૃદ્ધ વૈદ્યો તો બસો છપન રૂપીઆ ભાર પાણીમાં ચાર રૂપીઆ ભાર ઔષધ નખાવેછે. કારણ કે પેહેલા પ્રકારમાં ઔષધ અત્યંત ઘણુ હોવાથી વખતપર રોગીને અરૂચિ થ-

વાનો સંભવ છે. જે અન્નોથી અને જે ઔષધોથી મંડઆદિ કરવામાં આવે તે અન્નોના અને તે ઔષધોના ગુણો વિચારીને એ મંડઆદિના ગુણો તે પ્રમાણેજ કહેવા.

## ઔષધથી સિદ્ધ કરેલી પેયાના ગુણો.

**अथौषधसिद्धाः पेयाया गुणाः ।**

अन्नकाले हिता पेया यथास्वं पाचनैः कृता । दीपनी पाचनी लघ्वी ज्वरार्त्तानां ज्वरापहा ॥

यथास्वं पाचनैः कृता यथादोषं पाचनैः कृता । यथा ॥

તે તે દોષોને અનુસરતાં પાચન ઔષધોથી સિદ્ધ કરેલી પેયા ભોજનના સમયમાં દેવાથી હિતકારી થાયછે, અગ્નિને પ્રદીપ્ત કરેછે, પાચન કરનારી છે, હલકી છે અને જ્વરથી પીડાએલાઓના જ્વરને મટાડનારી છે.

## કયા જ્વરમાં કયાં ઔષધોનો ક્વાથ કરીને તેથી પેયા કરવી.

पञ्चमूल्याः कषायन्तु पाचनं वातिकज्वरे । सक्षौद्रं पैत्तिके मुस्तकटुकेन्द्रयवैः कृतम् ॥ पिप्पल्यादिकषायन्तु पाचनं कफजे ज्वरे । लघुना पञ्चमूलेन पिप्पल्या सह धान्यया ॥ महत्या पञ्चमूल्याथ व्याघ्रीदुःस्पर्शगोक्षुरैः । सिद्धानि भिषगन्नानि प्रयुञ्जीत यथाक्रमम् ॥ वातपित्ते श्लेष्मपित्ते कफवाते त्रिदोषजे ॥



अयमर्थः । वातपित्तेषु लघुना पञ्चमूलेन सिद्धान्यन्नानि भिषक् प्रयुञ्जीत ॥

शालिपर्णी पृष्टिपर्णी कण्टकारीद्वयं तथा । गोक्षुरः पञ्चमः प्रोक्तः पञ्चमूलमिदं लघु ॥

श्लेष्मपित्ते पिप्पल्या सह धान्यया । कफवाते महत्या पञ्चमूल्या ॥

श्रीफलः सर्वतोभद्रा पाटला गणिकारिका । श्योनाकः पञ्चमः प्रोक्तं पञ्चमूलमिदं महत् ॥

त्रिदोषजे व्याघ्रीदुःस्पर्शगोक्षुरैः व्याघ्री कण्टकारिका । दुःस्पर्शो यवासः ॥

વાતજ્વર હોય તો પંચમુલીનો ક્વાથ પાચન છે, પિત્તજ્વર હોય તો મોથ, કડુ અને ઇંદ્રયવનો મધ સહિત ક્વાથ પાચન છે અને કફજ્વર હોય તો પિપ્પલ્યાદિ ક્વાથ પાચન છે માટે તે તે ક્વાથોથી પેયા કરવી. વાતપિત્તજ્વર હોય તો લઘુપંચમૂલીના ક્વાથથી, કફપિત્તજ્વર હોય તો પીપળના તથા ધાણાના ક્વાથથી, કફવાતજ્વર હોય તો બૃહત્પંચમૂલીના ક્વાથથી અને ત્રણે દોષથી થએલો જ્વર હોય તો ભોરીંગણી, જવાસો તથા ગોખરૂ એઓના ક્વાથથી રાંધેલાં અન્નો (મુખ્યત્વે કરી પેયા) વૈદ્યે દેવાં. સમેરવો, ગધ્ધી સમેરવો, મોટાં ફુલવાળી ભોરીંગણી, નાહાનાં ફુલવાળી ભોરીંગણી અને ગોખરૂ એ પંચમૂલી અથવા લઘુપંચમૂલી કહેવાયછે. બીલી, શીવણ, પાડલા અથવા કાકચ, અરણી અને અરલૂ એ બૃહત્પંચમૂલી કહેવાયછે.

## જ્વરના કયા ઉપદ્રવોમાં કયા ઔષધોના ક્વાથથી પેયા કરવી.

पेयां वा रक्तशालीनां वस्तिपार्श्वशिरोरुजि । श्वदंष्ट्राकण्टकारीभ्यां सिद्धां ज्वरहरां पिवेत् । विवद्धवर्चाः सयवां पिप्पल्यामलकैः शृताम् । सर्पिष्मतीं पिवेत्पेयां ज्वरी दोषानुलोमिनीम् ॥ कासी श्वासी च हिक्की च पञ्चमूलीशृतां पिवेत् ।

यवोऽत्रान्नं अत्र पञ्चमूली बृहती लघ्वी च हिता तया शृतां पेयां पिवेदित्यर्थः।

पेयां भेपजसंयोगाल्लघुत्वाच्चाग्निदीपनी । वातमूत्रपुरीपाणां दोषाणां वानुलोमिका ॥ स्वेदनाय च सोष्णत्वाद्द्रवत्वात्तृट्क्षयाय च ॥ आहारभावात्प्राणाय सरत्वाल्लाघवाय च । ज्वरघ्नी हेतुसाम्यत्वात्तस्मात्तां पूर्वमाचरेत् ।

हेतुसाम्यत्वाद्धेतवः वातपित्तकफास्तेषां साम्यत्वात् ॥

જ્વરમાં મૂત્રાશયને, પડખાને કે માથાને પીડા થતી હોય તો ગોખરૂ અને ભોરીંગણીના ક્વાથથી પકાવેલી જ્વરને મટાડનારી રાતા ચોખાની પેયા પીવી. જ્વરમાં દસ્ત રોકાઈ ગયો હોય તો પીપળ તથા આમળાના ક્વાથથી પકાવેલી ઘી વાળી રાતા ચોખાની પેયા પીવી તેથી દોષો યોગ્ય રસ્તે પ્રવૃત્ત થાયછે. જ્વરમાં ઊધરસ, શ્વાસ અને હેડકી થયાં હોય તો લઘુપંચમૂલીના અથવા બૃહત્પંચમૂલીના ક્વાથથી પકાવેલી રાતા ચોખાની પેયા પીવી. ઔષધોના સંયોગને લીધે અને હલકાપણાને લીધે પેયા અગ્નિને પ્રદીપ્ત કરેછે અને વાયુને, મૂત્રને, વિષ્ઠાને તથા દોષોને સવળે માર્ગે લાવેછે. પેયા ઊની હોવાથી પસીનો લાવેછે, દ્રવરૂપ હોવાથી તરશનો ક્ષય કરેછે, આહારરૂપ હોવાથી તૃપ્તિ આપેછે, દસ્ત ઊતારનાર હોવાથી શરીરમાં હલકાઈ કરેછે અને વાયુને, પિત્તને તથા કફને સમતા આપનારી હોવાથી જ્વરને મટાડેછે એટલામાટે પ્રથમ તે પેયાનો ઊપયોગ કરવો જોઇએ.

## પંચ મુષ્ટિક યૂષ.

यवकोलकुलत्थानां मुद्गमूलकशुण्ठयोः । एकैकमुष्टिमादाय पचेदष्टगुणे जले ॥ पञ्चमुष्टिक इत्येप वातपित्तकफापहः । शूले प्रशस्यते गुल्मे कासे श्वासे क्षये ज्वरे ॥

इति पञ्चमुष्टिकयूपः ॥

જવ, બોર, કળથી, મગ, મૂળા અને સુંઠ એઓને ચાર ચાર રૂપીઆ ભાર લઇ આઠગણા પાણીમાં પકાવવામાં આવે તો એ પંચમુષ્ટિક યૂષ કેહેવાયછે. આ યૂષ વાયુને, પિત્તને તથા કફને મટાડેછે અને શુળ, ગોટો, ઊધરસ, શ્વાસ, ક્ષય અને જ્વર એઓ ઉપર બહુ સારો છે.

## વિષ્ટા અને મૂત્ર રોકાઇ જાય તો શું કરવું.

रुद्धमूत्रपुरीपस्य गुदे वर्त्तिं निधापयेत् । पिप्पलीपिप्पलीमूलयवानीचव्यसाधिताम् ॥ पाययेत्तु यवागूं वा मारुताद्यनुलोमिनीम् ॥

વિષ્ટા અને મૂત્ર રોકાઈ ગયાં હોય તો પીપળ, પીપળી મૂળ, યવાન અને ચવક એઓથી સાધેલી વાટ ગુદામાં ખોસાવવી અથવા વાયુ આદિને સધળે માર્ગે પ્રવર્તાવનારી યવાગૂ પાવી.

## પેયાનો તથા યવાગૂનો અપવાદ.

## पेयायवाग्वोश्च क्वचिदपवादमाह।

मदात्यये मद्यनित्ये ग्रीष्मे पित्तकफोत्थिते। ऊर्ध्वगे रक्तपित्ते च यवागूर्न हिता ज्वरे॥ दाहच्छर्द्यर्दितं क्षामं निरन्नं तृष्णयान्वितम् । घर्मार्त्तं मद्यपश्चापि तोयालोडितशक्तुकम् ॥ शर्करामधुसंयुक्तं पाययेल्लाजतर्पणम् ।

लाजतर्पणं लाजशक्तुरूपं तर्पणम् ॥ तथाच ॥

दाहच्छर्द्यर्दितं क्षामं निरन्नं तृष्णयान्वितम् । घर्मार्त्तं मद्यपश्चापि तोयालोडितशक्तुकम् ॥ शर्करामधुसंयुक्तं पाययेल्लाजतर्पणम् । ज्वरापहैः फलरसैर्युक्तमन्नं हितं क्वचित् ॥

પિત્તથી તથા કફથી ઉત્પન્ન થએલા જ્વરવાળાને મદાત્યય રોગ હોય, નિરંતર મદ્ય પીવાની ટેવ હોય અથવા રક્તપિત્ત ગળાના ઉપરના ભાગમાંથી નીકળતું હોય તો તેને યવાગૂ પાવી હિતકારી નથી. ગ્રીષ્મઋતુમાં પણ યવાગૂ પાવી નહી. દાહથી તથા ઊલટીથી પીડાએલા, દુબળા, અન્ન વગરના, તરશવાળા, ગરમીથી પીડાએલા અને મદ્ય પીવાની ટેવવાળા જ્વરવાળાને પેયા કે યવાગૂ નહી પાતાં ચોખાની ધાણીનો સાથવો પાણીમાં ગોળી સાકર તથા મધ નાખીને પાવો. બીજા ગ્રંથમાં પણ કહ્યું છે કે "દાહથી તથા ઉલટીથી પીડાએલા, દુબળા, લાંધણવાળા, તરશવાળા, ગરમીથી પીડાએલા અને મદ્ય પીનારા જ્વરવાળાને સાકરથી તથા મધથી સંયુક્ત ચોખાની ધાણીનું તર્પણ પાવું. કોઇ સમયે જ્વરને મટાડનારાં ફ્લોના રસોથી સંયુક્ત અન્ન દેવું પણ હિતકારી થાયછે.

## ધન્વંતરીએ કહેલો ચોખાની ધાણીના તર્પણનો પ્રકાર.

## सन्तर्पणस्वरूपश्चाह धन्वन्तरिः।

द्राक्षादाडिमखर्जूरमृदिताम्बु सशर्करम् । लाजचूर्णं समध्वाज्यं सन्तर्पणमुदाहृतम् ॥

लाजचूर्णं द्राक्षादि जलशर्करामध्वाज्यसहितं तर्पणमुक्तमित्यर्थः ॥

ચોખાની ધાણીનો સાથવો, દ્રાખ, દાડિમ અને ખજુર એઓને પાણીમાં ધોળી તેમાં સાકર, મધ અને ઘી નાખીને જ્વરવાળાને પાવાં એ સંતર્પણ કહેવાયછે.

## ચોખાની ધાણીના ગુણો.

## लाजशक्तुगुणाः ।

लाजानां शक्तवः क्षौद्रसितायुक्ता विशेषतः । छर्द्यतीसारतृड्दाहविषमूर्छाज्वरापहाः ॥

ચોખાની ધાણીનો સાથવો મધથી અને સાકરથી સંયુક્ત કરીને દેવામાં આવે તો વિશેષે કરી

## જ્વરના કયા ઉપદ્રવોમાં કયા ઔષધોના ક્વાથથી પેયા કરવી.

पेयां वा रक्तशालीनां वस्तिपार्श्वशिरोरुजि । श्वदंष्ट्राकण्टकारीभ्यां सिद्धां ज्वरहरीं पिवेत् । विवद्धवर्चाः सयवां पिप्पल्यामलकैः शृताम् । सर्पिष्मतीं पिवेत्पेयां ज्वरी दोषानुलोमिनीम् ॥ कासी श्वासी च हिक्की च पञ्चमूलीशृतां पिवेत् ।

यवोऽत्रान्नं अत्र पञ्चमूली बृहती लघ्वी च हिता तया शृतां पेयां पिवेदित्यर्थः।

पेयां भेषजसंयोगाल्लघुत्वाच्चाग्निदीपनी । वातमूत्रपुरीषाणां दोषाणां वानुलोमिका ॥ स्वेदनाय च सोष्णत्वाद्रवत्वात्तृट्क्षयाय च ॥ आहारभावात्प्राणाय सरत्वाल्लाघवाय च । ज्वरघ्नीं हेतुसाम्यत्वात्तस्मात्तां पूर्वमाचरेत् ।

हेतुसाम्यत्वाद्धेतवः वातपित्तकफास्तेषां साम्यत्वात् ॥

જ્વરમાં મૂત્રાશયને, પડખાને કે માથાને પીડા થતી હોય તો ગોખરૂ અને ભોરીંગણીના ક્વાથથી પકાવેલી જ્વરને મટાડનારી રાતા ચોખાની પેયા પીવી. જ્વરમાં દસ્ત રોકાઈ ગયો હોય તો પીપળ તથા આમળાના ક્વાથથી પકાવેલી ઘી વાળી રાતા ચોખાની પેયા પીવી તેથી દોષો યોગ્ય રસ્તે પ્રવૃત્ત થાયછે. જ્વરમાં ઉધરસ, શ્વાસ અને હેડકી થયાં હોય તો લઘુપંચમૂલીના અથવા બૃહત્પંચમૂલીના ક્વાથથી પકાવેલી રાતા ચોખાની પેયા પીવી. ઔષધોના સંયોગને લીધે અને હલકાપણાને લીધે પેયા અગ્નિને પ્રદીપ્ત કરેછે અને વાયુને, મૂત્રને, વિષ્ઠાને તથા દોષોને સવળે માર્ગે લાવેછે. પેયા ઊની હોવાથી પસીનો લાવેછે, દ્રવરૂપ હોવાથી તરશનો ક્ષય કરેછે, આહારરૂપ હોવાથી તૃપ્તિ આપેછે, દસ્ત ઊતારનાર હોવાથી શરીરમાં હલકાઈ કરેછે અને વાયુને, પિત્તને તથા કફને સમતા આપનારી હોવાથી જ્વરને મટાડેછે એટલામાટે પ્રથમ તે પેયાનો ઉપયોગ કરવો જોઈએ.

## પંચ મુષ્ટિક યૂષ.

यवकोलकुलत्थानां मुद्गमूलकशुण्ठयोः । एकैकमुष्टिमादाय पचेदष्टगुणे जले ॥ पञ्चमुष्टिक इत्येष वातपित्तकफापहः । शूले प्रशस्यते गुल्मे कासे श्वासे क्षये ज्वरे ॥

इति पञ्चमुष्टिकयूषः ॥

જવ, બોર, કળથી, મગ, મૂળા અને સુંઠ એઓને ચાર ચાર રૂપીઆ ભાર લઇ આઠગણા પાણીમાં પકાવવામાં આવે તો એ પંચમુષ્ટિક યૂષ કહેવાયછે. આ યૂષ વાયુને, પિત્તને તથા કફને મટાડેછે અને શુળ, ગોટો, ઉધરસ, શ્વાસ, ક્ષય અને જ્વર એઓ ઉપર બહુ સારો છે.

## વિષ્ટા અને મૂત્ર રોકાઇ જાય તો શું કરવું.

रुद्धमूत्रपुरीषस्य गुदे वर्त्तिं निधापयेत् । पिप्पलीपिप्पलीमूलयवानीचव्यसाधिताम् ॥ पाययेत्तु यवागूं वा मारुताद्यनुलोमिनीम् ॥

વિષ્ટા અને મૂત્ર રોકાઈ ગયાં હોય તો પીપળ, પીપળી મૂળ, યવાન અને ચવક એઓથી સાધેલી વાટ ગુદામાં ખોસાવવી અથવા વાયુ આદિને સધળે માર્ગે પ્રવર્તાવનારી યવાગૂ પાવી.

## પેયાનો તથા યવાગૂનો અપવાદ.

## पेयायवाग्वोश्च क्वचिदपवादमाह।

मदात्यये मद्यनित्ये ग्रीष्मे पित्तकफोत्थिते। ऊर्ध्वगे रक्तपित्ते च यवागूर्न हिता ज्वरे॥ दाहच्छर्द्यर्दितं क्षामं निरन्नं तृष्णयान्वितम् । घर्मार्त्तं मद्यपश्चापि तोयालोडितशक्तुकम् ॥ शर्करामधुसंयुक्तं पाययेल्लाजतर्पणम् ।

लाजतर्पणं लाजशक्तुरूपं तर्पणम् ॥ तथाच ॥

दाहच्छर्द्यर्दितं क्षामं निरन्नं तृष्णयान्वितम् । घर्मार्त्तं मद्यपश्चापि तोयालोडितशक्तुकम् ॥ शर्करामधुसंयुक्तं पाययेल्लाजतर्पणम् । ज्वरापहैः फलरसैर्युक्तमन्नं हितं क्वचित् ॥

પિત્તથી તથા કફથી ઉત્પન્ન થએલા જ્વરવાળાને મદાત્યય રોગ હોય, નિરંતર મદ્ય પીવાની ટેવ હોય અથવા રક્તપિત્ત ગળાના ઉપરના ભાગમાંથી નીકળતું હોય તો તેને યવાગૂ પાવી હિતકારી નથી. ગ્રીષ્મઋતુમાં પણ યવાગૂ પાવી નહી. દાહથી તથા ઊલટીથી પીડાએલા, દુબળા, અન્ન વગરના, તરશવાળા, ગરમીથી પીડાએલા અને મદ્ય પીવાની ટેવવાળા જ્વરવાળાને પેયા કે યવાગૂ નહી પાતાં ચોખાની ધાણીનો સાથવો પાણીમાં ચોળી સાકર તથા મધ નાખીને પાવો. બીજા ગ્રંથમાં પણ કહ્યું છે કે "દાહથી તથા ઉલટીથી પીડાએલા, દુબળા, લાંઘણવાળા, તરશવાળા, ગરમીથી પીડાએલા અને મદ્ય પીનારા જ્વરવાળાને સાકરથી તથા મધથી સંયુક્ત ચોખાની ધાણીનું તર્પણ પાવું. કોઇ સમયે જ્વરને મટાડનારાં ફલોના રસોથી સંયુક્ત અન્ન દેવું પણ હિતકારી થાયછે.

## ધન્વંતરીએ કહેલો ચોખાની ધાણીના તર્પણનો પ્રકાર.

## सन्तर्पणस्वरूपश्चाह धन्वन्तरिः।

द्राक्षादाडिमखर्जूरमृदिताम्बु सशर्करम् । लाजचूर्णं समध्वाज्यं सन्तर्पणमुदाहृतम् ॥

लाजचूर्णं द्राक्षादि जलशर्करामध्वाज्यसहितं तर्पणमुक्तमित्यर्थः ॥

ચોખાની ધાણીનો સાથવો, દ્રાખ, દાડિમ અને ખજુર એઓને પાણીમાં ચોળી તેમાં સાકર, મધ અને ઘી નાખીને જ્વરવાળાને પાવાં એ સંતર્પણ કહેવાયછે.

## ચોખાની ધાણીના ગુણો.

## लाजशक्तुगुणाः ।

लाजानां शक्तवः क्षौद्रसितायुक्ता विशेषतः । छर्द्यतीसारतृड्दाहविषमूर्छाज्वरापहाः ॥

ચોખાની ધાણીનો સાથવો મધથી અને સાકરથી સંયુક્ત કરીને દેવામાં આવે તો વિશેષે કરી ઊલટીને, અતિ-

સાર, ને તૃષ્ણાને, દાહને, વિષને, મૂર્છાને અને જ્વરને મટાડેછે.

### ચરકે કહેલો તર્પણનો પ્રકાર.

**चरकस्तु ।**

तत्र तर्पणमेवादौ प्रदेयं लाजशक्तुभिः । ज्वरापहैः फलरसैर्युक्तं समधुशर्करम् ॥

ज्वरघ्नानि फलान्याह चरक एव ।

द्राक्षादाडिमखर्जूरप्रियालैः सपरूपकैः । तर्पणार्हस्य दातव्यं तर्पणं ज्वरनाशनम् ॥

प्रियालमत्र पक्वफलं न तन्मज्जागुरुत्वात् । तर्पणार्हस्य दाहच्छर्दितृषार्त्तस्य लङ्घितस्य क्षीणस्येत्यर्थः ॥

"જ્વરને હણનારાં ફળોના રસોથી સંયુક્ત અને મધ તથા સાકરથી સંયુક્ત ચોખાની ધાણીના સાથવાનું તર્પણજ પ્રથમ દેવું." કયાં કયાં ફલો જ્વરને હણનારાં છે તે વિષે પણ ચરકજ કહેછે કે "દાહથી ઊલટીથી તથા તરશથી પીડાએલા અને લાંઘણોથી ક્ષીણ થએલા જ્વરવાળાને દ્રાખ, દાડમ, ખજુર, રાણનાં પાકાં ફળ અને ફાલસાં નામનાં ફળ એઓના રસોથી સંયુક્ત તર્પણ દેવાથી જ્વરનો નાશ થાયછે."

### તે તે કારણોથી ઉત્પન્ન થએલા જ્વરો ઉપર હિતકારી પદાર્થો.

श्रमोपवासानिलजे हितं नित्यं रसौदनम् ॥

रसोऽत्र मांसस्य रसः । तेन सिक्त ओदनो रसौदनः । अन्नेन व्यञ्जनमित्यनेन समासः ॥

मुद्गयूषौदनश्चैव हितः कफसमुत्थिते । स एव सितया युक्तः शीतः पित्तज्वरे हितः ॥

स एव मुद्गयूषौदन एव ॥

कृशोऽल्पदोषो यः क्षीणकफो जीर्णज्वरान्वितः । विबन्धास्पृष्टदोषश्च रूक्षपित्तानिलज्वरी । पिपासार्त्तः सदाहश्च पयसा सम्सुखी भवेत् ॥ अन्यच्च अजादुग्धं गुडोपेतं पातव्यं ज्वरशान्तये । तदेव तु पयः पीतं तरुणे हन्ति मानवम् ॥

तरुणे ज्वरे । अन्यच्च ॥

जीर्णे ज्वरे कफे क्षीणे क्षीरं स्यादमृतोपमम् । तदेव तरुणे पीतं विषवद्धन्ति मानवम् ॥

શ્રમથી, ઉપવાસથી તથા વાયુથી ઉત્પન્ન થએલા જ્વર ઉપર સર્વદા રસૌદન હિતકારી છે. રસથી એટલે માંસના રસાથી ભીજાવેલો જે ઓદન એટલે ભાત તે રસૌદન કેહેવાયછે. 'रसौदन' એ શબ્દમાં अन्नेन व्यंजनम् એ પાણિનીય સૂત્ર ૨–૧–૩૫ પ્રમાણે સમાસ થાયછે. કફથી ઉત્પન્ન થએલા જ્વર ઉપર મગના યૂષથી ભીજાવેલો ભાત હિતકારી છે અને પિત્તથી ઊત્પન્ન થએલા જ્વર ઉપર મગના યૂષથી ભીજાવેલો સાકરવાળો ભાત ટાઢો હોવાથી હિતકારી છે. જે માણસ દુબળો, થોડા દોષવાળો, ક્ષીણ કફવાળો, જીર્ણજ્વરવાળો, મળબંધને લીધે નહી નીકળત દોષવાળો, રૂક્ષ, પિત્તના કે વાયુના જ્વરવાળો, તરસથી પીડાએલો અને દાહ

વાળો હોય તે દુધ પીવાથી સુખી થાયછે. બીજું પણ કહ્યું છે કે "જ્વરની શાંતીને વાસ્તે ગોળ નાખીને બકરીનું દુધ પીવું. પણ જો તરૂણજ્વરમાં દુધ પીવામાં આવે તો તે દુધ માણસને મારી નાખેછે." વળી પણ કહ્યું છે કે "જીર્ણ જ્વરમાં કફ ક્ષીણ થયા પછી પીવામાં આવેલું દુધ અમૃતના જેવું કામ કરેછે પણ જો તરૂણજ્વરમાં દુધ પીવામાં આવે તો તે દુધ ઝેરની પેઠે માણસને મારી નાખેછે."

### જ્વરવાળાએ પાળવાના નિયમો.

### अथ ज्वरिणो नियमानाह ।

न द्विरद्यान्न पूर्वाह्णे नाभिष्यन्दि कदाचन । न तीक्ष्णन्न गुरुप्रायं भुञ्जीत तरुणज्वरी ॥ न जातु तर्पयेत्प्राज्ञः सहसा ज्वरकर्शितम् । तेन संशमितोऽप्यस्य पुनरेव भवेज्ज्वरः ॥

તરૂણજ્વરવાળાએ બે વાર જમવું નહી, પૂર્વાહ્‌ણ સમયમાં જમવું નહી, જેથી શરદી થાય એવું જમવું નહી, તીક્ષ્ણ અન્ન જમવું નહી અને જેમાં ભારેપણું ઝાઝું હોય એવું પણ જમવું નહી. જ્વરથી કર્ષિત થએલાને સમજુ વૈદ્યે કદી પણ સહસા તર્પણ દેવું નહી. કારણ કે એ સમયમાં તર્પણથી જ્વર શાંત થાયછે પણ પાછો ઊદય પામેછે.

### જ્વરથી મુક્ત થવાનું પૂર્વરૂપ.

### अथ ज्वरविमुक्तेः पूर्वरूपमाह ।

दाहः स्वेदो भ्रमस्तृष्णा कम्पविड्भेदसंज्ञताः । कूजनश्चातिवैगन्ध्यमाकृतिर्ज्वरमोक्षणे ॥

विड्भेदो मलप्रवृत्तिरत्र । सम्पदादिभ्यो भावे क्विप् । कूजनं कुन्थनं अतिवैगन्ध्यं गात्रस्य । ज्वरमुक्तौ भविष्यत्यामे तल्लक्षणं भवति । ननु दोषक्षयं विना न व्याधिनिवृत्तिः क्षीणाश्च दोषाः कथमेवंविधं रूपं करिष्यंति । उच्यते । कश्चिद् क्षीणोऽपि विनाशकाले स्वशक्तिं दर्शयति । यथा निर्वाणावस्थायां दीपो विशेषात्प्रज्वलति ॥ वाग्भटोऽप्याह ॥

धातून् प्रक्षोभयन् दोषो मोक्षकाले विलीयते । ततो नरः श्वसन् कूजन् वमन् स्विद्यन्न चेष्टत इति ॥

न चेष्टतेऽचेष्टः स्यात् ॥

त्रिदोषजे ज्वरे ह्येतदन्तर्वेगे च धातुगे । लक्षणं मोक्षकाले स्यादन्यस्मिन् स्वेददर्शनम् ॥

एतद्दाहादिकं लक्षण मोक्षकाले एतेष्वेव ज्वरेषु स्यात् । केषु त्रिदोषजे अन्तर्वेगे धातुगे ज्वरे च ॥ अन्यस्मिन् स्वेदमात्रदर्शन भवति ॥

દાહ, પસીનો, ભ્રમ, તરશ, કંપ, વિષ્ટાની પ્રવૃત્તિ, બેભાનપણું, પીડિત અવાજ અને શરીરનું અત્યંત દુર્ગંધપણું એ જ્વરથી મુક્ત થવાનું પૂર્વરૂપ છે. જ્વરથી મુક્ત થવાનું હોય ત્યારે એ લક્ષણો થાયછે.

શંકા—દોષોનો ક્ષય થયા વિના વ્યાધિની નિવૃત્તિ થતી નથી માટે વ્યાધિની નિવૃત્તિના સમયમાં ક્ષીણ થએલા દોષો ઉપર કહ્યાપ્રમાણે દાહ આદિ ભયકરરૂપ કેમ પકડેછે?

સમાધાન—કોઇ ક્ષીણ થયા છતાં પણ પોતાના વિનાશના સમયમાં પોતાની શક્તિ દેખાડેછે. જેમ કે દીવો ઠરી જવાની સ્થિતિમાં આવેછે ત્યારે વધારે પ્રજ્વલિત થાયછે. વાગ્ભટે પણ કહ્યુંછે કે "ધાતુઓને ક્ષુભિત કરતો દોષ જ્યારે પ્રાણીને છોડી દેવા તૈયાર થાયછે ત્યારે વીખાઇ જવા લાગેછે અને તેથીજ માણસ તે સમયે હાંફેછે, કણકણેછે, વમન કરેછે, પસીનાવાળો થઇ જાયછે અને ચેષ્ટા રહિત થાયછે.

ત્રણે દોષથી થએલો જ્વર, અંદર વેગવાળો ઊંડો જ્વર, અને ધાતુઓમાં રહેલો જ્વર એઓ જ્યારે મટીજવાના થાયછે ત્યારે તેઓમાંજ ઉપર કહેલાં દાહાદિક લક્ષણો થાયછે. બીજા પ્રકારના જ્વરો જ્યારે મટીજવાના થાયછે ત્યારે તો કેવલ પસીનોજ જોવામાં આવેછે.

## જ્વરથી મુક્ત થએલાંનાં લક્ષણો.

**अथ ज्वरमुक्तस्य लक्षणमाह ।**

देहो लघुर्व्यपगतक्लममोहतापः पाको मुखे करणसौष्ठवमव्यथत्वम् । स्वेदक्षयः प्रकृति योगिमनोऽन्नलिप्सा कण्डूश्च मूर्ध्नि विगतज्वरलक्षणानि॥ सुश्रुतोऽप्याह। देहे लघुत्वं शिरसः कण्डूः पाको मुखस्य च । क्षवथुश्चान्नकांक्षा च ज्वरमुक्तस्य लक्षणम् ॥

જ્યારે માણસ જ્વરથી મુક્ત થાયછે ત્યારે દેહ હલકો થઇ જાયછે, ક્રમ મોહ તથા તાપ ટળી જાયછે, મોહોડું પાકેછે, ઇંદ્રિયો સમર્થ થાયછે, વ્યથા રેહેતી નથી, પસીનાનો ક્ષય થાયછે, મન સ્વાભાવિક સ્થિતિને પ્રાપ્ત થાયછે, અન્ન ખાવાની ઇચ્છા થાયછે અને માથામાં ચળ આવેછે. સુશ્રુત પણ કેહેછે કે "દેહમાં હલકાપણું, માથામાં ચળ, મોહોડાનું પાકવું, છીંક આવવી અને અન્નની ઇચ્છા થવી એટલાં જ્વરથી મુક્ત થએલાંનાં લક્ષણો છે.

## જ્વરથી મુક્ત થએલાએ પાળવાના નિયમો.

**अथ ज्वरमुक्तस्य नियमाः ।**

व्यायामश्च व्यवायश्च स्नानं चंक्रमणानि च । ज्वरमुक्तो न सेवेत यावन्नो बलवान् भवेत् ॥ अन्यच्च व्यायामश्च व्यवायश्च प्रवातं शिशिरं जलम् । ज्वरमुक्तो न सेवेत यावन्नो बलवान् भवेत् ॥ जन्तोर्ज्वरविमुक्तस्य स्नानं कुर्यात्पुनर्ज्वरम् । तस्माज्ज्वरविमुक्तोऽपि स्नानं विषमिव सजेत् ॥ बलवर्णाग्निवपुषां यावन्न प्रकृतिर्भवेत् । तावज्ज्वरेण मुक्तोऽपि वर्जनीयानि वर्जयेत् ॥

જ્વરથી મુક્ત થએલા માણસે જ્યાં સુધી શરીરમાં બળ ન આવે ત્યાં સુધી પરિશ્રમ કરવો નહી, મૈથુન કરવું નહી, નાહાવું નહી અને ઝાઝું ફરવું નહી. બીજું પણ કહ્યુંછે કે "જ્વરથી મુક્ત થએલા માણસે જ્યાં સુધી શરીરમાં બળ ન આવ્યું હોય ત્યાં સુધી પરિશ્રમ કરવો નહી, મૈથુન કરવું નહી, ઘણા પવનનું સેવન કરવું નહી અને ટાઢા પાણીનું સેવન કરવું નહી. જ્વરથી મુક્ત થએલા માણસને સ્નાન પાછો

જ્વરને ઉત્પન્ન કરેછે એટલામાટે જ્વરથી મુક્ત થએલાએ પણ વિષની પેઠે સ્નાનનો ત્યાગ કરવો. જ્યાં સુધી બળ, વર્ણ, અગ્નિ અને શરીર સ્વાભાવિક સ્થિતિમાં ન આવ્યાં હોય ત્યાં સુધી માણસે પોતે જ્વરથી છુટેલ છતાં પણ, જેટલાં છોડી દેવાયોગ્ય છે તેઓને છોડી દેવાં.

## વાતજ્વરનો અધિકાર.

### વાતજ્વરની દૂરનાં તથા પાસેનાં કારણો પૂર્વક સંપ્રાપ્તિ.

**अथ वातज्वराधिकारमाह।**

तत्र वातज्वरस्य विप्रकृष्टसन्निकृष्टकारणकथनपूर्विकां संप्राप्तिमाह।

वातलाहारचेष्टाभ्यां वायुरामाशयाश्रयः। वहिर्निरस्य कोष्ठाग्निं ज्वरकृत्स्याद्रसानुगः॥

વાયુને વધારનારા આહારથી તથા વિહારથી વાયુ આમાશયમાં જઇ, રસને દૂષિત કરી, કોઠાના અગ્નિની ઉનાશને બાહાર કાહાડીને જ્વરને ઉત્પન્ન કરેછે.

### વાતજ્વરનું પૂર્વરૂપ.

**अथ तस्य पूर्वरूपमाह।**

जृम्भात्यर्थं समीरणादिति समीरणज्वरे उत्पत्स्यति अत्यर्थं जृम्भा स्यात् जृम्भा च श्रमादिपूर्विका भवति।

વાતજ્વર ઉત્પન્ન થવાનો હોય ત્યારે શ્રમ આદિ ઉત્પન્ન થયા પછી બગાસાં અત્યંત આવેછે.

### વાતજ્વરનું લક્ષણ.

**अथ वातज्वरस्य लक्षणमाह।**

वेपथुर्विषमो वेगः कण्ठौष्ठमुखशोषणम्। निद्रानाशः क्षवः स्तम्भो गात्राणां रौक्ष्यमेव च॥ शिरोहृद्गात्ररुग्वक्त्रवैरस्यं बद्धविट्कता। शूलाध्माने जृम्भणञ्च भवंत्यनिलजे ज्वरे॥

एतानि लक्षणानि प्रायो भावित्वेन सुश्रुते *निर्दिष्टानि। चकारादन्यान्यपि* चरकनिदानोक्तानि बोद्धव्यानि॥ तान्येव श्लोकेन प्रदर्शयति।

भवन्ति विविधा वातवेदनाः स्यादसुप्तता। पिण्डिकोद्वेष्टनं कर्णस्वनो वक्त्रकषायता॥ गात्रसादो हनुस्तम्भो विश्लेषः सन्धिजानुनोः। शुष्ककासो वमिर्लोमदन्तहर्षः श्रमभ्रमौ॥ अरुणं मूत्रनेत्रादि तृट्प्रलापोष्णगात्रता।

विषमो वेगः। शरीरोष्णतादिरूपो ज्वरवेगो विषमो भवतीत्यर्थः। क्षव. स्तम्भः छिक्काया अभावः तथा च वाग्भटः।

हर्षो रोमांचदन्तेषु वेपथुः क्षवथुर्ग्रह इति

चरकोऽपि क्षवथूद्गारविनिग्रह इति॥ *शिरोहृद्गात्ररुक्। गात्रपदे प्रयुक्ते* शिरोहृच्छब्दप्रयोगः तत्र तत्र विशेषेण वेदनो बाधनार्थः॥

વાતજ્વરમાં કંપ થાયછે, શરીરમાં ઉનાશ આદિરૂપ જ્વરનો વેગ વિષમ થાયછે, કંઠ હોઠ તથા મોહોડું સુકાવા લાગેછે, નિદ્રાનો નાશ થાયછે, છીંક આવતી નથી, ગાત્રોમાં રૂક્ષતા થાયછે,

અંગોમાં પીડા થાયછે, માથામાં તથા હૃદયમાં વધારે પીડા થાયછે, મોહોડાનું વિરસપણું થાયછે, વિષ્ટા બંધાઇ જાયછે, શૂળ નીકળેછે, પેટ ચડી આવેછે અને બગાસાં આવેછે. આ લક્ષણો ઘણું કરીને થાયછે એમ સુશ્રુતમાં કહ્યુંછે. ચરકના નિદાનમાં એઓ ઉપરાંત વાતજ્વરનાં બીજાં લક્ષણો પણ કહ્યાંછે તે એ કે "નિદ્રા આવતી નથી, પીંડીઓમાં કળતર થાયછે, કાનમાં અવાજ થાયછે, મોહોડું તુરૂં થઇ જાયછે, અંગોમાં પીડા થાયછે, ડાઢી દુખવા લાગેછે, સાંધાંઓમાં તથા ગોઠણોમાં જાણે બાચકા ભરાતા હોય એવું થાયછે, ખાલી ઉધરસ આવેછે, વમન થાયછે, રૂવાણાં ઉભાં થઇ જાયછે, દાંત અંબાઇ જાયછે, શ્રમ થાયછે, ભ્રમ થાયછે, મૂત્ર તથા નેત્ર આદિ રાતાં થઇ જાયછે, તરશ લાગ્યા કરેછે, બકવાદ થાયછે અને ગાત્રો ઉનાં થઇ જાયછે. વાગ્ભટે પણ કહ્યુંછે કે– "વાતજ્વરમાં રૂવાણાં ઉભાં થઈ જાયછે, દાંત અંબાઈ જાયછે, કંપ થાયછે અને છીંક આવતી નથી." ચરકે પણ કહ્યુંછે કે "વાતજ્વરમાં છીંક અને ઓડકાર રોકાઈ જાયછે."

## વાતજ્વરની ચિકિત્સા.

## अथ वातज्वरचिकित्सा ।

आमाशयस्थो हत्वाग्निं सामो मार्गान् पिधापयन् । विदधाति ज्वरं दोषस्तस्माल्लङ्घनमाचरेत् ॥

इति वचनात्सामान्यतो ज्वरितगात्रस्य यावदारोग्यदर्शनं लङ्घनाभिधानम्। वातज्वरिणो लङ्घनविधाने विशेषमाह चरकः ।

ज्वरितं षडहेऽतीते लघ्वन्नं प्रतिभोजितम् । पाचनं शमनीयं वा कषायं पाययेद्भिषक् ॥ सुश्रुतोऽप्याह । वातिके सप्तरात्रेण दशरात्रेण पैत्तिके ॥ श्लैष्मिके द्वादशाहेन ज्वरे युञ्जीत भेषजम् ।

नन्वन्नं वै प्राणिनां प्राणा इति श्रुतिः । तदन्नं विना प्राणिभिः कथं स्थातव्यमित्याह ।

दोषाणामेव सा शक्तिर्लङ्घने या सहिष्णुता । न हि दोषक्षये कश्चित्सहते लङ्घनं महत् ॥ कफपित्ते द्रवे धातू सहेते लङ्घनं बहु । आमक्षयादूर्ध्वमपि वायुर्न सहते क्षणम् ॥

"દુષ્ટ થઈ આમાશયમાં ગયેલો દોષ અગ્નિને ઢાંકી દઇ અન્ન આદિના અપક્વ ભાગથી સહિત થઇ માર્ગોને ઢાંકી દઇને જ્વરને ઉત્પન્ન કરેછે માટે લંઘન કરવું જોઈએ." એ વચન પ્રમાણે સામાન્ય રીતે ગમે તે જ્વરવાળા માણસે આરોગ્ય દેખાયા સુધી લંઘન કરવું જોઇએ તેમાં વાતજ્વરવાળાને લંઘન કરાવવાવિષે ચરકે વિશેષ કહ્યુંછે કે "વાતજ્વરવાળાને છ દિવસ સુધી લાંઘણ કરાવ્યા પછી સાતમે દિવસે હલકું અન્ન જમાડિને વૈદ્યે પાચન અથવા શમન કષાય પાવો." સુશ્રુતે પણ કહ્યુંછે કે "વાતજ્વરમાં સાતમે દિવસે, પિત્તજ્વરમાં અગીયારમે દિવસે અને કફજ્વરમાં તેરમે દિવસે ઔષધ દેવું."

શંકા–'અન્નજ પ્રાણીઓના પ્રાણરૂપ છે' એમ શ્રુતિમાં કહ્યું છે માટે અન્નવિના પ્રાણિઓથી શીરીતે રહી શકાય?

સમાધાન–લાંઘણોનું જે સહન કરી શકાયછે તે દોષોનીજ શક્તિ છે. દોષોનો ક્ષય થયા પછી કોઈથી પણ ઘણી લાંઘણોનું સહન થઇ શકે નહી. કફ અને પિત્ત એ બન્ને દ્રવરૂપ ધાતુઓ છે તેથી ઘણી લાંઘણોનું તેઓ સહન કરી શકેછે પણ વાયુ તો આમનો ક્ષય થયા પછી ક્ષણમાત્ર પણ લાંઘણનું સહન કરે એમ નથી.

## વાતજ્વરનાં ઔષધો.

### દશમૂલાદિ ક્વાથ.

### तत्र भेषजमाह ।

श्रीफलः सर्वतोभद्रा कामदूती च शोणकः । तर्कारी गोक्षुरः क्षुद्रा बृहती कलशी स्थिरा ॥ रास्ना कणा कणामूलं कुष्टं शुण्ठी किरातकः । मुस्ता बला मृता वालं द्राक्षा यासः शताह्विका ॥ एषां क्काथो निहन्त्येव प्रभञ्जनकृतं ज्वरम् । सोपद्रवं च योगोऽयं सर्वयोगवरः स्मृतः ॥

श्रीफलो विल्वः । सर्वतोभद्रा गम्भारी । कामदूती पाटला । शोणकः सोनापाठा इति लोके । तर्कारी गणिकारी । कलशी पृश्निपर्णी स्थिरा शालिपर्णी बला सुगन्धबला द्राक्षा यासो यवासः । इति दशमूलादिक्काथः ॥

બીલી, શીવણ, પાટલા અથવા કાકચ, અરણી, અરલૂ, ગોખરૂ, નાહાની ભોરીંગણી, મોટી ભોરીંગણી, ગધ્ધીસમેરવો, મોટા સમેરવો, રાસ્ના, પીપળ, પીપળીમૂળ, કઠ, સુંઠ, કરીયાતું, મોથ, નાગબલા, ગળો, વાળો, જવાસો અને શતાવરી એઓનો ક્વાથ વાયુએ કરેલા ઉપદ્રવો સહિત જ્વરને અવશ્ય હણેછે. આ ઉપાય સઘળા ઉપાયોમાં ઉત્તમ કેહેવાયછે.

### બૃહત્પંચમૂલી ક્વાથ.

### सुश्रुतः ।

पञ्चमूली कषायन्तु पाचनं वातिके ज्वरे इति ॥

*अत्र पञ्चमूली बृहत्पञ्चमूली* अत एव त्रिशती ॥

श्रीपर्णीतर्कारीश्रीफलटुण्टूकपाटलामूलैः । पाचनमुचितं मारुतजनितज्वरहारिवारिणा कथितैः ॥

इति बृहत्पञ्चमूलीक्काथः ॥

સુશ્રુત કેહેછે કે "વાતજ્વરમાં પંચમૂલીનો કષાય પાચન છે." આ સુશ્રુતના વચનમાં 'પંચમૂલી' એટલે બૃહત્પંચમૂલી સમજવી. કારણ કે "સીવણ, અરણી, બીલી, અરલૂ અને પાટલા અથવા કાકચ એઓનાં મૂળોનો પાણીમાં ક્વાથ કરી પાવામાં આવેતો એ પાચનથી વાતજ્વર મટેછે" એમ ત્રિશતી નામના ગ્રંથમાં કહ્યુંછે.

### કિરાતાદિ ક્વાથ.

किराताह्वामृतोदीच्यबृहतीद्वयगोक्षुरैः । त्रिपर्णीकलशीबिल्वैः क्काथो वातज्वरापहः ॥

उदीच्यं बालकं त्रिपर्णी शालिपर्णी कलशी पृश्निपर्णी । इति किरातादिक्काथः ॥

કરીયાતું, ગળો, વાળો, નાહાની ભોરીંગણી, મોટી ભોરીંગણી, ગોખરૂ,

મોટો સમેરવો, ગધ્ધીસમેરવો અને બીલી એઓનો ક્વાથ વાતજ્વરને હણનારો છે.

### કાલિંગ ક્વાથ.

गुडूची पिप्पलीमूलनागरैः पाचनं शृतम् । वातज्वरवता पेयं कालिङ्गं सप्तमेऽहनि ॥

कालिङ्गं शृतमिन्द्रयवन्तस्य शृतं।त्रिशती॥

'ગળો, પીપળીમૂલ અને સુંઠ એઓની સાથે ઇંદ્રયવનો ક્વાથ કરીને વાતજ્વરમાં સાતમે દિવસે પીવો.' એમ ત્રિશતી નામના ગ્રંથમાં કહ્યુંછે.

### વિશ્વાદિ ક્વાથ.

विश्वामृता ग्रन्थिकसिद्धतोयं मरुज्ज्वरः स्यात् पिबतः कुतोऽयम् । क्राथोऽथ कुस्तुम्बुरदेवदारुक्षुद्रौपधैः पाचनमत्र चारु ॥

विश्वा शुण्ठी क्राथ पाचनमिति वेदाः प्रमाणमितिवत् ॥

સુંઠ, ગળો, અને પીપળીમૂલ એઓનો ક્વાથ કરી પીવામાં આવે તો વાતજ્વર કેમ રહે? રહેજ નહી. અથવા સુંઠ, કોથમરી, દેવદાર અને ભોરીંગણી એઓનો ક્વાથ કરી પીવામાં આવે તો તે પણ વાતજ્વરમાં ઉત્તમ પાચન છે. સંસ્કૃત રીતિપ્રમાણે ક્વાથ શબ્દ પુલ્લિંગ છે અને પાચન શબ્દ નપુંસકલિંગ છે તોપણ તેઓનું જે સામાનાધિકરણ્ય કર્યુંછે 'ते वेदाः प्रमाणं' એ વાક્યની પેઠે કરેલું છે.

### બૃહત્પંચમૂલ્યાદિ ક્વાથ.

पञ्चमूली बला रास्ना कुलत्थैः सहपौष्करैः । क्राथो हन्याच्छिरःकम्पं पर्वभेदं मरुज्ज्वरम् ॥

पञ्चमूली बिल्वादिः । बृहत्पञ्चमूल्यादिक्राथः ॥

બૃહત્પંચમૂલી, નાગબલા, રાસ્ના, કળથી અને એરડાનાં મૂળ એઓનો ક્વાથ માથાના કંપને, સાંધાઓની ત્રોડને અને વાતજ્વરને મટાડેછે.

### કણાદિ ક્વાથ.

कणारसो नामृतवछिविश्वानिदग्धिकासिन्धुकभूमिनिम्बैः । समुस्तकैराचरितः कषायो हिताशिनां हन्ति गदानिमांस्तु ॥ ज्वरं मरुद्दुष्टिसमुद्भवं तथा बलासजं चानलमन्दताञ्च । कण्ठावरोधं हृदयावरोधं स्वेदश्च रोमांचहिमत्वमोहान् ॥ इति कणादिक्राथः ॥

પીપળ, લસણ, ગળો, સુંઠ, ભોરીંગણી, સીધાલૂણ, કરીયાતું અને મોથ એઓથી કરવામાં આવેલો ક્વાથ પથ્ય જમનારાઓના વાતજ્વરને, કફજ્વરને, અગ્નિની મંદતાને, કંઠના અવરોધને, છાતીના અવરોધને, પસીનાને, રોમાંચને, શીતવળી જવાને અને મોહને મટાડેછે.

### કલ્પતરૂ રસ.

शुद्धं शङ्करशुक्रमक्षतुलितं माराशिनारीरजस्तद्वत्तावदुमापतिस्फुटगलालङ्कारवस्तुस्मृतम् । तावसेव मनःशिला च विमला तावत्तथा टङ्कणं शुण्ठी द्व्यक्षमिता कणा च मरिचं दिक्पाल-

संख्याक्षकम् ॥ विषादि वस्तूनि शिलोपरिण्याद्विचूर्णयेद्वाससि शोधयेच । ततस्तु खल्वे रसगन्धकौ च चूर्णश्च तद्यामयुगं विमर्द्यम् ॥ कल्पतरुनामधेयो यथार्थनामा रसः श्रेष्ठः । समीरणश्लेष्मगदान्हरते च मात्रा स्मृतास्य गुञ्जैका ॥ आर्द्रकेण सममेष भक्षितो हन्ति वातकफसम्भवं ज्वरम् । श्वासकासमुखसेकशीततावह्निमान्द्यविसुचीश्च नाशयेत् ॥ नस्येनाश्वेव हरति शिरोऽर्तिं कफवातजाम् । मोहं महान्तमपि च प्रलापं क्षवथुग्रहम् । कल्पतरुरसः॥

એક તોલું શુદ્ધ પારો, એક તોલું શુદ્ધ ગંધક, એક તોલું વછનાગ, એક તોલું મણશીલ, એક તોલું સોનામખી, એક તોલું ટંકણ, બે તોલાં સુંઠ, બે તોલાં પીપળ, અને દશ તોલાં મરી એઓને લઇ વછનાગ આદિ વસ્તુઓનો છીપર ઉપર ભુકો કરી વસ્ત્રથી ચાળી લેવો. પછી બે પોહોર સુધી પારાનું, ગંધકનું અને એ ભુકાનું ખરલમાં મર્દન કરવું એટલે 'કલ્પતરૂ' નામનો શ્રેષ્ઠ રસ થાયછે. કલ્પવૃક્ષના જેવાજ ગુણોવાળો આ રસ વાયુના અને કફના રોગોને હણેછે. આ રસની માત્રા એક રતી ભારની દેવી. આદાની સાથે આ રસનું ભક્ષણ કરવામાં આવે તો તેથી વાતજ્વર, કફજ્વર, શ્વાસ, ઉધરસ, મોહોડામાં પાણી આવ્યા કરવું, શીતવળવું, અગ્નિની મદતા અને કાલેરા એ રોગોનો નાશ થાયછે. આ રસનું નસ્ય દેવામાં આવે તો તેથી કફસંબંધી તથા વાયુસંબંધી માથાંની પીડા, પ્રલાપ, છીકનું બંધ પડવું અને મોટા મોહ પણ તુરતજ મટી જાયછે.

### મહા જ્વરાંકુશ.

सामान्यज्वरचिकित्सोक्तो महाज्वराङ्कुशः प्रदेयोऽत्र ॥

સામાન્યજ્વરની ચિકિત્સામાં જે મહાજ્વરાંકુશ આગળ કેહેવાઇ ગયોછે તે પણ વાતજ્વરમાં દેવો.

### ત્રિપુર ભૈરવ રસ.

विषमहौषधमागधिकोषणद्युमणिरक्तकमार्द्रकमर्दितम् । क्रमविवर्द्धितमुद्दलितज्वरस्त्रिपुरभैरव एष रसो वरः ॥

द्युमणि । मारितं ताम्रं तस्य भागाः पञ्च रक्तकं हिङ्गुलं तस्य भागाः षट् । मात्रास्य रक्तिकार्द्धम् । त्रिपुरभैरवो रसः ॥

એકભાગ વછનાગ, બેભાગ સુંઠ, ત્રણભાગ પીપળ, ચારભાગ મરી, પાંચભાગ મારેલું ત્રાંબું અને છ ભાગ હીંગળો એઓ મળીને ત્રિપુર ભૈરવ નામનો ઉત્તમ રસ થાયછે અને એ રસ જ્વરનો નાશ કરી નાખેછે. આ રસની માત્રા અરધી રતિભાર દેવી.

### સ્વેદ-શેક.

वातश्लेष्मज्वरे स्वेदं जङ्घापार्श्वास्थिशूलिनि । पीनसश्वासबाधिर्ये कारयेत्तद्विधानवित् ॥ श्रोतसां मार्दवं कृत्वा नीत्वा पावकमाशयम् । हत्वा वातकफस्तम्भं स्वेदो ज्वरमपोहति ॥

જેમાં પીડીઓમાં, પડખામાં તથા હાડકાંઓમાં શૂળ નીકળતાં હોય શલીખમ, શ્વાસ તથા બેહેરાપણું થયાં હોય

એવા વાતજ્વરમાં તથા કફજ્વરમાં, વિધાનને જાણનારા વૈદ્યે સ્વેદ કરાવવો. કારણ કે સ્વેદ નાડીઓને કુણીકરી, અગ્નિને સ્થાનકમાં પોહોચાડી અને વાયુથી તથા કફથી થતા દુખાવાને તોડી નાખી જ્વરને મટાડેછે.

### વાલુકા સ્વેદ.

खर्परभृष्टपटस्थितकाञ्जिकसंसिक्तवालुकास्वेदः । शमयति वातकफामयमस्तकशूलाङ्गभङ्गादीन् ॥

कम्पे शिरोहृदयगात्रव्यथायाम् जृम्भायां पादसुप्ततायाम् । पिण्डिकोद्वेष्टनेऽङ्गसादे हनुस्तम्भे च लोमहर्षे ॥ वालुकास्वेदः ॥

રેતીને ઠીબડામાં શેકી, લુગડામાં ભરી કાંજીનો છંટકાવ દઇને તેથી શેક કરવામાં આવે તો એ શેક વાયુસંબંધી તથા કફસંબંધી દરદોને, માથાંના શૂળને અને અંગ ભાંગવાં આદિને શમાવી દેછે. કંપ, માથાની વ્યથા, છાતીની વ્યથા, ગાત્રની વ્યથા, બગાસાં, પગની જડતા, પીંડીઓની કળતર, અંગોનું ભાંગવું, ડાઢીનો દુખાવો રૂવાણાં ઉભાં થવાં એ દરદો ઉપર રેતીનો શેક કરવો જોઇએ.

### હોઠ તથા મુખના શોષ ઉપર કવલ.

मातुलुङ्गफलकेशरोद्धृतः सिन्धुजन्ममरिचान्वितो मुखे । हन्ति वातकफरोगमास्यगं शोपमाशु जडतामरोचकम् ॥

इति कवलः कण्ठौष्ठमुखशोषे ॥

બીજોરાંના ફળમાંથી કેસરા કાઢી તેઓમાં સૈંધવ અને મરી મેળવી તેનો મોહોડામાં કવલ લેવામાં આવેતો વાયુ સંબંધી રોગ, કફસંબંધી રોગ, મોહોડાનો શોષ, જડતા અને અરૂચિ તુરત મટી જાયછે.

### મોહોડાના શોષ ઉપર તથા વિરસપણા ઉપર બીજી ક્રિયા.

अन्यच्च ।

शर्करादाडिमाभ्याञ्च द्राक्षा दाडिमयोस्तथा । कल्कं विधारयेदास्ये शोषवैरस्यनाशनम् ॥ द्राक्षामलकयोः कल्कं सघृतं वदने क्षिपेत् । तेन घृष्ट्वा मुखस्यान्तः कुर्वीत प्रतिसारणम् ॥ तेन तालुगलान्तस्थः संशोषश्चैव शाम्यति । सुरसं जायते वक्त्रं रुचिर्भवति भोजने ॥

સાકરનો અને દાડિમનો અથવા ધ્રાખનો અને દાડિમનો કલ્ક (ચટણી) મોહોડામાં રાખવાથી મોહોડાનો શોષ અને વિરસપણું મટી જાયછે. ધ્રાખનો અને આમળાનો કલ્ક કરી તેમાં ઘી ભેળવી મોહોડામાં નાખી તેથી મોહોડાના અંદરના ભાગને ઘસી લાર ઉતરવામાં આવે તો તાળવાનો તથા ગળાનો શોષ શાંત થઈ જાયછે, મોહોડું વિરસ મટીને સારા રસવાળું થાયછે અને ભોજનમાં રૂચિ થાયછે.

### નિદ્રાનો નાશ થવાનાં નિદાન.

निद्रानाशस्य निदानमाह ।

नावनं लङ्घनं चिन्ता व्यायामः शोकभीरुषः । एभिरेव भवेन्निद्रानाशः श्लेष्मातिसंक्षयात् ॥

નસ્ય, લંઘન, ચિંતા, પરિશ્રમ, શોક, ભય, અને ક્રોધ એઓથી કફનો અત્યંત ક્ષય થવાને લીધે નિદ્રાનો નાશ થાયછે.

## નિદ્રાના નાશની ચિકિત્સાઓ.

### अथ तस्य चिकित्सामाह ॥

भृष्टन्तु विजयाचूर्णं मधुना निशि भक्षयेत् । निद्रानाशेऽतिसारे च ग्रहण्यां पावकक्षये ॥ गुडं पिप्पलिमूलस्य चूर्णेनालोडितं लिहेत् । चिरादपि च सन्नष्टां निद्रामाप्नोति मानवः ॥ वायसजङ्घामूलं बद्धं वा शिरसि काकमाच्याश्च । विधृतं निद्राजनकं त्वङ्मूलं वा शृतं सगुडम् ॥ पीतमिति शेषः ।

मूलन्तु काकमाच्या बद्धं सूत्रेण मस्तके नियतम् । विदधाति नष्टनिद्रो निद्रामाश्वेव सिद्धमिदम् ॥ शीलयेन्मन्दनिद्रस्तु क्षीरमद्यरसान्दधि । अभ्यङ्गोद्वर्त्तनस्नानमूर्द्धकर्णाक्षितर्पणम् ॥ रसं मांसरसम् ॥

कान्ताबाहुलताश्लेषो निर्वृतिः कृतकृत्यता ॥ मनोनुकूला विषयाः कामं निद्रासुखप्रदाः । रसे शाके च सूपे च सर्पिर्यूषपयःसु च ॥ निद्रां सञ्जनयत्याशु पलाण्डुरुपयोजितः ॥ रसे मांसरसे ॥

ऐक्षवं पोतकीमापः सुरा मांसरसः पयः । गोधूमतिलमत्स्याश्च निद्रां कुर्वन्ति देहिनाम् । निद्रानाशे ॥

નિદ્રાનો નાશ થયો હોય, અતિસાર થયો હોય, ગ્રહણી થઈ હોય કે અગ્નિનો ક્ષય થયો હોય તો શેકેલી ભાંગનું ચૂર્ણ રાતે મધની સાથે ખાવું. ગોળમાં પીપળી મૂળનું ચૂર્ણ ભેળવીને ચાટવામાં આવેતો મનુષ્યને ઘણા કાળથી જતી રહેલી નિદ્રા પણ પાછી પ્રાપ્ત થાયછે. અઘેડીનું મૂળ માથે બાંધવામાં આવે અથવા પીલુડીનું મૂળ માથે ધરી રાખવામાં આવે અથવા પીલુડીની છાલનો અને મૂળનો ક્વાથ કરી ગોળ સહિત પીવામાં આવે તો નિદ્રા ઉત્પન્ન થાયછે. પીલુડીના મૂળને દોરાથી બાંધી નિરંતર માથામાં ધરવામાં આવેતો જેની નિદ્રા જતી રહી હોય તેને તુરતજ નિદ્રા પ્રાપ્ત થાયછે એ સિદ્ધ વાત છે. જેની નિદ્રા મંદ થઈ ગઈ હોય તેણે દુધ, મદ્ય, માંસનો રસો, દહી, તૈલનો અભ્યંગ, ચૂર્ણાદિકથી શરીરનું ચોળવું, સ્નાન, માથામાં તેલ ઘસાવવું, કાનમાં તેલ નખાવવું અને નેત્રોમાં તૈલાદિક નખાવવું એઓનો અભ્યાસ રાખવો. સુંદર સ્ત્રીના બાહુરૂપી લતાનું આલિંગન, સંતોષ, કૃતાર્થપણું અને મનને પ્રિયલાગે તેવા વિષયો જેવું જોઇએ તેવું નિદ્રાનું સુખ આપેછે. માંસના રસમાં, શાકમાં, દાળમાં, ઘીમાં, યૂષમાં અને દૂધમાં ડુંગરીનો ઉપયોગ કરવામાં આવેતો તેથી તુરત નિદ્રા પ્રાપ્ત થાયછે. શેલડીના પદાર્થો, પોથી, અડદ, મદિરા, માંસનો રસ, દુધ, ઘઊં, તલ, અને માછલાં એઓનો ઉપયોગ કરવાથી માણસોને નિદ્રા પ્રાપ્ત થાયછે.

## પેટનાં શૂલ તથા આફરાની ચિકિત્સા દારૂપટ્ટ લેપ.

दारुहैमवतीकुष्ठशताह्वाहिङ्गुसैन्धवैः । लिम्पेत्कोष्णैरम्लपिष्टैः शूलाध्मानयुतोदरम् ॥

हैमवती श्वेतवचा । दारुपट्कलेपः शूलाध्माने ॥

દેવદાર, ધોળી વજ, કઠ, શતાવરી, હિંગ અને સૈંધવ એ છ પદાર્થોને ખાટા પદાર્થમાં વાટી ઉના કરી જરા જરા ઉના હોય ત્યારે લેપ કરવામાં આવે તો પેટનાં શૂલ તથા આફ્રો ટળી જાયછે.

## કાનમાં અવાજ થતો હોય તેની ચિકિત્સા.

कटुतैलं कणाहिङ्गुवचालशुनसाधितम् ॥ उष्णं विनिहितं हन्ति कर्णयोर्निःस्वनव्यथाम् । तैलं कर्णस्वने ।

પીપળ, હીંગ, વજ, અને લસણ એઓથી સિદ્ધ કરેલા સરસીઆ તેલને ઊનું કરી કાનમાં નાખવામાં આવેતો કાનમાં અવાજ થવાની પીડા મટી જાયછે.

## સુકી ઉધરસની ચિકિત્સા.

कणा सुगन्धिवचया यवान्या च समन्विता ॥ ताम्बूलसहिता हन्ति शुष्ककासं मुखे धृता । इति शुष्ककासे ।

સુગંધી વજ, યવાન અને નાગરવેલનું પાન એઓની સાથે પીપળને જે મોહોડામાં રાખવામાં આવેતો સુકી ઉધરસ ટળી જાયછે.

## વાતજ્વર ઉપર હિતકારી અન્નો.

अथान्नमाह ।

श्रमोपवासानिलजे हितो नित्यं रसौदनः । मुद्गामलकयूपस्तु बद्धविट्काय दीयते । रसो मासरस. ॥

पेयां वा रक्तशालीनां बस्तिपार्श्वेशिरोरुजि । श्वदंष्ट्राकण्टकारीभ्यां सिद्धां ज्वरहरीं पिबेत् ॥ कासी श्वासी च हिक्की च पञ्चमूलीशृतां पिबेत् ॥

पेयामिति शेषः इति वातज्वराधिकारः ।

શ્રમથી, ઉપવાસથી અને વાયુથી થએલા જ્વર ઉપર નિત્ય માંસના રસાવાળો ભાત હિતકારી છે. વાતજ્વરમાં વિષ્ટા બંધાઇ ગઇ હોય તો મગનો અને આમળાનો યૂપ દેવો. વાતજ્વરમાં મૂત્રાશયમાં, પડખામાં કે માથામાં દરદ થતું હોય તો ગોખરૂ અને ભોરીંગણીના ક્વાથમાં પકાવેલી રાતા ચોખાની જ્વરને હરનારી પેયા પીવી. વાતજ્વરમાં ઉધરસ શ્વાસ કે હેડકી થયાં હોય તો પંચમૂલીના ક્વાથથી પકાવેલી પેયા પીવી.

વાતજ્વરનો અધિકાર સંપૂર્ણ થયો.

---

## પિત્તજ્વરનો અધિકાર.

## પિત્તજવરની દૂરનાં તથા પાસેનાં કારણોપૂર્વક સંપ્રાપ્તિ.

अथ पित्तज्वराधिकारः। तत्र पित्तज्वरस्य विप्रकृष्टसन्निकृष्टकारणकथनपूर्विकां संप्राप्तिमाह ।

पित्तलाहारचेष्टाभ्यां पित्तमामाशयाश्रयम् । बहिर्निरस्य कोष्ठाग्निं ज्वरकृत्स्याद्रसानुगम् ॥

पित्तस्य पङ्गुत्वात्तेन कोष्ठाग्नेरुष्मा बहिर्नेतुं न शक्यते । यत आह ॥

पित्तं पङ्गुः कफः पङ्गुः पङ्गवो मलधातवः ॥ वायुना यत्र नीयन्ते तत्र गच्छन्ति मेघवत् । इति ॥

ततोऽत्र पित्तं वातसहायं बोद्धव्यं। यत आह।

द्रव्यमेकरसं नास्ति न रोगोऽप्येकदोपजः । एकस्तु कुपितो दोष इतरानपि कोपयेत् । इति ॥

પિત્તને વધારનારા આહાર તથા વિહારથી દુષ્ટ થએલું પિત્ત આમાશયમાં જઇ રસને દૂષિત કરી કોઠાના અગ્નિની ઉનાશને બાહાર કાહાડીને જ્વરને ઉત્પન્ન કરેછે.

'પિત્ત પાંગળું છે, કફ પાંગળો છે અને મલો તથા ધાતુઓ પણ પાંગળા છે માટે તેઓને જ્યાં વાયુ લઇ જાયછે ત્યાં તેઓ વાદળાંની પેઠે જાયછે' એ વચનપ્રમાણે પિત્ત પાંગળું (લુલું) હોવાથી કોઠાના અગ્નિની ઉનાશને તે બાહાર લઈ જઇ શકે એમ નથી તોપણ વાયુની સહાયતાથી બાહાર લઈ જાયછે એમ સમજવું. કહ્યુંછે કે "કોઇપણ પદાર્થ એક રસવાળો નથી અને કોઇ પણ રોગ એક દોષથી થતો નથી. એક દોષ કોપ પામીને બીજા દોષોને પણ કોપ પમાડેછે."

## પિત્તજ્વરનું પૂર્વરૂપ.

### तस्य पूर्वरूपमाह।

पित्तान्नयनयोर्दाह इति । पित्तज्वरे उत्पत्स्यति नेत्रदाहः स्यात् । स च श्रमादिपूर्वको भवति ॥

પિત્તજ્વર ઉત્પન્ન થવાનો હોય ત્યારે શ્રમ આદિ થઇને નેત્રોમાં બળતરા થવા લાગેછે.

## પિત્તજ્વરનાં લક્ષણો.

### अथ पित्तज्वरस्य लक्षणमाह।

वेगस्तीक्ष्णोऽतिसारश्च निद्राल्पत्वं तथा वमिः । कण्ठौष्ठमुखनासानां पाकः स्वेदश्च जायते । प्रलापो वक्त्रकटुता मूर्छा दाहो मदस्तृषा । पीतविण्मूत्रनेत्रत्वं पैत्तिके भ्रम एव च ॥

अतीसारः पित्तस्य तस्य सरत्वात्सद्रवमलप्रवृत्तिर्न त्वतिसारवत्तस्य ज्वरोपद्रवत्वात् । वमिः यदा पित्तं कफस्य स्थानं याति तदा बोद्धव्या । प्रलापोऽनर्थकं वचः। मूर्छा रूपादेरज्ञानम् ॥ मदः पूगकोद्रवधत्तूरभक्षणादिव मत्तता । भ्रमश्चक्रारूढस्येव ज्ञानं चकाराद्रक्तकण्ठादयो बोद्धव्याः ॥

પિત્તજ્વર હોય તો જ્વરનો વેગ તીક્ષ્ણ થાયછે, અતિસાર થાયછે, નિદ્રા અલ્પ થઈ જાયછે, પિત્ત કફના સ્થાનમાં જાય ત્યારે વમન થાયછે, કંઠ હોઠ મોહોડુ તથા નાક પાકી આવેછે, પસીનો થાયછે, બકવાદ થાયછે, મોહોડું તીખું થઇ જાયછે, રૂપ આદિની ખબર પડતી નથી, બળતરા થાયછે, સોપારી કોદરા અને ધંતુરો ખાધાના જેવું મત્તપણું થાયછે, તરશ લાગ્યા કરેછે, વિષ્ટા મૂત્ર તથા નેત્ર પીળાં થઈ જાયછે અને ચાકડે ચડેલાના જેવો ભ્રમ થાયછે તથા રાતાં ઘ્રામઠાં વગેરે પણ થાયછે.

પિત્તનો અતિસાર થાયછે એટલે અતિસારની પેઠે પાતળો ઝાડો વધ્યા કરેછે એમ નહી, પણ પિત્તદ્રવરૂપ હોવાથી દ્રવવાળો મળ પડેછે એમ સમજવું. કારણ કે આ અતિસાર જ્વરના ઉપદ્રવરૂપ છે.

## પિત્તજ્વરની ચિકિત્સા ક્યારે કરવી.

### अथ पित्तज्वरस्य चिकित्सा।

आमाशयस्थो हत्वाग्निं सामो मा-

र्गान् पिधापयन् । विदधाति ज्वरं दोपस्तस्माल्लङ्घनमाचरेत् ॥

इति वचनात्सामान्यतो ज्वरिमात्रस्य यावदारोग्यदर्शनं लङ्घनाभिधानम् । पित्तज्वरिणो लङ्घनविधाने विशेषमाह । सुश्रुतः॥

पैत्तिके दशरात्रेण ज्वरे युञ्जीत भेषजमिति ॥

दशरात्रेण लङ्घनव्रता व्यतीतेनेत्यर्थः । किं तद्भेषजं तदाह ॥

"દુષ્ટ થઈ આમાશયમાં ગએલો દોષ અગ્નિને ઢાંકી દઈ અન્ન આદિના અપકવ ભાગથી સહિત થઇ માર્ગોને ઢાંકી દઇને જ્વરને ઉત્પન્ન કરેછે માટે લંઘન કરવું જોઇએ." એ વચનપ્રમાણે સામાન્ય રીતે ગમે તે જ્વરવાળાએ આરોગ્ય દેખાયા સુધી લંઘન કરવું જોઇએ તેમાં પિત્તજ્વરવાળાને લંઘન કરાવવા વિષે સુશ્રુતે વિશેષ કહ્યુછે કે "પિત્તજ્વરમાં દશરાત લાંઘણ કરતાં વ્યતીત થયા પછી ઔષધ દેવું."

## પિત્તજ્વરનાં ઔષધો.

### તિક્તાદિ ક્વાથ.

तिक्ता मुस्तायवैः पाठा कट्फलाभ्यां सहोदकम् । पक्वं सशर्करं पीतं पाचनं पैत्तिके ज्वरे ॥ तिक्तादिकाथः ॥

કડુ, મોથ, ઇંદ્રયવ, કાળીપાટ અને કાયફળ એઓનો પાણીમાં ક્વાથ કરી સાકર નાખીને પિત્તજ્વરમાં પીવો એટલે પાચન થાયછે.

### પર્પટાદિ ક્વાથ.

पर्पटो वासकस्तिक्ता कैरातो धन्वयासकः । प्रियङ्गुश्च कृतः क्वाथ एषां शर्करया युतः ॥ पिपासादाहपित्तास्रयुक्तं पित्तज्वरं हरेत् । पर्पटादिकाथः ॥

ખડસલીયો, અરડૂસો, કડુ, કરીયાતું, ધમાસો અને કાંગ એઓનો ક્વાથ કરી સાકર નાખીને પીવામાં આવેતો તેથી તરશ, દાહ અને રક્તપિત્ત એઓથી યુક્ત પિત્તજ્વર નાશ પામેછે.

### દ્રાક્ષાદિ ક્વાથ.

द्राक्षा हरीतकी मुस्ताकटुकाकृतमालकः । पर्पटश्च कृतः क्वाथ एषां पित्तज्वरापहः ॥ मुखशोषप्रलापार्त्तिदाहमूर्छाभ्रमप्रणुत् । पिपासा रक्तपित्तानां शमनो भेदनो मतः ॥ द्राक्षादिकाथः॥

દ્રાખ, હરડે, મોથ, કડુ, ગરમાળો અને ખડસલીયો એઓનો ક્વાથ કરી પીવામાં આવેતો પિત્તજ્વર, મોહોડાનો શોષ, બકવાદ, પીડા, દાહ, મૂર્છા, ભ્રમ, તરશ રક્તપિત્ત મટી જાયછે અને દસ્તપણ લાગેછે.

### પટોલાદિ ક્વાથ.

पटोलयवधान्याकमधूकं मधुसंयुतम् । हन्ति पित्तज्वरं दाहं तृष्णाञ्चातिप्रमाथिनीम् ॥ पटोलादिकाथः ॥

કડવાં પરવળ અથવા કડવી ધીસોડી, ઇંદ્રયવ, ધાણા અને મહુડાં એઓનો ક્વાથ કરી મધ નાખીને પીવામાં આવેતો તેથી પિત્તજ્વર, દાહ અને અત્યંત ત્રાસદાયી તરશ મટેછે.

### ગડૂચ્યાદિ ક્વાથ.

गुडूच्यामलकैर्युक्तः केवलो वापि पर्पटः । पित्तज्वरं हरेत्तूर्णं दाहशोषभ्रमान्वितम् ॥ गुडूच्यादिकाथः ॥

ગળો, આમળાં અને ખડસલીયો એઓનો ક્વાથ અથવા એકલા ખડસલીયાનો ક્વાથ દાહ, શોષ અને ભ્રમ એઓથી સંયુક્ત થએલા પિત્તજ્વરનો નાશ કરેછે.

### હ્રીબેરાદિ હિમ.

एकः पर्पटकः श्रेष्ठः पित्तज्वरविनाशनः ॥ किं पुनर्यदि युञ्जीत चन्दनोशीरवालकैः ॥ ह्रीवेरचन्दनोशीरघनपर्पटसाधितम् । दद्यात्सुशीतलं वारि तृट्छर्दिज्वरदाहनुत् ॥ ह्रीवेरादिहिमम् ॥

એકલો ખડસલીયોજ પિત્તજ્વરનો નાશ કરવામાં શ્રેષ્ઠછે તેમાં વળી ચંદન, ધોળોવાળો અને કાળોવાળો, મેળવવામાં આવેતો તેથી પિત્તજ્વરનો નાશ થાય તેમાં તો શુંજ કેહેવું. કાળોવાળો, ચંદન, ધોળોવાળો, મોથ અને ખડસલીયો એઓથી સિદ્ધ કરેલું અત્યંત ટાઢું પાણી પાવામાં આવેતો તેથી તૃષા, ઉલટી, જ્વર અને દાહ ટળી જાયછે.

### ભૂનિંબાદિ ક્વાથ.

भूनिम्बातिविषालोध्रमुस्तकेन्द्रयवामृता । वालकं धान्यकं बिल्वं कषायो माक्षिकान्वितः ॥ विड्भेदश्वासकासांश्च रक्तपित्तं ज्वरं हरेत् ॥ भूनिम्बादिक्वाथः॥

કરીયાતું, અતિવિષની કળી, લોદર, મોથ, ઇંદ્રયવ, ગળો, વાળો, ધાણા અને બીલી એઓનો ક્વાથ કરી મધ નાખીને પીવામાં આવેતો તેથી વારે ઘડીએ વિષ્ટાનું નીકળવું, શ્વાસ, ઉધરસ, રક્તપિત્ત અને પિત્તજ્વર ટળી જાયછે.

### મહા દ્રાક્ષાદિ ક્વાથ.

द्राक्षाचन्दनपद्मानि मुस्तातिक्तामृतापि च । धात्री वालमुशीरं च लोध्रेन्द्रयवपर्पटाः ॥ परूषकं प्रियङ्गुश्च यवासो वासकस्तथा । मधुकं कुलकश्चापि किरातो धान्यकं तथा ॥ एषां क्वाथो निहन्त्येव ज्वरं पित्तसमुत्थितम् । तृष्णां दाहं प्रलापश्च रक्तपित्तं भ्रमं क्लमम् ॥ मूर्छां छर्दिं तथा शूलं मुखशोषमरोचकम् । कासं श्वासश्च हृल्लासं नाशयेन्नात्र संशयः ॥ महाद्राक्षादिक्वाथः ॥

દ્રાખ, રતાંજલિ, કમળ, મોથ, કડુ, ગળો, આમળાં, કાળોવાળો, ધોળોવાળો, લોદર, ઇંદ્રયવ, ખડસલીયો, ફાલસાં, કાંગ, જવાસો, અરડૂસો, મહુંડાં, કડવાંપરવલ, કરીયાતું, અને ધાણા એઓનો ક્વાથ કરી પીવામાં આવેતો પિત્તજ્વર, તરશ, દાહ, પ્રલાપ, રક્તપિત્ત, ભ્રમ, ગ્લાનિ, મૂર્છા, ઉલટી, શૂળ, મોહોડાંનો શોષ, અરૂચિ, ઉધરસ, શ્વાસ, અને મોળ મટી જાયછે એમાં સંશય નથી.

### ધાન્યાક હિમં.

ससितो निशि पर्युषितः प्रातर्धान्याकजक्वाथः । पीतः शमयत्यचिरादन्तर्दाहं ज्वरं पैत्तम् । धान्यार्कहिमम् ॥

રાતે રાખી મુકવાની ક્રિયાથી ધાણાનું હિમ કરી સાકર નાખીને પ્રાતઃકાલે પીવામાં આવેતો તેથી અંદર દાહ કરનારો પિત્તજ્વર થોડા કાળમાં ટળી જાયછે.

### અમૃતા હિમ.

अमृताया हिमः प्रातः ससितः पैत्तिकं ज्वरम् ॥

ગળોનું હિમ કરી તેમાં સાકર ના-

ખીને પ્રાતઃકાલે પીવાથી પિત્તજ્વરનો નાશ થાયછે.

### વાસા હિમ.

वासायाश्च तथा कासरक्तपित्तज्वरान् जयेत् ॥

અરડૂસાનું હિમ કરી તેમાં સાકર નાખીને પ્રાતઃકાલે પીવાથી ઉધરસ, રક્તપિત્ત અને પિત્તજ્વર એઓનો નાશ થાયછે.

### બીજા પ્રકારનો ગડૂચ્યાદિ ક્વાથ.

गुडूची भूमिनिम्बश्च वालं वीरणमूलकम् । लघु मुस्तं त्रिवृद्धात्री द्राक्षा वासा च पर्पटः ॥ एषां क्वाथो हरत्येव ज्वरं पित्तकृतं द्रुतम् । सोपद्रवमपि मातर्निपीतो मधुना सह । गुडूच्यादिक्वाथः॥

ગળો, કરીયાતું, વાળો, કાળાવાળાનાં મૂળ, નાહાનીમોથ, નસોતર, આમળાં, દ્રાખ, અરડૂસો અને ખડસલીઓ એઓનો ક્વાથ કરી પ્રાતઃકાલે મધસહિત પીવાથી ઉપદ્રવોવાળો પિત્તજ્વર પણ તુરત નાશ પામેછે.

### પ્રલેપ.

पलाशस्य वदर्या वा निम्बस्य मृदुपल्लवैः ॥ अम्लपिष्टैः प्रलेपोऽयं हन्याद्दाहयुतं ज्वरम् ॥

ખાખરાનાં, બોરડીનાં અથવા લીંબડાનાં કુણાં કુણાં પાનડાં ખાટા પદાર્થમાં વાટી શરીરપર લેપ કરવામાં આવે તો દાહસહિત પિત્તજ્વર ટળી જાયછે.

### શીત જલ ધારા.

उत्तानसुप्तस्य गभीरताम्रकांस्यादिपात्रे निहिते च नाभौ ॥ शीताम्बुधारा बहुलाः पतन्ति निहन्ति दाहं त्वरितं ज्वरञ्च ॥

પિત્તજ્વરવાળાને ચતો સુવાડી તેની નાભિ ઉપર ત્રાંબાનું કે કાંસા વગેરેનું ઊંડું વાસણ મુકી તેના ઉપર ઘણી ટાઢા પાણીની ધાર પાડવામાં આવેતો તેથી દાહ અને પિત્તજ્વર તુરત મટી જાયછે.

### પથ્યાદિ અવલેહ.

पथ्यां तैलघृतक्षौद्रैर्लिहन् दाहज्वरापहाम् । कासासृक्पित्तवीसर्पश्वासान्हन्ति वमीमपि ॥

तैलघृतक्षौद्रैरित्यत्र न समुच्चयस्तेन केवलेन क्षौद्रेणापि लिह्यात् ॥

તેલ, ઘી અને મધની સાથે અથવા એકલા મધની સાથે હરડે ચાટવાથી દાહ સહિત પિત્તજ્વર, ઉધરસ, રક્તપિત્ત, રતવા, શ્વાસ તથા વમન ટળી જાયછે.

### આર્દ્રવસ્ત્રાવગુંઠન.

काञ्जिकार्द्रपटेनावगुण्ठनं दाहनाशनम् । अथ गोतक्रसंस्विन्नं शीतलीकृतवाससा ॥

પિત્તજ્વરવાળાને કાંજીથી ભીંજવેલું વસ્ત્ર ઓઢાડવામાં આવે અથવા ઊની કરેલી ગાયની છાસમાં બોળી પછી ટાઢું કરવામાં આવેલું વસ્ત્ર ઓઢાડવામાં આવેતો દાહ મટી જાયછે.

### કવલ.

द्राक्षामलककल्केन कवलोऽत्र हितो मतः । पक्वदाडिमबीजैर्वा धानाकल्केन च क्वचित् ॥

इति कवलः । धानात्र धान्यकम् । इति कल्कः ॥

દ્રાખનો અને આમળાંનો કલ્ક કરી તેનો કવલ લેવો એ પિત્તજ્વરમાં હિતકારી માનવામાં આવેછે. કોઇ ગ્રંથમાં પાકેલાં દાડમનાં બીજોનો અથવા ધાણાના કલ્કનો કવલ લેવાનું પણ કહ્યુંછે.

**પિત્તજ્વરવાળાને કેવાં અન્નો દેવાં.**

**अथान्नमाह ।**

**दाहकम्पार्दितं क्षामं निरन्नं तृष्णयान्वितम् । शर्करामधुसंयुक्तं पाययेल्लाजतर्पणम् ॥**

लाजतर्पणम् लाजशक्तुरूपं तर्पणम् । सन्तर्पणस्वरूपमुक्तं सामान्यज्वरचिकित्सायाम् ॥

**मुद्गयूषौदनो देयः सितया पैत्तिके ज्वरे ।**

દાહથી તથા કંપથી પીડાએલા, દુર્બળ થએલા, લાંઘણવાળા તથા તરશવાળા જ્વરના દરદીને સાકરની અને મધની સાથે, ચોખાની ધાણીનો સાથવો પાણીમાં ઘોળીને પાવો એ તર્પણ આપ્યું કહેવાયછે. સંતર્પણનું સ્વરૂપ સામાન્ય જ્વરની ચિકિત્સાના પ્રકરણમાં પ્રથમ કહેવાઈ ગયુંછે. પિત્તજ્વરવાળાને મગના યૂષથી ભીંજાવેલો ભાત સાકરની સાથે ખાવા દેવો. રોગીના મનને સ્ત્રીઓનાં આલિંગનથી આલ્હાદ થયો જણાયા પછી સ્ત્રીઓને તેની પાસે રેહેવા દેવી નહી અને મોકલવી પણ નહી. રોગીને હિત અન્ન જમાડવુ પણ પ્રીતિથી સુરત કરવા દેવું નહી. કારણ કે સુરત હિતકારી નથી.

**પિત્તજ્વરવાળાને વાસ્તે ઉપચારો.**

हर्म्ये शुभ्राभ्रसङ्काशे शशाङ्ककरशीतले । मलयोदकसंसिक्ते सुप्यात्पित्तज्वरी नरः ॥ हारावली चन्दनशीतलानां सुगन्धपुष्पाम्वरभूषितानाम् । नितम्बिनीनां सुपयोधराणामालिङ्गनान्याशु हरन्ति दाहम् ॥ आह्लादं चास्य विज्ञाय न स्त्रीरुपनयेत्पुनः । हितं च भोजयेदन्नं न मीतिसुरतं हितम् ॥ वाप्यः कमलहासिन्यो जलयन्त्रगृहाः शुभाः ॥ नार्यश्चन्दनदिग्धाङ्ग्यो दाहदैन्यहरा मताः ॥ इति पित्तज्वराधिकारः॥

પિત્તજ્વરવાળા માણસે ધોળાં વાદળાં સરખા, ચંદ્રની કિરણોથી શીતલ થએલા અને જેમાં ચંદનનું જળ છાંટયું હોય એવા સુંદર મેહેલમાં સુવું. મોતીના હારોની પંક્તિઓથી તથા ચંદનનાં લેપનથી અત્યંત શીતલ થએલી, સુગંધી પુષ્પોથી, તથા વસ્ત્રોથી શણગારેલી અને સુંદર સ્તનોવાળી કાંતાઓનાં આલિંગનો તુરત પિત્તજ્વરના દાહને હરી લે છે. પ્રફુલ્લિત કમળોવાળી વાવો, સુંદર ફુવારાવાળાં ઘરો અને સર્વ અંગોમાં ચંદનોનાં લેપનવાળી સ્ત્રીઓ પિત્તજ્વરના દાહથી થએલી દીનતાને હરી લે છે.

પિત્તજ્વરનો અધિકાર સંપૂર્ણ.

---

**કફજ્વરનો અધિકાર.**

**કફજ્વરની દૂરનાં તથા પાસેનાં કારણો પૂર્વક સંપ્રાપ્તિ.**

**अथ श्लेष्मज्वराधिकारः । अथ श्लेष्मज्वरस्य विप्रकृष्टसन्निकृष्टकारणकथनपूर्विकां संप्राप्तिमाह ।**

श्लेष्मलाहारचेष्टाभ्यां कफ आमाश

याश्रयः । बहिर्निरस्य कोष्ठाग्निं ज्वरकृत्स्याद्रसानुगः ॥

कफस्य कोष्ठाग्नितेजसो बहिर्नयने पङ्गुत्वादाशङ्कायां जातायां पित्तस्येव सिद्धान्तो बोद्धव्यः ॥

કફને કરનારા આહારથી તથા વિહારથી કફ આમાશયમાં જઈ રસને દૂષિત કરી કોઠાના અગ્નિની ઊનાશને બહાર કાઢી જ્વરને ઉત્પન્ન કરેછે. 'કફ પાંગળો છે તે છતાં કોઠાના અગ્નિને બાહાર કેમ લઈ જઇ શકેછે?' એવી શંકા થાય તો તેનું સમાધાન પિત્તજ્વરના અધિકારના આરંભમાં કહ્યુંછે તેપ્રમાણે સમજી લેવું.

### કફજ્વરનું પૂર્વરૂપ.

### अथ तस्य पूर्वरूपमाह ।

कफान्नान्नाभिनन्दनमिति कफज्वरे उत्पत्स्यति । अन्नानभिलाषः स्यात्स च श्रमादिपूर्वको भवति ॥

કફજ્વર ઉત્પન્ન થવાનો હોય ત્યારે પ્રથમ શ્રમ વગેરે થઇને અન્ન ઉપર અરૂચિ થાયછે.

### કફજ્વરનાં લક્ષણો.

### अथ श्लेष्मज्वरस्य लक्षणमाह ।

स्तैमित्यं स्तिमितो वेग आलस्यं मधुरास्यता । शुक्लमूत्रपुरीषत्वं स्तम्भस्तृप्तिरथापि वा ॥ गौरवं शीतमुत्क्लेदो रोमहर्षोऽतिनिद्रता । प्रतिश्यायोऽरुचिः कासः कफजेऽक्ष्णोश्च शुक्लता ॥

स्तैमित्यमङ्गानां आर्द्रपटावगुण्ठितत्वमिव । स्तिमितो वेगः ज्वरस्य मन्दो वेगः । आलस्यं समर्थस्यापि कर्मण्यनुत्साहः । स्तम्भः अङ्गानां अनम्रता । तृप्तिः अन्नानभिलापः सत्यामपि भोजनेच्छायाम् ॥ गौरवं गात्राणाम् । शीतं लगति उत्क्लेदः वमनोपस्थितिरिति च । अतिनिद्रता निद्राधिक्यं प्रतिश्यायो नासारोगविशेषः ॥ अरुचिः भोजनानिच्छा चकारात्पिडिका मुखप्रसेकछर्दिस्तन्द्रा हृदयोपलेप उष्णाभिलाषो वह्निमांद्यमिति । यत उक्तम् ।

प्रसेकः पिडिका शीतं छर्दिस्तन्द्रोष्णकामिता । कफेन लिप्तं हृदयं भवेदग्नेश्च मन्दता ॥

કફજ્વરમાં અંગો જાણે ભીનાં વસ્ત્રથી વીંટાયા હોય એવાં થઈ જાયછે, જ્વરનો વેગ મંદ હોયછે, શક્તિ છતાં પણ કામ કરવામાં ઉત્સાહ રેહેતો નથી, મોહોડું મીઠાશવાળું થઈ જાયછે, મૂત્ર તથા વિષ્ટા ધોળાં થઇ જાયછે, શરીરના અવયવો અક્કડ થઇ જાયછે, ખાવાની ઇચ્છા છતાં પણ અન્નની ઇચ્છા રેહેતી નથી, શરીરમાં ભારેપણું થાયછે, ટાઢ વાયછે, વમન થવાની તૈયારી જેવું થઇ રેહેછે, રૂવાણાં ઊભાં થઇ જાયછે, નિદ્રા અધિક થાયછે, સળીખમ થાયછે, ખાવાની ઈચ્છા રેહેતી નથી, ઊધરસ આવેછે, આંખો ધોળી થઈ જાયછે, ફોડલીઓ થાયછે, મોહોડામાં પાણી આવ્યા કરેછે, ઊલટી થાયછે, ઘેન થાયછે, છાતી કફથી ચોપડાએલી થાયછે, ગરમીની ઇચ્છા થાયછે. અને અગ્નિ મંદ થઈ જાયછે.

### કફજ્વરની ચિકિત્સા કયારે કરવી.

### अथ श्लेष्मज्वरस्य चिकित्सा ।

आमाशयस्थो हत्वाग्निं सामो मा-

र्गान् पिधापयन् । विदधाति ज्वरं दोषस्तस्माल्लङ्घनमाचरेत् ॥

इति वचनात् समान्यतो ज्वरिमात्रस्य यावदारोग्यदर्शनं लङ्घनाभिधानं श्लेष्मज्वरिणो लङ्घनविधाने विशेषमाह सुश्रुतः ॥

श्लैष्मिके द्वादशाहेन ज्वरे युञ्जीत भेषजमिति ॥

द्वादशाहेन लङ्घनवता व्यतीतेनेत्यर्थः ॥ किं तद्भेषजं तदाह ॥

" દુષ્ટ થઇ આમાશયમાં ગયેલો દોષ અગ્નિને ઢાંકી દઇ અન્ન આદિના અપક્વભાગથી સહિત થઈ માર્ગોને ઢાંકી દઇને જ્વરને ઉત્પન્ન કરેછે માટે લંઘન કરવું જોઇએ." એ વચનપ્રમાણે સામાન્ય રીતે ગમે તે જ્વરવાળા માણસે આરોગ્ય દેખાયા સુધી લંઘન કરવું જોઇએ તેમાં કફજ્વરવાળાને લંઘન કરાવવા સુશ્રુતે વિશેષ કહ્યુંછે કે " કફજ્વરમાં લાંઘણો કરતાં બારદિવસ વ્યતીત થયા પછી ઔષધ દેવું."

## કફજ્વરનાં ઔષધો.

### પિપ્પલ્યાદિ ક્વાથ.

### पिप्पल्यादिगणमाह ।

पिप्पल्यादिकषायन्तु कफजे परिपाचनम् ॥ पिप्पली पिप्पलीमूलं मरीचं गजपिप्पली । नागरं चित्रकं चव्यं रेणुकैलाजमोदिका ॥ सर्षपो हिङ्गु भार्गी च पाठेन्द्रयवजीरकाः । महानिम्बश्च मूर्वा च विषा तिक्ता विडङ्गकम् ॥ पिप्पल्यादिगणो ह्येष कफमारुतनाशनः । गुल्मशूलज्वरहरो दीपनस्त्वामपाचनः॥

पिप्पल्यादिक्काथः ॥

કફજ્વરમાં પાચન કરનારો પિપ્પલ્યાદિ ક્વાથ દેવો. પીપર, પીપળીમૂળ, મરી, ગજપીપળ, સુંઠ, ચિત્રો, ચવક, મેંદી, એલચી, અજમોદ, સર્ષપ, હીંગ, ભારંગી, કાળીપાડ, ઇંદ્રયવ, જીરૂં, બકાન, પીલુડી, અતિવિષ, કડુ અને વાવડીંગ એઓ પિપ્પલ્યાદિ કહેવાયછે. એ પિપ્પલ્યાદિ કફનો તથા વાયુનો નાશ કરનારછે. ગુલ્મને, શૂળને તથા જ્વરને મટાડનારછે, અગ્નિને દીપ્ત કરનારછે અને આમને પકાવી નાખનારછે.

### પિપ્પલ્યવલેહ.

क्षौद्रोपकुल्यासंयोगः श्वासकासज्वरापहः । प्लीहानं हन्ति हिक्काञ्च बालानामपि शस्यते ॥

મધમાં પીપરનું ચૂર્ણ ભેળવી તે ચાટવાથી શ્વાસ, ઉધરસ, જ્વર, બરલનું દરદ તથા હેડકી મટી જાયછે. આ અવલેહ બાળકોને વાસ્તે પણ બહુ સારો છે.

### ચતુર્ભદ્રિકાવલેહ.

पिप्पलीं त्रिफलां चापि समभागान् ज्वरी लिहन् । मधुना सर्पिषा चापि कासी श्वासी सुखी भवेत् ॥

પીપળ, હરડાં, બેહેડાં અને આમળાં એઓને સમભાગે લઈ ચૂર્ણ કરીને મધ અથવા ઘી ભેળવીને ચાટવામાં આવે તો ઉધરસ તથા શ્વાસથી દુખી થતો કફજ્વરવાળો સુખી થાયછે.

### ચતુર્ભદ્રિકાવલેહનો બીજો પ્રકાર.

कट्फलं पौष्करं शृङ्गी कृष्णा च मधुना सह । श्वासकासज्वरहरो लेहोऽयं कफनाशनः ॥ चतुर्भद्रिकाः ॥

કાયફલ, એરડાનાં મૂળ, કાગડાશીંગી અને પીપળ એઓના ચૂર્ણને મધમાં નાખીને ચાટવાથી શ્વાસ, ઉધરસ, કફ્જ્વર અને કફ્ એઓનો નાશ થાયછે.

### અષ્ટાંગવલેહ.

कट्फलं पौष्करं शृङ्गी यवानी कारवी तथा । कटुत्रयञ्च सर्वाणि समभागानि चूर्णयेत् ॥ आर्द्रकस्वरसैर्लिह्यान्मधुना वा कफज्वरी । कासश्वासारुचिच्छर्दिहिक्काश्लेष्मानिलापहः ॥

अष्टाङ्गावलेहः ॥

કાયફલ, એરડાનાં મૂળ, કાકડાશીંગી, યવાન, કાળીજીરી, સુંઠ, મરી અને પીપળ એ આઠ પદાર્થને સમભાગે લઇ ચૂર્ણ કરી આદુના સ્વરસથી અથવા મધથી ચાટવામાં આવેતો કફ્જ્વર, ઉધરસ, શ્વાસ, અરૂચિ, ઉલટી, હેડકી, કફ્ અને વાયુ એઓનો નાશ થાયછે.

### નિર્ગુંડી ક્વાથ.

सिन्दुवारदलक्काथं कणाढ्यं कफजे ज्वरे । जङ्घयोश्च वले क्षीणे कर्णे च पिहिते पिवेत् ॥

કફ્થી જ્વર ઉત્પન્ન થયો હોય, સાથળોનું બળ ક્ષીણ થયું હોય કે કાન બેહેરા થઇ ગયા હોય તો નગડના પાનડાંનો ક્વાથ કરી તેમાં પીપળનું ચૂર્ણ નાખીને પીવો.

### યવાન્યાદિ ક્વાથ.

यवानी पिप्पली वासा तथा साखसवल्कलम् । एषां क्वाथं पिवेत्कासे श्वासे च कफजे ज्वरे ॥

યવાન, પીપળ, અરડૂસો અને ખસખસનાડોડવા એઓનો ક્વાથ કરીને પીવામાં આવેતો ઉધરસ, શ્વાસ અને કફ્જ્વર મટી જાયછે.

### વાસાદિ ક્વાથ.

वासा क्षुद्रा मृता क्वाथः क्षौद्रेण ज्वरकासहृत् । वासादिक्काथः ॥

અરડૂસો, ભોરીંગણી અને ગળો એઓનો ક્વાથ કરી મધ નાખીને પીવામાં આવેતો તેથી કફ્જ્વર અને ઉધરસ મટી જાયછે.

### મરિચાદિ ક્વાથ.

मरीचं पिप्पलीमूलं नागरं कारवी कणा । चित्रकं कट्फलं कुष्ठं सग्रुगन्धि वचा शिवा ॥ कण्टकारी जयाशृङ्गी यवानी पिचुमन्दकः । एषां क्काथो हरत्येव ज्वरं सोपद्रवं कफात् ॥

मरिचादि क्काथः ॥

✓ મરી, પીપળીમૂળ, સુંઠ, કાળીજીરી, પીપળ, ચિત્રો, કાયફલ, કઠ, સુગંધીવજ, હરડે, ભોરીંગણીનાંમૂળ, કાકડાશીંગી, યવાન અને લીબડો એઓનો ક્વાથ કરીને પીવામાં આવેતો કફ્થી થએલો ઉપદ્રવોસહિત જ્વર અવશ્ય ટળી જાયછે.

### કલ્પતરૂ રસ.

कफवातव्याधिहरत्वाद्वाताधिकारोक्तकल्पतरुरसो योज्यः ॥

વાતજ્વરના અધિકારમાં કહેલો કલ્પતરૂરસ વાયુને તથા કફને પણ હણનાર છે તેથી કફજ્વરમાં પણ તેનો ઉપયોગ કરવો.

### કવલ.

सिन्धुत्रिकटुराजीभिरार्द्रकेण कफे हितः । कवल इति शेषः ॥

સૈંધવ, સુંઠ, મરી, પીપળ અને રાઈ એઓનો આદુના રસમાં કવલ કરી તેને લેવો એ કફજ્વરમાં હિતકારી છે.

### કફજ્વરમાં દેવાનું અન્ન.

### अथान्नमाह ।

मुद्गयूपौदनो देयो ज्वरे कफसमुत्थिते ।
इति श्लेष्मज्वराधिकारः ॥

કફજ્વરમાં મગના યૂષથી સંસ્કાર આપેલો ભાત રોગીને ખવરાવવો.

કફજ્વરનો અધિકાર સંપૂર્ણ થયો.

---

## વાતપિત્તજ્વરનો અધિકાર.

### વાતપિત્તજ્વરની દૂરનાં તથા પાસેનાં કારણોપૂર્વક સંપ્રાપ્તિ.

### अथ वातपित्तज्वराधिकारः । तत्र वातपित्तजस्य ज्वरस्य विप्रकृष्टसन्निकृष्टकारणकथनपूर्विकां संप्राप्तिमाह ।

वातपित्तकरैर्वातपित्ते आमाशयाश्रये । बहिर्निरस्य कोष्ठाग्निं रसगे ज्वरकारिणी ॥ स्यातामिति शेषः ॥

વાયુને તથા પિત્તને વધારનારા આહારવિહારોથી વાયુ તથા પિત્ત આમાશયમાં [illegible] અગ્નિની ઉનાશને બાહાર કાહાડી જ્વરને ઉત્પન્ન કરેછે.

### વાતપિત્તજ્વરનું પૂર્વરૂપ.

### अथ तस्य पूर्वरूपमाह ।

प्राग्रूपे वातपित्तस्य भवतो वातपैत्तिके । ज्वर इति शेषः ॥

વાત તથા પિત્ત એ બન્નેથી ઉત્પન્ન થનારા જ્વરમાં વાતજ્વર તથા પિત્તજ્વર એ બન્નેનાં પૂર્વરૂપો થાયછે.

### વાતપિત્તજ્વરનાં લક્ષણો.

### वातपित्तज्वरलक्षणमाह ।

तृष्णा मूर्छा भ्रमो दाहो निद्रानाशः शिरोरुजा । कण्ठास्यशोषो वमथू रोमहर्षोऽरुचिस्तमः ॥ पर्वभेदश्च जृम्भा च वातपित्तज्वराकृतिः ॥

पर्वभेदः पर्वाणि भिद्यन्त इति सन्धिषु व्यथा ॥

તરશ, મૂર્છા, ભ્રમ, દાહ, નિદ્રાનો નાશ, માથામાંપીડા, કંઠનો તથા મુખનો શોષ, ઉલટી, રૂવાણાંનું ઉભુંથવું, અરૂચિ, મોહ, જાણે શરીરના સાંધાઓ તુટતા હોય એવી સાંધાઓમાં પીડા અને બગાસાં, એટલાં વાતપિત્તજ્વરનાં લક્ષણો થાયછે.

### વાતપિત્તજ્વરની ચિકિત્સા ક્યારે કરવી.

### अथ वातपित्तज्वरस्य चिकित्सा ।

वातपित्तज्वरे देयमौषधं पञ्चमेऽहनि ॥

વાતપિત્તજ્વરમાં પાંચમે દિવસે ઔષધ દેવું.

## વાતપિત્તજ્વરનાં ઔષધો.

### કિરાતાદિ ક્વાથ.

किराततिक्तममृतां द्राक्षामामलकं शटीम् । निःक्वाथ्य सगुडं क्वाथं वातपित्तज्वरे पिबेत् ॥ किरातादिक्वाथः ॥

કરીયાતું, ગળો, દ્રાખ, આમળાં, અને કચુરો એઓનો ક્વાથ પકાવી તેમાં ગોળ નાખીને પીવામાં આવેતો તેથી વાતપિત્તજ્વર મટેછે.

### પંચભદ્ર ક્વાથ.

गुडूची पर्पटो मुस्तं किरातो विश्वभेषजम् । वातपित्तज्वरे देयं पञ्चभद्रमिदं शुभम् ॥ पञ्चभद्रक्वाथः ॥

ગળો, ખડસલીયો, મોથ, કરીયાતું અને સુંઠ એઓનો ક્વાથ વાતપિત્તજ્વરમાં દેવો. આ શુભ ક્વાથ પંચભદ્ર કેહેવાયછે.

### ત્રિફલાદિ ક્વાથ.

त्रिफला शाल्मली रास्ना राजवृक्षाटरूपकैः । शृतमम्बु हरत्याशु वातपित्तभवं ज्वरम् ॥ त्रिफलादिक्वाथः ॥

હરડાં, બેહેડાં, આમળાં, શેમળો, રાસ્ના, ગરમાળો અને અરડૂસો એઓનો ક્વાથ કરી પાવામાં આવેતો વાત અને પિત્ત એ બન્નેથી થએલો જ્વર તુરત નાશ પામેછે.

### દાહ ઉપર મધૂકાદિ હિમ.

मधूकं सारिवा द्राक्षा मधुकं चन्दनोत्पलम् । काश्मरीफलकं लोध्रं त्रिफला पद्मकेसरम् ॥ परूषकं मृणालञ्च क्षिपेत्संचूर्ण्य वारिणि । निशोषितं सिताक्षौद्रलाजयुक्तन्तु तत्पिबेत् ॥ वातपित्तज्वरं दाहं तृष्णां मूर्छारुचिभ्रमान् । शमयेद्रक्तपित्तञ्च जीमूतमिव मारुतः ॥

अत्र मधुकादिमृणालान्तं समुदितम् । पलद्वयपरिमितं संचूर्ण्य क्षिपेत् ॥ वारिणि पट्पलपरिमिते । मधुकादि हिमो दाहे ॥

મહુડાં, ઉપલસરી, દ્રાખ, જેઠીમધ, ચંદન, કમળ, શીવણાનાં ફળ, લોદર, હરડાં, બેહેડાં, આમળાં, કમળના કેસરા, ફાલસાં અને કમળનું નાળ, એઓનું ચૂર્ણ કરી પાણીમાં નાખવું. પછી તે પાણીને રાતવાશી રાખી પ્રાત:કાલે તેમાં સાકર, મધ અને ચોખાની ધાણી નાખીને પીવું. આ હિમ જેમ પવન મેઘને દૂર કરેછે તેમ વાતપિત્તજ્વરને, દાહને, તૃષાને, મૂર્છાને, અરુચિને, ભ્રમને અને રક્તપિત્તને દૂર કરેછે. આ હિમમાં જે મહુડાંથી માંડીને કમળના નાળ સુધીના પદાર્થો કહ્યા તેઓને એકંદર આઠ રૂપીઆ ભાર લઈ ચૂર્ણ કરીને ચોવીશ રૂપીઆ ભાર પાણીમાં રાતે નાખી મુકવા.

### વાતપિત્તજ્વરમાં દેવાનાં અન્નો.

### अथान्नमाह ।

मुद्गामलकयूपस्तु वातपित्तज्वरे हितः । महादाहे प्रदातव्यो यूपश्चणकसम्भवः॥दाडिमामलकमुद्गसम्भवो यूप उक्त ।

कफ वातहरा मुद्गाः कारवेल्लादयस्तथा । प्रायेण न च ते देया वातपित्तोत्तरे ज्वरे । दत्तास्तु ज्वरविष्टम्भशूलोदावर्त्तकारिणः ॥

इति वातपित्तज्वराधिकारः ॥

વાતપિત્તજ્વરમાં મગનો અને આમળાનો યૂષ હિતકારી થાયછે. બહુજ દાહ થતો હોયતો એ જ્વરમાં ચણાનો યૂષ દેવો. દાડિમ, આમળાં અને મગ એઓનો યૂષ કે જે વાતપિત્તજ્વરમાં દેવાનો છે તે આગળ કેહેવાઇ ગયોછે. મગ અને કારેલાં વગેરે કફને તથા વાયુને હરનારા પદાર્થો વાતપિત્તજ્વરમાં ઘણું કરીને દેવા નહી. જો દેવામાં આવે તો જ્વરને, મલબંધને તથા ઉદાવર્ત રોગને ઉત્પન્ન કરેછે.

વાતપિત્તજ્વરનો અધિકાર સંપૂર્ણ.

---

## વાતકફજ્વરનો અધિકાર.

### વાતકફજ્વરની દૂરનાં તથા પાસેનાં કારણોપૂર્વક સંપ્રાપ્તિ.

**अथ वातश्लेष्मज्वराधिकारः। तत्र तस्य विप्रकृष्टसन्निकृष्टकारणकथनपूर्विकां संप्राप्तिमाह।**

वातश्लेष्मकरैर्वातकफावामाशयाश्रयौ। बहिर्निरस्य कोष्ठाग्निं रसगो ज्वरकारिणौ ॥

વાયુને તથા કફને ઉત્પન્ન કરનારા આહારવિહારોથી વાયુ તથા કફ આમાશયમાં જઇ રસને દૂષિત કરી કોઠાના અગ્નિની ઉનાશને બાહાર કાહાડી જ્વરને ઉત્પન્ન કરેછે.

### વાતકફજ્વરનું પૂર્વરૂપ.

**पूर्वरूपमाह ॥**

प्राग्रूपे वातकफयोः स्यातां वातकफज्वरे ॥



વાતકફજ્વરમાં વાતજ્વર તથા કફજ્વર એ બન્નેનાં પૂર્વરૂપો થાયછે.

### વાતકફજ્વરનાં લક્ષણો.

**अथ तस्य लक्षणमाह।**

स्तैमित्यं पर्वणां भेदो निद्रा गौरवमेव च। शिरोग्रहः प्रतिश्यायः कासः स्वेदाप्रवर्त्तनम् ॥ सन्तापो मध्यवेगश्च वातश्लेष्मज्वराकृतिः ॥

स्वेदाप्रवर्त्तनं स्वेदस्य आसमन्ताद्भावेन प्रवृत्तिः। तथा च हारीतः ॥

शिरोग्रहः स्वेदभवश्च कासो ज्वरस्य लिङ्गं कफवातजस्येति ॥

स्वेदभवः स्वेदोत्पत्तिः। ननु स्वेदः पित्तस्य धर्मः अत एव पित्तज्वरे कण्ठौष्ठमुखनासानां पाकः स्वेदश्च जायत इत्युक्तं। तस्मात्कथं वातश्लेष्मज्वरे स्वेदस्यातिप्रवृत्तिः। उच्यते। विकृतिविषमसमवायारब्धत्वान्न दोष इति कार्त्तिकः। प्रकृतिसमसमवायस्य विकृतिविषमसमवायस्य चायमर्थः। प्रकृत्या हेतुभूतया समः कारणानुरूपः समवायः कार्यकारणभावसम्बन्धः प्रकृतिसमवायः। कारणानुरूपं कार्यमिति यावत्। यथा प्रकृतैर्यथास्थितैः शुक्लैस्तन्तुभिः समवायिकारणैरारब्धः पटः शुक्ल एव भवति। तथा प्रकृतेन केवलेन वातेन पित्तेन कफेन सातजनितो ज्वरो वाताद्युचितैर्धर्मैर्वेपथुवेगाधिक्यस्तैमित्यादिभिर्युक्तो भवति। विकृतिविषमसमवायस्तु विकृत्या हेतुभूतया विषमः कारणाननुरूपः समवायः कार्यकारणभावसम्बन्धः। यथा। संयोगादिकृताभ्यां हरिद्राचूर्णाभ्यां हेतुभूताभ्यां वि-

पमः कारणाननुरूपो लोहितो वर्णो जायते तथा योगेन विकृताभ्यां वातश्लेष्मभ्यां हेतुभूताभ्यां विषमः कारणाननुरूपः स्वेद इति सिद्धान्तः ॥

અંગો જાણે ભીના લુગડાથી વીંટાએલાં હોય એવાં થઈ જાય, સાંધાઓ ત્રુટવા લાગેલા જેવા થઈ જાય, નિદ્રા આવે, શરીરમાં ભારેપણું થાય, માથું પકડાઇ જાય, સળીખમ થાય, ઉધરસ આવે, આખા શરીરમાં પસીનો ચાલે, સંતાપ થાય, અને જ્વરનો વેગ મધ્ય હોય એઓ વાતકફજ્વરનાં લક્ષણો છે. આરીતે-પણ કહ્યું છે કે "માથાનું પકડાઈ જવું, પસીનાની ઉત્પત્તિ અને ઉધરસ એઓ વાતકફજ્વરનાં લક્ષણો છે."

શંકા—પસીનો તો પિત્તનો ધર્મ છે જેથી 'પિત્તજ્વરમાં કંઠ, હોઠ, મુખ, અને નાક પાકી આવેછે તથા પસીનો ઉત્પન્ન થાયછે' એમ કહેવાઈ ગયું છે તે છતાં વાતકફજ્વરમાં પસીનાની અત્યંત પ્રવૃત્તિ કેમ સંભવે?

સમાધાન—કાર્તિક નામના ગ્રંથકારે કહ્યું છે કે "વિકૃતિવિષમ સમવાયને લીધે વાતકફજ્વરમાં પસીનાની અત્યંત પ્રવૃત્તિ થાયછે માટે કશો વિરોધ આવતો નથી" વૈદ્યશાસ્ત્રમાં 'પ્રકૃતિ સમ સમવાય' અને 'વિકૃતિવિષમ સમવાય' એવી રીતે બે જાતના સમવાય એટલે કાર્યકારણ ભાવસંબંધ માનેલા છે. જેમ ધોળા તંતુઓરૂપ સમવાયી કારણથી બનેલું વસ્ત્ર તે કારણને મળતું એટલે ધોળુંજ થાયછે તેમ કારણના સ્વભાવને અનુસરીને કારણને મળતુંજ કાર્ય ઉત્પન્ન થાય એ 'પ્રકૃતિ સમ સમવાય' માનવામાં આવેછે. જેમ કે એકલા વાયુથી ઉત્પન્ન થએલો વાતજ્વર વાયુને મળતા કંપ આદિ ધર્મોથી યુક્ત થાયછે, એકલા પિત્તથી ઉત્પન્ન થએલો પિત્તજ્વર પિત્તને મળતા તીવ્રતા આદિ ધર્મોથી યુક્ત થાયછે અને એકલા કફથી ઉત્પન્ન થએલો કફજ્વર કફને મળતા સ્તૈમિત્ય (અંગોનું ભીના વસ્ત્રથી વીંટાએલાં જેવું થતું) વગેરે ધર્મોથી યુક્ત થાયછે. જેમ સંયોગને લીધે વિકાર પામેલાં હલદર અને ચુનો એઓમાંથી તે કારણોને નહી મળતું રાતા રંગરૂપ કાર્ય ઉત્પન્ન થાયછે તેમ વિકૃતિને લીધે કારણોને નહી મળતું આવે એવું કાર્ય ઉત્પન્ન થાય એ 'વિકૃતિવિષમ સમવાય માનવામાં આવેછે. આ 'વિકૃતિવિષમ સમવાય' ની રીતિપ્રમાણે સંયોગને લીધે વિકાર પામેલા વાત અને કફ એ બન્નેમાંથી તેઓના સ્વભાવને ન મળતી આવે એવી પસીનાની અત્યંત પ્રવૃત્તિ થાયછે એ સિદ્ધાંત છે.

### વાતકફજ્વરની ચિકિત્સા કયારે કરવી.

### अथ वातश्लेष्मज्वरस्य चिकित्सामाह।

वातश्लेष्मज्वरे देयमौषधं नवमेऽहनि ॥

વાતકફજ્વરમાં નવમે દિવસે ઔષધ દેવું.

### પંચકોલ.

पिप्पलीपिप्पलीमूलचव्यचित्रकनागरैः। दीपनीयः स्मृतो वर्गो वातश्लेष्मज्वरापहः ॥ कोलमात्रोपयोगित्वा-

त्पश्चकोलमिदं स्मृतम् । तीक्ष्णोष्णं पाचनं श्रेष्ठं दीपनं कफदाहनुत् ॥ गुल्मप्लीहोदरानाह शूलघ्नं पित्तकोपनम्॥

પીપળ, પીપળીમૂળ, ચવક, ચિત્રો અને સુંઠ એ પાંચ પદાર્થનો વર્ગ વાતકફજ્વરને મટાડનાર અને દીપનીય એટલે અગ્નિને દીપ્ત કરનાર કેહેવાય છે. આ વર્ગ બોરના જેટલા વજનની માત્રાથી ઉપયોગી થાયછે એટલામાટે પંચકોલ પણ કેહેવાયછે. આ પંચકોલ તીક્ષ્ણ છે, ગરમ છે, ઉત્તમ પાચનરૂપ છે, અગ્નિને દીપ્ત કરનાર છે, પિત્તનો પ્રકોપ કરનારછે અને કફ, દાહ, ગોટો, બરલનું દરદ, પેટનું ચડવું અને શૂળ એઓને મટાડનારછે.

### બીજા પ્રકારનો કિરાતાદિ ક્વાથ.

किरातविश्वामृतवल्लिसिंहिकाव्याघ्रीकणामूलरसोनसिन्दुकैः । कृतः कषायो विनिहन्ति सत्वरं ज्वरं समीरात्सकफात्समुत्थितं ॥

इति द्वितीयः किरातादि क्वाथ ॥

કરીયાતું, સુંઠ, ગળો, નાહાનીભોંરીંગણી, મોટીભોરીંગણી, પીપળીમૂળ, લસણ અને નગડ એઓનો ક્વાથ કફસહિત વાયુથી ઉત્પન્ન થએલા જ્વરને તુરત મટાડેછે.

### બૃહત્ પિપ્પલ્યાદિ ગણ ક્વાથ.

पिप्पल्यादिगणक्वाथं पिवेद्वातकफज्वरी । नातः परं किञ्चिदस्ति ज्वरे भेषजमुत्तमम् ॥ पिप्पली पिप्पलीमूलं चव्यचित्रकनागरम् । वचा सातिविषा जाजी पाठा वत्सकरेणुका ॥ किराततिक्तको मूर्वा सर्षपा मारिचानि च । कट्फलं पुष्करं भार्गी विडङ्गं कर्कटाह्वयम् ॥ अर्कमूलं बृहत्सिंही श्रेयसी सदुरालभा ॥ दीप्यकश्चाजमोदा च शुकनासा सहिङ्गुका । एतानि समभागानि गण एकोऽष्टविंशतिः ॥ एषां क्वाथो निपीतः स्याद्वातश्लेष्मज्वरापहः । हन्ति वातं तथा शीतं प्रस्वेदमतिवेपथुम् ॥ प्रलापश्चातिनिद्राश्च रोमहर्षारुची तथा । महावातेऽपतन्त्रे च शून्यत्वे सर्वगात्रजे ॥ पिप्पल्यादिमहाक्वाथो ज्वरे सर्वत्र पूजितः ॥

अत्र श्रेयसी रास्ना । वातश्लेष्मज्वरहरत्वात् ॥ इति बृहत्पिप्पल्यादि क्वाथः ॥

વાતકફજ્વરવાળાએ પિપ્પલ્યાદિ ગણનો ક્વાથ પીવો. જ્વરમાં એથી અધિક બીજું કોઈ પણ ઉત્તમ ઔષધ નથી. પીપળ, પીપળીમૂળ, ચવક, ચિત્રો, સુંઠ, વજ, અતિવિષ, જીરૂં, કાળીપાડ, ઇંદ્રયવ, મેંદી, કરીયાતું, પીલુડી, સર્ષપ, મરી, કાયફલ, એરડાનુંમૂળ, ભારંગી, વાવડીંગ, કાકડાશીંગી, આંકડાનું મૂળ, મોટીભોરીંગણી, રાસ્ના, ધમાસો, અજમા, અજમોદ, સીવણ, અને હિંગ એ અઠાવીશ પદાર્થો મળીને 'પિપ્પલ્યાદિગણ' કેહેવાયછે. એ સઘળા પદાર્થોને સમભાગે લઇ તેઓનો ક્વાથ કરી પીવામાં આવે તો વાતકફજ્વર, વાયુ, શીત, પસીનો, અત્યંત કંપ, બકવાદ, અતિનિદ્રા, રૂવાણાનું ઊભું થવું, અરૂચિ, અપતંત્રક નામનો મોટો વાયુ, અને સઘળાં ગાત્રોનું શૂન્યપણું મટી જાયછે. આ પિ-

પ્પલ્યાદિ મહા ક્વાથ સર્વ પ્રકારના જ્વરોને મટાડવામાં વખણાએલો છે.

## દશમૂળી ક્વાથ.

दशमूलीरसः पेयः कणाढ्यः कफवातजे । ज्वरे विपाके निद्रायां पार्श्वरुक्श्वासकासके ॥ दशमूलीक्वाथः ॥

વાત કફજ્વરમાં, મોહોડું આદિ પાકવા ઉપર, નિદ્રા ઉપર, પડખાના દરદ ઉપર, શ્વાસ ઉપર અને ઊધરસ ઉપર દશમૂળીનો ક્વાથ પીપળસહિત પીવો.

## પિપ્પલી ક્વાથ.

पिप्पलीभिः शृतं तोयमनभिष्यन्दि दीपनम् । वातश्लेष्मज्वरं हन्ति सेवितं प्लीहनाशनम् ॥ पिप्पलीक्वाथः ॥

પીપળનો ક્વાથ વાતકફજ્વરને મટાડેછે, શરદી કરતો નથી, અગ્નિને પ્રદીપ્ત કરેછે અને સેવન કરવાથી બરલના દરદનો નાશ કરેછે.

## સૂર્યશેખર રસ.

सूतकं टङ्कणं भृष्टं गन्धं शुद्धं समं समम् । द्विगुणं सूतकाद्देयं जैपालं तुषवर्जितम् ॥ सैन्धवं मरिचं चिञ्चा त्वक्क्षारः शर्करापि च । प्रत्येकं सूततुल्यं स्याज्जम्बीरैर्मर्दयेद्दिनम् ॥ सूर्यशेखरनामायं रसो गुञ्जाद्वयोन्मितः । भक्षितस्तप्ततोयेन वातश्लेष्मज्वरापहः ॥

सूर्यशेखरो रसो वातश्लेष्मज्वरे शीतज्वरे च रसप्रदीपे ।

શુદ્ધ પારો, શેકેલો ટંકણ અને શુદ્ધ ગંધક એઓને સમભાગે લેવા. ફોતરાં વગરનો નેપાલો પારાથી બમણો લેવો. સૈંધવ, મરી, આંબલીની છાલનો ક્ષાર અને સાકર એઓ પ્રત્યેકને પારા જેટલાં લેવાં. પછી એ સર્વને એક દિવસ સુધી લીંબુના રસથી ખરલમાં વાટવાં એટલે સૂર્યશેખર નામનો રસ થાયછે. આ રસ ઊના પાણીમાં બે ચણોઠીભાર ખાવામાં આવે તો વાતકફજ્વરનો નાશ કરેછે. આ રસનો વાતકફજ્વર ઉપર અને શીતજ્વર ઉપર પણ ઉપયોગ કરવો એમ રસપ્રદીપ નામના ગ્રંથમાં કહ્યુંછે.

## ઊદ્ધૂલન–ખરડ–ભભરાવવું.

स्वेदोद्गमे भृष्टकुलत्थचूर्णनिपातनं शस्तमिति ब्रुवन्ति । जीर्णं शकृद्वोर्लवणस्य भाजनं संचूर्णितं स्वेदहरं सुधूलनात् ॥ मरिचं पिप्पली शुण्ठी पथ्या लोध्रश्च पौष्करम् । भूनिम्बः कटुका कुष्ठं कर्चूरो लिङ्गिका सटी ॥ एतानि समभागानि सूक्ष्मचूर्णानि कारयेत् । एतदुद्धूलनं श्रेष्ठं स्रोतोवत् स्वेदनिर्गमे ॥

लिङ्गिका पञ्चगुरिका इति लोके ॥

अत्र सटीगन्धपलाशी मरिचाद्युद्धूलनम् । भूनिम्बः कारवी तिक्ता वचा कट्फलजं रजः । एषामुद्धूलनं श्रेष्ठं सततं स्वेदसंस्रवे ॥

भूनिम्बाद्युद्धूलनम् । पूर्वोक्तो वालुकास्वेदोऽप्यत्र समुचितः । यदुक्तम् ।

પસીનો બહુ આવતો હોય તો શેકેલી કળથીના ચૂર્ણનો ખરડ કરવો સારો છેએમ વૈદ્યો કહેછે. ગાયનું જુનું છાણ અને લુણ ભરવાનું વાસણ એઓનું ચૂર્ણ કરી શરીરપર ચોપડવામાં

આવેતો પસીનાનો નાશ થાયછે. મરી, પીપળ, સુંઠ, હરડે, લોદર, એરડાનાં મૂળ, કરીયાતું, કડુ, કઠ, કચૂરો, શિવલિંગી અને કપુરકાચરી એઓને સમ ભાગે લઇ ચૂર્ણ કરીને આખા શરીરપર ચોપડવામાં આવેતો પ્રવાહની પેઠે નીકળતો પસીનો બંધ પડી જાયછે. કરીયાતું, કાળીજીરી, કડુ, વજ, અને કાયફલની રજ એઓનો ખરડ કરવામાં આવેતો નિરંતર નીકળ્યા કરતો પસીનો બંધ પડી જાયછે.

## રેતીનો શેક.

पीनसश्वासबाधिर्ये जङ्घापार्श्वास्थिशूलिनि । वातश्लेष्मज्वरे देयमौषधं तद्विधानवत् ॥

આગળ કહ્યાપ્રમાણે રેતીનો શેક પણ વાતકફજ્વર ઉપર સારોછે. કારણ કે "સળીખમ, શ્વાસ, બેહેરાપણું, સાથળનાં શૂલ, પડખાનાં શૂલ અને હાડકાનાં શૂલ એ ઉપદ્રવોવાળા વાતકફજ્વરમાં રેતીનો શેક કરવો " એમ આગળ કેહેવાઇ ગયુંછે."

## કવલ.

मातुलुङ्गफलकेशरो धृतः सिन्धुजन्ममरिचान्वितो मुखे। हन्ति वातकफरोगमास्यगं शोपमाशु जडतामरोचकम् ॥ इति कवलः ॥

સૈંધવ અને મરી સહિત બીજોરાંના ફળના કેસરાનો કવલ મોહોડામાં ધરવામાં આવેતો વાયુના તથા કફના રોગને, મોહોડાનાં શોષને, જડતાને અને અરૂચીને તુરત મટાડેછે.

## વાતકફજ્વર ઉપર અન્ન.

अथान्नमाह ।

महत्या पञ्चमूल्यान्नं सम्यक् सिद्धं चिकित्सकः । सप्तमे दिवसे दद्यात् ज्वरे वातबलासजे ॥

इति वातश्लेष्मज्वराधिकारः ॥

વૈદ્યે વાતકફજ્વરમાં સાતમે દિવસે બૃહત્પંચમૂલીના કવાથથી સારી રીતે પકાવેલું અન્ન રોગીને દેવું.

વાતકફજ્વરનો અધિકાર સંપૂર્ણ.

---

## પિત્તકફજ્વરનો અધિકાર.

### પિત્તકફજ્વરની દૂરનાં તથા પાસેના કારણોપૂર્વક સંપ્રાપ્તિ.

### अथ पित्तश्लेष्मज्वराधिकारः ।

### तत्र तस्य विप्रकृष्टसन्निकृष्टकारणकथनपूर्विकां संप्राप्तिमाह ।

पित्तश्लेष्मकरैः पित्तकफावामाशयाश्रयौ । वह्निर्निरस्य कोष्ठाग्निं रसगौ ज्वरकारिणौ ॥

પિત્તને તથા કફને વધારનારા આહારવિહારોથી પિત્ત અને કફ આમાશયમાં જઈ રસને દૂષિત કરી કોઠાના અગ્નિની ઉનાશને બાહાર કાહાડીને જ્વરને ઊત્પન્ન કરેછે.

### પિત્તકફજ્વરનું પૂર્વરૂપ.

पूर्वरूपमाह ।

प्राग्रूपे पित्तकफयोः स्यातां पित्तकफज्वरे ॥

पित्तकफज्वरमां पित्तज्वर अने कफज्वर ए बन्नेनां पूर्वरूप थायछे.

पित्तकफज्वरनां लक्षणो.

तस्य लक्षणमाह ।

लिप्ततिक्तास्यता तन्द्रा मोहः कासोऽरुचिस्तृषा । मुहुर्दाहो मुहुः शीतं पित्तश्लेष्मज्वराकृतिः ॥

आस्ये तिक्तत्वं पित्तेन लिप्तत्वं कफेन तन्द्रा अर्द्धोन्मीलितनेत्रत्वं । मोहो मूर्छा ॥

मोहोडामां पित्तने लीधे कडवाश, मोहोडानुं कफथी चोपडायलापणुं, तंद्रा, ( नेत्र घेनथी अरधां उघाडां रेहेछे ते ) मूर्छा, उधरस, अरुचि, तरश, वारंवार दाह अने वारंवार टाढ एटलां पित्तकफज्वरनां लक्षणोछे.

पित्तकफज्वरनी चिकित्सा क्यारे करवी.

• अथ पित्तश्लेष्मज्वरस्य चिकित्सा ।

पित्तश्लेष्मज्वरे देयमौषधं दशमेऽहनि ॥

पित्तकफज्वरमां दशमे दिवसे औषध देवुं.

पित्तकफज्वरनां औषधो.

गडूच्यादि क्वाथ.

गुडूचीनिम्बधान्याकं चन्दनं कटुरोहिणी । गुडूच्यादिरयं क्राथो पाचनो दीपनः स्मृतः ॥ तृष्णादाहारुचिछर्दिपित्तश्लेष्मज्वरापहः ॥

इति गुडूच्यादिः ॥

गळो, लींबडो, धाणा, रतांजलि, अने कडु एओनो क्वाथ पाचन छे, अग्निने दीप्त करनारछे अने तरश-दाह, अरुचि, उलटी, तथा पित्तकफज्वर एओने मटाडेछे.

अमृताष्टक क्वाथ.

अमृताकट्टकारिष्टपटोलघनचन्दनम् । नागरेन्द्रयवं चैतदमृताष्टकमीरितम् ॥ क्वथितं स कणाचूर्णं पित्तश्लेष्मज्वरापहम् । हृल्लासारोचकछर्दितृष्णादाहनिवारणम् ॥ अमृताष्टकं ॥

गळो, कडु, लींबडो, कडवांपरवळ अथवा कडवीधीसोडी, मोथ, रतांजली, सुंठ, अने इंद्रयव ए आठ पदार्थो मळीने अमृताष्टक केहेवायछे. अमृताष्टकनो क्वाथ करी तेमां पीपळनुं चुर्ण नाखी पीवामां आवेतो तेथी पित्तकफज्वर, मोळ, अरुचि, उलटी, तरश, अने दाह एओनुं निवारण थायछे.

कंटकार्यादि क्वाथ.

कण्टकार्यमृता भार्गी विश्वेन्द्रयववासकम् । भूनिम्बं चन्दनं मुस्तं पटोलं कटुरोहिणी । विपाच्य पाययेत् क्वाथं पित्तश्लेष्मज्वरापहम् । दाहतृष्णारुचिछर्दिकासशूलनिवारणम् ॥

इति कण्टकार्यादिकाथः ॥

भोरींगणी, गळो, भारंगी, सुंठ, इंद्रयव, अरडूसो, करीयातुं, रतांजलि, मोथ, कडवीधीसोडी, अने कडु एओनो क्वाथ पकावीने पावाथी पित्तकफज्वर, दाह, तरश, अरुचि, उलटी, उधरस अने शूल मटी जायछे.

नागरादि क्वाथ.

नागरोशीरबिल्वाब्दधान्यमोचार-

साम्बुभिः । कृतः क्वाथो भवेद्ग्राही पित्तश्लेष्मज्वरापहः ॥ नागरादिक्वाथः ॥

સુંઠ, વાળો, બીલીમોથ, ધાણા, મોચરસ અને કાળોવાળો એઓનો ક્વાથ કરી પાવામાં આવેતો પિત્તકફજ્વર ટળેછે અને દસ્ત પણ રોકાયછે.

### કટુકી કલ્ક.

शर्करामक्षमात्राश्च कटुकां चोष्णवारिणा । पीत्वा ज्वरं जयेत् जन्तुः पित्तश्लेष्मसमुद्भवम् ॥

अत्र कटुकायाः द्वादशमाषाः शर्करायाश्चत्वारो माषा एवं कर्षः इति चरकः । वैद्यानां व्यवहारे कटुकाशर्करयोः समभागयोरेव कर्षः ॥ कटुकीकल्कः ॥

એકતોલા ભાર સાકરનો અને કડુનો કલ્ક કરી ઉના પાણીથી પીવામાં આવેતો પ્રાણીનો પિત્તકફજ્વર મટી જાયછે. આ વિષયમાં ચરક કેહેછે કે "બારમાષ કડુ અને ચારમાષ સાકર એમ બન્ને ઔષધો મળીને એક તોલાભાર થાય એમ કરવું" પણ વૈદ્યલોકોની રીત તો કડુને અને સાકરને સમભાગે લઈ એક તોલાભાર કરવાની ચાલેછે.

### વાસારસ.

सपत्रपुष्पवासाया रसः क्षौद्रसितायुतः । पित्तश्लेष्मज्वरं हन्ति साम्लपित्तं सकामलम् ॥

अत्र वासारसोऽर्द्धपलपरिमितो देयः । मधुसितयोः प्रत्येकं टङ्कः प्रक्षेप्यः ॥

પાનડાં તથા ફૂલ સહિત અરડૂસાના રસમાં મધ તથા સાકર નાખી તે રસ પીવામાં આવે તો અમ્લપિત્ત અને કમળા સહિત પિત્તકફજ્વર મટી જાયછે. આ પ્રયોગમાં અરડૂસાનો રસ બે તોલાં ભાર લેવો, સાકર ચોવીશ ચણોઠી ભાર લેવી અને મધ પણ ચોવીશ ચણોઠી ભાર લેવું.

### આદુનો તથા કડવાંપરવળનો અથવા કડવીઘીસોડીનો ક્વાથ.

कषायः परिपीतस्तु शृङ्गवेरपटोलयोः । पित्तश्लेष्मज्वरवमीदाहकण्डुहरो भवेत् ॥

આદુનો અને કડવાંપરવળનો અથવા કડવીઘીસોડીનો ક્વાથ કરી પીવામાં આવે તો તેથી પિત્તકફજ્વર, ઊલટી, દાહ, અને ચળ મટી જાયછે.

### પિત્તકફજ્વરવાળાને અન્ન.

अन्नं च ।

पटोलधान्ययोर्यूपः पित्तश्लेष्मज्वरापहः ॥ इति पित्तश्लेष्मज्वराधिकारः ॥

કડવાંપરવળનો અથવા કડવીઘીસોડીનો અને ધાન્યનો યૂષ દેવાથી પિત્તકફજ્વર મટી જાયછે.

પિત્ત કફજ્વરનો અધિકાર સંપૂર્ણ.

---

## સન્નિપાતજ્વરનો અધિકાર.

## अथ सन्निपातज्वराधिकारः ।

### સન્નિપાતજ્વરની દૂરનાં તથા પાસેનાં કારણોપૂર્વક સંપ્રાપ્તિ.

### तत्र सन्निपातज्वरस्य विप्रकृष्टसन्निकृष्टकारणकथनपूर्विकां संप्राप्तिमाह ।

त्रिदोषजनकैर्वातपित्तश्लेष्मामगैद-

गाः । वहिर्निरस्य कोष्ठाग्निं रसगा ज्वरकारिणः ॥

ત્રણે દોષોને ઉત્પન્ન કરનારા આહાર વિહારોથી વાત, પિત્ત અને કફ આમાશયમાં જઈ રસને દૂષિત કરી કોઠાના અગ્નિની ઊનાશને બાહાર કાહાડી જ્વરને ઉત્પન્ન કરેછે.

### સન્નિપાતજ્વરનું પૂર્વરૂપ.

### पूर्वरूपमाह ।

प्राग्रूपाणि त्रिदोषाणां स्युस्त्रिदोषज्वरे नृणाम् ॥

સન્નિપાતજ્વરમાં માણસોને વાતજ્વર, પિત્તજ્વર અને કફજ્વર એ ત્રણેનાં પૂર્વ રૂપો થાય છે.

### સન્નિપાતજ્વરનાં સામાન્ય લક્ષણો.

### अथ सन्निपातज्वरस्य सामान्यानि लक्षणान्याह ।

क्षणे दाहः क्षणे शीतमस्थिसन्धिशिरोरुजा । सस्रावे कलुषे रक्ते निर्भुग्ने चापि लोचने ॥ सस्वनौ सरुजौ कर्णौ कण्ठः शूकैरिवावृतः । तन्द्रा मोहः प्रलापश्च कासः श्वासोऽरुचिर्भ्रमः ॥ परिदग्धा खरस्पर्शा जिह्वा स्रस्ताङ्गता परा । ष्ठीवनं रक्तपित्तस्य कफेनोन्मिश्रितस्य च ॥ शिरसो लोठनं तृष्णा निद्रानाशो हृदि व्यथा । स्वेदमूत्रपूरीषाणां चिराद्दर्शनमल्पशः ॥ कृशत्वं नातिगात्राणां सततं कण्ठकूजनम् । कोठानां श्यावरक्तानां मण्डलानाञ्च दर्शनम् ॥ मूकत्वं स्रोतसां पाको गुरुत्वमुदरस्य च । चिरात्पाकश्च दोषाणां सन्निपातज्वराकृतिः ॥

लोचने सास्रावे साश्रुणी कलुषेऽस्वच्छे निर्भुग्ने निर्गतिकुटिले च । कण्ठः शूकैरिवावृतः धान्याग्रैरिवावृतः । जिह्वा परिदग्धा परिदग्धेव ज्ञायते । अथवा परिदग्धा इव कृष्णा दृश्यते स्रस्ताङ्गता शिथिलाङ्गता । ष्ठीवनमित्यादि कफसंयुक्तस्य रक्तपित्तस्य ष्ठीवनं शिरसो लोठनमितस्ततश्चालनं कृशत्वन्नातिगात्राणामिति गात्राणां अतिशयितं कार्श्यं न व्याधिप्रभावात् सततं निरन्तरं कोठः । 'वरटी दंष्ट्रसंस्थानं कोठ इत्यभिधीयते' श्यावः कपिशो वर्णः । मूकत्वमवचनत्वमल्पवचनत्वं वा स्रोतसां कर्णनासादीनाम् । ननु वातादयः परस्परविरुद्धगुणास्तेषां संभूयैकत्र कार्यारम्भकत्व नोपपद्यते । परस्परोपघातात् दहनसलिलयोरिव ॥ तत्कथं वातपित्तकफा मिलित्वा विकारोत्पादकाः ॥ अत्र समाधानमुक्तं दृढबलेन ।

विरुद्धैरपि न त्वेते गुणैर्घ्नन्ति परस्परम् । दोषाः सहजसात्म्यत्वाद्विषं घोरमहीनिव ॥

गदाधरस्तु हेत्वन्तरमुक्तवान् ॥

दैवाद्दोषस्वभावाद्वा दोषाणां सान्निपातिके । विरुद्धैश्च गुणैस्तैश्च नोपघातः परस्परमिति ॥

ननु भिन्नचयप्रकोपकालानां वातपित्तकफानां युगपदुत्पत्त्यभावात्कथं सम्भूयसन्निपातज्वरारम्भकत्वमुत्पद्यते—उच्यते । त्रिदोषजनकनिदानबलेन युगपदेषां प्रकोपादिति सिद्धान्तः ॥

ક્ષણમાત્રમાં દાહ થાય, ક્ષણમાત્રમાં ટાઢ વાય, હાડકાઓમાં સાંધાઓ-

માં તથા માથામાં પીડા થાય, નેત્રો આંસુવાળાં અસ્વચ્છ નીકળેલાં તથા વાંકાં થઈ જાય, કાનમાં અવાજ થાય તથા પીડા થાય, કંઠ જાણે ધાન્યોની અણીઓથી વીંટાએલો હોય એવો થઈ જાય, ઘેન થાય, મોહ થાય, બકવાદ ચાલે, ઊધરસ આવે, શ્વાસ થાય, અરૂચિ થાય, ભ્રમ થાય, જીભ વળેલી જેવી જણાય અથવા બળેલી જેવી કાળી દેખાય અને ખરસટ થઈ જાય, અંગો અત્યંત શિથિલ થઇ જાય, કફસહિત રક્તપિત્ત શુકાય, માથું આમ તેમ હલાવવામાં આવે, તરશ લાગે, નિદ્રાનો નાશ થાય, હૃદયમાં વ્યથા થાય, ઘણી વારે પસીનો મૂત્ર તથા વિષ્ટા થોડાં થોડાં નિકળે, ગાત્રો અત્યંત દુબળાં ન થઈ જાય, નિરંતર ગળામાં અવાજ થયા કરે, પીંગળાં તથા રાતાં મધમાખીના કરડ જેવાં ધ્રામઠાં ઉપડે, શરીરમાં ચકરડાં દેખાય, નજ બોલાય અથવા થોડું બોલાય, કાન તથા નાક આદિ છિદ્રો પાકી આવે, પેટમાં ભારેપણું થાય અને દોષો ઘણે કાળે પાકે એઓ સન્નિપાતજ્વરનાં લક્ષણો છે. સન્નિપાતજ્વરમાં ગાત્રો અત્યંત દુબળાં ન થાય એ વ્યાધિનોજ પ્રભાવ સમજવો.

શંકા—વાત, પિત્ત અને કફ કે જેઓ પરસ્પરથી વિરૂદ્ધ ગુણવાળા છે તેઓ મળીને એક કાર્યનો આરંભ કરે એ સંભવતું નથી. કારણ અગ્નિની અને જળની પેઠે તેઓ પરસ્પરનો ઊપઘાત કર્યા વિના રહે નહી. આપ્રમાણે છે તે છતાં વાત, પિત્ત અને કફ એઓ મળીને વિકારને કેમ ઉત્પન્ન કરેછે?

સમાધાન.— આ વિષયમાં દઢબલ નામના વૈદ્યે એવું સમાધાન કર્યું છે કે "એ દોષો સ્વાભાવિક રીતે મળતા હોવાથી પોતપોતામાં પરસ્પરથી વિરૂદ્ધ ગુણો છતાં પણ જેમ ભયંકર ઝેર સર્પોને હણતું નથી તેમ પરસ્પરને હણતા નથી." ગદાધર નામનો વૈદ્ય તો એ વિષયમાં બીજું કારણ કહેછે કે "દોષો પરસ્પરથી વિરૂદ્ધ ગુણોવાળાં છતાં પણ સન્નિપાતજ્વરમાં દૈવની ગતિથી અથવા પોતાના તેવા પ્રકારના સ્વભાવથી પરસ્પરનો ઉપઘાત કરતા નથી."

શંકા.— વાત, પિત્ત અને કફ કે જેઓના ચયકાલ અને પ્રકોપ કાલ ભિન્ન ભિન્ન છે તેઓની એકી વખતે ઉત્પત્તિ થવાનો સંભવ નહી છતાં 'તેઓ મળીને સન્નિપાત જ્વરને ઉત્પન્ન કરેછે' એ વાત કેમ સંભવે ?

સમાધાન.—જેઓથી ત્રણે દોષો ઉત્પન્ન થાય એવાં આહારવિહાર આદિ નિદાનોના બળનેલીધે એઓનો એકી વખતે પ્રકોપ થાયછે એવો સિદ્ધાંત છે.

## સામાન્ય સન્નિપાતજ્વરના તેર ભેદ.

## अथ सामान्यसन्निपातज्वरस्य त्रयोदश विशेषानाह ।

एकोल्वणास्त्रयस्तेषु द्व्युल्बणाश्च तथेति षट्। त्र्युल्बणश्च भवेदेको विज्ञेयः स तु सप्तमः ॥ प्रवृद्धमध्यहीनैस्तु वातपित्तकफैश्च षट् । सन्निपातज्वरस्यैवं स्युर्विशेषास्त्रयोदश ॥

तत्र प्रवृद्धवातः मध्यपित्तो हीनकफः १ मध्यवातः प्रवृद्धपित्तो . हीनकफः २

हीनवातः प्रवृद्धपित्तो मध्यकफः ३ प्रवृद्धवातः हीनपित्तो मध्यकफः ४ मध्यवातः हीनपित्तः प्रवृद्धकफः ५ हीनवातो मध्यपित्तः प्रवृद्धकफः ६ इति षट् ॥

વાતોલ્વણ, પિત્તોલ્વણ, કફોલ્વણ, પિત્તોલ્વણવાત શ્લેષ્મોલ્વણ, પિત્ત શ્લેષ્મોલ્વણ, વાતપિત્ત કફોલ્વણ, પ્રવૃદ્ધવાત મધ્યપિત્ત હીન કફ, મધ્યવાત પ્રવૃદ્ધ પિત્ત હીન કફ, હીન વાત, પ્રવૃદ્ધપિત્ત મધ્ય કફ, પ્રવૃદ્ધવાત હીન પિત્ત મધ્ય કફ, મધ્યવાત હીનપિત્ત પ્રવૃદ્ધ કફ, અને હીનવાત મધ્યપિત્ત પ્રવૃદ્ધ કફ એ રીતે સન્નિપાતજ્વરના તેર ભેદ છે.

## અનુક્રમે એ તેર સન્નિપાત જ્વરોનાં નામો.

### तेषां नामानि क्रमादाह ।

विस्फारकश्चाशुकारी कम्पनो वभ्रसंज्ञकः । शीघ्रकारी तथा भल्लुः सप्तमः कूटपाकलः ॥ संमोहकः पालकश्च याम्यः क्रकच इत्यपि । ततः कर्कटकः प्रोक्तस्ततो वैदारिकाभिधः ॥

तन्त्रान्तरे विस्फारक इत्यत्र विस्फोरक इति पाठः । वभ्रस्थाने बभ्रुरिति पाठः कुत्रापि बद्ध इति पाठः । भल्लुरित्यत्र फल्गुरिति पाठः । याम्य इत्यत्र संग्राम इति पाठः । कर्कटक इत्यत्र कर्कोटक इति पाठः ॥

વિસ્ફારક, આશુકારી, કંપન, બભ્ર, શીઘ્રકારી, ભલ્લુ, કૂટપાકલ, સંમોહક, પાલક, યામ્ય, ક્રકચ, અને કર્કટક વૈદારિક એ ઉપર કહેલા તેર સન્નિપાતજ્વરોનાં અનુક્રમે તેર નામો છે. બીજા ગ્રંથમાં વિસ્ફારકને બદલે વિસ્ફોરક, બભ્રને બદલે બભ્રુ (કોઈ ગ્રંથમાં 'બદ્ધ' પણ લખેલ છે.) ભલ્લુને બદલે ફલ્ગુ, યામ્યને બદલે સંગ્રામ અને કર્કટકને બદલે કર્કોટક નામ છે.

## વાતોલ્વણ સન્નિપાતજ્વરનાં લક્ષણો.

### तत्र वातोल्वणस्य लक्षणमाह ।

श्वासः कासो भ्रमो मूर्छा प्रलापो मोहवेपथू । पार्श्वस्य वेदना जृम्भा कषायत्वं मुखस्य च ॥ वातोल्वणस्य लिङ्गानि सन्निपातस्य लक्षयेत् । एष विस्फारको नाम्ना सन्निपातः सुदारुणः ।

શ્વાસ, ઉધરસ, ભ્રમ, મૂર્છા, બકવાદ, મોહ, કંપ, પડખામાં વેદના, બગાસાં અને મોહોડાનું તુરાપણું એટલાં વાતોલ્વણ સન્નિપાતજ્વરનાં લક્ષણો છે. આ દારૂણ વાતોલ્વણ સન્નિપાત 'વિસ્ફારક' એ નામથી પ્રખ્યાત છે.

## પિત્તોલ્વણ સન્નિપાતજ્વરનાં લક્ષણો.

### अथ पित्तोल्वणस्य लक्षणमाह ।

अतिसारो भ्रमो मूर्छा मुखपाकस्तथैव च । गात्रे च विन्दवो रक्ता दाहोऽतीव प्रजायते ॥ पित्तोल्वणस्य लिङ्गानि सन्निपातस्य लक्षयेत् । भिषग्भिः सन्निपातोऽयमाशुकारी प्रकीर्त्तितः ॥

અતિસાર, ભ્રમ, મૂર્છા, મોહોડાનું પાકવું, ગાત્રમાં રાતાં ચાઠાંઓ, અને અત્યંત

ક્ષય થાય ત્યારે કફ અધિક થાય, અગ્નિ મંદ થાય તથા કાંતિનો ક્ષય થાય તેમજ કફનો ક્ષય થાય ત્યારે સાંધાઓ શિથિલ થઇ જાય, મૂર્છા થાય, રૂક્ષપણું થાય તથા દાહ થાય" એમ પ્રાચીન ગ્રંથોમાં કહ્યુંછે.

આવી રીતની શંકા અને આવી રીતનું સમાધાન હવે પછીના બીજા સંન્નિપાતજ્વરોમાં પણ સમજી લેવાં.

## 'મધ્યવાત પ્રવૃદ્ધપિત્ત હીનકફ' સન્નિપાતજ્વરનાં લક્ષણો.

मध्यप्रवृद्धहीनैस्तु वातपित्तकफैश्च यः । तेन रोगास्त एवोक्ता यथा दोषवलाश्रयाः ॥ मोहप्रलापमूर्छाः स्युर्मन्यास्तम्भः शिरोग्रहः । कासः श्वासो भ्रमस्तन्द्रा संज्ञानाशो हृदि व्यथा ॥ खेभ्यो रक्तं विसृजति संरक्तस्तब्धनेत्रता। तत्राप्येते विशेषाः स्युर्मृत्युरर्वाक् त्रिवासरात् ॥ भिषग्भिः सन्निपातोऽयं कथितः पाकलाभिधः ॥

'મધ્યવાત પ્રવૃદ્ધપિત્ત હીનકફ' સન્નિપાત થયો હોયતો તે તે દોષોના બળો- પ્રમાણે કંપ દાહ અને ભારેપણું આદિ સઘળા એના એ રોગો થાયછે અને તેઓમાં પણ મોહ, બકવાદ, મૂર્છા, ઓડનું ઝલાઈજવું, માથાનું ઝલાઇજવું, ઉધરસ, શ્વાસ, ભ્રમ, ઘેન, સંજ્ઞાનો નાશ, હૃદયમાં વ્યથા, ઇંદ્રિયોનાં છિદ્રોમાંથી લોહીનું નીકળવું અને નેત્રોનું રાતાપણું તથા અક્કડપણું એઓ વિશેષે કરી થાયછે. આ સન્નિપાતમાં માણસ ત્રણ દિવસની અંદર મરી જાયછે. આ સન્નિપાતને વૈદ્યલોકો 'પાકલ' કહેછે.

## 'હીનવાત પ્રવૃદ્ધપિત્ત મધ્યકફ' સન્નિપાતજ્વરનાં લક્ષણો.

हीनप्रवृद्धमध्यैस्तु वातपित्तकफैश्च यः । तेन रोगास्त एवोक्ता यथारोगवलाश्रयाः ॥ हृदयं दह्यते चास्य यकृत् प्लीहान्त्रफुप्फुसाः ॥ पच्यंतेत्यर्धमूर्ध्वाधः पूयशोणितनिर्गमः ॥ शीर्णदन्तश्च मृत्युश्च तत्राप्येतद् विशेपतः ॥ भिषग्भिः सन्निपातोऽयं याम्यो नाम्ना प्रकीर्तितः ।

'હીનવાત પ્રવૃદ્ધપિત્ત મધ્યકફ' સન્નિપાત થયો હોયતો તે તે દોષનાં બળો- પ્રમાણે કંપ, દાહ અને ભારેપણું આદિ સઘળા એના એ રોગો થાયછે અને તેઓમાં પણ હૃદયનો દાહ, જમણા પડખાની ગાંઠ બરલ આંતરડાં તથા ફેફસું એઓનું પાકવું, મુખમાંથી તથા ગુદમાંથી પરૂનું તથા લોહીનું નીકળવું, દાંતોનું પડવું અને મરણ એઓ વિશેષે કરી થાયછે. આ સન્નિપાતને વૈદ્યલોકો 'યામ્ય' કહેછે.

## 'પ્રવૃદ્ધવાત હીનપિત્ત મધ્યકફ' સન્નિપાતજ્વરના લક્ષણો.

प्रवृद्धहीनमध्यैस्तु वातपित्तकफैश्च यः । तेन रोगास्त एवोक्ता यथादोपवलाश्रयाः ॥ प्रलापायाससंमोहः कम्पमूर्छारतिभ्रमाः ॥ मन्यास्तम्भेन मृत्युः स्यात् तत्राप्येताद्विशेपतः । भिपग्भिः सन्निपातोऽयं कवचः संप्रकीर्त्तितः ॥

'પ્રવૃદ્ધવાત હીનપિત્ત મધ્યકફ' સ-

ન્નિપાત થયો હોયતો તે તે દોષોનાં બળો-પ્રમાણે કંપ, દાહ અને ભારેપણું આદિ સઘળા એના એ રોગો થાયછે અને તેઓમાં પણ બકવાદ, પરિશ્રમ, મોહ, કંપ, મૂર્છા, અરૂચિ, ભ્રમ તથા ઓડ ઝલાઇ જવાથી મરણ એઓ વિશેષે કરી થાયછે. વૈદ્યલોકો આ સન્નિપાતને 'ક્રકચ' કેહેછે.

## 'મધ્યવાત હીનપિત્ત પ્રવૃદ્ધકફ.' સન્નિપાતજ્વરનાં લક્ષણો.

मध्यहीनप्रवृद्धैस्तु वातपित्तकफैश्च यः । तेन रोगास्त एवोक्ता यथादोपवलाश्रयाः ॥ अन्तर्दाहो विशेषोऽत्र न च वक्तुं स शक्यते । रक्तमालक्तकेनैव लक्ष्यते मुखमण्डलम् ॥ पित्तेनाकर्पितः श्लेष्मा हृदयान्न प्रसिच्यते । इपुणेवाहतं पार्श्वं तुद्यते खन्यते हृदि ॥ प्रमीलकः श्वासहिक्का वर्द्धते तु दिने दिने । जिह्वा दग्धा खरस्पर्शा गलः शूकैरिवावृतः ॥ विसर्गं नाभिजानाति कूजेच्चापि कपोतवत् । अतीवश्लेष्मणा पूर्णः शुष्कवक्त्रौष्ठतालुकः ॥ तन्द्रानिद्रातियोगार्त्तो हतवाग्विहतद्युतिः । न रतिं लभते नित्यं विपरीतानि चेच्छति ॥ आवम्यते च वहुशो रक्तं ष्ठीवति चाल्पशः । एप कर्कटको नाम्ना सन्निपातः सुदारुणः ॥

'મધ્યવાત હીનપિત્ત પ્રવૃદ્ધકફ' સન્નિપાત થયો હોયતો તે તે દોષોનાં બળોપ્રમાણે કંપ, દાહ, અને ભારેપણું વગેરે સઘળા એના એ રોગો થાયછે અને તેઓમાં નીચે લખેલાં દરદો વિશેષે કરી થાયછે. અંદર એવો દાહ થાયછે કે જે મોહોડાથી કહી શકાતો નથી. મોહોડાનું મંડળ જાણે અળતાથી રંગાએલું હોય એવું રાતું દેખાયછે. પિત્તથી ખેચાએલો કફ હૃદયમાંથી બાહાર નીકળતો નથી. જાણે બાણ વાગ્યું હોય એવી પડખામાં પીડા થાયછે. છાતીને જાણે કોઇ ખોદી નાખતું હોય એવી વ્યથા થાયછે. આંખોનું વિચાવું વધતું જાયછે. શ્વાસ તથા હેડકી પણ દિવસે દિવસે વધતાં જાયછે. જીભ બળીગએલી જેવી કાળી તથા ખરસટ થઇ જાયછે. ગળું જાણે ધાન્યની અણીઓથી વીટાએલું હોય એવું થઇ જાયછે. ઝાડો નિકળી જવાની ખબર રહેતી નથી. ગળામાં હોલાની પેઠે ઘુઘવેછે. કફથી અત્યંત પરિપૂર્ણપણું થાયછે. મોહડું, હોઠ તથા તાળવું સુકાયછે. ઘેનનો અને નીદ્રા અતિયોગ થાયછે. વાણી તથા કાંતિ હણાઇ જાયછે. કોઈ રીતે સુખ ઉપજતુ નથી. વિપરીત વસ્તુઓની ઈચ્છા થાયછે. વારંવાર ઠરડાઇ જાયછે અને થોડું થોડુ લોહી થુંક્યા કરેછે. આ માહા દારૂણ સન્નિપાત 'કર્કટક' કેહેવાયછે.

## 'હીનવાત મધ્યપિત્ત પ્રવૃદ્ધકફ' સન્નિપાતજ્વરનાં લક્ષણો.

हीनमध्यप्रवृद्धैस्तु वातपित्तकफैश्च यः । तेन रोगास्त एवोक्ता यथादोपवलाश्रयाः ॥ अल्पशूलं कटीतोदो मध्ये

दाहो रुजा भ्रमः । भृशं क्लमः शिरोवस्तिमन्या हृदयवाग्रुजः ॥ प्रमीलकः श्वासकासहिक्काजाड्यं विसंज्ञता । प्रथमोत्पन्नमेनन्तु साधयन्ति कदाचन ॥ एतस्मिन् सन्निवृत्ते तु कर्णमूले सुदारुणा । पिडिका जायते जन्तोर्यवाकृच्छ्रेण जीवति ॥ स वैदारिकसंज्ञोऽयं सान्निपातः सुदारुणः । त्रिरात्रात्परमेतस्य व्यर्थमौषधकल्पनम् ॥

'હીનવાત મધ્યપિત્ત પ્રવૃદ્ધકફ' સન્નિપાત થયો હોયતો તે તે દોષોનાં બળોપ્રમાણે કંપ, દાહ અને ભારેપણું વગેરે સઘળા એના એ રોગો ઉત્પન્ન થાયછે અને તેઓમાં વિશેષે કરી નીચેપ્રમાણે દરદો થાયછે. થોડું થોડું શૂળ નીકળેછે. કેડમાં વ્યથા થાયછે. છાતીમાં દાહ તથા પીડા થાયછે. ભ્રમ થાયછે. અત્યંત ગ્લાનિ થાયછે. માથામાં, મૂત્રાશયમાં, ઓડમાં, હૃદયમાં તથા વાણીમાં પિડા થાયછે. આંખો વીચાઇ જાયછે અને શ્વાસ, હેડકી, જડતા તથા બેભાનપણું થાયછે, આ સન્નિપાત એવો છે કે એ ઉત્પન્ન થતાંજ જો ચિકિત્સા કરવામાં આવેતો કદાચ મટે તો મટે. આ સન્નિપાત નિવૃત્તિ પામતાં કાનના મૂળમાં પ્રાણીને મહાદારૂણ ફોડલી થાયછે. આ ફોડલીમાંથી માંડ માંડ જીવી શકાયછે. આ મહા ભયંકર સન્નિપાતને વૈદ્યલોકો 'વૈદારિક' કહેછે. આ સન્નિપાત થયાને ત્રણ રાત થઇ જાય તો પછી ઔષધોની કલ્પના વ્યર્થ છે.

### બીજા ગ્રંથમાં આ વાતોલ્વણ આદિ તેરસન્નિપાતજ્વરોનાં શીતાંગ આદિ તેર નામો કહ્યાં છે તેઓ.

### अथ तन्त्रान्तरे वातोल्वणादीनां सन्निपातज्वरविशेषाणां त्रयोदशानां शीताङ्गादीनि त्रयोदश नामान्तराणि लक्षणान्तराणि चाह ।

शीताङ्गस्त्रिमलोद्भवज्वरगणे तन्द्री प्रलापी ततो रक्तष्ठीवयिता च तत्र गणितः सम्भुग्ननेत्रस्तथा । साभिन्यासकजिह्वकश्च कथितः प्राक्सान्धिगोऽन्तको रुग्दाहः सहचित्तविभ्रम इह द्वौ कर्णकण्ठग्रहौ ॥

तन्द्री तान्द्रिकः प्रलापी प्रलापकः रक्तष्ठीवयिता रक्तष्ठीवी संभुग्ननेत्रः भुग्ननेत्रः । अभिन्यासकः अभिन्यासः कर्णकण्ठग्रहौ कर्णग्रहः कर्णिकः कण्ठग्रहः कण्ठकुब्जकः । अथ तेषां प्रत्येकं लक्षणानि ।

ત્રણે દોષોથી થતા જ્વરોના ગણમાં શીતાંગ, તંદ્રિક, પ્રલાપક, રક્તષ્ઠીવી, ભુગ્નનેત્ર, અભિન્યાસ, જિહ્વીક, સંધિગ, અંતક, રૂગ્દાહ, ચિત્તવિભ્રમ, કર્ણિક અને કંઠકુબ્જક એ તેર જ્વરો ગણવામાં આવેછે. એ પ્રત્યેકનાં નીચેપ્રમાણે લક્ષણો પણ તેજ ગ્રંથમાં કહ્યાં છે.

### શીતાંગ સન્નિપાતનાં લક્ષણો.

हिमशिशिरशरीरः सन्निपातज्वरी

यः श्वसनकसनहिक्कामोहकम्पप्रलापैः। क्लमबहुकफवातादाहवम्यङ्गपीडास्वरविकृतिभिरार्त्तः शीतगात्रः स उक्तः॥

જે સન્નિપાતજ્વરમાં રોગીનું શરીર હિમજેવું ટાઢું થઈ જાય, શ્વાસ થાય, ઊધરસ થાય, હેડકી થાય, મોહ થાય, કંપ થાય, બકવાદ થાય, કલમ થાય, કફ ઘણો નિકળે, પવન બહુ ચાલે, દાહ થાય, વમન થાય, અંગોમાં પીડા થાય અને સ્વરમાં વિકાર થાય તે સન્નિપાતજ્વર 'શીતગાત્ર' કહેવાયછે.

## તંદ્રિક સન્નિપાતજ્વરનાં લક્ષણો.

तन्द्रातीव ततस्तृपातिसरणं श्वासोऽधिकः कासरुक् सन्तप्तातितनुर्गले श्वयथुना सार्द्धश्च कण्डूकफः। सुश्यामा रसना क्लमः श्रवणयोर्मान्द्यश्च दाहस्तथा यत्र स्यात्स हि तन्द्रिको निगदितो दोषत्रयोत्थो ज्वरः॥

જે જ્વરમાં ઘેન અત્યંત થાય, તરશ લાગે, અતિસાર થાય, શ્વાસ અત્યંત થાય, ઊધરસનું દરદ થાય, દેહ અત્યંત તપે, ગળામાં સોજો ચળ તથા કફ થાય, જીભ કાળી થઇ જાય, કલમ થાય, કાન બેહેરા થઇ જાય અને દાહ થાય તે સન્નિપાતજ્વર 'તંદ્રિક' કહેવાયછે.

## પ્રલાપક સન્નિપાતજ્વરનાં લક્ષણો.

यत्र ज्वरे निखिलदोषनितान्तरोपजाते प्रलापबहुलाः सहसोत्थिताश्च। कम्पव्यथापतनदाहविसंज्ञताः स्युर्नाम्ना प्रलापक इति प्रथितः पृथिव्याम्॥

જે જ્વરમાં સઘળા દોષોના અત્યંત કોપને લીધે બકવાદ વધે અને કંપ, વ્યથા, પડી જવું, દાહ તથા બેભાનપણું એઓ એકદમ ઉત્પન્ન થાય તે જ્વર પૃથ્વીમાં 'પ્રલાપક' એ નામથી પ્રખ્યાત છે.

## રક્તષ્ઠીવિ સન્નિપાતજ્વરનાં લક્ષણો.

निष्ठीवो रुधिरस्य रक्तसदृशं कृष्णं तनौ मण्डलं लौहित्यं नयने तृपारुचिवमिश्वासातिसारभ्रमाः। आध्मानश्च विसंज्ञता च पतनं हिक्काङ्गपीडा भृशं रक्तष्ठीविनि सन्निपातजनिते लिङ्गं ज्वरे जायते॥

જે જ્વરમાં લોહીના બડખા નિકળે, શરીરમાં રાતા જેવાં કાળા ચકરડાં થાય, નેત્ર રાતાં થઈ જાય, તરશ લાગ્યા કરે, અરૂચિ થાય, ઉલટી થાય, શ્વાસ થાય, અતિસાર થાય, ભ્રમ થાય, પેટ ચડી આવે, બેભાનપણું થાય, વારંવાર પડી જવાય, હેડકી થાય અને અંગોમાં અત્યંત પીડા થાય તે સન્નિપાતજ્વર 'રક્તષ્ઠીવિ' કહેવાયછે.

## ભુગ્નનેત્ર સન્નિપાતજ્વરનાં લક્ષણો.

भृशंनयनवक्रता श्वसनकासतन्द्रा भृशं प्रलापमदवेपथुः श्रवणहानिमोहास्तथा। पुरो निखिलदोषजे भवति यत्र लिङ्गं ज्वरे पुरातनचिकित्सकैः स इह भुग्ननेत्रो मतः॥

સઘળા દોષોથી ઉત્પન્ન થએલા જે જ્વરમાં પ્રથમ નેત્રો અત્યંત વાંકાં થઈ જાય, શ્વાસ થાય, ઊધરસ આવે, ઘેન થાય, બકવાદ મદ તથા કંપ અત્યંત થાય, કાન બેહેરા થઇ જાય અને મોહ

થાય તે સન્નિપાતજ્વરને પ્રાચીન વૈદ્યો 'ભુગ્નનેત્ર' કહેછે.

## અભિન્યાસ સન્નિપાતજ્વરનાં લક્ષણો.

दोषास्तीव्रतरा भवन्ति वलिनः सर्वेऽपि यत्र ज्वरे मोहोऽतीव विचेष्टता विकलता श्वासो भृशं मूकता। दाहश्चिक्कनमाननञ्च दहनो मन्दो बलस्य क्षयः सोऽभिन्यास इति प्रकीर्तित इह प्राज्ञैर्भिषग्भिः पुरा ॥

જે જ્વરમાં સઘળા દોષો બળવાન્ તથા અત્યંત તીવ્ર થાય, મોહ થાય, અત્યંત જડપણું થાય, ઘેલછા થાય, શ્વાસ થાય, અત્યંત મુંગાપણું થાય, બળતરા થાય, મોહોડું ચીકણું થઈ જાય, અગ્નિ મંદ થઈ જાય અને બળનો ક્ષય થઈ જાય તે સન્નિપાતજ્વરને પ્રાચીન વૈદ્યો 'અભિન્યાસ' કહેછે.

## જિહ્વક સન્નિપાતજ્વરનાં લક્ષણો.

त्रिदोषजनिते ज्वरे भवति यत्र जिह्वा भृशं वृता कठिनकण्टकैस्तदनु निर्भरं मूकता। श्रुतिक्षतिबलक्षतिश्वसनकाससन्तप्तयः पुरातनभिषग्वरास्तमिह जिह्वकं चक्षते ॥

ત્રણે દોષોથી ઉત્પન્ન થએલા જે જ્વરમાં જીભ કઠણ કાંટાઓથી અત્યંત વીંટાએલી થઇ જાય, અત્યંત મુંગાપણું થાય, કાન બેહેરા થઈ જાય, બળનો નાશ થાય, શ્વાસ થાય, ઊધરસ આવ્યા કરે અને અત્યંત દાહ થાય તે સન્નિપાતજ્વરને જુના ઉત્તમ વૈદ્યો 'જીહ્વક' કહેછે.

## સંધિગ સન્નિપાતજ્વરનાં લક્ષણો.

व्यथातिशयिता भवेच्छ्वयथुसंयुता सन्धिषु प्रभूतकफता मुखे विगतनिद्रता कासरुक्। समस्तमिति कीर्तितं भवति लक्ष्म यत्र ज्वरे त्रिदोषजनिते बुधैः स हि निगद्यते सन्धिगः॥

ત્રણે દોષોથી ઉત્પન્ન થએલા જે જ્વરમાં સાંધાઓમાં સોજા તથા અત્યંત પીડા, મોહોડામાં કફની અત્યંત વૃદ્ધિ, નિદ્રાનો નાશ, અને ઊધરસની પીડા એ સઘળાં લક્ષણો થાય તે સન્નિપાતજ્વરને વિદ્વાન વૈદ્યો 'સંધિગ' કહેછે.

## અંતક સન્નિપાતજ્વરનાં લક્ષણો.

यस्मिन् लक्षणमेतदस्ति सकलैर्दोषैरुदीते ज्वरेऽजस्रं मूर्द्धविधूननं सकसनं सर्वाङ्गपीडाधिका । हिक्काश्वाससदाहमोहसहिता देहेऽतिसन्तप्तता वैकल्यञ्च वृथा वचांसि मुनिभिः संकीर्त्तितः सोऽन्तकः ॥

સઘળા દોષોથી ઉત્પન્નથએલા જે જ્વરમાં માથાનું નિરંતર હલાવ્યા કરવું, ઊધરસ, સઘળાં અંગોમાં અધિક પીડા, હેડકી, શ્વાસ, દાહ, મોહ, દેહનું અત્યંત તમપણું, ઘેલછા, અને બકવાદ એ લક્ષણો થાય તે સન્નિપાતજ્વરને મુનિઓ 'અંતક' કહેછે.

## રૂગ્દાહ સન્નિપાતજ્વરનાં લક્ષણો.

दाहोऽधिको भवति यत्र तृषा च तीव्रा श्वासप्रलापविरुचिभ्रममोहपीडाः। मन्याहनुव्यथनकण्ठरुजः श्रमश्च रुग्दाहसंज्ञ उदितस्त्रिभवो ज्वरोऽयम्॥

જે જ્વરમાં દાહ અત્યંત થાય, તરશ તીવ્ર લાગે, શ્વાસ થાય, બકવાદ થાય, અરૂચિ થાય, શ્રમ થાય, મોહ થાય, પીડા થાય, આડમાં વ્યથા થાય, ડાઢીમાં પીડા થાય, ગળું દુખ્યા કરે અને શ્રમ થાય તે સન્નિપાતજ્વર 'રૂગ્દાહ' કેહેવાયછે.

### ચિત્તવિભ્રમ સન્નિપાતજ્વરનાં લક્ષણો.

गायति नृत्यति हसति प्रलपति विकृतं निरीक्षते मुह्येत् । दाहव्यथाभयार्तो नरस्तु चित्तभ्रमे ज्वरे भवति ॥

જે જ્વરમાં માણસ ગાય, નાચે, હસે, બકે, વિકૃતરીતે જુવે, મોહ પામી જાય અને દાહથી, વ્યથાથી તથા ભયથી પીડાય તે સન્નિપાતજ્વર 'ચિત્તવિભ્રમ' કેહેવાયછે.

### કર્ણિક સન્નિપાતજ્વરનાં લક્ષણો.

दोषत्रयेण जनिता किल कर्णमूले तीव्रा ज्वरे भवति तु श्वयथुर्व्यथा च। कण्ठग्रहो बधिरता श्वसनं प्रलापः प्रस्वेदमोहदहनानि च कर्णिकाख्ये ॥

જે જ્વરમાં ત્રણે દોષોને લીધે કાનના મૂળમાં તીવ્ર વ્યથા તથા તીવ્ર સોજો થાય, ગળું પકડાઇ જાય, બેહેરાપણું થાય, હાંફ ચાલે, બકવાદ થાય, પસીનો ચાલ્યા કરે, મોહ થાય અને દાહ થાય તે સંન્નિપાતજ્વર (કર્ણિક) કેહેવાયછે.

### કંઠકુબ્જ સન્નિપાતજ્વરનાં લક્ષણો.

कण्ठः शूकशतावृरुद्धवदतिश्वासः प्रलापोऽरुचिर्दाहो देहरुजा तृषापि च हनुस्तम्भः शिरोर्त्तिस्तथा । मोहो वेपथुना सहेति सकलं लिङ्गं त्रिदोषज्वरे यत्र स्यात्स हि कण्ठकुब्ज उदितः प्राच्यैश्चिकित्साबुधैः ॥

જે જ્વરમાં કંઠ જાણે સેંકડો ધાન્યોની અણીઓથી વીટાએલો હોય એવો થઈ જાય, હાંફ અત્યંત થાય, બકવાદ ચાલે, અરૂચિ થાય, બળતરા થાય, દેહમાં પીડા થાય, તરશ લાગ્યા કરે, ડાઢી ઝલાઇ જાય, માથામાં પીડા થાય, મોહ થાય અને કંપ થાય તે સન્નિપાતજ્વરને એ સઘળાં લક્ષણોઉપરથી, પ્રાચીન વૈદ્યો 'કંઠકુબ્જ' કેહેછે.

### સન્નિપાતજ્વરોમાં સાધ્ય અને અસાધ્ય.

सन्धिगस्तेषु साध्यः स्यात् तन्द्रिकश्चित्तविभ्रमः । कर्णिको जिह्वकः कण्ठकुब्जः पञ्चापि कष्टकाः ॥ रुग्दाहस्त्वतिकष्टेन संसाध्यस्तेषु भाषितः ॥ रक्तष्ठीवी भुग्ननेत्रः शीतगात्रः प्रलापकः ।अभिन्यासोऽन्तकश्चैते षडसाध्याः प्रकीर्त्तिताः ॥

એઓમાં સંધિક સાધ્ય છે. તંદ્રિક, ચિત્તવિભ્રમ, કર્ણિક, જિહ્વક, અને કંઠકુબ્જ એ પાંચ કષ્ટ સાધ્ય છે. રૂગ્દાહ અત્યંત કષ્ટસાધ્ય છે. રક્તષ્ઠીવિ, ભુગ્નનેત્ર, શીતગાત્ર, પ્રલાપક, અભિન્યાસ, અને અંતક, એ છ અસાધ્ય છે.

### બીજા ગ્રંથમાં વળી એ વાતોલ્વણઆદિ તેર સન્નિપાતજ્વરોનાં કુંભીપાકઆદિ તેર બીજા નામો કહ્યાં છે તેઓ.

**अथ तन्त्रान्तरे वातोल्वणादीनां सन्निपातज्वरविशेषाणां त्रयोदशानां कुम्भीपाकादीनि त्रयोदश नामान्तराणि लक्षणान्तराणि चोक्तानि।**

कुम्भीपाकः प्रोर्णुनावः प्रलापी ह्यन्तर्दाहो दण्डपातोऽन्तकश्च । एणीदाहश्चाथ हारिद्रसंज्ञो भेदा एते सन्निपातज्वरस्य ॥ अजघोषभूतहासौ यन्त्रापीडश्च सन्यासः । संशोषी च विशेषास्तस्यैवोक्तास्त्रयोदशान्यत्र ॥

કુંભીપાક, પ્રોર્ણુનાવ, પ્રલાપી, અંતર્દાહ, દંડપાત, અતક, એણીદાહ, હારિદ્ર, અજઘોષ, ભૂતહાસ, યંત્રાપીડ, સંન્યાસ અને સંશોષી એ તેર અનુક્રમે સન્નિપાતજ્વરોનાં નામ છે.

**બીજા ગ્રંથમાં કહેલાં એ તેર સન્નિપાતજ્વરોનાં લક્ષણો.**

**કુંભીપાક સન્નિપાતજ્વરનાં લક્ષણો.**

**अथैषां लक्षणानि।**

घोणाविवराज्ञरद्वहुशोणासितलोहितं सान्द्रम् । विलुठन्मस्तकमभितः कुम्भीपाकेन पीडितं विद्यात् ॥

જે માણસને નાકના છિદ્રમાંથી રાતું અને કાળું ઘણું ઘાટું લોહી ઝર્યા કરે અને વારંવાર આમ તેમ માથું હલાવવું પડતું હોય તેને 'કુંભીપાક' નામના સન્નિપાતજ્વરથી પીડાએલો જાણવો.

**પ્રોર્ણુનાવ સન્નિપાતજ્વરનાં લક્ષણો.**

उत्क्षिप्य यः स्वमङ्गं क्षिपत्यधस्तान्नितान्तमुच्छ्वसिति । तं प्रोर्णुनावजुष्टं विचित्रकष्टं विजानीयात् ॥

જે માણસ પોતાના શરીરને ઉંચું કરી કરીને નીચે પછાડ્યા કરતો હોય, અને બહુજ હાંફતો હોય તે વિચિત્ર કષ્ટવાળા માણસને પ્રોર્ણુનાવ નામના સન્નિપાતજ્વરથી પીડાએલો જાણવો.

**પ્રલાપી સન્નિપાતજ્વરનાં લક્ષણો.**

स्वेदभ्रमाङ्गभेदाः कम्पो दवथुर्वमिर्व्यथा कण्ठे । गात्रञ्च गुर्वतीव प्रलापिजुष्टस्य जायते लिङ्गम् ॥

જેને પ્રલાપી સન્નિપાતજ્વર પ્રાપ્ત થયો હોય તેને પસીનો, શ્રમ, સાંધાઓનું ત્રુટવું, કંપ, દાહ, વમન, કંઠમાં વ્યથા અને શરીરમાં અત્યંત ભારેપણું એટલાં ચિન્હો ઉત્પન્ન થાયછે.

**અંતર્દાહ સન્નિપાતજ્વરનાં લક્ષણો.**

अन्तर्दाहः शैत्यं बहिः श्वयथुररतिरपि तथा श्वासः । अङ्गमपि दग्धकल्पं सोऽन्तर्दाहार्दितः कथितः ॥

જે માણસને અંતરદાહ, બાહાર શીતળપણું, સોજા, અરૂચિ અને શ્વાસ થયાં હોય અને અંગ બળી ગયા જેવું થઇ ગયું હોય તેને અંતર્દાહ નામના સન્નિપાતજ્વરથી પીડાએલો સમજવો.

**દંડપાત સન્નિપાતજ્વરનાં લક્ષણો.**

नक्तं दिवा न निद्रामुपैति गृह्णाति मूढधीर्नभसः । उत्थाय दण्डपाती भ्रमातुरः सर्वतो भ्रमति ॥

नभसो गृह्णाति' आकाशात्किञ्चिद्गृहीतुं करौ प्रसारयतीत्यर्थः ॥

જેને દંડપાત સન્નિપાતજ્વર આવ્યો હોય તે માણસ રાતે કે દિવસે ઉંઘતો નથી, બુદ્ધિના મોહને લીધે આકાશમાંથી કાંઈક લેવા વાસ્તે હાથ લાંબા કરેછે અને ભ્રમથી આતુરપણાને લીધે ઉઠી ઉઠીને ચારેકાર ભમ્યા કરેછે.

**અંતક સન્નિપાતજ્વરનાં લક્ષણો.**

संपूर्यते शरीरं ग्रन्थिभिरभितस्तथोदरं मरुता । श्वासातुरस्य सततं विचेतनस्यान्तकार्त्तस्य ॥

જેને અંતક નામનો સન્નિપાતજ્વર આવ્યો હોય તે માણસનું શરીર ચારેકાર ગાંઠાઓથી ભરપૂર થઈ જાયછે, પેટ પવનથી ભરપૂર થઈ જાયછે, સર્વદા શ્વાસથી આતુરતા રેહેછે અને બેભાનપણું થઇ જાયછે.

**એણીદાહ સન્નિપાતજ્વરનાં લક્ષણો.**

परिधावतीव गात्रे रुक्पात्रे भुजगपतगहरिणगणः । वेपथुमतः सदाहस्यैणीदाहज्वरार्त्तस्य ॥

रुक्पात्रे पीडाभाजने गात्रस्य विशेषणमेतत् ॥

જેને એણીદાહ નામના સન્નિપાતજ્વરની પીડા થઈ હોય તે માણસને કંપ થાયછે, બળતરા થાયછે અને પીડાથી ભરપૂર થએલા શરીર ઉપર જાણે સર્પોના, પક્ષિઓના તથા હરિણોના સમૂહ દોડતા હોય એમ લાગેછે.

**હારિદ્રક સન્નિપાતજ્વરનાં લક્ષણો.**

यस्याऽतिपीतमङ्गं नयने सुतरां मलस्ततोऽप्यधिकम् । दाहोऽतिशीतता बहिरस्य स हारिद्रको ज्ञेयः ॥

જે માણસનું શરીર અત્યંત પીળું થઈ ગયું હોય, નેત્રો તેથી પણ વધારે પીળાં થઈ ગયાં હોય, મળ નેત્રોથી પણ વધારે પીળો થઇ ગયો હોય, અંદર દાહ થતો હોય અને બાહાર શીતલપણું રેહેતું હોય તેને હારિદ્રક નામના સન્નિપાતજ્વરથી પીડાએલો સમજવો.

**અજઘોષ સન્નિપાતજ્વરનાં લક્ષણો.**

छगलकसमानगन्धः स्कन्धरुजावान्निरुद्धगलरंध्रः । अजघोषसन्निपाताद्राताम्राक्षः पुमान् भवति ॥

જેનો ગંધ બકરાંના જેવો થઇ ગયો હોય, ખભાઓમાં પીડા થતી હોય, ગળાનું છિદ્ર રોકાઇ ગયું હોય અને આંખો રાતી થઇ ગઇ હોય તેને અજઘોપનામના સન્નિપાતજ્વરથી પીડાએલો સમજવો.

**ભૂતહાસ સન્નિપાતજ્વરનાં લક્ષણો.**

शब्दादीनधिगच्छति न स्वान्विपयान्यदिन्द्रियग्रामैः । हसति प्रलपति परुषं स ज्ञेयो भूतहासार्त्तः ॥

જે માણસ પોતાની ઇંદ્રિયોથી શબ્દ આદિ વિષયોનું ગ્રહણ ન કરી શકતો હોય, હસતો હોય અને કઠોર રીતે બકતો હોય તેને ભૂતહાસ નામના સન્નિપાતજ્વરથી પીડાએલો સમજવો.

**યંત્રાપીડ સન્નિપાતજ્વરનાં લક્ષણો.**

येन मुहुर्ज्वरवेगाद्यन्त्रेणेवावपीड्यते गात्रम् । रक्तं पीतञ्च वमेद्यन्त्रापीडः स विज्ञेयः ॥ 25226

જે જ્વરના વેગને લીધે શરીર જાણે ચીચોડાથી પીલાતું હોય એવી પીડા

થાય અને પીળા લોહીનું વમન થતું હોય તે જ્વરને યંત્રાપીડ સન્નિપાતજ્વર જાણવો.

### સંન્યાસ સન્નિપાતજ્વરનાં લક્ષણો.

अतिसरति वमति कूजति गात्राण्यभितश्चिरं नरः क्षिपति । सन्याससन्निपाते मलपत्युग्राक्षिमण्डलो भवति॥

જેને સંન્યાસનામનો સન્નિપાતજ્વર આવ્યો હોય તે માણસ વમન કર્યા કરેછે, ધુધવ્યા કરેછે, ઘણીવાર સુધી અંગોને ચારેકોર પછાડ્યા કરેછે, બકયા કરેછે અને તેને પાતળો ઝાડો વહ્યો જાય છે તથા તેની આંખોનું મંડલ ઉગ્ર થઇ જાયછે.

### સંશોષી સન્નિપાતજ્વરનાં લક્ષણો.

मेचकवपुरतिमेचकलोचनयुगलो मलोत्सर्गात् । संशोषिणि सितपिडकामण्डलयुक्तो ज्वरे नरो भवति ॥

જેને સંશોષીનામનો સન્નિપાતજ્વર આવ્યો હોય તે માણસનું શરીર ઝાડો નીકળવાથી કાળું થઇ જાયછે અને નેત્રો અત્યત કાળાં થઇ જાયછે તથા તેના શરીરમાં ધોળી ધોળી ફોડલીઓ અને ચકરડાં થાયછે.

### સન્નિપાતજ્વરોના ભયંકરપણાવિષે.

नारायण एव भिषक् भेषजमेतेषु जान्हवीनीरम् । नैरुज्यहेतुरेको नित्यं मृत्युञ्जयो ध्येयः ॥

સન્નિપાતજ્વરમાં એક નારાયણજ વૈદ્ય છે, એક ગંગાજીનું જળજ ઔષધ છે અને આરોગ્યને આપનારા એક મૃત્યુંજયનુંજ (સદાશિવનુંજ) ધ્યાન કરવું યોગ્ય છે.

### અસાધ્ય સન્નિપાતજ્વરનું લક્ષણ.

### अथासाध्यस्य सन्निपातज्वरस्य लक्षणमाह ।

सन्निपातज्वरस्यान्ते कर्णमूले सुदारुणः । शोथः संजायते तेन कश्चिदेव प्रमुच्यते ॥

सुदारुणः मारकत्वात् । यतस्तेन शोथेन कश्चिदेव प्रमुच्यते । जीवितं न त्यजति इत्यर्थः ॥

સન્નિપાતજ્વરને અંતે કાનના મૂળમાં મારી નાખે એવો દારૂણ સોજો ઉત્પન્ન થાયછે કે જે સોજામાંથી કોઇક જીવતો રેહેછે.

### સન્નિપાતજ્વરના અસાધ્યપણાનું તથા કષ્ટસાધ્યપણાનું વિવેચન.

सन्निपातज्वरान् कष्टानसाध्यानपरे जगुः। दोषे प्रवृद्धे नष्टेऽग्नौ सर्वसम्पूर्णलक्षणः ॥ सन्निपातज्वरोऽसाध्यः कष्टसाध्यस्ततोऽन्यथा ।

सर्वाणि दाहशीतादीनि सम्पूर्णानि आतुरगतानि प्रोक्तानि यावल्लक्षणानि यस्य सः । ततोऽन्यथा दोषे पक्के अग्नौ दीप्ते स्वल्पलक्षणकः कष्टसाध्य इत्यर्थः ॥

કેટલાએક વૈદ્યોએ કષ્ટસાધ્ય સન્નિપાતજ્વરોને પણ અસાધ્ય કહ્યા છે તો પણ તેઓમાં એમ સમજવાનું છે કે દોષની વૃદ્ધિ થવાથી અને અગ્નિનો નાશ થવાથી રોગીના શરીરમાં દાહ અને શીત આદિ સઘળાં લક્ષણો સંપૂર્ણ થયાં હોય તો તે સન્નિપાતજ્વરને અસાધ્ય જાણવો અને જો દોષ પાકવાથી

તથા અગ્નિની દીપ્તતાથી થોડાં લક્ષણો હોય તો તે સન્નિપાતજ્વરને કષ્ટસાધ્ય જાણવો.

## સામાન્ય સન્નિપાતજ્વરની ચિકિત્સા કરવાવિષે.

## अथ सामान्यसन्निपातज्वरस्य चिकित्सा ।

सन्निपातार्णवे मग्नं योऽभ्युद्धरति मानवम् । कस्तेन न कृतो धर्मः काञ्च पूजां न सोऽर्हति ॥ मृत्युना सह योद्धव्यं सन्निपातं चिकित्सता । यश्च तत्र भवेज्जेता सजेतामयसंकुले ॥ श्लेष्मनिग्रहमेवादौ कुर्याद्वाद्यौ त्रिदोषजे । संसर्गे यो गरीयान् स्यादुपक्रम्यः स वै भवेत् ॥

संसर्गे दोषद्वयं संसर्गे गरीयान् बलवत्तरः ॥

अंशांशं यत्र दोषाणां विवेक्तुं नैव शक्नुयात् । क्रियां साधारणीं तत्र विदधीत चिकित्सकः ॥ लङ्घनं वालुकास्वेदो नस्यं निष्ठीवनं तथा । अवलेहोऽञ्जनं चैव प्राक् प्रयोज्यं त्रिदोषजे ॥

ज्वर इति शेषः । ननु क्रियायास्तु गुणालाभे क्रियामन्यां प्रयोजयेत् । पूर्वस्यां शान्तवेगायां न क्रियासङ्करो हितः ॥ इति वचनेन क्रियासङ्करस्य निषिद्धत्वात् कथमत्र नस्यनिष्ठीवनावलेहाञ्जनानि युगपद्विधीयन्त इत्याशङ्क्याह ॥

क्रियाभिस्तुल्यरूपाभिः क्रियासाङ्कर्यमिष्यते । भिन्नरूपतया तास्तु नहि कुर्वन्ति दूषणम् ॥

જે વૈદ્ય સન્નિપાતરૂપી સમુદ્રમાં ડૂબેલા માણસને તેમાંથી બાહાર કાહાડેછે તેણે કયો ધર્મ ન કર્યો અને તે કઈ પૂજાને યોગ્ય નથી? (એ વૈદ્યે સઘળા ધર્મો કર્યા અને વૈદ્ય સઘળા પ્રકારની પૂજાને લાયક છે.) સન્નિપાતની ચિકિત્સા કરવામાં મૃત્યુની સામે લડવા જેવું છે માટે જે વૈદ્યે સન્નિપાતની લડાઈમાં જય મેળવ્યો હોય તે વૈદ્ય બીજા અનેક રોગોની સંકુલ લડાઈમાં પણ જીતેછે. ત્રણે દોષોથી થતા સન્નિપાતમાં વૈદ્યે પ્રથમ કફનો નિગ્રહ કરવો જોઇએ. ત્રણ દોષમાં બે દોષનું ઊલ્વણપણું થયું હોય તો તેઓમાં જે દોષ બલવત્તર હોય તેનો પ્રથમ નિગ્રહ કરવો જોઇએ. જ્યાં દોષોના અંશાંશનું વિવેચન થઈ શકેજ નહી ત્યાં વૈદ્યે સાધારણ ચિકિત્સા કરવી. સન્નિપાતજ્વરમાં પ્રથમ લંઘન, રેતીનો શેક, નસ્ય, થુંકાવવું, અવલેહ અને અંજન એઓનો પ્રયોગ કરવો.

શંકા.—"એક ક્રિયાથી ગુણ ન થાય તો તે ક્રિયાનો વેગ શાંત થયા પછી બીજી ક્રિયાનો પ્રયોગ કરવો. પણ એકી વખતે અનેક ક્રિયાઓ કરવી નહી. કેમકે ક્રિયાઓનો સંકર હિતકારી થતો નથી." એ વચનથી ક્રિયાઓના સંકરનો નિષેધ છે તે છતાં અહીં સન્નિપાતજ્વરમાં નસ્ય, થુંકાવવું, અવલેહ અને અંજન એઓને એકી વખતે કરવાનું કેમ કહ્યું?

**સમાધાન**—"સમાનરૂપવાળી ક્રિયાઓ એકી વખતે કરવામાં આવે તો ક્રિયાઓનો સંકર થયો માનવામાં આવેછે. પણ ભિન્ન ભિન્ન રૂપોવાળી ક્રિયાઓ એકી વખતે કરવામાં આવે તો

તેઓથી કશી હરકત થતી નથી." એમ સિદ્ધાંત છે.

## સન્નિપાતજ્વરમાં લંઘનનો અવધિ.

**तत्र लङ्घनस्यावधिमाह ।**

**त्रिरात्रं पञ्चरात्रं वा दशरात्रमथापि वा । लङ्घनं सन्निपातेषु कुर्याद्वारोग्यदर्शनात् ॥**

लङ्घने त्रिरात्रादिविकल्प उल्वणत्वापेक्षया दोषाणां शीघ्रमध्यमन्दशक्तित्वात् आरोग्यदर्शनादिति । यावदारोग्यदर्शनं स्यात् तावद्वा लङ्घनं कुर्यात् । एतेन त्रिरात्राद्यवधेर्न नियतत्वं सूचितम् । अतएव सुश्रुतः प्राह ॥

**सप्तमे दिवसे प्राप्ते दशमे द्वादशेऽपि वा । पुनर्घोरतरो भूत्वा प्रशमं याति हन्ति वा ॥**

घोरतर इति स्वभावादेव तदा घोरतरो भूत्वेति ॥

સન્નિપાતજ્વરોમાં ત્રણ રાત સુધી, અથવા પાંચ રાત સુધી અથવા દશ રાત સુધી અથવા જ્યાં સુધી આરોગ્ય દેખાય ત્યાં સુધી લંઘન કરવું.

વાયુ શીઘ્રગતિવાળો છે, પિત્ત મધ્યગતિવાળું છે અને કફ મંદગતિવાળો છે તેથી તે તે દોષની ઉલ્વણતા ઉપર ધ્યાન આપીને ત્રણ, પાંચ અને દશ રાત સુધી લંઘન કરવાનો વિકલ્પ કહ્યોછે. પણ આરોગ્ય દેખાયા સુધી લંઘન કરવાનો વિકલ્પ કહ્યો તેથી એમ સૂચવ્યું છે કે 'ત્રણ રાત આદિની અવધિ નિયમિત છે એમ સમજવું નહીં.' એટલા માટેજ સુશ્રુતે કહ્યું છે કે 'સાતમો, દશમો અથવા બારમો દિવસ પ્રાપ્ત થતાં સન્નિપાતજ્વર સ્વાભાવિક રીતેજ અત્યંત ઘોર થઇને શાંત થઈ જાયછે અથવા મારી નાખેછે.'

## મારી નાખવાનાં અને શાંત થવાનાં કારણવિષે.

**हननप्रशमयोः कारणमाह ।**

**पित्तकफानिलवृद्ध्या दशदिवसद्वादशाहसप्ताहात् । हन्ति विमुञ्चत्यथवा त्रिदोषजो धातुमलपाकात् ॥**

त्रिदोषजो ज्वर इति शेषः । धातुमलपाकात् । धातुपाकाद्धन्ति मलपाकाद्विमुञ्चतीत्यर्थः । धातुमलपाके प्राक्तनकर्मैव हेतुः । तत्र यदि जीवनसंवर्द्धकं कर्मास्ति तदा मलपाकोऽन्यथा धातुपाकः । स च रसादि शुक्रान्तधातूनां पाको बोद्धव्यः ॥

પિત્તની, કફની અને વાયુની વૃદ્ધિથી અનુક્રમે દશ દિવસ, બાર દિવસ અને સાત દિવસ સુધીમાં જો ધાતુઓ પાકી જાયતો સન્નિપાતજ્વર મારી નાખછે અને જો મળ પાકી જાયતો છોડી દેછે.

ધાતુઓના અને મળોના પાકવામાં પૂર્વજન્મનું પ્રારબ્ધકર્મજ કારણરૂપ છે. જો જીવનને વધારનારૂં પ્રારબ્ધકર્મ હોયતો મળ પાકે છે અને જીવનની હાનિ કરનાર પ્રારબ્ધ હોયતો ધાતુઓ પાકેછે. ધાતુઓ પાકેછે એટલે રસથી તે વીર્યપર્યંત સઘળા ધાતુઓ પાકેછે એમ સમજવું.

## ધાતુઓ પાકવાનું લક્ષણ.

**तत्र धातुपाकस्य लक्षणमाह ।**

**निद्रानाशो हृदि स्तम्भो विष्टम्भो**

गौरवारुची। अरतिर्वलहानिश्च धातूनां पाकलक्षणम् ॥

विष्टम्भ उदरस्य गौरवं गात्राणाम् ॥

अन्यच्च।

संवाध्यमानो हृदि नाभिदेशे गात्रेषु वा पाकरुजान्वितेषु । पिडाज्वरार्त्तोऽङ्गुलिभिश्च गच्छेत्स धातुपाकी कथितो भिषग्भिः ॥ अपरञ्च। नाभेरूर्ध्वं हृदोऽधस्तात्पीडिते चेद् व्यथा भवेत्। धातोः पाकं विजानीयादन्यथा तु मलस्य च ॥

નિદ્રાનો નાશ, હૃદયનું સ્તબ્ધપણું, પેટનું કઠણપણું, ગાત્રોનું ભારેપણું, અરૂચિ, સુખનો અભાવ અને બળની હાનિ એ લક્ષણોઉપરથી જાણવું કે ધાતુઓ પાક્યા છે. બીજું પણ કહ્યું છે કે "જ્વરથી પીડિત થએલો જે માણસ હૃદયમાં, નાભિ ઉપર અથવા પાકને લીધે દુખતાં ગાત્રોમાં આંગળીઓવતે દબાવતાં પીડા પામે તો તે માણસના ધાતુઓ પાકી ગયા છે એમ સમજવાનું વૈદ્યલોકો કહેછે." વળી પણ કહ્યું છે કે "નાભિથી ઉપર અને હૃદયથી નીચે દબાવતાં જો વ્યથા થાયતો ધાતુઓનો પાક થયો જાણવો અને જો વ્યથા ન થાયતો મળનો પાક થયો જાણવો."

મળો પાકવાનું લક્ષણ.

अथ मलपाकलक्षणम् ।

दोषप्रकृतिवैकृत्यं लघुता ज्वरदेहयोः। इन्द्रियाणाञ्च वैमल्यं मलानां पाकलक्षणम् ॥

दोषा वातादयः तेषां प्रकृतित्वे तु दाहतन्द्रागौरवादिकरणं तस्य वैकृत्यं वैपरीत्यं वैमल्यं मलराहित्यम् । मलानां दोषाणां पाकलक्षणम् । अन्यच्च ॥

शश्वत्त्विन्द्रियपञ्चकस्य पटुता वन्हेश्च यत्र क्रमात् तृष्णादिप्रशमो ज्वरस्य मृदुता तं दोषपाकं वदेत् । हृन्नाभ्योरतिवेदनातिसरणं तीव्रो ज्वरस्तृण्मदः श्वासाधिक्यमरोचकोऽरतिरिति स्याद्धातुपाकाकृतिः ॥

વાયુઆદિ દોષો કે જેઓનો સ્વભાવ દાહ, તંદ્રા અને ભારેપણું આદિ કરવાનોછે તેઓનું તે સ્વભાવથી રહિતપણું, જ્વરનું તથા શરીરનું હલકાપણું, અને ઇંદ્રિયોનું નિર્મલપણું એ લક્ષણો ઉપરથી જાણવું કે "મળો એટલે દોષો પાક્યા છે." બીજા વચનમાં પણ કહ્યું છે કે "નિરંતર પાંચે ઇંદ્રિયોનું સમર્થપણું, જઠરાગ્નિનું સમર્થપણું, અનુક્રમે તરશ આદિનું શાંત થવું અને જ્વરનું કુણાપણું એ લક્ષણો થાય તો દોષો પાક્યા છે એમ કહેવું અને જો હૃદયમાં તથા નાભિમાં અતિ વેદના, અત્યંત પાતળો ઝાડો, જ્વરનું તીવ્રપણું, તરશ, મદ, શ્વાસનું અધિકપણું, અરૂચિ અને અસુખ એ લક્ષણો થાયતો ધાતુઓ પાક્યા છે એમ સમજવું."

આમ અધિક હોવાને લીધે સાતમા દિવસ આદિની અવધિનું ઉલ્લંઘન થાયતો છેલ્લી અવધિ.

आमस्याधिक्येन सप्तमदिवसाद्यवध्यतिक्रमे परमावधिमाह । हारीतः ।

सप्तमी द्विगुणा यावन्नवम्येकादशी

तथा । एषा त्रिदोषमर्यादा मोक्षाय च वधाय च ॥

नवम्येकादशी चागमनदिवसं विहाय बोद्धव्या तेनागमनदिवसं नीत्वा दशमी द्वादशी तथा ॥ अत्र रात्रिरित्यध्याह्रियते ॥

સન્નિપાતજ્વર પોતાના આવવાના દિવસથી ચૌદમી, વીશમી અથવા ચોવીશમી રાત સુધીમાં છોડી દેછે અથવા મારી નાખેછે એ સન્નિપાતજ્વરની મર્યાદા સમજવી.

## સન્નિપાતજ્વરવાળાને કેવું પાણી પાવું.

सन्निपातज्वरी पूर्वं सम्यक् लङ्घनमाचरेत् । शृतं शीतं पिबेदम्भः समये भेषजं भजेत् ॥ सन्निपातेन तृष्यन्तं पार्श्वरुक्ताल्लुशोषिणम् । यः पाययेज्जलं शीतं स मृत्युर्नरविग्रहः ॥

शीतं अक्कथितं शृतं तु शीतं विहितमेव । इति लङ्घनम् ॥

સન્નિપાતજ્વરવાળાએ પ્રથમતો સારીરીતે લંઘન કરવું. ઉકાળ્યા પછી થંડું કરેલું પાણી પીવું અને સમય પ્રાપ્ત થતાં ઔષધ ખાવું. સન્નિપાતને લીધે તરશ્યા થતાં, પડખામાં પીડાતા અને તાળવાના શોષવાળા માણસને જે વૈદ્ય નહી ઉકાળેલું ટાઢું પાણી પાય તેને માણસના વેષવાળો મૃત્યુ સમજવો.

## રેતિથી સ્વેદન કરવાવિષે.

### वालुकास्वेदः ।

वातश्लेष्मकृते स्वेदान् कारयेद्रूक्षनिर्मितान् । स्निग्धः स्वेदो निषिद्धोऽत्र विना केवलवातजात् ॥ खर्परभृष्टपटस्थितकाञ्जिकसंसिक्तवालुकास्वेदः । शमयति वातकफामयमस्तकशूलाङ्गभङ्गादीन् ॥ स्रोतसां मार्दवं कृत्वा नीत्वा पावकमाशयम् । हत्वा वातकफस्तम्भं स्वेदो ज्वरमपोहति ॥

इति वालुकास्वेदः ॥

વાયુના તથા કફના આધિક્યવાળા જ્વરમાં રૂક્ષ પદાર્થોથી બનાવેલા સ્વેદ કરવા. કેવળ વાયુથીજ થએલા જ્વરશિવાય બાકીના જ્વરોમાં સ્નિગ્ધ પદાર્થોથી બનાવેલો સ્વેદ નિષિદ્ધજ છે. રેતીને ઠીબડામાં શેકી લુગડામાં બાંધી તેના ઉપર કાંજી છાંટીને તેથી સ્વેદ કરવામાં આવેતો તે સ્વેદ વાયુના તથા કફના રોગોને માથાના શૂળને અને શરીર ભાંગવા (તુટવા) આદિ વ્યાધિઓને શાંત કરેછે. સ્વેદ સ્રોતોને કુણાં પાડી, જઠરાગ્નિને તેના આશયમાં પોહોચાડી અને વાયુના તથા કફના સ્તબ્ધપણાને હરી લઇ જ્વરને મટાડેછે.

## સૈંધવ આદિ નસ્ય.

### अथ नस्यम् ।

सैन्धवं श्वेतमरिचं सर्षपाः कुष्ठमेव च । बस्तमूत्रेण संपिष्टं नस्यं तन्द्रानिवारणम् ॥

श्वेतमरिचं शिग्रुबीजम् । इति सैन्धवादि नस्यम् ॥

સૈંધવ, સરગવાનાં બીજ, સર્ષપ અને કઠ એઓને બકરાના મૂત્રમાં વાટી તેથી નસ્ય દેવામાં આવેતો ઘેનનું નિવારણ થાયછે.

### મધૂકસારાદિ બીજા પ્રકારનાં નસ્યો.

मधूकसारसिन्धूत्थवचोपणकणाः समाः । श्लक्ष्णं पिष्टाम्भसा नस्यं दद्यात् संज्ञाप्रबोधनम् ॥

मधूकसारादि नस्यम् ॥

मातुलुङ्गार्द्रकरसं कोष्णं त्रिलवणान्वितम् । अन्यद्वा सिद्धविहितं नस्यं तीक्ष्णं प्रयोजयेत् ॥ तेन प्रभिद्यते श्लेष्मा प्रभिन्नश्च प्रसिच्यते । शिरोहृदयकण्ठास्यपार्श्वरुक् चोपशाम्यति ॥ मोहामयेन मुग्धं बोधयितुं यादृशः शक्तः । कल्पतरुनामधेयो रसो न तादृक् परं किञ्चित् ॥ इति नस्यम् ॥

મહુડાનો સાર, સૈંધવ, વજ, મરી અને પીપળ એઓને સમભાગે લઈ પાણીમાં સારી પેઠે વાટી તેથી નસ્ય દેવામાં આવેતો ઘેન મટીને સંજ્ઞા પ્રાપ્ત થાયછે. બીજોરાના તથા આદુના રસને જરા ઉનો કરી તેમાં સૈંધવ, બીડલૂણ અને કાચલૂણ નાખી તેથી નસ્ય દેવામાં આવે અથવા બીજું કાંઇ સિદ્ધલોકોએ શોધેલું તીક્ષ્ણ નસ્ય દેવામાં આવે તો તેથી કફ ભેદાઈ જાયછે, ભેદાઇ પાતળો થઇને બાહાર નીકળે છે અને માથું, હૃદય, કંઠ, મોહોડું તથા પડખાં એઓમાં થતી પીડા શાંત થાયછે. ઘેનરૂપી દરદથી મૂઢ થએલા માણસને જાગ્રત કરવામાં જેવો કલ્પતરૂ નામનો રસ સમર્થ છે તેવું બીજું કાંઇ પણ સમર્થ નથી. (આ રસ વાતજ્વરની ચિકિત્સાના પ્રકરણમાં કહેવાઇ ગયો છે તે જોવો.)

### થુંકાવવા વિષે.

### अथ निष्ठीवनम् ।

जिह्वाताल्वगलक्लोमप्रहृत्पित्तेन दूषितम् । तदा सञ्चारयेच्छोषं जिह्वाविरसतां तथा । स्फुटनञ्च तदा जिह्वां लेपयेन्मधुपिष्टया ॥ द्राक्षया साज्यया तेन जिह्वा स्यात् सरसा मृदुः । आर्द्रकस्वरसोपेतं सैन्धवं कटुकत्रयम् ॥ आकण्ठाद्धारयेदास्ये निष्ठीवेच्च पुनः पुनः । तेनास्यताल्वकोष्ठांशमन्यापार्श्वशिरोगलात् ॥ लीनोऽप्याकृष्यते श्लेष्मा लाघवं चास्य जायते । पर्वभेदो ज्वरो मूर्छा निद्राश्वासगलामयाः ॥ मुखाक्षिगौरवं जाड्यमुत्क्लेशश्चोपशाम्यति । सकृद्द्विस्त्रिश्चतुः कुर्याद् दृष्ट्वा दोषबलाबलम् । एतद्धि परमं प्राहुर्भेषजं सन्निपातिनाम् ॥ इति कवलग्रहः ॥

જીભ, તાળવું, ગળું અને તરશ લાગવાનું સ્થાન વાયુથી તથા પિત્તથી દૂષિત થાયછે ત્યારે શોષ થાયછે, જીભમાં વિરસપણું થાયછે અને જીભ ફાટવા લાગેછે. આપ્રમાણે બને ત્યારે જીભને મધમાં વાટેલી ઘીસહિત દ્રાક્ષથી લેપન કરવું એટલે તેથી જીભ રસવાળી અને કુણી થાયછે. આદુના સ્વરસથી સંયુક્ત સૈંધવ, સુંઠ, મરી અને પીપળ એઓને મોહોડામાં ગળાં સુધી રાખવાં અને વારંવાર થુંકવું એટલે તેથી મોહોડું, તાળવું, કોઠાનોભાગ, ઓડ, પડખાં, માથું અને ગળું એઓમાંથી ગુપ્ત રહેલો કફ પણ ખેંચાઈ આવેછે, હલકાઈ થાયછે, અને સાંધાઓનું ત્રુટવું, જ્વર,

तत्र क्षिपेत् तेनापि मर्दयेत् ॥ त्रिनेत्राख्यो रसो ह्येष देयो गुञ्जाद्वयोन्मितः। पञ्चकोलकषायेण छागीदुग्धेन वा सह। रसेनानेन भुक्तेन सन्निपातज्वरो महान् ॥ संक्षयं व्रजति क्षिप्रं कर्त्तव्यो नात्र संशयः ॥

इति त्रिनेत्ररसः । सन्निपातज्वरे रसप्रदीपे ॥

શુદ્ધ પારો, પારા જેટલો ગંધક, પારા જેટલું મારેલું ત્રાંબું એઓને એ ત્રણે જેટલાં ગાયનાં દુધથી તીક્ષ્ણ તડકામાં ખરલ કરવાં અને તે પછી એક દિવસ સુધી નગડના તથા સરગવાના રસથી ખરલ કરવાં. પછી તેઓનો ગોળો કરી તે ગોળાને શીશીમાં નાખી શીશીનું મોહોડું બંધ કરી ત્રણ પોહોર સુધી વાલુકાયંત્રમાં[1] પકાવવો. પછી તે ગોળાનું ખરલમાં ચૂર્ણ કરી તેમાં તેથી આઠમા ભાગનો વછનાગ નાખીને તેની સાથે પણ ખરલમાં મર્દન કરવું. આ ત્રિનેત્ર નામનો રસ પીપળ, પીપળીમૂળ, ચવક, ચિત્રક અને સુંઠ એઓના ઉકાળાની સાથે અથવા બકરીના દુધની સાથે બે ચણોઠી ભાર ખવરાવવો. આ રસ ખાવાથી સન્નિપાતજ્વર અતિ ભયંકર હોય તોપણ તુરત ટળી જાયછે એમાં સંશય નથી.

### રસેંદ્ર ચિંતામણિમાં કહેલો ભસ્મેશ્વર રસ.

भस्म षोडशनिष्कं स्यादारण्योपलसम्भवम् । मरिचं निष्कमात्रञ्च विषं निष्कं विचूर्णयेत् ॥ रसो भस्मेश्वरो नाम सन्निपातज्वरान्तकृत् । एकगुञ्जामितो भक्ष्य आर्द्रकस्य द्रवेणहि ॥

इति भस्मेश्वरो रसः । सन्निपातज्वरे रसेन्द्रचिन्तामणौ ॥

અડાયાની સોળ નિષ્ક[1] ભસ્મ, એક નિષ્ક મરી અને એક નિષ્ક વછનાગ એઓને ભેળાં કરી ચુર્ણ કરવું એટલે તે ભસ્મેશ્વર રસ કેહેવાયછે. આ ભસ્મેશ્વર રસ આદુના રસની સાથે એક ચણોઠી ભાર ખાવામાં આવેતો તેથી સન્નિપાતજ્વરનો નાશ થાયછે.

### રસેંદ્રચિંતામણિમાં કહેલો અગ્નિકુમાર રસ.

द्वौ कर्षौ सूतकाद् ग्राह्यौ गन्धकाद् द्वौ तथैव च । यन्त्रतस्तूभयं मर्द्य दिनं हंसपदीद्रवैः ॥ कल्कस्य वटिकां कृत्वा निक्षिपेत्काचभाजने । कर्षकममृतं तत्र क्षिप्त्वा वक्त्रं निरोधयेत्॥कूपिकायाः परौ भागौ वालुकाभिश्च पूरयेत् । सार्धं यावदहोरात्रं तावत् तत्र पचेद्रसम् । दीपमात्रोऽनलो देयः स्वाङ्गशीतं समुद्धरेत् । तोलार्द्धममृतं तत्र क्षिपेत् तावत्तथोषणम् ॥ भक्षितो रक्तिकामात्रो रसस्त्वग्निकुमारकः । सन्निपातज्वरं हन्याद्वातं मन्दाग्नितामपि॥ शूलञ्च ग्रहणीं गुल्मं क्षयं जन्तुगदं तथा । श्वासकासादिकान् सर्वान् गदानेष विनाशयेत् ॥

इति अग्निकुमारो रसः । सन्निपातज्वरादिषु रसेन्द्रचिन्तामणौ ॥

---

૧ વાલુકાયંત્રનો પ્રકાર પ્રથમ ખંડના ૮૨૧ મા પાનામાં લખ્યો છે તે જોવો.

૧ ચોવીસ ચણોઠી ભારનો એક નિષ્ક થાયછે.

બે તોલાં પારો અને બે તોલાં ગંધક લઈ તે બન્નેને એક દિવસ સુધી હંસરાજના રસથી ખરલ કરી તે કલ્કની ગોળીઓ બનાવી કાચની શીશીમાં નાખી તે શીશીમાં એક તોલું વછનાગ નાખીને શીશીનું મોહોડું બંધ કરવું. પછી શીશીને બીજા વાસણમાં મુકી ગળા સુધી રેતિથી ઢાંકી દઇ દોઢ અહોરાત્ર સુધી દીવા જેટલો અગ્નિ દેવો. રસ પોતાની મેળે શીતળ થઈ જાય ત્યારે શીશીમાંથી કાહાડી લઈ તેમાં અરધું તોલું વછનાગ અને અરધું તોલું મરી નાખવાં એટલે તે અગ્નિકુમારરસ સિદ્ધ થાય છે. આ રસ એક રતિભાર ખાવામાં આવે તો તેથી સન્નિપાતજ્વર, વાયુ, અગ્નિનું મંદપણું, શૂળ, સંગ્રહણી, ગોટો, ક્ષય, ગળાના કાંઠલાનું દરદ, શ્વાસ અને ઊધરસ ઇત્યાદિ સર્વે રોગોનો નાશ થાય છે.

### રસેંદ્રચિંતામણિમાં કહેલો પંચવક્રરસ.

गन्धेशटङ्कमरिचं विषं धत्तूरजैर्द्रवैः । दिनं संमर्दितं शुष्कं पञ्चवक्त्रो रसो भवेत् ॥ आर्द्रकस्य द्रवेणैष दातव्यो रक्तिकामितः । सन्निपातज्वरे देयो घोरे तद्दोषनाशनः ॥

पञ्चवक्त्रो रसः सन्निपाते रसेन्द्रचिन्तामणौ ।

પારો, ગંધક, ટંકણ, મરી અને વછનાગ એઓને એક દિવસ સુધી ધંતુરાના રસમાં ખરલ કરીને પછી સુકાવવાં એટલે તે પંચવક્રરસ સિદ્ધ થાય છે. આદુના રસથી આ રસ એક રતિભાર ખવરાવવો એટલે તેથી સન્નિપાતના દોષો નષ્ટ થાય છે.

### અમૃતાદિ વટી.

अमृतवराटकमरिचैर्द्विपञ्चनवभागयोजितै रचिता ॥ वटिका मुद्गसमाना कफत्रिदोषाग्निमान्द्यहरी॥ अमृतादिवटी।

બે ભાગ વછનાગ, પાંચ ભાગ કોડી અને નવ ભાગ મરી એઓથી મગ જેવડી ગોળીઓ કરીને તે ગોળી ખવરાવવામાં આવે તો તેથી કફ, સન્નિપાત અને અગ્નિનું મંદપણું ટળી જાય છે.

### શીતજ્વર ઉપર રસો.

રસ પ્રદીપમાં કહેલો શીતજ્વરાદિરસ.

### अथ शीतज्वरे रसाः ।

सूतकं गन्धकश्चैव हरितालं मनःशिला ॥ एकनिष्कं द्विनिष्कञ्च चतुर्निष्कं तथैव च । पञ्चनिष्कं रसैः कारवेल्लयाः सम्यक् प्रकल्पयेत् ॥ ताम्रपत्राणि तुल्यानि तेन कल्केन लेपयेत्। शरावसंपुटे तानि कृत्वा तेषामुपर्यपि ॥ दद्यात् तां पिष्टिकां पश्चात् पुटपाकेन पाचयेत् । ततः संचूर्णयेदेष रसः क्षौद्रेण भक्षितः ॥ यवैकमात्रया हन्ति घोरं शीतज्वरं ध्रुवम् ॥

पाराटङ्क १ गन्धकटङ्क २ हरितालटङ्क ४ मनःशिलाटङ्क ९ ताम्रपत्रटङ्क १२ शीतज्वरादौ रसप्रदीपे ॥

એક નિષ્ક પારો, બે નિષ્ક ગંધક, ચાર નિષ્ક હરતાલ અને પાંચ નિષ્ક મણશીલ એઓને કારેલીના રસથી સારી પેઠે ખરલ કરવાં. પછી એ સર્વના જેટલા

વજનનાં ત્રાંબાનાં પત્રાંઓને તે કલ્ક ચોપડી માટીના વાસણના સંપુટમાં મુકી તેઓની ઉપર પણ તે કલ્ક મુકીને પછી પુટપાકથી પકાવવાં. પાક્યા પછી તેઓનું ચૂર્ણ કરવું એટલે તે શીતજ્વરારિરસ સિદ્ધ થાય છે. આ રસ મધની સાથે એક જવની માત્રાથી ખાવામાં આવે તો ભયંકર શીતજ્વરને અવશ્ય મટાડે છે.

## રસપ્રદીપમાં કહેલો શીતકેસરીરસ.

पारदं गन्धकञ्चैव तुत्थञ्च दरदं विषम् । विषादष्टगुणं योज्यं मरिचं विश्वभेषजम् ॥ अश्वगन्धाथ विजया कासमर्दः कठिल्लकः । चतुर्णाञ्च रसैरेतैः श्चूर्णान्येतानि मर्दयेत् ॥ तुलस्यास्तु दलैः सार्द्धं भक्षितो रक्तिकामितः । हन्ति शीतज्वरं घोरं नाम्नायं शीतकेसरी ॥

शीतकेसरी रसो रसप्रदीपे ॥

પારો, ગંધક, મોરથુથુ, હીંગળો, વછનાગ અને વછનાગથી આઠગણાં મરી તથા સુંઠ એઓને વાટી આસોંદ, ભાંગ, કાસુંદરો અને કારેલી એ ચારના રસોથી ખરલમાં મર્દન કરવાં એટલે એ શીતકેસરીરસ સિદ્ધ થાય છે. આ રસ તુલસીનાં પાનડાઓની સાથે એક રતિભાર ખાવામાં આવે તો ભયંકર શીતજ્વરને પણ મટાડે છે.

## શીતભંજીરસ.

तालकं शुक्तिकाचूर्णं तुल्यं तनोभयोरपि । नवमांशश्च तुत्थं स्यात् मर्दयेत् कन्यकाद्रवैः ॥ तत्तु संशुष्कमुपलैर्वन्यैर्गजपुटे पचेत् । शीतं तच्चूर्णयेदर्द्धगुञ्जामात्रं सितायुतम् ॥ प्रभाते भक्षयेत्तेन याति शीतज्वरः क्षयम् । वान्तिर्भवति कस्यापि कस्यचिन्न भवत्यपि ॥

इति शीतभञ्जी रसः ॥

હરતાલ, હરતાલ જેટલું છીપનું ચૂર્ણ અને એ બન્નેના નવમાંશ જેટલો મોરથુથુ એઓનું કુવારના રસથી ખરલમાં મર્દન કરવું અને પછી સુકાવીને વગડાનાં અડાયાંથી ગજપુટમાં પકાવવાં. ઠરી જાય ત્યારે તેઓનું ચૂર્ણ કરવું એટલે તે શીતભંજીરસ સિદ્ધ થાયછે. આ રસને સવારે સાકરની સાથે એક ચણોઠી ભાર ખવરાવવાથી શીતજ્વરનો નાશ થાયછે. આથી કોઇને ઉલટી થાયછે અને કોઇને નથી પણ થતી.

## રસેંદ્ર ચિંતામણિમાં કહેલો શીતભંજીરસ.

तालकं तुत्थकं ताम्रं सूतगन्धकटङ्कणम् । सर्वमेतत् समं चूर्णं कारवेल्लीरसद्रवैः ॥ दिनैकं मर्दयेत्तेन रसकर्दमकेन तु । ताम्रस्य भाजनस्यान्तर्लिपेदर्द्धाङ्गुलोन्मितम् ॥ तत्पचेद्वालुकायन्त्रे यवा यावत् स्फुटन्ति हि । शीतलं तद्धि गृह्णीयात्ताम्रपात्रोदराद्भिषक् ॥ शीतभञ्जी रसो माषमात्रो मरिचसंयुतः। भक्षितः पर्णखण्डेन नाशयेद्विषमज्वरान् ॥

इति शीतभञ्जी रस. । रसेन्द्रचिन्तामणौ॥

હરતાલ, મોરથુથુ, ત્રાંબું, પારો, ગંધક અને ટકણ એઓનું સમભાગે ચૂર્ણ

કરી એક દિવસ સુધી કારેલીના રસથી તેનું ખરલમાં મર્દન કરવું. પછી એ કલ્કથી ત્રાંબાના વાસણના અંદરના ભાગને અરધ આંગળ થર ચડે એવીરીતે લીપવો. લીપીને વાલુકાયંત્રમાં ત્યાં સુધી પકાવવો કે જ્યાં સુધી તે રેતી-ઉપર જવના દાણા નાખતાં ફુટીને ધાણી થઇ જાય. પછી શીતળ થઇ જાય ત્યારે વૈદે ત્રાંબાના વાસણની અંદરથી તે રસને લઈ લેવો એટલે તે શીતભંજી-રસ સિદ્ધ થાયછે. આ રસને મરીસહિત નાગરવેલના પાનના ટુકડાનીસાથે પાંચ રતિ ભાર માત્ર ખાવામાં આવેતો તેથી વિષમજ્વરોનો નાશ થાયછે.

## રસરત્નપ્રદીપમાં કહેલો શીતભંજી રસ.

तालको दरदोद्भूतः पारदो गन्धकः शिला । क्रमाद्भागार्द्धरहितं कारवेल्लद्रवैर्मुर्दितम् । अनेनास्य प्रमाणेन ताम्रपात्रं प्रलेपयेत् । अधोमुखं दृढे भाण्डे तन्निरुध्याथ पूरयेत् ॥ चुल्ल्यां वालुकया घस्रमग्निं प्रज्वालयेदधः । शीतं संचूर्ण्य मापोऽस्य नागवल्लीदले स्थितः॥ भक्षितो मरिचैः सार्द्धं समस्तविषमज्वरान् ॥ शीतदाहादिकान् हन्ति पथ्यं शाल्योदनं पयः ॥

इति शीतभञ्जी रसः । शीतज्वरादिविषमज्वरेषु रसरत्नप्रदीपे ॥

હરતાલ, હરતાલથી અરધો હીંગળામાંથી કાહાડેલો પારો, પારાથી અરધો ગંધક અને ગંધકથી અરધું મણશીલ એઓને કારેલીના રસથી ખરલમાં ખૂબ વાટી તે કલ્કથી ત્રાંબાના વાસણની અંદર લેપ કરવો. પછી તે વાસણને બીજા મજબુત વાસણમાં ઉંધું મેલી રેતીથી ડાટી દઇને ચુલે ચડાવવું અને તેની નીચે એક દિવસ સુધી અગ્નિ બાળવો. શીતળ થઈ જાય ત્યારે તેનું ચૂર્ણ કરવું એટલે તે શીતભંજીરસ સિદ્ધ થાયછે. આ રસ નાગરવેલના પાનમાં રાખીને મરીનીસાથે પાંચરતિ ભાર ખાવામાં આવેતો શીતજ્વર અને દાહજ્વર આદિ સઘળા વિષમ જ્વરોનો નાશ થાયછે. આ રસઉપર દુધ ચોખા ખાવાનું પથ્ય કરવું.

## કટ્ફલાદિ પાન.

कट्फलं त्रिफला दारुचन्दनं सपर्पटकम् । कटुका पद्मकोशीरं विपचेत् कर्षकं जले ॥ त्रिदोषदाहतृष्णाघ्नं पानमात्रे प्रपूजितम् । दीर्घकालज्वरार्त्तानामेतत्स्यादमृतोपमम् ॥

*कर्षं कट्फलाद्युशीरान्तानां समुदितानां* जले प्रस्थमिते विपचेत् । अर्द्धशेषं कट्फलादिपान तृष्णाया दाहे च ॥

કાયફળ, હરડાં, બેહેડાં, આમળાં, દેવદાર, ચંદન, ફાલસાં, કડુ, પદ્મકાષ્ઠ અને વાળો એ સઘળાં મળીને એક તોલા ભાર લઈ તેઓને ચોસઠ તોલાંભાર પાણીમાં તે પાણી અરધ અવશેષ રહે ત્યાં સુધી પકાવવાં. એ પાણી ત્રણે દોષને, દાહને તથા તરશને શમાવનાર છે, સઘળાં પાનોમાં ઉત્તમ છે અને લાંબો કાળ થયાં જૂઓ જ્વરથી પીડાતા હોય તેઓને અમૃત સમાનછે.

## ટાઢાજળનો નિષેધ.

सन्निपाते तु दाहार्त्तं यः सिञ्चेच्छीतवारिणा । आतुरः स कथं जीवेद्भिषग्वा स कथं भवेत् ॥

एष सन्निपातिनो दाहे शीताम्बुसेकनिषेधो रुग्दाहादन्यत्र तत्र त्ववगाहनस्याप्युक्तत्वात् ॥

સન્નિપાતમાં દાહથી પીડાએલા માણસ ઉપર ટાઢા પાણીનું સેચન કરે તે વૈદ્યજ કેમ કેહેવાય અને રાગી માણસ પણ કેમ જીવે.

સન્નિપાતવાળાને દાહમાં આ જે ટાઢા પાણીના સેચનનો નિષેધ કહ્યો તે રૂગ્દાહ નામના સન્નિપાત શિવાય બીજા સન્નિપાત સંબંધી દાહોમાં સમજવો. કારણ કે રૂગ્દાહ સન્નિપાતમાં તો જળની અંદર બેસવાનું પણ કહ્યુંછે.

## સન્નિપાતવાળાને અન્ન દેવા વિષે.

### अथान्नमाह ।

दुःस्पर्शगोक्षुरक्षुद्रासिद्धमाहारमर्पयेत् । दोषशान्तिबलाग्न्यर्थं त्रिदोषज्वरिणो भिषक् ॥

दुःस्पर्शो यवासः आहारमुचितमन्नम् ।

लाजशक्तून् समश्नीयात् सैन्धवेन समन्वितान् । ते च जीर्यन्त्यविघ्नेन ज्वरी जीवेत्तदा ध्रुवम् ॥ इति केचित् ।

रक्तपित्ते हितत्वेन तृषादाहज्वरेषु च । लाजानां शक्तवः शीता नैव तेऽत्र हिता मताः ॥ पाचनो दीपनः स्वेद्यो लाजमण्डो यतः स्मृतः । दशमूलादिसंसिद्धः सन्निपातज्वरे हितः ॥

सन्निपातज्वरी यस्तु कम्पते प्रलपत्यपि । किञ्चिदेव न जानाति चिकित्सा तस्य कथ्यते ॥ अभ्यञ्जयेत्पुराणेन सर्पिषा पूर्वमेव तम् । बलारास्नांशुद्रूच्याद्यैस्तैलैश्च परिषेचयेत् ॥ वर्त्तको वर्त्तिका लावो वार्त्ताकस्तित्तिरिः शशः । कुलिङ्गश्च रसैरेषां तर्पयेत यथानलम् ॥

वर्त्तकः वटेरि इति लोके । वर्त्तिका वटे इति लोके । वार्त्ताको वातचटकेति निघण्टुः । वगेरा इति लोके । कुलिङ्ग. गवरैआ इति लोके ॥

सन्निपाते क्षुधार्त्तं यो भोजयेत्पिशितौदनम् । स कथं भिषगाख्यां तु लभते मनुजाधमः ॥

વૈદ્યે સન્નિપાત જ્વરવાળાના દોષોને શાંત કરવા સારૂ અને બળની તથા અગ્નિની વૃદ્ધિ કરવા સારૂ ધમાસો, ગોખરૂ અને ભોરીંગણી એઓથી પકાવેલો યોગ્ય આહાર દેવો.

કેટલાએક કેહે છે કે "જ્વરવાળાએ સિંધવસહિત શાળની ધાણીનો સાથવો ખાવો. એ જો નિર્વિઘ્ને પચી જાય તો જ્વરવાળો અવશ્ય જીવે" પણ સમજવું જોઇએ કે શાલની ધાણીનો સાથવો શીતળ હોવાથી રક્તપિત્તમાં, તરશમાં અને દાહવાળા જ્વરમાં હિતકારી છે પણ તે સન્નિપાતમાં હિતકારી માનવામાં આવતો નથી. સન્નિપાત જ્વરમાં તો દશમૂળ આદિથી પકાવેલો શાળની ધાણીનો મંડ કે જે પાચન છે, અગ્નિને દીપ્ત કરનાર છે, અને પસીનો

લાવનાર છે તે હિતકારી માનવામાં આવે છે. સન્નિપાત જ્વરવાળો જે માણસ કંપતો હોય, બકતો હોય અને કાંઈ જાણતો નહોય તેની હવે ચિકિત્સા કહીએ છીએ એ માણસના શરીરમાં પ્રથમ જુના ઘીનો અભ્યંગ કરવો અને ખપાટઆદિથી, રાસ્નાઆદિથી અથવા ગળોઆદિથી પકાવેલાં તેલોથી સેચન કરવું. એ માણસને જઠરાગ્નિના બળના પ્રમાણમાં બટાવડાના, વૈયાંનાં, લાવાનાં, વાર્તીકનાં, તેતરનાં, સસલાંનાં, અથવા ચકલાંનાં માંસના રસાથી તૃપ્ત કરવો. સન્નિપાતમાં ભૂખથી પીડાએલા માણસને જે વૈદ્ય માંસવાળો ભાત જમાડે તે વૈદ્યજ ન કેહેવાય પણ માણસોમાં અધમજ કેહેવાય.

## વાતોલ્વણ સન્નિપાતજ્વરની ચિકિત્સા.

## अथ वातोल्वणसन्निपातज्वरस्य चिकित्सा ।

पञ्चमूलीकषायं तु दद्याद्वातोल्वणे ज्वरे । भृशोष्णं वा सुखोष्णं वा दृष्ट्वा दोषबलाबलम् ॥

पञ्चमूली महती । प्रथमप्राप्तायास्त्यागे वचनाभावात् ॥

વાતોલ્વણ જ્વરમાં દોષોનું બલાબલ જોઇને બહુ ઊનો અથવા થોડો ઊનો પંચમૂળનો ક્વાથ દેવો. આ સ્થળમાં 'બૃહત્પંચમૂળ કે લઘુપંચમૂળ' એમ ચોખુ કહ્યું નથી માટે બૃહત્પંચમૂળજ લેવાં. કારણ કે બૃહત્પંચમૂળ કે જે પ્રથમ ઊપસ્થિત થાયછે તેનો ત્યાગ કરવામાં કોઈ વચન રૂપ પ્રમાણ મળતું નથી.

## પિત્તોલ્વણ સન્નિપાતજ્વરની ચિકિત્સા.

## अथ पित्तोल्वणसन्निपातज्वरस्य चिकित्सा ।

परूपकश्च त्रिफलादेवदारु च कट्फलम् ॥ चन्दनं पद्मकश्चैव तथा कटुकरोहिणी । पृष्ठिपर्णी शृतं त्वेभिरुपितं शीतलं जलम् ॥ पित्तोत्तरे नृणामेतत् सन्निपाते चिकित्सितम् ॥

परुषादिः क्वाथः ॥

किराततिक्तकं मुस्तं गुडूची विश्वभेषजम् । पाठोदीच्यं मृणालश्च शृतं पित्ताधिके पिबेत् ॥

इति किरातादि सप्तकम् ॥

પિત્તોલ્વણ સન્નિપાતમાં ફાલસાં, હરડાં, બેહેડાં, આમળાં, દેવદાર, કાયફળ, રતાંજળિ, પદ્મકાષ્ઠ, કડુ અને ગધીસમેરવો એઓનો ક્વાથ કરી ચુલેથી ઊતારી ઘણી વાર રાખી શીતળ થયા પછી દેવો એ યોગ્ય ચિકિત્સા છે. પિત્તોલ્વણ જ્વરમાં કરીયાતું, મોથ, ગળો, સુંઠ, કાળીપાડ, વાળો અને કમળનું મૃણાલ એઓનો ક્વાથ પીવો એ પણ યોગ્ય છે.

## કફોલ્વણ સન્નિપાતજ્વરની ચિકિત્સા.

## अथ कफोल्वणसन्निपातज्वरस्य चिकित्सा ।

बृहती पौष्करं भार्गी शटी शृङ्गी

दुरालभा । वत्सकस्य तु बीजानि पटोलं कटुरोहिणी ॥ बृहत्यादिगणः शस्तः सन्निपाते कफोत्तरे । श्वासादिषु च सर्वेषु हितः सोपद्रवेष्वपि ॥

इति बृहत्यादिः ॥

કફોલ્વણ સન્નિપાતમાં ભોરીંગણી, પુષ્કર મુળ,ભારંગી, કચુરો, કાકડાશીંગી, ધમાસો, ઇંદ્રજવનાં બીજ, પરવળ અને કડુ એઓનો ક્વાથ ઊત્તમ છે. આ ક્વાથ શ્વાસ આદિ સઘળા રોગો ઊપદ્રવસહિત હોય તો પણ તેઓ ઉપર હિતકારી છે. આ ક્વાથ બૃહત્યાદિક્વાથ કહેવાયછે.

## વાતપિત્તોલ્વણ સન્નિપાતજ્વરની ચિકિત્સા.

## अथ वातपित्तोल्वणसन्निपातज्वरचिकित्सा ।

किराततिक्तकं मुस्तं गुडूची विश्वभेषजम् । चातुर्भद्रकमित्याहुर्वातपित्तोल्वणे ज्वरे ॥

चातुर्भद्रकः क्वाथः ॥

કરીયાતું, મોથ, ગળો અને સુંઠ કે જે ચાતુર્ભદ્રક કહેવાય છે તેઓનો ક્વાથ વાતપિત્તોલ્વણ જ્વરમાં હિતકારી છે. આ ક્વાથ ચાતુર્ભદ્રક ક્વાથ કહેવાયછે.

## પિત્તકફોલ્વણ સન્નિપાતજ્વરની ચિકિત્સા.

## अथ पित्तश्लेष्मोल्वणसन्निपातज्वरचिकित्सा ।

पर्पटः कट्फलं कुष्ठमुशीरं चन्दनं जलम् ॥ नागरं मुस्तकं शृङ्गी पिप्पल्येपां शृतं हितम् । तृष्णादाहाग्निमान्द्येषु पित्तश्लेष्मोल्वणे ज्वरे ॥

पर्पटादिः क्वाथः । वातकफोल्वणज्वरे चिकित्सा नोक्ता । तस्य शीघ्रकारित्वेनासाध्यत्वात् ॥

પિત્તકફોલ્વણ જ્વરમાં ખડસલીયો, કાયફળ, કઠ, ધોળોવાળો, રતાંજલિ, કાળોવાળો, સુંઠ, મોથ, કાકડાશીંગી અને પીપળ એઓનો ક્વાથ હિતકારી છે. તરશ, દાહ અને અગ્નિની મંદતા એઓ ઉપર પણ આ ક્વાથ શ્રેષ્ઠ છે. આ ક્વાથ પર્પટાદિ ક્વાથ કહેવાયછે. આ સન્નિપાતજ્વરની ચિકિત્સાના પ્રકરણમાં વાતકફોલ્વણ સન્નિપાતજ્વરની પણ ચિકિત્સા લખવી જોઇએ પણ તે લખી નથી. તેનું કારણ એ છે કે વાત કફોલ્વણ સન્નિપાતજ્વર બહુ ઝડપવાળો હોવાથી અસાધ્ય છે.

## વાતપિત્તકફોલ્વણ સન્નિપાતજ્વરની ચિકિત્સા.

યોગરાજ ક્વાથ.

## अथ वातपित्तश्लेष्मोल्वणसन्निपातज्वरचिकित्सा ।

नागरं धान्यकं भार्गी पद्मकं रक्तचन्दनम् । पटोलः पिचुमन्दश्च त्रिफला मधुकं वला ॥ शर्करा कटुका मुस्तं गजाह्वा व्याधिघातकः । किराततिक्तममृता दशमूली निदग्धिका ॥ योगराजो निहन्त्येष सन्निपातं त्रिकोल्वणम् । सन्निपातसमुत्थानं मृत्युमप्यागतं जयेत् ॥

गजाह्वा गजपिप्पली । व्याधिघातकि-

स्वाला किराततिक्तं द्वैगुण्यार्थं पृथक् पठितम् । इति योगराजः क्राथः ॥

સુંઠ, ધાણા, ભારંગી, પદ્મકાષ્ઠ, રતાંજલિ, પરવળ, લીંબડો, હરડાં, બેહેડાં, આમળાં, જેઠીમધ, ખપાટ, સાકર, કડુ, મોથ, ગજપીપળ, ગરમાળો, બભણું કરીયાતું, ગળો, દશમૂળ, અને ભોરીંગણી એઓનો ક્વાથ ત્રણે દોષની ઉલ્વણતાવાળા સન્નિપાતને મટાડે છે અને સન્નિપાતને લીધે આવેલા મૃત્યુને પણ જીતે છે.

## પ્રવૃદ્ધ, મધ્ય તથા હીન વાયુ આદિથી થએલા સન્નિપાતજ્વરોની ચિકિત્સા.

## अथ प्रवृद्धमध्यहीनवातादिजनितसंनिपातज्वराणां चिकित्सामाह ॥

प्रवृद्धं कर्शयेद्दोषं क्षीणं संवर्द्धयेद्भिषक् । चिकित्सेयं विधातव्या दोषयोर्वृद्धहीनयोः ॥

अस्यायमर्थः । प्रवृद्धं दोषं कर्शयेत् । तत्क्षैण्यहेतुभिरौषधान्नविहारैः कृशीकृत्य समीकुर्यात् । क्षीणं दोषं संवर्द्धयेत् । तद्वृद्धौ हेतुभिरौषधान्नविहारैर्वर्द्धयित्वा समीकुर्यादित्यर्थः ॥

प्रवृद्धे शमिते दोषे मध्यमः स्वयमेव हि । शान्तिं याति शमन्नीतेऽनुबन्ध्ये त्वनुबन्धवत् ॥

अस्यायमर्थः । वर्षासु वायुरनुबन्ध्यः सेव्यः प्रधानमिति यावत् । पित्तश्लेष्माणावनुबन्धौ वायोरनुचरौ ॥ शरदि पित्तमनुबन्ध्यः कफोऽनुबन्धः । वसन्ते कफोऽनुबन्ध्यो वातपित्तेऽनुबन्धौ । तत्र यथानुबन्ध्ये प्रशमं नीतेऽनुबन्धः स्वयमेव शान्तिं याति ॥ तथा प्रवृद्धे दोषे शमिते ह्रासयित्वा समीकृते मध्यमो दोषः । हि निश्चयेन स्वयमेव शान्तिं याति प्रकृतो भवतीत्यर्थः ॥

વૃદ્ધિ પામેલા દોષને જેઓથી તે દોષની ક્ષીણતા થાય એવાં ઔષધો, અને વિહારોથી પાતળો પાડીને સમ કરવો અને ક્ષીણ થએલા દોષને જેઓથી તે દોષની વૃદ્ધિ થાય એવાં ઔષધો, અન્નો અને વિહારોથી વધારીને સમ કરવો. જેમ વર્ષાઋતુમાં વાયુ પ્રધાન છે અને પિત્ત તથા કફ તેના અનુચર છે, જેમ શરદ્ઋતુમાં પિત્ત પ્રધાન છે અને કફ તેનો અનુચર છે અને જેમ વસંતઋતુમાં કફ પ્રધાન છે અને વાયુ તથા પિત્ત તેના અનુચર છે તો તેઓમાં પ્રધાનને શાંત કરતાં અનુચરો પોતાની મેળેજ શાંત થઈ જાય છે તેમ તેમ સન્નિપાતમાં પણ વૃદ્ધિ પામેલા દોષને ઘટાડીને સમ કરતાં મધ્યમ દોષ પોતાની મેળેજ અવશ્ય શાંતિ પામે છે એટલે સમસ્થિતિમાં આવે છે.

## શીતાંગ આદિ તેર સન્નિપાતજ્વરોની નામવાર નોખ નોખી ચિકિત્સાઓ.

## अथ शीताङ्गादीनां संनिपातज्वराणां त्रयोदशानां विशिष्टापि चिकित्सा ।

## શીતાંગની ચિકિત્સા.

## तत्र शीताङ्गस्य चिकित्सामाह ।

भास्वन्मूलं जीरकव्योपभार्गी व्या-

घ्री शुण्ठी पुष्करङ्गोजलेन । सिद्धं सद्यः शीतगात्रार्त्तिमोहश्वासश्लेष्मोद्रेककासान्निहन्ति ॥

भास्वन्मूलं 'अर्कमूलम् ॥

कर्कोटिकाकन्दरजःकुलत्थाकृष्णावचाकट्फलकृष्णजीरैः । किराततिक्तानलकट्फलाम्बुपथ्याभिरुद्वर्त्तनमत्र शस्तम् ॥

कर्कोटिकाकन्दरजः खेखसामूलरजः ॥

रसविषमरिचमहेशप्रियफलभस्मैकभूचतुर्वसुभिः । भार्गीमितमुद्धूलनमिदमुदितं स्वेदशैत्यहरम् ॥

આકડાનુંમૂળ, જીરૂં, મરી, પીપળ, ભારંગી, ભોરીંગણી, બ્રમણી સુંઠ, અને પુષ્કરમૂળ એઓને ગોમૂત્રમાં પકાવી ઉપયોગમાં લેવામાં આવે તો તેથી તુરતજ શીતાંગ સન્નિપાતની પીડા, મોહ, શ્વાસ, કફની અધિકતા અને ઉધરસ મટી જાયછે.

શીતાંગ સન્નિપાતમાં કંકોડીનાં મૂળનું ચૂર્ણ, કળથી, પીપળ, વજ, કાયફળ, કાળીજીરી, કરીયાતું, ચિત્રક, કાયફળનું પાણી અને હરડે એઓવતે શરીરને ચોળીને ખરડ કરવાથી સારૂં થાય છે.

એક ભાગ પારો, એક ભાગ વછનાગ, ચાર ભાગ મરી અને આઠ ભાગ ધંતુરાના ડેડવાની ભસ્મ એઓથી શરીર પર ખૂબ ખરડ કરવામાં આવે તો તેથી પસીનો અને શીતપણું ટળી જાય છે.

## તંદ્રિકની ચિકિત્સા.

## अथ तन्द्रिकस्य चिकित्सा ।

क्षुद्रामृतापौष्करनागराणां शृतानि पीतानि शिवायुतानि । शुण्ठीकणागस्तिरसोपणानि नस्येन तन्द्राविजयोल्वणानि ॥ मरिचकचपचंपचावचारुक्रिमिहरनागरशर्वरीगवाक्ष्यः । छगलकजलकल्किता नितान्तं नसि निहिता ननु तन्द्रिकं जयंति ॥

कचः वासकः । पचंपचा दारुहरिद्रा । रुक् कुष्टम् कृमिहरः विडङ्गः । शर्वरी हरिद्रा । गवाक्षी इन्द्रवारुणी । नसि नासिकायाम् ॥

तुरङ्गलालालवणोत्तमेन्दुमनःशिलामागधिकामधूनि । नियोजितान्यक्षिणि निश्चितञ्च तन्द्राश्च निद्राश्च निवारयन्ति ॥

लवणोत्तम सैन्धवं इन्दु. कर्पूरः । निद्रां अतिनिद्राम् ॥

ભોરીંગણી, ગળો, એરંડાનુંમૂળ, સુંઠ અને હરડે એઓનો ક્વાથ કરી પીવામાં આવે તો તેથી તંદ્રિક સન્નિપાત ટળી જાય છે.

સુંઠ, પીપળ, અગથીઆનોરસ અને મરી એઓનું નસ્ય દેવાથી તંદ્રા ટળી જાય છે.

મરી, વાળો, દારૂહળદર, વજ, કઠ વાવડીંગ, સુંઠ, હળદર અને ઇંદ્રવારણી એઓને બકરાના મૂત્રમાં વાટી તેઓનું નસ્ય દેવામાં આવે તો તેથી તંદ્રિક સન્નિપાત અત્યંત મટી જાય છે.

ઘોડાનીલાળ, સૈંધવ, કપુર, મણશીલ, પીપળ અને મધ એઓને આંખમાં આંજવામાં આવેતો તેથી તંદ્રાનું

અને અતિ નિદ્રાનું અવશ્ય નિવારણ થાયછે.

## પ્રલાપકની ચિકિત્સા.

## अथ प्रलापकस्य चिकित्सा ।

सतगरवरतिक्तारेवताम्भोदतिक्तानलदतुरगगन्धाभारतीहारहूराः ॥ मलयजदशमूलीशङ्खपुष्पीसुपक्वाः प्रलपनमपहन्युः पानतो नातिदूरात् ॥

वरतिक्तोऽत्र पर्पटो न तु महानिम्बस्तन्त्रान्तरानुरोधात् । नलदं लामज्जकं तदलाभादुशीरं ग्राह्यम् । भारती ब्राह्मी वरम्भी इति लोके । हारहूरा द्राक्षा ॥

सान्त्वनैरञ्जनैस्तीक्ष्णैर्नस्यैस्तिमिरसेवनैः । सर्वतो विकृतं चित्तमस्य प्रकृतिमानयेत् ॥

તગર, ખડસલીઓ, ગરમાળો, મોથ, કડુ, વાળો, આસોંદ, બ્રાહ્મી, દ્રાખ, રતાંજલિ, દશમૂળ અને શંખાવળી એઓને સારીપેઠે ક્વાથ કરીને પીવામાં આવેતો ઘણો વિલંબ નહી થતાં પ્રલાપકસન્નિપાત ટળી જાયછે.

પ્રલાપકસન્નિપાતવાળાના સઘળી રીતે વિકાર પામેલા ચિત્તને સાંત્વનાઓથી, અંજનોથી, તીક્ષ્ણ નસ્યોથી અને અંધારાનાં સેવન કરાવવાથી સ્વસ્થ કરવું.

## રક્તષ્ઠિવિની ચિકિત્સા.

## अथ रक्तष्ठीविनश्चिकित्सा ।

रोहिषधन्वयवासकवासापर्पटगन्धलताकटुकाभिः । शर्करया सममेष कषायः क्षतजष्ठीविनि उद्यदुपायः ॥

रोहिषं सुगन्धतृणविशेषः । रोहिस इति लोके ॥ गन्धलता प्रियङ्गुः ॥

पद्मकचन्दनपर्पटमुस्तं जातीजीवकचन्दनवारि । क्लीतकनिम्बयुतं परिपक्वं वारिभवेदिह शोणितहारि ॥

क्लीतकं यष्टी मधुकम् । इह रक्तष्ठीविनि ॥

मधुकमधूकपरूपकपाथश्चन्दनपल्लवदारुसनाथः । श्रीपर्णीफलशीतकषायः ससित इह स्यादस्रजयाय ॥

पल्लवं पत्रकं । पाथः बालः सनाथः सप्रधानः ॥ श्रीपर्णी गम्भारी ॥

રોહિસનામનું સુગંધી ખડ, ધમાસો, અરડૂસો, ખડસલીયો, ઘઉલા અને કડુ એઓનો ક્વાથ સાકરની સાથે પીવામાં આવેતો તેથી રક્તષ્ઠીવિ સન્નિપાત તુરત મટી જાયછે.

પદ્મકાષ્ઠ, રતાંજલિ, ખડસલીઓ, મોથ, જુઈ, જીવક, ચંદન, વાળો, જેઠીમધ અને લીંબડો એઓનો પકાવેલ ક્વાથ રક્તષ્ઠીવિમાં રૂધિરનું હરણ કરેછે.

જેઠીમધ, મહુડાં, ફાલસાં, વાળો, રતાંજલિ, તમાલપત્ર અને દેવદાર એઓથી સંયુક્ત સીવણના ફળનું હિમ કરી તેમાં સાકર નાખીને પીવામાં આવેતો તેથી રક્તષ્ઠીવિમાં રૂધિર જીતાઇ જાયછે.

## ભુગ્નનેત્રની ચિકિત્સા.

## अथ भुग्ननेत्रस्य चिकित्सा ।

तुरङ्गगन्धा लवणोग्रगन्धा मधूकसारोपणमागधीभिः । वस्ताम्बुशुण्ठीलशुनान्विताभिर्नस्यं कृशं सुप्रदृशं करोति ॥

આસોંદ, સૈંધવ, વજ, મહુડાંનો સાર, મરી, પીપળ, સુંઠ અને લસણ એઓને બકરાના મૂત્રમાં વાટી તેનું નસ્ય દેવામાં આવેતો તેથી ભુગ્નનેત્ર શાંત થાયછે.

## અભિન્યાસની ચિકિત્સા.
### શૃંગ્યાદિ ક્વાથ.
### अथाभिन्यासस्य चिकित्सा।

शृङ्गीभार्ग्यभयाजाजीकणाभूनिम्बपर्पटैः । देवदारुवचाकुष्ठयासकट्फलनागरैः ॥ मुस्तधान्याकतिक्तेन्द्रयवपाठाहरेणुभिः । हस्तिपिप्पल्यपामार्गपिप्पलीमूलचित्रकैः ॥ विशालारग्वधारिष्टशटीवाकुचिकाफलैः । विडङ्गरजनीदार्वीयवानीद्वयसंयुतैः ॥ समांशैर्विहितः क्वाथो हिङ्ग्वार्द्रकरसान्वितः । अभिन्यासज्वरं घोरं हन्ति तन्द्राञ्च तत्क्षणात् ॥ प्रमेहं कर्णशूलञ्च सन्निपातांस्त्रयोदश । हिक्कां श्वासञ्च कासञ्च तथा सर्वानुपद्रवान् ॥

इति शृङ्गयादि क्वाथः ॥

કાકડાશીંગી, ભારંગી, જીરૂં, પીપળ, કરીયાતું, ખડસલીયો, દેવદાર, વજ, કઠ, ધમાસો, કાયફળ, સુંઠ, મોથ, ધાણા, કડુ, ઇંદ્રયવ, કાળીપાડ, નગડનાં બીજ, ગજપીપળ, અઘેડો, ચિત્રક, પીપળીમૂળ ઇંદ્રવારણી, ગરમાળો, લીંબડો, કચુરો, બાવચીનાં ફળ, વાવડીંગ, હળદર, દારૂહળદર, અને બે જાતની યવાન એઓને સમભાગે લઇ તેઓનો કરવામાં આવેલો ક્વાથ હીંગ અને આદુના રસની સાથે પીવામાં આવેતો તુરતજ ભયંકર અભિન્યાસજ્વર, તંદ્રા, પ્રમેહ, કાનનું શૂળ, તેર પ્રકારના સન્નિપાત, હેડકી, શ્વાસ, ઉધરસ અને સઘળા ઉપદ્રવો ટળી જાયછે.

## જિહ્વકની ચિકિત્સા કિરાતાદિ કવલ.
### अथ जिह्वकस्य चिकित्सा ।

किराततिक्ताकुलकृत्कुलिञ्जकचूर्णकृष्णाकटुतैलयुक्तः । अम्लद्रवः संशमयेद्रसज्ञादोषांस्तुतो दाशरथिर्यथाघ ॥

आकुलकृत् अकलकरहा इति लोके । अम्लद्रवः बीजपूरादिरसः । इति किराता-दि कवलः ॥

કરીયાતું, અકલકરો, નાગરવેલની જડ, કચૂરો, પીપળ અને સરસીયુંતેલ એઓથી સંયુક્ત કરેલો બીજોરાં આદિ ખાટા પદાર્થનો રસ, જેમ સ્તુતિ કરાએલા રામચંદ્રજી જીભનાં પાપને શમાવેછે તેમ જિહ્વક સન્નિપાતને શમાવેછે.

### શાલૂરપર્ણ્યાદિ અવલેહ.

शालूरपर्णी मालूरमूलामयमधुप्लुता। शङ्खपुष्प्या च सहिता सेव्या वाचां विशुद्धये ॥

शालूरपर्ण्यादिरवलेहः । शालूरपर्णी ब्राह्मी मालूरमूलं बिल्वमूलं आमयः कुष्ठम् ॥

વાણીની શુદ્ધિને વાસ્તે બીલીનું મૂળ, કઠ, મધ અને શંખાવળી એઓથી સંયુક્ત કરેલી બ્રાહ્મીનું સેવન કરવું.

### ક્ષુદ્રાદિ તથા વિશ્વાદિ ક્વાથ.

क्षुद्रानागरपुष्करामृतलताब्राह्मीवचासुव्रताभार्गीवासकयासतोयसुरसाक्वाथोजयेज्जिह्वकम् । विश्वावर्मविभावरीयुगवरावत्सादनीवारिदव्याघ्रीनि-

म्वपटोलपुष्करजटारुग्दारुभिर्वा कृतः ॥

पुष्करं पुष्करमूलं तथा चामरसिंहः । मूले पुष्करकाश्मीरपद्मपत्राणि पौष्करे ॥ सुव्रता गन्धपलाशी काश्मीरे प्रसिद्धा । सुरसा तुलसी । विश्वादिर्योगान्तरम् ॥ वर्मः पर्पटः विभावरीयुगं हरिद्रा दारुहरिद्रा च । वरा त्रिफला । वत्सादनी गुडूची । व्याघ्री कण्टकारिका ॥

ભોરીંગણી, કમળનું મૂળ, ગળો, બ્રાહ્મી, વજ, ગંધપલાશી, (કાશ્મીરદેશમાં પ્રસિદ્ધ છે) ભારંગી, અરડૂસો, ધમાસો, વાળો અને તુલસી એઓનો ક્વાથ જિહ્વક સન્નિપાતને જીતેછે અથવા સુંઠ, ખડસલીઓ, હળદર, દારૂહળદર, હરડાં, બેહેડાં, આમળાં, ગળો, મોથ, ભોરીંગણી, લીંબડો, પરવલ, એરડાનાં મૂળ, કડ અને દેવદાર એઓનો ક્વાથ જિહ્વક સન્નિપાતને જીતેછે.

## સંધિકની ચિકિત્સા.

*अथ सन्धिकस्य चिकित्सा ।*

शटीसुरतरूत्तमास्थविरदारुरास्नाः समाः सनागरसुधान्विताः पिब शतावरीसंयुताः । मृदुज्वलनपाचिताः सह पुरेण सन्धिग्रहव्यथापहृतये वृथा शिशिरसेवनं माकृथाः ॥

उत्तमा त्रिफला स्थविरदारु विधारा इति लोके । सुधा गुडूची पुरो गुग्गुलुः ॥

वचाकवचकच्छुरासहचरामृताभङ्गुरासुराह्वघननागराऽतरुणदारुरास्नापुराः । वृपातरुणभीरुभिः सह भवन्ति सन्धिग्रहव्यथोरुजडिमक्रमभ्रमणपक्षघातद्रुहः ॥

कवचः पर्पटकः कच्छुरा यवासः । भङ्गुरा अतिविषा सुराह्वो देवदारु । अतरुणदारु वृद्धदारु पुरो गुग्गुलुः । वृषा बृहन्ती एरण्डवत्पत्रविटपा । तदलाभे दन्ती च ग्राह्या समानगुणत्वात् । तरुणः एरण्डः भीरुः शतावरी ॥

सुरदारु शटी सुधालता सुवहा शुण्ठ्यमृताः शृता जले । सपुरः शमयन्ति सेविताः सततं सन्धिगतं सदागतिम् ॥ सुवहा रास्ना ॥

मुस्तैरण्डमाणदावाणदारुच्छिन्नारास्नाभीरुकर्चूरतिक्ता । वासा विश्वा पद्मभूलाश्वगन्धाहन्यान्मन्यास्तम्भसन्धिग्रहार्त्तीः ॥

माणदा हरीतकी । वाणः नीलपुष्पसहचरः । तिक्ता कटुकी ॥

સંધિક સન્નિપાતની વ્યથા ટાળવાને વાસ્તે કચૂરો, દેવદાર, હરડાં, બેહેડાં, આમળાં, વરધારો, રાસ્ના, સુંઠ, ગળો, અને શતાવરી એઓને સમભાગે લઈ કોમળ અગ્નિથી પકાવી (ક્વાથ કરી) ગુગળની સાથે પીવાં. પણ વૃથા શીતલ પદાર્થનું સેવન કરવું નહી.

વજ, ખડસલીઓ, જવાસો, કાંટાઅશેરીયો, ગળો, અતવસ, દેવદાર, મોથ, સુંઠ, વરધારો, રાસ્ના, ગુગળ, મોટાનેપાળો કે જેનાં પાનડાં અને શાખા એરડાના જેવાં થાયછે તે, મોટો ન મળે તો તેના જેવા ગુણો હોવાથી સામાન્ય નેપાળો, અને શતાવરી એ-

ઓનો ક્વાથ સંધિગ્રહની વ્યથાને, સાથળની જડતાને, ગ્લાનિને, ભ્રમણને અને પ્રક્ષઘાતને મટાડેછે.

દેવદાર, કચૂરો, ખમણીગળો, રાસ્ના અને સુંઠ એઓનો ક્વાથ કરી ગુગળ સહિત નિરંતર સેવન કરવામાં આવેતો સાંધાઓમાં રહેલા વાયુને શમાવેછે.

. મોથ, એરંડો, હરડે, કાળાં ફુલનો કાંટાઅશેરીયો, દેવદાર, ગળો, રાસ્ના, શતાવરી, કચૂરો, કડુ, અરડૂસો, સુંઠ, પંચમૂળ, અને આસોંદ એઓ ઓડના ઝલાવાને તથા સાંધાઓ ઝલાઈ જવાની પીડાને મટાડેછે.

### અંતકની ચિકિત્સા.

### अथान्तके चिकित्सा ।

इहापहाय व्रतमुष्णवारि ज्वरारियूपादिगदापहारि । ज्वरच्छिदं जीवितदश्च नित्यं मृत्युञ्जयश्चेतसि चिन्तयस्व।

इह अन्तके व्रतं लङ्घनादि नियमम् ॥

. कर्पूरप्रकरावदातवपुषं संयोगमुद्राजुषं शश्वद्भक्तजनेषु भावुकजुषं भालस्फुरच्चक्षुषम् । सम्पूर्णामृतकुम्भसम्भृतकरं शुभ्राक्षमालाधरं पिङ्गोत्तुङ्गजटाकलापरुचिरं चन्द्रार्द्धमौलिं स्तुहि ॥ भिषग्भिरिति निर्णीतं सन्निपातेऽन्तकाभिधे । भेषजं जान्हवीनीरं वैद्यो गोविन्द एव हि ॥

અંતક નામનો સન્નિપાતજ્વર પ્રાપ્ત થયો હોયતો લંઘન આદિ નિયમોને, જ્વરને મટાડનારા ક્વાથોને અને રોગ ટાળનારાં યૂષ આદિને છોડી દઇને સદાશિવ કે જે જ્વરને મટાડનાર છે અને જીવિતને આપનારછે તેમનુંજ ચિત્તમાં નિરંતર ચિંતન કરવું યોગ્ય છે.

મુકુટમાં અર્દ્ધચંદ્રનું ધારણ કરનાર સદાશિવ કે જે કર્પૂરના સમૂહની પેઠે ઉજ્વલ શરીરવાળા છે, સંયોગની મુદ્રાનું સેવન કરનાર છે, ભક્તજનોઉપર નિરંતર પ્રેમ રાખનાર છે, કપાળમાં ચળકતાં ચક્ષુવાળા છે, અમૃતથી સંપૂર્ણ કુંભને હાથમાં રાખનાર છે, સુંદર અક્ષમાળાને ધરનાર છે અને પિંગળા તથા ઉંચા જટાના સમૂહથી સુશોભિત છે તેમનીજ સ્તુતિ કરવી.

અંતકનામના સન્નિપાતમાં ગંગાજીનું જળજ ઔષધજ છે અને વિષ્ણુભગવાનજ વૈદ્ય છે એમ વૈદ્યોએ નિર્ણય કરેલો છે.

### રૂગ્દાહની ચિકિત્સા.

### ષડંગપાનીય.

### अथ रुग्दाहस्य चिकित्सा ।

उशीरचन्दनोदीच्यद्राक्षामलकपर्पटैः । शृतं शीतं जलं दद्याद्दाहतृड्ज्वरशान्तये । षडङ्गपानीयम् ॥

વાળો, રતાંજલિ, કાળોવાળો, ધ્રાખ, આમળાં અને ખડસલીયો એઓથી પકાવેલા પાણીને થંડું કરીને દાહની, તૃપાની તથા જ્વરની શાંતિને વાસ્તે દેવું.

### ધાન્યાક ક્વાથ.

ससितो निशि पर्युषितः मातर्द्धान्याकतण्डुलक्वाथः । पीतः शमयरुचिरादन्तर्दाहं ज्वरं पैत्तम् ॥

धान्याकतण्डुलाः कण्डितधान्याकबीजानि । इति धान्याकक्वाथः ॥

ખાંડેલા ધાણાનાં બીજાને રાતે પલાળી રાખી સવારે કવાથ કરી સાકર સહિત પીવામાં આવેતો તેથી થોડા સમયમાં અંદરના દાહવાળો પિત્તજ્વર શાંત થાયછે.

## પથ્યાવલેહ.

पथ्यातैलघृतक्षौद्रैर्लिह्याद्दाहविनाशिनीम् ॥

पथ्यातैलघृतक्षौद्रैरित्यत्र न समुच्चयः । तेन केवलेन मधुनापि लिह्यात् । पथ्यावलेहः ॥

દાહનો વિનાશ કરવાને વાસ્તે તેલની સાથે, ઘીની સાથે, અને મધની સાથે હરડે ચાટવી. તેલ, ઘી અને મધ એ ત્રણે ભેળાં કરીને તેઓથી હરડે ચાટવી એમ સમજવાનું નથી એટલામાટે એકલા મધથી પણ હરડે ચાટવી યોગ્ય છે.

## લેપ.

प्रशमयति दाहमचिराद्दधियुकर्कन्धुपल्लवैर्लेपः । लेपोहिमकरमलयजनिम्बदलैस्तक्रपिष्टैर्वा ॥

हिमकरः कर्पूरः । तथा च घनसारश्चन्द्रसंज्ञ इत्यमरः ॥

દહીની સાથે બોરડીનાં પાનડાં વાટી તેઓનો લેપ કરવામાં આવે અથવા કપૂર, ચંદન અને લીંબડાનાં પાનડાં એઓને ચોથા ભાગના પાણીવાળી છાશમાં વાટીને તેઓનો લેપ કરવામાં આવે તો તુરત દાહની શાંતિ થાય છે.

## જળધારા.

उत्तानसुप्तस्य गभीरताम्रकांस्यादिपात्रे निहिते च नाभौ । शीताम्बुधारा बहुला पतन्ती निहन्ति दाहं त्वरितं ज्वरञ्च ॥ शीताम्भसा तु शतशश्च विलोडितेन गव्येन चन्दनयुतेन घृतेन दिग्ध्वा । दाहज्वरी सकमलोत्पलमाल्यधारी क्षिप्रं विशेत्सलिलकोष्ठमनल्पकालम् ॥ काञ्जिकार्द्रपटेनावगुण्ठनं दाहनाशनम् । अथ गोतक्रसंस्विन्नशीतलीकृतवाससा ॥

રૂગ્દાહવાળા માણસને ચત્તો સુવાડી તેની નાભિ ઉપર ત્રાંબાનું અથવા કાંસાઆદિનું ઊંડું વાંસણ મુકી તેના પર બહુજ શીતલ જલની ધારા પાડવામાં આવે તો તે ધારા તુરત દાહનો અને જ્વરનો નાશ કરેછે.

## અવગાહન.

દાહજ્વરવાળાએ ટાઢા જળથી સૈકડો વાર ધોએલા અને ચંદનથી સંયુક્ત કરેલા ગાયના ઘીનું શરીર પર લેપન કરી કમળ અને ઉત્પલ નામનાં પુષ્પોની માળાઓ પેહેરીને કાંઇ પણ વિલંબ નહી કરતાં પાણીની કોઠીમાં પેસવું.

## અવગુંઠન.

કાંજીથી ભીંજવેલા કપડાવતે અથવા ગાયની છાશમાં બાફીને ઠંડા કરેલા કપડાવતે શરીરને ચારેકોર ઢાંકવાથી દાહનો નાશ થાયછે.

## અન્ન.

अथान्नमाह ।

दाहवम्यर्दितं क्षामं निरन्नं तृष्णयान्वितम् । शर्करामधुसंयुक्तं पाययेल्लाजतर्पणम् ॥ लाजशक्तुरूपतर्पणम् ॥

દાહથી તથા ઉલટીથી પીડાએલા, દુબળા થએલા, અન્ન વગર રહેલા અને તરશવાળા માણસને સાકર અને મધ સહિત ચોખાની ધાણીના સાથવા રૂપ તર્પણ પાવું.

## દાહ ટાળવાના બીજા ઉપાયો.

वाप्यः कमलहासिन्यो जलयन्त्रगृहाः शुभाः । नार्यश्चन्दनदिग्धाङ्ग्यो दाहे दैन्यहरा मताः ॥ मुक्तावलीचन्दनशीतलानां सुगन्धपुष्पाम्बरभूषितानाम् । नितम्बिनीनां सुपयोधराणामालिङ्गनान्याशु हरन्तिदाहम् ॥ प्रह्लादश्चास्य विज्ञाय ताः स्त्रीरपनयेत्पुनः । हितञ्च भोजयेदन्नं येनाप्नोति सुखं महत् ॥ प्रह्लादं कामकृतहर्षम् ॥

કમળોથી શોભી રહેલી વાવો, સુંદર ફુંવારાવાળાં ઘરો અને જેઓએ અંગોપર ચંદનના લેપન કર્યાં હોય એવી જુવાન સ્ત્રીઓ દાહને તથા દીનતાને હરી લેછે. મોતીના હારો અને ચંદનો ધરવાથી શીતલતાવાળી, સુગંધી પુષ્પોથી તથા વસ્ત્રોથી શણગારેલી અને સુંદર સ્તનોવાળી જુવાન સ્ત્રીઓનાં આલિંગનો તુરત દાહને શાંત કરેછે. સ્ત્રીઓનું આલિંગન આપતાં રોગીને કામદેવ ઉત્પન્ન થયો જણાય ત્યારે તે સ્ત્રીઓને દૂર કરી લેવી અને તે રોગીને હિત અન્ન જમાડવું કે જેથી મોટું સુખ પામે.

## ચિત્તભ્રમની ચિકિત્સા.

### अथ चित्तभ्रमस्य चिकित्सा ।

कणोपणोग्रालवणोत्तमानि करञ्जबीजं क्षणदामलानि । पथ्याक्षसिद्धार्थकहिङ्गुशुण्ठीयुतानि वस्ताम्बुविमिश्रितानि । पिष्ट्वा गुटीयं नयने निधेया प्रचेतनेति प्रथितान्वितार्था । चित्तभ्रमापस्मृतिभूतदोषशिरोऽक्षिरोगभ्रमनाशहेतुः ॥ वस्ताम्बु छागमूत्रम् ॥

कुम्भोद्भवतरोरम्भो गुडविश्वकणान्वितम् । निहितं नसि नूनं स्याच्चित्तभ्रमविनाशनम् ॥

कुम्भोद्भवतरोरम्भः अगस्तिवृक्षत्वक्कल्करसः ॥

मुरामूर्द्धजमेघाह्वमधूकमलयोद्भवैः । मरुत्तरुमधूनिम्बैः पुरपाणिजपांसुभिः ॥ लोहलामज्जकैलाभिर्धूपश्चित्तभ्रमापहः । ग्रहदोषहरः श्रीदः सौभाग्यकर उत्तमः ॥

मुरा एकाङ्गी । मूर्द्धजो वालः मरुत्तरुर्देवदारुः । पुरः गुग्गुलुः पाणिजः नखः पांशु पर्पटकम् लोहं । अगुरु । लामज्जकम् उशीरवत्पीततृणविशेषः । तदलाभे उशीरं ग्राह्यम् ॥

मृद्वीकामरदारुमत्स्यशकलामुस्तामलक्योमृतापथ्यारेवतरामसेनकरजोराजीफलैः संयुताः । इन्दुश्चित्तरुजोऽथ दर्दुरदलापाठापटोलीपयःपथ्यापर्पटराजवृक्षकटुकाशम्बूकपुष्पशृताः ॥

मृद्वीका द्राक्षा । मत्स्यशकला कटुकी । आरेवतः आरग्वधः । रामसेनकः किराततिक्तकः । रजः पर्पटकः । राजीफलः पटोलः । अथ योगान्तरमाह । दर्दुरदला मण्डूकपर्णी सा च ब्राह्मी । मञ्जिष्ठा शोणकश्च तथाप्यत्र ब्राह्मी ग्राह्या । यत उक्तं द्रव्यगुणग्रन्थे ॥

ब्राह्मी मतिमदा मेध्या ज्वरहन्त्री रसायनी ॥

ब्राह्मी वरम्मीति लोके। पयः वालकम्। राजवृक्षः आरग्वधः । शम्बूकपुष्पी शङ्खपुष्पी ॥

પીપળ, મરી, વજ, સૈંધવ, કરંજનું બીજ, હળદર, આમળાં, હરડે, બેહેડાં, સર્ષપ, હીંગ અને સુંઠ એઓને બકરાના મૂત્રમાં વાટી તેઓની ગોળી કરીને નેત્રમાં આંજવી. આ ગોળી ચેતના આપેછે તેથી પ્રચેતના કેહેવાયછે. આ ગોળીથી ચિત્તનો ભ્રમ, સ્મરણનો અભાવ, ભૂતદોષ, માથાનું દરદ આંખનું દરદ અને ભ્રમ એઓનો નાશ થાયછે.

ગોળ, સુંઠ અને પીપળસહિત અગથીઆની છાલના કલ્કના રસનું નસ્ય નાકમાં દેવામાં આવે તો તેથી ચિત્તભ્રમ ટળી જાયછે.

જટામાંસી, વાળો, મોથ, મહુડાં, ચંદન, દેવદાર, મધ, ગુગળ અને નખલાં એઓનું ચૂર્ણ તથા અગર, લામજ્જકનામનું વાળા જેવું પીળું ખડ, તે ન મળે તો કાળોવાળો અને એળચી એ સઘળા પદાર્થોનો ધૂપ કરવામાં આવેતો તેથી ચિત્તભ્રમ ટળી જાયછે, ગ્રહદોષ મટેછે, લક્ષ્મી પ્રાપ્ત થાયછે અને સૌભાગ્ય મળેછે આ ધૂપ ઉત્તમ છે.

ધ્રાખ, દેવદાર, કડુ, મોથ, આમળાં, હરડે, ગરમાળો, કરીઆતું, ખડસલીયો અને પરવળ એઓનો ક્વાથ અથવા બ્રાહ્મી, કાળી પાડ, કડવી ઘીસોડી, વાળો, હરડે, ખડસલીયો, ગરમાળો, કડુ અને શંખાવળી એઓનો ક્વાથ પાવામાં આવેતો તેથી ચિત્તભ્રમ ટળી જાયછે.

મૂળમાં જે 'દર્દુરદલા' શબ્દ છે તેનો અર્થ 'મંડૂકપર્ણી' થાયછે અને મંડૂકપર્ણી શબ્દના જોકે બ્રાહ્મી, મજીઠ અને અરલૂ એ ત્રણ અર્થ છે તોપણ યોગ્યતાને લીધે બ્રાહ્મીજ લેવી. કારણ કે ગુણ ગ્રંથમાં કહ્યું છે કે "બ્રાહ્મી બુદ્ધિને આપનારીછે, જ્વરને હણનારી છે અને રસાયન રૂપ છે."

## કર્ણકની ચિકિત્સા.

### अथ कर्णकस्य चिकित्सा ।

प्रलेपस्तमस्तन्नयत्यल्पमेकः समुद्रिक्तशोथश्च रक्तावशेषम् । सुपक्के च शस्त्रक्रिया पूयजित्सा व्रणत्वं गते चोचिता तच्चिकित्सा ॥

अयमर्थः । तं कर्णिकं एकः प्रलेपः अस्तन्नाशं नयति । तच्चिकित्सा व्रणचिकित्सा ॥

निशाविशालामयमाणिमन्थदार्वीङ्गुदीमूलकृतः प्रलेपः । प्रभाकरक्षीरयुतः प्रभावाद् व्यस्तः समस्तोऽप्यथ कर्णिकान्नः ॥ कुलत्थः कट्फलं शुण्ठी कारवी च समांशकैः ॥ सुखोष्णैर्लेपनं कार्यं कर्णमूले मुहुर्मुहुः । गैरिकं खटिनी शुण्ठी कटफलारग्वधैः समैः॥ उष्णैः काञ्जिकसर्षपैर्लेपः कर्णकमूलनुत् । शिग्रुराजिकयोः कल्कं कर्णमूले प्रलेपयेत् ॥ कर्णमूलभवः शोथस्तेन लेपेन शाम्यति। अशिशिरजलपरिमृदितं मरिचकणाजीरसिन्धुजं त्वरितम् ॥ नस्यविधि-

सेवितं ननु कर्णकरुग्नाशकृद्गदितम् । भार्गीजयापौष्करकण्टकारिकटुत्रिकोग्रापनकुण्डलीभिः ॥ कुलीरशृङ्गीकटुकारसाभिः कृतः कषायः किल कर्णकघ्नः ॥

मार्गी वमनेटीति लोके । तदलाभे कण्टकारीमूलं ग्राह्यम् । जया गनिआरीति लोके । पौष्करं पुष्करमूलम् । उग्रा वचा । कुण्डली गुडूची । कुलीरशृङ्गी कर्कटशृङ्गी रसा रास्ना ॥

दशमूलमत्स्यशकलाचपलात्रिफलामहौषधकिरातयुतम् । मरिचं परिक्वथितमाशु बलादपहन्ति कर्णरुजः सकलाः ॥ चपला पिप्पली ॥

જો કર્ણક અલ્પ હોય અથવા વધેલા સોજાવાળો હોય અથવા તેમાં કાંઈ લોહીનો ભાગ અવશેષ રહી ગયો હોય તો નીચે લખેલા પ્રલેપોથી તે કર્ણકનો નાશ થાયછે. જો કર્ણક પાક્યો હોય તો શસ્ત્રક્રિયા કરવી તેથી ફર ગટેછે અને જો વ્રણપણું પામ્યો હોય તો વ્રણની ચિકિત્સા કરવી યોગ્ય છે.

હળદર, ઇંદ્રવારણી, કડુ, સૈંધવ, દેવદાર અને ઇંગોળીયાનાં મૂળ એઓનો આકડાના ચીરથી સંયુક્ત લેપ કરવામાં આવેતો તેના પ્રભાવથી કર્ણક મટી જાયછે. આ લેપ હળદર આદિ સઘળા પદાર્થોનો કરવામાં આવે અથવા થોડાક પદાર્થોનો કરવામાં આવે તોપણ કર્ણકને મટાડેછે.

કળથી, કાયફળ, સુંઠ અને કાળીજીરી એઓને સમભાગે લઈ સહન થાય તેવાં ગરમ કરીને તેઓથી વારંવાર કાનના મૂળમાં લેપન કરવામાં આવેતો કર્ણક મટી જાયછે.

ગેરૂ, ખડી, સુંઠ, કાયફળ અને ગરમાળો એઓને સમભાગે લઈ કાંજીથી વાટી ગરમ કરીને લેપ કરવામાં આવેતો તેથી કર્ણકનું મૂળ ટળી જાયછે.

સરગવાનો અને રાઇનો કલ્ક કરી તેથી કાનના મૂળમાં લેપન કરવામાં આવેતો કાનના મૂળમાં થએલો સોજો શાંત થાયછે.

મરી, પીપળ અને સૈંધવ એઓને ઊના પાણીમાં વાટી તુરત નસ્યના વિધિથી સેવવામાં આવેતો કર્ણકની પીડા નષ્ટ થાયછે એમ મુનિઓએ કહ્યું છે.

ભારંગી, અરણી, પુષ્કરમૂળ, લોરીગણી, સુંઠ, મરી, પીપળ, વજ, મોથ, ગળો, કાકડાશીંગી, કડુ અને રાસ્ના એઓનો ક્વાથ કરી પીવામાં આવેતો તેથી કર્ણક મટી જાયછે.

દશમૂળ, કડુ, પીપળ, હરડાં, બેહેડાં, આમળાં, સુંઠ, કરીયાતું અને મરી એઓનો ક્વાથ કરી ઉપયોગમાં લેવામાં આવે તો તે ક્વાથ બલાત્કારથી કર્ણકની સઘળી પીડાઓને મટાડેછે.

## કંઠકુબ્જની ચિકિત્સા.

अथ कण्ठकुब्जस्य चिकित्सा ।

फलत्रिकत्र्यूषण मुस्तकद्रीकलिङ्ग सिंहाननशर्वरीभिः । क्राथः कृतः कृन्तति कण्ठकुब्जं कण्ठीरवः कुञ्जरमाशु तद्वत् ॥

सिंहाननो वासकः शर्वरी हरिद्रा ॥

किरातकटुका कणाकुटजकण्टकारी शटीकलिङ्गकिलिमाभयाकटुककट्फला-

म्भोधरैः ॥ विषामलकपुष्करानलकुलीरगृङ्गीदृष्टैर्महौषधसखैरयं जयति कण्ठकुब्जं गणः ॥

शटी कर्चूरः कलिङ्गः विभीतकः किलिमं देवदारु कटुकं मरिचं विषा अतीसदृक्षः शृङ्गादिभिः किं विशिष्टैर्महौषधसखैः । महौषधस्य सखिभिः तेन एतैः सहितेन महौषधेनेत्यर्थः ॥ अथोल्बणवातादिप्रवृद्धमध्यक्षीणवातादिहेतुकानां कुम्भीपाकादीनां त्रयोदशानामिव विधातव्या ॥ इति सन्निपातज्वराधिकारः ॥

જેમ સિંહ તુરતજ હાથીને મારી નાખેછે તેમ હરડાં, બેહેડાં, આમળાં, સુંઠ, મરી, પીપળ, મોથ, કડુ, ઇંદ્રયવ, અરડૂસો અને હળદર એઓથી કરેલો ક્વાથ તુરતજ કંઠકુબ્જને હણેછે,

કરીયાતું, કડુપીપળ, ઇંદ્રયવ, ભોરીંગણી, કચૂરો, બેહેડાં, હરડે, દેવદાર, મરી, કાયફળ, મોથ, અતવસ, આમળાં, એરડાનાં મૂળ, ચિત્રક, કાકડાશીંગી, અરડૂસો અને સુંઠ એઓથી કરેલો ક્વાથ કંઠકુબ્જનો નાશ કરેછે.

કુંભીપાક આદિ નામોવાળા તેર સન્નિપાતજ્વરો કે જેઓનાં કારણો ઉલ્વણ વાયુ આદિ તથા પ્રવૃદ્ધ મધ્ય અને હીન વાયુ આદિજ છે તેઓની ચિકિત્સા પણ ઉપર કહેલા તેર સન્નિપાતજ્વરોની પેઠેજ કરવી.

## સન્નિપાતજ્વરોનો અધિકાર પુરો થયો.



## આગંતુ જ્વરોનો અધિકાર.

## આગંતુ જ્વરનાં નિદાનો.

## अथागन्तुकज्वराधिकारः ।

## तत्रागन्तुकज्वरस्य निदानान्याह ।

अभिघाताभिषङ्गाभ्यामभिचाराभिशापतः । आगन्तुर्जायते दोषैर्यथास्वन्तं विभावयेत् ॥

अभिघातः शस्त्रमुष्टिलगुडादिभिर्हननम् । अभिषङ्गः कामशोकभयक्रोधभूतादीनामावेशः । अभिचार. कृत्याद्युत्पादनम् । अभिशापः ब्राह्मणगुरुवृद्धसिद्धादिकृतः शापः । तं आगन्तुज्वरम् यथास्वं यथादोषलक्षणं दोषैर्विभावयेत् विजानीयात् ॥

શસ્ત્ર મુઠી કે લાકડી વગેરેથી અભિઘાત થવાથી, અથવા કામ, શોક, ભય ક્રોધ કે ભૂત આદિનો આવેશ થયાથી, અથવા કોઇ શત્રુએ કરેલી કૃત્યાની ઉત્પત્તિ આદિ અભિચાર કર્મથી, અથવા બ્રાહ્મણ ગુરૂ વૃદ્ધ કે સિદ્ધ આદિના શાપથી આગંતુજ્વર ઉત્પન્ન થાયછે. એ આગતુજ્વરને તેને દોષોના લક્ષણો ઉપરથી જાણી લેવો.

## આગંતુજ્વરનાં બીજાં પણ નિદાનો.

## अपराण्यपि निदानान्याह ।

ये भूतविषवाय्वग्निक्षतभङ्गादिसम्भवाः । रागद्वेषभयाद्यैश्च ते स्युरागन्तवो गदाः ॥

रागादयो हेतवोऽप्यागन्तुसञ्ज्ञाः स्युः कार्यकारणयोरभेदोपचारात् । एतेनागन्तुजः स्मृत इत्यत्राप्यागन्तुशब्दो हेतुवाची

आगन्तुर्जायते दोषैरित्यत्र व्याधिवाची ॥ ननु अभिघाताभिषङ्गाभ्यामित्यादिश्लोके दोषैर्यथास्वं तं विभावयेदिति वचनेनैवं प्रतीयते । अभिघातादीनां विप्रकृष्टकारणत्वं मिथ्याहारविहाराणामिव दोषाणां सन्निकृष्टकारणत्वं तथा सति दक्षापमानसंक्रुद्धरुद्रेत्यादिश्लोके आगन्तुज्वरस्याष्टमत्वविघातो दोषजेष्वेव प्रवेशात् । उच्यते । आगन्तुज्वरस्य दोषा आरम्भका न किन्तु पश्चादनुबन्धिनः ॥ तथा चागन्तुज्वरस्य संप्राप्तिमाह । चरकः । आगन्तुर्हि व्यथापूर्वो जायते पश्चान्निजैर्दोषैरनुबध्यत इति ॥

जे रोगो भूत, झेर, वायु, अग्नि, क्षत के भंग इत्यादिथी उत्पन्न थएला अने राग द्वेष के भय इत्यादिथी उत्पन्न थएला होयछे तेओ पण आगंतु केहेवायछे.

कार्यने अने कारणने अभिन्न गणवानी पण शास्त्रकारोनी पद्धति छे माटे राग आदि के जेओ आगंतु रोगोनां कारणो छे तेओ पण आगंतु केहेवायछे आ उपरथी 'ज्वर आगंतुज (आगंतुथी थएलो) केहेवायछे' ए वचनमां 'आगंतु' शब्द कारणोने लागु पडेछे अने 'दोषोथी आगंतु थायछे' ए वचनमां 'आगंतु' शब्द व्याधिने लागु पडेछे एम समजवुं.

शंका—'अभिघाताभिषंगाभ्यां' ए श्लोकमां कह्युंछे के 'आगंतु ज्वरने ते ते दोषोनां लक्षणो उपरथी जाणी लेवो.' तो ए वचन उपरथी जणाय छे के 'अभिघात आदि दूरनां कारणो छे अने दोषो मिथ्या आहारविहारनी पेठे नजदीकनां कारणो छे.' आम थयुं त्यारे 'दक्षापमानसंक्रुद्धरुद्र' इत्यादि श्लोकमां आगंतुज्वर आठमो थइ शकतो नथी. कारण के ते ज्वरनो दोषजन्य ज्वरोमांज अंतर्भाव थइ जायछे.

समाधान—दोषो आगंतुज्वरने उत्पन्न करनारा नथी पण ते ज्वर उत्पन्न थया पछी तेनी साथे पाछळथी संबंध पामनारा छे.

आगंतुज्वरनी संप्राप्तिविषे चरके कह्युंछे के "आगंतुज्वर प्रथम व्यथाथी थायछे अने पाछळथी पोतपोताना दोषोनी साथे संबंध पामेछे."

## कयां कयां आगंतुज्वरथी कयो कयो दोष कुपित थायछे.

### तत्र कस्यागन्तोः को निजो दोष इत्यपेक्षायामाह ।

कामशोकभयाद्वायुः क्रोधात्पित्तं त्रयो मलाः । भूताभिषङ्गात् कुप्यन्ति भूतसामान्यलक्षणाः ॥

कामशोकभयात् । कामशोकभयजादागन्तोः वायुः कुप्यति । क्रोधात् तु क्रोधजादागन्तोः पित्तं प्रकुप्यति । भूताभिषङ्गात् भूतावेशजादागन्तोः त्रयो मला दोषाः कुप्यन्तीत्यर्थः । भूतसामान्यलक्षणाः । भूतस्य भूतलक्षणस्य सामान्यं समानता येषां तानि भूतसामान्यानि लक्षणानि येषां ते भूतसामान्यलक्षणाः मलाः ॥

काम शोक के भयथी थएला आगंतुज्वरथी वायु कुपित थायछे. क्रोधथी थएला आगंतुज्वरथी पित्त प्रकुपित

થાયછે અને ભૂતના આવેશથી થએલા આગંતુજ્વરથી ત્રણે મળ કે જેઓ ભૂતના જેવાંજ લક્ષણોવાળા છે તેઓ પ્રકુપિત થાયછે.

## કારણોના ભેદને લીધે આગંતુજ્વરોનાં નોખ નોખાં લક્ષણો.

## अथागन्तुज्वराणां हेतुभेदेन लक्षणभेदानाह ।

श्यावास्यताविषकृते तथातीसार एव च। भक्तारुचिः पिपासा च तोदश्च सह मूर्छया ॥

विषकृते स्थावरजङ्गमविषभक्षणकृते ज्वरे मुखस्य श्यावः शुक्लानुविद्धः कृष्णो वर्णः श्यामवर्णो वा ॥ अतीसारः स्थावरविषेणैव तस्याधोगामित्वात् । तोदः सूचीव्यधनेनेव व्यथा ॥

औषधीगन्धजे मूर्छा शिरोरुग्वमथुस्तथा । कामजे चित्तविभ्रंशस्तन्द्रालस्यमभोजनम् ॥ हृदये वेदना चास्य गात्रञ्च परिशुष्यति ॥

कामजे समीहितकान्ताद्यप्राप्तिनिमित्तके ज्वरे । चकाराद्वाग्भटोक्तान्यपि लक्षणानि बोद्धव्यानि ॥ तानि यथा । कामाद् भ्रमोऽरुचिर्दाहो ह्रीनिद्राधीधृतिक्षय इति ॥

मूर्छाङ्गमर्दौ तृड्नेत्रचापल्यं कुचवक्षयोः । स्वेदश्च हृदि दाहश्च स्त्रीणां कामज्वरे भवेत् ॥ वालकं शतपत्राणि गन्धसारमुशीरकम् । चोचधानेयकं मांसी क्वाथः कामज्वरापहः ॥ सन्ध्यायां संस्तरः कार्यः सुगन्धैः कुसुमैर्भृशम् । क्रीडनीयं स्वकान्तेन सह रात्रौ तया स्त्रिया ॥

इदमपि कुत्रापि कथितम् ॥

भयात् प्रलापः शोकाच्च भवेत् कोपाच्च वेपथुः ॥

भयात् भयजे ज्वरे प्रलापः शोकाच्च चकारेण प्रलाप एवानुकृष्यते । कोपाच्च वेपथुर्भवति । ननु वेपथुर्वातस्य धर्मस्तत्कथं क्रोधजे ज्वरे वेपथुः॥ उच्यते । एकः प्रकुपितो दोष इतरानपि कोपयेदिति वचनात् । पित्तकोपितवातजन्य एवात्र वेपथुः। क्रोधाद्वायुरपि भवति। यत उक्तं विदेहेन॥

क्रोधशोकौ स्मृतौ वातपित्तरक्तप्रकोपनाविति । भूताभिषङ्गादुद्वेगो हास्यरोदनकम्पनम् ॥ केचिद् भूताभिषङ्गोत्थं ब्रुवते विषमज्वरम् ॥

भूताभिषङ्गोत्थो विषमज्वरो भवति । कदाचिद्वेगवान् । कदाचिच्छान्तवेग इत्यर्थः ।

अभिचाराभिशापाभ्यां मोहस्तृष्णा च जायते ॥

तृष्णा चेति चकारेण हारीतानुवादि वाग्भटोक्तञ्च बोद्धव्यम् । तद्यथा ॥

तत्राभिचारिकैर्मन्त्रैर्हूयमानस्य तप्यते । पूर्वं मनस्ततो देहस्ततो विस्फोटतृड्भ्रमैः ॥ सदाहमूर्छाग्रस्तस्य प्रत्यहं वर्द्धते ज्वर इति ॥

સ્થાવર અથવા જંગમ ઝેરનું ભક્ષણ કરવાથી થએલા જ્વરમાં મોહોડું કાળું અથવા કાંઇક સફેદ અંશવાળું કાળું થાયછે, જાણે સોઇઓ ભોંકાતી હોય એવી વ્યથા થાયછે, અન્ન ઉપર અરુચિ

થાયછે, તરશ લાગેછે અને મૂર્છા આવેછે. અતીસાર તો સ્થાવર વિષનું ભક્ષણ કરવાથીજ થાયછે કારણ કે તે વિષ નીચેના ભાગમાં ગતિ કરનાર છે.

ઔષધીના ગંધથી પ્રાપ્ત થએલા જ્વરમાં મૂર્છા, માથામાં વ્યથા તથા વમન થાયછે.

કામથી પ્રાપ્ત થએલા જ્વરમાં ચિત્તનો વિભ્રંશ, તંદ્રા, આલસ્ય, અભોજન, છાતીમાં વેદના અને ગાત્રમાં શોષ થાયછે. અત્યંત ઇચ્છેલ સ્ત્રી આદિ પદાર્થ પ્રાપ્ત ન થવાથી જે જ્વર આવેછે તે કામથી પ્રાપ્ત થએલો જ્વર કેહેવાયછે. કામજ્વરવિષેના મૂલશ્લોકમાં 'च' છે તે ઉપરથી વાગ્ભટે કહેલાં કામજ્વરનાં લક્ષણોનો પણ સગ્રહ થાયછે. વાગ્ભટે કહ્યું છે કે 'કામથી ભ્રમ, અરૂચિ, દાહ, લાજનો ક્ષય, નિદ્રાનો ક્ષય, બુદ્ધિનો ક્ષય અને ધીરજનો ક્ષય થાયછે. સ્ત્રીઓને કામજ્વર થયો હોય ત્યારે મૂર્છા, અંગોનું ભાંગવું, તરશ, નેત્રમાં ચપલતા, સ્તનમાં ચપલતા, મોહોડામાં ચપલતા, પસીનો અને હૃદયમાં દાહ થાયછે. વાળો, કમળ, ચંદન, કાળોવાળો, તજ, ધાણા, અને જટામાંસી એઓનો ક્વાથ કામજ્વરને મટાડે છે. 'જને કામજ્વર પ્રાપ્ત થયો હોય તે સ્ત્રીએ સાયંકાલે અત્યત સુગધી પુષ્પોની શય્યામાં સુવું અને રાતે પોતાના પ્યારાની સાથે ક્રીડા કરવી.' એમ પણ કોઇ ગ્રથમાં કહ્યુછે.

ભયથી અથવા શોકથી પ્રાપ્ત થએલા જ્વરમાં પ્રલાપ થાયછે અને ક્રોપથી પ્રાપ્ત થએલા જ્વરમાં કપ થાયછે.

શકા—કંપ તો વાયુનો ધર્મ છે તે છતાં ક્રોપથી ઉત્પન્ન થએલા જ્વરમાં કંપ થવો કેમ સંભવે?

સમાધાન—'પ્રકોપ પામેલો એક દોષ બીજા દોષોને પણ પ્રકુપિત કરેછે' એ વચન પ્રમાણે કોપજ્વરમાં પિત્તથી પ્રકોપ પામેલા વાયુથીજ કંપ થાયછે. કોપથી વાયુ પણ થાયછે. કારણ કે વિદેહે કહ્યું છે કે "ક્રોધ અને શોક એઓ વાયુને, પિત્તને તથા રૂધિરને પ્રકુપિત કરનારા કેહેવામાં આવેછે."

ભૂતના આવેશથી પ્રાપ્ત થએલા જ્વરમાં ઉદ્વેગ, હસવું, રોવું અને કંપ થાયછે. કેટલાએક કેહેછે કે "ભૂતના આવેશથી વિષમજ્વર થાયછે એટલે તે જ્વર કોઈ સમયે વેગવાળો અને કોઈ સમયે શાંત વેગવાળો થાયછે.

અભિચારથી કે અભિશાપથી થએલા જ્વરમાં મોહ અને તરશ ઉત્પન્ન થાયછે. મૂલશ્લોકમાં 'च' છે તે ઉપરથી હારીત સંહિતાને મળતાં વાગ્ભટે કહેલાં લક્ષણોનો પણ સંગ્રહ થાયછે. વાગ્ભટે કહ્યું છે કે "અભિચારસંબંધી મંત્રોથી હોમ કરવામાં આવતાં પ્રથમ મન તપે છે, તે પછી વિસ્ફોટકથી તૃષ્ણાથી અને ભ્રમથી દેહ તપેછે અને દાહવાળી મૂર્છાથી ઘેરાએલા તે પ્રાણીને દિવસે દિવસે જ્વર વધતો આવેછે.

### આગંતુ જ્વરોની ચિકિત્સા.

### अथ तेषां चिकित्सा ।

आगन्तुजे ज्वरे नैव नरः कुर्वीत लङ्घनम् । तथा च वाग्भटः । शुद्धवातक्षयागन्तुजीर्णज्वरिषु लङ्घनम् ॥
नेष्यत इति संबंध । अन्यच्च ॥
लङ्घनं न हितं कामशोकचिन्ताभ्र-

द्वारजे । भयभूतश्रमक्रोधलङ्घनैश्च कृते ज्वरे ॥ किन्त्वग्नौ दीपिते तत्र दद्यात् मांसरसौदनम् । अभिघातज्वरे युञ्ज्यात् क्रियामुष्णविवर्जिताम् ॥ कषायं मधुरं स्निग्धं यथादोषमथापि च। अभिघातज्वरो नश्येत्पानाभ्यङ्गेन सर्पिषः ॥ रक्तावसेकैर्मेध्यैश्च तथा मांसरसौदनैः ॥

मेध्यैर्मेधायै हितैः ॥

व्यधबन्धश्रमात्यध्वभङ्गभ्रंशसमुद्भवान् । ज्वरानुपाचरेत्पूर्वं क्षीरमांसरसौदनैः ॥

व्यधः ताडनं कर्णादि वेधो वा। भङ्गः छेदभेदादिकः । भ्रंशो वृक्षादितः पतनम् ॥

अध्वश्रान्तेषु वाभ्यङ्गं दिवानिद्राश्च कारयेत् । औषधीगन्धविषजौ विषपित्तप्रबाधनैः ॥ जयेत्कषायैर्मतिमान् सर्वगन्धकृतैर्भिषक् । सर्वगन्धमाह ॥ चातुर्ज्जातककर्पूरं कक्कोलागुरुकुङ्कमम् । लवङ्गसहितञ्चैव सर्वगन्धं विनिर्दिशेत् ॥ क्रोधजे पित्तजित्कार्यं धार्यं सद्वाक्यमेव च ॥ आश्वासेनेष्टलाभेन वायोः प्रशमनेन च । हर्षणैश्च शमं यान्ति कामक्रोधभयज्वराः ॥ कामैरथ मनोज्ञैश्च पित्तघ्नैश्चाप्युपक्रमैः । सद्वाक्यैश्च शमं याति ज्वरः क्रोधसमुत्थितः ॥

कामैः कामविषयैः । मनोज्ञैः धिक्कारादिभिर्भयजनकवचनैर्वा ॥

कामात् क्रोधज्वरो नश्येत् क्रोधात्कामज्वरस्तथा । घातिताभ्यामुभाभ्याञ्च कामक्रोधज्वरक्षयः ॥

घातिताभ्यामुभाभ्यां मनसि निगृहीताभ्यां कामक्रोधाभ्याम् ॥

भूतविद्यासमुद्दिष्टैर्बन्धावेशनताडनैः ॥ जयेद्भूताभिषङ्गोत्थं मनःशान्त्या च मानसम् ॥

ताडनैरित्यस्य स्थाने केचित्पूजनैरिति पठन्ति ॥

सहदेवाया मूलं विधिना कण्ठे निबद्धमपहरति। एकद्वित्रिचतुर्भिर्दिवसैर्भूतज्वरं पुंसाम् ॥ अभिचाराभिशापोत्थौ ज्वरौ होमादिभिर्ज्जयेत् । दानस्वस्त्ययनातिथ्यैरुत्पातग्रहदुष्टजौ ॥

इत्यागन्तुज्वराधिकारः ॥

આગંતુજ જ્વરમાં માણસે લંધન કરવું જ નહી. વાગ્ભટે કહ્યું છે કે "શુદ્ધ વાતજ્વર, ક્ષયજ્વર, આગંતુજ્વર અને જીર્ણજ્વર એઓમાં લંધન કરવું યોગ્ય નથી." બીજું પણ કહ્યું છે કે "કામથી, શોકથી, ચિંતાથી, પ્રહારથી, ભયથી, ભૂતથી, શ્રમથી, ક્રોધથી કે લંઘનથી થએલા જ્વરમાં લંઘન કરવું સારૂં નથી. એવા જ્વરોમાં અગ્નિને પ્રદીપ્ત કરીને માંસના રસાવાળો ભાત ખાવા દેવો.

અભિઘાતથી થએલા જ્વરમાં ઉષ્ણતાવગરની ક્રિયા કરવી અને કષાય, મધુર તથા સ્નિગ્ધ વસ્તુઓનો ઉપયોગ કરાવવો તથા દોષોને અનુસરીને પણ ક્રિયા કરવી. ઘી પીવાથી, ઘીનો અભ્યંગ કરવાથી, લોહી કઢાવવાથી તથા બુદ્ધિનું હિત કરનારા માંસના રસવાળા ભાતોનો ઉપયોગ કરવાથી અભિઘાતજ્વરનો નાશ થાયછે. માર વાગવાથી, કાન વગેરે વીંધાવાથી, શ્રમથી, બહુ પંથ

કર્યાથી, છેદભેદ આદિથી કે ઝાડ વગેરે ઉપરથી પડવાથી થએલા જ્વરોનો પ્રથમ દુધ અને માંસના રસવાળા ભાતોથી ઉપચાર કરવો.

બહુ પંથ કરવાના શ્રમથી જેઓને જ્વર આવ્યો હોય તેઓને તેલથી અભ્યંગ કરાવવો અને દિવસની નિદ્રા કરાવવી.

ઔષધીના ગંધથી કે ઝેરથી આવેલા જ્વરોને બુદ્ધિમાન વૈદ્યે વિષનો તથા પિત્તનો નાશ કરનારા સર્વ ગંધના ક્વાથોથી જીતવા.

તજ, તમાલપત્ર, એળચી, નાગકેસર, કપૂર, ચણકબાબ, અગર, કેસર અને લવંગ એ સર્વ મળીને સર્વ ગંધ કહેવાયછે.

ક્રોધથી જ્વર પ્રાપ્ત થયો હોય તો પિત્તને મટાડનારી ક્રિયા કરવી અને મહાત્માઓનાં વચનોનો અંગીકાર કરવો. કામથી, ક્રોધથી અથવા ભયથી થએલા જ્વરો આશ્વાસન કરવાથી, ઇષ્ટવસ્તુના લાભથી, વાયુનું શમન કરવાથી અને હર્ષ ઉપજાવવાનાં સાધનો કરવાથી શાંત થાયછે. ક્રોધથી થએલો જ્વર ઇષ્ટ વિષયોથી ધિક્કાર આદિથી, ભયને ઉત્પન્ન કરનારાં વચનોથી અને પિત્તને તોડનારા ઉપક્રમોથી પણ શાંત થાયછે. ક્રોધથી થએલો જ્વર સારાં વાક્યોથી પણ શાંત થાયછે.

કામથી ક્રોધજ્વરનો નાશ થાયછે અને ક્રોધથી કામજ્વરનો નાશ થાયછે. કામ અને ક્રોધ એ બન્નેનો મનમાં નિગ્રહ કરવામાં આવેતો કામજ્વરનો તથા ક્રોધજ્વરનો પણ ક્ષય થાયછે.

ભૂતના આવેશથી પ્રાપ્ત થએલાં જ્વરને ભૂતવિદ્યામાં કહ્યા પ્રમાણે બંધન, બેસાડીમુકવું તથા મારમારવો ઇત્યાદિક ઉપાયોથી જીતવો અને મનના જ્વરને મનની શાંતિથી જીતવો. મૂલશ્લોકમાં 'ताडनैः' ને બદલે 'पूजनैः' એ પાઠપણ કેટલાએક ભણેછે તો એ પક્ષમાં બંધન, બેસાડીમુકવું તથા યોગ્ય દેવનું પૂજનકરવું ઇત્યાદિક ઉપાયોથી ભૂતજ્વરને જીતવો એમ સમજવું.

ખપાટનું મૂળ વિધિપ્રમાણે ગળામાં બાંધવામાં આવેતો તે મૂળ માણસોના ભૂતજ્વરને એક, બે, ત્રણ કે ચાર દિવસમાં મટાડી નાખેછે.

અભિચારથી કે અભિશાપથી ઉત્પન્ન થએલા જ્વરોને હોમ આદિ ક્રિયાઓથી જીતવા અને ઉત્પાતથી કે ગ્રહોના દોષથી થએલા જ્વરોને દાનોથી, સ્વસ્તિવાચનોથી તથા અતિથિઓનાં પૂજનોથી જીતવા.

**આગંતુજ્વરનો અધિકાર સંપૂર્ણ થયો.**

---

## વિષમજ્વરનો અધિકાર.

### વિષમજ્વરની નિદાનપૂર્વક સંપ્રાપ્તિ.

**अथ विषमज्वराधिकारमाह ।**

**तत्र विषमज्वरस्य निदानकथनपूर्विकां संप्राप्तिमाह ।**

दोषोऽल्पोऽहितसम्भूतो ज्वरोत्सृष्टस्य वा पुनः । धातुमन्यतमं प्राप्य करोति विषमज्वरम् ॥

अयमर्थः ज्वरोत्सृष्टस्य ज्वरेण त्यक्तस्य । सन्निकृष्टहेतुमाह । दोषः अल्पः ज्वरमुक्तस्य स्वल्पोऽपि । विप्रकृष्टहेतुमाह ।

अहितमाहारविहारादि तेन सम्भूतः । सम्पूर्णो जातः ॥ अन्यतमन्धातुं रसरक्तादिकम् । प्राप्य दूषयित्वा पुनर्विषमं ज्वरं करोति । ज्वरोत्सृष्टस्य वेति वाशब्देनेति बोध्यते । प्रथमतोपि विषमज्वरो भवति । यत उक्तम् । आरम्भाद्विषमो यस्तु इति ॥

જ્વરે છોડી દીધેલા માણસનો અવશેષ રહેલો સ્વલ્પદોષ પણ અહિત આહારવિહાર આદિના સેવનથી સંપૂર્ણ થઈ રસ તથા રૂધિર આદિ ધાતુઓમાના કોઇ ધાતુને દૂષિત કરીને પાછો વિષમજ્વરને ઉત્પન્ન કરેછે.

સ્વલ્પ દોષ વિષમજ્વરનો પાસેનો હેતુ છે અને અહિત આહારવિહાર આદિ દૂરના હેતુરૂપ છે એમ સમજવું. મૂલશ્લોકમાં 'वा' શબ્દ છે તેથી એમ સમજાયછે કે વિષમજ્વર આરંભથીજ એટલે બીજા પ્રકારનો જ્વર આવ્યાવિના કોઇને શરૂઆતથી પણ થાયછે. કહ્યુંછે કે "આરંભથીજ વિષમજ્વર પ્રાપ્ત થયો હોયતો તે જ્વર માણસને મારી નાખેછે."

## કયા ધાતુને દૂષિત કરી કયા વિષમજ્વરને ઉત્પન્ન કરેછે.

## कं धातुं दूषयित्वा कं विषमज्वरं करोति इत्यपेक्षयामाह ।

सन्ततं रसधातुस्थः सततं रक्तधातुगः । दोषः क्रुद्धो ज्वरं पुंसां सोऽन्येद्युः पिशिताश्रितः । मेदोगतस्तृतीयेऽन्हि अस्थिमज्जागतः पुनः ॥ कुर्याच्चातुर्थिकं घोरमन्तकं रोगसङ्करम् ॥

अन्तकमिव मारकत्वात् ॥

પ્રકોપ પામેલો દોષ માણસોના રસમાં રહ્યો હોયતો સંતતજ્વરને ઉત્પન્ન કરેછે, રૂધિરમાં રહ્યો હોયતો સતતજ્વરને ઉત્પન્ન કરેછે, માંસમાં રહ્યો હોયતો અન્યેદ્યુષ્કજ્વરને ઉત્પન્ન કરેછે, મેદમાં રહ્યો હોયતો તૃતીયજ્વરને ઉત્પન્ન કરેછે અને અસ્થિમાં કે મજ્જામાં રહ્યો હોયતો ચાતુર્થિકજ્વર કે જે રોગોના સમૂહરૂપ, ઘોર અને કાળની પેઠે પ્રાણ લેનાર છે તેને ઉત્પન્ન કરેછે.

## વિષમજ્વરનું સામાન્યલક્ષણ.

## अथ विषमज्वरस्य सामान्यं लक्षणमाह ।

यः स्यादनियतात् कालात् शीतोष्णाभ्यां तथैव च । वेगतश्चापि विषमो ज्वरः स विषमः स्मृतः ॥

यस्त्वनियतात् कालात् स्यादित्यस्यायमर्थः । यथा वातिको ज्वरः सप्त दिनानि पैत्तिको दश दिनानि श्लैष्मिको द्वादश दिनानि दोषाणां प्राबल्यैर्वातिकश्चतुर्दश दिनानि पैत्तिको विंशति दिनानि श्लैष्मिकश्चतुर्विंशति दिनानि स्यात् । तथा विषमज्वरो नियतं कालं व्याप्य न स्यादित्यर्थः । शीतोष्णाभ्यां गुणाभ्यां स्यात् ॥

वेगतश्चापि विषमः कदाचिदतिवेगवान् । कदाचिच्छान्तवेगः ॥

જે જ્વર અનિયમિત કાલથી પ્રાપ્ત થતો હોય, શીતના કે ઉષ્ણના નિયમ વગરનો હોય અને વેગથી પણ વિષમ હોય તે વિષમજ્વર કહેવાયછે.

જેમ વાતજ્વર સાત દિવસ સુધી, પિત્તજ્વર દશ દિવસ સુધી, કફજ્વર બાર દિવસ સુધી અને દોષોની પ્રબલતા

હોયતો વાતજ્વર ચૌદ દિવસ સુધી, પિત્તજ્વર વીશ દિવસ સુધી અને કફ્જ્વર ચોવીશ દિવસ સુધી રેહેછે તેમ વિષમજ્વર નિયમિત કાલમાં રેહેતો નથી. એ જ્વરમાં શીત તથા ઉષ્ણ ગુણ પણ અનિયમિત રેહેછે. એ જ્વરનો વેગ પણ વિષમ હોયછે એટલે કોઇ સમયે અત્યંત હોયછે અને કોઇ સમયે શાંત પણ હોયછે.

## વિષમજ્વરના ભેદો.

**विषमज्वरस्य भेदानाह ।**

सन्ततः सततोऽन्येद्युस्तृतीयकचतुर्थकौ॥

વિષમજ્વરના સંતત, સતત, અન્યેદ્યુષ્ક, તૃતીયક અને ચાતુર્થિક એ પાંચ ભેદ છે.

## સંતતજ્વરનું લક્ષણ.

**तत्र सन्ततस्य लक्षणमाह ।**

सप्ताहं वा दशाहं वा द्वादशाहमथापि वा । सन्तत्या योऽविसर्गी स्यात् सन्ततः स निगद्यते ॥

विकल्पो वातिकादिभेदात् । सन्तत्या नैरन्तर्येण अविसर्गी अपरित्यागी ॥ ननु मुक्तानुबन्धित्वं विषमत्वमिति विषमलक्षणम् । तदत्र न घटत इति कथमयं विषमेषु पठति ॥ घटत एवेति न दोषः । यत उक्तं चरकेण ॥

विसर्गं द्वादशे कृत्वा दिवसे व्यक्तलक्षणम् । दुर्लभोपशमः कालं दीर्घमेवानुवर्त्तत इति ॥

यत्तु खरनादेनोक्तम् । ज्वराः पञ्च तु ये प्रोक्ताः पूर्वे सन्ततकादयः । चत्वारः सन्ततं हित्वा ज्ञेयास्ते विषमज्वरा इति ॥ तच्चिरेण त्यागाभिप्रायेण ॥

જે જ્વર સાત દિવસ સુધી, દશ દિવસ સુધી અથવા બાર દિવસ સુધી નિરંતર પણાથી રહી છોડેજ નહી તે સંતતજ્વર કેહેવાયછે.

સાત, દશ અને બાર દિવસનો વિકલ્પ કહ્યો તે વાત, પિત્ત અને કફના ભેદથી સમજવો.

શંકા—ઉતરી જઇને પાછો આવે એ વિષમજ્વરનું લક્ષણ છે તો એ લક્ષણ આ સંતતજ્વરમાં ઘટતું નથી તે છતાં સંતતજ્વરને વિષમજ્વરોમાં કેમ ગણ્યોછે?

સમાધાન—વિષમજ્વરનું લક્ષણ સંતતજ્વરમાં ઘટેજ છે માટે કશો દોષ નથી કારણ કે ચરકે કહ્યું છે કે "બારમે દિવસે ચોખી રીતે છોડી દઇને પછી લાંબા કાળ સુધી ચાલ્યા કરેછે અને ઉપશમ દુર્લભ થઈ પડેછે." 'પ્રથમ સંતત આદિ જે પાંચ જ્વરો કહ્યાછે તેઓમાં સંતતને છોડી દઇને બાકીના ચાર વિષમજ્વરો જાણવા.' એમ જે ખરનાદે કહ્યુંછે તે તો 'સંતતજ્વર લાંબે કાળે છોડેછે' એ અભિપ્રાયથી કહ્યુંછે એમ સમજવું.

## સતતજ્વરનું લક્ષણ.

**सततलक्षणमाह ।**

अहोरात्रे सततको द्वौ कालावनुवर्त्तते ॥

द्वौ कालौ अहन्येककालं रात्रावेककालम् । यतो दोषाणामहोरात्रे प्रत्येकं द्वौ द्वौ प्रकोपकालौ ॥ यत उक्तं वाग्भटेन।

'वयोऽहोरात्रिभुक्तानामन्तमध्यादिगाः क्रमात्' इति ॥

જે જ્વર એક અહોરાત્રમાં બે વખત આવે તે સતતજ્વર કેહેવાય છે. એ જ્વર બે વખત આવેછે એટલે એક વાર દિવસે આવેછે અને એક વાર રાતે આવેછે કારણ કે એક અહોરાત્રમાં પ્રત્યેક દોષોના પ્રકોપના સમય બબે છે.

વાગ્ભટે 'वयोहोरात्रिभुक्तानामंतमध्यादिगाः क्रमात्' इति એ શ્લોકમાં કહ્યુંછે કે "દિવસના અંતમાં વાયુ, મધ્યમાં પિત્ત અને આદિમાં કફ પ્રબલ થાયછે તેમજ રાત્રિના અંતમાં વાયુ, મધ્યમાં પિત્ત અને આદિમાં કફ પ્રબલ થાયછે."

## અન્યેદ્યુષ્ક જ્વરનું લક્ષણ.

अन्येद्युष्कलक्षणमाह ।

अन्येद्युष्कस्त्वहोरात्रादेककालं प्रवर्त्तते ।

एककालं दोषापेक्षया एककालमपि द्वितीयम् । प्रथमकाले हृद्येव दोषस्थितेः ॥

જે જ્વર અહોરાત્રમાં એક વખત આવે તે અન્યેદ્યુષ્ક કેહેવાયછે.

આ જ્વર દોષની અપેક્ષાથી અહોરાત્રમાં એક વખતજ આવેછે પણ તે પોતાના પ્રકોપના પેહેલા વખતને છોડીને બીજે વખતજ આવેછે એમ સમજવું. કારણ કે પેહેલા સમયમાં દોષની સ્થિતિ હૃદયમાંજ રહેછે.

## તૃતીય જ્વરનું તથા ચાતુર્થિક જ્વરનું લક્ષણ.

तृतीयकचतुर्थकयोर्लक्षणमाह ।

तृतीयकस्तृतीयेऽन्हि चतुर्थेऽन्हि चतुर्थकः ॥



तृतीयेऽह्नि इत्यागमनदिनं गृहीत्वा । यत उक्तम् ॥

दिनमेकमतिक्रम्य यो भवेत् स तृतीयकः । दिनद्वयन्त्वतिक्रम्य यः स्यात् स हि चतुर्थक इति ॥

ત્રીજે દિવસે આવે તે તૃતીયજ્વર (એકાંતરો) અને ચોથે દિવસે આવે તે ચાતુર્થિક (તરીયો) કેહેવાયછે.

ત્રીજે દિવસે આવેછે એટલે આવવાના દિવસને સાથે ગણતાં ત્રીજે દિવસે આવેછે અને ચોથે દિવસે આવેછે એટલે આવવાના દિવસને સાથે ગણતાં ચોથે દિવસે આવેછે એમ સમજવું. કારણ કે 'વચમાં એક દિવસને મુકીને જે જ્વર આવે તે તૃતીયક કેહેવાય અને વચમાં બે દિવસને મુકીને આવે તે જ્વર ચાતુર્થિક કેહેવાય' એમ કહેલું છે.

## દોષ કેવી રીતે ગતિ કરીને જ્વરોને ઉત્પન્ન કરેછે.

अत्राह सुश्रुतः ।

कफस्थानविभागेन यथासङ्ख्यं करोति हि । सततान्येद्युस्तृतीयचतुर्थकप्रलेपकान् ॥ अहोरात्रादहोरात्रात् स्थानात् स्थानं प्रपद्यते । दोष आमाशयं प्राप्य करोति विषमज्वरम् ॥

अयमर्थः । आमाशयोरःकण्ठशिरःसन्धयः पञ्च कफस्थानानि एषु तिष्ठन् दोषो यथासङ्ख्यं सततादीन् करोति ॥ तत्र आमाशये स्थितो दोषः सततं करोति द्वौ कालौ ॥ अहोरात्रे कालद्वये दोषप्रकोपात् ॥

हृदये स्थितो दोष आमाशयमागत्य अन्येद्युष्कं करोति । एककालं एकदैकस्मिन्ने-

वाहोरात्रे दोष आमाशयमागत्य अन्येद्युष्कं करोति । तत्र द्वौ दोषप्रकोपकालौ एकस्मिन् काले हृदये तिष्ठत्यपरस्मिन्नामाशय इति । कण्ठे स्थितो दोषोऽहोरात्रात् हृदयमायाति । तृतीये दिने आमाशयमागत्य *स्वप्रकोपकाले तृतीयकं ज्वरं करोति ॥* एककालं न तु द्वौ कालौ स्वभावात् । एवमेव शिरःस्थितो दोषो अहोरात्रात् कण्ठमायाति । ततः पुनरहोरात्रात् हृदयमायाति चतुर्थे दिने आमाशयमागत्य स्वप्रकोपकाले चतुर्थकं ज्वरं करोति ॥ एककालन्न तु द्वौ कालौ स्वभावादेव ॥ ननु दोषस्यागमनक्रमेण निजस्थानगमनक्रमात् कथं तृतीयचतुर्थदिवसयोर्ज्वरागमनम् । उच्यते ॥ दोषो हि प्रकोपसमये वेगं परिदर्श्य लाघवात् स्वस्थानन्तु वेगदिन एव याति । यत आह ॥

**दोषः प्रकोपकाले हि वेगवत्त्वेन लाघवात् । वेगवासर एवायं स्वस्थानमधिगच्छति ॥**

सन्धिषु स्थितः प्रलेपक करोति । सन्धयश्चामाशयेऽपि सन्ति तेषु स्थितः प्रलेपकं सर्वदा करोति ॥

**निवृत्तः पुनरायाति विषमो नियते दिने । स्वभावं कारणं तत्र मन्यन्ते मुनिपुङ्गवाः ॥**

આ વિષયમાં સુશ્રુત કેહેછે કે "કફનાં સ્થાનકોના વિભાગપ્રમાણે દોષ અનુક્રમે સતત, અન્યેદ્યુષ્ક, તૃતીય, ચાતુર્થિક અને પ્રલેપક નામના જ્વરોને ઉત્પન્ન કરેછે. દોષ કે જે એક એક અહોરાત્રે એક સ્થાનમાંથી બીજા સ્થાનમાં પ્રાપ્ત થાયછે તે પોતે અનુક્રમે આમાશયમાં આવીને વિષમજ્વરને ઉત્પન્ન કરેછે."

આ સુશ્રુતના વચનની સમજણ નીચે પ્રમાણે છે.

આમાશય, હૃદય, કંઠ, માથું અને સાંધાઓ એ પાંચ, કફનાં સ્થાનકો છે. એઓમાં રેહેતો દોષ અનુક્રમે સતત આદિ પાંચ જ્વરોને ઉત્પન્ન કરેછે.

એઓમાં આમાશયની અંદર રહેલો દોષ બે વખત આવનારા સતત જ્વરને ઉત્પન્ન કરેછે. કારણ કે એક અહોરાત્રમાં બે વાર તે દોષનો પ્રકોપ થાયછે.

હૃદયમાં રહેલો દોષ આમાશયમાં આવીને અહોરાત્રમાં એક વખત આવનારા અન્યેદ્યુષ્ક જ્વરને ઉત્પન્ન કરેછે. જો કે એક અહોરાત્રમાં દોષના પ્રકોપના સમય બે છે તોપણ એક સમયમાં દોષ હૃદયમાં રેહેછે તેથી જ્વરને ઉત્પન્ન નહી કરી શકતાં બીજા સમયમાં આમાશયમાં આવીને જ્વરને ઉત્પન્ન કરેછે. (દોષની સ્થિતિ આમાશયમાં હોય ત્યારેજ જ્વર થાયછે.)

કંઠમાં રહેલો દોષ એક અહોરાત્રે હૃદયમાં આવેછે અને હૃદયમાંથી બીજે અહોરાત્રે આમાશયમાં આવેછે એટલે ત્યાં આવીને પોતાના પ્રકોપના સમયોમાં એક સમયેજ તૃતીય (એકાંતરા) જ્વરને ઉત્પન્ન કરેછે. (જો કે એ દોષ આમાશયમાં એક અહોરાત્ર સુધી રેહેછે તોપણ તે અહોરાત્રના બે સમયમાં જ્વરને ઉત્પન્ન નહી કરતાં એક સમયમાંજ જ્વરને ઉત્પન્ન કરેછે એવો તેનો સ્વભાવ થાયછે.)

એ પ્રમાણેજ માથામાં રહેલો દોષ એક અહોરાત્રે કંઠમાં આવેછે, બીજે અહોરાત્રે હૃદયમાં આવેછે અને ત્રીજે અહોરાત્રે આમાશયમાં આવેછે એટલે ત્યાં આવીને પોતાના પ્રકોપના સમયોમાં એક સમયેજ ચાતુર્થિક (તરીયા) જ્વરને ઉત્પન્ન કરેછે. (જો કે એ દોષ આમાશયમાં એક અહોરાત્ર સુધી રેહેછે તોપણ તે અહોરાત્રના બે સમયમાં જ્વરને ઉત્પન્ન નહી કરતાં એક સમયમાંજ ઉત્પન્ન કરેછે એવો તેનો સ્વભાવ થાયછે.)

શંકા—દોષને તે તે સ્થાનકમાંથી આમાશયમાં આવતાં જેટલો વિલંબ લાગેછે તેટલોજ વિલંબ તે સ્થાનકે પાછું જવામાં પણ લાગવો જોઇએ તો એ હિસાબે ત્રીજે અને ચોથે દિવસે જ્વરની પ્રાપ્તિ થવી કેમ સંભવે?

સમાધાન—દોષ પ્રકોપના સમયમાં પોતાના વેગને દેખાડીને પાછો તેજ દિવસે ઝડપથી પોતાને ઠેકાણે જાયછે. કહ્યું છે કે "દોષ પોતાના પ્રકોપના સમયમાં વેગવાળો હોવાથી વેગને દિવસેજ તેજ ઝડપથી પાછો પોતાના સ્થાનકમાં પોહોંચી જાયછે."

સાંધાઓમાં રહેલો દોષ પ્રલેપક નામના જ્વરને ઉત્પન્ન કરેછે. સાંધાઓ આમાશયમાં પણ છે માટે તેઓમાં રહેલો દોષ પ્રલેપક જ્વરને સર્વદા કરેછે.

નિવૃત્તિ પામેલો વિષમજ્વર પાછો નિયમિત દિવસે આવેછે તેમાં તે દોષનો સ્વભાવજ કારણ રૂપ છે એમ મહાત્મા મુનિઓએ માનેલું છે.

## ચાતુર્થક વિપર્યય આદિ બીજા જ્વરો વિષે.

स्वभावस्य कारणत्वेन कफस्थानविभागनिरपेक्षाश्चतुर्थकादिविपर्यया अपि ज्वराः स्वस्वकाले प्रभवन्ति ॥

अधिशेते यथाभूमिं बीजं काले प्ररोहधि । अधिशेते तथा धातून् दोषः काले प्रकुप्यति ॥

### सुश्रुतोऽप्याह ।

सचापि विषमो देहं न कदाचित् प्रमुञ्चति । ग्लानिगौरवकार्श्येभ्यः स यस्मान्न प्रमुच्यते । वेगे तु समतिक्रान्ते गतोऽयमिति लक्ष्यते । धात्वन्तरेषु लीनत्वात् सौक्ष्म्यान्नैवोपलभ्यते ॥

દોષોના સ્વભાવનુંજ કારણપણું હોવાને લીધે ઉપર કહેલાં કફનાં સ્થાનકોના વિભાગોની અપેક્ષા રાખ્યા વગર પણ ચાતુર્થક વિપર્યય આદિ બીજા વિષમ જ્વરો પોતપોતાના સમયમાં પ્રકટ થાયછે.

જેમ બીજ પૃથ્વીમાં રેહેછે અને તે બીજ સમય પ્રાપ્ત થતાં ઊગેછે તેમ દોષ ધાતુઓમાં રેહેછે અને પોતાનો સમય પ્રાપ્ત થતાં પ્રકોપ પામેછે.

સુશ્રુતે પણ કહ્યું છે કે "એ વિષમજ્વર કદી પણ દેહને મુકતો નથી. કારણ કે વિષમજ્વરવાળો માણસ ગ્લાનિથી, ભારેપણાથી અને દુર્બલપણાથી મુક્ત થતો નથી. વેગ ટળી જાય ત્યારે જ્વર જતો રહ્યો જણાયછે પણ જતો નહી રેહેતાં બીજા ધાતુઓમાં છુપાઈ જાયછે કે જેથી સૂક્ષ્મપણાને લીધે પ્રત્યક્ષ માલુમ પડતો નથી.

## બે દોષની ઉલ્વણતાવાળા તૃતીય જ્વરનું લક્ષણ.

## द्विदोषोल्बणस्य तृतीयकस्य लक्षणमाह ।

कफपित्तात् त्रिकग्राही पृष्ठाद्वातकफात्मकः । वातपित्ताच्छिरोग्राही त्रिविधः स्यात् तृतीयकः ॥

त्रिकग्राही वेदनया त्रिकं गृह्णातीत्यर्थः । वातकफात्मकः पृष्ठात् व्यथया पृष्ठं व्याप्य भवतीत्यर्थः । ल्यब्लोपे कर्मण्यधिकरणे चेति सूत्रेण पञ्चमी ॥

કફ તથા પિત્ત એ બે દોષની ઉલ્વણતાવાળો તૃતીય જ્વર વેદનાથી બરડાના પ્રાંત ભાગને પકડેછે. વાયુ તથા કફ એ બે દોષની ઉલ્વણતાવાળો તૃતીય જ્વર વેદનાથી પીઠમાં વ્યાપીને ઉત્પન્ન થાયછે. વાયુ તથા પિત્ત એ બે દોષની ઉલ્વણતાવાળો તૃતીય જ્વર વેદનાથી માથાને પકડેછે. એમ તૃતીય જ્વર (એકાંતરો તાવ) ત્રણ પ્રકારનો થાયછે. મૂલ શ્લોકમાં 'पृष्ठात्' એ પદમાં જે પંચમી વિભક્તિ છે તે ल्यब्लोपेकर्मण्यधिकरणेच એ વાર્તિક પ્રમાણે કર્મ અર્થમાં કરેલીછે.

## કફથી ઉલ્વણ, વાયુથી ઉલ્વણ અને પિત્તથી ઉલ્વણ ચાતુર્થક જ્વરનું લક્ષણ.

## कफोल्बणस्य वातोल्बणस्य पित्तोल्बणस्य च चतुर्थकस्य लक्षणमाह ।

चतुर्थको दर्शयति स्वभावं त्रिविधं ज्वरः ॥ जङ्घाभ्यां श्लैष्मिकः पूर्वं शिरसोऽनिलसम्भवः । मध्यकायं तु गृह्णाति पूर्वं यस्तु स पित्तजः ॥

श्लैष्मिकः श्लेष्मोल्बणः । तथा अनिलसम्भवो वातोल्बणः सन्ततादीनां त्रिदोषजत्वम् । यत उक्तं चरके । 'प्रायशः सन्निपातेन पञ्च स्युर्विषमज्वराः' इति । प्रायशो ग्रहणादेकदोषजा द्विदोषजा अपि भवन्तीति जैज्जटः ॥ पूर्वं प्रथमं जङ्घाभ्याम् व्यथया जङ्घे व्याप्य पश्चात् सकलं शरीरं व्याप्नोति । एवमुल्बणवातजातः शिरसः पूर्वं व्यथया शिरो व्याप्य सकलं शरीरं व्याप्नोतीत्यर्थः ॥

ચાતુર્થક જ્વર ત્રણ પ્રકારનો પોતાનો સ્વભાવ દેખાડે છે. જો કફની ઉલ્વણતાવાળો હોય તો પ્રથમ વેદનાથી પીંડીઓમાં વ્યાપીને પછી સઘળા શરીરમાં વ્યાપ્ત થાયછે. જો વાયુની ઉલ્વણતાવાળો હોય તો પ્રથમ વેદનાથી માથામાં વ્યાપીને પછી સઘળા શરીરમાં વ્યાપ્ત થાયછે અને જો પિત્તની ઉલ્વણતાવાળો હોય તો પ્રથમ વેદનાથી કાયાના મધ્યભાગને પકડેછે.

ચરકમાં કહ્યું છે કે "પાંચે વિષમજ્વરો ઘણું કરીને સન્નિપાતથી થાયછે" તે ઉપરથી સંતતઆદિ જ્વરો ત્રણે દોષથી થાયછે એમ સમજાય છે. આ વિષયમાં જૈજ્જટ કેહેછે કે "ચરકના વચનમાં 'ઘણું કરીને' એમ કહ્યુંછે માટે સંતતઆદિ વિષમજ્વરો એક દોષથી અને બે દોષથી પણ થાયછે એમ સમજવું."

## ચાતુર્થક વિપર્યય આદિ બીજા વિષમ જ્વરોનાં લક્ષણો.

**विषमज्वर एवान्यश्चातुर्थकविपर्ययः । अस्थिमज्जागतो दोषश्चतुर्थकविपर्ययः ॥ जायते भिषजा ज्ञेयो विषमज्वर एव सः ॥**

अन्यः सन्ततादिपञ्चकादपरः चातुर्थकविपर्ययाख्यो ज्वरः सोऽपि विषमज्वर एव वैद्येन ज्ञातव्यः । स किं धातुस्थ इत्यपेक्षयामाह । अस्थीत्यादि । तस्य चातुर्थकविपर्ययस्य लक्षणमाह ।

**स मध्ये ज्वरयत्यह्नी आद्यन्ते च विमुञ्चति ॥**

चतुर्थकविपर्यय इत्युपलक्षणम् । सन्ततादिविपर्ययोऽपि बोद्धव्यः । यथा अहोरात्रे द्वौ कालौ मुञ्चति शेषं सर्वमहोरात्रं तिष्ठतीति सततविपर्ययः । अहोरात्रे एककालं मुञ्चति शेषं सर्वमहोरात्रं तिष्ठतीति अन्ये द्युष्कविपर्ययः ॥ एते विषमज्वरोपलक्षकास्तेन अन्ये रात्रिज्वरादयोऽपि विषमज्वरा बोद्धव्याः । यथा ॥

**समौ वातकफौ यस्य क्षीणपित्तस्य देहिनः । रात्रौ प्रायो ज्वरस्तस्य दिवा हीनकफस्य तु ॥** प्रायः बाहुल्येन ॥

સંતત આદિ પાંચ વિષમજ્વરોથી જુદો જે ચાતુર્થક વિપર્યય નામનો જ્વર છે તેને પણ વૈદ્યે વિષમજ્વરજ સમજવો. એ વિષમજ્વર અસ્થિમાં તથા મજ્જામાં રહેલા દોષથી થાયછે. જે જ્વર વચલા બે દિવસમાં આવે અને આદિના તથા અંતના દિવસમાં ન આવે એટલે તરીયા તાવથી વિપરીત પ્રકારનો હોય તે જ્વર ચાતુર્થકવિપર્યય કેહેવાય છે.

જેમ ઉપર લખ્યા પ્રમાણે તરીયા તાવથી વિપરીત પ્રકારવાળો ચાતુર્થકવિપર્યય નામનો જ્વર છે તેમ સતતઆદિ જ્વરોથી વિપરીત પ્રકારવાળા બીજા જ્વરો પણ સમજવા. જેમ કે એક અહોરાત્રમાં બે વખત છોડી દીયે અને બાકી તે સઘળા અહોરાત્રમાં રહે તે સતતવિપર્યય અને એક અહોરાત્રમાં એક વખત છોડી દીયે અને બાકી તે સઘળા અહોરાત્રમાં રહે તે અન્યેદ્યુષ્કવિપર્યય કેહેવાયછે.

આ કેહેવું પણ એક ઉપલક્ષણ માત્ર છે માટે તે ઉપરથી રાત્રિજ્વરઆદિ બીજા વિષમજ્વરો પણ સમજી લેવા. કહ્યુંછે કે "જે માણસને વાયુ તથા કફ સમ હોય અને પિત્ત ક્ષીણ હોય તે માણસને ઘણું કરીને રાતે જ્વર પ્રાપ્ત થાયછે. અને જે માણસને વાયુ તથા પિત્ત સમ હોય અને કફ ક્ષીણ હોય તે માણસને ઘણું કરીને દિવસે જ્વર પ્રાપ્ત થાયછે."

## સતત આદિ જ્વરોમાં કોઇ માણસને પ્રથમ ટાઢ આવેછે અને કોઇ માણસને પ્રથમ દાહ થાયછે તેનું કારણ.

**सन्ततादीनां शीतपूर्वत्वे दाहपूर्वत्वे च हेतुमाह ।**

'त्वक्स्थौ श्लेष्मानिलौ शीतमादौ जनयतो ज्वरम् । तयोः प्रशान्तयोः पित्तमन्ते दाहं करोति च ॥

शीत शीतसहितम् । प्रशान्तयोः प्रशान्तवेगयोः अन्त अभ्यन्तरे ॥

**करोत्यादौ तथा पित्तं त्वक्स्थं दाहमतीव च। तस्मिन् प्रशान्ते त्वितरौ कुरुतः शीतमन्ततः ॥**

अन्ततः हस्तपादादितः ॥

ત્વચામાં રહેલા કફ તથા વાયુ પ્રથમ શીતવાળા જ્વરને ઉત્પન્ન કરેછે અને પછી તેઓનો વેગ શાંત થતાં પિત્ત અંદર દાહને ઉત્પન્ન કરેછે.

તેમજ ત્વચામાં રહેલું પિત્ત પ્રથમ અત્યંત દાહને ઉત્પન્ન કરેછે અને પછી પિત્તનો વેગ શાંત થતાં કફ અને વાયુ હાથ પગ આદિ ભાગોમાં શીતને ઉત્પન્ન કરેછે.

## આરંભમાં શીતવાળા તથા આરંભમાં દાહવાળા એ બે જ્વરો ત્રણે દોષોથી થવા વિષે.

## शीतदाहादिज्वरयोस्त्रिदोषजत्वमाह ।

**द्वावेतौ दाहशीतादी ज्वरौ संसर्गजौ स्मृतौ । दाहपूर्वस्तयोः कष्टः सुखसाध्यतमोऽपरः ॥**

ससर्गजौ सान्निपातिकौ । कष्ट कष्टसाध्यः ॥

આરભમાં દાહવાળા તથા આરંભમાં શીતવાળા એ બે જ્વરો ત્રણે દોષોથી એટલે સન્નિપાતથી થાયછે. એઓમાં આરભે દાહવાળો જ્વર કષ્ટ સાધ્ય છે અને આરભે શીતવાળો જ્વર સુખ સાધ્ય છે.

## અન્ય પ્રકારનો વિષમજ્વર.

## विषमज्वरविशेषमाह ।

**विदग्धेऽन्नरसे देहे श्लेष्मपित्ते व्यवस्थिते । तेनार्द्धं शीतलं देहमर्द्धमुष्णं प्रजायते ॥**

अन्नरसे विदग्धे आहारजे रसे दुष्टे देहे श्लेष्मपित्ते व्यवस्थिते दुष्टे स्थिते । तेन हेतुना शीतलं कफेन उष्णं पित्तेन अर्द्धत्वं चार्द्धनारीश्वराकारेण नरसिंहाकारेण वा ॥

**काये दुष्टं यदा पित्तं श्लेष्मा चान्ते व्यवस्थितः। तेनोष्णत्वं शरीरस्य शीतत्वं हस्तपादयोः ॥** अन्ते-हस्तपादादौ ॥

**काये श्लेष्मा यदा दुष्टः पित्तं चान्ते व्यवस्थितम् । शीतत्वं तेन गात्रे स्यादुष्णत्वं हस्तपादयोः ॥**

આહારથી થએલો રસ દુષ્ટ થતાં દેહમાં કફ તથા પિત્ત દુષ્ટ થઇને રેહેછે તે કારણથી અરધું શરીર શીત થાયછે અને અરધું શરીર ઉષ્ણ થાયછે.

જેમ અર્દ્ધનારીશ્વરના શરીરનું એક ફાડીયું સ્ત્રીરૂપ છે અને બીજું ફાડીયું પુરૂષરૂપ છે તેમ આ જ્વરવાળાના શરીરનું એક ફાડીયું શીત થાયછે અને બીજુ ફાડીયું ઉષ્ણ થાયછે અથવા જેમ નૃસિંહજીના સ્વરૂપના ઉપરના તથા નીચેના બે ભાગોમાં એક ભાગ મનુષ્યરૂપ છે અને એક ભાગ સિંહરૂપ છે તેમ આ જ્વરવાળાના શરીરના ઉપરના તથા નીચેના બે ભાગોમાં એક ભાગ શીત થાયછે અને એક ભાગ ઉષ્ણ થાયછે.

જો દુષ્ટ થએલુ પિત્ત કાયામાં રહ્યું હોય અને દુષ્ટ થએલો કફ હાથ પગ

આદિમાં રહ્યો હોય'તો કાયા ઉની રેહેછે અને હાથ પગ શીતલ રેહેછે.

જો દુષ્ટ થએલો કફ કાયામાં રહ્યો હોય અને દુષ્ટ થએલું પિત્ત હાથ પગ આદિમાં રહ્યું હોય તો કાયા શીતલ રેહેછે અને હાથ પગ ઊના રેહેછે.

## પ્રલેપક કે જે એક જાતનો વિષમજ્વર છે તેનું લક્ષણ.

## विषमज्वरविशेषस्य प्रलेपकस्य लक्षणमाह ।

प्रलिपन्निव गात्राणि घर्मेण गौरवेण च । मन्दज्वरविलेपी च स शीतः स्यात् प्रलेपकः ॥

गौरवेण उपलक्षितः । मन्दज्वरविलेपी मन्दवेगस्य सदा सम्बन्धोऽस्यास्तीति मन्दज्वरविलेपी ॥ अयं विषमज्वरः । तथा च सुश्रुतः ॥ "प्रलेपकाख्यो विषमः शोषिणां प्राणनाशनः । ज्वराश्च विषमाः सर्वे प्रायः क्लेशाय शोषिणाम्" इति ॥

જે જ્વર સર્વદા મંદવેગના સંબંધવાળો, જાણે ગરમીથી ગાત્રોને લીપતો હોય એવો ભારેપણાવાળો અને શીતવાળો હોય તે પ્રલેપકજ્વર કેહેવાયછે.

"જો કે સઘળા વિષમજ્વરો ઘણું કરીને શોષવાળા માણસોને બહુ દુઃખ દેનારા છે તોપણ તેઓમાં પ્રલેપક નામનો વિષમજ્વર તો શોષવાળાઓના પ્રાણનોજ નાશ કરનાર છે." એમ સુશ્રુતે કહ્યુંછે માટે પ્રલેપકજ્વરને વિષમજ્વરોમાં ગણવામાં આવ્યોછે.

## વિષમ જ્વરોની સામાન્ય ચિકિત્સા.

## अथ विषमज्वराणां सामान्यचिकित्सा ।

ज्वराश्च विषमाः सर्वे सन्निपातसमुद्भवाः । यथोल्वणस्य दोषस्य तेषु कार्यं चिकित्सितम् ॥ विषमेष्वपि कर्त्तव्यमूर्ध्वश्चाधश्च शोधनम् । स्निग्धोष्णैरन्नपानैश्च शमयेद्विषमज्वरम् । कालिङ्गकः पटोलस्य पत्रं कटुकरोहिणी ॥ पटोलं सारिवा मुस्तं पाठा कटुकरोहिणी । निम्बः पटोलं त्रिफला मृद्वीका मुस्तवत्सकौ ॥ किराततिक्तममृता चन्दनं विश्वभेषजम् । गुडूच्यामलकं मुस्तमर्द्धश्लोकसमापनाः ॥ कषायाः शमयन्त्याशु पञ्च पञ्चविधं ज्वरम् ॥

कालिङ्गकः इन्द्रयवः वत्सकः कुटजः । चन्दनमत्र रक्तचन्दनम् ॥ कषायाः पञ्च पञ्चविधं सन्ततसततान्येद्युष्कतृतीयकचतुर्थकरूपम् ॥

महाबलामूलमहौषधाभ्यां क्वाथो निहन्याद्विषमज्वरं हि । शीतं सकम्पं परिदाहयुक्तं विनाशयेत् द्वित्रिदिनप्रयोगात् ॥ मुस्तामलकगुडूची विश्वौषधकण्टकारिका क्वाथः । पीतः सकणाचूर्णः समधुर्विषमं ज्वरं हन्ति ॥ तिलतैललवणयुक्तः कल्को लशुनस्य सेवितः प्रातः । विषमज्वरमपहन्यात् वातव्याधीनशेषांश्च ॥ कालाजाजी तु सगुडा विषमज्वरनाशिनी । मधुना चाभयालीढा हंत्याशु विषमज्वरान् ॥

कालाजाजी तु मङ्गरैला इति च। सा च किञ्चिद्भ्रष्टा गुडतुल्या कर्षमिता भक्षणीया।

पीतो मरिचचूर्णेन तुलसीपत्रजो रसः ॥ द्रोणपुष्पीरसो वापि निहन्ति विषमज्वरान् । समगुडमसितं जीरकमीषन्मरिचं च भक्षितं सद्यः । विषमज्वरं प्रशमयेत् समरेष्विव दानवानिन्द्रः ॥ शुण्ठी जाजी गुडं पिष्टं पीतमुष्णेन वारिणा । जीर्णमद्येन तक्रेण तीव्रं शीतज्वरं जयेत् ॥

સઘળા વિષમજ્વરો કે જેઓ સન્નિપાતથી ઉત્પન્ન થાયછે તે જ્વરોમાં દોષની ઉલ્વણતા જોઇને તેની ચિકિત્સા કરવી.

વિષમજ્વરોમાં પણ વમનથી તથા વિરેચનથી શોધન કરવું અને સ્નિગ્ધ તથા ઉષ્ણ અન્ન પાનોથી જ્વરને શાંત કરવો.

૧ ઇંદ્રજવ, કડવી ધીસોડીનાં પાનડાં અને કડુ.

૨ કડવી ધીસોડી, ઉપલસરી, મોથ, કાળીપાડ અને કડુ.

૩ લીંબડો, કડવી ધીસોડી, ત્રિફલાં (હરડાં, બેહેડાં, આંમળાં) દ્રાખ, મોથ અને ઇંદ્રજવ.

૪ કરીયાતું, ગળો, રતાંજલિ અને સુંઠ.

૫ ગળો, આમળાં અને મોથ.

આ પાંચ ક્વાથો કે જેઓ મૂલ ગ્રંથમાં અરધા અરધા શ્લોકથી કહ્યાછે તેઓ પાંચે પ્રકારના વિષમજ્વરોને તુરત શમાવેછે. સંતત, સતત, અન્યેદ્યુષ્ક, તૃતીયક અને ચાતુર્થક એ પાંચ વિષમજ્વરો સમજવા.

ખપાટનાં મૂળ અને સુંઠ એઓનો ક્વાથ વિષમજ્વરને મટાડેછે. આ ક્વાથ શીતવાળા, કંપવાળા તથા સઘળા શરીરમાં બળતરાવાળા જ્વરને પણ બે ત્રણ દિવસના પ્રયોગથી મટાડેછે.

મોથ, આમળાં, ગળો, સુંઠ, અને ભોરીંગણી એઓનો ક્વાથ કરી તેમાં પીપળનું ચૂર્ણ નાખી મધની સાથે પીવામાં આવે તો તેથી વિષમજ્વર મટી જાયછે.

તલના તેલ તથા લૂણ સહિત લસણના કલ્કનું નિત્ય પ્રાતઃકાલે સેવન કરવામાં આવે તો તેથી વિષમજ્વર અને વાયુ સંબંધી સઘળા વ્યાધિઓ પણ ટળી જાયછે.

એક તોલાંભાર કાળી જીરીને અગ્નિમાં જરા શેકી તેમાં એક તોલાંભાર ગોળ નાખીને ખાવામાં આવે તો તેથી વિષમજ્વરનો નાશ થાયછે.

મરીના ચૂર્ણની સાથે તુલસીના પાનડાનો રસ પીવામાં આવેતો તેથી વિષમજ્વરનો નાશ થાયછે.

મરીના ચૂર્ણની સાથે કુબાનો રસ પીવામાં આવેતો તેથી વિષમજ્વરનો નાશ થાયછે.

કાળી જીરી અને ગોળ સમભાગે લઇ તેમાં જરા મરીનું ચૂર્ણ નાખીને તે ખાવામાં આવેતો તેથી વિષમજ્વર તુરત નાશ પામેછે. જેમ ઇંદ્ર યુદ્ધમાં દાનવોનો તુરત નાશ કરેછે તેમ આ ઉપાય વિષમજ્વરનો તુરત નાશ કરેછે.

સુંઠ, જીરૂં અને ગોળ એઓને વાટી ઉના પાણીથી પીવામાં આવેતો અથવા

જુના મધથી કે બહુ જાડી છાશથી પીવામાં આવે તો તેથી શીતવાળો તીવ્ર વિષમ જ્વર પણ મટી જાયછે.

## સંતત આદિ વિષમ જ્વરોની અને બીજા રોગોની પણ સામાન્ય ચિકિત્સા.

## अथ सन्ततादीनामविशिष्टा चिकित्सा ।

अमृतायाः शतं चूर्णं वाससा परिशोधितम् ॥ पृथक् षोडश भागाः स्युर्गुडमाक्षिकसर्पिषाम् । यथाग्नि भक्षयेदेतन्नरो हितमिताशनः ॥ नास्य कश्चिद्भवेद्व्याधिर्न जरा पलितं न च । न ज्वरा विषमा नैव मोहा नानिलरक्तकम् ॥ न च नेत्रगता रोगाः परमेतद्रसायनम् । मेधाकरं त्रिदोषघ्नं प्रयोगादस्य बुद्धिमान् ॥ जीवेद्वर्षशतं साग्रं यथैवादितिजस्तथा । इति गुडूचीमोदकः ॥

સો ગળોનું ચૂર્ણ કરી તેને વસ્ત્રથી ચાળી લઇ તેના સોળ ભાગ અને ગોળ, મધ તથા ઘી એઓ સર્વ મળીને તેઓના સોળ ભાગ એઓને ભેળા કરી જે મનુષ્ય પોતાના અગ્નિના બળ પ્રમાણે તેનું ભક્ષણ કરે અને હિત તથા મિત ભોજન કરવાનો નિયમ રાખે તે મનુષ્યને વ્યાધિ, જરા, ધોળા કેશ, વિષમજ્વરો, મોહ, વાતરક્ત કે નેત્રના રોગો કદી પણ થાય નહીં. આ ઔષધ મોટું રસાયન છે, બુદ્ધિને વધારનાર અને ત્રણે દોષોને હણનાર છે. બુદ્ધિમાન્ માણસ આ ગડૂચીમોદક (ગળોના લાડુ) નામના ઔષધના પ્રયોગથી દેવની પેઠે સો કરતાં પણ વધારે વર્ષ સુધી જીવે છે.

## વિષમ જ્વરવાળાઓને વાસ્તે ભોજન.

## अथान्नमाह ।

तक्रमांसं पयोमांसं दधिमांसमथापि वा । माषमांसञ्च भुञ्जानो मुच्यते विषमज्वरात् ॥ अग्निवेशेनोक्तम् । सुरा समण्डा पानार्थे भोजने चरणायुधाः । तित्तिरा विष्किराः पथ्याः कुक्कुटा विषमज्वरे ॥

गृहकुक्कुटाः वनकुक्कुटाः ॥ विष्किराः । वर्त्तिकालावाचकोराद्याः ॥

જે માણસ છાશ સહિત માંસને, દુધ સહિત માંસને, દહી સહિત માંસને અથવા અડદ સહિત માંસને જમે તે માણસ વિષમજ્વરથી મુક્ત થાયછે.

અગ્નિવેશ મુનિએ કહ્યું છે કે "વિષમ જ્વરવાળાને મંડ (મંદિરાના અગ્રભાગ) સહિત મદિરા પીવાને વાસ્તે દેવી અને વનના કુકડાઓનું, તેતરનું, ઘરના કુકડાઓનું તથા બટાઉડાં, લાવાં અને ચકોર આદિ એઓનું માંસ ભોજનમાં દેવું એ પથ્ય છે.

## સતત આદિ જ્વરોની ખાસ ચિકિત્સા.

## अथ सततादीनां विशिष्टा चिकित्सा ।

त्रायन्तीकटुकानन्तासारिवाभिः शृतं जलम् ॥ पटोलाब्दवृषातिक्तासारिवाभिः शृतं जलम् । सतताख्ये

ज्वरे देयं वातादीनां निवृत्तये ॥

वृषा बृहद्दन्ती एरण्डवत्पत्रविटपा तदलाभे दन्ती च ग्राह्या समानगुणत्वात् ॥

पटोलेन्द्रयवानन्तापथ्यारिष्टामृताजलम् ॥ क्वथितं तज्जलं पीतं ज्वरं सततकं जयेत् ॥

अनन्ता सारिवा । अरिष्टः निम्बः । जलं बालकम् ॥

द्राक्षापटोलनिम्बाब्दशक्राह्वत्रिफलामृतम् । जलं जन्तुः पिबेच्छीघ्रमन्येद्युर्ज्वरशान्तये ॥ शक्राह्वः इन्द्रयवः ॥

कर्मसाधारणं त्यक्त्वा तृतीयकचतुर्थकौ । भिषजा प्रतिकर्त्तव्यौ विशेषोक्तचिकित्सितैः ॥ उशीरं चन्दनं मुस्तं गुडूची धान्यनागरम् । अम्भसा क्वथितं पेयं शर्करा मधुयोजितम् ॥ ज्वरे तृतीयके पुंसां तृष्णादाहसमन्विते । अपामार्गजटां कट्यां लोहितैः सप्ततन्तुभिः ॥ बद्ध्वा वारे रवेस्तूर्णं ज्वरं हन्ति तृतीयकम् । स्थिरातामलकीदार्वीशिवावृषमहौषधैः । सितामधुयुतः क्वाथश्चतुर्थकहरः परः ॥

स्थिरा शालिपर्णी । तामलकी भूधात्री शिवा हरीतकी । वृषो वास. ॥

अगस्तिपत्रस्य रसेन नस्यं निहन्ति चातुर्थकमुग्रवीर्यम् । शिरीषपुष्पस्य निशाद्वयस्य कल्केन वा तद्घृतसंयुतेन ॥

तत् नस्यमिति ॥

ज्वरस्य वेगं कालश्च चिन्तयन् ज्वर्यते तु यः । तस्येष्टैरद्भुतैर्वापि विषमैर्नाशयेत् स्मृतिम् ॥ सन्ततं विषमं चापि सततं सुचिरोत्थितम् । ज्वरं सुभोजनैः पथ्यैरिष्टैश्च समुपाचरेत् ॥

सन्ततादिविपर्ययाणां विषमज्वराणां चिकित्सा सततादीनामिव कर्त्तव्या ॥

शीताभिभूते पुरुषे कुर्याच्छीतहरीं क्रियाम् । दाहाभिभूते तु विधिं विदध्याद्दाहनाशनम् ॥ आच्छादनैर्बहुतरैर्गुरुभिः कम्बलादिभिः । तूलवत्या महाशीतं शीतादिज्वरिणो हरेत् ॥

तूलवती तुरजापि इति लोके ॥

तं स्तनाभ्यां सुपीनाभ्यां पीवरोरुर्नितम्बिनी । युवती गाढमालिङ्गेत्तेन शीतं प्रशाम्यति ॥ कान्ताङ्गसङ्गे सञ्जाते तद्वत् शीते निवारिते । प्रह्लादं चास्य विज्ञाय पृथक्तां कारयेत् स्त्रियम् ॥ ततो दाहे तु सञ्जाते पत्रैरेरण्डसम्भवैः । शीतलैर्द्धारितैरङ्गे दाहं तस्यापनोदयेत् ॥ तालकं शुक्तिकाचूर्णं दत्तं तत्रोभयोरपि । नवमांशश्च तुत्थं स्यान्मर्दयेत् कन्यकाद्रवैः ॥ तत्तु संशुष्कमुपलैर्वन्यैर्गजपुटे पचेत् । शीतं तच्चूर्णयेच्चूर्णं गुञ्जामात्रं सितायुतम् ॥ प्रभाते भक्षयेत्तेन याति शीतज्वरः क्षयम् । वान्तिर्भवति कस्यापि कस्यचिन्न भवत्यपि ॥ एकेन दिवसेनैव शीतज्वरहरं परम् । मध्याह्नसमये पथ्यं शिखरिण्योदनं तथा ।

इति भूतभैरवचूर्णं शीतज्वरे ॥

कायस्थानाकुलीतिक्तावयस्थापुरचोरकैः । सहदेवावचाकुष्ठैः शीतघ्ने-

धूपलेपनैः ॥ एतैरेवौषधैः पिष्टैर्लवणक्षारसंयुतैः । साम्लैर्विपाचितं तैलमभ्यङ्गाच्छीतनाशनम् ॥

कायस्था हरीतकी । नाकुली रास्नाभेदः नाइ इति लोके ॥ वयस्था गुडूची । पुरो गुग्गुलुः ॥ चोरकः भण्डीउर तदलाभे गठिवन । सहदेवा बृहद्बला ॥ क्षारो यवक्षारः । कायस्थादि धूपनं लेपनं तैलञ्च॥

एरण्डस्य तु पत्राणि लिप्तभूमौ निधापयेत् । दाहादिज्वरिणो देहे तानि पत्राणि धारयेत् ॥ तेन नश्यति दाहोऽस्य ज्वरश्चैवोपशाम्यति । दाहे शान्ते यदा शैत्यं तच्च युक्त्या निवारयेत् ॥ जघनचक्रचलन्मणिमेखलासरसचन्दनचन्द्रविलेपना । वनलतेव तनुं परिवेष्टयेत् प्रबलदाहनिपीडितमङ्गना ॥

चन्द्रः कर्पूरः ॥

तदङ्गसङ्गसञ्जातशैत्यैर्दाहे निवारिते । प्रह्लादश्चास्य विज्ञाय तां स्त्रीमपनयेत् पुनः ॥ सुवर्चिकानागरकुष्ठमूर्वालाक्षानिशालोहितयष्टिकाभिः । सिद्धं हरेत् षड्गुणतक्रपकं तैलं ज्वरं दाहसमन्वितं च ॥ इति षट्तक्रतैलम् ॥

रास्नानागरकुष्ठचन्दननिशायष्ट्याह्वकृष्णावलालाक्षासैन्धवसारिवामधुरसादेवाह्वरोहीतकैः । सोशीराम्बुधिफेनरोहिषजलैस्तैलं पचेत् षड्गुणे तक्रे तच्च जयेत् ज्वरं दृढतरं दाहादि शीतादिकम् ॥

चन्दनमत्र श्वेतम् । मधुरसा मूर्वा रोहीतकः रोहिणीति लोके । रोहिषेति रोहिततृणविशेषः जलं वालम् । महाषट्तक्रतैलम् ॥

पद्मकोत्पलकल्हारमृणालविषपौष्करैः । कुमुदोशीरमञ्जिष्ठापद्मगैरिककट्फलैः ॥ सारिवाद्वयलोध्राह्वक्षीरीखर्ज्जूरमस्तकैः । धात्रीशतावरीयुक्तैः क्वाथे कल्के प्रयोजितैः ॥ लाक्षारसपयःशुक्तमस्तुभिः सह काञ्जिकैः । पक्वं तैलमिदं त्वच्यं दाहज्वरहरं परम् ॥

लाक्षारसादि पृथक् तैलतुल्यं । इति पद्मकादितैलम् ॥

प्रलेपके प्रयुञ्जीत श्लेष्मज्वरहरीं क्रियाम् । रुद्रजटागोशृङ्गं विडालविष्ठोरगस्य निर्म्मोकः ॥ मदनफलभूतकेश्यौ वंशत्वग्रुद्रनिर्म्माल्यम् । घृतयवमयूरचन्द्रकछगलकलोमानि सर्षपाः स वचाः । हिङ्गुगवास्थिमरीचाः समभागाच्छागमूत्रसंपिष्टाः ॥ धूपनविधिना शमयन्त्येते सर्वान् ज्वरान्नियतम् । ग्रहडाकिनीपिशाचप्रेतविकारानयं धूपः

रुद्रजटा जटाधारी भूतकेशी जटामांसी । रुद्रनिर्माल्यं पुष्पादि । इति माहेश्वरो धूपः ॥

सोमं सानुचरं देवं समातृगणमीश्वरम् । पूजयन् प्रयतः शीघ्रं मुच्यते विषमज्वरात् ॥

सोमं उमया सहितं । सानुचरं नन्द्यादिगणसहितम् । प्रयतः पवित्रः ॥

विष्णुं सहस्रमूर्द्धानं चराचरपतिं विभुम् । स्तुवन्नामसहस्रेण ज्वरान् सर्वान् व्यपोहति ॥

सहस्रमूर्द्धानमिति सहस्रशीर्षेत्यादि-

वेदाभिहितं नामसहस्रेण भारतोक्तेनेत्यर्थः । ज्वरस्यापि देवत्वात् पूजा कार्या । यत आह विदेहः ॥

तीर्थायतनदेवाग्निगुरुवृद्धोपसर्पणैः । श्रद्धया पूजनैश्चापि सहसा शाम्यति ज्वरः ॥

तीर्थं ऋषिजुष्टं जलम् । आयतनम् देवाधिष्ठितं पुरुषोत्तमक्षेत्रश्रीशैलादि । इति विषमज्वराधिकारः ॥

સતત નામના જ્વરમાં વાયુ આદિની નિવૃત્તિને વાસ્તે ત્રાયમાણા, કડુ, ધ્રો અને ઉપલસરી એઓનો ક્વાથ અથવા કડવી ધીસોડી, મોથ, મોટા નેપાળો કે જેનાં પાનડાં અને શાખા એરંડાના જેવાં થાયછે તે, કડુ અને ઉપલસરી એઓનો ક્વાથ દેવો. મોટા નેપાળો ન મળે તો સમાન ગુણોવાળો હોવાને લીધે નાહાના નેપાળાનો ઉપયોગ કરવો.

કડવી ધીસોડી અથવા કડવાં પરવળ, ઇંદ્રયવ, ઉપલસરી, હરડે, લીંબડો, ગળો અને વાળો એઓનો ક્વાથ કરી પીવામાં આવે તો સતત જ્વર ટળી જાયછે.

દ્રાખ, કડવી ધીસોડી અથવા કડવાં પરવળ, લીંબડો, મોથ, ઇંદ્રયવ અને ત્રિફલા એઓનો ક્વાથ કરી પીવામાં આવેતો તેથી અન્યેદ્યુષ્ક જ્વર ટળી જાયછે. અન્યેદ્યુષ્ક જ્વરને શાંત કરવાવાસ્તે માણસે આ ક્વાથ તુરત પીવો.

વૈદ્યે એકાંતરા અને તરીયા તાવને વાસ્તે પ્રથમ વમન વિરેચન આદિ સાધારણ કર્મ કરીને પછી વિશેષ ચિકિત્સાઓથી તેઓનું નિવારણ કરવું. તરશ તથા દાહ વાળા એકાંતરા તાવમાં વાળો, રતાંજલિ, મોથ, ગળો, ધાણા અને સુંઠ એઓનો ક્વાથ કરી તેમાં સાકર અને મધ નાખીને પીવો.

રવિવારને દિવસે કેડમાં સાત રાતા તાંતણાઓથી અધેડાનું મૂળ બાંધવામાં આવે તો તેથી એકાંતરો તાવ મટેછે.

સમરેવો, ભોંઆમળી, દેવદાર, હરડે, અરડૂસો અને સુંઠ એઓનો ક્વાથ કરી તેમાં સાકર અને મધ નાખીને પીવામાં આવેતો તેથી તરીયો તાવ અવશ્ય મટેછે.

અગથીયાના પાનડાના રસનું નસ્ય દેવામાં આવે અથવા સરસડીયાના, હળદરના અને દારૂહળદરના કલ્કમાં ઘી નાખીને તેનું નસ્ય દેવામાં આવેતો તેથી ભયંકર તરીયો તાવ ટળી જાયછે.

જે માણસ જ્વરના વેગનું અને જ્વર આવવાના સમયનુ સ્મરણ કરતાં કરતાં જ્વરિત થતો હોય તે માણસની તે સ્મૃતિને પ્રિય પદાર્થોથી, અદ્ભુત પદાર્થોથી અથવા વિષમ પદાર્થોથી ટાળી નાખવી.

લાંબા દિવસથી લાગેલા સંતત જ્વરના, સતત જ્વરના અને બીજા વિષમ જ્વરોના પણ પથ્ય સુંદર ભોજનોથી અને ઇષ્ટ પદાર્થોથી ઉપચાર કરવા.

સતતવિપર્યય આદિ બીજા વિષમ જ્વરોની ચિકિત્સા પણ સતત આદિ વિષમ જ્વરોના જેવીજ કરવી.

માણસને શીતથી (ટાઢ આવવાથી) દુઃખ થતુ હોયતો શીતને ટાળનારી ક્રિયા કરવી અને દાહની પીડા થતી હોયતો દાહને ટાળનારી ક્રિયા કરવી.

શીતાદિ જ્વરવાળાની ભારે ટાઢને

શાળદુશાલા તથા ધાબળા આદિ ઘણાં ઘણાં ભારે આચ્છાદનો ઓઢાડીને અને રજાઇ ઓઢાડીને મટાડવી. પુષ્ટ સાથળોવાળી અને મોટા' નિતંબવાળી જુવાન સ્ત્રી પોતાના પુષ્ટ સ્તનોથી શીતવાળાનું આલિંગન કરેતો તેથી શીત શાંત થઇ જાયછે. સ્ત્રીના અંગનું આલિંગન થયા પછી અને શીતનું નિવારણ થયા પછી રોગીને કામદેવ ઉત્પન્ન થયો જાણવામાં આવે ત્યારે તે સ્ત્રીને જુદી પાડી દેવી. પછી દાહ ઉત્પન્ન થાય ત્યારે રોગીના શરીરપર એરડાનાં શીતલ પાનડાંઓનું ધારણ કરાવીને તેનો દાહ મટાડવો.

### શીત જ્વર ઉપર ભૂતભૈરવ ચૂર્ણ.

હરતાલ, છીપનું ચૂર્ણ અને તેઓમાં તે બંન્નેના નવમાંશ જેટલું મોરથુથુ નાખીને તેઓનું કુંવારના રસોથી મર્દન કરવું. પછી તે સુકાઇ જાય ત્યારે વગડાના અડાયાંઓથી ગજપુટમાં પકાવવું. પાક્યા પછી થંડું થઇ જાય ત્યારે તેનું ચૂર્ણ કરી રાખવું. પ્રાતઃકાલે સાકરસહિત એક રતીભાર આ ચૂર્ણનું ભક્ષણ કરવામાં આવેતો તેથી શીતજ્વરનો ક્ષય થાયછે. આ ચૂર્ણ ખાવાથી કોઇ માણસને ઉલટી થાયછે અને કોઇને નથી પણ થતી. આ ચૂર્ણ એક દિવસમાંજ શીતજ્વરને અવશ્ય મટાડેછે. આ ચૂર્ણ ઉપર મધ્યાન્હ સમયે શિખંડનું અને ભાતનું પથ્ય કરવું.

### કાયસ્થાદિ ધૂપ, કાયસ્થાદિ લેપન અને કાયસ્થાદિ તૈલ.

હરડે નાઇ નામની એક જાતની રાસ્ના, કડુ, ગળો, ગુગળ, ભરૂંઠ, ભરૂંઠ ન મળે તો તગર ગંઠોનાં, મોટી ખપાટ, વજ અને કઠ એટલાં ઔષધોનો ધૂપ કરવાથી અને લેપન કરવાથી શીતનો નાશ થાયછે. એ સઘળાં ઔષધોને વાટી તેમાં લૂણ, જવખાર તથા લીંબુનો રસ નાખી તેથી પકાવેલા તેલનો અભ્યંગ કરવામાં આવે તો તેથી પણ શીતનો નાશ થાયછે.

### પ્રથમ થતા દાહનું અને પછી થતા શીતનું નિવારણ.

લીપેલી ધરતીપર એરડાનાં પાનડાં રાખવાં. પછી જેને આરંભમાં દાહવાળો જ્વર આવ્યો હોય તે માણસના શરીરપર તે પાંનડાં રખાવવાં. આમ કરવાથી દાહ મટીજાય છે અને જ્વર પણ શાંત થાયછે. દાહ શાંત થયા પછી ટાઢ આવેતો તેનું પણ યુક્તિથી નિવાવારણ કરવું. પ્રબલ દાહથી પીડાએલા પુરૂષને નિતંબ ઉપર ચલાયમાન મણિની કટિમેખલાવાળી અને રસભરેલા કપુર સહિત ચંદનનાં લેપન વાળી રૂપાળી સ્ત્રીએ જેમ વનની લતા વૃક્ષને ભીડી લીયેછે તેમ બાથ ભરીને પોતાના આખા શરીરથી ભીડી લેવો. એ સ્ત્રીના અંગોના સંબંધથી થએલી થંડીવડે દાહનું નિવારણ થતાં તે પુરૂષને કામદેવનો ઉદય થયો જાણવામાં આવે ત્યારે તે સ્ત્રીને તેની પાસેથી દૂર કરી લેવી.

### પટ્ટલક તૈલ.

સાજીખાર, સુંઠ, કઠ, મોરવેલ, લાખ, હળદર, રતાંજલિ અને જેઠીમધ એઓથી, છ ગણી જાડી છાશમાં પકાવેલું તૈલ દાહવાળા જ્વરને ટાળી નાખેછે.

### મહા પદ્મક તેલ.

રાસ્ના, સુંઠ, કઠ સુખડ, હળદર, જેઠીમધ, પીપળ, ખપાટ, લાખ, સિંધવ ઉપલસરી, મોરવેલ, દેવદાર, રગતરોહીડો, વાળો, સમુદ્રફીણ, રોહિસ નામનું સુગંધી ખડ અને કાળો વાળો એ ઔષધીની સાથે છ ગણી જાડી છાશમાં પકાવેલું તેલ આરંભમાં દાહ વાળા અથવા આરંભમાં શીતવાળા અત્યંત દૃઢ જ્વરને પણ જીતે છે,

### પદ્મકાદિ તેલ.

પદ્મકાષ્ઠ, ઉત્પલનામનું કમળ, કલ્હારનામનું રાતું કમળ, કમળકંદ, વછનાગ, કઠ, કુમુદનામનું રાત્રિવિકાસી કમળ, વાળો, મજીઠ, શ્વેતકમળ, સોનાગેરૂ, કાયફળ, ઉપલસરી, લોદર, વેલીયા પીપળાનાં દીટીયાં, ખજુરીનાં દીટીયાં, આમલી અને શતાવરી એઓનો કલ્ક તથા લાખનો રસ, દુધ, અથાણાનો રસ, દહીનું પાણી અને કાંજી એઓ નાંખીને કરેલા ક્વાથમાં પકાવેલું તેલ ચામડીને હિતકારી થાયછે અને દાહ જ્વરને અત્યંત હરનાર છે. લાખનો રસ, દુધ, અથાણાનો રસ, દહીનું પાણી અને કાંજી એઓ તેલના જેટલા વજનનાં નાખવાં.

### પ્રલેપકની ચિકિત્સા.

પ્રલેપક જ્વરમાં કફજ્વરને મટાડનારી સઘળી ક્રિયા કરવી.

### માહેશ્વર ધૂપ.

વડવાઈ, ગાયનું શીંગડું, ભીંદડાની વિષ્ટા, સર્પની કાંચળી, મીંઢોળ, જટામાંસી, વાંસની છાળ, ફુલઆદિ મહાદેવનું નિર્માલ્ય, ઘી, જવ, મોરપીછના ચાંડલા, બકરાનાં રૂવાણાં, સર્ષપ, વજ, હીંગ, ગાયનું હાડકું અને મરી એઓને સમ ભાગે લઈ બકરાના મૂત્રમાં વાટી તેનો ધૂપ કરવામાં આવે તો તે ધૂપ સઘળા પ્રકારના જ્વરોને અવશ્ય મટાડેછે. આ ધૂપ ગ્રહ, ડાકણ, પિશાચ અને પ્રેત એઓના વિકારોને પણ અવશ્ય શમાવેછે.

### દેવપૂજન તથા દેવસ્તુતિ આદિ.

પવિત્ર થઇને પાર્વતી સહિત, નંદી આદિ ગણો સહિત અને માતૃગણ સહિત સદાશીવનું પૂજન કરવામાં આવે તો પૂજન કરનાર માણસ વિષમજ્વરથી મુક્ત થાયછે.

સ્થાવર જંગમના પતિ, સર્વ વ્યાપક અને सहस्त्रशीर्षा ઈત્યાદિ વેદ મંત્રોમાં વર્ણવેલા વિષ્ણુની મહાભારતના આનુશાસનિક નામના ૧૩ મા પર્વમાં કહેલા વિષ્ણુસહસ્ર નામના સ્તોત્રથી સ્તુતિ કરવામાં આવે તો તેથી પણ સઘળા જ્વરોનો નાશ થાયછે.

જ્વર પણ દેવરૂપ છે એટલા માટે તેની પણ પૂજા કરવી જોઇએ. વિદેહે કહ્યુંછે કે "ઋષિઓએ સેવેલાં તીર્થરૂપ કેહેવાતાં જળો, દેવતાઓના નિવાસરૂપ જગન્નાથ ક્ષેત્ર તથા શ્રીશૈલ પર્વત આદિ ક્ષેત્રો, દેવતાઓ, અગ્નિઓ, ગુરૂઓ અને વૃદ્ધો એઓનો આશ્રય લેવાથી અને શ્રદ્ધાપૂર્વક એઓનાં પૂજનો કરવાથી પણ જ્વર શાંત થાયછે.

### વિષમજ્વરનો અધિકાર સંપૂર્ણ.

### રસ આદિ ધાતુઓમાં રહેલા જ્વર વિષે.

### રસમાં રહેલા જ્વરનાં ચિન્હો.

### अथ रसादिधातुगतज्वरमाह ।

गुरुता हृदयोत्क्लेशः सदनं छर्द्यरोचकौ । रसस्थे तु ज्वरे लिङ्गं दैन्यं चास्योपजायते ॥

गुरुता गात्राणां हृदयस्थस्य दोषस्योपचितत्वाद्वमनमिव दैन्यं क्लीबचित्तता ॥ रसस्थे रसधातुगते ज्वरे यद्यपि रसैकधातुं प्राप्य सन्ततश्चायं तथाप्यनुक्रमाद्धातुगतकथनार्थएवात्र निर्देशः ॥

જ્વર જો રસધાતુમાં રહ્યો હોય તો ગાત્રોનું ભારેપણું, હૃદયમાં રહેલા દોષની વૃદ્ધિ થવાને લીધે વમન થવાજેવી મોળ, ગ્લાનિ, વમન, અરૂચિ અને ચિત્તનું રાંકપણું એ ચિન્હો થાયછે.

જો કે રસ નામના એક ધાતુમાં રહેલો જ્વર પ્રથમ કહેવાઇ ગએલો સંતત જ્વરજ છે અને એવીજ રીતે બીજા ધાતુઓમાં રહેલા જ્વરો પણ વિષમજ્વરોમાં ગણાઇ ગયાછે તોપણ તે તે ધાતુઓમાં રહેલા જ્વરોનાં ચિન્હો અને ચિકિત્સાઓ અનુક્રમથી કહેવા માટે આ પ્રકરણમાં નિર્દેશ કરવામાં આવેછે.

### રસમાં રહેલા જ્વરની ચિકિત્સા.

### अततस्य चिकित्सा ।

रसस्थे तु ज्वरे तस्मिन् कुर्याद्वमनलङ्घने ॥

મનુષ્યોનો જ્વર રસમાં પ્રાપ્ત થયો હોય ત્યારે વમન અને લંઘન કરાવવાં.

### રૂધિરમાં રહેલા જ્વરનાં ચિન્હો.

### अथ रक्तगतज्वरमाह ।

रक्तनिष्ठीवनं दाहो मोहछर्दनविभ्रमौ । प्रलापः पिडिका तृष्णा रक्तप्राप्ते ज्वरे नृणाम् ॥ मोहो व्यग्रचित्तता॥

માણસોને જ્વર રૂધિર નામના ધાતુમાં પ્રાપ્ત થાયછે ત્યારે લોહીના બડખા નીકળે છે, દાહ થાયછે, બેભાનપણું થાયછે, વમન થાયછે, વિભ્રમ થાયછે, બકવા ચાલે છે, ફોડલીઓ થાયછે અને તરશ લાગ્યા કરેછે.

### રૂધિરમાં રહેલા જ્વરની ચિકિત્સા.

### अथ तस्य चिकित्सा ।

सेकः संशमनो लेपो रक्तमोक्षोप्यसृग्गते ॥

જ્વર રૂધિરમાં પ્રાપ્ત થયો હોય તો જળ આદિથી સેચન કરવું, સંશમન લેપ કરવા અને શિરાઓમાંથી લોહી પણ કહડાવવું.

### માંસમાં રહેલા જ્વરનાં ચિન્હો.

### मांसगतमाह ।

पिण्डकोद्वेष्टनं तृष्णा सृष्टमूत्रपुरीषता । उष्णान्तर्दाहविक्षेपौ ग्लानिः स्यान्मांसगे ज्वरे ॥

उष्णान्तर्मोहविक्षेपाविति पठन्ति तत्र उष्णा अन्तः विक्षेपः हस्तपादादिचालनम् ॥

જ્વર માંસમાં પ્રાપ્ત થાયછે ત્યારે પીંડીયોમાં ગોઠલીઓ ચડે છે, તરશ લાગેછે, વિષ્ટા અને મૂત્ર વધારે ચાલ્યા કરેછે, અંદર ગરમી થાયછે, દાહ થાયછે, હાથ પગ આદિ પછાડવા પડેછે અને ગ્લાનિ થાયછે.

મૂળ શ્લોકમાં उष्णांतर्मोहविक्षेपो એવો પણ પાઠ છે તે પક્ષમાં 'અંદર ગરમી થાયછે, બેભાનપણું થાયછે અને હાથ પગ આદિ પછાડવા પડેછે' એવો અર્થ સમજવો.

### માંસમાં રહેલા જ્વરની ચિકિત્સા.

#### तस्य चिकित्सा ।

तीक्ष्णं विरेकश्च तथा कुर्यात् मांसगते ज्वरे ।

જ્વર માંસમાં પ્રાપ્ત થયો હોય તો તીક્ષ્ણ વિરેચન દેવું.

### મેદમાં રહેલા જ્વરનાં ચિન્હો.

#### मेदोगतमाह ।

भृशं स्वेदस्तृषा मूर्च्छा प्रलापश्छर्दिरेव च । दौर्गन्ध्यारोचकौ ग्लानिर्मेदस्थे चासहिष्णुता ।

भृशं स्वेद मेदोमूलत्वात् ।

જ્વર મેદમાં પ્રાપ્ત થયો હોય તો પસીનો અત્યંત થાયછે, તરશ લાગેછે, મૂર્છા આવેછે, બકવા ચાલેછે, વમન થાયછે, દુર્ગંધવાળાપણું થાયછે, અરુચિ થાયછે અને સહન કરવાની શક્તિ રહેતી નથી. પસીનો એ મેદનો મળ છે માટે તે વધારે થવો સંભવિત છે.

### મેદમાં રહેલા જ્વરની ચિકિત્સા.

#### तस्य चिकित्सा ।

मेदस्थे मेदसो नाशं

જ્વર મેદમાં પ્રાપ્ત થયો હોય તો મેદનો નાશ કરવો.

### અસ્થિઓમાં રહેલા જ્વરનાં ચિન્હો.

#### अस्थिगतमाह ।

भेदोऽस्थ्नां कूजनं श्वासो विरेकश्छर्दिरेव च । विक्षेपणञ्च गात्राणां विद्यादस्थिगते ज्वरे ॥

જ્વર અસ્થિઓમાં પ્રાપ્ત થયો હોય તો અસ્થિઓનું ભેદન થાયછે, પેટમાં અવાજ થાયછે, શ્વાસ થાયછે, ઝાડો લાગે છે, વમન થાયછે અને ગાત્રો પછાડવાં પડેછે.

### અસ્થિઓમાં રહેલા જ્વરની ચિકિત્સા.

#### तस्य चिकित्सा ।

अस्थिस्थे तु ज्वरे कुर्याद्वातनाशनकं विधिम् । वस्तिकर्म यथोक्तञ्च अभ्यङ्गोन्मर्दनं तथा ॥

જ્વર અસ્થિઓમાં પ્રાપ્ત થયો હોય તો વાયુનો નાશ કરનાર પ્રકાર કરવો, પીચકારી મારવી, અભ્યંગ કરવો અને મર્દન કરવું.

### મજ્જામાં રહેલા જ્વરનાં ચિન્હો.

#### मज्जागमाह ।

तमःप्रवेशनं हिक्का कासः शैत्यं वमिस्तथा । अन्तर्दाहो महाश्वासो मर्मच्छेदश्च मज्जगे ॥

असाध्यत्वान्नात्र चिकित्सा ।

જ્વર મજ્જામાં પ્રાપ્ત થયો હોયતો અંધારામાં પ્રવેશ કર્યા જેવું જણાયછે, હેડકી થાયછે, શીત પણું થાયછે, વમન થાયછે, અંદર દાહ થાયછે, ભારે શ્વાસ

થાયછે, અને મર્મસ્થલોનું છેદન થયા જેવું જણાયછે.

આ જ્વર અસાધ્ય હોવાને લીધે તેની ચિકિત્સા લખી નથી.

## વીર્યમાં રહેલા જ્વરનાં ચિન્હો.

### शुक्रगतमाह।

मरणं प्राप्नुयात्तत्र शुक्रस्थानगते ज्वरे। शेफसः स्तब्धता मोक्षः शुक्रस्य तु विशेषतः॥

ननु शुक्रगते मरणमित्युक्तं तच्च शुक्रं सर्वदेहगम्। नैवं स्वाश्रयस्थशुक्रगे मरणम्॥

જ્વર વીર્યમાં પ્રાપ્ત થયો હોય તો લિંગમાં સ્તબ્ધપણું થાયછે અને વીર્ય બહુજ નીકળ્યા કરેછે. આ જ્વરથી પ્રાણીનુ મરણજ થાયછે.

શંકા–જ્વર વીર્યમાં પ્રાપ્ત થયાથી મરણ થાયછે એમ કહ્યું પણ વીર્ય તો સઘળા દેહમાં રહ્યુંછે માટે ગમે તે સ્થલમાં જ્વર હોય તોપણ વીર્યને પ્રાપ્ત થએલો હોવાથી મરણજ થવું જોઇએ.

સમાધાન–વીર્યને રેહેવાનું જે મુખ્ય સ્થાનક છે તે સ્થાનકમાં રહેલા વીર્યમાં જો જ્વર પ્રાપ્ત થયો હોય તોજ મરણ થાયછે.

## જીર્ણ જ્વરનો અધિકાર.

## જીર્ણ જ્વરનું સામાન્ય લક્ષણ.

### अथ जीर्णज्वराधिकारमाह।

### तत्र जीर्णज्वरस्य सामान्यं लक्षणमाह।

यो द्वादशेभ्यो दिवसेभ्य ऊर्द्ध्वं दोषत्रयेभ्यो द्विगुणेभ्य ऊर्द्ध्वम्। नृणां



तनौ तिष्ठति मन्दवेगो भिषग्भिरुक्तो ज्वर एष जीर्णः॥

જે જ્વર બાર દિવસથી ઉપર અને ત્રણે દોષોની જે બમણી અવધિ છે તેથી પણ ઉપર માણસોના શરીરમાં મંદવેગથી રહેછે તે જ્વરને વૈદ્યો જીર્ણજ્વર કેહેછે.

## વાત બલાસક નામનો જીર્ણ જ્વરનોજ જે ભેદ છે તેનું લક્ષણ.

### जीर्णज्वरस्यैव विशेषं वातबलासकमाह।

नित्यं मन्दज्वरो रूक्षः शूनः कृच्छ्रेण सिध्यति। स्तब्धाङ्गः श्लेष्मभूयिष्ठो नरो वातबलासकी॥

वातबलासकी नर ईदृग्भवेत्। शून शोथी। श्लेष्मभूयिष्ठो बहुश्लेष्मक॥

જેને વાત બલાસક નામનો જીર્ણ જ્વર થયો હોય તે માણસ નિત્ય મંદજ્વરવાળો, રૂક્ષ, સોજાવાળો, સ્તબ્ધ અંગોવાળો અને ઘણા કફવાળો થાયછે. આ જ્વર કષ્ટ સાધ્યછે.

## જીર્ણ જ્વરની સામાન્ય ચિકિત્સા.

### अथ जीर्णज्वरस्य सामान्यचिकित्सा।

जीर्णज्वरी नरः कुर्यान्नोपवासं कदाचन। लङ्घनात् स भवेत् क्षीणो ज्वरस्तु स्याद्बली यतः॥ पुराणेऽपि ज्वरे दोषा यद्यपथ्यैः पुनस्तथा। लङ्घयेत्तत्र तत्पश्चात् पूर्वामेवाचरेत् क्रियाम्॥ तथा पूर्ववत्॥

निदिग्धिकानागरकामृतानां क्वाथं पिबेन्मिश्रितपिप्पलीकम् । जीर्णज्वरारोचककासशूलश्वासाग्निमान्द्यार्दितपीनसेषु । हन्त्यूर्द्ध्वजामयं प्रायः सायं तेनोपयुज्यते ॥ इति त्रिकण्टकक्वाथः ॥

पिप्पली मधुसंयुक्तः क्वाथश्छिन्नोद्भवोद्भवः । जीर्णज्वरकफध्वंसी पञ्चमूलकृतोऽथवा ॥ अमृतायाः कषायन्तु शीतलीकृतमीरितम् । मधुपादयुतं पीतं जीर्णज्वरहरं परम् ॥ पिप्पलीमधुसंमिश्रं गुडूचीस्वरसं पिबेत् । जीर्णज्वरकफप्लीहकासारोचकनाशनम् ॥ जीर्णज्वरेऽग्निमान्द्ये च शस्यते गुडपिप्पली । कासाजीर्णारुचिश्वासहृत्पाण्डुकृमिरोगनुत् ॥ द्विगुणः पिप्पलीचूर्णाद्गुडोऽत्र भिषजां मतः । पिप्पली मधुसंयुक्ता मेदःकफविनाशिनी । श्वासकासज्वरहरी पाण्डुप्लीहोदरापहा ॥ आमलं चित्रकं पथ्या पिप्पली सैन्धवं तथा । चूर्णितोऽयङ्गुणी ज्ञेयः सर्वज्वरहरः परः ॥ भेदी रुचिकरः श्लेष्महन्ता दीपनपाचनः ॥

इति आमलक्यादि चूर्णम् ॥

द्राक्षामृता सटी शृङ्गी मुस्तकं रक्तचन्दनम् । नागरं कटुका पाठा भूनिम्बः सदुरालभः ॥ उशीरं धान्यकं पद्मं वालकं कण्टकारिका । पुष्करं पिचुमन्दश्च दशाष्टाङ्गमिदं स्मृतम् ॥ जीर्णज्वरारुचिश्वासकासश्वयथुनाशनम् ॥

द्राक्षादिरष्टादशाङ्गः क्वाथः ॥

त्रिवृद्ध्या पञ्चवृद्ध्या वा सप्तवृद्ध्याथवापि वा । गव्यक्षीरेण संपिष्टां पिबेद्दशदिनानि हि ॥ तथैवापनयेदेता एवं विंशति वासरान् । पिबतां ज्वरशान्तिः स्यात् पाण्डुरोगश्च शाम्यति ॥ कासश्वासोऽग्निमान्द्यञ्च कफाधिक्यञ्च नश्यति ॥

त्रयादिवृद्धिर्यथा कफवृद्धिर्दुग्धवृद्धिर्यथाग्निवृद्धिः ॥ इति वर्द्धमानपिप्पली ॥

वातश्लेष्मज्वरोक्ता स्यात् क्रिया वातबलासके । जीर्णज्वरे कफे क्षीणे दाहे तृष्णा समन्विते ॥ पयः पीयूषसदृशं तन्नवे तु विषोपमन् । चन्दनाद्यं हितं तैलं शोषाधिकारकीर्त्तितम् ॥ तथा नारायणं तैलं जीर्णज्वरहरं परम् ।

इति जीर्णज्वराधिकारः ॥

જીર્ણ જ્વરવાળા માણસે કદી પણ ઉપવાસ કરવો નહી. કારણ કે લંઘન કરવાથી તે માણસ ક્ષીણ થાયછે અને જ્વર બળવાન્ થાયછે.

જીર્ણ જ્વરમાં પણ જો અપથ્યો થવાથી પાછા પૂર્વના જેવાજ દોષો થયા હોય તો લંઘન કરાવવું અને લંઘન કરાવ્યા પછી પેહેલાના જેવીજ ક્રિયા કરવી.

ભોરીંગણી, સુંઠ અને ગળો એઓને, ક્વાથ કરી તેમાં પીપળનું ચૂર્ણ મિશ્રિત કરી પીવામાં આવેતો તેથી જીર્ણજ્વર, અરૂચિ, ઉધરસ, શ્વાસ, અગ્નિની મંદતા, અર્દિત અને સળીખમ મટી જાયછે. આ ક્વાથ ઘણું કરીને કંઠના કાંઠાથી ઉપરના રોગોને ટાળેછે તેથી તેનો ઉપયોગ સાયંકાલે કરવો. આ ત્રિકંટક ક્વાથ કહેવાયછે

ગળોનો અથવા પંચ મૂલનો ક્વાથ કરી તેમાં પીપળનું ચૂર્ણ અને મધ નાખીને પીવામાં આવેતો તેથી જીર્ણજ્વરનો અને કફનો નાશ થાયછે.

ગળોના ક્વાથને શીતલ કરી તેમાં ચોથા ભાગનો મધ નાખીને પીવામાં આવે તો તેથી જીર્ણજ્વર સારી પેઠે ટળી જાયછે એમ વિદ્વાનોએ કહ્યુંછે.

ગળોનો સ્વરસ કાહાડી તેમાં પીપળ અને મધ મિશ્રિત કરીને પીવામાં આવે તો તેથી જીર્ણજ્વર, કફ, બરલનું દરદ, ઉધરસ અને અરૂચિ મટી જાયછે.

ગોળ અને પીપળનું ચૂર્ણ ખાવામાં આવે તો તેથી ઉધરસ, અજીર્ણ, અરૂચિ, શ્વાસ, પાંડુરોગ અને કૃમિ એઓ ટળી જાયછે. આ ઔષધ જીર્ણજ્વર ઉપર અને અગ્નિની મંદતા ઉપર વખાણવામાં આવેછે. આ ઉપાય કે જે 'ગુડપિપ્પલી' એ નામથી ઓળખાય છે. તેમાં પીપળના ચૂર્ણથી બમણો ગોળ નાખવો એમ વૈદ્યલોકોનો સિદ્ધાંત છે.

પીપળના ચૂર્ણને મધમાં મિશ્રિત કરી ખાવામાં આવે તો તેથી મેદ, કફ, શ્વાસ, ઉધરસ, જ્વર, પાંડુરોગ, બરલનું દરદ અને ઉદરના રોગો મટી જાયછે.

આમળાં, ચિત્રક, હરડે, પીપળ અને સેંધવ એઓનું ચૂર્ણ કરીને ખાવામાં આવેતો તેથી સર્વ પ્રકારના જ્વરો મટેછે, દસ્ત લાગેછે. રૂચિ ઉત્પન્ન થાયછે, કફ ટળેછે, અગ્નિ દીપ્ત થાયછે અને પાચન થાયછે. આ ચૂર્ણ **આમલક્યાદિ ચૂર્ણ** એ નામથી ઓળખાયછે.

દ્રાખ, ગળો, કચૂરો, કાકડાશીંગી, મોથ, રતાંજલિ, સુંઠ, કડુ, કાળીપાડ, કરીયાતું, ધમાસો, વાળો, ધાણા, કમળ, કાળોવાળો, ભોરીંગણી, એરડાનાં મૂળ અને લીંબડો એ અઢાર પદાર્થોનો ક્વાથ જીર્ણજ્વરને, અરૂચિને, શ્વાસને, ઉધરસને અને સોજાને નષ્ટ કરેછે. આ ક્વાથ **દ્રાક્ષાદિ અષ્ટાદશાંગ ક્વાથ** કેહેવાયછે.

નિત્ય ત્રણ ત્રણ વધારીને, અથવા પાંચ પાંચ વધારીને અથવા સાત સાત વધારીને લીંડીપીપળો ગાયના દુધમાં વાટીને દશ દિવસ સુધી પીવી. પછી દશ દિવસ સુધી એવી રીતેજ ઓછી ઓછી કરીને પીવી. આ પ્રમાણે વીશ દિવસ સુધી પીવામાં આવે તો તેથી જ્વરની તથા પાંડુરોગની શાંતિ થાયછે અને ઉધરસ, શ્વાસ, અગ્નિની મંદતા અને કફની અધિકતા ટળી જાયછે. કફની વૃદ્ધિને તથા અગ્નિની વૃદ્ધિને અનુસરીને ત્રણ ત્રણ વગેરેનો વધારો કરવો અને જેમ જેમ પીપળ વધારવામાં આવે તેમ તેમ દુધ પણ વધારતું જવું. આ ઉપાય **વર્દ્ધમાનપિપ્પલી** એ નામથી ઓળખાયછે.

વાત બલાસક નામનો જીર્ણજ્વર હોય તો કફજ્વરમાં કહેલી ક્રિયા કરવી.

જીર્ણજ્વર ઉપર, કફની ક્ષીણતા ઉપર અને તરશવાળા દાહ ઉપર દુધ અમૃત સમાન છે પણ તે દુધ નવા જ્વર ઉપર ઝેર સમાન છે.

શોપના અધિકારમાં જે **ચંદનાદ્ય તૈલ** કેહેવામાં આવશે તથા જે **નારાયણ તૈલ** કેહેવામાં આવશે એ તેલો જીર્ણજ્વરને મટાડવાના ઉત્તમ ઉપાયો છે.

**જીર્ણજ્વરનો અધિકાર સંપૂર્ણ.**

## ખરાબ પાણીથી થએલા જ્વરની ચિકિત્સા.

### હરીતક્યાદિ ચૂર્ણ.

### अथ दुर्जलजनितस्य ज्वरस्य चिकित्सा ।

हरीतकी निम्बपत्रं नागरं सैन्धवोऽनलः । एषां चूर्णं सदा खादेत् दुर्जलज्वरशान्तये ॥

इति हरीतक्यादि चूर्णम् ।

હરડે, લીંબડાંના પાનડાં, સુંઠ, સૈંધવ અને ચિત્રો એઓનું ચૂર્ણ સર્વદા ખાવામાં આવે તો ખરાબ પાણીથી થએલો જ્વર ટળી જાયછે.

### શુંઠી કવાથ.

अरुचिमनलमांद्यं पीनसश्वासकाशानुदरमुदकदोषानाशु हन्यादशेषान् । जनयति तनुकान्तिं चित्तनेत्रप्रसादं पलपरिमितशुण्ठीक्षौद्रसिद्धः कषायः ॥

इति शुण्ठीक्वाथ ।

એક તોલાભાર સુંઠનો કવાથ કરી તેમાં મધ નાખીને પીવામાં આવે તો તે કવાથ અરૂચિને અગ્નિની મંદતાને, સળીખમને, શ્વાસને, ઉધરસને, ઉદરના રોગોને અને જળ સંબંધી સઘળા દોષોને હણેછે, શરીરમાં સારી કાંતિને ઉત્પન્ન કરેછે અને ચિત્તને તથા નેત્રને સ્વચ્છ કરેછે.

### દુર્જલજેતા રસ.

विषं भागद्वयं दग्धं कपर्द्दं पञ्चभागकम् । मरिचं नवभागं च चूर्णं वस्त्रेण शोधयेत् ॥ आर्द्रकस्य रसेनास्य कुर्यान्मुद्गनिभां वटीम् । वारिणा वटिकायुग्मं प्रातः सायञ्च भक्षयेत् ॥ अयं रसो ज्वरे योज्यः सामे दुर्जलजेऽपि च । अजीर्णाध्मानविष्टम्भशूलेषु श्वासकासयोः ॥ इति दुर्जलजेता रसः ॥

વછનાગ બે ભાગ, બાળેલી કોડી પાંચ ભાગ, અને મરી નવભાગ એઓનું ચૂર્ણ કરી વસ્ત્રથી ચાળી લઇ આદુના રસથી તેની મગ જેવડી ગોળીઓ કરવી. એ ગોળીઓમાંથી સવારે અને સાંજે બે ગોળીઓ પાણી વતે ખાવી. આમવાળા જ્વર ઉપર, ખરાબ પાણીથી થયેલા જ્વર ઉપર, અજીર્ણ ઉપર, આફરા ઉપર, મલબંધ ઉપર, શૂળ ઉપર, શ્વાસ ઉપર અને ઊધરસ ઉપર આ રસનો ઉપયોગ કરવો.

### પટોલાદિ કવાથ.

पटोलमुस्तामृतवल्लिवासकं स नागरं धान्यकिराततिक्तकम् । कषायमेषां मधुना पिबेन्नरो निवारयेद्दुर्जलदोषमुल्वणम् ॥ इति पटोलादिक्वाथः ॥

કડવાં પરવલ અથવા કડવી ધીસોડી, મોથ, ગળો, અરડૂસો, સુંઠ, ધાણા અને કરીયાતું એઓનો કવાથ કરીને મધની સાથે પીવામાં આવે તો તે કવાથ ખરાબ પાણીથી ઉત્પન્ન ભયંકર વિકારને જીતેછે.

### કિરાતાદિ ચૂર્ણ.

किराततिक्तात्रिवृदम्बुपिप्पलीविडङ्गविश्वाकटुरोहिणीरजः । निहन्तिलीढं मधुनातिसत्वरं सुदुस्तरं दुर्जलदोषजं ज्वरम् ॥ इति किरातादिचूर्णम् ॥

કરીયાતું, નસોતર, વાળો, પીપળ, વાવડીગ, સુંઠ અને કડુ એઓનું ચૂર્ણ કરી મધથી ચાટવામાં આવે તો તે ચૂર્ણ ખરાબ પાણીથી થએલા મહા દુસ્તર જ્વરને પણ તુરત હણેછે.

### શુંઠયાદિ કલ્ક.

भोजनाग्रे नरैर्नित्यं शुण्ठीजाज्यभयोत्थितः । कल्कस्तु सेवितो हन्यान्नानादेशोद्भवं जलम् ॥

ભોજન કર્યા પેહેલાં સુઠ, જીરૂ અને હરડે એઓના કલ્કનું નિત્ય સેવન કરવામાં આવે તો તેથી માણસોને અનેક દેશોનાં પાણી પીવાયાથી પ્રાપ્ત થએલો જ્વર મટી જાયછે.

### આર્દ્રકાદિ કલ્ક.

सहार्द्रकयवक्षारौ पीत्वा कोष्णेन वारिणा । नानादेशसमुद्भूतं वारिदोपमपोहति ॥

આદુનો અને જવખારનો કલ્ક કરી કાંઇક ઊના પાણીથી પીવામાં આવે તો અનેક દેશોથી થએલો જળનો દોષ મટી જાયછે.

### સાધ્ય જ્વરનું લક્ષણ.

### अथ साध्यस्य ज्वरस्य लक्षणमाह ।

बलवत्स्वल्पदोपेषु ज्वरः साध्योऽनुपद्रवः ।

શરીરમાં બળવાળાં અને અલ્પદોષવાળાં માણસોને થએલો ઉપદ્રવ વગરનો જ્વર સાધ્ય સમજવો.

### જ્વરના ઉપદ્રવો.

### अथ ज्वरस्योपद्रवानाह ।

श्वासो मूर्च्छारुचिच्छर्दिस्तृष्णातीसारविद्ग्रहाः । हिक्काकासाङ्गदाहाश्च ज्वरस्योपद्रवा दश ॥

શ્વાસ, મૂર્છા, અરૂચિ, વમન, તરશ, અતીસાર, મલબંધ, હેડકી, ઊધરસ અને અંગોમાં બળતરા એ દશ, જ્વરના ઉપદ્રવો સમજવા.

### પ્રસંગને લીધે ઉપદ્રવોની ચિકિત્સાનો પ્રકાર.

### अथ प्रसङ्गादुपद्रवाणां चिकित्साविशेषमाह ।

सञ्जातोपद्रवो व्याधिस्त्याज्यो नस्याच्चिकित्सकैः । व्याधौ शान्ते प्रणश्यन्ति सद्यः सर्वेऽप्युपद्रवाः ॥ अतो व्याधिं जयेद्यत्नात्पूर्वं पश्चादुपद्रवान् । भिषग् यः कुशलः सोऽत्र जयेत्पूर्वमुपद्रवम् ॥ तेष्वपि प्रचुरेषु प्राङ् नाशयेदाशुकारिणम् । मूलव्याधिं जयेत्पूर्वं यत्र यो वा भवेद् बली ॥ अविरोधेन कार्या तदुभयोरपि च क्रिया ॥

જેમાં ઉપદ્રવો ઉત્પન્ન થયા હોય એવા રોગને પણ વૈદ્યોએ છોડી દેવો નહી. વ્યાધિ શાંત થાયતો સઘળા ઉપદ્રવો પણ નષ્ટ થઇ જાયછે એટલામાટે પ્રથમ યત્નપૂર્વક વ્યાધિને જીતવો અને પછી ઉપદ્રવોને જીતવા. પણ જે પ્રવીણ વૈદ્ય હોય તે તો વ્યાધિમાં પ્રથમ ઉપદ્રવને જીતે છે. ઉપદ્રવો પણ ઘણા હોયતો તેઓમાં જે ઉપદ્રવ ઝડપદાર હોય તેને પ્રથમથી જીતવો.

પ્રથમ મૂલવ્યાધિને જીતવો અથવા જેમાં જે બલવત્તર હોય તેને જીતવો અથવા વિરોધ ન આવે એવીરીતે એકી

વખતે એ બન્નેની ચિકિત્સા કરવી.

## જ્વરમાં શ્વાસની ચિકિત્સા.

## तत्र ज्वरे श्वासस्य चिकित्सा ।

सिंही व्याघ्री ताम्रमूली पटोली शृङ्गी पद्मा पुष्करं रोहिणी च । शाकं शट्याः शैलमल्याश्च बीजं श्वासं हन्यात् सन्निपातं दशाङ्गः ॥

सिंही वडीकटैया । व्याघ्री लवुकण्टकारी ॥ ताम्रमूली दुरालभा । रोहिणी कटुकी ॥ शैलमल्ली कोरैआ । दशाङ्गप्रयोगः ॥

भार्गी निम्बघना भया मृतलता भूनिम्बवासा विषा । त्रायन्ती कटुका वचा त्रिकटुकस्योनाकशक्रद्रुमैः ॥ रास्नायासपटोलपाटलशटी दार्वी विशाला त्रिवृत् ब्राह्मी पुष्करसिंहिकाद्वयनिशाधात्र्यक्षदेवद्रुमैः ॥ क्वाथोऽयं खलु सन्निपातनिवहान् द्वात्रिंशतां पानतो दुर्द्धर्षान्निजतेजसा विजयते सर्पान् गुरुत्मानिव ॥ किञ्च श्वासवलासकाशगुदरुकहृद्रोगहिक्कामरुन्मन्यास्तम्भगलामयार्दितमलाविष्टम्भव्रध्मानपि ॥

विषा अतीसशक्रद्रुमः वकुल इति लोके । देवद्रुमः देवदारुः । इति द्वात्रिंशकाथः ॥

मधुना कृष्णाकदफलकर्कटशृङ्गीभवं चूर्णम् । श्वासामये महोग्रे लीढ्वा लोकः सुखी भवति ॥ वन्योपलाग्नितापितदात्रस्याग्रेण पञ्जरे दाहः । अपहरति श्वासामयमसंशयं भाषितं मुनिभिः ॥

ઉભી ભોરીંગણી, બેઠી ભોરીંગણી, ધમાસો, કડવી ધીસોડી, કાકડાશીંગી, ભારંગીનાં મૂળ, એરડાનાં મૂળ, કડુ, કચૂરાનાં પાનડાંઆદિ અને ઇંદ્રજવ એ દશ પદાર્થોનો પ્રયોગ શ્વાસને મટાડેછે. આ દશાંગપ્રયોગ કહેવાયછે.

ત્રાયમાણુ, કડુ, વજ, ભારંગી, લીંબડો, મોથ, હરડે, ગળો, કરીયાતું, અરડૂસો, અનવસ, ત્રિકટુ, ( સુંઠ, મરી, પીપળ ) અરલૂ, ઇંદ્રજવ, રાસ્ના, જવાસો, કડવા પરવલ, કાકચીયા, કચૂરો દારૂહળદર, ઇંદ્રવારૂણી, નસોતર, બ્રાહ્મી, એરડાનાં મૂળ, ઉભી ભોરીંગણી, બેઠી ભોરીંગણી, હળદર, આમળી, બેહેડાં અને દેવદાર એ બત્રીશ પદાર્થોનો ક્વાથ પીવામાં આવે તો તે ક્વાથ જેમ ગરૂડ પોતાના પરાક્રમથી સર્પોને જીતેછે તેમ પોતાના પ્રભાવથી મહાભયંકર સન્નિપાતોના સમૂહોને જીતેછે. તેમજ શ્વાસ, કફ, ઉધરસ, ગુદાના રોગ, છાતીનાં દરદ, હેડકી, પવન, ઓડનું ઝલાઈ જવું, ગળાના રોગ, ફટકીયો વાયુ, મલબંધ અને બ્રધ્મ નામનો સાથળના સાંધા વગેરેનો ગ્રંથિરૂપ રોગ એઓને પણ નષ્ટ કરેછે.

પીપળ, કાયફલ, અને કાકડાશીંગી એઓનું ચૂર્ણ કરી મધમાં કાલવીને ચાટવામાં આવે તો તેથી લોકો મહા ઊગ્રશ્વાસના રોગમાં સુખી થાયછે.

અડાયાના અગ્નિથી તપાવેલા દાતરડાની અણીથી હાડપંજરમાં ડાંભ દેવામાં આવે તો તેથી શ્વાસનો રોગ અવશ્ય મટેછે એમ મુનિઓએ કહ્યુંછે.

## જ્વરમાં મૂર્છાની ચિકિત્સા.

## अथ ज्वरे मूर्छायां चिकित्सा ।

आर्द्रकस्य रसैर्नस्यं मूर्छायामाचरे-

न्नरः । अञ्जनञ्च प्रयुञ्जीत मधुसिन्धुशिलोषणैः ॥ शीताम्भसाक्षिसेकः सुरभिर्धूपः सुगन्धि पुष्पञ्च । मृदुतालवृन्तवातः कोमलकदलीदलस्पर्शः ॥

મૂર્છાને મટાડવાને વાસ્તે રોગીને આદુના રસથી નસ્ય દેવું. મધ, સૈંધવ, મણશીલ અને મરી એઓનું અંજન આંજવું. શીતલ પાણીથી નેત્રનું સેચન કરવું. સુગંધી ધૂપ કરવો. સુગંધી પુષ્પોનો ઉપયોગ કરાવવો. કુણા કુણા તાડીના પંખાનો પવન નખાવવો અને કેળનાં કોમળ પાનડાઓનો સ્પર્શ કરાવવો.

### જ્વરમાં અરૂચિની ચિકિત્સા.

### अथ ज्वरेऽरुचेश्चिकित्सा ।

अरुचौ तु शृङ्गवेरजरसकैः सोष्णैः ससिन्धुजैः कवलः । सिन्धूत्थमातुलुङ्गीफलकेशरधारणं वक्रे ॥

અરૂચિ થઈ હોયતો આદુના રસને ગરમ કરી તેમાં સૈંધવ નાખીને તે મોહોડામાં લેવરાવવો અને બીજોરાના ફળના કેસરા તથા સૈંધવ મોહોડામાં રખાવવા.

### જ્વરમાં વમનની ચિકિત્સા.

### अथ ज्वरे छर्देश्चिकित्सा ।

क्राथो गुडूच्याः समधुः सुशीतः पीतः प्रशान्ति वमनस्य कुर्यात् । विड्मक्षिकाणां मधुनाऽवलीढा सचन्दना शर्करयान्विता वा ॥

ગળોનો ક્વાથ કરી તેને શીતલ કરીને મધ સહિત પીવામાં આવેતો તેથી વમનની શાંતિ થાયછે.

માંખીઓની હગારને મધમાં નાખી, ચંદનમાં નાખી અથવા સાકરમાં કાલવીને ચાટવામાં આવેતો તેથી પણ વમનની શાંતિ થાયછે.

### જ્વરમાં તરશની ચિકિત્સા.

### अथ ज्वरे तृष्णायाश्चिकित्सा ।

दन्तशठबीजपूरकदाडिमबदरैः सचुक्रकैर्वदने । लेपो जयति पिपासामथ रजतगुटी मुखान्तःस्था ॥ शीतं पयः क्षौद्रयुतं निपीतमाकण्ठमाश्वेव तदुद्वमेच । तर्षं महांतं शमयेद्धि वक्रे धृत्वाथ वा क्षौद्रवटाग्रलाजान् ॥

લીંબુ, બીજોરું, દાડિમ, બોર અને ચુકો એઓનો મોહોડામાં લેપ કરવામાં આવેતો તેથી તરશ મટેછે.

મોહોડાની અંદર રૂપાની ગોળી રાખવામાં આવેતો તેથી તરશ મટેછે.

મધ સહિત ટાઢું દુધ ગળા સુધી પીને જલદી ઓકી કાહાડવામાં આવેતો તેથી મોટી તરશ મટેછે.

મધ, વડનાં અગ્રો તથા શાળની ધાણી એઓને મોહોડામાં રાખવામાં આવેતો તેથી પણ તરશ મટેછે.

### જ્વરમાં અતિસાર (બહુજ પાતળા ઝાડા)ની ચિકિત્સા.

### अथ ज्वरेऽतिसारस्य श्चिकित्सा।

लङ्घनमेकं मुक्ता नान्यचास्तीह भेषजं बलिनः । समुदीर्णदोषनिचयं शमयति तत्पाचयेदपि च ॥ वत्सादनी वत्सकवारिवाहविश्वम्भरा निम्बविषा सविश्वा । ज्वरेऽतिसारं त्वरितं जयन्ति विश्वामृतावत्सकवारिवाहाः ॥

विश्वम्भरा भूनिम्बः ॥

पाठामृतापर्पटमुस्तविश्वाकिराततिक्तेन्द्रयवान् विपाच्य । पिवन् हरत्येव हठेन सर्वान् ज्वरातिसारानपि दुर्निवारान् ॥

બળવાન્ અતિસારનું કેવળ લાંઘણ શિવાય બીજું ઔષધ નથી. લાંઘણ વૃદ્ધિ પામેલા દોષોના સમૂહને શમાવેછે અને પાચન પણ કરેછે.

ગળો, ઇંદ્રયવ, મોથ, કરીયાતું, લિંબડો, અતવસ અને સુંઠ એઓથી અતિસાર મટેછે.

સુંઠ, ગળો, ઇંદ્રયવ અને મોથ એઓ પણ જ્વરમાં થએલા અતિસારને મટાડે છે.

કાળી પાડ, ગળો, ખડસલીયો, મોથ, સુંઠ, કરીયાતું અને ઇંદ્રયવ એઓનો ક્વાથ કરી પીવામાં આવેતો તે ક્વાથ જ્વરમાં થએલા અવાર્ય અતિસારોને પણ બલાત્કારથી નષ્ટ કરેછે.

## જ્વરમાં મળબંધની (ઝાડો રોકાયાની) ચિકિત્સા.

## अथ ज्वरे विड्ग्रहस्य चिकित्सा ।

विड्ग्रहे वातजित् कर्म कुर्यादत्रानुलोमनम् । मलं प्रवर्तयेदाशु तीक्ष्णाभिः फलवर्तिभिः ॥ पथ्यारग्वधतिक्ता त्रिवृदामलकैः शृतं तोयम् । जीर्णज्वरे विबन्धे दद्यादाश्वेव विड्ग्रहः शाम्येत् ॥

જ્વરમાં ઝાડો રોકાઇ ગયો હોયતો વાયુનું અનુલોમન કરવારૂપ તેને જીતનારી ક્રિયાઓ કરવી.

ગુદામાં તીક્ષ્ણ ઔષધોની વાટો મુકીને તુરત ઝાડાને પ્રવર્ત્તાવવો.

જીર્ણજ્વરમાં મલબંધ થયો હોયતો હરડે, ગરમાળો, કડુ, નસોતર અને આંમળાં એઓનો ક્વાથ દેવામાં આવેતો તુરતજ મળબંધ શાંત થાયછે.

## જ્વરમાં હેડકીની ચિકિત્સા.

## अथ ज्वरे हिक्कायाश्चिकित्सा ।

नीरेण सिन्धूत्थरजोऽतिसूक्ष्मं नस्येन नूनं विनिहन्ति हिक्काम् । शुण्ठी हठाद् वा सितया समेता धूपोऽथवा हिङ्गुसमुद्भवश्च ॥

સૈંધવનું અત્યંત ઝીણું ચૂર્ણ કરી પાણીથી તેનું નસ્ય દેવામાં આવેતો તેથી હેડકી મટી જાયછે.

સાકરની સાથે સુંઠનું નસ્ય દેવામાં આવે તો તેપણ બલાત્કારથી હેડકીનો નાશ કરેછે.

હીંગનો ધૂપ કરવામાં આવે તો તેથી પણ હેડકીનો નાશ થાયછે.

## જ્વરમાં ઉધરસની ચિકિત્સા.

## अथ ज्वरे काशस्य चिकित्सा ।

कासे कणा कणामूलं कलिङ्गकफलं रजः । सविश्वभेषजं लिह्यात् मधुना वा वृषाद्रसम् ॥ रज. पर्पटकम् ॥

पुष्करमूलकटुत्रिकशृङ्गीकट्फलयासककारविकाभिः । मधुलुलिताभिरयं खलु लेहः कासरिपुः कफरोगहरश्च ॥

જ્વરમાં ઉધરસ થએલ હોયતો પીપળ, પીપળીમૂળ, ઇંદ્રજવનું ફળ, ખડસલીયો અને સુંઠ એઓનું ચૂર્ણ કરી તે ચૂર્ણ મધથી ચાટવું.

અરડૂસાનો રસ પીવાથી પણ ઉધરસ મટેછે.

એરડાનું મૂલ, ત્રિકટુ (સુંઠ, મરી, પીપળ) કાકડાશીંગી, કાયફલ, રાતો ધમાસો અને કલૌંજી જીરૂ એઓના ચૂર્ણને મધમાં કાલવીને ખાવામાં આવે તો તેથી ઉધરસ મટી જાયછે અને કફના રોગ પણ ટળેછે.

## જ્વરમાં દાહની ચિકિત્સા.

## अथ ज्वरे दाहस्य चिकित्सा ।

दाहाधिकारे लिखितं दाहे कुर्याच्चिकित्सितम् । परं ज्वरे विरुद्धं यन्नोचितं तच्चिकित्सितम् ॥

દાહના અધિકારમાં જે ચિકિત્સા લખવામાં આવશે તે સઘળી ચિકિત્સા કરવી. પરંતુ તેમાંની જે ચિકિત્સા જ્વરમાં વિરૂદ્ધ હોય તે કરવી યોગ્ય નથી.

## સુખસાધ્ય જ્વરનું લક્ષણ.

## अथ सुखसाध्यस्य ज्वरस्य लक्षणम् ।

सन्तापोऽभ्यधिको बाह्ये तृष्णादीनां च मार्दवम् । बहिर्वेगस्य लिङ्गानि सुखसाध्यत्वमेव च ॥

तृष्णादीत्यादिशब्देनान्तर्दाहसन्ध्यस्थिव्यथाश्वासा गृह्यन्ते तेषां मार्दवमल्पता । बहिर्वेगस्य ज्वरस्य ॥

वर्षाशरद्वसन्तेषु वाताद्यैः प्राकृतः क्रमात् । प्राकृतः सुखसाध्यस्तु ज्वरः सुरभिसम्भवः ॥ सुरभिर्वसन्तः ॥

બાહાર સતાપ અધિક હોય અને તરશ, અંદર દાહ, સાંધાઓમાં તથા અસ્થિઓમાં વ્યથા તથા શ્વાસ એઓનું અલ્પપણું હોય એટલાં બાહાર વેગવાળા જ્વરનાં ચિન્હો છે અને એ ચિન્હો ઉપરથી જ્વરને સુખસાધ્ય જાણવો.

વર્ષાઋતુમાં વાયુથી, શરદ્‌ઋતુમાં પિત્તથી અને વસંતઋતુમાં કફથી જે જ્વર આવ્યો હોય તેને પ્રાકૃત (ઋતુના સ્વભાવને અનુસરીને પ્રાપ્ત થએલો) સમજવો. એઓમાં વસંતઋતુમાં ઉત્પન્ન થએલો પ્રાકૃત જ્વર સુખસાધ્ય જાણવો.

## કષ્ટસાધ્ય જ્વરનું લક્ષણ.

## अथ कष्टसाध्यस्य ज्वरस्य लक्षणम् ।

वैकृतोऽन्यः स दुःसाध्यः प्राकृतश्चानिलोद्भवः । अंतर्दाहोधिका तृष्णा प्रलापः श्वसनं भ्रमः ॥ संध्यस्थिशूलमस्वेदास्तथा वर्चोविनिग्रहः ॥ अंतर्वेगस्य लिङ्गानि कष्टसाध्यत्वमेव च ॥

वर्चो विनिग्रहः पुरीषाप्रवृत्तिः ॥ अन्यः प्राकृतादन्यो वैकृतः ॥

પ્રાકૃત શિવાય બીજો વૈકૃત જ્વર કષ્ટસાધ્ય છે અને વાયુથી થએલો પ્રાકૃત જ્વર પણ અંદર દાહ, તરશનું અધિકપણું, બકવાદ, શ્વાસ, ભ્રમ, સાંધાઓમાં તથા અસ્થિઓમાં શૂલ, પસીનાનો અભાવ અને દસ્તની અટકાયત એટલાં અંદર વેગવાળાં જ્વરનાં ચિન્હો છે અને એ ચિન્હો ઉપરથી જ્વરને કષ્ટસાધ્ય જાણવો.

## વર્ષાઆદિ ઋતુઓમાં થએલા જ્વરોની ચિકિત્સાની પદ્ધતિ દેખાડવાસારૂ તે તે ઋતુઓમાં દોષોનું પ્રાધાન્ય.

## वर्षादिषु जातानां चिकित्साविशेषार्थं प्राधान्यमाह।

वर्षासु मारुतो दुष्टः पित्तश्लेष्मान्वितो ज्वरम्। कुर्यात् पित्तश्च शरदि तस्य चानुबलः कफः ॥ कफो वसन्ते तमपि वातपित्तं भवेदनु । तत्प्रकृत्या विसर्गाच्च तत्र नानशनाद्भयम् ॥

तत्प्रकृत्या तस्य पित्तस्य प्रकृत्या स्वभावेन। यत उक्तम्। 'कफपित्ते द्रवे धातू सहेते लङ्घनं बहु।' इति विसर्गाच्च शरदो विसर्गकालत्वाच्च। यत उक्तम्। वर्षाशरद्धेमन्ता विसर्गकालास्तत्रोपचितबलाः। प्राणिनो भवन्ति सोमस्य बलवत्त्वादिति ॥ तत्र शरदि पित्तज्वरे अनशनाद्भयं न। वसन्ते कफज्वरेऽपि कफप्रकृत्या लङ्घनाद्भयं न भवति। किन्तु वसन्तस्यादानकालत्वान्निःशङ्कं न कर्त्तव्यम्। यत उक्तम्। शिशिरवसन्तग्रीष्मास्त्वादानकालास्तत्रापचितबलाः प्राणिनो भवन्ति सूर्यस्य बलवत्त्वादिति। एतेनेदमुक्तम्। वर्षासु वायुः प्रधानम्। पित्तश्लेष्माणावप्रधाने। शरदि पित्तं प्रधानम् कफोऽप्रधानः वसन्ते श्लेष्मा प्रधानं वातपित्ते अप्रधाने तत्र प्रधानस्य प्राधान्येन चिकित्सा कर्त्तव्या। सा चाप्रधाने निषिद्धा न विधेया एवं वैकृतेष्वपि प्रधानस्य प्राधान्येन चिकित्सा कर्त्तव्या। तथा चोक्तम् ॥

संसर्गे यो गरीयान् स्यादुपक्रम्यः स वै भवेत्। शेषदोषाविरोधेन सन्निपाते तथैव चेति ॥

संसर्गे दोषद्वयसंसर्गे गरीयान् प्रधानः ॥

વર્ષાઋતુમાં વાયુ પ્રધાન છે અને પિત્ત તથા કફ અપ્રધાન છે માટે વર્ષામાં દુષ્ટ થએલો અને જેના પેટામાં પિત્ત તથા કફ રહેછે એવો પવન જ્વરને ઉત્પન્ન કરેછે.

શરદ્ ઋતુમાં પિત્ત પ્રધાન છે અને કફ અપ્રધાન છે માટે શરદ્‌માં દુષ્ટ થએલું અને જેના પેટામાં કફ રહેછે એવું પિત્ત જ્વરને ઉત્પન્ન કરેછે.

વસંતઋતુમાં કફ પ્રધાન છે અને વાયુ તથા પિત્ત અપ્રધાન છે માટે વસંતમાં દુષ્ટ થએલો અને જેના પેટામાં વાયુ તથા પિત્ત રહેછે એવો કફ જ્વરને ઉત્પન્ન કરેછે.

પિત્તના સ્વભાવનેલીધે અને શરદ્ ઋતુ વિસર્ગનો (સૂર્યને રસઆદિ મુકવાનો) કાળ હોવાને લીધે શરદ્ઋતુમાં થએલા પિત્તજ્વરમાં લંઘનથી કશો ભય થતો નથી.

કફ અને પિત્ત એઓ દ્રવધાતુ છે માટે તેઓ ઘણા લંઘનનું સહન કરેછે એમ કહેવાઇ ગયુંછે. શરદ્ઋતુ વિસર્ગનો કાળછે. તે વિષે પણ પ્રાચીન ગ્રંથોમાં કહ્યુંછે કે "વર્ષા, શરદ્ અને હેમંત એ ત્રણ ઋતુઓ વિસર્ગનો કાળછે એટલામાટે તેઓમાં સોમ બલવાન્ હોવાથી સર્વે પ્રાણીઓ વધેલા બળવાળા થાયછે."

જો કે વસંત ઋતુમાં થએલા કફજ્વરમાં પણ કફના સ્વભાવને લીધે

લંઘનથી ભય થતો નથી તોપણ વસંતઋતુ આદાનનો (સૂર્યને રસઆદિ ખેંચીલેવાનો) કાળ હોવાને લીધે તેમાં નિશ્શંકપણાંથી લંઘન નહી કરવું જોઇએ. કહ્યુંછે કે "શિશિર, વસંત અને ગ્રીષ્મ એ ત્રણ ઋતુઓ આદાનનો કાળછે એટલામાટે તેઓમાં સૂર્ય બળવાન્ હોવાથી સર્વે પ્રાણિઓ ઓછા બળવાળા થાયછે."

આથી આમ સિદ્ધ થયું કે "વર્ષાઋતુમાં વાયુ પ્રધાન છે અને પિત્ત તથા કફ અપ્રધાન છે. શરદ્‌ઋતુમાં પિત્ત પ્રધાન છે અને કફ અપ્રધાન છે અને વસંતઋતુમાં કફ પ્રધાન છે અને વાયુ તથા પિત્ત અપ્રધાન છે."

પ્રાકૃત જ્વરોમાં પ્રધાન દોષની ચિકિત્સા પ્રધાનપણે કરવી પણ તે એવી કરવી કે જે ચિકિત્સા અપ્રધાનને વાસ્તે નિષિદ્ધ ન હોય. વૈકૃત જ્વરોમાં પણ પ્રધાન દોષની ચિકિત્સા પ્રધાનપણે કરવી તે આ પદ્ધતિથીજ કરવી. કહ્યુંછે કે "બે દોષના સંસર્ગમાં અને ત્રણે દોષના સંસર્ગરૂપ સન્નિપાતમાં જે દોષ પ્રધાન હોય તેની ચિકિત્સા અપ્રધાન દોષને વિરોધ ન આવે એવી કરવી."

## અસાધ્ય જ્વરનું લક્ષણ.

## अथासाध्यस्य ज्वरस्य लक्षणमाह ।

ज्वरः क्षीणस्य शूनस्य गम्भीरो दीर्घरात्रिकः । असाध्यो वलवान् यश्च केशसीमन्तकृज्ज्वरः ॥

दीर्घरात्रिकः वहुरात्रानुवन्धी केशसीमन्तकृत् । प्रभावात् केशेषु सीमन्तं यः करोति॥

ક્ષીણ થએલાને તથા સોજાવાળાને થએલો જ્વર, ગંભીર જ્વર, ઘણા લાંબાં કાળથી થએલો જ્વર, બળવાન્ જ્વર અને જે જ્વરે પ્રભાવથી કેશમાં સેંથો પાડી દીધો હોય તે જ્વર અસાધ્ય છે.

## ગંભીર જ્વરનું લક્ષણ.

## अथ गम्भीरज्वरस्य लक्षणमाह ।

गम्भीरस्तु ज्वरो ज्ञेयो ह्यन्तर्दाहेन तृष्णया । आनद्धत्वेन चात्यर्थं काशश्वासोद्गमेन च ॥

आनद्धत्वेन विबद्धमलत्वेन ॥

અંદરનો દાહ, તરશ, દસ્તની અટકાયત અને ઊધરસની તથા શ્વાસની અત્યંત ઉત્પત્તિ એ લક્ષણો ઉપરથી ગંભીર જ્વર જાણવો.

## સામાન્ય જ્વરમાં કાનના મૂળમાં થએલા સોજાનાં સુખસાધ્યપણાઆદિ વિષે.

## सामान्यज्वरे कर्णमूलशोथस्य सुखसाध्यत्वादिकमाह ।

ज्वरस्य पूर्वं ज्वरमध्यतो वा ज्वरान्ततो वा श्रुतिमूलशोथः । क्रमादसाध्यः खलु कृच्छ्रसाध्यः सुखेन साध्यो मुनिभिः प्रदिष्टः ॥

જ્વર આવ્યા પેહેલાં કાનના મૂળમાં જે સોજો થાય તેને અસાધ્ય જાણવો, જ્વરના મધ્યમાં કાનના મૂળમાં જે સોજો થાય તેને કષ્ટસાધ્ય જાણવો અને જ્વરને અંતે કાનના મૂળમાં જે સોજો થાય તેને સુખસાધ્ય સમજવો એમ મુનિઓએ કહ્યુંછે.

## જ્વરવાળાનું અરિષ્ટ.

### अथारिष्टमाह ।

रोगिणो मरणं यस्मात् अवश्यम्भावि लक्ष्यते । तल्लक्षणमरिष्टं स्याद्रिष्टमप्यभिधीयते ॥ हेतुभिर्बहुभिर्जातो बलिभिर्बहुलक्षणः । ज्वरः प्राणान्तकृद्यश्च शीघ्रमिन्द्रियनाशनः ॥

शीघ्रमिन्द्रियनाशनः उत्पन्नमात्र एव चिकित्स्यमानोऽपि इन्द्रियाणां चक्षुरादीनां शक्तिं यो नाशयति ॥

### अन्यच्चारिष्टमाह ।

विसंज्ञस्ताम्यते यस्तु शेते निपतितोऽपि वा । शीतार्दितोऽन्तरुष्णश्च ज्वरेण म्रियते नरः ॥

विसंज्ञः विगतज्ञानः । ताम्यते नष्टहर्षः शेते निपतितो वा। अत्रापि वाशब्द एवार्थः। निपतित एव तिष्ठति न चोत्थातुं समर्थः। तथासन् शेते वा । शीतार्दितः बहिः । अन्तरुष्णः । अन्तर्दाहवान् ॥ अन्यच्च ॥

यो हृष्टरोमा रक्ताक्षो हृदि सङ्घातशूलवान् । वक्रेण चैवोच्छ्वसिति तं ज्वरो हन्ति मानवम् ॥

हृष्टरोमा रोमाञ्चवान् हृदि संघातवान् सन्निपातिकशूलवान् । वक्रेण चैवोच्छ्वसिति न तु नासिकया । अन्यच्च ॥

हिक्काश्वासतृषायुक्तं मूढं विभ्रान्तलोचनम् । सन्ततोच्छ्वासिनं क्षीणं नरं क्षपयति ज्वरः ॥

क्षपयति समापयतीत्यर्थः । अन्यच्च ॥

हतप्रभेन्द्रियं क्षाममरोचकनिपीडितम् । गम्भीरतीक्ष्णवेगार्त्तं ज्वरितं परिवर्ज्जयेत् ॥

हतप्रभेन्द्रियम् । हता प्रभा दीप्तिर्येषां । अथवा हता प्रभा प्रतिभा विषयग्रहणशक्तिर्येषाम् तथाविधानि इन्द्रियाणि यस्य तं हतप्रभेन्द्रियम् ॥ क्षामं क्षीणम् । गम्भीरतीक्ष्णवेगार्त्तं गम्भीरः उक्तलक्षणकः ॥ तीक्ष्णवेगः अतिदुःसहवेगः ॥ ताभ्यां आर्त्तं दुःखितम्। अन्यच्च ॥

मरणं प्राप्नुयात्तत्र शुक्रस्थानगते ज्वरे । शेफसः स्तब्धता मोक्षः शुक्रस्य तु विशेषतः ॥ व्याख्यातोऽयं श्लोकः ॥

જે લક્ષણો ઉપરથી રોગીનું મરણ અવશ્ય થવાનું સમજાય છે તે લક્ષણો અરિષ્ટ કેહેવાયછે અને રિષ્ટ પણ કેહેવાયછે.

જે જ્વર ઘણાં બલવાન્ કારણોથી થયો હોય, ઘણાં લક્ષણોવાળો હોય અને જેણે ઉત્પન્ન થતાંજ ચિકિત્સા કરતાં છતાં પણ ચક્ષુઆદિ ઇંદ્રિયોની શક્તિનો નાશ કર્યો હોય તે જ્વરને પ્રાણ લઇ જનાર સમજવો.

જે માણસ બેભાન થઇ ગયો હોય, હર્ષથી અત્યંત રહિત થઈ ગયો હોય, પડયોજ રેહેતો હોય પણ ઊઠી શકતો ન હોય અથવા અશક્ત થઇને સુઈજ રેહેતો હોય, બાહાર ટાઢથી પીડાતો હોય અને અંદર દાહવાળો હોય તે માણસ જ્વરથી મરી જાયછે.

જે માણસનાં રૂવાણાં ઉભાં થઇ જતાં હોય, આંખો લાલ થઈ ગઇ હોય, હૃદયમાં સન્નિપાતસંબંધી શૂળ નીકળતું હોય અને નાકથી નહિ પણ મોહોડા-

થીજ શ્વાસ લેનો હોય તે માણસને જ્વર મારીજ નાખેછે.

જે માણસ હેડકીથી, શ્વાસથી તથા તરશથી યુક્ત હોય, મૂઢ થઇ ગયો હોય, ભમતી આંખોવાળો થઈ ગયો હોય, નિરંતર ઊંચા શ્વાસ લીધા કરતો હોય અને ક્ષીણ થયો હોય તે માણસને જ્વર પૂરોજ કરી નાખેછે.

જેની કાંતિ હણાઇ ગઈ હોય, જેની ઇંદ્રિયોની પોતપોતાના વિષયોનું ગ્રહણ કરવાની શક્તિ હણાઇ ગઈ હોય, જે ક્ષીણ થઈ ગયો હોય, જે ગંભીર જ્વરથી પીડાયો હોય, જે અતિ દુઃસહ વેગવાળા જ્વરથી પીડાયો હોય અને જે અરૂચિથી પીડાયો હોય તે જ્વરવાળાને વૈદ્યે છોડી દેવો.

જ્વર વીર્યના સ્થાનમાં પ્રાપ્ત થયો હોય તો લિંગમાં સ્તબ્ધપણું થાયછે અને વીર્ય વધારે નીકળ્યા કરેછે. આવી રીતનો જ્વર હોય તો પુરૂષનું મરણજ થાયછે.

## વિષમજ્વરનું અરિષ્ટ.

**अथ विषमज्वरस्यारिष्टमाह।**

**आरम्भाद्विषमो यस्तु यस्य वा दीर्घरात्रिकः। क्षीणस्य चातिरूक्षस्य गम्भीरो यस्य हन्ति तम्॥**

यस्य आरम्भाद्विषमः। प्रथममेव विषमः न तु ज्वरोत्सृष्टस्य। यस्य दीर्घरात्रिकः। यस्य क्षीणस्यातिरूक्षस्य च गम्भीरो भवति॥ तं विषमो दीर्घरात्रिको गम्भीरश्च हन्तीत्यर्थः। इति ज्वराधिकारः॥

પ્રથમ બીજા પ્રકારનો જ્વર આવ્યા વિના જેને આરંભથીજ વિષમ જ્વર થયો હોય અથવા જેને લાંબા કાળથી જ્વર લાગુ પડયો હોય અથવા ક્ષીણ થએલા અને અત્યંત રૂક્ષ થએલા જે માણસને ગંભીર જ્વર થયો હોય તેને તે તે જ્વર મારીજ નાખેછે.

જ્વરનો અધિકાર સંપૂર્ણ.

# અતિસારનો અધિકાર.

## અતિસારનાં દૂરનાં નિદાનો.

**अथातीसाराधिकारः। तत्रातीसारस्य विप्रकृष्टानि निदानान्याह॥**

**गुर्वतिस्निग्धरूक्षोष्णद्रवस्थूलातिशीतलैः। विरुद्धाध्यशनाजीर्णैर्विषमैश्चापि भोजनैः॥ स्नेहाद्यैरतियुक्तैश्च मिथ्यायुक्तैर्विषैर्भयैः। शोकदुष्टाम्बुमद्यातिपानैः सात्म्यर्तुपर्ययैः॥ जलाभिरमणैर्वेगविघातैः कृमिदोषतः। नृणां भवत्यतीसारो लक्षणं तस्य वक्ष्यते॥**

गुरुमात्रया स्वभावेन संस्कारेण च अतिशब्दः स्थूलान्तैः सह सम्बद्ध्यते। स्थूलम् असम्यक् पिष्टं गोधूमादि॥ विरुद्धं संयुक्तं क्षीरमत्स्यादि। अध्यशनम् 'अजीर्णे भुज्यते यत् तु तदध्यशनमुच्यते॥' अजीर्णं आमं विदग्धश्च। 'बहु स्तोकमकाले च भुक्तं यद्विषमं हि तत्।' भोजनैरिति गुर्वादिभिर्विषमान्तैः सर्वैः सह सम्बध्यते स्नेहाद्यैः स्नेहपानस्वेदनवमनविरेचनानुवासननिरूहान्तैः अतियुक्तैर्वारंवारं प्रयुक्तैर्मिथ्यायुक्तैः अविधिप्रयुक्तैश्च॥ वि-

पैः । विषाण्यत्र स्थावराणि तेषामधोगतत्वात् ॥ शोको बन्ध्वादिवियोगजनितमनःपीडा । सात्म्यर्तुपर्ययैः सात्म्यविपरीतैरसात्म्यैः । तथा यस्मिन् ऋतौ यदुचितं तद्विपरीतैः ॥ जलाभिरमणैः जलक्रीडादिभिः ॥ वेगविघातैः मूत्रपुरीषादिहठधारणैः । कृमिभिः पक्वाशयस्य दुष्टैः ॥ एतानि यथासम्भवं वातादीनां दुष्टैः कारणानि बोद्धव्यानि ॥ नन्वेवं सति स्वहेतुदुष्टेन वातादिनातिसारो भवत्येव तावन्मात्रं वाच्यं किमर्थं गुर्वाद्यभिधानं । उच्यते ॥ गुर्वादिहेतुदूषिता एव वातादयो बाहुल्येनातिसारं जनयन्ति । न तु लङ्घनभुक्तजीर्णादिलघ्वन्नक्रोधतृषाक्षुधाभिहननदध्यारनालव्यायामवर्षाशरद्वसन्तादिभिः कुपिताः । अतो गुर्वादीन्युच्यन्ते । एवमन्यत्रापि बोद्धव्यम् ॥

ગુરૂ ભોજનથી, અતિ સ્નિગ્ધ ભોજનથી, અતિ રૂક્ષ ભોજનથી, અતિ ઉષ્ણ ભોજનથી, અતિ દ્રવરૂપ ભોજનથી, અતિ સ્થૂલ ભોજનથી, અતિ શીતલ ભોજનથી, વિરૂદ્ધ ભોજનથી, અજીર્ણમાં ભોજન કરવાથી, વિષમ ભોજન કરવાથી, સ્નેહન આદિક્રિયાઓનો વારંવાર પ્રયોગ કરવાથી, સ્નેહનઆદિ ક્રિયાઓનો વિધિરહિત પ્રયોગ કરવાથી, વિષોથી, ભયોથી, શોકથી, દુષ્ટજળથી, મદિરાનું અત્યંત પાન કરવાથી, પ્રકૃતિ વિરૂદ્ધ આહાર આદિથી ઋતુવિરૂદ્ધ આહાર આદિથી, જળમાં ક્રીડાઓ કરવાથી, મૂત્ર તથા વિષ્ઠાઆદિના વેગને બલાત્કારે રોકવાથી, અને પક્વાશયના દુષ્ટ થએલા કૃમિઓથી માણસોને અતિસાર થાયછે કે જેનું લક્ષણ કહેવામાં આવશે.

વ્યાખ્યા.

જે ભોજન માત્રાથી અથવા સંસ્કારથી ભારેપણાવાળું હોય તે ગુરૂભોજન કહેવાયછે. બરાબર નહી દળાએલું જે ઘઉં વગેરે ધાન્ય હોય તે અતિ સ્થૂલ કહેવાયછે. દુધ અને માછલાં ઇત્યાદિ સંયુક્ત પદાર્થો વિરૂદ્ધ ભોજન કહેવાયછે. પેટમાં જઇને કાચું રહેલું અથવા બરાબર નહીં પાકેલું હોય તે અજીર્ણ કહેવાયછે. ઝાઝું, થોડું અથવા સમય વગર જે જમવામાં આવે તે વિષમ ભોજન કહેવાયછે. સ્નેહપાન, સ્વેદન, વમન, વિરેચન, ક્વાથની પીચકારી અને તેલ આદિની પીચકારી એઓ સ્નેહન આદિ ક્રિયાઓ સમજવી. જો કે વિષો સ્થાવર અને જંગમ એમ બે પ્રકારનાં છે તોપણ આ પ્રકરણમાં વિષો એટલે સ્થાવર વિષોજ સમજવાં. કારણ કે નીચેના ભાગમાં જવાનો સ્વભાવ સ્થાવર વિષોનો છે. બંધુઆદિના વિયોગથી થએલી મનની પીડા શોક કહેવાયછે. એ ગુરૂભોજનઆદિ જે કહ્યાં તેઓ સંભવને અનુસરીને વાયુ આદિને બગાડવાનાં કારણો થાયછે એમ સમજવું.

શંકા—એમ છે ત્યારે 'પોતાનાં કારણોથી દુષ્ટ થએલા વાયુઆદિથી અતિસાર થાયછે' એટલુંજ કહેવું જોઇતું હતું તે છતાં ગુરૂભોજન વગેરે નામ આપીને કહ્યાં તેનું શું કારણ છે?

સમાધાન—ગુરૂભોજન આદિ કારણોથીજ દૂષિત થએલા વાયુ આદિ દોષો ઘણું કરીને અતિસારને ઉત્પન્ન કરેછે પણ લંઘન, પચી ગએલું અન્ન, હલકું

અન્ન, ક્રોધ, તરશ, ભુખ, અભિઘાત, દહી, અથાણાં, કસરત, વર્ષાઋતુ, શરદ્ ઋતુ, કે વસંતઋતુ ઇત્યાદિથી કોપ પામેલા દોષો અતિસારને ઉત્પન્ન કરતા નથી એમ જણાવવાને વાસ્તે ગુરૂભોજન વગેરે નામ આપીને કહેલાં છે એમ સમજવું. બીજાં સ્થલોમાં પણ જ્યાં જ્યાં દૂરનાં નિદાનો કેહેવામાં આવે ત્યાં પણ આપ્રમાણેજ સમજવું.

## અતિસારનું પૂર્વરૂપ.

### तस्यैव पूर्वरूपमाह ।

हृन्नाभिपार्श्वोदरकुक्षितोदगात्राव-सादानिलसन्निरोधाः । विट्सङ्ग आध्मानमथाविपाको भविष्यतस्तस्य पुरःसराणि ॥

विट्सङ्गः पुरीषाप्रवृत्तिः । अविपाको भुक्तस्य पुरःसराणि । एतानि लक्षणानि पूर्वभावीनि ॥

હૃદય, નાભિ, પડખાં, પેટ અને કુખ એઓમાં વ્યથા, ગાત્રોમાં ગ્લાનિ, પવનનો રોધ, દસ્તની અટકાયત, પેડુનું આફરવું અને ખાધેલાં અન્નનું નહી પાકવું એટલાં ચિન્હો જ્યારે અતિસાર થવાનો હોય ત્યારે પ્રથમથી થાયછે.

## અતિસારની સંપ્રાપ્તિ.

### अथातीसारस्य संप्राप्तिमाह ।

संशम्यापां धातुरग्निं प्रवृद्धो वर्चोमिश्रो वायुनाधः प्रणुन्नः । सरसतीवाऽतिसारं तमाहुर्व्याधिं घोरं षड्विधन्तं वदन्ति ॥

अपां धातुः अत्र समासाकरणाद्बहुत्वेन च रसजलमूत्रस्वेदमेदःकफपित्तरक्तादयो द्रवधातवो गृह्यन्ते । प्रवृद्धः अग्निं संशम्य शमयित्वा वर्चोमिश्रः पुरीषयुक्तः वायुना अधः प्रणुन्नः अधः प्रेरितः ॥

રસ, જળ, મૂત્ર, સ્વેદ, મેદ, કફ, પિત્ત અને રૂધિર ઇત્યાદિ દ્રવરૂપ ધાતુઓનો સમૂહ વૃદ્ધિ પામી અગ્નિને ઠારી નાખી વિષ્ઠાથી યુક્ત થઇ વાયુના બળથી નીચે પ્રેરાયછે.

## અતિસારનું સામાન્યરૂપ.

### अथ सामान्यरूपमाह ।

अतिसरति नदीवत् अतीसारं तमाहुर्व्याधिं घोरमिति । यो रसादि द्रवधातुः अतीव सरतीति प्रकृतिमतिक्रम्य गुदाध्वना सरति तं व्याधिमतीसारमाहुः । किंविधं घोरं 'घोरं भीमं भयानकम्' इत्यमरः ॥

### अस्य संख्यामाह ।

षड्विधन्तं वदन्तीति । षड्विधत्वं विवृणोति । एकैकशः सर्वशश्चापि दोषैः शोकेनान्यः षष्ठः आमेन चोक्तः ॥

એવી રીતે પ્રેરાયેલો એ ધાતુઓનો સમૂહ પોતાની પ્રકૃતિને છોડીને નદીની પેઠે પ્રવાહરૂપે ગુદના માર્ગથી નીકળેછે તે ભયંકર વ્યાધિ અતિસાર કેહેવાયછે.

## અતિસારની સંખ્યા.

### अथ सामान्यामतीसारस्य चिकित्सामाह ।

आमपक्वक्रमं हित्वा नातीसारे क्रिया यतः ।
अतोऽतीसारे सर्वस्मिन्नामं पक्वं च लक्षयेत्॥

એ અતીસાર ૭ પ્રકારનો કેહેવામાં આવેછે. વાયુથી થએલો અતિસાર, પિ-

ત્તથી થએલો અતિસાર, કફથી થએલો અતિસાર, ત્રણે દોષોથી થએલો અતિસાર, શોકથી થએલો અતિસાર અને આમના સંબંધવાળો થએલો અતિસાર એ રીતે અતિસારના ૭ પ્રકાર છે.

### અતિસારની ચિકિત્સાની સામાન્ય પદ્ધતિ.

### अथ आमचिकित्सा ।

### तत्रामपक्वयोर्लक्षणम् ।

संसृष्टमामैर्दोषैस्तु न्यस्तमप्सु निमज्जति । पुरीषं भृशदुर्गन्धि पिच्छिलश्चामसंज्ञितम् ॥ एतान्येव तु लिङ्गानि विपरीतानि यस्य वै । लाघवञ्च विशेषेण तत्तु पक्वं विनिर्दिशेत् ॥ न च संग्राहकं दद्यात् पूर्वमामातिसारिणे । अकाले संगृहीतस्तु विकारान् कुरुते बहून् ॥ दण्डकालसकाध्मानं ग्रहण्यर्शोभगन्दरान् । शोथपाण्ड्वामयप्लीहगुल्ममेहोदरज्वरान् ॥ डिम्भस्थः स्थविरस्थश्च वातपित्तात्मकश्च यः । क्षीणधातुबलश्चापि बहुदोषोऽतिविस्रुतः ॥ *आमोऽपि स्तम्भनीयः स्यात् पाचनात्* मरणं भवेत् । लङ्घनमेकं मुक्त्वा नान्यचास्तीह भेषजं बलिनः ॥ समुदीर्णदोषनिचयं शमयति तत् पाचयेदपि च ॥

### लङ्घन एव दोषदुःसहपिपासायां दोषपाकार्थं षडङ्गविधिनार्द्धशृतयोगचतुष्टयमाह ।

धान्यांबुभ्यां शृतं तोयं तृष्णादाहातिसारिणे । ह्रीवेरशृङ्गवेराभ्यां मुस्तपर्पटकेन वा ॥ मुस्तोदीच्यशृतं शीतं प्रदातव्यं पिपासवे । हितं लङ्घनमेवादौ पूर्वरूपेऽतिसारिणे ॥ कार्यं चानशनस्यान्ते प्रद्रवं लघुभोजनम् । पथ्यादारुवचामुस्तैर्नागरातिविषान्वितैः । आमातीसारनाशाय क्वाथमेभिः पिबेन्नरः ॥

इति पथ्यादिक्वाथः ॥

पाठाहिङ्ग्वाजमोदोग्रापञ्चकोलाद्भवं रजः । उष्णाम्बु पीतं सरुजं जयत्यामं ससैन्धवम् ॥ पाठादिचूर्णम् ॥

हरीतकीं सातिविषां हिङ्गु सौवर्चलं वचाम् । सैन्धवञ्चापि संपिष्य पाययेदुष्णवारिणा ॥ आमातीसारयोगोऽयं पाचयित्वा चिकित्सति । आमातीसारयोगोऽयं यद्येतेन न शाम्यति ॥ न तं योगशतेनापि चिकित्सति चिकित्सकः ॥ इति हरीतक्यादिकल्कः ॥

वत्सकातिविषा बिल्वं मुस्तकं वालकं शठी । अतीसारं जयेत्सामं चिरजं रक्तशूलजित् ॥

इति वत्सकादिक्वाथः ॥

एरण्डरससंपिष्टं पक्वमामञ्च नागरम् । आमातीसारशूलघ्नं पाचनं दीपनं परम् ॥ नागरस्य पुटपाकः कल्कश्च ॥

धान्यवालकबिल्वाब्दनागरैः पाचितं जलम् । आमशूलविबन्धघ्नं पाचनं दीपनं परम् ॥ इति धान्यादिपञ्चकम् ॥

पित्ते धान्यचतुष्कन्तु शुण्ठीत्यागाद्वदन्ति हि । रक्तेऽपि पित्तसाधर्म्याद्देयं धान्यचतुष्टयम् ॥

इति धान्यादिचतुष्कम् । इत्यामातीसारचिकित्सा ॥

આમના અને પક્વના ક્રમને છોડીને અતિસારમાં કોઇ ચિકિત્સાજ નથી એટલામાટે સઘળા અતિસારોમાં આમનો અને પક્વનો નિશ્ચય કરવો જોઇએ.

## આમ અતિસારની ચિકિત્સા.

### આમનું તથા પક્વનું લક્ષણ.

વિષ્ઠા જો કાચા દોષોના સંસર્ગવાળી હોય તો પાણીમાં નાખતાં બુડી જાય છે, બહુજ દુર્ગંધવાળી હોયછે અને ચીકણી હોયછે. આ લક્ષણો ઉપરથી 'આમ છે' એમ જાણવું.

વિષ્ઠા જો ઉપર કહેલા ચિન્હોથી વિપરીત ચિન્હોવાળી હોય એટલે પાણીમાં નાખતાં બુડે નહિ, બહુ દુર્ગંધવાળી ન હોય, ચીકણી ન હોય અને વિશેષે કરી હલકી હોય તો એ લક્ષણો ઉપરથી 'પક્વ છે' એમ જાણવું.

આમના અતીસારવાળાને પ્રથમ દસ્તને રોકનારૂં ઔષધ આપવું નહિ. જો સમય પ્રાપ્ત થયા વગર દસ્તને રોકવામાં આવે તો તેથી ઘણા વિકારો થાયછે. દંડક,[1] અલસક,[2] આફરો, ગ્રહણી, અરશ, ભગંદર, સોજા, પાંડુરોગ, બરલનું દરદ, ગોળારૂપી ગાંઠનું દરદ, પ્રમેહ, ઉદરના રોગ અને જ્વર એ સઘળા રોગો સમય પ્રાપ્ત થયા વગર દસ્તને રોકવાથી થાયછે.

૧ જેથી હાથ, પગ, માથુ, વાંસો તથા ઠાંઠુ લાકડાંની પેઠે ઝલાઈ જાય છે એવો એક જાતનો આક્ષેપકવાયુ. ૨ જેમાં પેટ ચડી ઝાડો તથા પેશાબ બંધ થઈ જાય છે તે એક જાતનો કૉલેરા.

પરંતુ જે અતિસાર બાળકને કે વૃદ્ધને થએલ હોય, વાતપિત્તાત્મક હોય, ધાતુના તથા બળના ક્ષયવાળો હોય, ઘણા દોષવાળો હોય કે અત્યંત સ્રવેલો હોય તે અતિસાર આમ હોય તોપણ તેને રોકવો જોઇએ. કારણ કે પાચન કરવા જતાં રોગીનું મરણ થાયછે.

બળવાન્ અતિસારનું લંઘન શિવાય બીજું ઔષધ છેજ નહી. લંઘન વૃદ્ધિ પામેલા દોષોના સમૂહને શમાવેછે અને તેનું પાચન પણ કરેછે.

### લાંઘણ કરતાં રોગીને દોષોને લીધે અસહ્ય તરશ લાગે તો જ્વરના પ્રકરણમાં કહેલા પડંગના પ્રકારથી એટલે જેમાં અરધું પાણી બાળી નાખવામાં આવે એવા ચાર પ્રકારના કવાથો.

૧ જે અતિસારવાળાને તરશ તથા દાહ થતાં હોય તેને ધાણાથી અને વાળાથી પકાવેલું પાણી થંડું કરીને દેવું.

૨ અથવા ધાણાથી અને સુંઠથી પકાવેલું પાણી થંડું કરીને દેવું.

૩ અથવા મોથથી અને પડસલીયાથી પકાવેલું પાણી થંડું કરીને દેવું.

૪ અથવા મોથથી અને વાળાથી પકાવીને થંડું કરેલું પાણી દેવું.

### લંઘનને અંતે ભોજન.

અતિસારનું પૂર્વરૂપ દેખાય ત્યાં પ્રથમજ લંઘન કરવું એ સારૂં છે. લંઘનને હિતે દ્રવરૂપ અને હલકું ભોજન આપવું.

### પથ્યાદિ કવાથ.

માણસે આમ અતિસારનો નાશ કરવાને વાસ્તે હરડે, દારૂહળદર, વજ,

મોથ, સુંઠ અને અતવસ એઓનો ક્વાથ પીવો.

### પાઠાદિ ચૂર્ણ.

કાળીપાડ, હીંગ, અજમા, વજ, પીપળ, પીપળીમૂળ, ચવક, ચિત્રક અને સુંઠ એઓનું ચૂર્ણ કરી સૈંધવ નાખીને ઉના પાણીથી પીવામાં આવેતો તેથી પીડાવાળો આમ અતિસાર જીતાય છે.

### હરીતકયાદિ કલ્ક.

હરડે, અતવસ, હીંગ, સંચળ, વજ અને સૈંધવ એઓને વાટી ઉના પાણીથી પાવાં. આમ અતીસારને વાસ્તે આ જે ઉપાય છે તે પાચન કરીને આમને મટાડેછે. જો આ ઉપાયથી આમ સંબંધી અતિસાર શાંત ન થાય તો પછી તેના ઉપર વૈદ્યના બીજા સૈકડો ઉપાયો પણ લાગુ પડતા નથી.

### વત્સકાદિ ક્વાથ.

ઇંદ્રજવ, અતવસ, બીલું, મોથ, વાળો અને કચુરો એઓનો ક્વાથ લાંબા દિવસથી થએલા આમ અતિસારને જીતે છે અને રૂધિરને તથા શૂળને પણ જીતે છે.

### સુંઠનો પુટપાક અને કલ્ક.

એરંડાના રસમાં વાટેલી સુંઠ પકાવીને ખવરાવવામાં આવે અથવા કાચી, ખવરાવવામાં આવે તોપણ તે આમ અતિસારને તથા શૂળને હણે છે પાચન કરેછે અને અગ્નિને અત્યંત પ્રદીપ્ત કરેછે.

### ધાન્યાદિ પંચક ક્વાથ.

ધાણા, વાળો, બીલું, અને સુંઠ એઓનો ક્વાથ આમને, શૂળને, તથા મળ બંધને હણેછે, પાચન કરેછે અને અગ્નિને અત્યંત દીપ્ત કરેછે.

### ધાન્યાદિ ચતુષ્ક ક્વાથ.

પિત્તનો વ્યાધિ હોયતો સુંઠને છોડી દઇને બાકી ઉપર કહેલા ધાણા આદિ ચાર પદાર્થોનો ક્વાથ દેવો અને રૂધિરનો વ્યાધિ હોય તોપણ રૂધિરના ધર્મો પિત્તનાજેવાજ હોવાથી એજ ક્વાથ દેવો.

### પક્વ અતિસારની ચિકિત્સા.

सलोध्रं धातकीं विल्वं मुस्ताम्रास्थि कलिङ्गकम् । पिबेन्माहिषतक्रेण पक्वातीसारनाशनम् ॥ लोध्रादिचूर्णम् ॥

समङ्गा धातकीपुष्पं मञ्जिष्ठा लोध्रएव च । शाल्मलीवेष्टको लोध्रो दाडिमद्रुफलत्वचौ ॥ आम्रास्थिमध्यं लोध्रश्च विल्वमध्यं प्रियङ्गु च । मधुकं शृङ्गवेरञ्च दीर्घवृन्तत्वगेव च ॥ चत्वार एते योगाः स्युः पक्वातीसारनाशनाः ॥ एते योगाः प्रयोज्याः स्युः स क्षौद्रास्तण्डुलाम्बुना ॥

समङ्गा लज्जालू ॥ शाल्मलीवेष्टको मोचरसः दाडिमस्य द्रुमफलयोः त्वचौ ॥ प्रियङ्गोर्नपुंसकमत्र फले वर्तमानत्वात् । शृङ्गवेरमत्र शुण्ठी ॥ दीर्घवृन्तः शोणाकस्तस्य त्वचः ॥ समङ्गादीनि चत्वारि चूर्णानि ॥

कच्चटदाडिमजम्बूशृङ्गाटकपत्रबर्हिष्ठम् । जलधरनागरसहितं गङ्गामपि वेगवाहिनीं रुन्ध्यात् ॥

कच्चटचौराइ शाकस्य भेदः । कच्चटादिभिश्चतुर्भि. अत्र पत्रशब्दः सम्बध्यते ॥ बर्हिष्ठं वालकम् । गङ्गाधरक्वाथः ॥

मोचरसमुस्तानागरपाठारल्लुधातकी-

कुसुमैः । चूर्णं मथितसमेतं रुणद्धि गङ्गाप्रवाहमपि सद्यः ॥

अरलुः शोनापाटा । मथितं निर्जलं दधि वस्त्रपूतम् ॥ इति गङ्गाधरचूर्णम् ॥

मुस्तावत्सकवीजं मोचरसो विल्वधातकी लोध्रम् । गुडमथितसंप्रयुक्तं गङ्गामपि वेगवाहिनीं रुन्ध्यात् ॥

इति द्वितीयं गङ्गाधरचूर्णम् ॥

मुस्तारलुकशुण्ठीभिर्धातकीलोध्रवालकैः । विल्वमोचरसाभ्याश्च पाठेन्द्रयववत्सकैः ॥ आम्रवीजसमङ्गातिविषायुक्तैश्च चूर्णितैः । मधुतण्डुलपानीयं पीतं हन्ति प्रवाहिकाम् ॥ हन्ति सर्वानतीसारान् ग्रहणीं हन्ति वेगतः । वृद्धगङ्गाधरं चूर्णं रुन्ध्याद् गीर्वाणवाहिनीम् ॥ इति वृद्धगङ्गाधरचूर्णम् ।

अङ्कोलमूलकल्कस्तण्डुलपयसा समाक्षिकः पीतः । सेतुरिव वारिवेगं झटिति निरुन्ध्यादतीसारम् ॥

अङ्कोलः ढेला इति प्रसिद्धः ॥

कुटजत्वक् तुलामार्द्रां द्रोणनीरे पचेद्भिषक् । पादशेषं शृतं नीत्वा वस्त्रपूतं पुनः पचेत् ॥ लज्जालुर्धातकी विल्वं पाठा मोचरसस्तथा । मुस्ता चातिविषा चैव चूर्णमेषां पलं पलम् ॥ निक्षिप्य विपचेत्तावद्यावद्दर्वी प्रलिप्यते । जलेन छागदुग्धेन पीतो मण्डेन वा जयेत् ॥ घोरान् सर्वानतीसारान् नानावर्णान् सवेदनान् । असृग्दरं समस्तञ्च तथार्शांसि प्रवाहिकाम् ॥

इति कुटजाष्टकावलेहः ॥

कृत्वालवालं सुदृढं पिष्टैरामलकैर्भिषक् । आर्द्रकस्य रसेनाशु पूरयेन्नाभिमण्डलम् ॥ नदीवेगोपमं घोरं प्रवृद्धं दुर्द्धरं नृणाम् । सद्योऽतीसारमजयं नाशयत्येष योगराट् ॥ पाठा पिष्टा च गोदध्ना तथा मध्यत्वगाम्रजा । अतीसारं व्यथा दाहं हन्त्येवाशु न संशयः॥

### લોધ્રાદિ ચૂર્ણ.

લોદર, ધાવણી, બીલું, મોથ, આંબાની ગોઠલી અને ઇંદ્રજવ એઓનું ચૂર્ણ કરી ભેંશની છાશથી પીવામાં આવે તો પક્વ અતીસારનો નાશ થાયછે.

### સમંગાદિ, શાલ્મલીવેષ્ટકાદિ, આમ્રાસ્થ્યાદિ અને મધુકાદિ એ ચાર ચૂર્ણો.

૧ રીસામણી, ધાવણીનાં ફૂલ, મજીઠ અને લોદર એ ચાર પદાર્થોનું ચૂર્ણ સમંગાદિ ચૂર્ણ કહેવાયછે.

૨ મોચરસ, લોદર, દાડિમની છાલ અને દાડિમનાં ફળની છાલ એ ચાર પદાર્થોનું ચૂર્ણ શાલ્મલીવેષ્ટકાદિ ચૂર્ણ કહેવાયછે.

૩ આંબાની ગોઠલીનો ગર્ભ, લોદર બીલાંનો ગર્ભ અને ધઉલા એ ચાર પદાર્થોનું ચૂર્ણ આમ્રાસ્થ્યાદિ ચૂર્ણ કહેવાયછે.

૪ જેઠીમધ, સુઠ અને અરલૂની છાલ એ ત્રણ પદાર્થોનું ચૂર્ણ મધુકાદિ ચૂર્ણ કહેવાયછે.

આ ચાર ચૂર્ણોમાંનું ગમે તે ચૂર્ણ મધ નાખીને ચોખાના પાણીથી પીવામાં આવે તો તેથી પક્વ અતીસારનો નાશ થાયછે.

## ગંગાધર ક્વાથ.

ખાટાચુકાનાં પાનડાં, દાડિમનાં પાનડાં, જાંબુનાં પાનડાં, શીંગોડાનાં પાનડાં, વાળો, મોથ અને સુંઠ એઓનો ક્વાથ કરી પીવામાં આવેતો તે ક્વાથ વેગથી ચાલતી ગંગાનદીના પ્રવાહ જેવા અતિસારને પણ રોકેછે.

## ગંગાધર ચૂર્ણ.

મોચરસ, મોથ, સુંઠ, કાલીપાડ, અરલુ અને ધાવણીનાં ફુલ એઓનું ચૂર્ણ કરીને વસ્ત્રથી ગાળેલા પાણી વગરના દહીની સાથે પીવામાં આવેતો તે ચૂર્ણ તુરત ગંગાના પ્રવાહ જેવા અતિસારને પણ રોકેછે.

## બીજા પ્રકારનું ગંગાધર ચૂર્ણ.

મોથ, ઇંદ્રજવનાં બીજ, મોચરસ, બીલાંનો ગર્ભ, ધાવણીનાં ફુલ અને લોદર એઓનું ચૂર્ણ કરી ગોળની અને વસ્ત્રથી ગાળેલા પાણીવગરના દહીનીસાથે પીવામાં આવેતો તે ચૂર્ણ વેગથી ચાલતી ગંગાના પ્રવાહ જેવા અતિસારને પણ રોકેછે.

## વૃદ્ધગંગાધર ચૂર્ણ.

મોથ, અરલૂ, સુંઠ, ધાવણી, લાદર, વાળો, બીલું, મોચરસ, કાળીપાડ, ઇંદ્રજવ, કડાછાલ, આંબાની ગોઠલી, રીસામણી, અને અતવસ એઓનું ચૂર્ણ કરી મધની અને ચોખાના ધોણની સાથે પીવામાં આવેતો તે ચૂર્ણ પ્રવાહિકાને, સઘળા પ્રકારના અતિસારોને અને ગ્રહણીને તુરત મટાડેછે. આ વૃદ્ધગંગાધર ચૂર્ણ ગંગાના પ્રવાહ જેવા ઝાડાને પણ રોકી દીયેછે.

## અંકોલ કલ્ક.

અંકોલનાં મૂળીઆંનો કલ્ક કરી મધ નાખીને ચોખાના ધોણની સાથે પીવામાં આવેતો તેથી જેમ પુલથી જળનો વેગ તુરત રોકાઇ જાયછે તેમ અતિસાર તુરત રોકાઇ જાયછે.

## કુટજાષ્ટકાવલેહ.

વૈદ્યે ચારસો તોલાંભાર લીલી કડાછાલ લઈ તેનો એક હજાર ને ચોવીશ તોલાં ભાર પાણીમાં ક્વાથ કરવો. બળતાં બળતાં તે પાણી ચતુર્થાંશ અવશેષ રહે ત્યારે તેને વાસણમાંથી કાહાડી લઇ વસ્ત્રથી ગળીને ફરીવાર પકાવવો. આ સમયે તેમાં રીસામણી, ધાવણી, બીલાંનો ગર્ભ, કાળીપાડ, મોચરસ, મોથ, અને અતવસ એઓનું ચાર ચાર તોલાભાર ચૂર્ણ નાખવું. પકાવતાં પકાવતાં કડછીને ચોટે ત્યારે તે અવલેહને ઉતારી લેવો. આ અવલેહને પાણીની, બકરીના દુધની અથવા દહીના મંડની સાથે પીવામાં આવેતો તેથી વેદનાવાળા અને અનેક વર્ણોવાળા સઘળા પ્રકારના ભયંકર અતિસારો, સર્વ પ્રકારના રક્તપ્રદર, અરશં અને પ્રવાહિકા મટી જાયછે.

## આમલકાલવાલ.

વૈદ્યે આમળાં વાટી તેનો રોગીની નાભિ ઉપર મજબુત કીયારો કરી તુરત આદુના રસથી નાભિના મંડલને પુરી દેવું. આ ઉત્તમ પ્રયોગ માણસોના ભયંકર, વૃદ્ધિ પામેલા, રોકાય નહી એવા અને નદીના વેગ જેવા દુર્જય અતિસારને પણ તુરત નષ્ટ કરેછે.

## પાઠાદિ ચૂર્ણ.

કાળીપાડનું અને આંબાની અંતરછાલનું ચૂર્ણ કરી તેને ગાયના દુધમાં વાટીને પીવામાં આવેતો તેથી અતિસાર, વ્યથા અને દાહ તુરતજ મટેછે એમાં કશો સંશય નથી.

## વાતાતીસાર (વાયુથી થએલા અતીસાર)નું લક્ષણ.

**अथ वातातीसारस्य लक्षणमाह।**

अरुणं फेनिलं रूक्षमल्पमल्पं मुहुर्मुहुः। शकृदामं सरुक् शब्दं मारुतेनातिसार्यते ॥

अरुणमीषद्रक्तम्। शकृत् पुरीषम्। सरुक् शब्दम्॥ शब्दो गुदे तत्साहचर्याद्रुगपि गुद एव बोद्धव्या।

વાયુથી અતિસાર થયો હોયતો કાંઇક રાતી, રૂક્ષ, કાચી, ગુદમાં વેદના કરતી તથા શબ્દ કરીને ગુદમાંથી પ્રવર્ત્તતી થોડી થોડી વિષ્ટા વારંવાર નીકળ્યા કરેછે.

## વાતાતીસારની ચિકિત્સા.

**अथ तस्य चिकित्सा।**

वचाचातिविषामुस्तं बीजानि कुटजस्य च। श्रेष्ठः कषाय एतेषां वातातीसारशान्तये॥

વજ, અતવસ, મોથ અને ઇંદ્રજવનાં બીજ એઓનો ક્વાથ વાતાતિસારની શાંતિને વાસ્તે શ્રેષ્ઠ છે.

## પિત્તાતિસારનું લક્ષણ.

**अथ पित्तातिसारलक्षणमाह।**

पित्तात् पीतं शकृद्रक्तं दुर्गन्धि हरितं द्रुतम्। गुदपाकतृषामूर्च्छादाहयुक्तं प्रवर्त्तते॥

પિત્તથી અતિસાર થયો હોય તો પીળી, રાતી, દુર્ગંધવાળી, હરિત વર્ણવાળી, પાણીજેવી, અને ગુદના પાકવાથી, તરશથી, મૂર્છાથી તથા દાહથી સંયુક્ત વિષ્ટા નીકળ્યા કરેછે.

## પિત્તાતિસારની ચિકિત્સા.

## બિલ્વાદિ ક્વાથ.

**अथ तस्य चिकित्सा।**

बिल्वशक्रयवाम्भोदबालकातिविषाकृतः। कषायो हन्त्यतीसारं सामं पित्तसमुद्भवम्॥ इति बिल्वादिक्वाथः॥

रसाञ्जनं सातिविषं कुटजस्य फलत्वचम्। धातकीं शृङ्गवेरञ्च पाययेत्तण्डुलाम्बुना॥ निहन्ति मधुना पीतं पित्तातीसारमुल्वणम्। अग्निं संदीपयेदेतच्छूलमाशु निवारयेत्॥

इति रसाञ्जनादि चूर्णम्॥

બીલાંનો ગર્ભ, ઇંદ્રજવ, મોથ, વાળો અને અતવસ એઓનો ક્વાથ કરીને પીવામાં આવેતો તે ક્વાથ પિત્તથી થએલા આમવાળા અતિસારને હણેછે.

## રસાંજનાદિ ચૂર્ણ.

રસવંતી, અતવસ, ઇંદ્રજવનાં ફ્ળોની છાલ, ધાવણી, અને સુંઠ એઓનું ચૂર્ણ કરી મધની અને ચોખાના ધોણની સાથે પીવરાવવામાં આવેતો તેથી ભયંકર પિત્તાતિસાર પણ મટી જાયછે. આ ચૂર્ણ અગ્નિને દીપ્ત કરેછે અને શૂળનું પણ તુરત નિવારણ કરેછે.

### રક્તાતિસાર કે જે પિત્તાતિસારનોજ ભેદ છે તેની લક્ષણ રૂપ પ્રાપ્તિ.

### अथ पित्तातीसारभेदस्य रक्तातीसारस्य लक्षणसंप्राप्तिमाह।

पित्ताकृति यदात्यर्थं द्रव्यमश्नाति पैत्तिके। तदास्य जायतेऽभीक्ष्णं रक्तातीसार उल्बणः॥

માણસ જ્યારે પિત્તાતિસારમાં પિત્તકારી પદાર્થોને અત્યંત ખાયછે ત્યારે તે માણસને વારંવાર લોહીવાળો ભયંકર રક્તાતિસાર (લોહીનો ઝાડો) ઉત્પન્ન થાય છે.

### રક્તાતિસારની ચિકિત્સા.

### अथ तस्य चिकित्सामाह।

वत्सत्वग् दाडिमतरुसलाटुफलसम्भवा त्वक् च। त्वग्युगलं पलमानं विपचेदष्टांशसम्मिते तोये॥ अष्टमभागं शेषं क्राथं मधुना पिबेत् पुरुषः। रक्तातिसारमुल्बणमतिशयितं नाशयेन्नियतम्॥ इति कुटजदाडिमक्राथ॥

कुटजातिविषा मुस्ता बालकं लोध्रचन्दनम्। धातकी दाडिमं पाठा काथमेषां समाक्षिकम्॥ पिबेद्रक्तातिसारे तु दाहशूलप्रशान्तये। कुटजादिकषायोऽयं सर्वातीसारनाशनः॥

इति कुटजादिक्काथ.॥

कल्कास्तिलानां कृष्णानां शर्करा पञ्चभागिकः। आजेन पयसा पीतः सद्योऽतीसारनाशनः॥

सवत्सकः सातिविषः सबिल्वः सोदीच्यमुस्तश्च कृतः कषायः। सामे सशूले सहशोणिते च चिरप्रवृत्तेऽपि हितोऽतिसारे॥ कृष्णमृण्मधुकं लोध्रं कौटजं तण्डुलाम्बुना। पीतमेकत्र मक्षौद्रं रक्तसंग्राहणं परम्॥ गुडेन भक्षयेद्बिल्वं रक्तातीसारनाशनम्। आमशूलविबन्धघ्नं कुक्षिरोगहरं परम्॥

इति गुडबिल्वम्।

जम्ब्वाम्रामलकीनान्तु कुट्टयेत् पल्लवान् नवान्। संगृह्य स्वरसन्तेषामजाक्षीरेण योजयेत्॥ तत्पीतं मधुना युक्तं रक्तातीसारनाशनं॥

इति जम्ब्वादिस्वरसः॥

निकाथ्य मूलममलं गिरिमल्लिकायाः सम्यक् पलद्वितयमम्बु चतुःशरावे। तत् पादशेषसलिलं खलु शोषणीयं क्षीरे पलद्वयमिते कुशलैरजायाः॥ प्रक्षिप्य माषकानष्टौ मधुनस्तत्र शीतले। रक्तातिसारी तत् पीत्वा नैरुज्यं क्षिप्रमाप्नुयात्॥

इति कुटजक्षीरम्॥

पीत्वा शतावरीकल्कं पयसा क्षीरभुक् जयेत्। रक्तातिसारं पीत्वा वा तया सिद्धं घृतं नरः॥

शतावरीकल्कः॥

गोदुग्धं नवनीतञ्च मधुना सितया सह। लीढं रक्तातिसारे तु ग्राहकं परमं मतम्॥

नवनीतावलेहः॥

पीतं मधुसितायुक्तं चन्दनं तण्डुला-

म्बुना । रक्तातीसारजिद्रक्तपित्ततृड्दाहमेहनुत् ॥

चन्दनमत्र श्वेतचन्दनम् । इति चन्दनकल्कः ॥

विरेकैर्बहुभिर्यस्य गुदं पित्तेन दह्यते । पच्यते वा तयोः कार्यं सेकमक्षालनादिकम् ॥

आदिशब्देन लेपादिग्रहः ॥

पटोलयष्टीमधुककाथेन शिशिरेण हि । गुदप्रक्षालनं कार्यं तेनैव गुदसेचनम् ॥ दाहे पाके हितं छागीदुग्धं सक्षौद्रशर्करम् । गुदस्य क्षालने सेके युक्तं पाने च भोजने ॥

गुदस्य दाहपाकयोः ॥

गुदनिःसरणे प्रोक्तं चाङ्गेरीघृतमुत्तमम् । अतिप्रवृत्त्या महती भवेद्यदि गुदव्यथा । स्विन्नमूषकमांसेन तदा संस्वेदयेद्गुदम् । अथ गोधूमचूर्णस्य संशृतस्य तु वारिणा । साज्यस्य गोलकं कृत्वा मृदु संस्वेदयेद्गुदम् ॥ गुदभ्रंशे गुदं स्नेहैरभ्यज्यान्तः प्रवेशयेत् । प्रविष्टं स्वेदयेत् मन्दं मूषकस्यामिषेण हि ॥

मूषकस्यामिषेण काञ्जिकेन स्विन्नेन एरण्डपत्रादिस्थापितेन स्वेदयेत् ॥

शम्बूकमांसं सुस्विन्नं सतैलं लवणान्वितम् । ईषद् घृतेन चाभ्यज्य स्वेदयेत्तेन यत्नतः ॥ गुदभ्रंशमशेषेण नाशयेत् क्षिप्रमेव च । मूषकस्याथ वसया पायुं सम्यक् प्रलेपयेत् । गुदभ्रंशाभिधो व्याधिः प्रणश्यति न संशयः ॥ चाङ्गेरी कोलदध्यम्लक्षारनागरसंयुतम् । घृतं विपक्वं पातव्यं गुदभ्रंशगदापहम् ॥

चाङ्गेरी चतुःपत्री अम्ललोणिका तस्याः स्वरसः । कोलस्य क्वाथः । दध्यम्लं दधिरूपमम्लम् । एतत् त्रयं मिलितं घृताच्चतुर्गुणं क्षारनागरयोः क्वाथः । इति चाङ्गेरीघृतम् ॥

कोमलं पद्मिनीपत्रं यः खादेच्छर्करान्वितम् । एतन्निश्चित्य निर्दिष्टं न तस्य गुदनिर्गमः ॥

पद्मिनीपत्रम् संशोष्य संचूर्ण्य शर्करायुक्तं खादेत् । अयं तु गुदभ्रंशोऽतीसारं विनापि भवति । ततः क्षुद्ररोगेषु लिखितः । अत्र गुदस्य दाहपाकव्यथा प्रसङ्गाद्भ्रंशोऽपि लिखितः । चिकित्सा तूभयत्र तुल्यैव ॥

### કુટજ દાડિમ ક્વાથ.

કડાછાલ અને દાડિમના કાચા ફળની છાલ એઓને ચાર રૂપીઆ ભાર લઈને આઠ ગણા પાણીમાં પકાવવી. આઠમા ભાગ જેટલો ક્વાથ અવશેષ રહે ત્યારે માણસે મધની સાથે પીવો. આ ક્વાથ અતિશયિત અને ભયંકર રક્તાતિસારને અવશ્ય મટાડેછે.

### કુટજાદિ ક્વાથ.

ઇંદ્રજવ, અતવસ, મોથ, વાળો, લોદર, રતાંજલિ, ધાવણી, દાડિમ અને કાળીપાડ એઓનો ક્વાથ કરી તેમાં મધ નાખીને રક્તાતિસારમાં દાહની તથા શૂળની શાંતિને વાસ્તે પીવો. આ કુટજાદિ ક્વાથ સઘળા અતિસારોનો નાશ કરેછે.

### તિલ કલ્ક.

કાળા તલનો કલ્ક કરી તેમાં પાંચમા ભાગની સાકર નાખીને બકરીના દુધથી

પીવામાં આવેતો તે કલ્ક અતિસારનો તુરત નાશ કરેછે.

### વત્સકાદિ ક્વાથ.

ઇંદ્રજવ, અતવસ, ખીલાનો ગર્ભ, વાળો, અને મોથ એઓનો ક્વાથ આમવાળા, શૂળવાળા, લોહીવાળા અને લાંબા દિવસોથી થએલા અતિસાર ઉપર પણ હિતકારી છે.

### કૃષ્ણમૃદાદિ કલ્ક.

કાળી માટી, જેઠી મધ, અને ઇંદ્રજવનાં બીજ એઓનો કલ્ક કરી તેમાં મધ નાખીને ચોખાના ધોણથી પીવામાં આવેતો તેથી લોહી વાળો ઝાડો ઉત્તમ રીતે મટેછે.

### ગુડબિલ્વ.

બીલાંના ગર્ભને ગોળાથી મિશ્રિત કરીને ખાવામાં આવેતો તેથી રક્તાતિસાર, આમશૂળ, મલબંધ, અને કુખના રોગ સારી પેઠે મટેછે.

### જંબ્વાદિ સ્વરસ.

જાંબુ, આંબો અને આમળી એઓનાં કુણાં કુણાં પાનડાંઓને કુટી તેઓનો સ્વરસ લઇ મધ નાખીને બકરીના દુધથી પીવામાં આવેતો તેથી રક્તાતિસારનો નાશ થાયછે.

### કુટજક્ષીર.

ઇંદ્રજવના ઝાડનાં આઠ તોલાં ભાર સારાં મૂળીયાં લઈ તેઓને ચાર શરાવ ભાર (બત્રીશ રૂપીયા ભારનું એક શરાવ ગણાયછે.) પાણીમાં સારી રીતે ઉકાળવાં. પછી ઉકળતાં ઉકળતાં તે પાણી ચતુર્થાંશ અવશેષ રહે ત્યારે તેને બકરીના આઠ રૂપીઆ ભાર દુધમાં નાખી તે સઘળું પાણી બળી જાય એમ કરવું. પછી તે દુધને થંડું કરી તેમાં આઠ માષા ભાર (૭ રતિનો એક માષ ગણવામાં આવેછે.) મધ નાખીને પીવામાં આવેતો તેથી રક્તાતિસારવાળાને તુરત આરોગ્ય પ્રાપ્ત થાયછે.

### શતાવરી કલ્ક.

શતાવરીનો કલ્ક કરી દુધની સાથે પીએ અથવા શતાવરીના કલ્કથી પકાવેલું ઘી પીએ અને દુધ જમવાનું પથ્ય રાખેતો માણસને રક્તાતિસાર મટી જાયછે.

### નવનિતાવલેહ.

ગાયના દુધનું માંખણ મધની અને સાકરની સાથે ચાટવામાં આવેતો તેથી રક્તાતિસાર અત્યંત નષ્ટ થઈ જાયછે.

### ચંદન કલ્ક.

સુખડ ઘસી તેને મધથી તથા સાકરથી યુક્ત કરીને ચોખાના ધોણથી પીવામાં આવેતો તેથી રક્તાતિસાર, રક્તપિત્ત, તૃષા, દાહ અને પ્રમેહ મટી જાયછે.

### ગુદમાં બળતરા થાય અથવા ગુદ પાકી આવેતો તે ઉપર ઉપાયો.

ઘણા દસ્ત લાગવાને લીધે પિત્તથી ગુદમાં બળતરા થાય અથવા ગુદપાકી જાયતો નીચે પ્રમાણે ગુદઉપર સેચન કરવાના, તથા ગુદને ધોવાના અને ગુદઉપર લેપ આદિ કરવાના ઉપાયો કરવા.

કડવી ધીસોડી અથવા કડવાં પરવલ અને જેઠીમધ એઓનો ક્વાથ કરી તેને શીતલ કરીને તેથી ગુદાને ધોવી તથા તેથીજ ગુદા ઉપર સેચન કરવું.

ગુદાના દાહમાં તથા પાકવામાં મધ તથા સાકર સહિત બકરીનું દુધ હિતકારી છે એટલામાટે ગુદાને ધોવામાં, ગુદા ઉપર સેચન કરવામાં, પીવામાં અને ભોજનમાં એનુંજ સેવન કરવું.

### ગુદાના બાહાર નીકળીજવા વગેરે ઉપર ઉપાયો.

ગુદા બાહાર નીકળી જતી હોય તો તે ઉપર ખાટી લુણીથી પકાવેલા ધીનો ઉપયોગ કરવો એ ઉત્તમ છે.

અત્યંત દસ્ત લાગવાને લીધે જો ગુદામાં મોટી વ્યથા થતી હોય તો ઉંદરના માંસને બાફીને તેથી ગુદાને શેક કરવો અથવા ધી સહિત ઘઉના લોટને પાણીમાં પકાવી તેની લોપરીથી ગુદા ઉપર કુણો કુણો શેક કરવો.

આમણ નીકળી હોય તો તેના ઉપર સ્નેહ પદાર્થોનો (ધી તેલ આદિનો) અભ્યંગ કરીને તેને અંદર પેસાડવી અને પેસાડ્યા પછી કાંજીથી બાફેલા અને એરડાનાં પાનડાં વગેરેની ઉપર રાખેલા ઉંદરના માંસથી થોડો થોડો શેક કરવો.

કડાના જીવડાના માંસમાં ધી તથા લૂણ નાખી તે માંસને સારી પેઠે બાફી ગુદા ઉપર જરાક ધી ચોપડીને તે માંસથી યત્ન પૂર્વક શેક કરવામાં આવેતો તેથી તુરતજ સંપૂર્ણ રીતે આમણના દરદનો નાશ થાયછે.

ઉંદરની ચરબીથી ગુદા ઉપર સારી પેઠે લેપન કરવામાં આવેતો તેથી આમણનું દરદ નષ્ટ થાયછે એમાં સંશય નથી.

ખાટી ચાર પાંનડાં વાળી લુણીનો સ્વરસ, બોરનો ક્વાથ, દહીં, અને જવખારનો તથા સુંઠનો ક્વાથ એઓને ધી થી ચાર ગણાં લઈ તેઓથી સંયુક્ત કરીને પકાવેલું ધી પીવામાં આવેતો તેથી આમણનું દરદ મટી જાયછે. આ ધી ચાંગેરીધૃત કેહેવાયછે.

કોમળ કમળના પત્રને સુકાવી ચૂર્ણ કરી તેમાં સાકર નાખીને ખાવામાં આવેતો તે માણસને આમણ નીકળવાનું દરદ રેહેતું નથી એ નિશ્ચય કરીને કેહેવામાં આવ્યુંછે.

આ આમણ નીકળવાનું દરદ અતિસારમાં થાયછે અને અતિસાર વગર જુદું પણ થાયછે એટલામાટે તેને ક્ષુદ્ર રોગોમાં પણ લખ્યું છે અને ગુદાના દાહની તથા પાકવાની વ્યથાના પ્રસંગથી આ પ્રકરણમાં પણ લખ્યુંછે અતિસારમાં થયું હોય અથવા અતિસાર વગર થયું હોય તોપણ બન્નેવિષયમાં ચિકિત્સા એકજ છે.

### કફાતિસારનું લક્ષણ.

### अथ श्लेष्मातीसारस्य लक्षणम् ।

श्वेतं स्निग्धं घनं बद्धं शीतलं मन्दवेदनम् । गौरवारुचिसंयुक्तं श्लेष्मणा सार्यते शकृत् ॥

જો કફાતિસાર હોય તો ધોળી, સ્નિગ્ધ, ઘાટી, બંધાએલી, શીતલ અને થોડી વેદના વાળી વિષ્ટા નીકળ્યા કરેછે અને ભારેપણું તથા અરૂચિ થાયછે.

### કફાતિસારની ચિકિત્સા

### अथ तस्य चिकित्सा ।

श्लेष्मातिसारे प्रथमं हितं लङ्घनपाचनम् । योज्यश्चामातिसारघ्नो यथोक्तो दीपनो गणः ॥ चव्यं सातिविषामुस्तं

वालबिल्वं सनागरम् । वत्सकत्वक् फलं पथ्या छर्दिश्लेष्मातिसारनुत् ॥

चव्यादिक्काथः ॥

हिङ्गु सौवर्चलं व्योपमभयातिविषा वचा । पीतमुष्णाम्बुना चूर्णमेषां श्लेष्मातिसारनुत् ॥ हिंग्वादि चूर्णम् ॥

કફાતિસારમાં પ્રથમ લંઘનની તથા પાચનની ક્રિયા કરવી અને આમાતિસારના વિષયમાં અગ્નિને દીપ્ત કરનારા ઔષધોનો જે ગણ કહ્યો છે તેનો ઉપયોગ કરવો એ હિતકારી છે.

### ચવ્યાદિ ક્વાથ.

ચવક, અતવસ, મોથ, કાચુંબીલું, સુંઠ, કડાછાલ, ઇંદ્રજવ, અને હરડે એઓનો ક્વાથ કફાતિસારને મટાડેછે.

### હિંગ્વાદિ ચૂર્ણ.

હીંગ, સંચળ, વ્યોષ (સુંઠ મરી પીપળ) હરડે, અતવસ, અને વજ એઓનું ચૂર્ણ કરી ઉના પાણીથી પીવામાં આવેતો કફાતિસાર મટેછે.

### વાયુથી તથા કફથી થએલા અતિસારની ચિકિત્સા.

क्रिमिशत्रुवचाबिल्वपाठाधान्याककट्फलम् । एषां क्वाथं भिषग् दद्यादतीसारे द्विदोषजे ॥ कट्फलं मधुकं लोध्रं त्वक् दाडिमफलस्य च । सतण्डुलजलं चूर्णं वातश्लेष्मातिसारनुत् ॥ चित्रकातिविषामुस्तं वालबिल्वं सनागरम् । वत्सकत्वक् फलं पथ्या वातश्लेष्मातिसारनुत् ॥

इति वातश्लेष्मातिसारे ॥

વૈદ્યે વાયુથી તથા કફથી થએલા અતિસારમાં વાવડીંગ, વજ, બીલું, કાળીપાડ, ધાણા અને કાયફળ એઓનો ક્વાથ દેવો.

કાયફળ, જેઠીમધ, લોદર, અને દાડિમના ફળની છાલ એઓનું ચૂર્ણ કરી ચોખાના ધોણથી પીવામાં આવેતો તેથી વાયુનો તથા કફનો અતિસાર મટેછે.

ચિત્રક, અતવસ, મોથ, કાચુંબીલું, સુંઠ, કડાછાલ, ઇંદ્રજવ અને હરડે એઓનો ક્વાથ પીવાથી વાયુનો તથા કફનો અતિસાર મટી જાયછે.

### પિત્તથી તથા કફથી થયેલા અતિસારની ચિકિત્સા.

मुस्ता सातिविषा मूर्वा वचा च कुटजः समाः । एषां कषायः सक्षौद्रः पित्तश्लेष्मातिसारनुत् ॥

इति पित्तश्लेष्मातिसारे ॥

મોથ, અતવસ, પીલુડી, વજ અને ઇંદ્રજવ એઓને સમભાગે લઇ તેઓનો ક્વાથ કરી મધ નાખીને પીવામાં આવેતો તેથી પિત્તનો તથા કફનો અતિસાર મટેછે.

### સન્નિપાતાતિસારનું લક્ષણ.

### अथ सन्निपातातीसारस्य लक्षणम् ।

तन्द्रायुक्तो मोहसादास्यशोषी वर्चः कुर्यात् नैकरूपं तृषार्त्तः । सर्वोद्भूते सर्वलिङ्गोपपत्तिः कृच्छ्रैः साध्यो बालवृद्धाऽवलानाम् ॥

વાત, પિત્ત અને કફ એ ત્રણે દોષોથી અતિસાર થયો હોય તો ત્રણે દોષોનાં

ચિન્હો થાયછે, તરશની પીડા થાયછે, તંદ્રા પ્રાપ્ત થાયછે, મોહ તથા ગ્લાનિ થાયછે, મોહોડું સુકાયછે અને અનેક રંગોવાળી વિષ્ટા નીકળેછે. બાલકને, વૃદ્ધને કે નિર્બલને આ અતિસાર થયો હોય તો કષ્ટસાધ્ય છે.

## સન્નિપાતાતિસારની ચિકિત્સા.

### પંચમૂલ્યાદિ ક્વાથ.

### अथ तस्य चिकित्सा ।

पञ्चमूली बलाबिल्वगुडूचीमुस्तनागरैः । पाठाभूनिम्बवर्हिष्ठकुटजत्वक्फलैः शृतम् ॥ सर्वजं हन्त्यतीसारं ज्वरश्चापि तथा वमिम् । स शूलोपद्रवं श्वासं कासं चापि सुदुस्तरम् ॥ पञ्चमूली तु सामान्यात् पित्ते योज्या कनीयसी । वाते पुनर्बलासे च सा योज्या महती मता ॥

इति पञ्चमूल्यादिकः क्राथः ॥

अभया नागरं मुस्तं गुडेन सह योजितम् । चतुःसमेयं गुटिका स्यात् सर्वातीसारनाशिनी ॥ आमातीसारमानाहं सविबन्धं विषूचिकाम् । कृमीनरोचकं हन्यादीपयत्याशु चानलम् ॥

इति चतुःसमो मोदकः ॥

तत्कालाकृष्टकुटजत्वचं तण्डुलवारिणा । पिष्ट्वा चतुःपलमितां जम्बूपत्रेण वेष्टिताम् ॥ सूत्रेण बध्वा गोधूमपिष्टेन परिवेष्टिताम् । लिप्ताञ्च घनपङ्केन निर्दहेद् गोमयाग्निना ॥ अङ्गारवर्णाञ्च मृदं दृष्ट्वा वह्नेः समुद्धरेत् । ततो रसं समादाय शीतं क्षौद्रयुतं पिबेत् ॥ उक्तः कृष्णात्रिपुत्रेण पुटपाकस्तु कौटजः । जयेत् सर्वानतीसारान् रक्तजान् सुचिरोत्थितान् ॥

इति कुटजपुटपाकः ॥

कुटजं त्वक्कृतः क्राथो वस्त्रपूतो हिमीकृतः । स लीढोऽतिविषायुक्तः स्यात् त्रिदोषातिसारनुत् ॥ इच्छन्त्यत्राष्टमांशेन क्राथादतिविषारजः । प्रक्षेपयेत् चतुर्थांशमिति केचिद् वदन्ति हि ॥

इति कुटजावलेहः ॥

पलमङ्कोटमूलस्य पाठां दार्वीञ्च तत्समाम् । पिष्ट्वा तण्डुलतोयेन वटकानक्षसंमितान् ॥ छायाशुष्कांश्च तान् कुर्यात्तेष्वेकं तण्डुलाम्बुना । पेषयित्वा प्रदद्यात्तं पानाय गदिने भिषक् ॥ वातपित्तकफोद्भूतान् द्वन्द्वजान् सान्निपातिकान् । हन्यात् सर्वानतीसारान् वटकोऽयं प्रयोजितः ॥

इति अङ्कोटवटकः ॥

પંચમૂલ, ખપાટ, બીલું, ગળો, મોથ, સુંઠ, કાળીપાડ, કરીયાતું, વાળો, કડાછાલ, અને ઇંદ્રજવ એઓનો ક્વાથ ત્રણે દોષના અતિસારને, જ્વરને, વમનને, શૂળના ઉપદ્રવસહિત શ્વાસને, અને દુસ્તર ઉધરસને પણ મટાડેછે. સામાન્યરીતે પિત્તઉપર લઘુપંચમૂળનો ઉપયોગ કરવો અને વાયુઉપર તથા કફઉપર બૃહત્પંચમૂળનો ઉપયોગ કરવો એ પદ્ધતિ છે.

### ચતુઃસમ મોદક.

હરડે, સુંઠ, મોથ અને ગોળ એ ચારે પદાર્થોને સમભાગે લઈ તેની ગોળી બનાવવી. આ ચતુઃસમ નામની ગોળી

સન્નિપાતાતિસારને, આમાતિસારને, પેટના ચડવાને, મળબંધને, કૉલેરાને, કૃમિઓને, તથા અરૂચિને મટાડેછે અને અગ્નિને તુરત પ્રદીપ્ત કરેછે.

### કુટજ પુટપાક.

સોળ તોલાંભાર લીલી કડાછાલ લાવી તેને ચોખાના ધોણથી વાટી જાંબુના પાંદડાઓથી વીંટી દોરાથી બાંધી તેના ઉપર ફરતો ઘઉના લોટનો થર ચડાવી તેનાઉપર માટીનો ધાટો થર દઇને તે ગોળાને છાણાના અગ્નિમાં બાળવો. માટી ટાંડાના જેવા રંગવાળી થએલી જોવામાં આવે ત્યારે ગોળાને અગ્નિમાંથી કાહાડી લેવો. પછી એ પકાવેલી કડાછાલનો રસ કાહાડી લઇ થંડો પાડી તેમાં મધ નાખીને પીવો. આ પુનર્વસુમુનિએ કહેલો કુટજ પુટપાક ઘણા લાંબા કાલથી થએલા રક્તાતિસાર આદિ સઘળા અતિસારોને મટાડેછે.

### કુટજાવલેહ.

કડાછાલનો ક્વાથ કરી વસ્ત્રથી ગાળી લઇ થંડો પાડી તેમાં અતવસનું ચૂર્ણ નાખીને ચાટવામાં આવેતો તે અવલેહ ત્રણે દોષના અતિસારને મટાડેછે. કેટલાએક કેહેછે કે ક્વાથથી આઠમા ભાગ જેટલું અતવસનું ચૂર્ણ નાખવું અને કેટલાએક કેહેછે કે ચોથા ભાગ જેટલું અતવસનું ચૂર્ણ નાખવું.

### અંકોટવટક.

ચાર રૂપીઆભાર અંકોળનાં મૂળીયાં અને તે બરાબર કાળીપાડ તથા દારૂહળદર એઓને ચોખાના ધોણથી વાટી તેની એક એક રૂપીઆભાર ગોળીઓ કરીને છાયામાં સુકાવવી. વૈદ્યે એ ગોળીઓમાંથી એક ગોળી ચોખાના ધોણમાં વાટીને પીવાને વાસ્તે રોગીને દેવી. આ ગોળી એક એક દોષથી ઉત્પન્ન થએલા, બબે દોષથી ઉત્પન્ન થએલા અને ત્રણે દોષથી ઉત્પન્ન થએલા સઘળા પ્રકારના અતિસારોને મટાડેછે.

### આગંતુક શોકાતિસારનું સંપ્રાપ્તિ પૂર્વક લક્ષણ.

### अथागन्तुजस्य शोकातिसारस्य संप्राप्तिपूर्वकं लक्षणमाह ।

तैस्तैर्भावैः शोचतोऽल्पाशनस्य वाष्पोष्मा वै वह्निमाविश्य जन्तोः । कोष्ठं गत्वा क्षोभयेत्तस्य रक्तं तच्चाधस्तात् काकणन्तीप्रकाशम् । निर्गच्छेद्वै विड्विमिश्रं ह्यविड्वा निर्गन्धं वा गन्धवद्वातिसारः । शोकोत्पन्नो दुश्चिकित्स्योऽतिमात्रं रोगो वैद्यैः कष्ट एष प्रदिष्टः ॥

अयमर्थः । तैस्तैर्भावैः बन्धुवित्तक्षयादिभिः शोचतः शोकं कुर्वतः जन्तोः प्राणिनः बाष्पोष्मा बाष्पः देहोष्मणा जनितं नेत्रनासागलादिषु जलं तेन सहितः । उष्मा शोकजं देहतेजः ॥ स कोष्ठङ्गत्वा वह्निमाविश्य जठराग्निं मन्दीकृत्वा । बाष्पसाहित्यादुष्मणापि वह्नेर्मन्दीभावः इति न दोषः ॥ वह्नेर्मन्दीभावादेव । अल्पाशनस्येति ॥ जन्तोर्विशेषणम् । ततस्तस्य जन्तोः रक्तं क्षोभयेत् । स्वस्थानाच्चालयेदिति संप्राप्तिः ॥ अथ लक्षणम् । तच्च रक्तं अधस्ताद् गुदात् ॥ काकणन्तीप्रकाशम् । गुञ्जाफलसदृशम् ॥ विड्विमिश्रं गन्धवच्च । अविट् निर्गन्धं वा निर्गच्छेत् शोकोत्पन्नो-

ऽतीसारः ॥ अतिमात्रं दुश्चिकित्स्यः । शोकापनोदनं विना केवलेन भेषजेन प्रतीकर्तुमशक्यत्वात् । एषोऽतीसारः कष्टसाध्यः कथितः ॥

બંધુઓના તથા ધનના ક્ષય આદિ તે તે કારણોથી શોક ઉત્પન્ન થતાં આંસુ કે જે દેહની ગરમીએ ઉત્પન્ન કરેલું નેત્ર નાક તથા ગળા આદિમાં એક જાતનું જળ થાયછે તે આંસુ સહિત ગરમી (શોકથી ઉત્પન્ન થએલું દેહનું તેજ) કોઠામાં જઇ જઠરાગ્નિને મંદ કરી (આંસુ સાથે હોવાને લીધે ગરમીથી પણ અગ્નિનું મંદપણું થવું સંભવેછે માટે કશો દોષ નથી.) તે અગ્નિના મંદપણાને લીધેજ થોડું જમી શકતા પ્રાણીના રૂધિરને પોતાના (રૂધિરના) સ્થાનકમાંથી ચલાયમાન કરેછે. (આ સંપ્રાપ્તિ સમજવી.) પછી તે રૂધિર ગુદાના માર્ગથી વિષ્ટાવાળું અને ગંધવાળું અથવા વિષ્ટાવગરનું અને ગંધવગરનું ચણોઠી જેવું રાતું નિકળેછે એ શોકથી ઉત્પન્ન થએલો અતિસાર કહેવાયછે. (આ લક્ષણ સમજવું.) આ અતિસાર ચિકિત્સા કરવાને અત્યંત મુશકેલી ભરેલો છે. કારણ કે શોક ટાળ્યાવિના એકલા ઔષધથી તેનો પ્રતીકાર બની શકતો નથી. આ કારણથીજ એ શોકાતિસાર કષ્ટસાધ્ય કહેલો છે.

## આગંતુજ ભયાતિસારનું સંપ્રાપ્તિપૂર્વક લક્ષણ.

**अथागन्तुजस्य भयातीसारस्य संप्राप्तिपूर्वकं लक्षणमाह ।**

भयेन क्षोभिता दोषा दूषयन्ति मलं यदा । तदातिसार्यते जन्तुः क्षिप्रमुष्णं जलप्लवम् ॥ वातपित्तातिसारस्य प्रायो लिङ्गैः समन्वितम् । अभयोपशमाच्छर्म यस्मिन् स्यात् स भयात्स्मृतः ॥

प्लवति प्लवम् । जले प्लवमानम् । ननु भयातीसारस्य कथमागन्तुजत्वमयमपि दोषज एव । यत आह ॥ भयेन क्षोभिता दूषिता दोषा मलं दूषयन्ति तन्मलमतिसरति । अत्र पूर्वमेव दोषसम्बन्धः ॥ उच्यते । 'रागद्वेषभयाद्यैव ते स्युरागन्तवो गदाः' ॥ इति वचनाद्भयातीसार आगन्तुज एव । भयेनैव हेतुभूतेन दोषा वातपित्तकफाः अतिसारं जनयन्ति क्षोभिताः । सञ्चालिताः न तु दूषिताः ॥ भयेन त्रयाणामपि दोषाणां दूषणासम्भवात् अतिसर्तुं चलिता वातपित्तकफा मलं दूषयन्ति तत्सर्वं वातपित्तकफमलं भयेनैवातिसार्यते ॥ पश्चाद्धातसम्बन्धेन भयाद्वायुरिति वचनात् । अतएव भयातिसारे वातहर्यैव क्रिया कथितेति साधुः ॥

ભયરૂપ કારણે ક્ષોભ પમાડેલા વાત, પિત્ત અને કફ એ દોષો જ્યારે મળને દૂષિત કરેછે (આ સંપ્રાપ્તિ સમજવી.) ત્યારે તુરતજ ઘણું કરીને વાયુસબંધી તથા પિત્તસંબંધી અતિસારનાં લક્ષણોવાળી, ઉની, અને પાણીમાં તરનારી વિષ્ટા ગુદાના માર્ગમાંથી પ્રવાહરૂપે નીકળે છે તે ભયાતિસાર કહેવાયછે કે જેમાં ભયને શાંત કરવાથી સુખ મળેછે. (આ લક્ષણ સમજવું.)

શંકા—ભયાતિસાર આગંતુજ કેમ સંભવે? કારણ કે 'ભયે ક્ષોભ પમાડેલા

અર્થાત્ દૂષિત કરેલા દોષો મળને દૂષિત કરેછે અને તે મળ પ્રવાહરૂપે નીકળેછે' એમ કહ્યું તે ઉપરથી જણાયછે કે એમાં પ્રથમજ દોષોનો સંબંધ થાયછે તેથી ભયાતિસાર દોષજન્યજ છે.

સમાધાન—'રાગથી, દ્વેષથી અને ભયથી જે રોગો થાયછે તેઓ આગંતુજ કેહેવાયછે' એ વચન પ્રમાણે ભયાતિસાર આગંતુજજ છે. 'ભયે ક્ષોભ પમાડેલા' એ શબ્દનો અર્થ 'ભયે દૂષિત કરેલા' એવો સમજવો નહી પણ 'ભયે ચલાયમાન કરેલા' એવો સમજવો. કારણ કે ભયથી ત્રણે દોષોનું દૂષિત થવું સંભવતું નથી ભયે વેગ આપતાં જોરથી નીકળવાને ચલિત થએલા વાત, પિત્ત અને કફ એઓ મળને દૂષિત કરેછે અને તેમ થતાં વાત, પિત્ત, કફ અને મળ એ સઘળુ ભયને લીધેજ પ્રચલિત થાયછે. આ અતિસારમાં પાછળથી દુષ્ટવાયુનો સબંધ થાયછે. કારણ કે 'ભયથી વાયુ થાયછે' એમ કહેલું છે. આ પ્રમાણે છે એટલામાટેજ ભયાતિસારમાં વાતહર ચિકિત્સા કરવાનુંજ કહ્યું છે એટલે ભયાતિસારના આગતુજપણામાં કશીબાધ નથી.

## શોકાતિસારની તથા ભયાતિસારની ચિકિત્સા.

## अथ तयोश्चिकित्सा ।

**भयशोकसमुद्भूतौ ज्ञेयौ वातातिसारवत् । तयोर्वातहरी कार्या हर्षणाश्वासनैः क्रिया ॥**

वातातिसारवत् वातातिसारलक्षणयोः तयोश्चिकित्सा च हर्षणाश्वासनपूर्विका वातहरी कर्तव्या ॥

શોકાતિસાર તથા ભયાતિસાર એઓ વાતાતિસારના જેવાં લક્ષણોવાળાં થાયછે એટલામાટે એ બે અતિસારોમાં હર્ષ ઉપજાવવા તથા આશ્વાસના કરવાપૂર્વક વાયુને હરનારી ચિકિત્સા કરવી.

## આમાતિસારનું સંપ્રાપ્તિ પૂર્વક લક્ષણ.

## अथामातीसारस्य संप्राप्तिपूर्वकं लक्षणमाह ।

**अन्नाजीर्णात्प्रद्रुताः क्षोभयन्तो दोपाः कोष्ठे धातुसङ्घान् मलांश्च । नानावर्णान्नैकशः सारयन्ति शूलोपेतं षष्ठमेनं वदन्ति ॥**

अन्नं भुक्त तदजीर्णंश्वेति कर्मधारये अन्नाजीर्णम् तस्मात् प्रद्रुताः क्षोभयन्तः चालयन्तः । नैकश इत्यत्र नाकादित्वान्नाक्षरविपर्ययः । नन्वामेन दोषा दूष्यन्ते गुर्वादिभक्षणादिभिरिव ते चातीसारमुत्पादयन्ति । नत्वाममतीसारमुत्पादयन्ति तेनामातीसारोऽपि दोषज एव किमर्थं पृथगुक्तम् । उच्यते ॥ आमातीसारस्य पृथक् चिकित्सार्थं अतीसारेषु सर्वेषु एव सग्राहकमौषधमुक्तमामातीसारे तु ग्राहक निषिद्धम् । यत उक्तम् ॥

**नामे संग्राहकं दद्यादतीसारे कदाचन । संगृहीतो बलादामो विकारान् कुरुते बहून् ॥**

बलात् भेषजबलात् विकारान् ग्रहण्याध्मानशूलगुल्मशोथोदरज्वरादीन् ॥

ખાધેલા પદાર્થોનું અજીર્ણ થયાથી ચલાયમાન થએલા અને કોઠામાં ધાતુ-

ઓના સમૂહોને તથા મળોને ચલાયમાન કરતા દોષો વારંવાર શૂળવાળા અને અનેક રંગોવાળા દસ્તને ગુદદ્વારથી વેહેવરાવેછે એ છઠ્ઠો આમાતિસાર કેહેવરાવેછે.

મૂલશ્લોકમાં 'नैकशः' એ પદ છે તેમાં સંસ્કૃત રીતિ પ્રમાણે 'अनेकशः' એમ નથી કર્યું તેનું કારણ એ છે કે તેને 'नाक' આદિ ગણમાં ગણેલછે.

શંકા—જેમ ગુરૂ પદાર્થોનાં ભોજન આદિથી દોષો દૂષિત થાયછે તેમ આમથી પણ દોષો દૂષિત થાયછે અને એવી રીતે દૂષિત થએલા દોષોજ અતિસારને ઉત્પન્ન કરેછે પણ આમ અતિસારને ઉત્પન્ન કરતું નથી માટે આમાતિસાર પણ દોષજન્યજ છે તે છતાં તેને જુદો કેમ ગણ્યોછે?

સમાધાન—આમાતિસારની ચિકિત્સા જુદી જણાવવાને વાસ્તે આમાતિસારને જુદો ગણ્યોછે. સઘળા અતિસારોમાં દસ્તને રોકનારાં ઔષધો કહ્યાં છે અને આમાતિસારમાં દસ્તને રોકનારાં ઔષધો નિષિદ્ધ છે. કહ્યું છે કે "આમ અતિસારમાં કદી પણ સંગ્રાહક એટલે દસ્તને રોકનાર ઔષધો દેવાં નહિ કારણ કે ઔષધોના બળથી પકડાએલો આમ ગ્રહણી, પેટનું ચડવું, શૂલ, ગુલ્મ, સોજા, ઉદરના રોગ તથા જ્વરઆદિ ઘણા વિકારોને ઉત્પન્ન કરેછે.

## આમાતિસારની ચિકિત્સા.

## तस्य चिकित्सा।

वत्सकातिविषाशुण्ठीबिल्वहिङ्गुयवाम्बुदाः। चित्रकेण युतः क्वाथ आमातीसारनाशनः॥

ઇંદ્રજવ, અતવસ, સુંઠ, બીલું, હિંગ, જવ, મોથ અને ચિત્રક એઓનો ક્વાથ આમાતિસારોનો નાશ કરેછે.

## શોથાતીસાર (સોજાના સંબંધવાળા અતિસાર)ની ચિકિત્સા.

## शोथातीसारस्य चिकित्सा।

शोथघ्नीन्द्रयवाः पाठा श्रीफलातिविषाघनाः। क्वथिताः सोपणाः पीताः शोथातीसारनाशनाः॥

शोथघ्नी पुनर्नवा। उषणं मरिचं॥

इति शोथातीसारः॥

સાટોડી, ઇંદ્રજવ, કાળી પાડ, બીલું, અતવસ, મોથ અને મરી એઓનો ક્વાથ કરી પીવામાં આવે તેથી શોથાતિસાર મટેછે.

## છર્દ્યતીસાર (ઊલટીના સંબંધવાળા અતિસાર)ની ચિકિત્સા.

आम्रास्थिमध्यमालूरफलक्वाथः समाक्षिकः। शर्करासहितो हन्यात् छर्द्यतीसारमुल्वणम्॥

मालूरफल बिल्वफलम्॥

कषायो भृष्टमुद्गस्य सलाजमधुशर्करः। निहन्याच्छर्दतीसारं तृष्णां दाहं ज्वरं भ्रमम्॥ इति छर्द्यतीसारः॥

આંબાની ગોઠલીનો ગર્ભ, અને બીલું એઓનો ક્વાથ મધ તથા સાકર સહિત પીવામાં આવેતો તેથી ભયંકર છર્દ્યતીસારનો નાશ થાયછે.

શેકેલા મગનો ક્વાથ કરી તેમાં સાળની ધાણી, મધ અને સાકર નાખીને પીવામાં આવેતો તેથી છર્દ્યતીસાર, ત-

રશ, દાહ, જ્વર અને ભ્રમ એઓ ટળી જાય છે.

## નિઃસારકની (ઝાડાના ગળકાની) ચિકિત્સા.

दध्ना ससारेण समाक्षिकेण भुञ्जीत निःसारकपीडितस्तु । सुतप्तकुप्यक्कथितेन वापि क्षीरेण शीतेन मधुप्लुतेन॥

निःसारकः निठाहीति लोके । सुतप्तकुप्यक्कथितेन सुतप्तसुवर्णरजतनिर्वापणक्कथितेन भुञ्जीत पथ्यमिति शेषः । निःसारके॥

નિસ્સારકથી પીડાએલા માણસે તરવાળા દહીમાં મધ નાખીને તેથી પથ્ય ભોજન કરવું અથવા અત્યંત તપાવેલું સોનું કે રૂપું ઠરવા નાખીને ગરમ કરેલા અને પછી થંડા કરેલા દુધમાં મધ નાખીને તેથી પથ્ય ભોજન કરવું.

## વિષ્ટાનો ક્ષય થયાની ચિકિત્સા.

दीप्ताग्निर्निःपुरीषो यः सार्यते फेनिलं शकृत् । स पिबेत् फाणितं शुण्ठी दधि तैलं पयो घृतम् ॥ बलाविश्वाशृतं क्षीरं गुडतैलानुयोजितम् । दीप्ताग्निं पाययेत्प्रातः सुखदं वर्चसः क्षये॥ पुरीषक्षये ॥

દીપ્ત અગ્નિવાળા અને વિષ્ઠાથી રહિત થઇ ગયેલા જે માણસને ગુદામાંથી ફીણવાળો મળ નીકળ્યા કરતો હોય તેણે અરધો પાકેલો રાબ જેવો ગોળ, સુંઠ, દહી, તેલ, દુધ અને ઘી પીવાં.

દીપ્ત અગ્નિવાળા અને વિષ્ઠાના નાશવાળા માણસને બળદાણાથી તથા સુંઠથી પકાવેલા દુધમાં ગોળ તથા તેલ નાખીને તે દુધ પ્રાતઃકાલે પાવું તેથી સુખ થાયછે.

## બિલ્વ તૈલ.

तुलां सङ्कुट्य विल्वस्य पचेत् पादावशेषितम् । सक्षीरं साधयेत्तैलं श्लक्ष्णपिष्टैरिमैः समैः ॥ विल्वं सधातकीं कुष्टं शुण्ठीरास्नापुनर्नवाः । देवदारु वचा मुस्तं लोध्रमोचरसान्वितम् ॥ एभिर्मृद्वग्निना पक्वं ग्रहण्यर्शोऽतिसारनुत्। विल्वतैलमिति ख्यातमत्रिपुत्रेण भाषितम् ॥.

ચારસો રૂપીયા ભાર બિલાંઓને કુટી તેઓનો ક્વાથ કરી ચતુર્થાંશ જલ અવશેષ રહે ત્યારે તે ક્વાથને ઉતારી લેવો. પછી તે ક્વાથથી અને દુધથી તેલને પાકવા મુકતાં બિલાં, ધાવણી, કઠ, સુંઠ, રાસ્ના, સાટોડી, દેવદાર, વજ, મોથ, લોદર અને મોચરસ એઓને સમભાગે લઇ ઝીણાં વાટીને તેઓનો કલ્ક તે તેલમાં નાખવો. પછી થોડા થોડા અગ્નિથી તે તેલને પકાવવું. પુનર્વસુ મુનિએ કહેલું આ બિલ્વતૈલ નામનું તેલ ગ્રહણીને, અરશને તથા અતિસારને મટાડેછે.

## અતિદેશ.

ग्रहण्यर्शोऽधिकारे ये स्नेहाः समुपदर्शिताः । प्रयोज्यास्तेऽतिसारेऽपि त्रयाणां तुल्यहेतुना ॥ इति विल्वतैलम् ॥

ગ્રહણીના અને અરશના અધિકારમાં જે સ્નેહો દેખાડવામાં આવશે તેઓનો ઉપયોગ અતિસારમાં પણ કરવો. કારણ કે એ ત્રણેના હેતુઓ સમાન છે.

### પ્રવાહિકા કે જે અતિસારનોજ ભેદ છે તેનું સંપ્રાપ્તિપૂર્વક લક્ષણ.

### अथातीसारस्य भेदः प्रवाहिका तस्याः संप्राप्तिपूर्वकं लक्षणमाह ।

वायुः प्रवृद्धो निचितं बलासं नुदत्यधस्तादहिताशनस्य । प्रवाहतोऽल्पं बहुशो मलाक्तं प्रवाहिकां तां प्रवदन्ति तज्ज्ञाः ॥

अस्यायमर्थः । अहिताशनस्य अतिशयेन वातलभक्ष्यभोजिनः प्रवृद्धो वायुः प्रवाहतः बलेन सशब्दं वायुमपानमार्गेण त्यजतः निचितं सञ्चितं बलासं कफं मलाक्तं पुरीषयुक्तं अल्पं बहुशः वारंवारं अधस्तात् गुदात् नुदति । वैद्याः तां प्रवाहिकां प्रवदन्ति ॥

અત્યંત વાયુ કરનારા પદાર્થોને ખાનારા માણસનો અત્યંત વૃદ્ધિ પામેલો વાયુ જ્યારે તે માણસ જોર કરીને ગુદામાંથી અધોવાયુ મૂકવા જાય ત્યારે તે માણસની ગુદામાંથી વિષ્ટાવતે ખરડાએલા જમા થએલા કફને વારંવાર થોડો થોડો નીચે કહાડેછે તે રોગને વૈદ્યો પ્રવાહિકા કહેછે.

### દોષોના ભેદથી પ્રવાહિકાના નોખનોખાં રૂપ.

### तस्या वातजादिभेदेन रूपमाह ।

प्रवाहिका वातकृता सशूला पित्तात् सदाहा सकफा कफाच्च । सशोणिता शोणितसम्भवाच्च ताः स्नेहरूक्षप्रभवा मतास्तु ॥



तत्र रूक्षप्रभवा वातजाः स्नेहप्रभवा कफजा तुशब्दात् तीक्ष्णोष्णप्रभवा पित्तजा रक्तजा च ॥

જે પ્રવાહિકા શૂળવાળી હોય તેને વાયુએ કરેલી સમજવી અને તે રૂક્ષ પદાર્થોથી થાયછે. જે પ્રવાહિકા દાહવાળી હોય તેને પિત્તે કરેલી સમજવી અને તે તીક્ષ્ણ તથા ઉષ્ણપદાર્થોથી થાયછે. જે પ્રવાહિકા કફવાળી હોય તેને કફે કરેલી સમજવી અને તે સ્નેહવાળા પદાર્થોથી થાયછે. જે પ્રવાહિકા લોહીવાળી હોય તેને લોહીએ કરેલી સમજવી અને તે તીક્ષ્ણ તથા ઉષ્ણપદાર્થોથી થાયછે.

### અતિદેશ.

तासामतीसारवदादिशेच्च लिङ्गं क्रमं चामविपक्वतां च ।

પ્રવાહિકાઓનાં ચિન્હો, ચિકિત્સા અને કાચાપણાની તથા પાકાપણાની રીતિ અતિસારની પેઠેજ સમજવી.

### પ્રવાહિકાની ચિકિત્સા.

### બિલ્વાદિ અવલેહ.

### तस्याश्चिकित्सामाह ।

बिल्वपेशी गुडं लोध्रं तैलं मरिचसंयुतम् । लीढ्वा प्रवाहिकाक्रान्तः सत्वरं सुखमाप्नुयात् ॥ बिल्वादिअवलेहः ॥

धातकी बदरीपत्रं कपित्थं रसमाक्षिकम् । सलोध्रमेकतो दध्ना पिबेन्निर्वाहिकार्दितः ॥

एकतः प्रत्येकं दध्ना पिबेदित्यर्थः । इति धातक्यादिः ॥

બીલાંનો ગર્ભ, ગોળ, લોદર, તેલ અને મરી એઓનો અવલેહ ચાટવામાં આવેતો તેથી પ્રવાહિકાના દરદવાળાને તુરત સુખની પ્રાપ્તિ થાયછે.

## ધાતક્યાદિ.

ધાવણીનાં ફુલને, બોરડીનાં પાનડાને, કોઠના રસને અને મધને લોદર નાખીને દહિંથી જુદાં જુદાં પીવામાં આવેતો તેથી પ્રવાહિકા મટેછે.

## અસાધ્ય અતિસારનાં લક્ષણો.

## अथासाध्यातीसारिणां लक्षणमाह ।

पक्कजाम्ववसङ्काशं यकृत् खण्डनिभं तनुम् । घृततैलवसामज्जावेसवारपयोदधि ॥ मांसधावनतोयाभं कृष्णं नीलारुणप्रभम् । कर्बुरं मेचकं स्निग्धं चन्द्रिकोपगतं घनम् ॥ कुणपं मस्तुलुङ्गाभं सगन्धं कथितं बहु । तृष्णादाहारुचिश्वासहिक्कापार्श्वास्थिशूलिनम् ॥ संमूर्च्छारतिसंमोहयुक्तं पक्कवली गुदम् । प्रलापयुक्तश्च भिषग् वर्जयेदतिसारिणम् ॥ असंवृतगुदं क्षीणं शूलाध्मानैरुपद्रुतम् । गुदे पक्के गतोष्माणमतिसारिणमुत्सृजेत् ॥

असंवृतगुदं गुदसंवरणाक्षमम् । गुदे पक्के गुदपाकारम्भके पित्ते विद्यमानेपि शीतगात्रं नष्टाग्निं वा ॥

श्वासशूलपिपासार्त्तं क्षीणं ज्वरनिपीडितम् । विशेषेण नरं वृद्धमतीसारो विनाशयेत् ॥ शोथं शूलं ज्वरं तृष्णां श्वासं कासमरोचकम् । छर्दिं मूर्च्छां च हिक्काञ्च दृष्ट्वातीसारिणं त्यजेत् । हस्तपादाङ्गुलीसन्धिप्रपाको मूत्रनिग्रहः ॥ पुरीषस्योष्णतातीव मरणायातिसारिणः । अतीसारी राजरोगी ग्रहणीरोगवानपि ॥ मांसाग्निबलहीनो यो दुर्लभं तस्य जीवनम् । बाले वृद्धे त्वसाध्योऽयं लिङ्गैरेतैरुपद्रुतः॥ अपि यूनामसाध्यं स्यादतिदुष्टेषु धातुषु ॥

જેની વિષ્ઠા પાકેલા જાંબુંજેવી, જમણા પડખાની ગાંઠજેવી, સૂક્ષ્મ, ઘીજેવી, તેલજેવી, ચરબીજેવી, મજ્જાજેવી, દાળના પાણીજેવી, દુધજેવી, દહીજેવી, માંસ ધોયાના પાણીજેવી, કાળી, નીલ તથા રાતી કાંતિવાળી, કાબરચીતરી, બહુજ કાળી, સ્નિગ્ધ, અત્યંત મોરપીછના જેવા ચાંડલાઓવાળી, મુડદાના જેવા ગંધવાળી, માથાના મગજ જેવી, ગંધવાળી કે બહુજ ઊની હોય તેમજ જે રોગીને તરશ, દાહ, અરૂચિ, શ્વાસ, હેડકી, પડખામાં શૂળ તથા અસ્થિમાં શૂળ થયાં હોય, મૂર્છા અરૂચિ તથા મોહ થયાં હોય, ગુદાની વળીઓ પાકી ગઈ હોય અને પ્રલાપ ચાલ્યો હોય તે રોગીને વૈદ્યે છોડી દેવો. જે અતિસારવાળો રોગી ગુદાને ભીડી શકતો ન હોય, ક્ષીણ થયો હોય, શૂળથી તથા આફારાથી ઉપદ્રવ પામ્યો હોય, કે ગુદા પાકી ગયા છતાં એટલે ગુદાને પકાવનારૂં પિત્ત છતાં પણ ટાઢાં ગાત્રોવાળો અથવા જઠરાગ્નિ વગરનો થઇ ગયો હોય તે અતિસારવાળાને વૈદ્યે છોડી દેવો. શ્વાસથી, શૂળથી તથા તરશથી પીડાએલાને, ક્ષીણ થએલાને, જ્વરથી પીડાએલાને અને વિશેષે કરી વૃદ્ધ માણસને

અતિસાર મારી નાખેછે. સોજા, શૂળ, જ્વર, તરશ, શ્વાસ, ઉધરસ, અરૂચિ, ઉલટી, મૂર્છા અને હેડકી એટલાં લક્ષણો જેવામાં આવેતો અતિસારવાળાને છોડી દેવો. હાથ પગની આંગળીઓ પાકી ગઇ હોય, સાંધાઓ પાકી ગયા હોય, મૂત્ર અટકી ગયું હોય તથા વિષ્ટા અત્યંત ઉની હોયતો એ ચિન્હો અતિસારવાળાને મરવાનેવાસ્તેજ છે. અતિસારવાળો, ક્ષયરોગવાળો અથવા ગ્રહણી રોગવાળો જે માણસ માંસથી તથા અગ્નિના બળથી રહિત થઇ ગયો હોય તેને જીવવું દુર્લભ છે. ઉપર કહેલાં ચિન્હો થયાં હોયતો બાલકોનો તથા વૃદ્ધોનો અતિસાર અસાધ્ય છે અને ધાતુઓ અતિ દુષ્ટ થયા હોયતો જુવાનોનો અતિસાર પણ અસાધ્ય છે.

### અતિસારથી મુક્ત થએલા માણસનું લક્ષણ.

### अथातीसारमुक्तस्य लक्षणम् ।

यस्योच्चारं विना मूत्रं सम्यग्वायुश्च गच्छति । दीप्ताग्नेर्लघुकोष्ठस्य स्थितस्त[illegible]दरामयः ॥

[illegible]ા અગ્નિ પ્રદીપ્ત થયો હોય, કોઠો હલ[illegible] થયો હોય અને સાથે વિષ્ઠા નિ-[illegible]ના મૂત્ર અને અધોવાયુ ચોખ્ખી [illegible]ળવા લાગ્યાં હોય તે માણસને [illegible]થી મુક્ત થએલો સમજવો.

### અતિસારવાળાને પરેજી.

### अथातीसारिणो वर्जनीयान्याह।

स्नानावगाहमभ्यङ्गं गुरुस्निग्धादिभोजनम्। व्यायाममग्निसन्तापमतीसारी विवर्जयेत् ॥

स्नानमुद्गतजलेन । अवगाहं नद्यादौ ॥

અતિસારવાળા માણસે નાહાવું નહી, નદી વગેરેમાં પડવું નહી, ભારે કે સ્નિગ્ધ આદિ ખાવું નહીં, કસરત કરવી નહી, અને અગ્નિનો તાપ લેવો નહીં.

### શંખપોટલી રસ.

प्रत्येकं दशगद्याणाः शुद्धसूतकगन्धयोः । विंशति त्रिदिनं खल्वे पिष्ट्वा कुर्याच्च कज्जलीम् ॥ पश्चादर्कस्य दुग्धेन पिष्ट्वा तां कज्जलीं त्र्यहम् । ततो वज्रस्य दुग्धेन पिष्ट्वा तां कज्जलीं त्र्यहम् । आर्द्रकं चित्रकं श्वेतं निःसहायश्च मर्दयेत् ॥ पेपयेत् तद्रसैरेवं कज्जलीन्तां दिनत्रयम् । पीतानाश्च कपर्दीनां चूर्णं गद्याणविंशतिः ॥ विंशतिः शङ्खचूर्णस्य चत्वारिंशच्च मिश्रितम् । त्रिदिनं मर्दयेत् खल्वे पूर्वोक्तेन क्रमेण च ॥ त्र्यहमर्कस्य दुग्धेन वज्रीदुग्धेन च त्र्यहम् । तन्मध्ये कज्जलीं क्षिप्त्वा चित्रकार्द्ररसेन तु ॥ खल्वे पिष्ट्वा द्वयोः कार्या गुड्यो बदरसम्मिताः । लिप्त्वा दग्ध्वाशु चूर्णेन पक्कुक्कुरिकान्तरम् ॥ प्रक्षिप्य गुटिकास्तत्र चूर्णलिप्तापिधानकम् । दत्त्वा वस्त्रमृदा लिप्त्वा गर्त्ते हस्तप्रमाणकम् ॥ तद्गर्भे कुहरीं मुक्त्वा पुटो देयश्च शाणकैः । पश्चाच्चित्रकनीरेण स्वाङ्गशीतश्च पेपयेत् ॥ गुटिकाः पूर्वरीत्येव कृत्वा देयः पुनः पुटः । दग्धानां गुटिकानाश्च चूर्णं कृत्वाथ कूपके ॥ क्षेप्यं चैवं हि निष्पन्नो रसोऽयं शङ्खपोटली । आमज्वरातिसारे च श्वासे कासे तथैव

च ॥ श्लेष्मपित्तामवातेषु मन्दाग्नौ ग्रहणीषु च । अष्टादश प्रमेहेष्वजीर्णे जीर्णबलेषु च ॥ द्वात्रिंशन्मरिचैः सार्कं सघृतं वल्लपञ्चकम् । सर्वरोगेषु दातव्यं मरिचाज्यं विना ज्वरे ॥ शालयो दधि दुग्धादिभोजनं मधुरं हितम् । कट्वम्लक्षारतैलाद्या दूरतः परिवर्जयेत् ॥ विधिनानेन कर्त्तव्यो रसोऽसौ शङ्खपोटली । क्रमेण विनिवर्त्तन्ते प्रोक्तरोगा न संशयः ॥

દશ ગદીઆણાં શુદ્ધ પારો અને દશ ગદીઆણાં શુદ્ધ ગંધક એઓને ત્રેવીશ દિવસ સુધી ખરલમાં વાટીને કજ્જલી કરવી. પછી ત્રણ દિવસ સુધી આકડાના છીરથી તે કજ્જલીને વાટવી. પછી ત્રણ દિવસ સુધી થોરના છીરથી તે કજ્જલીને વાટવી. પછી આદુને તથા ધોળા ચિત્રકને નોખનોખી ખરલમાં વાટી તેઓનો રસ કરી તે રસથી ત્રણ દિવસસુધી કજ્જલીને વાટવી પછી વીશ ગદીઆણાં પીળી કોડીઓનું ચૂર્ણ તથા વીશ ગદીઆણાં શંખોનું ચૂર્ણ મળીને ચાળીશ ગદીઆણાં ચૂર્ણને ત્રણ દિવસ સુધી નોખી ખરલમાં વાટી પછી તે ચૂર્ણને ઉપર કહ્યાપ્રમાણે ત્રણ દિવસસુધી આકડાના છીરથી અને ત્રણ દિવસ સુધી થોરના છીરથી વાટવું. પછી એ ચૂર્ણમાં કજ્જલી નાખી તેને ચિત્રકના તથા આદુના રસથી ખરલમાં વાટીને તેની બોર જેવડી ગોળીઓ કરવી. પછી માટીની પાકી કુલરીને ચુનો ચોપડી તે કુલરીને તુરત અગ્નિમા નાખી સારી પેઠે તપાવી તેમાં પેહેલી ગોળીઓ નાખીને તેના ઉપર ચુનાથી ચોપડેલું ઢાંકણું ઢાંકવું. પછી તે કુલરીને તથા ઢાંકણાને કપડમટ્ટી કરી એક હાથનો ખાડો કરી તેમાં કુલરી મૂકીને અડાયાનો પુટ દેવો. બળીને ઠરી જાય ત્યારે કુલરીમાંથી રસને કાહાડી લઈ તે રસને ચિત્રાના રસથી વાટવો. વળી આગળપ્રમાણેજ ગોળીઓ કરી કુલરીમાં નાખીને અડાયાનો બીજો પુટ દેવો. પછી બળી ગએલી ગોળીઓનું ચૂર્ણ કરીને શીશામાં ભરી મૂકવું એટલે તે સંખપોટલી નામનો રસ સિદ્ધ થાયછે. જ્વરવાળા આમાતિસાર ઉપર, શ્વાસ ઉપર, ઉધરસ ઉપર, કફ ઉપર, પિત્ત ઉપર, આમવાત ઉપર, મંદ અગ્નિ ઉપર, ગ્રહણી ઉપર, અઢાર જાતના પ્રમેહો ઉપર, અજીર્ણ ઉપર, અને બળની ક્ષીણતા ઉપર પાંચ વાલ જેટલા વજનનો આરસ ખવરાવવો. સઘળા રોગો ઉપર બત્રીશ મરીની સાથે ઘીમાં ખવરાવવો પણ જ્વરમાં મરી વગરનો તથા ઘી વગરનો ખવરાવવો. આ રસઉપર ચોખા તથા ઘી દુધઆદિ મધુર પદાર્થો જમવાનું પથ્ય કરવું એ હિતકારી છે. આ રસ ખાનારાએ તેલને અને તીખા,ખાટા તથા ક્ષાર આદિ પદાર્થોને દૂરથી છોડી દેવા. આ વિધિથી શંખપોટલી રસનો ઉપયોગ કરવામાં આવે તો ઉપર કહેલા રોગો અનુક્રમે મટી જાય છે એમાં કશો સંશય નથી.

## વિજયાવલેહ.

त्रैलोक्यविजया जातीफले तुल्ये कलिङ्गके । गृहीत्वा द्विगुणं श्रेष्ठो लेहः सर्वातिसारनुत् ॥

એક ભાગ ભાંગ, એક ભાગ જાયફલ

અને બે ભાગ ઇંદ્રજવ એઓને વાટી (મધમાં) અવલેહ કરવો. આ અવલેહ સઘળા અતિસારોને મટાડવામાં શ્રેષ્ઠ છે.

## અતિવિષાવલેહ.

बिल्वमोचरसलोध्रधातकीपुष्पचूतफलबीजसंयुताम् । भक्षयेदतिविषावलेहिकां सिन्धुवेगमपि दुर्द्धरं जयेत् ॥

इत्यतीसाराधिकारः ॥

બીલાનો ગર્ભ, મોચરસ, લોદર, ધાવણીનાં ફુલ, આંબાની ગોઠલીનો ગર્ભ અને અતવસ એઓનો અવલેહ કરી ખાવામાં આવે તો સમુદ્રની ભરતીના જેવા વેગવાળો પ્રબલ અતિસાર પણ જીતાઇ જાયછે.

## અતિસારનો અધિકાર સંપૂર્ણ.

---

## જ્વરાતિસારનો અધિકાર.

## જ્વરાતિસારનું નિદાન.

## अथ ज्वरातीसाराधिकारः ।

ज्वरातिसारयोरुक्तं निदानं यत् पृथक् पृथक् । तस्माज्ज्वरातीसारस्य निदानं नोदितं पुनः ॥

જ્વરનાં નિદાન અને અતિસારનાં નિદાન જુદાં જુદાં કહેવાઈ ગયાંછે એટલામાટે અહીં જ્વરસહિત અતિસારનું નિદાન ફરીવાર કહેવાની જરૂર નથી. જ્વરનાં નિદાનો તથા અતિસારનાં નિદાનો મળીને જ્વરાતિસારનાં નિદાનો થાયછે.

## જ્વરાતિસારની ચિકિત્સા.

अथ ज्वरातीसारस्य चिकित्सा।

ज्वरातीसारयोरुक्तं भेषजं यत् पृथक् पृथक् । न तन्मिलितयोः कार्यमन्योन्यं वर्द्धयेद्यतः ॥

अयमभिप्रायः । ज्वरहरमनुलोमनं भवति । अतीसारहरं स्तम्भनं भवति । अतः परस्परविरुद्धत्वात् पृथगुक्तं भेषजं मिलितयोर्न कार्यम् । यत आह । अनुलोमनं ज्वरघ्नं ग्राहकमतीसारहृद् भवति ॥

पृथगुक्तमौषधं तज्ज्वरातीसारे विरुद्धमन्योन्यम् । अतस्तौ प्रतिकुर्वीत विशेषोक्तचिकित्सितैः ॥ लङ्घनमेकं मुक्त्वा न चान्यदस्तीह भेषजं बलिनः । समुदीर्णदोषनिचयं शमयति तत् पाचयेदपि च ॥ लङ्घनमुभयोरुक्तं मिलिते कार्यं विशेषतस्तदनु । उत्पलषष्ठकसिद्धं लाजकाथादिकं सकलम् ॥

उत्पलषष्ठकं यथा ।

पृष्ठिपर्णीबलाबिल्वधनिकानागरोत्पलैः । ज्वरातीसारयोश्चैव पिबेत्साम्लं शृतं नरः ॥

अतीसारे पुरीषातिप्रवृत्त्याम्लत्वश्च दाडिमरसादिना कर्त्तव्यम् । इति उत्पलषष्ठकम् ॥

कणा करिकणा लाजकाथो मधुसितायुतः । पीतो ज्वरातीसारस्य तृष्णामाशु विनाशयेत् ॥

इति कणादि काथः ॥

नागरातिविषामुस्तामृताभूनिम्बव-

रसकैः । क्काथः सर्वज्वरान् हन्ति अतीसारं सुदारुणम् ॥ इति नागरादि क्काथः ॥

गुडूच्यतिविषाधान्यशुण्ठीविल्वाब्दवालकैः । पाठाभूनिम्बकुटजचन्दनोशीरपर्पटैः ॥ पिबेत्कषायं सक्षौद्रं ज्वरातीसारनाशनम् । हृल्लासारुचितृड्दाहयमीनाश्च निवृत्तये ॥

बृहद्गुडूच्यादिक्काथः ॥

उत्पलं दाडिमत्वक् च पद्मकेशरमेव च । पीतं तण्डुलतोयेन ज्वरातीसारनाशनम् ॥ इति उत्पलादिचूर्णम् ॥

विल्ववालकभूनिम्बगुडूचीमुस्तवत्सकैः । कषायः पाचनः शोथज्वरातीसारनाशनः ॥ बिल्वादिक्काथः ॥

नागरातिविषाविल्वगुडूचीमुस्तवत्सकैः । कषायः पाचनः शोथज्वरातीसारनाशनः ॥ इति नागरादिक्काथः ।

दशमूलीकषायेण विश्वामक्षसमां पिबेत् । ज्वरे चैवातिसारे च सशोथे ग्रहणीगदे ॥

इति दशमूलीक्काथ. । इति ज्वरातीसाराधिकारः ॥

જ્વરનાં અને અતિસારનાં જે જુદાં જુદાં ઔષધો કહ્યાંછે તે ઔષધો જ્વરસહિત અતિસારમાં કરવાં નહીં. કારણ કે જ્વરનાં ઔષધો અતિસારને વધારેછે અને અતિસારનાં ઔષધો જ્વરને વધારેછે.

આનો અભિપ્રાય એમ છે કે જ્વરને હરનાર જે ઔષધ છે તે મળનું અનુલોમન કરનાર છે અને અતિસારને હરનાર જે ઔષધ છે તે મળને અટકાવનાર છે માટે પરસ્પર વિરૂદ્ધપણાને લીધે જ્વરને વાસ્તે અને અતિસારને વાસ્તે જુદાં જુદાં કહેલાં ઔષધો જ્વર અને અતિસાર ભેળા હોય ત્યારે કરવાં નહીં. કહ્યું છે કે "જ્વરને હરનાર ઔષધ અનુલોમન છે અને અતિસારને હરનાર ઔષધ ગ્રાહક છે એટલામાટે એ બન્નેને વાસ્તે જુદાં જુદાં કહેલાં ઔષધો જ્વર અને અતિસાર બન્ને ભેળાં હોય ત્યારે અન્યોન્યથી વિરૂદ્ધ થાયછે."

આ પ્રમાણે છે એટલામાટે સાથે રહેલાં જ્વર અને અતિસાર એઓને વાસ્તે કહેલી વિશેષ ચિકિત્સાઓથી તેઓનો પ્રતીકાર કરવો.

બલવાન્ અતિસારને વાસ્તે માત્ર લંઘન શિવાય બીજું કાંઇ ઔષધ નથી. લંઘન વૃદ્ધિ પામેલા દોષોના સમૂહને શમાવેછે અને પાચન પણ કરેછે એટલામાટે જ્વર અને અતિસાર ભેળાં હોય ત્યારે બન્નેને વાસ્તે લંઘન કરાવવું અને તે પછી ઉત્પલષષ્ઠકનો ક્વાથ અને સાળની ધાણીવાળો કણાદિ ક્વાથ ઇત્યાદિ સઘળી વિશેષ ચિકિત્સા કરવી.

### ઉત્પલષષ્ઠક ક્વાથ.

ગધીસમેરવો, ખપાટ, બીલું, ધાણા, સુંઠ અને કમળ એઓનો ક્વાથ કરી તેને ખાટો કરીને પીવામાં આવેતો તેથી જ્વર અને અતિસાર મટી જાયછે. અતિસારમાં વિષ્ઠાની બહુ પ્રવૃત્તિ થાયછે એટલામાટે આ ક્વાથને દાડિમના રસ આદિથી ખાટો કરવો.

### કણાદિ ક્વાથ.

પીપળ, ગજપીપળ અને ચોખાની

ધાણી એઓનો ક્વાથ કરી તેમાં મધ તથા સાકર નાખીને પીવામાં આવેતો તેથી જ્વરવાળા અતિસારની તરશ તુરત મટી જાયછે.

### નાગરાદિ ક્વાથ.

સુંઠ, અતવસ, મોથ, ગળો, કરીયાતું અને ઇંદ્રજવ એઓનો ક્વાથ સઘળા-જ્વરોને તથા મહાદારૂણ અતિસારને હણેછે.

### બૃહદ્દ્ગુડૂચ્યાદિ ક્વાથ.

ગળો, અતવસ, ધાણા, સુંઠ, બીલું, મોથ, વાળો, કાળીપાડ, કરીયાતું, ઇંદ્રજવ, રતાંજલિ, કાળોવાળો અને ખડસલીયો એઓનો ક્વાથ કરી તેમાં મધ નાખીને પીવામાં આવેતો તેથી જ્વર સહિત અતિસાર મટેછે અને મોળ, અરૂચિ, તરશ, દાહ તથા વમન એઓની પણ નિવૃત્તિ થાયછે.

### ઉત્પલાદિ ચૂર્ણ.

કમળ, દાડિમની છાલ, અને કમળના કેસરા એઓનું ચૂર્ણ કરી ચોખાના ધોણથી પીવામાં આવેતો તેથી જ્વર સહિત અતિસારનો નાશ થાયછે.

### બિલ્વાદિ ક્વાથ.

બીલું, વાળો, કરીયાતું, ગળો, મોથ અને ઇંદ્રજવ એઓનો ક્વાથ પાચન છે અને સોજાનો તથા જ્વરવાળા અતિસારનો નાશ કરેછે.

### નાગરાદિ ક્વાથ.

સુંઠ, અતવસ, બીલું, ગળો, મોથ અને ઇંદ્રજવ એઓનો ક્વાથ પાચન છે અને સોજાનો તથા જ્વરવાળા અતિસારનો નાશ કરેછે.

### દશમૂલી ક્વાથ.

જ્વરમાં, અતિસારમાં તથા સોજાવાળા ગ્રહણીના દરદમાં. દશમૂલના ક્વાથની સાથે એક તોલાભાર સુંઠ પીવી.

જ્વરાતિસારનો અધિકાર સંપૂર્ણ.

---

## ગ્રહણી રોગનો અધિકાર.

### ગ્રહણી રોગની સંપ્રાપ્તિ.

**अथ ग्रहणीरोगाधिकारः ।**

**तत्र ग्रहणीरोगस्य संप्राप्तिमाह ।**

अतिसारे निवृत्तेऽपि मन्दाग्नेरहिताशिनः । भूयः सन्दूषितो वन्हिर्ग्रहणीमपि दूषयेत् ॥

*अपिशब्दादजातातीसारस्यापि ग्रहणीरोगः स्यात् ॥*

અતિસાર થઇને મટી ગયા પછી પણ મંદ અગ્નિવાળા અને અહિત પદાર્થોને ખાનારા માણસનો ફરીવાર દૂષિત થએલો અગ્નિ ગ્રહણીને પણ દૂષિત કરેછે.

મૂલમાં 'अपि' શબ્દ છે તેથી જણાયછે કે જેને અતિસાર થયો ન હોય તેને પણ ગ્રહણી રોગ થાયછે.

### ગ્રહણીનું સ્વરૂપ.

**अथ ग्रहणीस्वरूपमाह ।**

ग्रहण्यग्निधरा कला । यत आह चरके । अग्न्यधिष्ठानमन्नस्य ग्रहणाद्ग्रहणी मता । अपक्वं धारयत्यन्नं पक्वं स्यजति चाप्यधः । सुश्रुतेऽपि । पष्ठी, पित्तधरानाम या कला परिकीर्तिता । आमपक्वाशयान्तस्था ग्रहणी साभिधी-

यते ॥ ग्रहण्या बलमग्निर्हि स चापि ग्रहणी मतः । तस्मादग्नौ प्रदुष्टे तु ग्रहण्यपि विदुष्यति ॥

ગ્રહણી એટલે શરીરમાં અગ્નિધરા નામની જે કલા છે તે. ચરકમાં કહ્યું છે કે "અગ્નિને રહેવાનું જે ઠેકાણું છે તે અન્નનું ગ્રહણ કરેછે એટલામાટે ગ્રહણી કહેવાયછે. એ ગ્રહણી અપક્વ અન્નનું ધારણ કરેછે અને પક્વ અન્નને નીચે છોડી દેછે."

સુશ્રુતમાં પણ કહ્યું છે કે "આમાશયની તથા પક્વાશયની વચમાં રહેલી છઠ્ઠી જે 'પિત્તધરા' નામની કલા કહી છે તે કલા ગ્રહણી કહેવાયછે. ગ્રહણીનું બલ અગ્નિ છે તેથી અગ્નિ પણ ગ્રહણી કહેવાયછે. એટલામાટે અગ્નિ દૂષિત થાય તો ગ્રહણી પણ દૂષિત થઇ જાયછે."

## ગ્રહણી રોગનું સંખ્યાપૂર્વક સામાન્ય લક્ષણ.

## अथ ग्रहणीरोगस्य संख्यापूर्वकं सामान्यं लक्षणमाह ।

एकैकशः सर्वशश्च दोषैरत्यन्तमूर्च्छितैः । सा दुष्टा बहुशो भुक्तमाममेव विमुञ्चति ॥ पक्वं वा सरुजं पूति मुहुर्बद्धं मुहुर्द्रवम् । ग्रहणीरोगमाहुस्तमायुर्वेदविदो जनाः ॥

अतीसारे द्रवधातुप्रवृत्तिर्ग्रहण्यान्तु बद्धस्यापि मलस्य प्रवृत्तिरिति तयोर्भेदः ॥

અત્યંત દૂષિત થએલા વાતથી, પિત્તથી, કફથી અને ત્રણે દોષોથી દૂષિત થએલી ગ્રહણી ખાધેલા અન્નાદિકને ઘણીવાર કાચુંજ મુકેછે અથવા પાકું પણ મુકેછે અને તે અન્નાદિક વેદના સહિત, દુર્ગંધવાળું, વારંવાર બંધાતું અને વારંવાર દ્રવરૂપ પડેછે તે રોગને આયુર્વેદ જાણનારા વિદ્વાનો ગ્રહણી રોગ કહેછે.

અતિસારમાં દ્રવધાતુનીજ પ્રવૃત્તિ થાયછે અને ગ્રહણીમાં તો બંધાએલા મળની પણ પ્રવૃત્તિ થાયછે એટલો અતિસારને અને ગ્રહણીને ભેદ છે.

## વાયુથી થએલી ગ્રહણીનું નિદાન તથા સંપ્રાપ્તિપૂર્વક લક્ષણ.

## अथ वातजायां ग्रहण्यां निदानसंप्राप्तिपूर्वकं रूपमाह ।

कटुतिक्तकषायातिरूक्षशीतलभोजनैः। प्रमितानशनादध्ववेगनिग्रहमैथुनैः॥ मारुतः कुपितो वन्हिं सञ्छाद्य कुरुते गदम् । तस्यान्नं पच्यते दुःखं शुक्तपाकः खराङ्गता ॥ कण्ठास्यशोषः क्षुत्तृष्णा तिमिरं कर्णयोः स्वनः । पार्श्वोरुवंक्षणग्रीवारुगभीक्ष्णं विषूचिका ॥ हृत्पीडा कार्श्यदौर्बल्यं वैरस्यं परिकर्त्तिका । गृद्धिः सर्वरसानाञ्च मनसः सदनं तथा॥ जीर्णे जीर्यति चाध्मानं भुक्ते स्वास्थ्यमुपैति च । सवातगुल्महृद्रोगप्लीहाशङ्की च मानवः ॥ चिराद्दुःखं द्रवं शुष्कं तन्वामं शब्दफेनवत् । पुनः पुनः सृजेद्वर्चः कासश्वासार्दितोऽनिलात् ॥

प्रमितं परिमितं गदं ग्रहणीगदम् । शुक्तपाकं अम्लपाकम् ॥

તીખાં ભોજનોથી, કડવાં ભોજનોથી, તુરાં ભોજનોથી, અતિ રૂક્ષ ભોજનોથી, અતિ શીતલ ભોજનોથી, મિત ભોજન નહીં કરવાથી, પંથ કરવાથી, વિષ્ઠા

આદિના વેગોને રોકવાથી અને અત્યંત મૈથુન કરવાથી પ્રકોપ પામેલો વાયુ અગ્નિને ઢાંકી દઇને ગ્રહણીના રોગને ઉત્પન્ન કરેછે. એ માણસને અન્ન માંડ માંડ પચેછે, અન્નનો પાક ખાટો થાયછે, અંગો ખરસટ થઇ જાયછે, કંઠ તથા મોહોડું સુકાયછે, ભુખ લાગેછે, તરશ લાગ્યા કરેછે, તિમિર આવેછે, કાનમાં અવાજ થાયછે, પડખામાં સાથળોમાં સાથળોના સંધિઓમાં તથા કંઠમાં પીડા થાયછે, વારંવાર કૉલેરા જેવું થાયછે, હૃદયમાં પીડા થાયછે, શરીર દુબળુ થાયછે, બળ ઓછું થઇ જાયછે, વિરસપણું થાયછે, પેટમાં વાઢ થાયછે, સઘળા રસો ખાવાની ઇચ્છા થાયછે, મનમાં ગ્લાનિ થાયછે, ખાધેલું અન્ન જીર્ણ થયું હોય અને જીર્ણ થતું હોય તે સમયે આફરો થાયછે અને જમ્યા પછી સ્વસ્થતા થાયછે. એ માણસને વાયુના ગોટાની, છાતીના દરદની અને બરલના દરદની શંકા થાયછે, વાયુને લીધે ઉધરસની તથા શ્વાસની પીડા થાયછે અને ઘણીવારે માંડમાંડ તથા વારંવાર દ્રવરૂપ અથવા સુકાએલો, પાતળો, કાચો અને શબ્દ તથા ફીણવાળો ઝાડો આવેછે.

## પિત્તથી થએલી ગ્રહણીનું નિદાન તથા સંપ્રાપ્તિપૂર્વક રૂપ.

**अथ पित्तजाया ग्रहण्या निदानसंप्राप्तिपूर्वकं रूपमाह ।**

कटुतिक्तविदाह्यम्लक्षाराद्यैः पित्तमुल्वणम् । आप्लावयद्धन्त्यनलं जलं तप्तमिवानलम् ॥ सोऽजीर्णं पीतनीलाभं पीताभः सार्यते द्रवम् । अत्यम्लोद्गारहृत्कण्ठदाहारुचितृडर्दितः ॥

आप्लावयत् मज्जयत् ननु पित्तमग्निगुणयुक्तं तत् कथमग्निं हन्तीत्याह । जलं तप्तमिवानलमिति यथा । अग्निगुणयुक्तमपि तप्तं जलमनलं हन्ति तथा पित्तमपि हन्ति। सार्य्यते अत्र पित्तेनेति कर्तृपदमध्याहरणीयम् ॥

તીખાં, કડવાં, બળતરા કરનારાં, ખાટાં તથા ક્ષાર આદિ ભોજનોથી ઉલ્વણ થએલું પિત્ત જેમ ઉનું જળ અગ્નિને ભીજવીને ઠારી નાખેછે તેમ જઠરાગ્નિને ભીજવીને ઠારી નાખેછે. એ રીતે જેનો જઠરાગ્નિ ઠરી ગયો હોય તે માણસ પીળાશવાળો થાયછે અને તેને અજીર્ણ, લીલો, પીળો તથા દ્રવરૂપ ઝાડો નીકળેછે. એ માણસ અત્યંત ખાટા ઓડકારોથી, હૃદયના તથા ગળાના દાહથી, અરૂચિથી અને તરશથી પીડાયછે.

કોઇને શંકા થાય કે "પિત્ત કે જે અગ્નિના ગુણવાળું છે તે અગ્નિને કેમ હણેછે" તો એ શંકાનું નિવારણ કરવાને વાસ્તે કહ્યું છે કે "જેમ ઉનું જળ અગ્નિના ગુણવાળું છતાં પણ અગ્નિને ભીજવીને હણી નાખેછે તેમ પિત્ત અગ્નિના ગુણવાળું છતાં પણ જઠરાગ્નિને ભીજવીને હણી નાખેછે."

## કફથી થએલી ગ્રહણીની નિદાનપૂર્વક સંપ્રાપ્તિ તથા લક્ષણ.

**अथ श्लेष्मजायाः ग्रहण्याः निदानपूर्विकां संप्राप्तिमाह ।**

गुर्वतिस्निग्धशीतादिभोजनादतिमैथुनात् । भुक्तमात्रस्य च स्वमाद्धन्त्यग्निं कुपितः कफः ॥ तस्यान्नं पच्यते दुःखं

हृल्लासछर्द्यरोचकाः । आस्योपदेहमाधुर्यकासष्ठीवनपीनसाः ॥ हृदयं मन्यते स्तब्धमुदरं स्तिमितं गुरु । दुष्टो मधुर उद्गारः सदनं स्त्रीष्वहर्षणम् ॥ भिन्नामश्लेष्मसंश्लिष्टगुरुवर्चःप्रवर्त्तनम् । अकृशस्यापि दौर्बल्यमालस्यश्च कफात्मके ॥

भुक्तमात्रस्य च स्वमात् भुक्तेत्यत्राध्यवसितादित्वात् कर्त्रर्थे क्तः । तेन भुक्तवतः सद्यः शयनादित्यर्थः। आस्योपदेहः मुखस्य कफेन लिप्तत्वम् । स्तिमितं विबद्धं निश्चलमिति यावत् ॥ स्त्रीषु अहर्षणम् रिरंसाया अभावः । भिन्नं स्फुटितमाममपक्वं श्लेष्मसंश्लिष्टम् । तत एव गुरु वर्चः पुरीषं तस्य प्रवृत्तिः ॥

ભારે, અત્યંત સ્નિગ્ધ તથા અત્યંત શીતલ આદિ ભોજન કરવાથી, અત્યંત મૈથુન કરવાથી અને જમીને તુરત સુઇ રેહેવાથી પ્રકોપ પામેલો કફ જઠરાગ્નિને હણી નાખેછે. એ માણસને અન્ન માંડમાંડ પચેછે, મોળ આવેછે, ઉલટી થાયછે, અરૂચિ થાયછે, મોહોડું કફથી ચોપડાએલું રેહેછે, મોહોડામાં મીઠાશ રહ્યા કરેછે, ઉધરસ આવેછે, થુંકવું પડેછે, સળીખમ થાયછે, છાતી સ્તબ્ધ થએલી જણાયછે, પેટ ભારે અને સજડ રેહેછે, ઓડકાર દુષ્ટ તથા મીઠો આવેછે, ગ્લાનિ થાયછે, સ્ત્રીઓના પ્રસંગમાં કામદેવ ઉત્પન્ન થતો નથી, ઝાડો ભેદાએલો કાચો કફથી સંયુક્ત અને ભારેપણાવાળો નીકળ્યા કરેછે, શરીર કૃશ નહી છતાં પણ બલરહિતપણું થાયછે, અને આલસ્ય રહ્યા કરેછે.

## ત્રણે દોષથી થએલી ગ્રહણીનું નિદાન તથા સંપ્રાપ્તિપૂર્વક લક્ષણ.

### अथ त्रिदोषजस्य ग्रहणीरोगस्य निदानपूर्विकां संप्राप्तिमाह।

पृथग् वातादिनिर्दिष्टहेतुलिङ्गसमागमे । त्रिदोषं निर्दिशेदेवं तेषामुक्तं च लक्षणम् ॥

વાયુની ગ્રહણીમાં, પિત્તની ગ્રહણીમાં તથા કફની ગ્રહણીમાં જે નિદાનો અને જે ચિન્હો જુદાં જુદાં કહ્યાં છે તે નિદાનોનો અને તે ચિન્હોનો સમાગમ થયો જોવામાં આવે ત્યારે ગ્રહણી રોગ ત્રણે દોષથી થયો છે એમ કેહેવું. સર્વનાં નિદાનો અને ચિન્હો આગળ કેહેવાઈ ગયાંછે.

## ગ્રહણીરોગનો ભેદ સંગ્રહણી રોગ.

### अथ ग्रहणीरोगस्य भेदं संग्रहणीरोगमाह ।

द्रवं घनं मितं स्निग्धं सकटीवेदनं शकृत् । आमं बहुसुपैच्छिल्यं सशब्दं मन्दवेदनम् ॥ पक्षात् मासाद्दशाहाद् वा नित्यश्चापि विमुञ्चति । अन्त्रकूजनमालस्यं दौर्बल्यं सदनं भवेत् ॥ दिवा प्रकोपो भवति रात्रौ शान्तिं च गच्छति । दुर्विज्ञेया दुर्निवारा चिरकालानुबन्धिनी ॥ सा भवेदामवातेन संग्रहाद् ग्रहणी मता ॥

स्निग्धं स्नेहसदृशम् । दिवा प्रकोपो भवति रात्रौ शान्तिं च गच्छतीति व्याधेरेव प्रभावः ॥

પખવાડીએ, મહિને, દશ દિવસે

અથવા નિત્ય દ્રવરૂપ, ધાટો, થોડો, સ્નેહપદાર્થ જેવો, કેડની વેદનાવાળો, કાચો, બહુજ તાંતણાવાળો, અવાજવાળો અને મંદ વેદનાવાળો ઝાડો પડે, આંતરડાંઓમાં ધુધવાટી થાય, આલસ્ય રેહે, દુર્બલપણું થાય અને ગ્લાનિ થાય એ સંગ્રહણી કેહેવાયછે. આ રોગને દિવસે પ્રકોપ થાયછે અને રાતે શાંતિ થાયછે. જાણવાને અશક્ય, નિવારણ કરવાને અશક્ય અને લાંબા કાળસુધી ચાલનારી આ ગ્રહણી આમવાયુએ કરેલા સંગ્રહથી થાયછે એટલામાટે સંગ્રહણી કેહેવાયછે. દિવસે પ્રકોપ થવો અને રાતે શાંતિ થવી એ વ્યાધિનોજ પ્રભાવ છે.

## ગ્રહણીરોગનો ભેદ ઘટીયંત્ર.

## अथ घटीयन्त्राख्यं ग्रहणीरोगभेदमाह ।

प्रसुप्तिः पार्श्वयोः शूलं तथा जलघटीध्वनिः । तं वदन्ति घटीयन्त्रमसाध्यं ग्रहणीगदम् ॥

प्रसुप्तिः प्रकर्षेण शयनम् । तथा जलघटीध्वनिः । अधोमुखीकृताया जलघट्या जलनिःसरणे यथा ध्वनिः तथा मलनिर्गमसमये भवति । यदा गदोऽयं देहं व्याप्नोति तदा तस्य जीवितं गच्छति ॥

બહુજ સુઇ રેહેવાય, પડખામાં શૂળ નીકળે અને રેંટના ઘડાઓનાં મોહોડાં ઊંધાં વળે ત્યારે તેમાંથી પાણી નીકળતાં જેવો અવાજ થાયછે તેવો મળ નીકળવાના સમયમાં અવાજ થાય એ 'ઘટીયંત્ર' નામનો અસાધ્ય ગ્રહણીરોગ કેહેવામાં આવેછે. આ રોગ જ્યારે દેહમાં વ્યાપે ત્યારે પ્રાણ જતાં રેહેછે.

## સામાન્ય ગ્રહણીરોગની ચિકિત્સા.

## अथ सामान्यग्रहणीरोगस्य चिकित्सामाह ।

ग्रहणीमाश्रितं रोगमजीर्णवदुपाचरेत् । लङ्घनैर्दीपनीयैश्च सदातीसारभेषजैः ॥ दोषं सामं निरामञ्च विद्यादत्रातिसारवत् । अतीसारोक्तविधिना तस्यामञ्च विपाचयेत् । पेयादि पट्ठ लघ्वन्नं पञ्चकोलादिभिर्युतम् । दीपनानि च तक्रं च ग्रहण्यां योजयेद्भिषक् ॥ कपित्थबिल्वचाङ्गेरीतक्रदाडिमसाधिता । यवागूः पाचयत्यामं शकृत्संवर्त्तयत्यपि ॥

सम्वर्त्तयति घनीकरोति ॥

ગ્રહણીમાં રેહેલા રોગની લંઘનોથી અને અગ્નિને દીપ્ત કરનારાં અતિસારનાં ઔષધોથી અજીર્ણની પેઠે ચિકિત્સા કરવી. આ રોગમાં દોષનું સામપણું અને નિરામપણું અતિસારનીપેઠે જાણવું અને અતિસારમાં કહેલા પ્રકારથી આમનું પાચન કરવું.

વૈદ્યે ગ્રહણી રોગમાં પંચકોલ (પીપળ, પીપળીમૂળ, ચવક, ચિત્રક અને સુંઠ) આદિથી સંયુક્ત ભાતની જાડી કનેરી આદિ હલકું તથા આરોગ્ય આપનાર અન્ન, અગ્નિને દીપ્ત કરનારા પદાર્થો અને ચોથા ભાગના પાણીવાળી છાશ એઓની યોજના કરવી.

કોઠ, બીલું, ખાટી લુણી, ચોથા ભાગના પાણીવાળી છાશ અને દાડિમ એઓથી પકાવેલી યવાગૂ આમનું પાચન કરેછે અને વિષ્ઠાને ઘાટી પણ કરેછે.

## છાશ.

### ગાયના દહીના ગુણો.

**अथ तक्रम् । अत्र गोदधिगुणाः॥**

गव्यं दध्युत्तमं बल्यं पाके स्वादु रुचिप्रदम् । पवित्रं दीपनं स्निग्धं पुष्टिकृत्पवनापहम् ॥ उक्तं दध्नामशेषाणां मध्ये गव्यं गुणाधिकम् ॥

ગાયનું દહી ઉત્તમ છે, બળ આપનાર છે, પાકમાં મધુર છે, રૂચિ આપનાર છે, પવિત્ર છે, અગ્નિને દીપ્ત કરનાર છે, સ્નિગ્ધ છે, પુષ્ટિ આપનારછે અને વાયુને હણનાર છે. સઘળા દહીઓમાં ગાયનું દહી ગુણોથી અધિક કહેલુંછે.

### ભેંશના દહીના ગુણો.

**अथ महिषीदधिगुणाः ।**

माहिषं दधि सुस्निग्धं श्लेष्मलं वातपित्तनुत् । स्वादुपाकमभिष्यन्दि वृष्यं गुर्वस्रदूषणम् ॥

ભેંશનું દહી અત્યંત સ્નિગ્ધ છે, કફ કરનાર છે, વાયુને તથા પિત્તને હણનાર છે, પાકમાં મધુર છે, શરદી કરનાર છે, વીર્યને વધારનાર છે, ભારેછે અને લોહીને દૂષિત કરનાર છે.

### બકરીના દહીના ગુણો.

**अथ छागीदधिगुणाः ।**

आजं दध्युत्तमं ग्राहि लघु दोषत्रयापहम् । शस्यते श्वासकासार्शःक्षयकार्श्येषु दीपनम् ॥

उत्तमं ग्राहि ग्रहिण्यामतिश्रेष्ठमित्यर्थः॥

બકરીનું દહી ઉત્તમ છે, દસ્તને રોકનાર છે, હલકુ છે, ત્રણે દોષને મટાડનાર છે, અગ્નિને દીપ્ત કરનાર છે અને શ્વાસ, ઉધરસ, અરશ, ક્ષય તથા કૃશપણું એઓ ઉપર સારૂં છે.

બકરીનું દહી ઉત્તમ છે અને દસ્તને રોકનાર છે એટલામાટે ગ્રહણી ઉપર અતિશ્રેષ્ઠ છે એમ સમજવું.

### છાશના ભેદ.

**अथ तक्रस्य भेदाः ।**

तक्रन्तु घोलं मथितोदश्वित्तक्रमभेदतः । सुश्रुताद्यैर्मुनिश्रेष्ठैश्चतुर्द्धा परिकीर्त्तितम् ॥ ससरं निर्जलं घोलं मथितन्त्वसरोदकम् । तक्रं पादजलं प्रोक्तमुदश्विचार्धवारिकम्॥ वातपित्तहरं घोलं मथितं कफपित्तनुत् । उदश्वित् कफदं बल्यं श्रमघ्नं परमं मतम् ॥

સુશ્રુત આદિ મહામુનિઓએ ઘોલ, મથિત, ઉદશ્વિત્ અને તક્ર એ રીતે છાશના ચાર ભેદ કહેલા છે.

પાણી નહી નાખતાં ઉપરના ચીકાશવાળા ભાગ સહિત વલોવેલું દહી ઘોળ કેહેવાયછે. ઉપરનો ચીકાશવાળો ભાગ કાહાડી નાખી પાણી નાખ્યા વગરજ વલોવેલું દહી **મથિત** કેહેવાયછે. અરધું પાણી નાખીને વલોવેલું દહી **ઉદશ્વિત** કેહેવાયછે અને ચોથા ભાગનું પાણી નાખીને વલોવેલું દહી **તક્ર** કેહેવાયછે.

ઘોલ વાયુને તથા પિત્તને હરનાર છે, મથિત કફને તથા પિત્તને હરનાર છે અને ઉદશ્વિત્ કફ કરનાર છે, બળ આપનાર છે અને શ્રમને મટાડવામાં અત્યંત ઉત્તમ માનેલું છે.

## તક્રના ગુણો.

### अथ तक्रस्य गुणाः ।

तक्रं ग्राहि कषायाम्लं मधुरं दीपनं लघु । वीर्योष्णं बलदं वृष्यं प्रीणनं वातनाशनम् ॥ यान्युक्तानि दधीन्यष्टौ तद्गुणं तक्रमादिशेत् । ग्रहण्यादिमतां तक्रं पथ्यं संग्राहि लाघवात् ॥ वातघ्नमम्लसान्द्रत्वात् सद्यस्कन्त्वविदाहि च । किंच स्वादुविपाकश्च अन्ते पित्तप्रकोपणम् ॥ कषायोष्णविकासित्वाद्रौक्ष्याच्चैव कफे हितम् ॥

તક્ર (ચોથા ભાગના પાણીવાળી છાશ) દસ્તને રોકનાર છે, તુરાશ, ખટાશ, તથા મીઠાશવાળી છે, અગ્નિને દીપ્ત કરનાર છે, હલકી છે, ઉષ્ણવીર્ય છે, બળ આપનાર છે, મૈથુન શક્તિને વધારનાર છે, તૃપ્તિ આપનાર છે, અને વાયુનો નાશ કરનાર છે. આઠ પ્રકારનાં જે દહીંઓ કહેલાં છે તે દહીંઓની છાશમાં તે દહીંઓના જેવાજ ગુણોછે એમ સમજવું. તક્ર ગ્રહણી આદિ રોગોવાળાઓને પથ્ય છે, હલકી હોવાથી દસ્તને રોકનાર છે, ખાટી તથા ઘાટી હોવાથી વાયુને હણનાર છે, તાજી હોય તો દાહ કરનાર પણ નથી, પાકમાં મધુર છે, અંતે પિત્તને પ્રકુપિત કરનાર છે અને તુરી હોવાથી, ઉષ્ણ હોવાથી, સાંધાઓને શિથિલ કરનાર હોવાથી તથા રૂક્ષ હોવાથી કફને પણ મટાડનાર છે.

## જેમાંથી ઘી સઘળૂં કાહાડી લીધું હોય, થોડું કાહાડી લીધું હોય અને બિલકુલ કાહાડી લીધું ન હોય એવી છાશોના ગુણો.

### अथोद्धृतस्नेहस्य स्तोकोद्धृतस्नेहस्यानुद्धृतस्नेहस्य च तक्रस्य गुणाः ।

समुद्धृतघृतं तक्रं पथ्यं लघु विशेषतः । स्तोकोद्धृतघृतं तस्माद् गुरु वृष्यं कफावहम् ॥ अनुद्धृतघृतं सान्द्रं गुरु पुष्टिबलप्रदम् ॥

જેમાંથી સઘળું ઘી કાહાડી લીધું હોય તે છાશ પથ્ય છે અને વિશેષે કરી હલકી છે. જેમાંથી થોડુંક ઘી કાહાડી લીધું હોય તે છાશ ઉપરની છાશ કરતાં ભારેછે, મૈથુન શક્તિને વધારનાર છે અને કફ કરનાર છે. જેમાંથી ઘી બિલકુલ કાહાડી લીધું ન હોય તે છાશ ઘાટી છે, ભારે છે અને પુષ્ટિને તથા બળને આપનાર છે.

## તે તે દોષ તથા તે તે વ્યાધિ ઉપર તક્ર નામની છાશનો ઉપયોગ કરવાના વિધિઓ.

### अथ दोषविशेषे तक्रविशेषाः ।

वातेऽम्लं सैन्धवोपेतं पित्ते स्वाद्वम्लशर्करम् । पिबेत्तक्रं कफे चापि क्षारत्रिकटुसंयुतम् । हिङ्गुजीरयुतं घोलं सैन्धवेनावधूलितम् । ग्रहण्यर्शोऽतिसारघ्नं भवेद्वातहरं परम् ॥ रोचनं पुष्टिदं बल्यं वस्तिशूलविनाशनम् ॥

વાયુ ઉપર ખાટી તથા જેમાં સૈંધવ નાખેલું હોય એવી છાશ ઉત્તમ છે. પિત્ત ઉપર ખટમધુરી તથા સાકરવાળી છાશ ઉત્તમ છે. કફ ઉપર ક્ષારવાળી તથા સુંઠ મરી પીપળવાળી છાશ પીવી એ ઉત્તમ છે. હીંગથી તથા જીરાંથી સં-

યુક્ત અને જેમાં સૈંધવનો ભુકો ભભરાવ્યો હોય એવી ઘોળ નામની છાશ ગ્રહણીને અરશને તથા અતીસારને હણેછે, વાયુને હરવામાં ઉત્તમ છે, રૂચિ ઉપજાવનાર છે, પુષ્ટિ આપનારછે, બળનેવાસ્તે સારી છે અને મૂત્રાશયના શૂળને મટાડનાર છે.

## કાચી તથા પાકી છાશના ગુણે.

### अथामपक्वतक्रगुणाः ।

तक्रमामं कफं कोष्ठे हन्ति कण्ठे करोति च । पीनसश्वासकासादौ पक्वमेव विशिष्यते ॥

કાચી છાશ કોઠાના કફને તોડે છે, અને કંઠમાં કફ કરેછે. સળીખમ, શ્વાસ અને ઊધરસ આદિ દરદોમાં પાકી છાશનો ઉપયોગજ કરવો ઉત્તમ છે.

## છાશનો નિષેધ.

### अथ तक्रस्य निषेधः ।

नैव तक्रं क्षते दद्यान्नोष्णकाले न दुर्बले । न मूर्च्छाभ्रमदाहेषु न रोगे रक्तपैत्तिके ॥

ઊનાળામાં છાશ દેવીજ નહિ તેમજ ક્ષતવાળાને, દુબળાને, મૂર્છાવાળાને, ભ્રમવાળાને, દાહવાળાને અને રક્તપિત્તના રોગવાળાને પણ છાશ દેવીજ નહિ.

## છાશના ગુણોનો ઉત્કર્ષ.

### अथ तक्रस्य गुणोत्कर्षः ।

न तक्रसेवी व्यथते कदाचिन्न तक्रदग्धाः प्रभवन्ति रोगाः । यथा सुराणाममृतं सुखाय तथा नराणां भुवि तक्रमाहुः ॥

તક્ર નામની છાશનું સેવન કરનાર માણસ કદીપણ વ્યથા પામતો નથી અને તે છાશથી બળી ગએલા રોગો કદી પણ પાછા ઉત્પન્ન થતા નથી. જેમ અમૃત દેવતાઓને સુખ આપનાર છે તેમ છાશ પૃથ્વીમાં મનુષ્યોને સુખ આપનારછે એમ કેહેવાયછે.

## ષડ્યુષણ.

मुद्गयूषं रसं तक्रं धान्यजीरकसंयुतम् । सैन्धवेनान्वितं दद्यात् षड्यूषणमितीरितम् ॥

रसं लघुग्राहि मांसरसम् । इति षड्यूषणः ॥

મગનો યુષ, હલકો તથા દસ્તને રોકનારા માંસનો રસો, અને ધાણા, જીરૂં તથા સૈંધવ એઓથી સંયુક્ત તક્ર નામની છાશ એ ષડ્યુષણ કેહેવાયછે. આ ષડ્યુષણ ગ્રહણીના રોગવાળાને દેવું.

## લાઈચૂર્ણ.

कर्षं गन्धकमर्द्धपारदमुभे कुर्याच्छुभां कज्जलीं द्व्यक्षन्त्र्यूषणतश्च पञ्च लवणं सार्द्धञ्च कर्षं पृथक् । भृष्टं हिंगु च जीरकद्वययुतं सर्वार्द्धभङ्गान्वितं खादेत् टङ्कमितं मट्टत्तिगदवांस्तक्रेण विल्वेन वा ॥ इति लाइचूर्णम् ॥

ઝાડાના દરદવાળાએ એક તોલાં ગંધકની અને અરધા તોલાં પારાની સુંદર કજલી કરવી. એ કજલીમાં ત્રણ તોલાં ત્ર્યુષણ, (સુંઠ મરી પીપળ) દોઢ તોલાં ભાર પંચ લવણ (લૂણ, ટંકણખાર, સૈંધવ, બિડલૂણ, સંચળ) શેકેલી હીંગ, બે જાતનાં જીરાં ને એ સધળાના તોલથી અર્દ્ધભાગ નાખીને છાશથી અથવા

બીલાંના ગર્ભથી એ ચૂર્ણ ચોવીશ ચ-ણોઠીભાર ખાવું.

## જાતિ ફલાદિ ચૂર્ણ.

जातीफललवङ्गैलापत्रत्वङ्नागकेशरैः। कर्पूरचन्दनतिलत्वक्क्षीरीतगरामलैः॥ तालीसपिप्पलीपथ्यास्थूलजीरकचित्रकैः। शुण्ठीविडङ्गमरिचैः समभागं विचूर्णितैः॥ यावन्त्येतानि सर्वाणि दद्याद्भङ्गाश्च तावतीम्। सर्वचूर्णसमं कृत्वा प्रदेया शुभ्रशर्करा॥ कर्षमात्रमिदं खादेन्मधुना प्लावितं जनः। नाशयेद्ग्रहणीं कासं क्षयं श्वासमरोचकम्॥ इति जातीफलादि चूर्णम्॥

જાયફલ, લવીંગ, એળચી, તમાલપત્ર, તજ, નાગકેસર, ભીમસેની બરાસ, ચંદન, તલ, વંશલોચન, તગર, આમળાં, તાલીસપત્ર, પીપળ, હરડે, કલૌંજી જીરૂં, ચિત્રક, સુંઠ, વાવડીંગ અને મરી એઓને સમભાગે લઈ તેઓમાં એ સર્વના જેટલા તોલની ભાંગ નાખવી. પછી તેમાં ભાંગસહિત એ સઘળાં ચૂર્ણ જેટલી ખડીસાકર નાખી તેમાંથી એક તોલાંભાર ચૂર્ણ લઈ મધમાં કાલવીને ખાવામાં આવે તો તેથી ગ્રહણી, ઉધરસ, ક્ષય, શ્વાસ અને અરૂચિ એઓનો નાશ થાયછે.

## ચિત્રકાદિવટિકા.

चित्रकं पिप्पलीमूलं क्षारो लवणपञ्चकम्। व्योषं हिंग्वजमोदां च चव्यञ्चैकत्र चूर्णयेत्॥ वटिका मातुलुङ्गस्य रसैर्वा दाडिमस्य च। कृता विपाचयसामन्दीपयत्याशु चानलम्॥ अजमोदा यवानिका।

ચિત્રક, પીપળીમૂલ, જવખાર, પંચ લવણ, વ્યોષ, (સુંઠ મરી પીપળ) હીંગ, યવાન અને ચવક એઓનું એકઠું ચૂર્ણ કરી બીજોરાના અથવા દાડિમના રસથી ગોળીઓ કરવી. આ ગોળી આમનું પાચન કરેછે અને અગ્નિને તુરત દીપ્ત કરેછે.

## બિલ્વ કલ્ક.

## चित्रकादिवटिका।

श्रीफलशलाटुमज्जानागरचूर्णेन मिश्रितः सगुडः। ग्रहणीगदमत्युग्रं तक्रभुजा शीलितो जयति॥

श्रीफल शलाटुबिल्वस्यामं फलम्। गुडभागद्वयम्। इति बिल्वकल्क.॥

બીલીના કાચા ફળના ગર્ભમાં સુંઠનું ચૂર્ણ મિશ્રિત કરી તેમાં ગોળ નાખીને તેનું સેવન કરવામાં આવે અને છાશથી ભોજન કરવાનો અભ્યાસ રાખવામાં આવે તો અત્યંત ઉગ્ર ગ્રહણી પણ જીતાઇ જાયછે.

## વાર્ત્તાકુ ગુટિકા.

चतुःपलं सुधाकाण्डं त्रिफला लवणत्रयम्। वार्त्ताकोः कुडवश्चार्कमूलाद्विलवं तथानलात्। दग्ध्वा द्रवेण वार्त्ताकोर्गुटिका भोजनान्तरे। भुक्ताभुक्तं पचत्याशु नाशयेद् ग्रहणीगदम्॥ कासं श्वासं तथार्शांसि विषूचीश्च हृदामयम्।

इति वार्त्ताकुगुटिका॥

સોળ તોલાં ભાર થેરનાં ડીંડલાં ત્રિફલા, (હરડાં બેહેડાં આમળાં) ત્રણ લવણ, (સિંધવ બીડલૂણ સંચળ) સોળ

તોલાં ભાર રીંગણી, ચાર તોલાં ભાર બીલાનો ગર્ભ અને ચાર તોલાં ભાર ચિત્રક એઓને બાળી રીંગણીના રસથી ગોળીઓ બનાવવી. આ ગોળી ભોજનના મધ્યમાં ખાવામાં આવે તો તેથી ભોજન તુરત પચી જાયછે, ગ્રહણીના રોગનો નાશ થાયછે અને ઉધરસ, શ્વાસ, અરશ, કૉલેરા તથા છાતીનાં દરદ એઓ પણ મટેછે.

### મુસ્તકાદિ ચૂર્ણ.

मुस्तकातिविषाविल्वकौटजं सूक्ष्मचूर्णितम् । मधुना च समालीढं ग्रहणीं सर्वजां जयेत् ॥

कौटज इन्द्रयवः । इति मुस्तकादिचूर्णम् ।

મોથ, અતવસ, બીલું અને ઇંદ્રજવ એઓનું ઝીણું ચૂર્ણ કરી મધથી ચાટવામાં આવે તો તેથી સઘળા દોષની ગ્રહણી જીતાયછે.

### સર્જરસ ચૂર્ણ.

श्वेतो वा यदिवा रक्तः सुपक्को ग्रहणीगदः । गुडेनाधिकसर्जेन भक्षितेनाशु नश्यति ॥

इति सर्जरसचूर्णम् ।

ગોળમાં ગોળથી વધારે રાળ નાખીને ભક્ષણ કરવામાં આવેતો તેથી ધોળો અથવા રાતો સારી પેઠે પાકેલો ગ્રહણીનો રોગ તુરત નષ્ટ થાયછે.

### બકરીનું દુધ.

विल्वाब्दशक्रयववालकमोचसिद्धमाजं पयः पिबति यो दिवसत्रयं ना । सोऽतिमप्रवृद्धचिरज ग्रहणीविकारं सामं सशोणितमसाध्यमपि क्षिणोति ॥

બીલાંનો ગર્ભ, મોથ, ઇંદ્રજવ, વાળો અને મોચરસ એઓ નાખીને પકાવેલું બકરીનું દુધ ત્રણ દિવસ સુધી પીવામાં આવેતો તેથી ગ્રહણીનો વિકાર અત્યંત વધેલો, લાંબા કાળથી થએલો, આમવાળો, લોહીવાળો તથા અસાધ્ય હોય તોપણ મટી જાયછે.

### કલ્યાણ ગુડ.

प्रस्थत्रयं त्वामलकीरसस्य शुद्धस्य दत्त्वार्द्धतुलां गुडस्य । चूर्णीकृतैर्ग्रन्थिकजीरचव्यव्योपैः स कृष्णाहपुषाजमोदैः ॥ विडङ्गसिन्धुत्रिफलायवानीपाठाग्निधान्यैश्च पलप्रमाणैः । दत्त्वा त्रिवृच्चूर्णपलानि चाष्टावष्टौ च तैलस्य पचेद् यथावत् ॥ तं भक्षयेदक्षपलप्रमाणं यथेष्टचेष्टस्त्रिसुगन्धियुक्तम् । अनेन सर्वे ग्रहणीविकाराः सश्वासकासास्वरभेदशोथाः ॥ शाम्यन्ति चायं चिरमन्तरग्नेर्हतस्य पुंस्त्वस्य च वृद्धिहेतुः । स्त्रीणान्तु वन्ध्यामयनाशनः स्यात्कल्याणको नाम गुडः प्रसिद्धः ॥ तैले मनाग् त्रिवृद् भृष्टा त्रिफलायाः पलत्रयम् । सिद्धे निधेयामत्रैव गुडे कल्याणपूर्वके ॥ इति कल्याणगुडः ॥

એકસો બાણું રૂપિઆ ભાર આમળાના રસને અને બસો રૂપીઆ ભાર ગોળને મિશ્રિત કરવાં. પછી પીપળીમૂળ, જીરૂં, ચવક, વ્યોષ, (સુંઠ, મરી, પીપળ) શાહાજીરૂં, પલાશી, અજમોદ, વાવડીંગ, સૈંધવ, ત્રિફલા, (હરડાં, બેહેડાં, આમળાં) ચવાન, કાળીપાડ, ચિત્રક અને ધાણા એઓનું ચાર ચાર રૂપિઆ ભાર ચૂર્ણ તથા બત્રીશ રૂપિઆ

ભાર નસોતરનું ચૂર્ણ અને બત્રીશ રૂપીઆ ભાર તેલ એઓને તે ગોળમાં નાખી સંપૂર્ણ રીતે તે ગોળને પકાવવો. પછી તેમાંથી એક રૂપીઆ ભાર અથવા ચાર રૂપીઆ ભાર ગોળ લઇ તેમાં તજ, તમાલપત્ર તથા એળચી નાખીને તે ગોળનું ભક્ષણ કરવું. આમ કરવાથી ગ્રહણીના સઘળા વિકારો, શ્વાસ, ઉધરસ, સ્વરભેદ તથા સોજા એઓ શાંત થાયછે. ઘણા દિવસથી જઠરાગ્નિ હણાઈ ગયો હોય તથા પુરૂષપણું હણાઇ ગયું હોય તોપણ આ ગોળથી જઠરાગ્નિની તથા પુરૂષપણાની પાછી વૃદ્ધિ થાયછે. આ 'કલ્યાણ' એ નામથી પ્રસિદ્ધિ પામેલો ગોળ સ્ત્રીઓના વાંઝણીપણાના દરદનો પણ નાશ કરેછે. આમાં વિહારાદિકની પહરેજી રાખવાની જરૂર નથી.

સિદ્ધ થએલા આ કલ્યાણ ગુડમાં તેલની અંદર જરાક શેકેલી નસોતર તથા હરડાં, બેહેડાં અને આમળાં નાખવાં જોઇએ.

### મહાકલ્યાણક ગુડ.

पिप्पली पिप्पलीमूलं चित्रकं गजपिप्पली । धान्यकश्च विडङ्गानि यवानी मरिचानि च ॥ त्रिफला चाजमोदा च नीलिनी जीरकस्तथा । सैन्धवं रोमकश्चापि सामुद्रं रुचकं विडम् ॥ आरग्वधश्च त्वक् पत्रं सूक्ष्मैलाचोपकुञ्चिका । शुण्ठी शक्रयवाश्चैव प्रत्येकं कर्षसंमिताः ॥ मृद्वीकाया पलान्यत्र चत्वारि कथितानि हि । त्रिवृतायाः पलान्यष्टौ गुडस्यार्द्धतुलां तथा ॥ तिलतैलपलान्यष्टावामलक्या रससय तु । प्रस्थत्रयमिदं सर्वं शनैर्मृद्वग्निना पचेत् ॥ औदुंबरं चामलकं वदरञ्च यथावलम् । तावन्मात्रमिदं खादेद् भक्षयेद्वा यथानलम् । निखिलान् ग्रहणीरोगान् प्रमेहांश्चैव विंशतिम् । उरोघातं प्रतिश्यायं दौर्बल्यं वह्निसङ्क्षयम् ॥ ज्वरानपि हरेत् सर्वान् कुर्यात् कान्ति मतिं वलम् । पाण्डुरोगान् जवाद्धन्ति रक्तपित्तञ्च विड्ग्रहम् ॥ धातुक्षीणो वयःक्षीणः स्त्रीषु क्षीणः क्षयी च यः । तेभ्यो हितश्च वन्ध्यायै महाकल्याणको गुडः ॥

इति महाकल्याणकगुडः ॥ 25222

પીપળ, પીપળીમૂળ, ચિત્રક, ગજપીપળ, ધાણા, વાવડીંગ, યવાન, મરી, ત્રિફલા, અજમોદ, ગળી, જીરૂં, સૈંધવ, વડાગરૂં મીઠું, દરીયાઇ મીઠું, સંચલ, બીડલૂણ, ગરમાળો, તજ, તમાલપત્ર, ઝીણી એળચી, કલૌંજી જીરૂં, સુંઠ અને ઇદ્રજવ એ પ્રત્યેક પદાર્થોને એક એક તોલાં ભાર લેવા. ધ્રાખ સોળ તોલાં ભાર લેવી. નસોતર બત્રીશ તોલાં ભાર લેવી. ગોળ બસો તોલાં ભાર લેવો. તલનું તેલ બત્રીશ તોલાં ભાર લેવું અને આમળીનો રસ એકસો બાણુ તોલાં ભાર લેવો. આ સઘળા પદાર્થોને મિશ્રિત કરી ધીરે ધીરે મંદ અગ્નિથી પકાવવા એટલે 'મહાકલ્યાણક' નામનો ગોળ સિદ્ધ થાયછે. આ ગોળમાંથી પોતાના બળને અનુસરીને ઉંબરાના ફળ જેટલો, આમળાં જેટલો અથવા બોર જેટલો ખાવો અથવા પોતાના જઠરાગ્નિને અનુસરીને ખાવો. આ ગોળ છાતીના ઘાતને, સ-

॥ श्रीगणेशायनमः ॥

# ॥ अथ भावप्रकाशस्य मध्यखंडः ॥

## द्वितीयो भागः ।

### અરશનો અધિકાર.

### अथार्शोऽधिकारः ।

### અરશનાં પાસેનાં નિદાનો અને સંખ્યા.

### तत्रार्शसः सन्निकृष्टानि निदानान्याह ।

पृथग्दोषैः समस्तैश्च शोणितात्सहजानि च । अर्शांसि षट्प्रकाराणि विद्याद् गुदवलित्रये ॥

केचित् रुधिरस्यापि दोषत्वं मन्यन्ते तन्मतमाश्रित्याह शोणितादिति । सहजानि शरीरे सहजातानि । सख्या चाह । षट्प्रकाराणीति । गुदवलित्रये सार्द्धं चतुरङ्गुलं गुदस्य मानम् ॥ तस्यावयवभूतास्तिस्रो वलय. । शखावर्तनिभा. उपर्युपरि सन्ति । तासा नाम प्रवाहणी विसर्जनी सम्वरणी चेति । तत्र गुदोष्ठोऽर्धाङ्गुलमानस्तदूर्ध्वमङ्गुलमाना प्रथमा वलिः । सार्द्धकाङ्गुलमाना द्वितीया । तृतीया च तावती ॥ उक्तञ्च ॥

अर्द्धाङ्गुलप्रमाणेन गुदौष्ठं परिचक्षते । गुदौष्ठादङ्गुलश्चैकं प्रथमान्तु वलि विदुः ॥ सार्द्धकाङ्गुलमानेन पृथगन्ये प्रकीर्त्तिते ॥

ગુદાની ત્રણ વળીઓમાં વાયુથી, પિત્તથી, કફથી, ત્રણે દોષથી, રૂધિરથી અને સ્વાભાવિક એ રીતે છ પ્રકારના અરશ થાયછે.

કેટલાએક આચાર્યો રૂધિરને પણ દોષ માનેછે તેઓના મતને લઇને 'રૂધિરથી પણ થાયછે' એમ કહ્યુંછે. સ્વાભાવિક એટલે શરીરની સાથેજ થએલા સમજવા. છ પ્રકારના અરશ થાયછે એ સખ્યા કહી સમજવી. ગુદાનું પ્રમાણ સાડાચાર આંગળનું છે. એ ગુદાના અવયવોરૂપ અને શંખના આવર્ત્ત જેવી ત્રણ વળીઓ એક એકની ઉપર છે. તેઓમાં પેહેલી વળીનું પ્રવાહણી, બીજી વળીનું વિસર્જની અને ત્રીજી વળીનું સંવરણી નામ છે. ગુદાનો હોઠ કે જે અરધા અગુલનો છે તેની ઉપર એક આંગળના પ્રમાણની પેહેલી વળી છે, દોઢ આંગળના પ્રમાણની બીજી વળી છે અને ત્રીજી પણ તેવડીજ છે.

કહ્યું છે કે "ગુદાનો હોઠ અરધા અગુલનો છે, એ હોઠની ઉપર એક આં-

ગળની પેહેલી વળી છે, તેની ઉપર ડોઢ આંગળની બીજી વળી છે અને તેની ઉપર ડોઢ આંગળની ત્રીજી વળી છે."

## વાયુ સંબંધી અરશનાં દૂરનાં નિદાનો.

## अथ वातार्शसो विप्रकृष्टं निदानमाह ।

कषायकटुतिक्तानि रूक्षशीतलघूनि च । प्रमिताल्पाशनं तीक्ष्णं मद्यं मैथुनसेवनम् । लङ्घनं देशकालौ च शीतौ व्यायामकर्म च । शोको वातातपस्पर्शो हेतुर्वातार्शसां मतः ॥

अल्पशनमपरिमितं तीक्ष्णमिति मद्यविशेषणम् । पिष्टादिमृदुमद्यस्य वातशमकत्वात् । आतपस्तूष्णवीर्योद्भूतरौक्ष्याद्वातप्रकोपे हेतुः । वातार्शसाम् । नन्वर्शांसि सर्वाणि त्रिदोषजानि यत आह ॥

पञ्चात्मा मारुतः पित्तं कफो गुदवलित्रये । सर्व एव प्रकुप्यन्ति गुदजानां समुद्भवे ॥

तथा कथं वातार्शसामिति । उच्यते । तत्तदाधिक्याद्व्यपदेशभेद इति न दोषः । अत एवाग्रे वक्ष्यते वातोल्वणानामिति । तथा च चरकः ॥

अर्शांसि नाम जायन्ते नासन्निपतितैस्त्रिभिः । दोषैर्दोषविशेषात्तु विशेषः कथ्यतेऽर्शसामिति ॥

તુરાં, તીખાં, કડવાં, રૂક્ષ, શીતલ અને હલકાં ભોજનોથી, બહુજ થોડું જમવાથી, ઝાઝું જમવાથી, તીક્ષ્ણ મદ્ય પીવાથી, મૈથુનના અતિસેવનથી, લાંઘણ કરવાથી, શીત દેશ કાળથી, કસરત કરવાથી, શોક કરવાથી, બહુ વાયુના સ્પર્શથી અને તડકાના સ્પર્શથી વાયુસંબંધી અરશ થાયછે.

લોટ આદિથી બનાવેલું કોમળ મદ્ય તો વાયુને શાંત કરનાર છે એટલામાટે 'તીક્ષ્ણ મદ્ય પીવાથી થાયછે' એમ કહ્યું છે. તડકો તો ઉષ્ણવીર્યથી ઉત્પન્ન થએલા રૂક્ષપણાને લીધે વાયુસંબંધી અરશોનું નિદાન થાયછે.

શંકા—'ગુદાની ત્રણ વળીઓમાં પાંચે પ્રકારનો પવન, પિત્ત અને કફ એ ત્રણે પ્રકુપિત થવાથી અરશ ઉત્પન્ન થાયછે' એમ પ્રાચીન ગ્રંથનું વચન છે માટે સઘળા પ્રકારના અરશો ત્રણે દોષથી થાયછે એમ સિદ્ધ થાયછે તો તે છતાં 'વાયુસંબંધી અરશ, પિત્ત સંબંધી અરશ અને કફ સંબંધી અરશ નોખ નોખા કેમ કહ્યા?'

સમાધાન—જો કે અરશ ત્રણે દોષોના પ્રકોપથી થાયછે તોપણ જે અરશમાં જે દોષની અધિકતા હોય તે અરશને તે દોષ સંબંધી ગણવામાં આવેછે. એટલામાટેજ આગળ જતાં વાયુસંબંધી અરશને 'વાતોલ્વણ' કેહેવામાં આવશે. ચરકે પણ કહ્યું છે કે "જો કે અરશો ત્રણે દોષના સન્નિપાતથી થાયછે તોપણ તેમાં દોષના આધિક્ય ઉપરથી અરશોનાં નામ પાડવામાં આવ્યાં છે."

## પિત્તસંબંધી અરશનાં દૂરનાં નિદાનો.

## तथा पित्तार्शसां विप्रकृष्टं निदानमाह ।

कट्वम्ललवणोष्णानि व्यायामाग्न्या-

तपप्रभा । देशकालावशिशिरौ क्रोधो मद्यमसूयनम् ॥ विदाहि तीक्ष्णमुष्णञ्च सर्वं पानान्नभोजनम् । पित्तोल्बणानां विज्ञेयः प्रकोपे हेतुरर्शसाम् ॥

उष्णद्रव्यस्य स्पर्शनादि बोद्धव्यम् । उष्णपानभोजनस्याग्रे वक्ष्यमाणत्वात् ॥ अग्न्यातपप्रभा अग्न्यातपयोः प्रभा तेजः अशिशिरो देशो मरुः शरद् ग्रीष्मश्च कालः क्रोधः कोपः असूयनं परसम्पत्तौ द्वेषः प्रकोपे उत्पत्तौ ॥

તીખાં, ખાટાં તથા ખારાં ભોજનોથી ઊના પદાર્થોના સ્પર્શથી, કસરત કરવાથી, અગ્નિના તાપથી, સૂર્યના તાપથી, ઉષ્ણદેશથી, ઉષ્ણકાળથી, ક્રોધથી, મદ્યથી, પરાઇ સંપત્તિની ઇર્ષ્યા કરવાથી, અને સઘળા પ્રકારનાં બળતરા ઉપજાવનારાં તીક્ષ્ણ તથા ઉષ્ણ અન્નપાનોથી પિત્તોલ્વણ અરશોની ઉત્પત્તિ થાયછે.

મરૂદેશને (નિર્જલદેશને) ઉષ્ણદેશ સમજવો અને શરદ્ તથા ગ્રીષ્મ એ બે ઋતુઓને ઉષ્ણકાળ સમજવો.

### કફસંબંધી અરશનાં દૂરનાં નિદાનો.

### अथ कफार्शसां विप्रकृष्टं निदानमाह ।

मधुरस्निग्धशीतानि लवणाम्लगुरूणि च । अव्यायामदिवास्वप्नशय्यासनसुखे रतिः ॥ प्राग्वातसेवाशीतौ च देशकालावचिन्तनम् । श्लैष्मिकानां समुद्दिष्टमेतत् कारणमर्शसाम् ॥

મધુર, સ્નિગ્ધ, શીતલ, ખારાં, ખાટાં તથા ભારે ભોજનોથી, કસરત નહી કરવાથી, દિવસે સુવાથી, સુઇ રેહવાના તથા બેસી રેહેવાના સુખમાંજ રૂચિ રાખવાથી, પૂર્વદિશાના પવનનું સેવન કરવાથી, શીત દેશથી, શીતકાળથી, અને ચિંતા નહી રાખવાથી કફ સંબંધી અરશોની ઉત્પત્તિ થાયછે.

### ત્રણે દોષસંબંધી અરશોનાં દૂરનાં નિદાનો.

### अथ त्रिदोषार्शसां विप्रकृष्टं निदानमाह ।

सर्वो हेतुस्त्रिदोषाणां सहजैर्लक्षणं समम् ॥

जनकत्वेन त्रयो दोषाः येषां तानि त्रिदोषजानि । अर्शसां सर्वो हेतुः पृथग्वातपित्तकफार्शोहेतुः ॥ त्रिदोषार्शोलक्षणं श्वासरुजाविवन्धैः सहजार्शोभिः समम् । ननु त्रिदोषाणामिति विशेषणं व्यर्थम् । यतः सर्व एव व्याधयस्त्रिदोषजाः। उक्तञ्च ॥

द्रव्यमेकरसं नास्ति न रोगोऽप्येकदोषजः । एकस्तु कुपितो दोष इतरानपि कोपयेत् ॥

इति युक्तिमप्याह, सकारणाद् वृद्धो वायुः शैत्यात् कफं द्रवत्वात् पित्तं वर्द्धयत इति ॥ उच्यते । यत्र स्वस्वकारणात् त्रयो दोषाः कुप्यन्ति तत्र त्रिदोषजव्यपदेश इति न दोषः ॥

વાયુ સંબંધી, પિત્તસંબંધી અને કફ સંબંધી અરશોનાં જે જે જુદાં જુદાં નિદાનો કહ્યાં તે સઘળાં નિદાનોથી ત્રણે

દોષસંબંધી અરશો થાયછે અને તેઓનું લક્ષણ. સ્વભાવિક અરશોના જેવું હોયછે એટલે તેઓમાં શ્વાસ, વ્યથા તથા મળબંધ થાયછે.

શંકા.—અરશોને 'ત્રણે દોષસંબંધી' એ વિશેષણ આપ્યુંછે તે વ્યર્થછે. કારણ કે સઘળા વ્યાધિઓ ત્રણે દોષોથી થાયછે. કહ્યુંછે કે 'જેમ કોઇ દ્રવ્ય એક રસવાળું નથી તેમ કોઈ રોગ એક દોષથી થતો નથી. કારણ કે પ્રકોપ પામેલો એક દોષ બીજા દોષોને પણ પ્રકુપિત કરેછે.' આ વિષયમાં યુક્તિ પણ કહી છે કે "પોતાના કારણથી વૃદ્ધિ પામેલો વાયુ શીતપણાથી કફને અને દ્રવપણાથી પિત્તને વધારેછે." તો આ યુક્તિ પ્રમાણે પ્રકોપ પામેલા એક દોષથી બીજા દોષોનો પ્રકોપ થવો સંભવેછે.

સમાધાન.—જે રોગમાં ત્રણે દોષો એક બીજાથી નહી પણ પોતપોતાનાં કારણોથી પ્રકોપ પામ્યા હોય તે રોગનેજ ત્રણે દોષથી થએલો કહેવામાં આવેછે.

### અરશનું પૂર્વરૂપ.

### अथार्शसः पूर्वरूपमाह ।

विष्टम्भोऽन्नस्य दौर्बल्यं कुक्षेराटोप एव च । कार्श्यमुद्गारबाहुल्यं सक्थिसादोऽल्पविट्कता ॥ ग्रहणीदोषपार्श्वार्त्तिः मशङ्का चोदरस्य च । पूर्वरूपं विनिर्दिष्टमर्शसामभिवृद्धये ॥

પેટમાંથી અન્નનું વિષ્ટારૂપ થઇને નહી નીકળવું, દુર્બલપણું, પેટનું ચડવું, કૃશપણું, ઓડકારનું ઝાઝાપણું, સાથળમાં પીડા, વિષ્ટાનું ઓછાપણું, ગ્રહણીનો વિકાર, પડખામાં વ્યથા અને ઊદરના રોગોની શંકા એટલાં અરશનાં પૂર્વરૂપ છે.

### અરશોનું સંપ્રાપ્તિપૂર્વક લક્ષણ.

### अथार्शसां संप्राप्तिपूर्वकं सामान्यलक्षणमाह ।

दोषास्त्वङ्मांसमेदांसि संदूष्य विविधाकृतीन् । मांसाङ्कुरानपानादौ कुर्वन्त्यर्शांसि तान् जगुः ॥

त्वङ्मांसपदेन त्वङ्मांसमाश्रितं रक्तमपि गृह्यते । किञ्चित् साधारणरक्तस्रावणोपदेशात् । आदिशब्देन नासानेत्रनाभिमेढ्रादिष्वपि कुर्वन्ति ॥

દોષો ત્વચાને, માંસને, અને મેદને દૂષિત કરી ગુદા, નાસિકા, નેત્ર, નાભિ અને લિંગ ઇત્યાદિ સ્થલોમાં માંસના જે અંકુરોને ઊત્પન્ન કરેછે તે અંકુરો અરશ કેહેવાયછે.

'ત્વચાને તથા માંસને' એ પદોથી ત્વચામાં તથા માંસમાં રહેલા લોહીનું પણ ગ્રહણ થાયછે એટલે દોષો લોહીને પણ દૂષિત કરીને અરશોને ઉત્પન્ન કરેછે એ સમજી લેવું. કારણ કે અરશના દરદમાં કાંઇક સાધારણ રીતે લોહી સ્રવાવવાનું પણ કહેલુંછે.

### વાયુસંબંધી અરશોનું લક્ષણ.

### वातार्शोलक्षणम् ।

गुदाङ्कुरा वह्वनिलाः शुष्काश्चिमिचिमान्विताः । म्लानाः श्यावारुणाः स्तब्धा विशदाः परुषाः खराः ॥ मिथो विसदृशा वक्रास्तीक्ष्णा विस्फुटिताननाः । बिम्बीकर्कन्धुखर्जूरकर्कोटिफलसंनिभाः ॥ केचित् कदम्बपुष्पा-

भाः केचित् सिद्धार्थकोपमाः । शिरःपार्श्वांसकटयूरुवंक्षणाभ्यधिकव्यथाः ॥ क्षवथूद्गारविष्टम्भहृद्रोगारोचकप्रदाः ॥ कासश्वासाग्निवैषम्यकर्णनादभ्रमावहाः ॥ तैरार्त्तो ग्रथितं स्तोकं सशब्दं सप्रवाहिकम् । रुक्फेनपिच्छानुगतं विड्बद्धमुपवेश्यते ॥ कृष्णत्वङ्नखविण्मूत्रनेत्रवक्त्रश्च जायते । गुल्मप्लीहोदराष्ठीलासम्भवस्तत एव च ॥

बह्वनिलाः वातोल्बणगुदाङ्कुराः । अर्शांसि चिमिचिमान्विताः ॥ चिमिचिमा व्यथाविशेषाः । चरचरा इति लोके ॥ तदन्विताः । श्यावारुणाः श्यावा धूम्रवर्णाः । अरुणवर्णा वा । स्तब्धाः काठिनाः । विशदाः पिच्छिलाः ॥ परुषाः गोजिह्वावत् खरस्पर्शाः ॥ खराः कर्कशाः कर्कोटीफलवत्सूक्ष्मानेककण्टकाचिताः ॥ बिम्ब्यादिफलसन्निभाः । आवृत्या अत्र विकल्पबोधकं वक्ष्यमाणं केचित् केचिदिति पदं प्रतिसम्बन्धनीयम् । कदम्बपुष्पाभाः स्थिरानेकसूक्ष्मशिखराः । सिद्धार्थकोपमाः पीतसूक्ष्मपिटकाचिताः । तैरार्त्त इत्यर्शोभिः पीडितः। तैरार्त्तो विड्बद्धमुपवेश्यत इत्यार्त्तस्य प्रयोज्यकर्त्तुः कर्मतार्पत्वात् ॥ ग्रथितं मलगुटिकाग्रन्थितं विड्वर्त्तिरूपम् । पिच्छं पिच्छिलो द्रवभागः । बद्धं संहतम् । विट्शब्दो नपुंसकेऽप्यस्ति । उपवेश्यते त्याज्यते ॥ तत एव वातार्शस एव गुल्मादीनां सम्भवः । अष्टीला नाभेरधोभागे पाषाणपिण्डिकावद्वातव्याधिविशेषः ॥

વાયુની ઊલ્વણતાવાળા અરશો સુકા હોયછે, ચમચમાટવાળા હોયછે, ગ્લાનિ પામેલા હોયછે, ધૂમ્રવર્ણવાળા અથવા રાતાવર્ણવાળા હોયછે, કઠણ હોયછે, તાંતણાવાળા હોયછે, ગાયની જીભની પેઠે ખરસટ સ્પર્શવાળા હોયછે, કંટોળીના ફળનીપેઠે ઝીણા ઝીણા અનેક કાંટાઓથી વ્યાપ્ત હોયછે, પરસ્પરથી જુદા જુદા પ્રકારના હોયછે, વાંકા હોયછે, તીક્ષ્ણ હોયછે, ફાટેલા મોહોડાવાળા હોયછે, કેટલાએક ઘોલાંજેવા હોયછે, કેટલાએક બોરજેવા હોયછે, કેટલાએક ખજુરની પેશીજેવા હોયછે, કેટલાએક કંટોલાજેવા હોયછે, કેટલાએક કદંબના ફુલનીપેઠે સ્થિર અનેક તથા સૂક્ષ્મ શિખરોવાળા હોયછે અને કેટલાએક સર્ષપની પેઠે પીળી તથા ઝીણી ફોડલીઓવાળા હોયછે. વાયુસંબંધી એ અરશોથી માથામાં, પડખામાં, ખભાઓમાં, કેડમાં, સાથળોમાં અને સાથળના સાંધાઓમાં બહુ વ્યથા થાયછે. છીક, ઓડકાર, મલબંધ, છાતીનાં દરદ, અરૂચિ, ઊધરસ, શ્વાસ, અગ્નિનું વિષમપણું, કાનમાં અવાજ અને ભ્રમ ઉત્પન્ન થાયછે. એ અરશોથી પીડાએલા માણસને ઝાડો મળની ગોટીઓથી ગુંથાઈને વાટ જેવો થએલો, થોડો, અવાજવાળો, પ્રવાહિકાવાળો, પીડાવાળો, ફીણ તથા દ્રવભાગવાળો અને બંધાએલો આવેછે. ચામડી, નખ, વિષ્ઠા, મૂત્ર, નેત્ર અને મોહોડું એઓ કાળાં થઇ જાય છે. એ અરશોથીજ ગોટાનો, બરલનાં દરદનો, ઊદરના રોગોનો અને નાભિથી નીચેના ભાગમાં થતા લાંબા પથરાજેવા અષ્ટીલા નામના એક જાતના વાયુસંબંધી રોગનો સંભવ થાયછે.

## પિત્તસંબંધી અરશોનું લક્ષણ.

### पित्तार्शोलक्षणम् ।

पित्तोत्तरा नीलमुखा रक्तपीतासितप्रभाः । तन्वस्रस्राविणो विस्रास्तनवो मृदवः श्लथाः ॥ शुकजिह्वा यकृत्खण्डजलौकोवक्त्रसन्निभाः ॥ दाहपाकज्वरस्वेदतृष्णामूर्च्छारतिमदाः । सोष्माणो द्रवनीलोष्णपीतरक्तामवर्चसः ॥ यवमध्या हरित्पीतहारिद्रत्वङ्नखादयः ॥

तनु अवनम् । श्लथा लम्बिनः । सन्निभा आकृत्या । पाको गुदस्य सोष्माणः । उष्मस्पर्शाः । हरिच्छाकवर्णम् । पीतं हरितालवर्णम् । हारिद्रं हरिद्रावर्णम् । आदिशब्दान्मलमूत्रपुरीषाणां ग्रहणम् ॥

પિત્તની ઊલ્વણતાવાળા અરશો શ્યામ મોહોડાવાળા હોયછે, રાતી પીળી તથા ધોળી કાંતિવાળા હોયછે, પાતળા લોહીને સ્ત્રવ્યા કરેછે, દુર્ગંધવાળા હોય છે, ઝીણા હોયછે, કુણા હોયછે, લટકતા હોયછે, કેટલાએક પોપટની જીભ જેવા હોયછે, કેટલાએક જમણા પડખાની ગાંઠના કટકા જેવા હોયછે અને કેટલાએક જળો નામના જીવડાના મોહોડા જેવા હોયછે. એ અરશોથી બળતરા, ગુદાનું પાકવું, જ્વર, પસીનો, તરશ, મૂર્છા તથા અરૂચિ થાયછે. એ અરશોનો સ્પર્શ ઊનો હોયછે, મધ્ય જવરના જેવું હોયછે અને તેઓને લીધે વિષ્ઠા દ્રવરૂપ, નીલી, ઊની, પીળી, રાતી અને કાચી થાયછે. એ અરશોથી ચામડી, નખ, મળ, મૂત્ર અને વિષ્ઠા આદિ શાકના જેવા હરિત વર્ણવાળાં, હરતાલ જેવાં અને હળદર જેવાં થઇ જાય છે.

## પિત્તના એક ભેદરૂપ રૂધિરસંબંધી અરશોનું લક્ષણ.

### अथ पित्तोत्तरभेदरक्तार्शोलक्षणमाह ।

रक्तोल्वणा गुदे कीलाः पित्ताकृतिसमन्विताः । वटप्ररोहसदृशा गुञ्जाविद्रुमसन्निभाः ॥ तेत्यर्थ दुष्टमुष्णं च गाढविट्त्वमपीडिताः । स्रवन्ति सहसा रक्तं तस्य चातिप्रवृत्तितः ॥ भेकाभः पीड्यते दुःखैः शोणितक्षयसम्भवैः । हीनवर्णबलोत्साहो हतौजाः कलुषेन्द्रियः॥ विट् श्यावं कठिनं रूक्षमधोवायुर्न वर्त्तते। तनु चारुणवर्णं च फेनिलं वासृगर्शसाम् ॥ कट्यूरुगुदशूलश्च दौर्बल्यं यदि वाधिकम् । तत्रानुबन्धो वातस्य हेतुर्यदि च रूक्षणम् ॥ शिथिलं श्वेतपीतं च विट् स्निग्धं गुरु शीतलम् । यद्यर्शसां घनं चासृक् तन्तुमत्पाण्डु पिच्छिलम् ॥ गुदं सपिच्छं स्तिमितं गुरु स्निग्धं च कारणम् । श्लेष्मानुबन्धो विज्ञेयस्तत्र रक्तार्शसां बुधैः ॥ गुदे हि कीला अर्शांसि पित्ताकृतिसमन्विताः ॥

पित्तार्शोलक्षणयुक्ताः । आकारेण च वटप्ररोहसदृशाः । दुःखैः रोगैः त्वक्पारुष्याम्बुशीतप्रार्थनादिभिः कलुषेन्द्रियः व्याकुलसर्वेन्द्रियः ॥

### अथ रक्तस्यापि वातोल्वणस्य लक्षणमाह ।

तत्ररक्तार्शांसि अनुबन्धः उल्वणत्वम् । रुक्षं रूक्षयतीति रूक्षणम् । रुक्षं द्रव्यम् । पित्तोल्वणस्य तु लक्षणम् । " रक्तोल्वणा

गुदे कीलाः पित्ताकृतिसमन्विताः । ” इत्यादिनैवोक्तं रक्तपित्तयोः समानलिङ्गत्वात् ॥

રૂધિરની ઉલ્વણતાવાળા અરશો પિત્તસંબંધી અરશોના જેવી આકૃતિવાળા હોયછે, વડની વડવાઇ જેવા હોયછે અને ચણોઠીજેવા તથા પરવાળા જેવા હોયછે. વિષ્ઠાના દૃઢપણાને લીધે દબાએલા એ અરશો સહસા અત્યંત દુષ્ટ અને ઊનાશવાળા રૂધિરને સ્રવેછે. રૂધિરની અત્યંત પ્રવૃત્તિ થવાથી દેડકાજેવો થઇ ગએલો રૂધિરસંબંધી અરશવાળો માણસ રૂધિરના ક્ષયથી થએલાં ત્વચાનું કઠણપણું, જળની પ્રાર્થના તથા શીતની પ્રાર્થના આદિ દુ:ખોથી પીડાય છે તે માણસના વર્ણ બળ તથા ઉત્સાહ હીન થાયછે, ઓજ હણાઇ જાય છે અને સઘળી ઇંદ્રિયો વ્યાકુળ થઈ જાય છે. વિષ્ટા કાળી, કઠણ અને રૂક્ષ પડેછે. અધોવાયુ નીકળતો નથી. એ અરશોનું લોહી પાતળું, રાતાવર્ણવાળું અને ફીણવાળું હોયછે.

## રૂધિરસંબંધી છતાં પણ વાયુની ઊલ્વણતાવાળા અરશોનું લક્ષણ.

જે રૂધિરના અરશો રૂક્ષ નિદાનોથી ઉત્પન્ન થયા હોય, કેડમાં, સાથળોમાં તથા ગુદામાં શૂળ નીકળતાં હોય અને બળરહિતપણું અત્યંત થયું હોય તો રૂધિરમાં વાયુનો અનુબંધ (ઊલ્વણપણું) છે એમ વિદ્વાન વૈદ્યોએ જાણવું.

## રૂધિરસંબંધી છતાં પણ કફની ઊલ્વણતાવાળા અરશોનું લક્ષણ.

જો વિષ્ટા શિથિલ, ધોળી, પીળી, સ્નિગ્ધ ભારે તથા શીતલ હોય, લોહી ઘાટું તાંતણાવાળું પાંડુવર્ણવાળું તથા ચીકાશવાળું હોય, ગુદા ચીકાશવાળી તથા સ્તબ્ધ રેહેતી હોય અને ભારે તથા સ્નિગ્ધ નિદાનોથી ઉત્પત્તિ થઇ હોય તો રૂધિરમાં કફનો અનુબંધ ઊલ્વણપણું છે એમ વિદ્વાન્ વૈદ્યોએ સમજવું.

પિત્તની ઊલ્વણતાવાળા રૂધિરસંબંધી અરશોનું લક્ષણ તો ‘રૂધિરની ઊલ્વણતાવાળા અરશો પિત્તસંબંધી અરશોના જેવી આકૃતિવાળા હોયછે’ ઇત્યાદિ પ્રથમજ કહેલું છે. કારણ કે રૂધિરનાં અને પિત્તનાં ચિન્હો તુલ્યજ છે માટે ફરીવાર કેહેવાની જરૂર નથી.

## કફની ઉલ્વણતાવાળા અરશોનું બીજા ગ્રંથમાં કહેલું લક્ષણ.

## कफोल्वणस्य तंत्रांतरस्थं लक्षणम् ।

श्लेष्मोल्वणा महामूला घना मन्दरुजः सिताः । उत्सन्नोपचिताः स्निग्धाः स्तब्धवृत्तगुरुस्थिराः ॥ पिच्छिलाः स्तिमिताः श्लक्ष्णाः कण्ड्वाढ्याः स्पर्शनप्रियाः । करीरपनसास्थ्याभास्तथा गोस्तनसन्निभाः ॥ वङ्क्षणानाहिनः पायुबस्तिनाभिविकर्षिणः । सकासश्वासहृल्लासप्रसेकारुचिपीनसाः ॥ मेहकृच्छ्रशिरोजाड्यशिशिरज्वरकारिणः । क्लैब्याग्निमार्दवच्छर्दिरामप्रायविकारदाः ॥ वसाभासकफप्रायपुरीपाः समवाहिकाः । न स्रवन्ति न भिद्यन्ते पाण्डुस्निग्धास्त्वगादयः ॥

उत्सन्नाः उन्नताः । उपचिताः स्थूलाः । स्निग्धाः स्नेहाभ्यक्ताः । स्थिरा निश्चलाः । पिच्छिलाः

## પિત્તસંબંધી અરશોનું લક્ષણ.

### पित्तार्शोलक्षणम् ।

पित्तोत्तरा नीलमुखा रक्तपीतासितप्रभाः । तन्वस्रस्राविणो विस्रास्तनवो मृदवः श्लथाः ॥ शुकजिह्वा यकृत्खण्डजलौकोवक्त्रसन्निभाः ॥ दाहपाकज्वरस्वेदतृष्णामूर्च्छारतिमदाः । सोष्माणो द्रवनीलोष्णपीतरक्तामवर्चसः ॥ यवमध्या हरित्पीतहारिद्रत्वङ्नखादयः ॥

तनु अघनम् । श्लथा लम्बिनः । सन्निभा आकृत्या । पाको गुदस्य सोष्माणः । उष्मस्पर्शाः । हरिच्छाकवर्णम् । पीतं हरितालवर्णम् । हारिद्रं हरिद्रावर्णम् । आदिशब्दान्मलमूत्रपुरीषाणां ग्रहणम् ॥

પિત્તની ઊલ્વણતાવાળા અરશો શ્યામ મોહોડાવાળા હોયછે, રાતી પીળી તથા ધોળી કાંતિવાળા હોયછે, પાતળા લોહીને સ્રવ્યા કરેછે, દુર્ગંધવાળા હોય છે, ઝીણા હોયછે, કુણા હોયછે, લટકતા હોયછે, કેટલાએક પોપટની જીભ જેવા હોયછે, કેટલાએક જમણા પડખાની ગાંઠના કટકા જેવા હોયછે અને કેટલાએક જળો નામના જીવડાના મોહોડા જેવા હોયછે. એ અરશોથી બળતરા, ગુદાનું પાકવું, જ્વર, પસીનો, તરશ, મૂર્છા તથા અરૂચિ થાયછે. એ અરશોનો સ્પર્શ ઊનો હોયછે, મધ્ય જવરના જેવું હોયછે અને તેઓને લીધે વિષ્ઠા દ્રવરૂપ, નીલી, ઊની, પીળી, રાતી અને કાચી થાયછે. એ અરશોથી ચામડી, નખ, મળ, મૂત્ર અને વિષ્ઠા આદિ શાકના જેવા હરિત વર્ણવાળાં, હરતાલ જેવાં અને હળદર જેવાં થઇ જાય છે.

## પિત્તના એક ભેદરૂપ રૂધિરસંબંધી અરશોનું લક્ષણ.

### अथ पित्तोत्तरभेदरक्तार्शोलक्षणमाह ।

रक्तोल्बणा गुदे कीलाः पित्ताकृतिसमन्विताः । वटप्ररोहसदृशा गुञ्जाविद्रुमसन्निभाः ॥ तेत्यर्थं दुष्टमुष्णं च गाढविट्त्वप्रपीडिताः । स्रवन्ति सहसा रक्तं तस्य चातिप्रवृत्तितः ॥ भेकाभः पीड्यते दुःखैः शोणितक्षयसम्भवैः । हीनवर्णबलोत्साहो हतौजाः कलुषेन्द्रियः॥ विट् श्यावं कठिनं रूक्षमधोवायुर्न वर्त्तते। तनु चारुणवर्णं च फेनिलं चासृगर्शसाम् ॥ कट्यूरुगुदशूलश्च दौर्बल्यं यदि वाधिकम् । तत्रानुबन्धो वातस्य हेतुर्यदि च रूक्षणम् ॥ शिथिलं श्वेतपीतं च विट् स्निग्धं गुरु शीतलम् । यद्यर्शसां घनं चासृक् तन्तुमत्पाण्डु पिच्छिलम् ॥ गुदं सपिच्छं स्तिमितं गुरु स्निग्धं च कारणम् । श्लेष्मानुबन्धो विज्ञेयस्तत्र रक्तार्शसां बुधैः ॥ गुदे हि कीला अर्शांसि पित्ताकृतिसमन्विताः ॥

पित्तार्शोलक्षणयुक्ताः । आकारेण च वटप्ररोहसदृशाः । दुःखैः रोगैः त्वक्पारुष्याम्बुशीतप्रार्थनादिभिः कलुषेद्रियः व्याकुलसर्वेन्द्रियः ॥

### अथ रक्तस्यापि वातोल्बणस्य लक्षणमाह ।

तत्ररक्तार्शांसि अनुबन्धः उल्बणत्वम् । रुक्षं रूक्षयतीति रूक्षणम् । रुक्षं द्रव्यम् । पित्तोल्बणस्य तु लक्षणम् । " रक्तोल्बणा

गुदे कीलाः पित्ताकृतिसमन्विताः।" इत्यादिनैवोक्तं रक्तपित्तयोः समानलिङ्गत्वात्॥

રૂધિરની ઉલ્વણતાવાળા અરશે પિત્તસંબંધી અરશોના જેવી આકૃતિવાળા હોયછે, વડની વડવાઇ જેવા હોયછે અને ચણોઠીજેવા તથા પરવાળા જેવા હોયછે. વિષ્ટાના દૃઢપણાને લીધે દબાએલા એ અરશો સહસા અત્યંત દુષ્ટ અને ઊનાશવાળા રૂધિરને સ્રવેછે. રૂધિરની અત્યંત પ્રવૃત્તિ થવાથી દેડકાજેવો થઇ ગએલો રૂધિરસંબંધી અરશવાળો માણસ રૂધિરના ક્ષયથી થએલાં ત્વચાનું કડણપણું, જળની પ્રાર્થના તથા શીતની પ્રાર્થના આદિ દુઃખોથી પીડાય છે તે માણસના વર્ણ બળ તથા ઉત્સાહ હીન થાયછે, ઓજ હણાઇ જાય છે અને સઘળી ઇંદ્રિયો વ્યાકુળ થઇ જાય છે. વિષ્ટા કાળી, કઠણ અને રૂક્ષ પડેછે. અધોવાયુ નીકળતો નથી. એ અરશોનું લોહી પાતળું, રાતાવર્ણવાળું અને ફીણવાળું હોયછે.

## રૂધિરસંબંધી છતાં પણ વાયુની ઊલ્વણતાવાળા અરશોનું લક્ષણ.

જો રૂધિરના અરશો રૂક્ષ નિદાનોથી ઉત્પન્ન થયા હોય, કેડમાં, સાથળોમાં તથા ગુદામાં શૂળ નીકળતાં હોય અને બળરહિતપણું અત્યંત થયું હોય તો રૂધિરમાં વાયુનો અનુબંધ (ઊલ્વણપણું) છે એમ વિદ્વાન વૈદ્યોએ જાણવું.

## રૂધિરસંબંધી છતાં પણ કફની ઊલ્વણતાવાળા અરશોનું લક્ષણ.

જો વિષ્ટા શિથિલ, ધોળી, પીળી, સ્નિગ્ધ ભારે તથા શીતલ હોય, લોહી ઘાટું તાંતણાવાળું પાંડુવર્ણવાળું તથા ચીકાશવાળું હોય, ગુદા ચીકાશવાળી તથા સ્તબ્ધ રેહેતી હોય અને ભારે તથા સ્નિગ્ધ નિદાનોથી ઉત્પત્તિ થઇ હોય તો રૂધિરમાં કફનો અનુબંધ ઊલ્વણપણું છે એમ વિદ્વાન્ વૈદ્યોએ સમજવું.

પિત્તની ઊલ્વણતાવાળા રૂધિરસંબંધી અરશોનું લક્ષણ તો 'રૂધિરની ઊલ્વણતાવાળા અરશો પિત્તસંબંધી અરશોના જેવી આકૃતિવાળા હોયછે' ઈત્યાદિ પ્રથમજ કહેલું છે. કારણ કે રૂધિરનાં અને પિત્તનાં ચિન્હો તુલ્યજ છે માટે ફરીવાર કેહેવાની જરૂર નથી.

## કફની ઉલ્વણતાવાળા અરશોનું બીજા ગ્રંથમાં કહેલું લક્ષણ.

## कफोल्वणस्य तंत्रांतरस्थं लक्षणम्।

श्लेष्मोल्वणा महामूला घना मन्दरुजः सिताः। उत्सन्नोपचिताः स्निग्धाः स्तब्धवृत्तगुरुस्थिराः॥ पिच्छिलाः स्तिमिताः श्लक्ष्णाः कण्ड्वाढ्याः स्पर्शनप्रियाः। करीरपनसास्थ्याभास्तथा गोस्तनसन्निभाः॥ वङ्क्षणानाहिनः पायुबस्तिनाभिविकर्षिणः। सकासश्वाससहृल्लासप्रसेकारुचिपीनसाः॥ मेहकृच्छ्रशिरोजाड्यशिशिरज्वरकारिणः। क्लैब्याग्निमार्दवच्छर्दिरामप्रायविकारदाः॥ वसाभासकफप्रायपुरीषाः सप्रवाहिकाः। न स्रवन्ति न भिद्यन्ते पाण्डुस्निग्धास्त्वगादयः॥

उत्सन्नाः उन्नताः। उपचिताः स्थूलाः। स्निग्धाः स्नेहाभ्यक्ताः। स्थिरा निश्चलाः। पिच्छिलाः

कफोल्बणत्वात् । स्तिमिता आर्द्रचर्म्मावगुण्ठिता इव । श्लक्ष्णा मणिवन्मसृणाः । करीरो वंशाङ्कुरः । पनसास्थिगोस्तनाः । तदाकृतयः वङ्क्षणानाहिनः वङ्क्षणयोरानाहकारिणः । पाय्वादिप्वाकर्षणवत्पीडाकारिणः । कृच्छ्रं मूत्रकृच्छ्रम् । शिरोजाड्यं शिरोभागे शीताक्रान्तामिव । क्लैब्यं स्त्रीप्वनिच्छा । अत्र छर्दिशब्दः सान्त आर्पत्वात् । आमप्रायविकारदाः । आमबहुला व्याधयोऽतीसारग्रहण्यादयः तान् ददति ॥

કફની ઉલ્વણતાવાળા અરશો ઉંડાં મૂળવાળા, ધાટા, થોડી વેદનાવાળા, ધોળા, ઉચા, જાડા, સ્નેહથી ખરડાએલા, અકડ, ગોળ, ભારે, સ્થિરતાવાળા, પીંછડાંવાળા, આળાં ચામડાંથી વીંટાએલાજેવા, મણિનીપેઠે લાસા, ચળવાળા, જેઓનો સ્પર્શ મીઠો લાગે એવા, વાંસના અંકુર જેવા, ફનસના બીજ જેવા, ગાયના આંચળ જેવા, સાથળોના સાંધાઓને સજડ કરનારા, ગુદામાં મૂત્રાશયમાં તથા નાભિમાં આકર્ષણના જેવી પીડા આપનારા, ઉધરસ શ્વાસ મોળ થુંકવું અરૂચિ સળીખમ પ્રમેહ મૂત્રકૃચ્છ્ર માથાની જડતા શીતજ્વર મૈથુનની ઇચ્છાનો અભાવ અગ્નિનું મંદપણું ઉલટી તથા જેઓમાં આમ ઝાઝો હોયછે એવા અતિસાર અને ગ્રહણી આદિ વિકારો એઓને આપનારા, ચરબીના જેવી કાંતિવાળા, કફથી વ્યાપ્ત થએલી વિષ્ટાવાળા અને પ્રવાહિકાવાળા થાયછે. એ અરશો સ્રવતા નથી તથા ભેદાતા પણ નથી અને એઓથી ચામડી વગેરે પાંડુ તથા સ્નિગ્ધ થઈ જાયછે.

## બે દોષની ઉલ્વણતાવાળા અરશોનું લક્ષણ.

## द्वन्द्वजार्शोलक्षणम् ।

हेतुलक्षणसंसर्गाद्विद्याद्द्वन्द्वोल्बणानि च ।

અરશોમાં બે દોષનાં નિદાનો તથા બે દોષનાં લક્ષણો જોવામાં આવેતો તે અરશોને બે દોષની ઉલ્વણતાવાળા સમજવા.

## ત્રણે દોષની ઉલ્વણતાવાળા અરશોનું તથા સ્વાભાવિક અરશોનું લક્ષણ.

## अथ त्रिदोषजार्शः सहजार्शो लक्षणम् ।

सर्वैः सर्वात्मकान्याहुर्लक्षणैः सहजानि च ॥

सर्वलक्षणैर्वातपित्तकफार्शोलक्षणैः प्रागुक्तैः सर्वात्मकानि सन्ति । तान्यर्शांसि ॥ तथा तैरेव लक्षणैः सहजान्यर्शांस्याहुः ॥

વાયુ, પિત્ત તથા કફ એ ત્રણેની ઉલ્વણતાનાં ચિન્હો દેખાયતો તે અરશોને ત્રણે દોષની ઉલ્વણતાવાળા સમજવા. સ્વાભાવિક અરશોનાં પણ એજ ચિન્હો છે.

## બીજા ગ્રંથમાં સ્વાભાવિક અરશોનું લક્ષણ જુદું કહ્યુંછે તે.

## तन्त्रान्तरे सहजार्शोलक्षणं पृथगाहुः ।

अर्शांसि सहजातानि दारुणानि भवन्ति हि । दुर्दर्शनानि पाण्डूनि परुपाण्यरुणानि च ॥ अन्तर्मुखानि तैरार्त्तः क्षीणः क्षीणस्वरो भवेत् । क्षी-

णानलः क्षीणरेताः शिरासन्ततविग्रहः ॥ अल्पमजाः क्रोधशीलो भग्नकांस्यस्वनान्वितः । शिरोदृक्कर्णनासासु रोगी श्लेष्मसेकवान् ॥

સ્વાભાવિક એટલે શરીરની સાથેજ થએલા અરશો દારૂણ, દેખતાં ત્રાસ આપનારા, પાંડુ, કઠણ, રાતા અને અંદર મુખવાળા થાયછે. એઓથી પીડાએલો માણસ ક્ષીણ, ક્ષીણ સ્વરવાળો, ક્ષીણ અગ્નિવાળો, ક્ષીણ વીર્યવાળો, નસોડાંથી વ્યાપ્ત થએલા શરીરવાળો, અલ્પ મજ્જાવાળો, ક્રોધી, ફુટેલા કાંસાના જેવા અવાજવાળો, માથામાં, નેત્રમાં, કાનમાં તથા નાસિકામાં રોગવાળો, કફથી લેપાએલી છાતીવાળો અને વારંવાર લાળ ગેરવાના સ્વભાવવાળો થાયછે.

## સુખસાધ્ય અરશોનું લક્ષણ.

## सुखसाध्यार्शोलक्षणम् ।

बाह्यायां तु वलौ जातान्येकदोषोल्वणानि च । अर्शांसि सुखसाध्यानि न चिरोत्पतितानि च ॥

बाह्यायां वलौ सम्वरण्याम् । न चिरोत्पतितानि अनतिक्रान्तसम्वत्सराणि एतानि लक्षणानि मिलितानि सुखसाध्यत्वबोधकानि ॥

ગુદાની સંવરણી નામની વળીમાં થએલાપણું, એક દોષની ઉલ્વણતાવાળાપણું અને થોડા કાલથી થએલાપણું એ સઘળાં લક્ષણો જે અરશોમાં હોય તે અરશોને સુખસાધ્ય જાણવા.

જેઓની ઉત્પત્તિને એક વર્ષ પુરૂં ન થયું હોય તે અરશોને થોડા કાલથી થએલા સમજવા.

## કષ્ટસાધ્ય અરશોનું લક્ષણ.

## कष्टसाध्यार्शोलक्षणम् ।

द्वन्द्वजानि द्वितीयायां वलौ यान्याश्रितानि च । कृच्छ्रसाध्यानि तान्याहुः परिसम्वत्सराणि च ॥

द्वितीयायां वलौ विसर्जन्याम् । परिगतः सम्वत्सरो येषां तान्यतीतसम्वत्सराणीति यावत् । एतानि प्रत्येकं कष्टसाध्यलक्षणानि ॥

જે અરશોની ઉત્પત્તિને એક વર્ષ પુરૂં થઇ ગયું હોય, અથવા જે અરશો બે દોષની ઉલ્વણતાવાળા હોય, અથવા જે અરશો ગુદાની વિસર્જની નામની બીજી વળીમાં થએલા હોય તે અરશોને કષ્ટસાધ્ય જાણવા.

## અસાધ્ય અરશોનું લક્ષણ.

## असाध्यार्शोलक्षणम् ।

सहजानि त्रिदोषाणि यानि चाभ्यन्तरां वलिम् । जायन्तेऽर्शांसि संश्रित्य तान् साध्यानि निर्दिशेत् ॥

अभ्यन्तरां वलिं प्रवाहिणीम् । एतान्यपि प्रत्येकमसाध्यानि लक्षणानि ॥

शेषत्वादायुपस्तानि चतुष्पादसमन्वये । याप्यन्ते दीप्तकायाग्नेः प्रसाख्येयान्यतोऽन्यथा ॥

यद्यायुःशेषो वर्त्तते चिकित्सायाः चत्वारः पादास्ते यदा वैद्यवचनकारी धनवानुदारो जितेन्द्रियो रोगी । शास्त्रकर्मणि कुशलो वैद्यः । अनलसः आप्तः प्रियः परिचारकः । नवरसवीर्यादिकमौषधं । एषां समन्वये समागमे । अतिदीप्तकायाग्नेः पुरु-

पस्य तानि अर्शांसि याप्यन्ते चिकित्सायाम् । अतोऽन्यथा प्रत्याख्येयानि चिकित्साहीनानीत्यर्थः ॥

જે અરશો શરીરની સાથેજ થયા હોય અથવા ત્રણે દોષોની ઉલ્વણતાવાળા હોય અથવા ગુદાની પ્રવાહણી નામની અંદરની વળીમાં થયા હોય તે અરશોને અસાધ્ય જાણવા.

જો રોગીનું આયુષ્ય અવશેષ હોય, ચિકિત્સાના ચારે પાદ સંપૂર્ણ હોય અને રોગીનો જઠરાગ્નિ અત્યંત દીપ્ત હોય તો તેવા અરશોને ઔષધના બળથી બલવત્તર નહિ થવા દેતાં વૈદ્યે એમને એમ ચલાવે જવા. પણ જો એપ્રમાણે આયુષ્ય આદિ ન હોય તો તેવા અરશોની ચિકિત્સા કરવાની નાજ પાડવી. રોગી વૈદ્યનું વચન માનનાર, ધનવાન, ઉદાર તથા જિતેંદ્રિય હોય તેમજ વૈદ્ય શસ્ત્રક્રિયામાં કુશલ હોય, પરિચારક આલસ વગરનો, યથાર્થ બોલનાર અને પ્યારો હોય અને ઔષધ નવા રસ તથા વીર્ય આદિવાળું હોય તો ચિકિત્સાના ચારે પાદ સંપૂર્ણ છે એમ સમજવું.

## અરશોસંબંધી અરિષ્ટ.

### अथार्शोऽरिष्टमाह ।

हस्ते पादे मुखे नाभ्यां गुदे वृषणयोस्तथा। शोथो हृत्पार्श्वशूलं च यस्यासाध्योऽर्शसो हि सः ॥

असाध्यः सन्निहितमरणो बोद्धव्यः। अर्शसः अर्शोरोगयुक्तः ॥

### एतन्मिलितमरिष्टलक्षणम् ।

हृत्पार्श्वशूलं संमोहश्छर्दिरङ्गस्य रुग्ज्वरः । तृष्णा गुदस्य पाकश्च निहन्युर्गुदजातुरम् ॥

गुदस्य चास्यमोष्ठदेशस्तस्य पाकः । हृत्पार्श्वशूलादिसमस्तं चारिष्टलक्षणम् ॥

तृष्णारोचकशूलार्त्तमतिप्रस्रुतशोणितम्। शोथातीसारसंयुक्तमर्शांसि क्षपयन्ति हि ॥

જે અરશવાળાને હાથમાં, પગમાં, મોહોડામાં, નાભિમાં, ગુદામાં કે વૃષણોમાં સોજા થયા હોય તથા છાતીમાં અને પડખામાં શૂળ નીકળતાં હોય તે માણસને મરણ સમીપમાં આવેલું સમજવું.

હૃદયમાં તથા પડખામાં શૂળ, મોહ, ઊલટી, અંગમાં વ્યથા, જ્વર, તરશ અને ગુદાના હોઠનું પાકવું એ સઘળાં ચિન્હો થયાં હોય તો અરશવાળાને મરણ પાસે આવેલું સમજવું.

તરશ, અરૂચિ તથા શૂળ એઓથી પીડાએલા, અથવા સોજાથી કે અતિસારથી પીડાએલા અથવા જેનું લોહી અત્યંત ઝરી ગયું હોય એવા માણસને અરશો મારીજ નાખેછે.

## લિંગ આદિમાં થએલા અરશોનું લક્ષણ.

### मेढ्रार्शोलक्षणम् ।

मेढ्रादिष्वपि जायन्ते यथास्वं नाभिजानि च। गण्डूपदास्यरूपाणि पिच्छिलानि मृदूनि च ॥

नचात्रोक्तनिदानपूर्वं सम्प्राप्तिलक्षणं युक्तम् । तत्रार्शः पदन्तु मांसाङ्कुरसाम्यात् । गण्डूपदः किंशुलकः ॥

લિંગ આદિ અવયવોમાં અને ના-

ભિમાં પણ નોખનોખા અરશો થાયછે અને એ અરશો અણુશીયાના મોહોડાં જેવાં આકારવાળા, પીંછડાંવાળા તથા કુણા થાયછે.

આ અરશામાં આગળ કહેલા નિદાનો પૂર્વક સંપ્રાપ્તિ થતી ઘટતી નથી તે છતાં તેઓને જ 'અરશ' શબ્દ લાગુ કર્યોછે તે માંસના અકુર જેવા હોવાને લીધે લાગુ કર્યોછે એમ સમજવું.

### ચર્મકીલ પણ માંસના અંકુર જેવો થાયછે એટલામાટે આ અધિકારમાં તેનું સંપ્રાપ્તિપૂર્વક લક્ષણ.

### अथ मांसाङ्कुरसाम्यादत्राधिकारे चर्मकीलस्य सम्प्राप्तिपूर्वकं लक्षणमाह।

व्यानो गृहीत्वा श्लेष्माणं करोत्यर्शस्त्वचो वहिः । कीलोपमं स्थिरखरं चर्मकीलं तु तद्विदुः ॥ खरं कर्कशम् ॥

### तस्य च वातादिभेदेन लक्षणमाह ।

वातेन तोदपारुष्यं पित्तादसितरक्तता । श्लेष्मणा स्निग्धता तस्य ग्रथितत्वं सवर्णता ॥

सवर्णता शरीरसमानवर्णता ॥

વ્યાનવાયુ કફને ગ્રહણ કરીને ત્વચાથી બાહાર ખીલા જેવો, સ્થિર અને કઠણ અરશ ઉત્પન્ન કરેછે તે અરશ ચર્મકીલ કેહેવાયછે.

### ચર્મકીલનું વાયુ આદિના ભેદ જણાવનારૂં લક્ષણ.

જો ચર્મકીલ વાયુથી થએલ હોય તો તેમાં વ્યથા તથા કઠણપણું થાયછે, જો પિત્તથી થએલ હોય તો તેમાં કાળાપણું તથા રાતાપણું થાયછે અને જો કફથી થયેલ હોય તો તેમાં સ્નિગ્ધપણું, ગુંથાએલાપણું તથા શરીરના જેવાજ વર્ણવાળાપણું થાયછે.

### અરશોની સામાન્ય ચિકિત્સા.

### अथ सामान्यतोऽर्शसः चिकित्सा ।

यद्वातस्यानुलोम्याय यदग्निवलवृद्धये । अन्नपानौषधं सर्वं तत्सेव्यं निरमर्शसैः ॥

अर्शसैः अर्शोरोगयुक्तैः ॥

शालिषष्टिकगोधूमयवान्नानि घृतैः सह । अजाक्षीरेण वा निम्ब पटोलानां रसेन वा ॥ कान्दैर्वार्त्ताकुमूलोत्थैः रसैर्मांसरसेन वा । जीवन्तुपोदिकाशाकैस्तण्डुलीयकवास्तुकैः ॥ अन्यैश्च सृष्टविण्मूत्रमरुद्भिर्वह्निदीपनैः । अर्शांस्य भिन्नवर्चांसि हन्याद्वातातिसारवत् ॥ सतक्रं लवणं दद्याद्वातवर्चोऽनुलोमनम्। न प्ररोहन्ति गुदजाः पुनस्तक्रसमाहताः । तक्राभ्यासोऽर्शसैः कार्यो वलवर्णाऽग्निवृद्धये । स्रोतःसु तक्रशुद्धेषु सम्यक् चलति तद्रसः ॥ तेन पुष्टिस्तथा तुष्टिर्वलं वर्णश्च जायते । वातश्लेष्मविकाराणां शतश्च विनिवर्त्तते ॥ चिरविल्वाग्निसिन्धूत्थनागरेन्द्रयवारलुम् । तक्रेण पिवतोऽर्शांसि निपतन्त्यसृजा सह ॥

चिरबिल्वः करञ्जः तस्य फलस्यात्र मज्जा ग्राह्या । अरलुः शोणकः । इति करञ्जादिचूर्णम् ॥

लेपं रजनिचूर्णेन सुधादुग्धयुतेन च । अर्शोरोगनिवृत्त्यर्थं कारयेत्तु चिकित्सकः ॥ पिप्पली सैन्धवं कुष्ठं शिरीषस्य फलं तथा । सुधादुग्धार्कदुग्धं वा लेपोऽयं गुदजान् हरेत् ॥ हरिद्रा जालिनीचूर्णं कटुतैलसमन्वितम् । एष लेपो वरः प्रोक्तो ह्यर्शसामन्तकारकः ॥

जालिनी कडुतोरइ इति लोके ॥

अमितानां तिलानान्तु पलं शीतजलेन च । खादन्तोऽर्शांसि शाम्यन्ति दृढा दन्ता भवन्ति च ॥ शस्त्रैर्वाथ जलौकोभिः प्रोच्छूनकठिनार्शसः ॥ शोणितं स्रवितं दृष्ट्वा हरेत्प्राज्ञः पुनः पुनः । काशीसं सैन्धवं कृष्णा शुण्ठी कुष्ठश्च लाङ्गली ॥ शिलाभिदश्च मारश्च दन्ती जन्तुघ्नचित्रकम् । तालकं कुनटी स्वर्णक्षीरी चैतैः पचेद्भिषक् ॥ तैलं स्नुह्यर्कपयसा गवां मूत्रं चतुर्गुणम् । एतदभ्यङ्गतोऽर्शांसि क्षारेणेव पतन्ति हि ॥ क्षारकर्मकरं ह्येतन्न च सन्दूषयेद्वलिम् ॥

[illegible] इति लोके । लाङ्गली क-

सकाशार्शोमूत्रकृच्छ्रनुत्' इत्यादि । तस्या बीजं भागः १ तगभाग २ दलं पत्रकम् ३ यत आह निघण्टधन्वन्तरिः । 'नागपुष्पं मतं नागं केशरं नागकेसरम्' । इत्यादि । तस्य भागः ४ मरिच ५ पीपरि ६ सोठि ७ शीनी साकर २८ समशर्करचूर्णम् ॥

त्रिकत्रयं वचा हिङ्गु पाठाक्षारौ निशाद्वयम् । चव्यतिक्ताकलिङ्गानि शक्राकोलवणानि च ॥ ग्रन्थिविल्वाजमोदाच गणोऽष्टाविंशतिर्मतः । एतानि समभागानि सूक्ष्मचूर्णानि कारयेत् ॥ चूर्णं बिडालपदकं पिबेदुष्णेन वारिणा। ऐरण्डतैलयुक्तं वा लिह्याच्चूर्णमिदं नरः ॥ हन्यादर्शांसि सर्वाणि श्वासशोफभगन्दरान् । हृच्छूलं पार्श्वशूलञ्च वातगुल्मं तथोदरम् ॥ हिक्कां कासं प्रमेहांश्च पाण्डुरोगं सकामलम् । आमवातमुदावर्त्तमन्तर्वृद्धिं गुदकृमीन् ॥ अन्ये च ग्रहणीदोषा भिषग्भिर्ये प्रकीर्त्तिताः । विजयो नाम चूर्णोऽयं तान् सर्वानाशु नाशयेत् ॥ महाज्वरोपसृष्टानां भूतोपहतचेतसाम् । अप्रजानाञ्च नारीणां

लगुल्मगदान् । निःशेपयति श्लीपदमर्शांसि विनाशयसाशु ॥

तद् यथा । मरिचभाग १ । शुण्ठीभाग २ । चीताभाग ४ ॥ शूरणभाग ८ । गुडभाग १९ ॥ इति लघुशूरणमोदकः ॥

पोडश शूरणभागा वह्नेरष्टौ महौपधस्य स्यात् । अर्द्धेन भागयुक्तिर्मरिचस्य ततोऽपि चार्द्धेन ॥ त्रिफलाकणासमूलातालीशारुष्करकृमिघ्नानाम् । भागा महौपधसमा दहनांशा तालमूली च ॥ भागः शूरणतुल्यो दातव्यो वृद्धदारकस्यापि । भृङ्गैले मरिचांशे सर्वाण्येकत्र कारयेच्चूर्णम् ॥ द्विगुणेन गुडेन युतः सेव्योऽयं मोदकः प्रकामघनैः । गुरुवृष्यभोजनरतैरितरैरुपद्रवं कुर्यात् ॥ भस्मकमनेन जनितं पूर्वमगस्त्यस्य योगराजेन । भीमस्य मारुतेरपि महाशनौ तेन तौ जातौ ॥ अग्निबलवर्णहेतुर्न केवलं शूरणो महावीर्यः । हन्ता शस्त्रक्षारानलैर्विनाप्यर्शसामेषः ॥ श्वयथुश्लीपदगदहृद्ग्रहणीं च कफानिलोद्भूताम् । नाशयति वलीपलितं मेधां कुरुते जराश्च हरेत् ॥ हिक्कां च राजरोगं कासं श्वासं प्रमेहांश्च । प्लीहानं च तथोग्रं हन्त्याशु रसायनं पुंसाम् ॥

एपा भागा यथा । शूरणभाग १६ ॥ चीताभाग ८ । शुण्ठीभाग ४ ॥ मरिचभाग २ । हरडे । वहेरा । अवरा । पीपरि । पिपरामूल । तालीश । भेला । तदसहात्ते रक्तचित्रकम् । विडङ्ग [illegible] भाग ४ । तालमूलीभाग ३ । विधारा भाग १६। तजभाग १ । इलाची छोटी बीजभाग १। गुडभाग १९० । इति बृहच्छूरणमोदकः ॥

वृद्धतेजोवती दन्ती श्वदंष्ट्रा चित्रकं शटी । गवाक्षीमुस्तविश्वाब्दविडङ्गानि हरीतकी ॥ पलोन्मितानि चैतानि पलान्यष्टावरुष्करात् । वृद्धदारात्पलान्यष्टौ शूरणस्य तु पोडश ॥ जलद्रोणद्वये क्वाथ्यं चतुर्भागावशेपितम् । पूतं पूतं रसं भूयः क्वाथयेभ्यस्त्रिगुणं गुडम्॥ मेलयित्वा पचेत्तावद्यावद्दर्वीप्रलेपनम् । अवतार्य ततः पश्चाच्चूर्णानीमानि दापयेत् ॥ वृद्धतेजोवतीकन्दचित्रकान् द्विपलांशकान् । एलात्वङ्मारिचं चापि नागकश्चापि पट्पलम् ॥ द्वात्रिंशच्च पलान्यत्र चूर्णयित्वा निधापयेत् । ततो मात्रां प्रयुञ्जीत जीर्णे क्षीररसाशिनः ॥ कन्दः शूरण ॥

हन्यादर्शांसि सर्वाणि तथा सर्वोदराण्यपि । गुल्मानपि प्रमेहांश्च पाण्डुरोगं हलीमकम् ॥ दीपयेदनलं मन्दं यक्ष्माणं चापकर्पति । आढ्यवाते प्रतिश्याये पीनसे च हितो मतः ॥ भवन्त्यनेन पुरुपाः शतं वर्पाण्यनामयाः । दीर्घायुपः प्रजनना वलीपलितवर्जिताः ॥ गुडः श्रीबाहुशालोऽयं रसायनवरो मतः । दुर्नामान्तकरो ह्येप दृष्टो वारसहस्रशः ॥ यावद्दर्वीप्रलेपः स्याद् गुडो वा तन्तुमान् भवेत् । तोयपूर्णे यदा पात्रे क्षिप्तो न प्लवते गुडः । क्षिप्तस्तु निश्चलस्तिष्ठेत्पतितस्तु न शीर्यति।

एप पाकः समस्तानां गुडानां परिकीर्त्तितः। सार्द्धं पलं पलं चार्द्धं भक्षयेद् गुडखण्डयोः। श्रेष्ठा तु मध्यमा हीना मात्रोक्ता मुनिभिस्त्रिधा ॥

श्रीबाहुशालो गुडः ।

तिलभल्लातकौ पथ्या गुडश्चेति समांशकैः। दुर्नामश्वासकासघ्नाः प्लीहपाण्डुज्वरापहाः ॥ पित्तश्लेष्मप्रशमनी कण्डूकुक्षिरुजापहा। गुदजान्नाशयत्याशु भक्षिता सगुडाभया॥ प्रणम्य शङ्करं रुद्रं दण्डपाणिं महेश्वरम्। जीवितारोग्यमन्विच्छन्नारदोऽपृच्छदीश्वरम्॥ सुखोपायेन हे नाथ ! शस्त्राक्षाराग्निभिर्विना। चिकित्सामर्शसां नृणां कारुण्याद्वक्तुमर्हसि ॥ नारदस्य वचः श्रुत्वा नराणां हितकाम्यया। अर्शसां नाशनं श्रेष्ठं भेपज्यं शङ्करोऽवदत्॥ पाण्ड्यवज्रादिलोहानामादायान्यतमं शुभम्। कृत्वा निर्मलमादौ तु कुनठ्या माक्षिकेण च॥ पत्त्रमूलकल्केन लिम्पेद्रसयुतेन च॥

कुनठी मनःशिला माक्षिकं सुवर्णमाक्षिकम्, पत्तूर पटकार इति लोके। रसः पारदः॥

वन्हौ निक्षिप्य विधिवत्साराङ्गारेण निर्द्धमेत्। ज्वाला च तस्य रोद्धव्या त्रिफलाया रसेन च॥

सारः काष्ठासारः ॥

ततो विज्ञाय गलितं शङ्कुनोर्ध्वं समुच्छ्रयेत्। त्रिफलाया रसे पूते तदाकृष्य तु निर्वपेत्॥ न सम्यक् गालितं यत्तु तेनैव विधिना पुनः। ध्मातं निर्वापयेत्तस्मिल्लोहं तत्त्रिफलारसे ॥ यल्लोहं न मृतं तत्र पाच्यं भूयोऽपि पूर्ववत्। मारणान्न मृतं यच्च तत् पक्तव्यमलोहवत् ॥ ततः संशोष्य विधिवच्चूर्णयेल्लोहभाजने। लौहं तच्च तथा यत्स्याद्दृपदा सूक्ष्मचूर्णितम् ॥ कृत्वा लोहमये पात्रे मृत्तिकालिप्तरन्ध्रके। रसैः पङ्कोपमं कृत्वा तं पचेद् गोमयाग्निना ॥ पुटानि क्रमशो दद्यात्पृथगेभिर्विधानतः। त्रिफलार्द्रकभृङ्गानां केशराजस्य बुद्धिमान् ॥ मानकन्दकभल्लातवह्नीनां शूरणस्य च। हस्तिकर्णपलाशस्य कुलिशस्य तथैव च ॥

भृङ्गः भेङ्गरिआ केशराजः केशराग इति॥

पुटे पुटे चूर्णयित्वा लोहात् पोडशिकं पलम्। तन्मात्रं त्रिफलायाश्च पलेनाधिकमाहरेत्। अष्टभागावशेषे तु रसे तस्याः पचेद् बुधः ॥ अष्टौ पलानि दत्त्वा च सर्पिषो लोहभाजने। ताम्रे वा लोहदर्व्या तु चालयेद्विधिपूर्वकम् ॥ ततः पाकविधानज्ञः स्वच्छे चोर्ध्वे च सर्पिषि। मृदुमध्यादिभेदेन गृह्णीयात्पाकमादृतः ॥ आरम्भे तद्विधानज्ञः कृतकौतुकमङ्गलः। भ्रामरं घृतसंयुक्तं विलिह्याद्रत्तिकाक्रमात् ॥

द्वादशरत्तिकापर्यन्तं यथाग्निबलं खादेत्॥

वर्द्धमानानुपानश्च गव्यक्षीरेण संयुतम्। गव्याभावे त्वजायाश्च स्निग्धदृष्यादिभोजनम् ॥ सद्यो वह्निकरश्चैव भस्मकश्च नियच्छति। हन्ति वातं तथा पित्तं कुष्ठानि विपमज्वरम् ॥ गुल्माक्षिपाण्डुरोगांश्च निद्रालस्यमरोचकम्।

शूलश्च परिणामञ्च प्रमेहमपबाहुकम् ॥ श्वयथुं रुधिरस्रावं दुर्नामानं विशेषतः। बलकृद्बृंहणश्चैव कान्तिदं स्वरबोधनम् ॥ शरीरलाघवकरमारोग्यं पुष्टिवर्द्धनम् । आयुष्यं श्रीकरश्चैव बलतेजस्करं शुभम् ॥ सश्रीकं पुत्रजननं वलीपलितनाशनम् । दुर्नामारिरयं नाम्ना दृष्टो वारसहस्रशः ॥ अनेनार्शांसि दह्यन्ते यथा तूलञ्च वह्निना । सौकुमार्यात्पकायत्वान्मद्यसेवी यदा नरः ॥ जीर्णमद्यादियुक्तादिभोजनैः सह दापयेत् । लावतित्तिरवर्त्तीरमयूरशशकादयः ॥ चटकः कलविङ्कश्च वर्त्तका हरितालकः । श्येनकश्च बृहछावो वनविष्किरकादयः ॥ पारावतमृगादीनां मांसं जाङ्गलकं शुभम् ॥

वर्त्तीरः वगेरीति लोके । वनचटकः कलविङ्को गृहचटकः । वर्त्तका वटेरि इति लोके । हरितालकः हरिताल इति लोके । विष्किरा वर्त्तकादयः ॥

मद्गुरो रोहितः श्रेष्ठः शकुलश्च विशेषतः । मत्स्यराजा इति प्रोक्ता हितमस्याय देहिने ॥ वृन्ताकस्य फलं शस्तं पटोलं बृहतीफलम् । प्रलम्बा भीरुवेत्राग्रन्ताडकन्तण्डुलीयकम् ॥

प्रलम्बा वा लम्बालाबूः । भीरुः शतावर्याः पत्रं पत्रशाकम् । ताडकं देवदाली अकरकरेति लोके । तथा च निघण्टे धन्वन्तरिः ॥

जीमूतको देवताडः कृतकोशो गरागरी। प्रोक्तास्वविषहृद्वेणी देवदाली च ताडकः । देवदाली रसे तिक्ता कफार्शः शोथपाण्डुताः ॥ नाशयेदित्यादि ॥

वास्तूकं धान्यशाकञ्च चित्रकञ्चक्रमर्दकम् ॥ चक्रमर्दकश्चकवडशाकम् ॥

नालिकेरञ्च खर्जूरं दाडिमं लवलीफलम् । शृङ्गाटकञ्च पक्वाम्रं द्राक्षातालफलानि च ॥ हितान्येतानि वस्तूनि लोहमेतत् समश्नताम् । नाश्नीयाल्लकुचं कोलकर्कन्धूबदराणि च ॥ जम्बीरं बीजपूरञ्च तिन्तिडी करमर्दकम् ॥

कोलं क्षुद्रबदरम् । कर्कन्धू बृहद्बदरम् ॥

आनूपानि च मांसानि क्रकरं पुण्डकाणि च । हंससारसदात्यूहचापक्रौञ्चबलाकिकाः ॥ मानकन्दं कसेरूणि कतकञ्च कलिङ्गकम् ॥

क्रकरं करकर । दात्यूहं डाका । चापः नीलकंठम् । कलिंगकं तरबुजम् ॥

कूष्माण्डकञ्च कर्कोटं क्रमुकञ्च विशेषतः । कटुकं कालशाकञ्च कुण्टुरुं कर्कटीं तथा । ककारादीनि सर्वाणि द्विदलानि च वर्जयेत् ॥ शङ्करेण समाख्यातो यक्षराजानुकम्पया । जगतामुपकाराय दुर्नामारिरयं ध्रुवम् ॥ स्थानाचलति मेरुश्च पृथ्वी पर्येति वायुना । पतन्ति चन्द्रताराश्च मिथ्या चेदहमब्रुवम् ॥ ब्रह्मघ्नाश्च कृतघ्नाश्च क्रूरा येऽसत्यवादिनः। वर्जनीयाः सधर्मेण भिषजा गुरुनिन्दकाः । मुनिरसपिष्टविडङ्गं मुनिरसलीढं चिरस्थितं घर्मे । द्रावयति लोहदोपान् वह्निर्नवनीतपिण्डमिव ॥

मुनिरत्रागस्त्यः ॥

कालेमलमष्टत्तिर्लाघवमुदरे विशुद्धिरुद्गारे । अङ्गेपुनावसादो मनःप्रसादोऽस्य परिपाके ॥ क्रिमिरिपुचूर्णं लीढं सहितं स्वरसेन वङ्गसेनस्य । क्षपयसचिरान्नियतं लोहाजीर्णोद्भवं शूलम् ॥

वङ्गसेनस्य अगस्तेः ॥

भवेयद्यतिसारस्तु दुग्धं पीत्वा तु तं जयेत् । गुञ्जाद्वादशकादूर्ध्वं वृद्धिरस्य भयप्रदा ॥

शङ्करप्रणीतं लोहम्। इति सामान्याः क्रिया ॥

અરશવાળાઓએ જે અન્નપાન તથા ઔષધ વાયુ અનુલોમન કરનાર હોય અને અગ્નિના બળને વધારનાર હોય તેઓનું નિત્ય સેવન કરવું.

ચોખા, સાઠી ચોખા, ઘઊં અને જવ એઓનાં ભોજનો ઘી ની સાથે, બકરીના દુધની સાથે, લીંબડાના તથા કડવાં પરવળના રસની સાથે, કંદોના રસની સાથે, રીંગણીના મૂળના રસની સાથે અથવા માંસના રસાની સાથે કરવાં.

જેઓમાં વિષ્ઠાનું ભેદન ન થતું હોય એવા અરશોને મીઠી ખરખોડી, પોથી, તાંદળજો અને બથવો એઓનાં શાકોથી તથા બીજાં પણ વિષ્ઠાની મૂત્રની તથા વાયુની ઘણી પ્રવૃત્તિ કરાવનારાં અને અગ્નિને પ્રદીપ્ત કરનારાં દ્રવ્યોથી મટાડવા અને જેઓમાં વિષ્ઠાનું ભેદન થતું હોય એવા અરશોને વાયુ સંબંધી અતિસારની પેઠે મટાડવા.

લૂણ સહિત ધાટી છાશ કે જે વાયુને તથા વિષ્ઠાને સવળે રસ્તે લાવનાર છે તે આપવી. ધાટી છાશથી હણાએલા અરશો પાછા ઉત્પન્ન થતા નથી. અરશવાળાઓએ બળની, વર્ણની તથા અગ્નિની વૃદ્ધિને વાસ્તે ધાટી છાશનો અભ્યાસ કરવો. ધાટી છાશના અભ્યાસથી શ્રોતોની શુદ્ધિ થતાં અન્નાદિકનો રસ સારી રીતે ચાલેછે અને તે ચાલવાથી પુષ્ટિ, તુષ્ટિ, બળ તથા વર્ણ સારી રીતે થાયછે અને વાયુના તથા કફના સૈકડો વિકારો ટળી જાયછે.

## કરંજાદિ ચૂર્ણ.

કરંજનાં ફળનો ગર્ભ, ચિત્રો, સિંધાલૂણ, સુંઠ, ઇંદ્રજવ અને અરલૂ એઓના ચૂર્ણને ધાટી છાશની સાથે પીવામાં આવે તો તેથી લોહીની સાથે અરશો પડી જાયછે.

## રજની લેપ.

વૈદ્યે અરશની નિવૃત્તિને વાસ્તે હળદરના ચૂર્ણને થોરના દુધમાં કાલવી તેનો લેપ કરાવવો.

## પિપ્પલ્યાદિ લેપ.

પીપળ, સૈંધવ, કઠ તથા સરસડીયાતું ફળ એઓને થોરના અથવા આકડાના દુધમાં વાટી તેનો લેપ કરાવવામાં આવે તો તેથી અરશો મટી જાયછે.

## હરિદ્રાદિ લેપ.

હળદર અને કડવીઘીસોડી એઓનું ચૂર્ણ કરી સરસીયા તેલમાં કાલવીને તેનો લેપ કરવો. અરશોનો નાશ કરવામાં આ લેપ ઉત્તમ કહેલો છે.

## તિલ ભક્ષણ.

ચાર તોલાં ભાર કાળા તલ લઈ તેઓને ટાઢાં પાણીથી ખાવામાં આવેતો તેથી અરશ શાંત થાયછે અને દાંત મજબૂત થાયછે.

### રૂધિર સ્રાવણ.

લોહી એકઠું થએલું જોવામાં આવે અને અરશ સુજેલા તથા કઠણ હોય તો સમજુ વૈદ્યે શસ્ત્રોથી અથવા જળો મુકીને વારંવાર લોહીનું હરણ કરવું.

### બૃહત્ કાશી સાધ્ય તૈલ.

હીરાકશી, સૈંધવ, પીપળ, સુંઠ, કઠ, કલગારી નામનું વિષ, પાષાણ ભેદ, કણેર, નેપાલો, વાવડીંગ, ચિત્રક, હરતાલ, માલકાંકણી, અને દારૂડીનાં મૂળીઆં એઓનો કલ્ક, થોરનું તથા આકડાનું છીર અને ચોગણું ગાયનું મૂત્ર એઓથી વૈદ્યે તેલ પકાવવું. જેમ ક્ષારથી અરશો પડી જાય તેમ આ તેલનો અભ્યંગ કરવાથી અરશો પડીજાયછે. આ તેલ ક્ષારનું કામ કરેછે અને વળીને ખરાબ કરતું નથી.

### સમશર્કર ચૂર્ણ.

એક ભાગ એળચી, બે ભાગ તજ, ત્રણ ભાગ તમાલપત્ર, ચાર ભાગ નાગકેસર, પાંચ ભાગ મરી, છ ભાગ પીપળ અને સાત ભાગ સુંઠ એઓનું ચૂર્ણ કરી તેમાં તે ચૂર્ણના વજન જેટલી સાકર નાખીને તે ચૂર્ણ ખાવામાં આવે તો તેથી અરશ, અગ્નિનું મંદપણું, ગોળાનું દરદ, અરૂચિ, શ્વાસ, ગળાંના રોગ અને છાતીના રોગ મટી જાયછે."

આ ચૂર્ણમાં ઝીણી એળચીનાં બીજ નાખવાં. કારણ કે મદનપાલકોશમાં કહ્યુંછે કે "ઝીણી એળચી કફને, શ્વાસને, ઊધરસને, અરશને તથા મૂત્રકૃચ્છ્રને મટાડનારીછે."

### વિજય ચૂર્ણ.

ત્રિફલા, (હરડાં, બેહેડાં, આમળાં) ત્રિકટુ, (સુંઠ, મરી, પીપળ) ત્રિસુગંધિ, (તજ તમાલપત્ર એળચી) વજ, હીંગ, કાળીપાડ, સાજીખાર, જવખાર, હળદર, દારૂહળદર, ચવક, કડુ, ઇંદ્રજવ, ધોળા ઇંદ્રજવ, પંચલવણ, (દરીયાઇ લૂણ, ટંકણખાર, સૈંધવ, બીડલૂણ, સંચલ) પીપળીમૂળ, બીલાંનો ગર્ભ અને બોડીઅજમોદ એ અઠયાવીશ પદાર્થોને સમભાગે લઇ તેઓનું ઝીણું ચૂર્ણ કરવું. આ ચૂર્ણ ઊના પાણીની સાથે એક તોલાંભાર પીવામાં આવે અથવા એરંડીયા તેલમાં કાલવીને એક તોલાંભાર ચાટવામાં આવે તો તેથી સઘળા પ્રકારના અરશો, શ્વાસ, શોષ, ભગંદર, છાતીનું શૂળ, પડખાનું શૂળ, વાયુનો ગોળો, ઊદરના રોગ, હેડકી, ઊધરસ, પ્રમેહ, પાંડુરોગ, કમળો, આમવાત, ઊદાવર્ત્ત, અંત્રવૃદ્ધિ, ગુદકૃમિ અને બીજા પણ જે જે ગ્રહણીસંબંધી દોષો વૈદ્યોએ કહેલાછે તેઓ તુરત નષ્ટ થઇ જાયછે. આ વિજય ચૂર્ણ નામનું ચૂર્ણ ઉપર કહેલા સઘળા રોગોને વાસ્તે, ભારે તાવથી ઘેરાએલાઓને વાસ્તે, ભૂતોના આવેશથી ઊન્મત્ત થએલાઓને વાસ્તે અને પ્રજા વગરની સ્ત્રીઓને વાસ્તે પરમહિત ઔષધછે.

### લઘુસૂરણ મોદક.

એક ભાગ મરી, બે ભાગ સુંઠ, ચાર ભાગ ચિત્રો અને આઠ ભાગ સૂરણ એઓને એકઠાં કરી તેઓમાં પંદર ભાગ ગોળ નાખીને લાડુ કરવા. આ પ્રસિદ્ધ ફળવાળા લાડુનું સેવન કરવામાં આવે તો તેથી જઠરાગ્નિ પ્રદીપ્ત થાયછે, શૂળનું તથા ગોળાના દરદનું ઊચ્છેદન થા-

યછે, રાફાનું દરદ તમામ મટી જાયછે અને અરશને તુરત વિનાશ થાયછે.

## બૃહત્સૂરણ મોદક.

સોળ ભાગ સૂરણ, આઠ ભાગ ચિત્રક, ચાર ભાગ સુંઠ, બે ભાગ મરી, ચાર ભાગ ત્રિફલા, ચાર ભાગ પીપળ, ચાર ભાગ પીપળીમૂળ, ચાર ભાગ તાલીસપત્ર, ચાર ભાગ ભીલામું, ચાર ભાગ વાવડીંગ, ત્રણ ભાગ કાળીમુસલી, સોળ ભાગ વરધારો, એક ભાગ તજ અને એક ભાગ ઝીણી એળચી એ સઘળાંઓને એકઠાં કરી તેઓનું ચૂર્ણ કરી તેમાં તે સર્વથી બમણો એટલે ડોઢસો ભાગ ગોળ નાખીને તેના લાડુ કરવા. આ લાડુ અત્યત ધનવાળા અને મૈથુનશક્તિને વધારનારાં ભારે ભોજનો કરનારા પુરૂષોએ સેવવા યોગ્ય છે. બીજા પુરૂષોને આ લાડુ ઉપદ્રવ કરેછે. પૂર્વે આ ઉત્તમ લાડુઓએ અગસ્ત્ય મુનિને તથા વાયુના પુત્ર ભીમસેનને ભસ્મક રોગ ઉત્પન્ન કર્યો હતો કે જેથી તેઓ ઝાઝુ ખાનારા થયા હતા. આ મોટી શક્તિવાળા બૃહત્સૂરણ નામના લાડુઓ કેવળ અગ્નિને બળને અને સારા વર્ણનેજ આપેછે એમ નથી પણ શસ્ત્રો ક્ષારો અને અગ્નિ એઓ વિના પણ અરશોને હણી નાખેછે. સોજા, શ્રીપદ, અને કફથી તથા વાયુથી ઉત્પન્ન થએલી ગ્રહણી એઓના નાશ કરેછે, વળીઓ વળી હોય તેઓને, ધોળા કેશને તથા જરાને હરેછે, બુદ્ધિને અતિ ઉત્તમ કરેછે અને હેડકી, ક્ષયરોગ, ઉધરસ, શ્વાસ, પ્રમેહ, તથા મહા ઉગ્ર બરલતું દરદ એઓને તુરત નષ્ટ કરેછે. આ લાડુઓ પુરૂષોને વાસ્તે રસાયન છે.

ભીલામું અસહ્ય લાગે તો તેને બદલે આ લાડુઓમાં રાતો ચિત્રક નાખવો.

## શ્રી બાહુશાલ ગુડ.

ચાર તોલાં નસોતર, ચાર તોલાં તેજબલ, ચાર તોલાં નેપાલો, ચાર તોલાં ગોખરૂ, ચાર તોલાં ચિત્રક, ચાર તોલાં કચૂરો, ચાર તોલાં ઇંદ્રવારણી, ચાર તોલાં મોથ, ચાર તોલાં સુંઠ, ચાર તોલાં નાગરમોથ, ચાર તોલાં વાવડીગ, ચાર તોલાં હરડે, બત્રીશ તોલાં ભીલામું, બત્રીશ તોલાં વરધારો, અને ચોસઠ તોલાં સૂરણ એઓને બે હજાર અડતાલીશ તોલાં ભાર પાણીમાં ક્વાથ કરવો. બળતાં બળતાં પાણીનો ચોથો ભાગ અવશેષ રહે તે પાણીને વારવાર ગળી લઈ તેમાં ઉપર કહેલા સઘળા પદાર્થોથી ત્રણ ગણો ગોળ મિશ્રિત કરીને જ્યાંસુધી કડછીને ચોટે ત્યાંસુધી તેને પકાવવો. પછી ઉતારી લઇને તેમાં આઠ તોલાં નસોતર, આઠ તોલાં તેજબલ, આઠ તોલાં સૂરણ, આઠ તોલાં ચિત્રક, ચોવીશ તોલાં એળચી, ચોવીશ તોલાં તજ, ચોવીશ તોલાં મરી અને ચોવીશ તોલાં નાગકેસર, એઓનું ચૂર્ણ કરીને નાખવું. એટલે શ્રીબાહુશાલ ગુડ સિદ્ધ થાયછે. પછી રોગીને દુધ તથા માંસના રસાવાળું ભોજન જમાડી તે ભોજન જીર્ણ થયા પછી તે ગોળની માત્રા ખવરાવવી. આ ગોળ સઘળા પ્રકારના અરશોને, સઘળા પ્રકારના ઉદરના રોગોને, ગોળાઓને, પ્રમેહોને, પાંડુરોગને તથા હલીમક રોગને મટાડેછે, મદ થએલા અગ્નિને પ્રદીપ્ત કરેછે અને ક્ષય-

રોગને પણ મટાડેછે. સાથળોનું ઝલાઇ જવું તથા પ્રતિશ્યાય અને પીનસ નામના સળીખમ એઓને પણ આ ગોળ હિતકારી છે. આ ગોળથી પુરૂષો લાંબા આયુષ્યવાળા થાયછે, ઘણાં સંતાનોને ઉત્પન્ન કરનારા થાયછે, વળીઓથી તથા ધોળા કેશોથી રહિત થાયછે અને સો વર્ષ સુધી રોગરહિતપણે જીવેછે. આ શ્રીબાહુશાલ નામનો ગોળ રસાયનોમાં ઉત્તમ માનવામાં આવ્યોછે. આ ગોળથી હજારો વાર અરશોનો નાશ થયો જોવામાં આવ્યોછે. ગોળનો પાક કડછીને ચોટવા લાગે અથવા ગોળ તારવાળો થાય અને જ્યારે પાણીથી ભરેલા વાસણમાં નાખતાં ગોળ તરે નહી પણ નિશ્ચલ રહે તથા પડીને વીખાઇ જાય નહી ત્યારે ગોળને પાક્યો સમજવો. સઘળા પ્રકારના ગોળોનો પાક આ પ્રમાણેજ જોવો. ગોળની તથા ખાંડની ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ એમ ત્રણ પ્રકારની માત્રા છે તેમાં ૭ રૂપીઆ ભારની માત્રા ઉત્તમ, ચાર રૂપીઆ ભારની મધ્યમ અને બે રૂપીઆ ભારની કનિષ્ઠ સમજવી એમ મુનિઓએ કહ્યુંછે.

## તિલાદિ મોદક.

તલ, ભીલાસું, હરડે અને ગોળ એઓને સમભાગે લઇ તેઓના બનાવેલા લાડુ અરશોને, શ્વાસને, ઊધરસને, બરલના દરદને, પાંડુરોગને તથા જ્વરને મટાડેછે.

## સગુડાભયા.

હરડેના ચૂર્ણમાં ગોળ નાખીને તેઓની કરેલી ગોળી પિત્તને, કફને, ચળને તથા કૂખનાં દરદને મટાડેછે. આ ગોળીનું ભક્ષણ કરવામાં આવે તો તેથી અરશોનો તો તુરતજ નાશ થાયછે.

## શંકરલોહ.

જીવિતને તથા આરોગ્યને ઇચ્છનારા નારદજીએ હાથમાં દંડને ધરનારા, જગતના પ્રભુ અને ભયંકરરૂપવાળા સદાશિવને પ્રણામ કરીને પૂછ્યું કે "હે નાથ! શસ્ત્રનો, ક્ષારનો કે અગ્નિનો ઉપયોગ કર્યાવિના માણસોના અરશો જે સેહેલા ઉપાયથી મટે તે સેહેલો ઉપાય આપે કરૂણા કરીને મને કેહેવો જોઇએ." એ પ્રમાણે નારદજીની પ્રાર્થના સાંભળી સદાશિવે માણસોનું હિત કરવાની ઇચ્છાથી અરશોનો નાશ કરનારૂં ઔષધ નીચે પ્રમાણે કહ્યું.

વટ અને ગજવેલ વગેરે લોઢાંઓમાંનું કોઇ સારૂં લોઢું લઇ પત્રાં કરાવી તેઓને પ્રથમ શુદ્ધ કરીને પછી મણશીલ, સોનામખી, રતવેલીયાના મૂળનો કલ્ક અને પારદ એઓનું લેપન કરવું. પછી વિધિપ્રમાણે ખેરના કોયલાઓના અગ્નીમાં નાખીને તે લોઢાને ધમવું અને ધમતાં જ્વાલાઓ નીકળે તેઓને ત્રિફલાના રસથી રોકવી. પછી લોઢું ગળેલું જાણવામાં આવે ત્યારે સાણશીથી તેને ઊંચું કરી ખેચી લઇને વસ્ત્રથી ગાળેલા ત્રિફલાના રસમાં ઠારવું. લોઢાનો જેટલો ભાગ બરાબર નહિ ગળેલો જોવામાં આવે તેને વળી ઉપર કહ્યાપ્રમાણે અગ્નિમાં નાખીને ત્રિફલાના રસમાં ઠારવો. વળી જેટલો ભાગ નહિ મરેલો જોવામાં આવે તેને ફરીવાર પ્રથમની પેઠે અગ્નિમાં નાખીને ત્રિફલાના રસમાં ઠારવો. એમ કરતાં પણ જે ભાગ

ન મટે તેને બીજા ધાતુઓની પેઠે પકાવી નાખીને ત્રિફલાના રસમાં નાખવો. પછી એ લોઢાવાળા ત્રિફલાના રસને તડકામાં સુકાવી નાખી તે લોઢાને લોઢાના વાસણમાં પથરાવતે વિધિપ્રમાણે ઝીણું અને લાસું થાય તેમ વાટવું. પછી એ ચૂર્ણને લોઢાના વાસણમાં નાખી ત્રિફલાના રસથી કાદવ જેવું કરી વાસણને કપડમટ્ટી કરીને અડાયાના ગજપુટમાં પકાવવું. પછી અનુક્રમે ત્રિફલાનો, આદુનો, ભાંગરાનો, કાળા ભાંગરાનો, માનકંદનો, બીલામાનો, ચિત્રકનો, સૂરણનો, એરડાના પાનડાનો અને થોરનો પુટ દઈ અડાયાના ગજપુટમાં પકાવવું. પ્રત્યેક પુટમાં ચોસઠ તોલાં એ લોઢાનું ચૂર્ણ અને અણસઠ તોલાં ત્રિફલાનો રસ નાખવો જોઇએ.[1] એ ત્રિફલાનો રસ એવો જોઇએ કે જે પ્રથમથીજ ઊકાળીને આઠમે ભાગે અવશેષ રાખવામાં આવ્યો હોય. પછી લોઢાના અથવા ત્રાંબાના વાસણમાં બત્રીશ તોલાં ભાર ઘી માં તે લોઢાને નાખી ચુલાપર ચડાવી વિધિપૂર્વક લોઢાની કડછીથી હલાવવું. પછી પાકની રીતિને જાણનારા વૈદ્યે એ સ્વચ્છ ઘી માં ખૂબ શેકી કાલજી રાખીને કોમળ, મધ્ય કે ખર, જેવો પાક લેવાનો હોય તેવો લેવો.

આ શંકર લોહના પ્રયોગના આરંભમાં ઉત્સવ તથા મંગલ કરવાં. તે લોઢું મધમાં તથા ઘીમાં કાલવીને પેહેલે દિવસ એક રતિ અને બીજે દિવસ બે રતિ એ રીતે એક એક રતિ વધારતાં અગ્નિનું બળ હોયતો બાર રતિ સુધી ખાવું. વર્દ્ધમાન પિપ્પલીની રીતિ પ્રમાણે તેના ઉપર ગાયના દુધનું અને ગાયનું દુધ ન મળે તો બકરીના દુધનું અનુપાન કરવું તથા સ્નિગ્ધ અને મૈથુનશક્તિ આદિને વધારનારા પદાર્થોનું ભોજન કરવું. આ લોઢું જઠરાગ્નિને તુરત ઊત્પન્ન કરેછે, ભસ્મક રોગને બંધ પાડેછે અને વાયુને, પિત્તને, કોઢને, વિષમજ્વરને, ગોળાના રોગને, નેત્રના રોગને, પાંડુરોગને, નિદ્રાજવા આલસ્યને, અરૂચિને, શૂળને, પરિણામશૂળને, પ્રમેહને, અપબાહુક નામના રોગને, સોજાને અને લોહીના સ્રાવને હણેછે. અરશને તો વિશેષે કરી હણેછે. આ ઉત્તમ લોહનો ઉપયોગ કરવાથી બળ વધેછે, પુષ્ટિ થાયછે, કાંતિ ઊત્તમ થાયછે, સ્વર ચોખો થાયછે, શરીરમાં હલકાઈ થાયછે, આરોગ્યની તથા પોષણની વૃદ્ધિ થાયછે, આયુષ્ય લાંબું થાયછે, લક્ષ્મી પ્રાપ્ત થાયછે, તેજ વધેછે, શોભા વધેછે, દીકરા આવેછે અને વળીઓનો તથા ધોળા કેશનો નાશ થાયછે. આ શંકર લોહનું નામ 'દુર્વાચારિ' પણ છે અને તેથી અરશોનો નાશ થએલો હજારો વાર જોવામાં આવ્યોછે. જેમ અગ્નિથી તૃણ બળી જાય તેમ આ લોહથી અરશો બળી જાયછે.

જો રોગી સુકુમાર અને નાજુક કાયાવાળો હોવાથી મદ્યનું સેવન કરનાર હોય તો તેને જુનાં મદ્ય આદિથી સંયુક્ત ભોજનોની સાથે આ લોહ દેવું. આ લોહ ખાનારા માણસને લાવાં,

[1] એક એક પુટ દઈ ઓછામાં ઓછા પચીશવાર ગજપુટ દેવા એટલે અઢીસો દિવસે આ લોઢું સિદ્ધ કરવું એમ વૃદ્ધ વૈદ્યોનો સંપ્રદાય છે. આમ કરવાથી લોઢું પાણીમાં તરે એવું થાયછે.

તેતર, ખટાળડાં, મોર, સસલાં વગેરે ચકલાં, વનનાં ચકલાં, વૈયાં, હારીલ, શકરા, મોટાં લાવાં, જંગલી કુકડા વગેરે કબુતર અને મૃગો ઇત્યાદિ જાંગલ પ્રદેશનાં પશુ પક્ષીઓનું માંસ હિતકારી છે. જેને માછલાં અનુકૂલ હોય તે માણસને મંગુર અને રોહિડો એ જાતનાં મોટાં માછલાં વિશેષ હિતકારી છે. શકુલ જાતનાં મોટાં માછલાં વિશેષ હિતકારી છે. રીંગણાં, પરવલ, ભોરીંગણીના દેડવા, લાંબી તુંબડી, શતાવરીનાં પાનડાંનું શાક, નેતરના અગ્રનું શાક, અકલકરાના પાનડાંનું શાક[1], તાંદલજો, બથવો, ધાણાભાજી, ચિત્રક, કુવાડીયાનું શાક, નાળીએર, ખજુર, દાડિમ, હરફારેવડીનાં ફળ, શીગોડાં, પાકાં આંબાં, દ્રાખ અને તાડનાં ફળો એટલી વસ્તુઓ આ લોહ ખાનારાઓને હિતકારી છે. આ લોહ ખાનારાએ ફનસ, ચણીયાં બોર, મોટાં બોર, લીંબું, બીજોરૂં, આંબલી, કરમદાં, જલપ્રાય દેશના પ્રાણીઓનાં માંસો, કલકલીયાનું માંસ, મિશ્રવર્ણવાળી શેલડી, હંસનું માંસ, સારસનું માંસ, બપૈયાનું માંસ, નીલકંઠનું માંસ, કુંજનું માસ, બગલીનું માંસ, માનકંદ, કસેલાં, નિર્મલી નામનું ફલ, તરબુચ, પદકાલું, કંટાલાં, સોપારી, કડવાં પરવળ, શરપંખો, કુંદરૂ નામનો ગુગળ, કાકડી અને જેઓનાં નામોમાં પ્રથમ 'ક' અક્ષર આવે એવા સઘળા પદાર્થો તથા સઘળી દાળો એઓનો ત્યાગ કરવો.

આ દુર્નામારિ નામનું લોહ સદાશિવે જગતના ઉપકારને વાસ્તે અને કુબેરજીની ઉપર દયાને લીધે કહ્યું છે અને આથી અરશોનો અવશ્ય નાશ થાયછે. આ વિષયમાં હું જો ખોટું બોલ્યો હોઉં તો મેરૂપર્વત સ્થાનથી ચલાયમાન થાય, પૃથ્વી વાયુથી ઉંધી વળી જાય અને ચંદ્ર તથા તારાઓ પણ આકાશમાંથી પડી જાય અર્થાત્ મેરૂપર્વત આદિનું ચલન આદિ થાય તોજ મારી વાત ખોટી પડે. ધર્મ પાળનારા વૈદ્યે જેઓ બ્રહ્મહત્યા કરનારા હોય, ઉપકાર કરનારનું ભુંડું કરનારા હોય, ક્રૂર હોય અને ખોટું બોલનારા હોય તેઓને આ ઔષધ દેવું નહીં.

આ લોહથી શરીરમાં કાંઇ હરકત થાયતો અગથીયાના રસમાં વાટેલાં વાવડીંગોને ઘણીવાર સુધી તડકામાં રાખી સુકાવી તેઓનું ચૂર્ણ કરીને અગથીઆના રસથી ચાટવું. જેમ અગ્નિ માંખણના પિંડાને પીગળાવી નાખેછે તેમ આ ઉપાય લોઢાના દોષોને પીગળાવી નાખેછે. પેટમાં આ ચૂર્ણનો પરિપાક થતાં સમયસર ઝાડો ઉતરેછે, પેટમાં હલકાઈ થાયછે, ઓડકાર ચોખા આવેછે, અંગોમાં ગ્લાનિ રેહેતી નથી અને મન પ્રસન્ન થાયછે. વાવડીંગનું ચૂર્ણ કરી તેને અગથીઆના સ્વરસમાં કાલવીને ચાટવામાં આવે તો લોહના અજીર્ણથી ઉત્પન્ન થએલું શૂળ તુરતજ અવશ્ય મટી જાયછે.

આ લોહ ખાતાં અતિસાર થાયતો

[1] મૂલમાં 'તાડક' શબ્દછે તેનો અર્થ 'અકલકરો' થાયછે. કારણ કે નિઘંટમાં ધન્વતરિએ કહ્યુ છે કે જીમૂતક, હેવતાડ, કૃતકોશ, ગરાગરી, આખુ વિપત્દત, વેણી, દેવદાલી અને તાડક એટલાં અકલકરાનાં નામછે અકલકરો તિક્ત રસવાળો છે અને કફ, અરશ, સોજા તથા પાંડુરોગ એઓને નષ્ટ કરેછે.

દુધ પીવું એટલે તે અતિસાર મટી જશે. આ લોહને ભક્ષણમાં બાર રતિથી વધારવામાં આવેતો તેથી ભય ઉત્પન્ન થાયછે.

## લોહી સ્ત્રવનારા અરશોની ચિકિત્સા.

## अथ रक्तार्शसां चिकित्सा ।

रक्तार्शसामुपेक्षेत रक्तमादौ स्त्रवद्विपक् । दुष्टास्रे निःस्रुते न स्युः शूलानाहास्रगामयाः ॥ चन्दनकिराततिक्तकधन्वयवासाः सनागराः क्वथिताः । रक्तार्शसां प्रशमना दार्वीत्वगुशीरनिम्बाश्च ॥

चन्दनमत्र रक्तम् । नागरमत्र मुस्तकम् ॥

इति चन्दनादिक्काथः ॥

नवनीततिलाभ्यासात् केशरनवनीतशर्कराभ्यासात् । दधिसरमथिताभ्यासाद्गुदजाः शाम्यन्ति रक्तवहाः ॥ दध्नस्तूपरि यो भागो घनस्नेहयुतः सरः ।

मथितं सररहितं निर्जलं वस्त्रपूतं दधि ॥

सपद्मकेशरक्षौद्रं नवनीतं नवं लिहन् । शिताकेशरसंयुक्तं रक्तार्शसि सुखी भवेत् ॥ पयसा सृतेन यूषैः सती नमुद्गाढकी मसूराणाम् । ओदनमद्यादम्लैः शालिश्यामाककोद्रवजम् ॥ शशहरिणलावमांसैः कपिञ्जलैरेणमांसैश्च ॥

अम्लैरीषत्सुगन्धैश्च ॥

समङ्गोत्पलमोचाकतिरीटोत्पलचन्दनैः । सिद्धं छागीपयो दद्याद्गुदजे शोणितात्मके ॥

समङ्गा लज्जालू । मोचाको मोचरसः । तिरीटो लोध्रः चन्दनं रक्तम् । इति समङ्गादिदुग्धम् ॥

भावितं रजनीचूर्णं स्नुहीक्षीरैः पुनः पुनः । बन्धनात्सुदृढं सूत्रं छिनत्त्यर्शो भगन्दरम् ॥ इति क्षारसूत्रम् ॥

વૈદ્યે લોહીસંબંધી અરશોના સ્ત્રવતા લોહીની પ્રથમ ઉપેક્ષાજ કરવી. કારણ કે દુષ્ટ લોહી નીકળી જાયતો શૂળ, પેડુનું ચડવું કે લોહી સંબંધી દરદો ઉત્પન્ન થાય નહી.

રતાંજલિ, કરીયાતું, રાતો ધમાસો, મોથ, દારૂ હળદર, તજ, વાળો અને લીંબડો એઓનો ક્વાથ પીવાથી રૂધિરસંબંધી અરશો મટી જાયછે. આ ચંદનાદિ ક્વાથ કહેવાયછે.

માંખણ અને તલ ખાવાનો અભ્યાસ રાખવાથી અથવા નાગ કેસર, માંખણ અને સાકર ખાવાનો અભ્યાસ રાખવાથી અથવા દહીની ઉપરનો ઘાટો ચીકાશવાળો ભાગ અને તેવા ભાગ વગરનું પાણીવગરનું વસ્ત્રથી ગાળેલું દહી એઓનો અભ્યાસ રાખવાથી લોહીને દુઝનારા અરશો શાંત થાયછે.

કમળના કેસરા, મધ, સાકર અને નાગકેસર એઓથી સંયુક્ત તાજું માંખણ ચાટવાનો અભ્યાસ રાખવામાં આવેતો લોહીસંબંધી અરશોવાળો માણસ સુખી થાયછે.

વટાણા, મગ, તુવર અને મસૂર એઓના ખાટા અને કાંઇક સુગંધ યુક્ત કરેલા યૂષોની સાથે, ઉકાળેલા દુધની સાથે અને સસલાં, હરણ, લાવાં, તેતર તથા કાળીયાર એઓનાં માંસોની સાથે ચોખાનું, સામાનું અને કોદરાનું અન્ન જમવામાં આવેતો તેથી લોહીસંબંધી

### સમંગાદિ દુગ્ધ.

રીસામણી બે ભાગ, કમળ, મોચ-રસ, લોદર, અને રતાંજલિ એઓથી પકાવેલું બકરીનું દુધ પીવામાં આવેતો તેથી લોહીસંબંધી અરશો શાંત થાયછે.

### ક્ષારસૂત્ર.

હળદરનું ચૂર્ણ અને થોરનો છીર એ-ઓથી જેને વારંવાર ભાવના આપેલી હોય એવા દોરાથી દૃઢ બાંધવામાં આ-વેતો તેથી અરશ અને ભગંદર કપાઈ જાયછે.

### નાક આદિમાં થએલા અરશોની ચિકિત્સા.

नासानाभिसमुत्थेषु तथा मेढ्रादि-जेष्वपि । त्रिष्वप्यर्शःसु कुर्वीत तत्र त-त्र यथोचितम् ॥

નાક, નાભિ કે લિંગ આદિમાં થએલા અરશોની તે તે સ્થલમાં યોગ્ય ઔષ-ધોથી ચિકિત્સા કરવી.

### ચર્મકીલની ચિકિત્સા.

चर्म्मकीलन्तु संछिद्य दहेत्क्षारेणं चाग्निना ॥

ચર્મકીલને કાપીને ક્ષારથી અથવા અગ્નિથી બાળી નાખવો.

### અરશવાળાને પરેજી.

वेगावरोधस्त्रीस्पर्शयानान्युत्कटका-शनम् ॥ यथास्वं दोषलं चान्नमर्शसः परिवर्जयेत् ॥ इत्यर्शोऽधिकारः ॥

અરશવાળાએ કદીપણ મૂત્ર આ-દિના વેગોને રોકવા નહી, સ્ત્રીઓનો સ્પર્શ કરવો નહી, વાહનોપર બેસવું નહી, ઉભડક બેસવું નહી અને જે જે દોષનું પ્રાબલ્ય હોય તે દોષને ઉત્પન્ન કરનારૂં અન્ન ખાવું નહી.

અરશોનો અધિકાર સંપૂર્ણ થયો.

---

## જઠરાગ્નિના વિકારોનો અધિકાર.

### પાસેનાં નિદાનો પૂર્વક જઠરાગ્નિના વિકારો તથા સમસ્થિતિ.

### अथ जठराग्निविकाराधिकारः। तत्र सन्निकृष्टनिदानपूर्वकानु-दराग्निविकारानाह।

कफपित्तानिलाधिक्याचत्साम्या-ज्जाठरोऽनलः । मन्दस्तीक्ष्णोऽथ वि-षमः समश्चेति चतुर्विधः ॥

જઠરાગ્નિ કફના આધિક્યથી મંદ થાયછે, પિત્તના આધિક્યથી તીક્ષ્ણ થાયછે, વાયુના આધિક્યથી વિષમ થા-યછે અને એ ત્રણે દોષોની સમતાથી સમસ્થિતિમાં રહેછે. આરીતે જઠ-રાગ્નિ ચાર પ્રકારનો થાયછે.

### મંદ અગ્નિનું લક્ષણ.

### मन्दस्याग्नेर्लक्षणमाह ।

स्वल्पापि नैव मन्दाग्नेर्मात्रा भुक्ता विपच्यते । छर्दिः सादः प्रसेकः स्या-च्छिरो जठरगौरवम् ॥

જો અગ્નિ મંદ હોય તો ખાધેલી થોડી માત્રા પણ પચતી નથી, ઉલટી થાયછે, ગ્લાનિ રહેછે, લાર ઝર્યા કરેછે અને માથામાં તથા પેટમાં ભારેપણું રહેછે.

### તીક્ષ્ણ અગ્નિનું લક્ષણ.

### तीक्ष्णस्य लक्षणमाह ।

मात्रातिमात्राप्यशिता तीक्ष्णाग्नेः प-

च्यते सुखम् । अतएव हि केनापि मतस्तीक्ष्णाग्निरुत्तमः ॥

જો અગ્નિ તીક્ષ્ણ હોય તો બહુ ઝાઝું ખાધેલું પણ સેહેજ પચી જાયછે અને એટલામાટેજ કોઇએ તીક્ષ્ણ અગ્નિવાળાને ઉત્તમ માનેલોછે.

### વિષમ અગ્નિનું લક્ષણ.

### विषमस्य लक्षणमाह ।

अशिता खलु मात्रापि विषमाग्नेस्तु देहिनः । कदाचित्पच्यते सम्यक्कदाचिन्न विपच्यते ॥ तस्याध्मानमुदावर्त्त शूलं जठरगौरवम् । प्रवाहणमतीसारस्तथा स्यादन्त्रकूजनम् ॥

વિષમ અગ્નિવાળા માણસને ખાધેલી માત્રા કોઇ સમયે ઠીક રીતે પચી જાયછે અને કોઈ સમયે બરાબર પચતી નથી. અગ્નિ વિષમ હોય તો પેટ ચડી આવેછે, ઉદાવર્ત્ત થાયછે, શૂળ નીકળેછે, પેટમાં ભારેપણું રહેછે, અધોવાયુ મુકતાં કફયુક્ત વિષ્ટા પડેછે, અતિસાર થાયછે અને આંતરડાંઓનો અવાજ થાયછે.

### સમ અગ્નિનું લક્ષણ.

### समस्य लक्षणमाह ।

समासमाग्नेरशितामात्रासम्यग्विपच्यते ॥ सोऽग्निरुत्तम एतेषु न तीक्ष्णस्तूत्तमो मतः ॥

स च मधुरस्निग्धादिभोज्य. समोग्निरुत्तमः । तर्हि कथं तीक्ष्णस्य विकारमध्ये गणना । उच्यते ॥ समोऽग्निः क्षुधाविघातादाश्वेव तथा विकारं न करोति । तीक्ष्णस्तुस्वल्पकालमपि क्षुधाविघातादाश्वेव पैत्तिकान् विकारान् कुरुते ॥ तीक्ष्णः पित्तसमुत्थानान्विषमो वातहेतुकान् । तथा करोति मन्दोग्निर्विकारान् कफसम्भवान् ॥

જેનો જઠરાગ્નિ સમસ્થિતિમાં હોય તે માણસને ખાધેલી સમમાત્રા બરાબર પચેછે. ચાર પ્રકારના અગ્નિઓમાં સમ અગ્નિ ઉત્તમ છે પણ તીક્ષ્ણ અગ્નિ ઉત્તમ નથી.

મધુર અને સ્નિગ્ધ આદિ ભોજન કરવામાં આવતાં જે અગ્નિ સમતામાં રહેતો હોય તે અગ્નિને ઉત્તમ સમજવો.

શંકા—જેથી બરાબર પચી જાય તે અગ્નિ ઉત્તમ છે તે છતાં તીક્ષ્ણ અગ્નિને વિકારોમાં કેમ ગણ્યોછે?

સમાધાન—સમ સ્થિતિવાળો અગ્નિ ક્ષુધાનો વિઘાત (ભુખ લાગ્યા છતાં નહી જમવું) કરવામાં આવતાં પણ તુરતજ વિકારોને ઉત્પન્ન કરતો નથી પણ તીક્ષ્ણ અગ્નિ તો જરાવાર ક્ષુધાનો વિઘાત થતાંજ તુરત પિત્તસંબંધી વિકારોને ઉત્પન્ન કરેછે એટલામાટે તીક્ષ્ણ અગ્નિને વિકારોમાં ગણેલો છે. કહ્યું છે કે "તીક્ષ્ણ અગ્નિ પિત્તસંબંધી વિકારોને ઉત્પન્ન કરેછે, વિષમ અગ્નિ વાયુસંબંધી વિકારોને ઉત્પન્ન કરેછે અને મંદ અગ્નિ કફસંબંધી વિકારોને ઉત્પન્ન કરેછે."

### ભસ્મક રોગનું નિદાન તથા સંપ્રાપ્તિ પૂર્વક લક્ષણ.

### भस्मकस्य निदानसम्प्राप्तिपूर्वकं लक्षणमाह ।

वह्निरूक्षान्नभुजां नराणां क्षीणे कफे मारुतपित्तवृद्धौ । अतिप्रवृद्धः पवनान्वितोऽग्निर्भुक्तं क्षणाद्भस्म करोति

यस्मात् ॥ तस्मादसौ भस्मकसंज्ञको-ऽभूदुपेक्षितोऽयं पचते च धातून् ॥

અત્યંત તીક્ષ્ણ અને રૂક્ષ અન્ન જમનારાં માણસોને કફ ક્ષીણ થતાં અને વાયુની તથા પિત્તની વૃદ્ધિ થતાં અત્યંત વૃદ્ધિ પામેલો પવનસહિત અગ્નિ જે કાંઇ ખાવામાં આવે તેને ક્ષણમાત્રમાં ભસ્મ કરી નાખેછે એટલામાટે તેના અગ્નિરૂપ રોગ ભસ્મક કહેવાયછે. જો ભૂખને રોકવામાં આવેતો તે અગ્નિ ધાતુઓને પકાવવા માંડેછે.

### ભસ્મકના ઉપદ્રવો તથા અરિષ્ટ.

### भस्मकस्य सोपद्रवमरिष्टमाह ।

तृट्स्वेददाहमूर्छादीन् कृत्वैषोऽग्निसम्भवान् । पक्वान्नमाशु धात्वादीन् स क्षिप्रं नाशयेत् ध्रुवम् ॥

એ ભસ્મક રોગ અગ્નિની અત્યંત અધિકતાથી થતા તરશ, પસીનો, દાહ તથા મૂર્છા, ઇત્યાદિકને ઉત્પન્ન કરી અન્નને તુરત પકાવીને તુરતજ ધાતુ આદિનો અવશ્ય નાશ કરેછે.

### અજીર્ણનું દૂરનું નિદાન.

### अथाजीर्णस्य विप्रकृष्टं निदानमाह ।

अत्यम्बुपानाद्विषमाशनाच्च सन्धारणात् स्वप्नविपर्ययाच्च । कालेऽपि सात्म्यं लघु चापि भुक्तमन्नं न पाकं भजते नरस्य ॥

सन्धारणात् क्षुधामूत्रपुरीषादीनाम् । स्वप्नविपर्ययात् दिवाशयनाद्रात्रौ जागरणात् । लघु चापीत्यपि शब्दात् स्निग्धोष्णादिगुणयुक्तमपि ॥

अन्यच्च ।

तृष्णाभयक्रोधपरिप्लुतेन लुब्धेन रुग्दैन्यनिपीडितेन । प्रद्वेषयुक्तेन च सेव्यमानमन्नं न सम्यक् परिपाकमेति॥

परिप्लुतेन व्याप्तेन ॥

ઘણું પાણી પીવાથી, વિષમ ભોજન કરવાથી, ક્ષુધા મૂત્ર તથા વિષ્ટા આદિને રોકી રાખવાથી, દિવસે સુવાથી અને રાતે જાગવાથી માણસને સમયસર ખાધેલું, પ્રકૃતિને હિતાવહ, હલકું અને સ્નિગ્ધપણા તથા ઉનાપણા આદિ ગુણોવાળું અન્ન પણ પચતું નથી.

બીજા વચનમાં પણ કહ્યું છે કે તૃષ્ણાથી, ભયથી, તથા ક્રોધથી ઘેરાએલા, લોભથી ઘેરાએલા, રોગથી તથા દીનતાથી પીડાએલા અથવા દ્વેષથી સંયુક્ત થએલા માણસે સેવાતું અન્ન બરાબર પરિપાક પામતું નથી.

### ઉપર કહેલાં કારણો કરતાં પણ બહુ ઝાઝા અન્નનું ભોજન વિશેષે કરી અજીર્ણનું કારણ હોવાવિષે અને અજીર્ણ ઘણા વ્યાધિઓનું કારણ હોવાવિષે.

### उक्तकारणेभ्योऽतिमात्रान्नभोजनं विशेषादजीर्णस्य कारणमजीर्णञ्च बहुव्याधीनां कारणमित्याह ।

अनात्मवन्तः पशुवद्भुञ्जन्ते येऽप्रमाणतः । रोगानीकस्य ते मूलमजीर्णं प्राप्नुवन्ति हि ॥

अनात्मवन्त. । अबुद्धिमन्तः । रोगानीकस्य विषूच्यादेर्मूलं कारणम् ॥

अन्यच्च।

प्रायेणाहारवैषम्यादजीर्णं जायते नृणाम् । तन्मूलो रोगसङ्घातस्तद्विनाशाद्विनश्यति ॥

अजीर्णविनाशाद्विनश्यति । रोगसङ्घातः रोगसमूहः ॥

મૂર્ખતાવાળા જે માણસો પશુઓની પેઠે પ્રમાણ વગરનું અન્ન જમે છે તેઓને કૉલેરા આદિ રોગોના સમૂહના મૂલ કારણરૂપ અજીર્ણ થાયછે.

બીજા વચનમાં પણ કહ્યું છે કે માણસોને ઘણું કરીને આહારની વિષમતાથી અજીર્ણ થાયછે અને તે અજીર્ણરૂપ કારણથી રોગોનો સમૂહ થાયછે કે જે રોગોનો સમૂહ અજીર્ણના વિનાશથીજ મટેછે.

અજીર્ણનું સામાન્ય લક્ષણ.

अजीर्णस्य सामान्यं लक्षणमाह।

ग्लानिगौरवविष्टम्भभ्रममारुतमूढता । विबन्धो वा प्रवृत्तिर्वा सामान्याजीर्णलक्षणम् ॥

मारुतमूढता वायोरवरोधः । विबन्धः मलाप्रवृत्तिः ॥

ગ્લાનિ, ભારેપણું, સજડપણું, ભ્રમ, વાયુનો અવરોધ, અને મળની અટકાયત અથવા મળની બહુ પ્રવૃત્તિ એટલાં અજીર્ણનાં સામાન્ય લક્ષણ છે.

પાસેનાં કારણો સહિત અજીર્ણના ભેદો.

सन्निकृष्टकारणसहितानजीर्णस्य भेदानाह।

आमं विदग्धं विष्टब्धं कफपित्तानिलैस्त्रिभिः ॥

त्रिभिरित्येकशो न तु मिलितैः ॥

अजीर्णं केचिदीक्षन्ते चतुर्थं रसशेषतः ॥

केचित्तु सुश्रुतादयः । रसशेषतः । भुक्तस्य पक्वस्य सारभूतो यो द्रवः स रसः । सोऽपि पच्यते । भुक्तस्य सारभूतो यो द्रवः स चापक्वो रसशेषः तस्मात् । चतुर्थमजीर्णम् । नन्वामाजीर्णाद्रसशेषस्य को भेदः । उच्यते । आमं मधुरतां गतमपक्वमन्नमेव । रसशेषस्तु भुक्तस्य पक्वस्य सारभूतो यो द्रवः स चापक्वः इति भेदः ॥

अजीर्णं पञ्चमं केचिन्निर्दोषं दिनपाकि च ॥

निर्दोषं गौरवभ्रमशूलादिदोषाऽजनकम् दिनपाकि च । अहोरात्रेण पाकं यातीति स्वभावः । यत्तु मात्राकालसात्म्यादिदोषाद्दिनान्तरे पाकं याति तद्दिनपाकि । अतएव । याममध्ये न भोक्तव्यमित्यादि वचनम् ॥

वदन्ति षष्ठञ्चाजीर्णं प्राकृतं प्रतिवासरम् ॥

प्राकृतमविकारकम् । प्रतिवासरं प्रतिदिनभावि । भुक्तं यावन्न जीर्णं तावदजीर्णमित्युच्यते । एतदभिधानस्य प्रयोजनं पाकार्थं वामपार्श्वशयनप्रियशब्दादिसेवनादिकम् । न चात्राहारस्य निषेधः । 'प्रातराशे त्वजीर्णे तु सायमाशो न दुष्यति' इति वचनेन सायमाशस्यावश्य कर्त्तव्यत्वात् ॥

કફથી આમાજીર્ણ થાયછે, પિત્તથી વિદગ્ધાજીર્ણ થાયછે અને વાયુથી વિષ્ટબ્ધાજીર્ણ થાયછે. કેટલાએક સુશ્રુત

આદિ આચાર્યો કહેછે કે "ખાધા પછી પેટમાં પાકી ગએલા અન્નાદિકનો સારરૂપ જે દ્રવભાગ થાયછે તે દ્રવભાગ પણ પાકતાં પાકતાં તેમાંથી કાચો ભાગ રહી જાયછે તે રસશેષ કહેવાયછે અને તે રસશેષથી ચોથા પ્રકારનું રસશેષાજીર્ણ પણ થાયછે."

શંકા– આમાજીર્ણથી રસશેષાજીર્ણમાં શી જુદાઈ છે?

**સમાધાન**–મધુરપણાને પામેલું જે અપક્વ અન્ન છે તેથી થએલું અજીર્ણ આમાજીર્ણ કહેવાયછે અને ખાધા પછી પાકી ગએલા અન્નનો સારરૂપ જે દ્રવભાગ અપક્વ રહી ગયો હોયછે તેથી થએલું અજીર્ણ રસશેષાજીર્ણ કહેવાયછે માટે આમાજીર્ણ અને રસશેષાજીર્ણ એઓ પરસ્પરથી જુદા છે.

કેટલાએક કહેછે કે "ભારેપણું ભ્રમ તથા શૂળ ઈત્યાદિ દોષોને નહી ઉત્પન્ન કરનાર જે અન્ન માત્રા કાળ તથા સાત્મ્ય આદિના દોષથી તે દિવસે નહી પણ બીજે દિવસે પેટમાં પાકેછે તે પાંચમું અજીર્ણ છે. કે જે અજીર્ણને માટેજ 'જમ્યાપછી એક પોહોરની અંદર જમવું નહી' એમ કહેલું છે.

કેટલાએક કહેછે કે "વિકારોને ઉત્પન્ન નહી કરનારૂં જે અજીર્ણ પ્રત્યેક દિવસે થાયછે એટલે જ્યાં સુધી પચ્યું ત્યાં સુધી અજીર્ણ કહેવાવાને યોગ્ય જે અન્ન પેટમાં પચ્યું હોયછે તે છઠું અજીર્ણ છે. આ છઠું અજીર્ણ કહેવાનું પ્રયોજન એટલુંજ છે કે તે અજીર્ણને પકાવવા સારૂ ડાબું પડખું ઢાળીને સુવું અને પ્યારા શબ્દો વગેરેનું સેવન વગેરે કરવું." આ અજીર્ણમાં જમવાનો નિષેધ નથી. કારણ કે 'સવારનું જમેલું અજીર્ણ છતાં પણ સાંજે જમવામાં હરકત નથી' એ વચન પ્રમાણે રાતનું ભોજન અવશ્ય કરવા યોગ્ય છે.

### આમાજીર્ણનું લક્ષણ.

**अथामाजीर्णस्य लक्षणमाह ।**

**तत्रामे गुरुतोत्क्लेशः शोथो गण्डाक्षिकूटगः ॥ उद्गारश्च यथाभुक्तमविदग्धं प्रवर्त्तते ॥**

गुरुता उदराङ्गयोः । उत्क्लेशः उपस्थितवमनमिव । अक्षिकूटोऽक्षिपुटकः ॥

આમાજીર્ણ હોય તો પેટમાં તથા અંગોમાં ભારેપણું થાયછે, વમનની તૈયારી જેવું થઈ રહેછે, ગાલ ઉપર તથા આંખના ડોડલા ઉપર સોથર થાયછે અને ખાધેલું નહી પાક્યા જેવોજ ઓડકાર આવેછે.

### વિદગ્ધાજીર્ણનું લક્ષણ.

**अथ विदग्धाजीर्णस्य लक्षणमाह ।**

**विदग्धे भ्रमतृण्मूर्छाः पित्ताच्च विविधा रुजः । उद्गारश्च सधूमाम्लः स्वेदो दाहश्च जायते ॥**

विविधा रुजः ऊपचोपदाहादयः ।

વિદગ્ધાજીર્ણ હોય તો ભ્રમ થાયછે, તરશ લાગેછે, મૂર્છા આવેછે, પિત્તને લીધે સંતાપ ચોસ તથા બળતરા આદિ ઘણા પ્રકારની વ્યથાઓ થાયછે, ધુવાડાવાળા તથા ખાટા ઓડકાર આવેછે, પસીનો વળેછે અને દાહ થાયછે.

### વિષ્ટબ્ધાજીર્ણનું લક્ષણ.

**अथ विष्टब्धाजीर्णस्य लक्षणमाह ।**

विष्टब्धे शूलमाध्मानं विविधा वात-

वेदनाः । मलवाताऽप्रवृत्तिश्च स्तम्भो-मोहोऽङ्गपीडनम् ॥

वातवेदनाः तोदभेदादयः । स्तम्भोऽङ्गानाम् । मोहो मूर्च्छा ॥

વિષ્ટબ્ધાજીર્ણ હોય તો શૂળ નીકળેછે, આફરો થાયછે, ચોળાવા જેવી તથા ભેદાવા જેવી વગેરે અનેક પ્રકારની વાયુસંબંધી વેદનાઓ થાયછે, મળ તથા અધોવાયુ રોકાઈ જાયછે, અંગો ઝલાઈ ગયા જેવા થાયછે, મૂર્છા થાયછે અને અંગોમાં પીડા થાયછે.

### રસશેષાજીર્ણનું લક્ષણ.

### अथ रससेपाजीर्णस्य लक्षणमाह ।

रसशेषेऽन्नविद्वेषो हृदयाशुद्धिगौरवैः ।

રસશેષાજીર્ણ હોય તો છાતી સાફ નહી હોવાથી તથા ભારેપણુ હોવાથી અન્ન ઉપર અરૂચિ થાયછે.

### અજીર્ણના ઉપદ્રવો.

### एतस्योपद्रवानाह ।

मूर्छा मलापो वमथुः प्रसेकः सदनं भ्रमः । उपद्रवा भवन्त्येते मरणञ्चाप्यजीर्णतः ॥

અજીર્ણથી મૂર્છા, બકવાદ, વમન, લાળનું ઝરવું, ગ્લાનિ અને ભ્રમ એ ઉપદ્રવો થાયછે અને મરણ પણ થાયછે.

### આમાજીર્ણ આદિ અજીર્ણો અત્યંત થાય તો તેઓથી કૉલેરા વગેરે રોગો થવાવિષે.

### आतिशयितेभ्यश्चामाद्यजीर्णेभ्यो विसूच्यादिरोगानाह ।

आमं विदग्धं विष्टब्धमित्यजीर्णं यदीरितम् । विसूच्यलसकौ तस्माद्भवेच्चापि विलम्बिका ॥

नात्र यथासंख्यम् । तदा विष्टब्धाद्विलम्बिका भवितुमर्हति । सा च कफवाताभ्यां भवतीत्येकैकतोऽजीर्णाद्विसूच्यादित्रयोत्पत्तिः ॥

આમાજીર્ણ, વિદગ્ધાજીર્ણ અને વિષ્ટબ્ધાજીર્ણ એમ ત્રણ પ્રકારનાં જે અજીર્ણો કહ્યાં તેઓથી વિસૂચી, (કૉલેરા) અલસક અને વિલંબિકા પણ થાયછે.

આમાં આમાજીર્ણથી વિસૂચી, વિદગ્ધાજીર્ણથી અલસક અને વિષ્ટબ્ધાજીર્ણથી વિલંબિકા થાયછે એમ અનુક્રમ લેવો નહી પણ એક એક અજીર્ણથી વિસૂચી આદિ ત્રણે રોગો થાયછે એમ સમજવું. જો અનુક્રમ લઇએ તો પિત્તસંબંધી વિદગ્ધાજીર્ણથી વિલંબિકા થવી જોઇએ પણ તેમ નહી થતાં તે વિલંબિકા કફથી તથા વાયુથી થાયછે માટે અનુક્રમ લેવો નહી.

### વિસૂચીનો (કૉલેરાનો) અર્થ.

### विसूच्या निरुक्तिमाह ।

सूचीभिरिव गात्राणि तुदन् सन्तिष्ठतेऽनिलः । यत्राजीर्णेन सा वैद्यैर्विसूचीति निगद्यते ॥

જે રોગમાં અજીર્ણને લીધે વાયુ જાણે ગાત્રોને સોઇઓથી ભોંકતો હોય એવો ક્રૂર થાયછે તે રોગને વૈદ્યો (વિસૂચી) કહેછે. (સૂચી) એ સોઇનું નામ છે.

### વિસૂચીનું નિદાન.

### विसूच्या निदानमाह ।

न तां परिमिताहारा लभन्ते विदि-

तागमाः । मूढास्तामजितात्मानो लभन्तेऽशनलोलुपाः ॥

विदितागमाः । ज्ञातायुर्वेदाः ॥

મિત આહાર કરનારા અને આયુર્વેદને (વૈદ્યશાસ્ત્રને) જાણનારા લોકોને વિસૂચી થતી નથી પણ જેઓ મૂઢ મનના તથા ઇંદ્રિયોના નિગ્રહ વગરના અને ખાવામાં અત્યંત આસક્ત હોય તેઓને થાયછે.

## વિસૂચીનું લક્ષણ.

## विसूच्या लक्षणमाह ।

मूर्छातिसारौ वमथुः पिपासा शूलं भ्रमोद्वेष्टनजृम्भदाहाः । वैवर्ण्यकम्पौ हृदये रुजश्च भवन्ति तस्यां शिरसश्च भेदः ॥ उद्वेष्टनं हस्तपादयोः ॥

વિસૂચીમાં મૂર્છા, બહુ પાતલો પ્રવાહ જેવો ઝાડો, વમન, તરશ, શૂળ, ભ્રમ, હાથ-પગમાં ગોટલીઓ, બગાસાં, બળતરા, વર્ણનું બદલાઇ જવું, ધ્રુજ, છાતીમાં વેદનાઓ અને માથાની ફાટ થાયછે.

## વિસૂચીના ઉપદ્રવો.

## विसूच्या उपद्रवानाह ।

निद्रानाशोऽरतिः कम्पो मूत्राघातो विसंज्ञता । अमी उपद्रवा घोरा विसूच्याः पञ्च दारुणाः ॥

अमी निद्रानाशादयः उपद्रवाः । सर्वेषामेव रोगाणां घोरा भयङ्कराः । विसूच्याः पञ्च दारुणाः विसूच्यास्तु पञ्चापि यदि स्युस्तदा दारुणाः प्राणभयङ्कराः ॥

નિદ્રાનો નાશ, અણગમો, કંપ, મૂત્રની અટકાયત અને બેભાનપણું એ પાંચ ઉપદ્રવો જો કે સઘળા રોગોમાં ભયંકર છે તોપણ વિસૂચીમાં થયા હોય તો દારૂણ છે એટલે એ પાંચે થયા હોયતો પ્રાણ જવાનો ભય કરેછે.

## અલસકનું લક્ષણ.

## अलसकलक्षणमाह ।

कुक्षिरानह्यतेऽत्यर्थं प्रताम्यत्यथ कूजति । निरुद्धो मारुतश्चैव कुक्षावुपरि धावति ॥ वातवर्चोनिरोधश्च यस्यात्यर्थं भवेदपि । तस्यालसकमाचष्टे तृष्णोद्गारौ च यस्य तु ॥

आनह्यते आध्मायते । प्रताम्यति ताडयति । कूजति आर्त्तनादं करोति । कुक्षौ अजीर्णेन निरुद्धो मारुतः । उपरि धावति हृदयकण्ठादिकं गच्छति इत्यर्थः ॥

## काश्यपस्त्वाह ।

नाधो याति न चाप्यूर्ध्वमाहारो यो न पच्यते । कोष्ठे स्थितोऽलसीभूतस्ततोऽसावलसः स्मृतः ॥

જેનું પેટ અત્યંત આફરી ગયું હોય, અંગોને પછાડ્યા કરતો હોય, પીડાના શબ્દો કરતો હોય, (ચીસો નાખતો હોય) પેટમાં અજીર્ણથી રોકાએલો પવન છાતી તથા કંઠ વગેરે ઉપરના ભાગમાં જતો હોય, મળ તથા વાયુ અત્યંત રોકાઇ ગયાં હોય, અને તરશ તથા ઓડકાર થયા કરતા હોય તે માણસને અલસક થયોછે એમ કેહેવું.

કાશ્યપ મુનિએ તો કહ્યું છે કે "આહાર ઉંચે જાય નહી, નીચે જાય નહી, પાકે નહી પણ કોઠામાં સ્થિર થઇને રેહેછે માટે એ રોગ અલસક કેહેવાયછે.

## વિસૂચીનું તથા અલસકનું અરિષ્ટ.

**विसूच्यलसकयोररिष्टमाह ।**

यः श्यावदन्तोष्ठनखोऽल्पसंज्ञो वम्यर्दितोऽभ्यन्तरयातनेत्रः । क्षामस्वरः सर्वविमुक्तसन्धिर्यायान्नरोऽसौ पुनरागमाय ॥

सर्वा विमुक्ताः शिथिलीभूताः सन्धयो यस्य सः ॥

જેના દાંત હોઠ તથા નખ કાળા થઇ ગયા હોય, ભાન અત્યંત મટી ગયું હોય, ઉલટીથી પીડાતો હોય, આંખો ઉંડી ઉતરી ગઇ હોય, સ્વર દુર્બલ થઇ ગયો હોય અને સઘળા સાંધાઓ નરમ પડી ગયા હોય તે માણસ બીજો જન્મ ધરવાને વાસ્તે જાયછે.

## વિલંબિકાનુ લક્ષણ.

**विलम्बिकालक्षणमाह ।**

दुष्टन्तु भुक्तं कफमारुताभ्यां प्रवर्त्तते नोर्ध्वमधश्च यत्र । विलम्बिकान्तां भृशदुश्चिकित्स्यामाचक्षते शास्त्रविदः पुराणाः ॥

भृशदुश्चिकित्स्या प्रत्याख्येयामनुपचरणीयाम् । इदमसाध्यश्चेति जेज्जटः ॥

જેમાં દુષ્ટ થએલું ખાધેલું અન્ન કફને લીધે અને વાયુને લીધે મુખ દ્વારથી નીકળે નહી અને ગુદ દ્વારથી પણ નીકળે નહી તે રોગને જુના આયુર્વેદ શાસ્ત્રીઓ વિલંબિકા કહેછે અને એ વિલંબિકા ચિકિત્સા કરવાને અત્યંત અશકય કહેવાયછે.

ચિકિત્સા કરવાને અત્યંત અશકય છે એટલામાટે તેની ચિકિત્સા કરવાની નાજ પાડવી અને ચિકિત્સા કરવીજ નહી. 'આ વિલંબિકા અસાધ્ય છે' એમ જેજ્જટે કહ્યુંછે.

## જીર્ણઆહારનું લક્ષણ.

**अथ जीर्णाहारस्य लक्षणमाह ।**

उद्गारशुद्धिरुत्साहो वेगोत्सर्गो यथोचितः । लघुता क्षुत्पिपासा च जीर्णाहारस्य लक्षणम् ॥

ઓડકારનું ચોખાપણું, ઉત્સાહ, અધોવાયુ આદિના વેગનું યોગ્યરીતે છુટવું, શરીરમાં હલકાઇ અને ભુખનું તથા તરશનું ઉત્પન્ન થવું એટલાં જીર્ણ થએલા આહારનાં લક્ષણો છે.

## અજીર્ણની ચિકિત્સા.

**तस्य चिकित्सा ।**

हरीतकी तथा शुण्ठी भक्ष्यमाणा गुडेन च । सैन्धवेन युता वा स्यात् सातत्येनाग्निदीपनी ॥ गुडेन शुण्ठीमथचोपकुल्यां पथ्यां तृतीयामथ दाडिमं वा । आमेष्वजीर्णेषु गुदामयेषु वर्चोविबन्धेषु च नित्यमद्यात् ॥ व्योषं दन्ती त्रिवृच्चित्रं कृष्णामूलं विचूर्णितम् । तच्चूर्णं गुडसम्मिश्रं भक्षयेत्प्रातरुत्थितः ॥ एतद्गुडाष्टकं नाम बलवर्णाग्निवर्द्धनम् । शोथोदावर्त्तशूलघ्नं प्लीहपाण्ड्वामयापहम् ॥

सर्वचूर्णसमो गुडो देयः । गुडाष्टकम् ॥

दहनाजमोदसैन्धवनागरमरिचाणि चाम्लतक्रेण । सप्ताहादग्निकरं पाण्डुर्शोनाशनं परमम् ॥ तत्रामे वमनङ्कार्यं विदग्धे लङ्घनं हितम् । विष्टब्धे स्वे-

दनं शस्तं रसशेषे शयीत च ॥ वचा लवणतोयेन वान्तिरामे प्रशस्यते । कणासिन्धुवचाकल्कं पीत्वा वा शिशिराम्भसा ॥

जलमत्र शरावमात्रम् । वचा कर्षार्धमिता । द्वयोश्चूर्णमुष्णेन जलेन पिबेत् । कणादिकल्कं वा पीत्वा वान्तिरामे प्रशस्यते इत्यनेनान्वयः ॥

धान्यनागरसिद्धं वा तोयं दद्याद्विचक्षणः । आमाजीर्णप्रशमनं शूलघ्नं वस्तिशोधनम् ॥ भवेद्यदा प्रातरजीर्णशङ्का तदाभयां नागरसैन्धवाभ्याम् । विचूर्णितां शीतजलेन भुक्त्वा भुञ्ज्यादशङ्कं मितमन्नकाले ॥ विदह्यते यस्य तु भुक्तमात्रं दन्दह्यते हृच्च गलश्च यस्य । द्राक्षां सितामाक्षिकसम्प्रयुक्तां लीढ्वा भयां चापिसुखं लभेत ॥

હરડે અને સુંઠ એઓનું ચૂર્ણ કરી તેને ગોળમાં કાલવીને અથવા સૈંધવની સાથે ખાવામાં આવે તો તેથી અગ્નિ નિરંતર પ્રદીપ્ત રેહેછે.

આમાજીર્ણ, અરશ કે મલબંધ થએલ હોય તો નિત્ય ગોળની સાથે સુંઠ, પીપળ, હરડે અથવા દાડિમ એઓનુ ભક્ષણ કરવું.

સુંઠ, મરી, પીપળ, નેપાળો, નસોતર, ચિત્રક અને પીપળીમૂળ એઓને સમ ભાગે લઇ ચૂર્ણ કરી તેને એ સઘળા ચૂર્ણના જેટલા ગોળમાં કાલવી સવારમાં ઉઠીને ખાવું. આ ગુડાષ્ટક બળને વર્ણને તથા અગ્નિને વધારેછે અને સોજાને, ઉદાવર્ત્તને, શૂળને, બરલના દરદને તથા પાંડુ રોગને મટાડેછે.

ચિત્રક, બોડીઅજમોદ, સૈંધવ, સુંઠ અને મરી એઓનું ચૂર્ણ કરી તેને ખાટી ઘાટી છાશની સાથે પીવામાં આવેતો તેથી સાત દિવસમાં અગ્નિનું બળ વધેછે. આ ચૂર્ણ પાંડુ રોગનો તથા અરશનો નાશ કરવામાં પણ ઉત્તમ છે.

આમાજીર્ણ થયું હોય તો વમન કરવું વિદગ્ધાજીર્ણ થયું હોય તો લંઘન કરવું, વિષ્ટબ્ધાજીર્ણ થયું હોય તો શેક આદિથી સ્વેદન કરવું અને રસશેષાજીર્ણ થયું હોય તો સુઇ રેહેવું

આમાજીર્ણ થયું હોય તો અરધું તોલું વજ અને યોગ્ય પ્રમાણનું સૈંધવ એઓનું ચૂર્ણ કરી તેને બત્રીશ તોલાં ભાર ઉના પાણીમાં નાખીને પીવું.

પીપળ, સૈંધવ અને વજ એઓનો કલ્ક કરી તેને ટાઢા પાણીથી પી ને ઉલટી કરવી એ પણ આમાજીર્ણ ઉપર ઉત્તમ છે.

જો વિચક્ષણ વૈદ્ય આમાજીર્ણ ઉપર ધાણાનો અને સુંઠનો ક્વાથ આપે તો તેથી આમાજીર્ણ શાંત થાયછે. આ ઉપાય શૂળને મટાડેછે અને મૂત્રાશયને સાફ કરેછે.

સવારે જો અજીર્ણની શંકા થાયતો તે સમયે હરડે, સુંઠ, અને સૈંધવ એઓનું ચૂર્ણ કરી ટાઢા પાણીથી ખાઇ જવું અને પછી ભોજનનો સમય થાય ત્યારે શંકા છોડી દઇને મિત આહાર કરવો.

જેને ખાધેલા અન્નનો ખરાબ પાક થતો હોય અને છાતીમાં તથા ગળામાં બળતરા થતી હોય તે માણસ જો સાકરથી તથા મધથી સયુક્ત દ્રાખને અને હરડેને ચાટે તો તેને સુખની પ્રાપ્તિ થાય.

## વિસૂચીનું તથા અલસકનું અરિષ્ટ.

### विसूच्यलसकयोररिष्टमाह ।

यः श्यावदन्तोष्ठनखोऽल्पसंज्ञो वम्यर्दितोऽभ्यन्तरयातनेत्रः । क्षामस्वरः सर्वविमुक्तसन्धिर्यायान्नरोऽसौ पुनरागमाय ॥

सर्वा विमुक्ताः शिथिलीभूताः सन्धयो यस्य सः ॥

જેના દાંત હોઠ તથા નખ કાળા થઇ ગયા હોય, ભાન અત્યંત મટી ગયું હોય, ઉલટીથી પીડાતો હોય, આંખો ઉંડી ઉતરી ગઈ હોય, સ્વર દુર્બલ થઇ ગયો હોય અને સઘળા સાંધાઓ નરમ પડી ગયા હોય તે માણસ બીજો જન્મ ધરવાને વાસ્તે જાયછે.

## વિલંબિકાનુ લક્ષણ.

### विलम्बिकालक्षणमाह ।

दुष्टन्तु भुक्तं कफमारुताभ्यां प्रवर्त्तते नोर्ध्वमधश्च यत्र । विलम्बिकान्तां भृशदुश्चिकित्स्यामाचक्षते शास्त्रविदः पुराणाः ॥

भृशदुश्चिकित्स्यां प्रत्याख्येयामनुपचरणीयाम् । इदमसाध्यञ्चेति जेजटः ॥

જેમાં દુષ્ટ થએલું ખાધેલું અન્ન કફને લીધે અને વાયુને લીધે મુખ દ્વારથી નીકળે નહી અને ગુદ દ્વારથી પણ નીકળે નહી તે રોગને જુના આયુર્વેદ શાસ્ત્રીઓ વિલંબિકા કેહેછે અને એ વિલંબિકા ચિકિત્સા કરવાને અત્યત અશક્ય કેહેવાયછે.

ચિકિત્સા કરવાને અત્યંત અશક્ય છે એટલામાટે તેની ચિકિત્સા કરવાની નાજ પાડવી અને ચિકિત્સા કરવીજ નહી. 'આ વિલંબિકા અસાધ્ય છે' એમ જેજ્જટે કહ્યુંછે.

## જીર્ણઆહારનું લક્ષણ.

### अथ जीर्णाहारस्य लक्षणमाह ।

उद्गारशुद्धिरुत्साहो वेगोत्सर्गो यथोचितः । लघुता क्षुत्पिपासा च जीर्णाहारस्य लक्षणम् ॥

ઓડકારનું ચોખાપણું, ઉત્સાહ, અધોવાયુ આદિના વેગનું યોગ્યરીતે છુટવું, શરીરમાં હલકાઇ અને ભુખનું તથા તરશનું ઉત્પન્ન થવું એટલાં જીર્ણ થએલા આહારનાં લક્ષણો છે.

## અજીર્ણની ચિકિત્સા.

### तस्य चिकित्सा ।

हरीतकी तथा शुण्ठी भक्ष्यमाणा गुडेन च । सैन्धवेन युता वा स्यात् सातत्येनाग्निदीपनी ॥ गुडेन शुण्ठीमथचोपकुल्यां पथ्यां तृतीयामथ दाडिमं वा । आमेष्वजीर्णेषु गुदामयेषु वर्चोविबन्धेषु च नित्यमद्यात् ॥ व्योषं दन्ती त्रिवृच्चित्रं कृष्णामूलं विचूर्णितम् । तच्चूर्णं गुडसम्मिश्रं भक्षयेत्मातरुत्थितः ॥ एतद्गुडाष्टकं नाम बलवर्णाग्निवर्द्धनम् । शोथोदावर्त्तशूलघ्नं प्लीहपाण्ड्वामयापहम् ॥

सर्वचूर्णसमो गुडो देयः । गुडाष्टकम् ॥

दहनाजमोदसैन्धवनागरमरिचाणि चाम्लतक्रेण । सप्ताहादग्निकरं पाण्डुशोनाशनं परमम् ॥ तत्रामे वमनङ्कार्यं विदग्धे लङ्घनं हितम् । विष्टब्धे स्वे-

दनं शस्तं रसशेषे शयीत च ॥ वचा लवणतोयेन वान्तिरामे प्रशस्यते। कणासिन्धुवचाकल्कं पीत्वा वा शिशिराम्भसा ॥

जलमत्र शरावमात्रम्। वचा कर्षार्धमिता। द्वयोश्चूर्णमुष्णेन जलेन पिबेत्। कणादिकल्कं वा पीत्वा वान्तिरामे प्रशस्यते इत्यनेनान्वयः ॥

धान्यनागरसिद्धं वा तोयं दद्याद्विचक्षणः। आमाजीर्णप्रशमनं शूलघ्नं वस्तिशोधनम् ॥ भवेद्यदा प्रातरजीर्णशङ्का तदाभयां नागरसैन्धवाभ्याम्। विचूर्णितां शीतजलेन भुक्त्वा भुञ्ज्यादशङ्कं मितमन्नकाले ॥ विदह्यते यस्य तु भुक्तमात्रं दन्दह्यते हृच्च गलश्च यस्य। द्राक्षां सितामाक्षिकसम्प्रयुक्तां लीढ्वा भयां चापिसुखं लभेत ॥

હરડે અને સુંઠ એઓનું ચૂર્ણ કરી તેને ગોળમાં કાલવીને અથવા સૈંધવની સાથે ખાવામાં આવે તો તેથી અગ્નિ નિરંતર પ્રદીપ્ત રહેછે.

આમાજીર્ણ, અરશ કે મલબંધ થએલ હોય તો નિત્ય ગોળની સાથે સુઠ, પીપળ, હરડે અથવા દાડિમ એઓનું ભક્ષણ કરવું.

સુંઠ, મરી, પીપળ, નેપાળો, નસોતર, ચિત્રક અને પીપળીમૂળ એઓને સમ ભાગે લઇ ચૂર્ણ કરી તેને એ સઘળા ચૂર્ણના જેટલા ગોળમાં કાલવી સવારમાં ઉઠીને ખાવું. આ ગુડાષ્ટક બળને વર્ણને તથા અગ્નિને વધારેછે અને સોજાને, ઉદાવર્ત્તને, શૂળને, બરલના દરદને તથા પાંડુ રોગને મટાડેછે.

ચિત્રક, બોડીઅજમોદ, સૈંધવ, સુંઠ અને મરી એઓનું ચૂર્ણ કરી તેને ખાટી ધાટી છાશની સાથે પીવામાં આવેતો તેથી સાત દિવસમાં અગ્નિનું બળ વધેછે. આ ચૂર્ણ પાંડુ રોગનો તથા અરશનો નાશ કરવામાં પણ ઉત્તમ છે.

આમાજીર્ણ થયું હોય તો વમન કરવું વિદગ્ધાજીર્ણ થયું હોય તો લંઘન કરવું, વિષ્ટબ્ધાજીર્ણ થયું હોય તો શેક આદિથી સ્વેદન કરવું અને રસશેષાજીર્ણ થયું હોય તો સુઇ રેહેવું

આમાજીર્ણ થયું હોય તો અરધું તોલું વજ અને યોગ્ય પ્રમાણનું સૈંધવ એઓનું ચૂર્ણ કરી તેને બત્રીશ તોલાં ભાર ઉના પાણીમાં નાખીને પીવું.

પીપળ, સૈંધવ અને વજ એઓનો કલ્ક કરી તેને ટાઢા પાણીથી પી ને ઉલટી કરવી એ પણ આમાજીર્ણ ઉપર ઉત્તમ છે.

જો વિચક્ષણ વૈદ્ય આમાજીર્ણ ઉપર ધાણાનો અને સુઠનો ક્વાથ આપે તો તેથી આમાજીર્ણ શાંત થાયછે. આ ઉપાય શૂળને મટાડેછે અને મૂત્રાશયને સાફ કરેછે.

સવારે જો અજીર્ણની શંકા થાયતો તે સમયે હરડે, સુંઠ, અને સૈંધવ એઓનું ચૂર્ણ કરી ટાઢા પાણીથી ખાઇ જવું અને પછી ભોજનનો સમય થાય ત્યારે શંકા છોડી દઇને મિત આહાર કરવો.

જેને ખાધેલા અન્નનો ખરાબ પાક થતો હોય અને છાતીમાં તથા ગળામાં બળતરા થતી હોય તે માણસ જો સાકરથી તથા મધથી સંયુક્ત ધ્રાખને અને હરડેને ચાટે તો તેને સુખની પ્રાપ્તિ થાય.

## અજીર્ણઉપર ચૂર્ણો તથા ક્ષારો.

त्रिकटुकमजमोदा सैन्धवं जीरके द्वे समधरणधृतानामष्टमो हिङ्गुभागः ॥ प्रथमकवलभुक्तं सर्पिषा चूर्णमेतत् जनयति जठराग्निं वातरोगांश्च हन्ति ॥

इति हिङ्ग्वष्टकम् ॥

द्वौ क्षारौ चित्रकं पाठा करञ्जं लवणानि च । सूक्ष्मैलापत्रकं भार्ङ्गी क्रिमिघ्नं हिङ्गु पौष्करम् ॥ सटी दार्वी त्रिवृन्मुस्तं वचा चेन्द्रयवास्तथा । वृक्षाम्लं जीरकं धात्री श्रेयसी चोपकुञ्चिका ॥ अम्लवेतसमम्लीका यवानी देवदारु च । अभयातिविषा श्यामा हवुषारग्वधं समम् ॥ तिलमुष्ककशिग्रूणां कोकिलाक्षपलाशयोः । क्षाराणि लोहकिट्टञ्च तप्तं गोमूत्रसेचितम् ॥ सूक्ष्मचूर्णानि कृत्वा तु समभागानि कारयेत् । मातुलुङ्गरसेनैव भावयेद्दिवसत्रयम् ॥ दिनत्रयन्तु शुक्तेन तथार्द्रकरसेन च । अत्यग्निकारकं चूर्णं प्रदीप्ताग्निसमप्रभम् ॥ उपयुक्तं विधानेन नाशयत्यचिराद्गदान् । अजीर्णमथ गुल्मञ्च प्लीहानं गुदजानि च ॥ उदराण्यन्त्रवृद्धिञ्च अष्ठीलां वातशोणितम् । प्रणुत्युल्वणान्दोषान्नष्टाग्निं च प्रदीपयेत् ॥

द्वौ क्षारौ सर्जिका यवक्षारश्च । लवणानि पञ्च । वृक्षाम्लं विषामिल इति लोके । श्रेयसी हरीतकी । अम्लवेतसकाभावे चुक्रं दातव्यम् । श्यामाप्रियङ्गु । मुष्ककः घण्टापाठरि इति लोके । कोकिलाक्षः कोइलपा इति लोके । इति बृहदग्निमुखं चूर्णम् ॥

स्नुह्यर्कचित्रकेरण्डवरुणं सपुनर्नवम् । तिलापामार्गकदलीपलाशं तिन्तिडी तथा ॥ गृहीत्वा ज्वालयेदेतत्समस्थं भस्माखिलं यथा । जलाढके विपक्तव्यं यावत्पादावशेषितम् ॥ सुप्रसन्नं विनिस्राव्य लवणप्रस्थसंयुतम् । पक्वं निर्धूमकठिनं सूक्ष्मचूर्णीकृतं पुनः । जवानीजीरकव्योषस्थूलजीरकहिङ्गुभिः । शीतोदकेन तच्चूर्णं पिबेत्मार्ताहि मात्रया ॥ तस्मिन् जीर्णेऽन्नमश्नीयाद्यूषैर्जाङ्गलजै रसैः । ईषदम्लैः सलवणैः सुखोष्णैर्वह्निदीपनैः ॥ एतेनाग्निर्विवर्द्धेत बलमारोग्यमेव च । तत्रानुपानं शस्तं हि तक्रं वा भोजने हितम् । मन्दाग्न्यर्शोविकारेषु वातश्लेष्मामयेषु च ॥ सर्वाङ्गशोथरोगेषु शूलगुल्मोदरेषु च ॥ अश्मर्यां शर्करायाञ्च विण्मूत्रानिलरोगिषु ॥

वैश्वानरक्षारः ॥

सामुद्रलवणं कार्यमष्टकर्षमितं बुधैः । सौवर्चलं पञ्चकर्षं विडसैन्धवधान्यकम् ॥ पिप्पली पिप्पलीमूलं पत्रकं कृष्णजीरकम् । तालीशं केशरं चव्यमम्लवेतसकं तथा ॥ द्विकर्षमात्राण्येतानि प्रत्येकं कारयेत् बुधः । मरिचं जीरकं विश्वमेकैकं कर्षमात्रकम् ॥ दाडिमं स्याचतुःकर्षं त्वगेला चार्द्धकर्षिका । एतच्चूर्णीकृतं सर्वं लवणं भास्कराभिधम् ॥ भक्षयेच्छानमानन्तु तक्रमस्तुककाञ्जिकैः । वातश्लेष्मभवं गुल्मं प्लीहानमुदरक्षयम् ॥

अर्शांसि ग्रहणीं कुष्ठं विबन्धश्च भगन्दरम् । शूलं शोथं श्वासकासामदोपांश्चापि हृद्रुजम् ॥ अश्मरीं शर्कराश्चापि पाण्डुरोगं कृमीनपि । मन्दाग्निं नाशयेदेतद्दीपनं पाचनं परम् ॥ हिताय सर्वलोकानां भास्करेण विनिर्मितम् । हन्यात्सर्वाण्यजीर्णानि भुक्तमात्रमसंशयम् ॥

अत्र दाडिमस्य बीजानां कर्पचतुष्टयमितं देयम् । इति भास्करलवणम् ॥

सैन्धवसमूलमगधा चव्यानलनागरं पथ्या । क्रमवृद्धमग्निवृद्धौ वडवानलनाम चूर्णं स्यात् ॥

इति वडवानलचूर्णम् ॥

पथ्यानागरकृष्णाकरञ्जबिल्वाग्निभिः सितातुल्यैः । वडवानल इव जरयति बहुगुर्वतिभोजनं चूर्णम् ॥

इति द्वितीयवडवानलचूर्णम् ॥

एलात्वक् नागपुष्पाणां मात्रोत्तरविवर्द्धिता । मरिचं पिप्पली शुण्ठी चतुष्पञ्चोत्तरोत्तरा ॥ द्रव्याण्येतानि यावन्ति तावती सितशर्करा । चूर्णमेतत्प्रयोक्तव्यमग्निसन्दीपनं परम् ॥

इति समशर्करचूर्णम् ॥

### હિંગ્વષ્ટક.

સુંઠ, મરી, પીપળ, બોડીઅજમોદ, સૈંધવ, જીરૂં, અને શાહાજીરૂં એઓને સમભાગે લઇ ચૂર્ણ કરી તે ચૂર્ણને ઘી માં કાલવીને ભોજનના સમયમાં પેહેલા કોળીયામાં ખાવામાં આવે તો તેથી જઠરાગ્નિ પ્રદીપ્ત થાયછે અને વાયુસંબંધી રોગો ટળી જાયછે.

### બૃહદગ્નિમુખચૂર્ણ.

સાજીખાર, જવખાર, ચિત્રક, કાળીપાડ, કાકચીઆ, પંચલવણ, ઝીણીએળચી, તમાલપત્ર, ભારંગી, વાવડીંગ, હીંગ, કઠ, કચૂરો, દારૂહળદર, નસોતર, મોથ, વજ, ઇંદ્રજવ, ડોકમ, જીરૂં, આમળાં, હરડે, પીપળ, અમલબેદ, આંબલી, યવાન, દેવદાર, હરડાં, અતવસ, ધઉલાં, પલાશી, ગરમાળો, તલનો ક્ષાર, જવખરીયા ખાખરાનો ક્ષાર, સરગવાનો ક્ષાર, એખરાનો ક્ષાર, ખાખરાનો ક્ષાર અને તપાવીને ગોમૂત્રથી ઠંડું કરેલું લોઢાનું કીટું એઓને સમભાગે લઇ ચૂર્ણ કરી તે ચૂર્ણને ત્રણ દિવસ સુધી બીજોરાના રસની ભાવના દેવી, ત્રણ દિવસસુધી અથાણાના રસની ભાવના દેવી અને ત્રણ દિવસસુધી આદુના રસની ભાવના દેવી એટલે બૃહદગ્નિમુખ નામનું ચૂર્ણ સિદ્ધ થાયછે. આ ચૂર્ણ કે જે જઠરાગ્નિને અત્યંત વધારનાર છે અને પ્રદીપ્ત થએલા અગ્નિ જેવું છે તેનો વિધિથી ઉપયોગ કરવામાં આવે તો તેથી તુરતજ અજીર્ણ, ગોળાનું દરદ, બરલનું દરદ, અરશ, ઉદરના રોગ, અંત્રવૃદ્ધિ, અષ્ઠિલા અને વાતરક્ત એઓનો નાશ થાયછે. આ ચૂર્ણ ઉલ્વણ થએલા દોષોને પણ શાંત કરેછે અને નષ્ટ થએલા અગ્નિને પણ પ્રદીપ્ત કરેછે.

### વૈશ્વાનર ક્ષાર.

થોર, આકડો, ચિત્રક, એરંડો, વાયવરણાં, સાટોડી, તલ, અઘેડો, કેળ, ખાખરો અને આંબલી એઓને લઇને બાળવાં કે જે રીતે એ સર્વની મળીને ચોસઠ તોલાં ભાર ભસ્મ થાય. પછી

એ ભસ્મને બસોછપન તોલાં ભાર પાણીમાં નાખી તે પાણી ચોથા ભાગનું અવશેષ રહે ત્યાંસુધી પકાવવી. પછી અવશેષ રહેલું તે પાણી આછરે ત્યારે વસ્ત્રથી ગાળી લઈ તેમાં એકસોઅઠયાવીશ તોલાં ભાર સૈંધવ નાખી પાછું પાકવા સુકી નિર્ધૂમ અને કઠણ થઇ જાય ત્યારે તેનું બારીક ચૂર્ણ કરી તેમાં યવાન, જીરૂં, સુંઠ, મરી, પીપળ, કલોંજીજીરૂં અને હીંગ નાખી ટાઢા પાણી વતે સવારે તેની માત્રા પીવી. એ માત્રા પચી ગયા પછી કાંઇક ખાટા, લૂણવાળા, કાંઇક ઉના અને અગ્નિને દીપ્ત કરનારા યૂષોની સાથે અને જંગલી પ્રાણીઓના માંસના રસાઓની સાથે અન્ન ખાવું. આમ કરવાથી અગ્નિ વધેછે અને બળ તથા આયુષ્ય પણ વધેછે. ભોજન કર્યા પછી છાશ પીવી અથવા ભોજનની સાથેજ છાશ ખાવી એ આ પ્રયોગમાં હિતકારી છે. આ વૈશ્વાનર ક્ષાર મંદ અગ્નિઉપર, અરશના વિકારો ઉપર, વાયુસંબંધી તથા કફસંબંધી રોગોઉપર, સઘળા શરીરમાં સોજાના રોગોઉપર, શૂળઉપર, ગોળાના દરદઉપર, ઉદરના રોગોઉપર, પથરીઉપર, શર્કરા નામના રોગઉપર તથા વિષ્ટાના મૂત્રના અને પવનના રોગઉપર હિતકારી છે.

## ભાસ્કર લવણ.

આઠ તોલાં દરીયાઇ લૂણ, પાંચતોલાં સંચળ, બે તોલાં બીડલૂણ, બે તોલાં સૈંધવ, બે તોલાં ધાણા, બે તોલાં પીપળ, બે તોલાં પીપળીમૂળ, બે તોલાં તમાલપત્ર, બે તોલાં કાળીજીરી, બે તોલાં તાલીસપત્ર, બે તોલાં કેસર, બે તોલાં ચવક, બે તોલાં અમલબેદ, એક તોલું મરી, એક તોલું જીરૂં, એક તોલું સુંઠ, ચાર તોલાં દાડિમનાં બીજ, અરધું તોલું તજ, અને અરધું તોલું એળચી એઓને એકઠાં કરી ચૂર્ણ કરવું એટલે તે 'ભાસ્કર લવણ' સિદ્ધ થાયછે. આ ભાસ્કર લવણ ઘાટી છાશ, દહીની તર અને કાંજી એઓની સાથે ચોવીશ ચણોઠી ભાર ખાવું. આ લૂણ ખાવામાં આવેતો તેથી અરશ, ગ્રહણી, કોઢ, મળબંધ, ભગંદર, વાયુસંબંધી તથા કફસંબંધી ગોળો, અરલનું દરદ, ઉદરના રોગ, ક્ષયરોગ, શૂળ, સોજા, શ્વાસ, ઉધરસ, આમસંબંધી દોષો, છાતીનું દરદ, પથરી, શર્કરા, પાંડુરોગ, કૃમિઓ અને અગ્નિનું મંદપણું એઓનો નાશ થાયછે. આ લૂણ પાચન કરવામાં તથા અગ્નિને દીપ્ત કરવામાં બહુ ઉત્તમ છે અને સર્વે લોકોના હિતને વાસ્તે સૂર્યે બનાવેલું છે. આ લૂણ ખાવામાં આવે કે તુરતજ તેથી સઘળાં પ્રકારનાં અજીર્ણો હણાઈ જાયછે એમાં સંશય નથી.

## વડવાનલ ચૂર્ણ.

એક ભાગ સૈંધવ, બે ભાગ પીપળીમૂલ, ત્રણ ભાગ પીપળ, ચાર ભાગ ચવક, પાંચ ભાગ ચિત્રક, છ ભાગ સુંઠ અને સાત ભાગ હરડે એઓનું ચૂર્ણ કે જે વડવાનલ ચૂર્ણ કેહેવાયછે તેનું ભક્ષણ કરવાથી જઠરાગ્નિની વૃદ્ધિ થાયછે.

## બીજા પ્રકારનું વડવાનલ ચૂર્ણ.

હરડે, સુંઠ, પીપળ, કાકચીઆ, બીલું અને ચિત્રક એઓનું ચૂર્ણ કરી તેમાં તે સર્વ જેટલી સાકર નાખીને ખાવામાં આવેતો એ ચૂર્ણ વડવાનલની (સમુદ્ર-

ની અંદરના અગ્નિની) પેઠે અત્યંત ગ્રા ભારે ભોજનને પણ પચાવી દેછે.

### સમશર્કર ચૂર્ણ.

એક ભાગ એળચી, બે ભાગ તજ, ત્રણ ભાગ નાગકેસર, ચાર ભાગ મરી, પાંચ ભાગ પીપળ અને છ ભાગ સુંઠ એ સઘળાં દ્રવ્યોનું ચૂર્ણ કરી તેમાં તે ચૂર્ણ જેટલી સાકર નાખીને ખાવામાં આવેતો તેથી જઠરાગ્નિનું બહુજ ઉદ્દીપન થાયછે.

### અજીર્ણ ઉપર રસો.

### अथाजीर्णे रसाः।

द्विपलं गन्धकं शुद्धं पलमेकन्तु पारदम् । मृतलोहं तथा ताम्रं कर्षद्वयमितं पृथक् ॥ सञ्चूर्ण्य सर्वं सम्मिश्रं द्रावयित्वाग्नियोगतः । सम्यक् द्रुतं समस्तं तत् पञ्चाङ्गुलदले क्षिपेत् ॥ पुनः सञ्चूर्ण्य तत् सर्वं लौहपात्रे निधापयेत् । जम्बीरस्य रसं तत्र पूतं पलशतं क्षिपेत् ॥ चुल्यां निवेश्य तद् यत्नान्मृदुना वह्निना पचेत् । रसे तस्मिन् घनीभूते तत् संशोष्य विचूर्णयेत् ॥ पञ्चकोलकषायस्य चुक्रेण सहितस्य च । भावना तत्र दातव्या पश्चात् संशोषयेच्छनैः ॥ भृष्टटङ्कनचूर्णेन तुल्येन सह मेलयेत् । मरिचेनापि तुल्येन तदर्धेन विडेन च ॥ भावयेत् सप्तकृत्वस्तु चणकाम्लजलेन च । ततः संशोष्य सम्पिष्य कूपमध्ये निधापयेम् ॥ रसः क्रव्यादनामायं भैरवानन्दयोगिना । उक्तः सिंहलराजाय बहुमांसाशिने पुरा ॥ भक्षयेद्भोजनस्यान्ते माषद्वयमितं रसम् । भक्षयित्वा रसं पश्चात् पिबेत्तक्रं ससैन्धवम् ॥ अत्यर्थं गुरु यद्भुक्तमतिमात्रमथापि च । तत्सर्वं जीर्यति क्षिप्रं रसस्यैतस्य भक्षणात् ॥ शूलं गुल्मञ्च विष्टम्भं प्लीहानमुदरं तथा । रसः क्रव्यादनामाऽयं विनिहन्ति न संशयः ॥

इति क्रव्यादरसोऽजीर्णे रसेन्द्रचिन्तामणौ रसरत्नप्रदीपे च ॥

क्षारत्रयं सूतगन्धौ पञ्चकोलमिदं समम् । सर्वैस्तुल्या जया भृष्टा तदर्धा शिग्रुजा जटा ॥ एतत्सर्वं जयाशिग्रुवह्नीनां केवलैर्द्रवैः । भावयेत् त्रिदिनं धर्मे ततो लघुपुटे पचेत् ॥ मार्कवस्य द्रवैर्घृष्टो रसो ज्वालानलो भवेत् । निष्कोऽस्य मधुना लीढोऽनुपानं गुडनागरम् ॥ हन्त्यजीर्णमतीसारं ग्रहणीमग्निमार्दवम् । श्लेष्महृल्लासवमनमालस्यमरुचिं जयेत् ॥

### अथ पञ्चकोलम् ।

पिप्पली पिप्पलीमूलचव्यचित्रकनागरैः ॥

जयात्र विजया । मार्कवः भृङ्गराजः । इति ज्वालानलो रसः । अजीर्णे रसरत्नप्रदीपे ॥

टङ्कणं रसगन्धौ च समभागं त्रयं विषात् । कपर्दः सर्जिकाक्षारो मागधी विश्वभेषजम् ॥ पृथक् पृथक् कर्षमात्रं वसुभागमिहोषणम् । जम्बीरा-

म्लेर्दनं घृष्टं भवेदग्निकुमारकः ॥ विसूचीशूलवातादिवह्निमान्द्यप्रशान्तये ॥

क्षारो जवक्षारः । अग्निकुमारो विसूच्यामजीर्णे रसरत्नप्रदीपे । रसेन्द्रचिन्तामणौ ॥

पारदामृतलवङ्गगन्धकं भागयुग्ममरिचेन मिश्रितम् । तत्र जातिफलमर्द्धभागिकं तिन्तिलीफलरसेन मर्दितम् । वह्निमान्द्यदशवक्रनाशनो रामवाण इति विश्रुतो रसः । संग्रहग्रहणिकुम्भकर्णकमामवातखरदूषणं जयेत् ॥ दीयते तु मरिचानुपानतः सद्य एव जठराग्निदीपनः । रोचनः कफकुलान्तकारकः श्वासकासवमिजन्तुनाशनः ॥

पारा भाग १ । विष भाग १ । लवङ्ग भाग १ । गन्धक भाग १ । मरिच भाग २ । जायफर भाग आधा । इति रामबाणरसः । रसेन्द्रचितामणौ ॥

## अथ शङ्खवटी ।

पलमिश्चिक्षारं पलमितमिदं पञ्चलवणम् द्वयं सम्यक्पिष्टं भवति लघुनिम्बूफलरसैः ॥ ततः पिष्टे तस्मिन् पलपरिमितं शङ्खशकलम् । क्षिपेद्वारान् सप्त द्रवमिह च तेनैव विधिना ॥ पलप्रमाणं कटुकत्रयश्च पलार्द्धमानं वचहिङ्गुभागः । विषं पलद्वादशभागयुक्तं तावद्रसो गन्धक एव चोक्तः । बदरास्थिप्रमाणेन वटीमेतस्य कारयेत् । भक्षयेत् सेवया सा स्यात् सर्वाजीर्णप्रशान्तये ॥ सर्वोदरेषु शूलेषु विसूच्यां विविधेषु च । अग्निमान्द्येषु गुल्मेषु सदा शङ्खवटी हिता ॥

इति शङ्खवटीरसः । रसरत्नप्रदीपे ॥

स्नुह्यर्कचिञ्चापामार्गरम्भातिलपलाशजान् । लवणानाददीतैषां प्रत्येकं पलमात्रया ॥ लवणानि पृथक्पञ्च ग्राह्याणि पलमात्रया । स्वर्जिका च यवक्षारटङ्कनं त्रितयं पलम् ॥ सर्वं त्रयोदशपलं सूक्ष्मं चूर्णं विधाय च । निम्बूफलरसे प्रस्थसम्मिते तत् परिक्षिपेत् ॥ तत्र शङ्खस्य शकलं पलं वह्नौ प्रताप्य तु । वारान्निर्वापयेत् सप्त सर्वं द्रवति तद्यथा ॥ नागरं त्रिपलं ग्राह्यं मरिचन्तु पलद्वयम् । पिप्पली पलमाना स्यात् पलार्द्धं भृष्टहिङ्गुतः । ग्रन्थिकं चित्रकश्चापि यवानी जीरकं तथा । जातीफलं लवगश्च पृथक्कर्पद्वयोन्मितम् ॥ रसो गन्धो विषश्चापि टङ्कणश्च मनःशिला । एतानि कर्षमात्राणि सर्वं सञ्चूर्ण्य मिश्रयेत् ॥ शरावार्धेन चुक्रेण वटिकां तस्य कारयेत् । माषप्रमाणासद्भैर्वृहच्छङ्खवटी स्मृता ॥ सर्वाजीर्णप्रशमनी सर्वशूलनिवारिणी । विसूच्यलसकादीनां सद्यो भवति नाशनी ॥

इति बृहद्शङ्खवटी अजीर्णे ॥

टङ्कणकणामृतानां सहिङ्गुलानां समं भागम् । मरिचस्य भागयुगलं निम्बूनीरैर्वटी कार्या ॥ वटिकां कलायसदृशीमेकां द्वे वा समश्नीयात् । सत्यमजीर्णे शान्त्यै वह्नेर्वृद्ध्यै कफध्वस्त्यै ॥

इति अजीर्णकण्टको रसः ॥

### ક્રવ્યાદ રસ.

### રસેંદ્રચિંતામણિમાં તથા રસરત્નપ્રદીપમાં અજીર્ણ ઉપર કહેલ છે તે.

આઠ તોલાં શુદ્ધ ગંધક, ચાર તોલાં શુદ્ધ પારદ, બે તોલાં મારેલું લોઢું અને બે તોલાં મારેલું ત્રાંબું એઓને ચૂર્ણિત કરી સઘળાને મિશ્રિત કરી અગ્નિનો યોગ આપીને પીગળાવવાં. સારી પેઠે પીગળ્યા પછી એ સર્વને ધોળા એરંડાના પાનડા ઉપર નાખવાં. તે પછી ફરીવાર ચૂર્ણ કરીને તે સર્વને લોઢાના વાસણમાં નાખી તેમાં ચારસો તોલાં ભાર લીંબુનો વસ્ત્રથી ગાળેલો રસ નાખવો. પછી તેઓને ચુલાપર ચડાવીને યત્ન પૂર્વક કોમલ અગ્નિથી પકાવવાં. પાકતાં પાકતાં રસ ઘાટો થઈ જાય ત્યારે તેને સુકાવીને ચૂર્ણિત કરવો. એ ચૂર્ણને પંચકોલ (પીપળ, પીપળી મૂળ, ચવક ચિત્રક અને સુંઠ) ના કવાથની અને ચુકાના રસની પચાસ પચાસ ભાવનાઓ આપી પછી ધીરે ધીરે સુકાવીને તેમાં તે ચૂર્ણના જેટલુ શેકેલા ટંકણ ખારનું ચૂર્ણ, તે ચૂર્ણ જેટલું મરીનું ચૂર્ણ અને તે ચૂર્ણથી અરધું બિડલૂણ ભેળવવું. પછી તે ચૂર્ણને ચણા ખારની સાત ભાવનાઓ આપી સુકાવી વાટીને શીશામાં ભરી મુકવું એટલે તે ક્રવ્યાદ નામનો રસ સિદ્ધ થાયછે. આ ક્રવ્યાદ રસ પૂર્વે ભૈરવાનંદ નામના યોગીએ ઘણું માંસ ખાનારા સિંહલદ્વીપના રાજાને કહ્યો હતો. ભોજન કર્યા પછી આ રસ બાર રતિ ભાર ખાવો અને ખાઇને પાછળથી સૈંધવ સહિત ઘાટી છાશ પીવી. અત્યંત ભારે તથા બહુ ગ્રાઝું જે ખાવામાં આવ્યું હોય તે પણ સઘળું આ રસના ભક્ષણથી તુરત પચી જાયછે. આ ક્રવ્યાદ નામનો રસ શૂળને, ગોળાને, મળબંધને, બરલના દરદને તથા ઉદરના રોગોને હણી નાખેછે એમાં સંશય નથી.



### જ્વાલાનલ રસ.

### રસરત્નપ્રદીપમાં અજીર્ણઉપર કહેલો છે તે.

જવખાર, સાજીખાર, ટંકણખાર, પારો, ગંધક અને પંચકોલ એઓને સમ ભાગે લઇ તેઓમાં તે સર્વના જેટલી શેકેલી ભાંગ અને ભાંગથી અર્દ્ધ શરગવાનાં મૂળ નાખી એ સર્વને ત્રણ દિવસ સુધી ભાંગના, સરગવાના અને ચિત્રકના કેવલ રસોથી તડકામાં ભાવના દેવી અને પછી અડાયાના હલકા પુટમાં પકાવવાં. તે પછી એ પાકેલા રસને ભાંગરાના સ્વરસથી વાટવો એટલે જ્વાલાનલ નામનો રસ સિદ્ધ થાયછે. જો ચોવીશ ચણોઠી ભાર આ રસ મધથી ચાટવામાં આવે અને તેના ઉપર ગોળ તથા સુઠનું અનુપાન કરવામાં આવેતો તેથી અજીર્ણ, અતિસાર, ગ્રહણી, અગ્નિની મંદતા, કફ, મોળ, વમન, આલસ્ય અને અરૂચિ મટી જાયછે. ઉપર જે પંચકોલ કહ્યાં તે પીપળ,પીપળ મૂળ, ચવક, ચિત્રક અને સુઠ એ પાંચ સમજવાં.

### અગ્નિકુમાર રસ.

### રસરત્નપ્રદીપમાં તથા રસેંદ્રચિંતામણિમાં વિષૂચિકા ઉપર તથા અજીર્ણ ઉપર કહેલો છે તે.

એક તોલું ટંકણખાર, એક તોલું પારો,

એક તોલું ગંધક, ત્રણ તોલાં વછનાગ, એક તોલું કોડી, એક તોલું સાજીખાર, એક તોલું પીપળ, એક તોલું સુંઠ અને આઠ તોલાં મરી એઓને એકઠાં કરી એક દિવસ સુધી લીંબુના રસથી મર્દન કરવામાં આવે એટલે તે અગ્નિકુમાર નામનો રસ સિદ્ધ થાયછે. આ રસ કૉલેરાને, શૂળને, વાયુ આદિને અને અગ્નિની મંદતાને શાંત કરેછે. (આ રસની માત્રા બે વાલની કરવી એમ બીજા ગ્રંથમાં કહ્યુંછે.)

### રામબાણ રસ.

#### રસેંદ્રચિંતામણિમાં કહેલોછે તે.

એક ભાગ પારો, એક ભાગ વછનાગ, એક ભાગ લવીંગ, એક ભાગ ગંધક, બે ભાગ મરી અને અરધ ભાગ જાયફળ એઓને એકઠાં કરી આંબલીનાં ફળોના રસથી મર્દન કરવામાં આવે એટલે તે રામબાણ રસ સિદ્ધ થાયછે. આ રામબાણ નામથી પ્રખ્યાતિ પામેલો રસ અગ્નિની મંદતારૂપ રાવણનો નાશ કરેછે, સંગ્રહણી તથા ગ્રહણીરૂપ કુંભકર્ણને જીતનાર છે અને આમવાતરૂપી ખરદૂષણને જીતનાર છે. મરીના અનુપાનથી આપવામાં આવેલો આ રસ તુરતજ જઠરાગ્નિને પ્રદીપ્ત કરેછે, રૂચિ ઉપજાવેછે, કફના સમૂહનો નાશ કરેછે અને શ્વાસ, ઊધરસ, વમન તથા કૃમિઓ એઓને મટાડેછે.

### શંખવટી.

#### રસરત્નપ્રદીપમાં કહેલી છે તે.

ચાર તોલાં ભાર આંબલીનો ક્ષાર અને ચાર તોલાં ભાર પંચલવણ એઓને નાહાનાં લીંબુઓના રસથી સારી પેઠે વાટવાં. પછી તે વાટેલા રસમાં ચાર તોલાં ભાર શંખના ટુકડા તપાવી તપાવીને સાતવાર નાખવા કે જેમ કરવાથી તે ટુકડા પીગળી જશે. પછી તેમાં ચાર તોલાં ભાર ત્રિકટુ, (સુંઠ મરી પીપળ) બે તોલાં ભાર વજ તથા હીંગ, ચાર તોલાના બારમા ભાગ જેટલો વછનાગ, વછનાગ જેટલો પારો અને પારા જેટલો ગંધક એટલા પદાર્થો નાખીને તેની બોરના ઠળીઆ જેવડી ગોળીઓ કરવી. આ ગોળીઓનું સેવન કરવાથી સઘળાં અજીર્ણોની શાંતિ થાયછે. આ શંખવટી સઘળા પ્રકારના ઊદરના રોગો ઉપર, શૂળ ઉપર, વિષૂચી ઉપર, અગ્નિની અનેક પ્રકારની મંદતાઓ ઉપર અને ગોળાનાં દરદો ઉપર સર્વદા હિતકારી થાયછે.

### અજીર્ણ ઉપર બૃહત્ શંખવટી.

ચાર તોલાં થોરનો ક્ષાર, ચાર તોલાં આંબલીનો ક્ષાર, ચાર તોલાં આકડાનો ક્ષાર, ચાર તોલાં અઘેડાનો ક્ષાર, ચાર તોલાં કેળનો ક્ષાર, ચાર તોલાં તલનો ક્ષાર, ચાર તોલાં ખાખરાનો ક્ષાર, વીશ તોલાં પંચલવણ અને સાજીખાર જવખાર તથા ટંકણ એ ત્રણ મળીને ચાર તોલાં ભાર, એ રીતે બાવન તોલાં ભાર દ્રવ્યો લઈ તેઓનું ઝીણું ચૂર્ણ કરીને ચોસઠ તોલાં ભાર લીંબુના રસમાં નાખવું. પછી ચાર તોલાં ભાર શંખના ટુકડાઓને અગ્નિમાં તપાવી તપાવીને સાતવાર તે રસમાં બોળવા કે જેથી ટુકડાઓ તે રસમાં દ્રવરૂપ થઇ જાય. પછી બાર તોલાં સુઠ, આઠ તોલાં મરી, ચાર તોલાં પીપળ, બે તોલાં શેકેલી હીંગ, બે તોલાં

પીપળી મૂળ, બે તોલાં ચિત્રક, બે તોલાં યવાન, બે તોલાં જીરૂં, બે તોલાં જાયફલ, બે તોલાં લવીંગ, એક તોલું પારો, એક તોલું ગંધક, એક તોલું વછનાગ, એક તોલું ટંકણ અને એક તોલું મણુશીલ એ સઘળાં દ્રવ્યોને લઈ ચૂર્ણ કરીને પેહેલા રસમાં મિશ્રિત કરી દેવાં. પછી સોળ તોલાં ભાર ચુકાનો રસ નાખીને તેની અડદ જેવડી ગોળીઓ કરવી. આ ગોળીઓને બૃહત્ શંખવટી કેહેછે. આ ગોળી સઘળાં અજીર્ણોને શાંત કરેછે, સઘળા શૂળોનું નિવારણ કરેછે અને વિસૂચી તથા અલસક આદિ રોગોનો તુરત નાશ કરેછે.

## અજીર્ણ કંટક રસ.

ટંકણ, પીપળ, વછનાગ તથા હીંગળો એઓને સમ ભાગે લઈ તેમાં બે ભાગ મરી નાખી લીંબુના રસથી વટાણા જેવડી ગોળીઓ કરવી. આ ગોળી એક અથવા બે ખાવામાં આવેતો તેથી અજીર્ણ શાંત થાયછે, અગ્નિવધેછે અને કફનો નાશ થાયછે એ સત્ય વાત છે.

## કાલેરા ઉપર પાન, તૈલ તથા ક્વાથ આદિ ઉપાયો.

जलपीतमपामार्गं शूलं हन्याद्विसूचिकाम् । सतैलं कारवेल्ल्यम्बु नाशयेद्धि विसूचिकाम् ॥ वालमूलस्य तु क्वाथः पिप्पलीचूर्णसंयुतः । विसूचीनाशनः श्रेष्ठो जठराग्निविवर्द्धनः ॥ विल्वनागरनिक्वाथो हन्याच्छर्दिविसूचिकाम् । विल्वनागरकट्यर्यक्वाथस्तदधिको गुणः ॥ कैटर्य कट्फलम् ॥

व्योपं करञ्जस्य फलं हरिद्रे मूलं समावाप्य च मातुलुङ्ग्याः । छाया विशुष्का वटिका कृता सा हन्याद्विसूचीं नयनाञ्जनेन ॥ अनुभूतमिदम् ॥

अपामार्गस्य पत्राणि मरिचानि समानि च । अश्वस्य लालया पिष्टाञ्जनाद्घ्नन्ति विसूचिकाम् ॥ विसूच्यामतिवृद्धायां तक्रं दधिसमं जलम् । नारिकेराम्बु पेयं वा प्राणत्राणाय योजयेत् ॥ त्वक्पत्रकैरण्डकशिग्रुकुष्ठैरम्लप्रपिष्टैः सवचाशताह्वैः । उद्वर्त्तनं खल्लिविसूचिकाघ्नं तैलं विपक्वञ्च तदर्थकारि ॥ कुष्ठसैन्धवयोः कल्कं चुक्रं तैले तु साधितम् । विसूच्यां मर्दनं तेन खल्लीशूलनिवारणम् ॥ पिपासायां तथोत्क्लेशे लवङ्गस्याम्बु शस्यते । जातीफलस्य वा पीतं शृतं भद्रघनस्य वा ॥

## अथ उत्क्लेशस्य लक्षणम् ।

उत्क्लिश्यान्नश्च निर्गच्छेत्प्रसेकष्ठीवनेरितम् । हृदयं पीड्यते चास्य तमुत्क्लेशं विनिर्दिशेदिति ॥ सरुग्वानद्धमुदरमम्लपिष्टैः प्रलेपयेत् । दारु हैमवती कुष्ठशताह्वाहिङ्गुसैन्धवैः ॥

हैमवती श्वेतवचा । इति दारुषट्कम् ॥

तक्रेण युक्तं यवचूर्णमुष्णं स क्षारमार्त्तिं जठरे निहन्यात् । स्वेदो घटैर्वाप्यथ वाष्पपूर्णैरुष्णैस्तथान्यैरपि पिण्डतापैः ॥

અધેડાને વાટીને ટાઢા પાણીથી પીવામાં આવેતો તેથી શૂળ તથા વિસૂચિકા મટી જાયછે.

. તેલ નાખીને કારેલીનો રસ પીવામાં આવેતો તેથી વિસચિકાનો નાશ થાયછે.

વાળાનાં મૂળીયાંનો ક્વાથ કરી તેમાં પીપળનું ચૂર્ણ નાખીને પીવામાં આવેતો તેથી વિસૂચિકાનો નાશ થાયછે અને જઠરાગ્નિની વૃદ્ધિ થાયછે. આ ઉપાય શ્રેષ્ઠ છે.

બીલાંના ગર્ભનો અને સુંઠનો ક્વાથ પીવામાં આવેતો તેથી ઊલટી તથા વિસૂચિકા મટી જાયછે.

બીલાંનો ગર્ભ, સુંઠ અને કાયફળ એઓનો ક્વાથ, ઉપરના ક્વાથ કરતાં વધારે ગુણવાન્ છે.

સુંઠ, મરી, પીપળ, કાંકચીઆ, હળદર, દારૂહળદર અને બીજોરાનાં મૂળીયાં એઓને વાટી ગોળીઓ કરી છાયામાં સુકાવી તે ગોળી જો આંખમાં આંજવામાં આવેતો તેથી વિસૂચિકા મટેછે. આ ઉપાયનો અમે પોતે અનુભવ કરેલો છે.

અઘેડાનાં પાનડાં અને મરી એઓને સમભાગે લઈ ઘોડાની લાળમાં વાટીને તે નેત્રમાં આંજવામાં આવેતો તેથી વિસૂચિકાનો નાશ થાયછે.

વિસૂચિકા અત્યંત વૃદ્ધિ પામી હોય તો પ્રાણના રક્ષણને વાસ્તે જેમાં દહી બરાબર પાણી નાખ્યું હોય એવી છાશનો અથવા નાળીએરના પાણીની પેયા કરીને તેનો ઉપયોગ કરવો.

તજ, તમાલપત્ર, એરડો, સરગવો, કઠ, વજ અને સુવા એઓને લીંબુના રસમાં વાટી તેથી શરીરને ચોળવામાં આવેતો વિસચિકાની ખાલીઓ મટી જાયછે. એ પદાર્થોથી પકાવેલું તેલ પણ વિસૂચિકાની ખાલીઓને મટાડેછે.

કઠ તથા સૈંધવ એઓનો કલ્ક નાખીને ખાટા ચુકાથી પકાવેલા તેલનું મર્દન કરવામાં આવેતો તેથી વિસચિકા સંબંધી ખાલીઓ તથા શૂળ મટી જાયછે.

તરશ ઉપર તથા ઉત્ક્લેશ ઉપર લવીંગનું પાણી પાવું અથવા જાયફળનો ક્વાથ પાવો અથવા ભદ્રમોથનો ક્વાથ પાવો. ઉછાળો આવીને અન્ન બાહાર નીકળે અને મોળથી તથા થુંકવાથી છાતી પીડાય એ ઉત્ક્લેશ કેહેવાયછે.

પેટ દુખતું હોય અથવા ચડી આવ્યું હોયતો દારૂહળદર, ઘોળીવજ, કઠ, સુવા, હીંગ અને સૈંધવ એ છ પદાર્થોને ખટાશમાં વાટીને પેટ ઉપર ચોપડવા. આ ઉપાય દારૂષટ્ક એ નામથી કેહેવાયછે.

જવના લોટને છાશની સાથે ગરમ કરી તેમાં ક્ષાર નાખીને પેટ ઉપર ચોપડવામાં આવેતો તેથી પેટની વ્યથા મટી જાયછે.

ગરમ પાણીથી ભરેલા શીસાઓથી તથા બીજા પણ એવા પિંડરૂપ (ઇંટ વગેરેના) તાપોથી શેક કરવામાં આવે તોપણ પેટની વ્યથા મટી જાયછે.

## વિલંબિકાની તથા અલસકની ચિકિત્સા.

विलम्बिकालसकयोरयमेव क्रियाक्रमः । अतएव तयोरुक्तं पृथक् नहि चिकित्सितम् ॥

જે વિષૂચિકાની ચિકિત્સાનો ક્રમ કહ્યો તેજ વિલંબિકાની તથા અલસકની ચિકિત્સાનો ક્રમ છે એટલામાટે વિલં-

ભિકાની તથા અલસકની ચિકિત્સા જુદી કહેવામાં આવતી નથી.

### ભસ્મકની ચિકિત્સા.

तं भस्मकं गुरु स्निग्धसान्द्रमन्दहिमस्थिरैः । अन्नपानैर्नयेच्छान्तिं पित्तघ्नैश्च विरेचनैः ॥ अत्युद्धृताग्निशान्त्यै माहिषदधिदुग्धसर्पींषि । संसेवेत यवागूं समपिष्टे पयसि सर्पिषा सिद्धाम् ॥ असकृत् पित्तहरणं पायसप्रतिभोजनम् । श्यामात्रिवृद्धिपक्वञ्च पयोदद्याद्विरेचनम् ॥ यत्किञ्चिन्मधुरं मेध्यं श्लेष्मलं गुरु भोजनम् । सर्वं तदत्यग्निहितं भुक्त्वा मस्वपनं दिवा ॥ शिततण्डुलशितकमलं छागक्षीरेण पायसं सिद्धम् । भुक्त्वा च तेन पुरुषो दशदिवसात्तुच्छभोजनो भवति ॥

સ્નિગ્ધ, ધાટાં, મંદ, ટાઢાં અને સ્થિરતાવાળાં અન્ન પાનોથી તથા પિત્તને હણનારાં વિરેચનોથી ભસ્મકને શાંત કરવો.

અત્યંત વૃદ્ધિ પામેલા જઠરાગ્નિને શાંત કરવા સારૂ ભેંશના દહી, દુધ અને ઘી એઓનું સેવન કરવું તથા ઘીમાં શેકીને લોટના જેટલાજ વજના દુધમાં પકાવેલી લોટની રાબનું સેવન કરવું.

પિત્તને હરનારૂં દુધપાકનું ભોજન વારંવાર દેવું અને કાળી નસોતરથી પકાવેલા દુધનું વિરેચન દેવું.

જે જે કોઇ મધુર, પવિત્ર, કફ કરનારાં તથા ભારે ભોજનો છે તેઓ તથા જમીને દિવસે સુઇ રેહેવું એ સઘળાં ભસ્મક રોગવાળાને હિતકારી છે.

બકરીના દુધમાં ધોળા ચોખાનો તથા ધોળાં કમળનો દુધપાક કરીને તેનું ભોજન કરવામાં આવેતો તેથી દશ દિવસની અંદર ભોજન ઓછું થઇ જાયછે.

### અમુક પદાર્થોના અજીર્ણમાં અમુક દ્રવ્યોથી પાચન થવાવિષે.

### अथ विशिष्टद्रव्याजीर्णे विशिष्टं पाचनद्रव्यमाह ।

अलं पनसपाकाय फलं कदलसम्भवम् । कदलस्य तु पाकाय बुधैरपि घृतं हितम् ॥ घृतस्य परिपाकाय जम्बीरस्य रसो हितः । नारिकेरफलतालवीजयोः पाचकं सपदि तण्डुलं विदुः ॥ क्षीरमेव सहकारपाचनं चारमज्जनि हरीतकी हिता । मधूकमाल्लूरनृपादनानां परूपखर्जूरकपित्थकानाम् ॥ पाकाय पेयं पिचुमन्दबीजं घृतेऽपि तक्रेऽपि तदेव पथ्यम् । खर्जूरशृङ्गाटकयोः प्रशस्तं विश्वौषधं कुत्र च भद्रमुस्तम् ॥ यज्ञाङ्गबोधिद्रुफलेषु शस्तं प्लक्षे तथा पर्युषितं प्रतीतम् । तण्डुलेषु च पयः पयःस्वथो दीप्यकन्तु चिपिटे कणायुतम् ॥ पष्टिका दधिजलेन जीर्यते कर्कटी च सुमनेषु जीर्यति ॥

सुमनेषु गोधूमेषु जीर्यति ॥

गोधूममाषहरिमन्थसतीनमुद्गपाको भवेज्झटिति मातुलपुत्रकेण ॥

मातुलपुत्रकं धत्तूरफलम् ॥

खर्जूरिकाविशकशेरुशितासु शस्तं शृङ्गाटके मधुफलेष्वपि भद्रमुस्तम् ॥ कङ्गुश्यामाकनीवाराः कुलत्थाश्चवि-

लम्वितम् । दध्नो जलेन जीर्यन्ति द्विदलं काञ्जिकेन तु ॥ पिष्टान्नं शीतलं वारि कृशरां सैन्धवं पचेत् । माषेण्डरीं निम्बुफलं पायसं मुद्गयूपकः ॥ वटोवेसवाराल्लवङ्गेन फेनीसमं पर्पटः शिग्रुबीजेन याति ॥ कणामूलतो लड्डुकापूपसट्टादिपाको भवेच्छष्कुलीमण्डयोश्च ॥

वेसवारो वसग इति लोके । तद्यथा ॥

स्नेहो निशाहिङ्गुलवङ्गकेलाधान्याकजीरार्द्रकनागराणि । अम्लोपणं सैन्धवचूर्णमन्ने यथोचितं संस्कृतये प्रणीतम् ॥

इति सट्टा सट्टकपानविशेषः । मण्डः माण्ड इति लोके ॥

किमत्र चित्रं वहुमत्स्यमांसभोजी सुखी काञ्जिकपानतः स्यात् । इसद्भुतं केवलवह्निपक्वो मांसेन मत्स्यः परिपाकमेति ॥ आममाम्रफलं मत्स्यतद्बीजं पिशिते हितम् । कूर्ममांसं यवक्षारात् शीघ्रं पाकमुपैति हि ॥ कपोतपारावतनीलकण्ठकपिञ्जलानां पिशितानि भुक्त्वा । काशस्य मूलं परिपिष्य पीतं सुखी भवेन्ना वहुशो हि दृष्टम् ॥ मांसानि सर्वाण्यपि यान्ति पाकं क्षारेण सद्यस्तिलनालजेन । चञ्चूकसिद्धार्थकवास्तुकानां गायत्रिसारकथितेन पाकः॥

चञ्चूकः चेचू इति लोके । गायत्री खदिरः॥

पालङ्किकाकेवुककारवेल्लीवार्त्ताकवंशाङ्कुरमूलकानाम् । उपोदिकालावुपटोलकानां सिद्धार्थको मेघरवश्च पक्त्वा॥

मेघरवः चौरा इति लोके ॥

विपच्यते शूरणकं गुडेन तथालुकं तण्डुलधावनेन । पिण्डालुकं जीर्यति कोरदूषात् कशेरुपाकः किल नागरेण । लवणस्तण्डुलतोयात् सर्पिर्जम्वीरकाद्यम्लात् । मरिचादपि तच्छीघ्रं पाकं यासैत्र काञ्जिका तैलम् ॥ क्षीरं जीर्यति तक्रेण तद्वन्यं कोष्णमंडकात् । माहिषं माणिमन्थेन शङ्खचूर्णेन तद्दधि॥

मण्डकः माड इति लोके ॥

रसालं जीर्यति व्योषात् खण्डं नागरभक्षणात् । सिता नागरमुस्तेन तथेक्षुश्चार्द्रिकारसात् । जरामिरा गैरिकचन्दनाभ्यामभ्येति शीघ्रं मुनिभिः प्रदिष्टम् । उष्णे न शीतं शिशिरेण चोष्णं जीर्णो भवेत् क्षारगणस्तथाम्लैः ॥

इरा मदिरा ॥

तप्तं तप्तं हेम वा तारमग्नौ तोये क्षिप्तं सप्तकृत्वस्तदम्भः । पीत्वाऽजीर्णन्तोयजातं निहन्यात्तत्र क्षौद्रं भद्रमुस्तं विशेषात् ॥

तत्र तोयाजीर्णे । इति जठराग्निविकारः॥

ફનસનું અજીર્ણ રહ્યુ હોયતો કેળાંથી પાચન થાયછે, કેળાનું અજીર્ણ રહ્યું હોયતો ઘીથી પાચન થાયછે અને ઘીનું અજીર્ણ રહ્યું હોયતો લીંબુના રસથી પાચન થાયછે એમ વિદ્વાનોએ કહ્યુંછે. નાળીએરનું કે તાડના ફળનું અજીર્ણ રહ્યું હોયતો ચોખાથી તુરત પાચન થાયછે. આંબાનું અજીર્ણ રહ્યું હોયતો દુધથી પાચન થાયછે. ચારોળીનું અજીર્ણ રહ્યું હોયતો હરડેથી પાચન થાયછે. મહુડાં, બીલાં, શણ, ફાલસાં, ખજુર કે કોઠ

એઓનું અજીર્ણ રહ્યું હોયતો તેઓનું લીંબડાનાં બીજોથી પાચન થાયછે. ઘીના તથા છાશના અજીર્ણ ઉપર પણ લીંબડાનાં બીજજ પથ્ય છે. ખજુર અને શીગોડાંના અજીર્ણ ઉપર સુંઠ પાચન છે અને કોઇ સમયે ભદ્રમોથથી પણ તેનું પાચન થાયછે. ઊબરાનાં ફળ પીપળાનાં ફળ તથા પીપળનાં ફળ એઓના અજીર્ણ ઉપર સુંઠનું વાશી પીનું સારૂં છે. ચોખા દુધથી પચેછે અને દુધ અજમાથી પચેછે. પવાનું અજીર્ણ પીપળથી યુક્ત અજમાથી મટેછે. સાઠી ચોખાનું અજીર્ણ દહીના જળથી મટેછે. કાકડીનું અજીર્ણ ધણાંથી મટેછે. ધણા, અડદ, ચણા, વટાણા તથા મગ એઓનું અજીર્ણ ધંતુરાના ડેડવાથી તુરત મટેછે. ખસેલાં, કમળનાં મૃણાલ, કસેલાં, સાકર, સીગોડાં, અને દ્વીપાંતરનો ખજુર એઓના અજીર્ણ ઉપર ભદ્રમોથ વખાણવામાં આવેલ છે. કાંગ, સામો, નાનવી અને કળથી એઓનું અજીર્ણ દહીના જળથી શાંત થાયછે. દાળનું અજીર્ણ કાંજીથી મટેછે. લોટના અન્નનું અજીર્ણ ટાઢા પાણીથી મટેછે. ખીચડીનું અજીર્ણ સૈંધવથી મટેછે. અડદના ખેસનું અજીર્ણ લીંબુથી મટેછે. દૂધપાકનું અજીર્ણ મગના યૂષથી મટેછે. વડાંનું અજીર્ણ ઓસાણથી[1] મટેછે. પરસુદીની ફેનિકાનું અજીર્ણ લવીંગથી મટેછે. પાપડનું અજીર્ણ સરગવાનાં બીજથી મટેછે. લાડુ, માલપુવા, સાટા વગેરે, સુવાળી અને માંડા એઓનું અજીર્ણ પીપળીમૂળથી મટેછે. ઘણાં માછલાંઓને ખાનારો માણસ કાંજી પીવાથી સુખી થાયછે એમાં કશું આશ્ચર્ય નથી પણ આશ્ચર્ય એ છે કે એકલા અગ્નિથી પકાવેલાં માછલાં માંસથી પચી જાયછે. માછલાંને પચાવવામાં આંબાનું કાચું ફળ સારૂં છે. માંસને પચાવવામાં આંબાની ગોઠલી સારી છે. કાચબાનું માંસ જવખારથી તુરત પચી જાયછે. હોલા, કબુતર, નીલકંઠ, અને તેતર એઓનાં માંસોનું અજીર્ણ થયું હોયતો કાંસડાનાં મૂળીઆં વાટીને પીવાં એટલે તેથી મનુષ્ય સુખી થાયછે કે જે અમોએ ઘણીવાર જોએલુંછે. સઘળાં માંસો તલસરાના ક્ષારથી પચી જાયછે. છુંછ, સર્ષપ અને બથવો એઓ ખેરસારના કવાથથી પચી જાયછે. ટાંડા, કોળી, કારેલાં, રીંગણાં, વાંસના અંકુર, મૂળા, પોથી, તુંબડાં અને પરવળ એઓ સર્ષપની ભાજીથી અને તાંદળજાથી પચી જાયછે. સૂરણ ગોળથી પચી જાયછે. બટેટાં ચોખાના ધોણથી પચી જાયછે. ગોળ બટેલાં કોદરાથી પચી જાયછે. કશેલાં સુંઠથી પચી જાયછે. ક્ષાર ચોખાના પાણીથી પચી જાયછે. ઘી લીંબુ વગેરે ખાટા રસથી પચી જાયછે અને મરીથી પણ તુરત પચી જાયછે. તેલ કાંજીથી પચી જાયછે. દુધ છાશથી પચી જાયછે. ગાયનું દુધ જરા ઊના દહીના માંડાથી પચી જાયછે. ભેંસનું દુધ સૈંધવથી પચી જાયછે. ભેંસનું દહી શંખના ચૂર્ણથી પચી જાયછે. આંબાં વ્યોષથી (સુંઠ મરી પીપળથી) પચી જાયછે. ખાંડ સુઠ ખાવાથી પચી

---

૧ સ્નેહ (ઘી કે તેલ) હળદર, હીંગ, લવીંગ, એળચી, ધાણા, જીરૂં, આદુ, સુંઠ, લીબું મરી અને સૈધવનું ચૂર્ણ એઓથી ચોગ્યરીતે વઘારેલું અન્નનું પાણી ઓસાણ કેહેવાયછે.

જાયછે. સાકર નાગરમોથથી પચી જાયછે. શેલડી કાથમરીના રસથી પચી જાયછે. મદિરા સોનાગેરૂથી અને ચંદનથી તુરત પચી જાયછે એમ મુનિઓએ કહ્યુંછે. શીત પદાર્થ ઉષ્ણ પદાર્થથી પચેછે, ઉષ્ણ પદાર્થ શીત પદાર્થથી પચેછે અને ક્ષારોનો સમૂહ ખાટા પદાર્થોથી પચેછે. પાણીનું અજીર્ણ થયું હોયતો સોનાને અથવા રૂપાને અગ્નિમાં તપાવી તપાવી સાતવાર પાણીમાં બોળી તે પાણી પીવાથી મટી જાયછે. પાણીના અજીર્ણ ઉપર મધ અને ભદ્રમોથ એઓ વિશેષે કરી ઉત્તમ છે.

જઠરાગ્નિના વિકારોનો અધિકાર પુરો થયો.

---

## કૃમિઓનો અધિકાર.

### કૃમિઓના ભેદ.

**अथ कृम्यधिकारः ।**

**अथ कृमीणां भेदानाह ।**

कृमयस्तु द्विधा प्रोक्ता बाह्याभ्यन्तभेदतः ॥

બાહ્ય કૃમિઓ અને આભ્યંતર કૃમિઓ એરીતે કૃમિઓ બે પ્રકારના કહેલા છે.

### કૃમિઓનાં નિદાનો.

**तेषां निदानान्याह ।**

बहिर्मलकफासृग्विड्जन्मभेदाच्चतुर्विधाः। नामतो विंशतिविधा बाह्यास्तत्र मलोद्भवाः ॥

तत्र तेषु बाह्याः कृमयः मलोद्भवाः । त्वग्लग्नबहिर्मलस्वेदसम्भवाः ॥

ત્વચામાં લાગેલા બાહારના પસીનાથી, કફથી, રૂધિરથી અને વિષ્ટાથી એમ ચાર નિદાનોથી કૃમિઓ થાયછે કે જેઓ નામોથી વીશ પ્રકારના છે. એઓમાં જેઓ ત્વચામાં લાગેલા બાહારના પસીનાથી થાયછે તેઓને બાહ્યકૃમિઓ સમજવા.

### બાહ્ય કૃમિઓનાં રૂપ.

**तेषां रूपाण्याह ।**

तिलप्रमाणसंस्थानवर्णाः केशाम्बराश्रयाः ॥

तिलानामिव परिमाणा संस्थानवर्णो येषां ॥

बहुपादाश्च सूक्ष्माश्च यूकालिक्षाश्च नामतः ॥

तत्र यूका बहुपादाः कृष्णाः केशाश्रया लिक्षाः सूक्ष्माः श्वेता वस्त्राश्रयाः॥

બાહ્યકૃમિઓ તલ જેવડા પ્રમાણવાળા, તલ જેવી આકૃતિવાળા અને તલ જેવા વર્ણવાળા થાયછે. એ કૃમિઓ કે જેઓ ઘણા પગવાળા અને ઝીણા થાયછે તેઓમાં કેટલાએક યૂકા (જુ) અને કેટલાએક લિક્ષા (લીખુ) કેહેવાયછે. જેઓ કાળા વર્ણના અને કેશમાં રેહેનારા હોયછે તેઓ યૂકા કેહેવાયછે અને જેઓ ધોળા વર્ણના અને વસ્ત્રોમાં રેહેનારા હોયછે તેઓ લિક્ષા કેહેવાયછે.

### બાહ્ય કૃમિઓથી થતા વિકારો.

**तत्कर्तव्यविकारमाह ।**

द्विधा ते कोठपिठिका कण्डूगण्डान् प्रकुर्वते ॥

એ યૂકા અને લિક્ષા નામના બાહ્ય

કૃમિઓ ધ્રાંભઠાં, ફોડલીઓ, ચળ તથા ગડ એ વિકારોને ઉત્પન્ન કરેછે.

## આભ્યંતર કૃમિઓનાં દૂરનાં નિદાનો.

## आभ्यन्तरक्रुमीणां विप्रकृष्टं निदानमाह ।

अजीर्णभोजी मधुराम्लसेवी द्रवप्रियः पिष्टगुडोपभोक्ता । व्यायामवर्जी च दिवाशयी च विरुद्धभोजी लभते कृमींश्च ॥

અજીર્ણમાં જમનાર, મધુર તથા ખાટા પદાર્થોનું સેવન કરનાર, દ્રવ પદાર્થોઉપર પ્યાર રાખનાર, લોટ તથા ગોળ એઓના મિશ્રણવાળા પદાર્થોને ખાનાર, કસરત નહી કરનાર, દિવસે સુઇ રેહેનાર અને વિરૂદ્ધ પદાર્થોનું ભોજન કરનાર એઓને આભ્યંતર કૃમિઓ ઉત્પન્ન થાયછે.

## જેને કીડા ઉત્પન્ન થયા હોય તે માણસનાં લક્ષણો.

## उत्पन्नक्रुमिलक्षणमाह ।

ज्वरो विवर्णता शूलं हृद्रोगः सदनं भ्रमः । भक्तद्वेषोऽतिसारश्च सञ्जातकृमिलक्षणम् ॥

જ્વર, વર્ણનું બગડી જવું, શૂળ, છાતીમાં દરદ, ગ્લાનિ, ભ્રમ, અન્નઉપર અરૂચિ અને અતિસાર એ લક્ષણો ઉપરથી માણસના શરીરની અંદર કૃમિ થએલા સમજવા.

## કફથી થતા આભ્યતર કૃમિઓનાં દૂરનાં નિદાનો.

## अथ कफजक्रुमीणां विप्रकृष्टं निदानमाह ।

मांसमाषगुडक्षीरदधिशुक्तैः कफोद्भवाः ॥

शुक्तं कालान्तरेणाम्लीभूत इक्षुरसविकारः ॥

કફસંબંધી કૃમિઓ માંસથી, અડદથી, ગોળથી, દુધથી, દહીથી અને કાળાંતરે ખાટા થઇગએલા શેલડીના રસના વિકારથી થાયછે.

## કફથી થએલા કૃમિઓનું સંપ્રાપ્તિ પૂર્વક લક્ષણ.

## कफजक्रुमीणां सम्प्राप्तिपूर्वकं लक्षणमाह ।

कफादामाशये जाता वृद्धाः सर्पन्ति सर्वतः । पृथुवध्रनिभाः केचित् केचिद्गण्डूपदोपमाः ॥ रूढधान्याङ्कुराकारास्तनुदीर्घास्तथाणवः । श्वेतास्ताम्रावभासाश्च नामतः सप्तधा तु ते ॥ अन्त्रादा उदरावेष्टा हृदयादा महाकुहाः । चुरवो दर्भकुसुमाः सुगन्धास्ते च कुर्वते ॥ हृल्लासमास्यस्रवणमविपाकमरोचकम् । मूर्छाछर्दिज्वरानाहकास्यक्षवथुपीनसान् ॥

वध्रश्चर्मलता रूढोऽङ्कुरितः । तनवः परिणाहेन तथा दीर्घास्तनुदीर्घाः चुरवश्चुरुमानाः । तत्कर्त्तव्यविकारा हृल्लासादयः ॥

કફથી આમાશયમાં ઉત્પન્ન થએલા

કૃમિઓ વધીને ચારેકોર ગતિ કરેછે. એઓમાં કેટલાએક મોટી ચામડાની દોરી જેવા થાયછે, કેટલાએક અણુશીયા જેવા થાયછે, કેટલાએક ઉગેલા ધાન્યના અંકુર જેવા થાયછે, કેટલાએક ઝીણા તથા લાંબા થાયછે અને કેટલાએક ઝીણા થાયછે. એ કીડાઓ ધોળા અને રાતી ઝાંઇવાળા થાયછે. એઓ અંત્રાદ, ઉદરાવેષ્ટ, હૃદયાદ, મહાકુહ, ચુરૂ, દર્ભકુસુમ અને સુગંધ એ નામોથી સાત પ્રકારના છે કફસંબંધી કૃમિઓ થયા હોય તો ભોળ આવેછે, મોહોડું સ્ત્રવ્યા કરેછે, ખાધેલું અન્ન પચતું નથી, અરૂચિ થાયછે, મૂર્છા આવેછે, ઉલટી થાયછે, જ્વર આવેછે, પેટ ચડી આવેછે, ઉધરસ થાયછે, છીંકો આવેછે અને સળીખમ થાયછે.

## રૂધિરથી થતા કૃમિઓ વિષે.

### अथ रक्तजानाह ।

रक्तवाहिशिरास्थाना रक्तजा जन्तवोऽणवः । अपादा वृत्तताम्राश्च सौक्ष्म्यात्केचिददर्शनाः ॥ केशादालोमविध्वंसाः रोमद्वीपा उदुम्बराः । षट् ते कुष्ठैककर्माणः सह सौरसमातरः ॥

सौरसमातृभ्यां सह वर्तंत इति सहसौरसमातरः ॥

રૂધિરથી થએલા કૃમિઓ રૂધિરનું વહનકરનારી શિરાઓમાં રેહેછે. ઝીણા હોયછે, ઘણા પગવાળા હોયછે, ગોળ તથા રાતા હોયછે અને તેઓમાં સૂક્ષ્મપણાનેલીધે કેટલાએક દેખાતા પણ નથી. એઓ કેશાદ, લોમ વિધ્વંસ, રોમ દ્વીપ, ઉદુંબર, સૌરસ અને માતૃ એ નામોથી છ પ્રકારના છે. એ કૃમિઓથી કોઢ ઉત્પન્ન થાયછે.

## વિષ્ટાથી થતા કૃમિઓ વિષે.

### पुरीषजानाह ।

पक्वाशये पुरीषोत्था जायन्तेऽधोविसर्पिणः । वृद्धास्ते स्युर्भवेयुश्च ते यदामाशयोन्मुखाः ॥ तदास्योद्गारनिःश्वासविड्गन्धानुविधायिनः । पृथुवृत्ततनुस्थूलाः श्यावपीतसितासिताः ॥ ते पञ्चनाम्ना क्रमयः ककेरुकमकेरुकाः । सौसुरादाः सशूनाख्या लेलिहा जनयन्ति च ॥ विड्भेदशूलविष्टम्भकार्श्यपारुष्यपाण्डुताः । रोमहर्षाग्निसदनगुदकण्डूर्विमार्गगाः ॥

*वृद्धास्तेऽधो विसर्पिणः स्युः यदा ते* आमाशयोन्मुखा भवेयुरित्यन्वयः। ते विमार्गगाः सन्तो विड्भेदादीन् जनयन्ति इत्यर्थः ॥

વિષ્ટાથી થએલા કૃમિઓ પક્વાશયમાં થાયછે. વૃદ્ધિ પામેલા તે કૃમિઓ નીચે ગતિ કરેછે. એઓ જ્યારે આમાશયની સન્મુખ થાયછે ત્યારે ઓડકારના, નિશ્વાસના તથા વિષ્ટાના જેવા ગંધને અનુસરેછે. એઓ પોહોળા, ગોળ, ઝીણા, જાડા, કાળા, પીળા, ધોળા અને અત્યંત કાળા પણ થાયછે. એઓ કકેરૂક, મકેરૂક, સૌસુરાદ, સશૂન અને લેલિહ એ નામોથી પાંચ પ્રકારના છે. એઓ જ્યારે અવળે માર્ગે ચાલેછે ત્યારે ઝાડો થાયછે, શૂળ થાયછે, મળબંધ થાયછે, શરીરમાં પાતળાપણું ખરસટપણું અને પાંડુપણું થાયછે, રૂવાણાં ઉભાં થાયછે,

અગ્નિ મંદ થઇ જાયછે અને ગુદામાં ચળ આવેછે.

## કૃમિઓની ચિકિત્સા.

## अथ कृमीणां चिकित्सा ।

विडङ्गव्योपसंयुक्तमन्नमण्डं पिबेन्नरः । दीपनं क्रमिनाशाय जठराग्निविवृद्धये ॥ भत्यहं कटुकं तिक्तं भोजनं कफनाशनम् । कृमीणां नाशनं रुच्यमग्निमन्दीपनं परम् ॥ विडङ्गशृतपानीयं विडङ्गेनावधूलितम् । पीतं क्रमिहरं दृष्टं कृमिजांश्च गदाञ्जयेत् ॥ लिह्याद्विडङ्गचूर्णं वा मधुना क्रमिनाशनम् । पलाशवीजस्य रसं पिबेन्माक्षिकसंयुतम् ॥ पिबेत्तद्बीजकल्कं वा मधुना क्रिमिनाशनम् ॥ काम्पिल्लचूर्णं कर्पार्धं गुडेन सह भक्षितम् । पातयेच्च कृमीन् सर्वानुदरस्थान्न संशयः ॥ विडङ्गं कौटजं वीजं तथा वीजं पलाशजम् । सचूर्ण्य खादेद् खण्डेन क्रमीन्नाशयितुं नरः ॥ निम्बपत्रसमुद्भूतं रसं क्षौद्रयुतं पिबेत् । धत्तूरपत्रजं वापि क्रमिनाशनमुत्तमम् ॥ रसेन्द्रेण समायुक्तो रसो धत्तूरपत्रजः । ताम्बूलपत्रजो वापि लेपो यूकाविनाशनः । धत्तूरपत्रकल्केन तद्रसेनैव पाचितम् ॥ तैलमभ्यङ्गमात्रेण यूका नाशयति क्षणात् । कृमीणां विट्कफोत्थानामेतदुक्तं चिकित्सितम् ॥ रक्तजानान्तु संहारं कुर्यात् कुष्ठचिकित्सया ॥

વાવડીંગ, સુંઠ, મરી અને પીપળ એઓથી સંયુક્ત અને અગ્નિને દીપ્ત કરનારા અન્નનો મંડ પીવામાં આવે તો તેથી કૃમિઓનો નાશ થાયછે અને જઠરાગ્નિની વૃદ્ધિ થાયછે.

નિત્ય તીખું અને કડવું ભોજન કરવામાં આવેતો કફનો નાશ થાયછે, કૃમિઓનો નાશ થાયછે, રૂચિ ઉત્પન્ન થાયછે અને જઠરાગ્નિ અત્યંત પ્રદીપ્ત થાયછે.

વાવડીંગનો ક્વાથ કરી તેમાં વાવડીંગનું ચૂર્ણ નાખીને પીવામાં આવેતો તેથી કૃમિઓનો નાશ થાયછે અને કૃમિ*ઓથી થતાં દરદોનો પણ નાશ થાયછે.*

વાવડીંગનું ચૂર્ણ કરી મધમાં કાલવીને ચાટવામાં આવેતો તેથી કૃમિઓનો નાશ થાયછે.

ખાખરાનાં બીજનો રસ અથવા ખાખરાનાં બીજનો કલ્કમ ધની સાથે પીવામાં આવેતો તેથી કૃમિઓનો નાશ થાયછે.

અરધા તોલા ભાર કપીલાનું ચૂર્ણ ગોળનીસાથે ખાવામાં આવેતો તેથી પેટમાં રહેલા સઘળા કૃમિઓ પડી જાયછે એમાં સંશય નથી.

વાવડીંગ, ઇંદ્રજવનાં બીજ અને ખાખરાનાં બીજ એઓનું ઝીણું ચૂર્ણ કરી ખાંડનીસાથે ખાવામાં આવેતો તેથી કૃમિઓનો નાશ થાયછે.

લીંબડાનાં પાનડાંનો અથવા ધંતુરાનાં પાનડાંનો રસ મધની સાથે પીવામાં આવેતો તેથી ઉત્તમરીતે કૃમિઓનો નાશ થાયછે.

પારાથી સંયુક્ત ધંતુરાના પાનડાના રસનું અથવા પારાથી સંયુક્ત નાગરવેલના પાનના રસનું લેપન કરવામાં આવેતો તેથી યૂકાઓનો (જુ નામના કીડાઓનો) નાશ થાયછે.

કૃમિઓ વધીને ચારેંકાર ગતિ કરેછે. એઓમાં કેટલાએક મોટી ચામડાની દોરી જેવા થાયછે, કેટલાએક અણુશીયા જેવા થાયછે, કેટલાએક ઉગેલા ધાન્યના અંકુર જેવા થાયછે, કેટલાએક ઝીણા તથા લાંબા થાયછે અને કેટલાએક ઝીણા થાયછે. એ કીડાઓ ધોળા અને રાતી ઝાંઇવાળા થાયછે. એઓ અંત્રાદ, ઉદરાવેષ્ટ, હૃદયાદ, મહાકુહ, ચુરૂ, દર્ભકુસુમ અને સુગંધ એ નામોથી સાત પ્રકારના છે કફસંબંધી કૃમિઓ થયા હોય તો મોળ આવેછે, મોહોડું સ્ત્રવ્યા કરેછે, ખાધેલું અન્ન પચતું નથી, અરૂચિ થાયછે, મૂર્છા આવેછે, ઉલટી થાયછે, જ્વર આવેછે, પેટ ચડી આવેછે, ઉધરસ થાયછે, છીંકો આવેછે અને સળીખમ થાયછે.

## રૂધિરથી થતા કૃમિઓ વિષે.

### अथ रक्तजानाह ।

रक्तवाहिशिरास्थाना रक्तजा जन्तवोऽणवः । मपादा वृत्तताम्राश्च सौक्ष्म्यात्केचिददर्शनाः ॥ केशादालोमविध्वंसाः रोमद्वीपा उदुम्बराः । षट् ते कुष्ठैककर्माणः सह सौरसमातरः ॥

सौरसमातृभ्यां सह वर्तंत इति सहसौरसमातरः ॥

રૂધિરથી થએલા કૃમિઓ રૂધિરનું વહનકરનારી શિરાઓમાં રેહેછે. ઝીણા હોયછે, ઘણા પગવાળા હોયછે, ગોળ તથા રાતા હોયછે અને તેઓમાં સૂક્ષ્મપણાનેલીધે કેટલાએક દેખાતા પણ નથી. એઓ કેશાદ, લોમ વિધ્વંસ, રોમ દ્વીપ, ઉદુંબર, સૌરસ અને માતૃ એ નામોથી ૭ પ્રકારના છે. એ કૃમિઓથી કોઢ ઉત્પન્ન થાયછે.

## વિષ્ટાથી થતા કૃમિઓ વિષે.

### पुरीषजानाह ।

पक्काशये पुरीषोत्था जायन्तेऽधोविसर्पिणः । वृद्धास्ते स्युर्भवेयुश्च ते यदामाशयोन्मुखाः ॥ तदास्योद्गारनिःश्वासविड्गन्धानुविधायिनः । पृथुवृत्ततनुस्थूलाः श्यावपीतसितासिताः ॥ ते पञ्चनाम्ना कृमयः ककेरुकमकेरुकाः । सौसुरादाः सशूनाख्या लेलिहा जनयन्ति च ॥ विड्भेदशूलविष्टम्भकार्श्यपारुष्यपाण्डुताः । रोमहर्षाग्निसदनगुदकण्डूर्विमार्गगाः ॥

वृद्धास्तेऽधो विसर्पिणः स्युः यदा ते आमाशयोन्मुखा भवेयुरित्यन्वयः। ते विमार्गगाः सन्तो विड्भेदादीन् जनयन्ति इत्यर्थः ॥

વિષ્ટાથી થએલા કૃમિઓ પક્વાશયમાં થાયછે. વૃદ્ધિ પામેલા તે કૃમિઓ નીચે ગતિ કરેછે. એઓ જ્યારે આમાશયની સન્મુખ થાયછે ત્યારે ઓડકારના, નિશ્વાસના તથા વિષ્ટાના જેવા ગંધને અનુસરેછે. એઓ પોહોળા, ગોળ, ઝીણા, જાડા, કાળા, પીળા, ધોળા અને અત્યંત કાળા પણ થાયછે. એઓ કકેરૂક, મકેરૂક, સૌસુરાદ, સશૂન અને લેલિહ એ નામોથી પાંચ પ્રકારના છે. એઓ જ્યારે અવળે માર્ગે ચાલેછે ત્યારે ઝાડો થાયછે, શૂળ થાયછે, મળબંધ થાયછે, શરીરમાં પાતળાપણું ખરસટપણું અને પાંડુપણું થાયછે, રૂવાણાં ઉભાં થાયછે,

રોગને પાંચમો ગણ્યો છે અને સુશ્રુતે "માટીના ભક્ષણથી થએલા પાંડુરોગની ચિકિત્સા બીજાં કારણોથી કોપ પામેલા દોષોથી થએલા પાંડુરોગની ચિકિત્સા કરવાથી થઈ જાયછે" એમ સમજીને માટીના ભક્ષણથી થએલા પાંડુરોગને જુદો ગણ્યો નથી.

## પાંડુરોગની દૂરનાં નિદાનોપૂર્વક સંપ્રાપ્તિ.

## अथ विप्रकृष्टं निदानपूर्विकां सम्प्राप्तिमाह ।

व्यवायमम्लं लवणानि मद्यं मृदं दिवास्वप्नमतीव तीक्ष्णम् । निषेवमाणस्य विदूष्य रक्तं दोषास्त्वचं पाण्डुरतां नयन्ति ॥ तीक्ष्णं राजिकादि ॥

મૈથુનને, ખાટા પદાર્થોને, લવણોને, મદ્યને, માટીને, દિવસે શયનને અને અત્યંત તીક્ષ્ણ રાઈઆદિ પદાર્થોને સેવ્યાકરતા માણસના લોહીને દૂષિત કરીને વાયુઆદિ દોષો ચામડીને પાંડુવર્ણવાળી કરી નાખેછે.

## પાંડુરોગનું પૂર્વરૂપ.

## अथ पूर्वरूपमाह ।

त्वक्स्फोटननिष्ठीवनगात्रसादमृद्भक्षणप्रेक्षणकूटशोथाः । विण्मूत्रपीतत्वमथाविपाको भविष्यतस्तस्य पुरःसराणि ॥

प्रेक्षणकूटशोथ इति अक्षिगोलकशोथः ॥

પાંડુરોગ થવાનો હોય ત્યારે ચામડીનું ફાટવું, થુંકવું, ગાત્રોમાં ગ્લાનિ, માટીના ભક્ષણની ઇચ્છા, આંખના ડોડલાઉપર સોજો, વિષ્ઠાનું તથા મૂત્રનું પીળાપણું અને અન્નનું નહી પચવું એટલાં લક્ષણો પ્રથમથી થાયછે.

## વાયુથી થએલા પાંડુરોગનું લક્ષણ.

## अथ वातिकस्य पाण्डुरोगस्य लक्षणमाह ।

त्वङ्मूत्रनयनादीनां रूक्षकृष्णारुणाभता । वातपाण्ड्वामये कम्पस्तोदानाहभ्रमादयः ॥

कृष्णारुणाभता पाण्डुत्वं नातिक्रामति अतएव सुश्रुते 'सर्वेषु चैतेष्वति पाण्डुभावो यतोऽधिकोतः खलु पाण्डुरोग' इति । भ्रमादय इत्यादिशब्दात् भेदशूलादयः ॥

વાયુથી થએલા પાંડુરોગમાં ત્વચા, મૂત્ર તથા નેત્રઆદિ લુખાં અને કાળાશથી મિશ્રિત રતાશવાળાં થાયછે, કંપ થાયછે, વ્યથા થાયછે, પેટ ચડીઆવેછે અને ભ્રમ, ભેદન તથા શૂળઆદિ થાયછે.

ત્વચાઆદિમાં કાળાશથી મિશ્રિત જે રતાશઆદિ થાયછે તે પાંડુપણા વગરની થતી નથી એમ સમજવું. એટલામાટેજ સુશ્રુતે કહ્યુછે કે "પાંડુરોગના સઘળા પ્રકારોમાં પણ પાંડુપણું અધિક થાયછે માટે આ રોગને પાંડુરોગ કહેવામાં આવેછે."

## પિત્તથી થએલા પાંડુરોગનું લક્ષણ.

## अथ पैत्तिकस्य लक्षणमाह ।

पीतत्वङ्नखविण्मूत्रो दाहतृष्णाज्वरान्वितः । भिन्नविट्कोऽतिपीताभः पित्तपाण्ड्वामये नरः ॥

भिन्नविट्कः सद्रवमलः ॥

ધંતુરાનાં પાનડાંના કલ્કથી અને ધંતુરાનાં પાનડાંના રસથી પકાવેલા તૈલનો અભ્યંગ કરવામાં આવેતો ક્ષણમાત્રમાં યૂકાઓનો નાશ થાયછે.

વિષ્ઠાથી તથા કફથી ઉત્પન્ન થએલા કૃમિઓની તથા યૂકા નામના કૃમિઓની આ ચિકિત્સા કહી. પણ રૂધિરથી ઉત્પન્ન થએલા કૃમિઓનો નાશ કરવો હોયતો કોઢના જેવી ચિકિત્સા કરવી.

## કૃમિવાળાને પરેજી.

क्षीराणि मांसानि घृतानि चापि दधीनि शाकानि च पर्णवन्ति । अम्लञ्च मिष्टञ्च रसं विशेषात् कृमीन् जिघांसुः परिवर्जयेद्धि ॥

इति कृम्यधिकारः ॥

કૃમિઓનો નાશકરવાની ઇચ્છાવાળા માણસે દુધ, માંસ, ઘી, દહી, પાનડાંવાળાં શાક, અને વિશેષે કરી ખટાશ તથા મધુરતાવાળો રસ એઓનો ત્યાગ કરવો.

કૃમિઓનો અધિકાર સંપૂર્ણ થયો.

---

# પાંડુરોગ, કમળો તથા હલીમક એઓનો અધિકાર.

## પાંડુરોગનાં સંખ્યાપૂર્વક પાસેનાં નિદાનો.

## अथ पाण्डुरोगकामलाहलीमकाधिकारः ।

## तत्र पाण्डुरोगस्य संख्यापूर्वकं सन्निकृष्टनिदानमाह ॥

पाण्डुरोगाः स्मृताः पञ्च वातपित्तकफैस्त्रयः । चतुर्थः सन्निपातेन पञ्चमो भक्षणात् मृदः ॥

ननु मृत्तिकापि दूषितदोषद्वारेणैव पाण्डुरोगं जनयतीति मृद्भक्षणजः पाण्डुरोगो दोषजादभिन्न एवं कथं पञ्चम इति । उच्यते । अपरकारणकुपिता वातादयोऽन्यानपि रोगान् कुर्वन्ति । मृत्तिकाभक्षणात् कुपितास्तु वातादयो विशेषतः पाण्डुरोगमेव जनयन्त्येवेति विशेषाच्चिकित्साविशेषाच्च पञ्चमश्चरकेणोक्तः । तच्चिकित्सापरकारणकुपितदोषजनितपाण्डुरोगचिकित्सया भवतीति सुश्रुतेन मृत्तिकाजः पृथक् न पठितः ॥

વાયુથી થએલો, પિત્તથી થએલો, કફથી થએલો, સન્નિપાતથી એટલે ત્રણે દોષથી થએલો અને માટી ખાવાથી થએલો એમ પાંડુરોગ પાંચ પ્રકારનો થાયછે.

શંકા.—માટીપણ પોતે દૂષિત કરેલા દોષદ્વારા પાંડુરોગને ઉત્પન્ન કરેછે માટે માટીના ભક્ષણથી ઉત્પન્ન થએલો પાંડુરોગ દોષથી ઉત્પન્ન થએલા પાંડુરોગથી જુદો પડતો નથી તે છતાં તેને પાંચમો કેમ ગણ્યો છે?

સમાધાન.—બીજાં કારણોથી કોપ પામેલા વાયુઆદિ દોષો બીજા રોગોને પણ ઉત્પન્ન કરેછે પરંતુ માટીના ભક્ષણથી કોપ પામેલા હોયતો તો વિશેષે કરી પાંડુરોગનેજ ઉત્પન્ન કરેછે એટલો વિશેષ છે અને વળી માટીના ભક્ષણથી ઉત્પન્ન થએલા પાંડુરોગની ચિકિત્સા પણ જુદા પ્રકારની છે તેથી ચરકમુનિએ માટીના ભક્ષણથી ઉત્પન્ન થનારા પાંડુ-

રોગને પાંચમો ગણ્યો છે અને સુશ્રુતે "માટીના ભક્ષણથી થએલા પાંડુરોગની ચિકિત્સા બીજાં કારણોથી કોપ પામેલા દોષોથી થએલા પાંડુરોગની ચિકિત્સા કરવાથી થઈ જાયછે" એમ સમજીને માટીના ભક્ષણથી થએલા પાંડુરોગને જુદો ગણ્યો નથી.

## પાંડુરોગની દૂરનાં નિદાનોપૂર્વક સંપ્રાપ્તિ.

## अथ विप्रकृष्टं निदानपूर्विकां सम्प्राप्तिमाह ।

व्यवायमम्लं लवणानि मद्यं मृदं दिवास्वप्नमतीव तीक्ष्णम् । निषेवमाणस्य विदूष्य रक्तं दोषास्त्वचं पाण्डुरतां नयन्ति ॥ तीक्ष्णं राजिकादि ॥

મૈથુનને, ખાટા પદાર્થોને, લવણોને, મદ્યને, માટીને, દિવસે શયનને અને અત્યંત તીક્ષ્ણ રાઈઆદિ પદાર્થોને સેવ્યાકરતા માણસના લોહીને દૂષિત કરીને વાયુઆદિ દોષો ચામડીને પાંડુવર્ણવાળી કરી નાખેછે.

## પાંડુરોગનું પૂર્વરૂપ.

## अथ पूर्वरूपमाह ।

त्वक्स्फोटनिष्ठीवनगात्रसादमृद्भक्षणप्रेक्षणकूटशोथाः । विण्मूत्रपीतत्वमथाविपाको भविष्यतस्तस्य पुरःसराणि ॥

प्रेक्षणकूटशोथ इति अक्षिगोलकशोथः ॥

પાંડુરોગ થવાનો હોય ત્યારે ચામડીનું ફાટવું, થુંકવું, ગાત્રોમાં ગ્લાનિ, માટીના ભક્ષણની ઇચ્છા, આંખના ડોળાઉપર સોજો, વિષ્ટાનું તથા મૂત્રનું પીળાપણું અને અન્નનું નહી પચવું એટલાં લક્ષણો પ્રથમથી થાયછે.

## વાયુથી થએલા પાંડુરોગનું લક્ષણ.

## अथ वातिकस्य पाण्डुरोगस्य लक्षणमाह ।

त्वङ्मूत्रनयनादीनां रूक्षकृष्णारुणाभता । वातपाण्ड्वामये कम्पस्तोदानाहभ्रमादयः ॥

कृष्णारुणाभता पाण्डुत्वं नातिक्रामति अतएव सुश्रुते ' सर्वेषु चैतेष्वति पाण्डुभावो यतोऽधिकोतः खलु पाण्डुरोग ' इति । भ्रमादय इत्यादिशब्दात् भेदशूलादयः ॥

વાયુથી થએલા પાંડુરોગમાં ત્વચા, મૂત્ર તથા નેત્રઆદિ લુખાં અને કાળાશથી મિશ્રિત રતાશવાળાં થાયછે, કંપ થાયછે, વ્યથા થાયછે, પેટ ચડીઆવેછે અને ભ્રમ, ભેદન તથા શૂળઆદિ થાયછે.

ત્વચાઆદિમાં કાળાશથી મિશ્રિત જે રતાશઆદિ થાયછે તે પાંડુપણા વગરની થતી નથી એમ સમજવું. એટલામાટેજ સુશ્રુતે કહ્યુંછે કે "પાંડુરોગના સઘળા પ્રકારોમાં પણ પાંડુપણું અધિક થાયછે માટે આ રોગને પાંડુરોગ કહેવામાં આવેછે."

## પિત્તથી થએલા પાંડુરોગનું લક્ષણ.

## अथ पैत्तिकस्य लक्षणमाह ।

पीतत्वङ्नखविण्मूत्रो दाहतृष्णाज्वरान्वितः । भिन्नविट्कोऽतिपीताभः पित्तपाण्ड्वामये नरः ॥

भिन्नविट्कः सद्रवमलः ॥

પિત્તથી પાંડુરોગ થયો હોયતો માણસનાં ત્વચા નખ વિષ્ટા તથા મૂત્ર પીળાં થઇજાયછે, બળતરા તરશ તથા જ્વર પ્રાપ્ત થાયછે, વિષ્ટા દ્રવવાળી પડેછે અને શરીરની કાંતિ અત્યંત પીળી થઇજાયછે.

**કફથી થએલા પાંડુરોગનું લક્ષણ.**

**अथ श्लैष्मिकस्य लक्षणमाह ।**

कफप्रसेकश्वयथुतन्द्रालस्यातिगौरवैः । पाण्डुरोगी कफात् शुक्लैस्त्वङ्मूत्रनयनाननैः ॥

કફથી પાંડુરોગ થયો હોયતો થુંકમાં બડખા પડેછે, સોજા થાયછે, ઘેન થાયછે, આલસ્ય થાયછે, અત્યંત ભારેપણું થાયછે અને ત્વચા, મૂત્ર, નેત્ર તથા મોહોડું એઓ ધોળાં થઇ જાયછે.

**ત્રણે દોશોથી થએલા પાંડુરોગનું લક્ષણ.**

**अत्रोपलक्षणेन तृतीया । सान्निपातिकस्य लक्षणमाह ॥**

सर्वान्नसेविनः सर्वे दुष्टा दोषास्त्रिदोषजम् । त्रिदोषलिङ्गं कुर्वन्ति पाण्डुरोगं सुदुःसहम् ॥

સઘળાં અન્નોનું સેવન કરનારા માણસને દુષ્ટ થએલા ત્રણે દોષોથી ઉપર કહેલાં ત્રણે દોષોનાં ચિન્હોવાળો અત્યંત અસહ્ય પાંડુરોગ થાયછે.

**માટી ખાવાથી થએલા પાંડુરોગની સંપ્રાપ્તિ.**

**अथ मृज्जस्य सम्प्राप्तिमाह ।**

मृत्तिकादनशीलस्य कुप्यत्यन्यतमो मलः । कषाया मारुतं पित्तमूषरा मधुरा कफम् ॥ कोपयेन्मृद्रसादींश्च रौक्ष्याद्भुक्तञ्च रूक्षयेत् ॥ पूरयत्यविपक्वैव स्रोतांसि निरुणद्ध्यपि । इन्द्रियाणां बलं हत्वा तेजो वीर्यौजसी तथा । पाण्डुरोगं करोत्याशु बलवर्णाग्निनाशनम् ॥

स्रोतांसि शिरामुखानि । तेजो दीप्तिः । ओजः सर्वधातुरसः ॥

જે માણસને માટી ખાવાની ટેવ પડી હોય તેને ત્રણ દોષમાંથી એક દોષનો પ્રકોપ થાયછે. તુરી માટી વાયુને પ્રકુપિત કરેછે, ખારી માટી પિત્તને પ્રકુપિત કરેછે અને મીઠી માટી કફને પ્રકુપિત કરેછે. એ માટી પોતાના રૂક્ષપણાનેલીધે રસઆદિને તથા ખાધેલા અન્નને રૂક્ષ કરેછે, કાચીને કાચી સઘળાં સ્રોતોને (શિરાઓનાં મુખોને) પુરીદેછે, રોકી પણ દેછે અને ઇંદ્રિયોના બળને, દીપ્તિને, વીર્યને તથા સઘળા ધાતુઓના રસરૂપને ઓજને હણી નાખીને તુરત બળનો વર્ણનો તથા અગ્નિનો નાશકરનારા પાંડુરોગને ઉત્પન્ન કરેછે.

**માટી ખાવાથી થએલા પાંડુરોગનું લક્ષણ.**

**अथ मृज्जस्य लक्षणमाह ।**

मद्भक्षणाद्भवेत्पाण्डुस्तन्द्रालस्यनिपीडितः । सकासश्वासशूलार्त्तः सदाऽरुचिसमन्वितः ॥ शूनाक्षिकूटगण्डभ्रूः शूनपान्नाभिमेहनः । कृमिकोष्ठोऽतिसार्येत मलं सासृक्कफान्वितम् ॥

कृमिकोष्ठो उदराभ्यन्तरस्थकृमिर्भवेदित्यनेन सम्बध्यते । अतिसार्येत मलमिति कर्मकर्तृ तत्कर्मवत् मन्तव्यम् ॥ तस्मिन् कर्मण्यर्थेऽत्र यत्प्रत्ययः ॥

માટી ખાવાથી પાંડુરોગ થયો હોયતો ઘેનની તથા આલસ્યની પીડા થાયછે, ઉધરસથી શ્વાસથી તથા શૂળથી પીડાયછે, સર્વદા અરૂચિજ રેહેછે, આંખના ડોડલા, ગાલ, ભમર, પગ, નાભિ અને લિંગ એઓ સુજી જાયછે, કોઠામાં કૃમિઓ થાયછે, અને લોહીથી તથા કફથી સંયુક્ત બહુજ પાતળો ઝાડો વહેછે.

## અસાધ્ય પાંડુરોગનું લક્ષણ.

## अथासाध्यस्य लक्षणमाह ।

ज्वरारोचकहृल्लासछर्दितृष्णाक्लमान्वितः । पाण्डुरोगी त्रिभिर्दोषैस्त्याज्यः क्षीणो हतेन्द्रियः ॥ पाण्डुरोगश्चिरोत्पन्नः खरीभूतो न सिद्ध्यति । कालप्रकर्षात् शूनाङ्गो यो वा पीतानि पश्यति ॥ खरीभूतः अतिरूक्षितसर्वधातुः ॥

बद्धाल्पविट् सहरितं सकफं योऽतिसार्यते । दीनः स्वेदातिदिग्धाङ्गछर्दिमूर्छातृपान्वितः ॥ पाण्डुदन्तनखो यस्तु पाण्डुनेत्रश्च यो भवेत् । पाण्डुसङ्घातदर्शी च पाण्डुरोगी विनश्यति ॥

पाण्डुसङ्घातदर्शी पीतवर्णस्य राशिं पश्यति ॥

अन्तेषु शूनं परिहीनमध्यं म्लानं तथान्तेषु च मध्यशूनम् । गुदे मुखे शेफसि मुष्कयोश्च शूनं प्रताम्यन्तमसंज्ञकल्पम् ॥ विवर्जयेत्पाण्डुकिनं यशोऽर्थी तथातिसारज्वरपीडितश्च ॥

अन्तेषु हस्तपादादिषु । म्लानं क्षीणम्। प्रताम्यन्तम् म्लानिं गच्छन्तम् । असंज्ञकल्पं मृतसदृशम् ॥

જ્વર, અરૂચિ, મોળ, ઉલટી, તરશ તથા ગ્લાનિ એઓથી સંયુક્ત થએલા, ક્ષીણ થએલા અને જેની ઇંદ્રિયો હણાઇ ગઇ હોય એવા ત્રણ દોષવાળા પાંડુરોગીની ચિકિત્સા કરવી નહી.

ઘણા કાળથી ઉત્પન્ન થએલો અને જેણે સઘળા ધાતુઓને રૂક્ષ કરી નાખ્યા હોય એવો પાંડુરોગ મટતો નથી.

લાંબા દિવસોથી સુજેલાં અંગોવાળો જે માણસ પીળાં પીળાં દેખતો હોય, અથવા જેને બંધાએલી તો થોડીજ વિષ્ટા પડતી હોય અને બાકી કફસહિત હરિત રંગનો બહુ પાતળો ઝાડો વેહેતો હોય અથવા જે માણસ દીનતાવાળો તથા પસીનાથી અત્યંત ખરડાએલાં અંગોવાળો અને ઊલટીથી તરશથી તથા મૂર્છાથી સંયુક્ત હોય અથવા જેનાં દાંત નખ તથા નેત્ર પાંડુવર્ણવાળાં થઈ ગયાં હોય અને પોતે પાંડુવર્ણના સમૂહોને દેખ્યા કરતો હોય તે પાંડુરોગવાળો માણસ મરી જાયછે.

જે પાંડુરોગી માણસ હાથ પગમાં સુજેલો અને મધ્યમાં સુકાએલો અથવા મધ્યમાં સુજેલો અને હાથ પગમાં સુકાએલો હોય તથા ગુદામાં મુખમાં લિંગમાં અને વૃષણમાં સુજી ગયો હોય, ગ્લાનિ પામ્યા કરતો હોય, મુડદા જેવો થઇ ગયો હોય તથા અતિસારથી અને જ્વરથી પીડાયા કરતો હોય તે માણસને યશ ઇચ્છનારા વૈદ્યે છોડી દેવો.

## કમળો કે જે પાંડુરોગનોજ ભેદછે તેની નિદાન પૂર્વક સંપ્રાપ્તિ.

## अथ पाण्डुरोगभेदस्य कामलाया निदानपूर्विकां सम्प्राप्तिमाह ।

पाण्डुरोगी तु योऽत्यर्थं पित्तलानि

निषेवते। तस्य पित्तमसृङ्मांसं दग्ध्वा रोगाय कल्पते ॥

पित्तम् कर्तृ दग्ध्वा सन्दूष्य रोगाय कामलारूपाय । पाण्डुरोगिण एवातिशयितपित्तलसेवया कामला भवति नायं नियमः । किन्तु कामला स्वतन्त्रापि भवति । यथा राजयक्ष्मा कासादुपेक्षिताद्भवति नायं नियमः । किन्तु राजयक्ष्मा स्वतन्त्रोऽपि भवति तद्वदेव ॥

પાંડુરોગવાળો જે માણુસ પિત્ત કરનારા પદાર્થોનું અત્યંત સેવન કરેછે તેનું પિત્ત લોહીને તથા માંસને દૂષિત કરી કમળા નામના રોગને ઉત્પન્ન કરેછે.

પાંડુરોગવાળાનેજ પિત્ત કરનારા પદાર્થોનાં અત્યંત સેવનથી કમળો થાયછે એવો નિયમ નથી. જેમ ક્ષયરોગ ઉપેક્ષા કરેલી ઉધરસથીજ થાયછે એવો નિયમ નથી પણ સ્વતંત્ર પણ થાયછે તેમ કમળો પણ પાંડુરોગથીજ થાયછે એવો નિયમ નથી પણ સ્વતંત્ર પણ થાયછે.

### કમળાનું લક્ષણ.

### कामलाया लक्षणमाह ।

हारिद्रनेत्रः सुभृशं हारिद्रत्वङ्नखाननः । पीतरक्तशकृन्मूत्रो भेकवर्णो हतेन्द्रियः । दाहाविपाकदौर्बल्यसदनारुचिकर्षितः ॥

हारिद्रं हरिद्रावर्णम् । पीतरक्तशकृन्मूत्र' । पीते रक्ते वा शकृन्मूत्रे यस्य स. । भेकवर्णः बृहद्भेकवर्ण' ॥

જેનાં નેત્ર અત્યત હળદર જેવાં પીળાં થઇ ગયાં હોય, જેનાં ત્વચા નખ તથા મોહોડું હળદર જેવાં પીળાં થઈ ગયાં હોય, જેનાં વિષ્ટા તથા મૂત્ર રાતાં અથવા પીળાં થઈ ગયાં હોય, જેનો વર્ણ મોટા દેડકાના જેવો થઇ ગયો હોય જેની ઇંદ્રિયો અશક્ત થઇ ગઈ હોય અને જેને દાહથી, નહી પચવાથી, બળહીનપણાથી, ગ્લાનિથી અને અરૂચિથી રાનગતિ થતી હોય તે માણુસને કમળા નામનો રોગ થયોછે એમ જાણવું.

### કમળાના ભેદ.

### तस्या भेदमाह ।

कामला बहुपित्तैषा कोष्ठशाखाश्रया मता ॥

एका कोष्ठाश्रया । अपरा शाखाश्रया ॥

એક કોઠામાં રહેલ કમળો અને બીજો શાખાઓમાં રહેલ કમળો એ રીતે એ ઘણા પિત્તવાળા કમળાના બે ભેદ છે.

### કોઠામાં રહેલા કમળાનું કષ્ટ સાધ્યપણું.

### तत्र कोष्ठाश्रयां कामलामाह ।

कालान्तरात् खरीभूता कृच्छ्रा स्यात् कुम्भकामला ॥

કોઠામાં રહેલો કમળો કે જે 'કુંભ કામળા' એ નામથી ઓળખાયછે તે ઘણો કાળ જતાં કઠોર થઈ ગએલ હોય તો કષ્ટસાધ્ય થાયછે.

### કોઠામાં રહેલા કમળાનું અરિષ્ટ.

### कुम्भकामलिनामरिष्टलक्षणमाह ।

छर्द्यरोचकहृल्लासज्वरक्लमनिपीडितः । नश्यति श्वासकासार्त्तो विड्भेदी कुम्भकामली ॥

કોઠામાં રહેલાં કમળાવાળો જે માણસ ઉલટીથી મોળથી જ્વરથી અને ગ્લાનિથી-બહુ પીડાતો હોય, શ્વાસથી તથા ઉધરસથી પીડાતો હોય અને જેને વારવાર દસ્ત લાગ્યા કરતા હોય તે માણસ મરી જાયછે.

## બન્ને પ્રકારના કમળાના અરિષ્ટનું લક્ષણ.

## अथोभयोरपि कामलयोररिष्टलक्षणमाह।

कृष्णपीतशकृन्मूत्रो भृशं शूनश्च मानवः। मरक्ताक्षिमुखश्छर्दिविण्मूत्रो यश्च ताम्यपि। दाहारुचितृपानाहतन्द्रामोहसमन्वितः। नष्टाग्निसंज्ञः क्षिप्रं हि *कामलावान्विपद्यते* ॥

કમળાવાળા જે માણસનાં વિષ્ટા તથા મૂત્ર કાળાં પીળાં થઈ ગયાં હોય, બહુ મોજો થઇ ગયો હોય, આંખો મોઢું ઉલટી વિષ્ટા તથા મૂત્ર રાતાં થઈ ગયા હોય, ગ્લાનિ પ્રામ થયા કરતી હોય, દાહ અરૂચિ તરશ પેટનુ ચડવુ નિદ્રાજેવુ આલસ્ય તથા મોહ એઓ પ્રામ થયાં હોય, અને અગ્નિ તથા સજ્ઞા નષ્ટ થયાં હોય તે માણસ મરી જાયછે.

## હલીમક કે જે પાંડુરોગનોજ ભેદ છે તેનું લક્ષણ.

## अथ पाण्डुरोगस्यैव भेदं हलीमकश्चाह।

यदा तु पाण्डोर्वर्णः स्याद्धरितश्यावपीतकः। वलोत्साहक्षयस्तन्द्रा मन्दाग्नित्वं मृदुज्वरः॥ स्त्रीष्वहर्षोऽङ्गमर्दश्च श्वासतृष्णारुचिभ्रमाः। हलीमकं तदा तस्य विद्यादनिलपित्ततः॥

पाण्डो पाण्डुरोगिण ॥

જ્યારે પાંડુરોગવાળાનો વર્ણ હરિત કાળો તથા પીળો થઇ જાય, બળનો તથા ઉત્સાહનો ક્ષય થઇ જાય, નિદ્રા જેવું આલસ્ય પ્રામ થાય, અગ્નિ મંદ થઈ જાય, ઝીણો ઝીણો જ્વર રહ્યા કરે, સ્ત્રીઓમાં કામના ન થાય, અગો ભાંગ્યા કરે અને શ્વાસ તરશ અરૂચિ તથા ભ્રમ થયા કરે ત્યારે વાયુથી તથા પિત્તથી હલીમક રોગ થએલો જાણવો.

## પાંડુરોગની ચિકિત્સા.

## अथ पाण्डुरोगचिकित्सामाह।

सप्तरात्रं नवां मूत्रैर्भावितश्चायसो रजः। *पाण्डुरोगप्रशान्त्यर्थं पयसा* प्रपिबेन्नरः॥ गोमूत्रसिद्धं मण्डूरचूर्णं सगुडमश्नतः। पाण्डुरोगः क्षयं याति पक्तिशूलश्च दारुणम्। अयोमलं सुसन्तप्तं भूयो गोमूत्रसाधितम् ॥ मधुसर्पिर्युतं लीढ्वा पाण्डुरोगी सुखी भवेत्॥ पुनर्नवात्रिवृत् व्योषं विडङ्गं दारुचित्रकम्। कुष्ठं हरिद्रा त्रिफला दन्ती चव्यं कलिङ्गकम्॥ कटुका पिप्पलीमूलं मुस्तं शृङ्गी च कारवी। यवानी कट्फलश्चेति पृथक पलमितं समम्॥ मण्डूरं द्विगुणं चूर्णाद्गोमूत्रेऽष्टगुणे पचेत्। गुडेन वटकान् कृत्वा तक्रेणालोड्य तान् पिबेत्। पुनर्नवादिमण्डूरवटकोऽश्विविनिर्मितः ॥ पाण्डुरोगं निहन्त्याशु कामलाञ्च हलीमकम्। श्वासं कासं च यक्ष्माणं ज्वरं शोथं तथोद-

रम् ॥ शूलं प्लीहानमाध्मानमर्शांसि ग्रहणीं क्रमीन् । वातरक्तश्च कुष्ठश्च सेवनान्नाशयेत् ध्रुवम् ॥

अत्र पुनर्नवादि २२ प्रत्येक पल १ । लोहकिट्टचूर्ण पल ४१ । गोमूत्र पल १८४ । पुनर्नवादिमंडूरः ॥

त्र्यूषणं त्रिफला मुस्तं विडङ्गं चित्रकं तथा । एतानि नवभागानि नवभागा हतायसः । एतदेकीकृतं चूर्णं नरोऽष्टादशरक्तिकम् ॥ प्रलिह्यात् मधुसर्पिर्भ्यां पिबेत्तक्रेण वा सह ॥ गोमूत्रेण पिबेद्वापि पाण्डुरोगं विनाशयेत् । शोथं हृद्रोगमुदरं कृमिं कुष्ठं भगन्दरम् । नाशयेदग्निमान्द्यञ्च दुर्नामकमरोचकम्॥ आर्द्रकस्य रसेनापि लिह्यात् कफसमृद्धमान् ॥

अत्र नवायसलोहं नवरक्तिकापरिमितं भक्षणीयम् । यत उक्तं रसप्रदीपे ॥

गुञ्जामेकां समारभ्य यावत् स्युर्नव रक्तिकाः । तावत् लोहं समश्नीयात् यथा दोषानलं नरः ॥

एवं सति प्रथमदिने त्र्यूषणादिसहितं रक्तिकाद्वयमितम् । प्रतिदिनं रक्तिकाद्वयं द्वयं वर्धयेत् । यावत् त्र्यूषणादिसहिता अष्टादश रक्तिकाः स्युः । ततस्ताः प्रतिदिनं खादेत् । इति नवायसं चूर्णम् ॥

લોઢાના ચૂર્ણને સાત રાત સુધી ગાયનાં મૂત્રોની ભાવના આપીને દુધનીસાથે પીવામાં આવે તો તેથી પાંડુરોગની શાંતિ થાયછે.

લોઢાના કીટાના ચૂર્ણને ગોમૂત્રથી પકાવી ગોળનીસાથે ખાવામાં આવે તો તેથી પાંડુરોગ અને દારૂણ પંક્તિશૂલ ક્ષય પામેછે.

લોઢાના કીટા અત્યંત તપાવી વળી ગોમૂત્રમાં પકાવીને મધની તથા ઘીનીસાથે ચાટવામાં આવે તો તેથી પાંડુરોગવાળાને સુખ થાયછે.

## પુનર્નવાદિ મંડૂર.

સાટોડી, નસોતર, સુંઠ, મરી, પીપળ, વાવડીંગ, દારૂહળદર, ચિત્રક, કઠ, હળદર, હરડે, બેહેડાં, આમળાં, નેપાળો, ચવક, ઇંદ્રજવ, કડુ, પીપળીમૂળ, મોથ, કાકડાશીંગી, કલોંજીજીરૂં, ચવાન અને કાયફળ એ પ્રત્યેક પદાર્થોને ચાર ચાર તોલાં ભાર લઇ તેઓનું ચૂર્ણ કરી તેમાં તે સઘળા ચૂર્ણથી બમણું લોઢાનું કીટું નાખી આઠગણા ગોમૂત્રમાં પકાવી ગોળથી ગોળીઓ કરવી. અશ્વિનીકુમારોએ બનાવેલી આ પુનર્નવાદિ મંડૂરની ગોળીઓ ઘાટી છાશમાં ઘોળીને પીવામાં આવે તો તેથી પાંડુરોગનો તુરત નાશ થાયછે. આ ગોળીઓ સેવન કરવાથી; કમળાનો, હલીમકનો, શ્વાસનો, ઉધરસનો, ક્ષયરોગનો, જ્વરનો, સોજાનો, ઉદરના રોગોનો, શૂળનો, બરલનાં દરદનો, આફરાનો, અરશોનો, ગ્રહણીનો, કૃમિઓનો, વાતરક્તનો અને કોઢનો અવશ્ય નાશ કરેછે.

## નવાયસ ચૂર્ણ.

સુંઠ, મરી, પીપળ, હરડાં, બેહેડાં, આમળાં, વાવડીંગ અને ચિત્રક એઓ સર્વ મળીને નવ ભાગ અને મારેલું લોઢું નવ ભાગ એઓને એકઠાં કરી ચૂર્ણ કરીને તે ચૂર્ણને અઢાર રતી મધની તથા

ઘીનીસાથે ચાટવામાં આવે અથવા ઘાટી છાશનીસાથે કે ગોમૂત્રનીસાથે પીવામાં આવે તો તેથી પાંડુરોગ, સોજા, છાતીનાં દરદ, ઉદરના રોગ, કૃમિઓ, દાઢ, ભગંદર, અગ્નિનું મંદપણુ, અરશો અને અરૂચિ એઓનો નાશ થાયછે. જો કફનું અધિક્ય હોયતો આ ચૂર્ણ આદુના રસથી પણ ચાટવું.

આ ચૂર્ણ પેહેલે દિવસે બે રતિ ભાર ખાવું અને તે પછી પ્રત્યેક દિવસે બબે રતી વધારવું કે જ્યાંસુધી અઢાર રતી ભાર થાય. એ રીતે નવમે દિવસે અઢાર રતી ભાર ખાઇને તે પછી પ્રત્યેક દિવસે અઢાર રતિ ભાર ખાવુ કે જેથી નિત્ય નવ રતી ભાર લોહ પેટમાં જાય. કારણ કે રસપ્રદીપમાં કહ્યુંછે કે "માણસે દોષને અને અગ્નિને અનુસરી આ લોહ એક રતીથી માંડીને નવ રતીસુધી ખાવું."

## કમળાની ચિકિત્સા.

## अथ कामलाचिकित्सा ।

त्रिफलाया गुडूच्या वा दार्व्या मरिचकस्य वा । क्वाथो माक्षिकसंयुक्तः शीतलः कामलापहः ॥ अञ्जने कामलार्तानां द्रोणपुष्पीरसो हितः । गुडूचीपत्रकल्कं वा पिबेत्तक्रेण कामली ॥ धात्रीलोहरजोव्योपनिशाक्षौद्राज्यशर्कराः । लीढा निवारयन्त्याशु कामलामुद्धतामपि ॥ कुम्भाख्यकामलायां तु हितः कामलिको विधिः ॥ गोमूत्रेण पिबेत् कुम्भकामलावान् शिलाजतुम् । दग्ध्वाक्षकाष्ठैर्मलमायसन्तु गोमूत्रनिर्वापितमष्टवारान् । विचूर्ण्य लीढं मधुना चिरेण कुम्भाह्वयं पाण्डुगदं निहन्ति ॥ अपहरति कामलार्त्ति नस्येन कुमारिकाजलं सद्यः ॥

ત્રિફળાનો અને ગળોનો અથવા દારૂહળદરનો અને મરીનો ક્વાથ કરી તેને શીતળ કરી મધ નાખીને પીવામાં આવે તો તેથી કમળો મટેછે.

કુબાનો રસ કહાડી નેત્રમાં આંજવામાં આવેતો કમળાથી પીડાએલાઓને તે હિતકારી થાયછે.

ગળોનાં પાનડાંનો કલ્ક કરી ઘાટી છાશનીસાથે પીવામાં આવે તો તેથી કમળો મટેછે.

આમળાં, લોઢાનું ચૂર્ણ, સુંઠ, મરી, પીપળ, હળદર, મધ, ઘી અને સાકર એઓને ચાટવાથી ભારે કમળો પણ તુરત મટી જાયછે.

કુંભકામળા નામનો કમળો કે જે કોઠામાં રેહેછે તેને મટાડવાનેવાસ્તે ઉપર કહેલી કમળાની ચિકિત્સા કરવી સારી છે.

શિલાજીતને ગોમૂત્રમાં ઘોળીને પીવામાં આવેતો તેથી કુંભકામળા નામનો કમળો ટળી જાયછે.

લોઢાના કીટાંને બેહેડાનાં કાછોથી બાળી બાળી આઠવાર ગોમૂત્રમાં ઠારી ચૂર્ણ કરીને મધનીસાથે ચાટવામાં આવેતો તેથી ઘણે દિવસે કુંભકામળા નામનો કમળો ટળી જાયછે.

કુવારનો રસ કાહાડીને તેનું નસ્ય દેવામાં આવે તો તેથી તુરત કમળો મટી જાયછે.

## હલીમકની ચિકિત્સા.

## अथ हलीमकचिकित्सा ।

मारितं लायसश्चूर्णं मुस्ताचूर्णेन संयुतम् । खदिरस्य कपायेण पिवेद्धन्तुं हलीमकम् ॥ सितातिलवलायष्टीत्रिफलारजनीयुगैः । लोहं लिह्यात्समध्वाज्यं हलीमकनिवृत्तये ॥ अमृतलतारसकल्कं प्रसाधितं तुरगविद्विपः सर्पिः । क्षीरे चतुर्गुणे तद्धितरेच हलीमकार्त्तेभ्यः ॥ अमृतलताद्यं घृतम् ॥

मधुरैरन्नपानैस्तं वातपित्तहरैर्हरेत् । कामलापाण्डुरोगोक्तां क्रियां चात्रोपयोजयेत् ॥

મારેલા લોઢાના ચૂર્ણમાં મોથનું ચૂર્ણ મિશ્રિત કરીને ખેરના ક્વાથનીસાથે પીવામાં આવે તો તેથી હલીમક મટી જાયછે.

સાકર, તલ, બલદાણા, જેઠીમધ, હરડાં, બેહેડાં, આમળાં, હળદર અને દારૂહળદર એઓનું ચૂર્ણ અને લોઢાનું ચૂર્ણ એઓને મિશ્રિત કરી મધની તથા ઘીનીસાથે ચાટવામાં આવે તો તેથી હલીમક મટી જાયછે.

ગળોના રસથી અને કલ્કથી ચોગણા દુધમાં પકાવેલું ભેશનું ઘી દેવામાં આવે તો તેથી હલમકની પીડા મટી જાયછે. આ ઘી 'અમૃત લતાદ્ય' એ નામથી કેહેવાયછે.

કમળાઉપર અને પાંડુરોગઉપર જે ચિકિત્સા કહીછે તે ચિકિત્સા હલીમકઉપર પણ કરવી.

## પાંડુરોગ, કમળો અને હલીમક એઓની સામાન્ય ચિકિત્સા.

## अथ सामान्यतः पाण्डुरोगकामलाहलीमकचिकित्सा ।

फलत्रिकामृता वासा तिक्ताभूनिम्बनिम्बजः क्वाथः । क्षौद्रयुतोऽयं हन्याद्धलीमकं पाण्डुकामलारोगम् । त्र्यूपणं त्रिफला मुस्तं विडङ्गं चव्यचित्रकम् । दार्वी स्वर्णमाक्षिको धातुर्ग्रन्थिको देवदारु च ॥ एषां द्विपलिकान् भागान् कृत्वा चूर्णं पृथक् पृथक् । मण्डूरचूर्णं द्विगुणं शुद्धमञ्जनसन्निभम् ॥ मूत्रे चाष्टगुणे पक्त्वा तस्मिन् तत्प्रक्षिपेन्नरः । उदुम्बरसमाकारान् वटकांस्तान् यथाग्नि च ॥ उपयुञ्जीत तक्रेण जीर्णे सात्म्यञ्च भोजनम् । मण्डूरवटिका ह्येषा प्राणदा पाण्डुरोगिणाम् ॥ कुष्ठानि जठरं शोथमूरुस्तम्भं कफामयान् । अर्शांसि कामलां मेहं प्लीहानं शमयन्ति च ॥

त्र्यूपणादिमण्डूरवटिका ॥

किराततिक्ता सुरदारु दार्वी मस्ता गुडूची कटुका पटोलम् । दुरालभा पर्पटकं सनिम्बं कटुत्रिकं वह्निफलत्रिकञ्च ॥ फलं विडङ्गस्य समांशकानि सर्वैः समं चूर्णमथायसश्च । सर्पिर्मधुभ्यां वटिका विधेया तक्रानुपानात् भिपजा प्रयोज्या ॥ निहन्ति पाण्डुञ्च हलीमकञ्च शोथं प्रमेहं ग्रहणीरुजञ्च । श्वासञ्च कासञ्च सरक्तपित्तमर्शांस्यथो वाग्ग्रहमामवातम् । व्रणांश्च गुल्मान्

कफविद्रधिश्च श्वित्रश्च कुष्टश्च ततः प्रयोगात् ॥ इत्यष्टादशाङ्गलोहम् ॥

ત્રિફલા, ગળો, અરડૂસો, કડુ, કરીયાતું અને લીંબડો એઓનો કવાથ કરી મધ નાખીને પીવામાં આવેતો તેથી હલીમક, પાંડુરોગ અને કમળો એઓનો નાશ થાયછે.

## ત્ર્યુષણાદિ મંડૂર વટિકા.

સુંઠ, મરી, પીપળ, ત્રિફલા, (હરડા બેહેડાં આમળાં) મોથ, વાવડીંગ, ચવક, ચિત્રક, દારૂહળદર, તજ, સોનામખી, પીપળીમૂળ અને દેવદાર એ પ્રત્યેક પદાર્થોને આઠ આઠ તોલાં ભાર લઈ તેઓનું ચૂર્ણ કરી રાખવું. પછી એ ચૂર્ણથી બમણું, શુદ્ધ અને આંજણ જેવું લોઢાનું કીટું આઠગણા ગોમૂત્રમાં પકાવી તે કીટામાં પેહેલું ચૂર્ણ નાખીને ઉંમરાના ફલ જેવડી ગોળીઓ કરવી. એ ગોળીઓને અગ્નિના બળ પ્રમાણે ધાટી છાશથી ખાવી અને ગોળીઓ પચી ગયા પછી પ્રકૃતિને હિતકારી ભોજન કરવું. આ ત્ર્યુષણાદિ મંડૂર વટિકા નામની ગોળી પાંડુરોગવાળાઓને પ્રાણ દેનારી છે અને કોઢ, ઉદરના રોગ, સોજા, સાથળોનું ઝલાઈ જવું, કફસંબંધી રોગ, અરશો, કમળો, પ્રમેહ અને બરલનું દરદ એઓને પણ શમાવેછે.

## અષ્ટાદશાંગ લોહ.

કરીયાતું, દેવદાર, દારૂહળદર, મોથ, ગળો, કડુ, કડવાં પરવળ, રાતો ધમાસો, ખડસલીઓ, લીંબડો, સુંઠ, મરી, પીપળ, ચિત્રક, હરડાં, બેહેડાં, આમળાં અને વાવડીંગ એઓને સમભાગે લઇ ચૂર્ણ કરીને તેમાં તે સધળા ચૂર્ણ જેટલું લોઢાનું ચૂર્ણ નાખવું. પછી એ ચૂર્ણની ધીથી અને મધથી ગોળીઓ કરી વૈદ્યે ધાટી છાશના અનુપાનથી રોગીને દેવી. આ ગોળી પાંડુરોગને, હલીમકને, સોજાને, પ્રમેહને, ગ્રહણીના દરદને, શ્વાસને, ઉધરસને, રક્તપિત્તને, અરશોને, જીભનાં અટકવાને, આમવાતને, વ્રણોને, ગુલ્મને, કફસંબંધી વિદ્રધિને, કિલાસ નામના કોઢને અને બીજા કોઢોને પણ મટાડેછે.

## પાંડુરોગ, કમળો અને હલીમક એઓમાં કેવું ભોજન કરવું.

यवगोधूमशाल्यन्नं रसैर्जाङ्गलजैर्हितैः॥ मुद्राढकीमसूराद्यैरेषु भोजनमिष्यते ॥

एषु पाण्डुरोगकामलाहलीमकेषु । इति पाण्डुरोगकामलाहलीमकाधिकारः ॥

પાંડુરોગ, કમળો અને હલીમક એ રોગોમાં જવ, ઘઉં, ચોખા, જંગલી પ્રાણીઓનાં હિતકારી માંસોના રસા, મગ, તુવરની દાળ અને મસૂર ઇત્યાદિકનું ભોજન કરવું.

## પાંડુરોગ, કમળો અને હલીમક એઓનો અધિકાર સંપૂર્ણ થયો.

---

# રક્તપિત્તનો અધિકાર.

## રક્તપિત્તની નિદાન પૂર્વક સંપ્રાપ્તિ.

अथ रक्तपित्ताधिकारः ।

तत्र रक्तपित्तस्य निदानपूर्विकां संप्राप्तिमाह ।

धर्मव्यायामशोकाध्वव्यवायैरतिसेवितैः । तीक्ष्णोष्णक्षारलवणैरम्लैः क-

द्भिरेव च ॥ पित्तं विदग्धं स्वगुणैर्विदहत्याशु शोणितम् ॥

तीक्ष्णं मरिचादि । उष्णमग्नितापादि ॥ क्षारो यवक्षारादिः। विदग्धं दूषितम्। स्वगुणैः स्वकारणैर्गुणैस्तीक्ष्णादिभिः । गुणैरिति बहुत्वेन तीक्ष्णाम्ललवणकटूष्णवर्मादयो गृह्यन्ते । विदहति दूषयति ॥

તડકો, કસરત, શોક, પંથ અને મૈથુન એઓનું અતિ સેવન કરવાથી, તીક્ષ્ણ ઉષ્ણક્ષાર તથા લવણ પદાર્થો એઓનું અતિ સેવન કરવાથી અને ખાટા તથા તીખા પદાર્થોનું અતિ સેવન કરવાથી દૂષિત થએલુ પિત્ત પોતાના ગુણોથી રૂધિરને તુરત દૂષિત કરી દેછે.

તીક્ષ્ણ એટલે મરીઆદિ પદાર્થો. ઉષ્ણ એટલે અગ્નિના તાપઆદિ પદાર્થો. ક્ષાર એટલે જવખારઆદિ પદાર્થો. પોતાના ગુણોથી એટલે પોતાના કારણરૂપ તીક્ષ્ણ ખાટા ખારા તીખા ઉષ્ણ તથા ગરમઆદિ ગુણોથી.

### રક્તપિત્તનું સામાન્ય લક્ષણ.

### अथ रक्तपित्तस्य सामान्यं लक्षणमाह ।

ततः प्रवर्त्तते रक्तमूर्ध्वंचाधो द्विधापि वा।

अत्र रक्तमित्युपलक्षणम् । तेन संसृष्टं पित्तञ्च । अतएव रक्तञ्च पित्तञ्च रक्तपित्तमिति द्वन्द्व इति सुश्रुतः । रक्तञ्च तत्पित्तं चेति कर्मधारयश्च । कारणत्रयात् रागप्राप्तं पित्त रक्तपित्तमित्युच्यते इति उभयत्रापि न दोषः ॥

### कारणत्रयमाह ।

संयोगात् दूषणात् तत्तु सामान्याद्गन्धवर्णयोः। रक्तं पित्तं समाख्यातं रक्तपित्तं मनीषिभिः ॥

એપ્રમાણે પિત્તથી દૂષિત થવાનેલીધે રૂધિર અને તેનીસાથે મળેલું પિત્ત ઊંચા માર્ગોથી, અથવા નીચા માર્ગોથી અથવા બન્ને માર્ગોથી વેહેવા લાગેછે તે રક્તપિત્ત કેહેવાયછે.

આ સ્થલમાં સુશ્રુતે કહ્યુંછે કે "રક્ત એટલે રૂધિર અને પિત્ત એ બન્ને વેહેવા લાગેછે તેથી એ રોગ રક્તપિત્ત કેહેવાયછે." બીજા વિદ્વાનોએ કહ્યુંછે કે "રક્ત એટલે રાતા રંગવાળું થએલું પિત્ત વેહેવા લાગેછે તેથી એ રોગ રક્તપિત્ત કેહેવાયછે." ત્રણ કારણોને લીધે રંગાએલું જે પિત્ત તે રક્તપિત્ત કેહેવાયછે એટલામાટે બન્ને પક્ષમાં પણ કશો દોષ નથી. રૂધિરનો અને પિત્તનો સંયોગ થાયછે, પિત્તથી રૂધિર દૂષિત થાયછે અને બન્નેના ગંધ તથા વર્ણ સમાન હોયછે, એ ત્રણ કારણોથી રંગાએલું જે પિત્ત તેને વિદ્વાનલોકો રક્તપિત્ત કહેછે.

### રક્તપિત્તને વેહેવાના માર્ગો.

### मार्गानाह ।

ऊर्ध्वं नासाक्षिकर्णास्यैर्मेढ्रयोनिगुदैरधः । कुपितं रोमकूपैश्च समस्तैस्तत्प्रवर्त्तते ॥

कुपितं पित्तम् ॥

પ્રકોપ પામેલું એ પિત્ત નાક, આંખ, કાન તથા મોહોડું એ ઊંચા માર્ગોથી વહેછે, લિંગ, યોનિ અને ગુદા એ નીચા માર્ગોથી વહેછે અને સઘળાં રૂવાણાંનાં છિદ્રોથી પણ વહેછે.

## રક્તપિત્તનું પૂર્વરૂપ.

### पूर्वरूपमाह ।

सदनं शीतकामित्वं कण्ठधूमायनं वमिः । लोहगन्धश्च निःश्वासो भवत्यस्मिन् भविष्यति ॥

રક્તપિત્ત થવાનું હોય ત્યારે ગ્લાનિ થાયછે, શીતની ઇચ્છા થાયછે, ગળામાં ધુવાડો લાગ્યા જેવું થાયછે, વમન થાયછે, લોઢાના જેવો ગંધ નીકળેછે અને નિશ્વાસ બહુ ચાલેછે.

## કફસંબંધી રક્તપિત્તનું રૂપ.

### श्लैष्मिकमाह ।

सान्द्रं सपाण्डु सस्नेहं पिच्छिलं च कफान्वितम् ॥

રક્તપિત્ત જો કફસંબંધી હોય તો ઘાટું, પાંડુપણાવાળું, સ્નેહવાળું અને તાંતણાવાળું પ્રવર્ત્તેછે.

## વાયુસંબંધી રક્તપિત્તનું રૂપ.

### वातिकमाह ।

श्यावारुणं सफेनश्च तनुरूक्षश्च वातिकम् ॥

રક્તપિત્ત જો વાયુસંબંધી હોય તો કાળું તથા રાતું, ફીણવાળું, પાતળું અને રૂક્ષપણાવાળું પ્રવર્ત્તેછે.

## પિત્તસંબંધી રક્તપિત્તનું રૂપ.

### पैत्तिकमाह ।

रक्तपित्तं कषायाभं कृष्णं गोमूत्रसन्निभम् । मेचकागारधूमाभमञ्जनाभश्च पैत्तिकम् ॥

मेचकम् चिक्कणं कृष्णवर्णम् । अञ्जनं स्रोतोञ्जनं तदाभम् ॥

રક્તપિત્ત જો પિત્તસંબંધી હોય તો ક્વાથ જેવું, કાળું, ગોમૂત્ર જેવું, ચીકણા કાળા વર્ણવાળું, કોયલા જેવું, ધુવાડા જેવું અને સુરમા જેવું પ્રવર્ત્તેછે.

## તે તે દોષોના સંસર્ગના ભેદને લીધે માર્ગોનો ભેદ.

### संसर्गविशेषेण मार्गभेदमाह ।

संसृष्टलिङ्गसंसर्गाद् त्रिलिङ्गं सान्निपातिकम् । ऊर्ध्वगं कफसंसृष्टमधोगं मारुतानुगम् ॥ द्विमार्गं कफवाताभ्यामुभाभ्यां तत्प्रवर्त्तते ॥

કફના સંસર્ગવાળું રક્તપિત્ત ઊંચા માર્ગોથી વેહેછે, વાયુના સંસર્ગવાળું રક્તપિત્ત નીચા માર્ગોથી વેહેછે, કફના તથા વાયુના સંસર્ગવાળું રક્તપિત્ત એ બન્ને માર્ગોથી વેહેછે અને જ ત્રણેના દોષોના સંસર્ગવાળું સાન્નિપાતિક રક્તપિત્ત હોયછે તેમાં ત્રણે દોષોનાં ચિન્હો જોવામાં આવેછે.

## રક્તપિત્તના ઉપદ્રવો.

### उपद्रवानाह ।

दौर्बल्यं श्वासकासज्वरवमथुमदाः पाण्डुतादाहमूर्छा भुक्ते घोरो विदाहस्त्वधृतिरपि सदा हृद्यतुल्या च पीडा । तृष्णा कोष्ठस्य भेदः शिरसि च तपनं पूयनिष्ठीवनश्च द्वेषो भक्तेऽविपाको विकृतिरपि भवेद्रक्तपित्तोपसर्गात् ॥

विकृतिः मांसप्रक्षालनाभतादिः ॥

રક્તપિત્તથી બળહીનપણું, શ્વાસ, ઉધરસ, જ્વર, ઉલટી, મદ, પાંડુપણું, દાહ, મૂર્છા, જમ્યા પછી ભયંકર વિ-

દાહ, ધીરજનો અભાવ, સર્વદા હૃદયમાં અસાધારણ પીડા, તરશ, કોઠાનું ભેદાવું, માથામાં પરિતાપ, પરનું થુકવું, અન્ન-ઉપર દ્વેષ, નહીં પચવું અને માંસના ધોણ જેવાપણું આદિ વિકારો એ ઉ-પદ્રવો થાયછે.

### સાધ્ય, યાપ્ય તથા અસાધ્ય-પણાવિષે.

### साध्यत्वादिकमाह।

एकदोषानुगं साध्यं द्विदोषात् याप्यमुच्यते । यत्त्रिदोषमसाध्यं स्यान्मन्दाग्नेरतिवेगवत् ॥ ऊर्ध्वं साध्यमधो याप्यमसाध्यं युगपद्गतम् । व्याधिभिः क्षीणदेहस्य वृद्धस्याऽनश्नतस्तु यत् ॥

જે રક્તપિત્ત એક દોષના સંસર્ગવાળું હોયતો સાધ્ય સમજવું, બે દોષના સંસર્ગ વાળું હોયતો યાપ્ય સમજવું અને ત્રણે દોષના સંસર્ગવાળું તથા મંદ અગ્નિવા-ળાને થએલું અતિ વેગવાળું હોયતો અ-સાધ્ય સમજવું. ઉંચા માર્ગોથી વેહેતું હોયતો સાધ્ય સમજવું, નીચા માર્ગોથી વેહેતું હોયતો યાપ્ય સમજવું અને બન્ને માર્ગોથી વેહેતું હોય તથા વ્યાધિઓથી ક્ષીણ થએલાને, વૃદ્ધને અને ભોજન નહીં કરી શકનારાને થયું હોય તો અ-સાધ્ય સમજવું.

### સાધ્યપણાનું વિશેષ વિવેચન.

### अथ साध्यमाह।

एकमार्गं बलवतो नातिवेगं नवोत्थितम् । रक्तपित्तं सुखे काले साध्यं स्यान्निरुपद्रवम् ॥

सुखे काले हिमशिशिरयोः ॥

જે રક્તપિત્ત એક માર્ગે વેહેનારૂં, બળવાનને થએલું, અત્યંત વેગ વગરનું, તુરતનું થએલું, હેમંત ઋતુના તથા શિ-શિર ઋતુના સંબંધવાળું અને ઉપદ્રવો વગરનું હોય તેને સાધ્ય સમજવું.

### અસાધ્યપણાનું વિશેષ વિવેચન.

### असाध्यमाह ।

मांसप्रक्षालनाभं क्वथितमिव च यत् कर्दमांभोनिभं वा मेदः पूयास्रकल्पं यकृदिव यदि वा पक्वजम्बूफलाभम् । यत्कृष्णं यच्च नीलं भृशमपि कुणपं यत्र चोक्ता विकारास्तद्वर्ज्यं रक्तपित्तं सुरपतिधनुषा यच्च तुल्यं विभाति ॥

उक्ता विकारा दौर्बल्यादयः । सुरपतिधनुषा तुल्यं नानावर्णम् ॥

येन चोपहतो रक्तं रक्तपित्तेन मानवः । पश्येद् भृशं वियच्चापि तदसाध्यमसंशयम् ॥

येन रक्तपित्तेनोपहतः मनुष्यः दृश्यं घटपटादिकं रक्तं पश्यति स नश्यति वियच्चापि अदृश्यमपीत्यर्थः ॥

જે રક્તપિત્ત માંસના ધોણ જેવું અ-થવા ઉકળેલા જેવું, અથવા કાદવના પાણી જેવું, અથવા મેદના પરૂના તથા લોહીના જેવું, અથવા જમણા પડખાંની ગાંઠ જેવું, અથવા પાકેલા જાંબુ જેવું, અથવા કાળું અથવા મોરના ગળા જેવું અથવા મુડદાના જેવા ગંધવાળું અથવા આગળ કહેલા વિકારોવાળું અથવા ઇં-દ્રધનુષની પેઠે નાનાપ્રકારના વર્ણોવાળું હોય તેને અસાધ્ય સમજવું.

જે રક્તપિત્તથી ઉપહત થએલો મા-

ણુસ ઘડા તથા વસ્ત્ર આદિ દૃશ્ય પદાર્થોને તથા આકાશ કે જે અદૃશ્ય છે તેને પણ અત્યંત રક્ત દેખે તે રક્તપિત્ત અસાધ્ય છે એમાં કશો સંશય નથી.

### રક્તપિત્તનું અરિષ્ટ.

### अथारिष्टमाह ।

लोहितं छर्दयेद्यस्तु बहुशो लोहितेक्षणः । लोहितोद्गारदर्शी च म्रियते रक्तपैत्तिकः ॥

लोहितोद्गारदर्शी व्याधिमहिम्नोद्गारमपि लोहितं पश्यतीत्यर्थः ॥

રક્તપિત્તવાળો જે માણસ ઘણીવાર લોહી નાખતો હોય, રાતી આંખોવાળો થઈ ગયો હોય અને વ્યાધિના જોરથી ઓડકારને પણ રાતા દેખતો હોય તે માણસ મરી જાયછે.

### રક્તપિત્તની ચિકિત્સા.

### अथ रक्तपित्तस्य चिकित्सा ।

पित्तास्रं स्तम्भयेन्नादौ प्रवृत्तं वलिनो यतः । हृत्पाण्डुग्रहणीरोगप्लीहगुल्मज्वरादिकृत् ॥ शालिषष्टिकनीवारकोरदूषप्रसाधिकाः । श्यामाकाश्च प्रियंगुश्च भोजनं रक्तपित्तिनाम् ॥

प्रियङ्गुः कङ्गुः ॥

मसूरमुद्गचणकाः समकुष्ठाढकीफलाः । प्रशस्ताः सूपयूषार्थे कल्पिता रक्तपित्तिनाम् ॥ दाडिमामलकं विद्वानम्लार्थं चापि दापयेत् । पटोलनिम्बन्यग्रोधप्लक्षवेतसपल्लवाः ॥ शाकार्थे शाकसात्म्यानां तण्डुलीयादयो हिताः । पारावतान् कपोतांश्च लावान् रक्ताक्षवर्त्तकान् ॥ शशान् कपिञ्जलानेणान् हरिणान् कालपुच्छकान् । रक्तपित्तहरान् विद्याद्रसांस्तेषां प्रयोजयेत् । ईषदम्लाननम्लांश्च घृतभृष्टान् ससैन्धवान् ॥ कफानुगे यूषशाकान् दद्याद्वातानुगे रसम् । पथ्यं सतीनयूषेण ससितैर्लाजसक्तुभिः ॥ धान्याकधात्रीवासानां द्राक्षापर्पटयोर्हिमः । रक्तपित्तं ज्वरं दाहं तृष्णां शोषञ्च नाशयेत् ॥

धान्यकादिर्हिमः ॥

ह्रीवेरमुत्पलं चैव चन्दनं यष्टिकामृता । उशीरञ्च त्रिवृच्चैषां क्वाथं समधुशर्करम् ॥ पाययेत्तेन सद्यो हि रक्तपित्तं प्रणश्यति । रक्तपित्तं जयत्युग्रं तृष्णां दाहं ज्वरं तथा ॥ पद्मोत्पलानां किञ्जल्कः पृश्निपर्णी प्रियङ्गुका । जले साध्या रसे तस्मिन् पेया स्यात् रक्तपित्तिनाम् । वासापत्रसमुद्भूतो रसः समधुशर्करः ॥ क्वाथो वा हरते पीतो रक्तपित्तं सुदारुणम् । पिष्टानां वृषपत्राणां पुटपाकरसो हिमः ॥ समधुर्हरते रक्तपित्तं कासज्वरक्षयान् । उत्पलं कुमुदं पद्मं कल्हारं लोहितोत्पलम् ॥ मधुकञ्चेति पित्तासृक्तृष्णाछर्दिहरो गणः । वासायां विद्यमानायामाशायां जीवितस्य च । रक्तपित्ती क्षयी कासी किमर्थमवसीदति ॥ आटरूषकमृद्वीकापथ्याक्वाथः सशर्करः । क्षौद्राढ्यः सकलश्वासरक्तपीत्तनिबर्हणः ॥ दूर्वा सोत्पलकिञ्जल्कमञ्जिष्ठा शैलवालुका । शीता शीतमुशीरञ्च मुस्तं चन्दनपद्म-

कम् ॥ विपचेत् कार्षिकैरेतैराज्यं प्रस्थ-
मिमं घृतम् । तण्डुलानां जलं छागी-
क्षीरं दद्याच्चतुर्गुणम् ॥ तत्पानं वमतो
रक्तं नावनं नासिकागते । कर्णाभ्यां
यस्य गच्छेत्तु तस्य कर्णौ प्रपूरयेत् ॥
चक्षुः स्रवति रक्तञ्चेत् पूरयेत्तेन चक्षु-
षी । मेढ्रपायुप्रवृत्ते तु वस्तिकर्मसु
योजयेत् ॥ रोमकूपप्रवृत्ते तु तदभ्यङ्गं
प्रयोजयेत् । सर्वेषु रक्तपित्तेषु तस्मात्
श्रेष्ठमिदं घृतम् ॥ इति दूर्वाद्यं घृतम् ॥

मृद्वीकां चन्दनं लोध्रं प्रियङ्गुञ्च
विचूर्णयेत् । चूर्णमेतत् पिबेत् क्षौद्रवा-
सारससमन्वितम् । नासिकामुखपायु-
भ्यो योनिमेढ्रादि वेगितम् । रक्तपित्तं
स्रवद्धन्ति सिद्ध एष प्रयोगराट् ॥ य-
च्च शस्त्रक्षतेनैव रक्तं तिष्ठति वेगतः ।
तदप्येतेन चूर्णेन तिष्ठत्येवावचूर्णितम् ॥
इक्षूणां मध्यकाण्डानि सकन्दं नीलमु-
त्पलम् । केशरं पुण्डरीकस्य मोचामधु-
कपद्मकैः ॥ वटप्ररोहशुङ्गाश्च द्राक्षाखर्जू-
रमेव च । एतानि समभागानि कषा-
यं सम्प्रकल्पयेत् ॥ उषितं मधुसंयुक्तं
पाययेच्छर्करान्वितम् । सप्रमेहं रक्त-
पित्तं क्षिप्रमेतन्नियच्छति ॥ द्राक्षया
फलिनीभिर्वा प्रियालमधुकेन वा । श्व-
दंष्ट्रया शतावर्या रक्तजित्साधितं पयः॥
पक्वोदुम्बरकाश्मर्यः पथ्याः खर्जूरगो-
स्तनाः । मधुना घ्नन्ति संलीढा रक्तपि-
त्तं पृथक् पृथक् ॥

अत्र काश्मर्याः फलमेव ग्राह्यं फलसा-
हचर्यात् ॥

अतिनिःसृतरक्तो वा क्षौद्रयुक्तं पि-
बेदसृक् ॥ सकृद्वा भक्षयेदाज्यं मांसं वा
पित्तसंयुतम् । नासाप्रवृत्तरुधिरं घृतभृ-
ष्टं श्लक्ष्णपिष्टमामलकम् ॥ सेतुरिव तो-
यवेगं रुणद्धि मूर्ध्नि प्रलेपेन ॥ घ्राणप्रवृत्ते
जलमाशु पेयं सशर्करं नासिकया पयो
वा । द्राक्षारसं क्षीरयुतं पिबेद्वा सशर्कर-
ञ्चेक्षुरसं हिताय ॥ नस्ये दाडिमपुष्पस्य
रसो दूर्वाभवोऽपि वा । आम्रास्थिजः
पलाण्डोर्वा नासिकास्रावि रक्तजित् ।
पुराणं पीनमानीय कूष्माण्डस्य फलं
बृहत् ॥ तद्बीजाधारबीजत्वक्शिराशून्यं
समाचरेत् । ततस्तस्य तुलां नीत्वा प-
चेज्जलतुलाद्वये ॥ तस्मिन्नीरेऽर्धशिष्टे तु
यत्नतः शीतलीकृते ॥ तानि कूष्मांडखं-
डानि पीडयेद्दृढवाससा । यत्नतस्तज्जलं
नीत्वा पुनः पाकाय धारयेत् । कूष्माण्डं
शोषयेद्धर्मे ताम्रपात्रे ततः क्षिपेत् । क्षि-
प्त्वा तत्र घृतं प्रस्थं कूष्मांडं तेन भर्ज-
येत् । मधुवर्णं तदालोक्य तज्जलं तत्र
निःक्षिपेत् ॥ सितायाश्च तुलां तत्र क्षि-
प्त्वा तल्लेहवत् पचेत् । सुपक्वे पिप्पलीशु-
ण्ठीजीराणां द्विपले पृथक् ॥ पृथक् प-
लार्धं धान्याकं पत्रैलामरिचत्वचम् ।
चूर्णमेषां क्षिपेत्तत्र घृतार्धं क्षौद्रमावपेत् ।
एतत्पलमितं खादेदथवाग्निबलं यथा ॥
खण्डकूष्माण्डलेहोऽयं रक्तपित्तञ्च ना-
शयेत् । पित्तज्वरं तृषां दाहं प्रदरं कृ-
शतां वमिम् ॥ कासं श्वासञ्च हृद्रोगं
स्वरभेदं क्षतं क्षयम् । नाशयत्येव वृद्धि-
श्च [illegible]नः ॥

इति खण्डकूष्माण्डावलेहः ॥

पुराणं पीनमानीय कूष्माण्डस्य फलं दृढम् । तद्वीजाधारवीजत्वक् शिराशून्यं समाचरेत् ॥ ततोऽतिसूक्ष्मखण्डानि कृत्वा तस्य तुलां पचेत् ॥ गोदुग्धस्य तुलामध्ये मन्देऽग्नौ विपचेच्छनैः ॥ शर्करायास्तुलां सार्धां गोघृतं प्रस्थमात्रकम् । प्रस्थार्धं माक्षिकश्चापि कुडवं नारिकेरतः ॥ प्रियालफलमज्जानं द्विपलं तिखुरी पलम् । क्षिपेदेकत्र विपचेल्लेहवत्साधु साधयेत् ॥ भिषक् सुपक्वमालोक्य ज्वलनादवतारयेत् । कोष्णे तत्र क्षिपेदेषां चूर्णं तानि वदाम्यहम् ॥ एकोऽक्षः शतपुष्पाया अथ क्षीरी यवानिका । गोक्षुरः क्षुरकः पथ्या कपिकच्छुफलानि च ॥ सप्तमी त्वक् च सर्वेषामक्षयुग्मं पृथक् पृथक् । धान्यकं पिप्पली मुस्तमश्वगन्धा शतावरी ॥ तालमूली नागवला वालकं पत्रकं शटी । जातीफलं लवङ्गश्च सूक्ष्मैला बृहदेलिका ॥ शृङ्गाटकं पर्पटकं सर्वं पलमितं पृथक् । चन्दनं नागरन्धात्रीफलश्चापि कशेरुकम् ॥ प्रत्येकं पञ्च कर्षाणि चत्वार्येतानि निःक्षिपेत् । पलद्वयमुशीरस्य प्रपाणस्योपणस्य च ॥ कूष्माण्डस्यावलेहोऽयं भक्षितः पलमात्रया । किं वा यथावह्निवलं भुक्त्वा रोगान् विनाशयेत् ॥ रक्तपित्तं शीतपित्तमम्लपित्तमरोचकम् । वह्निमान्द्यं सदाहश्च तृष्णां प्रदरमेव च ॥ रक्तार्शोऽपि तथा छर्दिं पाण्डुरोगश्च कामलाम् । उपदंशं विसर्पश्च जीर्णश्च विषमं ज्वरम् ॥ लेहोऽयं परमो वृष्यो बृंहणो बलवर्द्धनः । स्थापनीयः प्रयत्नेन भाजने मृण्मये नवे ॥

इति बृहत्कूष्माण्डावलेहः ॥

कूष्माण्डकस्य स्वरसं पलानां शतमात्रया । रसतुल्यं गवां क्षीरं धात्रीचूर्णं पलाष्टकम् ॥ मृद्वग्निना पचेत्तावद्यावद्भवति पिण्डवत् । धात्रीतुल्या सिता योज्या पलार्धं लेहयेदनु ॥ खण्डकूष्माण्डकं ह्येतत् शुक्रमभ्यासतो हरेत् । रक्तपित्तमम्लपित्तं दाहं तृष्णाश्च कामलाम् ॥

इति खण्डकूष्माण्डकम् ॥

शतावरी च्छिन्नरुहा वृषोमुण्डतिकावलाः । तालमूली च गायत्री त्रिफलायास्त्वचस्तथा ॥ भार्गी पुष्करमूलञ्च पृथक् पञ्च फलानि च । जलद्रोणे विपक्तव्यमष्टभागावशेषितम् ॥ दिव्यौषधिहतस्यापि माक्षिकेण हतस्य वा । पलद्वादशकं देयं रुक्मलोहस्य चूर्णितम् । खण्डतुल्यं घृतं देयं पलं पोडशकं बुधैः ॥ पचेत्ताम्रमये पात्रे गुडपाको मतो यथा ॥ प्रस्थार्धं मधुनो देयं शुभाश्म जतुकस्य च । शृङ्गी कृष्णा विडङ्गश्च शुण्ठ्यजाजी पलं पलम् ॥ त्रिफला धान्यकं पत्रं कणा मरिचकेशरम् । चूर्णं दत्वा सुमथितं स्निग्धे भाण्डे निधापयेत् ॥ यथाकालं प्रयुञ्जीत विडालपदमात्रकम् । गव्यक्षीरानुपानं च सेव्यो मांसरसः पयः । गुरुवृष्यान्नपा-

नानि स्निग्धमांसादिबृंहणम् । रक्तपित्तं क्षयं कासं पार्श्वशूलं विशेषतः ॥ वातरक्तं प्रमेहश्च शीतपित्तं वमिं क्लमम्। श्वयथुं पाण्डुरोगञ्च कुष्ठं प्लीहोदरं तथा ॥ आनाहं मूत्रसंस्रावमम्लपित्तं निहन्ति च । चक्षुष्यं बृंहणं वृष्यं मङ्गलं प्रीतिवर्द्धनम् ॥ आरोग्यपुत्रदं श्रेष्ठं कामाग्निबलवर्द्धनम् । श्रीकरं लाघवञ्चैव खण्डखाद्यं प्रकीर्तितम् ॥ छागं पारावतं मांसं तित्तिरिः क्रकरः शशः । कुरङ्गः कृष्णसारश्च मांसमेषां प्रयोजयेत् ॥ नारिकेरपयःपानं सुनिषण्णकवास्तुकम् । शुष्कमूलकजीवाख्यं पटोलं बृहतीफलम् ॥ वार्त्ताकं पक्वमाम्रञ्च खर्जूरं स्वादु दाडिमम् । ककारपूर्वकं यच्च मांसञ्चानूपसम्भवम् । वर्जनीयं विशेषेण खण्डखाद्यं समश्नता ॥ लोहान्तरवदत्रापि पुटनादि क्रियेष्यते । न पुनर्माक्षिकेणैव शिलयैव हि मारणम् ॥

भार्गी वमनेठी । दिव्यौषधी मनःशिला । रुक्मलौहं अजवेली इति लोके । सुनिषण्णश्चौपत्रीशाकविशेषः । जीवन्ती जीव इति शाकविशेषः । ककारपूर्वक कटुकः कालशाकं कूष्माण्ड कर्कटी कर्कोटककलिङ्गकर्कन्धुकरमर्दककरीरकतककशेरुकाञ्जक इत्यादि वर्जनीयम् । इति खण्डखाद्यं लोहम् ॥

शतावरी मूलकल्कं कल्कात् क्षीरं चतुर्गुणम् । क्षीरतुल्यं घृतं गव्यं सितया कल्कतुल्यया ॥ घृतशेषं पचेत्तत्तु पलार्धं लेहयेत् सदा । रक्तपित्तं ह्यम्लपित्तं क्षयं श्वासञ्च नाशयेत् ॥

शतावरीपाकः । इति रक्तपित्ताधिकारः ॥

બળવાન્ માણસને થએલા રક્તપિત્તને પ્રથમ અટકાવવું નહીં. કારણ કે અટકાવવાથી છાતીનાં દરદ, પાંડુરોગ, ગ્રહણીનો રોગ, ખરલનું દરદ, ગોળાનો રોગ અને જ્વરઆદિ રોગો થાયછે.

રક્તપિત્તવાળાઓને ભોજનને વાસ્તે શોખા, સાઠી ચોખા, નાનવી, કોદરા, પ્રસાધિકા નામનો ભાત, સામો અને કાંગ એઓની યોજના કરવી.

રક્તપિત્તવાળાઓને દાળનેવાસ્તે અને યૂષનેવાસ્તે મસૂર, મગ, ચણા, મઠ, અને તુવરની દાળ એઓની યોજના કરવી ઉત્તમ છે.

રક્તપિત્તવાળાઓને વિદ્વાન્ વૈદ્યે ખટાશનેવાસ્તે દાડિમ અને આમળાં આપાવવાં.

જેઓને શાક અનુકૂલ હોય એવા રક્તપિત્તવાળાઓને શાકનેવાસ્તે પરવળ, લીંબડો, વડની ટેટીઓ, પીપળાની ટેટીઓ, નેતરનાં પાનડાં અને તાંદળજો ઇત્યાદિક હિતકારી છે.

રક્તપિત્તવાળાઓને માંસનેવાસ્તે કબુતર, હોલા, લાવાં, પાડા, બટાઉડાં, સસલાં, તેતર, કાળીયાર, હરણ, અને કાલપુચ્છ પક્ષી એઓનાં માંસોના રસાઓ કે જેઓ રક્તપિત્તને હરનારા છે તેઓની યોજના કરવી.

કફના સંસર્ગવાળું રક્તપિત્ત હોય તો કાંઇક ખાટાં અથવા ખટાશ વગરનાં, ઘીમાં શેકેલાં અને સૈંધવવાળાં શાકો અને યૂષો દેવાં.

વાયુના સંસર્ગવાળું રક્તપિત્ત હોય તો વટાણાના યૂષનીસાથે અને ચોખાની ધાણીના સાકરવાળા સાથવાનીસાથે માંસનો પથ્ય રસો દેવો.

ધાણા, આમળાં, અરડૂસો, દ્રાખ અને ખડસલીઓ એઓનો હિમ (આનો પ્રકાર પ્રથમ ખંડના ૭૯૬ મા પૃષ્ઠમાં જોવો). પીવામાં આવે તો તેથી રક્ત-પિત્તનો, જ્વરનો, દાહનો, તરશનો અને શોષનો નાશ થાયછે. આ હિમ 'ધાન્યકાદિ હિમ' એ નામથી કહેવાયછે.

વાળો, કમળ, ધાણા, ચંદન, જેઠી-મધ, ગળો, કાળોવાળો અને નસોતર એઓનો ક્વાથ કરી મધ તથા સાકર નાખીને પીવરાવવામાં આવે તો તેથી રક્તપિત્ત તુરત નાશ પામેછે.

પદ્મ તથા ઉત્પલ નામનાં કમળોના કેસરાઓ ઉગ્ર રક્તપિત્તને, તરશને, દાહને તથા જ્વરને મટાડેછે.

ગધીસમેરવો અને ધઉલાં એઓનો ક્વાથ કરી તેમાં પકાવેલી પેયા રક્ત-પિત્તવાળાઓને દેવી.

અરડૂસાનાં પાનડાંનો સ્વરસ અથવા ક્વાથ મધ તથા સાકર નાખીને પીવામાં આવે તો તેથી દારૂણ રક્તપિત્ત પણ મટી જાયછે.

અરડૂસાનાં પાનડાં વાટી તેઓનો પુટપાકથી સિદ્ધ કરેલો રસ અથવા તેઓનો હિમ મધસહિત પીવામાં આવે તો તેથી રક્તપિત્ત, ઉધરસ, જ્વર અને ક્ષય એઓનો નાશ થાયછે.

ઉત્પલ, પોયણાં, પદ્મ, કલ્હાર તથા રાતું ઉત્પલ એટલી જાતનાં કમળો અને જેઠીમધ એ ઓષધીનો ગણ રક્તપિત્તને, તરશને તથા ઉલટીને મટાડેછે.

અરડૂસો હયાત છે અને જીવવાની આશા પણ અમર છે તે છતાં રક્તપિત્તવાળો, ક્ષયવાળો અને ઉધરસવાળો માણસ શામાટે સીદાયછે.

અરડૂસો, દ્રાખ અને હરડે એઓનો ક્વાથ કરી સાકર તથા મધ નાખીને પીવામાં આવે તો તેથી સઘળા પ્રકારના શ્વાસો અને રક્તપિત્તો ટળી જાયછે.

દ્રો, કમળના કેસરા, મજીઠ, ચણકબાબ, બળદાણા, કપુર, વાળો, મોથ, રતાંજલિ અને પદ્મકાષ્ઠ એ પ્રત્યેક દ્રવ્યોને એક એક તોલા ભાર લઇ તેઓના કલ્કથી તથા ચોગણા ચોખાના ધોણથી તથા બકરીના દુધથી ચોસઠ તોલાં ભાર બકરીનું ઘી પકાવવું. લોહીનું વમન થતું હોય તો તે ઘી પાવું, નાકમાંથી લોહી નીકળતું હોય તો તે ઘીનું નસ્ય દેવું, કાનમાંથી લોહી સ્રવતું હોયતો તે ઘી કાનમાં પૂરવું, નેત્રમાંથી લોહી સ્રવતું હોયતો તે ઘી આંખોમાં પૂરવું, લિંગમાંથી કે ગુદામાંથી લોહી નીકળતું હોય તો તે ઘીની પીચકારી દેવી અને રૂવાણાંઓનાં છિદ્રોમાંથી લોહી નીકળતું હોયતો તે ઘીનો અભ્યંગ કરવો. આ ઘી સઘળાં રક્તપિત્તોમાં ઉપયોગી છે એટલામાટે શ્રેષ્ઠ છે. આ ઘી 'દૂર્વાઘઘૃત' એ નામથી કહેવાયછે.

દ્રાખ, ચંદન, લોદર, અને ધઉલાં એઓનું ચૂર્ણ કરી મધની અને અરડૂસાના રસનીસાથે પીવું. આ સિદ્ધ ઉત્તમ પ્રયોગ નાસિકામાંથી, મુખમાંથી, ગુદામાંથી, યોનિમાંથી તથા લિંગ આ-

દિમાંથી વેગપૂર્વક સ્રવતા રક્તપિત્તને મટાડી નાખેછે. હથીઆરનો જખમ થતાં જ લોહીનો વેગઅટકતોજ ન હોય તે લોહીઉપર આ ચૂર્ણ ભભરાવવામાં આવેતો તુરત લોહીનો વેગ અટકીજ જાયછે.

શેલડીની વચલી કાતળીઓ, કંદસહિત નીલ કમળ, કમળના કેસરા, દોળાં, જેઠીમધ, કઠ, વડવાઈના અગ્ર ભાગ, દ્રાખ અને ખજુર એઓને સમભાગે લઇ તેઓનું હિમ કરવું. એ હિમ મધથી તથા સાકરથી સંયુક્ત કરી પીવામાં આવેતો તેથી રક્તપિત્ત અને પ્રમેહ તુરત મટી જાયછે.

દ્રાખથી તથા ધણીલાંથી અથવા રાણીથી તથા જેઠીમધથી- અથવા ગોખરૂથી તથા શતાવરીથી પકાવેલું દુધ રક્તપિત્તને મટાડેછે.

પાકાં ઉંબરાનાં ફળ અથવા શીવણનાં ફળ અથવા હરડે અથવા ખજુર અથવા દ્રાખ એઓને મધથી મિશ્રિત કરીને ચાટવામાં આવે તો રક્તપિત્તનો નાશ થાયછે.

જેનું લોહી અત્યંત સ્રવ્યું હોય તે માણસે મધસહિત લોહી પીવું અથવા એકવાર મધસહિત ઘી ખાવું અથવા પિત્તાં સહિત માંસ ખાવું.

નાકમાંથી લોહી નીકળ્યા કરતું હોય તો આમળાંને ખૂબ વાટી ઘીમાં શેકી તેનો માથાપર લેપ કરવો એટલે જેમ પાળથી પાણીનો વેગ રોકાયછે તેમ તેથી લોહીનો વેગ અટકી જશે.

નાકમાંથી લોહી નીકળતું હોય તો તુરત સાકરવાળું પાણી પીવું, અથવા નાકથી દુધ પીવું અથવા દુધથી સંયુક્ત દ્રાખનો રસ પીવો અથવા સાકર સહિત શેલડીનો રસ પીવો તેથી સારૂં થાયછે.

દાડિમના ફૂલનું, અથવા દ્રોના રસનું અથવા આંબાની ગોઠલીના રસનું અથવા ડુંગળીના રસનું નસ્ય દેવામાં આવે તો તેથી નાકમાંથી ઝરતું લોહી બંધ પડેછે.

### ખંડકૂષ્માંડાવલેહ.

જુનું, જાડું અને મોટું કોળું લાવી તેમાંથી બીજ, બીજોને રેહેવાનું સ્થાન, છાલ તથા નસો કાહાડી નાખવાં. પછી કોળાના અવશેષ રહેલા ભાગમાંથી ચારસો તોલાંભાર લસ લઇ તે લસને આઠસો તોલાંભાર પાણીમાં પકાવવો. પાકતાં પાણી અરધું અવશેષ રહે ત્યારે તે પાણીને યત્નથી શીતલ કરી તે કોળાના ટુકડાઓને મજબુત લુગડાથી દબાવીને નીચોવવા અને નીચોવવાથી નીકળેલું પાણી ફરીવારના પાકનેવાસ્તે જુદું રાખી મુકવું. પછી નીચોવાએલા કોળાના ભાગને તડકામાં સુકાવી ત્રાંબાના વાસણમાં નાખી તેમાં ચોસઠ તોલાભાર ઘી નાખીને તેમાં શેકવા. શેકતાં શેકતાં મધનાં જેવો રંગ જોવામાં આવે ત્યારે જુદું રાખી મુકેલું પેહેલું પાણી તથા ચારસો તોલાંભાર સાકર તેમાં નાખીને શીરાનીપેઠે તેને પકાવવું. સારીપેઠે પાકી જાય ત્યારે તેમાં આઠ તોલાંભાર પીપળ, આઠ તોલાંભાર સુંઠ, આઠ તોલાંભાર જીરૂં, બે તોલાંભાર ધાણા, બે તોલાંભાર તમાલપત્ર, બે તોલાંભાર એલચી, બે તોલાંભાર મરી તથા બે તોલાંભાર તજ એઓનું ચૂર્ણ નાખવું

અને બત્રીશ તોલાંભાર મધ નાખવું એટલે 'ખંડકૂષ્માંડાવલેહ' સિદ્ધ થાયછે. આમાંથી ચાર તોલાંભાર અવલેહ ખાવો અથવા પોતાના અગ્નિના બળપ્રમાણે ખાવો. આ અવલેહ રક્તપિત્તનો, પિત્તજ્વરનો, તરશનો, દાહનો, પ્રદરનો, કૃશપણાનો, ઊલટીનો, ઊધરસનો, શ્વાસનો, છાતીના દરદનો, સ્વર ભેદનો, ક્ષતનો, ક્ષયનો, તથા વધરાળનો નાશ કરેછે અને ધાતુઓની પુષ્ટિ કરેછે તથા બળને વધારેછે.

## બૃહત્ કૂષ્માંડાવલેહ.

જુનું, જાડું અને મજબૂત કોળું લાવી તેમાંથી બીજ, બીજોને રેહેવાનું સ્થાન, છાલ તથા નસો કાહાડી નાખતાં બાકી રહેલા કોળાના અત્યંત ઝીણા ટુકડા કરી તેઓમાંથી ચારસો તોલાંભાર લઇને ગાયના ચારસો તોલાંભાર દુધમાં મંદ અગ્નિથી તેઓને ધીરે ધીરે પકાવવા. પછી તેમાં છસો તોલાંભાર સાકર, ચોસઠ તોલાંભાર ગાયનું ઘી, બત્રીશ તોલાંભાર મધ, સોળ તોલાંભાર ટોપરૂં, આઠ તોલાંભાર ચારોળીનાં ફળોનો ગર્ભ, અને ચાર તોલાંભાર તબખીર એટલા પદાર્થોને નાખી પકાવીને સારા શીરા જેવું કરવું. સારીપેઠે પાકેલું જોવામાં આવે ત્યારે વૈદ્યે તેને અગ્નિઉપરથી ઉતારી લેવું. પછી એ જરા જરા ઉનું હોય ત્યારે તેમાં એક તોલું સુવા, બે તોલાં વંશલોચન, બે તોલાં યવાન, બે તોલાં ગોખરૂ, બે તોલાં એખરો, બે તોલાં હરડે, બે તોલાં કૌચાનાં ફળ, બે તોલાં તજ, ચાર તોલાં ધાણા, ચાર તોલાં પીપળી, ચાર તોલાં મોથ, ચાર તોલાં આસોંદ, ચાર તોલાં શતાવરી, ચાર તોલાં કાળીમુસલી, ચાર તોલાં બળદાણા, ચાર તોલાં વાળો, ચાર તોલાં તમાલપત્ર, ચાર તોલાં કચૂરો, ચાર તોલાં જાયફળ, ચાર તોલાં લવીંગ, ચાર તોલાં ઝીણી એળચી, ચાર તોલાં મોટી એળચી, ચાર તોલાં શીંગોડાં, ચાર તોલાં ખડસલીઓ, પાંચ તોલાં ચંદન, પાંચ તોલાં સુંઠ, પાંચ તોલાં આમળાં, પાંચ તોલાં કસેલાં, આઠ તોલાં કાળોવાળો, આઠ તોલાં મખાણા અને આઠ તોલાં મરી એઓનું ચૂર્ણ નાખવું એટલે બૃહત્ કૂષ્માંડાવલેહ સિદ્ધ થાયછે. આ અવલેહ ચાર તોલાંભાર અથવા પોતાના અગ્નિના બળ પ્રમાણે ખાવામાં આવેતો તેથી રક્તપિત્ત, શીતપિત્ત, અમ્લપિત્ત, અરૂચિ, અગ્નિનું મંદપણું, દાહ, તરશ, પ્રદર, લોહી ઝરનારા અરશ, ઉલટી, પાંડુરોગ, કમળો, ચાંદી, વિસર્પ, જીર્ણજ્વર અને વિષમ જ્વર એઓનો નાશ થાયછે. આ અવલેહ મૈથુન શક્તિને બહુજ વધારનાર છે, ધાતુઓને પુષ્ટ કરનાર છે, અને બળને વધારનારછે. આ અવલેહને માટીના નવા વાસણમાં પ્રયત્નથી રાખવો જોઇએ.

## ખંડ કૂષ્માંડક.

ચારસો તોલાંભાર કોળાનો સ્વરસ, ચારસો તોલાંભાર ગાયનું દુધ અને બત્રીશ તોલાંભાર આમળાંનું ચૂર્ણ એઓને મિશ્રિત કરી કુણા કુણા અગ્નિથી ત્યાંસુધી પકાવવાં કે જ્યાંસુધી એ સઘળું મળીને પિંડા જેવું થઈ જાય. પછી તેમાં બત્રીશ તોલાં સાકર મેળવવી એટલે તે ખંડ કૂષ્માંડક નામનો અવલેહ સિદ્ધ થાયછે. આ અવલેહ બે તોલાં ભાર નિત્ય ખાવો. આ અવલેહનું સેવન કરવાથી

રક્તપિત્ત, અમ્લપિત્ત, દાહ, તરશ અને કમળો મટી જાયછે.

### ખંડખાદ્ય લોહ.

શતાવરી, ગળો, અરડૂસો, ગોરખમુંડી, બળદાણા, કાળી મુસલી, ખેરસાર, હરડેની છાલ, બેહેડાંની છાલ, આમળાની છાલ, ભારંગી અને કઠ, એ પ્રત્યેક પદાર્થો વીશ વીશ તોલાંભાર લઈ એક હજાર ચોવીશ તોલાંભાર પાણીમાં પકાવવાં. બળતાં બળતાં આઠમા ભાગનું પાણી અવશેષ રહે ત્યારે તેમાં મણશીલથી અથવા સોનામખીથી મારેલું અડતાલીશ તોલાંભાર ગજવેલનું ચૂર્ણ, ચોસઠ તોલાં ભાર સાકર અને ચોસઠ તોલાંભાર ઘી નાખી ત્રાંબાના વાસણમાં ગોળના પાક જેવો પાક કરવો. પછી તેમાં બત્રીશ તોલાંભાર મધ નાખી તથા બત્રીશ તોલાંભાર ઉત્તમ શિલાજીત નાખી કાકડાશિંગી, પીપળ, વાવડિંગ, સુંઠ, જીરૂં, ત્રિફલા, ધાણા, તમાલપત્ર, કાળીજીરી, મરી અને કેસર એ પ્રત્યેક પદાર્થોનું ચાર ચાર તોલાંભાર ચૂર્ણ નાખી સારીપેઠે મથીને રીઢા વાસણમાં તે ઔષધને રાખવું. આ ઔષધ ખંડખાદ્યલોહ એ નામથી કેહેવાયછે. સમયપ્રમાણે એક તોલાંભાર આ લોહનો ગાયના દુધના અનુપાનથી ઉપયોગ કરવો. આ લોહઉપર માંસનો રસો, દુધ, ભારે તથા મૈથુનશક્તિને વધારનારાં અન્નપાનો, અને પુષ્ટિ આપનારાં સ્નિગ્ધ માંસઆદિ એઓનું સેવન કરવું. આ લોહ ખાવાથી રક્તપિત્ત, ક્ષય, ઉધરસ, પડખાનું શૂળ, વાતરક્ત, પ્રમેહ, શીતપિત્ત, ઉલટી, ગ્લાનિ, સોજા, પાંડુરોગ, કોઢ, બરલનું દરદ, ઉદરના રોગ, પેટનું ચડવું, મૂત્રનું સંઘા કરવું અને અમ્લપિત્ત એઓનો નાશ થાયછે. આ ખંડખાદ્ય લોહ નેત્રને હિતકારી છે, પુષ્ટિ આપનાર છે, મૈથુનશક્તિને વધારનાર છે, મંગલરૂપ છે, પ્રીતિને વધારનાર છે, આરોગ્ય આપનાર છે, પુત્ર આપનાર છે, શ્રેષ્ઠ છે, કામદેવનાં તથા અગ્નિના બળને વધારનાર છે, લક્ષ્મી આપનાર છે અને શરીરમાં હલકાઈ આપનાર છે. આ લોહઉપર બકરાંનું માંસ, કબુતરનું માંસ, તેતરનું માંસ, કલકલીયાનું માંસ, સસલાંનું માંસ, હરણનું માંસ અને કાળીયારનું માંસ, એઓનો ઉપયોગ કરવો. આ લોહ ખાનારાએ નાળીએરનું પાણી પીવું નહી અને સુનિસરણકનું શાક, બથવો, સુકાએલા મૂળા, ખરખોલી, પરવળ, ભોરીંગણીનાં ફૂળ, રીગણાં, પાકેલાં આંબાં, ખજુર અને મીઠાં દાડિમ, એઓનો ત્યાગ કરવો. જેઓનાં નામોમાં પ્રથમ 'क' આવે એવા પદાર્થો અને જલપ્રાય પ્રદેશનાં પ્રાણીઓનું માંસ એઓનો પણ વિશેષે કરી ત્યાગ કરવો. આ ઔષધમાં જે ગજવેલ નાખવામાં આવેછે તેને મણશીલથી કે સોનામખીથીજ મારવી અને બીજું કાંઈ કરવું નહી એમ સમજવુ નહીં પણ બીજાં લોહોનીપેઠે પુટ દેવાઆદિ ક્રિયાઓ પણ કરવી.

જેઓનાં નામોમાં પ્રથમ 'क' આવેછે એવા પદાર્થો એટલે કંટુક (કડવાં પરવળ) કાલમાક, કૂષ્માંડ (પદકોળું) કાકડી, કંટોલાં, કલિંગ, (તરબુજ) કર્કંધુ, (બોર) કરમદાં, કેરડાં, કતકફલ, કશેલાં અને કાંજી ઇત્યાદિકનો ત્યાગ કરવો.

### શતાવરી પાક.

શતાવરીનાં મૂળીયાંનો કલ્ક, કલ્કથી ચોગણું દુધ, દુધ જેટલું ગાયનું ઘી અને કલ્ક જેટલી સાકર એઓને માત્ર ઘીજ અવશેષ રેહે એવી રીતે પકાવીને તે અવલેહ બે તોલાં ભાર ચાટવામાં આવે તો તેથી રક્તપિત્ત, અમ્લપિત્ત, ક્ષય અને શ્વાસ એઓનો નાશ થાયછે.

રકતપિત્તનો અધિકાર સંપૂર્ણ થયો.

---

## અમ્લપિત્તનો તથા શ્લેષ્મપિત્તનો અધિકાર.

### અમ્લપિત્તનું પાસેનું નિદાન.

### अथाम्लपित्तश्लेष्मपित्ताधिकारः ।

### तत्राम्लपित्तस्य विप्रकृष्टं निदानमाह ।

विरुद्धदुष्टाम्लविदाहि पित्तप्रकोपि पानान्नभुजो विदग्धम् । पित्तं स्वहेतूपचितं पुरा यत्तदम्लपित्तं प्रवदन्ति सन्तः ॥

दुष्ट व्यापन्नमन्नम् । पित्तप्रकोपीत्युक्तेऽपि अम्लविदाहीति विशेषार्थम् । पित्तप्रकोपि पानं तक्रसुरादि । अन्नं माषादि । स्वहेतूपचितं पुरा यद् वर्षास्वम्लविपाकैर्जलैरोषधीभिश्च तादृशीभिरुपचितम् सञ्चितं पित्तं तदम्लपित्तं वदन्ति अम्लपित्ताख्यं रोगं वदन्ति ॥

વિરૂદ્ધ, બગડેલ, ખાટાં, બળતરા કરનારાં અને પિત્તને પ્રકુપિત કરનારાં અન્નપાનોને જે માણસ ખાય તેનું ખાટા પાકને પામેલું પિત્ત કે જે પ્રથમ વર્ષાઋતુમાં ખાટા વિપાકવાળાં જળોથી તથા તેવી ઔષધીઓથી જમા થએલું હોયછે તેને મહાત્મા વૈદ્યો અમ્લપિત્તરોગ કેહેછે.

જો કે 'પિત્તને પ્રકુપિત કરનારાં' એટલું કેહેવામાંજ 'ખાટાં અને બળતરા કરનારાં' એઓનો સમાવેશ થાયછે તોપણ 'ખાટાં અને બળતરા કરનારાં' એમ જુદું કહ્યું તેનો અભિપ્રાય એ છે કે તેઓથી પિત્તનો વધારે પ્રકોપ થાયછે. છાશ તથા મદિરા આદિ પાનો અને અડદ આદિ અન્નો પિત્તને પ્રકુપિત કરનારાં સમજવાં.

### અમ્લપિત્તરોગનું લક્ષણ.

### अथाम्लपित्तस्य व्याधेर्लक्षणमाह ।

अविपाकक्लमोत्क्लेशतिक्ताम्लोद्गारगौरवैः । हृत्कंठदाहाऽरुचिभिरम्लपित्तं वदेद्भिषक् ॥

અન્નાદિકનું નહી પચવું, ગ્લાનિ, ઉલટીના ઉછાળા કડવા તથા ખાટા ઓડકાર, શરીરમાં ભારેપણું, હૃદયમાં તથા ગળામાં દાહ અને અરૂચિ એટલાં લક્ષણે ઉપરથી વૈદ્યે અમ્લપિત્ત થએલું કેહેવું.

### અમ્લપિત્તના બે ભેદ.

अम्लपित्तं द्विधा प्रोक्तमधोगञ्च तथोर्ध्वगम् ॥

ઉર્દ્ધ્વગ, (ઉંચે ગતિવાળું) અને અધોગ (નીચે ગતિવાળું) એ રીતે અમ્લપિત્તના બે ભેદ વિદ્વાનોએ કહ્યાછે.

### ઉર્ધ્વગ અમ્લપિત્તનું લક્ષણ.

**तत्रोर्ध्वगस्य लक्षणमाह ।**

**वांतं हरित् पीतमनीलकृष्णमारक्त-रक्ताभमतीव चाच्छम् । मत्स्योदकाभन्त्वतिपिच्छलाभं श्लेष्मानुयातं सहितं रसेन ॥**

आरक्तम् ईषल्लोहितम् । रक्ताभं वा ॥ अतीव चाच्छं निर्मलम् । रसेन लवणकटुतिक्तरूपेण ॥

હરિત રંગવાળી, પીળા રંગવાળી, નીલા તથા કાળા રંગ વગરની, થોડી રાતી, રાતી, અત્યંત નિર્મળ, માછલાનાં ધોણ જેવી, અત્યંત ચીકણી જેવી લાગતી, કફના સંસર્ગવાળી અને ખારા તીખા તથા કડવા રસવાળી ઉલટીઓ થતી હોય તો ઊર્ધ્વગ અમ્લપિત્ત જાણવું.

### અધોગ અમ્લપિત્તનું લક્ષણ.

**अधोगस्य लक्षणमाह ।**

**तृड्दाहमूर्छाभ्रममोहकारि प्रयात्यधो वा विविधप्रकारम् । हृल्लासकोठानलसादहर्षस्वेदाङ्गपीतत्वकरं कदाचित् ॥**

मूर्छा सर्वदा ज्ञानशून्यता । मोहो विपरीतं ज्ञानम् । अधो वेति वा शब्द ऊर्ध्वगापेक्षया । विविधप्रकारं हरिद्रावर्णयोगात् । कदाचित् हृल्लासादिकरं च भवति ॥

તૃષા, બળતરા, સર્વદા બેભાનપણું, ભ્રમ અને વિપરીત જ્ઞાન એઓને કરનારૂં, હળદરના જેવા વર્ણના યોગને લીધે અનેક પ્રકારનું અને કોઈ સમયે મોળ, ઢીમઢાં, અગ્નિની મંદતા, રૂવાળાંઓનું ઉભું થવું, પસીનો અને અંગોમાં પીળાપણું એઓને કરનારૂં જે અમ્લપિત્ત ગુદાથી વહેતું હોય તેને અધોગ અમ્લપિત્ત જાણવું.

### અમ્લપિત્તની વિશેષ અવસ્થા.

**आम्लपित्तस्यावस्थाविशेषमाह ।**

**भुक्ते विदग्धेऽप्यथवाप्यभुक्ते करोति तिक्ताम्लवमिं कदाचित् । उद्गारमेवंविधमेव कण्ठहृत्कुक्षिदाहं शिरसो रुजश्च ॥ करचरणदाहमौष्ण्यं महतीमरुचिं ज्वरं च कफपित्तम् । जनयति कण्डूमण्डलपिडिका शतनिचितरोगचयम् ॥**

भुक्ते विदग्धे तिक्ताम्लवमिं करोति तथा उद्गारं एवंविधमेव तिक्ताम्लमेव करोति। तथा कण्ठहृत्कुक्षिदाहं शिरोरुजं च करोति तथा करचरणदाहादिकं जनयति । तथा कडूमण्डलपिडकाव्याप्तगात्रे रोगचयं करोति । अन्नविपाकक्लमादिकं जनयति । अथवा कदाचित् अभुक्तेऽपि तिक्ताम्लवान्ति करोति ॥

એ અમ્લપિત્ત ખાધેલા અન્નાદિકનો વિરૂદ્ધ દાહ થતાં કડવી તથા ખાટી ઉલટી કરાવેછે, કડવા તથા ખાટા ઓડકાર લાવેછે, ગળામાં, છાતીમાં તથા પેટમાં બળતરા કરેછે, માથામાં વ્યથા કરેછે, હાથમાં તથા પગમાં બળતરા કરેછે, ગરમીને ઉત્પન્ન કરેછે, ભારે અરૂચિ ઉપજાવેછે, કફ તથા પિત્તસંબંધી જ્વરને ઉત્પન્ન કરેછે અને ચળથી, ગોળચકરડાંઓથી તથા ફોડલીઓથી વ્યાપ્ત થએલા ગાત્રમાં અન્નના વિરૂદ્ધ પાક તથા ગ્લાનિ આદિ રોગોના સમૂહને ઉત્પન્ન

કરેછે. કોઇ સમયે ખાધા વગર પણ ઉલટી કરાવેછે.

### અમ્લપિત્તમાં દોષોનો સંસર્ગ જાણવાની જરૂર.

**अथाम्लपित्तदोषसंसर्गमाह ।**

सानिलं सानिलकफं सकफं तच्च लक्षयेत् । दोषलिङ्गेन मतिमान् भिषङ्मोहकरं हि तत् ॥

ऊर्ध्वाधःप्रवृत्त्या छर्द्यतीसाराभ्यां तुल्यतया वैद्यभ्रान्तिकृत् ॥

બુદ્ધિમાન્ વૈદ્યે દોષોનાં ચિન્હો ઉપરથી એ અમ્લપિત્ત વાયુના સંસર્ગવાળું છે અથવા વાયુ તથા કફ એ બન્નેના સંસર્ગવાળું છે કે કફના સંસર્ગવાળુ છે ? એ અવશ્ય જાણવું જોઇએ. કારણ કે એ અમ્લપિત્ત ઊંચે ગતિથી ઉલટીના રોગ જેવું અને નીચે ગતિથી અતીસાર જેવું હોવાથી વૈદ્યોને ભ્રાંતિ કરે એવું છે.

### દોષોના ભેદ ઉપરથી લક્ષણોમાં ભેદ.

**दोषभेदेन लक्षणभेदमाह ।**

कम्पप्रलापमूर्छाचिमिचिमिगात्रावसादशूलानि । तमसो दर्शनविभ्रमप्रमोहहर्षास्तथानिलेन युते ॥ कफनिष्ठीवनगौरवजडतारुचिशीतसादवमिलेपाः । दहनवलहानिकण्डूनिद्राचिह्नं कफानुगे भवति ॥ उभयमिदमेव चिह्नं मारुतकफसम्भवेऽम्लपित्ते स्यात्॥

चिमिचिमि झिनिझिनीति लोके हर्षो रोमाञ्चः॥

અમ્લપિત્ત જો વાયુના સંસર્ગવાળું હોયતો કંપ, પ્રલાપ, મૂર્છા, ઝણઝણી, ગાત્રોમાં ગ્લાનિ, અંધારાનું દર્શન, વિભ્રમ, મોહ અને રૂવાણાંઓનું ઉભું થવું એટલાં ચિન્હો થાયછે.

અમ્લપિત્ત જો કફના સંસર્ગવાળું હોયતો કફનું થુંકવું, શરીરમાં ભારેપણું, જડપણું, અરૂચિ, શીત, ગ્લાનિ, વમન, મોહોનું તથા છાતીનું કફથી લેપાએલાપણું, અગ્નિના બળની હાનિ, ચળ અને નિદ્રા એટલા ચિન્હો થાયછે.

અમ્લપિત્ત જો કફ તથા વાયુ એ બન્નેના સંસર્ગવાળું હોય તો ઉપર કહેલાં બન્ને પ્રકારનાં ચિન્હો થાયછે.

### અમ્લપિત્તનું સાધ્યપણું, યાપ્યપણું અને કષ્ટ સાધ્યપણું.

**अथाम्लपित्तस्य साध्यत्वादिकमाह ।**

रोगोऽयमम्लपित्ताख्यो यत्नात्संसाध्यते नवः । चिरोत्थितो भवेद्याप्यः कृच्छ्रसाध्यः स कस्यचित् ॥

कस्यचित् हीनाहाराचारशीलस्य ॥

આ અમ્લપિત્ત નામનો રોગ જો થોડા કાળથી ઉત્પન્ન થયો હોયતો ઔષધોથી સાધ્ય થાયછે, લાંબા કાળથી ઉત્પન્ન થયો હોયતો યાપ્ય થાયછે પણ અયોગ્ય આહારવિહારવાળા માણસને તો થોડા કાળથી ઉત્પન્ન થએલો છતાં પણ કષ્ટ સાધ્ય થાયછે.

### શ્લેષ્મપિત્તનું લક્ષણ.

**अथ श्लेष्मपित्तस्य लक्षणमाह।**

तमो मूर्छारुचिश्छर्दिरालस्यं च शिरोरुजा । प्रसेको मुखमाधुर्यं श्लेष्मपित्तस्य लक्षणम् ॥

અંધારાં આવવાં, મૂર્છા, અરૂચિ, ઉલટી, આલસ્ય, માથામાં વ્યથા, લાળનું આવ્યા કરવું અને મોહોડામાં મીઠાશ એટલાં શ્લેષ્મપિત્તનાં લક્ષણો છે.

## અમ્લપિત્તની ચિકિત્સા.

## अथाम्लपित्तचिकित्सा।

अम्लपित्ते तु वमनं पटोलारिष्टवासकैः। कारयेन्मदनैः क्षौद्रैः सैन्धवैश्च तथा भिषक्॥ विरेचनं त्रिवृचूर्णमधुधात्रीफलद्रवैः। ऊर्ध्वगं वमनैर्विद्वानधोगं रेचनैर्हरेत्॥ अम्लपित्तमिति शेषः॥

यवगोधूमविकृतीस्तीक्ष्णसंस्कारवर्जिताः। यथा स्वं लाजशक्तून्वा सितामधुयुतान् पिबेत्॥ निस्तुषयववृषधात्रीक्वथितं सलिलं त्रिगन्धमधुयुक्तम्। द्रुततरमपहरति वमिं सञ्जनितामम्लपित्तेन। छिन्नोद्भवानिम्बपटोलपत्रं क्षौद्रान्वितं पीतमनेकरूपम्॥ सुदारुणं हन्ति तदम्लपित्तं यथाशनिस्तालतरुं प्रवृद्धम्॥ वासामृतापर्पटकानिम्बभूनिम्बमार्कवैः। त्रिफलाकुलकैः क्वाथः सक्षौद्रश्चाम्लपित्तहा॥ पाठापटोलयवचन्दनधान्यधात्रीवासावराङ्गदलनागकणाभयाभिः। लेहः सिताज्यमधुभिः शिवपालपिण्डी हन्त्यम्लपित्तमरुचिज्वरदाहशोषान्॥ हन्त्यम्लपित्तवमनारुचिदाहमोहश्वासकासमेहशिशिरव्रणशुक्रदोषान्। भुक्त्वा नरः सततमामलकीरसेन वृद्धोऽप्यनेन हि भवेत्तरुणो रिरंसुः॥ कूष्माण्डकरसो ग्राह्यः पलानां शतमात्रकम्॥ रसतुल्यं गवां क्षीरं धात्रीचूर्णं पलाष्टकम्। धात्रीतुल्या सिता योज्या गव्यमाज्यं पलद्वयम्॥ मन्दाग्निना पचेत् सर्वं यावद्भवति पिण्डितम्॥ पलार्धं पलमेकं वा प्रसहं भक्षयेदिदम्। खण्डकूष्माण्डकं ख्यातमम्लपित्तापहं परम्॥

इति खण्डकूष्माण्डकोऽवलेहः॥

कुडवं नारिकेरस्य जले मृद्वग्निना पचेत्। नारिकेरजलालाभे गव्ये पयसि तत्पचेत्। धान्यकं पिप्पली मुस्तं चातुर्जातं विचूर्णितम्॥ प्रसेकण्टकमात्रं तु शीते तस्मिन् विनिःक्षिपेत्। पलमात्रस्तदर्धोऽपि भक्षितः प्रसहं नरैः। नारिकेरकखण्डोऽयं पुंस्त्वनिद्राबलप्रदः॥ अम्लपित्तं रक्तपित्तं शूलञ्च परिणामजम्। क्षयं क्षपयति क्षिप्रं शुष्कं दावानलो यथा॥

पलमात्रगव्यघृतेन नारिकेरस्य भर्जनं कर्त्तव्यमिति सम्प्रदायः। इति नारिकेरखण्डः॥

प्रस्थन्तु नारिकेरस्य सूक्ष्मं दृषदि पेषितम्। निष्कुलीकृतकूष्माण्डखण्डानामर्धमाढकम्॥ तद्द्वयं भर्जयेद्गव्ये घृते तु कुडवोन्मिते॥ ततस्तत्र क्षिपेच्छुद्धं गोदुग्धश्चाढकोन्मितम्। तत्रैव निःक्षिपेद्गव्यां सितां प्रस्थद्वयोन्मिताम्। पचेत् सर्वाणि चैकत्र मृदुना वह्निना भिषक्॥ सुपक्वे शीतले तत्र चूर्णीकृत्य विनिःक्षिपेत्॥ सूक्ष्मैलां धान्यकं धात्रीं पर्पटञ्जलदं जलम्॥ उशीरं चन्दनं द्राक्षां शृङ्गाटश्च कशेरुकम्। त्वक्पत्रकं

सकर्पूरं कर्षयुग्मं पृथक् पृथक् ॥ सर्वं संमिश्रयेद्रक्षेद् भाजने मृण्मये नवे । पलमात्रमिदं प्रातर्भक्षयेद्वा यथानलम् ॥ एतन्निषेवितं हन्ति रोगानेतान्न संशयः। अम्लपित्तं ज्वरं पित्तं रक्तपित्तमरोचकम् ॥ वातरक्तं तृषां दाहं पाण्डुरोगञ्च कामलाम् । क्षयं क्षपयति क्षिप्रं शूलञ्च परिणामजम् ॥ नारिकेरस्य खण्डोऽयमश्विभ्यां भाषितः पुरा । वर्णदो बृंहणो वृष्यः पुंस्त्वनिद्रावलप्रदः ॥

इति बृहन्नारीकेरखण्डः ॥

અમ્લપિત્ત થયું હોય તો વૈદ્યે કડવાં પરવળ, લીંબડો, અરડુસો, મીંઢોળ, મધ અને સૈંધવ એઓથી વમન કરાવવું અને નસોતરનું ચૂર્ણ, મધ અને આમળાનો રસ એઓથી વીરેચન દેવું. ઊંચે ગતિવાળું અમ્લપિત્ત હોયતો વમનોથી મટાડવું, અને નીચે ગતિવાળુ અમ્લપિત્ત હોયતો વિરેચનોથી મટાડવું.

તીક્ષ્ણ વધાર વગેરે સંસ્કારોથી રહિત જવનાં અને ઘઉંના યૂષ આદિ પદાર્થો પીવા અથવા ખાવા સાકરથી તથા મધથી સંયુક્ત ચોખાની ધાણીનો સાથવો દોષની યોગ્યતા જોઇને પીવો.

ફોતરાં વગરના જવ, અરડૂસો અને આમળાં એઓનો ક્વાથ કરી તેમાં તજ, તમાલપત્ર, એળચી તથા મધ નાખીને પીવામાં આવે તો અમ્લપિત્તે ઉત્પન્ન કરેલી ઉલટી તુરતજ મટી જાયછે.

ગળો, લીંબડાનાં પાનડાં અને કડવાં પરવળનાં પાનડાં એઓને વાટી મધ નાખીને પીવામાં આવે તો જેમ વજ્રથી મોટા તાડનો વિનાશ થાયછે તેમ તે ઔષધથી અનેક રૂપોવાળા મહાદારૂણ અમ્લપિત્તનો નાશ થાયછે.

અરડૂસો, ગળો, ખડસલીયો, લીંબડો, કરીયાતું, ભાંગરો, હરડે, બેહેડાં, આમળાં અને કડવાં પરવળ એઓનો ક્વાથ કરી મધ નાખીને પીવામાં આવે તો તેથી અમ્લપિત્ત મટી જાય છે.

કાળીપાડ, પરવળ, જવ, ચંદન, ધાણા, આમળાં, અરડૂસો, જાડી તજ, તમાલપત્ર, નાગકેસર, પીપળ, હરડે, સાકર, કમળ અને મધ એઓનો અવલેહ કે જે 'શિવપાલાપંડી' કેહેવાયછે તે અમ્લપિત્તને, અરૂચિને, જ્વરને, દાહને તથા શોષને મટાડેછે.

નિત્ય આમળાના રસ સહિત ભોજન કરવામાં આવે તો તેથી અમ્લપિત્ત, વમન, અરૂચિ, દાહ, મોહ, ટાલ, પ્રમેહ, શીત, વ્રણ અને વીર્યના દોષ મટી જાય છે અને એવા ભોજનથી બુઢા માણસને પણ સ્ત્રીઓની સાથે રમણ કરવાની ઇચ્છા થાયછે.

## ખંડ કૂષ્માડકાવલેહ.

કોળાંનો ચારસો તોલાં ભાર રસ, ચારસો તોલાંભાર ગાયનું દુધ, બત્રીશ તોલાં ભાર આમળાંનું ચૂર્ણ, બત્રીશ તોલાંભાર સાકર અને આઠ તોલાં ભાર ગાયનું ઘી એઓને એકઠાં કરી મંદ અગ્નિથી ત્યાંસુધી પકાવવાં કે જ્યાંસુધી પિંડા જેવાં થઇ જાય. આ 'ખંડ કૂષ્માંડક' એ નામથી પ્રખ્યાતિ પામેલો અવલેહ બે તોલાં ભાર અથવા ચાર તોલાં ભાર ખાવામાં આવે તો તેથી અમ્લપિત્ત સારીપેઠે મટી જાયછે.

## નાલિકેરખંડ.

સોળ તોલાં ભાર ટોપરૂં લઈ નાળીએરના પાણીમાં અને નાળીએરનું પાણી ન મળે તો ગાયના દુધમાં પકાવવું. એ ટાઢું થયા પછી તેમાં ધાણા, પીપળ, મોથ, તજ, તમાલપત્ર, એળચી અને નાગકેસર એ પ્રત્યેક પદાર્થોનું ચોવીશ ચોવીશ ચણોઠી ભાર ચૂર્ણ નાખવું એટલે નાલિકેરખંડ સિદ્ધ થાયછે. આ ઔષધ ચાર તોલાં ભાર અથવા બે તોલાં ભાર નિત્ય ખાવામાં આવે તો તેથી પુરૂષપણું, નિદ્રા તથા બળ પ્રાપ્ત થાય છે અને અમ્લપિત્ત, રક્તપિત્ત, તથા પરિણામશૂળ એઓનો જેમ દાવાનળથી શુષ્ક વનનો નાશ થાયછે તેમ તુરત નાશ થાયછે. આ ઔષધ કરતાં પ્રથમ ચાર તોલાં ભાર ગાયના ઘીથી ટોપરાને શેકવું એવો સંપ્રદાય છે.

## બહન્નાલિકેરખંડ.

છીપરપર ઝીણું વાટેલું ચોસઠ તોલાં ભાર ટોપરૂં, અને છાલથી તથા બી વગેરેથી રહિત કરેલાં કોળાના એકસો અઠયાવીશ તોલાં ભાર ટુકડા એઓને સોળ તોલાં ભાર ગાયના ઘીમાં શેકીને પછી તેમાં ગાયનું બસો છપન તોલાં ભાર શુદ્ધ દુધ તથા એકસો અઠયાવીશ તોલાં ભાર સુંદર સાકર નાખવી. પછી એ સર્વને કોમળ અગ્નિથી પકાવી સારીપેઠે પાકી રહે ત્યારે શીતલ કરીને વૈદ્યે તેમાં ઝીણી એળચી, ધાણા, આમળાં, ખડસલીયો, મોથ, વાળો, કાળોવાળો, ચંદન, દ્રાખ, શીંગોડાં, કસેલાં, તજ, તમાલપત્ર અને ભીમસેની બરાસ એ પ્રત્યેક પદાર્થોનું બબે તોલાં ભાર ચૂર્ણ કરી તે સઘળું ચૂર્ણ મેળવી દેવું એટલે બૃહન્નાલિકેર ખંડ સિદ્ધ થાયછે. આ ઔષધને માટીના નવા વાસણમાં રાખવું. આ ઔષધ ચાર તોલાં ભાર અથવા પોતાના અગ્નિના બળ પ્રમાણે સવારમાં ખાવું. આ ઉપાયના સેવનથી અમ્લપિત્ત, જ્વર, પિત્ત, રક્તપિત્ત, અરોચક, વાતરક્ત, તરશ, દાહ, પાંડુરોગ, કમળો, ક્ષય અને પરિણામ શૂળ એઓનો તુરત નાશ થાયછે. પૂર્વે અશ્વિની કુમારોએ કહેલો આ નાલિકેરખંડ શરીરના વર્ણને સારો કરેછે, ધાતુઓને પુષ્ટ કરેછે, કામી લોકોને હિતકારી છે, અને પુરૂષપણાને, નિદ્રાને તથા બળને આપેછે.

## શ્લેષ્મપિત્તની ચિકિત્સા.

**अथ पित्तश्लेष्मचिकित्सा ।**

अभया पिप्पली द्राक्षा सिता धान्ययवासकम् ॥ मधुना कण्ठदाहघ्नं पित्तश्लेष्महरं परम् ॥ पटोलयवधान्याकपिप्पल्यामलकानि च । एषां क्षौद्रयुतः क्वाथः पित्तश्लेष्महरः परः ॥ पित्तश्लेष्मवमीकण्डूकोठविस्फोटदाहनुत् । दीपनः पाचनः क्वाथः शृङ्गवेरपटोलयोः ॥ पिप्पलीखण्डपथ्याभिस्तुल्याभिर्मोदकः कृतः। पित्तश्लेष्महरो भुक्तो वह्निमान्द्यं च नाशयेत् ॥

इत्यम्लपित्तश्लेष्मपित्ताधिकारः ॥

હરડે, પીપળ, દ્રાખ, સાકર, ધાણા અને જવાસો એઓનું ચૂર્ણ કરી મધમાં કાલવીને ચાટવામાં આવે તો તેથી શ્લેષ્મપિત્ત તથા કંઠનો દાહ મટી જાયછે.

કડવાં પરવળ, જવ, ધાણા, પીપળ અને આમળાં એઓનો ક્વાથ કરી મધ

નાખીને પીવામાં આવેતો તેથી શ્લેષ્મપિત્ત સારીપેઠે મટી જાયછે.

આદુ અને કડવાં પરવળ એઓનો ક્વાથ કરી પીવામાં આવે તો તેથી અગ્નિ પ્રદીપ્ત થાયછે, પાચન થાયછે અને શ્લેષ્મપિત્ત, ઉલટી, ચળ, ધ્રામઠાં, ફોડલા તથા દાહ મટી જાયછે.

પીપળ, ખાંડ અને હરડે એઓને સમ ભાગે લઈ લાડુ કરીને ખાવામાં આવે તો તેથી શ્લેષ્મપિત્ત અને અગ્નિની મંદતા એઓનો નાશ થાયછે.

**અમ્લપિત્તનો તથા શ્લેષ્મપિત્તનો અધિકાર સંપૂર્ણ.**

## ક્ષયરોગનો અધિકાર.

### ક્ષયરોગનાં પાસેનાં તથા દૂરનાં નિદાનો.

**अथ राजयक्ष्माधिकारः ।**

**तत्र राजयक्ष्मणो विप्रकृष्टं सन्निकृष्टश्च निदानमाह ।**

वेगरोधात् क्षयाच्चैव साहसाद्विषमाशनात् । त्रिदोषो जायते यक्ष्मा गदो हेतुचतुष्टयात् ॥

वेगरोधात् वातादीनां वेगधारणात् । 'वातमूत्रपुरीषाणि निगृह्णाति यदा नरः'॥ इति चरकवचनात् । क्षयात् क्षीयतेऽनेनेति क्षय. । तेनातिव्यवायानशनेर्ष्यादयो धातुक्षयहेतव क्षयशब्देनोच्यन्ते ॥ साहसात् बलवता समम् मल्लयुद्धादित । विषमाशनात् 'बहुस्तोकमकालं वा भुक्तं तद्विषमाशनम्' । तस्मात् त्रिदोषः सान्निपातिकः । हेतुचतुष्टयात् । अन्येऽपि हेतवो हेतुचतुष्टय एवान्तर्भवन्ति । यक्ष्मणः पर्याया राजयक्ष्मक्षयशोषाः ॥

અધોવાયુ વગેરેના વેગોને રોકવાથી ક્ષયરોગ થાયછે. ચરકે કહ્યુંછે કે "માણસ જ્યારે વાયુ, મૂત્ર અને વિષ્ઠા આદિના વેગોને રોકેછે ત્યારે રોગોની ઉત્પત્તિ થાયછે."

અત્યત મૈથુન, અત્યંત ઉપવાસ અને અત્યંત ઇર્ષ્યા આદિ કે જેઓ ધાતુઓનો ક્ષય થવાનાં કારણો છે તેઓથી પણ ક્ષયરોગ થાયછે.

બળવાનની સાથે મલ્લયુદ્ધ કરવા આદિ સાહસથી પણ ક્ષયરોગ થાયછે.

બહુ ઝાઝું, બહુ થોડું અથવા સમય વગરનું ભોજન કરવામાં આવે તેથી પણ ક્ષયરોગ થાયછે.

ક્ષયરોગ કે જે સાન્નિપાતિક છે એટલે જેનું પાસેનું કારણ ત્રણે દોષો છે તે ઉપર કહેલાં ચાર દૂરનાં નિદાનોથી થાયછે. ક્ષયરોગના જે જે બીજા પણ હેતુઓ છે તેઓ સઘળા આ ચાર હેતુઓમાં અંતર્ભૂત થાયછે એમ સમજવું. યક્ષ્મા, રાજયક્ષ્મા, ક્ષય અને શોષ એ ચારે આ રોગનાં નામો છે.

**યક્ષ્મા આદિ ચાર નામોના અર્થો.**

**यक्ष्मादीनां निरुक्तिमाह ।**

वैद्यो व्याधिमतां यस्मात् व्याधिर्यत्नेन यक्ष्यते । स यक्ष्मा प्रोच्यते लोके शब्दशास्त्रविशारदैः ॥

यक्ष्यते पूज्यते ॥

राज्ञश्चन्द्रमसो यस्मादभूदेष किलामयः । तस्मात्तं राजयक्ष्मेति प्रवद-

ચરકે ખભાઓમાં તથા પડખાઓમાં પીડા થવાઆદિ જે ત્રણ લક્ષણો કહ્યાં છે તેઓ એ રોગમાં ઘણું કરીને થનારાંજ હોવાનેલીધે કહ્યાં છે. સુશ્રુતે તો ૭ લક્ષણો કહ્યાં છે. જેમ કે "ક્ષયરોગ થયો હોય ત્યારે અન્ન ઉપર દ્વેષ, જ્વર, શ્વાસ, ઉધરસ, લોહીનું દેખાવું અને સ્વરનો ભેદ એ ૭ લક્ષણો થાયછે.

## જોકે ક્ષયરોગ સાન્નિપાતિક છે તોપણ દોષોની ઉલ્વણતા ઉપરથી અગીયાર લક્ષણો.

## उल्वणतया दोषाणां भेदाद्यक्ष्मण एकादशलक्षणान्याह ।

स्वरभेदोऽनिलाच्छूलं सङ्कोचश्चांसपार्श्वयोः । ज्वरो दाहोऽतिसारश्च पित्ताद्रक्तस्य चागमः ॥ शिरसः परिपूर्णत्वमभक्तछन्द एव च । कासः कण्ठस्य च ध्वंसो विज्ञेयः कफकोपतः ॥

अनिलात् उल्वणात् । एवं पित्तात् कफाच्च । यत आह सुश्रुतः ॥

एक एव मतः शोषः सन्निपातात्मको गदः । उद्रेकात्तत्र लिङ्गानि दोषाणां निपतन्ति हि ॥

વાયુની ઉલ્વણતા હોય તો સ્વરનો ભેદ, શૂળ અને ખભાનો તથા પડખાંઓનો સંકોચ થાયછે. પિત્તની ઉલ્વણતા હોય તો જ્વર, દાહ, અતિસાર અને રૂધિરનું નીકળવું થાયછે. કફની ઉલ્વણતા હોય તો માથાનું ભારેપણું, અન્નઉપર અરૂચિ, ઉધરસ, અને કંઠનો ધ્વંસ થાયછે. સુશ્રુતે કહ્યુંછે કે "એ ક્ષયરોગ ત્રણે દોષના સન્નિપાતરૂપ હોવાનેલીધે એક પ્રકારનોજ માનવામાં આવ્યો છે તોપણ તેમાં દોષોની ઉલ્વણતાના પ્રમાણમાં તે તે દોષોનાં ચિન્હો પ્રાપ્ત થએલાં જોવામાં આવેછે.

## ક્ષયરોગનું અસાધ્યપણું.

## अथासाध्यं यक्ष्माणमाह ।

एकादशभिरेभिर्वा षड्भिर्वापि समन्वितम् । त्रिभिर्वा पीडितं लिङ्गैर्ज्वरकासासृगामयैः ॥ जह्याच्छोषार्दितं जन्तुमिच्छन् सुविमलं यशः ॥

## तत्र विशेषमाह ।

सर्वैरर्धैस्त्रिभिर्वापि लिङ्गैर्मांसबलक्षये । युक्तो वर्ज्यश्चिकित्स्यस्तु सर्वरूपोऽप्यतोऽन्यथा ॥

सर्वैर्लिङ्गैरेकादशभिः अर्द्धैः षड्भिः त्रिभिर्ज्वरकासरुधिरवमनैः । अतोऽन्यथा मांसबले सति सर्वरूपोऽपि न प्रत्याख्येयः ॥ किन्तु चिकित्स्यः ॥

महाशनं क्षीयमाणमतीसारनिपीडितम् । शूलमुष्कोदरं चैव यक्ष्मिणं परिवर्जयेत् ॥

महाशनं क्षीयमाणमित्येकमसाध्यं लक्षणम् । अतीसारनिपीडितमिति द्वितीयम् ॥ यत उक्तम् ' मलायत्तं बलं पुंसां शुक्रायत्तं च जीवितम् । तस्मात् यत्नेन संरक्षेत् यक्ष्मिणां मलरेतसी ' ॥ शूलमुष्कोदरमिति तृतीयम् ॥

જે વૈદ્ય નિર્મલ શુભ કીર્તિની ઇચ્છા કરતો હોય તેણે એ અગીયાર, અથવા છ અથવા જ્વર, ઉધરસ અને લોહીનું વમન'એ ત્રણ લક્ષણોથી પીડાએલા ક્ષયરોગીને છોડી દેવો.

## છોડી દેવામાં વિશેષ.

માંસનો તથા બળનો ક્ષય થઇ ગયો હોય તો એ અગીયાર, છ અથવા ત્રણ લક્ષણોથી પણ યુક્ત થએલા રોગીને છોડી દેવો. પરંતુ માંસનો અને બળનો ક્ષય ન થયો હોય તો એ સઘળાં લક્ષણો પ્રાપ્ત થયા છતાં પણ રોગીને ના નહીં પાડતાં તેની ચિકિત્સા કરવી.

જે ક્ષયરોગી ઝાઝું ખાતો હોય અને ક્ષીણ થતો જતો હોય તેના ક્ષયને અસાધ્ય જાણીને છોડી દેવો.

જે ક્ષયરોગી અતીસારથી પીડાતો હોય તેની પણ ચિકિત્સા કરવી નહિ. કહ્યું છે કે "માણસોનું બળ મળને આધીન છે અને જીવિત વીર્યને આધીન છે એટલામાટે ક્ષયવાળાઓના મળનું અને વીર્યનું યત્નથી રક્ષણ કરવું.

જે ક્ષયરોગીના વૃષણ અને પેટ સુણીગએલ હોય તેની પણ ચિકિત્સા કરવી નહિ.

## ક્ષયરોગનું અરિષ્ટ.

### अथारिष्टमाह ।

शुक्लाक्षमन्नद्वेष्टारमूर्ध्वश्वासनिपीडितम् । कृच्छ्रेण बहु मेहन्तं यक्ष्मा हन्तीह मानवम् ॥

मेहन्त शुक्र क्षरन्तम् । शुक्लाक्षत्वाद्येकैकशोऽरिष्टलक्षणमाहुः ॥

આંખો ધોળી થઇ ગઇ હોય અથવા અન્નઉપર દ્વેષ થયો હોય અથવા ઉંચા શ્વાસથી પીડા થતી હોય અથવા કષ્ટાઇને ઝાઝુ વીર્ય ઝરતું હોય તો તે માણસને ક્ષયરોગ મારી નાખેછે.

## ક્ષયરોગમાં જીવવાની અવધિ.

### अवधिमाह ।

परं दिनसहस्रं तु यदि जीवति मानवः । सुभिषग्भिरुपक्रान्तस्तरुणः शोषपीडितः ॥

शोषपीडितो मानवश्चेत्तरुणो भवति । सुभिषग्भिरुपक्रान्तो भवति तदा परं दिनसहस्रं द्वितीयं दिनसहस्रं यदि जीवति तत्र जीवनविकल्प इत्यर्थः । एतेन शोषपीडितो मानवश्चेत्तरुणो भवति । सद्वैद्यैश्चिकित्सितो भवति तदा प्रथमदिनसहस्रं जीवेदेवेत्युक्तम् ॥

ક્ષયરોગથી પીડાએલો માણસ જો જુવાન હોય અને સારા વૈદ્યોના હાથથી ચિકિત્સા પામતો હોય તો એક હજાર દિવસસુધી જીવેછે. પછી તેને બીજા હજાર દિવસ કાહાડવા તો સંશય ભરેલા છે એટલે બીજા હજાર દિવસસુધી તો જીવે કે ન જીવે.

## કેવા ક્ષયરોગીની ચિકિત્સા કરવી.

### अथ चिकित्सामाह ।

ज्वरानुबन्धरहितं बलवन्तं क्रियासहम् । उपक्रमेदात्मवन्तं दीप्ताग्निमकृशं नरम् ॥

आत्मवन्त यत्नवन्तं धृतिवन्त वा ॥

જે ક્ષયનો દરદી તાવના સબંધથી રહિત, બળવાન્, ચિકિત્સાસબંધી ક્રિયાઓનું સહન કરી શકે એવો, યત્નવાળો, ધીરજવાળો, પ્રદીપ્ત અગ્નિવાળો અને કૃશ નહિ થઇ ગએલો હોય તેની ચિકિત્સા કરવી.

## નોખનોખાં નિદાનોઉપરથી નોખનોખા શોષ.

## अथ निदानविशेषैर्विशेषशोषानाह ।

व्यवायशोकवार्द्धक्यव्यायामाध्वमशोषितान् । व्रणोरःक्षतसंज्ञौ च शोषिणो लक्षणैः शृणु ॥

व्रणशोषी उरःक्षतशोषी च ॥

મૈથુન કરવાથી થએલો શોષ 'વ્યવાય શોષ' કહેવાયછે. શોકથી થએલો શોષ 'શોકશોષ' કહેવાયછે. વૃદ્ધ અવસ્થાથી થએલો શોષ 'વાર્દ્ધક્યશોષ' કહેવાયછે. કસરત કરવાથી થએલો શોષ 'વ્યાયામશોષ' કહેવાયછે. પંથ કરવાથી થએલો શોષ 'અધ્વશોષ' કહેવાયછે. વ્રણ થવાથી થએલો શોષ 'વ્રણશોષ' કહેવાયછે અને છાતીમાં ક્ષત થવાથી થએલા શોષ 'ઉરઃક્ષતશોષ' કહેવાયછે. હવે એઓનાં લક્ષણો કહુંછું તે સાંભળો.

### વ્યવાય શોષનું લક્ષણ.

### तत्र व्यवायशोषिणो लक्षणमाह ।

व्यवायशोषी शुक्रस्य क्षयलिङ्गैरुपद्रुतः। पाण्डुदेहो यथा पूर्वं क्षीयन्ते चास्य धातवः ॥

शुक्रस्य क्षयलिङ्गैः सुश्रुतोक्तैः । तानि यथा, शुक्रक्षये मेढ्रवृषणवेदना व्यवाये चाशक्तिः । चिराद्वा प्रसेकः । प्रसेकोऽल्पशुक्रदर्शनमिति । यथा पूर्वं क्षीयन्ते चास्य धातवः प्रथमं शुक्रं क्षीयते पश्चाच्छुक्रक्षयजनितवायुना मज्जादयोऽपि धातवो यथा पूर्वं क्षीयन्ते ॥

જેને વ્યવાયશોષ થયો હોય તે માણસને સુશ્રુતમાં વીર્યના ક્ષયનાં જે ચિન્હો કહ્યાં છે તેઓ થાયછે એટલે લિંગમાં તથા વૃષણોમાં વેદના થાયછે. મૈથુન કરવામાં અશક્તપણું થાયછે, અથવા મૈથુન કરે તો ઘણીવારે વીર્ય સ્ખલિત થાયછે અને સ્ખલિત થતાં થોડું વીર્ય દેખાયછે. એ માણસનો દેહ પાંડુ થઇ જાયછે અને પ્રથમ વીર્ય ક્ષીણ થતાં તેની ક્ષીણતાથી થએલા વાયુનેલીધે તેનીઉપરના મજ્જાઆદિ ધાતુઓ પણઅનુક્રમે ક્ષીણ થાયછે

### શોકશોષનું લક્ષણ.

### शोकशोषिणो लक्षणमाह ।

प्रध्यानशीलः स्रस्ताङ्गः शोकशोष्यपि तादृशः । विना शुक्रक्षयकृतैर्विकारैरुपलक्षितः ॥

प्रध्यानशीलः यस्याभावेन शोको जनितस्तद्ध्यानपरः । स्रस्ताङ्गः शिथिलाङ्गः । तादृशः व्यवायशोषिसदृशः ॥ तेन शुक्रादिसर्वधातुक्षययुक्तो भवति । परं शुक्रक्षयकृतैर्विकारैर्मेढ्रवृषणवेदनादिभिर्वर्जितो भवति व्याधिस्वभावात् ॥

જેને શોકશોષ થયો હોય તે માણસ જે વસ્તુના અભાવથી શોક થયો હોય તે વસ્તુનું ધ્યાન કર્યા કરેછે, શિથિલ અંગોવાળો થઇ જાયછે અને વ્યવાયશોષવાળા માણસની પેઠે વીર્ય આદિ સઘળા ધાતુઓના ક્ષયથી યુક્ત થાયછે પણ વ્યાધિના સ્વભાવનેલીધે તેને લિંગમાં તથા વૃષણોમાં વેદના થવા આદિ વિકારો થતા નથી.

## વાર્દ્ધક્ય શોષવાળાનું લક્ષણ.

### जराशोषिणो लक्षणमाह ।

जराशोषी कृशो मन्दवीर्यबुद्धिबलेन्द्रियः । कम्पनोऽरुचिमान् भिन्नकांस्यपात्रहतस्वरः ॥ ष्ठीवति श्लेष्मणा हीनं गौरवारुचिपीडितः । संप्रस्रुतास्यनासाक्षः शुष्करूक्षमलच्छविः॥

मन्दशब्दः स्वल्पार्थः । शुष्करूक्षमलच्छविः शुष्करूक्षे मलच्छवी यस्य स. ॥

જેને વાર્દ્ધક્યશોષ થયો હોય તે માણસનું શરીર કૃશ થઈ જાયછે, વીર્યબળ બુદ્ધિ તથા ઇંદ્રિયો મંદ થઇ જાયછે, કંપ તથા કાંતિરહિતપણું થાયછે, સ્વર ફુટેલા કાંસાના વાસણના જેવો ખોખરો થઇ જાયછે, કફ વગરનું થુંક્યા કરેછે, ભારેપણાથી તથા અરૂચિથી પીડાયછે, મોહોડું નાક તથા આંખો એઓમાંથી સ્રાવ થાયછે અને વિષ્ઠા તથા વર્ણ એઓ શુષ્ક તથા રૂક્ષ થઇ જાયછે.

## અધ્વશોષવાળાનું લક્ષણ.

### अध्वशोषिणो लक्षणमाह ।

अध्वप्रशोषी स्रस्ताङ्गः सम्भ्रष्टपरुपच्छविः । प्रसुप्तगात्रावयवः शुष्कक्लोमगलाननः ॥

सम्भ्रष्टपरुपच्छविः सम्भृष्टस्येव परुषा छविर्यस्य सः । प्रसुप्तगात्रावयवः स्पर्शाज्ञः । क्लोम पिपासास्थानं ॥

જેને અધ્વશોષ થયો હોય તે માણસનાં અંગો શિથિલ થઇ જાયછે, કાંતિ અગ્નિમાં શેકાએલાના જેવી પરૂપ થઇ જાયછે, ગાત્રના અવયવોમાં સ્પર્શની ખબર પડતી નથી અને તેનાં તરશ લાગવાનું ઠેકાણું ગળું તથા મોહોડું એઓ શુષ્ક થઇ જાયછે.

## વ્યાયામ શોષવાળાનું લક્ષણ.

### अथ व्यायामशोषिणो लक्षणमाह ।

व्यायामशोषी भूयिष्ठमेभिरेव समन्वितः । लिङ्गैरुरःक्षतकृतैः संयुक्तश्च क्षतं विना ॥

एभिरेव स्रस्ताङ्गत्वादिभिरध्वशोषिलक्षणैरेव भूयिष्ठं अत्यर्थम् ॥

જેને વ્યાયામશોષ થયો હોય તે માણસઉપર કહેલાં અધ્વશોષવાળાનાં લક્ષણોથીજ અત્યંત યુક્ત થાયછે અને ક્ષત નહીં થયા છતાં પણ જે ઉરઃક્ષતશોષવાળાનાં લક્ષણો કેહેવામાં આવશે તેઓથી સંયુક્ત થાયછે.

## વ્રણશોષનું નિદાન તથા લક્ષણ.

### सनिदानं व्रणशोषमाह ।

रक्तक्षयाद्वेदनाभिस्तथैवाहारयन्त्रणात् । व्रणितस्य भवेच्छोषो स चासाध्यतमः स्मृतः ॥

રૂધિરનો ક્ષય થવાથી, વેદનાઓથી તથા આહારના પ્રતિબંધથી વ્રણવાળા માણસને શોષ થાયછે અને તે શોષ અત્યંત અસાધ્ય થાયછે.

## ઉરઃક્ષતશોષનું નિદાન.

### उरःक्षतनिदानमाह ।

धनुषा यस्यतोऽत्यर्थं भारमुद्वहतो गुरुम् । युद्ध्यमानस्य बलिभिः पततो विषमोच्चतः ॥ वृषं हयं वा धावन्तं दम्यं चान्यं निगृह्णतः ॥ शिलाकाष्ठाश्मनिर्घातान् क्षिपतो निघ्नतः परान् ।

अधीयानस्य चात्युच्चैर्दूरं वा व्रजतो द्रुतम् ॥ महानदीं वा तरतो हयैर्वा सह धावतः । सहसोत्पततो दूरं तूर्णं चापि प्रनृत्यतः ॥ तथान्यैः कर्मभिः क्रूरैर्भृशमभ्याहतस्य वा । स्त्रीषु चातिप्रसक्तस्य रूक्षाल्पप्रमिताशिनः ॥ विक्षते वक्षसि व्याधिर्बलवान् समुदीर्यते ॥

आयस्यतः आयासं कुर्वतः अन्यं गजोष्ट्रादिकम् । शिला दीर्घपाषाणः । अश्मा प्रस्तरखण्डः । निर्घातोऽस्त्रविशेषः । व्याधिः उरःक्षताख्यः ॥

धनुषवते अत्यंत आयास करवाथी, मोटा भार उपाडवाथी, बळवाळाओनी साथे युद्ध करवाथी, विषम अथवा उंची जगोउपरथी पडवाथी, दमन करवा योग्य बळद घोडा के बीजो कोई हाथी उंट वगेरे दोडतो होय तेने पकडवाथी, छीपरो लाकडां पथरना टुकडा के निर्घात नामनां अस्त्रो एओने फेंकवाथी, बीजाओने मारवाथी, बहु उंचे स्वरे भणवाथी, वेग करीने दूर जवाथी, मोटी नदीने तरवाथी, घोडाओनी साथे दोडवाथी, सहसा दूर उछळवाथी, तुरत नाचवाथी तथा एवांज बीजां साहस कर्मोथी जेने अत्यंत अभिघात थयो होय तेने, स्त्रीओमां अत्यंत आसक्ति राखनारने, अने रूक्ष अल्प तथा थोडुं जमनाराने छाती धवाइ जतां बळवान् उरःक्षत शोषनामनो व्याधि उत्पन्न थायछे.

### उरःक्षतशोषनुं लक्षण.

**अथ उरःक्षतस्य लक्षणमाह ।**

उरो विरुज्यतेऽत्यर्थं भिद्यतेऽथ विभज्यते । प्रपीड्यते तथा पार्श्वे शुष्यत्यङ्गं प्रकम्पते ॥ क्रमाद्वीर्यं बलं वर्णो रुचिरग्निश्च हीयते । ज्वरो व्यथा मनोदैन्यं विड्भेदोऽग्निवधस्तथा ॥ दुष्टश्यावः सदुर्गन्धः पीतो विग्रन्थितो बहुः । कासमानस्य चाभीक्ष्णं कफः सासृक् प्रवर्तते ॥ सक्षतः क्षीयतेऽत्यर्थं तथा शुक्रौजसोः क्षयात् ॥

विरुज्यते पीड्यते । भिद्यते विदार्यत इव । विभज्यते द्विधा क्रियत इव । सक्षतः स पुरुषः क्षतः उरःक्षतवान् । अत्यर्थं क्षीयते क्षीणो भवति ॥

जेने उरःक्षतशोष थयो होय ते माणसनी छाती अत्यंत पीडायछे, छाती चीराई जती होय के बे विभागे थइ जती होय एवी व्यथा थायछे, पडखां सुकायछे, ध्रुज थायछे, अनुक्रमे वीर्य, बळ, वर्ण, कांति तथा अग्नि एओ क्षीण थतां जायछे, ज्वर व्यथा मननी दीनता झाडो तथा अग्निनो नाश एओ थायछे, उधरस आवतां दुष्ट काळो दुर्गंधवाळो पीळो गुंथाएलो झाझो अने लोहीवाळो कफ वारंवार पड्या करेछे अने उरःक्षतवाळो माणस वीर्यना तथा ओजना क्षयथी अत्यंत क्षीण थई जायछे.

### उरःक्षतशोषनुं विशेष लक्षण.

**अथोरःक्षतस्य विशिष्टं लक्षणमाह ।**

उरोरुक् शोणितच्छर्दिः कासो वैशेषिकः क्षते । क्षीणे सरक्तमूत्रत्वं पार्श्वपृष्ठकटीग्रहः ॥

क्षते उरःक्षतवति उरोरुक् शोणितछ-

र्दिः कासो वैशेषिकः विशेषतः भवत्येवास्मिन् उर क्षतवति सास्रकफशुक्रौजसां क्षयात् क्षीणे सरक्तमूत्रत्वं पार्श्वपृष्ठकटिग्रहश्च भवति ॥

જેને ઉરઃક્ષતશોષ થયો હોય તે માણસને છાતીમાં વ્યથા થાયછે, લોહીની ઉલટી થાયછે, ઉધરસ અત્યંત આવેછે અને રૂધિરસહિત કફનો વીર્યનો તથા ઓજનો ક્ષય થવાથી લોહીવાળું મૂત્ર નીકળે છે અને પડખાં પીઠ તથા કેડ ઝલાઈ જાયછે.

### અમુક નિદાનથી ઉરઃક્ષતશોષ થયાનું લક્ષણ.

### निदानविशेषेणोरःक्षतलक्षणमाह ।

व्रणारोधात् क्षयाच्चैव कोष्ठात् प्रतिमलात्तथा । क्षतोरस्कस्यान्नपाके निःश्वासो वातिपूतिकः ॥

क्षयात् धातुक्षयहेतोरतिव्यवायादितः कोष्ठात् प्रतिमलात् । कोष्ठात् प्रतिलोमवातेन प्रतिलोममलात् पूतिकः दुर्गंधः ॥

વ્રણની ભારે અડચણથી, ધાતુઓનો ક્ષય કરનારાં અતિમૈથુન આદિથી કે કોઠામાં ઉલટા ચાલેલા વાયુનેલીધે ઉલટા થએલા મળથી જેની છાતી ઘવાએલી હોય તે માણસનો શ્વાસ અન્ન પચવાના સમયમાં દુર્ગંધવાળો નીકળેછે.

### ઉરઃક્ષત શોષના સાધ્યપણાનું યાપ્યપણાનું તથા અસાધ્યપણાનું લક્ષણ.

### उरःक्षतस्य साध्ययाप्यसाध्यलक्षणमाह ।

अल्पलिङ्गस्य दीप्ताग्नेः साध्यो बलवतो नवः । परिसम्वत्सरो याप्यः सर्वलिङ्गे तु वर्जयेत् ॥

જો ચિન્હો થોડાં હોય, અગ્નિ પ્રદીપ્ત હોય, શરીરમાં બળ હોય તથા ઉરઃક્ષત શોષ થોડા દિવસથી થએલ હોય તો તે સાધ્ય થાયછે. જેની ઉત્પત્તિ થયાને એક વર્ષ નીકળી ગયું હોય તે ઉરઃક્ષત શોષ યાપ્ય છે એમ સમજવું. જો ઉરઃક્ષત શોષનાં સઘળાં લક્ષણો થયાં હોય તો તેને અસાધ્ય સમજીને છોડીજ દેવો. ચિકિત્સા કરવી નહી.

### રાજયક્ષ્મા નામના મુખ્ય ક્ષય રોગની ચિકિત્સા.

### अथ राजयक्ष्मचिकित्सा ।

बलिनो बहुदोषस्य पञ्च कर्माणि कारयेत् ॥ यक्ष्मिणः क्षीणदेहस्य तत्कृतं स्याद्विषोपमम् । मलायत्तं बलं पुंसां शुक्रायत्तं च जीवितम् ॥ तस्माद्यत्नेन संरक्षेद्यक्ष्मिणो मलरेतसी । शालिषष्टिकगोधूमयवमुद्गादयो हिताः ॥ मद्यानि जाङ्गलाः पक्षिमृगाः पथ्या विशुष्यताम् । सपिप्पलीकं सयवं सकुलत्थं सनागरम् । दाडिमामलकोपेतं स्निग्धमाजं रसं पिबेत् । तेन सर्वे निवर्त्तन्ते विकाराः पीनसादयः ॥ द्रव्यतो द्विगुणं मांसं सर्वतोऽष्टगुणं जलम् । पादस्थं संस्कृतं चाज्ये षडङ्गो यूष उच्यते ॥

तथा यव पल १ । कुलत्थ पल १ । छागमांस पल ४ । जल पल ४८ । शेष पल १२ । ततः पलमिते घृते संस्करणी-

थम् । तत्र कर्षमितं सैन्धवं देयम् । सौरभार्थं हिङ्गु देयम् । पिप्पली नागरं च पृथङ्माषमितं कल्कीकृत्य देयम् । षडङ्गयूषः ॥

ककुभत्वग् नागवला वानरिबीजं विचूर्णितं पयसा । पीतं मधुघृतयुक्तं ससितं यक्ष्मादिकासहरम् ॥ छागमांसं पयश्छागं छागं सर्पिः सनागरम् । छागोपसेवा शयनं छागमध्ये तु यक्ष्मनुत् ॥ मधुताप्यविडङ्गाश्मजतुलोहघृताभयाः । घ्नन्ति यक्ष्माणमत्युग्रं सेव्यमाना हिताशिनः ॥

ताप्यं सुवर्णमाक्षिकम् ॥

शर्करामधुसंयुक्तं नवनीतं लिहन् क्षयी । क्षीराशी लभते पुष्टिमतुल्ये चाज्यमाक्षिके ॥ सितोपला तुगाक्षीरी पिप्पली बहुला त्वचः । अन्त्यादूर्ध्वं द्विगुणिताश्चूर्णिता मधुसर्पिषा ॥ लेहयेद्राजरोगार्त्तं कासश्वासज्वरातुरम् । पार्श्वशूलिनमल्पाग्निं सुप्तजिह्वं रुचिच्युतम् ॥ हस्तपादाङ्गदाहे च ज्वरे रक्ते तथोर्ध्वगे ॥

सितोपला मिश्री । बहुला सूक्ष्मैला । इति सितोपलादिरवलेहः ॥

जातीफलं विडङ्गानि चित्रकं तगरं तिलाः । तालीसं चन्दनं शुण्ठी लवङ्गमुपकुञ्चिका ॥ कर्पूरश्चाभया धात्री मरिचं पिप्पली तुगा । एषां त्र्यक्षसमा भागाश्चातुर्जातकसंयुताः ॥ पलानि सप्त भृङ्गायाः सिता सर्वसमा मता । चूर्णमेतत् क्षयं कासं श्वासं च ग्रहणीगदम् ॥ अरोचकं प्रतिश्यायं तथा चानलमन्दताम् । एतान् रोगान्निहन्त्येव वृक्षमिन्द्राशनिर्यथा ॥

इति जातीफलाद्यं चूर्णम् ॥

बालरोगाधिकारोक्तं तैलं लाक्षादि योजयेत् । अभ्यङ्गे यक्ष्मिणो नित्यं वृद्धवैद्यो विशेषतः ॥ वासकस्य रसप्रस्थं मानिकासितशर्कराः । पिप्पल्या द्विपलं तावत् सर्पिषश्च शनैः पचेत् ॥ तस्मिन् लेहत्वमायाते शीते क्षौद्रपलाष्टकम् । दत्वावतारयेद्वैद्यो लीढो लेहोऽयमुत्तमः ॥ हन्त्येव राजयक्ष्माणं कासं श्वासं च दारुणम् । पार्श्वशूलं च हृच्छूलं रक्तपित्तं ज्वरं तथा ॥

वासावलेहः ॥

જો ક્ષયરોગવાળો બળવાન્ હોય અને ઘણા દોષવાળો હોય તો વમનવિરેચનઆદિ પાંચ કર્મો કરવાં. પણ ક્ષયરોગવાળાનું શરીર ક્ષીણ થઈ ગયું હોય તો તેને કરેલાં પાંચ કર્મો વિષસમાન થાયછે. કારણ કે માણસોનું બળ મળોને આધીનછે અને જીવિત વીર્યને આધીનછે એટલામાટે ક્ષયરોગવાળાના વીર્યની અને મળની યત્નપૂર્વક રક્ષા કરવી જોઇએ.

ક્ષયરોગવાળાઓને શોખા, સાઠી શોખા, ઘઉ, જવ તથા મગ આદિ ધાન્યો, મદ્યો, અને જાંગલ પ્રદેશનાં પશુપક્ષીઓનાં માંસો પથ્યછે.

ચાર રૂપીઆ ભાર જવ, ચાર રૂપીઆ ભાર કળથી અને સોળ રૂપીઆ ભાર બકરાનું સ્નિગ્ધ માંસ એઓનો તેઓથી આઠ ગણા પાણીમાં ક્વાથ કરી ચોથા ભાગનું પાણી અવશેષ રહે ત્યારે ચાર

રૂપીઆ ભાર ઘીમાં વધારી એક રૂપીઆ ભાર સૈંધવ નાખી સુગંધ કરવાને-વાસ્તે હીંગ નાખી તેમાં દાડિમનો તથા આમળાંનો રસ નાંખીને તે માંસનો રસો કે જે **પડંગયૂપ** કહેવાયછે તે ક્ષયરોગવાળાને પાવો; અને પીપળનો તથા સુંઠનો છ ચણોઠીભાર કલ્ક કરીને તે પણ ખવરાવવો. આ પ્રમાણે કરવાથી સળીખમ આદિ સઘળા વિકારો નિવૃત્તિ પામેછે.

આસુંદરાની છાલ, ખપાટ અને કૌચાનાં બીજ એઓને દુધમાં વાટી મધ, ઘી તથા સાકર નાખીને પીવામાં આવે તો તેથી ક્ષયરોગ વગેરે તથા ઉધરસ મટી જાયછે.

બકરાના માંસનું ભક્ષણ કરવું, બકરીનું દુધ પીવું, સુંઠ સહિત બકરીનું ઘી ખાવું, બકરાંઓનું સેવન કરવું અને બકરાંઓના ટોળામાં સુવું એઓથી ક્ષયરોગ મટી જાયછે.

મધ, સોનામખી, વાવડીંગ, શિલાજીત, લોઢું, ઘી અને હરડે એઓનું સેવન કરવામાં આવે અને પથ્ય ભોજન કરવામાં આવે તેથી અત્યંત ઉગ્ર ક્ષયરોગ પણ મટી જાયછે.

ક્ષયરોગવાળો માણસ સાકર તથા મધથી સંયુક્ત માખણ ચાટે અને દુધવાળું ભોજન કરે તો અથવા મધ અને ઘી એઓને વિષમ ભાગે લઈ ચાટે તો તેથી પુષ્ટિને પ્રાપ્ત થાયછે.

એક ભાગ તજ, બે ભાગ ઝીણી એળચી, ચારભાગ પીપળ, આઠભાગ વંશલોચન અને સોળભાગ સાકર એએઓનું ચૂર્ણ કરી મધની તથા ઘીની-સાથે ક્ષયરોગવાળાને ચટાડવું. ઉધરસ, શ્વાસ, જ્વર તથા પડખાનાં શૂળ એઓથી પીડાએલા, અલ્પ અગ્નિવાળા, જડથએલી જીભવાળા અને અરૂચિવાળા ક્ષયરોગીને આ ચૂર્ણ ચટાડવાથી આરામ થાયછે. હાથમાં, પગમાં કે અંગમાં દાહ થતો હોય, જ્વર આવ્યો હોય કે ઉંચા માર્ગોમાંથી લોહી નીકળતું હોય તોપણ આ ચૂર્ણ ચટાડવાથી લાભ થાયછે. આ **સિતોપલાદિ અવલેહ** કહેવાયછે.

જાયફળ, વાવડીંગ, ચિત્રક, તગર, તલ, તાલીસપત્ર, ચંદન, સુંઠ, લવીંગ, કલૌંજી જીરૂં, ભીમસેની બરાસ, હરડે, આમળાં, મરી, પીપળ, વંશલોચન, તજ, તમાલપત્ર, એળચી અને નાગકેસર એ પ્રત્યેક પદાર્થોને ત્રણ ત્રણ તોલાભાર લેવા. અઠયાવીશ તોલાભાર ભાંગ લેવી અને તે સઘળા પદાર્થો બરાબર સાકર લેવી. જેમ ઇંદ્રનું વજ્ર વૃક્ષને હણેછે તેમ આ સઘળા પદાર્થોનું ચૂર્ણ ક્ષયને, ઉધરસને, શ્વાસને, ગ્રહણીને, અરૂચિને, સળીખમને અને અગ્નિની મંદતાને અવશ્ય હણેછે. આ ચૂર્ણ **જાતીફલાદ્ય** કહેવાયછે.

બાલરોગના અધિકારમાં જે લાક્ષાદિ તૈલ કહેવામાં આવશે તે તૈલનો વૃદ્ધ વૈદ્યે ક્ષયરોગવાળાના શરીરને અભ્યંગ કરવામાં વિશેષે કરી ઉપયોગ કરાવવો.

ચોસઠરૂપીયાભાર અરડૂસાનો રસ, બત્રીશરૂપીઆભાર સાકર, આઠરૂપીઆભાર પીપળ અને આઠરૂપીઆભાર ઘી એઓનો પાક કરવો. એ પાક શીરા જેવો થઇ જાય ત્યારે તેને ટાઢો થવા

દઇ તેમાં બત્રીશરૂપીઆભાર મધ નાખીને વૈદ્યે ઉતારી લેવો એટલે તે વાસાવલેહ નામનો ઉત્તમ અવલેહ સિદ્ધ થાયછે. આ અવલેહ ચાટવાથી ક્ષયરોગ, ઉધરસ, દારૂણ શ્વાસ, પડખાનાં શૂળ, છાતીનાં શૂળ, રક્તપિક્ત અને જ્વર એ રોગો મટી જાયછે.

# મૈથુન આદિથી થએલા શોષોની ચિકિત્સાઓ.

## વ્યવાયશોષની ચિકિત્સા.

### अथ व्यवायादिहेतुकशोषचिकित्सा।

तत्र, व्यवायशोषिणं क्षीणं रसमांसाज्यभोजनैः। सुकूलैर्मधुरैर्हृद्यैर्जीवनीयैरुपाचरेत् ॥

रस' मांसरस' सुकूलैर्हितै' ॥

વ્યવાયશોષથી ક્ષીણ થએલા માણસને માંસના રસા, માંસો તથા ઘી એઓથી સંયુક્ત ભોજનોથી અને અનુકૂલ મધુર તથા પ્રિય લાગે એવા જીવનીય પદાર્થોથી ઉપચાર કરવા.

## શોકશોષની ચિકિત્સા.

### अथ शोकशोषचिकित्सा।

हर्षणैः श्वसनैः क्षीरैः स्निग्धैर्मधुरशीतलैः। दीपनैर्लघुभिश्चान्नैः शोकरोगमुपाहरेत् ॥

શોકશોષવાળા માણસને હર્ષ ઉપજાવવાના ઉપચારો કરવા, આશ્વાસનાઓ દેવી, દુધનો ઉપયોગ કરાવવો અને સ્નિગ્ધ, મધુર, શીતલ અગ્નિને દીપ્ત કરનારાં તથા હલકાં અન્નો જમાડવાં.

## વ્યાયામશોષની ચિકિત્સા.

### अथ व्यायामशोषचिकित्सा।

व्यायामशोषिणं स्निग्धैः क्षतक्षयहितैर्हिमैः। उपाचरेज्जीवनीयैर्विधिना श्लैष्मिकेन तु ॥

વ્યાયામશોષવાળાને સ્નિગ્ધ, ઉરઃક્ષતશોષની ચિકિત્સામાં કહેલા, ટાઢા અને જીવનને વધારનારા પદાર્થોથી કફસંબંધી રીતિપ્રમાણે એટલે બૃંહણના વિધિથી ઉપચાર કરવા.

## અધ્વશોષની ચિકિત્સા.

### अध्वशोषचिकित्सा।

आस्यासुखैर्दिवास्वप्नैः शीतैर्मधुरबृंहणैः। अन्नमांसरसाहारैरध्वशोषमुपाचरेत् ॥

અધ્વશોષવાળાને બેસી રેહેવાનાં સુખો આપવાં, દિવસે સુવાડવો અને શીત,મધુર તથા પુષ્ટિ આપનારાં અન્નોના તથામાંસના રસાઓના આહારોથી ઉપચાર કરવા.

## વ્રણશોષની ચિકિત્સા.

### व्रणशोषचिकित्सा।

व्रणशोषं जयेत्स्निग्धैर्दीपनैः स्वादुशीतलैः। ईषदम्लैरनम्लैर्वा यूषमांसरसादिभिः ॥

સ્નિગ્ધ, અગ્નિને દીપ્ત કરનારા, મધુર, શીતલ અને કાંઇક ખાટા અથવા ખટાશવગરના યૂષોથી અને માંસના રસાઓ આદિથી વ્રણશોષને જીતવો.

## ઉરઃક્ષતશોષની ચિકિત્સા.

### બલાદિ ચૂર્ણ.

### अथोरःक्षतचिकित्सा।

बलाश्वगन्धाश्रीपर्णीबहुपुत्रीपुनर्नवा। पयसा नित्यमभ्यस्ताः शमयन्ति क्षतक्षयम्॥

श्रीपर्णी गम्भारी। बहुपुत्री शतावरी। इति बलादिचूर्णम्॥

एलापत्रत्वचोर्द्धाक्षा पिप्पल्यर्द्धपलं पृथक्। सितामधुकखर्जूरमृद्वीकाश्च पलोन्मिताः। सञ्चूर्ण्य मधुना युक्ता वटिकाः सम्प्रकल्पयेत्। अक्षमात्रां ततश्चैकां भक्षयेत्तु दिने दिने॥ क्षतं क्षयं ज्वरं कासं स्वासं हिक्कां वमिं भ्रमम्। मूर्छा मदं तृषां शोषं पार्श्वशूलमरोचकम्॥ प्लीहानमाढ्यवातञ्च रक्तपित्तं स्वरक्षयम्। एलादिगुटिका हन्ति वृष्या सन्तर्पणी परा॥

इति एलादिगुटिका॥

द्राक्षायाः प्रस्थमेकन्तु मधुकस्य पलाष्टकम्। पचेत्तोयाढके शुद्धे पादशेषेण तेन तु॥ पलिके मधुकद्राक्षे पिष्टे कृष्णा पलद्वयम्। प्रदाय सर्पिषः प्रस्थं पचेत् क्षीरे चतुर्गुणे। सिद्धे शीते पलान्यष्टौ शर्करायाः प्रदापयेत्। एतत् द्राक्षाघृतं सिद्धं क्षतक्षीणसुखावहम्॥ वातं पित्तं ज्वरं श्वासं विस्फोटकहलीमकान्। प्रदरं रक्तपित्तञ्च हन्यान्मांसबलप्रदम्॥ इति द्राक्षादिघृतम्॥

क्षीरे धात्री च मञ्जिष्ठा क्षीरिण्याश्च तथा रसैः। पचेत्सर्पिर्घृतं प्रस्थं मधुरैः कर्पसम्मितैः॥ द्राक्षा द्विचन्दनोशीरैः शर्करोत्पलपद्मकैः। मधूकक्कुसुमानन्ताकाश्मरीतृणसंज्ञकैः॥ प्रस्थार्द्धं मधुनः शीते शर्करार्द्धतुलां तथा। पलार्धिकांश्च सञ्चूर्ण्य त्वगेलापद्मकेशरान्॥ विनीय तत्र संलिह्यान्मात्रां नित्यं सुयन्त्रितः। अमृतप्राशमित्येतदश्विभ्यां परिकीर्त्तितम्। क्षीरमांसाशिनां हन्ति रक्तपित्तं क्षतक्षयम्॥ तृष्णारुचिश्वासकासछर्दिमूर्छाप्रमर्दनम्। मूत्रकृच्छ्रज्वरघ्नश्च बल्यं स्त्रीरतिवर्द्धनम्॥

अमृतप्राशावलेहः॥

यद्यच्च तर्पणं शीतमविदाहि हितं लघु। अन्नपानं निषेव्यं स्यात् क्षतक्षीणैः सुखार्थिभिः॥ शोकं स्त्रियः क्रोधमसूयताश्च त्यजेदुदारान्विषयान् भजेच। तथा द्विजातींस्त्रिदशान् गुरूंश्च वाचश्च पुण्याः शृणुयाद्द्विजेभ्यः॥

બળદાણા, આસોંદ, સીવણનાં ફળ, શતાવરી અને સાટોડી એઓને દુધમાં વાટીને તે પીવાનો નિત્ય અભ્યાસ રાખવામાં આવે તો તેથી ઉરઃક્ષતશોષ શાંત થાયછે.

### એલાદિ ગુટિકા.

અરધું તોલું એળચી, અરધું તોલું તમાલપત્ર, અરધું તોલું તજ, બે તોલાં પીપળ, ચાર તોલાં સાકર, ચાર તોલાં જેઠીમધ, ચાર તોલાં ખજુર અને ચાર તોલાં દ્રાખ એઓને ચૂર્ણિત કરી મધમાં કાલવીને એક એક તોલાંભાર ગોળીઓ કરવી. આ ગોળી નિત્ય એક ખાવામાં

આવે તો તેથી ઉરઃક્ષતશોષ, જ્વર, ઉધરસ, શ્વાસ, હેડકી, વમન, ભ્રમ, મૂર્છા, મદ, તરશ, શોષ, પડખાનું શળ, અરૂચિ, ખરલનું દરદ, ઉરૂસ્તંભ નામનો વાયુરોગ, રક્તપિત્ત અને સ્વરનો નાશ એટલા રોગો મટી જાય છે. આ ગોળી કામીપુરૂષોને અત્યંત હિતકારી છે અને તૃપ્તિ આપનારી છે.

### દ્રાક્ષાદિ ઘૃત.

ચોસઠ તોલાંભાર દ્રાખ, અને બત્રીશ તોલાંભાર જેઠીમધ એઓનો બસો છપન તોલાંભાર ચોખા પાણીમાં ક્વાથ કરી ચોથા ભાગનું પાણી અવશેષ રહે ત્યારે તેમાં ચાર તોલાંભાર વાટેલું જેઠીમધ, ચાર તોલાંભાર વાટેલી દ્રાખ, આઠ તોલાંભાર પીપળનું ચૂર્ણ અને ચોસઠ તોલાંભાર ઘી નાખીને ચોગણા દુધમાં પાક કરવો. પાક થઈરહ્યા પછી તેને ઠંડો કરીને તેમાં બત્રીશ તોલાંભાર સાકર નાખવી એટલે દ્રાક્ષાદિ ઘૃત સિદ્ધ થાયછે. આ ઘી ઉરઃક્ષતશોષને, વાયુને, પિત્તને, જ્વરને, શ્વાસને, વિસ્ફોટકને, હલીમકને, પ્રદરને તથા રક્તપિત્તને હણે છે અને માંસને તથા બળને વધારે છે.

### અમૃતપ્રાશાવલેહ.

ઘી માં આમળાં, મજીઠ, અને વિદારીકંદનો રસ એઓને સમભાગે નાખી તથા એક એક તોલાંભાર જીવનીય ગણના પદાર્થો, દ્રાખ, સુખડ, રતાંજલિ, કાળો વાળો, સાકર, કમળ, કઠ, મહુડાનાં ફુલ, ઉપલસરી, સીવણનાં ફળ તથા રોહિસ નામનું ખડ એઓને નાખી તે ઘીને દુધમાં પકાવવું. પાકયા પછી ઠંડું પડે ત્યારે તેમાં બત્રીશ તોલાંભાર મધ, બસો તોલાંભાર સાકર, બે તોલાંભાર તજનું ચૂર્ણ, બે તોલાંભાર એળચીનું ચૂર્ણ અને બે તોલાંભાર કમળના કેસરાનું ચૂર્ણ એઓ નાખવાં એટલે અશ્વિની કુમારોએ કહેલો 'અમૃતપ્રાશ' નામનો અવલેહ સિદ્ધ થાયછે. જિતેંદ્રિય રહીને આ અવલેહની નિત્ય માત્રા ખાવામાં આવે અને દુધ તથા માંસસહિત ભોજન કરવામાં આવે તો તેથી ઉરઃક્ષતક્ષય, રક્તપિત્ત, તરશ, અરૂચિ, શ્વાસ, ઉધરસ, ઊલટી, મૂર્છા, મૂત્રકૃચ્છ્ર અને જ્વર એઓનો નાશ થાયછે અને સ્ત્રીઓમાં રતિ વધેછે તથા બળ ઉત્તમ થાયછે.

### ઉરઃક્ષતશોષવાળાઓને સેવ્યાસેવ્ય.

ઉરઃક્ષતશોષવાળાઓને સુખની ઇચ્છા હોય તો તેઓએ જે જે અન્નપાન તૃપ્તિ આપનાર, શીત, વિદાહ નહિ કરનાર, હિત અને હલકાં હોય તેઓનું સેવન કરવું. શોક, સ્ત્રીઓ, ક્રોધ અને દ્વેષબુદ્ધિ એઓનો ત્યાગ કરવો. સારા સારા વિષયોનું સેવન કરવું. બ્રાહ્મણોની, દેવતાઓની તથા ગુરૂઓની ભક્તિ કરવી અને બ્રાહ્મણોનાં મુખથી પવિત્ર કથાઓ સાંભળવી.

### રાજ્યક્ષ્મા (મુખ્ય ક્ષયરોગ) ઉપર રસો.

### અમૃતેશ્વર રસ.

રસેંદ્રચિંતામણિમાં ક્ષયઉપર કહેલોછે તે

राजयक्ष्मणि रसाः ।

रसभस्मामृतासत्त्वं लोहं मधुघृता-

न्वितम् । अमृतेश्वरनामायं पड्गुञ्जो राजयक्ष्मणि ॥

रसभस्म मारितो रसः । अमृतासत्वं गुडूचीसत्वम् । लोहं मारितम् । अमृतेश्वररसो राजयक्ष्मणि रसेन्द्रचिन्तामणौ ॥

*त्रयोंऽशा मारितात् सूतादेकोंऽशो* हेमभस्मतः । एकोंऽशो मृतताम्रस्य शिलागन्धश्च तालकम् ॥ प्रत्येकं भागयुग्मं स्यादेतत् सर्व विचूर्णयेत् । वराटीः पूरयेत्तेन छागीक्षीरेण टङ्कणम्॥ पिष्ट्वा तेन मुखं रुद्ध्वा मृद्भाण्डे ताश्च धारयेत् । ततः पचेत् गजपुटे स्वाङ्गशीतं समुद्धरेत् ॥ रसो राजमृगाङ्कोऽयं चतुर्गुञ्जः क्षयापहः । मरिचैरूनविंशत्या कणाभिर्दशभिस्तथा ॥ मधुना सर्पिषा चापि दद्यादेतं रसं भिषक । अनेन नश्यति क्षिप्रं वातश्लेष्मभवः क्षयः ॥

इति राजमृगाङ्को रसो राजयक्ष्मणि रसेन्द्रचिन्तामणौ ॥

शुद्धं सूतं द्विधा गन्धं कुर्यात् खल्वेन कज्जलीम् । तयोः समं तीक्ष्णचूर्णं मर्दयेत् कन्यकाद्रवैः ॥ द्वियाममातपे गोलं ताम्रपात्रे निधापयेत् । आच्छाद्यैरण्डपत्रेण स्यादुष्णं यामयुग्मतः ॥ धान्यराशौ न्यसेत्पश्चादष्टरात्रात्तदुद्धरेत् । सञ्चूर्ण्य गालयेद्वस्त्रैः सत्यं वारितरं भवेत् ॥ त्रिकटुत्रिफलैलाभिर्जातीफललवङ्गकैः । नवभागोन्मितैरेभिः समैरेप रसो भवेत् ॥ निष्कद्वयमितं नित्यं मधुना सह लेहयेत् । अयमग्निरसो नाम्ना कासक्षयहरः परः॥

इति अग्निरसः शार्ङ्गधरे । इति राजयक्ष्माधिकारः ॥

મારેલો પારદ, ગળોનું સત્વ અને મારેલું લોઢું એઓને એકત્ર કરી મધની તથા ઘીનીસાથે છ રતિભાર ચાટવાં. આ અમૃતેશ્વર નામનો રસ રાજ્યક્ષ્માને શાંત કરેછે.

### રાજમૃગાંક રસ.

ક્ષયરોગઉપર રસેંદ્રચિંતામણિમાં કહેલોછે તે.

ત્રણ ભાગ મારેલો પારદ, એક ભાગ સોનાની ભસ્મ, એક ભાગ ત્રાંબાની ભસ્મ, બે ભાગ મણશીલ, બેભાગ ગંધક અને બે ભાગ હરતાલ એઓનું ચૂર્ણ કરીને તે ચૂર્ણ કોડીઓમાં ભરવું. પછી બકરીના દુધમાં વાટેલા ટંકણથી કોડીઓનાં મોહોડાં બંધ કરી તે કોડીઓને માટીના વાસણમાં નાખી વાસણને કપડમટી કરીને ગજપુટમાં મુકવું. અગ્નિ ઠરી જતાં એ માટીનું વાસણ પોતાની મેળે શીતલ થાય ત્યારે તેમાંથી રસ કાહાડી લેવો એટલે તે 'રાજમૃગાંક' નામનો રસ સિદ્ધ થયો કહેવાયછે. આ રસ ચાર રતીભાર ખાવાથી ક્ષયરોગ મટી જાયછે. વૈદ્યે ઓગણીશ મરી, દશ પીપળ, મધ અને ઘી એઓનીસાથે આ રસ દેવો. આ રસ ખાવાથી વાયુ તથા કફ એઓસબંધી ક્ષય તુરત નાશ પામેછે.

### અગ્નિરસ શાર્ઙ્ગધરમાં કહેલોછે તે.

એકભાગ શુદ્ધ પારદ અને બેભાગ ગંધક એઓની ખરલમાં કજળી કરવી. પછી એ કજળી બરાબર ગજવેલનું ચૂર્ણ લઇ તે કજળીમાં નાખી કુંવારના રસથી

તેનું બે પોહોરસુધી મર્દન કરવું. પછી તેનો ગોળો કરી ત્રાંબાના વાસણમાં મુકી એરંડાના પાંનડાંથી ઢાંકીને તડકામાં મુકવો એટલે બે પોહોરથી ગરમ થઇ જાયછે. પછી તે ગોળાને ધાન્યના ઢગલામાં ડાટીમુકીને આઠ રાત પછી કાહાડવો. પછી તે ગોળાનું ચૂર્ણ કરી વસ્ત્રવતે ચાળી લેવું એટલે એ ચૂર્ણ અવશ્ય પાણીમાં તરે એવું થાયછે. પછી નવભાગ એ ચૂર્ણ અને નવભાગ સુંઠ, મરી, પીપળ, હરડે, બેહેડાં, આમળાં, એલચી, જાયફલ તથા લવીંગ એઓને મિશ્રિત કરવાં એટલે 'અગ્નિરસ' સિદ્ધ થાયછે. મધનીસાથે આ રસ નિત્ય ૪૮ ચણોઠીભાર ચાટવામાં આવે તો તેથી ઉધરસનો અને ક્ષયનો અત્યંત નાશ થાયછે.

ક્ષયરોગનો અધિકાર સંપૂર્ણ.

---

## ઉધરસનો અધિકાર.

### ઉધરસનું નિદાન તથા સંપ્રાપ્તિપૂર્વક સામાન્ય લક્ષણ.

### अथ कासाधिकारः ।

### तत्र कासस्य निदानसम्प्राप्तिपूर्वकं सामान्यलक्षणमाह ।

धूमोपघाताद्रजसस्तथैव व्यायामरूक्षान्ननिषेवणाच्च । विमार्गगत्वादपि भोजनस्य वेगावरोधात्क्षवथोस्तथैव ॥ प्राणो ह्युदानानुगतः प्रदुष्टः स भिन्नकांस्यस्वनतुल्यघोषः । निरेति वक्त्रात्सहसा सदोषो मनीषिभिः कास इति प्रदिष्टः ॥

सदोषः तादृक् प्राणानिलरूपः ॥

ધુવાડાવતે ઉપઘાત થવાથી, રજ-વતે ઉપઘાત થવાથી, કસરતનાં અતિસેવનથી, રૂક્ષ અન્નોનાં અતિસેવનથી, ભોજન અવળે માર્ગે જવાથી, વેગોને રોકવાથી અને છીંકને રોકવાથી દુષ્ટ થએલો પ્રાણવાયુ ઉદાનવાયુનીસાથે મળી ફુટેલા કાંસાના શબ્દ જેવા શબ્દને કરતો કરતો સહસા મોહોડામાંથી નીકળે છે એ રોગને વિદ્વાનો કાસ 'ઉધરસ' કહેછે.

### ઉધરસની સંખ્યા.

### संख्यामाह ।

पञ्च कासाः स्मृता वातपित्तश्लेष्मक्षतक्षयैः । क्षयायोपेक्षिताः सर्वे बलिनश्चोत्तरोत्तरम् ॥

क्षयाय राजयक्ष्मणे ॥

વાયુથી થએલ, પિત્તથી થએલ, કફથી થએલ, છાતીમાં ક્ષત થવાથી થએલ અને ક્ષયથી થએલ એવી રીતે ઉધરસ પાંચ પ્રકારની છે. એઓમાના ગમે તે પ્રકારની ઉધરસ હોય પણ જો તેની ઉપેક્ષા કરવામાં આવે તો તેથી મુખ્ય ક્ષય રોગ થાયછે. એ પાંચ પ્રકારની ઉધરસમાં પેહેલા પ્રકારની કરતાં બીજા પ્રકારની, બીજા પ્રકારની કરતાં ત્રીજા પ્રકારની, ત્રીજા પ્રકારની કરતાં ચોથા પ્રકારની અને ચોથા પ્રકારની કરતાં પાંચમા પ્રકારની બળવાન્ છે.

### ઉધરસનું પૂર્વરૂપ.

### अथ पूर्वरूपमाह ।

पूर्वरूपं भवेत्तेषां शूकपूर्णगलास्यता । कण्ठे कण्डूश्च भोज्यानामवरोधश्च जायते ॥

भोज्यानामवरोधः कवलगिलने कण्ठव्यथा॥

ઉધરસ થવાની હોય ત્યારે પ્રથમથી ગળું તથા મોહોડું કાંટાઓથી ભરાએલા જેવું થઈ રહેછે, ગળામાં ચળ આવેછે અને કોળીઓ ઊતારવાના સમયમાં ગળામાં વ્યથા થાયછે.

## વાયુથી થએલી ઉધરસનું લક્ષણ.

### अथ वातिकस्य रूपमाह ।

हृच्छङ्खपार्श्वोदरमूर्द्धशूली क्षामाननः क्षीणवलस्वरौजाः । प्रसक्तवेगस्तु समीरणेन भिन्नस्वरः कासति शुष्कमेव ॥

शङ्खो ललाटैकदेशः शुष्कं श्लेष्मादिरहितम् ॥

જો વાયુથી ઉધરસ થએલી હોય તો છાતીમાં, લમણામાં, પડખાંઓમાં, પેટમાં તથા માથામાં શૂળ નીકળેછે, મોહોડું કૃશ થઇ જાયછે, બળ, સ્વર તથા ઓજ ક્ષીણ થઈ જાયછે અને સ્વર ભેદાઇને કફ વગેરે નીકળ્યા વિનાજ ખોં ખોં થયાકરેછે.

## પિત્તથી થએલી ઉધરસનું લક્ષણ.

### पैत्तिकस्वरूपमाह ।

उरोविदाहज्वरवक्त्रशोषैरभ्यर्दितस्तिक्तमुखस्तृषार्त्तः । पित्तेन पीतानि वमेत्कटूनि कासेत्सपाण्डुः परिदह्यमानः॥

सपाण्डुः पाण्डुरोगयुक्तः ॥

જો પિત્તથી ઉધરસ થએલી હોય તો છાતીમાં બળતરા થાયછે, જ્વરની પીડા થાયછે, મોહોડું સુકાય છે, મોહડું કડવું થઇ જાય છે, તરશની પીડા થાયછે, પીળી તથા તીખી ઉલટીઓ થાયછે, પાંડુરોગ થાયછે અને દાહ થઇ થઇને ઉધરસ આવે છે.

## કફથી થએલી ઉધરસનું પૂર્વરૂપ.

### श्लैष्मिकस्य रूपमाह ।

प्रलिप्यमानेन मुखेन सीदन् शिरोरुजार्त्तः कफपूर्णदेहः । अभक्तरुक् संभृतकण्डुयुक्तः कासेद् भृशं सान्द्रकफः कफेन ॥

प्रलिप्यमानेन मुखेन श्लेष्मलिप्तेन मुखेनोपलक्षितः । अभक्तरुक् न भुक्ते रुक् रुचिर्यस्य स कण्डूकण्ठ एव च ॥

જો કફથી ઉધરસ થએલી હોય તો મોહોડું કફથી ચોપડાએલું રહ્યા કરેછે, સીદાયા કરેછે, માથામાં વ્યથાથી પીડાય છે, શરીર કફથી પૂર્ણ રેહેછે, ખાવાઉપર રૂચિ થતી નથી, ગળામાં બહુ ચળ આવ્યા કરેછે અને ધાટા કફના ખળડાટવાળી તથા જાડા બડખાવાળી ઉધરસ અત્યંત આવ્યા કરેછે.

## છાતીમાં ક્ષત થયાથી થતી ઉધરસની નિદાનપૂર્વક સંપ્રાપ્તિ.

### क्षतकासस्य निदानपूर्विकां सम्प्राप्तिमाह ।

अतिव्यवायभाराध्वयुद्धाश्वगजनिग्रहैः । रूक्षस्योरःक्षतं वायुर्गृहीत्वा कासमावहेत् ॥

अश्वगजयोर्निग्रहो दमनम् ॥

અત્યંત મૈથુનથી, અત્યંત ભારથી, અત્યંત પંથ કરવાથી, અત્યંત યુદ્ધ કરવાથી અને ઘોડા કે હાથી વગેરેનો નિગ્રહ કરવાથી રૂક્ષ થએલા માણસની ક્ષત થએલી (ઘવાએલી) છાતીનું ગ્રહણ કરીને વાયુ ઉધરસને ઉત્પન્ન કરે છે.

## ક્ષત થયાથી થએલી ઉધરસનું લક્ષણ.

### लक्षणमाह ।

स पूर्वं कासते शुष्कं ततः ष्ठीवेत्सशोणितम् । कण्ठेन कूजतसर्थं विभग्नेनेव चोरसा ॥ सूचीभिरिव तीक्ष्णाभिस्तुद्यमानेन शूलिना । दुःखस्पर्शेन शूलेन भेदपीडाभितापिना ॥ पर्वभेदज्वरश्वासतृष्णावैस्वर्यपीडितः । पारावत इवाकूजन् कासवेगात् क्षतोद्भवात्॥

कण्ठेनेत्युपलक्षणे तृतीया एवमुरसेति ॥

જેને ક્ષત થયાથી ઉધરસ થઈ હોય તે માણસ પ્રથમ સુકી ઉધરસ ખાય છે અને પછી તેને બડખામાં લોહી પડેછે. એ માણસનું ગળું બહુજ ઘુઘવેછે અને છાતી જાણે ભાંગી ગઇ હોય તથા તીક્ષ્ણ સોઇઓથી ભોકાતી હોય એવી થાયછે, છાતીમાંથી શૂળ નીકળે છે, શૂળની જગ્યાઉપર સ્પર્શ કરતાં બહુ દુખે છે, ભેદાયા જેવી પીડાતથા અભિતાપ થાયછે, સાંધાઓ ત્રુટેછે, શ્વાસ, જ્વર તથા તરશ ઉત્પન્ન થાયછે, અવાજ બેસી જાય છે અને તે ક્ષતથી ઉત્પન્ન થએલા ઉધરસના વેગથી કબુતરની પેઠે ઘુઘવે છે.

## ક્ષયથી થએલી ઉધરસની નિદાનપૂર્વક સંપ્રાપ્તિ.

### क्षयकासस्य निदानपूर्विकां सम्प्राप्तिमाह ।

विषमासात्म्यभोज्यातिव्यवायाद्वेगनिग्रहात् । घृणिनां शोचतां नृणां व्यापन्नेऽग्नौ त्रयो मलाः ॥ कुपिताः क्षयणं कासं कुर्युर्देहक्षयप्रदम् ॥

વિષમ ભોજન કરવાથી, અહિત ભોજનો કરવાથી, અત્યંત મૈથુન કરવાથી, મૂત્ર આદિના વેગોને રોકવાથી, અત્યંત દયા ઉપજવાથી અને અત્યંત શોક કરવાથી માણસોનો જઠરાગ્નિ બગડી જતાં કોપ પામેલા ત્રણે દોષો શરીરનો ક્ષય કરી નાખે એવી ક્ષયસંબંધી ઉધરસને ઉત્પન્ન કરેછે.

## ક્ષયથી થએલી ઉધરસનું લક્ષણ.

### लक्षणमाह ।

सगात्रशूलज्वरमोहदाहप्राणक्षयश्चोपलभेत्स कासी । शुष्कं विनिष्ठीवति निर्बलस्तु प्रक्षीणमांसो रुधिरं सपूयम् । तं सर्वलिङ्गं भृशदुश्चिकित्स्यं चिकित्सितज्ञाः क्षयजं वदन्ति ॥

જેને ક્ષયથી ઉધરસ થએલી હોય તે માણસને શરીરમાં શૂળ, જ્વર તથા મોહ થાયછે, ઇંદ્રિયોની ક્ષીણતા થાયછે, સુકું થુંકવું પડે છે અને બળની તથા માંસની ક્ષીણતા થતાં ઘણા પરૂવાળું લોહી થુંકવું પડેછે. આ ક્ષયથી થએલી ઉધરસ જો સઘળાં લક્ષણોથી પરિપૂર્ણ હોય તો ચિકિત્સા કરવાને અત્યંત અશક્ય છે એમ વૈદ્યશાસ્ત્રીઓ કહેછે.

## ઉધરસનું સાધ્યપણું, અસાધ્યપણું તથા યાપ્યપણું.

### असाध्यसाध्ययाप्यत्वमाह ।

इत्येष क्षयजः कासः क्षीणानां देहनाशनः । साध्यो बलवतां वा स्याद्याप्यस्त्वेवं क्षतोत्थितः ॥

एवं क्षतोत्थितः क्षीणानामसाध्यः । बलवतां साध्यो याप्यो वा स्यात् ॥

'नवौ कदाचित् सिध्येतामपि पाद्गुणान्वितौ। स्थविराणां जराकासः सर्वो याप्यः प्रकीर्त्तितः ॥

स्थविराणां जराकासः वृद्धानां यः कासो भवति स जराकाससंज्ञः स सर्व एव वातजादिरपि याप्यः ॥

त्रीन् पूर्वान् साधयेत् साध्यान् पथ्यैर्याप्यांस्तु यापयेत् ॥

ક્ષતથી અથવા ક્ષયથી થએલી ઉધરસ જો ક્ષીણ થએલા માણસોની હોય તો અસાધ્ય થાય છે, અને બળવાન્ માણસની હોય તો સાધ્ય થાયછે અથવા યાપ્ય થાયછે. જો વૈદ્ય સારો હોય, ઔષધ સારાં હોય, પરિચારક સારા હોય, રોગી પણ ધીરજ આદિ ગુણોથી યુક્ત હોય અને ક્ષતથી કે ક્ષયથી થએલી ઉધરસ થોડા કાળની હોય તો તે ઉધરસ ક્ષીણ થએલા માણસની છતાં પણ કદાચ સાધ્ય થાયછે.

બુઢ્ઢાં માણસોને થએલી ઉધરસ કે જે જરાકાસ કેહેવાયછે તે ઉધરસ પાંચ પ્રકારોમાંના ગમે તે પ્રકારની હોય તોપણ યાપ્યજ છે એમ સમજવું.

વાયુથી થએલ, કફથી થએલ અને પિત્તથી થએલ એ ત્રણ પ્રકારની ઉધરસોને સાધ્ય જાણીને ચિકિત્સાથી મટાડવી અને ક્ષતથી તથા ક્ષયથી થએલ ઉધરસોને યાપ્ય જાણીને પથ્યોથી કાલક્ષેપ કરાવ્યા કરવો.

### ઉધરસ થોડી હોય તોપણ તેની ઉપેક્ષા નહી કરતાં તુરત ઉપાય કરવાવિષે.

स्वल्पोऽपि कास उपेक्षणीयो न भवति। किन्तु शीघ्रं प्रतिकरणीय इत्याह।

ज्वरारोचकहृल्लासस्वरभेदक्षयादयः। भवन्त्युपेक्षया यस्मात्तस्मात्तं त्वरया जयेत् ॥

ઉધરસની ઉપેક્ષા કરવાથી જ્વર, અરૂચિ, મોળ, સ્વરનો ભેદ અને ક્ષય આદિ વ્યાધિઓ ઉત્પન્ન થાયછે એટલામાટે ઉધરસને તુરતજ જીતવી જોઇએ.

---

## ઉધરસની ચિકિત્સાઓ.

### વાયુસંબંધી ઉધરસની ચિકિત્સા.

### अथ कासस्य चिकित्सा।

### तत्र वातकासस्य चिकित्सा।

वास्तुको वायसीशाकं शूलकं सुनिषण्णकम्। स्नेहास्तैलादयो भक्ष्यास्तथेक्षुरसगौडिकाः ॥ दध्यारनालाम्लफलं प्रसन्नापानमेव च। शस्यते वातकासेषु स्वाद्वम्ललवणानि च ॥

वायसीशाकं माचीकवैया इति लोके। सुनिषण्णकं मिरुआ इति लोके। शाकविशेषः ॥

चाङ्गेरीसदृशं पत्रैः सुनिषण्णं चतुर्दलम्। शाकं जलान्विते देशे चतुष्पत्रीति चोच्यते ॥

चौपतीया इति लोके ॥

ग्राम्यानूपोदकैः शालियवगोधूमषष्टिकान्। रसैर्माषात्मगुप्तानां यूषैर्वा भोजयेद्भिषक् ॥

ग्राम्यानूपोदकै रसैरित्यन्वयः। आत्मगुप्ता कवाच इति लोके ॥

दशमूलीकृता श्वासकासहिक्कारुजापहा । यवागूर्दीपनी वृष्या वातरोगविनाशिनी ॥ रसः कर्कटकानां वा घृतभृष्टः सनागरः । वातकासप्रशमनः शृङ्गो मत्स्यस्य वा पुनः ॥

વાયુથી થએલી ઉધરસ ઉપર બથવાનું શાક, પીલુડીનું શાક, મૂળા, સુનિસરણકનું શાક, તેલ વગેરે સ્નેહપદાર્થો, શેલડીના રસ તથા ગોળવાળા ભક્ષ્યપદાર્થો, દહી, ફોતરાં વગરના કાચા અથવા પકાવેલા ઘઉનો આથો ખાટાં ફળો, મીઠા ખાટા તથા ખારા પદાર્થો અને મદિરાની ઉપરના ભાગનું પાન એઓ હિતકારી છે.

લુણીના જેવા આકારવાળાં ચાર ચાર પાનડાંવાળું અને પાણીવાળા પ્રદેશમાં ઉત્પન્ન થનારૂ શાક કે જે ચતુષ્પત્રી કેહેવાયછે તેને સુનિસરણક સમજવું.

વૈદ્યે વાયુસંબંધી ઉધરસવાળાને ગામના, જલપ્રાય પ્રદેશના અને જળના પ્રાણીઓનાં માંસોના રસાઓની સાથે અથવા અડદના અને કૌંચાના યૂષોની સાથે ચોખા, જવ, ઘઉ અને સાઠી ચોખા જમાડવા.

દશમૂળ નાખીને કરવામાં આવેલી યવાગૂ શ્વાસને, ઉધરસને, હેડકીને તથા વાયુસંબંધી રોગોને મટાડેછે, અગ્નિને પ્રદીપ્ત કરેછે અને મૈથુનશક્તિને વધારેછે.

કુડચલનો અથવા શીંગડાંવાળાં માછલાંનો રસો ઘીમાં શેકી સુંઠ નાખીને પાવામાં આવે તો તેથી વાયુસંબંધી ઉધરસ મટી જાય છે.

## પિત્તસંબંધી ઉધરસની ચિકિત્સા.

### अथ पित्तकासस्य चिकित्सा ।

कण्टकारीयुगद्राक्षावासाकर्चूरवालकैः । नागरेण च पिप्पल्या क्वथितं सलिलं पिबेत् ॥ शर्करा मधुसंयुक्तं पित्तकासहरं परम् ॥

ઉભી ભોરીંગણી, બેઠી ભોરીંગણી, દ્રાખ, અરડુસો, કચૂરો, વાળો, સુંઠ અને પીપળ એઓનો ક્વાથ કરી સાકર તથા મધ નાખીને પીવામાં આવે તો તેથી પિત્તસંબંધી ઉધરસ મટી જાય છે.

## કફસંબંધી ઉધરસની ચિકિત્સા.

### अथ कफकासस्य चिकित्सा ।

पिप्पली कट्फलं शुण्ठी शृङ्गी भार्गी तथोषणम् । करवी कण्टकारी च सिन्दुवारो यवानिका ॥ चित्रको वासकश्चैषां कषायं विधिवत् कृतम् । कफकासविनाशाय पिबेत्कृष्णारजोयुतम् ॥

पिप्पल्यादिक्वाथः ॥

પીપળ, કાયફળ, સુંઠ, કાકડાશીંગી, ભારંગી, મરી, કલૌંજી જીરૂં, ભોરીંગણી, નગડ, યવાન, ચિત્રક, અને અરડૂસો એઓનો યોગ્ય પ્રકારથી ક્વાથ કરી તેમાં પીપળનું ચૂર્ણ નાખીને પીવામાં આવે તો તેથી કફસંબંધી ઉધરસ મટી જાયછે. આ ક્વાથ પિપલ્યાદિ એ નામથી કેહેવાયછે.

## ક્ષતથી થએલી ઉધરસની ચિકિત્સા.

### अथ क्षतजकासस्य चिकित्सा ।

इक्षिवक्षुवालिकापद्ममृणालोत्पलचन्दनम् । मधुकं पिप्पली द्राक्षा लाक्षा

शृङ्गी शतावरी ॥ द्विगुणा च तुगाक्षीरी सिता सर्वचतुर्गुणा । लिह्यात्तन्मधुसर्पिर्भ्यां क्षतकासनिवृत्तये ॥

इक्षुवालिका इक्षुभेदः । चन्द्र इति लोके । पद्मं पद्मकाष्ठं मृणालं बिसम् उत्पलं कमलं चन्दनमत्र धवलं चूर्णत्वात् । शृङ्गी कर्कटशृङ्गी तुगाक्षीरी वंशरोचना सा चेक्षोर्द्विगुणा ॥

શેલડી, ઇક્ષુવાલિકા નામની એક જાતની શેલડી, પદ્મકાષ્ઠ, કમળનું મૃણાલ, કમળ, સુખડ, જેઠીમધ, પીપળ, દ્રાખ, લાખ, કાકડાશીંગી, શતાવરી, શેલડીથી બમણું વંશલોચન અને સહુથી ચોગણી સાકર એઓનું ચૂર્ણ કરી મધની અને ઘીની સાથે ચાટવામાં આવે તો તેથી ક્ષતસંબંધી ઉધરસ મટી જાયછે.

## ક્ષયસંબંધી ઉધરસની ચિકિત્સા.

## अथ क्षयकासचिकित्सा ।

चूर्णं काकुभमिष्टं वासकरसभावितं बहून् वारान् । मधुघृतसितोपलाभिर्लेह्यं क्षयकासरक्तहरम् ॥

काकुभचूर्णं ककुभचूर्णम् ॥

આસુંદરાનું ચૂર્ણ કરી તેને અરડૂસાના રસની અનેક ભાવનાઓ આપી મધની, ઘીની અને સાકરની સાથે ચાટવામાં આવે તો તેથી ક્ષયસંબંધી ઉધરસ મટી જાયછે.

## ઉધરસની સામાન્ય ચિકિત્સા.

## अथ कासस्य सामान्यचिकित्सा ।

ताप्यमानस्य कासेन नानास्रावे स्वरे जडे । क्षवथौ गन्धनाशे च धूमपानं प्रयोजयेत् ॥ मनःशिलालमरिचमांसीमुस्तेङ्गुदैः पिबेत् । धूमं त्र्यहञ्च तस्यानुपयश्च सगुडं पिबेत् ॥ एष कासान् पृथक् द्वन्द्वसर्वदोषसमुद्भवान् । शतैरपि प्रयोगाणामसाध्यान् साधयेद् ध्रुवम् ॥

आलं हरितालम् ॥

बदरीदलमालिप्तं शिलयातपशोषितम् । तद्धूमपानं सक्षीरं महाकासनिवारणम् । कण्टकारीकृतः क्वाथः सकृष्णः सर्वकासहा ॥ कण्टकार्याः कणायाश्च चूर्णं समधुकासहृत् । लवङ्गजातीफलपिप्पलीनां भागान् प्रकल्प्याक्षसमानमेषाम् ॥ पलार्द्धमानं मरिचं प्रदेयं पलानि चत्वारि महौषधस्य । सितासमस्तेन समाथ चूर्णं रोगानिमानाशु बलान्निहन्ति ॥ कासज्वरारोचकमेहगुल्मश्वासाग्निमान्द्यग्रहणीविकारान् ॥

समशर्करं चूर्णं वटिका वा ॥

कुनटी सैन्धवं व्योषं विडङ्गामयहिङ्गुभिः । लेहः साज्यमधुः कासश्वासहिक्कानिवारणः ॥ हरीतकी कणा शुण्ठी मरिचं गुडसंयुतम् । कासश्लेष्मापहं मोक्तं परं वह्नेः प्रदीपनम् । कर्षः कर्षांशपलं पलद्वयं स्यात्ततोऽर्द्धकर्षश्च ॥ मरिचस्य पिप्पलीनां दाडिमगुडयावशूकानाम् । सर्वौषधिभिरसाध्याः कासा ये वैद्यनिर्मुक्ताः ॥ अपि पूयं छर्दयतां तेषामिदमौषधं परमम् ॥

कर्षांशोऽत्र कर्षद्वयम् ॥

मरिचं कर्षमात्रं स्यात्पिप्पली कर्षसम्मिता । अर्द्धकर्षो यवक्षारः कर्षयुग्मञ्च दाडिमम् । एतच्चूर्णीकृतं युञ्ज्यादष्टकर्षगुडेन हि ॥ शाणप्रमाणां गुटिकां कृत्वा वक्त्रे विधारयेत् । अस्याः प्रभावत् सर्वेऽपि कासा यान्त्येव संक्षयम्॥

दाडिमफलत्वक् ग्राह्या ॥ इति मरीचादिगुटिका ॥

समूलवल्कच्छदकण्टकार्यास्तुलान्ततो द्रोणमितं जलञ्च । हरीतकीनां शतमेकपात्रे विपाच्य कुर्याच्चरणाम्बुशेषम् ॥ तस्मिन् कषाये तनुवस्त्रपूते हरीतकीभिः सहितां गुडस्य। तुलां विनिक्षिप्य पचेत्सुपक्कमेतत्समुत्तार्य सुशीतलञ्च । पलं पलञ्चापि कटुत्रयञ्च तथा चतुर्जातपलं विचूर्ण्य । पलानि षट् पुष्परसस्य चापि विनिक्षिपेत्तत्र विमिश्रयेच्च। प्रयुज्यमानो विधिनैष लेहो यथाबलञ्चापि यथानलञ्च । वातात्मकं पित्तकृतं कफोत्थं द्विदोषजातानपि च त्रिदोषम् । क्षतोद्भवञ्च क्षयजञ्च कासं श्वासञ्च हन्यात्सह पीनसेन । यक्ष्माणमेकादशरूपमुग्रं हरीतकी या भृगुणोपदिष्टा ॥

पुष्परसो मधु । इति भृगुहरीतकी ॥

कण्टकारी तुलां नीरद्रोणे पक्त्वा कषायकम् । पादशेषं गृहीत्वा च तत्र चूर्णानि दापयेत् । पृथक् पलांशान्येतानि गुडूची चव्यचित्रकौ ॥ मुस्तं कर्कटश्रृङ्गी च त्र्यूषणं धन्वयासकः। भार्गी रास्ना सटी चैव शर्करा पलविंशतिः ॥ प्रत्येकं च पलान्यष्टौ प्रदद्यात् घृततैलयोः । पक्त्वालेहत्वमानीय शीते मधु पलाष्टकम् ॥ चतुर्भागन्तु गोक्षीर्याः पिप्पली च चतुःपलम् । क्षिप्त्वा निदिध्यात्सुदृढे मृण्मये भाजने शुभे ॥ लेहोऽयं हन्ति हिक्कार्त्तिकासश्वासानशेषतः ॥

कण्टकार्यवलेहः । इति कासाधिकारः॥

ઉધરસનો પરિતાપ થતાં નાક ઝરવા લાગ્યું હોય, સાદ બેસી ગયો હોય, છીંકો આવતી હોય અને ગંધ લેવાની શક્તિનો નાશ થયો હોય તો ધુવાડો પીવો. મણશીલ, હરતાલ, મરી, જટામાંસી, મોથ અને ઇંગોળીઆં એઓનું ચૂર્ણ કરી તેની બીડી પીવી અને તેનીઉપર ગોળવાળું દુધ પીવું. એક એક દોષથી, બબે દોષોથી અથવા સઘળા દોષોથી ઉત્પન્ન થએલી અને સૈકડો પ્રયોગોથી પણ ન મટે એવી ઉધરસોને આ ધુવાડો અવશ્ય મટાડે છે.

બોરડીના પાનડાને ચારેકોર મણશીલ ચોપડી તડકામાં સુકાવીને તેનો ધુવાડો પીવામાં આવે તો તેથી ભારે ઉધરસ પણ મટી જાયછે.

ભોરીંગણીનો ક્વાથ કરી તેમાં પીપળ નાખીને પીવામાં આવેતો તેથી સઘળા પ્રકારની ઉધરસો મટેછે.

ભોરીંગણી અને પીપળ એઓનું ચૂર્ણ કરી મધમાં કાલવીને ખાવામાં આવેતો તેથી ઉધરસ મટી જાયછે.

એક તોલાં ભાર લવીંગ, એક તોલાં ભાર જાયફળ, એક તોલાં ભાર પીપળ, બે તોલાં ભાર મરી, સોળ તોલાં ભાર સુંઠ અને એ સઘળા પદાર્થો બરાબર સાકર લઈ તેનું ચૂર્ણ અથવા ગોળીઓ કરીને ખાવામાં આવેતો તેથી ઉધરસ,

જ્વર, અરૂચિ, પ્રમેહ, ગુલ્મ, શ્વાસ, અગ્નિની મંદતા, અને ગ્રહણીના વિકારો બલાત્કારે તુરત મટી જાયછે.

મણશીલ, સૈંધવ, સુંઠ, મરી, પીપળ, વાવડીંગ, કઠ અને હીંગ એઓનું ચૂર્ણ કરી ઘીની અને મધની સાથે ચાટવામાં આવે તો તેથી ઉધરસ, શ્વાસ તથા હેડકી મટી જાયછે.

હરડે, પીપળ, સુંઠ અને મરી એઓનું ચૂર્ણ કરી ગોળમાં કાલવીને ખાવામાં આવે તો તેથી ઉધરસ તથા કફ મટી જાયછે અને અગ્નિ સારી પેઠે પ્રદીપ્ત થાયછે.

એક તોલાં ભાર મરી, બે તોલાં ભાર પીપળ, ચાર તોલાં ભાર દાડિમ, આઠ તોલાં ભાર ગોળ અને અરધાં તોલાં ભાર જવખાર એઓને મિશ્રિત કરીને તે અવલેહ ખાવામાં આવેતો તેથી ભારે ઉધરસો પણ મટેછે. સઘળી ઔષધીઓથી નહીં મટેલી અને વૈદ્યોએ છોડી દીધેલી ઉધરસો પણ આથી મટી જાયછે. જેઓમાં પરૂની ઉલટી થતી હોય એવી ઉધરસોને વાસ્તે પણ આ ઔષધ સર્વોત્તમ છે.

## મરિચાદિ ગુટિકા.

એક તોલું મરી, એક તોલું પીપળ, અરધું તોલું જવખાર અને બે તોલાં દાડિમના ફળની છાલ એઓનું ચૂર્ણ કરી તેને આઠ તોલાં ભાર ગોળમાં કાલવી ચોવીશ ચોવીશ ચણોઠીઓ ભારની ગોળીઓ બનાવી તે ગોળી મોહોડામાં રાખવામાં આવે તો તેના પ્રભાવથી સઘળી ઉધરસો અવશ્ય નાશ પામેછે.

## ભૃગુ હરીતકી.

મૂળ, છાલ તથા પાનડાં સહિત ચારસો તોલાં ભાર ભોરીંગણી અને સો હરડે એઓનો એક વાસણમાં એક હજાર ચોવીશ તોલાં ભાર પાણીની અંદર ક્વાથ કરવો. બળતાં બળતાં ચોથા ભાગનું પાણી અવશેષ રહે ત્યારે તે ક્વાથને ઝીણા લુગડાથી ગળી લઇ તેમાં પકાવેલી પેહેલી સો હરડે અને ચારસો તોલાં ભાર ગોળ નાખી તેનો પાક કરવો. અગ્નિથી સારી પેઠે પાકી જાય ત્યારે તેને નીચે ઉતારી શીતલ થવા દઇને તેમાં ચાર તોલાં ભાર સુંઠ, ચાર તોલાં ભાર મરી, ચાર તોલાં ભાર પીપળ, ચાર તોલાં ભાર એળચી, ચાર તોલાં ભાર તજ, ચાર તોલાં ભાર તમાલપત્ર, ચાર તોલાં ભાર નાગકેસર અને ચોવીશ તોલાં ભાર મધ નાખીને સઘળા પદાર્થો મિશ્રિત કરી દેવા. આ અવલેહનો વિધિપ્રમાણે શરીરના બળને તથા અગ્નિને અનુસરીને ઉપયોગ કરવામાં આવેતો તેથી વાયુસંબંધી ઉધરસ, પિત્તસંબંધી ઉધરસ, કફસંબંધી ઉધરસ, બે દોષસંબંધી ઉધરસ, ત્રણે દોષસંબંધી ઉધરસ, ક્ષતસંબંધી ઉધરસ, ક્ષયસંબંધી ઉધરસ, શ્વાસ, સળીખમ, અને અગીયાર રૂપવાળો ઉગ્ર ક્ષયરોગ એઓનો નાશ થાયછે. આ ઉપદેશ ભૃગુમુનિએ કરેલો છે તેથી આ ઔષધ **ભૃગુ હરીતકી** કેહેવાયછે.

## કંટકાર્યવલેહ.

ચારસો તોલાં ભાર ભોરીંગણી લઇ તેનો એક હજાર ચોવીશ તોલાં ભાર પાણીમાં ક્વાથ કરી ચોથા ભાગનું પાણી અવશેષ રહે ત્યારે ઉતારીને તે ક્વાથમાં ચૂર્ણરૂપે ચાર તોલાં ગળો, ચાર તોલાં ચવક, ચાર તોલાં ચિત્રક, ચાર તોલાં

ભાર મોથ, ચાર તોલાં ભાર કાકડાશીંગી, ચાર તોલાં ભાર સુંઠ, ચાર તોલાં ભાર મરી, ચાર તોલાં ભાર પીપળ, ચાર તોલાં ભાર ધમાસો, ચાર તોલાં ભાર ભારંગી, ચાર તોલાં ભાર રાસ્ના, ચાર તોલાં ભાર કચૂરો, એંશી તોલાં ભાર સાકર, બત્રીશ તોલાં ભાર ઘી અને બત્રીશ તોલાં ભાર તેલ એટલા પદાર્થો નાખી પકાવી શીરો કરીને તે ઠંડો થાય ત્યારે તેમાં બત્રીશ તોલાં ભાર મધ, આઠ તોલાં ભાર વંશલોચન અને સોળ તોલાં ભાર પીપળ નાખી તે અવલેહને સારા અને મજબૂત માટીના વાસણમાં રાખવો. આ અવલેહથી હેડકી, ઉધરસ, અને શ્વાસ એઓ સંપૂર્ણ રીતે મટેછે.

ઉધરસનો અધિકાર સંપૂર્ણ.

## હેડકીનો અધિકાર.

### હેડકીનાં દૂરનાં નિદાનો.

### अथ हिक्काधिकारः ।

### तत्र हिक्काया विप्रकृष्टं निदानमाह ।

विदाहिगुरुविष्टम्भिरूक्षाभिष्यन्दिभोजनैः ॥ शीतपानाशनस्नानरजोधूमात्तथानिलैः । व्यायामकर्मभाराध्ववेगाघातापतर्पणैः ॥ हिक्का श्वासश्च कासश्च नृणां समुपजायते ॥

अपतर्पणमनशनादि ॥

વિદાહ કરનારાં, ભારે, મળબંધ કરનારાં, રૂક્ષ તથા શરદી કરનારાં ભોજનો કરવાથી, ટાઢાં પાન કરવાથી, શીતલ જમવાથી, શીતલ જલમાં સ્નાન કરવાથી, રજથી, ધૂમાડાથી, પવનથી, બહુ કસરતવાળાં કામો કરવાથી, ભાર ઉપાડવાથી, પંથ કરવાથી, વિષ્ટા આદિના વેગોને રોકવાથી અને ઉપવાસ વગેરે તૃપ્તિના વિઘાતોથી માણસોને હેડકી, શ્વાસ અને ઉધરસ થાયછે.

### હેડકીની સંપ્રાપ્તિ તથા સંખ્યા.

### संप्राप्तिमाह ।

वायुः कफेनानुगतः पञ्च हिक्काः करोति हि । अन्नजां यमलां क्षुद्रां गम्भीरां महतीं तथा ॥

કફે અનુસરાએલો વાયુ પાંચ પ્રકારની હેડકીઓને ઉત્પન્ન કરેછે. અન્નજા, યમલા, ક્ષુદ્રા, ગંભીરા અને મહતી એમ પાંચ પ્રકારની હેડકીઓ સમજવી.

### હેડકીનું સામાન્ય લક્ષણ.

### सामान्यलक्षणमाह ।

मुहुर्मुहुर्वायुरुदेति सस्वनो यकृत्प्लिहान्त्राणि मुखादिवाक्षिपन् । सदोषवानाशु हिनस्त्यसून्यतस्ततस्तु हिक्केत्यभिधीयते बुधैः ॥

वायुरत्र सोदानप्राणो बोद्धव्यः । उदेति ऊर्ध्वं याति । सस्वनः हिगिति शब्दवान् । ऊर्ध्वं गमनं विशिनष्टि यकृदित्यादि प्लीह इति शब्दोऽप्यस्ति दीर्घत्वविकल्पात् । मुखादिति ल्यब्लोपे पञ्चमी । तेन यकृत्प्लीहान्त्राणि मुखमानीय अक्षिपन् निःसारयन्निवेत्यर्थः । वायुः दोषवान् दोषोऽत्र कफः तद्वान् वायुः कफेनानुगत इति । सम्प्राप्तिः हिनस्तीति हिक्का । पृषोदरादित्वाद्रूपसिद्धिः। हिगिति शब्दं करोतीति ॥ ॥

(હિક્ હિક્) એવા શબ્દો કરતો, અને જાણે જમણા પડખાની ગાંઠને બરલને તથા આંતરડાંઓને મોહોડામાં લાવીને કાહાડતો હોય એવો ઉદાન સહિત જે પ્રાણવાયુ ઉંચે ચાલેછે અને કફે અનુસરાએલો થઇને પ્રાણીના જીવનનો તુરત નાશ કરેછે તે હિક્કા (હેડકી) કેહેવાયછે. (હિક્ હિક્) એવો શબ્દ થાયછે તેથી પણ પંડિતો તેને હિક્કા કેહેછે.

### હેડકીનું પૂર્વરૂપ.

### पूर्वरूपमाह ।

**कण्ठोरसोर्गुरुत्वञ्च वदनस्य कषायता । हिक्कानां पूर्वरूपाणि कुक्षेराटोपएव च॥**

वदनस्य कषायता वातात् ॥

ગળાનું તથા છાતીનું ભારેપણું, વાયુનેલીધે મોહોડાનું તુરાપણું અને પેટનું ચડવું એટલાં હેડકીનાં પૂર્વરૂપો છે એટલે હેડકી થવાની હોય ત્યારે પ્રથમથી એટલાં લક્ષણો થાયછે.

### અન્નજા હેડકીનું લક્ષણ.

### अन्नजालक्षणमाह ।

**पानान्नैरतिसंयुक्तैः सहसा पीडितोऽनिलः ॥ हिक्कयत्यूर्ध्वगो भूत्वा तां विद्यादन्नजां भिषक् ॥**

अनिलः प्राणो वायुः ॥

અત્યંત સંયુક્ત થએલાં અન્નપાનોથી સહસા દબાએલો પ્રાણવાયુ ઉંચે ગતિ કરીને (હિક્ હિક્) કરાવેછે તેને વૈદ્યે અન્નજા હેડકી જાણવી.

### યમલા હેડકીનું લક્ષણ.

### यमलालिङ्गमाह ।

**चिरेण यमलैर्वेगैर्या हिक्का सम्प्रवर्त्तते । कम्पयन्ती शिरोग्रीवां यमलां तां विनिर्दिशेत् ॥**

ઘણીવારે વેગના જોરાથી પ્રવર્ત્તતી અને માથાને તથા ડોકને કંપાવતી જે હેડકી થાયછે તેને યમલા હેડકી જાણવી.

### ક્ષુદ્રા હેડકીનું લક્ષણ.

### क्षुद्रामाह ।

**विकृष्टकालैर्या वेगैर्मन्दैः समभिवर्त्तते । क्षुद्रिका नाम सा हिक्का जत्रुमूलं प्रधावति ॥**

विकृष्टकालैः चिरेण । जत्रुः कक्षोरसोः सन्धिः ॥

જે હેડકી ઘણીવારે મંદ મંદ વેગોથી પ્રવર્ત્તે છે તે ક્ષુદ્રા હેડકી કેહેવાયછે અને ડોકના કાંઠલાના મૂળ ઉપર દોડેછે.

### ગંભીરા હેડકીનું લક્ષણ.

### गम्भीरामाह ।

**नाभिप्रवृत्ता या हिक्का घोरा गम्भीरनादिनी । अनेकोपद्रवकरी गम्भीरा नाम सा स्मृता ॥**

अनेकोपद्रववती तृष्णा ज्वरादियुक्ता ॥

જે હેડકી નાભિથી પ્રવર્ત્તેછે, ભયંકર લાગેછે, ગભીર ગર્જના કરેછે અને તરશ તથા જ્વર આદિ અનેક ઉપદ્રવોથી યુક્ત હોયછે તે ગંભીરા હેડકી કેહેવાયછે.

### મહતી હેડકીનું લક્ષણ.

### महतीमाह ।

**मर्माणि पीडयन्तीव सततं या प्रवर्त्तते । महाहिक्केति सा ज्ञेया सर्वगात्रप्रकम्पिनी ॥**

मर्माणि वस्तिहृदयशिरःप्रभृतीनि ॥

જે હેડકી સઘળાં ગાત્રોને કંપાવેછે તથા જાણે મૂત્રાશય હૃદય તથા મસ્તક આદિ મર્મસ્થલોને પીડતી હોય એવી રીતે નિરંતર પ્રવર્ત્તેછે તેને મહતી હેડકી જાણવી.

## હેડકીનું અસાધ્યપણું.

## असाध्यत्वमाह ।

आकम्पते हिक्कतो यस्य देहो दृष्टिश्चोर्ध्वं ताम्यते नित्यमेव । क्षीणोऽन्नद्विट् क्षौति यश्चातिमात्रं तौ द्वौ चान्त्यौ वर्जयेद्धिक्वन्तौ ॥

आकम्पते विस्फूर्यत इव तौ द्वाविति । आकम्पत इत्यादिना नित्यमेवेत्यनेनैको हिक्कमानः । क्षीण इत्यादिनातिमात्रमित्यन्तेनापरः । तौ द्वौ अन्त्यौ च गम्भीरया महत्या हिक्कया च हिक्कमानौ वर्जयेत् ॥

## अपरञ्च ।

अतिसञ्चितदोषस्य भक्तद्वेषकृशस्य च । व्याधिभिः क्षीणदेहस्य वृद्धस्यातिव्यवायिनः ॥ आयासाच्च समुत्पन्ना हिक्का हन्त्याशु जीवितम् । यमिका च प्रलापार्तिमोहतृष्णासमन्विता ॥

જે માણસ હેડકી આવતાં શરીરમાં ધ્રુજતા જેવો થઇ જતો હોય તથા જેની દૃષ્ટિ સર્વદા ઉંચીને ઉંચી રહીને ગ્લાનિ પામ્યા કરતી હોય તેને વૈદ્યે છોડી દેવો. તેમજ જે માણસ ક્ષીણ થઇ ગયો હોય, અન્ન ઉપર અરૂચિવાળો હોય અને અત્યંત છીંકો ખાધા કરતો હોય તેને પણ વૈદ્યે છોડી દેવો. તેમજ જેને ગભીરા હેડકી અથવા મહતી હેડકી થઈ હોય તેને પણ વૈદ્યે છોડી દેવો.

જેના દોષો અત્યંત સંચય પામ્યા હોય, જેને અન્નઉપર દ્વેષનેલીધે દુર્બલતા પ્રાપ્ત થઇ હોય, જેનો દેહ વ્યાધિઓથી ક્ષીણ થઇ ગયો હોય, જેનું શરીર વૃદ્ધ હોય અને જે અત્યંત મૈથુન કરતો હોય તેની હેડકી તેના જીવિતને તુરત હણી નાખેછે. પરિશ્રમથી ઉત્પન્ન થએલી હેડકી પણ તુરત મારી નાખેછે. યમલા નામની હેડકી જો પ્રલાપથી, પીડાથી, મોહથી તથા તરશથી સયુક્ત હોય તો તેપણ મારી નાખેછે.

## યમલા હેડકીનું સાધ્યપણું.

## साध्यत्वमाह ।

अक्षीणस्याप्यदीनस्य स्थिरधात्विन्द्रियस्य च । तस्य साधयितुं शक्या यमिका हन्त्यतोऽन्यथा ॥

ક્ષીણ નહી થએલા, દીન નહી થએલા અને જેના ધાતુઓ તથા ઇંદ્રિયો સ્થિર હોય એવા માણસને થએલી યમલા હેડકી સાધ્ય થાયછે. ક્ષીણ થએલા, દીન થએલા અને જેના ધાતુઓ તથા ઇંદ્રિયો અસ્થિરતા પામ્યાં હોય એવા માણસને થએલી યમલા હેડકી તે માણસને મારી નાખેછે.

## હેડકીની ચિકિત્સા.

## हिक्कायाश्चिकित्सा ।

यत्किञ्चित्कफवातघ्नमुष्णं वातानुलोमनम् । भेषजं पानमन्नं वा हिक्काश्वासेषु तद्धितम् ॥ हिक्काश्वासातुरे पूर्वं तैलाक्ते स्वेद इष्यते । ऊर्ध्वाधः शोधनं शस्तं दुर्बले शमनं मतम्॥ प्राणावरोधतर्जनविस्मापनशीतवारिपरिषेकैः ।

चित्रैः कथाप्रयोगैः शमयेद्धिक्कां मनोऽभिघातैश्च ॥ हिक्कार्तस्य पयच्छागं हितं नागरसाधितम् । मधुसौवर्चलोपेतं मातुलुङ्गरसं पिबेत् ॥ मधुकं मधुसंयुक्तं पिप्पली शर्करान्विता । नागरं गुडसंयुक्तं हिक्काघ्नं नावनं त्रयम् ॥ प्रवालशङ्खत्रिफलाचूर्णं मधुघृतप्लुतम् । पिप्पली गैरिकश्चेति लेहो हिक्कानिवारणः ॥ नैपाल्या गोविषाणाद्वाकुष्ठात्सर्जरसस्य वा । धूमं कुशस्य वा कृत्वा पिबेद्धिक्कोपशान्तये ॥

नैपाली मनःशिला ॥

निर्धूमाङ्गारनिःक्षिप्तहिङ्गुमाषरजोभवः ॥ हिक्काः पञ्चापि हन्त्याशु धूमः पीतो न संशयः ॥ हरेणुककणानाञ्च क्वाथो हिङ्गुसमन्वितः । हिक्काप्रशमनः श्रेष्ठो धन्वन्तरिवचो यथा ॥ चन्द्रशूरस्य बीजानि क्षिपेदष्टगुणे जले ॥ पदा मृदूनि मृद्नीयात्ततो वाससि गालयेत् ॥ हिक्कातिवेगविकलस्तज्जलं पलमात्रया । पिबेत् पिबेत् पुनश्चापि हिक्कावश्यं प्रशाम्यति ॥

चन्द्रशूररसः । इति हिक्काधिकारः ॥

જે ઔષધ અથવા અન્નપાન કફને તથા વાયુને હણનાર હોય, ઉષ્ણ હોય અને વાયુનું અનુલોમન કરનાર હોય તે ઔષધ અને તે અન્નપાન હેડકીઉપર તથા શ્વાસ ઉપર હિતકારી છે.

હેડકીથી કે શ્વાસથી આતુર થએલા માણસને પ્રથમ તૈલનો અભ્યંગ કરીને શેક કરવા વગેરે સ્વેદનક્રિયા કરવી અને વમન તથા વિરેચન દેવાં એ ઉત્તમ છે પણ હેડકીથી કે શ્વાસથી આતુર થએલો માણસ જો શરીરમાં દુર્બલ હોય તો તેને શમન દેવું એજ સારૂં છે.

શ્વાસને રોકીને, તિરસ્કાર કરીને, વિસ્મય પમાડીને, શરીર ઉપર ટાઢું પાણી છાંટીને, વિચિત્ર વાતોના પ્રયોગો કરીને અને મનોભંગ કરીને પણ હેડકીને શાંત કરવી.

સુંઠથી પકાવેલું બકરીનું દુધ હેડકીવાળાને હિતકારી થાયછે.

મધથી તથા સંચળથી યુક્ત બીજોરાંનો રસ પીવામાં આવે તો તેથી હેડકી મટી જાયછે.

મધથી સંયુક્ત જેઠીમધનું, સાકરથી સંયુક્ત પીપળનું અને ગોળથી સંયુક્ત સુંઠનું એ ત્રણ નસ્યો હેડકીને મટાડનાર છે.

પરવાળાં, શંખ, હરડે, બેહેડાં, આમળાં, પીપળ અને ગેરૂ એઓનું ચૂર્ણ કરી મધમાં તથા ઘીમાં કાલવીને ચાટવામાં આવે તો તેથી હેડકીનું નિવારણ થાયછે.

હેડકીને શાંત કરવાસારૂ મણશીલનો, અથવા ગાયના શીંગડાનો, અથવા કઠનો, અથવા દર્ભનો ધુવાડો કરીને પીવો.

હીંગનું અને અડદનું ચૂર્ણ કરી તેને નિર્ધૂમ અંગારા ઉપર નાખી તેનો ધુવાડો પીવામાં આવે તો તેથી પાંચે પ્રકારની હેડકીઓ તુરત મટેછે એમાં સંશય નથી.

નગડનાં બીજ અને પીપળ એઓનો ક્વાથ કરી હીંગ નાખીને પીવામાં આવે

તો તેથી ઉત્તમ રીતે હેડકી શાંત થાયછે એમ ધન્વંતરિએ કહ્યુંછે.

અશેરીયાનાં બીજ આઠગણા પાણીમાં નાખી તેઓને ખૂબ કુણાં થાય ત્યારે ચોળી તે પાણી લુગડાંથી ગળી લઇ વારંવાર ચાર તોલાં ભાર પીવામાં આવે તો તેથી હેડકીના ભારે વેગથી થતી હેરાનગતિ અવશ્ય મટી જાયછે. આ ઔષધ ચંદ્રશૂરરસ એ નામથી કહેવાય છે.

હેડકીનો અધિકાર સંપૂર્ણ.

---

## શ્વાસનો અધિકાર.

### શ્વાસનું નિદાન.

**अथ श्वासाधिकारः ।**

**तत्र निदानमाह ।**

**यैरेव कारणैर्हिक्का देहिनां सम्भवर्तते । तैरेव बहुभिः श्वासो व्याधिर्घोरः प्रजायते ॥**

માણસોને જે કારણોથી હેડકી ચાલેછે તેજ કારણો ઘણાં હોય તો તેઓથી શ્વાસ નામનો ભયંકર વ્યાધિ ઉત્પન્ન થાયછે.

### શ્વાસના ભેદો.

**श्वासस्य भेदानाह ।**

**महोर्ध्वच्छिन्नतमकक्षुद्रभेदैस्तु पञ्चधा । भिद्यते स महाव्याधिः श्वास एको विशेषतः ॥**

વિશેષે કરી એ શ્વાસ નામનો એકજ મોટો વ્યાધિ મહાશ્વાસ, ઊર્ધ્વશ્વાસ, છિન્નશ્વાસ, તમકશ્વાસ અને ક્ષુદ્રશ્વાસ એ પાંચ ભેદોથી પાંચ પ્રકારનો ગણવામાં આવેછે.

### શ્વાસનું પૂર્વરૂપ.

**तस्य पूर्वरूपमाह ।**

**प्राग्रूपं तस्य हृत्पीडा शूलमाध्मानमेव च । आनाहो वक्त्रवैरस्यं शङ्खनिस्तोद एव च ॥**

શ્વાસ થવાનો હોય ત્યારે હૃદયમાં પીડા, શૂળ, આફ્રો, પેડુનું સજડ થઇ જવું, મોહોડામાં વિરસપણું અને લમણાઓમાં પીડા એટલાં લક્ષણો પ્રથમથી થાયછે.

### શ્વાસની સંપ્રાપ્તિ.

**सम्प्राप्तिमाह ।**

**यदा स्रोतांसि संरुद्ध्य मारुतः कफपूर्वकैः । विष्वग्व्रजति संरुद्धस्तदा श्वासं करोति सः ॥**

विष्वक् व्रजति सर्वतो विमार्गान् याति । संरुद्धः कफेन रुद्धमार्गः ॥

જ્યારે પવન કફ આદિથી સ્રોતોને રોકી ચારેકોર અવળા માર્ગોમાં ગતિ કરેછે ત્યારે કફથી પોતાનો માર્ગ રોકાઇ જતાં શ્વાસને ઉત્પન્ન કરેછે.

### મહાશ્વાસનું લક્ષણ.

**महाश्वासस्य लक्षणमाह ।**

**ऊर्ध्वायमानवातो यः शब्दवद्दुःखितो नरः । उच्चैः श्वसिति सन्नद्धो मत्तर्षभ इवानिशम् ॥ प्रनष्टज्ञानविज्ञानस्तथा विभ्रान्तलोचनः । विवृताक्ष्याननो बद्धमूत्रवर्चा विशीर्णवाक् ॥ दीनस्य श्वसितश्चास्य दूराद्विज्ञायते भृश-**

म्। महाश्वासोपसृष्टस्तु क्षिप्रमेव विपद्यते ॥

उर्ध्वायमानवातः ऊर्ध्वं नीयमानो वातो यस्य सः शब्दवत् सशब्दं यथा स्यात्। कीदृक् सशब्दस्तद्बोधयितुमाह । मत्तर्षभ इव। उच्चैः श्वसितीत्यन्वयः। सन्नद्धः आनद्धः आनाहयुक्त इति यावत्। ज्ञानं शास्त्रम्। विज्ञानं तदर्थविनिश्चयः। विशीर्णवाक्। स्खलितवचनः। दीनः ग्लानः। मारकश्चायं महाश्वासः ॥

જેને મહાશ્વાસ થયો હોય તે દુખીઓ માણસ ઊંચે ચાલતા મોટા શબ્દવાળા શ્વાસ લીધા કરેછે, આફરેલા મસ્ત બળદની પેઠે નિરંતર ઊંચા અવાજથી હાંફ્યા કરેછે, અને શાસ્ત્રના જ્ઞાનથી તથા શાસ્ત્રના અર્થના જ્ઞાનથી ભ્રષ્ટ થાયછે. એ માણસની આંખો ભ્રમણ કરયા કરેછે, આંખો તથા મોહોડું ખુલ્લાં રેહેછે, મૂત્ર તથા વિષ્ટા રોકાઇ જાયછે, જીભ તોતડાય છે, રાંક થઇ જાયછે અને એના શ્વાસનો ભારે શબ્દ દૂરથી સાંભળવામાં આવેછે. આ મહાશ્વાસથી ઘેરાએલો માણસ તુરતજ મરી જાયછે. આ શ્વાસ મારનારોજ છે.

### ઊર્ધ્વશ્વાસનું લક્ષણ.

### ऊर्ध्वश्वासमाह।

उर्ध्वं श्वसिति योऽसर्थं न च मत्याहरत्यधः। श्लेष्मावृतमुखस्रोतः क्रुद्धगन्धवहार्दितः। ऊर्ध्वदृष्टिर्विपश्यंस्तु विभ्रान्ताक्ष इतस्ततः । प्रमुह्यन्वेदनार्तश्च शुष्कास्योऽरतिपीडितः । ऊर्ध्वश्वासे प्रकुपिते ह्यधःश्वासो निरुद्ध्यते। मुह्यतस्ताम्यतश्चोर्ध्वं श्वासस्तस्य निहन्त्यसून् ॥

सर्वेषु श्वासेषु ऊर्ध्वश्वासोऽत्र अत्यर्थमिति विशेषः। न च मत्याहरत्यधः न श्वासमधः करोति। श्लेष्मावृतेत्यादिश्लेष्मणावृतं यन्मुखं स्रोतांसि च तैः क्रुद्धो यो गन्धवहस्तेनार्दितः। विपश्यन् इतस्ततो विकृतं यथा स्यादेवं पश्यन्। अधःश्वासो निरुद्ध्यते श्वासो नाधः प्रवर्त्तत इत्यर्थः। मुह्यतो मोहं प्राप्नुवतस्ताम्यतो ग्लानिं प्राप्नुवतश्च ऊर्ध्वश्वासः असून् प्राणान् हन्ति ॥

જેને ઊર્ધ્વશ્વાસ થયો હોય તે માણસને બહુજ ઊંચા શ્વાસ ચાલેછે, તેનો શ્વાસ નીચે બેસતોજ નથી, મોહોડું અને સ્રોતો કફથી ઘેરાઇ જવાનેલીધે કોપ પામેલા વાયુથી ભારે પીડા થાયછે, દૃષ્ટિ ઊંચી રહેછે, ચકરવકર થતી આંખોથી ચારેકોર વિકૃત રીતે જોયા કરેછે, મોહ પામેછે, વેદનાથી પીડાય છે, મોહોડું સુકાય છે, અને કોઇઉપર રૂચિ થતી નથી. ઊર્ધ્વશ્વાસ કોપ પામે ત્યારે શ્વાસ નીચે પ્રવર્ત્તતો નથી અને તે ઊર્ધ્વશ્વાસ મુંઝાતા તથા ગ્લાનિ પામતા તે માણસને જીવિતથી ભ્રષ્ટ કરેછે. સઘળા શ્વાસો કરતાં આ ઊર્ધ્વશ્વાસમાં શ્વાસ અત્યંત ઊંચો ચાલેછે એટલો વિશેષ છે.

### છિન્નશ્વાસનું લક્ષણ.

### छिन्नमाह।

यस्तु श्वसिति विच्छिन्नं सर्वप्राणेन पीडितः। न वा श्वसिति दुःखार्तो मर्मच्छेदरुजार्दितः। आनाहस्वेदमूर्छार्तो दह्यमानेन बस्तिना। विप्लुताक्षः

परिक्षीणः श्वसत्रक्तैकलोचनः । विचेताः परिशुष्कास्यो विवर्णः प्रलपन्नरः । छिन्नश्वासेन विच्छिन्नः स शीघ्रं विजहात्यसून् ॥

विच्छिन्नं सविच्छेदं सर्वप्राणेन सर्वबलेन मर्मच्छेदरुजार्दितः हृदयशिरच्छेदवेदनयैव पीडितः । दह्यमानेन बस्तिना उपलक्षितः । विप्लुताक्षः अश्रुपूर्णनेत्रः । विचेताः उद्विग्नचित्तः । छिन्नश्वासेन विच्छिन्नः यस्तु श्वसिति विच्छिन्नमित्यादिलक्षणयुक्तो यः स नरः छिन्नश्वासेन विच्छिन्नः पीडितो बोद्धव्यः मारकश्चायं छिन्नश्वासः ॥

જેને છિન્નશ્વાસ થયો હોય તે દુખી માણસ રહી રહીને સઘળા જોરથી શ્વાસ લેછે, મર્મસ્થલોનું છેદન થવાજેવી વેદનાથી પીડાય છે, જાણે હૃદયનું તથા માથાનું છેદન થતું હોય એવી રીતે પીડાય છે, વખતે શ્વાસ લેતો પણ નથી, પેડુ આફરવાથી પસીનાથી મૂર્છાથી તથા મૂત્રાશયની બળતરાથી દુખી થાયછે, આંસુઓથી ઘેરાએલાં નેત્રવાળો થાયછે, અત્યંત ક્ષીણ થઈ જાયછે, હાંફ્યાકરેછે, ચિત્તમાં ઉદ્વેગ પામ્યા કરેછે, બક્યા કરેછે અને તેનું મોહોડું શુષ્ક થઇ જાયછે, વર્ણ બગડી જાયછે તથા એક આંખ રાતી રેહેછે. આ લક્ષણોવાળા છિન્નશ્વાસથી પીડાએલો માણસ તુરત પ્રાણને છોડી દેછે. આ છિન્નશ્વાસ મારીનાખનારોજ છે.

### તમકશ્વાસનું લક્ષણ.

### तमकश्वासमाह ।

प्रतिलोमो यदा वायुः स्रोतांसि प्रतिपद्यते । ग्रीवां शिरश्च संगृह्य श्लेष्माणं समुदीर्य च । करोति पीनसं तेन कण्ठे घुर्घुरकं तथा । अतीव तीव्रवेगश्च श्वासं प्राणप्रपीडकम् । प्रताम्यति सवेगेन त्रस्यते सन्निरुध्यते । प्रमोहं कासमानश्च स गच्छति मुहुर्मुहुः । श्लेष्मणा मुच्यमानेन भृशं भवति दुःखितः । तस्यैव च विमोक्षान्ते मुहूर्तं लभते सुखम् । तथास्योद्ध्वंसते कण्ठः कृच्छ्राच्छक्नोति भाषितुम् । न चापि निद्रां लभते शयानः श्वासपीडितः । पार्श्वे तस्यावगृह्णाति शयानस्य समीरणः । आसीनो लभते सौख्यमुष्णञ्चैवाभिनन्दति । उच्छ्रिताक्षो ललाटेन स्विद्यता भृशमार्तिमान् । विशुष्कास्यो मुहुःश्वासो मुहुश्चैवावधम्यते । मेघाम्बुशीतप्राग्वातैः श्लेष्मलैश्च विवर्द्धते । स याप्यस्तमकः श्वासः साध्यो वा स्यान्नवोत्थितः ॥

संगृह्य व्यथया समुदीर्य वर्धयित्वा । पीनसं नासास्रावं तेन श्लेष्मणा घुर्घुरं घुर्घुरशब्दं प्राणप्रपीडकम् । प्राणाधिष्ठानहृदयप्रपीडकम् । प्रताम्यति तमसि प्रविशतीव वेगेन श्वासवेगेन सन्निरुध्यते निश्चेष्टो भवति । इति चरकः । सन्निरुध्यते श्वास इति जैज्जटः । श्लेष्मणा मुच्यमानेन सुखं सुखमिव उद्ध्वंसते व्यथितो भवति । शयानः शयननिहितांगः अवगृह्णाति पीडयति । उष्णञ्चैवाभिनन्दति इत्यनेन तमको वातकफारब्ध इति बोद्धव्यः । उच्छ्रिताक्षः शूनाक्षः । ललाटेन स्विद्यता उपलक्षितः

अवघम्यते गजारूढस्येव सर्वगात्रंचाल्यते ॥

જ્યારે પ્રતિલોમ થયેલો વાયુ સ્રોતોને પ્રાપ્ત થાયછે ત્યારે ડોકને તથા માથાને પકડી કફને વધારીને તે કફથી નાકમાં સળીખમને, કંઠમાં ઘુઘવાટીને અને હૃદયને પીડનારા તીવ્ર વેગવાળા શ્વાસને ઉત્પન્ન કરેછે. આ શ્વાસ જેને ઉત્પન્ન થયો હોય તે માણસ જાણે અંધારામાં પેસતો હોય એવો થઈ જાયછે, ત્રાસ પામેછે, શ્વાસના વેગનેલીધે ચેષ્ટા વગરનો થઇ જાયછે, ઉધરસ આવતાં વારંવાર બેભાન થઇ જાયછે, બડખો નીકળવાના સમયમાં અત્યંત દુઃખ પામેછે, બડખો નીકળી જાય ત્યારે જરાવાર સુખિત જેવો થાયછે, કંઠમાં વ્યથા પામેછે, માંડમાંડ બોલી શકેછે, શયનમાં સુતા છતાં પણ શ્વાસની પીડાથી નિદ્રાને પ્રાપ્ત થતો નથી, શયનમાં પડ્યો હોય ત્યારે પડખામાં વાયુથી પીડાય છે, બેસી રેહેતાં સુખ પામેછે. ઉષ્ણ વસ્તુઓને ઇચ્છે છે, સુણેલી આંખોવાળો થાયછે અને અત્યંત પીડાય છે. એ માણસના કપાળમાં પસીનો આવ્યા કરેછે, મોહોડું સુકાય છે, વારંવાર શ્વાસ ચાલ્યા કરેછે, જેમ હાથીઉપર બેઠેલાનું શરીર વારંવાર હાલ્યા કરે તેમ શ્વાસનેલીધે તેનું શરીર હાલ્યા કરેછે, અને મેઘથી, જળથી, શીતથી ઊગમણા પવનથી તથા કફ કરનારા પદાર્થોથી દરદની વૃદ્ધિ થાયછે. આ તમકશ્વાસ વ્યાપ્યજ છે પણ નવો થયો હોય તો વખતપર સાધ્ય પણ થાયછે.

'શ્વાસના વેગનેલીધે ચેષ્ટા વગરનો થઇ જાયછે' એમ જે લક્ષણમાં કહ્યું તે ચરકના મતપ્રમાણે કહ્યુંછે પણ જેજ્જટે તો એમ કહ્યુંછે કે 'તે માણસનો શ્વાસ રોકાઇ જાયછે.' 'તમકશ્વાસવાળા માણસને ઉષ્ણવસ્તુઓની ઇચ્છા થાયછે' એમ લક્ષણમાં કહ્યું તે ઉપરથી સમજી લેવું કે "તમકશ્વાસ વાયુથી તથા કફથી ઉત્પન્ન થાયછે."

## પિત્તના અનુબંધથી ઉત્પન્ન થએલા જ્વર વગેરેના યોગથી તમકનુંજ 'પ્રતમક' નામ હોવાવિષે.

## तमकस्यैव पित्तानुबन्धजनितज्वरादियोगेन प्रतमकसंज्ञामाह ।

ज्वरमूर्छापरीतश्च विद्यात् प्रतमकं भिषक् ॥

જો તમકશ્વાસજ જ્વરથી,તથા મૂર્છાથી અત્યંત યુક્ત હોય તો તેનેજ વૈદ્યે પ્રતમક સમજવો.

## પ્રતમકનુંજ બીજું લક્ષણ.

## तस्यैवापरलक्षणमाह ।

उदावर्तरजोजीर्णक्लिन्नकायनिरोधजः । तमसा वर्द्धतेऽत्यर्थं शीतलैश्च प्रशाम्यति । मज्जतस्तमसीवास्य विद्यात् प्रतमकन्तु तम् ॥

उदावर्तो रोगविशेषः रजो धूलिः । अन्नाजीर्णमामादिक्लिन्नं विदग्धं कायनिरोधः अङ्गयोगानां निरोधः तस्मादुत्पन्नः । अथवा क्लिन्नकायः रुद्धनरः निरोधः वेगानान्तु सप्तदशविधः ॥

ઉદાવર્ત્ત નામના એક જાતના રોગથી, રજથી, આમ આદિ અજીર્ણથી, વિદગ્ધ અજીર્ણથી, અંગોના યોગનો નિ-

રોધ કરવાથી, વૃદ્ધ અવસ્થાથી કે મૂત્ર આદિના સતર પ્રકારના વેગના રોધથી ઉત્પન્ન થએલો, અંધકારથી વધનારો, શીતલ પદાર્થોથી શાંત થનારો અને જેથી દરદીને અંધારામાં ડૂબ્યા જેવું જણાયછે તે શ્વાસને પ્રતમક જાણવો.

## ક્ષુદ્રશ્વાસનું લક્ષણ.

## क्षुद्रश्वासमाह ।

रूक्षायासोद्भवः कोष्ठे क्षुद्रवात उदीरयन् । क्षुद्रश्वासो न सोऽत्यर्थदुःखेनाङ्गमबाधकः । हिनस्ति न च गात्राणि न च दुःखं यथेतरे । न च भोजनपानानां निरुणद्ध्युचितां गतिम् । नेन्द्रियाणां व्यथाश्चापि काश्चिदुत्पादयेद्रुजम् । स साध्य उक्तो बलिनः सर्वे चाव्यक्तलक्षणाः ॥

क्षुद्रः अल्पनिदानलिङ्गः उदीरयन् ऊर्ध्वं गच्छन् दुःखः दुःखप्रदः । इतरे चत्वारः श्वासास्तथा नायम् । सर्वे महाश्वासादयोऽपि अव्यक्तलक्षणाः सन्तः साध्याः ॥

રૂક્ષથી તથા પરિશ્રમથી ઉત્પન્ન થએલો એટલે જેનાં નિદાન અને ચિન્હો અલ્પ હોયછે એવો અને કોઠામાં ઊંચે ગતિ કરતો જે ક્ષુદ્ર પવન શ્વાસરૂપે નીકળે છે તે ક્ષુદ્રશ્વાસ કહેવાયછે. એ ક્ષુદ્રશ્વાસ બીજા મહાશ્વાસઆદિ ચાર શ્વાસોની પેઠે અત્યંત દુઃખથી અંગોમાં હરકત કરતો નથી, ગાત્રોને ક્ષીણ કરતો નથી, દુખદાયી નથી, અન્નપાનોની યોગ્ય ગતિને રોકતો નથી. ઈંદ્રિયોને વ્યથિત કરતો નથી અને વેદના આપતો નથી. આ ક્ષુદ્રશ્વાસ સાધ્ય છે અને બીજાં મહાશ્વાસ આદિ ચાર શ્વાસો જો નહી પ્રકટ થએલાં લક્ષણોવાળા હોય તો સાધ્ય થાયછે.

## શ્વાસોનું સાધ્યપણું, કષ્ટસાધ્યપણું તથા અસાધ્યપણું.

## श्वासानां साध्यत्वादिकमाह ।

क्षुद्रः साध्यतमस्तेषां तमकः कृच्छ्र उच्यते । त्रयः श्वासा न सिध्यन्ति तमको दुर्बलस्य च ॥ कामं प्राणहरा रोगा बहवो न तु ते तथा । यथा श्वासश्च हिक्का च हरतः प्राणमाशु वै ॥

बहवो ज्वरादय. ॥

એ પાંચ શ્વાસોમાં ક્ષુદ્રશ્વાસ સુખસાધ્ય છે, તમકશ્વાસ કષ્ટસાધ્ય છે અને બીજા ત્રણ શ્વાસો અસાધ્ય છે. તમકશ્વાસ પણ જો દુર્બલ માણસને થયો હોય તો અસાધ્ય છે. બીજા જ્વર વગેરે ઘણા રોગો પ્રાણ લેનારા છે પણ શ્વાસ અને હેડકી જેવાં તુરત પ્રાણ લેનારાં છે તેવા કોઈ પણ નથી.

## શ્વાસની ચિકિત્સા.

## अथ श्वासस्य चिकित्सा ।

श्वासहिक्कातुरं प्रायः स्निग्धैः स्वेदैरुपाचरेत् । युक्तैर्लवणतैलाभ्यां तैः संग्रथिते कफे । श्वासो विलयमायाति मारुतश्चोपशाम्यति । स्विन्नं ज्ञात्वा ततश्चैनं भोजयेच्च रसौदनम् । स्वरसं शृङ्गवेरस्य माक्षिकेण समन्वितम् । पाययेत् श्वासकासघ्नं प्रतिश्यायकफापहम् ॥

शृङ्गवेरमार्द्रकम् ॥

मज्जा विभीतकानामस्थिविना मा-

धयेदजामूत्रे । अयमवलेहो लीढो मधुसहितः श्वासकासघ्नः । देवदारुं वलां मांसीं पिष्ट्वा वर्तिं प्रकल्पयेत् । तां घृताक्तां पिवेद्धूमं श्वासं हन्ति सुदारुणम् । दशमूली शटी रास्ना पिप्पली विश्वपौष्करैः । शृङ्गी तामलकी भार्गी गुडूची नागराग्निभिः । यवागूं विधिना सिद्धां कपायं वा पिवेन्नरः । श्वासहृद्ग्रहपार्श्वार्तिहिक्काकासप्रशान्तये ॥

तामलकी भूम्यामलकी ॥

दशमूलस्य वा क्वाथः पौष्करेणावचूर्णितः । श्वासकासप्रशमनः पार्श्वशूलनिवारणः । रम्भाकुन्दशिरीषाणां कुसुमं पिप्पलीयुतम् । पिष्ट्वा तण्डुलतोयेन पीत्वा श्वासमपोहति । शृङ्गी महौपधकणाघनपौष्कराणां चूर्णं शटीमरिचयोश्च सिताविमिश्रम् । क्वाथेन पीतममृता वृषपञ्चमूल्याः श्वासं त्र्यहेण विनिहन्ति हि घोररूपम् । पञ्चमूली तु सामान्या पित्ते योज्या कनीयसी । महती मारुते देया सैव देया कफाधिके । कूष्माण्डकसिफाचूर्णं पीतं कोष्णेन वारिणा । शीघ्रं शमयति श्वासं कासश्चापि सुदारुणम् । हरिद्रां मरिचं द्राक्षां कणां रास्नां शटीं गुडम् । कटुतैलं लिहन् हन्यात् श्वासान् प्राणहरानपि । शतं संगृह्य भार्ग्यास्तु दशमूल्यास्तथा शतम् । शतं हरीतकीनाञ्च पचेत्तोये चतुर्गुणे । पादावशेषे तस्मिंस्तु रसे वस्त्रनिपीडिते । आलोड्य च तुलां पूतां गुडस्य त्वभयास्ततः । पुनः पचेत्तु मृद्वग्नौ यावल्लेहत्वमेति तत् । शीते च मधुनस्तत्र षट्पलानि विनिःक्षिपेत् । त्रिकटु त्रिसुगन्धश्च पलमात्रं पृथक् पृथक् । यवक्षारं कर्पयुग्मं सञ्चूर्ण्य प्रक्षिपेत्ततः । भक्षयेदभयामेकां लेहस्यार्धपलं तथा । श्वासं सुदारुणं हन्ति कासं पञ्चविधं तथा । अर्शांस्यरोचकं गुल्मं शकृद्भेदं क्षयं तथा । स्वरवर्णप्रदो ह्येष जठराग्नेश्च दीपनः । नाम्ना भार्गीगुडः ख्यातो भिषग्भिः सकलैर्मतः ॥

भार्गीगुडः ॥

अष्टाङ्गचूर्णसंयुक्तं छागक्षीरं प्रयोजयेत् । श्वासं कासान्वितं घोरं हन्यादेतन्न संशयः ॥

महाकट्फलादि ॥

दशमूलरसं देयं श्वासनिर्मूलशान्तये । अवश्यमरणीयो यो जीवेद्वर्षशतं नरः । रसो गन्धो विषश्चापि टङ्कणश्च मनःशिला । एतानि कर्पमात्राणि मरिचं चाष्टकर्पकम् । कटुत्रयं कर्पयुग्मं पृथगत्र विनिःक्षिपेत् । रसः श्वासकुठारोऽयं सर्वश्वासनिवारणः ॥

इति श्वासकुठाररसः । इति श्वासाधिकारः ॥

શ્વાસથી તથા હેડકીથી આતુર થએલા માણસને ઘણુંકરીને લુણ તથા તેલથી સંયુક્ત સ્નિગ્ધ સ્વેદન ક્રિયાઓથી ઉપચાર કરવા. એ ઉપચારોથી કફ તુટી જતાં શ્વાસ મટી જાયછે અને પવન પણ શાંત થાયછે. સ્વેદનક્રિયાઓથી પસીનો આવ્યો જણવામાં આવે ત્યારે

પછી તે રોગીને માંસના રસાવાળો ભાત જમાડવો તથા મધસહિત આદુનો રસ કે જે શ્વાસને, ઊધરસને, સળીખમને તથા કફને મટાડનાર છે તે પાવો.

ઠળીઆ કાઢી નાખતાં ચોસઠ તોલાં ભાર બેહેડાં લઇ તેઓને બકરીના મૂત્રમાં પકાવી મધમાં કાલવીને ચાટવામાં આવે તો તેથી શ્વાસ તથા ઊધરસ મટી જાયછે.

દેવદાર, બળદાણા અને જટામાંસી એઓને વાટી વાટ કરી તે વાટને ઘીમાં બોળી તેનો ધુવાડો પીવામાં આવે તો તેથી મહાદારૂણશ્વાસ પણ મટી જાયછે.

દશમૂળ, કચૂરો, રાસ્ના, પીપળ, અતવસ, એરડાનાં મૂળ, કાકડાશીંગી, ભોંઆમળી, ભારંગી, ગળો, સુંઠ અને ચિત્રો એઓથી વિધિપ્રમાણે પકાવેલી યવાગૂ અથવા ક્વાથ પીવામાં આવે તો તેથી શ્વાસ, છાતીની પકડ, પડખાંની પીડા, હેડકી અને ઊધરસ શાંત થાયછે.

દશમૂળનો ક્વાથ કરી તેમાં એરડાનાં મૂળનું ચૂર્ણ ભભરાવીને પીવામાં આવે તો તેથી શ્વાસ, ઊધરસ, અને પડખાનાં શૂળ એઓનું નિવારણ થાયછે.

કેળનાં ફુલ, બટમોગરાનાં ફૂલ, સરસડીયાનાં ફુલ અને પીપળ એઓને વાટી ચોખાના ધોણની સાથે પીવામાં આવે તો તેથી શ્વાસ મટી જાયછે.

કાકડાશીંગી, સુંઠ, પીપળ, મોથ, કઠ, કચૂરો અને મરી એઓનું ચૂર્ણ કરી સાકર નાખીને ગળો, અરડૂસો તથા પંચમૂલી એઓના ક્વાથની સાથે પીવામાં આવે તો ભયંકર શ્વાસ પણ ત્રણ દિવસમાં મટી જાયછે. 'પંચમૂલી' શબ્દ બૃહત્પંચમૂલીને અને લઘુપંચમૂલીને સાધારણ છે માટે તેમાં એમ સમજવું કે "પિત્તઉપર લઘુપંચમૂલીની યોજના કરવી અને વાયુઉપર તથા કફની અધિકતાવાળા વાયુ ઉપર બૃહત્પંચમૂલીની યોજના કરવી."

કોળાંનાં મૂળીઆંનું ચૂર્ણ કરી થોડા થોડા ઊના પાણીથી પીવામાં આવે તો તેથી શ્વાસ અને દારૂણ ઉધરસ પણ તુરત શાંત થાયછે.

હળદર, મરી, દ્રાક્ષ, પીપળ, રાસ્ના, શટી અને ગોળ એઓને સરસીયા તેલમાં કાલવીને ચાટવામાં આવે તો તેથી પ્રાણ હરનારા શ્વાસો પણ મટી જાયછે.

### ભાર્ગીગુડ.

ચારસો તોલાં ભારંગી, ચારસો તોલાં દશમૂળી અને ચારસો તોલાં હરડે એઓને લઇ ચોગણા પાણીમાં પકાવવાં. ચોથા ભાગનું પાણી અવશેષ રહે ત્યારે તે ક્વાથને વસ્ત્રથી ગાળી લઇ તેમાં ચારસો તોલાં ભાર ચોખો ગોળ ડોઇ તેમાં હરડે નાખીને કોમળ અગ્નિથી ફરીવાર પાક કરવો તે ત્યાંસુધી કે જ્યાંસુધી શીરા જેવો થઇ જાય. એ અવલેહ શીતલ થાય ત્યારે તેમાં ચોવીશ તોલાં ભાર મધ નાખવો અને ચાર તોલાં ભાર સુંઠ, ચાર તોલાં ભાર મરી, ચાર તોલાં ભાર પીપળ, ચાર તોલાં ભાર તજ, ચાર તોલાં ભાર તમાલપત્ર, ચાર તોલાં ભાર એળચી તથા બે તોલાં ભાર જવખાર એઓનું ચૂર્ણ કરીને નાખવું. પછી પકાવેલી એક હરડે અને બે તોલાં ભાર આ અવલેહ ખાવામાં આવે તો તેથી મહાદારૂણ શ્વાસ, પાંચ પ્રકારની

ઉધરસ, અરશ, અરૂચિ, ગોળો, ઝાડાનું લાગવું તથા ક્ષય એઓ મટી જાયછે. આ 'ભાર્ગીગુડ' એ નામથી પ્રખ્યાતિ પામેલો અવલેહ સ્વરને તથા વર્ણને સારા કરેછે, અને જઠરાગ્નિને પ્રદીપ્ત કરેછે એમ સઘળા વૈદ્યોએ માનેલું છે.

### મહાકટ્ ફલાદિ.

આઠ[1] અંગોવાળા ચૂર્ણથી સંયુક્ત બકરીના દુધનો ઉપયોગ કરવામાં આવે તો તેથી ઉધરસવાળો ભયંકર શ્વાસ અવશ્ય મટેછે એમાં સંશય નથી.

### દશમૂલ રસ.

શ્વાસના રોગનું મૂળ કાહાડી નાખવાનેવાસ્તે દશમૂલીના રસનો ઉપયોગ કરવો. શ્વાસના રોગથી અવશ્ય મરી જવાનો હોય તે માણસ પણ આ ઉપાયથી સો વર્ષસુધી જીવે છે.

### શ્વાસકુઠાર રસ.

એક તોલું પારદ, એક તોલું ગંધક, એક તોલું વછનાગ, એક તોલું ટકણખાર, એક તોલું મણશીલ અને આઠ તોલાં મરી, એઓનું બારીક ચૂર્ણ કરી તેમાં બે તોલાં સુંઠનું ચૂર્ણ, બે તોલાં મરીનું ચૂર્ણ અને બે તોલાં પીપળનું ચૂર્ણ જુદું જુદું નાખવું એટલે શ્વાસકુઠાર નામનો રસ સિદ્ધ થાયછે. આ રસ નાગરવેલના પાનનીસાથે બે રતીભાર ખાવાથી સઘળા પ્રકારના શ્વાસોનું નિવારણ થાયછે.

### શ્વાસનો અધિકાર સંપૂર્ણ.

---

## સ્વરભેદનો (સાદ બેસવાનો અધિકાર.

### સ્વરભેદનું નિદાન તથા સંપ્રાપ્તિ પૂર્વક સામાન્ય લક્ષણ.

### अथ स्वरभेदाधिकारः ।

### तत्र स्वरभेदस्य निदानसम्प्राप्तिपूर्वकं लक्षणमाह ।

अत्युच्चभाषणविषाध्ययनाभिघात
संदूषणैः प्रकुपिताः पवनादयस्तु । स्रो
तःसु ते स्वरवहेषु गताः प्रतिष्ठां हन्
स्वरं भवति चापि हि षड्विधः सः

अध्ययनमुच्चैर्वेदादिपाठः । अभिघा
कण्ठादिदेशे लगुडादिभिः । एतैरत्युच्च
पणादिभिश्चतुर्भिः सदूषणैरन्यैरपि निजै
ष्टहेतुभिः स्रोतःसु स्वरवहेषु चतुर्षु प्रति
स्थितिं गताः स्वरं हन्युरिति लक्षणं स स्व
रभेदः षड्विधः । वातपित्तकफसन्निपातक्ष
यमेदोभवभेदैः ॥

અત્યંત ઊંચે સ્વરે બોલવાથી, ઝે
ખાવાથી, ઊંચે સ્વરે વેદ આદિ ભણ
વાથી, કંઠ આદિ પ્રદેશમાં લાકડી વગે
રેનો પ્રહાર વાગવાથી અને બીજા પ
પોતપોતાના દુષ્ટ હેતુઓથી પ્રકોપ પા
મેલા વાયુ આદિ દોષો સ્વરને ચલાવ
નારાં સ્રોતોમાં સ્થિતિ પામીને સ્વરને
હણી નાખેછે તે સ્વરભેદ કહેવાયછે
વાયુથી થએલ, પિત્તથી થએલ, કફથ

---

૧ કાયફલ, એરંડાના મૂળ, કાકડાશીંગી, યવાન, કાળીજીરી, સુંઠ, મરી અને પીપળ એ આઠ પદાર્થોને સમ ભાગે લઇ તેઓનું કરવામાં આવેલું ચૂર્ણ આઠ અંગોવાળું ચૂર્ણ કેહેવાયછે. (જુવો આ ખંડના ૭૮ મા પૃષ્ઠમાં કફજ્વરની ચિકિત્સા.)

થએલ, ત્રણેથી થએલ, ક્ષયથી થએલ અને મેદથી થએલ એ રીતે સ્વરભેદ છ પ્રકારનો થાયછે.

### વાયુથી થએલા સ્વરભેદનું લક્ષણ.

**तत्र वातिकस्वरभेदिनो लक्षणमाह ।**

वातेन कृष्णनयनाननमूत्रवर्चाभिन्नं शनैर्वदति गर्दभवत्स्वरश्च ॥

જેને વાયુથી સ્વરભેદ થયો હોય તો તે માણસ ગધેડાના જેવા સ્વરથી ત્રુટતાં ત્રુટતાં વાક્યો બોલેછે અને તેનાં નેત્ર, મોહોડું, મૂત્ર તથા વિષ્ટા એઓ કાળાં થઇ જાયછે.

### પિત્તથી થએલા સ્વરભેદનું લક્ષણ.

**पित्तेनाह ।**

पित्तेन पीतनयनाननमूत्रवर्चा ब्रूयाद्गलेन स च दाहसमन्वितेन ॥

गलदाहो वचनसमय एव बोद्धव्यः ॥

જેને પિત્તથી સ્વરભેદ થયો હોય તે માણસ બોલવાના સમયમાં બળતરાવાળા ગળાથી બોલેછે અને તેનાં નેત્ર, મોહોડું, મૂત્ર તથા વિષ્ટા એઓ પીળાં થઇ જાયછે.

### કફથી થએલા સ્વરભેદનું લક્ષણ.

**कफेनाह ।**

ब्रूयात्कफेन सततं कफरुद्धकण्ठः स्वल्पं शनैर्वदति चापि दिवाविशेषात्

दिवा सूर्यरश्मिभिः कफस्याल्पीभावात् ॥

જેને કફથી સ્વરભેદ થયો હોય તે માણસ નિરંતર કફથી રોકાએલા ગળાવાળો થઇ જાયછે, ધીરે ધીરે થોડુંક બોલી શકે છે અને સૂર્યની કિરણોથી કફ કાંઇક ઓછા થવાનેલીધે દિવસે કાંઇક વધારે બોલેછે.

### ત્રણેથી એટલે સન્નિપાતથી થએલા સ્વરભેદનું લક્ષણ.

**सन्निपातेनाह ।**

सर्वात्मिके भवति सर्वविकारसंम्पत्तच्चाप्यसाध्यमृषयः स्वरभेदमाहुः ॥

જેને ત્રણે દોષોથી સ્વરભેદ થયો હોય તે માણસ ઉપર કહેલા ત્રણે દોષોના વિકારોવાળો થાયછે. આ સ્વરભેદ અસાધ્ય છે એમ ઋષિઓએ કહ્યુંછે.

### ક્ષયથી થએલા સ્વરભેદનું લક્ષણ.

**क्षयजमाह ।**

धूम्येत वाक् क्षयकृते क्षयमाप्नुयाच्च सा देव चापि हतवाक् परिवर्जनीयः ॥

वाक् धूम्येत सधूमेव निःसरति क्षयं वाप्नुयाद्वागेव ॥

જેને ક્ષયથી સ્વરભેદ થયો હોય તે માણસની વાણી જાણે ધુંવાડાવાળી હોય એવી નીકળેછે અથવા ક્ષયજ પામી જાયછે. આવી રીતે હણાએલી વાણીવાળા માણસની વૈદ્યે અસાધ્ય જાણીને ચિકિત્સા કરવીજ નહિ.

### મેદથી થએલા સ્વરભેદનું લક્ષણ.

**मेदोभवमाह ।**

अन्तर्गलं स्वरमलक्ष्यपदं चिरेण मेदोऽन्वयाद्वदति दिग्धगलस्तृपार्तः ।

अन्तर्गलं गलस्य मध्य एव स्वरं वदति ॥

दिग्धगलः मेदसा श्लेष्मणा च लिप्तगलः ॥

જેને મેદથી સ્વરભેદ થયો હોય તે માણસ ઘણીવારે ગળાના મધ્યમાંજ બી-

જાઓથી નહીં સમજાય એવાં પદોવાળો સ્વર કાહાડેછે, મેદથી તથા કફથી ખરડાએલા ગળાવાળો રહેછે, અને તરશથી પીડાય છે.

## સ્વરભેદનું અસાધ્યપણું.

## असाध्यत्वमाह ।

क्षीणस्य वृद्धस्य कृशस्य चापि चिरोत्थितो यश्च सहोपजातः । मेदस्विनः सर्वसमुद्भवश्च स्वरामयो नैव स सिद्धिमेति ॥

क्षीणस्य क्षयरोगिणः कृशस्य अपुष्टस्य॥

ક્ષયરોગવાળાને થએલો, વૃદ્ધને થએલો, અપુષ્ટને થએલો, લાંબા કાળથી થએલો, જન્મથી પ્રાપ્ત થએલો, મેદવાળાને થએલો અને ત્રણે દોષોથી થએલો એટલા પ્રકારના સ્વરભેદો અસાધ્ય છે.

## સ્વરભેદની ચિકિત્સા.

## स्वरभेदचिकित्सा ।

वातादिजनितश्वासकासघ्ना ये प्रकीर्तिताः । योगास्तानत्र युञ्जीत यथा दोषं चिकित्सकः । वाते सलवणं तैलं पित्ते सर्पिः समाक्षिकम् । कफे सक्षारकटुकं क्षौद्रं कवल इष्यते । गले तालुनि जिह्वायां दन्तमूलेषु चाश्रितः । तेन निष्कृष्यते श्लेष्मा स्वरश्चाशु प्रसीदति । आद्ये कोष्णं जलं पेयं भुक्त्वा घृतरसौदनम् । क्षीराम्बुपानं पित्तोत्थे पिबेत्सर्पिरतन्द्रितः । पिप्पलीं पिप्पलीमूलं मरिचं विश्वभेषजम् । पिबेन्मूत्रेण मतिमान् कफजे स्वरसंक्षये । निदिग्धिका तुला ग्राह्या तदर्धं ग्रन्थिकस्य तु । तदर्धं चित्रकस्यापि दशमूलञ्च तत्समम् । जलद्रोणद्वये क्वाथ्यं गृह्णीयादाढकं ततः । पूते क्षिपेत्तदर्धन्तु पुराणस्य गुडस्य च । सर्वमेकत्र कृत्वा तु लेहवत्साधु साधयेत् । अष्टौ पलानि पिप्पल्यास्त्रिजातकपलं तथा । मरिचस्य पलं चैकं सर्वमेकत्र चूर्णितम् । मधुनः कुडवं दत्त्वा तदश्नीयाद्यथानलम् । निदिग्धिकावलेहोऽयं भिषग्भिर्मुनिभिर्मतः । स्वरभेदहरो मुख्यः प्रतिश्यायहरस्तथा । कासश्वासाग्निमान्द्यादीन् गुल्ममेहगलामयान् । आनाहमूत्रकृच्छ्राणि हन्यात् ग्रंथ्यर्बुदानि च ॥ निदिग्धिकावलेहः ॥

मृगनाभिः ससूक्ष्मैलालवङ्गकुसुमानि च । त्वक्क्षीरी चेति लेहोऽयं मधुसर्पिःसमायुतः । वाक्स्तम्भमुग्रं जयति स्वरभ्रंशसमन्वितम् ॥

*मृगनाभ्यादिरवलेहः ॥*

ब्राह्मी वचाभया वासा पिप्पली मधुसंयुता । अस्य प्रयोगात्सप्ताहात्किन्नरैः सह गीयते ॥

इति स्वरभेदाधिकारः ॥

વાયુ આદિથી થએલ શ્વાસને અને ઉધરસને મટાડનારા જે જે ઉપાયો કેહેવામાં આવ્યાછે તે તે ઉપાયો વૈદ્યે દોષની પદ્ધતિને અનુસરીને આ સ્વરભેદમાં પણ કરવા.

વાયુથી સ્વરભેદ થયો હોય તો લુણસહિત તેલનો, પિત્તથી સ્વરભેદ થયો હોય તો મધસહિત ઘીનો અને કફથી સ્વરભેદ થયો હોય તો ક્ષાર તથા તીખા

પદાર્થોસહિત મધને કવલ કરાવવો યોગ્ય છે. કવલ લેવાથી ગળામાં, તાળવામાં, જીભમાં અને દાંતનાં મૂળોમાં રહેલો કફ ખેંચાઈ આવેછે અને સ્વર તુરત સાફ થાયછે.

વાયુથી સ્વરભેદ થયો હોય તો ઘી તથા માંસના રસાસહિત ભાત જમીને થોડીક ઊનાશવાળું પાણી પીવું. પિત્તથી સ્વરભેદ થયો હોય તો આલસ્ય છોડીને દુધની અને પાણીનીસાથે ઘી પીવું અને કફથી સ્વરભેદ થયો હોય તો પીપળ, પીપળીમૂળ, મરી તથા સુંઠ એઓનું ચૂર્ણ કરી ગોમૂત્રનીસાથે પીવું.

## નિદિગ્ધિકાવલેહ.

ચારસો તોલાં ભાર ભોરીંગણી, બસો તોલાં ભાર પીપળીમૂળ, સો તોલાં ભાર ચિત્રક અને સો તોલાં ભાર દશમૂળ એટલા પદાર્થોને લઈ બે હજાર અડતાલીશ તોલાં ભાર પાણીમાં તેઓનો ક્વાથ કરવો. બળતાં બળતાં બસો છપન તોલાં ભાર પાણી અવશેષ રહે ત્યારે તે પાણીને વસ્ત્રથી ગળી લઇ તેમાં તે પાણીથી અર્દ્ધ જુનો ગોળ મેળવી દઈને પાછો તેનો શીરાના જેવો સારો પાક કરવો. પછી એ પાકમાં બત્રીશ તોલાં ભાર ત્રિજાતક, (તજ તમાલપત્ર એલચી) અને ચાર તોલાં ભાર મરી એઓનું ચૂર્ણ તથા સોળ તોલાં ભાર મધ નાખવો એટલે નિદિગ્ધિકાવલેહ સિદ્ધ થાયછે. આ અવલેહ પોતાના જઠરાગ્નિના બળપ્રમાણે ખાવો. આ અવલેહ સ્વરભેદનો નાશ કરવામાં ઉત્તમ છે અને સળીખમને પણ મટાડે છે એમ વૈદ્યમુનિઓએ માનેલુંછે. આ અવલેહ ઉધરસને, શ્વાસને, અગ્નિની મંદતા આદિને, ગોળાને, પ્રમેહોને, ગળાના રોગોને, વિષ્ટાના રોકાવાથી પેડુના ચડવાને, મૂત્ર કૃચ્છ્રોને, ગ્રંથિઓને અને અર્બુદોને પણ મટાડેછે.

## મૃગનાભ્યાદિ અવલેહ.

કસ્તૂરી, ઝીણી એલચી, લવીંગ અને વંશલોચન એઓનું ચૂર્ણ કરી મધમાં તથા ઘીમાં કાલવીને ખાવામાં આવે તો તેથી સ્વરભેદ અને જીભનું અટકવું મટી જાયછે.

## બ્રાહ્માદિ અવલેહ.

બ્રાહ્મી, વજ, હરડે, અરડૂસો, અને પીપળ એઓને વાટી મધમાં કાલવીને ચાટવામાં આવે તો તેથી સાત દિવસની અંદર કિન્નરોનીસાથે ગાઇ શકાય છે.

**સ્વરભેદનો અધિકાર સંપૂર્ણ.**

# અરોચક (અરૂચિ) નો અધિકાર.

## અરોચકનું નિદાન તથા સંખ્યાસહિત સામાન્ય લક્ષણ.

**अथारोचकाधिकारः ।**

**तत्र सनिदानमरोचकमाह ।**

वातादिभिः शोकभयार्त्तिलोभक्रोधैर्मनोघ्नाशनरूपगन्धैः । अरोचकाः स्युः परिहृष्टदन्तः कषायवक्त्रश्च मतोऽनिलेन ॥

अरोचकाः न भोजने रुचिमुत्पादयन्तीत्यरोचका व्याधयः पञ्च वातादिभेदैः ॥

વાયુ આદિથી, શોકથી, ભયથી, પીડાથી, લોભથી, ક્રોધથી, મનોભંગ કરનારાં ભોજનોથી, મનોભંગ કરનારાં રૂપોથી અને મનોભંગ કરનારા ગંધોથી અન્નાદિકઉપર જે અરૂચિ થાયછે તે

અરોચક કહેવાયછે. વાયુથી થએલ, પિત્તથી થએલ, કફથી થએલ, શોક આદિ આગંતુક કારણોથી થએલ અને ત્રણે દોષોથી થએલ એવી રીતે અરોચકના પાંચ ભેદ છે.

**વાયુથી થએલ અરોચકનું લક્ષણ.**

**वातिकस्य लक्षणमाह ।**

परिहृष्टदन्तः अम्लभक्षणेनेव परिहृष्टो दन्तो यस्य सः । तथा कषायवक्त्रः कषायरसं वक्त्रं यस्य सः ॥

જો અરોચક વાયુથી થએલ હોય તો જાણે ખાટા પદાર્થો ખાવામાં આવ્યા હોય તેમ દાંત અંબાઈ જાયછે અને મોહોડું તુરૂં થઈ જાયછે.

**પિત્તથી થએલ અરોચકનું લક્ષણ.**

**पैत्तिकमाह ।**

**कट्वम्लमुष्णं विरसञ्च पूति पित्तेन विद्याल्लवणञ्च वक्त्रम् ॥**

कट्वम्लमित्यादिना विद्यादित्यनेन पैत्तिकस्य लक्षणमाहुः ॥

જો અરોચક પિત્તથી થએલ હોય તો મોહોડું તીખું, ખાટું, રસ વગરનું અને દુર્ગંધવાળું થઈ જાયછે.

**કફથી થએલ અરોચકનું લક્ષણ.**

**श्लैष्मिकमाह ॥**

**यतो विदग्धः श्लेष्मास्य लवणभावमुपैति ततो लवणञ्च वक्त्रम् । तथा । माधुर्यपैच्छिल्यगुरुत्वशैत्यस्निग्धत्वदौर्गन्ध्ययुतं कफेन ॥**

पैच्छिल्यं मुखस्याभ्यन्तरे स्निग्धत्वं बहिः ॥

જો કફથી અરોચક થએલ હોય તો વિદાહ પામેલો કફ ખારો થઇ જવાનેલીધે મોહોડું ખારૂં થઇ જાયછે અને તેમજ કફનેલીધે મીઠું થાયછે, અંદર તાંતણાવાળું થઇ જાયછે, બાહાર સ્નિગ્ધ થઇ જાયછે, ભારે થઇ જાયછે તથા શીતપણાવાળું અને દુર્ગંધવાળું થાયછે.

**આગંતુક કારણોથી થએલ અરોચકનું લક્ષણ.**

**आगन्तुजमाह ।**

**अरोचके शोकभयातिलोभक्रोधाद्यहृद्याशुचिगन्धजे स्यात् । स्वाभाविकञ्चास्यमथारुचिश्च त्रिदोषजेनैकरसं भवेच्च ॥**

क्रोधादित्यादिशब्देनाहृद्ययोरशनरूपयोर्ग्रहणं स्वाभाविकञ्च अविकृतरसम् ॥

શોકથી, ભયથી, અતિલોભથી, ક્રોધાદિકથી, અપ્રિય ભોજનથી, અપ્રિય રૂપથી કે અપ્રિય ગંધથી અરોચક થએલ હોય તો અરૂચિ છતાં મોહોડું સ્વભાવિક એટલે અવિકૃત રસવાળુ રેહેછે.

**ત્રણે દોષોથી થએલ અરોચકનું લક્ષણ.**

**त्रिदोषजमाह ।**

नैकरसम् अनेकरसमास्यं स्यात् ॥

જો ત્રણે દોષોથી અરોચક થએલ હોય તો મોહોડું અનેક રસોવાળું થઇ જાયછે.

**વાયુ આદિથી થએલપણા આદિ ભેદ ઉપરથી મોહોડામાં જે વિકૃતિ કહી તે ઉપરાંત અરોચકસંબંધી બીજી વિકૃતિ.**

**वातजादिभेदेन मुखे विकृतिमभिधायान्यथा विकृतिमाह ।**

हृच्छूलपीडनयुतं पवनेन पित्तात्

तृद्दाहचोपवहुलं सकफप्रसेकम् । श्लेष्मात्मकं वहुरुजं वहुभिश्च विद्याद्वैगुण्यमोहजडताभिरथापरञ्च ॥

हृच्छूलपीडनयुतं हृदि शूलेन पीडनं तेन युतम् । दोषः पार्श्वस्थिताग्निनेव सन्तापः बहुभिः त्रिभिर्दोषैः बहुरुजम् उक्तवातादिरोगयुक्तं वैगुण्यं मनसो व्याकुलत्वं जडता शून्यता अपरं आगन्तुजम् ॥

જો અરોચક વાયુથી થએલ હોય તો છાતીમાં શૂળની પીડા થાયછે. પિત્તથી થએલ હોય તો અત્યંત તરશ, બળતરા તથા અગ્નિની પાસે બેઠા જેવો સંતાપ થાયછે. કફથી થએલ હોય તો મોહોડામાં કફવાળાં થુંક આવ્યા કરેછે. ત્રણે દોષોથી થએલ હોય તો ઉપર કહેલાં ઘણાખરાં સઘળાં ચિન્હો થાયછે અને આગંતુક કારણોથી થએલ હોય તો મનમાં વ્યાકુલતા, મોહ તથા શૂન્યતા થાયછે.

## વિશેષ વિવેચન.

भक्तद्वेषभक्तछन्दौ चरकसुश्रुताभ्यामरोकचत्वेनैव संगृहितौ । वृद्धभोजस्तेषां लक्षणानि पृथगाह ।

प्रक्षिप्तन्तु मुखे चान्नं यत्र नास्वादते नरः । अरोचकः स विज्ञेयो भक्तद्वेषमतः शृणु ॥

आस्वादते अन्नस्य मिष्टतां न प्राप्नोति । तदन्न मिष्टं न लगतीति यावत् ॥

चिन्तयित्वा तु मनसा दृष्ट्वा स्पृष्ट्वा तु भोजनम् । द्वेषमायाति यो जन्तुर्भक्तद्वेषः स उच्यते । कुपितस्य भयार्त्तस्य तथा भक्तिनिरोधिनः । यत्र नान्ने भवेच्छ्रद्धा स भक्ताच्छन्द उच्यते ॥

જોકે ચરકે અને સુશ્રુતે ભક્તદ્વેષને અને ભક્તાચ્છંદને અરોચકમાંજ ગણેલા છે તોપણ વૃદ્ધ ભોજે એઓનાં લક્ષણો અરોચકથી જુદાં કહ્યાં છે. વૃદ્ધભોજ કહેછે કે "મોહોડામાં નાખેલું અન્ન મીઠું ન લાગે એ અરોચક કહેવાયછે. મનથી ભોજનનું ચિંતન કરી, ભોજનને નજરે જોઈ તથા ભોજનનો સ્પર્શ કરીને ભોજન ઉપર જે દ્વેષ ઉત્પન્ન થાય તે ભક્તદ્વેષ કહેવાયછે. કોપથી, ભયની પીડાથી તથા પ્રેમના રોધથી અન્ન ઉપર શ્રદ્ધાજ ન રહે એ ભક્તાચ્છંદ કહેવાયછે."

## અરોચકની ચિકિત્સા.

### अथारोचकस्य चिकित्सा ।

भोजनाग्रे सदा पथ्यं लवणार्द्रकभक्षणम् । रोचनं दीपनं वह्नेर्जिह्वाकण्ठविशोधनम् ॥ शृङ्गवेररसं वापि मधुना सह योजयेत् । अरुचिश्वासकासघ्नं प्रतिश्यायकफापहम् । पक्वाम्लीका सिता शीतवारिणा वस्त्रगालिता । एला लवङ्गकर्पूरमरिचैरवधूलिता । पानकस्यास्य गण्डूषं धारयित्वा मुखे मुहुः । अरुचिं नाशयत्येष पित्तं प्रशमयेत्तथा ॥

अम्लीकापानम् ॥

राजिकाजीरकौ भृष्टौ भृष्टं हिङ्गु सनागरम् । सैन्धवं दधि गोः सर्वं वस्त्रपूतं प्रकल्पयेत् ॥ तावन्मात्रं क्षिपेत्तत्र यथा स्याद्रुचिरुत्तमा । तक्रमेतद्भवेत्सद्यो रोचनं वह्निवर्धनम् ॥

तक्रन्तु गव्यम् ॥

सम्यगावर्तितं दुग्धं नियद्धं दधि-

माहिषम् । एकीकृत्य पटे घृष्टं शुभ्रशर्करया समम् ॥ एलालवङ्गकर्पूरमरिचैश्च समन्वितम् । नाम्ना शिखरिणी कुर्याद्रुचिं सकलवल्लभाम् । द्वे पले दाडिमाम्लस्य खण्डं दद्यात् पलत्रयम् । त्रिसुगन्धि पलं चैकं चूर्णमेकत्र कारयेत् ॥ तच्चूर्णं मात्रया भुक्तमरोचकहरं परम् । दीपनं पाचनञ्च स्यात्पीनसज्वरकासजित् ॥

*दाडिमादिचूर्णम् ॥*

लवङ्गकङ्कोलमुशीरचन्दनं नतं सनीलोत्पलकृष्णजीरकम् । जलं सकृष्णा गुरुभृङ्गकेसरं कणा च विश्वा नलदं सहैलया ॥ तुषारजातीफलवंशरोचनाः सितार्द्धभागा सकलं विचूर्णितम् । सुरोचनं तर्पणमग्निदीपनं बलप्रदं वृष्यतमं त्रिदोषजित् ॥ उरोविबन्धं तमकं गलग्रहं सकासहिक्कारुचियक्ष्मपीनसम् । ग्रहण्यतीसारमुरःक्षतं नृणां तथा प्रमेहान्निखिलान्निहन्ति ॥

कङ्कोलं सुगन्धविशेषः । नतं तगरम् । जलं वालकं भृङ्गं त्वक् नलदमुशीरम् तुषारः कर्पूरः । लवङ्गादिचूर्णम् ॥

यवानी दाडिमं शुण्ठी तिन्तिरीकाम्लवेतसैः । बदराम्लं च कुर्वीत चतुःशाणमितानि च । सार्धद्विशाणं मरिचं पिप्पली दशशाणिका । त्वक्सौवर्चलधान्याकजीरकं द्विद्विशाणिकम् । चतुःषष्टिमितैः शाणैः शर्करामत्र योजयेत् । चूर्णितं सर्वमेकत्र यवानीखाण्डवाभिधम् । चूर्णं जयेत्पाण्डुरोगं हृद्रोगं ग्रहणीज्वरम् । छर्दिशोषातिसारांश्च प्लीहानाहविबन्धताम् । अरुचिं शूलमन्दाग्निमर्शोजिह्वागलामयान् ॥

यवानी खाण्डवं चूर्णम् । इत्यरोचकाधिकारः ॥

ભોજનથી આગળ સર્વદા લુણનું અને આદુનું ભક્ષણ કરવું એ પથ્ય છે, રૂચિ ઉપજાવનાર છે, અગ્નિને દીપ્ત કરનાર છે અને જીભને તથા કંઠને સાફ કરનાર છે.

*મધનીસાથે આદુનો રસ પીવામાં આવે તો તેથી અરૂચિ, શ્વાસ, ઉધરસ, સળીષ્મઅને કફ એઓનો નાશથાયછે.*

## અમ્લીકાપાનક.

પાકેલાં આંબલીનાં ફળ અને સાકર એઓને ટાઢા પાણીમાં ઘોળી તે પાણીને વસ્ત્રથી ગાળી લઇ તેમાં એલચી, લવીંગ, કપુર અને મરી એઓનું ચૂર્ણ ભભરાવવું એટલે અમ્લીકાપાનક સિદ્ધ થાયછે. આ પાનકનો કોગળો જો મોહોડામાં વારંવાર રાખવામાં આવે તો તેથી અરૂચિનો નાશ થાયછે અને પિત્તનું પ્રશમન થાયછે.

## તક્ર.

શેકેલી રાઇ, શેકેલું જીરૂં, શેકેલી હીંગ, શેકેલી સુંઠ, સૈંધવ અને ગાયનું દહી એ સર્વેને મિશ્રિત કરી વસ્ત્રથી ચાળી લઇને પછી તેમાં ગાયની તેટલી ઘાટી છાશ નાખવી કે જેટલીથી ઉત્તમ રૂચિ થાય. આ છાશ તુરતજ રૂચિને ઉત્પન્ન કરેછે અને જઠરાગ્નિને વધારેછે.

## શિખરિણી (શિખંડ.)

સારીપેઠે એટલું દુધ અને વસ્ત્રમાં બાંધીને પાણી વગરનું કરેલું ભેંશનું દહી

એઓને એકઠાં કરી તેમાં સ્વચ્છ સાકર નાખી લુગડામાં ઘસી ગાળી લઈ તેમાં એલચી, લવીંગ, ભીમસેની બરાસ અને મરી નાખવાં એટલે શિખરિણી સિદ્ધ થાયછે. સઘળા લોકોને પ્યારી લાગે એવી આ શિખરિણી રૂચિને ઉત્પન્ન કરેછે.

### દાડિમાદિ ચૂર્ણ.

આઠ તોલાં દાડિમનાં બીજ, (દાડિમસાર) બાર તોલાં ખાંડ અને એક તોલું ત્રિસુગંધિ, (તજ, તમાલપત્ર, એલચી) એઓનું એકઠું ચૂર્ણ કરી તે ચૂર્ણ માત્રાથી ખાવામાં આવે તો તેથી અરૂચિ ટળી જાયછે. આ ચૂર્ણ અગ્નિને દીપ્ત કરનાર છે, પાચન છે અને સળીખમને, જ્વરને તથા ઉધરસને મટાડનાર છે.

### લવંગાદિ ચૂર્ણ.

લવીંગ, મરીચકંકોલ, બે ભાગ કાળો વાળો, સુખડ, તગર, નીલકમળ, કાળીજીરી, ધોળો વાળો, અગરૂ, તજ, નાગકેસર, પીપળ, સુંઠ, એલચી, ભીમસેની બરાસ, જાયફલ, વંશલોચન અને એ સર્વથી અર્દ્ધ સાકર એઓનું ચૂર્ણ કરી ખાવામાં આવે તો તેથી રૂચી ઉત્પન્ન થાયછે, તૃપ્તિ થાયછે, અગ્નિ પ્રદીપ્ત થાયછે, બળ વધેછે, મૈથુનશક્તિની વૃદ્ધિ થાયછે, ત્રણે દોષ જીતાય છે અને માણસોના છાતીનો ભીડો, તમકશ્વાસ, ગળાનું ઝલાવું, ઉધરસ, હેડકી, અરૂચિ, ક્ષયરોગ, સળીખમ, ગ્રહણી, અતીસાર, ઉરઃક્ષત, તથા સઘળા પ્રમેહો એટલા રોગો મટી જાય છે.

### યવાની ખાંડવ ચૂર્ણ.

યવાન, દાડિમ, સુંઠ, આંબલી, અમલબેદ, અને સુકાવેલો બોરનો ગર્ભ એ પ્રત્યેક પદાર્થો છનુ છનુ ચણોઠી ભાર લેવા. મરી સાઠ ચણોઠી ભાર લેવાં. પીપળ બસો ચાલીશ ચણોઠી ભાર લેવી. તજ, સંચળ, ધાણા અને જીરૂં એ પ્રત્યેક પદાર્થો અડતાલીશ અડતાલીશ ચણોઠી ભાર લેવા. સાકર ચોસઠ શાણ ભાર (ચોવીશ ચણોઠી ભારનું એક શાણ થાયછે.) લેવી. પછી એ સર્વને ચૂર્ણ કરી એકઠાં કરવાં એટલે તે યવાની ખાંડવ નામનું ચૂર્ણ થાયછે. આ ચૂર્ણ ખાવાથી પાંડુરોગ, છાતીનું દરદ, ગ્રહણી, જ્વર, ઉલટી, શોષ, અતીસાર, બરલનું દરદ, પેડુનું ચડવું, મલબંધ, અરૂચિ, શૂળ, અગ્નિનું મંદપણું, અરશ, જીભના રોગ અને ગળાના રોગ મટી જાયછે.

અરોચકનો અધિકાર સંપૂર્ણ.

---

## ઊલટીનો અધિકાર.

### अथ छर्द्यधिकारः ।

### तत्र छर्देर्विप्रकृष्टसन्निकृष्टनिदानपूर्विकां संप्राप्तिमाह ।

अतिद्रवैरतिस्निग्धैरहृद्यैर्लवणैरपि । अकाले चातिमात्रैश्च तथाऽसात्म्यैश्च भोजनैः । आमाद्भयात्तथोद्वेगादजीर्णात् क्रमिदोषतः । नार्याश्चापन्नसत्वायास्तथातिद्रुतमश्नुतः । बीभत्सैर्हेतुभिश्चान्यैर्द्रुतमुत्क्लिश्यते बलात् ॥

अमात् असम्यक् पक्वाद्रसात् अजीर्णात् यथास्थितादुक्तात् आपन्नसत्वायाः प्राप्तगर्भायाः ॥

दुष्टैर्दोषैः पृथक् सर्वैर्बीभत्स्यालो-

कनादिभिः । छर्दयः पञ्च विज्ञेया-स्तासां लक्षणमुच्यते ॥

अन्यैर्बीभत्सैर्ष्याविकृतैर्हेतुभिर्घृणाकारिभिः । अनिष्टश्रवणस्पर्शनदर्शनभक्षणपानैः उत्क्लिश्यते ॥

અત્યંત દ્રવરૂપ ભોજનોથી, અત્યંત સ્નિગ્ધ ભોજનોથી, અપ્રિય ભોજનોથી, ખારાં ભોજનોથી, સમયવગરનાં ભોજનોથી, અત્યંત ભોજનોથી, અહિત ભોજનોથી, આમથી, ભયથી, ઉદ્વેગથી, અજીર્ણથી, કૃમિના દોષથી, ગર્ભ રેહેવાથી, બહુજ ઉતાવળું જમવાથી, દુષ્ટ થએલા વાયુથી, દુષ્ટ થએલા પિત્તથી, દુષ્ટ થએલા કફથી, દુષ્ટ થએલા ત્રણે દોષોથી અને ગ્લાનિ પમાડનાર સુગામણા પદાર્થોનાં દર્શન, શ્રવણ, સ્પર્શન તથા ભક્ષણ એઓથી જમેલું અન્ન બલાત્કારથી પાછું ઊછળતાં પાંચ પ્રકારની ઉલટીઓ થાયછે કે જેઓનાં લક્ષણો કેહેવામાં આવશે.

આમ એટલે બરાબર નહીં પાકેલો રસ અને અજીર્ણ એટલે જેવું ખાધું હોય તેવું ને તેવુંજ પેટમાં પડી રહેલું અન્ન સમજવું.

## ઉલટીનું પૂર્વરૂપ.

### पूर्वरूपमाह ।

हृल्लासोद्गारसंरोधौ प्रसेको लवणास्यता । द्वेषोऽन्नपाने च भृशं वमीनां पूर्वलक्षणम् ॥

ઉલટી થવાની હોય ત્યારે મોળ આવેછે, ઓડકાર રોકાઇ જાયછે, મોહોડામાં પાણી આવેછે, મોહોડું ખારૂં થઈ જાયછે અને અન્નપાન ઉપર બહુજ દ્વેષ થાયછે.



## ઉલટીનું સામાન્ય લક્ષણ.

### छर्देः सामान्यं लक्षणमाह ।

छादयन्नाननं वेगैरर्दयन्नङ्गभञ्जनैः । निरुच्यते छर्दिरिति दोषो वक्त्रं प्रधावितः ॥

छादयन् पूरयन् अङ्गभञ्जनैः अङ्गभेदैः अर्दयन् अङ्गानि पीडयन् वक्त्रं प्रधावितो दोषश्छर्दिरित्युच्यते ॥

વેગોથી મોહોડાને ભરી દેતો, અંગોને મરડવાથી પીડતો અને મોહોડામાં દોડી પોહોંચતો જે દોષ તે ઉલટી કેહેવાયછે.

## વાયુથી થએલી ઉલટીનું લક્ષણ.

### वातजाया लक्षणमाह ।

हृत्पार्श्वपीडामुखशोषशीर्षनाभ्यर्तिकासस्वरभेदतोदैः । उद्गारशब्दप्रबलं सफेनं विच्छिन्नकृष्णं तनुकं कषायम् । कृच्छ्रेण चाल्पं महता च वेगेनार्तोऽनिलाच्छर्दयतीव दुःखम् ॥

कषायं कषायरसम् । दुःखमिव छर्दयति ॥

વાયુના સંબંધની ઉલટીવાળો માણસને છાતીમાં તથા પડખાંઓમાં પીડા થાયછે, મોહોડું સુકાય છે, માથામાં તથા નાભિમાં વ્યથા થાયછે, ઉધરસ આવેછે, સ્વર બેસી જાયછે, અંગોમાં સોઇઓ ભોંકતા જેવું લાગેછે, અને તે માણસ હેબકાના શબ્દની પ્રબલતાવાળું, ફીણવાળું, ત્રુટેલું, કાળું, પાતળું, તુરૂં તથા થોડું વમન કષ્ટથી તથા મોટા વેગથી માંડમાંડ કરેછે.

## પિત્તથી થએલી ઉલટીનું લક્ષણ.

### पित्तजामाह ।

मूर्छा पिपासा मुखशोषमूर्द्धताल्वक्षिसन्तापतमोभ्रमार्त्तः । पीतं भृशोष्णं हरितञ्च तिक्तं धूम्रञ्च पित्तेन वमेत्सदाहम् ॥

પિત્તના સંબંધની ઉલટીવાળો માણસ મૂર્છાથી, તરશથી, મોહોડાના શોષથી, માથાના તાળવાના તથા નેત્રના સંતાપથી, અંધારાથી તથા ભ્રમથી પીડાય છે અને પીળું, અત્યંત ઊનું, હરિતરંગવાળું, કડવું, ધૂમ્રતાવાળું અને દાહવાળું વમન કરેછે.

## કફથી થએલી ઉલટીનું લક્ષણ.

### कफजामाह ।

तन्द्रास्यमाधुर्यकफप्रसेकसन्तोषनिद्रारुचिगौरवार्त्तः । स्निग्धं घनं स्वादु कफाद्धि शुक्लं सलोमहर्षोऽल्परुजं वमेत्तु ॥ सन्तोषस्तृप्तिः ॥

કફના સંબંધની ઉલટીવાળો માણસ તંદ્રાથી, મોહોડાની મીઠાશથી, કફ ઝરવાથી, તૃપ્તિ રેહેવાથી, નિદ્રાથી, અરૂચિથી તથા ભારેપણાથી પીડાય છે અને જેનાં રૂવાણાં ઊભાં થઇ જાયછે એવો તે માણસ સ્નિગ્ધ, ઘાટું, મીઠું, ધોળું અને થોડી વેદનાવાળું વમન કરેછે.

## ત્રણે દોષથી થએલી ઊલટીનું લક્ષણ.

### त्रिदोषजामाह ।

शूलाविपाकारुचिदाहतृष्णाश्वाससमप्रमोहप्रबला प्रसक्ता । छर्दिस्त्रिदोषाल्लवणाम्लनीलसान्द्रोष्णरक्तं वमतां नृणां स्यात् ॥

ત્રણે દોષોના સંબંધની ઊલટીવાળાં માણસોને શૂળ નીકળેછે, અન્નનો ખરાબ પાક થાયછે, અરૂચિ દાહ તરસ શ્વાસ તથા પ્રમેહ અત્યંત થાયછે અને ખારૂં, ખાટું, નીલરંગવાળું ઘાટું, ઊનું તથા લોહીવાળું વમન થાયછે.

## આગંતુક કારણોથી થએલી ઊલટીનું લક્ષણ.

### आगन्तुजामाह ।

असात्म्यजा च क्रिमिजामजा च वीभत्सजा दौर्हृदजा च या हि । सा पञ्चमी ताश्च विभावयेच्च दोषोच्छ्रयेणैव यथोक्तमादौ ॥

एताः पञ्चाप्यागन्तुजत्वेन सात्म्यादेकैव । अतएव सागन्तुजा पञ्चमी विभावयेत् अनुबन्धयेत् ॥

અહિત આહારથી થએલી, કૃમિઓથી થએલી, આમથી થએલી, સુગામણા પદાર્થોનાં દર્શન આદિથી થએલી અને ગર્ભ રેહેવાથી થએલી એ રીતે આગંતુજ ઊલટી પાંચ પ્રકારની થાયછે અને તે આગંતુજ ઊલટી આગળ કહ્યાપ્રમાણે પાછળથી દોષોના સંબંધને પ્રાપ્ત થાયછે.

## ઉલટીના ઉપદ્રવો.

### उपद्रवानाह ।

कासः श्वासो ज्वरस्तृष्णा हिक्का वैचित्यमेव च । हृद्रोगस्तमकश्चैव ज्ञेयाश्छर्देरुपद्रवाः ॥

वैचित्यं विकृतचित्तत्वं तमकोऽत्र तमः। श्वासपदेनैव तमकाख्यस्यापि श्वासस्योक्तेः॥

ઊધરસ, શ્વાસ, જ્વર, તરશ, હેડકી, ચિત્તનું વિકૃતપણું, છાતીનું દરદ અને અંધારૂં એટલા ઊલટીના ઉપદ્રવો છે.

## ઊલટીનું અસાધ્યપણું તથા સાધ્યપણું.

### असाध्यां साध्याश्चाह।

क्षीणस्य या छर्दिरतिप्रसक्ता सोपद्रवा शोणितपूययुक्ता। सचन्द्रिकां तां प्रवदन्त्यसाध्यां साध्याश्चिकित्सेन्निरुपद्रवां च॥

सचन्द्रिकां मयूरपिच्छचन्द्रिकाप्रभायुक्ताम्॥

જે ઉલટી ક્ષીણ થએલા માણસને અત્યંત લાગુ પડેલી હોય, ઊપદ્રવોવાળી હોય, લોહીથી તથા પરૂથી સંયુક્ત હોય અને મોરપીંછના ચાંડલાના જેવી કાંતિવાળી હોય તે ઉલટી અસાધ્ય કેહેવાયછે અને જે ઉલટી ઉપદ્રવો વગરની હોય તે સાધ્ય કેહેવાયછે.

## ઊલટીની ચિકિત્સા.

### अथ छर्देश्चिकित्सा।

आमाशयोत्क्लेशभवा हि सर्वाश्छर्द्यो मतालङ्घनमेव तस्मात्। विधीयते मारुतजां विना तु संशोधनं वा कफपित्तहारि। हन्यात् क्षीरोदकं पीतं छर्दिं पवनसंभवाम्। मुद्गामलकयूपो वा ससर्पिष्कः ससैन्धवः॥

क्षीरोदकं नाशितस्य क्षीरस्योदकम्॥

गुडूची त्रिफला निम्बपटोलैः क्वथितं जलम्। पिबेन्मधुयुतं तेन छर्दिर्नश्यति पित्तजा। हरीतकीनां चूर्णन्तु लिह्यान्माक्षिकसंयुतम्। अधोमार्गीकृते दोषे छर्दिः शीघ्रं निवर्त्तते। विडङ्गत्रिफलाविश्वाचूर्णं मधुयुतं जयेत्। विडङ्गप्लवशुण्ठीनां चूर्णं वा कफजां वमिम्।

प्लवं कैवर्त्तमुस्तकं गुडतजी इति लोके॥

पिष्ट्वा धात्रीफलं लाजान् शर्कराञ्च पलोन्मिताम्। दत्त्वा मधुपलञ्चापि कुडवं सलिलस्य च। वाससा गालितं पीतं हन्ति छर्दिं त्रिदोषजाम्। गुडूच्या रचितं हन्ति हिमं मधुसमन्वितम्। दुर्निवारामपि छर्दिं त्रिदोषजनितां बलात्। एलालवङ्गगजकेसरकोलमज्जालाजाप्रियङ्गुघनचन्दनपिप्पलीनाम्॥ चूर्णानि माक्षिकसितासहितानि लीढ्वा छर्दिं निहन्ति कफमारुतपित्तजाताम्॥

एलादिचूर्णम्॥

अश्वत्थवल्कलं शुष्कं दग्धं निर्वापितं जले। तज्जलं पानमात्रेण छर्दिं जयति दुर्जयाम्। पथ्यात्रिकटुधान्याकजीरकाणां रजो लिहन्। मधुना नाशयेच्छर्दिमरुचिञ्च त्रिदोषजाम्। बिल्वत्वचो गुडूच्या वा क्वाथः क्षौद्रेण संयुतः। छर्दिं त्रिदोषजां हन्ति पर्पटः पित्तजां तथा। आम्रास्थिबिल्वनिर्यूहः पीतः समधुशर्करः। निहन्याच्छर्दतीसारं वैश्वानर इवाहुतिम्॥

निर्यूहः क्वाथः॥

जम्ब्वाम्रपल्लवशृतं लाजरजः संयुतं शीतम्। शमयति मधुना युक्तं वमिमतिसारं तृषामुग्राम्। बीभत्सजां हृद्यत-

मेरिष्टैर्दौर्हृदजां फलैः । लङ्घनैरामजां छर्दिं जयेत् सात्म्यैरसात्म्यजाम् । क्रिमिहृद्रोगवद्धन्याच्छर्दिं क्रिमिसमुद्भवाम् । तत्र तत्र यथादोषं क्रियां कुर्याच्चिकित्सकः । सोद्गारायां भृशं छर्द्यां मूर्वाया धान्यमुस्तयोः । समधूकाञ्जनं चूर्णं लेहयेन्मधुसंयुतम् । सौवर्चलमजाजी च शर्करा मरिचानि च । क्षौद्रेण सहितं लीढं सद्यश्छर्दिनिवारणम् ॥

इति छर्द्यधिकारः ॥

સઘળા પ્રકારની ઊલટીઓ આમાશયના ઊછાળાથી થાયછે એટલામાટે તેઓમાં લંઘન કરાવવું અથવા કફને અને પિત્તને હરનારૂં સંશોધન કરવું પણ વાયુથી થએલી ઊલટીમાં એ ચિકિત્સા કરવી યોગ્ય નથી.

દહી નાખીને ફાડી નાખેલા દુધનું પાણી પીવાથી અથવા ઘી સહિત અને સૈંધવ સહિત મગનો તથા આમળાનો યૂષ પીવાથી વાયુ સબંધી ઊલટી મટી જાયછે.

ગળો, હરડે, બેહેડાં, આમળાં, લીંબડો અને કડવાં પરવળ અથવા કડવી ઘીસોડી એઓનો ક્વાથ કરી મધ નાખીને પીવામાં આવે તો તેથી પિત્તસંબંધી ઊલટી મટી જાયછે.

હરડેનું ચૂર્ણ કરી મધમાં કાલવીને ચાટવું એટલે તેથી દોષ ગુદાના માર્ગે તરફ વળતાં ઊલટી શીઘ્ર બંધ પડી જાયછે.

વાવડીંગ, હરડે, બેહેડાં, આમળાં તથા સુંઠ એઓનું ચૂર્ણ કરી મધમાં કાલવીને ખાવાથી અથવા વાવડીંગ, ડેવડીમોથ અને સુંઠ એઓનું ચૂર્ણ કરી મધમાં કાલવીને ખાવાથી કફસંબંધી ઊલટી જીતાઈ જાયછે.

આમળાં, ચોખાની ધાણી અને ચાર રૂપીઆભાર સાકર એઓને વાટી તેમાં ચાર રૂપીઆભાર મધ અને સોળ રૂપીઆભાર પાણી નાખી વસ્ત્રથી ગળી લઇને પીવામાં આવે તો તેથી ત્રણે દોષો સંબંધી ઊલટી હણાઈ જાયછે.

ગળોનું હિમ કરી મધ નાખીને પીવામાં આવે તો તેથી ત્રણે દોષોસંબંધી ન અટકે એવી ઊલટી પણ બલાત્કારે મટી જાયછે.

એળચી, લવીંગ, નાગકેસર, બોરનો ગર્ભ, ચોખાની ધાણી, ધઊલાં, મોથ, સુખડ અને પીપળ એઓનું ચૂર્ણ કરી મધમાં તથા સાકરમાં કાલવીને ચાટવામાં આવે તો તેથી કફ, વાયુ તથા પિત્ત એઓથી થએલી ઊલટી મટી જાયછે. આ ચૂર્ણ એલાદિચૂર્ણ કેહેવાયછે.

પીપળાનાં કુંપળીઆં અને બોલસરીનાં ફૂલ એઓને સુકાવી બાળી પાણીમાં નાખી ને તે પાણી પીવામાં આવે તો તેથી તુરતજ દુર્જય ઉલટી પણ જીતાઇ જાયછે.

હરડે, સુંઠ, મરી, પીપળ, ધાણા અને જીરૂં એઓનું ચૂર્ણ કરી મધમાં કાલવીને ચાટવામાં આવે તો તેથી ત્રણે દોષોથી થએલી ઊલટી અને અરૂચિ ટળી જાયછે.

બીલાંની છાલનો અથવા ગળોનો ક્વાથ કરી મધ નાખીને પીવામાં આવે તો તેથી ત્રણે દોષસંબંધી ઊલટી મટી જાયછે.

ખડસલીયો વાટીને પીવામાં આવે તો તેથી પિત્તસંબંધી ઊલટી મટી જાયછે.

આંબાની ગોઠલી અને બીલું એઓનો ક્વાથ કરી મધ તથા સાકર નાખીને પીવામાં આવે તો તેથી જેમ અગ્નિથી આહુતિનો નાશ થાયછે તેમ ઊલટીવાળા અતીસારનો નાશ થાયછે.

જાંબુનાં પાનડાં અને આંબાનાં પાંનડાં એઓનો ક્વાથ કરી તેમાં ચોખાની ધાણીનું ચૂર્ણ તથા મધ નાખીને પીવામાં આવે તો વમન, અતિસાર તથા ઊગ્ર તરશ શાંત થઇ જાયછે.

બીભત્સ પદાર્થોના દર્શન આદિથી થએલી ઊલટીને અત્યંત પ્રિય પદાર્થોના ઉપયોગથી જીતવી, ગર્ભથી થએલી ઊલટીને પ્યારાં ફળોના ઉપયોગથી જીતવી, આમથી થએલી ઊલટીને લંઘનોથી જીતવી અને અહિત પદાર્થોથી થએલી ઊલટીને હિત પદાર્થોથી જીતવી.

વૈદ્યે કૃમિઓથી થએલી ઉલટીને કૃમિઓથી થએલી છાતીના દરદની ચિકિત્સાથી જીતવી અને તે તે પ્રકારેમાં તે તે દોષોને અનુસરીને ક્રિયા કરવી.

બહુજ ઓડકારવાળી ઊલટી થતી હોય તો પીલુડી, ધાણા, મોથ, જેઠીમધ તથા રસવંતી એઓનું ચૂર્ણ કરી મધમાં કાલવીને ચટાડવું.

સંચળ, જીરૂં, સાકર અને મરી એઓનું ચૂર્ણ કરી મધમાં કાલવીને ચાટવામાં આવે તો ઊલટીનું તુરત નિવારણ થાયછે.

ઊલટીનો અધિકાર સંપૂર્ણ.

## તરશનો અધિકાર.

### તરશની નિદાનપૂર્વક સંપ્રાપ્તિ તથા સંખ્યા.

### अथ तृष्णाधिकारः ।

### तत्र तृष्णाया निदानपूर्विकां सम्प्राप्तिमाह ।

भयश्रमाभ्यां बलसंक्षयाद्वा ऊर्ध्वाचितं पित्तविवर्धनैश्च । पित्तं सवातं कुपितं नराणां तालुप्रपन्नं जनयेत्पिपासाम् । स्रोतःस्वपां वाहिषु दूषितेषु दोषैश्च तृट् सम्भवतीह जन्तोः । तिस्रः स्मृतास्ताः क्षतजा चतुर्थी क्षयात्तथान्यामसमुद्भवा च । शुक्तोद्भवा सप्तमिकेति तासां निबोध लिङ्गान्यनुपूर्वशस्तु ॥

नराणां पित्तं स्वस्थान एव सञ्चितं पित्तं सवातं पित्तविवर्द्धनैः कट्वम्लोष्णादिभिः कुपितं पित्तं भयश्रमाभ्यां बलसंक्षयादुपवासादेश्च वातः कुपितः तद्द्वयं ऊर्ध्वं प्राप्तं ऊर्ध्ववशात् पिपासां जनयेत् न केवलं तालुन्येव दूषिते तृषा भवति किन्तु जलवाहिस्रोतःस्वपि । अत आह । स्रोतःस्वित्यादि नन्वत्र बहुवचनं न युक्तं यतो जलवहे द्वे स्रोतसी सुश्रुतेनोक्ते । उच्यते । तयोरेवानेकप्रतानयोगान्न दोषः । अपां वाहिषु स्रोतःस्विति जिह्वादेरप्युपलक्षणम् । यत आह चरकः । " रसवाहिनीश्च धमनीजिह्वाहृदयगलतालुक्लोमशोषान् नृणां देहेषु कुरुतस्तृष्णामतिबल्वां पित्तानिलाविति । " संख्यामाह । तिस्र इत्यादि ॥

માણસને પોતાના ઠેકાણામાંજ સં-

ચિત થએલું પિત્ત પોતાને વધારનારા તીખા, ખાટા, તથા ઊષ્ણ આદિ પદાર્થોથી કોપ પામેછે અને પોતાના ઠેકાણામાંજ સંચિત થએલો વાયુ ભયથી શ્રમથી તથા બળનો ક્ષય કરનારા ઉપવાસ આદિથી કોપ પામેછે. એવી રીતે કોપ પામેલાં પિત્ત અને વાયુ એ બન્ને ઊંચે આવી તાળવાને દૂષિત કરીને તરશને ઊત્પન્ન કરેછે. કેવળ તાળવુંજ દૂષિત થયાથી તરશ ઊત્પન્ન થાયછે એમ નથી પણ જળનું વહન કરનારાં સ્રોતો પણ દોષોથી દૂષિત થયાથી પ્રાણીને તરશ ઊત્પન્ન થાયછે.

શંકા–'જળનું વહન કરનારાં બે સ્રોત છે' એમ સુશ્રુતે કહ્યુંછે તે છતાં અહીં 'જળનું વહન કરનારાં સ્રોતો' એમ બહુવચન કેમ આપ્યુંછે?

સમાધાન.–બે સ્રોતને ઘણા ઘણા તંતુઓનો યોગછે માટે બહુ વચન આપવામાં કશો દોષ નથી.

'સ્રોત' એ શબ્દ ઊપલક્ષણરૂપ છે માટે તે શબ્દથી જીભ આદિનું પણ ગ્રહણ કરવું કારણ કે ચરકે કહ્યું છે કે "પિત્ત અને પવન રસનું વહન કરનારી નાડીઓના, જીભના, ગળાના, તાળવાના અને તરશ લાગવાના સ્થાનના સંશોષણથી માણસોના શરીરોમાં પ્રબલ તરશને ઊત્પન્ન કરેછે.

વાયુથી ઊત્પન્ન થએલી, પિત્તથી ઊત્પન્ન થએલી, કફથી ઊત્પન્ન થએલી, ક્ષતથી ઊત્પન્ન થએલી, ક્ષયથી ઊત્પન્ન થએલી, આમથી ઊત્પન્ન થએલી અને ખાધેલાં અન્નથી ઊત્પન્ન થએલી એમ સાત પ્રકારની તરશ છે. હવે અનુક્રમથી એઓનાં લક્ષણો કહીએ છીએ તે સાંભળો.

### તરશનું સામાન્ય લક્ષણ.

### तृष्णायाः सामान्यं लक्षणमाह ।

तात्वोष्ठकण्ठास्यविशोषदाहौ सन्तापमोहौ भ्रमविप्रलापौ । सर्वाणि रूपाणि भवन्ति तस्यामुत्पत्तिकाले तु विशेषतो हि ॥

તાળવું, હોઠ, કંઠ, તથા મોહોડું એઓમાં શોષ તથા દાહ, સંતાપ, મોહ, ભ્રમ અને બકવાદ એ સઘળાં તરશનાં લક્ષણોછે. તરશની ઊત્પત્તિના સમયમાં એ લક્ષણો વિશેષે કરી થાયછે.

### વાયુથી થએલી તરશનું લક્ષણ.

### वातजामाह ।

क्षामास्यता मारुतसम्भवायान्तोदस्तथा शङ्खशिरःसु चापि । स्रोतोनिरोधो विरसश्च वक्त्रं शीताभिरद्भिश्च विवृद्धिमेति ॥

शङ्खशिरःसु शङ्खयोः शिरसि च स्रोतोनिरोधः रसाम्बुवाहिनीधमनीनिरोधः ॥

તરશ વાયુથી થએલી હોય તો મોહોડું પાતળું થઇ જાયછે, લમણાઓમાં તથા માથામાં વ્યથા થાયછે, રસનું તથા જળનું વહન કરનારી ધમનીઓ રોકાઈ જાયછે, મોહડું વિરસ થઇ જાયછે અને એ તરશ ટાઢા જળથી વૃદ્ધિ પામેછે.

### પિત્તથી થએલી તરશનું લક્ષણ.

### पित्तजामाह ।

मूर्च्छान्नविद्वेषविलापदाहा रक्तेक्षण-

त्वं प्रततश्च शोषः । शीताभिनन्दा मुखतिक्तता च पित्तात्मिकायां परिधूपनञ्च ॥

विलापः प्रलापः प्रततश्च शोषः अविरतः शोषः शीताभिनन्दा शीतेच्छा परिधूपनं कण्ठाद्धूमनिर्गम इति ॥

તરશ પિત્તથી થએલી હોય તો મૂર્ચ્છા આવેછે, અન્ન ઉપર દ્વેષ થાયછે, બકવાદ ચાલેછે, બળતરા થાયછે, નેત્ર રાતાં થઇ જાયછે, નિરંતર શોષ પડ્યા કરેછે, શીતની ઇચ્છા થાયછે, મોહોડું કડવું થઇ જાયછે અને કંઠમાંથી ધુવાડો નિકળેછે.

## કફથી થએલી તરશનું લક્ષણ.

### कफजामाह ।

**वाष्पावरोधात् कफसंवृतेऽग्नौ तृष्णा बलासेन भवेन्नरस्य । निद्रा गुरुत्वं मधुरास्यता च तयार्दितः शुष्यति चातिमात्रम् ॥**

अग्नौ जठराग्नौ कफसंवृते स्वकारणकुपितेन कफेनोपरिष्टाच्छादिते वाष्पावरोधात् अग्नेरूष्मावरोधात् अवरुद्धानलोष्मणाम्बुवहस्रोतःशोषणात् बलासेन कफेन नरस्य तृड् भवेत् । तया तृष्णयार्दितः पीडितः शुष्यति कृशो भवति ॥

જઠરાગ્નિ ઉપરના ભાગમાં પોતાનાં (કફનાં) કારણોથી કોપ પામેલા કફથી ઢંકાઇ જવાને લીધે જઠરાગ્નિની ઉષ્ણતા રોકાતાં તે ઊષ્ણતાથી જળનું વહન કરનારાં સ્રોતોનું શોષણ થવાને લીધે કફથી જે તરશ થાયછે તે તરસથી પીડાએલો માણસ શરીરમાં અત્યંત કૃશ થઈ જાયછે અને તે માણસને નિદ્રા વધેછે, ભારેપણું થાયછે અને મોહોડું મીઠું થઇ જાયછે.

## ક્ષતથી થએલી તરશનું લક્ષણ.

### क्षतजामाह ।

**क्षतस्य रुक्शोणितनिर्गमाभ्यां तृष्णा चतुर्थी क्षतजा मता तु ॥**

क्षतस्य शस्त्रादिक्षतयुक्तस्य रुक् पीडा ॥

શસ્ત્રાદિકથી જખમી થએલા માણસને પીડાને લીધે તથા લોહી નીકળવાને લીધે જે તરશ લાગેછે તે ક્ષતજા કહેવાયછે.

## ક્ષયથી થએલી તરશનું લક્ષણ.

### क्षयजामाह ।

**रसक्षयाद्या क्षयसम्भवा सा तयाभिभूतस्तु निशादिनेषु । पेपीयतेऽम्भः समुखं न याति तां सन्निपातादिति केचिदाहुः । रसक्षयोक्तानि च लक्षणानि तस्यामशेषेण भिषग्व्यवस्येत् ॥**

रसक्षयलक्षणानि सुश्रुतेनोक्तानि । रसक्षये हृत्पीडा कम्पः शोषः शून्यता तृष्णा चेति व्यवस्येत् जानीयात् ॥

રસનો ક્ષય થતાં જે તરશ ઊત્પન્ન થાયછે તે ક્ષયજા કહેવાયછે. એ તરશથી પીડાએલો માણસ રાતદિવસ પાણી પીધા કરેછે પણ સુખ પામતો નથી. આ તરશ સન્નિપાતથી થાયછે એમ કેટલાએક કહેછે. સુશ્રુતે રસનો ક્ષય થતાં જે લક્ષણો થવાનાં કહ્યાંછે તે સઘળાં લક્ષણો આ તરશમાં થાયછે એમ વૈદ્યે જાણવું.

સુશ્રુતે કહ્યુંછે કે "રસનો ક્ષય થાય

ત્યારે હૃદયમાંપીડા, કંપ, શોષ, જડતા અને તરશ ઊત્પન્ન થાયછે "

### આમથી થએલી તરશનું લક્ષણ.

**आमजामाह ।**

त्रिदोषलिङ्गामसमुद्भवा च हृच्छूलनिष्ठीवनसादकर्त्री ॥

તરશ જો આમથી ઊત્પન્ન થએલી હોય તો તેમાં ત્રણે દોષોનાં ચિન્હો થાયછે અને હૃદયમાં શૂલ, થુકવું તથા ગ્લાની એઓ થાયછે.

### · ખાધેલા અન્નથી થએલી તરશનું લક્ષણ.

**भुक्तोद्भवामाह ।**

स्निग्धं तथाम्लं लवणञ्च भुक्तं गुर्वन्नमेवाशु तृषां करोति ॥

लवणञ्चेति चकारात् कटु च ॥

સ્નિગ્ધ, ખાટું, ખારૂં, તીખું અને ભારે અન્ન ખાવામાં આવ્યું હોય તો તરશને ઊત્પન્ન કરેછે કે જે તરશ વારંવાર તુરત તુરત લાગ્યા કરેછે.

### તરશના ઊપદ્રવો.

**उपद्रवानाह ।**

हीनस्वरः प्रताम्यन्दीनाननहृदयशुष्कगलतालुः । भवति खलु सोपसर्गा तृष्णा सा शोषिणी कष्टा ॥

शोषिणी धातुशोषिणी ॥

સ્વરનું બેસી જવું, ગ્લાનિ, મોહડાની તથા હૃદયની દીનતા અને ગળાનું તથા તાળવાનું સુકાવું એટલા ઊપદ્રવોવાળી તરશ હોય તો તે ખરાબછે અને ધાતુઓનું શોષણ કરેછે.

### ઊપદ્રવોવાળી તરશનું અરિષ્ટ.

**तद्युक्ताया अरिष्टत्वमाह ।**

ज्वरमेहक्षयकासश्वासाद्युपसृष्टदेहानाम् । सर्वा त्वतिप्रसक्ता रोगकृशानां वमिप्रसक्तानाम् । घोरोपद्रवयुक्ता तृष्णा मरणाय विज्ञेया ॥

आदिशब्दादतीसारादीनां ग्रहणम् । अतिप्रसक्ता नितरां जाता घोरोपद्रवयुक्ता अतीव मुखशोषादियुक्ता ॥

જ્વર, પ્રમેહ, ક્ષય, ઉધરસ, શ્વાસ અને અતિસાર ઇત્યાદિ રોગોથી ઘેરાએલાં શરીરવાળાઓને, રોગથી કૃશ થએલાઓને અને ઊલટી કરનારાઓને બહુજ લાગુ પડેલી અને મોહોડાના શોષ આદિ ઘોર ઉપદ્રવોથી સંયુક્ત થએલી સર્વે પ્રકારની તરશ મરણ નીપજાવનારીજ થાયછે એમ સમજવું.

### તરસની ચિકિત્સા.

**अथ तृष्णायाश्चिकित्सा ।**

वातघ्नमन्नपानं मृदुलघुशीतञ्च वाततृष्णायाम् । तृष्णायां पवनोत्थायां सगुडं दधि शस्यते । स्वादु तिक्तं द्रवं शीतं पित्ततृष्णापहं परम् । मुस्तपर्पटकोदीच्यछत्राख्योशीरचन्दनैः । शृतं शीतं जलं दद्यात्तृद्दाहज्वरशान्तये ॥

छत्रा धान्यकं किंचिद्धात्रीं च दद्यात् । चन्दनमत्र धवलं तस्यातितृष्णाहरत्वात् शृतमर्धपक्वमत्र कर्त्तव्यम् ॥

**षडङ्गपानम् ।**

लाजोदकं मधुयुतं शीतं गुडविमर्दितम् । काश्मराशर्करायुक्तं पिबेत्तृ-

ष्णार्दितो नरः ॥ आस्तरणमार्द्रवासः प्रावरणं चार्द्रवासः स्यात् । तेन पिपासा शाम्यति दाहश्चोग्रोऽपि देहिनां नियतम् ॥ गोस्तनीक्षुरसक्षीरयष्टीमधुमधूत्पलैः । नियतं नासिकापीते तृष्णा शाम्यति दारुणा ॥ वैशद्यं जनयत्यास्ये संदधाति मुखे जलम् । तृष्णादाहप्रशमनं मधुगण्डूषधारणम् ॥ जिह्वाताल्गलक्लोमशोषे मूर्ध्नि निधापयेत् ॥ केशरं मातुलुङ्गस्य घृतसैन्धवसंयुतम् । दाडिमं बदरं लोध्रं कपित्थं बीजपूरकम् ॥ पिष्ट्वा मूर्धनि लेपस्तु पिपासादाहनाशनः । वारि शीतं मधुयुतमाकण्ठाद्वा पिपासितम् ॥ पाययेद्वामयेच्चाथ तेन तृष्णा प्रशाम्यति । प्रातः शर्करयोपेतः क्वाथो धान्याकसम्भवः ॥ जयेत्तृष्णां तथा दाहं भवेत् स्रोतोविशोधनम् । आमलं कमलं कुष्ठं लाजाश्च वटरोहकम् ॥ एतच्चूर्णस्य मधुना गुटिकां धारयेन्मुखे । तृष्णां प्रवृद्धां हन्त्येषा मुखशोषं च दारुणम् । क्षतोद्भवां रुग्विनिवारणेन जयेद्रसानामसृजश्च पानैः । क्षयोत्थितां क्षीरजलं निहन्यान्मांसोदकं वा मधुरोदकं वा ॥ आमोद्भवां विल्वबचायुतानां जयेत्कषायैरथ दीपनानाम् । गुर्वन्नजामुल्लिखनैर्जयेच्च क्षयं विना सर्वकृतां च तृष्णाम्॥

उल्लिखनैः लेखनद्रव्यैः ॥

स्निग्धेऽन्ने भुक्ते या तृष्णा स्यात्तां गुडाम्बुना शमयेत् । अतिरोगदुर्बलानां तृष्णां शमयेन्नृणामिहाशु पयः ॥

पयोऽत्र दुग्धम् ॥

मूर्च्छाछर्दितृषादाहस्त्रीमद्यभृशकर्शिताः । पिबेयुः शीतलं तोयं रक्तपित्ते मदात्यये ॥ सात्म्यान्नपानभैषज्यैस्तृष्णां तस्य जयेत्पुनः । तस्यां जितायामन्योऽपि व्याधिः शक्यश्चिकित्सितुम् ॥ तृषा पूर्वमपक्षीणो न लभेत जलं यदि । मरणं दीर्घरोगं वा प्राप्नुयात्त्वरितं नरः॥ तृषितो मोहमायाति मोहात्प्राणान् विमुञ्चति । तस्मात् सर्वास्ववस्थासु न कश्चिद्वारि वारयेत् ॥ अन्नेनापि विना जन्तुः प्राणान्धारयते चिरम् । तोयाभावात्पिपासार्तः क्षणात्प्राणैर्विमुच्यते॥

इति तृष्णाधिकारः ॥

વાયુસંબંધી હોય તો વાયુને હણનારાં, કોમળ, હલકાં અને શીતળ અન્નપાનોનો ઉપયોગ કરવો.

વાયુથી થએલી તરશ ઉપર ગોળસહિત દહીંનો ઉપયોગ કરવો શ્રેષ્ઠ છે.

મધુર, કડવા, દ્રવરૂપ અને શીતળ પદાર્થોનો ઉપયોગ કરવાથી પિત્તસંબંધી તરશ અત્યંત મટી જાયછે.

મોથ, ખડસલીયો, વાળો, ધાણા, કાળોવાળો અને ચંદન એઓને ઊકાળી તે પાણી ટાઢું કરીને દેવામાં આવે તો તેથી તરશની, દાહની તથા જ્વરની શાંતિ થાયછે. આમાં થોડાંક આમળાં પણ નાખવાં. આ ઊપાયમાં ચંદન શબ્દથી રતાંજલિ નહિ પણ સુખડજ સમજવી. કારણ કે સુખડથી તરશનું અત્યંત નિવારણ થાયછે. આ ઊકાળો અરધું પાણી બળી જાય ત્યારે અગ્નિ

ઉપરથી ઊતારી લેવો. આ પાણી 'ષડંગપાન' એ નામથી પ્રસિદ્ધછે.

ચોખાની ધાણીના શીતળ પાણીમાં મધ નાખી, ગોળ ચોળી, સીવણનાં ફળથી તથા સાકરથી સંયુક્ત કરીને પીવામાં આવે તો તેથી તરશની પીડા મટી જાયછે.

ભીનું વસ્ત્ર બીછાવીને સુવાથી તથા ભીનું વસ્ત્ર ઓઢવાથી પ્રાણીઓની તરશ તથા ઉગ્ર દાહ પણ અવશ્ય શાંત થાયછે.

શેલડીના રસને અને દુધને મિશ્રિત કરી તેમાં દ્રાખ, જેઠીમધ, મધ અને કમળ એઓને ચોળીને તે રસ નાકથી પીવામાં આવે તો તેથી દારૂણ તરશ શાંત થાયછે અને મોહોડામાં વિશદપણું થાયછે તથા અમી પ્રાપ્ત થાયછે.

મધનો કોગળો મોહોડામાં રાખવામાં આવે તો તેથી તરશ અને દાહ શાંત થાયછે.

જીભ, તાળવું, ગળું તથા તરશ લાગવાનું સ્થાનક એઓ સુકાતાં હોય તો બીજોરાના કેસરાઓને ઘીમાં તથા સૈંધવમાં વાટીને માથા ઉપર રાખવા.

દાડિમ, બોર, લોદર, કોઠ અને બીજોરૂં એઓને વાટી માથાઉપર લેપ કરવામાં આવે તો તેથી તરશનો તથા હનો નાશ થાયછે.

તરશવાળા માણસને મધથી સંયુક્ત ઢું પાણી ગળાસુધી પાઇને ઓકાવી ાખવામાં આવેતો તેથી તરશ શાંત ાયછે.

સવારે ધાણાનો ક્વાથ કરી સાકર ાખીને પીવામાં આવેતો તેથી તરશ તથા દાહ મટી જાયછે અને સ્રોતો સાફ થાયછે.

આમળાં, કમળ, કઠ, શાળની ધાણી અને વડવાઇનાં અગ્રો એઓનું ચૂર્ણ કરી તેની મધથી ગોળી કરીને મોહોડામાં રાખવામાં આવેતો તેથી મહા ઉગ્ર તરશ અને મોહોડાનો દારૂણ શોષ હણાઇ જાયછે.

જખમથી થએલી તરશને વ્યથાના નિવારણથી, રસો પીવરાવવાથી અને લોહી પીવરાવવાથી મટાડવી.

રસના ક્ષયથી થએલી તરશને દુધ સહિત પાણી પીવરાવવાથી, માંસનું જળ પીવરાવવાથી અને મધુર પાણી પીવરાવવાથી મટાડવી.

આમથી થએલી તરશને બીલાના ગર્ભ તથા વજ સહિત દીપન પદાર્થોના ક્વાથો પીવરાવીને મટાડવી.

ભારે અન્ન જમવાથી તરશ ઉત્પન્ન થઇ હોય તો કફને ઉખેડનારા પદાર્થોથી મટાડવી અને ક્ષયથી થએલી તરશવિના બાકી સર્વે પ્રકારની તરશને પણ એ પદાર્થોથી મટાડવી.

સ્નિગ્ધ અન્ન જમવાથી જે તરશ ઉત્પન્ન થઇ હોય તેને ગોળના પાણીથી શાંત કરવી. અત્યંત રોગથી દુર્બલ થએલાં માણસોની તરશ દુધથી તુરત શાંત થાયછે.

મૂર્છાથી, ઉલટીથી, તરશથી, પેડુના ચડવાથી, સ્ત્રીઓના પ્રસંગથી અને મદ્ય પીવાથી અત્યંત દુખી થએલા માણસોએ ટાઢું પાણી પીવું. રક્તપિત્તમાં તથા મદાત્યયમાં હિતકારી અન્નપાનોથી તથા હિતકારી ઔષધોથી તરશ મટા-

ડવી. તરશ મટી જાયતો પછી બીજા વ્યાધિની ચિકિત્સા થઈ શકેછે.

તરશથી દુખી થએલા માણસને પ્રથમ જો જળ ન મળે તો તેને તુરત મરણની અથવા લાંબા રોગની પ્રાપ્તિ થાયછે.

તરસ્યા માણસને બેભાનપણું થાયછે અને બેભાનપણાથી પ્રાણ છૂટી જાયછે એટલામાટે કોઇ પણ સ્થિતિમાં કદી પણ પાણી પીવાની અટકાયત કરવી નહિ. અન્ન ખાવા ન મળે તોપણ પ્રાણી કેટલાક વખત સુધી જીવી શકેછે પણ પાણી ન મળે તો તરશથી પીડાઇને ક્ષણમાત્રમાં મરી જાયછે.

તરશનો અધિકાર સંપૂર્ણ.

---

## મૂર્છાનો અધિકાર.

### મૂર્છાની નિદાનપૂર્વક સંપ્રાપ્તિ.

### मूर्च्छाधिकारः ।

### तत्र मूर्च्छाया निदानपूर्विकां संप्राप्तिमाह ।

क्षीणस्य बहुदोषस्य विरुद्धाहारसेविनः । वेगाघातादभीघाताद्धीनसत्त्वस्य वा पुनः । करणायतनेषूग्रा वाह्येष्वभ्यन्तरेषु च । निविशन्ते यदा दोषास्तदा मूर्च्छन्ति मानवाः ॥

बहुदोषस्याधिकदोषस्य न त्वनेकदोषस्य । तदा मूर्च्छा त्रिदोषजैव स्यात् । तथैवास्तु को दोषः? तत्र पृथक् दोषजानां मूर्च्छानां वक्ष्यमाणत्वात् । वेगाघातात् मलादेः अभिघातात् लगुडादिना, हीनसत्त्वस्य स्वल्पसत्त्वगुणस्य, अर्थादधिकतमोगुणस्य । यत उक्तं मूर्च्छा पित्ततमःप्रायेति, करणायतनेषु करणं मनस्तस्यायतनेषु स्वस्थानेषु बाह्येषु कर्मेन्द्रियेषु आभ्यन्तरेषु बुद्धीन्द्रियेषु ॥

ક્ષીણ થએલાને, બહુ દોષવાળાને, વિરૂદ્ધ આહારનું સેવન કરનારાને, મળ આદિના વેગને રોકનારાને, લાકડી વગેરેથી અભિઘાત પામેલાને અને અલ્પ સત્ત્વગુણવાળાને જ્યારે મનનાં સ્થાનરૂપ જ્ઞાનેંદ્રિયોમાં અને કર્મેંદ્રિયોમાં દોષો પ્રવેશ કરેછે ત્યારે મૂર્છા આવેછે.

'બહુ દોષવાળાને' એ શબ્દનો અર્થ 'અધિક દોષવાળાને' એવો સમજવો પણ 'અનેક દોષવાળાને' એવો સમજવો નહિ. કારણકે તેમ હોયતો 'મૂર્છા ત્રણે દોષના સમુદાયથી આવેછે' એવો અર્થ થાય.

શંકા—'મૂર્છા ત્રણે દોષના સમુદાયથી થાયછે' એવો અર્થ ભલે થાય. શી હરકત છે?

સમાધાન—એક એક દોષથી મૂર્છાઓ થવાનું કેહેવામાં આવશે એટલામાટે અહીં નિદાનપૂર્વક સંપ્રાપ્તિના વિષયમાં 'ત્રણે દોષના સમુદાયથી મૂર્છા આવેછે' એમ કેહેવું ઉચિત નથી.

'અલ્પ સત્ત્વગુણવાળાને મૂર્છા આવેછે' એ વાક્યનો અર્થ 'અધિક તમોગુણવાળાને મૂર્છા આવેછે' એવો સમજવો. કારણકે કહ્યું છે કે "મૂર્છામાં પિત્ત અને તમોગુણ અધિક હોયછે."

### મૂર્છાનું સામાન્ય લક્ષણ.

### सामान्यलक्षणमाह ।

संज्ञावहासु नाडीषु पीडितास्वनि-

लादिभिः। तमोऽभ्युपैति सहसा सुखदुःखव्यपोहकृत् ॥ सुखदुःखव्यपोहाच्च नरः पतति काष्ठवत् । मोहो मूर्च्छेति तामाहुः षड्विधा सा प्रकीर्तिता ॥

तमोगुणः अज्ञानहेतुः । अभ्युपैति आगच्छति सुखदुःखव्यपोहकृत् । सुखदुःखज्ञाननाशकरं। नष्टे सुखदुःखज्ञाने नरः काष्ठवत्पतति ता मोहो मूर्च्छेति प्राहुरित्यन्वयः। मूर्च्छाया मूर्च्छायोऽपि पर्यायः । यत उक्तम् । "सञ्ज्ञोपघातो मूर्च्छायो मूर्च्छा स्यान्मूर्च्छनं तथा । कश्मलं प्रलयो मोहः सन्यासस्तु मृतोपमः। " इति ॥

સંજ્ઞાનું વહન કરનારી નાડીઓ વાયુ આદિથી પીડિત થતાં સહસા સુખના તથા દુખના જ્ઞાનને નષ્ટ કરનારો તમોગુણ પ્રાપ્ત થાયછે અને એ તમોગુણથી સુખદુઃખનું જ્ઞાન નષ્ટ થતાં માણસ કાષ્ઠની પેઠે પડી જાયછે એ રોગ મૂર્છા અથવા મોહ કહેવાયછે અને તે મૂર્છા છ પ્રકારની છે.

મૂર્છાનો પર્યાયશબ્દ 'મૂર્છાય' પણ છે. કહ્યુછે કે "સંજ્ઞોપઘાત, મૂર્છાય, મૂર્છા, મૂર્છન, કશ્મલ, પ્રલય અને મોહ એટલાં મૂર્છાનાં નામો છે." જેથી માણસ મુડદાં જેવું થઇ જાયછે એવી જે મોહ તે તો 'સંન્યાસ' કહેવાયછે.

## મૂર્છાના છ પ્રકાર.

## षड्विधां मूर्च्छां विवृणोति ।

वातादिभिः शोणितेन मद्येन च विषेण च । षट्स्वप्येतासु पित्तं तु प्रभुत्वेनावतिष्ठते ॥

यत उक्तम् । मूर्च्छा पित्ततमःप्रायेति।

વાયુથી થએલી, પિત્તથી થએલી, કફથી થએલી, રૂધિરથી થએલી, મદ્યથી થએલી અને વિષથી થએલી એમ મૂર્છા છ પ્રકારની છે. એ સઘળા પ્રકારની મૂર્છાઓમાં પણ પિત્ત અધ્યક્ષપણાથી રેહેછે.

કહ્યું પણ છે કે "મૂર્છામાં પિત્ત અને તમોગુણ અધિક હોયછે."

## મૂર્છાનું પૂર્વરૂપ.

## तस्याः पूर्वरूपमाह ।

हृत्पीडा जृम्भणं ग्लानिः संज्ञानाशो बलक्षयः । सर्वासां पूर्वरूपाणि यथास्वं तां विभावयेत् ॥

હૃદયની પીડા, બગાસાં, ગ્લાનિ, સંજ્ઞાનો નાશ અને બળનો ક્ષય એટલાં સઘળી મૂર્છાઓનાં પૂર્વરૂપો છે. નીચે પ્રમાણે તે તે લક્ષણો ઉપરથી તે તે પ્રકારની મૂર્છા જાણી લેવી.

## વાયુથી થએલી મૂર્છાનું લક્ષણ.

## तत्र वातिकमूर्च्छामाह ।

नीलं वा यदि वा कृष्णमाकाशमथवारुणम् । पश्यंस्तमः प्रविशति शीघ्रश्च प्रतिबुध्यते । वेपथुश्चाङ्गमर्दश्च प्रपीडा हृदयस्य च । कार्श्यं श्यावारुणा च्छाया मूर्च्छाये वातसम्भवे ॥

नीलं नीलवर्णं कृष्णं कज्जलाभं अरुणं अलक्तरागं । तमः प्रविशति मूर्च्छति श्यावारुणा च्छाया गात्रस्य ॥

વાયુસંબંધી મૂર્છા હોય તો આકાશને નીલું આંજણજેવું કાળુ અથવા અળતાજેવું રાતું દેખતાં દેખતાં મૂર્છિત થઇ જાયછે, પાછો તુરત ચેતના પામેછે, શ-

રીરમાં કંપ થાયછે, અંગો ભાંગેછે, હૃદયમાં પીડા થાયછે, દેહ કૃશ થઇ જાયછે અને શરીરની કાંતિ કાળાશથી મિશ્રિત રાતી થઈ જાયછે.

### પિત્તથી થએલી મૂર્છાનું લક્ષણ.

### पैत्तिकमूर्च्छामाह ।

रक्तं हरितवर्णं वा वियत्पीतमथापि वा । पश्यंस्तमः प्रविशति सस्वेदः प्रतिबुद्ध्यते ॥ सपिपासः ससन्तापो रक्तपित्ताकुलेक्षणः । सम्भिन्नवर्चाः पीताभो मूर्च्छाये पित्तसम्भवे ॥

આકાશને રાતું, હરિત રંગવાળું અથવા પીળું દેખતાં દેખતાં મૂર્છિત થઇ જાય, પસીનાથી સંયુક્ત થઇને પાછો ચેતના પામે, તરશ લાગે, સંતાપ ઉત્પન્ન થાય, નેત્ર રાતાં તથા પિત્તથી વ્યાકુલ થઇ જાય, ઝાડો આવે અને શરીરની કાંતિ પીળી થઇ જાય તો જાણવું કે પિત્તથી થએલી મૂર્છા છે.

### કફથી થએલી મૂર્છાનું લક્ષણ.

### श्लैष्मिकमूर्च्छामाह ।

मेघसङ्काशमाकाशं तमोभिर्वा घनैर्वृतम् । पश्यंस्तमः प्रविशति चिराच्च प्रतिबुध्यते । गुरुभिः प्रावृतैरङ्गैर्यथैवार्द्रेण चर्मणा । सप्रसेकः सहृल्लासो मूर्च्छाये कफसम्भवे ॥

मेघसङ्काशं शुभ्रमेघसङ्काशमित्यर्थः । यत आह सुश्रुतः ॥

कफेन पश्येद्रूपाणि श्वेताभ्रमतिमानि तु ॥

घनैर्निबिडैस्तमोभिः गुरुभिरङ्गैरुपलक्षितः मूर्च्छायः षड्विध उक्तः सुश्रुतेन ॥

આકાશને વાદળાં જેવું અથવા ઘાટા અંધકારોથી ઘેરાએલું દેખતાં દેખતાં મૂર્છિત થઇ જાય, પાછો ઘણીવારે ચેતના પામે, જેમ આળાં ચામડાંથી વીંટાએલો હોય તેમ ભારે અંગોવાળો રહે, મોહોડામાં પાણી આવ્યા કરે અને મોળ આવ્યા કરે તો જાણવું કે કફથી થએલી મૂર્છા છે.

વાદળાં જેવું એટલે ધોળાં વાદળાં જેવું એમ સમજવું. કારણ કે સુશ્રુતે કહ્યુંછે કે "કફથી ધોળાં વાદળાં જેવાં રૂપોને દેખેછે."

### ચરકના મતપ્રમાણે ત્રણે દોષોના સમુદાયથી પણ મૂર્છા હોવાવિષે.

### चरकस्तु सान्निपातिकमपि मूर्च्छायमाह ।

सर्वाकृतिः सन्निपातादपस्मार इवागतः । स जन्तुं पातयत्याशु विना बीभत्सचेष्टितैः ॥

अपस्मार इवागतस्तेन महताभिघातेन पतति चिरेण प्रतिबुध्यते तर्हि तयोः को भेद इत्यत आह ॥

सान्निपातिकमूर्च्छायो विना बीभत्सचेष्टितैः ॥

सफेनवमनदन्तवट्टनाक्षिविकृत्यादिभिर्विना पातयति ॥

જે મૂર્છા સન્નિપાતથી થાયછે તેમાં ત્રણે દોષોનાં ચિન્હો જોવામાં આવેછે અને તે મૂર્છા જાણે વાઈ આવી હોય તેની પેઠે માણસને તુરત મોટે ધુબાકે પાડી દેછે કે જેથી પડેલો માણસ ઘણીવારે ચેતના પામેછે.

'ત્યારે વાઇમાં અને સાન્નિપાતિક મૂર્છામાં શો ભેદ છે?' એવી કોઈ શંકા કરે તો તેના સમાધાનને વાસ્તે ચરકેજ કહ્યુંછે કે "વાઈમાં ફીણ સહિત વમન, દાંતોનું બીડાઇજવું અને આંખોમાં વિકૃતિ ઇત્યાદિક સુગામણી ચેષ્ટાઓ થાયછે અને સાન્નિપાતિક મૂર્છામાં તેવી ચેષ્ટાઓ થતી નથી."

## રૂધિરથી થએલી મૂર્છાનું નિદાન.

## रक्तजाया मूर्च्छाया निदानमाह ।

पृथिव्यम्भस्तमोरूपं रक्तगन्धस्तदन्वयः । तस्माद्रक्तस्य गन्धेन मूर्च्छन्ति भुवि मानवाः ॥

तमोरूपं तमोबहुलं मानवाश्च ये तामसाः। न तु सात्विका राजसाश्च। अत्रैके वदन्ति। नैव युक्तिः समीचीना तर्हि चम्पकादिगन्धेनापि मूर्च्छा प्रसज्येत तत्रापि गन्धस्य पार्थिवत्वात्। अत आह ॥

द्रव्यस्वभावा इत्येके दृष्ट्वा यदतिमुह्यति ॥

### अत्राह भोजः।

दर्शनादसृजस्तज्जाद्गन्धाच्चैव प्रमुह्यति।

પૃથ્વી અને જળ એ બન્ને તમોગુણના ઘણા અંશોવાળાં છે અને ગંધ તથા રૂધિર પૃથ્વીના તથા જળના પદાર્થરૂપ છે એટલામાટે સત્વગુણી અને રજોગુણી નહિ પણ જેઓ તમોગુણી માણસો હોય છે તેઓ રૂધિરના ગંધથી મૂર્છિત થઈ જાયછે.

આ વિષયમાં કેટલાએક વાંધો લિયે છે કે "ગંધ તમો ગુણના કાર્યરૂપ પૃથ્વીનો ભાગ છે માટે તેથી માણસો મૂર્છિત થાયછે એ યુક્તિ બરાબર નથી. કારણકે જો તેમ હોયતો ચંપક આદિનો ગંધ પણ પૃથ્વી સંબંધી હોવાને લીધે તે ગંધથી પણ મૂર્છા પ્રાપ્ત થવી જોઈએ."

આ વાંધાથી ડરીને કેટલાએક કહેછે કે "રૂધિરના ગંધથી નહી પણ રૂધિરને જોવાથી જે અત્યંત મૂર્છા થાયછે તે રૂધિરના એવા સ્વભાવને લીધેજ થાયછે."

ભોજ તો એમ કહેછે કે "રૂધિરના દર્શનથી અને ગંધથી પણ મૂર્છા પ્રાપ્ત થાયછે.

## રૂધિરથી થએલી મૂર્છાનું લક્ષણ.

## रक्तेन मूर्च्छितस्य लक्षणमाह ।

स्तब्धाङ्गदृष्टिस्त्वसृजा गूढोच्छ्वासश्च मूर्च्छितः ॥

રૂધિરથી મૂર્છા પ્રાપ્ત થઈ હોય તો શરીર સ્તબ્ધ થઈ જાયછે અને શ્વાસ ગૂઢ થઈ જાયછે.

## મદ્યથી થએલી મૂર્છાનું તથા વિષથી થએલી મૂર્છાનું નિદાન.

## मद्यजविषजयोर्मूर्च्छयोर्निदानमाह।

गुणास्तीव्रतरत्वेन स्थितास्तु विषमद्ययोः । त एव तस्मात्ताभ्यां तु मोहौ स्यातां यथेरितौ ॥

ये गुणाः लघुरूक्षाशुविशदव्यवायितीक्ष्णविकाशिसूक्ष्मोष्णानिर्देश्यरसत्वादयः तैलादौ द्रव्ये व्यस्तास्तीव्राश्च सन्ति। त एव गुणाः विषमद्ययोस्तु तीव्रतरत्वेन स्थिताः। तत्रापि भेदः ॥

त एव मद्ये दृश्यन्ते विषेषु बलवत्तरा इति ॥

લઘુપણું, રૂક્ષપણું, શીઘ્રપણું, વિશદપણું, વ્યવાયિપણું, તીક્ષ્ણપણું, વિકાશીપણું,[1] સૂક્ષ્મપણું, ઉષ્ણપણું, અને નિરૂપણ કરવાને અશક્ય રસવાળાપણું ઈત્યાદિ જે ગુણો તેલ આદિ પદાર્થોમાં નોખનોખા રહ્યાછે અને તીવ્ર છે તેજ ગુણો વિષમાં અને મદ્યમાં અતિ તીવ્રપણાથી રહેલા છે. તેમાં પણ એટલો ભેદ છે કે મદ્ય કરતાં પણ વિષમાં એ ગુણો વધારે બળવત્તર છે. મદ્યમાં તથા વિષમાં એ ગુણો હોવાને લીધે મદ્યથી તથા વિષથી મૂર્છા પ્રાપ્ત થાયછે.

### મદ્યથી થએલી મૂર્છાનું લક્ષણ.

### मद्यजाया मूर्च्छाया लक्षणमाह ।

मद्येन प्रलपन् शेते नष्टविभ्रान्तमानसः । गात्राणि विक्षिपन् भूमौ जरां यावन्न याति तत् ॥

नष्टविभ्रान्तमानसः नष्टं सर्वथा स्मृतिहीनं विभ्रान्तं रज्ज्वां सर्पज्ञानयुक्तं मानसं यस्य सः । जरां जीर्णतां । तन्मद्यम् ॥

જેને મદ્યથી મૂર્છા આવી હોય તેનું મન સર્વથા સ્મૃતિ વગરનું થઈ જાયછે અને દોરી વગેરેને સર્પ વગેરે સમજે એવું વિભ્રાંત થઈ જાયછે. જ્યાંસુધી પીધેલું મદ્ય જીર્ણ ન થાય ત્યાંસુધી મૂર્છિત માણસ પોતાનાં ગાત્રોને ધરતીપર અફાડ્યા કરેછે.

### વિષથી થએલી મૂર્છાનું લક્ષણ.

### विषजाया लक्षणमाह ।

वेपथुस्वप्नतृष्णाः स्युस्तमश्च विषमूर्च्छिते । वेदितव्यं तीव्रतरं यथास्वं विषलक्षणैः ॥

विषस्य मूलकन्दफलपत्रक्षीरादिभेदभिन्नस्य यथास्वं लक्षणमुक्तं सुश्रुते कल्पस्थाने तल्लक्षणं मद्यापेक्षया तीव्रतरं वेदितव्यं न तु संज्ञानाशेन साम्यधर्मात् ॥

વિષથી મૂર્છા પ્રાપ્ત થઇ હોય તો કંપ, નિદ્રા, તરશ અને અંધકાર ઉત્પન્ન થાયછે. વિષ કે જે મૂળ, કંદ, ફલ, પાનડાં અને છીર આદિ ભેદોથી જુદા જુદા પ્રકારનું છે તેનાં જે જે લક્ષણો સુશ્રુતના કલ્પસ્થાનમાં કહ્યાં છે તે તે લક્ષણો મદ્યનાં તે તે લક્ષણો કરતાં વધારે તીવ્ર છે એમ સમજવું. પણ સંજ્ઞાનો નાશ કરવાનો ધર્મ મદ્યમાં અને વિષમાં સરખો છે તેથી લક્ષણો પણ સરખાં હશે એમ સમજવું નહિ.

### મૂર્છા, ભ્રમ અને તંદ્રા આદિમાં પરસ્પર શો ભેદ છે.

### मूर्च्छाभ्रमतन्द्रादीनां को भेद इत्यत आह ।

मूर्च्छा पित्ततमःप्राया रजः पित्तानिलाद्भ्रमः । तमो वातकफात्तन्द्रा निन्द्रा श्लेष्मतमोभवा ॥

रजःपित्तानिलाद्भ्रम इति नात्र समुच्चयः । केवलपित्तज्वरे भ्रमस्योक्तत्वात् भ्रमश्च चक्रारूढस्येव भ्रमद्वस्तुज्ञानं स्वदेहस्य भ्रमत इव ज्ञानं च ॥

---

[1] વિશદ, વ્યવાયી તથા વિકાશી આદિ ગુણોનાં લક્ષણો પ્રથમ ખંડનાં પૃષ્ઠ ૩૦૭ થી તે ૩૧૬ સુધીમાં જોવા.

મૂર્છામાં પિત્ત અને તમોગુણ અત્યંત અધિક હોયછે. શ્રમ રજોગુણથી પિત્તથી તથા વાયુથી થાયછે. તંદ્રા તમોગુણથી વાયુથી તથા કફથી થાયછે અને નિદ્રા કફથી તથા તમોગુણથી થાયછે.

રજોગુણ પિત્ત તથા વાયુ એ ત્રણેના સમુદાયથી ભ્રમ થાયછે એમ સમજવું નહિ. કારણકે કેવલ પિત્તજ્વરમાં પણ ભ્રમ થવાનું કહેવામાં આવ્યુંછે. જેમ ચકરી ફરતા પદાર્થ ઉપર ચડેલાને સઘળી વસ્તુઓ ભમતી દેખાવામાં આવેછે તેમ સઘળી વસ્તુઓ ભમંતી દેખાય અને પોતાનો દેહ પણ ભ્રમણ કરતા જેવો જણાય એ ભ્રમ કહેવાયછે.

## તંદ્રાનું લક્ષણ.

### तन्द्राया लक्षणमाह ।

इन्द्रियार्थेष्वसंवित्तिर्गौरवं जृम्भणं क्लमः । निद्रार्त्तस्येव यस्यैते तस्य तन्द्रां विनिर्दिशेत् ॥

इन्द्रियार्थानामर्थः प्रयोजनं येषु । अर्थाद्विषयेषु । असंवित्तिः असम्यक् ज्ञानम् इति इन्द्रियार्थ सम्यक् ज्ञानादि निद्रायां प्रबुद्धस्य क्लमाभावस्तन्द्रायां तु प्रबोधितस्यापि क्लम इत्यनयोर्भेदः ॥

જે માણસને નિદ્રાથી ઘેરાએલાની પેઠે વિષયોનું અપૂર્ણ જ્ઞાન, ભારેપણું, બગાસાં તથા ક્લમ પ્રાપ્ત થયાં હોય તેને તંદ્રા પ્રાપ્ત થઈ છે એમ કહેવું. જે માણસને નિદ્રા આવી હોય તેને જાગ્યા પછી ક્લમ રેહેતો નથી અને તંદ્રામાં તો જગાડ્યા પછી પણ ક્લમ રેહેછે એટલો નિદ્રામાં અને તંદ્રામાં ભેદ છે.

## ક્લમનું લક્ષણ.

### क्लमस्य लक्षणमाह ।

योनायासः श्रमो देहे प्रवृद्धः श्वाससङ्गतः । क्लमः स इति विज्ञेय इन्द्रियार्थप्रबाधकः । इन्द्रियाणां बुद्धीन्द्रियाणां कर्मेन्द्रियाणां च ॥

अर्थः प्रयोजनं विषयग्रहणं तस्य प्रबाधकः प्राबल्येन बाधकः ॥

મેહેનત કર્યા વગર ઉત્પન્ન થએલો, શ્વાસથી સંયુક્ત અને જ્ઞાનેંદ્રિયસંબંધી તથા કર્મેંદ્રિયસંબંધી વિષયોના ગ્રહણનો અત્યંત બાધ કરનારો દેહમાં જે શ્રમ થાયછે તેને ક્લમ સમજવો.

## નિદ્રાનું લક્ષણ.

### निद्रालक्षणमाह ।

यदा तु मनसि क्लान्ते कर्मात्मानः क्लमान्विताः । विषयेभ्यो निवर्त्तन्ते तदा स्वपिति मानवः ॥

क्लान्तो ग्लानः । श्रान्त इति यावत् । कर्मात्मानः क्लमान्विताः कर्मेन्द्रियाणि ज्ञानेन्द्रियाणि च श्रान्तानि ॥

જ્યારે મન ક્લમ પામતાં થાકી ગએલી જ્ઞાનેંદ્રિયો અને કર્મેંદ્રિયો વિષયોના ગ્રહણથી અટકેછે ત્યારે માણસ સુઇ જાય છે.

## સંન્યાસનું સંપ્રાપ્તિપૂર્વક લક્ષણ.

### संन्यासस्य संप्राप्तिपूर्वकं लक्षणमाह ।

वाग्देहमनसां चेष्टामाक्षिप्यातिबला मलाः । संन्यसन्त्यबलं जन्तुं प्राणायतनमाश्रिताः । स ना संन्याससंन्य-

स्तः काष्ठीभूतो मृतोपमः । प्राणैर्विमुच्यते शीघ्रं मुक्त्वा सद्यःफलां क्रियाम् ॥

आक्षिप्य विनाश्य संन्यस्यन्ति मूर्च्छयन्ति प्राणायतनं हृदयं सन्यस्तः मूर्च्छितः काष्ठीभूतः क्रियारहितः अतएव मृतोपम इति सद्यःफलां क्रियां सूचीव्यधनांजनावपीडकपिकच्छुघर्षणवृश्चिकादिदंशनादिरूपां॥

જ્યારે હૃદયમાં રહેલા અત્યંત બળવાન્ મળો વાણીની, દેહની તથા મનની ચેષ્ટાનો વિનાશ કરીને નિર્બલ માણસને મૂર્છિત કરી દેછે ત્યારે તે માણસને સંન્યાસ થયો કહેવાયછે. કાષ્ઠની પેઠે ક્રિયાઓથી રહિત થએલા અને મુડદા જેવા થએલા એ માણસના શરીરમાં સોઇથી ભોંકવું, તીક્ષ્ણ અંજન આંજવું, તીક્ષ્ણ નસ્ય દેવું, કૌચાં ઘસવાં અને વીંછી વગેરે કરડાવવાં ઇત્યાદિ તુરત ફલ આપનારી ક્રિયાઓ કરવામાં ન આવે તો તે માણસ તુરત મરી જાયછે.

## સંન્યાસમાં અને મૂર્છામાં ભેદ.

## संन्यासस्य मूर्च्छातो भेदमाह ।

दोषेषु मदमूर्च्छाया गतवेगेषु देहिनः। स्वयमप्युपशाम्यन्ति संन्यासो नौषधैर्विना ॥

मदमूर्च्छायाः मदः अप्रवृद्ध उन्मादः । मूर्च्छायाः मूर्च्छाः ॥

દોષોના વેગ જતા રહે ત્યારે માણસને મૂર્છાઓ અને નહિ વધેલો ઉન્માદ પોતાની મેળે પણ શાંત થઈ જાયછે અને સંન્યાસ તો ઔષધો વિના શાંત થતોજ નથી.

## મૂર્છાની ચિકિત્સા.

## अथ मूर्च्छायाश्चिकित्सा ।

सेकावगाहा मणयः सहाराः शीताः प्रदेहा व्यजनानिलाश्च । शीतानि पानानि च गन्धवन्ति सर्वासु मूर्च्छास्वनिवारितानि ॥

मणयश्चन्द्रकान्तादयः हारा मुक्तादिहाराः शीताः प्रदेहाः सकर्पूरचन्दनानुलेपनानि ॥ शीतानि पानानि सितामलकादिपानकानि ॥ गन्धवन्ति कर्पूरादिसुगन्धवन्ति सर्वासु मूर्च्छास्वनिवारितानि । अस्यायमभिप्रायः । सेकादीन्यन्यासु मूर्च्छासु हितान्येव किं तु वातश्लेष्मजास्वपि न निवारितानि तत्रापि पित्तस्य प्राधान्यत्वात् ॥

सिद्धानि वर्गे मधुरे पयांसि सदाडिमा जाङ्गलजा रसाश्च । यथा यवालोहितशालयश्च मूर्च्छासु पथ्याः ससतीनमुद्गाः ॥

सतीनः कलापः ॥

कोलमज्जोपणोशीरकेसरं शीतवारिणा । पीतं मूर्च्छां जयेल्लीढ्वा कृष्णां वा मधुसंयुताम् ॥ शीतेन तोयेन विसं मृणालं कृष्णां च पथ्यां मधुनावलिह्यात्। कुर्याच्च नासावदनावरोधं क्षीरं पिबेद्वाप्यथ मानुषीणाम् ॥ द्राक्षा सिता दाडिमलाजवन्ति कह्लारनीलोत्पलपद्मवन्ति । पिबेत्कषायाणि च शीतलानि पित्तज्वरं यानि च यापयन्ति ॥ गि-

रीपबीजगोमूत्रकृष्णामरिचसैन्धवैः । अञ्जनं स्यात् प्रबोधाय सरसोनशिलावचैः ॥

अन्यच्च ।

अञ्जनं सम्यगारब्धं मधुसिन्धुशिलोषणैः । प्रमोहद्रोहि भवति भाषितं भिषजां वरैः ॥

शिला मनःशिला । ऊषणं मरिचः ॥

मधूकसारसिन्धूत्थवचोषणकणाः समाः । श्लक्ष्णं पिष्टाम्भसा नस्यं कुर्यात् संज्ञाप्रबोधनम् ॥

## अथ रक्तजादीनां मूर्च्छानां चिकित्सा ।

रक्तजायां तु मूर्च्छायां हितः शीतक्रियाविधिः । मद्यजायां पिबेन्मद्यं निद्रां सेवेत वा सुखम् ॥ विषजायां विषघ्नानि भेषजानि प्रयोजयेत् ॥

શીતળ જળનાં સેચનો, શીતળ જળમાં અવગાહનો, ચંદ્રકાંતઆદિ મણિઓ, મોતી વગેરેના હારો, કર્પૂરવાળા ચંદનનાં લેપનો, સાકરથી સંયુક્ત તથા ભીમસેની બરાસ વગેરેથી સુગંધી કરેલાં આમળાંના રસ વગેરેનાં પાનકો, અને પંખાના પવનો એ ઉપચારો બીજા પ્રકારોની મૂર્છાઓમાંજ હિતકારી છે એમ નથી પણ વાયુથી તથા કફથી થએલી મૂર્છાઓમાં પણ એઓની અટકાયત નથી. કારણ કે તેવી મૂર્છાઓમાં પણ પિત્તનું પ્રાધાન્ય છે.

મધુરવર્ગનાં ઔષધોમાં પકાવેલાં દુધો, દાડિમસહિત જંગલ પ્રદેશનાં પ્રાણીઓના માંસોના રસાઓ, જવ, રાતા ચોખા, વટાણા અને મગ એઓ મૂર્છાઓમાં પથ્ય છે.

બોરનો ગર્ભ, મરી, વાળો અને નાગકેસર એઓને વાટી ટાઢા પાણીથી પીવામાં આવે તો તેથી મૂર્છા મટેછે.

પીપળનું ચૂર્ણ કરી મધમાં કાલવીને ચાટવામાં આવે તો તેથી મૂર્છા મટેછે.

કમળનું બિસ, કમળનું મૃણાલ, પીપળ અને હરડે એઓને વાટી મધથી ચાટવામાં આવે તો તેથી મૂર્છા મટેછે.

નાકના તથા મોહોડાના શ્વાસને રોકવામાં આવે તો તેથી મૂર્છા મટેછે.

સ્ત્રીઓનું ધાવણ પીવામાં આવે તો તેથી મૂર્છા મટી જાયછે.

દ્રાખ, સાકર, દાડિમ, ચોખાની ધાણી, દહીંની તર, નીલકમળ અને શ્વેતકમળ એઓવાળા શીતળ કષાયો (હિમ) પીવા અને જે કષાયો પિત્તજ્વરને મટાડનારા છે તેઓ પણ પીવા.

સરસડીઆનાં બીજ, પીપળ, મરી, સેંધવ, લસણ, મણશીલ અને વજ એઓને ગોમૂત્રમાં વાટી તેનું અંજન આંજવામાં આવે તો તેથી જાગ્રતપણું પ્રાપ્ત થાયછે.

મધ, સૈંધવ, મણશીલ અને મરી એઓનું અંજન સારી રીતે આંજવામાં આવે તો તેથી મૂર્છા સંબંધી પ્રમોહ મટી જાયછે એમ ઉત્તમ વૈદ્યોએ કહ્યું છે.

મહુડાંનો સાર, સૈંધવ, વજ, મરી અને પીપળ એઓને સમ ભાગે લઈ પાણીમાં બારીક વાટીને તેનું નસ્ય દેવામાં આવે તો તેથી સંજ્ઞા પ્રાપ્ત થાયછે.

## રૂધિરથી થએલી વગેરે મૂર્છાઓની ચિકિત્સા.

મૂર્છા જો રૂધિરથી પ્રાપ્ત થઈ હોય તો તેમાં શીત ચિકિત્સા હિતકારી થાયછે, મદ્યથી પ્રાપ્ત થઈ હોય તો તેમાં બીજું મદ્ય પીવું અથવા સુખથી નિદ્રાનું સેવન કરવું હિતકારી થાયછે અને વિષથી પ્રાપ્ત થઈ હોય તો તેમાં વિષને હણનારાં ઔષધોનો પ્રયોગ હિતકારી થાયછે.

## સંન્યાસની ચિકિત્સા.

### अथ संन्यासचिकित्सा ।

प्रभूतदोपस्तमसोऽतिरेकात्सम्मूर्च्छितो नैव विबुध्यते यः । संन्यस्तसंज्ञः स हि दुश्चिकित्स्यो नरो भिषग्भिः परिकीर्तितोऽसौ ॥ अञ्जनान्यवपीडाश्च धूमाः प्रधमनानि च । सूचीभिस्तोदनं शस्तं दाहपीडा नखान्तरे ॥ लुञ्चनं केशलोम्नां च दन्तैर्दशनमेव च । आत्मगुप्तावघर्षश्च हितस्तस्य प्रबोधने ॥

अवपीडः कल्कीकृतौषधरसस्य नासापुटे दानम् । प्रधमनं औषधचूर्णस्य द्विमुख्या नाडिकया मुखवातेन नासापुटे दानं । तस्य संन्यस्तस्य ॥

ઘણા દોષવાળો જે માણસ તમોગુણના અતિશયને લીધે મૂર્છિત થઇને પાછો જાગ્રત ન થાય તે માણસને વૈદ્યો સંન્યાસ રોગવાળો કહેછે અને તેની ચિકિત્સા બહુ મુશ્કેલી ભરેલી છે.

સંન્યાસવાળાં માણસને અંજનો આંજવાં, કલ્કરૂપ કરેલાં ઔષધોનો રસ નાકમાં નાખવો, ધુવાડા દેવા, ઔષધના ચૂર્ણને બે મોહોડાંવાળી નળીમાં ભરી તેમાં મોહોડાંની ફુંક મારીને તે ઔષધ નાકમાં ચડાવી દેવું, અંગોમાં સોઇઓ ભોકવી, નખના મધ્યમાં દાહની પીડા કરવી, કેશ તથા રૂવાણાં છોંટવાં, દાંતથી બટકાં ભરવાં અને અંગોપર કૌંચાં ઘસવાં એ ઉપાયોથી સંજ્ઞા પ્રાપ્ત થાયછે.

## મૂર્છામાં ઉપયોગી રસો.

### अथ मूर्च्छायां रसौ ।

कणामधुयुतं सूतं मूर्च्छायां माशयेद्भिषक् । शीतसेकावगाहादीन् सर्वाङ्गे पीडनं हठात् ॥ सूतं मारितम् ॥

ताम्रचूर्णसमोशीरं केशरं शीतवारिणा । पीतं मूर्च्छां द्रुतं हन्याद्वृक्षमिन्द्राशनिर्यथा ॥

ताम्रचूर्णं मारितताम्रचूर्णम् ॥

વૈદ્યે મૂર્છાને મટાડવાને વાસ્તે મારેલો પારદ પીપળથી તથા મધથી સંયુક્ત કરીને ખવરાવવો, શીત જળથી સેચન તથા શીતજળમાં અવગાહન આદિ કરાવવાં અને બલાત્કારથી સર્વ અંગોને દાબવાં.

મારેલા ત્રાંબાનું ચૂર્ણ, વાળો અને નાગકેસર એઓને સમ ભાગે લઈ મિશ્રિત કરીને ટાઢા પાણીથી પીવામાં આવે તો જેમ વીજળીથી વૃક્ષ હણાઇ જાયછે તેમ તે ઉપાયથી મૂર્છા તુરત હણાઈ જાયછે.

## ભ્રમની ચિકિત્સા.

### अथ भ्रमस्य चिकित्सा ।

पिबेद्दुरालभाक्वाथं सघृतं भ्रमशान्तये । पथ्याक्वाथेन संसिद्धं घृतं धात्रीर-

सेन वा ॥ शुण्ठीकृष्णाशताह्वानां साभयानां पलं पलम् । गुडस्य षट्पलान्येपा गुटिका भ्रमनाशिनी ॥ ताम्रं दुरालभाक्वाथैः पीतं तु घृतसंयुतम् । निवारयेद्भ्रमं शीघ्रं तद्यथा शम्भुभाषितम् ॥

શતા ધમાસાનો ક્વાથ કરી ઘી નાખીને પીવામાં આવેતો તેથી ભ્રમ મટી જાયછે.

હરડેના ક્વાથથી અથવા આમળાંના રસથી પકાવેલું ઘી પીવામાં આવેતો તેથી ભ્રમ મટી જાયછે.

ચાર તોલાં સુંઠ, ચાર તોલાં પીપળ, ચાર તોલાં સુવા અને ચાર તોલાં હરડે એઓની ચોવીશ તોલાં ભાર ગોળમાં ગોળીઓ કરીને ખાવામાં આવેતો તેથી ભ્રમ મટી જાયછે.

મારેલું ત્રાંબું ઘીમાં કાલવી શતા ધમાસાના ક્વાથની સાથે પીવામાં આવે તો તેથી ભ્રમનું તુરત નિવારણ થાયછે એમ મહાદેવજીએ કહ્યુ છે.

### તંદ્રાની તથા અતિ નિદ્રાની ચિકિત્સા.

### अथ तन्द्राया अतिनिद्रायाश्च चिकित्सा ।

तुरङ्गलालालवणोत्तमेन्दुमनःशिलामागधिकामधूनि । नियोज्य तान्यक्ष्णि विनिश्चितानि तन्द्रां सनिद्रां विनिवारयन्ति ॥ इन्दुः कर्पूरः ॥

सैन्धवं श्वेतमरिचं सर्षपाः कुष्ठमेव च । वस्तमूत्रेण सम्पिष्टं नस्यं तन्द्रानिवारणम् ॥ श्वेतमरिचं शिग्रुबीजम् ।

शुण्ठीकणोग्रालवणोत्तमानि नस्येन तन्द्राविजयोल्वणानि । क्षुद्रामृतापौष्करनागराणि भार्गीशिवाभ्यां क्वथितानि पानात् ॥

शिवा हरीतकी । इति मूर्च्छाभ्रमनिद्रातन्द्रासंन्यासाधिकारः ॥

ઘોડાની લાળ, સૈંધવ, કપૂર, મણશીલ, પીપળ અને મધ એઓને એકઠાં કરી આંખમાં આંજવામાં આવેતો તેથી તંદ્રાનું અને અતિનિદ્રાનું નિવારણ થાયછે.

સૈંધવ, સરગવાનાં બીજ, સર્ષપ અને કઠ એઓને બકરાંનાં મૂત્રમાં વાટી તેનું નસ્યદેવામાં આવેતો તેથી તંદ્રાનું નિવારણ થાયછે.

સુંઠ, પીપળ, વજ અને સૈંધવ એઓનું નસ્યદેવાથી તંદ્રા અવશ્ય મટી જાયછે.

ભોરીંગણી, કઠ, ગળો, સુંઠ, ભારંગી અને હરડે એઓનો ક્વાથ કરી પીવામાં આવેતો તેથી તંદ્રા મટી જાયછે.

મૂર્છાનો, ભ્રમનો, નિદ્રાનો, તંદ્રાનો તથા સંન્યાસનો અધિકાર સંપૂર્ણ.

---

## મદાત્યયનો અધિકાર.

### મદ્યનો સ્વભાવ.

### अथ मदात्ययाधिकारः ।

### तत्र मद्यस्य स्वभावमाह ।

मद्यं स्वभावतः भाज्ञैर्यथैवान्नं तथा स्मृतम् । अयुक्तियुक्तं रोगाय युक्तियुक्तं रसायनम् ॥

મદ્ય સ્વભાવથી અન્ન જેવું છે એમ વિદ્વાનોએ કહ્યું છે અર્થાત્ જો મદ્ય યુક્તિ વગરનું ઉપયોગમાં લેવામાં આવેતો રોગને ઉત્પન્ન કરેછે અને યુક્તિથી ઉપયોગમાં લેવામાં આવેતો રસાયનરૂપ થાયછે.

### યુક્તિવાળા મદ્યનો મહિમા.

### युक्तियुक्तेर्महिमानमाह ।

**प्राणाः प्राणभृतामन्नं तदयुक्त्या निहन्त्यसून् । विषं प्राणहरं तच्च युक्तियुक्तं रसायनम् ॥ विधिना मात्रया काले हितैरन्नैर्यथाबलम् । प्रहृष्टो यः पिवेन्मद्यं तस्य स्यादमृतं तथा ॥**

અન્ન પ્રાણિઓનાં પ્રાણરૂપ છતાં પણ જો યુક્તિવગર ઉપયોગમાં લેવામાં આવેતો પ્રાણનો નાશ કરેછે અને ઝેર પ્રાણને હરનારૂં છતાં પણ યુક્તિથી સંયુક્ત કરેલું હોયતો રસાયનરૂપ થાયછે. આ પ્રમાણે મદ્યના વિષયમાં પણ સમજવાનું છે.

જે માણસ આનંદયુક્ત થઇને વિધિથી, માત્રાથી, તે તે કાળને અનુસરીને, હિતકારી અન્નોની સાથે અને પોતાના બળને અનુસરીને મદ્યપાન કરેછે તેને તે મદ્ય અમૃત જેવું થાયછે.

### મદ્ય પીવાનો વિધિ.

### तत्र विधिर्यथा ।

**कृतशारीरसंस्कारः शुचिरुत्तमगन्धवान् । उद्दामगन्धिभिः स्फीतैर्मृदुभिर्वसनैर्वृतः ॥ विचित्रविविधस्रग्वी रक्ताभरणभूपितः । सानन्दः सावधानश्च पिवेन्मद्यं शनैः शनैः ॥**

શરીરને સારી પેઠે સ્વચ્છ કરી, પવિત્ર થઈ, ઉત્તમ સુગંધોનું ધારણ કરી, ઉત્તમ સુગંધવાળાં મોટાં મોટાં કુણાં વસ્રો પેહેરી, વિચિત્ર સુંદર માળાઓનું ધારણ કરી, રાતાં આભરણોનો શણગાર ધરી, આનંદયુક્ત થઈ સાવધાનપણાથી ધીરે ધીરે મદ્ય પીવું.

### મદ્ય પીવાની જગ્યા.

### देशो यथा ।

**उपवनेषु सुरभिसुरङ्गसुमनःसमूहमनोहरेषु मञ्जुगुञ्जन्मधुकरनिकरेषु कूजत्कलकण्ठेषु सुरभिशिशिरमधुरसमीरेषु मंदिरेषु सुधाशुभ्रेषु सुधूपधूपितेषु सूपधानेषु संस्तीर्णविहितेषु शयनाशनेषु । उपविष्टोऽथवा तिर्यक् भृशं हृष्टः सुरां पिवेत् ॥ सौवर्णै राजतैः पात्रैः पिवेन्मणिमयैरपि ॥ रूपयौवनमत्ताभिर्वल्लभाभिर्विशेषतः । वस्त्राभरणमाल्यैश्च भूपिताभिर्यथर्तुकैः ॥ दीयमानं मृगाक्षीभिः पिवेन्मद्यं मुदान्वितः ॥**

જેઓમાં ઉત્તમ રંગવાળાં સુગંધી પુષ્પોનો સમૂહ મનનું હરણ કરતો હોય, ભ્રમરાઓના સમૂહો મધુર ગુંજાર કરતા હોય, કોયલ ટૌકારા કરતી હોય અને પવન સુગંધી શીતળ તથા મધુર વાતો હોય એવા બગીચાઓની અંદર કળીચુનાથી ઉજ્વલ કરેલા, મધુર પવનવાળા અને ઉત્તમ ધૂપોથી સુગંધયુક્ત કરેલા બંગલાઓમાં સારાં ઓશીસાંવાળાં તથા સારી રીતે બીછાવી રાખેલાં શયનોપર એને આસનોપર બેસીને અથવા આડેપડખે થઈને બ-

सेन वा ॥ शुण्ठीकृष्णाशताह्वानां साभयानां पलं पलम् । गुडस्य पट्पलान्येषा गुटिका भ्रमनाशिनी ॥ ताम्रं दुरालभाक्काथैः पीतं तु घृतसंयुतम् । निवारयेद्भ्रमं शीघ्रं तद्यथा शम्भुभाषितम् ॥

રાતા ધમાસાનો ક્વાથ કરી ઘી નાખીને પીવામાં આવેતો તેથી ભ્રમ મટી જાયછે.

હરડેના ક્વાથથી અથવા આમળાંના રસથી પકાવેલું ઘી પીવામાં આવેતો તેથી ભ્રમ મટી જાયછે.

ચાર તોલાં સુંઠ, ચાર તોલાં પીપળ, ચાર તોલાં સુવા અને ચાર તોલાં હરડે એઓની ચોવીશ તોલાં ભાર ગોળમાં ગોળીઓ કરીને ખાવામાં આવેતો તેથી ભ્રમ મટી જાયછે.

મારેલું ત્રાંબું ઘીમાં કાલવી રાતા ધમાસાના ક્વાથની સાથે પીવામાં આવે તો તેથી ભ્રમનું તુરત નિવારણ થાયછે એમ મહાદેવજીએ કહ્યુ છે.

## તંદ્રાની તથા અતિ નિદ્રાની ચિકિત્સા.

## अथ तन्द्राया अतिनिद्रायाश्च चिकित्सा ।

तुरङ्गलालालवणोत्तमेन्दुमनःशिलामागधिकामधूनि । नियोज्य तान्यक्ष्णि विनिश्चितानि तन्द्रां सनिद्रां विनिवारयन्ति ॥ इन्दुः कर्पूरः ॥

सैन्धवं श्वेतमरिचं सर्षपाः कुष्ठमेव च । बस्तमूत्रेण सम्पिष्टं नस्यं तन्द्रानिवारणम् ॥ श्वेतमरिचं शिग्रुबीजम् ।

शुण्ठीकणोग्रालवणोत्तमानि नस्येन तन्द्राविजयोल्वणानि । क्षुद्रामृतापौष्करनागराणि भार्गीशिवाभ्यां कथितानि पानात् ॥

शिवा हरीतकी । इति मूर्च्छाभ्रमनिद्रातन्द्रासंन्यासाधिकारः ॥

ઘોડાની લાળ, સૈંધવ, કપૂર, મણશીલ, પીપળ અને મધ એઓને એકઠાં કરી આંખમાં આંજવામાં આવેતો તેથી તંદ્રાનું અને અતિનિદ્રાનું નિવારણ થાયછે.

સૈંધવ, સરગવાનાં બીજ, સર્ષપ અને કઠ એઓને બકરાંનાં મૂત્રમાં વાટી તેનું નસ્યદેવામાં આવેતો તેથી તંદ્રાનું નિવારણ થાયછે.

સુંઠ, પીપળ, વજ અને સૈંધવ એઓનું નસ્યદેવાથી તંદ્રા અવશ્ય મટી જાયછે.

ભોરીંગણી, કઠ, ગળો, સુંઠ, ભારંગી અને હરડે એઓનો ક્વાથ કરી પીવામાં આવેતો તેથી તંદ્રા મટી જાયછે.

મૂર્છાનો, ભ્રમનો, નિદ્રાનો, તંદ્રાનો તથા સંન્યાસનો અધિકાર સંપૂર્ણ.

# મદાત્યયનો અધિકાર.

## મદ્યનો સ્વભાવ.

## अथ मदात्ययाधिकारः ।

## तत्र मद्यस्य स्वभावमाह ।

मद्यं स्वभावतः माह्नेर्यथैवान्नं तथा स्मृतम् । अयुक्तियुक्तं रोगाय युक्तियुक्तं रसायनम् ॥

મદ્ય સ્વભાવથી અન્ન જેવું છે એમ વિદ્વાનોએ કહ્યું છે અર્થાત્ જો મદ્ય યુક્તિ વગરનું ઉપયોગમાં લેવામાં આવેતો રોગને ઉત્પન્ન કરેછે અને યુક્તિથી ઉપયોગમાં લેવામાં આવેતો રસાયનરૂપ થાયછે.

## યુક્તિવાળા મદ્યનો મહિમા.

## युक्तियुक्तेर्महिमानमाह।

प्राणाः प्राणभृतामन्नं तदयुक्त्या निहन्त्यसून्। विषं प्राणहरं तच्च युक्तियुक्तं रसायनम्॥ विधिना मात्रया काले हितैरन्नैर्यथाबलम्। प्रहृष्टो यः पिबेन्मद्यं तस्य स्यादमृतं तथा॥

અન્ન પ્રાણિઓનાં પ્રાણરૂપ છતાં પણ જો યુક્તિવગર ઉપયોગમાં લેવામાં આવેતો પ્રાણનો નાશ કરેછે અને ઝેર પ્રાણને હરનારૂં છતાં પણ યુક્તિથી સંયુક્ત કરેલું હોયતો રસાયનરૂપ થાયછે. આ પ્રમાણે મદ્યના વિષયમાં પણ સમજવાનું છે.

જે માણસ આનંદયુક્ત થઇને વિધિથી, માત્રાથી, તે તે કાળને અનુસરીને, હિતકારી અન્નોની સાથે અને પોતાના બળને અનુસરીને મદ્યપાન કરેછે તેને તે મદ્ય અમૃત જેવું થાયછે.

## મદ્ય પીવાનો વિધિ.

## तत्र विधिर्यथा।

कृतशारीरसंस्कारः शुचिरुत्तमगन्धवान्। उद्दामगन्धिभिः स्फीतैर्मृदुभिर्वसनैर्वृतः॥ विचित्रविविधस्रग्वी रक्ताभरणभूषितः। सानन्दः सावधानश्च पिबेन्मद्यं शनैः शनैः॥

શરીરને સારી પેઠે સ્વચ્છ કરી, પવિત્ર થઈ, ઉત્તમ સુગંધોનું ધારણ કરી, ઉત્તમ સુગંધવાળાં મોટાં મોટાં કુણાં વસ્ત્રો પેહેરી, વિચિત્ર સુંદર માળાઓનું ધારણ કરી, રાતાં આભરણોનો શણગાર ધરી, આનંદયુક્ત થઈ સાવધાનપણાથી ધીરે ધીરે મદ્ય પીવું.

## મદ્ય પીવાની જગ્યા.

## देशो यथा।

उपवनेषु सुरभिसुरङ्गसुमनःसमूहमनोहरेषु मञ्जुगुञ्जन्मधुकरनिकरेषु कूजत्कलकण्ठेषु सुरभिशिशिरमधुरसमीरेषु मंदिरेषु सुधाशुभ्रेषु सुधूपधूपितेषु सूपधानेषु संस्तीर्णविहितेषु शयनासनेषु। उपविष्टोऽथवा तिर्यक् भृशं हृष्टः सुरां पिबेत्॥ सौवर्णै राजतैः पात्रैः पिबेन्मणिमयैरपि॥ रूपयौवनमत्ताभिर्वल्लभाभिर्विशेषतः। वस्त्राभरणमाल्यैश्च भूषिताभिर्यथर्तुकैः॥ दीयमानं मृगाक्षीभिः पिबेन्मद्यं मुदान्वितः॥

જેઓમાં ઉત્તમ રંગવાળાં સુગંધી પુષ્પોનો સમૂહ મનનું હરણ કરતો હોય; ભ્રમરાઓના સમૂહો મધુર ગુંજાર કરતા હોય, કોયલ ટૌકારા કરતી હોય અને પવન સુગંધી શીતળ તથા મધુર વાતો હોય એવા બગીચાઓની અંદર કળીચુનાથી ઊજ્વલ કરેલા, મધુર પવનવાળા અને ઉત્તમ ધૂપોથી સુગંધયુક્ત કરેલા બંગલાઓમાં સારાં ઓશીસાંવાળાં તથા સારી રીતે બીછાવી રાખેલાં શયનોપર અને આસનોપર બેસીને અથવા આડેપડખે થઇને બ-

હુજ આનંદ રાખી મદિરા પીવી. ૩૫ તથા યૌવનથી મત્ત થએલી, બહુજ પ્યારી, તે તે ઋતુઓને અનુસરતાં વસ્ત્રોથી, આભરણોથી તથા પુષ્પોથી શણગારેલી અને હરણનાં સરખાં નેત્રોવાળી સ્ત્રીઓએ સોનાના, રૂપાના અથવા મણિઓના પ્યાલાઓમાં ભરીને વારંવાર દેવી અને તે મદિરા પુરૂષે પ્રીતિપૂર્વક પીવી.

## મધની માત્રા. બીજા ગ્રંથમાં કહેલી છે તે.

मात्रयेति । मात्रा तन्त्रान्तरे कथिता ॥

शुद्धकायः पिबेन्मद्यं सोपदंशं पलद्वयम् । मध्याह्ने द्विगुणं तच्च सुस्निग्धं भक्षयेदनु ॥ मदोपेऽष्टपलं तद्वन्मात्रा मद्यरसायने । अनेन विधिना सेव्यं मद्यं नियमतन्द्रितैः ॥

शुद्धकायः उत्सृष्टमलमूत्रः । पलद्वयं पारिशेष्यात् पूर्वाह्णे बोद्धव्यम् ॥ अतन्द्रितैः मात्रया सावधानैः । अन्ये त्वाहुः ॥

बुद्ध्यादयो गुणा यावदुल्लसन्ति निरत्ययाः । मात्रेयं विहिता मद्यपाने न्यारोगजन्मने ॥

મળમૂત્ર કરી આવી શુદ્ધ થઇને પૂર્વાન્હકાળમાં અથાણાની સહાયતાથી આઠ રૂપીઆ ભાર મદિરા પીવી, મધ્યાન્હકાળમાં સોળ રૂપીઆ ભાર પીવી. તથા પીધા પછી અત્યંત સ્નિગ્ધ ભોજન કરવું અને સાયંકાળે બત્રીશ રૂપીઆ ભાર મદિરા પીવી. મદિરાની આ માત્રા રસાયનરૂપ થાયછે એટલામાટે પુરૂષોએ માત્રામાં ભૂલ નહી કરતાં નિત્ય આ વિધિથી મદિરાનું સેવન કરવું.

બીજા ગ્રંથકારોએ તો એમ કહ્યું છે કે "જ્યાં સુધી બુદ્ધિ આદિક ગુણો અબાધિત રીતે પ્રફુલ્લિત રેહે ત્યાં સુધીની માત્રા પીવી. આ ઉપરાંત બીજી માત્રા રોગને ઉત્પન્ન કરેછે.

## કેવા કાળમાં કેવી મદિરા પીવી.

### ऋतुसम्बन्धो यथा ।

काल इति यस्मिन् काले यादृशं मद्यमुचितं तस्मिंस्तादृशं पेयम् ॥

ग्रीष्मे मद्यं हिमं स्वादु माध्वीकादि सुखप्रदम् ॥

प्रशस्यते हि शीते उष्णतीक्ष्णं गौडिकपैष्टिकादि ॥

જે કાળમાં જેવું મધ પીવું યોગ્ય છે તેવું પીવું. જેમ કે ગ્રીષ્મઋતુમાં ટાઢું અને મીઠું માધવી નામનું મધ સુખદાયી ગણવામાં આવેછે અને શીતકાળમાં ઉષ્ણતા તથા તીક્ષ્ણતાવાળું ગૌડિક (ગોળનું) તથા પૌષ્ટિક (લોટનું) વગેરે મધ હિતકારી ગણવામાં આવેછે.

## હિતકારી અન્નો.

### हितैरन्नैरिति ।

मद्यानुकूलैर्विविधैः फलैर्वर्णमनोहरैः । सुगन्धैर्लवणैर्हृद्यैर्भृष्टैर्मांसैः पृथग्विधैः ॥ स्निग्धैरन्नैश्च भक्ष्यैश्च सह मद्यं पिबेन्नरः ॥

अन्नैः सिद्धौदनपर्पटकादिभिः । भक्ष्यैः लड्डुकफेनिकादिभिः ॥

अभ्यङ्गोत्सादनस्नानवासोधूपानुलेपनैः । स्निग्धोष्णैस्तादृशैरन्नैर्वातप्रकृतिकः पिबेत् ॥ शीतोपचारैर्विविधैर्मधु-

रस्निग्धशीतलैः । फलैरन्नैः सह नरः पित्तप्रकृतिकः पिबेत् ॥ श्लैष्मिको जाङ्गलैर्मांसैर्मरिचैर्मदिरां पिबेत् ॥

માણસે મદ્યમા અનુકૂલતા ધરાવનારાં અને વર્ણથી મનનું હરણ કરનારાં ફળોની સાથે, સુગંધી અને પ્રિય લાગે એવાં લૂણોની સાથે, જુદા જુદા પ્રકારનાં શેકેલાં માંસોની સાથે, ભાત તથા પાપડ આદિ સ્નિગ્ધ અન્નોની સાથે અને લાડુ તથા ફેનિકા આદિ સ્નિગ્ધ ભક્ષ્યોની સાથે મદ્ય પીવું.

વાયુપ્રકૃતિવાળા માણસે સ્નિગ્ધ તથા ઉષ્ણતાવાળાં અભ્યંગ, ચૂર્ણ આદિથી શરીરને ચોળાવવું, સ્નાન, વસ્ત્ર, ધૂપ અને લેપન ઇત્યાદિ ઉપચારો કરીને તેવાંજ અન્નોની સાથે મદ્ય પીવું.

પિત્તપ્રકૃતિવાળા માણસે અનેક પ્રકારના શીત ઉપચારો કરીને મધુર, સ્નિગ્ધ તથા શીતલતાવાળાં ફળોની સાથે અને તેવાંજ અન્નોની સાથે મદ્ય પીવું.

કફપ્રકૃતિવાળા માણસે જંગલ દેશનાં પ્રાણીઓનાં માંસોની સાથે અને મરીની સાથે મદ્ય પીવું.

## ક્યારે મદ્ય પીવું તથા કોને કેવું મદ્ય ઉચિત છે.

प्राक् पिबेत् श्लैष्मिको मद्यं भक्तस्योपरि पैत्तिकः ॥ वातिकस्तु पिबेन्मध्ये समदोषो यथेक्षते। वातिकस्तु पिबेन्मद्यं प्रायो गौडिकपैष्टिकम् ॥ कफपित्तात्मको यस्तु माध्वीकं माधवं पिबेत् । विधिर्वसुमतामेष कथितश्चरकादिभिः ॥ यथोपपत्तिकं वापि पिबेन्मद्यं हि मात्रया ॥

કફ પ્રકૃતિવાળાએ જમ્યા પહેલાં મદ્ય પીવું, પિત્તપ્રકૃતિવાળાએ જમ્યા પછી મદ્ય પીવું, વાયુપ્રકૃતિવાળાએ ભોજનના મધ્યમાં મદ્ય પીવું અને સમદોષવાળાએ જેમ રૂચિ હોય તેમ પીવું.

વાયુપ્રકૃતિવાળાંએ ઘણું કરીને ગોળનું અને લોટનું મદ્ય પીવું અને કફપ્રકૃતિવાળાએ તથા પિત્તપ્રકૃતિવાળાએ સાકર આદિ મધુર પદાર્થોનું મદ્ય પીવું. ચરક આદિ મુનિઓએ આ પ્રકાર ધનાઢ્ય લોકોને વાસ્તે કહેલો છે માટે નિર્ધન લોકોએ જેવું મળી આવે તેવું માત્રાથી પીવું.

## મદ્યના ગુણો.

### मद्यस्य गुणमाह ।

रसवातादिमार्गाणां सत्वबुद्धीन्द्रियात्मनाम् । प्रधानस्यौजसश्चैव हृदयं स्थानमुच्यते ॥ मद्यं हृदयमाविश्य स्वगुणैरोजसो गुणान् । दशभिर्दशसंक्षोभ्य चेतो नयति विक्रियाम् ॥ लघूष्णतीक्ष्णसूक्ष्माम्लव्यवायाशुकरं तथा । रूक्षं विकाशि विशदं मद्यं दशगुणं स्मृतम् । गुरु शीतं मृदु स्निग्धं सान्द्रं स्वादु स्थिरं तथा । प्रसन्नं पिच्छिलं सूक्ष्ममोजो दशगुणं स्मृतम् ॥ गौरवं लाघवाच्छैत्यमौष्ण्यादम्लस्वभावतः । माधुर्यमार्दवं तैक्ष्ण्यात् प्रसादं चाशुभावनात् ॥ रौक्ष्यात् स्नेहं व्यवायित्वात् स्थिरत्वं सूक्ष्मतामपि । विकाशिभावात्पैच्छिल्यं वैशद्यात्सान्द्रतां तथा ॥ सौक्ष्म्यान्मद्यं निहन्त्येवमोजसः स्वगुणैर्गुणान् । सत्वं तदाश्रयं चाशु संक्षो-

भ्य कुरुते मदम् ॥ हृदि मद्यगुणो विष्टो हर्षस्तर्षो रतिः सुखम् । विकाराश्च यथासत्वं चित्रा राजसतामसाः ॥ जायन्ते मोहनिद्रान्ता इत्येतन्मदलक्षणम् । हर्षमोजो बलं पुष्टिमारोग्यं पौरुषं तथा ॥ युक्त्या पीतं करोत्याशु मद्यं मदसुखमदम् । रोचनं दीपनं हृद्यं स्वरवर्णप्रसादनम् ॥ प्रीणनं बृंहणं वल्यं भयशोकश्रमापहम् । स्वापनं नष्टनिद्राणां मूकानां वाग्विशोधनम् ॥ नाशनं चातिनिद्राणां विवद्धानां विबन्धनुत् । वधबन्धपरिक्लेशदुःखानां चाप्यबोधकम् ॥ अपि प्रवयसां मद्यमुत्सर्गान्मोदकारकम् । वहुदुःखक्षतस्यास्य शोकैरुपहतस्य च ॥ विश्रामो जीवलोकस्य मद्यं युक्त्या निषेवितम् ॥

રસના તથા વાયુ આદિના માર્ગોનું, ચિત્તનું, બુદ્ધિનું, ઇંદ્રિયોનું, અહંકારનું અને શરીરમાં પ્રધાનતા ધરાવનારા ઓજનું સ્થાનક હૃદય છે. મદ્ય એ હૃદયમાં પ્રવેશ કરી પોતાના દશ ગુણોથી ઓજના દશ ગુણોને ક્ષોભ આપીને ચિત્તમાં વિકાર ઉત્પન્ન કરેછે. મદ્ય હલકું છે, ઉષ્ણ છે, તીક્ષ્ણ છે, સૂક્ષ્મ છે, ખાટું છે, પ્રથમ સઘળા શરીરમાં વ્યાપીને પછી પાક પામનારૂં છે, ઝડપવાળું છે, રૂક્ષ છે, સાંધાઓના બંધોને પોચા પાડનારૂં છે અને આર્દ્રપણાને મટાડનાર છે એટલે એ રીતે દશ ગુણોવાળું છે. ઓજ ભારેછે, ટાઢું છે, કોમળ છે, સ્નિગ્ધ છે, ધાટું છે, મધુર છે, સ્થિર છે, પ્રસન્ન છે, ચીકાશવાળું છે અને સૂક્ષ્મ છે એ રીતે દશ ગુણોવાળું છે. મદ્ય હલકું હોવાથી ઓજના ભારેપણાને, ઉષ્ણ હોવાથી ઓજના ટાઢાપણાને, ખાટું હોવાથી ઓજના મધુરપણાને, તીક્ષ્ણ હોવાથી ઓજના કોમળપણાને, ઝડપવાળું હોવાથી ઓજની પ્રસન્નતાને, રૂક્ષ હોવાથી ઓજના સ્નિગ્ધપણાને, પ્રથમ સઘળા શરીરમાં વ્યાપીને પછી પાક પામનારૂં હોવાથી ઓજના સ્થિરપણાને, સાંધાઓના બંધોને પોચા પાડનારૂં હોવાથી ઓજના સૂક્ષ્મપણાને, આર્દ્રતાને મટાડનારૂં હોવાથી ઓજની ચીકાશને અને સૂક્ષ્મ હોવાથી ઓજના ધાટાપણાને હણી નાખેછે એટલે એ રીતે મદ્ય પોતાના ગુણોથી ઓજના ગુણોને ક્ષોભ પમાડનારૂં છે. આ રીતે મદ્ય પોતાના ગુણોથી ઓજના ગુણોને, ચિત્તને અને ચિત્તના ઠેકાણાને તુરત ક્ષોભ પમાડીને મદને ઉત્પન્ન કરેછે. હૃદય મદ્યના ગુણોથી ઘેરાઈ જતાં હર્ષ, તૃષ્ણા, રૂચિ, સુખ અને પ્રકૃતિને અનુસરીને મોહથી તે નિદ્રાપર્યંત રજોગુણના તથા તમોગુણના વિચિત્ર વિકારો ઉત્પન્ન થાયછે એ મદ્યનું સ્વરૂપ છે. મદ્ય કે જે મદના સુખને આપનારા છે તે યુક્તિથી પીવામાં આવેતો તુરતજ હર્ષને, ઓજને, બળને, પુષ્ટિને, આરોગ્યને અને પુરૂષપણાને ઉત્પન્ન કરેછે. યુક્તિથી સેવવામાં આવેલું મદ્ય રૂચિ ઉપજાવનાર છે, અગ્નિને દીપ્ત કરનારછે, હૃદયને પ્રિય લાગે એવું છે, સ્વરને તથા વર્ણને સારા કરનાર છે, તૃપ્તિ આપનાર છે, ધાતુઓને પુષ્ટ કરનાર છે, બળને વધારનાર છે, ભયને, શોકને તથા શ્રમને મટાડનાર છે, જેઓને નિદ્રા ન આવતી હોય તેઓને નિદ્રા આપનાર છે, મુંગાઓની વાણીને

સારૂં કરનાર છે, અત્યંત નિદ્રાનો નાશ કરનારછે, મળબંધવાળાઓના મળબંધને મટાડનાર છે અને વધ બંધ ક્લેશ તથા દુઃખો એઓને જાણવા ન આપે એવું છે. યુક્તિથી સેવવામાં આવેલું મદ્ય બુઢા લોકોને પણ સ્વાભાવિક રીતે આનંદ આપનારૂં છે અને ઘણાં ઘણાં દુઃખોથી ઘવાએલા તથા શોકોથી ઉપહત થએલા આ જીવલોકને વિશ્રામરૂપ છે.

## મદના ત્રણ પ્રકારોવિષે.

मदस्त्रिलक्षणो भवति । एको मदोऽधिकसत्वगुणस्य पुंसो भवति। द्वितीयोऽधिकरजोगुणस्य तृतीयोऽधिकतमोगुणस्य । अतएवोक्तं चरके। "प्रधानाधममध्यानां रुक्मणां व्यक्तिदायकः । यथाग्निरेवं सत्त्वानां मद्यं प्रकृतिदर्शकम्" इति ॥

મદના ત્રણ પ્રકાર છે તેઓમાં એક પ્રકારનો મદ અધિક સત્ત્વગુણવાળા પુરૂપને થાયછે, બીજા પ્રકારનો મદ અધિક રજોગુણવાળા પુરૂપને થાયછે અને ત્રીજા પ્રકારનો મદ અધિક તમોગુણવાળા પુરૂપને થાયછે. એટલામાટેજ ચરકમાં કહ્યું છે કે "જેમ અગ્નિ ઉંચા, નીચા અને મધ્ય પ્રકારના સોનાઓનું સ્પષ્ટીકરણ કરનાર છે તેમ મદ્ય માણસોની ઉંચી, નીચી તથા મધ્યમ પ્રકારની પ્રકૃતિઓનું સ્પષ્ટીકરણ કરનાર છે.

## સાત્વિક મદનું લક્ષણ.

### तत्र सात्विकस्य मदस्य लक्षणमाह ।

बुद्धिस्मृतिप्रीतिकरः सुखश्च पानान्ननिद्रारतिवर्धनश्च । सम्पाठगीतस्वरवर्धनश्च प्रोक्तोऽतिरम्यः प्रथमो मदोहि ॥

प्रीतिः परेण मैत्री । सुखः सुखयतीति सुखः सुखकर इत्यर्थः । पानेत्यादि पानादिष्वनुपङ्गवर्धनः अतिरम्यः मनोविकारित्वेऽपि न दुःखकरः प्रथमगुणविकारित्वात् प्रथमः एवं द्वितीयस्तृतीयश्च ॥

પેહેલા પ્રકારનો મદ કે જે સત્ત્વગુણ નામના પેહેલા ગુણના વિકારરૂપછે તે મદબુદ્ધિને સ્મૃતિને તથા બીજા માણસોની સાથે પ્રીતિને આપેછે, સુખ કરેછે. અન્નમાં પાનમાં તથા નિદ્રામાં રૂચિને વધારે છે, જાણવામાં તથા ગાયનમાં સ્વરને વધારેછે અને મનને વિકૃત કરનાર છતાં પણ દુખદાઇ થતો નથી. આ મદ પેહેલા ગુણના વિકારરૂપ હોવાથી પેહેલો ગણાવામાં આવેછે. એ રીતેજ જે બીજા ગુણના (રજોગુણના) વિકારરૂપછે તે બીજો અને જે ત્રીજા ગુણના (તમોગુણના) વિકારરૂપછે તે ત્રીજો ગણવામાં આવેછે.

## રાજસ મદનું લક્ષણ.

### राजसस्य मदस्य लक्षणमाह ।

अव्यक्तबुद्धिस्मृतिवाग्विचेष्टः सोन्मत्तलीलाकृतिरप्रशान्तः । आलस्यनिद्राभिहतो मुहुश्च मद्येन मत्तः पुरुषो मदेन ॥

अव्यक्तेत्यत्र ईषदर्थेन नञ् । विचेष्टः विरुद्धचेष्टः उन्मत्तस्य लीलाकृतिभ्यां सहितः ॥

રાજસ મદથી મત્ત થએલો પુરૂપ વિરૂદ્ધ ચેષ્ટાઓ કરેછે, ઊન્મત્તના જેવી લીલા કરેછે, ઊન્મત્તના જેવી આકૃતિવાળો થઈ જાયછે, વારવાર આલસ્યથી તથા નિદ્રાથી અભિહત થઇ જાયછે અને

તે પુરૂષનાં બુદ્ધિ સ્મૃતિ વચનો બરાબર સ્પષ્ટ રેહેતા નથી.

## તામસ મદનું લક્ષણ.

**तामसस्य मदस्य लक्षणमाह ।**

गच्छेदगम्यां न गुरूंश्च मन्येत् खादेदभक्ष्याणि च नष्टसंज्ञः । ब्रूयाच गुह्यानि हृदि स्थितानि मदे तृतीये पुरुषोऽस्वतन्त्रः ॥

मन्येदिति परस्मैपदमार्षत्वात् । अस्वतन्त्रः मदपरवशः ॥

ત્રીજા પ્રકારના મદથી મત્ત થએલો પુરૂષ મદને પરવશ થઇ જાયછે, અગમ્યા સ્ત્રીમાં ગમન કરેછે, માતાપિતા આદિ ગુરૂજનોને માનતો નથી, અભક્ષ્ય પદાર્થોને ખાયછે, સંજ્ઞા વગરનો થઇ જાયછે અને હૃદયમાં રહેલી છાની વાતો બોલીદેછે.

## જો કે મદ ત્રણ પ્રકારનાજ છે તોપણ સુશ્રુતે અતિતામસ નામનો એક ચોથો મદ પણ માનેલો છે તેનું લક્ષણ.

**यद्यपि मदास्त्रय एव तथापि सुश्रुतानुरोधादतितामसमदलक्षणमाह ।**

चतुर्थे तु मदे मूढो भग्नदार्विव निष्क्रियः । कार्याकार्यविभागाज्ञो मृतादपि परो मृतः ॥

मूढो मोहयुक्तः ॥

को मदं तादृशं गच्छेदुन्मादमिव चापरम् । बहुदोषमिवामूढः कान्तारं स्ववशः कृती ॥

अमूढः विचारबहुलः ॥

ચોથા પ્રકારનો મદ પ્રાપ્ત થયો હોય તો માણસ મોહયુક્ત થઇ જાયછે, ભાંગીગએલા લાકડાની પેઠે ક્રિયા વગરનો થઇ જાયછે, મુડદાં કરતાં પણ વધારે નકામો થઇ જાયછે અને તે માણસને કાર્ય અકાર્યની કાંઈ ખબર રેહેતી નથી. એ ચોથા પ્રકારનો મદ કે જે બીજા ઉન્માદ જેવો છે તેને વિચારશીલ, સ્વતંત્ર અને વિચક્ષણતાવાળો કયો પુરૂષ પ્રાપ્ત થાય ? કોઇ પણ પ્રાપ્ત ન થાય. જેમ વિચારશીલ, સ્વતંત્ર અને વિચક્ષણતાવાળો કોઇ પુરૂષ અરણ્યમાં જાય નહિ તેમ તેવો કોઇ પુરૂષ આ ચોથા પ્રકારના મદને પણ સેવે નહિ.

## કોને અત્યંત મદ થતો નથી અને કોને થાયછે.

नातिमाद्यन्ति बलिनः कृताहारा महाशनाः । स्निग्धाः सत्ववयोयुक्ता मद्यनित्यास्तदन्वयाः ॥ मेदः कफाधिका मन्दवातपित्ता दृढाग्नयः । विपर्ययेऽतिमाद्यन्ति विष्टब्धाः कुपिताश्च ये । मद्येन चाम्लरूक्षेण साजीर्णे बहुनापि च ॥

બળવાળા, જેઓએ આહાર કર્યો હોય એવા, ઘણું જમનારા, સ્નિગ્ધતાવાળા, ધૈર્યવાળા, જુવાનીવાળા, નિત્ય મદ્ય પીવાના અભ્યાસીઓ, મદ્ય પીનારા કુલમાં જન્મેલા, મેદની તથા કફથી અધિકતાવાળા, વાયુની તથા પિત્તથી મંદતાવાળા અને દૃઢ અગ્નિવાળા પુરૂષોને અત્યંત મદ થતો નથી. જેઓ એઓથી વિપરીત ગુણોવાળા હોય, મળબંધવાળા હોય કે ક્રોધ પામેલા હોય

તેઓને અત્યંત મદ થાયછે. ખાટું તથા રૂક્ષ મદ્ય પીવામાં આવે, અજીર્ણમાં મદ્ય પીવામાં આવે અથવા ઘણું મદ્ય પીવામાં આવે તોપણ અત્યંત મદ પ્રાપ્ત થાયછે.

## મદાત્યયોનાં નિદાનો.

### अथ मदात्ययानां निदानमाह।

विषस्य ये गुणा दृष्टाः सन्निपातप्रकोपनाः। त एव मद्ये दृश्यन्ते विषे तु बलवत्तराः॥ तस्मादविधि पीतेन तथा मात्राधिकेन च। युक्तेन चाहितैरन्नैरकाले सेवितेन च। मद्येन खलु जायन्ते मदात्ययमुखा गदाः॥

વિષમાં ત્રણે દોષોને પ્રકુપિત કરનારા જે ગુણો જોવામાં આવેછે તેજ ગુણો મદ્યમાં પણ જોવામાં આવેછે પરંતુ વિષના ગુણો મદ્યના ગુણો કરતાં બળવત્તર છે. મદ્યમાં વિષના જેવાજ પણ વિષથી ન્યૂનશક્તિવાળા ગુણો છે એટલામાટે વિધિરહિત પીધેલા, અધિક માત્રાથી પીધેલા, અહિત અન્નોથી સયુક્ત કરેલા અને અયોગ્ય સમયે સેવેલા મદ્યથી મદાત્યય આદિ રોગો અવશ્ય થાયછે.

## અવિધિથી ઉપયોગમાં લીધેલું મદ્ય બીજા વિકારોને ઉત્પન્ન કરેછે.

### अविधिप्रयुक्तं मद्यं विकारान्तरानुत्पादयतीत्याह।

निर्भक्तमेकान्तत एव मद्यं निषेव्यमाणं मनुजेन नित्यम्। उत्पादयेत्कष्टतमान्विकारानुत्पादयेच्चापि शरीरभेदम्। एकान्ततो नैरन्तर्येण विकारान्मदात्ययादीन्। शरीरस्य भेदं नाशम्॥

અન્ન વગરનું અને નિરંતરપણાથી નિત્ય સેવવામાં આવતું મદ્ય મહાદુઃખદાયી મદાત્યય આદિ વિકારોને ઉત્પન્ન કરેછે અને શરીરનો પણ નાશ કરેછે.

## મદાત્યય આદિ વિકારોના બીજા હેતુઓ.

### मदात्ययादीनां हेत्वन्तरमाह।

क्रुद्धेन भीतेन पिपासितेन शोकाभितप्तेन बुभुक्षितेन। व्यायामभाराध्वपरिक्षतेन वेगावरोधाभिहतेन चापि। अत्यम्लरूक्षावततोदरेण साजीर्णभुक्तेन तथाऽबलेन। उष्णाभितप्तेन च सेव्यमानं करोति मद्यं विविधान् विकारान्॥

ક્રોધ પામેલાએ, ભય પામેલાએ, તરશ્યા થએલાએ, શોકથી પરિતાપ પામેલાએ, ભૂખ્યા થએલાએ, કસરતથી ભારથી કે પથથી ક્ષત પામેલાએ, મળોના વેગોને રોકવાથી અભિહત થએલાએ, અત્યત ખાટા તથા રૂક્ષ પદાર્થોથી અભિહત થએલાએ, અજીર્ણમાં જમ્યો હોય તેણે, બળ વગરનાએ, અને ગરમીથી તપ્ત થએલાએ સેવાતુ મદ્ય અનેક પ્રકારના વિકારોને ઉત્પન્ન કરેછે.

## મદ્યથી ઉત્પન્ન થનારા વિકારો.

### तानेव विकारान् विवृणोति।

पानात्ययं परमदं पानाजीर्णमथापि च। पानविभ्रममत्युग्रं तेषां वक्ष्यामि लक्षणम्॥

મદ્યથી મદાત્યય, પરમદ, પાનાજીર્ણ અને અત્યંત ઉગ્ર પાન વિભ્રમ

એ વિકારો ઉત્પન્ન થાયછે કે જેઓનાં લક્ષણો કેહેવામાં આવશે.

### મદાત્યયનું સામાન્ય લક્ષણ.

### तत्र मदात्ययस्य सामान्यं लक्षणमाह ।

शरीरदुःखं बलवत्प्रमेहो हृदयव्यथा । अरुचिः प्रततं तृष्णा ज्वरः शीतोष्णलक्षणः । शिरः पार्श्वास्थिसन्धीनां वेदनाविक्षते यथा । जायतेऽतिबला जृम्भा स्फुरणं वेपनं श्रमः ॥ उरोविबन्धः कासश्च हिक्का श्वासाः प्रजागरः शरीरकम्पः कर्णाक्षिमुखरोगास्त्रिकग्रहः । छर्दिविड्भेद उत्क्लेशो वातपित्तकफात्मकः । भ्रमः प्रलापो रूपाणामसताञ्चैव दर्शनम् । तृणभस्मलतापर्णपांशुभिश्चावपूरणम् । प्रधर्षणं विहङ्गैश्च भ्रान्तचेताः स मन्यते । व्याकुलानामशस्तानां स्वप्नानां दर्शनानि च । मदात्ययस्य रूपाणि सर्वाण्येतानि लक्षयेत् ॥

જેને મદાત્યય થયો હોય તે માણસને શરીરમાં અત્યંત દુઃખ થાયછે, પ્રમેહ થાયછે, હૃદયમાં વ્યથા થાયછે, અરૂચિ થાયછે, નિરંતર તરશ લાગ્યા કરેછે, ટાઢો તથા ઊનો જ્વર આવેછે, માથામાં, પડખાંઓમાં તથા અસ્થિઓના સાંધાઓમાં ઘવાયાના જેવી વેદના થાયછે, બગાસાં બહુજ આવેછે, અંગોનું સ્ફુરણ થાયછે, કંપ થાયછે, શ્રમ થાયછે, છાતી સજડ થઈ જાયછે, ઉધરસ હેડકી શ્વાસ તથા ઊજાગરો થાયછે, કાનમાં નેત્રમાં તથા મોહોડામાં રોગો થાયછે, બરડાનો પ્રાંત ઝલાઈ જાયછે, ઉલટી થાયછે, ઝાડો થાયછે, વાત, પિત્ત તથા કફસંબંધી ઉછાળા આવેછે, ભ્રમ તથા પ્રલાપ થાયછે અને ખરાબ રૂપો જોવામાં આવેછે. ભમેલા ચિત્તવાળો એ માણસ પોતાની ઉપર ખડ ભસ્મ લતા પાનડાં તથા ધૂળ ઉડી ઉડીને પડતાં હોય તથા પક્ષીઓ પોતાને સંતાપતાં હોય એમ માનેછે અને વ્યાકુલ તથા અમંગલરૂપ સ્વપ્નોને દેખેછે. આ સઘળાં લક્ષણો ઉપરથી મદાત્યય થએલો જાણવો.

### વાયુસંબંધી મદાત્યયનું નિદાન.

### अथ वातिकस्य मदात्ययस्य निदानमाह ।

स्त्रीशोकभयभाराध्वकर्मभिर्योऽतिकर्षितः । रूक्षाल्पप्रमिताशी च यः पिबत्यतिमात्रया । रूक्षं परिणतं मद्यं निशि निद्रां निहत्य च । करोति तस्य तच्छीघ्रं वातप्रायं मदात्ययम् ॥

तत् मद्यम् ॥

મૈથુન, શોક, ભય, ભાર, પંથ કે શ્રમ ભરેલાં કામો એઓથી અત્યંત કર્ષિત થએલો અને રૂક્ષ અલ્પ તથા બહુજ થોડું જમનારો જે માણસ રૂક્ષ મદ્યને અત્યંત પીએછે તે માણસને તે મદ્ય પેટમાં પરિણામ પામી રાતની નિદ્રાને તોડી નાખીને તુરત વાયુસંબંધી મદાત્યયને ઉત્પન્ન કરેછે.

### વાયુસંબંધી મદાત્યયનું લક્ષણ.

### अथ तस्य लक्षणमाह ।

हिक्काश्वासशिरःकम्पपार्श्वशूलप्रजागरैः । विद्याद्बहुप्रलापस्य वातप्रायं मदात्ययम् ॥

હેડકી, શ્વાસ, માથાનું ધ્રુજવું, પડખાંઓમાં શૂલ, ઉજાગરા અને ઘણું બકવું એટલાં લક્ષણો ઉપરથી વાયુસંબંધી મદાત્યય થયો જાણવો.

### પિત્તસંબંધી મદાત્યયનું નિદાન.

### अथ पैत्तिकस्य निदानमाह ।

तीक्ष्णोष्णमद्यमम्लं च योऽतिमात्रं निषेवते । अम्लोष्णतीक्ष्णभोजी च क्रोधनोऽज्ञानवान्नरः । तस्योपजायते तीव्रः पित्तप्रायो मदात्ययः ॥

ખાટા ગરમ તથા તીક્ષ્ણ પદાર્થોને જમનારો, ક્રોધી અને અજ્ઞાની જે માણસ તીક્ષ્ણ ઉષ્ણ તથા ખાટા મદ્યનું અત્યંત સેવન કરેછે તે માણસને ઘણા પિત્તના સંબંધવાળો તીવ્ર મદાત્યય થાયછે.

### પિત્તસંબંધી મદાત્યયનું લક્ષણ.

### अथ तस्य लक्षणमाह ।

तृष्णादाहज्वरस्वेदमोहातीसारविभ्रमैः । विद्याद्धरितवर्णस्य पित्तप्रायं मदात्ययम् ॥

તરશ, બળતરા, જ્વર, પસીનો, મોહ, અતિસાર, વિભ્રમ અને શરીરના વર્ણનું હરિતપણું એ લક્ષણો ઉપરથી પિત્તસંબંધી મદાત્યય થયો જાણવો.

### કફસંબંધી મદાત્યયનું નિદાન.

### अथ श्लैष्मिकस्य मदात्ययस्य निदानमाह ।

मधुरास्निग्धगुर्वाशी यः पिबसतिमात्रया । अव्यायामदिवास्वप्नशय्यासनसुखे रतः ॥ मदात्ययं कफप्रायं स नरो लभते ध्रुवम् ॥

કસરત નહિ કરનાર, દિવસે સુઈ રેહેનાર, સુઈ રેહેવાના તથા બેસી રેહેવાના સુખમાંજ તત્પર રેહેનારો અને મધુર સ્નિગ્ધ તથા ભારેપણાવાળાં ભોજનો કરનારો જે માણસ અત્યંત મદ્ય પીએછે તે માણસને અવશ્ય ઘણા કફના સંબંધવાળો મદાત્યય પ્રાપ્ત થાયછે.

### કફસંબંધી મદાત્યયનું લક્ષણ.

### अथ तस्य लक्षणमाह ।

छर्द्यरोचकहृल्लासतन्द्रास्तैमित्यगौरवैः । विद्याच्छीतपरीतस्य कफप्रायं मदात्ययम् ॥

ઉલટી, અરૂચિ, મોળ, તંદ્રા, અંગો જાણે ભીના વસ્ત્રથી વીંટાએલાં હોય તેમ થવું, અંગોનું ભારેપણું અને શીતથી વ્યાપ્તપણું એ લક્ષણો ઉપરથી કફપ્રાય મદાત્યય થએલો જાણવો.

### સાન્નિપાતિક એટલે ત્રણે દોષસંબંધી મદાત્યયનું નિદાન તથા લક્ષણ.

### अथ सान्निपातिकस्य मदात्ययस्य लक्षणनिदानमाह ।

त्रिदोषो हेतुभिः सर्वैः सर्वैर्लिङ्गैर्मदात्ययः ॥

ઉપર કહેલાં સઘળાં નિદાનોથી થએલો અને સઘળાં (ત્રણે દોષનાં) ચિન્હોવાળો જે મદાત્યય હોય તેને ત્રિદોષ મદાત્યય જાણવો.

### પરમદનું લક્ષણ.

### अथ परमदमाह ।

श्लेष्मक्षयोऽङ्गगुरुता विरसास्यता च विण्मूत्रसक्तिरथतन्द्रिररोचकश्च । लिङ्गं परस्य तु मदस्य वदन्ति तज्ज्ञास्तृष्णा

रुजा शिरसि सन्धिषु चापि भेदः ॥

तन्द्रिस्तन्द्रा ॥

કફનો ક્ષય, અંગોનું ભારેપણું, મોહોડાનું વિરસપણું, વિષ્ટાની તથા મૂત્રની અટકાયત, તંદ્રા, અરૂચિ, તરશ, માથામાં વ્યથા અને સાંધાઓનું તુટવું એટલાં પરમદનાં ચિન્હો છે એમ વિદ્વાન વૈદ્યો કહેછે.

## પાનાજીર્ણનું લક્ષણ.

## पानाजीर्णमाह ।

आध्मानमुग्रमथवोद्गिरणं विदाहः पाने त्वजीर्णमुपगच्छति लक्षणानि ॥ ज्ञेयानि तत्र भिषजा सुविनिश्चितानि पित्तप्रकोपजनितानि च कारणानि ॥

उद्गिरणं वांतिरुद्गारो वा । पीयत इति पानं मद्यम् ॥

મદ્ય અજીર્ણ થાય ત્યારે બહુજ આફરો થાય, અથવા વમન થાય અથવા ઓડકાર આવ્યા કરે, બળતરા થાય અને પિત્તના પ્રકોપથી જે જે લક્ષણો થાયછે તે તે લક્ષણો જોવામાં આવે તો વૈદ્યે પાનાજીર્ણ થયું છે એમ નિશ્ચય કરવો.

## પાનવિભ્રમનું લક્ષણ.

## पानविभ्रममाह ।

हृद्गात्रतोदकफसंस्रवकण्ठधूममूर्च्छावमीमदशिरोरुजनप्रदेहाः । द्वेषः सुरान्नविकृतेषु च तेषु तेषु तं पानविभ्रममुशन्त्यखिलेषु धीराः ॥

कण्ठधूमः कण्ठाद्धूमनिर्गम इव प्रदेहः कफेन लिप्तास्यता द्वेषः सुरान्नविकृतेषु च तेषु तेषु सुराविकारेष्वन्नविकारेषु च द्वेषः अखिलेषु मद्यविकारेषु ॥

હૃદયમાં તથા ગાત્રોમાં વ્યથા થાય, કફ ઝર્યા કરે, કંઠમાંથી જાણે ધુવાડો નીકળતો હોય એવું લાગે, મૂર્છા આવે, વમન મદ તથા માથાનું દરદ થાય, મોહોડું કફથી લેપાએલું રહે તથા મધના તે તે પ્રકારો ઉપર અને અન્નના તે તે પ્રકારો ઉપર દ્વેષ ઉત્પન્ન થાય તો જાણવું કે 'સઘળા મદ્યસંબંધી વિકારોમાં આ પાનવિભ્રમ નામનો વિકાર થાયછે' એમ ધીર વૈદ્યો એ કહ્યું છે.

## અસાધ્ય મદાત્યયઆદિનું લક્ષણ.

## असाध्यानां मदात्ययादीनां लक्षणमाह ।

हीनोत्तरोष्ठमतिशीतममन्ददाहं तैलप्रभास्यमतिपानहतं त्यजेच्च । जिह्वोष्ठदन्तमसितं त्वथवापि नीलं पीते च यस्य नयने रुधिरप्रभे च । हिक्का ज्वरो वमथुवेपथुपार्श्वशूलाः कासभ्रमावपि च पानहतं त्यजेत्तम् ॥.

અત્યંત મદ્યપાનથી ખરાબ થએલા જે માણસનો ઉપલો હોઠ ટુંકો થઇ ગયો હોય, શીત અત્યંત થતું હોય, દાહ અત્યંત થતો હોય, અને મોહોડું તેલના જેવા વર્ણવાળું થઇ ગયું હોય તેની વૈદ્યે ચિકિત્સા કરવી નહિ. મદ્યપાનથી ખરાબ થએલા જે માણસનાં જીભ હોઠ તથા દાંત કાળાં અથવા નીલરગનાં થઇ ગયાં હોય, આંખો પીળી અથવા લોહીના જેવા વર્ણવાળી થઇ ગઈ હોય અને હેડકી, જ્વર, વમન, કંપ, પડખાંઓમાં શૂળ, ઉધરસ તથા ભ્રમ પ્રામ થયાં હોય તે માણસની વૈદ્યે ચિકિત્સા કરવી નહિ.

## મદાત્યયઆદિ વિકારોની ચિકિત્સા.

## अथ मदात्ययादीनां चिकित्सा।

मद्योत्थानाञ्च रोगाणां मद्यमेव हि भेषजम्। यथा दहनदग्धानां दहनं स्वेदनं हितम्। मिथ्यातिहीनमद्येन यो व्याधिरुपजायते। समेनैव निपीतेन मद्येन सहि शाम्यति। बीजपूरकवृक्षाम्लकोलदाडिमसंयुतम्। यवानीहबुषाजाजीशृङ्गवेरावचूर्णितम्। सस्नेहैः शस्कुभिर्युक्तसुपदंशैश्चिरोत्थितम्। दद्यात्सलवणं मद्यं वातपैत्तिकशान्तये। मद्यं सौवर्चलव्योषयुक्तं किञ्चिज्जलान्वितम्। जीर्णमद्याय दातव्यं वातपानात्ययापहम्। चव्यं सौवर्चलं हिङ्गुपूरकं विश्वदीपकम्। चूर्णं मद्येन पातव्यं पानात्ययरुजापहम्। लावतित्तिरदक्षाणां रसैश्च शिखिनामपि। पक्षिणां मृगमत्स्यानामानूपानां तथौदनैः। स्निग्धोष्णलवणाम्लैश्च वेशवारैर्मुखप्रियैः। स्निग्धैर्गोधूमकैरन्नैर्वातमायमदात्ययम्। नारीणां यौवनोष्माणां निर्दयैरुपगूहनैः। श्रोण्यूरुकुचभारैश्च संरोधोष्णसुखप्रदैः। शयनाच्छादनैरुष्णैश्चान्तर्गेहैः सुखप्रदैः। मारुतैः प्रबलैः शीघ्रं प्रशाम्यति मदात्ययः। पित्तपानात्यये योज्याः सर्वतश्च क्रिया हिमाः। सितामाक्षिकसंयुक्तं मद्यमर्धोदकं पिबेत्। मद्यं खर्जूरमृद्वीकापरूषकरसैर्युतम्। सदाडिमरसं शीतं शक्तुभिश्चावचूर्णितम्। सशर्करं वा माध्वीकं संयुक्तमथवापरम्। दद्याद् बहूदकं काले पातुं पित्तमदात्यये। शशान् कपिञ्जलानेणाल्लावानसितपुच्छकान्। मधुराम्लान् प्रयुञ्जीत भोजने शालिषष्टिकान्। पटोलयूषमिश्रं वा छागलं कल्पयेद्रसम्। सतीनमुद्गमिश्रं वा दाडिमामलकान्वितम्। द्राक्षामलकखर्जूरपरूषकरसेन च। कल्पयेत्तर्पणान् यूषान् रसांश्च विविधात्मिकान्। शीतानि चान्नपानानि शीतशय्यासनानि च। शीतवातजलस्पर्शाः शीतान्युपवनानि च। क्षौमपद्मोत्पलानाञ्च मणीनां मौक्तिकस्य च चन्दनोदकशीतानां स्पर्शाश्चन्द्रांशुशीतलाः। रूक्षतर्पणसंयुक्तं यवानीव्योषसंयुतम्। यवगोधूमकश्चान्नं रूक्षयूषेण भोजयेत्। कुलत्थकानां शुष्काणां मूलकानां रसेन वा। प्रभूतकटुसंयुक्तं यवान्नं वा प्रदापयेत्। छागमांसरसं रूक्षमम्लं वा जाङ्गलं रसम्। व्योषयूषमनागम्लं पिबेत् कफमदात्यये। स्थाल्यामथ कपाले वा भृष्टं कृत्वा तु नीरसम्। कट्वम्ललवणं मांसं खादेत् कफमदात्यये। वामकद्रव्ययुक्तेन मद्येनोल्लेखनं मतम्। मदात्यये कफोद्भूते लङ्घनञ्च यथाबलम्। यदिदं कर्म निर्दिष्टं वातपित्तकफान् प्रति। सर्वजे सर्वमेवेदं प्रयोक्तव्यं चिकित्सकैः॥

જેમ અગ્નિથી દાઝેલા માણસોને ડાંભ અને સ્વેદન હિતકારી છે તેમ મદ્યથી ઉત્પન્ન થએલા રોગોનું મદ્યજ ઔષધ છે. મદ્યના મિથ્યાયોગથી, અતિયોગથી કે હીનયોગથી જે વ્યાધિ ઉત્પન્ન

થાય તે વ્યાધિ સમયોગવાળું મદ્ય પીવાથીજ શાંત થાયછે.

વાયુથી તથા પિત્તથી ઉત્પન્ન થએલા મદાત્યયની શાંતિને વાસ્તે જુના મદ્યમાં લુણ નાખી તથા બીજોરૂં, કોકમ, બોર, દાડિમ, યવાન, પલાશી, જીરૂં અને સુંઠ એઓનું ચૂર્ણ ભભરાવી સ્નેહવાળા સાથવાની સાથે અને અથાણાઓની સાથે તે મદ્ય રોગીને દેવું.

પ્રથમ પીધેલું મદ્ય જીર્ણ થયા પછી સંચળ, સુંઠ, મરી, અને પીપળ એઓથી તથા જળથી સંયુક્ત મદ્ય દેવામાં આવેતો તેથી વાયુસંબંધી મદાત્યય મટી જાયછે.

ચવક, સંચળ, હીંગ, બીજોરૂં, સુંઠ, અને અજમા એઓનું ચૂર્ણ મદ્યની સાથે પીવામાં આવેતો તેથી મદાત્યયનું દરદ મટી જાયછે.

લાવાં, તેતર, કુકડાં, ભોર, જલપ્રાય દેશમાં થએલાં મૃગો અને માછલાં એઓના માંસના રસાથી સંયુક્ત ભાતો, સ્નિગ્ધ ઉષ્ણ ખારા ખાટા અને સુખને પ્રિય લાગે એવાં મસાલાઓ, અને સ્નિગ્ધતાવાળાં ઘઉનાં અન્નો એઓથી વાયુસંબંધી મદાત્યય મટી જાયછે.

જુવાનીની ગરમીવાળી સ્ત્રીઓનાં નિર્દય આલિંગનોથી, નિતંબ સાથળ તથા કુચ એઓના ભારો કે જેઓ દબાણથી ગરમીતું સુખ આપનારા છે તેઓથી, ગરમ શયનોથી, ગરમ આચ્છાદનોથી અને સુખ દેનારાં અંદરના ઘરોમાં રેહેવાથી પવનની પ્રબલતાવાળો મદાત્યય તુરત શાંત થાયછે.

પિત્તસંબંધી મદાત્યયમાં સઘળી શીતળ ક્રિયાઓની યોજના કરવી.

મદ્યમાં અરધોઅરધ પાણી નાખી સાકરથી તથા મધથી સંયુક્ત કરીને તે મદ્ય પીવામાં આવે તો તેથી પિત્તસંબંધી મદાત્યય મટી જાયછે.

ખજુર દ્રાખ, ફાલસાં અને દાડિમ એઓના રસથી સંયુક્ત કરી, સાકર નાખી તથા સાથવો ભભરાવીને શીતળપણાવાળું માધ્વીક નામનું મદ્ય અથવા એઓથી સંયુક્ત કરેલું બીજા પ્રકારનું મદ્ય ઝાઝું પાણી નાખીને સમયસર પીવામાં આવે તો તેથી પિત્તસંબંધી મદાત્યય મટી જાયછે.

પિત્તસંબંધી મદાત્યયમાં સસલાં તેતર, કાળીઆર, લાવાં તથા કાલપુછ નામનો પશુ એઓનાં માંસો ખવરાવવાં. મીઠા તથા ખારા ચોખા અને સાઠી ચોખા ખવરાવવા. પરવળના યૂષથી અથવા વટાણાસહિત મગથી અથવા દાડિમના અને આમળાના રસથી સંયુક્ત બકરાનાં માંસનો રસો ઊપયોગમાં લેવરાવવો.

પિત્તસંબંધી મદાત્યયમાં તૃપ્તિ આપનારા યૂપોની, જુદા જુદા પ્રકારના રસાઓની, શીતળ અન્નપાનોની, શીતળ શય્યાઓની, શીતળ આસનોની, શીતળ પવનોની, શીતળ જળના સ્પર્શોની, શીતળ બગીચાઓની અને ચંદ્રની કિરણોના સ્પર્શોની યોજનાઓ કરવી.

કફસંબંધી મદાત્યયમાં રૂક્ષ તર્પણોવાળું તથા યવાન સુંઠ મરી અને પીપળ એઓથી સંયુક્ત જવનું તથા ઘઊનું અન્ન રૂક્ષયૂપની સાથે જમાડવું. અથવા કળથીના કે સુકાએલા મૂળાના રસ સહિત ઘણાં તીખાં દ્રવ્યોવાળુ જવનું અન્ન જમાડવું.

કફસંબંધી મદાત્યયમાં રૂક્ષદ્રવ્યોથી સંયુક્ત કરેલો બકરાંનાં માંસનો રસો અથવા ખાટો કરેલો જંગલદેશનાં પ્રાણીઓના માંસનો રસો અથવા કાંઇક ખાટો સુંઠ મરી તથા પીપળ એઓનો યૂષ પાવો.

માંસને હાંડલીમાં અથવા ઠીબડામાં શેકી રસવગરનું કરી તેમાં તીખા ખાટા તથા ખારા પદાર્થો મિશ્રિત કરીને ખાવાથી કફસંબંધી મદાત્યય શાંત થાયછે.

કફથી થએલા મદાત્યયમાં વમન કરાવનારાં દ્રવ્યોથી સંયુક્ત મદ્ય પાઇને કફને ઉખેડવો તથા શક્તિપ્રમાણે લાંઘણ્ણો કરવી એ હિતકારી થાયછે.

સાન્નિપાતિક મદાત્યય હોયતો વાયુસંબંધી, પિત્તસંબંધી તથા કફસંબંધી મદાત્યયોને વાસ્તે જે જે જુદી ચિકિત્સાઓ કહીછે તે સઘળી ચિકિત્સાઓ વૈદ્યોએ કરવી.

## પ્રસંગનેલીધે કોદરા આદિના મદની ચિકિત્સા.

## अथ प्रसङ्गात् कोद्रवादिमदचिकित्सा ।

सगुडः कूष्माण्डरसः शमयति मदमाशु कोद्रवजम् । धत्तूरजञ्च दुग्धं सशर्करश्चाशु पानेन । सच्छर्दिमूर्च्छातीसारं मदं पूगफलोद्भवम् । सद्यः प्रशमयेत्पीतमातृप्तेर्वारि शीतलम् । वन्यकरीषघ्राणाज्जलपानाल्लवणभक्षणादपि च । शाम्यति पूगफलोद्भवमदः सशूलः सशर्करात्कवलात् । तत्क्षणान्मृदितं चूर्णं समाघ्रातं प्रणाशयेत् । ताम्बूलोत्थं मदं पुंसामेकमेव स्वभावतः । जातीफलमदं शीघ्रं हन्ति पथ्या निषेविता । शीततोयावगाहश्च शर्करा दधियोजिता । विभीतमदशान्त्यर्थमेतदेव मतं पुनः । मद्यं पीत्वा यदि ना तत्क्षणमवलेढि शर्करां सघृताम् । जातु न मदयति मद्यं मनागपि प्रथितवीर्यमपि ॥

इति पानात्ययपरमदपानाजीर्णपानविभ्रमाधिकारः ॥

કોદરા ખાવાથી થએલા મદને ગોળ સહિત કોળાનો રસ તુરત શમાવી દેછે. ધંતુરો ખાવાથી ઉત્પન્ન થએલો મદ સાકરસહિત દુધ પીવાથી તુરત મટી જાયછે.

સોપારી ખાવાથી ઉત્પન્ન થએલા ઉલટી, મૂર્છા તથા અતિસાર સહિત મદને તૃપ્તિપર્યંત પીવામાં આવેલું ટાઢું પાણી તુરત શમાવી દેછે. સોપારી ખાવાથી થએલો મદ વગડાના અડાયાં સુંઘવાથી મટી જાયછે, પાણી પીવાથી મટી જાયછે અને લૂણ ખાવાથી પણ મટી જાયછે. સોપારી ખાવાથી થએલો મદ શૂળ સહિત હોયતો સાકરવાળો કવળ લેવાથી મટી જાયછે.

નાગરવેલનાં પાન ખાવાથી ચડેલા મદને, તુરત ચોળીને સુંઘવામાં આવેલો કેવળ ચુનોજ શાંત કરેછે. ચુનાનો એવો સ્વભાવજ છે.

હરડેનું સેવન કરવામાં આવે અથવા ટાઢા પાણીની અંદર બેસવામાં આવે અથવા સાકરથી સંયુક્ત દહી ખાવામાં આવેતો તેથી જાયફળનો મદ તુરત હણાઇ જાયછે.

બેહેડાના મદને શાંત કરવાસારૂ પણ જાયફળના મદને શાંત કરનારા ઉપાયોજ કરવા.

માણસ જો મદ્ય પીને તુરતજ ઘી સહિત સાકર ચાટેતો પ્રબલ શક્તિવાળું મદ્ય પણ તે માણસને કદી પણ અને જરા પણ મત્ત કરી શકતું નથી.

મદાત્યય, પરમદ, પાનાજીર્ણ અને પાનવિભ્રમ એઓનો અધિકાર સંપૂર્ણ.

---

## દાહનો અધિકાર.

### દાહના સાત પ્રકાર છે તેઓમાં પ્રથમ પિત્તથી થએલા દાહવિષે.

**अथ दाहाधिकारः।**

**तत्र दाहः सप्तविधस्तेष्वादौ पित्तजं दाहमाह।**

**पित्तज्वरसमः पित्तदाहः स्यात्तस्य स क्रमः ॥**

दाह उष्मात्मको व्याधिः पिज्वरसमः पित्तज्वरलक्षणयुक्तः पित्तज्वरे त्वामाशयदुष्टाद्दाहो ज्वरोऽधिक इति भेदः। तस्य दाहस्य पित्तज्वरोक्तक्रमचिकित्सा ॥

દાહ કે જે ગરમીરૂપ વ્યાધિ છે તે પિત્તજ્વરનાં લક્ષણોથી યુક્ત હોયછે એટલામાટે પિત્તજ્વરની જે ચિકિત્સા કહીછે તેજ દાહની ચિકિત્સા કરવી. પિત્તજ્વરમાં આમાશયના દુષ્ટપણાનેલીધે દાહ અને જ્વર એ બન્ને થાયછે અને આ વ્યાધિ તો એકલા દાહ રૂપ છે એટલો એ બે વ્યાધિઓમાં પરસ્પર ભેદ છે.

### રૂધિરથી ઉત્પન્ન થએલા દાહવિષે.

**रक्तजमाह।**

**कृत्स्नदेहानुगं रक्तमुद्रिक्तं दहति ध्रुवम्। सन्धूप्यते चोप्यते च ताम्राभस्ताम्रलोचनः। लोहगन्धाङ्गवदनो वह्निनेवावकीर्यते ॥**

उद्रिक्तम् अतिरक्तं सत् दहति दाहाख्यं व्याधिं करोति सन्धूप्यते अग्निना दह्यत इव उप्यते समीपस्थेनेव वह्निना ताप्यते चूप्यत इति पाठान्तरेण आचूषणेनेव पीडामनुभवतीर्थः। वह्निनेवावकीर्यते शरीरोपरि वह्निः प्रक्षिप्यत इव ॥

રૂધિર કે જે આખા શરીરમાં રહેલું છે તે જો વૃદ્ધિ પામ્યું હોયતો દાહ નામના વ્યાધિને ઉત્પન્ન કરેછે કે જે દાહનેલીધે તે માણસ જાણે અગ્નિથી બળતો હોય, જાણે સમીપમાં રહેલા અગ્નિથી તપતો હોય, જાણે ચુસાતો હોય અને જાણે તેના શરીર પર અગ્નિ નાખવામાં આવતો હોય એવી પીડાને પ્રાપ્ત થાયછે. એ માણસની કાંતિ-રાતી થઇ જાયછે, નેત્ર રાતાં થઇ જાયછે અને તેના શરીરમાંથી તથા મોહોડામાંથી લોઢાના જેવો ગંધ નીકળેછે.

### રૂધિરથી કોઠો ભરાઇજતાં તેથી ઉત્પન્ન થએલા દાહવિષે.

**रक्तपूर्णकोष्ठजमाह।**

**असृजा पूर्णकोष्ठस्य दाहोऽन्यः स्यात् सुदुस्तरः ॥**

असृजा शस्त्रादिक्षतान्निःसृतरक्तेन ॥

શસ્ત્રવગેરેના જખમમાંથી નીકળેલા લોહીથી જે માણસનો કોઠો ભરાઇ જાય

તેને જે મહાદુસ્તર દાહ થાયછે તે ત્રીજા પ્રકારનો દાહ ગણવામાં આવેછે.

## મદ્યથી થએલા દાહવિષે.

### मद्यजमाह ।

त्वचं प्राप्तः सपानोष्मा पित्तरक्ताभिमूर्च्छितः । दाहं प्रकुरुते घोरं पित्तवत्तत्र भेषजम् । सपानोष्मा मद्यपानजनित उष्मा पित्तरक्ताभिमूर्च्छितः ॥

पित्तरक्ताभ्यां वर्द्धितः ॥

ત્વચામાં પ્રાપ્ત થએલી અને પિત્તે તથા રૂધિરે વધારેલી મદ્યપાનથી થએલી ગરમી ભયંકર દાહને ઉત્પન્ન કરેછે. એ દાહમાં પિત્તના જેવી ચિકિત્સા કરવી.

## તરશનો નિરોધ કરવાથી ઉત્પન્ન થએલા દાહવિષે.

### तृषानिरोधजमाह ।

तृष्णानिरोधादब्धातौ क्षीणे तेजः समुद्धतम् । सबाह्याभ्यन्तरं देहं प्रदहेन्मन्दचेतसः । संशुष्कगलताल्वोष्ठो जिह्वां निष्कास्य वेपते॥

अब्धातौ रसे क्षीणे क्षयं प्राप्ते तेजः समुद्धतं वृद्धं मन्दचेतसः अल्पबुद्धेः यतस्तेन तृषानिरोधः कृतः ॥

માણસને પોતાની મૂર્ખાઇથી તરશનો નિરોધ કરેછે ત્યારે તે તરશના નિરોધથી શરીરમાં જળમય ધાતુ ક્ષીણ થતાં વૃદ્ધિ પામેલું તેજ શરીરની અંદર તથા બાહાર બળતરાને ઉત્પન્ન કરેછે કે જે બળતરા થતાં જેનાં ગળું તાળવું અને હોઠ સુકાય છે એવો તે માણસ જીભ કાહાડીને ધ્રુજ્યા કરેછે.

## ધાતુઓના ક્ષયથી થએલા દાહવિષે.

### धातुक्षयजमाह ।

धातुक्षयोत्थो यो दाहस्तेन मूर्च्छातृषान्वितः । क्षामस्वरः क्रियाहीनः स सीदेत् भृशपीडितः ॥ सीदेत् म्रियेत ॥

ધાતુના ક્ષયથી જે દાહ થાયછે તેથી અત્યંત પીડાએલો માણસ મૂર્છાથી તથા તરશથી યુક્ત થાયછે અને ક્રિયાઓથી રહિત થાયછે. તેનો સાદ બેસી જાયછે અને તે માણસ અંતે મરી જાયછે.

## મર્મના અભિઘાતથી થએલા દાહવિષે.

### मर्माभिघातजमाह।

मर्माभिघातजोऽप्यस्ति सोऽसाध्यः सप्तमो मतः। मर्माणि शिरोहृदयबस्त्यादीनि ॥

માથું, હૃદય તથા મૂત્રાશય આદિ મર્મનો અભિઘાત થતાં તેથી સાતમા પ્રકારનો દાહ થાયછે. એ દાહ અસાધ્ય માનવામાં આવેછે.

## દાહોનું અસાધ્યપણું.

### असाध्यदाहमाह ।

सर्व एव च वर्ज्याः स्युः शीतगात्रस्य देहिनः ॥

જેનાં ગાત્રો શીત હોય એવા માણસને ગમે તે પ્રકારનો દાહ થયો હોય તોપણ તે દાહને અસાધ્યજ સમજીને તેની ચિકિત્સા કરવી નહિ.

## દાહની ચિકિત્સા.

### अथ दाहचिकित्सा ।

शतधौतघृताभ्यक्तं लेपं वा यवश-

कृमिः । कोलामलकयुक्तैर्वा धान्याऽम्लैरपि बुद्धिमान् ॥

धान्याम्लं काञ्जिकभेदः ॥

छादयेत्तस्य सर्वाङ्गमारनालार्द्रवाससा । लामज्जकेन युक्तेन चन्दनेनानुलेपयेत् । चन्दनाम्बु कणास्यन्दितालवृन्तोपवीजनैः । सुप्याद्दाहार्दितोऽम्भोजकदलीदलसंस्तरे । परिषेकावगाहेषु व्यजनानाञ्च सेवने । शस्यते शिशिरं तोयं दाहतृष्णोपशान्तये । फलिनी लोध्रसेव्याम्बुहेमपत्रं कुटन्नटम् । कालीयकरसोपेतं दाहे शस्तं प्रलेपनम् ॥

फलिनी प्रियङ्गुः सेव्यं उशीरं अम्बु वालकं हेमपत्रं नागकेशरपत्रं कुटन्नटं वितुन्नकं गुडतजी इति लोके कचित् चम्पावती इति नाम । कालीयकं कलम्बक इति लोके ॥

ह्रीवेरपद्मकोशीरचन्दनाम्बुजवारिणा । सम्पूर्णामवगाहेत द्रोणीं दाहार्दितो नरः । वाप्यः कमलहासिन्यो जलयंत्रगृहाः शुभाः । नार्यश्चन्दनदिग्धाङ्ग्यो दाहदैन्यहरा मताः । पाययेत्कमलस्याम्भः शर्कराम्भः पयोऽपि च । क्षीरमिक्षुरसश्चापि कारयेत्पित्तजिद्विधिम् । पटीरपर्पटोशीरनीरनीरदनीरजैः । मृणालमिसिधान्याकपद्मकामलकैः कृतः । अर्धशिष्टः सिताशीतः पीतः क्षौद्रसमन्वितः । क्वाथो व्यपोहयेद्दाहं नृणाञ्च परमोल्बणम् ॥

पटीरं चन्दनम् । इति चन्दनादिकाथः ॥

तिलतैलं भवेत्प्रस्थं तत्षोडशगुणे शनैः । काञ्जिके विपचेत्तत्स्याद्दाहज्वरहरं परम् ॥

इति काञ्जिकतैलम् । इति दाहाधिकारः ॥

બુદ્ધિમાન્ વૈદે દાહવાળાના શરીરમાં સોવાર ધોએલા ઘીનો અભ્યંગ કરવો અથવા જવના સાથવાનો કે બોર તથા આમળાં સહિત ધાન્યામ્લનો (ધાન્યની એક જાતની કાંજીનો) લેપ કરવો.

દાહવાળાના સઘળા શરીરને કોતરાં વગરના કાચા અથવા પકાવેલા ઘઉંના આથાથી ભીંજાવેલા વસ્ત્રથી ઢાંકવું અને શરીરપર પીળા વાળાથી સયુક્ત ચંદનનું લેપન કરવું.

દાહથી પીડાએલા માણસને કમળનાં પત્રોની અને કેળનાં પાનડાંઓની પથારીમાં સુવાડવો અને ચંદનનાં પાણીની કણીઓને ઝરનારા પંખાઓથી તેના ઉપર પવન નાખવો.

દાહની તથા તરશની શાંતિને વાસ્તે ધાર કરવામાં, અવગાહન કરવામાં, અને પંખાઓથી પવન નાખવામાં શીતળ જળનોજ ઉપયોગ કરવો.

ઘઉંલાં, લોદર, વાળો, કાળો વાળો, નાગકેસરનાં પત્ર, કેવડીમોથ અને પીત્તચંદનનો રસ એઓનું પ્રલેપન કરવું એ દાહમાં હિતકારી થાયછે.

દાહથી પીડાએલા માણસે વાળો, પદ્મક, કાળો વાળો, ચંદન અને કમળ એઓના સયોગવાળા જળથી મોહોડાસુધી ભરેલી કોઠીમાં બેસવું.

જેઓમાં કમળો પ્રફુલ્લિત થઈ રહ્યાં હોય એવી વાવો, ફુવારાવાળાં સુંદર ઘરો અને સર્વ અંગોમાં ચંદનના લેપનવાળી સ્ત્રીઓ દાહસંબંધી દુઃખને મટાડેછે.

દાહવાળા માણસને કમળનું પાણી પાવું, સાકરનું પાણી પાવું, સાકર સહિત દુધ પાવું, એકલું દુધ પાવું અને શેલડીનો રસ પાવો ઇત્યાદિ પિત્તને જીતનારા પ્રકારો કરવા.

### ચંદનાદિ ક્વાથ.

સુખડ, ખડસલીયો, વાળો, કાળો વાળો, મોથ, કમળ, કમળનું મૃણાલ, વરીઆળી, ધાણા, પદ્મકાષ્ઠ અને આમળાં એઓનો જેમાં અરધું પાણી અવશેષ રહે એવો ક્વાથ કરી તેમાં સાકર નાખી થંડો કરી મધ સહિત પીવામાં આવે તો તેથી માણસોનો અત્યંત ઉગ્ર દાહ પણ મટી જાયછે.

### કાંજિક તૈલ.

સોળ ગણી કાંજીમાં ધીરે ધીરે પકાવેલું તલનું ચોસઠ રૂપીઆભાર તેલ દાહના સંતાપને અવશ્ય મટાડેછે.

### દાહનો અધિકાર સંપૂર્ણ.

---

## ઉન્માદનો અધિકાર.

### ઉન્માદનો અર્થ.

### अथोन्मादाधिकारः ।

### तत्रोन्मादस्य निरुक्तिमाह ।

मदयन्त्युद्धता दोषा यस्मादुन्मार्गमाश्रिताः। मानसोऽयमतो व्याधिरुन्माद इति कीर्तितः ॥

अयमर्थः । यस्माद्धेतोरुद्धताः प्रवृद्धाः दोषाः उन्मार्गमाश्रिताः मदयन्ति चित्तं विक्षिपन्ति । अस्मिन् मोऽयमुन्माद इति कीर्त्तित। स उन्मादः मानसो व्याधिः मनोवैकृत्यकारणात् ॥

આ રોગમાં વૃદ્ધિ પામેલા દોષો અવળા માર્ગને આશ્રિત થઇને ચિત્તને વિક્ષિપ્ત કરી નાખેછે તેથી આ રોગ ઉન્માદ કહેવાયછે અને તે મનને વિકૃત કરી નાખેછે માટે માનસિક રોગ છે.

### જુદી અવસ્થામાં ઉન્માદનું બીજું નામ.

### तस्यैवावस्थाभेदे नामान्तरमाह ।

स चाप्रवृद्धस्तरुणो मदसंज्ञां बिभर्त्ति च ॥

स उन्मादः तरुणो नवीनः ॥

આ ઉન્માદ વધ્યો ન હોય અને નવો હોય ત્યાંસુધી મદ કહેવાયછે.

### ઉન્માદનાં દૂરના નિદાનો.

### उन्मादस्य विप्रकृष्टं निदानमाह ।

विरुद्धदुष्टाशुचिभोजनानि प्रधर्षणं देवगुरुद्विजानाम् । उन्मादहेतुर्भयहर्षपूर्वो मनोऽभिघातो विषमा च चेष्टा ॥

दुष्टं धत्तूरबीजादिसहित अशुचि रजस्वलास्पृष्टादि प्रधर्षणमभिभवः विषमा चेष्टा बलवद्विग्रहादिः ॥

વિરૂદ્ધ ભોજનો, ધંતુરાનાં બીજ આદિથી સંયુક્ત ભોજનો, રજસ્વલાના સ્પર્શ આદિથી અપવિત્ર થએલાં ભોજનો, દેવતા ગુરૂ અને બ્રાહ્મણો એઓનું અપમાન, ભયથી અથવા હર્ષથી મનનો અભિઘાત અને બળવાનની સાથે ક્લેશ કરવા વગેરે વિરૂદ્ધ ચેષ્ટા એ નિદાનોથી ઉન્માદ થાયછે.

### ઉન્માદનું પાસેનું નિદાન.

### सन्निकृष्टं निदानमाह ।

एकैकशः सर्वशश्च दोषैरत्यर्थमूर्च्छितैः । मानसेन च दुःखेन स पञ्चविध उच्यते । विषाद्भवति षष्ठश्च यथास्वं तत्र भेषजम् ॥

અત્યંત પ્રકુપિત થએલા વાયુથી, અત્યંત પ્રકુપિત થએલા પિત્તથી, અત્યંત પ્રકુપિત થએલા કફથી, અત્યંત પ્રકુપિત થએલા ત્રણે દોષોથી, મનના દુઃખથી અને વિષથી એમ છ પ્રકારનો ઉન્માદ થાયછે. એ ઉન્માદોમાં તે તે પ્રકારને ઘટે એવાં ઔષધો કરવાં.

### ઉન્માદની સંપ્રાપ્તિ.

### तस्य संप्राप्तिमाह ।

तैरल्पसत्वस्य मलाः प्रदुष्टा बुद्धेर्निवासं हृदयं प्रदूष्य । स्रोतांस्यधिष्ठाय मनोवहानि प्रमोहयन्त्याशु नरस्य चेतः ॥

अल्पसत्वस्य अल्पसत्वगुणस्य मला वातादयः बुद्धेर्निवासं हृदयं प्रदूष्येति एतेनाश्रयस्य दुष्ट्या तदाश्रितायाः बुद्धेरपि दुष्टिरुक्ता मनोवहानि स्रोतांसि हृदयाश्रितानि दश एतानि विशेषतो बोद्धव्यानि ॥ चरकेण तु सकलशरीरस्रोतांस्येव मनोऽधिष्ठानत्वेनोक्तानि प्रमोहयन्ति विकृतिं कुर्वन्ति ॥

થોડા સત્ત્વગુણવાળા માણસના વિરૂદ્ધ ભોજન આદિ નિદાનોથી દુષ્ટ થએલા વાયુ આદિ મળો બુદ્ધિના નિવાસરૂપ હૃદયને અને બુદ્ધિને પણ દૂષિત કરી મનનું વહન કરનારા હૃદયમાં રહેલાં દશ સ્રોતોમાં રહીને તુરત માણસના ચિત્તને વિકૃતિ પમાડેછે.

ઉપરના વાક્યમાં મનનું વહન કરનારાં સ્રોતોની જે દશની સંખ્યા આપી છે તે ઉપર વધારે ધ્યાન દેવા જેવું છે. કારણ કે ચરકે તો 'શરીરમાં જે સ્રોતો છે તેઓ સઘળાં મનનું અધિષ્ઠાન છે' એમ કહ્યુંછે.

### ઉન્માદનું સામાન્ય લક્ષણ.

### उन्मादस्य सामान्यरूपलक्षणमाह ।

धीविभ्रमः सत्वपरिप्लवश्च पर्याकुला दृष्टिरधीरता च । अबद्धवाक्यं हृदयञ्च शून्यं सामान्यमुन्मादगदस्य लिङ्गम् ॥

धीविभ्रमः शुक्तिकायां रजतज्ञानम् । सत्वपरिप्लवः सत्वं मनस्तस्य चाञ्चल्यम् ॥ अबद्धवाक्यं असंबद्धभाषित्वम् । शून्यं स्मृतिशून्यम् ॥

બુદ્ધિનો છીપમાં રૂપું સમજવા વગેરે વિભ્રમ, મનનું ચંચલપણું, દૃષ્ટિનું ચારેકોર વ્યાકુલપણું, અધીરપણું, અસંબદ્ધ ભાષણ, અને હૃદયનું સ્મૃતિ રહિતપણું એઓ ઉન્માદનાં સામાન્ય ચિન્હો છે.

### વાયુસંબંધી ઉન્માદની નિદાનપૂર્વક સંપ્રાપ્તિ.

### वातिकोन्मादस्य निदानपूर्विकां संप्राप्तिमाह ।

रूक्षोष्णशीतान्नविरेकधातुक्षयोपवासैरनिलोऽतिवृद्धः । चिन्तादिदुष्टं हृदयं प्रदूष्य बुद्धिं स्मृतिं चाप्युपहन्ति शीघ्रम् ॥

मद्रूप्य प्रकर्षेण दूषयित्वा ॥

રૂક્ષ ઉષ્ણ તથા શીત અન્નોનાં ભોજનોથી, વિરેચનથી, ધાતુઓના ક્ષયથી અને ઉપવાસોથી અત્યંત વૃદ્ધિ પામેલો વાયુ ચિંતા વગેરેથી ખરાબ થએલા હૃદયને અત્યંત દૂષિત કરીને બુદ્ધિને તથા સ્મૃતિને પણ તુરત હણી નાખેછે.

## વાયુસંબંધી ઉન્માદનું લક્ષણ.

### तस्यैव रूपमाह।

अस्थानहास्यस्मितनृत्तगीतवागङ्गविक्षेपणरोदनानि । पारुष्यकार्श्यारुणवर्णताश्च जीर्णे बलश्चानिलजस्य रूपम् ॥

अस्थानेऽनवसरे । हास्यादीनि रोदनान्तानि जीर्णे आहारे बलं व्याधेः ॥

પ્રસંગ વગર હસવું, પ્રસંગ વગર થોડું હસવું, પ્રસંગ વગર નાચવું, પ્રસંગ વગર ગાવું, પ્રસંગ વગર બોલવું પ્રસંગ વગર અંગોને આમ તેમ નાખવાં, પ્રસંગ વગર રોવું, ગાળ ભેળ દેવી, દુબળાપણું, રાતા વર્ણવાળાપણું અને આહાર જીર્ણ થાય ત્યારે વ્યાધિનું વધવું એ સઘળાં વાયુસંબંધી ઉન્માદનાં લક્ષણો છે.

## પિત્તસંબંધી ઉન્માદની નિદાનપૂર્વક સંપ્રાપ્તિ.

### पैत्तिकस्य निदानपूर्विकां संप्राप्तिमाह।

अजीर्णकट्वम्लविदाह्यशीतैर्भोज्यैश्चितं पित्तमुदीर्णवेगम् । उन्मादमत्युग्रमनात्मकस्य हृदि स्थितं पूर्ववदाशु कुर्यात् ॥

हृदिस्थितं पित्तं चित्तं सञ्चितं पुनः अजीर्णकट्वम्लविदाह्यशीतैर्भोज्यैरुदीर्णवेगं सत् उन्मादं कुर्यात् पूर्ववद्धृदयं मद्रूप्येत्यर्थः ॥

અસ્થિર બુદ્ધિવાળા માણસને હૃદયમાં રહેલું સંચિત થએલું પિત્ત અજીર્ણથી અને તીખાં ખાટાં વિદાહી તથા ઉષ્ણ ભોજનોથી પ્રકુપિત થઇ હૃદયને અત્યંત દૂષિત કરીને અતિ ઉગ્ર ઉન્માદને ઉત્પન્ન કરેછે.

## પિત્તસંબંધી ઉન્માદનું લક્ષણ.

### तस्य रूपमाह।

अमर्षसंरम्भविनग्नभावाः सन्तर्जनाभिद्रवणौष्ण्यरोषाः । प्रच्छायशीतान्नजलाभिलाषाः पीतास्यता पित्तकृतस्य लिङ्गम् ॥

अमर्षोऽसहिष्णुता संरम्भ आरम्भटी आडम्बर इति यावत् । सन्तर्जनं परित्रासनं अभिद्रवणं पलायनं औष्ण्यं गात्रे चोष्णो दाहविशेषः प्रच्छाय इत्यादि छायायां शीतयोश्चान्नजलयोरभिलापः ॥

સહન નહિ કરનારપણું, ભારે આડંબર, નાગું થઇ જવું, બીજાને ત્રાસ ઉપજાવવો, ભાગી જવું, ગાત્રમાં એક જાતનો દાહ, છાયાની ઇચ્છા, શીતલ અન્નની ઇચ્છા, શીતલ જળની ઇચ્છા અને મોહોડામાં પીળાપણું એટલાં પિત્તે કરેલા ઉન્માદનાં લક્ષણો છે.

## કફે કરેલા ઉન્માદની નિદાનપૂર્વક સંપ્રાપ્તિ.

### श्लैष्मिकस्य निदानपूर्विकां संप्राप्तिमाह।

संपूरणैर्मदविचेष्टितस्य सोष्मा कफो

मर्मणि संप्रवृद्धः । बुद्धिं स्मृतिंश्चाप्युपहन्ति चित्तं प्रमोहयन् संजनयेद्विकारम्॥

सम्पूर्णैः भोजनादिभिः मन्दविचेष्टितस्य व्यायामरहितस्य सोष्मा कफ इति कफोऽप्युन्मादं करिष्यन् पित्तसाहाय्यमपेक्षते व्याधिस्वभावात् मर्मणि अत्र मर्मशब्देन हृदयमुच्यते विकारमुन्मादरूपम् ॥

કસરત નહી કરનાર માણસનો ભોજન આદિથી વૃદ્ધિ પામેલો પિત્ત સહિત કફ હૃદયમાં બુદ્ધિને તથા સ્મૃતિને હણી નાખેછે અને ચિત્તને મોહયુક્ત કરીને ઉન્માદને ઉત્પન્ન કરેછે.

આ વચનમાં 'પિત્ત સહિત કફ' કહ્યો તેથી એમ જણાયછે કે જ્યારે કફ ઉન્માદ કરવાને તૈયાર થાયછે ત્યારે તેને વ્યાધિના સ્વભાવને લીધે પિત્તની સહાયતાની જરૂર પડેછે.

### કફે કરેલા ઉન્માદનું લક્ષણ.

### तस्य रूपमाह ।

वाक्चेष्टितं मन्दमरोचकश्च नारी विविक्तप्रियता च निद्रा । छर्दिश्च लाला च बलश्च भुक्ते नखादि शौक्ल्यञ्च कफात्मके स्यात् ॥

वाक्चेष्टितं मन्दं वचनमल्पं नारीविविक्तप्रियता नारीप्रियता विजनप्रियता च भुक्ते सति बलं व्याधेः ॥

ઉન્માદ કફે કરેલો હોય તો ભાષણ અલ્પ થાયછે, સ્ત્રીઓ ઉપર રૂચિ થાયછે, એકાંતમાં રેહેવાની રૂચિ થાયછે, નિદ્રા આવેછે, ઉલટી થાયછે, લાળ ઝરેછે, જમ્યા પછી વ્યાધિનું જોર વધેછે અને નખ વગેરે વધારે ધોળાં થઈ જાયછે.

### સાન્નિપાતિક ઉન્માદનું નિદાનપૂર્વક લક્ષણ.

### सान्निपातिकस्य निदानपूर्वकं लक्षणमाह ।

यः सन्निपातप्रभवोऽतिघोरः सर्वैः समस्तैः स तु हेतुभिः स्यात् । सर्वाणि रूपाणि बिभर्त्ति तादृक् विरुद्धभैषज्यविधिर्विवर्ज्यः ॥

स सान्निपातिक उन्मादः सन्निपातग्रहणेनैव सर्वात्मकत्वं लब्धं पुनः सर्वैरिति यत्कृतं तद्रजस्तमःप्रापणार्थं तेन रजस्तमोमिलिता इत्यर्थः । तेन वातादयो रजस्तमोभिर्मनोदोषैर्मिलिताः । समस्तैश्च निदानैः कुपिता उन्मादं जनयन्ति ॥ सर्वैर्हेतुभिः समस्तैर्मिलितैः स्यात् यतोऽन्यो व्याधिः सर्वैर्हेतुभिर्मिलितैरेव भवतीति नियमो नास्ति। अयं तु व्याधिप्रभावात्सर्वैर्हेतुभिर्मिलितैः स्यात् । तादृगुन्मादः विरुद्धभैषज्यविधिरिति कोऽर्थः ॥

त्रिदोषजे प्रत्येकं वातादेः प्रत्यनीका चिकित्सा कार्या । सा च परस्परविरोधिनी त्रिदोषं हन्ति किञ्चिदेव द्रव्यं आमलकादि नचात्र यौगिकं व्याधिप्रभावादत एव विवर्ज्यः न चिकित्स्य इत्यर्थः ॥

સઘળાં નિદાનોથી પ્રકોપ પામેલા અને રજોગુણ તથા તમોગુણરૂપ મનના દોષોની સાથે મળેલા વાત, પિત્ત અને કફ એ ત્રણે દોષોથી જે અત્યંત ઘોર ઉન્માદ થાયછે તે સાન્નિપાતિક ઉન્માદ કેહેવાયછે કે જેમાં સઘળાં લક્ષણો જોવામાં આવેછે. બીજો ત્રિદોષજન્ય

વ્યાધિ સઘળા હેતુઓ મળવાથીજ થાયછે એવો નિયમ નથી પણ આ સાન્નિપાતિક ઉન્માદ તો સઘળા હેતુઓ મળવાથીજ થાયછે એવો તેનો સ્વભાવ છે. આ ઉન્માદમાં જે કાંઇ ઔષધ કરવામાં આવે તે વિરૂદ્ધજ પડેછે માટે આ ઉન્માદની ચિકિત્સાજ કરવી નહિ. બીજા ત્રિદોષજન્ય વ્યાધિમાં વાયુ આદિ પ્રત્યેક દોષની સામાવળીયાપણું ધરાવનારી ચિકિત્સા કરવામાં આવેછે અને તે ચિકિત્સા એક બીજા દોષોથી વિરૂદ્ધ થાયછે. આ ઉન્માદમાં તો ત્રણે દોષોની સરખી પ્રબલતા હોયછે માટે તેમાં એક બીજા દોષોથી વિરૂદ્ધ ચિકિત્સા કામ કરે એમ નથી. આમળાં વગેરે કોઇકજ દ્રવ્ય ત્રણે દોષોને એકંદર મટાડેછે પણ તે દ્રવ્ય આ ઉન્માદમાં વ્યાધિના સ્વભાવને લીધેજ ઉપયોગી થઇ શકે એમ નથી માટે આ ઉન્માદની ચિકિત્સા ન કામીજ જાયછે.

## મનના દુઃખથી થએલા ઉન્માદનું દૂરનું નિદાન.

### मनोदुःखजस्य विप्रकृष्टं निदानमाह ।

चौरैर्नरेन्द्रपुरुषैररिभिस्तथान्यैर्वित्रासितस्य धनबान्धवसंक्षयाद्वा । गाढं क्षते मनसि च प्रियया रिरंसोर्जायेत चोत्कटतरो मनसो विकारः ॥

अन्यैः हिंस्रादिभिः गाढमतिशयेन क्षतेऽभिहते प्रियया प्राप्तुमशक्यया रिरंसोः पुरुषस्य विकार उन्मादरूपः ॥

ચોરોએ, રાજાનાં માણસોએ, શત્રુઓએ કે બીજા લોકોએ ત્રાસ ઉપજાવવાથી અથવા ધનનો કે બાંધવનો નાશ થવાથી મન બહુજ ઘાયલ થતાં અથવા જેને પામી ન શકાય એવી કોઇ પ્યારીની સાથે રમણ કરવાની ઇચ્છાથી મન બહુજ ઘાયલ થતાં થતાં અતિ પ્રબલ ઉન્માદ ઉત્પન્ન થાયછે.

## મનના દુઃખથી થએલા ઉન્માદનું લક્ષણ.

### तस्य रूपमाह ।

चित्रं ब्रवीति च मनोऽनुगतं विसंज्ञो गायत्यथो हसति रोदिति चातिमूढः ॥

चित्रमाश्चर्यं मनोऽनुगतं गोप्यमपि विसंज्ञो विरुद्धज्ञानः । अतीव मूढः अतीव ज्ञानशून्यः । अत्र विकल्पो बोद्धव्यः ॥

મનના દુઃખથી ઉન્માદ થયો હોય તો વિપરીત જ્ઞાનવાળો અથવા જ્ઞાનથી અત્યંત રહિત થએલો પુરૂષ વિચિત્ર પ્રકારનું બોલેછે, મનમાં રહેલી, ગુહ્ય વાતને પણ બોલી નાખેછે, ગાયછે, હસેછે અને રૂવે પણ છે.

## વિષથી થએલા ઉન્માદનું લક્ષણ.

### विषजस्य रूपमाह ।

रक्तेक्षणो हतबलेन्द्रियभाः सुदीनः श्यावाननो विषकृते तु भवेत्परासुः ॥

परासुः मृतः ॥

જેને વિષથી ઉન્માદ થયો હોય તે માણસની આંખો રાતી થઇ જાયછે, બળ ઇંદ્રિયો તથા કાંતિ હણાઇ જાયછે, મોહોડું કાળુ થઇ જાયછે અને મન અ-

ત્યંત દીન થઈ જાયછે. આ માણસ જીવતો નથી.

### ઉન્માદનું અરિષ્ટ.

### अरिष्टमाह ।

अवाङ्मुखस्तून्मुखो वा क्षीणमांसवलोनरः । जागरूको ह्यसन्देहमुन्मादेन विनश्यति ॥

જે માણસ મોહોડું નીચુંજ રાખતો હોય અથવા ઉંચુંજ રાખતો હોય, જાગ્યાજ કરતો હોય તથા જેનું માંસ અને બળ ક્ષીણ થઈ ગયાં હોય તે માણસ ઉન્માદથી અવશ્ય મરી જાયછે.

### દેવ વગેરેએ કરેલા ઊન્માદનું સામાન્ય લક્ષણ.

### अथ देवादिकृतस्योन्मादस्य सामान्यं लक्षणमाह ।

अमर्त्यवाग्विक्रमवीर्यचेष्टो ज्ञानादिविज्ञानवलादियुक्तः । प्रकोपकालो नियतश्च यस्य देवादिजन्मा मनसो विकारः ॥

अमर्त्यवाग्विक्रमवीर्यचेष्टः न मर्त्यस्येव वागाद्यो यत्र सः विक्रमः पराक्रमः वीर्यं शौर्यं ज्ञानादिविज्ञानबलादियुक्तः ज्ञानं बुद्धिः आदिपदेन तद्भेदाः मेधाविचारणास्मृत्यादयो गृह्यन्ते । विज्ञानं शिल्पादिविषयकं ज्ञानं बलं चेष्टापाटवम् । आदिपदेनाभिमानादि गृह्यते नियतः वक्ष्यमाणतिथ्यादिभिः मनोविकार उन्मादः ॥

જેના મનનો વિકાર (ઉન્માદ) દેવ આદિએ કરેલો હોય તે માણસનાં ભાષણ, પરાક્રમ, શૌર્ય અને ચેષ્ટા માણસના જેવાં હોતાં નથી અને એ માણસ બુદ્ધિ, વિચારશક્તિ, ધારણશક્તિ, સ્મૃતિશક્તિ, કારીગરી વગેરેનું જ્ઞાન, બળ તથા અભિમાન ઇત્યાદિકથી યુક્ત થાયછે. આ ઉન્માદના પ્રકોપનો સમય અમુક તિથિ વગેરેમાં નિયમિતજ હોયછે કે જે આગળ કેહેવામાં આવશે.

### દેવના આવેશવાળાનું લક્ષણ.

### तत्र देवाविष्टस्य लक्षणमाह ।

सन्तुष्टः शुचिरतिदिव्यमाल्यगन्धो निस्तन्द्रोप्यवितथसंस्कृतप्रभाषी । तेजस्वी स्थिरनयनो वरप्रदाता ब्रह्मण्यो भवति नरः स देवजुष्टः ॥

अतिदिव्यमाल्यगन्धः । अतिशयेन दिव्यस्य माल्यस्येव गन्धो यस्य सः । निस्तन्द्रो निद्रारहितः अवितथं सत्यं ब्रह्मण्यः ब्राह्मणभक्तः ॥

જેમાં દેવનો આવેશ થયો હોય તે માણસ સંતોષી થાયછે, પવિત્ર રહેછે, અત્યંત દિવ્ય પુષ્પોના જેવા સુગંધવાળો થાયછે, નિદ્રાથી રહિત થાયછે, સાચેસાચી સંસ્કૃત ભાષા બોલેછે, તેજસ્વી થાયછે, સ્થિર નેત્રવાળો થાયછે, વરદાન આપેછે અને બ્રાહ્મણોની ભક્તિ કરેછે.

### દૈત્યના આવેશવાળાનું લક્ષણ.

### दैत्याविष्टमाह ।

संस्वेदी द्विजगुरुदेवदोषवक्ता जिह्माक्षो विगतभयो विमार्गदृष्टिः । सन्तुष्टो भवति न चान्नपानजातैर्दुष्टात्मा भवति स देवशत्रुजुष्टः ॥

विमार्गदृष्टिः कुमार्गरतः दुष्टात्मा दुष्टस्वभावः ॥

જેમાં દૈત્યનો આવેશ થયો હોય તે માણસને પસીનાથી વ્યાપ્ત થાયછે, બ્રાહ્મણોની ગુરૂઓની તથા દેવતાઓની નિંદા કરેછે, વાંકી આંખોવાળો થાયછે, કોઇથી બીતો નથી, કુમાર્ગમાં રૂચિ રાખેછે, કોઇ અન્નપાનોથી સંતુષ્ટ થતો નથી અને દુષ્ટ સ્વભાવવાળો થઇ જાયછે.

## ગંધર્વના આવેશવાળાનું લક્ષણ.

### गन्धर्वाविष्टमाह ।

हृष्टात्मापुलिनवनान्तरोपसेवी स्वाचारः प्रियपरिगीतगन्धमाल्यः । नृत्यन् वै प्रहसति चारु चाल्पशब्दं गंधर्वग्रहपरिपीडितो मनुष्यः ॥

हृष्टात्मा हृष्टजीवात्मा पुलिनं तोयोत्थितं तटं वनान्तरं वनमध्यन्तयोः सेवी चारु चाल्पशब्दमिति हसनक्रियाविशेषणम्

ગંધર્વના વળગાડથી પીડાએલો માણસ પ્રસન્ન અંતઃકરણવાળો રહેછે, જળાશયોના તટોનું તથા વનનાં મધ્યોનું સેવન કરેછે, સારી રીત રાખેછે, ગાયન સુગંધ તથા પુષ્પ એઓ ઉપર પ્રેમ રાખેછે, અને નાચતો નાચતો થોડા શબ્દવાળું સુંદર હાસ્ય કરેછે.

## યક્ષના આવેશવાળાનું લક્ષણ.

### यक्षाविष्टमाह ।

ताम्राक्षः प्रियतनुरक्तवस्त्रधारी गम्भीरो द्रुतगतिरल्पवाक् सहिष्णुः । तेजस्वी वदति च किं ददामि कस्मै यो यक्षग्रहपरिपीडितो मनुष्यः ॥

જે માણસ યક્ષના વળગાડથી પીડાએલો હોય તે માણસ ગંભીર થાયછે, રાતી આંખોવાળો થાયછે, પ્યારાં ઝીણાં તથા રંગેલાં વસ્ત્રો પેહેરેછે, તુરત ચાલનાર થાયછે, થોડું બોલેછે, સહન કરનાર થાયછે, તેજસ્વી થાયછે અને 'કયા માણસને શું આપું' એમ બોલેછે.

## પિતૃના આવેશવાળાનું લક્ષણ.

### पित्राविष्टमाह ।

प्रेतानां स दिशति संस्तरेषु पिण्डान् शान्तात्मा जलमपि चापसव्यवस्त्रः । मांसेप्सुस्तिलगुडपायसाभिलापी तद्भक्तो भवति पितृग्रहाभिजुष्टः ॥

प्रेतानां मृतानां पितॄणां दिशति ददाति । अपसव्यवस्त्रः दक्षिणस्कन्धकृतोत्तरीयः ॥

પિતૃના વળગાડવાળો માણસ દર્ભ વગેરે પાથરીને તેઓ ઉપર પોતાના મરીગએલા પૂર્વજોને પિંડ આપેછે, શાંત અંતઃકરણવાળો રેહેછે, અપસવ્ય એટલે જમણા ખભા ઉપર વસ્ત્ર રાખીને પૂર્વજોને જળ પણ આપેછે, માંસ તલગોળ તથા દુધપાક ખાવાની ઇચ્છા કરેછે અને પિતૃઓની ભક્તિ કરેછે.

## નાગના આવેશવાળાનું લક્ષણ.

### नागाविष्टमाह ।

यस्तूर्व्यां प्रसरति सर्पवत्कदाचित् सृक्किण्यौ मुहुरपि जिह्वयावलेढि। क्रोधालुर्गुडमधुदुग्धपायसेप्सुर्विज्ञेयः स खलु भुजङ्गमेन जुष्टः ॥

प्रसरति स सर्पवत् उरसा चलति सृक्किण्यौ ओष्ठप्रान्तौ ॥

સર્પના વળગાડવાળો માણસ કોઇ સમયે સર્પની પેઠે પૃથ્વીમાં છાતી ઘ-

સેડીને ચાલેછે, વારવાર જીભથી ગલોફાં ચાટયા કરેછે, ક્રોધવાળો થાયછે અને મધ, ઘી, દુધ તથા દુધપાક એઓની ઇચ્છા કરેછે.

## રાક્ષસના આવેશવાળાનું લક્ષણ.

### राक्षसाविष्टमाह ।

मांसासृक्विविधसुराविकारलिप्सुर्निर्लज्जो भृशमतिनिष्ठुरोऽतिशूरः । क्रोधालुर्विविधबलोनिशाविहारी शौचद्विड् भवति स राक्षसैर्गृहीतः ॥

अतिनिष्ठुरो निर्दय ॥

રાક્ષસોના વળગાડવાળો માણસ માંસને, લોહીને તથા અનેક પ્રકારના મધના વિકારોને ઇચ્છેછે, અત્યત નિર્લજ્જ થાયછે, અત્યત નિર્દય થાયછે, અત્યત શૂર થાયછે, ક્રોધી થાયછે, અનેક પ્રકારનાં બળવાળો થાયછે, રાતનો ફરયા કરેછે, અને પવિત્રતાનો દ્વેષ કરેછે.

## બ્રહ્મરાક્ષસના આવેશવાળાનું લક્ષણ.

### ब्रह्मराक्षसाविष्टमाह ।

देवविप्रगुरुद्वेषी वेदवेदाङ्गनिन्दकः । आत्मपीडाकरोऽहिंस्रो ब्रह्मराक्षससेवितः ॥

अहिंस्र अहिंसाशील ॥

બ્રહ્મરાક્ષસના વળગાડવાળો માણસ દેવતાનો, બ્રાહ્મણનો તથા ગુરૂનો દ્વેષ કરેછે, વેદની તથા વેદનાં અંગોની નિંદા કરેછે અને બીજા કોઇને મારતો નથી પણ પોતાના શરીરને પીડા કરેછે.

## પિશાચના આવેશવાળાનું લક્ષણ.

### पिशाचाविष्टमाह ।

उद्धस्तः कृशपरुषो विरुद्धभाषी दुर्गन्धो भृशमशुचिस्तथातिलोलः । बह्वाशी विजनवनान्तरोपसेवी व्याचेष्टंस्त्रसति रुदन् पिशाचजुष्टः ॥

उद्धस्तः नग्नः दिगम्बर इति विदेहवचनात् कृशो निर्मांसः । परुषो रूक्षः अतिलोलः सर्वस्मिन्नन्नपानादौ लोलुपः व्याचेष्टन् विरुद्धमाचेष्टन् ॥

પિશાચના વળગાડવાળો માણસ નાગો થાયછે, માંસ રહિત થઇ જાયછે, વિરૂદ્ધ ભાષણ કરેછે, દુર્ગંધવાળો થાયછે, અત્યત અપવિત્ર રેહેછે, રૂક્ષ થાયછે, સઘળાં અન્નપાનોમાં લંપટ થાયછે, ઝાઝું ખાયછે, નિર્જન સ્થલોને તથા વનોના મધ્યોને સેવેછે અને વિરૂદ્ધ ચેષ્ટા કરતો કરતો તથા રોતો રોતો ત્રાસ પામેછે.

## હિંસક રાક્ષસ વગેરે વળગવાનું કારણ.

### हिंस्रैर्ग्रहणमाह ।

अशुचिं भिन्नमर्यादं क्षतं वा यदि वाक्षतम् । हिंस्राहिंसाविहारार्थं सत्कारार्थमथापि वा ॥

गृह्णतीति शेषः ॥

જે માણસ અપવિત્ર રેહેનાર અને મર્યાદાને તોડનાર હોય તે માણસ ઘવાએલો હોય અથવા નહી ઘવાએલો હોય તોપણ રાક્ષસ વગેરે હિંસક જાતિઓ તે માણસને મારી નાખવા વાસ્તે અથવા તેની પાસેથી પોતાની પૂજા કરાવવાને વાસ્તે તેને પકડેછે.

## મારી નાખવાને વાસ્તે પકડેલાનું લક્ષણ.

### तत्र हिंसार्थगृहीतस्य लक्षणमाह ।

स्थूलाक्षो द्रुतमटनः सफेनवामी नि-

द्रात्तुः पतति च कम्पते च योऽति ।
पश्चाद्द्रिद्विरदनगादिविच्युतः स्यात्
सोऽसाध्यो भवति तथा त्रयोदशेऽब्दे ॥

यश्चाद्रि इत्यादि यः पर्वतादिपातितः स ग्रहैर्गृह्यत इत्यर्थः । आदिशब्देन भित्तिप्रासादादयो गृह्यन्ते तथा त्रयोदशेऽब्दे सर्व एव देवादिगृहीता असाध्याः ॥

પર્વત ઉપરથી, હાથી ઉપરથી વૃક્ષ વગેરે ઉપરથી ભીત ઉપરથી કે મેડી વગેરે ઉપરથી પડેલા માણસને રાક્ષસ આદિ હિંસક જાતિઓ વળગેછે ત્યારે તે માણસ જાડી આંખોવાળો થઇ જાયછે, વેગથી ચારેકોર ફર્યા કરેછે, ફીણવાળું વમન કરેછે, ઉંઘ્યા કરેછે, પડી જાયછે અને અત્યંત ધ્રુજ્યા કરેછે. આ માણસનો ઉન્માદ અસાધ્ય થાયછે. દેવ આદિના વળગાડવાળા સર્વે લોકોનો ઉન્માદ તેરમે વર્ષે અસાધ્ય થાયછે.

### દેવ આદિનો આવેશ થવાનો સમય.

देवादीनामावेशसमयमाह ।

देवग्रहाः पौर्णमास्यामसुराः सन्ध्ययोरपि । गन्धर्वाः प्रायशोऽष्टम्यां यक्षाश्च प्रतिपत्तिथौ । पितरः कृष्णपक्षे च पञ्चम्यामपि चोरगाः । रक्षःपिशाचा रात्रौ च चतुर्दश्यां विशन्ति हि ॥

कृष्णपक्षेऽमावास्यायां प्रायशः यदन्यत्रापि । तिथ्यभिधानप्रयोजनं लक्षणार्थं तत्र तिथौ च बलिदानार्थम् ॥

ઘણું કરી દેવતાઓ પુનમને દિવસે, દૈત્યો બન્ને સંધ્યાકાળમાં, ગંધર્વો આઠમને દિવસે, યક્ષો પડવાને દિવસે, પિતૃઓ કૃષ્ણપક્ષમાં, સર્પો પાંચમને દિવસે અને રાક્ષસો તથા પિશાચો ચઉદશની રાતે વળગેછે.

પિતૃઓ ઘણું કરીને કૃષ્ણપક્ષની અમાવાસ્યાને દિવસે વળગેછે અને કોઇ સમયે બીજી તિથિઓમાં પણ વળગેછે. લક્ષણ સમજાવવાને વાસ્તે અને તે તે તિથિઓમાં બળિદાન કરાવવાને વાસ્તે તિથિઓ કહી છે.

### દેવ આદિ લોકો માણસના શરીરમાં પ્રવેશ કરતા દેખાતા નથી તેમાં દૃષ્ટાંત.

नतु यदि देवादयो विशन्ति तदा विशन्तस्ते दृश्यन्ते कथं नेत्यत आह ।

दर्पणादीन् यथा छाया शीतोष्णं प्राणिनो यथा । स्वमणिं भास्करार्चिश्च यथा देहे च देहधृक् ॥

विशन्ति च न दृश्यन्ते ग्रहास्तद्वच्छरीरिणां दर्पणादीनित्यादिशब्देनान्यदपि निर्मलद्रव्यं जलतैलादिद्रवद्रव्यञ्च गृह्यते छाया प्रतिबिम्बं स्वमणिः सूर्यमणिः देहधृक् जीवात्मा ॥

'દેવ આદિ લોકો માણસના શરીરમાં પ્રવેશ કરેછે ત્યારે તેઓ પેસતા દેખાતા કેમ નથી?' એવી કોઇ શંકા કરે તો તેના સમાધાનને વાસ્તે કહ્યુંછે કે "જેમ દર્પણ અથવા જળ કે તેલ આદિ દ્રવ પદાર્થો એઓમાં છાયા (પ્રતિબિંબ) પ્રવેશ કરેછે પણ પ્રવેશ કરતી દેખાતી નથી, જેમ ટાઢ તથા ગરમી માણસોના શરીરમાં પેસેછે પણ પ્રવેશ કરતી દેખાતી નથી, જેમ સૂર્યની પ્રભા આગીઆ નામના કાચમાં પ્રવેશ કરેછે

પણ પ્રવેશ કરતી દેખાતી નથી અને જેમ જીવ શરીરમાં પ્રવેશ કરેછે પણ પ્રવેશ કરતો દેખતો નથી તેમ દેવ આદિ લોકો પણ શરીરમાં પ્રવેશ કરેછે પણ પ્રવેશ કરતા દેખાતા નથી."

### ઉન્માદની ચિકિત્સા.

### अथोन्मादस्य चिकित्सा ।

वातिके स्नेहपानं प्राक् विरेकः पित्तसम्भवे । कफजे वमनं कार्यं परो वस्त्यादिकः क्रमः । यच्चोपवीक्ष्यते किञ्चिदपस्मारे चिकित्सितम् । उन्मादे तच्च कर्त्तव्यं सामान्यं दोपदूष्ययोः जलाग्निद्रुमशैलेभ्यो विपमेभ्यश्च तं सदा । रक्षेदुन्मादिनं यत्नात् सद्यः प्राणहरं हि तत् ॥

तज्जलादि ॥

ब्राह्मी कूष्माण्डी फलबीजरजःशङ्खपुष्पिकास्वरसाः । दृष्टा उन्मादहृतः पृथगेते कुष्ठमधुमिश्राः ॥

अयमर्थः । ब्राह्मी रसः तोला ४ कुष्ठचूर्ण माप २ मधु अष्टौ मापाः ८ पेयाः । इत्येको योगः । कूष्माण्डबीजचूर्णमापा ८ कुष्ठचूर्णमापौ २ अयं द्वितीयो योगः । शङ्खपुष्पी स्वरसं पलैकं १ कुष्ठचूर्णं मापद्वयं २ मधुनः अष्टौ मापाः । पेयाः । तृतीययोगः ॥

सिद्धार्थको हिङ्गुवचा करञ्जो देवदारु च । मञ्जिष्ठा त्रिफला श्वेता कटभीत्वक् कटुत्रयम् । समांशानि प्रियङ्गुश्च शिरीपो रजनीद्वयम् । वस्तमूत्रेण पिष्टोऽयमगदः पानमञ्जनम् । नस्यमालेपनञ्चैव स्नानमुद्वर्त्तनं तथा । अपस्मारविपोन्मादकृत्याऽलक्ष्मीज्वरापहम् । भूतेभ्यश्च भयं हन्ति राजद्वारे च शस्यते सर्पिरेतेन संसिद्धं सगोमूत्रं तदर्थकृत् ॥

सिद्धार्थकादि ॥

शूयादिष्टविनाशश्च दर्शयेदद्भुतानि च । बद्धं सर्पपतैलाक्तं रक्षेदुत्तानमातपे कपिकच्छ्वाथवा तप्तैर्लौहतैलजलैः स्पृशेत् । कशाभिस्ताडयेत्तं वा सुबद्धं विजने गृहे । सर्पेणोद्धृतदंतेन दंशेत् सिंहैर्गजैश्च तम् । त्रासयेत् शस्त्रहस्तैश्च शत्रुभिस्तस्करैस्तथा । अथवा राजपुरुषा बहिर्नीत्वा सुसंयतम् । त्रासयेयुर्वधैरेनं तर्जयन्तो नृपाज्ञया । देहदुःखभयेभ्योहि यतः प्राणभयं भवेत् । ततस्तस्य शमं याति सर्वतो विप्लुतं मनः । इष्टद्रव्यविनाशेन मनोयस्याभिहन्यते । तस्य तत्सदृशाप्त्या ज्ञात्वाश्वासैः शमन्नयेत् । त्र्यूपणं हिङ्गु लवणं वचा कटुकरोहिणी । शिरीपस्य करञ्जस्य बीजं गौराश्च सर्पपाः । गोमूत्रपिष्टैरेभिस्तु वर्त्तिर्नेत्राञ्जने हिता । हन्त्युन्मादमपस्मारं तथा चातुर्थकं ज्वरम् ॥

त्र्यूपणमञ्जनम् ॥

कुष्ठाश्वगन्धे लवणाजमोदे द्वे जीरके त्रीणि कटूनि पाठा । माङ्गल्यपुष्पी च समान्यमूनि सर्वैः समानाश्च वचां विचूर्ण्य । ब्राह्मीरसेनाखिलमेव भाव्यं वारत्रयं शुष्कमिदं हि चूर्णम् । अक्षप्रमाणं मधुना घृतेन लिह्यान्नरः सप्त दिनानि चूर्णम् ॥

माङ्गल्यपुष्पी शङ्खपुष्पी शङ्खा हुलीति लोके ॥

सारस्वतमिदंचूर्णं ब्रह्मणा निर्मितं पुरा । हिताय सर्वलोकानां दुर्मेधानां विचेतसाम् । एतस्याभ्यासतः पुंसां बुद्धिर्मेधा धृतिः स्मृतिः । सम्पत्तिः कविताशक्तिः प्रवर्द्धेचोत्तरोत्तरम् ॥

सारस्वतचूर्णम् ॥

विश्वाजमोदरजनीद्वयसैन्धवोग्राय-पृथाह्वकुष्ठमगधोद्भवजीरकाणाम् । चूर्णं प्रभातसमये लिहतः ससर्पिर्वाग्देवता निवसति स्वयमेव वक्त्रे ॥

विश्वाद्यचूर्णम् ॥

क्वाथे विचूर्णिते क्षिप्त्वा तत् षोडशगुणं जलम् । पादशेषं प्रकर्त्तव्यमेष क्वाथविधिः स्मृतः । दशमूली तथा रास्ना वातारिस्त्रिवृता बला । मूर्वा शतावरी चेति क्वाथ्यैस्तु कुडवैः पृथक् । कृतैः क्वाथैर्घृतप्रस्थद्वयं मृद्वाग्निना पचेत् कल्कीकृतैर्वक्ष्यमाणद्रव्यैः सम्यक् पुनः पचेत् । विशाला त्रिफला कौन्ती देवदार्वेलवालुकम् । स्थिराऽनन्ता रजन्यौ द्वे प्रियङ्गुः सारिवाद्वयम् । नीलोत्पलैला मञ्जिष्ठा दन्ती दाडिमकेसरम् । विडङ्गं ह्यग्निपत्री च कुष्ठं चन्दनपद्मके ।

अग्निपत्री अग्निनैतीति लोके अगिया इति च ॥

तालीशपत्रं बृहती मालतीकुसुमं नवम् । अष्टाविंशतिभिः कल्कैरेतैः कर्षमितैः पृथक् । चतुर्गुणं जलं दत्वा पिष्टैस्तद्विपचेत् घृतम् । महाचेतसनामेदं सर्वचेतोविकारनुत् । अपस्मारे महोन्मादे मन्देऽग्नौ ज्वरकासयोः । वातरक्ते प्रतिश्याये शोपे कार्श्ये तृतीयके । मूत्रकृच्छ्रे कटीशूले विसर्पाभिहतेषु च । पाण्ड्वामये तथा कण्ड्वां विषे मेहे गरेऽपि च । देवादिहतचित्तानाङ्गद्गदानामचेतसाम् । शस्तं स्त्रीणाञ्च वन्ध्यानां धन्यमायुर्बलप्रदम् । अलक्ष्मीपापरक्षोघ्नं सर्वग्रहनिवारणम् ॥ हन्ति भ्रमं मदं मूर्च्छां मेधास्मृतिमतिमदम् ॥

महाचैतस घृतम् ॥

વાયુએ કરેલા ઉન્માદમાં પ્રથમ સ્નેહન કરાવીને, પિત્તે કરેલા ઉન્માદમાં પ્રથમ વિરેચન આપીને અને કફે કરેલા ઉન્માદમાં પ્રથમ વમન કરાવીને પછી પીચકારી મારવા વગેરે ચિકિત્સાઓ કરવી.

વાઇના દરદમાં દોષોને વાસ્તે તથા દોષોથી દૂષિત થએલા ધાતુઓને વાસ્તે જે કાંઇ ચિકિત્સા કેહેવામાં આવશે તે સઘળી ચિકિત્સા ઉન્માદમાં પણ કરવી.

ઉન્માદવાળા માણસને જળથી, અગ્નિથી, વૃક્ષોથી, પર્વતોથી તથા બીજા વિષમ પ્રદેશો વગેરેથી સર્વદા યત્નપૂર્વક બચાવવો જોઇએ. કારણ કે એ જળ અને અગ્નિ વગેરે તુરતજ મરણ નીપજાવનારાં છે.

ચાર તોલાં ભાર બ્રાહ્મીનો રસ, બાર ચણોઠીભાર કઠનું ચૂર્ણ અને અડતાલીશ ચણોઠી ભાર મધ એઓને મિશ્રિત કરીને પીવાથી ઉન્માદનો નાશ થએલો જોવામાં આવ્યોછે.

અડતાલીશ ચણોઠી ભાર કોળાંનાં બીજોનું ચૂર્ણ અને બાર ચણોઠી ભાર કઠનું ચૂર્ણ એઓને મધમાં મિશ્રિત ક-

રીને ખાવાથી ઉન્માદનો નાશ થએલો જોવામાં આવ્યોછે.

ચાર તોલાં ભાર શંખાવળીનો સ્વરસ, બાર ચણોઠી ભાર કઠનું ચૂર્ણ અને અડતાલીશ ચણોઠી ભાર મધ એઓને મિશ્રિત કરીને પીવાથી ઉન્માદનો નાશ થએલો જોવામાં આવ્યોછે.

### સિદ્ધાર્થકવાદિ.

સર્ષપ, હીંગ, વજ, કાકચીઆ, દેવદાર, મંજીઠ, હરડે, બેહેડાં, આમળાં, કુટકડી, માલકાંકણી, તજ, સુંઠ, મરી, પીપળ, ધણીલાં, સરસડીયો, હળદર અને દારૂહળદર એઓને સમભાગે લઇ બકરાના મૂત્રમાં વાટીને ઔષધ કરવું. આ ઔષધનો પીવામાં, આંજવામાં, નસ્યમાં, લેપનમાં, નાહાવામાં અને શરીરપર ચોળવામાં ઉપયોગ કરવામાં આવે તો તેથી વાઈ, વિષ, ઉન્માદ, અભિચાર, અલક્ષ્મી, જ્વર, અને ભૂતનો ભય ટળી જાયછે. આ ઔષધનો ઉપયોગ કરવાથી રાજદ્વારમાં પણ સારૂ થાયછે. આ ઔષધથી પકાવેલું ઘી ગોમૂત્ર સહિત ઉપયોગમાં લેવામાં આવે તો તેથી પણ એટલાં કામો થાયછે.

### ધાસ્તી દેખાડવાવિષે.

જે માણસને ઉન્માદ થયો હોય તેની પાસે તેના પ્રિયનો વિનાશ થવાની ખોટી વાતો કરવી, એ માણસને અદ્ભુતો દેખાડવાં, બાંધી સરસીયા તેલથી ખરડીને તડકામાં ચત્તો સુવાડવો, શરીરમાં કૌચાનો સ્પર્શ કરવો, તપાવેલાં લોઢાંથી તેલથી કે જળથી સ્પર્શ કરવો, નિર્જન ઘરમાં સારી પેઠે ચાબકાથી મારવો, જેના દાંત કાહાડી લીધા હોય એવો સર્પ કરડાવવો, સિંહોથી તથા હાથીઓથી બીવડાવવો, શત્રુઓથી તથા ચોરોથી બીવડાવવો અથવા રાજાના નોકરોએ રાજાની આજ્ઞા લઈ તે માણસને ગામ બાહાર લઇ જઈ ખૂબ બાંધી તિરસ્કાર કરતાં કરતાં મારી નાખવાની ધાસ્તી બતાવવી. કારણ કે ભય લાગવાથી અને શરીરઉપર દુઃખો પડવાથી પ્રાણ જવાની ધાસ્તી ઉત્પન્ન થાયછે અને એ ધાસ્તીથી ઉન્માદવાળાનું ગએલી વસ્તુ જેવી બીજી વસ્તુ દેવી. જેનું મન કોઈ પ્યારી વસ્તુના વિનાશથી અભિઘાત પામેલું હોય તે માણસને વિચાર કરી તે વસ્તુના જેવી બીજી વસ્તુની પ્રાપ્તિ કરાવીને આશ્વાસનાપૂર્વક તેના મનને શાંત કરવું. સઘળી રીતે બગડીગયેલું મન શાંત થાયછે.

### ચૂર્ણાંજન.

સુંઠ, મરી, પીપળ, હીંગ, લૂણ, વજ, કડુ, સરસડીયાનાં બીજ, કાકચીઆ અને ધોળા સર્ષપ એઓને ગોમૂત્રમાં વાટી તેઓની વાટ કરીને નેત્રમાં આંજવામાં આવે તો તેથી ઉન્માદ, વાઈ અને તરીયો તાવ મટી જાયછે.

### સારસ્વત ચૂર્ણ.

કઠ, આસોંદ, સૈંધવ, બોડી અજમોદ, જીરૂં, શાહાજીરૂં, સુંઠ, મરી, પીપળ, કાળી પાડ, અને શંખાવળી એઓને સમભાગે લઈ અને એ સઘળા પદાર્થોના જેટલી વજ લઈ તેઓનું ચૂર્ણ કરી તે સઘળા ચૂર્ણને બ્રાહ્મીના રસની ત્રણ ભાવનાઓ દેવી. એ ચૂર્ણ સુકાય ત્યારે તેમાંથી એક એક તોલાં ભાર લઇ મધમાં તથા ઘીમાં કાલવીને સાત દિવસ

સુધી ચાટવું. બ્રહ્માએ પૂર્વે દુષ્ટબુદ્ધિવાળા અને ઘેલા થઇ ગએલા સર્વ લોકોના હિતનેવાસ્તે આ સારસ્વત ચૂર્ણ રચેલું છે. આ ચૂર્ણ ચાટવાનો અભ્યાસ રાખવાથી માણસોનાં બુદ્ધિ, ધારણાશક્તિ, ધીરજ, સ્મરણશક્તિ, સંપત્તિ અને કવિતાશક્તિ ઉત્તરોત્તર વધ્યા કરેછે.

## વિશ્વાદ્ય ચૂર્ણ.

સુંઠ, બોડી અજમોદ, હળદર, દારૂહળદર, સૈંધવ, વજ, જેઠીમધ, કઠ, પીપળ અને જીરૂં એઓનું ચૂર્ણ કરી ધીમાં કાલવીને પ્રભાતના સમયમાં ચાટવામાં આવે તો સાક્ષાત્ સરસ્વતી દેવી મુખમાં નિવાસ કરેછે.

## મહાચૈતસ ઘૃત.

દશમૂલ, રાસ્ના, એરંડો, નસોતર, બળદાણા, મોરવેલ અને શતાવરી એ પ્રત્યેક દ્રવ્યોને સોળ સોળ રૂપીઆ ભાર લઈ તેઓના જુદા જુદા કવાથ કરવા. કુટેલા પદાર્થમાં તેથી સોળ ગણું પાણી નાખી ચુલે ચડાવીને ચોથા ભાગનું પાણી અવશેષ રાખવું. એ કવાથ કરવાનો પ્રકાર સમજવો. પછી એ કવાથોથી બસો અઠયાવીશ રૂપીઆ ભાર ઘીને મંદ અગ્નિથી પકાવવું. પછી સુરામાંસી, હરડે, બેહેડાં, આમળાં, નગડનાં બીજ, દેવદાર, ચણકબાબ, સમેરવો, રાતો ધમાસો, હળદર, દારૂહળદર, ધઉલાં બે જાતની ઉપલસરી, નીલકમળ, એળચી, મજીઠ, નેપાળો, દાડિમનાકેસર, વાવડીંગ, ખાજવણી, કઠ, રતાંજલિ, પદ્મકાષ્ટ, તાલીસપત્ર, ભોરીંગણી અને માલતીનાં નવાં ફૂલ એ પ્રત્યેક પદાર્થોને એક એક તોલા ભાર લઈ પ્રત્યેકને ચાર ચાર ગણા પાણીમાં વાટી જુદા જુદા કલ્કો કરીને તે કલ્કોથી તે ઘીને સારી રીતે પકાવવું એટલે તે મહાચૈતસ્ નામનું ઘી સિદ્ધ થાયછે. આ ઘી ચિત્તના સઘળા વિકારોને મટાડેછે અને વાઇ, મોટો ઉન્માદ, અગ્નિનું મંદપણું, જ્વર, ઉધરસ, વાતરક્ત, સળીખમ, શોષ, કૃશપણું, એકાંતરો તાવ, મૂત્રકૃચ્છ્ર, કેડનું શૂળ, રતવા જેવા વિસર્પરોગ, પાંડુરોગ, ચળ, વિષ, પ્રમેહ તથા સ્થાવર વિષ એઓને મટાડેછે. તેમજ દેવ વગેરેના આવેશથી ઉન્માદ પામેલા, ગદ્‌ગદ બોલતા, ભાવવગરના અને વાંઝણી સ્ત્રીઓ એઓને વાસ્તે પણ સારૂં છે, ધન આપનારછે, આયુષ્ય વધારનારછે, બળ આપનારછે, અલક્ષ્મીને પાપને તથા રાક્ષસોને હણનારછે, સર્વ પ્રકારના વળગાડોનું નિવારણ કરનારછે, શ્રમ, મદ તથા મૂર્છા એઓને મટાડનારછે અને ધારણાશક્તિ, સ્મરણશક્તિ તથા સમજવાનીશક્તિ એઓને આપનારછે.

## દેવ વગેરેના આવેશની ચિકિત્સા.

### अथ देवाद्याविष्टानां चिकित्सा ।

पूजावल्युपहारेष्टिहोममन्त्राञ्जनादिभिः । जयेदागन्तुमुन्मादं यथाविधि शुचिर्भिषक् । कृष्णामरिचसिन्धूत्थमधुगोरोचनाकृतम् । अञ्जनं सर्वदेवादिकृतोन्मादहरं परम् ॥

कृष्णाद्यञ्जनम् ॥

ऋक्षजम्बुकलोमानि शल्लकी लसुनं तथा । हिङ्गु मूत्रञ्च वस्तस्य धूममस्य प्रयोजयेत् । एतेन शाम्यति क्षिप्रं बलवानपि यो ग्रहः ॥

ऋक्षलोमको धूपः ॥

कल्याणकश्च युञ्जीत महद्वा चैतसं घृतम् । तैलं नारायणं वाथ महानारायणं तथा। कृतं पिशाचादन्येषु प्रतिकूलं नवाचरेत् । रोगिणां भिषजं यत्ते क्रुद्धा हन्युर्महौजसः ॥

इत्युन्मादाधिकारः ॥

પવિત્ર વૈદ્યે દેવ આદિના આવેશથી થએલા આગંતુ ઉન્માદને યથાવિધિ પૂજનોથી, બલિદાનોથી, નૈવેદ્યોથી, ઇષ્ટિઓથી, હોમોથી, મંત્રોથી અને અંજન આદિથી જીતવો.

### કૃષ્ણાદ્યંજન.

પીપળ, મરી, સૈંધવ, મધ અને ગોરાચના એઓથી બનાવેલું અંજન આંજવામાં આવે તો તેથી દેવ આદિ સઘળાઓએ કરેલા ઉન્માદો મટી જાયછે.

### ઋક્ષલોમક ધૂપ.

રીંછનાં રૂવાણાં, શીયાળનાં રૂવાણાં, શેઢાઇની સળી, લસણ, હીંગ અને બકરાનું મૂત્ર એઓનો ધૂપ કરવામાં આવે તો તેથી પ્રબલ વળગાડ પણ તુરત શાંત થાયછે.

### ઘી.

દેવાદિકના આવેશને મટાડવાને વાસ્તે કલ્યાણક ઘૃતનો,[1] અથવા મહાચૈતસ ઘૃતનો, અથવા નારાયણ તૈલનો, અથવા મહાનારાયણ[2] તૈલનો વૈદ્યે ઉપયોગ કરાવવો.

### પિશાચ વગર બીજાઓના આવેશમાં પ્રહાર આદિનો નિષેધ.

પિશાચ વગર બીજાઓના આવેશમાં વૈદ્યે પ્રહાર તથા ખરાબ ધૂપ કરવા આદિ પ્રતિકૂલ ક્રિયા નહિ કરવી. કારણ કે દેવ આદિ લોકો કે જેઓ મોટા સામર્થ્યવાળા છે તેઓ પ્રતિકૂલ ક્રિયાથી ક્રોધ પામીને વૈદ્યનેજ મારી નાખે.

### ઉન્માદનો અધિકાર સંપૂર્ણ.

---

## અપસ્મારનો (વાઈનો) અધિકાર.

अथापस्माराधिकारः ।

### અપસ્મારની નિદાનપૂર્વક સંપ્રાપ્તિ.

तत्रापस्मारस्य निदानपूर्विकां सम्प्राप्तिमाह ।

चिन्ताशोकादिभिर्दोषाः क्रुद्धा हृत्स्रोतसि स्थिताः । कृत्वा स्मृतेरपध्वंसमपस्मारं प्रकुर्वते ॥

ચિંતા તથા શોક આદિથી પ્રકોપ પામેલા દોષો હૃદયના સ્રોતમાં રહી સ્મૃતિનો નાશ કરીને અપસ્માર નામના રોગને ઉત્પન્ન કરેછે.

### અપસ્મારની સંખ્યા.

तस्य संख्यामाह ।

वातात्पित्तात्कफात्सर्वैर्दोषैः स स्याच्चतुर्विधः ॥

વાયુએ કરેલો, પિત્તે કરેલો, કફે કરેલો અને એ સઘળા દોષોએ કરેલો એ રીતે અપસ્માર ચાર પ્રકારનો થાયછે.

---

૧ વાત વ્યાધિઓના અધિકારમાં બાહુશોષની ચિકિત્સાની નોટમાં જુવો. ૨ નારાયણ તૈલ તથા મહાનારાયણ તૈલ વાત વ્યાધિઓનાં ઔષધોમાં કેહેવામાં આવશે.

### અપસ્મારનું સામાન્ય લક્ષણ.

### अथापस्मारस्य सामान्यं लक्षणमाह।

तमः प्रवेशः संरम्भो दोषोद्रेकहत स्मृतिः। अपस्मार इति ज्ञेयो गदो घोरतरो हि सः॥

संरम्भः नेत्रविकृतिहस्तपादादिविक्षेपणादिकम्॥

અંધકારમાં પ્રવેશ, દોષના પ્રકોપથી સ્મૃતિનો નાશ, નેત્રોમાં વિકાર અને હાથ-પગ પછાડવા વગેરે સંરંભ એટલાં અપસ્મારનાં લક્ષણો છે. આ રોગ અત્યંત ભયંકર છે.

### અપસ્મારનું પૂર્વરૂપ.

### अथ पूर्वरूपमाह।

हृत्कम्पः शून्यता स्वेदो ध्यानं मूर्च्छा प्रमूढता। निद्रानाशश्च तस्मिंश्च भविष्यति भवन्त्यथ।

शून्यता हृदयस्यैव। ध्यानं विस्मापनं मूर्च्छा मनोमोहः प्रमूढता इन्द्रियमोहः। भविष्यति भाविनि तस्मिन्नपस्मारे॥

અપસ્માર થવાનો હોય ત્યારે હૃદયમાં કંપ થાયછે, હૃદયમાં જડપણું થાયછે, પસીનો વળેછે, વિસ્મય થાયછે, મનમાં મોહ થાયછે, ઇંદ્રિયો મૂઢ થઇ જાયછે અને નિદ્રાનો નાશ થાયછે.

### વાયુએ કરેલા અપસ્મારનું લક્ષણ.

### तत्र वातिकस्य लक्षणमाह।

कम्पते प्रदशेद्दन्तान् फेनोद्वामी श्वसित्यपि। अभितोऽरुणवर्णानि पश्येद्रूपाणि चानिलात्॥

જેને વાયુથી અપસ્માર થયો હોય તે માણસ કંપેછે, દાંતોને ડસેછે, મોહોડામાંથી ફીણ કાહાડેછે, હાંફેછે અને ચારેકોર રાતાં રૂપો દેખેછે.

### પિત્તે કરેલા અપસ્મારનું લક્ષણ.

### पैत्तिकस्य लक्षणमाह।

पीतफेनाङ्गवक्त्राक्षः पीतासृग्रूपदर्शनः। स तृष्णोष्णानलव्याप्तलोकदर्शी च पैत्तिके॥

पीतस्यासृग्रूपस्य वा वस्तुनो दर्शनं यस्य स पीतासृग्रूपदर्शनः॥

જેને પિત્તથી અપસ્માર થયો હોય તે માણસને શરીરમાં, મોહોડામાં અને નેત્રમાં પીળાં ફીણ આવેછે, પીળાં અથવા લોહી જેવાં રૂપો જોવામાં આવેછે અને સઘળા લોક તરશથી, ગરમીથી તથા અગ્નિથી વ્યાપ્ત થએલા દેખાયછે.

### કફે કરેલા અપસ્મારનું લક્ષણ.

### श्लैष्मिकस्य लक्षणमाह।

शुक्लफेनाङ्गवक्त्राक्षः शीतो हृष्टाङ्गजो गुरुः। पश्येच्छुक्लानि रूपाणि श्लैष्मिके मुच्यते चिरात्॥

शीतः शीताङ्गः हृष्टाङ्गजो हृष्टरोमा गुरुः गुरुगात्रः॥

જેને કફથી અપસ્માર થયો હોય તે માણસને શરીરમાં, મોહોડામાં તથા નેત્રમાં ધોળાં ફીણ આવેછે, અંગોમાં શીતપણું થાયછે, રૂવાણાં ઊભાં થઈ જાયછે, ગાત્ર ભારે થઇ જાયછે અને ધોળાં રૂપો જોવામાં આવેછે. માણસ કફે કરેલા અપસ્મારના વેગથી ઘણીવારે મુક્ત થાયછે.

### ત્રણે દોષોએ કરેલા અપસ્મારનું લક્ષણ તથા અપસ્મારનું અસાધ્યપણું.

**सान्निपातिकस्य लक्षणमाह ।**

समस्तैर्लक्षणैरेतैर्विज्ञातव्यस्त्रिदोषजः। अपस्मारः स चासाध्यो यः क्षीणस्यानवश्च यः ॥

स च त्रिदोषजः असाध्यः तथा क्षीणस्य अनवश्च एकदोषजोऽप्यसाध्य इत्यर्थः॥

અપસ્મારમાં ઉપર કહેલાં ત્રણે દોષોનાં લક્ષણો જોવામાં આવે તો તેને ત્રણે દોષોથી થએલો જાણવો. ત્રણે દોષોથી થએલો અપસ્માર અસાધ્ય છે અને ક્ષીણ થએલા માણસને ઘણા દિવસથી થએલો એક દોષે કરેલો અપસ્માર પણ અસાધ્ય છે.

### અપસ્મારનું અરિષ્ટ.

**अपस्मारस्यारिष्टलक्षणमाह ।**

प्रस्फुरन्तश्च बहुशः क्षीणं प्रचलितभ्रुवम् । नेत्राभ्यां च विकुर्वाणमपस्मारो विनाशयेत् ॥

प्रस्फुरन्तं गात्रस्फुरणयुक्तं नेत्राभ्यां च विकुर्वाणं नेत्रे विकृते कुर्वतम् ॥

જે માણસને ગાત્રોમાં સ્ફુરણ થતું હોય, ક્ષીણતા થઇ હોય, આંખોની ભમરો ચલાયમાન થતી હોય અને નેત્રો વિકૃત થતાં હોય તે માણસને અપસ્માર મારી નાખેછે.

### અપસ્મારના પ્રકારનો સમય.

**अपस्मारस्य प्रकोपकालमाह ।**

पक्षाद्वा द्वादशाहाद्वा मासाद्वा कुपिता मलाः । अपस्मारं प्रकुर्वन्ति वेगं किञ्चिदथान्तरम् ॥

पक्षात् पित्तं द्वादशाहाद्वायुर्मासात् कफः । अपस्मारं करोतीत्यर्थः । वेगं किञ्चिदथान्तरं किञ्चित् स्वल्पं वेगं आन्तरम् । उक्तकालानामन्तरालेऽपि कुर्वन्ति ॥

**ननु हेतुभूतेषु दोषेषु विद्यमानेषु सदैव तद्व्याधिप्रकोपः कथं न स्यादत आह ।**

देवे वर्षत्यपि यथा भूमौ बीजानि कानिचित् । शरदि प्रतिरोहन्ति तथा व्याधिसमुच्छ्रयः ॥

अयमर्थः यथोत्पत्तिकारणसामग्र्यां सत्यामपि वास्तुकादिबीजानि स्वभावाच्छरद्येव प्ररोहन्ति । तथा हेतुभूतेषु दोषेषु विद्यमानेष्वपि स्वभावादपस्मारो द्वादशाहादिष्वेव वेगं करोतीत्यर्थः ॥

પ્રકોપ પામેલું પિત્ત એક પખવાડીએ અપસ્મારને ઉત્પન્ન કરેછે અને પખવાડીઆની અંદર પણ થોડોક વેગ કરેછે. પ્રકોપ પામેલો વાયુ બાર દિવસે અપસ્મારને ઉત્પન્ન કરેછે અને બાર દિવસની અંદર પણ થોડોક વેગ દેખાડેછે. પ્રકોપ પામેલો કફ એક મહિને અપસ્મારને ઉત્પન્ન કરેછે અને એક મહિનાની અંદર પણ થોડોક વેગ દેખાડેછે.

શંકા—અપસ્મારના કારણરૂપ દોષો વિદ્યમાન છતાં અપસ્મારનો પ્રકોપ સર્વદા કેમ થતો નથી?

સમાધાન—જેમ વરસાદ વરસતાં છતાં પણ કેટલાંએક બીજો શરદઋતુ-

માંજ ઉગેછે તેમ દોષો વિદ્યમાન છતાં પણ વ્યાધિનો પ્રકોપ અમુક કાળેજ થાયછે.

અભિપ્રાય એ છે કે જેમ ઉત્પત્તિનાં કારણોની સામગ્રી છતાં પણ બથવા આદિનાં બીજો સ્વભાવનેલીધે શરદૃઋતુમાંજ ઊગેછે તેમ અપસ્મારના કારણરૂપ દોષો વિદ્યમાન છતાં પણ અપસ્માર પોતાના સ્વભાવનેલીધે બાર દિવસે, પખવાડીએ અને મહિનેજ વેગ કરેછે.

## અપસ્મારની ચિકિત્સા.

## अथापस्मारस्य चिकित्सा ।

तैलेन लशुनः सेव्यः पयसा च शतावरी । ब्राह्मीरसश्च मधुना सर्वापस्मारभेपजम् । चूर्णैः सिद्धार्थकादीनां भक्षितैरथवापि तैः । गोमूत्रपिष्टैः सर्वाङ्गलिप्तैः शाम्यत्यपस्मृतिः । सिद्धार्थशिग्रुकट्वङ्गकिणिहीभिः प्रलेपनम् । चतुर्गुणगवां मूत्रे तैलमभ्यञ्जने हितम् ॥

कट्वङ्गः शोनापाठा किणिही चिरचिरी ॥

निर्गुण्डी भवबन्दाकनावनस्य प्रयोगतः । उपैति सहसा नाशमपस्मारो महागदः । मनोह्वा तार्क्ष्यविष्ठा च शकृत्पारावतस्य च । अञ्जनाद्धन्त्यपस्मारमुन्मादश्च विशेषतः ॥

मनोह्वा मनःशिला शकृद्विष्ठा ॥

यः खादेत् क्षीरभक्ताशी माक्षिकेण वचारजः । अपस्मारं महाघोरं चिरोत्थं स जयेद्ध्रुवम् ॥

वचा वोडवच ॥

कूष्माण्डकफलोत्थेन रसेन परिपेपितम् । अपस्मारविनाशाय यष्ट्याह्वं स पिबेत्र्यहम् ॥

त्र्यहमिति एतस्य पानाद्दिवसत्रयेणैवापस्मारोपशमो भवतीत्यभिप्रायः ॥

ब्राह्मीरसवचाकुष्ठशङ्खपुष्पीशृतं घृतम् । पुराणं स्यादपस्मारोन्मादग्रहहरं परम् ॥

एतस्य प्रक्रिया । पुराणं गोघृतं प्रस्थमितम् । वचाकुष्ठशङ्खपुष्पीनां समुदितानां कुडवमितानाम् कल्केन प्रस्थमितब्राह्मीरसपिष्टेन पचेत् । ब्राह्मीघृतम् ॥

कूष्माण्डकरसे सर्पिरष्टादशगुणे पचेत् । यष्ट्याह्वकल्कं तत्पानमपस्मारविनाशनम् ॥

कूष्माण्डकघृतम् ॥

हृत्कम्पोऽक्षिरुजा यस्य स्वेदोहस्तादिशीतता । दशमूलीजले तस्य कल्याणाख्यं प्रयोजयेत् । पञ्चकोलं समरिचं त्रिफला विडसैन्धवम् । कृष्णाविडङ्गपूतीकयवानीधान्यजीरकम् । पीतमुष्णाम्बुना चूर्णं वातश्लेष्मामयापहम् । अपस्मारे तथोन्मादेऽप्यर्शसां ग्रहणीगदे । एतत् कल्याणकं चूर्णं नष्टस्याग्नेश्च दीपनम् ॥

ग्रन्थवाह्यम् ॥

द्वौ कीटमेद्वौ विधिवदानीय रविवासरे । कण्ठे भुजे वा सन्धार्य जयेदुग्रामपस्मृतिम् ॥

अयन्तु कीटो नदीतीरे सिकतामध्ये तिष्ठति ॥

शिग्रुकुष्ठजलाजाजीलसुनव्योपहि-

द्रुभिः । वस्तमूत्रे शृतं तैलं नावनं स्यादपस्मृतौ ॥

जलं वालकं अजाजी जीरकः वस्तः छागः नावनं नस्यम् ॥

उन्मादेषु यदुद्दिष्टं पथ्यं नस्याञ्जनौषधम् । अपस्मारेऽपि तत्सर्वं प्रयोक्तव्यं भिषग्वरैः । मृतसूताभ्रलोहश्च शिलागन्धश्च तालकम् । रसाञ्जनञ्च तुल्यांशं नरमूत्रेण मर्दयेत् । तद्गोलद्विगुणं गन्धं लोहपात्रे क्षणं पचेत् । पञ्चगुञ्जोन्मितं भक्ष्यमपस्मारहरं परम् । व्योषं सौवर्चलं हिङ्गु नरमूत्रेण सर्षपा । पिबेत्कर्षमितं पश्चाद्रसोऽयं भूतभैरवः ॥

भूतभैरवनामा रसः इत्यपस्माराधिकारः॥

તેલની સાથે લસણનું, દુધની સાથે શતાવરીનું અને મધની સાથે બ્રાહ્મીના રસનું સેવન કરવામાં આવે તો તેથી સઘળા પ્રકારના અપસ્મારો મટી જાયછે.

સર્ષપ, સરગવો, અરલૂ અને અઘેડો એઓનું ચૂર્ણ કરી ખાવામાં આવે અથવા ગોમૂત્રમાં વાટીને તેઓનું સઘળાં અંગોમાં લેપન કરવામાં આવે તો તેથી અપસ્માર શાંત થાયછે.

સર્ષપ, સરગવો, અરલૂ અને અઘેડો એઓનો કલ્ક કરી ચારગણા ગાયના મૂત્રમાં તે કલ્કથી પકાવેલા તૈલથી અભ્યંગ કરવામાં આવે તો તે અપસ્મારમાં હિતકારી થાયછે.

નગડના ઝાડઉપર જે અન્યવૃક્ષ થએલ હોય તેના રસનું નસ્ય દેવામાં આવે તો તેથી અપસ્માર નામનો મોટો રોગ તુરત નાશ પામેછે.

મણશીલ, ગરૂડની ચરક અને પારેવાની ચરક એઓનું અંજન આંજવાથી અપસ્માર અને ઉન્માદ અવશ્ય મટી જાયછે.

મધની સાથે ઘોડાવજનું ચૂર્ણ ખાવામાં આવે અને દુધ ભાત જમવામાં આવે તો તેથી મહાઘોર અને લાંબા કાળથી થએલો અપસ્માર પણ અવશ્ય મટેછે.

કોળાના રસમાં જેઠીમધ વાટીને પીવામાં આવે તો ત્રણ દિવસમાંજ અપસ્મારનો ઉપશમ થાયછે.

## બ્રાહ્મીઘૃત.

વજ, કઠ અને શંખાવળી એઓને સોળ રૂપીઆ ભાર લઈ ચોસઠ રૂપીઆ ભાર બ્રાહ્મીના રસમાં વાટી તે કલ્કથી પકાવેલા ગાયના ચોસઠ રૂપીઆ ભાર જુના ઘીનો ઉપયોગ કરવામાં આવે તો તેથી અપસ્માર અને ઉન્માદ સારી પેઠે મટી જાયછે.

## કૂષ્માંડકઘૃત.

કોળાના અઢારગણા રસમાં જેઠીમધના કલ્કથી પકાવેલું ઘી પીવામાં આવે તો તેથી અપસ્મારનો નાશ થાયછે.

## કલ્યાણક ચૂર્ણ.

જેને હૃદયમાં કંપ, નેત્રમાં વ્યથા, પસીનો અને હાથ-પગ આદિમાં શીતલપણું થતું હોય તે માણસને દશમૂલીના ચૂર્ણમાં કલ્યાણક ચૂર્ણ ખવરાવવું. પીપળ, પીપળીમૂળ, ચવક, ચિત્રક, સુંઠ, મરી, હરડે, બેહેડાં આમળાં, બીડલૂણ, સીંધાલૂણ, શાહાજીરૂ, વાવડીંગ, કાકચીઆ, યવાન, ધાણા અને જીરૂં એઓનું ચૂર્ણ કલ્યાણક ચૂર્ણ કેહેવાયછે. આ ચૂર્ણ દશમૂળીના ઊના પાણીથી પી-

વામાં આવે તો તેથી વાયુસંબંધી તથા કફસંબંધી રોગો, અપસ્માર, ઉન્માદ, અરશ અને ગ્રહણી એઓ મટી જાયછે અને નાશ પામેલો જઠરાગ્નિ પ્રદીપ્ત થાયછે.

### ગ્રંથોમાં નથી એવો સુટકો.

નદીને કીનારે રેતીની અંદર જે કીડાઓ[1] રહેછે તે કીડાઓનાં બે લિંગ રવિવારને દિવસે લાવી ગળામાં અથવા હાથમાં બાંધી રાખવામાં આવે તો તેથી અપસ્માર ઉગ્ર હોય તોપણ મટી જાયછે.

### શિગ્રવાદિ નસ્ય.

સરગવો, કઠ, વાળો, જીરૂં, લસણ, સુંઠ, મરી, પીપળ અને હીંગ એઓથી બકરાના મૂત્રમાં પકાવેલા તેલનું નસ્ય દેવામાં આવે તો તેથી અપસ્માર મટી જાયછે.

### અતિદેશ.

ઉન્માદોના વિષયમાં જે કાંઇ પથ્યાં નસ્ય અંજન અને ઔષધો કહેવામાં આવ્યાંછે તે સઘળાંઓનો ઉત્તમ વૈદ્યોએ અપસ્મારમાં પણ ઉપયોગ કરાવવો.

### ભૂતભૈરવ રસ.

મારેલો પારદ, મારેલું અભ્રક, મારેલું લોઢું, મણશીલ, ગંધક મારેલી હરતાલ અને રસવંતી એઓને સમભાગે લઇ તેઓને માણસના મૂત્રમાં વાટી ગોળો કરી તે ગોળાની સાથે બમણા ગંધકને લોઢાના પાત્રમાં ક્ષણમાત્ર પકાવવો એટલે ભૂતભૈરવ નામનો રસ સિદ્ધ થાયછે. આ રસ પાંચ ચણોઠી ભાર ખાવાથી અપસ્મારને મટાડવામાં આ ઉત્તમ ઉપાયછે. આ રસ ખાધા પછી સુંઠ, મરી, પીપળ, સંચળ, અને હીંગ એઓને એક તોલાં ભાર લઇ માણસના મૂત્રની અને ઘીની સાથે પીવાં.

[1] આ કીડાઓને મારવાડમાં વાઘચીડા કહેછે.

### અપસ્મારનો અધિકાર સંપૂર્ણ.

---

## વાતવ્યાધિઓનો (વાયુસંબંધી વ્યાધિઓનો) અધિકાર.

### વ્યાતવ્યાધિઓનાં સામાન્ય રીતે દૂરનાં નિદાનો અને સંપ્રાપ્તિ.

### अथ वातव्याध्यधिकारः। तत्र वातव्याधीनां सामान्यतो विप्रकृष्टानि निदानान्याह।

कपायकटुतिक्तकर्षमितरूक्षलघ्वन्नतः पुरः पवनजागरमतरणाभिघातश्रमैः। हिमादनशनात्तथा निधुवनाच्च धातुक्षयान्मलादिपरिधारणान्मदनशोकचिन्ताभयैः। अतिक्षतजमोक्षणाद्दृढ़कृतातिमांसक्षयादतीव वमनात्तृणामतिविरेचनादामतः। पयोदसमये दिनक्षणदयोस्तृतीयांशयोर्जरामतिगते शिते शिशिरसंज्ञकालेऽपि च। देहे स्रोतांसि रिक्तानि पूरयित्वाऽनिलो बली। करोति विविधान् रोगान् सर्वाङ्गैकाङ्गसंश्रयान्॥

अमितं अत्र वैपरीत्येनोपसर्गस्तेन अपरिमितमित्यर्थः प्रकर्षेण मितमत्यल्पं वालघ्वन्नम्। अतिपुराणं शाल्यादि। कति-

निदन्नानि नवान्यपि वातलानि । यत आह गुणरत्नमालायाम् ॥

नीवारस्त्रिपुटः सतीनचणकश्यामाकमुद्गाढको निष्पावाश्च मकुष्टकश्च वरटा मङ्गल्यकः कोद्रवः ॥

एते वातकरा इति शेषः । नीवारः प्रसाधिकातीनीति लोके त्रिपुटः खेसारी सतीनः कलायः । निष्पावो राजमाषः वोडा इति लोके । मकुष्टकः मोठ इति लोके । वरटा वरटिका वरै इति लोके मङ्गल्यः मसूरी । पुरः पवनः प्राग्वातः । आमतः आमेन मार्गावरणात् । यत उक्तम् । वायोर्धातुक्षयात्कोपो मार्गस्यावरणेन चेति । पयोदसमये वर्षासु । जरामतिगते शिते मुक्तेऽतीवजीर्णता गते देहे स्रोतांसि इत्यादिना संप्राप्तिरुक्ता कषायादिभिर्हेतुभिः । वर्षादिसमये हेतुभूते बली अनिलः प्रवृद्धो वायुः करोति विविधान् रोगान् ते रोगाः कथ्यन्ते ॥

शिरोग्रहोऽल्पकेशता जृम्भासर्थ हनुग्रहः । जिह्वास्तम्भो गद्गदत्वं मिन्मिनत्वञ्च मूकता । वाचालता प्रलापश्च रसानामनभिज्ञता । बाधिर्यं कर्णनादश्च स्पर्शाज्ञत्वं यथार्दितम् । मन्यास्तम्भोऽत्र गणितो बाहुशोषोऽपबाहुकः । वर्णिता चैव विश्वाची उर्ध्ववात उदीरितः । आध्मानञ्च प्रत्याध्मानं वाताष्ठीला प्रत्यष्ठीला । तूनी च प्रतितूनी च पद्वैषम्यमेव च । आटोपः पार्श्वशूलञ्च त्रिकशूलं तथैव च । मुहुश्च मूत्रणं मूत्रनिग्रहो मलगाढता । पुरीषस्याप्रवृत्तिश्च गृध्रसी च ततः परा । कलायखञ्जता वापि खञ्जता पङ्गुता तथा । क्रोष्टुशीर्षकखल्यौ च वातकंटक एव च । पादहर्षः पाददाह आक्षेपो दण्डकाभिधः । वातपित्तकृताक्षेपस्तथा दण्डापतानकः । अभिघातकृताक्षेप आयामो द्विविधः स्मृतः । आन्तरश्च तथा बाह्यो धनुर्वातश्च कुब्जकः । अपतन्त्रोपतानश्च पक्षाघातो खिलाङ्गकः । कम्पः स्तम्भो व्यथा तोदो भेदश्च स्फुरणं तथा । रौक्ष्यं कार्श्यञ्च कार्ष्ण्यञ्च शैत्यं लोम्नाश्च हर्षणम् । अङ्गमर्दोऽङ्गविभ्रंशः शिरासङ्कोच एव च । अङ्गशोषश्च भीरुत्वं मोहश्च चलचित्तता । निद्रानाशः स्वेदनाशो बलहानिस्तथैव च । शुक्रक्षयो रजोनाशो गर्भनाशः परिभ्रमः । एतएवाशीतिसंख्या रोगा योगेन रूढितः । वातव्याधीति नामानो मुनिभिः परिकीर्तिताः ॥

एत एव शिरोग्रहादय एव योगेन वाताद्व्याधिर्वातव्याधिरिति निरुक्त्या तदा वातज्वरादिष्वपि प्रसङ्गः स्यादत आह । रूढितः प्रसिद्धितः शिरोग्रहादयोऽशीतिरेव वातव्याधिसंज्ञाप्रसिद्धा न तु वातज्वरादयः ॥

તુરાં તીખાં કડવાં અત્યંત અલ્પ અત્યંત ગ્રાઝાં રૂક્ષ તથા હલકાં અન્નો ખાવાથી, પૂર્વદિશાના પવનથી, ઉજાગરાથી, પાણીમાં તરવાથી, અભિઘાતથી, શ્રમથી, હિમથી, ઉપવાસથી, અતિ મૈથુનથી, ધાતુઓના ક્ષયથી, મળ આદિના વેગોને રોકવાથી, કામદેવથી, શોકથી, ચિંતાથી, ભયથી બહુજ રૂધિર કહાડ-

વાથી, રોગે કરેલા માંસના અત્યંત ક્ષયથી, અત્યંત વમનથી, અત્યંત વિરેચનથી, અને આમથી વાયુસંબંધી વ્યાધિઓ ઉત્પન્ન થાયછે.

વર્ષાઋતુમાં, દિવસના તથા રાત્રિના ત્રીજા ભાગમાં, જમેલું અન્નાદિક જીર્ણ થયા પછી અને શિશિર ઋતુમાં પણ બળવાન્ થએલો વાયુ દેહનાં ખાલી થએલાં સ્રોતોને પુરી દઇને સઘળાં શરીરોમાં રેહેનારા અથવા એક અંગમાં રેહેનારા અનેક પ્રકારના રોગોને ઉત્પન્ન કરેછે.

અત્યંત જુના ચોખા વગેરે અન્નો હલકાં અન્ન ગણવામાં આવેછે. કેટલાંએક નવાં અન્નો પણ વાયુને ઉત્પન્ન કરનારાં છે. ગુણ રત્નમાળા નામના ગ્રંથમાં કહ્યુંછે કે નાનવી, મકાઈ, વટાણા, ચણા, સામો, મગ, તુવર, વાલ, મઠ, કસુંબાનાં બીજ, મસૂર અને કોદરા એ ધાન્યો વાયુને ઉત્પન્ન કરનારાં છે. આમથી માર્ગનું આવરણ થાયછે માટે આમથી પણ વાયુસંબંધી રોગો ઉત્પન્ન થવાનું કહ્યુંછે. બીજા ગ્રંથમાં પણ કહ્યુંછે કે ધાતુના ક્ષયથી અને માર્ગના આવરણથી વાયુનો કોપ થાયછે.

## વર્ષાઋતુ વગેરે નિદાનોથી પ્રબલ થએલો વાયુ કયા કયા રોગોને ઉત્પન્ન કરેછે.

શિરોગ્રહ, જૃંભા, હનુગ્રહ, જિહ્વાસ્તંભ, ગદ્ગદત્વ, મિન્મિનત્વ, મૂકતા, પ્રલાપ, રસાજ્ઞાન, બાધિર્ય કર્ણનાદ, ત્વક્શૂન્યતા, અર્દિત, મન્યાસ્તંભ, બાહુશોષ, અપબાહુક, વિશ્વાચી, ઉર્દ્ધ્વવાત, આધ્માન, પ્રત્યાધ્માન, વાતાષ્ઠિલા, પ્રત્યષ્ઠિલા, તૂની, પ્રતિતૂની, ત્રિકશૂલ, મુહુર્મૂત્રણ, મૂત્રનિગ્રહ, ગૃધ્રસી, ખજતા, પંગુતા, કલાપખંજતા, ક્રોષ્ટુશીર્ષક, ખલ્લી, વાતકંટક, પાદદાહ, પાદહર્ષ, દંડકાક્ષેપ, વાતપિત્ત કૃતાક્ષેપ, દંડાપતાનક, અભિઘાત કૃતાક્ષેપ, અંતરાયામ, બાહ્યાયામ, ધનુર્વાત, કુબ્જક, અપતંત્ર, અપતાન, પક્ષાઘાત, સર્વાંગવાત, હ્રસ્વકેશત્વ, વાચાલતા, આટોપ, પાર્શ્વશૂલ, મલગાઢતા, મલાપ્રવૃત્તિ, કંપ, સ્તભ, રૂક્ષતા, કાર્શ્ય, કાષ્ય, શૈત્ય, લોમહર્ષ, વ્યથા, તોદ, ભેદ, શિરાસ્ફુરણ, અંગમર્દ, અંગશુષ્કતા, સંકોચ, અંગવિભ્રંશ, મોહ, ચલચિત્તતા, નિદ્રાનાશ, સ્વેદનાશ, બલહાનિ, ભીરૂતા, શુક્રક્ષય, રજોનાશ, ગર્ભનાશ, પરિશ્રમ અને વન્હિવૈષમ્ય એ એંશી રોગો (વાતવ્યાધિ) એ નામથી ઓળખાયછે એમ મુનિઓએ કહ્યુંછે.

'વાતવ્યાધિ' એ યૌગિક નામ છે અને રૂઢ નામ પણ છે. શિરોગ્રહ વગેરે રોગો વાયુથી થાયછે એટલામાટે વાતવ્યાધિ કેહેવાયછે એટલે વાતવ્યાધિ શબ્દનો જે સમાસસિદ્ધ અર્થ છે તે તેઓમાં પ્રવર્ત્યો તેથી 'વાતવ્યાધિ' શબ્દને યૌગિક ગણવામાં આવ્યોછે. પણ એ એંશી વ્યાધિઓજ 'વાતવ્યાધિ' કેહેવાય પણ વાતજ્વર આદિ વ્યાધિઓ 'વાતવ્યાધિ' કેહેવાય નહિ એવી પ્રસિદ્ધિ છે એટલામાટે 'વાતવ્યાધિ' શબ્દને રૂઢ પણ ગણવામાં આવ્યોછે. જો એકલો યૌગિકજ ગણવામાં આવે તો વાતજ્વર આદિ વ્યાધિઓમાં પણ એ શબ્દની પ્રવૃત્તિ થઇ જાય.

## વાતવ્યાધિઓની સામાન્ય ચિકિત્સા.

### अथ वातव्याधीनां सामान्यां चिकित्सामाह ।

मधुरलवणसाम्लस्निग्धनस्योष्णनिद्रागुरुरविकरवस्तिस्वेदसन्तर्पणानि । दहनजलदरोषाभ्यङ्गसंमर्दनानि प्रकुपितपवमानं शान्तमेतानि कुर्युः ॥

મધુર પદાર્થો, ખારા પદાર્થો, ખાટા પદાર્થો, સ્નિગ્ધ પદાર્થો, નસ્ય, ગરમ પદાર્થો, નિદ્રા, ભારે પદાર્થો, સૂર્યની કિરણો, પીચકારીની ક્રિયા, શેક વગેરે સ્વેદનની ક્રિયા, તર્પણના ઉપાયો, ડાંભવું, વરસાદ, ક્રોધ, સ્નેહનો અભ્યગ અને શરીરને ચોળવું એઓ પ્રકોપ પામેલા વાયુને શાંત કરેછે.

## તે તે વાતવ્યાધિઓનાં લક્ષણો તથા ચિકિત્સાઓ.

### શિરોગ્રહનું લક્ષણ.

### अथ विशिष्टानां वातव्याधीनां लक्षणानि चिकित्साश्चाह। तत्रादौ शिरोग्रहस्य लक्षणमाह ।

रक्तमाश्रित्य पवनः कुर्यान्मूर्द्धधराः शिराः । रूक्षाः सवेदनाः कृष्णाः सोऽसाध्यः स्याच्छिरोग्रहः ॥

मूर्द्धधराः ग्रीवागताः स पवनः शिरोग्रहः स्यादित्यन्वयः । स चासाध्यः ॥

વાયુ રૂધિરમાં રહીને ડોકમાં રહેલી શિરાઓને રૂક્ષ, વેદનાવાળી તથા કાળી કરી નાખેછે તે શિરોગ્રહ કેહેવાયછે. આ શિરોગ્રહ અસાધ્ય છે.

### શિરોગ્રહની ચિકિત્સા.

### अथ तस्य चिकित्सा ।

शिरोग्रहे तु कर्त्तव्या शिरागतमरुत्क्रिया । दशमूलीकषायेण मातुलुङ्गरसेन च । शृतेन तैलेनाभ्यङ्गः शिरोवस्तिश्च युज्यते ॥

શિરોગ્રહ થયો હોય તો શિરાઓમાં રહેલા પવનની ચિકિત્સા કરવી. દશમૂળીના ક્વાથથી અને બીજોરાના રસથી પકાવેલા તૈલનો અભ્યંગ કરવો અને તેજ તૈલથી શિરો બસ્તિ દેવી. (શિરોબસ્તિનો પ્રકાર પ્રથમ ખંડના પૃષ્ઠ ૯૫૩ માં જોવો.)

### જૃંભાનું લક્ષણ.

### अथ जृम्भाया लक्षणमाह ।

पीत्वैकं श्वासमनिलः पुनस्त्यजति वेगवान् । आलसनिद्रायुक्तश्च स जृम्भ इति कथ्यते ॥

जृम्भशब्दस्त्रिलिङ्गः तथा च जृम्भस्तु त्रिषु जृम्भणमित्यमरः ॥

વેગવાળો પવન એક શ્વાસને પીને પાછો તે શ્વાસને બાહાર કાહાડેછે અને જેની સાથે આલસ્ય તથા નિદ્રા હોયછે તે જૃંભા (બગાસાં) કેહેવાયછે.

મૂળશ્લોકમાં જૃંભાને બદલે જૃંભ લખેલછે તેનું કારણ એ છે કે સંસ્કૃત ભાષામાં જૃંભ શબ્દ ત્રણે લિંગેછે. જૃંભ શબ્દ ત્રણે લિંગોમાં છે અને જૃંભણ શબ્દ નપુંસકલિંગમાં છે એમ અમરકોશમાં કહ્યુંછે.

### જૃંભાની ચિકિત્સા.

### अथ तस्य चिकित्सा ।

शुण्ठी पिप्पल्यूषणं दीप्यकश्च सि-

न्धूद्भूतं चेति सर्वं पृथग्वा । तद्रूपं वा सूक्ष्मचूर्णीकृतं वा जृम्भारम्भस्तम्भकृत् स्यात्तदेव । जृम्भावेगे समुत्पन्ने शोभने शयने नरम् । स्वापयेत्तेन नियमाज्जृम्भावेगः प्रशाम्यति । जृम्भावेगः क्षयं याति कटुतैलेन मर्दनात् । भोजनात् स्वादु भोज्यानां तथा ताम्बूलभक्षणात् ॥

સુંઠ, પીપળ, મરી, અજમા અને સૈંધવ એટલા પદાર્થો જુદા જુદા અથવા ભેળા અને આખાને આખા અથવા બારીક ચૂર્ણ કરેલા ખાવામાં આવે તો તુરતજ બગાસાંના આરંભને રોકી દેછે.

બગાસાંનો વેગ ઉત્પન્ન થાય ત્યારે માણસને સુંદર શયનમાં સુવડાવી દેવો કે જેથી બગાસાંનો વેગ શાંત થાય.

સરસીઆ તેલવતે મર્દન કરવાથી, તથા મીઠાં ભોજનો જમવાથી તથા નાગરવેલનાં પાન ચાવવાથી બગાસાંનો વેગ ક્ષય પામેછે.

## હનુગ્રહનું નિદાન સહિત લક્ષણ.

## अथ हनुग्रहस्य सनिदानं लक्षणमाह ।

जिह्वानिर्लेखनाच्छुष्कभक्षणादभिघाततः । कुपितो हनुमूलस्थः स्रंसयित्वाऽनिलो हनुम् । करोति विवृतास्यत्वमथवा संवृतास्यताम् । हनुग्रहः स तेन स्यात् कृच्छ्राच्चर्वणभाषणम् ॥

स्रंसयित्वा अधः कृत्वा विवृतास्यत्वं व्यात्तमुखत्वम् । निर्लेखनं घर्षणम् शुष्कं चणकादि संवृतास्यत्वं दन्तलग्नताम् ॥

જીભને ઘસવાથી, ચણા વગેરે શુષ્ક પદાર્થોના ભક્ષણથી તથા અભિઘાતથી કોપ પામેલો હડપચીના મૂળમાં રહેલો વાયુ હડપચીને નીચી કરી નાખીને મોહોડાને બીડી નાખેછે અથવા ઉઘાડુંજ રાખેછે કે જેથી માંડમાંડ ચાવી શકાય તથા બોલી શકાય. એ રોગ હનુગ્રહ કેહેવાયછે.

આ રોગથી મોહોડું બીડાઇ જાય તો દાંતનાં જડબાં પરસ્પરની સાથે ચોટી જાયછે અને મોહોડું ઉઘાડુંજ રહી જાય તો દાંતનાં જડબાં પરસ્પરની સાથે મળી શકતાંજ નથી.

## હનુગ્રહની ચિકિત્સા.

## अथ तस्य चिकित्सा ।

संवृतं चिबुकं स्निग्धं स्विन्नमुन्नमयेद्भिषक् । विवृतं नमयित्वा तु कुर्यात्मामिह क्रियाम् । पिप्पलीमार्द्रकञ्चापि सञ्चर्व्य च मुहुर्मुहुः । निष्ठीवेत्तप्ततोयेन शोधयेद्वदनान्तरम् । निष्कुल्य लसुनं सम्यक् संक्षुद्य तिलतैलवत् । सैन्धवेनान्वितं खादेद्धनुस्तम्भार्दितो नरः । रसोनगुटिकामापविदलं परिपेष्य च । योजयेत् पिष्टिकान्ताश्च सैन्धवार्द्रकहिङ्गुभिः । ततस्तु वटकान् कृत्वा तिलतैले पचेच्छनैः । भक्षयेत्तान्यथा वह्निर्हनुस्तम्भात् सुखी भवेत् । अभ्यज्य पक्वतैलेन स्वेदयेन्मृदुनाग्निना । वस्तिं विधारयेन्मूर्ध्नि तैलेन परिपूरितम् । समूलपत्रशाखायाः प्रसारण्याः शतं पलम् । सम्यक् संक्षुद्य सलिले द्रोणमात्रे पचेद्भिषक् । सलिलस्य चतुर्थांशं क्वाथं समवशेषयेत् । ततः पलशते

तैले तं कषायं पुनः पचेत् । पचेत्पलशतं मस्तु काञ्जिकं मस्तुनः समम् । ततः शुद्धं पचेद् दुग्धं गव्यं तैलाच्चतुर्गुणम् । चित्रकं पिप्पलीमूलं मधुकं सैन्धवं वचा । शतपुष्पा देवदारु रास्ना च गजपिप्पली । प्रसारणीभवं मूलं मांसी रक्तञ्च चन्दनम् । तथा वातारिमूलञ्च वलामूलञ्च नागरम् । तैलस्य चाष्टमांशेन सर्वकल्कानि साधयेत् । नाम्ना प्रसारणीतैलं विख्यातं तत्प्रयुज्यते । पाने नस्ये शिरोवस्तौ मर्दने स्वेदने तथा । प्रयुक्तं वातजान् रोगान् सर्वानपि विनाशयेत् । विशेषतो हनुस्तम्भं जिव्हास्तम्भं तथार्दितम् । गद्गदत्वञ्च विश्वाचीं मन्यास्तम्भापवाहुकौ । त्रिकशूलं गृध्रसीञ्च खञ्जतां पङ्गुतां तथा । कलायखञ्जतां खञ्जं स्तम्भं सङ्कोचमेव च । आन्तरं वाह्यमायामं तथा दंडापतानकम् । धनुर्वातञ्च कुब्जत्वं व्यपोहति न संशयः । क्षीणानां स्थविराणाञ्च वातसंङ्कोचितात्मनाम् । प्रसारयेद्यतोऽङ्गानि तदुक्तैषा प्रसारणी ॥

प्रसारणीतैलम् ॥

મોહોડું ખીડાઇ ગયું હોય તો હડપચીને સ્નેહનના તથા સ્વેદનના સંસ્કાર આપીને ઊંચી કરવી અને મોહોડું ઉઘાડું રહી ગયું હોય તો નમાવીને યોગ્ય ક્રિયા કરવી.

પીપળ અને આદુ એઓને ચાવી ચાવીને વારંવાર થુંકવું અને ઊના પાણીથી મુખના અંદરના ભાગને સાફ કરવો.

, લસણનાં ફોતરાં કાહાડી નાખી તે લસણને સારી પેઠે કચરી તલના તેલની સાથે તથા સૈંધવની સાથે ખાવામાં આવે તો તેથી હનુગ્રહ મટી જાયછે.

લસણની કળીઓ તથા અડદની ભીજવેલી દાળ એઓને વાટી તેમાં સૈંધવ, આદુ તથા હીંગ નાખી વડાં બનાવી તલના તેલમાં ધીરે ધીરે પકાવીને અગ્નિના બળ પ્રમાણે તે વડાં ખાવામાં આવે તો તેથી હનુગ્રહ મટી જાયછે.

*પાકા તેલથી અભ્યંગ કરી કોમળ અગ્નિથી શેક કરીને માથા ઉપર તેલથી ભરેલી બસ્તિનું ધારણ કરવામાં આવે તો તેથી હનુગ્રહ મટી જાયછે. (બસ્તિનો વિધિ પ્રથમ ખંડના પૃષ્ઠ ૯૫૩માં જોવો.)*

## પ્રસારણી તેલ.

ચારસો તોલાં ભાર મૂળ પાનડાં તથા શાખાઓ સહિત પ્રસારણી (નારી) ને સારી પેઠે કચરી એક હજાર ચોવીશ તોલાં ભાર પાણીમાં પકાવી ચોથા ભાગનું પાણી અવશેષ રહે ત્યારે તે ક્વાથને ઉતારી લેવો. પછી ચારસો તોલાં ભાર તેલ લઇ તે ક્વાથથી પકાવવું. પછી ચારસો તોલાં ભાર દહીના પાણીમાં તથા ચારસો તોલાં ભાર કાંજીમાં તે તેલને પકાવવું. પછી તેલથી ચોગણા ગાયના શુદ્ધ દુધમાં તે તેલને પકાવવું. પછી ચિત્રક, પીપળીમૂળ, જેઠીમધ, સૈંધવ, વજ, સુવા, દેવદાર, રાસ્ના, ગજપીપળ, પ્રસારણીનાં મૂળ, જટામાંસી, રક્તચંદન, એરંડાનાં મૂળ, ખપાટનાં મૂળ અને સુંઠ એટલા પદાર્થોને તેલના આઠમા ભાગ જેટલા લઈ સર્વનો કલ્ક કરીને તે કલ્કથી તે તેલને પકાવવું એટલે

પ્રસારણી તૈલ સિદ્ધ થાયછે. પીવામાં, નસ્યમાં, માથાની બસ્તિમાં, મર્દનમાં અને સ્વેદનમાં આ તૈલનો ઉપયોગ કરવામાં આવે તો તેથી સઘળા વાયુજન્ય વ્યાધિઓનો નાશ થાયછે અને વિશેષે કરી હનુગ્રહ, જિંવ્હાસ્તંભ, અર્દ્દિત, ગદ્ગદપણું, વિશ્વાચી, મન્યાસ્તંભ, અપબાહુક, ત્રિકશૂલ, ગૃધ્રસી, ખંજતા, પંગુતા, કલાપખંજતા, ખંજ, સ્તંભ, સંકોચ, અંતરાયામ, બાહ્યાયામ, દંડાપતાનક, ધનુર્વાત અને કુબ્જત્વ એઓનો નાશ થાયછે તેમાં સંશય નથી. વાયુને લીધે અંગમાં સંકોચ પામેલા ક્ષીણ થએલા અને વૃદ્ધ માણસો એઓનાં અંગોને આ ઔષધ સંકોચ વગરનાં કરેછે એટલામાટે પ્રસારણી કહેવાયછે.

## જિંવ્હાસ્તંભનું લક્ષણ.

### जिव्हास्तम्भस्य लक्षणमाह ।

वाग्वाहिनी शिरासंस्थो जिव्हां स्तम्भयतेऽनिलः । जिव्हास्तम्भः स तेनान्नपानवाक्येष्वनीशता ॥

अनीशताऽसामर्थ्यम् ॥

વાયુ વાણીને ચલાવનારી શિરામાં રહીને જીભને સ્તબ્ધ કરી નાખેછે તે જિંવ્હાસ્તંભ કહેવાય છે કે જે રોગથી ખાવામાં, પીવામાં અને વાત કરવામાં અશક્તપણું થાયછે.

## જિંવ્હાસ્તંભની ચિકિત્સા.

### तस्य चिकित्सा ।

जिव्हास्तम्भे यथावस्थं वातव्याधिचिकित्सितम् । सामान्योक्ता क्रिया चात्रार्दितस्यापि हिता मता ॥

જિંવ્હાસ્તંભ નામના રોગમાં અવસ્થા વગેરેની યોગ્યતાને અનુસરીને વાતવ્યાધિઓનીજ ચિકિત્સા કરવી અને આર્દિતને વાસ્તે જે સામાન્ય ચિકિત્સા કહેવામાં આવશે તેપણ હિતકારી છે.

## ગદ્ગદત્વ, મિન્મિનત્વ તથા મૂકતા એઓનું લક્ષણ.

### अथ मूकगद्गदमिन्मिनानां लक्षणमाह ।

आवृत्य वायुः सकफो धमनीः शब्दवाहिनीः । नरान् करोत्यवचनान् मूकमिन्मिनगद्गदान् ॥

*अवचनान् अत्र ईषदर्थे नञ् तेन ईषद्वचनान् स एव वायुः प्रबलश्चेत्तदा मूकान् अवचनान् मिन्मिनान् सानुनासिकवचनान् गद्गदान् लुप्तपदव्यञ्जनाभिधायिनः करोतीत्यन्वयः । एषां समानाधिकारणत्वेऽपि दुष्टेरनुत्कर्षादिना अदृष्टवशाद्वा भेदो बोद्धव्यः ॥*

કફ સહિત વાયુ શબ્દને ચલાવનારી ધમનીઓનું આવરણ કરીને માણસોને થોડું બોલી શકનારાં કરેછે. એજ વાયુ જો પ્રબલ હોય તો માણસોને મુંગા કરી નાખેછે, ગુંગણાં કરી નાખેછે અને જેમાં પદોનો તથા વ્યંજનોનો લોપ થઇ જાય એવું બોલનારાં કરી નાખેછે.

પદોનો તથા વ્યંજનોનો જેમાં લોપ થઇ જાય એવું બોલનાર પણું એ ગદ્ગદત્વ કહેવાયછે. ગુંગણી રીતે એટલે જેમાં અક્ષરો નાકમાંથી બોલવામાં આવે એવું બોલનારપણું એ મિન્મિનત્વ કહેવાય છે અને મુંગાપણું એ મૂકતા કે-

કહેવાયછે. જોકે આ સઘળા રોગોનું સ્થાનક એકજ છે તોપણ દોષના વધારા ઘટારા ઉપરથી અથવા પ્રારબ્ધના યોગઉપરથી એ રોગોનો ભેદ થાયછે એમ સમજવું.

## ગદ્‌ગદત્વ, મિન્મિનત્વ તથા મૂકતા એઓની ચિકિત્સા.

### સારસ્વત ઘૃત.

### अथ तेषां चिकित्सा ।

प्रस्थं घृतस्य पलिकैः शिग्रुवचालवणधातकीलोध्रैः । आजे पयसि सपाठैः सिद्धं सारस्वतं नाम्ना । विधिवदुपयुज्यमानं जडगद्गदमूकतां क्षणाज्जित्वा । स्मृतिमतिमेधाप्रतिभाः कुर्यात् सुस्पष्टवाग्भवति ॥

सारस्वत घृतम् ॥

सहरिद्रां वचां कुष्टं पिप्पली विश्वभेषजम् । अजाजी चाजमोदा च यष्टीमधुकसैन्धवम् । एतानि समभागानि सूक्ष्मचूर्णानि कारयेत् । तच्चूर्णं सर्पिषा लेह्यं प्रत्यहं भक्षयेन्नरः । एकविंशतिरात्रेण भवेच्छ्रुतिधरो नरः । मेघदुन्दुभिनिर्घोषो मत्तकोकिलनिस्वनः ॥

कल्याणकावलेहः ॥

સરગવો, વજ, સૈંધવ, ધાવણી, લોદર અને કાળીપાડ એટલા પદાર્થોને ચાર ચાર તોલાં ભાર લઇ તેઓનો કલ્ક કરી તે કલ્ક નાખીને બકરીના દુધમાં પકાવેલું ચોસઠ તોલાં ભાર ઘી સારસ્વત ઘૃત કહેવાય છે. આ ઘી યોગ્ય વિધિથી ઉપયોગમાં લેવામાં આવે તો તેથી જડપણું, ગદ્‌ગદપણું તથા મુંગાપણુ ક્ષણમાત્રમાં જીતાઇ જાયછે, વાણી સ્પષ્ટ થાયછે અને સ્મૃતિ મતિ મેધા તથા તર્કશક્તિ એઓ પ્રાપ્ત થાયછે.

### કલ્યાણકાવલેહ.

હળદર, વજ, કઠ, પીપળ, સુંઠ, જીરૂં, બોડીઅજમોદ, જેઠીમધ, અને સૈંધવ એઓને સમ ભાગે લઇ બારીક ચૂર્ણ કરી ઘીમાં કાલવીને નિત્ય ચાટવામાં આવે તો તેથી માણસ એકવીસ રાતે કહેલી વાતને ન ભુલે એવો, મેઘના તથા દુંદુભિના સરખા અવાજવાળો અને મદોન્મત્ત કોયલના જેવા શબ્દવાળો થાયછે.

### પ્રલાપનું લક્ષણ.

### अथ प्रलापस्य लक्षणमाह ।

सहेतुकुपिताद्वातादसंबद्धान्निरर्थकम् । वचनं यन्नरो ब्रूते स प्रलापः प्रकीर्तितः ॥

પોતાનાં કારણોથી કોપ પામેલા વાયુનેલીધે માણસ જે અસબદ્ધ અને વ્યર્થ બોલવા લાગેછે તે પ્રલાપ કહેવાયછે.

### પ્રલાપની ચિકિત્સા.

### अथ तस्य चिकित्सा ।

सतगरवरतिक्तारेवताम्भोदतिक्तानलदतुरगगन्धाभारतीहारहूराः । मलयजदशमूली शङ्खपुष्प्यः सुपक्वाः प्रलपनमपहन्युः पानतो नातिदूरात् ॥

वरतिक्तोऽत्र पर्पटः नलदमुशीरं भारती ब्राह्मी । हारहूरा द्राक्षा ॥

તગર, ખડસલીઓ, ગરમાળો, મોથ, કડુ, કાળોવાળો, આસોંદ, બ્રાહ્મી, દ્રાખ, સુખડ, દશમૂલી અને શંખાવળી એઓનો સારી પેઠે પરિપકવ ક્વાથ કરીને

પીવામાં આવે તો તેથી પ્રલાપ તુરત મટી જાયછે.

### રસાજ્ઞાનનું લક્ષણ.

### अथ रसाज्ञानस्य लक्षणमाह ।

भुञ्जानस्य नरस्यान्नं मधुरप्रभृतीन् रसान् । रसज्ञा यन्न जानाति रसाज्ञानं तदुच्यते ॥

અન્ન જમવાના સમયમાં માણસની જીભને મધુર વગેરે રસોની ખબર ન પડે એ રસાજ્ઞાન કેહેવાયછે.

### રસાજ્ઞાનની ચિકિત્સા.

### अथ रसाज्ञानस्य चिकित्सा ।

घर्षेज्जिव्हाजडां सिन्धुत्र्यूषणैः साम्लवेतसैः । अम्लवेतसकाभावे चुक्रं दातव्यमीरितम् । किराततिक्तका कट्वी कुटजस्य फलं वचा । ब्राह्मीफलश्च पालाशं सर्जिका कृष्णजीरकम् । पिप्पली पिप्पलीमूलं चित्रं नागरमूषणम् । एषां कल्कैर्मुहुर्घर्षेज्जिव्हिकामार्द्रिकारसैः । तेन सम्यग्विजानाति रसना सकलान् रसान् । कल्कः किराततिक्तादिर्जिह्वायाः शून्यतां हरेत् ॥

बाधिर्यकर्णनादयोर्लक्षण चिकित्सा च तदधिकारे वक्ष्यामः ॥

સૈંધવ, સુંઠ, મરી, પીપળ અને અમ્લવેદ એઓથી જીભને ઘસવી. અમળવેદ ન મળે તો તેને બદલે ચુકાનો ઉપયોગ કરવો.

### કિરાતત્તિક્તાદિ કલ્ક.

કરીયાતું, કડુ, ઇંદ્રયવ, વજ, બ્રાહ્મી, ખાખરાનાં ફળ, સાજીખાર, કાળીજીરી, પીપળ, પીપળીમૂળ, ચિત્રક, સુંઠ, અને મરી એઓનો આદુના રસમાં કલ્ક કરી તેથી જીભને વારંવાર ઘસવામાં આવે તો તેથી જીભને સઘળા રસોની સારી રીતે ખબર પડેછે. આ કિરાતતિક્તાદિ કલ્ક જીભની જડતાને મટાડેછે.

### બાધિર્ય તથા કર્ણનાદ.

બાધિર્ય (બેહેરાપણું) અને કર્ણનાદ (કાનમાં થતો નાદ) એઓનું લક્ષણ તથા ચિકિત્સા કાનના રોગોના અધિકારમાં કેહેવામાં આવશે.

### ત્વક્‌શૂન્યતાનું લક્ષણ.

### अथ त्वक्शून्यताया लक्षणमाह ।

स्पृश्यमाना त्वचा या तु शीतोष्णं मृदुकर्कशम् । न जानाति बुधैस्त्वक् च शून्येति परिकीर्तिता ॥

સ્પર્શ કરવાના સમયમાં ચામડીને ટાઢાની, ઉનાની, કોમળની કે કઠણની ખબરજ ન પડે એ રોગને પંડિતો ત્વક્‌શૂન્યતા કેહેછે.

### ત્વક્‌શૂન્યતાની ચિકિત્સા.

### अथ तस्य चिकित्सा ।

सुप्तवाते त्वसृङ्मोक्षं कारयेद्बहुशो भिषक् । दद्याच्च लवणागारधूमतैलसमन्वितः ॥

ત્વક્‌શૂન્યતા થઇ હોય તો વૈદે વારંવાર રોગીના શરીરમાંથી લોહી કાહાડવું (ફસખોલવા વગેરે ક્રિયા કરવી) અને અગારા ઉપર તેલ તથા સૈંધવ નાખીને તેનો ધુવાડો દેવો.

કહેવાયછે. જોકે આ સઘળા રોગોનું સ્થાનક એકજ છે તોપણ દોષના વધારા ઘટારા ઉપરથી અથવા પ્રારબ્ધના યોગઉપરથી એ રોગોનો ભેદ થાયછે એમ સમજવું.

## ગદ્ગદત્વ, મિન્મિનત્વ તથા મૂકતા એઓની ચિકિત્સા.

### સારસ્વત ઘૃત.

### अथ तेषां चिकित्सा ।

प्रस्थं घृतस्य पलिकैः शिग्रुवचालवणधातकीलोध्रैः । आजे पयसि सपाठैः सिद्धं सारस्वतं नाम्ना । विधिवदुपयुज्यमानं जडगद्गदमूकतां क्षणाज्जित्वा । स्मृतिमतिमेधाप्रतिभाः कुर्यात् सुस्पष्टवाग्भवति ॥

सारस्वतं घृतम् ॥

सहरिद्रां वचां कुष्ठं पिप्पली विश्वभेषजम् । अजाजी चाजमोदा च यष्टीमधुकसैन्धवम् । एतानि समभागानि सूक्ष्मचूर्णानि कारयेत् । तच्चूर्णं सर्पिषा लेह्यं प्रत्यहं भक्षयेन्नरः । एकविंशतिरात्रेण भवेच्छ्रुतिधरो नरः । मेघदुन्दुभिनिर्घोषो मत्तकोकिलनिस्वनः ॥

कल्याणकावलेहः ॥

સરગવો, વજ, સૈંધવ, ધાવણી, લોદર અને કાળીપાડ એટલા પદાર્થોને ચાર ચાર તોલાં ભાર લઇ તેઓનો કલ્ક કરી તે કલ્ક નાખીને બકરીના દુધમાં પકાવેલું ચોસઠ તોલાં ભાર ઘી સારસ્વત ઘૃત કહેવાય છે. આ ઘી યોગ્ય વિધિથી ઉપયોગમાં લેવામાં આવે તો તેથી જડપણું, ગદ્ગદપણું તથા મુંગાપણું ક્ષણમાત્રમાં જીતાઇ જાયછે, વાણી સ્પષ્ટ થાયછે અને સ્મૃતિ મતિ મેધા તથા તર્કશક્તિ એઓ પ્રાપ્ત થાયછે.

### કલ્યાણકાવલેહ.

હળદર, વજ, કઠ, પીપળ, સુંઠ, જીરૂં, બોડીઅજમોદ, જેઠીમધ, અને સિંધવ એઓને સમ ભાગે લઇ બારીક ચૂર્ણ કરી ઘીમાં કાલવીને નિત્ય ચાટવામાં આવે તો તેથી માણસ એકવીસ રાતે કહેલી વાતને ન ભુલે એવો, મેઘના તથા દુંદુભિના સરખા અવાજવાળો અને મદોન્મત્ત કોયલના જેવા શબ્દવાળો થાયછે.

### પ્રલાપનું લક્ષણ.

### अथ प्रलापस्य लक्षणमाह ।

स्वहेतुकुपिताद्वातादसंबद्धान्निरर्थकम् । वचनं यन्नरो ब्रूते स प्रलापः प्रकीर्तितः ॥

પોતાનાં કારણોથી કોપ પામેલા વાયુનેલીધે માણસ જે અસંબદ્ધ અને વ્યર્થ બોલવા લાગેછે તે પ્રલાપ કહેવાયછે.

### પ્રલાપની ચિકિત્સા.

### अथ तस्य चिकित्सा ।

सतगरवरतिक्तारेवताम्भोदतिक्तानलदतुरगगन्धाभारतीहारहूराः । मलयजदशमूली शङ्खपुष्प्यः सुपक्वाः प्रलपनमपहन्युः पानतो नातिदूरात् ॥

वरतिक्तोऽत्र पर्पटः नलदमुशीरं भारती ब्राह्मी । हारहूरा द्राक्षा ॥

તગર, ખડસલીઓ, ગરમાળો, મોથ, કડુ, કાળોવાળો, આસોંદ, બ્રાહ્મી, દ્રાખ, સુખડ, દશમૂલી અને શંખાવળી એઓનો સારી પેઠે પરિપક્વ ક્વાથ કરીને

પીવામાં આવે તો તેથી પ્રલાપ તુરત મટી જાયછે.

## રસાજ્ઞાનનું લક્ષણ.

## अथ रसाज्ञानस्य लक्षणमाह ।

भुञ्जानस्य नरस्यान्नं मधुरप्रभृतीन् रसान् । रसज्ञा यन्न जानाति रसाज्ञानं तदुच्यते ॥

અન્ન જમવાના સમયમાં માણસની જીભને મધુર વગેરે રસોની ખબર ન પડે એ રસાજ્ઞાન કહેવાયછે.

## રસાજ્ઞાનની ચિકિત્સા.

## अथ रसाज्ञानस्य चिकित्सा ।

घर्षेज्जिव्हाजडां सिन्धुत्र्यूषणैः साम्लवेतसैः । अम्लवेतसकाभावे चुक्रं दातव्यमीरितम् । किराततिक्तका कट्वी कुटजस्य फलं वचा । ब्राह्मीफलञ्च पालाशं सर्जिका कृष्णजीरकम् । पिप्पली पिप्पलीमूलं चित्रं नागरमूषणम् । एषां कल्कैर्मुहुर्घर्षेज्जिव्हिकामार्द्रिकारसैः । तेन सम्यग्विजानाति रसना सकलान् रसान् । कल्कः किराततिक्तादिर्जिव्हायाः शून्यतां हरेत् ॥

बाधिर्यकर्णनादयोर्लक्षणं चिकित्सां च तदधिकारे वक्ष्यामः ॥

સૈંધવ, સુંઠ, મરી, પીપળ અને અમલવેદ એઓથી જીભને ઘસવી. અમળવેદ ન મળે તો તેને બદલે ચુકાનો ઉપયોગ કરવો.

## કિરાતત્તિકતાદિ કલ્ક.

કરીયાતું, કડુ, ઇંદ્રયવ, વજ, બ્રાહ્મી, ખાખરાનાં ફળ, સાજીખાર, કાળીજીરી, પીપળ, પીપળીમૂળ, ચિત્રક, સુંઠ, અને મરી એઓનો આદુના રસમાં કલ્ક કરી તેથી જીભને વારંવાર ઘસવામાં આવે તો તેથી જીભને સઘળા રસોની સારી રીતે ખબર પડેછે. આ કિરાતતિક્તાદિ કલ્ક જીભની જડતાને મટાડેછે.

## બાધિર્ય તથા કર્ણનાદ.

બાધિર્ય (બેહેરાપણું) અને કર્ણનાદ (કાનમાં થતો નાદ) એઓનું લક્ષણ તથા ચિકિત્સા કાનના રોગોના અધિકારમાં કહેવામાં આવશે.

## ત્વક્શૂન્યતાનું લક્ષણ.

## अथ त्वक्शून्यताया लक्षणमाह ।

स्पृश्यमाना त्वचा या तु शीतोष्णं मृदुकर्कशम् । न जानाति बुधैस्त्वक् च शून्येति परिकीर्तिता ॥

સ્પર્શ કરવાના સમયમાં ચામડીને ટાઢાની, ઉનાની, કોમળની કે કઠણની ખબરજ ન પડે એ રોગને પંડિતો ત્વક્શૂન્યતા કહેછે.

## ત્વક્શૂન્યતાની ચિકિત્સા.

## अथ तस्य चिकित्सा ।

सुप्तवाते त्वसृङ्मोक्षं कारयेद्बहुशो भिषक् । दद्याच्च लवणाङ्गारधूमतैलसमन्वितः ॥

ત્વક્શૂન્યતા થઇ હોય તો વૈદ્યે વારંવાર રોગીના શરીરમાંથી લોહી કાઢાડવું (ફસ્ખોલવા વગેરે ક્રિયા કરવી) અને અંગારા ઉપર તેલ તથા સૈંધવ નાખીને તેનો ધુવાડો દેવો.

## અર્દિતનું સંપ્રાપ્તિપૂર્વક લક્ષણ.

## अथार्दितस्य सम्प्राप्तिपूर्वकं लक्षणमाह।

उच्चैर्व्याहरतोऽत्यर्थं खादतः कठिनानि च। हसतो जृम्भतो भाराद्विषमाच्छयनासनात्। शिरोनासौष्ठचिबुकललाटेक्षणसन्धिगः। अर्दयत्यनिलो वक्त्रमर्दितं जनयेत्ततः। वक्रीभवति वक्त्रार्द्धं ग्रीवा चाप्यपवर्त्तते। शिरश्चलति वाक्सङ्गो नेत्रादीनाञ्च वैकृतम्। ग्रीवाचिबुकदन्तानां तस्मिन् पार्श्वे च वेदना। तमर्दितमिति प्राहुर्व्याधिं व्याधिविशारदाः॥

व्याहरतः वदतः कठिनानि पूगफलादीनि विषमात् शयनासनात् ग्रीवादिवैपरीत्येन शयनादासनाच्च अर्दयति पीडयति ततस्तदन्तरम् अर्दितं जनयेत् अर्दिते जाते किं स्यात्तदाह। वक्रीभवति इत्यादि अपवर्त्तते वक्रीभवति चलति कम्पते वाक्सङ्गः वाङ्निरोधः नेत्रादीनामित्यादिशब्देन भ्रूगण्डनासिकादीना ग्रहणम् वैकृत्यं वेदनास्फुरणवक्रत्वादि यस्मिन् पार्श्वेऽर्दितं तस्मिन् पार्श्वे ग्रीवादीना वेदना॥

वातपित्तात्कफाच्च स्यात्त्रिविधं तत्समासतः। लालास्रावो व्यथा कम्पः स्फुरणं हनुवाग्ग्रहः। ओष्ठयोः श्वयथुः शूलश्चार्दिते वातजे भवेत्। पीतमास्यं ज्वरस्तृष्णा पित्तजे मोहधूपने। गण्डे शिरसि मन्यायां शोथस्तम्भः कफात्मके॥

ઉંચે સ્વરે બોલવાથી, સોપારી વગેરે અત્યંત કઠણ પદાર્થો ખાવાથી, અત્યંત હસવાથી, અત્યંત બગાસાં ખાવાથી, ભાર ઉપાડવાથી, ડોકને આડી અવળી કરી વિષમ રીતે સુવાથી અને વિષમ રીતે બેસવાથી માથું, નાક, હોઠ, હડપચી, લલાટ તથા નેત્રોની સંધિ એઓમાં રહેલો વાયુ મોહોડાને પીડેછે અને તેથી અર્દિત રોગ (અરદીયો વા) થાયછે. આ રોગ ઉત્પન્ન થતાં અરધું મોહોડું વાંકું થઇ જાયછે, ડોક વાંકી થઇ જાયછે, માથું કંપેછે, બોલવામાં અટકાયત થાયછે, નેત્ર, ભમર, ગાલ તથા નાક એઓમાં વેદના સ્ફુરણ તથા વાંકાપણું થાયછે અને જે તરફ અર્દિત થએલ હોય તે પડખે ડોક, હડપચી તથા દાંત એઓમાં વેદના થાયછે. વ્યાધિઓ જાણવામાં પ્રવીણતા ધરાવનારા વૈદ્યો આ રોગને અર્દિત કેહેછે.

વાયુએ કરેલો, પિત્તે કરેલો અને કફે કરેલો એમ સંક્ષિપ્ત રીતે અર્દિતના ત્રણ પ્રકાર છે.

વાયુથી અર્દિત રોગ થયો હોય તો લાળ ઝર્યા કરેછે, વ્યથા થાયછે, શિરાઓનું સ્ફુરણ થાયછે, હડપચી ઝલાઈ જાયછે, બોલવામાં અટકાયત થાયછે, હોઠમાં સોજો થાયછે અને શૂળ નીકળેછે.

પિત્તથી અર્દિત રોગ થયો હોય તો મોહોડું પીળું થઇ જાયછે, જ્વર આવેછે, તરશ લાગેછે, મોહ થાયછે અને ગરમી થાયછે.

કફથી અર્દિત થયો હોય તો ગાલમાં, માથામાં તથા ગળાના પડખાની શિરામાં સોજો તથા અક્કડપણું થાયછે.

### અર્દિતના અસાધ્યપણાનું લક્ષણ.

**तस्यासाध्यस्य लक्षणमाह।**

क्षीणस्यानिमिषाक्षस्य प्रसक्ता व्यक्तभाषिणः। न सिध्यत्यर्दितं गाढं त्रिवर्षं वेपनस्य च ॥

अनिमिषाक्षस्य निमेषासमर्थचक्षुषः प्रसक्तं प्रकर्षेण लग्नम् अव्यक्तञ्च भाषितुं शीलं यस्य तस्य अर्दितं न सिध्यति त्रिवर्षं अतीतवर्षत्रयम्। अथवा त्रयाणां चक्षुर्नासामुखानां वर्षः स्रावो यत्र तत्र वेपनस्य कम्पनशीलस्य तस्य गाढमतिशयेन न सिध्यतीत्यन्वयः ॥

જે માણસ અસ્ફુટ તથા પરસ્પરની સાથે મળેલા અક્ષરોવાળું બોલતો હોય અને જેનાં નેત્રો મટકાં મારવામાં અસમર્થ થયાં હોય તે માણસનો અર્દિત રોગ મટતો નથી. જે માણસના અર્દિત રોગને ત્રણ વર્ષ થઇ ગયાં હોય અથવા નેત્ર નાક તથા મોહોડું સ્રવતાં હોય અને પોતે ધ્રુજતો હોય તે માણસનો અર્દિત રોગ તો મટતોજ નથી.

### અર્દિતની ચિકિત્સા.

**अथ तस्य चिकित्सा।**

स्नेहपानानि नस्यञ्च भोज्यान्यनिलवस्ति च। उपनाहाश्च शस्यन्ते नावनं वस्तयोऽर्दिते ॥

वस्तिरत्र शिरोवस्तिरेव ॥

दशमूलकषायेण मातुलुङ्गरसेन वा। वलया पञ्चमूल्या वा क्षीरं वातात्मके हितम्। पिष्टं मांसघृतं जग्ध्वा नवनीतेन सोऽर्दिती। क्षीरमांसरसैर्भुक्ता दशमूलीरसं पिबेत्। अर्दिते पित्तजे शीतान् स्नेहांश्चैव विनिर्दिशेत्। घृतवस्तिप्रसेकश्च क्षीरमेकं तथैव च। जिह्मीभूताननो मूको दाहवान् योऽर्दितो भवेत्। कुर्यात् प्रतिक्रियां तस्य वातपित्तविनाशिनीम्। श्लेष्मभागे क्षयं नीते बृंहणैः समुपाचरेत्। अर्दिते शोथसंयुक्ते वमनं च प्रशस्यते। रसोनकल्कं तिलतैलमिश्रं खादेन्नरो योऽर्दितरोगयुक्तः। तस्यार्दितं नाशमुपैति शीघ्रं वृन्दं घनानामिव वायुवेगात् ॥

અર્દિત રોગવાળાને સ્નેહપાન કરાવવાં, વાતહર નસ્યો દેવાં, વાતહર ભોજનો દેવાં, માથાની બસ્તિ દેવી અને વાતહર બંધાણ કરવાં એ ઉત્તમ છે.

વાયુએ કરેલો અર્દિત રોગ હોય તો દશમૂલીના ક્વાથથી, અથવા બીજોરાના રસથી અથવા ખપાટના ક્વાથથી અથવા પંચમૂલીના ક્વાથથી પકાવેલું દુધ પાવું એ સારૂં છે.

અર્દિતવાળાએ માંસ અને ઘી એઓને વાટી માંખણની સાથે ખાઇને અને દુધ તથા માંસના રસાવાળું ભોજન કરીને દશમૂલીનો રસ પીવો.

પિત્તે કરેલો અર્દિતરોગ હોય તો શીતલ સ્નેહોનો ઉપયોગ કરવો, માથામાં ઘીની બસ્તિ દેવી અને મુખ્યત્વેકરી દુધનો ઉપયોગ કરવો.

જે અર્દિતરોગવાળાનું મોહોડું વાંકું થઇ ગયું હોય દાહ થતો હોય અને પોતે મુંગો થઇ ગયો હોય તેને વાયુનો તથા પિત્તનો નાશ કરનારી ચિકિત્સા કરવી.

કફના અર્દિતવાળાને કફના ભાગનો

ક્ષય કરીને પુષ્ટિ આપનારા પદાર્થોથી ઉપચાર કરવા.

આર્દિત જો સોજાથી સંયુક્ત હોય તો વમન કરાવવું એ સારૂં છે.

આર્દિતરોગવાળો માણસ તલના તેલથી મિશ્રિત લસણનો કલ્ક ખાય તો જેમ વાયુના વેગથી વાદળાંઓનો સમૂહ તુરત નષ્ટ થાયછે તેમ તે માણસનો અર્દિતરોગ તે ઉપાયથી તુરત નષ્ટ થાયછે.

## મન્યાસ્તંભનું નિદાનપૂર્વક લક્ષણ.

## अथ मन्यास्तम्भस्य निदानपूर्वकं लक्षणमाह ।

दिवास्वप्नासनस्थानविकृतोर्ध्वनिरीक्षणैः। मन्यास्तम्भं प्रकुरुते स एव श्लेष्मणावृतः ॥

आसनस्थानविकृतोर्ध्वनिरीक्षणैः । आसनेन स्थानेन वातिशयेन विकृतं ग्रीवादिविकृतं यथा स्यादेवं उपरि भागे यन्निरीक्षणं तेन स एव कुपितो वातः श्लेष्मणावृतः मन्यास्तम्भं करोति ग्रीवायाः पश्चाद्भागे चतुर्दश शिरा मन्यासंज्ञाः तथा चामरसिंहः । पश्चात्ग्रीवाशिरा मन्या इति तासां स्तम्भं करोति न ॥

દિવસે સુવાથી અથવા વિપરીત આસનથી કે વિપરીત સ્થિતિથી ડોક વગેરે અવયવ આડા અવળા રહે એવી રીતે ઉંચા ભાગમાં જોવાથી કોપ પામેલો વાયુ કફથી વીંટાઇને ડોકના પાછલા ભાગમાં રહેલી મન્યા નામની ચૌદ શિરાઓને સ્તબ્ધ કરી દેછે એ મન્યાસ્તંભ રોગ કહેવાયછે.

## મન્યાસ્તંભની ચિકિત્સા.

## अथ तस्य चिकित्सा ।

दशमूलीकृतं क्वाथं पञ्चमूल्यापि कल्पितम् । रूक्षं स्वेदं तथा नस्यं मन्यास्तम्भे प्रयोजयेत् । तैलेनाज्येन वा ग्रीवामभ्यज्यार्कदलैस्थ । एरण्डपत्रैर्वाछाद्य स्वेदयेद् बहुशो भिषक् । कुक्कुटाण्डद्रवैरुष्णैः सैन्धवाज्यसमन्वितैः । ग्रीवां सम्मर्दयेत्तेन मन्यास्तम्भः प्रशाम्यति ॥

દશમૂલીના અથવા પંચમૂલીના કવાથનો, રૂક્ષ સ્વેદનનો અને નસ્યનો ઉપયોગ કરવામાં આવે તો તેથી મન્યાસ્તંભ મટી જાયછે.

તેલથી અથવા ઘીથી ડોકઉપર અભ્યંગ કરી આકડાનાં પાનડાંઓથી અથવા એરડાનાં પાનડાંઓથી ડોકને ઢાંકીને ઘણી ઘણીવાર શેક કરવામાં આવે તો તેથી મન્યાસ્તંભ મટી જાયછે.

કુકડાના ઇંડાના રસને ઉનો કરી તેમાં સિંધવ તથા ઘી નાખીને ડોકને ચોળવામાં આવે તો તેથી મન્યાસ્તંભ મટી જાયછે.

## બાહુશોષનું લક્ષણ.

## अथ बाहुशोषस्य लक्षणमाह ।

अंसदेशे स्थितो वायुः शोषयेदंसबन्धनम् । अंसबन्धनशोषात् स्याद् बाहुशोषः सवेदनः ॥

ખભાના પ્રદેશમાં રહેલો વાયુ ખભાના બંધનને સુકાવે છે અને તે ખભાનું બંધન સુકાવાથી વેદનાવાળો બાહુશોષ ( બાહુનું સુકાવું ) થાયછે.

## બાહુશોષની ચિકિત્સા.

### तस्य चिकित्सा ।

बाहुशोषे पिवेत् भुक्त्वा सर्पिः कल्याणकं महत् । बलामूलशृतं तोयं सैन्धवेन समन्वितम् । बाहुशोषकरे वाते मन्यास्तम्भे च शस्यते ॥

બાહુશોષ થયો હોય તો જમ્યા પછી મહાકલ્યાણક[1] નામનું ઘી પીવું.

બાહુશોષ કે મન્યાસ્તંભ થયો હોય તો ખપાટના મૂળીઆંનો ક્વાથ કરી સૈંધવ નાખીને પીવો એ ઊત્તમ છે.

## અપબાહુકનું લક્ષણ.

### अथापवाहुकस्य लक्षणमाह ।

शिराः सङ्कोच्य वाहुस्थाः स कुर्यादपवाहुकम् ॥

सवायुः वाहुस्थ शिराः वाहुस्थशिराः ।

બાહુમાં રહેલો વાયુ બાહુમાં રહેલી શિરાઓનો સંકોચ કરીને અપબાહુક નામના રોગને ઉત્પન્ન કરેછે.

## અપબાહુકની ચિકિત્સા.

### तस्य चिकित्सा ।

परमौषधमपवाहुकमन्यास्तम्भोऽर्ध्वजत्रुगतरोगे । शीतलजलेन नस्यं तदुपशमे जिङ्गिनी च पुरः । मूलं बलायास्त्वथ पारिभद्रजं तथात्मगुप्ता स्वरसं पिवेद्वा । युञ्जीत यो मापरसेन नस्यं भवेदसौ वज्रसमानवाहुः ॥

इलाया मूलं कल्कीकृत पिवेत्तथा पारिभद्रमूलश्च । पारिभद्रोऽत्र फरहद वातहरत्वात् ॥

મળ્યાથી ટાઢા પાણીથી નસ્ય દેવું અને નસ્ય ઉપશાંત

अपबाहुकમાં, ડોકના કાંઠલાથી ઉપરના રોગમાં અને મન્યાસ્તંભમાં ટાઢા પાણીથી નસ્ય દેવું અને નસ્ય ઉપશાંત થયા પછી જિંગિની તથા ગુગળનો ઉપયોગ કરવો એ ઉત્તમ ઔષધ છે.

ખપાટનાં અથવા પારિભદ્ર નામની કરેજની એકજાતનાં મૂળીઆં વાટી કલ્ક કરીને પીવામાં આવે અથવા કૌચાનો સ્વરસ પીવામાં આવે અને અડદના રસનું નસ્ય લેવામાં આવે તો બાહુ વજ્ર જેવા થાય છે.

मापातसीयवकुरण्टककण्टकारीगोकण्टटुण्टुकजटाकपिकच्छुतोयैः । कार्पासकास्थिशणबीजकुलत्थकोलकाथेन वस्तपिशितस्य रसेन चापि । शुण्ठ्या समागधिकया शतपुष्पया च सैरण्डमूलकपुनर्नवया सरण्या । रास्नाबलामृतलता कटुकैर्विपक्वं मापाख्यमेतदववाहुहरं हि तैलम् ॥ मापतैलम् ॥

## માષતૈલ.

અડદ, અલસી, જવ, કાંટા અશેરીયો, ભોરીંગણી, ગોખરૂ, અરલૂનાં મૂળ, કૌચાં, વાળો, કપાશીયા, શણનાં બીજ, કળથી અને બરી એઓના કવાથથી, બકરાના માંસના રસાથી, સુંઠથી

1 બેજાતની ઉપલસરી, સમેરવો, ગધી સમેરવો, હળદર, દારૂ હળદર, તગર, કપુર, ભોરીંગણી, દાડિમસાર, તાલીસપત્ર, નેપાળો, હરડે, બહેડાં, આમળાં, ઇંદ્રવારણું, પદ્મકાષ્ટ, એળચીદાણા, નીલકમળ, દેવદાર, મજીઠ, ચણકબાબ, વાવડીંગ, નાગકેસર, નગડનાં બીજ, ધઉલાં, અજમા, વજ, મોથ અને ચમેલીની કળીઓ એઓથી પકાવેલું ઘી કલ્યાણકઘૃત કહેવાય છે (ભા. શા.)

પીપળથી, સુવાથી, એરડાનાં મૂળી-આંથી, સાટોડીથી, નારીથી, રાસ્નાથી, ખપાટથી, ગળોથી અને કડુથી પકાવેલું તેલ અપબાહુકને મટાડેછે. આ તેલ માષતેલ કહેવાય છે.

## વિશ્વાચીનું લક્ષણ.

### अथ विश्वाचीलक्षणमाह ।

तलं मत्यङ्गुलीनां या कण्डरा बाहुपृष्ठतः। बाह्वोः कर्मक्षयकरी विश्वाची सा निगद्यते ॥

कण्डरा महास्नायुः तलं हस्तस्योपरिभागं तलशब्दोऽत्र उपरिवाचकः यथा भूमितलमिति तेनायमर्थः । बाहुपृष्ठतः बाव्होः पृष्ठं बाहुपृष्ठमारभ्य तलं प्रतिहस्ततलं यावल्लक्षीकृत्य अङ्गुलीनां कण्डरास्ताः सन्दूष्य बाह्वोः प्रसारणाकुञ्चनादिकर्मक्षयकरी भवति सा इह वातव्याधिषु विश्वाचीत्युच्यते बाह्वोरिति द्वित्वं सम्भवपरम् एकस्मिन्नपि बाहौ विश्वाची भवति ॥

બાહુઓના પૃષ્ઠથી માંડીને હાથના ઉપરના ભાગસુધી આંગળીઓની જે જાડી નસો છે તેઓને દૂષિત કરી બન્ને બાહુઓનાં લાંબા ટૂંકા કરવા વગેરે કામોનો ક્ષય કરનાર જે રોગ થાય છે તે વિશ્વાચી કહેવાય છે. આ રોગ એક બાહુમાં પણ થાયછે.

## વિશ્વાચીની ચિકિત્સા.

### अथ तस्याश्चिकित्सा ।

दशमूलीबलामाषक्काथतैलाज्यमिश्रितम् । सायं भुक्त्वा पिबेन्नस्यं विश्वाच्यामपबाहुके । माषसिन्धुबलारास्ना दशमूलकहिङ्गुभिः । वचाशिवजटाख्याभिः सिद्धं तैलं सनागरम् । ऊर्ध्वभक्ताशनाद्धन्याद्बाहुशोषापबाहुकौ। विश्वाचीमुद्धताश्चापि पक्षाघातं तथार्दितम् ॥ माषादितैलम् ॥

વિશ્વાચી કે અપબાહુક થએલ હોય તો સાયંકાલે દશમૂલી, ખપાટ તથા અડદ એઓના ક્વાથથી મિશ્રિત અન્ન જમીને નસ્ય લેવું.

## માષાદિ તૈલ.

જમ્યા પછી અડદ, સૈંધવ, ખપાટ, રાસ્ના, દશમૂલ, હીંગ, વજ, અને બીલીનાં મૂળ એઓથી પકાવેલું તૈલ સુંઠ સહિત ઉપયોગમાં લેવામાં આવે તો તેથી બાહુશોષ, અપબાહુક, અત્યંત વૃદ્ધિ પામેલી વિશ્વાચી પક્ષાઘાત અને અર્દિત એઓનો નાશ થાયછે.

## ઉર્ધ્વવાતનું લક્ષણ.

### अथोऽर्ध्ववातस्य लक्षणमाह ।

अधः प्रतिहतो वायुः श्लेष्मणा मारुतेन च । करोत्युद्गारबाहुल्यमूर्ध्ववातः स उच्यते ॥

वायुः सामनवायुः मारुतेनापानवायुना स्वहेतुदुष्टेन अधः प्रतिहतः अधो निरुद्धः ॥

પોતાના હેતુઓથી દુષ્ટ થએલા અપાનવાયુએ અને કફે નીચો જતાં રોકેલો સમાનવાયુ ઘણા ઓડકારોને ઉત્પન્ન કરેછે એ ઉર્ધ્વવાત કહેવાયછે.

## ઉર્ધ્વવાતની ચિકિત્સા.

### अथ तस्य चिकित्सा ।

भागा दश विश्वायास्तत्तुल्यो वृद्धदारकस्यापि । त्रय एव च पथ्याया-श्चतुरंशं हिङ्गु संभृष्टम् । एकः सैन्धव-

भागस्तत्तुल्यं चित्रकश्चात्र । संवृद्ध-मूर्ध्ववातं हन्त्येतच्चूर्णितं भुक्तम् ॥

अथ वृद्धदारकालाभे त्रिवृन्मूलं ग्राह्यम् ॥

સુંઠના દશ ભાગ, વરધારાના દશ ભાગ વરધારો ન મળે તો નસોતરના મૂળના દશ ભાગ, હરડેના ત્રણ ભાગ, શેકલી હીંગના ચાર ભાગ, સિંધવનો એક ભાગ અને ચિત્રકનો એક ભાગ એઓનું ચૂર્ણ કરીને ખાવામાં આવે તો તેથી ઉગ્ર ઉર્ધ્વવાત પણ મટી. જાયછે

## આધ્માનનું લક્ષણ.

## अथाध्मानस्य लक्षणमाह ।

साटोपमत्युग्ररुजमाध्मातमुदरं भृशम् । आध्मानमिति जानीयात् घोरं वातनिरोधजम् ॥

आटोपो गुडगुडाशब्दः भृशमाध्मातं वातपूर्णभस्त्रावत् वातनिरोधजं अधोवातनिरोधजम् ॥

અધોવાયુના નિરોધનેલીધે પેટ ગડગડાટવાળું અને પવનથી ભરાએલી ધમણની પેઠે બહુજ ફુલેલું થઇ જાયછે એ ભયંકર રોગ આધ્માન કેહેવાયછે.

## આધ્માનની ચિકિત્સા.

## अथ तस्य चिकित्सा ।

आध्माने लङ्घनं पूर्वं दीपनं पाचनं ततः । फलवर्तिक्रियां कुर्याद्वस्तिकर्म च शोधनम् । कर्षमात्रा भवेत् कृष्णा त्रिवृता स्यात् पलोन्मिता । खण्डादपि पलं ग्राह्यं चूर्णमेकत्र कारयेत् । मधुना क्षमितं लिह्याच्चूर्णमाध्मानानाशनम् ॥

नाराचचूर्णम् ॥

दारुहैमवतीकुष्ठशताह्वाहिङ्गुसैन्धवैः लिम्पेदुष्णैरम्लपिष्टैः शूलाध्मानयुतोदरम् ॥ हैमवती वचा। दारुषट्कलेपः॥

अभयारग्वधो धात्री दन्ती तिक्ता स्नुही-त्रिवृत् । मुस्ता प्रत्येकमेतानि ग्राह्यानि पलमात्रया । तानि सङ्कुट्य सर्वाणि जलाढकयुगे पचेत् । तत्र तोयेऽष्टमं भागं कषायमवशेषयेत् । निस्त्वक् जैपालबीजानि नवानि पलमात्रया । तन्तुवस्त्रधृतान्येव तस्मिन् क्वाथे शनैः पचेत् । ज्वालयेदनलं मन्दं यावत् क्वाथो घनो भवेत् । ततः खल्वे क्षिपेद्भागानष्टौ जैपालबीजतः । भागान् त्रीन्नागरात् द्वौ च मरिचाद्वौ च पारदात् । गन्धकाद्वौ च तानीह यावद्यामं विमर्दयेत् । रसो नाराचनामायं भक्षितो रक्तिकामितः । जलेन शीतलेनैव रोगानेतान् विनाशयेत् । आध्मानं शूलमानाहं प्रत्याध्मानं तथैव च । उदावर्तं तथा गुल्ममुदराणि हरत्यसौ । वेगे शान्ते तु युञ्जीत शर्करासहितं दधि । ततस्तत् सैन्धवेनापि ततो दध्योदनं मनाक् ॥ महानाराचो रसः ॥

આધ્માન થયું હોય તો પ્રથમ લંઘન કરાવવું અને પછી અગ્નિને દીપ્ત કરનારાં તથા પાચન કરનારાં ઔષધો દેવાં. ગુદામાં યોગ્ય ઔષધોથી ખરડેલી વાટ ખાસત્રાની ક્રિયા કરવી, પિચકારી મારવી અને શોધન પણ દેવું.

## નારાયણ ચૂર્ણ.

એક તોલું પીપળ, ચાર તોલાં નસો-

તર, અને ચાર તોલાં ખાંડ એઓનું એકઠું ચૂર્ણ કરીને તે ચૂર્ણ મધની સાથે એક તોલાં ભાર ચાટવામાં આવે તો તેથી આદ્માન તુરત મટી જાયછે.

### દારૂષટ્ક લેપ.

દેવદાર, વજ, કઠ, સુવા, હીંગ અને સૈંધવ એઓને છાશમાં કે લીંબુના રસમાં વાટી ગરમ કરીને ચોપડવામાં આવે તો તેથી પેટમાં શૂળ તથા આદ્માન મટી જાયછે.

### મહાનારાચ રસ.

હરડે, ગરમાળો, આમળાં, નેપાળો, કડુ, થોર, નસોતર અને મોથ એ પ્રત્યેક દ્રવ્યોને ચાર ચાર તોલાં ભાર લઈ સઘળાંઓને કુટીને પાંચસો ભાર તોલાં ભાર પાણીમાં પકાવવાં. એ ક્વાથ થતાં આઠમા ભાગનું પાણી અવશેષ રહે ત્યારે તેમાં છાલ વગરનાં ચાર તોલાં ભાર નવા નેપાળાનાં બીજ ઝીણા વસ્ત્રની પોટલીમાં બાંધીને ધીરે ધીરે પકાવવાં. અગ્નિની મંદ મંદ આંચ દેતાં એ ક્વાથ ઘાટો થાય ત્યારે ખરલમાં નાખી તેમાં આઠ ભાગ નેપાળાનાં બીજ, ત્રણ ભાગ સુંઠ, બે ભાગ મરી, બે ભાગ પારો અને બે ભાગ ગંધક નાખી એક પોહોરસુધી મર્દન કરવું એટલે મહાનારાચ નામનો રસ સિદ્ધ થાયછે. આ રસ ટાઢા પાણીથી એક રતિભાર ખાવામાં આવે તો તેથી આદ્માન, શૂળ, આનાહ, પ્રત્યાદ્માન, ઉદાવર્ત્ત, ગુલ્મ તથા ઉદરના રોગો મટી જાયછે. રોગનો વેગ શાંત થયા પછી રોગીને સાકર સહિત દહી ખવરાવવું અને સૈંધવ સહિત જરાક દહીભાત ખવરાવવો.

### પ્રત્યાધ્માનનું લક્ષણ.

**अथ प्रत्याध्मानस्य लक्षणमाह।**

विमुक्तपार्श्वहृदयं तदेवामाशयोत्थितम् । प्रत्याध्मानं विजानीयात् कफव्याकुलितानिलम् ॥

विमुक्तपार्श्वहृदयं पार्श्वहृदये विहाय जातं तदेवाध्मानं कफव्याकुलितानिलं कफेनावरुद्धवातम् ॥

પડખાંઓને તથા હૃદયને છોડીને થએલું, આમાશયથી ઉઠેલું અને જેમાં કફથી વાયુ રોકાઇ ગયો હોય એવું જે આદ્માન તેજ પ્રત્યાદ્માન કેહેવાયછે.

### પ્રત્યાધ્માનની ચિકિત્સા.

**अथ तस्य चिकित्सा ।**

प्रत्याध्माने समुत्पन्ने कुर्याद्वमनलङ्घने । दीपनादीनि युञ्जीत पूर्ववद्वस्तिकर्म च ॥

પ્રત્યાદ્માન ઉત્પન્ન થયુ હોય તો વમન તથા લંઘન કરાવવાં, દીપન તથા પાચન વગેરે ઔષધોનો ઉપયોગ કરાવવો અને આદ્માનની પેઠેજ પીચકારી મારવાની ક્રિયા કરવી.

### વાતાષ્ઠીલાનું લક્ષણ.

**अथ वाताष्ठीलाया लक्षणमाह ।**

नाभेरधस्तात् सञ्जातः सञ्चारी यदि वा चलः । अष्ठीलावद्घनो ग्रन्थिरूर्ध्वमायत उन्नतः । वाताष्ठीला विजानीयाद्बहिर्मार्गनिरोधिनीम् ॥

अष्ठीला वर्तुलः पाषाणखण्डः आयतः दीर्घः वाताष्ठीलेति स्वरूपपरं न तु वि-

शेषपरं व्यावर्त्याभावात् । बहिर्मार्गनिरोधिनीं शिश्नभगगुदनिरोधिनीं तेन मूत्रमरुन्मलावरोधः सूचितः ॥

નાભિની નીચે ગોળ પથરાના જેવી ધાટી, ઊંચી, ઊંચેના ભાગમાં લાંબી અને સ્થિરતાવાળી અથવા ચંચલતાવાળી જે ગાંઠ થાયછે તે વાતાષ્ઠીલા કહેવાય છે. આ ગાંઠ લિંગને, યોનિને તથા ગુદાને રોકી દેછે કે જેથી વિષ્ટાનો, મૂત્રનો અને પવનનો અવરોધ થાયછે.

પિત્તે કરેલી કે કફે કરેલી અષ્ઠીલા હોતી નથી એટલામાટે આ સ્થલમાં 'વાતાષ્ઠીલા' એ નામજ સમજવું પણ વાયુએ કરેલી અષ્ઠીલા એવો ભેદ સમજવો નહીં.

## પ્રત્યષ્ઠીલાનું લક્ષણ.

## अथ प्रत्यष्ठीलाया लक्षणमाह ।

एतामेव रुजा युक्तां वातविण्मूत्ररोधिनीम् । प्रत्यष्ठीलामिति वदेज्जठरे तिर्यगुत्थिताम् ॥

एतामेव अष्ठीलामेव जठरे तिर्यगुत्थितामिति भेदः ॥

વેદનાથી સંયુક્ત અને વાયુને વિષ્ટાને તથા મૂત્રને રોકનારી એ અષ્ઠીલા જો પેટમાં આડી ઉત્પન્ન થઇ હોય તો પ્રત્યષ્ઠીલા કહેવાયછે.

## વાતાષ્ઠીલાની તથા પ્રત્યષ્ઠીલાની ચિકિત્સા.

## तयोश्चिकित्सा ।

अष्ठीलायाः क्रिया कार्या गुल्मस्यान्तरविद्रधेः । चूर्णं हिंग्वादिकञ्चात्र पिबेदुष्णेन वारिणा ॥

## हिंग्वादिचूर्णं यथा ।

हिङ्ग्रन्थिकधान्यजीरकवचाचव्याग्निपाठाशटीवृक्षाम्लं लवणत्रयं त्रिकटुकं क्षारद्वयं दाडिमम् । पथ्या पौष्करवेतसाम्लहपुषा योज्यं तदेभिः कृतं चूर्णं भावितमेतदार्द्रकरसैः स्याद्बीजपूरद्रवैरिति ॥

*ગુલ્મની અને આંતર વિદ્રધિની જે ચિકિત્સા કહેવામાં આવશે તેજ અષ્ઠીલાની પણ કરવી અને આ રોગમાં નીચે કહેલું હિંગ્વાદિ ચૂર્ણ પણ ઉના પાણીથી પીવું.*

## હિંગ્વાદિ ચૂર્ણ.

હિંગ, પીપળી મૂળ, ધાણા, જીરૂં, વજ, ચવક, ચિત્રક, કાળીપાડ, કચૂરો, ઢાકમ, ત્રણ જાતનાં લૂણ, સુંઠ, મરી, પીપળ, જવખાર, સાજીખાર, દાડિમ, હરડે, એરડાનાં મૂળ, અમલવેદ, અને પલાશી એઓનું ચૂર્ણ કરી તેને આદુના રસની તથા બીજોરાના રસની ભાવના દેવામાં આવે એટલે હિંગ્વાદિ ચૂર્ણ સિદ્ધ થાયછે.

## તૂનીનું લક્ષણ.

## अथ तूनीलक्षणमाह ।

अधो या वेदना याति वर्चोमूत्राशयोत्थिता । भिन्दतीव गुदोपस्थं सा तूनी नामतो मता ॥

उपस्थं शिश्नं भगञ्च ॥

વિષ્ટાના સ્થાનકથી તથા મૂત્રાશયથી

ઉઠેલી અને જાણે ગુદાને લિંગને તથા યોનિને ભેદી નાખતી હોય એવી જે વેદના નીચે જતી હોય તે તૂની કહેવાયછે.

## પ્રતિતૂનીનું લક્ષણ.

**अथ प्रतितूनीलक्षणमाह।**

गुदोपस्थोत्थिता सैव प्रतिलोमं विधाविता। वेगैः पक्वाशयं याति प्रतितूनीति सोच्यते॥

अधस्तादुत्थितोर्ध्वगामिनी वेगैर्वेदनावेगैर्मुहुर्मुहुः उत्पत्त्युपशमोपलक्षितैः सा नामतः प्रतितूनी॥

જે વેદના ગુદામાંથી તથા ઉપસ્થમાંથી ઉઠી અવળી દોડીને ઉત્પન્ન થતા થતા ઉપશમ પામતા વેગોથી વારંવાર પક્વાશયમાં જતી હોય તે પ્રતિતૂની કહેવાયછે.

## તૂનીની તથા પ્રતિતૂનીની ચિકિત્સા.

**अथ तयोश्चिकित्सा।**

तून्याश्च प्रतितून्याश्च प्रशस्ताः स्नेहबस्तयः। पिबेद्वा स्नेहलवणं पिप्पल्यादिमथाम्बुना। उष्णेन रामठक्षारं प्रगाढमथवा घृतम्॥

તૂની કે પ્રતિતૂની થએલ હોય તો સ્નેહની પીચકારીઓ ભરાવવી અથવા તેલમાં સૈંધવ ઘોળીને પીવું અથવા પિપ્પલ્યાદિ[1] ક્વાથ પીવો અથવા હિંગ તથા જવખાર ઉના પાણીથી પીવાં અથવા સારી પેઠે ઘી પીવું.

## ત્રિકશૂલનું લક્ષણ.

**अथ त्रिकशूलस्य लक्षणमाह।**

स्फिगस्थ्नोः पृष्ठवंशास्थ्नोर्यः सन्धिस्तत्त्रिकं मतम्। तत्र वातेन या पीडा त्रिकशूलं तदुच्यते॥

કુલાનાં બે અસ્થિઓનો અને બરડાનાં બે અસ્થિઓનો જે સંધિ છે તે ત્રિક કહેવાયછે. એ ત્રિકમાં (ઢાંઢામાં) વાયુથી જે પીડા ઉત્પન્ન થાય તે ત્રિકશૂલ કહેવાયછે.

## ત્રિકશૂલની ચિકિત્સા.

**अथ तस्य चिकित्सा।**

कारयेद्वालुकास्वेदं त्रिकशूले प्रयत्नतः। यद्वाधस्तात् करीषाग्निं धारयेत् सततं नरः। आभाश्वगन्धाहपुषा गुडूची शतावरी गोक्षुरकश्च रास्ना। श्यामा शताह्वा च शटी यवानी सनागरा चेति समं विचूर्ण्य। सर्वैः समं गुग्गुलुमत्र दद्यात् क्षिपेदिहाज्यञ्च तदर्द्धभागम्। तद्भक्षयेदर्द्धपिचुप्रमाणं प्रभातकाले पयसाथ यूषैः। मद्येन वा कोष्णजलेन चाथ क्षीरेण वा मांसरसेन वापि। त्रिकग्रहे जानुहनुग्रहे च वाते भुजस्थे चरणस्थिते च। सन्धिस्थिते चास्थिगते च तस्मिन् मज्जास्थिते स्नायुगते च कोष्ठे। रोगान्हरेद्वातकफानुविद्धान् वातेरितान् हृद्ग्रहयोनिदोषान्। भग्नास्थिविद्धेषु च खञ्जतायां सगृध्रसीके खलु पक्षघाते। महौषधं गुग्गुलुमेतमाहुस्त्रयोदशाङ्गं भिषजः पुराणाः।

आभा बब्बूल। तथा च। आभा बब्बू-

---

[1] આ ક્વાથ કફગુલ્મની ઉધરસની ચિકિત્સામાં કહેલો છે તે જોવો અને યોગ્યતા ઉપર વિચાર કરવો.

लपर्यायः कथितः कोविदैरिहेति । इति त्रयोदशाङ्गो गुग्गुलुः ॥

ત્રિકશૂલ થએલ હોય તો માણસે પ્રયત્નથી રેતીનો શેક કરાવવો અથવા શયનની નીચે અડાયાનો અગ્નિ રાખીને તેનો અવિચ્છિન્ન શેક લેવો.

## ત્રયોદશાંગ ગુગ્ગુલુ.

બાવળ, આસોંદ, પલાશી, ગળો, શતાવરી, ગોખરૂ, રાસ્ના, નસોતર, સુવા, કચુરો, યવાન અને સુંઠ એઓને સમભાગે લઈ ચૂર્ણ કરી તેમાં તે સઘળા ચૂર્ણ બરાબર ગુગળ નાખવો અને ગુગળથી અર્ધું ઘી નાખવું. આ ગુગળ સવારમાં દુધની સાથે અથવા યૂષની સાથે અથવા મધની સાથે અથવા થોડાક ઉના પાણીની સાથે અથવા પાણીની સાથે અથવા માંસના રસાની સાથે અરધાં તોલાં ભાર ખાવામાં આવે તો તેથી ત્રિકશૂલ, ગોઠણનું ઝલાઈ જવું, હનુગ્રહ, ભુજમાં રહેલો વાયુ, પગમાં રહેલો વાયુ, સાંધાઓમાં રહેલો વાયુ, અસ્થિઓમાં રહેલો વાયુ, મજ્જામાં રહેલો વાયુ, સ્નાયુઓમાં રહેલો વાયુ, કોઠામાં રહેલો વાયુ, વાયુના તથા કફના સંબંધવાળા રોગો, વાયુના રોગો, છાતીનો સ્તંભ, યોનિના દોષ, ભાંગેલાં અસ્થિસંબંધી રોગ, વીંધાયાથી થએલા રોગ, ખંજપણું, ગૃધ્રસી અને પક્ષાઘાત એઓ ટળી જાયછે. જુના વૈદ્યોએ આ ત્રયોદશાંગ ગુગ્ગળને વાયુસંબંધી રોગો ઉપર મોટા ઔષધરૂપ કહેલ છે.



## મુહુર્મૂત્રણનું તથા મૂત્રનિગ્રહનું નિદાન પૂર્વક લક્ષણ.

### अथ बस्तिवातस्य लक्षणमाह ।

मारुतेऽविगुणे वस्तौ मूत्रं सम्यक् प्रवर्त्तते । विकारा विविधाश्चापि तस्मिन्न दुष्टे भवन्ति हि ॥

अविगुणे अनुलोमे विकाराः विविधाः मुहुः मुहुर्मूत्रनिग्रहादयः ॥

વાયુ દુષ્ટ ન થયો હોય તો મૂત્રાશયમાં સારી રીતે મૂત્ર પ્રવર્ત્તે છે અને વાયુ દુષ્ટ થયો હોય તો મુહુર્મુત્રણ તથા મૂત્રનિગ્રહ વગેરે અનેક પ્રકારના વિકારો ઉત્પન્ન થાયછે. વારંવાર મુતરવું પડે એ મુહુર્મૂત્રણ કહેવાયછે અને મૂત્રની અટકાયત થાય એ મૂત્રનિગ્રહ કહેવાયછે. મુહુર્મૂત્રણ વગેરે વિકારો 'બસ્તિવાત' એ નામથી પણ ઓળખાયછે.

## મુહુર્મૂત્રણની તથા મૂત્રનિગ્રહની ચિકિત્સા.

### तस्य चिकित्सा ।

वलामूर्वात्वचं चूर्णंससितं कर्षसंमितम् । पिवेत् कुडवदुग्धेन मुहुर्मूत्रणशान्तये । पथ्याविभीतधात्रीणां चूर्णं चूर्णं मृतायसः । मधुना सह संलीढं मुहुर्मूत्रणशान्तिकृत् । यवक्षारस्य चूर्णन्तु संयोज्य सितया सह । भक्षयेन्नियतं तस्य प्रशमेन्मूत्रनिग्रहः । कुष्माण्डस्य तु वीजानि वीजानि त्रपुसस्य च । वस्तौ सन्धारयेत् तेन प्रशाम्येन्मूत्रनिग्रहः । आमलक्याश्च कल्केन वस्तिमा-

गं प्रलेपयेत् । तेन प्रशाम्यति क्षिप्रं नियमान्मूत्रनिग्रहः । मेहनस्याथ योनेर्वा मुखस्याभ्यन्तरे शनैः । घनसारयुतां वर्त्तिं धारयेन्मूत्रनिग्रहे ॥

ખપાટ, મોરવેલ અને તજ, એઓનું ચૂર્ણ કરી સાકર નાખીને સોળ તોલાં ભાર દુધની સાથે તે ચૂર્ણ એક તોલાં ભાર પીવામાં આવે તો તેથી મુહુર્મૂત્રણની શાંતિ થાયછે.

હરડે, બેહેડાં અને આમળાં એઓનું ચૂર્ણ તથા મારેલા લોઢાનું ચૂર્ણ મધમાં કાલવીને ચાટવામાં આવે તો તેથી મુહુર્મૂત્રણની શાંતિ થાયછે.

જવખારનું ચૂર્ણ સાકરની સાથે મેળવીને ખાવામાં આવે તો મૂત્રનિગ્રહ અવશ્ય મટી જાયછે.

કોળાંનાં બીજ તથા કાકડીનાં બીજ પેડુની ઉપર રાખવામાં આવે તો તેથી મૂત્રનિગ્રહ મટી જાયછે.

આમલીનો કલ્ક કરી પેડુની ઉપર ચોપડવામાં આવે તો તેથી મૂત્રનિગ્રહ તુરત મટી જાયછે એ નિયમિત છે.

લિંગના અથવા યોનિના મોહોડાની અંદર ધીરે ધીરે કપૂરવાળી વાટ ખોસીને રાખવામાં આવે તો તેથી મૂત્રનિગ્રહ મટી જાયછે.

## ગૃધ્રસીનું લક્ષણ.

## गृध्रसीलक्षणमाह ।

स्फिक्पूर्वोरुकटीपृष्ठजानुजङ्घपदं क्रमात् । गृध्रसीस्तम्भरुक्तोदैर्गृह्णाति स्पन्दते मुहुः । वाताद्वातकफाभ्यां सा विज्ञेया द्विविधा पुनः । वातजायां भवेत्तोदो देहस्यातीव वक्रता । जानुजङ्घोरुसन्धीनां स्फुरणं स्तब्धता भृशम् । वातश्लेष्मोद्भवायान्तु गौरवं वह्निमार्दवम् । तन्द्रा मुखप्रसेकश्च भक्तद्वेषस्तथैव च ॥

गृध्रसी स्फिगादिपदान्तम् स्तम्भरुक्तोदैर्गृह्णाति क्रमात् वृद्धिक्रमात् । तेन यथा यथा वर्द्धते तथा तथा स्फिगादीन्याक्रामति नात्र ग्रहणे निर्देशक्रमानियमः । तथा मुहुः स्पन्दते स्फिगादिषु शिराकम्पं करोतीत्यर्थः ॥

કુલાના સંધિઓ, સાથળ, કેડ, વાંસો, ગોઠણ, પીંડીઓ અને પગ એઓમાં સ્તબ્ધપણું, વેદના તથા સોઇઓ ભોંકાયા જેવી પીડા થાય અને કુલાના સંધિઓ વગેરેની શિરાઓ વારંવાર કંપ્યા કરે એ ગૃધ્રસી રોગ કેહેવાયછે. આ રોગ જેમ જેમ વધતો જાયછે તેમ તેમ કુલાના સંધિઓ વગેરેને વધારે દબાવેછે.

વાયુએ કરેલી અને વાયુ તથા કફ એ બન્નેએ કરેલી એમ ગૃધ્રસી બે પ્રકારની છે તેમાં વાયુએ કરેલી ગૃધ્રસી હોય તો સોઇઓ ભોંકાયા જેવી પીડા થાયછે, દેહ અત્યંત વાંકો થઇ જાયછે, ગોઠણ, પીંડીઓ તથા સાથળના સાંધાઓમાં શિરાઓ કંપેછે અને બહુજ ઝલાએલાપણું થાયછે અને જો વાયુ તથા કફ એ બન્નેએ કરેલી ગૃધ્રસી હોય તો શરીરમાં ભારેપણું થાયછે, અગ્નિ મંદ થઇ જાયછે, તંદ્રા પ્રાપ્ત થાયછે, મોહોડામાં પાણી આવ્યા કરેછે અને અન્ન ઉપર અરૂચિ થાયછે.

## ગૃધ્રસીની ચિકિત્સા.

### तस्याश्चिकित्सा ।

गृध्रस्यार्तं नरं सम्यक् रेकेन वमनेन वा । ज्ञात्वा निरामं दीप्ताग्निं वस्तिभिः समुपाचरेत् । नादौ वस्तिविधिं कुर्याद्यावदूर्ध्वं न शुध्यति । स्नेहो निरर्थकः स स्याद्भस्मन्येव हुतं यथा । तैलमैरण्डजं मातर्गोमूत्रेण पिबेन्नरः । मासमेकं प्रयोगोऽयं गृध्रस्यूरुग्रहापहः । तैलं घृतश्चार्द्रकमातुलुङ्गरसं सचुक्रं सगुडं पिबेद्वा । कट्यूरुपृष्ठत्रिकशूलगुल्मगृध्रस्युदावर्त्तहरः प्रयोगः । निष्कुष्यैरण्डबीजानि पिष्ट्वा क्षीरे विपाचयेत् । तत्पानन्तु कटीशूले गृध्रस्यां परमौषधम् । एरण्डमूलं बिल्वश्च बृहती कण्टकारिका । कषायो रुचकोपेतः पीतो वंक्षणवस्तिजम् । गृध्रसीजं हरेत् शूलं चिरकालानुबन्धि च ॥

रुचकं सौवर्चलम् ॥

गोमूत्रैरण्डतैलाभ्यां कृष्णाचूर्णं पिबेन्नरः । दीर्घकालोत्थितां हन्ति गृध्रसीं कफवातजाम् । सिंहास्यदन्तीकृतमालकानां पिबेत् कषायं रुबुतैलमिश्रम् । यो गृध्रसीनष्टगतिः प्रसुप्तः स शीघ्रगः स्यादिकिमत्र चित्रम् । बृहन्निम्बतरोः सारो वारिणा पारपेषितः । स पीतो नाशयेत् क्षिप्रमसाध्यामपि गृध्रसीम् । शेफालिकादलैः क्वाथो मृद्वग्निपरिपाचितः । दुर्वारं गृध्रसीरोगं पीतमात्रः प्रणाशयेत् ॥

इति शेफालिका निर्गुण्डी ॥

रास्नायास्तु पलश्चैकं पञ्चकर्षाणि गुग्गुलुः । सर्पिषा वटिकां कृत्वा भक्षयेत् गृध्रसीहरीम् ॥

रास्ना गुग्गुलुः ॥

रास्नामृतारग्वधदेवदारुत्रिकण्टकैरण्डपुनर्नवानाम् । क्वाथं पिबेन्नागरचूर्णमिश्रं जङ्घोरुपृष्ठत्रिकपार्श्वशूली ॥

इति रास्नासप्तकक्वाथः ॥

पथ्याबिभीतामलकीफलानां शतं क्रमेण द्विगुणाभिवृद्धम् । प्रस्थेन युक्तं च पलंकषाणां द्रोणे जले संस्थितमेकरात्रम् । अर्द्धावशिष्टं क्वथितं कषायं भाण्डे पचेत्तत् पुनरेव लौहे । अमूनि वह्नेरवतार्य दद्याद्द्रव्याणि संचूर्ण्य पलार्द्धकानि । विडङ्गदन्तीत्रिफलागुडूचीकृष्णात्रिवृन्नागरकोषणानि । यथेष्टचेष्टस्य नरस्य शीघ्रं हिमाम्बुपानानि च भोजनानि । निषेव्यमाणो विनिहन्ति रोगान् सगृध्रसीं नूतनखञ्जताश्च । प्लीहानमुग्रं जठराग्निगुल्मं पाण्डुत्वकण्डूवमिवातरक्तम् । पथ्यादिको गुग्गुलुरेष नाम्ना ख्यातः क्षितावप्रमितप्रभावः । बलेन नागेन समं मनुष्यं जवेन कुर्यात् तुरगेण तुल्यम् । आयुः प्रकर्षं विदधाति चक्षुर्बलं तथा पुष्टिकरो विपघ्नः । क्षतस्य सन्धानकरो विशेषाद्रोगेषु शस्तः सकलेषु तज्ज्ञैः ॥

इति पथ्यादिगुग्गुलुः ॥

ગૃધ્રસીથી પીડાએલા માણસને સારીપેઠે વિરેચન તથા વમન આપી આમરહિત થએલો અને પ્રદીપ્ત અગ્નિવાળો

થએલો જાણી પછી સ્નેહની પીચકારીઓ મારવી. જ્યાંસુધી વમનરૂપ ઉર્ધ્વશોધન ન થયું હોય ત્યાંસુધી રાખમાં હોમેલાની પેઠે સ્નેહની પીચકારીઓ વ્યર્થ થાયછે.

એક મહીના સુધી સવારે ગોમૂત્રની સાથે એરડીયું તેલ પીવામાં આવે તો તે પ્રયોગથી ગૃધ્રસી તથા સાથળોનું ઝલાવું મટી જાયછે.

તેલ, ઘી, આદુનો રસ, અને બીજોરાંનો રસ એઓને મિશ્રિત કરી તેમાં ચુકાનો રસ અથવા ગોળ નાખીને પીવામાં આવે તો તેથી કેડનાં શૂલ, સાથળનાં શૂલ, વાંસનાં શૂળ, ત્રિકશૂલ, ગુલ્મ, ગૃધ્રસી અને ઉદાવર્ત્ત એઓ મટી જાયછે.

એરડીઓને ફોલી તેઓને વાટી દુધમાં પકાવીને પીવામાં આવે તો કેડના શૂળઉપર તથા ગૃધ્રસી ઉપર એ મોટું ઔષધ છે.

એરડાનાં મૂળ, બીલી, મોટી ભોરીંગણી અને નાહાની ભોરીંગણી એઓનો ક્વાથ કરી સંચળ નાખીને પીવામાં આવે તો તેથી સાથળોના સાંધાઓનું શૂળ,મૂત્રાશયનું શૂળ અને ગૃધ્રસી સંબંધી શૂળ એઓ લાંબા કાળથી થએલાં હોય તોપણ મટી જાયછે.

ગોમૂત્રની અને એરડીયા તેલની સાથે પીપળનું ચૂર્ણ પીવામાં આવે તો તેથી લાંબા કાળથી થએલી અને કફ તથા વાયુ એ બન્નેએ કરેલી ગૃધ્રસી હણાઈ જાયછે.

ગૃધ્રસીનેલીધે જેનું ચાલવું બંધ પડી ગયું હોય એવો અને તેથી જડ થઈ ગએલો માણસ જો અરડૂસો, નેપાળો તથા ગરમાળો એઓનો ક્વાથ કરી તેમાં એરડીયું તેલ નાખીને પીએ તો અત્યંત શીઘ્ર ચાલનારો થાયછે એમાં કશું આશ્ચર્ય નથી.

બકાનની અંતરછાલ લઇ પાણીમાં વાટીને પીવામાં આવે તો તેથી અસાધ્ય ગૃધ્રસી પણ તુરત મટી જાયછે.

કોમળ અગ્નિથી પકાવેલો નગડનાં પાનડાંનો ક્વાથ પીવામાં આવે તો અસાધ્ય ગૃધ્રસી પણ તુરતજ મટી જાયછે.

### રાસ્ના ગુગ્ગુલુ.

ચાર તોલાં ભાર રાસ્ના અને પાંચ તોલાં ભાર ગુગળ એઓને મિશ્રિત કરી ઘીથી ગોળીઓ વાળીને ખાવામાં આવે તો તેથી ગૃધ્રસી મટી જાયછે.

### રાસ્ના સપ્તક ક્વાથ.

રાસ્ના, ગળો, ગરમાળો, દેવદાર, ગોખરૂ, એરડો અને સાટોડી એઓનો ક્વાથ કરી તેમાં સુંઠનું ચૂર્ણ નાખીને પીવામાં આવે તો તેથી પીંડીઓનાં, સાથળનાં, વાંસાનાં, ઢાંઢાનાં અને પડખાનાં શૂળ મટી જાયછે.

### પથ્યાદિ ગુગ્ગુલુ.

સો હરડે બસો બેહડાં,ચારસો આમળાં અને ચોસઠ તોલાં ભાર ગુગળ એઓને એક હજાર ચોવીશ તોલાં ભાર પાણીમાં એક રાતસુધી રાખી તેઓનો પાણી અરધું અવશેષ રેહે એવો ક્વાથ કરી તે ક્વાથને પાછો લોઢાના વાસણમાં પકાવવો. પછી અગ્નિ ઉપરથી ઉતારીને તેમાં વાવડીંગ, નેપાળો, હરડે, બેહડાં, આમળાં, ગળો, નસોતર, પીપળ, સુંઠ અને મરી એઓનાં બેબે તોલાં ભાર ચૂર્ણ નાખવાં એટલે પથ્યાદિ ગુગ્ગુલુ સિદ્ધ

થાયછે. આ ગુગળ ખાનારાએ મનગમતો વિહાર કરવો અને ગુગળ ખાધા પછી ટાઢું પાણી પીવું તથા ભોજન કરવું. ગુગળનું સેવન કરવામાં આવેતો તેથી ગૃધ્રસી, તુરતની થએલી ખંજતા, ઉગ્ર બરલનું દરદ, ગુલ્મ, પાંડુરોગ, ચળ, ઉલટી અને વાતરક્ત, એઓ હણાઈ જાયછે. પૃથ્વીમાં 'પથ્યાદિક ગુગ્ગુલુ' એ નામથી પ્રખ્યાત થએલો આ અપાર પ્રભાવવાળો ગુગળ માણસને બળમાં હાથી જેવો અને વેગમાં ઘોડા જેવો કરે છે, આયુષ્યને વધારેછે, નેત્રને બળ આપેછે, પુષ્ટિ કરેછે, ઝેરને હણેછે, ઘવાએલાને સાધેછે અને વિશેષે કરી સઘળા રોગો ઉપર ઉત્તમ છે એમ વિદ્વાનોએ કહ્યુંછે.

**ખંજતા તથા પંગુતા એઓનાં લક્ષણ.**

**अथ खञ्जस्य पङ्गोश्च लक्षणमाह ।**

वायुः कट्याश्रितः सक्थ्नः कण्डरामाक्षिपेद्यदा । खञ्जस्तदा भवेज्जन्तुः पङ्गुः सक्थ्नोर्द्वयोर्वधात् ॥

सक्थ्नः कट्यादिगुल्फांतस्य कण्डरा महास्नायुं आक्षिपेत् । गमनादौ कम्पयेत् वधात् गमनादिक्रियाघातात् ॥

કેડમાં રહેલો વાયુ કેડથી તે ઘુંટીસુધીના ભાગની મોટી સ્નાયુને જ્યારે ખેંચેછે (ચાલવા વગેરેમાં કંપાવેછે) ત્યારે માણસ ખંજ થઈ જાયછે.

કેડથી તે ઘુંટીસુધીના બન્ને સાથળોની ચાલવા વગેરેની ક્રિયા અટકી ગઇ હોય તો માણસ પંગુ કહેવાયછે.

**ખંજતાની તથા પંગુતાની ચિકિત્સા.**

**अथ तस्य चिकित्सा ।**

उपाचरेदभिनवं खञ्जं पङ्गुमथापि च । विरेकास्थापनस्वेदगुग्गुलुस्नेहवस्तिभिः ॥

ખંજતા અથવા પંગુતા રોગ જો થોડા દિવસથી થએલ હોય તો વિરેચનથી, નિરૂહ બસ્તિથી, સ્વેદનોથી, ગુગળો ખવરાવવાથી તથા સ્નેહ બસ્તિઓથી તેઓની ચિકિત્સા કરવી.

**કલાપ ખંજતાનું લક્ષણ.**

**अथ कलापखञ्जस्य लक्षणमाह ।**

कम्पते गमनारम्भे खञ्जन्निव च लक्ष्यते । कलापखञ्जं तं विद्यान्मुक्तसन्धिप्रवन्धनम् ॥

गमनारम्भे कम्पते एतस्य खञ्जादयमेव भेदः कलापखञ्ज इति शास्त्रे रूढा संज्ञा न तु यौगिकी ॥

ચાલવાની શરૂઆત કરતાં કંપે તથા જાણે લુલકાતો હોય એવો દેખાય અને જેના સાંધાઓનાં બંધનો શિથિલ થઇ ગયાં હોય તે માણસને કલાપખંજતા નામનો રોગ પ્રાપ્ત થએલો જાણવો.

ચાલવા લાગતી વખતે કંપ થવો અને લુલકાતા જેવું દેખાવું એટલો ખંજતાથી કલાપ ખંજતાને ભેદછે. (કલાપખંજ) એ નામ વૈદ્યશાસ્ત્રમાં અર્થને અનુસરીને નહીં હોવાથી યૌગિક નથી પણ રૂઢછે એમ સમજવું.

**કલાપ ખંજતાની ચિકિત્સા.**

**अथ तस्य चिकित्सा ।**

क्रमः कलापखञ्जस्य खञ्जपंग्वोरिव

स्मृतः । विशेषात् स्नेहनं कर्म कार्यमत्र विचक्षणैः ॥

કલાપ ખંજતાની ચિકિત્સા ખંજતાની તથા પંગુતાની ચિકિત્સા જેવીજ કરવી. વિચક્ષણ વૈદ્યોએ આ કલાપ ખંજતામાં સ્નેહનની ક્રિયા વિશેષેકરી કરવી

## ક્રોષ્ટુક શીર્ષનું લક્ષણ.

## अथ क्रोष्टुकशीर्षस्य लक्षणमाह ।

वातशोणितजः शोथो जानुमध्ये महारुजः । ज्ञेयः क्रोष्टुकशीर्षस्तु स्थूलः क्रोष्टुकशीर्षवत् ॥

कोष्टु शृगालः ॥

વાયુથી તથા રૂધિરથી ગોઠણના મધ્યમાં શીયાળીઆના માથાં જેવો જાડો અને મોટી પીડાવાળો જે સોજો થાયછે તે ક્રોષ્ટુક શીર્ષ કહેવાય છે.

## ક્રોષ્ટુક શીર્ષનિ ચિકિત્સા.

## अथ तस्य चिकित्सा ।

गुग्गुलुं क्रोष्टुशीर्षे तु गुडूचीत्रिफलाम्भसा । क्षीरेणैरण्डतैलं वा पिबेद्वा वृद्धदारकम् ॥

गुग्गुलु शुद्धं कर्षमितं गुडूचीत्रिफलाम्भसा । गुडूचीपथ्याविभीतामलकैः समुदितैश्चतुःकर्षमितैः मस्थमितेन जलेन पक्का क्वाथेनोष्णेन पलद्वयमितेन गुग्गुलु पिबेत् । एरण्डतैलं कर्षमितं क्षीरेण गव्येन पलपरिमितेन पिबेत् वृद्धदारुकचूर्णं वा दुग्धेन गव्येन पलचतुष्टयमितेन पिबेत् ॥

रसैस्तित्तिरमांसस्य पीतैर्गुग्गुलुसंयुतैः । वातरक्तक्रियाभिश्च जयेज्जम्बुकमस्तकम् ॥

ગળો, હરડે, બેહેડાં અને આંમળાં એઓ સર્વને ચાર તોલાં ભાર લઈ ચોસઠ તોલાંભાર પાણીમાં પકાવીને ક્વાથ કરવો. પછી તેમાંથી આઠ તોલા ભાર ઉનો ઉનો ક્વાથ લઇ તે ક્વાથની સાથે, શુદ્ધ કરેલો એક તોલાં ભાર ગુગળ પીવામાં આવે તો તેથી ક્રોષ્ટુકશીર્ષ મટી જાયછે.

દુધની સાથે એરડીયું તેલ અથવા વરધારો પીવામાં આવે તો તેથી ક્રોષ્ટુકશીર્ષ મટી જાયછે. એરડીયું તેલ પીવું હોય તો તે તેલ એક તોલાં ભાર અને ગાયનું દુધ ચાર તોલાં ભાર લેવું. વરધારાનું ચૂર્ણ પીવું હોય તો ગાયનાં સોળ તોલાં ભાર દુધની સાથે તે પીવું.

ગુગળની સાથે તેતરના માંસનો રસો પીવરાવીને અને વાતરક્તના જેવી ચિકિત્સાઓ કરીને ક્રોષ્ટુકશીર્ષને જીતવો.

## ખલ્લીનું લક્ષણ.

## अथ खल्लीलक्षणमाह ।

खल्ली तु पादजङ्घोरुकरमूलावमोटिनी ॥

अवमोटिनी परिवर्त्तनशीला ॥

જેથી પગ, પીડીઓ, સાથળ અનેહાથનાં મૂળ ઠરડાઈ જાયછે તે ખલ્લી (ખાલી) કહેવાય છે.

## ખલ્લીની ચિકિત્સા.

## अथ तस्याश्चिकित्सा ।

कुष्ठसैन्धवयोः कल्कश्चुक्रतैलसमन्वितः । सुखोष्णो मर्दने योज्यः खल्लीशूलनिवारणः ॥

કઠનો તથા સૈંધવનો કલ્ક કરી તેમાં તેલ તથા ચુકો નાખી જરા ગરમ કરીને

તેથી મર્દન કરવામાં આવે તો ખલ્લી સંબંધી પીડા મટી જાયછે.

વાતકંટકનું લક્ષણ.

अथ वातकण्टकस्य लक्षणमाह ।

रुक्पादे विषमे न्यस्ते श्रमाद्वा जायते यदा । वातेन गुल्फमाश्रित्य तमाहुर्वातकण्टकम् ॥

પગ વિષમ રીતે મુકાઇ જતાં અથવા પરિશ્રમનેલીધે વાયુથી ઘુંટીમાં જે પીડા થાયછે તે વાતકંટક કેહેવાય છે.

વાતકંટકની ચિકિત્સા.

अथ तस्य चिकित्सा ।

रक्तावसेचनं कुर्यादभीक्ष्णं वातकण्टके । पिबेदेरण्डतैलं वा दहेत् सूचीभिरेव च ॥

अभीक्ष्णं पुनःपुनः ॥

વાતકંટક થએલ હોય તો વારંવાર લોહી કહડાવવું અથવા એરડીયું તેલ પીવું અથવા સોઇઓ વતે ડાંભ દેવા.

પાદ દાહનું લક્ષણ.

अथ पाददाहस्य लक्षणमाह ।

पादयोः कुरुते दाहं पित्तासृक्सहितोऽनिलः । विशेषतश्चंक्रमणे पाददाहं तमादिशेत् ॥

પિત્તથી તથા રૂધિરથી સંયુક્ત પવન પગમાં દાહ કરેછે અને કરવાના સમયમાં વિશેષેકરી દાહ કરેછે એ પાદદાહ સમજવો.

પાદ દાહની ચિકિત્સા.

अथ तस्य चिकित्सा ।

वातरक्तक्रमं कुर्यात् पाददाहे विशेषतः । मसूरविदलैः पिष्टैः शृतशीतेन वारिणा । चरणौ लेपयेत् सम्यक् पाददाहप्रशान्तये । नवनीतेन संलिप्तौ वह्निना परितापितौ । मुच्येते चरणौ क्षिप्रं परितापात् सुदारुणात् ॥

પાદ દાહમાં વિશેષેકરી વાતરક્તની ચિકિત્સા કરવી.

પાણીને ઉકાળી ટાઢું કરી તેથી વાટેલી મસૂરની દાળથી પગ ઉપર લેપન કરવામાં આવે તો પાદ દાહ મટી જાયછે.

પગ ઉપર માંખણનું લેપન કરી અગ્નિવતે શેક કરવામાં આવે તો તેથી પાદ દાહ દારૂણ હોય તોપણ તુરત મટી જાયછે.

પાદહર્ષનું લક્ષણ.

अथ पादहर्षस्य लक्षणमाह ।

हृष्येते चरणौ यस्य भवतश्च प्रसुप्तकौ । पादहर्षः स विज्ञेयः कफवातप्रकोपजः ॥

हृष्येते रोमाञ्चितौ भवतः प्रसुप्तकौ सिनिसिनीयुक्तौ ॥

કફના તથા વાયુના પ્રકોપનેલીધે બન્ને પગ રોમાંચવાળા થઇ જાયછે તથા ઝણઝણીવાળા થઇ જાયછે એ પાદહર્ષ કેહેવાયછે.

પાદ હર્ષની ચિકિત્સા.

अथ तस्य चिकित्सा ।

पादहर्षे तु कर्त्तव्यः कफवातहरो विधिः ॥

પાદ હર્ષ થએલ હોય તો કફને તથા વાયુને હરનારી ચિકિત્સા કરવી.

## દંડકાક્ષેપ, વાતપિત્ત કૃતાક્ષેપ, દંડાપતાનકાક્ષેપ અને અભિઘાત કૃતાક્ષેપ એરીતે ચાર પ્રકારના આક્ષેપકનું સામાન્ય લક્ષણ.

### अथाक्षेपकस्य सामान्यं लक्षणमाह ।

यदा तु धमनीः सर्वाः कुपितोऽभ्येति मारुतः । तदा क्षिपत्याशु मुहुर्मुहुर्देहं मुहुश्चलः । मुहुराक्षेपणाद्वायुराक्षेपक इति स्मृतः ॥

मुहुर्मुहुर्देहमाक्षिपति गजारूढस्येव पुरुषस्य गात्रं दोलयति । किंविशिष्टो मारुतः मुहुश्चलः वारंवारं सञ्चरणशीलः। अयं वायुराक्षेपक इति स्मृतः देहस्य यन्मुहुराक्षेपणश्चालनं ततः ॥

### आक्षेपकस्य चतुरो भेदानाह ।

पित्तश्लेष्मान्वितो वायुर्वायुरेव च केवलः ॥ कुर्यादाक्षेपकश्चान्यश्चतुर्थमभिघातजम् ॥

पित्तान्वितः श्लेष्मान्वितश्च केवलश्च वायुः आक्षेपकत्रितयं कुर्यात् । अन्यश्चतुर्थोऽभिघातजः । अन्यो दण्डाद्यभिघातजो वायुश्च तुर्यमाक्षेपकं कुर्यादित्यर्थः। तत्र केवलवातजस्याक्षेकस्य लक्षणमाह ॥

पाणिपादशिरःपृष्ठश्रोणीः स्तम्भाति मारुतः ।दण्डवत् स्तब्धगात्रस्य दण्डकः सोऽनुपक्रमः ॥ अयं वातजाक्षेपको दण्डाख्यः सोऽनुपक्रमः ॥

स्वस्वभावादेवासाध्यः। अत्र च मुहुर्मुहुराक्षेपणं बोद्धव्यं श्लेष्मान्वितस्य लक्षणमाह ।

कफावृतो यदा वायुर्धमनीष्वेव तिष्ठति । स दण्डवत् स्तम्भयति कृच्छ्रो दण्डापतानकः ॥

दण्डापतानकः स आक्षेपको दण्डापतानकाख्यः कृच्छ्रः कष्टसाध्यः अत्र च मुहुर्मुहुराक्षेपणं बोद्धव्यम् । आगन्तुजाक्षेपकस्य लक्षणं सामान्यमेव बोद्धव्यम् ॥

જ્યારે કોપ પામેલો વાયુ સઘળી ધમનીઓમાં પ્રાપ્ત થાયછે-ત્યારે વારંવાર સંચરણ કરનારા એ વાયુથી, જેમ હાથી ઉપર બેઠેલા માણસનું શરીર હલેછે તેમ માણસનું શરીર વારંવાર હલેછે. આ પ્રમાણે શરીરને વારંવાર અને તુરત તુરત હલાવવાનેલીધે એ અક્ષેપક કહેવાયછે.

પિત્તથી સંયુક્ત થએલા વાયુએ કરેલો, કફથી સંયુક્ત થએલા વાયુએ કરેલો, કેવલ વાયુએ કરેલો અને અભિઘાતથી ઉત્પન્ન થએલા વાયુએ કરેલો એરીતે આક્ષેપક રોગ ચાર પ્રકારનો થાયછે.

## કેવળ વાયુએ કરેલો આક્ષેપક કે જે દંડકાક્ષેપ કહેવાયછે તેનું લક્ષણ.

વાયુથી હાથ, પગ, માંથું વાંસો તથા ઢાંઢું એઓ સ્તબ્ધ થઇ જતાં આખું શરીર લાકડી જેવું અકડ થઈ જાય એ દંડકાક્ષેપ કહેવાયછે. કેવળ વાયુએ કરેલો અને જેથી શરીર હાથી ઉપર બેઠેલાની પેઠે વારંવાર હલ્યા કરેછે એવો આ દંડકાક્ષેપ સ્વભાવથીજ અસાધ્યછે.

**કફથી સંયુક્ત થએલા વાયુએ કરેલો આક્ષેપક કે જે દંડાપતાનકાક્ષેપ કેહેવાયછે તેનું લક્ષણ.**

જ્યારે કફથી વીટાએલો વાયુ ધમનીઓમાંજ રેહેછે ત્યારે ધમનીઓ લાકડીની પેઠે સ્તબ્ધ થઈ જાયછે અને શરીર હાથી ઉપર બેઠેલાની પેઠે વારંવાર હલ્યા કરેછે એ રોગ દંડાપતાનકાક્ષેપ કેહેવાય છે આ દંડાપતાનકાક્ષેપ કષ્ટસાધ્ય છે.

**અભિઘાતથી ઉત્પન્ન થએલા વાયુએ કરેલો આક્ષેપક કે જે અભિઘાત કૃતાક્ષેપ કેહેવાયછે તેનું લક્ષણ.**

અભિઘાત કૃતાક્ષેપ કે જે આગંતુજાક્ષેપપણ કેહેવાયછે તેનું લક્ષણ જુદું લખ્યું નથી માટે આક્ષેપકનું જે સામાન્ય લક્ષણ કહ્યુંછે તેજ એનું લક્ષણ સમજવું. (પિત્તથી સંયુક્ત થએલા વાયુએ કરેલા આક્ષેપકનું લક્ષણ પણ જુદું લખેલું જોવામાં આવતું નથી માટે તેનું લક્ષણ પણ સામાન્ય લક્ષણથી ન્યૂનાધિક નહિ હોય એમ જણાયછે.)

**ચારે પ્રકારના આક્ષેપકની ચિકિત્સા.**

**अथ तस्य चिकित्सा ।**

बलामूलकषायस्य दशमूलीशृतस्य च । यवकोलकुलत्थानां क्काथस्य पयसस्तथा ॥ अष्टावष्टौ स्मृता भागास्तैलादेकस्तदेकतः । पचेदावाप्य मधुरं गणं सैन्धवसंयुतम् ॥ तथा गुरुं सर्जरसं सरलं देवदारु च । मञ्जिष्ठां पद्मकं कुष्ठमेलां कालाञ्च सारिवाम् ॥ मांसीं शैलेयकं पत्रं तगरं सारिवां वचाम् । शतावरीमश्वगन्धां शतपुष्पां पुनर्नवाम् ॥ तत्साधु सिद्धं सौवर्णे राजते मृण्मयेऽपि वा । प्रक्षिप्य कलशे सम्यक् सगुप्तं निधापयेत् ॥ एतन्महाबलातैलं प्रयुक्तमविलम्बितम् । सर्वानाक्षेपकादींस्तु वातव्याधीन् व्यपोहति ॥ हिक्कां श्वासमधीमन्थं गुल्मं कासं सुदुस्तरम् । षण्मासादुपयुक्तं तदन्त्रवृद्धिश्च नाशयेत् ॥ यथाबलमलं मात्रां सूतिकायै च दापयेत् । या च गर्भार्थिनी नारी क्षीणशुक्रश्च यः पुमान् ॥ क्षीणवाते मर्महते ह्यभिघातहते तथा । भग्ने श्रमाभिपन्ने च सर्वथैतत् प्रयुज्यते ॥ एतद्धि राज्ञा कर्तव्यं कर्तव्यं राजपूजितैः । सुखिभिः सुकुमारैश्च धनिभिर्मानवैः सदा ॥

एकतः एकत्र आवाप्य प्रक्षिप्य ॥ इति महाबलातैलम् ॥

ખપાટનાં મૂળીઆના ક્વાથના આઠ ભાગ, દશમૂળીના ક્વાથના આઠ ભાગ, જવ, બરી તથા કળથી એઓના ક્વાથના આઠ ભાગ, દુધના આઠ ભાગ અને તેલનો એક ભાગ એઓને એક વાસણમાં નાખી તેમાં જીવનીયગણનાં ઔષધો, સૈંધવ, અગર, રાળ, શરૂ, દેવદાર, મજીઠ, પદ્મકાષ્ઠ, કઠ, એલચી, કાળી ઉપલસરી, જટામાંસી, શિલાજીત, તમાલપત્ર, તગર, ધોળી ઉપલસરી, વજ, શતાવરી, આસોંદ, સુવા અને સાટોડી એટલા પદાર્થો નાખીને તે તેલને પકા-

વવું એટલે મહાબલાતૈલ નામનું તૈલ સિદ્ધ થાયછે. આ તૈલ સિદ્ધ થયા પછી તેને સોનાના, રૂપાના અથવા માટીના કલશમાં નાખી સારા બંદોબસ્તથી રાખી મેલવું. આ તૈલનો ઉપયોગ કરવામાં આવે તો આક્ષેપક વગેરે સઘળા વાત વ્યાધિઓનો નાશ થાયછે. આ તૈલનો ઉપયોગ કરવાથી હેડકી, શ્વાસ, અધિમંથ ગુલ્મ તથા ઉગ્ર ઉધરસ એઓનો નાશ થાયછે અને છ મહિનામાં અંત્રવૃદ્ધિનો પણ નાશ થાયછે. બળને અને મળને અનુસરીને સુવાવડીને પણ આ તૈલની માત્રા દેવી. જે સ્ત્રીને ગર્ભ રેહેવાની ઇચ્છા હોય તથા જે પુરૂષને વીર્ય ક્ષીણ થઇ ગયું હોય તેઓને પણ આ તૈલ ઉપયોગી છે. ક્ષીણવાત ઉપર મર્મસ્થલમાં અભિઘાત ઉપર, બીજા અભિઘાતો ઉપર, ભાંગેલા ઉપર, અને પરિશ્રમના દુઃખ ઉપર પણ સઘળી રીતે આ તૈલનો ઉપયોગ કરવામાં આવેછે. રાજાએ, રાજાના માનપાત્ર માણસોએ, સુખી લોકોએ, સુકુમાર લોકોએ અને ધનવાન્ લોકોએ સર્વદા આ તૈલ કરી રાખવું જોઇએ.

## અંતરાયામનું લક્ષણ.

## अथान्तरायामस्य लक्षणमाह।

अङ्गुलीगुल्फजठरहृद्वक्षोगलसंश्रितः। स्नायुप्रतानमनिलस्तदाक्षिपति वेगवान्॥ विष्टब्धाक्षः स्तब्धहनुर्भग्नपार्श्वः कफं वमन्। अभ्यन्तरे धनुरिव यदा नमति मानवः॥ यदा सोऽभ्यन्तरायामं कुरुते मारुतो बली॥

यदा स बली मारुतोऽभ्यन्तरायामं कुरुते तदङ्गुल्यादिसंश्रितोऽनिलः स्नायुरत्रोपलक्षणं शिराकण्ठयोरपि ग्रहणम्। आक्षिपति कम्पयति तदा स मानवः विष्टब्धाक्षः स्तब्धनेत्रः भग्नपार्श्वः भग्नमिव पार्श्वं यस्य सः॥

જ્યારે બળવાન્ થએલો વાયુ અંતરાયામ કરેછે ત્યારે આંગળીઓ, ઘુંટીઓ, પેટ, હૃદય, વક્ષઃસ્થલ અને ગળું એઓમાં રહેલો પવન વેગવાળો થઇને સ્નાયુઓના સમૂહને, શિરાઓને તથા કંઠને પણ કંપાવે છે અને એમ થતાં માણસની આંખો સ્તબ્ધ થઈ જાયછે, દાઢી સ્તબ્ધ થઇ જાયછે, પડખું ભાંગીગએલા જેવું થઇ જાયછે, કફનું વમન થાયછે અને તે માણસ છાતીથી કમાનની પેઠે નમી જાયછે.

## બાહ્યાયામનું લક્ષણ.

## अथ बाह्यायामस्य लक्षणमाह।

महाहेतुर्बली वायुः सशिराः स्नायुकण्डराः। मन्याः पृष्ठाश्रिता बाह्याः संशोष्यानामयेद्बहिः। यत्र तं बहिरायामं प्रवदन्ति भिषग्वराः। तमसाध्यं बुधाः प्राहुर्वक्षःकट्यूरुभञ्जनम्॥

वक्षःकट्यूरुभञ्जनम् तत्रापि यो वक्षःकट्यूरून् भुनक्ति संमर्दयति तमसाध्यं प्राहुः॥

મોટાં નિદાનોથી પ્રબલ થએલો વાયુ ઓડમાં તથા વાંસામાં રહેલી પછવાડાની શિરાઓને, સ્નાયુઓને તથા કંડરાઓને સુકાવી નાખેછે અને તેથી માણસ વાંસા તરફ કમાનની પેઠે નમી જા-

થછે એ રોગને ઉત્તમ વૈદ્યો બાહ્યાયામ કેહેછે. આ રોગ અસાધ્ય છે અને તેમાં પણ છાતી, કેડ તથા સાથળ એઓનું સંમર્દન થતું હોય તો અત્યંત અસાધ્ય છે એમ વિદ્વાનો કેહેછે.

## અંતરાયામની તથા બાહ્યાયામની ચિકિત્સા.

### तयोश्चिकित्सा।

बाह्यायामेऽन्तरायामे विधेयार्दितवत् क्रिया ॥

અંતરાયામ કે બાહ્યાયામ થએલ હોય તો અર્દિતના જેવી ચિકિત્સા કરવી.

## ધનુર્વાતનું લક્ષણ.

### अथ धनुःस्तम्भस्य लक्षणमाह ।

धनुस्तुल्यो नमेद्यस्तु स धनुःस्तम्भसंज्ञितः । विवर्णवद्धवदनः स्रस्ताङ्गो नष्टचेतनः । प्रस्विद्यंश्च धनुःस्तम्भो दशरात्रं न जीवति ॥

अन्तरायामेऽङ्गुल्यादिप्वाक्षेपः स्तब्धाक्षत्वादिकञ्च भवति। धनुःस्तम्भे तु धनुर्वत् नमनमात्रमित्येतयोर्भेदः । विवर्णबद्धवदनः बधोऽत्र चिबुकस्य ज्ञेयः ॥

વાયુના કોપને લીધે માણસ કમાનની પેઠે વળી જાયછે એ રોગ ધનુર્વાત કેહેવાયછે. શિથિલ થએલાં અંગોવાળો, બેભાન થએલો, પસીનાથી ભીજાઇ જતો અને જેનું મોહોડું નમેલી હડપચીવાળું તથા વિપરીત રંગવાળું થઈ ગયું હોય એવો ધનુર્વાતવાળો માણસ દશ રાતની અંદર મરી જાયછે.

અંતરાયામમાં આંગળીઓ વગેરે ખેચાયછે અને આંખોનું સ્તબ્ધપણું વગેરે થાયછે અને ધનુર્વાતમાં તો કેવળ કમાનની પેઠે વળવુંજ થાયછે એટલો અંતરાયામને અને ધનુર્વાતને ભેદ છે.

## કુબ્જકનું લક્ષણ.

### अथ कुब्जस्य लक्षणमाह ।

हृदयं यदि वा पृष्ठमुन्नतं क्रमशः सरुक् । क्रुद्धो वायुर्यदा कुर्यात् तदा तं कुब्जमादिशेत् ॥

यदेत्युक्त्वा यदि वेति विकल्पार्थस्तेन न पुनरुक्तिदोषः । ननु अन्तरायामः क्रोडनतो भवति । बहिरायामः पृष्ठतो भवति ताभ्यामस्य को भेदः ॥ उच्यते । अन्तरायामबहिरायामयोः प्रकृतस्यैवान्तःशरीरस्य बहिःशरीरस्य च नमनमत्र तु हृदयं पृष्ठं वा शरीराद्बहिर्भवतीति भेदः ॥

કોપ પામેલો વાયુ છાતીને અથવા વાંસાને અનુક્રમથી ઊંચાઇવાળાં તથા વેદનાવાળાં કરી નાખેછે એ રોગ કુબ્જક કેહેવાયછે.

શંકા.— અંતરાયામ કે જેમાં છાતીથી નમાય છે અને બાહ્યાયામ કે જેમાં પીઠથી નમાય છે તેઓથી આ કુબ્જકમાં શી જુદાઈ છે?

સમાધાન.— અંતરાયામમાં અને બાહ્યાયામમાં શરીર જેવુંને તેવુંજ રહી છાતીથી અને વાંસાથી નમે છે અને કુબ્જકમાં તો છાતી અથવા વાંસો શરીરના ભાગથી બાહાર નીકળી જાયછે એ ભેદછે.

## ધનુર્વાતની તથા કુબ્જકની ચિકિત્સા.

### अथ तस्य चिकित्सा ।

बाह्यायामेऽन्तरायामे धनुःस्तम्भे च कुब्जके । योज्यं प्रसारणीतैलं तेन तेषां शमो भवेत् । वातव्याधिषु सामान्या याः क्रियाः कथिताः पुरा । कर्त्तव्या एव ताः सर्वास्तैलमेतद् विशेषतः ॥

ધનુર્વાત, કુબ્જક, અંતરાયામ કે બાહ્યાયામ થએલ હોય તો પ્રસારણી તેલ કે જે હનુગ્રહની ચિકિત્સામાં કહેવામાં આવ્યું છે તેનો ઉપયોગ કરવાથી એ રોગો શાંત થાયછે. પ્રથમ વાતવ્યાધિઓમાં જે સામાન્ય ચિકિત્સાઓ કહેલી છે તે સઘળી કરવી અને પ્રસારણી તેલનો વિશેષે કરી ઉપયોગ કરવો.

## અપતંત્રનું લક્ષણ.

### अथापतन्त्रकस्य लक्षणमाह ।

क्रुद्धः स्वैः कोपनैर्वायुः स्थानादूर्ध्वं मपद्यते। पीडयन् हृदयं गत्वा शिरः शङ्खौ च पीडयन् । धनुर्वन्नमयेद्गात्राण्याक्षिपेन्मोहयेत्तथा । स कृच्छ्रादुच्छ्वसेदुच्चैः स्तब्धाक्षोऽथ निमीलकः । कपोत इव कूजेच्च निःसंज्ञः सोऽपतन्त्रकः ॥

स्थानात् पक्वाशयात् ऊर्ध्वं शिर उद्दिश्य आक्षिपेत् चालयेत् अथ निमीलकः । अथवा निमीलिताक्षः । यत्रैतानि भवंति सोऽपतन्त्रकः ॥

પોતાને કુપિત કરનારાં નિદાનોથી પ્રકોપ પામેલો વાયુ પક્વાશયમાંથી ઊંચે જઈ હૃદયને પીડેછે, માથાને તથા લમણાઓને પીડેછે, ગાત્રોને કમાનની પેઠે નમાવે છે, કંપાવેછે અને ચિત્તને મોહયુક્ત કરી દે છે કે જેથી માણસ માંડમાંડ ઊંચા શ્વાસ લેછે, આંખોને ઉઘાડીજ રાખેછે અથવા વીચેલીજ રાખેછે, હોલાની પેઠે ઘુઘવેછે અને બેભાન થઈ જાયછે. આ સઘળાં લક્ષણો જેમાં થાય તે અપતંત્રક કહેવાયછે.

## અપતંત્રની ચિકિત્સા.

### तस्य चिकित्सा ।

अथापतन्त्रकेनार्त्तमातुरं नापतर्पयेत् । निरूहवस्ति वमनं सेवयेन्न कदाचन ॥ श्वसनाः कफवाताभ्यां रुद्धास्तस्य विमोक्षयेत् । तीक्ष्णैः प्रधमनैः संज्ञां तासु मुक्तासु विन्दति ॥

श्वसनाः प्रश्वासोच्छ्वासवहा धमनीः ॥

मरिचं शिग्रुबीजानि विडङ्गञ्च फणिज्जकम् । एतानि सूक्ष्मचूर्णानि दद्यात् शीर्षविरेचने ॥

फणिज्जको मरुवकः ॥ इति मरीचादि नस्यम् ॥

हरीतकी वचा रास्ना सैन्धवं साम्लवेतसम् । घृतमार्द्रकसंयुक्तमपतन्त्रकनाशनम् ॥ आम्लवेतसकाभावे चुक्रं दातव्यमीरितम् ॥

અપતંત્રથી પીડાએલા માણસને તૃપ્તિ વિરૂદ્ધ ક્રિયા કરવી નહિ અને કદીપણ નિરૂહ બસ્તિનું કે વમનનું સેવન કરાવવું નહિ પરંતુ કફથી તથા વાયુથી રોકાએલી તેની શ્વાસને ચલાવનારી નાડીઓને તીક્ષ્ણ પ્રધમનો ( તીક્ષ્ણ ચૂર્ણનાં નસ્યો ) આપીને છુટી કરવી. કારણ

નાડીઓ છુટી થવાથી રોગીને સંજ્ઞા પ્રાપ્ત થાયછે.

### મરિચાદિ નસ્ય.

માથાને ખાલી કરવાસારૂ મરી, સરગવાનાં બીજ, વાવડીંગ, અને મરવો એઓનું સૂક્ષ્મ ચૂર્ણ કરીને તેનું નસ્ય દેવું.

### હરીતક્યાદિ.

હરડે, વજ, રાસ્ના, સૈંધવ, અમલબેદ, અમલબેદ ન મળે તો ચુકો, ઘી અને આદુનો રસ એઓનો ઉપયોગ કરવાથી અપતંત્રનો નાશ થાયછે.

### અપતાનકનું લક્ષણ.

**अथापतानकस्य लक्षणमाह ।**

दृष्टिं संस्तभ्य संज्ञां च हत्वा कण्ठेन कूजति। हृदि मुक्ते नरः स्वास्थ्यं याति मोहावृते पुनः । वायुना दारुणं प्राहुरेके तमपतानकम् । गर्भजातनिमित्तश्च शोणितातिस्रवाच्च यः । अभिघातनिमित्तश्च न सिध्यत्यपतानकः ॥

दृष्टि रूपग्रहणशक्तिं संस्तभ्य नाशयित्वा ॥

કોપ પામેલા વાયુથી માણસની જોવાની શક્તિ તથા સંજ્ઞા નષ્ટ થઈ જાયછે. ગળું ઘુઘવ્યા કરેછે અને મોહથી ઘેરાએલું હૃદય છુટું થાય ત્યારે વળી સ્વસ્થતા પ્રાપ્ત થાયછે. એ મહાદારૂણ રોગને કેટલાએક વૈદ્યો અપતાનક કહેછે.

ગર્ભની ઉત્પત્તિને લીધે થએલો, લોહી બહુજ સ્રવવાથી થએલો અને અભિઘાતથી થએલો અપતાનક મટતો નથી.

### અપતાનકની ચિકિત્સા.

**अथ तस्य चिकित्सा ।**

अथापतानके नार्त्तमप्लुताक्षमवेपनम् । अखट्वापातितं चैव त्वरया समुपाचरेत् । अपतानकिने शस्तं दशमूलीशृतं जलम् । पिप्पलीचूर्णसंयुक्तं जीर्णे मांसरसौदनम् । तैलेन मर्दनं चैव तथा तीक्ष्णं विरेचनम् । स्रोतोविशोधनं पश्चात् सर्पिःपानं हितं स्मृतम् । हन्त्ययुक्तवता पीतमम्लं दध्यपतानकम् । मरिचेन समायुक्तं स्नेहवस्तिरथापि वा ॥

અપતાનકથી પીડાએલા માણસને આંખોમાંથી પાણી ઝરતાં નહોય, કંપ ન થયો હોય અને ખાટલે પડવું ન પડ્યું હોય તે પહેલાં તુરતજ તેની ચિકિત્સા કરવી.

અપતાનકવાળા માણસને દશમૂળીનો ક્વાથ પીપળનું ચૂર્ણ નાખીને પાવો. ક્વાથ પચીગયા પછી માંસના રસાવાળો ભાત ખવરાવવો, તેલથી, મર્દન કરવું, તીક્ષ્ણ વિરેચન દેવું અને પછી ઘી પીવરાવવું કે જેથી સ્રોતો સાફ થઇ જાય.

જમ્યા પહેલાં મરીના ચૂર્ણ સહિત ખાટું દહીં પીવામાં આવે તો અપતાનક મટી જાયછે. સ્નેહની પીચકારી મારવાથી પણ અપતાનક મટી જાયછે.

### પક્ષાઘાતનું લક્ષણ.

**अथ पक्षाघातस्य लक्षणमाह ।**

गृहीत्वार्धं तनोर्वायुः शिराः स्नायूर्विशोष्य च । पक्षमन्यतमं हन्ति सन्धिबन्धान् विमोक्षयन् ॥ कृत्स्नोऽर्धका-

यस्तस्य स्यादकर्मण्यो विचेतनः । एकाङ्गवातं तं केचिदन्ये पक्षवधं विदुः ॥

अर्धम् अर्धनारीश्वरवत् पक्षं बाहुपार्श्वोरुजङ्घादिभागम् । अन्यतमं वामं दक्षिणं वा विमोक्षयन् शिथिलीकुर्वन् अकर्मण्यः कर्मासमर्थः विचेतनः ईषत् स्पर्शादि ज्ञानयुक्तः ॥

વાયુ શરીરના અરધા ભાગને પકડી શિરાઓને તથા સ્નાયુઓને સુકાવી નાખી, સાંધાઓનાં બંધનોને શિથિલ કરીને જમણા અથવા ડાબાં પડખાંને (બાહુ, પડખાં, સાથલ તથા પીંડી વગેરે ભાગને) હણી નાખેછે કે જેથી માણસની સઘળી અરધી કાયા કામ કરવામાં અસમર્થ થઇ જાયછે અને સ્પર્શ વગેરેના અલ્પજ્ઞાનવાળી થઇ જાયછે. આ રોગને કેટલાએક પક્ષાઘાત કહેછે, કેટલાએક એકાંગવાત કહેછે અને કેટલાએક પક્ષ વધ કહેછે. જેમ અર્ધનારીશ્વરનું અરધું શરીર સ્ત્રીમય છે અને અરધું શરીર પુરૂષમય છે તેમ આ રોગવાળાનું અરધું શરીર ઝલાઇ જાયછે અને અરધું શરીર કામને લાયક કહેછે.

### પક્ષાઘાતના સાધ્યપણાના તથા અસાધ્યપણાના જ્ઞાનને વાસ્તે વાયુની સાથે બીજા દોષોના સંસર્ગનું વિવેચન.

### अस्य साध्यासाध्यज्ञानार्थमाह ।

दाहसन्तापमूर्छाः स्युर्वायौ पित्तसमन्विते । शैत्यशोथगुरुत्वानि. तस्मिन्नेव कफावृते ॥

दाहो बाह्यः सन्तापः आभ्यन्तरः । एतल्लक्षणमन्यत्रापि वातव्याधौ बोद्धव्यं सामान्यतो वायाविति निर्दिष्टत्वात् ॥

વાયુ જો પિત્તથી સંયુક્ત હોય તો અંદર દાહ, બાહાર સંતાપ તથા મૂર્છા થાયછે અને કફથી સંયુક્ત હોય તો શીતપણું, સોજો તથા ભારેપણું થાયછે. આ લક્ષણ બીજા વાત વ્યાધિઓમાં પણ સમજવા યોગ્ય છે. કારણ કે આ લક્ષણમાં સામાન્યરીતે વાયુ શબ્દનું ગ્રહણ કર્યું છે.

### પક્ષાઘાતનું સાધ્યાસાધ્યપણું.

### पक्षाघातस्य साध्यत्वादिकमाह ।

शुद्धवातहतं पक्षं कृच्छ्रसाध्यतमं विदुः । साध्यमन्येन संयुक्तमसाध्यं क्षयहेतुकम् ॥

शुद्धः केवलः । अन्येन पित्तेन कफेन वा । क्षयहेतुकं क्षयो धातुक्षयस्तत्कुपितवातनिमित्तकम् ॥

### अपरमसाध्यलक्षणमाह ।

गर्भिणीसूतिकाबालवृद्धक्षीणेष्वसृक्क्षये । पक्षाघातं परिहरेद्वेदनारहितो यदि ॥

वेदनारहितो यदीति भिन्नमसाध्यलक्षणम् ॥

પક્ષાઘાત જો એકલા વાયુથી થએલ હોય તો અત્યંત કષ્ટ સાધ્ય છે, પિત્તથી કે કફથી સંયુક્ત થએલા વાયુથી થએલ હોય તો સાધ્ય છે અને ધાતુઓના ક્ષયથી કોપ પામેલા વાયુથી થએલ હોય તો અસાધ્ય છે.

ગર્ભિણી, સુવાવડી, બાલક, વૃદ્ધ, ક્ષીણ થએલ અને જેના રૂધિરનો ક્ષય થયો હોય એવા માણસોને થએલો પક્ષાઘાત મટતો નથી માટે તેની ચિકિત્સા કરવી નહિ.

પક્ષાઘાત જો વેદનાથી રહિત હોય તો તે અસાધ્ય છે માટે તેની ચિકિત્સા કરવી નહિ.

## પક્ષાઘાતની ચિકિત્સા.

### માષાદિ ક્વાથ.

### तस्य चिकित्सा ।

मापात्मगुप्तावातारिवाट्यालकजटाशृतम् । हिङ्गुसैन्धवसंयुक्तं पक्षाघातं विनाशयेत् ॥ मापिके हिङ्गुसिधूत्थे जरणाद्यास्तु शाणिकाः ॥

मापादिकाथः ॥

ग्रन्थिकाग्निकणाशुण्ठीरास्नासैन्धवकल्कितम् । मापकाथशृतं तैलं पक्षाघातं व्यपोहति ॥

ग्रन्थिकादितैलम् ॥

मापात्मगुप्तातिविपारूवूकरास्नागताह्वालवणैः सुपिष्टैः । चतुर्गुणे मापवलाकपाये तैलं शृतं हन्ति हि पक्षघातम् ॥

इति मापादितैलम् ॥

અડદ, કૌચાં, એરંડો, અને મોટી ખપાટનાં મૂળ એઓનો ક્વાથ કરી તેમાં હીંગ અને સીંધવ નાખીને પીવામાં આવે તો તેથી પક્ષાઘાત મટી જાયછે. ( હીંગ અને સીંધવ પાંચ પાંચ ચણોઠી ભાર લેવાં અને જીરાં વગેરે પદાર્થો ચોવીશ ચણોઠી ભાર લેવા એવી મર્યાદાછે. )

### ગ્રંથિકાદિ તૈલ.

પીપળીમૂળ, ચિત્રક, પીપળ, સુંઠ, રાસ્ના અને સૈંધવ એઓનો કલ્ક નાખી અડદના ક્વાથમાં પકાવેલું તૈલ પક્ષાઘાતને મટાડેછે.

### માષાદિ તૈલ.

અડદ, કૌચાં, અતવસ, એરંડો, રાસ્ના, સુવા અને સૈંધવ એઓનો સારીપેઠે વાટેલો કલ્ક નાખી તેલથી ચોગણા અડદના તથા ખપાટના ક્વાથમાં પકાવેલું તૈલ પક્ષાઘાતને હણીનાખેછે.

## સર્વાંગવાતનું લક્ષણ.

### अथ सर्वाङ्गवातस्य लक्षणमाह ।

सर्वाङ्गपवने क्रुद्धे गात्रस्फुरणभञ्जने । वेदनाभिः परीताश्च स्फुटन्तीवास्य सन्धयः ॥

सन्धयो वेदनापरीता युताः स्फुटन्तीव ॥

સર્વ અંગોમાં વાયુનો કોપ થવાથી ગાત્રોની શિરાઓ કંપે છે, ગાત્રો ભાંગી જાય છે અને વેદનાથી ઘેરાએલા સાંધાઓ જાણે ફાટી પડતા હોય એમ જણાય છે. એ રોગ સર્વાંગવાત કહેવાય છે.

## સર્વાંગ વાતની ચિકિત્સા.

### अथ तस्य चिकित्सा ।

सर्वाङ्गगतमेकाङ्गगतश्चापि समीरणम् । तैलावगाहनं हन्ति तोयवेगमिवाचलः ॥

જેમ પર્વત પાણીના વેગને હણી નાખેછે તેમ તેલની કોઠીમાં અવગાહન સર્વાંગવાતને તથા પક્ષાઘાતને પણ હણી નાખેછે.

**હ્રસ્વ કેશત્વથી માંડીને પરિશ્રમ પર્યંત વાતવ્યાધિઓ કે જેઓનાં લક્ષણો સ્થાનકો ઉપરથી તથા નામો ઉપરથીજ જણાયછે તેઓવિષે.**

## अथ स्थाननामलक्ष्यलक्षणान् वातव्याधीनाह ।

स्थाननामानुरूपैश्च लिङ्गैः शेषान् विनिर्दिशेत् । सर्वेष्वेतेषु संसर्गं पित्ताद्यैरुपलक्षयेत् । प्रथमं ह्रस्वकेशत्वं ततो वाचालतापि च । आटोपः पार्श्वशूलश्च पुरीषस्यातिगाढता । तथा मलाप्रवृत्तिश्च कम्पः स्तम्भश्च रूक्षता । कार्श्यं कार्ष्ण्यञ्च शैत्यञ्च लोमहर्षो व्यथा तथा । तोदो भेदः शिरास्फूर्तिरङ्गमर्दोऽङ्गशुष्कता । सङ्कोचश्चाङ्गविभ्रंशो मोहश्चलचित्तता । निद्रानाशः स्वेदनाशो बलहानिश्च भीरुता । शुक्रक्षयो रजोनाशो गर्भनाशः परिश्रमः ॥

आटोपो गुडुगुडाशब्दः । तोदः सूचीव्यधनेनेव पीडा । भेदो विदारणेनेव व्यथा । अङ्गविभ्रंशः अङ्गस्य स्थानत्यागेन स्खलन । निद्रानाशो निद्राल्पत्वमपि । गर्भनाशः आमगर्भपातः गर्भशय्यायां वाताधिष्ठानाद्गर्भाग्रहणमिति जैज्जटः । परिश्रमः आयास विना श्रम. ॥

બાકીના વાતવ્યાધિઓને સ્થાનક તથા નામ એઓને મળતાં લક્ષણો ઉપરથી સમજી લેવા અને એ સઘળાઓમાં પિત્તાદિકનો સંસર્ગપણ કલ્પના શક્તિથી સમજી લેવો. કેશોનું જે હ્રુકાપણું તે હ્રસ્વકેશત્વ કહેવાયછે. બહુ બોલનારપણું એ વાચાલતા કહેવાયછે. પેટમાં જે ગડગડાટ થાય તે આટોપ કહેવાયછે. પડખામાં જે શૂળ નીકળે તે પાર્શ્વશૂળ કહેવાયછે. વિષ્ટાનું જે અત્યંત કઠણપણું તે મળગાઢતા કહેવાયછે, દસ્તનું જે નહિ ઉતરવું તે મલાપ્રવૃત્તિ કહેવાયછે. અંગનું જે કંપવું તે કંપ કહેવાયછે. અંગનું જે અક્કડ થઈ જવું તે સ્તંભ કહેવાયછે. શરીરનું જે લુખાપણું તે રૂક્ષતા કહેવાયછે. શરીરનું જે દુબળાપણું તે કાર્શ્ય કહેવાયછે. શરીરનું જે કાળાપણું તે કાર્ષ્ણ્ય કહેવાયછે. શરીરનું જે થડાપણું તે શૈત્ય કહેવાયછે. રૂવાણાંઓનું જે ઉભુ થવું તે લોમહર્ષ કહેવાયછે. અંગમાં જે પીડા થાય તે વ્યથા કહેવાયછે. અંગમાં જાણે સોઇ ભોંકાતી હોય એવી જે પીડા થાય તે તોદ કહેવાયછે. અંગને જાણે કોઇ ચીરી નાખતુ હોય એવી જે વ્યથા થાય તે ભેદ કહેવાયછે શિરાઓનું જે ફરકવુ તે શિરાસ્ફૂર્તિ કહેવાયછે. અંગોનું જે આમતેમ મર્દન (ભાંગવું) થાય તે અંગમર્દ કહેવાયછે. અંગનું જે સુકાઇ જવું તે અંગશુષ્કતા કહેવાયછે. અગનું જે સંકોચાઈ જવું તે સંકોચ કહેવાયછે. અંગનું પોતાના ઠેકાણાથી જે ખસીજવું તે અંગવિભ્રંશ કહેવાયછે. ચિત્તનું જે મૂઢ થઇ જવું તે મોહ કહેવાયછે. ચિત્તનું જે ચંચલપણું તે ચલચિત્તતા કહેવાયછે. નિદ્રાનું બિલકુલ નહિ આવવું તથા નિદ્રાનું અલ્પપણું એ નિદ્રાનાશ કહેવાયછે. પસીનો નઆવે એ સ્વેદનાશ કહેવાયછે. બળનો નાશ થઈ જાય તે બ-

લહાનિ કહેવાયછે. બીકણપણું થાય એ ભીરૂતા કહેવાયછે. વીર્યનો ક્ષય થાય તે શુક્રક્ષય કહેવાયછે. સ્ત્રીના રજનો નાશ થાય તે રજોનાશ કહેવાયછે. કાચા ગર્ભનું પડીજવું અથવા જૈજ્જટના મત-પ્રમાણે ગર્ભાશયમાં વાયુના રહેવાથી ગર્ભનું નહીજ રહેવું એ ગર્ભનાશ કહેવાયછે. દાખડો કર્યા વિના થાકીજવું એ પરિશ્રમ કહેવાયછે. (વહ્નિવૈષમ્ય એટલે અગ્નિના વિષમપણાનું લક્ષણ જઠરાગ્નિના વિકારોના અધિકારમાં કહેવાઈ ગયું છે તે જોવું. )

### ઉપરલખેલા -હ્રસ્વકેશત્વ વગેરે વાતવ્યાધિઓની ચિકિત્સા.

### अथ तेषां चिकित्सा ।

सामान्यवातरोगाणां या चिकित्सा प्रवक्ष्यते । एषां सैव विधातव्या तयैते यान्ति संक्षयम् ॥

વાતવ્યાધિઓનાં જે સામાન્ય ઔષધો કહેવામાં આવશે તેજ ઔષધો હ્રસ્વકેશત્વ વગેરે રોગોનાં કરવાં એ કરવાથી તે રોગો ક્ષય પામેછે.

### બીજા પ્રકારથી વાતવ્યાધિઓનું નિરૂપણ.

एवं विधानि रूपाणि करोति कुपितोऽनिलः । हेतुस्थानविशेषेण भवेद्रोगविशेषकृत् ॥

एवंविधानि रूपाणि शिरोग्रहादीनि अशीतिः ॥

કોપ પામેલો વાયુ એ પ્રમાણે શિરોગ્રહ વગેરે એશી રૂપોને કરેછે. હેતુઓના ભેદથી તથા સ્થાનકોના ભેદથી પણ વાતવ્યાધિઓવિષે વિશેષ વિવેચન સમજવું યોગ્યછે.

### હેતુઓના ભેદોથી વાતવ્યાધિઓના ભેદ.

### तत्र हेतुविशेषेण वातव्याधिविशेषो यथा ।

उदाने पित्तसंयुक्ते दाहो मूर्च्छा भ्रमः क्लमः । अस्वेदहर्षौ मन्दाग्निः शीतता च कफावृते। प्राणे पित्तावृते छर्दिर्दाहश्चैवोपजायते । दौर्बल्यं सदनं तन्द्रा वैरस्यञ्च कफावृते ॥

प्राणो हृदयाश्रयो वायुः ॥

स्वेदो दाहस्तृषा मूर्च्छा समाने पित्तसंयुते। कफेन सक्ते विण्मूत्रे गात्रहर्षश्च जायते ॥

कफेन संयुक्ते समाने विण्मूत्रे सक्तेऽवरुद्धे भवतः । गात्रहर्षो रोमाञ्चः ॥

अपाने पित्तसंयुक्ते दाहौष्ण्यं रक्तमूत्रता । अधःकाये गुरुत्वञ्च शीतता च कफावृते ॥

गुदाश्रयोऽपानः ॥

व्याने पित्तावृते दाहो गात्रविक्षेपणं क्लमः।स्तम्भोऽथ दण्डकश्चापि शूलशोथौ कफावृते ॥

दण्डक आक्षेपकभेदः ॥

કંઠમાં રહેનારો ઉદાનવાયુ જો પિત્તથી સંયુક્ત થયો હોય તો દાહ, મૂર્ચ્છા, ભ્રમ તથા ગ્લાની થાયછે અને જો કફથી સંયુક્ત થયો હોય તો પસીનાનો અભાવ, રૂવાણાંઓનું ઉભું થવું, અગ્નિનું મંદપણું અને શરીરનું શીતપણું થાયછે.

હૃદયમાં રેહેનારો પ્રાણવાયુ જો પિત્તથી સંયુક્ત થયો હોય તો ઉલટી તથા દાહ થાયછે અને કફથી સંયુક્ત થયો હોય તો દુર્બલપણું, ગ્લાની, તંદ્રા તથા વિરસપણું થાયછે.

જઠરાગ્નિની નીચે રેહેનારો સમાનવાયુ જો પિત્તથી સંયુક્ત થયો હોય તો પસીનો, દાહ, તરશ, તથા મૂર્છા થાયછે અને કફથી સંયુક્ત થયો હોય તો વિષ્ટાની તથા મૂત્રની અટકાયત અને રૂવાણાંઓનું ઉભું થવું થાયછે.

ગુદામાં રેહેનારો અપાન વાયુ પિત્તથી સંયુક્ત થયો હોય તો દાહ, ઉષ્ણપણું તથા રાતા મૂત્રવાળાપણું થાયછે અને જો કફથી સંયુક્ત થયો હોય તો કાયાના નીચલા ભાગમાં ભારેપણું તથા શીતપણું થાયછે.

સઘળા શરીરમાં રેહેનારો વ્યાનવાયુ જો પિત્તથી સયુક્ત થયો હોય તો દાહ, ગાત્રોનું પછાડવું તથા ગ્લાની થાયછે અને જો કફથી સંયુક્ત થયો હોય તો અક્કડપણું, દંડકાક્ષેપ, શૂલ તથા સોજા થાયછે.

## હેતુઓના ભેદોથી વાતવ્યાધિઓના ભેદોની ચિકિત્સા.

## अथ तेषां चिकित्सा ।

वाते सपित्ते कुर्वीत वातपित्तहरीं क्रियाम् । सकफे तत्र कुर्वीत वातश्लेष्महरीं क्रियाम् ॥

વાયુ પિત્તથી સંયુક્ત થયો હોય તો વાયુ તથા પિત્ત એ બન્નેને હરનારી ચિકિત્સા કરવી અને કફથી સંયુક્ત થયો હોય તો વાયુ તથા કફ એ બન્નેને હરનારી ચિકિત્સા કરવી.

## સ્થાનકોના ભેદોથી વાતવ્યાધિઓના ભેદ.

## રસવગેરે ધાતુઓમાં રહેલા વાયુઓનાં લક્ષણો.

## स्थानविशेषेण व्याधिविशेषो यथा ।

## अथ रसादिधातुगतानां वातानां लक्षणान्याह ।

त्वग् रूक्षा स्फुटिता सुप्ता कृशा कृष्णा च तुद्यते । आतन्यते सरागा च सर्वरुक् त्वग्गतेऽनिले ॥

सर्वरुक् सततव्यथा त्वग्गते त्वक्शब्देनात्र रस उच्यते । त्वगाधारत्वात् तेन रसगतेत्यर्थः ॥

रुजस्तीव्राः ससन्तापो वैवर्ण्यं कृशता रुचिः ॥ गात्रे चारूंषि भुक्तस्य स्तम्भश्चासृग्गतेऽनिले ॥

अरूंषि व्रणानि भुक्तेत्यत्राध्यवसितादित्वात् कर्तरिक्तः तेन भुक्तवतः स्तम्भः सन्तर्पणेन रक्तवृद्धेः ॥

गुर्वङ्गं तुद्यते स्तब्धं दण्डमुष्टिहतं यथा । सरुक् स्तिमितमत्यर्थं वाते मांससमाश्रिते ॥

दण्डमुष्टिताडितमिव तुद्यते स्तिमितं निश्चलमित्यर्थः । मांसमेदसोर्गतवातयोरेकलिङ्गत्वम् अदूरान्तरेण । प्रत्यासत्तेराश्रयप्रभावात् ॥

तथा मेदश्रितः कुर्यात् ग्रन्थीन् मन्दरुजो व्रणान् ॥

तथा मेदःश्रितः मांसगतवत् । दरेण प्र-

ास्तेरस्थिरूपाया भेदाच्च कुर्याद् ग्रन्थीत्यादिर्विशेषः ॥

भेदोऽस्थिपर्वणां सन्धिशूलं मांसलक्षयः । अस्वप्नः प्रबला रुक् च ाते दुष्टेऽस्थिसंस्थिते । वाते मज्जागते ीडा न कदाचित् प्रशाम्यति ॥

मज्जागतेऽस्थिगतवत् स्यात् अयं विशेषः पीडेति ॥

क्षिप्रं मुञ्चति बध्नाति शुक्रं गर्भमथापि वा । विकृतिं जनयेच्चापि शुक्रस्थः कुपितोऽनिलः ॥

शुक्रं बध्नाति स्खलयत्येव न गर्भं क्षिप्रं मुञ्चति । आममेव पातयति बध्नाति मूढं करोति च वातदुष्टा शुक्रारब्धत्वात् विकृतिं शुक्रस्य वर्णान्तरत्वादिरूपाम् गर्भस्य विकृताङ्गत्वादिरूपां जनयति ॥

વાયુ જો રસમાં રહેલ હોય તો ચામડી રૂક્ષ, ફાટેલી, જડ, પાતળી, કાળી, સોઇથી ભોકાયાના જેવી, વ્યથાવાળી, લડબડતી અને રતાશવાળી થાયછે તથા સાતે ચામડીમાં વ્યથા થાયછે.

વાયુ જો રૂધિરમાં રહેલ હોય તો તીવ્ર પીડાઓ થાયછે, સંતાપ થાયછે, વર્ણ બગડી જાયછે, દુબળાપણું થાયછે, અરૂચિ થાયછે, ગાત્રોમાં વ્રણો થાયછે અને જમ્યા પછી તૃપ્તિનેલીધે રૂધીરની વૃદ્ધિ થવાથી સ્તબ્ધપણું થાયછે.

વાયુ માંસમાં રહેલ હોય તો અંગ ભારે થઇ જાયછે, લાકડીનો કે મુઠીનો પ્રહાર વાગવાની પેઠે પીડાયછે, સ્તબ્ધ થઇ જાયછે, વ્યથાવાળું થાયછે અને અત્યંત નિશ્ચલ થઇ જાયછે.

વાયુ મેદમાં રહેલ હોય તો માંસમા રહેલા વાયુનાં જેવાંજ લક્ષણો થાયછે. કારણકે માંસને અને મેદને થોડું છેટું હોવાથી પાસે પણું છે તથા મેદનો પ્રભાવ પણ એવોજ છે. પરંતુ માંસ ને અસ્થિઓ-છેટાં છે અને મેદને પાસે છે એટલો ભેદ હોવાથી થોડી પીડાવાળા ગ્રંથિઓ તથા વ્રણો થાયછે એટલો મેદમાં રહેલા વાયુનો વિશેષછે.

દુષ્ટ વાયુ અસ્થિઓમાં રહેલ હોય તો અસ્થિઓના સાંધાઓ ભેદાયા જેવી વ્યથા થાયછે, સાંધાઓનાં શૂળ નીકળેછે, માંસનો તથા બળનો ક્ષય થાયછે, નિદ્રા આવતી નથી અને પ્રબલ પીડા થાયછે.

વાયુ મજ્જામાં રહેલ હોય તો અસ્થિઓમાં રહેલા વાયુના જેવાંજ લક્ષણો થાયછે પરંતુ એટલો વિશેષ થાયછે કે મજ્જામાં રહેલા વાયુએ કરેલી પીડા કદી પણ શાંત થતી નથી.

કોપ પામેલો વાયુ વીર્યમાં રહેલ હોય તો વીર્યને સ્ખલિત થવા દેતોજ નથી, કાચા ગર્ભનેજ પાડી નાખેછે તથા મૂઢ કરી નાખછે, વીર્યમાં વર્ણ બદલાવી નાખવા વગેરે વિકૃતિ કરેછે અને ગર્ભમાં અંગો બીગાડવા વગેરે વિકૃતિ કરેછે. વાયુથી દુષ્ટ થએલા વીર્યથી ઉત્પન્ન થએલો હોવાનેલીધે ગર્ભ કાચોજ પડી જાય અથવા મૂઢ થઈ જાય એ સંભવિતછે.

### રસ વગેરે ધાતુઓમાં રહેલા વાયુઓની ચિકિત્સાઓ.

### अथ तेषां चिकित्सा ।

वायौ त्वगाश्रिते स्नेहाभ्यङ्गं स्वेदञ्च

कारयेत् । रक्तस्थे शीतलान् लेपान् विरेकं रक्तमोक्षणम्। मांसमेदोगते वाते सविरेकं निरूहणम् । अस्थिमज्जागते स्नेहं वहिरन्तश्च योजयेत् । केतकनागवलातिवलानां यद्बहुलेन रसेन -विपक्वम् । तैलमनल्पतुपोदकसिद्धं मारुतमस्थिगतं विनिहन्ति ॥

इति केतकादि तैलम् ॥

हर्षोऽन्नपानं शुक्रस्थे बलशुक्रकरं हितम् ॥

વાયુ રસમાં રહેલો હોય તો સ્નેહના અભ્યંગો તથા સ્વેદનની ક્રિયાઓ કરવી.

વાયુ રૂધિરમાં રહેલ હોય તો ટાઢા લેપ કરવા, વિરેચન દેવું તથા ફસ ખોલવા વગેરેથી લોહી કાહાડવું.

વાયુ માંસમાં કે મેદમાં રહેલ હોય તો વિરેચન દેવાં અને નિરૂહબસ્તિઓ (ક્વાથની પિચકારીઓ) દેવી.

વાયુ અસ્થિઓમાં કે મજ્જામાં રહેલો હોય તો બાહાર તથા અંદર સ્નેહની યોજના કરવી. કેવડો અને નાગબલા તથા અતિબલા નામની ખપાટની જાતો એઓના ઘણા સ્વરસથી અને ઘણા તુષોદકથી (તુષોદકનું લક્ષણ પ્રથમ ખંડના ૭૫૫ મા પાનામાં જોવું) પકાવેલું તેલ કે જે કેતકાદિ તેલ કહેવાયછે તે તેલનો ઉપયોગ કરવાથી અસ્થિઓમાં રહેલો વાયુ હણાઇ જાયછે.

વાયુ વીર્યમાં હોય તો સ્ત્રીઓ વગેરેથી હર્ષ ઉપજાવવો અને વીર્યને વધારનારાં અન્નપાનો દેવાં કારણ કે એમ કરવાથી બળ તથા વીર્ય વધેછે.

## બીજા પ્રકારના સ્થાનકોના ભેદોથી વાતવ્યાધિઓના ભેદ.

### કોઠામાં રહેલા વાયુનું લક્ષણ.

## अथ स्थानविशेषेण वातव्याधिविशेषो यथा ।

### तत्र कोष्ठगतस्य वातस्य लक्षणमाह ।

वाते कोष्ठाश्रिते दुष्टे निग्रहो मूत्रवर्चसोः । ब्रध्महृद्रोगगुल्मार्शः पार्श्वशूलश्च जायते ॥

### कोष्ठलक्षणमाह ।

स्थानान्यामाग्निपक्वानां मूत्रस्य रुधिरस्य च । हृदुन्द्रकः फुप्फुसश्च कोष्ठ इत्यभिधीयते ॥

उन्द्रकः पोठ इति लोके । एतेन कोष्ठशब्देन सर्व एवाशयाः कथ्यन्ते । तथापि विशेषार्थमामाशयादिगतवातलक्षणान्यपि पृथक् वक्ष्यन्ते ॥

### अथ तस्य चिकित्सा ।

पाचनीयै रसैर्युक्तैरन्यैर्वा पाचयेन्मलान् । विशेषतः पिबेत् क्षीरं नरः कोष्ठगतेऽनिले ॥

### अथामाशयगतस्य वातस्य लक्षणमाह । चरकः—

हृत्पार्श्वोदरनाभीरुक्तृष्णोद्गारविसूचिकाः । कासः कण्ठस्य शोषश्च श्वासश्चामाशयेऽनिले ॥

### आमाशयस्य लक्षणमाह चरकः।

नाभिस्तनान्तरं जन्तोराहुरामाशयं बुधाः । इति ॥

### अथ तस्य चिकित्सा ।

आमाशयस्थे त्वनिले प्रशस्तं प्राग् लङ्घनं दीपनपाचनञ्च । प्रच्छर्दनं तीक्ष्णविरेचनं वा मुद्गा यवाः शालियुताः पुराणाः । भूतीकपथ्यासटिपुष्कराणि बिल्वामृतादारुकनागराणि । उग्रा विषा मागधिकाविडानि क्वाथास्त्वयः सामसमीरणघ्नाः ॥

भूतीकः रोहिषः सुगन्धतृणविशेषस्तदलाभे उशीरं ग्राह्यम् । पुष्करं पुष्करमूलम् । दारुकं देवदारु । उग्रा वचा । विषा अतिविषा । चित्रकेन्द्रयवौ पाठाकटुकातिविषाऽभया ॥

आमाशयोत्थवातघ्नं चूर्णं पेयं सुखाम्बुना । योगेऽस्मिन् भिषजा ग्राह्याः षण्णां षट् धरणाः पृथक् । दिनेषु षट्सु दातव्यास्तेन षड्धरणः स्मृतः ॥

अत्र षण्णां समुदितानां षट्धरणमितानां चूर्णीकृतानामेकस्मिन्नहनि एकटङ्को देयः ॥

आमाशयगते वाते छर्दिश्चापि यथाक्रमम् । देयः षड्धरणो योगः सप्तरात्रं सुखाम्बुना ॥

अयमर्थः । प्रथमदिवसे वमनं कारयितव्यं ततो द्वितीयदिनमारभ्य षट्दिनपर्यन्तं पाठक्रमेणैकैकस्य चूर्णं टङ्कमितं देयमित्यर्थः । इति षट्धरणो योगः ॥

### अथ पक्काशयगतस्य वातस्य लक्षणमाह ।

पक्काशयस्थोऽन्त्रकूजं शूलाटोपौ करोति च । कृच्छ्रमूत्रपुरीषत्वमानाहं त्रिकवेदनाम् ॥

आटोपो वातस्य क्षुब्धत्वम् । न तु गुडुगुडाशब्दस्तस्यान्त्रकूजनोक्तत्वात् ॥

### अथ तस्य चिकित्सा ।

वह्नेः संवर्धनं कार्यं कर्मौदावर्त्तकं तथा । देयः स्नेहविरेकश्च पक्काशयगतेऽनिले । वाते जठरगे दद्यात् क्षारचूर्णादिदीपनम् । शुण्ठीकुटजबीजाग्निचूर्णं कोष्णाम्बु कुक्षिगे ॥

### अथ गुदगतस्य वातस्य लक्षणमाह ।

ग्रहो विण्मूत्रवातानां शूलाध्मानाश्मशर्कराः । जङ्घोरुत्रिकपार्श्वांसपृष्ठरोगो गुदेऽनिले ॥

रोगोऽत्र रुजा पीडेति यावत् ॥

### अथ तस्य चिकित्सा ।

वाते गुदगते दुष्टे कर्मौदावर्त्तकं हितम् ॥

### अथ हृदयवातस्य चिकित्सा ।

हृदयानिलनाशाय गुडूचीं मरिचान्विताम् । पिबेत्प्रातः प्रयत्नेन सुखतसाम्भसा सह । पिबेदुष्णाम्भसा पिष्टमाश्वगन्धं बिभीतकम् । गुडयुक्तं प्रयत्नेन हृदयानिलनाशनम् । देवदारुसमायुक्तं नागरं परिपेषितम् । हृद्वातवेदनायुक्तः पीत्वासुखमवाप्नुयात् ॥

### अथ श्रोत्रादिगस्य वातस्य लक्षणमाह ।

श्रोत्रादिष्विन्द्रियवधं कुर्यात् क्रुद्धः समीरणः ॥

### अथ तस्य चिकित्सा ।

श्रोत्रादिष्वनिले दुष्टे कार्यो वातहरः

क्रमः । स्नेहाभ्यङ्गावगाहाश्च मर्दनालेपनानि च ॥

अथ शिरागतस्य वातस्य लक्षणमाह ।

कुर्याच्छिरागतः शूलं शिराकुञ्चनपूरणम् । स बाह्याभ्यन्तरायामं खल्लीं कुब्जत्वमेव च ॥

कुञ्चन सङ्कोच' बाह्यायामं पृष्ठेन नतं अभ्यन्तरायाम क्रोडेन नतं शूलं शिरायामेव पूरणं स्थूलत्वम् ॥

अथ तस्य चिकित्सा ।

स्नेहाभ्यङ्गोपनाहश्च मर्दनालेपनानि च । वाते शिरागते कुर्यात् तथा चासृग्विमोक्षणम् ॥

अथ स्नायुगतस्य लक्षणमाह ।

शूलमाक्षेपकः कम्पः स्तम्भः स्नाय्वनिलाद्भवेत् ॥

अथ तस्य चिकित्सा ।

स्वेदोपनाहाग्निकर्मबन्धनोन्मर्दनानि च । क्रुद्धे स्नायुगते वाते कारयेत् कुशलो भिषक् ॥

अथ सन्धिगतस्य लक्षणमाह ।

हन्ति सन्धिगतः सन्धीन् शूलशोथौ करोति च ॥

हन्ति विश्लेषयति ॥

अथ तस्य चिकित्सा ।

कुर्यात्सन्धिगते वाते दाहस्नेहोपनाहनम् । इंद्रवारुणिकामूलं मागधीगुडसंयुतम् । भक्षयेत्कर्षमात्रं तत्सन्धिवातं व्यपोहति ॥

દુષ્ટ વાયુ કોઠામાં રહ્યો હોય તો મૂત્રની તથા વિષ્ટાની અટકાયત થાયછે અને ગુલ્મ, હૃદયના રોગ, બ્રધ્મ, અ-રશ તથા પડખાનાં શૂળ એઓ થાયછે.

કોઠાનું લક્ષણ.

કાચા અન્નને રેહેવાનું સ્થાન, અગ્નિને રેહેવાનું સ્થાન, પાકેલાં અન્નને રેહેવાનું સ્થાન, મૂત્રનું સ્થાન, રૂધિરનું સ્થાન, હૃદય, પીઠ અને ફેફસાં એઓ સઘળાં મળીને કોઠો કહેવાયછે. જોકે 'કોઠો' એ શબ્દથી સઘળા આશયો કહેવાઈ જાયછે તોપણ વિશેષ જણાવવાને-વાસ્તે આમાશય વગેરેમાં રહેલાં વાયુઓનાં લક્ષણો પણ જુદાં કેહેવામાં આવશે.

કોઠામાં રહેલા વાયુની ચિકિત્સા.

દુષ્ટ વાયુ કોઠામાં રહેલો હોય તો માણસે પાચન કરનારા રસોની યોજના કરીને અથવા બીજા ઉપયોથી મળોને પકાવવા અને વિશેષે કરી દુધ પીવું.

આમાશયમાં રહેલા વાયુનું લક્ષણ.

ચરક કહેછે કે " વાયુ આમાશયમાં (કાચા અન્નને કેહેવાના સ્થાનમાં) રહ્યો હોય તો હૃદય પડખાં પેટ તથા નાભિ એઓમાં વેદના થાયછે, તરશ લાગેછે, ઓડકાર આવેછે, કૉલેરા થાયછે, ઉધરસ આવેછે, કંઠમાં શોષ થાયછે અને શ્વાસ થાયછે. "

આમાશયનું લક્ષણ.

ચરક કેહેછે કે " પ્રાણીના શરીરમાં નાભિ અને સ્તન એઓની વચ્ચેનો જે ભાગ છે તેને વિદ્વાનો આમાશય કેહેછે."

## આમાશયમાં રહેલા વાયુની ચિકિત્સા.

વાયુ આમાશયમાં રહેલો હોય તો પ્રથમ લંઘન કરાવવું અને દીપન તથા પાચન ઔષધો દેવાં એ સારૂં છે અથવા ઉલટી અને તીક્ષ્ણ વિરેચન દેવાં એ સારૂં છે. આ રોગવાળાનેવાસ્તે જુના મગ, જવ તથા ચોખા પથ્ય છે.

રોહિસ નામનું સુગંધી ખડ, હરડે, કચૂરો અને પુષ્કરમૂળ એઓનો ક્વાથ પીવાથી આમાશયમાં રહેલો વાયુ હણાઇ જાયછે. રોહિસ ન મળે તો તેને બદલે વાળો નાખવો.

બીલી, ગળો, દેવદાર અને સુંઠ એઓનો ક્વાથ પીવાથી આમાશયમાં રહેલો વાયુ હણાઇ જાયછે.

વજ, અતવસ, પીપળ અને બીડલૂણ એઓનો ક્વાથ પીવાથી આમાશયમાં રહેલો વાયુ મટી જાયછે.

### પડ્ધરણયોગ.

ચિત્રક, ઇંદ્રયવ, કાળીપાટ, કડુ, અતવસ અને હરડે એ પ્રત્યેક દ્રવ્યોને ચોવીશ ચોવીશ ચણોઠી ભાર લઈ તેઓનું ચૂર્ણ કરી તેમાંથી નિત્ય ચોવીશ ચણોઠી ભાર ચૂર્ણ કાંઈક ગરમ પાણીની સાથે પીવરાવવામાં આવે તો તેથી આમાશયમાં રહેલો વાયુ હણાઇ જાયછે. આ ચૂર્ણ એ રીતિથી પીવામાં આવતાં ૭ દિવસે પુરૂં થઇ રહેછે તેથી આ યોગ પડ્ધરણ કહેવાયછે.

### બીજા પ્રકારનો પડ્ધરણ યોગ.

પહેલે દિવસે ઉલટી કરાવીને બીજે દિવસે ચિત્રકનું ચોવીશ ચણોઠી ભાર ચૂર્ણ કાંઇક ઊના પાણીથી પીવરાવવું, ત્રીજે દિવસે ઇંદ્રયવનું ચોવીશ ચણોઠી ભાર ચૂર્ણ કાંઇક ઊના પાણીથી પીવરાવવું, ચોથે દિવસે કાળીપાડનું ચોવીશ ચણોઠી ભાર ચૂર્ણ કાંઇક ઊના પાણીથી પીવરાવવું, પાંચમે દિવસે કડુનું ચોવીશ ચણોઠી ભાર ચૂર્ણ કાંઇક ઉના પાણીથી પીવરાવવું, છઠે દિવસે અતવસનું ચોવીશ ચણોઠી ભાર ચૂર્ણ કાંઇક ઉના પાણીથી પીવરાવવું અને સાતમે દિવસે હરડેનું ચોવીશ ચણોઠી ભાર ચૂર્ણ કાંઇક ઊના પાણીથી પીવરાવવું. આ પ્રમાણે કરવાથી પણ આમાશયમાં રહેલો વાયુ હણાઇ જાયછે.

## પક્વાશયમાં રહેલા વાયુનું લક્ષણ.

વાયુ પક્વાશયમાં રહેલો હોય તો પેટમાં આંતરડાંઓ ગડગડાટ કરેછે, શુળ નીકળેછે, પવન ક્ષુબ્ધ થાયછે, મૂત્ર તથા વિષ્ટા માંડમાંડ ઉતરેછે, પેડુ ચડી આવેછે અને ઢાંઢાંમાં વેદના થાયછે.

## પક્વાશયમાં રહેલા વાયુની ચિકિત્સા.

વાયુ પક્વાશયમાં રહેલો હોય તો જઠરાગ્નિને વધારવાના ઉપાયો કરવા, ઉદાવર્ત્તોની જે ચિકિત્સા કહેવામાં આવશે તે કરવી અને સ્નેહસંયુક્ત વિરેચન દેવું.

### પેટમાં રહેલા વાયુની ચિકિત્સા.

વાયુ પેટમાં રહેલો હોય તો ક્ષાર તથા ચૂર્ણ આદિ દીપન ઔષધો દેવાં.

### કુખમાં રહેલા વાયુની ચિકિત્સા.

વાયુ કૂખમાં રહેલો હોય તો સુંઠ, ઇંદ્રજવનાં બીજ અને ચિત્રક એઓનુ ચૂર્ણ કરી કાંઇક ઊના પાણીમાં પાવું.

### ગુદામાં રહેલા વાયુનું લક્ષણ.

વાયુ ગુદામાં રહેલો હોય તો વિષ્ટા મૂત્ર તથા અધોવાયુ એઓની અટકાયત થાયછે, શૂળ નીકળેછે, પેટ આફરેછે, પથરી થાયછે, શર્કરા થાયછે અને પીંડીઓ, સાથળ, ઢાંઢું, પડખાં, ખભા તથા પીઠ એઓમાં પીડા થાયછે.

### ગુદામાં રહેલા વાયુની ચિકિત્સા.

દુષ્ટ વાયુ ગુદામાં રહ્યો હોય તો ઉદાવર્ત્તોની જ ચિકિત્સા કેહેવામાં આવશે તે કરવી.

### હૃદયમાં રહેલા વાયુની ચિકિત્સા.

પ્રાતઃકાલમાં પ્રયત્ન પૂર્વક કાંઇક ઉના પાણીની સાથે મરી તથા ગળો પીવામા આવે તો તેથી હૃદયમાં રહેલા દુષ્ટ પવનનો નાશ થાયછે.

આસોંદ તથા બેહડાં એઓને વાટી ગોળથી મિશ્રિત કરીને ઊના પાણીથી પીવામાં આવે તો તેથી હૃદયમાં રહેલા દુષ્ટ પવનનો નાશ થાયછે.

દેવદાર અને સુંઠે એઓને વાટી ઊના પાણીથી પીવામાં આવે તો હૃદયમાં રહેલા પવનથી પીડાએલો માણસ સુખ પામેછે.

### કાન આદિ ઇંદ્રિયોમાં રહેલા વાયુના લક્ષણ.

પ્રકોપ પામેલો વાયુ જ ઇંદ્રિયમાં રહેલ હોય તે ઇંદ્રિયની શક્તિનો નાશ કરેછે.

### કાન આદિ ઇંદ્રિઓમાં રહેલા વાયુની ચિકિત્સા.

દુષ્ટ થએલો પવન કાન વગેરે ઇંદ્રિયોમાં રહેલો હોય તો વાયુની ચિકિત્સ કરવી સ્નેહ પદાર્થોથી અભ્યંગ કરવ સ્નેહની કોઠીઓમાં અવગાહન કરવુ સ્નેહથી શરીર ચોળવું અને સ્નેહથી લેપન કરવું.

### શિરામાં રહેલા વાયુનું લક્ષણ.

શિરામાં રહેલો વાયુ શિરામાં શૂળને, શિરાના સંકોચને, શિરાના સ્થૂલપણાને, અંતરાયામને ( છાતીથી નમી જવાને ) બાહ્યાયામને ( પીઠથી નમી જવાને ) ખલ્લીને અને કુબ્જપણાને કરેછે.

### શિરામાં રહેલા વાયુની ચિકિત્સા.

વાયુ શિરામાં રહ્યો હોય તો સ્નેહથી અભ્યંગ કરવો, સ્નેહવાળા પાટા બાંધવા, સ્નેહથી મર્દન કરવું, સ્નેહનું લેપન કરવું અને લોહી કઢાવવું.

### સ્નાયુમાં રહેલા વાયુનું લક્ષણ.

કોપ પામેલો વાયુ સ્નાયુમાં રહ્યો હોય તો સ્નેહવાળા પાટા બાંધવા, ડાંભદેવા, સખત બંધન કરવું અને સ્નેહથી ચોળવું. ડાહ્યા વૈદ્યે એ ઉપાયો કરાવવો.

### સાંધાઓમાં રહેલા વાયુનું લક્ષણ.

સાંધાઓમાં રહેલો વાયુ સાંધાઓને છુટા પાડી દેછે અને શુળને તથા સોજાને ઉત્પન્ન કરેછે.

### સાંધાઓમાં રહેલા વાયુની ચિકિત્સા.

વાયુ સાંધાઓમાં રહ્યો હોય તો ડાંભ દેવા અને સ્નેહવાળા પાટા બાંધવા.

ઇંદ્રવારણાંનાં મૂળ અને પીપળ એઓને ગોળમાં કાલવી એક તોલા ભાર ખાવામાં આવે તો તેથી સાંધાઓમાં રહેલો વાયુ નાશ પામેછે.

## વાતવ્યાધિઓમાં કષ્ટસાધ્ય કેટલા છે ?

### उक्तरोगाणां कृच्छ्रसाध्यत्वमाह ।

हनुस्तम्भार्दिताक्षेपपक्षाघातापतानकाः । कालेन महता यत्नात् सिध्यन्ति यदि वा न वा ॥

शतेष्वेकः कश्चिन्मुच्यत इत्यर्थः । परं कः सिध्यति यस्तरुणो भवति तथा बलवानुपद्रवरहितश्च ॥

હનુગ્રહ, આર્દિત, આક્ષેપ, પક્ષાઘાત અને અપતાનક એટલા વ્યાધિઓ યત્ન કરવાથી ઘણે કાળે મટે અથવા નથી પણ મટતા. એ રોગોવાળા સેંકડો માણસોમાં કોઇએક માણસ એ રોગોથી મુક્ત થાયછે પણ જો જુવાન, બલવાન્ તથા ઉપદ્રવોથી રહિત હોય તો.

## વાતવ્યાધિઓના ઉપદ્રવો.

### तानेव वातोपद्रवानाह ।

विसर्पदाहरुग्भङ्गमूर्च्छारुच्यग्निमार्दवैः । क्षीणमांसबलं वाता घ्नन्ति पक्षवधादयः ॥

वाता वातविकाराः । कार्यकारणयोरभेदोपचारात् । वातादिति पाठे वातात् पक्षवधादय इति योज्यम् ॥

વાયુના પ્રકોપથી થનારા વાતવ્યાધિઓ જેનુ માંસ તથા બળ ક્ષીણ થયુ હોય તે માણસને વિસર્પથી, દાહથી, વ્યથાથી, ભગથી, મૂર્છાથી, અરૂચિથી અને અગ્નિને મદ પાડવાથી મારી નાખેછે.



## વાતવ્યાધિની યાપ્યસ્થિતિ.

### याप्यमाह ।

शूनं सुप्तत्वचं म्लानं कम्पाध्मानंनिपीडितम् । रुजार्तिमन्तश्च नरं वातव्याधिर्विनाशयेत् ॥

સુણી ગએલા, જડ થએલી ચામડીવાળા, ગ્લાનિ પામેલા, કંપથી તથા આફરાથી પીડાએલા અને વેદનાથી રીબાતા માણસને વાતવ્યાધિ અંતે મારી નાખેછે.

## સમસ્થિતિમાં રહેલા પાંચે પ્રકારના વાયુનું કાર્ય અને ચિન્હ.

### इदानीं पञ्चविधस्य प्रकृतस्य वायोः कार्यं लिङ्गञ्चाह ।

अव्याहतगतिर्यस्य स्थानस्थः प्रकृतौ स्थितः । वायुः स्यात्सोऽधिकं जीवेद्वीतरोगः समाशतम् ॥

જે માણસને વાયુ અપ્રતિહત ગતિવાળો, પોતાના ઠેકાણાઓમાં રહેલો અને સમતાવાળો હોય તે માણસ રોગ રહિતપણાથી સો વર્ષસુધી અધિક જીવન પામેછે

## વાતવ્યાધિઓનાં સામાન્ય ઔષધો.

## ચક્રદત્તે કહેલું મહામાષાદિ તૈલ.

### अथ वातव्याधीनां सामान्यानि भेषजानि ।

माषस्यार्धाढकं देयं तुलार्धं दशमूलतः । पलानि छागमांसस्य त्रिंशद्द्रोणेऽम्भसः पचेत् । चतुर्भागावशेषं तं कषायमवतारयेत् । प्रस्थे द्वे तिलतैल-

स्य पयो दद्याच्चतुर्गुणम् । जीवनीयानि मञ्जिष्ठा चव्यं चित्रककट्फलम् । सव्योषं पिप्पलीमूलं रास्नामलकगोक्षुरम् । आत्मगुप्ता तथैरण्डः शताह्वा लवणत्रयम् । देवदार्वमृता कुष्ठमश्वगन्धा वचा शटी । एतैरक्षमितैः कल्कैः पाचयेन्मृदुनाग्निना ॥ पक्षाघातार्दिते पुंसि हनुस्तम्भार्दिते तथा । कर्णशूले शिरःशूले तिमिरे च त्रिदोषजे ॥ पाणिपादशिरोग्रीवाश्रवणे मन्द एव च । कलापखञ्जे पङ्गौ च गृध्रस्यामपवाहुके । पाने वस्तौ तथाभ्यङ्गे नस्ये कर्णादिपूरणे । तैलमेतत् प्रशंसन्ति सर्ववातविकारनुत् । महामापादि-नामेदं भाषितं मुनिभिः पुरा ॥

इति महामाषादितैलम् । चक्रदत्तात् ॥

मापा यवातसी क्षुद्रा मर्कटी च कुरण्टकः । गोकण्टाण्डुण्टकश्चैषां प्रत्येकं पलसप्तकम् । चतुर्गुणाम्बुना पक्त्वा पादशेषं शृतं नयेत् ॥ कार्पासकास्थिवदरं शणबीजं कुलत्थकम् । पृथक् चतुर्दशपलं चतुर्गुणजले पचेत् ॥ कषायं तत्र गृह्णीयाच्चतुर्थांशावशेषितम् । प्रस्थश्च छागमांसस्य चतुःषष्टिपले जले ॥ प्रक्षिप्य पाचयेद्धीमान् पादशेषं रसं नयेत् । तैल प्रस्थे ततः क्काथान् सर्वांस्तान् क्रमशः पचेत् ॥ कल्कद्रव्यैः पचेदेभिरमृताकुष्ठसैन्धवैः । रास्ना पुनर्नवैरण्डैः पिप्पल्या शतपुष्पया ॥ बलाप्रसारिणीभ्याञ्च मांस्या कटुकया तथा । पृथकर्षमितैरेतैः साधयेन्मृदुनाग्निना ॥ हन्यात्तैलमिदं शीघ्रं वातव्याधीनशेषतः । आक्षेपकं पक्षघातमूरुस्तम्भापबाहुकौ ॥ हस्तकम्पं शिरःकम्पं विश्वाचीमर्दितं तथा ॥

इति द्वितीयं माषादितैलम् । शार्ङ्गधरात् ॥

अश्वगन्धां बलां बिल्वं पाटलां बृहतीद्वयम् । श्वदंष्ट्रातिबले निम्बं श्योनाकञ्च पुनर्नवाम् ॥ प्रसारिणीमग्निमन्थं कुर्यात् दशपलं पृथक् । चतुर्द्रोणे जले पक्त्वा पादशेषं शृतं नयेत् । तैलाढकेन संयोज्य शतावर्या रसाढ़... प्रक्षिपेत्तत्र गोक्षीरं ततस्तैल... म् ॥ पृथक् पलमितैः कल्... पर्वोद्रिपक् । वचाचन्दन... लेयसैन्धवैः ॥ अश्वगन्धा... तपुष्पेंद्रदारुभिः । पर्णी... गरेण प्रसाधयेत् ॥ तत्तैलं ... पाने वस्तौ च योजयेत् । पक्षाघातं हनुस्तम्भं मन्यास्तम्भं गलग्रहम् ॥ कुब्जत्वं बधिरत्वञ्च गतिभङ्गं कटीग्रहम् । गात्रशोषेन्द्रियध्वंसं शुक्रनाशं ज्वरक्षयान् ॥ अन्त्रवृद्धिं कुरण्डञ्च दन्तरोगं शिरोग्रहम् । पार्श्वशूलञ्च पङ्गुत्वं बुद्धिनाशञ्च गृध्रसीम् ॥ अन्यांश्च विविधान् वातान् हरेत् सर्वाङ्गसंश्रयान् । अस्याः प्रभावाद्वन्ध्यापि नारी पुत्रं प्रसूयते ॥ यथा नारायणो देवो दुष्टदैत्यविनाशनः । तथेदं वातरोगाणां नाशनं तैलमुत्तमम् ॥

इति मध्यमनारायणतैलम् ॥

## अथ महानारायणतैलम् ।

तिलतैलं समादाय चतुराढकसम्मि-

नम् । पञ्चपल्लवकल्केन शोधयेत् दोषशान्तये ॥ तत्राजं दुग्धमथवा गव्यं तैलसमं पचेत् । शतावरीरसश्चापि तैलतुल्यं पचेद्भिषक् ॥ दशमूलीवलारास्नाशिग्रूत्पलपुनर्नवा । शेफालिका नागवला वला चैव प्रसारिणी ॥ अश्वगन्धा सहचरो दर्भमूलं करञ्जकः । खदिरं चन्दनं लोध्रं वचाशनपलाशकम् ॥ वकु[illegible]एण्डवरुणशालयुग्मकटम्भराः । शि[illegible]ः शिखरी वासा हिंस्रा जम्बू विभी[illegible] ॥ काञ्चनारः कपित्थश्च पारिभ[illegible]पन्ततः [illegible]प । पाषाणभेदशम्पाकदुकर्षं ततः पे[illegible]फलम् ॥ उदुम्बरः सप्तमहामुख्यो र[illegible]लतीत्वचम् । मागधी नानां नियमो [illegible]लकुलत्थकम् । आग्रहणीरोगं [illegible]जं वत्सादनी स्नु[illegible] मन्दमशि[illegible]मूलधत्तूरलाङ्गलीगर्दभाण्डकम् । चित्रकश्च महानिम्बं पञ्चवल्कलमेव च ॥ मुण्डी ठेकारि मुसली हंसपादी विशल्यकम् । एषां दशपलान् भागान् वारिण्यष्टगुणे पचेत् । पादशेषं परिस्राव्य तत्र तैलं पुनः पचेत् । छागो मेषश्च हरिण एणश्च वहुश्टङ्गकः ॥ शशः शल्यः शिवा गोधा सिंहो व्याघ्रश्च भल्लुकः ॥ वन्यो वराहः खड्गी च महिषो घोटकस्तथा ॥ कपिर्वभ्रूर्विडालश्च मूषकश्चोरुदर्दुरः । वर्त्तीकास्तत्तिरिर्लावः खञ्जरीटश्चकोरकः ॥ उलूको नीलकण्ठश्च वनकुक्कुट एव च । गृध्रश्च गरुडो हंसश्चक्रः कारण्डवोऽपि च ॥ कपोतः सारसः क्रौञ्चो वन्यः पारावतस्तथा । रोहितो मद्गुरश्चापि शिलीन्ध्रः शृङ्गकस्तथा ॥ इल्लीसो गर्गरी वर्मिः कथः काकः पिकापि च । महामत्स्यः कच्छपश्च शिशुमारश्च साङ्कुचिः ॥ मकरो घण्टिकाकारस्तदलाभे तु गोधिका । यथालाभममीषाञ्च काथं तैलसमं पचेत् ॥ रास्नाश्वगंधा मिसिदारुकुष्ठपर्णी चतुष्का गुरुकेसराणि । सिन्धूत्थमांसी रजनीद्वयञ्च शैलेयकं चन्दनपुष्करञ्च ॥ एलासयष्टीतगराब्दपत्रं भृङ्गोऽष्टवर्गस्तु वचा पलाशी । स्थौणेयवृश्चीवकचोरकाख्यं मूर्वात्वचं कट्फलपद्मकञ्च ॥ मृणालजातीफलकेतकाख्यं सनागपुष्पं सरलं मुरा च । जीवन्तिकोशीरवरास्तथैव दुरालभा वानरिका नखश्च ॥ कैवर्त्तमुस्तार्जुनतिक्तकश्च वातामखर्जूरकतुम्बराश्च ॥ स धातकीग्रन्थिकपर्पटाश्च पटोलहेमाव्हजयन्तिकाश्च ॥ त्रायन्तिकालम्बुषशक्रवीजं रसाञ्जनाभा त्रिवृतारुणा च । द्राक्षा कणाद्रोणपुनर्नवाश्च कौन्ती कृमिघ्नो हयमारकश्च ॥ नीलोत्पलं पद्मककारवीभ्यां रम्भानलो गोक्षुरकः क्षुरश्च । कङ्कोलकालेयकुसुम्भपुष्पन्तुरुष्ककाश्मीरकसिक्थकश्च ॥ लवङ्गकर्पूरसालकाण्डीकस्तूरिकावालकमम्वरञ्च ॥

दारु देवदारु । पर्णीचतुष्कं शालिपर्णी पृष्ठिपर्णी मुद्गपर्णी माषपर्णी । केशरः पुन्नागस्तस्य पुष्पं ग्राह्यम् । तदलाभे नागकेसरं ग्राह्यम् । शैलेयकं छरीला । चन्दनमत्रश्वेतं पुष्करं पुष्करमूलम् । 'तगरस्याप्य-

लाभे तु कुष्ठं दद्याद्भिषग्वरः' भृङ्गस्त्वक्। अष्टवर्गालाभे शतावरी विदार्यश्वगन्धावाराहीर्द्विगुणा दद्यात्। वाराहिगेटि इतिलोके। पालाशी कर्चूरभेदः गन्धपलाशीति काश्मीरे प्रसिद्धा। तदलाभे कर्चूर एव देयः। स्थौणेयो गठिवनभेदः ईषत् सुगन्धि थुनेरइति लोके। वृश्चीवः श्वेतमूला पुनर्नवा चोरकः ग्रन्थिपर्णस्यैव भेदः भडि उरइति नैपालदेशे प्रसिद्धः। केतकस्य मूलं पुष्पश्च दद्यात्। कैवर्त्तमुस्ता केवटी मोथा गुडतजी इति च नाम। तिक्तकः किराततिक्तकः वातामं वादाम। हेमाव्हं धत्तूरस्य फलं मूलं पत्रञ्च जयन्तिका जैतित्वक्। त्रायन्तिका अत्र लभ्यत एव न। अलम्बुषा लज्जालूभेदः। पञ्चाङ्गः। आभा वव्वूलः तस्य त्वक्। अरुणा मञ्जिष्ठा द्रोणः द्रोणु मारुक् पञ्चाङ्गः। पुनर्नवा रक्तपुष्पा। हयमारकः करवीररक्तस्य मूलम्। पद्मकं नीलोत्पलादन्योत्पलम्। पद्मकाष्ठमुक्तमेव। कारवी मगरैलाः। रंभायाः कन्दम्। क्षुरस्य फलानि रसालकाण्डम्। आण्डी सुगन्ध द्रव्यम् ॥

कल्कानमीषां विपचेत् सुवैद्यः पृथक् पृथक् कर्षयुगोन्मितानाम्। शुभे च नक्षत्रमुहूर्त्तलग्ने सन्तोष्य विप्रांश्च भिषग्वरांश्च ॥ सम्पूज्य नारायणनामधेयं देवं त्रिनेत्रं जगतामधीशम्। पात्रे तु हेम्नः खलु राजते वा ताम्रेऽथवा लोहमयेऽपि रक्षेत् ॥ अभ्यञ्जनेऽञ्जने नस्ये निरूहे चावगाहने। पाने चैतद्धाव्याधि प्रयुञ्जीत चिकित्सकः ॥ वहुनात्र किमुक्तेन तैलमेतत् प्रयोजितम्। अवश्यं वातजान् व्याधीनशीतिमपि नाशयेत् ॥ एतस्याभ्यासतो जन्तोर्जरा जातु न जायते। पतन्ति वलयो नैव पलितश्च न जायते ॥ नेत्रं तेजस्वि नितरां गरुडस्येव जायते ॥ नीचैः श्रुतिर्न वाधिर्यं कर्णनादो न जायते। पाणिकम्पः शिरःकम्पः प्रलापश्च न जायते ॥ बुद्धिभ्रंशो न जायेत तस्मात्कर्म्मसु पाटवम्। यथा जलेन सिक्तस्य शाखिनः पल्लवादयः ॥ वर्धन्ते तद्वदस्तद्वद्देहिनोऽनेन नित्यशः ॥ गर्भं गर्भन्त्यजेद्यातु सूतिका रुग्युता च या ॥ या च दुःप्रसवक्षीणा ताभ्य एतद्धितं परम्। वन्ध्या च लभते पुत्रं गर्भपातो न जायते ॥ योनिरोगाः प्रणश्यन्ति प्रदरश्च प्रशाम्यति। अस्मात्तैलवरादन्यत् कुत्रचिन्नास्ति भेषजम् ॥ बल्यं वृष्यं बृंहणं च रसायनमिदं महत्। पुरा देवासुरे युद्धे दैत्यैरभिहतान् सुरान् ॥ भिन्नान् भग्नास्थिकान् विद्धान् पिचितान् व्यथयार्दितान्। दृष्ट्वा हिताय देवानां नराणाञ्चाब्रवीदिदम् ॥ तैलं नारायणो देवो महानारायणाभिधम् ॥

इति महानारायणतैलम् ॥

नागरं पिप्पलीमूलश्चव्यमूपणाचित्रकम्। भृष्टं हिङ्ग्वजमोदा च सर्षपो जीरकद्वयम् ॥ रेणुकेन्द्रयवौ पाठा विडङ्गं गजपिप्पली। कटुकातिविषा भार्ङ्गी वचा मूर्वा च पत्रकम् ॥ देवदारु कणा कुष्ठं रास्ना मुस्ता च सैन्धवम्। एला त्रिकण्टकं पथ्या धान्यकश्च वि-

भीतकम्। धात्री च सगुडीरश्च यवक्षारोऽखिलान्यपि ॥ एतानि समभागानि सूक्ष्मचूर्णानि कारयेत् । यावन्त्येतानि चूर्णानि तावानेवात्र गुग्गुलुः ॥ संमर्द्य सर्पिषा पश्चात् सर्वं संमिश्रयेच्च तत् । एकं पिण्डश्च तत् कृत्वा धारयेत् घृतभाजने ॥ गुटिका टङ्कमात्रास्तु खादेत्तास्तु यथोचिताः ॥

दोषकालाद्यपेक्षया ॥

## परिभाषा ॥

आदौ शाणोन्मितं खादेत् सार्धशाणन्ततः परम् । तदग्रे कर्षमर्द्धन्तु पूर्णं कर्षं ततः परम् ॥ गुग्गुलुर्योगराजोऽयं महामुख्यो रसायनम् । मैथुनाहारपानानां नियमो नात्र विद्यते ॥ अर्शांसि ग्रहणीरोगं प्लीहगुल्मोदरानपि । आनाहं मन्दमग्निश्च श्वासं कासमरोचकम् ॥ प्रमेहं नाभिशूलञ्च कृमिक्षयमुरोग्रहम् । सर्वान् वातामयान् हन्यादामवातमपस्मृतिम् ॥ वातरक्तं तथा कुष्ठं तथा दुष्टव्रणानपि । शुक्रदोषं रजोदोषमुदावर्तं भगन्दरम् ॥ रास्नादिक्वाथसंयुक्तः सर्ववातामयान् हरेत् । काकोल्यादिशृतात्पित्तं कफमारग्वधादिना ॥ दार्वीशृतेन मेहांश्च गोमूत्रेण च पाण्डुताम् । मधुना मेदसो वृद्धिं कुष्ठं निम्बशृतेन च ॥ छिन्नाक्वाथेन वातास्रं शोथं मूलकजात् शृतात् । पाटलाक्वाथसहितो विषं मूषकसम्भवम्॥ त्रिफलाक्वाथसंयुक्तो दारुणां नेत्रवेदनाम् । पुनर्नवादिक्वाथेन हन्ति सर्वोदराण्यपि॥

अथ रास्नादिक्वाथो यथा ।

रास्ना पुनर्नवा शुण्ठी गुडूच्येरण्डजं शृतम् । सप्तधातुगते वाते सामे सर्वाङ्गगेऽपि चेत् ॥

इति महायोगराजगुग्गुलुः ॥

युक्तः कल्को रसोनस्य तिलतैलेन सिन्धुना । वातरोगान् हरेत्सर्वान् ज्वरांश्च विषमानपि ॥

क्षीरेण तैलेन घृतेन वापि मांसेन सार्धं लशुनानि खादेत् । शाल्योदनेनापि च षष्टिकेन पलार्धवृद्ध्या दिवसानि सप्त॥ वातोत्थरोगान् विषमज्वरांश्च शूलान् सगुल्मान् दहनस्य मान्द्यम् । प्लीहानमुग्रं भुजपार्श्वशूलं शिरोव्यथां कृन्तति शुक्रदोषान् ॥

रसोनकल्कः ॥

अन्नप्रकारैः पललप्रकारैर्गोधूमकैर्वा यवसक्तुभिर्वा । दुग्धेन तैलेन घृतेन वापि युक्तानि शीते लशुनानि खादेत् ॥ संवर्त्तकैर्लाव-कपिञ्जलैर्वा मृग्याः पलैर्वाप्यथ कौक्कुटैर्वा । वराहवार्त्तीरकहारिणैर्वा सुसंस्कृतैरग्निबलं समीक्ष्य ॥ रसोनपक्वकन्दस्य गुलिका निस्तुषीकृताः । पाटयित्वा च मध्यस्थं दूरीकुर्यात् तदङ्कुरम् ॥ निर्युग्रगन्धनाशाय दध्ना सन्नीय रक्षयेत् । ततः प्रक्षाल्य संशोष्य शिलायां परिपेषयेत् ॥ कल्कस्य पञ्चमं भागं चूर्णमेषां विनिःक्षिपेत् । सौवर्चलं यवानीं च भर्जितं हिङ्गु सैन्धवम् ॥ कटुत्रिकं जीरकञ्च समभागानि चूर्णयेत् । तिलतैलञ्च कल्कस्य तुर्यांशं

तत्र मिश्रयेत् ॥ खादेत्कर्षमितं प्रातः किं वा दोषाद्यपेक्षया । अनुपानं प्रकुर्वीत वातारिशृतमन्वहम् ॥ सर्वाङ्गैकाङ्गजं वातमर्दितश्चापतन्त्रकम् । अपस्मारं तथोन्मादमूरुस्तम्भश्च गृध्रसीम् ॥ उरःपृष्ठकटीपार्श्वकुक्षिपीडां कृमीन् हरेत् । मद्यं मांसं तथाम्लश्च रसं सेवेत नित्यशः ॥ आयासमातपं रोषमतिनीरं गुडं स्त्रियम् । रसोनमश्नन् पुरुषस्त्यजेदेतन्निरन्तरम् ॥ वर्जयेत्तदतीसारी प्रमेही पाण्डुरोगवान् । अरोचकी गर्भिणी च मूर्च्छार्शोरोगसंयुतः ॥ रक्तपित्ती च शोपी च यक्ष्मी छर्द्यर्दितो नरः । पित्ते तु पथ्यभुक् कुर्यात् प्रयोगान्ते विरेचनम् ॥ अन्यथा तस्य जायन्ते कुष्ठपाण्ड्वामयादयः । स्त्रीस्तन्ये त्वरितं दद्याद्बालानामप्यनिच्छताम् ॥ तथा च लभते सिद्धिं महावीर्याद्रसोनतः ॥

रसोनाष्टकम् ॥

**अथ वातव्याधिषु रसाः ।**

रसो गन्धो वरा वह्निर्गुग्गुलुः क्रमवर्धितः । तत्रैकभागः सूतः स्याद्गंधको द्विगुणः स्मृतः । त्रिभागा त्रिफला योज्या चतुर्भागस्तु चित्रकः । गुग्गुलुः पञ्चभागः स्याद्घृततैलेन मर्दितः । क्षिप्त्वा तत्रोदितं चूर्णं तेन तैलेन मर्दयेत् । गुटिकां कर्षमात्रान्तु भक्षयेत्प्रातरेव हि ॥ नागरैरण्डमूलानां कषायं प्रपिबेदनु । अभ्यङ्गैरण्डतैलेन स्वेदयेत् पृष्ठदेशकम् ॥ विरेकपरिणामे तु स्निग्धमुणश्च भोजयेत् । वातारिसंज्ञको ह्येष रसो नियतसेवितः ॥ मासेन मरुतो रोगान् हरेत् सुरतवर्जिनः ॥

वातारिरसः ॥

એકસો અઠયાવીશ તોલાં ભાર અડદ, બસો તોલાં ભાર દશમૂલ, અને એકસો વીશ તોલાં ભાર બકરાંનું માંસ એઓને એક હજાર ચોવીશ તોલાં ભાર પાણીમાં રાંધી તે ક્વાથ ચોથા ભાગનો અવશેષ રહે ત્યારે ઉતારીને તેમાં એકસો અઠયાવીશ તોલાં ભાર તલનું તેલ તથા તેલથી ચોગણું દુધ નાખી અને જીવનીયગણ, મજીઠ, ચવક, ચિત્રક, કાયફળ, સુંઠ, મરી, પીપળ, પીપળીમૂળ, રાસ્ના, આમળાં, ગોખરૂ, કૌચો, એરંડો, સુવા, ત્રણ જાતનાં લૂણ, દેવદાર, ગળો, કઠ, આસોંદ, વજ તથા કચુરો એ પ્રત્યેક પદાર્થોના એક એક તોલાં ભાર કલ્કો નાખીને તે તેલને કોમળ અગ્નિથી પકાવવું એટલે મહામાષાદિતૈલ સિદ્ધ થાયછે. પક્ષાઘાત, હનુગ્રહ, કાનનું શૂળ, માથાનું શૂળ, ત્રણે દોષથી થએલું તિમિર, હાથનું મંદપણું, પગનું મંદપણું, માથાનું મંદપણું, ડોકનું મંદપણું, કાનનું મંદપણું, કલાપખંજ, પંગુતા, ગૃધ્રસી અને અપબાહુક એ રોગોઉપર આ તેલ ઉપયોગી છે. પીવરાવવામાં, પીચકારી મારવામાં, નસ્ય દેવામાં, અને કાન વગેરેમાં પૂરવામાં આ તેલનો ઉપયોગ કરવામાં આવે તો વાયુ સંબધી સઘળા વિકારો મટેછે. આ મહામાષાદિ નામનું તૈલ પૂર્વે મુનિઓએ કહ્યુંછે.

**બીજા પ્રકારનું માષાદિતૈલ શાર્ઙ્ગધર ઉપરથી.**

અડદ, જવ, અલસી, ભોરીંગણી,

કૌચાં, કાંટા અશેરીયો, ગોખરૂં અને પીળો લોદર એ પ્રત્યેક પદાર્થોને સાત સાત પલ (ચાર તોલાંનું એક પલ થાયછે) ભાર લઇ ચોગણા પાણીમાં પકાવી ચોથા ભાગનું પાણી અવશેષ રહે ત્યારે તે ક્વાથને ઉતારી લેવો. પછી કપાશીયા, બોર, શણનાં બીજ અને કળથી એ પ્રત્યેક પદાર્થોને ચૌદ ચૌદ પલભાર લઇ ચોગણા પાણીમાં પકાવી ચોથા ભાગનું પાણી અવશેષ રહે ત્યારે તે ક્વાથને ઉતારી લેવો. પછી ચોસઠ તોલાંભાર બકરાનું માંસ લઇ ચોસઠ પલ ભાર પાણીમાં નાખી પકાવીને ચોથા ભાગનું પાણી અવશેષ રહે ત્યારે તે ક્વાથ પણ ઉતારી લેવો. પછી ચોસઠ તોલાં ભાર તેલમાં અનુક્રમથી એ સઘળા ક્વાથોને પકાવવા. પછી ગળો, કંઠ, સૈંધવ, રાસ્ના, સાટોડી, એરંડો, પીપળ, સુવા, ખપાટ, નારી, જટામાંસી અને કડુ એ પ્રત્યેક પદાર્થોના એક એક તોલા ભાર જુદા જુદા કલ્કો કરી કોમળ અગ્નિથી અનુક્રમે તે કલ્કો પેલા તેલમાં પકાવવા એટલે માષાદિ તૈલ સિદ્ધ થાયછે. આ તૈલ આક્ષેપકને, પક્ષાઘાતને, ઊરૂસ્તંભને, અપબાહુકને, હાથના કંપને, માથાના કંપને, વિશ્વાચીને, અર્દિતને અને સઘળા વાતવ્યાધિઓને તુરત મટાડેછે.

### મધ્યમ નારાયણ તૈલ.

આસોંદ, ખપાટ, બીલી, કાકચ, ઊભી ભોરીંગણી, બેઠી ભોરીંગણી, ગોખરૂં, અતિબલા નામની એક જાતની ખપાટ, લીબડો, અરલુ, સાટોડી, નારી અને અરણી એ પ્રત્યેક પદાર્થોને દશ દશ પલ ભાર લઇ ચાર દ્રોણ (એક હજાર ચોવીશ તોલાં ભારનો એક દ્રોણ થાયછે.) ભાર પાણીમાં પકાવી ચોથા ભાગનું પાણી અવશેષ રહે ત્યારે તે ક્વાથને ગળી લેવો. પછી એ ક્વાથમાં એક આઢક (બસો છપન તોલાં ભારનો એક આઢક થાયછે) તેલ, એક આઢક શતાવરીનો રસ અને ચાર આઢક ગાયનું દુધ નાખી તેમજ વજ, રતાંજલિ, કઠ, એલચી, જટામાંસી, પત્થરફૂલ, સૈંધવ, આસોંદ, ખપાટ, રાસ્ના, સુવા, તેળીયો દેવદાર, સમેરવો, ગધી સમેરવો, જંગલી અડદનો છોડ, જંગલી મગનો છોડ અને તગર એ પ્રત્યેક દ્રવ્યોના ચાર ચાર તોલાં ભાર કલ્ક નાખીને વૈદ્યે તે તેલને પકાવવું એટલે મધ્યમ નારાયણ તૈલ સિદ્ધ થાયછે. આ તૈલનો ભોજનમાં, અભ્યંગમાં, પીવામાં અને પિચકારીમાં ઉપયોગ કરવામાં આવે તો તેથી પક્ષાઘાત, હનુસ્તંભ, મન્યાસ્તંભ, ગલગ્રહ, કુબ્જતા, બેહેરાપણું, ગતિનો ભંગ, કેડનું ઝલાઇ જવું, ગાત્રનો શોષ, ઇંદ્રિયનો ધ્વંસ, વીર્યનો નાશ, જ્વર, ક્ષય, અન્ત્રવૃદ્ધિ, કુરંડ, દંતરોગ, માથાનું ઝલાઇ જવું, પડખાનું શૂળ, પંગુતા, બુદ્ધિનાશ, ગૃધ્રસી અને બીજા પણ સઘળા શરીરમાં રેહેનારા અનેક પ્રકારના વાયુરોગો મટી જાયછે. આ તૈલના પ્રભાવથી વાંઝણી સ્ત્રી પણ દીકરો જણેછે. જેમ નારાયણ દેવ દુષ્ટ દૈત્યોનો નાશ કરેછે તેમ આ ઉત્તમ નારાયણ તૈલ વાયુસંબંધી રોગોનો નાશ કરેછે.

### માહા નારાયણ તૈલ.

ચાર આઢક તલનું તેલ લઇ દોષની શાંતિને વાસ્તે તેને પંચ પલ્લવના કલ્કથી શુદ્ધ કરવું. પછી તે તેલમાં ચાર

આઢક બકરીનું અથવા ગાયનું દુધ અને ચાર આઢક શતાવરીનો રસ પકાવવો. પછી દશ મૂળી, બલદાણા, રાસ્ના, સરગવો, નીલકમળ, સાટોડી, નગડ, બલા તથા નાગબલા નામની ખપાટની જાતો, નારી, આસોંદ, કાંટો અશેરીયો, દર્ભનાં મૂળ, કરંજ, ખેર, રતાંજલિ, લોદર, વજ, બીબલો, ખાખરો, બોલસરી, એરંડો, વાયવરણાં, બે જાતના સાલીયા, કડુ, સરસડીયો, અઘેડો, અરડૂસો, જટામાંસી, જાંબુ, બેહેડાં, કંચનાર, કોઠ, લીંબડો, આરોળી, પાષાણભેદ, ગરમાળો, દુધેલી, દાડિમીનાં ફળ, ઊબરો, કાંટાળો હાથળો, કુંવાર, માલતી, તજ, પીપળ, બરૂનાં મૂળ, જવ, બોર, કળથી, કૌચાં, આકડો, કપાશીયા, ગળો, થોર, ચિત્રક, કેવડાનાં મૂળ, ધંતુરો, કલગારી, પીપરનું ઝાડ, બકાન, પંચવલ્કલ, ગોરખમુંડી, ઠેકારી, (અપ્રસિદ્ધ છે) મુસલી, રાતી રીસામણી, અને ઇંદ્રવારણાં એ પ્રત્યેક પદાર્થોને દશ દશ પલભાર લઇ તેઓને આઠ ગણા પાણીમાં પકાવી ચોથા ભાગનું પાણી અવશેષ રહે ત્યારે તે ક્વાથને ગળી લઇ તેમાં એ તૈલ પકાવવું. પછી બકરો, ઘેટા, હરણ, કાળીઆર, સાવર, સસલો, શેળો, ફુચાવડી, ઘો, સિંહ, વાઘ, રીંછ, જંગલી સુવર, ગેંડો, પાડો, ઘોડો, વાનરો, નોળીઓ, મીંદડો, ઊંદર, મોટા દેડકા, ખટાઉડાં, તેતર, લાવાં, ખંજન, ચકોર, ઘુવડ, નીલકંઠ, જંગલી કુકડો, ગીધ, ગરૂડ, હંસ, ચકવાં, બદક, હોલો, સારસ, કુંઝ, જંગલી કબુતર, રોહિતમત્સ્ય, મદ્ગુરમત્સ્ય, શિલીંધ્રમત્સ્ય, શૃંગકમત્સ્ય, ઇલ્લીસમત્સ્ય, ગર્ગરમત્સ્ય, વર્મિમત્સ્ય, કચ્છપ, કાગડો, કોયલ, મહામત્સ્ય, કાચબો, શિશુમાર, સાંકુચિ, ઘંટા જેવો મધર, અને એ મધર ન મળે તો ચંદન ઘો એઓમાંથી મળે તેટલાંનાં માંસો લઇ તેઓના ચાર આઢક રસામાં એ તેલ પકાવવું. પછી રાસ્ના, આસોંદ, સુવા, દેવદાર, સમેરવો, ગધી સમેરવો, જંગલી અડદ, જંગલી મગ, કઠ, અગર, પુન્નાગનું પુષ્પ, પુન્નાગનું પુષ્પ ન મળે તો નાગકેસર, સેંધવ, જટામાંસી હળદર, દારૂહળદર, છડીલો, સુખડ, પુષ્કરમૂલ, એલચી, જેઠીમધ, તગર, તગર ન મળે તો કઠ, મોથ, તમાલપત્ર, તજ, મેદા વગેરે અષ્ટવર્ગ, અષ્ટવર્ગ ન મળેતો તેને બદલે બમણાં શતાવરી, વિદારી કંદ, આસોંદ તથા વારાહીકંદ, વજ, કાશ્મીરદેશમાં પ્રસિદ્ધ ગંધપલાશી કે જે એક જાતનો કચુરોજ છે તે, ગંધપલાશી ન મળે તો કચુરો, ભરૂંઠ, ધોળાં મૂળવાળી સાટોડી, નેપાલદેશમાં ભડિઉર એ નામથી પ્રસિદ્ધ એક જાતનાં તગરગંઠોનાં, પીલુડીની છાલ, કાયફળ, પદ્મકાષ્ઠ, કમળનું મૃણાલ, જાયફલ, કેવડાનાં મૂળ તથા ફૂલ, નાગકેસર, શરૂ, સુરામાંસી, ગળો, વાળો, હરડે, બેહેડાં, આંમળાં, ધમાસો, કૌચાં, નખલા કેવડી મોથ, આસુંદરો, કરીયાતું, બદામ, ખજુર, તુવરફળ, ધાવણી, પીપળીમૂલ, ખડસલીયો, પરવળ, ધંતુરાના ડેડવા, અરણી, ત્રાયમાણ, અલંબુષા નામની એક જાતની રીસામણીનાં પાંચે અંગો, ઈંદ્રજવ, રસવંતી, બાવળની છાલ, નસોતર, મજીઠ, દ્રોણ, (અપ્રસિદ્ધ છે.) દ્રાખ, લીંડીપીપર, રાતાં ફુલવાળી સાટોડી,

નગડનાં બીજ, વાવડીંગ, કણેરનું મૂળ નીલકમળ, પદ્મકાષ્ઠ, કાળીજીરી, કેળનો કંદ, ચિત્રક, ગોખરૂ, એખરશનાં ફળ, ચણકબાબ, કસુંબાનાં ફુલ, શિલારસ, કેસર, મીણ, લવીંગ, કપૂર, આંબાનું કાંડ, જળાદીયાં, કસ્તૂરી, વાળો અને અમર એઓના બે બે તોલાં ભાર જુદા જુદા કલ્કો કરી તેઓથી એ તેલ પકાવવું એટલે મહાનારાયણ તૈલ નામનું તેલ સિદ્ધ થાયછે. શુભ નક્ષત્રમાં, શુભ મુહૂર્ત્તમાં તથા શુભ લગ્નમાં વૈદ્યે બ્રાહ્મણોનું અને સારા વૈદ્યોનું પૂજન કરી જગતના સ્વામી અને ત્રણે ગુણોને ચલાવનારા નારાયણ દેવનું પૂજન કરીને સોનાના, રૂપાના, ત્રાંબાના અથવા લોઢાના વાસણમાં આ તૈલ રાખવું. વૈદ્યે વ્યાધિને અનુસરીને અભ્યંગમાં, અંજનમાં, નસ્યમાં, નિરૂહ બસ્તિમાં, અવગાહનમાં તથા પાવામાં આ તૈલનો ઉપયોગ કરવો. ઘણું કહેવાનું કાંઈ પ્રયોજન નથી પણ ટુંકામાં એટલું કહીએ છીએ કે ઉપયોગમાં લીધેલું આ તૈલ એશી પ્રકારના વાતવ્યાધિઓનો અવશ્ય નાશ કરેછે. આ તૈલનો અભ્યાસ રાખવાથી શરીરમાં વળીઓ પડતી નથી, ધોળા મોવાળા આવતા નથી, નેત્રો ગરૂડના નેત્રો જેવાં અત્યંત તેજસ્વી થાયછે, ઉંચકન્નાપણું થતું નથી, બેહેરાપણું થતું નથી, કાનમાં નાદ થતો નથી, હાથ કંપતા નથી, માથું કંપતું નથી, પ્રલાપ થતો નથી, બુદ્ધિ ભ્રષ્ટ થતી નથી અને કામો કરવામાં સામર્થ્ય પ્રાપ્ત થાયછે. જેમ પાણીથી સીંચાએલા વૃક્ષના પલ્લવ આદિ વૃદ્ધિ પામેછે તેમ આ તેલથી નિત્ય સીંચાતા પ્રાણીના ધાતુઓ વૃદ્ધિ પામેછે. જે સ્રીને કાચો ગર્ભ પડી જતો હોય તેને, સુવાવડના રોગવાળીને અને કસુવાવડ થવાથી ક્ષીણ થએલીને આ તૈલ અત્યંત હિતકારી છે. આ તૈલનો ઉપયોગ કરવાથી વાંઝણીને પુત્રની પ્રાપ્તિ થાયછે, ગર્ભપાત થતો નથી, યોનિના રોગો નાશ પામેછે અને પ્રદર શાંત થાયછે. આ ઉત્તમ તૈલ કરતાં વધારે બળ આપનારૂં વધારે મૈથુન શક્તિ આપનારૂં અને વધારે ધાતુઓને પુષ્ટિ આપનારૂં બીજું ઔષધ ક્યાંય નથી. આ તૈલ મોટું રસાયન છે. પૂર્વે દૈત્યોના તથા દેવતાઓના યુદ્ધમાં દૈત્યોના પ્રહારોથી ભેદાએલા, જેઓનાં અસ્થિઓ ભાંગી ગયાં હતાં એવા, વીધાઈ ગએલા, ચગદાઇ ગએલા અને વ્યથાથી પીડાએલા દેવતાઓને જોઇ દેવતાઓના અને માણસોના હિતને વાસ્તે નારાયણદેવે આ મહાનારાયણ નામનું તૈલ કર્યું હતું.

### મહા યોગરાજ ગુગ્ગુલ.

સુંઠ, પીપળીમૂળ, ચવક, મરી, ચિત્રક, શેકલી હીંગ, બોડી અજમોદ, સર્પપ, જીરૂં, શાહાજીરૂં, નગડનાં બીજ, ઇંદ્રજવ, કાળીપાડ, વાવડીંગ, ગજપીપળ, કડુ, અતવસ, ભારંગી, વજ, પીલુડી, તમાલપત્ર, દેવદાર, પીપળ, કઠ, રાસ્ના, મોથ, સૈંધવ, એલચી, ગોખરૂ, હરડે, ધાણા, બેહડાં, આમળા, તજ, વાળો અને જવખાર એ સઘળાંઓને સમભાગે લઈ તેઓનાં બારીક ચૂર્ણ કરવાં. પછી એ સઘળાં ચૂર્ણો બરાબર ગુગલ લઈ તેનું ઘીથી મર્દન કરી ગુગળને અને એ સઘળાં ચૂર્ણોને ઘીના મર્દનથી મિશ્રિત કરી એક પીંડો બ-

નાખીને તે પીંડો ઘીના વાસણમાં રાખી મેલવો. પછી તેમાંથી ચોવીશ ચોવીશ ચણોઠી ભારની ગોળીઓ કરી દોષોને અને કાળ વગેરેને અનુસરી તેઓને ખાવી. એ ગોળીઓ ખાવાની રીતિ એવી છે કે પ્રથમ થોડા દિવસ એકેક ગોળી ખાવી, પછી ડોઢ ગોળી ખાવી, પછી અરધા તોલા ભાર ખાવી અને પછી એક તોલા ભાર ખાવી. આ યોગરાજ ગુગ્ગુલ અત્યંત મુખ્ય છે અને રસાયન છે. આના ભક્ષણમાં મૈથુનનો કે અન્નપાનનો કશો નિયમ નથી. આ ગુગ્ગલ ખાવાથી અરશ, ગ્રહણીનો રોગ, બરલ, ગુલ્મ, ઉદરના રોગ, પેડુનું ચડવું, અગ્નિનું મંદપણું, શ્વાસ, ઉધરસ, અરૂચિ, પ્રમેહ, નાભિનું શૂળ, કૃમી, ક્ષય, છાતીનું ઝલાઈ જવું, સઘળા વાતવ્યાધિઓ, આમવાત, અપસ્માર, કોઢ, દુષ્ટવ્રણો, વીર્યનો દોષ, રજનો દોષ, ઉદાવર્ત્ત અને ભગંદર એ રોગોનો નાશ થાયછે. આ ગુગળ રાસ્નાદિ ક્વાથની સાથે પીવામાં આવે તો તેથી સઘળા વાતવ્યાધિઓ ટળેછે. કાકોલ્યાદિ ક્વાથની સાથે પીવામાં આવે તો તેથી પિત્ત મટેછે. આરગ્વધાદિ ક્વાથની સાથે પીવામાં આવે તો કફ મટેછે. દારૂહળદરના ક્વાથની સાથે પીવામાં આવે તો તેથી પ્રમેહો મટેછે. ગોમૂત્રની સાથે પીવામાં આવે તો તેથી પાંડુરોગ મટેછે. મધની સાથે ખાવામાં આવે તો તેથી મેદની વૃદ્ધિ મટેછે, લીંબડાના ક્વાથની સાથે પીવામાં આવે તો તેથી કોઢ મટેછે ગળોના ક્વાથની સાથે પીવામાં આવે તો તેથી વાતરક્ત મટેછે; મૂળાના ક્વાથની સાથે પીવામાં આવે તો તેથી સોજો મટેછે. કાકચના ક્વાથની સાથે પીવામાં આવે તો તેથી ઉદરનું ઝેર ટળી જાયછે. ત્રિફળાના ક્વાથની સાથે પીવામાં આવે તો તેથી નેત્રની દારૂણ વેદના મટેછે અને પુનર્નવાદિ ક્વાથની સાથે પીવામાં આવે તો તેથી સઘળા ઉદરના રોગો મટેછે.

રાસ્ના, સાટોડી, સુંઠ, ગળો અને એરંડો એઓનો ક્વાથ રાસ્નાદિ ક્વાથ કહેવાય છે. વાયુ સાત ધાતુઓમાના કોઈ ધાતુમાં રહેલ હોય, આમવાળો હોય અને સર્વ અંગોમાં રહ્યો હોય તોપણ તે ઉપર આ ક્વાથ ઉપયોગી છે.

### રસોન કલ્ક.

લસણનો કલ્ક કરી તેમાં તલનું તેલ અને સૈંધવ મિશ્રિત કરી ખાવામાં આવેતો તેથી સઘળા વાયુસંબંધી રોગો તથા વિષમ જ્વરો પણ મટી જાયછે.

### બીજા પ્રકારનો રસોન કલ્ક.

દુધની, તેલની, ઘી ની, માંસની, ભાતની અથવા સાઠી ચોખાના ભાતની સાથે સાત દિવસસુધી પ્રત્યેક દિવસે બબ્બે તોલાં ભાર વધારીને લસણનો કલ્ક ખાવામાં આવેતો તેથી વાયુસંબંધી રોગો, વિષમજ્વરો, શૂળો, ગુલ્મો, અગ્નિનું મંદપણું, બરલનું ઉગ્ર દરદ, હાથનું તથા પડખાનું શૂળ, માથાની વ્યથા અને વીર્યના દોષો મટી જાયછે.

### લસણ ખાવાનો ત્રીજો પ્રકાર.

અન્નના પદાર્થોની સાથે, માંસના પ્રકારોની સાથે, ઘઉની સાથે, જવના સાથવાની સાથે, દુધની સાથે, તેલની સાથે, ઘીની સાથે, બટાઉડાંનાં માંસથી સાથે, લાવાંનાં માંસની સાથે, તેતરના માંસની

સાથે, હરણીના માંસની સાથે, કુકડાના માંસની સાથે, સુવરના માંસની સાથે, વૈયાંના માંસની સાથે અથવા હરણના માંસની સાથે શીતકાલમાં અગ્નિનું બળ જોઇને લસણ ખાવાં. જે અન્ન અથવા માંસ આદિ પદાર્થોની સાથે લસણ ખાવાં હોય તે પદાર્થો વઘાર આદિથી સારી રીતે સંસ્કાર આપેલા હોવા જોઇએ.

## રસોનાષ્ટક.

લસણના પાકા કંદની ફોતરાં વગરની કળીઓને ચીરી તેઓના મધ્યમાં રહેલા અંકુરોને દૂર કરી નાખી ઉગ્ર ગંધના નાશને વાસ્તે તે કળીઓને રાતે દહીમાં નાખી મેલવી. પછી સવારે ધોઇ લઈ સુકાવી છીપર ઉપર વાટી કલ્ક કરીને તેમાં સંચળ, યવાન, શેકેલી હીંગ, સૈંધવ, સુંઠ, મરી, પીપળ, અને જીરૂં એઓને સમભાગે લઈ ચૂર્ણ કરી તે કલ્કના પાંચમા ભાગ જેટલું એ ચૂર્ણ કલ્કમાં મેળવવું અને કલ્કના ચોથા ભાગ જેટલું તલનું તેલ પણ તેમાં મિશ્રિત કરવું. પછી તેમાંથી પ્રાતઃકાલે એક તોલા ભાર ખાવું અથવા દોષ વગેરે ઉપર ધ્યાન આપી યોગ્ય લાગે તેવી માત્રાથી ખાવું અને નિત્ય એરડાના કવાથનું અનુપાન કરવું. આ રસોનાષ્ટક સર્વાંગવાતને, એકાંગવાતને, અર્દિતને, અપતંત્રકને, અપસ્મારને, ઉન્માદને, ઉરૂસ્તભને, ગૃધ્રસીને, છાતીની પીઠની કેડની પડખાની તથા કૂખની પીડાને અને કૃમિઓને મટાડેછે. રસોનાષ્ટકનું સેવન કરનારાએ નિત્ય મદ્યનું, માંસનું તથા ખાટારસનું સેવન કરવુ અને પરિશ્રમ, તડકો, રોષ, અત્યંત જળ તથા મૈથુન એઓનો ત્યાગજ કરવો. અતીસાર, પ્રમેહ, પાંડુરોગ, અરૂચિ, મૂર્છા, અરશ, રક્તપિત્ત, શોષ, મોટો ક્ષયરોગ કે ઉલટી એઓથી પીડાએલાએ તથા ગર્ભવાળી સ્ત્રીએ લસણના ભક્ષણનો ત્યાગ કરવો. પિત્તની પીડા હોયતો પથ્ય જમવાનો-નિયમ રાખી આ રસોનાષ્ટકના પ્રયોગને અંતે વિરેચન લેવું. જો વિરેચન ન લેવામાં આવેતો કોઢ તથા પાંડુરોગ વગેરે રોગો ઉત્પન્ન થાયછે. રસોનાષ્ટકને નહી ઇચ્છનારાં બાલકોને પણ માના ધાવણમાં તુરત આ રસોનાષ્ટક દેવું. આમ કરવામાં આવે તો લસણ કે જે મોટી શક્તિવાળુ છે તેના પ્રભાવથી સિદ્ધિની પ્રાપ્તિ થાયછે.

## વાતારિ રસ.

એક ભાગ પારદ, બે ભાગ ગંધક, ત્રણ ભાગ ત્રિફલા, ચાર ભાગ ચિત્રક અને એરડીયા તેલથી મર્દન કરેલો પાંચ ભાગ ગુગળ એઓને મિશ્રિત કરી એરડીયા તેલથી એ સર્વનું મર્દન કરી તેમાંથી પ્રાતઃકાલે એક તોલા ભારની ગોળી ખાવી, અને ગોળી ખાયા પછી સુંઠ અને એરડાંનાં મૂળ એઓના ક્વાથનું અનુપાન કરવું. પછી એરડીઆ તેલથી રોગીના વાંસાપર અભ્યંગ કરી શેક કરવો. કદાચ રેચ લાગે તો સ્નિગ્ધ અને ગરમ અન્ન જમાડવું આ વાતારિ નામના રસનું નિયમપૂર્વક સેવન કરવામાં આવે અને મૈથુનનો ત્યાગ કરવામાં આવે તો એક મહિનામાં પવનસંબંધી રોગો મટી જાયછે.

### વાતવ્યાધિઓનો અધિકાર સંપૂર્ણ થયો.

## ઊરૂસ્તંભનો અધિકાર.
## अथोरुस्तम्भाधिकारः ।

ઉરૂસ્તંભનાં દૂરનાં તથા પાસેનાં નિદાનો અને સંપ્રાપ્તિ પૂર્વક લક્ષણ.

### तत्रोरुस्तम्भस्य विप्रकृष्टसन्निकृष्टनिदानसंप्राप्तिपूर्वकं लक्षणमाह ।

शीतोष्णद्रवसंशुष्कगुरुस्निग्धैर्निषेवितैः । जीर्णाजीर्णे तथा यासससंक्षोभस्वप्नजागरैः ॥ स श्लेष्ममेदाः पवनः साममत्यर्थसञ्चितम् । अभिभूयेतरं दोषमुरु चेत्प्रतिपद्यते ॥ सक्थ्यस्थिनी प्रपूर्यान्तः श्लेष्मणा स्तिमितेन सः । तदा स्तभ्नाति तेनोरू स्तब्धौ शीतावचेतनौ ॥ परकीयाविव गुरू स्यातामतिशयेन तौ । ध्यानाङ्गमर्दस्तैमित्यतन्द्राच्छर्द्यरुचिज्वरैः ॥ संयुतं पादसदनकृच्छ्रोद्धरणसुप्तिभिः । तमूरुस्तम्भमित्याहुराढ्यवातमथापरे ॥

जीर्णाजीर्णे किञ्चिज्जीर्णे किञ्चिदजीर्णे शीतादिभिर्निषेवितैः भुक्तैः संक्षोभेण-संचलनेन दिवास्वप्नेन रात्रौ जागरणेन अभिभूय दूषयित्वा इतरं दोष कफ पित्तञ्च । स्तिमितेन आर्द्रेण स्तेनेति यावत् । नतु घनेन । स पवनः तदा ऊरुं स्तभ्नाति । तेन स्तम्भेन अचेतनौ शून्यौ परकीयाविव । अक्रियावित्यर्थः । ध्यानम् मूढता । पादसम्बन्धिनीभिः सदनकृच्छ्रोद्धरणसुप्तिभिश्च संयुक्तं अयं सुश्रुतेन महावातव्याधिषु पठितः ॥

કાંઈક જીર્ણ હોય અને કાંઈક અજીર્ણ હોય તેમાં શીત, ઉષ્ણ, દ્રવ, શુષ્ક, ભારે અને સ્નિગ્ધ ભોજનો કરવાથી, પરિશ્રમથી, શરીરનું સંચલન કરવાથી, દિવસે સુવાથી અને રાતે ઉજાગરો કરવાથી કફ તથા મેદસહિત વાયુ આમવાળા તથા અત્યંત સંચિત થએલા કફને તથા પિત્તને દૂષિત કરી સાથળમાં આવેછે અને સાથળમાં આવી અંદર વીંટાએલા કફથી સાથળનાં અસ્થિઓને પુરીદઇને સ્તબ્ધ કરી દેછે કે જેથી સાથળો અક્કડ, શૂન્ય, અત્યંત ભારે અને જાણે પરાયા હોય તેમ ક્રિયા વગરના થઇ જાયછે. આ રોગમાં મૂઢપણું, અંગોનું ભાંગવું તંદ્રા, ઉલટી, અરૂચિ, જ્વર, પગની ગ્લાનિ, પગોનું માંડમાંડ ઉપડવું અને પગોની જડતા એટલાં લક્ષણો થાયછે આ રોગ ઉરૂસ્તંભ કહેવાયછે અને કેટલાએક તેને આઢ્યવાત પણ કહેછે. સુશ્રુતે આ રોગને મહા વાતવ્યાધિઓમાં ગણેલો છે.

### ઉરૂસ્તંભનું પૂર્વરૂપ.
### प्राग्रूपमाह ।

प्राग्रूपं तस्य निद्रातिध्यानं स्तिमितता ज्वरः । रोमहर्षोऽरुचिश्छर्दिर्जङ्घोर्वोः सदनं तथा ॥

ઉરૂસ્તંભ થવાનો હોય ત્યારે નિદ્રા, અત્યંત ધ્યાન, ક્રિયાઓથી રહિતપણું, જ્વર, રૂવાણાંઓનું ઉભું થવું, અરૂચિ, ઉલટી, અને પીંડીઓમાં તથા સાથળોમાં પીડા ઉત્પન્ન થાયછે.

### ઉરૂસ્તંભનું રૂપ.
### तस्य रूपमाह ।

वातशङ्किभिरज्ञानात् तत्र स्यात् स्ने-

हनात्पुनः । पादयोः सदनं सुप्तिः कृच्छ्रादुद्धरणं तथा । जङ्घोरुग्लानिरत्यर्थं शश्वद्वा दाहवेदना । पादश्च व्यथते न्यस्तः शीतस्पर्शं नवेत्ति च । संस्थाने पीडने गत्यां चालने चाप्यनीश्वरः । अन्यनेयौ हि सम्भग्नावूरुपादौ च मन्यते ॥

अज्ञानात् अनिश्चयात् । स्तम्भसुप्तिकर्मरहितपाददर्शनेन वातशङ्किभिः वातव्याधिशङ्किभिः । तत्र ऊरुस्तम्भे स्नेहनात् स्नेहदानात् । स्नेहादिना स्नेहन्या चिकित्सया पादसदनादयः ॥ ऊर्वोर्भग्नोपमत्वात् ते विकाराः स्युः जङ्घोर्वोर्गमनादावशक्तिः । अदाहवेदना ईषद्दाहेन सह वेदना । अन्यनेयौ अन्यचाल्यौ भवतः ॥

આ રોગનો પુરો નિશ્ચય નહિ કરતાં પગોને સ્તબ્ધ, જડ અને ક્રિયાઓથી રહિત જોવા ઉપરથી વાતવ્યાધિનો શક લાવીને જો આ રોગમાં સ્નહેન ચિકિત્સા કરવામાં આવે તો પગમાં વ્યથા જડતા માંડ માંડ ઉપડવું, પીંડીઓમાં તથા સાથળોમાં અત્યંત ગ્લાની, (ચાલવા વગેરેમાં અશક્તિ ) અને જરા જરા દાહવાળી વેદના એઓ વધારે થાયછે આ રોગ થયો હોય તો પગ મુકવાના સમયમાં પગ વ્યથા પામેછે, ટાઢા સ્પર્શની ખબર પડતી નથી અને બેસવામાં દબાવવામાં ચાલવામાં તથા હલાવવામાં અશક્તપણું થાયછે. અને તે માણસ પોતાના સાથળોને તથા પગોને ભાંગી ગએલા માનેછે અને તેઓ બીજો કોઇ ઉપાડે તોજ ઉપડે એવા થાયછે.

## ઉરૂસ્તંભનું અરિષ્ટ.

## अथोरुस्तम्भस्यारिष्टलक्षणमाह ।

- यदा दाहार्तितोदार्तो वेपनः पुरुषो भवेत् । ऊरुस्तम्भस्तदा हन्यात् साधयेदन्यथा नवम् ॥

अन्यथा दाहाद्युपद्रवरहितं तमपि नवम् उत्पन्नमात्रं साधयेत् ॥

જો ઉરૂસ્તંભમાં દાહ, વ્યથા, સોઇઓથી ભોકાયા જેવું દુખ અને ધ્રુજવું થયું હોય તો એ ઉરૂસ્તંભ માણસને મારી નાખેછે અને જો દાહાદિક ઉપદ્રવો ન હોય તથા ઉરૂસ્તભ તુરતનો ઉત્પન્ન થએલો હોય તો સાધ્ય થાયછે.

## ઉરૂસ્તંભની ચિકિત્સા.

## अथ तस्य चिकित्सा ।

स्नेहासृक्स्राववमनं वस्तिकर्म विरेचनम् । वर्जयेदाढ्यवाते तु यतस्तैस्तस्य कोपनम् ॥ तस्मादत्र सदा कार्यं स्वेदलङ्घनरूक्षणम् । आममेदःकफाधिक्यान्मारुतं परिरक्षता ॥ यत्स्यात् कफप्रशमनं न तु मारुतकोपनम् । तत्सर्वं सर्वदा कार्यमूरुस्तम्भस्य भेषजम् ॥ सर्वो रूक्षः क्रमः कार्यस्तत्रादौ कफनाशनः । पश्चाद्वातविनाशाय विधातव्याखिला क्रिया । भोज्याः पुराणाः श्यामाककोद्रवोद्दालशालयः ॥ जाङ्गलैरघृतैर्मांसैः शाकैश्चालवणैर्हितैः । शाकैरलवणैर्दद्याज्जलतैलाज्यसाधितैः॥ सुनिषण्णकनिम्बार्कवेत्रारग्वधपल्लवैः । वायसीवास्तुकाद्यैश्च साधितैः शाक-

मूलकैः ॥ शार्करलवणैर्युक्तं जीर्णशाल्योदनं भिषक् । रूक्षणाद्वातकोपश्चेन्निद्रानाशार्त्तिपूर्वकः ॥ स्नेहस्वेदक्रमस्तत्र कार्यो वातामयापहः । प्रतारयेत् प्रतिस्रोतो नदीं शीतजलां शिवाम् ॥ सरश्च विमलं शीतं स्थिरतोयं पुनः पुनः । यथाविशुष्केऽस्य कफे शान्तिमूरुग्रहो व्रजेत् ॥ शरीरबलमग्निश्च कार्यैषा रक्षता क्रिया । स क्षारमूत्रस्वेदांश्च रूक्षाण्युत्सादनानि च ॥ कुर्याद्दाहे च मूत्राद्यैः करञ्जफलसर्षपैः । मूलैर्वाप्यश्वगन्धाया मूलैरर्कस्य वा भिषक् ॥ पिचुमर्दस्य वा मूलैरथवा देवदारुणः । क्षौद्रसर्षपवल्मीकमृत्तिकासंयुतैर्भिषक् ॥ गाढमुत्सादनं कुर्यादूरुस्तम्भे सवेदने । दन्ती द्रवन्ती सुरसा सर्षपैश्चापि बुद्धिमान् ॥ तर्कारीसुरसाशिग्रुवचावत्सकनिम्बकैः । पत्रमूलफलैस्तोयं शृतमुष्णश्च सेवनम् ॥ भल्लातकाऽमृताशुण्ठीदारुपथ्यापुनर्नवाः । पञ्चमूलीद्वयोन्मिश्रा ऊरुस्तम्भनिवर्हणाः ॥ पिप्पली पिप्पलीमूलं भल्लातकफलानि च । कल्कं मधुयुतं पीत्वा ऊरुस्तम्भाद्विमुच्यते ॥ रास्नाश्यामाकपथ्यामरिचमिसिशिवा वेल्लशठ्यश्वगन्धा यासच्छिन्नाजमोदा सुमुषमतिविषा वृद्धदारीबृहत्यौ ॥ शुण्ठी तिक्ता यवानी सहचरचविकैरण्डदार्व्याजकर्ण्य ऊरुस्तम्भामवातं कफपवनरुजं दण्डकांश्चाशु हन्युः ॥

इति रास्नादिक्वाथः ॥

ग्रन्थिकारुष्करकृष्णानां क्वाथं क्षौद्रान्वितं पिबेत् । लिह्याद्वा त्रिफलाचूर्णं क्षौद्रेण कटुकायुतम् ॥ सुखाम्बुना पिबेद्वापि चूर्णं पड्धरणं नरः । पिप्पलीवर्द्धमानं वा माक्षिकेण गुडे न वा । ऊरुस्तम्भे प्रशंसन्ति गण्डीरारिष्टमेव च । शिलाजतुं गुग्गुलुं वा पिप्पलीमथ नागरम् । उरुस्तम्भे पिबेन्मूत्रैर्दशमूलीरसेन वा । त्रिफला पिप्पली मुस्तं चव्यं कटुकरोहिणी ॥ लिह्याद्वा मधुना चूर्णमूरुस्तम्भार्दितो नरः । घृतं सैरेश्वरं दद्यादूरुस्तम्भे कफोत्तरे । दद्यात् शुण्ठी घृतं वापि वैश्वानरमथापि वा । सैन्धवाद्यं हितं तैलममृताख्योऽपि गुग्गुलुः ॥ कुष्ठश्रीवेष्टकोदीच्यशरलं दारुकेशरम् । अजगन्धाश्वगन्धे च तैलं तैः सार्षपं पचेत् । सक्षौद्रं मात्रया तस्मादूरुस्तम्भार्दितः पिबेत् ॥

इति कुष्ठाद्यं तैलम् ॥

पलाभ्यां पिप्पलीमूलान्नागरादष्टकट्वरम् । तैलप्रस्थं समं दध्ना गृध्रस्यूरुग्रहापहम् ॥ सस्नेहदधिसम्भूतं तक्रं कट्वरमुच्यते । अष्टकट्वरतैले च तैलं सार्षपमिष्यते । पिप्पलीमूलशुण्ठ्यांश्च प्रत्येकं द्विपलं कृतम् ॥

इति अष्टकट्वरं तैलम् ॥

द्विपञ्चमूली त्रिफला चित्रकं देवदारु च । एकाष्ठीलात्वपामार्गश्रेयसी वायसी शुभा ॥ बला भार्गी पृथक्पर्णी सुवहा मदयन्तिका । विशालोशीरकाश्मर्यस्तिस्रो देयास्तथाग्निकः ॥ चिरबि-

त्वो ह्यशोकश्च कलश्यंशुमती तथा । पयस्या पीलुपर्णी च गुडूची च शतावरी ॥ एषां पञ्चपलान् भागान् जलद्रोणेषु सप्तसु । अष्टभागावशेषेण पचेत्तैलाढकं शतम् ॥ कुष्ठश्च शतपुष्पा च त्र्यूषणं चित्रकं वरा । देवदार्वगुरुश्रेष्ठं विडङ्गं मुस्तमेव च ॥ अश्वगन्धा सिरा पाठा मूली श्यामाकमेव च । पिप्पल्यः शृङ्गवेरश्च दन्ती हिङ्गम्लवेतसम् ॥ अनेन गर्भेण भिषक् कषायेण च साधयेत् । सिद्धशीतश्च पूतश्च क्षौद्रेण सह संसृजेत् ॥ तदस्य नस्यपानार्थं तदेवाभ्यञ्जने भवेत् । ऊरुस्तम्भश्चिरोद्भूतस्तैलेनानेन शाम्यति ॥ आमवातं शीतवातं क्षुद्रवातश्च नाशयेत् ॥

इति द्विपञ्चमूलाद्यं तैलम् ॥

सिन्धुरुग्विश्वजा सोग्रा भार्गी यष्टी सिरा फलैः । दारुविश्वशटीधान्यकृष्णाकट्फलपौष्करैः ॥ दीप्यकातिविषैरण्डनीलीनीलाम्बुजैः पचेत् । तैलं संकाशिकं हन्ति पानाभ्यञ्जननावनैः ॥ आमवातं कृमीन् गुल्मान् प्लीहोदरशिरोरुजः । मन्दाग्निं पक्षसन्ध्यण्डवातस्तम्भगदानपि ॥

इति महासैन्धवाद्यं तैलम् ॥

द्वे पले सैन्धवात्पञ्च शुन्ठ्या ग्रन्थिकचित्रकात् । द्वे द्वे भल्लातकास्थीनि विंशति द्वे तथाऽढके ॥ आरनालात्पञ्च प्रस्थं तैलस्यैरण्डजस्य च । गृध्रस्यूरुग्रहासार्तिसर्ववातविकारनुत् ॥

इति सैन्धवाद्यं तैलम् । इति ऊरुस्तम्भनिदान चिकित्साधिकारः ॥

ઉરૂસ્તંભમાં સ્નેહન, લોહીનું સ્રવાવવું, વમનક્રિયા, પિચકારી અને વિરેચન એઓનો ત્યાગજ કરવો. કારણ કે એઓથી ઉરૂસ્તંભનો ઉલટો પ્રકોપ થાયછે. આ પ્રમાણે છે એટલામાટે ઉરૂસ્તંભમાં સર્વદા સ્વેદન, લંઘન તથા રૂક્ષતા કરનારી ક્રિયાઓ કરવી. આ રોગમાં વાયુનો બચાવ કરતાં આમ, મેદ અને કફ અધિક હોવાનેલીધે જે જે ઔષધો કફને શમાવનાર અને વાયુને પ્રકુપિત નહિ કરનાર હોય તેઓજ સર્વદા કરવાં. આ ઉરૂસ્તંભમાં સઘળી રૂક્ષક્રિયા કરવી તેમાં પ્રથમ કફનો નાશ કરનારી ક્રિયા કરવી અને પછી વાયુના નાશને વાસ્તે સઘળી ચિકિત્સા કરવી. ઘી વગરનાં જાંગલ પ્રદેશનાં પ્રાણીઓનાં માંસોની સાથે અને લૂણ વગરનાં હિતકારી શાકોની સાથે જુનો સામો, જુના કોદરા, જુની કોરડ અને જુના ચોખા એઓનું ભોજન કરવું. સુનિસરણક, લીંબડાનાં પાનડાં, આકડાનાં ડીટીયાં, ગરમાળાનાં પાનડાં, અઘેડીનાં પાનડાં, બથવો અને મૂળા ઈત્યાદિકથી કરેલાં અને જળમાં તેલમાં કે ઘીમાં પકાવેલાં લૂણ વગરનાં શાકો ખવરાવવાં. રોગીએ ખાધેલું અન્ન જીર્ણ થયા પછી વૈદ્યે તેને લૂણ વગરનાં શાકોની સાથે રાતા ચોખાનો ભાત ખવરાવવો. જે રૂક્ષક્રિયા કરવાથી નિદ્રાનો નાશ તથા પીડાપૂર્વક વાયુનો પ્રકોપ થાય તો વાયુના દરદને મટાડનારી સ્નેહનની તથા સ્વેદનની ક્રિયા કરવી, રોગીને ટાઢાં જળવાળી સુંદર નદીમાં પ્રવાહની સામે ચલાવવો

અને નિર્મલ શીતલ તથા સ્થિર જલવાળા તળાવમાં વારંવાર ચલાવવો.

શરીરના બળનો અને અગ્નિનો બચાવ કરતાં જે રીતે કફ સુકાઈને ઉરૂસ્તંભ શાંત થાય તે રીતે ચિકિત્સા કરવી. ક્ષારથી તથા મૂત્રથી સંયુક્ત-કરેલા પદાર્થોથી સ્વેદન કરવું અને રૂક્ષ પદાર્થોથી સાથળોને ચોળવા. દાહ થયો હોય તો મૂત્રાદિકથી, અથવા કરંજના ફળથી સંયુક્ત કરેલા સર્ષપોથી, અથવા આસોંદનાં મૂળીયાંઓથી, અથવા આકડાનાં મૂળીયાંઓથી અથવા લીંબડાનાં મૂળીયાંઓથી અથવા દેવદારનાં મૂળીઆંઓથી સાથળોને ચોળવા. વેદનાવાળા ઉરૂસ્તંભમાં ઉપર કહેલા પદાર્થોને મધ, સર્ષપ, અને રાફડાની માટી એઓથી સંયુક્ત કરીને દૃઢ રીતે સાથળોને ચોળવા. ઉરૂસ્તંભના દરદમાં બુદ્ધિમાન્ વૈદ્યે નેપાળો, નાહાનો નેપાળો કાળી તુલસી, અને સર્ષપ એઓથી પણ સાથળોને ચોળાવવા. અરણી, કાળી તુલસી, સરગવો, વજ, અરડૂસો અને લીંબડો એઓનાં પાનડાંઓથી મૂળોથી તથા ફળોથી ક્વાથ કરી તે ક્વાથના ઊના જળનું સેવન કરાવવું.

ભીલામાં, ગળો, સુંઠ, દેવદાર, હરડે, સાટોડી અને દશમૂળી એઓના સેવનથી ઉરૂસ્તભ મટી જાયછે.

પીપળ, પીપળીમૂળ, અને ભીલામાંનાં ફળો એઓનો કલ્ક કરી મધ નાખીને પીવામાં આવે તો તેથી ઉરૂસ્તંભ મટી જાયછે.

રાસ્ના, સામો, હરડે, મરી, સુવા, હળદર, વાવડીંગ, કચૂરો, આસોંદ, જવાસો, ગળો, બોડી અજમોદ, સુમુખ નામની એક જાતની તુલસી, અતવસ, વરધારો, ઊભી ભોરીંગણી, બેઠી ભોરીંગણી, સુંઠ, કડુ, યવાન, કાંટાઅશેરીયો, ચવક, એરંડો, દારૂહળદર અને ગળ એઓનો ક્વાથ ઉરૂસ્તંભને, આમવાતને, કફના રોગને, વાયુના રોગને અને દંડકાક્ષેપને તુરત હણી નાખેછે. આ ક્વાથ રાસ્નાદિ ક્વાથ એ નામથી ઓળખાયછે.

પીપળીમૂળ, ભીલામાં અને પીપળ એઓનો ક્વાથ કરી મધ નાખીને પીવામાં આવે તો તેથી ઉરૂસ્તંભ મટેછે.

ત્રિફલાનું તથા કડુનું ચૂર્ણ કરી મધમાં કાલવીને ચાટવામાં આવેતો તેથી ઉરૂસ્તંભ મટી જાયછે.

ષડ્ધરણ નામનું ચૂર્ણ કે જે વાતવ્યાધિઓના પ્રકરણમાં કહ્યું છે તે ચૂર્ણ સેહેવાય એવા ઉના પાણીની સાથે પીવામાં આવે તો તેથી ઉરૂસ્તંભ મટેછે.

મધની સાથે અથવા ગોળની સાથે વધતી વધતી પીપળોનું સેવન કરવામાં આવેતો તેથી ઉરૂસ્તંભ મટી જાયછે.

ઉરૂસ્તંભના દરદમાં કડવા સૂરણના આસવનું સેવન કરવું એ પણ વખાણવામાં આવેછે.

મૂત્રોની સાથે અથવા દશમૂળીના રસની સાથે શિલાજીત, ગુગળ, પીપળ કે સુંઠ પીવામાં આવે તો તેથી ઉરૂસ્તંભની પીડા મટી જાયછે.

ત્રિફળા, પીપળ, મોથ, ચવક અને કડુ એઓનું ચૂર્ણ કરી મધમાં કાલવીને ચાટવામાં આવે તો તેથી ઉરૂસ્તંભની પીડા મટી જાયછે.

ઉરૂસ્તંભ કે જે કફની અધિકતાવાળો છે તેમાં સૌરેશ્વરઘૃત, અથવા વૈશ્વાનર ચૂર્ણ, અથવા શુંઠીઘૃત અથવા સૈંધવાદ્ય

તૈલ અથવા અમૃતાગુગ્ગુલ દેવામાં આવે તો તે હિતકારી થાયછે.

### કુષ્ઠાદ્ય તૈલ.

કઠ, લોબાન, વાળો, શરૂ, દેવદાર, નાગકેસર, જંગલી તુલસી અને આસોંદ એઓના કલ્કથી પકાવેલું સરસીયું તેલ મધની સાથે યોગ્ય માત્રાથી પીવામાં આવે તો તેથી ઉરૂસ્તંભ મટી જાયછે.

### અષ્ટકટ્વર તૈલ.

આઠ તોલાં પીપળીમૂળ, આઠ તોલાં સુંઠ, તરવાળા દહીંથી ઉત્પન્ન કરેલી ચોસઠ તોલાં ભાર ધાટી છાશ, અને ચોસઠ તોલાં ભાર દહીં એઓથી પકાવેલું ચોસઠ તોલાં ભાર સરસીયું તેલ અષ્ટકટ્વર તૈલ કેહેવાયછે. આ તૈલનો ઉપયોગ કરવાથી ઉરૂસ્તંભ મટી જાયછે.

### દ્વિપંચ મૂલાદ્ય તૈલ.

દશમૂલી, ત્રિફળા, ચિત્રક, દેવદાર, મોટી બોલસરી, અધેડો, ગજપીપળ, રાતી અધેડી, તબખીર, ખપાટ, ભારંગી, મોરવેલ, નગડ, ચમેલી, ઇંદ્રવારણી, વાળો, સીવણ, રાતો ચીતરો, કરંજ, આસોપાલવ, ગદ્દી સમેરવો, ક્ષીરકાકોલીનું પ્રતિનિધિ, પીલુડી, ગળો અને શતાવરી, એ પ્રત્યેક દ્રવ્યોને વીશ વીશ તોલાં ભાર લઈ સાત દ્રોણ ભાર (એક હજાર ચોવીશ રૂપીઆ ભારનો તોલ એક દ્રોણ ગણાયછે.) પાણીમાં પકાવી આઠમા ભાગનું પાણી અવશેષ રહે ત્યારે તે ક્વાથથી સો આઢક (બસો છપ્પન રૂપીઆ ભારનો તોલ એક આઢક ગણાયછે.) ભાર તેલ પકાવવું. પછી એ તેલને કઠ, સુવા, સુંઠ, મરી બમણી પીપળ, ચિત્રક, ત્રિફળા, દેવદાર, ઉત્તમ અગર, વાવડીંગ, મોથ, આસોંદ, સમેરવો, કાળીપાડ, મૂળા, સામો, આદું, નેપાળો, હીંગ અને અમલબેદ એઓના ક્વાથથી તથા કલ્કથી પકાવવું. પાક્યા પછી થંડું કરી વસ્ત્રથી ગળી લઇ તેમાં મધ મેળવવો. આ તૈલથી નસ્ય, પાન અને અભ્યંગ કરવામાં આવે તો લાંબાં દાહાડાનો ઉરૂસ્તંભ મટી જાયછે. આ તૈલ આમવાતનો, ક્ષુદ્રવાતનો અને શીતવાતનો પણ નાશ કરેછે.

### મહાસૈંધવાદ્ય તૈલ.

સૈંધવ, કઠ, લઘુશતાવરી, વજ, ભારંગી, જેઠીમધ, સમેરવો, જાયફળ, દેવદાર, સુંઠ, કચૂરો, ધાણા, પીપળ, કાયફળ, પુષ્કર મૂળ, અજમા, અતવસ, એરડો, ગળી અને નીલકમલ એઓથી પકાવેલું તૈલ કાંજીથી મિશ્રિત કરીને પીવામાં, અભ્યંગમાં તથા નસ્યમાં વાપરવામાં આવે તો તેથી આમવાત, કૃમિ, ગુલ્મો, બરલનું દરદ, ઊદરના રોગ, માથાના રોગ, અગ્નિનું મંદપણું, પક્ષાધાત, સંધિવાત, વૃષણનું દરદ, અને વાયુથી ઝલાઇ જવાના રોગ એઓનો નાશ થાયછે.

### સૈંધવાદ્ય તૈલ.

બે પલ (ચાર તોલાનું એક પલ થાયછે) સૈંધવ, પાંચ પલ સુંઠ, બે પલ ચિત્રક, બે પલ પીપળીમૂળ, વીશ પલ ભીલામાના ઠળીઆ અને બે આઢક આરનાલ (પ્રથમખંડના પૃષ્ટ ૭૫૬ માં જુવો.) એઓથી પાંચ પ્રસ્થ (ચોસઠ રૂપીઆ ભારનું એક પ્રસ્થ ગણાયછે.) એરડીયું તેલ પકાવવું એટલે સૈંધવાદ્ય તૈલ સિદ્ધ થાયછે. આ તૈલથી ગૃધ્રસી,

ઉરૂસ્તંભ, મુખની પીડા તથા સઘળા પ્રકારના વાયુસંબંધી વિકારો મટી જાયછે.

ઉરૂસ્તંભનો અધિકાર સંપૂર્ણ થયો.

## આમવાતનો અધિકાર.

### अथाऽमवाताधिकारः।

### આમવાતની નિદાનપૂર્વક સંપ્રાપ્તિ.

### तत्रामवातस्य निदानपूर्विकां संप्राप्तिमाह।

विरुद्धाहारचेष्टाभ्यां मन्दाग्नेर्निश्चलस्य च। स्निग्धं भुक्तवतो ह्यन्नं व्यायामं कुर्वतस्तथा॥ वायुना प्रेरितो ह्यामः श्लेष्मस्थानं प्रधावति। तेनात्यर्थमपक्वोऽसौ धमनीभिः प्रपद्यते॥ वातपित्तकफैर्भूयो दूषितः सोऽन्नजो रसः। स्रोतांस्यभिष्यन्दयति नानावर्णोतिऽपिच्छिलः॥ जनयत्यग्निदौर्बल्यं हृदयस्य च गौरवम्। व्याधीनामाश्रयो ह्येप आमसंज्ञोऽतिदारुणः॥

विरुद्धाहारचेष्टस्य। विरुद्धाहारः क्षीरमत्स्यादिः। निश्चलस्य निर्व्यायाम परस्य॥ स्निग्धं भुक्तवतो ह्यन्नं व्यायामं कुर्वत इति मिलितो हेतुः। श्लेष्मस्थानम् आमाशयसन्ध्यादि तेन श्लेष्मस्थानगमनेन। अत्यन्तं अपक्वः। पित्तस्थानगमनेन पक्वो भविष्यतीत्यभिप्रायः। असौ आमः धमनीभिः प्रपद्यते। धमनीमार्गैश्चलति भूयो दूषितः अतिशयेन दूषितः। सोऽन्नजो रस आमः स्रोतांसि अभिष्यन्दयति संश्रित्य रसवहशिरावरोधं कृत्वा स्रोतांसि गुरूणि कुर्यात्। नानावर्णः वातादिजनितवर्णभेदान्नानावर्णः॥

### अथामस्य लक्षणमाह।

अजीर्णाद्यो रसो जातः सञ्चितो हि क्रमेण वै। आमसंज्ञां स लभते शिरोगात्ररुजाकरः॥

अजीर्णाद्भुक्तादजीर्णात्॥

દુધ તથા માછલાં વગેરે કે જેઓ મિશ્રિત થવાથી વિરૂદ્ધ આહારો કહેવાયછે તેવા આહાર કરનારનો, વિરૂદ્ધ ચેષ્ટા કરનારનો, કસરત નહિ કરનારનો, મંદ અગ્નિવાળો છતાં ખાવામાં લંપટતા રાખનારનો, અને સ્નિગ્ધ અન્ન જમીને કસરત કરનારનો, વાયુએ પ્રેરેલો આમ કફનાં આમાશય અને સાંધાઓ વગેરે સ્થાનકોમાં દોડી પોહોંચેછે. આમ જો પિત્તનાં સ્થાનકોમાં જાય તો પાકી જાયછે પણ ઉપર કહ્યાપ્રમાણે કફનાં સ્થાનકોમાં જવાનેલીધે અત્યંત અપક્વ રહેલો એ આમ ધમનીઓના માર્ગોથી ચાલેછે. એ રીતે ચાલેલો એ આમ વળી વાયુથી, પિત્તથી તથા કફથી અત્યંત દૂષિત થઈ સ્રોતોમાં રહી રસનું વહન કરનારી શિરાઓને રોકીને સ્રોતોને ભારે કરી દેછે. વાયુ વગેરેએ કરેલા અનેક પ્રકારના રંગોનેલીધે અનેક વર્ણોવાળો અને અત્યંત ચીકણાં પિચ્છોવાળો એ આમ અગ્નિને નબળો કરી નાખેછે અને હૃદયમાં ભારેપણું કરેછે. આ મહાદારૂણ આમવ્યાધિઓના આશ્રયરૂપ છે.

### આમનું સ્વરૂપ.

ખાધેલા અને નહી પચેલા અન્નમાંથી

ઉત્પન્ન થએલો અને ક્રમથી એકઠો થએલો રસ આમ કહેવાયછે અને તે આમ માથામાં તથા ગાત્રમાં વ્યથા કરેછે.

### આમવાતનું સામાન્ય લક્ષણ.

### अथामवातस्य सामान्यलक्षणमाह ।

युगपत्कुपितावेतौ त्रिकसन्धिप्रवेशकौ । स्तब्धश्च कुरुतो गात्रमामवातः स उच्यते ॥

एतौ वातकफौ त्रिकसन्धिप्रवेशकौ वेदनयेति बोद्धव्यम् ॥

એકી વખતે પ્રકોપ પામેલા વાયુ અને આમ એઓ વેદનાથી ઢાંઢાના સાંધાઓમાં પ્રવેશ કરીને ગાત્રને સ્તબ્ધ (અક્કડ) કરી દેછે એ રોગ આમવાત કહેવાયછે.

### બીજા ગ્રંથમાં કહેલું આમવાતનું લક્ષણ.

### तन्त्रान्तरे तस्यैव लक्षणमाह ।

अङ्गमर्दोऽरुचिस्तृष्णा आलस्यं गौरवं ज्वरः । अपाकः शून्यताङ्गानामामवातस्य लक्षणम् ॥

विशेषार्थमस्य संग्रहः ॥

અંગોનું ભાંગવું, અરૂચિ, તરશ, આલસ્ય, ભારેપણું, જ્વર, અન્નનું નહિ પાકવું અને અંગોનું શૂન્યપણું એ આમવાતનું લક્ષણ છે.

આમવાતમાં વિશેષ જણાવવાને વાસ્તે બીજા ગ્રંથમાં કહેલું આ લક્ષણ પણ અમોએ આ સ્થલમાં લખ્યું છે.

### વાયુની અધિકતાવાળા આમવાતનું લક્ષણ.

### अस्यैव वाताधिकस्य लक्षणमाह ।

स कष्टः सर्वरोगाणां यदा प्रकुपितो भवेत् । हस्तपादशिरोगुल्फत्रिकजानूरुसन्धिषु ॥ करोति सरुजं शोथं यत्र दोषः प्रपद्यते । स देशो रुज्यतेऽत्यर्थं व्याविद्ध इव वृश्चिकैः ॥ जनयेत्सोऽग्निदौर्बल्यं प्रसेकारुचिगौरवम् । उत्साहहानिं वैरस्यं दाहश्च बहुमूत्रताम् ॥ कुक्षौ कठिनतां शूलं तथा निद्राविपर्ययम् । तृट्छर्दिभ्रमभूर्च्छाश्च हृद्ग्रहं विड्विबद्धताम् ॥ जाड्यान्त्रकूजमानाहं कष्टांश्चान्यानुपद्रवान् ॥

यदा प्रकुपितो भवेत् प्रकर्षेण कुपितः स्यात् तदा वक्ष्यमाणानुपद्रवान् करोति । हस्तेत्यादि यत्र दोषः दुष्टः आमः प्रपद्यते गच्छति । तानाह जाड्यम् । अकर्मण्यत्वं । अन्यानुपद्रवान् । कलायखञ्जत्वादीन् ॥

સઘળા રોગોમાં અત્યંત ભુંડો એ આમવાત પ્રકુપિત થાયછે ત્યારે હાથ, પગ, માથું, ઘુંટીઓ, ઢાંઢું, ગોઠણ, સાથળ અને સાંધાઓ એઓમાં વ્યથાવાળા સોજાને ઉત્પન્ન કરેછે. દુષ્ટ થએલો આમ જે પ્રદેશમાં જાય તે પ્રદેશ જાણે વીંછીઓએ કરડેલો હોય તેમ અત્યંત પીડાય છે. આમવાતથી જઠરાગ્નિ નબળો થઈ જાયછે, મોહોડામાં થુંક આવ્યા કરેછે, અરૂચિ થાયછે, શરીરમાં ભારેપણું થાયછે, ઉત્સાહની હાનિ થાયછે, વિરસપણું થાયછે, દાહ થાયછે, મૂત્ર બહુ

થાયછે, પેટમાં કઠણપણું થાયછે, શૂળ નીકળેછે, નિદ્રા આવતી નથી, તરશ લાગેછે, ઉલટી થાયછે, મૂર્છા આવેછે, છાતી ઝલાઈ જાયછે, દસ્તની કબજીયત થાયછે, જડતા (કામ કરવામાં અયોગ્યપણું) થાયછે, આંતરડાઓમાં અવાજ થાયછે, પેડુચડી આવેછે અને બીજા પણ કલાપખંજપણા વગેરે દુઃખદાયી ઉપદ્રવો થાયછે.

## આમવાતનાં તે તે દોષના સંબંધથી વિશિષ્ટ લક્ષણો.

## तस्यैव विशिष्टानि लक्षणान्याह ।

पित्तात् सदाहरोगश्च सशूलं पवनात्मकम् । स्तिमितं गुरुकण्डूकं कफजुष्टं तमादिशेत् ॥

गुरुकण्डूकम् बहुकन्डूकम् ॥

જો બળતરા તથા રતાશ હોય તો આમવાતને પિત્તના સંબંધવાળો કહેવો, જો શૂળ નીકળતાં હોય તો વાયુના સંબંધવાળો કહેવો અને ચળ બહુ આવતી હોય તથા સજડપણું થયું હોય તો કફના સંબંધવાળો કહેવો.

## આમવાતનું સાધ્યપણું, યાપ્યપણું તથા અસાધ્યપણું.

## तस्य साध्यत्वादिकमाह ।

एकदोषानुगः साध्यो द्विदोषो याप्य उच्यते । सर्वदेहचरः शोथः स कष्टः सान्निपातिकः ॥

જો એક દોષનો સંબંધ હોય તો આમવાતને સાધ્ય સમજવો, બે દોષનો સંબંધ હોય તો યાપ્ય સમજવો અને ત્રણે દોષના સંબંધવાળો કે જેમાં સઘળા શરીરમાં સોજા થાયછે તેને અસાધ્ય સમજવો.

## આમવાતની ચિકિત્સા.

## तत्र आमवातस्य चिकित्सा ।

लङ्घनं स्वेदनं तिक्तं दीपनानि कटूनि च । विरेचनं स्नेहनञ्च वस्तयश्चाममारुते ॥ रूक्षः स्वेदो विधातव्यो वालुकापुटकैस्तथा । उपनाहाश्च कर्तव्यास्तेऽपि स्नेहविवर्जिताः ॥ आमवाताभिभूताय पीडिताय पिपासया । पञ्चकोलेन संसिद्धं पानीयं हितमुच्यते । शुष्कमूलकयूषं वा यूषं वा पाञ्चमौलिकम् । रसकं काञ्जिकं वापि शुण्ठीचूर्णावचूर्णितम् ॥ सौवीरं स्विन्नवार्ताकं तथा तिक्तफलानि च । वास्तूकशाकं सारिष्टं शाकं पौनर्नवं हितम् ॥ पटोलं गोक्षुरश्चैव वरुणं कारवेल्लकम् । यवान्नं कोरदूषान्नं पुराणं शालिषष्टिकम् ॥ लावकानां तथा मांसं हितं तक्रेण संस्कृतम् । हितश्च यूषः कौलत्थः कालायश्चणकस्य च ॥ रुच्यं दद्याद्यथा सात्म्यमामवातहितश्च यत् । शतपुष्पा वचा विश्वश्वदंष्ट्रावरुणत्वचः ॥ पुनर्नवा सदेवाह्वसटीमुण्डितिकाः समाः । प्रसारणी च तर्कारीफलश्च मदनस्य च ॥ शुक्तकाञ्जिकपिष्टा च कोष्णा च लेपने हिता ॥ अहिंसा रुबुकान्मूलं शिग्रुर्वल्मीकमृत्तिका । मूतपिष्टैश्च कर्तव्यमुपनाहः प्रलेपनम् ॥ चित्रकं कटुका पाठा कलिङ्गातिविषामृता । देवदारुवचा मुस्तनागरातिविषाभया । पिबेदुष्णा-

म्बुना नित्यमामवातस्य भेषजम् । शटी शुण्ठ्यभया चोग्रा देवाह्वातिविषामृताः ॥ कषायमामवातस्य पाचनं रूक्षभोजनम् । पुनर्नवा च बृहती वर्द्धमानफणिज्जकैः ॥ कल्पयेत् क्वाथमामे तु मूर्वाशिग्रुद्रुमैर्भिषक् । सेचनश्चामवातस्य रूक्षकपयसापि वा ॥ लिह्यात् पथ्यां सविश्वां वा मूत्रैर्वा गुग्गुलुं पिबेत् । विश्वालम्बुपयोः कल्कमद्याद्वा तिलविश्वयोः ॥ विश्वपथ्या मृता क्वाथं कवोष्णं कौशिकान्वितम् । कटीजङ्घोरुपृष्ठानां रुजं पीतं निवर्तयेत् ॥ हिंगु चव्यं विडं शुण्ठी कृष्णाजाजी सपुष्करम् । भागोत्तरमिदं चूर्णं पीतं वातामजिद्भवेत् ॥

इति हिंग्वाद्यं चूर्णम् ।

पिप्पली पिप्पलीमूलं सैन्धवं कृष्णजीरकम् । चव्यचित्रकतालीसपत्रकं नागकेशरम् ॥ एषां द्विपलिकान् भागान् पञ्चसौवर्चलस्य च । मरिचाजाजिशुण्ठीनामेकैकस्य पलं पलम् ॥ दाडिमात् कुडवश्चैव द्वे पले चाम्लवेतसात् । सर्वमेकत्र संक्षुद्य योजयेत् कुशलो भिषक् ॥ पिप्पल्याद्यमिति ख्यातं नष्टस्याग्नेश्च दीपनम् । अर्शांसि ग्रहणी गुल्ममुदरं सभगन्दरम् ॥ कृमिकंडूरुचीर्हन्यात् सुरयोष्णोदकेन वा । नातःपरतरं किञ्चिदामवातस्य भेषजम् ॥

इति पिप्पल्याद्यं चूर्णम् ॥

पथ्याविश्वयवानीभिस्तुल्याभिश्चूर्णितं पिबेत् । तक्रेणोष्णोदकेनापि काञ्जिकेनाथवा पुनः ॥ आमवातं निहन्त्याशु शोथं मन्दाग्नितामपि । पीनसङ्कासहृद्रोगं स्वरभेदमरोचकम् ॥

इति पथ्याद्यं चूर्णम् ॥

रसोनविश्वनिर्गुंडीक्वाथमामार्दितः पिबेत् । नातःपरतरं किञ्चिदामवातस्य भेषजम् ॥

इति रसोनादिकषायः ॥

रास्नां गुडूचीमेरण्डं देवदारुमहौषधम् । पिबेत् सर्वाङ्गिके वाते सामे सन्ध्यस्थिमज्जगे ॥

इति रास्नापञ्चकः ॥

पिप्पली पिप्पलीमूलचव्यचित्रकनागरैः । क्वथितं वारि तत् पेयमामवातविनाशनम् ॥ शटी विश्वौषधीकल्कं वर्षाभूक्वाथसंयुतम् । सप्तरात्रं पिबेज्जन्तुरामवातविनाशनम् ॥

इति शट्यादिः ॥

रास्नामृतारग्वधदेवदारुत्रिकण्टकैरण्डपुनर्नवानाम् । क्वाथं पिबेन्नागरचूर्णमिश्रं जंघोरुपार्श्वत्रिकपृष्ठशूली ॥

इति रास्नासप्तकः ॥

आमवाते कणायुक्तं दशमूलीजलं पिबेत् । खादेद्वाप्यभया विश्वं गुडूचीं नागरेण वा ॥ चित्रकेन्द्रयवाः पाठा कटुकातिविषाभयाः । आमाशयोत्थवातघ्नं चूर्णं पेयं सुखाम्बुना ॥ पुनर्नवामृता शुण्ठी शतावा वृद्धदारकम् । शटी मुण्डितिकाचूर्णमारनाल्नेन पाययेत् ॥ आमवातं निहन्त्याशु गृध्रसीमुद्धतामपि ॥

इति पुनर्नवादिचूर्णम् ॥

कर्षं नागरचूर्णस्य काञ्जिकेन पिबेत् सदा । आमवातप्रशमनं कफवातहरं परम् ॥ पञ्चकोलकचूर्णन्तु पिबेदुष्णेन वारिणा । मन्दाग्निशूलगुल्मामकफारोचकनाशनम् ॥ आमवातगजेन्द्रस्य शरीरवनचारिणः । एक एव निहन्त्याशु एरण्डस्नेहकेसरी ॥ एरण्डतैलयुक्तां हरीतकीं भक्षयेन्नरो विधिवत् । आमानिलार्तियुक्तो गृध्रसि वृद्ध्यार्दितो नियतम् ॥ आरग्वधस्य पत्राणि भृष्टानि कटुतैलतः । आमघ्नानि नरः कुर्यात् सायं भक्तावृतानि च ॥ वायुः कट्याश्रितः शुद्धः सामो वा जनयेद्रुजम् । कटीग्रहः स एवोक्तः पङ्गुसक्थ्नोर्द्वयोर्वधात् ॥ शुण्ठीगोक्षुरकक्काथः प्रातःप्रातर्निषेवितः । सामे वातकटीशूले पाचनं रुक्प्रणाशनम् ॥ यवक्षारसमायुक्तं मूत्रकृच्छ्रविनाशनम् । दशमूलीकषायेण पिबेद्वा नागराम्भसा ॥ कटीशूलेषु पातव्यं तैलमेरण्डसम्भवम् । महौषधगुडूच्योश्च क्काथं पिप्पलिसंयुतम् । पिबेदामे सरुक्कोष्ठे कटीशूले विशेषतः । विशोध्यैरण्डबीजानि पिष्ट्वा क्षीरे विपाचयेत् ॥ तत्पायसं कटीशूले गृध्रस्यां परमौषधम् । सर्पिस्तैलं गुडं शुक्तं पञ्चमं विश्वभेषजम् ॥ पीतमेतद्भवेत्सद्यस्तर्पणं कटिशूलनुत् । न हि चैतत् समं किञ्चिन्निरामे कटिमारुते ॥ सुरतरुवल्कलसहितं गोमूत्रं स्थापितन्तु सप्ताहम् । हिङ्गुवचाशतपुष्पासैन्धवयुक्तेन तेनाथ ॥ तत्पुटपक्वं हन्यात् कटीरुजं दारुणं पुंसाम् । आममेदोवृद्धिभवान् विकारांश्चानिलोद्भवान् ॥ अमृतानागरगोक्षुरमुण्डितिकावरुणकैः कृतं चूर्णम् । मस्त्वारनालपीतं सामानिलनाशनं रुयातम् ॥

इति अमृताद्यं चूर्णम् ॥

अलम्बुषा गोक्षुरकं त्रिफलानागरामृताः । यथोत्तरं भागवृद्ध्या श्यामाचूर्णञ्च तत्समम् ॥ पिबेन्मस्तु सुरा तत्र काञ्जिकोष्णोदकेन वा । आमवातं जयत्याशु सशोथं वातशोणितम् ॥ त्रिकजानूरुसन्धिस्थज्वरारोचकनाशनम् । अलम्बुषादिकं चूर्णं रोगानीकविनाशनम् ॥

इति अलम्बुषादिचूर्णम् ॥

अलम्बुषा गोक्षुरकं मूलं वरुणकस्य च । गुडूची नागरश्चेति समभागानि कारयेत् ॥ काञ्जिकेन तु तत्पेयं विडालपदमात्रकम् । आमवाते प्रवृद्धे च योगोयममृतोपमः ॥

इति अलम्बुषाद्यं चूर्णम् ॥

अलम्बुषा गोक्षुरकं गुडूची वृद्धदारुकम् । पिप्पली त्रिवृता मुस्ता वरुणं स पुनर्नवम् ॥ त्रिफला नागरश्चेति सूक्ष्मचूर्णानि कारयेत् । मस्त्वारनालतक्रेण पयोमांसरसेन वा ॥ आमवातं निहन्त्याशु श्वयथुं सन्धिसंस्थितम् ।

इति अलम्बुषाद्यं चूर्णम् ॥

मणिमन्थस्य भागौ द्वौ यवान्यास्तद्वदेव तु । भागास्त्रयोऽजमोदाया नागराद्भागपञ्चकम् ॥ दश द्वौ च हरीत-

कयाः सूक्ष्मं चूर्णीकृतं शुभम् । मस्त्वारनालतक्रेण सर्पिषोष्णोदकेन वा ॥ पीतञ्जयत्यामवातं गुल्मं हृद्वस्तिजान् गदान् । प्लीहानं ग्रन्थिशूलादीनानाहं गुदजानि च ॥ विबन्धं जाठरान् रोगान् कटीवस्तिसमुत्थितान् । वातनूलोमनमिदं चूर्णं वैश्वानरं स्मृतम् ॥

इति वैश्वानरचूर्णम् ॥

असीतकं मागधिका गुडूची श्यामा वराही गजकर्णशुण्ठीः । समा धृताः कृत्स्नमिदन्तु चूर्णं पिबेत्तदुष्णोदकमण्डयूषैः ॥ तक्रै रसैर्मद्यसमस्तुभिर्वा यथेष्टचेष्टस्य च भोजनस्य । अवाहुकं गृध्रसिखञ्जवातं विश्वाचितूनीप्रतितूनिरोगान् ॥ जङ्घामवातार्दितवातरक्तं कटीग्रहं गुल्मगुदामयञ्च । सक्रोष्टुकं पाण्डुगरोग्रशोफं हन्यादुरुस्तम्भमुदीर्णवेगम् ॥

इति असीतक चूर्णम् ॥

शुण्ठीनां पट्पलं पिष्टं धान्याकं द्विपलं तथा । चतुर्गुणं जलं दत्वा घृतप्रस्थं विपाचयेत् ॥ वातश्लेष्मामयान् हन्यादग्निवृद्धिकरं परम् । दुर्नामश्वासकासघ्नं बलवर्णाग्निवर्धनम् ॥

इति शुण्ठीधान्यकघृतम् ॥

पुष्टयर्थं पयसा साध्यं दध्ना विण्मूत्रसंग्रहे । दीपनार्थं मतिमता मस्तुना च प्रकीर्तितम् ॥ सर्पिर्नागरकल्केन सौवीरं तच्चतुर्गुणम् । सिद्धमग्निकरं श्रेष्ठमामवातहरं परम् ॥

इति शुण्ठीघृतम् ॥

नागरकाथकल्काभ्यां घृतप्रस्थं विपाचयेत् । चतुर्गुणेन तेनाथ केवलेन जलेन वा ॥ वातश्लेष्मप्रशमनमग्निसन्दीपनं परम् । नागरं घृतमित्युक्तं कटीशूलामनाशनम् ॥

इति शुण्ठीघृतम् ॥

हिङ्गुत्रिकटुकं चव्यं माणिमन्थं तथैवच । कल्कान् कृत्वा तु पलिकान् घृतप्रस्थं विपाचयेत् ॥ आरनालाढकं दत्वा तत्सर्पिर्जठरापहम् । शूलं विबन्धमानाहमामवातकटीग्रहम् ॥ नाशयेद्ग्रहणीदोषं मन्दाग्नेर्दीपनं परम् ॥

इति काञ्जिकाद्यं घृतम् ॥

शृङ्गवेरयवक्षारपिप्पलीमूलपिप्पलीः । पिष्ट्वा विपाचयेत्सर्पिरारनाले चतुर्गुणं ॥ शूलं विबन्धमानाहमामवातं कटीग्रहम् । नाशयेद् ग्रहणीदोषमग्निसन्दीपनं परम् ॥

इति शृङ्गवेराद्यं घृतम् ॥

पिबेद्धिन्दुघृतं वापि धान्वतरमथापि वा । महाशुण्ठीघृतं वापि आमवाते पुनःपुनः ॥ यत् किञ्चिल्लेखनं सर्पिर्दीपनं पाचनञ्च यत् । तत् सर्वमामवातेषु योज्यं वा मस्तु पट्पलम् ॥ अजमोदमरिचपिप्पलिविडङ्गसुरदारुचित्रकशताह्वाः । सैन्धवपिप्पलिमूलं भागा नवकस्य पलिकाः स्युः ॥ शुण्ठी दशपलिका स्यात् पलानि तावन्ति वृद्धदारस्य । पथ्यापलानि पञ्च च सर्वाण्येकत्र कारयेच्चूर्णम् ॥ समगुडवटकानदतश्चूर्णं वा कोष्णवारिणा पिबतः । नश्यन्त्यामा-

श्वनिलजाः सर्वे रोगाः सुकष्टाश्च ॥ प्रतितूनीविश्वाचीरोगाश्चान्येऽपि गृध्रसी चोग्रा ॥ कटिपृष्ठगुदस्फुटनं स्फुटनञ्चैवातिजङ्घयोस्तीव्रम् ॥ श्वयथुश्च सर्वसन्धिषु ये चान्येप्यामवातसम्भूताः । सर्वे प्रयान्ति नाशन्तम इव सूर्यांशुविध्वस्तम् ॥ क्षुद्बोधमरोगित्वं स्थिरयौवनमथ वलीपलितनाशम् । कुरुते च तथाभ्यासाद्गुणानथान्यांस्तथा सुबहून् ॥

*इति अजमोदादिः ॥*

चित्रकं पिप्पलीमूलं यवानीं कारवीं तथा । विडङ्गमजमोदाञ्च जीरके सुरदारु च ॥ चव्यैला सैन्धवं कुष्ठं रास्ना गोक्षुरधान्यकम् । त्रिफला मुस्तकं व्योषन्त्वगुशीरं यवाग्रजम् ॥ तालीसपत्रं पत्रञ्च सूक्ष्मचूर्णानि कारयेत् । यावन्त्येतानि चूर्णानि तावन्मात्रन्तु गुग्गुलुम् । संमर्द्य सर्पिषा गाढं स्निग्धे भाण्डे निधापयेत् ॥ अतो मात्रां प्रयुञ्जीत यथेष्टाहारवानपि ॥ अग्निमान्द्यामवातादीन् क्रिमिदुष्टव्रणानपि । प्लीहगुल्मोदरानाहदुर्नामानि विनाशयेत् । अग्निञ्च कुरुते दीप्तं तेजोवृद्धिं बलं तथा । वातरोगान् जयत्येष सन्धिमज्जागतानपि ॥

इति योगराजगुग्गुलुः ॥

प्रसारण्याढककाथे प्रस्थो गुडरसो मतः । पक्वः पञ्चोषणरजोयुक्तः स्यादामवातहा ॥

इति प्रसारणीलेहः ॥

नागरस्य पलान्यष्टौ घृतस्य पलविंशतिम् । क्षीरद्विप्रस्थसंयुक्तं खण्डस्यार्द्धशतं पचेत्॥व्योषत्रिजातकद्रव्यात् प्रत्येकञ्च पलं पलम् । निदध्याच्चूर्णितं तत्र खादेदग्निबलं प्रति ॥ आमवातप्रशमनं बलपुष्टिविवर्धनम् । बल्यमायुष्यमोजस्यं वलीपलितनाशनम् । आमवातप्रशमनं सौभाग्यकरमुत्तमम् ॥

इति खण्डशुण्ठी ॥

पलं शतं रसोनस्य तिलस्य कुडवं तथा । *हिङ्गुत्रिकटुकं क्षारौ द्वौ पञ्च* लवणानि च ॥ शतपुष्पा निशा कुष्ठं पिप्पलीमूलचित्रकौ । आजमोदा यवानी च धान्यकञ्चापि बुद्धिमान् ॥ प्रत्येकञ्च पलञ्चैषां श्लक्ष्णचूर्णानि कारयेत् । घृतभाण्डे दृढे चैव स्थापयेद्दिनषोडशम् ॥ प्रक्षिप्य तैलमानीञ्च प्रस्थार्धं काञ्जिकस्य च । खादेत् कर्षप्रमाणन्तु *तोयं मद्यं पिबेत्तु ॥ आमशते रक्त*वाते सर्वाङ्गैकाङ्गसंस्थिते । अपस्मारेऽनले मन्दे कासे श्वासे गरेषु च ॥ सोन्मादे वातभग्ने च शूले जन्तुषु शस्यते ॥

इति रसोनपिण्डः ॥

प्रसारण्या रससिद्धं तैलमेरण्डजं पिबेत् । सर्वदोषहरञ्चैव कफरोगहरं परम् ॥

इति प्रसारणीतैलम् ॥

द्विपञ्चमूलीनिर्यासफलदध्यम्लकाञ्जिकैः । तैलं कट्यूरुपार्श्वार्तिकफवातामयान् ग्रहान् ॥ हन्ति वस्तिप्रदानेन करोत्यग्निबलं महत् ॥

इति द्विपञ्चमूलाद्यं तैलम् ॥

सैन्धवं श्रेयसी रास्ना शतपुष्पा यवानिका । स्वर्जिका मरिचं कुष्ठं शुण्ठी सौवर्चलं विडम् ॥ वचाजमोदा जरणः पौष्करं मधुकं कणा । एतान्यर्द्धपलांशानि सूक्ष्मपिष्टानि कारयेत् ॥ प्रस्थमेरण्डतैलस्य प्रस्थन्तु शतपुष्पजम् । काञ्जिकं द्विगुणं दत्त्वा मस्तु च द्विगुणं तथा ॥ एतत्सम्भृत्य सम्भारं शनैर्मृद्वग्निना पचेत् । सिद्धमेतत् प्रयोक्तव्यमामवातहरं परम् ॥ पानाभ्यञ्जनवस्तौ च कुरुतेऽग्निबलं भृशम् । वातार्तिवङ्क्षणे शस्तं कटिजानूरुसन्धिजे । शूले हृत्पार्श्वजे तद्वत् वृद्धे श्लेष्मणि पीडिते । वाह्यायामार्दितानाहैरन्त्रवृद्धिनिपीडिते । अन्यांश्चानिलजान् रोगान् नाशयत्याशु देहिनाम् ॥

इति बृहत्सैन्धवाद्यं तैलम् ॥

स्वल्पप्रसारणी तैलं तैलं वा सैन्धवादिकम् । दशमूलाद्यतैलेन वस्तिदानं प्रशस्यते ॥ तैलस्य द्विपलं दद्यात् काञ्जिकस्य चतुःपलम् । दशमूलरसं मूत्रं पृथक् पञ्च पलानि तु ॥ वचा मदनवाट्या वा शताह्वा कुष्ठसैन्धवैः । पिप्पल्यतिविषा मुस्तरास्ना कट्फलपौष्करैः ॥ अक्षांशिकैश्च तत् सर्वं मन्थयीत विचक्षणः । प्रस्थार्धं प्रथमं देयो वस्तिर्निरभिशङ्कितः ॥ द्वितीये च तृतीये च वर्जयेत् प्रसृतद्वयम् । सर्ववातविकारेषु मेहेषु वृषणामये ॥ कुक्षौ हृत्पृष्ठपार्श्वेषु जानुजङ्घाकटीग्रहे । विबन्धानाहरोगेषु शर्कराश्मरिपीडिते ॥ भग्नविश्लिष्टगात्रेषु पिच्चितेषु क्षतेषु च । एतन्निरूहवान् प्राज्ञो निरायासो महागुणः ॥ दधिमत्स्यगुडक्षीरं पोतकी माषपिष्टकम् । वर्जयेदामवातार्त्तो मांसमानूपसम्भवम् । अभिष्यन्दकरा ये च येचान्ये गुरुपिच्छिलाः ॥ वर्जनीयाः प्रयत्नेन आमवातार्दितैर्नरैः । रास्नैरण्डशतावरीसहचरादुस्पर्शवासामृता देवाह्वातिविषाभयाघनसटीशुण्ठीकषायः कृतः ॥ पीतः सोरुवतैल एष विहितः सामे सशूलेऽनिले कट्यूरुत्रिकपृष्ठकोष्ठजठरक्रोडेषु चामार्त्तिजित् ॥

इति मध्यमरास्नादिक्वाथः ॥

रास्नावातारिमूलञ्च वासकञ्च दुरालभम् । सटीदारुबलामुस्तनागरातिविषाभयाः ॥ श्वदंष्ट्राव्याधिघातश्च मिसिधान्यपुनर्नवाः । अश्वगन्धामृता कृष्णा वृद्धदारशतावरी ॥ वचा सहचरश्चैव चविकावृहतीद्वयम् । समभागान्वितैरेते रास्नाद्विगुणभागिकैः ॥ कषायं पाययेत् सिद्धमष्टभागावशेषितम् । शुण्ठीचूर्णसमायुक्तमामाद्येन युतं तथा ॥ अलम्बुषादिसंयुक्तमजमोदादिसंयुतम् । यथादोषं यथाव्याधि प्रक्षेपं कारयेत् भिषक् ॥ सर्वेषु वातरोगेषु सन्धिमज्जागतेषु च । आनाहेषु च सर्वेषु सर्वगात्रानुकम्पने ॥ कुब्जके वामने चैव पक्षाघाते तथार्दिते । जानुजङ्घास्थिपीडासु गृध्रस्यां च हनुग्रहे ॥ प्रशस्तं वातरक्ते स्यादूरुस्तम्भे तथार्शसि । विश्वाची गुल्महृद्रोगविपूची क्रोष्टुशी-

र्यके ॥ अन्त्रवृद्धौ श्लीपदे च योनिशुक्रामये तथा । पुंसां मेढ्रगते रोगे स्त्रीणां वन्ध्यामये तथा ॥ योषितां गर्भदं मुख्यं नास्ति किञ्चिदतःपरम् । सर्वेषां पाचनानान्तु श्रेष्ठमेतद्धि पाचनम् ॥ महारास्नादिकं नाम प्रजापतिविनिर्मितम् ॥

इति महारास्नादिक्काथः ॥

रास्नाविश्वविडङ्गानि रुबुकं त्रिफला तथा । दशमूलं पृथक् श्यामाक्काथो वातामयापहः ॥ अर्धावभेदके त्वाढ्ये अर्दिते वातखञ्जके । नेत्ररोगे शिरःशूले ज्वरापस्मारयोस्तथा ॥ मनोभ्रंशे च विविधे कथितश्च शुभप्रदः ॥

इति रास्नादशमूलम् । इति आमवातनिदानचिकित्साऽधिकारः ॥

આમવાત થએલ હોય તો લંઘન કરાવવું, શેક કરવા, કડવા પદાર્થો ખવરાવવા, અગ્નિને દીપ્ત કરનારા પદાર્થો ખવરાવવા, તીખા પદાર્થો ખવરાવવા, રેચ દેવા, સ્નેહન કરવાં અને પીચકારીઓ મારવી.

રેતીની પોટલીઓથી રૂક્ષ શેક કરવો અને દરદ ઉપર જે ઔષધો બાંધવાં તેઓ પણ ઘી તેલ વગરનાંજ બાંધવાં.

આમવાતથી દુખી થએલો માણસ તરશથી પીડાતો હોય તો તેને પીપળ, પીપળી મૂળ, ચવક, ચિત્રક અને સુંઠ એઓથી પકાવેલું પાણી દેવું એ સારૂં છે.

આમવાતવાળા માણસને સુકામૂળાનો યૂષ અથવા પંચમૂળનો યૂષ અથવા જેમાં સુંઠનો ભુકો ભભરાવ્યો હોય એવો કાંજીનો રસ દેવો.

આથેલા જવનું પાણી, બાફેલાં રીંગણાં, કડવાં ફળો, બથવાનું શાક, લસણવાળું સાટોડીનું શાક, પરવળ, ગોખરૂ, વાયવરણાં, કારેલાં, જવનું અન્ન, કોદરા, જુના રાતા ચોખા, જુના સાઠી ચોખા, છાશના સંસ્કારવાળું લાવાંનું માંસ, કળથીનો યૂષ, વટાણાનો યૂષ અને ચણાનો યૂષ એઓ આમવાતવાળાને હિતકારી છે. આમવાતવાળાની પ્રકૃતિનો વિચાર કરીને જે તેને રૂચે એવું, સદે એવું અને આમવાતમાં હિતકારી જણાય તે દેવું.

સુવા, વજ, સુંઠ, ગોખરૂ, વાયવરણાની છાલ, સાટોડી, દેવદાર, કચૂરો અને ગોરખમુંડી એઓને સમભાગે લઈ તેઓનો ઉપયોગ કરવો એ આમવાત ઉપર હિતકારી છે.

નારી, અરણી અને મીંઢળનું ફળ, એઓને અથાણાના પાણીમાં તથા કાંજીમાં વાટી ગરમ કરીને તેઓનું સેહેવાય તેવું ઉનું લેપન કરવું એ આમવાત ઉપર હિતકારી છે.

ભુંગળીઓકંટાળો, એરડાનું મૂળ, સરગવો અને રાફડાની માટી એઓને મૂત્રમાં વાટી દરદ ઉપર બાંધવાં તથા લેપન કરવું એ હિતકારી છે.

ચિત્રક, કડુ, કાળીપાટ, ઈંદ્રજવ, ભમણી અતવસ, ગળો, દેવદાર, વજ, મોથ, સુંઠ અને હરડે એઓનું ચૂર્ણ કરી નિત્ય ઉના પાણીથી પીવામાં આવે તો તેથી આમવાત મટી જાયછે.

કચૂરો, સુંઠ, હરડે, વજ, દેવદાર, અતવસ અને ગળો એઓનો ક્વાથ પીવામાં આવે અને રૂક્ષ ભોજન કરવામાં આવે તો તેથી આમવાત મટી જાયછે.

સાટોડી ભોરીંગણી, એરડો, મરવો

પીલુડી અને સરગવાનું પંચાંગ એઓનો ક્વાથ કરાવી વૈદ્યે આમવાતવાળાને પીવરાવવો.

આમવાત ઉપર એરડાના પાણીથી સેચન કરવું અથવા સુંઠ સહિત હરડે ચાટવી અથવા મૂત્રોની સાથે ગુગળ પીવો અથવા સુંઠનો તથા ગોરખમુંડીનો કલ્ક ખાવો અથવા તલનો તથા સુંઠનો કલ્ક ખાવો અથવા સુંઠ, હરડે તથા ગળો એઓનો ક્વાથ કરી તેમાં ગુગળ નાખીને તે ક્વાથ કાંઇક ઉનો હોય ત્યારે પીવો. આ પ્રમાણે કરવાથી કેડ, પીંડીઓ, સાથળ તથા પીઠ એઓમાં થતી પીડા મટી જાયછે.

## હિંગ્વાદ્ય ચૂર્ણ.

હીંગ, ચવક, બીડલૂણ, સુંઠ, કાળીજીરી એરડાનાં મૂળ એટલા પદાર્થોને એક એકથી બમણા લઈ ચૂર્ણ કરીને પીવામાં આવે તો તેથી આમવાત મટી જાયછે.

## પિપ્પલ્યાદ્ય ચૂર્ણ.

પીપળ, પીપળીમૂળ, સૈંધવ, કાળીજીરી, ચવક, ચિત્રક, તાલીસપત્ર અને નાગકેસર એ પ્રત્યેક પદાર્થોને આઠ આઠ તોલાં ભાર લેવાં. સંચળ પાંચ તોલાં ભાર લેવો. મરી, જીરૂં, અને સુંઠ ચાર ચાર તોલાં ભાર લેવાં. દાડિમસાર સોળ તોલાં ભાર લેવો અને અમલબેદ આઠ તોલાં ભાર લેવું. એ સઘળા પદાર્થોને એકઠા કરી ચૂર્ણ કરીને તે ચૂર્ણ પ્રવીણ વૈદ્યે દરદીને દેવું. આ ચૂર્ણ કે જે પિપ્પલ્યાદ્ય કહેવાયછે તે મધની સાથે અથવા ઊના પાણીની સાથે પીવામાં આવે તો તેથી આમવાત, અરુચિ, અજીર્ણ થાયછે અને અરશ, ગ્રહણી, ગુલ્મ, ઉદરના રોગ, ભગંદર, કૃમિઓ, ચળ તથા અરૂચિ એ રોગો મટી જાયછે. આમવાતનું કોઇ પણ ઔષધ આ ઔષધથી અધિક નથી.

## પથ્યાદ્ય ચૂર્ણ.

હરડે, સુંઠ અને યવાન એઓને સમભાગે લઈ ચૂર્ણ કરીને ઘાટી છાશથી, ઊના પાણીથી અથવા કાંજીથી પીવામાં આવે તો તેથી આમવાત, સોજો, જઠરાગ્નિનું મંદપણું, સળીષ્મ, ઉધરસ, છાતીનું દરદ, સ્વરભેદ અને અરૂચિ એઓ તુરત હણાઈ જાયછે.

## રસોનાદિ કષાય.

આમથી પીડાએલા માણસે લસણ, સુંઠ અને નગડ એઓનો ક્વાથ પીવો. આ ક્વાથથી અધિક આમવાતનું કાંઈ પણ ઔષધ નથી.

## રાસ્નાપંચક ક્વાથ.

સર્વાંગવાત હોય, આમવાત હોય અથવા સાંધાઓમાં અસ્થિઓમાં કે મજ્જામાં રહેલો વાત હોય તો રાસ્ના, ગળો, એરડો, દેવદાર અને સુંઠ એઓનો ક્વાથ પીવો.

## પીપ્પલ્યાદિ ક્વાથ.

પીપળ, પીપળીમૂળ, ચવક, ચિત્રક અને સુંઠ એઓનો ક્વાથ કરીને પીવામાં આવે તો આમવાતનો નાશ થાયછે.

## શટ્યાદિ કલ્ક.

કચૂરો તથા સુંઠ એઓનો કલ્ક કરી સાટોડીના ક્વાથની સાથે સાત દિવસસુધી પીવામાં આવે તો તેથી આમવાતનો નાશ થાયછે.

કેડના તથા મૂત્રાશયના રોગો એઓનો નાશ થાયછે. આ વૈશ્વાનર નામનું ચૂર્ણ વાયુને યોગ્ય રસ્તે લાવનાર છે.

### અસીતક ચૂર્ણ.

કાળો કુંપો, પીપળ, ગળો, નસોતર, વારાહીકંદ, એરંડો અને સુંઠ એઓને સમભાગે લઈ ચૂર્ણ કરી તે ચૂર્ણ ઉના પાણીની સાથે, મંડની સાથે, યૂષની સાથે, ધાટી છાશની સાથે, માંસના રસાની સાથે, મદ્યની સાથે અથવા દહીંના મસ્તુની સાથે પીવું અને આહાર તથા વિહાર ઇચ્છા પ્રમાણે કરવા. આ ચૂર્ણથી અપબાહુક, ગૃધ્રસી, ખંજ, વિશ્વાચી, તૂની, પ્રતિતૂની, પીડાના રોગ, આમવાત, અર્દિત, વાતરક્ત, કટીગ્રહ, ગુલ્મ, અરશ, ક્રોષ્ટુકશીર્ષ, પાંડુરોગ, વિષ, ઉગ્ર સોજા, અને પ્રબલ વેગવાળો ઉરૂસ્તંભ એ રોગો ટળી જાયછે.

### શુંઠીધાન્યક ધૃત.

ચોવીશ તોલાં ભાર સુંઠ અને આઠ તોલાં ભાર ધાણા એઓનો કલ્ક કરી તે કલ્ક નાખીને ચોસઠ તોલાં ભાર ઘી ચોગણા પાણીમાં પકાવવું એટલે શુંઠીધાન્યકધૃત સિદ્ધ થાયછે. આ ઘી અગ્નિને સારી પેઠે વધારેછે, બળને આપેછે, વર્ણને સારો કરેછે અને વાયુસંબંધી રોગ, કફસંબંધી રોગ, અરશ, શ્વાસ તથા ઉધરસ એઓને મટાડેછે.

### શુંઠીધૃત.

સુંઠનો કલ્ક નાખી ચોગણા સૌવીરમાં ( સૌવીરનું લક્ષણ પ્રથમખંડના ૭૫૯ માં પૃષ્ઠમાં જોવું. ) ઘી પકાવવું એટલે તે શુંઠીધૃત સિદ્ધ થાયછે. આ ઘી અગ્નિને પ્રદીપ્ત કરવામાં ઉત્તમ છે અને આમવાતને મટાડવાનો શ્રેષ્ટ ઉપાયછે. પુષ્ટિને વાસ્તે પકાવવું હોયતો દુધથી પકાવવું, દસ્તની તથા મૂત્રની અટકાયત મટાડવાને પકાવવું હોયતો દહીંથી પકાવવું અને અગ્નિને દીપ્ત કરવાને વાસ્તે પકાવવું હોયતો બુદ્ધિમાન્ વૈદ્યે દહીના મસ્તુથી પકાવવું.

### બીજા પ્રકારનું શુંઠી ધૃત.

ચોસઠ તોલાં ભાર ઘીમાં સુંઠનો કલ્ક નાખીને તે ઘી ચોગણા સુંઠના ક્વાથમાં અથવા એકલા પાણીમાં પકાવવું એટલે શુંઠીધૃત સિદ્ધ થાયછે. આ ઘી વાયુને તથા કફને શમાવેછે, અગ્નિને સારી રીતે પ્રદીપ્ત કરેછે અને કટીગ્રહને તથા આમને મટાડેછે.

### કાંજિકાદ્ય ધૃત.

હીંગ, સુંઠ, મરી, પીપળ, ચવક અને સૈંધવ એઓના એક એક તોલા ભાર કલ્ક નાખી ચોસઠ તોલાં ભાર ઘી બસો છપન તોલાં ભાર કાંજીમાં પકાવવું એટલે કાંજીકાદ્ય ધૃત સિદ્ધ થાયછે. આ ઘી મંદ થએલા અગ્નિને સારી પેઠે પ્રદીપ્ત કરેછે અને શૂળ, મલબંધ, ઉદરના રોગ, પેડનું ચડવું, આમવાત, કટીગ્રહ અને ગ્રહણી દોષ એઓનો નાશ કરેછે.

### શૃંગવેરાદ્ય ધૃત.

આદુ, જવખાર, પીપળીમૂળ અને પીપળ એઓનો કલ્ક નાખી ચોગણા આરનાલમાં ઘી પકાવવું એટલે શૃંગવેરાદ્ય ધૃત સિદ્ધ થાયછે. આ ઘી અગ્નિને સારીપેઠે પ્રદીપ્ત કરેછે અને શૂળ, મલબંધ, પેડનું ચડવું, આમવાત, કટીગ્રહ, અને ગ્રહણી દોષ એઓનો નાશ કરેછે.

### ઘૃતો તથા ઔષધો.

આમવાત થયો હોય તો બિંદુઘૃત અથવા ધાન્વંતર ઘૃત અથવા મહા શુંઠી ઘૃત વારંવાર પીવું. જે જે ઘી કફને ઊખેડનાર, અગ્નિને દીપ્ત કરનાર અને આમનું પાચન કરનાર હોય તે તે ઘીનો આમવાત ઉપર ઉપયોગ કરવો અથવા ચોવીશ તોલાં ભાર મસ્તુનો ઉપયોગ કરવો.

### અજમોદાદિ.

અજમોદ, મરી, પીપળ, વાવડીંગ, દેવદાર, ચિત્રક, સુવા, સૈંધવ અને પીપળીમૂળ એ પ્રત્યેક પદાર્થો ચાર ચાર તોલાં ભાર લેવા. સુંઠ ચાલીશ તોલાં ભાર લેવી. વરધારો ચાળીશ તોલાં ભાર લેવો અને હરડે વીશ તોલાં ભાર લેવી. આ સર્વ પદાર્થોને એકઠા કરી તેઓનું ચૂર્ણ કરી તે ચૂર્ણમાં ચૂર્ણ જેટલોજ ગોળ મિશ્રિત કરી થેપલીઓ બનાવિને તે થેપલીઓ ખાવામાં આવે અથવા જરા ઊના પાણીથી એ ચૂર્ણજ પીવામાં આવે તો જેમ સૂર્યની કીરણોથી અંધકારનો નાશ થાયછે તેમ તે ઔષધથી આમવાત સંબંધી સઘળાં દુઃખદાયી દરદોનો નાશ થાયછે. આ ઉપાયથી તુની, પ્રતિતુની, વિશ્વાચી, બીજાપણ રોગો, ઊગ્ર ગૃધ્રસી, કેડનું, વાંસાનું, ગુદાનું તથા પીંડીઓનું તીવ્ર પ્રકારનું ફાટવું, સઘળા સાંધાઓમાં થએલો સોજો અને બીજાપણ આમથી તથા વાયુથી થએલા રોગો નાશ પામેછે. આ અજમોદાદિનો અભ્યાસ રાખવાથી મુખ જાગ્રત થાયછે, આરોગ્ય થાયછે, યૌવન સ્થિર થાયછે, વળીઓનો તથા ધોળા કેશનો નાશ થાયછે અને બીજાપણ ઘણા ઘણા ગુણો થાયછે.

### યોગરાજ ગુગ્ગુલ.

ચિત્રક, પીપળીમૂળ, યવાન, સુવા, વાવડીંગ, અજમોદ, જીરૂં, શાહાજીરૂં, દેવદાર, ચવક, એળચી, સૈંધવ, કઠ, રાસ્ના, ગોખરૂં, ધાણા, ત્રિફલા, મોથ, સુંઠ, મરી, પીપળ, તજ, વાળો, જવખાર; તાલીસપત્ર અને તમાલપત્ર એઓનું બારીક ચૂર્ણ કરી તેમાં તે ચૂર્ણ જેટલા ગુગળને ધીવત્તે સારી પેઠે મર્દનપૂર્વક મિશ્રિત કરી તે ગુગળને ઘીના રીઢા વાસણમાં રાખી મેલવો. મનગમતો આહાર કરતાં છતાં પણ આ ગુગળની માત્રાનો ઉપયોગ કરવામાં આવે તો તેથી અગ્નિનું મંદપણું, ઉદરના રોગ, પેડનું ચડવું, અરશ, આમવાત વગેરે રોગો, કૃમીઓ, દુષ્ટ વ્રણ, બરલનું દરદ, એઓનો નાશ થાયછે અને અગ્નિ પ્રદીપ્ત થાયછે, તેજ વધે છે તથા બળપણ વધેછે. આ ગુગળ સાંધાઓમા તથા મજ્જામાં રહેલા વાયુ સંબંધી રોગોને પણ જીતેછે.

### પ્રસારણી લેહ.

બસો છપન તોલાં ભાર નારીના ક્વાથમાં ચોસઠ તોલાં ભાર ગોળનો રસ પકાવી તેમાં પીપળ, પીપળમૂળ, સુંઠ, ચિત્રક અને ચવક એઓનુ ચૂર્ણ મિશ્રિત કરીને ઉપયોગમાં આવે તો આમવાતનો નાશ થાયછે.

### ખંડશુંઠી.

બત્રીશ તોલાં સુંઠ, એંશી તોલાં ઘી, એકસો અઠચાવીશ તોલાં દુધ અને બસો પાંચ તોલાં ખાંડ એઓનો પાક કરી

કડના તથા મૂત્રાશયના રોગો એઓનો નાશ થાયછે. આ વૈશ્વાનર નામનું ચૂર્ણ વાયુને યોગ્ય રસ્તે લાવનાર છે.

### અસીતક ચૂર્ણ.

કાળો કુંપો, પીપળ, ગળો, નસોતર, વારાહીકંદ, એરંડો અને સુંઠ એઓને સમભાગે લઈ ચૂર્ણ કરી તે ચૂર્ણ ઉના પાણીની સાથે, મંડની સાથે, યૂષની સાથે, ધાટી છાશની સાથે, માંસના રસાની સાથે, મધની સાથે અથવા દહીંના મસ્તુની સાથે પીવું અને આહાર તથા વિહાર ઇચ્છા પ્રમાણે કરવા. આ ચૂર્ણથી અપબાહુક, ગૃધ્રસી, ખંજ, વિશ્વાચી, તૂની, પ્રતિતૂની, પીડાના રોગ, આમવાત, અર્દિત, વાતરક્ત, કટીગ્રહ, ગુલ્મ, અરશ, ક્રોષ્ટુકશીર્ષ, પાંડુરોગ, વિષ, ઉગ્ર સોજા, અને પ્રબલ વેગવાળો ઉરૂસ્તંભ એ રોગો ટળી જાયછે.

### શુંઠીધાન્યક ઘૃત.

ચોવીશ તોલાં ભાર સુંઠ અને આઠ તોલાં ભાર ધાણા એઓનો કલ્ક કરી તે કલ્ક નાખીને ચોસઠ તોલાં ભાર ઘી ચોગણા પાણીમાં પકાવવું એટલે શુંઠીધાન્યકઘૃત સિદ્ધ થાયછે. આ ઘી અગ્નિને સારી પેઠે વધારેછે, બળને આપેછે, વર્ણને સારો કરેછે અને વાયુસંબંધી રોગ, કફસંબંધી રોગ, અરશ, શ્વાસ તથા ઉધરસ એઓને મટાડેછે.

### શુંઠીઘૃત.

સુંઠનો કલ્ક નાખી ચોગણા સૌવીરમાં (સૌવીરનું લક્ષણ પ્રથમખંડના ૭૫૬ માં પૃષ્ઠમાં જોવું.) ઘી પકાવવું એટલે તે શુંઠીઘૃત સિદ્ધ થાયછે. આ ઘી અગ્નિને પ્રદીપ્ત કરવામાં ઉત્તમ છે અને આમવાતને મટાડવાનો શ્રેષ્ઠ ઉપાયછે. પુષ્ટિને વાસ્તે પકાવવું હોયતો દુધથી પકાવવું, દસ્તની તથા મૂત્રની અટકાયત મટાડવાને પકાવવું હોયતો દહીંથી પકાવવું અને અગ્નિને દીપ્ત કરવાને વાસ્તે પકાવવું હોયતો બુદ્ધિમાન્ વૈદ્યે દહીના મસ્તુથી પકાવવું.

### બીજા પ્રકારનું શુંઠી ઘૃત.

ચોસઠ તોલાં ભાર ઘીમાં સુંઠનો કલ્ક નાખીને તે ઘી ચોગણા સુંઠના ક્વાથમાં અથવા એકલા પાણીમાં પકાવવું એટલે શુંઠીઘૃત સિદ્ધ થાયછે. આ ઘી વાયુને તથા કફને શમાવેછે, અગ્નિને સારી રીતે પ્રદીપ્ત કરેછે અને કટીગ્રહને તથા આમને મટાડેછે.

### કાંજિકાદ્ય ઘૃત.

હીંગ, સુંઠ, મરી, પીપળ, ચવક અને સૈંધવ એઓના એક એક તોલા ભાર કલ્ક નાખી ચોસઠ તોલાં ભાર ઘી બસો છપન તોલાં ભાર કાંજીમાં પકાવવું એટલે કાંજીકાદ્ય ઘૃત સિદ્ધ થાયછે. આ ઘી મંદ થએલા અગ્નિને સારી પેઠે પ્રદીપ્ત કરેછે અને શૂળ, મલબંધ, ઊદરના રોગ, પેડનું ચડવું, આમવાત, કટીગ્રહ અને ગ્રહણી દોષ એઓનો નાશ કરેછે.

### શૃંગવેરાદ્ય ઘૃત.

આદુ, જવખાર, પીપળીમૂળ અને પીપળ એઓનો કલ્ક નાખી ચોગણા આરનાલમાં ઘી પકાવવું એટલે શૃંગવેરાદ્ય ઘૃત સિદ્ધ થાયછે. આ ઘી અગ્નિને સારીપેઠે પ્રદીપ્ત કરેછે અને શૂળ, મલબંધ, પેડનું ચડવું, આમવાત, કટીગ્રહ, અને ગ્રહણી દોષ એઓનો નાશ કરેછે.

### ઘૃતો તથા ઔષધો.

આમવાત થયો હોય તો બિંદુઘૃત અથવા ધાન્વંતર ઘૃત અથવા મહા શુંઠી ઘૃત વારંવાર પીવું. જે જે ઘી કફને ઊખેડનાર, અગ્નિને દીપ્ત કરનાર અને આમનું પાચન કરનાર હોય તે તે ઘીનો આમવાત ઉપર ઉપયોગ કરવો અથવા ચોવીશ તોલાં ભાર મસ્તુનો ઉપયોગ કરવો.

### અજમોદાદિ.

અજમોદ, મરી, પીપળ, વાવડીંગ, દેવદાર, ચિત્રક, સુવા, સૈંધવ અને પીપળીમૂળ એ પ્રત્યેક પદાર્થો ચાર ચાર તોલાં ભાર લેવા. સુંઠ ચાલીશ તોલાં ભાર લેવી. વરધારો ચાળીશ તોલાં ભાર લેવો અને હરડે વીશ તોલાં ભાર લેવી. આ સર્વ પદાર્થોને એકઠા કરી તેઓનું ચૂર્ણ કરી તે ચૂર્ણમાં ચૂર્ણ જેટલોજ ગોળ મિશ્રિત કરી થેપલીઓ બનાવિને તે થેપલીઓ ખાવામાં આવે અથવા જરા ઊના પાણીથી એ ચૂર્ણજ પીવામાં આવે તો જેમ સૂર્યની કીરણોથી અંધકારનો નાશ થાયછે તેમ તે ઔષધથી આમવાત સંબંધી સઘળાં દુઃખદાયી દરદોનો નાશ થાયછે. આ ઉપાયથી તુની, પ્રતિતુની, વિશ્વાચી, બીજાપણ રોગો, ઉગ્ર ગૃધ્રસી, કેડનું, વાંસાનું, ગુદાનું તથા પીંડીઓનું તીવ્ર પ્રકારનું ફાટવું, સઘળા સાંધાઓમાં થએલો સોજો અને બીજાપણ આમથી તથા વાયુથી થએલા રોગો નાશ પામેછે. આ અજમોદાદિનો અભ્યાસ રાખવાથી સુપ્ત જાગ્રત થાયછે, આરોગ્ય થાયછે, યૌવન સ્થિર થાયછે, વળીઓનો તથા ધોળા કેશનો નાશ થાયછે અને બીજાપણ ઘણા ઘણા ગુણો થાયછે.

### યોગરાજ ગુગ્ગુલ.

ચિત્રક, પીપળીમૂળ, યવાન, સુવા, વાવડીંગ, અજમોદ, જીરૂં, શાહાજીરૂં, દેવદાર, ચવક, એળચી, સૈંધવ, કઠ, રાસ્ના, ગોખરૂં, ધાણા, ત્રિફલા, મોથ, સુંઠ, મરી, પીપળ, તજ, વાળો, જવખાર; તાલીસપત્ર અને તમાલપત્ર એઓનું બારીક ચૂર્ણ કરી તેમાં તે ચૂર્ણ જેટલા ગુગળને ધીવતે સારી પેઠે મર્દનપૂર્વક મિશ્રિત કરી તે ગુગળને ઘીના રીઢા વાસણમાં રાખી મેલવો. મનગમતો આહાર કરતાં છતાં પણ આ ગુગળની માત્રાનો ઉપયોગ કરવામાં આવે તો તેથી અગ્નિનું મંદપણું, ઉદરના રોગ, પેડનું ચડવું, અરશ, આમવાત વગેરે રોગો, કૃમીઓ, દુષ્ટ વ્રણ, બરલનું દરદ, એઓનો નાશ થાયછે અને અગ્નિ પ્રદીપ્ત થાયછે, તેજ વધે છે તથા બળપણ વધેછે. આ ગુગળ સાંધાઓમા તથા મજ્જામાં રહેલા વાયુ સંબંધી રોગોને પણ જીતેછે.

### પ્રસારણી લેહ.

બસો છપન તોલાં ભાર નારીના ક્વાથમાં ચોસઠ તોલાં ભાર ગોળનો રસ પકાવી તેમાં પીપળ, પીપળમૂળ, સુંઠ, ચિત્રક અને ચવક એઓનુ ચૂર્ણ મિશ્રિત કરીને ઉપયોગમાં આવે તો આમવાતનો નાશ થાયછે.

### ખંડશુંઠી.

બત્રીશ તોલાં સુંઠ, ઍંશી તોલાં ઘી, એકસો અઠયાવીશ તોલાં દુધ અને બસો પાંચ તોલાં ખાંડ એઓનો પાક કરી

તેમાં સુંઠ, મરી, પીપળ, તજ, તમાલપત્ર અને એલચી એ પ્રત્યેક પદાર્થોને ચાર ચાર તોલાં ભાર લઈ તેઓનું ચૂર્ણ કરીને ખંડસુંઠી સિદ્ધ થાયછે. આ ખંડસુંઠી અગ્નિના બળ પ્રમાણે ખાવામાં આવે તો તેથી આમવાત શાંત થાયછે, બળ તથા પુષ્ટિ વધેછે આયુષ્ય વધેછે ઓજ વધેછે અને ઉત્તમ સૌભાગ્ય પ્રાપ્ત થાયછે.

## રસોનપિંડ.

ચારસો તોલાં ભાર લસણ, સોળ તોલાં ભાર તલ, ચાર તોલાં ભાર હીંગ, ચાર તોલાં ભાર સુંઠ, ચાર તોલાં ભાર મરી, ચાર તોલાં ભાર પીપળ, ચાર તોલાં ભાર જવખાર, ચાર તોલાં ભાર સાજીખાર, ચાર તોલાં ભાર પંચલવણ ચાર તોલાં ભાર સુવા, ચાર તોલાં ભાર હળદર, ચાર તોલાં ભાર કઠ, ચાર તોલાં ભાર પીપળીમૂળ, ચાર તોલાં ભાર ચિત્રક, ચાર તોલાં ભાર અજમોદ, ચાર તોલાં ભાર યવાન અને ચાર તોલાં ભાર ધાણા એઓનાં બારીક ચૂર્ણ કરી તેમાં બત્રીશ તોલાં ભાર તેલ તથા બત્રીશ તોલાં ભાર કાંજી નાખીને ઘીના મજબૂત વાસણમાં સોળ દિવસ સુધી રાખી મેલવાં. આમાંથી એક તોલાં ભાર ખાવામાં આવે અને જળનું તથા મધનું અનુપાન કરવામાં આવે તો તેથી આમવાત, વાતરક્ત, સર્વાંગવાત, એકાંગ વાત, અપસ્માર, અગ્નિનું મંદપણું, ઉધરસ, શ્વાસ વિષ, ઉન્માદ, વાતભંગ, શૂળ અને કૃમિઓ મટી જાયછે.

## પ્રસારણી તૈલ.

નારીના રસથી પકાવેલું એરડીયું તેલ પીવામાં આવે તો તેથી સઘળા દોષ મટેછે અને કફના રોગ વિશેષે કરી મટેછે.

## દ્વિપંચ મૂલાદ્ય તૈલ.

દશમૂળી, સુંદર, જાયફલ, દહી અને ખાટી કાંજી એઓથી પકાવેલા તેલની પીચકારી દેવામાં આવે તો તેથી કેડનાં દરદ, સાથળનાં દરદ, પડખાનાં દરદ, કફના રોગ, વાયુના રોગ, અને ઝલાઈ જવું એઓનો નાશ થાયછે અને અગ્નિનું બળ અત્યંત વધેછે.

## બૃહત સૈંધવાદ્ય તૈલ.

સૈંધવ, હરડે, રાસ્ના, સુવા, યવાન, સાજીખાર, મરી, કઠ, સુંઠ, સંચળ, બીડલૂણ, વજ, અજમોદ, જીરૂં, એરડીનું મૂળ, જેઠીમધ અને પીપળ, એ પ્રત્યેક પદાર્થોને બબે તોલાં ભાર લઈ ખૂબ વાટીને કલ્ક કરવો. પછી ચોસઠ તોલાં ભાર તેલ, ચોસઠ તોલાં ભાર સુવા, એકસો અઠયાવીશ તોલાં ભાર કાંજી અને એકસો અઠયાવીશ તોલાં ભાર દહીંનું મસ્તુ એઓને એકઠાં કરી તેમાં પેહેલો કલ્ક નાખી તે તેલને કોમલ અગ્નિથી ધીરે ધીરે પકાવવું એટલે બૃહત્સૈંધવાદ્ય તૈલ સિદ્ધ થાયછે. પીવામાં, અભ્યંગમાં અને પીચકારીમાં આ તૈલનો ઉપયોગ કરવામાં આવે તો આમવાત સારી પેઠે મટી જાયછે. આ તૈલ અગ્નિના બળને અત્યંત વધારેછે અને વાયુથી થએલી સાથળના મૂળની પીડા, કટીગ્રહ, ગોઠણનું દરદ, સાથળનો વાયુ, સાંધાઓનો વાયુ, હૃદયનું શૂળ, પડખાનું શૂળ, કફની વૃદ્ધિ, બાહ્યાયામ, અર્દિત, પેડુનું ચડવું, અંત્રવૃદ્ધિ તથા બીજા પણ પ્રાણીઓના વાયુસંબંધી રોગ એઓનો તુરત નાશ કરેછે.

### નિરૂહબસ્તિ.

નાહના પ્રસારણી તૈલથી, અથવા સૈંધવાદ્ય તૈલથી અથવા દ્વિપંચ મૂલાદ્ય તૈલથી પીચકારી દેવી એ આમવાતમાં હિતકારી છે. આ પીચકારીમાં તેલ આઠ તોલાં ભાર લેવું, કાંજી સોળ તોળાં ભાર લેવી, દશમૂલનો રસ વીશ તોલાં ભાર લેવો અને મૂત્ર વીશ તોલાં ભાર લેવું. પછી એ સઘળા પદાર્થોને મિશ્રિત કરી વજ, મીંઢોળ, બળદાણા, સુવા, કઠ, સૈંધવ, પિપળ, અતવસ, મોથ, રાસ્ના, કાયફળ, અને એરડાનાં મૂળ એ પ્રત્યેક પદાર્થોને એક એક તોલાં ભાર લઈ તેઓથી પેહેલા મિશ્રિત કરેલા તૈલ આદિ પદાર્થોનું મથન કરવું. પછી પ્રથમ નિશ્શંકપણે બત્રીશ તોલાં ભાર તે દ્રવથી પીચકારી દેવી અને બીજીવાર તથા ત્રીજીવાર ચોવીશ તોલાં ભાર દ્રવથી પીચકારી દેવી. સઘળા પ્રકારના વાયુસબંધી વિકારોમાં, પ્રમેહોમાં, વૃષણનાં દરદમાં, કૂખની પીડામાં, હૃદયની પીડામાં, પડખાની પીડામાં, ગોઠણના વાયુમાં, પીંડીઓના ઝલાવામાં, કટીગ્રહમાં, મલબંધમાં, પેડુના આફરામાં, શર્કરાના કે પથરીના દરદમાં અને ગાત્રો ભાંગીગયાં હોય છુટાં પડીગયાં હોય પીચાઇગયાં હોય કે ધવાઇગયાં હોય તેઓ ઉપર આ નિરૂહબસ્તિ બહુ ગુણકારી છે અને થોડો પરિશ્રમ આપનારી છે.

### આમવાતવાળાએ પાળવાની પહેરેજી.

આમવાતથી પીડાએલા માણસે દહીં, માછલાં, ગોળ, દુધ, પોથી, અડદનાં વડાં, અને અનૂપદેશમાં થએલાં પ્રાણીઓનાં માંસો એઓનો ત્યાગ કરવો. જે જે પદાર્થો શરદી કરનારા છે અને જે જે પદાર્થો ભારે તથા ચીકાશવાળા છે તેઓનો પણ પ્રયત્ન પૂર્વક ત્યાગ કરવો.

### મધ્યમ રાસ્નાદિ ક્વાથ.

રાસ્ના, એરડો, શતાવરી, કાંટા અશેરીયો, ધમાસો, અરડુસો, ગળો, દેવદાર, અતવસ, હરડે, મોથ, કચૂરો, અને સુંઠ એઓનો ક્વાથ કરી એરંડીયુ તેલ નાખીને પીવામાં આવેતો તેથી આમ સહિત તથા શૂલ સહિત વાયુ, કટીગ્રહ, ઉરૂસ્તંભ, ઢાંઢાની પીડા, પીંઠનું ઝલાવું, કોઠાની પીડા તથા ઉદરની પીડા કે જેઓ આમથી થાયછે તેઓનો નાશ થાયછે.

### મહારાસ્નાદિ ક્વાથ.

રાસ્ના, એરડાનાં મૂળ, અરડુસો, ધમાસો, કચૂરો, બળદાણા, મોથ, અતવસ, હરડે, ગોખરૂ, ગરમાળો, વરીયાળી, ધાણા, સાટોડી, આસોંદ, ગળો, પીપળ, વરધારો, શતાવરી, વજ, કાંટા અશેરીયો, ચવક, ઉભી ભોરીંગણી અને બેઠી ભોરીંગણી એઓમાં રાસ્નાના બે ભાગ અને બીજાં ઔષધોના એક એક ભાગ લઈ તેઓનો ક્વાથ કરી આઠમા ભાગનું પાણી અવશેષ રહે ત્યારે તેમાં વૈદ્યે દોષને તથા વ્યાધિને અનુસરિને તેમાં સુંઠી ચૂર્ણ, અથવા આભાદ્ય ચૂર્ણ અથવા અલંબુષાદિ ચૂર્ણ અથવા અજમોદાદિ ચૂર્ણ નાખવું. આ ક્વાથ પીવાથી સઘળા વાતરોગો, સંધિવાત, મજ્જામાં રહેલો વાયુ, સઘળાં પ્રકારના આનાહો, સઘળાં ગાત્રોનું ધ્રુ-

જવું, કુબ્જક, વામન, પક્ષાઘાત, અર્દિત, ગોઠણની પીડા, પીંડીઓની પીડા, અસ્થિઓની પીડા, ગૃધ્રસી, હનુગ્રહ, વાતરક્ત, ઉરૂસ્તભ, અરશ, વિશ્વાચી, ગુલ્મ, છાતીનાં દરદ, કૉલેરા, ક્રોષ્ટુશીર્ષ, અંત્રવૃદ્ધિ, શ્લીપદ, યોનિના રોગ, વીર્યસંબંધી રોગ, લિંગના રોગ અને સ્ત્રીઓનો વાંઝણીપણા રૂપ રોગ એઓ નાશ પામેછે. આ ક્વાથથી અધિક સ્ત્રીઓને ગર્ભ દેનારૂં બીજું કોઈ ઔષધ નથી. પ્રજાપતિએ બનાવેલો આ મહારાસ્નાદિ ક્વાથ સઘળાં પાચનોમાં ઉત્તમ પાચન છે.

### રાસ્ના દશમૂળ ક્વાથ.

રાસ્ના, સુંઠ, વાવડીંગ, એરંડો, ત્રિફલા, દશમૂલ અને નસોતર એઓનો ક્વાથ કરી પીવામાં આવે તો તેથી વાયુસંબંધી રોગો, આધાશીશી, ઉરૂસ્તંભ, અર્દિત, ખંજ, નેત્રના રોગ, માથાનાં શૂળ, જ્વર, અપસ્માર, અને જુદા જુદા પ્રકારના મનફરેલપણાં એઓ મટી જાયછે તથા શુભની પ્રાપ્તિ થાયછે.

### આમવાતનો અધિકાર સંપૂર્ણ.

---

## પિત્તવ્યાધિઓનો અધિકાર.

### પિત્તવ્યાધિઓનાં દુરનાં નિદાનો.

### अथ पित्तव्याध्यधिकारः । तत्र पित्तव्याधीनां विप्रकृष्टं निदानमाह ।

कट्वम्लोष्णविदाहितीक्ष्णलवणक्रोधोपवासातपस्त्रीसम्भोगतृषाक्षुधाभिहनन्व्यायाममद्यादिभिः । मध्ये चापि हि भोजनस्य जरता भुक्तेन मध्यक्षणे मध्याह्ने रजनी निदाघशरदोः पित्तं करोत्यामयान् ॥

मद्यादिभिरित्यादिशब्देन दधिमत्स्यमाषतिलातसीकाञ्जिकादीनि संगृह्यन्ते । तीक्ष्णं राजिकादि । मध्ये चापि हि भोजनस्य यावत् कालेन भुङ्क्ते तस्य कालस्य मध्यमभागे । जरता भुक्तेन भुक्तस्य जरणकालमध्ये मध्यन्दिने । रजनी त्रिधा विभक्तस्य दिवसस्य मध्यांशे तथा रात्रेर्मध्यमेंऽशे ।

તીખા પદાર્થો ખાવાથી, ખાટા પદાર્થો ખાવાથી, ઉષ્ણ પદાર્થો ખાવાથી, બળતરા કરનાર પદાર્થો ખાવાથી, રાઇ વગેરે તીક્ષ્ણ પદાર્થો ખાવાથી, ખારા પદાર્થો ખાવાથી, ક્રોધ કરવાથી, ઉપવાસથી, તડકો લેવાથી, સ્ત્રીઓના સંભોગથી, તરશ મારવાથી, ભુખ મારવાથી, કસરત કરવાથી, મદ્ય પીવાથી, દહી માછલાં અડદ તલ અળસી તથા કાંજી વગેરે એઓનો ઉપયોગ કરવાથી, જેટલા કાળમાં ભોજનમાં કરવામાં આવે તેટલા કાળના મધ્યભાગમાં, ખાધેલું પચવાના મધ્યકાળમાં, ત્રણ ભાગે વેહેચેલા દિવસના મધ્યભાગમાં, રાત્રિના મધ્યભાગમાં, ગ્રીષ્મ ઋતુમાં અને શરદ્ ઋતુમાં પિત્ત રોગોને ઉત્પન્ન કરેછે.

### પિત્તથી થતા રોગો.

### अथ पित्तामयानाह ।

अकालपलितं नेत्ररक्तत्वं तस्य पीतिमा । तद्वन्मूत्रस्य पीतत्वं मलस्यापि च पीतता ॥ नखानामामरक्तत्वं तेषामपि च पीतता । दन्तानाश्चापि पीतत्वं पीतत्वं

वपुपस्तथा ॥ तमसो दर्शनञ्चापि तथा च वदनाम्लता । उच्छ्वासस्योष्णता चापि धूमोद्गारस्तथैव च ॥ भ्रमः क्लमस्तथा क्रोधो दाहो भेदसमन्वितः । तेजोद्वेपश्च शीतेच्छा ह्यतृप्तिररतिस्तथा ॥ भक्षितस्य विदाहश्च जठरानलतीक्ष्णता। रक्तप्रवृत्तिर्विड्भेदः पुरीषस्योष्णता तथा ॥ मूत्रोष्णता मूत्रकृच्छ्रं शुक्राल्पत्वं तनूष्णता । स्वेदस्य चापि दौर्गन्ध्यं देहमावरणं तथा ॥ शरीरस्यावसादश्च पाकश्च वपुपस्तथा । चत्वारिंशदमी पित्तव्याधयो मुनिभिर्मताः ॥

एषां चिकित्सा तु स्वप्रकरणे बोद्धव्या। इति पित्तव्याध्यधिकारः ॥

સમય વગર કેશોનું ધોળાપણું, નેત્રોનું રાતાપણું, નેત્રોનું પીળાપણું, મૂત્રનું પીળાપણું, વિષ્ટાનું પીળાપણું, નખોમાં કાચી રતાશ, નખોનું પીળાપણું, દાંતોનું પીળાપણું, શરીરનું પીળાપણું, અંધારાંનું દેખાવું, મોહોડાનું ખાટાપણું, શ્વાસનું ઊનાપણું, મોહડામાંથી ધુવાડામાંનુ ઉદગારનું નીકળવું, ભ્રમ, ગ્લાનિ, ક્રોધ, દાહ, ભેદ, પ્રકાશનો દ્વેષ, શીતની ઇચ્છા, અતૃપ્તિ, અણગમો, ખાધેલાનો ખાટો પાક, જઠરાગ્નિનું તીક્ષ્ણપણું, લોહીનું નીકળવું, ઝાડો, વિષ્ટાનું ઉનાપણું, મૂત્રનું ઉનાપણું, મૂત્રકૃચ્છ્ર, વીર્યનું અલ્પપણું, શરીરનું ઊનાપણું, પસીનાનું દુર્ગંધપણુ, દેહનું ફાટી જવું, શરીરમાં પીડા અને શરીરનું પાકવું એ ચાળીસ[1] વ્યાધિઓને મુનીઓ 'પિત્તવ્યાધિઓ' કહેછે.

[1] ગણતા પાંત્રીશની સંખ્યા થાયછે માટે મૂલ શ્લોકોમાંથી કાંઇ ભાગ ગયો હોય એમ જણાયછે. શાર્ઙ્ગધરના અનુસારથી નિદ્રાનું અલ્પપણું શરીરમાં પીળાં ચકરડાંઓનું દેખાવું, મુખથી અથવા ગુદાથી પિત્તનું પડવું. મોહોડાનું કડવાંપણું અને આંધળાપણુ એ પાંચ વ્યાધિઓને ઉમેરીએ તો ચાળીસ થાય.

આ પિત્તવ્યાધિઓની ચિકિત્સા તે તે વ્યાધિઓના પ્રકરણોમાં કહેવામાં આવશે માટે તે પ્રકરણોમાંથી સમજી લેવી.

પિત્તવ્યાધિઓનો અધિકાર સંપૂર્ણ.

## શ્લેષ્મવ્યાધિઓનો (કફવ્યાધિઓનો) અધિકાર.

### શ્લેષ્મ વ્યાધિઓનાં સામાન્યરીતે દુરનાં નિદાનો.

### तत्र श्लेष्मव्याधीनां सामान्यतो विप्रकृष्टनिदानान्याह।

गुरुमधुररसादिस्निग्धमन्दोदरामिद्रवदधिदिननिद्राशीतनिश्चेष्टितार्थैः । प्रथमदिवसभागे भुक्तमात्रे वसन्ते भवति हि कफरोगो रात्रिभागेऽपि चाद्ये ॥

मधुररसादि इत्यादिशब्देनाम्ललवणौ गृह्येते । निश्चेष्टितानि कायिकव्यापाराकरणम् प्रथमदिवसभागे त्रिधाविभक्तस्य दिवसस्याद्यभागे भुक्तमात्रे भुक्तस्य पाककालस्य त्रिधाविभक्तस्य प्रथमकाले कफरोगो भवति ॥

ભારે પદાર્થો ખાવાથી, મધુર રસથી,

ખાટા રસથી, સ્નીગ્ધ પદાર્થોથી, જઠરાગ્નિના મંદપણાથી, દ્રવ પદાર્થોથી, દહીંથી, દિવસે સુઈ રહેવાથી. શીતથી અને કામધંધા વગેરે શારીર વ્યાપાર નહિ કરવાથી, ત્રણ ભાગે વેહેંચેલા દિવસના પ્રથમ ભાગમાં, ખાધેલું અન્ન પચવાનો જેટલો સમય છે તેના ત્રણ ભાગ કરતાં પેહેલા ભાગમાં તથા રાત્રિના પેહેલા ભાગમાં કફ સંબંધી રોગો ઉત્પન્ન થાયછે.

### કફથી થતા રોગો.

### श्लेष्मामयानाह ।

प्रथमं मुखमाधुर्यं तथैव मुखलिप्तता । मुखप्रसेकश्च तथा निद्राधिक्यं तथैव च ॥ कण्ठे घुर्घुरता चापि कटुकाक्षोणकामिता । बुद्धिमान्द्यमचैतन्यमालस्यं तृप्तिरेव च ॥ अग्निमान्द्यं मलाधिक्यं मलशैत्यं तथैव च । मूत्राधिक्यं मूत्रशौक्ल्यं शुक्राधिक्यं तथैव च ॥ स्तैमित्यं गौरवं शैत्यमेत एव हि विंशतिः । योगतो रूढितः प्रोक्ता मुनिभिः श्लैष्मिका गदाः ॥

एषां चिकित्सा तु स्वप्रकरणे बोद्धव्या । इति श्लेष्मव्याध्यधिकारः ।

મોહોડાનું મધુરપણું, મોહોડાનું કફથી ચોપડાએલાપણું, મોહોડામાંથી થુંકનું ઝર્યા કરવું, નિદ્રાનું અધિકપણું, કંઠમાં ઘરઘરાટ, તીખા પદાર્થોની ઇચ્છા, ઉષ્ણ પદાર્થોની ઇચ્છા, બુદ્ધિનું મંદપણું, અચેતનપણું, આલસ્યસ્ય તૃપ્તિ, અગ્નિનું મંદપણું, વિષ્ટાનું અધિકપણું, વિષ્ટાનું શીતલપણું, મૂત્રનું અધિકપણું, મૂત્રનુ ધોળાપણુ, વીર્યનું અધિકપણું, શરીરનું ભીના વસ્ત્રથી વીંટાએલાં જેવાપણું, શરીરનું ભારેપણું અને શરીરનું શીતળપણું એ વીશ વ્યાધિઓને મુનિઓ શ્લેષ્મ વ્યાધિઓ કહેછે. જોકે બીજાપણ કેટલાએક વ્યાધિઓ કફથી થાયછે. તોપણ યોગરૂઢિની રીતિથી આ વ્યાધિઓમાંજ 'શ્લેષ્મવ્યાધિ' એ શબ્દ પ્રવર્તેછે.

આ વ્યાધિઓની ચિકિત્સા પોતપોતાનાં પ્રકરણોમાં કેહેવામાં આવશે માટે તે તે પ્રકરણોમાંથી સમજી લેવી.

### શ્લેષ્મ વ્યાધિઓનો અધિકાર સંપૂર્ણ.

---

## વાતરક્તનો (હાલ લોકો જેને રક્તપિત્ત કેહેછે તેનો) અધિકાર.

### વાતરક્તનાં દૂરનાં નિદાનો.

### अथ वातरक्ताधिकारमाह ।

### तत्र वातरक्तस्य विप्रकृष्टनिदानमाह ।

लवणाम्लकटुक्षारस्निग्धोष्णाजीर्णभोजनैः । क्लिन्नशुष्काम्बुजानूपमांसपिण्याकमूलकैः ॥ कुलत्थमाषनिष्पावशाकादिपललेक्षुभिः । दध्यारनालसौवीरशुक्ततक्रसुरासवैः ॥ विरुद्धाध्यशनक्रोधदिवास्वप्नातिजागरैः । प्रायशः सुकुमाराणां मिथ्याहारविहारिणाम् ॥ स्थूलानां सुखिनां चापि प्रकुप्येद्वातशोणितम् । हस्त्यश्वोष्ट्रैर्गच्छतश्चाश्नतश्च विदाह्यन्नं सविदाहाशनस्य ।

क्षारा यवक्षारादयः । अजीर्णभोजनैः । अतिमात्रभोजनैरित्यर्थः । क्लिन्नादीनि

मांसविशेषणानि । शुष्कमातपे शोषितम् अम्बुजं मत्स्यादि मांसम् । आनूपं गौडादि पूर्वदेशजम् । पिण्याकं तिलखलिः । मूलकं प्रसिद्धमेव । निष्पावः वोडा । शाकं पत्रशाकम् । आदिशब्देन वृन्ताकादीनि । फलशाकादीनि गृह्यन्ते ॥ पलम् मांसं । दोषरहितमपि मांसं वातशोणितं प्रकोपयेत् । क्लिन्नादितु मांसं विशेषतो वातशोणितं प्रकोपयेत् । आरनालसौवीरशुक्तानि सन्धानभेदाः । तक्रम् चतुर्थांशजलयुक्तम् । वस्त्रपूतं दधि ॥ सुरा सन्धानभेदः । विरुद्धं क्षीरमत्स्यादि । अध्यशनम् । 'अजीर्णे भुज्यते यत्तु तदध्यशनमुच्यते ।' अतिजागरो निशि । प्रायशः बाहुल्येन । सुकुमाराणाम् । अल्पतरकायव्यापाराणाम् । अथच मिथ्याहारविहारिणाम् । स्थूलानां सुखिनां च रक्तवृद्ध्या । हस्त्यश्वोष्ट्रैर्गच्छतो यतो वायुर्वर्धते रुधिरं च अधो गच्छति । हस्त्यादय उपलक्षणानि । पद्भ्यामपि चलतः अश्नतश्च विदाह्यन्नम् । विदाहि निष्पावकुलत्थसर्षपशाकादि । सविदाहाशनस्य सविदाहि अशनं यस्य । भक्ते विदग्धे तदुपरि भुञ्जानस्येत्यर्थः ॥ अध्यशनमुक्त्वाप्येतद्वचनं विदग्धाजीर्णभोजनस्य विशेषतो हेतुत्वार्थम् । एतेषां कारणानां मध्ये केनचिद्वायुः केनचिद्रक्तं केनचिदुभयमपि प्रकुप्येत् ।

ખારા આહારથી, ખાટા આહારથી, કડવા આહારથી, જવખાર વગેરે ક્ષારો ખાવાથી, સ્નિગ્ધ આહારથી, ઉષ્ણ આહારથી, અત્યંત આહાર કરવાથી, સડેલાં, તથા તડકામાં સુકાવેલાં માછલાં વગેરે તથા ગૌડ વગેરે પૂર્વ દેશનાં પ્રાણિઓનાં માંસો ખાવાથી, તલનો ખોળ ખાવાથી, મૂળા ખાવાથી, કળથીથી, અડદથી, વાલથી, પાનડાંનાં શાક ખાવાથી, રીંગણાં વગેરે ફળ શાક ખાવાથી, માંસ ખાવાથી, (દોષ વગરનું માંસ પણ વાયુને તથા રૂધિરને પ્રકુપિત કરેછે અને સડેલું તથા તડકામાં સુકાવેલું માંસ તો વિશેષે કરી વાયુને તથા રૂધિરને પ્રકુપિત કરેછે. શેલડીથી, દહીંથી, આરનાલથી, સૌવીરથી, અથાણાથી, ચોથા ભાગનું પાણી નાખી વસ્ત્રવતે ગળી લીધેલા દહીંથી, મદ્યથી, આસવથી, દુધની સાથે માછલાં ખાવા વગેરે વિરૂદ્ધ આહારથી, અજીર્ણમાં જમવાથી, ક્રોધથી, દિવસે સુઈ રેહેવાથી, રાતે અત્યંત ઉજાગરો કરવાથી, ઘણું કરીતે બહુજ થોડું કામકાજ કરનારાઓને, ખોટા આહાર વિહાર કરનારા અને સુખ-ભોગવનારા જાડા શરીરવાળાઓને, (રૂધિરની વૃદ્ધિ થવાથી) હાથી ઘોડા કે ઊંટ ઉપર ચડીને જનારાઓને, (વાયુ વધેછે તથા રૂધિર નીચે જાયછે તેથી) પગવતે બહુ પંથ કરનારાને, વાલ કળથી તથા સર્ષપની ભાજી વગેરે વિદાહીપદાર્થો ખાનારાને, અને ખાધેલાનો ખાટો પાક થયા છતાં તે ઉપર ખાનારાને, (અજીર્ણમાં જમવા કરતાં પણ ખાધેલાનો ખાટો પાક થયા છતાં તે ઉપર જમવું એ વિશેષે કરી વાયુના તથા રૂધિરના પ્રકોપનું કારણ છે એમ સમજાવવાને વાસ્તે આ જુદું કહેલું છે.) વાયુ તથા

રૂધિર પ્રકુપિત થાયછે. આ કારણોમાં કોઈ કારણોથી વાયુ પ્રકુપિત થાયછે, કોઈ કારણોથી રૂધિર પ્રકુપિત થાયછે અને કોઈ કારણોથી એ બન્ને પ્રકુપિત થાયછે એમ સમજવું.

## વાતરકતની સંપ્રાપ્તિ.

### सम्प्राप्तिमाह ।

कृत्स्नं रक्तं विदहत्याशु तच्च दुष्टं स्रस्तं पादयोश्चीयते तु । तत्सम्पृक्तं वायुना दूषितेन तत् प्राबल्यादुच्यते वातरक्तम् ॥

पूर्वोक्तैर्हेतुभिः कृत्स्नं समस्तम् । अधोगतम् । पादयोः चीयते सञ्चितं भवति, तत् रुधिरं दूषितेन स्वहेतुभिर्वायुना सम्पृक्तं, मिलितम् वातरक्तम् उच्यते । ननु नैतस्य सम्प्राप्तिरुक्ता सुश्रुतेन ।

शीघ्रं रक्तं दुष्टिमायाति तच्च वायोर्मार्गं संरुणद्ध्याशु यातः । क्रुद्धोऽत्यर्थं मार्गरोधात् स वायुरत्युद्रिक्तं दूषयेद्रक्तमाशु ।

अत्र प्रथमं रक्तस्य दुष्टिरतो रक्तवातमिति व्यपदेष्टुमुचितं भवति । तत्राह । तत् प्राबल्यादिति । तस्य वातस्य दोषत्वेन प्राधान्याद्वातरक्तमिति व्यपदिश्यते ।

ઉપર કહેલાં નિદાનોથી સઘળું લોહી તુરત બગડી જાયછે અને તે બગડેલું લોહી નીચે જઇને બન્ને પગમાં જમા થાયછે. એ લોહી નિદાનોથી દૂષિત થએલા વાયુની સાથે મળેલું હોય છે અને તેમાં વાયુની પ્રબલતા હોય છે એટલા માટે વાતરક્ત કહેવાયછે.

શંકા.–" રૂધિર તુરત બગડી જાયછે અને તે રૂધિર શીઘ્ર ગતિવાળા વાયુના માર્ગને તુરત રોકી દેછે. માર્ગના રોકાવાથી અત્યંત વૃદ્ધિ પામેલા રૂધિરને તુરત દૂષિત કરેછે " એ સુશ્રુતના વચનમાં પ્રથમ લોહી બગડવાનું કહ્યું છે માટે આ રોગને 'રક્તવાત' એ નામ આપવું યોગ્ય હતું તે છતાં 'વાતરક્ત' નામ કેમ આપ્યું છે ?

સમાધાન.– દોષપણાને લીધે આ રોગમાં વાયુનું પ્રાધાન્ય છે એટલામાટે આરોગ વાતરક્ત કહેવાય છે.

## વાતરકતનું પૂર્વરૂપ.

### पूर्वरूपमाह ।

स्वेदोऽत्यर्थं न वा कार्श्यं स्पर्शाज्ञत्वं क्षतेऽतिरुक् । सन्धिशैथिल्यमालस्यं सदनं पिडकोद्गमः ॥ जानुजङ्घोरुकट्यंसहस्तपादाङ्गसन्धिषु । निस्तोदः स्फुरणं भेदो गुरुत्वं सुप्तिरेव च ॥ कण्डूः सन्धिषु रुग्दाहो भूत्वा नश्यति चासकृत् । वैवर्ण्यं मण्डलोत्पत्तिर्वातासृक् पूर्वलक्षणम् ॥

घर्मागमनमत्यर्थं भवति न वा सर्वथा भवति एतच्च व्याधिमहिम्ना बोद्धव्यम् । क्षतेऽतिरुक् यदि क्षतं स्यात् तदा तत्रातिरुक् । सदनं सुप्तिः अङ्गानां पिडिका प्रादुर्भावः जान्वादिषु निस्तोदः पीडाविशेषः । वैवर्ण्यं त्वक् कान्तिक्षयः ॥

વાતરક્ત થવાનું હોય ત્યારે પસીનો અત્યંત થાયછે અથવા બીલકુલ થતો નથી, શરીરમાં કૃશપણું થાયછે, સ્પર્શની ખબર પડતી નથી, જખમ થાય તો

તેમાં અત્યંત પીડા થાયછે, સાંધાઓનું શિથિલપણું થાયછે, આલસ્ય થાયછે, અંગોનું જડપણું થાયછે, ફોડલીઓ થાયછે, ગોઠણ પીંડીઓ સાથળ કેડ ખભા હાથ પગ તથા અંગોના સાંધાઓ એઓમાં શસ્ત્ર ભોકાયા જેવી પીડા થાયછે, અંગો ફરક્યા કરેછે, ભેદ થાયછે, ભારેપણું થાયછે, ગ્લાનિ થાયછે, ચળ આવેછે, સાંધાઓમાં વ્યથા થાયછે, બળતરા થઇ થઇને વારંવાર મટી જાયછે, ત્વચાની કાંતિનો ક્ષય થાયછે અને અંગોમાં ચકરડાંઓની ઉત્પત્તિ થાયછે.

પસીનાનું અત્યંત થવું અથવા બીલકુલ નહિ થવું એ વ્યાધિના મહિમાને લીધે થાયછે એમ સમજવું.

## વાયુની અધિકતાવાળા વાતરક્તનું લક્ષણ.

### अथ वातरक्तस्य लक्षणमाह ।

वातेऽधिके तत्र शूलं स्फुरणं तोदनं तथा । शोथस्य रौक्ष्यं कृष्णत्वं श्यावता वृद्धिहानयः ॥ धमन्यङ्गुलिसन्धीनां सङ्कोचोऽङ्गग्रहोऽतिरुक् । शीतद्वेषानुपशयौ स्तम्भवेपथुसुप्तयः ॥

तत्र पादयोः शूलादिकम् । यत आह सुश्रुतः । स्पर्शोद्विग्नौ तोदभेदप्रशोफस्तापोपेतौ वातरक्तेन पादाविति । तथा शोथस्य रौक्ष्यादिकं वृद्धिहानयश्च विज्ञेयाः । सुप्तिः स्पर्शाज्ञता ॥

વાતરક્તમાં વાયુની અધિકતા હોય તો શૂળ થાયછે, ફરકવું થાયછે, વ્યથા થાયછે, સોજામાં રૂક્ષપણું થાયછે તથા કાળાપણું કે થોડું કાળાપણું થાયછે, સોજામાં વધારો થાયછે, નાડીઓનો તથા આંગળીઓના સાંધાઓનો સંકોચ થાયછે, અંગો ઝલાઈ જાયછે, અત્યંત વ્યથા થાયછે, શીત ઉપર દ્વેષ થાયછે, શીતપદાર્થો સદતા નથી, અક્કડપણું થાયછે, કંપ થાયછે અને સ્પર્શની ખબર પડતી નથી.

શૂલ તથા ફરકવું વગેરે પગમાંજ થાયછે એમ સમજવું. કારણ કે "વાતરક્તથી બન્ને પગ સ્પર્શથી ઉદ્વેગ પામેછે અને બન્ને પગમાં વ્યથા, ભેદન, સોજા તથા જડતા થાયછે" એમ સુશ્રુતે કહ્યું છે.

## રૂધિરની અધિકતાવાળા વાતરક્તનું લક્ષણ.

### अधिकरक्तं वातरक्तमाह ।

रक्ते शोथोऽतिरुक् तोदस्ताम्रश्चिमिचिमायते । स्निग्धरूक्षैः शमं नैति कण्डूक्लेदसमन्वितः ॥

रक्तेऽधिके इत्यनुवर्तनीयम् एवं वक्ष्यमाणपित्तादिष्वपि । एतच्चारम्भकरक्ताद्रक्तान्तरं बोद्धव्यम् । रक्तमपि रक्तान्तरदूषकं भवति । अतिरुक् तोदः यत्र सः शोथः चिमचिमायते । चिमचिमेति कण्डूभेदः स्पर्शाप्रियतेति यावत् । जुहजुहा इति लोके तद्युक्त । क्लेदसमन्वित. क्लेद आर्द्रता तद्युक्तः॥

વાતરક્તમાં રૂધિરની અધિકતા હોય તો અત્યંત વ્યથાવાળો, અત્યંત ભોંકાતા જેવી પીડાવાળો, રાતો અને ચળથી તથા ભીનાપણાથી સંયુક્ત થએલો સોજો થાયછે કે જે સોજો ચમચમ થયા કરેછે (સોજા ઉપર હાથ વગેરેનો સ્પર્શ પ્યારો લાગેછે) અને સ્નિગ્ધ પદાર્થોથી કે રૂક્ષ પદાર્થોથી શાંત થતો નથી.

આમાં જે રૂધિરની અધિકતા થાયછે તે રૂધિર વાતરક્તને ઉત્પન્ન કરનારા રૂધિરથી જુદું સમજવું. રૂધિર પણ બીજા રૂધિરને દૂષિત કરેછે.

## પિત્તની અધિકતાવાળા વાતરક્તનું લક્ષણ.

**अधिकपित्तं तदाह ।**

पित्ते विदाहः संमोहः स्वेदो मूर्च्छा मदस्तृषा । स्पर्शासहत्वं रुग्दाहः शोथः पाको भृशोष्णता ॥

पित्ते अधिके विदाहः विशेषेण दाहः । विदाहादयश्च पादयोरेव बोद्धव्याः । यत आह सुश्रुतः ॥

पित्तासृग्भ्यामुग्रदाहौ भवेतामत्यर्थोष्णौ रक्तशोथौ मृदू च ।

पादाविति शेषः । संमोह आतुरस्य । स्वेदः पादयो मूर्च्छा पादयोः समुच्छ्रायः। शोथ इति यावत् । नतु मूर्च्छा मोहः । संमोहस्योक्तत्वात् ॥

વાતરક્તમાં પિત્તની અધિકતા હોય તો અત્યંત બળતરા થાયછે, રોગીને અત્યંત બેભાનપણું થાયછે; પસીનો આવેછે, સોજો થાયછે, મદ થાયછે, તરશ લાગ્યા કરેછે, કોઇનો સ્પર્શ ખમી શકતો નથી, વ્યથા થાયછે, શરીરમાં દાહ થાયછે, સોજો પાકેછે અને બહુજ ઉષ્ણપણું થાયછે.

અત્યંત બળતરા તથા કોઇના સ્પર્શનું નહિ ખમી શકાવું ઇત્યાદિક ધર્મો પગમાં થાયછે એમ સમજવું. કારણ કે "પિત્તથી અને રૂધિરથી બન્ને પગ અત્યંત બળતરાવાળા, અત્યંત ઉના, રાતા સોજાવાળા તથા કુણા થઈ જાયછે" એમ સુશ્રુતે કહ્યું છે.

## કફની અધિકતાવાળા, બે દોષની અધિકતાવાળા તથા ત્રણે દોષની અધિકતાવાળા વાતરક્તનું લક્ષણ.

**अधिककफमधिकद्विदोषमधिकत्रिदोषं च तदाह ।**

कफे स्तैमित्यगुरुतासुप्तिस्निग्धत्वशीतताः । कण्डूर्मन्दा च रुग्द्वन्द्वे सर्वलिङ्गं च सङ्करे ॥

कफे अधिके स्तैमित्यम् शरीरस्यार्द्रचर्मावगुण्ठितत्वमिव । गुरुतादयः पादयोरेव । यत आह सुश्रुतः । 'कण्डूमन्तौ श्वेतशीतौ सशोथौ पीनौ स्तब्धौ श्लेष्मदुष्टे तु रक्ते ।' पादाविति शेषः । अधिकद्विदोषम् अधिकत्रिदोषं च तदाह । द्वन्द्वे सर्वलिङ्गं न सङ्करे त्रिदोषसंसर्गे ॥

વાતરક્તમાં કફની અધિકતા હોય તો શરીર જાણે આળા ચામડાથી વીંટાયું હોય એવું થઈ જાયછે, ભારેપણું થાયછે, જડતા થાયછે, સ્નિગ્ધપણું થાયછે, શીતપણું થાયછે, થોડી થોડી ચળ આવેછે અને વ્યથા થાયછે. બે દોષની અધિકતા હોયતો બે દોષનાં ચિન્હો થાયછે અને ત્રણે દોષની અધિકતા હોયતો ત્રણે દોષોનાં ચિન્હો થાયછે.

ભારેપણું તથા જડતા વગેરે પગમાં થાયછે એમ સમજવું. કારણ કે "રૂધિર કફથી દૂષિત થયું હોય તો પગ ચળવાળા, ધોળા, ટાઢા, સોજાવાળા, જાડા તથા સ્તબ્ધ થઈ જાયછે" એમ સુશ્રુતે કહ્યુંછે.

## પગ શિવાય બીજું પણ વાતરક્તના આરંભનું સ્થાન.

## पद्भ्यामन्यदप्यङ्गमारभ्य स्थानमाह ।

**पादयोर्मूलमास्थाय कदाचिद्धस्तयोरपि । आखोर्विषमिव क्रुद्धं तद्देहमनुसर्पति ॥**

आखोर्मूषकस्य । आखोर्विषमिवेत्यनेन मन्दविसर्पत्वं बोधितम् । देहमनुपसर्पति अप्रतिक्रियाणाम् ॥

પગના મૂળથી માંડીને અને કોઈ સમયે હાથના મૂળથી માંડીને પણ જેમ ઉંદરનું ઝેર ધીરે ધીરે દેહમાં ફેલાય છે તેમ પ્રકુપિત થએલું તે વાતરક્ત ચિકિત્સાથી રહિત રેહેનારાઓના શરીરમાં ધીરે ધીરે ફેલાય છે.

## વાતરક્તના ઉપદ્રવો.

## अथ वातरक्तस्योपद्रवानाह ।

**अस्वप्नारोचकश्वासमांसकोथ शिरोग्रहः । मूर्च्छा चामंदरुक्तृष्णाज्वरमोहप्रवेपकाः ॥ हिक्कापाङ्गुल्यवीसर्पपाकतोदभ्रमक्लमाः । अङ्गुलीवक्रतास्फोटदाहमर्मग्रहार्बुदाः ॥**

मांसकोथो मांसगलनम् । मूर्च्छोतदङ्गसमुच्छ्रायः । अमन्दरुक् पीडाबाहुल्यं प्रवेपकः कम्पः । प्रवेपनं प्रवेपः ततः स्वार्थे कः ॥

નિદ્રાનું નહી આવવું, અરૂચિ, શ્વાસ, માંસનું સડીસડીને ખસીપડવું, માથાનું ઝલાવું, વાતરક્તવાળા અંગમાં સોજો, બહુ પીડા, પાંગળાપણું, દરદનું ફેલાવું, પાકવું, સોયથી ભોકાયા જેવી વ્યથા, ભ્રમ, ગ્લાનિ, તરશ, મોહ, ધ્રુજવું, આંગળીઓનું વાંકાપણું, ફોડલા, બળતરા, મર્મોનું ઝલાઈ જવું અને ગાંઠ કરતાં પણ એક જાતની માંસની ઉંચાઈ, એટલા વાતરક્તના ઉપદ્રવો છે.

## વાતરક્તના અસાધ્યપણા વગેરેનું વિવેચન.

## अथासाध्यत्वादिकमाह ।

**एतैरुपद्रवैर्वर्ज्यं मोहेनैकेन चापि तत् । अकृत्स्नोपद्रवं याप्यं साध्यं स्यान्निरुपद्रवम् ॥**

मोहेनैकेनेति वचनमस्वप्नादिभिः समस्तैरसाध्यत्वं बोधयति ॥

**एकदोषानुगं साध्यं नवं याप्यं द्विदोषजम् । त्रिदोषजमसाध्यं स्याद्यस्य च स्युरुपद्रवाः ॥**

नवं संवत्सरादर्वाचीनं तत्साध्यम् ॥

**आजानुस्फुटितं यच्च प्रभिन्नं प्रस्रुतं च यत् । उपद्रवैश्च यज्जुष्टं प्राणमांसक्षयादिभिः । वातरक्तमसाध्यं स्याद्याप्यं संवत्सरोत्थितम् ॥**

आजानुपद्भ्यां जानुपर्यन्तं यद्भवति तदसाध्यं स्यात् । स्फुटितं यच्च त्वङ्मात्रे शीतेनैव किञ्चिद्विदीर्णम् । प्रभिन्नम् अधिकविदीर्णम् । प्रस्रुतम् वहत् ॥

વાતરક્તમાં ઉપર કહેલા સઘળા ઉપદ્રવો હોય અથવા તેઓમાનો એક મોહજ હોય તોપણ એ વાતરક્તને અસાધ્ય સમજવું. એ ઉપદ્રવોમાં થોડા ઘણા ઉપદ્રવો હોય તો તે વાતરક્તને યાપ્ય સમજવું અને કોઈપણ ઉપદ્રવ ન હોય તો તે વાતરક્તને સાધ્ય સમજવું.

જે વાતરક્ત એક દોષવાળું એને એક વર્ષની અંદરનું હોય તેને સાધ્ય સમજવું, બે દોષવાળું હોય તેને અસાધ્ય સમજવું અને ત્રણદોષવાળું હોય અથવા જેમાં સઘળાં ઉપદ્રવો હોય તેને અસાધ્ય સમજવું.

જે વાતરક્ત પગથી તે ગોઠણ પર્યંત ફેલાયું હોય તેને અસાધ્ય સમજવું. જે વાતરક્તથી જેમ ટાઢથી ત્વચા કાંઇક ફાટી જાયછે તેમ ત્વચા કાંઇક ફાટી ગઈ હોય તેને અસાધ્ય સમજવું. જે વાતરક્ત અત્યંત ફાટી ગયું હોય અથવા બલક્ષય અને માંસક્ષય વગેરે ઉપદ્રવોથી સંયુક્ત થયું હોય તેને અસાધ્ય સમજવું. જે વાતરક્તની ઉત્પત્તિને એક વર્ષ થઈ ગયું હોય તેને યાપ્ય સમજવું.

### વાતરકતની ચિકિત્સા.

### अथ वातरक्तचिकित्सा।

वातशोणितिनो रक्तं स्निग्धस्य बहुशो हरेत् । अल्पाल्पं रक्षयेद्वायुं यथादोषं यथाबलम् ॥

रक्षयेद् वायुं यथा वायुर्न वर्धते तथा रक्तं हरेदित्यर्थः ॥

उग्राङ्गदाहतोदेषु जलौकोभिर्विनिर्हरेत् । शृङ्गेणैवं चिमिचिमा कण्डू रुग्वेपनान्वितम् ॥ प्रच्छानेन शिराभिर्वा देशाद्देशान्तरं व्रजत् ॥

निर्हरेन्निष्कासयेत् चिमिचिमा चुहचुराव इति लोके । प्रच्छानं पचछ्ना इति लोके व्रजदिति रक्तविशेषणम् ॥

अङ्गे म्लाने तु न स्राव्यं रक्षेद्वातोत्तरं च यत् । गम्भीरं श्वयथुं स्तम्भं कम्पवायुशिरामयान् ॥ ग्लानिमन्यांश्च वातोत्थान् कुर्याद्वायुरसृक्क्षयात् । खञ्जादीन् वातरोगांश्च मृत्युं चानवशेषितम् ॥ कुर्याच्चस्मात् प्रमाणेन स्निग्धाद्रक्तं विनिर्हरेत् । विरेच्यः स्नेहयित्वादौ स्नेहयुक्तैर्विरेचनैः ॥ रूक्षैर्वा मृदुभिः शस्तमसकृद्बस्तिकर्म च । नहि वस्तिसमं किञ्चिद्वातरक्तचिकित्सितम् ॥ वाह्यमालेपनाभ्यङ्गपरिषेकोपनाहनैः । विरेकास्थापनस्नेहपानैर्गम्भीरमाचरेत् ॥ दिवा स्वप्नं ससन्तापं व्यायामं मैथुनं तथा । कटूष्णगुर्वभिष्यन्दि लवणाम्लौ च वर्जयेत् ॥ पुराणा यवगोधूमा नीवाराः शालिषष्टिकाः । भोजनार्थे रसार्थे तु विष्किराः प्रतुदा हिताः ॥ आढक्यश्चणका मुद्गा मसूराः सकुलत्थकाः । यूषार्थे बहुसर्पिष्काः प्रशस्ता वातशोणिते ॥ सुनिषण्णकवेत्राग्रं काकमाची शतावरी । वास्तुकोपोदिकाशाकं शाकं सौवर्चलं तथा ॥ घृतमांसरसैर्मृष्टं शाकसात्म्याय दापयेत् ॥

सुनिषण्णः चाङ्गेरीसदृशं चतुःपत्रशाकं सजले स्थले भवति । सूसुन इति लोके धवली चिलमी इति क्वचित् ।

सर्पिस्तैलवसामज्जापानाभ्यञ्जनबस्तिभिः ॥ सुखोष्णैरुपनाहैश्च वातोत्तरमुपाचरेत् । हितो गोधूमचूर्णैश्च छागक्षीरघृताप्लुतैः ॥ लेपस्तद्वत्तिला भृष्टाः पिष्टाः पयसि निर्वृताः । क्षीरपिष्टातसीलेपो वर्धमानफलेन वा ॥ उभे शताह्वे मधुकं बलां च पियालकं चापि कसेरुकं

च । घृतं विदारी च सितोपलां च कुर्यात्मदेहं पवने सरक्ते ॥ रास्ना गुडूची मधुकं बले द्वे सजीवकं सर्षभकं पयश्च । घृतं च सिद्धं मधुशेषयुक्तं रक्तानिलार्ति प्रणुदेत् प्रदेहः ॥ वासागुडूचीचतुरङ्गुलानामेरण्डतैलेन पिबेत्कषायम् । क्रमेण सर्वाङ्गजमप्यशेषं जयेदसृग्वातभवं विकारम् ॥ दशमूली शृतं क्षीरं सद्यः शूलनिवारणम् । परिषेकोऽनिलप्राये तद्वत्कोष्णेन सर्पिषा ॥ पटोलकटुकाभीरुत्रिफलामृतसाधितम् । क्वाथं पीत्वा जयेज्जन्तुः सदाहं वातशोणितम् ॥ त्रिवृद्विदारी क्षुरककाथो वातास्रनाशनः । अमृता कफवातघ्नी कफमेदोविशोषिणी ॥ वातरक्तप्रशमनी कण्डूवीसर्पनाशिनी । गुडूच्याः स्वरसं कल्कं चूर्णं वा क्वाथमेव च ॥ प्रभूतकालमासेव्यमुच्यते वातशोणितात् ॥ अमृतानागरधान्यककर्षत्रितयेन पाचनं सिद्धम् । जयति सरक्तं वातं सामं कुष्ठान्यशेषाणि ॥ वत्सादन्युद्भवः क्वाथः पीतो गुग्गुलुमिश्रितः । समीरणसमायुक्तं शोणितं संप्रणाशयेत् ॥ तिस्रोऽथवा पञ्चगुडेन पथ्या जग्ध्वा पिबेच्छिन्नरुहाकषायम् । तद्वातरक्तं शमयत्युदीर्णमाजानुभिन्नच्युतमप्यवश्यम् ॥ गुग्गुलुरमृतवल्लीभिर्द्राक्षा स्वरसेन वा ॥ त्रिफलाया रसैर्युक्ता गुटिकाः कोलसंमिताः । भक्षयेन्मधुनालोड्य शृणु कुर्वन्ति यत् फलम् ॥ पादस्फोटं महाघोरं स्फुटत्सर्वाङ्गसंचयम् । तत् सर्वं नाशयत्याशु वातं चैव सशोणितम् ॥

इति गुग्गुलुगुटिका ।

माहिषं नवनीतं तु बलिना परिमिश्रितम् । गोमूत्रमिश्रितं कृत्वा क्षीरेण लवणेन च ॥ सर्वैकत्र समालोड्य वह्निना भावयेच्छनैः । गात्रमुद्वर्तयेत्तेन देहस्फुटनशान्तये ॥ घृतेन वातं सगुडाविबन्धं पित्तं सिताढ्या मधुना कफं च । वातासृगुग्रं रुबुतैलमिश्रा शुण्ठ्यामवातं शमयेद्गुडूची ॥ सिंहास्यपञ्चमूली छिन्नरुहैरण्डगोक्षुरक्वाथः । एरण्डतैलरामठसैन्धवचूर्णान्वितः पीतः ॥ प्रशमयति वातरक्तं तथामवातं कटीशूलम् । मूत्रपुरीषविबन्धं अध्मविकारं सुदुर्वारम् ॥ गन्धर्वहस्तत्रपगोक्षुरकामृतानां मूलं बलेक्षुरकयोश्च पचेत्तु धीमान् । वातासृगाशु विनिहन्ति चिरप्ररूढं आजानुगं स्फुटितमूर्ध्वगतं तु तीव्रम् ॥ कफपित्तप्रशमनं कच्छूवीसर्पनाशनम् । वातरक्तप्रशमनं हृद्यं गुडघृतं स्मृतम् ॥ पिप्पली वर्धमानं वा सेव्यं पथ्या गुडेन वा । कोकिलाक्षामृताक्वाथे पिबेत् कृष्णां यथाबलम् ॥ पथ्यभोजी त्रिसप्ताहान्मुच्यते वातशोणितात् ॥ मधुकाद्द्विगुणं तैलं तैलाद्दाजं पयो भवेत् ॥ तद्यथाग्निबलं पेयं वातरक्तरुजापहम् । अगस्तिपुष्पचूर्णेन माहिषं जनयेद्दधि ॥ तदुत्थनवनीतेन देहजं स्फुटनं जयेत् । त्रिफलानिम्बमञ्जिष्ठा वचा कटुकरोहिणी ॥ वत्सादनी दारुनिशाकषायो नवकार्षिकः । वातरक्तं तथा कुष्ठं पामानं रक्तमण्डलम् ॥ कण्डू कपालिका कुष्ठं पाना-

द्देवापकर्षति । पञ्चरक्तिकमापेण कषायो नवकार्षिकः ॥ किंचैवं साधिते क्वाथे योग्या मात्रा प्रदीयते । कर्षार्द्धं तु पलं यावत् दद्यात् पोडशिकं जलम् ॥ ततस्तु कुडवं यावत्तोयमष्टगुणं भवेत् । चतुर्गुणमतश्चोर्ध्वं यावत् प्रस्थादिकं भवेत् ॥ विरेचनैर्घृतक्षीरपानैः सेकैः सबस्तिभिः । लेपनं शाल्मलीकल्कमविक्षीरेण संयुतम् ॥ रक्तोत्तरे क्षीरघृतमधुकोशीरवारिभिः । सेचनं चात्र कर्तव्यमविक्षीरैः क्षणं क्षणम् ॥ सहस्रशतधौतेन घृतेन रुधिरोत्तरे । लेपनं सुष्ठु शीतेन घृतसर्जरसेन वा ॥ शीतैर्निर्वापणैश्चापि रक्तपित्तोत्तरं जयेत् । सरागे सरुजे दाहे रक्तं विश्राव्य लेपयेत् । तिलाः पियालं मधुकं विसमूलश्च वेत[illegible] ॥ सघृतं पयसा पिष्टं प्रलेपो दाहनुत् । पित्तोत्तरे तु काश्मर्यद्राक्षा[illegible]थचन्दनैः ॥ मधुकक्षीरकाकोली[illegible]ः क्वाथं सुशीतलम् । शर्करामधु[illegible]क्तं वातरक्ते पिबेन्नरः ॥ धारोष्णं मू[illegible]संयुक्तं क्षीरं दोषानुलोमनम् । पिबेद्वै त्रिवृच्चूर्णं पित्तरक्तावृतानिले ॥ क्षी[illegible]रण्डतैलं वा प्रयोगेण पिबेन्नरः । [illegible]दोषो विरेकार्थं जीर्णे क्षीरोदनाश[illegible] ॥ पटोलं त्रिफला भीरुर्गुडूची कटुरोहिणी । क्वाथः पित्ताधिके शस्तः [illegible]करामधुसंयुतः ॥ तिक्तस्य सर्पिषः [illegible]नं बहुशश्च विरेचनम् । वमनं मृदुना[illegible]र्थे स्नेहपानं विलङ्घनम् ॥ कोष्णाः क्वाथ शस्यन्ते वातरक्ते कफोत्तरे । तैलमूत्रसुराशुक्तैः परिपेकाः सदा हिताः । गौरसर्षपकल्केन प्रदेहो वा रुजापहः ॥ शिग्रुः सवरुणः कल्को धान्याम्लेनानिलार्तिजिल्लेपात् । भवति न वेति विकल्पो न विधेयः सिद्धयोगेऽस्मिन् ॥ कल्कः श्लेष्मोत्तरे लेपो वाजिगन्धातिलोद्भवः । लेपः सर्षपनिम्बार्कहिंस्राक्षारतिलैर्हितः ॥ श्रेष्ठः सक्तुघृतक्षारकपित्थत्वग्भिरेव च । मसूरशिग्रोस्त्वग्बीजं हितं धान्याम्लसंयुतम् । मुहूर्तोष्ठितमम्लैश्च सिञ्चेद्वातकफोत्तरे ॥ मुस्तामलकनिशाभिः क्वथितं तोयं समाक्षिकं पेयम् । जयति सदागतिरक्तं सकफं वा सततयोगेन ॥ हरिद्रामृतकक्वाथं मधुना मधुरीकृतम् । पिबेद्वा त्रिफलाक्वाथं वातरक्ते कफाधिके ॥ हरीतकीं वा तक्रेण पाययेदुदकेन वा । गृहधूमो वचा कुष्ठं शताह्वा रजनीद्वयम् ॥ प्रलेपः शूलनुद्वातरक्ते वातकफोत्तरे । अमृता कटुका यष्टी शुण्ठीकल्कं समाक्षिकम् ॥ गोमूत्रपीतं जयति सकफं वातशोणितम् । धात्रीहरिद्रामुस्तानां कषायं वा समाक्षिकम् ॥ लाङ्गल्यास्त्वमृतातुल्यं कन्दमुद्धृत्य यत्नतः । योजयेत् त्रिफलालीढरजस्त्रिकटुकैः समैः ॥ गुग्गुल्वमृतवल्लीभिर्द्राक्षाश्वत्थरसेन वा । त्रिफलाया रसैर्युक्ता गुटिकाः कोलसंमिताः ॥ भक्षयेन्मधुनालोड्य शृणु कुर्वन्ति यत् फलम् । पादस्फुटितं दुर्भग्नं जानुमांसं च यद्भवेत् ॥ यच्च देहोद्गतं रक्तं यथासाध्यं प्रकीर्तितम् । घ्नन्त्येता भक्षमाणस्य प्रबलं वातशोणितम् ॥

लाङ्गलीगुटिका ॥

बलामतिबलीं मेदामात्मगुप्तां शतावरीम् ॥ काकोलीं क्षीरकाकोलीं रास्नां शृद्धीं च पेषयेत् । घृतं चतुर्गुणे क्षीरे तैः सिद्धं वातरक्तनुत् । हृत्पाण्डुरोगवीसर्पकामलादाहनाशनम् ॥

इति बलाघृतम् ॥

बला स्थिरा नागबला गुडूची शतावरी कल्ककषायसिद्धम् । तैलं विदध्यादनुवासनेषु तद्वातरक्तं शमयत्युदीर्णम् ॥

अपरपिण्डतैलम् ।

त्रायन्तिका चामलकी द्विकाकोली शतावरी । कसेरुकाकषायेण कल्कैरेभिः पचेद्धृतम् ॥ उभे परूषकं द्राक्षा काश्मर्यसमुरद्रुमान् । पृथग्विदार्याः स्वरसं तथा क्षीरं चतुर्गुणम् ॥ एतदायोजितं सर्पिः पारूपकमिति स्मृतम् । वातरक्ते क्षते क्षीणे विसर्पे पैत्तिके ज्वरे ॥

पारूपकं घृतम् ।

शतावरी कल्कगर्भं रसे तस्याश्चतुर्गुणे । क्षीरं तुल्यं घृतं सिद्धं वातशोणितनाशनम् ॥

इति शतावरीघृतम् ।

श्रावणीक्षीरकाकोलीक्षीरिकाजीवकैः समैः । सिद्धं ऋषभकं सर्पिः सक्षीरं वातरक्तनुत् ॥

अत्र क्षीरं चतुर्गुणम् । इति ऋषभघृतम् ।

गुडूचीक्वाथकल्काभ्यां सपयस्कं घृतं शृतम् । हन्ति वातं तथा रक्तं कुष्ठं जयति दुस्तरम् ॥

इति गुडूचीघृतम् ।

अमृतायाः कषायेण कल्केन च महौषधात् । मृद्वग्निना घृतं सिद्धं वातरक्तहरं परम् ॥ आमवाताढ्यवातादीन् कृमिकुष्ठव्रणानपि । अर्शांसि गुल्मांश्च तथा नाशयेदाशु योजितम् ॥

इति गुडूचीघृतम् ।

अमृतास्वरसविपक्वं सर्पिस्तत् कल्कसाधितं पीतम् । अपहरति वातरक्तमुत्तानं चावगाढं च ॥

इति गुडूचीघृतम् ॥

अमृतायाः पलशतं जलद्रोणेवशेषितम्। घृतप्रस्थं विपक्तव्यं कल्कादष्टौ पलानि च ॥ चतुर्गुणेन पयसा वातास्रकुष्ठनाशनम् । कामलापाण्डुरोगघ्नं प्लीहकासज्वरापहम् ॥

इति गुडूचीघृतम् ।

अमृता मधुकद्राक्षा त्रिफला नागरं बला । वासारग्वधवृश्चीव देवदारु त्रिकण्टकम् ॥ कटुका रोहिणी कृष्णा काश्मर्यस्य फलानि च । रास्नाक्षुरकगन्धर्वहस्तदारघनोत्पलैः ॥ कल्कैरेभिः समैः कृत्वा सर्पिः प्रस्थं विपाचयेत् । धात्रीरसः समो देयो वारि त्रिगुणसंयुतः ॥ सम्यक् सिद्धं च विज्ञाय भोज्ये पाने च शस्यते । बहुदोषोत्थिते वाते रक्तेन सह मूर्च्छिते ॥ उत्ताने चापि गम्भीरे त्रिकजङ्घोरुजानुके । क्रोष्टुशीर्षे महाशूले आमवाते सुदारुणे ॥ दाहरो-

गोपसख्स्य वेदनां चातिदुस्तरां । मूत्रकृच्छ्रमुदावर्तं प्रमेहं विषमज्वरान् ॥ एतान् सर्वान् निहन्त्याशु वातपित्तकफोत्थितान् । सर्वकालोपयोगेन वर्णायुर्बलवर्धनम् । अश्विभ्यां निर्मितं श्रेष्ठं घृतमेतदनुत्तमम् ॥

इति अमृताद्यं घृतम् ।

गुडूची स्वरसे सर्पिर्जीवनीयैश्च साधितम् । कल्काच्चतुर्गुणैः क्षीरैः सिद्धं वाप्यस्रवातनुत् ॥

इति गुडूचीघृतम् ।

अमृतायाः शतं प्रास्य जलद्रोणे विपाचयेत् । चतुर्भागावशिष्टं तु घृतमस्थं विपाचयेत् ॥ क्षीरं चतुर्गुणं तत्र दापयेन्मतिमान् भिषक् । कल्कं चात्र प्रवक्ष्यामि यथावदनुपूर्वशः ॥ काकोली क्षीरकाकोली जीवकर्षभकौ च यत् । शतावरीं पयस्यां च मधुकं नीलमुत्पलम् ॥ अश्वकन्दस्य मूलानि स्थिरां च कटुरोहिणीम् । ऋद्धिं वृद्धिं तथा मेदे श्वदंष्ट्रां बृहतीद्वयम् ॥ गुडूचीं पिप्पलीं रास्नां वासकं चापि संहरेत् । तदेकस्थं समैर्भागैः पाचयेन्मृदुनाग्निना ॥ पानाभ्यञ्जननस्येषु परिषेके च दापयेत् । वातरक्तं सशोपाढ्यं सदाहं क्रोष्टुशीर्षकम् ॥ खञ्जोरुस्तम्भवातं च वातरक्तं सुदारुणम् । बहुदितं वातकृच्छ्रं गृध्रसीं वातकण्टकम् ॥ नाशयेद्योजितं सर्पिर्धन्वन्तरिवचो यथा ॥

इति महागुडूचीघृतम् ॥

क्वाथेन शतपुष्पायाः कुष्ठस्य मधुकस्य च । एकैकं साधयेत्तैलं वातरक्तरुजापहम् ॥

इति शताह्वादितैलम् ॥

सारिवारिष्टकूष्माण्डपोतकीभस्मजाम्बुना । गुडूचीगव्यदुग्धाभ्यां कर्मरङ्गरसेन च ॥ विपचेत्तिलजं तैलं दर्सतानि भिषग्वरः । काकोल्यौ जीवकं मेदे शताह्वा क्षीरिणीयुतैः ॥ जिङ्गी मिकृथा मृतानन्ता सार्जसैन्धवचन्दनैः । हन्याद्वातास्रजं घोरं स्फुटितं गलितं तथा ॥ चर्मदलाख्यं पामादींस्त्वग्दोषं च विपादिकाम् । कुष्ठान्यर्शांसि वीसर्पं व्रणशोथं भगन्दरम् ॥ न सोऽस्ति वातरक्तस्य विकारो योऽभिवर्धितः । यन्न हन्यात् प्रसह्येतत्पिण्डतैलं महत् स्मृतम् ॥

इति महापिण्डतैलम् ॥

सारिवासर्जमञ्जिष्ठायष्टीसिक्थैः पयोन्वितैः । तैलं पक्वं प्रयोक्तव्यं पिण्डाख्यं वातशोणिते ॥

पिण्डतैलम् ॥

सारिवासर्जयष्ट्याह्वमधुसिक्थैः पयोन्वितैः । सिद्धमेरण्डजं तैलं वातरक्तरुजापहम् ॥ अपूतमथितस्यास्य पिण्डतैलस्य योगतः ॥

इति पिण्डतैलम् ॥

पद्मकेशरयष्ट्याह्वफेनिलापद्मकोत्पलैः । पृथक् पञ्चपलैर्दत्तैर्वेलाकिंशुकचन्दनैः ॥ जले शृते पचेत् तैलं प्रस्थं सौवीरसंमितम् । लोध्रकाकोलिकोशीरजीवकर्षभकेशरैः ॥ मदयन्तिलतापत्रपद्मकेशरपद्मकैः । प्रपौण्डरीककालीयमेदमां-

सीमिपङ्गुभिः ॥ कुङ्कुमैर्द्विगुणैः कर्पैर्मञ्जिष्ठायाः पलेन च । महापद्ममिदं तैलं वातास्रग्ज्वरनाशनम् ॥

इति महापद्मकं तैलम् ॥

पद्मकोशीरयष्ट्याह्वरजनीक्वाथसाधितम् । स्यात्पिष्टैः सर्जमञ्जिष्ठावीराकाकोलिचन्दनैः ॥ खुड्डाकपद्मकमिदं तैलं वातास्रपित्तनुत् ॥

इति खुड्डाकपद्मकतैलम् ॥

तुलां पचेज्जलद्रोणे गुडूच्याः पादशेषितम् ॥ क्षीरद्रोणं तु ताभ्यां च पचेत् तैलाढकं शनैः । कल्कैर्मधुकमञ्जिष्ठाजीवनीयगणोत्थितैः ॥ कुष्ठैलागुरुमृद्वीकामांसी व्याघ्रनखं नखी । हरेणुश्रावणी व्योषशताह्वा शृङ्गिसारिवे ॥ लवङ्गपत्रा गुरुविक्रान्ता स्थिरा तामलकी तथा । नतकेशरह्रीबेरं पद्मकोत्पलचन्दनम् । सिद्धं कर्पसमैर्भागैः पानाभ्यङ्गानुवासनैः ॥ सेव्यं वातास्रजान् हन्ति स्रोतोधात्वन्तराश्रितान् । धन्यं पुंसवनं स्त्रीणां गर्भदं वातपित्तनुत् ॥ खेदकण्डूरुजायामशिरःकम्पामयार्दितान् । हन्याद् व्रणकृतान् दोषान् गुडूचीतैलमुत्तमम् ॥

इति गुडूचीतैलम् ।

गुडूची मधुकं ह्रस्वपञ्चमूलं पुनर्नवा । रास्नामेरण्डमूलं च जीवनीयानि लाभतः ॥ पलानां शतिकैर्भागैर्बला पञ्चशतं भवेत् । कोलं बिल्वं यवान्मापान् कुलत्थांश्चाढकोन्मितान् ॥ काश्मर्याणां च शुष्काणां द्रोणं द्रोणशतेऽम्भसः । साधयेज्जर्जरं पूतं चतुर्द्रोणं च शेषयेत् ॥ तैलद्रोणं पचेत्तेन दत्वा पञ्चगुणं पयः । पिष्ट्वा त्रिपलिकं चैव चन्दनोशीरकेशरम् ॥ पत्रैलागुरुकुष्ठानि तगरं मधुयष्टिका । मञ्जिष्ठार्धबलं चैव तत्सिद्धं सर्वयोगिकम् ॥ वातरक्ते क्षते क्षीणे भाराक्रान्ते क्षीणरेतसि । वेपिना क्षिप्तभग्नानां सर्वकाङ्गजरोगिणाम् ॥ योनिदोषमपस्मारमुन्मादं विषमज्वरम् । हन्यात्पुंसवनं चैव तैलाख्यममृताह्वयम् ॥

इति अमृताह्वयतैलम् ।

मृणालोत्पलशालूकसारिवोदीच्यकेशरैः । चन्दनद्वयभूनिम्बपद्मबीजकसेरुकैः ॥ पटोलकटुकानन्तागुन्द्रापर्पटवासकैः। पिष्ट्वा तैलं घृतं पक्वं तृणमूलरसेन च । क्षीरद्विगुणसंयुक्तं बस्तिकर्मसु योजितम् ॥ नस्याभ्यञ्जनपानैर्वा हन्यात् पित्तगदानिदम् ।

इति मृणालाद्यो मिश्रकः ।

कनकशिखरिमानक्षारसंसिद्धतोये कुसुमलवणयुक्ते सर्जनीयासपूर्णे। विधिशृततिलतैलं कल्कयुक्तं निहन्ति प्रचुरतरमिदानीमिन्द्रलुप्तासवातम् ॥

धत्तूराद्यं तैलम् ।

शुद्धां पचेन्नागबलां तुलां तु जलार्मणे पादकषायसिद्धम् । विस्राव्य तैलाढकमत्र देयमजापयस्तैलविमिश्रितं तु ॥ नतं सयष्टिं मधुकं च कल्कं दत्वा पृथक् पञ्च पलं विपक्वम् । तद्वातरक्तं शमयत्युदीर्णं बस्तिप्रदानेन हि सप्तरात्रात् ॥ दशाह-

योगेन करोत्यरोगं पीतं च तैलोत्तमम- श्विनोक्तम् ॥

इति नागबलातैलम् ।

जीवकर्षभकं कोला ऋष्यमोक्ता शतावरी । मधुकं मधुपर्णी च काकोलीद्वयमेव च ॥ मुद्गमापाख्यपर्णी च दशमूलं पुनर्नवा । बलामृता विदारी च साश्वगन्धाश्मभेदकौ ॥ कुर्यात् कल्कं कषायं च ताभ्यां तैलं घृतं पचेत् । लाभतश्च वसा मज्जा मांसं प्रतुदविष्किरात् ॥ चतुर्गुणेन पयसा तत् सिद्धं वातशोणितम् । सर्वदेहाश्रितान् हन्ति व्याधीन् घोरांश्च वातजान् ॥

इति जीवकाद्यो मिश्रकः ।

बलाकषायकल्काभ्यां तैलं क्षीरचतुर्गुणम् । शतपाकं भवेदेतद्वातासृग्वातपित्तनुत् ॥ धन्यं पुंसवनं चैव नराणां शुक्रवर्धनम् । रेतोयोनिविकारघ्नमेतद्वातविकारनुत् ॥

इति बलातैलं शतपाकम् ॥

मधुयष्ट्याः पलशतं कषाये पादशेषिते । तैलाढकं समक्षीरं पचेत् कल्कैः पलोन्मितैः शतपुष्पावरीमूर्वापयस्यागुरुचन्दनैः । स्थिराहंसपदीमांसीद्विमेदामधुपर्णिभिः ॥ काकोलीक्षीरकाकोलीतामलक्यृद्धिपद्मकैः । जीवकर्षभजीवन्तीत्वक्पत्रनखवालकैः ॥ प्रपौण्डरीकमञ्जिष्ठासारिवेन्दुवितुन्नकैः । वातासृक्पित्तदाहार्तिज्वरघ्नं बलवर्णकृत् ।

[1]इति मधुकाद्यं तैलम् ।

मधुयष्ट्या पलं पिष्ट्वा तैलप्रस्थं चतुर्गुणे । क्षीरे साध्यं शतं वारान् तदेव मधुकान्वितम् ॥ सिद्धं देयं त्रिदोषे स्याद् वातासृश्वासकासनुत् । धन्यं पुंसवनं चैव कामला दाहनाशनम् ॥

इति मधुकतैलं शतपाकम् ।

बलाकषायकल्काभ्यां तैलं क्षीरसमं पचेत् । सहस्रसंख्यपाकं तत् वातासृग्वातरक्तनुत् ॥ रसायनमिदं श्रेष्ठमिन्द्रियाणां प्रसादनम् । जीवनं बृंहणं स्वर्यं शुक्रासृग्दोषनाशनम् ॥

बलातैलम् । सहस्रेयत्त्या पाकः सहस्रपाकः ।

पुनर्नवा मूलशतं विशुद्धं रुबूकमूलं च तथा प्रयोज्य । दत्वा पलं षोडशकं च शुण्ठ्याः सकुट्य सम्यग्विपचेद् घटेऽपाम् ॥ पलानि चाष्टावथ कौशिकस्य तेनाष्टशेषेण पुनः पचेत्तु । एरण्डतैलं कुडवं च दद्याद्दत्वा तृटचूर्णपलानि पञ्च ॥ निकुम्भचूर्णस्य पलं गुडूच्याः पलद्वयं चार्धपलं पलंप्रति । फलत्रयत्र्यूषणचित्रकाणि सिन्धूत्थभल्लातविडङ्गकानि ॥ कर्षं तथा माक्षिकधातुचूर्णं पुनर्नवायाः पलमेव चूर्णम् । चूर्णानि दत्वा ह्यवतार्य शीते खादेन्नरः कर्षसमप्रमाणम् ॥ वातासृजं वृद्धिगदांश्च सप्त जयत्यवश्यं त्वथ गृध्रसीं च । जङ्घोरुपृष्ठत्रिकवस्तिजं च तथामवातं प्रबलं च हन्ति ॥

इति पुनर्नवागुग्गुलुः ॥

यावशूकसुरदारुसैन्धवं मुस्तकत्रुटिवचायवानिकाः । व्योषदीप्यकनिशाफलत्रिकं जीरकद्वयविडङ्गचित्रकम् ॥

कार्षिकं सुमसृणं सुयोजितं संयुतं पुरपलैश्च पञ्चभिः । शर्करां पुरसमां सुपेपयेत्तप्तसर्पिषि विनिक्षिपेत्ततः ॥ वातरक्तमुदरं भगन्दरं प्लीहयक्ष्मविषमज्वरं गरम् । श्वित्रकुष्ठमखिलव्रणानयं चित्तविभ्रमगदांश्च दारुणान् । गृध्रसीं च गुदजाग्निमन्दतां हन्ति कोष्ठजनितं महागदम् ॥ वज्रमिन्द्रकरतो यथा च्युतं प्रौढशैलकुलमुत्तमं द्रुतम् । अन्नपानपरिहारवर्जितं सर्वकालसुखदन्निरत्ययम् ॥ सेव्यमानमिदमश्विनिर्मितं गुग्गुलोर्हि वटिका रसायनम् । चत्वारो मापका हीने मध्यमेऽष्टौ च मापकाः । श्रेष्ठा द्वादशकाः प्रोक्ताः कोष्ठं विज्ञाय दापयेत् ॥ स्रंसनत्वात् गुरुत्वाद्वा गुग्गुलोः करणक्रमः ।

इति शर्करासमगुग्गुलु ।

प्रस्थमेकं गुडूच्याश्च अर्धप्रस्थं च गुग्गुलोः ॥ प्रत्येकं त्रिफलायास्तु तत्प्रमाणं विनिर्दिशेत् ॥ सर्वमेकत्र संकुट्य क्राथयेदुल्वणेऽम्भसि ॥ पादशेषं परिस्राव्य कषायं ग्राहयेद्भिषक् । पुनः पचेत् कषायं तु यावत् सान्द्रत्वमागतम् ॥ दन्तीव्योषविडङ्गानि गुडूचीत्रिफलात्वचः ॥ ततश्चार्धपलं चूर्णं गृह्णीयाच्च प्रति प्रति । कर्षं तु त्रिवृतायाश्च सर्वमेकत्र चूर्णयेत् । तस्मिन् सुसिद्धं विज्ञाय कवोष्णं प्रक्षिपेत् बुधः ॥ ततश्चाग्निबलं मत्वा खादेत् कर्षप्रमाणतः । वातरक्तं तथा कुष्ठं गुदजान्यग्निसादनम् ॥ दुष्टव्रणं प्रमेहांश्च आमवातं भगन्दरम् । नाड्याढ्यवातं श्वयथुं सर्वानेतान् व्यपोहति ॥

इति अमृतागुग्गुलुः ॥

त्रिप्रस्थममृतायाश्च प्रस्थमेकं तु गुग्गुलोः । प्रत्येकं त्रिफलाप्रस्थं वर्षाभूप्रस्थमेव च । सर्वमेकत्र संकुट्य साधयेदुल्वणेऽम्भसि ॥ पुनः पचेत् पादशेषं यावत् सांद्रत्वमागतम् । दन्तीं चित्रकमूलानां कणा विश्वफलत्रिकम् ॥ गुडूचीत्वक् विडङ्गानां प्रत्येकार्धं पलं मतम् । त्रिवृता कर्षमेकन्तु सर्वमेकत्र चूर्णयेत् ॥ सिद्धे उष्णे क्षिपेत्तत्र अमृता गुग्गुलुं परम् । अतो यथाबलं खादेदम्लपित्ती विशेषतः ॥ वातरक्तं तथा कुष्ठं गुदजान्यग्निसादनम् । दुष्टव्रणं प्रमेहांश्च आमवातं भगन्दरम् ॥ नाड्याढ्यवातं श्वयथुं हन्यात् सर्वामयांस्तथा । अश्विभ्यां निर्मितश्चायममृताख्यो हि गुग्गुलुः ॥

इति अमृतागुग्गुलु ।

स्निग्धः काञ्चनसङ्काशः पक्वजम्बूफलोपमः । नूतनो गुग्गुलुः प्रोक्तः सुगन्धिर्यस्तु पिच्छिलः ॥ शुष्को दुर्गन्धिकश्चैव वर्णान्यत्वमुपागतः । पुराणः स तु विज्ञेयो न स देयस्तु रोगिणे ॥

इति गुग्गुलोर्नवपुराणत्वस्य लक्षणम् ।

कृमिरिपुदहनव्योषत्रिफलामरदारुचव्यभूनिम्बाः । मागधिमूलं मुस्तं शटी वचा धातुमाक्षिकं चैव ॥ लवणक्षारनिशायुक्कुस्तुम्बुरुगजकणाः सहातिविषाः । कर्षांशिकान्येव समानि कुर्यात् पलाष्टकश्चाश्मजतु प्रदद्यात् ॥ निःपत्र

शुद्धस्य पुरस्य धीमान् पलद्वयं लोहरजस्तथैव । सिताचतुष्कं पलमत्र वा स्यात् निकुम्भकुम्भत्रिसुगन्धियुक्तम् ॥ पृथक्पलं चूर्णमथावपेच्च चन्द्रप्रभेयं गुटिका विधेया । ज्वरातिसारग्रहणीविकारांश्चार्शांसि निर्नाशयते षडेव॥ भगन्दरान् कामलपाण्डुरोगान् निर्नष्टवह्नेः कुरुते च दीप्तिम्। हन्त्यामयान् पित्तकफानिलोत्थान् नाडीगते मर्मगते व्रणे च । क्षतक्षये गृध्रसियक्ष्मरोगे मेहे गजाख्ये प्रबले प्रयोज्या॥ शुक्रक्षये चाश्मरिमूत्रकृच्छ्रे शुक्रप्रवाहेऽप्युदरामये च। शम्भुं समभ्यर्च्य कृतप्रसादं प्राप्ता गुटी चन्द्रमसा प्रशस्ता ॥ न पानभोज्ये परिहारवादो न शीतवातातपमैथुनेषु। भक्तस्य पूर्वं सततं प्रयोज्या तक्रानुपानाप्यथ मस्तुपाना ॥ अजारसो जाङ्गलजो रसो वा पयोऽथ वा शीतजलानुपानम् । शुक्रदोषान्निहन्त्यष्टौ प्रमेहांश्चापि विंशतिम् ॥ वलीपलितनिर्मुक्तो वृद्धोऽपि तरुणायते। गिरिजतुगुग्गुलुलोहान्येकीकृत्याथ भावयेद् बहुशः ॥ क्वाथैस्तक्ष्याधिहरैस्तदनु च चूर्णीकृतं मिलितम् ॥

इति चन्द्रप्रभागुटिका ॥

वरमहिषलोचनोदरसन्निभवर्णस्य गुग्गुलोः प्रस्थम् । प्रक्षिप्य तोयराशौ त्रिफलां च यथोक्तपरिमाणम् ॥ द्वात्रिंशत्छिन्नरुहापलानि देयानि यत्नेन। विपचेत्तदप्रमत्तो दर्व्या संघर्षयन्मुहुर्यावत्॥ अर्धक्षयितं तोयं जातं ज्वलनस्य संपर्कात् । अवतार्य वस्त्रपूतं पुनरपि संप्राधयेदयःपात्रे ॥ सान्द्रीभूते तस्मिन्नवतार्य हिमोपलस्पर्शे । त्रिफलाचूर्णार्धपलं त्रिकटोश्चूर्णं षडक्षपरिमाणम् ॥ क्रमिरिपुचूर्णार्धपलं कर्षं कर्षं त्रिवृद्दन्त्योः । पलमेकं तु गुडूच्या दत्वा संचूर्ण्य यत्नेन ॥ उपयुज्य चानुपानं यूषं क्षीरं सुगन्धि सलिलं च। इच्छाहारविहारी भेषजमुपयुज्य सर्वकालमिदम्। तनुरोधि वातशोणितमेकद्वित्र्युल्बणं चिरोत्थमपि । भग्नस्रुतपरिशुष्कं दीर्णं चाजानु यद्यपि ॥ व्रणकासकुष्ठगुल्मश्वयथूदरपाण्डुमेहांश्च । मन्दाग्निं च विबन्धं प्रमेहपिडकांश्च नाशयत्याशु ॥ सततं निषेव्यमाणः कालवशाद्धन्ति सर्वगदान् । अभिभूय जरादोषं करोति कैशोरिकं रूपम् ॥ प्रत्येकं त्रिफलाप्रस्थो जलस्याढकमाढकम् । गुडवद् गुग्गुलोः पाकः सन्धेयस्तु विशेषतः ॥

इति कैशोरिकगुग्गुलुः ॥

त्रिफलातिविषादारुदार्वीमुस्तापरूषकैः । खदिराशनरक्ताह्वगुडूचीनृपपादपैः ॥ भूनिम्बनिम्बकटुका कलिङ्गकुलकैः समैः । क्वाथं कृत्वा ततः पूतं शृतमष्टगुणेऽम्भसि ॥ गुडूच्यास्तत्र सुकृतं चूर्णमर्धं तु वारिणि।क्षिप्त्वा सुनूतने भाण्डे वासयेद्रजनीगतम् ॥ सोमोपेतेन पूतेन कौशिकं परिभावयेत्। षड्गुणेन तु सप्ताहं शिलाजतुसमन्वितम् ॥ शुक्रस्य तु पलान्यष्टौ समावाप्य विचक्षणः । ताप्यचूर्णं पलश्चैकं द्वे पले मधुसर्पिषोः ॥ ए-

कीकृत्य समं सर्वं लिह्यात्सुत्रिफलाम्बुना । तनुना मुद्गयूषेण जाङ्गलानां रसेन वा ॥ जीर्णे जीर्णे च भुञ्जीत पुराणं शालिषष्टिकम् ॥ यथारोगं यथासात्म्यं रसैर्यूषैश्च संस्कृतैः । त्रिसप्ताहप्रयोगेण वातरक्तं सुदारुणम् ॥ निहन्ति वीर्यतः क्षिप्रं कुष्ठरोगान् व्रणानपि । छिन्नं भिन्नश्च सन्धत्ते त्रिफलाख्यो हि गुग्गुलुः ॥

इति त्रिफलागुग्गुलुः ॥

पलत्रयं कषायस्य त्रिफलायाः सुचूर्णितम् । सौगन्धिकं पलश्चैकं कौशिकस्य पलत्रयम् ॥ कुडवं चित्रतैलस्य सर्वमादाय यत्नतः । पाचयेत्पाकविद्वैद्यः पात्रे लोहमये दृढे ॥ हन्ति वातं तथा पित्तं श्लेष्माणं खञ्जपङ्गुताम् । श्वासं सुदुर्जयं हन्ति कासं पञ्चविधं तथा ॥ कुष्ठानि वातरक्तं च गुल्मं शूलोदराणि च । आमवातं जयत्येतदपि वैद्यविवर्जितम् ॥ सर्वदास्योपयोगेन जरापलितनाशनम् । सर्पिस्तैलरसोपेतमश्नीयाच्छालिषष्टिकम् ॥ सिंहनाद इति ख्यातो रोगवारणदर्पहा । वह्नेर्दीप्तिकरः पुंसाम्भाषितो दण्डपाणिना ॥

इति सिंहनादगुग्गुलुः ॥

अष्टौ पलान्यत्र पलं कषायाः प्रस्थौ पृथक् शुद्धफलत्रयस्य । दत्वा पचेत् द्रोणयुगे जलस्य पादावशेषं पुनरेव वैद्यः ॥ दन्तीत्रिवृच्यूषणवारुणीनां विडङ्गमुस्तात्रिफलामृतानाम् । कन्दोग्रगन्धालुकमानकानां सगन्धकानां च सपारदानाम् ॥ पलार्द्धमानप्रमितं सचूर्णं दद्याद्विपक्के पुनरेव तत्र ॥ फलानि संचूर्ण्य च कानकानि सहस्रसंख्याकलितानि पश्चात् । स्वादेद्धि माषद्वितयं प्रतप्तं तोयादिकं देयमतोऽनुपाने । आमानिलं सन्धिगतं सशूलं शिरोगतं जानुकटीस्थितश्च ॥ अर्शोऽतिवृत्तिविषमज्वरार्तिप्रमेहकुष्ठानि भगन्दरं च । हन्यान्नराणामिति सिंहनादो मेदोमरुत्श्लेष्मगदान् पुरोऽयम् ॥ दाहोत्यन्तप्रवृत्तिर्वा विकारोऽन्योपि चेद्भवेत् ॥ तत्कृतस्तु तदा तत्र तक्रभक्तं हितं भवेत् । उद्वर्त्तनं शीतजलस्नानं च शयनं तथा ॥ विरेकातिशयं कुर्य्यात् सिंहनादो यतः सुधीः । ज्ञात्वा बलं शरीरे तु दद्यादेवं नवा भिषक् ॥ तोयारनालगोक्षीरैः क्रमात् पक्वं विशुध्यति । फलं कनकसंज्ञं तु कृत्वा चूर्णं ततः क्षिपेत् ॥

इति द्वितीय. सिंहनादगुग्गुलुः ।

पिचितां गुग्गुलोर्मानीं कटुतैले पलाष्टके । प्रत्येकं त्रिफलाप्रस्थं सार्द्धद्रोणे जले पचेत् ॥ पादशेषं सुपूतं च पुनरावथिश्रयेत् । त्रिकटुत्रिफलामुस्ताविडङ्गामलकानि च ॥ गुडूच्यग्निलिवृद्दन्तीवचामूरणमानकम् । कस्तूरीरससूतांशं प्रत्येकं शुक्तिसम्मितम् ॥ सहस्रं कानकफलं सिद्धे संचूर्ण्य निःक्षिपेत् । ततो माषद्वयं जग्ध्वा पिबेत्तप्तजलादिकम् ॥ अग्निं च कुरुते शीघ्रं वडवानलसन्निभम् । धातुवृद्धिं वयोवृद्धिं बलं सुविपुलं तथा ॥ आमवातं शिरोवातं ग्रन्थिवातं भगन्दरम् । जानुजङ्घाश्रितं वातं सकटीग्रहवेदन-

मूत्राश्मरी मूत्रकृच्छ्रे च भग्ने च तिमिरोदरे अम्लपित्तं तथा कुष्ठं प्रमेहं गुदनिर्गमम्॥ कासं पञ्चविधं श्वासं क्षयं च विषमज्वरम्। प्लीहानं श्लीपदं गुल्मान् पाण्डुरोगं सकामलम् ॥ शोथान्त्रवृद्धिशूलानि गुदजानि विनाशयेत्। मेदःकफामसञ्जानरोगवारणदर्पहा ॥ सिंहनाद इति ख्यातो योगोऽयममृतोपमः। भिषग्विवर्जिते रोगे भाषितो दण्डपाणिना ॥

इति सिंहनादगुग्गुलु.।

शतावरी नागबला वृद्धदारकमुचटा। पुनर्नवामृता कृष्णा वाजिगन्धा त्रिकण्टकम् ॥ पृथग् दशपलान्येषां श्लक्ष्णचूर्णानि कारयेत् । तदर्द्धशर्करायुक्तं चूर्णं सम्मर्दयेत् बुधः ॥ स्थापयेत् सुदृढे भाण्डे मध्वर्द्धाढकसंयुतम् । घृतमस्थेन वालोड्य त्रिसुगन्धपलेन च ॥ तं खादेदिष्टपानान्नो यथावह्निबलं नरः । वातरक्तं क्षयं कुष्ठं कार्श्यपित्तास्रसम्भवम् ॥ वातपित्तकफोत्थांश्च रोगानन्यांश्च तत्कृतान्। हत्वा करोति पुरुषं हत्वा सर्वामयान् द्रुतम् ॥ वलीपलितनिर्मुक्तं मेधास्मृतिविभूषितम्। करोति पुरुषं धन्यं पञ्चवर्षशतायुषम् ॥ योगसारामृतो नाम लक्ष्मीकीर्त्तिविवर्द्धनः।

इति योगसारामृत ।

व्यायामं मैथुनं कोपमुष्णाम्ललवणं रसम्। दिवास्वप्नमभिष्यन्दिगुरुचान्यद्धि वर्जयेत् ॥

इति वातरक्तनिदानचिकित्साधिकार.।

વાતરક્તવાળાને સ્નેહપાન આદિથી સ્નિગ્ધ કરી તેના દોષને અને બળને અનુસરીને તેનું થોડું થોડું લોહી ઘણીવાર કાહાડવું. પણ તે લોહી કાહાડવામાં વાયુનું રક્ષણ કરવું અર્થાત્ જેમ વાયુ ન વધે તેમ લોહી કાહાડવું. ભારે બળતરા થતી હોય અથવા સોઇથી ભોંકાયા જેવી ભારે વેદના થતી હોય તો જળો વળગાડીને લોહી કાહાડવું. ચમચમાટી, ચળ, વ્યથા તથા કંપ હોય તો શીંગડાથી લોહી કાહાડવું અને તે વાતરક્ત જો એક પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં જતું હોય તો ટોચા મારીને લોહી કાહાડવું. શરીર ગ્લાનિ પામ્યું હોય તો લોહી કાહાડવું નહિ અને કાહાડવું તેપણ વાયુની વૃદ્ધિ ન થાય એ રીતે કાહાડવું. લોહીનો ક્ષય થવાથી વાયુ વૃદ્ધિ પામે તો ગભીર સોજાને, અક્કડપણાને, કંપને, શિરાઓના દરદને, ગ્લાનિને અને બીજાપણ વાયુસંબંધી રોગોને ઉત્પન્ન કરેછે. લોહી જો યોગ્ય રીતે અવશેષ ન રહે તો ખંજપણા વગેરે વાયુસંબંધી રોગોને તથા મરણને પણ ઉત્પન્ન કરેછે એટલામાટે વાતરક્તવાળાને સ્નિગ્ધ કરી તેના અંગમાંથી પ્રમાણસર લોહી કાહાડવું.

વાતરક્તવાળાને પ્રથમ સ્નિગ્ધ કરી સ્નેહવાળાં વિરેચન ઔષધોનો અથવા રૂક્ષતાવાળાં કોમલ વિરેચન ઔષધોનો ઉપયોગ કરાવી મળોથી ખાલી કરવો.

વાતરક્તવાળાને વારંવાર પિચકારીઓ મારવી પણ સારી છે. પિચકારીઓ સમાન વાતરક્તનો બીજો કોઈ ઉપાય નથી.

જો વાતરક્ત બાહાર હોય તો આલેપનોથી, અભ્યંગોથી, સેચનોથી તથા

ઔષધો બાંધવાથી ચિકિત્સા કરવી અને જો વાતરક્ત ઉંડું હોયતો રેચથી, નિરૂહબસ્તિથી તથા સ્નેહપાનથી ચિકિત્સા કરવી.

વાતરક્તવાળાએ દિવસે સુવાનો, તડકાવગેરેના તાપનો, કસરતનો, મૈથુનનો, કડવા રસનો, ઉષ્ણ પદાર્થોનો, ભારે પદાર્થોનો, શરદી કરનારા પદાર્થોનો, ખારા રસનો અને ખાટા રસનો ત્યાગ કરવો.

વાતરક્તવાળાને ભોજનમાં જુના જવ, જુના ઘઉ, નાનવી, રાતા ચોખા તથા સાઠી ચોખા હિતકારી છે અને રસો કરવાવાસ્તે વિષ્કિરોનાં તથા પ્રતુદોનાં (વિષ્કિરોના તથા પ્રતુદોના વર્ગો પ્રથમખંડના પૃષ્ઠ ૬૩૦ માં જોવા.) માંસો હિતકારી છે.

વાતરક્તવાળાને યૂષોમાં તુવર, ચણા, મગ, મસૂર અને કળથી એઓના ઝાઝા ઘીવાળા યૂષો હિતકારી છે.

જેને શાક સદતાં હોય એવા વાતરક્તવાળાને સુનિસરણક, નેતરનાં અગ્ર, અઘેડી, શતાવરી, બથવો, પોથી અને બ્રાહ્મી એઓનાં શાકો ઘીમાં તથા માંસના રસમાં શેકીને આપવાં.

ઘી, તેલ, ચરબી અને મજ્જા એઓનાં પાનોથી, અભ્યંગોથી તથા પિચકારીઓથી અને સેહેવાય તેવાં ઉનાં બંધારણોથી વાયુની અધિક્તાવાળા વારક્તની ચિકિત્સા કરવી.

બકરીના ઘીમાં અથવા દુધમાં ઘઉંના લોટને કાલવી તેનો લેપ કરવો એ વાતરક્તમાં હિતકારી થાયછે.

તલને શેકી વાટી દુધમાં ઉકાળીને તેનો લેપ કરવો અથવા અલસીને દુધમાં વાટી તેનો લેપ કરવો અથવા એરડીઓને વાટી તેનો લેપ કરવો એ હિતકારી થાયછે.

સુવા, વરીયાળી, જેઠીમધ, બળદાણા, ચારોળી, કસેલાં, વિદારીકંદ અને સાકર એઓને ઘીમાં વાટી તેનો લેપ કરવાથી વાતરક્ત મટી જાયછે.

રાસ્ના, ગળો, બે જાતની ખપાટ, જીવક, ઋષભક, દુધ અને ઘી એઓને સાથે પકાવી તેમાં મીણ મિશ્રિત કરીને તેનો જાડો લેપ કરવામાં આવે તો તેથી વાતરક્તની પીડા મટી જાયછે.

અરડૂસો, ગળો અને ગરમાળો એઓનો ક્વાથ કરી એરડીયા તેલની સાથે પીવામાં આવે તો તેથી સઘળા અંગમાં થએલો વાતરક્તનો વિકાર પણ અનુક્રમે સંપૂર્ણ રીતે મટી જાયછે.

વાયુની અધિક્તાવાળા વાતરક્તમાં દશમૂળીથી પકાવેલા દુધનો ઉપયોગ કરવામાં આવે અને સેહેવાય તેવા ઉના ઘીથી સેચન કરવામાં આવે તો તેથી તુરત શૂળનું નિવારણ થાયછે.

કડવાં પરવળ, કડુ, શતાવરી, ત્રિફલા અને ગળો એઓનો ક્વાથ કરી પીવામાં આવે તો તેથી દાહવાળું વાતરક્ત જીતાયછે.

નસોતર, વિદારીકંદ અને ગોખરૂ એઓનો ક્વાથ કરી પીવામાં આવે તો તેથી વાતરક્તનો નાશ થાયછે.

ગળો કફને તથા વાયુને હણનાર છે, કફને તથા મેદને સુકાવનાર છે, વાતરક્તને શમાવનાર છે અને ચળને તથા વિસર્પને ટાળનાર છે એટલામાટે ગ-

ળોના સ્વરસનું, કલ્કનું, ચૂર્ણનું અથવા ક્વાથનું લાંબા કાળસુધી સેવન કરવામાં આવે તો વાતરક્તમાંથી મુક્ત થવાયછે.

એક તોલું ગળો, એક તોલું સુંઠ અને એક તોલું ધાણા એઓનો ક્વાથ કરી પીવામાં આવે તો તેથી વાતરક્ત, આમવાત અને સઘળા પ્રકારના કોઢ મટી જાયછે.

ગળોનો ક્વાથ કરી તેમાં ગુગળ નાખીને પીવામાં આવે તો તેથી વાતરક્તનો નાશ થાયછે.

ત્રણ અથવા પાંચ હરડેનું ચૂર્ણ કરી ગોળમાં કાલવીને ખાવામાં આવે અને તેની ઉપર ગળોનો ક્વાથ પીવામાં આવે તો તેથી ગોઠણસુધી ભેદાએલું અને સ્રવ્યા કરતુ ભયંકર વાતરક્તપણ અવશ્ય મટી જાયછે.

ગુગળ અને ગળો એઓની દ્રાખના ડીટીઆના રસથી અથવા ત્રિફલાના રસથી બોર જેવડી ગોળીઓ કરી તેઓને મધમાં કાલવીને ખાવામાં આવે તો મહાઘોર અને સઘળાં અંગોને તોડનારો પાદસ્ફોટ નામનો રોગ અને વાતરક્ત તુરત મટી જાયછે. આ ઔષધ ગુગ્ગલુવટીકા કહેવાયછે.

ભેંશના માંખણને ગંધકથી, ગોમૂત્રથી, દુધથી અને સેંધવથી મિશ્રિત કરી ઘોળી ધીરે ધીરે અગ્નિથી ગરમ કરીને તેથી અંગને ચોળવામાં આવે તો તેથી અંગનું ફાટવું શાંત થઈ જાયછે.

ગળોનો ઘીની સાથે ઉપયોગ કરવામાં આવે તો વાયુ મટેછે, ગોળની સાથે ઉપયોગ કરવામાં આવે તો મલબંધ મટેછે, સાકરની સાથે ઉપયોગ કરવામાં આવે તો પિત્ત મટેછે, મધની સાથે ઉપયોગ કરવામાં આવે તો કફ મટેછે, એરડીઆ તેલની સાથે ઉપયોગ કરવામાં આવે તો ઉગ્રવાતરક્ત મટેછે અને સુંઠની સાથે ઉપયોગ કરવામાં આવે તો આમવાત મટેછે.

અરડુસો, પંચમૂળી, ગળો, એરંડો અને ગોખરૂ એઓનો ક્વાથ કરી તેમાં એરંડીયું તેલ, હીંગનું ચૂર્ણ અને સેંધવનું ચૂર્ણ નાખીને પીવામાં આવે તો તેથી વાતરક્ત, આમવાત, કટીશૂળ, મૂત્રની તથા દસ્તની અટકાયત અને જેનું નિવારણ થઈ શકે નહિ એવો બ્રધ્મરોગ એઓ અત્યંત શાંત થઈ જાયછે.

એરંડો, અરડુસો, ગોખરૂ, ગળો, ખપાટ અને અખરો એઓનાં મૂળોનો ક્વાથ કરીને પીવામાં આવે તો તેથી ઘણા દિવસનું થએલું, ગોઠણસુધી પોહોચેલું, ફાટેલું અને ઊંચે ચાલેલું ઉગ્ર વાતરક્ત પણ તુરત મટી જાયછે.

ગોળથી મિશ્રિત કરેલું ઘી કફને તથા પિત્તને શમાવેછે, ખસનો તથા વિસર્પનો નાશ કરેછે, વાતરક્તને શાંત કરેછે અને ખાવામાં પણ પ્રિય લાગેછે.

વર્દ્ધમાન પિપ્પલીનું સેવન કરવામાં આવે અથવા હરડેના ચૂર્ણને ગોળમાં કાલવી તેનું સેવન કરવામાં આવે તો તેથી વાતરક્ત શાંત થાયછે.

એખરો તથા ગળો એઓનો ક્વાથ કરી તેમાં પીપળનું ચૂર્ણ નાખી પીવામાં આવે અને અગ્નિના બળને અનુસરીને પથ્ય ભોજન કરવામાં આવે તો એકવીશ દિવસમાં વાતરક્ત મટી જાયછે.

જેઠીમધ, જેઠીમધથી બમણું તેલ

અને તેલથી બમણું બકરીનું દુધ એ-ઓને મિશ્રિત કરી અગ્નિના બળપ્રમાણે પીવામાં આવેતો તેથી વાતરક્ત મટી જાયછે.

અગથીઆના ફૂલનો ભુકો નાખી ભેંશનું દુધ જમાવી તે દહીમાંથી ઉત્પન્ન કરેલા માખણનો ઉપયોગ કરવામાં આવે તો તેથી શરીરનું ફાટવું મટી જાયછે.

હરડે, બેહેડાં, આમળાં, લીંબડો, મજીઠ, વજ, કડુ, ગળો અને દારૂહળદર એ પ્રત્યેક પદાર્થોને એક એક તોલા ભાર લઈ તેઓનો ક્વાથ કરીને પીવામાં આવે તો તેથી વાતરક્ત, કોઢ, ખસ, રાતાં ચ્રામઠાં, ચળ અને કપાલિકા કુષ્ટ એઓનો તુરત નાશ થાયછે. સોળ માપકનું એક તોલું ગણવામાં આવેછે તેમાં આ વિષયમાં પાંચ ચણોઠી ભારનો એક માપક ગણવો. આ ક્વાથ કે જે 'નવ કાર્ષિક' કહેવાયછે તેને તૈયાર કર્યા પછી તેમાંથી યોગ્ય માત્રા દેવી. ક્વાથ કરવો તેમાં એક તોલા ભારથી તે ચાર તોલા ભાર સુધીના ઓસડમાં સોળગણું પાણી નાખવું. એ ઉપર સોળ તોલાં ભાર સુધીના ઓસડમાં આઠગણું પાણી નાખવું અને એ ઉપર ચોસઠ તોલાં ભાર સુધીના ઓસડમાં ચોગણું પાણી નાખવું.

વિરેચનોથી, ધી તથા દુધ પીવરાવવાથી, સેચનોથી અને પિચકારીઓથી વાતરક્ત મટી જાયછે.

રૂધિરની અધિક્તાવાળું વાતરક્ત હોયતો દુધ, ધી, જેઠીમધનું પાણી અને વાળાનું પાણી એઓથી તથા ગાડરનાં દુધથી ક્ષણે ક્ષણે સેચન કરવું.

સો વાર અથવા હજાર વાર ધોએલું ધી કે જે અત્યંત ટાઢું થાયછે તેથી અથવા ધી અને રાળ એઓને મિશ્રિત કરીને તેથી લેપન કરવામાં આવે તો રૂધિરની અધિક્તાવાળું વાતરક્ત મટી જાયછે.

રૂધિરની તથા પિત્તની અધિક્તાવાળું વાતરક્ત હોયતો તેને પણ શીતલ પદાર્થોનાં સેચનથી જીતવું.

રતાશવાળો અને વ્યથાવાળો દાહ થતો હોયતો લોહી સ્રવાવીને પછી તલ, ચારોળી, જેઠીમધ, કમળનાં મૂળ અને નેતર એઓને દુધમાં વાટી ધી નાખીને જાડો લેપ કરવામાં આવે તો તેથી દાહની પીડા મટી જાયછે.

પિત્તની અધિક્તાવાળું વાતરક્ત હોયતો સીવણનાં ફળ, દ્રાખ, ગરમાળો, રતાંજલિ, જેઠીમધ અને ક્ષીરકાકોલી એઓનો ક્વાથ કરી તેને સારી પેઠે થંડો પાડી તેમાં સાકર તથા મધ નાખીને તે ક્વાથ પીવો.

મૂત્રથી સંયુક્ત કરેલું શેડકઢયું દુધ કે જે દોષનું અનુલોમન કરનાર છે તેમાં નસોતરનું ચૂર્ણ નાખીને પીવામાં આવે તો પિત્તની અધિક્તાવાળું વાતરક્ત મટી જાયછે.

ધણા દોષવાળા માણસે રેચનેવાસ્તે દુધની સાથે એરડીયું તેલ પ્રયોગથી પીવું અને જીર્ણ થયા પછી દુધભાતનું ભોજન કરવું.

કડવાં પરવળ, ત્રિફલા, શતાવરી, ગળો અને કડુ એઓનો ક્વાથ કરી સાકર તથા મધ નાખીને પીવામાં આવે તો તેથી પિત્તની અધિક્તાવાળું વાતરક્ત શાંત થાયછે.

કફની અધિક્તાવાળું વાતરક્ત હોય તો કડવાં ઔષધોથી પકાવેલું ઘી પીવું, ઘણીવાર રેચ લેવો, કોમળ રીતે થોડુંક વમન કરવું, સ્નેહપાન કરવું, લંઘન કરવું અને સેહેવાય તેવા ઉના પદાર્થોથી સેચન કરવાં એ હિતકારી થાયછે.

તૈલ, મૂત્ર, મધ અને અથાણાનું પાણી એઓથી સેચન કરવાં એ હિતકારી છે.

ધોળા સર્ષપનો કલ્ક કરી તેનું સારીપેઠે જાડું લેપન કરવામાં આવે તો તેથી પણ પીડા મટી જાયછે.

સરગવાનો અને વાયવરણાંનો ધાન્યામ્લથી ( ધાન્યામ્લનો પ્રકાર પ્રથમ ખંડના પૃષ્ઠ ૭૫૭ માં જોવો. ) કલ્ક કરીને તેનું લેપન કરવામાં આવે તો તેથી વાતરક્તની પીડા મટી જાયછે. આ ઉપાય કે જે સિદ્ધયોગ છે તે સફળ થશે કે નહિ એવો સંશય રાખવોજ નહિ.

આસોંદ અને તલ એઓનો કલ્ક કરી લેપ કરવામાં આવે તો તેથી કફની અધિક્તાવાળું વાતરક્ત શાંત થાયછે.

સર્ષપ, લીંબડો, આકડો, જટામાંસી, જવખાર અને તલ એઓનો લેપ કફની અધિક્તાવાળા વાતરક્ત ઉપર હિતકારી છે.

સાથવો, ઘી, જવખાર અને કોઠની છાલ એઓનો લેપ કફની અધિક્તાવાળા વાતરક્ત ઉપર હિતકારી છે.

મસૂરની દાળ અને સરગવાનાં બીજ એઓને ધાન્યમ્લથી વાટી તેનો બે ઘડીવાર લેપ રાખીને પછી ખાટા પદાર્થોથી સેચન કરવામાં આવે તો વાયુની તથા કફની અધિક્તાવાળું વાતરક્ત શાંત થાયછે.

મોથ, આમળાં અને હળદર એઓનો ક્વાથ કરી મધ નાખીને નિત્ય પીવાનો અભ્યાસ રાખવામાં આવે તો એકલું વાતરક્ત અથવા કફની અધિક્તાવાળું વાતરક્ત જીતાયછે.

હળદરનો તથા ગળોનો ક્વાથ અથવા ત્રિફલાનો ક્વાથ મધ નાખીને પીવામાં આવે તો કફની અધિક્તાવાળું વાતરક્ત મટેછે.

ઘાટી છાશથી અથવા પાણીથી હરડેનું ચૂર્ણ પીવામાં આવે તો તેથી કફની અધિક્તાવાળું વાતરક્ત મટેછે.

ઘરના ધુંવાડાની ધુંસ, જવ, કઠ, સુવા, હળદર અને દારૂ હળદર એઓનો પ્રલેપ કરવાથી વાયુની તથા કફની અધિક્તાવાળા વાતરક્તનું શૂળ મટી જાયછે.

ગળો, કડુ, જેઠીમધ અને સુંઠ એઓનો કલ્ક કરી મધ નાખી ગોમૂત્રથી પીવામાં આવે તો કફની અધિક્તાવાળુ વાતરક્ત મટી જાયછે.

## લાંગલી ગુટિકા.

કલગારીના કંદને યત્નપૂર્વક કાહાડી તથા તે કંદ બરાબર ગળો લઈ તેઓમાં હરડે, બેહેડાં, આમળાં, લોઢાનું ચૂર્ણ, સુંઠ, મરી અને પીપળ એઓ સમભાગે મેળવવાં. પછી ગુગળથી તથા ગળોના સ્વરસથી અથવા દ્રાખના ડીટીઆના રસથી અથવા ત્રિફલાના રસથી તેઓની બોર જેવડી ગોળીઓ વાળવી. એ ગોળીઓને મધમાં કાલવીને ખાવામાં આ-

વે તો જે પ્રબલ વાતરક્ત પગમાં ફુટેલું હોય, ખરાબ રીતે અવયવોને ભાંગતું હોય, ગોઠણસુધી પોહોચેલું હોય તથા અસાધ્ય હોય તેને તથા દેહમાંથી નીકળતા રૂધિરને પણ તે ગોળીઓ મટાડેછે.

## બલા ઘૃત.

બલા તથા અતિબલા નામની બે જાતની ખપાટો, મેદા, કૌંચાં, શતાવરી, કાંકોલી, ક્ષીરકાંકોલી, રાસ્ના અને દ્રાખ એઓનો કલ્ક નાખી ચોગણા દુધમાં પકાવેલું ઘી વાતરક્તને, છાતીનાં દરદને, પાંડુરોગને, વીસર્પને, કમળાને અને દાહને મટાડેછે.

## અપરપિંડ તૈલ.

ખપાટ, સમેરવો, નાગબલા નામની ખપાટ, ગળો, અને શતાવરી એઓનો કલ્ક નાખી તેઓના ક્વાથમાં પકાવેલા તેલથી પિચકારી મારવામાં આવે તો તેથી પ્રબલ વાતરક્ત પણ શાંત થાયછે.

## પારૂપક ઘૃત.

ત્રાયમાણ, આંબલી, કાંકોલી, ક્ષીરકાંકોલી, શતાવરી અને કસેલાં એઓનો ક્વાથ કરી અને બે જાતનાં ફાલસાં, દ્રાખ, સીવણનાં ફળ, તથા દેવદાર એઓનો કલ્ક કરી તે ક્વાથથી, કલ્કથી, તથા વિદારીકંદના સ્વરસથી જે ઘી ચોગણા દુધમાં પકાવવામાં આવે તે પારૂપક ઘૃત કેહેવાયછે. આ ઘીનો ઉપયોગ કરવાથી વાતરક્ત, ક્ષત, ક્ષીણપણું, વિસર્પ તથા પિત્તજ્વર એઓનો નાશ થાયછે.

## શતાવરી ઘૃત.

શતાવરીનો કલ્ક નાખી ચોગણા શતાવરીના સ્વરસમાં દુધ બરાબર ઘી પકાવવું એટલે તે ઘી શતાવરી ઘૃત કેહેવાયછે. આ ઘીનો ઉપયોગ કરવાથી વાતરક્તનો નાશ થાયછે.

## ઋષભક ઘૃત.

ગોરખમુંડી, ક્ષીરકાકોલી, વંશલોચન અને જીવક એઓને સમભાગે લઈ કલ્ક કરી તે કલ્ક નાખીને ચોગણા દુધમાં પકાવેલું ઘી 'ઋષભક' કેહેવાયછે. આ ઘી વાતરક્તને મટાડેછે.

## ગડૂચી ઘૃત.

ગળોનો ક્વાથ અને કલ્ક નાખી ચોગણા દુધમાં પકાવેલું ઘી વાતરક્તને તથા દુસ્તર કોઢને પણ જીતે છે.

## બીજા પ્રકારનું ગડૂચી ઘૃત.

ગળોનો ક્વાથ અને સુંઠનો કલ્ક નાખી કુણા અગ્નિથી પકાવેલું ઘી વાતરક્તને અત્યંત મટાડેછે અને આમવાત તથા ઉરૂસ્તંભ વગેરે વાતરોગોને, કૃમિઓને, કોઢને, વ્રણોને, અરશોને તથા ગુલ્મોને પણ તુરત નષ્ટ કરેછે.

## ત્રીજા પ્રકારનું ગડૂચી ઘૃત.

ગળોના સ્વરસમાં ગળોનાજ કલ્કથી પકાવેલું ઘી પીવામાં આવે તો તેથી છીછરો તથા ઉંડો પણ વાતરક્ત રોગ મટી જાયછે.

## ચોથા પ્રકારનું ગડૂચી ઘૃત.

ચારસો તોલાં ભાર ગળો લઈ તેનો એક હજાર ચોવીશ તોલાં ભાર પાણીમાં ક્વાથ કરી તે ક્વાથ તથા ગળોનો બત્રીશ તોલાં ભાર કલ્ક નાખી ચોગણા દુધમાં ઘી પકાવવું આ ઘી વાતરક્તનો,

કોઢનો, કમળાનો, પાંડુરોગનો, બરલના દરદનો, ઉધરસનો અને જ્વરનો નાશ કરેછે.

### અમૃતાદ્ય ઘૃત. (પાંચમા પ્રકારનું ગડૂચી ઘૃત.)

ગળો, જેઠીમધ, દ્રાખ, ત્રિફલા, સુંઠ, ખપાટ, અરડુસો, ગરમાળો, ધોળી સાટોડી, દેવદાર, ગોખરૂ, કડુ, મજીઠ, પીપળ, સીવણનાં ફૂલ, રાસ્ના, એખરો, એરંડો, વરધારો, મોથ અને નીલકમલ એઓને સમભાગે લઈ કલ્કો કરી તે કલ્કો નાખીને ચોસઠ તોલાં ભાર આમલીના રસમાં અને તેથી ત્રણગણા પાણિમાં ચોસઠ તોલાંભાર ઘી પકાવવું. સારીપેઠે પાક્યા પછી ભોજનમાં તથા પીવામાં એ ઘીનો ઉપયોગ કરવામાં આવે તો તેથી ઘણા દોષોથી થએલું વાતરક્ત વ્યાપ્ત થયું હોય, છીછરૂં હોય તથા ઉંડું હોય તોપણ મટી જાયછે. એ ઘી ઢાંઢામાં પીંડીઓમાં સાથળોમાં તથા ગોઠણમાં થએલા વાયુરોગ ઉપર, ક્રોષ્ટુક શીર્ષ ઉપર, મહાશૂળ ઉપર તથા મહા દારૂણ આમવાત ઉપર પણ વખાણવામાં આવેછે. દાહરૂપી રોગથી પીડાએલાની અતિ દુસ્તર વેદના, મૂત્રકૃચ્છ્ર, ઉદાવર્ત્ત, પ્રમેહ અને વિષમજ્વરો એ સઘળા વાયુથી પિત્તથી તથા કફથી ઉત્પન્ન થએલા રોગોને આ ઘી તુરત હણી નાખેછે. અશ્વની કુમારોએ બનાવેલા આ સર્વોત્તમ ઘીનો સર્વદા ઉપયોગ કરવામાં આવે તો કાંતિની, આયુષ્યની તથા બળની વૃદ્ધિ થાયછે.

### છઠ્ઠા પ્રકારનું ગડૂચી ઘૃત.

ગળોના સ્વરસથી અને જીવનીય ગણના કલ્કથી ચોગણા દુધમાં પકાવેલું ઘી પણ વાતરક્તનો નાશ કરેછે.

### મહા ગડૂચી ઘૃત.

ચારસો તોલાં ભાર ગળોને એક હજાર ચોવીશ તોલાંભાર જળમાં પકાવી ચોથા ભાગનું પાણી અવશેષ રહે ત્યારે તે ક્વાથમાં ચોસઠ તોલાંભાર ઘી તથા ચોગણું દુધ નાખી કાંકોલી, ક્ષીરકાંકોલી, જીવક, ઋષભક, શતાવરી, વિદારીકંદ, જેઠીમધ, નીલકમળ, આસોંદનાં મૂળ, સમેરવો, કડુ, ઋદ્ધિ, વૃદ્ધિ, મેદા, મહામેદા, ગોખરૂ, ઉભી ભોરીંગણી, બેઠી ભોરીંગણી, ગળો, પીપળ, રાસ્ના, અને અરડુસો એટલા પદાર્થોના સમ ભાગે કલ્કો નાખીને તે ઘીને કોમળ અગ્નિથી પકાવવું એટલે મહાગડુચી ઘૃત સિદ્ધ થાયછે. ધન્વંતરિએ કહ્યું છે કે આ ઘીનો પીવામાં, અભ્યંગમાં, નસ્યમાં તથા સેચનમાં ઉપયોગ કરવામાં આવે તો તેથી શોષ તથા દાહવાળું વાતરક્ત, ક્રોષ્ટુશીર્ષક, ખંજવાત, ઉરૂસ્તંભ, દારૂણ વાતરક્ત, બહુજ થએલું વાયુનું કષ્ટ, ગૃધ્રસી અને વાતકંટક, એટલા રોગોનો નાશ થાયછે.

### શતાકવાદી તૈલ.

એકવાર સુવાના ક્વાથથી, બીજીવાર કઠના ક્વાથથી અને ત્રીજીવાર જેઠીમધના ક્વાથથી પકાવેલું તૈલ વાતરક્તની પીડાનો નાશ કરેછે.

### મહાપિંડ તૈલ.

ઉપલસરી, લીબડો, કોળું અને પોથી એઓની ભસ્મના પાણીથી, ગળોના ક્વાથથી ગાયના દુધથી કર્મરંગ નામના

લીંબુના રસથી અને કાંકોલી, ક્ષીરકાકોલી, જીવક, મેદા, મહામેદા, સુવા, રાણ, મજીઠ, મીણ, ગળો, ઉપલસરી, રાલ, સૈંધવ અને રતાંજલિ એઓના કલ્કથી પકાવેલું તૈલ 'મહાપીંડ તૈલ' કહેવાયછે. આ તૈલના ઉપયોગથી ફાટેલું તથા ગળતું ભયંકર વાતરક્ત, ચર્મદલ, ખસ વગેરે, ચામડીના દોષ, વિપાદિકા, કોઠ, અરશ, વીસર્પ, વ્રણનો સોજો તથા ભગંદર એઓનો નાશ થાયછે. આ મહાપિંડ તૈલ જેને બલાત્કારથી ન મટાડે એવો કોઈ વાતરક્તનો પ્રબલ વિકાર છેજ નહિ.

### પિંડ તૈલ.

ઉપલસરી, રાળ, મજીઠ, જેઠીમધ અને મીણ એઓના કલ્કો નાખી ચોગણા દુધમાં પકાવેલું તૈલ 'પિંડ તૈલ' કહેવાયછે. આ તૈલનો વાતરક્ત ઉપર ઉપયોગ કરવો.

### બીજા પ્રકારનું પિંડ તૈલ.

ઉપલસરી, રાળ, જેઠીમધ અને મીણ એઓના કલ્કો નાખી ચોગણા દુધમાં પકાવેલું એરંડીયું તેલ વાતરક્તની પીડાને મટાડેછે.

### મહા પદ્મક તૈલ.

કમળના કેસરા, જેઠીમધ, હાથલા, પદ્મકાષ્ઠ, નીલકમળ, ખપાટ, કેસુડાં, અને રતાંજલિ એ પ્રત્યેક પદાર્થોને વીશ વીશ તોલાં ભાર લઇ તેઓના ક્વાથમાં લોદર, કાંકોલી, વાળો, જીવક, ઋષભક, નાગકેસર, વેલીયો ડોલર, તમાલપત્ર, કમળના કેસરા, પદ્મકાષ્ઠ, પ્રપૌંડરીક, દારૂહળદર, મેદા, જટામાંસી અને ધઉંલા એ પદાર્થોના એક એક તોલા ભાર કલ્કો નાખી, કેસરમાં બે તોલાં ભાર કલ્ક નાખી અને મજીઠનો ચાર તોલાં ભાર કલ્ક નાખી તથા ચોસઠ તોલાં ભાર સૌવીર નામની કાંજી નાખી તેમાં ચોસઠ તોલાં ભાર તેલ પકાવવું એટલે તે 'મહા પદ્મક તૈલ' સિદ્ધ થાયછે. આ તૈલ વાતરક્તનો અને જ્વરનો નાશ કરેછે.

### ખુડ્ડાક પદ્મક તૈલ.

પદ્મકાષ્ઠ, વાળો, જેઠીમધ અને હળદર એઓના ક્વાથમાં રાળ, મજીઠ, મહાશતાવરી, કાંકોલી અને રતાંજલિ એઓના કલ્કોથી પકાવેલું તૈલ 'ખુડ્ડાક પદ્મક' કહેવાયછે. આ તૈલ વાતરક્તનો નાશ કરેછે.

### ગડૂચી તૈલ.

ચારસો તોલાં ભાર ગળોને એક હજાર ચોવીશ તોલાં ભાર પાણીમાં પકાવી ચોથા ભાગનું પાણી અવશેષ રાખી તે ક્વાથમાં એક હજાર ચોવીશ તોલાં ભાર દુધ નાખી અને જેઠીમધ, મજીઠ, જીવનીયગણનાં દ્રવ્યો, કઠ, એળચી, અગરૂ, દ્રાખ, જટામાંસી, થોર, નખલા, નગડનાં બીજ, ગોરખમુંડી, સુંઠ, મરી, પીપળ, સુવા, કાકડાશીંગી, ઉપલસરી, તજ, તમાલપત્ર, અગર, અરણી, સમેરવો, ભોંઆમલી, તગર, નાગકેસર, વાળો, પદ્મકાષ્ઠ, નીલકમળ અને રતાંજલિ એ પ્રત્યેક પદાર્થોના એક એક તોલાં ભાર કલ્કો નાખી તેમાં બસો છપન તોલાં ભાર તેલ ધીરે ધીરે પકાવવું એટલે તે 'ગડૂચી તૈલ' સિદ્ધ થાયછે. પીવામાં, અભ્યંગ કરવામાં તથા પીચકારી મારવામાં આ તૈલનું સેવન કરવાથી સ્રોતોમાં તથા ધાતુઓમાં રહેલા વાત-

રક્તના વિકારો નાશ પામેછે. આ ઉત્તમ ગડૂચી તૈલ ધન આપનાર છે, દીકરા દેનાર છે, સ્ત્રીઓને ગર્ભ આપનાર છે અને વાયુને તથા પિત્તને મટાડનાર છે. આ તૈલ પસીનાને, ચળને, વ્યથાને, આયામને, માથાના ધ્રુજવાને, અર્દિતને તથા વ્રણોએ કરેલા વિકારોને ટાળી નાખેછે.

## અમૃતાદ્ય તૈલ. (બીજા પ્રકારનું ગડૂચી તૈલ.)

ગળો, જેઠીમધ, લઘુપંચમૂલ, સાટોડી, રાસ્ના, એરડાનાં મૂળ અને જેટલાં મળી આવે તેટલાં જીવનીયગણનાં ઔષધો એ પ્રત્યેક પદાર્થોને ચારસો ચારસો તોલાં ભાર લેવા. ખપાટ બે હજાર તોલાં ભાર લેવી. બોર, ખીલાં, જવ, અડદ, અને કળથી એ પ્રત્યેક પદાર્થોને બસો છપન તોલાં ભાર લેવા. સુકાએલાં સીવણનાં ફળો એક દ્રોણ ભાર (એક હજાર ચોવીશ તોલાં ભારનો એક દ્રોણ થાયછે.) લેવાં. એ સઘળા પદાર્થોને કુટી સો દ્રોણ ભાર પાણીમાં તેઓનો ક્વાથ કરવો. એ સઘળા પદાર્થો પાકીને નરમ થઈ જાય ત્યારે પાણીને વસ્ત્રથી ગળી લઈ પાછો અગ્નિ આપીને ચાર દ્રોણ ભાર અવશેષ રાખવું. પછી તે ક્વાથમાં પાંચગણું દુધ નાખવું. રતાંજલિ, વાળો તથા નાગકેસર એ પ્રત્યેક પદાર્થોને બાર બાર તોલાં ભાર લઈ વાટીને તેઓનો કલ્ક નાખવો. તમાલપત્ર, એળચી, અગર, કઠ, તગર, જેઠીમધ તથા મજીઠ એ પ્રત્યેક પદાર્થોને બબે તોલાં ભાર લઈ વાટીને તેઓનો કલ્ક નાખવો. પછી એ કલ્ક તથા દુધવાળા ક્વાથથી એક દ્રોણ ભાર તેલ પકાવવું એટલે તે 'અમૃતાદ્ય' નામનું તૈલ સિદ્ધ થાયછે. આ તેલ વાતરક્ત ઉપર, ક્ષત ઉપર, ક્ષીણ ઉપર, ભારથી પીડાએલા ઉપર, વીર્યની ક્ષીણતા ઉપર, કંપ ઉપર, પછડાએલા ઉપર, ભાંગેલા ઉપર, સર્વાંગવાત ઉપર અને એકાંગવાત ઉપર ઉપયોગી થાયછે. આ તેલથી યોનિના દોષ, અપસ્માર, ઉન્માદ, તથા વિષમજ્વર પણ ટળી જાયછે અને સ્ત્રીઓને ગર્ભ રહેછે.

## મૃણાલાદ્ય મિશ્રક.

કમળનાં નાળ, નીલકમળો, કમળના કંદ, ઉપલસરી, વાળો, નાગકેસર, રતાંજલિ, સુખડ, કરીયાતું, કમળનાં બીજ, કસેલાં, કડવી ધીસોડી, કડુ, ઉપલસરી, (એક પાઠમાં જે ઔષધ બે વાર આવે તેને બમણું અને ત્રણ વાર આવે તેને ત્રગણું લેવું એવો સંપ્રદાય છે.) ગોંદરો નામનું ખડ, ખડસલીયો અને અરડૂસો એઓનો કલ્ક નાખી તૃણપંચમૂલના[1] ક્વાથમાં બમણા દુધની સાથે દુધને અને ઘીને પકાવવાં એટલે તે 'મૃણાલાદ્ય મિશ્રક' સિદ્ધ થાયછે. પીચકારીથી, નસ્યથી, અભ્યંગથી અને પીવાથી આ મિશ્રક પિત્તસંબંધી રોગોને મટાડે છે.

## ધત્તૂરાદ્ય તૈલ.

ધંતુરો, અઘેડો, અને માનકંદ એઓની ભસ્મનો ક્વાથ કરી તેમાં લવીંગ, સીંધાલૂણ અને રાળનો કલ્ક નાખી તે ક્વાથમાં વિધિપૂર્વક પકાવેલું તલનું તેલ એ કલ્કની સાથે ઉપયોગમાં લેવામાં

૧ રાતા ચોખાના છોડનાં મૂળ, શેલડીનાં મૂળ, દર્ભનાં મૂળ, કાંસડાનાં મૂળ, પાનબાજરીયાનાં મૂળ, અને બરૂનાં મૂળ.

આવે તો તે હાલમાં ઘણું કરીને વાતરક્તને અને ઉંદરીને મટાડેછે.

## નાગબલા તૈલ.

ચારસો તોલાં ભાર ચોખી નાગબલા નામની ખપાટ લઈ તેનો એક હજાર ચોવીશ તોલાં ભાર પાણીમાં ક્વાથ કરી ચોથા ભાગનું પાણી અવશેષ રહે ત્યારે તેને વસ્ત્રથી ગળી લઇ તે ક્વાથમાં તગર અને જેઠીમધ, એઓનો વીશ વીશ તોલાં ભાર કલ્ક નાખી તથા ચોગણું બકરીનું દુધ નાખી તેમાં બસો છપન તોલાં ભાર તેલ પકાવવું એટલે 'નાગબલા' તૈલ સિદ્ધ થાયછે. અશ્વિની કુમારે કહેલા આ તૈલની પીચકારી મારવામાં આવે તો વૃદ્ધિ પામેલું વાતરક્ત સાત રાતમાં મટી જાયછે અને આ તૈલ પીવામાં આવેતો દશ દિવસમાં વાતરક્ત મટી જાયછે.

## જીવકાદ્ય મિશ્રક.

જીવક ઋષભક, કંકોડી, ખપાટ, શતાવરી, જેઠીમધ, ગળો, કાંકોલી, ક્ષીરકાંકોલી, જંગલી મગના છોડ, જંગલી અડદના છોડ, દશમૂલ, સાટોડી, બલા નામની ખપાટ, હરડે, વિદારીકંદ, આસોંદ અને પાષાણભેદ એઓનો કલ્ક નાખી તેઓનાજ ક્વાથમાં ચોગણા દુધની સાથે જેટલાં મળી આવે તેટલાં પ્રતુદ અને વિષ્કિર પક્ષીઓનાં (આ પક્ષીઓવિષે પ્રથમ ખંડના પૃષ્ઠ ૬૩૦ માં જુવો.) માંસ, ચરબી તથા મજ્જા નાખી ઘીને અને તેલને પકાવવાં એટલે જીવકાદ્ય મિશ્રક સિદ્ધ થાયછે. આ મિશ્રક વાતરક્તને અને સઘળા દેહમાં રહેલા ભયંકર વાતવ્યાધિઓને પણ હણેછે.

## શતપાક બલા તૈલ.

ખપાટના ક્વાથમાં ખપાટનો કલ્ક નાખી તથા ચોગણું દુધ નાખી તેલ પકાવવું. પાકી રહ્યા પછી વળી એજ તેલને બીજી વાર એ પદાર્થોમાંજ પકાવવું. એરીતે સો વાર પકાવવામાં આવે એટલે તે 'શતપાક બલા તૈલ' સિદ્ધ થાયછે. આ તૈલ ભાગ્યને વધારેછે, પુત્ર આપેછે, પુરૂષોના વીર્યને વધારે છે, વીર્યના તથા યોનીના વિકારોને હણે છે, વાયુને તથા પિત્તને મટાડેછે, અને વાયુસંબંધી સઘળા વિકારોને નષ્ટ કરેછે.

## મધુકાદ્ય તૈલ.

ચારસો તોલાં ભાર જેઠીમધનો ક્વાથ કરી ચોથા ભાગનું પાણી અવશેષ રહે ત્યારે તેમાં સુવા, શતાવરી, પીલુડી, વિદારીકંદ, અગરૂ, રતાંજલિ, સમેરવો, હંસરાજ, જટામાંસી, મેદા, મહામેદા, ગળો, કાંકોલી, ક્ષીરકાંકોલી, ભોં આમલી, ઋદ્ધિ, પદ્મકાષ્ઠ, જીવક, ઋષભક, ખરખોડી, તજ, તમાલપત્ર, નખલાં, વાળો, પ્રપોંડરીક, મજીઠ, ઉપલસરી, આસુંદરો અને મોરથુથુ એઓના ચાર ચાર તોલાં ભાર કલ્કા નાખી તથા બસો છપન તોલાં ભાર દુધ નાખી તેમાં બસો છપન તોલાં ભાર તૈલ પકાવવું એટલે 'મધુકાદ્ય તૈલ' સિદ્ધ થાયછે. આ તૈલથી બળ પ્રાપ્ત થાયછે. કાંતિ સારી થાયછે અને વાતરક્ત, પિત્ત, દાહ તથા જ્વર એઓનો નાશ થાયછે.

## શતપાક મધુક તૈલ.

ચાર તોલાંભાર જેઠીમધનો કલ્ક નાખી ચોગણા દુધમાં ચોસઠ તોલાં ભાર તેલ પકાવવું. પાકી રહ્યા પછી વળી

એજ તેલને બીજીવાર તેજ કલ્કથી વળી ચોગણા દુધમાં પકાવવું એ રીતે સો વાર પકાવવામાં આવે એટલે તે 'શતપાક મધુક તૈલ' સિદ્ધ થાયછે. આ તૈલ ભાગ્ય વધારનાર છે, દીકરો આપે એવું છે અને વાતરક્ત, શ્વાસ, ઉધરસ, કમળો અને દાહ એઓને મટાડનાર છે, ત્રણે દોષનો પ્રકોપ થયો હોય તેમાં પણ આ તેલ દેવું.

### સહસ્રપાક બલા તૈલ.

ખપાટના ક્વાથથી અને કલ્કથી તેલ જેટલું દુધ નાખી તેમાં તેલ પકાવવું. એવું એ તેલ એ રીતેજ હજારવાર પકાવવામાં આવે એટલે 'સહસ્રપાક બલા તૈલ' સિદ્ધ થાયછે. આ તૈલ વાયુને, લોહીના બીગાડને, વાતરક્તને તથા વીર્યના દોષને મટાડેછે, ઉત્તમ રસાયન છે, ઇંદ્રિયોને સ્વચ્છ કરનાર છે, જીવન વધારનાર છે, ધાતુઓને પુષ્ટ કરનાર છે, અને સ્વરને સારો કરનાર છે.

### પુનર્નવા ગુગ્ગુલુ.

ચારસો તોલાં ભાર સાટોડીનાં ચોખાં મૂળ, ચારસો તોલાં ભાર એરડાનાં મૂળ અને ચોસઠ તોલાં ભાર સુંઠ એઓને સારીપેઠે કુટીને એક હજાર ચોવીશ તોલાં ભાર પાણીમાં પકાવવાં બળતાં બળતાં આઠમા ભાગનું પાણી અવશેષ રહે ત્યારે તે ક્વાથને ગળી લઈ તેમાં ફરીવાર બત્રીશ તોલાં ભાર ગુગ્ગળ પકાવવો. એ ગુગ્ગળ પાકતો હોય તેમાં સોળ તોલાં ભાર એરડીયુ તેલ, વીશ તોલાં ભાર નસોતરનુ ચૂર્ણ, ચાર તોલાં ભાર નેપાળાનુ ચૂર્ણ, દશ તોલાં ભાર ગળોનું ચૂર્ણ, ચાર તોલાં ભાર હરડેનું ચૂર્ણ, ચાર તોલાં ભાર બેહેડાંનું ચૂર્ણ, ચાર તોલાં ભાર આમળાંનું ચૂર્ણ, ચાર તોલાં ભાર સુંઠનું ચૂર્ણ, ચાર તોલાં ભાર મરીનું ચૂર્ણ, ચાર તોલાં ભાર પીપળનું ચૂર્ણ, ચાર તોલાં ભાર ચિત્રકનું ચૂર્ણ, ચાર તોલાં ભાર સૈંધવનું ચૂર્ણ, ચાર તોલાં ભાર ભીલામાંનું ચૂર્ણ, ચાર તોલાં ભાર વાવડીંગનું ચૂર્ણ, એક તોલાં ભાર સોનામખીનું ચૂર્ણ, અને એક તોલાં ભાર સાટોડીનું ચૂર્ણ નાખી અગ્નિ ઉપરથી ઉતારી લઈ શીતલ થયા પછી તેમાંથી એક તોલાં ભાર માત્રા ખાવી. આ ગુગ્ગળ વાતરક્તને, સાત પ્રકારની વધરાળોને, ગૃધ્રસીને, પીંડીઓ સાથળો પીઠ ઢાંઢું તથા મૂત્રાશય એઓમાં થએલા વાયુરોગને અને પ્રબલ આમવાતને પણ અવશ્ય મટાડે છે.

### શર્કરાસમ ગુગ્ગુલુ.

જવખાર, દેવદાર, સૈંધવ, મોથ, એળચી, વજ, યવાન, સુંઠ, મરી, પીપળ, અજમા, હળદર, હરડે, બેહેડાં, આમળાં, જીરૂં, શાહાજીરૂં, વાવડીંગ અને ચિત્રક એઓને વાટી ઝીણાં લોટ જેવાં કરી વીશ તોલાં ભાર ગુગળમાં મિશ્રિત કરી દેવાં અને વીશ તોલાં ભાર સાકરને ખૂબ વાટી તેને પણ ગુગળમાં મિશ્રિત કરી દેવી અને પછી તે ગુગળને ઉના ઘીમાં નાખવો એટલે 'શર્કરાસમ ગુગ્ગુલુ' સિદ્ધ થાયછે. જેમ ઇંદ્રના હાથમાંથી નીકળેલું વજ્ર મોટા મોટા પર્વતોના સમૂહને તુરત તોડી નાખેછે તેમ આ ગુગળ વાતરક્તને, ઉદરના રોગને, ભગંદરને, બરલના દરદને, ક્ષયરોગને, વિષમજ્વરને, ઝેરને, શ્વિત્ર નામના કોઢને, સઘળા પ્રકારના વ્રણોને, ચિત્ત વિ-

ભ્રમસંબંધી દારૂણ રોગોને ગૃધ્રસીને, અરશોને, અગ્નિના મંદપણાને, અને કોઠામાં થએલા મોટા રોગને તુરત તોડી નાખેછે. અશ્વિની કુમારોએ બનાવેલી આ ગુગળની ગોળીરૂપ રસાયન સેવન કરવાથી સર્વ કાલમાં નિર્બાધ સુખ આપેછે અને તેના સેવનમાં અન્નપાનની કશી પહરેજી રાખવાની જરૂર નથી.

હીન કોઠાવાળા માણસને ગુગળના ચાર માષા દેવા, મધ્યમ કોઠાવાળા માણસને આઠ માષા દેવા અને શ્રેષ્ટ કોઠાવાળા માણસને બાર માષા દેવા. કોઠો જોઇને ગુગળ ખવરાવવો. ગુગળ સ્રંસન પદાર્થ છે અને ભારેછે એટલામાટે ગુગળ દેવામાં આ ક્રમ કહ્યોછે.

## અમૃતા ગુગ્ગુલુ.

ચોસઠ તોલાં ભાર ગળો, બત્રીશ તોલાં ભાર ગુગળ, ચોસઠ તોલાં ભાર હરડે, ચોસઠ તોલાં ભાર બેહેડાં, અને ચોસઠ તોલાં ભાર આમળાં એઓને એકઠાં કરી ખૂબ કુટીને અત્યંત ઉકળતા પાણીમાં તેઓનો ક્વાથ કરવો. ચોથા ભાગનું પાણી અવશેષ રહે ત્યારે તે ક્વાથને ગળી લઇ પાછો અગ્નિપર ચડાવવો તે ત્યાંસુધી કે જ્યાંસુધી ઘાટો થઇ જાય. પછી નેપાળો, સુંઠ, મરી, પીપળ, વાવડીંગ, ગળો, હરડે, બેહેડાં, આમળાં અને તજ એ પ્રત્યેક પદાર્થોનું બબે તોલાં ભાર ચૂર્ણ તથા નસોતરનું એક તોલાં ભાર ચૂર્ણ લઇ તે ક્વાથમાં નાખવું. એ સઘળાં બરાબર પાકી ગએલાં જાણવામાં આવે ત્યારે તે ગુગળને ઉતારી લઇ જરા જરા ઉનો હોય ત્યારે ઢાળી દેવો. પછી અગ્નિના બળ ઉપર ધ્યાન આપી આ ગુગળમાંથી એક તોલા ભાર ખાવો. આ ગુગળ વાતરક્તને, કોઢને, અરશને, અગ્નિના મંદપણાને, દુષ્ટ વ્રણને, પ્રમેહોને, આમવાતને, ભગંદરને, નાડી વ્રણને, ઉરૂસ્તંભને અને સોજાને મટાડેછે.

## બીજા પ્રકારનો અમૃતા ગુગ્ગુલુ.

ત્રણ પ્રસ્થ (ચોસઠ તોલાં ભારનો એક પ્રસ્થ થાયછે) ગળો, એક પ્રસ્થ ગુગળ, એક પ્રસ્થ હરડાં, એક પ્રસ્થ બેહેડાં, એક પ્રસ્થ આમળાં અને એક પ્રસ્થ સાટોડી એ સઘળાંઓને એકઠાં કુટી અત્યંત ઉકળતા પાણીમાં નાખી તેઓનો ક્વાથ કરવો. ચોથા ભાગનું પાણી અવશેષ રહે ત્યારે તે ક્વાથને ગળી લઈ પાછો અગ્નિપર ચડાવવો. એ ઘાટો થાય ત્યારે તેમાં નેપાળાનાં મૂળ, ચિત્રકનાં મૂળ, પીપળ, સુંઠ, હરડાં, બેહેડાં, આમળાં, ગળો, તજ અને વાવડીંગ એ પ્રત્યેક પદાર્થોને બબે તોલાં ભાર તથા નસોતરને એક તોલાં ભાર લઇ સર્વનું એકઠું ચૂર્ણ કરી તે ચૂર્ણ નાખવું. ચૂર્ણ પાકીગએલું જોવામાં આવે ત્યારે તે ગુગળને અગ્નિ ઉપરથી ઉતારીને ઢાળી દેવો એટલે 'અમૃતા ગુગ્ગુલુ' સિદ્ધ થાયછે. વિશેષે કરી અમ્લપિત્તવાળાએ અગ્નિના બળપ્રમાણે આ ગુગળ ખાવો. અશ્વિની કુમારોએ બનાવેલો આ ગુગળ વાતરક્તને, કોઢને, અરશોને, અગ્નિની મંદતાને, દુષ્ટવ્રણને, પ્રમેહોને, આમવાતને, ભગંદરને, નાડીવ્રણને, ઉરૂસ્તંભને, સોજાને અને સઘળા રોગોને મટાડેછે.

## નવા તથા જુના ગુગળનું લક્ષણ.

જે ગુગળ સ્નિગ્ધ, સોના જેવો અને પાકેલા જાંબુ જેવો સુગંધી અને ચી-

કણો હોય તેને નવો સમજવો. જે ગુગળ સુકાએલો, દુર્ગંધવાળો તથા જેનો રંગ બદલી ગયો હોય એવો હોય તેને જુનો સમજવો. રોગીને જુનો ગુગળ દેવો નહિ.

## ચંદ્રપ્રભા ગુટિકા.

વાવડીંગ, ચિત્રક, સુંઠ, મરી, પીપળ, હરડે, બેહેડાં, આમળાં, દેવદાર, ચવક, કરીયાતું, પીપળીમૂળ, મોથ, કચૂરો, વજ, સોનામખી, સૈંધવ, જવખાર, હળદર, દારૂહળદર, ધાણા, ગજપીપળ, અને અતવસ એ પ્રત્યેક દ્રવ્યોનાં ચૂર્ણો એક એક તોલા ભાર લેવાં. શિલાજીત બત્રીશ તોલાં ભાર લેવું કસ્તર કહાડી શુદ્ધ કરેલા ગુગળને આઠ તોલાં ભાર લેવો. લોઢાનું ચૂર્ણ આઠ તોલાં ભાર લેવું. (શિલાજીતને, ગુગળને તથા લોઢાના ચૂર્ણને એકઠાં કરી તેઓને તે તે વ્યાધિનું હરણ કરનારા ક્વાથોથી ઘણી ઘણીવાર ભાવનાઓ દઇને લેવાં.) સાકર સોળ તોલાં ભાર લેવી. નસોતર, નેપાળો, તજ, તમાલપત્ર તથા એળચી એઓ પ્રત્યેકનું ચૂર્ણ ચાર તોલાં ભાર લેવું. આ સઘળા પદાર્થોને એકઠા કરી જે ગોળી બનાવવામાં આવે તે ચંદ્રપ્રભા કેહેવાયછે. આ ચંદ્રપ્રભા જ્વરને, અતિસારને. ગ્રહણીના વિકારોને, છ પ્રકારના અરસોને, ભગંદરોને, કમળાને તથા પાંડુરોગને મટાડેછે અને અત્યંત મંદ થઇ ગએલા જઠરાગ્નિને પ્રદિપ્ત કરેછે. વાયુથી પિત્તથી તથા કફથી ઉત્પન્ન થએલા રોગો ઉપર, નાડીવ્રણ ઉપર, મર્મના વ્રણ ઉપર ક્ષતથી થએલા ક્ષય ઉપર, ગૃધ્રસી ઉપર, ક્ષયરોગ ઉપર, પ્રબલ થએલા ગજ પ્રમેહ ઉપર, વીર્યના ક્ષય ઉપર, પથરી ઉપર, મૂત્રકૃચ્છ્ર ઉપર, વીર્યના પ્રવાહ ઉપર અને ઉદરના રોગ ઉપર પણ ચંદ્રપ્રભાનો પ્રયોગ કરવો. પ્રસન્ન થએલા સદાશિવનું પૂજન કરીને ચંદ્રમાએ આ ઉત્તમ ગોળી મેળવીછે. આ ગોળી ખાનારાએ ભોજનની, પીવાની, ટાઢની, પવનની તડકાની કે મૈથુનની કશી પરહેજી રાખવાની જરૂર નથી. જમ્યા પેહેલાં ઘાટી છાશના, મસ્તુના, બકરીના માંસના રસાના, જાંગલ પ્રદેશના પ્રાણીના માંસના રસાના, દુધના કે ટાઢા પાણીના અનુપાનથી સર્વદા આ ગોળીનો ઉપયોગ કરવો. આ ગોળી વીર્યના આઠે પ્રકારના દોષોને અને વીશે પ્રકારના પ્રમેહોને પણ મટાડેછે. આ ગોળીનો ઉપયોગ કરવાથી વૃદ્ધ માણસ પણ વળીઓથી તથા ધોળા કેશોથી રહિત થઇને જુવાન જેવો થાયછે.

## કૈશોરક ગુગ્ગુલુ.

ઉત્તમ પાડાના નેત્રના તથા પેટના જેવા વર્ણવાળો ચોસઠ તોલાં ભાર ગુગળ પાણીમાં નાખીને તેમાં ચોસઠ ચોસઠ તોલાં ભાર હરડે, બેહેડાં તથા આમળાં અને બત્રીશ તોલાં ભાર ગળો યત્નપૂર્વક નાખવાં. પછી તેને અગ્નિપર ચડાવી સાવધાનપણું રાખી જ્યાંસુધી અરધું પાણી બળી જાય ત્યાંસુધી વારંવાર કડછીથી હલાવ્યા કરવો. પછી તેને અગ્નિઉપરથી ઉતારી લઈ વસ્ત્રથી ગળી લઇને પાછો અગ્નિપર લોઢાના વાસણમાં પકાવવો. ઘાટો થઈ જાય ત્યારે ઉતારી શીતલ થઈ જાય ત્યારે તેમાં બે બે તોલાં ભાર હરડે, બેહેડાં તથા આ-

મળાનું ચૂર્ણ, ૭ ૭ તોલાં ભાર સુંઠ મરી તથા પીપળનું ચૂર્ણ, બે તોલાં ભાર વાવડીંગનું ચૂર્ણ, એક તોલાં ભાર નસોતરનું ચૂર્ણ, એક તોલાં ભાર નેપાળાનું ચૂર્ણ, અને ચાર તોલાં ભાર ગળોનું ચૂર્ણ નાખી યત્નપૂર્વક મિશ્રિત કરી દેવું એટલે 'કૈશોરક ગુગ્ગુલ' સિદ્ધ થાયછે. કોઈ પ્રકારે આહાર વિહારની પહરેજી નહિ રાખતાં યૂષના, દુધના અને સુગંધિજળના અનુપાનથી આ ગુગળનો ઉપયોગ કરવો. એક, બે અથવા ત્રણે દોષની ઉલ્વણતાવાળું, શરીરને રોકનારૂં, ભાંગેલું, ઝરતું, સુકાએલું, ગોઠણસુધી ફાટેલું અને લાંબા કાળથી ઉત્પન્ન થએલું વાતરક્ત પણ આ ગુગળથી નાશ પામેછે. આ ગુગળ વ્રણને, ઉધરસને, કોઢને, ગુલ્મને, સોજાને, ઝેરને, પાંડુરોગને, પ્રમેહને, અગ્નિના મંદપણાને, મલબંધને, અને પ્રમેહસંબંધી ફોડલીઓને તુરત મટાડેછે એટલુંજ નહિ પણ નિરંતર સેવન કરવાથી કેટલેક કાળે સઘળા રોગોને પણ મટાડેછે અને જરાના દોષનો પરાભવ કરીને કિશોર અવસ્થાના જેવું રૂપ આપેછે. ગુગળને પ્રથમ પાણીમાં નાખવાનું કહ્યું તે પાણી બે આઢક ('બસો છપ્પન રૂપીઆ ભારનું એક આઢક થાયછે.) જોઇએ. ગુગળનો પાક વિશેષે કરી ગોળના જેવો લેવો.

## ત્રિફલા ગુગ્ગુલુ.

હરડે, બેહેડાં, આમળાં, અતવસ, દેવદાર, દારૂહળદર, મોથ, ફાલસાં, ખેર, આસુંદરો, કરંજ, ગળો, ગરમાળો, કરીયાતું, લીંબડો, કડુ, ઇંદ્રજવ, અને ઝેરદોચલાં એઓને સમભાગે લઈ આઠગણા પાણીમાં તેઓનો ક્વાથ કરી અરધું પાણી અવશેષ રહે ત્યારે વસ્ત્રથી ગળી લઈ તેમાં ગળોનું બારીક ચૂર્ણ નાખી નવા વાસણમાં આખી રાત ભરી રાખવું. પછી તે પાણીમાં રતાંજલિનું બારીક ચૂર્ણ નાખી વસ્ત્રથી ગળી લઈએ છગણા પાણીથી સાત દિવસસુધી શિલાજીત સહિત ગુગળને ભાવના દેવી. પછી તે ગુગળમાં બત્રીશ તોલાં ભાર અથાણાનું પાણી, ચાર તોલાં ભાર સોનામખીનું ચૂર્ણ, ચાર તોલાં ભાર મધ અને ચાર તોલાં ભાર ઘી નાખી સર્વને મિશ્રિત કરીને એ ગુગળ ત્રિફળાના જળની, મગના પાતળા યૂષની અથવા જંગલ પ્રાણીઓના માંસના રસાની સાથે ચાટવો અને જીર્ણ થયા પછી રોગને અને સદવાને અનુસરી સંસ્કાર આપેલા રસાઓની તથા યૂષોની સાથે જુના રાતા ચોખાનો ભાત અથવા સાઠી ચોખાનો ભાત જમવો. આ ત્રિફલા ગુગ્ગુલુ એકવીશ દિવસના પ્રયોગથી મહાદારૂણ વાતરક્તને મટાડેછે, કોઢોને તથા વ્રણોને પણ તુરત જોરથી નષ્ટ કરેછે અને છેદાએલા અથવા ભેદાએલા શરીરના ભાગને સાંધેછે.

## સિંહનાદ ગુગ્ગુલુ.

બાર તોલાં ભાર હરડે, બાર તોલાં ભાર બેહેડાં અને બાર તોલાં ભાર આમળાં એઓના ચૂર્ણનો ક્વાથ કરી તેમાં ચાર તોલાં ભાર ગંધક, બાર તોલાં ભાર ગુગળ અને સોળ તોલાં ભાર એરડીયુ તેલ નાખી એ સર્વને લોઢાના મજબુત વાસણમાં પકાવવાં એટલે સિંહનાદ ગુગ્ગુલુ સિદ્ધ થાયછે. આ ગુગળ વાયુને,

પિત્તને, કફને, ખંજવાયુને, પંગુપણાને, માંડ મટે એવા શ્વાસને, પાંચ પ્રકારની ઉધરસને, કોઢને, ગુલ્મને, શૂળને, ઉદરના રોગને અને વૈદ્યોએ છોડી દીધેલા આમવાતને પણ મટાડેછે. સર્વદા આ ગુગળનો ઉપયોગ કરવાથી જરાનો અને ધોળા કેશનો નાશ થાયછે. આ ગુગળ ઉપર ઘી, તેલ અને માંસના રસા સહિત રાતા ચોખાનો તથા સાઠી ચોખાનો ભાત ખાવાનું પથ્ય કરવું. રોગોરૂપી હાથીઓના ગર્વને તોડનારો આ 'સિંહનાદ' એ નામથી પ્રખ્યાત ગુગળ કે જે પુરૂષોના જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર છે તે મહાદેવજીએ કહેલો છે.

## બીજા પ્રકારનો સિંહનાદ ગુગ્ગુલુ.

બત્રીશ તોલાં ગુગળ, એકસો અઠયાવીશ તોલાં શુદ્ધ હરડાં, એકસો અઠયાવીશ તોલાં શુદ્ધ બેહેડાં અને એકસો અઠયાવીશ તોલાં શુદ્ધ આમળાં એઓને બે હજાર અડતાલીશ તોલાં ભાર પાણીમાં નાખી વૈદ્યે ચોથા ભાગનું પાણી અવશેષ રહે એવો ક્વાથ કરવો. પછી તેમાં નેપાળો, નસોતર, સુંઠ, મરી, પીપળ, ભોં આમલી, વાવડીંગ, મોથ, હરડાં, બેહડાં, આમળાં, ગળો, કડવું સૂરણ, વજ, ખટેટાં, માનકંદ, ગંધક અને પારદ એ પ્રત્યેક પદાર્થોનું બબ્બે તોલાં ભાર ચૂર્ણ નાખીને તે ક્વાથને ફરીવાર પકાવવો. પાકી રહ્યા પછી ધંતુરાના એક હજાર ડોડવાઓનું ચૂર્ણ કરીને, તેમાં નાખવું એટલે 'સિંહનાદ ગુગ્ગુલુ' સિદ્ધ થાયછે. આ ગુગળ બાર ચણોઠી ભાર ખાવો અને ઊના જળ વગેરેનું અનુપાન કરવું. આ ગુગળ માણસોના અરશોને, વિષમ જ્વરની પીડાને, પ્રમેહને, કોઢને, ભગંદરને, અને મેદથી વાયુથી તથા કફથી થએલા રોગોને હણી નાખેછે. આ ગુગળ ખાવાથી બળતરા, અત્યંત ઝાડો અથવા બીજેપણ કોઈ ઝાઝો વિકાર થાય તો તેઉપર ધાટીછાશ સહિત ભાત ખવરાવવો, શરીરને ચોળવું ટાઢા પાણીથી સ્નાન કરાવવું અને શયન કરાવવું એ હિતકારી થાયછે. આ સિંહનાદ ગુગળ બહુ ઝાડા લાવેછે એટલામાટે બુદ્ધિમાન વૈદ્યે રોગીના શરીરનું બળ જાણીને બાર ચણોઠી ભારની માત્રા દેવી અથવા તેથી પણ ઓછી દેવી. આ ગુગળમાં ધંતુરાના ડોડવાનું ચૂર્ણ નાખવાનું કહ્યું છે પણ તે એમને એમ નહિ નાખતાં પ્રથમ ડોડવાઓને અનુક્રમે પાણીથી, આરનાલથી તથા ગાયના દુધથી પકાવી શુદ્ધ કરી પછી તેઓનું ચૂર્ણ કરીને નાખવું. પાણી વગેરેમાં પકાવવાથી ડોડવા શુદ્ધ થાયછે.

## ત્રીજા પ્રકારનો સિંહનાદ ગુગ્ગુલુ.

બત્રીશ તોલાં ભાર સરસીયા તેલમાં ખૂબ કચરેલો બત્રીશ તોલાં ભાર ગુગળ, ચોસઠ તોલાં ભાર હરડે, ચોસઠ તોલાં ભાર બેહેડાં અને ચોસઠ તોલાં ભાર આમળાં એઓનો પનરસો છત્રીશ તોલાં ભાર પાણીમાં ક્વાથ કરવો. ચોથા ભાગનું પાણી અવશેષ રહે ત્યારે વસ્ત્રથી ગળી લઈ તેને ફરીવાર અગ્નિઉપર ચડાવી તેમાં સુંઠ, મરી, પીપળ, હરડે, બેહેડાં, આમળાં, મોથ, વાવડીંગ, આમળાં, ગળો, ચિત્રક, નસોતર, નેપાળો, વજ, સૂરણ, માનકંદ, કસ્તૂરી, રસવંતી

અને પારદ એ પ્રત્યેક પદાર્થોનું બે બે તોલાં ભાર ચૂર્ણ નાખી તે ક્વાથને પકાવવો. સઘળું પાકી રહે ત્યારે તેમાં જળથી, આરનાલથી અને ગાયના દુધથી પકાવેલા ધંતુરાના એક હજાર ડોડવાનું ચૂર્ણ કરીને નાખવું એટલે 'સિંહનાદ ગુગ્ગુલુ' સિદ્ધ થાયછે. આ ગુગળ બાર ચણોઠી ભાર ખાવો અને ઉના પાણી વગેરેનું અનુપાન કરવું. આ ગુગળ તુરત જઠરાગ્નિને વડવાનલ જેવો પ્રદીપ્ત કરેછે, ધાતુઓની વૃદ્ધિ કરેછે, જીવનની વૃદ્ધિ કરેછે અને અત્યંત ઝાઝું બળ આપેછે. આમવાત, શિરોવાત, ગ્રંથિવાત, ભગંદર, ગોઠણમાં કે પીંડીઓમાં રહેલો વાયુ, કેડ ઝલાઇ જવાની વેદના, પથરી, મૂત્ર કૃચ્છ્ર, ભ્રમ, તિમિર, ઉદરના રોગ, અમ્લપિત્ત, કોઢ, પ્રમેહ, આમણ, ઉધરસ, પાંચ પ્રકારનો શ્વાસ, ક્ષય, વિષમજ્વર, બરલનું દરદ, શ્લીપદ, ગુલ્મ, પાંડુરોગ, કમળો, સોજા, અંત્રવૃદ્ધિ, શૂળ અને અરશ, એ રોગોનો નાશ આ ગુગળથી થાયછે. મેદ, કફ અને આમ એઓથી થએલો રોગરૂપી હાથીઓના ગર્વને હણનારો આ 'સિંહનાદ' એ નામથી પ્રખ્યાતિ પામેલો યોગ અમૃત સમાન છે. વૈદ્યોએ અસાધ્ય સમજીને છોડી દીધેલા રોગ ઉપર ફતેહ મેળવનારો આ ગુગળ દંડપાણિએ કહેલોછે.

### યોગસારામૃત.

શતાવરી, નાગબલા નામની ખપાટ, વરધારો, ભોં આંબલી, સાટોડી, ગળો, પીપળ, આસોંદ, અને ગોખરૂ એ પ્રત્યેક પદાર્થોને ચાળીશ ચાળીશ તોલાં ભાર લઈ તેઓનું બારીક ચૂર્ણ કરી તેમાં અરધો અરધ સાકર મેળવી ખૂબ મર્દન કરી એકસો અઠ્યાવીશ તોલાં ભાર મધથી અથવા ચોસઠ તોલાં ભાર ઘીથી સંયુક્ત કરી તથા ચાર ચાર તોલાં ભાર તજ, તમાલપત્ર તથા એળચીનું ચૂર્ણ મિશ્રિત કરીને અત્યંત મજબુત વાસણમાં વૈદ્યે રાખી મેલવું એટલે 'યોગસારામૃત' સિદ્ધ થાયછે. માણસે આ યોગસારામૃત પોતાના જઠરાગ્નિના બળપ્રમાણે ખાવું અને મનગમતાં અન્નપાનોનો ઉપયોગ કરવો. લક્ષ્મીને તથા કીર્ત્તિને વધારનારૂં આ યોગસારામૃત વાતરક્તને, ક્ષયને, કોઢને, કૃશપણાને, પિત્તથી તથા રૂધિરથી થએલા રોગને, અને વાતથી પિત્તથી તથા કફથી ઉત્પન્ન થએલા બીજા પણ સઘળા રોગોને તુરત નષ્ટ કરી પુરૂષને વળીઓથી તથા ધોળા કેશથી રહિત, તર્કશક્તિથી તથા સ્મરણશક્તિથી શોભાયમાન, ભાગ્યશાળી અને પાંચસો વર્ષના આયુષ્યવાળો કરેછે.

### વાતરક્તવાળાએ પાળવાની પરહેજી.

વાતરક્તવાળાએ કસરત કરવી નહીં, મૈથુન કરવું નહિ, ક્રોધ કરવો નહિ, ઉષ્ણનું સેવન કરવું નહિ. ખાટો કે ખારો રસ ખાવો નહિ, દિવસે સુવું નહિ, અને જે જે પદાર્થો શરદી કરનાર કે ભારે હોય તેઓનો ત્યાગ કરવો.

### વાતરક્તનો અધિકાર સંપૂર્ણ.

॥ श्रीगणेशायनमः ॥

# ॥ अथ भावप्रकाशस्य मध्यखंडः ॥

## तृतीयो भागः ।

### શૂળનો અધિકાર.

### अथ शूलाधिकारः ।

### શૂલનું પાસેનું નિદાન.

### तत्र शूलस्य संनिकृष्टं निदानमाह ।

दोषैः पृथक् समस्तामद्वन्द्वैः शूलोऽष्टधा भवेत् । सर्वेष्वेतेषु शूलेषु प्रायेण पवनः प्रभुः ॥ ( कर्ता )

વાયુથી થએલ, પિત્તથી થએલ, કફથી થએલ, સામટા ત્રણે દોષોથી થએલ, આમથી થએલ, વાયુથી તથા પિત્તથી થએલ, વાયુથી તથા કફથી થએલ અને પિત્તથી તથા કફથી થએલ એ રીતે શૂલ આઠ પ્રકારનું થાયછે. આ સઘળાં શૂળોમાં ઘણું કરીને વાયુ અધ્યક્ષ છે.

### વાયુથી થતા શૂળનાં છેટેનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ.

### अथ वातिकस्य विप्रकृष्टनिदानसम्प्राप्तिपूर्वकं लक्षणमाह ।

* व्यायामयानादतिमैथुनाच प्रजागराच्छीतजलातिपानात् । कलायमुद्गाढकिकोरदूषादत्यर्थरूक्षाध्यशनाभिघातात् ॥ कषायतिक्तातिविरूढजान्नविरुद्धवल्लूरकशुष्कशाकैः । विट्शुक्रमूत्रानिलसन्निरोधाच्छोकोपवासादतिहास्यभाषात् ॥ वायुः प्रवृद्धो जनयेद्धि शूलं हृत्पृष्ठपार्श्वत्रिकवस्तिदेशे । जीर्णे प्रदोषे च घनागमे च शीते च कोपं समुपैति गाढम् ॥ मुहुर्मुहुश्चोपशमप्रकोपौ विण्मूत्रसंस्तम्भनतोदभेदैः । संस्वेदनाभ्यञ्जनमर्दनाद्यैः स्निग्धोष्णभोज्यैश्च शमं प्रयाति ॥

व्यायामो मल्लयुद्धादि । यान तुरगरथादि। मैथुन स्त्रीसेवा । प्रजागरो रात्रौ । एषामतियोगात् शीतलजलप्रभूतपानात् कलायस्त्रिपुट । आढकी तुवरी कोरदूष कोद्रव अतिरूक्षद्रव्यसेवा अध्यशनं भुक्तस्योपरि भोजनम् अभिघातो लोष्टादिभि कषायतिक्तरससेवा । विरूढजान्नम् । विरूढमङ्कुरितमन्नम्। कलायचणकादि तज्जमन्नमभक्ष्यम् । वल्लूरक शुष्कमासम् । तस्य शूलस्य देशमाह । हृदादिषु ॥ तत्र हृच्छूलस्य पृथगपि लक्षणं पठन्ति ।

कफपित्तावरुद्धस्तु मारुतो रसवर्द्धितः । हृत्स्थः प्रकुरुते शूलमुच्छ्वासस्यावरोधकम् । स हृच्छूल इति ख्यातो रसमारुतकोपजः ॥

### अथ पार्श्वशूलस्यापि लक्षणमाह ।

कफं निगृह्य पवनः सूचीभिरिव निस्तुदन् । पार्श्वस्थः पार्श्वयोः शूलं कुर्य्यादाध्मानसंयुतम् ॥ तेनोच्छ्वसिति वक्रेण नरोऽन्नश्च न काङ्क्षति । निद्राञ्च नाप्नुयादेव पार्श्वशूलः प्रकीर्त्तितः ॥

### वस्तिशूलस्यापि लक्षणमाह ।

संरोधात् कुपितो वायुर्वस्तिं संश्रित्य तिष्ठति । वस्तेरध्वनि नाडीषु ततः शूलोऽस्य जायते ॥ विण्मूत्रवातसंरोधी वस्तिशूलः स उच्यते ।

प्रकृतमनुसरति जीर्णे भुक्ते । प्रदोषे रात्र्यागमे रात्रिभवशीतेन । वातप्रकोपात् । घनागमे वर्षासु मेघोदये च ।

કુસ્તી આદિ કસરતનો અતિયોગ થવાથી, ઘોડા કે રથ આદિ વાહનનો અતિયોગ થવાથી, રાતના ઊજાગરાનો અતિયોગ થવાથી, ટાઢું પાણી બહુ પીવાથી, મકાઈ બહુ ખાવામાં આવવાથી, મગ બહુ ખાવામાં આવવાથી, તુવરની દાળ બહુ ખાવામાં આવવાથી, કોદરા ખાવામાં આવવાથી, અત્યંત રૂક્ષ પદાર્થોના સેવનથી, જમ્યા ઉપર જમવાથી, ઢેફાં આદિવતે અભિઘાત થવાથી, તુરા તથા કડવા રસના સેવનથી, તુરતના ઉગેલા વટાણા તથા ચણા આદિ ધાન્યના ભક્ષણથી, પરસ્પર વિરૂદ્ધ પદાર્થોના ભક્ષણથી, સુકાએલા માંસના ભક્ષણથી, સુકાએલા શાકના ભક્ષણથી, વિષ્ટાના વેગને રોકવાથી, વીર્યના વેગને રોકવાથી, મૂત્રના વેગને રોકવાથી, પવનના વેગને રોકવાથી, અત્યંત શોક કરવાથી, અત્યંત ઉપવાસ કરવાથી, અત્યંત હસવાથી અને અત્યંત બોલવાથી વૃદ્ધિ પામેલો વાયુ હૃદયમાં, પીઠમાં, પડખામાં, ખભાના તથા કંઠના અસ્થિઓના સંયોગના સ્થલમાં અને મૂત્રાશયમાં શૂળને ઊત્પન્ન કરેછે. ખાધેલું અન્ન પચીગયા પછી, સાયંકાલના શીતથી, વરસાદથી અને શીતકાળથી વાયુનો પ્રકોપ થતાં શૂળનો અત્યંત પ્રકોપ થાયછે એ શૂલ વારંવાર પ્રકુપિત થાયછે અને વારંવાર શાંત થાયછે. એ શૂળથી વિષ્ટા તથા મૂત્ર રોકાઈ જાયછે, વ્યથા થાયછે અને અંગો ભેદાતાં હોય એવું થાયછે. શેક વગેરે સ્વેદન કરવાથી, અભ્યંગ કરવાથી, મર્દન (ચોળવું) આદિ કરવાથી અને સ્નિગ્ધ તથા ઊનાં ભોજનોથી એ શૂલ શાંત થાયછે.

બીજા ગ્રંથોમાં હૃદયના શૂલનાં, પડખાના શૂળનાં અને મૂત્રાશયના શૂળનાં જુદાં લક્ષણો પણ કહ્યાં છે તે નીચેપ્રમાણે.

### હૃદયના શૂળનું લક્ષણ.

કફે તથા પિત્તે રોકેલો અને રસે વધારેલો હૃદયમાં રહેલો વાયુ જેથી શ્વાસ રોકાઇ જાય એવા શૂળને ઊત્પન્ન કરેછે. રસના અને વાયુના કોપથી ઊત્પન્ન થએલું તે શૂળ હૃદયશૂળ કેહેવાયછે.

### પડખાના શૂળનું લક્ષણ.

કફને રોકીને જાણે સોઇઓ વતે ભોં-

કતો હોય એવો પડખાંઓમાં રહેલો વાયુ પડખાંઓમાં શૂળને ઉત્પન્ન કરેછે અને સાથે પેટના આફરાને પણ કરેછે. આ શૂળ થયું હોય તો માણસ ફક્ત મોહોડાથી ઉંચો શ્વાસજ લઈ શકે છે, જમવાની ઇચ્છાજ થતી નથી અને નિદ્રાપણ આવતીજ નથી. આવાં લક્ષણોવાળું શૂળ પાર્શ્વશૂળ કહેવાયછે.

## મૂત્રાશયના શૂળનું લક્ષણ.

વેગના રોકાવાથી કોપ પામેલો વાયુ મૂત્રાશયમાં ભરાઈ રહેછે તેથી મૂત્રાશયના રસ્તાની નાડીઓમાં શૂળ થાયછે અને તેથી વિષ્ટા, મૂત્ર તથા પવન રોકાઈ જાયછે. આવા પ્રકારનું શૂળ બસ્તિશૂળ કહેવાયછે.

## પિત્તથી થતા શૂળનાં છેટેનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ.

### तथैव पैत्तिकमाह ।

क्षारातितीक्ष्णोष्णविदाहितैलनिष्पावपिण्याककुलत्थयूषैः । कट्वम्लसौवीरसुराविकारैः क्रोधानलायासरविप्रतापैः। ग्राम्यातियोगादशनैर्विदग्धैः पित्तं प्रकुप्याथ करोति शूलम् । तृण्मोहदाहार्त्तिकरं हि नाभ्यां संस्वेदमूर्च्छाभ्रमशोषयुक्तम् ॥ मध्यंदिने कुप्यति चार्द्धरात्रे निदाघकाले जलदात्यये च । शीते च शीतैः समुपैति शान्तिं सुस्वादुशीतैरतिभोजनैश्च ॥

निष्पावो राजमाषः । सौवीरं सन्धानभेदः । सुराविकारैः 'परिपक्वान्नसन्धानसमुत्पन्ना सुरा मता ।' तस्याः प्रकारैः । रविप्रतापः आतपः । ग्राम्यातियोगो मैथुनाधिक्यम् । विदाहीत्युक्त्वापि अशनैर्विदग्धैरिति बोधयति । अविदाहिवस्तुनोऽपि पित्तवशाद्विदाहित्वं भवति । जलदात्यये शरदि । शीतैर्वातादिभिः ॥

ક્ષારોથી, અત્યંત તીક્ષ્ણ પદાર્થોથી, ગરમ પદાર્થોથી, બળતરા ઉત્પન્ન કરનારા પદાર્થોથી, તેલથી, ચોળાઓથી, તલના ખોળથી, કળથીથી, યૂષોથી, તીખા પદાર્થોથી, ખાટા પદાર્થોથી, જવના આથાના પાણીથી, રાંધેલાં અન્નોને આથીને ઉત્પન્ન કરેલાં મદ્યોથી, ક્રોધથી, અગ્નિના તાપથી, પરિશ્રમ કરવાથી, સૂર્યના તડકાથી, મૈથુનના અતિયોગથી અને પિત્તના યોગનેલીધે વિદાહી થએલાં ભોજનોથી પ્રકોપ પામેલું પિત્ત નાભિમાં શૂળને ઉત્પન્ન કરેછે કે જે શૂલથી તરશ, મોહ, બળતરા, પસીનો, મૂર્છા, ભ્રમ અને શોષ થાયછે. આ શૂળ મધ્યાન્હના સમયમાં, અધરાતના સમયમાં, ગ્રીષ્મ ઋતુમાં અને શરદ્ ઋતુમાં પ્રકોપ પામેછે અને શીતકાળમાં, શીતલ વાયુ આદિથી તથા અત્યંત શીતળતાવાળાં અતિ મધુર ભોજનોથી શાંત થાયછે.

## કફથી થતા શૂળનાં છેટેનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ.

### श्लैष्मिकमाह ।

आनूपवारिजकिलाटपयोविकारैर्मांसेक्षुपिष्टकृशरातिलशष्कुलीभिः । अन्यैर्बलासजनकैरपि हेतुभिश्च श्लेष्मा प्रकोपमुपगम्य करोति शूलम् ॥ हृल्लासकाससदनारुचिसंप्रसेकैरामाशये स्तिमितकोष्ठशिरोगुरुत्वैः । भुक्ते सदैव हि

रुजं कुरुतेऽतिमात्रं सूर्योदयेऽथ शिशिरे कुसुमागमे च ॥

आनूपं बहुलजलदेशजं भक्ष्यम् । वारिजं शालूकादि ।

**पक्वं दध्ना समं क्षीरं विज्ञेया दधिकूर्चिका । तक्रेण तत्कूर्चकं स्यात्तस्य पिण्डः किलाटकः ।**

पयोविकारः पायसादिः । पिष्टं मापादि । अन्यैर्गुर्वादिभिः । स्तिमितमार्द्रपटावगुण्ठितमिव यत्कोष्ठं शिरश्च तयोर्गुरुत्वैः सह । सूर्योदय इति । त्रिधा विभक्तदिवसप्रथमभागस्योपलक्षणम् । शिशिरे तत्र कफस्यातिसञ्चयात् । कुसुमागमे वसन्ते ।

ઘણા પાણીવાળા દેશમાં ઉત્પન્ન થએલાં ભક્ષ્યોથી, જળમાં ઉત્પન્ન થએલા કમલકંદ આદિ પદાર્થોથી, દુધના માવાથી, દુધપાક આદિ દુધના પદાર્થોથી, માંસોથી, શેલડીથી, અડદના લોટ આદિથી, ખીચડીથી, તલની પુરીથી અને બીજાં પણ કફને ઉત્પન્ન કરનારાં કારણોથી પ્રકોપ પામેલો કફ આમાશયમાં શૂળને ઉત્પન્ન કરેછે. એ શૂળની સાથે મોળ આવેછે ઉધરસ થાયછે ગ્લાનિ થાયછે, અરૂચિ થાયછે, મોહોડામાંથી પાણી ઝર્યા કરેછે અને કોઠો તથા માથું ભીના વસ્રથી વીંટાએલાં જેવાં થઇને ભારે થઈ જાયછે. જમ્યા પછી એ શૂળ સર્વદા અત્યંત પીડા કરેછે અને ત્રણ ભાગે વેહેચાએલા દિવસના પેહેલા ભાગમાં, શિશિર ઋતુમાં તથા વસંત ઋતુમાં કફનો સંચય તથા વધારો થવાનેલીધે પીડા કરેછે.

## બબ્બે દોષથી થતાં શૂળોનું લક્ષણ.

### द्वन्द्वजमाह ।

**द्विदोपलक्षणैरेतैर्विद्याच्छूलं द्विदोपजम् ।**

સઘળા દોષોનાં લક્ષણો ઉપર કહેલાં છે તેઓમાંથી જે શૂળમાં બબ્બે દોષનાં લક્ષણો ભેળાં જોવામાં આવે તે શૂળને બે દોષથી થએલું સમજવું.

## ત્રણે દોષથી થએલા શૂળનું લક્ષણ.

### त्रिदोपजमाह ।

**सर्वेषु देशेषु च सर्वलिङ्गं विद्याद्भिषक् सर्वभवं हि शूलम् । सुकष्टमेनं विषवज्रकल्पं विवर्जनीयं प्रवदन्ति तज्ज्ञाः ॥**

सर्वेषु देशेषु हृत्पृष्ठपार्श्वत्रिकबस्तिनाभ्यामाशयेषु । सर्वभवं त्रिदोपजम् ।

જે શૂળ ઉપર કહેલી હૃદય, પીઠ, પડખાં, ખભાના તથા કેડના અસ્થિઓના સંયોગનું સ્થલ, મૂત્રાશય, નાભિ અને આમાશય એ સઘળી જગાઓમાં થતું હોય અને ઉપર કહેલાં ત્રણે દોષોનાં લક્ષણોવાળું હોય તેને ત્રણે દોષોથી થએલું સમજવું. આ શૂળ બહુ કષ્ટ આપનાર છે, ઝેર જેવું તથા વજ્ર જેવું છે અને ચિકિત્સા કરવાને યોગ્યજ નથી એમ વૈદ્યો કેહેછે.

## આમથી થએલા શૂળનું લક્ષણ.

### अथामजमाह ।

**आटोपहृल्लासवमीगुरुत्वस्तैमित्यकानाहकफप्रसेकैः । कफस्य लिङ्गेन समानलिङ्गमामोद्भवं शूलमुदाहरन्ति ॥**

कफस्य कफशूलस्य । आमोद्भवं आमादुद्भवो यस्य तं । अत्रामशूले जाते पश्चाद् दोपसम्बन्धः अत एवास्य शूलस्याष्टमत्वमु-

क्रम् । स च प्रथममामाशये भवति पश्चात् सम्बन्धिभिर्दोषैर्वस्तिनाभिहृत्पार्श्वकुक्षिषु भवति तथा दोषसम्बन्धः ।

## आमशूलस्य दोषविशेषेण देशविशेषमाह ।

वातात्मकं वस्तिगतं वदन्ति पित्तात्मकञ्चापि वदन्ति नाभ्याम् । हृत्पार्श्वकुक्षी कफसन्निविष्टं सर्वेषु देशेषु च सन्निपातात् ।

हृत्पार्श्वकुक्षी हृत्पार्श्वाभ्यां सहिते कुक्षी । कफसन्निविष्टं कफेनाविष्टम् ।

वस्तौ हृत्कटिपार्श्वेषु सशूलः कफवातिकः । कुक्षौ हृन्नाभिमध्ये तु स शूलः कफपैत्तिकः ॥ दाहज्वरकरो घोरो विज्ञेयो वातपैत्तिकः ।

## तन्त्रान्तरोक्तमामशूलमाह ।

अतिमात्रं यदा भुक्तं पावके मृदुताङ्गते । स्थिरीकृतन्तु तत्कोष्ठे वायुरावृत्य तिष्ठति ॥ यदान्नं न गतं पाकं तच्छूलं कुरुते भृशम् । मूर्च्छाध्मानं विनाहांश्च हृत्क्लेशं सविलम्बिकम् ॥ कम्पं वान्तिमतीसारं भ्रमेहं जनयेदपि । अविपाकोद्भवं शूलमेतमाहुर्मनीषिणः ॥

अविपाकोद्भवं आमोद्भवमित्यर्थ ।

જેનાં ચિન્હો કફશૂળના જેવાંજ હોય અને જેની સાથે આફરો, ભોળ, ઉલટી, ભારેપણું, જાણે ભીનાં વસ્ત્રથી ઢંકાએલું હોય એવી શરીરની સ્થિતિ, પેડુનું ચડવું અને મોહોડામાંથી કફનું ઝરવું એઓ થતાં હોય તે આમશૂળ કહેવાયછે. આ આમશૂળ ઉત્પન્ન થયા પછી પાછળથી તેમાં દોષોનો સંબંધ થાયછે માટે આમશૂળને આઠમું કહ્યું છે. આ શૂળ પ્રથમ આમાશયમાં થાયછે અને પાછળથી દોષોનો સંબંધ થતાં જે દોષનો સંબંધ થયો હોય તે દોષની રીતિપ્રમાણે હૃદયમાં, પડખાઓમાં અને પેટમાં થાયછે.

## દોષોના ભેદથી આમશૂળની જગાઓનો ભેદ.

આમશૂળ વાયુનો સંબધ પામ્યું હોય તો મૂત્રાશયમાં થાયછે, પિત્તનો સંબંધ પામ્યું હોય તો નાભિમાં થાયછે, કફનો સબંધ પામ્યું હોય તો હૃદયમાં, પડખાંઓમાં તથા ઉદરમાં થાયછે અને ત્રણે દોષોનો સંબધ પામ્યું હોય તો સઘળા પ્રદેશોમાં થાયછે. કફના તથા વાયુના સબંધને પામ્યું હોય તો મૂત્રાશય, હૃદય, કેડ અને પડખાં એઓમાં થાયછે, કફના તથા પિત્તના સંબધને પામ્યું હોય તો પેટમાં અને હૃદયના તથા નાભિના મધ્યમાં થાયછે અને વાયુના તથા પિત્તના સબધને પામ્યુ હોય તો દાહને તથા જ્વરને ઉત્પન્ન કરેછે અને ભયંકર થઈ પડેછે.

## બીજા ગ્રંથમાં કહેલું આમશૂળનું લક્ષણ.

અત્યંત ઝાઝા જમવામાં આવેલા અન્નને જઠરાગ્નિ મંદ થઇ જવાથી વાયુ કોઠામાં સ્થિર કરી દઈ ચારેકોરથી વીટી લઇને રહેછે કે જેથી તે અન્ન નહિ પાકતાં ભારે શૂળને ઉત્પન્ન કરેછે અને મૂર્છાને, આફરાને, બળતરાઓને, હૃદયના ક્લેશને, વિલંબિકા નામના કોલેરાને,

**रुजं कुरुतेऽतिमात्रं सूर्योदयेऽथ शिशिरे कुसुमागमे च ॥**

आनूपं बहुलजलदेशजं भक्ष्यम् । वारिजं शालूकादि ।

**पक्कं दध्ना समं क्षीरं विज्ञेया दधिकूर्चिका । तक्रेण तत्कूर्चकं स्यात्तस्य पिण्डः किलाटकः ।**

पयोविकारः पायसादिः । पिष्टं माषादि । अन्यैर्गुर्वादिभि' । स्तिमितमार्द्रपटावगुण्ठितमिव यत्कोष्ठं शिरश्च तयोर्गुरुत्वैः सह । सूर्योदय इति । त्रिधा विभक्तदिवसप्रथमभागस्योपलक्षणम् । शिशिरे तत्र कफस्यातिसञ्चयात् । कुसुमागमे वसन्ते ।

ઘણા પાણીવાળા દેશમાં ઉત્પન્ન થએલાં ભક્ષ્યોથી, જળમાં ઉત્પન્ન થએલા કમળકંદ આદિ પદાર્થોથી, દુધના માવાથી, દુધપાક આદિ દુધના પદાર્થોથી, માંસોથી, શેલડીથી, અડદના લોટ આદિથી, ખીચડીથી, તલની પુરીથી અને બીજાં પણ કફને ઉત્પન્ન કરનારાં કારણોથી પ્રદોપ પામેલો કફ આમાશયમાં શૂળને ઉત્પન્ન કરેછે. એ શૂળની સાથે ેાળ આવેછે ઉબરસ થાયછે ગ્લાનિ ાાયછે, અરૂચિ થાયછે, મોહોડામાંથી ાાણી ઝર્યા કરેછે અને કોઠો તથા માથું ભીના વસ્ત્રથી વીંટાએલાં જેવાં થઇને ભારે થઈ જાયછે. જમ્યા પછી એ શૂળ સર્વદા અત્યંત પીડા કરેછે અને ત્રણ ભાગે વેહેંચાએલા દિવસના પેહેલા ભાગમાં, શિશિર ઋતુમાં તથા વસંત ઋતુમાં કફનો સંચય તથા વધારો થવાનેલીધે પીડા કરેછે.

## બબે દોષથી થતાં શૂળોનું લક્ષણ.

### द्वन्द्वजमाह ।

**द्विदोपलक्षणैरेतैर्विद्याच्छूलं द्विदोपजम् ।**

સઘળા દોષોનાં લક્ષણો ઉપર કહેલાં છે તેઓમાંથી જે શૂળમાં બબે દોષનાં લક્ષણો ભેળાં જેવામાં આવે તે શૂળને બે દોષથી થએલું સમજવું.

## ત્રણે દોષથી થએલા શૂળનું લક્ષણ.

### त्रिदोपजमाह ।

**सर्वेषु देशेषु च सर्वलिङ्गं विद्याद्भिषक् सर्वभवं हि शूलम् । सुकष्टमेनं विषवज्रकल्पं विवर्जनीयं प्रवदन्ति तज्ज्ञाः ॥**

सर्वेषु देशेषु हृत्पृष्ठपार्श्वत्रिकबस्तिनाभ्यामाशयेषु । सर्वभवं त्रिदोपजम् ।

જે શૂળ ઉપર કહેલી હૃદય, પીઠ, પડખાં, ખભાના તથા કંઠના અસ્થિઓના સંયોગનું સ્થલ, મૂત્રાશય, નાભિ અને આમાશય એ સઘળી જગાઓમાં થતું હોય અને ઉપર કહેલાં ત્રણે દોષોનાં લક્ષણોવાળું હોય તેને ત્રણે દોષોથી થએલું સમજવું. આ શૂળ બહુ કષ્ટ આપનાર છે, ઝેર જેવું તથા વજ્ર જેવું છે અને ચિકિત્સા કરવાને યોગ્યજ નથી એમ વૈદ્યો કહેછે.

## આમથી થએલા શૂળનું લક્ષણ.

### अथामजमाह ।

**आटोपहृल्लासवमीगुरुत्वस्तैमित्यकानाहकफप्रसेकैः । कफस्य लिङ्गेन समानलिङ्गमामोद्भवं शूलमुदाहरन्ति ॥**

कफस्य कफशूलस्य । आमोद्भवं आमाद्भवो यस्य तं । अत्रामशूले जाते पश्चाद् दोपसम्बन्धः अत एवास्य शूलस्याष्टमत्वमु-

क्रम् । स च प्रथममामाशये भवति पश्चात् सम्बन्धिभिर्द्दोषैर्वस्तिनाभिहृत्पार्श्वकुक्षिषु भवति तथा दोषसम्बन्धः ।

## आमशूलस्य दोषविशेषेण देशविशेषमाह ।

वातात्मकं वस्तिगतं वदन्ति पित्तात्मकश्चापि वदन्ति नाभ्याम् । हृत्पार्श्वकुक्षी कफसन्निविष्टं सर्वेषु देशेषु च सन्निपातात् ।

हृत्पार्श्वकुक्षी हृत्पार्श्वाभ्यां सहिते कुक्षी । कफसन्निविष्टं कफेनाविष्टम् ।

वस्तौ हृत्कटिपार्श्वेषु सशूलः कफवातिकः । कुक्षौ हृन्नाभिमध्ये तु स शूलः कफपैत्तिकः ॥ दाहज्वरकरो घोरो विज्ञेयो वातपैत्तिकः ।

## तन्त्रान्तरोक्तमामशूलमाह ।

अतिमात्रं यदा भुक्तं पावके मृदुतां गते । स्थिरीकृतन्तु तत्कोष्ठे वायुरावृत्य तिष्ठति ॥ यदान्नं न गतं पाकं तच्छूलं कुरुते भृशम् । मूर्च्छाध्मानं विनाहांश्च हृल्लेशं सविलम्बिकम् ॥ कम्पं वान्तिमतीसारं प्रमेहं जनयेदपि । अविपाकोद्भवं शूलमेतमाहुर्मनीषिणः ॥

अविपाकोद्भवं आमोद्भवमित्यर्थः ।

જેનાં ચિન્હો કફશૂળના જેવાંજ હોય અને જેની સાથે આફરો, મોળ, ઉલટી, ભારેપણું, જાણે ભીનાં વસ્ત્રથી ઢંકાએલું હોય એવી શરીરની સ્થિતિ, પેડુનું ચડવું અને મોહોડામાંથી કફનું ઝરવું એઓ થતાં હોય તે આમશૂળ કહેવાયછે. આ આમશૂળ ઉત્પન્ન થયા



પછી પાછળથી તેમાં દોષોનો સંબંધ થાયછે માટે આમશૂળને આઠમું કહ્યું છે. આ શૂળ પ્રથમ આમાશયમાં થાયછે અને પાછળથી દોષોનો સંબંધ થતાં જે દોષનો સંબંધ થયો હોય તે દોષની રીતિપ્રમાણે હૃદયમાં, પડખાઓમાં અને પેટમાં થાયછે.

## દોષોના ભેદથી આમશૂળની જગાઓનો ભેદ.

આમશૂળ વાયુનો સંબંધ પામ્યું હોય તો મૂત્રાશયમાં થાયછે, પિત્તનો સંબંધ પામ્યું હોય તો નાભિમાં થાયછે, કફનો સંબંધ પામ્યું હોય તો હૃદયમાં, પડખાંઓમાં તથા ઉદરમાં થાયછે અને ત્રણે દોષોનો સંબંધ પામ્યું હોય તો સઘળા પ્રદેશોમાં થાયછે. કફના તથા વાયુના સબંધને પામ્યું હોય તો મૂત્રાશય, હૃદય, કેડ અને પડખાં એઓમાં થાયછે, કફના તથા પિત્તના સંબંધને પામ્યું હોય તો પેટમાં અને હૃદયના તથા નાભિના મધ્યમાં થાયછે અને વાયુના તથા પિત્તના સંબંધને પામ્યું હોય તો દાહને તથા જ્વરને ઉત્પન્ન કરેછે અને ભયંકર થઈ પડેછે.

## બીજા ગ્રંથમાં કહેલું આમશૂળનું લક્ષણ.

અત્યંત ઝાઝા જમવામાં આવેલા અન્નને જઠરાગ્નિ મંદ થઇ જવાથી વાયુ કોઠામાં સ્થિર કરી દઈ ચારેકોરથી વીંટી લઇને રહેછે કે જેથી તે અન્ન નહિ પાકતાં ભારે શૂળને ઉત્પન્ન કરેછે અને મૂર્છાને, આફરાને, બળતરાઓને, હૃદયના ક્લેશને, વિલંબિકા નામના કાલેરાને,

कंपने, ઊલટીને, અતીસારને તથા પ્રમેહને પણ ઉત્પન્ન કરેછે. આ શૂળને વિદ્વાનો આમશૂળ કહેછે.

### શૂળના ઉપદ્રવો.

### अथ शूलस्योपद्रवानाह ।

वेदनातितृषा मूर्च्छा आनाहो गौरवारुची । कासः श्वासो वमिर्हिक्का शूलस्योपद्रवाः स्मृताः ॥

વેદના, અત્યંત તરશ, મૂર્છા, મળબંધ, ભારેપણું, અરૂચિ, ઉધરસ, ઉલટી અને હેડકી એટલા શૂળના ઉપદ્રવો સમજવા.

### શૂળનું સાધ્યપણું, કષ્ટ સાધ્યપણું તથા અસાધ્યપણું.

### अथासाध्यत्वादिकमाह ।

एकदोषानुगः साध्यः कृच्छ्रसाध्यो द्विदोषजः। सर्वदोषान्वितो घोरस्त्वसाध्यो भूर्युपद्रवः ।

જો શૂલ એક દોષવાળું હોય તો તેને સાધ્ય સમજવું, બે દોષવાળું હોય તો તેને કષ્ટસાધ્ય સમજવું અને સઘળા દોષોવાળું તથા ઘણા ઉપદ્રવોવાળું હોય તો તેને અસાધ્ય તથા ભંયકર સમજવું.

### શૂળનું અરિષ્ટ.

### अथारिष्टमाह ।

वेदनातितृषा मूर्च्छा आनाहो गौरवं ज्वरः । भ्रमोऽरुचिः कृशत्वं च वलहानिस्तथैव च ॥ उपद्रवा दशैवैते यस्य शूलेषु नास्ति सः ।

વેદના, અત્યંત તરશ, મૂર્છા, મલબંધ, ભારેપણું, જ્વર, ભ્રમ, અરૂચિ, દુબળાપણું અને બળની હાનિ એ દશે ઉપદ્રવો થયા હોય તો શૂળવાળો કદી જીવે નહી.

### પરિણામ શૂળ કે જે શૂળનોજ એક ભેદ છે તેનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ.

### अथ शूलस्यैव भेदं परिणामं चाह ।

स्वैर्निदानैः प्रकुपितो वातः सन्निहितो यदा । कफपित्ते समावृत्य शूलकारी भवेद्बली ॥ भुक्ते जीर्यति यच्छूलं तदेव परिणामजम् ।

स्वैर्निदानैरित्यादिना निदानपूर्विका संप्राप्तिरुक्ता । भुक्ते जीर्यतीत्यादिना लक्षणमुक्तम् । समावृत्य व्याप्य ॥

तस्य लक्षणमप्येतत् समासेनाभिधीयते । आध्मानाटोपविण्मूत्रविबन्धारतिवेपनैः । स्निग्धोष्णोपशमप्रायं वातिकं तद्वदेत् भिषक् ॥ तृष्णादाहारतिस्वेदकट्वम्ललवणोत्तरम् । शूलं शीतशमप्रायं पैत्तिकं लक्षयेत् बुधः ॥ छर्दिहृल्लाससंमोहस्वल्परुक् दीर्घसन्ततिः । कटुतिक्तोपशान्ती च विज्ञेयं च कफात्मकम् ॥ संसृष्टलक्षणं बुद्ध्वा द्विदोषं परिकल्पयेत् । त्रिदोषजमसाध्यं स्यात् क्षीणमांसबलानलम् ॥

પોતાનાં નિદાનોથી પ્રકોપ પામેલો પાસે રહેલો બળવાન્ વાયુ જ્યારે કફમાં અને પિત્તમાં વ્યાપેછે ત્યારે શૂળ ઉત્પન્ન થાયછે અને તે શૂળ ખાધેલું અન્ન પચવાના સમયમાં થાયછે. આ શૂલ પરિણામ શૂલ કહેવાયછે. જેમાં પેટનું

ચડવું, ગડગડાટ, વિષ્ટાની અટકાયત, મૂત્રની અટકાયત, અણગમો, તથા કંપ થતાં હોય અને સ્નિગ્ધપણાવાળા તથા ઉષ્ણપણાવાળા પદાર્થોથી જે શાંત થતું હોય તેને વૈદ્યે વાયુથી થએલું પરિણામ શૂળ કહેવું. જેમાં તરશ, બળતરા, અણગમો, પસીનો, તીખાપણું, ખાટાપણું તથા ખારાપણું થતાં હોય અને શીતલ પદાર્થોથી જે શાંત થતું હોય તેને વિદ્વાને પિત્તથી થએલું પરિણામશૂળ સમજવું. જેમાં ઉલટી, મોળ, મોહ, થોડી પીડા, તથા લાંબા વખતસુધી રેહેવું થતાં હોય અને તીખા પદાર્થોથી તથા કડવા પદાર્થોથી જે શાંત થતું હોય તે શૂળને કફથી થએલું પરિણામ શૂળ સમજવું. ઉપર કહેલાં લક્ષણોમાંથી બે દોષનાં લક્ષણો દેખાતાં હોય તો બે દોષથી થએલું કહેવું અને ત્રણે દોષોનાં લક્ષણો દેખાતાં હોય તો ત્રણે દોષોથી થએલું કહેવું. જે ત્રણે દોષોથી થએલું હોય અને જેણે માંસને, બળને તથા અગ્નિને ક્ષીણ કરી નાખેલ હોય તે પરિણામ શૂળ અસાધ્ય છે.

## અન્નદ્રવ નામના એકજાતના શૂળનું લક્ષણ.

## अथान्नद्रवनामानं शूलविशेषमाह ।

जीर्णे जीर्यति चाप्यन्ने यच्छूलमुपजायते । पथ्यापथ्यप्रयोगेण भोजनाभोजनेन वा ॥ न शमं याति नियमात्सोऽन्नद्रव उदाहृतः ।

नेदं शूलमसाध्यं चिकित्साभिधानात् ॥

ખાધેલું અન્ન પચવાના સમયમાં અને પચીગયા પછી પણ જે શૂળ ઉત્પન્ન થાયછે તથા પથ્યથી, અપથ્યથી, ભોજનથી કે અભોજનથી જેને શાંત થવાનો નિયમ રેહેતો નથી તે અન્નદ્રવ શૂળ કેહેવાયછે. આ શૂળને અસાધ્ય સમજવું નહિ. કેમ કે ગ્રંથોમાં તેની ચિકિત્સા કહેલી છે.

## શૂળની ચિકિત્સા.

## अथ शूलस्य चिकित्सा ।

वमनं लङ्घनं स्वेदः पाचनं फलवर्त्तयः । क्षारश्चूर्णानि गुटिकाः शस्यन्ते शूलशान्तये ॥ विज्ञाय वातशूलं तु स्नेहस्वेदैरुपाचरेत् । स्वल्पशूलाकुलस्य स्यात् स्वेद एव सुखावहः ॥ मृत्तिकां सजलां पाकाद्घनीभूतां पटे क्षिपेत् । कृत्वा तत्पोटलीं शूली यथास्वेदं विधापयेत् ॥ मृत्तिकास्वेदः ।

कर्पासास्थि कुलत्थकातिलयवैरेरण्डमूलातसी वर्षाभूशणबीजकाञ्जिकयुतैरेकीकृतैर्वा पृथक् । स्वेदः स्यादथ कूर्परोदरशिरःस्फिग्जानुपादाङ्गुली गुल्फस्कन्धकटीरुजो विजयते निःशेषवातार्त्तिहा ॥

इति कार्पासास्थ्यादिस्वेदः ।

तिलैश्च गुटिकां कृत्वा भ्रामयेज्जठरोपरि । शूलं सुदुस्तरं तेन शान्तिं गच्छति सत्वरम् । नाभिलेपाज्जयेच्छूलं मदनं काञ्जिकान्वितम् ॥

मदनं मयनफलं ।

विश्वमेरण्डजं मूलं क्वाथयित्वा जलं पिबेत् । हिङ्गुसौवर्चलोपेतं सद्यः शूल-

निवारणम् ॥ गुडं शालिर्यवक्षारः सर्पिःपानं विरेचनम् । जाङ्गलानि च मांसानि भेषजं पित्तशूलिनाम् ॥ मणीरजतताम्राणां भाजनानि गुरूणि च । तोयेन परिपूर्णानि शूलस्योपरि धारयेत् ॥ विरेचनं पित्तहरं प्रशस्तं रसाश्च शस्ताः शशलावकानां । सगुडां घृतसंयुक्तां भक्षयेत् वा हरीतकीम् । प्रलिह्याच्छूलशान्त्यर्थं धात्रीचूर्णं समाक्षिकम् ॥ शाल्यन्नं जाङ्गलं मांसमरिष्टं कटुकीरसम् । मधुना जीर्णगोधूमं कफशूले प्रयोजयेत् ॥

अरिष्टं भेषजं वारि क्वाथसिद्धं मद्यम् । लवणत्रयसंयुक्तं पञ्चकोलं सरामठम्। ससुखोष्णाम्बुना पीतं कफशूलं प्रणाशयेत्। आमशूले क्रिया कार्या कफशूलप्रणाशिनी ॥ सेव्यमामहरं सर्वमग्नेर्मन्दस्य वर्द्धनम् । तीक्ष्णायाश्चूर्णसंयुक्तं त्रिफलाचूर्णमुत्तमम् ॥ प्रयोज्यं मधुसर्पिर्भ्यां सर्वशूलनिवारणम् ।

तीक्ष्णायाश्चूर्णं राजिकादिचूर्णम् ।

दारुहैमवती कुष्ठशताह्वाहिङ्गुसैन्धवैः । अम्लपिष्टैः सुखोष्णैश्च लिम्पेच्छूलयुतोदरम् ॥ मूलं बैल्वं तथैरण्डं चित्रकं विश्वभेषजम् । हिङ्गुसैन्धवसंयुक्तं सद्यः शूलनिवारणम् ॥

वातरोगान्तर्गताध्मानचिकित्सायां लिखितो नाराचनामा रसोऽन्यच्च विरेचनं शूले हितम् ।

कूष्माण्डं तनुकृत्वा तु क्षिप्त्वा घर्मे विशोषयेत् । स्थाल्यां निक्षिप्य तत् सर्वं पिधानेन पिधाय च ॥ चुल्ल्यां निवेश्य वह्निं च ज्वालयेत् कुशलो जनः । यथा तन्न भवेद्भस्म किन्त्वङ्गारो दृढो भवेत् ॥ तदा निर्वापयेच्छीतं सर्वथा चूर्णितन्तु तत् । माषद्वयमितं तावत् शुण्ठीचूर्णेन मिश्रितम् । जलेन भक्षयेन्नित्यं महाशूलाकुलो नरः ॥ असाध्यमपि यच्छूलं तदप्येतेन शाम्यति ।

इति कूष्माण्डक्षारः ।

## अथ परिणामशूलस्य चिकित्सा ।

लङ्घनं प्रथमं कुर्यात् वमनं सविरेचनम् । पक्तिशूलोपशान्त्यर्थं तत्र वान्ते विधिर्यथा ॥ पीत्वा तु क्षीरमाकण्ठं मदनक्वाथसंयुतम् । कान्तारकस्य पीण्डस्य कोशकारस्य वा रसम् ॥ कषायो वाथ निम्बस्य कटुतुम्बीरसोऽथवा । यथाविधि वमेद्धीमान् पक्तिशूलार्दितो जनः ॥ त्रिवृता च तथा दन्त्या तैलेनैरण्डजेन वा । दत्तं विरेचनं सद्यः पक्तिशूलनिवारणम् ॥ विडङ्गतण्डुलव्योषत्रिवृद्दन्ती सचित्रकम् । सर्वाण्येतानि संहृत्य सूक्ष्मचूर्णानि कारयेत् ॥ गुडेन मोदकान् कृत्वा खादेदुष्णेन वारिणा । जयेत् त्रिदोषजं शूलं परिणामसमुद्भवम् ।

विडङ्गादिमोदकः ।

नागरतिलगुडकल्कं पयसा संपिष्य यः पुमान् लिह्यात् । उग्रं परिणतिशूलं नश्येत्तस्य त्रिरात्रेण ॥ पीतं शम्बूकजं भस्म जलेनोष्णेन तत्क्षणात् । पक्तिजं नाशयत्येव शूलं विष्णुरिवासु-

रान् ॥ लोहपथ्याकणा शुण्ठीचूर्णं समधुसर्पिषा । विलिहन् विनिहन्त्येव शूलं हि परिणामजम् ॥

पथ्यादिलोहम् ।

नारिकेरं सतोयं च लवणेन सुपूरितम् । मृदावचेष्टितं शुष्कं पक्वं गोमयवह्निना ॥ पिप्पल्या भक्षितं हन्ति शूलं हि परिणामजम् । वातिकं पैत्तिकं चापि श्लैष्मिकं सान्निपातिकम् ॥

नारिकेरक्षारः ।

## अथान्नद्रवस्य चिकित्सा ।

अन्नद्रवाख्ये शूले तु न तावत् स्वास्थ्यमश्नुते । यावत्कटुकपित्ताम्लमन्नं न छर्दयेद्ध्रुवम् ॥ जातमात्रं जरत्पित्तं शूलमाशु विनाशयेत् । पित्तार्ते वमनं कृत्वा कफार्तश्च विरेचनम् ॥ अन्नद्रवे च तत्कार्यं जरत्पित्ते यदीरितम् । जरत्पित्तेऽपि तत् पथ्यं प्रोक्तमन्नद्रवे तु यत् ॥ आमपक्वाशये शुद्धे गच्छेदन्नद्रवः शमम् । मपिण्डरीं सलवणां सुस्विन्नां तैलपाचिताम् ॥ तादृशीं सर्पिषा खादेदन्नद्रवनिपीडितः । धात्रीफलभवं चूर्णमयश्चूर्णसमन्वितम् ॥ यष्टीचूर्णेन वा युक्तं लिह्यात् क्षौद्रेण तद्रदे । श्यामाकतण्डुलैः सिद्धं सिद्धं कोद्रवतण्डुलैः ॥ प्रियङ्गुतण्डुलैः सिद्धं पायसं सहितं हितम् ।

प्रियङ्गुः कङ्गुविशेषः ।

गौडिकं सौरणं कन्दं कूष्माण्डमपि भक्षयेत् । कलाययवशक्तून्वा शक्तून् वा लाजसम्भवान् ॥

गौडिकं गुडेन संस्कृतं पक्वान्नम् ॥

*

कुलत्थशक्तूनथवा दध्नाऽद्यादाधिकं तथा । चणकानामथो शक्तून् कोद्रवस्योदनं तथा ॥

दाधिकं दध्ना संस्कृतं भक्तं महेरी इति लोके ।

गोधूममण्डकं तत्र सर्पिषा गुडसंयुतम् ॥ ससितं शीतदुग्धेन मृदितं कथितं हितम् । अन्नद्रवो दुश्चिकित्स्यो दुर्विज्ञेयो महागदः ॥ तस्मात्तस्य प्रशमने परं यत्नं समाचरेत् । अन्नद्रवे जरत्पित्ते वह्निर्मन्दो भवेद्यतः ॥ तस्मादत्रान्नपानानि मात्राहीनानि कारयेत् । कलाययवगोधूमाः श्यामाकाः कोरदूपकाः ॥ राजमाषाश्च माषाश्च कुलत्थाः कङ्गुशालयः । दधिलुप्तरसं क्षीरं सर्पिर्गव्यं माहिषम् ॥ वास्तुकं कारवेल्ली च कर्कोटकफलानि च । बर्हिणो हरिणो मत्स्या रोहिताद्याः कपिञ्जलाः ॥ एतस्मिन्नामये शस्ता मता मुनिचिकित्सकैः ।

दधिलुप्तरसं दध्ना लुप्त रसः प्रकृतो रसो यस्य तत् । क्षीर दधियुक्तं क्षीरमित्यर्थः ।

गुडामलकपथ्यानां चूर्णं प्रत्येकशः पलम् । त्रिपलं लोहकिट्टस्य तत्सर्वं मधुसर्पिषा ॥ समालोड्य समश्नीयादक्षमात्रप्रमाणतः । आदिमध्यावसानेषु भोजनस्य निहन्ति तत् ॥ अन्नद्रवं जरत्पित्तमम्लपित्तं सुदारुणम् ।

गुडमण्डूरम् ।

व्यायामं मैथुनं मद्यं लवणं कटुकं रसम् । वेगरोधं शुचं क्रोधं वैकल्यं शूलवांस्त्यजेत् ॥ इति शूलाधिकारः ॥

વમન, લંઘન, સ્વેદન, પાચન, ગુદામાં વાટ ખોસવી, ક્ષારો, ચુર્ણો અને ગોળીઓ એઓ શૂળની શાંતિનેવાસ્તે ઉત્તમ કહેવામાં આવેછે. શૂળ વાયુથી થએલું જણવામાં આવે તો સ્નેહના તથા સ્વેદનના ઉપચારો કરવા. થોડુંક શૂળ હોય તો સ્વેદન (શેક વગેરે) કરવાથીજ સુખ થાયછે.

માટીમાં પાણી નાખી તે માટીને પકાવી ઘાટી કરી લુગડામાં નાખી તેની પોટલી કરીને યોગ્યરીતે શેક કરવામાં આવે તો તેથી વાયુનું શૂળ મટી જાયછે. આ ઉપાય 'મૃત્તિકાસ્વેદ' એ નામથી ઓળખાય છે.

કપાશીઆ, કળથી, તલ અને જવ એઓ સર્વેને અથવા એક એકને એરડાનાં મૂળ, અળસી, સાટોડી, શણનાં બીજ અને કાંજી એઓની સાથે મેળવી દઇ ગરમ કરીને તેઓથી સ્વેદન કરવામાં આવે તો તેથી કુલા, ગોઠણ, પગ, આંગળીઓ, ઘુંટીઓ, કાંધ અને કેડ એઓનાં શૂળ મટી જાયછે અને બીજીપણ વાયુસંબંધી સઘળી પીડાઓ ટળી જાયછે. આ ઉપાય 'કર્પાસા સ્થ્યાદિ સ્વેદ' એ નામથી ઓળખાય છે.

તલ વાટી ગોળી કરીને પેટની ઉપર ફેરવવામાં આવે તો તેથી ભયંકર શૂળ પણ તુરત શાંત થઈ જાયછે.

મીંઢોળને કાંજીમાં વાટીને નાભિની ઉપર ચોપડવામાં આવે તો તેથી શૂળ મટી જાયછે.

સુંઠ અને એરડાનું મૂળ એઓનો ક્વાથ કરી તેમાં હીંગ તથા સંચળ નાખીને પીવામાં આવે તો તુરતજ શૂળનું નિવારણ થાયછે.

જેઓને પિત્તથી શૂળ થયું હોય તેઓનેવાસ્તે ગોળ, શાળ, જવખાર, ઘી પીવું, વિરેચન અને જાંગલદેશનાં પશુપક્ષીઓનું માંસ એઓ ઔષધરૂપ છે.

મણિઓનાં, રૂપાનાં કે ત્રાંબાનાં ભારે ભારે વાસણોમાં પાણી ભરી પિત્તશૂળની ઉપર ધરી રાખવામાં આવે તો તેથી પિત્તશૂળ ટળી જાયછે.

પિત્તને હરનારૂં વિરેચન અને સસલાંના તથા લાવાંના માંસના રસો એઓ પિત્તશૂળને મટાડે છે.

હરડેનું ચૂર્ણ કરી તેને ગોળમાં તથા ઘીમાં કાલવીને ખાવામાં આવે તો તેથી પિત્તશૂળની શાંતિ થાયછે.

આમળાંનું ચૂર્ણ કરી તેને મધમાં કાલવીને ખાવામાં આવે તો તેથી પિત્તશૂળની શાંતિ થાયછે.

કફસબંધી શૂળ થયું હોય તો રાતો ભાત, જાંગલદેશનાં પશુપક્ષીઓનું માંસ, યોગ્ય ઔષધોના જળના ક્વાથથી સિદ્ધ કરેલુ મદ્ય, કડુનો રસ અને મધની સાથે જુના ઘઉંના પદાર્થો એઓનો ઉપયોગ કરવો.

સૈંધવ, બીડલૂણ, સંચળ, સુંઠ, પીપળ, પીપળીમૂળ, ચવક, ચિત્રો, મરી અને હીંગ એઓનું ચૂર્ણ કરી સેહેવાઈ શકે એવા ગરમ પાણીથી પીવામાં આવે તો તેથી કફશૂળ મટી જાયછે.

આમશૂળ થયું હોય તો કફશૂળને મટાડનારી ક્રિયા કરવી, આમને મટાડનારા સઘળા પદાર્થોનું સેવન કરવું અને મંદ થઈ ગએલા જઠરાગ્નિને પ્રદીપ્ત કરવો.

રાઇનું ચૂર્ણ અને હરડાં, બેહેડાં તથા

આમળાં એઓનું ચૂર્ણ એઓને મધમાં તથા ઘીમાં કાલવીને ખાવામાં આવે તો તેથી સર્વ પ્રકારનાં શૂળોનું નિવારણ થાયછે.

પેટમાં શૂળ નીકળતાં હોય તો દેવદાર, ધોળીવજ, કઠ, સુવા, હિંગ અને સિંધવ એઓને ખાટા રસમાં વાટી સેહેવાય તેવાં ગરમ કરીને પેટ ઉપર ચોપડવાં એટલે તેથી પેટનાં શૂળ શાંત થાયછે.

બીલીનાં મૂળ, એરંડાનાં મૂળ, ચિત્રક, અને સુંઠ એઓનું ચૂર્ણ કરી હીંગની અને સિંધવની સાથે ખાવામાં આવે તો તેથી તુરત શૂળનું નિવારણ થાયછે.

વાયુસંબંધી રોગોના પ્રકરણમાં આધ્માનની (આફરાની) ચિકિત્સામાં જે નારાચ નામનો રસ કેહેવામાં આવ્યો છે તે અને બીજાં પણ વિરેચનો શૂળ ઉપર હિતકારી છે.

કોળાના ઝીણા ઝીણા ટુકડા કરી તડકામાં નાખીને સુકાવવા. પછી એ સઘળા ટુકડાઓને હાંડલીમાં નાખી હાંડલીની ઉપર ઢાંકણું ઢાંકી ચુલાની ઉપર મુકીને એવા ડાહાપણથી અગ્નિ બાળવો કે જેથી કોળાના ટુકડા ભસ્મરૂપ ન થઈ જાય પણ મજબુત કોલસા જેવું થઇ જાય. પછી એ કોલસા જેવા ને ઠારી સારી પેઠે શીતલ કરી ચૂર્ણ કરી બાર રતી ભાર એ ચૂર્ણ અને બાર રતી ભાર સુંઠનું ચૂર્ણ એઓને મિશ્રિત કરી પાણીથી નિત્ય ભક્ષણ કરવામાં આવે તો તેથી અસાધ્ય શૂળ પણ શાંત થઈ જાયછે. મોટા શૂળથી વ્યાકુલ થએલા માણસે આ ઉપાય કરવો. આ ઉપાય 'કૃષ્માંડક્ષાર' એ નામથી ઓળખાય છે.

## પરિણામ શૂળની ચિકિત્સા.

પરિણામ શૂળની શાંતિનેવાસ્તે પ્રથમ લંઘન કરવું અને પછી વમન તથા વિરેચન કરવાં. વમનનો વિધિ આ પ્રમાણે છે. પરિણામ શૂળથી પીડાએલા માણસે મીંઢાળના ક્વાથની સાથે દુધને, અથવા જંગલી શેલડીના રસને, અથવા ધોળી શેલડીના રસને અથવા પોટા જેવી શેલડીના રસને, અથવા લીંબડાના ક્વાથને અથવા કડવી તુંબડીના ક્વાથને ગળાસુધી પીને વમન કરવું.

નસોતરનું, નેપાળાનું અથવા એરંડીઆ તેલનું વિરેચન દેવામાં આવે તો તુરત પરિણામ શૂળનું નિવારણ થાયછે.

વાવડીંગનાં બીજ, સુઠ, મરી, પીપળ, નસોતર, નેપાળો અને ચિત્રક એ સર્વને એકઠાં કરી બારીક ચૂર્ણ કરી તેના ગોળથી લાડુ કરીને ઉના પાણીથી ખાવામાં આવે તો ત્રણે દોષથી થએલું પરિણામ શૂળ પણ મટી જાયછે. આ ઉપાય 'વિડંગાદિમોદક' એ નામથી ઓળખાય છે.

જે માણસ સુંઠ, તલ અને ગોળ એઓનો કલ્ક કરી દુધમાં વાટીને તેને ચાટે તે માણસનું પરિણામ શૂળ ઉગ્ર હોય તોપણ ત્રણ દિવસમાં મટી જાયછે.

નાહાની નાહાની છીપનીઓની ભસ્મ કરીને ઊના પાણીથી પીવામાં આવે તો જેમ વિષ્ણુ દૈત્યોનો તુરત નાશ કરેછે તેમ તે ભસ્મ પરિણામ શૂળનો તુરતજ નાશ કરેછે.

### પથ્યાદિ લોહ.

લોઢું, હરડે, પીપળ અને સુંઠ એઓનું ચૂર્ણ કરી મધથી તથા ઘીથી ચાટવામાં આવે તો તેથી પરિણામ શૂળ અવશ્ય મટી જાયછે.

### નારિકેર ક્ષાર.

પાણીવાળા લીલા નાળીએરના ગોટામાં સારી પેઠે લૂણ ભરી કપડમટ્ટી કરી સુકાવીને અડાયાના અગ્નિથી પકાવવું. એ નાળીએર પીપળના ચૂર્ણની સાથે ખાવામાં આવે તો તેથી વાયુસંબંધી, પિત્તસંબંધી, કફસંબંધી અને ત્રિદોષસંબંધી પરિણામ શૂળ પણ મટી જાયછે.

### અન્નદ્રવ શૂળની ચિકિત્સા.

જ્યાંસુધી તીખુ, ઊનું અને ખાટું અન્ન ઓછી નાખવામાં ન આવે ત્યાંસુધી અન્નદ્રવ શૂળમાં સ્વસ્થપણું પ્રામેજ થતું નથી. પરિણામ શૂળ ઊત્પન્ન થાય કે તુરતજ તે જો પિત્તથી થયું હોય તો વમન કરીને મટાડવું અને કફથી થયું હોય તો વિરેચનથી મટાડવું. જે પરિણામ શૂળની ચિકિત્સા છે તે અન્નદ્રવ શૂળમાં પણ કરવી અને જે અન્નદ્રવ શૂળની ચિકિત્સાછે તે પરિણામ શૂળમાં પણ કરવી. આમાશય અને પક્વાશય સુદ્ધ થાય તો અન્નદ્રવ શૂલ શાંત થાયછે.

અન્નદ્રવ શૂળથી પીડાએલા માણસે હીંગ, મીઠું, જીરૂં તથા આદુ નાખી અડદના પીઠાની ઝીણી ઝીણી વડીઓ કરી તેઓને સારી પેઠે બાફી તેલમાં પકાવીને ઘીની સાથે ખાવી.

આમળાંનું ચૂર્ણ કરી તેમાં લોઢાનું ચૂર્ણ અથવા જેઠીમધનું ચૂર્ણ મિશ્રિત કરી મધમાં કાલવીને ખાવામાં આવે તો તેથી અન્નદ્રવ શૂળ મટી જાયછે.

સામાના દાણાઓથી, અથવા કોદરાના દાણાઓથી અથવા પ્રિયંગુ નામની કાંગના દાણાઓથી દુધપાક કરી તેમાં પથ્ય પદાર્થો મેળવીને ખાવામાં આવે તો એ અન્નદ્રવ શૂલ ઉપર હિતકારી થાયછે.

ગોળનું પક્વાન્ન, સૂરણ, કોળું, વટાણાનો સાથવો, જવનો સાથવો અથવા ચોખાની ધાણીનો સાથવો એઓ અન્નદ્રવ શૂળ ઉપર હિતકારી છે. કળથીનો સાથવો દહીની સાથે ખાવો, દહીથી જઓને સંસ્કાર આપ્યો એવા ભાત વગેરે ખાવા, ચણાનો સાથવો ખાવો અથવા કોદરાનો ભાત ખાવો. એ પણ હિતકારી છે.

ઘઉંના માંડામાં ઘી, ગોળ તથા સાકર નાખી તેને ટાઢા દુધમાં ચોળીને ખાવો એ પણ અન્નદ્રવ શૂળ ઉપર હિતકારી થાયછે.

અન્નદ્રવ શૂળ એ મોટો રોગ છે, માંડ જાણી શકાય એવો છે અને ચિકિત્સા કરવામાં પણ મુશ્કેલી ભરેલો છે માટે તેને શાંત કરવામાં મોટું યત્ન કરવું. અન્નદ્રવ શૂળમાં અને પરિણામ શૂળમાં જઠરાગ્નિ મંદ થઇ જાયછે એટલામાટે એ રોગોમાં જે જે કાંઇ અન્નપાન આપવાં તે ઓછી માત્રાથીજ આપવાં.

વટાણા, જવ, ઘઉં, સામો, કોદરો, ચોળા, અડદ, કળથી, કાંગ, રાતા ચોખા, દહીની સાથે મેળવેલું દુધ, ગાયનું તથા ભેંશનું ઘી, બથવો, કારેલાં, કંટોલાં, મોરનું માંસ, હરણનું માંસ, રોહીડા વગેરે માછલાંઓ અને તેતરનું માંસ એઓ

અન્નદ્રવ શૂળમાં હિતકારી છે એમ આયુર્વેદના આચાર્યોએ માનેલું છે.

ચાર તોલાં ભાર ગોળ, ચાર તોલાં ભાર આમળાંનું ચૂર્ણ, ચાર તોલાં ભાર હરડેનું ચૂર્ણ અને બાર તોલાં ભાર લોઢાનું કીટું ( મંડુર ) એઓને મધમાં તથા ઘીમાં કાલવી તેમાંથી ભોજનના આદિમાં, મધ્યમાં તથા અંતમાં એક એક તોલાં ભાર ખાવામાં આવે તો તેથી મહાદારૂણ અન્નદ્રવ, શૂળ પરિણામ શૂળ અને અમ્લપિત્ત એઓ મટી જાયછે. આ ઉપાય 'ગુડમંડુર' એ નામથી ઓળખાય છે.

શૂળવાળા માણસે કસરત, મૈથુન, મદ્ય, લૂણ, તીખોરસ, વિષ્ટા આદિના વેગનું રોધન, શોક, ક્રોધ અને વિકલપણું એઓનો ત્યાગ કરવો.

### શૂળનો અધિકાર સંપૂર્ણ.

---

## ઊદાવર્તનો તથા આનાહનો અધિકાર.

### ઊદાવર્તનું છેટેનું નિદાન.

**अथोदावर्ताधिकारः ।**

तत्र उदावर्त्तस्य विप्रकृष्टनिदानमाह ॥

वातविण्मूत्रजृम्भाश्रुक्षवोद्गारवमीन्द्रियैः । क्षुत्तृष्णोच्छ्वासनिद्राणां धृत्योदावर्तसम्भवः ॥

इन्द्रियमत्र शुक्रम् । अत्र तृतीया सहार्था । धृत्या वेगविघातेन ।

અધોવાયુના વેગને રોકવાથી, વિષ્ટાના વેગને રોકવાથી, મૂત્રના વેગને રોકવાથી, બગાસાંના વેગને રોકવાથી, આંસુના વેગને રોકવાથી, છીકના વેગને રોકવાથી, ઓડકારના વેગને રોકવાથી, વમનના વેગને રોકવાથી, વીર્યના વેગને રોકવાથી, ભૂખના વેગને રોકવાથી, તરશના વેગને રોકવાથી, ઊંચા શ્વાસના વેગને રોકવાથી અને નિદ્રાના વેગને રોકવાથી ઉદાવર્ત્તની ઉત્પત્તિ થાયછે.

### ઊદાવર્ત્તનું સામાન્ય લક્ષણ.

**अथोदावर्तस्य सामान्यलक्षणमाह ।**

यत्रोर्ध्वं जायते वायोरावर्तः स चिकित्सकैः । उदावर्त इति प्रोक्तो व्याधिस्तत्रानिलः प्रभुः ॥

आवर्तो भ्रमः ।

જે રોગમાં વાયુનું ભ્રમણ ઊંચે થાયછે તે રોગને વૈદ્યો ઊદાવર્ત્ત કેહેછે. એ રોગમાં વાયુ અધ્યક્ષ છે.

### નોખ નોખા વેગોને રોકવાથી ઉત્પન્ન થતા નોખનોખા ઊદાવર્ત્તોનાં વિશેષ લક્ષણો.

### અધોવાયુને રોકવાથી ઉત્પન્ન થએલા ઊદાવર્ત્તનું લક્ષણ.

**तत्तद्वेगाभिघातभिन्नानामुदावर्तानां क्रमेण विशिष्टानि लक्षणान्याह ।**

**तत्रापानवातनिरोधजस्योदावर्तस्य लक्षणमाह ।**

वातमूत्रपुरीषाणां सङ्गो ध्मानं क्लमो रुजा । जठरे वातजाश्चान्ये रोगाः स्युर्वातनिग्रहात् ॥

सङ्गः अप्रवृत्तिः । ध्मानमाध्मानम् ।

क्लमोऽनायासः । श्रमः रुजा जठरे। अन्ये तोदशूलगुल्मादयः ।

**पुरीषनिरोधजमाह ।**

आटोपशूली परिकर्तिका च सङ्गः पुरीषस्य तथोर्ध्ववातः । पुरीषमास्यादथवा निरेति पुरीषवेगेऽभिहते नरस्य ॥

पुरीषवेगे धारिते सति आटोपः सरुक् गुड्गुडाशब्दः शूलमिति पक्वाशये परिकर्तिका गुदे कर्तनवत् पीडा ऊर्ध्ववात उद्गारः ।

**मूत्रनिग्रहजमाह ।**

वस्तिमेहनयोः शूलं मूत्रकृच्छ्रं शिरोरुजा । विनामो वंक्षणानाहः स्याल्लिङ्गं मूत्रनिग्रहे ॥

विनामः व्यथया वपुषो नमनम् । वक्षणानाहः । वक्षणयोराकर्षणवद् व्यथा ।

**अथ जृम्भानिरोधजमाह ।**

मन्यागलस्तम्भशिरोविकारा जृम्भोपघातात् पवनात्मकाः स्युः । तथाक्षिनासावदनामयाश्च भवन्ति तीव्राः सह कर्णरोगैः ॥

**अथाश्रुनिरोधजमाह ।**

आनन्दजं वाप्यथ शोकजं वा नेत्रोदकं प्राप्तममुञ्चतो हि । शिरोगुरुत्वं नयनामयाश्च भवन्ति तीव्राः सह पीनसेन ॥

**छिक्कानिरोधजमाह ।**

मन्यास्तम्भः शिरःशूलमर्दितार्धावभेदकौ । इन्द्रियाणाञ्च दौर्बल्यं क्षवथोः स्याद्विधारणात् ॥

**अथोद्गारनिरोधजमाह ।**

कण्ठास्यपूर्णत्वमतीव तोदः कूजश्च वायोरथवाऽप्रवृत्तिः । उद्गारवेगेऽभिहते भवन्ति जन्तोर्विकाराः पवनप्रसूताः ॥

कण्ठास्यपूर्णत्वं कवलेनैव । तोदो हृद्यामाशये च । कूजोऽव्यक्तशब्दः । उदरे वायोरप्रवृत्तिः । उच्छ्वासादिनिरोधात् ॥ पवनप्रसूताः पवनाज्जाता विकारा हिक्कादय ॥

**वांतिनिरोधजमाह ।**

कण्डूकोठारुचिव्यङ्गशोथपाण्ड्वामयज्वराः । कुष्ठहृल्लासवीसर्पाश्छर्दिनिग्रहजा गदाः ॥

**शुक्रनिरोधजमाह ।**

मूत्राशये वै गुदमुष्कयोश्च शोथो रुजा मूत्रविनिग्रहश्च । शुक्राश्मरी तत्स्रवणं भवेच्च तेते विकारा विहते तु शुक्रे ॥

तत्स्रवणं शुक्रस्राव ते ते विकारा. वातकुण्डलिकादय' ।

**अथ क्षुधाविघातजमाह ।**

तन्द्राङ्गमर्दावरुचिः श्रमश्च क्षुधाविघातात् कृशता च दृष्टेः ।

**अथ तृषाविघातजमाह ।**

कण्ठस्य शोथः श्रवणावरोधस्तृष्णाविघाताद्धृदये व्यथा च ।

**अथ श्वासनिरोधजमाह ।**

श्रान्तस्य निःश्वासविनिग्रहेण हृद्रोगमोहावथवापि गुल्मः ।

**अथ निद्राविघातजमाह ।**

जृम्भाङ्गमर्दाक्षिशिरोऽतिजाड्यं निद्राविघातादथवापि तन्द्रा ।

अतिजाड्यं गौरवम् । शिरोगात्राक्षिगौरवमिति तन्त्रान्तरे पाठात् ।

અધોવાયુને રોકવાથી વાયુની, મૂત્રની તથા વિષ્ટાની અટકાયત થાયછે, પેટ ચડી આવેછે, મેહેનત કર્યા વગર થાક લાગે છે, પેટમાં પીડા થાયછે અને વ્યથા શૂળ તથા ગુલ્મ આદિ બીજા પણ વાયુસંબંધી રોગો થાયછે.

## વિષ્ટાના વેગને રોકવાથી ઉત્પન્ન થએલા ઉદાવર્ત્તનું લક્ષણ.

વિષ્ટાના વેગને રોકવાથી પેટમાં પીડાવાળો ગડગડાટ થાયછે, પક્વાશયમાં શૂળ થાયછે, ગુદામાં વાઢ થાયછે, વિષ્ટાની અટકાયત થાયછે, ઓડકાર આવેછે અને મોહોડામાંથી વિષ્ટા પણ નીકળે છે.

## મૂત્રના વેગને રોકવાથી ઉત્પન્ન થએલા ઉદાવર્ત્તનું લક્ષણ.

મૂત્રના વેગને રોકવાથી મૂત્રાશયમાં તથા લિંગમાં શૂળ થાયછે, મૂત્રકૃચ્છ્ર થાયછે, માથામાં વ્યથા થાયછે, વ્યથાથી શરીર નમી જાયછે, અને સાથળોના સાંધાઓ કે જેઓ બંદ થવાની જગ્યા છે તેઓમાં આકર્ષણ થવા જેવી વ્યથા થાયછે.

## બગાસાના વેગને રોકવાથી ઉત્પન્ન થએલા ઉદાવર્ત્તનું લક્ષણ.

બગાસાના વેગને રોકવાથી ઓડ ઝલાઈ જાયછે, ગળું ઝલાઇ જાયછે, માથામાં પવનસંબંધી દરદો થાયછે, આંખનાં નાકનાં તથા મોહોડાનાં તીવ્ર દરદો થાયછે અને કાનનાં દરદો પણ થાયછે.

## આંસુના વેગને રોકવાથી ઉત્પન્ન થએલા ઉદાવર્ત્તનું લક્ષણ.

આનંદથી અથવા શોકથી પ્રાપ્ત થએલા આંસુના વેગને રોકવાથી માથામાં ભારેપણું થાયછે, આંખોના તીવ્ર રોગો થાયછે અને સળીખમ પણ થાયછે.

## છીકના વેગને રોકવાથી ઉત્પન્ન થએલા ઉદાવર્ત્તનું લક્ષણ.

છીકના વેગને રોકવાથી ઓડ ઝલાઇ જાયછે, માથામાં શૂળ થાયછે, અર્દિત (અરદીયો વાયુ) થાયછે, અરધા માથામાં ફાટ થાયછે અને ઇંદ્રિયો નબળી થઇ જાયછે.

## ઓડકારના વેગને રોકવાથી ઉત્પન્ન થએલા ઉદાવર્ત્તનું લક્ષણ.

ઓડકારના વેગને રોકવાથી ગળું તથા મોહોડું જાણે ડાળીઆથી ભરાઈ રહ્યાં હોય એવાં થઇ જાયછે, હૃદયમાં તથા આમાશયમાં અત્યંત વ્યથા થાયછે, પેટમાં પવનનો અસ્ફુટ શબ્દ થાયછે અથવા શ્વાસ આદિના રોધનેલીધે પવનની પ્રવૃત્તિ થતી નથી અને બીજા હેડકી આદિ પવનસંબંધી વિકારો થાયછે.

## વમનના વેગને રોકવાથી ઉત્પન્ન થએલા ઉદાવર્ત્તનું લક્ષણ.

વમનના વેગને રોકવાથી ચળ, ધામઠાં, અરૂચિ, કાળાશ વગરની દાઝ, સોજા, પાંડુ રોગ, જ્વર, કોઢ, મોળ અને વિસર્પ ઉત્પન્ન થાયછે.

## વીર્યના વેગને રોકવાથી ઉત્પન્ન થએલા ઉદાવર્ત્તનું લક્ષણ.

વીર્યના વેગને રોકવાથી મૂત્રાશયમાં ગુદામાં તથા વૃષણોમાં સોજો તથા પીડા થાયછે, મૂત્રની અટકાયત થાયછે, વીર્યની પથરી થાયછે, વીર્યનો સ્રાવ થા-

થછે અને બીજા પણ વાતકુંડલિકા વગેરે વિકારો થાયછે.

### ભુખના વેગને રોકવાથી ઉત્પન્ન થએલા ઉદાવર્ત્તનું લક્ષણ.

ભૂખના વેગને રોકવાથી તંદ્રા, અંગોનું ભાંગવું, અરૂચિ, શ્રમ અને દૃષ્ટિનું નબળાપણું થાયછે.

### તરશના વેગને રોકવાથી ઉત્પન્ન થએલા ઉદાવર્ત્તનું લક્ષણ.

તરશના વેગને રોકવાથી ગળામાં સોજો, સાંભળવાનું રોધન અને હૃદયમાં વ્યથા થાયછે.

### શ્વાસને રોકવાથી ઉત્પન્ન થએલા ઉદાવર્ત્તનું લક્ષણ.

થાકેલો માણસ શ્વાસના વેગને રોકે તો છાતીમાં દરદ થાયછે, મોહ થાયછે અને ગુલ્મ પણ થાયછે.

### નિદ્રાના વેગને રોકવાથી થએલા ઉદાવર્ત્તનું લક્ષણ.

નિદ્રાના વેગને રોકવાથી બગાસાં આવેછે, અંગો ભાંગેછે, માથામાં ગાત્રોમાં તથા નેત્રોમાં ભારેપણું થાયછે અને તંદ્રા પણ થાયછે.

### વેગોને રોકવાથી થતા ઉદાવર્ત્તનાં લક્ષણો કહીને હવે રૂક્ષ આદિ પદાર્થોથી કોપ પામેલા વાયુથી થતા ઉદાવર્ત્ત વિષે કહિયે છિયે.

### એ ઉદાવર્ત્તનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ.

### वेगावरोधजमुदावर्तमभिधाय रूक्षादिकुपितवातजमाह।

### तस्य निदानसंप्राप्तिपूर्वकं लक्षणमाह।

वायुः कोष्ठानुगो रूक्षैः कषायकटुतिक्तकैः। भोजनैः कुपितः सद्य उदावर्तं करोति च॥ वातमूत्रपुरीषाश्रुकफमेदोवहानि वै। स्रोतांस्युदावर्त्तयति पुरीषं चातिवर्तयेत्॥ ततो हृद्बस्तिशूलार्तो हृल्लासारतिपीडितः। वातमूत्रपुरीषाणि कृच्छ्रेण लभते नरः॥ श्वासकासप्रतिश्यायदाहमोहतृषाज्वरान्। वमिहिक्काशिरोरोगमनःश्रवणविभ्रमान्॥ बहूनन्यांश्च लभते विकारान् वातकोपजान्॥

उदावर्तयति वायुरूर्ध्वभ्रमेणैव वातादिवहानि स्रोतांसि निरुणद्धि नतु विडादीन् अधो गमयति। मनोविभ्रमः रज्जौ सर्पज्ञानम्। श्रवणविभ्रमः अन्यथाश्रवणम्।

રૂક્ષ, તુરાં, તીખાં અને કડવાં ભોજનોથી કોપ પામેલો કોઠામાં રહેલો વાયુ તુરત ઉદાવર્ત્તને ઉત્પન્ન કરેછે. વાયુ ઊંચે ઊંચે ભ્રમણ કરીને પોતાને ચલાવનારાં, મૂત્રને ચલાવનારાં, વિષ્ટાને ચલાવનારાં, આંસુને ચલાવનારાં, કફને ચલાવનારાં તથા મેદને ચલાવનારાં સ્રોતોને રોકી દેછે અને વિષ્ટા વગેરેની અવળી ગતિ કરેછે પણ તેઓને નીચે ઉતારતો નથી તેથી માણસને અધોવાયુ, મૂત્ર અને વિષ્ટા માંડ માંડ ઘણા શ્રમથી ઉતરે છે.

આવા ઉદાવર્ત્તવાળા માણસને શ્વાસ, ઉ-ધરસ, સળીખમ, દાહ, મોહ, તરશ, જ્વર, વમન, હેડકી, માથાનાં દરદો, દોરીમાં સર્પની ભ્રાંતિ આદિ મનના વિભ્રમો, સાંભળવાનો ફેરફાર અને બીજા પણ વાયુના કોપથી થનારા ઘણા ઘણા વિકારો થાયછે.

## ઉદાવર્ત્તના અસાધ્યપણાનું લક્ષણ.

### अथासाध्यस्य लक्षणमाह।

तृणाछर्दिपरिक्लिष्टं क्षीणं शूलैरुपद्रुतम् । शकृद्वमन्तं मतिमानुदावर्तिनमुत्सृजेत् ।

परिक्लिष्टं क्लेशसंयुक्तम् ।

ઉદાવર્ત્તવાળો માણસ જો તરશથી તથા ઉલટીથી દુખ પામતો હોય, ક્ષીણ થઇ ગયો હોય, શૂળોથી દુખી થતો હોય અને વિષ્ટા ઓકતો હોય તો બુદ્ધિમાન્ વૈદે તેની ચિકિત્સાજ કરવી નહિ.

## આનાહનું સામાન્ય લક્ષણ.

### अथानाहस्य लक्षणमाह ।

आमं शकृद्वा निचितं क्रमेण भूयो विवद्धं विगुणानिलेन। प्रवर्तमानं न यथास्वमेनं विकारमानाहमुदाहरन्ति ॥

आमं अपक्वमाहाररसम् । शकृत् पुरीषं वा क्रमेण निचितं सञ्चितम् । भूयो विगुणानिलेन दुष्टवायुना विवद्धं शोषितं वा यथास्वं पूर्ववदप्रवर्तमानम् । एनं विकारमानाहमाहुः ॥

આહારનો નહી પાકેલો રસ અથવા વિષ્ટા અનુક્રમથી સંચય પામીને અને વળી દુષ્ટ વાયુથી બંધાઇને અથવા સુકાઇને આગળની પેઠે ન ઉતરે એ વિકારને વૈદો આનાહ કહેછે.

## આહારના નહીં પાકેલા રસથી ઉત્પન્ન થએલા આનાહનું લક્ષણ.

### तत्रामजमानाहमाह ।

तस्मिन् भवत्यामसमुद्भवे तु तृष्णाप्रतिश्यायशिरोविदाहाः । आमाशये शूलमथो गुरुत्वं हृत्स्तम्भ उद्गारविघातनश्च ॥

विघातनम् अप्रवृत्तिः ॥

જો આહારના નહીં પાકેલા રસથી આનાહ થયો હોય તો તરશ, સળીખમ, માથામાં બળતરા, આમાશયમાં શૂળ, ભારેપણું, છાતીનું સજડપણું અને ઓડકારનું બંધ પડવું એટલાં ચિન્હો થાયછે.

## વિષ્ટાના સંચયથી ઉત્પન્ન થએલા આનાહનું લક્ષણ.

### शकृत्सञ्चयजमाह ।

स्तम्भः कटीपृष्ठपुरीषमूत्रे शूलोऽथ मूर्च्छा शकृतो वमिश्च । श्वासश्च पक्वाशयजे भवन्ति तथालसोक्तानि च लक्षणानि ॥

पक्वाशयजे शकृत्सञ्चयजे आनाहे । स्तम्भशब्दः कटीपृष्ठयोः स्तब्धतावाची । पुरीषमूत्रयोरप्रवृत्तिवाची । अलसोक्तानि च लक्षणानि । आध्मानवातविघातादीनि ।

જો વિષ્ટાના સંચયથી આનાહ થયો હોય તો કેડ તથા વાંસો ઝલાઇ જાયછે, વિષ્ટા તથા મૂત્ર ઉતરતાં નથી, શૂળ થાયછે, મૂર્છા આવેછે, વિષ્ટાનું વમન થાયછે અને અલસક નામના કૉલેરાના, પેટનું ચડવું તથા વાયુનો વિઘાતઆદિ લક્ષણો પણ થાયછે.

આવા ઉદાવર્ત્તવાળા માણસને શ્વાસ, ઉધરસ, સળીખમ, દાહ, મોહ, તરશ, જ્વર, વમન, હેડકી, માથાનાં દરદો, દોરીમાં સર્પની ભ્રાંતિ આદિ મનના વિભ્રમો, સાંભળવાનો ફેરફાર અને બીજા પણ વાયુના કોપથી થનારા ઘણા ઘણા વિકારો થાયછે.

**ઉદાવર્ત્તના અસાધ્યપણાનું લક્ષણ.**

**अथासाध्यस्य लक्षणमाह।**

तृष्णाछर्दिपरिक्लिष्टं क्षीणं शूलैरुपद्रुतम् । शकृद्वमन्तं मतिमानुदावर्तिनमुत्सृजेत् ।

परिक्लिष्टं क्लेशसंयुक्तम् ।

ઉદાવર્ત્તવાળો માણસ જો તરશથી તથા ઉલટીથી દુખ પામતો હોય, ક્ષીણ થઇ ગયો હોય, શૂળોથી દુખી થતો હોય અને વિષ્ઠા ઓકતો હોય તો બુદ્ધિમાન્ વૈદે તેની ચિકિત્સા ક[illegible]

આના[illegible]નારૂં અન્ન, અ[illegible]ગાડનારૂં ઔષધ, ગુદામાં વાટ [illegible]સવી, અભ્યંગ, અવગાહન, સ્વેદન [illegible]થા પિચકારી એઓ હિતકારી થાયછે.

મૂત્રના વેગને રોકવાથી ઉદાવર્ત્ત થયો હોય તો દુધ, પાણી તથા વજનું ચૂર્ણ એઓને મિશ્રિત કરીને પીવાં અથવા ભોરીંગણીનો કે રાતા ધમાસાનો સ્વરસ પીવો અથવા આસોંદરાનો સ્વરસ પીવો. અથવા કાકડીનાં બીજને વાટી તેમાં લુણ નાખી પાણીમાં ઘોળીને પીવાં અથવા સાકર, શેલડીનો રસ, દુધ, દ્રાખનો રસ અથવા જેઠીમધનો રસ પીવો. આ ઉદાવર્ત્તમાં મૂત્રકૃચ્છ્રના ઉપાયો તથા પથરીના ઉપાયો પણ સર્વથા કરવા.

**આહારના નહીં પાકેલા રસથી ઉત્પન્ન થએલા આનાહનું લક્ષણ.**

**तत्रामजमानाहमाह ।**

तस्मिन् भवत्यामसमुद्भवे तु तृष्णाप्रतिश्यायशिरोविदाहाः । आमाशये शूलमथो गुरुत्वं हृत्स्तम्भ उद्गारविघातनञ्च ॥

विघातनम् अप्रवृत्तिः ॥

જો આહારના નહીં પાકેલા રસથી આનાહ થયો હોય તો તરશ, સળીખમ, માથામાં બળતરા, આમાશયમાં શૂળ, ભારેપણું, છાતીનું સજડપણું અને ઓડકારનું બંધ પડવું એટલાં ચિન્હો થાય[illegible]

**વિષ્ઠાના સંચયથી** [illegible]ગને રોકવાથી ઉદાવર્ત્ત [illegible]ય તો સ્નેહવાળા પદાર્થોનું ધૂ[illegible] કરવું.

વમનના વેગને રોકવાથી ઉદાવર્ત્ત થયો હોય તો વમન તથા લંઘન કરવું એ હિતકારી છે.

વીર્યના વેગને રોકવાથી જેને ઉદાવર્ત્ત થયો હોય તે પુરૂષે દુધમાં ચોગણું પાણી નાખી તથા મૂત્રાશયને સ્વચ્છ કરનારા પદાર્થો નાખી સઘળું પાણી બળી જાય ત્યાંસુધી ઉકાળી સારી પેઠે પીને પ્યારી સ્ત્રીઓની સાથે રમણ કરવું. આ ઉદાવર્ત્તવાળાને અભ્યંગ, અવગાહન, મદિરા પાન, કુકડાંનું માંસ, ચોખા, દુધ, નિરૂહબસ્તિ અને મૈથુન એઓ હિતકારી થાયછે.

ભૂખના વેગને રોકવાથી ઉદાવર્ત્ત થયો હોય તો સ્નિગ્ધ, ઉનું, હલકું, રૂચિકારક અને થોડું ભોજન હિતકારી

## ઉદાવર્ત્તોની ચિકિત્સા.

## तत्रोदावर्तानां चिकित्सा ।

अधोवातनिरोधोत्थे उदावर्ते हितं मतम् । स्नेहपानं तथा स्वेदो वर्तिर्वस्तिर्हितो मतः ॥ विड्विघातसमुत्थे तु विड्भेद्यन्नं तथौषधम् । वर्त्यभ्यङ्गावगाहाश्च स्वेदो वस्तिर्हितो मतः ॥

वर्तिः फलवर्तिः ।

मूत्रावरोधजनिते क्षीरवारिवचां पिबेत् । दुःस्पर्शास्वरसं वापि कषायं ककुभस्य च ॥

दुःस्पर्शा कण्टकारी दुरालभाच तुल्यगुणत्वात् ।

एर्वारुवाजी"..नोयेन पिबेद्वा लवणीतम् । सितामिक्षुरसं क्षी"..द्राक्षां यष्टीथापि वा ॥ सर्वथैव प्रयुञ्जीत"..मूत्रकृ-

હીંગ, મધ અને સૈંધવ એઓને સાથે વાટી તેઓની વાટ બનાવી ઘીથી ભીજવીને ગુદામાં રાખવામાં આવે તો તેથી ઉદાવર્ત્તનો નાશ થાયછે. આ ઉપાય 'ફલવર્ત્તિ' એ નામથી ઓળખાય છે.

### મદન ફલાદિવર્ત્તિ.

મીંઢોળ, પીપળ, કઠ, વજ, અને ધોળા સર્ષપ એઓને ગોળમાં તથા દુધમાં વાટી વાટ કરીને ગુદામાં ખોસીરાખવામાં આવે તો તેથી ઉદાવર્ત્ત મટી જાયછે.

### નારાચ ચૂર્ણ.

ચાર તોલા ખાંડ, એક તોલું નસોતરનું ચૂર્ણ અને એક તોલું પીપળનું ચૂર્ણ એઓને એકઠાં કરી ભોજનથી પહેલાં

नार्यः शुक्रोदावर्तिनं नरम् ॥ तस्याभ्यङ्गोऽवगाहश्च मदिराचरणायुधाः । शालिः पयोनिरूहश्च हितं मैथुनमेव च ॥ क्षुद्विघातसमुद्भूते स्निग्धमुष्णं तथा लघु । रुचमल्पं हितं भक्ष्यं पुष्पं सेव्यं सुगन्धि यत् । तृषाविघातसम्भूते शीतः सर्वो विधिर्हितः ॥ कर्पूरशिशिरं स्वल्पं पिबेत्तोयं शनैः शनैः । श्रमे श्वासे घृतौ शस्तौ विश्रामारससादनौ ॥ निद्रावेगविघातोत्थे पिबेत् क्षीरं सितायुतम् । संवाहनं सुशय्यात्र हितः स्वप्नः प्रियाः कथाः ॥

## रूक्षादि कुपितवातजनितस्योदावर्तस्य चिकित्सामाह ।

हिङ्गुमाक्षिकसिन्धूत्थैः पिष्टैर्वर्ति वि-...स्यम्येद-

ધી પીવામાં આવે તો તેથી તુરતજ ઉદાવર્ત્ત રોગ સંપૂર્ણ રીતે શાંત થઇ જાયછે.

## આનાહની ચિકિત્સા.

## अथानाहस्य चिकित्सा ।

तुल्यकारणकार्यत्वादुदावर्तहरी क्रियाम् । आनाहेषु च कुर्वीत विशेषश्चाभिधीयते ॥ त्रिवृत्कृष्णाहरीतक्यो द्विचतुःपञ्चभागिकाः । गुडेन तुल्या गुटिका हरत्यानाहमुल्वणम् ॥ वर्चिस्त्रिकटुकसैन्धवसर्षपगृहधूमकुष्ठमदनफलैः । मधुनि गुडे वा पक्वैर्विहिता साङ्गुष्ठसंमिता विज्ञैः ॥ वर्तिरियं दृष्टफला शनैः प्रणिहिता गुदे घृताभ्यक्ता । आनाहमुदरजातिं शमयति जठरं तथा गुल्मम् ॥

चित्रकम् । तच्चूर्णं गुडसंमिश्रं भक्षयेत् मातरुत्थितः ॥ एतद्गुडाष्टकं नाम्ना बलवर्णाग्निवर्द्धनम् । उदावर्त्तप्लीहगुल्मशोथपाण्ड्वामयापहम् ॥

इति गुडाष्टकम् ॥

मूलकं शुष्कमार्द्रं वा वर्षाभूः पञ्चमूलकम् । कृतमालफलं चाप्सु पक्त्वा तेन घृतं पचेत् ॥ तत्पीतं शमयेत् क्षिप्रमुदावर्त्तमशेषतः ।

पञ्चमूलकमत्र बृहत् । इति शुष्कमूलकाद्यं घृतम् ॥

અધોવાયુના વેગને રોકવાથી ઉદાવર્ત્ત થયો હોય તો સ્નેહપાન, શેક કરવા આદિ સ્વેદન, ગુદામાં વાટ ખોસવી અને પીચકારી મારવી એ હિતકારી થાયછે.

વિષ્ઠાના વેગને રોકવાથી ઉદાવર્ત્ત [illegible] નાવી તેને ધીમી ખરડીને ધીરે ધીરે ગુદામાં ખોસી રાખવામાં આવે તો તેથી આનાહ, ઉદરની પીડા, ઉદરના રોગ તથા ગુલ્મ એઓનો નાશ થાયછે. વિદ્વાન લોકોએ આ વાટનું ફળ પ્રત્યક્ષ જોએલું છે.

## ઉદાવર્ત્તનો તથા આનાહનો અધિકાર સંપૂર્ણ.

---

## ગુલ્મનો અધિકાર.

### ગુલ્મનાં પાસેનાં તથા દુરનાં નિદાનો અને સામાન્ય લક્ષણ.

### अथ गुल्माधिकारः ।



બગાસાંના વેગને રોકવાથી ઉદાવ થયો હોય તો સ્નેહનની અથવા સ્વે નની ક્રિયા કરવી અને વાયુનું હર કરનારા બીજા ઉપાયો પણ કરવા.

આંસુના વેગને રોકવાથી ઉદાવ થયો હોય તો સારી પેઠે રોઇને આં પાડવાં, સુખથી સુઇ રહેવું અને બી માણસોએ તેની પાસે પ્રિય લાગે એ વાતો કરવી.

છીકના વેગને રોકવાથી ઉદાવ થયો હોય તો મરી તથા રાઈ વગે તીક્ષ્ણ પદાર્થોને સુંધીને, તેઓનું નર લઇને અને સૂર્યની સામે જોઇને પ છીક આવે એમ કરવું અને સ્નેહન તથા સ્વેદનનું પણ સેવન કરવું.

ઓડકારના વેગને રોકવાથી ઉદાવ થયો હોય તો સ્નેહવાળા પદાર્થોનું ભપાન કરવું.

[illegible] क्तजश्चोपजायते ॥

### आर्त्तवरूपादपि रक्तात् गुल्मो भवति इत्याह ।

आर्त्तवादपि गुल्मः स्यात् स तु स्त्रीणां प्रजायते । अन्यस्त्वसृग्भवः पुंसां तथा स्त्रीणां प्रजायते ॥

### कोष्ठेऽपि स्थाननियममाह ।

तस्य पञ्चविधं स्थानं पार्श्वहृन्नाभिबस्तयः ।

### अथ गुल्मस्य सामान्यलक्षणमाह ।

हृन्नाभ्योरन्तरे ग्रन्थिः सञ्चारी यदि वाऽचलः । वृत्तश्चयोपचयवान् स गुल्म इति कीर्तितः ॥

नाभिशब्देन बस्तिर्बोध्यः सामीप्यादेव यथा गङ्गायां घोष इति बस्तेरपि गुल्माश्रयत्वेनोक्तत्वात् ॥ अन्ये हृद्वस्त्योरेवं पाठान्तरं पठन्ति । अन्ये तु बस्तौ विद्रधिः स्यात् न गुल्म इति तन्न । बस्तेरपि गुल्माश्रयत्वेनोक्तत्वात् । तथा च चरके ॥ 'पञ्चस्थानानि गुल्मस्य पार्श्वहृन्नाभिबस्तयः ।' इति॥ सञ्चारी चलनशीलः अचलः स्थिरः वृत्तो वर्तुलो चयोपचयवानिति कदाचिच्चीयते वृद्धिं गच्छति कदाचिदपचीयते हीनो भवति । एतल्लक्षणं सामान्योक्तमपि वातिके व्यवतिष्ठत इति जैज्जटः ॥ गणदासस्तु सामान्यमेवाह । सर्वगुल्मानां वातमूलत्वात् ।

ભોજન ઉપર ભોજન વગેરે મિથ્યા આહારથી અને બળવાન્‌ની સાથે લડાઈ કરવા વગેરે મિથ્યા વિહારથી અત્યંત દુષ્ટ થએલાં વાત, પિત્ત, કફ અને રુધિર એઓ કોઠામાં એટલે હૃદયથી માંડીને મૂત્રાશયસુધીના ભાગમાં જે કોઈ ઠેકાણે ગોળી જેવા ગુલ્મને ઉત્પન્ન કરેછે. તે વાયુથી થએલ, પિત્તથી થએલ, કફથી થએલ, ત્રણે દોષોથી થએલ અને રુધિરથી થએલ એ રીતે ગુલ્મ પાંચ પ્રકારના થાયછે. જોકે બબ્બે દોષોથી જે ગુલ્મો થાયછે તેઓને ઉમેરીએ તો પાંચ કરતાં વધારે સંખ્યા થાય તોપણ પોતાના પાસેના નિદાનરૂપ વાતપિત્તાદિકથીજ સંયુક્ત હોય છે માટે અરશોની પેઠે તેઓને પણ જુદા ગણ્યા નથી.

## ગુલ્મના પાંચ પ્રકાર હોવાવિષેનો વિશેષ ખુલાસો.

એ ગુલ્મ પુરુષોને તથા સ્ત્રીઓને પ્રકોપ પામેલા વાતથી, પિત્તથી, કફથી, ત્રણે દોષોથી અને રુધિરથી પણ થાયછે

## ૨૭૩૫ રુધિરથી પણ ગુલ્મ થવાવિષે.

૨૭૩૫ રુધિરથી પણ ગુલ્મ થાય પણ એ ગુલ્મ સ્ત્રીઓનેજ થાયછે. રુ[...]રથી થનારો જે બીજો ગુલ્મ છે તે પુરુષોને પણ થાયછે અને સ્ત્રીઓને પ[...] થાયછે.

## કોઠામાં પણ ગુલ્મનાં સ્થાનકોનો નિયમ.

ગુલ્મનાં બે પડખાં, હૃદય, ના[...] અને મૂત્રાશય એ પાંચ સ્થાનકો છે.

ગુલ્મના સામાન્ય લક્ષણવિષે ક[...] છે કે "હૃદયના તથા નાભિના મધ્યમ[...] ચલનવાળો અથવા સ્થિરપણાવાળો ગોળ, કોઈ સમયે વૃદ્ધિ પામનારો અ[...] કોઈ સમયે ઓછો થઇજનારો જે ગ્રં[...] (ગોળો) થાયછે તે ગુલ્મ કહેવાય છે. આ લક્ષણના વાક્યમાં 'નાભિ' એ શ[...]બ્દથી મૂત્રાશય સમજવો. જેમ 'ગ[...]ગામાં નેહછે' એ વાક્યમાં 'ગંગા' [...] શબ્દથી સમીપતાનેલીધે ગંગાનો કી[...]નારો સમજવાનો છે તેમ આ વાક્યમ[...] પણ મૂત્રાશય નાભિના સમીપમાં હો[...]વાનેલીધે 'નાભિ' એ શબ્દથી મૂત્રાશ[...] સમજવાનો છે. કેટલાએક વૈદ્યો તો ઉ[...]પર કહેલા લક્ષણના વાક્યને 'હૃદય[...] તથા મૂત્રાશયના મધ્યમાં' એવા પા[...]ફેરથીજ બોલે છે. કેટલાએક તો કહેછે 'મૂત્રાશયમાં વિદ્રધિ થાયછે પણ ગુલ્[...] થતો નથી' પણ એ વાત સમજ્યા [...]ગરની છે. કેમકે 'ગુલ્મનાં હૃદય, [...]ડખાં, નાભિ તથા મૂત્રાશય એ પાંચ સ્થાનકો છે' એમ ચરકમાં કહ્યું છે.

'ઉપર કહેલું લક્ષણ એક સામાન્ય રીતે કહેલું છે તોપણ તે લક્ષણ વાયુથી થતા ગુલ્મમાંજ મળતું આવે છે' એમ જ્જટ નામના વૈદ્યે કહેલું છે. ગણ-દાસ નામના વૈદ્યે તો કહ્યું છે કે 'એ લક્ષણ સઘળા ગુલ્મોનેવાસ્તે સાધારણ છે. કેમ કે સઘળા ગુલ્મોનું મૂળ વાયુજ છે.'

## ગુલ્મનું પૂર્વરૂપ.

### तस्य पूर्वरूपमाह ।

उद्गारबाहुल्यपुरीषबन्धतृप्त्यक्षमता-न्त्रविकूजनानि ॥ आटोपमाध्मानमप-क्तिशूलमासन्नगुल्मस्य वदन्ति चिह्नम् ॥ अरुचि कृच्छ्रविण्मूत्रवातत्वं चान्त्रकूज-नम् । आनाहं चोर्ध्ववातश्च सर्वगुल्मेषु लक्षयेत् ॥

જેને તુરતજ ગુલ્મ થવાનો હોય તે માણસને ઓડકાર બહુ આવે છે, વિષ્ઠાની કબજીયત થાયછે, પેટમાં તૃપ્તિજ રહેછે, શરીર અશક્ત થાયછે, આંતરડાં અવાજ કરેછે, પેટમાં ગડગડાટ થાયછે, પેટ ચડી આવેછે અને અન્ન ન પચવાનેલીધે શૂળ થાયછે. વિષ્ઠાનું મૂત્રનું તથા અધોવાયુનું માંડમાંડ ઉતરવું, અરૂચિ, આંતરડાંઓનો અવાજ, આનાહ, અને પવનનું ઊંચે ગતિવાળાપણું એટલાં પૂર્વરૂપો સઘળા ગુલ્મોમાં થાયછે.

## વાયુથી થતા ગુલ્મનું નિદાન.

### तस्य वातिकस्य निदानमाह ।

रूक्षान्नपानं विषमातिमात्रं विचेष्टनं वेगविनिग्रहश्च । शोकाभिघातोऽतिमल-क्षयश्च निरन्नता चानिलगुल्महेतुः ॥

विचेष्टनं विरुद्धा चेष्टा बलवद्विग्रहादि । शोकाभिघातः शोकेन मनोधिष्ठानस्य हृ-दयस्याभिघातः । अतिमलक्षयः विरेकादि-ना । निरन्नता उपवासः ॥

રૂક્ષ અન્નો, રૂક્ષ પાનો, વિષમ અન્નો, વિષમ પાનો, વિષ્ઠા આદિના વેગોનું રોકવું, બળવાનની સાથે લડવા આદિ વિરૂદ્ધ ચેષ્ટા, હૃદય કે જે મનને રહેવાનું ઠેકાણું છે તેનો શોકથી અભિઘાત, વિરેચન વગેરેથી મળનો અત્યંત ક્ષય અને ઉપવાસ એઓથી વાયુસંબંધી ગુલ્મ થાયછે.

## વાયુથી ઉત્પન્ન થએલા ગુલ્મનું લક્ષણ.

### तस्य लक्षणमाह ।

यः स्थानसंस्थानरुजां विकल्पं वि-ड्वातसङ्गं गलवक्त्रशोषम् । श्यावारुण-त्वं शिशिरज्वरं च हृत्कुक्षिपार्श्वांसशि-रोरुजश्च ॥ करोति जीर्णेऽभ्यधिकं प्र-कोपं भुक्ते मृदुत्वं समुपैति यश्च । वाता-त् सगुल्मो न च तत्र रूक्षः कषायतिक्तं कटुनोपसेवेत् ॥

श्यावारुणत्वं शरीरस्य । शिशिरज्वरम् शीतज्वरम् । जीर्णे आहारे प्रकुप्यति भुक्ते च शान्ति गच्छति स वातिको गुल्मः । रूक्षः आहारः ॥ कषायतिक्तकटुरसाः । तत्र तस्मिन् वातगुल्मे नोपसेवेत् न सुखयति ॥

જે ગુલ્મ વાયુથી ઉત્પન્ન થયો હોય તો નોખનોખાં ઠેકાણાંઓમાં દરદ થાયછે, વિષ્ઠા તથા અધોવાયુ અટકે છે, ગળુ તથા મોહોડું સુકાય છે, શરીર કાળાશવાળું તથા રાતું થઈ જાયછે, ટાઢીઓ

તાવ આવે છે, અન્ન પચી ગયા પછી દરદનો બહુ વધારો થાયછે, જમ્યા પછી દરદ કુણું પડી જાયછે, રૂક્ષ આહાર સુખ આપતો નથી અને એ ગુલ્મમાં તુરો, કડવો તથા તીખો રસપણ સુખ આપતો નથી.

## પિત્તથી ઉત્પન્ન થએલા ગુલ્મનું નિદાન.

### अथ पैत्तिकस्य निदानमाह ।

**कट्वम्लतीक्ष्णोष्णविदाहिरूक्षक्रोधाऽतिमद्यार्कहुताशसेवा ॥ आमोऽभिघातो रुधिरञ्च दुष्टं पैत्तस्य गुल्मस्य निमित्तमुक्तम् ।**

विदाहि वंशकरीरादि । अतिशब्दो मद्यादिषु योज्य । आमोऽत्र विदग्धाजीर्णम् । अभिघातो लगुडादिना ॥

તીખા પદાર્થો, ખાટા પદાર્થો, તીક્ષ્ણ પદાર્થો, ઉષ્ણ પદાર્થો, વાંસ તથા કેરડાં વગેરે બળતરા કરનારા પદાર્થો, ક્રોધ, અત્યંત મદ્યપાન, તડકાનું અત્યંત સેવન, અગ્નિનું અત્યંત સેવન, વિદગ્ધ અજીર્ણ (આનુ લક્ષણ કૉલેરાના પ્રકરણમાં કહ્યું છે તે જોવું.) લાકડી વગેરેથી અભિઘાત અને બગડેલુ રૂધિર એઓથી પિત્તસંબંધી ગુલ્મ ઉત્પન્ન થાયછે.

## પિત્તથી ઉત્પન્ન થએલા ગુલ્મનું લક્ષણ.

### तस्य लक्षणमाह ।

**ज्वरः पिपासा सदनाङ्गरागः शूलं महज्जीर्यति भोजने च । स्वेदो विदाहो व्रणवच्च गुल्मः स्पर्शासहः पैत्तिकगुल्मरूपम् ॥**

अङ्गरागः देहस्य लौहित्यम् । जीर्यति भोजने च विदाहो व्रणवच्च गुल्मः स्पर्शासहः ॥

જો ગુલ્મ પિત્તથી ઉત્પન્ન થયો હોય તો જ્વર આવે છે, તરશ લાગ્યા કરેછે, ગ્લાનિ થાયછે, શરીર રાતું થઈ જાયછે, ભોજન પચવાના સમયમાં ભારે શૂળ નીકળે છે, પસીનો વળેછે, બળતરા થાયછે અને એ ગુલ્મ વ્રણની પેઠે કોઇએ પણ કરેલા સ્પર્શનું સહન ન કરે એવો થાયછે.

## કફથી ઉત્પન્ન થએલા ગુલ્મનું તથા ત્રણે દોષોથી થએલા ગુલ્મનું નિદાન.

### अथ श्लैष्मिकस्य सान्निपातिकस्य च हेतुमाह ।

**शीतं गुरु स्निग्धमचेष्टनञ्च सम्पूरणं प्रस्वपनं दिवा च । गुल्मस्य हेतुः कफसम्भवस्य सर्वस्तु दिष्टो निचयात्मकस्य ॥**

सम्पूरणं उदरपूरणम् । निचयात्मकस्य सान्निपातिकस्य । सर्वो हेतुः वातपित्तकफानां हेतुः ॥

શીતલ અન્નપાનો, ભારે અન્નપાનો, સ્નિગ્ધ અન્નપાનો, કસરતનો ત્યાગ અને દિવસનું સુઇ રેહેવું એઓથી કફસંબંધી ગુલ્મ થાયછે. વાતનાં, પિત્તનાં તથા કફનાં જે નિદાનો છે તે સઘળાં મળવાથી ત્રણે દોષસંબંધી ગુલ્મ થાયછે.

## કફથી ઉત્પન્ન થએલા ગુલ્મનું લક્ષણ.

### अथ श्लैष्मिकस्य लक्षणमाह ।

**स्तैमित्यशीतज्वरगात्रसादहृल्लासका-**

सारुचिगौरवाणि । कफस्य लिङ्गानि च यानि तानि भवन्ति गुल्मे कफकोपजाते॥

कफस्य लिङ्गानि वेदनाल्पता वह्निमान्द्यादीनि । सान्निपातिके सर्वो हेतुरुपलक्षणम् ।

જો કફના પ્રકોપથી ગુલ્મ થયો હોય તો શરીર જાણે ભીનાં કપડાંથી વીટાએલું હોય એવું થઈ જાયછે, ટાઢીઓ તાવ આવેછે, ગાત્રોમાં ગ્લાનિ થાયછે, મોળ આવેછે, ઉધરસ થાયછે, અરૂચિ થાયછે, શરીરમાં ભારેપણું થાયછે અને વેદનાનું અલ્પપણું તથા અગ્નિનું મંદપણું ઇત્યાદિ બીજાપણ જે જે કફનાં ચિન્હો છે તેઓ થાયછે.

## બબ્બે દોષથી થતા ગુલ્મોની કલ્પના કરી લેવાવિષે.

व्यामिश्रलिङ्गानपरांस्तु गुल्मांस्त्रीनादिशेदौषधकल्पनार्थम् ।

જો બબ્બે દોષનાં મિશ્રિત ચિન્હો દેખાતાં હોય તો ઔષધ કરવાની સગવડનેવાસ્તે વાયુથી તથા પિત્તથી થએલ, વાયુથી તથા કફથી થએલ અને પિત્તથી તથા કફથી થએલ એ રીતે બીજા ત્રણ ગુલ્મોની કલ્પના કરી લેવી.

## ત્રણે દોષથી ઉત્પન્ન થએલા ગુલ્મનું લક્ષણ.

त्रिदोषजमाह ।

महारुजं दाहपरीतमश्मवत् घनोन्नतं शीघ्रविदाहि दारुणम् ॥ मनःशरीराग्निबलापहारिणं त्रिदोषजं गुल्ममसाध्यमादिशेत् ।

જો ત્રણે દોષથી ગુલ્મ થયો હોય તો એ ગુલ્મ મોટી પીડા કરેછે, બળતરાથી વ્યાપ્તજ રેહેછે, પથરાની પેઠે ધાટો તથા ઊંચો હોયછે, તુરતજ વિદગ્ધ અજીર્ણને ઉત્પન્ન કરેછે, મનને ભ્રમિત કરી નાખેછે, શરીરને દુબળું કરી નાખેછે, જઠરાગ્નિના બળને હરીલેછે અને મારી નાખનાર થાયછે. આવો ગુલ્મ હોય તો તેને અસાધ્યજ કેહેવો.

## ધાતુરૂપ રૂધિરથી ઉત્પન્ન થએલા ગુલ્મનાં દુરનાં નિદાનો તથા લક્ષણો.

धातुरूपरक्तजस्यापि विप्रकृष्टनिदानानि लक्षणानि च पैत्तिकस्येव बोद्धव्यानि । परमत्राभिघातादिहेतुर्विशेषतः ।

ધાતુરૂપ રૂધિરથી ઉત્પન્ન થએલા ગુલ્મનાં દૂરનાં નિદાનો તથા લક્ષણો પિત્તથી ઉત્પન્ન થએલા ગુલ્મના જેવાંજ સમજવાં પણ ધાતુરૂપ રૂધિરથી ઉત્પન્ન થએલા ગુલ્મમાં અભિઘાત આદિ નિદાનો વિશેષે કરી હોયછે.

## રજરૂપ રૂધિરથી ઉત્પન્ન થએલા ગુલ્મનું નિદાન તથા લક્ષણ.

आर्त्तवरूपरक्तजमाह ।

नवप्रसूताऽहितभोजना या या चामगर्भं विसृजेत् ऋतौ वा । वायुर्हि तस्याः परिगृह्य रक्तं करोति गुल्मं सरुजं सदाहम् ॥ पैत्तस्य लिङ्गेन समानलिङ्गं विशेषणंचाप्यपरं निबोध । यः स्पन्दते पिण्डित एव नाङ्गैश्चिरात् स शूलः समगर्भलिङ्गः ॥ सरौधिरः स्त्रीभव एव गुल्मो मासे व्यतीते दशमे चिकित्स्यः ।

नवप्रसूता प्रकृताग्निबलवर्णमांसहीना । अहितभोजना । या चामगर्भं विसृजेत् नवममासादर्वाक् प्रसूयते साप्यहितभोजना ।

### હૃદ્રોગનું સંપ્રાપ્તિપૂર્વક લક્ષણ.

### तस्य संप्राप्तिपूर्वकं लक्षणमाह ।

दूषयित्वा रसं दोषा विगुणा हृदयङ्गताः । हृदि बाधां प्रकुर्वन्ति हृद्रोगं तं प्रचक्षते ॥

विगुणाः दुष्टाः । बाधां दोषभेदेन नानाविधां व्यथाम् । भङ्गवत्पीडामिति गणदासः ।

દુષ્ટ થએલા વાયુ આદિ દોષો હૃદયમાં રહી રસને દૂષિત કરીને હૃદયમાં પોતાના ભેદનેલીધે અનેક પ્રકારોવાળી વ્યથાને ઉત્પન્ન કરેછે એ હૃદ્રોગ કહેવાયછે.

ગણદાસ નામનો વૈદ્ય કહેછે કે આ રોગમાં જાણે હૃદય ભાંગી જતું હોય એવી પીડા થાયછે.

### વાયુસંબંધી હૃદ્રોગનું લક્ષણ.

### वातिकं हृद्रोगमाह ।

आयम्यते मारुतजे हृदयं तुद्यते तथा । निर्मथ्यते दीर्यते च स्फोट्यते पाट्यतेऽपि वा ॥

मारुतजे हृद्रोग इति शेष । आयम्यते व्यथया विस्तार्यते इव । तुद्यते सूचीभिरिव । विद्धयते निर्मथ्यते मन्थनेनेव दीर्यते । करपत्रेण द्विधाक्रियत इव । स्फोट्यते अस्त्रेणेव । पाट्यते कुठारेण बहुधाक्रियत इव ।

વાયુસંબંધી હૃદ્રોગ થયો હોય તો હૃદય જાણે વ્યથાથી વિસ્તાર પામતું હોય, જાણે સોઇઓથી ભોંકાતું હોય, જાણે રવાઇથી મથાતું હોય, જાણે કરવતથી ચીરાતું હોય, જાણે અસ્ત્રથી ફડાતું હોય અને જાણે કુવાડાથી અનેક પ્રકારે કપાતું હોય એવું વ્યથિત થાયછે.

### પિત્તસંબંધી હૃદ્રોગનું લક્ષણ.

### अथ पैत्तिकमाह ।

तृष्णोष्मदाहचोषाः स्युः पैत्तिके हृदये क्लमः । धूमायनं च मूर्च्छा च स्वेदः शोषो मुखस्य च ॥

शीतवाताभिलाषहेतुः किञ्चिदन्तरौष्ण्यम् । दाहः पार्श्वस्थेन वह्निनेव दुःखहेतुर्गात्रस्य सन्तापः । चोषः चूषणेनेव पीडा । हृदये क्लमः हृदयाकुलत्वं ग्लानिवदित्यर्थः । धूमायनम् कण्ठाद्धूमनिर्गमः । स्वेदः किञ्चिद्दुर्गन्धः शटित इव ।

પિત્તસંબંધી હૃદ્રોગ થયો હોય તો તરસ લાગ્યા કરેછે, જેથી ઠંડા પવનની ઇચ્છા થાય એવી અંદરમાં કાંઇક ઉનાશ રેહેછે, જાણે અગ્નિ શરીરના સમીપમાંજ રહ્યો હોય એવો શરીરને દુઃખ દેનારો સંતાપ થાયછે. જાણે કોઈ ચૂસી લેતું હોય એવી પીડા થાયછે, હૃદયમાં ગ્લાનિ જેવું વ્યાકુલપણું રેહેછે, કંઠમાંથી ધુવાડા નીકળેછે, મૂર્છા આવેછે, સડેલા જેવા કાંઇક દુર્ગંધવાળો પસીનો આવેછે અને મોહોડું સુકાયછે.

### કફસંબંધી હૃદ્રોગનું લક્ષણ.

### श्लैष्मिकमाह ।

गौरवं कफसंस्रावोऽरुचिः स्तम्भोऽग्निमार्दवम् । माधुर्यमपि चास्यस्य बलासावतते हृदि ॥

बलासावतते हृदि कुपितकफव्याप्ते । गौरवं हृदयस्य । स्तम्भो जडता । मार्दवं जलप्लुतमिव । माधुर्यं मुखे ।

કફસંબંધી હૃદ્રોગ થયો હોય તો કોપ પમેલા કફથી વ્યાપ્ત થએલા હૃદયમાં

રહેછે, કફનો સ્રાવ થાયછે, આવે થાયછે, જડપણું થાયછે, જઠ-તણે જળથી ભીંજાયો હોય એવો થઇ જાયછે અને મોહોડામાં મી-શ રહ્યા કરેછે.

### ત્રણે દોષસંબંધી હૃદ્રોગનું લક્ષણ.

### त्रिदोषजमाह ।

विद्यात्रिदोषमप्येवं सर्वलिङ्गं हृदा-मम् ।

જો ત્રણે દોષના કોપથી હૃદ્રોગ થયો ય તો ઉપર કહેલાં ત્રણે દોષોનાં ચિન્હો ભેટાં દેખાયછે.

### કૃમિજ હૃદ્રોગવિષે.

### कृमिजमाह ।

अत्र कृमयो जायन्ते अस्मिन्निति कृ-न इति निरुक्तिः ।

### तस्य विप्रकृष्टनिदानपूर्विकां संप्राप्तिमाह ।

त्रिदोषहेतु हृद्रोगे यो दुरात्मा निषे-। तिलक्षीरगुडादींश्च ग्रन्थिस्तस्योपते ॥ मर्मैकदेशे संक्लेदं रसश्चाप्युछति । संक्लेदात् कृमयश्चास्य पत-हतात्मनः ॥

मैकदेशे हृदयैकदेशे संक्लेदं शटितत्वं पगच्छति । संक्लेदात् रसस्य शटित-उपहतात्मनः दूषितहृदयस्य ।

### तस्य लक्षणमाह ।

ः ष्ठीवनं तोदः शूलं हृल्लास-, अरुचिः श्यावनेत्रत्वं शोषश्च भवेत् ॥

उत्क्लेदः वमनमिवोपस्थितम् । शोषो यक्ष्मा ।

આ હૃદ્રોગમાં કૃમિઓ ઉત્પન્ન થાયછે તેથી તેનું 'કૃમિજ' એ નામ રાખવામાં આવ્યું છે.

### કૃમિજ હૃદ્રોગનું નિદાન તથા સંપ્રાપ્તિ.

ત્રણે દોષથી થએલા હૃદ્રોગમાં જે મૂર્ખ માણસ તલ, દુધ, તથા ગોળ આદિ પદાર્થોનું સેવન કરેછે તેનો રસ હૃદયના એક ભાગમાં સડી જાયછે અને તે સડવાથી એ બગડેલી છાતીવાળા માણસને કૃમિઓ ઉત્પન્ન થાયછે.

### કૃમિજ હૃદ્રોગનું લક્ષણ.

જો કૃમિજ હૃદ્રોગ થયો હોય તો જાણે વમનની તૈયારી હોય એવું સર્વદા રહેછે, વારંવાર થુંકવું પડેછે, સોઇઓથી ભોંકાવા જેવી વ્યથા થાયછે, શૂળ નીકળેછે, મોળ આવ્યા કરેછે, અંધારાં આવેછે, અરૂચિ થાયછે, આંખો કાળાશવાળી થઇ જાયછે અને ક્ષયરોગ પણ થાયછે.

### હૃદ્રોગના ઉપદ્રવો.

### हृद्रोगस्योपद्रवानाह ।

क्लोमः सादो भ्रमः शोषो ज्ञेयास्तेषामुपद्रवाः । कृमिजे तु कृमीणां ये श्लैष्मिकाणां हि ते मताः ॥

क्लोमः पिपासास्थानस्य सादः शोषः । शोषो मुखस्य । तेषां हृद्रोगाणां कृमिजे तु हृद्रोगे श्लैष्मिकाणां कृमीणाम् । ये उपद्रवा हृल्लासस्य स्रवणादयस्ते मताः ।

વાયુસંબંધી, પિત્તસંબંધી, કફસંબંધી

ઘી પકાવવું. આ ઉત્તમ ઘીનો સ્નેહનમાં તથા ભોજનમાં ઉપયોગ કરવામાં આવે તો તેથી મૂત્રસંબંધી અડચણો, પથરી અને કાંકરીઓ મટી જાયછે.

### વરૂણ તૈલ.

છાલ, પાંનડાં, ફળ તથા મૂળસહિત વાયવરણું લઇ તથા ગોખરૂ લઈ તેઓના ક્વાથમાં પકાવેલા તેલથી નિરૂહબસ્તિ દેવામાં આવે તો તેથી પથરી, કાંકરી, શૂળ તથા મૂત્રકૃચ્છ્ર મટી જાયછે.

### કુશાદ્ય તૈલ.

દર્ભ, અરણી, કાંટાઅશેરીયો, બરૂ, બીજી જાતનો દર્ભ, શેલડી, ગોખરૂ, બ્રાહ્મી, સાંભર લૂણ, શતાવરી, પાનબાજરીયું, ધાવણી, અરલૂ, ગુંદી, આસોપાલવ અને પાષાણભેદ, એઓના ક્વાથથી તથા કલ્કથી પકાવવામાં આવેલું તૈલ કુશાદ્ય તૈલ કહેવાયછે. આ તૈલનો પીવામાં, અભ્યંગમાં, બસ્તિમાં અને ઉત્તરબસ્તિમાં ઉપયોગ કરવામાં આવે તો તેથી કાંકરી, પથરી, દારૂણ મૂત્રકૃચ્છ્ર, પ્રદર, યોનિનું શૂળ અને વીર્યના દોષ એઓ મટી જાયછે. આ તૈલ વાંઝણીને ગર્ભ આપનારૂં છે.

### સઘળા પ્રકારની પથરીઓની સામાન્ય ચિકિત્સા.

नागरवरुणकगोक्षुरुपाषाणभिल्कपोतवङ्कजः क्वाथः । गुडयवशूकविमिश्रः पीतो हन्त्यश्मरीमुग्राम् ॥ त्रिकण्टकस्य बीजानां चूर्णं माक्षिकसंयुतम् ॥ अविक्षीरेण सप्ताहं पेयमश्मरिनाशनम् । पिबेद्वरुणजं मूलं क्वाथं तत्कल्कसंयुतम् ॥ क्वाथश्च शिग्रुमूलोत्थः कदुष्णोऽश्मरिनाशनः । शृङ्गवेरयवक्षारपथ्याकालीयकान्वितः ॥ दधिमण्डो भिनत्त्युग्रामश्मरीमाशु पानतः । पाषाणभेदवरुणगोक्षुरुककपोतवङ्कजः क्वाथः ॥ गिरिजतुगुडप्रगाढः कर्कटिकात्रपुसबीजयुतः । पेयोऽश्मरीमवश्यं दुर्भेदामपि भिनत्ति योगवरः ॥ शिखरिणमिव शतकोटिः शतमन्योर्हस्तनिर्मुक्तः । श्रीपर्णीफलबीजं पिष्टं मथितेन यः पुमानद्यात् ॥ शाकमशितमथवा स्याद्धन्याद्रोगाश्मरीपीडाम् । श्वदंष्ट्रैरण्डबीजानि नागरं वरुणत्वचः ॥ एतत् क्वाथवरं प्रातः पिबेदश्मरिनाशनम् । रक्तोद्भवे रूक्षमृणालतालकाशेक्षुवालीक्षुकुशोदकानि । पिबेत् सिताक्षौद्रयुतानि खादेद्विदारिमिक्षुत्रपुसानि चैव ॥ पलान्यष्टौ तु कुर्वीत वराणां वरुणत्वचम् ॥ तदर्धं यावशूकं तु ततोऽप्यर्धं गुडात् स्मृतम् । एकीकृत्य विमृद्येतत् खादेत् कर्षप्रमाणतः ॥ घर्माम्बुपानतोऽवश्यं कृच्छ्राश्मरिविनाशनम् । वरुणकभस्मपरिस्रुतसलिलं तच्चूर्णयावशूकयुतम् ॥ क्वथनीयं तत्तावद्यावच्चूर्णत्वमायाति । तद् गुडयुक्तं हन्यात् तदुदारामश्मरीं घोराम् । प्लीहानं गुल्मवरं श्रोण्यां कुक्षौ रुजां तीव्राम् ॥ आमचयं वस्तिगदान् कृच्छ्रं वा वातजं घोरम् । प्लीहानं गुल्मवरं श्रोण्यां कुक्षौ रुजां तीव्राम् ॥ वह्निसदनं सुकष्टमश्ममयीमश्मरीं चाशु ॥

इति वरुणाद्यं चूर्णम् ।

नो जग्धं कृमिभिर्घनं सुतरुणं स्निग्धं

शुचिस्थानजं घस्रे पुण्यनिरीक्षिते वरुणकं छित्वा तुलां ग्राहयेत् । संगृह्याशु चतुर्गुणाप्सु विपचेत् पादावशेषं जलं तत्तुल्येन गुडेन वै दृढतरे भाण्डे पचेत्तत्पुनः ॥ ज्ञात्वैवं घनतां गुडे परिणते प्रत्येकमेषां पलं शुण्ठ्युर्वारुकवीजगोक्षुरुकणापाषाणभिच्छीतलाः ॥ कूष्माण्डत्रपुसाक्षवीजकुनटीवास्तूकसौभाञ्जनद्राक्षैलागिरिजाभयाक्रमिहृतां चूर्णीकृतानां क्षिपेत् ॥ पथ्याशी प्रतिवासरं गुडममुं योग्यप्रमाणं नरः खादेत्तस्य समस्तदोषजनिताश्मर्यः पतन्ति द्रुतम् ॥

इति वरुणकगुडः ।

कुलत्थसिन्धूत्थविडङ्गसारं सशर्करं शीतलयावमूकम् । वीजानि कूष्माण्डकगोक्षुराभ्यां घृतं पचेत् तद्वरुणस्य तोये ॥ दुःसाध्यसर्वाश्मरिमूत्रकृच्छ्रं मूत्राभिघातं च समूत्रवन्धम् । आमूलमेतानि निहन्ति शीघ्रं मरूद्वृक्षानिव वज्रपातः ॥

इति कुलत्थाद्यं घृतम् ।

शरादिपञ्चमूल्या वा कषायेण पचेत् घृतम् । प्रस्थं गोक्षुरकल्केन सिद्धमद्यात् सशर्करम् ॥ अश्मरीमूत्रकृच्छ्रघ्नं रेतोमार्गरुजापहम् ।

इति कुलत्थाद्यं घृतम् ।

शरादिपञ्चमूल्या वा कषायेण पचेत् घृतम् । प्रस्थं गोक्षुरकल्केन सिद्धमद्यात् सशर्करम् ॥ अश्मरीमूत्रकृच्छ्रघ्नं रेतोमार्गरुजापहम् ।

इति शरादिपञ्चमूलाद्यं घृतम् ।

वरुणस्य तुलां क्षुण्णां जलद्रोणे विपाचयेत् । पादशेषं परिस्राव्य घृतप्रस्थं विपाचयेत् ॥ वरुणं कदलीं विल्वं तृणजं पञ्चमूलकम् । अमृता चाश्मभेदं च वीजं च त्रपुसस्य च ॥ शतपर्वा तिलक्षारं पालाशक्षारमेव च । यूथिकायाश्च मूलानि कार्षिकानि समावपेत् ॥ अस्य मात्रां पिवेज्जन्तुर्देशकालव्यपेक्षया । जीर्णे चास्मिन् पिवेत् पूर्वं गुडं जीर्णे च मस्तु च ॥ अश्मरीं शर्करां चैव मूत्रकृच्छ्रं च नाशयेत् ।

इति वरुणाद्य घृतम् ।

सैन्धवाद्यं तु यत्तैलमृषिभिः परिकीर्तितम् ॥ तत्तैलं द्विगुणं क्षीरं पचेद्वीरतरादिना ॥ क्वाथेन पूर्वकल्केन साधितं तु भिषग्वरैः । एतत्तैलवरं श्रेष्ठमश्मरीणां निवारणम् ॥ मूत्राघाते मूत्रकृच्छ्रे पिच्चिते मथिते तथा । भग्ने श्रमाभिपन्ने च सर्वथैव प्रशस्यते ॥

इति वीरतराद्यं तैलम् ।

वीरवृक्षाश्मभेदाग्निमन्थस्योनाकपाटलः । वृक्षादनीसहैरण्डभल्लूकोशीरपञ्चकम् ॥ कुशकाशशरेक्षूणामास्फोताकोकिलाक्षयोः । शतावरीश्च दंष्ट्रा च सोत्कटाद्वयवञ्जुलाः ॥ कपोतवङ्का श्रीपर्णीकाश्मरीमूलसंयुता । एतैः कषायैः कल्कैश्च तैलं धीरो विपाचयेत् ॥ वातपित्तविकारेषु वास्ति दद्याद्विचक्षणः । शर्कराश्मरिशूलघ्नं मूत्रकृच्छ्रविनाशनम् ॥

इति वीरतराद्यं तैलम् ।

पुनर्नवामृताभीरुसक्षारलवणत्रयैः ।

शटीकुष्ठवचामुस्ताराम्लाकदूफलपौष्करैः॥ यवानीहपुषाहिङ्गुशताह्वासाजमोदकैः । विडङ्गातिविषा यष्टी पञ्चकोलकसंयुतम् ॥ एतैरक्षसमैः कल्कैस्तैलप्रस्थं विपाचयेत् । गोमूत्रं द्विगुणं देयं काञ्जिकं तद्वदेव तु ॥ पुनर्नवाद्यमित्येतत्तैलं पानेन वस्तिना । शर्कराश्मरिशूलघ्नं मूत्रकृच्छ्रप्रमोचनम् ॥ कफवातामशूलघ्नं मन्त्रवृद्धेश्च नाशनम् ॥

इति पुनर्नवाद्यं तैलम् ।

मन्नाधिकारनिर्दिष्टं सैन्धवाद्यमिहेष्यते ॥ सर्वथैवोपयोज्यस्तु गणो वीरतरादिकः ॥ घृतैस्तथा कषायैश्च क्षीरैश्चोत्तरवस्तिभिः । वलवन्त्यो न शाम्यन्ति मत्वाख्यायं समुद्धरेत् ॥ यदृच्छया मूत्रमार्गमायान्त्यस्त्वन्तराश्रिताः । स्रोतसोपहरेच्छित्त्वा वडिशेनाथ चोद्धरेत् ॥

इति अश्मरीरोगनिदानचिकित्साधिकारः ।

સુંઠ, વાયવરણાં, ગોખરૂ, પાષાણભેદ અને બ્રાહ્મી એઓનો ક્વાથ કરી તેમાં ગોળ તથા જવખાર નાખીને પીવામાં આવે તો તેથી ઉગ્ર પથરી પણ મટી જાયછે.

ગોખરૂનાં બીજોનું ચૂર્ણ કરી મધમાં કાલવીને સાત દિવસસુધી બકરીના દુધની સાથે પીવામાં આવે તો તેથી પથરીનો નાશ થાયછે.

વાયવરણાંનાં મૂળનો ક્વાથ કરી તેમાં વાયવરણાંનાં મૂળનોજ કલ્ક નાખીને પીવામાં આવે તો તેથી પથરીનો નાશ થાયછે.

સરગવાનાં મૂળનો ક્વાથ કરી તે થોડાક ઉનો હોય તે સમયે પીવામાં આવે તો તેથી પથરીનો નાશ થાયછે.

આદુ, જવખાર, હરડે અને દારૂહળદર એઓનું ચૂર્ણ કરી દહીંના મંડનીસાથે પીવામાં આવે તો તેથી ભયંકર પથરી પણ તુરત ભેદાઈ જાયછે.

પાષાણભેદ, વાયવરણાં, ગોખરૂ અને બ્રાહ્મી એઓનો ક્વાથ કરી તેમાં શિલાજીતને તથા ગોળને સારી પેઠે મિશ્રિત કરીને અને કાકડીનાં તથા ત્રપુસ નામની બીજી જાતની કાકડીનાં બીજોનો કલ્ક નાખીને પીવામાં આવે તો આ ઉત્તમ ઉપાયથી જ પથરી ન ભેદાય એવી હોય તેપણ અવશ્ય ભેદાઇ જાયછે. જેમ ઇંદ્રના હાથમાંથી નીકળેલું વજ્ર પર્વતને ભેદી નાખેછે તેમ આ પ્રયોગ પથરીને ભેદી નાખેછે.

સીવણના ફળનાં બીજોને પાણી વગરની ઘાટી છાશમાં વાટીને ખાવામાં આવે અથવા સાગનાં ફળ ખાવામાં આવે તો તેથી પથરીની પીડા મટી જાયછે.

ગોખરૂ, એરડાનાં બીજ, સુંઠ અને વાયવરણાંની છાલ એઓનો ઉત્તમ ક્વાથ કરીને પ્રાતઃકાલમાં પીવામાં આવે તો તેથી પથરીનો નાશ થાયછે.

જો પથરીનેલીધે મૂત્રમાં લોહી જોવામાં આવતું હોય તો સુકાએલું કમળનું નાળ, તાડનાં ફળ, કાંસડો, એખરો, શેલડી અને દર્ભ એઓને પાણીમાં વાટી રસ કરી તેમાં મધ તથા સાકર નાખીને પીવાં અને વિદારીકંદ, શેલડી તથા કાકડી એઓનું ભક્ષણ કરવું.

વાયવરણાંની છાલની બત્રીશ તોલાં

ભાર ભસ્મ, સોળ તોલાંભાર જવખાર અને આઠ તોલાંભાર ગોળ એઓને એકઠાં કરી ખુબ ચોળીને તેમાંથી એક તોલાંભાર ખાવામાં આવે અને તેની ઉપર ઉનું પાણી પીવામાં આવે તો તેથી મૂત્રકૃચ્છ્રનો તથા પથરીનો નાશ થાયછે.

## વરૂણાદ્ય ચૂર્ણ.

વાયવરણાંની ભસ્મ કરી તે ભસ્મને પાણીમાં ડોહી વસ્ત્રમાં નાખીને પાણી નીતારવું. પછી તે નીતારેલા પાણીને જવખારના ચૂર્ણથી મિશ્રિત કરીને ત્યાંસુધી ઉકાળવું કે જ્યાંસુધી પાણી બળી જઈને સઘળું ચૂર્ણરૂપજ થઇ જાય. એ ચૂર્ણને ગોળમાં કાલવીને ખાવામાં આવે તો તેથી મોટી ભયંકર પથરી, બરલનું દરદ, ભારે ગુલ્મ, ઠાંઠાંની તથા પેટની ભારે પીડા, આમનો સંચય, મૂત્રાશયનાં દરદો, વાયુથી થએલું ભયંકર મૂત્રકૃચ્છ્ર, અગ્નિનું મહા દુઃખદાયી મંદપણું અને પથરા જેવી મજબુત પથરી પણ તુરત નષ્ટ થઈ જાયછે.

## વરૂણક ગુડ.

વાયવરણાંનું જે ઝાડ કીડાઓએ ખાધેલું ન હોય, સારી પેઠે તાજું હોય, સ્નિગ્ધ હોય, અને પવિત્ર પ્રદેશમાં ઉગેલું હોય તેને શુભ દિવસે અને શુભલગ્નમાં કાપી તેમાંથી ચારસો તોલાંભાર લઇ તેનો ચોગણા પાણીમાં ક્વાથ કરવો. ચોથા ભાગનું પાણી અવશેષ રહે ત્યારે તેમાં તેના જેટલાજ વજનનો ગોળ મિશ્રિત કરીને તેનો મજબુત વાસણમાં પાક કરવો. ગોળ પાકીને ધાટો થએલો જાણવામાં આવે ત્યારે તેમાં સુંઠ, કાકડીનાં બીજ, ગોખરૂ, પીપળ, પાષાણભેદ, પદ્મકાષ્ઠ, કોળાંનાં બીજ, ત્રપુસ નામની કાકડીનાં બીજ, બેહેડાનાં બીજ, મણશીલ, બથવો, સરગવો, દ્રાખ, એળચી, શિલાજીત, હરડે અને વાવડીંગ એ પ્રત્યેક પદાર્થોનું ચાર ચાર તોલાંભાર ચૂર્ણ નાખવું એટલે વરૂણક ગુડ સિદ્ધ થાયછે. પથ્ય ભોજનનો નિયમ રાખીને નિત્ય યોગ્ય પ્રમાણથી આ ગોળ ખાવામાં આવે તો તેથી સઘળા દોષોએ ઉત્પન્ન કરેલી પથરીઓ પણ તુરત પડી જાયછે.

## કુલત્થાદ્ય ઘૃત.

વાયવરણાંનો ક્વાથ કરી તેમાં કળથી, સૈંધવ, ચોખા, વાવડીંગ, સાકર, પદ્મકાષ્ઠ, જવખાર, કોળાનાં બીજ, અને ગોખરૂનાં બીજ, એઓનો કલ્ક નાખીને પકાવેલું ઘી કુલત્થાદ્ય ઘૃત કેહેવાયછે. જેમ વજ્રપાત દૃઢ મૂળવાળાં વૃક્ષોને પણ તુરત તોડી નાખેછે તેમ આ ઘી સઘળા પ્રકારની કષ્ટસાધ્ય પથરીઓને, મૂત્રકૃચ્છ્રને, મૂત્રાભિઘાતોને અને સઘળા પ્રકારની મૂત્રની અડચણોને મૂલસહિત તુરત તોડી નાખેછે.

## શરાદિપંચમૂલાદ્ય ઘૃત.

ખાનખાજરીયાં વગેરે તૃણપંચમૂલનો ક્વાથ કરી તેમાં ગોખરૂનો કલ્ક નાખીને ચોસઠ તોલાંભાર ઘી પકાવવું. આ ઘીમાં સાકરને મિશ્રિત કરીને ખાવામાં આવે તો તેથી પથરીઓ તથા મૂત્રકૃચ્છ્રો હણાઇ જાયછે અને વીર્યના માર્ગનાં દરદોપણ મટી જાયછે.

## વરૂણાદ્ય ઘૃત.

ચારસો તોલાંભાર વાયવરણાંને કુટીને તેનો એકહજાર ચોવીશ તોલાંભાર પાણીમાં ક્વાથ કરવો ચોથા ભાગનું

પાણી અવશેષ રેહે ત્યારે તેને વસ્ત્રથી ગળી લઈ તેમાં ચોસઠ તોલાંભાર ઘી પકાવવું અને તે ઘીમાં વાયવરણાં, કેળ, ખીલી, તૃણપંચમૂલ, ગળો, પાષાણભેદ, કાકડીનાં બીજ, ધોળીવજ, તલનો ક્ષાર, ખાખરાનો ક્ષાર, અને જુઈનાં મૂળ એ પ્રત્યેક પદાર્થોને એક એક તોલાંભાર નાખવા. દેશને તથા કાળને અનુસરીને આ ઘીની માત્રા પીવામાં આવે અને તે પચી ગયા પછી પ્રથમ જુનો ગોળ તથા દહીંનું પાણી પીવામાં આવે તો તેથી પથરી, કાંકરી અને મૂત્રકૃચ્છ્ર એઓનો નાશ થાયછે.

## વીરતર્વાદ્ય તૈલ.

ઋષિઓએ સૈંધવાદ્ય નામનું જે તૈલ કહ્યુ છે તે તૈલને બમણા દુધથી મિશ્રિત કરી આગળ કહેલા વીરતર્વાદિ ગણના ક્વાથથી તથા તેજગણના કલ્કથી ઉત્તમ વૈદ્યોએ પકાવવું એટલે વીરતર્વાદ્ય તૈલ સિદ્ધ થાયછે. આ તૈલ પથરીઓનું સારી પેઠે નિવારણ કરેછે અને મૂત્રાઘાત ઉપર, મૂત્રકૃચ્છ્ર ઉપર, પીચાઈ ગએલા ઉપર, મથાઇ ગએલા ઉપર, ભાંગી ગએલા ઉપર અને બહુ પરિશ્રમ લાગ્યો હોય તે ઉપર પણ હિતકારી ગણવામાં આવેછે.

## બીજા પ્રકારનું વીરતર્વાદ્ય તૈલ.

આસોંદરો, પાષાણભેદ, અરણી, અરલૂ, કાકચ, અન્યવૃક્ષ, નખલી, એરંડો, ટીંબરૂ, વાળો, પદ્મકાષ્ઠ, દર્ભનાં મૂળ, કાંસડાનાં મૂળ, પાનબાજરીયાનાં મૂળ, ગરણીનાં મૂળ, શેલડીનાં મૂળ, એખરાનાં મૂળ, શતાવરી, ગોખરૂ, બે જતનો ઉંટકટો, આસોપાલવ, બ્રાહ્મી, નાહાની શીવણ, અને શીવણનાં મૂળ એઓના ક્વાથમાં એઓનાજ કલ્કો નાખીને તૈલ પકાવવું. વિચક્ષણ વૈદ્યે વાયુસંબંધી તથા પિત્તસંબંધી વિકારોમાં આ તૈલથી પીચકારી મારવી. આ તૈલ કાંકરીને, પથરીને, શૂળને અને મૂત્રકૃચ્છ્રને મટાડનાર છે.

## પુનર્નવાદ્ય તૈલ.

સાટોડી, ગળો, શતાવરી, જવખાર, ત્રણ જાતનાં લવણ, કચૂરો, કઠ, વજ, મોથ, રાસ્ના, કાયફળ, પુષ્કર મૂલ, યવાન, પલાશી, હીંગ, સુવા, અજમોદ, વાવડીંગ, અતવસ, જેઠીમધ અને પંચકોલ[1] એ પ્રત્યેકના એક એક તોલાંભાર કલ્કથી ચોસઠ તોલાંભાર તેલ પકાવવું અને પકાવતી વખતે તેમાં બમણું ગોમૂત્ર તથા બમણી કાંજી નાખવી. આ રીતે પકાવેલું તૈલ પુનર્નવાદ્ય તૈલ કહેવાયછે. આ તૈલ પીવાથી અને આ તૈલની પીચકારીથી કાંકરી, પથરી, શૂળ, મૂત્રકૃચ્છ્ર, કફ, વાયુ, આમશૂળ અને અંત્રવૃદ્ધિ એઓનો નાશ થાયછે.

## સૈંધવાદ્ય તૈલનો તથા વીરતર્વાદિ ગણનો ઉપયોગ.

પથરી, કાંકરી તથા રેતી ઉપર બ્રહ્મરોગના અધિકારમાં કહેલા સૈંધવાદ્યતૈલનો પણ ઉપયોગ કરવો. આ દરદોનેવાસ્તે ઘી બનાવવામાં, ક્વાથો બનાવવામાં દુધો બનાવવામાં અને ઉત્તરબસ્તિ નામની પીચકારી દેવામાં પણ સર્વથા વીરતર્વાદિ ગણનાં ઔષધોનો ઉપયોગ કરવો.

૧ જુવો આ ગ્રંથના પ્રથમખંડનું પૃષ્ઠ ૩૩૩મું.

### છેદન તથા ઉદ્ધરણ.

પથરીઓ જો બલવત્તર હોય તો કોઈ ઔષધોથી શાંત થતી નથી. પથરીઓ કોઈ ઔષધોથી શાંત ન થાય તો પછી દરદીને ઉપાય કરવાની ના પાડતાં જો તેની બહુજ ગરજ જોવામાં આવે તો યંત્ર આદિ વડે લિંગમાંથી પથરીઓને કાહાડી લેવી. અંદર રહેલી પથરીઓ યદૃચ્છાથી મૂત્રના માર્ગમાં આવતી હોય તો તેઓને કાપીને મૂત્રના માર્ગમાંથી કાહાડવી અને માંછલાંઓને પકડવાના ગિલજવા યંત્રથી પકડીને પણ કહાડી લેવી.

### પથરીનો અધિકાર સંપૂર્ણ.

---

## પ્રમેહનો અધિકાર.

### પ્રમેહનાં દૂરનાં નિદાનો.

**अथ प्रमेहनिदानम् ।**

आस्यासुखं स्वप्नसुखं दधीनि ग्राम्योदकानूपरसः पयांसि । नवान्नपानं गुडवैकृतं च प्रमेहहेतुः कफकृच्च सर्वम् ॥

બેસી રેહેવાનું સુખ, નિદ્રાનું સુખ, દહી, ઘેટાં વગેરે ગ્રામ્ય પ્રાણીઓનાં માંસો, જલચર પ્રાણીઓનાં માંસો, જલપ્રાયદેશનાં પ્રાણીઓનાં માંસો, દુધો, નવાં અન્નો, નવાં પાનો, ગોળ, ગોળના વિકારો અને સઘળા કફકારી પદાર્થો એઓથી પ્રમેહ થાયછે.

### પ્રમેહની સંપ્રાપ્તિ તથા પાસેનાં નિદાનો.

मेदश्च मांसं च शरीरजं च क्लेदं कफो बस्तिगतं प्रदूष्य । करोति मेहान् समुदीर्णमुष्णैस्तानेव पित्तं परिदूष्य चापि ॥ क्षीणेषु दोषेष्ववकृष्य धातून् संदूष्य मेहान् कुरुतेऽनिलश्च ।

કફ મૂત્રાશયમાં રહેલા મેદને, માંસને અને શરીરના ક્લેદને (કચકચતા ભાગને) દૂષિત કરીને પ્રમેહોને ઉત્પન્ન કરેછે. ઉષ્ણ પદાર્થોથી વૃદ્ધિ પામેલું પિત્ત પણ સૌમ્યધાતુ કફ વગેરેનો ક્ષય થતાં એજ મેદ આદિ પદાર્થોને દૂષિત કરીને પ્રમેહોને ઉત્પન્ન કરેછે. કફ આદિ સર્વ ધાતુઓ ક્ષીણ થતાં વાયુ પણ પ્રમેહનું સંપાદન કરનારા ધાતુઓને દૂષિત કરીને પ્રમેહોને ઉત્પન્ન કરેછે.

### પ્રમેહોની સંખ્યા તથા સાધ્ય આદિપણું.

साध्याः कफोत्था दश पित्तजाः षट् याप्या न साध्याः पवनाच्चतुष्काः । समक्रियत्वाद्विषमक्रियत्वान्महात्ययत्वाच्च यथाक्रमं ते ।

કફથી દશ પ્રકારના પ્રમેહો થાયછે અને તેઓ સાધ્ય છે. પિત્તથી છ પ્રકારના પ્રમેહો થાયછે અને તેઓ યાપ્ય છે. વાયુથી ચાર પ્રકારના પ્રમેહો થાયછે અને તેઓ અસાધ્ય છે. કફથી થએલા પ્રમેહો સાધ્ય હોવાનું કારણ એ છે કે તેઓ કેવળ મેદ આદિના દૂષિતપણાથીજ ઉત્પન્ન થાયછે અને કર્ષણરૂપ એક ક્રિયાથીજ નાશ પામેછે. પિત્તથી થએલા પ્રમેહો યાપ્ય હોવાનું કારણ એ છે કે તેઓ કફ વગેરે સૌમ્ય ધાતુઓનો ક્ષય થવા ઉપરાંત મેદ આદિના દૂષિતપણાથી થાયછે અને મધુર તથા રૂક્ષ આદિ વિષમ ક્રિયાથી નાશ પામેછે વાયુથી થ-

એલા પ્રમેહો અસાધ્ય હોવાનું કારણ એ છે કે તેઓ સઘળા ધાતુઓના ક્ષયથી થાયછે અને શરીરને વીખી નાખનારછે.

## પ્રમેહોમાં દોષોનો તથા દૂષ્યોનો વિવેક.

कफश्च पित्तं पवनश्च दोषा मेदोऽस्रशुक्राम्बुवसालसीकाः ॥ मज्जारसौजः पिशितं च दूष्याः प्रमेहिणां विंशतिरेव मेहाः ।

કફ, પિત્ત અને વાયુ એઓ દોષ છે અને તેઓથી મેદ, રૂધિર, વીર્ય, રસ, વસા, જળ, રસી જેવો ચીકાશવાળો પદાર્થ, મજ્જા તથા ઓજ એઓ દૂષિત થાયછે. જે દૂષિત થાયછે તે દૂષ્ય કેહેવાયછે ઉપર કહ્યાપ્રમાણે પ્રમેહો વીશ પ્રકારનાજ છે.

## પ્રમેહોનું પૂર્વરૂપ.

दन्तादीनां मलाढ्यत्वं प्राग्रूपं पाणिपादयोः ॥ दाहश्चिक्कणता देहे तृट् स्वाद्वास्यं च जायते ।

પ્રમેહ થવાનો હોય ત્યારે દાંત વગેરેમાં મેલ બહુ થાયછે, હાથમાં તથા પગમાં બળતરા થાયછે, શરીરમાં ચીકણાપણું થાયછે, તરશ લાગેછે અને મોહોડામાં મીઠાશ થાયછે.

## પ્રમેહોનું સામાન્ય લક્ષણ.

सामान्यं लक्षणं तेषां प्रभूताविलमूत्रता ॥ दोषदूष्याविशेषेऽपि तत् संयोगविशेषतः । मूत्रवर्णादिभेदेन भेदो मेहेषु कल्प्यते ॥

મૂત્રનું ઘણાપણું અને મેલાપણું એ પ્રમેહોનું સામાન્ય લક્ષણ છે. દોષો અને દૂષ્યો એનાં એ છતાં પણ તેઓના સંયોગોની અનેકતાનેલીધે મૂત્રના વર્ણ આદિમાં જે ફેરફારો થાયછે તેઓ ઉપરથી પ્રમેહોના ભેદોની કલ્પના કરવામાં આવેછે.

## ઉદકમેહનું લક્ષણ.

अच्छं बहुतरं शीतं निर्गन्धमुदकोपमम् । मेहत्युदकमेहेन किंचिचाविलपिच्छिलम् ॥

જો ઉદકમેહ થયો હોય તો આછું, બહુ ઝાઝું, ટાઢું, પાણી જેવું અને કાંઇક મેલું તથા ચીકણું મુતરેછે.

## ઇક્ષુમેહનું લક્ષણ.

इक्षो रसमिवात्यर्थं मधुरं चेक्षुमेहतः।

જો ઇક્ષુમેહ થયો હોય તો શેલડીના રસ જેવું મીઠું અને ઝાઝું મુતરેછે.

## સાંદ્રમેહનું લક્ષણ.

सान्द्रीभवत् पर्युषितं सान्द्रमेहेन मेहति ॥

જો સાંદ્રમેહ થયો હોય તો એ માણસનું મૂત્ર રાતવાશી રેહેતાં ઘાટું થાયછે.

## સુરામેહનું લક્ષણ.

सुरामेही सुरातुल्यमुपर्यच्छमधो घनम् ॥

જો સુરામેહ થયો હોય તો મદિરા જેવું મૂત્ર નીકળે છે અને તે મૂત્ર રાતવાશી રેહેતાં ઉપરના ભાગમાં આછું તથા નીચેના ભાગમાં ઘાટું થાયછે.

## પિષ્ટમેહનું લક્ષણ.

संहृष्टरोमा पिष्टेन पिष्टवद्बहलं सितम् ॥

જો પિષ્ટમેહ થયો હોય તો મુતરવાના

સમયમાં રૂવાણાં ઉભાં થઇ જાયછે અને લોટ જેવું ઝાડું તથા ધોળું મૂત્ર નીકળેછે.

શુક્રમેહનું લક્ષણ.

शुक्राभं शुक्रमिश्रं वा शुक्रमेही प्रमेहति ।

જો શુક્રમેહ થયો હોય તો વીર્ય જેવું અથવા વીર્યથી મિશ્રિત મૂત્ર નીકળે છે.

સિકતામેહનું લક્ષણ.

मूत्राणून् सिकतामेही सिकताख्पिणो मलान् ॥

જો સિકતામેહ થયો હોય તો મૂત્રમાં રેતી જેવી ઝીણી અને પરસ્પરથી નહીં મળેલી કરૂની કણીઓ નીકળે છે.

શીતમેહનું લક્ષણ.

शीतमेही सुबहुशो मधुरं भृशशीतलम् ।

જો શીતમેહ થયો હોય તો ઘણી ઘણી વાર મીઠું અને ટાઢું મૂત્ર નીકળે છે.

શનૈર્મેહનું લક્ષણ.

शनैः शनैः शनैर्मेही मन्दं मन्दं प्रमेहति ।

જો શનૈર્મેહ થયો હોય તો ધીરેધીરે મંદમંદ મુતર નીકળે છે.

લાલામેહનું લક્ષણ.

लालातन्तुयुतं मूत्रं लालमेहेन पिच्छिलम् ॥

જો લાલામેહ થયો હોય તો લાળના તાંતણાઓવાળું અને ચીકણું મૂત્ર નીકળે છે.

ક્ષારમેહનું લક્ષણ.

गन्धवर्णरसस्पर्शैः क्षारेण क्षारतोयवत् ।

જો ક્ષારમેહ થયો હોય તો જેમાં ખારા પાણીના જેવા ગંધ, વર્ણ, રસ અને સ્પર્શ હોય એવું મુતર નીકળે છે.

નીલમેહનું લક્ષણ.

नीलमेहेन नीलाभं

જો નીલમેહ થયો હોય તો નીલ જેવું મૂત્ર નીકળે છે.

કાલમેહનું લક્ષણ.

कालमेही मसीनिभम् ।

જો કાલમેહ થયો હોય તો આંજણ જેવું મૂત્ર નીકળે છે.

હારિદ્રમેહનું લક્ષણ.

हारिद्रमेही कटुकं हरिद्रासन्निभं दहत् ॥

જો હારિદ્રમેહ થયો હોય તો હળદર જેવા રંગવાળું, બળતરાવાળું અને તીખું મૂત્ર નીકળે છે.

માંજિષ્ઠમેહનું લક્ષણ.

विस्रं माञ्जिष्ठमेहेन मञ्जिष्ठासलिलोपमम् ।

જો માંજિષ્ઠમેહ થયો હોય તો કાચા પદાર્થના જેવા ગંધવાળું અને મજીઠના પાણી જેવા રંગવાળું મૂત્ર નીકળે છે.

રક્તમેહનું લક્ષણ.

विस्रमुष्णं सलवणं रक्ताभं रक्तमेहिनः ॥

જો રક્તમેહ થયો હોય તો કાચા પદાર્થના જેવા ગંધવાળું, ઉનું, ખારાશવાળું અને લોહી જેવા વર્ણવાળું મૂત્ર નીકળેછે.

વસામેહનું લક્ષણ.

वसामेही वसामिश्रं वसाभं मूत्रयेन्मुहुः ॥

જો વસામેહ થયો હોય તો વારંવાર ચરબીથી મિશ્રિત અને ચરબી જેવા રંગવાળું મૂત્ર નીકળેછે.

### મજ્જામેહનું લક્ષણ.

मज्जाभं मज्जमिश्रं वा मज्जमेही मुहुर्मुहुः ।

જો મજ્જામેહ થયો હોય તો મજ્જાથી મિશ્રિત અને મજ્જા જેવા રંગવાળું મૂત્ર વારંવાર નીકળેછે.

### ક્ષૌદ્રમેહ (મધુમેહ) નું લક્ષણ.

कषायं मधुरं रूक्षं क्षौद्रमेहं वदेत्बुधः ॥

જો ક્ષૌદ્રમેહ થયો હોય તો તુરૂં, મીઠું અને રૂક્ષ મૂત્ર નીકળે છે.

### હસ્તિમેહનું લક્ષણ.

हस्ती मत्त इवाजस्रं मूत्रवेगविवर्जितम् । सालसीकं विबद्धं च हस्तिमेही प्रमेहति ॥

જો હસ્તિમેહ થયો હોય તો ઘેલા હાથીની પેઠે નિરતર રસી જેવા પદાર્થવાળું, વેગવગરનું અને અટકાયતવાળું મુતરેછે.

### કફસંબંધી પ્રમેહોના ઉપદ્રવો.

अविपाकोऽरुचिश्छर्दिर्निद्राकासः सपीनसः । उपद्रवाः प्रजायन्ते मेहानां कफजन्मनाम् ॥

જો કફથી પ્રમેહો થયા હોય તો ખાધેલા અન્નનું નહીં પાકવું, અરૂચિ, ઉલટી, નિદ્રા, ઉધરસ અને સળીખમ એ ઉપદ્રવો થાયછે.

### પિત્તસંબંધી પ્રમેહોના ઉપદ્રવો.

बस्तिमेहनयोस्तोदो मुष्कावदरणं ज्वरः । दाहस्तृष्णाम्लिकामूर्च्छाविड्भेदः पित्तजन्मनाम् ॥

જો પિત્તથી પ્રમેહો થયા હોય તો મૂત્રાશયમાં તથા લિંગમાં સોઇઓથી ભોકાયા જેવી પીડા, વૃષણોનું ફાટવું, જ્વર, બળતરા, તરશ, ખાટાશ, મૂર્છા અને દસ્તનું પાતળાપણું એ ઉપદ્રવો થાયછે.

### વાયુસંબંધી પ્રમેહોના ઉપદ્રવો.

वातजानामुदावर्तकम्पहृद्ग्रहलोलताः । शूलमुन्निद्रता शोषः श्वासः कासश्च जायते ॥

જો વાયુથી પ્રમેહો થયા હોય તો ઉદાવર્ત્ત, કંપ, છાતીનું ઝલાઈ જવું, ચપલતા, શૂળ, નિદ્રાથી રહિતપણું, શોપ, શ્વાસ અને ઉધરસ એ ઉપદ્રવો થાયછે.

### પ્રમેહનું અરિષ્ટ.

यथोक्तोपद्रवाविष्टमतिप्रस्रुतमेव च । पिडकापीडितं गाढं प्रमेहो हन्ति मानवम् । मूर्च्छाछर्दिज्वरश्वासकासवीसर्पगौरवैः ॥ उपद्रवैरुपेतो यः प्रमेही दुःप्रतिक्रियः ।

પ્રમેહવાળો માણુસ જો ઉપર કહેલા ઉપદ્રવોથી ઘેરાએલો હોય, બહુજ મુતર્યા કરતો હોય અને ફોડલીઓથી અત્યંત પીડિત થયો હોય તો મરી જાયછે.

પ્રમેહવાળો જે માણુસ મૂર્છા, ઉલટી, જ્વર, શ્વાસ, ઉધરસ, વીસર્પ અને ભારેપણું એ ઉપદ્રવોથી યુક્ત થયો હોય તેને ઔષધ માંડ માંડ લાગુ પડેછે.

### સ્રીઓને પ્રમેહ નહીં થવાનું કારણ.

रजः प्रवर्तते यस्मान् मासि मासि

विशोधयेत् ॥ सर्वान् शरीरदोषांश्च न प्रमेहन्त्यतः स्त्रियः ।

સ્ત્રીઓને મહિને મહિને રજ પ્રવર્ત્તેછે અને તેથી શરીરના સઘળા દોષો સાફ થઈ જાયછે તેથી સ્ત્રીઓને પ્રમેહો થતા નથી.

### પ્રમેહનું અસાધ્યપણું.

जातप्रमेही कुलमेहवान्वा न साध्यरोगः स हि बीजदोषात् । ये चापि केचित्कुलजा विकारा भवन्ति तांश्चापि वदन्त्यसाध्यान्॥ सर्व एव प्रमेहास्तु कालेनाप्रतिकारिणः । मधुमेहत्वमायान्ति तदाऽसाध्या भवन्ति च ॥ मधुमेहो मधुनिभो जायते स किल द्विधा । क्रुद्धे धातुक्षयाद्वायौ दोषावृतपथेऽथवा॥ आवृतो दोपलिङ्गानि सोऽनिमित्तं प्रदर्शन्। क्षीणः क्षणात् क्षणात् पूर्णो भजते कृच्छ्रसाध्यताम् ॥

જેને જન્મથીજ પ્રમેહ થયો હોય અથવા માબાપ તથા દાદાની પરંપરાથી જેને પ્રમેહ થયો હોય તેનો પ્રયોગ અસાધ્ય છે. કારણ કે એ પ્રમેહ બીજના દોષથીજ થએલો હોયછે. બીજાપણ જે કોઈ રોગો કુલની પરંપરાથી પ્રાપ્ત થયા હોય તેઓપણ અસાધ્ય છે એમ વિદ્વાનો કહેછે.

સઘળા પ્રકારના પ્રમેહો જો લાંબા કાળસુધી ચિકિત્સા વગરના રહે તો મધુમેહરૂપ થઈ જાયછે અને મધુમેહરૂપ થઈ જાયછે ત્યારે અસાધ્ય થાયછે.

મધુમેહ કે જે મધ જેવો હોયછે તેબે પ્રકારથી થાયછે તે આ રીતે કે ધાતુઓના ક્ષયથી વાયુનો કોપ થવાનેલીધે થાયછે અથવા દોષથી વાયુનો માર્ગ રોકાઈ જવાનેલીધે થાયછે. દોષથી વાયુનો માર્ગ રોકાઈ જતાં તે વાયુ અકસ્માત્ દોષનાં ચિન્હોને દેખાડેછે અને તેથીજ ક્ષણમાત્રમાં મૂત્રાશયને ખાલી કરી નાખેછે તથા ક્ષણમાત્રમાં પૂર્ણ કરી નાખેછે કે જેથી તે પ્રમેહ કષ્ટસાધ્ય થઈ પડેછે.

### સઘળા પ્રમેહો 'મધુમેહ' એ નામને યોગ્ય હોવાવિષે.

मधुरं यच्च सर्वेषु प्रायो मध्विव मेहति । सर्वेऽपि मधुमेहाख्या माधुर्याच तनोरतः ॥

ઘણું કરી સઘળા પ્રમેહોમાં માણસ મીઠું અને મધ જેવું મુતરેછે અને શરીરમાં પણ મધુરતાજ હોયછે એટલામાટે સઘળા પ્રમેહોને 'મધુમેહ' એ નામથી કહી શકાયછે.

### પ્રમેહોની ઉપેક્ષા કરવાથી દશ પ્રકારની ફોડલીઓ થવાવિષે.

शराविका कच्छपिका जालिनी विनतालजी । मसूरिका सर्षपिका पुत्रिणी सविदारिकाः॥ विद्रधिश्चेति पिडकाः प्रमेहोपेक्षया दश । सन्धिमर्मसु जायंते मांसलेषु च धामसु ॥

પ્રમેહોની ઉપેક્ષા કરવાથી સાંધાઓમાં, મર્મસ્થલોમાં અને ઘણા માંસવાળા પ્રદેશોમાં દશ પ્રકારની ફોડલીઓ થાયછે અને તેઓ અનુક્રમે શરવિકા, કચ્છપિકા, જાલિની, વિનતા, અલજી, મસૂરિકા, સર્ષપિકા, પુત્રિણી, વિદારિકા તથા વિદ્રધિ એ નામોથી કહેવામાં આવેછે.

### દશ પ્રકારની ફોડલીઓનાં લક્ષણો.

अन्तोन्नता श्यावरूपा निम्नमध्या शराविका । गौरसर्षपसंस्थाना तत्प्रमाणात्तु सर्षपी ॥ सदाहा कूर्मसंस्थाना ज्ञेया कच्छपिका बुधैः । जालिनी तीव्रदाहा तु शिराजालसमावृता ॥ अवगाढरुजोत्क्लेदा पृष्ठे वाप्युदरेऽपि वा । महती पिडका नीला सा बुधैर्विनता स्मृता ॥ महत्यल्पचिता ज्ञेया पिडकापि च पुत्रिणी । मसूरदलसंस्थाना विज्ञेया तु मसूरिका ॥ रक्ता सितास्फोटचिता विज्ञेया ललजी बुधैः । विदारी कन्दवद्वृत्ता कठिना च विदारिका ॥ विद्रधेर्लक्षणैर्युक्ता ज्ञेया विद्रधिका तु सा ॥

જે ફોડલી અંતમાં ઊંચી, મધ્યમાં નમેલી અને કાળાશવાળી હોય તેને શરાવિકા જાણવી. જે ફોડલી બળતરાવાળી તથા કાચબાની પીઠ જેવી હોય તેને કચ્છપિકા જાણવી. જે ફોડલી તીવ્ર બળતરાવાળી અને ઝીણી ઝીણી નસોના જાળથી વીટાએલી હોય તેને જાલિની જાણવી. જે ફોડલી ઊંડી પીડાવાળી, કચકચતી, મોટી, નીલવર્ણવાળી અને પીઠમાં અથવા પેટમાં થએલી હોય તેને વિનતા જાણવી. જે ફોડલી રાતી તથા કાળી હોય અને બીજી ફોડકીઓથી પણ વ્યામ હોય તેને અલજી જાણવી. જે ફોડલી મસૂરની દાળના જેવા આકારવાળી હોય તેને મસૂરિકા જાણવી. જે ફોડલી ધોળા સર્ષપના જેવા આકારવાળી તથા ધોળા સર્ષપ જેવડી હોય તેને સર્ષપિકા જાણવી. જે ફોડલી મોટી અને બીજી ઝીણી ઝીણી ઘણી ફોડકીઓથી વ્યામ હોય તેને પુત્રિણી જાણવી. જે ફોડલી વિદારીકંદ જેવી ગોળ હોય અને કઠણ હોય તેને વિદારિકા જાણવી. જે ફોડલી વિદ્રધિનાં લક્ષણો કે જેઓ આગળ જતાં કહેવામાં આવશે તે લક્ષણોથી યુક્ત હોય તેને વિદ્રધિ જાણવી.

### પ્રમેહની ફોડલીઓમાં દોષોનો નિર્ણય.

ये यन्मयाः स्मृता मेहास्तेषामेतास्तु तन्मयाः ॥

જે પ્રમેહ જે દોષવાળો હોય તે પ્રમેહની ફોડલી પણ તેજ દોષવાળી હોયછે.

### પ્રમેહવિના પણ એ ફોડલીઓ થવાવિષે.

विना प्रमेहमप्येता जायन्ते दुष्टमेदसः । तावच्चैता न लक्ष्यन्ते यावद्वास्तुपरिग्रहः ॥

જે માણસનું મેદ બગડેલુ હોય તેને પ્રમેહવિના પણ એ ફોડલીઓ થાયછે. જ્યાંસુધી એ ફોડલીઓએ પોતાના સ્થાનને બરાબર પકડેલું ન હોય ત્યાંસુધી એ ફોડલીઓ જોવામાં આવતી નથી.

### એ ફોડલીઓનું અસાધ્યપણું.

गुदे हृदि शिरस्यंसे पृष्ठे मर्मसु चोत्थिताः । सोपद्रवा दुर्बलाग्नेः पिडकाः परिवर्जयेत् ॥

ગુદામાં, હૃદયમાં, માથામાં, ખભામાં, પીઠમાં કે મર્મસ્થલોમાં ઉત્પન્ન થએલી, ઉપદ્રવોવાળી અને નબળા જ-

ઠરાગ્નિવાળાને થએલી ફોડલીઓની ચિકિત્સા કરવી નહી.

## ફોડલીઓના ઉપદ્રવો.

तृट्श्वासमांससङ्कोचमेहहिक्कामदज्वराः ॥ विसर्पमर्म्मसंरोधाः पिडकानामुपद्रवाः ।

તરશ, શ્વાસ, માંસનો સંકોચ, બહુમૂત્ર, હેડકી, મદ, જ્વર, વિસર્પ અને મર્મસ્થલોનું રોધન એટલા એ ફોડલીઓના ઉપદ્રવો છે.

## પ્રમેહવાળાઓને હિતકારી પદાર્થો.

श्यामाककोद्रवोद्दालगोधूमाश्चणकास्तथा ॥ आढकाश्च कुलत्थाश्च पुराणा मेहिनां हिताः । मेहिनां तिक्तशाकानि जाङ्गला हरिणाण्डजाः ॥ यवान्नविकृतिर्मुद्गाः शस्यन्ते शालिषष्टिकाः ।

સામો, કોદરા, કોરડ, ઘઉ, ચણા, તુવર અને કળથી એ ધાન્યો જો જુનાં હોય તો પ્રમેહવાળાઓને હિતકારી છે. કડવાં શાકો, જંગલદેશનાં હરણો તથા પક્ષીઓ, જવના લોટના પદાર્થો, મગ, રાતા ચોખા અને સાઠી ચોખા એઓ પ્રમેહવાળાઓને હિતકારી છે.

## પ્રમેહવાળાઓએ છોડી દેવાના પદાર્થો.

सौवीरकं सुरा तक्रं तैलं क्षीरं घृतं गुडम् ॥ अम्लेक्षुरसपिष्टान्नानूपमांसानि वर्जयेत् ।

સૌવીર, મદિરા, છાશ, તેલ, દુધ, ઘી, ગોળ, ખાટા પદાર્થો, શેલડીનો રસ, લોટનાં અન્નો અને જલપ્રાયદેશનાં પ્રાણિઓનાં માંસો એઓને પ્રમેહવાળાઓએ છોડી દેવા.

## પ્રમેહની ચિકિત્સા.

तत्रादित एव प्रमेहिनमुपस्निग्धं प्रियङ्ग्वाद्यन्यतमसिद्धेन तैलेन वामयेत् प्रगाढं विरेचयेच्च । विरेचनादनन्तरं सुरसादिकषायेणास्थापयेत् । महौषधभद्रदारुमुस्तावापने मधुसैन्धवयुक्तेन । दह्यमानं वा न्यग्रोधादिकषायेण निस्तैलेन ।

वातोल्कटेषु मेहेषु स्नेहपानं विशेषतः । पारिजातजयानिम्बवह्निगायत्रिणां पृथक् ॥ पाठायाश्चागुरोः पीतद्वयस्य शारदस्य च । जलेक्षुमद्यसिकता शनैर्लवणपिष्टकान् ॥ सान्द्रमेहान् क्रमात् घ्नन्ति क्वाथाश्चाष्टौ समाक्षिकाः । हरीतकीकट्फलमुस्तलोध्रा पाठाविडङ्गार्जुनधन्वनाश्च । उभे हरिद्रे तगरं विडङ्गं कन्दं विशालार्जुनदीपकाश्च॥ दार्वी विडङ्गः खादिरो धवश्च सुराह्वकुष्ठागुरुचन्दनानि । दार्व्यग्निमन्थौ त्रिफला वचा च पाठा च मूर्वा च तथा श्वदंष्ट्रा ॥ वचा ह्युशीराण्यभया गुडूची नृपं शिवा चित्रकसप्तपर्णौ । पादैः कषायाः कफमेहविज्ञैर्दशोपदिष्टा मधुसंप्रयुक्ताः ॥ उशीरलोध्रार्जुनचन्दनानामुशीरमुस्तामलकाभयानाम् । पटोलनिम्बामलकामृतानां मुस्ताभयामुष्ककवृक्षकाणाम् ॥ लोध्राम्रकालीयकधातकीनां विश्वार्जुनैलातिविषोत्पलानाम् । शिरीषधान्यार्जुनकेशराणां प्रियङ्गुपद्मोत्पलकिंशुकानाम् ॥ अश्वत्थपाठासनवेतसानां कट-

ङ्कटेर्युत्पलमुस्तकानाम् । पैत्तेषु मेहेषु दशोपदिष्टाः कषाययोगा मधुसंप्रयुक्ताः ॥ कफमेहहरकाथसिद्धं सर्पिः कफे हितम् । पित्तमेहघ्ननिर्यूहसिद्धं पित्तहरं घृतम् ॥ कम्पिल्लसप्तच्छदशालजानि वैभीतरोहीतककौटजानि । पटोलकालीयगदागुरूणि क्षौद्रेण लिह्यात् कफपित्तमेही ॥ दूर्वाकसेरूपूतीककुम्भीकप्लवशैवलम् । जलेन कथितं पीतं शुक्रमेहहरं परम् ॥ त्रिफलारग्वधद्राक्षाकषायो मधुसंयुतः । पीतो निहन्ति फेनाभं प्रमेहं नियतं नृणाम् ॥ मधुना त्रिफलाचूर्णमथवाश्मजतूद्भवम् । लोहजम्ब्वाभयोत्थं वा लिहेन्मेहनिवृत्तये ॥ कटङ्कटेरीमधुकत्रिफलाचित्रकैः समैः । सिद्धः कषायः पातव्यः प्रमेहाना विनाशनः ॥ फलत्रिकं दारुनिशां विशालां मुस्तां च निःकाथ्य निशां सकल्कम् । पिवेत् कषायं मधुसंप्रयुक्तं सर्वप्रमेहेषु समुच्छ्रितेषु॥

इति फलत्रिकादिक्वाथ ।

गोभक्षितान् यवान् मूत्रभाविताल्केवलानपि । चित्रकोदश्विता खादेन्निम्बमुद्गरसेन वा ॥ भक्षयीताम्बुना मासं प्रमेही यवपिष्टकम् । मेदोघ्ना बद्धमूत्राश्च समाः सर्वेषु धातुषु ॥ यवास्तस्माद् विशिष्यन्ते प्रमेहेषु विशेषतः । त्रिकटु त्रिफला पाठा मूलं सौभाञ्जनस्य च ॥ विडङ्गतण्डुला हिङ्गु तथा कटुकरोहिणी । बृहती कण्टकारी च हरिद्रे द्वे यवानिका ॥ केबूकं शालपर्णी च तथातिविषचित्रकौ । सौवर्चलं जीरकं च हवुषा धान्यमेव च ॥ एषां कर्षप्रमाणं च श्लक्ष्णचूर्णं च कारयेत् । यवसक्तुपलानां च नवतिं द्वितयाधिकाम् ॥ घृततैलमधूनां च प्रत्येकं च पलानि षट् । एभिः कर्षप्रमाणं च प्रत्यहं मोदकं सुधीः ॥ भक्षयेन्नाशयेदुग्रान् प्रमेहानतिदारुणान्।

इति त्रिकट्वाद्यो मोदक ।

न्यग्रोधोदुम्बराश्वत्थस्योनाकारग्वधासनम् । आम्रं कपित्थं जम्बूं च प्रियालं ककुभं धवम् ॥ मधूकं मधुकं लोध्रं वरुणं पारिभद्रकम् । पटोलमेषशृङ्गी च दन्ती चित्रकमाढकी ॥ करञ्जत्रिफलाशक्रभल्लातकफलानि च । एतानि समभागानि सूक्ष्मचूर्णानि कारयेत् ॥ न्यग्रोधाद्यमिदं चूर्णं मधुना सह योजयेत् । पलत्रयरसं चानु पिवेन्मूत्रं विशुद्ध्यति ॥ एतेन विंशतिर्मेहा मूत्रकृच्छ्राणि यानि च । प्रशमं यान्ति योगेन पिडका न च जायते ॥

इति न्यग्रोधाद्य चूर्णम् ।

चूर्णानि लोहत्रिफलासितानां क्षौद्रेण लिह्याच्च पृथक् समं वा। मेहान् समस्तानपि नाशयन्ति पीतः कदाचित् स्वरसो गुडूच्याः ॥ त्रिकटु त्रिफलातुल्यं गुग्गुलुं च समांशिकम् । गोक्षुरकाथसंयुक्तं गुटिकां कारयेद्बुधः ॥ दीपकालचलापेक्षी भक्षयेच्चानुलोमिकाम् । न चात्र परिहारोऽस्ति कर्म कुर्याद्यथेप्सितम् ॥ प्रमेहान् वातरोगांश्च वातशोणितमेव च । मूत्राघातं मूत्रदोषं प्रदरं चाशु नाशयेत् ॥

इति त्रिकटुगुटिका ।

दाडिमस्य च वीजानि कृमिघ्नस्य च तण्डुलाः । रजनी चविका जाजी नागरं त्रिफला कणा ॥ त्रिकण्टकस्य च फलं यवानीधान्यकं तथा । वृक्षाम्लचविकालोध्रसिन्धूद्भवसमाहितैः ॥ कल्कैरक्षसमैरेभिर्घृतमस्थं विपाचयेत् । भोज्ये पाने प्रदातव्यं सर्वर्तुषु च मात्रया ॥ प्रमेहान् विंशतिं चैव मूत्राघातं तथाश्मरीम् । कृच्छ्रं सुदारुणं चैव हन्यादेव न संशयः ॥ विवन्धानाहशूलघ्नं कामलाज्वरनाशनम् । दाडिमाद्यं घृतं चैतदश्विभ्यां परिकीर्तितम् ॥

इति दाडिमाद्यं घृतम् ।

श्वदंष्ट्रा सकणा मुस्ता गुडूची फल्गुपल्लवाः । दर्भाङ्कुरास्तु गण्डीरी रोहिषस्य च पल्लवाः ॥ काला पुनर्नवा श्यामा शारिवा देवदारु च । पिप्पली शृङ्गवेरं च विडङ्गं मरिचानि च ॥ पाठा कम्पिल्लकं भार्ङ्गी द्वे हरिद्रे निदिग्धिका । एरण्डमूलं दन्ती च चित्रकं कटुरोहिणी ॥ एतानि समभागानि सूक्ष्मचूर्णानि कारयेत् । यावन्त्येतानि चूर्णानि द्विस्तावत्स्यादयोरजः ॥ ततो विडालपदकं पिवेदुष्णेन वारिणा । अलाभे चापि मद्यानां प्रमेहान् हन्ति विंशतिम् ॥ श्वयथुं च तथार्शांसि पाण्डुरोगं हलीमकम् । उदराण्यथ शूलानि प्लीहानं चापकर्षति ॥ एभिर्गोमूत्रपिष्टैस्तु गुटिकाः कारयेद्भिषक् । रोगेष्वेतेषु मुख्याः स्युर्वलमांसविवर्द्धनाः ।

इति गोक्षुरादिचूर्णगुटिकाः ।

कण्टकार्या गुडूच्याश्च संहरेच्च शतं शतम् ॥ संकुट्योदूखले विद्वांश्चतुर्द्रोणेऽम्भसः पचेत् । तेन पादावशेषेण घृतमस्थं विपाचयेत् ॥ त्रिकटु त्रिफला रास्ना विडङ्गान्यथ चित्रकम् । काश्मर्याणां च मूलानि पूतिकस्य त्वगेव च ॥ कलिङ्ग इति सर्वाणि सूक्ष्मपिष्टानि कारयेत् । अक्षमात्रां पिवेत्प्राज्ञः शालिभिः पयसा हितैः ॥ प्रमेहं मधुमेहं च मूत्रकृच्छ्रं भगन्दरम् । आलस्यं चान्त्रवृद्धिं च कुष्ठरोगं विशेषतः ॥ क्षयं चैव निहन्त्येतन्नाम्ना सिंहामृतं घृतम् ।

इति सिंहामृत घृतम् ।

दशमूलं करञ्जौ द्वौ देवदारु हरीतकी । वर्षाभूर्वरुणो दन्ती चित्रकं सपुनर्नवम् ॥ सुधानीपकदम्बाश्च विल्वं भल्लातकानि च । शटीपुष्करमूलं च पिप्पलीमूलमेव च ॥ पृथग् दशपलान् भागानेतांस्तोयार्मणे पचेत् । यवकोलकुलत्थानां प्रस्थं प्रस्थं विपाचयेत् ॥ तेन पादावशेषेण घृतप्रस्थं पचेद्भिषक् । निचूलं त्रिफला भार्ङ्गी रोहिषं गजपिप्पली ॥ शृङ्गवेरविडङ्गानि चव्यं कम्पिल्लकं तथा । गर्भेणानेन तत्सिद्धं पाययेत्तु यथावलम् ॥ एतद्धान्वन्तरं नाम विख्यातं सर्पिरुत्तमम् । कुष्ठप्रमेहगुल्मांश्च श्वयथुं वातशोणितम् ॥ प्लीहोदराणि चार्शांसि विद्रधिं पिडकाश्च याः । अपस्मारं तथोन्मादं सर्पिरेतन्नियच्छति ॥

इति धान्वन्तरं घृतम् ।

अर्जुनपटोलनिम्बैः सवचादीप्यकर-

सारसमञ्जिष्ठैः । भल्लातकागुरुचन्दनैः मगदानलचन्दनोशीरैः । गोक्षुरकसोमवल्कनवैः पटोलैर्हरिद्रया त्रिफलया । अश्मन्तकार्जुनाभ्यां दीप्यकयुक्तेन चैव लोध्रेण ॥ मञ्जिष्ठातिविषाभ्यां कल्ककषायैः पचेत्तैलम् । कफवातोत्थे मेहे पित्तकृते साधयेत्सर्पिः ॥

इति अर्जुनाद्यं घृततैलम् ।

सारवर्गकषायं चतुर्थांशावशिष्टमवतार्य परिस्राव्य पुनरपनीय साधयेत् । सिध्यति चामलकलोध्रप्रियङ्गुदन्तीकृष्णायसताम्रचूर्णान्यावपेत् । तदेतददग्धं लेहीभूतमवतार्यानुगुप्तं निदध्यात् । ततो यथायोगमुपयुञ्जीत । एष लेहः सर्वमेहानपहन्ति ।

इति सारलेहः ।

गोकण्टकं सदलमूलफलं गृहीत्वा संकुट्टितं पलशतं क्वथितं तु तोये । पादस्थितेन सलिलेन पलानि दत्त्वा पञ्चाशतं तु विपचेदथ शर्करायाः ॥ तस्मिन् घनत्वमुपगच्छति चूर्णितानि दद्यात्पलद्वयमितानि सुभाजनानि । शुण्ठीकणामरिचनागदलत्वगेला, जातीप्रकोपककुभत्रपुसीपलानि ॥ मांसीपलाष्टकमिह प्रणिधाय नित्यम् लेह्यं तु शुद्धमघृतं पलसम्मितं तु । हन्त्याशु मूत्रपरिदाहविबन्धशुक्रकृच्छ्राश्मरीरुधिरमेहमधुप्रमेहान् ॥

इति गोक्षुरकाद्यवलेहः ।

असनं च प्रियालं च शालं खदिरकं तथा । शालवर्गं तथा ग्राह्यं भवेचैतद्विचक्षणैः ॥ मधुमेहत्वमापन्नं भिषग्भिः परिवर्जितम् । योगेनानेन मतिमान् प्रमेहिनमुपाचयेत् ॥ मासि शुक्रे शुचौ चापि शैलाः सूर्यांशुतापिताः । जतुप्रकाशं स्वरसं शिलाभ्यः प्रस्रवन्ति हि ॥ शिलाजतिति विख्यातं महाव्याधिनिवारणम् । तत्सर्वतिक्तकटुकङ्कषायानुरसंसरम् ॥ कटुपाकगुणवीर्यं च शोषणं छेदनं तथा । तत्र यत् लघु कृष्णाभं स्निग्धं निःशर्करं च यत् ॥ गोमूत्रगन्धि नीलं वा तत्प्रधानं प्रचक्षते । तद्भावितं सारगणैर्हृतदोषं यथोदितम् । पिबेत्सारोदकेनैव श्लक्ष्णपिष्टं यथाबलम् । जाङ्गलेन रसेनाद्यात्तस्मिन् जीर्णे तु भोजनम् । उपयुज्य तुलामेकाममृतस्यास्य जन्मतः ॥ विजित्य मधुमेहाख्यमातङ्कं रोगकारकम् । वपुर्वर्णबलोपेतः शतं जीवत्यनामयः । शतं शतं तुलायां तु सहस्रं दशतौलिकम् ॥ भल्लातकविधानेन परिहारविधिः स्मृतः । मेहं कुष्ठमपस्मारमुन्मादं श्लीपदं परम् । शोषं शोफार्शसी गुल्मं पाण्डुतां विषमज्वरम् ॥ व्यपोहत्यचिरात् कालाच्छिलाजतु निषेवितम् । न सोऽस्ति रोगो यं वापि न निहन्याच्छिलाजतु ॥ शर्करां चिरसंभूतां भिनत्ति च तथाश्मरीम् । भावनालोडने चास्य कर्तव्ये भेषजैर्हितैः ॥ एवं च माक्षिकं धातुं तापीजममृतोपमम् । मधुरं काञ्चनाभासमम्लं वा रजतप्रभम् ॥ व्यपोहति जराकुष्ठमेहपाण्ड्वामयक्षयान् । तत्सेवकः कुलत्थांश्च कपोतांश्च विवर्जयेत् ।

इति शिलाजतुमाक्षिकयोः प्रयोगः।

જેને પ્રમેહ થયો હોય તેને પ્રથમથીજ કાંગ કે સર્ષપ આદિથી સિદ્ધ કરેલા તેલ વતે સ્નિગ્ધ કરીને તે પછી સારી પેઠે વમન તથા વિરેચન કરાવવાં. વિરેચન કરાવ્યા પછી સુરસાદિ ક્વાથમાં સુંઠ, દેવદાર તથા મોથ એઓનું ચૂર્ણ નાખી અને મધ તથા સૈંધવ એઓથી તે ક્વાથને યુક્ત કરીને તે ક્વાથથી નિરૂહબસ્તિ દેવી. જો બળતરા થતી હોય તો તેલ વગરના ન્યગ્રોધાદિ ક્વાથથી નિરૂહબસ્તિ દેવી.

વાયુની પ્રબળતાવાળા પ્રમેહોમાં વિશેષે કરી સ્નેહપાન કરાવવું.

રગતરોહીડાનો ક્વાથ કરી તેમાં મધ નાખીને પીવામાં આવે તો તેથી ઉદકપ્રમેહ મટી જાયછે.

નીલીધ્રોનો અથવા અરણીનો ક્વાથ કરી તેમાં મધ નાખીને પીવામાં આવે તો તેથી ઇક્ષુમેહ મટી જાયછે.

લીંબડાનો ક્વાથ કરી તેમાં મધ નાખીને પીવામાં આવે તો તેથી સુરામેહ મટી જાયછે.

ચિત્રકનો ક્વાથ કરી તેમાં મધ નાખીને પીવામાં આવે તો તેથી સિકતામેહ મટી જાયછે.

ખેરનો ક્વાથ કરી તેમાં મધ નાખીને પીવામાં આવે તો તેથી શનૈર્મેહ મટી જાયછે.

કાળીપાડનો ક્વાથ કરી તેમાં મધ નાખીને પીવામાં આવે તો તેથી ક્ષારમેહ મટી જાયછે.

અગરૂનો ક્વાથ કરી તેમાં મધ નાખીને પીવામાં આવે તો તેથી પિષ્ટમેહ મટી જાયછે.

બે જાતની ઉપલસરીનો ક્વાથ કરી તેમાં મધ નાખીને પીવામાં આવે તો તેથી સાંદ્રમેહ મટી જાયછે.

હરડે, કાયફળ, મોથ અને લોદર એઓનો ક્વાથ કરી તેમાં મધ નાખીને પીવામાં આવે તો તેથી કફસંબંધી પ્રમેહ મટી જાયછે.

કાળીપાડ, વાવડીંગ, આસોંદરો અને ધામણ એઓનો ક્વાથ કરી તેમાં મધ નાખીને પીવામાં આવે તો તેથી કફસંબંધી પ્રમેહ મટી જાયછે.

હળદર, દારૂહળદર, તગર અને વાવડીંગ એઓનો ક્વાથ કરી તેમાં મધ નાખીને પીવામાં આવે તો તેથી કફસંબંધી પ્રમેહ મટી જાયછે.

કદંબ, સાલીયા નામનું ઝાડ, આસોંદરો અને ચિત્રક એઓનો ક્વાથ કરી તેમાં મધ નાખીને પીવામાં આવે તો તેથી કફસંબંધી પ્રમેહ મટી જાયછે.

દારૂહળદર, વાવડીંગ, ખેર અને ધાવડો, એઓનો ક્વાથ કરી તેમાં મધ નાખીને પીવામાં આવે તો તેથી કફસંબંધી પ્રમેહ મટી જાયછે.

દેવદાર, કઠ, અગરૂ અને સુખડ એઓનો ક્વાથ કરી તેમાં મધ નાખીને પીવામાં આવે તો તેથી કફસંબંધી પ્રમેહ મટી જાયછે.

દારૂહળદર, અરણી, હરડે, બેહેડાં, આમળાં અને વજ એઓનો ક્વાથ કરી તેમાં મધ નાખીને પીવામાં આવે તો તેથી કફસંબંધી પ્રમેહ મટી જાયછે.

કાળીપાડ, મોરવેલ, અને ગોખરૂ એઓનો ક્વાથ કરી તેમાં મધ નાખીને પીવામાં આવે તો તેથી કફસંબંધી પ્રમેહ મટી જાયછે.

વજ, બે જાતનોવાળો, હરડે અને ગળો એઓનો ક્વાથ કરી તેમાં મધ નાખીને પીવામાં આવે તો તેથી કફસંબંધી પ્રમેહ મટી જાયછે.

અરડૂસો, હરડે, ચિત્રક અને સમપર્ણ એઓનો ક્વાથ કરી તેમાં મધ નાખીને પીવામાં આવે તો તેથી કફસંબંધી પ્રમેહ મટી જાયછે.

વાળો, લોદર, આસોંદરો અને સુખડ એઓનો ક્વાથ કરી તેમાં મધ નાખીને પીવામાં આવે તો તેથી પિત્તસંબંધી પ્રમેહ મટી જાયછે.

વાળો, મોથ, આમળાં અને હરડે એઓનો ક્વાથ કરી તેમાં મધ નાખીને પીવામાં આવે તો તેથી પિત્તસંબંધી પ્રમેહ મટી જાયછે.

કડવાં પરવળ, લીંબડો, આંમળાં અને ગળો એઓનો ક્વાથ કરી તેમાં મધ નાખીને પીવામાં આવે તો તેથી પિત્તસંબંધી પ્રમેહ મટી જાયછે.

મોથ, હરડે અને જાધરીયો ખાખરો એઓનો ક્વાથ કરી તેમાં મધ નાખીને પીવામાં આવે તો તેથી પિત્તસંબંધી પ્રમેહ મટી જાયછે.

લોદર, આંબો, દારૂહળદર અને ધાવણી એઓનો ક્વાથ કરી તેમાં મધ નાખીને પીવામાં આવે તો તેથી પિત્તસંબંધી પ્રમેહ મટી જાયછે.

સુંઠ, આસોંદરો, એળચી, અતવસ અને કમળ એઓનો ક્વાથ કરી તેમાં મધ નાખીને પીવામાં આવે તો તેથી પિત્તસંબંધી પ્રમેહ મટી જાયછે.

સરસડીયો, ધાણા, આસોંદરો અને બોલસરી એઓનો ક્વાથ કરી તેમાં મધ નાખીને પીવામાં આવે તો તેથી પિત્તસંબંધી પ્રમેહ મટી જાયછે.

પીપળો, કાળીપાડ, ખીજડો અને નેતર એઓનો ક્વાથ કરી તેમાં મધ નાખીને પીવામાં આવે તો તેથી પિત્તસંબંધી પ્રમેહ મટી જાયછે.

ધહુંલા, શ્વેતકમલ, રક્તકમલ અને કસુડાં એઓનો ક્વાથ કરી તેમાં મધ નાખીને પીવામાં આવે તો તેથી પિત્તસંબંધી પ્રમેહ મટી જાયછે.

દારૂહળદર, રક્તકમલ અને મોથ એઓનો ક્વાથ કરી તેમાં મધ નાખીને પીવામાં આવે તો તેથી પિત્તસંબંધી પ્રમેહ મટી જાયછે.

કફસંબંધી પ્રમેહને મટાડનારા ક્વાથોથી પકાવેલું ઘી કફસંબંધી પ્રમેહને મટાડેછે.

પિત્તસંબંધી પ્રમેહને મટાડનારા ક્વાથોથી પકાવેલું ઘી પિત્તસંબંધી પ્રમેહોને મટાડેછે.

કપિલો, સપ્તપર્ણ, સાલીયા, બેહેડાં, રગતરોહીડો, ઇંદ્રજવ, કડવાં પરવળ, દારૂહળદર, કઠ અને અગર એઓનું ચૂર્ણ કરી મધમાં કાલવીને ચાટવામાં આવે તો તેથી કફસંબંધી તથા પિત્તસંબંધી પ્રમેહ મટી જાયછે.

ધ્રો, મોથ, કરંજ, કાયફળ, પીળો વાળો, અને શૈવાળ એઓનો ક્વાથ કરીને પીવામાં આવે તો તેથી શુક્રમેહ અવશ્ય મટી જાયછે.

હરડે, બેહેડાં, આમળાં, ગરમાળો અને દ્રાખ એઓનો ક્વાથ કરી તેમાં મધ નાખીને પીવામાં આવે તો તેથી ફીણ જેવો પ્રમેહ અવશ્ય મટી જાયછે.

ત્રિફલાનું (હરડે બેહેડાં તથા આ-

મળાંનું) અથવા શિલાજીતનું અથવા લોઢાનું અથવા હરડેનું ચૂર્ણ કરી મધમાં કાલવીને ખાવામાં આવે તો તેથી પ્રમેહ મટી જાયછે.

ત્રિફલા, દારૂહળદર, સુરામાંસી, મોથ અને હળદર એઓનો એઓનાજ કલ્કો નાખી ક્વાથ કરી તેમાં મધ નાખીને પીવામાં આવે તો તેથી સઘળા પ્રકારના વધેલા પ્રમેહો પણ મટી જાયછે. આ ક્વાથ 'ફલત્રિકાદિ ક્વાથ' એ નામથી ઓળખાયછે.

ગાઇએ ખાધેલા યવોને છાણમાંથી કાહાડી લઈ તેઓને ગોમૂત્રની ભાવના આપીને અથવા ભાવના આપ્યા વગર પણ ચિત્રકની તથા અરધાં પાણીવાળી છાશની સાથે અથવા લીંબડાના તથા મગના રસની સાથે ખાવામાં આવે તો તેથી પ્રમેહ મટી જાયછે.

એક મહીનાસુધી પાણીની સાથે જવના લોટનું ભક્ષણ કરવામાં આવે તો તેથી પ્રમેહ મટી જાયછે. જવ મેહને મટાડનારા છે, મૂત્રને બાંધનારા છે અને સઘળા ધાતુઓમાં સમસ્થિતિવાળા છે એટલામાટે વિશેષે કરી પ્રમેહો ઉપર જવ બહુ હિતકારી થાયછે.

## ત્રિકટુકાદ્ય મોદક.

સુંઠ, મરી, પીંપળ, હરડે, બેહેડાં, આમળાં, કાળીપાડ, સરગવાનાં મૂળ, વાવડીંગના દાણા, હીંગ, કડુ, ઉભી ભોરીંગણી, બેઠી ભોરીંગણી, હળદર, દારૂહળદર, યવાન, સોપારી, સમેરવો, અતવસ, ચિત્રક, સંચળ, જીરૂં, પલાશી, અને ધાણા એ પ્રત્યેક પદાર્થોને એક એક તોલાં ભાર લઈ તેઓનું બારીક ચૂર્ણ કરવું. પછી ત્રણસો અડસઠ તોલાં ભાર જવના સાથવામાં એ ચૂર્ણ નાખી ચોવીશ તોલાં ઘી, ચોવીશ તોલાં તેલ અને ચોવીશ તોલાં મધ એઓથી તે સાથવાના એક એક તોલા ભાર લાડુ વાળી મૂકવા. આ લાડુઓમાંથી નિત્ય એક એક લાડુ ખાવામાં આવે તો તેથી અત્યંત દારૂણ પ્રમેહો પણ નષ્ટ થઈ જાયછે.

## ન્યગ્રોધાદ્ય ચૂર્ણ.

વડ, ઊંબરો, પીપળો, અરલૂ, ગરમાળો, બીબલો, આંબો, કોઠ, જાંબુ, ચારોળી, આસોંદરો, ધાવડો, મહુડાં, જેઠીમધ, લોદર, વાયવરણાં, કડવો લીંબડો, કડવાં પરવળ, મેંઢાશીંગી, નેપાળો, ચિત્રક, તુવરની દાળ, કરંજનાં ફળ, હરડે, બેહેડાં, આમળાં, ઇંદ્રજવ અને ભીલામાનાં ફળ એઓને સમભાગે લઈ બારીક ચૂર્ણ કરવું. આ ચૂર્ણને મધમાં કાલવીને ખાવામાં આવે અને તેની ઉપર હરડાં, બેહેડાં તથા આંમળાં એઓનો ક્વાથ પીવામાં આવે તો તેથી મૂત્ર સાફ થઈ જાયછે, વીશે પ્રકારના પ્રમેહો અને સઘળા પ્રકારનાં મૂત્રકૃચ્છો શાંત થઇ જાયછે અને પ્રમેહસંબંધી ફોડલી પણ થતી નથી.

## લોહાદિ ચૂર્ણ અને ગડૂચી સ્વરસ.

લોઢું, ત્રિફલા અને સાકર એઓનાં ચૂર્ણોને મિશ્રિત કરી મધમાં કાલવીને ચાટવામાં આવે અથવા એકલા લોઢાનાં ચૂર્ણને, એકલા ત્રિફલાનાં ચૂર્ણને તથા એકલા સાકરનાં ચૂર્ણને મધમાં કાલવીને જુદાં જુદાં ચાટવામાં આવે તો તેથી સઘળા પ્રમેહોનો નાશ થાયછે.

ગળોનો સ્વરસ કાહાડીને પીવાથી પણ કોઈ વખતે પ્રમેહો મટી જાયછે.

### ત્રિકટુ ગુટીકા.

સુંઠ, મરી, પીપળ, હરડે, બેહેડાં, અને આમળાં એઓનું સમભાગે ચૂર્ણ કરી તેમાં એક ભાગ જેટલો ગોળ નાખી તેની ગોખરૂના ક્વાથથી ગોળીઓ વાળવી. વાયુનું અનુલોમન કરનારી આ ગોળી દીપના, કાળના તથા શરીરના બળને અનુસરીને ખાવામાં આવે તો તેથી પ્રમેહો, વાયુસંબંધી રોગો, વાતરક્ત, મૂત્રાધાતો, મૂત્રદોષ, તથા પ્રદર એઓનો તુરત નાશ થાયછે. આ ગોળી ખાનારાને પોતાની ઇચ્છા પ્રમાણે કામો કરવાની છુટછે અને કશી પરેજી રાખવાની જરૂર નથી.

### દાડિમાદ્ય ઘૃત.

દાડિમનાં બીજ, વાવડીંગના ચોખા દાણા, હળદર, બમણો ચવક, જીરૂં, સુંઠ, હરડે, બેહેડાં, આમળાં, પીપળ, ગોખરૂનાં ફળ, યવાન, ધાણા, કોકમ, લોદર અને સૈંધવ એ પ્રત્યેક પદાર્થોના એક એક તોલાંભાર કલ્કોથી ચોસઠ તોલાંભાર ઘી પકાવવું એટલે તે ઘી 'દાડિમાદ્ય ઘૃત' કેહેવાયછે. અશ્વિની કુમારોએ કહેલું આ ઘી સઘળી ઋતુઓમાં માત્રાથી ખાવાપીવાના ઉપયોગમાં લેવામાં આવે તો તેથી વીશે પ્રકારના પ્રમેહો, મૂત્રાધાતો, પથરી, મહા દારૂણ મૂત્રકૃચ્છ્ર, મલબંધ, આનાહ, શૂળ, કમળો, તથા જ્વર એઓનો અવશ્ય નાશ થાયછે.

### ગોક્ષુરાદિ ચૂર્ણ તથા ગુટિકા.

ગોખરૂ, પીપળ, મોથ, ગળોનાં ઝીણાં ઝીણાં પાનડાં, દર્ભના અંકુરો, મજીઠ, રોહિસ નામનાં સુગંધી ખડનાં પાનડાં, કાળી નસોતર, સાટોડી, કસ્તૂરી, ઉપલસરી, દેવદાર, પીપળ, આદુ, વાવડીંગ, મરી, કાળીપાડ, કપીલો, ભારંગી, હળદર, દારૂહળદર, ભોરીંગણી, એરંડાનું મૂળ, નેપાળો, ચિત્રક અને કટુ એઓને સમ ભાગે લઈ તેઓનાં બારીક ચૂર્ણ કરવાં. પછી તે સઘળાં ચૂર્ણોના વજનથી બમણું લોઢાનું ચૂર્ણ લઈ તેમાં તે સઘળાં ચૂર્ણો મેળવી દેવાં એટલે 'ગોક્ષુરાદિ ચૂર્ણ' સિદ્ધ થાયછે. આ ચૂર્ણ મધથી અને મધ ન મળે તો ઉના પાણીથી પીવામાં આવે તો તેથી વીશે પ્રકારના પ્રમેહો, સોજા, અરશ, પાંડુરોગ, હલીમક, સઘળા ઉદરના રોગો, શૂળો તથા બરલનું દરદ એઓનો નાશ થાયછે. આ ચૂર્ણને ગોમૂત્રમાં વાટીને ગોળીઓ વાળવામાં આવે તો તે ગોળીઓ ગોક્ષુરાદિ ગુટિકા કેહેવાયછે. આ ગોળીઓ પણ ઉપર કહેલા રોગોને મટાડવામાં મુખ્ય છે તથા બળને અને માંસને વધારનાર છે.

### સિંહામૃત ઘૃત.

ભોરીંગણીના સો તોલાં અને ગળોના સો તોલાં એઓને એકઠાં કરી ખાંડણીયામાં ખાંડીને તેઓનો ચાર દ્રોણ ભાર (એક હજાર ચોવીશ તોલાં ભારનો એક દ્રોણ ગણવામાં આવે છે.) પાણીમાં ક્વાથ કરવો. ચોથા ભાગનું પાણી અવશેષ રેહે ત્યારે તેમાં ચોસઠ તોલાં ભાર ઘી પકાવવું અને તે ઘીમાં પકાવતી વખતે સુંઠ, મરી, પીપળ, હરડે, બેહેડાં, આમળાં, રાસ્ના, વાવડીંગ, ચિત્રક, સીવણનાં મૂળ, કરંજની છાલ અને ઇંદ્રજવ એઓનાં બારીક ચૂર્ણ કરીને ના-

ખવાં. આ ઘી એક તોલા ભાર પીવામાં આવે અને તેની ઉપર દુધ ચોખા ખાવામાં આવે તો તેથી પ્રમેહ, મધુમેહ, મૂત્રકૃચ્છ્ર, ભગંદર, આલસ્ય, અંત્રવૃદ્ધિ, કુષ્ઠરોગ અને ક્ષય એઓનો નાશ થાયછે. આ ઘી 'સિંહામૃત' એ નામથી ઓળખાય છે.

## ધાન્વંતર ઘૃત.

દશમૂલી, બે જાતની કરંજ, દેવદાર, હરડે, સાટોડી, વાયવરણાં, નેપાળો, ચિત્રક, સાટોડી, સમેરવો, રાજકદંબ, કદંબ, બીલાં, ભીલામાં, કચૂરો, પુષ્કરમૂલ, અને પીપળીમૂળ એ પ્રત્યેક પદાર્થોનાં ચાળીશ ચાળીશ તોલાં ભાર ચૂર્ણ, ચોસઠ તોલાં ભાર જવ, ચોસઠ તોલાં ભાર મરી અને ચોસઠ તોલાં ભાર કળથી એઓનો એક હજાર ચોવીશ તોલાં ભાર પાણીમાં ક્વાથ કરવો. બળતાં બળતાં ચોથા ભાગનું પાણી અવશેષ રેહે ત્યારે તેમાં ચોસઠ તોલાં ભાર ઘી પકાવવું અને તે ઘીમાં પકાવતી વખતે લીંબડો, ત્રિફળા, ભારંગી, રોહિસ નામનું ખડ, ગજપીપળ, સુંઠ, વાવડીંગ, ચવક અને કપીલો એઓનું ચૂર્ણ નાખવું. આ રીતે સિદ્ધ કરેલું ઘી 'ધાન્વંતર ઘૃત' કેહેવાયછે. શરીર આદિના બળને અનુસરીને આ ઉત્તમ ઘી પીવરાવવામાં આવે તો તેથી કોઢ, પ્રમેહ, ગુલ્મ, સોજો, વાતરક્ત, બરલનું દરદ, ઉદરના રોગ, વિદ્રધી, પ્રમેહસંબંધી બીજી પણ ફોડલીઓ, અપસ્માર અને ઉન્માદ એઓનો નાશ થાયછે.

## અર્જુનાદ્ય ઘૃત તથા અર્જુનાદ્ય તૈલ.

અસોંદરો, કડવાં પરવળ, લીંબડો, વજ, અજમા, રાસ્ના, મજીઠ, ભિલામાં, અગરૂ, મોથ, કઠ, ચિત્રક, સુખડ, વાળો, ગોખરૂ અને કાયફળ એઓનો ક્વાથ કરી તેમાં નવાં કડવાં પરવળ, હળદર, હરડે, બેહેડાં, આમળાં, પાષાણભેદ, આસોંદરો, અજમા, લોદર, મજીઠ અને અતવસ એઓના કલ્કો નાખીને તેમાં પકાવેલું ઘી 'અર્જુનાદ્ય ઘૃત' કેહેવાયછે. આ ઘીનો ઉપયોગ કરવાથી પિત્તસંબંધી પ્રમેહ મટી જાયછે. એજ ક્વાથમાં એજ કલ્કોથી પકાવેલું તેલ 'અર્જુનાદ્ય તૈલ' કેહેવાયછે. આ તૈલનો ઉપયોગ કરવાથી કફસંબંધી તથા વાયુસંબંધી પ્રમેહો મટી જાયછે.

## સારલેહ.

સાર વર્ગનાં ઔષધોનો ક્વાથ કરી ચોથા ભાગનું પાણી અવશેષ રહે ત્યારે ઉતારી, વસ્ત્રવતે ગળી લઇને તેને પાછો ચુલે ચડાવવો. ઉકળવા લાગે ત્યારે તેમાં આમળાં, લોદર, ધઉંલા, નેપાળો, ગજવેલ અને મારેલું ત્રાંબુ એઓનાં ચૂર્ણો નાખવાં. એ સઘળું બળી નહીં જતાં શીરા જેવું થઈ જાય ત્યારે તેને ઉતારીને સારા વાસણમાં ભુચ દઇને રાખવું. આ લેહનો યોગ્ય રીતે ઉપયોગ કરવામાં આવે તો તેથી સર્વ પ્રકારના પ્રમેહો મટી જાયછે.

## ગોક્ષુરકાદ્યવલેહ.

પાનડાં મૂળ તથા ફૂલસહિત ચારસો તોલાંભાર ગોખરૂ લઈ તેને સારી પેઠે કુટી પાણીમાં ક્વાથ કરી ચોથા ભાગનું પાણી અવશેષ રહે ત્યારે તેમાં બસો તોલાંભાર સાકર નાખીને પકાવવું. એ પાણી ઘાટું થવા લાગે ત્યારે તેમાં સુંઠ,

પીપળ, મરી, સુકાએલાં નાગરવેલનાં પાન, તજ, એળચી, જાયફળ, મરીચકંકોલ, આસોંદરાનાં ફળ અને કાકડીનાં ફળ એ પ્રત્યેક પદાર્થોનાં સારા વાસણોમાં તૈયાર કરી રાખેલાં આઠ આઠ તોલાંભાર ચૂર્ણો અને બત્રીશ તોલાંભાર વંશલોચનનું ચૂર્ણ નાખી ઉતારી લેવું એટલે ગોક્ષુરકાદ્યવલેહ. સિદ્ધ થાયછે. આ શુદ્ધ અમૃત જેવો અવલેહ નિત્ય ચાર તોલાંભાર ચાટવામાં આવે તો તેથી મૂત્રની બળતરા, મલબંધ, વીર્યના દોષ, મૂત્રકૃચ્છ્ર પથરી, રક્તમેહ અને મધુ પ્રમેહ એઓ તુરત મટી જાયછે.

## અસનાદિ યોગ.

બીબલો, ચારોળી, સાગ, ખેર અને સારવર્ગનાં ઔષધો એઓનો યોગ કરી બુદ્ધિમાન વૈદ્ય પ્રમેહવાળાનો ઉપચાર કરે તો તેથી જ પ્રમેહ મધુમેહપણાને પામ્યો હોય તથા જેની ચિકિત્સા બીજા વૈદ્યોએ છોડી દીધી હોય તે પ્રમેહ પણ મટી જાયછે.

## શિલાજીતનો, સોનામખીનો તથા રૂપામખીનો પ્રયોગ.

જેઠ મહિનામાં અથવા આષાઢ મહિનામાં સૂર્યની કિરણોથી તપી ગએલા પર્વતો પોતાની શિલાઓમાંથી લાખ જેવા જે રસને સ્રવેછે તે રસ શિલાજીત કેહેવાયછે અને તે મોટાં દરદોનું નિવારણ કરનાર છે. સઘળા પ્રકારનું શિલાજીત તીખું છે, કડવું છે, તુરા રસના સંબધવાળું છે, મળોને ઉતારનાર છે, પાકમાં તીખું છે, ઉષ્ણ વીર્યવાળું છે, ક્લેદને સુકાવનાર છે અને મળોનું છેદન કરનાર છે. જે શિલાજીત હલકું, કાળી અથવા નીલી કાંતિવાળું, સ્નિગ્ધ, કાંકરીઓ વગરનું અને ગોમૂત્રના જેવા ગંધવાળું હોય તે શ્રેષ્ઠ કેહેવાયછે. બીબલા તથા ખેર આદિ સારગણનાં ઔષધોથી જેને ભાવના આપી હોય તથા (આ ગ્રંથના પ્રથમખંડના પૃષ્ઠ ૪૪૩ માં કહ્યા પ્રમાણે) જેને શુદ્ધ કરવામાં આવ્યું હોય એવા શિલાજીતને બારીક વાટી શરીર આદિના બળને અનુસરીને સારગણના ક્વાથની સાથે પીવું અને એ પચી ગયા પછી જંગલી પ્રાણિઓના માંસના રસાની સાથે ભોજન કરવું. જન્મથી અમૃત જેવું આ શિલાજીત ચારસો તોલાં ભાર ખાવામાં આવે તો તેથી માણસ મહાપીડાકારી મધુમેહ નામના હાથીને જીતીને સો વર્ષસુધી આરોગ્યથી જીવેછે અને તેનાં શરીર, વર્ણ તથા બળ અતિ ઉત્તમ થાયછે. ચારસો તોલાં ભારની એક તુલા કેહેવાયછે એવી શિલાજીતની એક એક તુલા ખાવાથી સો સો વર્ષની વૃદ્ધિ થાયછે અને દશ તુલા ખાવાથી દશ હજાર વર્ષનું આયુષ્ય થાયછે. ભીલામાં ખાવામાં જેટલી પરહેજી છે તેટલીજ શિલાજીતખાવામાં પરહેજી રાખવી. શિલાજીતનું સેવન કરવાથી પ્રમેહ, કોઢ, અપસ્માર, ઉન્માદ, શ્લીપદ, ક્ષય, સોજા, અરશ, ગુલ્મ, પાંડુરોગ અને વિષમજ્વર એઓ તુરતજ નષ્ટ થઇ જાયછે. જેને શિલાજીત ન હણી શકે એવો કોઇ રોગજ નથી, શિલાજીત લાંબા કાળથી થએલી કાંકરીને તથા પથરીને પણ તોડી નાખેછે. હિતકારી ઔષધોથી શિલાજીતને ભાવના દેવી તથા તેવાંજ ઔષધોમાં તેને ઘોળવું જોઇએ.

એવી રીતેંજ સોનામખી અથવા રૂપામખી કે જે અમૃત સમાન છે તેને સારગણનાં ઔષધોની ભાવના આપી સારગણના ક્વાથની સાથે પીવામાં આવે તો તેથી જરા, કોઢ, પ્રમેહ, પાંડુરોગ તથા ક્ષય એઓનો નાશ થાયછે. જે સોનામખી મધુર હોય તથા સોના જેવા રંગવાળી હોય અને જે રૂપામખી ખારી તથા રૂપાના જેવા રંગવાળી હોય તે ઉત્તમ ગણવામાં આવેછે અને તેને (પ્રથમખંડના પૃષ્ઠ ૮૩૯ માં કહ્યા પ્રમાણે શુદ્ધ કરવી. સોનામખીનું અથવા રૂપામખીનું સેવન કરનારાએ કળથીનો અને હોલાના માંસનો ત્યાગ કરવો જોઇએ.

## પ્રમેહથી થએલી ફોડલીઓની ચિકિત્સા.

प्रमेहपिडकानां प्राक्कार्यं रक्तावसेचनम् ॥ पाटनं च विपक्कानां तासां वैद्यैः प्रशस्यते । क्काथो वनस्य तैर्वस्तमूत्रं तीक्ष्णं च शोधनम् ॥ एलादिकेन कल्केन तैलं च व्रणरोपणम् । आरग्वधादिना क्काथं कुर्यादुद्वर्त्तनानि च ॥ शालसारादिना सेकान् भोज्यादींश्चणकादिना ।

પ્રમેહસંબંધી ફોડલી થઈ હોય તો પ્રથમ તેમાંથી લોહી કહડાવવું અને પાકી ગઇ હોય તો તેને શસ્ત્રવતે ચીરાવવી એ ઉત્તમ છે. વનસ્પતિઓના ક્વાથથી, બકરાના મૂત્રથી અને તીક્ષ્ણ પદાર્થોથી ફોડલીની જગ્યાને શુદ્ધ કરવી. શુદ્ધ કર્યાપછી એળચી આદિ પદાર્થોના કલ્કથી પકાવેલું તેલ લગાવવું કે જેથી વ્રણમાં ભીં આવેછે. ફોડલીવાળાને ગરમાળા આદિનો ક્વાથ પાવો, તેનાં અંગપર યોગ્ય પદાર્થો ચોળવા અને શાલસાર આદિના ક્વાથથી સેચન કરવું. ફોડલીવાળાને ચણા આદિ પદાર્થોનાં ભોજન દેવાં.

## પ્રમેહવાળાને આરોગ્ય પ્રાપ્ત થયાની પરીક્ષા.

प्रमेहिनो यदा मूत्रमनाविलमपिच्छिलम् ॥ विशदं तिक्तकटुकं तदारोग्यं प्रचक्षते ।

इति प्रमेहपिडकानिदानचिकित्साधिकारः ॥

જ્યારે પ્રમેહવાળાનું મૂત્ર સ્વચ્છ, ચીકાશ વગરનું, ડોળાપણા વગરનું, કડવું અને તીખું થાય ત્યારે આરોગ્ય પ્રાપ્ત થયું સમજવું.

પ્રમેહનો અધિકાર સંપૂર્ણ.

---

# મેદની વૃદ્ધિનો અધિકાર.

## મેદની વૃદ્ધિનાં નિદાનો.

अव्यायामदिवास्वप्नश्लेष्मलाहारसेविनः । मधुराऽन्नरसप्रायः स्नेहान्मेदो विवर्द्धते ॥

કસરત વગેરે પરિશ્રમ નહીં કરવાથી, દિવસે સુવાની ટેવથી, કફ કરનારા આહારોનું સેવન કરવાથી, મધુર અન્નોથી, મધુર રસોથી અને ઘી વગેરે સ્નેહોના સેવનથી મેદની વૃદ્ધિ થાયછે.

## મેદની વૃદ્ધિની સંપ્રાપ્તિ.

मेदसावृत्तमार्गत्वात् पुष्यन्त्यन्ये न धातवः । मेदस्तु चीयते तस्मादशक्तः सर्वकर्म्मसु ॥

। મેદથી માર્ગો રોકાઇ જવાનેલીધે બીજા ધાતુઓને પોષણ મળતું નથી તેથી મેદ વધતું જાયછે કે જેથી માણસ સઘળાં કામોમાં અશક્ત થાયછે.

## મેદની વૃદ્ધિ થયાનું લક્ષણ.

क्षुद्रश्वासतृषामोहस्वप्नक्रथनसादनैः। युक्तः क्षुत्स्वेददौर्गन्ध्यैरल्पप्राणोऽल्पमैथुनः ॥ मेदस्तु सर्वभूतानामुदरे हि व्यवस्थितम्। अत एवोदरे वृद्धिः प्रायो मेदस्विनो भवेत्॥ मेदसावृतमार्गत्वाद् वायुः कोष्ठे विशेषतः। चरन् सन्धुक्षयत्यग्निमाहारं शोषयत्यपि ॥ तस्मात् स शीघ्रं जरयत्याहारं चापि काङ्क्षति । विकारांश्चाश्नुते घोरान् कांश्चित् कालविपर्ययात् ॥ एतावुपद्रवकरौ विशेषादग्निमारुतौ । एतौ हि दहतः स्थूलं वनदावो वनं यथा ॥ मेदस्यतीव संवृद्धे सहसैवानिलादयः । विकारान् दारुणान् कृत्वा नाशयन्त्याशु जीवितम् । मेदोमांसातिवृद्धत्वाचलस्फिगुदरस्तनः ॥ अयथोपचयन्मेदान्नरोऽतिस्थूल उच्यते । स्थूले स्युर्दुस्तराः कुष्ठा विसर्पाः सभगन्दराः॥ ज्वरातीसारमेहार्शःश्लीपदापचिकामलाः मेदसः स्वेददौर्गन्ध्याज्जायन्ते जन्तवोऽणवः ॥

જેને મેદની વૃદ્ધિ થઇ હોય તે માણસ ક્ષુદ્રશ્વાસથી, તરશથી, મોહથી, નિદ્રાથી, પીડાથી, ગ્લાનિથી, ક્ષુધાથી, પસીનાથી તથા દુર્ગંધપણાથી યુક્ત થાયછે અને અલ્પશક્તિવાળો તથા અલ્પમૈથુનવાળો થઈ જાયછે. મેદ સર્વ પ્રાણીઓના પેટમાં રહેલું છે એટલામાટે મેદની વૃદ્ધિવાળા માણસનું ઘણું કરીને પેટ વધી જાયછે. વાયુનો માર્ગ મેદથી રોકાઇ જવાનેલીધે તે વાયુવિશેષે કરી કોઠામાંજ ફરતો રહેવાથી અગ્નિને પ્રદીપ્ત કરેછે અને ખાધેલા આહારને સુકાવી પણ નાખેછે કે જેથી મેદની વૃદ્ધિવાળા માણસને આહાર તુરત પચી જાયછે અને વળી બીજા આહારની ઇચ્છા થાયછે. એ માણસને કેટલોક કાળ વ્યતીત થતાં ભયંકર વિકારો પણ ઉત્પન્ન થાયછે. અગ્નિ અને વાયુ એઓ વિશેષે કરી ઉપદ્રવોને ઉત્પન્ન કરેછે અને જેમ દાવાનલ વનને બાળી નાખેછે તેમ એઓ જાડા માણસને બાળી નાખેછે. મેદ અત્યંત વૃદ્ધિ પામતાં વાયુ આદિ ધાતુઓ સહસા દારુણ વિકારોને ઉત્પન્ન કરીને તુરત જીવિતનો નાશ કરી નાખેછે. મેદની અને માંસની અત્યંત વૃદ્ધિ થવાનેલીધે માણસના કુલા, પેટ અને સ્તન હલ્યા કરેછે. જેનું મેદ અયોગ્ય પ્રકારથી વધતું જતું હોય તે માણસ બહુ જાડો કહેવાય છે. જાડા માણસને કોઢ, વિસર્પ, ભગંદર, જ્વર, અતીસાર, પ્રમેહ, અરશ, શ્લીપદ, અપચી અને કમળો એ રોગો દુસ્તર થઇ પડેછે. મેદનેલીધે પસીનામાં દુર્ગંધપણું થતાં ઝીણાઝીણા જીવડાઓ પણ ઉત્પન્ન થાયછે.

## મેદની વૃદ્ધિની ચિકિત્સા.

पुराणाः शालयो मुद्गाः कुलत्थोद्दालकोद्रवाः॥ लेखना वस्तयश्चैव सेव्या मेदस्विना सदा । धूमपानं तथा क्षोधो रक्तमोक्षणमेव च ॥ जीर्णे च भोजनं कार्यं यवगोधूमयोः सदा । उपवासोऽसुखा शय्या सत्सौदार्यं तमोजयः ॥

सन्तर्पणकृतैर्दोषैः स्थौल्याद् युक्त्या विमुच्यते । श्रमचिन्ताव्यवायाध्वक्षौद्रजागरणप्रियः ॥ हन्त्यवश्यमतिस्थौल्यं यवश्यामाकभोजनः । सचव्यजीरकव्योपहिङ्गुसौवर्चलानलाः ॥ मस्तुना सक्तवः पीता मेदोघ्ना वह्निदीपनाः । पलत्रयं त्रिकटुकं सतैलं लवणान्वितम् ॥ षण्मासादुपयोगेन कफमेदोऽनिलापहम् ॥ विडङ्गं नागरं क्षारः काललोहरजो मधु ॥ यवामलकचूर्णं तु योगोऽतिस्थौल्यनाशनः । मूलं वा त्रिफलाचूर्णं मधुयुक्तं मधूदकम् ॥ बिल्वादिपञ्चमूलस्य प्रयोगः क्षौद्रसंयुतः । अतिस्थौल्यहरः प्रोक्तो मण्डलं सेवितो ध्रुवम् ॥ कर्कशदलवह्निसलिलं शतपुष्पाहिङ्गुसंयुक्तम् । उदरे निहन्ति नियतं सर्वभवां मेदसां वृद्धिम् ॥ क्षारं वातारिपत्रस्य हिङ्गुयुक्तं पिबेन्नरः । मेदोवृद्धिविनाशाय भक्तं मण्डसमन्वितम् ॥ गवेधुकानां पिष्टानां यवनां चाथ सक्तवः । सक्षौद्रत्रिफलाक्वाथः पीतो मेदोहरो मतः ॥ गुडूची त्रिफला काथस्तथा लोहरजोऽन्वितः । अश्मजं महिषाक्षं वा तेनैव विधिना पचेत् । अतिमुक्ताबीजमध्यं मधुलीढं हन्त्युदरवृद्धिम् ॥ मधुना चित्रकमूलं तथैव हितभोजनो भुंक्ते । यद्वोरुबूकमूलं मधुदिग्धं स्थाप्यते निशां सकलाम् ॥ तस्य सलिलस्य पानाज्जठरे वृद्धिः शमं याति । प्रातर्मधुयुतं वारि सेवितं स्थौल्यनाशनम् ॥ उष्णमन्नस्य मण्डं वा पिबन् कृशतनुर्भवेत् । बदरीपत्रकल्केन पेया काञ्जिकसाधिना ॥ स्थौल्यनुत्स्यादग्निमन्थरसक्वाथः शिलाजतु । शैलेयकुष्ठागुरुदेवदारुकौन्ती समुस्तान्यथ पञ्चपत्रैः ॥ श्रीवासपृक्काखरपुष्पदेवपुष्पं तथा सर्वमिदं प्रपिष्य । धुत्तूरपत्रस्य रसेन गाढमुद्वर्त्तनं स्थौल्यहरं प्रदिष्टम् । अमृता त्रुटिवेल्लवत्सकं कलिपथ्यामलकानि गुग्गुलुः । क्रमवृद्धमिदं मधुप्लुतं पिडकास्थौल्यभगन्दरान् जयेत् ॥

इति अमृतादिगुग्गुलुः ।

व्योषाग्नित्रिफलामुस्तविडङ्गैर्गुग्गुलुं समम् । खादन् सर्वाञ्जयेद्व्याधीन् मेदःश्लेष्मामवातजान् ॥

इति दशाङ्गो गुग्गुलुः ।

त्र्यूषणाग्निघनवेल्लवचाभिर्भक्षयन् समघृतं महिषाक्षम् । आशु हन्ति कफमारुतमेदो दोषजान् बलवतोऽपि विकारान् ॥ गुग्गुलुस्तालमूली च त्रिफला खदिरं वृषम् । त्रिवृतालम्बुषा शुण्ठी निर्गुण्डी चित्रकस्तथा ॥ एषां दशपलान् भागांस्तोये पञ्चाढके पचेत् । पादशेषं ततः कृत्वा कषायमवतारयेत् ॥ पलद्वादशकं देयं रुक्मलोहं सुचूर्णितम् । पुराणसर्पिषः प्रस्थं शर्कराष्टपलान्वितम् ॥ पचेत्ताम्रमये पात्रे सुशीते चावतारिते । प्रस्थार्द्धं माक्षिकं देयं शिलाजतु पलद्वयम् ॥ एलात्वचः पलार्धं च विडङ्गानि पलत्रयम् । मरीचाञ्जनकृष्णानां द्विपलं च फलान्वितम् ॥ पलद्वयं तु कासीसं सूक्ष्मचूर्णीकृतं बुधैः । चूर्णं दत्त्वा सुमथितं स्निग्धे भाण्डे निधापयेत् ॥ ततः संशुद्धदेहस्तु भक्षयेदक्षमात्रकम् । अनु-

पानं पिबेत् क्षीरं जाङ्गलानां रसं तथा ॥ वातश्लेष्महरं श्रेष्ठं कुष्ठमेहोदरापहम् । कामलां पाण्डुरोगं च श्वयथुं सभगन्दरम् ॥ मूर्छामोहविषोन्मादगराणि विषमाणि च । स्थूलानां कर्पणं श्रेष्ठं मेदुरे परमौषधम् ॥ कर्पयेच्चातिमात्रेण कुक्षिं पातालसन्निभम् । वल्यं रसायनं मेध्यं वाजीकरणमुत्तमम् ॥ श्रीकरं पुत्रजननं वलीपलितनाशनम् । नाश्नीयात् कदलीकन्दं काञ्जिकं करमर्दकम् ॥ करीरं कारवेल्लं च ककारादिं विवर्जयेत् ।

इति लोहरसायनम् ।

शालसारादिनिर्यूहं चतुर्थांशावशेषितम् । परिस्रुतं ततः शीतं मधुना मधुरीकृतम् ॥ फाणितीभावमापन्नं गुडं शोधितमेव च । सूक्ष्मपिष्टानि चूर्णानि पिप्पल्यादेर्गणस्य च ॥ ऐकध्यमावपेत् कुम्भे संस्कृते घृतभाविते । पिप्पलीचूर्णमधुभिः प्रलिप्ते चान्तरे शुचौ ॥ श्लक्ष्णानि तीक्ष्णलोहस्य तनुपत्राणि बुद्धिमान् । खदिराङ्गारतप्तानि बहुशः प्रक्षिपेद् बुधः ॥ सुपिधानं ततः कृत्वा यवपल्ले निधापयेत् । मासांस्त्रींश्चतुरो वापि यावद् वा लोहसंक्षयात् ॥ ततो जातरसं जन्तुः प्रातःप्रातर्यथाबलम् । उपयुञ्ज्याद्यथायोग्यमाहारं चास्य कल्पयेत् ॥ एप स्थूलं समाकर्पेन्नष्टस्याग्नेः प्रशोधनः । शोथघ्नः कुष्ठमेहघ्नो गुल्मपाण्डामयापहः ॥ प्लीहोदरहरः शीघ्रं विषमज्वरनाशनः । अभिष्यन्दापहरणे लोहारिष्टो महागुणः ॥

इति लोहारिष्टः ॥

व्योषचित्रकशिग्रूणि त्रिफलां कटुरोहिणीम् । बृहत्यौ द्वे हरिद्रे च पाठामतिविषां स्थिराम् ॥ हिङ्गुकेबूकमूलानि यवानी धान्यचित्रकम् । सौवर्चलमजाजीं च हवुषां चेति चूर्णयेत् ॥ चूर्णतैलघृतक्षौद्रभागाः स्युर्मानतः समाः । सक्तूनां षोडशगुणे भागे सन्तर्पणं पिबेत् ॥ प्रयोगादस्य शाम्यन्ति रोगाः सन्तर्पणोत्थिताः । प्रमेहा मूढवाताश्च कुष्ठान्यर्शांसि कामलाः ॥ प्लीहा पाण्ड्वामयः शोथो मूत्रकृच्छ्रमरोचकः । हृद्रोगो राजयक्ष्मा च कासश्वासौ गलग्रहः ॥ कृमयो ग्रहणीदोषः श्वैत्यं स्थौल्यमतीव च । नराणां दीप्यते वह्निः स्मृतिर्बुद्धिश्च वर्द्धते ॥

व्योषाद्यः शक्तुप्रयोगः ।

त्रिफलातिविषामूर्वात्रिवृच्चित्रकवासकैः । निम्बारग्वधषड्ग्रन्थासप्तपर्णनिशाद्वयैः ॥ गुडूचीन्द्रासुराकृष्णाकुष्ठसर्षपनागरैः । तैलमेभिः समैः पक्वं सुरसादिरसप्लुतम् ॥ पानाभ्यञ्जनगण्डूषनस्यवस्तिषु योजितम् । स्थूलतालस्य पाण्ड्वादीन् जयेत् कफकृतान् गदान् ॥

इति त्रिफलाद्यं तैलम् ।

चन्दनं कुङ्कुमोशीरमिषङ्गत्रुटिरोचनाः । तुरुष्कागुरुकस्तूरी कर्पूरा जातिपत्रिका ॥ जातीकङ्कोलपूगानां लवङ्गस्य फलानि च । नलिका नलदं कुष्ठं हरेणुं तगरं प्लवम् ॥ नवव्याघ्रनखं स्पृक्का

कं च शैलेयं शैलवालुकम् ॥ सरलं सप्तपर्णं च लाक्षा तामलकी तथा । लामज्जकं पद्मकं च धातक्याः कुसुमानि च ॥ सपौण्डरीकं कर्चूरं समांशैः शाणमात्रकैः । महासुगन्धमित्येतत्तैलमस्थेन साधयेत् ॥ प्रस्वेदमलदौर्गन्ध्यकण्डूकुष्ठहरं परम् । अनेनाभ्यक्तगात्रस्तु वृद्धः सप्ततिकोऽपि वा ॥ युवा भवति शुक्राढ्यः स्त्रीणामत्यन्तवल्लभः । सुभगो दर्शनीयश्च गच्छेच्च प्रमदाशतम् ॥ वन्ध्यापि लभते गर्भं पण्डोऽपि पुरुषायते । अपुत्रा पुत्रमाप्नोति जीवेच्च शरदां शतम् ॥ इति महासुगन्धितैलम् ।

इति मेदोरोगाधिकारः ।

મેદની વૃદ્ધિવાળા માણસે સર્વદા જુના ચોખાઓનું મગનું, કળથીનું, કારડનું, કોદરાનું, અને લેખન[1] બસ્તિઓનું સેવન કરવું જોઇએ. એ માણસે ધુમાડો પીવાનું ક્રોધનું તથા લોહી કહડાવવાનું સેવન કરવું અને પચીગયા પછીજ સર્વદા જવનું તથા ઘઊંનું ભોજન કરવું. ઉપવાસો કરવાથી, સુખ ન આવે એવી શય્યામાં સુવાથી, મનની ઉદારતાથી અને નિદ્રાઆદિ તમોગુણને જીતવાથી જાડાપણું મટી જાયછે. જાડાપણું કે જે અત્યંત તૃપ્ત રેહેવાના દોષોથી થાયછે તેમાંથી મુક્ત થવાની એ યુક્તિ છે. શ્રમ કરવા ઉપર, મૈથુન ઉપર, પંથ કરવા ઉપર, મધ ઉપર અને રાતના જાગવા ઉપર પ્રેમ રાખનારો, ચિંતામાં તત્પર રેહેનારો, અને જવ તથા સામો એઓનું ભોજન કરનારો માણસ પોતાના અત્યંત જાડાપણાને અવશ્ય તોડી શકેછે.

ચવક, જીરૂં, સુંઠ, મરી, પીપળ, હીંગ, સંચળ અને ચિત્રક એઓનું ચૂર્ણ નાખીને દહીના પાણીની સાથે સાથવો પીવામાં આવે તો તેથી મેદ હણાઇ જાયછે અને અગ્નિ પ્રદીપ્ત થાયછે.

હરડે, બેહેડાં, આમળાં, સુંઠ, મરી, પીપળ, તેલ અને લૂણ એઓનો ૭ મહિના સુધી સારીપેઠે ઉપયોગ કરવામાં આવે તો તેથી કફ, મેદ તથા વાયુ હણાઈ જાયછે.

વાવડીંગ, સુંઠ, જવખાર, ગજવેલની ભસ્મ, મધ અને જવનું તથા આમળાનું ચૂર્ણ એઓને મિશ્ર કરીને ખાવામાં આવે તો તેથી અત્યંત જાડાપણું મટી જાયછે.

ત્રિફળાના મૂળીઆનું ચૂર્ણ અથવા ત્રિફલાનું ચૂર્ણ મધમાં કાલવીને ખાવું, મધથી મિશ્રિત કરેલું પાણી પીવું અને બીલી આદિ બૃહત્પંચમૂલનું ચૂર્ણ મધમાં કાલવીને ખાવું. આપ્રમાણે જો ચાળીશ દિવસ સુધી કરવામાં આવે તો તેથી અવશ્ય અત્યંત જાડાપણું મટી જાયછે.

કડવાં પરવળ અને ચિત્રક એઓનો ક્વાથ કરી તેમાં સુવાનું તથા હિંગનું ચૂર્ણ નાખીને પીવામાં આવે તો તેથી પેટમાં સઘળી રીતે થએલી મેદની વૃદ્ધિ અવશ્ય મટી જાયછે.

એરડાંનાં પાનડાંની ભસ્મ કરી તેમાં હીંગ નાંખીને પીવામાં આવે અને ઉપરના જાડા રગડા સહિત ભાત ખાવામાં આવે તો તેથી મેદની વૃદ્ધિ નષ્ટ થઈ જાયછે.

૧ આ ગ્રંથના પ્રથમખંડના પૃષ્ઠ ૯૧૫ માં જુવો.

યેગી નામના ત્રણધાન્ય અને જવ એઓને દળી તેઓનો સાથવો અને હરડે, બેહેડાં તથા આમળાં એઓનો મધવાળો ક્વાથ પીવામાં આવે તો તેથી મેદની વૃદ્ધિનો નાશ થાયછે.

ગળો, હરડે, બેહેડાં તથા આમળાં એઓનો ક્વાથ કરી તેમાં લોહભસ્મ નાખીને પીવામાં આવે તો તેથી મેદની વૃદ્ધિ મટી જાયછે.

શિલાજીતને અથવા ગુગળને ઉપર કહેલા ગળો વગેરેના ક્વાથમાં પકાવીને ખાવામાં આવે તેથી મેદની વૃદ્ધિ મટી જાયછે.

માધવીલતાનાં બીજોનો ગર્ભ મધમાં કાલવીને ચાટવામાં આવે તો તેથી પેટનો વધારો મટી જાયછે.

પથ્ય જમવાનો નિયમ રાખી ચિત્રકના મૂળીઆંના ચૂર્ણને મધમાં કાલવીને ખાવામાં આવે તો તેથી મેદની વૃદ્ધિ મટી જાયછે.

એરડાનાં મૂળીઆંને મધમાં પલાળી આખી રાત રાખી મુકીને તેનું જળ પીવામાં આવે તો તેથી ઉદરની વૃદ્ધિ મટી જાયછે.

પ્રાતઃકાલમાં નિત્ય મધથી મિશ્રિત કરેલુ પાણી પીવામાં આવે તો તેથી જડાપણું મટી જાયછે.

રંધાએલા અન્ન ઉપરનો જાડો રગડો ઉનો ઉનો પીવામાં આવે તો તેથી શરીર પાતળું થાયછે.

બોરડીનાં પાંનડાંનો કલ્ક નાખીને કાંજીથી પકાવેલી પેયાનો ઉપયોગ કરવામાં આવે તો તેથી મેદની વૃદ્ધિ મટી જાયછે.

અરણીનો ક્વાથ કરી તેમાં શિલાજીત નાખીને ખાવામાં આવે તો તેથી જાડાપણું મટી જાયછે.

શિલાજીત, કઠ, અગર, દેવદાર, રેણુકબીજ નામનો સુગંધી પદાર્થ, મોથ, નાકછીકણી, લોબાન, કપુરી મધુરી, રામતુલસી અને લવીંગ એ સઘળાંઓને ધંતુરાના પાંનડાના રસથી વાટીને તેથી શરીરને સારી પેઠે ચોળવામાં આવે તો જાડાપણું મટી જાયછે.

### અમૃતાદિ ગુગ્ગુલુ.

એક ભાગ ગળો, બે ભાગ એલચી, ત્રણ ભાગ વાવડીંગ, ચાર ભાગ ઇંદ્રજવ, પાંચ ભાગ બેહેડાં, છ ભાગ હરડે, સાત ભાગ આમળાં અને આઠ ભાગ ગુગળ એઓને મધમાં કાલવીને ખાવામાં આવે તો તેથી ફોડલીઓ, જાડાપણું અને ભગંદર એઓનો નાશ થાયછે.

### દશાંગ ગુગ્ગુલુ.

સુંઠ, મરી, પીપળ, હરડે, બેહેડાં, આમળાં, મોથ અને વાવડીંગ એઓનું ચૂર્ણ કરી તે સઘળા ચૂર્ણના જેટલા વજનના ગુગળમાં મિશ્રિત કરીને ખાવામાં આવે તો તેથી મેદ, કફ, આમ અને વાયુ એઓથી ઉત્પન્ન થએલા સઘળા રોગો મટી જાયછે.

### ત્ર્યુષણાદિ ગુગ્ગુલુ.

સુંઠ, મરી, પીપળ, ચિત્રક, મોથ, અને વજ એઓનું ચૂર્ણ ગુગળમાં નાખી તે ગુગળમાં ગુગળના જેટલુજ ઘી મેળવવું એટલે ત્ર્યુષણાદિ ગુગળ સિદ્ધ થાયછે. આ ગુગળ કફથી, વાયુથી તથા મેદના દોષથી થએલા પ્રબલ વિકારોને પણ તુરત મટાડી નાખેછે.

દીપ્ત કરેછે અને સોજા, કોઢ, પ્રમેહ, ગુલ્મ, પાંડુરોગ, બરલનું દરદ, ઉદરના રોગ અને અભિષ્પંદ (શરદીથી થએલો ખળખળાટ) એઓનો નાશ કરેછે, વિષમ જ્વરને તુરત મટાડે છે અને મોટા ગુણ કરેછે.

### વ્યોપાદ્ય સક્તુ પ્રયોગ.

સુંઠ, મરી પીપળ, બમણો ચિત્રક, સરગવો, હરડે, બેહેડાં, આમળાં, કડુ, ઉભી ભોરીંગણી, બેઠી ભોરીંગણી, હળદર, દારૂહળદર, કાળીપાડ, અતવસ, સમેરવો, હીંગ, સોપારીનાં મૂળ, યવાન, ધાણા, સંચળ, જીરૂં અને પલાશી એઓનું ચૂર્ણ કરવું. પછી એ ચૂર્ણને, ઘીને અને મધને સમભાગે લઈ સોળ ગણા સાથવામાં નાખીને તે સાથવો પીવો. આ પ્રયોગની તૃપ્તિથી થએલા રોગો, પ્રમેહો, મૂઢવાત, કોઢ, અરશ, કમળો, બરલનું દરદ, પાંડુરોગ, સોજો, મૂત્રકૃચ્છ્ર, અરૂચિ, હૃદયના રોગ, ક્ષયરોગ, ઉધરસ, શ્વાસ, ગલગ્રહ, કૃમિઓ, ગ્રહણી, બહુ ધોળાપણું અને બહુ જાડાપણું એઓ નષ્ટ થાયછે, અગ્નિ પ્રદીપ્ત થાયછે અને બુદ્ધિ તથા સ્મરણશક્તિ વધે છે.

### ત્રિફલાદ્ય તૈલ.

હરડે, બેહેડાં, આમળાં, મોરવેલ (પીલુડી) નસોતર, ચિત્રક, અરડૂસો, લીંબડો, ગરમાળો, વજ, સમપર્ણ, હળદર, ગળો, ઇંદ્રવારણાં, પીપળ, કઠ. સર્ષપ અને સુંઠ એઓને સમ ભાગે લઇ તેઓના કલ્કોથી પકાવેલું તૈલ સુરસાઆદિ[1] ગણના કવાથની સાથે પીવામાં, અભ્યંગમાં, કોગળા કરવામાં, નસ્યમાં અને પીચકારી દેવામાં આવે તો તેથી જાડાપણું, આલસ્ય, તથા પાંડુ આદિ કફ સંબંધી રોગો મટી જાયછે.

### મહાસુગંધી તૈલ.

ચંદન, કેસર, વાળો, ધઉલાં, એળચી, ગોરોચના, ચંદ્રોસ, અગર, કસ્તુરી, કપૂર, જાવંત્રી, જાયફળ, મરીચકંકોલ, સોપારી, લવીંગ, ગુલછબ્બો, જટામાંસી, કઠ, રેણુક બીજ નામનો સુગંધી પદાર્થ, તગર, પીળોવાળો, નવા નખલા, કપુરી મધુરી, હીરાબોળ, ડમરો, મરૂઠ, તગરગંઠોનાં જીલાજીત, ચણકબાબ, દેવદાર સમપર્ણ, લાખ, ભોંઆમલી, લાભજ્જક નામનું વાળા જેવું પીળું ખડ, પદ્મકાષ્ઠ, ધાવણીનાં ફુલ, પ્રપૌંડરીક, અને કચૂરો એ પ્રત્યેક પદાર્થોને ચોવીશ ચોવીશ ચણોઠી ભાર લઇ તેઓથી ચોસઠ રૂપીઆ ભાર તૈલ પકાવવું એટલે મહાસુગંધી તૈલ સિદ્ધ થાયછે. આ તૈલથી પસીનો, મળથી થએલું દુર્ગંધપણું, ચળ તથા કોઢ સારી પેઠે મટી જાયછે. આ તૈલથી અભ્યંગ કરવામાં આવે તો સીતેર વર્ષનો વૃદ્ધ પણ જુવાન, ઘણો વીર્યવાળો, સ્ત્રીઓને અત્યંત પ્યારો, ભાગ્યશાળી, રૂપાળો અને સો સ્ત્રીઓનો સંગ કરી શકે એવો થાયછે. વાંઝણીને ગર્ભ રહેછે, નપુંસક પુરૂષ જેવો થાયછે, પુત્રવગરની સ્ત્રીને પુત્રની પ્રાપ્તિ થાયછે અને આયુષ્ય સો વર્ષનું થાયછે.

### મેદની વૃદ્ધિનો અધિકાર સંપૂર્ણ.

---

[1] આ ગણ વાગ્ભટના સૂત્રસ્થાનના ૧૫ મા અધ્યાયમાં કહ્યો છે તે જોવો. બીજા પણ જે જે ગણો આ ગ્રંથમાં નામથી કહ્યાછે પણ લક્ષણોથી કહ્યા નથી તેઓનાં લક્ષણો વાગ્ભટના સૂત્રસ્થાનના ૧૫ મા અધ્યાયમાંથી જોઈ લેવાં.

## કાર્શ્યનો ( શરીરના અત્યંત પાતળાપણાનો ) અધિકાર.

### अथ कार्श्याधिकारः ।

### तत्र कार्श्यस्य निदानमाह ।

### કાર્શ્યનાં નિદાનો.

वातो रूक्षान्नपानानि लङ्घनं प्रमिताशनम् । क्रियातियोगः शोकश्च वेगनिद्राविनिग्रहः ॥ नित्यं रोगो रतिर्नित्यं व्यायामो भोजनाल्पता । भीतिर्धनादिचिन्ता च कार्श्यकारणमीरितम् ॥

लङ्घनमुपवासः । प्रमितमल्पं । क्रियातियोगः वमनविरेकाद्यतिविधानं वेगनिद्राविनिग्रहः निद्रानिग्रहो विशोपाय ॥

વાયુ, રૂક્ષ અન્નપાનો, લાંઘણ, અલ્પ ભોજન, વમન તથા વિરેચન આદિ ક્રિયાઓનો અતિયોગ, શોક, મૂત્ર આદિના વેગોનું રોકવું. નિદ્રાનું રોકવું, સર્વદા રોગ, નિત્ય મૈથુન, નિત્ય કસરત, ભોજનનું થોડું મળવું, ભય અને ધનઆદિની ચિંતા એઓથી કાર્શ્ય ( પાતળાપણું) થાયછે. નિદ્રાને રોકવાથી તુરત કૃશપણું થાયછે.

### અતિ કૃશનાં લક્ષણો.

### कृशस्य लक्षणमाह ।

शुष्कस्फिगुदरग्रीवो धमनीजालसन्ततिः । त्वगस्थिशेषोऽतिकृशः स्थूलपर्वाननो मतः ॥

જેનાં કુલા પેટ તથા ડોક સુકાએલાં હોય, શરીરમાં નસોનું જાળ દેખાઈ રહ્યું હોય, ત્વચા તથા હાડકાંજ અવશેષ હોય તથા સાંધાઓ અને મોહોડું જાડાં હોય તે માણસ અતિકૃશ કેહેવાયછે.

### અતિ કૃશને થતા રોગો.

### अतिकृशस्य के रोगा भवन्ति तानाह ।

प्लीहकासक्षयश्वासगुल्मार्शांस्युदराणि च । भृशं कृशं प्रधावन्ति रोगाश्च ग्रहणीमुखाः ।

અતિ કૃશ માણસને બરલનું દરદ, ઉધરસ, શ્વાસ, ગુલ્મ, અરશ, ઉદરના રોગ, અને ગ્રહણી આદિ રોગો દોડીને પ્રાપ્ત થાયછે.

### કોઇ માણસ કૃશ છતાં પણ બળવાળો જોવામાં આવેછે તેનું કારણ.

कश्चिदन्यः कृशोऽतीव बलवान् दृश्यते तदा ॥

### तत्र हेतुमाह ।

आधानसमये यस्य शुक्रभागोऽधिको भवेत् । मेदोभागस्तु हीनः स्यात् स कृशोऽपि महाबलः ॥

यस्याधानसमये जनयितुः शुक्रस्याधिक्यं भवति । मेदसोऽल्पता तस्य कृशस्यापि बहुबलमित्यर्थः ॥

ગર્ભાધાનના સમયમાં જેનામાં પિતાના વીર્યનો ભાગ અધિક આવ્યો હોય અને મેદનો ભાગ ઓછો હોય તે માણસ કૃશ છતાં પણ બહુ બળવાળો હોયછે.

### કોઇ માણસ જાડો છતા પણ ઓછો બળવાળો જોવામાં આવેછે તેનું કારણ.

कस्यचित् स्थूलस्यापि तादृग्बलं न दृश्यते ।

### तत्र हेतुमाह।

मेदसस्त्वधिको यस्य शुक्रभागोऽल्पको भवेत् ॥ स स्निग्धोऽपि सुपुष्टोऽपि बलहीनो विलोक्यते ।

व्याख्यानं पूर्ववत् ॥

ગર્ભાધાનના સમયમાં જેનામાં પિતાના વીર્યનો ભાગ ઓછો આવ્યો હોય અને મેદનો ભાગ અધિક હોય તે માણુસ સારી પેઠે સ્નિગ્ધ છતાં પણ અને સારી પેઠે પુષ્ટ છતાં પણ બળ વગરનો જોવામાં આવેછે.

### કાર્શ્યની ચિકિત્સા.

### अथ कार्श्यस्य चिकित्सा ।

रूक्षान्नादिनिमित्ते तु कृशे युञ्जीत भेषजम् । बृंहणं बलकृद्वृष्यं तथा वाजीकरं च यत् ॥ पीताश्वगन्धा पयसार्द्धमासं घृतेन तैलेन सुखाम्बुना वा । कृशस्य पुष्टिं वपुषो विधत्ते बालस्य शस्यस्य यथाम्बुवृष्टिः ॥ अश्वगन्धस्य कल्केन क्वाथे तस्मिन् पयस्यपि । सिद्धं तैलं कृशाङ्गानामभ्यङ्गादङ्गपुष्टिदम् ॥

इति अश्वगन्धातैलम् ।

पुष्टिकृद्बालरोगोक्तमश्वगन्धाघृतं भजेत् । वाजीकरोदितं तद्वदश्वगन्धाघृतादिकम् ॥

જે માણુસ રૂક્ષપણાવાળાં અન્ન આદિનેલીધે કૃશ થયો હોય તેને બળ આપનારાં ધાતુઓનું પોષણ કરનારાં, મૈથુનમાં રૂચિ ઉપજાવનારાં અને મૈથુનશક્તિને વધારનારાં (વાજીકરણ) ઓષધો દેવાં.

એક પખવાડીયાસુધી દુધની સાથે, ઘીની સાથે, તેલની સાથે કે જરા ઉના પાણીની સાથે આસોંદનું ચૂર્ણ પીવામાં આવે તો તેથી જેમ જલની વૃષ્ટિથી ધાન્યને પુષ્ટિ મળેછે તેમ શરીરને પુષ્ટિ મળેછે.

### અશ્વગંધા તૈલ.

આસોંદના ક્વાથમાં દુધ તથા આસોંદનોજ કલ્ક નાખીને પકાવેલા તેલથી અભ્યંગ કરવામાં આવે તો કૃશ માણુસોનાં અંગોને પુષ્ટિ પ્રાપ્ત થાયછે.

### અશ્વગંધાઘૃતાદિ.

બાલકોના રોગોના પ્રકરણમાં જે અશ્વગંધા ઘૃત કેહેવામાં આવશે તે તથા વાજીકરણના પ્રકરણમાં અશ્વગંધા ઘૃત આદિ જે કાંઈ કેહેવામાં આવશે તે સઘળું પુષ્ટિ આપનાર છે.

### કાર્શ્યના અસાધ્યપણાવિષે.

### असाध्यं कार्श्यमाह ।

स्वभावादतिकार्श्यो यः स्वभावादल्पपावकः । स्वभावादबलो यश्च तस्य नास्ति चिकित्सितम् ॥

कार्श्यचिकित्सा ।

જે માણુસ સ્વાભાવિક રીતેજ અત્યંત કૃશ હોય, અલ્પ અગ્નિવાળો હોય અને નિર્બલ હોય તેને વાસ્તે કોઈ ઉપાય નથી.

### કાર્શ્યનો અધિકાર સંપૂર્ણ.

---

## પસીના તથા દુર્ગંધપણા આદિ મેદસંબંધી રોગોનો અધિકાર.

वासादलरसो लेपाच्छङ्खचूर्णेन संयुतः । बिल्वपत्ररसो वापि गात्रदौर्ग-

न्ध्यनाशनः ॥ अलम्बुपाभवं चूर्णं पीतं काञ्जिकसंयुतम् । दौर्गन्ध्यं नाशयत्याशु दृष्टं मेदोभवं नृणाम् ॥ विल्वशिवा समभागा लेपाद्भुजमूलगन्धमपहरति॥ चिञ्चापत्रस्वरसं म्रक्षितकल्कादियोजितं जयति ॥ दुग्धहरिद्रोद्वर्त्तनमचिराच्चिरदेहदौर्गन्ध्यम् । शिरीषलामज्जकहेमलोध्रैस्त्वग्दोषसंस्वेदहरः प्रघर्षः । पत्राम्बुलोहाभयचन्दनानि शरीरदौर्गन्ध्य हरः प्रदेहः ॥ हिलमोचिरसो युक्तश्चूर्णैरुदधिफेनजैः । प्रलेपेन हरत्याशु देहदौर्गन्ध्यमुत्कटम् ॥ हरीतकीं तु सम्पिष्य गात्रमुद्वर्त्तयेन्नरः । पश्चात् स्नानं प्रकुर्वीत देहस्वेदप्रशान्तये ॥ हरीतकी लोध्रमरिष्टपत्रं चूतत्वचो दाडिमवल्कलं च । एषोऽङ्गरागः कथितोऽङ्गनानां जम्ब्वाः कषायस्तु नराधिपानाम् ॥ गोमूत्रपिष्टं विनिहन्ति कुष्ठं वर्णोज्ज्वलं गोपयसा च युक्तम् । कक्षादिदौर्गन्ध्यहरं पयोभिः शस्तं वशीकृद्रजनीद्वयेन ॥ वव्वूलस्य दलैः सम्यग्वारिणा परिपेषितैः । गात्रमुद्वर्तयेत्पश्चाद्धरीतक्या सुपिष्टया ॥ भूय उद्वर्त्तनं कृत्वा पश्चात् स्नानं समाचरेत् । प्रस्वेदात् मुच्यते शीघ्रं ततस्त्वेवं समाचरेत् ॥ पथ्या नखीचन्दनकुष्टसर्जैः पुनःपुनश्चागुरुशर्कराभ्याम् । धूपो जनानां हृदयापहारी विख्यातनामा मलयानिलोऽयम् ॥ चण्डाख्यया तिलैर्लोध्रशिरीषोशीरकेशरैः । उद्वर्त्तनं भवेत् ग्रीष्मे स्वेदकर्मनिवारणम् ॥ सुरया सममभयाफलचूर्णं मधुना विलिह्य प्रत्यूषे । स्वेदान् हत्वा लभते पुरुषोऽप्यत्यन्तसौरभ्यम् ॥ मल्लीकुसुमाभयकरिलेपो घर्मे विचर्चिकादाहे । विचकिलपत्रहरिद्रे पर्कटिपत्रं च दूर्वया सहितम् ॥ सम्पिष्य गात्रलेपाद् घर्म्मविचर्ची शमं याति । हस्तपादच्युतौ योज्यं गुग्गुलोः पञ्चतिक्तकम् ॥ अशक्तौ पञ्चतिक्तं वा पक्वं खादेदतन्द्रितः ।

इति मेदोरोगाधिकारः ॥

અરડૂસાનાં પાનડાંઓના રસમાં શંખનું ચૂર્ણ વાટીને તેનો લેપ કરવામાં આવે તો તેથી શરીરનું દુર્ગંધપણું મટી જાયછે.

બીલીપત્રોના રસમાં શંખનું ચૂર્ણ વાટીને તેનો લેપ કરવામાં આવે તો તેથી શરીરનું દુર્ગંધપણું મટી જાયછે.

ગોરખમુંડીનું ચૂર્ણ કરી કાંજીનીસાથે પીવામાં આવે તો તેથી માણસોના શરીરનું મેદથી થએલું દુર્ગંધપણું તુરત મટી જાયછે એ અનુભવેલી વાત છે.

બીલીપત્ર અને હરડે એઓને સમભાગે લઈ વાટીને લેપ કરવામાં આવે તો તેથી કાખનો દુર્ગંધ મટી જાયછે.

આંબલીનાં પાનડાંઓનો રસ કાહાડી કોઈ સારા કલ્ક વગેરેની સાથે જોડી દઇને તેનો લેપ કરવામાં આવે તો તેથી શરીરનું દુર્ગંધપણું મટી જાયછે.

હળદરને દુધમાં વાટી તેથી શરીરને ચોળવામાં આવે તો દેહનું દુર્ગંધપણું લાંબા કાળનું હોય તોપણ તુરત મટી જાયછે.

સરસડીયો, પીળોવાળો, નાગકેસર અને લોદર એઓનું ચૂર્ણ શરીરપર ઘ-

સવામાં આવે તો તેથી ચામડીના દોષ તથા પસીનો મટી જાયછે.

ખીલીપત્ર, વાળો, કાળો અગરૂ, કાળો વાળો અને સુખડ એઓને વાટી તેનો શરીરપર થથેડો કરવામાં આવે તો તેથી શરીરનું દુર્ગંધપણું ટળી જાયછે.

બ્રાહ્મીના રસમાં સમુદ્રફીણનું ચૂર્ણ વાટીને તેનો લેપ કરવામાં આવે તો તેથી દેહનું ભારે દુર્ગંધપણું પણ તુરત મટી જાયછે.

હરડેને વાટી તેથી શરીરને ચોળીને પછી નાહાવામાં આવે તો તેથી શરીરનો પસીનો શાંત થાયછે.

હરડે, લોદર, લીંબડાનાં પાનડાં, આંબાની છાલ અને દાડિમની છાલ એઓને વાટીને સ્ત્રીઓએ તેનું પોતાના શરીરપર લેપન કરવું કે જેથી શરીરનું દુર્ગંધપણું મટી જાય.

જાંબુનાં પાનડાંનો કલ્ક કરી તેનો લેપ કરવામાં આવે તો તેથી શરીરનુ દુર્ગંધપણું મટી જાયછે. આ ઉપાય રાજાઓને દેવા યોગ્ય છે.

હરડે, લોદર, લીંબડાનાં પાનડાં, આંબાની છાલ અને દાડિમની છાલ એઓને ગોમૂત્રમાં વાટીને લેપ કરવામાં આવે તો ડોઢ મટી જાયછે, ગાયના દુધમાં વાટીને લેપ કરવામાં આવે તો વર્ણ ઉજળો થાયછે, પાણીમાં વાટીને લેપ કરવામાં આવે તો તેથી શરીરનું દુર્ગંધપણું મટેછે અને હળદરની તથા દારૂહળદરની સાથે વાટીને લેપ કરવામાં આવે તો તેથી બીજા લોકોનું વશીકરણ થાયછે.

બાવળનાં પાનડાંઓને પાણીથી સારી પેઠે વાટીને તેથી શરીરને ચોળવામાં આવે, પછી હરડેને પાણીથી સારી પેઠે વાટીને તેથી શરીરને ચોળવામાં આવે અને ફરીવાર પણ એજ રીતે શરીરને ચોળીને નાહાવામાં આવે તો પસીનાનું ગ્રાગ્રાપણું તુરત મટી જાયછે. નાહ્યા પછી હરડે, નાહાનાં નખલાં, સુખડ, કઠ, રાલ, અગરૂ અને સાકર એઓનો ધૂપ વારંવાર કરવો. કે જેથી શરીરમાં સુગંધપણું પ્રાપ્ત થાય. માણસોના મનનું હરણ કરનારો આ ધૂપ 'મલયાનિલ' એ નામથી પ્રખ્યાત છે.

દારૂહળદર, તલ, લોદર, સરસડીયાની છાલ, વાળો અને કેસર એઓને વાટી તેથી શરીરને ચોળવામાં આવે તો ગ્રીષ્મઋતુમાં પસીનાની પીડા થતી નથી.

હરડેના ફળના ચૂર્ણમાં મદિરા તથા મધ નાખીને પ્રાતઃકાલમાં ચાટવામાં આવે તો તેથી પસીનો ટળી જઇને પુરૂષને પણ અત્યંત સુગંધપણું પ્રાપ્ત થાયછે.

ઘામ થતો હોય અને અરાઇઓ (ઘામથી થએલી ઝીણી ઝીણી ફોડલીઓ) બળતરા કરતી હોય તો વેલીયા ડોલરનાં પાનડાં, કાળોવાળો અને નાગકેસર એઓનો લેપ કરવાથી તે પીડા શાંત થાયછે.

વેલીયા ડોલરનાં પાનડાં, હળદર, રતવેલીયાનાં પાનડાં અને ધ્રો એઓને વાટી શરીરપર લેપ કરવામાં આવે તો અરાઇઓ શાત થઈ જાયછે.

હાથ પગ ઓગળતા હોય તો ગુગળનો અને પંચતિક્તક નામના પકાવેલા ઘીનો ઉપયોગ કરવો. શરીરમાં શક્તિ

ન હોય તો પકાવેલું પંચતિક્તક નામનું ઘી કાળજી રાખીને ખાવું.

**પસીના તથા દુર્ગંધપણા આદિ મેદસંબંધી રોગોનો અધિકાર સંપૂર્ણ.**

---

## ઉદરના રોગોનો અધિકાર.

**अथोदरस्य निदानमाह ।**

**ઉદરના રોગોનું નિદાન.**

**रोगाः सर्वेऽपि मन्देऽग्नौ सुतरामुदराणि च । अजीर्णान्मलिनैश्चान्नैर्जायंते मलसञ्चयात् ॥**

अग्नौ मन्दे सर्वे रोगाः जायन्ते किन्तु सुतराम् अतिशयेन उदराणि जायन्ते । ( अपरानपि हेतूनाह ) अजीर्णात् । मलिनैश्चान्नैः अत्यन्तदोषजनकैः । मलसञ्चयात् । मलानां दोषाणां पुरीषस्य चातिवृद्धेः । अत्रोदरशब्देनोदरस्थो रोग उच्यते ।

**यत आह ।**

**अर्थतो धर्मतास्थ्याभ्यां तत्समीपतयापि च । तत्साहचर्य्याच्छब्दानां वृत्तिरुक्ता चतुर्विधा ॥**

જો જઠરાગ્નિ મંદ થઇ ગયો હોય તો સઘળા રોગો થાયછે અને તેઓમાં ઉદરના રોગો તો અત્યંત થાયછે. અજીર્ણથી, અત્યંત દોષ ઉત્પન્ન કરનારાં અન્નોથી અને દોષોની તથા વિષ્ઠાની અત્યંત વૃદ્ધિથી પણ ઉદરના રોગો થાયછે.

મૂળમાં કેવળ ઉદર શબ્દ છે પણ તે શબ્દથી અહીં ઉદરમાં (પેટમાં) રહેનારા રોગો સમજવા. કારણ કે કહ્યું છે કે "કોઇ ઠેકાણે અર્થથી, કોઇ ઠેકાણે ધર્મથી તથા તે પદાર્થમાં રહેવા ઉપરથી, કોઇ ઠેકાણે સમીપમાં રહેવા ઉપરથી અને કોઇ ઠેકાણે સાથે રહેવા ઉપરથી એમ શબ્દોની વૃત્તિ ચાર પ્રકારની માનવામાં આવેછે.

**ઉદરના રોગોની સંપ્રાપ્તિ.**

**संप्राप्तिमाह ।**

**रुद्ध्वा स्वेदाम्बुवाहीनि दोषाः स्रोतांसि सञ्चिताः । प्राणाग्न्यपानान् संदुष्य जनयन्त्युदरं नृणाम् ॥**

સંચય પામેલા દોષો પસીનાનું તથા જળનું વહન કરનારાં સ્રોતોને રોકી જઠરાગ્નિને, પ્રાણવાયુને અને અપાનવાયુને દૂષિત કરીને ઉદરના રોગોને ઉત્પન્ન કરેછે.

**ઉદરના રોગોનું સામાન્યરૂપ.**

**सामान्यरूपमाह ।**

**आध्मानं गमनेऽशक्तिर्दौर्बल्यं दुर्बलाग्निता । शोथः सदनमङ्गानां सङ्गो वातपुरीषयोः ॥ दाहस्तन्द्रा च सर्वेषु जठरेषु भवन्ति हि ।**

પેટનું ચડવું, ચાલવામાં અશક્તિ, દુર્બલપણું, અગ્નિનું નબળાપણું, સોજો, અંગોમાં ગ્લાનિ, વાયુનો તથા વિષ્ઠાનો અટકાવ, બળતરા અને તંદ્રા એટલાં લક્ષણો સઘળા પ્રકારના ઉદરના રોગોમાં થાયછે.

**ઉદરના રોગોનાં પાસેનાં નિદાનો અને તે રોગોની સંખ્યા.**

**अथोदराणां सन्निकृष्टनिदानपूर्विकां संख्यामाह ।**

पृथग्दोषैः समस्तैश्च प्लीहबद्धक्षतोद-

कैः । सम्भवन्त्युदराण्यष्टौ तेषां लिङ्गं पृथक् शृणु ॥

વાયુથી, પિત્તથી, કફથી, ત્રણે દોષોથી, ખરલ વધવાથી, ગુદાનો રોધ થવાથી, આંતરડું ધવાયાથી અને પેટમાં પાણીનો જમાવ થયાથી એ રીતે આઠ પ્રકારના ઉદર રોગો થાયછે. એ આઠ પ્રકારના ઉદર રોગોનાં અનુક્રમે વાતોદર, પિત્તોદર, કફોદર, સન્નિપાતોદર, પ્લીહોદર, બદ્ધગુદોદર, ક્ષતોદર અને દકોદર (જલોદર) એ આઠ નામો છે. એઓનાં જુદાં જુદાં લક્ષણો કહીએ છીએ તે સાંભળો.

## વાતોદરનું લક્ષણ.

### तत्र वातोदरस्य लक्षणमाह ।

तत्रवातोदरे शोथः पाणिपान्नाभिकुक्षिपु । कुक्षिपार्श्वोदरकटीपृष्ठरुक् पर्वभेदनम् ॥ शुष्ककासोऽङ्गमर्दश्च गुरुता मलसंग्रहः । श्यावारुणत्वगादित्वमकस्माद्ध्रासवृद्धिमत् ॥ सतोदभेदमुदरं तनुकृष्णशिराततम् । आध्मातदृतिवच्छब्दमाहतं प्रकरोति च ॥ वायुश्चात्र सरुक्शब्दो विचरेत् सर्वतोगतिः ।

पाणिपादित्यत्र व्यञ्जनान्तपाच्छब्द आर्षत्वात् । कुक्षिपार्श्वोदरेत्यत्र कुक्षिशब्द उदरस्य वामदक्षिणभागद्वयवाची । सर्वतोगतिः सकलकोष्ठे सञ्चरन् ।

વાતોદર થએલ હોય તો હાથમાં, પગમાં, નાભિમાં તથા પેટમાં સોજો થાયછે, પેટના ડાબા જમણા ભાગોમાં, પડખાંઓમાં, પેટમાં, કેડમાં તથા પીઠમાં પીડા થાયછે, સાંધાઓ તુટેછે, સુકી ઉધરસ આવેછે, અંગો ભાંગેછે, અંગોમાં ભારેપણું થાયછે, મળોની જમાવટ થાયછે, ચામડી વગેરેમાં કાળાશ તથા રતાશ થાયછે, દરદનો અકસ્માત્ વધારો ઘટારો થયા કરેછે, પેટમાં ભેદાયા જેવી અને ભોંકાયા જેવી પીડા થાયછે, પેટ ઝીણી ઝીણી કાળી નસોથી વ્યાપ્ત થાયછે, પેટને હાથવતે ઠોકવાથી પવનથી ભરાએલી ધમણ જેવો અવાજ નીકળે છે અને સઘળા કોઠામાં ફરતો વાયુ પીડાવાળો તથા અવાજ કરતો વિચરેછે.

## પિત્તોદરનું લક્ષણ.

### अथ पैत्तिकमाह ।

पित्तोदरे ज्वरो मूर्च्छा दाहस्तृट्कटुकास्यता । भ्रमोतिसारः पीतत्वं त्वगादावुदरं हरित् ॥ पीतताम्रं शिरानद्धं सस्वेदं सोष्म दह्यते । धूमायते मृदुस्पर्शं क्षिप्रपाकं प्रदूयते ॥

शाकवर्णो हरित् । सोष्म अन्तस्तापयुक्तम् । दह्यते बहिर्दाहयुक्तम् । धूमायते धूममिवोद्वमति । क्षिप्रपाकं क्षिप्रपाकाज्जलोदरं जायते । प्रदूयते व्यथते ।

પિત્તોદર થએલ હોય તો જ્વર, મૂર્છા, બળતરા, તરશ, મોહોડામાં તીખાપણું, ભ્રમ, અતીસાર અને ચામડી વગેરેમાં પીળાપણું થાયછે. પેટ શાક જેવા હરિત વર્ણવાળું, પીળી તથા રાતી નસોથી બંધાએલા જેવું, પસીનાવાળું, અંદર ઉનાપણાવાળું, બાહાર દાહવાળું, જાણે પોતામાંથી ધુમાડા કાહાડતું હોય એવું, કુણા કુણા સ્પર્શવાળું, તુરત પાકી જનારૂં અને વ્યથાવાળું થાયછે. તુરત પાકી જવાનેલીધે તેમાંથી પાછું જળોદર થાયછે.

## કફોદરનું લક્ષણ.

### अथ कफोदरमाह ।

**श्लेष्मोदरेऽङ्गसदनं श्वयथुर्गौरवं तथा । तन्द्रोत्क्लेशोऽरुचिः स्वापः कासः शौक्ल्यं नखादिषु ॥ उदरं स्तिमितं स्निग्धं शुक्लराजीततं महत् । चिराभिवृद्धि कठिनं शीतस्पर्शं गुरु स्थिरम् ॥**

स्वापः स्पर्शाज्ञता । गौरवमङ्गानाम् । तन्द्रा निद्राबाहुल्यम् । उत्क्लेशो हृल्लासः । शुक्लराजीततं शुक्लशिराव्याप्तम् ।

કફોદર થએલ હોય તો અંગોમાં ગ્લાની થાયછે, સોજા થાયછે, અંગોનું ભારેપણું થાયછે, નિદ્રાની વૃદ્ધિ થાયછે, મોળ આવેછે, અરૂચિ થાયછે, અંગોમાં સ્પર્શની ખબર પડતી નથી, ઉધરસ આવ્યા કરેછે, ચામડી વગેરેમાં સફેદપણું થાયછે, અને પેટ સજડ, સ્નિગ્ધ, ધોળી નસોથી વ્યાપ્ત, મોટું, લાંબેકાળે વધનારૂં, કઠણ, ટાઢા સ્પર્શવાળું, ભારે અને ગડગડાટ વગરનું થાયછે.

## સન્નિપાતોદરનું લક્ષણ.

### अथ सन्निपातोदरमाह ।

**स्त्रियोऽन्नपानं नखलोममूत्रविडार्तवैर्युक्तमसाधुवृत्ताः । यस्मै प्रयच्छन्त्यरयो गरांश्च दुष्टाम्बुदूषीविषसेवनाच्च ॥ तस्याशु रक्तं कुपिताश्च दोषाः कुर्युः सुघोरं जठरं त्रिलिङ्गम् । तच्छीतवाते भृशदुर्दिने च विशेषतः कुप्यति दह्यते च ॥ स चातुरो मूर्च्छति हि प्रसक्तं पाण्डुः कृशः शुष्यति तृष्णया च । दूष्योदरं कीर्तितमेतदेव प्लीहोदरं कीर्तयतो निबोध ॥**



स्त्रिय इत्यविवेकिसन्निहितजनोपलक्षणम् । ताश्च स्वसौभाग्यमिच्छन्त्यः । विड्मार्जारादीनाम् । आर्तवं रजः । अरयो वा नरान् । संयोगजानि विषाणि । दुष्टमम्बु सविषमत्स्यतृणपर्णादियुक्तम् । दूषीविषं विषमेवाग्न्याद्युपघातेन स्वल्पप्रभावम् ।

### यत उक्तम् ।

**जीर्णं विषघ्नौषधिभिर्हतं वा दावाग्निवातातपशोषितं च । स्वभावतो वा गुणविप्रयुक्तं विषं हि दूषीविषतामुपैति ॥**

गुणविप्रयुक्तं गुणवियुक्तम् । तदुदरं शीतादिषु कुप्यति । तत्र दूषीविषस्य प्रकोपात् । मूर्च्छति विषयोगात् । प्रसक्तं निरन्तरम् । एतदेव सन्निपातोदरम् । तन्त्रान्तरे दूष्योदरं कीर्तितम् । अथवा परस्परं दूषयन्तीति दोषा एव दूष्यास्तैः कृतमुदरं दूष्योदरम् ।

ખરાબ રીતભાતવાળી સ્ત્રીઓ વશીકરણ આદિની ઇચ્છાથી જે પુરૂષને નખ, રૂવાણાં, મૂત્ર, બીલાડાં વગેરેની વિષ્ઠા કે રજસ્વલાપણાનું રૂધિર એઓથી યુક્ત કરેલું અન્ન ખવરાવે તે પુરૂષને, બીજાં પણ પાસેનાં કોઇ અવિવેકી માણસો જેને એવું અન્ન ખવરાવે તેને, શત્રુઓ જેને સંયોગથી થએલાં ઝેરો ખવરાવે તેને, ઝેરી માછલાં ઝેરી ખડ કે ઝેરી પાનડાં વગેરેવાળું પાણી જેના પીવામાં આવે તેને, અને દૂષી વિષ (અગ્નિ વગેરેથી ઉપઘાત થવાનેલીધે ઓછા પ્રભાવવાળું

થએલું [1]ઝેર ) જેના ખાવાપીવામાં આવે તેને કોપ પામેલું રૂધિર અને કોપ પામેલા દોષો તુરત ત્રણે દોષોનાં ચિન્હવાળો અતિ ભયંકર ઉદરરોગને ઉત્પન્ન કરેછે. એ ઉદર રોગ થંડા પવનના સમયમાં અને જે સમયે બહુજ વાદળાંઓનો ઘેરાવ થયો હોય તે સમયે વિશેષે કરી પ્રકુપિત થાયછે તથા બળતરાથી સંયુક્ત થાયછે તથા મૂર્છિત પણ કરી દેછે. કારણ કે એવા સમયોમાં દૂષી વિષનો પ્રકોપ થાયછે તથા વિષના યોગથી મૂર્છા થવી પણ સંભવિત છે. આ રોગવાળો માણસ નિરંતર પાંડુ રેહેછે, શરીરમાં કૃશ રેહેછે અને તરશથી સુકાયા કરેછે. આવા પ્રકારનો ઉદર રોગ સન્નિપાતોદર કેહેવાયછે અને બીજા ગ્રંથમાં તેને 'દૂષ્યોદર' એ નામ પણ આપેલુંછે, પરસ્પરથી દૂષિત થએલા દોષો પણ દૂષ્ય કેહેવાઈ શકે છે માટે તેઓએ કરેલા ઉદર રોગને 'દૂષ્યોદર' નામ આપવું પણ સંભવિત છે, હવે પ્લીહોદરનું લક્ષણ કહુંછું તે સાંભળો.

### પ્લીહોદરનું લક્ષણ.

### अथ प्लीहोदरमाह।

वर्धते प्लीहयृद्ध्या यद्विद्यात्प्लीहोदरं हि तत्। तद्वामे वर्धते पार्श्वे निमित्तं तत्र तस्य यत्॥ मद्वृद्धे प्लीह्नि लिङ्गानि यान्युक्तानि भिषग्वरैः। प्लीहोदरेऽपि दृश्यन्ते तानि सर्वाणि देहिनाम्॥ प्लीहोदरस्यैव भेदो यकृद्दाल्युदरं तथा।

### तस्य पुनरपि विशेषकमाह।

सव्यान्यपार्श्वे यकृति मद्वृद्धे ज्ञेयं यकृद्दाल्युदरं तदेव।

यकृद्दालयति दोषैर्भिनत्तीति यकृद्दाल्युदरम्। तदेव उदरमेव।

. બરલના વધવાથી પેટનું જે વધવું તે પ્લીહોદર કેહેવાયછે. બરલ ડાબા પડખામાં હોય છે તેથી પેટ પણ ડાબા પડખામાં વધેછે. ઉત્તમ વૈદ્યોએ બરલના વધારાનાં જે લક્ષણો કહેલાં છે તેજ લક્ષણો સઘળાં પ્રાણીઓને પ્લીહોદર નામના રોગમાં પણ જોવામાં આવેછે. 'યકૃદાલ્યુદર' નામનો જે ઉદરના રોગોનો એક ભેદ છે તે પણ પ્લીહોદરનીજ જાત છે. પ્લીહોદરથી યકૃદાલ્યુદરની જુદાઇ એટલી છે કે જમણા પડખાંની ગાંઠ જે 'યકૃત્' કેહેવાયછે તે વધવાથી જમણા પડખામાં પેટનું જે વધવું થાયછે તે 'યકૃદાલ્યુદર' કેહેવાયછે. એ રોગમાં દોષનેલીધે યકૃત ભેદાઇ જાયછે તેથી તે રોગનું નામ યકૃદાલ્યુદર છે.

### બદ્ધ ગુદોદરનું લક્ષણ.

### बद्धगुदमाह।

यस्यान्त्रमन्नैरुपलेपिभिर्वा बालाश्मभिर्वा पिहितं यथावत्। सञ्चीयते यस्य मलो नरस्य शनैःशनैः संकरवच्च नाड्याम्॥ निरुध्यते तस्य गुदे पुरीषं निरेति कृच्छ्रादपि चाल्पमल्पम्। हृन्नाभिमध्ये परिवृद्धिमेति तस्योदरं बद्धगुदं वदन्ति॥

[1] વિષને હણનારી ઔષધીઓથી હણાવાનેલીધે, જીર્ણ હોવાનેલીધે, દાવાનળથી વાયુથી કે તડકાથી સુકાઇ જવાનેલીધે અથવા સ્વાભાવિક રીતે જે ઝેર પોતાના ગુણોથી રહિત થયુ હોય તે દૂષીવિષ કેહેવાયછે.

उपलेपिभिः शाकशालूकादिभिः बालाश्मभिः वालुकाभिः कर्करैर्वा यथावत् तस्य भवति । मलः पुरीषं संकरवत् संमार्जनीक्षिप्ततृणधूल्यादिवत् । नाड्याष् अन्त्रनाड्यां हृन्नाभिमध्ये हृन्नाभ्योर्मध्ये ।

અન્નોથી, શાક તથાક મલકંદ આદિ ચોટી રેહેનારા પદાર્થોથી, રેતીથી કે કાંકરીઓથી આંતરડું અત્યંત ઢંકાઇ જાય, બુહારીથી ફેંકેલા ખડ તથા ધૂળ આદિ કચરાની પેઠે ધીરે ધીરે આંતરડાની નાડીમાં મળ જમા થઈ જાય, ગુદામાં વિષ્ઠા રોકાઈ જાય, માંડ માંડ થોડી થોડી વિષ્ઠા નીકળે અને હૃદયના તથા નાભિના મધ્યમાં પેટનો વધારો થાય એ બદ્ધ ગુદોદર કેહેવાયછે.

## ક્ષતોદરનું લક્ષણ.

## क्षतोदरमाह ।

शल्यं तथान्नोपहितं यदन्त्रं भुक्तं भिनत्त्यागतमन्यथा वा । तस्मात्स्रुतोऽन्त्रात्सलिलमकाशः स्रावः स्रवेद्वै गुदतस्तु भूयः ॥ नाभेरधश्चोदरमेति वृद्धिं निस्तुद्यते दाल्यति चातिमात्रम् । एतत्परिस्राव्युदरं प्रदिष्टं दकोदरं कीर्तयतो निबोध ॥

शल्यं कण्टककर्करादि । अन्नोपहितं भुक्तं यत् अन्त्रं भिनत्ति तथा । अन्यथा आगतं भोजनं विना कण्टकादियुक्तमपि यदन्त्रं भिनत्ति तत् उपलक्षणम् । जृम्भणमत्यशनं वा यदन्त्रं भिनत्ति । यत उक्तं चरके । "शर्करा तृणकाष्ठास्थिकण्टकैरन्त्रसंयुतैः । भिद्येतान्त्रं यदा भुक्ते जृम्भयात्यशनेन चेत् ॥" तस्माद्भिन्नादन्त्रात् । गुदतस्तु भूयः अन्त्रात्संस्रुत्य पुनर्गुदतः स्रवेदित्यर्थः । दाल्यति विदार्यत एव । पदसिद्धिरार्षत्वात् । एतत् क्षतोदरं तन्त्रान्तरे परिस्राव्युदरं प्रदिष्टम् ।

અન્નથી સાથે ખાવામાં આવી ગએલા અથવા બીજી કોઇ રીતે પેટમાં આવેલા કાંટા કે કાંકરા આદિથી આંતરડું ભેદાઇ જતાં તે આંતરડામાંથી નીકળેલો પાણી જેવો સ્રાવ પાછો ગુદામાંથી સ્રવે અને નાભિથી નીચેના ભાગમાં પેટ વધે, સોઇઓથી ભોંકાયા જેવી વ્યથા પામે અને જાણે ચીરાઈ જતું હોય એવું લાગે એ ક્ષતોદર કેહેવાયછે. આ ક્ષતોદરનેજ બીજા ગ્રંથમાં 'પરિસ્રાવ્યુદર, એ નામ આપવામાં આવ્યું છે. બગાસું ખાવાથી અથવા ઝાઝું ભોજન કરવાથી આંતરડું ભેદાઇ જતાં તે આંતરડામાંથી પાણી જેવો સ્રાવ નીકળે અને તે સ્રાવ પાછો ગુદામાંથી નીકળે એ પણ ક્ષતોદરજ કેહેવાયછે. કેમ કે " કાંકરી, ખડ, કાષ્ઠ, હાડકું કે કાંટા અન્નની સાથે પેટમાં આવવાથી અથવા બગાસું આવવાથી કે બહુ ઝાઝુ ખાવાથી આંતરડું ભેદાઈ જતાં તે આંતરડામાંથી નીકળેલો સ્રાવ પાછો ગુદામાંથી સ્રવે એ ક્ષતોદર કેહેવાય" એમ ચરકમાં લખ્યુંછે.

## દકોદર (જલોદર)નું લક્ષણ.

## अथोदकोदरमाह ।

यः स्नेहपीतोऽप्यनुवासितो वा वान्तो विरिक्तोऽप्यथ वा निरूढः । पिबेज्जलं शीतलमाशु तस्य स्रोतांसि दूष्यन्ति हि तद्वहानि ॥ स्नेहोपलिप्तेष्वथवापि तेषु दकोदरं पूर्ववदभ्युपैति । स्नि-

र्धं महत्तत्परिवृत्तनाभि समन्ततः पूर्णमिवाम्बुना च ॥ यथा दृतिः क्षुभ्यति कम्पते च शब्दायते चाप्युदकोदरं तत् ।

स्नेहपीतः पीत इत्यत्राध्यवसितादित्वात्कर्तरि क्तः पश्चात्स्नेहपीत इति तत्पुनरार्षः तेन स्नेहं पीतवानित्यर्थः । अनुवासितो वा गृहीतानुवासनबस्तिः । वान्तः । अत्रापि पूर्ववत् कर्तरि क्तः । तेन वान्तवानित्यर्थः । एवं विरिक्तः विरिक्तवान् । तथा निरूढः गृहीतनिरूढबस्तिः स चेदाशु शीतलं जलं पिबेत् । तस्य तद्वहानि जलवहानि । स्रोतांसि दूष्यन्ति । जलवहेषु स्रोतःसु दुष्टेषु सत्सु । जलं अन्नरसोपस्नेहन्यायेन बहिर्निःसृत्योदरमायाति । ततोपि जले बहिर्निःसृते दकोदरमायाति तदुदरम् परिवृत्तनाभि समन्ततः जलमपयाति सर्वतः । यथा दृतिः चर्ममयं जलाहरणपात्रं क्षुभ्यति । अन्तर्जलदोलनेन सञ्चलति । कम्पते बहिः शब्दायते कम्पमानं सत् शब्दं करोति ।

સ્નેહપાન કરીને અથવા અનુવાસન બસ્તી લઇને અથવા વમન કરીને અથવા વિરેચન લઇને અથવા નિરૂહ બસ્તિ લઇને જે માણસ તુરત ટાઢું પાણી પીએ તેનાં જળનું વહન કરનારાં સ્રોતો દૂષિત થાયછે અને તે સ્રોતો દૂષિત થતાં જળ રાંધેલા અન્નમાં નાખેલા ઞ્રા ઘીની પેઠે બાહાર નીકળીને પેટમાં આવેછે. તથા પેટમાં આવીને ગુદામાંથી બાહાર નીકળવા લાગે છે એ દકોદર કેહેવાયછે કે જેથી પેટ ઉથલેલી નાભિવાળું થાયછે, જાણે ચારેકોર જળથી પૂર્ણ હોય તેમ જળના આગ તેમ પ્રસરણવાળું થાયછે, અંદરના જળના ચલનનેલીધે પાણીથી ભરેલી પખાલની પેઠે ક્ષોભ પામ્યા કરેછે, બાહાર હલ્યા કરેછે અને હલી હલીને અવાજ કરેછે.

## ઉદરના રોગનું કષ્ટસાધ્યપણું તથા અસાધ્યપણું.

### साध्यासाध्यमाह ।

जन्मनैवोदरं सर्वं प्रायः कृच्छ्रतमं मतम् । बलिनस्तदजाताम्बु यत्नसाध्यं नवोत्थितम् ।

बलिनः अजाताम्बु नवोत्थितं च यत्नसाध्यमित्यन्वयः ।

पक्षाद्बद्धगुदं तूर्ध्वं सर्वं जातोदकं तथा । प्रायो भवत्यभावाय छिद्रान्त्रं चोदरं नृणाम् ॥

शरादिना च्छिद्रमन्त्रं यस्य तदुदरम् । अभावाय भवति ।

### जातोदकस्योदरस्य लक्षणमाह चरकः ।

पयः पूर्णा दृतिरिव क्षोभे शब्दकरं मृदु । अप्रव्यक्तशिरं शूनं नीरार्तमुदरं महत् ॥ आलस्यमास्यवैरस्यं मूत्रं बहुशकृद्द्रतम् । जातोदकस्य लिङ्गं स्यान्मन्दाग्निः पाण्डुतापि च ॥ शूनाक्षं कुटिलोपस्थमुपक्लिन्नतनुत्वचम् । बलशोणितमांसाग्निपरिक्षीणं च वर्जयेत् ॥

कुटिलोपस्थम् वक्रमेहनम् । उपक्लिन्नतनुत्वचम् उपरि आर्द्रा तन्वी त्वग् यस्य तं उदरिणम् ।

पार्श्वभङ्गान्नविद्वेषशोफातीसारपीडितम्। विरिक्तं चाप्युदरिणं पूर्यमाणं विवर्जयेत्॥

विरिक्तमपि पूर्यमाणं पूर्यमाणोदरं उदरिणं विवर्जयेत्।

ઘણું કરીને ઉપર કહેલા સઘળા પ્રકારના ઉદરરોગો કષ્ટસાધ્યજ માનવામાં આવેલા છે. રોગી બળવાન્ હોય, ઉદરમાં પાણી ઉત્પન્ન ન થયું હોય અને તે રોગ તુરતનો ઉત્પન્ન થએલો હોય તો યત્ન કરવાથી મટેછે. બદ્ધગુદ નામનો ઉદર રોગ એક પખવાડીઆથી ઉપર ચાલે તો ઘણું કરીને મારી નાખેછે. સઘળા ઉદર રોગોમાં જો પાણી ઉત્પન્ન થયું હોય તો તેઓ ઘણું કરીને મારીજ નાખેછે. ખડ વગેરેથી આંતરડામાં છિદ્ર પડી ગયું હોય તો તે ઉદર રોગ પણ ઘણું કરીને મારીજ નાખેછે. પેટમાં પાણી ઉત્પન્ન થએલું જે લક્ષણોથી જાણવામાં આવે તે લક્ષણો વિષે ચરક કહેછે કે "જો પેટ મોટું થઇ ગયું હોય, ક્ષોભ પામતાં પાણીથી ભરેલી પખાલની પેઠે અવાજ કરતું હોય, કુણું થઈ ગયું હોય, બહુ મોટું થવાનેલીધે અસ્ફુટ શિરાઓવાળું હોય તો જાણવું કે તેમાં પાણી ઉત્પન્ન થઇ ચુકું છે. આલસ્ય, મોહોડાનું વિરસપણું, મૂત્રનું ઓછાપણું, વિષ્ઠાનું દ્રવીભૂતપણું, અગ્નિનું મંદપણું અને શરીરનું પાંડુપણું એઓ ઉપરથી જાણવું કે પેટમાં પાણી ઉત્પન્ન થઇ ચુકુંછે." જો ઉદર રોગવાળાની આંખો સુજી ગઈ હોય, લિંગ વાંકું વળી ગયું હોય, ચામડી પાતળી તથા આર્દ્ર થઇ ગઇ હોય અને બળ, રૂધિર, માંસ તથા અગ્નિ એઓ ક્ષીણ થઇ ગયાં હોય તો તેની ચિકિત્સા કરવી નહીં. જે ઉદર રોગવાળાનાં પડખાં ભાંગી ગયાં હોય તથા જેને અન્ન ઉપર દ્વેષ થયો હોય, સોજાની તથા અતીસારની પીડા થઇ હોય અને વિરેચન દીધા છતાં પણ પેટ પૂર્ણ થતું જતું હોય તેની ચિકિત્સા કરવી નહીં.

## ઉદરના રોગોની ચિકિત્સા.

## तत्रोदरस्य चिकित्सा।

*एरण्डतैलं दशमूलमिश्रं गोमूत्रयुक्तं* त्रिफलारसो वा। निहन्ति वातोदरशोथशूलं क्वाथः समूत्रो दशमूलजश्च॥ कुष्टं दन्ती यवक्षारो व्योषं त्रिलवणं वचा। अजाजी दीप्यकं हिङ्गु स्वर्जिका चव्यचित्रकम्॥ शुण्ठी चोणाम्भसा पीता वातोदररुजापहा।

कुष्ठादि चूर्णम्।

लशुनस्य तुलामेकां जलद्रोणे विपाचयेत्। त्रिकटु त्रिफला दन्ती हिङ्गुसैन्धवचित्रकम्॥ देवदारु वचा कुष्टं मधु शिग्रु पुनर्नवा। सौवर्चलं विडङ्गानि दीप्यको गजपिप्पली॥ एतेषां पलिकान् भागान् विद्वतः पट्पलानि च। पिष्ट्वा कषायेणानेन तैलं मृद्वग्निना पचेत्॥ तत्पिवेत् प्रातरुत्थाय यथाग्निवलमात्रया॥ निहन्ति सकलान् रोगानुदराणि विशेषतः॥ मूत्रकृच्छ्रमुदावर्तमन्त्रवृद्धिं गुदक्रुमीन्। पार्श्वकुक्षिभवं शूलमामशूलमरोचकम्॥ यकृदष्ठीलिकानाहान् प्लीहानं चाङ्गवेदनाम्। माससमात्रेण नश्यन्ति अशीतिर्वातजा गदाः॥

इति लशुनतैलम् ।

पित्तोदरे तु बलिनं पूर्वमेव विरेचयेत् ॥ पयसा च त्रिवृत्कल्कैः रुबूकस्य शृतेन च । पिप्पल्यादिगणेनाज्यं पाचितं पाययेद्भिषक् ॥ नरं पथ्यभुजं नित्यं कफोदरनिवृत्तये । नागरत्रिफलाकल्कैर्दध्यम्बुपरिपेषितैः ॥ पाचितं तैलमाज्यं वा पिबेत् सर्वोदरेषु च ।

नागरादि तैलम् नागरादि घृतं च ।

शालिषष्टिकगोधूमयवनीवारभोजनं। निरूहो रेचनं श्रेष्ठं सर्वेषु जठरेषु च ॥ आनूपमौदकं मांसशाकं पिष्टकृतं तिलान् ॥ व्यायामाध्वदिवास्वप्नस्नेहपानानि वर्जयेत् । तथोग्रलवणोष्णानि विदाहीनि गुरूणि च ॥ नाद्यादन्नानि जठरे तोयपानं च वर्जयेत् । उदराणां मलाढ्यत्वाद्बहुशः शोधनं हितम् ॥ क्षीरमेरण्डजं तैलं पिबेन् मूत्रेण वा सकृत् । वातोदरी पिबेत्तक्रं पिप्पलीलवणान्वितम् ॥ शर्करामरिचोपेतं स्वादु पित्तोदरी पिबेत् । यवानी हपुषा जाजी व्योषयुक्तं कफोदरी ॥ सन्निपातोदरी युक्तं त्रिकटुक्षारसैन्धवैः ॥ यवानी हपुषा धान्यं त्रिफला चोपकुञ्चिका । कारवी पिप्पलीमूलं अजगन्धा शटी वचा । शताह्वा जीरकं व्योषं स्वर्णक्षीरी च चित्रकम् ॥ द्वौ क्षारौ पौष्करं मूलं कुष्टं लवणपञ्चकम् । विडङ्गं च समांशानि दन्त्या भागत्रयं भवेत् ॥ त्रिवृद्विशाला द्विगुणा शातला स्याच्चतुर्गुणा। एष नारायणो नाम्ना चूर्णो रोगगणापहः ॥ एनं प्राप्य निवर्तन्ते रोगा विष्णुमिवासुराः । तक्रेणोदरिभिः पेयो गुल्मिभिर्बदराम्बुना ॥ आनद्धवाते सुरया वातरोगे प्रसन्नया। दधिमण्डेन विड्भेदे दाडिमाम्बुभिरर्शसि ॥ परिकर्तिषु वृक्षाम्लैरुष्णाम्बुभिरजीर्णके। भगन्दरे पाण्डुरोगे कासे श्वासे गलग्रहे ॥ हृद्रोगे ग्रहणीरोगे कुष्ठे मन्देऽनले ज्वरे । दंष्ट्राविषे मूलविषे सगरे कृत्रिमे विषे ॥ यथार्हं स्निग्धकोष्ठेन पेयमेतद्विरेचनम् ।

उपकुञ्चिका कारवी च बृहज्जीरकः मङ्रैला इति लोके । विशाला इन्द्रवारुणी । शातला सेहुण्ड इति प्रसिद्धः ।-परिकर्तिः गुदे परिकर्तनवत् पीडा । इति नारायणचूर्णम् ॥

स्नुक्क्षीरदन्ती त्रिफलाविडङ्गसिंही त्रिवृच्चित्रककर्षकर्षम् । घृतं विपक्वं कुडवप्रमाणं तोयेन तस्याक्षमथार्धकर्षम् ॥ पीत्वोष्णमम्भोऽनुपिबेद्विरेके पेयां रसं वा प्रपिबेद्विधिज्ञः । नाराचमेतज्जठरामयानां युक्त्योपयुक्तं प्रवदन्ति सन्तः ॥

इति नाराचघृतम् ।

वज्रायाः कर्षमात्रायाः कल्कं दध्यादि वेष्टितम् । निगिलेद्वारिणा नित्यमुदरव्याधिशान्तये ॥

वज्राण्डीति वनसूरणेति लोके ।

पुनर्नवा दारुनिशा सतिक्ता पटोलपथ्यापिचुमन्दमुस्ता । सनागरच्छिन्नसहेति सर्वः कृतः कषायो विधिना विधिज्ञैः ॥ गोमूत्रयुक् गुग्गुलुना च युक्तः पीतः प्रभाते नियतं नराणाम् ।

सर्वाङ्गशोथोदरपाण्डुशूलश्वासादिकं रोगगणं निहन्ति ॥ पुनर्नवादिः क्वाथः ॥

इत्युदररोगनिदानचिकित्साधिकारः ॥

એરંડીયું તેલ, દશમૂળનું ચૂર્ણ અને ગોમૂત્ર એઓને મિશ્રિત કરીને પીવામાં આવે તો તેથી વાયુસંબંધી ઉદર રોગ, સોજા તથા શૂળ મટી જાયછે.

હરડે, બેહેડાં તથા આમળાં એઓનો રસ પીવામાં આવે તો તેથી વાયુસંબંધી ઉદર રોગ, સોજા તથા શૂળ મટી જાયછે.

દશમૂળનો ક્વાથ કરી તેમાં ગોમૂત્ર નાખીને પીવામાં આવે તો તેથી વાયુસંબંધી ઉદર રોગ, સોજા તથા શૂળ મટી જાયછે.

કઠ, નેપાળો, જવખાર, બમણી સુંઠ, મરી, પીપળ, સૈંધવ, સાંભર લૂણ, સંચળ, વજ, જીરૂં, અજમા, હીંગ, સાજીખાર, ચવક અને ચિત્રક, એઓનું ચૂર્ણ કરી ઉનાપાણીથી પીવામાં આવે તો તેથી વાયુસંબંધી ઉદર રોગ મટી જાયછે. આ ઉપાય કુષ્ઠાદિચૂર્ણ એ નામથી ઓળખાય છે.

ચારસો તોલાંભાર લસણનો એક હજાર ચોવીશ તોલાંભાર પાણીમાં ક્વાથ કરવો. પછી સુંઠ, મરી, પીપળ, હરડે, બેહેડાં, આમળાં, નેપાળો, હીંગ, સૈંધવ, ચિત્રક, દેવદાર, વજ, કઠ, જેઠીમધ, સરગવો, સાટોડી, સંચળ, વાવડીંગ, અજમા તથા ગજપીપળ, એ પ્રત્યેક પદાર્થોને ચાર ચાર તોલાંભાર અને નસોતરને ચોવીશ તોલાંભાર લઈ વાટી તે કલ્ક પેલા ક્વાથમાં નાખીને તે ક્વાથમાં કોમળ અગ્નિવતે તૈલ પકાવવું. સવારમાં ઉઠી અગ્નિને તથા બળને અનુસરીને યોગ્ય માત્રાથી આ તૈલ પીવામાં આવે તો તેથી સઘળા રોગો મટી જાયછે અને ઉદરના રોગો તો વિશેષે કરી મટી જાયછે. મૂત્રકૃચ્છ્ર, ઉદાવર્ત્ત, અંત્રવૃદ્ધિ, ગુદાના કૃમિઓ, પડખાનું શૂળ, પેટનું શૂળ, આમશૂળ, અરૂચિ, યકૃતનું દરદ, અષ્ઠીલિકા, આનાહ, બરલનું દરદ અને અંગમાં થતી વેદના એઓ આ તૈલના પ્રયોગથી મટી જાયછે. વાયુસંબંધી એંશી રોગો એક મહિનાસુધી આ તૈલનું સેવન કરવાથી મટી જાયછે. આ તૈલ **લશુનતૈલ** એ નામથી ઓળખાય છે.

જો ઉદરરોગ પિત્તસંબંધી હોય અને રોગી બળવાન્ હોય તો તેને પ્રથમજ દુધ, નસોતરનો કલ્ક અને એરંડાનો ક્વાથ એઓથી વિરેચન દેવું.

ઉદર રોગ કફ સંબંધી હોય તો તે રોગ મટાડવાનેવાસ્તે રોગીને નિત્ય પથ્ય જમવાનો નિયમ રખાવીને વૈદ્યે પિપ્પલી આદિ ગણનાં ઔષધોથી પકાવેલું તેલ પાવું.

સુંઠ, હરડે, બેહેડાં તથા આમળાં એઓને દહીના પાણીમાં વાટી કલ્ક કરીને તે કલ્કથી પકાવેલું તેલ અથવા ઘી પીવામાં આવે તો તેથી સર્વ પ્રકારના ઉદર રોગ મટી જાયછે. આ તૈલ **નાગરાદિ તૈલ** એ નામથી અને આ ઘી **નાગરાદિ ઘૃત** એ નામથી ઓળખાયછે.

રાતા ચોખા, સાઠી ચોખા, ઘઉં, જવ તથા નાનવી એઓનું ભોજન, નિરૂહ બસ્તિ, અને વિરેચન એઓ સઘળા પ્રકારના ઉદર રોગોની ઉપર હિતકારી છે.

ઘેલા અન્નના અપક્વ રસથી, માટીના સેવનથી, શાકના સેવનથી, પરસ્પર વિરૂદ્ધ પદાર્થોના સેવનથી, સંયોગથી થએલું ઝેર જેમાં મિશ્રિત થયું હોય એવા અન્નના સેવનથી, અરશોથી, શરીરને કશો શ્રમ નહીં આપવાથી, શોધનને લાયક થએલા શરીરનું વમન વિરેચન આદિ શોધન નહિ કરવાથી, દોષથી થએલા મર્મસ્થલના ઉપઘાતથી (બાહારનાં કારણથી થએલો મર્મસ્થલનો ઉપઘાત તો આગંતુક સોજાને ઉત્પન્ન કરેછે.) કાચો ગર્ભ પડી જવા આદિ વિષમ પ્રસવથી અને વમન આદિ પંચકર્મો અયોગ્ય રીતે થવાથી વાયુ આદિ દોષોસંબંધી સોજો ઉત્પન્ન થાયછે.

## સોજાની સંપ્રાપ્તિ તથા સામાન્ય લક્ષણ.

## अथ शोथस्य संप्राप्तिपूर्वकं सामान्यं लक्षणमाह।

रक्तपित्तकफान् वायुर्दुष्टो दुष्टान् बहिः शिराः। नीला रुद्धगतिस्तैर्हि कुर्यात्त्वङ्मांससंश्रयम्॥ उत्सेधं संहतं शोथं तमाहुर्निचयादतः। सगौरवं स्यादनवस्थितत्वं सोत्सेधमूष्माथ शिरातनुत्वम्। सलोमहर्षं च विवर्णता च सामान्यलिङ्गं श्वयथोः प्रदिष्टम्।

उत्सेधं उन्नतत्वम्। किंविशिष्टमुत्सेधमतः पूर्वोक्तात् निचयात् रक्तपित्तकफानां समुदायात्। संहतं घनम्। तमुत्सेधं शोथमाहुरित्यन्वयः। तस्य शोथस्य किं स्यादित्याकाङ्क्षायामाह। अनवस्थितत्वं स्यात्। अनियता स्थितिः स्यादित्यर्थः। चिकित्साव्यतिरेकेणापि निवृत्तेः। तच्चानवस्थितत्वं सगौरवं स्याद्गौरवमप्यनवस्थितं स्यात्। अथ च सोत्सेधः स्यात्। उन्नतत्वमप्यनवस्थितं स्यादित्यर्थः।

દુષ્ટ થએલો વાયુ દુષ્ટ થએલા રૂધિરને, દુષ્ટ થએલા પિત્તને તથા દુષ્ટ થએલા કફને બાહારની શિરાઓમાં લઈ જઇ અને પોતે તેઓથી રોકાઇને ચામડીમાં તથા માંસમાં રૂધિરના, પિત્તના તથા કફના સમુદાયથી ઘાટાપણાવાળી જે ઊંચાઇને ઉત્પન્ન કરેછે તે ઊંચાઈ સોજો કેહેવાયછે. એ સોજાની સ્થિતિ અનિયમિત થાયછે. કેમકે તે સોજો વખતપર ચિકિત્સા કર્યા વગર પણ ઉતરી જાયછે. એ અનિયમિતપણું ભારેપણાવાળું થાયછે, ભારેપણું પણ નિયમ વગરનું થાયછે અને સોજાની ઊંચાઈ પણ વ્યવસ્થા વગરની થાયછે. એ સોજાથી ઉનાશ રેહેછે, શિરાઓનું પાતળાપણું થાયછે, રૂવાણાં ઉભાં થઈ જાયછે અને વર્ણ બદલી જાયછે. સોજાનાં આ સઘળાં સામાન્ય ચિન્હો સમજવાં.

## વાયુસંબંધી સોજાનું લક્ષણ.

## वातिकं शोथमाह।

चरस्तनुत्वक् परुषोऽरुणोऽसितः सुप्तिहर्षार्तियुतो निमित्ततः। प्रशाम्यति प्रोन्नमति प्रपीडितो दिवाबली स्याच्छ्वयथुः समीरणात्॥

चरः सञ्चारी। प्रसुप्तिः स्पर्शाज्ञता। हर्षोऽत्र किनिकिनी रोमाञ्चो वा। आर्तिः पीडा। एतद्युतः दिवाबली विकृतिविषमसमवायारब्धत्वात्। अत एवोक्तं चरकेण। "स्ते-

होष्णवमनाद्यैर्यः प्रशाम्येत् स तु वातिकः। यश्चाप्यरुणवर्णः स्याच्छोथो नक्तं प्रशाम्यति" ॥

વાયુસંબંધી સોજો સંચરણ કર્યા કરેછે, પાતળી ચામડીવાળો હોયછે, કઠણ હોયછે, રાતો હોયછે, કાળો હોયછે, સ્પર્શના અજ્ઞાનથી, ઝણ ઝણીથી, શેમાંચથી તથા પીડાથી યુક્ત હોયછે, કારણ વગર પણ શાંત થઈ જાયછે, દબાવવાથી ઊંચો થાયછે અને દિવસે બળવાન્ થાયછે.

આ સોજો દિવસે બળવાન્ થવાનું કારણ એ છે કે તે વિકૃતિ વિષમ સમવાયથી[1] થાયછે. એટલામાટેજ ચરકે કહ્યું છે કે "જે સોજો સ્નેહથી, ઉષ્ણથી તથા વમન આદિથી શાંત થાય અને જે રાતાવર્ણવાળો હોય તથા રાતે શાંત થતો હોય તે સોજાને વાયુસંબંધી સમજવો.

## પિત્તસંબંધી સોજાનું લક્ષણ.

### अथ पैत्तिकमाह।

मृदुः सगन्धोऽसितपीतरागवान्भ्रमज्वरस्वेदतृषामदान्वितः॥ यस्तूष्यते स्पर्शसहोऽक्षिरागवान्स पित्तशोथो भृशदाहपाकवान् ॥

उष्यते सन्तप्यते । भृशदाहपाकवान् भृशं दाहो यः पाकस्तद्युक्तः ॥

જે સોજો કુણો હોય, ગંધવાળો હોય, કાળા તથા પીળા રંગવાળો હોય, ભ્રમથી, જ્વરથી, પસીનાથી, તરશથી, તથા મદથી સંયુક્ત હોય, તપ્યા કરતો હોય, સ્પર્શનું સહન કરે એવો હોય, આંખમાં રતાશ ઉત્પન્ન કરનાર હોય અને પાકવાના સમયમાં અત્યંત બળતરાવાળો હોય તેને પિત્તસંબંધી જાણવો.

## કફસંબંધી સોજાનું લક્ષણ.

### श्लैष्मिकमाह।

गुरुः स्थिरः पाण्डुररोचकान्वितः प्रसेकनिद्रावमिवह्निमान्द्यकृत् ॥ सकृच्छ्रजन्मप्रशमो निपीडितो न चोन्नमेद्रात्रिबली कफात्मकः ।

જે સોજો ભારે હોય, સ્થિર હોય, પાંડુ વર્ણવાળો હોય, અરૂચિથી લાળ ઝરવાથી નિદ્રાથી તથા વમનથી યુક્ત હોય, અગ્નિને મંદ કરી નાખનાર હોય, દબાવવાથી ઊંચો થતો ન હોય, રાતે બળવાન્ થતો હોય અને જેની ઉત્પત્તિ તથા શાંતી બહુ દુઃખદાયી હોય તેને કફસંબંધી જાણવો.

## બે દોષથી ઉત્પન્ન થએલા સોજાનું લક્ષણ.

### द्वन्द्वजमाह।

निदानाकृतिसंसर्गात् ज्ञेयः शोथो द्विदोषजः।

જે બે પ્રકારનાં નિદાનો જોવામાં આવે અને ઉપર કહેલા આકારોમાંથી બે પ્રકારના આકાર જોવામાં આવે તો જાણવું કે બે દોષથી ઉત્પન્ન થએલો સોજો છે.

## સાન્નિપાતિક (ત્રણે દોષોથી ઉત્પન્ન થએલા સોજાનું લક્ષણ.

### सान्निपातिकमाह।

सर्वाकृतिः सन्निपाताच्छोथो व्यामिश्रलक्षणः।

[1] વિકૃતિ વિષમ સમવાયના સ્વરૂપવિષે આ ગ્રંથના મધ્યખંડના પૃષ્ઠ ૮૨ માં જુવો.

व्यामिश्रलक्षण इत्युक्ते सर्वाकृतिरिति उक्तवातजादिशोथसकललक्षणनियमार्थम् ।

જે સોજો મિશ્રિત લક્ષણોવાળો અને ઉપર કહેલા સઘળા સોજાઓના લક્ષણોવાળો હોય તેને સાન્નિપાતક જાણવો.

## અભિઘાતથી થએલા સોજાનું લક્ષણ.

### अथाभिघातजमाह ।

अभिघातेन शस्त्रादिच्छेदभेदक्षतादिभिः । हिमानिलो दध्यनिलैर्भल्लातकपिकच्छुजैः ॥ रसैः शूकैश्च संस्पर्शाच्छ्वयथुः स्याद्विसर्पवान् । भृशोष्मलोहिताभासः प्रायशः पित्तलक्षणः ॥

च्छेदः खड्गादिना । भेद· पाषाणादिना । क्षतं शरादिना। आदिशब्देन लगुडप्रहारादि गृह्यते। भल्लातजै रसै· कपिकच्छुजैः शूकैः विसर्पवान् । प्रसरणशील पित्तलक्षणः पैत्तिकशोथलक्षण ।

જે સોજો ખડ્ગ આદિવતે છેદન થવાથી, પથરા વગેરે વતે ભેદન થવાથી, બાણ વગેરે વતે જખમ થયાથી કે લાકડી વગેરેનો પ્રહાર થવા વગેરે કારણથી થએલ હોય અથવા ભીલામાના રસથી કે કૌચાંની અણીઓના સ્પર્શથી થએલો હોય, ફેલાતો જતો હોય, અત્યંત ઉનાશવાળો હોય, રાતા વર્ણવાળો હોય અને ઘણું કરીને પિત્તથી થએલા સોજાનાં લક્ષણોવાળો હોય તે સોજાને અભિઘાતથી થએલો જાણવો.

## ઝેરથી થએલા સોજાનું લક્ષણ.

### अथ विषजमाह ।

विषजः सविषप्राणिपरिसर्पणमूत्रणात् । दंष्ट्रादन्तनखाघातादविषप्राणिनामपि । विण्मूत्रशुक्रोपहतमलवद्वस्तुसङ्करात् ॥ विषवृक्षानिलस्पर्शाद्गरयोगावचूर्णनात् । मृदुश्चलोऽवलम्बी च शीघ्रो बहुरुजाकरः ॥

परिसर्पणात् शरीरोपरि सञ्चरणात् । दंष्ट्रा द्विगुणीकृता दन्तावलिः । चोह इति । दन्ताः अग्रे भवाः । अविषप्राणिनां दंष्ट्रादि विषं शोथव्यथादिकरं भवतीति विशेषः। विण्मूत्रेत्यादि । विडाद्युपहतं मलिनं च यद्वस्तु । तथा सङ्करः संमार्जनीभिः क्षिप्तो धूल्यादि· तेषां सम्पर्कात् । गरयोगावचूर्णनात् । गरः संयोगजं विषं तस्य योगो यस्य तेन वस्तुनाऽवधूलनात् । अवलम्बी लम्बमान· । अयमप्यागन्तुजस्तथापि सामान्यागन्तुजशोथचिकित्सातोऽस्य विशिष्टचिकित्साभिधानात् पृथक् पठितः ।

શરીરની ઉપર ઝેરી પ્રાણીઓ ફરવાથી અથવા મુતરવાથી, જે પ્રાણીઓ ઝેરી નથી તેઓનાં પણ દાઢોથી નખોથી કે દાંતોથી આઘાત થવાથી ( ઝેર વગરના પ્રાણીઓનું પણ દાઢો વગેરેનું ઝેર સોજાને તથા વ્યથા વગેરેને ઉત્પન્ન કરેછે.) વિષ્ઠાથી મૂત્રથી કે વીર્યથી ઉપહત થએલી વસ્તુના સંબંધથી, બુહારીથી ફેંકી નાખેલી ધૂળ વગેરે કચરાના સંબંધથી ઝેરી ઝાડના કે ઝેરી પવનના સ્પર્શથી અને જેમાં સંયોગજન્ય ઝેરનો યોગ થયો હોય તે વસ્તુ શરીરપર ભરાયાથી જે સોજો ઉત્પન્ન થયો હોય તેને ઝેરથી થએલો સમજવો. આ સોજો કુણો હોયછે, ચલનવાળો હોયછે, લટકતો હોયછે, તુરત થાયછે અને બહુ વેદના કરેછે.

આ સોજો પણ જો કે આગંતુજ ગણાયછે તોપણ સામાન્ય આગંતુજ સોજાની ચિકિત્સાથી આ સોજાની ચિકિત્સા જુદા પ્રકારની કહેલી છે માટે ઉપર કહેલા આગંતુજ સોજાથી આને જુદો લખવામાં આવ્યો છે.

## કયા સ્થલમાં રહેલો કયા સ્થલમાં સોજાનું ઉત્પન્ન કરેછે.

## यत्र स्थिता दोषा यत्र शोथं कुर्वन्ति तदाह ।

दोषाः श्वयथुमूर्ध्वं हि कुर्वन्त्यामाशये स्थिताः । पित्ताशयस्था मध्ये तु वर्चःस्थानगतास्त्वधः ॥ कृत्स्नं देहमनुप्राप्य कुर्युः सर्वसरास्तथा ।

ऊर्ध्वम् उरःप्रभृत्यूर्ध्वम् । मध्ये उरःपक्वाशयमध्ये । अधः पक्वाशयादधः ।

દોષો આમાશયમાં રહેલા હોય તો છાતીથી ઉપરના ભાગમાં સોજાને ઉત્પન્ન કરેછે, પિત્તાશયમાં રહેલા હોય તો છાતીની અને પક્વાશયની વચમાં સોજાને ઉત્પન્ન કરેછે, વિષ્ટાના સ્થાનમાં રહેલા હોય તો પક્વાશયથી નીચેના ભાગમાં સોજાને ઉત્પન્ન કરેછે અને સઘળાં સ્થાનકોમાં ફેલાયા હોય તો સઘળા શરીરમાં સોજાને ઉત્પન્ન કરેછે.

## સોજાના ઉપદ્રવો.

## उपद्रवानाह ।

छर्दिः श्वासोऽरुचिस्तृष्णा ज्वरोऽतीसार एव च । सम्पाकश्चातिदौर्बल्यं शोथ एते उपद्रवाः ॥

ઉલટી, શ્વાસ, અરૂચી, તરશ, જ્વર, અતીસાર, અત્યંત પાકવું અને અતિ નબળાપણું એટલા સોજાના ઉપદ્રવો છે.

## સોજાનું અસાધ્યપણું.

## अथ शोथासाध्यत्वमाह ।

श्वासः पिपासा छर्दिश्च दौर्बल्यं ज्वर एव च । यस्य चान्ने रुचिर्नास्ति शोथिनं तं विवर्जयेत् ॥

જે સોજાવાળાને શ્વાસ, તરશ, ઉલટી, નબળાપણું, જ્વર અને અન્ન ઉપર અરૂચિ થએલ હોય તેની ચિકિત્સા કરવી નહીં.

## સોજાનું કષ્ટસાધ્ય વગેરેપણું.

## अथ कष्टसाध्यादिकानाह ।

यो मध्यदेशे श्वयथुः कष्टः सर्वाङ्गगश्च यः । अर्धाङ्गोरिष्टभूतः स्याद्यश्चोर्ध्वं परिसर्पति ॥

मध्यदेशे उरःपक्वाशयमध्ये । सर्वाङ्गगः सकलशरीरव्यापी । सर्वाङ्गज इति वा पाठः । सान्निपातिकः । अर्धाङ्गे अर्धनारीश्वराकारः । यश्चोर्ध्वं परिसर्पतीति पुरुषविषयः । तथा च ।

ऊर्ध्वगामी नरं पद्भ्यामधोगामी तथा स्त्रियम् । उभयं वस्तिसंजातः शोथो हन्ति न संशयः ॥

ऊर्ध्वगामी मुखगामी । तथाच तन्त्रान्तरे । "पादप्रवृत्तः श्वयथुर्नृणां यः प्राप्नुयान्मुखं" इति स न सिध्यतीति शेषः । अधोगामी पदगामी । तथा च तन्त्रान्तरे । "स्त्रीणां वक्रात् पदं याति बस्तिजश्च न सिध्यति" इति । उभयं नरं नारीं च । अपरं च । अनन्योपद्रवकृतः शोथः पाद-

समुत्थितः । पुरुषं हन्ति नारीं तु मुखजो वस्तिजो द्वयम्"। अयमर्थः पादसमुत्थितः पादाभ्यामुत्थितो मुखगामीति यावत् । शोथः पुरुषं हन्ति । स किंविशिष्टः अन्योपद्रवकृतः शोथादन्ये व्याधयोऽतीसारग्रहण्यर्शःप्रभृतयस्तेषामुपद्रवैः कृतः तदुपद्रवत्वेन जात इत्यर्थः । न अन्योपद्रवकृतः अनन्योपद्रवकृतः । अर्थात् स्वहेतुभिरेव जातः । द्वयम् पुरुषं नारीं च हन्ति सोऽप्यनन्योपद्रवकृत एव ॥

જે સોજો છાતીના તથા પક્વાશયના મધ્યમાં થયો હોય અથવા જે સોજો સઘળા શરીરમાં વ્યાપ્યો હોય ( સાન્નિપાતિક હોય ) તે સોજો કષ્ટસાધ્ય છે. જે સોજો અર્દ્ધનારીશ્વરને આકારે અરધા શરીરમાં થયો હોય તે સોજો મરણ આપેછે. પુરૂષને થએલો સોજો જેમ જેમ ઊંચે ચડતો જાય તેમ તેમ મરણને ઢુકડું લાવેછે. પુરૂષને થએલો જે સોજો પગથી ઊંચે ઊંચે ચડતો જતો હોય તે સોજો પુરૂષને અવશ્ય મારી નાખેછે. સ્ત્રીને થએલો જે સોજો મુખથી નીચે નીચે જતો હોય તે સોજો સ્ત્રીને અવશ્ય મારી નાખેછે. જે સોજો મૂત્રાશયમાં થયો હોય તે સોજો પુરૂષને તથા સ્ત્રીને પણ મારી નાખેછે એમાં કશો સંશય નથી. બીજા ગ્રંથમાં પણ કહ્યું છે કે "પુરૂષને પગથી ચડેલો જે સોજો મોહોડાને પ્રાપ્ત થાય અને સ્ત્રીને મુખથી થએલો જે સોજો પગને પ્રાપ્ત થાય તે સોજો અસાધ્ય છે. પુરૂષને અથવા સ્ત્રીને મૂત્રાશયમાં થએલો સોજો પણ અસાધ્યજ છે. ગ્રંથાંતરમાં કહ્યું છે કે "પુરૂષને પગમાં થએલો સોજો જો મુખઉપર જાય અને તે સોજો જો અતીસાર, ગ્રહણી તથા અરશ આદિ બીજા રોગોના ઉપદ્રવરૂપ ન થયો હોય અર્થાત્ પોતાના નિદાનોથીજ થયો હોય તો પુરૂષને મારી નાખેછે. સ્ત્રીને મુખમાં થએલો સોજો જો પગ ઉપર જાય અને તે સોજો જો અતિસાર, ગ્રહણી તથા અરશ આદિ બીજા રોગોના ઉપદ્રવરૂપે ન થયો હોય અર્થાત્ પોતાનાં નિદાનોથીજ થયો હોય તો સ્ત્રીને મારી નાખેછે. મૂત્રાશયમાં થએલો જે સોજો બીજા રોગોના ઉપદ્રવરૂપે ન થયો હોય અર્થાત્ પોતાનાં નિદાનોથીજ થયો હોય તે સોજો પુરૂષને પણ મારી નાખેછે અને સ્ત્રીને પણ મારી નાખેછે.

## સોજાની વિશિષ્ટ ચિકિત્સા.

### अथ शोथचिकित्सा ।

शुण्ठीपुनर्नवैरण्डपञ्चमूलीशृतं जलम् । वातिके श्वयथौ शस्तं पानाहारपरिग्रहे ॥ पटोलत्रिफलारिष्टदार्वीक्वाथः सगुग्गुलुः । तद्वत्पित्तकृतं शोथं हन्ति श्लेष्मोद्भवं तथा ॥ मिश्रे मिश्रक्रमं कुर्यात्सन्निजे सर्वमेव हि । विल्वपत्ररसं पूतं सोपणं त्रिभवे पिवेत् ॥ शोथे त्वागन्तुजे कुर्यात्सेकलेपादि शीतलम् । भल्लातक्या हरेत् शोथं सतिला कृष्णमृत्तिका ॥ महिषीक्षीरसंपिष्टैर्नवनीतसमन्वितैः । तिलैर्लिप्तः शमं याति शोथो भल्लातकोत्थितः ॥ यष्टीदुग्धतिलैर्लेपो नवनीतेन संयुतः । शोथमारुष्करं हन्ति चूर्णं शालदलस्य च ॥

विषजशोथचिकित्सा तु विषचिकित्सायां द्रष्टव्या ।

સુંઠ, સાટોડી, એરંડો અને બૃહત્પંચમૂલ એઓનો ક્વાથ કરી પીવામાં આવે અને ભોજનમાં પણ તે ક્વાથનોજ ઉપયોગ કરવામાં આવે તો તેથી વાયુસંબંધી સોજો મટી જાયછે.

કડવાં પરવળ, હરડે, બેહેડાં, આમળાં, લીંબડો અને દારૂહળદર એઓનો ક્વાથ કરી તેમાં ગુગળ નાખીને પીવામાં આવે તો તેથી પિત્તસંબંધી સોજો મટી જાયછે અને કફસંબંધી સોજો પણ મટી જાયછે.

જે સોજો બે દોષથી થયો હોય તેના ઉપર બે દોષની મિશ્રિત ચિકિત્સા કરવી અને જે સોજો ત્રણે દોષોથી થયો હોય તે પર બીલીપત્રોનો રસ કરી તેને વસ્ત્રથી ગાળી તેમાં સુંઠ, મરી, તથા પીપળ એઓનું ચૂર્ણ નાખીને પીવામાં આવે તો તેથી સાન્નિપાતિક સોજો મટી જાયછે. ઉપર ત્રણે દોષની મિશ્રિત ચિકિત્સા કરવી.

જો આગંતુજ (અભિઘાત આદિથી) સોજો થયો હોય તો તેના ઉપર શીતલ સેચન તથા શીતલ લેપન આદિ કરવાં.

તલ અને કાળી માટી એઓને વાટીને ચોપડવામાં આવે તો તેથી ભીલામાનો સોજો મટી જાયછે.

ભેશના દુધમાં તલ વાટી તેમાં ભેશનું માખણ મિશ્રિત કરીને ચોપડવામાં આવે તો તેથી ભીલામાનો સોજો મટી જાયછે.

જેઠીમધ, દુધ, તલ અને માંખણ એઓનો લેપ કરવામાં આવે તો તેથી ભીલામાંનો સોજો મટી જાયછે.

સાલીયા નામનાં ઝાડનાં પાનડાંના ચૂર્ણથી પણ ભીલામાનો સોજો મટી જાયછે.

ઝેરથી થએલા સોજાની ચિકિત્સા તો ઝેરની ચિકિત્સાના પ્રકરણમાં કહેવામાં આવશે માટે તે પ્રકરણમાંથી જોઇ લેવી.

## સોજાની સામાન્ય ચિકિત્સા.

### अथ सामान्यचिकित्सा ।

महिष्या नवनीतं वा लेपाद्दुग्धतिलान्वितम् ।

अत्र दुग्धं च महिष्या एव ।

पथ्यानिशाभार्ङ्गर्यमृतानिदार्वीपुनर्नवादारुमहौषधानाम् । क्वाथः प्रसह्योदरपाणिपादमुखाश्रितं हन्त्यचिरेण शोथम् ॥

इति पथ्यादिक्वाथः ।

फलत्रिकोद्भवं क्वाथं गोमूत्रेणैव साधितम् । वातश्लेष्मोद्भवं शोथं हन्याद्वृषणसम्भवम् ॥ वृश्चीवदेवद्रुमनागरैर्वा दन्तीत्रिवृत्त्र्यूषणचित्रकैर्वा । दुग्धं सुसिद्धं विधिना निपीतं गीतं परं शोथहरं भिषग्भिः ॥

वृश्चीवः श्वेतवर्षाभूः ।

सेकस्तथार्कवर्षाभूनिम्बक्वाथेन शोथहृत् । गोमूत्रेणापि कुर्वीत सुखोष्णेनावसेचनम् ॥ पुनर्नवा दारु शुण्ठी शिग्रुः सिद्धार्थकस्तथा । अम्लपिष्टः सुखोष्णोऽयं प्रलेपः सर्वशोथहृत् ॥ गुडार्द्रकं वा गुडनागरं वा गुडाभयां वा गुडपिप्पलीं वा । कर्षाभिवृद्ध्या त्रिपलप्रमाणं खादेन्नरः पक्षमथापि मासम् ॥ शोथमतिश्यायगलास्यरोगान् सश्वासकासारुचिपीनसादीन् । जीर्णज्वरार्शोग्रहणीविकारान् हन्यात्तथान्यान् कफवातरोगान् ॥

विश्वं गुडेन तुल्यं वृश्चीवरमानुपानमभ्यस्तम् । विनिहन्ति सर्वशोथं घनवृन्दं चण्डवायुरिव ॥ कणा नागरजं चूर्णं सगुडं शोथनाशनम् । आमाजीर्णप्रशमनं शूलघ्नं वस्तिशोधनम् ॥ गुडात्पलत्रयं ग्राह्यं शृङ्गवेरपलत्रयम् । शृङ्गवेरसमा कृष्णा लोहविट्तिलयोः पलम् ॥ चूर्णमेतत् समुद्दिष्टं सर्वश्वयथुनाशनम् ।

इति गुडादिवटिका ।

मानककाथकल्काभ्यां घृतप्रस्थं विपाचयेत् । एकजं द्वन्द्वजं शोथं त्रिदोषं च व्यपोहति ॥

इति मानकघृतम् ।

शुष्कमूलकवर्षाभूदारुरास्नामहौषधैः । पक्कमभ्यञ्जनं तैलं सशूलं श्वयथुं हरेत् ॥

इति शुष्कमूलकतैलम् । इति शोथनिदानचिकित्साधिकारः ।

ભેંશનું માખણ અને ભેંશનું દુધ એઓમાં તલ વાટીને તેનો લેપ કરવામાં આવે તો તેથી સોજો મટી જાયછે.

હરડે, હળદર, ભારંગી, ગળો, ચિત્રક, દારૂહળદર, સાટોડી, દેવદાર અને સુંઠ એઓનો ક્વાથ પેટમાં, હાથમાં, પગમાં તથા મોહોડામાં રહેલા સોજાને તુરતજ બળાત્કારથી હણી નાખેછે. આ ક્વાથ 'પથ્યાદિ ક્વાથ' એ નામથી કહેવાયછે.

હરડે, બેહેડાં તથા આંમળાં એઓનો ક્વાથ કરી તેમાં ગોમૂત્રને પણ સાથે ઉકાળીને પીવામાં આવે તો તેથી વૃષણમાં થએલો વાયુસંબંધી તથા કફસંબંધી સોજો મટી જાયછે.

ધોળી સાટોડી, દેવદાર અને ચિત્રક એઓથી અથવા નેપાળો, નસોતર, સુંઠ, મરી, પીપળ અને ચિત્રક એઓથી સારી પેઠે પકાવેલું દુધ યોગ્ય વિધિથી પીવામાં આવે તો તેથી સોજો અવશ્ય મટી જાયછે એમ વૈદ્યોએ કહેલું છે.

આકડો, સાટોડી અને લીંબડો એઓનો ક્વાથ કરીને તેથી સોજાની ઉપર સેચન કરવામાં આવે તો સોજો મટી જાયછે.

ગોમૂત્રને થોડુંક ગરમ કરી તેથી સોજાની ઉપર સેચન કરવામાં આવે તો સોજો મટી જાયછે.

સાટોડી, દેવદાર, સુંઠ, સરગવો અને સર્ષપ એઓને ખાટા રસમાં વાટી જરા જરા ગરમ કરીને ચોપડવામાં આવે તો તેથી સર્વ પ્રકારના સોજા મટી જાયછે.

ગોળ અને આદુ અથવા ગોળ અને સુંઠ અથવા ગોળ અને હરડે અથવા ગોળ અને પીપળ એઓનું નિત્ય એક એક તોલું વધારતાં બાર તોલાંસુધી ચડીને તે પ્રમાણે એક પખવાડીઆ સુધી અથવા એક મહિનાસુધી ખાવામાં આવે તો તેથી સોજા, પ્રતિશ્યાય, ગળાના રોગ, મોહોડાના રોગ, શ્વાસ, ઉધરસ, અરૂચિ, સળીખમ, જીર્ણજ્વર, અરશ, ગ્રહણી અને બીજાપણ કફસંબંધી તથા વાયુસંબંધી રોગો મટી જાયછે.

સુંઠ અને ગોળ એઓને સમભાગે લઇ મિશ્રિત કરીને ખાવામાં આવે અને તેની ઉપર ધોળી સાટોડીનો રસ પીવાનો અભ્યાસ રાખવામાં આવે તો જેમ પ્રચંડ વાયુથી વાદળાંઓનો સમૂહ હણાઇ જાયછે તેમ તેથી સર્વ પ્રકારના સોજા હણાઈ જાયછે.

સુંઠ અને પીપળ એઓના ચૂર્ણને ગોળથી મિશ્રિત કરીને ખાવામાં આવે તો તેથી સોજા, આમાજીર્ણ, તથા શૂળ, એઓ મટી જાયછે અને મૂત્રાશય સાફ થાયછે.

### ગુડાદિ વટિકા.

બાર તોલાં ગોળ, બાર તોલાં સુંઠ, બાર તોલાં પીપળ, ચાર તોલાં મંડુર અને ચાર તોલાં તલ એઓનું ચૂર્ણ કરીને ખાવામાં આવે તો તેથી સર્વે પ્રકારના સોજા મટી જાયછે.

### માનક ઘૃત.

માનકંદના ક્વાથમાં માનકંદનોજ કલ્ક નાખીને તેઓથી ચોસઠ તોલાંભાર ઘી પકાવવું એટલે માનકઘૃત સિદ્ધ થાયછે. આ ઘી ખાવામાં આવે તો તેથી એક દોષ સંબંધી, બે દોષ સંબંધી અને ત્રણે દોષ સંબંધી સોજો પણ મટી જાયછે.

### શુષ્કમૂલક તૈલ.

સુકાએલા મૂળા, સાટોડી, દેવદાર, રાસ્ના અને સુંઠ એઓથી પકાવેલું તૈલ શુષ્કમૂલક તૈલ કહેવાયછે. આ તૈલથી અભ્યંગ કરવામાં આવે તો સોજા તથા શૂળ મટી જાયછે.

### સોજાનો અધિકાર સંપૂર્ણ.

---

## વૃદ્ધિનો ( વધરાળનો ) તથા બ્રધ્નનો ( બદનો ) અધિકાર.

### વધરાળનું નિદાન તથા સંખ્યા.

**अथ वृद्ध्यधिकारः ।**

**तत्र वृद्धेर्निदानं संख्यां चाह ।**

दोषास्रमेदोमूत्रान्त्रैः संवृद्धिः सप्तधा गदः । मूत्रान्त्रजावप्यनिलाद्धेतुभेदस्तु केवलः ॥

વાયુથી, પિત્તથી, કફથી, રૂધિરથી, મેદથી, મૂત્રથી અને આંતરડાંથી, એ રીતે સાત પ્રકારની વધરાળ થાયછે. જોકે મૂત્રથી થએલી અને આંતરડાંથી થએલી વધરાળ પણ વાયુરૂપ નિદાનથીજ થાયછે તોપણ એ વાયુ મૂતરમાં તથા આંતરડાંમાં રહીને એ વધરાળને ઉત્પન્ન કરેછે એટલા કારણોની જુદાઇનેલીધે એ બે પ્રકારને વાયુથી જુદા ગણવામાં આવ્યાછે.

### વધરાળની સંપ્રાપ્તિ.

**वृद्धिं करोति कोपस्थो फलकोपाभिवाहिनीः ॥ रुध्वा क्रुद्धगतिर्वायुर्धमनीर्मुष्कगामिनीः ॥**

પોતાનાં કારણોથી કોપ પામેલો વાયુ વૃષણોમાં રહી વૃષણોની શિરાઓને ( નસોને ) રોકીને વૃષણોની ગોળીઓની તથા ત્વચાની વૃદ્ધિ કરેછે.

### વાયુ સંબંધી વધરાળનું લક્ષણ.

**तत्र वातिकमाह ।**

वातपूर्णदृतिस्पर्शो रूक्षो वातादहेतुरुक् ॥

अहेतुरुक्। अत्रेपदर्थे नञ्। तेन स्वल्पादपि विप्रकृष्टात् कारणात् रुक् पीडा यत्र सः ।

જે વધરાળ પવનથી ભરાએલી ધમણના જેવા સ્પર્શવાળી હોય, રૂક્ષ હોય અને જેમાં છેટેનાં સ્વલ્પ નિદાનથી વ્યથા થતી હોય તે વધરાળને વાયુસંબંધી જાણવી.

**પિત્તસંબંધી વધરાલનું લક્ષણ.**

**अथ पैत्तिकमाह ।**

पक्कोदुम्बरसङ्काशः पित्ताद्दाहोष्मपाकवान् ।

दाहः आभ्यन्तरः । ऊष्मा बहिस्तप्तता ।

જે વધરાળ પાકેલા ઊંબરાનાં ફળ જેવી હોય, અંદર બળતરાવાળી હોય અને બાહારના ભાગમાં પણ તપતી હોય તે વધરાળને પિત્તસંબંધી જાણવી.

**કફસંબંધી વધરાળનું લક્ષણ.**

**अथ श्लैष्मिकमाह ।**

कफाच्छीतो गुरुः स्निग्धः कण्डूमान् कठिनोऽल्परुक् ।

જે વધરાળ ટાઢી હોય, ભારે હોય, સ્નિગ્ધ હોય, ખરજવાળી હોય, કઠણ હોય અને થોડી પીડાવાળી હોય તે વધરાળને કફસંબંધી જાણવી.

**રૂધિરસંબંધી વધરાળનું લક્ષણ.**

**अथ रक्तजमाह ।**

कृष्णस्फोटावृतः पित्तवृद्धिलिङ्गश्च रक्तजः ।

જે વધરાળ કાળા ફોડલાઓથી વીંટાએલી હોય અને પિત્તસંબંધી વધરાળનાં જેવાં લક્ષણોવાળી હોય તે વધરાળને રૂધિરસંબંધી જાણવી.

**મેદસંબંધી વધરાળનું લક્ષણ.**

**मेदोजमाह ।**

कफवन्मेदसो वृद्धिर्मृदुस्तालफलोपमः । नीलवर्तुल ।

જે વધરાળ કુણી હોય, તાડના ફળની પેઠે નીલ તથા વર્તુલ હોય અને કફસંબંધી વધરાળના જેવાં લક્ષણોવાળી હોય તે વધરાળને મેદસંબંધી જાણવી.

**મૂત્રસંબંધી વધરાળનું લક્ષણ.**

**मूत्रजमाह ।**

मूत्रधारणशीलस्य मूत्रजः स तु गच्छतः । अम्भोभिः पूर्णदृतिवत् क्षोभं याति सरुङ् मृदुः ॥ मूत्रकृच्छ्रमधः कुर्यात् सञ्चलन् फलकोपयोः ।

सञ्चलन् फलकोपयोरधः । मूत्रकृच्छ्रं मूत्रेण व्यथां कुर्यादित्यर्थः ।

જેને મૂત્રના વેગને અટકાવી રાખવાનો સ્વભાવ હોય તે પુરૂષને મૂત્રસંબંધી વધરાળ થાયછે. જે વધરાળ ચાલવાના સમયમાં જળથી ભરેલી પખાલની પેઠે ક્ષોભ પામતી હોય, પીડાવાળી હોય, કુણી હોય, મૂત્રના કષ્ટવાળી હોય અને ગોળીઓની નીચે લટકતી હોય તે વધરાળને મૂત્રસંબંધી જાણવી.

**આંતરડાંસંબંધી વધરાળનું લક્ષણ.**

**अथान्त्रवृद्धिमाह ।**

वातकोपिभिराहारैः शीततोयावगाहनैः । धारणे रणभाराध्वविषमाङ्गप्रवर्तनैः ॥ क्षोभणैः क्षोभितोऽन्यैश्च क्षुद्रान्त्रावयवं यदा । पवनो विगुणीकृत्य स्वनिवेशादधो नयेत् ॥ कुर्याद्वंक्षणसन्धिस्थो ग्रन्थ्याभं श्वयथुं तदा ।

धारणे उपस्थितस्य वेगस्य । ईरणं अनुपस्थितस्य वेगस्य प्रेरणम् । विषमाङ्गप्रवर्तनं वक्रत्वेनाङ्गमोटनम् । अन्यानि क्षोभणानि बलवद्विग्रहकठोरधनुराकर्षणादीनि तैः क्षोभितः सन्दूष्य सञ्चालितः प-

वनः यदा क्षुद्रान्त्रावयवं विगुणीकृत्य स्वनिवेशादधो नयेत् । तदा वंक्षणसन्धिस्थः सन् वंक्षणसन्धौ ग्रन्थिरूपं श्वयथुं कुर्यादित्यर्थः ।

### उपेक्षिताया अन्त्रवृद्धेरवस्थामाह ।

**उपेक्ष्यमाणस्य मरुद्वृिद्धिमाध्मानरुक्स्तम्भवतीं सकुर्यात् । प्रपीडितोऽन्तःस्वनवान् प्रयाति प्रध्मापयन्नेति पुनश्च मुक्तः ॥**

तत्राध्मानमुदरे रुग् । वृद्ध्योर्मुष्कयोः स्तम्भो गात्रे तद्युक्तं कुर्यादित्यर्थः । भोजोऽप्याह । " अन्त्रं विगुणमादाय वातो नयति वंक्षणम् । वंक्षणात्तद्रुजायुक्तं फलकोषं प्रपद्यते " इति ॥

વાયુને પ્રકુપિત કરનારા આહારોથી, શીતળ જળમાં ડુબકીઓ મારવાથી, મૂત્ર આદિના વેગોની અટકાયત કરવાથી, મૂત્ર આદિને બલાત્કારથી પ્રવર્ત્તાવવાથી, બહુ બોજો ઉપાડવાથી, બહુ પંથ કરવાથી, વાંકી રીતે અંગોને મરડવાથી અને બળવાનની સાથે યુદ્ધ તથા કઠણ ધનુષનું ખેંચવું વગેરે બીજાં પણ ક્ષોભકોથી ક્ષોભ પામેલો ( દૂષિત થઇને ચલિત થએલો ) વાયુ જ્યારે નાહાના આંતરડાના ભાગને દૂષિત કરીને તેના ઠેકાણાથી નીચે લઈ જાયછે ત્યારે તે વાયુ પોતે વૃષણના સાંધામાં રહીને તે સાંધામાં ગાંઠા જેવા સોજાને ઉત્પન્ન કરેછે એ આંતરડાંસંબંધી વધરાળ કેહેવાયછે. જો આ વધરાળની ઉપેક્ષા કરવામાં આવે તો પેટ ચડી આવેછે, વધેલા વૃષણોમાં પીડા થાયછે અને શરીર ઝલાઇ ગયા જેવું થઇ જાયછે. આ વધરાળને જો હાથવતે દબાવવામાં આવે તો અવાજ કરીને અંદર પેસી જાયછે અને દબાણથી છોડી દેવામાં આવતાં પાછી ફુલી જાયછે. ભોજ પણ કેહેછે કે "વાયુ બગડેલાં આતરડાંને લઇને સાથળના સાંધામાં લઈ જાયછે અને તે સાંધામાંથી પીડાવાળું તે આંતરડું વૃષણમાં આવેછે."

### આંતરડાં સંબંધી વધરાળનું અસાધ્યપણું.

### अस्यासाध्यत्वमाह ।

**यस्यान्त्रावयवाश्लेषो मुष्कयोर्वातसश्चयात् ॥ अन्त्रवृद्धिरसाध्योऽयं वातवृद्धिसमाकृतिः ।**

वातवृद्धिसमाकृतिरिति योऽन्त्रवृद्धिरोगः सोऽसाध्यो वातवृद्धिसमाकृतिः ।

આતરડાં સબંધી વધરાળ કે જેમાં વાયુના સંચયનેલીધે બન્ને વૃષણોમાં આંતરડાંના અવયવનો સંબંધ થાયછે તે જો વાયુસંબંધી વધરાળના જેવા આકારવાળી થઈ જાય તો અસાધ્ય થાયછે.

### બ્રધ્મ ( બદ ) પણ વધરાળના સમીપમાંજ થાયછે માટે આ પ્રકરણમાંજ તેનું નિદાન તથા લક્ષણ વગેરે.

### सामीप्यादत्रैव ब्रध्नमाह ।

**अत्यभिष्यन्दिगुर्वन्नशुष्कपूत्यामिषाशनात् । करोति ग्रन्थिवच्छोथं दोषो वंक्षणसन्धिषु ॥ ज्वरशूलाङ्गसादाढ्यं तं ब्रध्नेति विनिर्दिशेत् ।**

અત્યંત શરદી કરનાર પદાર્થો ( દહી-વગેરે ) ભારે અન્ન, અને સુકાએલું તથા

દુર્ગંધવાળું માંસ એઓના ભક્ષણથી કોપ પામેલો કોપ સાથળના સાંધામાં ગાંઠા જેવા સોજાને ઉત્પન્ન કરેછે કે જે સોજાથી તાવ, શૂળ તથા શરીરમાં ગ્લાનીનું બહુજ થાયછે. આ સોજા 'બ્રધ્ન' એ નામથી કહેવાયછે.

## વધરાળની ચિકિત્સા.

### तत्र वृद्धेश्चिकित्सा ।

वृद्धावत्यशनं मार्गमुपवासं गुरूणि च । वेगाघातं पृष्ठयानं व्यायामं मैथुनं त्यजेत् ॥ वातवृद्धौ पिबेत् स्निग्धं यथाप्राप्तं विरेचनम् । सक्षीरं च पिबेत्तैलं मासमेरण्डसम्भवम् ॥ गुग्गुल्वेरण्डजं तैलं गोमूत्रेण पिबेन्नरः । वातवृद्धिं जयत्याशु चिरकालानुबन्धिनीम् ॥ पित्तग्रन्थिक्रमेणैनं पित्तवृद्धिमुपाचरेत् । जलौकाभिर्हरेद्रक्तं वृद्धौ पित्तसमुद्भवे ॥ चन्दनं मधुकं पद्ममुशीरं नीलमुत्पलम् । क्षीरपिष्टं प्रलेपेन दाहशोथरुजापहम् ॥ त्रिकटुत्रिफलाक्वाथं सक्षारलवणं पिबेत् । विरेचनमिदं श्रेष्ठं कफवृद्धिविनाशनम् ॥ लेपनाः कटुतीक्ष्णोष्णाः स्वेदनं सूक्ष्ममेव च । परिषेकोपनाहौ च सर्वमुष्णमिहेष्यते ॥ मुहुर्मुहुर्जलौकाभिः शोणितं रक्तजे हरेत् । पिबेद्विरेचनं वापि शर्कराक्षौद्रसंयुतम् ॥ शीतमालेपनं शस्तं सर्वं पित्तहरं तथा । पित्तवृद्धिक्रमं कुर्यादामे पक्के च रक्तजे ॥ स्विन्नं मेदःसमुत्थं तु लेपयेत् सुरसादिना । शिरोविरेचनद्रव्यैः सुखोष्णैर्मूत्रसंयुतैः ॥ संस्वेद्य मूत्रप्रभवं वस्त्रपट्टेन वेष्टयेत् । सीवन्या पार्श्वतोऽधस्ताद्विध्येद् व्रीहिमुखेन च । मुष्ककोशमगच्छन्त्यामन्त्रवृद्धौ विचक्षणः ॥ वातवृद्धिक्रमं कुर्यात् स्वेदं तत्राग्निना हितम् ।

व्रीहिमुखेण शस्त्रविशेषेन । अगच्छन्त्यां अस्रवन्त्याम् ।

तैलमेरण्डजं पीला बलासिद्धं यथोचितम् ॥ आध्मानशूलोपचितामन्त्रवृद्धिं जयेन्नरः । रास्नायष्टयमृतैरण्डबलाश्वगोक्षुरैः ॥ पटोलेन वृषेणापि विधिना विहितं शृतम् । रवुतैलेन संयुक्तमन्त्रवृद्धिं व्यपोहति ॥

इति रास्नादिक्वाथः ।

गन्धर्वहस्ततैलेन क्षीरेण विहितं शृतम् । विशालामूलजं चूर्णं वृद्धिं हन्ति न संशयः ॥

विशाला इन्द्रवारुणी ।

वचासर्षपकल्केन प्रलेपः शोथनाशनः । शिग्रुत्वक्सर्षपैर्लेपः शोथश्लेष्मानिलापहः ॥ शुद्धसूतं तथा गन्धं मृतान्येतानि योजयेत् । लोहं रङ्गं तथा ताम्रं कांस्यं चाथ विशोधितम् ॥ तालकं तुत्थकं चापि तथा शङ्खवराटकम् । त्रिकटु त्रिफला चव्यं विडङ्गं वृद्धदारकम् ॥ कर्चूरं मागधीमूलं पाठां सहपुषां वचाम् । एलाबीजं देवकाष्ठं तथा लवणपञ्चकम् ॥ एतानि समभागानि चूर्णयेदथ कारयेत् । कषायेण हरीतक्या वटिकां टङ्कसंमिताम् ॥ एकां तां वटिकां यस्तु निर्गिलेद्वारिणा सह । अन्त्रवृद्धिरसाध्यापि तथ्यं नश्यति सत्वरम् ॥

इति वृद्धिबाधिका वटिका ।

વધરાળવાળા માણસે ઝાઝું જમવું નહી, પંથ કરવો નહીં, ઉપવાસ કરવો નહી, ભારે પદાર્થો ખાવા નહીં, મૂત્ર આદિના વેગોને રોકવા નહીં, ઘોડા વગેરેની ઉપર ચડીને ચાલવું નહીં, કસરત વગેરે પરિશ્રમ કરવો નહીં અને મૈથુન કરવું નહીં.

જેવું મળી આવે તેવું સ્નિગ્ધ વિરેચન પીવાથી વાયુસંબંધી વધરાળ મટી જાયછે.

દુધ અને એરડીયું તેલ એક મહિનાસુધી પીવામાં આવે તો તેથી વાયુસંબંધી વધરાળ મટી જાયછે.

એરડીયું તેલ અને ગુગળ એઓને મિશ્રિત કરી ગોમૂત્રની સાથે પીવામાં આવે તો તેથી લાંબા કાળની વાયુસંબંધી વધરાળ પણ તુરત મટી જાયછે.

પિત્તસંબંધી ગ્રંથીની જે ચિકિત્સા કેહેવામાં આવશે તેજ ચિકિત્સા જો યોગ્ય જોઇને પિત્તસંબંધી વધરાળની કરવામાં આવે તો તેથી પિત્તસંબધી વધરાળ મટી જાયછે.

જળો વળગાડીને જો લોહીનું હરણ કરાવવામાં આવે તો તેથી પિત્તસંબંધી વધરાળ મટી જાયછે.

રાતાંજલિ, જેઠીમધ, કમળ, વાળો અને નીલકમળ એઓને દુધમાં વાટીને ચોપડવામાં આવે તો તેથી પિત્તસંબધી વધરાળના સોજાની તથા બળતરાની પીડા મટી જાયછે.

સુંઠ, મરી, પીપળ, હરડે, બેહેડાં અને આમળાં એઓનો ક્વાથ કરી તેમાં જવખાર તથા સૈંધવ નાખીને પીવામાં આવે તો તેથી કફસંબંધી વધરાળ મટી જાયછે. આ વિરેચન કફસંબંધી વધરાળને મટાડવામાં ઉત્તમ છે.

તીખાં તીક્ષ્ણ તથા ઉનાં લેપનો, થોડું થોડું સ્વેદન અને સઘળાં ઉનાં સેચનો તથા ઉનાં બંધાણો કફસંબંધી વધરાળની ઉપર કરવાં.

જો રૂધિર સંબંધી વધરાળ થઇ હોય તો વારંવાર જળો વળગાડીને લોહીનું હરણ કરવું અને સાકરથી તથા મધથી સંયુક્ત વિરેચન પીવું.

રૂધિર સંબંધી વધરાળ કાચી હોય કે પાકી હોય પણ તેના ઉપર શીતળ લેપન કરવાં, અને પિત્તનું હરણ કરનારી સઘળી ક્રિયા કરવી. રૂધિર સંબંધી વધરાળની ઉપર પિત્ત સંબંધી વધરાળની જે ચિકિત્સા છે તે સઘળી કરવી.

મેદસંબંધી વધરાળ હોય તો તેની ઉપર શેક કરીને સુરસાદિગણનાં ઔષધોનો લેપ કરવો.

મૂત્રસંબંધી વધરાળ હોય તો માથાંને હોપોથી ખાલી કરવાનાં જે ઔષધો છે તેઓમાં ગોમૂત્ર નાખી જરા ગરમ કરી તેઓથી શેક કરીને વસ્ત્રનો પાટો વીટવો.

આંતરડાંસંબંધી વધરાળ સ્રવતી ન હોય તો વિચક્ષણ વૈદ્યે સીવણીને પડખે નીચેના ભાગમાં વ્રીહીમુખ નામના શસ્ત્રથી વીધ કરવો અને પછી વાયુસંબંધી વધરાળના જેવી ચિકિત્સા કરવી.

આંતરડાંસંબંધી વધરાળની ઉપર અગ્નિવતે શેક કરવો એ હિતકારી થાયછે.

ખપાટનું ચૂર્ણ નાખીને પકાવેલું એરડીયું તેલ યોગ્ય રીતે પીવામાં આવે તો તેથી આફરાવાળી તથા શૂળવાળા આંતરડાંસંબંધી વધરાળ મટી જાયછે.

રાસ્ના, જેઠીમધ, ગળો, એરંડો, ખપાટ, ગરમાળો, ગોખરૂ, કડવાં પરવળ, અને અરડૂસો એઓનો વિધિપૂર્વક ક્વાથ કરી તેમાં એરંડીયું તેલ નાખીને પીવામાં આવે તો તેથી આંતરડાં સંબંધી વધરાળ મટી જાયછે. આ ક્વાથ રાસ્નાદિ ક્વાથ એ નામથી ઓળખાયછે.

એરંડીયું તેલ, દુધ અને ઇંદ્રવારણાંનાં મૂળોનું ચૂર્ણ એઓનો ક્વાથ કરીને પીવામાં આવે તો તેથી વધરાળ મટી જાયછે એ નિસ્સંશય છે.

વજ અને સર્ષપ એઓના કલ્કનો લેપ કરવાથી વધરાળનો સોજો નષ્ટ થઈ જાયછે.

સરગવાની છાલ અને સર્ષપ એઓનો લેપ કરવાથી વધરાળનો સોજો, કફ તથા વાયુ મટી જાયછે.

## વૃદ્ધિબાધિકા વટિકા.

મારેલો શુદ્ધ પારદ તથા ગંધક, મારેલું લોઢું, મારેલું કથીર, મારેલું ત્રાંબું, મારેલું કાંસું, મારેલી શુદ્ધ હરતાલ, શુદ્ધ મોરથુથુ, શંખનીતથાકોડીઓનીભસ્મ, સુંઠ, મરી, પીપળ, હરડે, બેહેડાં, આમળાં, ચવક, વાવડીંગ, વરધારો, કચૂરો, પીપળીમૂળ, કાળીપાડ, પલાશી, વજ, એળચીનાં બીજ, દેવદાર, અને પંચલવણ એઓને સમભાગે લઈ ચૂર્ણ કરીને તેની હરડેના ક્વાથથી ચોવીશ ચોવીશ ચણોઠી ભારની ગોળીઓ કરવી. આ ગોળીઓમાંની એક ગોળી જો પાણીની સાથે ગળી જવામાં આવે તો તેથી આંતરડાં સંબંધી વધરાળ અસાધ્ય હોય તોપણ તુરત નષ્ટ થઇ જાયછે એ નિસ્સંશય છે.

## બ્રધ્ન ( બદ ) ની ચિકિત્સા.

## अथ ब्रध्नस्य चिकित्सा ।

भृष्टश्चैरण्डतैलेन सम्यक्कल्कोऽभयाभवः । कृष्णसैन्धवसंयुक्तो ब्रध्नरोगहरः परः॥ अजाजी हपुषा कुष्टं गोमेदबदरान्वितम् । काञ्जिकेन तु संपिष्टं तल्लेपो ब्रध्नजित् परः ॥

गोमेदं पत्रकम् । तथा निघण्टौ धन्वन्तरिः । "पत्रं दलाह्वयं रासं गोमेदं वसनाह्वयाम्" इति । इति वृद्धिब्रध्नरोगनिदानचिकित्साधिकारः ।

હરડેનો સારી રીતનો કલ્ક કરી તેને એરંડીઆ તેલમાં શેકી પીપળના તથા સૈંધવના ચૂર્ણથી મિશ્રિત કરીને ખાવામાં આવે તો તેથી બ્રધ્નરોગ અવશ્ય મટી જાયછે.

જીરૂં, પલાશી, કઠ, તમાળપત્ર અને બોર એઓને કાંજીમાં વાટી તેનો લેપ કરવામાં આવે તો તેથી બ્રધ્નરોગ અવશ્ય મટેછે. ( મૂલશ્લોકમાં જે ગોમેદ શબ્દ છે તેનો અમોએ 'તમાલપત્ર' એવો અર્થ કર્યો છે તે ધન્વંતરિના નિઘંટો ઉપરથી કર્યોછે. એ નિઘંટુમાં કહ્યુંછે કે પત્ર, રાસ અને ગોમેદ એ તમાલપત્રનાં નામ છે. પાનડાંનાં જે જે નામો છે તથા વસ્ત્રનાં જે જે નામો છે તે સઘળાં નામો તમાલપત્રને પણ લાગુ પડેછે. )

વૃદ્ધિનો તથા બ્રધ્નનો અધિકાર સંપૂર્ણ.

—

## ગલગંડ, ગંડમાલા, ગ્રંથિ તથા અર્બુદ એઓનો અધિકાર.

### ગલગંડનું લક્ષણ.

**अथ गलगण्डस्य लक्षणमाह ।**

निबद्धः श्वयथुर्यस्य मुष्कवल्लम्बते गले । महान् वा यदि या ह्रस्वो गलगण्डं तमादिशेत् ॥

निबद्धः दृढः अचलो वा मुष्कवत् अण्डवत् । गले इति हनुमन्ययोरुपलक्षणम् । तथाच भोजः । "महान्तं शोथमल्पं वा हनुमन्यागलाश्रयम् । मुष्कवल्लम्बमानं तु गलगण्डं विनिर्दिशेत्" ॥

ગળામાં મોટો અથવા નાહાનો દૃઢ અને અવિચલ સોજો વૃષણની પેઠે લટકતો હોય એ ગલગંડ કેહેવાય છે. 'ગળામાં જે સોજો લટકતો હોય' એમ જે કહ્યું એ તો ઉપલક્ષણ છે માટે એમ સમજવું કે ડાઢીમાં ઓડમાં જો એવો સોજો લકટતો હોય તો તે પણ ગલગંડ કેહેવાય. ભોજે કહ્યું છે કે "મોટો અથવા નાહાનો જે સોજો ડાઢીમાં, ઓડમાં કે ગળામાં વૃષણની પેઠે લટકતો હોય તેને ગલગંડ કેહેવો.

### ગલગંડની સંપ્રાપ્તિ.

**सम्प्राप्तिमाह ।**

वातः कफश्चापि गले प्रदुष्टौ मन्ये तु संस्थत्य तथैव मेदः । कुर्वन्ति गण्डं क्रमशः स्वलिङ्गैः समाचितं तं गलगण्डमाहुः ॥

स्वलिङ्गैः वातकफमेदोलक्षणैः ।

ગળામાં દુષ્ટ થએલા વાયુ, કફ અને મેદ એઓ મધ્યમાં આવીને અનુક્રમે પોતપોતાનાં લક્ષણોવાળા (વાયુનાં કફનાં તથા મેદનાં લક્ષણોવાળા) સોજાને (ગડને) ઉત્પન્ન કરેછે તે રોગ ગલગંડ કેહેવાયછે.

### વાયુસંબંધી ગલગંડનું લક્ષણ.

**अथ वातिकमाह ।**

तोदान्वितः कृष्णशिरावनद्धः श्यावारुणो वा पवनात्मकस्तु । पारुष्ययुक्तश्चिरवृद्ध्यपाको यदृच्छया पाकमियात्कदाचित् ॥ वैरस्यमास्यस्य च तस्य जन्तोर्भवेत्तथा तालुनलप्रशोषः ।

चिरवृद्ध्यपाकः चिरेण वृद्धिः अपाकश्च यस्य सः ।

જે ગલગંડ ભોકાયા જેવી વ્યથાવાળો હોય, કાળી શિરાઓથી મઢાએલો હોય અને કાળાશ તથા રતાશવાળો હોય, તેને વાયુસંબંધી જાણવો. આ ગલગંડ કઠણ હોયછે, લાંબે કાળે વધેછે, પાકતો નથી અને કોઈ સમયે યદૃચ્છાથી પાકી પણ જાયછે. જે માણસને આ વાયુસંબંધી ગલગંડ થયો હોય તે માણસનું મોહોડું વિરસ રેહેછે અને તાળવું તથા ગળું સુકાયા કરેછે.

### કફસંબંધી ગલગંડનું લક્ષણ.

**अथ श्लैष्मिकमाह ।**

स्थिरः सवर्णो गुरुरुग्रकण्डूः शीतो महांश्चापि कफात्मकस्तु । स्निग्धास्यता तस्य भवेच्च जन्तोर्गलेन शब्दं कुरुते च नित्यम् ॥ चिराच्च वृद्धिं भजते चिराद्वा प्रपच्यते मन्दरुजः कदाचित् । माधुर्य-

અને તેઓમાં વાયુથી, પિત્તથી, કફથી તથા મેદથી થએલા અર્બુદનાં લક્ષણો સર્વદા ગ્રંથિનાં લક્ષણો જેવાં હોયછે.

## રૂધિરથી થએલા અર્બુદનું નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ.

## अथ रक्तार्बुदमाह ।

दोषः प्रदुष्टो रुधिरं शिराश्च सङ्कोच्य संपीड्य ततस्त्वपाकम् । सास्रावमुन्नह्यति मांसपिण्डं मांसाङ्कुरैराचितमाशु वृद्धिम् ॥ स्रवत्यजस्रं रुधिरं प्रदुष्टमसाध्यमेतद्रुधिरात्मकं तु ॥ रक्तक्षयोपद्रवपीडितत्वात्पाण्डुर्भवेदर्बुदपीडितस्तु ।

दोषोऽत्र पित्तम् । रुधिरं शिराश्च सङ्कोच्य सम्पीड्य संहतीकृत्य मांसासृजोः सर्वेष्वर्बुदेषु दूष्यत्वम् । रक्तजे तु विशेषतो रक्तदुष्टिः । एवं मांसार्बुदे विशेषतो मांसदुष्टिर्बोद्धव्या । ततो मांसपिण्डम् उन्नह्यति उन्नतं करोति । अपाकम् ईषत्पाकं यथा स्यादेवमिति क्रियाविशेषणम् । ईषत्पाकश्चैकदेशपाकेन रक्तक्षयोपद्रवा सुश्रुतोक्तास्तैः पीडितत्वात् । अर्बुदपीडितः रक्तार्बुदपीडितः ।

દુષ્ટ થએલું પિત્ત રૂધિરને તથા શિરાઓને સંકોચ પમાડીને તથા એકઠાં થઈ જાય એવી રીતે ધાટાં કરીને સ્રાવવાળા, માંસના અંકુરોથી વીટાએલા, અને તુરત વધનારા માંસના પિંડને જરાક પાકે એવી રીતે ઊંચો કરેછે અને તેમાંથી દુષ્ટ રૂધિર નિરંતર સ્રવ્યા કરેછે એ લોહીથી થએલો અર્બુદ કહેવાયછે. આ અર્બુદ અસાધ્ય છે. આ અર્બુદથી પીડાએલો માણસ સુશ્રુતમાં કહેલા રૂધિરના ક્ષયના ઉપદ્રવોથી પીડાઈને પાંડુ વર્ણવાળો થઈ જાયછે.

સઘળા પ્રકારના અર્બુદોમાં માંસ તથા રૂધિર દૂષિત થાયછે અને રૂધિરથી થએલા અર્બુદમાં તો વિશેષે કરી રૂધિર દૂષિત થાયછે તથા માંસથી થએલા અર્બુદમાં વિશેષે કરી માંસ દૂષિત થાયછે એમ સમજવું.

## માંસથી થએલા અર્બુદની સંપ્રાપ્તિ.

## मांसार्बुदस्य संप्राप्तिमाह ।

मुष्टिप्रहारादिभिरर्दितेऽङ्गे मांसं प्रदुष्टं प्रकरोति शोथम् । अवेदनं स्निग्धमनन्यवर्णमपाकमश्मोपममप्रचाल्यम् ॥

मांसं प्रदुष्टं वातेन । अवेदनं वेदनारहितमीषद्वेदनं वा । अपाकं पाकरहितमीषत्पाकं वा ।

મુઠીના પ્રહાર વગેરેથી અંગ પીડિત થતાં વાયુથી દુષ્ટ થએલું માંસ વેદના વગરના અથવા થોડી વેદનાવાળા, સ્નિગ્ધ, અભિન્નવર્ણવાળા, નહિ પાકનારા અથવા જરાક પાકનારા, પથરા જેવા અને ચલાયમાન ન કરી શકાય એવા સોજાને ઉત્પન્ન કરેછે.

## માંસથી થએલા અર્બુદનું નિદાન.

## निदानमाह ।

प्रदुष्टमांसस्य नरस्य गाढमेतद्भवेन्मांसपरायणस्य ।

मांसाशनाभ्यासेन यः प्रदुष्टमांसस्तस्यैतद्भवतीत्यर्थः ॥

માંસ ખાવાના અભ્યાસથી જેનું માંસ દુષ્ટ થએલું હોયછે તે માણસને એ દૃઢ અર્બુદ ઉત્પન્ન થાયછે.

## અસાધ્ય અર્બુદો.

### अथासाध्यमाह ।

मांसार्बुदं त्वेतदसाध्यमाहुः साध्येष्वपीमानि विवर्जयेच्च । सम्प्रस्रुतं मर्मसु यच्च जातं स्रोतःसु वा यत्तु भवेदचाल्यम् ॥

साध्येष्वपि वातजादिष्वपि इमानि वक्ष्यमाणानि विवर्जयेच्च । सम्प्रस्रुतादीनि ।

### अथापरमसाध्यमाह ।

यज्जायतेऽन्यत्खलु पूर्वजाते ज्ञेयं तदध्यर्बुदमर्बुदज्ञैः । यद्द्वन्द्वजातं युगपत् क्रमाद्वा द्विरर्बुदं तच्च भवेदसाध्यम् ॥

માંસથી થએલો અર્બુદ અસાધ્ય છે એમ વૈદ્યો કહેછે. વાયુથી થએલા અર્બુદ વગેરે જે સાધ્ય અર્બુદો છે તેઓમાં પણ જે અર્બુદ સ્રાવવાળો, મર્મસ્થલમાં થએલો, સ્રોતમાં થએલો કે ચલાયમાન ન કરી શકાય એવો હોય તેની ચિકિત્સા કરવી નહિ.

પ્રથમ થએલા અર્બુદમાં જે બીજો અર્બુદ ઉત્પન્ન થાયછે તેનું નામ 'અધ્યર્બુદ' કહેવાય છે. આ અધ્યર્બુદ એકી વખતે અથવા અનુક્રમે થએલ હોય પણ બે દોષથી થએલ હોય તો અસાધ્ય છે.

## અર્બુદોનો પાક નહિ થવાનું કારણ.

### अथार्बुदानां पाकाभावहेतुमाह ।

न पाकमायान्ति कफाधिकत्वान्मेदोबहुत्वाच्च विशेषतस्तु ॥ दोषस्थिरत्वाद्ग्रथनाच्च तेषां सर्वार्बुदान्येव निसर्गतस्तु ।

ग्रथनात् ग्रन्थिरूपत्वात् । नन्वपच्यां कफमेदसोराधिक्येऽपि पाको दृश्यते । तथा अत्र कथं न पाक इत्याह । निसर्गात् स्वभावात् ।

સઘળા પ્રકારના અર્બુદો કફની તથા મેદની અધિકતાવાળા અને વિશેષે કરી દોષોની સ્થિરતાવાળા તથા ગાંઠારૂપ હોયછે તેથી પાકતા નથી.

શંકા.—અપચીમાં કફ તથા મેદ અધિક હોયછે તોપણ અપચીનો પાક થતો જોવામાં આવેછે તો તેપ્રમાણે અર્બુદનો પાક કેમ થતો નથી.

સમાધાન.—અર્બુદનો સ્વભાવજ એવો છે કે જેથી પાક મુદલ થતો નથી અને થાયછે તો થોડો થાયછે.

## ગલગંડની ચિકિત્સા.

### तत्र गलगण्डस्य चिकित्सा ।

सर्षपान् शिग्रुबीजानि शणबीजातसीयवान् । मूलकस्य च बीजानि तक्रेणाम्लेन पेषयेत् ॥ गलगण्डो गण्डमाला ग्रन्थयश्चैव दारुणाः । प्रलेपादेव नश्यन्ति विलयं यान्ति सत्वरम् ॥ रक्षोघ्नतैलयुक्तेन जलकुम्भीकभस्मना । लेपनं गलगण्डस्य चिरोत्थस्यापि शस्यते ॥

रक्षोघ्नः सर्षपः ॥

श्वेतापराजितामूलं प्रातः पिष्ट्वा पिबेन्नरः । सर्पिषा नियताहारो गलगण्डप्रशान्तये ॥ तिक्तालाबूफले पक्वे सप्ताहमुषितं जलम् । सद्यः स्याद्गलगण्डघ्नं पानात्पथ्यान्नसेविनाम् ॥ तैलं पिबेद्वामृतवल्लिनिम्बहिंस्राभयावृक्षकपिप्पली-

भिः । सिद्धं बलाभ्यां सह देवदारुणा हिताय नित्यं गलगण्डरोगी ॥

वृक्षकोऽत्र तूणिः । उक्तं च निघण्टौ धन्वन्तरिणा । "तुणिस्तूणीकपीतश्च नन्दिवृक्षश्च वृक्षकः" इति ॥ बलाभ्यां बलातिबलाभ्याम् । अमृतादितैलम् ॥

દિવસસુધી ભરી રાખવામાં આવેલું પાણી પીવામાં આવે અને પથ્ય આહારનું સેવન કરવામાં આવે તો તેથી ગલગંડ તુરત મટી જાયછે.

ગળો, લીંબડો, કંટાળો, હરડે, વેલીયો પીપળો, પીપળ, બે જાતની ખપાટ અને દેવદાર એઓના કલ્કથી પકાવેલું તેલ નિત્ય પીવામાં આવે તો તેથી ગલગંડરોગ મટી જાયછે. (મૂળમાં 'વૃક્ષક' શબ્દ છે તેનો અર્થ અમોએ 'વેલીયો પીપળો' કરેલો છે તેનું કારણ એ છેકે ધન્વંતરિના નિઘંટમાં तुणि, तूणी, कपीत, नंदिवृक्षक અને वृक्षक એટલાં વેલીયા પીપળાનાં નામ છે એમ કહેલું છે.) આ તૈલ 'અમૃતાદિ તૈલ' એ નામથી ઓળખાય છે.

यवमुद्गपटोलादिकटुरूक्षान्नभोजनम् । वमनं रक्तमोक्षं च गलगण्डे प्रयोजयेत् ॥

ગલગંડ થયો હોય તો જવ ખાવા, મગ ખાવા, કડવાં પરવળ વગેરે ખાવાં, તીખા તથા રૂક્ષ પદાર્થો જમવા, વમન કરવું અને લોહી કહડાવવું.

दापयेत्प्रच्छनान्यत्र गण्डगोपालिकोद्भवः । प्रलेपस्त्वनुभूतोऽयं बहुधा बहुभिर्जनैः ॥

प्रच्छनानि पछना इति लोके । गण्डगोपालिका । गण्डगुयारीति च प्रसिद्धा । आम्रवाटिकाया सुलभः कीटविशेषो भवति ।

ગલગંડની ઉપર શસ્ત્રવતે ટોચા મારીને તે ઉપર ગંડગોપાલિકા નામના કીડાનો (આ કીડો આંબાની વાડીમાં સેહેજ મળી આવેછે.) લેપ કરવામાં આવે તો તેથી ગલગંડ મટી જાયછે. આ ઉપાયથી ગલગંડ મટવાનો ઘણા લોકોએ ઘણીઘણીવાર અનુભવ કરેલો છે.

लवणं जलकुम्भ्यास्तु कणाचूर्णेन संयुतम् ॥ प्रभाते नित्यमश्नीयाद्गलगण्डप्रशान्तये ।

શેવાળની ભસ્મ કરી તેમાં પીપળનું ચૂર્ણ મિશ્રિત કરીને નિત્ય સવારમાં ખાવામાં આવે તો ગલગંડ મટી જાયછે.

સર્ષપ સરગવાનાં બીજ, શણનાં બીજ, અલસી, જવ અને મૂળાનાં બીજ એઓને ધાટી ખાટી છાશથી વાટીને તેનો જાડો લેપ કરવામાં આવે તો તેથી ગલગંડ, ગંડમાલા અને દારૂણ ગ્રંથિઓ તુરત નષ્ટ થઇ જાયછે અને ગળી જાયછે.

શેવાળની ભસ્મ કરી તેને સરસીઆ તેલમાં કાલવીને ચોપડવામાં આવે તો તેથી લાંબા કાળનો ગલગંડ પણ શાંત થઇ જાયછે.

ધોળી ગરણી (ધોળા કુંપાનાં) મૂળને વાટી પ્રાતઃકાળમાં ઘીની સાથે પીવામાં આવે અને પથ્ય આહાર કરવામાં આવે તો ગલગંડની શાંતિ થાયછે.

કડવી તુંબડીના પાકા ફળમાં સાત

## ગંડમાલાની ચિકિત્સા.

## अथ गण्डमालायाश्चिकित्सा ।

काञ्चनारत्वचः क्वाथः शुण्ठीचूर्णेन

संयुतः । माक्षिकाढ्यः सकृत्पीतः क्वाथो वरुणमूलजः ॥ गण्डमालां हरत्याशु चिरकालानुबन्धिनीम् । पलमर्धपलं वापि पिष्टं तण्डुलवारिणा ॥ काञ्चनारत्वचं पीला गण्डमालां व्यपोहति । काञ्चनारस्य गृह्णीयात्त्वचं पञ्चपलोन्मिताम् । नागरस्य कणायाश्च मरिचस्य पलं पलम् । पथ्याविभीतधात्रीणां पलमर्धं पृथक् पृथक् ॥ वरुणस्याक्षमेकं च पत्रकैलात्वचां पुनः । टङ्कं टङ्कं समादाय सर्वाण्येकत्र चूर्णयेत् ॥ यावच्चूर्णमिदं सर्वं तावानेवात्र गुग्गुलुः । संकुट्य सर्वमेकत्र पिण्डं कृत्वा विधारयेत् ॥ गुटिकाः शाणिकाः कृत्वा प्रभाते भक्षयेन्नरः । गलगण्डं जयत्युग्रमपचीमर्बुदानि च ॥ ग्रन्थीन् व्रणानि गुल्मांश्च कुष्ठानि च भगन्दरम् । प्रदेयश्चानुपानार्थं क्वाथो मुण्डितिकाभवः ॥ क्वाथः खदिरसारस्य क्वाथः कोष्णोभयाभवः ॥

इति काञ्चनारगुग्गुलु ॥

चक्रमर्दकमूलस्य पलकल्के विपाचयेत् । केशरागरसे तैलं कटुकं मृदुनाग्निना ॥ पादांशिकं विनिःक्षिप्य सिन्दूरमवतारयेत् । एतत्तैलं निहन्त्याशु गण्डमालां सुदारुणाम् ।

केशरागो भृङ्गराजः । इति चक्रमर्दतैलम् ॥

गुञ्जामूलफलैस्तैलं विपक्वं द्विगुणाम्भसा ॥ हरेदभ्यङ्गनस्याभ्यां गण्डमालां सुदारुणाम् ॥

इति गुञ्जातैलम् ॥

કંચનારની છાલનો ક્વાથ કરી તેમાં સુંઠનું ચૂર્ણ નાખીને પીવામાં આવે તો એકવાર પીવાથીજ ગંડમાલાનો નાશ થાયછે.

વાયવરણાંના મૂળીયાંનો ક્વાથ કરી તેમાં મધ નાખીને પીવામાં આવે તો એકવાર પીવાથીજ તુરત લાંબા કાળની ગંડમાલા પણ મટી જાયછે.

ચાર તોલાં ભાર અથવા બે તોલાં ભાર કંચનારની છાલ લઇ તેને ચોખાના ધોણમાં વાટીને પીવામાં આવે તો તેથી ગંડમાલા મટી જાયછે.

## કાંચનાર ગુગ્ગુલુ.

વીશ તોલાં ભાર કાંચનારની છાલ, ચાર તોલાં ભાર સુંઠ, ચાર તોલાં ભાર પીપળ, ચાર તોલાં ભાર મરી, એક તોલાં ભાર વાયવરણાં, ચોવીશ ચણોઠી ભાર તમાલપત્ર, ચોવીશ ચણોઠી ભાર એલચી અને ચોવીશ ચણોઠી ભાર તજ એઓને લઈ તેઓનું એકઠું ચૂર્ણ કરવું. પછી તે સઘળા ચૂર્ણને તે ચૂર્ણના જેટલાજ વજનના ગુગળમાં મિશ્રિત કરી સારી પેઠે કુટીને તેનો એકઠો ગોળો કરી રાખી મુકવો એટલે તે કાંચનાર ગુગ્ગુલુ સિદ્ધ થાયછે. આ ગુગળમાંથી ચોવીશ ચોવીશ ચણોઠી ભારની ગોળીઓ કરી પ્રાતઃકાલમાં તે ગોળીઓનું ભક્ષણ કરવામાં આવે તો તેથી મહા ઉગ્ર ગલગંડ, અપચી, અર્બુદ, ગ્રંથિઓ, વ્રણો, ગુલ્મો, કોઢ તથા ભગંદર એઓનો નાશ થાયછે. આ ગોળીઓ ઉપર અનુપાનનેવાસ્તે જરા જરા ઉનો ગોરખમુંડીનો,

અથવા ખેરસારનો અથવા હરડેનો ક્વાથ દેવો.

### ચક્રમર્દ તૈલ.

ચાર તોલાં ભાર કુવાડીયાનાં મૂળીયાંનો કલ્ક નાખી ભાંગરાના રસમાં સરસીયું તેલ કોમળ અગ્નિથી પકાવવું અને પાકી રહે ત્યારે ચોથા ભાગનો સિંદોર નાખીને ઉતારી લેવું એટલે ચક્રમર્દ તૈલ સિદ્ધ થાયછે. આ તૈલનો અભ્યંગ કરવાથી મહાદારૂણ ગંડમાલા પણ તુરત મટી જાયછે.

### ગુંજા તૈલ.

ચણોઠીનાં મૂળીઆં તથા ફળો એઓનો કલ્ક નાખી બમણા પાણીથી તેલ પકાવવું એટલે ગુંજા તૈલ સિદ્ધ થાયછે. આ તૈલના અભ્યંગથી અને નસ્યથી મહાદારૂણ ગંડમાલા પણ મટી જાયછે.

### અપચીની ચિકિત્સા.

### ચંદનાદિ તૈલ.

अथापच्याश्चिकित्सा ।

चन्दनं साभया लाक्षा वचा कटुकरोहिणी एतत्तैलं शृतं पीत्वा समूलामपचीं हरेत् ॥

चन्दनादितैलम् ॥

व्योषं विडङ्गं मधुकं सैन्धवं देवदारु च । तैलमेभिः शृतं नस्यात्सुकृच्छ्रामपचीं हरेत् ॥

व्योषादितैलम् ॥

રતાંજલી, હરડે, લાખ, વજ, અને કડુ એઓના ક્વાથમાં પકાવેલું તૈલ ચંદનાદિ તૈલ કહેવાય છે. આ તૈલ પીવામાં આવે તો તેથી અપચી મૂળસહિત મટી જાયછે.

### વ્યોષાદિ તૈલ.

સુંઠ, મરી, પીપળ, વાવડીંગ, જેઠીમધ, સિંધવ અને દેવદાર એઓના ક્વાથમાં પકાવેલું તૈલ વ્યોષાદિ તૈલ કહેવાય છે. આ તૈલનું નસ્ય લેવાથી દારૂણ અપચી પણ મટી જાયછે.

### ગ્રંથિની તથા અર્બુદની ચિકિત્સા.

अथ ग्रंथ्यर्बुदयोश्चिकित्सा ।

स्वर्जिका मूलकक्षारः शङ्खचूर्णसमन्वितः । एतेन विहितो लेपो हन्ति ग्रन्थिं तथार्बुदम् ॥ ग्रन्थिर्न यो नश्यति भेषजेन निष्कास्य तं शस्त्रचिकित्सकेन । जात्यादिपक्वेन घृतेन वैद्यो व्रणेन चान्येन च सञ्चिकित्सेत् ॥ ग्रन्थिमुद्धृत्य तत्रापि व्रणोक्तं क्रममाचरेत् । शिराग्रन्थिं विहायान्यैः शेषे शस्त्रं प्रयुज्यते ॥

अन्ये आचार्या इति कथयन्ति ॥

ग्रन्थ्यार्बुदानां न यतो विशेषः प्रदेशहेत्वाकृतिदोषदूष्यैः । अतश्चिकित्सेद्भिषगर्बुदानि विधानवित् ग्रन्थिचिकित्सितेन ॥ हरिद्रालोध्रपत्राङ्गगृहधूममनःशिलाः । मधु प्रगाढो लेपोऽयं मेदोऽर्बुदहरः परः ॥ मूलकस्य कृतः क्षारो हरिद्रायास्तथैव च । शङ्खचूर्णेन संयुक्तो लेपः सिद्धोऽर्बुदापहः ॥ वटदुग्धकुष्ठरोमकलिप्तं बद्धं वटस्य पत्रेण । अभ्यस्थि सप्तरात्रान्महदप्युपशान्तिमर्बुदं गच्छेत् । शिग्रुमूलकयोर्बीजं रसोघ्नं सुरसायवम् ॥ तक्रेणाम्बरिपोः पिष्ट्वा लिम्पेदर्बुदशान्तये ॥

रक्षोघ्नं सर्षपम् । सुरसा तुलसी । यवं इन्द्रयवम् । अश्वरिपुर्महिषी । इति गलगण्डगण्डमालाग्रन्थ्यर्बुदनिदानचिकित्साधिकारः ॥

સાજીખાર, મૂળાની ભસ્મ અને શંખનું ચૂર્ણ એઓને વાટીને તેનો લેપ કરવામાં આવે તો તેથી ગ્રંથિ તથા અર્બુદ મટી જાયછે.

જે ગ્રંથિ ઔષધથી નષ્ટ ન થતો હોય તેને શસ્ત્રવૈદ્યના હાથથી શસ્ત્રવતે કપાવી કહડાવી નાખીને વૈદ્યે જાત્યાદિ ઘૃતથી તથા બીજાં પણ વ્રણમાં ઉપયોગી ઔષધથી તેની સારી પેઠે ચિકિત્સા કરવી.

ગાંઠ કહડાવી નાખ્યા પછી તેના ઉપર વ્રણમાં કહેલી ચિકિત્સા કરવી. કેવળ શિરાસંબંધી ગ્રંથિ વિના બાકી સઘળા પ્રકારના ગ્રંથિઓની ઉપર શસ્ત્રનો ઉપયોગ કરવો.

બીજા આચાર્યો તો એમ કહે છે કે "ગ્રંથિઓના અને અર્બુદોના પ્રદેશોમાં, નિદાનોમાં, આકારોમાં, દોષોમાં કે દૃષ્યોમાં કશો ફેરફાર નથી એટલામાટે શાસ્ત્ર જાણનારા વૈદ્યે અર્બુદોની ઉપર પણ ગ્રંથિઓની ચિકિત્સા કરવી.

હળદર, લોદર, પતંગ, ઘરના ધુવાડાની ધૂંસ અને મણશીલ એઓને મધમાં કાલવીને તેનો લેપ કરવામાં આવે તો તેથી મેદસંબંધી અર્બુદ અવશ્ય મટી જાયછે.

મૂળાની ભસ્મ, હળદરની ભસ્મ અને શંખનું ચૂર્ણ એઓને વાટી તેનો લેપ કરવામાં આવે તો તેથી અર્બુદ મટી જાયછે. અર્બુદ મટાડવાને વાસ્તે આ સિદ્ધ ઉપાય છે.



વડનું છીર, કઠ, અને સાંભરલૂણ એઓનો અર્બુદની ઉપર લેપ કરી તેની ઉપર વડનું પાનડું બાંધી રાખવામાં આવે તો હાડકાંની ઉપર થએલો મોટો અર્બુદ પણ સાત દિવસની અંદર શાંત થઈ જાયછે.

સરગવાનાં બીજ, મુળાનાં બીજ, સર્ષપ, તુલસી અને ઇંદ્રજવ એઓને ભેંશની છાશમાં વાટી તેનો લેપ કરવામાં આવે તો તેથી અર્બુદ મટી જાયછે.

ગલગંડ, ગંડમાળા, ગ્રંથિ તથા અર્બુદ એઓનો અધિકાર સંપૂર્ણ.

---

## શ્લીપદનો અધિકાર.

### શ્લીપદનું દુરનું નિદાન.

### अथ श्लीपदाधिकारः ।

### तत्र श्लीपदस्य सामान्यलक्षणमाह ।

पुराणोदकभूयिष्ठाः सर्वर्तुषु च शीतलाः । ये देशास्तेषु जायन्ते श्लीपदानि विशेषतः ॥

विशेषत इति वचनेनान्यदापि श्लीपदम्भवतीति बोध्यते ॥

જે દેશોમાં જુનું પાણી ઘણું રહેતું હોય અને સઘળી ઋતુઓમાં શીતલતા રહેતી હોય તે દેશોમાં શ્લીપદો વિશેષે કરી થાયછે.

'વિશેષે કરી' એમ કહ્યું તે ઉપરથી સમજાયછે કે બીજા દેશોમાં પણ શ્લીપદ થાયછે.

## શ્લીપદનું સામાન્ય લક્ષણ.

### अथ श्लीपदस्य विप्रकृष्टं कारणमाह।

यः सज्वरो वंक्षणजो भृशार्त्तिः शोथो नृणां पादगतः क्रमेण। तच्छ्लीपदं स्यात्करकर्णनेत्रशिश्नौष्ठनासास्वपि केचिदाहुः॥

तत्रिविधम्। वातिकं पैत्तिकं श्लैष्मिकं चेति।

માણસોને સાથળોના મૂળમાં થએલો, જ્વરવાળો અને અત્યંત પીડાવાળો જે સોજો અનુક્રમે પગમાં પોહોંચ્યો હોય તે સોજો શ્લીપદ કહેવાયછે. કેટલાએક આચાર્યો કહેછે કે હાથ, કાન, નેત્ર, લિંગ, હોઠ અને નાક એઓમાં પણ શ્લીપદ થાયછે.

વાયુસંબંધી, પિત્તસંબંધી અને કફસંબંધી એ રીતે શ્લીપદ ત્રણ પ્રકારનું થાયછે.

## ત્રણે પ્રકારનાં શ્લીપદનાં અનુક્રમે લક્ષણો.

### तत्र तेषां क्रमेण लक्षणान्याह।

वातजं कृष्णरूक्षं हि स्फुटितं तीव्रवेदनम्। अनिमित्तरुजं चास्य बहुशो ज्वर एव च॥ पित्तजं पीतसङ्काशं दाहज्वरयुतं भृशम्। श्लैष्मिकं तु भवेत् स्निग्धं तथा पाण्डल्पवेदनम्। त्रीण्यप्येतानि जानीयात् श्लीपदानि कफोच्छ्रयात्। गुरुत्वं च महत्त्वं च यस्मान्नास्ति विना कफात्॥

વાયુસંબંધી શ્લીપદ કાળું હોય છે, રૂક્ષ છે, ફાટેલું હોયછે, તીવ્ર વેદનાવાળું હોયછે અને તેમાં અકસ્માત પીડા થાયછે તથા ઘણી ઘણી વાર જ્વર આવેછે.

પિત્તસંબંધી શ્લીપદ પીળા જેવું હોયછે અને દાહથી તથા જ્વરથી અત્યંત યુક્ત હોયછે.

કફસંબંધી શ્લીપદ સ્નિગ્ધ હોયછે, પાંડુ હોયછે અને અલ્પ વેદનાવાળું હોયછે.

એ ત્રણે પ્રકારનાં શ્લીપદો કફના ઉત્કર્ષથી થાયછે. કેમકે કફવિના ભારેપણું અને મોહોટાપણું હોવું સભવતું નથી.

## શ્લીપદનું અસાધ્યપણું.

### अथासाध्यमाह।

वल्मीकमिव सञ्जातं कण्टकैरुपचीयते। अब्दात्मकं महत्तच्च वर्जनीयं विशेषतः॥ यच्छ्लैष्मिकाहारविहारजातं जातं तथा भूरिकफस्य पुंसः। सास्रावमत्युन्नतसर्वलिङ्गं सकण्डुकं चापि विवर्जनीयम्॥

જે શ્લીપદ રાફડા જેવું થયું હોય, ઘણા કાંટાઓવાળું હોય, મોટું હોય અને જેને થયાને વર્ષ થઇ ગયું હોય તે શ્લીપદની ચિકિત્સા કરવીજ નહીં. જે શ્લીપદ કફકારી આહારવિહારોથી થયું હોય, ઘણા કફવાળા માણસને થયું હોય, સ્રાવવાળું હોય, અત્યંત ઊંચાઇવાળું હોય, ત્રણે દોષોનાં ચિન્હોવાળુ હોય અને ખરજવાળુ હોય તેની ચિકિત્સા કરવી નહીં.

## શ્લીપદની ચિકિત્સા.

### श्लीपदस्य चिकित्सा।

लङ्घनालेपनस्वेदरेचनै रक्तमोक्षणैः॥

प्रायः श्लेष्महरैरुष्णैः श्लीपदं समुपाचरेत् । सिद्धार्थशोभाञ्जनदेवदारुविश्वौषधैर्मूत्रयुतैः प्रलिम्पेत् । पुनर्नवानागरसर्षपाणां कल्केन वा काञ्जिकमिश्रितेन ॥

श्लीपदमिति शेषः ॥

धत्तूरैरण्डनिर्गुण्डीवर्षाभूशिग्रुसर्षपैः । प्रलेपः श्लीपदं हन्ति चिरोत्थमपि दारुणम् । असाध्यमपि यात्यस्तं श्लीपदं चिरकालजम् ॥ मूलेन सहदेवायास्तालमिश्रेण लेपनात् ॥

तालस्य फलरसो ग्राह्यः ॥

सप्तताम्बूलपत्राणां कल्कं तप्तेन वारिणा । संसृष्टं लवणोपेतं सेवितं श्लीपदं हरेत् ॥ शाखोटवल्कलक्वाथं गोमूत्रेण युतं पिबेत् । श्लीपदानां विनाशाय मेदोदोषनिवृत्तये ॥ रजनीं गुडसंयुक्तां गोमूत्रेण पिबेन्नरः । वर्षाभूत्रिफलाचूर्णं पिप्पल्या सह योजितम् ॥ सक्षौद्रं श्लीपदे लिह्यात् चिरोत्थं श्लीपदं जयेत् । गन्धर्वतैलसिद्धां हरीतकीं गोऽम्बुना पिबेन्नित्यम् ॥ श्लीपदबन्धविमुक्ता भवत्यसौ सप्तरात्रेण ।

गन्धर्वतैलम् एरण्डतैलं । गोऽम्बु गोमूत्रम् । इति श्लीपदनिदानचिकित्साधिकारः ।

લંઘનોથી, લેપનોથી, સ્વેદનોથી, વિરેચનોથી, લોહી કહડાવવાથી, અને ઘણું કરીને કફનું હરણ કરનારા ઉષ્ણ ઔષધોથી શ્લીપદના ઉપચાર કરવા.

સર્ષપ, સરગવો, દેવદાર અને સુંઠ એઓને ગોમૂત્રમાં વાટીને શ્લીપદની ઉપર લેપ કરવામાં આવે તો શ્લીપદ મટી જાયછે.

સાટોડી, સુંઠ અને સર્ષપ એઓનો કલ્ક કરી તેમાં કાંજી નાખીને લેપ કરવામાં આવે તો તેથી શ્લીપદ મટી જાયછે.

ધતુરો, એરંડો, નગડ, સાટોડી, સરગવો અને સર્ષપ એઓનો લેપ કરવામાં આવે તો ઘણા કાળથી ઉત્પન્ન થએલું દારૂણ શ્લીપદ પણ મટી જાયછે.

ખપાટના અથવા સેદરડીના મૂળને તાડના ફળના રસમાં વાટીને લેપ કરવામાં આવે તો તેથી લાંબા કાળથી થએલું અસાધ્ય શ્લીપદ પણ નષ્ટ થઈ જાયછે.

નાગરવેલનાં સાત પાનોનો કલ્ક કરી સૈંધવ નાખીને ઉના પાણીથી પીવાનો અભ્યાસ રાખવામાં આવે તો તેથી શ્લીપદ મટી જાયછે.

સાગની છાલનો ક્વાથ કરી ગોમૂત્રથી સંયુક્ત કરીને પીવામાં આવે તો તેથી શ્લીપદોનો વિનાશ થાયછે અને મેદના દોષની નિવૃત્તિ થાયછે.

હળદરને તથા ગોળને મિશ્રિત કરી ગોમૂત્રમાં ઘોળીને પીવામાં આવે તો તેથી શ્લીપદ મટી જાયછે.

સાટોડી, હરડે, બેહેડાં, આમળાં અને પીપળ એઓનું ચૂર્ણ કરી મધમાં કાલવીને ચાટવામાં આવે તો તેથી લાંબા કાળનું શ્લીપદ પણ મટી જાયછે.

એરડીયા તેલમાં હરડેને પકાવી નિત્ય ગોમૂત્રની સાથે પીવામાં આવે તો સાત દિવસમાં શ્લીપદ મટી જાયછે.

શ્લીપદનો અધિકાર સંપૂર્ણ.

## વિદ્રધિનો અધિકાર.

### વિદ્રધિનું સંપ્રાપ્તિ પૂર્વક સામાન્ય લક્ષણ.

**तत्र विद्रधेः सम्प्राप्तिपूर्वकं सामान्यं लक्षणमाह।**

त्वग्रक्तमांसमेदांसि सदूष्यास्थिसमाश्रिताः। दोषाः शोथं शनैर्घोरं जनयन्त्युच्छ्रिता भृशम्॥ महामूलं रुजावन्तमल्पं वाप्यथवायतम्। स विद्रधिरिति ख्यातो विज्ञेयः षड्विधश्च सः।

अस्थिसमाश्रिता दोषा इति वक्ष्यमाणशोथाद्विद्रधेर्भेदार्थम्। यतो व्रणशोथे दोषाणामस्थिसमाश्रयनियमो नास्ति। घोरं दारुणम्। आयतं दीर्घम्।

અસ્થિઓમાં રહેલા અને અત્યંત વૃદ્ધિ પામેલા દોષો ત્વચાને, રૂધિરને, માંસને, તથા મેદને દૂષિત કરીને ધીરે ધીરે નાહાના અથવા લાંબા, મોટા મૂળવાળા, અને વેદનાવાળા ભયંકર સોજાને ઉત્પન્ન કરેછે. એ સોજો વિદ્રધિ કહેવાયછે અને તે છ પ્રકારનો હોયછે.

આ અધિકાર પછી વ્રણસંબંધી જે સોજો કહેવામાં આવશે તેથી જુદાઇ દેખાડવાનેવાસ્તે 'અસ્થિઓમાં રહેલા' એમ કહ્યુંછે. વ્રણસંબંધી સોજામાં દોષોનો અસ્થિઓમાંજ રેહેવાનો નિયમ નથી.

### વિદ્રધિના છ પ્રકાર.

**षड्विधत्वं विवृणोति।**

यथा दोषैः समस्तैश्च क्षतेनाप्यसृजा तथा। षण्णां तेषां तुल्यमेव लक्षणं सम्प्रचक्षते॥

વાયુસંબંધી, પિત્તસંબંધી, કફસંબંધી, ત્રણે દોષોસંબંધી, ક્ષતસંબંધી અને રૂધિરસંબંધી એ રીતે વિદ્રધિના છ પ્રકાર થાયછે. સઘળા વિદ્રધિઓનું સામાન્ય લક્ષણ એકજ છે.

### વિદ્રધિઓનાં વિશિષ્ટ લક્ષણો.

### વાયુસંબંધી વિદ્રધિનું લક્ષણ.

**अथ विशिष्टानि लक्षणानि। तत्र वातिकस्य लक्षणमाह।**

कृष्णोऽरुणो वा विषमो भृशमत्यर्थवेदनः। चिरोत्थानमपाकश्च विद्रधिर्वातसम्भवः।

विषमो भृशम्। क्षणमल्पः क्षणं महान् चिरोत्थानमपाकः चिराद्विलम्बादुद्गमनमपाकौ यस्य सः।

જે વિદ્રધિ કાળો અથવા રાતો હોય, ક્ષણમાં અલ્પ તથા ક્ષણમાં મોટો થતો હોય, અત્યંત વેદનાવાળો હોય, અને જેનું ઉઠવું તથા પાકવું વિલંબથી થાય તે વિદ્રધિને વાયુસંબંધી જાણવો. આ વિદ્રધિનો સ્રાવ પાતળો હોયછે.

### પિત્તસંબંધી વિદ્રધિનું લક્ષણ.

**अथ पैत्तिकमाह।**

पक्वोदुम्बरसङ्काशः श्यावो वा ज्वरदाहवान्। क्षिप्रोत्थानमपाकश्च विद्रधिः पित्तसम्भवः॥

જે વિદ્રધિ પાકેલા ઊંબરાનાં ફળ જેવો અથવા કાળાશવાળો હોય, જ્વરથી તથા બળતરાથી સંયુક્ત હોય અને જેનું ઉઠવું તથા પાકવું શીઘ્ર થાય તે વિદ્રધિને પિત્તસંબંધી જાણવો. આ વિદ્રધિનો સ્રાવ પીળો હોયછે.

## કફસંબંધી વિદ્રધિનું લક્ષણ.

### अथ श्लैष्मिकमाह ।

शरावसदृशः पाण्डुः शीतः स्निग्धोऽल्पवेदनः । चिरोत्थानप्रपाकश्च विद्रधिः कफसम्भवः । तनुपीता सिताश्चैषामास्रावाः क्रमशो मताः ॥

જે વિદ્રધિ કોડીયા જેવો હોય, પાંડુ વર્ણવાળો હોય, શીતલ હોય, સ્નિગ્ધ હોય, થોડી વેદનાવાળો હોય અને જેનું ઊઠવું તથા પાકવું વિલંબથી થાય તેને કફસંબંધી જાણવો. આ વિદ્રધિનો સ્રાવ ધોળો હોયછે.

## ત્રણે દોષસંબંધી વિદ્રધિનું લક્ષણ.

### अथ सान्निपातिकमाह ।

नानावर्णरुजास्रावो घाटलो विषमो महान् । विषमं पच्यते वापि विद्रधिः सान्निपातिकः ।

नाना अनेकविधा वर्णाः कृष्णरक्तपाण्डुरूपाः । रुजा तोददाहकण्ड्वादिरूपाः । स्रावाः तनुपीतसिताः यस्य सः । घाटलः घाटा कोटिः सास्यास्तीति घाटलः । अत्युच्छ्रिताग्र इत्यर्थः । विषमः निम्नोन्नतः । विषमं पच्यते वापि चिराचिरगम्भीरोत्तानोऽर्ध्वानूर्ध्वभेदेन विषमं यथा स्यात्तथा पच्यते ।

જે વિદ્રધિ કાળા રાતા તથા પાંડુ વર્ણવાળો હોય, ભોંકાયા જેવી વ્યથા બળતરા તથા ખરજ આદિ અનેક પ્રકારની પીડાવાળો હોય, પાતળા પીળા તથા ધોળા સ્રાવવાળો હોય, અત્યંત ઊંચી અણીવાળો હોય, નીચો ઊંચો હોય, મોટો હોય અને જેનું પાકવું લાંબે કાળે થોડે કાળે ઊંડું છીછરૂં ઊંચું તથા નીચું એ રીતે અનિયમિત હોય તે વિદ્રધિને કફસંબંધી જાણવો.

## અભિઘાતથી (ક્ષતથી) થએલા વિદ્રધિનું સંપ્રાપ્તિપૂર્વક લક્ષણ.

### अथाभिघातजस्य विद्रधेः संप्राप्तिपूर्वकं लक्षणमाह ।

तैस्तैर्भावैरभिहते क्षते वाऽपथ्यकारिणाम् । क्षतोष्मा वायुविसृतः स रक्तं पित्तमीरयेत् ॥ ज्वरस्तृषा च दाहश्च जायते तस्य देहिनः । आगन्तुर्विद्रधिर्ह्येष पित्तविद्रधिलक्षणः ॥

तैस्तैर्भावैः काष्ठलोष्टपाषाणादिभिः । अभिहते यथा रक्तस्रावो भविष्यति तथा क्षते कृते क्षतोष्मा । अत्राक्षतशब्देन हतमात्र उच्यते । तेनाभिहतक्षतयोरुभयोरप्यूष्मा वायुना विसृतः । अभिहते अभिघातात् । क्षते रक्तक्षयात् कुपितेन वायुना प्रसृतः ईरयेत् कोपयेत् ।

લાકડાં ઢેફાં કે પથરા વગેરેથી અભિઘાત થયા છતાં અથવા જેથી રૂધિરનો સ્રાવ થાય એવો જખમ થયા છતાં જે માણસો અપથ્ય કરે તેઓના અંગમાં અભિઘાતથી અથવા જખમ થયો હોય તો રૂધિરના ક્ષયથી કોપ પામેલા વાયુએ ફેલાવેલી અભિઘાતની અથવા જખમની ગરમી રૂધિરને અને પિત્તને પ્રકુપિત કરેછે કે જેથી તે માણસોને જ્વર, તરશ અને બળતરા થાયછે. આ આગંતુ વિદ્રધિનાં લક્ષણો પિત્તસંબંધી વિદ્રધિનાં લક્ષણો જેવાં હોયછે.

## રૂધિરસંબંધી વિદ્રધિનું લક્ષણ.

### अथ रक्तजमाह ।

कृष्णस्फोटावृतः श्यावस्तीव्रदाहरुजाज्वरः । पित्तविद्रधिलिङ्गस्तु रक्तविद्रधिरुच्यते ॥

જે વિદ્રધિ કાળા ફોલ્લાઓથી વીટાએલો હોય, કાળાશવાળો હોય, તીવ્ર દાહવાળો હોય, તીવ્ર વ્યથાવાળો હોય, તીવ્ર જ્વરવાળો હોય અને બીજો પણ સઘળાં પિત્તસંબંધી વિદ્રધિનાં લક્ષણોવાળો હોય તે વિદ્રધિને રૂધિરસંબંધી વિદ્રધિ જાણવો.

## સ્થાનકના ફેરફાર ઉપરથી ચિન્હોનો ફેરફાર જણાવવામાટે અંદરના વિદ્રધિઓનું નિરૂપણ.

### अधिष्ठानविशेषेण लिङ्गविशेषं बोधयितुमभ्यन्तरान् विद्रधीनाह ।

आभ्यन्तरानतस्तूर्ध्वं विद्रधीन् परिचक्षते । गुर्वसात्म्यविरुद्धान्नशुष्कशाकाम्लभोजनैः ॥ अतिव्यवायामवेगाघातात्युष्णविदाहिभिः । पृथक् संभूय वा दोषाः कुपिता गुल्मरूपिणम् ॥ वल्मीकवत्समुन्नद्धमन्तः कुर्वन्ति विद्रधिम् । गुदे बस्तिमुखे नाभ्यां कुक्षौ वंक्षणयोस्तथा । कक्षयोः प्लीह्नि यकृति हृदि वा क्लोम्नि चाप्यथ ॥ एषां लिङ्गानि जानीयाद्बाह्यविद्रधिलक्षणैः ॥

संभूय वा मिलित्वा वा । समुन्नद्धं समन्तादुन्नतम् ।

હવે અંદરના વિદ્રધિઓવિષે કહેવામાં આવેછે. ભારે અન્નોના ભોજનથી, સદે નહિ એવાં અન્નોના ભોજનથી, પરસ્પર વિરૂદ્ધ પદાર્થોના ભોજનથી, સુકાએલાં શાકો જમવાથી, ખાટા પદાર્થો ખાવાથી, અત્યંત મૈથુન કરવાથી, આમથી, મૂત્રઆદિના વેગોને અટકાવવાથી, અત્યંત ઉષ્ણ પદાર્થોથી અને બળતરા ઉત્પન્ન કરનારા પદાર્થોથી જુદા જુદા અથવા સામટા મળીને કોપ પામેલા દોષો ગુદાની અંદર, મૂત્રાશયના મોહોડામાં, નાભિની અંદર, પેટની અંદર, સાથળના સાંધાઓની અંદર, કાખોની અંદર, બરલની અંદર, જમણા પડખાની ગાંઠની અંદર, હૃદયની અંદર અથવા તરશ લાગવાના સ્થાનની અંદર રાફડા જેવા ચારેકોર ઉંચા અને ગુલ્મ જેવા રૂપવાળા વિદ્રધિને ઉત્પન્ન કરેછે. એ વિદ્રધિઓનાં ચિન્હો બાહારના વિદ્રધિઓનાં લક્ષણો ઉપરથી સમજી લેવાં.

## સ્થાનકના ફેરફાર ઉપરથી વિદ્રધિઓનાં અમુક ચિન્હોનો ભેદ.

### स्थानविशेषेण रूपविशेषमाह ।

गुदे वातनिरोधस्तु वस्तौ कृच्छ्राल्पमूत्रता । नाभ्यां हिक्काजृम्भणे च कुक्षौ मारुतकोपनम् ॥ कटिपृष्ठग्रहस्तीव्रो वंक्षणोत्थे तु विद्रधौ । कक्षयोः पार्श्वसङ्कोचः प्लीह्न्युच्छ्वासावरोधनम् ॥ सर्वाङ्गप्रग्रहस्तीव्रो हृदि कासश्च जायते । श्वासो यकृति हिक्का च क्लोम्नि पेपीयते पयः ॥

ગુદાની અંદર વિદ્રધિ થયો હોય તો

અધોવાયુ રોકાઈ જાયછે. મૂત્રાશયના મોહોડામાં વિદ્રધિ થયો હોય તો માંડ-માંડ થોડું થોડું મૂત્ર ઊતરેછે, નાભિની અંદર વિદ્રધિ થયો હોય તો હેડકી આવેછે તથા બગાસાં આવ્યા કરેછે, પેટની અંદર વિદ્રધિ થયો હોય તો વાયુનો પ્રકોપ થાયછે, સાથળના મૂળની અંદર વિદ્રધિ થયો હોય તો તીવ્ર રીતે કેડ તથા પીઠ ઝલાઈ જાયછે, કાખોની અંદર વિદ્રધિ થયો હોય તો પડખાંઓનો સંકોચ થાયછે, બરલની અંદર વિદ્રધિ થયો હોય તો શ્વાસ રોકાઈ જાયછે, હૃદયની અંદર વિદ્રધિ થયો હોય તો તીવ્ર રીતે સઘળાં અંગો ઝલાઈ જાયછે તથા ઊધરસ થાયછે, જમણા પડખાના ગાંઠની અંદર વિદ્રધિ થયો હોય તો શ્વાસ તથા હેડકી થાયછે અને તરશ લાગવાના સ્થાનની અંદર વિદ્રધિ થયો હોય તો બહુજ પાણી પીવાયછે.

## વિદ્રધિઓના સ્રાવના માર્ગો.

## स्रावमार्गमाह ।

**नाभेरुपरिजाः पक्का यान्त्यूर्ध्वमितरे त्वधः ।**

कक्षादिजाताः यान्ति स्रवन्ति । ऊर्ध्वं मुखात् । इतरे बस्त्यादिजाः अधः गुदात् । नाभिजस्तूभाभ्यां मार्गाभ्याम् । तथा च हारीतः । " ऊर्ध्वं प्रभिन्नेषु मुखान्नराणां प्रवर्ततेऽसृक् सहितो हि पूयः । अधः प्रभिन्नेषु तु पायुमार्गाद्द्वाभ्यां प्रवृत्तिस्त्विह नाभिजेषु ॥ " इति ॥

નાભિથી ઉપરના ભાગોમાં ( કાખ વગેરેમાં ) થએલા અંદરના વિદ્રધિઓ પાકે ત્યારે તેઓનો સ્રાવ મોહોડામાંથી થાયછે અને નાભિથી નીચેના ભાગોમાં ( મૂત્રાશય વગેરેમાં ) થએલા અંદરના વિદ્રધિઓ પાકે ત્યારે તેઓનો સ્રાવ ગુદામાંથી થાયછે. નાભિમાં થએલો અંદરનો વિદ્રધિ પાકે ત્યારે તેનો સ્રાવ તો મોહોડું તથા ગુદા એ બન્નેમાંથી થાયછે. કેમ કે "હારીત સંહિતા"માં કહ્યું છે કે "નાભિથી ઉપર થએલા અંદરના વિદ્રધિઓ ફુટે છે ત્યારે માણસોના મોહોડામાંથી લોહીસહિત પરૂ સ્રવેછે અને નાભિથી નીચે થએલા અંદરના વિદ્રધિઓ ફુટેછે ત્યારે માણસોની ગુદામાંથી લોહીસહિત પરૂ નીકળેછે. નાભિમાં થએલો અંદરનો વિદ્રધિ ફુટે ત્યારે તો મોહોડું અને ગુદા એ બન્નેમાંથી લોહીસહિત પરૂ નીકળે છે."

## વિદ્રધિઓનું સાધ્યપણું વગેરે.

## अथ साध्यत्वादिकमाह ।

**अधः स्रुतेषु जीवेत्तु स्रुतेपूर्ध्वं न जीवति । हृन्नाभिवस्तिवर्जेषु तेषु भिन्नेषु वाह्यतः ॥ जीवेत्कदाचित् पुरुषो नेतरेषु कदाचन ।**

हृन्नाभिवस्तिवर्जेषु क्लीहक्लोमादिजातेषु । भिन्नेषु न जीवेत् । हृदादीनां मर्मत्वात् । अतएव भोजः । " असाध्यो मर्मजो ज्ञेयः पक्कोऽपक्वश्च विद्रधिः । सन्निपातोत्थितोप्येवं पक्व एव हि वस्तिजः ॥ त्वग्जो नाभेरधोजश्च साध्यो यश्च समीपजः । अपक्वश्चैव पक्वश्च साध्यो नोपरिनाभितः ॥ आध्मानं बद्धनिस्पन्दं छर्दिहिकातृषान्वितम् । रुजाश्वाससमायुक्तं विद्रधिर्नाशयेन्नरम् ॥

વિદ્રધિઓ ગુદામાંથી સ્રવતા હોય તો માણસ જીવેછે પણ જો મોહોડામાંથી સ્રવતા હોય તો માણસ જીવતો નથી. હૃદય, નાભિ અને મૂત્રાશય એ સ્થાનકો શિવાય બીજાં સ્થાનકોમાં થએલા વિદ્રધિઓ જો બાહાર ફુટ કરે તો માણસ કદાચ જીવેછે પણ હૃદય, નાભિ અને મૂત્રાશય એઓમાં થએલા વિદ્રધિઓ જો બાહા ફુટ કરે તો માણસ કદી જીવતો નથી. કેમકે હૃદય વગેરે સ્થાનકો મર્મસ્થલ છે.

એ ઉપરથી ભોજ કહ્યું છે કે "મર્મસ્થલમાં થએલો વિદ્રધિ પાકો હોય કે ન પાકો હોય તોપણ તેને અસાધ્યજ સમજવો. ત્રણે દોષોથી થએલો વિદ્રધિ પણ અસાધ્ય છે. મૂત્રાશયમાં થએલો વિદ્રધિ પાકો હોય તોપણ અસાધ્ય છે. જો વિદ્રધિ ત્વચામાં થયો હોય, નાભિથી નીચે થયો હોય કે નાભિના સમીપમાં થયો હોય તે સાધ્ય છે. નાભિથી ઉપર થએલો વિદ્રધિ પાકો હોય કે ન પાકો હોય તોપણ અસાધ્યજ છે. જો વિદ્રધિવાળા માણસને આફરો, અશક્તપણું, ઉલટી, હેડકી, તરશ, વેદના તથા શ્વાસ થયાં હોય તો તે માણસ વિદ્રધિથી મરીજ જાયછે.

## બાહારના વિદ્રધિઓનું સાધ્યપણું તથા અસાધ્યપણું.

## अथ वाह्यविद्रधीनां साध्यासाध्यत्वमाह ।

साध्या विद्रधयः पञ्च विवर्ज्यः सान्निपातिकः । आमपक्वविदग्धत्वं तेषां ज्ञेयं च शोथवत् ॥

शोथवत् वक्ष्यमाणव्रणशोथवत् ।

બાહારના વિદ્રધિઓમાં વાયુસંબંધિ, પિત્તસંબંધિ, કફસંબંધી, ક્ષતસંબંધી અને રૂધિર સંબંધિ એ પાંચે વિદ્રધિઓ સાધ્યછે પણ ત્રણે દોષથી થએલો વિદ્રધિ અસાધ્ય છે. વિદ્રધિઓનું કાચાપણું, પાકાપણું તથા પાકવા લાગેલાપણું વ્રણસંબંધિ સોજાની રીતિપ્રમાણે સમજવું. વ્રણસંબંધી સોજાના કાચાપણાનાં, પાકાપણાનાં તથા પાકવા લાગેલાપણાનાં લક્ષણો આ પછીના અધિકારમાં કેહેવામાં આવશે.

## વિદ્રધિની ચિકિત્સા.

## तत्र विद्रधेश्चिकित्सा ।

जलौकापातनं शस्तं सर्वस्मिन्नेव विद्रधौ ॥ रेको मृदुर्लङ्घनं च स्वेदः पित्तोत्तरं विना चान्ये विद्रधौ युञ्ज्याद् व्रणशोथवदौषधम् ॥ वातघ्नमूलकल्कैस्तु वसातैलघृतान्वितैः । सुखोष्णैर्बहलैर्लेपः प्रयोज्यो वातविद्रधौ ॥ यवगोधूममुद्गैश्च पिष्टैराज्येन लेपयेत् । विलीयते क्षणेनैव ह्यविपक्वस्तु विद्रधिः ॥ पैत्तिकं विद्रधिं वैद्यः प्रदिह्यात् सर्पिषा युतैः । पयस्योशीरमधुकचन्दनैर्दुग्धपेषितैः ॥

पयस्याऽनेकार्थत्वादत्र क्षीरकाकोली गुणाधिक्यात्तस्या अलाभे अश्वगन्धा ग्राह्या ।

पञ्चवल्कलकल्केन घृतमिश्रेण लेपयेत् । पिबेद्वा त्रिफलाक्वाथं त्रिवृत्कल्काक्षसंयुतम् ॥ इष्टिका सिकता लोहकिट्टं गोशकृता सह । मूत्रैः सुखोष्णैर्लेपेन स्वेदयेत् श्लेष्मविद्रधिम् ॥ दशमूलीकषायेण सस्नेहेन रसेन वा । शोथव्रणं वा कोष्णेन स नूनं परिपेचयेत् ॥ पित्तवि-

द्रधिवत् सर्वाः क्रिया निरवशेषतः। विद्रधौ कुशलः कुर्याद्रक्तागन्तुनिमित्तयोः॥ रक्तचन्दनमञ्जिष्ठानिशामधुकगैरिकैः । क्षीरेण विद्रधौ लेपो रक्तागन्तुनिमित्तके ॥ पीता ह्येते द्रुतं घ्नन्ति विद्रधिं कोष्ठसम्भवम् । कृष्णाजाजी विशाला च धामार्गवफलं तथा ।

धामार्गवफलं कोशातकीफलम् ।

श्वेतवर्षाभुवो मूलं मूलं वा वरुणस्य च । जलेन कथितं पीतमन्तर्विद्रधिहृत्परम् ॥ गायत्री त्रिफला निम्बकटुका मधुकं समम् । त्रिवृत्पटोलमूलाभ्यां चत्वारोंऽशाः पृथक् पृथक् ॥ मसूरान्निस्तुषान् दद्यादेष क्वाथो व्रणान् जयेत् । विद्रधीगुल्मवीसर्पदाहमोहज्वरापहः ॥ तृण्मूर्च्छाछर्दिहृद्रोगपित्तासृक्कुष्ठकामलाः। शिग्रुमूलं जले धौतं पिष्टं वस्त्रेण गालयेत् । तद्रसं मधुना पीत्वा हन्त्यन्तर्विद्रधिं नरः ॥ शोभाञ्जनकनिर्यूहो हिङ्गुसैन्धवसंयुतः । हन्त्यन्तर्विद्रधिं शीघ्रं प्रातः प्रातर्विशेषतः ॥

इति विद्रधिनिदानचिकित्साधिकारः ।

સઘળા પ્રકારના વિદ્રધિઓની ઉપર જળો મુકવી, કોમળ વિરેચન દેવું અને લંઘન કરાવવું એ સારૂંછે. પિત્તની અધિકતાવાળા વિદ્રધિવિના બીજા વિદ્રધિઓની ઉપર સ્વેદન કરવું એપણ સારૂં છે.

જે વિદ્રધિ પાકેલો ન હોય તેની ઉપર વ્રણસંબંધિ સોજાનું ઔષધ કે જે આ પછીના અધિકારમાં કહેવામાં આવશે તેની યોજના કરવી.



રાતા એરંડાનાં મૂળીયાંનો કલ્ક કરી તેમાં ચરબી, તેલ તથા ઘી એઓને મિશ્રિત કરી જરા ગરમ કરીને તેનો જાડો લેપ કરવામાં આવે તો તેથી વાયુસંબંધિ વિદ્રધિ મટી જાયછે.

જવ, ઘઉં અને મગ એઓને ઘીમાં વાટીને લેપ કરવામાં આવે તો નહીં પાકેલો વિદ્રધિ ક્ષણમાત્રમાં લીન થઇ જાયછે.

ક્ષીરકાકોલી, વાળો, જેઠીમધ અને રતાંજલિ એઓને દુધમાં વાટી ઘી નાખીને જાડો થથેડો કરવામાં આવે તો તેથી પિત્તસંબંધિ વિદ્રધિ મટી જાયછે. ( મૂળમાં જે 'પયસ્યા' શબ્દ છે તેના અર્થો અનેક છે પણ તેઓમાંથી અમે ક્ષીરકાકોલી લીધી છે તેનું કારણ એ છે કે ક્ષીરકાકોલીમાં ગુણ અધિક છે ક્ષીરકાકોલી ન મળે તો તેને બદલે આસોંદ લેવી. )

પંચવલ્કલનો કલ્ક કરી તેમાં ઘીને મિશ્રિત કરીને લેપ કરવામાં આવે તો તેથી પિત્તસંબંધી વિદ્રધિ મટી જાયછે.

હરડે, બેહેડાં તથા આમળાં એઓનો ક્વાથ કરી તેમાં એક તોલા ભાર નસોતરનો કલ્ક નાખીને પીવામાં આવે તો તેથી પિત્તસંબંધી વિદ્રધિ મટી જાયછે.

ઈંટનું ચૂર્ણ, રેતી, લોઢાનું કીટું અને ગાયનું છાણ એઓને ગાયના મૂત્રમાં વાટી જરા ગરમ કરીને તેનો લેપ કરવામાં આવે તો એ સ્વેદનથી કફસંબંધી વિદ્રધિ મટી જાયછે.

દશમૂલીનો ક્વાથ કરીને તેથી અથવા દશમૂલીનો સ્વરસ કરી તેમાં ઘી નાખી જરા ગરમ કરીને તેથી સેચન

કરવામાં આવે તો વિદ્રધિ તથા વ્રણ-સંબંધી સોજો મટી જાયછે.

લોહીસંબંધી વિદ્રધિ થયો હોય અથવા અભિઘાતથી કે જખમથી વિદ્રધિ થએલ હોય તો વૈદ્યે તેના ઉપર પિત્ત-સંબંધી રૂધિરસંબંધી કે ક્ષતસંબંધી વિદ્રધિ થયો હોય તો રતાંજલિ, મજીઠ, હળદર, જેઠીમધ તથા સોનાગેરૂ એઓને દુધમાં વાટીને તેઓનો લેપ કરવો. વિદ્રધિને મટાડવાની જે ક્રિયાઓ છે તે સઘળી કરવી.

કાળીજીરી, ઇંદ્રવારણાં અને કડવી ઘીસોડીનાં ફળ એઓને વાટીને પીવામાં આવે તો તેથી કોઠામાં થએલો વિદ્રધિ તુરત મટી જાયછે.

ધોળી સાટોડીનાં મૂળ અથવા વાયવરણાંનાં મૂળ એઓનો પાણીમાં ક્વાથ કરીને પીવામાં આવે તો તેથી અંદરનો વિદ્રધિ અવશ્ય મટી જાયછે.

ખેર, હરડે, બેહેડાં, આમળાં, લીંબડો, કડુ અને જેઠીમધ એઓને સમ ભાગે લેવાં. ચાર ભાગ નસોતરનાં મૂળ અને ચાર ભાગ કડવા પરવળનાં મૂળ લેવાં. પછી પાણીમાં એ સઘળા પદાર્થોને તથા ફોતરા વગરની મસૂરની દાળને નાખીને ક્વાથ કરવો. આ ક્વાથ વ્રણોને, વિદ્રધિઓને, ગુલ્મોને, વીસર્પને, દાહને, મોહને, જ્વરને, તૃષાને, મૂર્છાને, ઊલટીને, છાતીનાં દરદને, રક્તપિત્તને, કોઠાને અને કમળાને હણી નાખેછે.

સરગવાના મૂળને પાણીથી ધોઇ પાણીમાં વાટી વસ્ત્રથી ગાળીને તેનો રસ મધની સાથે પીવામાં આવે તો તેથી અંદરનો વિદ્રધિ મટી જાયછે.

સરગવાનો ક્વાથ કરી તેમાં હીંગ તથા સૈંધવ નાખીને વિશેષે કરી સવારે સવારે પીવામાં આવે તો અંદરનો વિદ્રધિ તુરત મટી જાયછે.

વિદ્રધિનો અધિકાર સંપૂર્ણ.

---

## વ્રણસંબંધી સોજાનો અને અગ્નિથી બળેલાનો અધિકાર.

### વ્રણના સોજાનું સંખ્યાપૂર્વક સામાન્ય લક્ષણ.

**अथ व्रणाधिकारः ।**

**तत्र व्रणशोथस्य संख्याविवरणपूर्वकं सामान्यं रूपमाह ।**

पृथक् समस्तदोषोत्था रक्तजागन्तुजौ तथा । व्रणशोथाः षडेते स्युः संयुक्ताः शोथलक्षणैः ॥

शोथलक्षणैः पूर्वोक्तैः ।

વાયુસંબંધી, પિત્તસંબંધી, કફસંબંધી, ત્રણે દોષસંબંધી, રૂધિરસંબંધી અને આગંતુજ (પ્રહાર વગેરેથી થએલ) એ રીતે વ્રણના સોજા છ પ્રકારના થાયછે અને તેઓ પૂર્વે કહેલાં સોજાનાં લક્ષણોથી યુક્ત હોયછે.

### વ્રણના સોજાનું વિશિષ્ટરૂપ.

**विशिष्टं रूपमाह ।**

विषमं पच्यते वातात् पित्तोत्थश्चाचिरंचिरम् ॥ कफजः पित्तवच्छोथौ रक्तागन्तुसमुद्भवौ ।

વાયુસંબંધી વ્રણનો સોજો વિષમ

રીતે પાકેછે, પિત્તસંબંધી વ્રણનો સોજો તુરત પાકેછે, કફસંબંધી વ્રણનો સોજો લાંબે કાળે પાકેછે અને રૂધિરસંબંધી વ્રણનો સોજો તથા આગંતુજ વ્રણનો સોજો એઓ પણ પિત્તસંબંધી વ્રણની પેઠે તુરત પાકેછે.

**નહિ પાકેલા વ્રણના સોજાનું લક્ષણ.**

**अपक्वस्य व्रणशोथस्य लक्षणमाह ।**

मन्दोष्मताऽल्पशोथत्वं काठिन्यं त्वक्सवर्णता । मन्दवेदनता चाऽपि शोथस्यामस्य लक्षणम् ॥

જો ઉનાશ મંદ હોય, સોજો અલ્પ હોય, કઠણપણું હોય, સોજાનો વર્ણ ચામડીના જેવોજ હોય અને વેદના અલ્પ હોય તો જાણવું કે સોજો પાકેલો નથી

**પાકવા લાગેલા સોજાનું લક્ષણ.**

**तस्य पच्यमानस्य लक्षणमाह ।**

दह्यते दहनेनेव क्षारेणेव प्रपच्यते । पिपीलिकागणेनेव दश्यते छिद्यते तथा ॥ भिद्यते चैव शस्त्रेण दण्डेनेव च ताड्यते । पीड्यते पाणिनेवान्तः सूचीभिरिव तुद्यते ॥ ऊषचोषी विवर्णः स्यादङ्गुल्येवावपीड्यते ॥ आसने शयने स्थाने शान्तिं वृश्चिकविद्धवत् । न गच्छेदाततः शोथो भवेदाध्मातबस्तिवत् । ज्वरस्तृणाऽरुचिश्चैतत्पच्यमानस्य लक्षणम् ॥

छिद्यते द्विधाक्रियत इव । भिद्यते विदार्यत इव । ऊषो दाहः । चोषः पार्श्वस्थाग्निनेव सन्तापः ताभ्यां युक्तः आततः त्वक्सङ्कोचरहितः।बस्तिर्मूत्राशयश्चर्मपुटो वा।

જો સોજો જાણે અગ્નિથી બળતો હોય, ક્ષારથી જાણે રંધાતો હોય, કીડીઓના સમૂહથી જાણે કરડાતો હોય, શસ્ત્રથી જાણે છેદાતો તથા ચીરાતો હોય, ધોકાથી જાણે પ્રહાર પામતો હોય, હાથથી જાણે દબાવાતો હોય, સોઇઓથી જાણે અંદર ભોંકાતો હોય અને આંગળીથી જાણે ભીંસાતો હોય એવી વ્યથા કરે, બળતરાથી વ્યાપ્ત હોય, જેમ અગ્નિની પાસે રહેલો પદાર્થ તપ્યા કરે તેમ તપ્યા કરતો હોય, ચામડીના વર્ણથી બીજા વર્ણવાળો થયો હોય, ફુલેલા મૂત્રાશયની પેઠે અથવા ફુલેલા ચામડાના દડાની પેઠે ત્વચાના સંકોચથી રહિત હોય, વીછીએ કરડેલાની પેઠે બેસતાં સુતાં કે ઉભતાં શાંતિથી રહિતજ રેહેનો હોય અને જ્વર તરશ તથા અરૂચિ એઓથી સંયુક્ત હોય તો સોજાને પાકવા લાગેલો જાણવો.

**પાકી ગએલા વ્રણના સોજાનું લક્ષણ.**

**पक्वस्य लक्षणमाह ।**

वेदनोपशमः शोथो लोहितोऽल्पो न चोन्नतः । प्रादुर्भावो वलीनां च तोदः कण्डूर्मुहुर्मुहुः ॥ उपद्रवाणां प्रशमो निम्नता स्फुटनं त्वचाम् । वस्ताविवाम्बुसंचारः स्याच्छोथेऽङ्गुलिपीडिते ॥ पूयस्य पीडयेदेकमन्तमन्ते च पीडिते बुभुक्षा व्रणशोथस्य भवेत् पक्वस्य लक्षणम् ॥

वेदनोपशमः दाहादिदुःखोपशमः । अल्पो लोहित इत्यन्वयः । न चोन्नतः पच्यमानापेक्षया । उपद्रवाणां ज्वरादीनाम्

निम्नता स्वरूपतोऽङ्गुलिपीडनाद्वा अवनतत्वम् । स्फुटनम् । किञ्चिद्विदारणम् । वस्ताविवेत्यादि शोथेऽङ्गुलिपीडिते सति । अङ्गुलिपीडितादेशादन्यस्मिन् देशे अम्बुसञ्चारः किञ्चित् वस्तौ चर्मपुटके । एवं अन्ये एकदेशे पीडिते एकमन्तमपरमन्तमापूर्य पीडयति ॥

જો બળતરાઆદિ દુઃખોનો ઉપશમ થયો હોય, સોજામાં થોડી રતાશ હોય, પાકવા લાગેલા સોજાના કરતાં વધારે ઊંચાઇ ન રહી હોય, વળીઓ પડતી હોય, ભોંકાયા જેવું લાગતું હોય, વારંવાર ખરજ આવ્યા કરતી હોય, જ્વર આદિ ઉપદ્રવોની શાંતિ થઈ હોય, આંગળીવતે દબાવી જોતાં નમતો હોય અથવા જાતે નમેલાપણું થયું હોય, ચામડી કાંઇક ફાટી હોય, સોજાને આંગળીથી દબાવતાં જેમ દબાવેલા ચામડાના દડામાં એક પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં પાણીનો કાંઈક સંચાર થાય તેમ સોજામાં પણ એક પ્રદેશમાંથી (દબાવેલા પ્રદેશમાંથી) બીજા પ્રદેશમાં પરૂનો કાંઇક સંચાર થાય, એક પ્રદેશને દબાવતાં બીજો પ્રદેશ પરૂથી ભરપૂર થઇને પીડાય તથા ભુખ લાગે તો જાણવું કે સોજો પાકી ગયોછે.

### એક દોષથી થએલો સોજો પણ પાકવાના સમયમાં સઘળા દોષોનો સંબંધ પામવાવિષે.

### एकदोषारब्धेऽपि शोथे पाककाले सर्वदोषसम्बन्धमाह ।

ऋतेऽनिलाद्रुग्विना न पित्तं पाकः कफं चापि विना न पूयः । तस्माद्धि गर्वे परिपाककाले पचन्ति शोफास्त्रिभिरेव दोषैः ॥

पचन्ति पाकं प्राप्नुवन्ति । एवशब्दोऽत्राप्यर्थः । अव्ययानामनेकार्थत्वात् ॥

વાયુવિના પીડા હોતી નથી, પિત્તવિના પાક હોતો નથી અને કફવિના પરૂ હોતું નથી એટલામાટે સઘળા સોજાઓ પાકવાના સમયમાં ત્રણે દોષોથી પાકેછે એમ સમજવું.

### સોજો પાકવામાં મતાંતર.

### पाके मतान्तरमाह ।

कालान्तरेणाभ्युदितं तु पित्तं कृत्वा वशे वातकफौ प्रसह्य । पचत्यतः शोणितमेष पाको मतः परेषां विदुषां द्वितीयः ॥

वशे कृत्वा हीनीकृत्य शोणितं कर्म पूर्वत्र कफात् । पूयोऽत्र शोणितात् पूय इति भेदः ॥

'કાલાંતરથી ઉદય પામેલું પિત્ત વાયુને અને કફને કમતી કરી નાખી બળાત્કારથી લોહીને પકાવેછે' એમ બીજા વિદ્વાનોએ સ્વીકારેલું છે.

પેહેલા મતમાં કફથી પરૂ થાયછે એમ માનેલું છે આ બીજા મતમાં લોહીથી પરૂ થાયછે એમ માનેલું છે એટલો ભેદ છે.

### ઉંડા પાકવાળા સોજામાં પાક સમજાવવાનેવાસ્તે સુશ્રુતે કહેલું બીજું લક્ષણ.

### गम्भीरपाके शोथे पाकज्ञानार्थमथ लक्षणान्तरमाह सुश्रुतः ।

कफजेषु च शोथेषु गम्भीरं पाकमे-

त्वक्। पक्वलिङ्गं ततः स्पष्टं यतः स्याच्छोथशीतता। त्वक्सावर्ण्यं रुजोऽल्पत्वं घनस्पर्शत्वमश्मवत्॥

कफजेषु च शोथेषु गम्भीरमसृक् पाकमेति। तत्र कथं पाकज्ञानमित्याह। तत्र ततः कारणात् पक्वलिङ्गं स्पष्टम्। यतः पच्यमानावस्थान्तर्गतरागदाहव्यथाद्यनन्तरं शोथशीतादयो भवन्ति। घनस्पर्शत्वं स्पर्शेऽन्यथत्वम्॥

કફથી થએલા સોજાઓમાં લોહી ઊંડું પાકે છે તોપણ પાકી ગયાની પરીક્ષા કરવી સ્પષ્ટજ છે કે જે સમયે સોજો પાકવા લાગવાની સ્થિતિમાં હોય તે સમયે રતાશની તથા બળતરાની વ્યથા વગેરે થયા પછી સોજામાં પાકી ગયાની સ્થિતિ પ્રાપ્ત થાયછે ત્યારે શીતલપણું થાયછે, સોજાનો રંગ ચામડીના રંગ જેવો થાયછે, વેદનાનું અલ્પપણું થાયછે, અને સ્પર્શ કરતાં પથરાની પેઠે વ્યથા રહિતપણું થાયછે. આ પ્રમાણે છે માટે પાકીગયાની કેમ ખબર પડે એમ વૈદ્યે મુંઝાવું નહિ.

## સોજામાંથી પરૂને ન કાહાડવામાં આવે તો અડચણ.

## अनिर्हृतस्य पूयस्य दोषमाह।

कक्षं समासाद्य यथैव वह्निर्वातेरितः सन्दहति प्रसह्य। तथैव पूयो ह्यविनिःसृतस्तु मांसं शिराः स्नायुमपीह खादेत्॥

कक्षं तृणवनम्।

જેમ વાયુએ પ્રેરેલો અગ્નિ ખડના વનને પ્રાપ્ત થઇને બળાત્કારથી બાળી નાખેછે તેમ નહિ નીકળેલું પરૂ માંસને, શિરાઓને અને સ્નાયુઓને પણ ખાઈ જાયછે.

## સોજો કાચો હોવાનાં તથા પાકેલો હોવાનાં લક્ષણો જાણવામાં વૈદ્યનો ગુણ અને ન જાણવામાં વૈદ્યનો દોષ.

## शोथस्यामपक्वलक्षणज्ञानाज्ञाने भिषजां गुणदोषावाह।

आमं विदह्यमानं च सम्यक्पक्वं तु यो भिषक्। जानीयात् स भवेद्वैद्यः शेषास्तस्करवृत्तयः॥

विदह्यमानं विपच्यमानम्। तस्करवृत्तयः तेषां तस्कराणामिव द्रव्यलाभमात्रप्रयोजनं भवति। नतु धर्मयशोमैत्रीलाभः॥

यश्छिनत्त्याममज्ञानाद्यश्च पक्वमुपेक्षते। श्वपचाविव विज्ञेयौ तावनिश्चित्यकारिणौ॥

જે વૈદ્ય સોજાને કાચો, પાકવા લાગેલો અને પાકી ગએલો જાણી શકે તેજ ખરો વૈદ્ય કહેવાય છે. બાકીના વૈદ્યોને ચોરોના જેવી વૃત્તિવાળા સમજવા. કેમ કે તેઓને ચોર લોકોની પેઠે કેવળ ધન મેળવવાનુંજ પ્રયોજન હોયછે પણ ધર્મ, યશ કે મૈત્રી મેળવવાનું પ્રયોજન હોતું નથી.

જે વૈદ્ય અજ્ઞાનથી કાચા સોજાને કાપેછે અને જે વૈદ્ય પાકી ગએલા સોજાને કાપ્યા વગેરે ચિકિત્સા કર્યા વગરનો રેહેવા દે છે એ બન્નેને ચાંડાલ જેવાજ સમજવા. કેમકે તેઓ સમજ્યા વગરની ક્રિયા કરેછે.

## વ્રણના સોજાની ચિકિત્સા.

## अथ व्रणशोथचिकित्सा ।

आदौ शोथहरो लेपस्ततस्तु परिषेचनम् । विम्लापनमसृङ्मोक्षस्ततः स्यादुपनाहनम् ॥ पाचनं भेदनं पश्चात् पीडनं शोधनं तथा । रोपणं वर्णकरणं व्रणस्यैते क्रमाः स्मृताः ॥

क्रमः चिकित्साः । सुश्रुते व्रणस्य षष्ठिरुपक्रमा लिखिताः सन्ति ते सर्वेऽत्र विस्तरभयान्न लिखिताः ॥

### तत्रादौ शोथहरं लेपमाह ।

यथा प्रज्वलिते वेश्मन्यम्भसा परिषेचनम् । क्षिप्रं प्रशमयत्यग्निमेवमालेपनं रुजः ॥ बीजपूरजटाहिंस्रादेवदारुमहौषधम् । रास्नाग्निमन्थौ लेपोऽयं वातशोथविनाशनः ॥ दूर्वा च नलमूलं च पद्मकाष्ठं च केशरम् ॥ उशीरं वालकं पद्मं लेपोऽयं पित्तशोथहा । न्यग्रोधोदुम्बराश्वत्थप्लक्षवेतसवल्कलैः ॥ ससर्पिष्कैः प्रदेहः स्याच्छोथे पित्तसमुद्भवे। आगन्तुजे रक्तजे च लेप एषोऽभिपूजितः । अजगन्धाजशृङ्गी च मञ्जिष्ठा सरलस्तथा ॥ एकैषिकाश्वगन्धा च लेपोऽयं श्लेष्मशोथहा ॥

अजशृङ्गी मेढाशिङ्गी । एकैषिका श्यामपनिरशोथा ॥

कृष्णा पुराणपिण्याकशिग्रुत्वक् सिकता शिवा । मूत्रपिष्टः सुखोष्णोऽयं प्रलेपः श्लेष्मशोथहा ॥ न रात्रौ लेपनं दद्याद्दत्तं च पतितं तथा। न च पर्युषितं शुष्यमाणं तत्रैव धारयेत् ॥

दत्तमेव पुनर्न दद्यात् । पतितं दीयमानं सद्योङ्गात्पतितं । पर्युषितम् । लेपनद्रव्यं कल्कीकृतं यत् पर्युषितम् ॥

तमसा पिहितोऽत्यूष्मा रोमकूपमुखोत्थितः । विना लेपेन निर्याति रात्रौ नालेपयेदतः ॥ रात्रावपि प्रलेपस्तु विधातव्यो विचक्षणैः । अपाकिशोथे गम्भीरे रक्तपित्तसमुद्भवे ॥

### अथ परिषेचनमाह ।

यथाम्बुभिः सिच्यमानः शान्तिमग्निर्हि गच्छति । दोषाग्निरेव सहसा परिषेकेण शाम्यति ॥ [तद्यथा] वातघ्नौषधनिःक्वाथैस्तैलैर्मांसरसैर्घृतैः । उष्णैः संसेचयेच्छोथं वातिकं काञ्जिकेन च ॥ पित्तरक्ताभिघातोत्थं शोथं सिञ्चेत् सुशीतलैः । क्षीराज्यमधुखण्डेक्षुरसैः पिचहरैः शृतैः ॥ कफघ्नौषधनिःक्वाथैः शीतैस्तु परिषेचयेत् । तैलक्षाराम्बुमूत्रैश्च शोथं श्लेष्मसमुद्भवम् ॥

### अथ विम्लापनमाह ।

जातस्य कठिनस्यास्य कार्यं विम्लापनं शनैः ॥

अस्य शोथस्य ॥

### विम्लापनस्य विधिमाह सुश्रुतः ।

अभ्यज्य स्वेदयित्वा तु वेणुनाड्या शनैः शनैः । विमर्दयेद्भिषग्बन्दं तलेनाङ्गुष्ठकेन वा ॥

वेणुनाड्या वंशनलिकया स्वेदयित्वा उष्णस्वेदं कृत्वा ॥

अथ रक्तमोक्षणमाह ।

वेदनोपशमार्थाय तथा पाकशमाय च । अचिरोत्पतिते शोथे शोणितस्रावणं चरेत् ॥

चरेत् कुर्यात् ।

एकतस्तु क्रियाः सर्वा रक्तमोक्षणमेकतः ॥ रक्तं हि वेदनामूलं तच्चेन्नास्ति न चास्ति रुक् । विपाणैश्च विशेषेण जलौकाभिः पदैरपि ॥

शोणितस्रावणं चरेदित्यनेनान्वयः।अथोपनाहः स्वेदः तस्य विधिर्भेषजसाधनप्रकरणे कथित एवास्ति ।

रुजावतां दारुणानां कठिनानां तथैव च ॥ शोथानां स्वेदनं कार्यं ये चाप्येवंविधा व्रणाः ।

शोथानां सामान्यानाम् । व्रणाः व्रणशोथा. तेषामपि स्वेदनं कार्यम् ।

शोथयोरुपनाहं च दद्यादामविदग्धयोः ॥ प्रशाम्यत्यविदग्धस्तु विदग्धः पक्वतां व्रजेत् ।

आमविदग्धौ अपक्वपाकोन्मुखौ यथा

शोभाञ्जनः कणा चापि सैन्धवं विश्वभेषजम् । शणकार्पासयोर्बीजमतसी च कुलत्थिका ॥ तिला यवाश्च सिद्धार्थः कुठेरो मूलकं मिसिः । यथाप्राप्तैरमीभिस्तु द्रव्यैरम्लेन संयुतैः ॥ कल्कीकृतैः सुखोष्णैश्च स्वेदयेद्विधिवच्छनैः । अनेन प्रशमं याति वातशोथो न संशयः ॥

कुठेरः कृष्णबर्बरी. । इति शोभाञ्जनादिरुपनाहः ।

पुनर्नवा दारु शुण्ठी शिग्रुः सिद्धार्थ एव च । अम्लपिष्टः सुखोष्णोऽयं प्रलेपः सर्वशोथहा ॥

इति पुनर्नवादिः ।

अथ पाचनमाह ।

न प्रशाम्यति यः शोथः प्रलेपादिविधानतः । द्रव्याणि पाचनीयानि दद्यात्तत्रोपनाहने ॥

अत्र पाचनद्रव्याण्याह ।

शणमूलकशिग्रूणां फलानि तिलसर्षपाः । अतसीशक्तवः किण्वमुष्णद्रव्यं च पाचनम् ॥

शणफलादीनामतस्यन्तानां सक्तवः कर्तव्याः । किण्वं सुराबीजम् । यवगोधूमधान्यादिप्रकारः अन्यच्चोष्णं द्रव्यं व्रणस्य पाचनं भवति ।

अथ भेदनमाह ।

अन्तःपूयेष्ववक्त्रेषु तथा चोत्सङ्गवत्स्वपि । गतिमत्सु च रोगेषु भेदनं सम्प्रयुज्यते ॥

उत्सङ्गवत्सु कोटरवत्सु । गतिमत्सु नाडीव्रणेषु भेदनम् । शस्त्रमौषधं कर्म च ।

तत्र शस्त्रसाध्यं भेदनमाह ।

रोगे व्यधनसाध्ये तु यथादेशं प्रमाणतः । शस्त्रं निधाय दोषांस्तु स्रावयेत् कथितं यथा ॥

क्वचित् शस्त्रनिःक्षेपापवादमाह ।

बालवृद्धासहक्षीणभीरूणां योषितामपि । व्रणेषु मर्मजातेषु भेदनं द्रव्यलेपनम् ॥

### तत्र भेदनमाह।

चिरविल्वोऽग्निको दन्ती चित्रको हयमारकः। कपोतककाकगृध्राणां मललेपने भेदनम्॥

### दारणमाह।

क्षारद्रव्यं तथा क्षारो दारणः परिकीर्तितः।

क्षारद्रव्यमपामार्गादि। क्षारस्तर्जिका यवक्षारादिः।

हस्तिदन्तो जले पिष्टो बिन्दुमात्रमलेपितः। अत्यर्थकठिने शोथे कथितो भेदनः परः॥

### अथ पीडनमाह।

द्रव्याणां पिच्छिलानां तु त्वङ्मूलानि प्रपीडनम्। यवगोधूममाषाणां चूर्णानि च समासतः॥ शुष्यमाणमुपेक्षेत प्रलेपं पीडनम्प्रति। न चापि मुखमालिम्पेत्तथा दोषः प्रसिच्यते॥

पीडनम्प्रति पीडनद्रव्यलेपं प्रति। पीडनद्रव्यलेपं शुष्यन्तमपि धारयेदित्यर्थः। तथा व्रणस्य मुखलेपं विना प्रस्रवति।

### अथ शोधनमाह।

व्रणस्य तु विशुद्धस्य क्वाथः शुद्धिकरः परः। पटोलनिम्बपत्रोत्थः सर्वत्रैव प्रयुज्यते॥ वातिके दशमूलानां क्षीरीणां पैत्तिके व्रणे। आरग्वधादेः कफजे कषायः शोधने हितः॥ अश्वत्थोदुम्बरप्लक्षवटवेतसजं सृतम्। व्रणशोथोपदंशानां नाशनं क्षालनात्स्मृतम्॥ तिलसैन्धवयष्ट्याह्वनिम्बपत्रनिशायुगैः। त्रिवृद्घृतयुतैः पिष्टैः प्रलेपो व्रणशोधनः॥ एकं वा सारिवामूलं सर्वव्रणविशोधनम्। निम्बपत्रतिलादन्तीत्रिवृत्सैन्धवमाक्षिकम्॥ दुष्टव्रणप्रशमनो लेपः शोधनकेशरी।

शोधनश्रेष्ठः।

लेपान्निम्बदलैः कल्को व्रणशोधनरोपणः। भक्षणाच्छर्दिमन्दाग्निपित्तश्लेष्मकृमीन् हरेत्॥ व्रणान्विशोधयेद्वर्त्या सूक्ष्मान् हि सन्धिमर्मजान्। अभया त्रिवृता दन्ती लाङ्गली मधुसैन्धवैः॥ निम्बपत्रघृतक्षौद्रदार्वीमधुकसंयुतैः। वर्तिस्तिलानां कल्को वा शोधयेद्रोपयेद्व्रणम्॥

### अथ रोपणमाह।

अपेतपूतिमांसानां मांसस्थानामवरोहताम्। कल्कस्तु रोपणो देयस्तिलजो मधुसंयुतः॥ अश्वगन्धा रुहा लोध्रं कट्फलं मधुयष्टिका। समङ्गा धातकीपुष्पं परमं व्रणरोपणम्॥

रुहा रोहिणी॥

मधुयुक्ता सुरा पुंसां सर्वव्रणविरोपणी। सुपर्वीपचधत्तूरवलामोटाकुठेरकाः॥ पृथगेतैः प्रलेपस्तु गम्भीरव्रणरोपणः।

सुपर्वीपत्रमगरैलापत्रा वला मोटा अस्मात् तदेव नाम पुस्तकधृतम्। कुठेरः कृष्णवर्वरी।

ककुभोदुम्बराश्वत्थजम्बूकट्फललोध्रजैः। त्वक्चूर्णैर्धूलिताः क्षिप्रं संरोहन्ति व्रणा ध्रुवम्॥ प्रियङ्गुधातकीपुष्पं यष्टी मधुजतूनि च। सूक्ष्मचूर्णीकृतानि स्यू रोपणान्यवधूलनात्। यवचूर्ण

समधुकं सतैलं सहसर्पिषा ॥ दद्यादालेपनं कोष्णं दाहशूलोपशान्तये। करञ्जारिष्टनिर्गुण्डीलेपो हन्याद्व्रणक्रमीन्॥ लशुनस्याथवा लेपो हिङ्गुनिम्बकृतोऽथवा ।

अरिष्टो निम्बः ।

निम्बपत्रवचाहिङ्गुसर्पिर्लवणसर्षपैः । धूपनं स्याद्व्रणे रूक्षकृमिकण्डूरुजापहं ॥ ये क्लेदपाकस्रुतिगन्धवन्तो व्रणाश्चिरोत्थाः सतताश्च शोथाः । प्रयान्ति ते गुग्गुलुमिश्रितेन पीतेन शान्तिं त्रिफलाकृतेन॥पटोलनिम्बाशनसारधात्रीपथ्याक्षनिर्यूहमहर्मुखेषु । पिबेद्घृतं गुग्गुलुना विसर्पविस्फोटदुष्टव्रणशान्तिमिच्छन् ॥

## अथ सवर्णताकारणम् ।

मनःशिला समञ्जिष्ठा सलाक्षा रजनीद्वयम् । प्रलेपः सघृतः क्षौद्रस्त्वचः सावर्ण्यकृत् स्मृतः ।

## अथ व्रणिनो भोजनम् ।

जीर्णशाल्योदनं स्निग्धमल्पमुष्णं द्रवान्तरम् । भुञ्जानो जाङ्गलैर्मांसैः शीघ्रं व्रणमपोहति ॥ तण्डुलीयकजीवन्तीवास्तूकसुनिषण्णकैः । वातमूलकवार्ताकपटोलैः कारवेल्लकैः ॥ सदाडिमैः सामलकैर्घृतभ्रष्टैः ससैन्धवैः । अन्यैरेवं गुणैर्वापि मुद्गादीनां रसेन वा ॥

एभिः सह जीर्णशाल्योदनं भुञ्जानः शीघ्रं व्रणमपोहति इत्यन्वयः ।

अम्लं दधि च शाकं च मांसमानूपमौदकम् । क्षीरं गुरूणि चान्नानि व्रणे च परिवर्जयेत् ॥ व्रणे श्वयथुरायामात् स च रागश्च जागरात् । तौ च रुक् च दिवास्वापात्ताश्च मृत्युश्च मैथुनात् ॥

## अथागन्तुव्रणचिकित्सा ।

क्रुद्धे सद्यो व्रणे कुर्यादूर्ध्वं चाधश्च शोधनम् । क्रिया शीता प्रयोक्तव्या रक्तपित्तोष्मनाशिनी ॥ लङ्घनं च बलं ज्ञात्वा भोजनं चास्रमोक्षणम्। दुष्टे विद्लिते चैव सुतरामिष्यते विधिः ॥ छिन्ने भिन्ने तथा विद्धे क्षते वासृगतिः स्रवेत् । रक्तक्षयात्तत्र रुजः करोति पवनो भृशम् ॥ स्नेहपानं परीषेकं लेपं तत्रोपनाहनम् । कुर्वन्ति स्नेहवस्तिं च रुजाघ्नं चौषधं पृथक् ॥ खड्गादिछिन्नगात्रस्य तत्काले पूरितो व्रणः । गाङ्गेरुकीमूलरसैः सद्यः स्याद्गतवेदनः ॥

गङ्गेरुकी नागबला गुलसकरीति लोके।

कषाया मधुराः शीताः क्रियाः सर्वाः प्रयोजयेत् ॥ सद्योव्रणानां सप्ताहात्पश्चात्पूर्वोक्तिमाचरेत् । आमाशयस्थे रुधिरे विदध्याद्वमनं नरः ॥ तस्मिन् पक्वाशयस्थे तु प्रकुर्वीत विरेचनम् । क्वाथो वंशत्वगेरण्डश्वदंष्ट्राश्मभिदाकृतः ॥ हिङ्गुसैन्धवसंयुक्तः कोष्ठस्थं स्रावयेदसृक् । यवकोलकुलत्थानां निःस्नेहेन रसेन च ॥ भुञ्जीतान्नं यवागूं वा पिबेत्सैन्धवसंयुताम् । जातीनिम्बपटोलपत्रकटुकादार्वीनिशासारिवामञ्जिष्ठामयसिक्थतुत्थमधुकैर्नक्तद्वबीजैः समैः। सर्पिः सिद्धमनेन सूक्ष्मवदनामर्माश्रिताः स्राविणो गम्भीराः सरुजो व्रणाः सगतिकाः शुध्यन्ति रोहन्ति च ॥ दृद्धवे-

तत्र भेदनमाह।

चिरबिल्वोऽग्निको दन्ती चित्रको हयमारकः। कपोतकाकगृध्राणां मललेपने भेदनम्॥

दारणमाह।

क्षारद्रव्यं तथा क्षारो दारणः परिकीर्तितः।

क्षारद्रव्यमपामार्गादि। क्षारस्वर्जिका यवक्षारादिः।

हस्तिदन्तो जले पिष्टो बिन्दुमात्रप्रलेपितः। अत्यर्थकठिने शोथे कथितो भेदनः परः॥

अथ पीडनमाह।

द्रव्याणां पिच्छिलानां तु त्वङ्मूलानि प्रपीडनम्। यवगोधूममाषाणां चूर्णानि च समासतः॥ शुष्यमाणमुपेक्षेत प्रलेपं पीडनम्प्रति। न चापि मुखमालिम्पेत्तथा दोषः प्रसिच्यते॥

पीडनम्प्रति पीडनद्रव्यलेपं प्रति। पीडनद्रव्यलेप शुष्यन्तमपि धारयेदित्यर्थः। तथा व्रणस्य मुखलेप विना प्रस्त्रवति।

अथ शोधनमाह।

व्रणस्य तु विशुद्धस्य क्वाथः शुद्धिकरः परः। पटोलनिम्बपत्रोत्थः सर्वत्रैव प्रयुज्यते॥ वातिके दशमूलानां क्षीरीणां पैत्तिके व्रणे। आरग्वधादेः कफजे कषायः शोधने हितः॥ अश्वत्थोदुम्बरप्लक्षवटवेतसजं सृतम्। व्रणशोथोपदंशानां नाशनं क्षालनात्स्मृतम्॥ तिलसैन्धवपथ्याह्वनिम्बपत्रनिशायुगैः। त्रिवृद्घृतयुतैः पिष्टैः प्रलेपो व्रणशोधनः॥ एकं वा सारिवामूलं सर्वव्रणविशोधनम्। निम्बपत्रतिलादन्तीत्रिवृत्सैन्धवमाक्षिकम्॥ दुष्टव्रणप्रशमनो लेपः शोधनकेशरी।

शोधनश्रेष्ठः।

लेपान्निम्बदलैः कल्को व्रणशोधनरोपणः। भक्षणाच्छर्दिमन्दाग्निपित्तश्लेष्मकृमीन् हरेत्॥ व्रणान्विशोधयेद्वर्त्या सूक्ष्मान् हि सन्धिमर्मजान्। अभया त्रिवृता दन्ती लाङ्गली मधुसैन्धवैः॥ निम्बपत्रघृतक्षौद्रदार्वीमधुकसंयुतैः। वर्तिस्तिलानां कल्को वा शोधयेद्रोपयेद्व्रणम्॥

अथ रोपणमाह।

अपेतपूतिमांसानां मांसस्थानामरोहताम्। कल्कस्तु रोपणो देयस्तिलजो मधुसंयुतः॥ अश्वगन्धा रुहा लोध्रं कट्फलं मधुयष्टिका। समङ्गा धातकीपुष्पं परमं व्रणरोपणम्॥

रुहा रोहिणी॥

मधुयुक्ता सुरा पुंसां सर्वव्रणविरोपणी। सुपर्वीपचधत्तूरवलामोटाकुठेरकाः॥ पृथगेतैः प्रलेपस्तु गम्भीरव्रणरोपणः।

सुपर्वीपत्रमगरैलापत्रा वला मोटा अस्मात् तदेव नाम पुस्तकधृतम्। कुठेरः कृष्णवर्वरी।

ककुभोदुम्बराश्वत्थजम्बूकट्फललोध्रजैः। त्वक्चूर्णैर्धूलिताः क्षिप्रं संरोहन्ति व्रणा ध्रुवम्॥ प्रियङ्गुधातकी पुष्पं यष्टी मधुजतूनि च। सूक्ष्मचूर्णीकृतानि स्यू रोपणान्यवधूलनात्। यवचूर्ण

समधुकं सतैलं सहसर्षपा ॥ दध्यादालेपनं कोष्णं दाहशूलोपशान्तये। करञ्जारिष्टनिर्गुण्डीलेपो हन्याद्व्रणक्रमीन्॥ लशुनस्याथवा लेपो हिङ्गुनिम्बकृतोऽथवा।

अरिष्टो निम्बः।

निम्बपत्रवचाहिङ्गुसर्पिर्लवणसर्षपैः। धूपनं स्याद्व्रणे रूक्षक्रमिकण्डूरुजापहं॥ ये क्लेदपाकस्रुतिगन्धवन्तो व्रणाश्चिरोत्थाः सतताश्च शोथाः। प्रयान्ति ते गुग्गुलुमिश्रितेन पीतेन शान्तिं त्रिफलासृतेन॥पटोलनिम्बाशनसारधात्रीपथ्याक्षनिर्यूहमहर्मुखेषु। पिबेद्युतं गुग्गुलुना विसर्पविस्फोटदुष्टव्रणशान्तिमिच्छन्॥

## अथ सवर्णताकारणम्।

मनःशिला समञ्जिष्ठा सलाक्षा रजनीद्वयम्। प्रलेपः सघृतः क्षौद्रस्त्वचः सावर्ण्यकृत् स्मृतः।

## अथ व्रणिनो भोजनम्।

जीर्णशाल्योदनं स्निग्धमल्पमुष्णं द्रवान्तरम्। भुञ्जानो जाङ्गलैर्मांसैः शीघ्रं व्रणमपोहति॥ तण्डुलीयकजीवन्तीवास्तूकसुनिषण्णकैः। वातमूलकवार्ताकपटोलैः कारवेल्लकैः॥ सदाडिमैः सामलकैर्घृतभ्रष्टैः ससैन्धवैः। अन्यैरेवं गुणैर्वापि मुद्गादीनां रसेन वा॥

एभिः सह जीर्णशाल्योदनं भुञ्जानः शीघ्रं व्रणमपोहति इत्यन्वयः।

अम्लं दधि च शाकं च मांसमानूपमौदकम्। क्षीरं गुरूणि चान्नानि व्रणे च परिवर्जयेत्॥ व्रणे श्वयथुरायासात्



स च रागश्च जागरात्। तौ च रुक् च दिवास्वापात्ताश्च मृत्युश्च मैथुनात्॥

## अथागन्तुव्रणचिकित्सा।

कुद्धे सद्यो व्रणे कुर्यादूर्ध्वं चाधश्च शोधनम्। क्रिया शीता प्रयोक्तव्या रक्तपित्तोष्मनाशिनी॥ लङ्घनं च बलं ज्ञात्वा भोजनं चास्रमोक्षणम्। घृष्टे विदलिते चैव सुतरामिष्यते विधिः॥ छिन्ने भिन्ने तथा विद्धे क्षते वास्रगतिः स्रवेत्। रक्तक्षयात्तत्र रुजः करोति पवनो भृशम्॥ स्नेहपानं परीषेकं लेपं तत्रोपनाहनम्। कुर्वन्ति स्नेहबस्तिं च रुजाघ्नं चौषधं पृथक्॥ खङ्गादिछिन्नगात्रस्य तत्काले पूरितो व्रणः। गाङ्गेरुकीमूलरसैः सद्यः स्याद्गतवेदनः॥

गङ्गोरुकी नागबला गुलसकरीति लोके।

कषाया मधुराः शीताः क्रियाः सर्वाः प्रयोजयेत्॥ सद्योव्रणानां सप्ताहात्पश्चात्पूर्वोक्तिमाचरेत्। आमाशयस्थे रुधिरे विदध्याद्वमनं नरः॥ तस्मिन् पक्वाशयस्थे तु प्रकुर्वीत विरेचनम्। क्वाथो वंशत्वगैरण्डश्वदंष्ट्राश्मभिदाकृतः॥ हिङ्गुसैन्धवसंयुक्तः कोष्ठस्थं स्रावयेदसृक्। यवकोलकुलत्थानां निःस्नेहेन रसेन च॥ भुञ्जीतान्नं यवागूं वा पिबेत्सैन्धवसंयुताम्। जातीनिम्बपटोलपत्रकटुकादार्वीनिशासारिवामञ्जिष्ठामयसिक्थतुत्थमधुकैर्नक्ताह्वबीजैः समैः। सर्पिः सिद्धमनेन सूक्ष्मवदनामर्माश्रिताः स्राविणो गम्भीराः सरुजो व्रणाः सगतिकाः शुध्यन्ति रोहन्ति च॥ वृद्धवै-

घ्रोपदेशेन पारम्पर्योपदेशतः । जातीघृते तु संसिद्धे क्षेप्तव्यं सिक्थकं बुधैः ॥

इति जात्यादिघृतम् ।

जातीनिम्बपटोलानां नक्तमालस्य पल्लवाः । सिक्थकं मधुकं कुष्टं द्वे निशे कटुरोहिणी॥ मञ्जिष्ठा पद्मकं पथ्या लोधसङ्नीलमुत्पलम् । सारिवा तुत्थकं चापि नक्तमालफलं तथा॥ एतानि समभागानि कल्कीकृत्य प्रयत्नतः । तिलतैलं पचेत् सम्यग्वैद्यः पाकविचक्षणः ॥ विषव्रणे समुत्पन्ने स्फोटके कक्षरोगिणि। दद्रुवीसर्परोगेषु कीटदष्टेषु सर्वथा ॥ सद्यः शस्त्रप्रहारेण दग्धविद्धेषु चैव हि। नखदन्तक्षते देहे दुष्टमांसापकर्षणे ॥ म्रक्षणेन हितं तैलमिदं शोधनरोपणम् । तैलं जात्यादिनाम्नैतत् प्रसिद्धं भिषगादृतम् ॥

इति जात्यादितैलम् ॥

चित्रकरसोनरामठशरपुङ्खालाङ्गलीकसिन्दूरैः । सविषैस्तथा सकुष्ठैः कटु तैलं साधु सम्पक्वम् ॥ विपरीतमल्लसंज्ञं तैलं दुष्टव्रणं तथा नाडीम् । बहुभेपजैरसाध्यामपथ्यभोक्तुश्चनिस्तुदति ॥

इति विपरीतमल्लतैलम् ।

अमृतापटोलमूलत्रिफलात्रिकटुक्रिमिघ्नानाम् । समभागानां चूर्णं सर्वसमो गुग्गुलोर्भागः ॥ प्रतिवासरमेकैकां गुटिकां खादेद्धितमुपरिमाणाम् । जेतुं व्रणवातासृग्गुल्मोदरशोथवातरोगांश्च ॥

इति अमृतादिगुग्गुलु ।

પ્રથમ સોજાનું હરણ કરે એવો લેપ કરવો. પછી સોજાની ઉપર ક્વાથ વગેરેથી સેચન કરવું. પછી સોજાને શોષીને કરમાવી નાખવો. તે પછી સોજામાંથી લોહી કાહાડવું. તે પછી સોજાની ઉપર થોડાં થોડાં ઉનાં ઔષધો લુગડાથી બાંધીને બાફ દેવી. તે પછી સોજાને પકાવવાનેવાસ્તે ઉપચારો કરીને પકાવવો. તે પછી સોજાને શસ્ત્રથી અથવા ઔષધોથી ભેદી નાખવો. તે પછી સોજાને દબાવી પરૂ કાહાડવાનેવાસ્તે તેના ઉપર ઔષધોના જાડા લેપો કરવા. તે પછી સોજાને ક્વાથ વગેરેથી સાફ કરવો. તે પછી તેમાં ભોં આવે એમ કરવું અને તે પછી તે સ્થલનો શરીરના જેવો વર્ણ બનાવવો. આ રીતે વ્રણની ઉપર અગીયાર પ્રકારની ચિકિત્સાઓ કરવી.

જોકે સુશ્રુતમાં વ્રણની ઉપર કરવાના સાઠ ઉપક્રમો કહેલા છે તોપણ તે સઘળા ઉપક્રમો અહિં લખ્યા નથી તેનું કારણ એછે કે એ લખવાથી ગ્રંથનું કદ મોટું થઈ જાય.

## સોજાનું હરણ કરનારા લેપો.

જેમ ઘર સળગતું હોય ત્યારે પાણીથી કરેલું સેચન અગ્નિને તુરત શાંત કરી નાખેછે તેમ લેપન પીડાને તુરત શાંત કરી નાખેછે.

બાંજેરાનાં મૂળ, જટામાંસી, દેવદાર, સુંઠ, રાસના અને અરણી એઓને વાટી તેનો લેપ કરવાથી વાયુસંબંધી સોજો મટી જાયછે.

ધ્રો, બરૂનાં મૂળ, પદ્મકાષ્ઠ, કેસર, વાળો, પીળો વાળો અને કમળ એઓનો લેપ કરવાથી પિત્તસંબંધી સોજો મટી જાયછે.

વડ, ઊંબરો, પીપળો, પીપર અને નેતર એઓની છાલોને વાટી ઘીથી મિશ્રિત કરીને લેપ કરવામાં આવે તો તેથી પિત્તસંબંધી સોજો મટી જાયછે.

આગંતુજ સોજાની ઉપર અને રૂધિરસબંધી સોજાની ઉપર પણ ઉપર કહેલો વડ વગેરેની છાલનો લેપજ હિતકારી થાયછે.

મેંઢાશીંગી, જંગલી તુળસી, મજીઠ, દેવદાર, કાળી નસોતર અને આસોંદ એઓનો લેપ કફસંબંધી સોજાને મટાડેછે.

પીપળ, જુનો ખોળ, સરગવાની છાલ, રેતી અને હરડે એઓને ગોમૂત્રમાં વાટી જરા ગરમ કરીને લેપ કરવામાં આવે તો તેથી કફસબંની સોજો મટી જાયછે

લેપ રાતે કરવો નહીં, લેપ કરતા લેપનો જે ભાગ અંગઉપરથી પડીજાય તેનો પાછો લેપ કરવો નહીં, જે એકવાર લેપ કર્યો હોય તેને લઈને બીજી વાર લેપ કરવો નહી, લેપ કરવાના ઔષધોનો જે કલ્ક રાતવાશી રહ્યો તેનો લેપ કરવો નહી અને લેપ સુકાઇ જવા લાગે ત્યારે તેને અંગઉપર રાખવો નહી એ લેપ કરવાની પદ્ધતિ છે અવારાથી ઢકાએલી ભારે ગરમી જો લેપ ન કર્યો હોય તો રૂવાણાઓના છિદ્રોના મોહોડાઓમાથી બાહાર નીકળે છે અને જો લેપ કર્યો હોય તો બાહાર નીકળી શકતી નથી માટે રાતે લેપ કરવો નહીં. નહીં પાકતો સોજો, ઊંડા સોજો અને રૂધિરથી કે પિત્તથી થએલો સોજો એઓની ઉપર વિચક્ષણ વૈદ્યોએ રાતે પણ લેપ કરવો.

## સોજાની ઉપર ક્વાથ વગેરેનાં સેચનો.

જેમ જળવતે સેચન કરવાથી અગ્નિ તુરત શાંત થાયછે તેમ ક્વાથઆદિવતે સેચન કરવાથી દોષરૂપિ અગ્નિ તુરત શાંત થાયછે

વાયુને હણનારા ઔષધોના કવાથોને, તૈલોને, માંસના રસાઓને, ઘીને અને કાંજીને ગરમ કરીને તેઓથી વાયુસંબંધી સોજાની ઉપર સેચનો કરવા.

પિત્તથી, રૂધિરથી કે ક્ષતથી સોજો થયો હોય તો તેના ઉપર શીતલ ઔષધોના રસોથી, દુધથી, ઘીથી, મધથી, ખાંડથી, શેલડીના રસથી અને પિત્તનુ હરણ કરનારા ક્વાથોથી સેચનો કરવા

કફસંબંધી સોજો હોય તો તેના ઉપર કફને હણનારા ઔષધોના શીતલ ક્વાથોથી, તૈલોથી, ક્ષારોથી, જળોથી અને મૂત્રોથી સેચનો કરવાં

## સોજાને ચોળીને કરમાવી નાખવાનો પ્રકાર

ઉત્પન્ન થએલા કઠણ સોજાને ધીરે ધીરે કરમાવી નાખવો જોઇએ. કરમાવવાની રીતિવિષે સુશ્રુત કેહેછેકે " વૈદ્યે સોજાની ઉપર અભ્યંગ કરી બાફ આપીને ધીરે ધીરે વાંસની નળીવતે અથવા હાથના તળાનતે અથવા અંગુઠાવતે મંદ મંદ ચોળવો જોઇએ

## સોજામાંથી લોહી કાહાડવાવિષે

તુરતના ઉત્પન્ન થએલા સોજામા વેદનાની શાંતિનેવાસ્તે અને પાકની શાંતિનેવાસ્તે ( પાક નહીં થવા દેવાને વાસ્તે ) તે સોજામાથી લોહી સ્રવાવવુ જોઇએ. એક દોષ બીજી સર્વજી ક્રિયાઓ

છે અને એક દોર લોહી કાહાડવાનો પ્રકાર છે એટલે સઘળી ક્રિયાઓ મળીને જેટલું કામ કરે તે સઘળુ કામ લોહી કાહાડવાથી થાયછે. વેદનાનું મૂળ લોહીજ છે અને જો લોહી ન હોય તો વેદના થતીજ નથી. વિશેષે કરી શીંગડાંઓથી, જળો મુકવાથી અને છેરાઓ દેવાથી પણ લોહીનું સ્રાવણ કરવું જોઇએ.

## સોજાની ઉપર થોડાં ઉનાં ઔષધો લુગડાથી બાંધીને બાફ દેવાવિષે.

આ બાફનો વિધિ પ્રથમખંડમાં ઔષધો સિદ્ધ કરવાના પ્રકરણમાં (પૃષ્ઠ ૯૪૮ માં 'ઉપનાહ સ્વેદ' એ મથાળા નીચે) કેહેવાઈગયો છે. જે સોજાઓ વેદના વાળા, દારૂણ અને કઠણ હોય તેઓની ઉપર સ્વેદન કરવું જોઇએ અને વ્રણસંબંધી સોજાઓ પણ જો એવી રીતના હોય તો તેઓની ઉપર પણ સ્વેદન કરવું જોઇએ. જે સોજો કાચો હોય અથવા પાકવા લાગેલો હોય તેના ઉપર ઉપનાહ સ્વેદ કરવો. સોજો કાચો હોય તો ઉપનાહ સ્વેદથી શાંત થઈ જાયછે અને પાકવા લાગેલો હોય તો તુરત પાકી જાયછે.

સરગવો, પીપળ, સૈંધવ, સુંઠ, શણનાં બીજ, કપાશીયા, અળસી, કળથી, તલ, જવ, સર્ષપ, કાળી તુલસી, મૂળા, અને સુવા એઓમાંથી જેટલા મળી આવે તેટલા પદાર્થોને ખાટા રસમાં વાટી કલ્કરૂપ કરી જરા ગરમ કરીને ગડાંવતે બાંધી ધીરે ધીરે સોજાની ઉણવ઼ે.ધિ પૂર્વક બાફ દેવી. આમ કઇતિ ૵યસંબંધી સોજો શાંત થઈ જાપ્રથમ સેશે સંશય નથી. આ ઉપનાહ સ્વેદ 'શોભાંજનાદિ' એ નામથી ઓળખાય છે.

સાટોડી, દેવદાર, સુંઠ, સરગવો અને સર્ષપ એઓને ખાટા રસમાં વાટી સેહેવાય તેવો ઊનો તેઓનો લેપ કરવામાં આવે તો તેથી પણ સર્વ પ્રકારના સોજા મટી જાયછે. આ લેપ 'પુનર્નવાદિ' એ નામથી ઓળખાય છે.

## સોજાને પકાવવાવિષે.

જે સોજો પ્રલેપઆદિ કરવાથી શાંત ન થાય તેના ઉપર પાચનીય પદાર્થો બાંધવા. શણનાં ફૂળ, મૂળાનાં બીજ, સરગવાનાં ફૂળ, તલ, સર્ષપ, અળસી, સાથવો, મદિરાનું બીજ, (પ્રથમખંડના ૮૧૨ માં પૃષ્ઠમાં જુવો.) અને બીજા સઘળા ઉષ્ણ પદાર્થો પકાવી નાખેછે.

## સોજાને શસ્ત્રથી અથવા ઔષધોથી ભેદી નાખવાવિષે.

જે સોજા અંદર પરૂવાળા હોય, વાંકા ન હોય અને કોતરવાળા હોય તેઓનું તથા નાડીવ્રણોનું (ભરનીગરોનું) શસ્ત્રવતે અથવા ઔષધની ક્રિયાથી ભેદન કરવું યોગ્ય છે.

જે રોગ શસ્ત્રવતે વીધવાથીજ મટે એવો હોય તેને યોગ્ય સ્થલમાં પ્રમાણસર શસ્ત્ર ઘોંચી વીધી નાખીને તેમાંથી દોષોને સ્રવાવી નાખવા. આ પ્રકાર સુશ્રુતઆદિ ગ્રંથોમાં કહ્યાપ્રમાણે કરવો.

## કોઇ વિષયમાં શસ્ત્ર ઘોંચવાનો અપવાદ.

બાળક, વૃદ્ધ, શસ્ત્રને ન ખમી શકે એવાં માણસો, ક્ષીણ થએલાં માણસો, બીકણ તથા સ્ત્રીઓ એઓને મર્મસ્થ-

લોમાં વ્રણો થયાં હોય તો તે વ્રણોને ઔષધોના લેપનથી ભેદી નાખવાં.

કરંજ, રાતો ચિત્રક, નેપાળો, ચિત્રક, કણેર, હોલાની ચરક, કાગડાની ચરક અને ગરેજની ચરક એઓનું લેપન કરવાથી વ્રણ ભેદાઇ જાયછે.

અઘેડા વગેરે ક્ષારવાળા પદાર્થો અને સાજીખાર તથા જવખાર આદિ ક્ષારો એઓના લેપનથી વ્રણ ચીરાઇ જાયછે.

હાથીના દાંતના ભુકાને પાણીમાં વાટીને તેનો એક બિંદુ જેટલો લેપ કરવામાં આવે તો તેથી અત્યંત કઠણ સોજો અવશ્ય ભેદાઈ જાયછે.

### સોજાને દબાવી પરૂ કાહાડવાનેવાસ્તે તેના ઉપર ઔષધોના જાડા લેપો કરવાવિષે.

ચીકણી ઔષધીઓનાં છાલ તથા મૂળીઆં વાટીને ચોપડવામાં આવે તો તેથી સોજો દબાય છે. જવ, ઘઉં અને અડદ એઓના લોટ (લુપરીઓ) લગાવવાથી પણ સોજો દબાય છે. સોજાને દબાવવાનેવાસ્તે જે લેપ કર્યો હોય તેને સુકાવા દેવો અને સોજાના મુખ ઉપર લેપ કરવો નહીં એટલે એમ કરવાથી સોજામાંથી દોષ સ્રવી જાયછે.

### સોજાને ક્વાથ વગેરેથી સાફ કરવાવિષે.

વ્રણમાંથી પરૂ નીકળી ગયા પછી પરવળના તથા લીંબડાના પાનડાંઓનો ક્વાથ કરી તે ક્વાથથી વ્રણને ધોવામાં આવે તો તેથી વ્રણ સાફ થઈ જાયછે. આ ક્વાથ સઘળા વ્રણોની ઉપર ઉપયોગી છે.

વાયુસંબંધી વ્રણને દશમૂળીના ક્વાથથી ધોવો, પિત્તસંબંધી વ્રણને વડવગેરે ક્ષીરિ (છીરવાળાં) વૃક્ષોના ક્વાથથી ધોવો અને કફસંબંધી વ્રણને આરગ્વધાદિ ગણ (ગરમાળા વગેરેના ગણ)ના ક્વાથથી ધોવો એટલે તેથી સાફ થઈ જાયછે.

પીપળો, ઊમરો, પીપર, વડ અને નેતર એઓના ક્વાથથી ધોવામાં આવે તો વ્રણસંબંધી સોજાઓનો અને આંદીનો નાશ થાયછે.

તલ, સૈંધવ, જેઠીમધ, લીંબડાનાં પાનડાં, હળદર, દારૂહળદર અને નસોતર એઓને વાટી ઘીથી મિશ્રિત કરીને પ્રલેપ કરવામાં આવે તો તેથી વ્રણ સાફ થઇ જાયછે.

એકલા ઉપલસરીના મૂળનો લેપ કરવામાં આવે તો તેથી સઘળા પ્રકારના વ્રણો સાફ થઇ જાયછે.

લીંબડાનાં પાનડાં, તલ, નેપાળો, નસોતર, સૈંધવ, અને મધ એઓનો લેપ દુષ્ટ વ્રણોને શાંત કરનાર છે અને સાફ કરવામાં સર્વોત્તમ છે.

લીંબડાનાં પાનડાનો કલ્ક લેપ કરવાથી વ્રણને સાફ કરેછે તથા તેમાં ઘરતી લાવેછે અને ભક્ષણ કરવાથી ઉલટીને, અગ્નિના મંદપણાને, પિત્તને, કફને તથા કૃમિઓને હરેછે. લીંબડાનાં પાનડાંના કલ્કની વાટ કરીને વ્રણના મોહોડામાં ખોસી રાખવામાં આવે તો તેથી સાંધાઓમાં તથા મર્મસ્થલોમાં થએલા ઝીણા વ્રણો સાફ થઈ જાયછે.

હરડે, નસોતર, નેપાળો, કલગારી, બમણો મધ, સૈંધવ, લીંબડાનાં પાનડાં, ઘી, દારૂહળદર અને જેઠીમધ એઓની

વાટ અથવા તલનો કલ્ક વ્રણને સાફ કરેછે અને તેમાં ધરતી લાવેછે.

## વ્રણમાં ભોં (ધરતી) લાવવાવિષે.

જે વ્રણો માંસના જથામાં થએલા હોવાનેલીધે પોતામાંથી સડેલું માંસ નીકળી ગયા છતાં પણ રૂઝાઇને ધરતીવાળા ન થતા હોય તેઓની ઉપર તલનો કલ્ક મધથી મિશ્રિત કરીને લગાવવામાં આવે તો તેથી વ્રણો રૂઝાઇને ધરતીવાળા થાયછે.

આસોંદ, કડુ, લોદર, કાયફળ, જેઠીમધ, મજીઠ અને ધાવણીનાં ફુલ એઓનો કલ્ક લગાવવાથી વ્રણમાં સારી રીતે ધરતી આવેછે.

મધ સહિત મધનો લેપ કરવાથી માણસોના સર્વ પ્રકારના વ્રણોમાં ધરતી આવેછે.

ઝીણી એળચીનાં પાનડાંનો, અથવા ધંતુરાનો, અથવા બલામોટાનો ( આનો અર્થ ગુજરાતીમાં મળ્યો નથી ) અથવા કાળી તુલસીનો લેપ કરવામાં આવે તો તેથી ઊંડા વ્રણમાં પણ રૂઝવળીને ધરતી આવેછે.

આસોંદરો, ઊંબરો, પીપળો, જાંબુ, કાયફલ અને લોદર એઓની છાલોનાં ચૂર્ણો વ્રણોની ઉપર ભભરાવવામાં આવે તો વ્રણો તુરત રૂઝાઇને ધરતીવાળા થાયછે એ નિસ્સંશય છે.

ધઉલાં, ધાવણીનાં ફુલ, જેઠીમધ, અને લાખ એઓનું બારીક ચૂર્ણ કરીને વ્રણની ઉપર ભભરાવવામાં આવે તો વ્રણમાં રૂઝવળીને ધરતી આવેછે.

જવનું અને જેઠીમધનું ચૂર્ણ કરી તેને તેલથી તથા ઘીથી મિશ્રિત કરી ઉનું કરીને તેનો સેહેવાય તેવો લેપ કરવામાં આવે તો તેથી વ્રણમાં થતો દાહ તથા વ્રણમાં નીકળતાં શૂળ શાંત થઈ જાયછે.

કરંજ, લીંબડો અને નગડ એઓનો લેપ કરવાથી વ્રણમાં પડેલા કીડાઓ હણાઈ જાયછે.

લસણનો લેપ કરવાથી વ્રણમાં પડેલા કીડાઓ હણાઈ જાયછે.

લીંબડો અને હીંગ એઓનો લેપ કરવાથી વ્રણના કીડાઓ હણાઈ જાયછે.

લીંબડાનાં પાનડાં, વજ, હીંગ, ઘી, સૈંધવ અને સર્ષપ એઓની ધુંવાડી દેવામાં આવે તો તેથી વ્રણની રૂક્ષતા, વ્રણના કીડાઓ, વ્રણની ચળ તથા વ્રણની પીડા મટી જાયછે.

જે વ્રણો પાક્યા હોય, સ્રવતા હોય, ગંધવાળા હોય તથા લાંબા કાળથી થએલા હોય અને જે સોજાઓ હમેશના હોય તેઓ ગુગળથી મિશ્રિત કરેલો ત્રીફલા ( હરડે બેહેડાં આમળાં ) નો રસ પીવાથી મટી જાયછે.

કડવાં પરવળ અથવા કડવી ઘીસોડી, લીંબડાની અંતર છાલ, બીવલાનો સાર, આમળાં, હરડે અને બેહેડાં એઓનો ક્વાથ કરી તેમાં ગુગળને મિશ્રિત કરીને નિત્ય પ્રાતઃકાલમાં પીવામાં આવે તો તેથી રતવા, વિસ્ફોટક તથા દુષ્ટ વ્રણો એઓની શાંતિ થાયછે.

## વ્રણ મટ્યા પછી તે સ્થલનો શરીરના જેવો વર્ણ બનાવવાવિષે.

મણશીલ, મજીઠ, લાખ, હળદર અને દારૂહળદર એઓનું ચૂર્ણ કરી તેને મધથી તથા ઘીથી મિશ્રિત કરીને ચોપડવામાં આવે તો તેથી વ્રણના સ્થ-

લની ચામડીનો શરીરની ચામડીના-જેવો વર્ણ થઇ જાયછે.

### વ્રણવાળાને ભોજન દેવાવિષે.

જાંગલ દેશનાં પશુઓનાં માંસોના રસાઓ, તાંદલજો, મીઠી ખડખોલી, બથવો, સુનિસરણક, નાહાના મુળા, રીંગણાં, પરવળ, કારેલાં, દાડિમ તથા આમળાં એઓને ઘીમાં શેકી સૈંધવ નાખીને તેઓની સાથે અથવા એવા ગુણોવાળા બીજા પદાર્થોની સાથે અથવા મગ વગેરેના રસની સાથે જરા ઉનો, સ્નિગ્ધ અને પાતળો જુના રાતા ચોખાનો ભાત ખાવામાં આવે તો તેથી વ્રણ તુરત મટી જાગછે.

ખાટું દહીં, ખાટાં શાક, જલપ્રાય દેશનાં અથવા જળનાં પ્રાણીઓનાં માંસો, દુધ અને ભારે અન્નો એઓનો વ્રણવાળાએ ત્યાગ કરવો.

### વ્રણવાળાએ પરિશ્રમ વગેરેનો ત્યાગ કરવાની જરૂર.

વ્રણ થયા છતાં જો પરિશ્રમ કરવામાં આવે તો સોજો ચડેછે, ઉજાગરો કરવામાં આવે તો સોજો ચડેછે તથા રતાશપણ થાયછે, દિવસે સુવામાં આવે તો સોજો રતાશ તથા પીડા એ ત્રણે થાયછે અને મૈથુન કરવામાં આવે તો સોજો રતાશ પીડા તથા મૃત્યુ એ ચારે થાયછે.

### આગંતુજ વ્રણની ચિકિત્સા.

આગંતુજ વ્રણ પ્રકોપ પામ્યો હોય તો વમનથી તથા વિરેચનથી શરીરને સાફ કરવુ અને રૂધિરની તથા પિત્તની ગરમીનો નાશ કરનારી શીતલ ક્રિયા કરવી. બળ જોઇને લંઘન પણ કરાવવું, યોગ્ય ભોજનો દેવાં અને યોગ્ય લાગે તો લોહી પણ કહડાવવું.

આગતુજ વ્રણ ઘસાય કે ફાટી જાય તોપણ યોગ્યતા જોઇને ઉપર કહેલો વિધિજ કરવો.

અંગ છેદાઇ જતાં, ભેદાઈ જતાં, વીંધાઈ જતાં કે ઘવાઇ જતાં લોહી નીકળવા લાગેછે અને એવી રીતે લોહીનો ક્ષય થવાથી વાયુ અત્યંત પીડાને ઉત્પન્ન કરેછે. જો આ પ્રમાણે બન્યું હોય તો સ્નેહપાન કરવું, સેચન કરવું, લેપ કરવો, ઉપનાહ સ્વેદ કરવો, સ્નેહની પિચકારી મારવી અને વેદનાનું હરણ કરનારાં ઔષધો પણ કરવાં.

તરવાર વગેરેથી ગાત્ર છેદાતાં તે સમયેજ તે વ્રણને ગગેટીનાં મૂળીઆંના રસોથી પૂરવામાં આવે તો તે વ્રણ તુરત વેદના વગરનો થઈ જાયછે.

આગંતુજ વ્રણોની ઉપર પ્રથમ સાત દિવસસુધી તો સઘળી તુરી, મધુર અને શીતળ ક્રિયાઓ કરવી અને તે પછી આઠમા દિવસથી બીજા વ્રણોનેવાસ્તે આગળ જે ક્રિયાઓ કહેવાઇ ગઇછે તે કરવી.

રૂધિર આમાશયમાં રહ્યું હોય તો વમન કરવું અને પક્વાશયમાં રહ્યું હોય તો વિરેચન કરવું.

વાંસની છાલ, એરંડો, ગોખરૂ અને પાષાણભેદ એઓનો ક્વાથ કરી તેમાં હીંગ તથા સૈંધવ નાખીને પીવામાં આવે તો કોઠામાં રહેલું લોહી સ્રવી જાયછે.

આગંતુજ વ્રણવાળાએ જવ, મીઠાં મોટાં બોર અને કળથી એઓના સ્નેહવગરના રસની સાથે અન્ન જમવું અથવા સૈંધવ નાખીને યવાગૂ પીવી.

## જાત્યાદિ ઘૃત.

ચમેલીનાં પાનડાં, લીંબડાનાં પાનડાં, પરવળનાં અથવા કડવી ધીસોડીનાં પાનડાં, કડુ, દારૂહળદર, હળદર, ઉપલસરી, મજીઠ, કાળીવાળો, મીણ, મોરથુથુ, જેઠીમધ અને કરંજનાં બીજ એઓને સમભાગે લઇ તેઓના કલ્કથી પકાવવામાં આવેલું ઘી જાત્યાદિ ઘૃત કેહેવાયછે. આ ઘી લગાવવાથી ઝીણાં મોહોડાં વાળા, મર્મોમાં રહેલા, સ્રાવવાળા, ઊંડા, વેદનાવાળા અને અંગોમાં ગતિ કરનારા વ્રણો સાફ થઇ જાયછે અને ભીં આવીને રૂઝાઇ જાયછે.

જોકે ઉપરના પાઠમાં મીણને પ્રથમથીજ ઘીમાં નાખવાનું કહ્યું હોય એમ જણાય છે તોપણ વૃદ્ધ વૈદ્યોનો ઉપદેશ અને ગુરૂ પરપરા એઓથી સિદ્ધ થાયછે કે જાત્યાદિ ઘૃત પાકી રહ્યા પછીજ તેમાં મીણ નાખવું.

## જાત્યાદિ તૈલ.

ચમેલીનાં પાનડાં, લીંબડાનાં પાનડાં, કડવા પરવળનાં અથવા કડવી ધીસોડીનાં પાનડાં, કરંજનાં પાનડાં, મીણ, જેઠીમધ, કઠ, હળદર, દારૂહળદર, કડુ, મજીઠ, પદ્મકાષ્ઠ, હરડે, લોદરની છાલ, નીલકમળ, ઉપલસરી, મોરથુથુ અને કરંજનાં ફળ એઓને સમભાગે લઇ કલ્ક કરીને તે કલ્કથી પાકમાં વિચક્ષણતા ધરાવનારા વૈદ્યે તલના તેલને પ્રયત્નપૂર્વક સારી રીતે પકાવવું એટલે જાત્યાદિ તૈલ સિદ્ધ થાયછે. વિષસંબંધી વ્રણ, વિસ્ફોટક, કષ, દાદર, રતવા, કીડાના કરડ, તુરત શસ્ત્રના પ્રહારથી થએલા જખમ, બળી ગએલ, વીંધાઇ ગએલ, નખનો ઘા અને દાંતનો ઘા, એઓની ઉપર આ તૈલ લગાવવાથી હિત થાયછે. વ્રણમાંથી બગડેલું માંસ કાહાડી નાખવાના કામમાં પણ આ તૈલ ઉત્તમ છે. વૈદ્યોએ આદર પૂર્વક સ્વીકારેલું આ તૈલ પ્રસિદ્ધ છે અને વ્રણોને સાફ કરનાર તથા સારી રીતે રૂઝાવનાર છે.

## વિપરીત મલ્લ તૈલ.

ચિત્રક, લસણ, હીંગ, શરપંખેલ, કલગારી, સિંદૂર. વછનાગ અને કઠ એઓના કલ્કથી સારી રીતે પકાવેલું સરસીયું તેલ વિપરીત મલ્લ કેહેવાય છે. આ તૈલ લગાવવાથી દુષ્ટવ્રણ મટી જાયછે અને ઘણાં ઓષધોથી પણ ન મટે એવો અસાધ્ય નાડીવ્રણ મટી જાયછે. અપથ્ય જમવામાં આવતાં છતાં પણ આ તૈલથી દુષ્ટવ્રણ અને નાડીવ્રણ (ભરનીગર) મટયા વગર રેહેતા નથી.

## અમૃતાદિ ગુગ્ગુલુ.

ગળો, કડવાં પરવળનાં અથવા કડવી ધીસોડીનાં મૂળ, હરડે, બેહેડાં, આમળાં, સુંઠ, મરી, પીપળ અને વાવડીંગ એઓને સમભાગે લઇ ચૂર્ણ કરી તે ચૂર્ણને એ ચૂર્ણના જેટલાજ વજનના ગુગળમાં મિશ્રિત કરીને તેની યોગ્ય વજનવાળી ગોળીઓ વાળવી. આ ગોળીઓ અમૃતાદિ ગુગ્ગુલુ કેહેવાયછે. જો નિત્ય આ એક એક ગોળી ખાવામાં આવે તો તેથી વ્રણ, વાતરક્ત, ગુલ્મ, ઉદરના રોગ, સોજા અને વાયુસંબંધી રોગો એઓ જીતાઇ જાયછે.

## અગ્નિથી બળેલાની ચિકિત્સા.

## अथाग्निदग्धस्य चिकित्सा ।

पुष्टस्याग्निपु तपनं कार्यमुष्णं तथौषधम् ॥ सम्यक् स्विन्ने शरीरे तु स्विन्नं भवति शोणितं ॥ प्रकृत्या सलिलं शीतं स्कन्दयत्यतिशोणितम् । तस्मात् सुखयति ह्युष्णं नतु शीतं कदाचन ॥

स्कन्दयति शोषयति ।

शीतामुष्णां च दुर्दग्धे क्रियां कुर्यात्ततः पुनः । घृतालेपनसेकास्तु शीतानेवास्य कारयेत् ॥ सम्यग्दग्धे तुगाक्षीरीप्लक्षचन्दनगैरिकैः । सामृतैः सर्पिषा युक्तैरालेपं कारयेद्भिषक् ॥ ग्राम्यानूपौदकैर्मांसैः पिष्टैरेनं प्रलेपयेत् । अतिदग्धे विशीर्णानि मांसान्युद्धृत्य शीतलं ॥ क्रियां कुर्यात्ततः पश्चाच्छालितण्डुलकण्डनैः । तिन्दुक्यास्त्वक्कषायैर्वा घृतमिश्रैः प्रलेपयेत् ॥ सर्वेषामग्निदग्धानामेतद्रोपणमुत्तमम् । सिक्थककर्दमजीरकमधुपथ्यासर्जमिश्रितं लेपात् । गव्यं घृतमपहरति विपाकजनितं व्रणं सद्यः ॥

इति सिक्थकादि घृतम् ।

सिद्धं कषायकल्काभ्यां पटोल्याः कटुतैलकम् । दग्धव्रणरुजास्रवदाहविस्फोटनाशनम् ॥

इति पटोलादितैलम् ।

અગ્નિથી દગ્ધ થયાના પુષ્ટ, દુર્દગ્ધ, સમ્યગ્દગ્ધ અને અતિદગ્ધ એમ ચાર પ્રકારો છે. સ્વાભાવિક વર્ણ બદલી જઇને અત્યંત બળતરા થાય તથા ફોડલા ન ઉઠે તો પુષ્ટ થયું સમજવું. તીવ્ર ફોડલા ઊઠે, જાણે આકર્ષણ થતું હોય એવી વેદના થાય, બળતરા થાય, રતાશ થઈ જાય, પાકી જાય તથા સબાકા (લબકારા) નીકળવાઆદિ બીજી પણ વેદનાઓ થાય અને તે ફોડલા વગેરે લાંબે કાળે મટે એવા થાય તો દુર્દગ્ધ થયું સમજવું. જો દાહનું મૂળ ઊંડું ન ગયું હોય, પાકાં તાડનાં ફળ જેવો રંગ થઈ ગયો હોય, દાહમાં અત્યંત ઉંચાપણું કે અત્યંત નીચાપણું આદિ દોષો ન થએલ હોય અને ત્વચામાં દહન થયાનાં લક્ષણો દેખાતાં હોય તો **સમ્યગ્દગ્ધ** થયું સમજવું. માંસ લટકી ગયું હોય, ગાત્ર વીંખાઇ ગયું હોય, શિરાઓમાં, સ્નાયુઓમાં, સાંધાઓમાં તથા અસ્થિઓમાં ત્રુટફાટ થઇ હોય અને જ્વર, દાહ, તરશ તથા મૂર્છાઆદિ ઉપદ્રવો થયા હોય તો **અતિદગ્ધ** થયું સમજવું. અંગ જો પુષ્ટ થયું હોય તો તેને અગ્નિથી તપાવવું તથા ઉષ્ણ ઔષધો કરવાં. કારણ કે સારી પેઠે શેક કરવામાં આવે તો રૂધિર પણ શેકાઇને પાતલુંજ રેહેછે એટલે તેથી ગરમી સારી રીતે બાહાર નીકળતાં અને વાયુનું ગમન પણ સવળે માર્ગે થતાં સુખ થાયછે. પુષ્ટ થએલાની ઉપર પાણી રેડવામાં આવે તો પાણી સ્વાભાવિક રીતે શીતલ હોવાથી રૂધિરને જમાવી દેછે તેથી ગરમી બાહાર નહિ નીકળતાં અને વાયુનું ગમન પણ રોકાઈ જતાં ભારે વેદના થાયછે. આ પ્રમાણે છે એટલામાટે પુષ્ટને ગરમ ઉપચારજ સુખ આપેછે પણ શીત ઉપચાર કદી સુખ આપતો નથી. જો દુર્દગ્ધ થયું હોય તો વૈદ્યે તેના ઉપર શીતલ ક્રિયા પણ કરવી અને ગરમ ક્રિયા

પણ કરવી. પરંતુ એ દુર્દગ્ધ થએલાની ઉપર જે ઘી ચોપડવું તે ટાઢુંજ ચોપડવું અને જે રેડવું તે પણ ટાઢુંજ રેડવું. સમ્યગ્દગ્ધ થયું હોય તો વૈદ્યે વંશલોચન, પીપળ, રતાંજલિ, સોનાગેરૂ અને ગળો એઓને વાટી ઘીથી સ્નિગ્ધ કરીને લેપ કરાવવો તથા ઘોડાઆદિ ગ્રામ્ય પશુઓનાં માંસો, કાચબા વગેરે જલચરનાં માંસો અને સુવરઆદિ જલપ્રાય પ્રદેશમાં ફરનારાંનાં માંસો એઓને વાટીને તેઓનો પણ લેપ કરાવવો. અતિદગ્ધ થયું હોય તો લટકી રહેલાં માંસોને કાહાડી નાખીને વૈદ્યે શીતલ ક્રિયા કરવી અને પછી રાતા ચોખાનું ચૂર્ણ ભભરાવવું અથવા ટીંબરૂની છાલના ચૂર્ણને ઘીમાં વાટીને ચોપડવું.

### શિક્થકાદિ ઘૃત.

મીણ, કાદવ, જીરૂં, મધ, હરડે અને રાળ એઓથી મિશ્રિત કરેલું ગાયનું ઘી ચોપડવામાં આવે તો બળવાથી થએલો વ્રણ તુરત મટી જાયછે. ચારે પ્રકારનાં દગ્ધોને શોધ લાવીને રૂઝાવાનો એજ ઉત્તમ ઉપાય છે.

### પટોલાદિ તેલ.

કડવી ઘીસોડીના ક્વાથથી અને કલ્કથી પકાવેલું સરસીયું તેલ દાહથી થએલા વ્રણને, વેદનાને, સ્રાવને, બળતરાને અને ફોડલાને નષ્ટ કરેછે.

### વ્રણસંબંધી ગાંઠની ચિકિત્સા.

वातास्रमस्रुतं दुष्टं सशोथं ग्रथितं व्रणम् । कुर्यात् सदाहं कण्ड्वाढ्यं व्रणग्रन्थिस्तु स स्मृतः ॥ कम्पिल्लकं विडङ्गानि त्वचं दार्व्यास्तथैव च । पिष्ट्वा तैलं पचेत्तत्तु व्रणग्रन्थिहरं परम् ॥

इति व्रणशोथाग्निदग्धनिदानचिकित्साधिकारः ।

વાયુ તથા રૂધિર એઓ વ્રણને સ્રાવ વગરનો, દુષ્ટ, સોજાવાળો, ગુંથાએલા જેવો બળતરાવાળો અને ખરજવાળો કરી નાખેછે. આવો વ્રણ વ્રણગ્રંથિ કહેવાયછે. કપીલો, વાવડીંગ અને દારૂહળદરની છાલ એઓને વાટી કલ્ક કરી પકાવવામાં આવેલું તેલ વ્રણગ્રંથિને મટાડે છે એમાં સંશય નથી.

**વ્રણના સોજાનો તથા અગ્નિદગ્ધનો અધિકાર સંપૂર્ણ.**

---

## ભગ્નનો ( અસ્થિના જુદા પડવાનો ) અધિકાર.

### ભગ્નના ભેદ.

### अथ भग्नाधिकारः ।

### तत्र भग्नस्य भेदमाह ।

भग्नं समासात् द्विविधं हुताशकाण्डे च सन्धावपि तत्रसन्धौ। उत्पिष्टविश्लिष्टविवर्तितानि तिर्यग्गतं क्षिप्तमधश्च भग्नम् ॥

अत्र भावेऽर्थे क्तप्रत्ययस्तेन भग्नं भङ्गः स चात्र विश्लेषोऽभिप्रेतः । तेन भग्नमात्रास्थिविश्लेषलक्षणम् । समासात् संक्षेपात् । हुताश हे अग्निवेश । यतश्चरके । अग्निवेशस्य हुताशेति नामान्तरमुक्तम् । काण्डे सन्धिपर्यन्ते एकखण्डे । अस्थिसन्धौ द्वयोरस्थ्नोः सस्थानसन्धाने तत्र सन्धौ ।

उत्पिष्टादिभेदैः षट्प्रकारकं भग्नं भवति ॥ स्वल्पवक्तव्यत्वेन सन्धिभग्नस्यादौ विवरणम् । उत्पिष्टेत्यादि । अधः अधोभग्नम् ।

ચરકમાં પુનર્વસુ મુનિએ પોતાના શિષ્ય અગ્નિવેશને કહ્યું છે કે " હે અગ્નિવેશ! ભગ્નના સંક્ષેપથી બે પ્રકાર છે. એક કાંડભગ્ન અને બીજું સંધિભગ્ન. સાંધાના અસ્થિના એક ભાગમાં જે ભગ્ન થયું હોય તે કાંડભગ્ન કહેવાયછે અને બે અસ્થિઓની સંધાવાની જગ્યામાં જે ભગ્ન થયું હોય તે સંધિભગ્ન કહેવાયછે. સંધિભગ્નની બાબતમાં બોલવાનું થોડુંક છે એટલામાટે સંધિભગ્નનું વિવેચન પ્રથમ કરીએ છીએ. ઉત્પિષ્ટ, વિશ્લીષ્ટ, વિવર્ત્તિત, તિર્યગ્ગત, ક્ષિપ્ત અને અધોગત એ રીતે સંધિભગ્નના છ ભેદ છે.

## સંધિભગ્નનું સામાન્ય ચિન્હ.

## सन्धिभग्नस्य सामान्यलिङ्गमाह ।

**प्रसारणाकुञ्चनवर्तनोग्रा रुक्स्पर्शविद्वेपणमेतदुक्तम् । सामान्यतः सन्धिगतस्य लिङ्गम् ॥**

પસારવામાં, સંકોચવામાં તથા ફેરવવામાં ઉગ્ર પીડા થાય અને સ્પર્શના ઉપર દ્વેષજ થાય એ સંધિભગ્નનું સામાન્ય ચિન્હ સમજવું.

## સંધિભગ્નના છ ભેદોનાં વિશિષ્ટ ચિન્હો.

**उत्पिष्टसन्धेः श्वयथुः समन्तात् ॥ विशेषतो रात्रिभवा रुजा च विश्लिष्टकेतौ च रुजा च नित्यम् ।**

## उत्पिष्टस्य लिङ्गमाह ।

उत्पिष्टसन्धेः उत्पिष्टः द्वाभ्यामस्थिभ्यां पिष्टः संधिर्यस्य तस्य समन्तात् उभयभागयोः शोथो भवति । विश्लिष्टमाह । विश्लिष्ट इत्यादि तौ उभयतः रात्रिशोथौ रुजा च नित्यम् । सदा रुजाधिका भवतीति उत्पिष्टभेदः ।

## विवर्तिततिर्यग्गताक्षिप्ताधोगतान्याह ।

**विवर्तिते पार्श्वरुजश्च तीव्रास्तिर्यग्गते तीव्ररुजो भवन्ति । क्षिप्तेऽतिशूलं विषमं रुजश्च क्षिप्ते त्वधोरुग्विघटश्च सन्धेः ॥**

विवर्तिते सन्धावमुक्ते अस्थिद्वये परिवर्तिते पार्श्वरुजः । सन्धिस्थितास्थिखण्डद्वयपार्श्वयो रुज । तिर्यग्गते एकस्मिन्नस्थि सन्धिस्थानं त्यक्त्वा तिर्यग्गते । क्षिप्ते एकस्मिन्नस्थि परस्मादस्थ उपरिगते अतिशूलम् । तत्र विषम कदाचिदधिकं कदाचिन्न्यूनम् । अध क्षिप्ते सन्धिगते एकस्मिन्नस्थि । अधोगते रुक् सन्धिविघट्टनं च ।

બે અસ્થિઓ પરસ્પરની સાથે ઘસાવાથી સાંધો દબાઇ જતાં બન્ને ભાગમાં સોજો થાય અને રાતે વધારે વેદના થાય એ ઉત્પિષ્ટનું ચિન્હ સમજવું.

બન્ને ભાગમાં સોજો હોય અને નિરંતર અધિક વેદના રેહેતી હોય તો વિશ્લીષ્ટ થએલું સમજવું. ઉત્પિષ્ટમાં રાતે અધિક વેદના રેહેછે અને વિશ્લીષ્ટમાં નિરંતર અધિક વેદના રેહેછે એટલી જુદાઈ છે. વિશ્લિષ્ટ એટલે સાંધાનાં અસ્થિઓનું પરસ્પરથી જુદું પડવું.

સાંધો જુદો નહિ પડતાં સાંધાનાં બન્ને અસ્થિઓ વાંકા થઇ જાય અને તેથી તે બન્ને અસ્થિઓમાં તીવ્ર વેદનાઓ થાય એ વિવર્ત્તિતનું ચિન્હ સમજવું.

સાંધાનાં બે અસ્થિઓમાંથી એક અસ્થિ સાંધાના સ્થાનને છોડીને આડું થઇ જાય અને તેથી તીવ્ર વેદનાઓ થાય એ તિર્યગ્ગતનું ચિન્હ સમજવું,

સાંધાનાં બે અસ્થિઓમાંથી એક અસ્થિ બીજા અસ્થિથી ઉપર ચડીજાય અને તેથી અસ્થિઓમાં વિષમ રીતનું ભારે શૂળ થાય તથા વેદનાઓ થાય એ ક્ષિપ્તનું ચિન્હ સમજવું. કોઈ સમયે ન્યૂનપણું એ શૂળનું વિષમપણું જાણવું.

સાંધાનાં બે અસ્થિઓમાંથી એક અસ્થિ બીજા અસ્થીથી નીચે જાય અને તેથી વેદના થાય તથા સાંધો જુદો પડે એ અધોગતનું ચિન્હ સમજવું.

### કાંડભગ્નના બાર પ્રકારોનું નિરૂપણ.

### काण्डभग्नमाह ।

भग्नं तु काण्डे बहुधा प्रयाति विशेषतो नामभिरेव तुल्यम् ।

भग्नम् काण्डे काण्डविषये बहुधा बहुभिः प्रकारैः प्रयाति । अत्र बहुविधत्वम् द्वादशविधत्वं बोद्धव्यम् । बहुविधस्य काण्डभग्नस्य पृथग्लक्षणं नोक्तम् । किन्तु नामभिरेव तुल्यम् । कर्कटकादिनामानुरूपमेव लक्षणं बोद्धव्यम् ।

### तान् प्रकारानाह ।

काण्डे त्वतः कर्कटकाश्वकर्णौ विचूर्णितं पिच्चितमस्थि खल्लितम् । काण्डेषु भग्नं ह्यतिपातितं च मज्जागतं विस्फुटितं च वक्रम् ॥ छिन्नं द्विधा द्वादशधापि काण्डे सामान्यमग्रे किल तस्य लिङ्गम् ।

अतः सन्धिभग्नानन्तरं काण्डे काण्डभग्नम् । तदाह । कर्कटकः अस्थिविश्लेषपूर्वको मध्ये प्रोन्नतः पार्श्वयोरवनतः कर्कटतुल्यरूपत्वात् कर्कटः । अश्वकर्णः अश्वकर्णवद्विपुलास्थिनिर्गमादश्वकर्णः । विचूर्णितम् चूर्णितमस्थि तच्च शब्दस्पर्शाभ्यां बोद्धव्यम् । पिच्चितम् नियन्त्रितं बहुशोथम् । खल्लितं विश्लिष्टमस्थिनिःसृतं । काण्डेषु भग्नम् काण्डभग्नम् । यद्यपि कर्कटकादि सर्वमेव काण्डभग्नम् । तथापि इयं काण्डभग्नसंज्ञाविशिष्टा । अत्र भग्नं भङ्गस्त्रुटिस्तेन सर्वथा त्रुटिम् । पृथग्भूतं त्वचि स्थितं यत्तत्काण्डभग्नम् ॥ अतिपातितं अशेषेण छित्वा पातितमस्थि । मज्जागतम् । अस्थ्यवयवोऽस्थि मध्ये प्रविश्य मज्जानं गतः । विस्फुटितम् स्तोकं विदीर्णम् । वक्रम् स्थानं त्यक्त्वा कुब्जीभूतम् । छिन्नं द्विधा एकं विदीर्णं संलग्नम् अपरं विदीर्णं द्विधाभूतं ॥ द्वादशधा च काण्डे इति कर्कटकादिकाण्डे भग्नं द्वादशधेत्यन्वयः । तच्चोक्तमेव ॥

કાંડભગ્ન ઘણા પ્રકારનું થાયછે ( બાર પ્રકારનું થાયછે ) અને તે બારે પ્રકારોનાં લક્ષણો તેઓનાં કર્કટકઆદિ નામો ઉપરથીજ જણાય એવાં છે માટે જુદાં કેહેવાની જરૂર નથી. કર્કટક, અશ્વકર્ણ, વિચૂર્ણિત, પિચ્ચિત, ખલ્લિત, કાંડભગ્ન, અતિપાતિત, મજ્જગત, વિસ્ફુટિત, વક્ર, અલ્પછિન્ન અને બહુછિન્ન એ રીતે કાંડભગ્ન બાર પ્રકારનું છે. બારે પ્રકારના કાંડભગ્નનું જે સા-

માન્ય ચિન્હ છે તે પાછળથી કહેવામાં આવશે.

અસ્થિનો ભાગ છુટો પડીને વચમાં ઊંચો અને પડખાઓમાં નમેલો થઇ જતાં કર્કટક (કુડચલ) જેવા આકારને પ્રાપ્ત થાય એ કર્કટક કહેવાય છે. ઘોડાના કાનની પેઠે મોટું અસ્થિ બાહાર નીકળે એ **અશ્વકર્ણ** કહેવાય છે. અસ્થિનું ચૂર્ણ (ભુકો) થઇ ગયું હોય કે જે શબ્દ ઉપરથી અને સ્પર્શ ઉપરથી જાણવામાં આવે છે તે **ચૂર્ણિત** કહેવાય છે. અસ્થિના અવયવો પરસ્પરથી વળગી રહેલા છતાં ઘણા સોજાવાળું હોય એટલે પીચાઈ ગયું હોય તે **પિચ્ચિત** કહેવાય છે. અસ્થિનો ભાગ શિથિલ થઇને ચતો થઈ ગયો હોય એ **ખલિત** કહેવાય છે. અસ્થિ સર્વથા તુટી જુદું પડીને ચામડીમાં રહેલું હોય તે **કાંડભગ્ન** કહેવાય છે. જોકે કર્કટકઆદિ સઘળા ભેદો કાંડભગ્નજ કહેવાય છે તોપણ તેઓમાના આ ભેદને 'કાંડભગ્ન' એ ખાસ નામ આપવામાં આવ્યું છે. અસ્થિ સંપૂર્ણ રીતે છેદાઇને પડેલું હોય તે **અતિપાતિત** કહેવાય છે. અસ્થિનો અવયવ અસ્થિની અંદર પેસીને મજ્જામાં પોહોચી ગયો હોય એ **મજ્જાગત્** કહેવાય છે. અસ્થિ થોડુંક ફાટી ગયું હોય તે **વિસ્ફુટિત** કહેવાય છે. અસ્થિ પોતાના ઠેકાણાને છોડીને કુબડું થઇ ગયું હોય તે **વક્ર** કહેવાયછે. અસ્થિ સારી પેઠે ફાટીને ચોટી રહ્યું હોય તે **અલ્પછિન્ન** કહેવાય છે. અસ્થિ સારી પેઠે ફાટીને નોખનોખા બે ભાગવાળું થઇ ગયું હોય તે **બહુછિન્ન** કહેવાય છે.

## કર્કટકઆદિ કાંડભગ્નોનું સામાન્ય લક્ષણ.

## कर्कटादि काण्डभग्नस्य लक्षणमाह ।

**स्रस्ताङ्गता शोथरुजातिवृद्धिस्तथा व्यथा वृद्धिरतीव नित्यम् । सम्पीड्यमाने भवतीह शब्दः स्पर्शासहं स्पन्दनतोदशूलाः ॥ सर्वास्ववस्थासु न शर्मलाभो भग्नस्य काण्डे खलु चिह्नमेतत् ।**

स्पर्शासहमिति काण्डभग्नस्य विशेषणम् । स्पन्दनं नाडीनां स्फुरणम् । शूलेनेव च व्यथा । रुजा सामान्यपीडा सर्वास्ववस्थासु शयनादिषु ।

અંગોનું શિથિલપણું, સોજાની વૃદ્ધિ, વેદનાની અત્યંત વૃદ્ધિ, જાણે શૂળ નીકળતું એવી વ્યથાનો નિત્ય અત્યંત વધારો, દબાવતાં અવાજની ઉત્પત્તિ, સ્પર્શનું નહીં ખમી શકાવું, નાડીઓનું સ્ફુરણ, સોઇઓથી ભોંકાયા જેવી પીડા, શૂળ અને શયન વગેરે સઘળી સ્થિતિઓમાં સુખની અપ્રાપ્તિ એ લક્ષણો ઉપરથી કાંડભગ્ન થએલું સમજવું.

## ભગ્નનું કષ્ટસાધ્યપણું.

## कष्टसाध्यमाह ।

**अल्पाशिनोऽनात्मवतो जन्तोर्वातात्मकस्य च । उपद्रवैर्वा जुष्टस्य भग्नः कृच्छ्रेण सिध्यति ॥**

अनात्मवतः रोगप्रतीकारे यत्नरहितस्य । वातात्मकस्य वातप्रकृतेः । उपद्रवैः ज्वराध्मानमोहमूत्रपुरीषसङ्गादिभिः ।

થોડું ભોજન કરનારાનું, રોગને મ-

ટાડવાની કાળજી નહીં રાખનારાનું, વાયુપ્રકૃતિવાળાનું અને જ્વર, આફ્રો, મોહ, મૂત્રની અટકાયત તથા વિષ્ટાની અટકાયત વગેરે ઉપદ્રવોવાળાનું ભગ્ન સંધિભગ્ન તથા કાંડભગ્ન માંડમાંડ મટેછે.

## ભગ્નનું અસાધ્યપણું.

### असाध्यमाह ।

**भिन्नं कपालं कट्यां तु सन्धिमुक्तं तथाच्युतम् । जघनं प्रतिपिष्टं च वर्जयेत्तु चिकित्सकः ॥**

कपालम् जानुनितम्बांसगण्डतालुशङ्खवङ्क्षणशिरोऽस्थीनि कपालानि । तथाच्युतम् । अधः क्षिप्तम् । प्रतिपिष्टम् उत्पिष्टम् ।

### पुनरसाध्यमाह ।

**असंश्लिष्टकपालं च ललाटे चूर्णितं च यत् । भग्नं स्तने गुदे पृष्ठे शङ्खे मूर्द्धनि वर्जयेत् ॥**

असंश्लिष्टकपालमिति भग्नविशेषणम् । स्तने स्तनयोरन्तरे । मूर्धनि चूडास्थाने ।

### अपरमसाध्यमाह ।

**सम्यक्संहितमप्यस्थि दुर्न्यासाद्दुष्टबन्धनात् । संक्षोभाद्वापि यद्गच्छेद्विक्रियां तच्च वर्जयेत् ॥**

सम्यक् संहितमपि सम्यक् योजितमपि । अस्थि दुर्न्यासात् दुःस्थापनात् । सुन्यस्तमपि दुष्टबन्धनात् । सुबद्धमपि संक्षोभात् । अभिघातादिनां संचलनात् । विक्रियां गच्छेत् विकृतं भवति तद्वर्जयेत् ।

ગોઠણનું, નિતંબનું, ખભાનું, ગાલનું, તાળવાનું, લમણાનું, સાથળોના સાંધાઓનું કે ગાથાનું અસ્થિ ભાંગ્યું હોય તો વૈદ્યે તેની ચિકિત્સા કરવી નહીં. કેડમાં અધોગત નામનું સંધિભગ્ન થયું હોય કે પેડુમાં ઉત્પિષ્ટ નામનું સંધિભગ્ન થયું હોય તો તેની પણ ચિકિત્સા કરવી નહીં. ગોઠણ, નિતંબ, ખભા, ગાલ, તાળવું, લમણો કે માથું એઓનાં અસ્થિઓ જો ત્યાનાં બીજાં અસ્થિઓથી છુટાં પડીગયાં હોય તો તેઓની ચિકિત્સા કરવી નહીં. લલાટમાં વિચૂર્ણિત નામનું કાંડભગ્ન થયું હોય તો તેની ચિકિત્સા કરવી નહીં. સ્તનનું મધ્ય, ગુદા, પીઠ, લમણા અને બ્રહ્મરંધ્ર એઓમાં સંધિભગ્ન કે કાંડભગ્ન થયું હોય તો તેની પણ ચિકિત્સા કરવી નહી.

જે અસ્થિ સારી રીતે સાંધેલું છતાં પણ અયોગ્ય રીતે સ્થપાયાથી વિક્રિયાને પ્રાપ્ત થયું હોય અથવા સારી રીતે સ્થપાયા છતાં પણ અયોગ્ય રીતે બંધાયાથી વિક્રિયાને પ્રાપ્ત થયું હોય અથવા સારી રીતે બંધાયા છતાં પણ અભિઘાતઆદિથી ચલિત થવાનેલીધે વિક્રિયાને પ્રાપ્ત થયું હોય તેની ચિકિત્સા કરવી નહી.

## અમુક અસ્થિઓમાં અમુક પ્રકારનું ભગ્ન થવાવિષે.

### अस्थिविशेषेण भग्नविशेषणमाह ।

**तरुणास्थीनि नम्यन्ते भिद्यन्ते नलकानि तु । कपालानि विभज्यन्ते स्फुटन्ति रुचकानि च ॥**

तरुणास्थीनि घ्राणकर्णाक्षिगुदेषु कोमलास्थीनि नम्यन्ते वक्रीभवन्ति तेनात्र वक्र-

तालक्षणं भग्नं । नलकानि नाडीवत्सरन्ध्राण्यस्थिपर्वाणि भिद्यन्तेऽस्थ्यन्तरानुप्रवेशाद्विदार्यन्ते । कपालानि जानुनितम्बांसगण्डतालुशङ्खवंक्षणशिरोऽस्थीनि विभज्यन्ते । स्फुटन्ति त्रुट्यन्ति । रुचका दन्ताः स्फुटन्ति । अस्थीनि च तरुणनलककपालरुचकवलयभेदात्पञ्चविधानि । तत्र रुचकानि चेति चकाराद्वलयान्यपि त्रुटन्तीति बोद्धव्यम् ॥

**पाण्योः पार्श्वयुगे पृष्ठे वक्षोजठरपायुषु । पादयोरपि चास्थीनि वलयानि विभाषिरे ॥**

તરૂણાસ્થિઓ (નાક, કાન, આંખ તથા ગુદ એઓનાં અસ્થિઓ કુણાં હોવાનેલીધે નમી જાયછે વાંકાં થઈ જાયછે) માટે તેઓમાં વક્ર નામનું કાંડભગ્ન થાયછે. નલક નામનાં અસ્થિઓ (નળીઓની પેઠે છિદ્રવાળાં અસ્થિઓ) પોતામાં બીજાં અસ્થિઓના પ્રવેશથી ચીરાઈ જાયછે. કપાલ નામનાં અસ્થિઓ (ગોઠણ, નિતંબ, ખભા, તાળવું, ગાલ, લમણા, સાથળના સાંધા અને માથું એઓનાં અસ્થિઓ) જુદાં પડી જાયછે અને રૂચક (દાંતનાં અસ્થિઓ) ત્રુટી જાયછે.

તરૂણ, નલક, કપાલ, રૂચક અને વલય એ રીતે અસ્થિઓ પાંચ પ્રકારનાં છે તેઓમાં પેહેલા ચાર પ્રકારનાં અસ્થિઓવિષે કહ્યું. જોકે પાંચમા પ્રકારનાં વલય નામનાં અસ્થિઓવિષે નથી કહ્યું તોપણ મૂલ શ્લોકમાં (च) શબ્દ છે તેથી સમજી લેવું કે 'વલય નામનાં અસ્થિઓ પણ ત્રુટેછે.' બે હાથનાં, બે પડખાનાં, પીઠનાં, પેટનાં, ગુદાનાં અને બે પગનાં અસ્થિઓ વલય કેહેવાય છે.

## ભગ્નની ચિકિત્સા.

## अथ भग्नस्य चिकित्सा ।

आदौ भग्नं विदित्वा तु सेचयेच्छीतलाम्बुना । पङ्केनालेपनं कार्यं बन्धनं च कुशान्वितम् ॥ अवनामितमुन्नह्येदुन्नतं चावपीडयेत् । आञ्छेदति क्षिप्तमधो गतं चोपरि वर्तयेत् ॥ मधुकोदुम्बराश्वत्थकदम्बनिचुलत्वचः । वंशसर्जार्जुनानां च कुशार्थमुपसंहरेत् ॥ पटस्योपरि बध्नीयान्न गाढं शिथिलं न च । सप्तसप्तदिनाच्छीते घर्मे मुञ्चेत् त्र्यहात् त्र्यहात् ॥ साधारणे तु पञ्चाहात् भग्नदोषवशेन वा । आलेपनार्थं मञ्जिष्ठा मधुकं चाम्बुपेषितम् ॥ शतधौतघृतोन्मिश्रं शालिपिष्टं च लेपनम् । सद्योऽभिघातजनिता आगन्तुश्वयथवः प्रशाम्यन्ति ॥ पिष्टकलवणालेपादम्लीका फलरसाभ्यां वा । आम्रातकजटाम्लीकाफलपत्राणि शिग्रुजम् ॥ मूलं पौनर्नवं मूलं मानस्यापि च केवुकात् । सर्वं संक्षुद्य तक्रेण काञ्जिकेन तथैव च ॥ पाचयित्वा चरेत् श्रेष्ठं तेन पीडा प्रणश्यति । शोथश्चास्थि च शीघ्रेण सन्धानं याति वै ध्रुवम् ॥ न्यग्रोधादिकषायं तु सुशीतं परिषेचने । पञ्चमूलीकषायं सक्षीरं दद्यात्सवेदने ॥ सुखोष्णमवचार्यं वा चुक्रतैलं विजानता । अविदाहिभिरन्नैश्च पिष्टकैः समुपाचरेत् ॥ ग्लानिर्हि नियता तस्य सन्धिविश्लेषकारिका । मांसं मांसरसः क्षीरं सर्पिर्यूषः सतीनजः ॥ बृंहणं चान्नपानं च देयं भग्नाय जानता ।

गृष्टिक्षीरं ससर्पिष्कं मधुरौषधसाधितम् ॥ शीतलं लाक्षया युक्तं प्रातर्भग्नः पिबेन्नरः । सघृतेनास्थिसंहारं लाक्षागोधूममर्जुनम् ॥ सन्धिमुक्तेऽस्थिसम्भग्ने पिबेत् क्षीरेण वा पुनः । रसोनमधुलाक्षाज्यसिताकल्कं समश्नता ॥ छिन्नभिन्नच्युतास्थीनां सन्धानमचिराद्भवेत् । चूर्णं पुरेण संयोज्य घृतेनार्जुनलाक्षयोः ॥ भग्नः सन्धानमायाति लीढं क्षीरघृताशिना । मूलं शृगालविन्नायाः पीला मांसरसेन तु ॥ चूर्णीकृत्य त्रिसप्ताहादस्थिभग्नमपोहति । आभाचूर्णं मधुयुतमस्थिभग्नस्त्र्यहं पिबेत् ॥ पीते चास्थि भवेत् सम्यग्वज्रसारनिभं दृढम् । अम्लीकाफलकल्कः सौवीरस्तैलमिश्रितः स्वेदात् ॥ आभाफलत्रिकव्योषैः सर्वैरेतैः समांशिकैः । तुल्यं गुग्गुलुना योज्यं भग्नसन्धिप्रसाधनम् ॥

इति आभागुग्गुलुः ।

लाक्षास्थिसंहृत् ककुभोऽश्वगन्धा चूर्णीकृतो नागवलापुरश्च । संभग्नमुक्तास्थिरुजं निहन्यादङ्गानि कुर्यात् कुलिशोपमानि ॥

इति लाक्षाद्यो गुग्गुलुः ।

रात्रौ रात्रौ तिलान् कृष्णान् वासयेदस्थिरे जले । दिवा दिवा शोषयित्वा गवां क्षीरेण भावयेत् ॥ तृतीयं ससरात्रं तु भावयेन्मधुकाम्बुना । ततः क्षीरं पुनः पीतान् शुष्कान्सूक्ष्मान् विचूर्णयेत् । काकोल्यादिं श्वदंष्ट्राह्वां मञ्जिष्ठां सारिवां तथा ॥ कुष्ठं सर्जरसं मांसीं सुरदारु सचन्दनम् । शतपुष्पां च सञ्चूर्ण्य तिलचूर्णेन योजयेत् ॥ पीडनार्थे तु कर्तव्यं सर्वं गन्धैः शृतं पयः । चतुर्गुणेन पयसा तत्तैलं पाचयेत्पुनः ॥ यष्टीमंशुमतीं पत्रं जीवकं तगरं तथा । रोध्रं प्रपौण्डरीकं च तथा कालानुगार्यकं ॥ शैरेयकं क्षीरशुक्लामनन्तां समधूलिकाम् । पिष्ट्वा शृङ्गाटकं चैव प्रागुक्तान्यौषधानि च ॥ एभिस्तद्विपचेत्तैलं शास्त्रविन्मृदुनाग्निना । एतत्तैलं सदा पथ्यं भग्नानां सर्वकर्मसु ॥ आक्षेपके पक्षघाते तालुशोषे तथार्दिते । मन्यास्तम्भे शिरोरोगे कर्णशूले शिरोग्रहे ॥ बाधिर्ये तिमिरे चैव ये च स्त्रीषु क्षयंगताः । पथ्यं पाने तथाभ्यङ्गे नस्ये बस्तिषु भोजने ॥ ग्रीवास्कन्धोरसां वृद्धिरेतेनैव प्रजायते । मुखं च पद्मप्रतिमं सुसुगन्धि समीरणम् ॥ राजार्हमेतत्कर्तव्यं राज्ञामेव चिकित्सकैः । तिलचूर्णसमं तत्र मिलितं चूर्णमिष्यते ॥

इति गन्धतैलम् ।

ભગ્ન થએલું જાણવામાં આવે કે પ્રથમ શીતળ જળથી તેના ઉપર સેચન કરવું, કાદવથી લેપન કરવું અને પાટો બાંધીને તેના ઉપર પાટીઓ વીંટવી. જો અસ્થિ નમી ગયું હોય તો ઉંચું કરવું, ઉંચું થઈ ગયું હોય તો દબાવીને બેસાડવું, દૂર થયું હોય તો સમીપમાં લાવવું અને નીચે ગયું હોય તો ઉપર ચડાવવું. મહુડો, ઉંબરો, પીપળો, કદંબ, નેતર, વાંસ, રાળનાં ઝાડ અને આસોંદરો એઓની છાલો લાવીને તે-

ઓની પાટા ઉપર વીંટવાની પાટીઓ બનાવી રાખવી. પાટાની ઉપર પાટીઓવતે જે બંધ બાંધવો તે સખત પણ બાંધવો નહીં અને શિથિલ પણ બાંધવો નહીં. શીતકાળમાં સાત સાત દિવસે પાટા છોડવો, ઉષ્ણકાળમાં ત્રણ ત્રણ દિવસે પાટા છોડવો અને સાધારણ કાળમાં પાંચ પાંચ દિવસે પાટા છોડવો. અથવા જે ભગ્ન થયું હોય તેના દોષને અનુસરીને પાટા છોડવાના દિવસો મુકરર કરવા. મજીઠને અને મહુડાંને પાણીમાં વાટીને તેનો ભગ્નની ઉપર લેપ કરવો. રાતા ચોખાનો લોટ કરી તેમાં સોવાર ધોએલું ઘી મિશ્રિત કરીને તેનો પણ લેપ કરવો.

જંગલી આંબાનાં મૂળ, આંબલીનાં ફૂળ, આંબલીનાં પાનડાં, સરગવાનાં મૂળ, સાટોડીનાં મૂળ, માનકંદનાં મૂળ અને સોપારીનાં મૂળ એ સઘળાંઓને ખૂબ કૂટી છાશમાં અને કાંજીમાં પકાવીને લેપ કરવામાં આવે તો તેથી પીડા તથા સોજો મટી જાયછે અને અસ્થિપણ તુરત સંધાઈ જાયછે એ નિઃસંશય છે.

ન્યગ્રોધ (વડ) આદિ ગણનો ક્વાથ કરી તેને સારી પેઠે ઘંડો પાડીને તેથી ભગ્નની ઉપર સેચન કરવું ભગ્નમાં વ્યથા થતી હોય તો પંચમૂળીનો ક્વાથ કરી તેમાં દુધ નાખીને તેથી સેચન કરવું અથવા ચુકાનું તેલ કરી તેને સેહેવાય તેવું ગરમ કરીને ભગ્નની ઉપર રેડવું.

જે અન્નો બળતરા કરનારાં નથી તેઓની લુપરીઓ પણ ભગ્નની ઉપર બાંધવી.

સાંધાઓ જુદા પડવાનેલીધે દરદીને ગ્લાનિ પણ અવશ્ય થાયછે એટલામાટે તે દરદીને સમજુ વૈદ્યે માંસ, માંસનો રસો, દૂધ, વટાણાનો યૂષ અને ધાતુઓને પુષ્ટિ આપે એવાં અન્નપાનો દેવાં.

જેને સંધિભગ્ન કે કાંડભગ્ન થયું હોય તે માણસે પેલવેતરી ગાયના દુધને ઘીથી મિશ્રિત કરી જીવનીયગણનાં ઔષધો નાખી પકાવી શીતલ કર્યા પછી તેમાં લાખનો રસ નાખીને તેને સવારમાં પીવું.

હાડસાંકળ, લાખ, ઘઉં અને આસોંદરો એઓને વાટી ઘીથી અથવા દુધથી મિશ્રિત કરીને પીવામાં આવે તો સંધિભગ્ન તથા કાંડભગ્ન મટી જાયછે.

લસણ, મધ, લાખ, ઘી અને સાકર એઓનો કલ્ક ખાવામાં આવે તો છેદાઈ ગએલાં, ભેદાઈ ગએલાં તથા ખસી ગએલાં અસ્થિઓ તુરત સંધાઈ જાયછે.

આસોંદરાનું અને લાખનું ચૂર્ણ કરી તેને ઘીથી તથા ગુગળથી મિશ્રિત કરીને ચાટવામાં આવે અને દુધ તથા ઘી જમવામાં આવે તો ભાંગી ગએલું હાડ તુરત સંધાઈ જાયછે.

ગધીસમેરવાનાં મૂળીઆનું ચૂર્ણ કરીને માંસના રસાની સાથે પીવામાં આવે તો એકવીશ દિવસમાં અસ્થિભંગ મટી જાયછે.

બાવળના ચૂર્ણને મધથી મિશ્રિત કરીને ત્રણ દિવસસુધી પીવામાં આવે તો તેથી હાડ વજ્ર જેવું અત્યંત દૃઢ થઇ જાયછે.

આંબલીનાં ફૂળનો કલ્ક, સૌવીર અને તેલ એઓને મિશ્રિત કરી ગરમ કરીને તેઓથી સ્વેદન કરવામાં આવે તો ભગ્નની તથા અભિઘાતની પીડા મટી જાયછે.

### આભા ગુગ્ગુલ.

બાવળ, હરડે, બેહેડાં, આમળાં, સુંઠ, મરી અને પીપળ એ સઘળાઓને સમભાગે લઈ તે સર્વના જેટલા વજનના ગુગળમાં મેળવીને તેનો ઉપયોગ કરવામાં આવે તો તેથી ત્રુટેલા સાંધાઓ સંધાઈ જાયછે.

### લાક્ષાદ્ય ગુગ્ગુલ.

લાખ, હાડસાંકળ, આસોંદરો, આસોંદ અને બળદાણા એઓનું ચૂર્ણ કરી ગુગળની સાથે મિશ્રિત કરીને ઉપયોગમાં લેવામાં આવે તો તેથી ભાંગી ગએલાં તથા છુટાં થઈ ગએલાં અસ્થિઓની પીડા મટી જાયછે અને અંગો વજ્ર જેવાં દૃઢ થાયછે.

### ગંધ તેલ.

સાત દિવસસુધી નિત્ય રાત્રે કાળા તલને વેહેતા પાણીમાં ભીજવી રાખી દિવસે સુકાવવા. પછી સાત દિવસસુધી નિત્ય ગાયના દુધની ભાવના દેવી. તે પછી સાત દિવસસુધી જેઠીમધના સની ભાવના દેવી. પછી તે તલને ાછા દુધમાં ભીજવી સુકાવીને વૈદ્યે ોનું ચૂર્ણ કરવું. તે પછી કાકોલીઆદિ ગણ, જેઠીમધ, મજીઠ, ઉપલસરી, કઠ, રાળ, જટામાંસી, દેવદાર, સુખડ અને સુવા એઓનું તલના ચૂર્ણના જેટલા વજનનું ચૂર્ણ કરીને તલના ચૂર્ણની સાથે મેળવી દેવું. તે પછી એ તલના ચૂર્ણને સઘળા સુગંધ પદાર્થોથી મિશ્રિત કરેલા દુધની સાથે મેળવી પીલાવીને તેલ કહડાવવું. પછી સઘળા સુગંધ પદાર્થોથી દુધને પકાવી તેવા ચોગણા દુધથી તે તેલને પકાવવું. તે પછી એળચી, સમેરવો, તમાલપત્ર, જીવક, તગર, લોદર, પદ્મકાષ્ઠ, પીળું ચંદન, ધોળો કાંટાઅશેરીયો, દુધ જેવી ધોળી ધ્રો, ગરણી, શીગોડાં અને ઉપર કહેલાં કાકોલી આદિ ઔષધો એઓનો કલ્ક કરીને તેથી દામળ અગ્નિવતે તે તેલને ફરીવાર પકાવવું એટલે ગંધ તૈલ સિદ્ધ થાયછે. આ તૈલ ભગ્નની ઉપર સઘળી ક્રિયાઓમાં સર્વદા પથ્ય છે. આક્ષેપક, પક્ષઘાત, તાલુશોષ, અર્દિત, ઓડનું ઝલાઇ જવું, માથાના રોગ, કાનનાં શૂળ, શિરોગ્રહ, બેહેરાપણું, તિમિર અને અત્યંત મૈથુન કરવાથી થએલો ક્ષયરોગ એઓની ઉપર પીવામાં, અભ્યંગમાં, નસ્યમાં, પીચકારીમાં અને ભોજનમાં પથ્ય છે. આ તેલથીજ કોટ, કાંધ તથા છાતી વૃદ્ધિ પામેછે અને મોહોડું અત્યંત સુગંધી શ્વાસવાળું તથા કમળ જેવું થાયછે. આ તૈલ રાજાનેજ યોગ્ય છે માટે વૈદ્યોએ રાજાઓને વાસ્તેજ કરવું.

### અવસ્થાપ્રમાણે ભગ્નનું શાંત થવું.

पूर्वे वयसि जातं हि भग्नं सुकरमादिशेत् । अल्पदोपस्य जन्तोश्च काले च शिशिरात्मके ॥ प्रथमे वयसि त्वेवं मासात्तु सन्धिः स्थिरो भवेत् । मध्यमे द्विगुणात् कालादन्तिमे त्रिगुणात्तथा ॥

પેહેલી અવસ્થામાં થએલું ભગ્ન સારી પેઠે સાધ્ય થાયછે. અલ્પદોષવાળા માણસને થએલું ભગ્ન સાધ્ય થાયછે અને શીયાળામાં થએલું ભગ્ન પણ સાધ્ય થાયછે.

પેહેલી અવસ્થામાં ત્રુટેલો સાંધો એક મહીને દૃઢ થાયછે, મધ્યઅવસ્થામાં ત્રુટેલો સાંધો બે મહીને દૃઢ થાયછે અને

ઘડપણમાં તુટેલો સાંધો ત્રણ મહીને દૃઢ થાયછે.

### ભગ્નની વિશેષ સંભાળ.

नैति पाकं तथा भग्नं तथा यत्नेन रक्षयेत् । पक्वं हिंस्यात् शिरास्नायु तद्विकृच्छ्रेण सिध्यति ॥

ભગ્ન જે રીતે પાકે નહીં તે રીતે યત્નપૂર્વક તેનું રક્ષણ કરવું. જો પાકી જાય તો શિરાઓને તથા સ્નાયુઓને ખરાબ કરેછે અને કષ્ટસાધ્ય થઇ પડેછે.

### વિશેષ ઉપદેશ.

पतनादभिघाताद्वा शूनमङ्गं यदक्षतम् । शीतान् सेकान् प्रदेहांश्च भिषक् तस्यावचारयेत् ॥ सव्रणस्य तु भग्नस्य व्रणं सर्पिर्मधूत्तरैः । प्रतिसार्यकषायैश्च शेषं भग्नवदाचरेत् ॥ वातव्याधिविनिर्दिष्टान् स्नेहांस्तत्रापि योजयेत् ।

પડવાથી અથવા અભિઘાતથી અંગ જો સુજી જાય અને વ્રણ વગરનું હોય તો વૈદ્યે તેના ઉપર શીતલ સેચનો અને જાડા જાડા શીતલ લેપો કરાવવા.

જો ભગ્ન વ્રણવાળું હોય તો તે વ્રણને ઘીથી તથા મધથી મિશ્રિત કરેલા ક્વાથોથી ધોવરાવીને પછી બાકીની ક્રિયા ભગ્નના જેવીજ કરવી, એનીઉપર વાયુસંબંધી રોગોના પ્રકરણમાં કહેલા સ્નેહોની યોજના પણ કરવી.

### ભગ્નવાળાએ પાળવાની પરહેજી.

लवणं कटुकक्षारमम्लमायासमैथुनम् । व्यायामं च न सेवेत भग्नो रूक्षान्नमेव च ।

જેને સંધિભગ્ન કે કાંડભગ્ન થયું હોય તેણે લૂણ, તીખા પદાર્થો, ક્ષાર પદાર્થો, ખાટા પદાર્થો, પરિશ્રમ, મૈથુન, કસરત અને રૂક્ષ અન્નો એઓનો ત્યાગ કરવો.

### ભગ્નને બરાબર સંધાએલું ક્યારે સમજવું.

भग्नसन्धिमनाविद्धमहीनाङ्गमनुल्वणम् ॥ सुखचेष्टाप्रचारं च सम्यक् संहितमादिशेत् ॥

इति भग्ननिदानचिकित्साधिकारः ॥

જ્યારે અંગોને લાંબા ટુંકા કરતાં જરા પણ દુખાવો ન થાય, કોઇ અવયવમાં ઓછાપણું ન રહે, સોજો જરા પણ ન રહે અને ઉઠવા બેસવા વગેરે ચેષ્ટા તથા ફરવું સુખથી થઇ શકે ત્યારે ભગ્નને બરાબર સંધાએલું સમજવું.

ભગ્નનો અધિકાર સંપૂર્ણ.

॥ श्रीगणेशाय नमः ॥

# ॥ अथ भावप्रकाशस्य मध्यखंडः ॥

## चतुर्थो भागः ।

### નાડીવ્રણનો (ભગંદરનો) અધિકાર.

#### નાડીવ્રણનો સંપ્રાપ્તિપૂર્વક શબ્દાર્થ.

**अथ नाडीव्रणाधिकारः**

**तत्र नाडीव्रणस्य संप्राप्तिपूर्विकां निरुक्तिमाह ।**

यः शोथमाममिति पक्वमुपेक्षतेऽज्ञो यो वा व्रणं प्रचुरपूयमसाधुवृत्तः । अभ्यन्तरं प्रविशति प्रविदार्य तस्य स्थानानि पूर्वविहितानि ततः सपूयः ॥ तस्यातिमात्रगमनाद्गतिरिष्यते तु नाडीव यद्वहति तेन मता च नाडी ॥

उपेक्षते तस्य शोथस्य मुखं न कारयति यो वा अयमाम इति मत्वा पक्वं व्रणं चोपेक्षते । शोधनैर्न शोधयति । प्रचुरपूयमिति शोथस्य व्रणस्यापि विशेषणम् । असाधुवृत्तः अहिताहारविहारः । सपूयः ततस्तदनन्तरम् । तस्य पूर्वविहितानि स्थानानि सुश्रुतोक्तानि त्वङ्मांसशिरास्नायुसन्ध्यस्थिकोष्ठमर्माणि प्रविदार्य सच्छिद्राणि कृत्वा अभ्यन्तरं प्रविशति । तस्य पूयस्यातिमात्रगमनादभ्यन्तरे दूरप्रवेशात् गतिरिष्यते सर्वदा स्राव इष्यते । इति संप्राप्तिः । अथ निरुक्तिः । अयं व्रणो नाडीवत्सरन्ध्रनलादि नाडीव यद्धेतोर्वहति तेन नाडी मता ॥

જે મૂર્ખ માણસ ઘણા પરૂવાળા પાકીગએલા સોજાને કાચો જાણીને તેનું મોહોડું કરાવે નહિ અથવા ઘણા પરૂવાળા પાકીગએલા વ્રણને કાચો જાણીને તેને શોધન પદાર્થોથી સાફ ન કરાવે અને અહિત આહાર તથા અહિત વિહાર કરે તે માણસનું પરૂ તે પછી ત્વચાને, માંસને, શિરાઓને, સ્નાયુઓને, સાંધાઓને, અસ્થિઓને, કોઠાને તથા મર્મસ્થલોને છિદ્રોવાળાં કરીને તેઓની અંદર પેસી જાયછે. અંદર ઘણા દૂરસુધી પ્રવેશ થવાનેલીધે તે પરૂ સર્વદા સ્રવ્યા કરેછે એ નાડીવ્રણની સંપ્રાપ્તિ સમજવી. એ વ્રણ વાંસ વગેરેની પોલી નળીની પેઠે પરૂને વહ્યા કરેછે એટલામાટે નાડીવ્રણ કેહેવાયછે.

## નાડીવ્રણોની સંખ્યા.

**अस्याः संख्यामाह ।**

दोषैस्त्रिभिर्भवति सा पृथगेकशश्च संमूर्च्छितैरपि च शल्यनिमित्ततोऽन्या ॥

વાયુસંબંધી, પિત્તસંબંધી, કફસંબંધી, ત્રણે દોષસંબંધી અને શલ્યસંબંધી એ રીતે નાડીવ્રણો પાંચ પ્રકારના થાયછે.

## વાયુસંબંધી નાડીવ્રણનું લક્ષણ.

**तत्र वातजां नाडीमाह ।**

तत्रानिलात्परुपसूक्ष्ममुखी सशूला फेनानुविद्धमधिकं स्रवति क्षपासु ॥

જો નાડીવ્રણ ઝીણા તથા કઠણ મોહોડાવાળો હોય, શૂળવાળો હોય અને તેમાંથી રાતે ફીણના સંબંધવાળો સ્રાવ અધિક થતો હોય તો તે નાડીવ્રણને વાયુથી થએલ જાણવો.

## પિત્તસંબંધી નાડીવ્રણનું લક્ષણ.

**अथ पित्तजमाह ।**

पित्तात्तु तृड्ज्वरकरी परिदाहयुक्ता पीतं स्रवत्यधिकमुष्णमहःसु चापि ॥

જો નાડીવ્રણ તરશથી તથા જ્વરથી યુક્ત હોય, બળતરાવાળો હોય અને તેમાંથી દિવસે પીળા વર્ણવાળો તથા ઉનો સ્રાવ અધિક થતો હોય તો તે નાડીવ્રણને પિત્તથી થએલ જાણવો.

## કફસંબંધી નાડીવ્રણનું લક્ષણ.

**अथ कफजामाह ।**

ज्ञेया कफाद्बहुघनार्जुनपिच्छिलास्रा स्तब्धा सकण्डुकरुजा रजनीप्रवृद्धा ॥

अस्रं रक्तं तच्चोपलक्षणं। पूयादिश्च बोद्धव्य'। सकण्डुकरुजा कण्डूप्रधानवेदनायुक्ता ।

જો નાડીવ્રણ બહુ ઘાટા હોય, ધોળા તથા ચીકણા સ્રાવવાળો હોય, અક્કડ હોય, ઘણી ખરજવાળી વેદનાથી સંયુક્ત હોય અને રાતે વધારે ક્લેદને પ્રાપ્ત થતો હોય તો તે નાડીવ્રણને કફથી થએલ જાણવો.

## ત્રણે દોષસંબંધી નાડીવ્રણનું લક્ષણ.

**अथ त्रिदोषजमाह ।**

दाहज्वरश्वसनमूर्च्छनवक्त्रशोषा यस्यां भवन्त्यभिहितानि च लक्षणानि । तामादिशेत्पवनपित्तकफप्रकोपाद्घोरामसुक्षयकरीमिव कालरात्रिम् ॥

कालरात्रिं यमरात्रिमिव ।

જો નાડીવ્રણ બળતરાથી, જ્વરથી, શ્વાસથી, મૂર્છાથી તથા મોહોડાના શોષથી યુક્ત હોય અને તે ઉપરાંત ઉપર કહેલાં બીજાં પણ સઘળાં લક્ષણોથી યુક્ત હોય તો તે નાડીવ્રણને વાયુ, પિત્ત તથા કફ એ ત્રણે દોષના પ્રકોપથી થએલો જાણવો અને કાળરાત્રિની પેઠે ભયંકર તથા પ્રાણનો ક્ષય કરનારો જાણવો.

## શલ્યસંબંધી નાડીવ્રણનું લક્ષણ.

**अथ शल्यनिमित्तामाह ।**

नष्टं कथंचिदणुमात्रमुदीरितेषु स्थानेषु शल्यमचिरेण गतिं करोति । सा फेनिलं मथितमुष्णमसृग्विमिश्रं स्रावं करोति सहसा सरुजा च नित्यम् ॥

उदीरितेषु स्थानेषु त्वङ्मांसादिषु कथञ्चिन्नष्टं अदृश्यमानं शल्यम् । किंविशिष्टम् अणुमात्रम् अत एवादृश्यमानम् । सा गतिः अचिरेण शीघ्रं स्रावं करोति । सा

शल्यनिमित्ता नाडी। मथितं मथितमिव स्रावं करोति स्रावश्च प्रसारणाकुञ्चनादौ शल्यसञ्चलनेन भवति।

નહિ કહાડવામાં આવેલું અને ત્વચા, માંસ, શિરાઓ, સ્નાયુઓ, સાંધાઓ, અસ્થિઓ, કોઠો તથા મર્મસ્થલો એઓમાં કોઈ રીતે ગુમ થઈ જવાનેલીધે નહિ દેખવામાં આવતું ઝીણું શલ્ય થોડા કાળમાં ઊંડી ગતિ કરેછે અને તે ગતિથી તુરત ઘાટી છાશ જેવો, ઊનો તથા લોહીથી સંયુક્ત સ્રાવ થાયછે અને નિરંતર પીડા રેહેછે એ શલ્યસંબંધી નાડીવ્રણ કેહેવાયછે. અંગોને લાંબાં ટુકાં કરવા વગેરેના સમયમાં શલ્યનું ચલન થવાથી સ્રાવ થાયછે.

## નાડીવ્રણનું અસાધ્યપણું તથા કષ્ટસાધ્યપણું.

**अथासाध्यां कष्टसाध्यां चाह।**

नाडी त्रिदोषप्रभवा न सिद्ध्येदन्याश्चतस्रः खलु यत्नसाध्याः।

ત્રણે દોષથી થએલો નાડીવ્રણ અસાધ્ય છે અને બીજા ચાર પ્રકારના નાડીવ્રણો કષ્ટસાધ્ય છે.

## નાડીવ્રણની ચિકિત્સા.

**अथ नाडीव्रणस्य चिकित्सा।**

तत्रानिलोत्थामुपनाह्य पूर्वमशेषतः पूयगति विदार्य। फलैरपामार्गभवैः सुपिष्टैः ससैन्धवैः संपरिपूर्य बन्धेत्॥ प्रक्षालने चापि सदा व्रणस्य योज्यं महद्यत् खलु पञ्चमूलम्। हिंस्रां हरिद्रां कटुकां वचां च गोजिह्विकां चापि सबिल्वमूलाम्। संहृत्य तैलं विपचेद् व्रणस्य संशोधनं पूरणरोपणं च॥

इति हिंस्राद्यं तैलम्।

पित्तात्मिकां प्रागुपनाह्य धीमाञ्जलुकारिकाभिः सपयोघृताभिः। निपात्य शस्त्रं तिलनागदन्तीमञ्जिष्ठकल्कैः परिपूरयेच्च॥ प्रक्षालने चापि हरिद्रसोमनिम्बाः प्रयोज्याः कुशलेन नित्यम्। श्यामात्रिभण्डीत्रिफलासुसिद्धं हरिद्रया तिल्वकद्वक्केण॥ घृतं सदुग्धं व्रणतर्पणेन हन्याद्गतिं कोष्ठगतापि या स्यात्।

इति श्यामाघृतम्।

नाडीं कफोत्थामुपनाह्य पूर्वं कुलत्थसिद्धार्थकसक्तुबिल्वैः। मृदूकृतामेष्यगतिं विदित्वा निपातयेच्छस्त्रमशेषकारि॥ दद्याद्व्रणे निम्बतिलाग्निदन्तीसुराह्वजाः सैन्धवसंप्रयुक्ताः। प्रक्षालने चापि करञ्जनिम्बजात्यर्कपीलुस्वरसाः प्रयोज्याः॥ स्वर्जिकासिन्धुदन्त्यग्नियूथिकाजलनीलिका। स्वरमञ्जरिबीजेषु तैलं गोमूत्रसाधितम्। दुष्टव्रणप्रशमनं कफनाडीव्रणापहम्॥

स्वर्जिकाद्यं तैलम्।

सैन्धवार्कमरिचज्वलनाख्यैर्मार्कवेण रजनीद्वयसिद्धम्। तैलमेतदचिरेण निहन्याद्दूरगामपि फलानिलनाडीम्॥

इति सैन्धवाद्यं तैलम्।

नाडीं तु शल्यप्रभवं विदार्य निष्कास्य शल्यं प्रविशोध्य मार्गम्। बन्धेत् व्रणं क्षौद्रघृतप्रगाढैर्निम्बैस्तिलै रोप्यवरोपयेच्च॥ कुम्भीकखर्जूरकपित्थबिल्वव-

नस्पतीनां च शलादुवर्गे । कृत्वा कषायं विपचेत्तु तैलमावाप्य मुस्तं सरलं प्रियङ्गुम् ॥ सौगन्धिकं मोचरसाहिपुष्पं लोध्रानिदध्यात् खलु धातकीं च । एतेन शल्यप्रभवा हि नाडी रोहेद्व्रणो वा सुखमाशु चैव ॥

इति कुम्भिकाद्यं तैलम् ॥

स्नुह्यर्कदुग्धदार्वीणां वर्तिं कृत्वा प्रपूरयेत् । एष सर्वशरीरस्थां नाडीं हन्यात्प्रयोगराट् ॥ आरग्वधनिशाकाला चूर्णाज्यक्षौद्रसंयुता । सूत्रवर्तिर्व्रणे योज्या शोधनी गतिनाशिनी ॥ वर्तीकृतं माक्षिकसंप्रयुक्तं नाडीघ्नमुक्तं लवणोत्तमं वा । दुष्टव्रणे यद्विहितं तु तैलं तत्सेव्यमानं गतिमाशु हन्ति ॥ जात्यर्कशंपाककरञ्जदन्तीसिन्धूत्थसौवर्चलयावशूकैः । वर्तिः कृता हन्त्यचिरेण नाडीं स्नुक्क्षीरपिष्टा तु सचित्रकेण ॥ विभीतकाम्रास्थिवटप्रवालहरेणुकाशङ्खिनिबीजमिश्रं। वाराहकन्दश्च तथा प्रदेयो नाडीषु तैलेन विमिश्रयित्वा ॥ मेषरोममषीतुम्ब्या कटुतैलं विपाचितम् । नाडीव्रणं चिरोद्भूतं जयेत्तु तूलसङ्गमात् ॥ कर्चूरकस्य स्वरसे कटुतैलं विपाचयेत् । सिन्दूरकल्कितं नाडी दुष्टव्रणविसर्पनुत् ॥ कर्चूरकरसे तैलं पुरसिन्दूरकल्कितम् । पामां दुष्टव्रणं नाडीं हन्यात्सर्वव्रणान्तकृत् ॥

इति कर्चूरतैलम् ।

भल्लातकार्कमरिचैर्लवणोत्तमेन सिद्धं विडङ्गरजनीद्वयचित्रकैश्च । स्यान्मार्कवस्य च रसेन निहन्ति तैलं नाडीं कफानिलकृतामपचीं व्रणांश्च ॥

भल्लातकाद्यं तैलम् ।

स्वर्जिका सैन्धवं दन्ती नीलीमूलं फलं तथा । मूत्रे चतुर्गुणे सिद्धं तैलं नाडीव्रणापहम् ॥

स्वर्जिकाद्यं तैलम् ।

सर्वो व्रणक्रमः कार्यः शोधनारोपणादिकः । गुग्गुलुत्रिफलाव्योषैः समांशैराज्ययोजितैः ॥ अक्षप्रमाणां गुटिकां खादेदेकामतन्द्रितः । नाडीदुष्टव्रणं शूलमुदावर्तं भगन्दरम् ॥ गुल्मं च गुदजान् हन्यात्पक्षिराट्पन्नगानिव ॥

इति सप्ताङ्गगुग्गुलुः ।

कृशदुर्बलभीरूणां नाडीं मर्माश्रितामपि । क्षारसूत्रेण तां छिन्द्यान्न शस्त्रेण कदाचन ॥ एषण्या गतिमन्विष्य क्षारसूत्रानुसारिणीम् । सूची निदध्याद्गत्यन्ते प्रोन्नाम्याशु विनिर्हरेत् ॥ सूत्रस्यान्तं समानीय गाढं बन्धनमाचरेत् । ततः क्षारबलं वीक्ष्य सूत्रमन्यत्प्रवेशयेत् ॥ क्षाराक्तं मतिमान् वैद्यो यावन्न च्छिद्यते गतिः। भगन्दरेष्वेष विधिः कार्यो वैद्येन जानता ॥ अर्बुदादिषु चोत्क्षिप्य मूले सूत्रं निधापयेत् । सूचीभिर्यववक्त्राभिराचितं वा समन्ततः ॥ मूले सूत्रेण बध्नीयाच्छिन्ने चोपचरेद्व्रणम् ॥

इति नाडीव्रणरोगनिदानचिकित्साधिकारः ।

નાડીવ્રણ વાયુસંબંધી હોય તો તેને પ્રથમ ઔષધોથી સંયુક્ત પાટાઓ બાંધી તે પછી શસ્ત્રવતે સંપૂર્ણ રીતે પરૂની ગ-

તિવાળા ભાગને ચીરી નાખ્યા પછી તે વ્રણમાં સૈંધવ સહિત સારી પેઠે વાટેલાં અઘેડાનાં ફળોનું ચૂર્ણ ભરીદઇને પાટા બાંધવો.

બૃહત્ પંચમૂળનો ક્વાથ કરી તે ક્વાથથી નિત્ય એ વ્રણને ધોવો જોઇએ.

કંટાળો, હળદર, કડુ, વજ, ગળજીભી અને બીલીનાં મૂળ એઓનો કલ્ક કરીને તે કલ્કથી તૈલ પકાવવું. આ તૈલ વ્રણને સાફ કરી નાખેછે, વ્રણમાં ધરતી લાવેછે અને વ્રણને રૂઝાવે છે. આ તૈલ 'હિંસ્રાદ્ય તૈલ' એ નામથી ઓળખાય છે અને વાયુસંબંધી નાડીવ્રણ ઉપર બહુ ઉપયોગી છે.

જો નાડીવ્રણ પિત્તસંબંધી હોય તો તેને પ્રથમ દુધ તથા ઘી સહિત ઘઉંની લુપરીઓ બાંધી તે પછી શસ્ત્રથી ફાડી નાખીને તેમાં તલ, નેપાળો તથા મજીઠ એઓનો કલ્ક ભરી દેવો.

ડાહ્યા વૈદ્યે એ વ્રણને નિત્ય હળદર, રતાંજલિ અને લીંબડો એઓના ક્વાથથી ધોવો.

નસોતર, ધોળી નસોતર, હરડે, બેહેડાં, આમળાં, હળદર, અને લોદર એઓના કલ્કથી પકાવેલા ઘીમાં દુધ નાખીને તે ઘીથી પિત્તસંબંધી નાડીવ્રણને તૃપ્ત કરવામાં આવે તો તેથી તે વ્રણનો સ્રાવ મટી જાયછે. કોઠામાં રહેલા પિત્તસંબંધી નાડીવ્રણનો સ્રાવ પણ મટી જાય ત્યારે બીજા સ્થલના પિત્તસંબંધી નાડીવ્રણનો સ્રાવ મટી જાય તેમાં તો શુંજ કેહેવું. આ ઘી 'શ્યામા ઘૃત' એ નામથી ઓળખાય છે.

જો નાડીવ્રણ કફસંબંધી હોય તો તેના ઉપર પ્રથમ કળથી, સર્ષપ, સાથવો તથા બીલાંનો ગર્ભ એઓથી સંયુક્ત પાટાઓ બાંધી કુણો કરી પરૂની ગતિને શોધી જાણી લઇને તે સંપૂર્ણ રીતે કપાઇ જાય એવી રીતે તેના ઉપર શસ્ત્ર નાખવું. તે પછી લીંબડો, તલ, ચિત્રક, નેપાળો, ફટકડી અને સૈંધવ એઓને ચૂર્ણિત કરીને તેમાં ભરીદેવાં.

એ વ્રણને નિત્ય કરંજ, લીંબડો, ચમેલી, આકડો અને પીલુ એઓના સ્વરસોથી ધોવો.

સાજીખાર, સૈંધવ, નેપાળો, ચિત્રક, જુઈ, શેવાળ, અને અઘેડાનાં બીજ એઓના કલ્કોથી ગોમૂત્રમાં પકાવેલું તૈલ કે જે 'સ્વર્જિકાદ્ય તૈલ' કેહેવાયછે તેથી વ્રણને તૃપ્ત કરવામાં આવે તો તેથી દુષ્ટ વ્રણ તથા કફસંબંધી નાડીવ્રણ મટી જાયછે.

સૈંધવ, આકડો, મરી, ચિત્રક, ભાંગરો, હળદર અને દારૂહળદર એઓના કલ્કથી પકાવેલું તૈલ સૈંધવાદ્ય તૈલ કેહેવાયછે. એ તૈલથી તૃપ્ત કરવામાં આવે તો કફસંબંધી તથા વાયુસંબંધી નાડીવ્રણ બહુ દૂરસુધી પોહોચેલો હોય તોપણ હણાઈ જાયછે.

જો નાડીવ્રણ શલ્યસંબંધી હોય તો તેને શસ્ત્રવતે ચીરી શલ્યને કહાડી નાખી માર્ગને સાફ કરીને મધમાં તથા ઘીમાં વાટેલાં લીંબડાનાં પાનડાના કલ્કનો અને તલના કલ્કનો તેના ઉપર લેપ કરવો એટલે તે વ્રણ રૂઝાઇ જાયછે.

નેપાળો, ખજુર, કોઠ, બીલી અને વડ એઓનાં કાચાં ફળોનો ક્વાથ કરી તેમાં મોથ, ધઉંલા, દેવદાર. રોહિસ નામનું ખડ, મોચરસ, નાગકેસર, લોદર

અને ધાવણી એઓનું ચૂર્ણ નાખીને તેલ પકાવવું. આ 'કુંભીકાદ્ય' નામના તેલથી તૃપ્ત કરવામાં આવે તો શલ્યસંબંધી નાડીવ્રણ અને બીજા પ્રકારના વ્રણો પણ તુરત મટી જાયછે.

થોરનું છીર, આકડાનું છીર અને દારૂહળદર એઓથી ખરડેલી વાટ અંદર ખોસવામાં આવે તો એ ઉત્તમ પ્રયોગથી સઘળા શરીરના નાડીવ્રણો હણાઈ જાયછે.

ગરમાળો, હળદર, અને નસોતર એઓનું ચૂર્ણ કરી તેને ઘીમાં તથા મધમાં કાલવીને તેથી ખરડેલી સુતરની વાટ વ્રણમાં ખોસવામાં આવે તો તેથી વ્રણ સાફ થઈ જાયછે અને પરૂની ગતિનો નાશ થાયછે.

સૈંધવને મધમાં વાટી તેથી ખરડેલી સુતરની વાટ ખોસવામાં આવે તો નાડીવ્રણ મટી જાયછે.

દુષ્ટ વ્રણની ઉપર જે તેલ કહેવામાં આવેલું છે તેનું સેવન કરવાથી પરૂની ગતિ તુરત હણાઇ જાયછે.

ચમેલી, આકડો, ગરમાળો, કરંજ, નેપાળો, સૈંધવ, સંચળ, જવખાર અને ચિત્રક એઓને થોરના છીરમાં વાટી તેથી ખરડેલી સુતરની વાટ ખોસવામાં આવે તો તેથી નાડીવ્રણ તુરત મટી જાયછે.

બેહેડાં, આંબાની ગોઠલી, વડનાં કુંપળીયાં, હરેણુકા નામનો સુગંધી પદાર્થ, સરસડીયાનાં બીજ અને વારાહીકંદ એઓને તેલમાં વાટી કલ્ક કરીને નાડીવ્રણની ઉપર લગાવવામાં આવે તો નાડીવ્રણ તુરત મટી જાયછે.

ગાડરનાં રૂવાણાંની ભસ્મ અને કડવી તુંબડી એઓથી સરસીયા તેલને પકાવી તેથી ખરડેલી વાટ ખોસવામાં આવે તો તેથી લાંબા કાળનો નાડીવ્રણ પણ મટી જાયછે.

### કર્ચૂર તેલ.

કચૂરાના સ્વરસમાં સિંદૂરનો કલ્ક નાખી પકાવેલું સરસીયું તેલ નાખવામાં આવે તો તેથી નાડીવ્રણ, દુષ્ટવ્રણ અને રતવા મટી જાયછે.

કચૂરાના સ્વરસમાં ગુગળનો તથા સિંદૂરનો કલ્ક નાખી પકાવેલું સરસીયું તેલ નાખવામાં આવે તો તેથી ખસ, દુષ્ટવ્રણ, નાડીવ્રણ તથા બીજા પણ સઘળા પ્રકારના વ્રણો હણાઇ જાયછે.

### ભલ્લાતકાદ્ય તૈલ.

ભીલામું, આકડો, મરી, સૈંધવ, વાવડીંગ, હળદર, દારૂહળદર અને ચિત્રક એઓનો કલ્ક નાખી ભાંગરાના રસમાં પકાવેલું તૈલ 'ભલ્લાતકાદ્ય તૈલ' કેહેવાયછે. આ તૈલ લગાવવાથી કફસબંધી નાડીવ્રણ, વાયુસંબંધી, અપચી અને વ્રણો હણાઈ જાયછે.

### સ્વર્જિકાદ્ય તૈલ.

સાજીખાર, સૈંધવ, નેપાળો, ગળીનાં મૂળ અને ગળીનાં ફળ એઓનો કલ્ક નાખીને ચોગણા ગોમૂત્રમાં પકાવેલું તૈલ 'સ્વર્જિકાદ્ય' કેહેવાયછે. આ તૈલથી નાડીવ્રણ મટી જાયછે.

### અતિદેશ.

વ્રણના પ્રકરણમાં સાફ કરવાની તથા રૂઝાવવા વગેરેની જે ચિકિત્સા કેહેવામાં આવીછે તે સઘળી નાડીવ્રણની ઉપર પણ કરવી.

## સપ્તાંગ ગુગ્ગુલુ.

ગુગળ, હરડે, બેહેડાં, આમળાં, સુંઠ, મરી અને પીપળ એઓને સમભાગે લઈ ચૂર્ણ કરી ઘીથી મિશ્રિત કરીને તેની એક એક તોલાં ભારની ગોળીઓ કરી રાખવી. કાળજી રાખીને આ ગોળીઓમાંથી નિત્ય એક ગોળી ખાવામાં આવે તો તેથી નાડીવ્રણ, દુષ્ટવ્રણ, શૂળ, ઉદાવર્ત્ત, ભગંદર, ગુલ્મ અને સઘળા પ્રકારના અરશો હણાઇ જાયછે. જેમ ગરૂડ સર્પોને હણી નાખેછે તેમ આ ગોળી ઉપર કહેલા રોગોને હણી નાખેછે.

## નાડીવ્રણની ચિકિત્સામાં વિશેષ ભલામણ.

કૃશ, દુર્બલ તથા બીકણ એઓને થએલા નાડીવ્રણને તથા મર્મસ્થલમાં થએલા નાડીવ્રણને ક્ષારમાં ભીંજાવેલા દોરાથી કાપવો પણ શસ્ત્રથી કદી કાપવો નહીં.

શોધી કાહાડવાના એષણી નામના સાધનથી પરૂની ગતિને શોધી કાહાડીને તેમાં ક્ષારથી ભીંજાવેલા દોરાવાળી સોઈ નાખવી. ગતિના છેડામાં એ સોઇને ઊંચી કરીને તુરત બાહાર કાહાડીલેવી દોરાનો છેડો પકડીને તેથી નાડીવ્રણને મજબૂત રીતે બાંધવો પછી બુદ્ધિમાન્ વૈદ્યે ક્ષારના બળ ઉપર ધ્યાન આપીને ક્ષારથી ભીંજાવેલો બીજો દોરો (પ્રોબથી જેલિટ નાખવામાં આવે છે તે.) વ્રણમાં નાખવો કે જેથી ઉપરના ભાગમાં રૂઆઇને પરૂની ગતિ બંધ ન પડે. સમજુ વૈદ્યે ભગંદરોમાં પણ એજ પ્રકાર કરવો. રસોળી વગેરે રોગોના વિષયમાં તે રોગોને ઊંચા કરીને તેઓના મૂળમાં ક્ષારથી ભીંજાવેલો દોરો બાંધવો. અથવા વ્રણને જવના જેવા મોહોડાવાળી સોઇઓથી ચારેકોર ટોચા મારીને તેના મૂળમાં દોરો બાંધવો અને વ્રણ છેદાઇ ગયા પછી બીજા ઉપચારો કરવા.

### નાડીવ્રણનો અધિકાર સંપૂર્ણ.

---

## ભગંદરનો અધિકાર.

### ભગંદરનું પૂર્વરૂપ અને સ્વરૂપ.

### अथ भगन्दरस्य पूर्वरूपसहितं स्वरूपमाह ।

कटीकपालनिस्तोददाहकण्डूरुजादयः । भवन्ति पूर्वरूपाणि भविष्यति भगन्दरे ॥ गुदस्य द्व्यङ्गुले क्षेत्रे पार्श्वतः पिडकार्तिकृत् । भिन्ना भगन्दरो ज्ञेयः स च पञ्चविधो भवेत् ॥

आर्तिकृत् पीडाकृत् । पञ्चविधः वातिकपैत्तिकश्लैष्मिकसान्निपातिकशल्यजभेदैः ।

ભગંદર થવાનો હોય ત્યારે કેડનાં અસ્થિઓમાં ભોકાયા જેવી પીડા, બળતરા, ખરજ તથા વ્યથાઆદિ પૂર્વરૂપો થાયછે.

ગુદાની બાજુમાં બે આંગળ જેટલા પ્રદેશમાં પીડા કરનારી અને ફૂટેલી ફોડલી થાયછે એ ભગંદર કેહેવાયછે. વાયુથી થએલ, પિત્તથી થએલ, કફથી થએલ, ત્રણે દોષથી થએલ અને શલ્યથી થએલ એ રીતે ભગંદરના પાંચ ભેદ છે.

### ભગંદર શબ્દનો અર્થ.

### अथ भगन्दरशब्दस्य निरुक्तिमाह भोजः ।

भगन्दरः समन्ताच्च गुदं बस्तिं तथै-

च च। भगवद्दारयेद्यस्मात्तस्मादेष भगन्दरः ॥

ભોજે કહ્યુંછે કે "ગુદાને અને મૂત્રાશયને ચારેકોર યોનિની પેઠે ફાડી નાખેછે એટલામાટે એ રોગ ભગંદર કહેવાયછે."

## વાયુસંબંધી શતપોનક નામના ભગંદરનું લક્ષણ.

## अथ वातिकं शतपोनकसंज्ञं भगन्दरमाह ।

कषायरूक्षैरतिकोपितोऽनिलस्त्वपानदेशे पिडकां करोति याम्। उपेक्षणात्पाकमुपैति दारुणं रुजां च भिन्नारुणफेनवाहिनी ॥ तत्रागमो मूत्रपुरीषरेतसां व्रणैरनेकैः शतपोनकं वदेत् ।

व्रणैरनेकैः सूक्ष्ममुखैः । शतपोनकं शतपोनकश्चालनी तत्तुल्यम् ।

તુરા પદાર્થોથી તથા રૂક્ષ પદાર્થોથી અત્યંત પ્રકોપ પામેલો વાયુ ગુદાના પ્રદેશમાં ફોડલીને ઉત્પન્ન કરેછે. એ ફોડલીની જો ઉપેક્ષા કરવામાં આવે તો તે દારૂણ રીતે પાકેછે, વ્યથા કરેછે, ભેદાઇને રાતાં ફીણોનું વહન કરેછે અને તેમાં મૂત્ર, વિષ્ઠા તથા વીર્ય આવેછે. આમાં ઝીણાં ઝીણાં મોહોડાવાળા અનેક વ્રણો થાયછે અને તેથી ચાલણી જેવો દેખાવ થાયછે માટે તે શતપોનક કહેવાયછે. સંસ્કૃત ભાષામાં 'શતપોનક' ચાલણીનું નામ છે.

## પિત્તસંબંધી ઉષ્ટ્રગ્રીવ નામના ભગંદરનું લક્ષણ.

## अथ पैत्तिकमुष्ट्रग्रीवसंज्ञमाह ।

प्रकोपणैः पित्तमतिप्रकोपितं करोति रक्तां पिडकां गुदे गताम् । तदाशुपाकां हिमपूतिवाहिनीं भगन्दरं चोष्ट्रशिरोधरं वदेत् ॥

आशुपाकां हिमपूतिवाहिनीं शीघ्रपाकामुष्णदुर्गन्धवाहिनीं च । तदा भगन्दरमुष्ट्रशिरोधरं वदेत् । उष्ट्रग्रीवसंज्ञा च पिडकागलेन वक्रतयोष्ट्रग्रीवाकरत्वेन ।

પિત્તને પ્રકુપિત કરનારા પદાર્થોથી પ્રકોપ પામેલું પિત્ત ગુદાની બાજુના પ્રદેશમાં રાતી ફોડલીને ઉત્પન્ન કરેછે કે જે ફોડલી તુરત પાકેછે અને પાકીને ઊંટના જેવા દુર્ગંધનું વહન કરેછે. આવી ફોડલી ઉષ્ટ્રગ્રીવ ભગંદર કહેવાયછે. આ ફોડલીનું ગળું ઊંટની ડોકની પેઠે વાંકું હોયછે તેથી તે ફોડલીને ઉષ્ટ્રગ્રીવ એ નામ આપવામાં આવ્યુંછે.

## કફસંબંધી પરિસ્રાવિ નામના ભગંદરનું લક્ષણ.

## अथ श्लैष्मिकं परिस्राविसंज्ञमाह ।

कण्डूयनो घनस्रावि कठिनो मन्दवेदनः । श्वेतावभासः कफजः परिस्रावी भगन्दरः ॥

कठिनः पिडकावस्थायाम् । परिस्रावी निरंतरस्रावशीलः ।

જે ભગંદર ફોડલીપણાની સ્થિતિમાં કઠણ હોય, ખરજવાળો હોય, ઘાટા સ્રાવવાળો હોય, મંદ વેદનાવાળો હોય, શ્વેત વર્ણવાળો હોય અને નિરંતર સ્રવ્યા કરતો હોય તે ભગંદરને કફથી થએલો અને 'પરિસ્રાવી' એ નામવાળો જાણવો.

## ત્રણે દોષસંબંધી શંબૂકાવર્ત્ત નામના ભગંદરનું લક્ષણ.

## अथ सान्निपातिकं शंबूकावर्त-संज्ञमाह ।

बहुवर्णरुजास्रवा पिडकागोस्तनोपमा । शम्बूकावर्तगतिकः शम्बूकावर्तकोमतः ॥

बहुवर्णरुजास्रावा । बहुशब्दो वर्णादिभिः प्रत्येकं सम्बध्यते । गतिस्स्रावमार्गः ।

અનેક પ્રકારના વર્ણોવાળી, અનેક પ્રકારની વેદનાઓવાળી અને અનેક પ્રકારના સ્રાવોવાળી, ગાયના આંચળ જેવી ફોડલી થાયછે અને તેના સ્રાવનો માર્ગ શંખલાંના આવર્ત્ત જેવો હોયછે. આવા ભગંદરને ત્રણે દોષથી થએલો જાણવો. શંખલાંનું નામ 'શંબૂક' છે તે ઉપરથી આ ભગંદર શંબૂકાવર્ત્ત કહેવાયછે.

## શલ્યસંબંધી ઊન્માર્ગિ નામના ભગંદરનું લક્ષણ.

## अथ शल्यजमुन्मार्गिसंज्ञमाह ।

क्षताद्गतिः पायुगता विवर्द्धते ह्युपेक्षणात्स्युः क्रमयो विदार्यते । प्रकुर्वते मार्गमनेकधामुखैर्व्रणास्तमुन्मार्गिभगन्दरं वदेत् ॥

क्षतात् कण्टकादिना नखेन कण्डूयनादिना वाऽभिघातात् । गतिः स्रावः उन्मार्गिभगन्दरम् । एतस्य तिर्यक्कृतमार्गैः पुरीषादिनिर्गमादुन्मार्गिसंज्ञा ॥

કાંટા વગેરેથી, નખથી કે ખંજવારવા વગેરેથી અભિઘાત થતાં ગુદાની બાજુમાં ફોડલી થાયછે, એ ફોડલી વધેછે, ફાટી જાયછે, ઉપેક્ષા કરવાથી તેમાં કીડાઓ પડેછે, અનેક વ્રણો થાયછે અને તે વ્રણો અનેક મોહોડાંઓથી સ્રાવ કરેછે. આ ભગંદર ઊન્માર્ગિ કહેવાયછે. વ્રણોએ કરેલા આડા માર્ગોમાંથી વિષ્ઠા વગેરે નીકળેછે તેથી આ ભગંદરને 'ઊન્માર્ગિ' એ નામ આપ્યુંછે.

## ભગંદરોનું કષ્ટસાધ્યપણું તથા અસાધ્યપણું.

## कष्टसाध्यमसाध्यं चाह ।

घोराः साधयितुं दुःखाः सर्वे एव भगन्दराः । तेष्वसाध्यस्त्रिदोषोत्थः क्षतजश्च विशेषतः ॥ वातमूत्रपुरीषाणि शुक्रं च कृमयस्तथा । भगन्दरात् स्रवन्तस्तु नाशयन्ति तमातुरम् ॥

સઘળા ભગંદરો ભયંકર છે અને કષ્ટસાધ્ય છે. એઓમાં ત્રણે દોષસંબંધી ભગંદર અને શલ્યસંબંધી ભગંદર અસાધ્ય છે. જે ભગંદરમાંથી વાયુ, મૂત્ર, વિષ્ઠા, વીર્ય અને કૃમિઓ સ્રવતા હોય તો રોગી માણસ મરી જાયછે.

## ભગંદરની ચિકિત્સા.

## भगन्दरस्य चिकित्सा ।

अथास्य पिडकामेव तथा यत्नादुपाचरेत् । शुद्ध्यस्रस्रुतिसेकाद्यैर्यथा पाकं न गच्छति ॥ वटपत्रेष्टकाशुण्ठीसगुडूचीपुनर्नवाः । सुपिष्टः पिडकावस्थे लेपः शस्तो भगन्दरे ॥ पिडकानामपक्वानामपतर्पणपूर्वकम् । कर्म कुर्याद्विरेकान्तं भिन्नानां वक्ष्यते क्रिया ॥ एषणीपाटनक्षारवह्निदाहादिकं क्रमम् । विधाय व्रणवत्कार्यं यथादोषं यथाक्रमम् ॥ पयः-

पिष्टैस्तिलारिष्टमधुकैश्च सुशीतलः । भगन्दरे प्रशस्तोऽयं सरक्ते वेदनावति ॥ सुमना वटपत्राणि गुडूची विश्वभेषजम् । ससैन्धवस्तक्रपिष्टो लेपो हन्ति भगन्दरम् ॥ त्रिवृत्तिला नागदन्ती मञ्जिष्ठा सह सर्पिषा । उत्सादनं भवेदेतत्सैन्धवक्षौद्रसंयुतम् ॥ खदिराम्बुरतो भूत्वा कषायं त्रैफलं पिबेत् । महिषाक्षविडङ्गानां भगन्दरविनाशनम् ॥ शम्बूकमांसं भुञ्जीत मकारैर्व्यञ्जनादिभिः । अजीर्णवर्जी मासेन मुच्यते तु भगन्दरात् ॥ न्यग्रोधादिर्गणो यस्तु हितः शोधनरोपणः । तैलं घृतं वा तत्पक्वं भगन्दरविनाशनम् ॥ तिला ज्योतिष्मती कुष्ठं लाङ्गली गिरिकर्णिका । शताकात् घृतादन्त्यः शोधनाश्च भगन्दरे ॥ तिलाभया लोध्रमरिष्टपत्रं निशे वला लोध्रमगारधूमम् । भगन्दरे चाप्युपदंशयोश्च दुष्टव्रणे रोपणशोधनाय ॥ स्नुह्यर्कदुग्धदार्वीभिर्वर्तिं कृत्वा विचक्षणः । भगन्दरगतिं ज्ञात्वा पूरयेत्तां प्रयत्नतः ॥ एषा सर्वशरीरस्थां नाडीं हन्यान्न संशयः । त्रिफलारससंयुक्तं विडालास्थिप्रलेपनम् ॥ भगन्दरं निहन्त्याशु दुष्टव्रणहरं परम् । त्रिवृत्तेजोवतीदन्तीकल्को नाडीव्रणापहः ॥ ज्योतिष्मतीलाङ्गलकी श्यामादन्तीत्रिवृत्तिलाः । कुष्ठं शताह्वा गोलोमी वर्गः शोधन इष्यते ॥ मधुतैलयुता विडङ्गसारत्रिफलामागधिकाकणाश्च लीढाः । कृमिकुष्ठभगन्दरप्रमेहान् क्षयनाडीव्रणरोपणा भवन्ति ॥ चित्रकार्कौ त्रिवृत्पाठे मलपूहयमारकौ । सुधां वचां लाङ्गलकीं हरितालं सुवर्चिकाम् ॥ ज्योतिष्मतीं च संहृत्य तैलं धीमान् विपाचयेत् । एतद्विष्यन्दनं नाम तैलं दद्याद्भगन्दरे ॥ शोधनं रोपणं चैव सवर्णकरणं तथा ।

इति विष्यन्दनतैलम् ।

निशार्कक्षीरसिंधूत्थपुराश्वहरवत्सकैः । सिद्धमभ्यञ्जनं तैलं भगन्दरहरं परम् ॥

इति निशाद्यं तैलम् ।

करवीरनिशादन्तीलाङ्गलीलवणाग्निभिः । मातुलुङ्गकवत्साह्वैः पचेत्तैलं भगन्दरे ॥

इति करवीरादितैलम् ।

त्रिफला पुरकृष्णानां त्रिपञ्चैकांशयोजिता । गुटिका शोथगुल्मार्शोभगन्दरवतां हिता ॥

नवकार्षिको गुग्गुलुः ।

नाड्यन्तरे व्रणान् कुर्याद्भिषक्तु शतपोनके । ततस्तेष्ववरूढेषु शेषा नाडीरुपाचरेत् ॥ व्याधौ तत्र बहुच्छिद्रे भिषजा तु विजानता । अर्द्धलाङ्गलकाच्छेदः कार्यो लाङ्गलकोऽपि वा ॥ सर्वतोभद्रको वापि कार्यो गोतीर्थकोऽपि वा । द्वाभ्यां समाभ्यां पार्श्वाभ्यां छेदो लाङ्गलको मतः ॥ ह्रस्वमेकतरं यत्तु सोऽर्धलाङ्गलकः स्मृतः । सेवनीं वर्जयित्वा तु चतुर्धा दारिते गुदे ॥ सर्वतोभद्रकं छेदमाहुश्छेदविदो जनाः । पार्श्वादागतशस्त्रेण छेदो गोतीर्थको मतः ॥ सर्वाना-

स्रावमार्गास्तु दहेद्वैद्यस्तथाग्निना । अथोष्ट्रग्रीवमेषित्वा छित्वा क्षारं निपातयेत् ॥ पूतिमांसव्यपोहार्थमग्निरत्र तु पूजितः । उत्कृत्यास्रावमार्गं तु परिस्राविणि बुद्धिमान् ॥ क्षारेण वा स्रावसगतिं दहेद्धुतवहेन वा । गतिमन्विष्य शस्त्रेण छिन्द्यात् खर्जूरपत्रकम् ॥ चन्द्रार्धं चन्द्रचक्रं च सूचीमुखमवाङ्मुखम् । छित्वाग्निना दहेत् सम्यगेवं क्षारेण वा पुनः ॥ एषां तु शस्त्रपतनाद्वेदना यत्र जायते । तत्राशु तैलेनोष्णेन परिषेकः प्रशस्यते ॥ आगन्तुजे भिषग्नाडीं शस्त्रेणोत्कृत्य यत्नतः । जंबोष्टेनाग्निवर्णेन तप्तया वा शलाकया ॥ दहेद्यथोक्तं मतिमान् तं व्रणं सुसमाहितः ।

ભગંદરની ફોડલી ઉપરજ એવી રીતના યત્નથી ઉપચારો કરવા કે જે રીતે તે ફોડલી પાકેજ નહિ. શોધન, લોહી સ્રવાવવું અને સેચન ઇત્યાદિ ઉપચારો કરવામાં આવે તો ફોડલી પાકે નહિ.

વડનાં પાનડાં, ઈંટ, સુંઠ, ગળો અને સાટોડી એઓને સારી પેઠે વાટી તેઓનો લેપ જ્યાંસુધી ભગંદર ફોડલીરૂપ હોય ત્યાંસુધી તેના ઉપર કરવો એ ઉત્તમ છે.

ભગંદરની ફોડલીઓ પાકી ન હોય ત્યાંસુધી લંઘનથી માંડીને વિરેચન સુધીની ક્રિયાઓ કરવી. ફોડલી ફૂટ્યા પછીની જે ક્રિયા છે તે હવે કહેવામાં આવશે.

એષણી નામના શસ્ત્રવતે ફાડવાની, ક્ષાર મુકવાની તથા ડાંભવા વગેરેની ક્રિયા કરીને પછી દોષને તથા ક્રમને અનુસરીને વ્રણના જેવી ક્રિયાઓ કરવી.

લોહીવાળા અને વેદનાવાળા ભગંદર ઉપર તલ, લીંબડાનાં પાનડાં અને જેઠીમધ એઓને દુધમાં વાટી તેઓનો અત્યંત શીતલતાવાળો લેપ કરવો એ ઉત્તમ છે.

ચમેલીનાં પાનડાં, વડનાં પાનડાં, ગળો, સુંઠ અને સૈંધવ એઓને ઘાટી છાશમાં વાટીને ભગંદરની ઉપર લેપ કરવામાં આવે તો તેથી ભગંદર હણાઈ જાયછે.

નસોતર, તલ, નેપાળો, મજીઠ અને સૈંધવ એઓને વાટી ઘીમાં તથા મધમાં કાલવીને ભગંદરની ઉપર ચોળવામાં આવે તો તેથી ભગંદર મટી જાયછે.

હરડે, બેહેડાં, આમળાં, ભેસા ગુગળ અને વાવડીંગ એઓનો ક્વાથ નિત્ય પીવામાં આવે અને જ્યારે તરશ લાગે ત્યારે ખેરસારવાળું પાણી પીવામાં આવે તો ભગંદરનો નાશ થઈ જાયછે.

શાકોના તથા ભોજન વગેરેના પ્રકારોમાં ગોઠવીને શંખલાંઓના જીવડાઓનું માંસ ખાવામાં આવે અને અજીર્ણ ન થવા દેવામાં આવે તો એક મહિનાની અંદર ભગંદર મટી જાયછે.

ન્યગ્રોધ (વડ) આદિ ગણ કે જે સાફ કરી નાખવામાં તથા ધરતી લાવીને રૂઝાવામાં હિતકારી છે તેના કલ્કથી પકાવવામાં આવેલુ તેલ અથવા ઘી ભગંદરનો નાશ કરેછે.

તલ, માલકાંકણી, કઠ, કલગારી, ગરણી, સુવા, નસોતર અને નેપાળો એઓના ક્વાથથી ભગંદર સાફ થઈ જાયછે.

તલ, હરડે, બમણો લોદર, લીંબડાનાં પાનડાં, હળદર, દારૂહળદર, બળદાણા,

અને ઘરના ધુમાડાની ધૂસ એઓ ભગંદરને, ચાંદીઓને, તથા દુષ્ટ વ્રણને સાફ કરેછે અને ધરતી લાવીને રૂઝાવેછે.

ભગંદરના સ્ત્રાવના માર્ગને શોધી કાહાડી વિચક્ષણ વૈદ્યે થોરનું છીર, આકડાનું છીર અને દારૂહળદર એઓની વાટ કરીને તે વાટથી સ્ત્રાવના માર્ગને પ્રયત્નપૂર્વક પૂરી દેવો. આ પ્રયોગ સઘળા શરીરમાં રહેલા નાડીવ્રણને પણ મટાડે છે એમાં સંશય નથી.

મીંદડાના હાડકાને હરડે, બેહેડાં તથા આમળાં એઓના રસમાં વાટીને લેપ કરવામાં આવે તો ભગંદર અને દુષ્ટ વ્રણ તુરત મટી જાયછે.

નસોતર, તેજબલ અને નેપાળો એઓના કલ્કથી ભગંદર તથા નાડીવ્રણ મટી જાયછે.

માલકાંકણી, કલગારી, નસોતર, નેપાળો, ધોળી નસોતર, તલ, કઠ, સુવા અને વજ એ વર્ગ ભગંદર વગેરેને સાફ કરી નાખનાર છે.

વાવડીંગનો ગર્ભ, હરડે, બેહેડાં, આમળાં, અને ૨ ભાગ પીપળ એઓનું ચૂર્ણ કરી મધમાં તથા તેલમાં કાલવીને ચાટવામાં આવે તો તેથી કૃમિ, કોઢ, પ્રમેહ તથા ક્ષય મટી જાયછે અને ભગંદર તથા નાડીવ્રણ સારી રીતે રૂઝાઈ જાયછે.

## વિષ્યંદન તેલ.

ચિત્રક, આકડો, નસોતર, કાળીપાડ, કાળો ઊંખરો, ધોળી કણેર, થોર, વજ, કલગારી, હરતાલ, સાજીખાર, અને માલકાંકણી એઓના કલ્કથી પકાવવામાં આવેલું તેલ ‘વિષ્યંદન તેલ’ કહેવાયછે. આ તેલ ભગંદરને સાફ કરેછે. ધરતી લાવી રૂઝાવેછે અને તે સ્થલના વર્ણને શરીરના વર્ણ જેવોજ કરેછે.

## નિશાદ્ય તેલ.

હળદર, આકડાનું છીર, સૈંધવ, ગુગળ, કણેર અને ઈંદ્રજવ એઓના કલ્કથી પકાવેલા તેલનો અભ્યંગ કરવામાં આવે તો તેથી ભગંદર અવશ્ય મટી જાયછે.

## કરવીરાદિ તેલ.

કણેર, હળદર, નેપાળો, કલગારી, સૈંધવ, ચિત્રક, બીજોરૂં અને ઈંદ્રજવ એઓના કલ્કથી પકાવેલુ તેલ ભગંદરને મટાડી નાખેછે.

## નવકાર્ષિક ગુગ્ગુલુ.

ત્રણ તોલાં ત્રિફળા, (હરડે, બેહેડાં, આમળાં) પાંચ તોલાં ગુગળ અને એક તોલું પીપળ એઓથી બનાવેલી ગોળીઓનું ભક્ષણ કરવામાં આવે તો ભગંદર મટી જાયછે. સોજા, ગુલ્મ, અને અરશ એઓની ઉપર પણ આ ગોળી હિતકારી છે.

## ભગંદરોમાં શસ્ત્રક્રિયા કરવાનો પ્રકાર.

શતપોનક નામનો ભગંદર થયો હોય તો તેની નળીની અંદર શસ્ત્રવતે વ્રણો કરવા અને એ વ્રણો રૂઝાઈ ગયા પછી બીજી નળીઓના ઉપચાર કરવા.

ઘણાં છિદ્રોવાળા એ શતપોનકમાં સમજુ વૈદ્યે અર્દ્ધલાંગલક, લાંગલક, સર્વતોભદ્રક અથવા ગોતીર્થક નામનો છેદ કરવો. જે છેદનાં બન્ને પડખાં સરખાં રાખવામાં આવે તે છેદ લાંગલક કહે-

વાય છે. જે છેદમાં એક પડખું ટુંકું રાખવામાં આવે તે છેદ અર્દ્ધલાંગલક કહેવાય છે. સીવણીને છોડી દઇને ચાર પ્રકારે ગુદાને ચીરવામાં આવે તે છેદ સર્વતોભદ્રક કહેવાય છે. પડખેથી શસ્ત્ર નાખીને છેદ કરવામાં આવે તે છેદ ગોતીર્થક કહેવાય છે. એપ્રમાણે છેદ કરીને વૈદ્યે શતપોતકના સઘળા સ્ત્રાવના માર્ગોને અગ્નિથી ડાંભવા.

ઊષ્ટ્રગ્રીવક નામનો ભગંદર થયો હોય તો પરૂની ગતિને શોધી કાહાડી શસ્ત્રવતે કાપીને ક્ષાર મુકવો. સડેલુ દુર્ગંધ માંસ કાહાડી નાખવાનેવાસ્તે અગ્નિથી ડાંભ દેવા એપણ બહુ સારૂં છે.

પરિસ્ત્રાવી નામનો ભગંદર થયો હોય તો બુદ્ધિમાન્ વૈદ્યે સ્ત્રાવના માર્ગને કાપીને ક્ષારથી અથવા અગ્નિથી સ્ત્રાવની ગતિનું દહન કરવું.

(શમ્બૂકાવર્ત્ત નામના ભગંદરમાં) સ્ત્રાવના માર્ગને શોધી કાહાડી શસ્ત્રવતે ખર્જૂરપત્રક, ચંદ્રાર્ધ, ચદ્રચક્ર, સૂચીમુખ કે અવાઙ્મુખ નામનો છેદ કરીને પછી અગ્નિથી અથવા ક્ષારથી સારી પેઠે દાહ કરવો. (ખર્જૂરપત્રક આદિ છેદોનાં લક્ષણો સુશ્રુત આદિ ગ્રંથોમાંથી જોઇ લેવાં.)

શસ્ત્ર નાખ્વાનેલીધે વ્યથા થાય ત્યારે તુરત ઊના તૈલથી સેચન કરવુ એ ઉત્તમ છે.

શલ્યસબંધી ભગંદર થયો હોય તો બુદ્ધિમાન્ વૈદ્યે યત્નપૂર્વક તેની નળીને શસ્ત્રવતે કાપી નાખીને, તપાવવાથી અગ્નિ જેવા વર્ણવાળા જાબોષ્ટ નામના પથરાથી અથવા તપાવેલી સળીથી શાસ્ત્રમાં કહ્યાપ્રમાણે ડાંભ દેવો.



## ભગંદર ધરતી આવીને રૂઝાયા પછી અમુક મુદતસુધી પાળવાની પરેજી.

व्यायामं मैथुनं युद्धं पृष्ठयानं गुरूणि च । संवत्सरं परिहरेदुपरूढव्रणो नरः ॥

इति भगन्दरनिदानचिकित्साधिकार ।

વ્રણ ધરતી આવીને રૂઝાઇ ગયા પછી એક વર્ષસુધી માણસે કસરત કરવી નહી, મૈથુન કરવુ નહીં, યુદ્ધ કરવું નહીં, ઘોડા વગેરેની ઉપર બેસવું નહી અને ભારે અન્નપાનોનો ઉપયોગ કરવો નહી.

ભગંદરનો અધિકાર સંપૂર્ણ.

---

# ઉપદંશનો (ચાંદીનો) અધિકાર.

## ઉપદંશોનાં દૂરનાં નિદાનો તથા સંખ્યા.

### अथ उपदंशाधिकारः ।

हस्ताभिघातान्नखदन्तघातादधावनाद्त्युपसेवनाद्वा । योनिप्रदोषाच्च भवन्ति शिश्ने पञ्चोपदंशा विविधोपचारैः ॥

હાથવતે અભિઘાત થવાથી, નખનો કે દાંતનો ક્ષત થયાથી, મૈથુન કરીને નહી ધોવાથી, પશુ આદિનો સગ કરવાથી, રોગથી કે કેશ વગેરેથી દુષ્ટયોનિવાળી સ્ત્રીનો સગ કરવાથી અને એવા પ્રકારની બીજી પણ ભુલોથી વાયુસબધી, પિત્તસબધી, કફસબધી, ત્રણે દોષસબધી અને રૂધિરસબધી એ રીતે લિંગમાં પાંચ પ્રકારના ઉપદશો થાયછે.

## પાંચે પ્રકારના ઉપદંશોનાં જુદાં જુદાં લક્ષણો.

सतोदभेदास्फुरणैः सकृष्णैः स्फोटैर्व्यवस्येत्पवनोपदंशम् । पीतैर्बहुक्लेदयुतैः सदाहैः पित्तेन रक्तैः पिशितावभासैः ॥ सकण्डुकैः शोथयुतैर्महद्भिः शुक्लैर्घनैः स्रावयुतैः कफेन । नानाविधस्रावरुजोपपन्नमसाध्यमाहुस्त्रिमलोपदंशम् ॥

જો ફોડલા સોઇઓથી ભોકાયા જેવી વેદનાવાળા, શસ્ત્રથી ભેદાયા જેવી વ્યથાવાળા, સ્ફુરણ ( ચલન ) વાળા અને કાળાશવાળા હોય તો જાણવું કે વાયુસંબંધી ઉપદંશ છે.

જો ફોડલા પીળા, બહુ કચકચતા, બળતરાવાળા, રતાશવાળા અને માંસ જેવા દેખાવવાળા હોય તો જાણવું કે પિત્તસંબંધી ઉપદંશ છે.

જો ફોડલા ખરજવાળા, સોજાવાળા, મોટા, ધોળા, ઘાટા અને સ્રાવવાળા હોય તો જાણવું કે કફસંબંધી ઉપદંશ છે.

જો ફોડલા અનેક પ્રકારના સ્રાવવાળા અને અનેક પ્રકારની વેદનાવાળા હોય તો જાણવું કે ત્રણે દોષસંબંધી ઉપદંશ છે. આ ઉપદંશ અસાધ્ય છે.

જો ફોડલા કાળા હોય, લોહી બહુ નીકળતું હોય, પિત્તનાં ચિન્હો દેખાતાં હોય અને જ્વર, બળતરા તથા શોષ હોય તો જાણવું કે રૂધિરસંબંધી ઉપદંશ છે. આ ઉપદંશ કોઇ સમયે યાપ્ય પણ થાયછે.

## ઉપદંશોનું અસાધ્યપણું.

प्रशीर्णमांसं कृमिभिः प्रजग्धं मुष्कावशेषं परिवर्जनीयम् ।

જો માંસ વીખાઈ ગયું હોય, કીડાઓ ખાઈ ગયા હોય અને કેવળ વૃષણજ અવશેષ રહ્યા હોય તો તે ઉપદંશની ચિકિત્સા કરવી નહિ.

## ઉપદંશની ચિકિત્સા તુરત કરવાની ભલામણ.

सञ्जातमात्रेण करोति मूढः क्रियां नरो यो विषये प्रसक्तः । कालेन शोथक्रिमिदाहपाकैः प्रशीर्णशिश्नो म्रियते स तेन ॥

વિષયમાં લાગેલો જે મૂઢ પુરૂષ ચાંદીનું દરદ ઉત્પન્ન થતાંજ તેની ચિકિત્સા કરતો નથી તે પુરૂષ કાળે કરી સોજાથી, કીડાઓથી, બળતરાથી અને પાકવાથી લિંગ ખરી પડતાં મરી જાયછે.

## ઉપદંશની ચિકિત્સા.

### अथ तस्य चिकित्सामाह ।

उपदंशेषु साध्येषु स्निग्धस्विन्नस्य देहिनः । मेढ्रमध्ये शिरां विध्येत् पातयेद्वा जलौकसः ॥ हरेदुभयतश्चापि दोषानत्यर्थमूर्च्छितान् । सद्यो निर्हृतदोषस्य रुक्शोथावुपशाम्यतः ॥ यदि वा दुर्बलो जन्तुर्न वा प्राप्तविरेचनः । निरूहेण हरेत् तस्य दोषानत्यर्थमूर्च्छितान् ॥ पाको रक्ष्यः प्रयत्नेन शिश्नक्षयकरो हि सः । प्रपौण्डरीकयष्ट्याह्वसरलागुरुदारुभिः ॥ सरास्नाकुष्ठपृथ्वीकैर्वातिके लेपसेचने । निचुलैरण्डबीजानि यवगोधूमसक्तवः ॥ एतैश्च वातजे स्निग्धैः सुखोष्णैः संप्रलेपयेत् । गैरिकाञ्जनमञ्जिष्ठामधुकोशीरपद्मकैः ॥ सचन्दनोत्पलैः स्निग्धैः पैत्तिकं संप्रलेपयेत् । पद्मोत्पलमृ-

णालैश्च ससर्जार्जुनवेतसैः ॥ सर्पिः-स्निग्धैः समधुकैः पैत्तिकं संप्रलेपयेत् । सेचयेच्च घृतक्षीरशर्करेक्षुमधूदकैः ॥ अथ वापि सुशीतेन कषायेण वटादिना । शालाजकर्णाश्वकर्णवचात्वग्भिः कफोत्थितम् ॥ सुरापिष्टाभिरुणाभिः सतैलाभिः प्रलेपयेत् ।

अजकर्णः शालभेदः । अश्वकर्णो गजहडः ॥

आरग्वधादिक्वाथेन परिषेकं च दापयेत् । निम्बार्जुनाश्वत्थकदम्बशालजम्बूवटोदुम्बरवेतसैश्च । प्रक्षालनालेपकृतानि कुर्याच्चूर्णं सपित्तास्रभवोपदंशे ॥ त्वचो दारुहरिद्रायाः शङ्खनाभीरसाञ्जनम् । लाक्षागोमयनिर्यासस्तैलं क्षौद्रं घृतं पयः ॥ एभिस्तु पिष्टैस्तुल्यांशैरुपदंशं प्रलेपयेत् । व्रणाश्च तेन शाम्यन्ति श्वयथुर्दाह एव च । उपदंशद्वये शेषे प्रत्याख्यायाचरेत् क्रियाम् । एतेषामेव या योग्या वीक्ष्य दोषबलाबलम् ॥ शस्त्रेणोल्लेखयेत् क्वापि पाकमागतमाशु वै । तमपोह्य तिलैः सर्पिः क्षौद्रयुक्तैः प्रलेपयेत् ॥ वटप्ररोहार्जुनजम्बुपथ्या लोध्रं हरिद्रा च हिता प्रलेपे । तथोपदंशेष्ववरोहणार्थं चूर्णं च कार्यं विमलाञ्जनेन ॥ त्रिफलायाः कषायेण भृङ्गराजरसेन वा । व्रणप्रक्षालनं कार्यमुपदंशप्रशान्तये ॥ जयाजपाश्वमाराकर्शम्पाकानां दलैः क्रमात् । कृतं प्रक्षालनं क्वाथं मेढ्रपाके प्रयोजयेत् ॥ शम्पाकनिम्बत्रिफला किरातक्वाथं पिबेद्वा खदिरासनाभ्याम् । सगुग्गुलुं वा त्रिफलायुतं वा सर्वोपदंशापहरः प्रयोगः ॥ नीलोत्पलानि कुमुदं पद्मसौगन्धकानि च । उपदंशेषु चूर्णानि प्रदेहोऽयं प्रशस्यते ॥ बन्धूकदलचूर्णेन दाडिमत्वग्रजोऽथवा । गुण्डनं वृषणे शस्तं लेपः पूगफलेन वा ॥ सौराष्ट्री गैरिकं तुत्थं पुष्पकासीससैन्धवम् । लोध्रं रसाञ्जनं चापि हरितालं मनःशिला ॥ हरेणुकैलेपि तथा समं संहृत्य चूर्णयेत् । तच्चूर्णं क्षौद्रसंयुक्तमुपदंशेषु पूजितम् ॥ पुटदग्धं कृतं भस्म हरितालं मनःशिला । उपदंशविसर्पाणामेतद्धानिकरं परम् ॥ दहेत् कटाहे त्रिफलां तां मषीं मधुसैन्धवम् । उपदंशे प्रलेपोऽयं सद्यो रोपयति व्रणम् ॥ तिरीटाञ्जनवज्राख्यकोविदारेभकेशरैः । लेपनं पुरुषव्याधौ जलपिष्टैः प्रशस्यते ॥ रसाञ्जनं शिरीषेण पथ्यया वा समन्वितम् । सक्षौद्रं लेपनं योज्यं सर्वाङ्गगदापहम् ॥ भार्ङ्गीसम्भवशिखरिजमूलं भद्रश्रियः सुसम्पिष्टम् । मनसः शिला च मधुना शमयत्युपदंशमचिरेण ॥ शतधौतं प्रयत्नेन लिङ्गोत्थमवचूर्णयेत् । रोगं कासीसचूर्णेन पुरुषः सुखमाप्नुयात् ॥ करवीरस्य मूलेन परिपिष्टेन वारिणा । असाध्यापि व्रजत्यस्तं लिङ्गोत्था रुक् प्रलेपनात् । वरानिम्बार्जुनाश्वत्थखदिरासनवासकैः। चूर्णितैर्गुग्गुलुसमैर्वटका अक्षसम्मिताः॥ कर्तव्या नाशयन्त्याशु सर्वान् लिङ्गसमुत्थितान् । उपदंशानसृग्दोषान् तथा दुष्टव्रणानपि ॥

वरादिगुग्गुलुः ।

करञ्जनिम्बासनशालजम्बूवटादिभिः कल्ककषायसिद्धम् । सर्पिर्निहन्यादुपदंशदोषं सदाहपाकस्रुतिरागयुक्तम् ॥

इति करञ्जाद्यं घृतम् ।

भूनिम्बनिम्बत्रिफलापटोलकरञ्जधात्रीखदिरासनानाम् । सतोयकल्कैर्घृतमाशु पक्वं सर्वोपदंशापहरं प्रदिष्टम् ॥

इति भूनिम्बाद्यं घृतम् ।

घृतानि यानि वक्ष्यामि कुष्ठे नाडीव्रणे व्रणे । उपदंशे प्रयोज्यानि सेकाभ्यञ्जनभोजनैः ॥ आगारधूमो रजनी सुराकिट्टं च तैस्त्रिभिः । यथोत्तरैः पचेत्तैलं कण्डूशोथरुजापहम् ॥ शोधनं रोपणं चैव उपदंशहरं परम् ॥

आगारधूमाद्यं तैलम् ।

गोजीविडङ्गयष्टीभिः सर्वगन्धैश्च संयुतम् । एतत् सर्वोपदंशेषु तैलं रोपणमिष्यते ॥

इति गोजीतैलम् ।

जम्बूवेतसपत्राणि धात्रीपत्रं तथैव च । नक्तमालस्य पत्राणि तद्वत्पद्मोत्पलानि च ॥ एला चातिविषाम्रास्थि मधुकं च प्रियङ्गवः । लाक्षाकालीयकं लोध्रं चन्दनं त्रिवृताह्वया ॥ एतान्येकीकृतान्येव वस्तमूत्रेण पेषयेत् । अक्षमात्रैरिमैर्द्रव्यैस्तैलप्रस्थं विपाचयेत् ॥ सर्वव्रणहरं तैलमेतत् सिद्धं विपाचयेत् । उपदंशहरं श्रेष्ठं मुनिभिः परिकीर्तितम् ॥

जम्ब्वाद्यं तैलम् ।

यस्य लिङ्गस्य मांसं तु शीर्यते मुष्कशेफतः । तिक्तकोशातकीलम्बावीजनागरसाधितम् ॥ तैलं हन्त्यविशेषेण व्रणं दुष्टमनेकधा ।

इति कोशातकीतैलम् ।

सेवेन्नित्यं यवान्नं च पानीयं कौपमेव च । अर्शसां च्छिन्नदग्धानां क्रियां चात्र प्रयोजयेत् ॥

इति उपदंशनिदानचिकित्साधिकारः ॥

ઉપદંશ જો સાધ્ય હોય તો પુરૂષને સ્નેહન તથા સ્વેદન કરીને તેના લિંગના મધ્યમાં શિરાને ( ઝીણી નસને ) વીંધવી અથવા ઉપદંશ ઉપર જળો મુકવી.

વમન આપીને તથા વિરેચન આપીને એ પુરૂષના અત્યંત વૃદ્ધિ પામેલા દોષોનું હરણ કરવું. તુરતજ દોષોનું હરણ કરવામાં આવે તો વ્યથા તથા સોજો શાંત થઈ જાયછે.

જો ઉપદંશવાળો પુરૂષ નબળો હોય અથવા વિરેચનને યોગ્ય ન હોય તો તેના અત્યંત વ્યાપેલા દોષોનું નિરૂહ નામની પિચકારી મારીને હરણ કરવું.

જેમ બને તેમ પ્રયત્ન કરી ઉપદંશને પાકવા દેવો નહિ. કેમકે પાકી જાય તો તેથી લિંગનો ક્ષય થાયછે.

જો વાયુસંબંધી ઉપદંશ હોય તો પ્રપૌંડરીક,( આનો અર્થ ગુજરાતીમાં મળ્યો નથી ) જેઠીમધ, તેલીયો દેવદાર, અગરૂ, દારૂહળદર, રાસ્ના, કઠ અને એળચી એઓના કલ્કનો લેપ કરવો અને એઓનાજ રસથી સેચન કરવું.

લીબડો, એરડાનાં બીજ અને જવનો તથા ઘઉંનો સાથવો, એઓને વાટી ઘીથી સ્નિગ્ધ કરી જરા ગરમ કરીને લેપ કરવામાં આવે તો વાયુસંબંધી ઉપદંશ મટી જાયછે.

શ્વેતકમળ, રક્તકમળ, કમળનાં બીસાં, રાળના ઝાડની છાલ, આસોંદરાની છાલ, નેતર અને જેઠીમધ એઓને ઘીથી સ્નિગ્ધ કરીને લેપ કરવામાં આવે તો પિત્તસંબંધી ઉપદંશ મટી જાયછે.

ઘી, દુધ, સાકર, શેલડી, મધ અને જળ એઓથી સેચન કરવામાં આવે તો પિત્તસંબંધી ઉપદંશ મટી જાયછે.

ન્યગ્રોધઆદિ ગણનો ક્વાથ કરી તેને સારી પેઠે થંડો કરી તેથી સેચન કરવામાં આવે તો પિત્તસંબંધી ઉપદંશ મટી જાયછે.

સાલીયાની છાલ, અજકર્ણ નામના બીજી જાતના સાલીયાની છાલ, નાહાના રાળના વૃક્ષની છાલ અને વજની છાલ એઓને મદિરામાં વાટી ગરમ કરી તેલ નાખીને લેપ કરવામાં આવે તો કફસંબંધી ઉપદંશ મટી જાયછે.

આરગ્વધ (ગરમાળો) આદિ ગણનો ક્વાથ કરી તેથી સેચન કરવામાં આવે તો કફસંબંધી ઉપદંશ મટી જાયછે.

લીંબડો, આસોંદરો, પીપળો, કદંબ, સાલીયો, જાંબુ, વડ, ઉંબરો, અને નેતર એઓની છાલોના ક્વાથથી ધોવામાં આવે અને એઓના કલ્કથી લેપન કરવામાં આવે તો પિત્તસંબંધી ઉપદંશ તથા રૂધિરસંબંધી ઉપદંશ મટી જાયછે.

દારૂહળદરની છાલ, શંખની નાભિ, રસવંતી, લાખ, ગાયનું છાણ, ગુંદર, તેલ, ઘી, અને દુધ એઓને સમભાગે લઈ સાથે વાટીને ઉપદંશની ઉપર લેપ કરવામાં આવે તો વ્રણો, સોજો અને બળતરા શાંત થઇ જાયછે.

ત્રણે દોષસંબંધી ઉપદંશ કે રૂધિરસંબંધી ઉપદંશ હોય તો તેઓ અસાધ્ય હોવાનેલીધે પ્રથમ ચિકિત્સા કરવાની ના પાડીને રોગીનો આગ્રહ હોય તો દોષોના બલાબલને જોઇને એઓને ઘટે એવી ચિકિત્સા કરવી.

જો ઉપદંશ પાકીગએલ હોય તો સમયપર તુરત શસ્ત્રથી પણ તેનું ઉલ્લેખન (ખોતરવું) કરવું અને એરીતે તેને કાહાડી નાખીને પછી ઘીમાં તથા મધમાં વાટેલા તિલોથી લેપ કરવો.

કુણી વડવાઇ, આસોંદરાની છાલ, જાંબુની છાલ, હરડે, લોદર અને હળદર એઓનો પ્રલેપ કરવામાં આવે અને રૂઝાવવાને વાસ્તે રસવંતીના ચૂર્ણને ભભરાવવામાં આવે તો તેથી ઉપદંશ મટી જાયછે.

હરડે, બેહેડાં તથા આમળાં એઓના ક્વાથથી અથવા ભાંગરાના રસથી વ્રણોને ધોવામાં આવે તો ઉપદંશ શાંત થઇ જાયછે.

અરણીનાં પાનડાં, જાસુદનાં પાનડાં, કણેરનાં પાનડાં, આકડાનાં પાનડાં અને ગરમાળાનાં પાનડાં એઓના ક્વાથોથી અનુક્રમે ધોવામાં આવે તો લિંગનો પાક મટી જાયછે.

ગરમાળો, લીંબડો, હરડે, બેહેડાં, આમળાં અને કરીયાતું એઓનો ક્વાથ કરી તેમાં ખેરસાર તથા બીબલાનો સાર નાખીને અથવા ગુગળ નાખીને અથવા હરડે બેહેડાં તથા આંમળાં એઓનું ચૂર્ણ નાખીને પીવામાં આવે તો તેથી સઘળા પ્રકારના ઉપદંશો મટી જાયછે.

નીળકમળ, રાત્રિવિકાસીકમળ, શ્વેતકમળ અને રક્તકમળ એઓનાં ચૂર્ણ

કરી તેઓને વાટીને જાડો લેપ કરવામાં આવે તો તેથી ઉપદંશો મટી જાયછે.

બપોરીયાનાં પાનડાંઓનું ચૂર્ણ અથવા દાડિમની છાલનુંચૂર્ણ વૃષણની ઉપર સારી પેઠે દાબવામાં આવે અથવા સોપારીના કલ્કાનો લેપ કરવામાં આવે તો તેથી ઉપદંશ મટી જાયછે.

ફટકડી, સોનાગેરૂ, મોરથુથુ, હીરાકસી, સૈંધવ, લોદર, રસવંતી, હરતાલ, મણશીલ, હરેણુકા નામનો સુગંધી પદાર્થ અને એળચી એઓને સમભાગે લઈ ચૂર્ણ કરી મધમાં કાલવીને લેપ કરવામાં આવે તો તેથી ઉપદંશો મટી જાયછે.

પુટપાકથી હરતાલ અને મણશીલ એઓની ભસ્મ કરીને તેનો લેપ કરવામાં આવે તો ઉપદંશો અને વિસર્પો સારી પેઠે મટી જાયછે.

હરડે, બેહેડાં તથા આમળાં એઓને કડાઈમાં બાળીને તે ભસ્મ, મધ અને સૈંધવ એઓનો ઉપદંશની ઉપર લેપ કરવામાં આવે તો વ્રણ તુરત રૂઝાઇ જાયછે.

લોદર, રસવતી, તગર, કંચનાર અને નાગકેસર એઓને પાણીમાં વાટી લેપ કરવામાં આવે તો તેથી ઉપદંશ મટી જાયછે.

રસવતી અને સરસડીયાની છાલ અથવા રસવંતી અને હરડે એઓનું ચૂર્ણ કરી મધમાં કાલવીને લેપ કરવામાં આવે તો તેથી સઘળાં અંગોમાં વ્યાપેલી ચાંદી મટી જાયછે.

ભારંગીનું મૂળ, અઘેડાનું મૂળ અને ચંદન એઓને સારીપેઠે વાટી લેપ કરવામાં આવે તો ઉપદંશ તુરત મટી જાયછે.

મણશીલને મધમાં વાટીને લેપ કરવામાં આવે તો તેથી ઉપદંશ તુરત શાંત થઇ જાયછે.

ચાંદીને પ્રયત્નપૂર્વક સોવાર ધોઇ તેની ઉપર હીરાકસીનું ચૂર્ણ ભભરાવવામાં આવે તેથી ચાંદીનું દરદ (ઉપદંશ) મટી જાયછે.

કણેરના મૂળને પાણીમાં વાટીને તેનો લેપ કરવામાં આવે તો તેથી લિંગનું દરદ (ઉપદંશ-ચાંદી) અસાધ્ય હોય તોપણ મટી જાયછે.

## વરાદિ ગુગ્ગુલુ.

હરડે, બેહેડાં, આમળાં, લીંબડો, આસોંદરો, પીપળો, ખેર, બીબલો અને અરડૂસો એઓનું ચૂર્ણ તથા તે ચૂર્ણ જટલો ગુગળ એઓને મિશ્રિત કરી તેઓની એક એક તોલાં ભારની ગોળીઓ કરવી. આ ગોળીઓ લિંગમાં ઉત્પન્ન થએલી સર્વપ્રકારની ચાંદીઓનો, રૂધિરના બીગાડોનો અને દુષ્ટ વ્રણોનો પણ તુરત નાશ કરેછે.

## કરંજાદ્ય ઘૃત.

કરંજ, લીંબડો, બીબલો, સાલીયો, જાંબુ અને વટઆદિ ગણ એઓના ક્વાથમાં એઓનાજ કલ્કાથી પકાવેલું ઘી બળતરા, પાક, સ્રાવ તથા રતાશ એઓવાળા ઉપદશને હણી નાખેછે.

## ભૂનિંબાદ્ય ઘૃત.

કરીયાતું, લીંબડો, હરડે, બેહેડાં, આમળાં, કડવાં પરવળ, કરંજ, આમલી, ખેર અને બીબલો એઓને પાણીમાં વાટી કલ્કા કરીને તે કલ્કાથી

પકાવવામાં આવેલું ઘી તુરત સઘળા પ્રકારના ઉપદંશોને મટાડેછે.

## અતિદેશ.

કોઢ ઉપર, નાડી વ્રણ ઉપર તથા વ્રણ ઉપર જે જે ઘી કહેવામાં આવેલાં છે તે તેથી સેચન, અભ્યંગ તથા ભોજન કરવામાં આવે તો તેથી ઉપદંશો મટી જાયછે.

## આગારધૂમાદ્ય તૈલ.

એક ભાગ ઘરના ધૂમાડાની ધૂસ, બે ભાગ હળદર અને ત્રણ ભાગ કિણ્વક (પ્રથમ ખંડના પૃષ્ઠ ૮૧૨ મામાં જુવો.) એઓથી પકાવેલું તૈલ ખરજને, સોજાની પીડાને, અને ઉપદંશને સારીપેઠે મટાડેછે. આ તૈલથી વ્રણ સાફ થાયછે અને ધરતી આવીને રૂઝાઈ જાયછે.

## ગોજી તૈલ.

ગળજીભી, વાવડીંગ, જેઠીમધ અને ચંદન આદિ સઘળા સૂગંધી પદાર્થો એઓથી પકાવેલું તૈલ સઘળા પ્રકારના ઉપદંશોને ધરતી લાવીને રૂઝાવેછે.

## જંબ્વાદ્ય તૈલ.

જાંબૂનાં પાનડાં, નેતરનાં પાનડાં, આંબલીનાં પાનડાં, કરંજનાં પાનડાં, શ્વેતકમળ, રક્તકમળ, એળચી, અતવસ, આંબાની ગોઠલી, જેઠીમધ, ધઉંલાં, લાખ, પીતચંદન, લોદર, સુખડ અને નસોતર એઓને એક એક તોલાંભાર લઇ સઘળાંને એકઠાં બકરાના મૂત્રમાં વાટીને તે કલ્કથી ચોસઠ તોલાંભાર તૈલ પકાવવું. આ તૈલ સઘળા વ્રણોનો તથા ઉપદંશોનો નાશ કરવામાં શ્રેષ્ઠછે એમ મુનિઓએ કહ્યુંછે.

## કોશાતકી તૈલ.

કડવી ઘીસોડીનાં બીજ, કડવી તુંબડીનાં બીજ અને સુંઠ એઓના કલ્કથી પકાવેલું તૈલ અનેક પ્રકારના દુષ્ટ વ્રણોને સરખી રીતે મટાડી નાખેછે. લિંગનું સઘલું માંસ ખરીજતાં કેવળ વૃષણ અવશેષ રહ્યા હોય તોપણ તે ઉપદંશ આ ઉપાયથી શાંત થઈ જાયછે.

ઉપદંશનો (ચાંદીનો) અધિકાર સંપૂર્ણ.

---

# લિંગના અરશનો (લિંગના મસાનો) અધિકાર.

## લિંગના અરશનું લક્ષણ.

अथ लिङ्गार्शउपक्रमः ।

अङ्कुरैरिव सञ्जातैरुपर्युपरि संस्थितैः । क्रमेण जायते वर्तिस्ताम्रचूडशिखोपमा ॥ कोशस्याभ्यन्तरे सन्धौ पर्वसन्धिगतापि वा । लिङ्गवर्तिरिति ख्याता लिङ्गार्श इति चापरे ॥

જાણે ધાન્યના કોટાં ફુટેલા હોય એવા અને એક બીજાની ઉપર ઉપર રહેલા સૂક્ષ્મ ભાગો રૂપે અનુક્રમે વધતાં વધતાં લિંગમાં, સાંધામાં અથવા લિંગના ટોચકાના સાંધામાં કુકડાના માથા ઉપરની કલંગી જેવી વાટ ઉત્પન્ન થાયછે એ લિંગવર્ત્તિ કહેવાયછે. કેટલાએક વૈદ્યો લિંગવર્ત્તિને 'લિંગનો અરશ' કહેછે.

## લિંગના અરશનું સાધ્યપણું.

सवेदना पिच्छिला च दुश्चिकित्स्या त्रिदोषजा ।

જો એ લિંગનો અરશ વેદનાવાળો હોય, ચીકણો હોય અને ત્રણે દોષથી થએલ હોય તો અસાધ્ય છે.

## લિંગના અરશની ચિકિત્સા.

क्षारेण प्रदहेच्छित्वा लिङ्गवर्तिमशोपतः । व्रणवच्चाचरेत् सम्यक् चूर्णलेपाद्युपक्रमैः ॥ स्वर्जिकातुत्थशैलेयमञ्जनं सरसाञ्जनम् । मनःशिलाले च समं चूर्णं मांसाङ्कुरापहम् ॥ हरति घृतकुमारीपत्रमावेष्टनेन ग्रथनविधिविशेषांश्चर्मकीलांस्तृतीये । अहनि गुरुतरानप्यङ्गलब्धप्रतिष्ठान् विधिरिव विपरीतः पौरुषस्य प्रकारान् ॥ शुभे तु चारटीमूलं वृषमूत्रेण पेषयेत् । चर्मकीलान्निहन्त्याशु प्रलेपात् साधनोद्भवान् ॥

इति लिङ्गार्शसां उपक्रमः ।

લિંગના અરશને શસ્ત્રવતે સંપૂર્ણ રીતે કાપી નાખીને ક્ષારથી બાળવો અને વ્રણની પેઠેજ લેપ તથા ચૂર્ણ વગેરે ઉપચારો સારી રીતે કરવા.

સાજીખાર, મોરથુથુ, શિલાજીત, રસવંતી, સુરમો, મણશીલ અને હરતાલ એઓને સમભાગે લઇ બનાવવામાં આવેલું તેઓનું ચૂર્ણ લિંગના અરશને મટાડેછે.

જેમ વિપરીત થએલું દૈવ પુરૂષાર્થના પ્રબલ પ્રકારોને પણ હણી નાખેછે તેમ વીટવામાં આવેલું કુંવારનું લફરૂં અત્યંત પ્રબલ, અંગમાં જામી ગએલા અને એક જાતની ગુંથણી જેવા આકારવાળા ચર્મકીલોને ( લિંગના અરશોને ) પણ ત્રીજે દિવસે હણી નાખેછે.

શુભદિવસમાં ઉભી ભોરીગણીનાં મૂળીયાં લઈ તેઓને બળદના મૂત્રમાં વાટીને ચોપડવામાં આવે તો લિંગમાં ઉત્પન્ન થએલા અરશો તુરત હણાઇ જાયછે.

લિંગના અરશનો અધિકાર સંપૂર્ણ.

---

# શૂકદોષનો ( લિંગને વધારવા જતાં થએલા રોગનો ) અધિકાર.

## શૂકદોષનું કુરનું નિદાન તથા સંખ્યા.

अथ शूकदोषाधिकारः ।

तत्र शूकदोषस्य निदानमाह ।

अक्रमाच्छेफसो वृद्धिं योऽभिवाञ्छति मूढधीः । व्याधयस्तस्य जायन्ते दश चाष्टौ च शूकजाः ॥

अक्रमात् अनुचितवृद्धिक्रमात् । अनुचिता च वृद्धिर्भूरिविकारजनकस्य योगेन शूकजाः । शूको जलशूकः सविषो जलजन्तुविशेषः स तु जलमलोद्भवः । अल्पडुण्डुभ इत्यादिकः । तथा शूकप्रधानो लिङ्गप्रधानो लिङ्गवृद्धिकरो वात्स्यायनाद्युक्तो योगः शूक उच्यते । यथा

भल्लातकास्थिजलशूकमथाब्जपत्रमन्तर्विदाह्य मतिमान् सह सैन्धवेन । एतद्विरूढबृहतीफलतोयपिष्टमालेपितं महिषविद्विमलीकृतेऽङ्गे ॥ स्थूलं मद्गुरतुल्यं शेफः करोत्यभिमतं न हि संशयोऽत्रेत्यादि ।

यत्तु जलशूकरहितमश्वगन्धादितैलं तदुचितमेव लिङ्गवर्धनम् । यथा

अश्वगन्धावरीकुष्ठं मांसी सिंहीफला-

न्वितम् । चतुर्गुणेन दुग्धेन तिलतैलं विपाचयेत् ॥ तत्तैलं मेढ्रवक्षोजकर्णपालिविवर्धनम् ॥

જે મૂઢ પુરૂષ લિંગ મોટું કરવાના અયોગ્ય ઉપાયથી (જેથી ઘણા વિકાર ઉત્પન્ન થાય એવા ઉપાયથી) લિંગને મોટું કરવાનું યત્ન કરેછે તેને શૂકથી (જલના મેલથી ઉત્પન્ન થએલા એક જાતના ઝેરી કીડાવાળા ઉપાયથી) ઉત્પન્ન થએલા અઢાર પ્રકારના વ્યાધિઓ ઉત્પન્ન થાયછે.

જેમાં એ શૂક નામના કીડાની ભસ્મનો મુખ્ય ઉપયોગ છે એવો વાત્સ્યાયન આદિ આચાર્યોએ કહેલો લિંગને વધારવાનો જે ઉપાય છે તેપણ શૂકની મુખ્યતાનેલીધે શૂક કેહેવાયછે. વાત્સ્યાયને કહ્યુંછે કે, "ભીલામાના ઠળીયા, શૂક નામનો પાણીનો કીડો અને કમળપત્ર એઓને વાસણની અંદર બાળી ભસ્મ કરીને તે ભસ્મને સૈંધવથી મિશ્રિત કરી મોટા ભોરીંગણીના ફળના રસથી વાટવી. પછી લિંગને પાડાના છાણથી સારીપેઠે ધોઇને તેના ઉપર એ ભસ્મનો કલ્ક ચોપડવામાં આવે તો લિંગ મનમાનતું અને ઉત્તમ ઘોડાના લિંગ જેવું મોટું થાયછે એમાં સંશય નથી. ઇત્યાદિ."

જેમાં પાણીના કીડાની ભસ્મનો ઉપયોગ કરવો પડતો નથી એવો લિંગ વધારવાનો 'અશ્વગંધાદિ તૈલ' વગેરે જે ઉપાય છે તે તો યોગ્યજ છે.

## અશ્વગંધાદિ તૈલ.

આસોંદ, શતાવરી, કઠ, જટામાંસી અને ભોરીંગણીના ડેડવા એઓનો કલ્ક નાખી તેલથી ચોગણા દુધમાં પકાવવામાં આવેલું તલનું તેલ અશ્વગંધાદિ તૈલ કેહેવાયછે. આ તૈલ લિંગને, સ્તનોને અને કાનની બુંટીને વધારે છે.

## શૂક દોષના અઢાર ભેદોનાં નામ.

સર્ષપિકા, અષ્ટીલિકા, ગ્રથિત, કુંભિકા, અલજી, મૃદિત, સંમૂઢ પિડકા, અવમંથ, પુષ્કરિકા, સ્પર્શહાનિ, ઉત્તમા, શતપોનક, ત્વક્‌પાક, શોણિતાર્બુદ, માંસાર્બુદ, માંસપાક, વિદ્રધિ, અને તિલકાલક એ રીતે શૂકદોષના અઢાર ભેદછે.

## સર્ષપિકાનું લક્ષણ.

### शूकदोषा दश चाष्टौ च भवन्ति । तेष्वादौ सर्षपिकामाह ।

गौरसर्षपसंस्थाना शूकदुर्भगहेतुका । पिडका श्लेष्मवाताभ्यां ज्ञेया सर्षपिका तु सा ॥

शूकदुर्भगहेतुका शूकनिमित्ता दुष्टयोनिनिमित्ता च ॥

શુકથી અથવા દુષ્ટ યોનીમાં મૈથુન કરવાથી થએલી અને ધોળા સર્ષપના જેવા આકારવાળી જે ફોડલી થાયછે તે સર્ષપિકા કેહેવાયછે. કફ તથા વાયુ એઓ આ ફોડલીના મુખ્ય નિદાન રૂપછે.

## અષ્ટીલિકાનું લક્ષણ.

### अथाष्ठीलिकामाह ।

कठिना विषमैर्भुग्नैर्वायुनाष्ठीलिका भवेत् ॥

अष्ठीलालोहकारस्य भाण्डविशेषः । निहार इति लोके । ततः कठिनेत्यष्ठीलिक-

विषमैर्भुग्नैरिति वक्ष्यमाणशूकाविशेषणम् । विषमैर्ह्रस्वदीर्घैः । भुग्नैः वक्रैः ॥

લાંબા, ટુંકા તથા વાંકા કંટકોવાળી અને કઠણપણાવાળી જે ફોડલી થાયછે તે અષ્ઠીલિકા કહેવાયછે. 'અષ્ઠીલિકા' એ નામનો લુહારનો એક ઓજાર થાયછે તેના જેવી આ ફોડલી કઠણ હોયછે માટે તેને અષ્ઠીલિકા એ નામ આપેલું છે. આ ફોડલીનું મુખ્ય નિદાન વાયુ છે.

### ગ્રથિતનું લક્ષણ.

### ग्रन्थितमाह ।

शूकैर्यत् पूरितं शश्वद्ग्रथितं नाम तत्कफात् ।

यच्छिङ्गं सदा शूकैः पूरितं तद् ग्रथितत्वाद् ग्रन्थितम् ।

લિંગ જવની અણીઓ જેવા કાંટાઓથી નિરંતર પુરાઇ ગએલું રેહે એ ગ્રથિત કહેવાયછે. આ ગ્રથિતનું મુખ્ય નિદાન કફ છે.

### કુંભિકાનું લક્ષણ.

### कुम्भिकामाह ।

कुम्भिका रक्तपित्तात्स्याज्जाम्ववास्थिनिभा सिता ॥

कुम्भिका कुम्भीफलतुल्यत्वात् ॥

જાંબુના ઠળીઆ જેવા આકારવાળી જે ધોળી ફોડલી થાયછે તે કુંભિકા કહેવાયછે. આ ફોડલીનું મુખ્યનિદાન રૂધિર તથા પિત્ત છે. આ ફોડલી કુંભીફળ (કાયફળ) જેવી હોયછે તેથી તેને કુંભિકા કહેલીછે.

### અલજીનું લક્ષણ.

### अलजीमाह ।

अलजी स्यात्तथा यादृक् प्रमेहपिडका तथा । सा च रक्ताऽसिता स्फोटाचिता च कथिता बुधैः ॥

एषा रक्तपित्तनिमित्ता ज्ञेया ।

અલજી નામની પ્રમેહસંબંધી ફોડલી કે જે રતાશ તથા કાળાશવાળી થાય તથા બીજી ફોડલીઓથી પણ વ્યાપ્ત થાયછે તેના જેવી જે ફોડલી લિંગઉપર થાયછે તે અલજી કહેવાયછે. આ ફોડલીનું મુખ્ય નિદાન રૂધિર તથા પિત્ત છે.

### મૃદિતનું લક્ષણ.

### मृदितमाह ।

मृदितं पीडितं यत्तु संरब्धं वातकोपतः ।

शूकदोषे जाते पीडितं सद्यत्संरब्धं सशोथं भवति तच्छिङ्गं मृदितमुच्यते ॥

શૂકદોષ ઉત્પન્ન થતાં લિંગને દબાવવાથી જે સોજો ચડેલો હોય તે મૃદિત કહેવાયછે.

### સંમૂઢ પિડકાનું લક્ષણ.

### संमूढपिडकामाह ।

पाणिभ्यां भृशसंपिष्टे संमूढपिडका भवेत् ॥

शूकदोषे जाते पाणिभ्यां भृशसंपिष्टे लिङ्गे ॥ अत्रापि वातकोपात् इत्यनुवर्त्तते ॥

શૂકદોષ ઉત્પન્ન થતાં બન્ને હાથ વતે લિંગને અત્યત ચોળવાથી જે ફોડલી ઉત્પન્ન થાય તે સંમૂઢ પિડકા કહેવાય છે. આ ફોડલી પણ વાયુના કોપથી થાયછે.

## અવમંથનું લક્ષણ.

### अथावमन्थमाह ।

दीर्घा बह्व्यश्च पिडका दीर्यन्ते मध्यतस्तु याः । सोऽवमन्थः कफासृग्भ्यां वेदनारोमहर्षकृत् ॥

दीर्घा दीर्घाङ्कुराः ।

ઘણી અને લાંબા અંકુરોવાળી જે ફોડલીઓ મધ્યમાં ફૂટેછે અને જેઓથી વેદના થાયછે તથા રૂવાણાં ઉભાં થઇ જાયછે તે ફોડલીઓ અવમંથ કહેવાયછે. આ ફોડલીઓ કફના તથા રૂધિરના કોપથી થાયછે.

## પુષ્કરિકાનું લક્ષણ.

### पुष्करिकामाह ।

पिडका पिडकाव्याप्ता पित्तशोणितसम्भवा । पद्मकर्णिकसंस्थाना ज्ञेया पुष्करिकेति सा ॥

पिडकाव्याप्ता पार्श्वतः क्षुद्रपिडकाव्याप्ता । अत एव पद्मकर्णिकसंस्थाना ॥

પડખાઓમાં નાહાની નાહાની ફોડલીઓથી વ્યાપ્ત અને કમળની ડોડીના જેવા આકારવાળી જે ફોડલી થાયછે તે પુષ્કરિકા કહેવાયછે. આ ફોડલી પિત્તના તથા રૂધિરના કોપથી થાયછે.

## સ્પર્શહાનિનું લક્ષણ.

### स्पर्शहानिमाह ।

स्पर्शहानिं तु जनयेच्छोणितं शूकदूषितम् ।

अत्र स्पर्शासहत्वमेव लक्षणम् ।

જે ફોડલી સ્પર્શનું સહન ન કરી શકે એવી થાયછે તે સ્પર્શ હાનિ કહેવાયછે. આ ફોડલી શુકદોષનેલીધે કોપ પામેલા રૂધિરથી થાયછે.

## ઉત્તમાનું લક્ષણ.

### उत्तमामाह ।

मुद्गमाषोपमा रक्ता रक्तपित्तोद्भवा च या । एषोत्तमाख्यपिडका शूकाजीर्णसमुद्भवा ॥

શૂકદોષનેલીધે થએલા અજીર્ણથી મગના તથા અડદના જેવા આકારવાળી જે રાતી ફોડલી થાયછે તે ઉત્તમા કહેવાયછે. આ ફોડલીનું મુખ્ય નિદાન રૂધિર તથા પિત્ત છે.

## શતપોનકનું લક્ષણ.

### शतपोनकमाह ।

छिद्रैरणुमुखैर्लिङ्गं चितं यत्तु समन्ततः । वातशोणितजो व्याधिर्विज्ञेयः शतपोनकः ॥

शतपोनकश्चालनी तत्तुल्यत्वाच्छतपोनकः ।

લિંગ ઝીણાં ઝીણાં મોહડાવાળાં છિદ્રોથી ચારેકોર વ્યાપ્ત થઇને શતપોનક (ચાલણી) જેવું થઇ જાય એ વ્યાધિ શતપોનક કહેવાયછે. આ વ્યાધિનું મુખ્યનિદાન વાયુનો તથા રૂધિરનો કોપછે.

## ત્વક્પાકનું લક્ષણ.

### त्वक्पाकमाह ।

पित्तरक्तकृतो ज्ञेयस्त्वक्पाको ज्वरदाहकृत् ।

જ્વરને તથા બળતરાને ઉત્પન્ન કરનારો લિંગની ચામડીનો જે પાક થાયછે તે ત્વક્પાક કહેવાયછે. આનું મુખ્ય નિદાન રૂધિરનો તથા પિત્તનો પ્રકોપ છે.

## શોણિતાર્બુદનું લક્ષણ.

### शोणितार्बुदमाह ।

**कृष्णैः स्फोटैः सरक्ताभिः पिडकाभिर्निपीडितम् । लिङ्गं वास्तुरुजश्चोग्रा ज्ञेयं तच्छोणितार्बुदम् ॥**

वास्तुरुजः स्फोटपिडकाधिष्ठानवेदनाः ।

કાળા ફોડકાઓથી અને રતાશવાળી ફોડલીઓથી લિંગ પીડાય અને ફોડકાઓનાં તથા ફોડલીઓનાં ઠેકાણાંઓમાં ઉગ્ર વેદનાઓ થાય એ શોણિતાર્બુદ કહેવાયછે.

## માંસાર્બુદનું લક્ષણ.

### अथ मांसार्बुदमाह ।

**मांसदुष्टं विजानीयादर्बुदं मांससम्भवम् ।**

માંસના દુષ્ટપણાનેલીધે લિંગ ઉપર માંસની રસોળી થાયછે એ માંસાર્બુદ કહેવાયછે.

## માંસપાકનું લક્ષણ.

### मांसपाकमाह ।

**शीर्यन्ते यस्य मांसानि यस्य सर्वाश्च वेदनाः । विद्यात्तं मांसपाकं तु सर्वदोषकृतं भिषक् ॥**

शीर्यन्ते गलन्ति । सर्वाश्च वेदनाः वातपित्तकफजाः ।

લિંગનાં માંસો ખરી પડતાં હોય અને સર્વ પ્રકારની (વાયુથી, પિત્તથી તથા કફથી થએલી) વેદનાઓ થતી હોય તો વૈદ્યે માંસપાક થએલો સમજવો. આ માંસપાક ત્રણે દોષના કોપથી થાયછે.

## વિદ્રધિનું લક્ષણ.

### अथ विद्रधिमाह ।

**विद्रधिं सन्निपातेन यथोक्तमभिनिर्दिशेत् ।**

उक्तसान्निपातिकविद्रधितुल्यं कथयेत् ।

પ્રમેહસંબંધી ફોડલીઓમાં જે ત્રણે દોષસંબંધી વિદ્રધી કહેવામાં આવ્યોછે તેના જેવાંજ લક્ષણોવાળી ફોડલી લિંગમાં થએલ હોય તો તેને વૈદ્યે વિદ્રધિ સમજવી. આ વિદ્રધિપણ ત્રણે દોષના પ્રકોપથી થાયછે.

## તિલકાલકનું લક્ષણ.

### तिलकालकानाह ।

**कृष्णानि चित्राण्यथवा शुक्लानि सविषाणि तु । पतन्ति पातयन्त्याशु मेढ्रं निरवशेषतः ॥ कालानि भूत्वा मांसानि शीर्यन्ते यस्य देहिनः । सन्निपातसमुत्थांश्च तान् विद्यात्तिलकालकान् ॥**

चित्राणि नानावर्णानि । शुक्लानि शुक्लवर्णानि । मञ्चाः क्रोशन्तीतिवत् । सविषाणि सविषशूकाख्यजन्तुविशेषकृतत्वात् । शीर्यन्ते गलन्ति । कृष्णतिलतुल्यत्वात्तिलकालकाः ।

કાળા રંગવાળાં, અથવા અનેક પ્રકારના રંગોવાળા અથવા ધોળા રંગવાળા, અને શૂક નામના ઝેરી પ્રાણીની ભસ્મથી થએલાં હોવાનેલીધે ઝેરવાળાં માંસો લિંગમાંથી પડતાં જાય, સંપૂર્ણરીતે લિંગને પાડી નાખે અને કાળાં કાળાં થઇને વીખાતાં જાય એ તિલકાલક કહેવાયછે. આ રોગમાં માંસો કાળા તલ જેવાં થઈ જાયછે તેથી 'તિલકાલક'

એ નામ આપવામાં આવ્યુંછે. આ વ્યાધિ ત્રણે દોષના પ્રકોપથી થાયછે.

### શૂકદોષોનું અસાધ્યપણું.

### अथासाध्यमाह ।

**तत्र मांसार्बुदं यच्च मांसपाकश्च यः स्मृतः । विद्रधिश्च न सिध्यन्ति ये च स्युस्तिलकालकाः ॥**

અઢાર પ્રકારના ઉપર કહેલા શૂકદોષોમાં માંસાર્બુદ, માંસપાક, વિદ્રધિ અને તિલકાલક એ ચાર અસાધ્ય છે.

### શૂકદોષની ચિકિત્સા.

### शूकदोषस्य चिकित्सा ।

**शूकदोषेषु सर्वेषु विपघ्नीं कारयेत् क्रियाम् । जलौकाभिर्हरेद्रक्तं रेचनं लघु भोजयेत् ॥ गुग्गुलुं पाययेच्चापि त्रिफलाक्वाथसंयुतम् । क्षीरेण लेपसेकांश्च शीतेनैव हि कारयेत् ॥ दार्वीसुरसयष्ट्याह्वैर्गृहधूमनिशायुतैः । सम्पक्वं तैलमभ्यङ्गान्मेढ्ररोगं हि नाशयेत् ॥**

सुरसस्तुलशी ॥

इति दार्वीतैलम् ।

**रसाञ्जनं साह्वयमेकमेव प्रलेपमात्रेण नयेत्प्रशान्तिम् । सपूतिपूयव्रणशोथकण्डूशूलान्वितं सर्वमनङ्गरोगम् ॥**

साह्वयमित्यनङ्गरोगस्य विशेषणम् । अनङ्गरोगस्य नामापि दूरीकरोतीत्यर्थः ॥ इति शूकदोषनिदानचिकित्साधिकारः ॥

વૈદ્યે સધળા પ્રકારના શૂકદોષોમાં ઝેરને હણનારી ક્રિયા કરવી, જળો મુકીને ઝેરનું હરણ કરવું, વિરેચન દેવું, હલકું ભોજન કરાવવું, ત્રિફળા (હરડે, બેહેડાં, આમળાં) ના ક્વાથની સાથે ગુગળ પાવો. ટાઢા દુધના લેપ કરાવવા અને ટાઢા દુધથી સેચનો કરાવવાં.

### દાર્વિતૈલ.

દારૂહળદર, તુલસી, જેઠીમધ, ઘરના ધુવાડાની ધૂંસ અને હળદર એઓના કલ્કોથી પકાવવામાં આવેલું તૈલ 'દાર્વિતૈલ' કેહેવાયછે. આ તૈલ અભ્યંગ કરવાથી લિંગના રોગનો નાશ કરેછે.

### રસાંજન લેપ.

એકલી રસવંતીજ પોતાના લેપનમાત્રથી સધળા પ્રકારના લિંગસંબંધી રોગોને એવા શાંત કરી નાખેછે. કે જેથી તેઓનું નામ પણ અવશેષ રેહેતું નથી. દુર્ગંધિપરૂ, વ્રણ, સોજા, ખરજ અને શૂળ એઓ વાળો લિંગસંબંધી રોગ હોય તોપણ રસવંતીના લેપથી મટી જાયછે.

### શૂકદોષનો અધિકાર સંપૂર્ણ.

---

## કોઢનો અધિકાર.

### કોઢનાં નિદાનો તથા સંખ્યા.

### अथ कुष्ठाधिकारः ।

**विरोधीन्यन्नपानानि द्रवस्निग्धगुरूणि च । भजतामागतान्छर्दि वेगांश्चान्यान् प्रतिघ्नताम् ॥ व्यायाममग्नितापं चाप्यतिभुक्त्वा निषेविणाम् । शीतोष्णलङ्घनाहारान् क्रमं मुक्त्वा निषेविणाम् ॥ घर्मश्रमभयार्तानां द्रुतं शीताम्बुसेविनाम् । अजीर्णाध्यशिनां चापि पञ्चकर्मापचा-**

रिणाम् ॥ नवान्नदधिमत्स्यादिलवणाम्लनिषेविणाम् । माषमूलकपिष्टान्नतिलक्षीरगुडाशिनाम् ॥ व्यवायं चाप्यजीर्णेऽन्ने दिवा निद्रां निषेविणाम् । विप्रान् गुरून् धर्षयतां पापं कर्म च कुर्वताम् ॥ वातादयस्त्रयो दोषास्त्वग्रक्तं मांसमम्बु च । दूषयन्ति सकुष्ठानां सप्तको द्रव्यसंग्रहः ॥ अतः कुष्ठानि जायन्ते सप्तधैकादशैव च ।

विरोधीन्यन्नपानानि क्षीरमत्स्यादीनि । दधिदुग्धादीनि । व्यायाममित्यादि । अतिभुक्त्वा व्यायामम् अग्निसन्तापम् । अग्निरुपलक्षणं । सूर्यादिसन्तापं च निषेविणामिति कृदन्तस्य योगे षष्ठी प्राप्ता । द्वितीया तु मुनिवचनात् । एवमग्रेऽपि शीतोष्णं लङ्घनाहारानित्यादिष्वपि द्वितीया । क्रमं विधिं । घर्मेत्यादि । घर्मार्तत्वे सति द्रुतमविश्रम्य पाने स्नाने शीताम्बुसेविनाम् । अजीर्णाध्याशिनां भुक्तेऽजीर्णे भुक्तानाम् । पञ्चकर्मोपचारिणां पञ्चकर्माणि वमनविरेकनस्यनिरूहानुवासनानि तेषु कृतेषु अपचारिणाम् । नवान्नदधिमत्स्याद्याहारसेविनाम् । व्यवायमित्यादि । अन्ने अजीर्णे विदग्धादिरूपे सति । व्यवायं मैथुनं निषेविणाम् । दिवानिद्रानिषेविणामिति भिन्नो हेतुः । धर्षयताम् अभिभवताम् । दोषदूष्यसंग्रहार्थमाह । वातादय इत्यादिशब्देन त्रिष्वपि प्रतीतेषु त्रय इति पदं सर्वेषु कुष्ठेषु त्रयाणामपि वातादीनां दुष्टत्वबोधनार्थम् । त्वक् रसः अम्बु लसीका । अथ संख्यामाह । अतः कुष्ठानामित्यादि । अतः पूर्वोक्तदोषदूष्यसमुदायात् । सप्तधैकादशधेति संख्याविच्छेदपाठेन सप्तानां महाकुष्ठत्वमेकादशानां क्षुद्रकुष्ठत्वं बोधयति ।

દૂધ તથા માછલાં વગેરે પરસ્પર વિરૂદ્ધ પદાર્થોનું ભક્ષણ કરવાથી, દહીં તથા દૂધ વગેરે પરસ્પર વિરૂદ્ધ પાનોનું સેવન કરવાથી, દ્રવ સ્નિગ્ધ તથા ભારે પદાર્થોનું સેવન કરવાથી, આવેલા ઉલટીના વેગને રોકવાથી, બીજા મૂત્ર તથા વિષ્ઠા આદિના વેગોને રોકવાથી, બહુ જમીને કસરતનું સેવન કરવાથી, બહુ જમીને અગ્નિના તથા સૂર્ય વગેરેના તાપનું સેવન કરવાથી, વિધિને છોડી દઇ શીતનું, ઉષ્ણનું, લંઘનનું તથા આહારનું સેવન કરવાથી ઘામથી શ્રમથી તથા ભયથી પીડિત છતાં તુરત (વિસામો લીધા વગર) નાહાવામાં તથા પીવામાં શીતલ જળનું સેવન કરવાથી, ખાધેલું અજીર્ણ છતાં તેની ઉપર બીજા ભોજનનું સેવન કરવાથી, વમન વિરેચન નસ્ય નિરૂહ બસ્તિ તથા અનુવાસન બસ્તી એ પાંચ કર્મોમાંનું કોઇ કર્મ થયા પછી વર્તવાના પ્રકારોમાં ભુલ કરવાથી, નવાં અન્નોનું સેવન કરવાથી, દહીંનું સેવન કરવાથી, માછલાં વગેરેનું સેવન કરવાથી, ખારા પદાર્થોનું સેવન કરવાથી, ખાટા પદાર્થોનું સેવન કરવાથી, અડદનું સેવન કરવાથી, મુળાઓનું સેવન કરવાથી, વાટેલાં અન્નોનું સેવન કરવાથી, તલનું સેવન કરવાથી, દુધનું તથા ગોળનું બહુજ સેવન કરવાથી, વિદગ્ધ આદિ અજીર્ણ છતાં મૈથુનનું સેવન કરવાથી, દિવસે નિદ્રાનું સેવન કરવાથી, બ્રાહ્મ-

ણોનું અપમાન કરવાથી, ગુરૂઓનું અપમાન કરવાથી, અને પાપકર્મ કરવાથી કોઢ થાયછે. વાત, પિત્ત અને કફ એ ત્રણે દોષો રસને, રૂધિરને, માંસને તથા લસીકાને દૂષિત કરીને કોઢને ઉત્પન્ન કરેછે. વાત, પિત્ત, કફ, રસ, રૂધિર, માંસ તથા લસીકા એ સાતના બીગાડથી કોઢ ઉત્પન્ન થાયછે. વાત, પિત્ત અને કફ એ ત્રણ દોષો અને રસ, રૂધિર, માંસ તથા લસીકા એ ચાર દૂષ્યો એઓ કોઢના કારણો છે. સઘળા પ્રકારના કોઢોમાં વાયુ આદિ ત્રણે દોષો દુષ્ટ થાયછે એમ સમજવું. ઉપર કહેલા સાત પદાર્થોના સમુદાયથી સાત પ્રકારના અને અગીયાર પ્રકારના કોઢ ઉત્પન્ન થાયછે. 'અઢાર' એમ નહિ કહેતાં સાત અને અગીયાર એમ જુદી જુદી સંખ્યા કહી તે ઉપરથી સમજાયછે. સાત મોટા કોઢ છે અને અગીયાર ક્ષુદ્ર કોઢ છે.

### સાત મોટા કોઢોનાં નામો.

### तत्र महाकुष्ठान्याह ।

पूर्वं त्रिकं तथा सिध्मं ततः काकणकं तथा । पुण्डरीकर्क्षजिह्वाके महाकुष्ठानि सप्त च ॥

पूर्वत्रिकं कापालौदुम्बरमण्डलाख्यम् । सिध्मशब्दोऽकारान्तो नपुंसकः । ननु कथं सिध्मस्य महाकुष्ठेषु गणना सुश्रुतेन क्षुद्रकुष्ठेषु उक्तत्वात् । उच्यते ॥ 'धातुप्रविष्टं सिध्मं तु स्यान्महाकुष्ठमेव च ॥' एवंविधस्य सिध्मस्य चरकेण महाकुष्ठेषु दर्शितत्वात् । एषां महाकुष्ठत्वं च शीघ्रमुत्तरोत्तरधात्ववगाहनात् । उल्बणदोषजन्यत्वात् चिकित्साबाहुल्याच्च ।

### अथ क्षुद्रकुष्ठान्याह ।

एककुष्ठं स्मृतं पूर्वं गजचर्म ततः स्मृतम् । ततश्चर्मदलं प्रोक्तं ततश्चापि विचर्चिका ॥ विपादिकाभिधा सैव पामाकच्छूस्ततः परम् । दद्रुविस्फोटकिटिभालसकानि च वेष्टितम् । क्षुद्रकुष्ठानि चैतानि कथितानि भिषग्वरैः ॥

ननु दद्रूः कथं क्षुद्रकुष्ठेषु गणिता ? सुश्रुतेन महाकुष्ठेषूक्तत्वात् । उच्यते असितावगाढमूला दद्रूः सुश्रुतेन महाकुष्ठेषु उक्ता असितेतराऽनवगाढमूला दद्रूः क्षुद्रकुष्ठमेव । एवं विधाया दद्र्वाश्चरकेण क्षुद्रकुष्ठेषु दर्शितत्वात् ।

કપાલ, ઔદુંબર, મંડલ, સિધ્મ, કાકણક, પુંડરીક અને ઋક્ષજિહ્વક એ સાત મોટા કોઢો છે.

શંકા—સુશ્રુતે સિધ્મને ક્ષુદ્ર કોઢોમાં ગણેલ છે તે છતાં તમો સિધ્મને મોટા કોઢોમાં કેમ ગણોછો?

સમાધાન—જે સિધ્મ ધાતુઓમાં પેસીગયું હોય તે મહાકુષ્ઠજ ગણાયછે. કેમકે ચરકે એવા પ્રકારના (ધાતુઓમાં પેઠેલા) સિધ્મને મોટા કોઢોમાં, ગણેલુંછે.

એ સાત મોટા કોઢો ગણાય છે તેના કારણો એ છે કે એઓ ઉત્તરોત્તર ધાતુઓમાં શીઘ્ર પ્રવેશ કરેછે, ઉલ્વણ દોષોથી ઉત્પન્ન થાયછે અને તેને તેઓની ચિકિત્સાઓપણ ઘણી ઘણી છે.

### અગીઆર ક્ષુદ્ર કોઢોનાં નામો.

### कुष्ठानां त्रिदोषजत्वेनैकत्वपि दोषस्योल्वणतया सप्तधात्वमाह ।

कुष्ठानि सप्तधा दोषैः पृथक्द्वन्द्वैः समागतैः । सर्वेषु च त्रिदोषेषु व्यपदेशोऽधिकस्ततः ॥

सर्वेष्वपि त्रिदोषेषु व्यपदेशः कपालादिसंज्ञास्तासां यदधिकत्वं ततः कुष्ठानि सप्तधा।कैः।दोषैः।कथंभूतैः।पृथगद्वन्द्वैः समागतैः सङ्गतैः। संमिलितैरिति यावत्। अस्यायमर्थः । किमपि कुष्ठं वातोल्वणं किमपि पित्तोल्वणं किमपि कफोल्वणं किमपि वातश्लेष्मोल्वणं किमपि पित्तश्लेष्मोल्वणम् किमपि वातपित्तोल्वणं किमपि त्रिदोषोल्वणमिति ।

એકકુષ્ઠ, ગજચર્મ, ચર્મદલ, વિચર્ચિકા, વિપાદિકા, પામા, કૃચ્છ્ર, દદ્રુ, વિસ્ફોટ, કિટિભ, અલસક અને શતારૂ એઓને ઉત્તમ વૈદ્યો ક્ષુદ્રકુષ્ઠ કહેછે. (વિચર્ચિકા નામનો કોઢ જો પગમાં થયો હોય તો તેજ વિપાદિકા કહેવાયછે માટે ક્ષુદ્ર કોઢોની સંખ્યા અગીયારનીજ રહેછે.

શંકા—સુશ્રુતે દદ્રૂને (મોટા કોઢોમાં ગણેલ છે. તે છતાં તમો તેને ક્ષુદ્ર કોઢોમાં કેમ ગણોછો?

સમાધાન—કાળી ઊંડાં મૂળવાળી દદ્રૂને સુશ્રુતે મોટા કોઢોમાં ગણેલ છે. જે દદ્રૂ કાળી શિવાય બીજી હોય અને ઊંડાં મૂળવાળી ન હોય તે તો ક્ષુદ્ર કોઢજ છે. ચરકે પણ એવી રીતની દદ્રૂને ક્ષુદ્ર કોઢોમાં ગણેલી છે.

### જોકે કોઢો ત્રણે દોષથી થનારા હોવાથી એક પ્રકારનાજ છે તોપણ તે તે દોષોની ઉલ્વણતા ઉપરથી કોઢોના સાત પ્રકાર હોવાવિષે.

જો કે ત્રણે દોષોથી થએલા કોઢોનાંજ કપાલ વગેરે નામો છે તોપણ તે નામો અઢાર હોવાનેલીધે તે તે દોષોની ઉલ્વણતા ઉપરથી કોઢોના સાત પ્રકાર માનવામાં આવેછે. જેમકે કોઈ કોઢ વાયુની ઉલ્વણતાવાળો હોયછે, કોઈ કોઢ પિત્તની ઉલ્વણતાવાળો હોયછે, કોઈ કોઢ કફની ઉલ્વણતાવાળો હોયછે, કોઈ કોઢ વાયુની તથા કફની ઉલ્વણતાવાળો હોયછે, કોઈ કોઢ પિત્તની તથા કફની ઉલ્વણતાવાળો હોયછે, કોઈ કોઢ વાયુની તથા પિત્તની ઉલ્વણતાવાળો હોયછે અને કોઈ કોઢ ત્રણે દોષોની ઉલ્વણતાવાળો હોયછે.

### કોઢોનું પુર્વરૂપ.

### पूर्वरूपमाह ।

अतिश्लक्ष्णः खरस्पर्शः स्वेदास्वेदविवर्णताः । दाहः कण्डूस्त्वचि स्वापस्तोदः कोठोन्नतिः क्रमः ॥ व्रणानामधिकं शूलं शीघ्रोत्पत्तिश्चिरस्थितिः । रूढानामतिरूक्षत्वं निमित्तेऽल्पेऽपि कोपनम् ॥ रोमहर्षोऽसृजः कार्ष्ण्यं कुष्ठलक्षणमग्रजम् ।

अतिश्लक्ष्णः अतिमृदुः । स्वेदः घर्मादिप्रसङ्गेऽपि स्वेदाभावः । त्वचि स्वापः स्पर्शाज्ञता । शीघ्रोत्पत्तिः व्रणानाम् ।

दूषयन्ति श्लथीकृत्य निश्चलत्वादितस्ततः । त्वचः कुर्वन्ति वैवर्ण्यं दोषाः कुष्ठमुशन्ति तम् ॥

અત્યંત કોમલ સ્પર્શ, અત્યંત ખરસટ સ્પર્શ, પસીનો, ધામ થવા વગેરે કારણો છતાં પણ પસીનાનું નહિ આવવું, બળતરા, ચળ, ચામડીનું સ્પર્શને નહિ જાણનારપણું, લોકાયા જેવી વ્યથા, ધ્રામઠાંઓનું ઊંચાપણું, ગ્લાનિ, શૂલનું અધિકપણું, વ્રણોનું તુરત ઉત્પત્તિ, વ્રણોનું લાંબા કાળસુધી રેહેવું. રૂઝાઇગએલા વ્રણોનું અત્યંત રૂક્ષપણું, અલ્પ નિમિત્ત થયા છતાં પણ વ્રણોનો પ્રકોપ, રૂવાણાઓનું ઉભું થવું અને લોહીનું કાળાપણું એટલાં કોઢોનાં પૂર્વરૂપ છે. દોષો નિશ્ચલ હોવાનેલીધે ચામડીને શિથિલ કરીને ચારેકોરથી ચામડીના રંગને બદલાવી નાખેછે એ કોઢ કેહેવાયછે.

## કયા દોષની ઉલ્વણતાથી કયો કોઢ ઉત્પન્ન થાયછે.

## येनोल्वणेन यत्कुष्ठमुत्पाद्यते तदाह ।

वातेन कुष्ठं कापालं पित्तेनौदुम्बरं कफात् । मण्डलाख्यं विचर्ची च ऋक्षाख्यं वातपित्ततः ॥ चर्मैककुष्ठकिटिभसिध्मालसविपादिकाः । वातश्लेष्मोद्भवाः पित्तकफाद्दद्रुशतारुपी ॥ सपुण्डरीकं विस्फोटं पामाचर्मदलं तथा । सर्वैरेवोल्वणैर्दोषैराहुः काकणकं बुधाः ॥

विचर्ची च कफादित्यन्वयः ।

पुण्डरीकं सविस्फोटं पामा चर्मदलं तथा ।



पित्तकफादित्यन्वयः ।

વાયુની ઉલ્વણતાથી કપાલ કોઢ ઉત્પન્ન થાયછે, પિત્તની ઉલ્વણતાથી ઔદુંબર મંડલ અને વિચર્ચિકા કોઢ ઉત્પન્ન થાયછે, વાયુની તથા પિત્તની ઉલ્વણતાથી ઋક્ષજિહ્વ કોઢ ઉત્પન્ન થાયછે, વાયુની તથા કફની ઉલ્વણતાથી ગજચર્મ, એકકુષ્ઠ, કિટિભ, સિધ્મ, અલસક અને વિપાદિકા કોઢ ઉત્પન્ન થાયછે પિત્તની તથા કફની ઉલ્વણતાથી દદ્રૂ, શતારૂ પુંડરીક, વિસ્ફોટ, પામા, તથા ચર્મદલ કોઢ ઉત્પન્ન થાયછે અને ત્રણે દોષોની ઉલ્વણતાથી કાણક કોઢ ઉત્પન્ન થાયછે.

## કપાલનામના મોટા કોઢનું લક્ષણ.

## अथ महाकुष्ठानां मध्ये कपालस्य लक्षणमाह ।

कृष्णारुणकपालाभं यद्रूक्षं परुषं तनु । कपालं तोदबहुलं तत् कुष्ठं विषमं स्मृतम् ॥

किञ्चित्कृष्णाः किञ्चिदरुणाः ये कपालाः स्फुटितमृत्पात्रखण्डाः खपरा इति यावत् तद्वर्णं परुषं खरस्पर्शम् । तनु तनुत्वक् कपालम् कपालसंज्ञं विषमं दुश्चिकित्स्यम् ।

કાંઇક કાળા તથા કાંઇક રાતા ફુટ પડેલા માટીના વાસણના ટૂકડાઓના જેવા વર્ણવાળો, રૂક્ષ, ખરસટ સ્પર્શવાળો, પાતળી ચામડીવાળો અને ઘણી વ્યથાવાળો જે કોઢ હોય તે કપાલ કેહેવાયછે. આ કોઢ વિષમ છે એટલે તેની ચિકિત્સા માંડ લાગુ પડેછે.

## ઔદુંબર નામના મોટા કોઢનું લક્ષણ.

### औदुम्बरमाह ।

उदुम्बरफलाभासं कुष्ठमौदुम्बरं वदेत् ॥ रुग्दाहरागकण्डूभिः परीतं रोमपिञ्जरम् ॥

औदुम्बरफलाकारम् ॥

જે કોઢ ઉબરાનાં ફળ જેવા આકારવાળો, પીંગળાં રૂવાણાંવાળો અને વ્યથાથી, બળતરાથી, રતાશથી તથા ચળથી ઘેરાએલો હોય તે ઔદુંબર કેહેવાયછે.

## મંડલ નામના મોટા કોઢનું લક્ષણ.

### मण्डलमाह ।

श्वेतरक्तं स्थिरं स्त्यानं स्निग्धमुत्सन्नमण्डलम् । कृच्छ्रमन्योन्यसंसक्तं कुष्ठं मण्डलमुच्यते ॥

श्वेतरक्तं किञ्चिच्छ्वेतं किञ्चिद्रक्तम् । स्थिरं चिकित्सां विना । अविनाशि स्त्यानं आर्द्रं स्निग्धं सस्वेदम् । उत्सन्नमण्डलम् उद्गतमण्डलम् । कृच्छ्रं कष्टसाध्यम् । अन्योन्यसंसक्तं परस्परमिलितम् ।

જે કોઢ કાંઈક ધોળો તથા કાંઈક રાતો ચિકિત્સા વિના નષ્ટ ન જ થાય હોય, આર્દ્ર હોય, પસીનાવાળો, ઉંચે નીકળેલાં મંડલવાળો હોય પરસ્પરથી મળેલો હોય તે મંડલ ાયછે. આ કોઢ કષ્ટસાધ્ય છે.

## મ નામના મોટા કોઢનું લક્ષણ.

### अथ सिध्ममाह ।

श्वेतं ताम्रं च तनु यत् रजोघृष्टं विमुञ्चति । प्रायेणोरसि तत् सिध्ममलाबुकुसुमोपमम् ॥

श्वेतताम्रं श्वेतं ताम्रम् । तनु तनुत्वक् । प्रायेणोरसि । प्रायशब्दादन्यत्रापि बोद्धव्यम् ॥

જે કોઢ ધોળાશથી મિશ્રિત રાતા વર્ણવાળો હોય, પાતળી ચામડીવાળો હોય, ઘસવાથી ધૂળ જેવી ઝીણી કણીઓને ખરતો હોય અને તુંબડીનાં ફુલ જેવો હોય તે સિધ્મ કેહેવાયછે. આ કોઢ ઘણું કરીને છાતીમાં થાયછે અને કોઇ વખતે બીજાં અંગોમાં પણ થાયછે.

## કાકણક નામના મોટા કોઢનું લક્ષણ.

### काकणमाह ।

यत्काकणन्तिकावर्णमपाकं तीव्रवेदनम् । त्रिदोषलिङ्गं तत् कुष्ठं काकणं नैव सिध्यति ॥

काकणंती गुञ्जा । गुञ्जावर्णत्वेन मध्ये कृष्णमन्ते रक्तम् । अथवा मध्ये रक्तं मध्यान्ते कृष्णम् । अपाकं स्वभावात् । त्रिदोषलिङ्गम् । सर्वेषां कुष्ठानां त्रिदोषजत्वेऽपि उल्बणदोषत्रयलिङ्गम् ।

જે કોઢ ચણોઠી જેવા વર્ણવાળો એટલે મધ્યમાં કાળો અને અંતમાં રાતો હોય અથવા મધ્યમાં રાતો અને અંતમાં કાળો હોય સ્વાભાવિક રીતે ન જ પાકનાર હોય તીવ્ર વેદનાવાળો હોય અને ત્રણે દોષોની ઉલ્વણતાનાં ચિન્હોવાળો હોય તે કાકણક કેહેવાયછે.

## પુંડરીક નામના મોટા કોઢનું લક્ષણ.

### पुण्डरीकमाह ।

तत् श्वेतं रक्तपर्यन्तं पुण्डरीकदलोप-

**मम् । सरागं चैव सोत्सेधं पुण्डरीकं कफोल्वणम् ॥**

पुण्डरीकदलोपमं पुण्डरीकं श्वेतकमलं तत्पत्रोपमम् । सरागं चैव । अत एव श्वेतं रक्तपर्यन्तं अन्ते रक्तम् । सरागमिति । अन्ते लौहित्याधिक्यबोधनार्थम् । सोत्सेधम् उन्नतम् ।

જે કોઢ ધોળાં કમળનાં પત્ર જેવો, ધોળો, અંતમાં અત્યંત રાતો, ઊંચો અને કફની ઉલ્વણતાવાળો હોય તે પુંડરીક કહેવાયછે.

### ઋક્ષજિંહ્‌ક નામના મોટા કોઢનું લક્ષણ.

### ऋक्षजिह्वकमाह ।

**कर्कशं रक्तपर्यन्तमन्तःश्यावं सवेदनम् । यदृक्षजिह्वासंस्थानमृक्षजिह्वं तदुच्यते ॥**

रक्तपर्यन्तं अन्तेरक्तं अन्तःश्यावं मध्ये धूम्रवर्णम् । ऋक्षजिह्वासंस्थानम् । ऋक्षो भल्लूकस्तस्य जिह्वाकृति ॥

જે કોઢ કઠણ, છેડામાં રાતો, મધ્યમાં ધૂમ્ર વર્ણવાળો, વેદનાવાળો અને રીંછની જીભના જેવા આકારવાળો હોય તે ઋક્ષજિંહ્‌ક કહેવાયછે.

### એકકુષ્ઠ અને ગજચર્મ નામના ક્ષુદ્ર કોઢોનું લક્ષણ.

### अथ क्षुद्रकुष्ठानां मध्ये एककुष्ठगजचर्मणोर्लक्षणमाह ।

**अस्वेदनं महावास्तु यन्मत्स्यशकलोपमम् । तदेककुष्ठं चर्माख्यं बहलं गजचर्मवत् ॥**

महावास्तु महास्थानम् । मत्स्यशकलोपमम् । अत्र शकलशब्देन लक्षणया त्वगुच्यते । तेन चक्राकारमभ्रकपत्रसदृशं भवति । एककुष्ठमिति क्षुद्रकुष्ठेषु मुख्यत्वात् । चर्माख्यं गजचर्माख्यम् । बहलं स्थूलम् गजचर्मवत् रूक्षं कृष्णं च ।

જે કોઢ પસીના વગરનો, મોટા ઘેરાવવાળો અને માછલાંની ચામડી જેવો એટલે ચક્ર જેવા આકારવાળો તથા અભ્રકના પતરા જેવો હોય તે એકકુષ્ઠ કહેવાયછે. આ કોઢ ક્ષુદ્ર કોઢોમાં મુખ્ય હોવાથી એકકુષ્ઠ કહેવાયછે. જે કોઢ જાડો અને હાથીના ચામડાં જેવો રૂક્ષ તથા કાળો હોય તે ગજચર્મ કહેવાયછે.

### ચર્મદલ નામના ક્ષુદ્ર કોઢનું લક્ષણ.

### अथ चर्मदलमाह ।

**रक्तं सशूलं कण्डूमत्सस्फोटं दलयत्यपि । तच्चर्मदलमाख्यातं स्पर्शस्यासहनं च यत् ॥**

दलयत्यपि विदारयत्यपि । चर्मेति शेषः ॥

જે કોઢ રાતો, શૂળવાળો, તથા ફોડલાવાળો, સ્પર્શનું સહન ન કરી શકે એવો અને ચામડીને ફાડી નાખનાર પણ હોય તે ચર્મદલ કહેવાયછે.

### વિચર્ચિકા નામના ક્ષુદ્ર કોઢનું લક્ષણ.

### विचर्चिकामाह ।

**स कण्डूः पिडका श्यावा बहुस्रावा विचर्चिका ।**

पिडका क्षुद्रपिडका । ननु क्षुद्रकुष्ठानां कथमेकादशत्वं विपादिकाया द्वादशत्वस-

म्भवात् । उच्यते । विचर्चिकैव पादयोर्भवन्ती विपादिका तेन न संख्यातिरेकः । अतएव भोजः 'दाल्यते त्वक् वरारुक्षपाण्योर्ज्ञेया विचर्चिका । पादे विपादिका ज्ञेया स्थानभेदाद्विचर्चिका ॥' दाल्यते विदार्यते । केचिद्विचर्चिकातो विपादिकां भिन्नामाहुः ॥

ચળવાળી, કાળાશવાળી અને ઘણા સ્રાવવાળી જે ક્ષુદ્ર ફોડલી થાયછે તે વિચર્ચિકા નામનો કોઢ કહેવાયછે.

શંકા–સંખ્યા કરતાં વિપાદિકા નામનો ક્ષુદ્ર કોઢ બારમો થાયછે. તે છતાં ક્ષુદ્ર કોઢ અગીયારજ કેમ ગણાવ્યાછે?

સમાધાન–પગમાં થએલી વિચર્ચિકાજ વિપાદિકા કહેવાયછે. માટે સંખ્યા વધતી નથી. એ ઉપરથી ભોજ કહેછે કે "રૂક્ષ થએલા હસ્તોની ચામડી ફાટી જાયછે એ વિચર્ચિકા કહેવાયછે અને પગની ચામડી ફાટી જાયછે એ વિપાદિકા કહેવાયછે. વિચર્ચિકાનાં અને વિપાદિકાનાં સ્થાનકોમાં ભેદ છે પણ સ્વરૂપમાં ભેદ નથી." કેટલાએક આચાર્યોએ તો વિપાદિકાને વિચર્ચિકાથી જુદી કહેલી છે.

## વિપાદિકા નામના ક્ષુદ્ર કોઢનું લક્ષણ.

### विपादिकामाह ।

वैपादिकं पाणिपादस्फुटनं तीव्रवेदनम् ॥

पाणिपादस्फुटनं पाण्योः पादयोश्च स्फुटनं विदारणं येन तत् ॥

હાથ તથા પગ ફાટે તથા તીવ્ર વેદના થાય એ વિપાદિકા કહેવાયછે.

## પામા (ખસ) નામના ક્ષુદ્ર કોઢનું લક્ષણ.

### पामामाह ।

सूक्ष्मा बाह्याः स्रावबन्त्यः प्रदाह्यः पामेत्युक्ताः पिडकाः कण्डुमत्यः ॥

पिडकाः पीडयन्तीति पिडका इति क्षिपकादित्वात् निपात्यते ॥

સ્રાવવાળી, ભારે બળતરાવાળી, ઝીણી ઝીણી અને ચળવાળી બાહારની ફોડલીઓ થાયછે એ પામા કહેવાયછે. ફોડલીઓ પીડા કરેછે એટલામાટે તેઓ 'પિડકા' એ નામથી ઓળખાય છે.

## કચ્છુ નામના ક્ષુદ્ર કોઢનું લક્ષણ.

### कच्छूमाह ।

सैव स्फोटैस्तीव्रदाहैरुपेता ज्ञेया पाण्योः कच्छुरुग्रा स्फिजोश्च ॥

सैव पामास्फोटैः महद्भिः । स्फिजौ प्रोथौ ॥

એ પામાજ તીવ્ર બળતરાવાળા ફોડલાઓથી યુક્ત હોય, હસ્તોમાં તથા કુલાઓમાં થએલ હોય અને ઉગ્ર હોય સો કચ્છુ કહેવાયછે.

## દદ્રુ (દાદર) નામના ક્ષુદ્ર કોઢનું લક્ષણ.

### दद्रूमाह ।

सकण्डुरागपिडकं दद्रूमण्डलमुद्गतम् ।

दद्रुमण्डलरूपेणोत्पतितं उद्गतम् उच्छूनम् ।

ચળવાળું, રાતી ફોડલીઓવાળું અને ઉત્પન્ન થાય ત્યારથીજ ઊંચાઇવાળું (ઉ-

ફરેલું ) જે મંડળ થાયછે તે દદ્રૂ કહેવાયછે.

### વિસ્ફોટ નામના ક્ષુદ્ર કોઢનું લક્ષણ.

### विस्फोटमाह ।

स्फोटाः श्यावारुणाभासा विस्फोटाः स्युस्तनुत्वचः ।

કાળાશથી મિશ્રિત રતાશવાળા અને પાતળી ચામડીવાળા જે ફોડલા થાયછે. તે વિસ્ફોટ કહેવાયછે.

### કિટિભ નામના ક્ષુદ્ર કોઢનું લક્ષણ.

### किटिभमाह ।

श्यामं किणखरस्पर्शं परुषं किटिभं स्मृतम् ।

किणखरस्पर्शं किणः शुष्कव्रणस्थानं तद्वत् कर्कशस्पर्शम् । परुषं रूक्षम् ॥

કાળી સુકાએલા વ્રણના સ્થાનકના જેવી ખરસટ સ્પર્શવાળી અને રૂક્ષપણાવાળી જે કીટીઓ થાયછે તે કિટિભ કહેવાયછે.

### અલસક નામના ક્ષુદ્ર કોઢનું લક્ષણ.

### अलसकमाह ।

कण्डूमद्भिः सरागैश्च गण्डैरलसकं चितम् ।

गण्डैः महापिडकाभिः चितं वेष्टितम् ।

ચળવાળા તથા રતાશવાળા ગડોથી ( મોટી ફોડલીઓથી ) જે વ્યાપ્ત હોય તે અલસક કહેવાયછે.

### શતારૂ નામના ક્ષુદ્ર કોઢનું લક્ષણ.

### शतारुराह ।

रक्तश्यावं सदाहार्त्ति शतारुः स्यात् बहुव्रणम् ।

રતાશથી મિશ્રિત કાળાશવાળું, બળતરાની પીડાવાળું, અને ઘણા વ્રણોવાળું જે થાયછે તે શતારૂ કહેવાયછે.

### સાત ધાતુઓમાં રહેલા કોઢોના લક્ષણો.

### રસમાં પેઠેલા કોઢનું લક્ષણ.

### अथ सप्तधातुगतानां कुष्ठानां लक्षणान्याह ।

### तत्र रसगतस्य लक्षणमाह।

त्वक्स्थे वैवर्ण्यमङ्गेषु कुष्ठे रौक्ष्यं च जायते । त्वक्स्वापो रोमहर्षश्च स्वेदस्यातिप्रवर्तनम् ॥

त्वक्शब्देनात्र रस उच्यते । धातुप्रस्तावात् त्वक्स्थत्वाच्च । त्वक्स्वापः स्पर्शाज्ञत्वम् । त्वक्स्वाप इत्यादिकं केचिद्रक्तगतस्य लिङ्गं मन्यन्ते ।

કોઢ જો રસમાં પેઠો હોય તો અંગોમાં ખરાબ વર્ણવાળાપણું તથા રૂક્ષપણું થાયછે, ચામડીને સ્પર્શની ખબર પડતી નથી, રૂવાણાં ઉભાં થાયછે અને પસીનો બહુજ આવ્યા કરેછે. કેટલાએક વૈદ્યો તો એમ માને છે કે " ચામડીને સ્પર્શની ખબર નહિ પડવી, રૂવાણાં ઉભાં થવાં અને પસીનાનું બહુજ આવવું એ રૂધિરમાં પેઠેલા કોઢનાં ચિન્હો છે."

### રૂધિરમાં પેઠેલા કોઢનું લક્ષણ.

### रुधिरगतमाह ।

कण्डूर्विपूयकश्चैव कुष्ठे शोणितसम्भवे।

विपूयकः विशेषेण पूयः ।

કોઢ જો રૂધિરમાં પેઠો હોય તો ચળ આવેછે તથા પરૂનું અધિકપણું થાયછે.

### માંસમાં પેઠેલા કોઢનું લક્ષણ.

### अथ मांसगतमाह ।

वाहुल्यं वक्त्रशोषं च कार्कश्यं पिडकोद्गमः । तोदः स्फोटः स्थिरत्वं च कुष्ठे मांससमाश्रिते ॥

बाहुल्यं कुष्ठस्य पुष्टिः । पिडकोद्गमः क्षुद्रपिडकोद्गमः स्फोटः बृहत्पिडका । स्थिरत्वम् असञ्चारित्वम् ॥

કોઢ જો માંસમાં પેઠો હોય તો કોઢનું પુષ્ટપણું થાયછે, મોહોડામાં શોષ પડેછે, ખરસટપણું થાયછે, ફોડલીઓ ઉપડેછે, ભોંકાયા જેવી વ્યથા થાયછે, મોટા ફોડલા થાયછે અને તે કોઢનું એક ઠેકાણે સ્થિરપણું ( સંચરણથી રહિતપણું ) થાયછે.

### મેદમાં પેઠેલા કોઢનું લક્ષણ.

### मेदोगतमाह ।

कौण्यं गतिक्षयोऽङ्गानां सम्भेदः क्षतसर्पणम् । क्षतप्रसारो लिङ्गानि पूर्वमुक्तानि यानि च ॥ मेदस्थानगते लिङ्गं प्रागुक्तानि तथैव च ॥

कौण्यं हस्तनाशः । अङ्गानां सम्भेदः अङ्गभङ्गः । क्षतसर्पणं क्षतप्रसरणं । पूर्वोक्तानि रक्तमांसगतलिङ्गानि ॥

કોઢ જો મેદમાં પેઠો હોય તો હાથ ઠુંઠા થઇ જાયછે, ગતિનો ક્ષય થાયછે, અંગો ભાંગ્યા કરેછે, ક્ષત ફેલાય છે અને રૂધિરમાં તથા માંસમાં પેઠેલા કોઢોનાં જે જે લક્ષણો ઉપર કેહેવામાં આવ્યાં છે તેઓ પણ થાયછે.

### અસ્થીઓમાં તથા મજ્જામાં પેઠેલા કોઢનું લક્ષણ.

### अस्थिमज्जागतमाह ।

नासाभङ्गोऽक्षिरागश्च क्षतेषु क्रिमिसम्भवः । स्वरोपघातः पीडा च भवेत् कुष्ठेऽस्थिमज्जगे ॥

કોઢ જો અસ્થીઓમાં કે મજ્જામાં પેઠો હોય તો નાક ચીબું થઇ જાયછે, આંખો લાલ થાયછે, ક્ષતોમાં કીડાઓ ઉત્પન્ન થાયછે, સ્વરનો ઉપઘાત થાયછે. અને પીડા થાયછે.

### વીર્યમાં પેઠેલા કોઢનું લક્ષણ.

### शुक्रगतमाह ।

दम्पत्योः कुष्ठबाहुल्याद् दुष्टशोणितशुक्रयोः । यदपत्यं तयोर्जातं ज्ञेयं तदपि कुष्ठितम् ॥

ननु शुद्धशोणितशुक्रयोरेव दम्पत्योर्गर्भसम्भवः । दुष्टशोणितशुक्रयोः कथं अपत्योत्पत्तिः ? यत आह सुश्रुतः ' कामान्मिथुनसंयोगे शुद्धशोणितशुक्रजः । गर्भः सञ्जायते नार्याः स जातो बाल उच्यते ॥ अथान्यच्च । 'वातादिदुष्टरेतसोऽपत्योत्पादनेऽसमर्था ' इति । उच्यते । गर्भोऽत्र शुद्धो बोद्धव्यः । अशुद्धगर्भो दुष्टशोणितशुक्रयोरपि भवति । गतकर्णान्धबधिरादीनां सम्भवात् । शोणितमार्तवम् । कुष्ठितं कुष्ठं सञ्जातमस्येति तारकादित्वादितच् । शुक्रार्तवगतं कुष्ठमपत्येन व्यज्यते इति तात्पर्यम् ।

કોઢના ઘણાપણાને લીધે જેઓનાં રજ તથા વીર્ય દૂષિત થએલાં હોય એવાં સ્ત્રીપુરૂષોના સમાગમથી જે સંતાન

ઉત્પન્ન થાયછે તે સંતાનપણ કોઢવાળું થાયછે.

શંકા—જેઓનાં રજ તથા વીર્ય શુદ્ધ હોય એવાં સ્ત્રીપુરૂષોથીજ ગર્ભનો સંભવ છે. જેઓનાં રજ તથા વીર્ય બગડેલાં હોય તેઓથી સંતાનની ઉત્પત્તિ થવીજ કેમ સંભવે? સુશ્રુતે પણ કહ્યું છે કે "કામનાનેલીધે સ્ત્રીપુરૂષનાં જોડાંનો સંયોગ થતાં સ્ત્રીને શુદ્ધ રજથી તથા શુદ્ધવીર્યથી થએલો ગર્ભ ઉત્પન્ન થાયછે અને તે ગર્ભ જન્મ્યા પછી બાલક કહેવાયછે." બીજા વચનમાં પણ કહ્યું છે કે "જેઓનું વીર્ય વાયુ આદિથી દુષ્ટ થએલું હોય છે તેઓ ગર્ભને ઉત્પન્ન કરી શકતાં નથી."

સમાધાન—સુશ્રુતના વચનમાં તથા બીજા વચનમાં ગર્ભ કહ્યો છે તે શુદ્ધ ગર્ભ સમજવો. અશુદ્ધ ગર્ભ તો જેઓનાં રજ તથા વીર્ય બગડેલાં હોય એવાં સ્ત્રીપુરૂષોને પણ થાયછે. કેમકે કાન વગરના, આંધળા તથા બેહેરા વગેરે ગર્ભોની પણ ઉત્પત્તિ જોવામાં આવેછે. તાત્પર્ય એ છેકે "વીર્યમાં તથા રજમાં રહેલો કોઢ સંતાન ઉપરથી જણાઈ આવેછે."

## કોઢોમાં વાયુ વગેરે દોષોની ઉલ્વણતાનાં ચિન્હો.

### कुष्ठेषु उल्वणवातादिदोषलिङ्गमाह ।

खरं श्यावारुणं रूक्षं वातकुष्ठं सवेदनम् । पित्तात्प्रकुपितं दाहरागस्रावान्वितं मतम् ॥ कफात् क्लेदं घनं स्निग्धं सकण्डूशैत्यगौरवम् । द्विलिङ्गं द्वन्द्वजं कुष्ठं त्रिलिङ्गं सान्निपातिकम् ॥

खरं कर्कशम् । श्यावारुणं श्यावं वा अरुणं वा । प्रकुपितं पूतिक्लेदबहुलम् । क्लेदम् आर्द्रतायुक्तम् । घनं पुष्टम् ।

વાયુની ઉલ્વણતાવાળો કોઢ ખરસટ, શ્યામ અથવા રાતો રૂક્ષ અને વેદનાવાળો થાયછે. પિત્તની ઉલ્વણતાવાળો કોઢ દુર્ગંધવાળો, ઘણા આર્દ્રપણાવાળો, અને બળતરાથી, રતાશથી તથા સ્રાવથી સંયુક્ત થાયછે. કફની ઉલ્વણતાવાળો કોઢ આર્દ્રપણાવાળો, પુષ્ટ, સ્નિગ્ધ, ચળવાળો, શીતપણાવાળો અને ભારેપણાવાળો થાયછે. જે ઉપર કહેલાં ચિન્હોમાંથી બે જાતનાં ચિન્હો દેખાતાં હોય તો કોઢને બે દોષની ઉલ્વણાતાથી થએલો સમજવો. જો ત્રણે જાતનાં ચિન્હો દેખાતાં હોય તો ત્રણે દોષની ઉલ્વણતાથી થએલો સમજવો.

## કોઢના સાધ્યપણા વગેરે વિષે.

### साध्यत्वादिकमाह ।

साध्यं त्वग्रक्तमांसस्थं वातश्लेष्माधिकं च यत् । मेदोगं द्वन्द्वजं याप्यं वर्ज्यं मज्जास्थिसंश्रितम् ॥ कृमिकृद्दाहमन्दाग्निसंयुक्तं यत् त्रिदोषजम् ।

वातश्लेष्माधिकं च यत् । एतेन सिध्मैककुष्ठगजचर्मविपादिकाकिटिभालसकानि साध्यानि । मज्जागतं शुक्रगतमप्यसाध्यम् । कृमिकृद् बाह्यामपि वर्ज्यं इत्यन्वयः ।

રસમાં, રૂધિરમાં કે માંસમાં પેઠેલો

અને વાયુની તથા કફની ઉલ્વણુતાવાળો કોઢ સાધ્યછે. મેદમાં પેઠેલો અથવા બે દોષની ઉલ્વણુતાવાળો કોઢ યાપ્યછે. મજ્જામાં કે અસ્થિઓમાં પેઠેલો, બળતરાવાળો, મંદ અગ્નિવાળો કે ત્રણે દોષોની ઉલ્વણુતાથી થએલો કોઢ અસાધ્ય છે એટલે તેની વૈદ્યે ચિકિત્સાજ કરવી નહિ. કીડાઓને ઉત્પન્ન કરનારો બાહારનો કોઢ પણ અસાધ્ય છે. વાયુની તથા કફની ઉલ્વણુતાવાળો કોઢ સાધ્ય છે એમ કહ્યું તે ઉપરથી એમ સિદ્ધ થાયછે કે સિધ્મ, એકકુષ્ઠ, ગજચર્મ, વિપાદિકા, કિટિભ તથા અલસક એઓ વાયુની તથા કફની ઉલ્વણુતાવાળો હોવાથી સાધ્ય છે. મજ્જામાં પેઠેલો કે વીર્યમાં પેઠેલો કોઢ પણ અસાધ્ય છે.

## કોઢનું અરિષ્ટ.

## अथारिष्टमाह।

**प्रभिन्नं प्रस्रुताङ्गं च रक्तनेत्रं हतस्वरम् । पञ्चकर्मगुणातीतं कुष्ठं हन्तीह कुष्ठिनम् ॥**

प्रभिन्नं विदीर्णम् । हतस्वर घर्घरस्वरम्। पञ्चकर्मगुणातीतम् असञ्जातवमनादिपञ्चकर्मगुणम् ।

ફાટીગએલાં અંગવાળાને, સ્રવતાં અંગવાળાને, લાલ થએલાં નેત્રોવાળાનો, જેનો અવાજ ઘોઘરો થઇ ગયો હોય તેને અને જેને વમન તથા વિરેચન આદિ પંચ કર્મોના ગુણો લાગુ પડતા ન હોય તેને કોઢ મારી નાખેછે.

**શ્વિત્ર એ એક જાતનો કોઢનોજ ભેદ છે અને શ્વિત્રમાં પણ કોઢની પેઠે ચામડી બગડી જાયછે માટે શ્વિત્રવિષે પણ આ પ્રકરણમાંજ કહીએ છીએ.**

## अथ त्वग्दुष्टिसाम्यात् कुष्ठमेदत्वाचात्रैव श्वित्रमाह ।

**कुष्ठैकं सम्भवं श्वित्रं किलासं चारुणं भवेत् । निर्दिष्टमपरिस्रावि त्रिधातूद्भवसंश्रयम् ॥**

कुष्ठैकसम्भवं कुष्ठेन सह सम्भवो निदानं यस्य तत् । अथ श्वित्रस्य भेदमाह । किलासं चारुणं भवेत् श्वित्रमेव रक्तमांसाश्रयात्किलासमरुणं च भवेदित्यर्थः । ननु कुष्ठस्य श्वित्रस्य च को भेद इत्यत आह । निर्दिष्टमपरिस्रावीति श्वित्रमपरिस्रावीभवति कुष्ठतु स्रावि ॥ अथ च त्रिधातूद्भवसंश्रयमिति श्वित्रं । त्रयो धातवो वातपित्तकफास्तेभ्यः पृथग् भूतेभ्य उद्भवो यस्य तत् । अथ त्रयो धातवो रक्तमांसमेदांसि संश्रयोऽधिष्ठानं यस्य तत् । कुष्ठंतु सान्निपातिकं सर्वधातुगतं भवतीति भेदः ॥

કોઢનાં જે નિદાનો છે તેજ શ્વિત્રનાં નિદાનો છે. શ્વિત્રજ રૂધિરના આશ્રયથી કિલાસ કહેવાયછે અને માંસના આશ્રયથી અરૂણ કહેવાયછે એટલે કિલાસ અને અરૂણ એઓ શ્વિત્રનાજ ભેદ છે. કોઢ સ્રાવવાળો હોયછે અને શ્વિત્ર સ્રાવ વગરનું હોયછે, કોઢ વાતપિત્ત,અને કફ એ ત્રણે દોષોના પ્રકોપથી થાયછે અને શ્વિત્ર એક એક દોષથી થાયછે, કોઢ રસ આદિ સઘળા ધાતુઓમાં રહેછે અને શ્વિત્ર તો રૂધિર, માંસ તથા મેદ એઓમાં

રહેછે એટલો કોઢવચ્ચે અને શ્વિત્રવચ્ચે જુદાઈ છે.

## દોષોના ભેદ ઉપરથી શ્વિત્રના લક્ષણના ભેદો.

## दोषभेदेन लक्षणभेदानाह ।

वाताद्रूक्षारुणं पित्तात् ताम्रं कमलपत्रवत् । सदाहं रोमविध्वंसि कफात् श्वेतं घनं गुरु ॥ सकण्डूकं क्रमाद्रक्तमांसमेदःसु चादिशेत् । वर्णेनैवेदृगुभयं कष्टं तच्चोत्तरोत्तरम् ॥

अरुणमीषल्लोहितम् । कमलपत्रवदित्यनेन मध्ये श्वेतमन्ते लोहितं बोधयति । घनं पुष्टम् । क्रमाद्रक्तमांसमेदःसु चादिशेत् । तथाच चरकः 'अरुणं रक्तगं वाते ताम्रं पित्ते पलं गतं । श्वेतं श्लेष्मणि मेदस्थं गुरु तच्चोत्तरोत्तरमिति' ॥ उभयं द्विविधमपि श्वित्रं वर्णेन ईदृगेव । अरुणं ताम्रं श्वेतं च दोषभेदात् । द्विविधं दोषजं व्रणजं च । तथाच भोजः 'श्वित्रं तु द्विविधं विद्याद्दोषजं व्रणजं तथेति' ।

શ્વિત્ર જો વાયુથી થએલ હોય તો રૂક્ષ તથા કાંઇક રાતું હોયછે અને રૂધિરમાં રહેછે. જો પિત્તથી થએલ હોય તો કમળના પત્રની પેઠે મધ્યમાં શ્વેત તથા અંતમાં રાતું હોયછે, બળતરાવાળું હોયછે, રૂવાણાઓનો વિનાશ કરેછે અને માંસમાં રહેછે. જો કફથી થએલ હોય તો ધોળું હોયછે, પુષ્ટ હોયછે, ભારે હોયછે, ચળવાળું હોયછે અને મેદમાં રહેછે. શ્વિત્ર દોષથી થયું હોય કિંવા વ્રણથી થયું હોય તોપણ દોષોના ભેદને અનુસરીને તેના વર્ણો ઉપરપ્રમાણેજ હોયછે. વાયુસંબંધી શ્વિત્ર કરતાં પિત્તસંબંધી શ્વિત્ર વધારે નેષ્ટ છે અને પિત્તસંબંધી શ્વિત્ર કરતાં કફસંબંધી શ્વિત્ર વધારે નેષ્ટ છે. ચરક પણ કહેછે કે "વાયુથી થએલું શ્વિત્ર કાંઇક રાતું હોયછે અને રૂધિરમાં રહેલું હોયછે, પિત્તથી થએલું શ્વિત્ર અંતમાં રાતું હોયછે અને માંસમાં રહેછે. કફથી થએલું શ્વિત્ર ધોળું હોયછે અને મેદમાં રહેછે. વાયુસંબંધી શ્વિત્ર કરતાં પિત્તસંબંધી શ્વિત્ર અને પિત્તસંબંધી શ્વિત્ર કરતાં કફસંબંધી શ્વિત્ર વધારે ભારેછે." ભોજ પણ કહેછે કે "દોષથી થએલું અને વ્રણથી થએલું એમ શ્વિત્ર બે પ્રકારનું છે.

## શ્વિત્રનું સાધ્યપણું તથા અસાધ્યપણું.

## श्वित्रं साध्यमसाध्यं चाह ।

अशुक्लरोमा वहलमसृग्युक्तमथो नवम् । अनग्निदग्धजं साध्यं श्वित्रं वर्ज्यमतोऽन्यथा ॥

अवहलं तनु । अन्यच्च ॥

गुह्यपाणितलौष्ठेषु जातमप्यचिरन्तनम् । वर्जनीयं विशेषेण किलासं सिद्धिमिच्छता ॥

गुह्यं मेहनं भगं च । तलमत्र पदतलं । अप्यचिरन्तनं नवमपि ॥

જે શ્વિત્ર ધોળા રૂવાણાં વગરનું હોય, પાતળું હોય, લોહીવાળું હોય, તાજું હોય અને અગ્નિથી બળ્યાવિના થએલું હોય તે સાધ્ય છે. એ શિવાયનું શ્વિત્ર અસાધ્ય છે. બીજા વચનમાં કહ્યુંછે કે જે શ્વિત્ર લિંગમાં, યોનિમાં, હાથમાં પગના તળામાં કે હોઠમાં થએલ હોય તે શ્વિત્ર

તાજું હોય તોપણ સિદ્ધિને ઇચ્છનારા વૈદ્યે વિશેષે કરી તેની ચિકિત્સાજ કરવી નહિ.

### કોઢ વગેરે કેટલાએક રોગો સંસર્ગથી પણ થાયછે.

**कुष्ठस्य संसर्गजत्वप्रसङ्गेनान्यानपि संसर्गजान् रोगानाह ।**

प्रसङ्गाद्गात्रसंस्पर्शान्निःश्वासात् सहभोजनात् ।

प्रसङ्गो मैथुनम् ।

एकशय्याशनाचापि वस्त्रमाल्यानुलेपनात् । कण्डूकुष्ठोपदंशाच भूतोन्मादव्रणज्वराः । औपसर्गिकरोगाश्च संक्रमन्ति नरान्नरम् ॥

એક શયનમાં સુવાથી, ભેળાબેસીને જમવાથી, રોગીનું વસ્ત્ર ધરવાથી, રોગીએ ધરેલાં પુષ્પો ધરવાથી અને રોગીએ ધરેલા ચંદન વગેરેનું લેપન કરવાથી ચળ, કોઢ, ચાંદી, ભૂતકૃત ઉન્માદ, વ્રણ, જ્વર અને એવા બીજા પણ સંસર્ગી રોગો એક મનુષ્યથી બીજા મનુષ્યના શરીરમાં પ્રાપ્ત થાયછે.

### કોઢની ચિકિત્સા ઘણી કાળજીથી કરવાવિષે.

म्रियते यदि कुष्ठेन पुनर्जातस्य तद्भवेत् । अतो निन्दितरोगोऽयं कुष्ठं कष्टं प्रकीर्तितम् ॥

एतावता कुष्ठिनां कुष्ठं सर्वथा प्रतीकरणीयं न तु उपेक्षणीयम् । इति कुष्ठनिदानाधिकारः ॥

માણસ જો શરીરમાં કોઢ રહ્યા છતાં મરી જાય તો તેને પુનર્જન્મમાં પણ કોઢ થાયછે માટે કોઢ એ અત્યંત નિંદિત રોગ છે અને કષ્ટરૂપ કહેવાય છે. આ વચનનો અભિપ્રાય એ છે કે "કોઢવાળાઓના કોઢની સર્વથા ઘણીજ કાળજીથી ચિકિત્સા કરવી. ઉપેક્ષા કરવીજ નહિ.

### કોઢની ચિકિત્સા.

**कुष्ठस्य चिकित्सा ।**

वातोत्तरेषु सर्पिर्वमनं श्लेष्मोत्तरे कुष्ठेषु । पित्तोत्तरेषु लेपः सेको रक्तस्य मोचनं श्रेष्ठम् ॥ पथ्याकरञ्जसिद्धार्थनिशावल्गुजसैन्धवैः । विडङ्गसहितैः पिष्टैर्लेपो मूत्रेण कुष्ठनुत् ॥

अवल्गुजः वाकुचीति लोके । इति पथ्यादिलेपः ॥

सोमराजीभवं चूर्णं शृङ्गवेरसमन्वितम् । उद्वर्तनमिदं हन्ति कुष्ठमुग्रं कृतास्पदम् ॥

सोमराजी वाकुचीति लोके। इति सोमराज्युद्वर्तनम् ॥

रसायनं प्रवक्ष्यामि ब्रह्मणा यदुदाहृतम् । मार्कण्डेयप्रभृतिभिर्यत्प्रयुक्तं महर्षिभिः ॥ पुष्पकाले तु पुष्पाणि फलकाले फलानि च । संगृह्य पिचुमन्दस्य तन्मूलानि दलानि च ॥ द्विरंशानि समाहृत्य भागिकानि प्रकल्पयेत् । त्रिफला त्र्यूषणं ब्राह्मी श्वदंष्ट्रारुष्कराग्नयः॥ विडङ्गसारिवाराहीलोहचूर्णं स्मृताः समाः । निशाद्वयावल्गुजकं व्याधिघातः सशर्करः ॥ कुष्ठमिन्द्रयवा पाठा चूर्ण-

मेषां तु संयुतम् । खदिरासननिम्बानां घनकाथेन भावयेत् ॥ सप्तधा पञ्चनिम्बं तु मार्कवस्य रसेन च । स्निग्धः शुद्धतनुर्धीमान् योजयेत् तत् शुभे दिने ॥ मधुना तिक्तहविषा खदिरासनवारिणा । लेह्यमुष्णाम्भसा वापि कोलवृद्ध्या पलं भवेत् ॥ जीर्णे तस्मिन् समश्नीयात् स्निग्धं लघु हितं च यत् । विचर्चिकोदुम्बरपुण्डरीककपालदद्रूकिटिभालसादिकम् । शतारुविस्फोटविसर्पमालाः कफप्रकोपं त्रिविधं किलासम् ॥ भगन्दरश्लीपदवातरक्तजडान्धनाडीव्रणशीर्षरोगान् । सर्वान् प्रमेहान् प्रदरांश्च सर्वान्दंष्ट्राविषं मूलविषं निहन्ति ॥ स्थूलोदरः सिंहकृशोदरः स्यात् सुश्लिष्टसन्धिर्मधुनोपयोगात् । सदोपयोगादपि ये दशन्ति सर्पादयो यान्ति विनाशमाशु । जीवेच्चिरं व्याधिजराविमुक्तः शोभेन्नरश्चन्द्रसमानकान्तिः ॥

अस्यायमर्थः । निम्बस्य पुष्पफलत्वक्पत्रमूलानि सर्वाणि समुदितानि द्विगुणानि चूर्णितानि भृङ्गराजस्वरसेन सप्तवारान् भावयेत् । त्रिफलादीनि पाठान्तानि समुदितान्येकभागानि चूर्णितानि खदिरासननिम्बक्काथेन भावयेत् । ततः सर्वमेकीकृत्य मध्वादिनावलिह्यात् । इति पञ्चनिम्बकावलेहः ॥

शशिलेखा पञ्चपलं तावद्गिरिजस्य गुग्गुलोस्तु दश । ताप्यस्य पलत्रितयं द्वे लोहस्रावणीकयोश्च पले ॥ त्रिफलाकरञ्जपल्लवखदिरगुडूचीत्रिवृद्दन्त्यः । मुस्ताविडङ्गरजनीकुटजलङ्गनिम्बवह्निशम्याकाः ॥ एतै रचितां वटिकां मधुसंमिश्रां गिलेत्प्रातः । गोमूत्रेण च कुष्ठं नुदत्यसृग्वातमचिरेण ॥ श्वित्राणि पाण्डुरोगं विषमान्युदरप्रमेहगुल्मांश्च । नाशयति वलीपलितं योगः स्वायम्भुवो नाम्ना ॥

शशिलेखा सोमराजी । गिरिजस्य शिलाजतुनः । ताप्यस्य सुवर्णमाक्षिकस्य । स्रावणी कामुण्डी इति लोके । इति स्वायम्भुवो गुग्गुलुः ॥

चित्रकं त्रिफला व्योषमजाजी कारवी वचा । सैन्धवातिविषाकुष्ठं चव्यैला च यवासकम् ॥ विडङ्गान्यजमोदा च मुस्ता चामरदारु च । यावन्त्येतानि सर्वाणि तावन्मानं तु गुग्गुलोः ॥ संकुट्य सर्पिषा सार्धं गुटिकां कारयेद्भिषक् । प्रातर्भोजनकाले च खादेदग्निबलं तथा । हन्त्यष्टादश कुष्ठानि क्रिमिदुष्टव्रणानि च । ग्रहण्यर्शोविकारांश्च मुखामयगलग्रहान् ॥ गृध्रसीमथ भग्नं च गुल्मं चापि नियच्छति । व्याधीन्कोष्ठगतांश्चापि जयेद्विष्णुरिवासुरान् ॥

एकविंशतिको गुग्गुलुः ।

वातरक्ताधिकारोक्तः पुरः कैशोरकाभिधः । कुष्ठानां वातरक्तानां नाशनं परमौषधम् ॥

कैशोरगुग्गुलुः ॥

भल्लातकप्रस्थयुगं छित्वा द्रोणजले क्षिपेत् । प्रस्थद्वयं गुडूच्याश्च क्षुण्णं तत्राम्भसि क्षिपेत् ॥ चतुर्थांशावशेषं तु

कषायमवतारयेत् । वस्त्रपूते कषाये तु वक्ष्यमाणं विनिक्षिपेत् ॥ शरावमात्रकं सर्पिर्दुग्धं स्यादाढकं तथा । सितां प्रस्थमितां दद्यात्प्रस्थार्धं माक्षिकं क्षिपेत् ॥ सर्वाण्येकत्र भाण्डे तु पचेन्मृद्वग्निना शनैः । सर्वद्रवे घनीभूते पावकादवतारयेत् ॥ तत्र क्षेप्याणि चूर्णानि ब्रूमो विल्वविपामृता । वाकुची चाथ दद्रूघ्नः पिचुमन्दो हरीतकी ॥ अक्षो धात्री च मञ्जिष्ठा मारिचं नागरं कणा । यवानी सैन्धवं मुस्तं लगेला नागकेशरम् ॥ पर्पटं पत्रकं वालमुशीरं चन्दनं तथा । गोक्षुरस्य च बीजानि कर्चूरो रक्तचन्दनम् ॥ पृथक् पलार्धमानानां चूर्णमेषामिह क्षिपेत् । पलमात्रमिदं प्रातः समश्नीयाज्जलेन हि ॥ नाशयेदेव लेहोऽयं पथ्यान्यन्नानि खादतः । कुष्ठानि वातरक्तानि सर्वाण्यर्शांसि सेवितः ॥ व्यायाममातपं वह्निमम्लं मांसं दधि स्त्रियम् । तैलाभ्यङ्गं तथाध्वानं नरो भल्लातकीं त्यजेत् ॥

इति अमृतभल्लातकाऽवलेहः ॥

निम्बगोपारुणा कट्वी त्रायन्ती त्रिफला घनम् । पर्पटावल्गुजानन्तावचाखदिरचन्दनम् ॥ पाठशुण्ठीशटीभार्गिवासाभूनिम्बवत्सकम् । श्यामेन्द्रवारुणी मूर्वाविडङ्गेन्द्रयवानलम् ॥ हस्तिकर्णामृताद्रेकापटोलरजनीद्वयम् । कणारग्वधसप्ताह्वत्रृद्वेत्रोचटाफलम् ॥ मञ्जिष्ठालाङ्गलीरास्नानक्तमालपुनर्नवाः । दन्तीवीजकसारं च भृङ्गराजं कुरण्टकम् ॥ अङ्कोटकं च शाखोटं द्विपलांशं पृथक् पृथक् । गृह्णीयात्तानि सर्वाणि जलद्रोणे पचेच्छनैः ॥ अष्टमांशावशेषं तु कषायमवतारयेत् । विधाय वाससा पूतं स्थापयेद्भाजने दृढे ॥ भल्लातकसहस्राणि छित्वा तु त्र्यर्मणाम्भसि । पचेदष्टावशेषं तत्कषायमवतारयेत् ॥ तं च वस्त्रेण संशोध्य द्वौ कषायौ विमिश्रयेत् । गुडं शतपलं दत्वा लेहवत्तत्पचेच्छनैः ॥ भल्लातकसहस्रस्य मज्जानं तत्र निःक्षिपेत् । त्रिकटु त्रिफला मुस्तं विडङ्गं चित्रकं तथा ॥ सैन्धवं चन्दनं कुष्ठं दीप्यकं च पलं पृथक् । सौगन्ध्यार्थं क्षिपेत् तत्र चातुर्जातं पलं पलम् ॥ महाभल्लातको ह्येष महादेवेन भाषितः । प्राणिनां हितकामेन जयेच्छीघ्रं प्रयोजितः ॥ श्वित्रमौदुम्बरं दद्रूमृक्षजिह्वं तु काकणम् । पुण्डरीकं सचर्माख्यं विस्फोटं रक्तमण्डलम् ॥ कण्डूं कपालकं कुष्ठं पामानं च विपादिकाम् । वातरक्तं पडर्शांसि पाण्डुरोगव्रणान् कृमीन् ॥ रक्तपित्तमुदावर्तं कासं श्वासं भगन्दरम् । सदाभ्यासेन पलितमामवातं सुदुस्तरम् ॥ निर्यन्त्रणस्तु कथितो विहाराहारमैथुने । कुरुते परमां कान्तिं प्रदीप्तं जठरानलम् ॥ अनुपानं प्रयोक्तव्यं छिन्नातोयं पयोऽथवा । भोजने तु सदा त्याज्यमुष्णमम्लं विशेषतः ।

गोपा श्वेतसाव इति लोके । अरुणा अतिविषा अवल्गुजः सोमराजी बाकुची । अनन्ता दुरालभा । चन्दनं श्वेतम् । भार्ग्या अलाभे कण्ठकारीमूलं गृह्णीयात् । श्यामा

कृष्णसांइ । हस्तिकर्णं हथिकन्द । सप्ताह्वा-छतिम । द्रेका वकाइन् । कृष्णवेतजलवेतस उचटाफलं श्वेतगुञ्जाफलम् । कुरण्टककटसरैआ अंकोढदेला इति लोके । शाखोटं सहोर इति लोके । दीप्यकयवाङुनी महाभल्लातकः ॥

मञ्जिष्ठा त्रिफला तिक्ता वचा दारुनिशामयाः । निम्बश्चैप कृतः क्वाथः सर्वकुष्ठं विनाशयेत् ॥ वातरक्तं तथा कण्डूं पामानं रक्तमण्डलम् । दद्रूं विसर्पं विस्फोटं पानाभ्यासेन नाशयेत् ।

लघुमञ्जिष्ठादिक्वाथः ॥

मञ्जिष्ठा वाकुची चक्रमर्दश्च पिचुमर्दकः । हरीतकी हरिद्रा च धात्री वासा शतावरी ॥ वला नागवला यष्टी मधुकं क्षुरकोऽपि च । पटोलस्य लतोशीरं गुडूची रक्तचन्दनम् ॥ मञ्जिष्ठादिरयं क्वाथः कुष्ठानां नाशनः परः । वातरक्तस्य संहर्ता कण्डूमण्डलनाशनः ॥

मध्यमञ्जिष्ठादिक्वाथः ॥

मञ्जिष्ठा कुटजामृता घनवचा शुण्ठी हरिद्राद्वयं क्षुद्रारिष्टपटोलतिक्तकटुका भार्ङ्गी विडङ्गाम्लिकम् ॥ मूर्वादारुकलिङ्गभृङ्गमगधात्रायन्ति पाठावरी गायत्री त्रिफलाकिरातकमहानिम्बासनारग्वधाः ॥ श्यामा वल्गुजचन्दनं वरुणकं दन्तीकशाखोटकं वासा पर्पटसारिवा प्रतिविपानन्ता विशाला जलम् ॥ मञ्जिष्ठाप्रथमं कपायमिति यः संसेवते तस्य तु त्वग्दोपाः सुचिरेण यान्ति विलयं कुष्ठानि चाष्टादश ॥ नाशं गच्छति वातरक्तमखिला नश्यन्ति रक्तामया वीसर्पस्त्वचि शून्यता नयनजा रोगाः प्रशाम्यन्ति च ॥

अरिष्टः निम्बः । कलिङ्ग इन्द्रयवः । भृङ्ग· भेगरीया । वरी शतावरी । गायत्री खदिरा । आसनं विजयसारः ॥ श्यामा प्रियङ्गुः । चन्दनमत्र रक्तं ग्राह्यम् । सारिवा सांइ । अनन्ता दुरालभा । विशाला इन्द्रवारुणी । जलं नेत्रवाला । इति बृहन्मञ्जिष्ठादिः क्वाथः ।

मरिचं त्रिवृता मुस्तं हरितालं मनःशिला । देवदारुहरिद्रे द्वे मांसी कुष्ठं सचन्दनम् ॥ विशाला करवीरं च क्षीरमर्कसमुद्भवम् । गोमयस्य रसं कुर्यात् प्रत्येकं कर्पसंमितम् ॥ विपस्यार्धपलं देयं तैलं प्रस्थमितं कटु । पचेच्चतुर्गुणे नीरे गोमूत्रे द्विगुणे तथा ॥ मरिचाद्यमिदं तैलमभ्यङ्गात् कुष्ठनाशनम् । एतस्याभ्यङ्गतः श्वित्रं विवर्णं तत्क्षणाद्भवेत् ॥ तैलमेतज्जयेत् कण्डूं पामां सिध्मं विचर्चिकाम् । पुण्डरीकं तथा दद्रूं शून्यतां नित्यसेविनाम् ॥

इति लघुमरिचादितैलम् ॥

मरिचं त्रिवृता दन्ती क्षीरमार्कं शकृद्रसः । देवदारुहरिद्रे द्वे मांसी कुष्ठं सचन्दनम् ॥ विशाला करवीरं च हरितालं मनःशिला । चित्रकं लाङ्गली मुस्तं विडङ्गं चक्रमर्दकः ॥ शिरीषः कुटजो निम्बः सप्तपर्णो मृता स्नुही । श्यामाको नक्तमालश्च खदिरो वाकुची वचा ॥

ज्योतिष्मती च पलिका विषं द्विपलिकं भवेत् । आढकं कटुतैलस्य गोमूत्रं च चतुर्गुणम् । मृत्पात्रे लोहपात्रे च शनैर्मृद्वग्निना पचेत् । मरिचाद्यमिदं तैलं महन्मुनिभिरीरितम् ॥ भिषगेतेन तैलेन म्रक्षयेत्कौष्ठिकान् व्रणान् । पामाविचर्चिकादद्रूकण्डूविस्फोटकानि च ॥ वलयः पलितं छाया नीलं व्यङ्गं तथैव च । अभ्यङ्गेन प्रणश्यन्ति सौकुमार्यं च जायते ॥ प्रथमे वयसि स्त्रीणां यासां नस्यं प्रदीयते । तासामपि जरां प्राप्य न स्यातां स्खलितौ स्तनौ ॥ बलीवर्दस्तुरङ्गो वा गजो वायुप्रपीडितः । त्रिभिरभ्यञ्जनैरस्य भवेन्मारुतविक्रमः ॥

ज्योतिष्मती ડડમીજીની मालकंगुनीति लोके । इति महामारिचाद्यं तैलम् ।

तालताप्यशिलासूतटङ्कणाः सिन्धुसंयुताः । गन्धको द्विगुणः सूतात् शङ्खचूर्णं च तत्समम् ॥ जम्बीराद्भिर्दिनं घृष्ट्वा त्रिंशदंशं विषं क्षिपेत् । अस्य माषद्वयं खादेन्महिषीघृतसंयुतम् ॥ मध्वाज्यैर्वाकुचीबीजकर्षं लिह्यात् ततः परम् । तालकेश्वरनामायं सर्वकुष्ठहरो रसः ॥

तालकेश्वरो रसः ॥

रसो बलिस्ताम्रमयः पुरोऽग्निः शिलाजतु स्याद्विषतिन्दुकश्च । वरा च तुल्यं गगनं च सर्वैः करञ्जबीजांशचतुष्टयं च ॥ संमर्द्य सर्वं मधुना घृतेन घृतस्य पात्रे निहितं प्रयत्नात् । कर्षं भजेत्मत्यहमस्य पथ्यं शाल्योदनं दुग्धमधुत्रयं च ॥ विशीर्णकर्णाङ्गुलिनासिकोऽपि भवेदनेन स्मरतुल्यमूर्तिः । दारापरित्याग इह प्रदिष्टो जलौदनं तत्र निबद्धमूले ॥

ताम्रमयः मारितं पुरो गुग्गुलुः । अग्निश्चित्रकम् । विषतिन्दुकः कुचिला । वरा त्रिफला । रसादित्रिफलान्तं सर्वं तुल्यम् । गगनमभ्रकम् । करञ्जबीजं च पृथक् चतुर्गुणं रसात् । तत्र कुष्ठे बद्धमूले सति जलौदनमेव पथ्यम् । इति गलितकुष्ठारिरसः ॥

## अथ सिध्मस्य चिकित्सा ।

कुष्ठं मूलकबीजं प्रियङ्गवः सर्षपास्तथा रजनी । एतत्केशरपष्ठं निहन्ति चिरकालजं सिध्मम् ॥

इति केशरपट्टकम् ॥

शिखरिरसेन पिष्टं मूलकबीजं प्रलेपतः सिध्मम् । क्षारेण वा कदल्या रजनीमिश्रेण नाशयति ॥ दार्वीमूलकबीजानि तालकं सुरदारु च । ताम्बूलपत्रं सर्वाणि कार्षिकाणि पृथक् पृथक् ॥ शङ्खचूर्णं तु शाणं स्यात् सर्वाण्येकत्र वारिणा । प्रलेपयेत् प्रलेपोऽयं सिध्मनाशन उत्तमः ॥

सिध्मस्य चिकित्सा ॥

## अथ चर्मदलस्य चिकित्सा ।

सलिले चाम्रपेशी तु किंचित् सैन्धवसंयुता । ताम्रपात्रे विनिर्घृष्टा लेपाच्चर्मदलापहा ॥

आम्रपेशी आमचुंर ॥

सलिलेन तु शुष्काणि घृष्ट्वा धात्रीफलानि च । लेपनात् सुखमाप्नोति नरश्चर्मदलान्वितः ॥

### पामायाश्चिकित्सा।

जीरकस्य पलं पिष्टं सिन्दूरार्धपलं तथा। कटुतैलं पचेदाभ्यां सर्वपामाहरं परम्॥

जीरकाद्यं तैलम्॥

मञ्जिष्ठात्रिफलालाक्षालाङ्गलीरात्रिगन्धकैः। चूर्णितैस्तैलमादित्यपाकं पामाहरं परम्॥

आदित्यपाकतैलम्॥

सैन्धवं चक्रमर्दश्च सर्षपाः पिप्पली तथा। आरनालेन संपिष्टाः पामाकण्डूहराः पराः॥

### कच्छूचिकित्सा।

अर्कपत्ररसे पक्वं हरिद्राकल्कसंयुतम्। नाशयेत् सार्षपं तैलं पामाकच्छूविचर्चिकाः।

अर्कतैलम्॥

मनःशिलालं कासीसं गन्धाश्मसिन्धुजन्म च। स्वर्णक्षीरी शिलाभेदी शुण्ठीकुष्ठं च मागधी॥ लाङ्गली करवीरं च दद्रुघ्नं क्रिमिहानलः। दन्ती निम्बदलं चैभिः पृथक्कर्षमितैर्भिषक्॥ कल्कीकृत्य पचेत्तैलं कटुप्रस्थद्वयोन्मितम्। अर्कसेहुण्डदुग्धेन पृथक् पलमितेन च॥ गोमूत्रस्याढकेनापि शनैर्मृद्वग्निना पचेत्। अभ्यङ्गेन हरेदेतत् कच्छदुःसाध्यतामपि॥ पामानं च तथा कण्डूं त्वग्व्याधिरुधिरामयान्। कच्छराक्षसनामेदं तैलं हारीतभाषितम्॥

इति कच्छूराक्षसनामतैलम्॥

कृतमालस्य पत्राणि नक्तमालदलानि च। द्रोणपुष्पीपलाशानि सर्षपा राजिका निशा॥ कुटजो मधुकं मुस्तं नागरं रक्तचन्दनम्। धात्री यवानिका दारु कल्क एष प्रकल्पितः॥ उद्वर्तनादयं कल्कः कटुतैलसमन्वितः। कण्डूं पामां हरत्येव शीतपित्तादिकान् गदान्॥

### दद्रूचिकित्सा।

कुष्ठं क्रिमिघ्नो दद्रूघ्नो निशासैन्धवसर्षपाः। अम्लपिष्टः प्रलेपोऽयं दद्रूकुष्ठनिषूदनः॥ दूर्वा निशा सैन्धवचक्रमर्दकुठेरकाः काञ्जिकतक्रपिष्टाः। त्रिभिः प्रलेपैरपि बद्धमूलं दद्रूं च कुष्ठं च विनाशयन्ति॥ कुठेरकः बाबची इति लोके।

गण्डिलकाख्यं तृणमपि सिद्धार्थश्च स्नुहीपत्रम्। त्रयमपि समभागं स्यादेषां द्विगुणस्तु दद्रूघ्नः॥ अष्टगुणे गोतक्रे तानि प्रकृतानि सन्दध्यात्। दिवसत्रितयादूर्ध्वं सम्यङ्निष्पेषयेत्तानि॥ वन्योपलेन घृष्ट्वा दद्रूमालेपयेत्तेन। सप्ताहाल्लेपोऽयं दद्रूमचिराद्विनाशयति॥

इति दद्रूचिकित्सा॥

### अथ श्वित्रस्य चिकित्सा।

विभीतकत्वङ्मलयूजटानां क्वाथेन पीतं गुडसंयुतेन। अवल्गुजं बीजमपाकरोति श्वित्राणि कृच्छ्राण्यपि पुण्डरीकम्॥

मलयूः काकोदुम्बरिका। अवल्गुजं सोमराजी॥

कुडवमवल्गुजबीजं हरितालचतुर्थभागसम्मिश्रम् । मनःशिला तोलकार्धं गुञ्जाफलमग्निमूलं च ॥ मूत्रेण गवां पिष्टं सवर्णताकारकं श्वित्रे । श्वेतं कुष्ठं व्रजत्यस्तं पक्षार्धेनाधिकेन वा ॥ गिरिकर्ण्यास्तु कृष्णाया मूलेन परिलेपितम् ॥

गिरिकर्णी नीला अपराजिता ।

क्वाथः सबाकुचीचूर्णो धात्रीखदिरसारयोः । शङ्खेन्दुकुन्दधवलं श्वित्रं संसेवितो हरेत् ॥ मथितेन पिबेच्चूर्णं काकोदुम्बर्यवल्गुजम् । तैलाक्तो घर्मसेवी स्यात्तक्राशी श्वित्रहृद्भवेत् ॥

मथितं निर्जलं विलोडितं दधि । तक्रं चतुर्थांशजलयुतं वस्त्रपूतं दधि ॥

चतुःपलं सोमराज्याः खदिरस्य पलं तथा । पटोलमूलं त्रिफला त्रायमाणा दुरालभा ॥ कल्कार्थं कटुकं चापि कार्षिकान् सूक्ष्मपेषितान् । पलद्वयं कौशिकस्य शुद्धस्यात्र प्रदापयेत् ॥ सिद्धं सर्पिरिदं श्वित्रं हन्यादम्भ इवानलम् । अष्टादशानां कुष्ठानां परमं चैतदौषधम् ॥ सोमराजीघृतं नाम निर्मितं ब्रह्मणा पुरा । लोकानामुपकाराय श्वित्रकुष्ठादिरोगिणाम् ॥ सोमराजीघृतम् ॥

इति कुष्ठनिदानचिकित्साधिकारः ॥

વાયુની ઉલ્વણતાવાળા કોઢોમાં ઘીનો ઉપયોગ કરાવવો, કફની ઉલ્વણતાવાળા કોઢોમાં વમન કરાવવું અને પિત્તની ઊલ્વણતાવાળા કોઢોમાં લેપ કરાવવા, સેચન કરાવવાં તથા લોહી કહડાવવું એ શ્રેષ્ઠ છે.

## પથ્યાદિલેપ.

હરડે, કરંજ, સર્ષપ, હળદર, બાપચી, સિંધવ અને વાવડીંગ એઓને ગોમૂત્રમાં વાટીને લેપ કરવામાં આવે તો તેથી કોઢ મટી જાયછે.

## સોમરાજ્યુદ્વર્તન.

બાપચીનું ચૂર્ણ અને આદુ એઓને વાટી શરીરપર ચોળવામાં આવે તો તેથી ઉગ્ર અને જામી ગએલો કોઢ પણ હણાઇ જાયછે.

## પંચનિંબકાવલેહ.

બ્રહ્માએ કહેલું રસાયન કહુંછું કે જેથી અનેક રોગોનો નાશ થાયછે. માર્કંડેય આદિ મોટા મોટા ઋષિઓએ પણ આ રસાયનનો પ્રયોગ કરેલો છે. લીંબડાનાં ફળ, ફૂલ, છાલ, મૂળ અને પાનડાં સરખે ભાગે લઇ તેઓનું ચૂર્ણ કરીને તે ચૂર્ણને ભાંગરાના સ્વરસની સાતવાર ભાવના દેવી. (ફૂલ થવાના સમયમાં ફૂલ લઈ રાખવાં અને ફળ થવાના સમયમાં ફળ લઇ રાખવાં.) હરડે, બેહેડાં, આમળાં, સુંઠ, મરી, પીપળ, બ્રાહ્મી, ગોખરૂ, ભીલામાં, ચિત્રક, વાવડીંગનો સાર, વારાહીકંદ, લોઢાનું ચૂર્ણ, હળદર, દારૂ હળદર, બાપચી, ગરમાળો, સાકર, કઠ, ઇંદ્રયવ અને કાળીપાડ એઓને સમભાગે લઈ ચૂર્ણ કરીને તેને ખેર, બીબલો અને લીંબડો એઓના ધાટા ક્વાથની ભાવના દેવી. પછી આ હરડે વગેરેના ચૂર્ણનો એક ભાગ અને પેલા લીંબડાના પંચાંગના ચૂર્ણના બે ભાગ લઈ તેઓને એકઠા કરી મધમાં, અથવા પંચતિલ ના-

મના ઘીમાં અથવા ખેરના તથા બીખલાના ક્વાથમાં અથવા ઉના પાણીમાં કાલવીને શુભ દિવસમાં ચાટવું. નિત્ય અડતાલીશ અડતાલીશ ચણોઠીભાર વધારતાં ચાર તોલાં થાય ત્યાંસુધી આ અવલેહને ચાટવામાં વધારવો. પ્રથમ વિરેચન આદિથી શરીરને શુદ્ધ કરી પછી સ્નેહનની ક્રિયાથી સ્નિગ્ધ કરીને તે પછી બુદ્ધિમાન્ પુરૂષે આ અવલેહનો ઉપયોગ કરવો. આ અવલેહ પચી ગયા પછી સ્નિગ્ધ, હલકું અને હિતકારી અન્ન જમવું. આ અવલેહથી વિચર્ચિકા, ઔદુંબર, પુંડરીક, કપાલ, દદ્રૂ, કિટભ, અલ્લસક આદિ, શતારૂ, વિસ્ફોટ, વિસર્પ, ગંડમાલા, કફનો પ્રકોપ, ત્રણે પ્રકારનાં શ્વિત્ર, ભગંદર, શ્લીપદ, વાતરક્ત, જડપણુ, અંધપણું, નાડીવ્રણ, માથાનાં દરદો, સઘળા પ્રમેહો, સઘળા પ્રદરો, દાઢનું ઝેર અને ઝાડપાલાનું ઝેર હણાઇ જાયછે. આ અવલેહને મધમાં કાલવીને ચાટવાથી જાડા પેટવાળો માણસ સિંહના જેવા પાતળા પેટવાળો થાયછે અને મજબુત સાંધાઓવાળો થાયછે. આ અવલેહનો સર્વદા ઉપયોગ કરનારને જો સર્પાદિક કરડે તો તે સર્પાદિકજ તુરત મરી જાયછે. આ અવલેહનો ઉપયોગ કરવાથી જીવન લાંબા કાળ સુધી ટકેછે, વ્યાધિઓ તથા જરા પ્રાપ્ત થતાં નથી, અને ચંદ્રના જેવી કાંતિ થવાથી શરીરની બહુ શોભા વધેછે.

## સ્વાયંભુવ ગુગ્ગુલુ.

વીશ તોલાં બાપચી, વીશ તોલાં શિલાજીત, ચાળીશ તોલાં ગુગળ, બાર તોલાં સોનામખી, બે તોલાં લોઢાંનું ચૂર્ણ, બે બે તોલાં ગોરખમુંડી, મોથ, વાવડીંગ, હરડે, બેહેડાં, આમળાં, કરંજનાં પાનડાં, ખેર, ગળો, નસોતર, નેપાળો, હળદર, ઇંદ્રયવની છાલ, લીંબડો, ચિત્રક અને ગરમાળો એઓની ગોળી બનાવી મધથી મિશ્રિત કરીને પ્રાતઃકાળમાં ગોમૂત્રથી ગળવામાં આવે તો તેથી કોઢ અને વાતરક્ત તુરત મટી જાયછે. આ સ્વાયંભુવ નામના ગુગળથી વળીઓ, ધોળાવાળ, શ્વિત્રો, પાંડુરોગ, ઉદરના વિષમરોગ, પ્રમેહો તથા ગુલ્મો પણ નષ્ટ થઇ જાયછે.

## એકવિંશતિક ગુગ્ગુલુ.

ચિત્રક, હરડે, બેહેડાં, આમળાં, સુંઠ, મરી, પીપળ, જીરૂં, કલોંજી જીરૂં, વજ, સૈંધવ, અતવસ, કઠ, ચવક, એળચી, જવાસો, વાવડીંગ, બોડી અજમોદ, મોથ અને દેવદાર એઓને તથા તેઓ સઘળાના જેટલા વજનના ગુગળને લઇ ઘીની સાથે કુટીને વૈદ્યે ગોળી કરાવવી. આ ગોળી પ્રાતઃકાલે ભોજનના સમયમાં અગ્નિના બળને અનુસરીને ખાવામાં આવે તો અઢારે પ્રકારના કોઢો, કૃમિઓ, દુષ્ટવ્રણો, ગ્રહણી, અરશના વિકારો, મોહોડાંનાં દરદો, ગલગ્રહ, ગૃધ્રસી, ભગ્ન અને ગુલ્મ એઓ નષ્ટ થઈ જાયછે. જેમ વિષ્ણુ અસુરોને જીતેછે તેમ આ ગુગળ ઉપર કહેલા વ્યાધિઓને અને કોઠામાં રહેલા વ્યાધિઓને પણ જીતેછે.

## કૈશોર ગુગ્ગુલુ.

વાતરક્તના અધિકારમાં કહેલો કૈશોરક ગુગ્ગુલુ ( જુવો મધ્યખંડના

कुडवमवल्गुजबीजं हरितालचतुर्थभागसम्मिश्रम् । मनःशिला तोलकार्धं गुञ्जाफलमग्निमूलं च ॥ मूत्रेण गवां पिष्टं सवर्णताकारकं श्वित्रे । श्वेतं कुष्ठं व्रजत्यस्तं पक्षार्धेनाधिकेन वा ॥ गिरिकर्ण्यास्तु कृष्णाया मूलेन परिलेपितम् ॥

गिरिकर्णी नीला अपराजिता ।

क्वाथः सवाकुचीचूर्णो धात्रीखदिरसारयोः । शङ्खेन्दुकुन्दधवलं श्वित्रं संसेवितो हरेत् ॥ मथितेन पिबेच्चूर्णं काकोदुम्बर्यवल्गुजम् । तैलाक्तो घर्मसेवी स्यात्तत्राशी श्वित्रहृद्भवेत् ॥

मथितं निर्जलं विलोडितं दधि । तक्रं चतुर्थांशजलयुतं वस्त्रपूतं दधि ॥

चतुःपलं सोमराज्याः खदिरस्य पलं तथा । पटोलमूलं त्रिफला त्रायमाणा दुरालभा ॥ कल्कार्थं कटुकं चापि कार्षिकान् सूक्ष्मपेपितान् । पलद्वयं कौशिकस्य शुद्धस्यात्र प्रदापयेत् ॥ सिद्धं सर्पिरिदं श्वित्रं हन्यादम्भ इवानलम् । अष्टादशानां कुष्ठानां परमं चैतदौषधम् ॥ सोमराजीघृतं नाम निर्मितं ब्रह्मणा पुरा । लोकानामुपकाराय श्वित्रकुष्ठादिरोगिणाम् ॥ सोमराजीघृतम् ॥

इति कुष्ठनिदानचिकित्साधिकारः ॥

વાયુની ઉલ્વણતાવાળા કોઢોમાં ઘીનો ઉપયોગ કરાવવો, કફની ઉલ્વણતાવાળા કોઢોમાં વમન કરાવવું અને પિત્તની ઊલ્વણતાવાળા કોઢોમાં લેપ કરાવવા, સેચન કરાવવાં તથા લોહી કહડાવવું એ શ્રેષ્ઠ છે.

### પથ્યાદિલેપ.

હરડે, કરંજ, સર્ષપ, હળદર, બાપચી, સીંધવ અને વાવડીંગ એઓને ગોમૂત્રમાં વાટીને લેપ કરવામાં આવે તો તેથી કોઢ મટી જાયછે.

### સોમરાજ્યુદ્વર્તન.

બાપચીનું ચૂર્ણ અને આદુ એઓને વાટી શરીરપર ચોળવામાં આવે તો તેથી ઉગ્ર અને જામી ગએલો કોઢ પણ હણાઇ જાયછે.

### પંચનિંબકાવલેહ.

બ્રહ્માએ કહેલું રસાયન કહુંછું કે જેથી અનેક રોગોનો નાશ થાયછે. માર્કંડેય આદિ મોટા મોટા ઋષિઓએ પણ આ રસાયનનો પ્રયોગ કરેલો છે. લીંબડાનાં ફળ, ફૂલ, છાલ, મૂળ અને પાનડાં સરખે ભાગે લઇ તેઓનું ચૂર્ણ કરીને તે ચૂર્ણને ભાંગરાના સ્વરસની સાતવાર ભાવના દેવી. (ફૂલ થવાના સમયમાં ફૂલ લઈ રાખવાં અને ફળ થવાના સમયમાં ફળ લઇ રાખવાં.) હરડે, બેહેડાં, આમળાં, સુંઠ, મરી, પીપળ, બ્રાહ્મી, ગોખરૂ, ભીલામાં, ચિત્રક, વાવડીંગનો સાર, વારાહીકંદ, લોઢાંનું ચૂર્ણ, હળદર, દારૂ હળદર, બાપચી, ગરમાળો, સાકર, કઠ, ઇંદ્રયવ અને કાળીપાડ એઓને સમભાગે લઈ ચૂર્ણ કરીને તેને ખેર, બીબલો અને લીંબડો એઓના ઘાટા ક્વાથની ભાવના દેવી. પછી આ હરડે વગેરેના ચૂર્ણનો એક ભાગ અને પેલા લીંબડાના પંચાંગના ચૂર્ણના બે ભાગ લઈ તેઓને એકઠા કરી મધમાં, અથવા પંચતિલ ના-

મના ધીમાં અથવા ખેરના તથા બીબલાના ક્વાથમાં અથવા ઉના પાણીમાં કાલવીને શુભ દિવસમાં ચાટવું. નિત્ય અડતાલીશ અડતાલીશ ચણોઠીભાર વધારતાં ચાર તોલાં થાય ત્યાંસુધી આ અવલેહને ચાટવામાં વધારવો. પ્રથમ વિરેચન આદિથી શરીરને શુદ્ધ કરી પછી સ્નેહનની ક્રિયાથી સ્નિગ્ધ કરીને તે પછી બુદ્ધિમાન્ પુરૂષે આ અવલેહનો ઉપયોગ કરવો. આ અવલેહ પચી ગયા પછી સ્નિગ્ધ, હલકું અને હિતકારી અન્ન જમવું. આ અવલેહથી વિચર્ચિકા, ઔદુંબર, પુંડરીક, કપાલ, દદ્રૂ, કિટભ, અલસક આદિ, શતારૂ, વિસ્ફોટ, વિસર્પ, ગંડમાલા, કફનો પ્રકોપ, ત્રણે પ્રકારનાં શ્વિત્ર, ભગંદર, શ્લીપદ, વાતરક્ત, જડપણું, અંધપણું, નાડીવ્રણ, માથાનાં દરદો, સઘળા પ્રમેહો, સઘળા પ્રદરો, દાઢનું ઝેર અને ઝાડપાલાનું ઝેર હણાઈ જાયછે. આ અવલેહને મધમાં કાલવીને ચાટવાથી જાડા પેટવાળો માણસ સિંહના જેવા પાતળા પેટવાળો થાયછે અને મજબુત સાંધાઓવાળો થાયછે. આ અવલેહનો સર્વદા ઉપયોગ કરનારને જો સર્પાદિક કરડે તો તે સર્પાદિકજ તુરત મરી જાયછે. આ અવલેહનો ઉપયોગ કરવાથી જીવન લાંબા કાળ સુધી ટકેછે, વ્યાધિઓ તથા જરા પ્રાપ્ત થતાં નથી, અને ચંદ્રના જેવી કાંતિ થવાથી શરીરની બહુ શોભા વધેછે.

## સ્વાયંભુવ ગુગ્ગુલુ.

વીશ તોલાં બાપચી, વીશ તોલાં શિલાજીત, ચાળીશ તોલાં ગુગળ, બાર તોલાં સોનામખી, બે તોલાં લોઢાંનું ચૂર્ણ, બે બે તોલાં ગોરખમુંડી, મોથ, વાવડીંગ, હરડે, બેહેડાં, આમળાં, કરજનાં પાનડાં, ખેર, ગળો, નસોતર, નેપાળો, હળદર, ઇંદ્રયવની છાલ, લીંબડો, ચિત્રક અને ગરમાળો એઓની ગોળી બનાવી મધથી મિશ્રિત કરીને પ્રાતઃકાળમાં ગોમૂત્રથી ગળવામાં આવે તો તેથી કોઢ અને વાતરક્ત તુરત મટી જાયછે. આ સ્વાયંભુવ નામના ગુગળથી વળીઓ, ધોળાવાળ, શ્વિત્રો, પાંડુરોગ, ઉદરના વિષમરોગ, પ્રમેહો તથા ગુલ્મો પણ નષ્ટ થઇ જાયછે.

## એકવિંશતિક ગુગ્ગુલુ.

ચિત્રક, હરડે, બેહેડાં, આમળાં, સુંઠ, મરી, પીપળ, જીરૂં, કલૌંજી જીરૂં, વજ, સૈંધવ, અતવસ, કઠ, ચવક, એળચી, જવાસો, વાવડીંગ, બોડી અજમોદ, મોથ અને દેવદાર એઓને તથા તેઓ સઘળાના જેટલા વજનના ગુગળને લઇ ધીની સાથે કુટીને વૈદ્યે ગોળી કરાવવી. આ ગોળી પ્રાતઃકાલે ભોજનના સમયમાં અગ્નિના બળને અનુસરીને ખાવામાં આવે તો અઢારે પ્રકારના કોઢો, કૃમિઓ, દુષ્ટવ્રણો, ગ્રહણી, અરશના વિકારો, મોહોડાંનાં દરદો, ગલગ્રહ, ગૃધ્રસી, ભગ્ન અને ગુલ્મ એઓ નષ્ટ થઈ જાયછે. જેમ વિષ્ણુ અસુરોને જીતેછે તેમ આ ગુગળ ઉપર કહેલા વ્યાધિઓને અને કોઠામાં રહેલા વ્યાધિઓને પણ જીતેછે.

## કૈશોર ગુગ્ગુલુ.

વાતરક્તના અધિકારમાં કહેલો કૈશોરક ગુગ્ગુલુ (જુવો મધ્યખંડના

પૃષ્ઠ ૪૮૦ માં ) ખાવામાં આવે તો કોઢ અને વાતરક્ત અત્યંત મટી જાયછે.

## અમૃતભલ્લાતકાવલેહ.

એકસો અઠયાવીસ તોલાંભાર ભિલામાંઓને કાપી એક હજાર ચોવીશ તોલાંભાર પાણીમાં નાખવાં. એકસો અઠયાવીશ તોલાંભાર ગળોને કુટીને પણ તે પાણીમાં નાખવી. પછી તે પાણીને ઉકાળતાં ચોથા ભાગનું પાણી અવશેષ રહે ત્યારે ઉતારી લેવું. એ ક્વાથને વસ્ત્રથી ગળીને તેમાં બત્રીશ તોલાંભાર ઘી, બસો છપન તોલાંભાર દુધ, ચોસઠ તોલાંભાર સાકર અને બત્રીશ તોલાંભાર મધ નાખી એક વાસણમાં કોમળ અગ્નિથી ધીરે ધીરે તેનો પાક કરવો. સઘળો દ્રવ ઘાટો થઇ જાય ત્યારે તેને અગ્નિ ઉપરથી ઉતારીને તેમાં ખીલાં, અતવસ, ગળો, બાપચી, કુવાડીઓ, લીંબડો, હરડે, બેહેડાં, આમળાં, મજીઠ, મરી, સુંઠ, પીપળ, યવાન, સૈંધવ, મોથ, તજ, એળચી, નાગકેસર, ખડસલીયો, તમાલપત્ર, વાળો, કાળોવાળો, ચંદન, ગોખરૂનાં બીજ, કચૂરો અને રતાંજલી એ પ્રત્યેક પદાર્થોના બબ્બે તોલાંભાર ચૂર્ણો નાખવાં એટલે અમૃતભલ્લાતકાવલેહ સિદ્ધ થાયછે. આ અવલેહ પ્રાતઃકાલે જળથી ચાર તોલાંભાર નિત્ય ખાવામાં આવે અને પથ્ય અન્નો જમવામાં આવે તો કોઢ. વાતરક્ત, અને સઘળા પ્રકારના અરશો નષ્ટ થઇ જાયછે. ભીલામાવાળા પદાર્થનું સેવન કરનારા માણસે કસરત, તડકો, અગ્નિ, ખાટા પદાર્થો, માંસ, દહી, મૈથુન, તૈલનો અભ્યંગ અને પંથ એઓનો ત્યાગ કરવો.

## મહા ભલ્લાતકાવલેહ.

લીંબડો, ધોળી ઉપલસરી, અતવસ, બાપચી, કડુ, ત્રાયમાણ, હરડે, બેહેડાં, આમળાં, મોથ, ખડસલીયો, રાતો ધમાસો, વજ, ખેર, સુખડ, કાળીપાડ, સુંઠ, કચૂરો, ભારંગી, ભારંગી નમળે તો ભોરીંગણીનાં મૂળ, અરડુસો, કરીયાતું, ઇંદ્રયવ, કાળી ઉપલસરી, ઇંદ્રવારણાં, પીલુડી, વાવડીંગ, ઇંદ્રજવની છાલ, ચિત્રક, હસ્તિકંદ, ગળો, બકાન, કડવાં પરવળ, હળદર, દારૂહળદર, પીપળ, ગરમાળો, સમપર્ણ, નસોતર, જલજાંબવો, ધોળી ચણોઠીનાં ફળ, મજીઠ, ગજપીપળ, રાસ્ના, કરંજ, સાટોડી, નેપાળો, બીબલાનો સાર, ભાંગરો, કાંટાઅશેરીયો, અંકોલ અને સાગ એ પ્રત્યેક પદાર્થોને જુદા જુદા આઠ આઠ તોલાંભાર લઈ સર્વને એકહજાર ચોવીશ તોલાંભાર પાણીમાં ધીરે ધીરે પકાવવા. ચોથા ભાગનું પાણી અવશેષ રહે ત્યારે તે ક્વાથને ઉતારી વસ્ત્રથી ગળીને મજબૂત વાસણમાં રાખવો. પછી હજાર ભીલામાંઓને કાપી ત્રણ હજાર બૌતેર તોલાંભાર પાણીમાં પકાવી આઠમા ભાગનું પાણી અવશેષ રહે ત્યારે તે ક્વાથને ઉતારી વસ્ત્રથી ગળીને પેલા ક્વાથને તથા આ ક્વાથને મિશ્રિત કરી દેવા. પછી તેમાં ચારસો તોલાંભાર ગોળ નાખી ધીરે ધીરે શીરાની પેઠે પકાવીને તેમાં એક હજાર ભીલામાનો ગર્ભ નાખવો અને સુંઠ, મરી, પીપળ, હરડે, બેહેડાં, આમળાં, મોથ, વાવડીંગ, ચિત્રક, સૈંધવ, સુખડ, કઠ, અને અજમા એ પ્રત્યેક પદાર્થોનું ચાર ચાર તોલાં-

ભાર ચૂર્ણ નાખવું. સુગંધપણું કરવાને વાસ્તે તજ, તમાલપત્ર, એળચી અને નાગકેસર એ પ્રત્યેક પદાર્થોનું ચાર ચાર તોલાંભાર ચૂર્ણ નાખવું એટલે મહાભલ્લાતકાવલેહ સિદ્ધ થાયછે. મહાદેવજીએ પ્રાણીઓનું હિત કરવાની ઈચ્છાથી કહેલો આ અવલેહ ખાવામાં આવે તો શ્વિત્ર, ઔદુંબર, દાદર, ઋક્ષજિવ્હ, કાકણક, પુંડરીક, ચર્મદલ, ગજચર્મ, વિસ્ફોટ, રક્તમંડલ, ચળ, કપાલક, પામા, વિપાદિકા, વાતરક્ત, છ પ્રકારના અરશો, પાંડુરોગ, વ્રણ, કૃમિ, રક્તપિત્ત, ઉદાવર્ત્ત, ઉધરસ, શ્વાસ, અને ભગંદર એ રોગો તુરત ટળી જાયછે. આ અવલેહના સેવનનો સર્વદા અભ્યાસ રાખવામાં આવે તો ધોળાવાળ મટીજાય અને અતિદુસ્તર આમવાત પણ ટળી જાય. આ અવલેહ ખાનારાએ આહારમાં, વિહારમાં કે મૈથુનમાં વિશેષ પરેજી રાખવાની જરૂર નથી. આ અવલેહ કાંતિને અતિ ઉત્તમ કરેછે અને જઠરાગ્નિને પ્રદીપ્ત કરેછે. આ અવલેહને પછવાડે ગળોના પાણીનું અથવા દુધનું અનુપાન કરવું અને ભોજનમાં વિશેષે કરી ઉનાનો અને ખાટાનો ત્યાગ કરવો.

### લઘુમંજિષ્ઠાદિ ક્વાથ.

મજીઠ, હરડે, બેહેડાં, આમળાં, કડુ, વજ, દારૂહળદર, કઠ, અને લીંબડો એઓનો ક્વાથ કરીને નિત્ય પાવામાં આવે તો તેથી સર્વ પ્રકારના કોઢ નષ્ટ થઇ જાયછે. આ ક્વાથ પીવાના અભ્યાસથી વાતરક્ત, ચળ, ખસ રક્તમંડલ, દાદર, વિસર્પ, અને વિસ્ફોટ એઓનો નાશ થાયછે.

### મધ્યમંજિષ્ઠાદિ ક્વાથ.

મજીઠ, બાપચી, કુવાડીયો, લીંબડો, હરડે, હળદર, આમળાં, અરડૂસો, શતાવરી, ખપાટ, ગંગેટી, જેઠીમધ, ગોખરૂ, પરવલની લતા, વાળો, ગળો અને રતાંજલિ એઓનો ક્વાથ કરીને પીવામાં આવે તો તેથી કોઢનો, વાતરક્તનો, ચળનો અને મંડલનો અત્યંત નાશ થાયછે.

### બૃહન્મંજિષ્ઠાદિ ક્વાથ.

મજીઠ, બમણાઈંદ્રજવ, ગળો, મોથ, વજ, સુંઠ, હળદર, દારૂહળદર, ભોરીંગણી, લીંબડો, પરવળ, કડુ, ભારંગી, વાવડીંગ, જલજાંબવો, પીલુડી, દેવદાર, ભાંગરો, પીપળ, ત્રાયમાણ, કાળીપાડ, શતાવરી, ખેર, હરડે, બેહેડાં, આમળાં, કરીયાતું, બકાન, બીબલો, ગરમાળો, ધઉલાં, બાપચી, રતાંજલી, વાયવરણાં, નેપાળો, સાગ, ખડસલીયો, ઉપલસરી, અતવસ, રાતો ધમાસો, ઇંદ્રવારણાં, અને વાળો એઓનો ક્વાથ કરીને પીવાનો અભ્યાસ રાખવામાં આવેતો તેથી લાંબા દિવસના ચામડીના દોષો, અઢારે પ્રકારના કોઢ, વાતરક્ત, સઘળા રૂધિરસંબંધી રોગો, વિસર્પ, ચામડીનું જડપણું અને નેત્રના રોગો નષ્ટ થઇ જાયછે.

### લઘુમરિચ્યાદિ તૈલ.

મરી, નસોતર, મોથ, હરતાલ, મણશીલ, દેવદાર, હળદર, દારૂહળદર, જટામાંસી, સુખડ, ઇંદ્રવારણી, કણેર,

આકડાનું છીર, અને ગાયના છાણનો રસ એ પ્રત્યેક પદાર્થોને એક એક તોલા ભાર લેવા, વછનાગ બે તોલાં ભાર લેવો અને સરસીયુંતેલ ચોસઠ તોલાં ભાર લેવું. એઓને ચોગણા પાણીમાં તથા બમણા ગોમૂત્રમાં પકાવવામાં આવે એટલે લઘુ મરિચાદ્ય તૈલ સિદ્ધ થાયછે. આ તૈલનો અભ્યંગ કરવાથી કોઢનો નાશ થાયછે. આ તૈલના અભ્યંગથી તુરતજ શ્વિત્રનો વર્ણ બદલાઈ જાયછે. આ તૈલનું નિત્ય સેવન ચળને, ખસને, સિધ્મને, વિચર્ચિકાને, પુંડરીકને, દાદરને તથા શૂન્યપણાને મટાડી નાખેછે.

## મહામરિચાદ્ય તૈલ.

મરી, નસોતર, નેપાળો, આકડાનું છીર, છાણનો રસ, દેવદાર, હળદર, દારૂહળદર, જટામાંસી, કઠ, સુખડ, ઇંદ્રવારણી, કણેર, હરતાલ, મણશીલ, ચિત્રક, કલગારી મોથ, વાવડીંગ, કુવાડીયો, સરસડીયો, ઇંદ્રયવ, લીંબડો, સપ્તપર્ણ, ગળો, થોર, સામો, કરંજ, ખેર, બાપચી, વજ, અને માલકાંકણી એઓને ચાર ચાર તોલાં ભાર લેવાં. વછનાગ આઠ તોલાં ભાર લેવો. સરસીયુતેલ બસોછપન તોલાં ભાર લેવુ અને ગોમૂત્ર એથી ચોગણું લેવું. આ સઘળા પદાર્થોને લોઢાના પાત્રમાં અથવા માટીના પાત્રમાં કોમળ અગ્નિથી ધીરે ધીરે પકાવવામાં આવે એટલે મહામરિચાદ્ય તૈલ સિદ્ધ થાયછે. મુનિઓએ કહેલા આ મહામરિચાદ્ય તૈલથી વૈદ્યે કોઢના વ્રણોને માલેસ કરવા. આ તૈલના અભ્યંગથી ખસ, વિચર્ચિકા, દાદર, ચળ, વિસ્ફોટક, વળીઓ, સફેદ વાળ, છાયા, તીલ તથા વ્યંગ એઓ મટી જાયછે અને સુકુમારપણું પ્રાપ્ત થાયછે. જે સ્ત્રીઓને પેહેલી અવસ્થામાં આ તૈલથી નસ્ય આપવામાં આવે તે સ્ત્રીઓનાં સ્તનો ઘડપણમાં પણ લડબડી જતાં નથી. બળદ, ઘોડો કે હાથી વાયુથી પીડાએલ હોય તેને આ તૈલથી ત્રણ વાર અભ્યંગ કરવામાં આવે તો વાયુના જેવી ગતિથી તે ચાલવા લાગેછે.

## તાલકેશ્વર રસ.

હરતાલ, સોનામખી, મણશીલ, પારો, ટંકણખાર, સેંધવ, પારાથી બમણો ગંધક, અને ગંધક જેટલું શંખનું ચૂર્ણ એઓને એક દિવસસુધી લીંબુના રસથી ખરલ કરીને તેમાં તેના ત્રીશમા ભાગ જેટલો વછનાગ નાખવો એટલે તાલકેશ્વર રસ સિદ્ધ થાયછે. આ રસ ભેંશના ઘીની સાથે બાર ચણોઠી ભાર ખાવામાં આવે અને તે પછી મધથી તથા ઘીથી એક તોલાં ભાર બાપચીનાં બીજ ચાટવામાં આવેતો તેથી સર્વ પ્રકારના કોઢ મટી જાયછે.

## ગલિતકુષ્ઠારિ રસ.

પારો, ગંધક, મારેલું ત્રાંબું, મારેલું લોઢું, ગુગળ, ચિત્રક, શિલાજીત, ઝેરકોચલાં, હરડે, બેહેડાં અને આમળાં એઓને સમભાગે લેવાં. અભ્રકને અને કરંજનાં બીજોને પારાથી ચોગણાં લેવાં. એ સઘળા પદાર્થોને એકઠા કરી મધથી અને ઘીથી ખરલ કરીને પ્રયત્નથી ઘીના વાસણમાં રાખી સુકવા એટલે ગલિત કુષ્ઠારિરસ સિદ્ધ થાયછે. આ રસ નિત્ય એક તોલાં ભાર ખાવો અને તેના ઉપર રાતા ચોખાનો ભાત, દુધ અને મધ એ

ત્રણ પદાર્થોનું પથ્ય કરવું. જેનાં કાન, આંગળીઓ અને નાક ગલિત થઇ ગયાં હોય તે માણસ પણ આ રસથી કામદેવના જેવા શરીરવાળો થાયછે. આ રસ ખાનારાએ મૈથુનનો ત્યાગ કરવો જોઇએ. કોઢ જો દૃઢ મૂલવાળો થઇ ગયો હોય તો આ રસ ઉપર જળનું તથા ભાતનુંજ પથ્ય કરવું.

## સિધ્મની ચિકિત્સા.

કઠ, મૂળાનાં બીજ, કાંગ, સર્ષપ, હળદર અને નાગકેસર એ છ પદાર્થોનો લેપ કરવાથી લાંબા કાળનું સિધ્મ પણ મટી જાયછે. આ લેપ 'કુસરપટ્ક' એ નામથી ઓળખાયછે. અઘેડાના રસથી અથવા હળદરથી મિશ્રિત કરેલા કેળના ક્ષારથી મૂળાનાં બીજોને વાટી તેનો લેપ કરવામાં આવેતો તેથી સિધ્મનો નાશ થાયછે.

દારૂહળદર, મૂળાનાં બીજ, હરતાલ, દેવદાર અને નાગરવેલનાં પાન એ પ્રત્યેક પદાર્થો એક એક તોલા ભાર લેવા અને શંખનું ચૂર્ણ ચોવીશ ચણોઠી ભાર લેવું. આ સર્વને એકઠાં કરી પાણીથી વાટીને લેપ કરવામાં આવેતો તેથી સિધ્મ નષ્ટ થઇ જાયછે. આ પ્રલેપ સિધ્મનો નાશ કરવામાં ઉત્તમ છે.

## ચર્મદલની ચિકિત્સા.

આંબાની ગોઠલીને ત્રાંબાના વાસણ ઉપર ઘસી કાંઇક સૈંધવ નાખીને ચોપડવામાં આવેતો તેથી ચર્મદલ મટી જાયછે.

સુકાએલાં આમળાંઓને પાણીમાં ઘસીને ચોપડવામાં આવેતો ચર્મદલવાળા માણસને સુખ પ્રાપ્ત થાયછે.

## પામાની (ખસની) ચિકિત્સા.

### જીરકાદ્ય તૈલ.

વાટેલું ચાર તોલાંભાર જીરૂં અને બે તોલાંભાર સિંદૂર એઓથી સરસીયા તેલને પકાવી તે ચોપડવામાં આવે તો તેથી સઘળી પામા સારી પેઠે મટી જાયછે.

### આદિત્યપાક તૈલ.

મજીઠ, હરડે, બેહેડાં, આમળાં લાખ, કલગારી, હળદર અને ગંધક એઓના ચૂર્ણોથી પકાવેલું તૈલ આદિત્યપાક કેહેવાયછે અને તેથી પામા સારી પેઠે મટી જાયછે.

### સૈંધવાદિલેપ.

સૈંધવ, કુવાડીયો, સર્ષપ અને પીપળ એઓને આરનાળથી (જુવો પ્રથમખંડના પૃષ્ઠ ૮૧૩ માં) વાટીને ચોપડવામાં આવે તો તેથી ખસ તથા ચળ સારી પેઠે મટી જાયછે.

## કચ્છૂની ચિકિત્સા.

### અર્કતૈલ.

હળદરનો કલ્ક નાખી આકડાનાં પાનડાના રસમાં પકાવેલું સરસીયું તેલ પામાને, કચ્છૂને અને વિચર્ચિકાને નષ્ટ કરી નાખેછે.

### કચ્છૂરાક્ષસ તૈલ.

મણશીલ, હરતાલ, હીરાકસી, ગંધક, સૈંધવ, દારૂડી, પાષાણભેદ, સુંઠ, કઠ, પીપળ, કલગારી, કપિલો, કુવાડીયો, વાવડીંગ, ચિત્રક, નેપાળો અને લીંબડાનાં પાનડાં એ પ્રત્યેક પદાર્થોને એક એક તોલાભાર લઇ તેઓના ક-

ઙકથી એકસો અઠયાવીશ તોલાંભાર સરસીયું તેલ પકાવવું તે પછી ચાર તોલાંભાર આકડાના છીરથી ચાર તોલાંભાર થોરના છીરથી અને બસો છપન તોલાંભાર ગોમૂત્રથી એ તેલને કોમલ અગ્નિથી ધીરે ધીરે પકાવવું એટલે કચ્છૂરાક્ષસ નામનું તૈલ સિદ્ધ થાયછે. આ તૈલનો અભ્યંગ કરવાથી અસાધ્ય કચ્છૂ પણ ટળી જાયછે. હારિત મુનિએ કહેલું આ તૈલ ખસને, ચળને, ચામડીના રોગોને અને લોહીનાં દરદોને પણ મટાડેછે.

### કૃતમાલાદિ કલ્ક.

ગરમાલાનાં પાનડાં, કરંજનાં પાનડાં, કુબાના પાનડાં, સર્ષપ, રાઈ, હળદર, ઇંદ્રજવ, જેઠીમધ, મોથ, સુંઠ, રતાંજલિ, આમળાં, યવાન, અને દેવદાર એઓનો કલ્ક કરી સરસીયા તેલમાં કાલવીને સારીપેઠે ચોળવામાં આવે તો તેથી ચળ, ખસ, અને શીતપિત્ત આદિ રોગો અવશ્ય ટળી જાયછે.

### દદ્રુ (દાદરની) ચિકિત્સા.

કઠ, વાવડીંગ, કુવાડીયો, હળદર, સૈંધવ, અને સર્ષપ એઓને લીંબુના રસમાં વાટીને ચોપડવામાં આવે તો તેથી દાદર તથા કોઢ મટી જાયછે.

ક્રો, હળદર, સૈંધવ, કુવાડીયાનાં બીજ, અને બાપચી એઓને કાંજીમાં તથા ધાટી છાશમાં વાટી ત્રણવાર લેપ કરવામાં આવે તો દૃઢ મૂળવાળી દાદર તથા કોઢ પણ નષ્ટ થઈ જાયછે.

ગંડિલક (આનો પર્યાય ગુજરાતીમાં મળ્યો નથી) નામનું ખડ, સર્ષપ અને થોરનાં પાનડાં એઓને સમભાગે લઈ તથા એઓથી બમણો કુવાડીઓ લઈ તેઓને આઠગણી ધાટી છાશમાં આથી મેલવાં. ત્રણ દિવસ સુધી અથાયા પછી એઓને સારીપેઠે વાટી અડાયાથી દાદરને ધસીને તેની ઉપર લેપ કરવામાં આવે તો તેથી તુરતજ એટલે સાત દિવસની અંદર દાદરનો નાશ થઈ જાયછે.

### શ્વિત્રની (ધોળા કોઢનાં ચાઠાંની) ચિકિત્સા.

બેહેડાંની છાલ તથા કાળા ઉંબરાનાં મૂળીયાં એઓનો ક્વાથ કરી તેમાં ગોળનાખી તે ક્વાથની સાથે બાપચીનાં બીજનો કલ્ક પીવામાં આવે તો કષ્ટકારી શ્વિત્રો અને પુંડરીક પણ નષ્ટ થાયછે.

સોળ તોલાંભાર બાપચીનાં બીજ, ચાર તોલાંભાર હરતાલ, અરધું તોલું મણશીલ, ચણોઠી અને ચિત્રકનાં મૂળ એઓને ગોમૂત્રમાં વાટી લેપ કરવામાં આવે તો તેથી શ્વિત્ર મટી જઇને ચાંમડીનો અસલ રંગ થાયછે.

કાળી ગરણીનાં મૂળીયાંનો કલ્ક કરી તેનો લેપ કરવામાં આવે તો આઠ દિવસે અથવા તેથી કાંઇક વધારે મુદતે ધોળો કોઢ મટી જાયછે.

આમળાંનો તથા ખેરસારનો ક્વાથ કરી તેમાં બાપચીનું ચૂર્ણ નાખી નિત્ય પીવામાં આવે તો શંખના જેવો, ચંદ્રના જેવો અને ડોલરના જેવો ધોળો કોઢ મટી જાયછે.

કાળા ઉંબરાનું તથા બાપચીનું ચૂર્ણ કરી પાણીવગરના વલોવેલા દહીની સાથે પીવામાં આવે, તેલનો અભ્યંગ કરવામાં આવે, તડકાનું સેવન કરવામાં

આવે, અને ચોથા ભાગના પાણીવાળી વસ્ત્રથી ગળેલી છાશ ખાવામાં આવે તો ધોળો કોઢ મટી જાયછે.

### સોમરાજી ઘૃત.

સોળ તોલાંભાર બાપચી, ચાર તોલાંભાર ખેરસાર, કડવાં પરવળનાં મૂળ, હરડે, બેહેડાં, આમળાં, ત્રાયમાણ, રાતો ધમાસો અને કડુ એ પ્રત્યેક પદાર્થોને એક એક તોલાભાર લઈ ઝીણા વાટીને તેઓમાં આઠ તોલાંભાર શુદ્ધ ગુગલ મિશ્રિત કરી દેવો અને પછી એ કલ્કથી ઘી પકાવવું એટલે સોમરાજી ઘૃત સિદ્ધ થાયછે. જેમ પાણી અગ્નિને હણી નાખેછે તેમ આ ઘી શ્વિત્રને હણી નાખેછે. આ અઢારે પ્રકારના કોઢોનું ઉત્તમ ઔષધ છે. શ્વિત્ર તથા કુષ્ટઆદિ રોગોથી પીડાએલા લોકોનું હિત કરવાની ઇચ્છાથી બ્રહ્માએ પૂર્વે આ 'સોમરાજી ઘૃત' નામનું ઘી બનાવ્યું છે.

### કોઢનો અધિકાર સંપૂર્ણ.

---

## શીતપિત્ત, ઉદર્દ, કોઠ તથા ઉત્કોઠ એઓનો અધિકાર.

### શીતપિત્ત વગેરેનાં દૂરનાં તથા પાસેનાં નિદાનો અને સંપ્રાપ્તિ.

### अथ शीतपित्ताधिकारः ।

### तत्र शीतपित्तस्य विप्रकृष्टसन्निकृष्टनिदानपूर्विकां संप्राप्तिमाह ।

शीतमारुतसम्पर्कात्प्रवृद्धौ कफमारुतौ । पित्तेन सह सम्भूय बहिरन्तर्विसर्पतः ॥

शीतमारुतसम्पर्कात् पित्तेन स्वहेतुदुष्टेन सम्भूय सङ्गम्य बहिः त्वचि अन्तः रुधिरादौ विसर्पतः प्रसरतः ॥

થંડા પવનના સંપર્કથી વૃદ્ધિપામેલા કફ અને વાયુ એઓ પોતાના (પિત્તના) વધારાના કારણોથી દુષ્ટ થએલા પિત્તની સાથે મળીને ચામડીમાં તથા રૂધિર વગેરેની અંદર પ્રસરેછે તેથી શીતપિત્ત વગેરે થાયછે.

### શીતપિત્તનું પૂર્વરૂપ.

### पूर्वरूपमाह ।

पिपासारुचिहृल्लासदेहसादाङ्गगौरवम् । रक्तलोचनता तेषां पूर्वरूपस्य लक्षणम् ॥

તરશ, અરૂચિ, મોળ, શરીરની ગ્લાનિ, અંગોમાં ભારેપણું અને નેત્રોનું રાતાપણું એ શીતપીત્ત વગેરેનું પૂર્વરૂપ છે.

### શીતપિત્તનું લક્ષણ.

### शीतपित्तस्य लक्षणमाह ।

वरटीदष्टसंस्थानः शोथः सञ्जायते बहिः । सकण्डूतोदबहुलश्छर्दिज्वरविदाहवान् ॥ वाताधिकतमं विद्याच्छीतपित्तमिमं भिषक् ॥

ભમરીના કરડ જેવા આકારવાળો, ચળવાળો, ઘણી વ્યથાવાળો, ઉલટીવાળો, જ્વરવાળો અને બળતરાવાળો જે બહાર સોજો થાયછે તે શીતપિત્ત કેહેવાય છે અને તેમાં વાયુની અત્યંત અધિકતા હોયછે.

### ઉદર્દનું લક્ષણ.

### उदर्दस्य लक्षणमाह ।

सोत्सङ्गैश्च सरागैश्च कण्डूमद्भिश्च मण्डलैः । शैशिरः श्लेष्मबहुल उदर्द इति कीर्तितः ॥ सोत्सङ्गैः मध्यनिम्नैः । शैशिरः शिशिरर्तुभवः ॥

મધ્યમાં નમેલાં, રતાશવાળાં અને ચળવાળાં મંડલોવાળો જે સોજો શિશિર ઋતુમાં થાયછે તે ઉદર્દ કહેવાય છે અને તેમાં કફની અધિકતા હોયછે.

### કોઠનું તથા ઉત્કોઠનું લક્ષણ.

### कोठोत्कोठयोर्लक्षणमाह ।

असम्यग्वमनोदीर्णपित्तश्लेष्मान्ननिग्रहैः । मण्डलानि सकण्डूनि रागवन्ति बहूनि च ॥

स कोठः ॥

सानुबन्धस्तु स मार्शैरुत्कोठ इति कथ्यते ॥

વમન બરાબર નહીં થવાનેલીધે પિત્તની તથા કફની વૃદ્ધિ થતાં અને ઉછળેલા અન્નનો નિગ્રહ થતાં ચળવાળાં અને રતાશવાળાં જે ઘણાં મંડલો (ચકરડાં ધ્રામઠાં) થાયછે તે કોઠ કહેવાયછે. એક ધ્રામઠાં મટીને બીજાં ધ્રામઠાં થતાં આવે તે ઉત્કોઠ કહેવાય છે.

### શીતપિત્તની, ઉદર્દની, કોઠની અને ઉત્કોઠની ચિકિત્સા.

### शीतपित्तोदर्दकोठोत्कोठचिकित्सा ।

शीतपित्ते तु वमनं पटोलारिष्टवासकैः । त्रिफलापुरकृष्णाभिर्विरेकश्च प्रशस्यते ॥ अभ्यङ्गः कटुतैलेन सेकश्चोष्णेन वारिणा । त्रिफलां क्षौद्रसंयुक्तां खादेच्च नवकार्षिकम् ॥

### नवकार्षिको यथा ।

त्रिफलापुरकृष्णानां त्रिपञ्चैकांशयोजिता । गुटिका शीतपित्तार्शोभगन्दरवतां हिता ॥ सितां त्रिकटुसंयुक्तां गुडमामलकैः सह । यवानीं खादयेच्चापि सव्योपक्षारसंयुताम् ॥ आर्द्रकस्य रसः पेयः पुराणगुडसंयुतः । शीतपित्तापहः श्रेष्ठो वह्निमान्द्यविनाशनः ॥ सिद्धार्थरजनीकल्कैः मपुन्नाटतिलैः सह । कटुतैलेन संमिश्रमेतदुद्वर्तनं हितं ॥ सगुडं दीप्यकं यस्तु खादेत्पथ्यान्नभुक् नरः । तस्य नश्यति सप्ताहादुदर्दः सर्वदेहजः ॥ घृतं पीत्वा महातिक्तं शोणितं मोक्षयेत्तथा । स्निग्धस्विन्नस्य संशुद्धिमादौ कोठे समाचरेत् ॥ उत्कोठे शुद्धदेहस्य कुष्ठघ्नीं कारयेत् क्रियाम् । निम्बस्य पत्राणि सदा घृतेन धात्रीविमिश्राणि नरः प्रयुञ्ज्यात् ॥ विस्फोटकण्डूक्रिमिशीतपित्तमुदर्दकोठौ च कफं च हन्यात् । आर्द्रकं प्रस्थमेकं स्याद्गोघृतं कुडवद्वयम् ॥ गोदुग्धं प्रस्थयुगलं तदर्धं शर्करा मता । पिप्पली पिप्पलीमूलं मरिचं विश्वभेषजम् ॥ चित्रकं च विडङ्गं च मुस्तकं नागकेशरम् । त्वगेलापत्रकर्चूरं प्रत्येकं पलमात्रकम् ॥ विधाय पाकं विधिवत् खादेत्तत्पलसम्मितम् । इदमार्द्रकखण्डाख्यं मातर्भुक्तं व्यपोहति ॥ शीतपित्तमुदर्दं च कोठमुत्कोठमेव च । यक्ष्माणं रक्तपित्तं

च कासं श्वासमरोचकम् ॥ वातगुल्ममुदावर्तं शोथं कण्डूं क्रिमीनपि । दीपयेदुदरे वह्निं वलं वीर्यं च वर्धयेत् ॥ वपुः पुष्टं मकुरुते तस्मात्सेव्यमिदं सदा ॥

इत्यार्द्रकखण्डम् । इति शीतपित्तोदर्दकोठोत्कोठचिकित्सा ॥

કડવાં પરવળ, લીંબડો અને અરડુસો એઓથી વમન કરાવવું અને હરડે, બેહેડાં, આમળાં, ગુગળ તથા પીપળ એઓનું વિરેચન દેવું એ શીતપિત્ત ઉપર ગુણકારી થાયછે.

સરસીયાં તેલનો અભ્યંગ કરવાથી, ઉના પાણીનું સેચન કરવાથી, મધ સહિત ત્રિફળા (હરડે, બેહેડાં, આમળાં) ખાવાથી અને નવકાર્ષિક નામનો ગુગળ ખાવાથી શીતપિત્ત મટી જાયછે.

ત્રણ ભાગ (ત્રણ તોલાં) ત્રિફલા, (હરડે, બેહેડાં તથા આમળાં) પાંચ ભાગ (પાંચ તોલાં) ગુગળ અને એક ભાગ (એક તોલું) પીપળ, એઓથી બનાવેલી ગોળી શીતવાળાઓને, અરશવાળાઓને તથા ભગંદરવાળાઓને હિતકારી થાયછે. આ ગોળી 'નવકાર્ષિક ગુગળ' એ નામથી ઓળખાયછે.

ત્રિકટુ (સુંઠ, મરી તથા પીપળ) થી સંયુક્ત સાકર ખાવાથી, ગોળ સહિત આમળાં ખાવાથી અને સુઠ મરી પીપળ તથા જવખાર સહિત યવાન ખાવાથી પણ શીતપિત્ત મટી જાયછે.

આદુના રસમાં જુનો ગોળ મિશ્રિત કરીને પીવામાં આવે તો તેથી શીતપિત્ત સારી પેઠે મટી જાયછે અને અગ્નિનું મંદપણું પણ ટળી જાયછે.

- સર્ષપ, હળદર, કુવાડીયો અને તલ એઓનો કલ્ક કરી તેમાં સરસીયું તેલ મિશ્રિત કરીને ચોળવામાં આવે તો તેથી શીતપિત્ત મટી જાયછે.

મહાતિક્તક નામનું ઘી પીને લોહી કહડાવવાથી પણ ઉદર્દ મટી જાયછે.

જે માણસ ગોળ સહિત અજમા ખાય અને પથ્ય અન્ન જમે તેનો સઘળા શરીરમાં થએલો ઉદર્દ સાત દિવસની અંદર મટી જાયછે.

કોઠ થએલ હોય તો પ્રથમ સ્નેહનની તથા સ્વેદનની ક્રિયા કરીને વિરેચન વગેરેથી શોધન કરવું અને ઉત્કોઠ થએલ હોય તો વિરેચન વગેરેથી શોધન કર્યા પછી કોઠના પ્રકરણમાં કહેલી ચિકિત્સા કરવી.

લીંબડાંનાં પાનડાં અને આમળાં એઓને વાટી ઘીથી મિશ્રિત કરીને નિત્ય ખાવામાં આવે તો વિસ્ફોટ, ચળ, કૃમિ, શીતપિત્ત, ઉદર્દ, કોઠ અને કફ એઓનો નાશ થાયછે.

### આર્દ્રક ખંડક.

ચોસઠ તોલાં ભાર આદુ, બત્રીશ તોલાં ભાર ગાયનું ઘી, ૧૨૮ તોલાં ભાર ગાઇનું દુધ અને તેની અરધ સાકર લેવી. પીપળ, પીપળીમૂળ, મરી, સુંઠ, ચિત્રક, વાવડીંગ, મોથ, નાગકેસર, તજ, એળચી, તમાલપત્ર અને કચૂરો એ પ્રત્યેક પદાર્થોને ચાર ચાર તોલાં ભાર લેવા. એઓનો વિધિપૂર્વક પાક બનાવવો એટલે તે આર્દ્રકખંડ કેહેવાયછે. આ આર્દ્રકખંડ સવારમાં ચાર તોલાં ભાર ખાવામાં આવે તો તેથી શીતપિત્ત, ઉદર્દ, કોઠ, ઉત્કોઠ, ક્ષયરોગ, રક્તપિત્ત, ઉધરસ, શ્વાસ, અ-

રૂચિ, વાતગુલ્મ, ઉદાવર્ત્ત, સોજો, ચળ અને કૃમિઓ એઓનો નાશ થાયછે, જઠરાગ્નિ પ્રદીપ્ત થાયછે, બળ તથા વીર્ય વધેછે અને શરીર પુષ્ટ થાયછે એટલા-માટે આ પ્રયોગનું સર્વદા સેવન કરવું યોગ્ય છે.

**શીતપિત્ત, ઉદર્દ, કોઠ તથા ઉત્કોટ એઓનો આધકાર સંપૂર્ણ.**

---

## વિસર્પનો અધિકાર.

### વિસર્પનું દૂરનું નિદાન, વિસર્પોની સંખ્યા તથા વિસર્પ શબ્દનો અર્થ.

**विसर्पाधिकारः।**

**तत्र विसर्पस्य विप्रकृष्टनिदानं संख्यां निरुक्तिं चाह।**

लवणाम्लकटूष्णादिसेवनाद्दोषकोपतः। विसर्पः सप्तधा ज्ञेयः सर्वतः परिसर्पणात्॥

आदिशब्दाच्चरकोक्तहरितशाकशण्डाकीप्रभृतीनां ग्रहणम्॥

ખારા, ખાટા, તીખા તથા ઉના આદિ પદાર્થોના સેવનથી દોષોનો કોપ થતાં વિસર્પ થાયછે. એ વિસર્પ સાત પ્રકારનો છે અને ચારેકોર પરિસર્પણ (ગતિથી ફેલાવો) કરેછે માટે વિસર્પ કહેવાયછે. લીલાં શાક અને શિંડાકી (પ્રથમ ખંડના પૃષ્ઠ ૮૧૩ માં જુવો) વગેરે પદાર્થોથી પણ વિસર્પ થાયછે એમ ચરકે કહ્યુંછે.

### વિસર્પના સાત પ્રકાર.

**सप्तधात्वं विवृणोति।**

वातिकः पैत्तिकश्चैव कफजः सान्निपातिकः। चत्वार एते वीसर्पा वक्ष्यन्ते द्वन्द्वजास्त्रयः॥ आग्नेयो वातपित्ताभ्यां ग्रंथ्याख्यः कफवातजः। यस्तु कर्दमको घोरः स पित्तकफसम्भवः॥

વાયુસંબંધી, પિત્તસંબંધી, કફસંબંધી અને સાન્નિપાતિક (ત્રણે દોષસંબંધી) એ ચાર અને બબ્બે દોષથી ઉત્પન્ન થ-એલા ત્રણ કે જેઓ હવે કહેવામાં આ-વશે એ રીતે વિસર્પ સાત છે.

વાયુથી તથા પિત્તથી થએલો વિ-સર્પ આગ્નેય કહેવાય છે, કફથી તથા વાયુથી થએલો વિસર્પ ગ્રંથિ કહેવાય છે અને પિત્તથી તથા કફથી થએલો વિ-સર્પ કર્દમક કહેવાયછે.

### વિસર્પમાં દૂષક તથા દૂષિત થનારા-ઓનું સંગ્રહથી કથન.

**विसर्पदोषदूष्याणि संगृह्याह।**

रक्तं लसीकात्वङ्मांसं दूष्यं दोषास्त्रयो मलाः। विसर्पाणां समुत्पत्तौ हेतवः सप्तधातवः॥

त्रयो मलाः वातपित्तकफाः दोषा दूपका इत्यर्थः। अन्यथा दोषा मला इत्यत्र पुनरुक्तिदोषो लगिष्यते॥

રૂધિર, લસીકા, ચામડી અને માંસ એઓ દૂષિત થાયછે અને તેઓને વાત, પિત્ત તથા કફ એ ત્રણ દોષો દૂષિત ક-રેછે એટલે વિસર્પોની ઉત્પત્તિમાં એ સાત ધાતુઓ કારણરૂપ છે.

### વાયુસંબંધી વિસર્પનું લક્ષણ.

**वातिकस्य लक्षणमाह।**

तत्र वातात्परीसर्पो वातज्वरसमव्य-

थः । शोफस्फुरणनिस्तोदभेदायामार्तिहर्षवान् ॥

परीसर्पो विसर्पः । वातज्वरसमव्यथः शिरोहृद्गात्रोदरशूलादियुक्तः । भेदः विदारणेनेव व्यथा । आयामः आकर्षणेनेव व्यथा ॥

વાયુસંબંધી વિસર્પ થયો હોય તો વાયુસંબંધી જ્વરની પેઠે માથામાં, હૃદયમાં, ગાત્રોમાં તથા ઉદરમાં શૂળ વગેરે થાયછે, સોજો થાયછે, ગાત્રો ફરકેછે, ભોંકાયા જેવી વ્યથા થાયછે, ચીરાયા જેવી પીડા થાયછે, આકર્ષણ થયાના જેવી વેદના થાયછે અને રૂવાણાં ઉભાં થઇ જાયછે.

## પિત્તસંબંધી વિસર્પનું લક્ષણ.

### पैत्तिकमाह ।

पित्ताद्द्रुतगतिः पित्तज्वरलिङ्गोऽतिलोहितः ॥

द्रुतगतिः शीघ्रप्रसरणशीलः ॥

પિત્તસંબંધી વિસર્પ થયો હોય તો તે વિસર્પ તુરત ફેલાય છે, પિત્તસંબંધી જ્વરના જેવાં ચિન્હોવાળો હોયછે અને અત્યંત રાતો હોયછે.

## કફસંબંધી વિસર્પનું લક્ષણ.

### अथ श्लैष्मिकमाह ।

कफात्कण्डूयुतः स्निग्धः कफज्वरसमानरुक् ॥

કફસંબંધી વિસર્પ થયો હોય તો ચળવાળો હોયછે, સ્નિગ્ધ હોયછે અને કફસંબંધી જ્વરના જેવી પીડાઓવાળો હોયછે.

## સન્નિપાતિક વિસર્પનું લક્ષણ.

### सान्निपातिकमाह ।

सन्निपातसमुत्थश्च सर्वरूपसमन्वितः॥

ત્રણે દોષસંબંધી વિસર્પ થયો હોય તો ઉપર કહેલાં ત્રણે દોષોનાં ચિન્હો દેખાય છે.

## વાયુથી તથા પિત્તથી થએલા અગ્નેય નામના વિસર્પનું લક્ષણ.

### वातपैत्तिकमाह ।

वातपित्ताज्ज्वरच्छर्दिमूर्च्छातीसारतृड्भ्रमैः । अस्थिभेदोऽग्निसदनतमकारोचकैर्युतः ॥ करोति सर्वमङ्गं च दीप्ताङ्गारावकीर्णवत् । यं यं देशं विसर्पश्च विसर्पति भवेत्स सः ॥ शीताङ्गारासितो नीलो रक्तो वाशूपचीयते । अग्निदग्ध इव स्फोटैः शीघ्रगत्वाद्द्रुतं च सः ॥ मर्मानुसारी वीसर्पः स्याद्वातातिबलस्ततः । व्यथेताङ्गं हरेत्संज्ञां निद्रां च श्वासमीरयेत् ॥ हिध्मां च स गतोऽवस्थामीदृशीं लभते न सः । कचिच्छर्मारतिग्रस्तो भूमिशय्यासनादिषु ॥ चेष्टमानस्ततः क्लिष्टो मनोदेहसमुद्भवाम् । दुःप्रबोधोऽश्नुते निद्रां सोऽग्निवीसर्प उच्यते ॥

स्फोटैः उपचीयत इत्यन्वयः । मर्मानुसारी उदरहृदयानुसारी हरेद्विसर्प इत्यन्वयः । हिध्मां हिक्काम् । ईरयेत् उपर्युपरि प्रेरयेत् । मनोदेहसमुद्भवां निद्रां मरणरूपाम् । अश्नुते प्राप्नोति ॥

વાયુ તથા પિત્ત એ બે દોષથી વિ-

સર્પ થયો હોય તો તાવ આવેછે, ઉલટી થાયછે, મૂર્છા આવેછે, પાતળો ઝાડો થાયછે, તરશ લાગ્યા કરેછે, ભ્રમ થાયછે, અસ્થિઓ ભાંગતાં હોય એવું લાગેછે, જઠરાગ્નિ મંદ થઈ જાયછે, અંધારાં આવેછે, અરૂચિ થાયછે અને સઘળું શરીર જાણે સળગેલા અંગારાઓથી વ્યાપ્ત હોય એવું થાયછે. એ વિસર્પ શરીરના જે જે પ્રદેશમાં ફેલાય છે તે તે પ્રદેશ નીલ થઈ જાયછે, રાતો થઈ જાયછે અથવા ઠરીગએલા અંગારા જેવો કાળો થઈ જાયછે અને જાણે અગ્નિથી બળેલો હોય તેમ ફોડલાઓથી તુરત વ્યાપ્ત થાયછે. કારણ કે એ વિસર્પ શીઘ્ર ગતિવાળો છે. એ વિસર્પ તુરતજ ઉદરમાં અને હૃદયમાં ગતિ કરેછે તેથી વાયુના પ્રાબલ્યવાળો ગણાય છે. એ વિસર્પ અંગને વ્યથિત કરેછે, સંજ્ઞાને હરી લેછે, નિદ્રાને પ્રેરેછે શ્વાસનો વેગ કરેછે અને ઉપરાઉપર હેડકી કરેછે. આવી સ્થિતિને પામેલો માણસ ક્યાંય સુખ પામતો નથી. પૃથ્વીમાં, શયનમાં તથા આસન વગેરેમાં ક્યાંય આરામ પામતો નથી, તરફડ્યા કરેછે, ક્લેશ પામ્યા કરેછે, ઉંમે જાગતો નથી અને છેલ્લીવારે મરણને પ્રાપ્ત થાયછે. આ વિસર્પ અગ્નેય કહેવાયછે.

### વાયુ તથા કફ એ બે દોષથી થએલા ગ્રંથિ વિસર્પનું લક્ષણ.

**वातश्लेष्मिकं ग्रन्थिविसर्पमाह ।**

कफेन रुद्धः पवनो भित्त्वा तं बहुधा कफम् । रक्तं च वृद्धरक्तस्य त्वक्शिरास्नायुमांसगम् ॥ दूषयित्वा तु दीर्घाणां वृत्तस्थूलखरात्मनाम् । ग्रन्थीनां कुरुते मालां रक्तानां तीव्ररुग्ज्वराम् ॥ श्वासकासातिसारांश्च शोषहिक्कावमिभ्रमैः । मोहवैवर्ण्यमूर्च्छाङ्गभङ्गाग्निसदनैर्युतः ॥ इत्ययं ग्रन्थिवीसर्पो वातश्लेष्मप्रकोपजः ॥

कफेन स्वहेतुदुष्टेन । पवनोऽपि स्वहेतुदुष्टः । तेनायं वातश्लैष्मिकः । तं कफं बहुधा भित्त्वा रक्तं वा दूषयित्वेत्यन्वयः । त्वगादिगमिति रक्तस्य विशेषणम् ॥

કફનાં નિદાનોથી દુષ્ટ થએલા કફથી રોકાએલો અને પોતાનાં નિદાનોથી દુષ્ટ થએલો પવન કફને ઘણા પ્રકારથી ભેદીને અને જેનું રૂધિર વૃદ્ધિ પામ્યું હોય તેના ત્વચામાં, શિરાઓમાં, સ્નાયુઓમાં તથા માંસમાં રહેલા રૂધિરને દૂષિત કરીને લાંબા, ગોળ, જાડા, રાતા તથા ખરસટપણાવાળા ગાંઠાઓની પંક્તિને ઉત્પન્ન કરેછે. એ પંક્તિથી તીવ્ર વેદના, જ્વર, શ્વાસ, ઉધરસ, અતીસાર, શોષ, હેડકી, વમન, ભ્રમ, મોહ, વર્ણનો બીગાડ, મૂર્છા, અંગોનું ભાંગવું અને જઠરાગ્નિનું મંદપણું થાયછે. આવાં કારણોનેલીધે આ ગ્રંથિ વિસર્પ વાયુના તથા કફના પ્રકોપથી થએલો કહેવાય છે.

### પિત્ત તથા કફ એ બે દોષથી થએલા કર્દમક નામના વિસર્પનું લક્ષણ.

**अथ पित्तश्लैष्मिकं कर्दमाख्यं विसर्पमाह ।**

कफपित्ताज्ज्वरः स्तम्भो निद्रातन्द्राशिरोरुजाः । अङ्गावसादविक्षेपप्रलापारोचकभ्रमाः ॥ मूर्च्छाग्निहानिर्भेदो-

ऽस्थ्नां पिपासेन्द्रियगौरवम्। आमोपवेशनं लेपः स्रोतसां च विसर्पति॥ प्रायेणामाशयं गृह्णन्नेकदेशं न चातिरुक्। पीडकैरवकीर्णोऽति पीतलोहितपाण्डुरैः॥ स्निग्धोऽसितो मेचकाभो मलिनः शोफवान् गुरुः। गम्भीरपाकः प्राज्योष्मा स्पृष्टः क्लिन्नोऽवदीर्यते॥ पङ्कलक्शीर्णमांसश्च स्पृष्टस्नायुशिरागणः। शवगन्धी च वीसर्पः कर्दमाख्यमुशन्ति तम्॥

स च सर्पति एकदेशमित्यन्वयः। पीडकैः पीडाकारिभिः। अवकीर्णः व्याप्तः। असितः कृष्णः। मेचकः रूक्षकृष्णः। प्राज्योष्मा प्रचुरोष्मा। स्पृष्टः क्लिन्नोऽवदीर्यते स्पृष्टः सन्नार्द्रीभवति विदीर्यते। पङ्कत्वक् कर्दमवर्णा त्वक् यत्र सः। शीर्णमांसः गलितमांसः। अत एव स्पृष्टस्नायुशिरागणः॥

પિત્તથી તથા કફથી થનારો કર્દમક નામનો વિસર્પ થયો હોય તો જ્વર, સજડપણું, નિદ્રા, તંદ્રા, માથામાં પીડા, અંગોમાં ગ્લાનિ, વિક્ષેપ, બકવા, અરૂચિ, ભ્રમ, મૂર્છા, અગ્નિનું મંદપણું, અસ્થિઓનું ભાંગવું, તરશ, ઇંદ્રિયોનું ભારેપણું, દસ્તમાં આમનું પડવું અને સ્રોતોનું લેપન થાયછે. આ વિસર્પ એક પ્રદેશનું ગ્રહણ કરતો કરતો ઘણું કરીને આમાશયમાં ફેલાયછે, ઝાઝી વ્યથાવાળો હોતો નથી, અત્યંત પીળા રાતા તથા ધોળા ફોડલાઓથી વ્યાપ્ત હોયછે, સ્નિગ્ધ હોયછે, કાળો હોયછે, લુખા કાળા રંગવાળો હોયછે, મેલો હોયછે, સોજાવાળો હોયછે, ભારે હોયછે, ઉંડા પાકવાળો હોયછે, ઘણી ઉનાશવાળો હોયછે સ્પર્શ કરવાથી આર્દ્ર થઇ જાયછે, ચીરાઇ જાયછે, ચામડીને કાદવના જેવા વર્ણવાળી કરેછે, માંસને ખેરી નાખેછે, તેથીજ સ્નાયુઓના તથા શિરાઓના સમૂહનો સ્પર્શ કરેછે અને શબના જેવા ગંધવાળો હોયછે. આ વિસર્પ કર્દમક કહેવામાં આવેછે.

## ક્ષતથી આઠમા પ્રકારનો પણ વિસર્પ થાયછે તેનું લક્ષણ.

### अथ क्षतजं च विसर्पमाह।

बाह्यहेतोः क्षतात् क्रुद्धः सरक्तं पित्तमीरयन्। विसर्पं मारुतः कुर्यात् कुलत्थसदृशैश्चितम्॥ स्फोटैः शोथज्वररुजा दाहाढ्यं श्यावशोणितम्।

बाह्यहेतोः शस्त्रप्रहारव्यालदन्तनखाद्यागन्तुहेतोः। श्यावशोणितं कृष्णवर्णरक्तम्॥

શસ્ત્રના પ્રહાર, અને ફાડી ખાનારા જાનવરોના દાંત કે નખ વાગવા વગેરે આગંતુક કારણોથી ક્ષત થતાં પ્રકોપ પામેલો વાયુ રૂધિરને અને પિત્તને પ્રેરીને વિસર્પને ઉત્પન્ન કરેછે. એ વિસર્પ કળથીજેવા ફોડલાઓથી વ્યાપ્ત હોયછે, કાળા રૂધિરવાળો હોયછે અને સોજાથી જ્વરથી, વેદનાથી તથા બળતરાથી અત્યંત યુક્ત હોયછે.

## વિસર્પના ઉપદ્રવો.

### उपद्रवानाह।

ज्वरातिसारौ वमथुस्त्वङ्मांसदरणक्लमाः। अरोचकविपाकौ च विसर्पाणामुपद्रवाः॥

જ્વર, અતિસાર, વમન, ચામડીનું ફાટવું, માંસનું ફાટવું, ગ્લાની, અ-

રૂચિ અને પાકવું એટલા વિસર્પોના ઉપદ્રવો છે.

### વિસર્પનું સાધ્યપણું વગેરે.

### साध्यत्वादिकमाह ।

सिद्ध्यन्ति वातकफपित्तकृता विसर्पाः सर्वात्मकः क्षतकृतश्च न सिद्धिमेति। पित्तात्मकोऽञ्जनवपुश्च भवेदसाध्यः कृच्छ्राश्च मर्मसु भवन्ति हि सर्व एव ॥

पित्तात्मकोऽञ्जनवपुः पित्तजः स च कज्जलवर्णः । सर्व एव साध्या अपि । इति विसर्पनिदानम् ॥

સાન્નિપાતિક વિસર્પ અને ક્ષતથી થએલો વિસર્પ અસાધ્ય છે. પિત્તથી થએલો વિસર્પ જો કાળા વર્ણવાળો હોય તો અસાધ્ય છે. વાયુથી થએલો વિસર્પ, કફથી થએલો વિસર્પ અને આંજણ જેવા કાળા વર્ણ વગરનો પિત્તથી થએલો વિસર્પ, સાધ્યછે. સાધ્ય વિસર્પો પણ જો મર્મસ્થલોમાં થયા હોય તો કષ્ટસાધ્ય થાયછે.

### વિસર્પની ચિકિત્સા.

### अथ विसर्पचिकित्सा ।

विरेकवमनालेपसेचनास्रविमोक्षणैः । उपाचरेद्यथादोषं विसर्पानविदाहिभिः॥ रास्ना नीलोत्पलं दारु चन्दनं मधुकं बला । घृतक्षीरयुतो लेपो वातवीसर्पनाशनः ॥

चन्दनमत्र रक्तं प्रयोज्यम् ॥

कशेरुशृङ्गाटकपद्मगुन्द्रैः सशैवलैः सोत्पलकर्दमैश्च । वस्त्रान्तरैः पित्तकृते विसर्पे लेपो विधेयः सघृतः सुशीतः ॥ त्रिफलापद्मकोशीरसमङ्गाकरवीरकम् । नलमूलमनन्ता च लेपः श्लेष्मविसर्पके ॥

समङ्गा लज्जालुः ॥

वातपित्तप्रशमनमग्निवीसर्पणे हितम्। वातश्लेष्महरं कर्म ग्रन्थिवीसर्पणे हितम् ॥ पित्तश्लेष्मप्रशमनं हितं कर्दमसंज्ञके । त्रिदोषजे क्रियां कुर्याद्विसर्पे त्रितयापहाम् ॥ शिरीषयष्टीनतचन्दनैलामांसीहरिद्राद्वयकुष्ठवालैः । लेपो दशाङ्गः सघृतः प्रयोज्यो विसर्पकुष्ठज्वरशोथहारी ॥

नतं तगरम् । चन्दनं रक्तं ग्राह्यम् । इति दशाङ्गो लेपः ॥

परिषेकः प्रलेपाश्च शस्यन्ते पञ्चवल्कलैः ॥ पद्मकोशीरमधुकैश्चन्दनैर्वा विसर्पणे । भूनिम्बवासाकटुकापटोलीफलत्रयं चन्दननिम्बसिद्धः । विसर्पदाहज्वरशोथकण्डूविस्फोटतृष्णावमिहृत्कषायः॥ कुष्ठेषु यानि सर्पींषि व्रणेषु विविधेषु च । विसर्पे तानि योज्यानि सेकालेपनभोजनैः ॥ करञ्जसप्तच्छदलाङ्गलीकस्नुह्यर्कदुग्धानलभृङ्गराजैः । तैलं निशामूत्रविपैर्विपक्वं विसर्पविस्फोटविचर्चिकाघ्नम् ॥

इति कारञ्जतैलम् ।

कुष्ठामयस्फोटमसूरिकोक्तचिकित्सयाप्याशु हरेद्विसर्पान् । सर्वान्विपकान्परिशोध्य धीमान् व्रणक्रमेणोपचरेद्यथोक्तम् ॥

इति विसर्पचिकित्सा ॥

જેઓથી બળતરા ઉત્પન્ન ન થાય એવાં વિરેચનોથી વમનો, લેપનોથી, સેચનોથી, અને લોહી કહડાવવાથી વિ-

સર્પોના ઉપચાર કરવા અને ઉપચાર કરવામાં 'તે વિસર્પો કયા દોષથી થએલા છે' એ ઉપર લક્ષ્ય રાખવું.

રાસ્ના, નીલકમલ, દેવદાર રતાંજલિ, જેઠીમધ, અને બલદાણા એઓને વાટી ઘીથી તથા દુધથી સંયુક્ત કરીને લેપ કરવામાં આવે તો તેથી વાયુસંબંધી વિસર્પ મટી જાયછે.

કસેલાં, શીંગોડાં, પદ્મકાષ્ઠ, ગોદરો નામનું ખડ, શૈવાળ અને કાદવ એઓને વાટી ઘીથી સંયુક્ત કરી આડું લુગડું રાખીને તેનો થંડો લેપ કરવામાં આવે તો તેથી પિત્તસંબંધી વિસર્પ મટી જાયછે.

હરડે, બેહેડાં, આમળાં, પદ્મકાષ્ઠ, વાળો, રીસામણી, કણેર, બરૂનાં મૂળ અને રાતો ધમાસો એઓનો લેપ કરવામાં આવે તો કફસંબંધી વિસર્પ મટી જાયછે.

આગ્નેય નામનો વિસર્પ થયો હોય તો વાયુનું તથા પિત્તનું શમન કરવું એ હિતકારી થાયછે.

ગ્રંથિ નામનો વિસર્પ થયો હોય તો વાયુનું તથા કફનું શમન કરવું એ હિતકારી થાયછે.

કર્દમક નામનો વિસર્પ થયો હોય તો પિત્તનું તથા કફનું શમન કરવું એ હિતકારી થાયછે.

સાન્નિપાતિક (ત્રણે દોષસંબંધી) વિસર્પ થયો હોય તો ત્રણે દોષને મટાડનારી ક્રિયા કરવી.

સરડીયાની છાલ, જેઠીમધ, તગર, રતાંજલિ, એળચી, જટામાંસી, હળદર, દારૂહળદર, કઠ અને વાળો એ દશ પદાર્થોને વાટી ઘીથી મિશ્રિત કરીને તે લેપ કરવામાં આવે તો વિસર્પ, કોઢ, જ્વર અને સોજા મટી જાયછે. આ લેપ 'દશાંગ' કહેવાયછે.

પંચ વલ્કલોનાં (જુવો પ્રથમ ખંડના ૪૮૧ માં પૃષ્ઠમાં) અથવા સુખડનાં અથવા પદ્મકાષ્ઠ, વાળો અને જેઠીમધ એઓનાં સેચનો કરવાથી અને જાડાં લેપનો કરવાથી વિસર્પો મટી જાયછે.

કરીયાતું, અરડુસો, કડુ, કડવાં પરવળ, હરડે, બેહેડાં, આમળાં, રતાંજલિ અને લીંબડો એઓનો ક્વાથ કરીને પીવામાં આવે તો તેથી વિસર્પ, બળતરા, જ્વર, સોજો, ચળ, વિસ્ફોટ, તરશ અને ઉલટી એઓ મટી જાયછે.

કોઢોની ઉપર તથા વિવિધ પ્રકારના વ્રણોની ઉપર જે જે ઘી કહેવામાં આવેલાં છે તેઓનાં સેચનોનો, લેપનોનો અને ભોજનોનો વિસર્પોની ઉપર પણ ઉપયોગ કરાવવો.

## કરંજ તેલ.

કરંજ, સપ્તપર્ણ, કલગારી, થોરનું છીર, આકડાનું છીર, ચિત્રક, ભાંગરો, હળદર, ગોમૂત્ર અને વછનાગ એઓથી પકાવેલાં તેલનો અભ્યંગ કરવામાં આવે તો તેથી વિસર્પ, વિસ્ફોટ અને વિચર્ચિકા મટી જાયછે.

## વિસર્પનો અધિકાર સંપૂર્ણ.

# સ્નાયુ (વાળા) નામના દરદનો અધિકાર.

## વાળાનું નિદાન તથા લક્ષણ.

## अथ स्नाय्वधिकारः ।

## तत्र स्नायुरोगस्य सनिदानं लक्षणमाह ।

शाखासु कुपितो दोषः शोथं कृत्वा विसर्पवत् । भित्त्वैव तं क्षते तत्र सोष्ममांसं विशोष्य च ॥ कुर्यात्तन्तुनिभं सूत्रं तत्पिण्डैस्तक्रसक्तुजैः । शनैः शनैः क्षताद् याति छेदात्तत्कोपमावहेत् ॥ तत्पाताच्छोथशान्तिः स्यात्पुनः स्थानान्तरे भवेत् । स स्नायुरिति विख्यातः क्रियोक्तात्र विसर्पवत् ॥ बाह्वोर्यदि प्रमादेन त्रुट्यते जङ्घयोरपि । सङ्कोचं खञ्जतां चापि छिन्नो नूनं करोत्यसौ ॥

स्नायुरोगनिदानम् ॥

હાથ, પગ વગેરે શાખાઓમાં કોપ પામેલો દોષ વિસર્પના જેવો સોજો કરી તે સોજાને ભેદી નાખી તે ક્ષતમાં ઉનાં માંસને સુકાવી નાખીને તાંતણા જેવા દોરાને ઉત્પન્ન કરેછે એ સ્નાયુ રોગ કહેવાયછે. એ દોરો છાશમાં વાટેલા સાથવાની લોપરીઓ બાંધવાથી ધીરે ધીરે ક્ષતમાંથી બાહાર નીકળ્યા કરેછે. એ દોરો જો કપાઇ જાય તો ભારે સોજાને ઉત્પન્ન કરેછે અને સઘળો નીકળી જાય તો સોજાની શાંતિ થાયછે. એ રોગ એક ઠેકાણે શાંત થાયતો વળી બીજે ઠેકાણે ઉત્પન્ન થાયછે. આ રોગની ચિકિત્સા વિસર્પની પેઠે કરવી. જો એ દોરો (વાળો) ગફલતથી બાહુઓમાં કે પગની પીંડીઓમાં ત્રુટી જાયતો હાથને ટુંકા કરી નાખેછે અને પગને લુલા કરી નાખેછે.

## સ્નાયુરોગની ચિકિત્સા.

## स्नायुरोगस्य चिकित्सा ।

स्नेहस्वेदप्रलेपादि कर्म कुर्याद्यथोचितम् । रामठं शीततोयेन पीतं स्नायुकरोगनुत् ॥ स्वेदात्स्नायुकमत्युग्रं भेकः काञ्जिकसाधितः । तद्वद्बब्बूलजं बीजं पिष्टं हन्ति प्रलेपनात् ॥ गव्यं सर्पिस्त्र्यहं पीत्वा निर्गुण्डीस्वरसं त्र्यहम् । पिबेत्स्नायुकमत्युग्रं हन्त्यवश्यं न संशयः ॥ मूलं सुपव्या हिमवारिपिष्टं पानादिदं तन्तुकरोगमुग्रम् । शान्ति नयेत् स व्रणमाशु पुंसां गन्धर्वगन्धेन घृतेन पीत्वा ॥

गन्धर्वगन्धेन । गन्धर्वगन्धोऽस्यास्तीति स गन्धर्वगन्ध. अश्वगन्धः तेन ॥

अतिविषमुस्तकभार्ङ्गी विश्वौषधपिप्पलीविभीतक्यः । चूर्णमिदं तन्तुघ्नं पुंसामुष्णेन वारिणा पीतम् ॥ शिग्रुमूलदलैः पिष्टैः काञ्जिकेन ससैन्धवैः । लेपनं स्नायुकव्याधेः शमनं परमं मतम् ॥ अहिंस्रामूलकल्केन तोयपिष्टेन यत्नतः । लेपसम्बन्धनात्तन्तुर्निःसरेन्नैव संशयः ॥

स्नायुकस्य चिकित्सा ॥

આ રોગ ઉપર સ્નેહન, સ્વેદન અને જાડા લેપ આદિ યોગ્ય ચિકિત્સાઓ કરવી. હીંગ વાટીને ટાઢા પાણીથી પીવામાં આવે તો વાળાનું દરદ મટી જાયછે.

દેડકાને કાંજીમાં પકાવીને તેથી શેક કરવામાં આવેતો વાળાનું ઉગ્ર દરદ પણ મટી જાયછે.

બાવળનાં બીજોને વાટી તેનો લેપ કરવામાં આવે તો વાળાનું દરદ મટી જાયછે.

ત્રણ દિવસસુધી ગાયનું ઘી પીને તે પછી ત્રણ દિવસસુધી નગડનો સ્વરસ પીવામાં આવે તો અત્યંત ઉગ્ર વાળાનું દરદ પણ અવશ્ય મટી જાયછે એમાં સંશય નથી.

કારેલીનાં મૂળીયાંને ટાઢા પાણીમાં વાટી આસોંદથી પકાવેલા ઘીની સાથે પીવામાં આવે તો વ્રણ સહિત ઉગ્ર વાળાનું દરદ તુરત શાંત થાયછે.

અતવસ, મોથ, ભારંગી, સુંઠ, પીપળ અને બેહેડાં એઓનું ચૂર્ણ કરી ઉના પાણીથી પીવામાં આવે તો માણસોનો વાળો મટી જાયછે.

સરગવાનાં મૂળીયાંઓને અને પાનડાંઓને સૈંધવની સાથે કાંજીથી વાટીને ચોપડવામાં આવે તો વાળાનું દરદ અવશ્ય શાંત થઈ જાયછે.

કંટાળાનાં મૂળીયાંઓને પાણીમાં વાટીને તે કલ્કનો યત્નપૂર્વક લેપ કરવામાં આવે તો વાળો નીકળી જાયછે એમાં કશો સંશય નથી.

**સ્નાયુરોગનો અધિકાર સંપૂર્ણ.**

---

## વિસ્ફોટનો અધિકાર.

### વિસ્ફોટનાં દૂરનાં તથા પાસેનાં નિદાનો અને સંપ્રાપ્તિ.

### अथ विस्फोटाधिकारः । तत्र विस्फोटकस्य विप्रकृष्टनिदानपूर्विकां संप्राप्तिमाह ।

**कट्वम्लतीक्ष्णोष्णविदाहिरूक्षक्षारैरजीर्णाध्यशनातपैश्च । तथर्तुदोषेण विपर्ययेण कुप्यन्ति दोषाः पवनादयस्तु ॥ त्वचमाश्रित्य ते रक्तं मांसास्थीनि प्रदूष्य च । घोरान् कुर्वन्ति विस्फोटान् सर्वान् ज्वरपुरःसरान् ॥**

ऋतुदोषेण ऋतुहेतुकशीतोष्णादीनामतियोगेन । विपर्ययेण ऋतूचिताहारविहारवैपरीत्येन । त्वचमाश्रित्य त्वचि विस्फोटान् कुर्वन्तीत्यर्थः । ज्वरपुरःसरान् ज्वरपूर्वान् ॥

તીખા પદાર્થોથી, ખાટા પદાર્થોથી, તીક્ષ્ણ પદાર્થોથી, ઉષ્ણ પદાર્થોથી, બળતરા કરનારા પદાર્થોથી, રૂક્ષ પદાર્થોથી, ક્ષારોથી, અજીર્ણથી, જમ્યા ઉપર જમવાથી, તડકાથી, ઋતુઓથી થતાં શીત ઉષ્ણ વગેરેના અતિયોગથી અને તે તે ઋતુઓમાં કરવાના આહાર વિહારોનું વિપરીતપણું થવાથી કોપ પામેલા વાયુ આદિ દોષો રૂધિરને, માંસને તથા અસ્થિઓને દૂષિત કરી જ્વરને ઉત્પન્ન કરીને ચામડીમાં સઘળા પ્રકારના વિસ્ફોટોને ( ફોડલાઓને ) ઉત્પન્ન કરેછે.

### વિસ્ફોટોનું સામાન્યરૂપ.

### सामान्यरूपमाह ।

**अग्निदग्धा इव स्फोटाः सज्वरा रक्तपित्तजाः । क्वचित्सर्वत्र वा देहे विस्फोटा इति ते स्मृताः ॥**

रक्तपित्तजाः । एतेन सर्वेषु विस्फोटकेषु रक्तपित्तयोः प्रधानकारणत्वम् । यथा शूलेषु वातस्य, तथा वातानुगतिरपि बोद्धव्या । तथा च भोजः 'यदा रक्तं च पित्तं च वातेनानुगतं त्वचि । अग्निदग्धनिभान्स्फोटान् कुरुतः सर्वदेहगान्' ॥

જ્વરવાળા, રૂધિરથી તથા પિત્તથી થએલા અને જાણે અગ્નિવતે દાઝવાથી થએલા હોય એવા ફોડલાઓ શરીરના એક પ્રદેશમાં અથવા આખા શરીરમાં થાયછે તે વિસ્ફોટ કેહેવાયછે. જેમ સઘળા પ્રકારનાં શૂળોમાં વાયુનું પ્રાધાન્ય છે તેમ સઘળા પ્રકારના વિસ્ફોટકોમાં રૂધિરનું તથા પિત્તનું પ્રાધાન્યછે. વિસ્ફોટકોને ઉત્પન્ન કરવામાં રૂધિરને તથા પિત્તને વાયુનો સંબંધ પણ થાયછે એમ સમજવું. કેમકે ભોજ કહેછે કે "જ્યારે રૂધિર તથા પિત્ત વાયુના સંબંધવાળું થાયછે ત્યારે શરીરના એક પ્રદેશની અથવા આખા શરીરની ચામડીમાં અગ્નિથી બળેલાના જેવા ફોડલાઓને ઉત્પન્ન કરેછે.

વાયુસંબંધી વિસ્ફોટનું લક્ષણ.

अथ वातिकमाह ।

शिरोरुक्शूलभूयिष्ठं ज्वरतृट्पर्वभेदनम् । सकृष्णवर्णता चेति वातविस्फोटलक्षणम् ॥

शूलं तोदरूपम् ॥

માથાનું દુખવું, ભોકાયા જેવી બહુ પીડા થવી, જ્વર, તરશ, સાંધાઓનું ભેદાવું, અને કાળા વર્ણવાળાપણું એ વાયુસંબંધી વિસ્ફોટનું લક્ષણ છે.

પિત્તસંબંધી વિસ્ફોટનું લક્ષણ.

अथ पैत्तिकमाह ।

ज्वरदाहरुजापाकस्रावतृष्णासमन्वितम् । पीतलोहितवर्णं च पित्तविस्फोटलक्षणम् ॥

જ્વર, બળતરા, વેદના, પાકવું, સ્રાવ, તરશ અને પીળા તથા રાતા વર્ણવાળાપણું એ પિત્તસંબંધી વિસ્ફોટનું લક્ષણ છે.

કફસંબંધી વિસ્ફોટનું લક્ષણ.

श्लैष्मिकमाह ।

छर्द्यरोचकजाड्यानि कण्डूकाठिन्यपाण्डुताः । यस्मिन्नरुक् चिरात् पाकः स विस्फोटः कफात्मकः ॥

जाड्यं जडत्वमङ्गानाम् ॥

ઉલટી, અરૂચિ, અંગોનું જડપણું, ચળ, કઠણપણું, પાંડુપણું, વેદનાનું નહિ હોવું અને લાંબે કાળે પાકવું એ કફસંબંધી વિસ્ફોટનું લક્ષણ છે.

કફ તથા પિત્તસંબંધી વિસ્ફોટનું લક્ષણ.

कफपैत्तिकमाह ।

कण्डूर्दाहो ज्वरश्छर्दिरेतैश्च कफपैत्तिकः ॥

ચળ, બળતરા, જ્વર, અને ઉલટી એ કફ તથા પિત્તસંબંધી વિસ્ફોટનું લક્ષણ છે.

વાયુ તથા પિત્તસંબંધી વિસ્ફોટનું લક્ષણ.

अथ वातपित्तमाह ।

वातपित्तकृतो यस्तु तत्र स्यात्तीव्रवेदना ॥

વાયુ તથા પિત્ત એઓએ કરેલા વિસ્ફોટમાં તીવ્ર વેદના થાયછે.

વાયુ તથા કફસંબંધી વિસ્ફોટનું લક્ષણ.

वातश्लैष्मिकमाह ।

कण्डूस्तैमित्यगुरुभिर्जानीयात्कफवातिकम् ॥

ચળ, અંગોનું જડપણું અને ભારેપણું એઓથી જાણવું કે વાયુ તથા કફ એ બન્નેએ કરેલો વિસ્ફોટ છે.

## ત્રણે દોષસંબંધી વિસ્ફોટનું લક્ષણ.

### सान्निपातिकमाह ।

मध्ये निम्नोन्नतान्तश्च कठिनः स्वल्पपाकवान् । दाहरागतृषामोहच्छर्दिमूर्च्छारुजाज्वराः । प्रलापो वेपथुर्मूर्च्छा सोऽसाध्यश्च त्रिदोषजः ॥

मोहो विपरीतं ज्ञानम् । मूर्च्छा सर्वथा ज्ञानशून्यता ॥

મધ્યમાં નમેલાપણું, અંતમાં ઊંચાપણું, કઠણપણું, થોડા પાકવાળાપણું, બળતરા, રતાશ, તરશ, મોહ, ઉલટી, મૂર્છા, વેદના, જ્વર, બકવા, કંપ અને બેભાનપણું એઓથી જાણવું કે વિસ્ફોટ ત્રણે દોષથી થએલ છે આ વિસ્ફોટ અસાધ્ય છે.

## રૂધિરસંબંધી વિસ્ફોટનું લક્ષણ.

### रक्तजमाह ।

वेदितव्याश्च रक्तेन पैत्तिकेन च हेतुना । गुञ्जाफलसमारक्ता रक्तस्रावा विदाहिनः ॥ न ते सिद्धिं समायान्ति सिद्धैर्योगिशतैरपि ।

पैत्तिकेन हेतुना पित्तस्य हेतुना कट्वादिना रक्तपित्तस्य तुल्यत्वात् सिद्धैर्योगिशतैरपि ते सिद्धिं न समायान्ति ॥

પિત્તને પ્રકુપિત થવાનાં જે જે કારણો છે તેજ કારણોથી રૂધિર પણ પ્રકુપિત થાયછે. એવી રીતે પ્રકુપિત થએલા રૂધિરે કરેલા વિસ્ફોટો ચણોઠી જેવા, રાતા, રાતા સ્રાવવાળા અને બળતરા કરનારા થાયછે. આ વિસ્ફોટો સિદ્ધોથી કે સૈકડો યોગીઓથી પણ મટતા નથી.

તીખા વગેરે પદાર્થો કે જેઓ પિત્તના પ્રકોપનાં કારણો છે તેઓથીજ રૂધિરનો પ્રકોપ થવાનું કહ્યું તેનું કારણ એ છે કે રૂધિર અને પિત્ત સમાન છે.

## વિસ્ફોટકના ભેદો.

### विस्फोटकानाह ।

एते चाष्टविधा बाह्या आन्तरोऽपि भवेदयम् । तस्मिन्नन्तर्यथा तीव्रा ज्वरयुक्ताभिजायते ॥ यस्मिन् वहिर्गते स्वास्थ्यं न वातस्य वहिर्गतिः । तत्र वातिकविस्फोटक्रिया कार्या विजानता ॥

બાહારના વિસ્ફોટકો આઠ પ્રકારના છે કે જેઓનું નિરૂપણ ઉપર કરવામાં આવ્યું. વિસ્ફોટક જેમ બહાર થાયછે તેમ અંદર પણ થાયછે. અને તેને નવમા પ્રકારનો ગણવામાં આવેછે. અંદરનો વિસ્ફોટક થએલ હોયતો અંદર તીવ્ર વ્યથા થાયછે અને જ્વર પણ આવેછે. એ વિસ્ફોટક જો બાહાર નીકળે તોજ સ્વસ્થતા પ્રાપ્ત થાયછે પરંતુ વખતપર તે વિસ્ફોટક બાહાર નીકળતો પણ નથી. આવા વિસ્ફોટકમાં સમજુ વૈદ્યે વાયુસંબંધી વિસ્ફોટકના જેવી ચિકિત્સા કરવી.

## વિસ્ફોટકના ઉપદ્રવો.

### अथोपद्रवानाह ।

हृद्श्वासमांससंकोचदाहहिकामदज्वराः । विसर्पमर्मसंरोधास्तेपामुक्ता उपद्रवाः ॥

मांससंकोचः मांसस्य शटितत्वम् । मर्मसंरोधो मर्मव्यथा ॥

**तेषां विस्फोटानां केचिदुपद्रवाणां लक्षणान्तरं पठन्ति।**

हिक्का श्वासोऽरुचिस्तृष्णा साङ्गमर्दो हृदि व्यथा। विसर्पज्वरहृल्लासा विस्फोटानामुपद्रवाः ॥

તરશ, શ્વાસ, માંસનું સડેલપણું, બળતરા, હેડકી, મદ, જ્વર, વિસર્પ અને મર્મોમાં વ્યથા એઓને વિસ્ફોટકના ઉપદ્રવો સમજવા.

કેટલાએક વૈદ્યો વિસ્ફોટકના ઉપદ્રવો વિષે પ્રકારાંતરથી કહેછે કે, "હેડકી, શ્વાસ, અરૂચિ, તરશ, અંગોનું ભાંગવું, હૃદયમાં વ્યથા, વિસર્પ, જ્વર અને મોળ આવવી એઓ વિસ્ફોટકોના ઉપદ્રવો છે.

### વિસ્ફોટકનું સાધ્યપણું, કષ્ટસાધ્યપણું તથા અસાધ્યપણું.

### साध्यत्वादिकमाह ।

एकदोषोत्थितः साध्यः कृच्छ्रसाध्यो द्विदोषजः । सर्वरूपान्वितो घोरो ह्यसाध्यो भूर्युपद्रवः ॥

विस्फोटनिदानम् ॥

એક દોષથી થએલો વિસ્ફોટક સાધ્ય છે. બે દોષથી થએલો વિસ્ફોટક કષ્ટસાધ્ય છે. સઘળા દોષોનાં રૂપોવાળો અને ઘણા ઉપદ્રવોવાળો વિસ્ફોટક ભયંકર છે અને અસાધ્ય છે.

### વિસ્ફોટકની ચિકિત્સા.

### विस्फोटकस्य चिकित्सा ।

विस्फोटे लङ्घनं कार्यं वमनं पथ्यभोजनम् । यथादोषबलं वीक्ष्य युक्तमुक्तं विरेचनम् ॥ जीर्णशालियवा मुद्गा मसूराश्चाढकी तथा । एतान्यन्नानि विस्फोटे हितानि मुनयोऽब्रुवन् ॥ द्वे पञ्चमूल्यौ रास्ना च दार्व्युशीरं दुरालभा । गुडूची धान्यकं मुस्तमेषां क्वाथं पिबेन्नरः ॥ विस्फोटान्नाशयत्याशु समीरणनिमित्तकान् । द्राक्षाकाश्मर्यखर्जूरपटोलारिष्टवासकैः ॥ कटुकालाजदुःस्पर्शैः सितायुक्तं तु पैत्तिके । भूनिम्बवसवचावासा त्रिफलेन्द्रजवत्सकैः ॥ पिचुमर्दपटोलाभ्यां कफजे मधुयुक् शृतम् । किराततिक्तकारिष्टयष्ट्याह्वाम्बुदवासकैः ॥ पटोलपर्पटोशीरत्रिफलाकौटजान्वितैः । कथितैर्द्वादशाङ्गं तु सर्वविस्फोटनाशनम् ॥ विस्फोटव्याधिनाशाय तण्डुलाम्बुमयोजितैः । बीजैः कुटजवृक्षस्य लेपः कार्यो विजानता ॥ छिन्ना पटोलभूनिम्बवासकारिष्टपर्पटैः । खदिराब्दयुतैः क्वाथो हन्ति विस्फोटकज्वरम् ॥ चन्दनं नागपुष्पं च सारिवा तण्डुलीयकम् । शिरीषवल्कलं जातीलेपः स्याद्दाहनाशनः ॥ उत्पलं चन्दनं लोध्रमुशीरं सारिवाद्वयम् । जलपिष्टेन लेपेन स्फोटदाहार्तिनाशनम् ॥ पुत्रजीवस्य मज्जानं जले पिष्ट्वा प्रलेपयेत् । कालस्फोटं विषस्फोटं सद्यो हन्ति सवेदनम् ॥ कक्षग्रन्थिं गलग्रन्थिं कर्णग्रन्थिं च नाशयेत् । हन्याच्च स्फोटकं ताम्रं पुत्रजीवो विलेपितः ॥

इति विस्फोटस्य चिकित्सा ।

દોષના બળ ઉપર ધ્યાન આપીને

વિરેચન દેવું એ વિસ્ફોટક ઉપર હિતકારી થાયછે.

જુના રાતા ચોખા, જવ, મગ, મસૂર અને તુવર એટલાં અન્નો વિસ્ફોટકવાળાને હિતકારી છે એમ મુનિઓએ કહ્યુંછે.

બૃહત્ પંચમૂલ, લઘુ પંચમૂલ, રાસ્ના, દારૂહળદર, વાળો, રાતો ધમાસો, ગળો, ધાણા અને મોથ એઓનો ક્વાથ પીવામાં આવે તો વાયુથી થએલા વિસ્ફોટકો તુરત નષ્ટ થઇ જાયછે.

દ્રાખ, સીવણ, ખજુર, પરવળ, લીંબડો, અરડૂસો, કડુ, સાળની ધાણી અને ધમાસો એઓનો ક્વાથ કરી સાકર નાખીને પીવામાં આવે તો પિત્તસંબંધી વિસ્ફોટક મટી જાયછે.

કરીયાતું, વજ, અરડૂસો, હરડે, બેહેડાં, આમળાં, ઇંદ્રજવ, ધોળા ઇંદ્રજવ, લીંબડો અને કડવાં પરવળ એઓનો ક્વાથ કરી મધ નાખીને પીવામાં આવેતો તેથી કફસંબંધી વિસ્ફોટક મટી જાયછે.

કરીયાતું, લીંબડો, જેઠીમધ, મોથ, અરડૂસો, કડવાં પરવળ, ખડસલીયો, વાળો, હરડે, બેહેડાં, આમળાં અને ઇંદ્રજવ એ બાર વાનાંનો ક્વાથ કરીને પીવામાં આવે તો સર્વ પ્રકારના વિસ્ફોટકોનો નાશ થાયછે. આ ક્વાથ દ્વાદશાંગ કેહેવાયછે.

ઇંદ્રજવનાં બીજોનો ચોખાના ધોણમાં વાટીને લેપ કરવામાં આવે તો વિસ્ફોટકનો નાશ થાયછે.

ગળો, કડવાં પરવળ, કરીયાતું, અરડૂસો, લીંબડો, ખડસલીયો, ખેર અને મોથ એઓનો ક્વાથ કરી પીવામાં આવે તો વિસ્ફોટકનો જ્વર ટળી જાયછે.

રતાંજલિ, નાગકેસર, ઉપલસરી, તાંદળજો, સરસડીયાની છાલ અને ચમેલી એઓનો લેપ કરવાથી વિસ્ફોટકની બળતરા મટી જાયછે.

કમળ, રતાંજલિ, લોદર, વાળો અને બે જાતની ઉપલસરી, એઓને પાણીમાં વાટીને લેપ કરવામાં આવે તો વિસ્ફોટકના દાહની પીડા નષ્ટ થઇ જાયછે.

જીયાપોતાના ગર્ભને પાણીમાં વાટીને લેપ કરવામાં આવે તો કાળા ફોડલા, ઝેરી ફોડલા અને તેઓની વેદના તુરત મટી જાયછે. જીયાપોતાનું લેપન કરવાથી કાખની ગાંઠ, ગળાની ગાંઠ, કાનની ગાંઠ અને રાતા ફોડલા તુરત મટી જાયછે.

**વિસ્ફોટકનો અધિકાર સંપૂર્ણ.**

---

## ફિરંગ રોગનો અધિકાર.

### રોગના નામનું કારણ.

**अथ फिरङ्गाधिकारः ।**

फिरङ्गसंज्ञके देशे वाहुल्येनैव यद्भवेत् । तस्मात् फिरङ्ग इत्युक्तो व्याधिर्व्याधिविशारदैः ॥

આ રોગ ફિરંગ નામના દેશમાં ઘણો થાયછે એટલામાટે વ્યાધિઓને જાણનારા પ્રવીણ વૈદ્યો તેને ફિરંગ કહેછે.

### ફિરંગનું દૂરનું નિદાન.

**विप्रकृष्टनिदानमाह ।**

गन्धरोगः फिरङ्गोऽयं जायते देहिनां ध्रुवम् । फिरङ्गिणोऽङ्गसंसर्गात् फिरङ्गिण्याः प्रसङ्गतः ॥ व्याधिरागन्तुजो ह्येष

दोषाणामत्र संक्रमः । भवेत्तल्लक्षयेत्तेषां लक्षणैर्भिषजां वरः ॥

फिरङ्गिण्याः प्रसङ्गत इति विशेषार्थम् ।

આ ફિરંગ રોગ કે જે ગંધથી થનારો રોગ છે તે ફીરંગી માણસના અંગના સંસર્ગથી અને ફીરંગ દેશની સ્ત્રીઓનો સંગ કરવાથી થાયછે. આમ હોવાથી આ રોગ આગંતુક છે અને તેમાં દોષોનો સંબંધ પાછળથી થાયછે. ઉત્તમ વૈદ્યે 'ક્યા દોષનો સંબંધ થયોછે' એ દોષોનાં લક્ષણો ઉપરથી જાણી લેવું.

ફીરંગ દેશની સ્ત્રીઓનો સંગ કરવાથી આ રોગ વિશેષે કરી થાયછે એમ સૂચવવાનેવાસ્તે, પ્રથમના વચનથી (ફીરંગી માણસના સંસર્ગથી થાયછે એ વચનથી) સમજાતાં છતાં પણ સ્પષ્ટ રીતે કહ્યુંછે.

### ફિરંગ રોગનું રૂપ.

रूपमाह ।

फिरङ्गस्त्रिविधो ज्ञेयो बाह्य आभ्यन्तरस्तथा । बहिरन्तर्भवश्चापि तेषां लिङ्गानि च ब्रुवे ॥ तत्र बाह्यः फिरङ्गः स्याद्विस्फोटसदृशोऽल्परुक् । स्फुटितो व्रणवद्वैद्यैः सुखसाध्योऽपि स स्मृतः ॥ सन्धिष्वाभ्यन्तरः स स्यादामवात इव व्यथाम् । शोथं च जनयेदेष कष्टसाध्यो बुधैः स्मृतः ॥

બાહારનો, અંદરનો અને બાહારનો તથા અંદરનો એ રીતે ફિરંગ ત્રણ પ્રકારનો છે. હવે તેઓનાં ચિન્હો કહુંછું. બાહારનો ફિરંગ વિસ્ફોટક જેવો થાયછે, થોડી વેદનાવાળો થાયછે અને વ્રણની પેઠે ફાટેછે. આ બાહારના ફિરંગને વૈદ્યો સુખસાધ્ય કહેછે. અંદરનો ફિરંગ સાંધાઓમાં થાયછે, આમવાતના જેવી વ્યથા કરેછે અને સોજાને ઉત્પન્ન કરેછે. આ અંદરના ફિરંગને વૈદ્યો કષ્ટસાધ્ય કહેછે. (ત્રીજા પ્રકારના ફિરંગમાં બન્ને પ્રકારનાં લક્ષણ થાયછે.)

### ફિરંગના ઉપદ્રવો.

अथोपद्रवानाह ।

कार्श्यं बलक्षयो नासाभङ्गो वह्नेश्च मन्दता । अस्थिशोषोऽस्थिवक्रत्वं फिरङ्गोपद्रवा अमी ॥

કૃશપણું, બળનો ક્ષય, નાકનું બેસી જવું, અગ્નિનું મંદપણું, અસ્થિઓનો શોષ, અને અસ્થિઓનું વાંકાપણું એટલા ફિરંગના ઉપદ્રવો સમજવા.

### ફિરંગનું સાધ્યપણું, કષ્ટસાધ્યપણું તથા અસાધ્યપણું.

साध्यत्वादिकमाह ।

बहिर्भवो भवेत् साध्यो नवीनो निरुपद्रवः । आभ्यन्तरस्तु कष्टेन साध्यः स्यादयमामयः ॥ बहिरन्तर्भवश्चापि क्षीणस्योपद्रवैर्युतः । व्याप्तो व्याधिरसाध्योऽयमित्याहुर्मुनयः पुरा ॥

फिरङ्गनिदानम् ॥

બાહાર થએલો, નવો અને ઉપદ્રવો વગરનો ફિરંગ સાધ્યછે. અંદરનો ફિરંગ કષ્ટસાધ્ય છે. બાહાર તથા અંદર એમ બન્ને રીતે થએલો, ક્ષીણ શરીરવાળા માણસને થએલો, ઉપદ્રવોવાળો, અને વ્યાપ્ત થએલો આ ફિરંગ રોગ અસાધ્ય છે એમ પ્રાચીન મુનિઓએ કહ્યુંછે.

## ફિરંગની ચિકિત્સા.

### अथ फिरङ्गस्य चिकित्सा ।

फिरङ्गसंज्ञकं रोगं रसः कर्पूरसंज्ञकः । अवश्यं नाशयेदेतदूचुः पूर्वचिकित्सकाः ॥ लिख्यते रसकर्पूरमाशने विधिरुत्तमः । अनेन विधिना खादेन्मुखे शोथं न विन्दति ॥ गोधूमचूर्णं सन्नीय विदध्यात् सूक्ष्मकूपिकाम् । तन्मध्ये निःक्षिपेत्सूतं चतुर्गुञ्जामितं भिषक् ॥ ततस्तु गुटिकां कुर्याद्यथा न दृश्यते बहिः । सूक्ष्मचूर्णे लवङ्गस्य तां वटीमवधूलयेत् ॥ दन्तस्पर्शो यथा न स्यात् तथा तामम्भसा गिलेत् । ताम्बूलं भक्षयेत्पश्चाच्छाकाम्ललवणांस्त्यजेत् ॥ श्रममातपमध्वानं विशेषात् स्त्रीनिषेवणम् ॥

इति कर्पूररसः ॥

पारदष्टङ्कमानः स्यात् खदिरष्टङ्कसंमितः । आकारकरभश्चापि ग्राह्यष्टङ्कद्वयोन्मितः ॥ टङ्कत्रयोन्मितं क्षौद्रं खल्वे सर्वं विनिःक्षिपेत् ॥ संमर्द्य तस्य सर्वस्य कुर्यात् सप्तवटीर्भिषक् ॥ स रोगी भक्षयेत्प्रातरेकैकामम्बुना वटीम् । वर्जयेदम्ललवणं फिरङ्गस्तस्य नश्यति ॥

सप्तशालिवटी ॥

पारदः कर्षमात्रः स्यात्तावानेव हि गन्धकः । तण्डुलाश्चाक्षमात्राः स्युरेषां कुर्वीत कज्जलीम् ॥ तस्याः सप्त वटीः कुर्यात्ताभिर्धूमं प्रयोजयेत् । दिनानि सप्त तेन स्यात् फिरङ्गान्तो न संशयः ॥

धूमप्रयोगः ॥

पीतपुष्पबलापत्ररसैष्टङ्कमितं रसम् । हस्ताभ्यां मर्दयेत्तावद्यावत् सूतो न दृश्यते ॥ ततः संस्वेदयेद्धस्तावेवं वासरसप्तकम् । त्यजेल्लवणमम्लं च फिरङ्गस्तस्य नश्यति ॥ चूर्णयेन्निम्बपत्राणि पथ्यानिम्बाष्टमांशिका । धात्री च तावती रात्री निम्बषोडशभागिका ॥ शाणमानमिदं चूर्णमश्नीयादम्भसा सह । फिरङ्गं नाशयत्येव बाह्यमाभ्यन्तरं तथा ॥ चोपचीनीभवं चूर्णं शाणमानं समाक्षिकम् । फिरङ्गव्याधिनाशाय भक्षयेल्लवणं त्यजेत् ॥ लवणं यदि वा त्यक्तुं न शक्नोति यदा जनः । सैन्धवं स हि भुञ्जीत मधुरं परमं हितम् ॥ पारदः कर्षमात्रः स्यात् तावन्मात्रं तु गन्धकम् । तावन्मात्रस्तु खदिरस्तेषां कुर्यात् तु कज्जलीम् ॥ रजनीकेशरं त्रुट्यौ जीरयुग्मं यवानिका । चन्दनद्वितयं कृष्णा वासी मांसी च पत्रकम् ॥ अर्धकर्षमितं सर्वं चूर्णयित्वा च निःक्षिपेत् । तत्सर्वं मधुसर्पिर्भ्यां द्विपलाभ्यां पृथक् पृथक् ॥ मर्दयेदथ तत्खादेदर्धकर्षमितं नरः । व्रणः फिरङ्गरोगोत्थस्तस्यावश्यं विनश्यति ॥ अन्योऽपि चिरजातोऽपि प्रशाम्यति महाव्रणः । एतद्भक्षयतः शोथो मुखस्यान्तर्न जायते ॥ वर्जयेदत्र लवणमेकविंशति वासरान् ॥

फिरङ्गस्य चिकित्सा ॥

રસકર્પૂર (જુવો પ્રથમ ખંડના પૃષ્ઠ ૮૫૬ માં) ખાવામાં આવે તો ફિરંગ નામનો રોગ અવશ્ય નાશ પામેછે એમ પ્રાચીન વૈદ્યોએ કહ્યુંછે. હવે રસકર્પૂર

ખાવાનો પ્રકાર લખીએ છીએ કે જે પ્રકારથી ખાવામાં આવે તો મોહોડામાં સોજો ન થાય. ઘઊંના લોટને પાણીથી બાંધી તેની નાની કુરડી કરીને તેમાં વૈદ્યે ચાર ચણોઠી ભાર રસકર્પૂર નાખવો અને પછી તેની ગોળી કરવી કે જે રીતે પારદ બાહાર ન દેખાય. પછી તે ગોળીને લવીંગના ઝીણા ચૂર્ણમાં ખરડીને જે રીતે દાંતને ન અડે એવી રીતે પાણીથી ગળીજવી અને તે પછી નાગરવેલનું પાન ખાવું. રસકર્પૂર ખાનારા માણસે શાકો, ખારા પદાર્થો, ખાટા પદાર્થો, પરિશ્રમ, તડકો, પંથ અને મૈથુન એઓનો ત્યાગ કરવો.

ચોવીશ ચણોઠીભાર પારદ, ચોવીશ ચણોઠીભાર કાથો, અડતાલીશ ચણોઠીભાર અકલકરો અને બૌંતેર ચણોઠીભાર મધ લઈ એ સર્વને ખરલમાં નાખી ખુબ વાટીને વૈદ્યે તેની સાત ગોળીઓ કરવી. સવારે પાણીથી આ એક એક ગોળી ખાવામાં આવે અને ખાટા તથા ખારા પદાર્થોનો ત્યાગ કરવામાં આવેતો ફિરંગ રોગ મટી જાયછે. આ ગોળી 'સમશાલિવટી ' એ નામથી કહેવાયછે.

એક તોલું પારદ, એક તોલું ગંધક અને એક તોલું ચોખા એઓની કજળી કરીને તેની સાત ગોળીઓ કરવી. સાત દિવસસુધી આ ગોળીઓનો ધુમાડો પીવામાં આવે તો ફિરંગ રોગ ટળી જાયછે એમાં સંશય નથી.

ચોવીશ ચણોઠીભાર પારદને પીળાં ફૂલવાલી ખપાટના પાનડાના રસથી હાથવતે ત્યાંસુધી ચોળવો કે જ્યાંસુધી તે પારદ દેખવામાં ન આવે. પછી બન્ને હાથને અગ્નિનો શેક દેવો. આ રીતે સાત દિવસસુધી કરવામાં આવે અને ખારા તથા ખાટા પદાર્થોનો ત્યાગ કરવામાં આવે તો ફિરંગ રોગ નષ્ટ થઇ જાયછે.

લીંબડાના પાનડાંઓનું ચૂર્ણ કરી તેમાં તે ચૂર્ણથી આઠમા ભાગના વજનનું હરડેનું ચૂર્ણ નાખવું, આઠમા ભાગના વજનનું આમળાંનું ચૂર્ણ નાખવું અને સોળમાં ભાગના વજનનું હળદરનું ચૂર્ણ નાખવું. આમાંથી નિત્ય ચોવીશ ચણોઠી ભાર ચૂર્ણ પાણીથી ખાવામાં આવે તો બાહારનો તથા અંદરનો ફિરંગ રોગ નષ્ટ થઈ જાયછે.

ચોવીશ ચણોઠીભાર ચોપચીનીના ચૂર્ણને મધમાં કાલવીને ખાવામાં આવે અને લૂણનો ત્યાગ કરવામાં આવે તો ફિરંગ રોગનો નાશ થાયછે. લૂણનો ત્યાગ ન કરી શકાય તો તેને બદલે સૈંધવ ખાવું. કારણ કે સૈંધવ સ્વાદિષ્ટ છે અને અત્યંત હિતકારી છે.

એક તોલાંભાર પારદ, એક તોલાંભાર ગંધક, અને એક તોલાંભાર કાથો લઇ તેઓની કજળી કરવી. પછી હળદર, નાગકેસર, ઝીણી એળચી, જાડી એળચી, જીરૂં, શાહાજીરૂં, યવાન, સુખડ, રતાંજલિ, પીપળ, વંશલોચન, જટામાંસી અને તમાલપત્ર એ સર્વને વાટી તેનું અરધા તોલાંભાર ચૂર્ણ તે કજળીમાં નાખવું. પછી એ સર્વને આઠ તોલાંભાર મધમાં સારી પેઠે વાટી અને પછી આઠ તોલાંભાર ઘીમાં સારી પેઠે વાટીને તેમાંથી અરધાં તોલાંભાર ખાવામાં આવે તો ફિરંગથી થએલો વ્રણ અવશ્ય મટી જાયછે. બીજા પ્રકારનો અને લાંબા

કાળથી થએલો મોટો વ્રણ પણ આથી મટી જાયછે. આ ઔષધ ખાનારને મોહોડાની અંદર સોજો થતો નથી. આ ઔષધનો એકવીશ દિવસનો પ્રયોગ કરવો અને તેટલા દિવસસુધી લૂણ ખાવાનો ત્યાગ કરવો.

ફિરંગનો અધિકાર સંપૂર્ણ.

## મસૂરિકાનો અધિકાર.

### મસૂરિકાનાં દૂરનાં તથા પાસેનાં નિદાનો અને સંપ્રાપ્તિ.

### अथ मसूरिकानिदानम् ।

### तत्र मसूरिकाया विप्रकृष्टसन्निकृष्टनिदानपूर्विकां संप्राप्तिमाह ।

कट्वम्ललवणक्षारविरुद्धाध्यशनाशनैः। दुष्टनिष्पावशाकाद्यैः प्रदुष्टपवनोदकैः ॥ क्रूरग्रहेक्षणाच्चापि देशे दोषसमुद्भवाः । जायन्ते हि शरीरेऽस्मिन् दुष्टरक्तेन संगताः ॥ मसूराकृतिसंस्थानाः पिडकाः सा मसूरिका ॥

क्षारो यवक्षारादिः । विरुद्धाशनैः कट्वम्लादिविरुद्धान्नाशनैः । अथच अध्यशनाशनम् अधिकमशनमध्यशनम् । दुष्टनिष्पावशाकाद्यैः दुष्टैर्निष्पावशाकम् आद्यशब्दान्मध्वालुकादि तैः । प्रदुष्टपवनोदकैः सविषकुसुमादिसंसर्गात् । क्रुद्धग्रहेक्षणाच्चापि देशेदेशे क्रूरग्रहा राहुशनैश्चरादयस्तेषामीक्षणाद्दृष्टेः। यस्मिन् देशे क्रूरग्रहदृष्टिस्तत्रापि मसूरिकोत्पत्तिरित्यर्थः । मसूराकृतिसंस्थानाः मसूरस्य या आकृतिस्तद्वत्संस्थानमाकृतिर्यासां ताः ॥

તીખા, ખાટા, ખારા તથા જવખાર વગેરે ક્ષારો ખાવાથી, પરસ્પર વિરૂદ્ધ પદાર્થો ખાવાથી, અધિક જમવાથી, વાલ તથા મીઠાં ખટેટાં વગેરેનાં દુષ્ટ શાકો વગેરેથી, ઝેરી ફૂલ વગેરેના સંસર્ગનેલીધે દુષ્ટ થએલા પવનથી તથા જળથી, અને દેશમાં રાહુ તથા શનૈશ્ચર વગેરે ક્રૂર ગ્રહોની દૃષ્ટિ પડવાથી પણ શરીરમાં દુષ્ટ થએલા લોહીની સાથે મળેલી અને મસૂરના જેવી આકૃતિવાળી ફોડલીઓ દોષોથી ઉત્પન્ન થાયછે એ મસૂરિકા કેહેવાયછે.

### મસૂરિકાનું પૂર્વરૂપ.

### अथ पूर्वरूपमाह ।

तासां पूर्वं ज्वरः कण्डूर्गात्रभङ्गोऽरतिर्भ्रमः । त्वचि शोथः सवैवर्ण्यो नेत्ररागस्तथैव च ॥

જ્યારે મસૂરિકા થવાની હોય ત્યારે પ્રથમ તાવ આવેછે, ચળ ઉત્પન્ન થાયછે, ગાત્રો ભાંગ્યા કરેછે, કોઈ પદાર્થમાં રૂચિ થતિ નથી, ભ્રમ થાયછે, ચામડીમાં સોજો થાયછે, વર્ણ બદલી જાયછે અને નેત્રોમાં લાલપણું થાયછે.

### વાયુથી થએલી મસૂરિકાનું લક્ષણ.

### वातजा आह ।

स्फोटाः कृष्णारुणा रूक्षास्तीव्रवेदनयान्विताः । कठिनाश्चिरपाकाश्च भवन्त्यनिलसम्भवाः ॥

કાળી, રાતી, રૂક્ષ, તીવ્ર વેદનાવાળી, કઠણ અને લાંબે કાળે પાકે એવી ફોડ-

લીઓ થઈ હોય તો જાણવું કે વાયુથી થએલી મસૂરિકા છે.

### પિત્તથી થએલી મસૂરિકાનું લક્ષણ.

**पित्तजा आह ।**

सन्ध्यस्थिपर्वणां भेदः कासः कम्पोऽरतिर्भ्रमः । शोषस्ताल्वोष्टजिह्वानां तृष्णा चारुचिसंयुता ॥ रक्ताः पीताः शिताः स्फोटाः सदाहास्तीव्रवेदनाः । भवन्त्यचिरपाकाश्च पित्तकोपसमुद्भवाः॥

પિત્તના કોપથી મસૂરિકા થઇ હોય તો સાંધાઓનું, અસ્થિઓનું તથા પૂર્વોનું ભેદન ( ફાટવું ) થાયછે, ઉધરસ થાયછે, કંપ થાયછે, કોઈ પદાર્થમાં રૂચિ રેહેતી નથી, ભ્રમ થાયછે, તાળવું હોઠ તથા જીભ સુકાયછે. અરૂચિની સાથે તરશ વધેછે અને ફોડલીઓ રાતી, પીળી, ધોળી, બળતરાવાળી, તીવ્ર વેદનાવાળી અને તુરત પાકી જનારી થાયછે.

### રૂધિરથી થએલી મસૂરિકાનું લક્ષણ.

**अथ रक्तजा आह ।**

विड्भेदश्चाङ्गमर्दश्च दाहस्तृणारुचिस्तथा । मुखपाकोऽक्षिपाकश्च ज्वरस्तीव्रः सुदारुणः ॥ रक्तजायां भवन्त्येते विकाराः पित्तलक्षणाः ॥

રૂધિરના બીગાડથી મસૂરિકા થઈ હોય તો દસ્ત લાગ્યા કરેછે, અંગો ભાંગ્યા કરેછે, બળતરા થાયછે, તરશ લાગ્યા કરેછે, અરૂચિ થાયછે, મોહાડું પાકે છે, આંખો પાકેછે, અને અતિ દારૂણ તીવ્ર જ્વર આવેછે. એ સઘળા પિત્તના પ્રકોપસંબંધી વિકારો થાયછે.

### કફથી થએલી મસૂરિકાનું લક્ષણ.

**कफजा आह ।**

श्वेताः स्निग्धा भृशं स्थूला कण्डूरा मन्दवेदनाः । मसूरिकाः कफोद्भूताश्चिरपाकाः प्रकीर्तिताः ॥

કફના પ્રકોપથી મસૂરિકા થઈ હોય તો ધોળી, સ્નિગ્ધ, અત્યંત જાડી, ચળવાળી, મંદ વેદનાવાળી અને લાંબે કાળે પાકે એવી ફોડલીઓ થાયછે.

### ત્રણે દોષથી થએલી મસૂરિકાનું લક્ષણ.

**सान्निपातिकीराह ।**

नीलाश्चिपिटविस्तीर्णा मध्ये निम्ना महारुजः । पूतिस्रावाश्चिरात्पाकाः प्रभूताः सर्वदोपजाः ॥

ત્રણે દોષોના પ્રકોપથી મસૂરિકા થઈ હોયતો નીલી, ચીપટી, વિસ્તારવાળી, મધ્યમાં નમેલી, અત્યંત વેદનાવાળી, દુર્ગંધી સ્રાવવાળી અને લાંબે કાળે પાકે એવી ફોડલીઓ થાયછે.

### સાત ધાતુઓમાં રહેલી મસૂરિકાનાં જુદાં જુદાં લક્ષણો.

### રસમાં રહેલી મસૂરિકાનું લક્ષણ.

**ताः सप्तधातुगताः प्राह ।**

**तत्र रसस्था आह ।**

मसूरिकास्त्वचं प्राप्तास्तोयबुद्बुदसन्निभाः । स्वल्पदोषाः प्रजायन्ते भिन्नास्तोयं स्रवन्ति च ॥

त्वचं प्राप्ताः। त्वक्शब्देनात्र रस उच्यते रसाश्रयत्वात् ॥

રસમાં રહેલી મસૂરિકાઓ થોડા દોષવાળી હોયછે, પાણીના પરપોટાજેવી થાયછે અને ભેદાયાથી જળને સ્રવે છે.

## રૂધિરમાં રહેલી મસૂરિકાઓનું લક્ષણ.

### रक्तस्था आह ।

**रक्तस्था लोहिताकाराः शीघ्रपाकास्तनुत्वचः । साध्या नात्यर्थदुष्टास्तु भिन्ना रक्तं स्रवन्ति च ॥**

साध्या रक्तस्था इत्यर्थः । नात्यर्थदुष्टास्तु अत्यर्थं दुष्टशोणिताः पुनर्न साध्याः किन्तु कष्टसाध्याः ॥

રૂધિરમાં રહેલી મસૂરિકાઓ રાતા આકારવાળી હોયછે, તુરત પાકનારી હોયછે, પાતળી ચામડીવાળી હોયછે અને ભેદાયાથી રૂધિરને સ્રવેછે. રૂધિરમાં રહેલી મસૂરિકાઓ જો અત્યંત દુષ્ટ રૂધિરવાળી ન હોય તો સાધ્ય છે અને અત્યંત દુષ્ટ રૂધિરવાળી હોય તો કષ્ટસાધ્ય છે.

## માંસમાં રહેલી મસૂરિકાઓનું લક્ષણ.

### मांसस्था आह ।

**मांसस्थाः कठिनाः स्निग्धाश्चिरपाकास्तनुत्वचः । गात्रशूलाऽनिशं कण्डूमूर्च्छादाहतृपान्विताः ॥**

માંસમાં રહેલી મસૂરિકાઓ કઠણ હોયછે, સ્નિગ્ધ હોયછે, લાંબે કાળે પાકે એવી હોયછે, પાતળી ચામડીવાળી હોયછે અને ગાત્રમાં શૂળ, નિરંતર ચળ, મૂર્છા, દાહ તથા તરશ એઓથી સંયુક્ત હોયછે.

## મેદમાં રહેલી મસૂરિકાઓનું લક્ષણ.

### मेदस्था आह ।

**मेदोजा मण्डलाकारा मृदवः किञ्चिदुन्नताः । घोरज्वरपरीताश्च स्थूलाः स्निग्धाः सवेदनाः ॥ संमोहाऽरतिसन्तापाः कश्चिदाभ्यो विनिस्तरेत् ॥**

મેદમાં રહેલી મસૂરિકાઓ મંડલજેવા આકારવાળી હોયછે, કોમળ હોયછે, કાંઇક ઉચી હોયછે, જાડી હોયછે, સ્નિગ્ધ હોયછે, વેદનાવાળી હોયછે, ભયંકર જ્વરથી વ્યાપ્ત હોયછે અને બેભાનપણાથી, અણગમાથી તથા સંતાપથી યુક્ત હોયછે. આ મસૂરિકાઓમાંથી કોઇક જીવતો રહેછે.

## અસ્થિઓમાં તથા મજ્જામાં રહેલી મસૂરિકાઓનું લક્ષણ.

### अस्थिमज्जागता आह ।

**क्षुद्रा गात्रसमा रूक्षाश्चिपिटाः किञ्चिदुन्नताः । मज्जोत्था भृशसंमोहा वेदनारतिसंयुताः ॥ भ्रमरेणेव विद्धानि कुर्वन्त्यस्थीनि सर्वतः । छिन्दन्ति मर्मधामानि प्राणानाशु हरन्ति च ॥**

गात्रसमाः गात्रतुल्यवर्णाः । चिपिटाः चिपिटाकाराः । मज्जाग्रहणेनास्थ्नोऽपि ग्रहणं तदाधारत्वात् । अत एवाग्रे 'भ्रमरेणेव विद्धानि कुर्वन्त्यस्थीनि सर्वत.' इति ॥ मर्मधामानि मर्मस्थानानि ॥

અસ્થિઓમાં તથા મજ્જામાં રહેલી મસૂરિકાઓ ક્ષુદ્ર હોયછે, ગાત્ર સમાન વર્ણવાળી હોયછે, રૂક્ષ હોયછે, ચીપટી હોયછે, કાંઈક ઉંચી હોયછે, અત્યંત મોહથી, વેદનાથી તથા અણગમાથી

યુક્ત હોયછે, અસ્થિઓને ચારેકોરથી ભમરાઓએ વીંધી નાખેલાં જેવાં કરી નાખેછે, મર્મસ્થલોને છેદી નાખેછે અને પ્રાણોને તુરત હરી લેછે.

## વીર્યમાં રહેલી મસૂરિકાઓનું લક્ષણ.

**शुक्रगता आह ।**

**पक्काभा पिडकाः स्निग्धाः श्लक्ष्णाश्चात्यर्थवेदनाः । स्तैमित्याऽरतिसंमोहदाहोन्मादसमन्विताः ॥ शुक्रगायां मसूर्यां तु लक्षणानि भवन्ति हि । निर्दिष्टं केवलं चिह्नं जीवनं न तु दृश्यते ॥**

पक्काभाः पक्काकारा न तु पक्काः। श्लक्ष्णाः कोमलाः। निर्दिष्टं केवलं चिह्नं न त्वस्याश्चिकित्सा युक्ता। यतो जीवनं न दृश्यते ॥

વીર્યમાં રહેલી મસૂરિકાઓ પાકતી નથી પણ પાકેલી જેવા આકારવાળી હોયછે, સ્નિગ્ધ હોયછે, કોમળ હોયછે, અત્યંત વેદનાવાળી હોયછે અને સ્તબ્ધપણાથી, અણગમાથી, મોહથી, બળતરાથી તથા ઉન્માદથી યુક્ત હોયછે. મસૂરિકાઓની વીર્યમાં સ્થિતિ થએલી જાણવાનેવાસ્તે કેવળ લક્ષણ કહ્યું છે પણ તેઓની ચિકિત્સા કરવી યોગ્ય નથી. કારણ કે આવી મસૂરિકા થએલી હોય તો માણસ જીવતુંજ રેહેતું નથી.

## મસૂરિકાઓમાં દોષોની પરીક્ષા કરવાવિષે.

**सप्ताप्येता दोषहेतुं विना न भवन्ति। दोषमन्तरेण रसादिदुष्टेरसम्भवादित्यत आह ।**

**दोषमिश्रास्तु सप्तैता द्रष्टव्या दोषलक्षणैः।**

દોષ વિના રસ વગેરેનું દુષ્ટ થવું સંભવતું નથી માટે આ સાતે પ્રકારની મસૂરિકાઓ દોષ વિના હોતી નથી. આ સાતે પ્રકારની મસૂરિકાઓમાં તે તે દોષોનાં લક્ષણો ઉપરથી દોષોનો સંબંધ સમજી લેવો.

## ચામડીમાં રહેલી મસૂરિકાઓનું લક્ષણ.

**अथ चर्मजा आह ।**

**कण्ठरोधोऽरुचिस्तन्द्रा मलापाऽरतिसंयुताः । दुश्चिकित्स्याः समुद्दिष्टाः पिडकाश्चर्मसंश्रिताः ॥**

કંઠ રોકાઈ ગયો હોય, અરૂચિ થઈ હોય, તંદ્રા થઈ હોય, બકવા થયો હોય અને અણગમો થયો હોય તો મસૂરિકાઓને ચામડીમાં રહેલી સમજવી. આ ચામડીમાં રહેલી મસૂરિકાઓ કષ્ટસાધ્ય છે.

## રૂવાણાંસુધી પોહોચેલી મસૂરિકાઓનું લક્ષણ.

**रोमान्तिका आह ।**

**रोमकूपोन्नतिसमा रागिण्यः कफपित्तजाः। कासारोचकसंयुक्ता रोमाञ्चज्वरपूर्विकाः ॥**

જેઓમાં પ્રથમ જવર આવ્યો હોય તથા રૂવાણાં ઉભાં થઈ ગયાં હોય એવી, રૂવાણાંઓના ખાડાઓ બરાબર ઉંચી, રતાશવાળી અને ઉધરસવાળી તથા અરૂચિવાળી મસૂરિકાઓને રૂવાણાંસુધી પોહોચેલી સમજવી. આ મસૂરિકાઓ કફથી તથા પિત્તથી થાયછે.

## મસૂરિકાઓનું સાધ્યપણું.

### अथासाध्यत्वमाह ।

त्वग्गता रक्तगाश्चैव पित्तजाः श्लेष्मजास्तथा । श्लेष्मपित्तकृताश्चैव सुखसाध्या मसूरिकाः ॥ एता विनापि क्रियया प्रशाम्यन्ति शरीरिणाम् ।

त्वग्गता रसगताः ॥

રસમાં રહેલી, રૂધિરમાં રહેલી, પિત્તથી થએલી, કફથી થએલી અને કફ તથા પિત્ત એ બન્નેથી થએલી મસૂરિકાઓ સુખસાધ્ય છે. પ્રાણિઓની આ મસૂરિકાઓ ચિકિત્સા વિના પણ શાંત થઈ જાયછે.

## મસૂરિકાઓનું કષ્ટસાધ્યપણું.

### कष्टसाध्याः प्राह ।

वातजा वातपित्तोत्था वातश्लेष्मकृताश्च याः। कष्टसाध्याः स्मृतास्तास्तु यत्नादेता उपाचरेत् ॥

વાયુથી થએલી, વાયુ તથા પિત્ત એ બન્નેથી થએલી અને વાયુ તથા કફ એ બન્નેથી થએલી મસૂરિકાઓ કષ્ટસાધ્ય છે માટે એઓની ચિકિત્સા યત્નથી કરવી.

## મસૂરિકાઓનું અસાધ્યપણું.

### अथासाध्याः प्राह।

असाध्याः सन्निपातोत्थास्तासां वक्ष्यामि लक्षणम् । प्रवालसदृशाः काश्चित्काश्चिज्जम्बूफलोपमाः ॥ लोहजालसमाः काश्चिदतसीफलसन्निभाः। आसां बहुविधा वर्णा जायन्ते दोषभेदतः ॥

प्रवालसदृशा इत्यादि । आसां प्रवालजम्बूफललोहगुटिकातसीफलसादृश्यं वर्णेन । अनुक्तवर्णग्रहार्थमाह । आसां बहुविधा वर्णा इति ।

### अपराश्चाऽसाध्याः प्राह ।

कासो हिक्का प्रमेहश्च ज्वरस्तीव्रः सुदारुणः। प्रलापारतिमूर्च्छाश्च तृष्णा दाहोऽतिघूर्णता ॥

दाहोतिघूर्णता इत्यस्य स्थाने दौर्गन्ध्यघूर्णते इति च पाठः ।

मुखेन प्रस्रवेद्रक्तं तथा घ्राणेन चक्षुषा । कण्ठे घुर्घुरकं कृत्वा श्वसित्यत्यर्थदारुणम् ॥ मसूरिकाभिभूतस्य यस्यैतानि भिषग्वरैः । लक्षणानीह दृश्यन्ते न देयं तस्य भेषजम् ॥

अतिघूर्णता अतिनिद्रा ॥

સન્નિપાતથી (ત્રણે દોષોના પ્રકોપથી) થએલી મસૂરિકાઓ અસાધ્ય છે. આવી મસૂરિકાઓનું લક્ષણ કહુંછું. આ મસૂરિકાઓમાં કેટલીએક પરવાળાંના જેવા વર્ણવાળી હોયછે, કેટલીએક જાંબુના ફળ જેવા વર્ણવાળી હોયછે, કેટલીએક લોઢાની ગોળીના જેવા વર્ણવાળી હોયછે અને કેટલીએક અલસીના ફળના જેવા વર્ણવાળી હોયછે. આ ઉપરાંત એઓના બીજા પણ ઘણા પ્રકારના વર્ણો થાયછે.

બકવા, અણગમો, મૂર્છા, તરશ, હેડકી, પ્રમેહ, ઉધરસ, તીવ્ર તથા દારૂણ જ્વર, બળતરા, અત્યંત નિદ્રા, દુર્ગંધપણું, મોહોડામાંથી નાકમાંથી તથા નેત્રમાંથી લોહીનો સ્રાવ, કંઠમાં ઘઘરાટ અને અત્યંત દારૂણ શ્વાસ એટલાં લક્ષણો જોવામાં આવે તો ઉત્તમ વૈદ્યોએ એ મસૂરિકાવાળાને ઔષધ ન દેવું.

## મસૂરિકાનું અરિષ્ટ.

### अथारिष्टमाह।

मसूरिकाभिभूतो यो भृशं घ्राणेन निःश्वसेत्। स भृशं त्यजति प्राणान् तृष्णावान्वायुदूषितः॥

वायुदूषितः अपतानकादिवातव्याधिदूषितः।

મસૂરિકાથી પીડાએલો જે માણસ નાકથી અત્યંત શ્વાસ લે, અત્યંત તરશથી પીડાય અને અપતાનક આદિ વાયુસંબંધી વ્યાધિઓવાળો થયો હોય તે માણસ તુરત મરી જાયછે.

## મસૂરિકાથી થએલા એક જાતના સોજાવિષે.

### मसूरिकाहेतुकं शोथविशेषमाह।

मसूरिकान्ते शोथः स्यात् कूर्परे मणिबन्धके। तथांसफलके वापि दुश्चिकित्स्यः सुदारुणः॥

दुश्चिकित्स्यः सुदारुणः। दुश्चिकित्स्यः कष्टसाध्यः। दुःशब्दोऽत्र निषेधार्थस्तेनासाध्य इत्येके।

મસૂરિકાને અંતે હાથની કોણી ઉપર, અથવા કાંડાં ઉપર અથવા ખભા ઉપર અતિ દારૂણ સોજો થાયછે. આ સોજો કષ્ટસાધ્ય છે. કેટલાએક વૈદ્યો કહેછે કે આ સોજો અસાધ્ય છે.

## મસૂરિકાઓના સાધ્યપણા વગેરેનું સામાન્ય નિરૂપણ.

काश्चिद्विनापि यत्नेन सिध्यन्त्याशु मसूरिकाः। दृष्टाः कृच्छ्रतराः काश्चित् काश्चित् सिद्ध्यन्ति वा न वा॥ काश्चिन्नैव तु सिध्यन्ति साध्यमानाः प्रयत्नतः।

इति मसूरिकानिदानम्॥

કેટલીએક મસૂરિકાઓ ચિકિત્સા વિના પણ તુરત મટી જાયછે, કેટલીએક મસૂરિકાઓ અત્યંત કષ્ટસાધ્ય પણ જોવામાં આવેછે, કેટલીએક મસૂરિકાઓ મટેછે અથવા નથી પણ મટતી અને કેટલીએક મસૂરિકાઓ યત્નપૂર્વક ચિકિત્સાઓ કરતાં છતાં પણ મટતીજ નથી.

## મસૂરિકાની ચિકિત્સા.

### तत्र मसूरिकायाश्चिकित्सा।

मसूरिकायां कुष्ठेषु लेपनादिक्रिया हिता। पित्तश्लेष्मविसर्पोक्ता क्रिया चात्र प्रशस्यते॥ श्वेतचन्दनकल्काढ्यं हिलमोचीभवं द्रवम्। पिबेन्मसूरिकारम्भ एव वा केवलं रसम्॥

हिलमोचिका शाकविशेषः। हुरहुरेति लोके॥

द्वे पञ्चमूल्यौ रास्ना च धान्युशीरं दुरालभा। सामृतं धान्यकं मुस्तं जयेद्वातमसूरिकाम्॥ माञ्जिष्ठाबहुपात्प्लक्षशिरीषोदुम्बरत्वचः। वातजायां मसूर्यां स्यात् प्रलेपः सर्वतो हितः॥

बहुपाद्वटः।

गुडूची मधुकं द्राक्षा मोरटं दाडिमैः सह। पाककाले प्रदातव्यं भेषजं गुडसंयुतम्॥ तेन कुप्यति नो वायुः पाकं यान्ति मसूरिकाः।

मोरटं ऐक्षवं मूलम्।

मसूरिकासु भुञ्जीत शालीन्मुद्गमसूरिकान् । रसं मधुरमेवाद्यात् सैन्धवं चाल्पमात्रकम् ॥ पटोलमूलं क्वथितं मोरटस्वरसं तथा ॥

पटोलमूलं क्वथितमित्यत्र पटोलं क्वथितं चैवेति वा पाठः ॥

आदावेव मसूर्यां तु पित्तजायां प्रयोजयेत् । निम्बः पर्पटकः पाठा पटोलश्चन्दनद्वयम् ॥ उशीरं कटुका धात्री तथा वासा दुरालभा । एषां पानं शृतं शीतमुत्तमं शर्करान्वितम् ॥ मसूर्यां पित्तजायां तु प्रयोक्तव्यं विजानता । दाहे ज्वरे विसर्पे च व्रणे पित्ताधिकेऽपि च ॥ मसूर्यो रक्तजा नाशं यान्ति शोणितमोक्षणैः । वासामुस्तकभूनिम्बत्रिफलेन्द्रयवासकम् ॥ पटोलारिष्टकं चापि क्वाथयित्वा समाक्षिकम् । पिवेत्तेन प्रशाम्यन्ति मसूर्यः कफसम्भवाः ॥

इन्द्र इन्द्रयवः ।

शिरीषोदुम्बरत्वग्भ्यां खदिरारिष्टजैर्दलैः । कफोत्थासु मसूरीषु लेपः पित्तोत्थितासु च ॥ निम्बः पर्पटकः पाठा पटोलः कटुरोहिणी । चन्दने द्वे उशीरं च धात्री वासा दुरालभा ॥ एष निम्बादिकः क्वाथः पीतः शर्करयान्वितः । मसूरीं सर्वजां हन्ति ज्वरवीसर्पसंयुताम् ॥ उत्थिता प्रविशेद्या च तां पुनर्वाह्यतो नयेत् । काञ्चनारत्वचः क्वाथस्ताप्यचूर्णावचूर्णितः ॥

ताप्यं सुवर्णमाक्षिकम् ।

धात्रीफलं समधुकं क्वथितं मधुसंयुतम् । मुखे कण्ठे व्रणे जाते गण्डूषार्थे प्रशस्यते ॥ अक्ष्णोः सेकं प्रशंसन्ति गवेधुमधुकाम्बुना ।

गवेधुर्गवेधुका । गवडुया इति लोके ।

मधुकं त्रिफला मूर्वा दार्वी त्वङ्नीलमुत्पलम् । उशीरलोध्रमञ्जिष्ठाः प्रलेपाश्च्योतने हिताः ॥ नश्यन्त्यनेन दृग्जाता मसूर्यो न भवन्ति च । प्रलेपं चक्षुषोर्दद्याद्बहुवारस्य वल्कलैः ॥ पञ्चवल्कलचूर्णेन क्लेदिनीमवधूलयेत् । भस्मना केचिदिच्छन्ति केचिद्गोमयरेणुना ॥ सुपवीपत्रनिर्यूहं हरिद्राचूर्णसंयुतम् । रोमन्तीज्वरवीसर्पव्रणानां शान्तये पिवेत् ॥

કોઢાની ઉપર જે લેપન આદિ ચિકિત્સાઓ કહેવામાં આવી છે તે ચિકિત્સાઓ મસૂરિકાની ઉપર પણ હિતકારી થાયછે.

પિત્ત તથા કફ એ બન્નેથી થએલા વિસર્પ ઉપર જે ચિકિત્સા કહેવામાં આવી છે તે ચિકિત્સા મસૂરિકાની ઉપર પણ કરવી.

મસૂરિકાનો આરંભ થતાંજ હિલમોચિકા (આનું નામ ગુજરાતીમાં મળ્યું નથી) નામના એક જાતના શાકનો સ્વરસ કાહાડી તેમાં સુખડના કલ્કને મિશ્રિત કરીને પીવો અથવા એકલો હિલમોચિકાનો રસજ પીવો.

બૃહત્ પચમૂલ, લઘુપંચમૂલ, રાસ્ના, આમળાં, વાળો, રાતો ધમાસો, ગળો, ધાણા, અને મોથ એઓને વાટીને પીવામાં આવે તો તેથી વાયુસંબંધી મસૂરિકા મટી જાયછે.

મજીઠની છાલ, વડની છાલ, મોટી પીપરની છાલ, સરસડીયાની છાલ અને ઉંબરાની છાલ એઓને વાટીને તેનો ચારેકોર લેપ કરવો એ વાયુસંબંધી મસૂરિકાની ઉપર હિતકારી થાયછે.

મસૂરિકાના પાકવાનો સમય થાય ત્યારે ગળો, જેઠીમધ, દ્રાખ, શેલડીનાં મૂળ અને દાડિમ એઓને વાટી તેમાં ગોળ નાખીને પીવરાવવામાં આવે તો વાયુ પ્રકોપ પામતો નથી અને મસૂરિકાઓ પાકી જાયછે.

મસૂરિકા થઈ હોય તો રાતા ચોખા, મગ, મસૂર મધુર રસ અને થોડુંક સૈંધવ એઓનુંજ ભોજન કરવું.

મસૂરિકા પિત્તથી થએલી હોય તો પ્રથમજ કડવાં પરવળનાં મૂળીયાંનો ક્વાથ અથવા કડવાં પરવળનો ક્વાથ શેલડીનાં મૂળીયાંના સ્વરસની સાથે પાવો.

લીંબડો, ખડસલીયો, કાળીપાડ, કડવાં પરવળ, સુખડ, રતાંજલિ, વાળો, કડુ, આમળાં, અરડૂસો અને રાતો ધમાસો એઓને વાટી તેમાં સાકર રાખીને એ શીતળ પાન પાવામાં આવે તો તેથી પિત્તસંબંધી મસૂરિકા મટી જાયછે. દાહ, પિત્તજ્વર, પિત્તવ્રણ અને પિત્તવિસર્પ એઓની ઉપર પણ સમજુ વૈદ્યે આ ઉપાય દેવો.

લોહીથી થએલી મસૂરિકાઓ લોહી કહડાવવાથી નષ્ટ થઈ જાયછે.

અરડૂસો, મોથ, કરીયાતું, હરડે, બેહેડાં, આમળાં, ઇંદ્રજવ, જવાસો, કડવાં પરવળ, અને લીંબડો એઓનો ક્વાથ કરી મધ નાખીને પીવામાં આવે તો તેથી કફસંબંધી મસૂરિકાઓ શાંત થઈ જાયછે.

સરસડીયાની છાલ, ઉંબરાની છાલ, ખેરનાં પાનડાં અને લીંબડાનાં પાનડાં એઓનો લેપ કરવામાં આવે તો કફસંબંધી તથા પિત્તસંબંધી મસૂરિકાઓ શાંત થઈ જાયછે.

લીંબડો, ખડસલીયો, કાળીપાડ, કડવાં પરવળ, કડુ, સુખડ, રતાંજલિ, વાળો, આમળાં, અરડૂસો અને રાતો ધમાસો એઓનો ક્વાથ કરી સાકર નાખીને પીવામાં આવે તો સર્વ દોષોથી થએલી અને જ્વર તથા વિસર્પવાળી મસૂરિકા પણ હણાઈ જાયછે.

મસૂરિકા બાહાર નીકળીને પાછી શરીરમાં પેસી જાય તો કંચનારની છાલનો ક્વાથ કરી તેમાં સોનામખીનું ચૂર્ણ ભભરાવી તે પીવો એટલે મસૂરિકા પાછી બાહાર નીકળે છે. મોહોડામાં કે ગળામાં વ્રણ થયો હોય તો આમળાં અને જેઠીમધ એઓનો ક્વાથ કરી તેમાં મધ નાખીને કોગળા કરાવવા એ હિતકારી થાયછે.

યેગી નામનું ધાન્ય અને જેઠીમધ એઓના પાણીથી આંખોમાં સેચન કરવું એ મસરિકાઓથી ખરાબ થતી આંખોની ઉપર હિતકારી છે.

જેઠીમધ. હરડે, બેહેડાં, આમળાં, મોરવેલ અથવા પીલુડી, દારૂહળદરની છાલ, નીલકમળ, વાળો, લોદર અને મજીઠ એઓનું આંખોની ઉપર લેપન કરવામાં આવે અથવા એઓનાં આંખોમાં ટીપાં નાખવામાં આવે તો આંખોમાં થએલી મસૂરિકાઓ નષ્ટ થઈ જાયછે અને પાછી કદી થતી નથી.

આંખોમાં મસૂરિકાની પીડા થઈ હોય તો ગુંદીની છાલને વાટી આંખોની ઉપર તેનો જાડો લેપ કરવો.

મસૂરિકામાં ક્લેદ થયો હોય તો પંચવલ્કલ (જુવો પ્રથમ ખંડના પૃષ્ઠ ૪૮૧ માં) નું ચૂર્ણ તેના ઉપર ભભરાવવું. કેટલાએક વૈદ્યો કહેછે કે તેના ઉપર ભસ્મ ભભરાવવી અને કેટલાએક વૈદ્યો કહેછે કે તેના ઉપર છાણનું ચૂર્ણ ભભરાવવું.

કારેલીનાં પાનડાંનો ક્વાથ કરી તેમાં હળદરનું ચૂર્ણ નાખીને પીવામાં આવે તો તેથી રૂવાણાંસુધી પોહોચેલી મસૂરિકા, જ્વર, વિસર્પ અને વ્રણ એઓની શાંતિ થાયછે.

**મસૂરિકાનો અધિકાર સંપૂર્ણ.**

---

## શીતલા કે જે મસૂરિકાનીજ જાત છે તેનો અધિકાર.

### શીતલાનાં સ્વરૂપ, પેહેલો ભેદ, ચિકિત્સા તથા સ્તોત્ર.

### अथ मसूरिकाया भेदस्य शीतलाया अधिकारः।

देव्या शीतलयाक्रान्ता मसूरैव हि शीतला। ज्वरयेच्च यथाभूताधिष्ठितो विषमज्वरः॥ सा च सप्तविधाख्याता तासां भेदान् प्रचक्ष्महे। ज्वरपूर्वा बृहत्स्फोटैः शीतला बृहती भवेत्॥ सप्ताहान्निःसरत्येव सप्ताहात्पूर्णतां व्रजेत्। ततस्तृतीये सप्ताहे शुष्यति स्खलति स्वयम्॥ तासां मध्ये यदा काचित् पाकं गत्वा स्फुटेत् स्रवेत्। तत्रावधूलनं कुर्याद्वनगोमयभस्मना॥ निम्बसत्पत्रशाखाभिर्मक्षिकामपसारयेत्। जलं च शीतलं दद्याज्ज्वरेऽपि न तु तत्पचेत्॥ स्थापयेत्तं स्थले पूते रम्ये रहसि शीतले। नाशुचिः संस्पृशेत्तत्तु न च तस्यान्तिकं व्रजेत्॥ बहवो भिषजो नात्र भेषजं योजयन्ति हि। केचित्प्रयोजयन्त्येव मतं तेषामथ ब्रुवे॥ ये शीतलेन सलिलेन विपिष्य सम्यङ्क्ष्वाक्षबीजसहितां रजनीं पिबन्ति। तेषां भवन्ति न कदाचिदपीह देहे पीडाकरा जगति शीतलिकाविकाराः॥ मोचारसेन सहितं सितचन्दनेन वासारसेन मधुकं मधुकेन चाथ। आदौ पिबन्ति सुमनास्वरसेन मिश्रं तेनाप्नुवन्ति भुवि शीतलिकाविकारान्॥

मोचारसेन कदलीस्तम्भजलेन। मधुकेन चाथ अथवा मधुना। आदौ पूर्वरूपे ज्वरागमनमात्रे। सुमनास्वरसेन जातीपत्रस्वरसेन॥

शीतलासु क्रिया कार्या शीतला रक्षया सह। बध्नीयान्निम्बपत्राणि परीतो भवनान्तरे॥ कदाचिदपि नो कार्यमुच्छिष्टस्य प्रवेशनम्। स्फोटेष्वपि सदाहेषु रक्षारेणूत्करो हितः॥ तेन ते शोपमायान्ति प्रपाकं न भजन्ति च॥

रक्षारेणूत्करः। शुष्कगोमयभस्मचूर्णप्रक्षेपः।

चन्दनं वासको मुस्तं गुडूची द्राक्षया सह। एषां शीतकषायस्तु शीतलाज्वरनाशनः॥

( शीतकपायो हिमः ) ॥

जपहोमोपहारैश्च दानस्वस्त्ययनार्चनैः । विप्रगोशम्भुगौरीणां पूजनैस्तां शमं नयेत् ॥ स्तोत्रं च शीतलादेव्याः पठेच्छीतलिकान्तिके । ब्राह्मणः श्रद्धया युक्तस्तेन शाम्यन्ति शीतलाः ॥

स्कन्द उवाच ।

भगवन्देवदेवेश शीतलायाः स्तवं शुभम् । वक्तुमर्हस्यशेषेण विस्फोटकभयापहम् ॥

ईश्वर उवाच ।

ध्यानम् ॥ वन्देऽहं शीतलां देवीं रासभस्थां दिगम्बराम् । यामासाद्य निवर्तेत विस्फोटकभयं महत् ॥ अस्य श्रीशीतलास्तोत्रस्य । महादेव ऋषिः । अनुष्टुप् छन्दः । शीतला देवता । शीतलोपद्रवशान्त्यर्थे जपे विनियोगः ॥ शीतले शीतले चेति यो ब्रूयाद्दाहपीडितः । विस्फोटकभयं घोर क्षिप्रं तस्य प्रणश्यति ॥ यस्त्वामुदकमध्ये तु धृत्वा संपूजयेन्नरः । विस्फोटकभयं घोरं कुले तस्य न जायते ॥ शीतले ज्वरदग्धस्य पूतिगन्धगतस्य च । प्रणष्टचक्षुषः पुंसस्त्वामाहुर्जीवितौषधम् ॥ नमामि शीतलां देवीं रासभस्थां दिगम्बराम् । मार्जनीकलशोपेतां शूर्पालङ्कृतमस्तकाम् ॥ शीतले तनुजान् रोगान्नृणां हरसि दुस्तरान् । विस्फोटकविशीर्णानां त्वमेकामृतवर्षिणी ॥ गलगण्डग्रहा रोगा ये चान्ये दारुणा नृणाम् । त्वदनुध्यानमात्रेण शीतले यान्ति ते क्षयम् ॥ न मन्त्रं नौषधं किञ्चित्पापरोगस्य विद्यते । त्वमेका शीतले धात्री नान्यां पश्यामि देवताम् ॥ मृणालतन्तुसदृशीं नाभिहृन्मध्यसंस्थिताम् । यस्त्वां सञ्चिन्तयेद्देवि तस्य मृत्युर्न जायते ॥ अष्टकं शीतलादेव्या यः पठेन्मानवः सदा । विस्फोटकभयं घोरं कुले तस्य न जायते ॥ श्रोतव्यं पठितव्यं च नरैर्भक्तिसमन्वितैः । उपसर्गविनाशाय परं स्वस्त्ययनं महत् ॥ शीतलाष्टकमेतद्धि न देयं यस्य कस्यचित् । किं तु तस्मै प्रदातव्यं भक्तिश्रद्धान्वितो हि यः ॥

इति काशीखण्डे शीतलास्तोत्रं सम्पूर्णम् ॥

જે મસૂરિકામાંજ શીતલા નામની દેવીનું દ્બાણ થયું હોય તો તે શીતલા કહેવાયછે. ભૂતના યોગથી થએલા વિષમજ્વર જેવા એ શીતલામાં જ્વર આવેછે. એ શીતલાના સાત ભેદ છે કે જેઓ હવે પછી કહેવામાં આવશે. પ્રથમ જ્વર આવીને પછી મોટા ફોડલા નીકળ્યા હોય તો તે મોટી શીતલા કહેવાયછે. એ શીતલા પેહેલા સાત દિવસે નીકળેછે, બીજા સાત દિવસે ભરાઈ જાયછે અને ત્રીજા સાત દિવસે સુકાઈ જાયછે અને પોતાની મેળે ખરી પડેછે. એઓમાં કોઈ શીતલા પાકીને ફૂટે તથા સ્રવે તો તેના ઉપર અડાયાંની ભસ્મ ભભરાવવી અને લીંબડાની સારાં પાનડાંઓવાળી શાખાઓથી માંખીઓને ઉડાડવી. જ્વર હોય તોપણ ટાઢું પાણીજ પાવું પણ ઉનું પાણી પાવું નહીં. શીતલાવાળા માણસને પવિત્ર, રમણીય,

એકાંત અને શીતલ સ્થાનકમાં રાખવો. એ માણસનો કોઈ અપવિત્ર માણસે સ્પર્શ કરવો નહીં અને તેની પાસે પણ જવું નહીં. ઘણા વૈદ્યો શીતલાના રોગમાં ઔષધ આપતાજ નથી અને કેટલાએક વૈદ્યો તો અવશ્ય આપેછે. ઔષધ આપનારા વૈદ્યોના સિદ્ધાંતને અનુસરીને હવે શીતલાની ચિકિત્સા કહુંછું.

જગતમાં જેઓ લીંબડાનાં બીજ, બેહેડાંનાં બીજ અને હળદર એઓને ટાઢા પાણીથી સારી પેઠે વાટીને પીએ છે તેઓના શરીરમાં પીડાકારી શીતલાના વિકારો કદી પણ થતા નથી.

જેઓ પૂર્વરૂપમાં તાવ આવતાંજ કેળના થંભના જળની સાથે અથવા સુખડના રસની સાથે અથવા અરડૂસાના રસની સાથે અથવા જેઠીમધના રસની સાથે અથવા ચમેલીના પાનડાંના રસની સાથે મધ પીએ તેઓને શીતલાસંબંધી વિકારો પ્રાયે થતા નથી.

શીતલાના રોગમાં સઘળી શીતળ ક્રિયા કરવી, મંત્રાદિકથી ભૂતાદિકને ટાળવારૂપ રક્ષા પણ કરવી, ઘરની અંદર ચારેકોર લીંબડાનાં પાનડાં બાંધવાં અને તે ઘરમાં કદી પણ ઉચ્છિષ્ટનો પ્રવેશ થવા દેવો નહીં.

શીતલાના ફોડલા બળતરાવાળા હોય તોપણ તેઓમાં સુકા છાણની ભસ્મ ભભરાવવી એ હિતકારી થાયછે. ભસ્મ ભભરાવવાથી ફોડલાઓ સુકાઈ જાયછે અને પાકતા પણ નથી.

રતાંજલિ, અરડૂસો, મોથ, ગળો અને દ્રાખ એઓનો હિમ (જુવો પેહેલા ખંડના પૃષ્ઠ ૭૯૬ માં) કરીને પાવામાં આવે તો શીતલાસંબંધી જ્વરનો નાશ થાયછે.

જપોથી, હોમોથી, બલિપ્રદાનોથી, દાનોથી, સ્વસ્તિવાચનોથી, પૂજનોથી અને બ્રાહ્મણો, ગાયો, સદાશિવ તથા જગદંબા એઓનાં અર્ચનોથી શીતલાને શાંત કરવી.

જે માણસને શીતલા નીકળી હોય તેની પાસે બ્રાહ્મણે શ્રદ્ધા રાખીને નીચે લખેલા શીતલાના સ્તોત્રના પાઠ કરવા. એ પાઠ કરવાથી શીતલા શાંત થઈ જાયછે.

## શીતલાનું સ્તોત્ર.

કાર્તિકેય સ્વામી સદાશિવને પૂછે છે—મહારાજ! સઘળા દેવતાઓના સ્વામી! દેવ! વિસ્ફોટકના ભયને મટાડનારૂં શીતલાનું સ્તોત્ર મારી પાસે સંપૂર્ણ રીતે આપે કેહેવું જોઇએ.

સદાશિવ કેહેછે.—'ગધેડાની ઉપર બેઠેલાં નાગાં શીતલાદેવીને હું પ્રણામ કરૂંછું કે જે શીતલાની કૃપાથી વિસ્ફોટકનો મોટો ત્રાસ મટી જાયછે' એપ્રમાણે પ્રથમ શીતલાનું ધ્યાન કરવું. 'આ શ્રી શીતલાના સ્તોત્રના સદાશિવ કર્તા છે, અનુષ્ટુપ છંદ છે અને શીતલા દેવતા છે. શીતલાના ઉપદ્રવો શાંતિનેવાસ્તે હું આ સ્તોત્રનો જપ કરૂંછું.' એ પ્રમાણે બોલીને પછી સ્તુતિ કરવી કે—બળતરાથી પીડાએલો જે માણસ 'હે શીતલા! હે શીતલા' એમ બોલે તેને થએલો ફોડલાઓનો તીવ્ર ભય તુરત મટી જાયછે. હે શીતલા! જે માણસ તમને જળમાં પધરાવીને તમારૂં પૂજન કરે તેના કુળમાં વિસ્ફોટકનો ભય ઉ-

ત્પન્ન થતો નથી. હે શીતલા! જ્વરથી બળીજતાં, દુર્ગંધથી યુક્ત થએલા અને જેની આંખો નષ્ટ થઇ ગઈ હોય એવા માણસના જીવનનું તમેજ ઉત્તમ ઔષધ છો એમ વિદ્વાનો કહેછે. ગધેડાની ઉપર બેઠેલાં, નાગાં, ઝાડુ કાહાડવા સાવરણી (બુહારી) ને તથા કળશને ધરનારાં અને સુપડાંથી શોભી રહેલાં મસ્તકવાળાં શીતલાદેવીને નમુંછું. હે શીતલા! માણસોનાં શરીરોમાં ઉત્પન્ન થએલા દુસ્તર રોગોને તમે હરી લીયો છો. વિસ્ફોટકોથી અત્યંત દુખી થતાં માણસોની ઉપર અમૃતનો વરસાદ કરનારાં તમે એકજ છો. હે શીતલા! માણસોનાં શરીરોમાં ગડગુંબડ તથા બીજા પણ જે જે દારૂણ રોગો ઉત્પન્ન થાયછે તેઓ તમારૂં ધ્યાન કરવા માત્રથી ક્ષય પામેછે. આ દુષ્ટ રોગનું બીજું કાંઈ પણ ઔષધ કે મંત્રાદિક નથી. હે શીતલા! આ રોગમાંથી બચાવનારાં તમે એકજ છો. તમારાવિના આ રોગમાંથી બચાવનાર બીજો કોઇપણ દેવ જોવામાં આવતો નથી. હે દેવી! કમળના નાળની અંદરના તાંતણા જેવાં અને નાભિના તથા હૃદયના મધ્યમાં રહેલાં તમને જે માણસ હૃદયમાં ચિંતવે તેનું મરણ થતું નથી. જે માણસ શીતલાદેવીના આ આઠ શ્લોકાનો સર્વદા પાઠ કરે તેના કુલમાં વિસ્ફોટકોનો તીવ્ર ભય ઉત્પન્ન થતો નથી, આ શીતલાનું સ્તોત્ર કે જે ઉત્તમ છે અને મહા કલ્યાણકારી છે તેનો માણસોએ દુઃખોના વિનાશનેવાસ્તે ભક્તિભાવથી પાઠ કરવો અને પાઠનું શ્રવણ પણ કરવું. આ શીતલાષ્ટક નામનું સ્તોત્ર જેને તેને આપી દેવું નહિ પણ જે માણસ ભક્તિથી તથા શ્રદ્ધાથી યુક્ત હોય તેનેજ આપવું.

**ઇતિ શ્રી કાશીખંડ નામના ગ્રંથમાં કહેલું શીતલા સ્તોત્ર સંપૂર્ણ થયું.**

---

## શીતલાનો બીજો ભેદ.

## शीतलाया द्वितीयो भेदः ।

वातश्लेष्मसमुद्भूता कोद्रवा कोद्रवाकृतिः । तां कश्चित्माह पकेति सा तु पाकं न गच्छति ॥ जलशूक इवाङ्गानि सा विध्यति विशेषतः । सप्ताहाद्वा दशाहाद्वा शान्तिं याति विनौषधम् ॥ यदि वा भेषजं दद्यात् खदिराष्टकनिर्मितम् । कषायं हि तदा दद्यात् कोद्रवायाः प्रशान्तये ॥

कोद्रवा कोदवा इति लोके ।

વાયુ તથા કફ એઓથી ઉત્પન્ન થએલી અને કોદરા જેવા આકારવાળી જે શીતલા થાયછે તે કોદ્રવા કહેવાયછે. અજાણ માણસ આ શીતલાને પાકેલી કહેછે પણ વાસ્તવિક જોતાં આ શીતલા પાકતીજ નથી. આ શીતલા વિશેષે કરી પાણીના શૂક નામના કીડાની પેઠે અંગોને વીંધી નાખેછે અને સાત દિવસે અથવા દશ દિવસે ઔષધ વિનાજ શાંત થઇ જાયછે. જો આ કોદ્રવા નામની શીતલાને શાંત કરવાસારૂ ઔષધ દેવું હોય તો ખદિરાષ્ટકથી બનાવેલો ક્વાથ દેવો.

## શીતલાનો ત્રીજો ભેદ.

ऊष्मणा तूष्मजारूपा सकण्डूः स्पर्शनप्रिया । नाम्ना पाणिसमाख्याता सप्ताहाच्छुष्यति स्वयम् ॥

ऊष्मजारूपा षडूष्मजा राजिकाः । अभीरी इति लोके वदन्ति तद्रूपा ॥ पाणिसहा पनिसहा इति लोके ।

જે શીતલા ગરમીનેલીધે રાઈજેવા આકારવાળી, ચળવાળી અને જેના ઉપર હાથ વગેરેનો સ્પર્શ પ્યારો લાગેછે એવી થાયછે તે પાણિસહા કેહેવાયછે અને એ શીતલા સાત દિવસે પોતાની મેળે સુકાઈ જાયછે.

## શીતલાનો ચોથો ભેદ.

**चतुर्थी सर्षपाकारा पीतसर्षपवर्णिनी । नाम्ना सर्षपिका ज्ञेयाभ्यङ्गमत्र विवर्जयेत् ॥**

જે શીતલા સર્ષપજેવા આકારવાળી અને પીળા સર્ષપજેવા વર્ણવાળી થાયછે તે સર્ષપિકા કેહેવાયછે. આ શીતલામાં અભ્યંગનો ત્યાગ કરવો જોઇએ.

## શીતલાનો પાંચમો ભેદ.

**किञ्चिदूष्मनिमित्तेन जायते राजिकाकृतिः । एषा भवति बालानां मुखे शुष्यति च स्वयम् ॥**

एषा दुःखकोद्रवा इति लोके ख्याता ।

જે શીતલા કાંઇક ગરમીરૂપ કારણથી બાલકોના મોહોડા ઉપર રાઈ જેવા આકારવાળી થાયછે તે દુઃખ કોદ્રવા કેહેવાયછે અને એ શીતલા પોતાની મેળે સુકાઈ જાયછે.

## શીતલાનો છઠ્ઠો ભેદ.

**कोठवज्जायते षष्ठी लोहितोन्नतमण्डला । ज्वरपूर्वा व्यथायुक्ता ज्वरास्तिष्ठेदिनत्रयम् ॥**

एषा मगधदेशे दाम इति प्रसिद्धा ।

જે શીતલા પ્રથમ જ્વર આવીને ધ્રામઠાંજેવી થાયછે, રાતા તથા ઉંચા મંડલવાળી થાયછે અને વ્યથાવાળી થાયછે તે શીતલા મગધદેશમાં 'દામ' એ નામથી પ્રસિદ્ધ છે. આ શીતલાનો જ્વર ત્રણ દિવસસુધી રેહેછે. આ શીતલા ફોડલાઓના મળવાથી ઘણા ફોડલાઓવાળી પણ જોવામાં આવેછે.

## શીતલાનો સાતમો ભેદ.

**स्फोटानां मिलनादेषा बहुस्फोटाऽपि दृश्यते ।**

જે શીતલા એક ફોડલામાં કાળી હોયછે તે ચર્મની કેહેવાયછે.

## સાતે પ્રકારની શીતલાઓની સામાન્ય ચિકિત્સા.

**एकस्फोटे च कृष्णा च बोद्धव्या चर्मजाभिधा ॥**

चर्मजाभिधा चमरगोटी इति लोके ।

**एताः सप्तापि बोद्धव्याः शीतलादेव्यधिष्ठिताः । शीतलोचितमाचारमाशु सर्वासु वा चरेत् ॥**

આ સાતે શીતલાઓમાં શીતલાદેવીનો સંબંધ હોયછે. આ સઘળી શીતલાઓમાં તુરતજ પેહેલી શીતલાનેવાસ્તે કહેલી ક્રિયાઓ કરવી.

## શીતલાઓનું સાધ્યાસાધ્યપણું.

**एतासां साध्यत्वादिकमाह ।**

**काश्चिद्विनापि यत्नेन सुखं सिद्ध्यन्ति शीतलाः । दुष्टाः कष्टतराः काश्चित् काश्चित् सिध्यन्ति वा नवा ॥ काश्चिन्नैव तु सिध्यन्ति यत्नतोऽपि चिकित्सिताः ।**

इति शीतलाधिकारः ।

કેટલીએક શીતલાઓ ચિકિત્સા કર્યાવિના પણ સેહેજ મટી જાયછે, કેટલીએક શીતલાઓ અત્યંત કષ્ટસાધ્ય જોવામાં આવેછે, કેટલીએક શીતલાઓ વખતપર મટેછે તથા વખતપર નથી પણ મટતી અને કેટલીએક શીતલાઓ તો ઘણાં ઘણાં યત્નોથી ચિકિત્સાઓ કરતાં છતાં પણ નથીજ મટતી.

## શીતલાનો અધિકાર સંપૂર્ણ.

---

# ક્ષુદ્ર રોગોનો અધિકાર.

## પલિત (વાળોના ધોળાપણા) નું નિદાન તથા લક્ષણ.

## क्षुद्ररोगाधिकारः ।

### तत्र पलितस्य निदानपूर्वकं लक्षणमाह ।

क्रोधशोकश्रमकृतः शरीरोष्मा शिरोगतः । पित्तं च केशान् पचति पलितं तेन जायते ॥

शरीरोष्मा देहाग्निः पित्तं च भ्राजकाख्यं तच्च शिरोगतं क्रोधात्कुपितं पित्तं पचति । शोकेन श्रमेण च कुपितो वायुः शरीरोष्माणं शिरो नयति । एकः प्रकुपितो दोष इतरानपि कोपयेदिति वचनाद्वातपित्ताभ्यां श्लेष्मा च कोपितः । स एव केशानां शौक्ल्यं करोति । एवं त्रयोऽपि दोषाः पलितस्य हेतवः पलितं केशस्य शुक्लता ॥

શોકથી તથા શ્રમથી કોપ પામેલો વાયુ શરીરની ગરમીને માથામાં લઈ જાયછે અને માથામાં રહેલું ભ્રાજક નામનું પિત્ત પણ ક્રોધથી પ્રકુપિત થાયછે. 'પ્રકુપિત થએલો એક દોષ બીજા દોષોને પણ પ્રકુપિત કરેછે' એ વચન પ્રમાણે ઉપર કહેલી રીતે પ્રકુપિત થએલાં વાયુ અને પિત્ત એઓ કફને પ્રકુપિત કરેછે અને પ્રકોપ પામેલો એ કફ કેશોને ધોળા કરી નાખેછે. આ રીતે ત્રણે દોષો કેશોના ધોળાપણામાં નિદાનભૂત થાયછે.

## પલિતની ચિકિત્સા.

## पलितस्य चिकित्सा ।

लोहचूर्णस्य कर्षं तु दशार्धं चूतमज्जतः । धात्रीफलद्वयं पथ्या द्वे तथैकं बिभीतकम् ॥ पिष्ट्वा लोहमये भाण्डे स्थापयेन्निशि वासयेत् । लेपोऽयमचिराद्धन्ति पलितं नात्र संशयः ॥

दशार्धं पञ्चकर्षाणि ।

काश्मर्या मूलमादौ सहचरकुसुमं केतकस्यापि मूलं लौहं चूर्णं सभृङ्गं त्रिफलपलयुतं तैलमेभिः पचेद्यः । कृत्वा लौहस्य भाण्डे क्षितितलनिहितं स्थापयेन्मासमेकं केशाः काशप्रकाशा अपि मधुपनिभा अस्य योगाद्भवन्ति ॥ त्रिफला नीलिकापत्रं भृङ्गराजायसोरजः । अविमूत्रेण संपिष्टं लेपात् कृष्णीकरं परम् ॥

એક તોલાં ભાર લોઢાનું ચૂર્ણ, પાંચ તોલાં ભાર આંબાનો ગર્ભ, બે તોલાં ભાર આમળાં, બે તોલાં ભાર હરડે અને એક તોલાં ભાર બેહેડાં એઓને વાટી લોઢાના વાસણમાં રાતવાશી રાખી મુકવાં. પછી એઓનો લેપ કરવામાં આવે તો થોડા કાળથીજ કેશના ધોળાપણાનો નાશ થાયછે એમાં કશો સંશય નથી.

સીવણનાં મૂળીયાં, કાંટાઅશેરીયાનાં મૂળીયાં, કેતકીનાં મૂળિયાં, લોઢાનું ચૂર્ણ, ભાંગરો અને ચાર તોલાં ભાર ત્રિફલા (હરડે બેહેડાં આમળાં) એઓના કલ્કથી તેલને પકાવી તે તેલને લોઢાના વાસણમાં ભરી ધરતીમાં ડાટીને એક મહિનાસુધી રાખી મેલવું. આ તેલ લગાવવામાં આવે તો કાંસડાનાં ફૂલજેવા ધોળા કેશ પણ ભમરાજેવા કાળા થઇ જાયછે.

હરડે, બેહેડાં, આમળાં, ગળીનાં પાનડાં, ભાંગરો અને લોઢાનું ચૂર્ણ એઓને ગાડરના મૂત્રમાં વાટીને લેપ કરવામાં આવે તો તેથી ધોળા કેશ કાળા થઇ જાયછે.

## ઇંદ્રલુપ્ત (ઉંદરી) નાં નિદાન સંપ્રાપ્તિ તથા લક્ષણ.

## अथेन्द्रलुप्तस्य निदानपूर्वकं सम्प्राप्तिलक्षणमाह ।

रोमकूपानुगं रक्तं पित्तेन सह मूर्च्छितम् । मच्यावयति रोमाणि ततः श्लेष्मा सशोणितः ॥ रुणद्धि रोमकूपांस्तु ततोऽन्येषामसम्भवः । तदिन्द्रलुप्तं खालित्यं रुज्येति च विभावयेत् ॥

રૂવાણાંઓના ખાડાઓમાં રહેલું રૂધિર પિત્તની સાથે પ્રકુપિત થઇને રૂવાણાંઓને પાડી નાખેછે અને તે પછી રૂધિર સહિત કફ રૂવાણાંઓના ખાડાઓને રોકી દે છે કે જેથી બીજાં રૂવણાં ઉત્પન્ન થતાં નથી. આ રોગ ઇંદ્રલુપ્ત, ખાલિત્ય અને રૂજ્યા એ નામોથી કેહેવાયછે.

## ઇંદ્રલુપ્તની ચિકિત્સા.

## अथेन्द्रलुप्तस्य चिकित्सा ।

तिक्तपटोलीपत्रस्वरसैर्घृष्टा शमं याति । चिरकालजापि रुज्या नियतं दिवसत्रयेणापि ॥ गोक्षुरस्तिलपुष्पाणि तुल्ये च मधुसर्पिषी । शिरः प्रलेपितं तेन केशैः समुपचीयते ॥ हस्तिदन्तमषीं कृत्वा छागीदुग्धं रसाञ्जनम् । लोमान्येतेन जायन्ते लेपात् पाणितलेष्वपि ॥ यष्टीन्दीवरमृद्वीकातैलाज्यक्षीरलेपनैः । इन्द्रलुप्तं शमं याति केशाः स्युश्च घना दृढाः ॥ जातीकरञ्जवरुणकरवीराग्निपाचितम् । तैलमभ्यञ्जनाद्धन्यादिन्द्रलुप्तं न संशयः ॥ स्नुहीपयः पयोऽर्कस्य लाङ्गली मार्कवो विषम् । अजामूत्रं सगोमूत्रं रक्तिका सेन्द्रवारुणी ॥ सिद्धार्थकस्तीक्ष्णगन्धा सम्यगेभिर्विपाचितम् । तैलं भवति नियमात् खालित्यव्याधिनाशनम् ॥

इति स्नुहीदुग्धादितैलम् ।

કડવાં પરવળનાં પાનડાંઓનો સ્વરસ કાહાડી તેથી ઘસવામાં આવે તો લાંબા કાળથી થએલુ ઇંદ્રલુપ્ત પણ ત્રણ દિવસમાં અવશ્ય શાંત થઇ જાયછે.

ગોખરૂ, તલનાં ફૂલ અને તુલ્ય વજનનાં ઘી તથા મધ એઓનો માથાપર લેપ કરવામાં આવે તો માથું કેશોથી ભરપૂર થાયછે.

હાથીના દાંતની ભસ્મ, ગાડરનું દુધ અને રસવંતી એઓનો લેપ કરવાથી હાથના તળામાં પણ રૂવાણાં ઉત્પન્ન થાયછે.

જેઠીમધ, શ્યામ કમળ, દ્રાખ, તેલ, ઘી અને દુધ એઓનું લેપન કરવાથી ઇંદ્રલુપ્ત મટી જાયછે અને કેશો ઘાટા તથા દૃઢ થાયછે.

ચમેલી, કરંજ, વાયવરણાં, કણેર અને ચિત્રક એઓના કલ્કથી પકાવેલું તેલ લગાવવામાં આવે તો ઇંદ્રલુપ્ત હણાઈ જાયછે એમાં કશો સંશય નથી.

### સ્નુહી દુગ્ધાદિ તૈલ.

થોરનું છીર, આકડાનું છીર, કલગારી, ભાંગરો, વછનાગ, બકરીનું મૂત્ર, ગાયનું મૂત્ર, ચણોઠી, ઇંદ્રવરણાં, સર્ષપ અને ઘોળીવજ એઓના કલ્કથી પકાવેલા તૈલનો અભ્યંગ કરવામાં આવે તો ટાલીયાપણાનો વ્યાધિ અવશ્ય મટી જાયછે.

### દારૂણકનું નિદાન તથા લક્ષણ.

### दारुणकस्य लक्षणमाह ।

दारुणा कण्डुरा रूक्षा केशभूमिः प्रजायते । मारुतश्लेष्मकोपेन विद्याद्दारुणकं तु तत् ॥

दारुणाः कर्कशा दारुणकं लोके रुसीति ख्यातम् ।

વાયુના અને કફના કોપથી કેશોની જગ્યા ખરસટ, ચળવાળી અને રૂક્ષ થઇ જાય એ દારૂણક કહેવાયછે.

### દારૂણકની ચિકિત્સા.

### दारुणकस्य चिकित्सा ।

कार्यो दारुणके मूर्ध्नि प्रलेपो मधुसंयुतः । प्रियालबीजमधुककुष्ठमाषैः ससैन्धवैः ॥ आम्रबीजं तथा पथ्याद्वयं स्यान्मात्रया समम् । दुग्धेन पिष्टं तल्लेपो दारुणं हन्ति दारुणम् ॥ दुग्धेन खाखसं बीजं प्रलेपाद्दारुणं हरेत् । गुञ्जाफलैः शृतं तैलं भृङ्गराजरसेन च ॥ कण्डूदारुणहृत्कुष्ठकपालव्याधिनाशनम् ॥

गुञ्जादितैलम् ॥

ચારોળીનાં બીજ, જેઠીમધ, કઠ, અડદ અને સૈંધવ એઓને વાટી મધમાં કાલવીને માથામાં જાડો લેપ કરવામાં આવે તો દારૂણક મટી જાયછે.

આંબાનાં બીજ (ગોઠલી) અને હરડે એઓને સમભાગે લઈ દુધમાં વાટીને લેપ કરવામાં આવે તો ઉગ્ર દારૂણક પણ મટી જાયછે.

ખસખસને દુધમાં વાટીને જાડો લેપ કરવામાં આવે તો તેથી દારૂણક મટી જાયછે.

### ગુંજાદિ તૈલ.

ચણોઠીના કલ્કથી અને ભાંગરાના રસથી પકાવેલું તૈલ ગુંજાદિ તૈલ કહેવાયછે. આ તેલથી ચળ, દારૂણક, કોઢ અને ખોપરીના રોગો મટી જાયછે.

### અરૂંષિકાનું નિદાન તથા લક્ષણ.

### अरूंषिकालक्षणमाह ।

अरूंषि बहुवक्त्राणि बहुक्लेदीनि मूर्धनि । कफासृक्क्रिमिकोपेन तानि विद्यादरूंषिकाम् ॥

કફના, રૂધિરના અને કૃમિઓના કોપનેલીધે માથામાં ઘણાં મોહોડાંવાળા અને ઘણા ક્લેદવાળા વ્રણો થાયછે એ અરૂંષિકા કહેવાયછે.

## અરૂંષિકાની ચિકિત્સા.

### तस्य चिकित्सा ।

नीलोत्पलस्य किञ्जल्को धात्रीफलसमन्वितः । यष्टीमधुकयुक्तश्च लेपाद्धन्यादरूंषिकाम् ॥ त्रिफलायोरजोयष्टीमार्कवोत्पलसारिवाः । सैन्धवं पक्वमेतैस्तु तैलं हन्यादरूंषिकाम् ॥

त्रिफलाद्यं तैलम् ॥

નીલકમલના કેસરા, આંમળાં, અને જેઠીમધ એઓને વાટીને લેપ કરવામાં આવે તો તેથી અરૂંષિકા મટી જાયછે.

### ત્રિફલાદ્યતૈલ.

હરડે, બેહેડાં, આમળાં, લોઢાનું ચૂર્ણ, જેઠીમધ, કમળ, ઉપલસરી અને સૈંધવ એઓના કલ્કથી પકાવેલું તૈલ ત્રિફલાદ્યતૈલ કેહેવાયછે. આ તૈલ અરૂંષિકાને નષ્ટ કરી નાખેછે.

## ઇરિવેલ્લિકાનું નિદાન તથા લક્ષણ.

### इरिवेल्लिकालक्षणमाह ।

पिडकामुत्तमाङ्गस्थां वृत्तामुग्ररुजाज्वराम् । सर्वात्मिकां सर्वलिङ्गां जानीयादिरिवेल्लिकाम् ॥

માથામાં ગોળ, ઉગ્ર વેદનાવાળી, ઉગ્ર જ્વરવાળી, ત્રણે દોષથી થએલી અને ત્રણે દોષોનાં ચિન્હોવાળી ફોડલી થાયછે એ ઇરિવેલ્લિકા કેહેવાયછે.

## ઇરિવેલ્લિકાની ચિકિત્સા.

### इरिवेल्लिकाचिकित्सा ।

पैत्तिकस्य विसर्पस्य या चिकित्सा प्रकीर्तिता । तयैव भिषगेतां च चिकित्सेदिरिवेल्लिकाम् ॥



પિત્તસંબંધી વિસર્પની જે ચિકિત્સા કેહેવામાં આવી છે તેજ ચિકિત્સાથી વૈદ્યે ઇરિવેલ્લિકાને મટાડવી.

## પનસિકાનું નિદાન તથા લક્ષણ.

### पनसिकालक्षणम् ।

कर्णस्याभ्यन्तरे जातां पिडकामुग्रवेदनाम् । स्थिरां पनसिकां तां तु विद्याद्वातकफोत्थिताम् ।

કાનની અંદર વાયુના તથા કફના પ્રકોપથી ઉઠેલી, સ્થિર અને ઉગ્ર વેદનાવાળી જે ફોડલી થાયછે તેને પનસિકા જાણવી.

## પનસિકાની ચિકિત્સા.

### पनसिकाचिकित्सा ।

भिषक् पनसिकां पूर्वं स्वेदयेदथ लेपयेत् । कल्कैर्मनःशिलाकुष्ठनिशातालकदारुभिः ॥ पक्कां विज्ञाय तां भित्त्वा व्रणवत् समुपाचरेत् ।

વૈદ્યે પ્રથમ પનસિકા ઉપર શેક કરાવવો અને તે પછી મણશીલ, કઠ, હળદર, હરતાલ અને દેવદાર એઓનો લેપ કરાવવો. પાકેલી જાણવામાં આવે ત્યારે તેની વ્રણની પેઠે ચિકિત્સા કરવી.

## પાષાણગર્દભનું નિદાન તથા લક્ષણ.

### पाषाणगर्दभस्य लक्षणमाह ।

वातश्लेष्मसमुद्भूतः श्वयथुर्हनुसन्धिजः । स्थिरो मन्दरुजः स्निग्धो ज्ञेयः पाषाणगर्दभः ॥

स्थिरः कठिनः ॥

વાયુના તથા કફના કોપથી દાઢીના સાંધામાં કઠણ, મંદ વેદનાવાળો અને

સ્નિગ્ધપણાવાળો સોજો થાયછે એ પાષાણગર્દભ કેહેવાયછે.

### પાષાણગર્દભની ચિકિત્સા.

### अथ पाषाणगर्दभस्य चिकित्सा ।

पाषाणगर्दभं पूर्वं स्वेदयेत् कुशलो भिषक् । ततः पनसिकाप्रोक्तैः कल्कचूर्णैः प्रलेपयेत् ॥ वातश्लेष्मिकशोथघ्नैः कल्कैरन्यैश्च लेपयेत् । परिपाकगतं भित्त्वा व्रणवत्तमुपाचरेत् ॥ जलौकोभिर्हृते रक्ते स शाम्यति विनौषधम् । एतत्स्थलेषु बहुषु प्रोक्षितं लिखितं ततः ॥

પ્રવિણ વૈદ્યે પ્રથમ પાષાણગર્દભની ઉપર શેક કરાવવો અને તે પછી પનસિકાની ચિકિત્સામાં કહેલા ઉના કલ્કોથી જાડો લેપ કરાવવો.

વાયુસંબંધી તથા કફસંબંધી સોજાને હણનારા બીજા કલ્કોથી પણ લેપ કરાવવો.

પાષાણગર્દભ પાકેલો જાણવામાં આવે ત્યારે તેને શસ્ત્રવતે ભેદીને વ્રણના જેવા ઉપચારો કરવા.

જળો મુકાવીને લોહી કહડાવવામાં આવે તો ઔષધવિનાજ પાષાણગર્દભ શાંત થઈ જાયછે. એ ઘણા ઠેકાણાઓમાં જોવામાં આવ્યુ છે તેથી અમોએ અહીં લખ્યું છે.

### મુખદૂષિકા (ખીલ) નું નિદાન તથા લક્ષણ.

### मुखदूषिकालक्षणमाह ।

शाल्मलीकण्टकप्रख्याः कफमारुतरक्तजाः । जायन्ते पिडका यूनां ज्ञेयास्ता मुखदूषिकाः ॥

प्रख्याः सदृशाः । एता यूनामेव मुखे भवन्ति स्वभावात् ॥

જુવાન માણસોના મોહોડાંઓ ઉપર શેમળાના કાંટાઓ જેવી અને કફ, વાયુ તથા રૂધિર એઓથી ઉત્પન્ન થએલી ફોડલીઓ થાયછે એ મુખદૂષિકા કેહેવાયછે. આ ફોડલીઓ સ્વાભાવિક રીતે જુવાનોના મોહોડાંઓઉપરજ થાયછે.

### મુખદૂષિકાની ચિકિત્સા.

### अतस्तस्य चिकित्सा ।

अङ्गुलस्य चतुर्थांशो मुखलेपो विधीयते । मध्यमस्तु त्रिभागः स्यादुत्तमोऽर्धाङ्गुलो भवेत् ॥ स्थितिकालो न शुष्कत्वं शुष्को दूषयति स्वचम् ।

मुखलेपमात्रा ।

स्थितिकालोऽपि तस्योक्तो यावत्कल्को न शुष्यति । शुष्कस्तु तृणहीनः स्यात्तथा दूषयति स्वचम् ॥

### मुखलेपमाह ।

लोध्रधान्यवचालेपस्तारुण्यपिडिकापहः । तद्वद्गोरोचनायुक्तं मरिचं मुखलेपितम् ॥ सिद्धार्थकवचालोध्रसैन्धवैश्च प्रलेपनम् । वमनं च निहन्त्याशु पिडकां यौवनोद्भवाम् ॥ केवलाः पयसा पिष्टास्तीक्ष्णाः शाल्मलिकण्टकाः । आलिप्तं त्र्यहमेतेन भवेत्पद्मोपमं मुखम् ॥

લોદર, ધાણા અને વજ એઓનો

લેપ કરવાથી જુવાનીના ખીલો મટી જાયછે.

ગોરોચનાસહિત મરીનો લેપ કરવાથી જુવાનીના ખીલો મટી જાયછે.

સર્ષપ, વજ, લોદ્દર અને સૈંધવ એઓનો લેપ કરવાથી જુવાનીના ખીલો મટી જાયછે.

વમન કરવાથી જુવાનીના ખીલો મટી જાયછે.

શેમળાના તીક્ષ્ણ કાંટાઓને દુધથી વાટીને ત્રણ દિવસસુધી લેપ કરવામાં આવે તો ખીલો મટી જઇને મોહોડું કમળજેવું સુંદર થાયછે.

## મોહોડાઉપર કરવાના લેપની માત્રા તથા તે લેપ કેટલીવાર રાખવો.

અગુલના ચોથા ભાગ જેટલો જાડો લેપ કરવો એ કનિષ્ટ માત્રા છે, અંગુલના ત્રીજા ભાગ જેટલો જાડો લેપ કરવો એ મધ્યમ માત્રા છે, અને અરધા અંગુલ જેટલો જાડો લેપ કરવો એ ઉત્તમ માત્રા છે.

લેપેલો કલ્ક સુકાઇ ન ગયો હોય તેટલી વારજ તેને મોહોડા ઉપર રાખવો. સુકાયા પછી મોહોડા ઉપર રાખવો નહીં. સુકાએલો લેપ રાખવામાં આવે તો તરણાની પેઠે નકામો છે એટલુંજ નહી પણ ચામડીને ખરાબ કરેછે.

### વ્યંગનું લક્ષણ.

### व्यङ्गस्य लक्षणमाह ।

क्रोधायासप्रकुपितो वायुः पित्तेन संयुतः । मुखमागत्य सहसा मण्डलं मृजत्यतः ॥ नीरुजं तनुकं श्यावं मुखे व्यङ्गजमादिशेत् ॥

व्यङ्गं छाईं इति लोके ।

ક્રોધથી તથા પરિશ્રમથી પ્રકોપ પામેલો પિત્તસહિત વાયુ મોહોડામાં આવીને તુરત મોહોડાં ઉપર વેદનાવગરનું, પાતળું અને કાળી ઝાંઇવાળું મંડલ કરેછે એ વ્યંગ કેહેવાયછે.

### નીલિકાનું લક્ષણ.

### नीलिकामाह ।

कृष्णमेवंगुणं वक्रे गात्रे वा नीलिकां विदुः ।

एवगुणं नीरुजं । तनुकं मण्डलम् ॥

મોહોડાઉપર અથવા ગાત્રઉપર વેદના વગરનું, પાતળું તથા કાળું મંડલ થાયછે એ નીલિકા (દાઝ) કેહેવાયછે.

### વ્યંગની તથા નીલિકાની ચિકિત્સા.

### तयोश्चिकित्सा ।

शिरावेधैः प्रलेपैश्च तथाभ्यङ्गैरुपाचरेत् । व्यङ्गं च नीलिकां चापि न्यच्छं च तिलकालकम् ॥ वटाङ्कुरा मसूराश्च प्रलेपाद्व्यङ्गनाशनम् । व्यङ्गे माञ्जिष्ठया लेपः प्रशस्तो मधुयुक्तया ॥ अथवा लेपनं शस्तं शशस्य रुधिरेण च । व्यङ्गहृद्वरुणलक् स्यादजामूत्रेण पेषिता ॥ जातीफलस्य लेपस्तु हरेद्व्यङ्गं च नीलिकाम् । अर्कक्षीरहरिद्राभ्यां मर्दयित्वा प्रलेपनात् ॥ मुखकाण्र्ष्यं शमं याति चिरकालोद्भवं ध्रुवम् । मसूरैः क्षीरसंपिष्टैर्लिप्तमास्यं घृतान्वितैः ॥ सप्तरात्राद्भवेत्सत्यं पुण्डरीकदलोपमम् ॥ वदस्य पाण्डुपना-

णि मालतीरक्तचन्दनम् ॥ कुष्ठं कालीयकं लोध्रमेभिर्लेपं प्रयोजयेत् । युवास्य पिडिकानां तु व्यङ्गानां तु विनाशनम् ॥ स्यादेतेन मुखं चापि वर्जितं नीलिकादिभिः । कुङ्कुमं चन्दनं लोध्रं पतङ्गं रक्तचन्दनम् । कालीयकमुशीरं च मञ्जिष्ठा मधुयष्टिका ॥ पत्रकं पद्मकं पद्मं कुष्ठं गोरोचना निशा । लाक्षा दारुहरिद्रा च गैरिकं नागकेशरम् ॥ पलाशकुसुमं चापि प्रियङ्गुश्च वटाङ्कुराः । मालती च मधूच्छिष्टं सर्षपाः सुरभिर्वचा ॥ चतुर्गुणपयःपिष्टैरेतैरक्षमितैः पृथक् । पचेन्मन्दाग्निना वैद्यस्तैलं प्रस्थद्वयोन्मितम्॥ वदनाभ्यञ्जनादेतद्व्यङ्गं नीलिकया सह। तिलकं माशकं न्यच्छं नाशयेन्मुखदूषिकाम् ॥ पद्मिनीकण्टकं चापि हरेज्जतुमणि तथा । विदध्याद्वदनं पूर्णचन्द्रमण्डलसुन्दरम् ॥

पतङ्गं वकम इति लोके । कालीयक कदम्बकं सुरभिर्वचा । महाभरी इति लोके । इति कुङ्कुमाद्य तैलम् ॥

નસ ખોલાવવાથી, પ્રલેપોથી તથા અભ્યંગોથી વ્યંગની, નીલિકાની, ન્યચ્છની તથા તિલકાલકની ચિકિત્સા કરવી.

વડના અંકુરો અને મસૂર એઓનો પ્રલેપ કરવાથી વ્યગનો નાશ થાયછે.

મજીઠને મધમાં વાટીને લેપ કરવામાં આવે તો તેથી વ્યંગ મટી જાયછે.

સસલાના લોહીનું લેપન કરવામાં આવે તો તેથી વ્યંગ મટી જાયછે.

વાયવરણાની છાલને બકરીના મૂત્રમાં વાટીને તેનો લેપ કરવામાં આવે તો વ્યંગનો નાશ થાયછે.

જાયફળનો લેપ કરવાથી વ્યંગ મટી જાયછે અને નીલિકા પણ મટી જાયછે.

આંકડાનું ચીર અને હળદર એઓને વાટી ચોળીને પ્રલેપ કરવામાં આવે તો તેથી લાંબા કાળથી થએલી મોહોડાની કાળાશ પણ અવશ્ય શાંત થઈ જાયછે.

મસૂરને દુધમાં વાટી ઘીથી મિશ્રિત કરીને તેનો પ્રલેપ કરવામાં આવે તો સાત દિવસે મોહોડું કમળપત્રસરખું થઇ જાય એમાં સંશય નથી.

વડનાં પીળાં પાનડાં, માલતી, રતાંજલિ, કઠ, કાલીયક અને લોદર એઓનો લેપ કરવામાં આવે તો જુવાનોનાં મોહોડાંઓની ફોડલીઓનો તથા વ્યંગનો નાશ થાયછે. આ ઉપાયથી મોહોડાની દાઝ વગેરે પણ મટી જાયછે.

## કુંકુમાદ્યતૈલ.

કેસર, સુખડ, લોદર, પતંગ, રતાંજલિ, દારૂહળદર, વાળો, મજીઠ, જેઠીમધ, તમાલપત્ર, પદ્મકાષ્ઠ, કમળ, કઠ, ગોરોચના, હળદર, લાખ, કાલીયક, (આનો અર્થ ગુજરાતીમાં મળ્યો નથી.) સોનાગેરૂ, નાગકેસર, કેસુડાં, ઘઉંલા, વડના અંકુરો, માલતી, મીણ, સર્ષપ અને સુગંધી વજ (નાગરવેલનાં પાનની જડ) એ પ્રત્યેક પદાર્થોને એક એક તોલાભાર લઈ ચોગણા દુધમાં વાટીને વૈદ્યે એ કલ્કથી એકસો અઠયાવીશ તોલાંભાર તૈલને મદ મંદ અગ્નિથી પકાવવું. આ કુંકુમાદ્ય નામના તૈલનો મોહોડાઉપર અભ્યંગ કરવામાં આવે તો વ્યગ, નીલિકા, તિલ, મશક,

ન્યચ્છ, મુખદૂષિકા, પદ્મિનીકંટક, અને જતુમણિ એ રોગોનો નાશ થાયછે અને મોહોડું પુનમના ચંદ્રના મંડલ જેવું સુંદર થાયછે.

## વલ્મીક (રાફ઼ા)નું નિદાન તથા લક્ષણ.

**अथ वल्मीकस्य लक्षणमाह ।**

ग्रीवांसकक्षाकरपाददेशे सन्धौ गले वा त्रिभिरेव दोषैः । ग्रन्थिः सवल्मीकवदक्रियाणां जातः क्रमेणैव गतः प्रवृद्धिम् ॥ मुखैरनेकैः स्रुतितोदवद्भिर्विसर्पवत् सर्पति चोन्नताग्रैः । वल्मीकमाहुर्भिषजो विकारं निष्प्रत्यनीकं चिरजं विशेषात् ॥

ग्रीवा कृकाटिका । अंसः स्कन्धः । कक्षा बाहुमूलम् । वल्मीकवदित्यनेन प्रचुरशिखरत्वमुच्चत्वमवगाढमूलत्वं च सूच्यते । निष्प्रत्यनीकं उपचारायोग्यम् ॥

ધાટો, ખભા, કાખ, હાથ અને પગ એ પ્રદેશોમાં, સાંધાઓમાં અથવા ગળામાં રાફ઼ડાની પેઠે ઘણાં શિખરોવાળો, ઊંચો અને ઊંડાં મૂળવાળો ગ્રંથિ થાયછે. ચિકિત્સાથીરહિત રેહેનારાઓને થએલો એ ગ્રંથિ અનુક્રમે વૃદ્ધિ પામીને સ્રાવવાળાં, વ્યથાવાળાં તથા ઊંચાં અગ્રોવાળાં અનેક મોહોડાંઓથી વિસર્પની પેઠે ફ઼ેલાયછે. આ રોગને વૈદ્યો વલ્મીક કેહેછે. આ રોગ જો લાંબા કાળથી થયો હોય તો ઘણું કરીને તેને ચિકિત્સા લાગુ પડતી નથી.

## વલ્મીકની ચિકિત્સા.

**तस्य चिकित्सा ।**

शस्त्रेणोत्कृत्य वल्मीकं क्षाराग्निभ्यां प्रसाधयेत् । विधानेनार्बुदोक्तेन शोधयित्वा च रोपयेत् ॥ वल्मीकं तु भवेद्यस्य नातिवृद्धममर्मजम् । तत्र संशोधनं कृत्वा शोणितं मोक्षयेद्भिषक् ॥ कुलत्थकानां मूलैश्च गुडूच्या लवणेन च । आरेवतस्य मूलैश्च दन्तिमूलैस्तथैव च ॥ श्यामामूलैः सपललैः सक्तुमिश्रैः प्रलेपयेत् । सुस्निग्धैश्च सुखोष्णैश्च भिषक् तमुपनाहयेत् ॥ पक्के तत्र विजानीयाद्गतीः सर्वा यथाक्रमम् । अभिज्ञाय गतीश्छित्वा मदिद्वान्मतिमान् भिषक् ॥ संशोध्य दुष्टमांसानि क्षारेण प्रतिसारयेत् । व्रणं विशुद्धं विज्ञाय रोपयेन्मतिमान्भिषक् ॥ मनःशिलालभल्लातसूक्ष्मैलागुरुचन्दनैः । जातीपल्लवतैलैश्च निम्बतैलं विपाचयेत् ॥ वल्मीकं नाशयेत्तद्धि बहुच्छिद्रं बहुव्रणम् ॥

વલ્મીકને શસ્ત્રવતે કાપીને ક્ષારથી તથા અગ્નિથી મટાડવો. અર્બુદની ચિકિત્સામાં કહેલી રીતિપ્રમાણે સાફ઼ કરીને પછી રૂઝાવવો.

વલ્મીક જો અત્યંત વૃદ્ધિ પામેલ ન હોય અને મર્મસ્થલમાં ન થએલ હોય તો વૈદ્યે સંશોધન કરીને પછી તેમાંથી લોહી કહડાવવું.

કળથીનાં મૂળીયાં, ગળો, સૈંધવ, ગરમાળાનાં મૂળીયાં, નેપાળાનાં મૂળીયાં, નસોતરનાં મૂળીયાં, માંસ અને સાથવો એઓને મિશ્રિત કરીને વલ્મીક ઉપર પ્રલેપ કરાવવો અને અત્યંત સ્નિગ્ધપણાવાળા પદાર્થોને જરા જરા ગરમ કરાવીને તેઓનો પાટો બંધાવવો. વલ્મીક પાકી જાય ત્યારે અનુક્રમે તેના

પરૂની સઘળી ગતિઓને જાણી લઇ શસ્ત્રવતે છેદીને બુદ્ધિમાન્ વૈદ્યે લેપ કરાવવા. બગડેલાં માંસોને સાફ કરી નાખી પછી ક્ષાર મુકીને પ્રતિસારણ કરવું. વ્રણ સાફ થઇ ગએલો જાણવામાં આવે ત્યારે તેને ધરતી લાવીને રૂઝાવવો.

### મનઃશિલાદ્યતૈલ.

મણશીલ, હરતાલ, ભીલામા, ઝીણી એલચી, અગરૂ, સુખડ, ચમેલીનાં પાનડાં અને છાશ એઓથી લીંબડાના તૈલને પકાવવામાં આવે એટલે મનઃશિલાદ્યતૈલ સિદ્ધ થાયછે. આ તૈલ ઘણાં છિદ્રોવાળા તથા ઘણા વ્રણોવાળા વલ્મીકનો નાશ કરેછે.

### અસાધ્ય વલ્મીક.

पाणिपादोपरिष्टात्तु छिद्रैर्बहुभिराष्टतम् । वल्मीकं यत् सशोफं स्याद्वर्ज्यं तद्धि विजानता ॥

इति मनःशिलाद्यं तैलम् ।

હાથની કે પગની ઉપર જે વલ્મીક ઘણાં છિદ્રોથી વ્યાપ્ત હોય અને સોજાથી યુક્ત હોય તેની સમજુ વૈદ્યે ચિકિત્સા કરવી નહિ.

### કક્ષા (કખ) અને ગંધનામા એઓનું નિદાન તથા લક્ષણ.

### अथ कक्षागन्धनाम्नोर्लक्षणमाह।

बाहुकक्षांसपार्श्वेषु कृष्णस्फोटां सवेदनाम् । पित्तप्रकोपसम्भूतां कक्षां तामिति निर्दिशेत् ॥ एकां तु तादृशीं दृष्ट्वा पिडकां स्फोटसन्निभाम् । त्वग्जातां पित्तकोपेन गन्धनामां प्रचक्षते ॥

तादृशीं बाह्वादिषु कृष्णां सवेदनां च ॥

બાહુઓમાં, કાખમાં, ખભાઓમાં અને પડખાંઓમાં પિત્તના પ્રકોપથી વેદનાવાળા જે કાળા ફોડલા થાયછે તે કક્ષા કહેવાયછે.

ઉપર કહેલાં બાહુ આદિ સ્થલોની ત્વચામાં પિત્તના પ્રકોપથી કાળી અને વેદનાવાળી જે ફોડલા જેવી એક ફોડલી થાયછે તે ગંધનામા કહેવાયછે.

### કક્ષા અને ગંધનામા એઓની ચિકિત્સા.

### तयोश्चिकित्सा ।

कक्षां च गन्धनामां च चिकित्सति चिकित्सकः । पैत्तिकस्य विसर्पस्य क्रियया पूर्वमुक्तया ॥

વૈદ્યે પિત્તસંબંધી વિસર્પની જે ચિકિત્સા પ્રથમ કહેવામાં આવેલી છે તેજ ચિકિત્સા કક્ષાની અને ગંધનામાની ઉપર કરવી.

### અગ્નિરોહિણીનું લક્ષણ તથા નિદાન.

### अथाग्निरोहिणीलक्षणमाह ।

कक्षाभागेषु विस्फोटा जायन्ते भृशदारुणाः । अन्तर्दाहज्वरकरा दीप्तपावकसन्निभाः ॥ सप्ताहाद्वा दशाहाद्वा पक्षाद्वा घ्नन्ति मानवम् । तामग्निरोहिणीं विद्यादसाध्यां सान्निपातिकीम् ॥

सप्ताहादि वातपित्तकफापेक्षया बोद्धव्यम् । घ्नन्तीत्यनुपक्रान्ताः । उपक्रान्तास्तु साध्या एव । चरकेणाग्निरोहिण्यां चिकित्साया उक्तत्वात् ॥

કાખના ભાગોમાં અત્યંત દારૂણ, અંદર બળતરા કરનારા જ્વર કરનારા અને પ્રદીપ્ત અગ્નિ જેવા જે ફોડલાઓ થાયછે

તે અગ્નિરોહિણી કહેવાયછે. વાયુની ઉલ્વણતા હોય તો આ અગ્નિ રોહિણી સાત દિવસે માણસને મારી નાખેછે, પિત્તની ઉલ્વણતા હોય તો દશ દિવસે મારી નાખેછે અને કફની ઉલ્વણતા હોય તો પંદર દીવસે મારી નાખેછે, ત્રણે દોષોના પ્રકોપથી થતી આ અગ્નિરોહિણી અસાધ્ય છે.

આમાં એમ સમજવાનું છે કે જો ચિકિત્સા કરવામાં ન આવે તોજ અગ્નિરોહિણી અસાધ્ય થઈ પડેછે પણ જો ચિકિત્સા કરવામાં આવે તો સાધ્ય થાયછે. કેમકે ચરકે અગ્નિરોહિણીની ચિકિત્સા કહેલી છે.

### અગ્નિરોહિણીની ચિકિત્સા.

### तस्याश्चिकित्सा ।

पित्तवीसर्पविधिना साधयेदग्निरोहिणीम् । रोहिण्यां लङ्घनं कुर्याद्रक्तमोक्षणरूक्षणम् । शरीरस्य च संशुद्धिं तां न्तु वृद्धां परित्यजेत् ॥

પિત્તસંબંધી વિસર્પની ચિકિત્સામાં કહેલા પ્રકારથી વૈદ્યે અગ્નિરોહિણીને મટાડવી.

અગ્નિરોહિણીને મટાડવાને વાસ્તે લંઘન કરાવવું. લોહી કહડાવવું, અને વિરેચન આદિથી શરીરનું સંશોધન કરાવવું. પણ જો અગ્નિરોહિણી અત્યંત વૃદ્ધિ પામી હોય તો તેની ચિકિત્સા કરવીજ નહિ.

### વિદારિકાનું લક્ષણ તથા નિદાન.

### विदारिकालक्षणमाह ।

विदारिकन्दवद्वद्धां कक्षावंक्षणसन्धिषु । रक्तां विदारिकां विद्यात्सर्वजां सर्वलक्षणाम् ॥

अत्र पिडकामिति विशेष्यपदमध्याहरणीयम् ॥

કાખમાં કે સાથળના સાંધાઓમાં વિદારી કંદની પેઠે બંધાએલી, રાતી, સઘળા દોષોથી ઉત્પન્ન થએલી અને સઘળા દોષોનાં ચિન્હોવાળી જે ફોડલી થાયછે તે વિદારિકા કહેવાયછે.

### વિદારિકાની ચિકિત્સા.

### तस्याश्चिकित्सा ।

विदारिकायां प्रथमं जलौकोयोजनं हितम् । पाटनं च विपक्वायां ततो व्रणविधिः स्मृतः ॥

વિદારીકાની ઉપર પ્રથમ જળો મુકાવવી એ હિતકારી છે. વિદારિકા પાકેલી હોય તો તેને શસ્ત્રવતે ચીરવી અને તે પછી વ્રણના જેવી ચિકિત્સા કરવી.

### ચિપ્યનું નિદાન તથા લક્ષણ.

### चिप्यस्य लक्षणमाह ।

नखमांसमधिष्ठाय वातः पित्तं च देहिनाम् । करोति क्षयपाकौ च तं व्याधिं चिप्यमादिशेत् ।

चिप्यो वेडवा इति लोके ।

વાયુ અને પિત્ત એઓ માણસોના નખના માંસમાં રહિને નખનો ક્ષય કરેછે તથા પકાવેછે એ ચિપ્યરોગ કહેવાયછે.

### કુનખનું નિદાન તથા લક્ષણ.

### कुनखस्य लक्षणमाह ।

अभिघातात् प्रदुष्टो यो नखो रूक्षः

सितः खरः । भवेत् तं कुनखं विद्यात् कुलीरं वाभिधानतः ॥

अभिधानतः नामतः ।

કાષ્ટ વગેરેનો અભિઘાત થવાથી દુષ્ટ થએલો નખ રૂક્ષ, ધોળો અને ખરસટ થઇ જાયછે એ રોગ કુનખ અથવા કુલીર કહેવાયછે.

## ચિપ્પની તથા કુનખની ચિકિત્સા.

### तयोश्चिकित्सा ।

चिप्पं रुधिरमोक्षेण शोधनेनाप्युपाचरेत्। गतोष्माणमथैनं तु सेचयेदुष्णवारिणा ॥ शस्त्रेणापि यथायोग्यमुच्छिद्य स्रावयेत्ततः। व्रणोक्तेन विधानेन रोपयेत्तं विचक्षणः ॥ स्वरसेन हरिद्रायाः पात्रे कृलायसे भयाम् । घृष्ट्वा तज्जेन कल्केन लिम्पेत् चिप्पं पुनःपुनः ॥ काश्मर्याः सप्तभिः पत्रैः कोमलैः परिवेष्टितः । अङ्गुलीवेष्टकः पुंसां ध्रुवमाशु प्रशाम्यति ॥ श्लेष्मविद्रधिकल्पेन कुनखं समुपाचरेत् । नखकोटिप्रविष्टेन टङ्कणेन न शाम्यति ॥ कुनखश्चेत्तदा शैलः सलिले प्लवतेऽपि च ।

ચિપ્પ થએલ હોય તો લોહી કઢાવવું અને શોધન પણ કરવું. એમાંથી ઉનાશ જતી રહે ત્યારે ઊના પાણીથી સેચન કરવું.

વિચક્ષણ વૈદ્યે યોગ્ય રીતે તેને શસ્રથી કાપીને તેમાંથી સ્રાવ કરાવવો અને તે પછી વ્રણની ચિકિત્સામાં કહેલી પદ્ધતિપ્રમાણે તેને રૂઝાવવો તથા નવો આણવો.

લોઢાના વાસણમાં હળદરના રસની અંદર હરડેને પલાળી રાખી તે હરડેને તેજ રસમાં ઘસીને તે કલ્કથી ચિપ્પની ઉપર વારંવાર લેપ કરવો.

સીવણનાં સાત કોમળ પાનડાંઓથી ચિપ્પને વીટી રાખવામાં આવે તો ચિપ્પ તુરત શાંત થાયછે એ નિસ્સંશય છે.

કફથી થએલા વિદ્રધિની જે ચિકિત્સા કહેવામાં આવીછે તેજ ચિકિત્સા કુનખની કરવામાં આવે તો કુનખ મટી જાયછે.

જો પર્વત પાણીમાં તરે તોજ નખની અણીમાં પેસાડેલા ટંકણખારથી કુનખ ન મટે અર્થાત્ અંદર ટંકણખાર પેસાડવાથી કુનખ અવશ્ય મટી જાયછે.

## પરિવર્ત્તિકાનું નિદાન તથા લક્ષણ.

### परिवर्तिकालक्षणमाह ।

मर्दनात् पीडनाद्वापि तथैवाप्यभिघाततः । मेढ्रचर्म यदा वायुर्भजते सर्वतश्चरन् ॥ तदा वातोपसृष्टं तु तच्चर्म परिवर्तते । सवेदनं सदाहं च पाकं च व्रजति कचित् ॥ मणेरधस्तात्कोपस्तु ग्रन्थिरूपेण लम्बते । मारुतागन्तुसम्भूतां विद्यात्तां परिवर्तिकाम् ॥ सकण्डूः कठिना चापि सैव श्लेष्मसमन्विता ।

अस्यां वातजायामपि पित्तानुबन्धो बोद्धव्यो दाहपाकाभावात् । कोषः चर्मकोशः ।

સર્વ શરીરમાં ફરતો વાયુ જ્યારે ચોળાવાથી દબાવાથી, કે અભિઘાત થયાથી લિંગની ચામડીમાં આવેછે ત્યારે વાયુથી દૂષિત થએલી તે ચામડી પરિવર્ત્તન પામેછે, (અવળી થઇ જાયછે)

વેદનાવાળી થાયછે, બળતરાવાળી થાયછે, અને કોઇ સમયે પાકી પણ જાયછે. આ પ્રમાણે થતાં લિંગના ટોચકાની નીચે તે ચામડી ગાંઠજેવા રૂપથી લટકવા લાગેછે. વાયુથી તથા અભિઘાત આદિરૂપ આગંતુ કારણોથી થતો આ રોગ પરિવર્તિકા કહેવાયછે. આ રોગમાં કફનો પણ સંબંધ થયો હોય તો તે ચામડી ચળવાળી તથા કઠણ થાયછે.

જોકે આ રોગ વાયુથી થાયછે તોપણ તેમાં બળતરા અને પાકવું થવાને લીધે પિત્તનો સંબંધ પણ થાયછે એમ સમજવું.

## પરિવર્તિકાની ચિકિત્સા.

### अथ तस्याश्चिकित्सा ।

परिवर्ति घृताभ्यक्तां सुस्विन्नामुपनाहयेत् । त्रिरात्रं पञ्चरात्रं च वातघ्नैः शाल्वणादिभिः ॥ ततोऽभ्यज्य शनैश्चर्म चानयेत् पीडयेन्मणिम् । प्रविष्टे चर्मणि मणौ स्वेदयेदुपनाहनैः ॥ दद्याद्वातहरान्वस्तीन् स्निग्धान्यन्नानि भोजयेत् ।

પરિવર્તિકાને ઘી ચોપડી સારીપેઠે શેક દઇને ત્રણ રાતસુધી અથવા પાંચ રાતસુધી વાયુને હણનારા શાલ્વણઆદિ કલ્કોનો પાટો બાંધવો. પછી ચામડીને ઘી ચોપડી ધીરે ધીરે લાંબી કરતાં લિંગના ટોચકાને દબાવવું કે જેથી ટોચકું ચામડીમાં પેસે. ટોચકું ચામડીમાં પેઠા પછી પાટાઓથી સ્વેદન કરીને વાયુનું હરણ કરનારી પિચકારીઓ દેવી તથા રોગીને સ્નિગ્ધ અન્નો જમાડવાં.

## અવપાટિકાનું નિદાન તથા લક્ષણ.

### अथावपाटिकालक्षणमाह ।

अल्पीयसीं यदा हर्षाद्बलाद्गच्छेत् स्त्रियं नरः । हस्ताभिघातादथवा चर्मण्युद्वर्तिते बलात् ॥ मर्दनात् पीडनाद्वापि शुक्रवेगाभिघाततः । यस्यावपाट्यते चर्म तां विद्यादवपाटिकाम् ॥ वातेन कर्कशा रूक्षा सूक्ष्मा कृष्णा रुगन्विता । पित्तेन पीता रक्ता वा दाहतृष्णासमन्विता ॥ श्लेष्मणा कठिना स्निग्धा कण्डूमत्यल्पवेदना ।

अल्पीयसीम् अल्पतरं योनिच्छिद्रं यस्याः ताम् । अवपाट्यते विदीर्यते ।

જેની યોનિનું છિદ્ર બહુજ સાંકડું હોય એવી સ્ત્રીમાં કામાતુર થઇને જોરથી ગમન કરવાથી, અથવા કર મૈથુન વગેરેથી, હાથનો અભિઘાત થતાં જોરથી ચામડી અવળી થઈ જવાથી, અથવા ચોળવાથી, અથવા દબાવવાથી, અથવા વીર્યના વેગનો અભિઘાત થવાથી લિંગની ચામડી ફાટી જાયછે એ અવપાટિકા કહેવાય છે. આ અવપાટિકા વાયુના સબંધવાળી હોય તો ખરસટ, રૂક્ષ, સૂક્ષ્મ, કાળી તથા વેદનાવાળી થાયછે. પિત્તના સબંધવાળી હોય તો પીળી અથવા રાતી અને દાહથી તથા તરશથી સંયુક્ત થાયછે અને જો કફના સંબંધવાળી હોય તો કઠણ, સ્નિગ્ધ, ચળવાળી તથા અલ્પ વેદનાવાળી થાયછે.

## અવપાટિકાની ચિકિત્સા.

### तस्याश्चिकित्सा ।

स्नेहस्वेदैरिमां वैद्यश्चिकित्स्येदवपाटिकाम् ।

વૈદ્યે સ્નેહોથી તથા સ્વેદનોથી આ અવપાટિકાની ચિકિત્સા કરવી.

सितः खरः । भवेत् तं कुनखं विद्यात् कुलीरं वाभिधानतः ॥

अभिधानतः नामत । 

કાષ્ટ વગેરેનો અભિઘાત થવાથી દુષ્ટ થએલો નખ રૂક્ષ, ધોળો અને ખરસટ થઇ જાયછે એ રોગ કુનખ અથવા કુલીર કહેવાયછે.

## ચિપ્યની તથા કુનખની ચિકિત્સા.

## तयोश्चिकित्सा ।

चिप्यं रुधिरमोक्षेण शोधनेनाप्युपाचरेत्। गतोष्माणमथैनं तु सेचयेदुष्णवारिणा ॥ शस्त्रेणापि यथायोग्यमुच्छिद्य स्रावयेत्ततः। व्रणोक्तेन विधानेन रोपयेत्तं विचक्षणः ॥ स्वरसेन हरिद्रायाः पात्रे कृतायसे भयाम् । घृष्ट्वा तज्जेन कल्केन लिम्पेत् चिप्यं पुनःपुनः ॥ काश्मर्याः सप्तभिः पत्रैः कोमलैः परिवेष्टितः । अङ्गुलीवेष्टकः पुंसां ध्रुवमाशु प्रशाम्यति ॥ श्लेष्मविद्रधिकल्पेन कुनखं समुपाचरेत् । नखकोटिप्रविष्टेन टङ्कणेन न शाम्यति ॥ कुनखश्चेत्तदा शैलः सलिले प्लवतेऽपि च ।

ચિપ્ય થએલ હોય તો લોહી કહાડાવવું અને શોધન પણ કરવું. એમાંથી ઉનાશ જતી રહે ત્યારે ઊના પાણીથી સેચન કરવું.

વિચક્ષણ વૈદ્યે યોગ્ય રીતે તેને શસ્ત્રથી કાપીને તેમાંથી સ્રાવ કરાવવો અને તે પછી વ્રણની ચિકિત્સામાં કહેલી પદ્ધતિપ્રમાણે તેને રૂઝાવવો તથા નવો આણવો.

લોઢાના વાસણમાં હળદરના રસની અંદર હરડેને પલાળી રાખી તે હરડેને તેજ રસમાં ઘસીને તે કલ્કથી ચિપ્યની ઉપર વારંવાર લેપ કરવો.

સીવણનાં સાત કોમળ પાનડાંઓથી ચિપ્યને વીંટી રાખવામાં આવે તો ચિપ્ય તુરત શાંત થાયછે એ નિસ્સંશય છે.

કફથી થએલા વિદ્રધિની જે ચિકિત્સા કહેવામાં આવીછે તેજ ચિકિત્સા કુનખની કરવામાં આવે તો કુનખ મટી જાયછે.

જો પર્વત પાણીમાં તરે તોજ નખની અણીમાં પેસારેલા ટંકણખારથી કુનખ ન મટે અર્થાત્ અંદર ટંકણખાર પેસાડવાથી કુનખ અવશ્ય મટી જાયછે.

## પરિવર્ત્તિકાનું નિદાન તથા લક્ષણ.

## परिवर्तिकालक्षणमाह ।

मर्दनात् पीडनाद्वापि तथैवाप्यभिघाततः । मेढ्रचर्म यदा वायुर्भजते सर्वतश्चरन् ॥ तदा वातोपसृष्टं तु तच्चर्म परिवर्तते । सवेदनं सदाहं च पाकं च व्रजति कचित् ॥ मणेरधस्तात्कोपस्तु ग्रन्थिरूपेण लम्बते । मारुतागन्तुसम्भूतां विद्यात्तां परिवर्तिकाम् ॥ सकण्डूः कठिना चापि सैव श्लेष्मसमन्विता ।

अस्यां वातजायामपि पित्तानुबन्धो बोद्धव्यो दाहपाकाभावात् । कोपः चर्मकोश. ।

સર્વ શરીરમાં ફરતો વાયુ જ્યારે ચોળાવાથી દબાવાથી, કે અભિઘાત થયાથી લિંગની ચામડીમાં આવેછે ત્યારે વાયુથી દૂષિત થએલી તે ચામડી પરિવર્ત્તન પામેછે, (અવળી થઇ જાયછે)

## સન્નિરૂદ્ધગુદની ચિકિત્સા.

### तस्य चिकित्सा ।

संनिरुद्धगुदे तैलैः सेको वातहरैर्हितः । तथा निरुद्धप्रकशक्रियाऽपि कथिताऽथवा ॥

વાયુને હરનારાં તૈલોથી સેચન કરવામાં આવે અથવા નિરૂદ્ધપ્રકશની જે ચિકિત્સા કહેવામાં આવીછે તેજ ચિકિત્સા કરવામાં આવે તો સન્નિરૂદ્ધગુદ મટી જાયછે.

## વૃષણકચ્છૂનું નિદાન તથા લક્ષણ.

### अथ वृषणकच्छूलक्षणमाह ।

स्नानोत्सादनहीनस्य मलो वृषणसंस्थितः । प्रक्लिद्यते तदा स्वेदात्कण्डूं जनयते तदा ॥ ततः कण्डूयनात् क्षिप्रं स्फोटः स्रावश्च जायते ।। प्राहुर्वृषणकण्डूं तां श्लेष्मरक्तप्रकोपजाम् ॥

उत्सादनं उद्वर्तनं । मलः मैलि इति लोके । प्रक्लिद्यते आर्द्रो भवति ॥

નાહાવાથી તથા અંગોને સાફ કરવાથી રહિત રહેનારાનો વૃષણોની ઉપર રહેલો મેલ જ્યારે પસીનાથી પલળેછે ત્યારે ચળને ઉત્પન્ન કરેછે અને એપ્રમાણે ચળ ઉત્પન્ન થતાં ખંજોરવાથી તુરત ફોડલો થાયછે અને સ્રાવ થાયછે એ વૃષણકચ્છૂ કહેવાયછે. આ રોગ કફના તથા રૂધિરના પ્રકોપથી થાયછે.

## વૃષણકચ્છૂની ચિકિત્સા.

### तस्याश्चिकित्सा ।

सर्जाह्वकुष्ठसैन्धवसितसिद्धार्थैः प्रकल्पितो योगः । उद्वर्तनेन नियतं शमयति वृषणस्य कण्डूतिम् ॥ भिषक् वृषणकच्छूं तु चिकित्सेत्पामरोगवत् । अहिपूतननिर्दिष्टक्रिययापि च तां हरेत् ॥

રાળ, કઠ, સૈંધવ, અને ધોળા સર્ષપ, એઓનો યોગ કરીને વૃષણોની ઉપર ચોળવામાં આવે તો વૃષણકચ્છૂ અવશ્ય શાંત થઈ જાયછે.

વૈદ્યે વૃષણકચ્છૂની ખસના જેવી ચિકિત્સા કરવી અથવા નીચે અહિપૂતન નામના રોગની જે ચિકિત્સા કહેવામાં આવશે તે ચિકિત્સા કરવી.

## અહિપૂતનનું નિદાન તથા લક્ષણ.

### अथाहिपूतनस्य लक्षणमाह ।

शकृन्मूत्रसमायुक्तेऽधौतेऽपाने शिशोर्भवेत् । स्विन्नस्यास्नाप्यमानस्य कण्डू रक्तकफोद्भवा ॥ कण्डूयनात्ततः क्षिप्रं स्फोटः स्रावश्च जायते । एकीभूतं व्रणैर्घोरं तं विद्यादहिपूतनम् ॥

મૂત્રથી તથા વિષ્ઠાથી યુક્ત થએલી બાલકની ગુદા બરાબર ધોવામાં ન આવે અને પસીનો વળ્યા છતાં બાલકને નવરાવવામાં ન આવે તો રૂધિરના તથા કફના પ્રકોપથી ચળ થાયછે અને ચળ થતાં ખંજોરવાથી તુરત ફોડકીઓ તથા સ્રાવ થાયછે કે જેમાંથી થએલા વ્રણો એકઠાં થઇને ભયંકર થઈ પડેછે. આ રોગ અહિપૂતન કહેવાયછે.

## અહિપૂતનની ચિકિત્સા.

### तस्य चिकित्सा ।

तत्र संशोधनैः पूर्वं धात्रीस्तन्यं विशोधयेत् । त्रिफलाखदिरकाथैर्व्रणानां क्षालनं हितम् ॥ शङ्खसौवीरयष्ट्याह्वैर्लेपः कार्योऽहिपूतने ॥

## નિરૂદ્ધપ્રકશનું નિદાન તથા લક્ષણ.

### अथ निरुद्धप्रकशस्य लक्षणमाह।

वातोपसृष्टे मेढ्रं तु चर्म संश्रयते मणिम्। मणिश्चर्मोपनद्धस्तु मूत्रस्रोतो रुणद्धि च॥ निरुद्धप्रकशे तस्मिन् मन्दधारमवेदनम्। मूत्रं प्रवर्तते जन्तोर्मणिर्विव्रियते न च॥ निरुद्धप्रकशं विद्यात् सरुजं वातसम्भवम्।

निरुद्धप्रकाश इत्यस्य स्थाने निरुद्धप्रकशपदमार्षत्वात्।

લિંગમાં વાયુનો પ્રકોપ થતાં ચામડી ટોચકાની આડે આવી જાયછે અને એ રીતે ચામડીથી મઢાઇ ગયેલું ટોચકું મૂત્રના પ્રવાહને રોકી દેછે એ નિરૂદ્ધપ્રકશ રોગ કહેવાયછે. આ રોગમાં મૂત્ર મંદ મંદ ધારાવાળું તથા વેદનાવગરનું પ્રવર્તેછે અને લિંગનું ટોચકું ખુલ્લું થતું નથી. આ રોગ વાયુથી થાયછે અને તેમાં વેદના પણ હોયછે.

વ્યાકરણની મર્યાદા પ્રમાણે 'નિરૂદ્ધપ્રકાશ' એ નામ અપેક્ષિત છતાં 'નિરૂદ્ધપ્રકશ' નામ રાખ્યું છે એ આર્ષ (વૈદિક) છે.

### નિરૂદ્ધપ્રકશની ચિકિત્સા.

### तस्य चिकित्सा।

निरुद्धप्रकशे नाडीं लौहीमुभयतो मुखीम्। दारवीं वा जतुकृतां घृताक्तां सम्प्रवेशयेत्॥ परिषिञ्चेद्वसामज्जां शिशुमारवराहयोः। चुक्रतैलं तथा योज्यं वातघ्नद्रव्यसंयुतम्॥ त्र्यहात् त्र्यहात् स्थूलतरां सम्यक् नाडीं प्रवेशयेत्। स्रोतो विवर्धयेदेवं स्निग्धमन्नं च भोजयेत्। भित्वा वा सेवनीं मुक्त्वा सद्यः क्षतवदाचरेत्॥

નિરૂદ્ધપ્રકશમાં બન્ને તરફ મોહોડાંવાળી અને ઘીથી ખરડેલી લોઢાની, લાકડાની અથવા લાખથી બનાવેલી નળી નાખવી. પછી તેના ઉપર શિશુમાર નામના જનાવરની તથા સુવરની ચરબીનું તથા મજ્જાનું સેચન કરવું અને વાયુને હણનારા પદાર્થોથી સંયુક્ત ચુકાના તેલનું પણ સેચન કરવું. ત્રણ ત્રણ દિવસે વધારે વધારે જાડી નળી તેમાં સારી રીતે નાખતી જવી અને એ રીતે માર્ગને પોહોળો કરવો. આ ક્રિયાઓ કરીને રોગીને સ્નિગ્ધ અન્ન જમાડવું.

સીવણીને છોડી દેતાં શસ્ત્રવતે ભેદન કરીને તુરતના ક્ષતના જેવી ચિકિત્સા કરવામાં આવે તો તેથી પણ નિરૂદ્ધપ્રકશ મટી જાયછે.

## સન્નિરૂદ્ધ ગુદનું નિદાન તથા લક્ષણ.

### अथ संनिरुद्धगुदस्य लक्षणमाह।

वेगसन्धारणाद्वायुर्विहितो गुदसंश्रितः। निरुणद्धि महत्स्रोतः सूक्ष्मद्वारं करोति च॥ मार्गस्य सौक्ष्म्यात् कृच्छ्रेण पुरीषं तस्य गच्छति। संनिरुद्धगुदं व्याधिमेनं विद्यात्सुदुस्तरम्॥

વેગોની અટકાયતથી અભિઘાત પામેલો ગુદામાં રેહેલો વાયુ ગુદાના મોટા દ્વારને રોકીને નાહાનું કરી નાખેછે કે જેથી માર્ગ સાંકડો થતાં વિષ્ટા માંડ માંડ નીકળેછે. આ સન્નિરૂદ્ધગુદ નામનો વ્યાધિ કેહેવાયછે અને તે અતિ દુસ્તર છે.

### સન્નિરૂદ્ધગુદની ચિકિત્સા.

**तस्य चिकित्सा ।**

संनिरुद्धगुदे तैलैः सेको वातहरैर्हितः । तथा निरुद्धप्रकशक्रियाऽपि कथिताऽथवा ॥

વાયુને હરનારાં તેલોથી સેચન કરવામાં આવે અથવા નિરૂદ્ધપ્રકશની જે ચિકિત્સા કહેવામાં આવીછે તેજ ચિકિત્સા કરવામાં આવે તો સન્નિરૂદ્ધગુદ મટી જાયછે.

### વૃષણકચ્છૂનું નિદાન તથા લક્ષણ.

**अथ वृषणकच्छूलक्षणमाह ।**

स्नानोत्सादनहीनस्य मलो वृषणसंस्थितः । प्रक्लिद्यते तदा स्वेदात्कण्डूं जनयते तदा ॥ ततः कण्डूयनात् क्षिप्रं स्फोटः स्रावश्च जायते । प्राहुर्वृषणकण्डूं तां श्लेष्मरक्तप्रकोपजाम् ॥

उत्सादनं उद्वर्तनं । मलः मैलि इति लोके । प्रक्लिद्यते आर्द्रो भवति ॥

નાહાવાથી તથા અંગોને સાફ કરવાથી રહિત રેહેનારાનો વૃષણોની ઉપર રહેલો મેલ જ્યારે પસીનાથી પલળેછે ત્યારે ચળને ઉત્પન્ન કરેછે અને એપ્રમાણે ચળ ઉત્પન્ન થતાં ખંજોરવાથી તુરત ફોડલો થાયછે અને સ્રાવ થાયછે એ વૃષણકચ્છૂ કેહેવાયછે. આ રોગ કફના તથા રૂધિરના પ્રકોપથી થાયછે.

### વૃષણકચ્છૂની ચિકિત્સા.

**तस्याश्चिकित्सा ।**

सर्जाह्वकुष्ठसैन्धवसितसिद्धार्थैः प्रकल्पितो योगः । उद्वर्तनेन नियतं शमयति वृषणस्य कण्डूतिम् ॥ भिषक् वृषणकच्छूं तु चिकित्सेत्पामरोगवत् । अहिपूतननिर्दिष्टक्रिययापि च तां हरेत् ॥

રાળ, કઠ, સૈંધવ, અને ધોળા સર્ષપ, એઓનો યોગ કરીને વૃષણોની ઉપર ચોળવામાં આવે તો વૃષણકચ્છૂ અવશ્ય શાંત થઈ જાયછે.

વૈદ્યે વૃષણકચ્છૂની ખસના જેવી ચિકિત્સા કરવી અથવા નીચે અહિપૂતન નામના રોગની જે ચિકિત્સા કેહેવામાં આવશે તે ચિકિત્સા કરવી.

### અહિપૂતનનું નિદાન તથા લક્ષણ.

**अथाहिपूतनस्य लक्षणमाह ।**

शकृन्मूत्रसमायुक्तेऽधौतेऽपाने शिशोर्भवेत् । स्विन्नस्यास्नाप्यमानस्य कण्डू रक्तकफोद्भवा ॥ कण्डूयनात्ततः क्षिप्रं स्फोटः स्रावश्च जायते । एकीभूतं व्रणैर्घोरं तं विद्यादहिपूतनम् ॥

મૂત્રથી તથા વિષ્ઠાથી યુક્ત થએલી બાલકની ગુદા બરાબર ધોવામાં ન આવે અને પસીનો વળ્યા છતાં બાલકને નવરાવવામાં ન આવે તો રૂધિરના તથા કફના પ્રકોપથી ચળ થાયછે અને ચળ થતાં ખંજોરવાથી તુરત ફોડકીઓ તથા સ્રાવ થાયછે કે જેમાંથી થએલા વ્રણો એકઠાં થઇને ભયંકર થઈ પડેછે. આ રોગ અહિપૂતન કેહેવાયછે.

### અહિપૂતનની ચિકિત્સા.

**तस्य चिकित्सा ।**

तत्र संशोधनैः पूर्वं धात्रीस्तन्यं शोधयेत् । त्रिफलाखदिरक्वाथैः क्षालनं हितम् ॥ शङ्खसौवीरयष्ट्याः कार्योऽहिपूतने ॥

અહિપૂતન થએલ હોય તો પ્રથમ સંશોધનોથી માતાના દુધને સાફ કરવું. હરડે, બેહેડાં, આમળાં તથા કાથો એ-ઓના ક્વાથથી વ્રણોને ધોવા અને શંખનું ચૂર્ણ, સૌવીર, (જુવો પ્રથમ ખંડના પૃષ્ઠ ૭૫૬ માં) તથા જેઠીમધ એઓનો લેપ કરવો.

## ગુદભ્રંશ (આમણ) નું લક્ષણ તથા નિદાન.

### अथ गुदभ्रंशस्य लक्षणमाह।

प्रवाहणातिसाराभ्यां निर्गच्छति गुदं बहिः। रूक्षदुर्बलदेहस्य गुदभ्रंशं तमादिशेत्॥

જેનું શરીર રૂક્ષ તથા દુર્બલ હોય તેની ગુદા દસ્તના સમયમાં જોર કરવાથી તથા અતિસારથી બાહાર નીકળે છે એ ગુદભ્રંશ કેહેવાયછે.

## ગુદભ્રંશની ચિકિત્સા.

### तस्य चिकित्सा।

गुदभ्रंशे गुदं स्विन्नं स्नेहेनाक्तं प्रवेशयेत्। प्रविष्टं रोधयेत् यत्नात् गव्यसच्छिद्रचर्मणा॥ पद्मिन्याः कोमलं पत्रं यः खादेच्छर्करान्वितम्। एतन्निश्चित्य निर्दिष्टं न तस्य गुदनिर्गमः॥ मूषिकाणां वसाभिर्वा गुदभ्रंशे प्रलेपनम्॥ सुस्विन्नमूषिकामांसेनाथ वा स्वेदयेत् गुदम्॥ वृक्षाम्लानलचाङ्गेरी बिल्वपाठायवाग्रजम्। तक्रेण शीलयेत् पायुभ्रंशार्तोऽनलदीपनम्॥ मूषिका दशमूलानि गृह्णीयादुभयं समम्। तयोः क्वाथेन कल्केन पचेत्तैलं यथोदितम्॥ अभ्यङ्गात्तस्य तैलस्य गुदभ्रंशो विनश्यति। विनश्यति तथानेन गुदशूलं भगन्दरम्॥

मूषकतैलम्।

ગુદાને શેક દઇ ઘીથી અથવા તેલથી ખરડીને અંદર પેસાડી દેવી અને પેસાડ્યા પછી છિદ્રોવાળા ગાયના ચામડાથી યત્નપૂર્વક તેને રોકી દેવી.

જે માણસ કમલિનીના કોમલ પત્રને સાકરની સાથે ખાય તેની આમણ નીકળતી બંધ પડી જાયછે એ નિશ્ચય છે.

આમણની ઉપર ઉંદરની ચરબી ચોપડવામાં આવે અથવા બાફેલા ઉંદરના માંસથી શેક કરવામાં આવે તો આમણ નીકળતી બંધ પડી જાયછે.

આમણ નીકળવાથી પીડાએલા માણસે કોકમ, ચિત્રક, ખાટી લુણી, બીલાંનો ગર્ભ અને જવખાર એઓને છાશમાં વાટીને પીવાનો અભ્યાસ રાખવો. આ ઉપાયથી અગ્નિ પણ પ્રદીપ્ત થાયછે.

## મૂષકતૈલ.

ઉંદર અને દશમૂલ (બૃહત્પંચમૂલ તથા લઘુપંચમૂલ) એ બન્નેને સમભાગે લઇ તેઓના ક્વાથથી અને કલ્કથી વિધિપ્રમાણે તૈલ પકાવવું. આ તૈલનો અભ્યંગ કરવાથી ગુદભ્રંશ મટી જાયછે અને ગુદશૂલ તથા ભગંદર પણ મટી જાયછે.

## શૂકરદંષ્ટ્રનું લક્ષણ.

### अथ शूकरदंष्ट्रस्य लक्षणमाह।

सदाहो रक्तपर्यन्तस्त्वक्पाकी तीव्रवेदनः। कण्डूमान् ज्वरकारी च स स्याच्छूकरदंष्ट्रकः॥

सः गुदभ्रंशः ।

ગુદભ્રંશ જો બળતરાવાળો, રાતા છેડાવાળો, પાકેલી ચાંમડીવાળો, તીવ્ર વેદનાવાળો, ચળવાળો અને જ્વર કરનાર હોય તો તેજ શૂકરદંષ્ટ્ર કેહેવાયછે.

## શૂકરદંષ્ટ્રની ચિકિત્સા.

## तस्य चिकित्सा ।

भृङ्गराजकमूलस्य रजन्या सहितस्य च चूर्णं तु सहसा लेपात् वाराहद्विजनाशनम् ॥ राजीवमूलकल्कः पीतो गव्येन सर्पिषा प्रातः । शमयति शूकरदंष्ट्रं दंष्ट्रोद्भूतं ज्वरं घोरम् ॥ रजनीमार्कवं मूलं पिष्टं शीतेन वारिणा । तच्छेपाद्धन्ति वीसर्पं वाराहदशनाह्वयम् ॥

હળદર સહિત ભાંગરાનાં મૂળીયાંના ચૂર્ણનું લેપન કરવાથી શૂકરદંષ્ટ્ર તુરતજ મટી જાયછે.

પ્રાતઃકાલે કમળનાં મૂળનો કલ્ક ગાયના ઘીની સાથે પીવામાં આવે તો તેથી શૂકરદંષ્ટ્ર અને તેથી ઉત્પન્ન થએલો ઘોર જ્વર શાંત થઇ જાયછે.

હળદર અને ભાંગરાનાં મૂળ એઓને ટાઢા પાણીમાં વાટીને લેપ કરવામાં આવે તો વિસર્પ અને શૂકરદંષ્ટ્ર મટી જાયછે.

## અનુશયીનું લક્ષણ.

## अथानुशयीलक्षणमाह ।

गम्भीरामल्पशोथां च सवर्णामुपरि स्थिताम् । पादस्यानुशयीं तां तु विद्यादन्तःप्रपाकिनीम् ॥

अत्र पिडिकामिति विशेष्यपदमध्याहरणीयम् । गम्भीरान्तःपाकेन ।

અંદર પાકવાળી, તેવી હોવાને લીધે ગંભીર, થોડા સોજાવાળી અને પગ જેવાજ વર્ણવાળી જે ફોડલી પગની ઉપર થાયછે તે અનુશયી કેહેવાયછે.

## અનુશયીની ચિકિત્સા.

## अथ तस्य चिकित्सा ।

हरेदनुशयीं वैद्यः क्रियया श्लेष्मविद्रधेः ।

વૈદ્ય કફવિદ્રધિની ચિકિત્સાથી અનુશયીનો નાશ કરવો.

## અલસનું લક્ષણ.

## अलसस्य लक्षणमाह ।

क्लिन्नाङ्गुल्यन्तरौ पादौ कण्डूदाहसमन्वितौ । दुष्टकर्दमसंस्पर्शादलसं तं विभावयेत् ॥

अलसं कन्दई इति लोके ।

સડેલા કાદવના સ્પર્શથી પગ આંગળીઓના મધ્યમાં ક્લેદવાળા, ચળવાળા અને બળતરાવાળા થાયછે એ અલસ કેહેવાય છે.

## અલસની ચિકિત્સા.

## तस्य चिकित्सा ।

पादौ सिक्तारनालेन लेपनं त्वलसे हितम् । पटोलकुनटीनिम्बरोचनामरिचैस्तिलैः ॥ क्षुद्रास्वरससिद्धेन कटुतैलेन लेपयेत् । ततः कासीसकुनटीतिलचूर्णैर्विचूर्णयेत् ॥

विचूर्णयेदवधूलयेत् ।

करञ्जबीजं रजनीकासीसं पद्मकं मधु । रोचना हरितालं च लेपोऽयमलसे हितः ॥

આરનાલથી (જુવો પ્રથમ ખંડનું પૃષ્ઠ ૮૧૩ મું) પગની ઉપર સેચન કરીને લેપન કરવું. એ અલસ ઉપર હિતકારી થાયછે.

કડવાં પરવળ, મણશીલ, લીંબડો, ગોરોચના, મરી, તલ અને ભોરીંગણીનો સ્વરસ એઓથી પકાવેલા તેલથી અલસની ઉપર લેપન કરીને પછી હીરાકસી, મણશીલ અને તલ એઓનું ચૂર્ણ ભભરાવવું.

કરંજનાં બીજ, હળદર, હીરાકસી, પદ્મકાષ્ઠ, મધ, ગોરોચના અને હરતાલ એઓનો લેપ કરવામાં આવે તો અલસ મટી જાયછે.

## દારીનું લક્ષણ.

## अथ दारीलक्षणमाह ।

परिक्रमणशीलस्य वायुरत्यर्थरूक्षयोः । पादयोः कुरुते दारीं सरुजां तलसंश्रिताम् ॥

दारी विवाई ॥

જેને પૃથ્વી ઉપર બહુજ ફરવાનો અભ્યાસ હોય તે માણસના અત્યંત રૂક્ષ થઈ ગએલા પગોના તળામાં વાયુ વેદનાવાળી દારીને (ચીરને-ફાટને) ઉત્પન્ન કરેછે.

## દારીની ચિકિત્સા.

## तस्य चिकित्सा ।

पाददार्यां शिरां प्राज्ञो मोचयेत्तलशोधिनीम् । स्नेहस्वेदोपपन्नौ तु पादौ वा लेपयेन्मुहुः ॥ मधूच्छिष्टवसामज्जाघृतैः क्षारविमिश्रितैः ॥

अत्र वसा मज्जा च सामान्यतश्छागादीनां विशेषानभिधानतः । उक्तं च 'मेदोमज्जा वसा ज्ञेया ग्राम्यानूपौदकोद्भवाः' । इति मदनपालः ॥ वसा शुद्धमांसभवः स्नेहः ।

स्नेहोऽस्थ्नः शुचिरेव स्यात्समज्जा कथितो बुधैः ॥

क्षारो यवक्षारः ॥

सर्जाह्वसिन्धूद्भवयोश्चूर्णं घृतमधुप्लुतम् । निर्मथ्य कटुतैलाक्तं हितं पादमार्जने ॥ मधुसिक्थकगैरिकघृतगुडमाहिषाक्षशालनिर्यासैः । गैरिकसहितैर्लेपः पादस्फुटनापहः सिद्धः ॥

मधुसिक्थकं मेण । प्रथमं गैरिकं शिलाजतु । द्वितीयं गैरिकं गेरू इति लोके । शालनिर्यासः रालः ।

उन्मत्तकस्य बीजेन मानकक्षारवारिणा । विपक्वं कटुतैलं तु हन्याद्दारीं न संशयः ॥

उन्मत्ततैलम् ।

પગમાં દારી થએલ હોય તો સમજુ વૈદ્યે તળાને સાફ કરવાને વાસ્તે નસ ખોલાવીને લોહી કહડાવવું.

પગોનું સ્નેહન તથા સ્વેદન કરીને પછી મધ, ચરબી, મજ્જા અને જવખાર એઓને મિશ્રિત કરીને વારંવાર લેપ કરવામાં આવે તો દારી મટી જાયછે આમાં ચરબી તથા મજ્જા કોની લેવી એમ નામ પાડીને કહ્યું નથી માટે બકરા વગેરે જાનવરોની લેવી એમ સમજવું. કેમકે મદનપાલે કહ્યું છે કે "મેદ, મજ્જા તથા ચરબી ગ્રામ્ય પશુઓની, જલપ્રાય પ્રદેશનાં પ્રાણીઓની

અને જળચર પ્રાણીઓની લેવી." હાડકાની અંદરનો જે ચોખો સ્નેહ તે મજ્જા કહેવાયછે.

ગળ તથા સૈંધવ એઓના ચૂર્ણને ઘીમાં તથા મધમાં કાલવી ખૂબ મથી તેમાં સરસીયું તેલ નાખીને પગમાં ઘસવામાં આવે તો દારી મટી જાયછે.

મીણ, શિલાજીત, ઘી, ગોળ, ભેંસાગુગળ, રાળ અને સોનાગેરૂ એઓને મિશ્રિત કરીને લેપ કરવામાં આવે તો પગનું ફાટવું અવશ્ય મટી જાયછે.

## ઉન્મત્તતૈલ.

ધંતુરાનાં બીજો અને માનકંદની ભસ્મનું જળ એઓથી પકાવેલું સરસીયું તેલ પગના ફાટવાને મટાડેછે એમાં સશય નથી.

## કદર (કપાસી) નું લક્ષણ.

### कदरस्य लक्षणमाह ।

शर्करोन्मथिते पादे क्षते वा कण्टकादिभिः । ग्रन्थिः कोलवदुत्सन्नो जायते कदरस्तु सः ॥

शर्करात्र वालुका । कोलवत् क्षुद्रबदरवत् । उत्सन्नः उन्नत' ।

રેતીથી મથિત થએલા અથવા કાંટા વગેરેથી ઘવાએલા પગમાં નાહાનાં બોર જેવડી ઊંચી ગાંઠ ઉત્પન્ન થાયછે એ કદર કેહેવાયછે.

## કદરની ચિકિત્સા.

### तस्य चिकित्सा ।

दहेत्कदरमुद्धृत्य तैलेन दहनेन वा ।

કદરને શસ્ત્રવતે કાહાડી નાખીને ઊના તેલનો અથવા અગ્નિનો ડાંભ દેવામાં આવે તો કદર મટી જાયછે.

## તિલકાલક (તલ) નું લક્ષણ.

### तिलकालकमाह ।

कृष्णानि तिलमात्राणि नीरुजानि समानि च । वातपित्तकफोद्रेकात्तान्विद्यात्तिलकालकान् ॥

समानि अनुन्नतानि । अयं तिल इति लोके ।

વાયુના, પિત્તના તથા કફના પ્રકોપથી કાળાં, તલ જેવડાં, પીડા વગરનાં અને ઊંચાઈ વગરનાં ચાઠાં થાયછે એ તિલકાલક કેહેવાયછે.

## મશક (મસ) નું લક્ષણ.

### मशकमाह ।

अवेदनं स्थिरं चैव यत्तु गात्रे प्रदृश्यते । माषवत् कृष्णमुत्सन्नं मलिनं मशकं दिशेत् ॥

स्थिरमचलम् । अवेदन वेदनारहितम् मशक इति लोके ।

શરીરમાં અડદ જેવું કાળું તથા ઊંચું, મેલું, વેદના વગરનું અને અચલતાવાળું જે થાયછે તે મશક કેહેવાયછે.

## જતુમણિ (લાખા) નું લક્ષણ.

### अथ जतुमणिमाह ।

सममुत्सन्नमरुजं मण्डलं कफरक्तजम् । सहजं लक्ष्मचैकेषां लक्ष्यो जतुमणिश्च सः ॥ कृष्णस्निग्धो जतुमणिर्ज्ञेयः श्लेष्मोत्तरैस्त्रिभिः । अरुजं सपरे रक्तं लक्ष्मेत्याहुर्भिषग्वराः ॥

समं समवर्णम् । उत्सन्नं किञ्चिदुत्सन्नं सहजं शरीरेण सह जातम् । एवंविधं य-

न्मण्डलं स जतुमणिर्लक्ष्यः लक्ष्मचैकेषामिति एकेषामाचार्याणां मते तन्मण्डलं लक्ष्मसंज्ञं च लक्ष्म लशुन इति लोके। अपरे पुनर्जतुमणिलक्ष्मणोर्भेदकं लक्षणमाहुः कृष्णा इत्यादि।

શરીરના જેવા વર્ણવાળું, કાંઈક ઊંચું, શરીરની સાથે થએલું અને કફ તથા રૂધિર એઓના પ્રકોપવાળું જે મંડલ થાયછે તે જતુમણિ કેહેવાયછે. કેટલાએક આચાર્યો જતુમણિને લક્ષ્મ કેહેછે.

કેટલાએક ઉત્તમ વૈદ્યોનો મત એવો પણ છે કે વાયુ, પિત્ત અને ઉલ્વણતાવાળો કફ એઓથી કાળું અને સ્નિગ્ધપણાવાળું જે મંડલ થાયછે તે જતુમણિ કેહેવાયછે અને એવુંજ વેદનાવગરનું જે રાતું મંડલ થાયછે તે લક્ષ્મ કેહેવાયછે.

## તિલકાલક, મશક તથા જતુમણિ એઓની ચિકિત્સા.

## अथ तिलकालकमशकजतुमणीनां चिकित्सा।

कर्मकीलं जतुमणिं मशकांस्तिलकालकान्। उत्कृत्य शस्त्रेण दहेत् क्षाराग्निभ्यामशेषतः॥

ચર્મકીલ નામના અરશને, જતુમણિને, મસને અને તલને શસ્ત્રથી કાપીને ક્ષારથી તથા અગ્નિથી સંપૂર્ણ રીતે બાળી નાખવાં.

## ન્યચ્છનું લક્ષણ.

## अथ न्यच्छमाह।

मण्डलं महदल्पं वा श्यावं वा यदि वा सितम्। सहजं नीरुजं गात्रे न्यच्छं तदभिधीयते॥

શરીરમાં મોહું અથવા નાહાનું, કાળું અથવા ધોળુ, શરીરની સાથે થએલું અને વેદના વગરનું જે મંડલ થાયછે તે ન્યચ્છ કેહેવાયછે.

## ન્યચ્છની ચિકિત્સા.

## तस्य चिकित्सा।

शिरावेधैः प्रलेपैश्च तथाभ्यङ्गैरुपाचरेत्। न्यच्छं लिम्पेत्पयःपिष्टैः कल्कैः क्षीरतरूद्भवैः॥ त्रिभुवनविजयापत्रं मूलं स्थविरस्य शिंशिपाचैभिः। उद्वर्तनं विरचितं न्यच्छव्यङ्गापहं सिद्धम्॥

स्थविरस्य वृद्धदारकस्य।

નસને વીંધવાથી, પ્રલેપોથી અને અભ્યંગોથી ન્યચ્છની ચિકિત્સા કરવી.

છીરવાળાં વૃક્ષોની છાલોને દુધમાં વાટી તે કલ્કોથી ન્યચ્છઉપર લેપન કરવામાં આવે તો ન્યચ્છ મટી જાયછે.

ભાંગનાં પાંનડાં, વરધારાનાં મૂળીયાં અને શીશમ એઓને વાટીને તેને ચોળવાપૂર્વક ખરડ કરવામાં આવે તો તેથી ન્યચ્છ તથા વ્યંગ અવશ્ય મટી જાયછે.

## પદ્મિનીકંટકનું લક્ષણ.

## पद्मिनीकण्टकमाह।

कण्टकैराचितं वृत्तं कण्डुमत्पाण्डुमण्डलम्। पद्मिनीकण्टकप्रख्यैस्तदाख्यं कफवातजम्॥

आचितं व्याप्तं पद्मिनीकण्टकप्रख्यैः पद्मिनीनालकण्टकसदृशैस्तदाख्यं पद्मिनीकण्टकनामैव।

કફ તથા વાયુ એઓથી થએલું, કમળના નાળના કાંટાજેવા કાંટાઓથી

વ્યાપ્ત, ચળવાળું, ગોળ અને ધોળું જે મંડલ થાયછે તે પદ્મિનીકંટક કેહેવાયછે.

## પદ્મિનીકંટકની ચિકિત્સા.

## तस्य चिकित्सा ।

पद्मिनीकण्टके रोगे छर्दयेन्निम्बवारिणा । तेनैव सिद्धं सक्षौद्रं सर्पिः पातुं प्रदापयेत् ॥ निम्बारग्वधकल्कैर्वा मुहुरुद्वर्तनं हितम् ॥ चतुर्गुणेन निम्बोत्थपत्रक्काथेन गोघृतम् । पचेत्ततस्तु निम्बस्य कृतमालस्य पत्रजैः ॥ कल्कैर्भूयः पचेत् सिद्धं तत् पिबेत्पलसंमितम् । पद्मिनीकण्टकाद्रोगान्मुक्तो भवति नान्यथा॥

निम्बादिघृतम् ।

પદ્મિનીકંટક નામનો ક્ષુદ્ર રોગ થએલ હોય તો લીંબડાના પાણીથી વમન કરાવવું અને લીંબડાના પાણીથીજ પકાવેલા ઘીમાં મધ નાખીને તે ઘી પીવરાવવું.

લીંબડાના તથા ગરમાળાના કલ્કોથી વારંવાર ચોળવામાં આવે તો તેથી પદ્મિનીકંટક મટી જાયછે.

## નિંબાદિઘૃત.

ચારગણા લીંબડાનાં પાનડાંના ક્વાથથી ગાયના ઘીને પકાવીને ફરીવાર તેજ ઘીને લીંબડાનાં પાનડાંના તથા ગરમાળાનાં પાનડાંના કલ્કોથી પકાવવું એટલે નિંબાદિઘૃત સિદ્ધ થાયછે. આ ઘી ચાર ચાર તોલાભાર પીવામાં આવે તો પદ્મનીકંટક મટી જાયછે એમાં કશો સંશય નથી.

## અજગલ્લિકાનું લક્ષણ.

## अथाजगल्लिका ।

स्निग्धा सवर्णा ग्रथिता नीरुजा मुद्गसन्निभा । कफवातोत्थिता ज्ञेया बालानामजगल्लिका ॥

ग्रथिता गुम्फितेव । मुद्गसंनिभा मुद्गाकृतिः ।

બાલકોને મગના જેવી આકૃતિવાળી, સ્નિગ્ધ, શરીરના જેવા રંગવાળી, ગુંથાએલા જેવી, વેદનાવગરની અને કફથી તથા વાયુથી ઉઠેલી ફોડલીઓ થાયછે એ અજગલ્લિકા કેહેવાયછે.

## અજગલ્લિકાની ચિકિત્સા.

## तस्याश्चिकित्सा ।

तत्राजगल्लिकां सामां जलौकोभिरुपाचरेत् । शुक्तिसौराष्ट्रिकाक्षारकल्कैश्चालेपयेन्मुहुः ॥ कठिनां क्षारयोगेन द्रावयेदजगल्लिकाम् ॥

જો અજગલ્લિકા કાચી (નહિ પાકેલી) હોય તો જળો મુકીને તેની ચિકિત્સા કરવી અને છીપની ભસ્મ તથા ફટકડીની ભસ્મ એઓના કલ્કોથી તેના ઉપર વારંવાર લેપન કરવું.

જો અજગલ્લિકા કઠણ હોય તો ક્ષાર મુકીને તેને પીગળાવવી.

## યવપ્રખ્યાનું લક્ષણ.

## यवप्रख्यामाह ।

यवाकारा प्रकठिना ग्रथिता मांससंश्रया । पिडका श्लेष्मवाताभ्यां यवप्रख्येति सोच्यते ॥

यवाकारा मध्ये स्थूला मान्ते कृशा ।

કફથી તથા વાયુથી જવના જેવા આકારવાળી, અત્યંત કઠણ, ગુંથાએલા જેવી અને માંસના આશ્રયવાળી જે ફોડલી થાયછે તે યવપ્રખ્યા કહેવાયછે. જવજેવા આકારવાળી એટલે મધ્યમાં જાડી અને છેડામાં પાતળી.

### અંત્રાલજીનું લક્ષણ.

### अथान्त्रालजीमाह ।

घनामवक्रां पिडकामुन्नतां परिमण्डलाम् । अन्त्रालजीमल्पपूयां तां विद्यात् कफवातजाम् ॥

घना कठिनाम् । परिमण्डला वर्तुला अल्पपूयाम् ।

કઠણ, વાંકાપણા વગરની, ઊંચી, ગોળ, અને થોડા પરૂવાળી જે ફોડલી થાયછે તે અંત્રાલજી કહેવાયછે. આ ફોડલી કફથી તથા વાયુથી થાયછે.

### યવપ્રખ્યાની તથા અંત્રાલજીની ચિકિત્સા.

### अथ तयोश्चिकित्सा ।

अन्त्राजलीयवमख्यौ पूर्वं स्वेदैरुपाचरेत् । मनःशिलादेवदारुकुष्टकल्कैः प्रलेपयेत् ॥ पक्कां व्रणविधानेन यथोक्तेन प्रसाधयेत् ॥

યવપ્રખ્યાને તથા અંત્રાલજીને પ્રથમ સ્વેદન (શેક) આપીને પછી મણશીલ, દેવદાર તથા કઠ એઓના કલ્ક લગાવવા. પાકે ત્યારે આગળ કહેલા વ્રણના વિધિથી ચિકિત્સા કરવી.

### વિવૃતાનું લક્ષણ.

### अथ विवृतामाह ।

विवृतास्यां महादाहां पक्वोदुम्बरसन्निभाम् । विवृतामिति तां विद्यात् पित्तोत्थां परिमण्डलाम् ॥

परितः शोथयतीम् ।

ફાટેલા મોહોડાવાળી, ભારે બળતરાવાળી, પાકેલાં ઉંબરાનાં ફળ જેવી ગોળ અને ચારેકોર સોજાવાળી જે ફોડલી થાયછે તે વિવૃતા કહેવાયછે. આ ફોડલી પિત્તથી ઉઠેછે.

### ઇંદ્રવૃદ્ધાનું લક્ષણ.

### अथेन्द्रवृद्धामाह ।

पद्मकर्णिकवन्मध्ये पिडकां पिडकाचिताम् । इन्द्रवृद्धां तु तां विद्याद्वातपित्तोत्थितां भिषक् ॥

पद्मिनीकर्णिकवत् पद्मफलाधारोपमा पिडकाचिता किञ्जल्कवल्लघु पिडकाचिताम् ।

મધ્યમાં કમળ કાકડીઓ થવાના ડોડાજેવી, અને બીજી કેસરાઓજેવી નાહાની નાહાની ફોડલીઓથી વ્યાપ્ત જે ફોડલી થાયછે તેને વૈદ્યે ઇંદ્રવૃદ્ધા જાણવી. આ ફોડલી વાયુથી તથા પિત્તથી થાયછે.

### ગર્દભિકાનું લક્ષણ.

### गर्दभिकामाह ।

मण्डलं वृत्तमुत्सन्नं सुरक्तं पिडकाचितम् । रुजाकरीं गर्दभिकां तां विद्याद्वातपित्तजाम् ॥

ગોળ, ઊંચું, અત્યંત રાતું, ફોડલીઓથી વ્યાપ્ત અને વેદના કરનારૂં જે મંડલ થાયછે તે ગર્દભિકા કહેવાયછે. આ ગર્દભિકા વાયુથી તથા પિત્તથી થાયછે.

## જાલગર્દભનું લક્ષણ.

## जालगर्दभमाह ।

विसर्पवत्सर्पति यः शोथस्तनुरपाकवान्। दाहज्वरकरः पित्तात् स ज्ञेयो जालगर्दभः ॥

अपाकवान् ईषत्पाकवान् । पित्तकृतत्वेन सर्वथा पाकाभावस्यायुक्तत्वात् । अयमग्निजत इति ख्यातः ॥

વિસર્પની પેઠે ફેલાવો કરતો, પાતળો, થોડા પાકવાળો અને દાહને તથા જ્વરને ઉત્પન્ન કરનારો જે સોજો થાયછે તે જાલગર્દભ કહેવાયછે. આ રોગ પિત્તથી થાયછે.

જો કે મૂળમાં 'અપાક' શબ્દ છે તો પણ તેનો 'થોડા પાકવાળો' એ અર્થ કર્યો છે તેનું કારણ એ છે કે પિત્તથી થએલો હોવાને લીધે સર્વથા પાક વગરનો રહેવો તો સંભવતો નથી.

## વિવૃતા, ઇંદ્રવૃદ્ધા, ગર્દભિકા તથા જાલગર્દભ એઓની ચિકિત્સા.

## अथ विवृतेन्द्रवृद्धागर्दभिकाजालगर्दभानां चिकित्सा।

विवृत्तामिन्द्रवृद्धां च गर्दभीं जालगर्दभम् । पैत्तिकस्य विसर्पस्य क्रियया साधयेद्भिषक् ॥ पाके तु रोपयेदाज्यैः पक्वैर्मधुरभेषजैः ॥

વિવૃતાને, ઇંદ્રવૃદ્ધાને, ગર્દભિકાને અને જાલગર્દભને વૈદ્યે પિત્તસંબંધી વિસર્પની ચિકિત્સાથી મટાડવાં. એઓ પાકે ત્યારે તો જીવનીયગણનાં મધુર ઔષધોથી પકાવેલાં ઘીવતે એઓને રૂઝાવવાં.

## કચ્છપિકાનું લક્ષણ.

## कच्छपिकामाह।

ग्रन्थयः पञ्च वा षट् वा दारुणाः कच्छपोन्नताः । कफानिलाभ्यां पिडका सा स्मृता कच्छपी बुधैः ॥

कच्छपोन्नताः मध्ये प्रोन्नताः प्रान्ते नताः॥

કાચબાની પેઠે મધ્યમાં ઊંચી અને છેડાઓમાં નમેલી પાંચ અથવા છ જે દારૂણ ફોડલીઓ થાયછે તેઓને સમજુ વૈદ્યોએ કચ્છપિકા જાણવી. આ રોગ કફથી તથા વાયુથી થાયછે.

## કચ્છપિકાની ચિકિત્સા.

## तस्याश्चिकित्सा ।

कच्छपीं स्वेदयेत् पूर्वं तत एव प्रलेपयेत् । कल्कीकृतैर्निशाकुष्ठसितातालकदारुभिः ॥ तां पक्वां साधयेच्छीघ्रं भिषग्व्रणचिकित्सया ॥

કચ્છપિકાને પ્રથમ શેક કરીને તે પછી તેનાઉપર હળદર, કઠ, સાકર, હરતાલ તથા દેવદાર એઓના કલ્કનો લેપ કરવો. પાકે તો વૈદ્યે તુરત વ્રણના જેવી ચિકિત્સાથી તેને મટાડવી.

## શર્કરાર્બુદનું લક્ષણ.

## अथ शर्करार्बुदस्य लक्षणमाह ।

प्राप्य मांसशिरास्नायुमेदःश्लेष्मा तथानिलः । ग्रन्थिं कुर्वन्त्यसौ भिन्नो मधुसर्पिर्वसानिभम् ॥ स्रवति स्रावमत्यर्थं तत्र वृद्धिं गतोऽनिलः । मांसं विशोष्य ग्रथितां शर्करां जनयेत्पुनः ॥ दुर्गन्धं क्लिन्नमत्यर्थं नानावर्णं ततः शिराः । स्रवन्ति सहसा रक्तं तं विद्याच्छर्करार्बुदम् ॥

માથું અંદર કફથી ખરડાએલું હોય, ભારે હોય, સ્તબ્ધ થઈ ગયું હોય, ટાઢું થઇ ગયું હોય અને આંખોના ડોડલા તથા મોહોડું સુજેલાં હોય તો જાણવું કે એ શિરોરોગ કફના પ્રકોપથી થએલ છે.

## સન્નિપાતસંબંધી શિરોરોગનું લક્ષણ.

### सान्निपातिकमाह ।

शिरोऽभितापे त्रितयप्रवृत्ते सर्वाणि लिङ्गानि समुद्भवन्ति ।

શિરોરોગમાં ઉપર કહેલાં ત્રણે લક્ષણો દેખાતાં હોય તો જાણવું કે એ શિરોરોગ ત્રણે દોષોના પ્રકોપથી થએલ છે.

## રૂધિરથી થએલા શિરોરોગનું લક્ષણ.

### रक्तजमाह ।

रक्तात्मकः पित्तसमानलिङ्गः स्पर्शासहत्वं शिरसो भवेच्च ।

पैत्तिकाद्भेदमाह शिरस स्पर्शासहत्वमिति ॥

બીજાં ચિન્હો પિત્તસંબંધી શિરોરોગનાં જેવાં દેખાતાં હોય અને માથુ કોઇના સ્પર્શનું સહન ન કરી શકે એવું થઇ ગયુ હોય તો જાણવું કે એ શિરોરોગ રૂધિરના પ્રકોપથી થએલ છે. માથું કોઈના સ્પર્શને સહન ન કરી શકે એવું થઈ જવું એટલોજ પિત્તસંબંધી શિરોરોગમાં અને રૂધિરથી થએલ શિરોરોગમાં ભેદ છે.

## રસ આદિના ક્ષયથી થએલ શિરોરોગનું લક્ષણ.

### क्षयजमाह ।

वसाबलासक्षतसम्भवानां शिरोगतानामतिसंक्षयेण । क्षयः प्रवृत्तः शिरसोभितापः कष्टो भवेदुग्ररुजोऽतिमात्रम् ॥

क्षतसम्भवं रुधिरम् ।

संस्वेदनच्छर्दनधूमनस्यैरसृग्विमोक्षैश्च विवृद्धिमेति । अङ्गं भ्रमति लुप्येत शिरोविभ्रान्तनेत्रता । मूर्च्छा गात्रावसादश्च शिरोरोगे क्षयात्मिके ॥

कष्टः कष्टसाध्यः ॥

માથામાં અત્યંત ઉગ્ર વેદના થતી હોય, એ વેદના શેક કરવાથી વમન કરાવવાથી, ધુમાડો પીવરાવવાથી, નસ્ય દેવાથી અને લોહી કહડાવવાથી વૃદ્ધિ પામતી હોય તો જાણવું કે માથામાં રહેલાં ચરબી, કફ તથા રૂધિર એઓનો અત્યંત ક્ષય થવાથી શિરોરોગ થયોછે. આ શિરોરોગ કષ્ટસાધ્ય છે. ક્ષયથી થએલા શિરોરોગોમાં શરીર ભમેછે, માથું લોંકાયા કરેછે, આંખો ફર્યા કરેછે, મૂર્ચ્છા આવેછે અને ગાત્રોમાં ગ્લાનિ થાયછે.

## કૃમિઓથી થએલા શિરોરોગનું લક્ષણ.

### क्रिमिजमाह ।

निस्तुद्यते यस्य शिरोऽतिमात्रं सम्भक्ष्यमाणं स्फुरतीव चान्तः । घ्राणाच्च गच्छेद्रुधिरं सपूयं शिरोऽभितापः क्रिमिभिः स घोरः ॥

सम्भक्ष्यमाणं । क्रिमिभिरिति शेषः । घ्राणाच्चेति चकारेण क्रिमिनिर्गमोऽपि बोध्यते॥

માથું અત્યંત લોંકાયા કરતું હોય, કીડાઓએ ભક્ષણ કરવાનેલીધે જાણે અંદર ફરકતું હોય એવું જણાય અને

નાકમાંથી પરૂસહિત લોહી નીકળે તથા કીડાઓ પણ નીકળે તો જાણવું કે એ ભયંકર શિરોરોગ કૃમિઓથી થએલ છે.

## સૂર્યાવર્ત્તનું લક્ષણ.

### सूर्यावर्तमाह ।

सूर्योदयं या प्रतिमन्दमन्दमक्षिभ्रुवौ रुक् समुपैति गाढम् । विवर्धते चांशुमता सहैव सूर्यापवृत्तौ विनिवर्तते च ॥ शीतेन शान्ति लभते कदाचिदुष्णेन जन्तुः सुखमाप्नुयाद्वा । सर्वात्मकं कष्टतमं विकारं सूर्यापवर्तं तमुदाहरन्ति ॥

सूर्योदयं प्रति लक्षीकृत्य आरभ्येति-यावत् । सूर्यस्यापवृत्तौ सूर्यस्याधोगतौ ॥

સૂર્યોદયથી માંડીને આંખોમાં તથા ભમરોમાં મંદ મંદ પીડા પ્રાપ્ત થતી આવે, જેમ જેમ આકાશમાં સૂર્ય ઉંચો ચડતો આવે તેમ તેમ એ પીડા અત્યંત વધતી આવે, સૂર્ય પશ્ચિમ ભાગમાં લટકતો આવે તેમ તેમ એ પીડા શાંત થતી જતી હોય, કોઈ સમયે એ પીડા શીતથી શાંત થતી હોય અને કોઇ સમયે ઉષ્ણથી પણ શાંત થતી હોય તો જાણવું કે સૂર્યાવર્ત્ત થયોછે. આ રોગ ત્રણે દોષના પ્રકોપથી થાયછે અને અત્યંત કષ્ટસાધ્ય છે.

## અનંતવાતનું લક્ષણ.

### अनन्तवातमाह ।

दोषास्तु दुष्टास्त्रय एव मन्यां सम्पीड्य गाढं स्वरुजां सुतीव्राम् । कुर्वन्ति सोऽक्षिण भ्रुवि शङ्खदेशे स्थितिं करोत्याशु विशेषतस्तु ॥ गण्डस्य पार्श्वे तु करोति कम्पं हनुग्रहं लोचनजान् विकारान् । अनन्तवातं तमुदाहरन्ति दोषत्रयोत्थं शिरसो विकारम् ॥

एवशब्दोऽत्राप्यर्थः । अव्ययानामनेकार्थत्वात् । स्वरुजां स्वस्वरूपां रुजां । व्यथादाहगौरवादिरूपां दोषाः कुर्वन्ति ॥ अनन्तवातः अक्ष्यादिषु स्थितिं करोति । विशेषतः गण्डपार्श्वे स्थितिं करोति । पीडायाः स्थितिं कृत्वा कम्पादींश्च करोति ॥

દુષ્ટ થએલા ત્રણે દોષો ઓડને અત્યંત પકડી દબાવીને પોતપોતાના સ્વભાવપ્રમાણે વ્યથા, દાહ તથા ભારેપણા વગેરે તીવ્ર વેદનાને ઉત્પન્ન કરેછે અને એ વેદના તુરત આંખોમાં, ભમરોમાં તથા લમણાઓમાં સ્થિતિ કરેછે અને વિશેષે કરી ગાલના પડખામાં સ્થિતિ કરેછે તથા એ સ્થિતિ કરીને કંપને, હનુગ્રહને તથા નેત્રના દરદોને ઉત્પન્ન કરેછે. આવા પ્રકારનો શિરોરોગ અનંતવાત કહેવાયછે અને તે ત્રણે દોષોના પ્રકોપથી થાયછે.

## શંખકનું લક્ષણ.

### शङ्खकमाह ।

पित्तरक्तानिला दुष्टाः शङ्खदेशे विमूर्च्छिताः । तीव्ररुग्दाहरागं हि शोथं कुर्वन्ति दारुणम् ॥ सशिरोविषवद्वेगान्निरुद्ध्याशु गलं तथा । त्रिरात्राज्जीवितं हन्ति शङ्खको नाम नामतः ॥ त्र्यहं जीवति भैषज्यं प्रत्याख्यायास्य कारयेत् ॥

पित्तरक्तानिलाः । अत्र कफोऽपि योज्यः । कृतानुयात्रः कफपित्तरक्तैरिति सुश्रुतवचनात् । विमूर्च्छिताः प्रवृद्धाः सशोथः । त्रिरात्रात् त्रिरात्रमध्ये मारयति इति यावत् ॥

દુષ્ટ થએલાં અને લમણાઓના પ્રદેશમાં વૃદ્ધિ પામેલાં પિત્ત, રૂધિર અને વાયુ એઓ તીવ્ર વ્યથાવાળા, તીવ્ર બળતરાવાળા અને તીવ્ર રતાશવાળા દારૂણ સોજાને ઉત્પન્ન કરેછે. એ સોજો ઝેરની પેઠે પોતાના વેગથી તુરત માથાને તથા ગળાને રોકીને ત્રણ રાતની અંદર પ્રાણ હરી લેછે. આવા પ્રકારનો શિરોરોગ શંખક કહેવાયછે. આ શિરોરોગવાળો માણસ ત્રણ દિવસસુધીજ જીવેછે માટે વૈદ્યે પ્રથમ ઔષધ કરવાની ના પાડીને પછી તેનું ઔષધ કરવું.

જો કે આ વચનમાં સોજાને કરનારા પિત્ત, રૂધિર અને વાયુ એ ત્રણજ કહેલાં છે તોપણ સુશ્રુતના વચનમાં કફને પણ સાથે ગણેલ છે તેથી સમજી લેવું કે એ ત્રણની સાથે કફનો પણ સંબંધ હોયછે.

### અર્દ્ધાવભેદકનું નિદાન તથા લક્ષણ.

### अर्धावभेदकमाह ।

रूक्षाशनाद्यध्यशनावश्यमाग्वातमैथुनैः । वेगसन्धारणायासव्यायामैः कुपितोऽनिलः ॥ केवलः स कफो वार्धं गृहीत्वा शिरसो बली । मन्याभ्रूशङ्खकर्णाक्षिललाटार्धेषु वेदनाम् ॥ शस्त्राशनिनिभां कुर्यात्तीव्रां सोर्धावभेदकः । नयनं वाथवा श्रोत्रमभिवृद्धौ विनाशयेत् ॥

अवश्यः अवश्यायः । आयासः प्रतिचलनभारोद्वहनादिः । व्यायामः मल्लश्रमः । शस्त्राशनिनिभां शस्त्रघातेनेव वज्रपातेनेव वेदनाम् ॥

રૂક્ષ ભોજન વગેરેથી, જમ્યાઉપર જમવાથી, હિમથી, પૂર્વદિશાનો પવન લેવાથી, મૈથુનથી, મૂત્રઆદિના વેગોને અટકાવવાથી, અત્યંત ચાલવા તથા અત્યંત ભાર ઉપાડવા વગેરે શ્રમ કરવાથી અને કુસ્તીના પરિશ્રમથી પ્રકોપ પામેલો બલવાન્ વાયુ પોતે એકલો અથવા કફની સહાયતા લઈ માથાના અર્દ્ધભાગને પકડીને ઓડ, ભમર, લમણા, કાન, આંખ અને કપાળનું અર્દ્ધ એઓમાં શસ્ત્રઘાતના જેવી અને વજ્રપાતના જેવી તીવ્ર વેદનાને ઉત્પન્ન કરેછે એ અર્દ્ધાવભેદક (આધાશીશી) કહેવાયછે. આ રોગ વૃદ્ધિ પામે તો આંખોનો કે કાનનો વિનાશ કરી નાખેછે.

## શિરોરોગોની ચિકિત્સા.

## अथ शिरोरोगाणां चिकित्सा ।

वातजातशिरोरोगे स्नेहस्वेदं विधर्पणम् । पानाहारोपनाहांश्च कुर्याद्वातामयापहान् ॥ कुष्टमेरण्डमूलं च नागरं तक्रपेषितम् । कदुष्णं शिरसः पीडां भाले लेपनतो हरेत् ॥ रसः श्वासकुठारो यस्तस्य नस्यं विशेषतः । शिरःशूलं हरत्येव विधेयो नात्र संशयः ॥

શિરોરોગ વાયુથી થએલો હોય તો સ્નેહન કરવું, સ્વેદન કરવું તથા માથામાં તેલ વગેરે ચોળવાની ક્રિયા કરવી અને પાન, આહાર તથા ઔષધોના પાટાઓનાં બંધનો પણ વાયુના રોગોને ટાળે એવાં કરવાં.

કઠ, એરંડાનું મૂળ અને સુંઠ એઓને ધાટી છાશમાં વાટી જરા ગરમ

કરીને કપાળમાં લેપ કરવામાં આવે તો વાયુથી થએલો શિરોરોગ મટી જાયછે.

શ્વાસકુઠાર નામનો જે રસ કહેવામાં આવ્યો છે તેનું નસ્ય દેવામાં આવે તો માથાનું શૂળ અવશ્ય મટી જાયછે માટે વાયુથી થએલા શિરોરોગઉપર એ નસ્ય અવશ્ય દેવું.

## શિરોબસ્તિનો વિધિ.

## शिरोबस्तिविधिः।

'आशिरो व्यायतं चर्म षोडशाङ्गुलमुच्छ्रितम्। तेनावेष्ट्य शिरोऽधस्तान्माषकल्केन लेपयेत्॥ निश्चलस्योपविष्टस्य तैलैः कोष्णैः प्रपूरयेत्। धारयेदारुजः शान्तेर्यामं यामार्धमेव वा॥ शिरोवस्तिर्हरत्येष शिरोरोगं मरुद्भवम्। हनुमन्याक्षिकर्णार्तिमर्दितं मूर्धकम्पनम्॥ विना भोजनमेवैष शिरोवस्तिः प्रयुज्यते। दिनानि पञ्च वा सप्त रुचितोऽग्रे ततोऽपि च॥ ततोऽपनीतस्नेहस्तु मोचयेद्वस्तिबन्धनम्। शिरोललाटवदनग्रीवांसादीन् विमर्दयेत्॥ सुखोष्णेनाम्भसा गात्रं प्रक्षाल्याश्नाति यद्धितम्। आमिषं जाङ्गलं पथ्यं तत्र शाल्यादयोऽपि च॥ मुद्गमाषान् कुलत्थांश्च खादेद्वा निशि केवलान्। कटुकोष्णान् ससर्पिष्कानुष्णं क्षीरं पिबेत्तथा॥ पित्तात्मके शिरोरोगे शीतानां चन्दनाम्भसा। कुमुदोत्पलपद्मानां स्पर्शाः सेव्याश्च मारुताः॥ सर्पिषः शतधौतस्य शिरसा धारणं हितम्। रसः श्वासकुठारोऽल्पः कर्पूरः कुङ्कुमं नवम्॥ सिता च्छागीपयः सर्वं चन्दनेनानुघर्षयेत्। तस्य नस्यं भिषग्दद्यात् पित्तजायां शिरोरुजि॥ किंतु मस्तकशूलेषु सर्वेष्वेवं हितं मतम्। गुडनागरकल्कस्य नस्यं मस्तकशूलनुत्॥ रक्तजे पित्तवत्सर्वं भोजनालेपसेचनम्। कार्यं भिषग्वरैस्तत्र विशेषो रक्तमोक्षणम्॥ कफजे लङ्घनं स्वेदो रूक्षोष्णैः पाचकात्मकैः। सन्निपातभवे कार्या सन्निपातहरी क्रिया॥ पुराणसर्पिषः पानं विशेषेण दिशन्ति हि॥ एरण्डमूलं तगरं शताह्वा जीवन्तिका रास्निका सैन्धवं च। भृङ्गं विडङ्गं मधुयष्टिका च विश्वौषधं कृष्णतिलस्य तैलम्॥ अजापयस्तैलविमिश्रितं च चतुर्गुणे भृङ्गरसे विपक्वम्। षड्बिन्दवो नासिकया प्रदेयाः सर्वान्निहन्युः शिरसो विकारान्॥ च्युतांश्च केशान् पतितांश्च दन्तान्निर्बन्धमूलान् प्रकटीकरोति। सुपर्णगृध्रप्रतिमं च चक्षुः कुर्वन्ति बाह्वोरधिकं बलं च॥

जीवन्तिकात्र हरीतकी शाकविशेषश्च।

इति षड्बिन्दुतैलम्॥

क्षयजे क्षयनाशाय कर्तव्यो बृंहणो विधिः। पाने नस्ये च सर्पिः स्याद्वातघ्नैर्मधुरैर्घृतम्॥ क्रिमिजे व्योषनक्ताह्वशिग्रुवीजैश्च नावनम्। अजामूत्रयुतं नस्यं कर्तव्यं कृमिनुत्परम्॥ सूर्यावर्ते विधातव्यं नस्यकर्मादि भेषजम्। कुमार्याः स्वरसे प्रस्थे धत्तूरस्य रसे तथा॥ भृङ्गराजस्य च रसे प्रस्थद्वयसमायुते। चतुःप्रस्थमिते क्षीरे तैलप्रस्थं विपाचयेत्॥ कल्कैर्मधुकह्रीवेरमञ्जिष्ठाभद्र-

मुस्तकैः । नखकर्पूरभृङ्गैलाजीवन्तीपद्म-कुष्ठकैः ॥ मार्कवासकतालीससर्जनिर्यासपत्रकैः ॥ विडङ्गशतपुष्पाश्वगन्धागन्धवैहस्तकैः ॥ न्यग्रोधनालिकेराभ्यां कर्षमानैर्विपाचिते । उत्तार्य वस्त्रपूतं तु शुभे भाण्डे सुधूपिते ॥ त्रिरात्रमथ गुप्तं च धारयेद्विधिवद्भिपक् । ततस्तु तैलमभ्यङ्गे मूर्ध्नि क्षेपे नियोजयेत् ॥ शमयेदर्दितं गाढमन्यास्तम्भशिरोगदान् । तालुनासाक्षियातं तु शोषं मूर्च्छाहलीमकम् ॥ हनुग्रहगदलं वा वाधिर्यं कर्णवेदनाम् ॥

इति कुमारीतैलम् ॥

योजयेत् सगुडं सर्पिर्घृतपूयांश्च भक्षयेत् । नावनं क्षीरसर्पिर्भ्यां पानं च क्षीरसर्पिषोः ॥ क्षीरपिष्टैस्तिलैः स्वेदो जीवनीयैश्च शस्यते । भृङ्गराजरसश्छागीक्षीरतुल्योऽर्कतापितः ॥ सूर्यावर्तं निहन्त्याशु नस्येनैव प्रयोगराट् । अर्धावभेदके पूर्वं स्नेहस्वेदो हि भेपजम् ॥ विरेकः कायशुद्धिश्च धूपः स्निग्धोष्णभोजनम् । विडङ्गानि तिलान् कृष्णान् समान् पिष्टान् विलेपयेत् ॥ नस्यं चाप्याचरेत्तस्मादर्धभेदं व्यपोहति । पिवेत् सशर्करं क्षीरं नीरं वा नारिकेरजम् ॥ सुशीतं वापि पानीयं सर्पिर्वा नस्ततस्तयोः ॥

नस्ततः नासिकया पिबेदित्यन्वयः । तयोः सूर्यावर्तार्धभेदयोः ॥

अनन्तवाते कर्तव्यः सूर्यावर्तहितो विधिः । शिरोवेधश्च कर्तव्योऽनन्तवातमशान्तये ॥ आहारश्च प्रदातव्यो वातपित्तविनाशनः । मधुमस्तकसंयावघृतपूयो विशेपतः ॥

संयावः पक्वान्नविशेपः । घेरकिया इति लोके । स च मधुमस्तकः मधुनोपलिप्तः घृतपूयः पूया ॥

पथ्याक्षधात्री रजनी गुडूची भूनिम्बनिम्बैः सगुडः कपायः । भ्रूशङ्खकर्णाक्षिशिरोऽर्धशूलं निहन्ति नासानिहितः क्षणेन ॥

इति पथ्यादिकाथः ॥

दार्वी हरिद्रा मञ्जिष्ठा सनिम्बोशीरपद्मकम् । एतत्प्रलेपनं कुर्याच्छङ्खकस्य प्रशान्तये ॥ शीततोयाभिषेकश्च शीतलक्षीरसेवनम् । कल्कैश्च क्षीरवृक्षाणां शङ्खके लेपनं हितम् ॥

सर्वेपु शिरोरोगेपु ॥

यष्टीमधुकमापः स्याच्चतुर्थांशं तु विषं भवेत् । तयोश्चूर्णं सुसूक्ष्मं स्यात्तच्चूर्णं सर्पपोन्मितम् ॥ नासिकाभ्यन्तरे न्यस्तं सर्वां शीर्षव्यथां हरेत् । दृष्टप्रयोगो योगोऽयमनुभाविभिरादृतः ॥ आर्द्रं यच्छुक्तिकाचूर्णं चूर्णितं नवसादरम् । उभये योजिते तस्य गन्धान् नश्यति शीर्षरुक् ॥

इति शिरोरोगाधिकारः ॥

માથાને પુરૂં થાય એવડું લાંબુ અને સોળ આંગળ ઊંચું ચામડું લઇ તે ચામડું માથાને વીંટી ચામડાની નીચે અડદના કલ્કનો લેપ કરવો. પછી રોગીને નિશ્ચલ બેસાડી જરાક ઉન્હાશવાળું તેલ માથા-ઉપર તે ચામડામાં ભરવું. પછી વેદના

શાંત થાય ત્યાંસુધી અથવા એક પોહોરસુધી અથવા ચાર ઘડીસુધી તે એમનું એમ રાખવું. આ શિરોબસ્તિ વાયુથી થએલા શિરોરોગને, હનુગ્રહને, ઓડના ઝલાવાને, નેત્રની પીડાને, કાનની પીડાને, અર્દિતને અને માથાના કંપને મટાડેછે. આ શિરોબસ્તિ ભોજન કર્યા પેહેલાંજ રોગીને દેવો જોઇએ. પાંચ દિવસસુધી, સાત દિવસસુધી અને અનુકૂલ લાગે તો તેથી પણ વધારે દિવસોસુધી આ ક્રિયા કરવી. વેદના શાંત થાય અથવા એક પોહોર થઈ જાય અથવા ચાર ઘડી થઈ જાય ત્યારે તેલને કાહાડી લઇને બસ્તિના બંધનને છોડી નાખવું અને માથાને, કપાળને, મોહોડાને, ડોકને તથા ખભા વગેરેને ચોળવાં. પછી સેહેવાય તેવા ગરમ પાણીથી શરીરને ધોઈ નાખીને હિત અન્ન જમવું. જાંગલ પશુઓનાં માંસો અને રાતા ચોખા વગેરે પણ આ બસ્તિઉપર હિતકારી છે. રાતે મગ, અડદ અને કળથી અથવા એકલી કળથી રંધાવી તેમાં ઘી નાખી તથા તીખા પદાર્થો નંખાવી ગરમ ગરમ ખાવી અને તે ઉપર ઉનું દુધ પીવું.

જો શિરોરોગ પિત્તથી થએલો હોય તો ચંદનના જળથી શીતળ કરેલાં પોયણાંઓના, રક્ત કમળોના અને શ્વેત કમળોના સ્પર્શોનું સેવન કરવું તથા શીતળ પવનોનું સેવન કરવું.

સો વાર ધોવાએલા ઘીનું મસ્તકવતે ધારણ કરવાથી પિત્તસંબંધી શિરોરોગ મટી જાયછે.

થોડાક શ્વાસકુઠાર નામનો રસ, કપૂર, નવું કેસર, સાકર અને બકરીનું દુધ એ સઘળાઓને સુખડના જળની સાથે ઘસવામાં આવે અને તેઓનુંજ નસ્ય દેવામાં આવે તો પિત્તથી થએલો શિરોરોગ મટી જાયછે.

માથાનાં સઘળા પ્રકારનાં શૂળોમાં પણ ઉપર કહેલો પ્રયોગ હિતકારી છે એમ માનવામાં આવ્યું છે.

ગોળના અને સુંઠના કલ્કનું નસ્ય દેવામાં આવે તો તેથી પણ માથાનું શૂળ મટી જાયછે.

જો શિરોરોગ રૂધિરથી થએલો હોય તો પિત્તથી થએલા શિરોરોગના જેવીજ સઘળી ભોજનની, લેપનની અને સેચનની ચિકિત્સા ઉત્તમ વૈદ્યોએ કરવી અને વિશેષે કરી લોહી કહડાવવાની ક્રિયા કરવી.

જો શિરોરોગ કફથી થએલો હોય તો લંઘન કરાવવું તથા ગરમીથી ભરેલા રૂક્ષ તથા ઉષ્ણ પદાર્થોથી સ્વેદન કરવું.

જો શિરોરોગ સન્નિપાતથી થએલો હોય તો સન્નિપાતને મટાડનારી ચિકિત્સા કરવી અને વિશેષે કરી જુનું ઘી પાવું એમ વૈદ્યવિદ્યાના આચાર્યોએ કહ્યું છે.

## ષડ્બિંદુતૈલ.

એરડાનું મૂળ, તગર, શતાવરી, હરડે અથવા મીઠી ખરખોડી, રાસ્ના, સૈંધવ, ભાંગરો, વાવડીંગ, જેઠીમધ, સુંઠ, કાળા તલનું તેલ અને તેલથી મિશ્રિત કરેલું બકરીનું દુધ એઓને ચોગણા ભાંગરાના રસમાં પકાવવામાં આવે એટલે ષડ્બિંદુતૈલ સિદ્ધ થાયછે. આ

તેલનાં ૭ ટીપાં નાકમાં પાડવામાં આવે તો તેથી સઘળા પ્રકારના શિરોરોગો મટી જાયછે, કેશો કે દાંતો પડી ગયા હોય તો પાછા અત્યંત દૃઢ ઉગેછે, નેત્રો ગરૂડના જેવાં અને ગીધના જેવાં પ્રબલ શક્તિવાળાં થાયછે અને બાહુઓમાં અધિક બળ થાયછે.

જો શિરોરોગ ક્ષયથી થએલો હોય તો ક્ષયનો નાશ કરવાનેમાટે બૃંહણના પ્રયોગો કરવા અને વાયુને હણનારા મધુર પદાર્થોથી પકાવેલા ઘીનો પીવામાં તથા નસ્યમાં ઉપયોગ કરવો.

જો શિરોરોગ કૃમિઓથી થએલો હોય તો સુંઠ, મરી, પીપળ, કરંજ અને સરગવાનાં બીજ એઓને બકરીના મૂત્રમાં વાટી તેનું નસ્ય દેવું. આ નસ્ય દેવાથી કૃમિઓનો અવશ્ય નાશ થાયછે.

સૂર્યાવર્ત્ત નામનો શિરોરોગ થયો હોય તો નસ્ય દેવા વગેરે ચિકિત્સા કરવી.

## કુમારીતેલ.

ચોસઠ તોલાંભાર કુંવારનો સ્વરસ, ચોસઠ તોલાંભાર ધતુરાનો રસ, એકસો અઠયાવીશ તોલાંભાર ભાંગરાનો રસ અને ભાંગરાના રસથી બમણું દુધ, એઓમાં જેઠીમધ, વાળો, મજીઠ, ભદ્રમોથ, નખલા, કપૂર, ભાંગરો, એળચી, હરડે, પદ્મકાષ્ઠ, કઠ, ધોળો ભાંગરો, અરડૂસો, તાલીસપત્ર, રાળ, તમાલપત્ર, વાવડીંગ, સુવા, આસોંદ, એરંડો, વડ અને નાળીએર એઓના એક એક તોલાંભાર કલ્ક નાખીને ચોસઠ તોલાંભાર તેલ પકાવવું. એ તેલને અગ્નિઉપરથી ઉતારી વસ્ત્રથી ગાળી લઈ સારી રીતે ધૂપ દીધેલા ( નીંભરાવેલા ) સારા વાસણમાં ભરી વૈદ્યે વિધિપૂર્વક ત્રણ રાત* સુધી ધરતીમાં દાટી મેલવું. આ તેલનો અભ્યંગમાં અને માથામાં નાખવામાં ઉપયોગ કરવામાં આવે તો તેથી અહિત, ઓડનું અત્યંત ઝલાઈ જવું, શિરોરોગો, તાળવાનો સોજો, નાકનો સોજો, આંખનો સોજો, મૂર્ચ્છા, હલીમક, હનુગ્રહ, બેહેરાપણું અને કાનની વેદના એઓનો નાશ થાયછે.

ગોળસહિત ઘી ખાવામાં આવે, ઘીના માલપુવા ખાવામાં આવે, દુધનું તથા ઘીનું નસ્ય દેવામાં આવે, દુધ તથા ઘી પીવામાં આવે અને દુધમાં વાટેલા તલોથી તથા જીવનીયગણના પદાર્થોથી શેક કરવામાં આવે તો સૂર્યાવર્ત્ત મટી જાયછે.

ભાંગરાના રસને અને બકરીના દુધને સમભાગે લઈ મિશ્રિત કરી તડકામાં ઊનાં કરીને તેનું નસ્ય દેવામાં આવે તો તેથી સૂર્યાવર્ત્ત મટી જાયછે. સૂર્યાવર્ત્તનેવાસ્તે આ ઉત્તમ પ્રયોગ છે.

અર્દ્ધાવભેદક નામનો શિરોરોગ થયો હોય તો પ્રથમ સ્નેહન, સ્વેદન, વિરેચન, બીજા પ્રકારોથી પણ શરીરનું સંશોધન, ધૂપ અને સ્નિગ્ધ તથા ઉષ્ણ ભોજન એ ઉપચારો કરવા.

વાવડીંગ અને કાળા તલ એઓને સમભાગે લઈ દુધમાં વાટીને લેપ કરવામાં આવે અને તેનુંજ નસ્ય દેવામાં આવે તો તેથી અર્દ્ધાવભેદક મટી જાયછે.

નાકથી સાકરસહિત દુધ પીવામાં આવે અથવા નાળીએરનું પાણી પીવામાં આવે અથવા ટાઢું પાણી પીવામાં આવે

અથવા ઘી પીવામાં આવે તો સૂર્યાવર્ત્ત તથા અર્દ્ધાવભેદક મટી જાયછે.

અનંતવાત નામનો શિરોરોગ થયો હોય તો સૂર્યાવર્ત્તના જેવીજ ચિકિત્સા કરવી એ હિતકારી થાયછે.

અનંતવાતને શાંત કરવાનેવાસ્તે નસને વીંધી લોહી કાહાડવાનો પ્રકાર પણ કરવો અને વાયુને તથા પિત્તને મટાડનારો આહાર દેવો.

ઘીથી ચુચવતાં તથા મધથી ખરડેલાં ચૂરમાં અને શીરા તથા માલપુવા વગેરે એઓનો ઉપયોગ પણ વિશેષ કરાવવો.

## પથ્યાદિ ક્વાથ.

હરડે, બેહેડાં, આમળાં, હળદર, ગળો, કરીયાતું અને લીંબડો એઓનો ક્વાથ કરી તેમાં ગોળ નાખીને તે ક્વાથનું નસ્ય દેવામાં આવે તો ક્ષણમાત્રમાં ભમર, લમણા, કાન, આંખ અને માથાનું અર્દ્ધ એઓનું શૂળ મટી જાયછે.

શંખક નામનો શિરોરોગ થયો હોય તો દારૂહળદર, હળદર, મજીઠ, લીંબડો, વાળો, અને પદ્મકાષ્ઠ એઓનું લેપન કરવું.

ટાઢા પાણીનું સેચન, ટાઢા દુધનું સેવન અને છીરવાળાં વડ આદિ વૃક્ષોના કલ્કોનું લેપન એઓથી શંખક મટી જાયછે.

## સઘળા પ્રકારના શિરોરોગોની સામાન્ય ચિકિત્સા.

છ ચણોઠીભાર જેઠીમધ, અને જેઠીમધના ચોથા ભાગ જેટલો વછનાગ એઓનું અત્યંત બારીક ચૂર્ણ કરવું. જો નાકની અંદર સર્ષપ જેટલું આ ચૂર્ણ નાખવામાં આવે તો સઘળા પ્રકારની માથાની વ્યથા મટી જાયછે. આ પ્રયોગ મોટા અનુભવી વૈદ્યોએ સ્વીકારેલો છે અને અમોએ પણ અનુભવેલો છે.

છીપનું ભીનું ચૂર્ણ, નવસારનું ચૂર્ણ એઓને મિશ્રિત કરી તેનો ગંધ લેવામાં આવે તો તેથી માથાની વેદના મટી જાયછે.

## શિરોરોગનો અધિકાર સંપૂર્ણ.

---

# નેત્રના રોગોનો અધિકાર.

## નેત્રનું પ્રમાણ.

### अथ नेत्ररोगाधिकारः ।

### नेत्रस्य प्रमाणमाह ।

विद्याद्व्यङ्गुलबाहुल्यं स्वाङ्गुष्ठोदरसम्मितम् । द्व्यङ्गुलं सर्वतः सार्धं भिषङ्नयनमण्डलम् ॥

द्व्यङ्गुलबाहुल्यं द्व्यङ्गुलप्रमाणस्थौल्यं यस्य तत् । अङ्गुलीनां स्थौल्यस्य वैषम्यात्पुनराह । साङ्गुष्ठोदरसम्मितं द्व्यङ्गुलं सर्वतः सार्धं दैर्घ्येण ॥

નેત્રનું મંડલ બે આંગળ જેટલી જાડાઇવાળું અથવા પોતપોતાના અંગુઠાના પેટ જેટલી જાડાઇવાળું હોયછે અને ફરતું બે આંગળ જેટલી લંબાઈવાળું હોયછે એમ વૈદ્યે સમજવું.

આંગળીઓની જાડાઇમાં ફેરફાર હોયછે તેથી 'પોતપોતાના અંગુઠાના પેટ જેટલી જાડાઇવાળું હોયછે' એમ ફરીવાર કહ્યુંછે.

## નેત્રના મંડલમાં થતા અઠ્યોતેર રોગોવિષે.

### तत्र नेत्रमण्डले अष्टसप्ततिर्व्याधयो भवन्ति तांश्चाह ।

द्वादश व्याधयो दृष्टौ तत्रैवान्यौ गदावुभौ । कृष्णमार्गे तु चत्वारो दशैकः शुक्लभागजाः ॥ वर्त्मन्येको विंशतिश्च पक्ष्मजौ द्वौ प्रकीर्तितौ । नवसन्धिषु सर्वस्मिन्नेत्रे सप्तदशोदिताः ॥ एवं नेत्रे समस्ताः स्युरष्टसप्ततिरामयाः ॥

तत्र दृष्टौ अन्यौ चरकोक्तौ सुश्रुतोक्तषट्सप्ततिसंख्येभ्योऽधिकौ ॥

કીકીમાં બાર રોગ થાયછે. સુશ્રુતે કહેલા છોંતેર રોગોથી અધિક જ બીજા બે રોગ ચરકે કહેલા છે તેઓ પણ કીકીમાંજ થાયછે. કાળા ડોળામાં **ચાર** રોગ થાયછે. ધોળા ડોળામાં **અગીયાર** રોગ થાયછે. પાંપણોમાં **એકવીશ** રોગ થાયછે. નેત્રના રૂવાણાઓમાં **બે** રોગ થાયછે. સાંધાઓમાં **નવ** રોગ થાયછે અને આખા નેત્રમાં **સત્તર** રોગ થાયછે. એ રીતે નેત્રમાં કુલ અઠ્યોતેર રોગ થાયછે.

## સુશ્રુતે કહેલા છોંતેર રોગો.

### सुश्रुतोक्तषट्सप्ततिसंख्यामाह ।

वाताद्दश तथा पित्तात्कफाच्चैव त्रयोदश । रक्तात् षोडश विज्ञेयाः सर्वजाः पञ्चविंशतिः ॥ बाह्यौ पुनर्द्वौ नयने रोगाः षट्सप्ततिः स्मृताः ॥

દશ રોગ વાયુથી થાયછે, દશ રોગ પિત્તથી થાયછે, તેર રોગ કફથી થાયછે, સોળ રોગ રૂધિરથી થાયછે, પચીશ રોગ એ સઘળાંઓથી થાયછે અને નેત્રથી બાહારના ભાગમાં બે રોગ થાયછે એટલે નેત્રના રોગ કુલ છોંતેર છે.

## સામાન્ય રીતે નેત્રના રોગોનાં દૂરનાં તથા પાસેનાં નિદાનો.

### नेत्ररोगाणां सामान्यतो विप्रकृष्टं सन्निकृष्टं च निदानमाह ।

उष्णाभितप्तस्य जलप्रवेशाद्दूरेक्षणात् स्वप्नविपर्ययाच्च । स्वेदाद्रजोधूमनिषेवणाच्च छर्देर्विघाताद्वमनातियोगात् ॥ शुक्तारनालाम्लकुलत्थमाषाद्विण्मूत्रवातागमनिग्रहाच्च । प्रसक्तसंरोदनशोकतापाच्छिरोऽभिघातादतिशीघ्रयानात् ॥ तथा ऋतूनां च विपर्ययेण क्लेशाभितापादतिमैथुनाच्च । वाष्पग्रहात् सूक्ष्मनिरीक्षणाच्च नेत्रे विकारं जनयन्ति दोषाः ॥

उष्णाभितप्तस्य जलप्रवेशात् । आतपादिजनितोष्मणा सह बहिर्भूतस्य नयनतेजसो जलावगाहनेनाभिभवात् । दूरेक्षणात् दूरस्थद्रव्यदर्शनात् । स्वेदात् स्विद्यतेऽनेनेति स्वेदोऽग्न्यादिस्तस्मात् । रजोधूमनिषेवणात् नेत्रेण । शोकतापात् शोकजनितासन्तापात् । शिरोऽभिघातात् शिरसि प्रहारात् । ऋतूनां विपर्ययेण ऋतूक्तचर्याविपरीताचरणेन । क्लेशाभितापात् क्लिश्यतेऽनेनेति क्लेशः कामक्रोधादिदुःखं तेनाभितापः पीडा । ततः वाष्पग्रहात् अश्रुवेगविघातात् ॥

તડકા વગેરેથી અતિતાપ થાય ત્યારે થંડા જલમાં પ્રવેશ કરતાં તડકા વગે-

રેથી ઉત્પન્ન થએલી ગરમીની સાથે બાહાર આવેલા નેત્રના તેજનો જળથી પરાભવ થાયછે તેથી, દૂર રહેલા પદાર્થોને જોવાથી, સમયસર નિદ્રા નહિ કરવાથી, અગ્નિ વગેરેથી, નેત્રવતે રજના સેવનથી, નેત્રવતે ધુમાડાના સેવનથી, વમનનો વિઘાત થવાથી, વમનનો અતિયોગ થવાથી, શુક્ત (જુવો પ્રથમ ખંડનું પૃષ્ઠ ૭૫૭ મું.) ના સેવનથી, આરનાલના (જુવો પ્રથમ ખંડનું પૃષ્ઠ ૭૫૬ મું.) સેવનથી, ખાટા રસના સેવનથી, કળથીના સેવનથી, અડદના સેવનથી, મૂત્રનો, વિષ્ઠાનો કે અધોવાયુનો વેગ રોકવાથી, લાંબા દિવસોસુધી રોવાથી, શોકથી થએલા સંતાપથી, માથામાં પ્રહાર કરવાથી, અત્યંત વેગવાળા વાહનપર બેસીને દોડવાથી, ઋતુચર્યામાં કહેલા વિધિનું ઉલ્લંઘન કરી વિપરીત આચરણ કરવાથી, કામ કે ક્રોધ વગેરેના દુઃખનેલીધે થએલી પીડાથી, અતિમૈથુન કરવાથી, આંસુઓના વેગને રોકવાથી અને સૂક્ષ્મ પદાર્થોને જોવાથી દોષો નેત્રમાં વિકારને ઉત્પન્ન કરેછે.

### નેત્રના રોગોની સંપ્રાપ્તિ.

### संप्राप्तिमाह ।

शिरानुसारिभिर्दोषैर्विगुणैरूर्ध्वमाश्रितैः । जायन्ते नेत्रभागेषु रोगाः परमदारुणाः ॥

नेत्रभागेषु नेत्रस्य दृष्टयाद्यवयवेषु ॥

શિરાઓમાં રહેલા દોષો બગડીને ઊંચા ભાગોમાં જવાથી નેત્રના અવયવોમાં (કીકીમાં, કાળા ડોળામાં, ધોળા ડોળામાં, પાંપણોમાં અને પાંપણોનાં રૂવાણાંઓમાં) અતિ દારૂણ રોગો ઉત્પન્ન થાયછે.

### પ્રથમ કીકીના રોગોનું નિરૂપણ કરવાનેવાસ્તે કીકીનું લક્ષણ.

### आदौ दृष्टिरोगानाह । तत्र नेत्रदृष्टिलक्षणम् ।

मसूरदलमात्रां तु पञ्चभूतप्रसादजाम् । खद्योतविस्फुलिङ्गाभां सिद्धां तेजोभिरव्ययैः ॥ आवृतां पटलेनाक्ष्णोर्बाह्येन विवराकृतिम् । शीतसात्म्यान्नृणां दृष्टिमाहुर्नयनचिन्तकाः ॥

मसूरदलमात्रां नेत्रगतकृष्णमण्डलमध्यस्थमसूरद्विदलप्रमाणां पञ्चभूतप्रसादजाम् प्रसन्नपञ्चभूतात्मिकाम् खद्योतविस्फुलिङ्गाभां निमेषैः कदाचित् खद्योताभां निमेषाभावे विद्योतमानत्वाद्विस्फुलिङ्गाभां अव्ययैश्चिरस्थायिभिस्तेजोभिः सिद्धां उत्पन्नां विवराकृति सच्छिद्राम् अक्ष्णोः बाह्येन पटलेन रसरक्ताधारभूतेन आवृताम् ॥

નેત્રના કાળા ડોળાના મંડલના મધ્યમાં રહેલી, મસૂરની દાળ જેવડી, સ્વચ્છ પંચભૂતોથી બનેલી, નિમેષો આવે ત્યારે પતગીયા જેવી લાગતી, નિમેષનો અભાવ હોય ત્યારે પ્રકાશમાનપણાનેલીધે અગ્નિના તણખા જેવી લાગતી, લાંબા કાળસુધી રહેનારાં તેજોથી સિદ્ધ થએલી, છિદ્રવાળી, જેને સર્વદા શીત અનુકૂલ રહેછે એવી અને નેત્રનું બાહારનું પડ કે જે રસના તથા રુધિરના આધારવાળું છે તેથી વીંટાએલી જે દૃષ્ટિ છે તેને નેત્રના વિષયોના વિદ્વાન પુરૂષો માણસોની કીકી કહેછે.

## નેત્રમાં ચાર પટલ (પડો) હોવાવિષે.

### तत्र पटलानि चत्वारि भवन्ति तान्याह ।

तेजो जलाश्रितं बाह्यं तेष्वन्यत्पिशिताश्रितम् । मेदस्तृतीयं पटलमाश्रितं त्वस्थि चापरम् ॥ पञ्चमांशसमं दृष्टेस्तेषां बाहुल्यमिष्यते ॥

तत्र तेजो रक्तं जलं रसः तेन रसरक्ताधारमित्यर्थः । तेषु पटलेषु अपरं चतुर्थं स्यात् ङ्गुष्ठोदरस्थूलस्य नेत्रस्य पञ्चमांशसमं तेषां चतुर्णां पटलानां मिलितानां बाहुल्यं स्थौल्यं इष्यते ॥

નેત્રમાં ચાર પટલો હોયછે. તેઓમાં સહુથી ઉપરનું પટલ રૂધિરના તથા રસના આશ્રયથી રહેલ છે, (આ બાહારનું પટલ કેહેવાયછે.) બીજું પટલ માંસના આશ્રયથી રહેલ છે, ત્રીજું પટલ મેદના આશ્રયથી રહેલ છે, અને ચોથું પટલ અસ્થિના આશ્રયથી રહેલ છે. એ ચારે પટલોની એકંદર જાડાઈ પોતપોતાના અંગુઠાના પેટ જેવા જાડા નેત્રના પંચમાંશ જેટલી માનવામાં આવીછે.

## પેહેલા પટલમાં રહેલા દોષના સ્વભાવ.

### तत्र प्रथमपटलगतस्य दोषस्य स्वभावमाह ।

प्रथमे पटले यस्य दोषो दृष्टेर्व्यवस्थितः । अव्यक्तानि स्वरूपाणि कदाचिदथ पश्यति ॥

प्रथमे पटले पूर्वाभ्यन्तरे न तु बाह्ये । 'दृष्टेरभ्यन्तरे दोषाः पटलेसमधिष्ठिताः ॥ एकैकमनुपद्यन्ते पर्यायात्पटलान्तरम्' इति विदेहवचनात् । व्यवस्थितः स्थितः । अव्यक्तानि ईषद्व्यक्तानि ॥ अथ कदाचित्पश्यति व्यक्तान्येवेति शेषः । दोषाल्पतया ॥

જે માણસને દૃષ્ટિના પેહેલા પટલમાં દોષ રહેલો હોય તે માણસ રૂપોને થોડી સ્પષ્ટતાવાળાં દેખેછે અને દોષ અલ્પ હોય તો કોઈવખતે સ્પષ્ટ પણ દેખેછે.

આ વચનમાં જે પેહેલું પટલ કહ્યું તે સહુથી અંદરનું પટલ સમજવું, પણ બાહારનું પટલ સમજવું નહિ. કેમકે "નેત્રની અંદરના પટલમાં રહેલા દોષો અનુક્રમે ઉપર ઉપરના પટલમાં પ્રાપ્ત થાયછે" એમ વિદેહે કહ્યું છે.

## બીજા (મેદના આશ્રયથી રહેલા) પટલમાં સ્થિતિ પામેલા દોષનો સ્વભાવ.

### अथ द्वितीयपटलगतस्याह ।

दृष्टिर्भृशं विह्वलति द्वितीये पटले गते । मक्षिकामशकान् केशान् जालकानीव पश्यति ॥ मण्डलानि पताकांश्च मरीचीन् कुण्डलानि च । परिप्लवांश्च विविधान् वर्षमभ्रं तमांसि च ॥ दूरस्थानि च रूपाणि मन्यते च समीपतः। समीपस्थानि दूरे च दृष्टेर्गोचरविभ्रमात् ॥ यत्नवानपि चात्यर्थं सूचीच्छिद्रं न पश्यति ॥

विह्वलति रूपं सम्यक् कृत्वा गृहीतुं न श॰

क्रोति । विह्वलत्वमेव विवृणोति । मक्षिकादीन् जालकानीव मर्कटरचितजालानीव पश्यति । मण्डलादीनि असन्त्यपि सन्तीव पश्यति ॥ कुण्डलानि कुण्डलानीव विद्योतमानानि किञ्चित् पश्यति । परिप्लवांश्च विविधान् प्रतिच्छायादीनां सञ्चारात् ऊर्ध्वाधस्तिर्यग्गतान् नानाविधान् पश्यति । वर्षं वृष्टिं अभ्रं मेघं वर्षादीनि असन्त्यपि सन्तीव पश्यति । गोचरविभ्रमात् गोचरोऽत्र रूपं तत्र भ्रमः अयथाग्रहणं तस्मात् ॥

દોષ જો બીજા પટલમાં રહેલ હોય તો દૃષ્ટિ રૂપોનું સારી રીતે ગ્રહણ કરી શકતી નથી એટલે માંખીઓ, મચ્છરો તથા કેશો કરોળીયાએ રચેલાં જાળાંઓ-જેવાં જોવામાં આવેછે. મંડલો પતાકાઓ અને કિરણો ન હોય તોપણ જાણે હોય એવાં અને કુંડલોની પેઠે કાંઇક પ્રકાશતાં જોવામાં આવેછે. પડછાયા વગેરેના સંચારો ઊંચે, નીચે તથા આડા રહેલા અનેક પ્રકારના જોવામાં આવેછે. વરસાદ, વાદળાં તથા અંધકાર ન હોય તોપણ જાણે હોય એવાં જોવામાં આવેછે. રૂપોનું યથાર્થગ્રહણ નહિ કરવારૂપ દૃષ્ટિનો વિભ્રમ થવાને લીધે દૂર રહેલાં રૂપો સમીપમાં રહેલાં જણાયછે અને સમીપમાં રહેલાં રૂપો દૂર રહેલાં જોવામાં આવેછે અને અત્યંત યત્ન કરતાં છતાં પણ સોઇનું નાકું જોવામાં આવતું નથી.

### ત્રીજા ( માંસમાં રહેલા ) પટલમાં રહેલા દોષનો સ્વભાવ.

### तृतीयपटलगतमाह ।

ऊर्ध्वं पश्यति नाधस्तात्तृतीयं पटलं गते । सुमहान्त्यपि रूपाणि छादितानीव चाम्बरैः । कर्णनासाक्षियुक्तानि विकृतानि च पश्यति । यथादोषं च रज्येत दृष्टिर्दोषे बलीयसि ॥ अधःस्थे तु समीपस्थं दूरस्थं चोपरि स्थिते । पार्श्वस्थिते पुनर्दोषे पार्श्वस्थानि न पश्यति ॥ समन्ततः स्थिते दोषे सङ्कुलानीव पश्यति । दृष्टिमध्यस्थिते दोषे महद्ध्रस्वं च पश्यति ॥ दोषे दृष्टिस्थिते तिर्यगेकं वा मन्यते द्विधा । द्विधा स्थिते त्रिधा पश्येद्बहुधा चाऽनवस्थिते ॥

ऊर्ध्वं पश्यति । ऊर्ध्वमपि यादृक् पश्यति तादृगाह । सुमहान्तीत्यादि । अम्बरैः वस्त्रैः अधःस्थे तु समीपस्थं न पश्यतीत्यन्वयः । तथा उपरि स्थिते दोषे दूरस्थं न पश्यति । समन्ततः उपर्यधः पार्श्वेषु सङ्कुलानि भिन्नानि अपि रूपाणि मिश्रितानीव पश्यति । अनवस्थिते अनियतावस्थाने बहुधा बहूनि पश्येत् ॥

દોષ જો ત્રીજા પટલમાં રહેલો હોય તો જે ઊંચે હોય તે જોવામાં આવેછે પણ જે નીચે હોય તે જોવામાં આવતું નથી. ઊંચે રહેલાં જે રૂપો જોવામાં આવેછે તેઓ અત્યંત મોટાં હોય તોપણ જાણે વસ્ત્રોથી ઢંકાએલાં હોય એવાં જોવામાં આવેછે. કાનવાળાં, નાકવાળાં તથા નેત્રોવાળાં શરીરો જાણે કાનથી, નાકથી અને નેત્રોથી રહિત હોય અથવા કાન વગેરેમાં વિકારવાળાં હોય એવાં જોવામાં આવેછે. જો દોષ બળવાન હોય તો દૃષ્ટિ દોષના સ્વભાવપ્રમાણે રંગાઇ જાયછે. દોષ જો નીચેના ભાગમાં રહ્યો

હોય તો સમીપમાં રહેલા પદાર્થો જોવામાં આવતા નથી. દોષ જો ઉંચેના ભાગમાં રહ્યો હોય તો દૂર રહેલા પદાર્થો જોવામાં આવતા નથી. દોષ જો પડખાના ભાગમાં રહ્યો હોય તો પડખામાં રહેલા પદાર્થો જોવામાં આવતા નથી. દોષ જો ચારેકોર રહેલો હોય તો ઉપર, નીચે તથા પડખામાં રહેલા પદાર્થો જુદા જુદા હોય તોપણ તેઓને મિશ્રિત જેવા દેખેછે. દોષ જો દૃષ્ટિના મધ્યમાં રહેલ હોય તો મોટા પદાર્થોને નાહાના દેખેછે. દોષ જો દૃષ્ટિમાં આડો રહેલ હોય તો એક પદાર્થ બે પદાર્થો જેવો દેખાયછે. દોષ જો દૃષ્ટિના બે ભાગમાં રહેલ હોય તો એક પદાર્થ ત્રણ પદાર્થો જેવો દેખાય છે અને જો દોષ અનિયમિત રીતે રહેલ હોય તો એક પદાર્થ ઘણા પદાર્થો જેવો જોવામાં આવેછે.

### ચોથા (રૂધિરના તથા રસના આશ્રયવાળા બાહારના) પટલમાં રહેલા દોષનો સ્વભાવ.

अथ चतुर्थपटलगतदोषमाह ।

तिमिराख्यः स यो दोषश्चतुर्थं पटलं गतः । रुणद्धि सर्वतो दृष्टिं लिङ्गनाश इति क्वचित् ॥ अस्मिन्नपि तमोभूते नातिरूढे महागदे । चन्द्रादित्यौ सनक्षत्रावन्तरिक्षे च विद्युतः ॥ निर्मलानि च तेजांसि भ्राजिष्णूनीव पश्यति । स एव लिङ्गनाशस्तु नीलिकाकाचसंज्ञितः॥

यो दोषः । दोषोऽत्र रोगः चतुर्थं पटलं बाह्यं पटलं गतः स तिमिराख्यः तिमिरदर्शनेन तिमिरमस्यास्तीति तिमिरः। अर्श आदित्वात् अच् । तस्य लक्षणमाह । रुणद्धीत्यादि सर्वतः सर्वत्र लिङ्गनाश इति क्वचित् । तन्त्रान्तरे लिङ्गनाशसंज्ञः । तस्य निरुक्तिश्च । लिङ्ग्यते ज्ञायतेऽनेनेति लिङ्गं दृष्टितेजः तस्य नाशोऽस्मिन्निति लिङ्गनाशः। अस्मिन्नपि तिमिरेऽपि तमोभूते तमस्तुल्ये । अत्र भूतशब्दस्तुल्यार्थः । 'भूतं प्राप्यतीते समे त्रिष्विस्त्यमरात्' नातिरूढे अर्माढे नवे चन्द्रादित्यौ नक्षत्राणि च पश्यति अन्तरिक्षे अन्तरिक्षस्य प्रकाशसमयत्वेन तमोऽभिभावात् तेजांसि अग्न्यादेः भ्राजिष्णूनि रत्नसुवर्णादीनि अस्मिन् मौढे चिरजे चन्द्रादीन्यपि न पश्यतीत्याशयः । नीलिकाकाचसंज्ञितः नीलिका काचेति नामान्तरायां युक्तः ।

દોષ જો દૃષ્ટિના ચોથા પટલમાં રહેલો હોય તો તે રોગ અંધારાં દેખાડનાર હોવાનેલીધે તિમિર કેહેવાયછે અને ચારેકોર દૃષ્ટિને રોકી દેછે. આ રોગને બીજા ગ્રંથમાં 'લિંગનાશ' એ નામ આપેલું છે. આ અંધારા જેવો મોટો રોગ નવો હોય ત્યાંસુધી માણસ અંતરિક્ષમાં ચંદ્રને, સૂર્યને, નક્ષત્રોને અને વીજળીઓને દેખેછે. કેમ કે અંતરિક્ષ પ્રકાશમય હોવાથી તેમાં અંધકારનું જોર ચાલતું નથી. અગ્નિ વગેરેનાં નિર્મલ તેજોને પણ દેખેછે અને રત્નો તથા સુવર્ણ વગેરે પ્રકાશિત પદાર્થોને પણ દેખેછે. આ રોગ જુનો થઇ જાય ત્યારે ચંદ્ર વગેરે પણ જોવામાં આવતાં નથી. આ તિમિર નામનો રોગ જેમ લિંગનાશ એ નામથી કેહેવાયછે તેમજ નીલિકા અને કાચ એ નામોથી પણ કે-

હેવાયછે. લિંગનો એટલે દૃષ્ટિના તેજનો નાશ કરેછે તેથી લિંગનાશ કહેવાયછે.

## દૃષ્ટિરોગોનાં (કીકીના રોગોનાં) નામો તથા સંખ્યા.

## दृष्टिरोगगणां नामानि संख्यां चाह ।

दृष्ट्याश्रयाः पट् च पडेव रोगाः पट् लिङ्गनाशा हि भवन्ति तत्र । वातेन पित्तेन कफेन सर्वैं रक्तात्परिम्लाय्यभिधश्च पष्ठः ॥

दृष्ट्याश्रया रोगाः पट् पट् । द्वादशेत्यर्थः । तत्र लिङ्गनाशाः पट् तान् विवृणोति वातेनेत्यादि ॥

तथा नरः पित्तविदग्धदृष्टिः कफेन चान्यस्तथ धूमदर्शी । यो ह्रस्वजात्यो नकुलान्धसंज्ञो गम्भीरसंज्ञा च तथैव दृष्टिः ॥

पित्तविदग्धदृष्ट्यादयश्च पट् ॥

## एवं दृष्ट्याश्रया द्वादश रोगास्तत्र द्वावन्यौ चाह ।

तत्रैवान्यौ गदौ चद्धौ सनिमित्तानिमित्तकौ ॥

કીકીના રોગ બાર છે. (ચરકના કહેવાપ્રમાણે ચૌદ છે.) બારમાં ૭ રોગ લિંગનાશ કહેવાયછે. જેમ કે વાયુજન્ય લિંગનાશ, પિત્તજન્ય લિગનાશ, કફજન્ય લિંગનાશ, સન્નિપાતજન્ય લિંગનાશ, રક્તજન્ય લિંગનાશ અને પરિમ્લાયી લિંગનાશ.

## બીજા ૭ રોગનાં નામો.

પિત્તવિદગ્ધ દૃષ્ટિ, કફવિદગ્ધ દૃષ્ટિ, ધૂમદર્શી, હ્રસ્વજાત્ય, નકુલાંધ્ય અને ગંભીરિકા.

## ચરકે કહેલા બે રોગનાં નામો.

સનિમિત્તક લિંગનાશ અને અનિમિત્તક લિંગનાશ.

## વાયુજન્ય લિંગનાશનું લક્ષણ.

## तेषु वातजस्य लिङ्गनाशस्य लक्षणमाह ।

वातेन खलु रूपाणि भ्रमन्तीव च पश्यति । आविलान्यरुणाभानि व्याविद्धानीव मानवः ॥

आविलानि कलुषानि अरुणाभानि अव्यक्तलौहित्ययुक्तानि । आदित्यादिनां गुणान् रूपाणि ॥

રૂપો જાણે ભ્રમણ કરતાં હોય એવાં, મેલાં, અસ્પષ્ટ રતાશવાળાં અને જાણે ફેરવીને ફેંકાએલાં હોય એવાં જોવામાં આવતાં હોય તો જાણવું કે વાયુજન્ય લિંગનાશ થયોછે.

## પિત્તજન્ય લિંગનાશનું લક્ષણ.

पित्तेनादित्यखद्योतशक्रचापतडिद्गुणान् । शिखिवर्हविचित्राणि नीलकृष्णानि पश्यति ॥

સૂર્યનાં રૂપ, પતંગીયાઓનાં રૂપ, ઇંદ્રધનુષનાં રૂપ અને વીજળીનાં રૂપ, મોરનાં પીછજેવાં વિચિત્ર, નીલ અને કાળાં જોવામાં આવતાં હોય તો જાણવું કે પિત્તજન્ય લિંગનાશ થયો છે.

### કફજન્ય લિંગનાશનું લક્ષણ.

**श्लेष्मिकमाह ।**

कफेन पश्येद्रूपाणि स्निग्धानि च सितानि च । सलिलप्लावितानीव जालकानीव मानवः ॥

રૂપો સ્નિગ્ધ, ધોળાં, પાણીથી ડુબેલાં જેવાં અને કરોળીયાના જાળાં જેવાં જોવામાં આવતાં હોય તો જાણવું કે કફજન્ય લિંગનાશ થયો છે.

### સન્નિપાતજન્ય લિંગનાશનું લક્ષણ.

**सन्निपातजमाह ।**

सन्निपातेन चित्राणि विप्लुतानि च पश्यति । बहुधापि द्विधा वापि सर्वाण्येव समन्ततः ॥ हीनाधिकाङ्गान्यथवा ज्योतींष्यपि च पश्यति ॥

चित्राणि नानावर्णानि विप्लुतानि विपरीतानि । वैपरीत्यं विवृणोति बहुधेत्यादि ॥

જો રૂપો ચારેકોર વિપરીત એટલે ઘણાં પ્રકારનાં, બે પ્રકારનાં અથવા સઘળા પ્રકારનાં જોવામાં આવતાં હોય, અનેક વર્ણોવાળાં જોવામાં આવતાં હોય અથવા અધિક કે ન્યૂન અંગોવાળાં જોવામાં આવતાં હોય અથવા તેજોમય જોવામાં આવતાં હોય તો જાણવું કે સન્નિપાતજન્ય લિંગનાશ થયો છે.

### રક્ત( રૂધિર )જન્ય લિંગનાશનું લક્ષણ.

**रक्तजमाह ।**

पश्येद्रक्तेन रक्तानि तमांसि विविधानि च । हरितान्यथ कृष्णानि पीतान्यपि च मानवः ॥

જો અનેક પ્રકારના અંધકારો જોવામાં આવે અને રૂપો રાતાં હરિત વર્ણવાળાં, કાળાં તથા પીળાં જોવામાં આવે તો જાણવું કે રક્તજન્ય લિંગનાશ થયો છે.

### પરિમ્લાયી લિંગનાશનું લક્ષણ.

**परिम्लायिनमाह ।**

रक्तेन मूर्च्छितं पित्तं परिम्लायिनमाचरेत् । तेन पीता दिशः पश्येदुद्यन्तमिव भास्करम् ॥ विकीर्यमाणान् खद्योतैर्वृक्षांस्तेजोभिरेव हि ॥

विकीर्यमाणान् व्याप्यमानान् तेजोभिः अग्न्यादिभिरिव ॥

રૂધિરથી મૂર્છિત થએલું પિત્ત પરિમ્લાયી નામના લિંગનાશને ઉત્પન્ન કરેછે કે જે લિંગનાશથી સઘળી દિશાઓ પીળી જોવામાં આવેછે, સૂર્ય જાણે ઉગતો હોય એવો જોવામાં આવેછે અને વૃક્ષો જાણે પતંગીયાઓથી તથા અગ્નિ વગેરે તેજોથી વ્યાપ્ત થતાં હોય એવાં જોવામાં આવેછે.

### વાયુ વગેરેએ ઉત્પન્ન કરેલા નેત્રોના વર્ણો ઉપરથી પણ લિંગનાશના છ પ્રકાર.

वातादि जनितैर्नेत्रवर्णैरपि च षड्विधः। लिङ्गनाशो निगदितो वर्णवातादितो यथा । रागोऽरुणो मारुततः प्रदिष्टो म्लायी तु नीलश्च तथैव पित्तात् । कफात्सितः शोणिततः सरक्तः समस्तदोषप्रभवो विचित्रः ॥

વાયુ વગેરેએ ઉત્પન્ન કરેલા નેત્રોના વર્ણો ઉપરથી પણ લિંગનાશના

૭ પ્રકાર થાયછે. કયા દોષથી નેત્રોનો કયો વર્ણ થાયછે તે હવે જણાવીએ છીએ.

વાયુથી લિંગનાશ થયો હોય તો નેત્રોનો વર્ણ રાતો થાયછે, પિત્તજન્ય કે પરિમ્લાયી લિંગનાશ થયો હોય તો નેત્રોનો વર્ણ નીલ થાયછે, કફથી લિંગનાશ થયો હોય તો નેત્રોનો વર્ણ ધોળો થાયછે, રૂધિરથી લિંગનાશ થયો હોય તો નેત્રોનો વર્ણ રતાશવાળો થાયછે અને સન્નિપાતથી લિંગનાશ થયો હોય તો નેત્રોનો વર્ણ વિચિત્ર થાયછે.

## વાયુ વગેરેએ ઉત્પન્ન કરેલા લિંગનાશોથી નેત્રોમાં મંડલનાં જુદાં જુદાં રૂપો હોવાવિષે.

## वातादिना हेतुभूतेन जनिते नेत्रविषये मण्डलरूपविशेषमाह ।

अरुणं मण्डलं वाताच्चलं परुषं तथा । पित्ततो मण्डलं नीलं कांस्याभं वा सपीतकम् ॥

श्वेतपीतं वा कथमेतत् व्याधिप्रभावात् ।

श्लेष्मणा बहुलं स्निग्धं शङ्खकुन्देन्दुपाण्डुरम् ॥ चलत्पद्मपलाशस्थः शुक्लो बिन्दुरिवाम्भसः । मृद्यमाने तु नयने मण्डलं तद्विसर्पति ॥

बहुलं स्थूलम् ॥

मण्डलं तु भवेच्चित्रं लिङ्गनाशे त्रिदोषजे । प्रवालपद्मपत्राभं मण्डलं शोणितात्मकम् ॥

चित्रं वातादिवर्णम् ॥

रक्तजं मण्डलं दृष्टौ स्थूलकाचारुणप्रभम् । परिम्लायिनि रोगे स्यात् म्लानं नीलमथापि वा ॥ दोषक्षयात् स्वयं तत्र कदाचित्स्यात्तु दर्शनम् ॥

रक्तजं पित्तानुगामि रक्तजं स्थूलकाचारुणप्रभं स्थूलकाचस्यैवारुणा प्रभा यस्य तत् । एतेन स्थौल्यमारुणत्वं च बोध्यते । दोषक्षयादित्यादि तत्र परिम्लायिनि कालान्तरेण दोषक्षयात् कदाचित् स्वयमेव दर्शनं स्यात् ॥

વાયુથી લિંગનાશ થયો હોય તો મંડલ રાતું, ચપલ તથા કઠણ થાયછે. પિત્તથી લિંગનાશ થયો હોય તો મંડલ નીલ, કાંસા જેવું અથવા ધોળાશ તથા પીળાશવાળું થાયછે. (ધોળા પીળાપણું જે થાયછે તે વ્યાધિના પ્રભાવથી થાયછે એમ સમજવું.) કફથી લિંગનાશ થયો હોય તો મંડલ જાડું, સ્નિગ્ધ, શંખ જેવું ધોળું, ડોલર જેવું ધોળું, ચંદ્ર જેવું ધોળું અને કંપતી કમળની પાંખડીઉપર રહેલા જળના ધોળા ટીપા જેવું થાયછે. આંખને ચોળવા માંડતાં એ મંડલ પસરેછે. ત્રણે દોષોથી લિંગનાશ થયો હોય તો મંડલ વિચિત્ર એટલે વાયુ વગેરેથી થતા સઘળા વર્ણોવાળું થાયછે. રૂધિરથી લિંગનાશ થયો હોય તો મંડલ કુંપળીયા જેવું અને કમળની પાંખડી જેવું થાયછે. પિત્તના સંબંધવાળા રૂધિરથી લિંગનાશ થયો હોય તો મંડલ જાડા તથા રાતા કાચ જેવું જાડું તથા રાતું થાયછે. પરિમ્લાયી લિંગનાશ થયો હોય તો મંડલ મ્લાનિ પામેલું અથવા નીલ થાયછે અને કાળાંતરે દોષનો ક્ષય થવાથી કોઇ સમયે પોતાની મેળેજ ચોખું થઇ જાયછે.

## દોષોનાં વ્યથા, દાહ તથા ભારેપણા વગેરે જે ચિન્હો કેહેવામાં આવ્યાં નથી તેઓનો સંગ્રહ.

**अनुक्तव्यथादाहगौरवादिदोषलिङ्गसंग्रहार्थमाह ।**

यथास्वं दोषलिङ्गानि सर्वेष्वेव भवन्ति हि ॥

સઘળા પ્રકારના લિંગનાશોમાં તે તે દોષોનાં પોતપોતાનાં ચિન્હો પણ અવશ્ય થાયછે.

## પિત્તવિદગ્ધદૃષ્ટિનું લક્ષણ.

**पित्तविदग्धदृष्टेर्लक्षणमाह ।**

पित्तेन दुष्टेन गतेन दृष्टिं पीता भवेद्यस्य नरस्य दृष्टिः । पीतानि रूपाणि च तेन पश्येत्स वै नरः पित्तविदग्धदृष्टिः ॥

पित्तेन गतेन दृष्टिं दृष्टावपि प्रथमद्वितीयपटलगतेनेति बोद्धव्यम् ॥

**तेन व्याधिना तस्मिन्नेव पित्ते दृष्टौ तृतीयपटलं गते विशेषरूपमाह ।**

प्राप्ते तृतीयं पटलं तु दोषे दिवा न पश्येन्निशि वीक्षते सः । रात्रौ स शीतानुगृहीतदृष्टिः पित्ताल्पभावात्सकलानि पश्येत् ॥

दोषेऽत्र पित्ते ॥

દુષ્ટ થએલું પિત્ત દૃષ્ટિના પેહેલા, બીજા પટલમાં પ્રાપ્ત થવાથી જે માણસની દૃષ્ટિ પીળી થએલી હોય તે માણસ રૂપોને પીળાં દેખેછે. આ રોગ પિત્તવિદગ્ધદૃષ્ટિ કેહેવાયછે.

તેજ પિત્ત ત્રીજા પટલમાં પ્રાપ્ત થયું હોય તો એ માણસ દિવસે દેખતો નથી પણ રાતે શીતથી દૃષ્ટિને આનુકૂલ્ય થવાથી પિત્ત ઓછું પડતાં સઘળા પદાર્થોને દેખેછે. આ પ્રકાર પણ પિત્તવિદગ્ધદૃષ્ટિમાં અંતર્ભૂત છે તેથી જુદો ગણાતો નથી.

## કફવિદગ્ધદૃષ્ટિનું લક્ષણ.

**श्लेष्मविदग्धदृष्टिलिङ्गमाह ।**

तथा नरः श्लेष्मविदग्धदृष्टिस्तान्येव शुक्लानि हि मन्यते तु ।

तत्रापि श्लेष्मणो दृष्टौ प्रथमद्वितीयपटलगतस्यैतल्लिङ्गं बोद्धव्यम् ॥

**स एव श्लेष्मा दृष्टौ पटलत्रयङ्गतो नक्तान्ध्यं करोतीत्याह ।**

त्रिषु स्थितो यः पटलेषु दोषो नक्तान्ध्यमापादयति प्रसह्य । दिवा स सूर्यानुगृहीतदृष्टिः पश्येत् तु रूपाणि कफाल्पभावात् ॥

दोषोऽत्र कफस्तस्योपक्रान्तत्वात् नक्तान्ध्यस्य श्लेष्मविदग्धदृष्टावन्तर्भूतत्वान्न पृथग्गणना ।

દુષ્ટ થએલો કફ દૃષ્ટિના પેહેલા બીજા પટલમાં આવ્યો હોય તો માણસ રૂપોને ધોળાં દેખેછે. આ રોગ કફવિદગ્ધદૃષ્ટિ કેહેવાયછે.

એજ કફ દૃષ્ટિના ત્રણે પટલોમાં આવ્યો હોય તો બલાત્કારથી નક્તાંધ્ય (રાતે આંધળાપણું) કરેછે. દિવસે તો દૃષ્ટિઉપર સૂર્યનો અનુગ્રહ થવાને લીધે

કફ ઓછો થવાથી સઘળાં રૂપોને દેખેછે. રાતે આંધળાપણું પણ કફવિદગ્ધદૃષ્ટિમાં અંતર્ભૂત છે. તેથી જુદું ગણાતું નથી.

## ધૂમદર્શીનું લક્ષણ.

## अथ धूमदर्शनमाह।

शोकज्वरायासशिरोऽभितापैरभ्याहता यस्य नरस्य दृष्टिः। धूमांस्तु यः पश्यति सर्वभावान् स धूम्रदर्शीति नरः प्रदिष्टः॥

शिरोऽभितापः शिरसि घर्मादीनां सन्तापैः एतस्य पित्तदोषो बोद्धव्यः।

શોકથી, જ્વરથી, પરિશ્રમથી અને માથામાં તડકા વગેરેના સંતાપો થવાથી દૃષ્ટિનો અભિઘાત થતાં સઘળા પદાર્થો ધુમાડાથી વ્યાપ્ત જેવા દેખાયછે એ રોગ ધૂમદર્શી કેહેવાયછે. આ રોગ પિત્તની દુષ્ટતાથી થાયછે.

## હ્રસ્વજાત્યનું લક્ષણ.

## अथ ह्रस्वजात्यमाह।

यो वासरे पश्यति कष्टतोऽथ रूपं महच्चापि निरीक्षतेऽल्पम्। रात्रौ पुनर्यः प्रकृतानि पश्येत् स ह्रस्वजात्यो मुनिभिः प्रदिष्टः॥

દિવસે માંડ માંડ દેખાય તથા મોટાં રૂપ પણ નાહાનાં દેખાય અને રાતે સઘળાં રૂપો જેવાં હોય તેવાંજ દેખાય એ રોગને મુનિઓ હ્રસ્વજાત્ય કેહેછે.

## નકુલાંધ્યનું લક્ષણ.

## नकुलान्ध्यमाह।

विद्योतते यस्य नरस्य दृष्टिर्दोषाभिपन्ना नकुलस्य यद्वत्। चित्राणि रूपाणि दिवा च पश्येत् स वै विकारो नकुलान्ध्यसंज्ञः॥

દૃષ્ટિ દોષથી વ્યાપ્ત થવાનેલીધે નોળીયાની દૃષ્ટિ જેવી પ્રકાશે અને દિવસે રૂપો વિચિત્ર જોવામાં આવે એ રોગ નકુલાંધ્ય કેહેવાયછે.

## ગંભીરિકાનું લક્ષણ.

## गम्भीरिकामाह।

दृष्टिर्विरूपा श्वसनोपसृष्टा सङ्कुच्यतेभ्यन्तरतः प्रयाति। रुजावगाढा च तमक्षिरोगं गम्भीरिकेति प्रवदन्ति धीराः॥

विरूपा विकृता। श्वसनोपसृष्टा वातोपहता। रुजावगाढा गम्भीरवेदनान्विता॥

દૃષ્ટિ વિકૃત થયા કરે, વાયુથી ઉપહત રહે, સંકોચ પામ્યા કરે, અંદર જતી રહે અને ઊંડી વેદનાથી યુક્ત રહે. એ રોગને વિદ્વાન વૈદ્યો ગંભીરિકા કેહેછે.

## બારની સંખ્યાથી અધિક બે રોગો.

बाह्यौ पुनर्द्वाविह सम्प्रदिष्टौ निमित्ततश्चाप्यनिमित्ततश्च। निमित्ततस्तत्र शिरोऽभितापात् ज्ञेयस्त्वभिष्यन्दनिदर्शनैः सः॥

बाह्यौ सुश्रुतोक्तद्वादशसंख्येभ्योऽधिकौ।

સુશ્રુતે દૃષ્ટિના રોગોની જે બારની સંખ્યા કહેલી છે તેથી અધિક જે બીજા બે રોગ ચરક આદિ મુનિઓએ કહેલા છે તે એ છે કે એક સનિમિત્તલિંગનાશ અને બીજો અનિમિત્તલિંગનાશ.

## સનિમિત્તલિંગનાશનું નિદાન તથા લક્ષણ.

### तत्र निमित्तमाह ।

शिरोऽभितापः शिरोऽभितप्यते येन । विषकुसुमगन्धवहपवनस्पर्शेन शिरोऽभितापः तस्मात् । अभिष्यन्दनिदर्शनैः रक्ताभिष्यन्दलिङ्गैरिति गदाधरः । सन्निपाताभिष्यन्दलिङ्गैरिति कार्तिकः ॥

ઝેરી ફુલના ગંધવાળા પવનના સ્પર્શરૂપ નિમિત્તથી માથામાં અભિતાપ થતાં જે લિંગનાશ થાયછે તે સનિમિત્તલિંગનાશ કેહેવાયછે. અભિષ્યંદના ચિન્હોઉપરથી આ રોગને જાણી લેવો.

ગદાધર વૈદ્ય કેહેછે કે "રક્તાભિષ્યંદનાં ચિન્હો ઉપરથી આ રોગને જાણી લેવો" અને કાર્તિક વૈદ્ય કેહેછે કે "સઘળા દોષોસંબંધી અભિષ્યંદનાં ચિન્હો ઉપરથી આ રોગને જાણી લેવો." (રક્તાભિષ્યંદ વિગેરેનાં ચિન્હો આગળ કેહેવામાં આવશે.)

## અનિમિત્તલિંગનાશનું નિદાન તથા સ્વરૂપ.

### अनिमित्तमाह ।

सुरर्षिगन्धर्वमहोरगाणां सन्दर्शनेनापि च भासुराणाम् । हन्येत दृष्टिर्मनुजस्य तस्य स लिङ्गनाशस्त्वनिमित्तसंज्ञः ॥

अनुपलभ्यमानाना सुरादीनां निमित्तमपि अनिमित्तं मन्यते ॥

દેવનાં, ઋષિનાં, ગંધર્વનાં, મોટા નાગનાં કે બીજા પ્રકાશમય પદાર્થનાં દર્શનથી દૃષ્ટિ ઉપહત થઈ જાયછે એ અનિમિત્તલિંગનાશ કેહેવાયછે.

દેવ વગેરે લોકો ઘણું કરીને સર્વ જનોને પ્રત્યક્ષ થતા નથી માટે તેઓના દર્શનરૂપ નિમિત્તથી થએલા લિંગનાશને અનિમિત્ત માનેલો છે.

## અનિમિત્તલિંગનાશનું જ્ઞાપક.

### अनिमित्ततो लिङ्गनाशस्य लक्षणमाह ।

तत्राक्षिविस्पष्टमिवावभाति वैदूर्यवर्णा विमला च दृष्टिः । विदीर्यते सीदति हीयते वा नृणामभीघातहता तु दृष्टिः ॥

विस्पष्टं ज्योतिर्युक्तम् । वैदूर्यवर्णा श्यामा । विमला निर्मला ॥

અનિમિત્તલિંગનાશમાં આંખો તેજવાળી જેવી જણાયછે. કીકી શ્યામ તથા નિર્મલ હોયછે અને ઉપઘાતનેલીધે કીકી ફાટી જાયછે, સીદાયછે અથવા ન્યૂન થઈ જાયછે.

## કાળા ડોળાના રોગોવિષે.

## કાળા ડોળાના રોગોનાં નામો તથા સંખ્યા.

### अथ कृष्णमण्डलजा रोगाः ।

### तेषां नामानि संख्यां चाह ।

यत्सव्रणं शुक्रमथाव्रणं च पाकात्ययश्चाप्यजका तथैव । चत्वार एते नयनामयास्तु कृष्णप्रदेशे नियता भवन्ति ॥

સવ્રણશુક્ર, અવ્રણશુક્ર, પાકાંત્યય અને અજકાજાત એ ચાર રોગો નેત્રના કાળા ડોળામાંજ થાયછે.

## સવ્રણશુક્રનું લક્ષણ.

### तत्र सव्रणशुक्रलिङ्गम् ।

निमग्नरूपं तु भवेद्धि कृष्णे सूच्येव

विद्धं प्रतिभाति यद्वै । स्रावं स्रवेदुष्णमतीव चापि तत्सव्रणं शुक्रमुदाहरन्ति ॥

निमग्नरूपमिति शुक्रविशेषणम् । सूच्येव विद्धमिति शुक्रस्य वर्तुलत्वं व्यथायुक्तं च बोधयति । स्रवेदित्यनेनैव स्रावो बोधितः । स्रावपदान्निरन्तरं-स्रावः ॥

જે ફૂલું કાળા ડોળામાં બુડેલા રૂપવાળું હોય, જાણે સોઇથી વીંધાએલું હોય એવું લાગે એટલે ગોળ તથા વ્યથાવાળું હોય અને નિરંતર ઉના જળને સ્ત્રવ્યા કરે તે સવ્રણશુક્ર કેહેવાયછે.

## સવ્રણશુક્રના સાધ્યપણાનું તથા અસાધ્યપણાનું લક્ષણ.

## अस्य साध्यासाध्यस्य लक्षणम् ।

दृष्टेः समीपे न भवेत्तु यच्च न चावगाढं न च संस्रवेद् यत् । अवेदनं यन्न च युग्मशुक्रं तत्सिद्धिमायाति कदाचिदेव ॥

न चावगाढम् एकत्वग्गतम् । न च संस्रवेत् इत्यर्थः । अवेदनमीषद्वेदनम् । न च युग्मशुक्रम् अयुग्मशुक्रं एकमित्यर्थः । एवंविधं कदाचित् सिध्यति एतद्विपरीतं न सिध्यति ॥

જે સવ્રણશુક્ર કીકીના સમીપમાં ન હોય, ઊંડું ન હોય એટલે એક ચામડીમાંજ હોય, સ્ત્રવતું ન હોય, વેદના વગરનું હોય અને એક હોય તે કોઇ સમયે સાધ્ય થાયછે. પણ જે સવ્રણશુક્ર કીકીના સમીપમાં હોય, ઊંડું હોય, વેદનાવાળું હોય, સ્ત્રવતું હોય અને જોટારૂપ હોય તે કદી પણ સાધ્ય થતું નથી.

## અવ્રણશુક્રનું લક્ષણ.

## अव्रणशुक्रमाह ।

स्यन्दात्मकं कृष्णगतं तु शुक्रं शङ्खेन्दुकुन्दप्रतिमावभासम् । वैहायसाभ्रप्रतनुप्रकाशमथाव्रणं साध्यतमं वदन्ति ॥

स्यन्दात्मकं अभिष्यन्दहेतुकं सर्वेषामक्षिरोगाणामभिष्यन्दहेतुकत्वे अस्य नियमबोधनार्थं स्यन्दात्मकमिति । शङ्खेन्दुकुन्दप्रतिमावभासं शङ्खेन्दुकुन्दसदृशमवभासते । एतेन शुक्रत्वं बोध्यते । वैहायसाभ्रप्रतनुप्रकाशम् आकाशस्थमेघवत्तनु यथा स्यादेवं प्रकाशते यत् ॥

જે કાળા ડોળાનું અભિષ્યંદથી (અભિષ્યંદનું લક્ષણ આ પ્રકરણમાંજ કેહેવામાં આવશે.) થએલું ફૂલું આકાશમાં રહેલા મેઘની પેઠે થોડું થોડું પ્રકાશતું હોય અને શંખ જેવું, ચંદ્ર જેવું તથા ડોલરના ફૂલ જેવું જણાતું હોય તે અવ્રણશુક્ર કેહેવાયછે. આ ફૂલું અત્યંત સાધ્ય છે.

જોકે નેત્રના સઘળા રોગો અભિષ્યંદથી થાયછે તોપણ આ ફૂલું તો અભિષ્યંદથીજ થાયછે એવો નિયમ જણાવવાનેમાટે 'અભિષ્યંદથી થએલું' એ વિશેષણ આપ્યું છે.

## અવ્રણશુક્ર અત્યંત સાધ્ય છતાં પણ કોઈ સ્થિતિમાં કષ્ટસાધ્ય થવાવિષે.

## साध्यतमस्याप्यस्यावस्थाभेदेन कष्टसाध्यतामाह ।

गम्भीरजातं बहलं च शुक्रं चिरोत्थितं चापि वदन्ति कृच्छ्रम् ॥

## સનિમિત્તલિંગનાશનું નિદાન તથા લક્ષણ.

### तत्र निमित्तमाह ।

शिरोऽभितापः शिरोऽभितप्यते येन । विषकुसुमगन्धवहपवनस्पर्शेन शिरोऽभितापः तस्मात् । अभिष्यन्दनिदर्शनैः रक्ताभिष्यन्दलिङ्गैरिति गदाधरः । सन्निपाताभिष्यन्दलिङ्गैरिति कार्तिकः ॥

ઝેરી ફુલના ગંધવાળા પવનના સ્પર્શરૂપ નિમિત્તથી માથામાં અભિતાપ થતાં જે લિંગનાશ થાયછે તે સનિમિત્તલિંગનાશ કેહેવાયછે. અભિષ્યંદના ચિન્હોઉપરથી આ રોગને જાણી લેવો.

ગદાધર વૈદ્ય કેહેછે કે "રક્તાભિષ્યંદનાં ચિન્હો ઉપરથી આ રોગને જાણી લેવો" અને કાર્તિક વૈદ્ય કેહેછે કે "સઘળા દોષોસંબંધી અભિષ્યંદનાં ચિન્હો ઉપરથી આ રોગને જાણી લેવો." (રક્તાભિષ્યંદ વિગેરેનાં ચિન્હો આગળ કેહેવામાં આવશે.)

## અનિમિત્તલિંગનાશનું નિદાન તથા સ્વરૂપ.

### अनिमित्तमाह ।

सुरर्षिगन्धर्वमहोरगाणां सन्दर्शनेनापि च भास्वराणाम् । हन्येत दृष्टिर्मनुजस्य तस्य स लिङ्गनाशस्त्वनिमित्तसंज्ञः ॥

अनुपलभ्यमानानां सुरादीनां निमित्तमपि अनिमित्तं मन्यते ॥

દેવનાં, ઋષિનાં, ગંધર્વનાં, મોટા નાગનાં કે બીજા પ્રકાશમય પદાર્થનાં દર્શનથી દૃષ્ટિ ઉપહત થઈ જાયછે એ અનિમિત્તલિંગનાશ કેહેવાયછે.

દેવ વગેરે લોકો ઘણું કરીને સર્વ જનોને પ્રત્યક્ષ થતા નથી માટે તેઓના દર્શનરૂપ નિમિત્તથી થએલા લિંગનાશને અનિમિત્ત માનેલો છે.

## અનિમિત્તલિંગનાશનું જ્ઞાપક.

### अनिमित्ततो लिङ्गनाशस्य लक्षणमाह ।

तत्राक्षिविस्पष्टमिवावभाति वैदूर्यवर्णा विमला च दृष्टिः । विदीर्यते सीदति हीयते वा नृणामभीघातहता तु दृष्टिः ॥

विस्पष्टं ज्योतिर्युक्तम् । वैदूर्यवर्णा श्यामा । विमला निर्मला ॥

અનિમિત્તલિંગનાશમાં આંખો તેજવાળી જેવી જણાયછે. કીકી શ્યામ તથા નિર્મલ હોયછે અને ઉપઘાતનેલીધે કીકી ફાટી જાયછે, સીદાયછે અથવા ન્યૂન થઈ જાયછે.

## કાળા ડોળાના રોગોવિષે.

## કાળા ડોળાના રોગોનાં નામો તથા સંખ્યા.

### अथ कृष्णमण्डलजा रोगाः ।

### तेषां नामानि संख्यां चाह ।

यत्सव्रणं शुक्रमथाव्रणं च पाकात्ययश्चाप्यजका तथैव । चत्वार एते नयनामयास्तु कृष्णप्रदेशे नियता भवन्ति ॥

સવ્રણશુક્ર, અવ્રણશુક્ર, પાકાત્યય અને અજકાજાત એ ચાર રોગો નેત્રના કાળા ડોળામાંજ થાયછે.

## સવ્રણશુક્રનું લક્ષણ.

### तत्र सव्रणशुक्रलिङ्गम् ।

निमग्नरूपं तु भवेद्धि कृष्णे सूच्येव

विद्धं प्रतिभाति यद्वै । स्रावं स्रवेदुष्णमतीव चापि तत्सव्रणं शुक्रमुदाहरन्ति ॥

निमग्नरूपमिति शुक्रविशेषणम् । सूच्येव विद्धमिति शुक्रस्य वर्तुलत्वं व्यथायुक्तं च बोधयति । स्रवेदित्यनेनैव स्रावो बोधितः । स्रावपदान्निरन्तरं-स्रावः ॥

જે ફૂલું કાળા ડોળામાં બુડેલા રૂપવાળું હોય, જાણે સોઇથી વીંધાએલું હોય એવું લાગે એટલે ગોળ તથા વ્યથાવાળું હોય અને નિરંતર ઉના જળને સ્ત્ર્યા કરે તે સવ્રણશુક્ર કેહેવાયછે.

## સવ્રણશુક્રના સાધ્યપણાનું તથા અસાધ્યપણાનું લક્ષણ.

## अस्य साध्यासाध्यस्य लक्षणम् ।

दृष्टेः समीपे न भवेत्तु यच्च न चावगाढं न च संस्रवेद् यत् । अवेदनं यच्च च युग्मशुक्रं तत्सिद्धिमायाति कदाचिदेव ॥

न चावगाढम् एकत्वगतम् । न च संस्रवेत् इत्यर्थः । अवेदनमीपद्वेदनम् । न च युग्मशुक्रम् अयुग्मशुक्रं एकमित्यर्थः । एवंविधं कदाचित् सिध्यति एतद्विपरीतं न सिध्यति ॥

જે સવ્રણશુક્ર કીકીના સમીપમાં ન હોય, ઊંડું ન હોય એટલે એક ચામડીમાંજ હોય, સ્ત્રવતું ન હોય, વેદના વગરનું હોય અને એક હોય તે કોઇ સમયે સાધ્ય થાયછે. પણ જે સવ્રણશુક્ર કીકીના સમીપમાં હોય, ઊંડું હોય, વેદનાવાળું હોય, સ્ત્રવતું હોય અને જોટારૂપ હોય તે કદી પણ સાધ્ય થતું નથી.

## અવ્રણશુક્રનું લક્ષણ.

## अव्रणशुक्रमाह ।

स्यन्दात्मकं कृष्णगतं तु शुक्रं शङ्खेन्दुकुन्दप्रतिमावभासम् । वैहायसाभ्रप्रतनुप्रकाशमथाव्रणं साध्यतमं वदन्ति ॥

स्यन्दात्मकं अभिष्यन्दहेतुकं सर्वेषामक्षिरोगाणामभिष्यन्दहेतुकत्वे अस्य नियमबोधनार्थं स्यन्दात्मकमिति । शङ्खेन्दुकुन्दप्रतिमावभासं शङ्खेन्दुकुन्दसदृशमवभासते । एतेन शुक्लत्वं बोध्यते । वैहायसाभ्रप्रतनुप्रकाशम् आकाशस्थमेघवत्तनु यथा स्यादेवं प्रकाशते यत् ॥

જે કાળા ડોળાનું અભિષ્યંદથી (અભિષ્યંદનું લક્ષણ આ પ્રકરણમાંજ કેહેવામાં આવશે.) થએલું ફૂલું આકાશમાં રહેલા મેઘની પેઠે થોડું થોડું પ્રકાશતું હોય અને શંખ જેવું, ચંદ્ર જેવું તથા ડોલરના ફૂલ જેવું જણાતું હોય તે અવ્રણશુક્ર કેહેવાયછે. આ ફૂલું અત્યંત સાધ્ય છે.

જોકે નેત્રના સઘળા રોગો અભિષ્યંદથી થાયછે તોપણ આ ફૂલું તો અભિષ્યંદથીજ થાયછે એવો નિયમ જણાવવાનેમાટે 'અભિષ્યંદથી થએલું' એ વિશેષણ આપ્યું છે.

## અવ્રણશુક્ર અત્યંત સાધ્ય છતાં પણ કોઈ સ્થિતિમાં કષ્ટસાધ્ય થવાવિષે.

## साध्यतमस्याप्यस्यावस्थाभेदेन कष्टसाध्यतामाह ।

गम्भीरजातं बहलं च शुक्रं चिरोत्थितं चापि वदन्ति कृच्छ्रम् ॥

गम्भीरजातं द्वित्रित्वगतम् । बहलं पुष्टम् ॥

જો અવ્રણશુક્ર ઊંડું હોય એટલે બે ત્રણ પટલોમાં પોહોંચ્યું હોય, જાડું હોય કે લાંબા કાળથી થયું હોય તો કષ્ટસાધ્ય થાયછે એમ વિદ્વાનો કહેછે.

### અવ્રણશુક્રનું અમુક સ્થિતિમાં અસાધ્યપણું.

### अस्यासाध्यतां चाह।

**विच्छिन्नमध्यं पिशितावृतं च चलं शिरासूतमदृष्टिकृच्च । द्वित्वग्गतं लोहितमन्ततश्च चिरोत्थितं चापि विवर्जनीयम् ॥**

विच्छिन्नमध्यं विशीर्णमांसत्वान्निम्नमध्यम्। शिरासूतं शिरायां जातम् । अदृष्टिकृत् दर्शनाभावकृत् । द्वित्वग्गतं पटलद्वयगतम् । एतद्विच्छिन्नमध्यत्वादिलिङ्गसहितमसाध्यं न तु केवलं गम्भीरजातस्य कष्टसाध्यत्वाभिधानात् । एवं चिरोत्थितमपि ॥

જે અવ્રણશુક્ર માંસ વીખાઈ જવાનેલીધે નમેલા મધ્યવાળું હોય, માંસથી વીંટાએલું હોય, ચંચલ હોય, શિરામાં થએલું હોય, દેખવા નહિ દેનાર હોય, બે ચાંમડીઓમાં (બે પટલોમાં પોહોંચેલું હોય, છેડામાં રાતું હોય અને લાંબા કાળથી થએલું હોય તે અસાધ્ય છે માટે તેની ચિકિત્સા કરવી નહિ. માત્ર બે પટલમાં પોહોંચેલું, કે લાંબા કાળથી થએલું હોય તો કષ્ટસાધ્ય છે પણ બે પટલમાં પોહોંચેલું કે લાંબા કાળથી થએલું છતાં ઉપરનાં વિશેષણોવાળું હોય તો અસાધ્ય છે.

### અવ્રણશુક્રનું બીજી રીતેપણ અસાધ્યપણું.

### अपरमप्यसाध्यलक्षणमाह ।

**उष्णाश्रुपातः पिडिका च नेत्रे यस्मिन्भवेन्मुद्गनिभं च शुक्रम् । तदप्यसाध्यं प्रवदन्ति केचिदन्ये तु तत्तित्तिरिपक्षतुल्यम् ॥**

मुद्गनिभं च शुक्रं आकारेण तत् नेत्रम्। तित्तिरिपक्षतुल्यं तित्तिरिपक्षवच्छदनम् ॥

જો નેત્રમાંથી ઉનાં આંસુઓ પડતાં હોય, ફોડલી થઈ હોય અને અવ્રણશુક્ર મગ જેવા આકારવાળું હોય તો એ અવ્રણશુક્ર અસાધ્ય છે એમ કેટલાએક કહેછે. બીજા કેટલાએક તો કહેછે કે "નેત્રની પાંપણો તેતરની પાંખો જેવી થઈ ગઈ હોય તો અવ્રણશુક્ર અસાધ્ય થાયછે.

### પાકાત્યયનું લક્ષણ.

### आक्षिपाकात्ययमाह ।

**श्वेतः समाक्रामति सर्वतो हि दोषेण यस्यासितमण्डले तु । तमक्षिपाकात्ययमक्षिकोपं सर्वात्मकं वर्जयितव्यमाहुः ॥**

यः श्वेतः दोषेण कृत इति शेषः । तमक्षिकोपम् अक्षिपाकात्ययमाहुः । अत्र पाकोऽपि स्यात् अत एव सुश्रुतः । 'शोफाश्रुपाकार्तियुते च नेत्रे' इति ॥

દોષે કરેલું ધોળાપણું આખા કાળા ડોળામાં ચારેકોર વ્યાપે થઇ જાય એ આંખનું દરદ પાકાત્યય કહેવાયછે. આ પાકાત્યય ત્રણે દોષોથી થએલ હોય તો અસાધ્ય સમજીને તેની ચિકિત્સાજ કરવી નહિ.

આ રોગમાં પાકવું પણ થાયછે. એ ઉપરથી 'સોજો, આંસુ, પાક તથા પીડા એઓથી યુક્ત નેત્રમાં' એમ સુશ્રુતે કહ્યું છે.

## અજકાજાતનું લક્ષણ.

## अजकाजातमाह ।

अजापुरीषप्रतिमो रुजावान् सलोहितो लोहितपिच्छिलाश्रुः । विगृह्य कृष्णं प्रचयोभ्युपैति तं चाजकाजातमिति व्यवस्येत् ॥

यः प्रचयः उच्छ्रायः स च मेदसो बोद्धव्यः। यत एतस्योत्पत्तिः विदेहेन तृतीयपटले कथिता । अलोहितः ईषल्लोहितः विगृह्य कृष्णमभ्युपैति महत्त्वेन समस्तं कृष्णभागं ग्राहयित्वा आयाति । व्यवस्येत् जानीयात् ॥ इति कृष्णमण्डलजा रोगाः ॥

બકરીની લીંડી જેવી, પીડાવાળી, કાંઇક રતાશવાળી, અને લાલ તથા ચીકણાં આંસુવાળી જે ઊંચાઇ મોટાપણાથી સઘળા કાળા ડોળાને પકડીને પ્રાપ્ત થાયછે તે અજકાજાત કહેવાયછે.

આ ઊંચાઈ મેદની થાયછે એમ સમજવું. કારણ કે વિદેહે એ ઊંચાઇની ઉત્પત્તિ ત્રીજા પટલમાં કહેલી છે.

## ધોળા ડોળાના રોગોવિષે.

## ધોળા ડોળાના રોગોનાં નામો તથા સંખ્યા.

## अथ शुक्लभागजा रोगाः ।

## तेषां नामानि संख्यां चाह ।

प्रस्तारिशुक्लक्षतजाधिमांसस्नाय्वर्मसंज्ञाः खलु पञ्च रोगाः । स्याच्छुक्तिका चार्जुनपिष्टकौ च जालं शिराणां पिडकाश्च याः स्युः ॥ रोगा बलासग्रथितेन सार्द्धमेकादशाक्ष्णोः खलु शुक्लभागे ॥

આંખોના ધોળા ડોળામાં પ્રસ્તાર્યર્મ, શુક્લાર્મ, રક્તાર્મ, અધિમાંસાર્મ, સ્નાય્વર્મ, શુક્તિ, અર્જુન, પિષ્ટક, શિરાજાલ, શિરાજપિડકા, અને બલાસગ્રથિત એ નામના અગીયાર રોગો થાયછે.

## પ્રસ્તાર્યર્મનું લક્ષણ.

## तेषु प्रस्तार्यर्मणो लक्षणम् ।

प्रस्तार्यर्म तनु स्तीर्णं श्यावं रक्तनिभं सितम् ॥

ધોળા ડોળા ઉપર પાતળું, વિસ્તીર્ણ, કાળાશવાળું અથવા રાતા જેવું ધોળું ચિન્હ થાયછે એ પ્રસ્તાર્યર્મ કહેવાયછે.

## શુક્લાર્મનું લક્ષણ.

## शुक्लार्माह ।

सुश्वेतं मृदु शुक्लार्म शुक्ले तद्वर्धते चिरात् ॥

ધોળા ડોળા ઉપર સારી પેઠે ધોળું અને કુણાપણાવાળું જે ચિન્હ થાયછે તે શુક્લાર્મ કહેવાયછે. આ શુક્લાર્મરૂપ માંસ ઘણે કાળે વૃદ્ધિ પામેછે.

## રક્તાર્મનું લક્ષણ.

## रक्तार्माह ।

पद्माभं मृदु रक्तार्म यन्मांसं चीयते सिते ॥

पद्माभं वर्णेन रक्तमित्यर्थः । चीयते उपचीयते ॥

ધોળા ડોળા ઉપર રાતું તથા કુણું

જે માંસ વધતું આવેછે તે રક્તાર્મ કે-
હેવાયછે.

અધિમાંસાર્મનું લક્ષણ.

अधिमांसार्माह ।

पृथु मृद्वधिमांसार्म वहलं च यकृन्नि-
भम् ॥

पृथु विस्तीर्णं यकृन्निभं ईषत् कृष्णलो-
हितम् । बहलं पुष्टम् ॥

ધોળા ડોળા ઉપર પોહોળું, કોમળ, જાડું અને જરાક કાળાશ સહિત રતાશવાળું જે માંસ વધતું આવેછે તે અધિમાંસાર્મ કેહેવાયછે.

સ્નાય્વર્મનું લક્ષણ.

स्नाय्वर्माह ।

स्थिरं प्रसारि मांसाढ्यं शुष्कं स्ना-
य्वर्म पञ्चमम् ॥

स्थिरं कठिनम् । शुष्कं स्रावरहितम् ॥

ધોળા ડોળા ઉપર કઠણ, ફેલાતું અને સ્રાવવગરનું જે માંસ ઊંચું થાયછે તે સ્નાય્વર્મ કેહેવાયછે.

શુક્તિનું લક્ષણ.

शुक्तिमाह ।

श्यावाः स्युः पिशितनिभाश्च विन्द-
वो ये शुक्तिर्वा सितनयने स शुक्ति-
संज्ञः ॥

ધોળા ડોળા ઉપર કાળાશવાળા અને માંસ જેવા જે બિંદુઓ થાયછે અથવા છીપ જેવું થાયછે તે શુક્તિ કેહેવાયછે.

અર્જુનનું લક્ષણ.

अर्जुनम् ।

एको यः शशरुधिरप्रभस्तु विन्दुः
शुक्लस्थो भवति तमर्जुनं वदन्ति ॥

श्यावा इत्यादिवर्णत्रये विकल्पो बोद्धव्यः॥

ધોળા ડોળામાં સસલાના લોહી જેવો જે એક બિંદુ થાયછે તે અર્જુન કેહેવાયછે.

પિષ્ટકનું લક્ષણ.

पिष्टकमाह ।

श्लेष्ममारुतकोपेन शुक्ले मांसं समुन्न-
तम् । पिष्टवत्पिष्टकं विद्धि मलाक्तादर्श-
सन्निभम् ॥

पिष्टवत् श्वेतम् ॥

ધોળા ડોળા ઉપર કફના તથા વાયુના પ્રકોપથી લોટ જેવું ધોળું અને મેલથી ખરડાએલા અરીશા જેવું જે માંસ ઊંચું થાયછે તે પિષ્ટક કેહેવાયછે.

શિરાજાલનું લક્ષણ.

शिराजालमाह ।

जालाभः कठिनशिरोऽरुणः शिरा-
णां संतानो भवति शिरादिजालसंज्ञः॥

शिराजालसंज्ञः ॥

ધોળા ડોળા ઉપર જાળાં જેવો, કઠણ શિરાઓવાળો અને રાતો જે શિરાઓનો સમૂહ થાયછે તે શિરાજાલ કેહેવાયછે.

શિરાજપિડકાનું લક્ષણ.

शिराजपीडिकामाह ।

शुक्लस्थाः सितपीडिकाः शिरावृता
यास्ता विद्यादसितसमीपजाः शिराजाः॥

ધોળા ડોળા ઉપર કાળા ડોળાના સમીપમાં રહેલી અને શિરાઓથી વીંટાએલી જે ધોળી ફોડલીઓ થાયછે તે શિરાજપિડકા કેહેવાયછે.

## બલાસગ્રથિતનું લક્ષણ.

**बलासग्रथितमाह ।**

**कांस्याभोऽमृदुरथ वारिबिन्दुकल्पो विज्ञेयो नयनसिते बलाससंज्ञः ॥**

कांस्याभः श्वेत इत्यर्थः । अमृदुः कठिनः । वारिबिन्दुकल्पः । एतेन मनाक् उन्नतत्वं बोध्यते । बलाससंज्ञः बलासग्रथितसंज्ञः । क्वचिदेकदेशेनापि समुदायावगमात् । यथा भीमो भीमसेन इति । अतएव सुश्रुते नामसंग्रहे बलासग्रथितपदं निर्दिष्टम् ॥ इति शुक्लभागजा रोगाः ॥

ધોળા ડોળા ઉપર કાંસા જેવો ધોળો, કઠણ, અને જળના બિંદુની પેઠે જરાક ઊંચો જે બિંદુ થાયછે તે બલાસગ્રથિત કેહેવાયછે.

જોકે મૂલ શ્લોકમાં 'બલાસસંજ્ઞ' એટલુંજ પદ છે તો પણ તેનો 'બલાસગ્રથિત' અર્થ કર્યો છે તેનું કારણ એ છે કે ભીમ શબ્દથી ભીમસેનના ગ્રહણની પેઠે કોઇ ઠેકાણે નામના એક દેશથી સઘળા નામનું ગ્રહણ થાયછે. સુશ્રુતમાં નામોના સંગ્રહની અંદર 'બલાસ ગ્રથિત' એ પદજ કહ્યું છે.

## પાંપણોના રોગોવિષે.

### પાંપણોના રોગોનાં નામો તથા સંખ્યા.

**अथ वर्त्मजा रोगाः ।**

**तत्रत्यानां रोगाणां नामानि संख्यां चाह ।**

**उत्सङ्गिन्यथ कुम्भीका पोथक्यो वर्त्मशर्करा । तथार्शोवर्त्मशुष्कार्शस्तथैवाञ्जनदूपिका ॥**

तत्र वर्त्मनी द्वे यत आह । वर्त्मनी नयनच्छदाविति ॥

**बहलं वर्त्म यच्चापि तथान्यो वर्त्मबन्धकः । क्लिष्टवर्त्म तथा वर्त्मकर्दमः श्यावबवर्त्म च ॥ प्रक्लिन्नवर्त्म चाक्लिन्नवर्त्म वातहतं च तत् । वर्त्मार्बुदं निमेषश्च शोणितार्शस्तथैव च ॥ लगणो विसवर्त्मापि कुञ्चनं नाम तत्परम् । एकविंशतिरित्येते विकारा वर्त्मसंश्रयाः ॥**

નેત્રોની પાંપણો બે હોયછે તેઓમાં ઉત્સંગિની, કુંભીકા, પોથકી, વર્ત્મશર્કરા, અર્શોવર્ત્મ, શુષ્કાર્શ, અંજનનામિકા, બહલવર્ત્મ, વર્ત્મબંધક, ક્લિષ્ટવર્ત્મ, વર્ત્મકર્દમ, શ્યાવવર્ત્મ, પ્રક્લિન્નવર્ત્મ, અક્લિન્નવર્ત્મ, વાતહતવર્ત્મ, વર્ત્માર્બુદ, નિમેષ, શોણિતાર્શ, લગણ, બિસવર્ત્મ અને કુંચન એ એકવીશ રોગો થાયછે.

## ઉત્સંગિનીનું લક્ષણ.

**तेषूत्सङ्गपीडिकामाह ।**

**अभ्यन्तरमुखी ताम्रा बाह्यतो वर्त्मसंश्रया । सोत्सङ्गोत्सङ्गपिडिका रक्तजा स्थूलकण्डुरा ॥**

अभ्यन्तरमुखी वर्त्मनोऽभ्यन्तरे मुखं यस्याः सा । वर्त्मनो बाह्यतस्ताम्रा । सोत्सङ्गा अन्तःपूया । उत्सङ्गपीडिका उत्सङ्गे क्रोडो बह्व्यः पीडिका यस्याः सा । स्थूलकण्डुरा स्थूला कण्डुरा चेति कर्मधारयः । एषा अधरवर्त्मजा बोद्धव्या । वर्त्मोत्सङ्गेऽधरे जन्तोरिति विदेहवचनात् ॥

પાંપણની અંદર મોહોડાવાળી, બાહાર રાતી, અંદર પરૂવાળી, પોતામાં ઘણી ફોડલીઓવાળી, જાડી અને ચળવાળી જે ફોડલી પાંપણમાં લોહીના કોપથી થાયછે તે ઉત્સંગિની કહેવાયછે.

આ ફોડલી નીચલી પાંપણમાં થાયછે એમ સમજવું. કારણ કે " આણસને નીચલી પાંપણમાં ઉત્સંગિની થાયછે " એમ વિદેહે કહ્યું છે.

### કુંભીકાનું લક્ષણ.

**कुम्भीकामाह ।**

वर्त्मान्ते पीडिका ध्माता भिद्यन्ते च स्रवन्ति च । कुम्भीकावीजसदृशाः कुम्भीकाः संनिपातजाः ॥

कुम्भीकाबीजसदृशाः कुम्भीका कठोरदेशे दाडिमाकारफला लता तद्बीजतुल्याः ॥

પાંપણના અંતમાં સુજેલી અને કુંભીકા નામની લતાનાં બીજ જેવી જે ફોડલીઓ સન્નિપાતથી થાયછે અને ફુટેછે તથા ફુટી ફુટીને સ્રવ્યા કરેછે તે ફોડલીઓ કુંભીકા કહેવાયછે.

કુંભીકા નામની લતા કઠોર દેશમાં થાયછે અને તેનાં ફળો દાડિમ જેવાં હોયછે.

### પોથકીનું લક્ષણ.

**पोथकीमाह ।**

स्राविण्यः कण्डुरा गुर्व्यो रक्तसर्षपसन्निभाः । रुजावत्यश्च पिडिकाः पोथक्य इति कीर्तिताः ॥

સ્રાવવાળી, ચળવાળી, ભારે, રાતા સર્ષપ જેવી અને વેદનાવાળી જે ફોડલીઓ પાંપણમાં થાયછે તેઓ પોથકી કહેવાયછે.

### વર્ત્મશર્કરાનું લક્ષણ.

**वर्त्मशर्करामाह ।**

पीडिकाभिः सुसूक्ष्माभिर्घनाभिरभिसंवृता । पीडिका या खरा स्थूला वर्त्मस्था वर्त्मशर्करा ॥

અત્યંત ઝીણી ઝીણી ઘાટી ફોડલીઓથી ચારેકોર વીંટાએલી, તીક્ષ્ણ અને જાડી જે ફોડલી પાંપણમાં થાયછે તે વર્ત્મશર્કરા કહેવાયછે.

### અર્શોવર્ત્મનું લક્ષણ.

**अर्शोवर्त्माह ।**

उर्वारुबीजप्रतिमाः पीडिका मन्दवेदनाः । श्लक्ष्णाः खराश्च वर्त्मस्थास्तदर्शोवर्त्म कीर्त्यते ॥

उर्वारुः कर्कटी । खराः तीक्ष्णाग्राः ॥

પાંપણમાં કાકડીનાં બીજ જેવી, મંદ વેદનાવાળી, લાસી અને તીક્ષ્ણ અણીઓવાળી જે ફોડલીઓ થાયછે તે અર્શોવર્ત્મ કહેવાયછે.

### શુષ્કાર્શનું લક્ષણ.

**शुष्कार्श आह ।**

दीर्घाङ्कुरः खरस्तब्धो दारुणोऽभ्यन्तरोद्भवः ॥ व्याधिरेपोऽभिविख्यातः शुष्कार्शो नाम नामतः ॥

પાંપણના અંદરના ભાગમાં ખરસટ, અકડ, અને દારૂણ જે લાંબો અંકુર થાયછે તે શુષ્કાર્શ કહેવાયછે.

### અંજનનામિકાનું લક્ષણ.

**अञ्जननामिकामाह ।**

दाहतोदवती ताम्रा पीडिका वर्त्म-

संभवा। मृद्वी मन्दरुजा सूक्ष्मा ज्ञेया सांञ्जननामिका ॥

પાંપણુમાં દાહવાળી, ભોકાયા જેવી વ્યથાવાળી, રાતી, કોમળ અને મંદ વેદનાવાળી જે ઝીણી ફોડલી થાયછે તે અંજનનામિકા કેહેવાયછે.

### બહલવર્ત્મનું લક્ષણ.

### बहलवर्त्माह ।

वर्त्मोपचीयते यस्य पीडिकाभिः समन्ततः। सवर्णाभिः स्थिराभिश्च विद्याद्बहलवर्त्म तत् ॥

પાંપણના જેવા વર્ણવાળી અને કઠણપણાવાળી ફોડલીઓથી પાંપણ ચારેકોર જાડી થઈ જાયછે એ બહલવર્ત્મ કેહેવાયછે.

### વર્ત્મબંધકનું લક્ષણ.

### वर्त्मबन्धकमाह ।

कण्डूरेणाल्पतोदेन वर्त्मशोफेन मानवः। न समं छादयेदक्षि यत्रासौ वर्त्मबन्धकः ॥

પાણીથી ભરપૂર રેહેનારા અને ચળવાળા પાંપણના સોજાથી આંખો બરાબર વીંચી શકાતી ન હોય એ વર્ત્મબંધક કેહેવાયછે.

### ક્લિષ્ટવર્ત્મનું લક્ષણ.

### क्लिष्टवर्त्माह ।

मृद्वल्पवेदनं ताम्रं यद्वर्त्म सममेव च। अकस्माच्च भवेद्रक्तं क्लिष्टवर्त्मेति तद्विदुः॥

एतत् कफजुष्टरक्तजम् ॥

પાંપણ કુણી રહે, થોડી વેદનાવાળી રહે, સર્વદા રાતી રહે અને અકસ્માત્ રાતી પણ થઈ જાય એ ક્લિષ્ટવર્ત્મ કેહેવાયછે.

આ રોગ કફના સંબંધને પ્રાપ્ત થએલા રૂધિરથી થાયછે.

### વર્ત્મકર્દમનું લક્ષણ.

### वर्त्मकर्दममाह ।

क्लिष्टं पुनः पित्तयुक्तं शोणितं विदहेद् यदा । तदा क्लिन्नत्वमापन्नमुच्यते वर्त्मकर्दमः ॥

क्लिन्नत्वं आर्द्रत्वम् ॥

ઉપર ક્લિષ્ટવર્ત્મનાં જે લક્ષણો કહ્યાં તે લક્ષણો હોવા ઉપરાંત જો પિત્તથી સંયુક્ત લોહી બળતરા કરતું હોય અને તેનેલીધે પાંપણો ભીંજાઇ જતી હોય તો એ રોગ વર્ત્મકર્દમ કેહેવાયછે.

### શ્યાવવર્ત્મનું લક્ષણ.

### श्याववर्त्माह ।

यद्वर्त्म बाह्यतोऽन्तश्च श्यावं शूनं सवेदनम्। सकण्डूकं परिक्लेदि श्याववर्त्मेति तन्मतम् ॥

પાંપણ જો બાહાર તથા અંદર કાળાશવાળી રહે, સુણી જાય, વેદનાવાળી થાય, ચળથી યુક્ત રહે અને ભીની રહે તો એ રોગ શ્યાવવર્ત્મ કેહેવાયછે.

### પ્રક્લિન્નવર્ત્મનું લક્ષણ.

### प्रक्लिन्नवर्त्माह ।

अरुजं बाह्यतः शूनं वर्त्म यस्य नरस्य हि । प्रक्लिन्नवर्त्म तद्विद्यात् क्लिन्नमत्यर्थमन्ततः ॥

अरुजम् ईषद्व्यथम् ॥

પાંપણ થોડીક વેદનાવાળી બાહાર

સુણેલી અને છેડામાં અત્યંત ભીજાએલી રહે તો એ રોગ પ્રક્લિન્નવર્ત્મ કહેવાયછે.

### અક્લિન્નવર્ત્મનું લક્ષણ.

### अक्लिन्नवर्त्माह ।

यस्य धौतान्यधौतानि सम्बध्यन्ते पुनः पुनः । वर्त्मान्यपरिपक्वानि विद्यादक्लिन्नवर्त्म तत् ॥

નહિ ધોયા છતાં અને ધોયા છતાં પણ પાંપણો વારવાર મળી જાય અને કાચીજ રહે એ અક્લિન્નવર્ત્મ કહેવાયછે.

### વાતાહતવર્ત્મનું લક્ષણ.

### वाताहतवर्त्माह ।

विमुक्तसन्धि निश्चेष्टं वर्त्म यस्य निमील्यते ॥ एतद्वातहतं विद्यात् सरुजं यदि वारुजम् ॥

विमुक्तसंधि स्वस्थानच्युतसंधि । निश्चेष्टं निमेषोन्मेषादिरहितम् ॥

પાંપણ ઠેકાણાથી ખસી ગએલા સંધિવાળી, વીંચાવા તથા ઉઘડાવા આદિ ચેષ્ટાઓ વગરની અને વેદનાવાળી અથવા વેદના વગરની રહે તથા સંકોચાઇ જાય એ વાતાહતવર્ત્મ કહેવાયછે.

### વર્ત્માર્બુદનું લક્ષણ.

### वर्त्मार्बुदमाह ।

वर्त्मान्तरस्थं विषमं ग्रन्थिभूतमवेदनम् । आचक्षीतार्बुदमिति सरक्तमवलम्बि च ॥

विषमम् अवर्तुलं । ग्रन्थिभूतं कठिनम् । अवेदनमीषद्वेदनम् । सरक्तं ईषल्लोहितम् । अवलम्बि अलस्तम् ॥

પાંપણોની અંદર વર્તુલપણા વગરનો, થોડી વેદનાવાળો, જરાક રાતો અને ચોટી રહેલો કઠણ ગાંઠો ઉત્પન્ન થાયછે એ વર્ત્માર્બુદ કહેવાયછે.

### નિમેષનું લક્ષણ.

### निमेषमाह ।

निमेषिणीः शिरा वायुः प्रविष्टो वर्त्मसंश्रयः । संचालयति वर्त्मानि निमेषः स न सिध्यति ॥

પાંપણોમાં રહેલો વાયુ પાંપણોની ઉઘાડ વીંચ કરનારી શિરાઓમાં પેસીને પાંપણોને ચલાયમાન કરે એ રોગ નિમેષ કહેવાયછે. આ રોગ અસાધ્ય છે.

### શોણિતાર્શનું લક્ષણ.

### शोणितार्श आह ।

वर्त्मस्थो यो विवर्धेत लोहितो मृदुरङ्कुरः । तद्रक्तजं शोणितार्शश्छिन्नं छिन्नं विवर्द्धते ॥

પાંપણમાં રહેલો અને કોમળપણાવાળો અકુર વધ્યા કરે એ શોણિતાર્શ કહેવાયછે. આ રોગ રૂધિરથી થાયછે અને જેમ જેમ કપાય તેમ તેમ વધ્યા કરેછે.

### લગણનું લક્ષણ.

### लगणमाह ।

अपाकी कठिनः स्थूलो ग्रन्थिर्वर्त्मभवोरुजः । सकण्डूः पिच्छिलः कोलप्रमाणो लगणः स्मृतः ॥

પાંપણમાં પાક વગરનો, કઠણ, જાડો, થોડી વેદનાવાળો, ચળવાળો, ચીકણો અને બોર જેવડો ગાંઠો થાયછે એ લગણ કહેવાયછે.

### બિસવર્ત્મનું લક્ષણ.

### बिसवर्त्माह ।

**त्रयो दोषा बहिः शोथं कुर्युश्छिद्राणि वर्त्मनोः । प्रस्रवत्यन्तरुदकं बिसवद्बिसवर्त्म तत् ॥**

छिद्राणि अन्तश्छिद्राणि च कुर्युरित्यन्वयः । बिसवद्बहुछिद्रत्वात् ॥

ત્રણે દોષો પાંપણોમાં બાહાર સોજાને ઉત્પન્ન કરેછે, અંદર છિદ્રોને ઉત્પન્ન કરેછે અને પાંપણો કમળના બિસની પેઠે જળનો સ્રાવ કર્યા કરેછે એ બિસવર્ત્મ કેહેવાયછે.

### કુંચનનું લક્ષણ.

### कुञ्चनमाह ।

**वाताद्या वर्त्मसंकोचं जनयन्ति मला यदा । तदा द्रष्टुं न शक्नोति कुञ्चनं नाम तद्विदुः ॥**

इति वर्त्मरोगाः ॥

વાયુ આદિ દોષોને લીધે પાંપણોનો સંકોચ થાયછે અને તેથી જોઈ શકાતું નથી એ રોગ કુંચન કેહેવાયછે.

## પાંપણોના વાળોના રોગોવિષે.

### પાંપણોના વાળોના બે રોગનાં નામ.

### अथ पक्ष्मरोगाः ।

### तत्रत्ययो रोगयोर्नामनी आह ।

**पक्ष्मकोपः पक्ष्मशातो रोगौ द्वौ पक्ष्मसंश्रयौ ॥**



પક્ષ્મકોપ અને પક્ષ્મશાત એ બે રોગ પાંપણોના વાળોમાં થાયછે.

### પક્ષ્મકોપનું લક્ષણ.

### तत्र पक्ष्मकोपमाह ।

**प्रचालितानि वातेन पक्ष्माण्यक्षि विशन्ति हि । घृष्यन्त्यक्षि मुहुस्तानि संरम्भं जनयन्ति च ॥**

पक्ष्माण्यक्षिलोमानि । संरम्भं शोथम् ॥

**असिते सितभागे च मूलकोशात्पतन्त्यपि ॥ पक्ष्मकोपः स विज्ञेयो व्याधिः परमदारुणः ॥**

વાયુએ ચલાયમાન કરેલા પાંપણોના વાળો નેત્રમાં પ્રવેશ કરેછે, પ્રવેશ કરીને નેત્રોને વારંવાર ઘસેછે, ઘસી ઘસીને કાળા અથવા ધોળા ડોળામાં સોજાને ઉત્પન્ન કરેછે અને મૂલસ્થાનથી પડી પણ જાયછે એ રોગ પક્ષ્મકોપ (પરવાળાં) કેહેવાયછે. આ રોગ અતિદારૂણ છે.

### બીજા ગ્રંથમાં કહેલું પક્ષ્મકોપનું લક્ષણ.

### तन्त्रान्तरोक्तं पक्ष्मकोपमाह ।

यत्पक्ष्म देहलीं मुक्त्वा वर्त्मनोऽन्तः प्रजायते ॥ घर्षेत् पक्ष्म सिते श्वेते पक्ष्मकोपः स उच्यते ॥

જ્યાં વાળ થવાની જગ્યા છે તે જગ્યાને મુકીને પાંપણોની અંદર વાળ ઉત્પન્ન થાય અને તેઓ કાળા તથા ધોળા ડોળામાં ઘસાયા કરે એ પક્ષ્મકોપ કેહેવાયછે.

(સુશ્રુત કહેછે કે પાંપણોના વાળના સ્થાનકમાં રહેલા દોષો તીક્ષ્ણ અગ્રોવાળાં ખરસટ રૂવાણાંઓને ઉત્પન્ન કરેછે, એ રૂવાણાંઓ નેત્રમાં ઘસાવાથી નેત્રો દુખેછે અને એ રૂવાણાંઓને ચીપીયાવતે છાંટી લેવાથી સુખ થાયછે એ રોગ પક્ષ્મકોપ કહેવાયછે. આ રોગવાળા માણસને પવન, તડકા અને અગ્નિ એઓની ઉપર દ્વેષ થાયછે.)

### પક્ષ્મશાતનું લક્ષણ.

### पक्ष्मशातमाह ।

वर्त्म पक्ष्माशयगतं पित्तं लोमानि शातयेत् ॥ कण्डूं दाहं च कुरुते पक्ष्मशातं तदादिशेत् ॥

शातयेत् स्खलयेत् ॥ इति पक्ष्मरोगौ ॥

પાંપણોના વાળોના આશયમાં રહેલું પિત્ત વાળોને પાડી નાંખેછે અને ચળને તથા બળતરાને ઉત્પન્ન કરેછે એ રોગ પક્ષ્મશાત કહેવાયછે.

### સાંધાઓના રોગોવિષે.

### સાંધાઓનું નિરૂપણ.

### सन्धिजा रोगाः ।

### तत्र सन्धयः ।

पक्ष्मवर्त्मगतः सन्धिर्वर्त्मशुक्लगतोऽपरः ॥ शुक्लकृष्णगतश्चान्यः कृष्णदृष्टिगतोऽपि च ॥ मतः कनीनकगतः षष्ठश्चापाङ्गसंश्रितः ॥

પેહેલો સાંધો પાંપણોનાં રૂવાણાંઓમાં અને પાંપણોમાં છે. બીજો સાંધો પાંપણોમાં અને ધોળા ડોળામાં છે. ત્રીજો સાંધો ધોળા ડોળામાં અને કાળા ડોળામાં છે. ચોથો કાળા ડોળામાં અને કીકીમાં છે. પાંચમો સાંધો કીકીમાં છે અને છઠો સાંધો નેત્રના છેડામાં છે.

### સાંધાઓમાં થતા રોગોનાં નામો તથા સંખ્યા.

### तत्रत्यानां रोगाणां नामानि संख्यां चाह ॥

पूयालसः सोपनाहः स्रावाश्चत्वार एव च । पर्वणीकालजीजन्तुग्रन्थिः संन्धौ नवामयाः ॥

પૂયાલસ, ઉપનાહ, પિત્તસ્રાવ, કફસ્રાવ, સન્નિપાતસ્રાવ, રક્તસ્રાવ, પર્વણી, અલજી અને જંતુગ્રંથિ એ નામના નવ રોગો સાંધાઓમાં થાયછે.

### પૂયાલસનું લક્ષણ.

### पूयालसः ।

पक्वः शोथः संधिजः संस्रवेद्यः सान्द्रं पूयं पूति पूयालसाख्यः ॥

सन्धिजः कनीनकसंधिजो बोद्धव्यः । 'पूयालसं तु तं विद्यात्संधौ कानीनके नृणामिति' वचनात् ॥

સાંધામાં થએલો અને પાકેલો જે સોજો દુર્ગંધી તથા ઘાટા પરૂને સ્રવેછે તે પૂયાલસ કહેવાયછે.

'સાંધામાં થએલો' એટલે કીકીના સાંધામાં થએલો એમ સમજવું. કારણ કે 'માણસોની કીકીના સાંધામાં પૂયાલસ થાયછે' એમ વિદેહે કહ્યુંછે.

### ઉપનાહનું લક્ષણ.

### उपनाहः ।

ग्रन्थिर्नाल्पो दृष्टिसन्धावपाकी कण्डुप्रायो नीरुजश्चोपनाहः ॥

नाल्पः महान् । अपाकी ईषत्पाकी । नीरुजः ईषद्वेदनः 'अरुणं कठिनं ग्रन्थि जनयत्यल्पवेदनमिति' विदेहवचनात् ॥

કીકીના સાંધામાં મોટો, થોડા પાકવાળો, ઘણી ચળવાળો, કઠણ, રાતો અને અલ્પ વેદનાવાળો જે ગ્રંથિ (ગાંઠો) થાયછે તે ઉપનાહ કહેવાયછે.

## સ્રાવોની સંપ્રાપ્તિ.

### स्रावाणां संप्राप्तिः ।

**गत्वा सन्धीनश्रुमार्गेण दोषाः कुर्युः स्रावाँल्लक्षणैः स्वैरुपेतान् । तं हि स्रावं नेत्रनाडीति चैके तस्या लिङ्गं कीर्तयिष्ये चतुर्धा ॥**

संधीनिति बहुवचनेन सर्व एव संधयो गृह्यन्ते । एके वदन्तीति शेषः । वातिकस्रावो न भवति । केवलेन वातेन तदसंभवात् ॥

દોષો સઘળા સાંધાઓમાં જઇને આંસુઓના માર્ગથી પોતપોતાનાં લક્ષણોવાળા સ્રાવોને ઉત્પન્ન કરેછે. કેટલાએક આચાર્યો આ સ્રાવને 'નેત્રનાડી' એવું નામ આપેછે. સ્રાવ ચાર પ્રકારના હોયછે. તેઓનાં ચિન્હો કહુંછું.

વાયુસંબંધી સ્રાવ થતો નથી. કેમકે કેવલ વાયુથી સ્રાવ થવાનો સંભવજ નથી.

## પિત્તસંબંધી સ્રાવનું લક્ષણ.

### पैत्तिकस्रावमाह ।

**हारिद्राभं पीतमुष्णं जलं वा पित्तस्रावः संस्रवेत् सन्धिमध्यात् ॥**

हरिद्राभं पीतरक्तम् । परतः पीतशब्दप्रयोगात् । जलं वेति वा शब्दो हरिद्राभं पीतं वेत्यत्र संबध्यते । पित्तस्रावः पित्तात् स्रावः । एवं श्लेष्मस्रावादयः ॥

સાંધાના મધ્યમાંથી રતાશથી તથા પીળાશથી મિશ્રિત અથવા કેવળ પીળા ઊના જળનો સ્રાવ થતો હોય તો જાણવું કે પિત્તસંબંધી સ્રાવ છે.

## કફસંબંધી સ્રાવનું લક્ષણ.

### श्लेष्मस्रावः ।

**श्वेतं सान्द्रं पिच्छिलं यः स्रवेत्तु श्लेष्मस्रावोऽसौ विकारः प्रदिष्टः ॥**

ધોળો, ઘાટો તથા ચીકણો સ્રાવ થતો હોય તો જાણવું કે કફસંબંધી સ્રાવ છે.

## સન્નિપાત સ્રાવનું લક્ષણ.

### सन्निपातस्रावः ।

**शोथः सन्धौ संस्रवेद्यस्तु पक्वः पूयं स्रावः सर्वजः संमतः स्यात् ॥**

સાંધામાં પાકેલો સોજો પરૂનો સ્રાવ કરતો હોય તો જાણવું કે સન્નિપાત સ્રાવ છે.

## રૂધિરસંબંધી સ્રાવનું લક્ષણ.

**रक्तास्रावः शोणिताद्यो विकारो गच्छेदुष्णं तत्र रक्तं प्रभूतम् ॥**

સ્રાવ ઊનો થતો હોય અને તેમાં ઘણું લોહી પડતું હોય તો જાણવું કે રૂધિરસંબંધી સ્રાવ છે.

## પર્વણીનું તથા અલજીનું લક્ષણ.

### पर्वण्यलज्यौ ।

**ताम्रा तन्वी दाहपाकोपपन्ना रक्ताज्ज्ञेया पर्वणी वृत्तशोफा । जाता संधौ**

कृष्णशुक्लेऽलजी स्यात्तस्मिन्नेव व्याहृता पूर्वलिङ्गैः ॥

अलजीमाह। अलजी स्यादित्यादि। तस्मिन्नेव कृष्णशुक्लयोरेव सन्धौ । भेदार्थमाह । पूर्वलिङ्गैः प्रमेहाधिकारलिखितैः 'रक्ता सिता स्फोटचिता दारुणात्वलजी भवेत्' इति वचनैर्व्याहृता कथिता ॥

કાળા ડોળાના તથા ધોળા ડોળાના સાંધામાં ગોળ, સોજાવાળી, રાતી, ઝીણી અને દાહવાળી તથા પાકવાળી ફોડલી ઉત્પન્ન થઇ હોય તો જાણવું કે પર્વણી થએલ છે. આ પર્વણી રૂધિરના પ્રકોપથી થાયછે.

પૂર્વે પ્રમેહના અધિકારમાં લખ્યાપ્રમાણે રાતી, ધોળી, ફોડલીઓથી વ્યાપ્ત અને દારૂણપણાવાળી ફોડલી એજ સાંધામાં ( કાળા ડોળાના તથા ધોળા ડોળાના સાંધામાં ) થઇ હોય તો જાણવું કે અલજી થએલ છે.

### જંતુગ્રંથિનું લક્ષણ.

### जन्तुग्रन्थिः ।

जन्तुग्रन्थिर्वर्त्मनः पक्ष्मणश्च कण्डूं कुर्युर्जन्तवः सन्धिजाताः । नानारूपा वर्त्मशुक्लान्तसन्धौ गच्छन्त्यन्तर्लोचनं दूषयन्तः ॥

वर्त्मनः पक्ष्मणश्च सन्धिजाता इत्यन्वयः ॥ इति सन्धिजा रोगाः ॥

પાંપણના તથા પાંપણનાં રૂવાણાંઓના સાંધામાં ઉત્પન્ન થએલા અનેક રૂપોવાળા કીડાઓ ચળને ઉત્પન્ન કરેછે અને અંદર નેત્રને બગાડતા બગાડતા પાંપણના તથા ધોળા ડોળાના સાંધામાં જાયછે એ રોગ જંતુગ્રંથિ કહેવાયછે.

## આખા નેત્રમાં થતા રોગોવિષે.

### આખા નેત્રમાં થતા રોગોનાં નામો તથા સંખ્યા.

### अथ समस्तनेत्रजा रोगाः । तेषां नामानि संख्यां चाह ।

स्यन्दाश्चतुष्का इह संप्रदिष्टाश्चत्वार एवेह तथाधिमन्थाः । पाकः सशोथः स च शोथहीनो हताधिमन्थोऽनिलपर्ययश्च ॥ शुष्काक्षिपाकस्त्विह कीर्तितश्च तथान्यतो वात उदीरितश्च। दृष्टिस्तथाऽम्लाध्युषिता शिराणामुत्पातहर्षौ च समस्तनेत्रे ॥ एवं समस्तनेत्रे स्युरामया दश सप्त च । तेषामिह पृथक् वक्ष्ये यथावल्लक्षणान्यपि ॥

ચાર અભિષ્યંદ, ચાર અધિમંથ, સશોથપાક, અશોથપાક, હતાધિમંથ, વાતપર્યય, શુષ્કાક્ષિપાક, અન્યતોવાત, અમ્લાધ્યુષિત, શિરોત્પાત અને શિરાહર્ષ એ સત્તર રોગો આખા નેત્રમાં થાયછે. તેઓનાં જુદાં જુદાં લક્ષણો સંપૂર્ણ રીતે કહુંછું.

### ચાર અભિષ્યંદોનાં નામો.

### अभिष्यन्दाश्चत्वारः ।

वातात् पित्तात्कफाद्रक्तादभिष्यन्दश्चतुर्विधः । प्रायेण जायते घोरः सर्वनेत्रामयंकरः ॥

પ્રાણીઓને વાતાભિષ્યંદ, પિત્તાભિષ્યંદ, કફાભિષ્યંદ અને રક્તાભિષ્યંદ એ રીતે આખા નેત્રમાં પીડા કરનારો ચાર પ્રકારનો ભયંકર અભિષ્યંદ થાયછે.

## વાતાભિષ્પંદનું લક્ષણ.

### वातिकाभिष्यन्दः ।

निस्तोदनस्तम्भनरोमहर्षसंघर्षपारुष्यशिरोऽभितापाः । विशुष्कभावः शिशिराश्रुता च वाताभिपन्ने नयने भवन्ति ॥

संघर्षः करकटीका । शिरोऽभितापः शिरसो व्यथा । विशुष्कभावः दूषिकाराहित्यम् । वाताभिपन्ने वातेनोपद्रुते ॥

ભોકાયા જેવી પીડા, સ્તબ્ધપણું, રૂવાણીઓનું ઊભું થવું, ચળ, નેત્રોનું રૂક્ષપણું, માથામાં વ્યથા, ચીપડાથી રહિતપણું અને આંસુઓનું ટાઢાપણું એટલાં ચિન્હો હોય તો જાણવું કે નેત્રમાં વાયુના કોપથી અભિષ્પંદ થયોછે.

## પિત્તાભિષ્પંદનું લક્ષણ.

### पैत्तिकाभिष्यन्दः ।

दाहप्रपाकः शिशिराभिनन्दा धूमायनं बाष्पसमुद्भवश्च । उष्णाश्रुता पीतकनेत्रता च पित्ताभिपन्ने नयने भवन्ति ॥

शिशिराभिनन्दा शीतलेच्छा । धूमायनं नेत्राद्धूमोद्गम इव । बाष्पसमुद्भव. अश्रुस्रावः ॥

બળતરા, પાકવું, શીતલ પદાર્થોની ઇચ્છા, નેત્રમાંથી જાણે ધુમાડા નીકળતા હોય એવું જણાવું, આંસુઓનો સ્રાવ, આંસુઓનું ઉનાપણું, અને નેત્રનું પીળાપણું એ ચિન્હો ઉપરથી જાણવું કે નેત્રમાં પિત્તના કોપથી અભિષ્પંદ થયો છે.

## કફાભિષ્પંદનું લક્ષણ.

### श्लैष्मिकाभिष्यन्दः ।

उष्णाभिनन्दा गुरुताक्षिशोथः कण्डूपदेहावतिशीतता च । स्रावो मुहुः पिच्छिल एव चापि कफाभिपन्ने नयने भवन्ति ॥

उपदेहः दूषिकया लिप्तता ॥

ઉના પદાર્થોની ઇચ્છા, ભારેપણું, આંખોમાં સોજો, ચળ, ચીપડાઓથી ખરડાએલાપણું, અત્યંત શીતપણું, અને વારંવાર ચીકણો સ્રાવ એ ચિન્હો ઉપરથી જાણવું કે નેત્રમાં કફના કોપથી અભિષ્પંદ થયો છે.

## રક્તાભિષ્પંદનું લક્ષણ.

### रक्तजाभिष्यन्दः ।

ताम्राश्रुता लोहितनेत्रता च राज्यः समन्तादतिलोहिताश्च । पित्तस्य लिङ्गानि च यानि तानि रक्ताभिपन्ने नयने भवन्ति ॥

अनुक्तसंग्रहार्थमाह । पित्तलिङ्गानि पित्ताभिष्यन्दलिङ्गानि ॥

આંસુઓનું રાતાપણું, નેત્રોનું રાતાપણું, ચારેકોર નેત્રમાં અત્યંત રાતી રેખાઓ અને બીજાં પણ પિત્તાભિષ્પંદનાં લક્ષણો એ ચિન્હો ઉપરથી જાણવું કે નેત્રમાં રૂધિરના કોપથી અભિષ્પંદ થયો છે.

## ચારે અધિમંથો અભિષ્પંદથી થતા હોવાવિષે.

### अधिमन्थानामभिष्यन्दजत्वमाह ।

वृद्धैरेतैरभिष्यन्दैर्नराणामक्रियावताम् । तावन्तस्त्वधिमन्थाः स्युर्नयने तीव्रवेदनाः ॥

જે માણસો અભિષ્યંદોની ઉપર ઔષધાદિક ઉપચારો ન કરે તેઓને એ અભિષ્યંદોની વૃદ્ધિ થતાં આંખોમાં તીવ્ર વેદનાવાળા ચાર અધિમંથો થાયછે. (વાતાભિષ્યંદજન્ય અધિમંથ, પિત્તાભિષ્યંદજન્ય અધિમંથ, કફાભિષ્યંદજન્ય અધિમંથ અને રક્તાભિષ્યંદજન્ય અધિમંથ એ રીતે અધિમંથો ચાર છે).

## અધિમંથોનું લક્ષણ.

## अधिमन्थानां लक्षणमाह ।

**उत्पाट्यत इवात्यर्थं तथा निर्मथ्यतेऽपि च । शिरसोऽर्धं तु तं विद्यादधिमन्थं स्वलक्षणैः ॥**

स्वलक्षणैः यथोक्तवातादिकृताभिष्यन्दलक्षणैः अधिमन्थं विद्यात् । अभिष्यन्देभ्योऽधिमन्थानां भेदार्थमाह । शिरसोऽर्धमुत्पाट्यत इव । तथा निर्मथ्यतेऽपि चेति चतुर्ष्वधिमन्थेषु बोद्धव्यं । शिरसोऽर्धवेदना व्याधिप्रभावात् ॥

**हन्याद्दृष्टिं श्लैष्मिकः सप्तरात्राद्योऽधीमन्थो रक्तजः पञ्चरात्रात् । षड्रात्राद्वा वातिको वै निहन्यान्मिथ्याचारात्पैत्तिकः सद्य एव ॥**

स चाधिमन्थो यदात्मको यावता कालेन मिथ्याचाराद्दृष्टिं हन्ति तां च तमाह । हन्यादिति । अत्र सद्यःशब्देन त्रिरात्रमुच्यते तन्त्रान्तरे त्रिरात्रवचनात् ॥

જે અધિમંથ જે અભિષ્યંદથી થયો હોય, તે અધિમંથમાં તે અભિષ્યંદનાં લક્ષણો હોવા ઉપરાંત અરધું માથું જાણે અત્યંત ઉખેડી લેવાતું હોય તથા અત્યંત મથી નખાતું હોય એવી વેદના થાયછે.

માથાનો અર્દ્ધભાગ જાણે અત્યંત ઉખેડી નખાતો હોય તથા અત્યંત મથી નખાતો હોય એવી વેદના થવી એટલી અભિષ્યંદોથી અધિમંથોની જુદાઈ છે. આ જુદા પ્રકારની વેદનારૂપ લક્ષણ ચારે અધિમંથોમાં સરખું છે. માથાના અર્દ્ધમાં વેદના વ્યાધિના પ્રભાવથી થાયછે એમ સમજવું.

જો અધિમંથ કફાભિષ્યંદથી થયો હોય તો સાત રાતની અંદર દૃષ્ટિને હણી નાંખેછે, રક્તાભિષ્યંદથી થયો હોય તો પાંચ રાતની અંદર દૃષ્ટિને હણી નાખેછે, વાતાભિષ્યંદથી થયો હોય તો છ રાતની અંદર દૃષ્ટિને હણી નાંખેછે અને પિત્તાભિષ્યંદથી થયો હોય તો તુરતજ (ત્રણ રાતની અંદર) દૃષ્ટિને હણી નાખેછે. જો અયોગ્ય ઉપચાર આદિ કરવામાં આવે તોજ અધિમંથો દૃષ્ટિને હણી નાખેછે એમ સમજવું.

## સશોથપાકનું લક્ષણ.

## सशोथं पाकमाह ।

**कण्डूपदेहाश्रुयुतः पक्वोदुम्बरसन्निभः । संरम्भी पच्यते यस्तु नेत्रपाकः सशोथकः ॥**

पक्वोदुम्बरसन्निभः लोहितत्वात् ॥

જે નેત્ર ચળથી યુક્ત હોય, ચીપડાઓથી ખરડાએલાં હોય, આંસુઓથી યુક્ત હોય, પાકેલાં ઉબરાનાં ફળ જેવાં રાતાં હોય, સોજાવાળાં હોય અને પાકવાળાં હોય તો જાણવું કે સશોથપાક થયો છે.

### અશોથપાકનું લક્ષણ.

### अशोथं पाकमाह ।

शोफहीनानि लिङ्गानि नेत्रपाके त्व-शोथजे ॥

ઉપર કહેલાં સશોથપાકનાં સઘળાં લક્ષણો હોય અને કેવલ સોજો ન હોય તો જાણવું કે અશોથપાક થયો છે.

### હતાધિમંથનું લક્ષણ.

### हताधिमन्थमाह ।

उपेक्षणादक्षि यदाधिमन्थो वाताधिकः शोषयति प्रसह्य । रुजाभिरुग्राभिरसाध्य एष हताधिमन्थः खलु नाम रोगः ॥

शोषयति शोषयित्वा नाशयति । अत एव विदेहः 'तत्पद्ममिव संशुष्कमवसीदति लोचनमिति' ॥

વાતાભિષ્યંદથી થએલો અધિમંથ યોગ્ય ઉપચારોની ઉપેક્ષા કરવાથી જ્યારે ઉગ્ર વેદનાઓ કરી આંખને બલાત્કારથી સુકાવીને નષ્ટ કરી નાંખેછે ત્યારે એ અધિમંથ હતાધિમંથ કહેવાયછે. આ હતાધિમંથ અસાધ્ય છે.

જોકે મૂળમાં 'સુકાવેછે' એટલુંજ લખ્યુંછે તો પણ 'સુકાવીને નષ્ટ કરી નાંખેછે' એમ અમે લખ્યું તેનું કારણ એ છે કે "અત્યંત સુકાએલું નેત્ર અત્યંત સુકાએલા કમળની પેઠે નષ્ટ થઇ જાયછે" એમ વિદેહે કહ્યુંછે.

### વાતપર્યયનું લક્ષણ.

### वातपर्ययमाह ।

वारं वारं च पर्येति भ्रुवौ नेत्रे च मारुतः । रुजश्च विविधास्तीव्राः स ज्ञेयो वातपर्ययः ॥

पर्येति पर्यायेण याति । कदाचिद्भ्रुवौ कदाचिन्नेत्रे ॥

વાયુ કોઇ સમયે ભમરોમાં અને કોઇ સમયે નેત્રોમાં એમ વારંવાર ફર્યા કરે અને અનેક પ્રકારની તીવ્ર વેદનાઓ થાય એ વાતપર્યય કહેવાયછે.

### શુષ્કાક્ષિપાકનું લક્ષણ.

### शुष्काक्षिपाकमाह ।

यत्कूणितं दारुणरूक्षवर्त्म सन्दह्यते चाविलदर्शनं यत् । सुदारुणं यत्प्रतिबोधने च शुष्काक्षिपाकोपहतं तदक्षि ॥

कूणितं संकोचितं । मुद्रितमितियावत् । दारुणरूक्षवर्त्म दारुणं विकृतं रूक्षं च वर्त्म यस्य तत् । इदमक्ष्णोर्विशेषणम् । संदह्यते सदाहं भवति । आविलदर्शनं आविलस्य अनघस्य दर्शनं येन तत् । तत्प्रतिबोधने उद्घाट्य सुदारुणं अतिशयेन विकृतम् ॥

પાંપણો દારૂણ તથા રૂક્ષ હોય, આંખ વીંચાએલી રહે, બળતરા થયા કરે, આંખથી જે દેખવું થાય તે મેલુંજ થાય અને ઉઘાડવાના સમયમાં આંખ અત્યંત વિકૃત દેખાય એ રોગ શુષ્કાક્ષિપાક કહેવાયછે.

### અન્યતોવાતનું લક્ષણ.

### अन्यतो वातमाह ।

यस्यावटू कर्णशिरोहनुस्थो मन्यागतो वाप्यनिलोऽन्यतो वा । कुर्याद्रुजोऽति भ्रुवि लोचने च तमन्यतोवातमुदाहरन्ति ॥

अवटू घाट इति मैथिलादिलोकाः । अन्तो वा पृष्ठादिदेशं चागतः अन्यतोवातः अन्यत्र स्थितोऽन्यत्र रुजं करोति इत्यन्यतोवातः । विदेहेनाप्युक्तम् । 'मन्यानामन्तरे वायुरुत्थितः पृष्ठतोऽपि वा । करोति भेदं निस्तोदं शङ्खे चाक्ष्णोर्भ्रुवस्तथा । तमाहुरन्यतोवातं रोगं दृष्टिविदो जनाः ॥

ઘાંટામાં, કાનમાં, માથામાં, ડાઢીમાં, ઓડમાં કે બીજા વાંસા વગેરે સ્થલમાં ઉઠેલો વાયુ ભંમરોમાં અને નેત્રોમાં ઘણી વેદના કરે એ રોગ અન્યતોવાત કહેવાયછે.

એક ઠેકાણામાં રહેલો વાયુ બીજા ઠેકાણામાં વેદનાને ઉત્પન્ન કરેછે માટે અન્યતોવાત કહેવાયછે. વિદેહે પણ કહ્યું છે કે "ઓડના મધ્યમાંથી અથવા વાંસામાંથી ઉઠેલો વાયુ લમણામાં, નેત્રોમાં, તથા ભંમરોમાં ભેદનને તથા ભોંકાયા જેવી વેદનાને ઉત્પન્ન કરેછે. એ રોગને નેત્રવિષયના વિદ્વાન્ લોકો અન્યતોવાત કહેછે."

## અમ્લાધ્યુષિતનું લક્ષણ.

## अम्लाध्युषितमाह ।

**श्यावं लोहितपर्यन्तं सर्वमक्षि प्रपच्यते । सदाहशोथं सास्रावमम्लाध्युषितमम्लतः ॥**

अम्लतः अम्लभोजनात् । तथाच सुश्रुतः 'अम्लेन भुक्तेने'त्यादि ॥

ખાટો રસ ખાવામાં આવવાનેલીધે આખી આંખ કાળી, રાતા છેડાવાળી, બળતરાવાળી, સોજાવાળી અને સ્રાવવાળી થાયછે એ રોગ અમ્લાધ્યુષિત કહેવાયછે.

## શિરોત્પાતનું લક્ષણ.

## शिरोत्पातमाह ।

**अवेदना वापि सवेदना वा यस्याक्षिराज्यो हि भवन्ति ताम्राः । मुहुर्विरज्यन्ति च याः समन्ताद्व्याधिः शिरोत्पात इति प्रदिष्टः ॥**

अक्षिराज्यः अक्षिशिराः । विरज्यन्ति विकृतवर्णा भवन्ति ॥

વેદનાવગરની અથવા વેદનાવાળી નેત્રની શિરાઓ રાતી થઇ જાય અને વળી વારંવાર ચારેકોર વિકૃતવર્ણવાળી થઈ જાય. એ રોગ શિરોત્પાત કહેવાયછે.

## શિરાહર્ષનું લક્ષણ.

## शिराहर्षमाह ।

**मोहाच्छिरोत्पात उपेक्षितस्तु जायेत रोगः स शिराप्रहर्षः । ताम्राक्षिता स्रावयति प्रगाढं तथा न शक्नोत्यभिवीक्षितुं च ॥**

ભૂલથી જો શિરોત્પાતની ઉપેક્ષા કરવામાં આવે તો તેજ શિરાહર્ષ થાયછે કે જેથી આંખો રાતી થઇ જાયછે, અત્યંત સ્રાવ થયા કરેછે અને આંખોથી જોઈ શકાતું નથી.

## નેત્રના સામપણાનું લક્ષણ.

## नेत्रस्य सामतालक्षणमाह ।

उदीर्णवेदनं नेत्रं रागोद्रेकसमन्वितम् । घर्षनिस्तोदशूलाश्रुयुक्तमामान्वितं विदुः ॥

उदीर्णवेदनं उद्भटवेदनम् । घर्षः करकटिका । एतल्लक्षणं लङ्घनादिविधाना-

र्थमञ्जनादिनिषेधार्थं चोक्तम् । तथा च तन्त्रान्तरे । 'तत्रोदितानि चत्वारि लङ्घनं भोजने रसः । स्वादु तिक्तश्च लेपश्च बाष्पस्वेदनमेव च । एतानि नेत्ररोगाणां सामान्याचरणानि हि । अञ्जनं सर्पिषः पानं कषायं गुरुभोजनम् । नेत्ररोगेषु सामेषु स्नानं च परिवर्जयेत्' ॥

નેત્રમાં અપાર વેદના થતી હોય, રતાશનો અત્યંત વધારો હોય, ચળ આવતી હોય, ભોંકાયા જેવી પીડા થતી હોય, શૂલ નીકળતાં હોય અને આંસુ પડતાં હોય તો નેત્રને સામ (આમવાળું) જાણવું.

જ્યાંસુધી નેત્ર આમવાળું હોય ત્યાંસુધી લંઘન આદિ કરાવવા વાસ્તે તથા અંજન આંજવા આદિનો નિષેધ કરવાને વાસ્તે આ લક્ષણ કહ્યુંછે. બીજા ગ્રંથમાં કહ્યુંછે કે "લંઘન, ભોજનમાં મધુર તથા કડવો રસ, લેપ અને બાફનો શેક એઓ નેત્રના રોગોને વાસ્તે સામાન્ય ઉપચારો છે. પરંતુ જ્યાંસુધી નેત્ર આમવાળું હોય ત્યાંસુધી અંજન, ઘીનું પીવું, ક્વાથ, ભારે ભોજન અને સ્નાન એઓનો ત્યાગ કરવો."

## નેત્રના નિરામ (આમરહિત) પણાનું લક્ષણ.

### नेत्रस्य निरामतालक्षणमाह ।

मन्दवेदनता कण्डूः संरम्भाश्रुप्रशान्तता । प्रसन्नवर्णता चाक्ष्णोर्निरामेक्षणलक्षणम् ॥

संरम्भः शोथः । इति समस्तनेत्रजा रोगाः ॥



વેદનાનું મંદપણું, ચળનું શાંતપણું, સોજાનું શાંતપણું, આંસુઓનું શાંતપણું અને વર્ણનું નિર્મલપણું એઓ ઉપરથી જાણવું કે આંખ નિરામ થએલી છે.

## નેત્રના રોગોની ચિકિત્સા.

### अथ नेत्ररोगाणां चिकित्सा ।

**द्वे पादमध्ये पृथुसन्निवेशे शिरोगते ते बहुधा हि नेत्रे । ताः म्रक्षणोत्सादनलेपनादीन् पादप्रयुक्तान् नयनं नयन्ति॥**

*म्रक्षणं सेचनं । उत्सादनमुद्वर्तनम् ॥*

**मलोष्मसङ्घट्टनपीडनाद्यैस्ता दूषयन्ते नयनानि दुष्टाः । भजेत्सदा दृष्टिहितानि तस्मादुपानदभ्यञ्जनधावनानि ॥**

मलं धूल्यादि । मलादिभिः दुष्टाः ताः शिराः नयनानि दूषयन्ते इत्यन्वयः ॥

**चक्षुष्याः शालयो मुद्गा यवा मांसं तु जाङ्गलम् । पक्षिमांसं विशेषेण वास्तूकं तण्डुलीयकम् ॥ पटोलकर्कोटककारवेल्लफलानि सर्पिःपरिपाचितानि । तथैव वार्ताकफलं नवीनमक्ष्णोर्हितः स्वादुरथापि तिक्तः ॥ कट्वम्लगुरुतीक्ष्णोष्णमाषनिष्पावमैथुनम् । मद्यवल्लूरपिण्याकमत्स्यशाकविरूढजम् ॥ विदाहीन्यन्नपानानि न हितान्यक्षिरोगिणे । सेक आश्चोतनं पिण्डी विडालस्तर्पणं तथा ॥ पुटपाकोऽञ्जनं चैभिः कल्पैर्नेत्रमुपाचरेत् ॥**

પગની મોટા કદવાળી બે શિરાઓ માથામાં પોહોંચેલી છે અને ઘણી શિરાઓ નેત્રોમાં પોહોંચેલી છે. એ નેત્રોમાં પોહોંચેલી શિરાઓ પગમાં કર-

વામાં આવતાં સેચન, મર્દન અને લેપન એઓને નેત્રોમાં પોહોંચાડેછે.

મેલથી, ગરમીથી, સંઘટ્ટનથી તથા દબાવા વગેરેથી દુષ્ટ થએલી એ શિરાઓ નેત્રોને ખરાબ કરેછે એટલામાટે જોડાનું, પગના અભ્યંગનું તથા પગ ધોવાનું સર્વદા સેવન કરવું કે જેથી નેત્રોનું હિત થાય.

રાતા ચોખા, મગ, જવ, જાંગલપશુઓનું માંસ, પક્ષીઓનું માંસ, વિશેષે કરી બથવો, તાંદળજો, પરવળ, કંટોલાં, કારેલાં અને નવાં રીંગણાં એઓને ઘીમાં પકાવીને ખાવાથી નેત્રોનું હિત થાયછે. મધુર તથા કડવો રસ પણ નેત્રોને હિતકારી છે.

તીખા પદાર્થો, ખાટા પદાર્થો, ભારે પદાર્થો, તીક્ષ્ણ પદાર્થો, ઉષ્ણ પદાર્થો, અડદ, ચોળા, મૈથુન, મદ્ય, સુકાએલું માંસ, ખોળ, માછલાં, અંકુરિત ધાન્ય, અને બળતરા કરનારાં અન્નપાનો એઓ નેત્રના રોગવાળાને હિતકારી નથી.

સેક ( પાણી વગેરેની ઝીણી ઝીણી ધાર કરવી ) આશ્ચોતન, ( ટીપાં નાખવાં ) પિંડી, (લુપરી સુકવી) બિડાલ, ( લેપ કરવો ) તર્પણ, ( તૃપ્તિ કરવામાટે આંખ ઉપર દુધ વગેરે ભરવું ) પુટપાક, ( પકાવેલો રસ નેત્રમાં રેડવો ) અને અંજન ( આંજવું ) એટલી ક્રિયાઓથી નેત્રના ઉપચાર કરવા.

## સેકનો પ્રકાર.

### तत्र सेकविधिः ।

सेकस्तु सूक्ष्मधाराभिः सर्वस्मिन्नयने हितः । मीलिताक्षस्य मर्त्यस्य प्रदेयश्चतुरङ्गुलः ॥ स चापि स्नेहनो वाते पित्ते रक्ते च रोपणः । लेखनस्तु कफे कार्यस्तस्य मात्राभिधीयते ॥ षड्भिर्वाचां शतैः स्नेहे चतुर्भिस्तैस्तु रोपणे । तैस्त्रिभिर्लेखने कार्यं सेको नेत्रप्रसादने ॥ निमेषोन्मेषणं पुंसामङ्गुल्या छोटिकाथवा गुर्वक्षरोच्चारणं वा वाङ्मात्रेयं स्मृत बुधैः ॥

छोटिका चुट्की इति लोके ॥

सेकस्तु दिवसे कार्यो रात्रौ चात्यन्तिके गदे ॥ स यथा । एरण्डदलमूलत्वक्शृतमाजं पयो हितम् । सुखोष्णं नेत्रयोः सिक्तं वाताभिष्यन्दनाशनम् ॥ पथ्याक्षामलखाखसवल्कलकल्केन सूक्ष्मवस्त्रेण । कृत्वा पोटलिकां तामहिफेनोत्थद्रवेण संयुक्ताम् ॥ निदधीत लोचने स्यात्सर्वाभिष्यन्दसंक्षयः शीघ्रम् । योगोऽयमृषिभिरुक्तो जगदुपकाराय कारुणिकैः ॥ भुक्त्वा पाणितलं घृष्ट्वा चक्षुषोर्यदि दीयते । अचिरेणैव तद्वारि तिमिराणि व्यपोहति ॥ स्नानं कृष्णतिलैश्चापि चक्षुष्यमनिलापहम् । आमलैः सततं स्नानं परं दृष्टिबलावहम् ॥ त्रिफलायाः कषायस्तु धावनान्नेत्ररोगजित् । कवलान्मुखरोगघ्नः पानतः कामलापहः ॥

રોગીનાં નેત્રોને વીંચાવી તેઓની ઉપર ચાર આંગળ ઊંચેથી ઝીણી ઝીણી ધારાઓ કરવી. એ આખા નેત્રના રોગોની ઉપર સારી છે. વાયુસંબંધી રોગ હોય તો ઘી વગેરે સ્નેહ પદાર્થોની ધારા કરવી. એ સ્નેહન સેક કહેવાયછે. પિ-

ત્તનું કે રૂધિરનું દરદ હોય તો હરડે વગેરેના રસની ધારા કરવી. એ પણ સેક કહેવાયછે. કફનું દરદ હોય તો મળને ઉખેડનારાં સુંઠ વગેરેના રસની ધારા કરવી. એ લેખનસેક કહેવાયછે. હવે એ સેકોની માત્રા કહીએ છીએ. સ્નેહનસેક કરવો હોય તો છસો માત્રાસુધી કરવો. રોપણસેક કરવો હોય તો ચારસો માત્રાસુધી કરવો, અને લેખનસેક કરવો હોય તો ત્રણસો માત્રાસુધી કરવો એટલે તેથી નેત્ર સાફ થઇ જાયછે. માણસ આંખ વીચીંને ઉઘાડે તેટલો સમય અથવા આંગળીઓથી એક ચપટી વગાડવામાં આવે તેટલો સમય અથવા એક ગુરૂ અક્ષર બોલવામાં આવે તેટલો સમય એક માત્રા કહેવાયછે. સેક દિવસેજ કરવો પણ મહાદુઃખદાયી રોગ હોય અને જરૂર જણાય તો રાતે પણ કરવો.

એરડાનાં પાનડાં, એરડાનાં મૂળિયાં અને એરડાની છાલ એઓના કલ્કની સાથે પકાવેલું બકરીનું દુધ જરાક ઉનાશવાળું હોય તે સમયમાં નેત્રની અંદર રેડવામાં આવે તો તે સેક હિતકારી થાયછે અને વાતાભિષ્પદનો નાશ કરછે.

હરડે, બેહેડાં, આમળાં અને અફીણના ડોડવા એઓનો કલ્ક કરી તેમાં અફીણનો રસ નાંખી ઝીણા વસ્ત્રથી તેની પોટલી કરી નેત્ર ઉપર રાખવામાં આવે તો સઘળા પ્રકારના અભિષ્પદોનો તુરત નાશ થાયછે. દયાળુ મુનિઓએ જગતના ઉપકારનેવાસ્તે આ પ્રયોગ કહેલો છે.

જંમ્યા પછી ભીનું હાથનું તળુ ઘસીને નેત્ર ઉપર દેવામાં આવે તો તે જળ તુરતજ તિમિરોનો ક્ષય કરેછે.

કાળા તલ ચોળીને નાહાવામાં આવે તો નેત્ર સારાં થઇ જાયછે અને વાયુની પીડા ટળી જાયછે.

નિત્ય આમળાંનો કલ્ક ચોળીને સ્નાન કરવામાં આવે તો પણ દૃષ્ટિઓને ઉત્તમ બળ પ્રાપ્ત થાયછે.

ત્રિફળા (હરડે, બેહેડાં, આમળાં)નો ક્વાથ કરી તેથી આંખોને ધોવામાં આવે તો નેત્રના રોગો મટી જાયછે. ત્રિફલાના કલ્કનો કવલ કરવામાં આવે તો તેથી મોહોડાના રોગો મટી જાયછે. અને ત્રિફળાનો ક્વાથ પીવામાં આવે તો કમળો મટી જાયછે.

## આશ્ચોતનનો પ્રકાર.

## आश्चोतनविधिः ।

क्वाथक्षौद्रासवस्नेहविन्दूनां यत्तु पातनम् । द्व्यङ्गुलोन्मीलिते नेत्रे प्रोक्तमाश्चोतनं हि तत् ॥ विन्दवोऽष्टौ लेखनेषु रोपणे दश विन्दवः । स्नेहने द्वादश प्रोक्तास्ते शीते कोष्णरूपिणः ॥ उष्णे तु शीतरूपाः स्युः सर्वत्रैवैष निश्चयः । वाते तिक्तं तथा स्निग्धं पित्ते मधुरशीतलम् । कफे तीक्ष्णोष्णरूक्षं स्यात् क्रमादाश्चोतनं हितम् ॥ आश्चोतनानां सर्वेषां मात्रा स्याद्वाक्शतोन्मिता ॥ आश्चोतनं न कर्तव्यं निशायां केनचित् क्वचित् । तद्यथा । विल्वादिपञ्चमूलेन बृहत्यैरण्डशिग्रुभिः ॥ क्वाथ आश्चोतने कोष्णो वाताभिष्यन्दनाशनः । त्रिफलाश्चोतनं नेत्रे सर्वाभिष्यन्दनाशनम् ॥

રોગીની આંખોને બે આંગળાંવતે ઉઘાડી રાખી તેઓમાં ક્વાથનાં, મધનાં કે સ્નેહનાં ટીપાં પાડવાં તે આશ્ચોતન કેહેવાયછે અને તે નેત્રોને હિતકારી છે. મળને ઉખેડવાની ક્રિયા કરવી હોય તો આઠ ટીપાં નાંખવાં, ભરતી કરવાની ક્રિયા કરવી હોય તો દશ ટીપાં નાખવાં અને સ્નેહન કરવાની ક્રિયા કરવી હોય તો બાર ટીપાં નાંખવાં. શીતકાળ હોય તો કાંઇક ગરમ ટીપાં નાંખવાં અને ઉષ્ણકાળ હોય તો ટાઢાં ટીપાં નાંખવાં એ આશ્ચોતનની સઘળી ક્રિયાનો સિદ્ધાંત છે. વાયુનું દરદ હોય તો કડવાં તથા સ્નેહવાળાં ટીપાં હિતકારી થાયછે. પિત્તનું દરદ હોય તો મધુર અને શીતલતાવાળાં ટીપાં હિતકારી થાયછે અને કફનું દરદ હોય તો તીક્ષ્ણ, ગરમ તથા રૂક્ષ ટીપાં હિતકારી થાયછે. સઘળાં આશ્ચોતનોની માત્રા સો ગુરૂ અક્ષરોનું ઉચ્ચારણ થાય ત્યાંસુધીની સમજવી. કોઇ વૈદ્યે કાંઈ દરદઉપર પણ આંખમાં રાતે ટીપાં નાંખવાં નહિ.

બીલી આદિ પંચમૂળ, ભોરીંગણી, એરંડો અને સરગવો એઓનો ક્વાથ કરી તેનાં સેહેવાય એવાં ઊનાં ટીપાં નાખવામાં આવે તો તેથી વાતાભિષ્યંદનો નાશ થાયછે.

ત્રિફળાના ક્વાથનાં ટીપાં નાંખવામાં આવે તો તેથી સઘળા પ્રકારના અભિષ્યંદોનો નાશ થાયછે.

## પિંડીનો પ્રકાર.

### पिण्डीविधिः ।

युक्तभेषजकल्कस्य पिण्डी कवलमात्रया। वस्त्रखण्डेन संबद्धा नेत्राभिष्यन्दनाशिनी॥ स्निग्धोष्णा पिण्डिका वाते पित्ते सा शीतला मता। रूक्षोष्णा श्लेष्माणि प्रोक्ता विधिरुक्तो बुधैरयम्॥ सा यथा॥ एरण्डपत्रमूलत्वग्निर्मिता वातनाशिनी। धात्रीविरचिता पित्ते शिग्रुपत्रकृता कफे॥ निम्बपत्रकृता पिण्डी पित्तश्लेष्महरी भवेत्। शुण्ठीनिम्बदलैः पिण्डी सुखोष्णा स्वल्पसैन्धवा॥ धार्या नेत्रेऽनिलकफे शोथकण्ड्व्यथाहरी। त्रिफलापिण्डिका नेत्रे वातपित्तकफापहा॥ पथ्याक्षामलखारसवल्कलकल्कोऽहिफेनजलयुक्तः। तेन विरचिता पिण्डी शमयति सकलानभिष्यन्दान्॥

યોગ્ય ઔષધોનો કલ્ક કરીને તેની કોળીઆ જેવડી થેપલી નેત્ર ઉપર મુકીને તેને વસ્ત્રના પાટાથી બાંધવામાં આવે તો અભિષ્યંદોનો નાશ થાયછે.

વાયુનું દરદ હોય તો સ્નિગ્ધ તથા ઉષ્ણ ઔષધોની થેપલી મુકવી, પિત્તનું દરદ હોય તો શીતલ ઔષધોની થેપલી મુકવી અને કફનું દરદ હોય તો રૂક્ષ તથા ઉષ્ણ ઔષધોની થેપલી મુકવી એમ વિદ્વાન વૈદ્યોએ કહ્યુંછે.

એરંડાનાં પાનડાં, એરંડાનાં મૂળીયાં અને એરંડાની છાલ એઓની થેપલીથી વાયુનું દરદ મટેછે. આમળાંની થેપલીથી પિત્તનું દરદ મટેછે અને સરગવાનાં પાનડાંની થેપલીથી કફનું દરદ મટેછે.

લીંબડાના પાંનડાંની થેપલી મુકવાથી પિત્તનો તથા કફનો નાશ થાયછે.

સુંઠ તથા લીંબડાનાં પાનડાં એઓને વાંટી તેમાં થોડુંક સૈંધવ નાંખી તેની

જરા જરા ગરમ થેપલી બાંધવામાં આવે તો તેથી વાયુનું તથા કફનું દરદ મટેછે અને સોજા, ચળ તથા વ્યથા એઓનો નાશ થાયછે.

ત્રિફળાની થેપલી કરી નેત્ર ઉપર બાંધવામાં આવે તો વાયુ, પિત્ત તથા કફ એ ત્રણેથી થએલું આંખનું દરદ મટી જાયછે.

હરડે, બેહેડાં, આમળાં અને અફીણના ડોડવા એઓનો કલ્ક કરી તેમાં અફીણનો રસ નાંખી તેની થેપલી બાંધવામાં આવે તો તેથી સઘળા પ્રકારના અભિષ્યંદો મટી જાયછે.

## બિડાલકનો પ્રકાર.

## बिडालकविधिः ।

बिडालको बहिर्लेपो नेत्रे पक्ष्मविवर्जिते । तस्य मात्रा परिज्ञेया मुखालेपविधानवत् ॥ मुखलेपो यथा । अङ्गुलस्य चतुर्थांशो मुखलेपः कनिष्ठकः । मध्यमस्तु त्रिभागः स्यादुत्तमोऽर्धाङ्गुलो भवेत् ॥ स्थितिकालोऽपि तस्योक्तो यावत् कल्को न शुष्यति । शुष्कस्तु गुणहीनः स्यात्तथा दूषयति त्वचम् ॥ स यथा ॥ यष्टीगैरिकसिन्धूत्थदार्वीतार्क्ष्यैः समांशकैः । जलपिष्टैर्बहिर्लेपः सर्वनेत्रामयापहः ॥

तार्क्ष्यं रसाञ्जनम् ॥

रसाञ्जनेन वा लेपः पथ्याबिल्वदलैरपि । वचाहरिद्राविश्वैर्वा तथा नागरगैरिकैः ॥

પાંપણના વાળોને છોડી દઇ નેત્રના બાહારના ભાગો ઉપર લેપ કરવો એ બિડાલક કેહેવાયછે. મોહોડા ઉપર લેપ કરવાની જે માત્રા કહી છે તેટલીજ માત્રા બિડાલકની કરવી. મુખ ઉપર કરવાના લેપની માત્રા આ પ્રમાણે છે કે "આંગળના ચોથા ભાગ જેટલો જાડો લેપનો થર કરવો એ કનિષ્ઠ માત્રા છે, આંગળના ત્રીજા ભાગ જેટલો જાડો લેપનો થર કરવો એ મધ્યમ માત્રા છે અને અરધા આંગળ જેટલો જાડો લેપનો થર કરવો એ ઉત્તમમાત્રા છે." જ્યાંસુધી કલ્ક સુકાય નહીં ત્યાંસુધીજ એ લેપને રાખવો. સુકાએલો લેપ તરણાજેવો ગુણવગરનો થઇ જાયછે અને ચામડીને પણ ખરાબ કરેછે.

જેઠીમધ, સોનાગેરૂ, સૈંધવ, દારૂહળદર અને રસવંતી એઓને સમભાગે લઈ જળમાં વાટી તે કલ્કનો નેત્રના બાહારના ભાગો ઉપર લેપ કરવામાં આવે તો તેથી સઘળા નેત્રોના રોગો મટી જાયછે.

રસવંતીનો અથવા હરડેનો તથા બીલીનાં પાંનડાંનો અથવા વજ, હળદર તથા સુંઠ એઓનો અથવા સુંઠ અને સોનાગેરૂ એઓનો લેપ કરવામાં આવે તો નેત્રના રોગો મટી જાયછે.

## તર્પણનો પ્રકાર.

## अथ तर्पणविधिः ।

वातातपरजोहीने वेश्मन्युत्तानशायिनः । आधारौ माषचूर्णेन क्लिन्नेन परिमण्डलौ ॥ समौ दृढावसंधानौ कर्तव्यौ नेत्रकोशयोः । पूरयेत् घृतमण्डेन विलीनेन सुखोदकैः ॥ सर्पिषा शतधौतेन क्षीरजेन घृतेन वा । निमग्नान्यक्षिपक्ष्मा-

णि यावद् स्युस्तावदेव हि ॥ पूरयेन्मीलिते नेत्रे तत उन्मीलयेच्छनैः । भिषग्भिरेष कथितः पुराणैस्तर्पणो विधिः । यद्रूक्षं परिशुष्कं च नेत्रं कुटिलमाविलम् । शीर्णपक्ष्मशिरोत्पातकृच्छ्रोन्मीलनसंयुतम् ॥ तिमिरार्जुनशुक्राद्यैरभिष्यन्दाधिमन्थकैः । शुष्काक्षिपाकशोथाभ्यां युतं पवनपर्ययैः ॥ तन्नेत्रं तर्पयेत्सम्यक् नेत्ररोगविशारदः । तर्पणं धारयेद्वर्त्मरोगे वार्चां शतं बुधः ॥ स्वस्थे कफे सन्धिरोगे वार्चा पञ्चशतानि च । पित्ते शतानि षट् कृष्णरोगे सप्तशतानि हि ॥ दृष्टिरोगे शतान्यष्टावधिमन्थे सहस्रकम् । सहस्रं वातरोगेषु धार्यमेवं हि तर्पणम् ॥ तर्पणे नागतस्नेहं स्रावयित्वाक्षि शोपयेत् । स्विन्नेन यवपिष्टेन स्नेहवीर्येरितं ततः ॥ यथास्वं धूमपानेन कफमस्य विरेचयेत् । एकाहं वा त्र्यहं वापि पञ्चाहं वापि तर्पयेत् ॥ तर्पणे तृप्तिलिङ्गानि नेत्रस्यैतानि लक्षयेत् । सुखस्वप्नावबोधत्वं वैशद्यं दृष्टिपाटवम् ॥ निर्वृत्तिर्व्याधिशान्तिश्च क्रियालाघवमेव च ॥

क्रियालाघवं नेत्रस्य क्रियायां निमेषोन्मेषादौ लघुताम् ॥

गुर्वाविलमतिस्निग्धमश्रुकण्डूपदेहवत् । घर्षतोदयुतं नेत्रमतितर्पितमादिशेत् ॥ आस्रावशोफरोगाढ्यमुपदेहसमाकुलम् । रूक्षमस्रावि परुषं नेत्रं स्याद्धीनतर्पितम् । अनयोर्दोषबाहुल्यात् प्रयतेत चिकित्सिते । रूक्षस्निग्धोपचाराभ्यामनयोः स्यात् प्रतिक्रिया ॥

अनयोः अतितर्पितहीनतर्पितयोः ॥

दुर्दिनात्युष्णशीतेषु चिन्तायां संभ्रमेषु च । अशान्तोपद्रवे चाक्ष्णि तर्पणं न प्रशस्यते ॥

संभ्रमोऽत्र भयम् ॥

જેમાં વાયુ, તડકા કે રજ ન હોય એવા ઘરમાં રોગીને ચત્તો સુવડાવી પલાળેલા અડદના લોટની સરખી, દૃઢ અને સાંકડ વગરની ફરતી પાળો બન્ને નેત્ર ઉપર કરવી. પછી રોગીની આંખો વીંચાવી ઊના પાણીથી પીગળાવેલું ઘી અથવા પાણીથી સોવાર ધોએલું ઘી અથવા દુધમાંથી પરબારૂં કાહાડી લીધેલું ઘી પાંપણોના વાળો બુડી જતાંસુધી તે પાળોમાં ભરવું. તે ભરાઇ રહ્યા પછી ધીરેથી રોગીની આંખો ઉઘડાવવી. એ તર્પણનો પ્રકાર જુના વૈદ્યોએ કહ્યો છે. નેત્ર રૂક્ષ થઇ ગયાં હોય, સુકાઇ ગયાં હોય, વાંકાં થઇ ગયાં હોય, મેલાં થઇ ગયાં હોય, પાંપણના વાળો ખરી પડતા હોય, શિરોત્પાત થયો હોય, આંખો માંડમાંડ ઉઘડતી હોય, તિમિર, અર્જુન, ફુલાં, વગેરે અભિષ્યંદ, અધિમંથ, શુષ્કાક્ષિપાક, સોજો કે વાતપર્યય થએલ હોય તો નેત્રના રોગોમાં પરિપૂર્ણ સમજનારા વૈદ્યે નેત્રોનું સારી રીતે તર્પણ કરવું. પાંપણનો રોગ હોય તો સો ગુરૂ અક્ષરોનું ઉચ્ચારણ થતાંસુધી નેત્રઉપર તર્પણને રેહેવા દેવું. સ્વસ્થપણામાં, કફમાં તથા સાંધાના રોગમાં પાંચસો ગુરૂ અક્ષરોનું ઉચ્ચારણ થતાંસુધી તર્પણને રેહેવા દેવું. પિત્તનું દરદ હોય તો છસો ગુરૂ અક્ષરોનું ઉચ્ચારણ થતાંસુધી તર્પણને રેહેવા દેવું. કાળા ડોળાનો

રોગ હોય તો સાતસો ગુરૂ અક્ષરોનું ઉચ્ચારણ થતાંસુધી, કીકીનો રોગ હોય તો આઠસો ગુરૂ અક્ષરોનું ઉચ્ચારણ થતાંસુધી, અધિમંથ હોય તો હજાર ગુરૂ અક્ષરોનું ઉચ્ચારણ થતાંસુધી અને વાયુસંબંધી રોગો હોય તો પણ હજાર ગુરૂ અક્ષરોનું ઉચ્ચારણ થતાંસુધી તર્પણને રેહેવા દેવું. તર્પણ પુરૂં થઇ રહ્યા પછી નેત્રની પુંછડીના માર્ગથી ઘીને વેહેરાવી નાંખી શેકેલા જવના લોટથી આંખોને સાફ કરી નાંખવી અને તે પછી ઘીના જોરથી વૃદ્ધિ પામેલા કફને યથાયોગ્ય ધૂમપાન કરાવીને દૂર કરવો. એક દિવસ, પાંચ દિવસ અથવા સાત દિવસસુધી તર્પણની ક્રિયા કરવી. તર્પણ બરાબર થયું હોય તો નિદ્રા સુખથી આવે, જાગવું પણ સુખથી થાય, નેત્રનું સ્વચ્છપણું થાય, નેત્રની શક્તિ વધે, સુખ થાય, વ્યાધિની શાંતિ થાય અને ઉઘાડવા વીચવા આદિ ક્રિયાઓમાં નેત્રોનું હલકાપણું થાય. એ ચિન્હો ઉપરથી તર્પણ બરાબર થયું જાણવું. જો તર્પણનો અતિયોગ થાય તો નેત્ર ભારે થઇ જાયછે, મેલાં થઇ જાયછે, અત્યંત ચીકાશવાળાં થઇ જાયછે, આંસુ આવ્યાં કરેછે, ચળ આવેછે, ચીપડાંવાળાં થઇ જાયછે, અને જાણે ઘસાતાં હોય તથા સોઇથી ભોકાતાં હોય એવી પીડા થાયછે. જો નેત્રોનું તર્પણ ઓછું થયું હોય તો નેત્રોમાંથી પાણી ઝરેછે, સોજો થાયછે, પીડા થાયછે, ચીપડાંઓ અત્યંત આવેછે, રૂક્ષપણું થાયછે, અને કઠણપણું થાયછે. જો તર્પણનો અતિયોગ થયો હોય અથવા હીનયોગ (ઓછાપણું) થયો હોય તો ઘણી અડચણ થાયછે માટે તેઓની ચિકિત્સા કરવામાં કાળજી રાખવી. જો અતિયોગ થયો હોય તો રૂક્ષ ઉપચાર કરવા અને હીનયોગ થયો હોય તો સ્નિગ્ધ ઉપચાર કરવા. વાદળાંના ઘમઘોરવાળા દિવસમાં, અત્યંત ગરમીના સમયમાં, અત્યંત થંડીના સમયમાં, ચિંતા હોય ત્યારે, સંભ્રમ હોય ત્યારે અને ઉપદ્રવો શાંત થયા પેહેલાં નેત્રનું તર્પણ કરવું યોગ્ય નથી.

## પુટપાકનો વિધિ.

## पुटपाकविधिः ।

द्वे विल्वे स्निग्धमांसस्य परं द्रव्यं पलं मतम् । द्रवस्य कुडवोन्मानं सर्वमेकत्र पेषयेत् ॥ तदेकत्र समालोड्य पत्रैः सुपरिवेष्टितम् । पुटपाकविधानेन तत्पक्त्वा तद्रसं बुधः ॥ तर्पणोक्तेन विधिना यथावद्विनियोजयेत् । दृष्टिमध्ये निषेक्तव्यो नित्यमुत्तानशायिनः ॥ तेजांस्यनिलमाकाशमातपं भास्करस्य च । नेक्षेत तर्पिते नेत्रे यश्च वा पुटपाकवान् ॥

સ્નેહથી ભરેલું આઠ તોલાંભાર માંસ લઇ તેમાં બીજાં ઔષધો ચાર તોલાંભાર અને દ્રવ પદાર્થો સોળ તોલાંભાર નાંખી સર્વને એકઠાં વાટવાં. પછી તેનો એક લોંદો કરી તેને પાંનડાંઓથી સારી રીતે વીંટી (પ્રથમ ખંડના પૃષ્ઠ ૭૯ માં કહ્યાપ્રમાણે) પુટપાકની રીતિથી અગ્નિમાં પકાવવો. પછી તેમાંથી રસ નીચોવી લઇ તે રસનો તર્પણની રીતિપ્રમાણે સંપૂર્ણ રીતે નેત્રમાં ઉપયોગ કરવો. રોગીને ચત્તો સુવડાવી તેના નેત્રમાં એ રસ નિત્ય નાંખવો. નેત્રોનું ત-

પેણ કર્યા કર્યા પછી અથવા પુટપાકનો વિધિ કર્યા પછી રોગીએ તેજસ્વી પદાર્થોને, પવનના સપાટાને, આકાશને અને સૂર્યના તડકાને જોવો નહીં.

## અંજનનો વિધિ.

## अथाञ्जनविधिः ।

अथ संपक्वदोषस्य प्राप्तमञ्जनमाचरेत् । अञ्जनं क्रियते येन तद्द्रव्यं चाञ्जनं मतम् ॥ तद्यथा । वटिकारसचूर्णानि त्रिविधान्यञ्जनानि हि ॥ कुर्याच्छलाकयाङ्गुल्या हीनानि स्युर्यथोत्तरम् ॥ स्नेहनं रोपणं चापि लेखनं तत् त्रिधा पृथक् । मधुरं स्नेहसम्पन्नमञ्जनं स्नेहनं मतम् ॥

तत् त्रिविधम् । पृथगिति तत् वटिकारसचूर्णरूपं पृथक् प्रत्येकं त्रिधा स्नेहनं रोपणं लोचनं चेति ॥

कषायतिक्तरसयुक् सस्नेहं रोपणं स्मृतम् । अञ्जनं क्षारतिक्ताम्लरसैर्लेखनमुच्यते ॥ हरेणुमात्रां कुर्वीत वर्तीं तीक्ष्णाञ्जने भिषक् ॥ प्रमाणं मध्यमे सार्धं द्विगुणं तु मृदौ भवेत् ॥ रसक्रिया तूत्तमा स्यात् त्रिविडङ्गमिता मता । मध्यमा द्विविडङ्गा सा हीना त्वेकविडङ्गिका ॥ शलाका स्नेहने चूर्णे चतस्रः प्राहुरञ्जने । रोपणे तास्तु तिस्रः स्युस्ते उभे लेखने स्मृते ॥ मुखयोः कुण्ठिता श्लक्ष्णा शलाकाष्टाङ्गुलोन्मिता । अश्मजा धातुजा वा स्यात्कलायपरिमण्डला ॥

अग्रे कलायवत् परिवर्तुला ॥

सुवर्णरजतोद्भूता शलाका स्नेहने स्मृता । ताम्रलोहाश्मसंजाता शलाका लेखने मता । अङ्गुली तु मृदुत्वेन रोपणे कथिता बुधैः ॥

દોષ પાકી ગયા પછી નેત્રમાં યોગ્ય અંજન આંજવું. જેથી નેત્રને આંજવામાં આવે તે પદાર્થ અંજન કહેવાય છે. ગોળીરૂપ, રસરૂપ અને ચૂર્ણરૂપ એમ અંજનના ત્રણ ભેદ છે. એ અંજનો સળી કે આંગળથી આંજવાં. ગોળીરૂપ અંજનથી રસરૂપ અંજન નિર્બલ છે અને રસરૂપ અંજનથી ચૂર્ણરૂપ અંજન નિર્બલ છે. એ પ્રત્યેક અંજનના સ્નેહન, રોપણ અને લેખન એવા નામના ત્રણ ત્રણ ભેદ છે. ક્ષાર, કડવા અને ખાટા રસવાળું જે અંજન હોય તે લેખન કહેવાયછે. તુરા તથા કડવા રસવાળું અને સ્નેહવાળું જે અંજન હોય તે રોપણ કહેછે. મધુર રસવાળું અને સ્નેહવાળું જે અંજન હોય તે સ્નેહન કહેવાયછે. અંજન તીક્ષ્ણ હોય તો તેની વટાણા જેવડી ગોળી કરવી. અંજન મધ્યમ એટલે તીક્ષ્ણ પણ ન હોય અને કોમળ પણ ન હોય તો તેની દોઢ વટાણા જેવડી ગોળી કરવી અને અંજન કોમળ હોય તો તેની બે વટાણા જેવડી ગોળી કરવી. આંખમાં કોઈ રસરૂપ અંજન નાખવું હોય તો ત્રણ વાવડીંગ જેટલું નાખવું એ ઉત્તમ છે, બે વાવડીંગ જેટલું નાખવું એ મધ્યમ છે અને એક વાવડીંગ જેટલું નાખવું એ કનિષ્ઠ છે. ચૂર્ણરૂપ અંજન જો સ્નેહન હોય તો તેની ચાર સળીઓ આંખમાં નાખવી, રોપણ હોય તો તેની

ત્રણ સળીઓ આંખમાં નાંખવી અને લેખન હોય તો તેની બે સળીઓ આંખમાં નાંખવી. આંજવાની સળી બન્ને મોહોડાઓમાં સંકોચ પામેલી, (કળી-જેવા મોહોડાવાળી) લાસી, આઠ આંગળ લાંબી, વટાણાજેવી ગોળ અને પથરાની અથવા ધાતુની જોઇએ. સ્નેહન અંજન આંજવું હોય તો સોનાની કે રૂપાની સળી જોઇએ, લેખન અંજન આંજવું હોય તો ત્રાંબાની, લોઢાની અથવા પથરાની સળી જોઇએ અને રોપણ અંજન આંજવું હોય તો કોમળપણાનેલીધે તે આંજવાને વાસ્તે આંગળીજ યોગ્ય છે.

## અંજન વગરજ આંખમાં ફેરવવાની એક જાતની સળી.

## अञ्जने केवलमपि शलाकाविशेषमाह ।

त्रिफलाभृङ्गशुण्ठीनां रसैस्तद्वच सर्पिषा ॥ गोमूत्रमध्वजाक्षीरैः सिक्तो नागः प्रतापितः । तच्छलाका हरत्येव सकलान्नेत्रजान् गदान् ॥

શુદ્ધ સીસાંને વારંવાર તપાવી તપાવી હરડાં, બેહેડાં તથા આમળાંના રસમાં, ઘીમાં, ગોમૂત્રમાં, મધમાં અને બકરીના દુધમાં નાંખી થંડું પાડવું. પછી એ સીસાંની સળી બનાવીને નેત્રમાં ફેરવવામાં આવે તો તેથી નેત્રસંબંધી સઘળા રોગોનો નાશ થાયછે.

આ સળી 'દૃષ્ટિપ્રસાદના' એ નામથી ઓળખાયછે.



## અંજન આંજવાની રીતિ.

कृष्णभागादधः कुर्यात् यावन्नयनमञ्जनम् । हेमन्ते शिशिरे चापि मध्याह्नेऽञ्जनमिष्यते ॥ पूर्वाह्णे वाऽपराह्णे वा ग्रीष्मे शरदि चेष्यते ॥ वर्षास्वनभ्रे नात्युष्णे वसन्ते तु सदैव हि ॥ प्रातः सायं तु तत्कुर्यान्न च कुर्यात्सदैव हि । श्रान्ते प्ररुदिते भीते पीतमद्ये नवज्वरे ॥ अजीर्णे वेगघाते च नाञ्जनं संप्रशस्यते ॥

કાળા ડોળાની નીચે છેક આંખના છેડાસુધી અંજન આંજવું. હેમંત ઋતુમાં અને શિશિર ઋતુમાં મધ્યાન્હ સમયે અંજન આંજવું. ગ્રીષ્મ ઋતુમાં અને શરદ્ ઋતુમાં પૂર્વાન્હ સમયે અથવા અપરાન્હ સમયે અંજન આંજવું. વર્ષા ઋતુમાં વાદળાં ન હોય અને બહુ ગરમી ન હોય તે સમયે અંજન આંજવું અને વસંત ઋતુમાં ગમે ત્યારે અંજન આંજવું. અથવા જે અંજન આંજવું હોય તે સવારે અને સાંજે એમ બે વખત આંજવું પણ સર્વદા આંજવું નહિ. થાકેલો, બહુ રોયો હોય તે, બીનેલો, જેણે દારૂ પીધો હોય તે, નવીન જ્વરવાળો, અજીર્ણવાળો અને જેની દસ્ત વગેરેની હાજત રોકાઈ હોય એઓને અંજન આંજવું એ સારૂં ગણાતું નથી.

## સ્નેહનગોળી.

## तत्र स्नेहनी वटिका ।

पथ्याक्षधात्रीबीजानि एकद्वित्रिगुणानि च । पिष्ट्वाम्बुना वर्तीं कुर्यादञ्जनं

द्विहरेणुकम् । नेत्रस्रावं हरत्याशु वातरक्तरुजं तथा ॥

હરડે, હરડેથી બમણાં આંમળાં અને ત્રમણાં બેહેડાં એઓને લઈ પાણીથી વાટીને તેની ગોળી કરવી. આ ગોળીમાંથી બે વટાણા જેટલું આંજવામાં આવે તો તેથી નેત્રનો સ્રાવ અને વાયુનું તથા રૂધિરનું દરદ શાંત થઈ જાયછે.

## રોપણગોળી.

## रोपणीवटी ।

रसाञ्जनं हरिद्रे द्वे मालतीनिम्बपल्लवाः ॥ गोशकृद्रससंयुक्ता वटी नक्तान्ध्यनाशिनी । एतस्याश्चाञ्जने मात्रा प्रोक्ता सार्धहरेणुका ॥

રસવંતી, હળદર, દારૂ હળદર, માલતીનાં પાનડાં અને લીંબડાનાં પાંનડાં એઓને ગાયના છાણના રસમાં વાટીને તેની ગોળી કરવી અને તેમાંથી દોઢ વટાણા જેટલું નેત્રમાં આંજવું. આ ગોળી આંજવાથી રાતે આંધળાપણું મટી જાયછે.

## ચંદ્રોદયા નામની લેખન ગોળી.

## लेखनी चंद्रोदयावटी ।

शङ्खनाभिर्विभीतस्य मज्जा पथ्या मनःशिला ॥ पिप्पली मरिचं कुष्टं वचा चेति समांशकम् ॥ छागक्षीरेण संपिष्य वटीं कुर्याद्यवोन्मिताम् । हरेणुमात्रां संघृष्य जलेनाञ्जनमाचरेत् ॥ तिमिरं मांसवृद्धिं च काचं पटलमर्बुदम् । रात्र्यन्धं वार्षिकं पुष्पं वटी चन्द्रोदया जयेत् ॥

શંખની નાભી, બેહેડાંનો ગર્ભ, હરડે, મણશીલ, પીપળ, મરી, કઠ અને વજ એઓને સમભાગે લઈ બકરીના દુધમાં વાટી જવ જેવી લાંબી ગોળી કરવી. આ ગોળીમાંથી જળવતે એક વટાણા જેટલું ઘસીને આંજવું. આ ચંદ્રોદયા નામની ગોળી તિમિરને, માંસની વૃદ્ધિને, કાચને, પડળને, પાંપણની અંદરની ગાંઠને, રાતે આંધળાપણાને, અને એક વર્ષના ફુલાંને મટાડી નાંખેછે.

## ફુલાંને મટાડનારી વાટ.

## पुष्पहरीवर्तिः ।

पलाशपुष्पस्वरसैर्बहुशः परिभावितम् । करञ्जबीजं तद्वर्तिर्दृष्टेः पुष्पं विनाशयेत् ॥

કરંજના બીજને ખાખરાનાં ફુલોના સ્વરસોની ઘણી ઘણી ભાવનાએ આપી તેની વાટ બનાવવી. આ વાટ આંજવાથી દૃષ્ટિનું ફુલું નષ્ટ થઈ જાયછે.

## સ્નેહન રસક્રિયા.

## स्नेहनीरसक्रिया ।

कतकस्य फलं घृष्ट्वा मधुना नेत्रमञ्जयेत् ॥ ईषत्कर्पूरसहितं तत्स्यान्नेत्रप्रसादनम् ॥

નિર્મળીના ફળને મધમાં ઘસી તેમાં જરાક ભીમસેની બરાસ નાંખીને નેત્રમાં આંજવામાં આવે તો નેત્ર સ્વચ્છ થઈ જાયછે.

## રોપણ રસક્રિયા.

## रोपणी ।

रसाञ्जनं सर्जरसो जातीपुष्पं मनः

शिला ॥ समुद्रफेनं लवणं गैरिकं मरिचं तथा ॥ एतत्समांशं मधुना पिष्टं प्रक्लिन्नवर्त्मनि । अञ्जनं क्लेदकण्डूघ्नं पक्ष्मणां च प्ररोहणम् ॥ दुग्धेन कण्डूं क्षौद्रेण नेत्रस्रावं च सर्पिषा । पुष्पं तैलेन तिमिरं काञ्जिकेन निशान्ध्यताम् ॥ पुनर्नवा हरत्याशु भास्करस्तिमिरं यथा । बब्बूलदलनिःक्वाथो लेहीभूतस्तदञ्जनात् । नेत्रस्रावा व्रजेच्छोपं मधुयुक्तान्न संशयः ॥

રસવંતી, રાળ, ચમેલીનાં ફુલ, મણશીલ, સમુદ્રફીણ, સૈંધવ, સોનાગેરૂ અને મરી એઓને સમભાગે લઈ મધથી વાટીને આંજવામાં આવે તો પ્રક્લિન્નવર્ત્મનાં ક્લેદ તથા ચળ એઓ મટી જાયછે અને પાંપણના વાળો ઊગેછે.

સાટોડીને તેલમાં વાટીને આંજવામાં આવે તો તિમિર મટી જાયછે, કાંજીમાં વાટીને આંજવામાં આવે તો રાતે આંધળાપણું મટી જાયછે. જેમ સૂર્ય અંધકારને મટાડેછે તેમ સાટોડી તિમિરને તથા રાતના આંધળાપણાને તુરત મટાડેછે.

બાવળનાં પાનડાંઓનો ક્વાથ કરી તેને શીરાજેવો કરી તેમાં મધ નાંખીને આંજવામાં આવે તો નેત્રનો સ્રાવ સુકાઈ જાયછે એમાં કશો સંશય નથી.

## લેખન રસક્રિયા.

## लेखनी ।

वटक्षीरेण संयुक्तो मुख्यकर्पूरजो रजः । क्षिप्रमञ्जनतो हन्ति कुसुमं तु द्विमासिकम् ॥ क्षौद्राश्वलालासंघृष्टैर्मरिचैर्नेत्रमञ्जनात् । अतिनिद्रा शमं याति तमः सूर्योदयादिव ॥

ભીમસેની બરાસના ચૂર્ણને વડના છીરથી સંયુક્ત કરીને આંજવામાં આવે તો બે મહીનાનું ફૂલું તુરત નષ્ટ થઈ જાયછે.

મધ અને ઘોડાની લાર એઓમાં મરી વાટીને તેનું અંજન આંજવામાં આવે તો જેમ સૂર્યોદયથી અંધકાર નષ્ટ થઈ જાયછે તેમ તેથી મોટું ઘેન શાંત થઈ જાયછે.

## સ્નેહન ચૂર્ણ.

## स्नेहनं चूर्णम् ।

अग्नितप्तं हि सौवीरं निर्षिचेत् त्रिफलारसैः । सप्तवेलं तथा स्तन्यैः स्त्रीणां सिक्तं विचूर्णितम् ॥ अञ्जयेत् तेन नयने प्रत्यहं चक्षुषोर्हितम् । सर्वानक्षिविकारांस्तु हन्यादेतन्न संशयः ॥

ધોળા સુરમાને અગ્નિથી તપાવી તપાવીને સાત વાર હરડે, બેહેડાં અને આમળાં એઓના રસથી થંડો પાડવો અને સાત વાર સ્ત્રીઓના ધાવણથી થંડો પાડવો. પછી એ સુરમાનું ચૂર્ણ કરી નિત્ય નેત્રમાં આંજવામાં આવે તો તેથી નેત્રના સઘળા વિકારો મટી જાયછે એમાં સંશય નથી. સુરમાનું આ ચૂર્ણ નેત્રોને હિતકારી છે.

## રોપણ ચૂર્ણ.

## रोपणम् ।

शिलायां रसकं पिष्ट्वा सम्यगाप्लाव्य वारिणा । गृह्णीयात्तज्जलं सर्वं त्यजेच्चूर्णमधोगतम् ॥ शुष्कं च तज्जलं सर्वं पर्पटीसन्निभं भवेत् । विचूर्ण्य भावयेत्सम्यक् त्रिवेलं त्रिफलारसैः ॥ कर्पूरस्य

रजस्तत्र दशमांशेन निःक्षिपेत् । अञ्जयेन्नयने तेन नेत्राखिलगदच्छिदा ॥

પત્થરની ખરલમાં કક્ષખાપરીયાને વાટી પાણીમાં સારી પેઠે ભીજવી રાખી તેની સઘળી આછ લઇ લેવી અને નીચે રહેલો કુચો ફ્ગાવી નાંખવો. એ સઘળી આછ સુકાઇને પાપડી જેવી થઈ જાય ત્યારે તેનું ચૂર્ણ કરીને તેને હરડાં, બેહેડાં તથા આમળાંના રસથી સારી રીતે ત્રણ ભાવનાઓ દેવી અને તેમાં તેના દશમા ભાગ જેટલું ભીમસેની બરાસનું ચૂર્ણ મિશ્રિત કરવું. એ ચૂર્ણ જો આંજવામાં આવે તો તેથી નેત્રના સઘળા રોગો ટળી જાયછે.

## લેખન ચૂર્ણ.

### लेखनम् ।

दक्षाण्डत्वक्शिलाकाचशङ्खचन्दनसैन्धवैः । चूर्णितैरञ्जनं प्रोक्तं पुष्पादीनां निकृन्तनम् ॥

કુકડાના ઇંડાની છાલ, મણશીલ, કાચ, શંખ, ચંદન અને સૈંધવ એઓનું ચૂર્ણ કરીને નિત્ય આંજવામાં આવે તો તેથી ફુલાં વગેરે કપાઈ જાયછે.

## સામાન્ય અંજનો.

### મુક્તાદિ મહાંજન.

### सामान्याञ्जनानि ।

मुक्ताकर्पूरकाचागुरुमरिचकणासैन्धवं चैलवालं शुण्ठीकं लोलकांस्यत्रपुरजनिशिलाशङ्खनाभ्यभ्रतुत्थम् । दक्षाण्डत्वक् च साक्षं क्षतजमथ शिवा क्लीतकं राजवर्तं जातीपुष्पं तुलस्याः कुसुममभिनवं बीजकं स्यात्तथैव ॥

एलवालं, एलावालुकनाम्ना प्रसिद्धम् । कक्कोलम् सुगन्धद्रव्यं सुगन्धकोकिलेति प्रसिद्धा तदलाभे जातीपुष्पं ग्राह्यम् । तस्याप्यलाभे लवङ्गं कांस्यं तच्च मारितं ग्राह्यम् । त्रपु रङ्गं तच्च मारितं ग्राह्यम् । शिला मनःशिला । अभ्रमभ्रकं तच्च मारितं ग्राह्यम् । दक्षाण्डत्वक् दक्षः कुक्कुटः तस्याण्डत्वक् । अक्षं बिभीतकफलम् । क्षतजमत्र कुङ्कुमम् । शिवा हरीतकी । क्लीतकं यष्टीमधु । राजवर्तं रावटी इति लोके ॥

पूतीकनिम्बार्जुनभद्रमुस्तं सताम्रसारं रसगर्भयुक्तम् । प्रत्येकमेषां खलु माषकैकं यत्नेन पिष्येन्मधुनाऽतिसूक्ष्मम् ॥

पूतीकः घोराकरञ्ज इति लोके । अञ्जनं सुरमा इति लोके । भद्रमुस्तं नागरमुस्तम् । ताम्रसारं च मारितं ग्राह्यम् । रसगर्भं रसाञ्जनम् ॥

भवन्ति रोगा नयनाश्रिता ये नितान्तमात्रोपचिताश्च तेषाम् । विधीयते शान्तिरवश्यमेव मुक्तादिनानेन महाञ्जनेन ॥

इति मुक्तादि महाञ्जनम् ॥

મોતી, ભીમસેની બરાસ, બીડલૂણ, મરી, પીપળ, સૈંધવ, ચણકબાબ, સુંઠ, મરીચકંકોલ, (મરિચકંકોલ ન મળે તો ચમેલીનાં ફુલ) મારેલું કાંસું, મારેલું કથીર, હળદર, મણશીલ, શંખની નાભી, મારેલું અભ્રક, મોરથુથુ, કુકડાના ઈંડાની છાલ, બેહેડાં, કેસર, હરડે, જેઠીમધ, રાજવર્ત, (આનો અર્થ ગુજરાતીમાં મળ્યો નથી) ચમેલીનાં ફૂલ, તુલસીનાં તાજાં માંજર, ધોળા સ-

રગવાનાં બીજ, પૂતીકરંજનું બીજ, લીંબડો, આસોંદરો, નાગરમોથ, મારેલું ત્રાંબું, મારેલું લોઢું અને રસવંતી એ પ્રત્યેક પદાર્થોને છ છ રતીભાર લઈ મધથી ઝીણા વાટીને તેઓનું અંજન કરવું. એટલે 'મુક્તાદિ મહાંજન' સિદ્ધ થાયછે. આ અંજનથી નેત્રના સઘળા રોગો (અત્યંત વૃદ્ધિ પામેલા હોય તોપણ) અવશ્ય શાંત થાયછે.

## નયન શાણાંજન.

### नयनशोणाञ्जनम् ।

कणा सलवणोपणा सहरसाञ्जना साञ्जना सरित्पतिकफः सिता सितपुनर्नवा चापिहि । रजन्यरुणचन्दनं मधु च तुत्थपथ्या शिला अरिष्टदलशावरस्फटिकशङ्खनाभीन्दवः ॥

लवणं सैन्धवं । अञ्जनं सुरमा । सारित्पतिकफः समुद्रफेनम् । शिला मनःशिला। शावरो लोध्रः । स्फटिकः फट्करी । इन्दुः कर्पूरः ॥

इमानि तु विचूर्णयेन्निविडवाससा शोधयेत्तथायसि विमर्दयेत्समधु ताम्रखण्डेन तत् । इदं मुनिभिरीरितं नयनशोणनामाञ्जनं करोति तिमिरक्षयं पटलपुष्पनाशं बलात् ॥

तिमिरे नूतनकुसुमे नूतनपटले च । इति नयनशोणाञ्जनम् ॥

પીપળ, સિંધવ, મરી, રસવંતી, સુરમો, સમુદ્રફીણ, સાકર, ધોળી સાટોડી, હળદર, રતાંજલિ, જેઠીમધ, હરડે, મણશીલ, લીંબડાનાં પાંનડાં, લોદર, ફટકડી, શંખની નાભી અને ભીમસેની બરાસ એઓનું ચૂર્ણ કરી તેને જાડા લુગડાથી ચાળી લઇ મધથી મિશ્રિત કરીને ત્રાંબાના કટકાથી લોઢાના વાસણ ઉપર તેને ખૂબ વાટવું એટલે 'નયનશાણાંજન' સિદ્ધ થાયછે. મુનિઓએ કહેલું આ અંજન બલાત્કારથી તાજાં તિમિરનો, તાજાં પડલનો અને ફુલાંનો નાશ કરી નાંખેછે.

## ચંદ્રોદયાવટી (ફુલાંઉપર તથા તિમિરઉપર.)

### चन्द्रोदयावटी ।

हरीतकी वचा कुष्टं पिप्पली मरिचानि च । विभीतकस्य मज्जा च शङ्खनाभिर्मनःशिला ॥ सर्वमेतत्समं कृत्वा गव्यक्षीरेण पेषयेत् । नाशयेत् तिमिरं कण्डूपटलान्यर्बुदानि च ॥ अपि त्रिवार्षिकं शुक्रं मासेनैकेन नाशयेत् ॥ अधिकानि च मांसानि रात्रावन्धलमेव च ॥

पुष्पे तिमिरे । इति चन्द्रोदयावटी ॥

હરડે, વજ, કઠ, પીપળ, મરી, બેહેડાંનો ગર્ભ, શંખની નાભી, અને મણશીલ એ સઘળા પદાર્થોને સમભાગે લઈ ગાયના દુધમાં બારીક વાટીને તેઓની ગોળી બનાવવી એટલે 'ચંદ્રોદયાવટી' સિદ્ધ થાયછે. આ ગોળી ત્રણ વર્ષના ફુલાંને પણ એક મહીનામાં મટાડેછે. સઘળા પ્રકારની માંસની વૃદ્ધિઓને અને રતાંધળાપણાને પણ એક મહીનામાં મટાડેછે.

### ચંદ્રપ્રભાવર્ત્તિ.

### चन्द्रप्रभावर्तिः ।

रजनी निम्बपत्राणि पिप्पली मरिचानि च । विडङ्गं भद्रमुस्तं च सप्तमी सभया स्मृता ॥ अजामूत्रेण संपिष्य छायायां शोषयेद्वटीम् । वारिणा तिमिरं हन्ति गोमूत्रेण तु पिष्टकम् ॥ मधुना पटलं हन्ति नारीक्षीरेण पुष्पकम् । एषा चन्द्रप्रभा वर्तिः स्वयं रुद्रेण निर्मिता । कणा छागयकृन्मध्ये पक्वा तद्रसपेपिता । अचिराद्धन्ति नक्तान्ध्यं तद्वत्सक्षौद्रमूषणम् ॥

હળદર, લીંબડાનાં પાંનડાં, પીપળ, મરી, વાવડીંગ, નાગરમોથ અને હરડે એઓને બકરીના મુતરમાં વાટી વાટ બનાવીને છાયામાં સુકાવવી એટલે ચંદ્રપ્રભાવર્ત્તિ' સિદ્ધ થાયછે. સાક્ષાત્ સદાશિવે બનાવેલી આ ચંદ્રપ્રભા મધથી ઘસી આંજવામાં આવે તો પડલને મટાડેછે અને સ્ત્રીના ધાવણથી ઘસીને આંજવામાં આવે તો ફુલાંને મટાડેછે.

### કણાપ્રયોગ તથા મરિચપ્રયોગ.

પીપળને બકરાંની લીંડીઓમાં પકાવી બકરાંની લીંડીઓના રસમાં વાટીને આંજવામાં આવે તો થોડા કાળમાં રતાંધળાપણું મટી જાયછે.

મરીને મધમાં વાટીને આંજવામાં આવે તોપણ થોડા કાળમાં રતાંધળાપણું મટી જાયછે.

### ત્રિફલાદ્ય ઘૃત.

### त्रिफलाद्यं घृतम् ।

त्रिफलाया रसं मस्थं मस्थं भृङ्गरजस्य च । वृपस्य च रसं मस्थं शतावर्याश्च तत्समम् ॥

भृङ्गरजः भृङ्गराजः ॥

गुडूच्या आमलक्याश्च रसं छागीपयस्तथा । मस्थं मस्थं समाहृत्य सर्वैरेभिर्घृतं पचेत् ॥ कल्कः कणा सिता द्राक्षा त्रिफला नीलमुत्पलम् । मधुकं क्षीरकाकोली मधुपर्णी निदिग्धिका ॥

क्षीरकाकोल्या अलाभेऽश्वगन्धामूलं ग्राह्यम् । मधुपर्णी अत्र यष्टीमधु चक्षुष्यत्वात् ॥

तत् साधु सिद्धं विज्ञाय शुभे भाण्डे निधापयेत् । ऊर्ध्वं पानमधः पानं मध्ये पानं च शस्यते ॥ यावन्तो नेत्ररोगाः स्युस्तान्पानादपकर्षति ॥ स्रुरक्ते रक्तदुष्टे च रक्ते वा विस्रुते तथा ॥ नक्तान्ध्ये तिमिरे काचे नीलिकापटलार्बुदे । अभिष्यन्देऽधिमन्थे च पक्ष्मकोपे सुदारुणे ॥ नेत्ररोगेषु सर्वेषु दोषत्रयकृतेष्वपि । परं हितमिदं प्रोक्तं त्रिफलाद्यं महाघृतम् ॥

ચોસઠ તોલાંભાર ત્રિફળા ( હરડે, બેહેડાં, આંમળાં ) નો રસ, ચોસઠ તોલાંભાર ભાંગરાનો રસ, ચોસઠ તોલાંભાર અરડૂસાનો રસ, ચોસઠ તોલાંભાર શતાવરીનો રસ, ચોસઠ તોલાંભાર ગળોનો રસ, ચોસઠ તોલાંભાર આંમલીનો રસ અને ચોસઠ તોલાંભાર બકરીનું દુધ એઓને એકઠાં કરી તેમાં પીપળ, સાકર, દ્રાખ, હરડે, બેહેડાં, આમળાં, નીલકમલ, બમણું જેઠીમધ, આસોંદનું મૂળ અને ભોરીંગણી એઓનો કલ્ક નાંખી તેથી ઘીને પકાવવું. સારી પેઠે

પાકી રહેલું જાણવામાં આવે ત્યારે ઉતારીને તે ઘીને સારા વાસણમાં રાખી મેલવું. ભોજન કર્યા પેહેલાં, ભોજન કર્યા પછી અને ભોજનના મધ્યમાં આ ઘી પીવામાં આવે તો તેથી સઘળા પ્રકારના નેત્રના રોગો મટી જાયછે. આ ત્રિફલાદ્ય નામનું ઘી ભારે રતાશઉપર, લોહીના દોષઉપર, લોહીના સ્રાવઉપર, રાતના અંધાપાઉપર, તિમિરઉપર, કાચઉપર, નીલીકાઉપર, પડલઉપર, અર્બુદઉપર, અભિષ્યંદઉપર, અધિમંથઉપર, મહાદારૂણ પક્ષ્મકોપઉપર અને ત્રણે દોષોએ કરેલા નેત્રસંબંધી સઘળા રોગોની ઉપર પણ અત્યંત હિતકારી કેહેવામાં આવેલું છે.

### બીજા પ્રકારનું ત્રિફલાદ્ય ઘૃત.

### द्वितीयं त्रिफलाद्यं घृतम् ।

शतमेकं हरीतक्या द्विगुणं च विभीतकम् । चतुर्गुणं त्वामलकं वृषमार्कवयोः समम् ॥ चतुर्गुणोदकं दत्त्वा शनैर्मृद्वग्निना पचेत् ॥ भागं चतुर्थं संरक्ष्य क्वाथं तमवतारयेत् ॥ शर्करा मधुकं द्राक्षा मधुयष्टी निदिग्धिका । काकोली क्षीरकाकोली त्रिफला नागकेसरम् ॥

काकोलीयुगलाऽलाभेऽश्वगन्धामूलं द्विगुणं ग्राह्यम् ॥

पिप्पली चन्दनं मुस्तं त्रायमाणा तथोत्पलम् । घृतमस्थं समं क्षीरं कल्कैरेतैः शनैः पचेत् ॥ हन्यात् सतिमिरं काचं नक्तान्ध्यं शुक्रमेव च । तथा स्रावं च कण्डूं च श्वयथुं च कषायताम् ॥ कलुषत्वं च नेत्रस्य विन्द्वर्मपटलानि च । बहुनात्र किमुक्तेन सर्वान्नेत्रामयान्हरेत् ॥ यस्य चोपहता दृष्टिः सूर्याग्निभ्यां प्रपश्यतः ॥ तस्यैतद्भेषजं प्रोक्तं मुनिभिः परमं हितम् ॥ मार्जितं दर्पणं यद्वत्परां निर्मलतां व्रजेत् । तद्वदेतेन पीतेन नेत्रं निर्मलतामियात् ॥

સો તોલાં હરડે, બસો તોલાં બેહેડાં, ચારસો તોલાં આમળાં અને ચારસો તોલાં અરડૂસો તથા ભાંગરો એઓને લઈ ચોગણા પાણીમાં નાંખી તેનો કોમળ અગ્નિથી ધીરે ધીરે ક્વાથ કરવો. ચોથા ભાગનું પાણી અવશેષ રહે ત્યારે તે ક્વાથને ઉતારવો. પછી સાકર, બમણું જેઠીમધ, દ્રાક્ષ, ભોરીંગણી, બમણું આસોંદનું મૂળ, હરડે, બેહેડાં, આમળાં, નાગકેસર, પીપળ, રતાંજલિ, નાગરમોથ, ત્રાયમાણ અને રક્તકમળ એઓના કલ્કો તે ક્વાથમાં નાંખી તે ક્વાથથી ધીરે ધીરે ચોસઠ તોલાં ભાર ઘીને અને ચોસઠ તોલાં ભાર દુધને સાથે પકાવવાં. પાકતાં પાકતાં કેવળ ઘીજ અવશેષ રહે ત્યારે તેને લઇ લેવું એટલે ત્રિફલાદ્યઘૃત સિદ્ધ થાયછે. નેત્રનાં તિમિર, કાચ, રાતનો અંધાપો, ફુલું, સ્રાવ, ચળ, સોજો, કષાયપણું, મેલાપણું, બિંદુ, અર્મ, અને પડલ એઓ આ ઘીના ઉપયોગથી નષ્ટ થઇ જાયછે. ઝાઝું કેહેવાનું શું પ્રયોજન છે. ટુંકામાં એટલુંજ કહીએ છીએ કે આ ઘી નેત્રનાં સઘળા પ્રકારનાં દરદોને મટાડેછે. સૂર્યની સામે કે અગ્નિની સામે જોવાથી જેની દૃષ્ટિ ઉપહત થઇ ગઈ હોય તેનેવાસ્તે આ ઘી સર્વોત્તમ ઉપાય છે એમ મુનિઓએ કહ્યું છે. જેમ વસ્ત્રવતે લુ-

વાથી દર્પણ અત્યંત નિર્મલ થાયછે તેમ આ ઘી પીવાથી નેત્ર અતિ નિર્મલ થાયછે.

### વાસકાદિ ક્વાથ.

### वासकादिक्काथः ।

वासाविश्वामृतादार्वीरिक्तचन्दनचित्रकैः । भूनिम्बनिम्बकटुकापटोलत्रिफलाम्बुदैः ॥ निशाकलिङ्गकुटजैः क्काथः सर्वाक्षिरोगहा । वैस्वर्यं पीनसं श्वासं कासं नाशयति ध्रुवम् ॥

इति नेत्ररोगाधिकारः ॥

અરડૂસો, સુંઠ, ગળો, દારૂહળદર, રતાંજલિ, ચિત્રક, કરીયાતું, લીંબડો, કડુ, કડવાં પરવળ, હરડે, બેહેડાં, આમળાં, મોથ, હળદર, પીપળ અને ઈંદ્રજવ એઓનો ક્વાથ કરીને પીવામાં આવે તો નેત્રનાં સઘળાં દરદો, સ્વરભંગ, સળીખમ, શ્વાસ અને ઉધરસ એઓનો અવશ્ય નાશ થાયછે.

નેત્રના રોગોનો અધિકાર સંપૂર્ણ.

---

## કાનના રોગોનો અધિકાર.

### કાનના રોગોનાં નામો તથા સંખ્યા.

### अथ कर्णरोगाधिकारः ।

### तत्र कर्णरोगाणां नामानि संख्यां चाह ।

कर्णशूलः कर्णनादो बाधिर्यं क्ष्वेड एव च । कर्णस्रावः कर्णकण्डूः कर्णगूथस्तथैव च ॥ प्रतिनाहो जन्तुकर्णो विद्रधिर्द्विविधस्तथा । कर्णपाकः पूतिकर्णस्तथैवार्शश्चतुर्विधः ॥ तथार्बुदं सप्तविधं शोफश्चापि चतुर्विधः । एते कर्णगता रोगा अष्टाविंशतिरीरिताः ॥

કર્ણશૂલ, કર્ણનાદ, બાધિર્ય, ક્ષ્વેડ, કર્ણસ્રાવ, કર્ણકંડૂ, કર્ણગૂથ, પ્રતિનાહ, કૃમિકર્ણ, ક્ષતથી કે અભિઘાતથી થએલો વિદ્રધિ, દોષથી થએલો વિદ્રધિ, કર્ણપાક, પૂતિકર્ણ, ચાર પ્રકારના સોજા, ચાર પ્રકારના અરશ અને સાત પ્રકારના અર્બુદ એ રીતે કાનના અઠયાવીશ રોગ છે.

### કર્ણશૂલનું સંપ્રાપ્તિપૂર્વક લક્ષણ.

### तेषु कर्णशूलस्य सम्प्राप्तिपूर्वकं लक्षणमाह ।

समीरणः श्रोत्रगतोऽन्यथा चरन् समन्ततः शूलमतीव कर्णयोः । करोति दोषैश्च यथास्वमावृतः स कर्णशूलः कथितो दुराचरः ॥

अन्यथाचरन् समन्ततः प्रतिलोमं चरन् । दोषैः पित्तकफरक्तैः । रक्तस्यापि रुजादिकर्तृत्वेन दोषसाम्यात् दोषत्वमत्र । यथास्वं आत्मीयनिदानकुपितैः अथ वा यथास्वमिति शूलविशेषणं । दुराचरः दुरुपचारः ।

કાનમાં ચારેકોર અવળી રીતે ફરતો અને પોતપોતાનાં નિદાનોથી પ્રકોપ પામેલા પિત્ત, કફ અને રૂધિર એ દોષોથી વીંટાએલો વાયુ કાનમાં તે તે દોષનાં સંબંધવાળાં શૂળને અત્યંત ઉત્પન્ન કરેછે એ કર્ણશૂલ કેહેવાયછે. આ કર્ણશૂલ કૃચ્છ્રસાધ્ય છે.

રૂધિર પણ વેદના આદિને ઉત્પન્ન

કરનાર હોવાથી દોષો જેવુંજ છે માટે તેને પણ અહીં દોષોની પંક્તિમાં ગણ્યું છે.

### મૂર્ચ્છા આદિ ઉપદ્રવોના યોગથી કર્ણશૂલનું અસાધ્યપણું.

### मूर्च्छाद्युपद्रवयोगोत्कर्णशूलस्यासाध्यतां चाह ।

मूर्च्छा दाहो ज्वरः कासः श्वासोऽथ वमथुस्तथा । उपद्रवाः कर्णशूले भवन्त्येते मरिष्यतः ॥

કર્ણશૂલમાં જો મૂર્ચ્છા, દાહ, જ્વર, ઉધરસ, શ્વાસ અને વમન એ ઉપદ્રવો થયા હોય તો એ રોગીને મરવાના ચિન્હરૂપ છે.

### કર્ણનાદનું લક્ષણ.

### कर्णनादस्य लक्षणमाह ।

कर्णस्रोतः स्थिते वाते शृणोति विविधान्स्वनान् । भेरीमृदङ्गशङ्खानां कर्णनादः स उच्यते ॥

भेरीमृदङ्गशङ्खादीनामित्युपलक्षणम् । तेन भृङ्गादिकृतशब्दानां ग्रहणम् ।

કોપ પામેલો વાયુ કાનની શબ્દવાહિની નાડીમાં રહેવાથી ભેરી, મૃદંગ, શંખઅને ભ્રમર ઇત્યાદિકના જેવા વિવિધ પ્રકારના શબ્દો સાંભળવામાં આવેછે એ કર્ણનાદ કહેવાયછે.

### બાધિર્યનું લક્ષણ.

### बाधिर्यमाह ।

यदा शब्दवहो वायुः स्रोत आवृत्य तिष्ठति । शुद्धिः श्लेष्मान्वितो वापि बाधिर्यं तेन जायते ॥



### असाध्यबाधिर्यमाह ।

बाधिर्यं बालवृद्धोत्थं चिरोत्थं च विवर्जयेत् ॥

કફથી સંયુક્ત અથવા કેવળ વાયુ કાનની શબ્દવાહિની નાડીને વીંટાઇને રહે તો તેથી બેહેરાપણું થાયછે. એ બાધિર્ય કહેવાયછે.

બાલકને થએલું, વૃદ્ધને થએલું અને લાંબા કાળથી થએલું બેહેરાપણું અસાધ્ય છે માટે વૈદ્યે તેની ચિકિત્સા કરવી નહિ.

### ક્ષ્વેડનું લક્ષણ.

### क्ष्वेडमाह ।

वायुः पित्तादिभिर्युक्तो वेणुघोषसमं स्वनम् । करोति कर्णयोः क्ष्वेडं कर्णक्ष्वेडः स उच्यते ॥

क्ष्वेडशब्दार्थं व्यनक्ति । वेणुघोषसमं स्वनमिति । यत उक्तम् । क्ष्वेडनं वेणुघोषवत् इति । ननु कर्णनादकर्णक्ष्वेडयोः को भेदः । उच्यते । कर्णनादः केवलेन वातेन जायते । तत्र नानाशब्दांश्च शृणोति । कर्णक्ष्वेडस्तु पित्तादियुक्तेन वातेन जन्यते । तत्र नियमेन वेणुघोषमेव शृणोतीति भेदः ॥

પિત્ત વગેરેથી સંયુક્ત થએલો વાયુ કાનમાં વાંસના અવાજ જેવા અવાજને ઉત્પન્ન કરેછે એ ક્ષ્વેડ કહેવાયછે.

**શંકા**— કર્ણનાદમાં અને ક્ષ્વેડમાં શી તફાવત છે?

**સમાધાન**— કર્ણનાદ કેવળ વાયુથી થાયછે અને તેમાં ભેરી વગેરેના જેવા અનેક શબ્દો થાયછે અને ક્ષ્વેડ તો પિત્ત વગેરેથી સંયુક્ત થએલા વાયુથી થાયછે

અને તેમાં એકલો વાંસના અવાજ જેવો અવાજજ થાયછે એ તફાવત છે.

### કર્ણસ્રાવનું લક્ષણ.

### कर्णस्रावमाह ।

शिरोऽभिघातादथ वा निमज्जतो जले प्रपाकादथ वापि विद्रधेः । स्रवेद्धि पूयं श्रवणोऽनिलार्दितः स कर्णसंस्राव इति प्रकीर्तितः ॥

पूय इत्युपलक्षणम् । जलं रसं च स्रवेत् । श्रवणशब्दो पुंलिङ्गोऽप्यस्ति ॥

માથાને અભિઘાત થવાથી અથવા પાણીમાં ડુબવાથી અથવા પાકવાથી અથવા વિદ્રધિથી પવન વતે પીડાએલો કાન પરૂનો સ્રાવ કરે અથવા જળનો કે રસનો સ્રાવ કરે એ કર્ણસ્રાવ કેહેવાયછે.

### કર્ણકંડૂનું લક્ષણ.

### कर्णकण्डूमाह ।

मारुतः कफसंयुक्तः कर्णे कण्डूं करोति हि ॥

કફથી સંયુક્ત થયેલો વાયુ કાનમાં ચળને ઉત્પન્ન કરેછે એ કર્ણકંડૂ કેહેવાયછે.

### કર્ણગૂથનું લક્ષણ.

### कर्णगूथमाह ।

पित्तोष्मशोषितः श्लेष्मा कुरुते कर्णगूथकम् ॥

कर्णे गूथयते यस्मात् स कर्णगूथो व्याधिः ॥

પિત્તથી તથા ગરમીથી સુકાએલો કફ કાનમાં મેલને ઉત્પન્ન કરેછે એ કર્ણગૂથ કેહેવાયછે.

કાનને વિષ્ઠાવાળા જેવો કરેછે માટે આ રોગનું 'કર્ણગૂથ' નામ રાખવામાં આવ્યું છે. 'ગૂથ' વિષ્ઠાનું નામ છે.

### પ્રતિનાહનું લક્ષણ.

### प्रतिनाहमाह ।

स कर्णगूथो द्रवतां यदा गतो विलायितो घ्राणमुखं प्रपद्यते । तदा स कर्णप्रतिनाहसंज्ञितो भवेद्विकारः शिरसोऽर्धभेदकृत् ॥

घ्राणं च मुखं च घ्राणमुखम् । एकत्वं द्वन्द्वे । शिरसोऽर्धभेदकृत् अर्धावभेदकाख्यशिरोरोगकृत् ॥

કાનનો મેલ પીગળી દ્રવરૂપ થઇને નાકમાં અને મોહોડામાં આવેછે એ પ્રતિનાહ કેહેવાયછે. પ્રતિનાહથી 'અર્દ્ધાવભેદક' નામનો માથાનો રોગ (આધાશીશી) થાયછે.

### કૃમિકર્ણકનું લક્ષણ.

### कृमिकर्णमाह ।

यदा तु मूर्च्छन्त्यथवा तु जन्तवः सृजन्त्यपत्यान्यथवापि मक्षिकाः । तदञ्जनत्वाच्छ्रवणो निरुच्यते भिषग्भिराद्यैः कृमिकर्णको गदः ॥

तदञ्जनत्वात् कृमिलक्षणत्वात् । श्रवणे क्रिमिकर्णको गदो निरुच्यत इत्यन्वयः ॥

પતંગીયા વગેરે જીવડાઓ કાનમાં વ્યામ થાયછે અથવા માંખીઓ કાનમાં પોતાના બચ્ચાં મુકેછે ત્યારે કાનની અંદર કીડાઓનાં ચિન્હો દેખાયછે એ રોગ કૃમિકર્ણક કેહેવાયછે.

### પતંગીઆ વગેરે કાનમાં પેસતાં શું શું ચિન્હો થાયછે?

### पतङ्गादिषु कर्णप्रविष्टेषु लक्षणमाह ।

पतङ्गाः शतपद्यश्च कर्णश्रोत्रं प्रविश्य हि । अरतिं व्याकुलत्वं च भृशं कुर्वन्ति वेदनाम् ॥ कर्णो निस्तुद्यते तत्र तथा फरफरायते । कीटे चलति रुक् तीव्रा निस्पन्दे मन्दवेदना ॥

निस्पन्दः निश्चलः ॥

પતંગીયા વગેરે અથવા કાનખજુરા વગેરે કાનમાં પ્રવેશ કરીને અણગમાને, વ્યાકુલપણાને અને અત્યંત વેદનાને ઉત્પન્ન કરેછે. આ રોગમાં કાન વ્યથા પામ્યા કરેછે, ફરફર થયા કરેછે, કીડો ચલાયમાન થતો હોય ત્યારે તીવ્ર વેદના થાયછે અને સ્થિર રહે ત્યારે વેદના ઓછી પડેછે.

### બન્ને પ્રકારના કર્ણવિદ્રધિઓનું લક્ષણ.

### द्विविधं कर्णविद्रधिमाह ।

क्षताभिघातप्रभवस्तु विद्रधिर्भवेत्तथा दोषकृतो परः पुनः । स रक्तपीतारुणमस्रमास्रवेत्प्रतोदधूमायनदाहचोषवान् ॥

क्षतप्रभवोऽभिघातप्रभवश्च तयोर्द्वयोरप्यागन्तुजत्वादैक्यम् । अस्रं आस्रावमित्यर्थः ॥

કાનમાં વિદ્રધિ ક્ષતથી કે અભિઘાતથી થયો હોય અથવા દોષથી થયો હોય તો કાનમાંથી રાતો, પીળો સ્રાવ નીકળે છે અને વ્યથા, ધુમાડા નીકળવા જેવું, બળતરા તથા અગ્નિના સમીપથી થતા તાપ જેવું થાયછે એ કર્ણવિદ્રધિ કહેવાયછે.

વિદ્રધિ ક્ષતથી થયો હોય કે અભિઘાતથી થયો હોય તો પણ આગંતુકજ છે માટે તેને એક ગણવામાં આવ્યો છે.

### કર્ણપાકનું લક્ષણ.

### कर्णपाकमाह ।

कर्णपाकस्तु पित्तेन कोथविक्लेदकृद्भवेत् ॥

कोथः पूतिभावः । विक्लेद आर्द्रता ॥

પિત્તના પ્રકોપથી કાનમાં સડેલાપણું, દુર્ગંધપણું તથા કચકચતાપણું થાયછે એ કર્ણપાક કહેવાયછે.

### પૂતિકર્ણનું લક્ષણ.

### पूतिकर्णमाह ।

कर्णविद्रधिपाकेन कर्णे वा वारिपूरणात् । पूयं स्रवति यः पूति स ज्ञेयः पूतिकर्णकः ॥

कर्णस्रावाद्भेदार्थमाह । पूतीति नियमेन पूतिर्यथा स्यादेवं स्रवति ॥

કાનનો વિદ્રધિ પાકવાથી અથવા કાનમાં પાણી ભરાવાથી દુર્ગંધરૂપ સ્રવેછે એ પૂતિકર્ણ કહેવાયછે.

આ રોગમાં નિયમપૂર્વક દુર્ગંધવાળો સ્રાવજ થાયછે એટલી કર્ણસ્રાવથી તફાવત છે.

### કાનના સોજા, અર્બુદ અને અરશ એઓનાં લક્ષણો.

### कर्णगतानां शोथार्बुदार्शसां लक्षणान्याह ।

कर्णशोथार्बुदार्शांसि जानीयादुक्त-

लक्षणैः । कर्णशोथाश्च चत्वारो वातपित्तकफास्रजाः ॥

एवमर्शोऽपि चतुर्विधम् । अन्येषां शोथानामर्शसां चासम्भवः । आधाराप्रभावात् । अर्बुदं सप्तविधं वातपित्तकफरक्तमांसमेदःशिराजम् । एते कर्णरोगा अष्टाविंशतिः सुश्रुतोक्ताः ॥

વાયુથી થએલો સોજો, પિત્તથી થએલો સોજો, કફથી થએલો સોજો અને રૂધિરથી થએલો સોજો એ રીતે કાનના ચાર પ્રકારના સોજા થાયછે. તેઓનાં લક્ષણો સોજાના અધિકારમાં કહ્યા પ્રમાણે સમજી લેવાં.

વાયુથી થએલો અરશ, પિત્તથી થએલો અરશ, કફથી થએલો અરશ અને રૂધિરથી થએલો અરશ એ રીતે કાનના અરશ ચાર પ્રકારના થાયછે. તેઓનાં લક્ષણો અરશના અધિકારમાં કહ્યા પ્રમાણે સમજી લેવાં. કાનમાં એ ચાર પ્રકારનાજ અરશો થાયછે પણ અન્ય પ્રકારના અરશો થતા નથી. એ સ્થાનકનોજ પ્રભાવ છે.

વાયુથી થએલો અર્બુદ, પિત્તથી થએલો અર્બુદ, કફથી થએલો અર્બુદ, રૂધિરથી થએલો અર્બુદ, માંસથી થએલો અર્બુદ, મેદથી થએલો અર્બુદ અને શિરાથી થએલો અર્બુદ એ રીતે કાનના સાત પ્રકારના અર્બુદો થાયછે. તેઓનાં લક્ષણો અર્બુદના અધિકારમાં કહ્યા પ્રમાણે સમજી લેવાં.

સુશ્રુતે કહેલા કાનના અઠ્યાવીશ રોગોનાં લક્ષણો કહેવામાં આવ્યાં.

## ચરકે કાનના ચાર રોગ કહ્યા છે તેવિષે.

## इदानीं चरकोक्तं कर्णरोगचतुष्टयम् ।

वातपित्तकफसन्निपातकृतमाह ॥

વાયુએ કરેલો, પિત્તે કરેલો, કફે કરેલો અને સન્નિપાતે ( એ ત્રણે દોષોએ ) કરેલો એ રીતે કાનના ચાર રોગ છે.

## વાયુથી થએલા કાનના રોગનું લક્ષણ.

### तत्र वातजमाह ।

नादोऽतिरुक् कर्णतले तु शोथः स्रावस्तनुश्चाश्रवणं च वातात् ।

કાનમાં નાદ થતો હોય, અતિવેદના થતી હોય, સોજો થયો હોય, પાતળો સ્રાવ નીકળતો હોય અને સંભળાતું ન હોય તો વાયુથી થએલો કાનનો રોગ છે એમ જાણવું.

## પિત્તથી થએલા કાનના રોગનું લક્ષણ.

### पित्तजमाह ।

शोथः सरागो दरणं विदाहः सपूतिपीतस्रवणं च पित्तात् ।

રતાશવાળો સોજો થયો હોય, કાન ફાટ્યો હોય, બળતરા થતી હોય અને દુર્ગંધવાળો પીળો સ્રાવ થતો હોય તો પિત્તથી થએલો કાનનો રોગ જાણવો.

### કફથી થએલા કાનના રોગનું લક્ષણ.

#### कफजमाह ।

वैश्रुत्यकण्डूस्थिरशोथशुक्लः स्निग्धः स्रुतिः स्वल्परुजः कफाच्च ॥

वैश्रुत्यं अन्यथा श्रवणम् ॥

વિપરીત સંભળાતું હોય, ચળ આવતી હોય, સોજો સ્થિર હોય, ધોળો તથા સ્નિગ્ધ સ્રાવ થતો હોય અને વેદના થોડી હોય તો કફથી થએલો કાનનો રોગ છે એમ જાણવું.

### સન્નિપાતથી થએલા કાનના રોગનું લક્ષણ.

#### सन्निपातजमाह ।

सर्वाणि रूपाणि च सन्निपातात् स्रावश्च तत्राधिकदोषवर्णः ॥

कर्णपाल्याः कर्णावयवत्वात्तद्विकारमप्यत्रैवाह ॥

ઉપર કહેલાં સઘળા દોષોનાં ચિન્હો દેખાતાં હોય અને તેમાં જે દોષ અધિક હોય તેના વર્ણવાળો સ્રાવ થતો હોય તો સન્નિપાતથી થએલો કાનનો રોગ છે એમ જાણવું.

### કાનની પાળ પણ કાનનોજ અવયવ હોવાથી તે સ્થલના વિકારોને પણ આ અધિકારમાં યોગ્ય જાણી લખીએ છીએ.

### પરિપોટકનું નિદાનસહિત લક્ષણ.

#### तत्र सनिदानं परिपोटकलक्षणमाह ।

सौकुमार्याच्चिरोत्सृष्टे सहसैवातिवर्धिते । कर्णे शोथो भवेत्पाल्यां सरुजः परिपोटवान् ॥ कृष्णारुणनिभस्तब्धः स वातात्परिपोटकः ॥

परिपोटवान् मनाक् विदारणवान् ॥

સુકુમારપણાનેલીધે જેમાં લાંબા કાળસુધી કાંઈ ઘરેણું વગેરે ઘાલવું છોડી દીધું હોય તે કાનને સહસાજ અત્યંત વધારવા માંડતાં પાળમાં વેદનાવાળો, જરાક ફાટેલો, કાળાશ મિશ્રિત રતાશવાળો અને સ્તબ્ધપણાવાળો જે સોજો થાયછે તે પરિપોટક કહેવાયછે. આ રોગ વાયુથી થાયછે.

### ઉત્પાતનું લક્ષણ.

#### उत्पातमाह ।

गुर्वाभरणसंयोगात् ताडनात् घर्षणादपि । शोथः पाल्यां भवेत् श्यावो दाहपाकरुजान्वितः । रक्तो वा रक्तपित्ताभ्यामुत्पातः सगदः स्मृतः ॥

ભારે ઘરેણું પેહેરવાથી, અથવા પ્રહાર વાગવાથી અથવા ઘસાવાથી કાનની પાળમાં કાળાશવાળો અથવા રતાશવાળો, બળતરાવાળો, પાકવાળો અને વેદનાવાળો જે સોજો થાયછે તે ઉત્પાત કહેવાયછે. આ રોગ રૂધિર અને પિત્ત એ બન્નેના પ્રકોપથી થાયછે.

### ઉન્મંથકનું લક્ષણ.

#### उन्मन्थकमाह ।

कर्णं बलाद्वर्धयतः पाल्यां वायुः मकुप्यति । कफं संगृह्य कुरुते शोथं स्तब्धमवेदनम् । उन्मन्थकः सकण्डूको विकारः कफवातजः ॥

अवेदनम् ईषद्वेदनम् ॥

लक्षणैः । कर्णशोथाश्च चत्वारो वातपित्तकफास्रजाः ॥

एवमर्शोऽपि चतुर्विधम् । अन्येषां शोथानामर्शसां चासम्भवः । आधारप्रभावात् । अर्बुदं सप्तविधं वातपित्तकफरक्तमांसमेदःशिराजम् । एते कर्णरोगा अष्टाविंशतिः सुश्रुतोक्ताः ॥

વાયુથી થએલો સોજો, પિત્તથી થએલો સોજો, કફથી થએલો સોજો અને રૂધિરથી થએલો સોજો એ રીતે કાનના ચાર પ્રકારના સોજા થાયછે. તેઓનાં લક્ષણો સોજાના અધિકારમાં કહ્યા પ્રમાણે સમજી લેવાં.

વાયુથી થએલો અરશ, પિત્તથી થએલો અરશ, કફથી થએલો અરશ અને રૂધિરથી થએલો અરશ એ રીતે કાનના અરશ ચાર પ્રકારના થાયછે. તેઓનાં લક્ષણો અરશના અધિકારમાં કહ્યા પ્રમાણે સમજી લેવાં. કાનમાં એ ચાર પ્રકારનાજ અરશો થાયછે પણ અન્ય પ્રકારના અરશો થતા નથી. એ સ્થાનકનોજ પ્રભાવ છે.

વાયુથી થએલો અર્બુદ, પિત્તથી થએલો અર્બુદ, કફથી થએલો અર્બુદ, રૂધિરથી થએલો અર્બુદ, માંસથી થએલો અર્બુદ, મેદથી થએલો અર્બુદ અને શિરાથી થએલો અર્બુદ એ રીતે કાનના સાત પ્રકારના અર્બુદો થાયછે. તેઓનાં લક્ષણો અર્બુદના અધિકારમાં કહ્યા પ્રમાણે સમજી લેવાં.

સુશ્રુતે કહેલા કાનના અઠ્યાવીશ રોગોનાં લક્ષણો કહેવામાં આવ્યાં.

## ચરકે કાનના ચાર રોગ કહ્યા છે તેવિષે.

## इदानीं चरकोक्तं कर्णरोगचतुष्टयम् ।

वातपित्तकफसन्निपातकृतमाह ॥

વાયુએ કરેલો, પિત્તે કરેલો, કફે કરેલો અને સન્નિપાતે ( એ ત્રણે દોષોએ ) કરેલો એ રીતે કાનના ચાર રોગ છે.

## વાયુથી થએલા કાનના રોગનું લક્ષણ.

### तत्र वातजमाह ।

नादोऽतिरुक् कर्णतले तु शोथः स्रावस्तनुश्चाश्रवणं च वातात् ।

કાનમાં નાદ થતો હોય, અતિવેદના થતી હોય, સોજો થયો હોય, પાતળો સ્રાવ નીકળતો હોય અને સંભળાતું ન હોય તો વાયુથી થએલો કાનનો રોગ છે એમ જાણવું.

## પિત્તથી થએલા કાનના રોગનું લક્ષણ.

### पित्तजमाह ।

शोथः सरागो दरणं विदाहः सपूतिपीतस्रवणं च पित्तात् ।

રતાશવાળો સોજો થયો હોય, કાન ફાટયો હોય, બળતરા થતી હોય અને દુર્ગંધવાળો પીળો સ્રાવ થતો હોય તો પિત્તથી થએલો કાનનો રોગ જાણવો.

કફથી થએલા કાનના રોગનું લક્ષણ.

**कफजमाह ।**

वैश्रुत्यकण्डूस्थिरशोथशुक्लः स्निग्धः स्रुतिः स्वल्परुजः कफाच्च ॥

वैश्रुत्यं अन्यथा श्रवणम् ॥

વિપરીત સંભળાતું હોય, ચળ આવતી હોય, સોજો સ્થિર હોય, ધોળો તથા સ્નિગ્ધ સ્રાવ થતો હોય અને વેદના થોડી હોય તો કફથી થએલો કાનનો રોગ છે એમ જાણવું.

સન્નિપાતથી થએલા કાનના રોગનું લક્ષણ.

**सन्निपातजमाह ।**

सर्वाणि रूपाणि च सन्निपातात् स्रावश्च तत्राधिकदोषवर्णः ॥

कर्णपाल्याः कर्णावयवत्वात्तद्विकारमप्यत्रैवाह ॥

ઉપર કહેલાં સઘળા દોષોનાં ચિન્હો દેખાતાં હોય અને તેમાં જે દોષ અધિક હોય તેના વર્ણવાળો સ્રાવ થતો હોય તો સન્નિપાતથી થએલો કાનનો રોગ છે એમ જાણવું.

કાનની પાળ પણ કાનનોજ અવયવ હોવાથી તે સ્થલના વિકારોને પણ આ અધિકારમાં યોગ્ય જાણી લખીએ છીએ.

પરિપોટકનું નિદાનસહિત લક્ષણ.

**तत्र सनिदानं परिपोटकलक्षणमाह ।**

सौकुमार्याच्चिरोत्सृष्टे सहसैवातिवर्धिते । कर्णे शोथो भवेत्पाल्यां सरुजः परिपोटवान् ॥ कृष्णारुणनिभस्तब्धः स वातात्परिपोटकः ॥

परिपोटवान् मनाक् विदारणवान् ॥

સુકુમારપણાનેલીધે જેમાં લાંબા કાળસુધી કાંઈ ઘરેણાં વગેરે ઘાલવું છોડી દીધું હોય તે કાનને સહસાજ અત્યંત વધારવા માંડતાં પાળમાં વેદનાવાળો, જરાક ફાટેલો, કાળાશ મિશ્રિત રતાશવાળો અને સ્તબ્ધપણાવાળો જે સોજો થાયછે તે પરિપોટક કેહેવાયછે. આ રોગ વાયુથી થાયછે.

ઉત્પાતનું લક્ષણ.

**उत्पातमाह ।**

गुर्वाभरणसंयोगात् ताडनात् घर्षणादपि । शोथः पाल्यां भवेत् श्यावो दाहपाकरुजान्वितः । रक्तो वा रक्तपित्ताभ्यामुत्पातः सगदः स्मृतः ॥

ભારે ઘરેણું પેહેરવાથી, અથવા પ્રહાર વાગવાથી અથવા ઘસાવાથી કાનની પાળમાં કાળાશવાળો અથવા રતાશવાળો, બળતરાવાળો, પાકવાળો અને વેદનાવાળો જે સોજો થાયછે તે ઉત્પાત કેહેવાયછે. આ રોગ રૂધિર અને પિત્ત એ બન્નેના પ્રકોપથી થાયછે.

ઉન્મંથકનું લક્ષણ.

**उन्मन्थकमाह ।**

कर्णं बलाद्वर्धयतः पाल्यां वायुः प्रकुप्यति । कफं संगृह्य कुरुते शोथं स्तब्धमवेदनम् । उन्मन्थकः सकण्डूको विकारः कफवातजः ॥

अवेदनम् ईषद्वेदनम् ॥

કાનને બલાત્કારથી વધારવા જતાં પાળમાં વાયુનો પ્રકોપ થાયછે અને તે વાયુ કફને સહાય લઇને સ્તબ્ધપણાવાળા, થોડી વેદનાવાળા અને ચળવાળા સોજાને ઉત્પન્ન કરેછે, એ રોગ ઉન્મંથક કહેવાયછે. આ રોગ કફ અને વાયુ એ બન્નેના પ્રકોપથી થાયછે.

## દુઃખવર્દ્ધનનું લક્ષણ.

## दुःखवर्धनमाह ।

संवर्धमाने दुर्विद्धे कण्डूदाहरुजान्वितः । शोथो भवति पाकश्च त्रिदोषो दुःखवर्धनः ॥

संवर्धमाने दुर्विद्धे । कर्णे इति शेषः ।

અયોગ્ય પ્રકારથી વીંધાએલો કાન વધવા માંડતાં ચળવાળો, બળતરાવાળો, અને વેદનાવાળો સોજો થાયછે તથા પાક પણ થાયછે એ રોગ દુઃખવર્દ્ધન કહેવાયછે. આ રોગ ત્રણે દોષોથી થાયછે.

## પરિલેહિનું લક્ષણ.

## परिलेहिनमाह ।

कफासृक्कृमयः क्रुद्धाः सर्षपाभा विसारिणः । कुर्वन्ति पिडिकाः पाल्यां कण्डूदाहसमन्विताः ॥ कफासृक्कृमिसम्भूतः स विसर्पन्नितस्ततः । लिह्यात्स शष्कुलीं पालीं परिलेही च स स्मृतः ॥

सपिडिकात्मकः परिलेहिसंज्ञो गदः । लिह्यात् निर्मांसीकुर्यात् ॥

કફ, રૂધિર અને કૃમિઓ એઓ પ્રકોપ પામીને પાળમાં ફેલાતી, ચળવાળી અને બળતરાવાળી સર્ષપ જેવી ફોડલીઓને ઉત્પન્ન કરેછે. આ રોગ ચારે કોર ફેલાતો ફેલાતો કાનના છિદ્રને તથા પાળને માંસરહિત કરી નાંખેછે. કફ, રૂધિર અને કૃમિઓ એઓના પ્રકોપથી થએલો આ રોગ પરિલેહી કહેવાયછે.

## કાનના રોગોની ચિકિત્સા.

## कर्णरोगचिकित्सा ।

कर्णशूले कर्णनादे बाधिर्ये क्ष्वेड एव च । चतुर्ष्वपि च रोगेषु सामान्यं भेषजं स्मृतम् ॥ शृङ्गवेरं सहमधु सैन्धवं तैलमेव च । कदुष्णं कर्णयोर्धार्यमेतत्स्याद्वेदनापहम् ॥ लशुनार्द्रकशिग्रूणां वारुण्या मूलकस्य च । कदल्या स्वरसः श्रेष्ठः कदुष्णः कर्णपूरणे ॥

वारुणी वरुणः ॥

अर्काङ्कुरानम्लपिष्टान् सतैललवणान्वितान् । संनिदध्यात्सुधाकाण्डे कोरिते मृत्स्नयावृते ॥ पुटपाकक्रमात् स्विन्नं पीडयेदारसागमात् । सुखोष्णं तद्रसं कर्णे प्रक्षिपेच्छूलशान्तये ॥ अर्कस्य पत्रं परिणामपीतमाज्येन लिप्तं शिखियोगतप्तम् । आपीड्य तस्याम्बु सुखोष्णमेव कर्णे निषिक्तं हरते हि शूलम् ॥ तीव्रशूलातुरे कर्णे सशब्दे क्लेदवाहिनि । छागमूत्रं प्रशंसन्ति कोष्णं सैन्धवसंयुतम् ॥ तैलं श्वेतार्कमूलेन मन्देऽग्नौ विधिना कृतम् । हरेदाशु त्रिदोषोत्थं कर्णशूलं प्रपूरणात् ॥ हिङ्गुसैन्धवशुण्ठीभिस्तैलं सर्षपसम्भवम् । विपक्वं हरतेऽवश्यं कर्णशूलं प्रपूरणात् ॥ कर्णशूले कर्णनादे बाधिर्ये क्ष्वेड एव च । पूरणं कटुतैलेन हितं वातघ्नमौषधम् ॥ शिखरिक्षारजवारिणि तत्कृतकल्केन साधितं तैलम् ।

अपहरति कर्णनादं बाधिर्यं चापि पूरणतः ॥

शिखरी अपामार्गः ॥

गवां मूत्रेण बिल्वानि पिष्ट्वा तैलं विपाचयेत् । सजलं च सदुग्धं च तद्बाधिर्यहरं परम् ॥

इति बिल्वतैलम् ॥

कर्णस्रावे पूतिकर्णे तथैव कृमिकर्णके । सामान्यं कर्म कुर्वीत योगान्वैशेषिकानपि ॥ स्वर्जिकाचूर्णसंयुक्तं बीजपूररसं क्षिपेत् । कर्णस्रावरुजो दाहास्ते नश्यन्ति न संशयः ॥ आम्रजम्बूप्रवालानि मधूकस्य वटस्य च । एभिस्तु साधितं तैलं पूतिकर्णगदं हरेत् ॥ जातीपत्ररसैस्तैलं विपक्वं पूतिकर्णजित् । पिष्टं रसाञ्जनं नार्याः क्षीरेण क्षौद्रसंयुतम् ॥ प्रशस्यते चिरोत्थे तत् स्रावके पूतिकर्णके । कुष्ठहिङ्गुवचादारुशताह्वाविश्वसैन्धवैः ॥ पूतिकर्णापहं तैलं बस्तमूत्रेण साधितम् ॥

कुष्ठादि तैलम् ॥

शम्बूकस्य तु मांसेन कटु तैलं विपाचयेत् । तस्य पूरणमात्रेण कर्णनाडी प्रशाम्यति ॥ चूर्णेन गन्धकशिलारजनीभवेन मुष्ट्यंशकेन कटुतैलपलाष्टकं तु । धत्तूरपत्ररसतुल्यमिदं विपक्वं नाडीं जयेच्चिरभवामपि कर्णजाताम् ॥

मुष्टिः पलम् ॥

कृमिकर्णविनाशाय क्रिमिघ्नीं कारयेत् क्रियाम् । वार्ताकधूमश्च हितः सार्षपस्नेह एव च ॥ पूरणं हरितालेन गव्यमूत्रयुतेन च । धूपने कर्णदौर्गन्ध्ये गुग्गुलुः श्रेष्ठ उच्यते ॥ चिकित्सां कर्णशोथानां तथा कर्णार्शसामपि । कर्णार्बुदानां कुर्वीत शोथार्शोर्बुदवद्भिषक् ॥

કર્ણશૂલ, કર્ણનાદ, બાધિર્ય અને ક્ષ્વેડ એ ચારે રોગોઉપર ઔષધ એક સરખુંજ કરવાનું કહ્યુંછે.

સુંઠ, મધ અને સૈંધવ એઓનો કલ્ક નાંખીને તેલને ઉકાળવું. એ તેલ સેહેવાય તેવું ઊનું કાનમાં નાંખવામાં આવે તો તેથી કાનની વેદના મટી જાયછે.

લસણ, આદું, સરગવો, વાયવરણાં, મૂળા અને કેળ એઓનો યોગ્ય રીતે સ્વરસ કરી સેહેવાય તેવો ઉનો કાનમાં નાંખવામાં આવે તો તેથી કાનની વેદના મટી જાયછે.

આકડાના અંકુરોને ખાટા રસમાં વાટી તેમાં તેલ તથા સૈંધવ મિશ્રિત કરીને તે પછી મધ્યમાં કોરેલી થોરની જાડી ડાંખળીમાં તેઓને ભરવાં. પછી કપડમટી કરી પુટપાકની રીતે તેને પકાવીને જ્યાંસુધી રસ નીકળ્યા કરે ત્યાંસુધી તે ડાંખળીને નીચોવી લેવી. એ રસ સેહેવાય તેવો ઉનો કાનમાં નાંખવામાં આવે તો તેથી શૂળની શાંતિ થાયછે.

પાકવાથી પીળા થએલા આકડાનાં પાંનડાંને ઘી ચોપડી અગ્નિથી તપાવી તેના રસને નીચોવી લઈ એ રસ સેહેવાય તેવો ઉનો કાનમાં નાંખવામાં આવે તો કાનનું શૂળ મટી જાયછે.

કાનમાં તીવ્ર શૂળ નીકળતું હોય, અવાજ થયા કરતો હોય અને સ્રાવ નીકળ્યા કરતો હોય તો બકરાના મૂ-

ત્રમાં સૈંધવ નાંખીને ગરમ કરી જરા જરા ઉનું હોય ત્યારે તે મૂત્ર કાનમાં નાંખવામાં આવે તો તેથી કાનની વ્યથા મટી જાયછે.

ધોળા આકડાનાં મૂળીયાંના કલ્કથી મંદ અગ્નિમાં વિધિપૂર્વક પકાવેલું તૈલ કાનમાં નાખવામાં આવેતો તેથી કાનનું શળ ત્રણે દોષોથી થયું હોય તોપણ તુરત મટી જાયછે.

હીંગ, સૈંધવ અને સુંઠ એઓના કલ્કથી પકાવેલું સરસીયું તેલ કાનમાં નાંખવામાં આવે તો તેથી કાનનું શૂળ અવશ્ય મટી જાયછે.

કર્ણશૂળ, કર્ણનાદ, બાધિર્ય અને ક્ષ્વેડ એ ચાર રોગોમાં કાનમાં સરસીઆ તેલ નાંખવું અને વાયુને હણનારાં ઔષધો કરવાં એ હિતકારી થાયછે.

અઘેડાની ભસ્મના પાણીમાં અઘેડાનો કલ્ક નાંખીને પકાવેલું તૈલ કાનમાં નાંખવામાં આવે તો તેથી કર્ણનાદ અને બેહેરાપણું મટી જાયછે.

બીલીનાં ફળોને ગાયના મૂત્રમાં વાટી તે કલ્ક નાંખીને પાણીમાં તથા દુધમાં પકાવેલું તૈલ કાનમાં નાંખવામાં આવે તો તેથી બેહેરાપણું અવશ્ય મટી જાયછે. આ તૈલ 'બિલ્વતૈલ' એ નામથી ઓળખાય છે.

કર્ણસ્રાવ, પૂતિકર્ણ અને કૃમિકર્ણ એ રોગોમાં ઉપર કહેલી સામાન્ય ક્રિયાઓ પણ કરવી અને નીચેપ્રમાણે વિશેષ ક્રિયાઓ પણ કરવી.

સાજીખારના ચૂર્ણથી સંયુક્ત બીજોરાંનો રસ કાનમાં નાંખવામાં આવે તો તેથી કાનનો સ્રાવ, પીડા અને ખળતરા મટી જાયછે એમાં કશો સંશય નથી.

આંબાનાં, જાંબુનાં, મહુડાનાં અને વડનાં કુણાં કુણાં પાંનડાંઓનો કલ્ક કરી તેથી પકાવેલું તૈલ કાનમાં નાખવામાં આવે તો પૂતિકર્ણ નામનો રોગ મટી જાયછે.

ચમેલીનાં પાનડાંઓના સ્વરસથી પકાવેલું તૈલ કાનમાં નાંખવામાં આવે તો તેથી પૂતિકર્ણ મટી જાયછે.

સ્ત્રીના ધાવણથી રસવંતીને વાટી મધથી મિશ્રિત કરીને તે રસ કાનમાં નાંખવામાં આવે તો લાંબા કાળથી થતો કાનનો સ્રાવ અને પૂતિકર્ણ મટી જાયછે.

કઠ, હીંગ, વજ, દેવદાર, સુવા, સુંઠ અને સૈંધવ એઓનો કલ્ક નાંખી બકરાના મૂત્રમાં પકાવેલું તૈલ કાનમાં નાંખવામાં આવે તો તેથી પૂતિકર્ણ મટી જાયછે. આ કુષ્ઠાદિતૈલ કેહેવાયછે.

છીપના જીવડાઓના માંસનો કલ્ક નાંખીને પકાવવામાં આવેલું સરસીયું તૈલ કાનમાં નાંખવામાં આવે તો તુરતજ કાનનું વેહેવું શાંત થઇ જાયછે.

ગંધક, મણશીલ અને હળદર એઓના ચાર તોલાંભાર ચૂર્ણનો કલ્ક નાખી બત્રીશ તોલાંભાર ધંતુરાના પાનડાઓના સ્વરસમાં બત્રીશ તોલાંભાર સરસીયું તૈલ પકાવવું. આ તૈલ કાનમાં નાંખવામાં આવે તો લાંબા કાળથી થએલું કાનનું વેહેવું પણ મટી જાયછે.

કૃમિકર્ણ નામના રોગનો નાશ કરવાને વાસ્તે કૃમિઓને હણનારી ક્રિયા કરવી.

રીંગણાંનો ધુમાડો, સરસીયું તૈલ અને ગાયના મૂત્રમાં વાટેલી હરતાલનો રસ એઓ કૃમિકર્ણ ઉપર હિતકારી થાયછે.

-કાનના દુર્ગંધપણા ઉપર ધૂપ દેવામાં ગુગળ શ્રેષ્ઠ ગણવામાં આવેછે.

વૈદ્યે કાનના સોજાઓની ચિકિત્સા સોજાઓના અધિકારમાં કહ્યાપ્રમાણે કરવી કાનના અરશોની ચિકિત્સા અરશોના અધિકારમાં કહ્યાપ્રમાણે કરવી અને કાનના અર્બુદોની ચિકિત્સા અર્બુદોના અધિકારમાં કહ્યાપ્રમાણે કરવી.

## કાનની પાળોના રોગોની ચિકિત્સા.

## अथ कर्णपालीविकाराणां चिकित्सा ।

पालीसंशोषणे कुर्याद्वातकर्णरुजः क्रियाम् । स्वेदयेद्यत्नतस्तां च स्विन्नां संवर्धयेत्तिलैः ॥ शतावरीवाजिगन्धापयस्यैरण्डबीजकैः । तैलं विपक्वं सक्षीरं पालीं संवर्धयेत् सुखम् ॥

पयस्यात्र क्षीरकाकोली ॥

### शतावरीतैलम् ।

जीवनीयस्य कल्केन तैलं दुग्धेन पाचयेत् । चिकित्स्येत्तेन तैलेन हृतास्रं परिपोटकम् ॥ शीतलेपैर्जलौकाभिरुत्पातं समुपाचरेत् । हलिनीसुरसाभ्यां च गोधाकङ्कवसान्वितम् ॥ तैलं च पक्वमभ्यङ्गादुन्मन्थं नाशयेद्ध्रुवम् । दुःखवर्धनकं सिक्त्वा जम्ब्वाम्रबिल्वपत्रजैः ॥ क्वाथैस्तैलेन सुस्निग्धं तच्चूर्णैश्चावधूलयेत् । बहुशो गोमयैस्तप्तैः स्वेदितं परिलेहितम् ॥ घनसारैः समालिम्पेदजामूत्रेण कल्कितैः ॥

कर्णरोगाधिकारः ॥

કાનની પાળ સુકાઇ જતી હોય તો વાયુથી થએલા કાનના રોગની જે ચિકિત્સા કહી છે તે કરવી, પ્રયત્નપૂર્વક એ પાળને શેક દેવો અને શેક દેવાયા પછી તલનો કલ્ક લગાવીને તેને વધારવી.

શતાવરી, આસોંદ, ક્ષીરકાકોલી અને એરડીઓ એઓના કલ્કથી દુધમાં પકાવેલું તૈલ લગાવવામાં આવે તો કાનની પાળ સહજ વૃદ્ધિ પામેછે. આ તૈલ ' શતાવરીતૈલ ' કહેવાયછે.

પરિપોટક થએલ હોય તો પ્રથમ તેમાંથી લોહી કહડાવીને પછી દુધમાં જીવનીયગણનો કલ્ક નાંખીને પકાવેલું તૈલ લગાવવું.

ઉત્પાત થએલ હોય તો શીતલ લેપોથી અને જળો મુકાવવાથી તેની ચિકિત્સા કરવી.

કલગારીનો કલ્ક, શતાવરીનો કલ્ક, ઘોની ચરબી અને કંક નામના પક્ષીની ચરબી એઓ નાંખીને પકાવેલું તૈલ ચોળવામાં આવે તો તેથી ઉન્મંથ અવશ્ય નષ્ટ થઈ જાયછે.

દુઃખવર્દ્ધનક થએલ હોય તો જાંબુનાં, આંબાનાં અને બીલીનાં પાંનડાંઓના ક્વાથોથી તેના ઉપર સેચન કરી તૈલથી સારી પેઠે સ્નિગ્ધ કરીને તેના ઉપર જાંબુ વગેરેનાં પાંનડાંઓનાં ચૂર્ણોજ ભભરાવવાં.

પરિલેહી થએલ હોય તો તપાવેલાં

છાણોનો વારંવાર શેક દઇને તે પછી બકરીના મૂત્રમાં વાટેલાં કપુરનું લેપન કરવું.

કાનના રોગોનો અધિકાર સંપૂર્ણ.

---

## નાકના રોગોનો અધિકાર.

### નાકના રોગોનાં નામો તથા સંખ્યા.

### अथ नासारोगाधिकारः ।

### तत्र नासारोगाणां नामानि संख्यां चाह ।

आर्दा च पीनसः प्रोक्तः पूतिनस्यस्ततः परम् । नासापाकोऽत्र गणितः पूयशोणितमेव च ॥ क्षवथुर्भ्रंशथुर्दीप्तिः प्रतीनाहः परिस्रवः । नासाशोपः प्रतिश्यायाः पञ्चसप्तार्बुदानि च ॥ चत्वार्यर्शांसि चत्वारः शोथाश्चत्वारि तानि च। रक्तपित्तानि नासायां चतुस्त्रिंशद्गदाः स्मृताः ॥

પીનસ, પૂતિનસ્ય, નાસાપાક, પૂયશોણિત, ક્ષવથુ, ભ્રંશથુ, દીપ્ત, પ્રતીનાહ, પ્રતિસ્રવ, નાસાશોષ, પાંચ પ્રકારના પ્રતિશ્યાય, સાત પ્રકારના અર્બુદ, ચાર પ્રકારના અરશ, ચાર પ્રકારના સોજા અને ચાર પ્રકારનાં રક્તપિત્ત એ રીતે નાકના રોગો ચોત્રીશ છે.

### પીનસનું લક્ષણ.

### तेषु पीनसस्य लक्षणमाह ।

आनह्यते शुष्यति यस्य नासा प्रक्लेदमायति तु धूप्यते च । न वेत्ति यो गन्धरसांश्च जन्तुर्जुष्टं व्यवस्येत्तमपीनसेन ॥

आनह्यते श्वासदोपितकफेन बध्यते । अवरुध्यत इति यावत् । प्रक्लेदं आर्द्रतां गच्छतीति यावत् । धूप्यते सन्ताप्यते । गन्धरसान् गन्धान् सुरभीन् असुरभींश्च न वेत्ति । नासाया आनद्धत्वं तत्र हेतुः । तथा रसान् मधुरादींश्च न वेत्ति । नासारोगारम्भकदोषेण रसनाया अपि दुष्टेः । व्यवस्येत् जानीयात् । अपीनसपीनसौ द्वावपि शब्दौ स्तः 'अवाप्योस्तं सन्नद्धादित्यादिव' इति सूत्रेण विकल्पेनाकारलोपात् ॥

### अनुक्तसंग्रहार्थमाह ।

तं चानिलश्लेष्मभवं विकारं ब्रूयात् प्रतिश्यायसमानलिङ्गम् ॥

तं विकारं पीनसं प्रतिश्यायसमानलिङ्गं वातश्लैष्मिकप्रतिश्यायतुल्यलक्षणम् ॥

શ્વાસથી સુકાઇ ગએલા કફનેલીધે નાક રોકાઈ જાય, રોકાઇ જઇને ભીનું થઇ જાય, ગરમ થઈ જાય તથા રોકાઈ જવાનેલીધે સુગંધીને કે દુર્ગંધીને પારખી શકે નહિ, તેમજ નાકના રોગને ઉત્પન્ન કરનારા દોષનેલીધે જીભ પણ દુષ્ટ (બગડેલી) થઇને મધુર આદિ રસોને જાણી શકે નહિ એ રોગ અપીનસ કેહેવાયછે.

વ્યાકરણની મર્યાદા પ્રમાણે પીનસ અને અપીનસ એ બે એક રોગનાંજ નામ છે.

### નહિ કહેલાં ચિન્હોનો સંગ્રહ.

વાયુથી તથા કફથી ઉત્પન્ન થએલા એ પીનસ રોગનાં બીજાં ચિન્હો વાયુથી તથા કફથી ઉત્પન્ન થએલા પ્રતિશ્યાય નામના રોગનાં જેવાંજ હોયછે.

## પૂતિનસ્યનું લક્ષણ.

### पूतिनस्यमाह ।

दोषैर्विदग्धैर्गलताल्लुमूले सन्दूषितो यस्य समीरणस्तु । निरेति पूतिर्मुखनासिकाभ्यां तं पूतिनस्यं प्रवदन्ति रोगम् ॥

दोषैः पित्तकफरक्तैः । अत्र रक्तस्यापि दोषत्वं दोषसाहचर्यात् । विदग्धैः दुष्टैः संदूषितः पूतिभावं नीतः । पूतिनस्यं नासायां भवो नस्यः वायुः । पूतिर्नस्यो यत्र स पूतिनस्यः ॥

ગળાના તથા તાળવાના મૂળમાં બગડેલા પિત્ત, કફ અને રૂધિર એ દોષોએ દૂષિત કરીને દુર્ગંધ કરેલો પવન મોહોડામાંથી અને નાકમાંથી નીકળે એ રોગ પૂતિનસ્ય કહેવાયછે.

દોષોની સાથે રેહેવાનેલીધે રૂધિરને પણ 'દોષ' શબ્દ આપેલો છે. પૂતિ એટલે દુર્ગંધવાળો અને નસ્ય એટલે નાકનો વાયુ એવા અર્થ ઉપરથી આ રોગને 'પૂતિનસ્ય' નામ આપેલું છે.

## નાસાપાકનું લક્ષણ.

### नासापाकमाह ।

घ्राणाश्रितं पित्तमरूंषि कुर्याद्यस्मिन् विकारे बलवांश्च पाकः । तं नासिकापाकमिति व्यवस्येद्विक्लेदकोथावपि यत्र दृष्टौ ॥

विक्लेद आर्द्रता । कोथः पूतिभावः ।

નાકમાં રહેલું પિત્ત વ્રણોને ઉત્પન્ન કરે, નાકનું પાકવું પણ અત્યંત થાય, નાકમાં આર્દ્રપણું રહે અને દુર્ગંધીપણું પણ થાય એ રોગ નાસાપાક કહેવાયછે.

## પૂયશોણિતનું લક્ષણ.

### पूयरक्तमाह ।

दोषैर्विदग्धैरथवापि जन्तोर्ललाटदेशेऽभिहतस्य तैस्तैः । नासा स्रवेत् पूयमसृग्विमिश्रं तं पूयरक्तं प्रवदन्ति रोगम् ॥

દોષોના બીગાડનેલીધે અથવા લલાટમાં તે તે પદાર્થોનો અભિઘાત થવાથી નાક લોહીવાળા પરૂને સ્રવે એ રોગ પૂયશોણિત કહેવાયછે.

## ક્ષવથુનું લક્ષણ.

### क्षवथुमाह ।

घ्राणाश्रिते मर्मणि सम्प्रदुष्टो यस्यानिलो नासिकया निरेति । कफानुयातो बहुशोऽतिशब्दस्तं रोगमाहुः क्षवथुं गदज्ञाः ॥

घ्राणाश्रिते मर्मणि शृङ्गाटके ॥

### दोषजक्षवथुमभिधाय आगन्तुजं क्षवथुमाह ।

तीक्ष्णोपयोगादतिजिघ्रतो वा भावान् कटूनर्कनिरीक्षणाद्वा । सूत्रादिभिर्वा तरुणास्थिमर्मण्युद्घर्षितेऽन्यः क्षवथुर्निरेति ॥

तीक्ष्णोपयोगाद्राजिकादिभक्षणात् । अर्कनिरीक्षणात् सूर्यदर्शनात् । तेन कफविलयनात् तरुणास्थिमर्मणि नासावंशास्थिमर्मणि शृङ्गाटके । अन्य आगन्तुजः ॥

નાકના તરૂણાસ્થિ અથવા શૃંગાટક નામના મર્મસ્થલમાં દુષ્ટ થએલો કફ્સહિત વાયુ ઘણી છીંકોના શબ્દો કરીને

નાકમાંથી નીકળે એ રોગને વૈદ્યલોકો દોષજન્ય ક્ષવથુ કહેછે.

રાઇ વગેરે તીક્ષ્ણ પદાર્થોનો ઉપયોગ કરવાથી અથવા તીખા પદાર્થોને સુંઘવાથી અથવા સૂર્યની સામે જોવાથી કફ પીગળી જતાં અથવા દોરા વગેરેવતે નાકના તરૂણાસ્થિ નામના મર્મસ્થલનું ઘર્ષણ થવાથી જ છીંકો આવે છે એ રોગને વૈદ્યલોકો આગંતુજ ક્ષવથુ કહેછે.

## ભ્રંશથુનું લક્ષણ.

## भ्रंशथुमाह ।

**प्रभ्रश्यते नासिकया तु यस्य सान्द्रो विदग्धो लवणः कफस्तु । प्राक् सञ्चितो मूर्धनि पित्ततप्ते तं भ्रंशथुं व्याधिमुदाहरन्ति ॥**

માથામાં પ્રથમજ સંચિત થએલો, દુષ્ટ થએલો, ઘાટો અને ખારાપણાવાળો કફ માથું ગરમીથી તપતાં નાકમાંથી નીકળવા લાગે એ રોગને વૈદ્યલોકો ભ્રંશથુ કહેછે.

## દીપ્તનું લક્ષણ.

## दीप्तिमाह ।

**घ्राणे भृशं दाहसमन्विते तु विनिःसरेद्धूम इवेह वायुः । नासाप्रदीप्तेव च यस्य जन्तोर्व्याधिं तु तं दीप्तमुदाहरन्ति॥**

प्रदीप्तेव प्रज्वलितेव ॥

નાક અત્યંત બળતરાથી સંયુક્ત થાય, નાકમાંથી ધુમાડાજેવો પવન નીકળે અને નાક જાણે અગ્નિથી પ્રજ્વલિત થતું હોય તેમ વેદના પામે એ રોગને વૈદ્યલોકો દીપ્ત કહેછે.

## પ્રતીનાહનું લક્ષણ.

## प्रतीनाहमाह ।

**उच्छ्वासमार्गं तु कफः सवातो रुन्ध्यात् प्रतीनाहमुदाहरेत्तम् ॥**

વાયુસહિત કફ શ્વાસ લેવાના માર્ગને રોકી દેછે એ રોગ પ્રતીનાહ કહેવાયછે.

## સ્રાવનું લક્ષણ.

## स्रावमाह ।

**घ्राणाद्घनः पीतसितस्तनुर्वा दोपः स्रवेत् स्रावमुदाहरेत्तम् ॥**

નાકમાંથી પીળા વર્ણવાળો, ધોળા વર્ણવાળો, ઘાટો અથવા પાતળો દોષ સ્રવે એ રોગ સ્રાવ કહેવાયછે.

## નાસાશોષનું લક્ષણ.

## नासाशोषमाह ।

**घ्राणाश्रिते श्लेष्मणि मारुतेन पित्तेन गाढं परिशोषिते च । कृच्छ्रात् श्वसित्यूर्ध्वमधश्च जन्तुर्यस्मिन् स नासापरिशोष उक्तः ॥**

નાકમાં રહેલો કફ વાયુથી અને પિત્તથી અત્યંત સુકાઇ જતાં માંડ માંડ ઊંચા નીચા શ્વાસ લઈ શકાય એ રોગ નાસાપરિશોષ કહેવાયછે.

## પ્રતિશ્યાયવિષે સામાન્ય નિરૂપણ.

## अथ प्रतिश्यायमाह ।

तस्य निदानं द्विविधं । एकं सद्योजनकं तत्प्रबलत्वे क्रमं नापेक्षते । यत उक्तम् 'न केवलं चयं प्राप्य दोषाः कुप्यन्ति देहिनाम् । अन्यदापि हि कुप्यन्ति हेतुबाहुल्यतोरणात्' ॥ हेतुबाहुल्यतोरणात् हेतूनां

बाहुल्येन त्वराकरणात् । अपरं च यत्क्रमेण जनकं चयादिक्रमो यथा निदानात् सञ्चयः सञ्चयात्प्रकोपः प्रकोपात्प्रसरः प्रसरात् स्थानसंश्रयः ततो व्यक्तिः ततो भेद इति॥

## तत्र प्रतिश्यायस्य सद्योजनकनिदानपूर्विकां संप्राप्तिमाह ।

**सन्धारणाऽजीर्णरजोऽतिभाष्यक्रोधर्तुवैषम्यशिरोऽभितापैः । संजागरातिस्वपनाम्बुशीतावश्यायकैर्मैथुनवाष्पसेकैः ॥ संस्त्यानदोषे शिरसि प्रवृद्धो वायुः प्रतिश्यायमुदीरयेत्तु ॥**

संधारणं मूत्रपुरीषधारणम् । रजो धूलिः तच्च नासाप्रविष्टं हेतुः । ऋतुवैषम्यं ऋतुचर्याविपरीताचरणम् । शिरोऽभितापः शिरसोऽभितापो येन धूमादिना सः । अवश्यायस्तुषारः । बाष्पसेको रोदनम् । संस्त्यानदोषशिरसि संहतकफे ॥

## चयादिक्रमजनकनिदानपूर्विकां संप्राप्तिमाह ।

**चयं गता मूर्धनि मारुतादयः पृथक् समस्ताश्च तथैव शोणितम् । प्रकोप्यमाणा विविधैः प्रकोपणैस्ततः प्रतिश्यायकरा भवन्ति ।**

## पूर्वरूपमाह ।

**क्षवप्रवृत्तिः शिरसोऽभिपूर्णता स्तम्भोऽङ्गमर्दः परिहृष्टरोमता । उपद्रवाश्चाप्यपरे पृथग्विधा नृणां प्रतिश्यायपुरःसराः स्मृताः ॥**

शिरसोऽभिपूर्णता शिरसो भारेणेव व्याप्तिः । अपरे पृथग्विधाः घ्राणधूमायनताल्वविदरणनासामुखस्रावादयो विदेहोक्ता बोद्धव्याः ॥

પ્રતિશ્યાયનાં એક સદ્યોજનક (તુરત ઉત્પન્ન કરનાર) અને બીજું ચયાદિક્રમજનક (સંચય વગેરેના ક્રમે કરી ઉત્પન્ન કરનાર) એમ બે પ્રકારનાં નિદાન છે તેઓમાં સદ્યોજનક નિદાન પ્રબલ હોવાથી ક્રમની ગરજ રાખતું નથી. કહ્યુંછે કે "પ્રાણીઓના વાયુ વગેરે દોષો કેવળ સંચય પામીનેજ પ્રકુપિત થાયછે એમ નથી પણ જો દોષોના હેતુઓ જથાબંધ થઇ જાય તો તે હેતુઓના જોરનેલીધે સમય પ્રાપ્ત થયા વગર પણ પ્રકુપિત થાયછે."

પ્રતિશ્યાયનું જે બીજું ચયાદિક્રમજનક નિદાન છે તેમાં એ ક્રમ છે કે નિદાનથી દોષોનો સંચય થાયછે, સંચયથી પ્રકોપ થાયછે, પ્રકોપથી પ્રસર (ફેલાવો) થાયછે, પ્રસરથી સ્થાનસંશ્રય (રોગોનાં તે તે ઠેકાણાંઓમાં આવવું) થાયછે, સ્થાનસંશ્રયથી વ્યક્તિ (રોગોનો દેખાવ) થાયછે અને વ્યક્તિ થયા પછી ભેદ (પ્રકાર ભેદ) થાયછે.

## પ્રતિશ્યાયની સદ્યોજનક નિદાનપુર્વક સંપ્રાપ્તિ.

મૂત્રના તથા વિષ્ઠાના વેગને રોકી રાખવાથી, અજીર્ણથી, નાકમાં રજનો પ્રવેશ થવાથી, અત્યંત બોલવાથી, અતિ ક્રોધથી, ઋતુચર્યામાં કહેલા નિયમોનું ઉલ્લંઘન કરી વિપરીત આચરણ કરવાથી, ધુમાડા આદિનેલીધે માથાને સંતાપ થવાથી, ઉજાગરો કરવાથી, અતિનિદ્રા કરવાથી, જળના અતિ સેવનથી, શીતોપચારોના અતિ સેવનથી,

તુષારના સેવનથી, મૈથુનના અતિ સેવનથી અને અત્યંત રોવાથી માથામાં એકદમ કફ જમા થતાં વૃદ્ધિ પામેલો વાયુ પ્રતિશ્યાયને ઉત્પન્ન કરેછે.

## પ્રતિશ્યાયની ચયાદિક્રમજનક નિદાનપુર્વક સંપ્રાપ્તિ.

વાયુ અથવા પિત્ત અથવા કફ અથવા એ ત્રણે દોષ અથવા રૂધિર માથામાં સંચય પામ્યા હોય તેઓ જ્યારે પોતપોતાને પ્રકુપિત કરનારાં નિદાનોથી પ્રકોપ પામેછે ત્યારે પ્રતિશ્યાયને ઉત્પન્ન કરેછે.

## પ્રતિશ્યાયનું પુર્વરૂપ.

છીંકોનું અત્યત આવવું, માથાનું જાણે બોજો પડ્યો હોય એવું જડપણું, અંગોનું સ્તબ્ધપણું, અંગોનું ભાંગવું, રૂવાણાંઓનું ઉભું થવું અને બીજાપણ અનેક પ્રકારના ઉપદ્રવો, જ્યારે પ્રતિશ્યાય થવાનો હોય ત્યારે પેહેલાંથી થાયછે.

નાકમાંથી ધુમાડા નીકળવા જેવું લાગે, તાળવામાં ફાટ થાય અને નાકમાંથી તથા મોહોડામાંથી સ્રાવ થાય ઇત્યાદિક બીજા ઉપદ્રવો કે જેઓ વિદેહે કહેલાછે તેઓ અહીં સમજવા.

## વાયુથી થએલા પ્રતિશ્યાયનું લક્ષણ.

### वातिकस्य प्रतिश्यायस्य लक्षणमाह ।

आनद्धा पिहिता नासा तनुस्रावमसेकिनी । गलताल्वोष्ठशोषश्च निस्तोदः शङ्खयोस्तथा ॥ भवेत् स्वरोपघातश्च प्रतिश्यायेऽनिलात्मके ॥

आनद्धा स्तब्धा। पिहिता आच्छादिता। अतएव तनुस्रावमसेकिनी ॥

નાક રોકાઇ જાય તથા સજડ થઇ જાય અને તેથીજ નાકમાંથી પાતળો સ્રાવ થયા કરે, ગળું, તાળવું તથા હોઠ સુકાયા કરે, લમણાઓમાં વ્યથા થાય અને સ્વરનો ઉપઘાત થાય તો જાણવું કે વાયુથી થએલો પ્રતિશ્યાય છે.

## પિત્તથી થયેલા પ્રતિશ્યાયનું લક્ષણ.

### पैत्तिकमाह ।

उष्णः सपीतकः स्रावो घ्राणात् स्रवति पैत्तिके । कृशोऽतिपाण्डुः सन्तप्तो भवेत्तृष्णाभिपीडितः ॥ नासया तु सधूमाग्नि वमतीव स मानवः ।

सपीतकः ईषत्पीतकः ॥

નાકમાંથી ઉનો તથા જરાક પીળો સ્રાવ થયા કરે, શરીર દુબળું અત્યંત પાંડુ વર્ણવાળું તથા સંતપ્ત થઈ જાય, તરશ બહુ લાગ્યા કરે અને નાકમાંથી જાણે ધુમાડાવાળો અગ્નિ નીકળતો હોય એમ જણાય તો જાણવું કે પિત્તથી થએલો પ્રતિશ્યાય છે.

## કફથી થએલા પ્રતિશ્યાયનું લક્ષણ.

### श्लैष्मिकमाह ।

घ्राणात् कफकृते श्वेतो कफः शीतः सवेद्गहु । शुक्लावभासः शूनाक्षो भवेद्गुरुशिरा नरः ॥ गलताल्वोष्ठशिरसां कण्डूभिरतिपीडितः ॥

નાકમાંથી ધોળો ટાઢો તથા ઘણો કફ સ્ત્રવ્યા કરે, શરીર ધોળા જેવું થઈ જાય, આંખો સુજી જાય, માથું ભારે થઇ જાય અને ગળામાં, તાળવામાં, હોઠમાં તથા માથામાં ચળની અતિ પીડા થતી હોય તો જાણવું કે કફથી થએલો પ્રતિશ્યાય છે.

## ત્રણે દોષોથી થએલા પ્રતિશ્યાયનું લક્ષણ.

**सान्निपातिकमाह ।**

**भूत्वाभूत्वा प्रतिश्यायो योऽकस्मात् सन्निवर्तते । संपक्वो वाप्यपक्वो वा स च सर्वभवः स्मृतः ॥**

अत्र यद्यपि दोषत्रयलिङ्गानि नोक्तानि तथापि तानि ज्ञेयानि त्रिदोषजत्वात् । अयमसाध्यः । अतएवाह 'नृणां दुष्टः प्रतिश्यायः सर्वजश्च न सिद्ध्यति' ।

જે પ્રતિશ્યાય ઉત્પન્ન થઇ થઇને પાકયા પછી અથવા પાકયા વિનાજ અકસ્માત્ બંધ પડી જતો હોય તે પ્રતિશ્યાયને ત્રણે દોષોના પ્રકોપથી થએલો સમજવો.

આ લક્ષણમાં જોકે "ત્રણે દોષોનાં ચિન્હો થાયછે" એમ કહ્યું નથી તોપણ તે ચિન્હો થાયછે એમ સમજી લેવું. આ પ્રતિશ્યાય ત્રણે દોષોથી થએલો હોવાનેલીધે અસાધ્ય છે. કહ્યુંછે કે "માણસોને દુષ્ટ પ્રતિશ્યાય થયો હોય અને ત્રણે દોષોના પ્રકોપથી પ્રતિશ્યાય થયો હોય તો તે અસાધ્ય છે."

## દુષ્ટ પ્રતિશ્યાયનું લક્ષણ.

**दुष्टप्रतिश्यायलक्षणमाह ।**

**प्रक्लिद्यते मुहुर्नासा पुनश्च परिशुष्यति । पुनरानह्यते वापि पुनर्विव्रियते तथा ॥ निःश्वासो वापि दुर्गन्धो नरो गन्धान्न वेत्ति च । एवं दुष्टं प्रतिश्यायं जानीयात्कृच्छ्रसाधनम् ॥**

आनह्यते विबद्धा भवति । विव्रियते अविबद्धा स्यात् । क्लेदशोषविबन्धाश्च नैककालं भवन्ति, किन्तु यदायदा यद्यत् दोषाधिक्यं भवति तदातदा तत्तद्दोषकृतः सस बोद्धव्यः । इति न विरोधः । कृच्छ्रसाधनं असाध्यम् ॥

નાક વારંવાર ભીનું થઈ જાય, વારંવાર બંધાઈ જાય, વારંવાર ખુલ્લું થઈ જાય, નિશ્વાસ દુર્ગંધવાળો નીકળે અને સારા નરસા ગધોની ખબરજ નપડે તો જાણવું કે "દુષ્ટ પ્રતિશ્યાય થયોછે." આ પ્રતિશ્યાય કષ્ટસાધ્ય થાયછે અને અસાધ્ય પણ થાયછે.

નાકનું ભીનું થવું, સુકાવું અને રોકાઇ જવું એઓ એકી વખતે થાય એમ સમજવું નહિ પણ જ્યારે જ્યારે જે જે દોષનું આધિક્ય થાય ત્યારે ત્યારે તે તે દોષના અનુસારપ્રમાણે એઓ થાયછે એમ સમજવું એટલે કશો વિરોધ આવતો નથી.

## રૂધિરથી થએલા પ્રતિશ્યાયનું લક્ષણ.

**रक्तजमाह ।**

**रक्तजे तु प्रतिश्याये रक्तस्रावः प्रवर्तते । पित्तप्रतिश्यायकृतैर्लिङ्गैश्चापि समन्वितः ॥ ताम्राक्षश्च भवेज्जन्तुरुरोघातप्रपीडितः । दुर्गन्धोच्छ्वासवक्त्रश्च गन्धा-**

नपि न वेत्ति सः ॥ उरोघातमपीडितः उरोघातेनेव मपीडितः ॥

જો પ્રતિશ્યાય રૂધિરથી થયો હોય તો રૂધિરનો સ્રાવ થાયછે, પિત્તથી થએલા પ્રતિશ્યાયનાં ચિન્હો પણ જોવાગાં આવે છે, આંખો રાતી થઈ જાયછે, જાણે છાતીમાં અભિઘાત થતો હોય એવી પીડા થાયછે, મોહોડામાંથી દુર્ગંધવાળો શ્વાસ નીકળેછે અને સારા નરસા ગંધોની પણ ખબર પડતી નથી.

### જો યોગ્ય ચિકિત્સા ન કરવામાં આવે તો સઘળા પ્રતિશ્યાયો કાલાંત્તરે અસાધ્ય થવાવિષે.

### अप्रतीकारेण कालान्तर एव सर्वे प्रतिश्याया असाध्या भवन्तीत्याह ।

सर्व एव प्रतिश्याया नरस्याप्रतिकारिणः । दुष्टतां यान्ति कालेन तदाऽसाध्या भवन्ति च ॥

ચિકિત્સાથી રહિત રેહેનારા માણસને સઘળા પ્રતિશ્યાયો કાળે કરીને દુષ્ટપણાને પ્રાપ્ત થાયછે અને દુષ્ટ થાય ત્યારે અસાધ્ય થાયછે.

### પ્રતિશ્યાયોમાં કીડાઓ ઉત્પન્ન થવાવિષે.

### प्रतिश्यायेषु कृमयो भवन्तीत्याह ।

मूर्च्छन्ति कृमयश्चात्र श्वेताः स्निग्धास्तथाणवः । कृमिजो यः शिरोरोगस्तुल्यं तेनात्र लक्षणम् ॥

अत्र एषु प्रतिश्यायेषु कफजा एव कृमयो भवन्तीति श्वेताः स्निग्धाश्च ॥

પ્રતિશ્યાયોમાં કફથી ધોળા અને સ્નિગ્ધપણાવાળા ઝીણા ઝીણા કીડાઓ થાયછે. એટલામાટે તેવા પ્રતિશ્યાયોનું લક્ષણ કફથી થએલા શિરોરોગના જેવું થાયછે.

### વૃદ્ધિ પામેલા પ્રતિશ્યાયો બીજા વિકારોને પણ ઉત્પન્ન કરેછે.

### वृद्धाः प्रतिश्याया अपरानपि विकारान् कुर्वन्तीत्याह ।

बाधिर्यमान्ध्यमघ्रत्वं घोरांश्च नयनामयान् । शोषाग्निमान्द्यकासांश्च वृद्धाः कुर्वन्ति पीनसाः ॥

घोरांश्च नयनामयान् इति वचनेऽप्यान्ध्यग्रहणं पुनर्विशेषार्थं । अघ्रत्वं न जिघ्रतीत्यघ्रस्तस्य भावोऽघ्रत्वम् ॥

પ્રતિશ્યાયો વૃદ્ધિ પામે તો બેહેરાપણું, આંધળાપણું, ગંધનું ગ્રહણ કરવાની અશક્તિ, નેત્રોના ભયંકર રોગો, શોષ, અગ્નિનું મંદપણું અને ઉધરસ એ વિકારો ઉત્પન્ન થાયછે.

'નેત્રોના ભયંકર રોગો' એમ કહેવામાં જોકે આંધળાપણાનો સમાવેશ થાયછે તોપણ આંધળાપણું જુદું કહ્યું તેનું કારણ એછે કે પ્રતિશ્યાયોથી આંધળાપણું વિશેષ થાયછે એમ જણાવવાનું છે.

### નાકના બીજા રોગો કે જેઓથી ચોત્રીશની સંખ્યા પૂરી થાયછે.

### चतुस्त्रिंशत्संख्यापूरणायाह ।

अर्बुदं सप्तधा शोथाश्चत्वारोऽर्शश्चतुर्विधम् । चतुर्विधं रक्तपित्तमुक्तं घ्राणेऽपि तद्विदुः ॥

अर्बुदानि सप्त । वातपित्तश्लेष्मसन्निपातरक्तमांसमेदोजानि । शोथाश्चत्वारो वातपित्तश्लेष्मसन्निपातजाः । अर्शांसि चत्वारि वातपित्तश्लेष्मसन्निपातजानि । रक्तपित्तानि चत्वारि वातपित्तश्लेष्मसन्निपातजानि । एतानि यथोक्तलिङ्गानि घ्राणेऽपि भवन्ति ।

વાતાર્બુદ, પિત્તાર્બુદ, કફાર્બુદ, સન્નિપાતાર્બુદ, રક્તાર્બુદ, માંસાર્બુદ અને મેદોર્બુદ એ રીતે નાકમાં અર્બુદરોગ સાત પ્રકારના થાયછે. વાતશોથ, પિત્તશોથ, કફશોથ અને સન્નિપાતશોથ એ રીતે નાકમાં સોજા ચાર પ્રકારના થાયછે. વાતાર્શસ્, પિત્તાર્શસ્, કફાર્શસ્, અને સન્નિપાતાર્શસ્ એ રીતે નાકમાં અરશ ચાર પ્રકારના થાયછે. વાયુસંબંધી રક્તપિત્ત, પિત્તસંબંધી રક્તપિત્ત, કફસંબંધી રક્તપિત્ત અને સન્નિપાતસંબંધી રક્તપિત્ત એ રીતે નાકમાં રક્તપિત્ત ચાર પ્રકારનાં થાયછે. અર્બુદોનાં લક્ષણો આગળ કહેલા અર્બુદના અધિકારમાંથી, સોજાનાં લક્ષણો આગળ કહેલા સોજાના અધિકારમાંથી, અરશોનાં લક્ષણો આગળ કહેલા અરશોના અધિકારમાંથી અને રક્તપિત્તોનાં લક્ષણો આગળ કહેલા રક્તપિત્તના અધિકારમાંથી જાણી લેવાં.

## પીનસના કાચાપણાનું લક્ષણ.

## आमस्य पीनसस्य लक्षणमाह।

शिरोगुरुत्वमरुचिर्नासास्रावस्तनुस्वरः । क्षामः ष्ठीवति चाभीक्ष्णमामपीनसलक्षणम् ॥

नासास्राव' तनुस्वरः क्षाम इत्यन्वयः ।

માથામાં ભારેપણું હોય, અરૂચિ હોય, નાકમાંથી પાતળો સ્રાવ થતો હોય, સ્વર ખરાબ થઇ ગયો હોય અને વારંવાર થુંકવું પડતું હોય તો જાણવું કે પીનસ કાચોછે.

## પીનસના પાકાપણાનું લક્ષણ.

## पक्वस्य पीनसस्य लक्षणमाह ।

आमलिङ्गान्वितः श्लेष्मा घनः खेपु निमज्जति। स्वरवर्णविशुद्धिश्च पक्वपीनसलक्षणम् ॥

आमलिङ्गान्वितः श्लेष्मा आमलिङ्गैः शिरोगुरुत्वादिभिर्युक्तः। पश्चात् घनः निबिडः । अथवा खेपु नासारन्ध्रेपु निमज्जति सक्तो भवति । वर्णविशुद्धिः श्लेष्मणः प्रकृतवर्णता ॥

માથાનું ભારેપણું ઇત્યાદિક ચિન્હો કે જેઓ કાચાપણાનાં છે તેઓથી યુક્ત કફ પાછળથી ઘાટો થાય અથવા નાકનાં છિદ્રોમાં ચોંટી રહે, અવાજ સાફ થઇ જાય અને કફનો વર્ણ સ્વાભાવિક થઇ જાય ત્યારે જાણવું કે પીનસ પાકી ગયોછે.

## નાકના રોગોની ચિકિત્સા.

## अथ नासारोगाणां चिकित्सा।

सर्वेषु सर्वकालं पीनसरोगेषु जातमात्रेषु । मरिचं गुडेन दध्ना भुञ्जीत नरः सुखं लभते ॥ कट्फलं पौष्करं शृङ्गी व्योषं यासश्च कारवी । एषां चूर्णं कषायं वा दद्यादार्द्रकजैः रसैः ॥ पीनसे स्वरभेदे च तमके च हलीमके । सन्निपाते कफे कासे ज्वरे श्वासे च शस्यते ॥ कलिङ्गहिङ्गुमरिचलाक्षास्वरसकट्फलैः ।

कुष्टोग्राशिग्रुजन्तुघ्नैरवपीडः प्रशस्यते ॥

पीनसादिपु ॥

व्योपचित्रकतालीसतिन्तिडीकाम्लवेतसम् । सचव्याजाजितुल्यांशमेलात्वपत्रपादिकम् ॥ व्योपादिकमिदं चूर्णं पुराणगुडमिश्रितम् । पीनसश्वासकासघ्नं रुचिस्वरकरं परम् ॥

व्योपादिवटी ।

व्याघ्रीदन्तीवचाशिग्रुसुरसाव्योपसिन्धुजैः । सिद्धं तैलं नसि क्षिप्तं पूतिनासागदापहम् ॥

व्याघ्रीतैलम् ।

शिग्रुसिंहीनिकुम्भानां वीजैः सव्योपसैन्धवैः । विल्वपत्ररसैः सिद्धं तैलं स्यात्पूतिनस्यनुत् ॥

निकुम्भीदन्ती पूतिनस्यनुत् नस्यात् ।

## शिग्रुतैलम् ।

घृतगुग्गुलुमिश्रस्य सिक्थकस्य प्रयत्नतः । धूमं क्षवथुरोगघ्नं भ्रंशथुघ्नं च निर्दिशेत् ॥ शुण्ठीकुष्टकणाविल्वद्राक्षाकल्ककपायवत् । तैलं पक्वमथाज्यं वा नस्यात् क्षवथुनाशनम् ॥ नस्यं हितं निम्बरसाञ्जनाभ्यां दीप्ते शिरःस्वेदनमल्पशस्तु । नस्ये कृते क्षीरजलावसेकान् शंसन्ति भुञ्जीत च मुद्गयूपैः ॥ नासास्रावे घ्राणयोश्चूर्णमुक्तं नाड्या देयं येऽत्र पीडाश्च पथ्याः । तीक्ष्णान् धूमान् देवदार्वग्निकाभ्यां मांसं साजं पथ्यमत्रादिशन्ति ॥ प्रतिश्यायेषु सर्वेषु गृहं वातविवर्जितम् । वस्त्रेण गुरुणा तेन शिरसो वेष्टनं हितम् ॥ विडङ्गसैन्धवं हिङ्गु गुग्गुलुः समनःशिला । वचेतच्चूर्णमाघ्रातं प्रतिश्यायं विनाशयेत् ॥ घृततैलसमायुक्तं शक्तुधूमं पिबेन्नरः ॥ सधूमः स्यात् प्रतिश्यायकासहिक्काहरः परः ॥ प्रतिश्याये पिबेद्धूमं सर्वगन्धसमायुतम् ॥ चातुर्जातकचूर्णं वाघ्रेयं वा कृष्णजीरकम् ॥

कृष्णजीरकमत्र कलौंजी ।

पुटपक्वं जयापत्रं तैलसैन्धवसंयुतम् । प्रतिश्यायेषु सर्वेषु शीलितं परमौषधम् ॥

जया विजया । भङ्गेति यावत् । शीलितं भुक्तम् ।

पिप्पल्यः शिग्रुवीजानि विडङ्गमरिचानि च । अवपीडः प्रशस्तोऽयं प्रतिश्यायनिवारणे ॥ शिरसोऽभ्यञ्जनैः स्वेदैर्नस्यैर्मन्दोष्णभोजनैः । वमनैर्घृतपानैश्च तान्यथास्वमुपाचरेत् ॥ क्रिमिघ्ना ये क्रमाः प्रोक्तास्तान्वै क्रिमिषु योजयेत् । नावनानि कृमिघ्नानि भेपजानि च बुद्धिमान् ॥ रक्तपित्तानि शोथांश्च तथार्शांस्यर्वुदानि च । नासिकायां स्युरेतेषां स्वंस्वं कुर्याच्चिकित्सितम् ॥ गृहधूमकणादारुक्षीरनक्ताह्वसैन्धवैः । सिद्धं शिखरिवीजैश्च तैलं नासार्शसां हितम् ॥

इति नासारोगाधिकारः ॥

સઘળા પ્રકારના પીનસો ( નાકના રોગો ) ઉત્પન્ન થાય કે તુરતજ સર્વદા ગોળની અને દહીંની સાથે ભરી ખાવામાં આવે તો માણસને સુખ પ્રાપ્ત થાયછે.

કાયફલ, પુષ્કરમૂલ, કાકડાશીંગી;

સુંઠ, મરી, પીપળ, જવાસો અને અજમા એઓનું ચૂર્ણ અથવા એઓનો ક્વાથ આદુના રસની સાથે આપવામાં આવે તો પીનસ, સ્વરભેદ, તમક, શ્વાસ, હલીમક, સન્નિપાત, કફ, ઉધરસ, જ્વર અને શ્વાસ એટલા રોગો શાંત થાયછે.

ઈંદ્રજવ, હીંગ, મરી, લાખનો સ્વરસ, કાયફલ, કઠ, વજ, સરગવો અને વાવડીંગ એઓનું અવપીડ નસ્ય (જુવો પ્રથમ ખંડનું પૃષ્ઠ ૯૨૭ મું) દેવામાં આવે તો પીનસઆદિ રોગો મટી જાયછે.

સુંઠ, મરી, પીપળ, ચિત્રક, તાલીસપત્ર, આંબલીનાં ફળ, અમલબેદ, ચવક અને જીરૂં એઓને સમભાગે લેવાં અને એળચી, તજ તથા તમાલપત્ર એઓને ચતુર્થાંશના પ્રમાણે લેવાં. આ સઘળા પદાર્થોનું ચૂર્ણ કરી તેની જુના ગોળમાં ગોળીઓ વાળીને ખાવામાં આવે તો તેથી પીનસ, શ્વાસ તથા ઉધરસ મટી જાયછે, રૂચિ ઉત્પન્ન થાયછે અને સ્વર સારો થાયછે. આ ગોળી 'વ્યોષાદિવટી' એ નામથી ઓળખાયછે.

ભોરીંગણી, નેપાળો, જવ, સરગવો, તુલસી, સુંઠ, મરી, પીપળ અને સૈંધવ એઓના કલ્કથી પકાવેલું તૈલનું નસ્ય દેવામાં આવે તો પૂતિનસ્ય મટી જાયછે. આ તૈલ 'વ્યાઘ્રીતૈલ' કહેવાયછે.

સરગવાનાં બીજ, ભોરીંગણીનાં બીજ, નેપાળાનાં બીજ, સુંઠ, મરી, પીપળ અને સૈંધવ એઓના કલ્કથી બીલીપત્રના સ્વરસમાં પકાવેલા તૈલનું નસ્ય દેવામાં આવે તો તેથી પૂતિનસ્ય મટી જાયછે. આ તૈલ 'શિગ્રુતૈલ' કહેવાયછે.

બીજાને ધીથી તથા ગગળથી મિશ્રિત કરી તેનો પ્રયત્ન પૂર્વક ધુવાડો પીવામાં આવે તો ક્ષવથુ તથા ભ્રંશથુ મટી જાયછે.

સુંઠ, કઠ, પીપળ, બીલાં, અને દ્રાખ એઓના કલ્કથી એઓનાજ ક્વાથમાં પકાવેલા તેલનું અથવા ઘીનું નસ્ય દેવામાં આવે તો તેથી ક્ષવથુનો નાશ થાયછે.

લીંબડો અને રસવંતી એઓનું નસ્ય દેવામાં આવે અને માથામાં થોડોક શેક કરવામાં આવે તો દીપ્ત નામનો નાકનો રોગ મટી જાયછે. નસ્ય લીધા પછી દુધનાં અને જળનાં સેચનો કરવાં અને મગના યૂષની સાથે ભોજન કરવું.

નાસાસ્રાવ થયો હોય તો કહેલાં ઔષધોનું ચૂર્ણ નળીથી નાકમાં દેવું, પથ્ય અવપીડો દેવા, દેવદારના તથા ચિત્રકના તીક્ષ્ણ ધુમાડા પીવરાવવા અને બકરાંનું માંસ ખવરાવવું.

સઘળા પ્રકારના પ્રતિશ્યાયોમાં પવન વગરના ઘરમાં રેહેવું અને માથાંને જાડાં લુગડાંથી વીંટી રાખવું એ હિતકારી થાયછે.

વાવડીંગ, સૈંધવ, હીંગ, ગુગળ, મણશીલ, અને વજ એઓનું ચૂર્ણ સુંઘવામાં આવે તો પ્રતિશ્યાયનો નાશ થાયછે.

ઘીથી અને તેલથી સંયુક્ત કરેલા સાથવાનો ધુમાડો પીવામાં આવે તો પ્રતિશ્યાય, ઉધરસ અને હેડકી એઓ અવશ્ય મટી જાયછે.

તજ, એલચી તથા તમાલપત્ર આદિ સઘળા સુગંધી પદાર્થોનો ધુમાડો પી-

વામાં આવે અથવા તજ, એલચી, તમાલપત્ર અને નાગ કેસર એઓનું ચૂર્ણ સુંઘવામાં આવે અથવા કલીંજી જીરાનું ચૂર્ણ સુંઘવામાં આવે તો પ્રતિશ્યાય મટી જાયછે.

ભાંગના પાંનડાંને પુટપાકથી પકાવી તેલની અને સેંધવની સાથે ખાવાનો અભ્યાસ રાખવામાં આવે તો સઘળા પ્રકારના પ્રતિશ્યાયો અવશ્ય મટી જાયછે.

પીપળ, સરગવાનાં બીજ, વાવડીંગ અને મરી એઓનું અવપીડ નસ્ય દેવામાં આવે તો પ્રતિશ્યાયનું નિવારણ થાયછે.

સ્વેદનોથી, માથાને અભ્યંગો કરવાથી, નસ્યોથી થોડાં થોડાં ઉનાં ભોજનોથી, વમનો કરાવવાથી અને ઘી પીવરાવવાથી યોગ્યતા જોઇને પ્રતિશ્યાયની ઉપર ઉપચાર કરવા.

પ્રતિશ્યાયમાં કીડા પડેલા હોય તો બુદ્ધિમાન વૈદ્યે કૃમિઓને હણનારા જે જે ઉપાયો નસ્યો અને ઔષધો કેહેવામાં આવ્યાં છે તેઓની યોજના કરવી.

નાકમાં રક્તપિત્તો, સોજાઓ, અર્શો કે અર્બુદો થએલ હોય તો તેઓને વાસ્તે તે તે અધિકારમાં જે જે ચિકિત્સા કેહેવામાં આવી છે તે તે કરવી.

ઘરના ધુમાડાની ધૂસ, પીપળ, દેવદાર, દુધ, કરંજ, સેંધવ અને અઘેડાનાં બીજ એઓથી પકાવેલું તેલ નાકના અરશો ઉપર હિતકારી થાયછે.

નાકના રોગોનો અધિકાર સંપૂર્ણ.

---

## મોહોડાના રોગોનો અધિકાર.

### મોહોડાનું સ્વરૂપ (મોહોડું કોને કેહેવું.)

### अथ मुखरोगाधिकारः ।

### तत्र मुखस्य स्वरूपमाह ।

ओष्ठौ च दन्तमूलानि दन्ता जिह्वा च तालु च । गलो मुखादि सकलं मसाङ्गं मुखमुच्यते ॥

ઉપલો હોઠ, નીચલો હોઠ, દાંતનાં મૂળ, (પેઢાં) દાંત, જીભ, તાળવું અને ગળુ એ સાતે અંગો મળીને મોહોડું કેહેવાયછે.

### મોહોડાના રોગોની સંખ્યા.

### अथ मुखरोगाणां संख्यामाह।

स्युरष्टावोष्ठयोर्दन्तमूले तु दश षट् तथा । दन्तेष्वष्टौ च जिह्वायां पञ्च स्युर्नव तालुनि ॥ कण्ठे सप्तादश प्रोक्तास्त्रयः सर्वेषु च स्मृताः । एवं मुखामयाः सर्वे सप्तषष्टिर्मता बुधैः ॥

હોઠોમાં આઠ રોગ થાયછે, દાંતોનાં મૂળોમાં (પેઢાંઓમાં) સોળ રોગ થાયછે, દાંતોમાં આઠ રોગ થાયછે, જીભમાં પાંચ રોગ થાયછે, તાળવામાં નવ રોગ થાયછે, ગળામાં અઢાર રોગ થાયછે અને સઘળા મોહોડામાં ત્રણ રોગ થાયછે એટલે એ રીતે મોહોડાના કુલ રોગ સડસઠ છે.

### મોહોડાના રોગોનાં નિદાનો.

### मुखरोगाणां निदानान्याह ।

आनूपपिशितक्षारदधिमाषादिसेव-

नात् । मुखमध्ये गदान् कुर्युः क्रुद्धा दोषाः कफोत्तराः ॥

જલપ્રાય દેશનાં પ્રાણીઓનાં માંસોના સેવનથી, ક્ષારોનાં સેવનથી, દહીના સેવનથી અને અડદ વગેરેના સેવનથી પ્રકોપ પામેલા કફ આદિ દોષો મોહોડામાં રોગોને ઉત્પન્ન કરેછે.

### હોઠના રોગોની નિદાનપૂર્વક સંખ્યા.

### तत्र ओष्ठरोगास्तेषां निदानपूर्विकां संख्यां चाह।

पृथक् दोषैः समस्तैश्च रक्तजो मांसजस्तथा। मेदोजश्चाभिघातोत्थ एवमष्टौष्ठजा गदाः ॥

વાયુથી થએલો, પિત્તથી થએલો, કફથી થએલો, ત્રણે દોષથી થએલો, રૂધિરથી થએલો, માંસથી થએલો, મેદથી થએલો અને અભિઘાતથી થએલો એ રીતે હોઠના રોગ આઠ છે.

### વાયુથી થએલા હોઠના રોગનું લક્ષણ.

### तत्र वातिकस्य लक्षणमाह।

कर्कशौ परुषौ स्तब्धौ कृष्णौ तीव्ररुगन्वितौ। दाल्येते परिपाट्येते ओष्ठौ मारुतकोपतः ॥

परुषौ रूक्षौ। दाल्येते विदार्येते। परिपाट्येते किञ्चिद्विदीर्णत्वचौ क्रियेते ॥

બન્ને હોઠ ખરસટ, રૂક્ષ, સ્તબ્ધ, કાળા, તીવ્ર વેદનાવાળા, ચીરાએલા અને કાંઇક ફાટેલી ચામડીવાળા થઈ જાયછે એ વાયુથી થએલો હોઠનો રોગ સમજવો.

### પિત્તથી થએલા હોઠના રોગનું લક્ષણ.

### पैत्तिकमाह।

चीयेते पीडिकाभिस्तु सरुजाभिः समन्ततः। सदाहपाकपिडकौ पीताभासौ च पित्ततः ॥

सरुजाभिः पैत्तिकरुगन्विताभिः ॥

બન્ને હોઠ ચારેકોર પિત્તસંબંધી પીડા કરનારી ફોડલીઓથી વ્યાપ્ત થઈ જાયછે, પીળા વર્ણવાળા થઇ જાયછે અને એ ફોડલીઓ દાહ કરેછે તથા પાકેછે. એ પિત્તથી થએલો હોઠનો રોગ જાણવો.

### કફથી થએલા હોઠના રોગનું લક્ષણ.

### श्लैष्मिकमाह।

सवर्णाभिस्तु चीयेते पिडिकाभिरवेदनौ। कण्डूमन्तौ कफात् श्वेतौ पिच्छिलौ शीतलौ गुरू ॥

બન્ને હોઠ ચામડીના જેવા વર્ણવાળી ફોડલીઓથી વ્યાપ્ત, થોડી વેદનાવાળા, ચળવાળા, ધોળા, ચીકણા, શીતલ અને ભારે થઇ જાય એ કફથી થએલો હોઠનો રોગ જાણવો.

### ત્રણે દોષોથી થએલા હોઠના રોગનું લક્ષણ.

### सान्निपातिकमाह।

सकृत् कृष्णौ सकृत् पीतौ सकृच्छ्वेतौ तथैव च। सन्निपातेन विज्ञेयावनेकपिडकान्वितौ ॥

બન્ને હોઠ કોઈ વખતે કાળા, કોઈ વખતે પીળા, કોઈ વખતે ધોળા અને

ઘણી ફોડલીઓવાળા થઇ જાય એ ત્રણે દોષોથી થએલો હોઠનો રોગ જાણવો.

### રૂધિરથી થએલા હોઠના રોગનું લક્ષણ.

**रक्तजमाह ।**

खर्जूरफलवर्णाभिः पिडिकाभिर्निपीडितौ । रक्तोपसृष्टौ रुधिरं स्रवन्तौ शोणितप्रभौ ॥

બન્ને હોઠ ખજુરીના ફળ જેવા વર્ણવાળી ફોડલીઓથી પીડાએલા રૂધિરના સ્રાવવાળા અને રાતી પ્રભાવાળા થઇ જાય એ રૂધિરથી થએલો હોઠનો રોગ જાણવો.

### માંસથી થએલા હોઠના રોગનું લક્ષણ.

**मांसजमाह ।**

मांसदुष्टौ गुरू स्थूलौ मांसपिण्डवदुद्गतौ । जन्तवश्चात्र मूर्च्छन्ति नरस्योभयतोमुखात् ॥

जन्तवः कृमयः । मूर्च्छन्ति वर्धन्ते । मुखादुभयतः सृक्किण्योः ।

બન્ને હોઠ ભારે, જાડા, અને માંસના પિંડની પેઠે ઉંચા થઇ જાય અને તેમાં બન્ને ગલોફાંઓમાં કીડાઓ વૃદ્ધિ પામે એ માંસથી થએલો હોઠનો રોગ જાણવો.

### મેદથી થએલા હોઠના રોગનું લક્ષણ.

**मेदोजमाह ।**

सर्पिर्मण्डप्रतीकाशौ मेदसा कण्डुरौ मृदू । स्वच्छस्फटिकसङ्काशमास्रवं स्रवतो भृशम् ॥

બન્ને હોઠ ઘીના મંડજેવા, ચળવાળા, કોમળ અને સ્વચ્છ સ્ફટિકના જેવા સ્રાવથી અત્યંત યુક્ત થઇ જાય એ મેદથી થએલો હોઠનો રોગ જાણવો.

### અભિઘાતથી થએલા હોઠના રોગનું લક્ષણ.

**अभिघातजमाह ।**

क्षतजाभौ विदीर्येते पीड्येते चाभिघाततः । मथितौ च समाख्यातावोष्ठौ कण्डूसमन्वितौ ॥

मथितौ मृदिताविव । अत एव क्षतजाभौ रुधिराभाविति सङ्गतम् ।

બન્ને હોઠ જો અભિઘાત પામ્યા હોય તો જાણે ચોળાઈ ગએલા હોય તેમ લોહીજેવા વર્ણવાળા થઈ જાયછે, પીડાયછે. ચીરાઈ જાયછે, અને ચળથી યુક્ત થાયછે.

### હોઠના રોગોની ચિકિત્સા.

**अथौष्ठरोगाणां चिकित्सा ।**

गलदन्तमूलदशनच्छदेषु रोगाः कफास्रभूयिष्ठाः । तस्मादेतेष्वसकृद्रुधिरं विस्रावयेद्दुणम् ॥ चतुर्विधेन स्नेहेन मधूच्छिष्टयुतेन च । वातजेऽभ्यञ्जनं कुर्यान्नाडीस्वेदं च बुद्धिमान् ॥

चतुर्विधेन स्नेहेन तैलघृतवसामज्जारूपेण ।

वेधं शिराणां वमनं विरेकं तिक्तस्य पानं रसभोजनं च । शीताः प्रदेहाः परिषेचनं च पित्तोपसृष्टेष्वधरेषु कुर्यात् ॥ शिरोविरेचनं धूमः स्वेदः कवल एव च । हृते रक्ते प्रयोक्तव्यमोष्ठकोपे कफात्मके ॥ मेदोजे शोधिते भिन्ने स्वे-

दिते कवलो हितः । प्रियङ्गुत्रिफलालोध्रं सक्षौद्रं प्रतिसारणम् ॥

### प्रतिसारणस्य विधिमाह ।

दन्तजिह्वामुखानां यच्चूर्णं कल्कावलेहकैः । शनैर्घर्षणमङ्गुल्या तदुक्तं प्रतिसारणम् ॥ ओष्ठरोगेष्वशेषेषु दृष्ट्वा दोषमुपाचरेत् । तेषु व्रणत्वं यातेषु व्रणवत् समुपाचरेत् ॥

ગળામાં, દાંતોનાં મૂળોમાં અને હોઠમાં જે રોગો થાયછે તેઓમાં કફનું અને રૂધિરનું પ્રાધાન્ય હોયછે એટલામાટે એ રોગોમાં વારંવાર ઉનું ઉનું લોહી કહડાવવું.

વાયુથી થએલો હોઠનો રોગ હોય તો તેલ, ઘી, ચરબી, મજ્જા અને મીણ એઓથી બુદ્ધિમાન્ વૈદ્યે અભ્યંગ કરાવવો અને નાડીસ્વેદ (જુવો પ્રથમ ખંડનું પૃષ્ઠ ૯૪૭ મું) પણ દેવો.

પિત્તથી થએલો હોઠનો રોગ હોય તો નસો વીંધીને લોહી કાઢવું, વમન કરાવવું, વિરેચન દેવું, તિક્તક નામનું ઘી પીવરાવવું, માંસનો રસો જમાડવો, શીત લેપો કરવા અને શીતલ સેચનો કરવાં.

કફથી થએલો હોઠનો રોગ હોય તો લોહી કહડાવ્યા પછી શિરો વિરેચન (માથાને દોષોથી ખાલી કરવાનો ઉપાય જુવો પ્રથમ ખંડનું પૃષ્ઠ ૯૨૩ મું) દેવું, ધુમાડો પાવો, સ્વેદન કરવું અને કવલનો (જુવો પ્રથમ ખંડનું પૃષ્ઠ ૯૪૨ મું) પ્રયોગ પણ કરવો.

મેદથી થએલો હોઠનો રોગ હોય તો વિરેચન આદિથી શોધન કરવું, શસ્ત્રથી ભેદન કરવું, શેક કરવો, કવલ દેવો અને ધઉલાં, હરડે, બેહેડાં, આમળાં તથા લોદર એઓને મધમાં કાલવીને તેથી પ્રતિસારણ કરાવવું.

### પ્રતિસારણનો વિધિ.

આંગળીવતે ચૂર્ણથી, કલ્કથી અથવા અવલેહથી, દાંતોને, જીભને તથા મુખને ધીરે ધીરે ઘસવાં એ પ્રતિસારણ કહેવાયછે. હોઠના સઘળા પ્રકારના રોગોમાં દોષનો નિશ્ચય કરીને તે દોષને મટાડે એવું પ્રતિસારણ કરાવવું. જો હોઠના રોગો વ્રણરૂપ થઇ જાય તો પછી તેઓની વ્રણના જેવીજ ચિકિત્સા કરવી.

## દાંતોનાં મૂળોના (પેઢાંઓના) રોગોવિષે.

### દાંતોનાં મૂળોમાં જે રોગો થાયછે તેઓનાં નામો તથા સંખ્યા.

### अथ दन्तवेष्टरोगाः ।

### तत्र दन्तवेष्टरोगाणां नामानि संख्यां चाह ।

शीतादो गदितः पूर्वं दन्तपुप्पुटकस्तथा । दन्तवेष्टः सौषिरश्च महासौषिर एव च ॥ ततः परिदरः प्रोक्तस्ततस्तूपकुशः स्मृतः । वैदर्भश्च ततः प्रोक्तः खलिवर्धन एव च ॥ अधिमांसकनामा च दन्तनाड्यश्च पञ्च च । दन्तविद्रधिरप्यत्र दन्तवेष्टेषु षोडश ॥

શીતાદ, દંતપુપ્પુટક, દંતવેષ્ટ, સૌષિર, મહાસૌષિર, પરિદર, ઉપકુશ, વૈદર્ભ, ખલિવર્દ્ધન, અધિમાંસક, પાંચ પ્રકારની દંતનાડીઓ અને દંતવિદ્રધિ

એ રીતે દાંતોનાં મૂળોમાં સોળ રોગ થાયછે.

### શીતાદનું લક્ષણ.

### तत्र शीतादस्य लक्षणमाह ।

**शोणितं दन्तवेष्टेभ्यो यस्याकस्मात्प्रवर्तते । दुर्गन्धीनि सकृष्णानि प्रक्लेदीनि मृदूनि च ॥ दन्तमांसानि शीर्यन्ते पचन्ति च परस्परम् । शीतादो नाम स व्याधिः कफशोणितसम्भवः ॥**

दन्तवेष्टेभ्यः दन्तवेष्टनमांसेभ्यः । अकस्मात् अभिघातं विना । शीर्यन्ते पतन्ति पचन्ति च परस्परं पाकोष्मणा मांसानि शोणितं पचन्ति ॥

દાંતોના પેઢાંઓમાંથી અભિઘાતવિના અકસ્માત્ લોહી નીકળવા લાગે, પેઢાંઓ દુર્ગંધવાળાં, કાળાં, કચકચતાં તથા કુણાં થઇને પડવા લાગે અને પાકવાની ગરમીથી લોહીને રાંધવા લાગે એ રોગ શીતાદ કેહેવાયછે. આ રોગ કફના તથા રૂધિરના પ્રકોપથી થાયછે.

### દંતપુપ્પુટકનું લક્ષણ.

### दन्तपुप्पुटमाह ।

**दन्तयोस्त्रिषु वाप्यत्र श्वयथुर्जायते महान् । दन्तपुप्पुटको नाम स व्याधिः कफरक्तजः ॥**

બે દાંતમાં અથવા ત્રણ દાંતમાં મોટો સોજો ઉત્પન્ન થાય એ રોગ દંતપુપ્પુટક કેહેવાયછે. આ રોગ કફના અને રૂધિરના પ્રકોપથી થાયછે.

### દંતવેષ્ટનું લક્ષણ.

### दन्तवेष्टमाह ।

**स्रवन्ति पूयं रुधिरं चला दन्ता भवन्ति च । दन्तवेष्टः स विज्ञेयो दुष्टशोणितसम्भवः ॥**

अत्र दन्तमूलानीति कर्तृपदमध्याहरणीयम् ॥

પેઢાંઓ રૂધિરને તથા પરૂને સ્રવે, અને દાંતો હલી જાય એ રોગ દંતવેષ્ટ કેહેવાયછે. આ રોગ રૂધિરના બીગાડથી થાયછે.

### સૌષિરનું લક્ષણ.

### सौषिरमाह ।

**श्वयथुर्दन्तमूलेषु रुजावान् कफवातजः । लालास्रावी कण्डुरश्च स ज्ञेयः सौषिरो गदः ॥**

દાંતનાં માંસોમાં ( પેઢાંઓમાં ) પીડાવાળો, લારના સ્રાવવાળો અને ચળવાળો સોજો થાય એ રોગ સૌષિર કેહેવાયછે. આ રોગ કફના તથા વાયુના પ્રકોપથી થાયછે.

### મહાસૌષિરનું લક્ષણ.

### महासौषिरमाह ।

**दन्ताश्चलन्ति वेष्टेभ्यस्तालु चाप्यवदीर्यते । दन्तमांसानि पच्यन्ते मुखं च परिपीड्यते ॥ यस्मिन् स सर्वजो व्याधिर्महासौषिरसंज्ञकः ॥**

तालु चाप्यवदीर्यते । चकाराद्दन्तवेष्टः चाप्यवदीर्यते सप्तरात्रान्मारकश्चायम् । यत आह भोजः 'महासौषिर इत्येष सप्तरात्रान्निहन्त्यसून्' इति ॥

પેઢાંઓમાંથી દાંતો ચલિત થઈ જાય, તાળવું તથા પેઢાંઓ ફાટવા લાગે, પેઢાંઓ પાકી જાય અને મોહોડું અત્યંત

પીડાય એ રોગ મહાસૌષિર કહેવાયછે. આ રોગ ત્રણે દોષોના પ્રકોપથી થાયછે.

આ રોગ સાત રાતમાં મારી નાંખેછે. કારણ કે ભોજે કહ્યુંછે કે "આ મહાસૌષિર નામનો રોગ સાત રાતમાં પ્રાણીનો વિનાશ કરેછે."

## પરિદરનું લક્ષણ.

## परिदरमाह ।

दन्तमांसानि शीर्यन्ते यस्मिन् ष्ठीवति चाप्यसृक् । पित्तासृक्कफजो व्याधिर्ज्ञेयः परिदरो हि सः ॥

દાંતોનાં માંસો વીખાઇ જવા લાગે, અને થુંકમાં લોહી નીકળે એ રોગ પરિદર કહેવાયછે. આ રોગ પિત્ત, રૂધિર અને કફ્ એઓના પ્રકોપથી થાયછે.

## ઉપકુશનું લક્ષણ.

## उपकुशमाह ।

घृष्टेषु दाहः पाकश्च ताभ्यां दन्ताश्चलन्ति च । आघट्टिताः प्रस्रवन्ति शोणितं मन्दवेदनम् ॥ आध्मायते स्रुते रक्ते मुखं पूति च जायते । यस्मिन्नुपकुशः स स्यात् पित्तरक्तसमुद्भवः ॥

आघट्टिताः घुष्टाः ॥

પેઢાંઓમાં દાહ તથા પાક થતાં દાંતો ચલિત થઈ જાય, દાંતોને હલાવવામાં આવે ત્યારે મંદવેદનાવાળો લોહીનો સ્રાવ થાય અને લોહીનો સ્રાવ થતાં મોહોડું સુજી જાય તથા દુર્ગંધવાળું થઇ જાય એ રોગ ઉપકુશ કહેવાયછે. આ રોગ પિત્તના તથા રૂધિરના પ્રકોપથી થાયછે.

## વૈદર્ભનું લક્ષણ.

## वैदर्भमाह ।

घृष्टेषु दन्तमूलेषु संरम्भो जायते महान् । चलन्ति च रदा यस्मिन् स वैदर्भोऽभिघातजः ॥

संरम्भः शोथः । चलन्ति चेति चकाराद्वेदनादाहपाकाः ॥

પેઢાંઓને ધસતાં મોટો સોજો ઉત્પન્ન થાય, દાંતો ચલિત થઈ જાય અને વેદના થાય, પાકવું થાય તથા બળતરા પણ થાય એ રોગ વૈદર્ભ કહેવાયછે. આ રોગ કાષ્ઠ વગેરેના અભિઘાતથી થાયછે.

## ખલિવર્દ્ધનનું લક્ષણ.

## खलिवर्धनमाह ।

मारुतेनाधिको दन्तो जायते तीव्रवेदनः । खलिवर्धनसंज्ञोऽसौ सञ्जाते रुक् प्रशाम्यति ॥

सञ्जाते दन्ते ॥

તીવ્ર વેદનાવાળો એક દાંત અધિક ઉત્પન્ન થાય અને એ દાંત ઉત્પન્ન થયા પછી વેદના શાંત થાય એ રોગ ખલિવર્દ્ધન કહેવાયછે. આ રોગ વાયુના પ્રકોપથી થાયછે.

## અધિમાંસકનું લક્ષણ.

## अधिमांसकमाह ।

हानव्ये पश्चिमे दन्ते महाशोथो महारुजः । लालास्रावी कफकृतो विज्ञेयः सोऽधिमांसकः ॥

हानव्ये हनुभवे । पश्चिमे दन्ते अन्त्यजे ॥

નીચલી પંક્તિના છેલ્લા દાંતમાં (દાઢમાં) મોટી પીડાવાળો તથા લારના

સ્રાવવાળો ભારે સોજો થાય એ રોગ અધિમાંસક કહેવાયછે. આ રોગ કફના પ્રકોપથી થાયછે.

### પાંચ પ્રકારની દંતનાડીઓનાં લક્ષણો.

### पञ्च दन्तनाडीराह।

दन्तमूलगता नाड्यः पञ्च ज्ञेया यथेरिताः।

यथा नाडीव्रणे वातपित्तकफसन्निपातशल्यनिमित्ताः पञ्च नाड्यः कथितास्तथात्रापीत्यर्थः॥

જેવી નાડીવ્રણમાં વાયુથી થએલી, પિત્તથી થએલી, કફથી થએલી, સન્નિપાતથી થએલી અને શલ્યથી થએલી એમ પાંચ પ્રકારની નાડીઓ કહેલી છે તેવીજ પાંચ પ્રકારની નાડીઓ (નળીઓ) દાંતોના પેઢાંઓમાં થાયછે. માટે એઓનાં લક્ષણો નાડીવ્રણના અધિકારમાં કહ્યાપ્રમાણે સમજી લેવાં.

### દંતવિદ્રધિનું લક્ષણ.

### दन्तविद्रधिमाह।

दन्तमांसमलैः सास्रैर्बाह्यतः श्वयथुर्महान्। सदाहरुक् स्रवेद्भिन्नः पूयास्रं दन्तविद्रधिः॥

दन्तमांसमलैः दन्तवेष्टगतदोषैः। सास्रैः सरक्तैः हेतुभिः॥

પેઢાંઓમાં રહેલા વાત, પિત્ત, કફ અને રૂધિર એ દોષોનેલીધે બાહાર બળતરાવાળો તથા વેદનાવાળો મોટો સોજો ઉત્પન્ન થાયછે અને તે ભેદાયાથી પરૂને તથા લોહીને સ્રવેછે એ રોગ દંતવિદ્રધિ કહેવાયછે.

### દાંતોનાં મૂળોના રોગોની ચિકિત્સા.

### अथ दन्तवेष्टरोगाणां चिकित्सा।

शीतादे हृतरक्ते तु तोये नागरसर्षपान्। निःक्वाथ्य त्रिफला चापि कुर्याद्गण्डूपधारणम्॥ कासीसलोध्रकृष्णामनःशिलासप्रियङ्गुतेजोह्वा। एषां चूर्णं मधुयुक् शीतादे पूतिमांसहरम्॥

तेजोह्वा तेजवल्कल इति लोके॥

तैलं घृतं वा वातघ्नं शीतादे संप्रशस्यते। दन्तपुप्पुटके कार्यं तरुणे रक्तमोक्षणम्॥ स पञ्चलवणक्षारः सक्षौद्रः प्रतिसारणम्। शिरोविरेकश्च हितो नस्यं स्निग्धं च भोजनम्॥ विस्राविते दन्तवेष्टे व्रणं तु प्रतिसारयेत्। लोध्रपतङ्गमधुकलाक्षाचूर्णैर्मधुप्लुतैः॥

प्रतिसारयेदङ्गुल्या घर्षयेत्। पतङ्गः चोक इति लोके॥

कवले क्षीरिणो योज्याः सक्षौद्रघृतशर्कराः। चलदन्तस्थिरकरं कार्यं वकुलचर्वणम्॥ भद्रमुस्ताभयाव्योपविडङ्गारिष्टपल्लवैः। गोमूत्रपिष्टैर्गुटिकां छायाशुष्कां प्रकल्पयेत्॥ तां निधाय मुखे सुप्याचलदन्तातुरो नरः। नातः परतरं किञ्चिचलदन्तस्य भेषजम्॥

### मुस्तादिवटिका।

तुलाघृतं नीलसहाचरं तु द्रोणाम्भसा संश्रपयेद्यथावत्। ततश्चतुर्भागरसे तु तैलं पचेच्छनैरर्धपलप्रमाणैः॥ कल्कैरनन्ताखदिरारिमेदजम्बाम्रयष्टीमधुकोत्प-

लानाम् । तत्तैलमाज्यं च धृतं मुखेन स्थैर्यं द्विजानां विदधाति सद्यः ॥

नीलसदाचरः नीलपुष्पकटसरैया । अनन्ता दुरालभा । तदलाभे यवासो ग्राह्यः । इरिमेदो दुर्गन्धखदिरः ॥

## सहचराद्यं तैलम् ।

सौषिरे हृतरक्ते तु लोध्रमुस्तारसाञ्जनैः । सक्षौद्रैः शस्यते लेपो गण्डूषे क्षीरिणो हिताः ॥ क्रियां परिदरे कुर्याच्छीतादोक्तां विचक्षणः । संशोध्योभयतः कार्यं मुखं चोपकुशे तथा ॥ काष्ठोदुम्बरिकापत्त्रैर्व्रणं विस्रावयेद्भिषक् । लवणैः क्षौद्रयुक्तैश्च सव्योषैः प्रतिसारयेत् ॥ शस्त्रेणोद्धृत्य वैदर्भे दन्तमूलानि शोधयेत् । ततः क्षारं प्रयुञ्जीत क्रियाः सर्वाश्च शीतलाः ॥ उद्धृत्याधिकदन्तं तु ततोऽग्निमवचारयेत् । कृमिदन्तकवच्चात्र विधिः कार्यो विजानता ॥

इयं खल्विवर्धनस्य चिकित्सा ॥

छित्वाधिमांसं सक्षौद्रैरेतैश्चूर्णैरुपाचरेत् । वचातेजोवतीपाठास्वर्जिकायावशूकजैः ॥

तेजोवती तेजोवल्कलः स्वर्णजीवन्ती च ॥

क्षौद्रद्वितीयाः पिप्पल्यः कवले चात्र कीर्तिताः । पटोलनिम्बत्रिफलाकषायश्चात्र धावने ॥ नाडीव्रणहरं कर्म दन्तनाडीषु कारयेत् । यद्दन्तमध्ये जायेत नाडीदन्तं तमुद्धरेत् ॥ छित्त्वा मांसानि शस्त्रेण यदि नोपरिजो भवेत् । उद्धृत्य च दहेच्चापि क्षारेण ज्वलनेन वा ॥ भिनत्त्युपेक्षिते दन्ते हनुकास्थिगतिर्ध्रुवम् । समूलं दशनं तस्मादुद्धरेद्भग्नमस्थि च ॥ उद्धृते तूत्तरे दन्ते शोणितं प्रस्रवेदति । रक्तातियोगात्पूर्वोक्ता घोरा रोगा भवन्ति हि ॥ काणः सञ्जायते जन्तुरर्दितं तस्य जायते । चलमप्युत्तरं दन्तमतो नैवोद्धरेद्भिषक् ॥ धावनं जातिमदनस्वादुकण्टकखादिरैः ॥

कषायैरिति शेषः ॥

कषायैर्जातिमदनकण्टकिस्वादुकण्टकैः । मञ्जिष्ठालोध्रखदिरयष्ट्याह्वैश्चापि यत् कृतम् ॥ तैलं यत् साधितं तत्तु हन्याद्दन्तगतां गतिम् ॥

जात्यादिचतुष्टयस्य कषायेण मञ्जिष्ठादिचतुष्टयस्य च कषायेण तैलमिदं पचेत् । जाती चमेली इति लोके । तस्याः पत्रं ग्राह्यं । मदनो धत्तूरस्तस्यापि पत्रमत्र ग्राह्यं। कण्टकी बडी कटैया तस्या मूलं ग्राह्यं । स्वादुकण्टको गोक्षुरस्तस्य पञ्चाङ्गं ग्राह्यम् । इति जात्यादितैलम् ॥

विद्रध्युक्तं विधिं युक्तं विदध्याद्दन्तविद्रधौ । शस्त्रकर्म नरस्तत्र कुशलो नैव कारयेत् ॥

શીતાદ થયો હોય તો લોહી કઢડાવ્યા પછી પાણીમાં સુંઠ, સર્પપ, હરડે, બેહેડાં તથા આમળાં એઓનો ક્વાથ કરી તે ક્વાથના કોગળાનું ધારણ કરવું.

હીરાકસી, લોદર, પીપળ, મણશીલ, ધઉલાં અને તેજબલ એઓનું ચૂર્ણ કરી મધમાં કાલવીને ઉપયોગમાં લેવામાં આવે તો શીતાદમાં સડેલું માંસ હરાઇ જાયછે.

વાયુને હણનારાં તેલનો કે ઘીનો ઉપયોગ કરવામાં આવે તો તેથી શીતાદ મટી જાયછે.

દંતપુપ્પુટ ઉત્પન્ન થાય કે તુરતજ તેમાંથી લોહી કહડાવવું. પંચલવણ સહિત જવખારને મધમાં કાલવીને તેથી પ્રતિસારણ (જુવો પ્રથમ ખંડનું પૃષ્ઠ ૯૪૨ મું) કરવું. માથાને ખાલી કરનારૂં નસ્ય દેવું અને સ્નિગ્ધ ભોજન કરાવવું એ હિતકારી થાયછે.

દંતવેષ્ટ થયો હોય તો તેમાંથી લોહી કહાડીને તેના વ્રણ ઉપર આંગળીવતે લોદર, પતંગ, જેઠીમધ અને લાખ એઓનું મધમાં કાલવેલું ચૂર્ણ ઘસવું.

વડ વગેરે પાંચ ક્ષીરી વૃક્ષોનો ક્વાથ કરી તેમાં મધ, ઘી તથા સાકર નાંખી તેના કોગળા કરવામાં આવે અને બોલસરીનું ચર્વણ કરવામાં આવે તો ચલિત થએલા દાંતો સ્થિર થઈ જાયછે.

ભદ્રમોથ, હરડે, સુંઠ, મરી, પીપળ, વાવડીંગ અને લીંબડાનાં પાંનડાં એઓને ગોમૂત્રમાં વાટી ગોળીઓ કરીને છાયામાં સુકાવવી. આ ગોળીને મોહોડામાં રાખીને સુઇ જવામાં આવે તો ચલિત થએલા દાંતો સ્થિર થઇ જાયછે. હલતા દાંતોવાળા માણસને વાસ્તે આ ઔષધથી અધિક બીજું કાંઇ ઔષધ નથી. આ ગોળી 'મુસ્તાદિવટિકા' કેહેવાયછે.

ચારસો તોલાંભાર કાળાં ફુલવાળા કાંટાઅશેરીયાને લઈ તેનો એક હજાર ચોવીશ તોલાંભાર પાણીમાં યોગ્ય રીતે ક્વાથ કરવો. બળતાં બળતાં ચોથા ભાગનું પાણી અવશેષ રહે ત્યારે તેમાં ધમાસો, ખેર, દુર્ગંધી ખેર, જાંબુનાં પાંનડાં, આંબાનાં પાંનડાં, જેઠીમધ અને કમળ એ પ્રત્યેક પદાર્થોના બે બે તોલાંભાર કલ્કો નાંખીને તેમાં તેલને અથવા ઘીને ધીરે ધીરે પકાવવું. ધમાસો નમળે તો જવાસો લેવો. આ તેલને અથવા ઘીને મોહોડામાં ધરવામાં આવે તો તેથી તુરતજ દાંતોની સ્થિરતા થાયછે. આ તેલ અથવા ઘી 'સહચરાદ્ય' કેહેવાયછે.

સૌષિર થએલ હોય તો તેમાંથી લોહી કહાડી પછી લોદર, મોથ તથા રસવંતી એઓના ચૂર્ણને મધમાં કાલવીને તેનો લેપ કરવો અને વડ આદિ ક્ષીરી વૃક્ષોના ક્વાથના કોગળા કરવા. પરિદર થયો હોય તો વિચક્ષણ વૈદ્યે શીતાદની જે ચિકિત્સા છે તે કરવી.

ઉપકુશ થયો હોય તો સાફ કરી બન્ને તરફ તેનાં મોહોડાં કરવાં, વ્રણને કાળા ઉંબરાનાં પાંનડાંઓથી ઘસાવવો અને પંચલવણ, સુંઠ, મરી તથા પીપળ એઓને મધમાં કાલવીને તેઓથી પ્રતિસારણ કરવું.

વૈદર્ભ થયો હોય તો તેને શસ્ત્રથી કાપી નાંખીને પેઢાંઓને સાફ કરવાં, પછી ક્ષાર સુકવો અને સઘળી શીતલ ક્રિયાઓ કરવી.

ખલિવર્દ્ધન થએલ હોય તો વધારાના દાંતને કાઢી નાંખીને સમજુ વૈદ્યે તેના ઉપર ડાંભ દેવો અને કૃમિદંત નામના દંતરોગને માટે જે ચિકિત્સા કેહેવામાં આવશે તે કરવી.

અધિમાંસક થએલ હોય તો તેને કાપી નાંખી વજ, તેજબલ, કાળીપાડ,

સાજીખાર અને જવખાર એઓનાં ચૂર્ણને મધમાં કાલવીને તેનો ઉપયોગ કરવો. પીપળના ચૂર્ણને મધમાં કાલવીને તેનો કવલ કરવો અને ધોવામાં કડવાં પરવળ, લીંબડો, હરડે, બેહેડાં તથા આમળાં એઓના ક્વાથનો ઉપયોગ કરવો.

કોઈ પણ દંતનાડી થએલ હોય તો નાડીવ્રણના અધિકારમાં જે ચિકિત્સા કહેવામાં આવી છે તે કરવી.

જે દાંતની અંદર નાડી થએલી હોય તે દાંતનાં પેઢાંઓને શસ્ત્રથી કાપી નાંખીને તે દાંતને કાહાડી નાંખવો. પણ ઉપરની પંક્તિના દાંતને વાસ્તે આ પ્રકાર કરવો નહિ. દાંતને કાહાડી નાંખીને તેના ઉપર ક્ષાર મુકવો અથવા અગ્નિથી ડાંભ દેવો. આ દાંતને ઉપેક્ષાથી રેહેવા દેવામાં આવે તો અવશ્ય દાઢીના હાડકામાં પરની ગતિ થાયછે. કે જેથી તે હાડકું ભેદાઈ જાયછે એટલામાટે દાંતને મૂળ સહિત કાહાડી નાંખવો અને ભાંગેલા અસ્થિને પણ કાહાડી નાંખવું. જો ઉપરની પંક્તિનો દાંત કાહાડી નાંખવામાં આવે તો લોહીનો અત્યંત સ્રાવ થાયછે. લોહીના અતિયોગથી પૂર્વે કહેલા ભયંકર રોગો ઉત્પન્ન થાયછે. કાણાપણું થાયછે અને આર્દિત નામનો રોગ થાયછે એટલામાટે ઉપરનો દાંત હલતો હોય તોપણ વૈદ્યે તેને કાહાડવો નહિ.

ચમેલીનાં પાંનડાં, ધંતુરાનાં પાંનડાં, ઉભી ભોરીંગણીનાં મૂળ અને ગોખરૂના સઘળા અવયવો, એઓના ક્વાથમાં અને ખેર, મજીઠ, લોદર તથા જેઠીમધ એઓના ક્વાથમાં પકાવેલું તૈલ 'જાત્યાદિ તૈલ' કેહેવાયછે. આ તૈલ દાંતમાં થએલી પરની ગતિને હણી નાંખેછે.

દંતવિદ્રધિ થએલ હોય તો પ્રવીણ વૈદ્યે વિદ્રધિની ચિકિત્સા કે જે વિદ્રધિના અધિકારમાં કેહેવામાં આવી છે તે કરવી પણ એ રોગ ઉપર શસ્ત્રક્રિયા ન જ કરવી.

## દાંતોના રોગોવિષે.

### દાંતોના રોગોનાં નામ તથા સંખ્યા.

### अथ दन्तरोगाः ।

### तत्र दन्तरोगाणां नामानि संख्यां चाह ।

दालनः कथितः पूर्वं कृमिदन्तक एव च । प्रोक्तो भञ्जनको दन्तहर्षो वै दन्तशर्करा ॥ कपालिकात्र कथिता श्यावदन्तक एव च । करालसंज्ञ इत्यष्टौ दन्तरोगाः प्रकीर्तिताः ॥

દાલન, કૃમિદંતક, ભંજનક, દંતહર્ષ, દંતશર્કરા, કપાલિકા, શ્યાવદંતક અને કરાલ એ રીતે દાંતોમાં આઠ રોગ થાયછે.

### દાલનનું લક્ષણ.

### तत्र दालनस्य लक्षणमाह ।

दीर्यमाणेष्विव रुजा यत्र दन्तेषु जायते । दालनो नाम स व्याधिः सदागतिनिमित्तजः ॥

દાંતો જાણે ચીરાઈ જતા હોય એવી દાંતોમાં પીડા થાય એ રોગ દાલન કેહેવાયછે. આ રોગ વાયુના પ્રકોપથી થાયછે.

## कृमिदंतकनुं लक्षण.

### कृमिदन्तकमाह।

कृष्णच्छिद्रश्चलस्रावी ससंरम्भो महारुजः। अनिमित्तरुजो वातात् स ज्ञेयो कृमिदन्तकः॥

संरम्भः दन्तमूलशोथयुक्तः। तत्रैव स्रावो बोद्धव्यः। अनिमित्तरुजः अववष्टनादिनिमित्तं विनैव महारुजावान्॥

काळां छिद्रवाळो, चळपणावाळो, पेढांओमां सोजावाळो, पेढांओमां स्राववाळो, मोटी वेदनावाळो अने जेमां हलाववा वगेरे कारणोविना वेदना थया करेछे एवो जे रोग थायछे ते कृमिदंतक केहेवायछे. आ रोग वायुना प्रकोपथी थायछे.

## भंजनकनुं लक्षण.

### भञ्जनकमाह।

वक्त्रं वक्रं भवेद्यत्र दन्तभङ्गश्च जायते। कफवातकृतो व्याधिः स भञ्जनकसंज्ञकः॥

जे रोगमां मोहोडुं वांकुं थइ जायछे अने दांत भांगी पडेछे ए दांतनो रोग भंजनक केहेवायछे. आ रोग कफना तथा वायुना प्रकोपथी थायछे.

## दंतहर्षनुं लक्षण.

### दन्तहर्षमाह।

शीतरूक्षप्रवाताम्लस्पर्शानामसहा द्विजाः। यत्र स्युर्वातपित्ताभ्यां दन्तहर्षः स कीर्तितः॥

दांतो शीत स्पर्शोनुं, रूक्ष स्पर्शोनुं, प्रबल पवनना स्पर्शनुं अने खाटा स्पर्शोनुं सहन न करी शके एवा थइ जाय ए रोग दंतहर्ष केहेवायछे. आ रोग वायुना अने पित्तना प्रकोपथी थायछे.

## दंतशर्करानुं लक्षण.

### दन्तशर्करामाह।

मलो दन्तगतो यस्तु कफश्चानिलशोषितः। शर्करेव खरस्पर्शा सा ज्ञेया दन्तशर्करा॥

शर्करा सिकता॥

दांतोमां रहेलो मेल अने पवने सुकावेलो कफ रेतीना जेवो खरसट स्पर्शवाळो थइ जाय ए रोग दंतशर्करा केहेवायछे.

## कपालिकानुं लक्षण.

### कपालिकामाह।

कपालेष्विव दीर्यत्सु दन्तेषु समलेषु च। कपालिकेति विज्ञेया दन्तच्छिद्दन्तशर्करा॥

कपालानि मृण्मयघटादिखण्डानि तेष्विव समलेषु दन्तेषु मलसहितदन्तावयवेषु दीर्यत्सु सत्सु या दन्तशर्करा सा कपालिकेति विज्ञेया। सा कपालिका दन्तच्छित् दन्तनाशिनी॥

मेल सहित दांतोना अवयवो माटीनां ठीकरांओनी पेठे फाटवा लागे अने उपरप्रमाणे दंतशर्करा पण होय तो ए रोग कपालिका केहेवाय छे. आ कपालिका दांतोनो नाश करी नांखेछे.

## श्यावदंतकनुं लक्षण.

### श्यावदन्तकमाह।

योऽसृङ्मिश्रेण पित्तेन दग्धो दन्तस्त-

शेषतः । श्यावतां नीलतां वापि गतः स श्यावदन्तकः ॥

दग्धः दग्ध इव ॥

રૂધિરસહિત પિત્તથી બળેલા જેવો થઇ ગએલો દાંત સંપૂર્ણ રીતે કાળાશને અથવા નીલપણાને પ્રાપ્ત થઈ જાય એ રોગ શ્યાવદંતક કહેવાયછે.

## કરાલનું લક્ષણ.

## करालमाह ।

शनैःशनैः प्रकुरुते यत्र दन्ताश्रितोऽनिलः । करालान् विकटान्दन्तान् स करालो न सिध्यति ॥

करालान् भयानकान् ॥

દાંતોમાં રહેલો વાયુ ધીરે ધીરે દાંતોને ભયાનક અને વિકટ કરી નાખેછે એ રોગ કરાલ કહેવાયછે.

## દાંતોના રોગોની ચિકિત્સા.

## अथ दन्तरोगाणां चिकित्सा।

तैलं लाक्षारसं क्षीरं पृथक् प्रस्थमितं पचेत् । द्रव्यैः पलमितैरेतैः क्वाथैश्चापि चतुर्गुणैः ॥ लोध्रकट्फलमञ्जिष्ठापद्मकेशरपद्मकैः । चन्दनोत्पलयष्ट्याह्वैस्तत्तैलं वदने धृतम् ॥ दालनं दन्तचालं च दन्तमोक्षं कपालिकाम् । शीतादं पूतिवक्त्रं च विरुचिं विरसास्यताम् ॥ हन्यादाशु गदानेतान्कुर्याद्दन्तानपि स्थिरान् । लाक्षादिकमिदं तैलं दन्तरोगेषु पूजितम् ॥

लाक्षाद्यं तैलम् ॥

जयेद्विस्रावणैः स्विन्नमचलं कृमिदन्तकम् । तथावपीडैर्वातघ्नैः स्नेहगण्डूषधारणैः ॥ भद्रदार्व्यादिवर्षाभूलेपैः स्निग्धैश्च भोजनैः । कृमिदन्तापहं कोष्णं हिङ्गु दन्तान्तरे स्थितम् ॥ बृहतीभूमिकदम्बं पञ्चाङ्गुलकण्टकारिकाक्वाथः । गण्डूषस्तैलयुतः कृमिदन्तकवेदनाशमनः ॥ नीलीवायसजङ्घाकटुतुम्बीमूलमेकैकम् । सञ्चूर्ण्य दशनविधृतं दशनकृमिनाशनं प्राहुः ॥ स्नेहानां कवलाः कोष्णाः सर्पिषस्त्रैवृतस्य च । निर्यूहाश्चानिलघ्नानां दन्तहर्षप्रमर्दनाः ॥

त्रैवृतस्य सर्पिषः । त्रिवृतापक्वस्य सर्पिषः कवल इत्यर्थः ॥

स्नैहिकोऽत्र हितो धूमे नस्यं स्नैहिकमेव च । पेयारसयवाग्वश्च क्षीरसन्तानिकाघृतम् ॥ शिरोवस्तिर्हितश्चापि क्रमो यथानिलापहः ॥

अत्र दन्तहर्षे ॥

अच्छिदन्दन्तमूलानि शर्करामुद्धरेद्भिषक् । लाक्षाचूर्णैर्मधुयुतैस्ततस्तां प्रतिसारयेत् ॥ दन्तहर्षक्रियां चात्र कुर्यान्निरवशेषतः । कपालिका कृच्छ्रतमा तत्राप्येषा क्रिया मता ॥

एषा क्रिया दन्तहर्षक्रिया ॥

फलान्यम्लानि शीताम्बुरूक्षान्नं दन्तधावनम् । तथातिकठिनं भक्ष्यं दन्तरोगी न भक्षयेत् ॥

ચોસઠ તોલાંભાર લાખનો રસ, ચોસઠ તોલાંભાર દુધ અને લોદર, કાયફળ, મજીઠ, કમળના કેસરા, પદ્મકાષ્ઠ, ચંદન, રક્તકમળ તથા જેઠીમધ એઓનો ચોગણો ક્વાથ એઓમાં એજ લોદર વ-

ગેરે પ્રત્યેક પદાર્થોના ચાર ચાર તોલાંભાર કલ્કો નાંખીને તેઓમાં ચોસઠ તોલાંભાર તૈલ પકાવવું એટલે 'લાક્ષાદ્ય તૈલ' સિદ્ધ થાયછે. આ તૈલ મોહોડામાં રાખવામાં આવે તો દાલન, દાંતોનું ચલન, દાંતોનું પડવું, કપાલિકા, શીતાદ, પૂતિવક્ત્ર, અરૂચિ અને મોહોડાનું વિરસપણું એ રોગો તુરત હણાઇ જાયછે અને દાંતો પણ સ્થિર થાયછે. આ લાક્ષાદ્યતૈલ દાંતોના રોગોઉપર બહુ સારૂં ગણવામાં આવેછે.

સ્થિરપણાને પ્રાપ્ત થએલા કૃમિદંતક નામના રોગને સ્વેદન આપી લોહી કહડાવવાથી, વાયુને હણનારા અવપીડોથી, સ્નેહના કોગળાનાં ધારણોથી, ભદ્રદારૂ આદિ ગણના તથા સાટોડીના લેપોથી અને સ્નિગ્ધ ભોજનોથી મટાડવો.

હીંગને જરા ઊની કરી દાંતોના મધ્યમાં રાખવામાં આવે તો કૃમિદંતક મટી જાયછે.

ઊભી ભોરીંગણી, ભોંકદંબ, ધોળો એરંડો અને બેઠી ભોરીંગણી એઓનો ક્વાથ કરી તેને તૈલથી મિશ્રિત કરીને તેનો કોગળો ધરવામાં આવે તો તેથી કૃમિદંતકની વેદના શાંત થઇ જાયછે.

ગળીના મૂળને અથવા રાતી અઘેડીના મૂળને અથવા કડવી તુંબડીના મૂળને ચૂર્ણિત કરી દાંતોમાં રાખવામાં આવે તો તેથી કૃમિદંતકનો નાશ થાયછે એમ કહેવામાં આવેછે.

સ્નેહોના સેહેવાય તેવા ઉના કવળો, નસોતરના કલ્કથી પકાવેલા ઘીનો કવળ, અને વાયુને હણનારા પદાર્થોના કવાથો દંતહર્ષ નામના રોગને મટાડેછે.

દંતહર્ષઉપર સ્નૈહિક ધુમાડો, સ્નૈહિક નસ્ય, પેયાઓ, રસવાળી યવાગૂઓ, દુધની તર, ઘી, માથાની બસ્તિ અને વાયુને હણનારી જે કોઈ ક્રિયાઓ છે તેઓ હિતકારી થાયછે.

દંતશર્કરા થએલ હોય તો વૈદ્યે દાંતોનાં મૂળોનું છેદન નહિ કરતાં તે દંતશર્કરાને શસ્ત્રવતે કાહાડી નાંખવી, અને પછી મધમાં કાલવેલાં લાખનાં ચૂર્ણથી પ્રતિસારણ કરાવવું.

દંતહર્ષનેવાસ્તે જે ચિકિત્સાઓ કેહેવામાં આવી છે તે સઘળી ક્રિયાઓ દંતશર્કરાની ઉપર પણ કરવી.

કપાલિકા નામનો દંતરોગ જોકે અત્યંત કષ્ટસાધ્ય છે તોપણ તેના ઉપર દંતહર્ષની ચિકિત્સા કરવી.

દાંતના રોગવાળાએ ખાટા પદાર્થો ખાવા નહિ, ટાઢું પાણી પીવું નહિ, રૂક્ષ અન્ન જમવું નહિ, દાંતણ કરવું નહિ અને જે ભક્ષ્ય અત્યંત કઠણ હોય તે પણ ખાવું નહિ.

## જીભના રોગોવિષે.

### જીભના રોગોનાં નિદાનો, નામો તથા સંખ્યા.

**अथ जिह्वारोगाः ।**

**तत्र जिह्वारोगाणां निदाननामसंख्या आह ।**

वातजः पित्तजश्चापि कफजो लाससंज्ञकः । उपजिह्विका च गदा जिह्वायां पञ्च कीर्तिताः ॥

વાયુથી થએલો, પિત્તથી થએલો, કફથી થએલો, અલાસ અને ઉપજિહ્વિકા એ રીતે જીભના રોગ પાંચ છે.

### વાયુથી થએલા જીભના રોગનું લક્ષણ.

**तत्र वातजस्य लक्षणमाह।**

**जिह्वानिलेन स्फुटिता प्रसुप्ता भवेच्च शाकच्छदनप्रकाशा ॥**

स्फुटिता मनाग्विदीर्णा। प्रसुप्ता रसानामनभिज्ञतया सुप्तेव। शाकच्छदनप्रकाशा शाको मरुभूमिजद्रुमस्तद्वत् कण्टकाचिता ॥

જીભ જરાક ફાટી ગઈ હોય, ખાટા મીઠા રસોને જાણી શકતી ન હોય અને નિર્જલ દેશમાં થતા શાક નામના ઝાડનાં પાંનડાંની પેઠે કાંટાઓથી વ્યાપ્ત થઈ ગઇ હોય તો જાણવું કે વાયુથી થએલો જીભનો રોગ છે.

### પિત્તથી થએલા જીભના રોગનું લક્ષણ.

**पित्तजमाह।**

पित्तात् सदाहैरुपचीयते च दीर्घैः सरक्तैरपि कण्टकैश्च ॥

अयं लोके जली इति ख्यातः ॥

બળતરાવાળા, લાંબા અને રતાશવાળા કાંટાઓથી જીભ વ્યાપ્ત થઇ ગઈ હોય તો જાણવું કે પિત્તથી થએલો જીભનો રોગ છે.

### કફથી થએલા જીભના રોગનું લક્ષણ.

**कफजमाह।**

**कफेन गुर्वी बहुलाचिता च मांसोच्छ्रयैः शाल्मलिकण्टकाभैः।**



बहुला स्थूला। मांसोच्छ्रयैः मांसजकण्टकैः ॥

જીભ ભારે થઇ ગઈ હોય, જાડી થઈ ગઇ હોય અને શેમળાના કાંટાઓ જેવા માંસથી થએલા કાંટાઓથી વ્યાપ્ત થઇ ગઈ હોય તો જાણવું કે કફથી થએલો જીભનો રોગ છે.

### અલાસનું લક્ષણ.

**अलासमाह।**

**जिह्वातले यः श्वयथुः प्रगाढः सोऽलाससंज्ञः कफरक्तमूर्तिः। जिह्वां स तु स्तम्भयति प्रवृद्धो मूले च जिह्वा भृशमेति पाकम् ॥**

प्रगाढः प्रकर्षेण गाढो दारुणः। कफरक्तमूर्तिः कफरक्ताभ्यां मूर्तिर्यस्य सः। कफरक्तज इत्यर्थः। जिह्वास्तम्भेन वायुरप्यत्र बोद्धव्यः। भृशंपाकेन पित्तं च। अतस्त्रिदोषजोऽयम् असाध्यत्वं चास्य ॥

જીભના તળામાં કફ તથા રૂધિર એઓના પ્રકોપથી જે અત્યંત દારૂણ સોજો થાયછે તે અલાસ કેહેવાયછે. વૃદ્ધિ પામેલો આ રોગ જીભને અટકાવેછે અને આ રોગથી જીભનું મૂળ પણ અત્યંત પાકેછે.

જીભને અટકાવવાનેલીધે આ રોગમાં વાયુનો પણ પ્રકોપ છે અને જીભનું મૂળ અત્યંત પાકવાનેલીધે પિત્તનો પણ પ્રકોપ છે એમ સિદ્ધ થાયછે. આ પ્રમાણે આ રોગ ત્રણે દોષોના અને રૂધિરના પણ પ્રકોપથી થએલો હોવાનેલીધે અસાધ્ય છે એમ જણાયછે.

### ઉપજિહ્વિકાનું લક્ષણ.

### उपजिह्विकामाह ।

जिह्वाग्ररूपः श्वयथुर्हि जिह्वामुन्नम्य जातः कफरक्तयोनिः । प्रसेककण्डूपरिदाहयुक्तः प्रकथ्यतेऽसावुपजिह्विकेति ॥

जिह्वाग्ररूपः जिह्वाग्राकृतिः ॥

કફ અને રૂધિર એ બન્નેના પ્રકોપથી જે સોજો જીભને ઉંચી કરીને થાયછે, જીભની અણીના જેવી આકૃતિવાળો હોયછે અને લાર ઝરવાથી, ચળથી તથા બળતરાથી યુક્ત હોયછે તે સોજો ઉપજિહ્વિકા કહેવાયછે.

### જીભના રોગોની ચિકિત્સા.

### अथ जिह्वारोगाणां चिकित्सा।

जिह्वागतविकाराणां शस्तं शोणितमोक्षणम् । गुडूचीपिप्पलीनिम्बकवलः कटुभिः सुखः ॥ ओष्ठप्रकोपेऽनिलजे यदुक्तं प्राक् चिकित्सितम् । कण्टकेष्वनिलोत्थेषु तत्कार्यं भिषजा खलु ॥ पित्तजे परिघृष्टे तु निःस्रुते दुष्टशोणिते । प्रतिसारणगण्डूषनस्यं च मधुरं हितम् ॥ कण्टकेषु कफोत्थेषु लिखितेष्वसृजः क्षये । पिप्पल्यादिर्मधुयुतः कार्यस्तु प्रतिसारणे ॥ उपजिह्वां तु संलिख्य क्षारेण प्रतिसारयेत् । शिरोविरेकगण्डूषधूमैश्चैनामुपाचरेत् ॥ व्योषक्षाराभयावह्निचूर्णमेतत् प्रघर्षणम् । उपजिह्वाप्रशान्त्यर्थमेभिस्तैलं च पाचयेत् ॥

જીભમાં થએલા રોગોને માટે લોહી કઢાવવું અને ગળો, લીંબડો તથા પીપળ એઓનો તીખા પદાર્થોની સાથે કવળ રાખવો એ હિતકારી થાયછે.

વાયુથી થએલા હોઠના રોગ ઉપર પ્રથમ જે ચિકિત્સા કહેવામાં આવીછે તેજ ચિકિત્સા વાયુથી થએલા જીભના કાંટાઓની ઉપર વૈદ્યે કરવી.

જો પિત્તથી થએલો જીભનો રોગ હોય તો તેને ઘસી બગડેલું લોહી કાહાડ્યા પછી મધુર પ્રતિસારણ, મધુર કોગળા અને મધુર નસ્ય એઓનો ઉપયોગ કરવો એ હિતકારી થાયછે.

જો કફથી જીભના કાંટા થયા હોય તો તેઓને ખોતરી લોહી કાહાડી નાંખ્યા પછી પિપ્પલ્યાદિ ગણના ઔષધોને મધમાં કાલવીને તેથી પ્રતિસારણ કરવું.

ઉપજિહ્વિકા થએલ હોય તો તેને ખોતરીને ક્ષારથી પ્રતિસારણ કરવું અને માથાનાં વિરેચનોથી કોગળાઓથી તથા ધુમાડાઓથી પણ ઉપચાર કરવા.

સુંઠ, મરી, પીપળ, જવખાર, હરડે અને ચિત્રક એઓનું ચૂર્ણ ઘસવામાં આવે અથવા એ ચૂર્ણના કલ્કથી પકાવેલા તૈલનો કોગળા વગેરેમાં ઉપયોગ કરવામાં આવે તો તેથી ઉપજિહ્વિકા શાંત થઈ જાયછે.

### તાળવાના રોગોવિષે.

### તાળવાનાં રોગોનાં નામો તથા સંખ્યા.

### अथ तालुरोगाः ।

### तत्र तालुरोगाणां नामानि संख्यां चाह ।

गलशुण्डीतुण्डिकेर्यध्रूषः कच्छप एव

च । ताल्वर्बुदश्च कथितो मांससङ्घात एव च ॥ तालुपुप्पुटनामा च तालुशोषस्तथैव च । तालुपाकश्च कथितस्तालुरोगा अमी नव ॥

ગલશુંડી, તુંડકેરી, અધ્રૂષ, કચ્છપ, તાલ્વર્બુદ, માંસસંઘાત, તાલુપુપ્પુટ, તાલુશોષ અને તાલુપાક એ રીતે તાળવામાં નવ રોગ થાયછે.

## ગલશુંડીનું લક્ષણ.

### तत्र गलशुण्डीलक्षणमाह।

श्लेष्मासृग्भ्यां तालुमूलात् प्रवृद्धो दीर्घः शोथो ध्मातबस्तिप्रकाशः । तृष्णाकासश्वासकृत्तं वदन्ति व्याधिं वैद्याः कण्ठशुण्डीति नाम्ना ॥

ध्मातबस्तिप्रकाशः वातपूरितचर्मपुटतुल्यः॥

કફ અને રૂધિર એ બન્નેના પ્રકોપનેલીધે તાળવાના મૂળમાંથી વધેલો, લાંબો, વાયુથી પુરાએલા ચામડાના દડા જેવો અને તરશને ઉધરસને તથા શ્વાસને ઉત્પન્ન કરનારો જે સોજો થાયછે તેને વૈદ્યો ગલશુંડી કહેછે.

## તુંડકેરીનું લક્ષણ.

### तुण्डकेरीमाह ।

शोथं स्थूलस्तोददाहप्रपाकी श्लेष्मासृग्भ्यां कीर्तिता तुण्डिकेरी ।

तुण्डकेरी वनकार्पासीफलं तत्तुल्या ।

તાળવામાં કફ અને રૂધિર એઓના પ્રકોપનેલીધે જાડો, ભોંકાયા જેવી વ્યથાવાળો, બળતરાવાળો અને પાકવાવાળો જે સોજો થાયછે તે તુંડકેરી કહેવાયછે.

## અધ્રૂષનું લક્ષણ.

### अध्रूपमाह ।

शोथः स्तब्धो लोहितः शोणितोत्थो ज्ञेयोऽध्रूषः सज्वरस्तीव्ररुक्च ।

રૂધિરના કોપનેલીધે તાળવામાં અકડ, રાતો, જ્વરવાળો અને તીવ્ર વેદનાવાળો જે સોજો થાયછે તે અધ્રૂષ કહેવાયછે.

## કચ્છપનું લક્ષણ.

### कच्छपमाह ।

कूर्मोत्सन्नोऽवेदनः शीघ्रजन्मा रोगो ज्ञेयः कच्छपः श्लेष्मणः स्यात् ।

कूर्मोत्सन्नः मध्ये प्रोच्चः प्रान्ते नतः ॥

કફના પ્રકોપનેલીધે તાળવામાં કાચબાની પેઠે મધ્યમાં ઊંચો તથા છેડાઓમાં નીચો અને થોડી વેદનાવાળો જે સોજો તુરતજ પેદા થાયછે તે કચ્છપ કહેવાયછે.

## તાલ્વર્બુદનું લક્ષણ.

### ताल्वर्बुदमाह ।

पद्माकारं तालुमध्ये तु शोथं विद्याद्रक्तादर्बुदं पित्तलिङ्गम् ।

पद्माकारं पद्मकर्णिकावत् केसरैरिव पार्श्वतो दीर्घैर्मांसाङ्कुरैर्वेष्टितम् ॥

તાળવાના મધ્યમાં રૂધિરના પ્રકોપનેલીધે કમળના કેસરા જેવા લાંબા માંસના અંકુરોથી પડખાંઓમાં વીંટાએલો અને સઘળાં પિત્તનાં ચિન્હોવાળો જે સોજો થાયછે તે તાલ્વર્બુદ કહેવાયછે.

### માંસસંઘાતનું લક્ષણ.

### मांससङ्घातमाह ।

दुष्टं मांसं श्लेष्मणा नीरुजं च तालुन्तस्थं मांससङ्घातमाहुः ।

કફના પ્રકોપનેલીધે તાળવાની અંદર પીડાવગરનું જે બગડેલું માંસ જમા થએલું હોયછે તે માંસસંઘાત કહેવાયછે.

### તાલુપુપ્પુટનું લક્ષણ.

### तालुपुप्पुटमाह ।

नीरुक् स्थायी कोलमात्रः कफात्मा मेदोयुक्तः पुप्पुटस्तालुदेशे ।

કફના પ્રકોપનેલીધે તાળવામાં પીડાવગરનો, સ્થિર અને મેદવાળો જે બોરડીના ફળ જેવડો ગ્રંથિ ઉત્પન્ન થાયછે તે તાલુપુપ્પુટ કહેવાયછે.

### તાલુશોષનું લક્ષણ.

### तालुशोषमाह ।

शोषोऽत्यर्थं दीर्यते वापि तालु श्वासो वातात्तालुशोषोऽयमुक्तः ।

વાયુના પ્રકોપનેલીધે તાળવામાં અત્યંત શોષ પડે, અથવા તાળવું ફાટયા કરે અને શ્વાસ પણ થાય એ રોગ તાલુશોષ કહેવાયછે.

### તાલુપાકનું લક્ષણ.

### तालुपाकमाह ।

पित्तं कुर्यात्पाकमत्यर्थघोरं तालुन्येवं तालुपाकं वदन्ति ॥

પીત્તના પ્રકોપનેલીધે તાળવું અત્યંત ભયંકર રીતે પાકી જાય એ રોગ તાલુપાક કહેવાયછે.

### તાળવાના રોગોની ચિકિત્સા.

### अथ तालुरोगाणां चिकित्सा ।

कुष्टोपणवचासिन्धुकणापाठाप्लवैः सह । सक्षौद्रैर्भिषजा कार्यं गलशुण्डीप्रघर्षणम् ॥

प्लवः केवटी मोथा गुडतजी इति लोके ।

अङ्गुष्ठाङ्गुलिसन्दंशेनाकृष्य गलशुण्डिकाम् । छेदयेन्मण्डलाग्रेण जिह्वोपरि तु संस्थिताम् ॥

मण्डलाग्रेण शस्त्रविशेषेण ।

अत्यादानात् स्रवेद्रक्तं ततः स म्रियते नरः । हीनच्छेदाद्भवेच्छोथो लालास्रावो भ्रमस्तथा ॥ तस्माद्वैद्यः प्रयत्नेन दृष्टकर्मा विशारदः । गलशुण्डीं तु संछिद्य कुर्यात्मात्मिमं क्रमम् ॥ पिप्पल्यतिविषाकुष्ठवचामरिचनागरैः । क्षौद्रयुक्तैः सलवणैस्ततस्तां प्रतिसारयेत् ॥ वचाप्रतिविषापाठारास्नाकटुकरोहिणीः । निःक्वाथ्य पिचुमर्दं च कवलं तत्र कारयेत् ॥ तुण्डिकेर्यध्रुपे कूर्मे सङ्घाते तालुपुप्पुटे । एष एव विधिः कार्यो विशेषः शस्त्रकर्मणि ॥ तालुपाके तु कर्तव्यं विधानं पित्तनाशनम् । स्नेहस्वेदौ तालुशोषे विधिश्चानिलनाशनः ॥

કઠ, મરી, વજ, સૈંધવ, પીપળ, કાળીપાડ અને કેવડીમોથ એઓના ચૂર્ણને મધમાં કાલવીને તેથી ઘસવામાં આવે તો ગલશુંડી મટી જાયછે.

જો ગલશુંડી જીભની ઉપર રહેલી હોય તો અંગુઠાના અને આંગળીના ચીપીયાથી તેને ખેચીને મંડલાગ્ર ના-

મના તરવાર જેવા શસ્ત્રથી કાપી નાંખવી. જો ગલશુંડીનું અતિ છેદન કરવામાં આવે તો લોહીનો અત્યંત સ્રાવ થવાથી માણસ મરી જાય છે અને જો ઓછું છેદન કરવામાં આવે તો સોજો, લાળનો સ્રાવ તથા ભ્રમ થાયછે એટલામાટે જેણે તેવાં છેદનોની ઘણી ક્રિયાઓ જોએલી હોય એવા પ્રવીણ વૈદ્યે બહુ સંભાળથી ગલશુંડીને કાપવી અને તે પછી પીપળ, અતવસ, કઠ, મરી, વજ અને સુંઠ એઓના ચૂર્ણને મધમાં કાલવી તેમાં સૈંધવ નાંખીને તેથી પ્રતિસારણ કરાવવું. તથા વજ, અતવસ, કાળીપાડ, રાસ્ના, કડુ અને લીંબડો એઓને ઉકાળીને તેનો કવળ પણ કરાવવો.

તુંડકેરી, અધ્રૂષ, કચ્છપ, માંસસંઘાત, અને તાલુપુપ્પુટ એઓનીઉપર પણ એજ પ્રકાર કરવો પણ તેઓનીઉપર શસ્ત્રક્રિયા કરવામાં ( સુશ્રુતમાં કહ્યાપ્રમાણે ) ફેરફાર કરવો.

તાલુપાક થએલ હોય તો પિત્તને નષ્ટ કરનારી ચિકિત્સા કરવી.

તાલુશોષ થએલ હોય તો સ્નેહન, સ્વેદન કરવાં અને વાયુને નષ્ટ કરનારી બીજી ક્રિયા પણ કરવી.

## ગળાના રોગોવિષે.

### ગળાના રોગોનાં નામો તથા સંખ્યા.

### अथ गलरोगाः ।

### तत्र गलरोगाणां नामानि संख्यां चाह ।

रोहिणी पञ्चधा मोक्ता कण्ठशाल्लूक एव च । अधिजिह्वश्च वलयो बलासश्चैकवृन्दकः ॥ ततो वृन्दः शतघ्नी च गिलायुः कण्ठविद्रधिः । गलौघं च स्वरघ्नश्च मांसतानस्तथैव च ॥ विदारी कण्ठदेशे तु रोगा अष्टादश स्मृताः ।

પાંચ પ્રકારની રોહિણી, કંઠશાલૂક, અધિજિહ્વ, વલય, બલાસ, એકવૃંદક, વૃંદ, શતઘ્ની, ગિલાયુ, કંઠવિદ્રધિ, ગલૌઘ, સ્વરઘ્ન, માંસતાન અને વિદારી એ રીતે ગળાના રોગ અઢાર છે.

### પાંચે રોહિણીઓની નિદાનપૂર્વક સામાન્ય સંપ્રાપ્તિ.

### तत्र पञ्चानामपि रोहिणीनां सामान्यां सम्प्राप्तिमाह ।

गलेऽनिलः पित्तकफौ च मूर्च्छितौ प्रदूष्य मांसं च तथैव शोणितम् । गलोपसंरोधकरैस्तथाङ्कुरैर्निहन्त्यसून् व्याधिरियं च रोहिणी ॥

अनिलः मूर्च्छितः प्रवृद्धः । कफपित्तौ च मूर्च्छितौ पित्तं वा मूर्च्छितं कफो वा मूर्च्छितः । नतु त्रयोऽपि मूर्च्छिताः । पृथक् पृथक् दोषजाया अपि वक्ष्यमाणत्वात् ॥

ગળામાં વૃદ્ધિ પામેલો વાયુ, અથવા વૃદ્ધિ પામેલું પિત્ત અથવા વૃદ્ધિ પામેલો કફ અથવા વૃદ્ધિ પામેલા એ ત્રણે દોષો અથવા વૃદ્ધિપામેલું રૂધિર માંસને તથા રૂધિરને દૂષિત કરીને ગળાનો ઉપરોધ કરનારા અંકુરોથી પ્રાણનો નાશ કરી નાંખેછે એ રોગ રોહિણી કહેવાયછે.

### વાયુથી થએલી રોહિણીનું લક્ષણ.

### तस्या वातजाया लक्षणमाह ।

जिह्वा समन्तात् भृशवेदनास्तु मां-

साङ्कुराः कण्ठनिरोधनाः स्युः । सा रोहिणी वातकृता प्रदिष्टा वातात्मकोपद्रवगाढजुष्टा ॥

जिह्वा समन्तात् जिह्वायाः सर्वतः वातात्मकोपद्रवगाढजुष्टा स्तम्भादिभिरतिशयेन युक्ता ॥

જીભની ચારેકોર અત્યંત વેદનાવાળા અને ગળાને રોકી દેનારા માંસના અંકુરો થાયછે અને તેઓની સાથે વાયુસંબંધી સ્તબ્ધપણા વગેરે ઉપદ્રવો પણ અત્યંત થાયછે એ વાયુથી થએલી રોહિણી કહેવાયછે.

## પિત્તથી થએલી રોહિણીનું લક્ષણ.

### पित्तजामाह ।

क्षिप्रोद्गमा क्षिप्रविदाहपाका तीव्रज्वरा पित्तनिमित्तजाता ।

ગળામાં માંસના અંકુરો ઝટ ઉત્પન્ન થાય, ઝટ બળતરા થાય, ઝટ પાકે અને જ્વર પણ તીવ્ર આવે એ પિત્તથી થએલી રોહિણી કહેવાયછે.

## કફથી થએલી રોહિણીનું લક્ષણ.

### श्लेष्मजामाह ।

स्रोतोनिरोधिन्यपि मन्दपाका गुर्वी स्थिरा सा कफसम्भवा तु ।

स्रोतोऽत्र कण्ठस्रोतः ।

ગળાની શિરાઓનો નિરોધ થઈ ગળામાં માંસના અંકુરો ઉત્પન્ન થાયછે અને તેઓ મંદ મંદ પાકેછે, ભારે હોયછે અને સ્થિર હોયછે એ કફથી થએલી રોહિણી કહેવાયછે.

## ત્રણે દોષોથી થએલી રોહિણીનું લક્ષણ.

### सन्निपातजामाह ।

गम्भीरपाकिन्यनिवार्यवीर्या त्रिदोषलिङ्गा त्रिभवा भवेत् सा ।

ગળામાં ઉપર કહેલાં ત્રણે દોષોનાં ચિન્હોવાળા, ઊંડા પાકવાળા અને જેઓનું જોર અટકાવી શકાતું નથી એવા માંસના અંકુરો ઉત્પન્ન થાયછે એ ત્રણે દોષોથી થએલી રોહિણી કહેવાયછે.

## રૂધિરથી થએલી રોહિણીનું લક્ષણ.

### रक्तजामाह ।

स्फोटैश्चिता पित्तसमानलिङ्गा साध्या प्रदिष्टा रुधिरात्मिका तु ।

ફોડલાઓથી વ્યાપ્ત અને પિત્તના જેવાં ચિન્હોવાળી જે રોહિણી (માંસના અંકુરો) થાયછે તે રૂધિરથી થએલી રોહિણી કહેવાયછે. આ રોહિણી સાધ્ય છે.

## રોહિણીઓ મારી નાંખનારી હોવાનેલીધે તેઓના મારવાના અવધિવિષે.

### आसां मारकत्वादवधिमाह ।

सद्यस्त्रिदोषजा हन्ति त्र्यहात्कफसमुद्भवा । पञ्चाहात्पित्तसम्भूता सप्ताहात्पवनोत्थिता ॥

ત્રણે દોષોથી થએલી રોહિણી તુરત મારી નાંખેછે, કફથી થએલી રોહિણી ત્રણ દિવસે મારી નાંખેછે, પિત્તથી થએલી રોહિણી પાંચ દિવસે મારી નાંખેછે અને વાયુથી થએલી રોહિણી સાત દિવસે મારી નાંખેછે.

### કંઠશાલૂકનું લક્ષણ.

**कण्ठशालूकमाह।**

कोलास्थिमात्रः कफसम्भवो यो ग्रन्थिर्गले कण्ठकशूकभूतः। खरः स्थिरः शस्त्रनिपातसाध्यस्तं कण्ठशालूकमिति ब्रुवन्ति ॥

कण्टकशूकभूतः कण्टकवत् शूकवच्च वेदनाजनकः ॥

ગળામાં કાંટાની પેઠે તથા ધાન્યની અણીની પેઠે વેદના ઉત્પન્ન કરનારો, ખરસટ, સ્થિર, બોરના ઠળીયા જેવડો અને શસ્ત્રક્રિયાથીજ મટાડી શકાય એવો જે ગ્રંથિ થાયછે તે કંઠશાલૂક કહેવાયછે. આ ગ્રંથિ કફના પ્રકોપથી થાયછે.

### અધિજિહ્વકનું લક્ષણ.

**अधिजिह्वकामाह।**

जिह्वाग्ररूपः श्वयथुः कफात्तु जिह्वोपरिष्टादसृजैव मिश्रात्। ज्ञेयोऽधिजिह्वः खलु रोग एष विवर्जयेदागतपाकमेनम्॥

असृजा मिश्रादेवेत्यन्वयः ॥

જીભની ઉપર જીભની અણી જેવા આકારવાળો જે સોજો થાયછે તે અધિજિહ્વક કહેવાયછે. આ સોજો જો પાકે તો પછી તેની ચિકિત્સાજ કરવી નહીં. આ રોગ રૂધિરથી મિશ્રિત થએલા કફના પ્રકોપથી થાયછે.

### વલયનું લક્ષણ.

**अथ वलयमाह।**

वलास एवायतमुन्नतं च शोथं करोत्यन्नगतिं निवार्य। तं सर्वथैवामतिवार्यमेव विवर्जनीयं वलयं वदन्ति ॥

પ્રકોપ પામેલો કફ અન્નની ગતિને અટકાવીને ગળામાં લાંબા તથા ઊંચા સોજાને ઉત્પન્ન કરેછે એ વલય કહેવાયછે. આ રોગ કોઇ રીતે મટે એવો નથી માટે તેની ચિકિત્સાજ કરવી નહિ.

### બલાસનું લક્ષણ.

**बलासमाह।**

गले तु शोथं कुरुतः प्रवृद्धौ श्लेष्मानिलौ श्वासरुजोपपन्नम्। मर्मच्छिदं दुस्तरमेनमाहुर्बलाससंज्ञं भिषजो विकारम् ॥

मर्मच्छिदं हृदयमर्मणि छेदेनेव वेदनाजनकम् ॥

વૃદ્ધિ પામેલા કફ તથા વાયુ એઓ ગળામાં શ્વાસવાળા, પીડાવાળા અને હૃદયના મર્મસ્થલમાં છેદનના જેવી વ્યથા ઉત્પન્ન કરનારા સોજાને ઉત્પન્ન કરેછે એ રોગ બલાસ કહેવાયછે. વૈદ્યલોકો કહેછે કે આ વિકાર દુસ્તર (કષ્ટસાધ્ય) છે.

### એકવૃંદનું લક્ષણ.

**अथैकवृन्दमाह।**

वृत्तो नतोऽन्तःश्वयथुः सदाहः सकण्डुरोऽपाक्यमृदुर्गुरुश्च। नाम्नैकवृन्दः परिकीर्तितोऽसौ व्याधिर्बलासक्षतजप्रसूतः ॥

अन्तः गलमध्ये। अपाकी ईषत्पाकी। अमृदुः ईषन्मृदुः ॥

કફના અને રૂધિરના પ્રકોપનેલીધે ગળામાં ગોળ, નમેલો, બળતરાવાળો, ચળવાળો, જરા પાકનારો, જરાક કોમળ અને મોટો સોજો ઉત્પન્ન થાયછે એ રોગ એકવૃંદ કહેવાયછે.

## વૃંદનું લક્ષણ.

### अथ वृन्दमाह ।

समुन्नतं वृत्तममन्ददाहं तीव्रज्वरं वृन्दमुदाहरन्ति । तचापि पित्तक्षतजप्रकोपाद्विद्यात्सतोदं पवनात्मकं तु ॥

પિત્તના અને રૂધિરના પ્રકોપનેલીધે અત્યંત ઊંચો, ગોળ, અત્યંત દાહવાળો અને તીવ્ર જ્વરવાળો સોજો ઉત્પન્ન થાયછે એ રોગ વૃંદ કહેવાયછે. આ રોગ જો શળથી યુક્ત હોય તો તેને વાયુના સંબંધવાળો પણ જાણવો.

## શતઘ્નિનું લક્ષણ.

### अथ शतघ्नीमाह ।

वर्तिर्घना कण्ठनिरोधनी तु चितातिमात्रं पिशितप्ररोहैः । अनेकरुक्प्राणहरी त्रिदोषा ज्ञेया शतघ्नीसदृशी शतघ्नी ॥

घना कठिना । अनेकरुक्वातपित्तकफजतोददाहकण्ड्वादियुक्ता । शतघ्नीसदृशी लोहकण्टकसंछन्ना । शतघ्नी महती शिला तत्तुल्या । यतः प्राणहरी ॥

વાયુથી, પિત્તથી તથા કફથી ઉત્પન્ન થએલા વ્યથા, દાહ તથા ચળ આદિ વિકારોવાળી, કઠણ, માંસના અંકુરોથી અત્યંત વ્યાપ્ત અને કંઠને રોકી દેનારી વાટ ઉત્પન્ન થાયછે એ શતઘ્નિ કહેવાયછે. આ વાટ ત્રણે દોષોના પ્રકોપથી થએલી હોવાનેલીધે શતઘ્નિ ( લોઢાના કાંટાઓથી ઢંકાએલી મોટી શિલા ) ની પેઠે પ્રાણ લેનારી છે તેથી તેને 'શતઘ્નિ' નામ આપેલું છે.

## ગિલાયુનું લક્ષણ.

### अथ गिलायुमाह ।

ग्रन्थिर्गले त्वामलकास्थिमात्रः स्थिरोऽल्परुक्स्यात्कफरक्तमूर्तिः । संलक्ष्यते सक्तमिवाशितं च स शस्त्रसाध्यस्तु गिलायुसंज्ञः ॥

કફના અને રૂધિરના પ્રકોપનેલીધે ગળામાં આંમળાંના ઠળીયા જેવડો, સ્થિર, થોડી વેદનાવાળો અને જાણે ખાધેલું ગળામાં અટકી રહ્યું હોય એવો જણાતો ગ્રંથી ઉત્પન્ન થાયછે એ ગિલાયુ કહેવાયછે. આ રોગ શસ્ત્રક્રિયાથી મટેછે.

## કંઠવિદ્રધિનું લક્ષણ.

### अथ गलविद्रधिमाह ।

सर्वं गलं व्याप्य समुत्थितो यः शोफो रुजः सन्ति च यत्र सर्वाः । स सर्वदोषोगलविद्रधिस्तु तस्यैव तुल्यः खलु सर्वजश्च ॥

સઘળા દોષોના પ્રકોપનેલીધે સઘળા પ્રકારની વેદનાઓવાળો અને સઘળા ગળામાં વ્યાપ્ત થઇ ઉઠેલો જે સોજો ઉત્પન્ન થાયછે તે કંઠવિદ્રધિ કહેવાયછે. આ કંઠવિદ્રધિ આગળ કહેલા ત્રિદોષજન્યવિદ્રધિ જેઓજ છે.

## ગલૌઘનું લક્ષણ.

### अथ गलौघमाह ।

शोफो महानन्नजलावरोधी तीव्रज्वरो वायुगतेर्निहन्ता । कफेन जातो रुधिरान्वितेन गले गलौघः परिकीर्तितोऽसौ ॥

वायुगतेर्निहन्ता उदानवायुगतिरोधकः ॥

કફના અને રૂધિરના પ્રકોપનેલીધે ગળામાં અન્નને તથા જળને રોકનારો ઉદાન વાયુની ગતિને હણનારો અને તીવ્ર જ્વરવાળો મોટો સોજો ઉત્પન્ન થાયછે એ ગલીધ કહેવાયછે.

## સ્વરઘ્નનું લક્ષણ.

## अथ स्वरघ्नमाह ।

**यस्ताम्यमानः श्वसिति प्रसक्तं भिन्नस्वरः शुष्कविमुक्तकण्ठः । कफोपदुष्टेष्वनिलायनेषु ज्ञेयः स रोगः श्वसनात्स्वरघ्नः ॥**

ताम्यमानः तमः पश्यन् । शुष्कविमुक्तकण्ठः शुष्को विमुक्तोऽस्वाधीनश्च कण्ठो यस्य सः । अस्वाधीनता भक्तं गिलितुमशक्यत्वात् । अनिलायनेषु वायुवर्त्मसु । श्वसनाद्वातात् ॥

વાયુના માર્ગો કફથી દુષ્ટ થઇ જતાં અંધારૂં દેખવામાં આવે, વારંવાર હાંફ થાય, ગળું સુકાઈ જાય તથા અન્નાદિકને ગળવાને અશક્તિ થઇ જાય અને સ્વર બગડી જાય એ રોગ સ્વરઘ્ન કહેવાયછે. - આ રોગ વાયુના કોપથી થાયછે.

## માંસતાનનું લક્ષણ.

## अथ मांसतानमाह ।

**प्रतानवान्यः श्वयथुः सुकष्टो गलोपरोधं कुरुते क्रमेण । स मांसतानः कथितोऽवलम्बी प्राणप्रणुत्सर्वकृतो विकारः ॥**

प्रतानवान् विस्तारवान् । सुकष्टः अतिशयितं कष्टं यत्र सः ॥



ગળામાં વિસ્તારવાળો, લટકતો અને મહા કષ્ટ દેનારો જે સોજો ક્રમે કરી ગળાનો ઉપરોધ કરી નાંખેછે એ રોગ માંસતાન કહેવાયછે. આ રોગ ત્રણે દોષોથી થએલો હોવાનેલીધે પ્રાણ લેનાર છે.

## વિદારીનું લક્ષણ.

## अथ विदारीमाह ।

**सदाहतोदं श्वयथुं सुताम्रमन्तर्गले पूतिविशीर्णमांसम् । पित्तेन विद्याद्वदने विदारीं पार्श्वे विशेषात्स तु येन शेते ॥**

स पुरुषो येन पार्श्वेण विशेषाद् बाहुल्येन शेते तस्मिन् पार्श्वे । सा विदारी भवतीत्यर्थः ॥

પિત્તનાપ્રકોપનેલીધે ગળામાં દાહવાળો, તીવ્ર વેદનાવાળો, અત્યંત રાતો અને દુર્ગંધવાળા તથા ફાટતા માંસવાળો સોજો ઉત્પન્ન થાયછે એ વિદારી કહેવાયછે. માણસ જે પડખાથી વધારે સુવેછે તે પડખામાં આ રોગ થાયછે.

## ગળાના રોગોની ચિકિત્સા.

## अथ गलरोगाणां चिकित्सा ।

**रोहिणीनां तु साध्यानां हितं शोणितमोक्षणम् । वमनं धूमपानं च गण्डूषो नस्यकर्म च ॥ वातजां तु हृते रक्ते लवणैः प्रतिसारयेत् । सुखोष्णान्स्नेहगण्डूषान्धारयेच्चाप्यभीक्ष्णशः ॥ विस्राव्य पित्तसंभूतां सिताक्षौद्रप्रियङ्गुभिः । घर्षयेत्कवलो द्राक्षापरूषैः कथितो हितः॥ आगारधूमकटुकैः कफजां प्रतिसारयेत् ।**

आगारधूमः कोल इति लोके । कटुकानि शुण्ठीपिप्पलीमरिचानि ॥

श्वेताविडङ्गदन्तीषु तैलं सिद्धं ससैन्धवम् । नस्यकर्मणि दातव्यं कवलश्च कफोच्छ्रये ॥

श्वेता पराजिता ॥

पित्तवत्साधयेद्वैद्यो रोहिणीं पित्तसम्भवाम् । विस्राव्य कण्ठशालूकं साधयेत्तुण्डिकेरिवत् ॥ एककालं यवान्नं च भुञ्जीत स्निग्धमल्पशः । उपजिह्वकवच्चापि साधयेदधिजिह्वकम् ॥ एकवृन्दं तु विस्राव्य विधिं शोधनमाचरेत् । एकवृन्दमिव प्रायो वृन्दं च समुपाचरेत् ॥ गिलायुश्चापि यो व्याधिस्तं च शस्त्रेण साधयेत् । अमर्मस्थं सुसंपक्वं छेदयेद्गलविद्रधिम् ॥

જે રોહિણી સાધ્ય છે તેને વાસ્તે લોહી કહડાવવું એ સારૂં છે. વમન, ધૂમપાન, કોગળા, અને નસ્ય ક્રિયા એઓપણ રોહિણીનીઉપર કરવાં.

વાયુથી થએલી રોહિણી હોય તો લોહી કહડાવ્યા પછી સૈંધવ આદિ લવણોથી પ્રતિસારણ કરવું અને સ્નેહોના સેહેવાય તેવા ઉના કોગળાઓનું પણ વારંવાર ધારણ કરવું.

પિત્તથી થએલી રોહિણી હોય તો તેમાંથી લોહી સ્રવાવીને સાકર, મધ તથા ધઉંલા એઓથી પ્રતિસારણ કરવું અને દ્રાખનો તથા ફાલસાનો કવલ ધરવો.

કફથી થએલી રોહિણી હોય તો ઘરના ધુમાડાની ધૂંસ, સુંઠ, મરી અને પીપળ એઓના ચૂર્ણથી પ્રતિસારણ કરવું. ધોળી ગરણી, વાવડીંગ અને નેપાળો એઓના કલ્કથી પકાવેલા તેલમાં સૈંધવ નાંખીને તેનું નસ્ય દેવું અને ધોળી ગરણી, વાવડીંગ તથા નેપાળો એઓનો કવળ પણ ધરવો.

વૈદ્યે પિત્તથી થએલી રોહિણીને પિત્તશામક ઉપાયોથી શાંત કરવી.

કંઠશાલૂક થએલ હોય તો વૈદ્યે તેમાંથી લોહી સ્રવાવ્યા પછી જે તુંડીકેરીની ચિકિત્સા કેહેવામાં આવીછે તે કરવી અને આખા અહોરાત્રમાં એક વખતજ થોડુંક સ્નિગ્ધ જમવા દેવું.

અધિજિહ્વક થએલ હોય તો જે ઉપજિહ્વકની ચિકિત્સા કેહેવામાં આવીછે તે કરવી.

એકવૃંદ થએલ હોય તો તેમાંથી લોહી સ્રવાવ્યા પછી શોધનનો વિધિ કરવો.

વૃંદ થએલ હોય તો એકવૃંદના જેવીજ ઘણીખરી ચિકિત્સા કરવી.

ગિલાયુ થએલ હોય તો તેને શસ્ત્રથી કાપીને મટાડવો.

કંઠવિદ્રધિ મર્મમાં ન હોય અને સારી પેઠે પાકયો હોય તો તેનું છેદન કરવું.

## ગળાના રોગોની સામાન્ય ચિકિત્સા.

## अथ सामान्यकण्ठरोगाणां चिकित्सा ।

कण्ठरोगेष्वसृङ्मोक्षैस्तीक्ष्णैर्नस्यादिकर्मभिः । चिकित्सकश्चिकित्सां तु कुशलोऽत्र समाचरेत् ॥ क्वाथं दद्याच्च दार्वीत्वङ्निम्बतार्क्ष्यकलिङ्गकम् । हरीतकीकषायो वा हितो माक्षिकसंयुतः ॥ कटुकातिविषादारुपाठामुस्तकलिङ्गकाः ।

गोमूत्रक्वथिताः पीताः कण्ठरोगविनाशनाः ॥ मृद्वीका कटुका व्योषा दार्वीत्वक् त्रिफला घनम् । पाठा रसाञ्जनं मूर्वा तेजोह्वेति सुचूर्णितम् ॥ क्षौद्रयुक्तं विधातव्यं गलरोगे महौषधम् । योगाश्चैते त्रयः प्रोक्ता वातपित्तकफापहाः ॥ यवाग्रजं तेजवतीं च पाठां रसाञ्जनं दारु निशां सकृष्णाम् । क्षौद्रेण कुर्याद्गुटिकां मुखेन तां धारयेत्सर्वगलामयेषु ॥

પ્રવીણ વૈદ્યે ગળાના રોગોની લોહી કહાડવાથી અને તીવ્ર નસ્ય વગેરે આપવાથી ચિકિત્સા કરવી.

દારૂહળદર, તજ, લીંબડો, રસવંતી અને ઇંદ્રજવ એઓનો ક્વાથ દેવાથી અથવા મધ નાંખીને હરડેનો ક્વાથ દેવાથી ગળાના રોગો મટી જાયછે. આ વાયુથી થએલા ગળાના રોગોની ચિકિત્સા છે.

કડુ, અતવસ, દેવદાર, કાળીપાડ, મોથ અને ઇંદ્રજવ એઓનો ગોમૂત્રમાં ક્વાથ કરીને પીવામાં આવે તો તેથી ગળાના રોગો મટી જાયછે. આ પિત્તથી થએલા ગળાના રોગોની ચિકિત્સા છે.

દ્રાખ, કડુ, સુંઠ, મરી, પીપળ, દારૂહળદર, પાતળી તજ, હરડે, બેહેડાં, આમળાં, મોથ, કાળીપાડ, રસવંતી, ધ્રો અને તેજબલ એઓનું બારીક ચૂર્ણ કરી મધમાં કાલવીને ઉપયોગમાં લેવામાં આવે તો કફથી થએલા ગળાના રોગો મટી જાયછે.

જવખાર, તેજબલ, કાળીપાડ, રસવંતી, દારૂહળદર, અને પીપળ એઓની મધમાં ગોળી કરીને મોહોડામાં રાખવામાં આવે તો સઘળા પ્રકારના ગળાના રોગો મટી જાયછે.

## આખા મોહોડાના રોગોવિષે.

## આખા મોહોડાના રોગોનાં નિદાનો તથા સંખ્યા.

### अथ समस्तमुखरोगाः ।

### तत्र तेषां निदानं संख्यां चाह ।

पृथक् दोषैस्त्रयो रोगाः समस्तमुखजाः स्मृताः ॥

વાયુથી થએલો, પિત્તથી થએલો અને કફથી થએલો એ રીતે આખા મોહોડામાં ત્રણ રોગ થાયછે.

### વાયુથી થએલાનું લક્ષણ.

### तत्र वातिकस्य लक्षणमाह ।

स्फोटैः सतोदैर्वदनं समन्ताद्यत्राचितं सर्वसरः सवातात् ॥

વ્યથાવાળા ફોડલાઓથી ચારેકોર મોહોડું વ્યાપ્ત થઇ જાયછે એ વાયુથી ઉત્પન્ન થએલો સર્વસર ( સઘળા મોહોડાનો રોગ ) કેહેવાયછે.

### પિત્તથી થએલાનું લક્ષણ.

### पैत्तिकमाह ।

रक्तैः सदाहैस्तनुभिः सुपीतैर्यत्राचितं चापि स पित्तकोपात् ॥

બળતરાવાળા અને અત્યંત પીળા ઝીણા ઝીણા ફોડલાઓથી આખું મોહોડું વ્યાપ્ત થઇ જાયછે એ પિત્તથી થએલો સર્વસર કેહેવાયછે.

## કફથી થએલાનું લક્ષણ.

### श्लैष्मिकमाह ।

अवेदनैः कण्डुयुतैः सवर्णैर्यत्राचितं चापि स वै कफेन ॥

यत उक्तं सुश्रुतेन । अल्पवेदनैरिति ॥

થોડી વેદનાવાળા, ચળવાળા અને મોહોડાની ચામડીના જેવા વર્ણવાળા ફોડલાઓથી આખું મોહોડું વ્યાપ્ત થઇ જાયછે એ કફથી થએલો સર્વસર કહેવાયછે.

## મોહોડાના રોગોમાં જેટલા રોગો અસાધ્ય છે તેઓનાં નામો.

### मुखरोगेष्वसाध्यानाह ।

ओष्ठप्रकोपे वर्ज्यास्तु मांसरक्तत्रिदोषजाः । दन्तवेष्टेषु वर्ज्यौ तु त्रिलिङ्गगतिसौषिरौ ॥

त्रिलिङ्गगतिः त्रिदोषजा नाडी ॥

दन्तेषु च न सिध्यन्ति श्यावदालनभञ्जनाः । जिह्वारोगेष्वलासस्तु तालुजेष्वर्बुदं तथा ॥ स्वरघ्नो वलयो वृन्दो बलासश्च विदारिकाः । गलौघो मांसतानश्च शतघ्नी रोहिणी गले ॥ असाध्याः कीर्तिता ह्येते रोगा दश नवोत्तराः । तेषु चापि क्रियां वैद्यः प्रत्याख्याय समाचरेत् ॥

હોઠના રોગોમાં માંસથી થએલો, રૂધિરથી થએલો અને ત્રણે દોષોથી થએલો એ ત્રણ રોગ આસાધ્ય છે.

દાંતનાં પેઢાંઓના રોગોમાં ત્રણે દોષોથી થએલી નાડી અને સૌષિર એ બે રોગ અસાધ્ય છે.

દાંતોના રોગોમાં શ્યાવદંતક, દાલન અને ભંજનક એ ત્રણ રોગો અસાધ્ય છે.

જીભના રોગોમાં અલાસ અસાધ્ય છે.

તાળવાના રોગોમાં તાલ્વર્બુદ અસાધ્ય છે.

ગળાના રોગોમાં સ્વરઘ્ન, વલય, વૃંદ, બલાસ, વિદારી, ગલૌઘ, માંસતાન, શતઘ્ની અને રોહિણી (વાયુથી થએલી, પિત્તથી થએલી, કફથી થએલી અને ત્રણે દોષોથી થએલી) એ નવ રોગો અસાધ્ય છે.

આ કુલ ઓગણીશ રોગો કે જેઓ અસાધ્ય ગણ્યા છે તેઓની ઉપર પણ વૈદ્યે પ્રથમ ના પાડીને ચિકિત્સા કરવી.

## આખામોહોડાના રોગોની ચિકિત્સા.

### अथ समस्तमुखरोगाणां चिकित्सा ।

वातात्सर्वसरं चूर्णैर्लवणैः प्रतिसारयेत् । तैलं वातहरैः सिद्धं हितं कवलनस्ययोः ॥ पित्तात्मके सर्वसरे शुद्धकायस्य देहिनः । सर्वः पित्तहरः कार्यो विधिर्मधुरशीतलः ॥ प्रतिसारणगण्डूषधूमसंशोधनानि च । कफात्मके सर्वसरे क्रमं कुर्यात्कफापहम् ॥ मुखपाके शिरावेधः शिरसश्च विरेचनम् । मधुमूत्रघृतक्षीरैः शीतैश्च कवलग्रहः ॥ जातीपत्रामृताद्राक्षायासदार्वीफलत्रिकैः । क्वाथः क्षौद्रयुतः शीतो गण्डूषो मुखपाकनुत् ॥ कार्यं च बहुधा नित्यं जातीपत्रस्य चर्वणम् । कृष्णाजीरककुष्ठेन्द्रयवचर्वणतस्त्र्यहात् ॥ मुखपाकव्रणक्लेददौर्गन्ध्यमुपशा-

म्यति । पटोलनिम्बजम्ब्वाम्रमालतीनवपल्लवैः ॥ पञ्चपल्लवजः श्रेष्ठः कषायो मुखधावने । पञ्चवल्कलजः क्वाथस्त्रिफलासम्भवोऽथवा ॥ मुखपाके प्रयोक्तव्यः सक्षौद्रो मुखधावने । स्वरसः कथितो दार्व्या घनीभूतो रसक्रिया ॥ सक्षौद्रा मुखरोगास्रग्दोषनाडीव्रणापहा ॥ सप्तच्छदोशीरपटोलमुस्तहरीतकीतिक्तकरोहिणीभिः । यष्ट्याह्वराजद्रुमचन्दनैश्च क्वाथं पिबेत्पाकहरं मुखस्य॥

राजद्रुमः घनवहेरा इति लोके ॥

तिला नीलोत्पलं सर्पिः शर्करा क्षीरमेव च । क्षौद्राढ्यो दग्धवक्त्रस्य गण्डूषो मुखपाकनुत् ॥ आस्वादिता सकृदपि मुखगन्धं सकलमपनयति । लवीजपूरफलजा पवनमपाच्यं च वारयति ॥ हरिद्रा निम्बपत्राणि मधुकं नीलमुत्पलम् । तैलमेभिर्विपक्तव्यं मुखपाकहरं परम् ॥ यष्टी मधु पलमेकं त्रिंशन्नीलोत्पलस्य तैलस्य ॥ प्रस्थं तद्द्विगुणपयो विधिना पक्वं तु नस्येन ॥ निशि वदनस्य स्रावं क्षपयति गात्रस्य दोषसंघातम् । कचघर्पलमवश्यं क्रमशोऽभ्यङ्गेन जन्तूनाम् ॥

इति मुखरोगाधिकारः ।

ખારાં ચૂર્ણોથી પ્રતિસારણ કરાવવામાં આવે અને વાયુને હરનારા પદાર્થોથી પકાવેલા તેલથી કવલ તથા નસ્ય દેવામાં આવે તો વાયુથી થએલો સર્વસર મટી જાયછે.

શરીરનું વિરેચન વગેરેથી સંશોધન કરી પિત્તને હરનારો સઘળો મધુર તથા શીતલ વિધિ કરવામાં આવે તો પિત્તથી થએલો સર્વસર મટી જાયછે. પિત્તથી થએલા સર્વસરઉપર પ્રતિસારણો, કોગળાઓ, ધુમાડાનાં પાનો અને સંશોધનો પણ પિત્તને હણનારાં કરવાં.

કફને હરનારો વિધિ કરવામાં આવે અને પ્રતિસારણો વગેરે પણ કફને હરનારાં કરવામાં આવે તો કફથી થએલો સર્વસર મટી જાયછે.

નસ વીંધીને લોહી કાહાડવામાં આવે, માથાનું વિરેચન કરવામાં આવે અને મધ, મૂત્ર, ઘી, દુધ તથા શીતલતાવાળા બીજા પદાર્થોનો પણ કવલ કરવામાં આવે તો મોહોડાનું પાકવું મટી જાયછે.

જાવંત્રી, ગળો, દ્રાખ, ધમાસો, હરડે, બેહેડાં અને આંમળાં એઓનો ક્વાથ કરી તેને થંડો પાડી મધ નાંખીને તેના કોગળા કરવામાં આવે તો મોહોડાનો પાક મટી જાયછે.

નિત્ય ઘણીવાર જાવંત્રી ચાવવામાં આવે તો મોહોડાનો પાક મટી જાયછે.

કાળી જીરી, કઠ અને ઇંદ્રજવ એઓને ચાવવામાં આવે તો મોહોડાનો પાક, મોહોડાનો વ્રણ, મોહોડાનો ક્લેદ અને મોહોડાનું દુર્ગંધીપણું શાંત થઈ જાયછે.

કડવાં પરવળનાં નવાં પાંનડાં, લીંબડાનાં નવાં પાંનડાં, જાંબુનાં નવાં પાંનડાં આંબાનાં નવાં પાંનડાં અને માલતીનાં નવાં પાંનડાં એ પંચ પલ્લવનો ક્વાથ મોહોડાને ધોવામાં બહુ સારો છે.

મોહોડું પાક્યું હોય તો પંચવલ્કલના (જુવો પ્રથમ ખંડનું પૃષ્ઠ ૪૮૧ મું)

અથવા હરડે, બેહેડાં અને આંમળાં એઓના ક્વાથમાં મધ નાંખીને તેથી મોહોડાને સાફ કરવું.

દારૂહળદરના ઘાટા કરેલા સ્વરસમાં મધ નાંખીને તેનો ઉપયોગ કરવામાં આવે તો મોહોડાના રોગો, લોહીનો બીગાડ અને નાડીવ્રણો એઓ મટી જાયછે.

સપ્તપર્ણ, વાળો, કડવાં પરવળ, મોથ, હરડે, કડુ, જેઠીમધ, ગરમાળો અને રતાંજલિ એઓનો ક્વાથ પીવામાં આવે તો મોહોડાનો પાક મટી જાયછે.

તલ, નીલકમલ, ઘી, સાકર, દુધ અને મધ એઓના કોગળા કરવાથી મોહોડાનો પાક મટી જાયછે. દાઝવાથી થએલા મોહોડાના પાકનો આ ઉપાય છે.

બીજોરાંના ફળની છાલ એકવાર ખાવામાં આવે તો પણ મોહોડાનો સઘળો દુર્ગંધ મટી જાયછે અને અપાનનો પવન પણ શાંત થઇ જાયછે.

હળદર, લીંબડાનાં પાંનડાં, જેઠીમધ અને નીલકમલ એઓથી પકાવેલા તૈલનો કોગળા વગેરેમાં ઉપયોગ કરવામાં આવે તો મોહોડાનો પાક અવશ્ય મટી જાયછે.

ચાર તોલાંભાર જેઠીમધ અને એકસો વીશ તોલાંભાર નીલકમળ એઓનો કલ્ક નાંખી એકસો અઠયાવીશ તોલાંભાર દુધમાં તેલ પકાવવું. આ તૈલનું નસ્ય લેવાથી રાતે થતો મોહોડાનો સ્રાવ અને શરીરના દોષોનો સમૂહ નષ્ટ થઈ જાયછે. આ તૈલનો અભ્યંગ કરવામાં આવે તો જુ વગેરે જીવડાઓથી થતુ વાળોનું ધર્ષણ પણ અવશ્ય મટી જાયછે.

મોહોડાના રોગોનો અધિકાર સંપૂર્ણ.

---

## ઝેરનો અધિકાર.

### ઝેરના બે પ્રકારવિષે.

**अथ विषाधिकारः।**

**तत्र विषस्य द्वैविध्यमाह।**

स्थावरं जङ्गमं चैव द्विविधं विषमुच्यते। दशाधिष्ठानमाद्यं तु द्वितीयं षोडशाश्रयम्॥

સ્થાવર ઝેર અને જંગમ ઝેર એ રીતે ઝેર બે પ્રકારનું કેહેવાયછે. સ્થાવર ઝેરના આશ્રયો દશ છે અને જંગમ ઝેરના આશ્રયો સોળ છે.

### સ્થાવર ઝેરના દશ આશ્રયો.

**स्थावरविषस्य दशाश्रयानाह।**

मूलं पत्रं फलं पुष्पं त्वक् क्षीरं सारमेव च। निर्यासो धातवः कन्दः स्थावरस्याश्रया दश॥

तद्यथा मूलविषं करवीरादि। पत्रविषं लंबादि। फलविषं कर्कोटकादि। पुष्पविषं वेत्रादि। त्वक्सारनिर्यासविषाणि करम्मादीनि। क्षीरविषं स्नुह्यादि। धातुविषं हरितालादि। कन्दविषं वत्सनाभशृङ्गकादि॥

મૂળીયાં, પાંનડાં, ફળો, ફૂલો, છાલો, છીરો, સારો, ગુંદરો, ધાતુઓ અને કંદો એ રીતે સ્થાવર ઝેરના દશ આશ્રયો છે.

કણેર વગેરેનાં મૂળીયાંઓમાં ઝેર છે, કડવી દુધેલી વગેરેનાં પાંનડાંઓમાં

ઝેર છે. કુકડવેલ વગેરેનાં ફળોમાં ઝેર છે. નેતર વગેરેનાં ફુલોમાં ઝેર છે. ધોળી ચણોઠી વગેરેનાં છાલ, સાર તથા ગુંદર એઓમાં ઝેર છે. થોર વગેરેનાં છીરોમાં ઝેર છે. હરતાલ વગેરે ધાતુઓમાં ઝેર છે અને વછનાગ તથા શક્તુક વગેરેના કંદોમાં ઝેર છે.

## જંગમ ઝેરના સોળ આશ્રયો.

## जङ्गमविषस्य षोडशाश्रयानाह ।

**दृष्टिनिःश्वासदंष्ट्राश्च नखमूत्रमलानि च । शुक्रं लालामुखं स्पर्शः सदंशश्च विशर्दितम् ॥ गुदास्थिपित्तशूकानि दश षट् जङ्गमाश्रयाः ॥**

तद्यथा । दृष्टिनिःश्वासविषाः दिव्याः सर्पाः । दंष्ट्राविषाः भौमसर्पाः । दंष्ट्रानखविषा व्याघ्रादयः । मूत्रपुरीषविषाः गृहगोधिकादयः । शुक्रविषा मूषिकादयः । लालाविषाः लूतादयः । लालास्पर्शमूत्रपुरीषशुक्रमुखसंदंशावशर्दितगुदविषाश्चित्रशीर्षादयः । अस्थिविषाः सर्पादयः । पित्तविषाः शकुलमत्स्यादयः । शूकविषाः भ्रमरादयः ॥

દૃષ્ટિ, નિશ્વાસ, દાઢ, નખ, મૂત્ર, વિષ્ઠા, વીર્ય, લાર, મોહોડું, સ્પર્શ, આંકડો, અધોવાયુ, ગુદ, અસ્થિ, પિત્તાં અને મોહોડાની અણી એ રીતે સ્થાવર ઝેરના આશ્રયો સોળ છે.

દિવ્ય સર્પોની દૃષ્ટિમાં તથા નિશ્વાસમાં ઝેર છે. ભયંકર સર્પોની દાઢમાં ઝેર છે. વાઘ વગેરેની દાઢમાં તથા નખમાં ઝેર છે. ઢેઢગરોળી વગેરેના મૂત્રમાં તથા વિષ્ઠામાં પણ ઝેર છે. ઉંદર વગેરેના વીર્યમાં ઝેર છે. કરોળીયા વગેરેની લારમાં ઝેર છે. ચિત્રશીર્ષ (આનું નામ ગુજરાતીમાં મળ્યું નથી.) વગેરેની લારમાં, સ્પર્શમાં, મૂત્રમાં, વિષ્ઠામાં, વીર્યમાં, મોહોડામાં, આંકડામાં, અધોવાયુમાં તથા ગુદામાં ઝેર છે. સર્પો વગેરેના અસ્થિઓમાં ઝેર છે. શકુલ નામનાં માછલાં વગેરેનાં પિત્તાંઓમાં ઝેર છે. ભ્રમર વગેરેની મોહોડાની અણીઓમાં ઝેર છે.

## સ્થાવર ઝેરોનાં સામાન્ય કાર્યોવિષે.

## મૂળીયાંના ઝેરનું કાર્ય.

## स्थावरविषाणां सामान्यकार्याण्याह ।

## तत्र मूलविषस्य कार्यमाह ।

**उद्वेष्टनं मूलविषैर्मोहः प्रलपनं तथा ॥**

મૂળીયાંનાં ઝેરથી ગોઠલીઓ ચડેછે, મોહ થાયછે અને પ્રતાપ થાયછે.

## પાંનડાંનાં ઝેરનું કાર્ય.

## पत्रविषस्य कार्यमाह ।

**जृम्भणं वेपनं श्वासो नृणां पत्रविषैर्भवेत् ॥**

પાંનડાંનાં ઝેરથી બગાસાં આવેછે, કંપ થાયછે અને શ્વાસ થાયછે.

## ફળનાં ઝેરનું કાર્ય.

## फलविषस्य कार्यमाह ।

**मुष्कशोथः फलविषैर्दाहोद्वेषश्च भोजने ॥**

ફળનાં ઝેરથી વૃષણોમાં સોજો થાયછે, બળતરા થાયછે અને ભોજનઉપર અરૂચિ થાયછે.

### ફુલનાં ઝેરનું કાર્ય.

**पुष्पविषस्य कार्यमाह ।**

भवेत्पुष्पविषैश्छर्दिराध्मानं मूर्च्छनं तथा ॥

ફુલનાં ઝેરથી ઉલટી થાયછે, આફરો થાયછે અને મૂર્च्छા આવેછે.

### છાલના, સારના તથા ગુંદરના ઝેરનાં કાર્યો.

**त्वक्सारनिर्यासकार्याण्याह ।**

त्वक्सारनिर्यासविषैरुपभुक्तैर्भवन्ति हि । आस्यदौर्गंध्यपारुष्यशिरोरुक्कफसंस्रवाः ॥

છાલનું, સારનું (ગર્ભનું) કે ગુંદરનું ઝેર ખાવામાં આવે તો મોહોડામાં દુર્ગંધ થાયછે, માથામાં વેદના થાયછે, શરીરમાં રૂક્ષપણું થાયછે અને કફનો સ્રાવ થાયછે.

### છીરનાં ઝેરનું કાર્ય.

**क्षीरविषकार्यमाह ।**

फेनागमः क्षीरविषैर्विड्भेदो गुरुजिह्वता ॥

છીરનાં ઝેરથી મોહોડામાં ફીણ આવેછે, દસ્ત લાગેછે અને જીભ ભારે થઇ જાયછે.

### ધાતુનાં ઝેરનું કાર્ય.

**धातुविषकार्यमाह ।**

हृत्पीडनं धातुविषैर्मूर्च्छा दाहश्च तालुनि ।

ધાતુનાં ઝેરથી હૃદયમાં પીડા થાયછે, મૂર્છા આવેછે અને તાળવામાં બળતરા થાયછે.

### ઉપર લખેલાં નવ ઝેરો ક્યારે મારેછે.

**प्रायेण कालघातीनि विषाण्येतानि निर्दिशेत् ॥**

एतानि मूलादिविषाणि नव कालघातीनि कालान्तरमारकाणि ॥

ઉપર લખેલાં મૂળીયાં વગેરેનાં નવ ઝેરો ઘણુંકરીને કાળાંતરે મારનારાં છે.

### કંદનાં ઝેરનું કાર્ય.

**कन्दविषस्य कार्यमाह ।**

कन्दजैर्वेपथुस्तम्भशिरोरोगादयः स्मृताः ।

કંદસંબંધી ઝેરોથી કંપ, સ્તબ્ધપણું, માથામાં પીડા, પેટનું વધવું, ઉલટી, હેડકી અને સોજો ઇત્યાદિ થાયછે.

### કંદનું ઝેર ક્યારે મારેછે?

कन्दजान्युग्रवीर्याणि यान्युक्तानि त्रयोदश ।

કંદથી થતાં તેર પ્રકારનાં ઝેર કે જેઓ સુશ્રુત આદિ ગ્રંથોમાં કહેલાં છે તેઓ ઉગ્રશક્તિવાળાં છે. (તુરત પ્રાણ લેછે.)

### ઝેરોની પરીક્ષા.

सर्वाण्येतानि कुशलैर्ज्ञेयानि दशभिर्गुणैः ॥ स्थावरं जङ्गमं वापि कृत्रिमं चापि यद्विषम् । सद्यो निहन्ति तत्सर्वं गुणैश्च दशभिर्युतम् ॥

પ્રવીણ વૈદ્યોએ સઘળાં ઝેરોની પરીક્ષા નીચે લખેલા દશ ગુણો ઉપરથી કરવી. સ્થાવર ઝેર, જંગમ ઝેર કે કૃત્રિમ ઝેર જો દશે ગુણોથી સંપૂર્ણ યુક્ત હોય તો તુરત મારી નાખેછે.

## ઝેરના દશગુણો.

### तान्दश गुणानाह ।

रूक्षमुष्णं तथा तीक्ष्णं सूक्ष्ममाशु व्यवायि च । विकाशि विशदं चैव लघ्वपाकि च ते दश ॥

રૂક્ષપણું, ઉષ્ણપણું, તીક્ષ્ણપણું, સૂક્ષ્મપણું, આશુપણું, વ્યવાયીપણું, વિકાશીપણું, વિશાદપણું, લઘુપણું અને અપાકીપણું એ દશ ગુણો ઝેરોમાં હોયછે. (આ ગુણોના અર્થો પ્રથમ ખંડના પૃષ્ઠ ૩૦૬ થી ૩૧૫ સુધીમાં લખવામાં આવ્યાછે તે જોઈલેવા.)

## તે તે ગુણોનેલીધે ઝેર શું શું કરેછે.

### तैर्गुणैर्विषस्य कार्यमाह ।

तद्रौक्ष्यात्कोपयेद्वायुमौष्ण्यात्पित्तं सशोणितम् । तैक्ष्ण्यान्मतिं मोहयति मर्मबन्धांश्छिनत्ति हि ॥ शरीरावयवान् सौक्ष्म्यात्प्रविशेद्विकरोति च । आशुत्वादाशु तत्प्रोक्तं व्यवायात्प्रकृतिं हरेत् ॥ विकाशित्वात् क्षपयति दोषान् धातून्मलानपि । अतिरिच्यते च वैशद्यात् दुश्चिकित्स्यं च लाघवात् ॥ दुर्जरं चाविपाकित्वात् तस्मात् क्लेशयते चिरम् ।

ઝેર રૂક્ષપણાનેલીધે વાયુને પ્રકુપિત કરેછે, ઉષ્ણપણાનેલીધે પિત્તને તથા રૂધિરને પ્રકુપિત કરેછે, તીક્ષ્ણપણાનેલીધે બુદ્ધિને મોહયુક્ત કરેછે તથા મર્મોના બંધોને કાપી નાખેછે. સૂક્ષ્મપણાનેલીધે શરીરના અવયવોમાં પેસી જાયછે, આશુપણાનેલીધે શરીરમાં તુરત દોડીપોહોચી વિકાર કરેછે, વ્યવાયીપણાનેલીધે પ્રકૃતિને ફેરવી નાખેછે, વિકાશીપણાનેલીધે દોષોનો, ધાતુઓનો તથા મળોનો ક્ષય કરી નાખેછે, વિશાદપણાનેલીધે ભારે જોર કરેછે, લઘુપણાનેલીધે માંડ માંડ ચિકિત્સાને વશ્ય થાયછે અને અપાકીપણાનેલીધે ઘણી મુશકેલીથી પચેછે. આવા ગુણોનેલીધે ઝેર લાંબા કાળસુધી દુઃખદાયી થઈ પડેછે.

## જેને ઝેરથી ખરડાએલું શસ્ત્ર વાગ્યું હોય તેનું લક્ષણ.

### विपलिप्तशस्त्रहतस्य लक्षणमाह ।

सद्यः पाकं याति यस्य क्षतं तत्स्रवेद्रक्तं पच्यते चाप्यभीक्ष्णम् । कृष्णीभूतं क्लिन्नमत्यर्थपूति क्षतान्मांसं शीर्यते यस्य वापि ॥ तृष्णातापौ दाहमूर्च्छे च यस्य दिग्धैर्विद्धं तं मनुष्यं व्यवस्येत् ॥

पच्यते चाप्यभीक्ष्णं पुनः पुनः पाकमेति । तापः बहिः स्थितः । दाहोऽभ्यन्तरे । यः कुर्यादित्यत्र क्षतं कर्तृपदं बोद्धव्यम् ॥

જખમ તુરત પાકે, જખમમાંથી લોહી સ્રવ્યા કરે, જખમ વારંવાર પાક્યા કરે, જખમમાંથી કાળું ક્લેદવાળું તથા અત્યંત દુર્ગંધવાળું માંસ પડ્યા કરે, તરશ લાગ્યા કરે, બાહાર તાપ થાય, અંદર પણ બળતરા થાય અને

મૂર્છા પણ પ્રાપ્ત થાય તો જાણવું કે એ માણસને ઝેરથી ખરડાએલા શસ્ત્રનો પ્રહાર થયોછે.

### રાજાઓ તથા મોટા માણસોને તેમના ચાકરો અન્નનીસાથે ઝેર ખવરાવેછે તે સમયે ઝેર દેનારની પરીક્ષા કરવાવિષે.

### प्रायेण राजादीनामन्नादौ शत्रवो विषं ददति। तेषां ज्ञानार्थं लक्षणमाह।

इङ्गितज्ञो मनुष्याणां वाक्चेष्टामुखवैकृतैः। जानीयाद्विषदातारमेभिर्लिङ्गैश्च बुद्धिमान्॥ न ददात्युत्तरं पृष्टो विवक्षुर्मोहमेति च। अपार्थं बहुसंकीर्णं भाषते चापि मूढवत्॥ अङ्गुलीः स्फोटयेदुर्वीं विलिखेत्प्रहसेदपि। वेपथुश्चास्य भवति त्रस्तश्चैकैकमीक्षते॥ विवर्णवक्त्रो ध्यामश्च नखैः किंचिच्छिनत्ति च। आलभेतासकृद्दीनः करेण च शिरोरुहान्॥ निर्यियासुरपद्वारैर्वीक्षते च पुनः पुनः। वर्तते विपरीतं च विषदाता विचेतनः॥

इङ्गितमभिप्रायसूचकम्। आकारं मुखवैकृतं मुखवैवर्ण्यादि। एभिर्लिङ्गैर्वक्ष्यमाणैः। न ददात्युत्तरं पृष्टः। स्वीयासत्कर्मजनितव्यामोहात् संकीर्णत्वम्। अस्फुटं भयजनितपर्वव्यथापनोदायाङ्गुलीः स्फोटयेत् प्रहसेत्। अहेतावपि ध्यामः दग्धसमानवर्णः। आलभेत् स्पृशेत् विपरीतं यथा स्यादेवं वर्तते॥

માણસોની અભિપ્રાય સૂચક ચેષ્ટાઓને જાણનારા બુદ્ધિમાન્ પુરૂષે વાણીના, ચેષ્ટાઓના તથા મોહોડાના વિકારોરૂપ નીચેલખેલાં ચિન્હો ઉપરથી ઝેર દેનારાને પારખી લેવો. જે માણસ પૂછ્યા છતાં પોતાના દુષ્ટકૃત્યથી થએલા વ્યામોહનેલીધે ઉત્તર ન આપે, બોલવાનું મન કરે ત્યાં મુંઝાઇ જાય, મૂઢની પેઠે ગ્રાગ્રું વ્યર્થ તથા ગડબડીયું બોલે, ભયથી થએલી સાંધાઓની વ્યથાને મટાડવાનેમાટે આંગળીઓના ટચાકા ફોડે, કારણ વગર પણ હસે, પૃથ્વીને ખોતરયા કરે, ધ્રુજયા કરે, બીતો બીતો એક એક જણની સામે જોયા કરે, મોહોડામાં બગડેલા વર્ણવાળો થઈ જાય, બળેલા જેવા વર્ણવાળો થઈ જાય, નખોથી કાંઇક કાપ્યા કરે, રાંક થઇને હાથથી કેશોનો સ્પર્શ કરયા કરે, બીજાં દ્વારોથી નીકળી જવાનેવાસ્તે વારંવાર જોયા કરે અને વિપરીત રીતે વર્તે તથા ભાનવગરનો થઈ જાય તેને ઝેર દેનારો જાણવો.

### સામાન્ય જંગમ ઝેરોનાં કાર્યો.

### जङ्गमविषाणां सामान्यानां कार्याण्याह।

निद्रां तन्द्रां क्लमं दाहं सम्पाकं लोमहर्षणम्। शोथं चैवातिसारं च कुरुते जङ्गमं विषम्॥

જંગમ ઝેર નિદ્રાને, તંદ્રાને, ગ્લાનીને, બળતરાને, પાકવાને, રૂવાણાઓના ઉભા થવાને, સોજાને અને અતીસારને કરેછે.

### અત્યંત તીક્ષ્ણ જંગમોમાં સર્પોવિષે.

### जङ्गमेषु तीक्ष्णतरेषु सर्पानाह।

वातपित्तकफात्मानो भोगिमण्डलिरा-

जिलाः । यथाक्रमं समाख्याता व्यन्तरा द्वन्द्वरूपिणः ॥ फणिनो भोगिनो ज्ञेयाः संख्यातास्तेऽत्र विंशतिः । मण्डलैर्विविधैश्चित्राः पृथवो मन्दगामिनः । षट् ते मण्डलिनो ज्ञेया ज्वलनार्कविषाः स्मृताः ॥ स्निग्धा विविधवर्णाभिस्तिर्यगूर्ध्वं च राजिभिः । विचित्रा इव ये भान्ति राजिलास्ते हि तेऽपि षट् ॥

एते यथाक्रमं वातपित्तकफात्मानः । व्यन्तराः द्वे अन्तरे भेदौ येषां ते व्यन्तराः यथा भोगिनो मण्डलिन्यां जाता इत्यादि ॥

મુખ્યત્વે કરી ભોગીજાતના, મંડલીજાતના અને રાજીલજાતના એમ ત્રણ જાતના સર્પો છે. તેઓમાં ભોગી સર્પો વાયુમય સ્વભાવવાળા છે, મંડલિ સર્પો પિત્તમય સ્વભાવવાળા છે અને રાજિલ સર્પો કફમય સ્વભાવવાળા છે. જેઓ એક જાતના સર્પથી બીજી જાતની સર્પિણીમાં ઉત્પન્ન થએલા (જેમ કે ભોગીજાતના સર્પથી મંડલિજાતની સર્પિણીમાં ઉત્પન્ન થએલા) હોયછે તેઓ બે સ્વભાવવાળા હોયછે. જે સર્પો ફણીવાળા હોયછે તેઓ ભોગી કહેવાયછે અને તેઓના ભેદ વીશ છે. જે સર્પો વિવિધ મંડલોથી વિચિત્ર, પોહોળા અને મંદ ગતિવાળા હોયછે તેઓ મંડલિ કહેવાયછે. એ સર્પો અગ્નિજેવા તથા સૂર્યજેવા અતિ ઉગ્ર ઝેરવાળા હોયછે અને તેઓના ભેદ ૭ છે. જે સર્પો સ્નિગ્ધ હોયછે અને આડી તથા ઉભી વિવિધ વર્ણોવાળી રેખાઓથી વિચિત્ર જેવા જણાયછે તેઓ રાજિલ કહેવાયછે અને તેઓના ભેદ ૭ છે.

## ભોગી વગેરે સર્પોએ કરેલા દંશની જગ્યાઓનો લક્ષણ ભેદ.

## भोगिप्रभृतिकृतदंशदेशलक्षणभेदमाह ।

दंशो भोगिकृतः कृष्णः सर्ववातविकारकृत् । पीतो मण्डलिनः शोथो मृदुः पित्तविकारवान् ॥ राजिलोत्थो भवेद्दंशः स्थिरशोथश्च पिच्छिलः । पाण्डुः *स्निग्धोऽतिसान्द्रास्त्रक्सर्वश्लेष्मविकारवान्* ॥

ભોગીએ કરેલો દંશ કાળો હોયછે અને સઘળા વાયુસંબંધી વિકારોને ઉત્પન્ન કરેછે. મંડલિએ કરેલો દંશ પીળા સોજાવાળો હોયછે, કોમળ હોયછે અને પિત્તસંબંધી વિકારોને ઉત્પન્ન કરેછે. રાજિલે કરેલો દંશ સ્થિર સોજાવાળો, ચીકણો, પાંડુ, સ્નિગ્ધ, અત્યંત ઘાટા રૂધિરવાળો અને સઘળા કફસંબંધી વિકારોવાળો હોયછે.

## અમુક પ્રદેશમાં અને અમુક કાળમાં થએલા દંશનું અસાધ્યપણું.

## देशविशेषे कालविशेषे च दष्टस्यासाध्यत्वमाह ।

अश्वत्थदेवायतनश्मशानवल्मीकसन्ध्यासु चतुष्पथेषु । याम्ये च पित्र्ये परिवर्जनीया ऋक्षे नरा मर्मसु ये च दष्टाः ॥

याम्ये भरण्यां । पित्र्ये मघायाम् ॥

दर्वीकराणां विषमाशु हन्ति मेघानिलोष्णे द्विगुणा भवन्ति ॥

उष्णे उष्णसंयोगे ॥

પીપળામાં, દેવમંદિરમાં, સ્મશાનમાં, રાફડામાં, ચોવટામાં, સંધ્યાકાળમાં, ભરણી નક્ષત્રમાં અને મઘા નક્ષત્રમાં થએલો સર્પોનો દંશ અસાધ્યછે. મર્મસ્થલોમાં થએલો- સર્પોનો દંશ પણ અસાધ્યછે.

## દર્વીકર જાતના સર્પોના ઝેરવિષે તથા તેઓના લક્ષણવિષે.

## दर्वीकरलक्षणमाह ।

रथाङ्गलाङ्गलच्छत्रस्वस्तिकाङ्कुशधारिणः । ज्ञेया दर्वीकराः सर्पाः फणिनः शीघ्रगामिनः ॥

દર્વીકર જાતના સર્પોનું ઝેર તુરત મારી નાંખેછે અને તે સર્પો વરસાદના, પવનના અને ગરમીના સયોગમાં બમણા થાયછે.

જે સર્પો ચક્રના, હળના, સાથીયાના કે અંકુશનાં ચિન્હોવાળા હોયછે, ફણોવાળા હોયછે અને ઉતાવળી ગતિવાળા હોયછે તેઓ દર્વીકર કેહેવાયછે.

## જેઓને ઝેર તુરત મારી નાખેછે તેઓવિષે.

## अपरेषु येषु विषमाशु मारकं भवति तानाह । .

अजीर्णपित्तातपपीडितेषु बालेषु वृद्धेषु बुभुक्षितेषु । क्षीणे क्षते मेहिनि कुष्ठजुष्टे रूक्षे बले गर्भवतीषु चापि ॥ शस्त्रक्षते यस्य न रक्तमस्ति राज्यो लताभिश्च न सम्भवन्ति । शीताभिरद्भिश्च न रोमहर्षो विषाभिभूतं परिवर्जयेत्तम् ॥ जिह्मं मुखं यस्य च केशशातो नासावसादश्च सकण्ठभङ्गः । कृष्णश्च रक्तः श्वयथुश्च दंशे हन्वोः स्थिरत्वं च विवर्जनीयम् ॥

केशशातः आकर्षणात् नासावसादः नासाया. नतत्वम् । कण्ठभङ्गः ग्रीवाधारणाशक्तिः । हन्वोः स्थिरत्वं हनुद्वयस्तम्भः ॥

## अपरं च ।

वान्तिर्वना यस्य निरेति वक्त्राद्रक्तं स्रवेदूर्ध्वमधश्च यस्य। दंष्ट्रानिपातांश्चतुरश्च पश्येद्यस्यापि वैद्यैः परिवर्जनीयः ॥

यस्य च नासामुखलिङ्गगुदादिभ्यो रक्तं स्रवेत् ॥

उन्मत्तमत्यर्थमुपद्रुतं वा हीनस्वरं वाप्यथवा विवर्णम् । सारिष्टमत्यर्थमवेगिनं च जह्यान्नरं तत्र न कर्म कुर्यात् ॥

अत्यर्थमुपद्रुतं वा ज्वरातिसारादिभिरतिशयेनोपद्रुतं । हीनस्वरं वक्तुमक्षमं । विवर्णं कृष्णवर्णं । सारिष्टं नासाभङ्गादियुक्तम् । अवेगिनं वेगो विषवेगः । लहरी इति लोके तद्रहित ॥

અજીર્ણથી પીડાએલો, પિત્તથી પીડાએલો, તડકાથી પીડાએલો, બાળકો, વૃદ્ધો, ભુખ્યાઓ, ક્ષીણ થએલાઓ, ક્ષતવાળાઓ, પ્રમેહવાળાઓ, કોઢીયાઓ, રૂક્ષ શરીરવાળાઓ, નિર્બળો અને ગર્ભવાળી સ્ત્રીઓ એઓ ઝેરથી તુરત મરી જાયછે. ઝેરથી દુખી થતા જે માણસને ટાઢાં પાણી છાંટતાં છતાં પણ રૂંવાળાં ઉભાં થતાં હોય તેની ચિકિત્સા કરવી નહિ. જેનું મોહોડું વાકું થઇ ગયું હોય, ખેંચવાથી વાળ નીકળી પડતા હોય, નાક નમીગયું હોય, ગળું સ્થિર

રાખવાની શક્તિ ટળી ગઇ હોય, દંશમાં કાળો કે રાતો સોજો થયો હોય અને બન્ને જડબાં સ્તબ્ધ થઇ ગયાં હોય તેની પણ ચિકિત્સા કરવી નહિ. જેના મોહોડામાંથી ધાટું વમન નીકળતું હોય, નાકમાંથી મોહોડામાંથી લિંગમાંથી તથા ગુદા વગેરેમાંથી લોહી સ્ત્રવતું હોય, અને ચારે દાઢો પડેલી જોવામાં આવતી હોય તેની પણ વૈદ્યે ચિકિત્સા કરવી નહિ. જે માણસ ઉન્મત્ત હોય, જ્વરથી અથવા અતીસાર વગેરેથી અત્યંત પીડિત હોય, બોલી શકતો ન હોય, કાળા વર્ણવાળો થઈ ગયો હોય, નાક નમીજવા આદિ અરિષ્ટોથી યુક્ત થયો હોય કે ઝેરની લેહેરોથી રહિત થયો હોય તેનેપણ છોડી દેવો એટલે તેનીપણ ચિકિત્સા કરવી નહિ. કેમકે એવાં માણસો ઝેરથી તુરત મરી જાયછે.

## સ્થાવર કે જંગમ ઝેરજ જીર્ણપણા-આદિ કારણોથી દૂષીવિષ કેહેવાવાવિષે.

## स्थावरं जङ्गमं च विषमेव जीर्णत्वादिभिः कारणैर्दूषीविषसंज्ञां लभते तदाह।

**जीर्णं विषघ्नौषधिदूषितं वा दावाग्निवातातपशोषितं वा। स्वभावतो वा गुणविप्रहीनं विषं हि दूषीविषतामुपैति॥**

जीर्णम् अतिपुराणं विषघ्नौषधिदूषितं विषघ्नैभिरोषधीभिर्हीनवीर्यं कृतं स्वभावतो वा गुणविप्रहीनं स्वभावादेव दशानां गुणानां मध्ये एकद्वित्र्यादिगुणहीनम्॥

જે ઝેર અત્યંત જુનું થઇ ગયું હોય, અથવા ઝેરને હણનારી ઔષધિએ ઓછી શક્તિવાળું કરી નાખ્યું હોય, અથવા દાવાગ્નિથી વાયુથી કે તડકાથી સુકાઇ ગયું હોય અથવા સ્વાભાવિક રીતેજ દશ ગુણોમાંથી એક બે કે ત્રણ વગેરે ગુણોથી રહિત હોય તે દૂષીવિષ કેહેવાયછે.

## દૂષીવિષનું કાર્ય.

## दूषीविषस्य कार्यमाह।

**वीर्याल्पभावान्न निपातयेत्तत्कफान्वितं वर्षगणानुबन्धि। तेनार्दितो भिन्नपुरीषवर्णो विगन्धिवैरस्ययुतः पिपासी॥ मूर्च्छां भ्रमं गद्गदवाग्वमिं च विचेष्टमानो रतिमाप्नुयाद्वा॥**

न निपातयेत् न मारयति। कफान्वितं कफेन मन्दीकृतोष्णादिगुणम्। वर्षगणानुबन्धि कफेनाग्नेर्मान्द्यादपाकाच्चिरस्थायि। तथा दूषीविषार्दितो भिन्नपुरीषवर्णः भिन्नपुरीष उद्गतमलः। भिन्नवर्णो विवर्णः विचेष्टमानः विरुद्धां चेष्टां कुर्वन्। मूर्च्छादीन् व्याधींल्लभते॥

એ દૂષીવિષ થોડી શક્તિવાળું હોવાને-લધે મારી નાખતું નથી પણ કફથી તેના ઉષ્ણપણા આદિ ગુણો મંદ થવાનેલીધે અને કફથી અગ્નિનું મંદપણું થતાં એ ઝેર નહિ પાકવાનેલીધે ઘણાં ઘણાં વર્ષો-સુધી શરીરમાંજ રેહેછે. દૂષીવિષથી પીડાએલા માણસને દસ્ત પાતળો ઉતરેછે, શરીરનો વર્ણ બગડી જાયછે, દુર્ગંધપણું પ્રાપ્ત થાયછે, મોહોડું વિરસ થઈ જાયછે, તરશ લાગ્યા કરેછે, વિરુદ્ધ ચેષ્ટાઓ પ્રાપ્ત થાયછે, ચેન મળતું નથી અને મૂર્ચ્છા, ભ્રમ વાણીનું ગદ્‌ગદપણું

અને વમન એ વ્યાધિઓ પ્રાપ્ત થાયછે.

**દૂષીવિષ કયા સ્થલમાં રેહેવાથી કયાં ચિન્હોને ઉત્પન્ન કરેછે?**

**स्थानविशेषोत्थिते दूषीविषे लिङ्गविशेषमाह ।**

आमाशयस्थे कफवातरोगी पक्वाशयस्थेऽनिलपित्तरोगी । भवेत्समुद्धस्तशिरोऽङ्गरुट्को विलूनपक्षश्च यथा विहङ्गः ॥

समुद्धस्तशिरोऽङ्गरुट्कः समुद्धस्ताः शिरोरुहाः केशाः अङ्गरुहाणि लोमानि यस्य सः । एतदपि लिङ्गं पक्वाशयस्थे दूषीविषे बोद्धव्यम् ॥

स्थितं रसादिष्वथ तद्यथोक्तान्करोति धातुप्रभवान्विकारान् ॥

तत्र दूषीविषे यथोक्तान्सुश्रुते व्याधिसमुद्देशीयोक्तान् ॥

દૂષીવિષ આમાશયમાં રહ્યું હોય તો કફસંબંધી તથા વાયુસંબંધી રોગો ઉત્પન્ન થાયછે. પક્વાશયમાં રહ્યું હોય તો વાયુસંબંધી તથા પિત્તસંબંધી રોગો થાયછે, વાળ તથા રૂવાણાં જતાં રેહેછે તથા જેની પાંખો કપાઇ ગય હોય એવા પક્ષીનાજેવી સ્થતિ થાયછે. દૂષીવિષ રસ વગેરેમાં રહ્યું હોય તો સુશ્રુતમાં સૂત્રસ્થાનના વ્યાધિસમુદ્દેશીય નામના ચોવીશમા અધ્યાયમાં કહ્યાપ્રમાણે ધાતુસંબંધી વિકારોને ઉત્પન્ન કરેછે.

**દૂષીવિષના પ્રકોપના સમયો.**

**दूषीविषस्य प्रकोपसमयमाह ।**

कोपं तु शीतानिलदुर्दिनेषु यात्याशु पूर्वं शृणु तस्य रूपम् ॥

એ દૂષીવિષ અતિશીતના સમયમાં, અતિ પવનના સમયમાં અને વાદળાઓના ઘેરાવના સમયમાં તુરત પ્રકોપ પામેછે. હવે પ્રકોપ પામેલા દૂષીવિષનું પૂર્વરૂપ કહુંછું તે સાંભળો.

**પ્રકોપ પામેલા દૂષીવિષનું પૂર્વરૂપ.**

**कुपितस्य दूषीविषस्य पूर्वरूपमाह ।**

निद्रा गुरुत्वं च विजृम्भणं च विश्लेषहर्षावथ वाङ्गमर्दः ॥

विश्लेषः गात्रशैथिल्यं । हर्षः रोमाञ्चः ॥

નિદ્રા, શરીરમાં ભારેપણું, બગાસાં, ગાત્રોનું શિથિલપણું, રૂવાણાંઓનું ઉભું થવું અથવા અંગોનું ભાગવું એ પ્રકોપ પામેલા દૂષીવિષનું પૂર્વરૂપ છે.

**પ્રકોપ પામેલા દૂષીવિષનું રૂપ.**

**रूपमाह ।**

ततः करोत्यन्नमदाविपाकावरोचकं मण्डलकोटजन्म । मांसक्षयं पाणिपदे प्रशोथं मूर्च्छां तथा छर्दिमथातिसारम् ॥ दूषीविषं श्वासतृषे ज्वरांश्च कुर्यात्प्रवृद्धिं जठरस्य चापि ।

अन्ने भुक्ते पूगफलेनेव मदः । अविपाकः अन्नस्य ॥

પ્રકોપ પામેલું દૂષીવિષ અન્ન જમતાં સોપારી ખાધાના જેવા ભીણાને ઉત્પન્ન કરેછે, અન્નને પચવા આપતું નથી, અને અરૂચિને, મંડલોની તથા ફોલ્લાઓની ઉત્પત્તિને, માંસના ક્ષયને, હાથ પગમાં સોજાને, મૂર્ચ્છાને, ઉલટીને, અતિસારને, શ્વાસને, તરશને, જ્વરોને તથા પેટની વૃદ્ધિને કરેછે.

## દૂષીવિષના ભેદોથી વિકારોના ભેદો.

### दूषीविषभेदेन विकारभेदमाह ।

**उन्मादमन्यज्जनयेत्तथान्यदानाहमन्यत्क्षपयेच्च शुक्रम् । गाद्गद्यमन्यज्जनयेच्च कुष्ठं तांस्तान्विकारांश्च बहुप्रकारान् ॥**

अन्यत् दूषीविषं तांस्तान्विकारान्विसर्पविस्फोटादीन् ॥

કોઇ દૂષીવિષ ઉન્માદને ઉત્પન્ન કરેછે કોઈ દૂષીવિષ અનાહને ઉત્પન્ન કરેછે, કોઇ દૂષીવિષ વીર્યને ક્ષીણ કરેછે, કોઇ દૂષીવિષ વાણી ગદ્‌ગદપણાને ઉત્પન્ન કરેછે, કોઇ દૂષીવિષ કોઢને ઉત્પન્ન કરેછે અને કોઇ દૂષીવિષ ઘણા પ્રકારના વીસર્પ તથા વિસ્ફોટક આદિ વિકારોને ઉત્પન્ન કરેછે.

## દૂષીવિષ શબ્દનો અર્થ.

### दूषीविषस्य निरुक्तिमाह ।

**दूषितं देशकालान्नदिवास्वप्नैरभीक्ष्णशः । यस्मात् सन्दूषयेद्धातूंस्तस्माद्दूषीविषं स्मृतम् ॥**

देशः आनूपादिः । कालो दुर्दिनादिः । अन्नं कुलत्थतिलमसूरादि । धातुदूषकत्वाद्दूषीविषम् ॥

દેશોથી, કાળોથી, અન્નોથી અને દિવસની નિદ્રાઓથી વારંવાર દૂષિત થઇને એ ઝેર ધાતુઓને દૂષિત કરેછે માટે દૂષીવિષ કહેવાયછે.

જલપ્રાય વગેરે દેશોથી, વાદળાના ઘેરાવના સમય વગરે કાળોથી અને કળથી તલ તથા મસૂર આદિ અન્નોથી એ ઝેર દૂષિત થાયછે.

## દૂષીવિષનું સાધ્યપણું, યાપ્યપણું તથા અસાધ્યપણું.

### दूषीविषस्य साध्यत्वादिकमाह ।

**साध्यमात्मवतः सद्यो याप्यं संवत्सरोत्थितम् । दूषीविषमसाध्यं स्यात्क्षीणस्याहितसेविनः ॥**

कृत्रिमं विषं द्विविधम् । एकं सविषं दूषीविषसंज्ञम् । अपरमविषं तदेव गरसंज्ञम् । तथा च काश्यपसंहितायाम् । संयोगजं च द्विविधं द्वितीयं विषमुच्यते । दूषीविषं तु सविषमविषं गर उच्यते ॥

દૂષિવિષ જિતેંદ્રિય માણસને તુરત સાધ્ય થાયછે એક વર્ષ પછી યાપ્ય થાયછે અને ક્ષીણ થએલાને તથા અપથ્યનું સેવન કરનારને અસાધ્ય થાયછે.

## કૃત્રિમ વિષનું નિરૂપણ.

### तत्र दूषीविषमभिधाय गरं दर्शयितुमाह ।

**सौभाग्यार्थं स्त्रियः स्वेदरजोनानाङ्गजान्मलान् । शत्रुप्रयुक्तांश्च गरान्प्रयच्छन्त्यन्नमिश्रितान् ॥**

દૂષીવિષ અને ગર એ રીતે કૃત્રિમ વિષ બે પ્રકારનું છે. જેમાં ઝેરનો સંબંધ હોયછે તે દૂષીવિષ કહેવાયછે કે જેનું નિરૂપણ ઉપર કરવામાં આવ્યું. જેમાં ઝેરનો સંબંધ હોતો નથી તે ગર કહેવાયછે. કાશ્યપ સંહીતામાં કહ્યું છે કે "કૃત્રિમ વિષ કે જે સંયોગથી થા-

થછે તેના દૂષીવિષ અને ગર એ રીતે બે ભેદ છે. ઝેરના સંબંધવાળું દૂષીવિષ કેહેવાયછે અને ઝેરના સંબંધ વગરનું છતાં ઝેરનું કામ કરેછે તે ગર કેહેવાયછે."

સ્ત્રીઓ પતિઓને વશ્ય કરવાનેમાટે પસીનાને, રજને તથા અનેક અંગોના મેલોને અન્નોમાં મિશ્રિત કરીને પતિઓને ખવરાવેછે તથા શત્રુઓએ આપેલા તેવા પ્રકારના પદાર્થોને પણ અન્નોમાં મિશ્રિત કરીને પતિઓને ખવરાવેછે. એ પસીના વગેરે અધમ પદાર્થો ગર કેહેવાયછે.

### ગરનું કાર્ય.

### गरकार्यमाह ।

तैः स्यात्पाण्डुः कृशोऽल्पाग्निर्ज्वरश्चास्योपजायते । मर्मप्रधमनाध्मानं स्यात् क्षयः शोथसम्भवः ॥

तैः गरैः स्वेदरजःप्रभृतिभि ज्वरश्चास्योपजायत इति अपाकात् । मर्मप्रधमनं मर्मव्यथा । क्षयो धातुक्षयः ॥

પસીના તથા રજ વગેરે ગરોથી પાંડુપણું થાયછે, કૃશપણું થાયછે, અગ્નિ મંદ થઈ જાયછે, જ્વર આવેછે, મર્મસ્થલોમાં પીડા થાયછે, આફ્રો થાયછે, ધાતુઓનો ક્ષય થાયછે અને સોજા થાયછે.

### લૂતા ( કરોળીયા ) નામના જીવડાઓની ઉત્પત્તિ, અર્થ તથા સંખ્યા.

### लूतानां जन्तुविशेषाणामुत्पत्तिं निरुक्तिं संख्यां चाह ।

यस्माल्लूनं तृणं मासा मुनेः प्रस्वेदविन्दवः । तेभ्यो जातास्तथा लूता इति ख्यातास्तु षोडश ॥

### अत्र सुश्रुतः ।

विश्वामित्रो नृपवरः कदाचिदृषिसत्तमम् । वसिष्ठं कोपयामास गत्वाश्रमपदं किल ॥ कुपितस्य मुनेस्तस्य ललाटात् स्वेदविन्दवः । अपतन्दर्शनादेव ह्यधस्तात्तीव्रवर्चसः । लूने तृणे महर्षेस्तु धेन्वर्थे सम्भृतेऽपि च । ततो जातास्त्विमे घोरा नानारूपा महाविषाः ॥ तासामष्टौ कष्टसाध्या वर्ज्यास्तावत्य एव हि ।

तत्र त्रिमण्डलप्रभृतयोऽष्टौ कष्टसाध्याः । सौवर्णिकप्रभृतयोऽष्टावसाध्याः ॥

મુનિના પસીનાના છાંટાઓ કાપી નાખેલા ખડ ઉપર પડતાં તેઓમાંથી જે જીવડાઓ ઉત્પન્ન થયાછે તેઓ લૂતા કેહેવાયછે. લૂતાઓની જાતો સોળ છે. 'લૂ' એ ધાતુનો અર્થ 'કાપવું' છે. આ ઉપરથીજ સુશ્રુત કેહેછે કે "રાજાઓમાં ઉત્તમ વિશ્વામિત્રે કોઇ સમયે વસિષ્ઠના આશ્રમમાં જઇને મહામુનિ વસિષ્ઠને કચવાવ્યા હતા. તીવ્ર તેજવાળા એ મહામુનિ વસિષ્ઠને વિશ્વામિત્રના દર્શનથીજ કોપ ચડતાં તેમના લલાટમાંથી પસીનાના બિંદુઓ ગાયને વાસ્તે કાપીને એકઠા કરી રાખેલા ખડ ઉપર પડ્યા હતા અને તેઓમાંથી ભયંકર, ભારે ઝેરવાળા તથા અનેક રૂપોવાળા લૂતા નામના જીવડાઓ ઉત્પન્ન થયાછે. એઓમાં ત્રિમંડલ વગેરે આઠ કષ્ટસાધ્ય છે અને સૌવર્ણિક વગેરે આઠ અસાધ્ય છે.

### કષ્ટસાધ્ય લૂતાઓના દંશનું લક્ષણ.

### तासां सामान्यानां दंशलक्षणमाह ।

ताभिर्दष्टे दंशकोथः प्रवृत्तिः क्षतजस्य च । ज्वरो दाहोऽतिसारश्च गदाः स्युश्च त्रिदोषजाः ॥ पिडिका विविधाकारा मण्डलानि महान्ति च । शोथा महान्तो मृदवो रक्ताः श्यावाश्चलास्तथा ॥ सामान्यं सर्वलूतानामेतद्दंशस्य लक्षणम् ।

दंशकोथः दंशमध्ये पूतिभावः ।

दंशमध्ये तु यत्कृष्णं श्यावं वा जालकावृतम् । दग्धाकृति भृशं पाकक्लेदशोथज्वरान्वितम् ॥ दूषीविषाभिर्लूताभिस्तद्दष्टमिति निर्दिशेत् ॥

લૂતાઓ કરડેલ હોય તો દંશમાં સડો થાયછે, લોહીની પ્રવૃત્તિ થાયછે, જ્વર આવેછે, બળતરા થાયછે, અતીસાર થાયછે, ત્રણે દોષોસંબંધી રોગો થાયછે, વિવિધ આકૃતિઓવાળી ફોડલીઓ થાયછે, મોટાં મંડલો થાયછે, અને મોટા, કોમલ, રાતા, ચપલ તથા કાળાશવાળા સોજા થાયછે. લૂતાઓના દંશનું આ સામાન્ય લક્ષણ છે.

દંશમાં જે કાળું અથવા કાળી ઝાંઈવાળું, જાળાંઓવાળું, બળેલાના જેવી આકૃતિવાળું, અત્યંત પાકવાળું અને ક્લેદ, સોજો તથા જ્વર એઓવાળું ચિન્હ દેખાતું હોય તો જાણવું કે દૂષીવિષા નામની લૂતાઓનો દંશ છે.

### પ્રાણ લેનારી સૌવર્ણિક વગેરે આઠ અસાધ્ય લૂતાઓના દંશનું લક્ષણ.

### सौवर्णिकादयोऽष्टावसाध्याः प्राणहरास्तासां लक्षणमाह ।

शोफः श्वेता सिता रक्ता पीता च पिडिका ज्वरः । प्राणान्तिकी भवेद्दाहः श्वासहिक्काशिरोग्रहः ॥

અસાધ્ય લૂતાઓ કરડેલી હોય તો શોફ થાયછે, ધોળી, રાતી તથા પીળી ફોડલીઓ થાયછે. જ્વર આવેછે. પ્રાણ લઈ જાય એવી બળતરા થાયછે. શ્વાસ થાયછે, હેડકી આવેછે અને માથું ઝલાયછે.

### ઉંદરના ઝેરનું લક્ષણ.

### आखुविषलक्षणमाह ।

आदंशाच्छोणितं पाण्डुमण्डलानि ज्वरोऽरुचिः । लोमहर्षश्च दाहश्चाप्याखुदूषीविषार्दिते ॥

દંશથી માંડીને લોહી પાંડુવર્ણવાળું થઇ જાય, ચામઠાં થાય, જ્વર આવે, અરૂચિ થાય, રૂવાણાં ઉભાં થઇ જાય અને બળતરા થાય એ લક્ષણો ઉપરથી જાણવું કે ઉંદરના દૂષીવિષથી પીડા થએલી છે.

### પ્રાણ લેનારા ઉંદરના ઝેરનું કાર્ય.

### प्राणहरमूषकविषकार्यमाह ।

मूर्च्छाङ्गशोथवैवर्ण्य क्लेदशब्दाश्रुतिज्वराः । शिरोगुरुत्वं लालासृक् छर्दिश्चासाध्यमूषकात् ॥

अङ्गशोथोऽत्र मूषकाकारो बोद्धव्य इति तन्त्रान्तरे ।

અસાધ્ય ઉંદર કરડ્યો હોય તો મૂર્ચ્છા, અંગોમાં સોજો, વર્ણનું બદલી જવું, ક્લેદ, બેહેરાપણું, જ્વર, માથાનું ભારેપણું, લાળનું ઝરવું અને લોહીની ઉલટી એઓ થાયછે.

બીજા ગ્રંથમાં લખ્યું છે કે "અંગમાં ઉંદરના કરડથી થયેલો સોજો ઉંદરના-જેવાજ આકારવાળો થાયછે."

## કાકીંડાના દંશનું લક્ષણ.

## कृकलासदष्टस्य लक्षणमाह ।

शोथस्य कार्श्यमथवा नानावर्णत्वमेव च । मोहोऽथ वर्चसो भेदो दष्टस्य कृकलासकैः ॥

કાકીંડો (કાચંડો) કરડ્યો હોય તો કૃશપણું અથવા અનેક વર્ણવાળાપણું થાયછે. મોહ થાયછે અને દસ્ત લાગ્યા કરેછે.

## વીંછીના ઝેરનું લક્ષણ.

## वृश्चिकविषस्य लक्षणमाह ।

दहत्यग्निरिवादौ तु भिनत्तीवोर्ध्वमाशु च । वृश्चिकस्य विषं याति पश्चाद्दंशेऽवतिष्ठते ॥

વીંછીનું ઝેર પ્રથમ તો આગ લાગ્યાજેવી બળતરા કરેછે, ત્વરાથી ઉંચું ચડીને જાણે અંગોને ભેદી નાંખતું હોય એવી વ્યથા કરેછે અને પછી અમુક સમય જતાં દંશની જગ્યામાં આવી રેહેછે.

## અસાધ્ય વીંછીના દંશનું લક્ષણ.

## असाध्यस्य वृश्चिकदष्टस्य लक्षणमाह ।

दष्टोऽसाध्यैस्तु हृद्घ्राणरसनोपहतो नरः । मांसैः पतद्भिरत्यर्थं वेदनार्तो जहात्यसून् ॥

असाध्यैर्वृश्चिकैस्तेषामेवानुवृत्तेः । हृदादिषु उपहतः हृदादिकार्यरहितो भवति अत्यर्थं वेदनार्त इत्यन्वयः ॥

અસાધ્ય વીંછી કરડ્યો હોય તો હૃદય, નાક તથા જીભ એઓ પોતપોતાનાં કામ કરી શકે નહિ એવી વેદના થાયછે, માંસો અત્યંત પડ્યા કરેછે અને એ વેદનાથી પ્રાણ નીકળી જાયછે.

## કણભ નામના ( આનું નામ ગુજરાતીમાં મળ્યું નથી ) કીડાના દંશનું લક્ષણ.

## कणभदष्टस्य लक्षणमाह ।

विसर्पः श्वयथुः शूलं ज्वरश्छर्दिरथापि वा । लक्षणं कणभैर्दष्टे दंशश्चैवावशीर्यते ॥

कणभः कीटविशेषः ॥

કણભ નામનો કીડો કરડ્યો હોય તો વિસર્પ, સોજો, શૂળ, જ્વર અથવા ઉલટી એઓ થાયછે અને દંશની જગ્યા વીંખાવા લાગેછે.

## કાળાં અને મોટાં રૂવાણાંવાળી એળના દંશનું લક્ષણ.

## उच्चिटिङ्गदष्टस्य लक्षणमाह ।

कृष्णलोमोच्चिटिङ्गेन स्तब्धलिङ्गो भृशार्तिमान् । दष्टः शीतोदकेनैव सिक्तान्यङ्गानि मन्यते ॥

कृष्णलोमा अधिकतरकृष्णरोमा । उच्चिटिङ्गश्चीटा कीटविशेषः ॥

કાળાં અને મોટાં રૂવાણાંવાળી એળ કરડી હોય તો સઘળાં સ્તબ્ધપણાનાં ચિન્હો થાયછે. બહુ વેદના થાયછે અને જાણે સઘળાં અંગોની ઉપર ટાઢા પાણીનું સેચન કરવામાં આવ્યું હોય એમ જણાયછે.

### ઝેરી દેડકાના દંશનું લક્ષણ.

### सविषमण्डूकदष्टस्य लक्षणमाह ।

एकदंष्ट्रार्दितः शूनः सरुजः पीतकः सतृट् । सनिद्रश्छर्दिमान्दष्टो मण्डूकैः सविषैर्भवेत् ॥

एकदंष्ट्रार्दितः स्वभावादेकयैव दंष्ट्रया दष्टो भवति ॥

ઝેરી દેડકાનો દંશ થયો હોય તો દંશમાં એક દાઢજ ઉઠી રહેછે. વેદનાવાળો પીળો સોજો થાયછે. તરશ લાગ્યા કરેછે. ઉંઘ આવેછે. અને ઉલટી થાયછે.

### ઝેરી માછલાના દંશનું લક્ષણ.

### मत्स्यविषस्य कार्यमाह ।

मत्स्यास्तु सविषाः कुर्युर्दाहं शोथं रुजं तथा ॥

ઝેરી માછલું કરડ્યું હોય તો બળતરા, સોજો અને વેદના થાયછે.

### જળોના ઝેરનું કાર્ય.

### जलौकाविषकार्यमाह ।

कण्डूं शोथं ज्वरं मूर्च्छां सविषास्तु जलौकसः ॥

कुर्युरिति शेषः ॥

ઝેરી જળો કરડેલી હોય તો ચળ, સોજો, જ્વર અને મૂર્છા થાયછે.

### ઢેઢગરોળીના ઝેરનું કાર્ય.

### गृहगोधिकाविषकार्यमाह ।

विदाहं श्वयथुं तोदं प्रस्वेदं गृहगोधिकाः ॥

कुर्युरिति शेषः ॥

ઢેઢગરોળી કરડેલી હોય તો દાહ થાયછે. સોજો થાયછે. ભોંકાયાજેવી વ્યથા થાયછે અને અંગોમાં પસીનો વળેછે.

### કાનખજુરાના ઝેરનું કાર્ય.

### शतपदीविषकार्यमाह ।

दंशे स्वेदं रुजं दाहं कुर्याच्छतपदीविषम् ॥

शतपदी गिजाई इति लोके ॥

કાનખજુરો કરડ્યો હોય તો દંશમાં પસીનો વળેછે. વેદના થાયછે અને બળતરા થાયછે.

### મચ્છરના ઝેરનું કાર્ય.

### मशकविषकार्यमाह ।

कण्डूमान्मशकैरीषच्छोथः स्यान्मन्दवेदनः ॥

મચ્છર કરડેલ હોય તો ચળવાળો અને થોડી વેદનાવાળો જરાક સોજો થાયછે.

### અસાધ્ય મચ્છરના દંશનું લક્ષણ.

### असाध्यमशकमाह ।

असाध्यकीटसदृशमसाध्यं मशकक्षतम् ॥

असाध्यकीटसदृशं असाध्यैः कीटैर्लूतादिभिः कृतं यत् क्षतं तत्सदृशमेदनम् ॥

અસાધ્ય મચ્છરે કરેલો જખમ અ-

સાધ્ય કરોળીયા આદિ કીડાઓએ ક-રેલા જખમનાજેવી વેદના કરેછે.

## માંખીના દંશનું લક્ષણ.

## मक्षिकादंशलक्षणमाह ।

**सद्यः संस्राविणी श्यावा दाहमूर्च्छाज्वरान्विता । पिडिका मक्षिकादंशे तासां तु स्थगिकाऽसुहृत् ॥**

तासामित्यादि तासां सुश्रुतोक्तानां पण्णां मक्षिकाणां मध्ये स्थगिकानाम्नी शीघ्रं प्राणं हरतीत्यर्थः ॥

માંખી કરડી હોય તો તુરત સ્રાવવાળી, કાળાશવાળી, બળતરાવાળી, મૂર્છાવાળી અને જ્વરવાળી ફોડલી થાયછે. સુશ્રુતે કહેલી છ પ્રકારની માંખીઓમાં સ્થગિકા નામની જે માંખી છે તે તુરત પ્રાણ લેનારી છે.

## વાઘ વગેરેનાં ઝેરોનું કાર્ય.

## व्याघ्रादिविषाणां कार्यमाह ।

**चतुष्पाद्भिर्द्विपाद्भिर्वा नखैर्दन्तैश्च यत्क्षतम् । शूयते पच्यते तत्तु स्रवति ज्वरयत्यपि ॥**

चतुष्पाद्भिः व्याघ्रादिभिः । द्विपाद्भिः वनमनुष्यादिभिः । शूयते शूनं भवति ॥

ચાર પગવાળાં વાઘ વગેરે જાનવરોએ અથવા બે પગવાળાં જંગલી માણસો વગેરેએ નખોથી કે દાંતોથી જે જખમ કર્યો હોય તે સોજાવાળો થાયછે, પાકેછે, સ્રવેછે અને જ્વરને પણ પ્રાપ્ત કરેછે.

## ઝેરથી રહિત થએલા માણસનું લક્ષણ.

## विषोज्झितस्य लक्षणमाह ।

**प्रसन्नदोषं प्रकृतिस्थधातुमन्नाभिकामं सममूत्रविट्कम् । प्रसन्नवर्णेन्द्रियचित्तचेष्टं वैद्योऽवगच्छेदविषं मनुष्यम् ॥**

प्रसन्नदोषं प्रकृतिस्थदोषं । शेषं सुगमम् ॥

વાયુ આદિ દોષો સ્વસ્થ (સ્વાભાવિક સ્થિતિવાળા) થઈ જાય, ધાતુઓ પણ સ્વાભાવિક સ્થિતિવાળી થઈ જાય, અન્ન ખાવાની ઇચ્છા થાય, મૂત્ર તથા વિષ્ઠા યોગ્ય સ્થિતિવાળાં થાય, અને વર્ણ, ઇંદ્રિયો, ચિત્ત તથા ચેષ્ટા એઓ પ્રસન્ન (નિર્મલ) સ્થિતિવાળાં થાય ત્યારે વૈદ્યે માણસને ઝેર વગરનો થએલો સમજવો. (ઝેર ઉતરી ગયું જાણવું.)

## વિષોની ચિકિત્સાવિષે.

## સ્થાવર વિષની ચિકિત્સા.

## अथ विषाणां चिकित्सा ।

## तत्र स्थावरविषचिकित्सा ।

**स्थावरेण विषेणार्तं नरं यत्नेन वामयेत् । वमनेन समं नास्ति यतस्तस्य चिकित्सितम् ॥ विषमत्यर्थमुष्णं च तीक्ष्णं च कथितं यतः । अतः सर्वविषेषूक्तः परिषेकस्तु शीतलः ॥ औष्ण्यात्तैक्ष्ण्याद्विशेषेण विषं पित्तं प्रकोपयेत् । वमितं सेचयेत्तस्माच्छीतलेन जलेन च ॥ पाययेन्मधुसर्पिर्भ्यां विषघ्नं भेषजं द्रुतम् । भोक्तुमम्लं रसं दद्यार्द्दर्पयेन्मरिचानि च ॥ यस्ययस्य च दोषस्य पश्येल्लिङ्गानि भूरिशः । तस्यतस्यौषधैः कुर्याद्विपरीतगुणैः क्रियाम् ॥ शालयः षष्टिकाश्चैव कोरदूषाः प्रियङ्गवः । भोजनार्थे विषार्तानामूर्ध्वं चाधश्च शोधनम् ॥**

प्रियङ्गुः कङ्गुः ॥

**मूलत्वक्पत्रपुष्पाणि बीजं चेति शि-**

रीषतः । गवां मूत्रेण सम्पिष्टं लेपाद्विषहरं परम् ॥ दूषीविषार्तं सुस्निग्धमूर्ध्वं चाधश्च शोधितम् । पाययेदगदं मुख्यमिदं दूषीविषापहम् ॥ पिप्पलीध्यामकं मांसी लोध्रमेला सुवर्चिका । मरिचं वालकं चैला तथा कनकगैरिकम् ॥ क्षौद्रयुक्तः कषायोऽयं दूषीविषमपोहति ॥

ध्यामकं रोहिषं तदलाभे उशीरं देयम् । कनकगैरिकमत्यन्तमारक्तम् । गैरिकं सोनागेरू इति लोके ॥

સ્થાવર વિષથી પીડાએલા માણસને યત્નપૂર્વક વમન કરાવવું. કેમકે એનેવાસ્તે વમનના જેવી બીજી કોઈ ચિકિત્સા નથી. વિષ અત્યંત ઉષ્ણ છે અને તીક્ષ્ણ છે એટલાભાટે સઘળા પ્રકારનાં વિષોમાં શીતળ સેચન કરવાં યોગ્ય છે. વિષ ઉષ્ણપણાનેલીધે અને તીક્ષ્ણપણાનેલીધે વિશેષે કરી પિત્તને પ્રકુપિત કરેછે એટલાભાટે વમન કરાવ્યા પછી શીતળ જળથી સેચન કરવું. વિષને હણનારૂં ઔષધ ઘીની તથા મધની સાથે તુરત પાવું. ખાટો રસ ખાવા દેવો અને અંગોમાં મરીનું ચૂર્ણ ઘસવું. જે જે દોષનાં ચિન્હો અધિક જોવામાં આવે તે તે દોષની તે તે દોષના ગુણોથી વિપરીત ગુણોવાળાં ઔષધોથી ચિકિત્સા કરવી. ઝેરથી પીડાએલાં માણસોને જમવામાં રાતા ચોખા, સાઠી ચોખા, કોદરા અને કાંગ એઓ દેવાં અને વમનથી તથા વિરેચનથી સંશોધન કરવું.

સરસડીયાનાં મૂળ, છાલ, પાંનડાં, ફૂલ અને બીજ એ પાંચે પદાર્થોને ગોમૂત્રમાં વાટીને લેપ કરવામાં આવે તો ઝેર હરાઈ જાયછે.

પીપળ, રોહિસ નામનું સુગંધી ખડ, રોહિસ ન મળેતો વાળો, જટામાંસી, લોદર, એળચી, સાજીખાર, મરી, વાળો, ઝીણી એળચી અને સોનાગેરૂ એઓનો ક્વાથ કરી તેમાં મધ નાંખીને પાવામાં આવે તો દૂષીવિષ ટળી જાયછે. દૂષીવિષથી પીડાએલા માણસને સારી પેઠે સ્નિગ્ધ કરી તથા ઉલટીથી અને વિરેચનથી શોધિત કરીને તે પછી આ ઉત્તમ ઔષધ પાવું.

## જંગમ વિષની ચિકિત્સા.

## अथ जङ्गमविषस्य चिकित्सा।

अभयां रोचनां कुष्टमर्कपत्रं तथोत्पलम् । नलवेतसमूलानि गरलं सुरसां तथा॥ सकलिङ्गां समञ्जिष्ठामनन्तां च शतावरीम् । शृङ्गाटकं समङ्गां च पद्मकेशरमित्यपि । कल्कीकृत्य पचेत्सर्पिः पयो दद्याच्चतुर्गुणम् ॥ सम्यक्पकेऽवतीर्णे च शीते तस्मिन्विनिःक्षिपेत्। सर्पिस्तुल्यं भिषक् क्षौद्रं कृतरक्षं निधापयेत् ॥ विषाणि हन्ति दुर्गाणि गरदोषकृतानि च । स्पर्शाद्धन्ति विषं सर्वं गरैरुपहतां त्वचम् ॥ योगजं तमकं कण्डूं मांससादं विसंज्ञताम् । नाशयत्यञ्जनाभ्यङ्गपानवस्तिषु योजितम् ॥ सर्पकीटाखुलूतादिदष्टानां विषहृत्परम् ।

मृत्युपाशछेदिघृतम् ॥

धत्तूरस्य शिफा पेया क्षीरेण परिपेपिता ॥ अङ्कोटवंशजा चापि श्वविषघ्नी प्रयत्नतः। रजनीयुग्मपतङ्गमञ्जिष्ठानागकेशरैः ॥ शीताम्बुपिष्टैरालेपः सद्यो लूतां

विनाशयेत् । जीरकस्य कृतः कल्को घृतसैन्धवसंयुतः ॥ सुखोष्णो मधुना लेपो वृश्चिकस्य विषं हरेत् । गन्धमाघ्राय मृदितं सूर्यावर्तदलस्य तु ॥ काश्चकेन नरो विद्धः क्षणाद्भवति निर्विषः ॥

इति विषाधिकारः ॥

હરડે, ગોરોચના, કઠ, આકડાનું પાંદડું, કમળ, બરૂનાં મૂળ, નેતરનાં મૂળ, ગરલ, (વછનાગ અથવા અફીણ) ધોળી નસોતર, ઇંદ્રજવ, મજીઠ, રાતો ધમાસો, શતાવરી, શીંગોડાં, રીસામણી અને કમળના કેસરા એઓનો કલ્ક નાંખી ચોગણા પાણીમાં અથવા દુધમાં ઘી પકાવવું. સારી રીતે પાકી રહે ત્યારે ઉતારી થંડું થયા પછી તેમાં ઘીના જેટલુંજ મધ નાંખીને તેને સારા ખંડોખસ્તથી વૈદ્યે રાખી મેલવું. આ "મૃત્યુપાશચ્છેદી" નામનું ઘી ઝેરના દોષથી થએલાં સઘળાં દુઃખોને અને ઝેરોને પણ હણી નાંખેછે. અંજનમાં, અભ્યંગમાં, પીવામાં અને પીચકારીમાં ઉપયોગમાં લેવામાં આવેલું.આ ઘી પોતાના સ્પર્શથી સઘળા પ્રકારના ઝેરોને હણી નાંખેછે. ઝેરથી ખરાબ થએલી ચામડીને સાફ કરેછે અને કૃત્રિમવિષ, તમકશ્વાસ, ચળ, માંસસાદ તથા બેભાનપણું એઓનો પણ નાશ કરેછે. સર્પો, કીડાઓ, ઊંદરો, અને કરોળીયાઓ એ કરડેલાઓના ઝેરને મટાડવાનેવાસ્તે આ ઉત્તમ ઉપાયછે.

ધંતુરાનાં મૂળીઆં દુધમાં પ્રયત્નપૂર્વક વાટીને પીવામાં આવે તો તેથી કુતરાનું ઝેર મટી જાયછે.

અંકોળનાં મૂળીયાં દુધમાં વાટીને પીવામાં આવે તો તેથી પણ કુતરાનું ઝેર મટી જાયછે.

હળદર, દારૂહળદર, પતંગ, મજીઠ, અને નાગકેસર એઓને ટાઢા પાણીમાં વાટી આ લેપ કરવામાં આવે તો કરોળીયાનું ઝેર તુરત નષ્ટ થઈ જાયછે.

જીરાંનો કલ્ક કરી તેમાં મધ તથા સૈંધવ નાંખી જરા ગરમ કરી મધથી મિશ્રિત કરીને તેનો લેપ કરવામાં આવે તો તેથી વીંછીનું ઝેર નષ્ટ થઇ જાયછે.

કાળા ભાંગરાના પાંદડાંને ચોળી તેનો ગંધ સુંઘવામાં આવે તો વીંછીનું ઝેર ક્ષણમાત્રમાં ઉતરી જાયછે. (ઘોડાવજને ચાવી મોહોડામાં રાખી કાનમાં ફુંકો મારવામાં આવે તો વીંછીનું ઝેર ઉતરી જાયછે.)

## ઝેરનો અધિકાર સંપૂર્ણ.

---

## સ્ત્રીઓના પ્રદર આદિ રોગોવિષે.

## પ્રદરનો અધિકાર.

### પ્રદરનાં દૂરનાં નિદાનો તથા સંખ્યા

### अथ स्त्रीणां प्रदरादिरोगाणामधिकारमाह ।

### तत्र प्रदराधिकारमाह ।

### तत्र प्रदरस्य विप्रकृष्टं निदानमाह ।

विरुद्धमद्याध्यशनादजीर्णाद्गर्भप्रपातादतिमैथुनाच्च । यानाध्वशोकादतिकर्षणाच्च भाराभिघाताच्छयनाद्दिवा च ॥ तं श्लेष्मपित्तानिलसन्निपातैश्चतुःप्रकारं प्रदरं वदन्ति ।

अत्र वातपित्तयोरादौ श्लेष्मणोऽभिधानं श्लैष्मिकेऽतिप्रवृत्तिबोधनार्थम् ॥

વિરૂદ્ધ ભોજનો કરવાથી, મદ્ય પીવાથી, જમ્યા ઉપર જમવાથી, અજીર્ણથી, ગર્ભના પડવાથી, અત્યંત મૈથુનથી, વાહનો ઉપર બેસીને અત્યંત ગતિ કરવાથી, ઘણો પંથ કરવાથી, અત્યંત કર્ષણ કરવાથી, બહુ બોજો ઉપાડવાથી, અભિઘાતથી અને દિવસે સુવાથી સ્ત્રીઓને પ્રદર નામનો રોગ થાયછે. કફથી થએલો, પિત્તથી થએલો, વાયુથી થએલો અને ત્રણે દોષથી થએલો એ રીતે પ્રદર ચાર પ્રકારનો કહેવામાં આવેછે.

ઉપરના વાક્યમાં વાયુથી તથા પિત્તથી પેહેલાં કફ લખ્યોછે તે એટલું જણાવવાને વાસ્તે કે 'કફથી થએલા પ્રદરમાં લોહીની અત્યંત પ્રવૃત્તિ થાયછે.'

## પ્રદરનું સામાન્ય લક્ષણ.

### प्रदरस्य सामान्यलक्षणमाह ।

असृग्दरं भवेत्सर्वं साङ्गमर्दं सवेदनम् ।

असृग्दरं असृग्दार्यते च्यव्यतेऽनेनेत्यसृग्दरम् । अङ्गमर्दं अङ्गभङ्गसहितम् । सवेदनं सशूलम् ॥

· દુષ્ટ ઋતુનો અત્યંત સ્રાવ થાય, અંગો ભાંગ્યા કરે અને શૂળ નીકળ્યા કરે એ રોગ પ્રદર કહેવાયછે.

## કફથી થએલા પ્રદરનું લક્ષણ.

### श्लैष्मिकप्रदरस्य लक्षणमाह ।

आमं सपिच्छाप्रतिमं सपाण्डु पुलाकतोयप्रतिमं कफात्तु ॥

आमं अपक्वरसयुक्तम् । सपिच्छाप्रतिमं सपिच्छा शाल्मल्यादिनिर्यासस्तत्तुल्यम् । पिच्छिलमित्यर्थः । सपाण्डु सहशब्दोऽत्रेपदर्थः । तेनेपत्पाण्डु । पुलाकतोयप्रतिमं कफात्तु पुलाकस्तुच्छधान्यं तद्धावनतोयतुल्यं रुधिरं स्रवेदित्यर्थः ॥

કફથી થએલો પ્રદર હોય તો કાચા રસવાળું, શેમળા વગેરેના ગુંદર જેવું ચીકણું, જરાક પાંડુપણાવાળું અને તુચ્છ ધાન્યના ધોણ જેવું લોહી સ્રવેછે.

## પિત્તથી થએલા પ્રદરનું લક્ષણ.

### पैत्तिकमाह ।

सपीतनीलासितरक्तमुष्णं पित्तार्तियुक्तं भृशवेगि पित्तात् ।

सपीतनीलासितरक्तं पीतादिवर्णयुक्तम् । पित्तार्तियुक्तं दाहादियुक्तम् । भृशवेगि वारंवारं प्रवृत्तियुक्तम् ॥

પિત્તથી થએલો પ્રદર હોય તો પીળા, નીલા, કાળા તથા રાતા વર્ણવાળું, ઊનું અને પિત્તસંબંધી બળતરા વગેરે વેદનાઓવાળું લોહી વારંવાર સ્રવ્યા કરેછે.

## વાયુથી થએલા પ્રદરનું લક્ષણ.

### वातिकमाह ।

रूक्षारुणं फेनिलमल्पमल्पं वातात्सतोदं पिशितोदकाभम् ।

पिशितोदकाभं मांसधावनतोयाभम् ॥

વાયુથી થએલો પ્રદર હોય તો રૂક્ષ, રાતું, ફીણવાળું, વ્યથાવાળું અને માંસના ધોણ જેવું લોહી થોડું થોડું સ્રવેછે.

## ત્રણે દોષોથી થએલા પ્રદરનું લક્ષણ.

### सन्निपातिकमाह ।

सक्षौद्रसर्पिर्हरितालवर्णं मज्जप्रकाशं कुणपं त्रिदोषम् । तं चाप्यसाध्यं प्रवद-

न्ति तज्ज्ञा न तत्र कुर्वीत भिषक् चिकित्साम् ॥

सक्षौद्रसर्पिः क्षौद्रादिवर्णसहितम् । कुणपं शवगन्धि ॥

ત્રણે દોષોથી થએલો પ્રદર હોય તો મધના, ઘીના તથા હરતાલના જેવા વર્ણવાળું, મજ્જા જેવું અને શબના જેવા ગંધવાળું, લોહી સ્રવેછે. વિદ્વાન વૈદ્યો આ પ્રદરને અસાધ્ય કહેછે માટે વૈદ્યે તેની ચિકિત્સા કરવી નહિ.

### લોહી બહુજ સ્રવતાં થતા ઉપદ્રવો.

### रक्तस्यातिप्रवृत्तावुपद्रवानाह ।

तस्यातिवृत्तौ दौर्बल्यं श्रमो मूर्च्छा मदस्तृषा । दाहः प्रलापः पाण्डुत्वं तन्द्रा रोगाश्च वातजाः ॥

वातजा रोगाः आक्षेपकादयः ॥

લોહી બહુજ સ્રવે તો દુર્બળપણું, શ્રમ, મૂર્ચ્છા, મદ, તરશ, બળતરા, પ્રલાપ, પાંડુપણું, તંદ્રા અને વાયુથી થતા આક્ષેપક આદિ રોગો થાયછે.

### પ્રદરવાળી કેવી સ્ત્રીની ચિકિત્સા કરવી નહિ?

### असाध्यां प्रदरव्याधिमतीमाह ।

शश्वत्स्रवन्तीमास्रावं तृणादाहज्वरान्विताम् । दुर्बलां क्षीणरक्तां च तामसाध्यां विवर्जयेत् ॥

જે સ્ત્રી નિરંતર લોહીને સ્રવ્યા કરતી હોય, તરશથી, બળતરાથી તથા જ્વરથી યુક્ત હોય, નબળી હોય અને ક્ષીણ થએલા રૂધિરવાળી હોય તેની ચિકિત્સા કરવી નહિ. કેમકે તેનો પ્રદર રોગ અસાધ્ય છે.

### ચાલુ રાખેલી ચિકિત્સા છોડી દેવાનો કાળ સૂચવવાને વાસ્તે પ્રદરની શાંતિરૂપ શુદ્ધ રજનું લક્ષણ.

### चिकित्सानिवृत्त्यर्थं शुद्धार्तवलक्षणमाह ।

मासान्निःपिच्छदाहार्ति पञ्चरात्रानुबन्धि च । नैवातिबहु नात्यल्पमार्तवं शुद्धमादिशेत् ॥

निःपिच्छदाहार्ति अपिच्छिलमदाहमशूलम् । एतेन विकृतवातादिलक्षणरहितमित्यर्थः । पञ्चरात्रानुबन्धि प्रभूतप्रवृत्त्या त्रिरात्रानुबन्धि । ततो मध्यमप्रवृत्त्या पञ्चरात्रानुबन्धि । ततः परं कस्याश्चिच्चेत्स्रवति तदा स्वल्पप्रवृत्त्या षोडशदिनानि यावत्तदपि शुद्धमेव ॥

મહીને દિવસે ચીકણા તંતુઓ વગરનું, બળતરા વગરનું, શૂળ વગરનું, (વિકાર પામેલા કફ, પિત્ત અને વાયુ એઓનાં લક્ષણો વગરનું) પાંચ રાતસુધી રેહેનારૂં, બહુ ઝાઝું પણ નહીં અને બહુ થોડું પણ નહીં એવું રજ સ્રવે એટલે જાણવું કે રજ શુદ્ધ થઇ ગયુંછે. રજ આવું થાય એટલે પ્રદરને મટી ગયો સમજીને તેની ચિકિત્સા બંધ પાડવી.

રજ જો બહુજ સ્રવે તો ત્રણ રાતસુધી ચાલેછે, મધ્યમ રીતે સ્રવે તો પાંચ રાતસુધી ચાલેછે અને તે પછી પણ કોઇ સ્ત્રીને સ્રવે તો સ્વલ્પ સ્રાવને લીધે સોળ દિવસસુધી સ્રવેછે પણ તે, ઉપર કહ્યાપ્રમાણે શુદ્ધ થઇ ગયું હોય તો પછી પ્રદરને શાંત થએલોજ સમજવો.

## પ્રદરોની ચિકિત્સા.

## प्रदरस्य चिकित्सा ।

दध्ना सौवर्चलं जाजी मधुकं नीलमुत्पलम् । पिबेत् क्षौद्रयुतं नारी वातासृग्दरशान्तये ॥

चौहारमीरायष्टीमधुनीलकमलपुष्पाण्येषां प्रत्येकं माषद्वयम् सर्वमेकीकृत्य दध्ना कर्षचतुष्टयेन पिष्ट्वा तत्र माषाष्टकं मधु क्षिप्त्वा पिबेत् ॥

मधुकं कर्षमेकं तु कर्षैकां च सितां तथा । तण्डुलोदकसम्पिष्टां लोहितप्रदरे पिबेत् ॥ बला कङ्कतिकाख्या या तस्या मूलं सुचूर्णितम् । लोहितप्रदरे खादेच्छर्करामधुसंयुतम् ॥ शुचिस्थाने व्याघ्रनख्या मूलमुत्तरदिग्भवम् । नीतमुत्तरफाल्गुन्यां कटिबद्धं हरेदसृक् ॥

व्याघ्रनखी वघनही इति लोके ।

रसाञ्जनं तण्डुलकस्य मूलं क्षौद्रान्वितं तण्डुलतोयपीतम् । असृग्दरं सर्वभवं निहन्ति श्वासं च भार्ङ्गी सह नागरेण ॥

तण्डुलस्य तण्डुलीयकस्य ।

अशोकवल्कलक्वाथशृतं दुग्धं सुशीतलम् ॥ यथाबलं पिबेत्प्रातस्तीव्रासृग्दरनाशनम् ।

अशोकवल्कलपलं द्वात्रिंशत्पलसम्मितेन जलेन निःक्वाथ्य शेषं रक्षेत्पलाष्टकं क्वाथम् ॥ तेन क्वाथेन सह क्षीरं पलाष्टकमितं विपचेत्तत्र दुग्धावशेषः कर्तव्यः । तन्मध्ये पलचतुष्टयमितं दुग्धं वह्निबलापेक्षया पेयम् ॥

कुशमूलं समुद्धृत्य पेषयेत्तण्डुलाम्बुना । एतत्पीत्वा त्र्यहं नारी प्रदरात्परिमुच्यते ॥ क्षौद्रयुक्तं फलरसमौदुम्बरभवं पिबेत् । असृग्दरविनाशाय सशर्करपयोऽन्नभुक् ॥

अन्नमोदनम् ॥

अलाबूफलचूर्णस्य शर्करासहितस्य च । मधुना मोदकं कृत्वा खादेत्प्रदरशान्तये ॥ दार्वीरसाञ्जनकिरातवृषाब्दबिल्वसक्षौद्रचन्दनदिनेशभवप्रसूनैः । क्वाथः कृतो मधुयुतो विधिना निपीतो रक्तं सितं च सरुजं प्रदरं निहन्ति ॥

दार्व्यादिक्वाथः ॥

रक्तपित्ताधिकारोक्तं हितं कूष्माण्डखण्डकम् ॥

इति प्रदरनिदानचिकित्साधिकारः ॥

સંચળ, શંખજીરૂં, જેઠીમધ અને નીલ કમળનાં પુષ્પ એ પ્રત્યેક પદાર્થોને બાર બાર રતી ભાર લઇ એકઠાં કરી તેઓને ચાર તોલાંભાર દહીંમાં વાટી તેમાં આઠ માષ ( છ રતિનો એક માષ થાયછે ) ભાર મધ નાંખીને પીવામાં આવે તો વાયુથી થએલો પ્રદર શાંત થઇ જાયછે.

એક તોલું જેઠીમધ અને એક તોલું સાકર એઓને ચોખાના ધોણમાં વાટીને પીવામાં આવે તો પ્રદર મટી જાયછે.

કાંકસીજેવા આંકાઓવાળાં ફળોવાળી જે ખપાટ થાયછે તેનાં મૂળીયાંઓનું ચૂર્ણ કરી સાકરમાં તથા મધમાં કાલવીને ખાવામાં આવે તો પ્રદર મટી જાયછે.

પવિત્ર સ્થલમાં ઉગેલી વ્યાઘ્રનખી

(ગુજરાતીમાં નામ મળ્યું નથી)ના ઉત્તર દિશા તરફનાં મૂળીયાંને ઉત્તરાફાલ્ગુની નક્ષત્રમાં લાવીને કેડમાં બાંધી રાખવામાં આવે તો પ્રદર મટી જાયછે.

રસવંતી અને તાંદળજાનાં મૂળીયાં, એઓને વાટી મધમાં કાલવી ચોખાના ધોણની સાથે પીવામાં આવે તો સઘળા દોષોથી થએલો પ્રદર મટી જાયછે.

સુંઠની સાથે ભારંગીને વાટી ચોખાના ધોણની સાથે પીવામાં આવે તો પ્રદર અને શ્વાસ એઓ મટી જાયછે.

ચાર તોલાંભાર આસોપાલવની છાલ લઈ તેનો તેથી આઠ ગણા પાણીમાં ઉકાળો કરી બળતાં બળતાં બત્રીશ તોલાંભાર એ ક્વાથ રહે ત્યારે તેમાં બત્રીશ તોલાંભાર દુધ નાંખીને પકાવવું. બળતાં બળતાં કેવળ દુધજ અવશેષ રહે ત્યારે તે દુધને સારી પેઠે થંડું પાડી તેમાંથી સોળ તોલાંભાર દુધ લઈને પ્રાતઃકાલે પીવું. જઠરાગ્નિનું બળ ઓછું હોય તો ઓછું દુધ પીવું. આપ્રમાણે કરવાથી તીવ્ર પ્રદર શાંત થઈ જાયછે.

ધરતીમાંથી દર્ભનાં મૂળીયાં કહાડી ચોખાનાં ધોણમાં વાટીને ત્રણ દિવસસુધી પીવામાં આવે તો સ્ત્રી પ્રદરથી મુક્ત થઇ જાયછે.

ઊખરાનાં ફળોનાં રસમાં મધ નાંખીને પીવામાં આવે અને તે ઉપર સાકરવાળા દુધભાતનું પથ્ય કરવામાં આવે તો પ્રદર મટી જાયછે.

તુંબડીના ફળનું ચૂર્ણ કરી તેમાં સાકર નાંખી મધથી લાડુ વાળીને તે લાડુ ખાવામાં આવે તો પ્રદરની શાંતિ થાયછે.

દારૂહળદર, રસવંતી, કરીયાતું, અરડૂસો, મોથ, બીલું, મધ, રતાંજલિ અને આંકડાનાં ફૂલ એઓનો ક્વાથ કરી તેમાં મધ નાંખીને વિધિપૂર્વક પીવામાં આવે તો તેથી વેદનાવાળો રાતો તથા ધોળો પ્રદર મટી જાયછે. આ ક્વાથ 'દાર્વ્યાદિ ક્વાથ' એ નામથી ઓળખાયછે.

રક્તપિત્તના અધિકારમાં જે ખંડકૂષ્માંડક નામનો અવલેહ (જુવો મધ્યખંડનું પૃષ્ઠ ૨૭૦ મું) કહ્યો છે તેનું સેવન કરવાથી પ્રદર મટી જાયછે.

પ્રદરનો અધિકાર સંપૂર્ણ.

---

# સોમરોગનો અધિકાર.

## સોમરોગનાં નિદાન તથા સંપ્રાપ્તિ.

**सोमरोगाधिकारः।**

**तत्र सोमरोगस्य निदानपूर्विकां संप्राप्तिमाह।**

स्त्रीणामतिमसङ्गेन शोकाचापि श्रमादपि। अतीसारकयोगाद्वा गरयोगात्तथैव च॥ आपः सर्वशरीरस्थाः क्षुभ्यन्ति मस्रवन्ति च। तस्यास्ताः मच्युताः स्थानान्मूत्रमार्गं व्रजन्ति हि॥

અત્યંત મૈથુનથી, અત્યંત શોકથી, અત્યંત શ્રમથી, અતીસારના યોગથી અને ઝેરના યોગથી સ્ત્રીઓનાં આખા શરીરમાં રહેલાં જલો ક્ષોભ પામેછે અને સ્રવેછે. પછી એ રીતે સ્થાનકથી ભ્રષ્ટ થએલાં એ જલો મૂત્રના માર્ગમાં જાયછે.

## સોમરોગનું લક્ષણ.

**तस्य लक्षणमाह।**

मसन्ना विमलाः शीता निर्गन्धा नी-

रुजः सिताः ॥ स्रवन्ति चातिमात्रं ताः सा न शक्नोति दुर्बला । वेगं धारयितुं तासां न विन्दति सुखं क्वचित् ॥ शिरःशिथिलता तस्या मुखं तालु च शुष्यति । मूर्च्छा जृम्भा प्रलापश्च त्वग्रूक्षा चातिमात्रतः ॥ भक्ष्यैर्भोज्यैश्च पेयैश्च न तृप्तिं लभते सदा । सन्धारणाच्छरीरस्य ता आपः सोमसंज्ञिताः ॥ ततः सोमक्षयात्स्त्रीणां सोमरोग इति स्मृतः ॥

પ્રસન્ન, નિર્મળ, શીતળ, ગંધ વગરનાં, ધોળાં અને વેદના વગરનાં એ જલો અત્યંત સ્રવેછે. એ જલોના વેગ અટકાવવાને અશક્તપણાનેલીધે તે દુર્બળ સ્ત્રી ક્યાંય સુખ પામતી નથી. તેનું માથું શિથીલ થઇ જાયછે, મોહોડું તથા તાળવું સુકાય છે, મૂર્ચ્છા આવેછે, બગાસાં આવેછે, પ્રલાપ થાયછે, ચામડી અત્યંત રૂક્ષ થઈ જાયછે અને ભક્ષ્યોથી ભોજ્યોથી કે પીવાના પદાર્થોથી કદી તૃપ્તિ થતી નથી. એ જલો શરીરનું ધારણ કરનારાં હોવાનેલીધે સોમ કહેવાયછે અને આ રોગ એ સોમના ક્ષયરૂપ છે તેથી સોમરોગ કહેવાયછે.

## સોમરોગની ચિકિત્સા.

### अथ सोमरोगस्य चिकित्सा ।

कदलीनां फलं पक्वं धात्रीफलरसं मधु । शर्करासहितं खादेत्सोमधारणमुत्तमम् ॥ माषचूर्णं समधुकं विदारीं मधुशर्कराम् । पयसा पाययेत्प्रातः सोमधारणमुत्तमम् ॥ स एव सरुजः सोमः स्रवेन्मूत्रेण चेन्मुहुः । तत्रैलापत्रचूर्णेन पाययेत्तरुणीं सुराम् ॥ जलेनामलकीबीजकल्कं समधुशर्करम् । पिबेद्दिनत्रयेणैव श्वेतप्रदरनाशनम् ॥ तक्रौदनाहाररता संपिबेन्नागकेशरम् । त्र्यहं तक्रेण संपिष्टं श्वेतप्रदरशान्तये ॥

પાકેલાં કેળાં, આંમળાનો રસ, મધ અને સાકર એઓને મિશ્રિત કરીને ખાવામાં આવે તો સોમરોગ સારી રીતે મટી જાયછે.

અડદનો લોટ, જેઠીમધ, વિદારીકંદ, મધ અને સાકર એઓને મિશ્રિત કરીને સવારમાં દુધની સાથે પીવામાં આવે તો સોમરોગ મટી જાયછે.

એજ સોમ જો પીડાવાળો અને મૂત્રનીસાથે વારંવાર સ્રવતો હોય તો તાજી મદિરામાં એળચીનાં ફોતરાંનું ચૂર્ણ નાંખીને તે મદિરા પાવી.

પાણીથી આંમળાંના ઠળીયાઓનો કલ્ક કરી તેમાં મધ તથા સાકર નાંખીને પીવામાં આવે તો ત્રણ દિવસમાં એ ધોળો પ્રદર મટી જાયછે.

નાગકેસરને ધાટી છાશમાં વાટી ત્રણ દિવસસુધી પીવામાં આવે અને ધાટી છાશ સહિત ભાતના આહારનું સેવન કરવામાં આવે તો એ ધોળો પ્રદર મટી જાયછે.

## સોમરોગમાંજ મૂત્રનો અતીસાર થવાવિષે.

### अत्रैव मूत्रातीसारमाह ।

सोमरोगे चिरं जाते यदा मूत्रमतिस्रवेत् । मूत्रातीसारं तं प्राहुर्बलविध्वंसनं परम् ॥

इति सोमरोगमूत्रातीसाराधिकारः ॥

લાંબા કાળથી થએલા સોમરોગમાં જો મૂત્ર અત્યંત સ્રવવા લાગે તો એ મૂત્રાતિસાર કેહેવાયછે. આ મૂત્રાતિસાર બળને અત્યંત નાશ કરી નાંખેછે.

સોમરોગનો અધિકાર સંપૂર્ણ.

---

## સ્ત્રીઓના રોગોનો અધિકાર.

### યોનિના રોગોનાં નિદાનો.

### अथ योनिरोगाधिकारः ।

### तत्र योनिरोगाणां निदानान्याह ।

मिथ्याहारविहाराभ्यां दुष्टैर्दोषैः प्रदूषितात् । आर्तवाद्वीजतश्चापि दैवाद्वा स्युर्भगे गदाः ॥

મિથ્યા આહારથી અને મિથ્યા વિહારથી દુષ્ટ થએલા વાયુ આદિ દોષોએ દૂષિત કરેલા રજથી, પુરૂષના તેવાજ વીર્યથી અને વખતપર દૈવગતિથી પણ યોનિમાં રોગો ઉત્પન્ન થાયછે.

### યોનિના રોગોનાં નામો.

### योनिरोगाणां नामान्याह ।

उदावृत्ता तथा वन्ध्या विप्लुता च परिप्लुता । वातला योनिजो रोगो वातदोषेण पञ्चधा ॥ पञ्चधा पित्तदोषेण तत्रादौ लोहिता क्षरा । प्रस्रंसिनी वामनी च पुत्रघ्नी पित्तला तथा ॥ अत्यानन्दा कर्णिनी च चरणानन्दपूर्विका । अतिपूर्वापि सा ज्ञेया श्लेष्मला च कफादिमाः ॥ षण्ढ्यण्डिनी च विवृता सूचीवक्त्रा त्रिदोषिणी । पञ्चैता योनयः प्रोक्ताः सर्वदोषप्रकोपतः ॥

ઉદાવૃત્તાયોનિ, વંધ્યાયોનિ, વિપ્લુતાયોનિ, પરિપ્લુતાયોનિ અને વાતલાયોનિ એ રીતે વાયુના દોષથી પાંચ પ્રકારના યોનિરોગ થાયછે.

લોહિતક્ષરાયોનિ, પ્રસ્રંસિનીયોનિ, વામનીયોનિ, પુત્રઘ્નીયોનિ અને પિત્તલાયોનિ એ રીતે પિત્તના દોષથી પાંચ પ્રકારના યોનિરોગ થાયછે.

અત્યાનંદાયોનિ, કર્ણિનીયોનિ, આનંદચરણાયોનિ, અતિચરણાયોનિ અને શ્લેષ્મલાયોનિ એરીતે કફના દુષ્ટપણાથી પણ પાંચ પ્રકારના યોનિરોગ થાયછે.

ષંઢીયોનિ, અંડિનીયોનિ વિવૃતાયોનિ, સૂચીવક્ત્રયોનિ અને ત્રિદોષિણીયોનિ એરીતે ત્રણે દોષોના પ્રકોપથી પાંચ પ્રકારના યોનિરોગ થાયછે.

### ઉપર કહેલા યોનિરોગોનાં લક્ષણો.

### अथ तासां लक्षणान्याह ।

सफेनिलमुदावृत्ता रजः कृच्छ्रेण मुञ्चति । वन्ध्या निरार्तवा ज्ञेया विप्लुता नित्यवेदना ॥ परिप्लुतायां भवति ग्राम्यधर्मे रुजा भृशम् । वातला कर्कशा स्तब्धा शूलनिस्तोदपीडिता ॥ चतसृष्वपि चाद्यासु भवन्त्यनिलवेदनाः ॥

अनिलवेदनास्तोदादयः । वातलायां त्वतिवातवेदना बोद्धव्याः । वातलेत्यन्वर्थात् ॥

सदाहं क्षरते रक्तं यस्याः सा लोहितक्षरा । प्रस्रंसिनी स्रंसते च क्षोभिता दुष्प्रजायिनी ॥

क्षोभिता विमर्दिता । स्रंसते स्वस्थानाच्यवते दुष्प्रजायिनी दुष्टप्रजननशीला ॥

सवातमुद्गिरेद्बीर्यं वामनी रजसा युतम् । स्थितं हि पातयेद्गर्भं पुत्रघ्नी रक्तसंस्रवात् ॥

पुत्रशब्दोऽत्रापत्योपलक्षकः ॥

अत्यर्थं पित्तला योनिर्दाहपाकज्वरान्विता । चतसृष्वपि चाद्यासु पित्तलिङ्गोच्छ्रयो भवेत् ॥ अत्यानन्दा न सन्तोषं ग्राम्यधर्मेण विन्दति । कर्णिन्यां कर्णिकायोनौ श्लेष्मासृग्भ्यां प्रजायते ॥

कर्णिका मांसस्य कर्णिकाकारो ग्रन्थिः ॥

मैथुने चरणात्पूर्वं पुरुषादतिरिच्यते॥

अतिरिच्यते रजो मुञ्चतीत्यर्थः ।

बहुशश्चातिचरणात्तयोर्वीर्यं न तिष्ठति ॥

बहुशः वारंवारमतिरिच्यते । तयोः चरणातिचरणयोः ॥

श्लेष्मला पिच्छिला योनिः कण्डूयुक्तातिशीतला । चतसृष्वपि चाद्यासु श्लेष्मलिङ्गोच्छ्रयो भवेत् ॥ अनार्तवाऽस्तनी पण्ढी खरस्पर्शा च मैथुने ।

अस्तनी ईषत्स्तनौ यस्याः सा । अत्र लक्ष्या पण्डी ॥

महामेढ्रगृहीताया बालाया अण्डिनी भवेत् ॥

महामेढ्रः पुरुषस्तेन गृहीतायाः बालायाः सूक्ष्मयोनिच्छिद्रायाः । अण्डिनी अण्डवल्लम्बमाना योनिर्भवति ॥

विवृतातिमहायोनिः सूचीवक्त्रातिसंवृता । सर्वलिङ्गसमुत्थानं सर्वदोषप्रकोपजम् ॥ चतसृष्वपि चाद्यासु सर्वलिङ्गनिदर्शनम् ॥

જે યોનિ ઘણા કષ્ટથી ફીણવાળા રજને મુકતી હોય તે ઉદાવૃત્તાયોનિ કહેવાયછે.

જે યોનિ સર્વદા રજ વગરનીજ રહેતી હોય એટલે કદી પણ રજસ્વલા થતી ન હોય તે વંધ્યાયોનિ કહેવાયછે.

જે યોનિમાં સર્વદા વેદના થયા કરતી હોય તે વિપ્લુતાયોનિ કહેવાયછે.

મૈથુન કરવાથી જે યોનિમાં અત્યંત વેદના થતી હોય તે પરિપ્લુતાયોનિ કહેવાયછે.

જે યોનિ કઠણ હોય, અક્કડ હોય અને શૂળથી તથા ભોકાયા જેવી વેદનાથી પીડિત હોય તે વાતલાયોનિ કહેવાયછે. જો કે વાયુના દોષવાળી ઉપર લખેલી ચારે યોનિઓમાં ભોંકાયા જેવી પીડા વગેરે વાયુસંબંધી વેદનાઓ થાયછે તોપણ આ પાંચમા પ્રકારની વાતલાયોનિમાં તો એ વાયુસંબંધી વેદનાઓ અત્યંત થાયછે એમ સમજવું. કેમકે 'વાતલા' એ નામ ઉપરથીજ એમ લઈ શકાયછે.

જે યોનિમાંથી દાહવાળું લોહી ઝરતું હોય તે લોહિતક્ષરાયોની કહેવાયછે.

જે યોનિ મર્દન કરવાથી પોતાને ઠેકાણેથી ખસી જાય અને ખરાબ છોકરાંજ જણતી હોય તે પ્રસ્રંસિનીયોનિ કહેવાયછે.

જે યોનિ પવનની સાથે રજ સહિત વીર્યને બાહાર કાહાડી નાંખતી હોય તે વામનીયોનિ કહેવાયછે.

જે યોનિ રહેલા ગર્ભને રૂધિરના સ્રાવનેલીધે પાડી નાંખતી હોય તે પુત્રઘ્નીયોનિ કહેવાયછે.

જે યોનિ દાહથી, પાકવાથી તથા જ્વરથી અત્યંત યુક્ત હોય તે પિત્તલાયોનિ કહેવાયછે. જો કે પિત્તના દોષવાળી ઉપર લખેલી ચારે યોનિઓમાં દાહ તથા પાકવા વગેરે પિત્તસંબંધી વેદનાઓ થાયછે તો પણ આ પાંચમા પ્રકારની પિત્તલાયોનિમાં તે એ પિત્તસંબંધી વેદનાઓ અત્યંત થાયછે એમ સમજવું. કેમકે 'પિત્તલા' એ નામ ઉપરથીજ એ અર્થ લઇ શકાયછે.

જે યોનિ મૈથુનથી સંતોષજ ન પામતી હોય તે અત્યાનંદાયોનિ કહેવાયછે.

જે યોનિમાં કફથી તથા રૂધિરથી માંસની ડોડી જેવા આકારવાળી ગાંઠ થઈ હોય તે કર્ણિકાયોનિ કહેવાયછે.

જે યોનિ મૈથુનના સમયમાં પુરૂષનું વીર્ય પડવાથી પેહેલાંજ રજને મુકતી હોય તે આનંદચરણાયોનિ કહેવાયછે. આ યોનિમાં વીર્ય રેહેતુંજ નથી.

જે યોનિ મૈથુનના સમયમાં પુરૂષનું વીર્ય પડવાથી પેહેલાં વારંવાર રજને મુકતી હોય તે અતિચરણાયોનિ કહેવાયછે. આ યોનિમાં પણ વીર્ય રેહેતું નથી.

જે યોનિ ચીકાશવાળી, ચળવાળી અને અત્યંત શીતળ હોય તે શ્લેષ્મલાયોનિ કહેવાયછે. જોકે કફના દોષવાળી ઉપર લખેલી ચારે યોનિઓમાં ચીકાશ વગેરે કફનાં ચિન્હો હોયછે તોપણ આ પાંચમા પ્રકારની શ્લેષ્મલા યોનિમાં એ કફસંબંધી ચિન્હો અત્યંત હોયછે એમ સમજવું. કેમકે 'શ્લેષ્મલા' એ નામ ઉપરથીજ એ અર્થ લઈ શકાયછે.

જે યોનિ રજવગરની રેહેતી હોય અને મૈથુનમાં ખરસટ સ્પર્શવાળી હોય તે પંડીયોનિ કહેવાયછે. આવી યોનિવાળી સ્રીને સ્તનો જરાકજ હોયછે.

જેની યોનિનું છિદ્ર સૂક્ષ્મ હોય એવી સ્રીને મોટા લિંગવાળો પુરૂષ પકડતાં તેની યોનિ વૃષણની પેઠે લટકતી થઈ જાયછે એ અંડિની યોનિ કહેવાયછે.

જે યોનિ અત્યંત મોટા છિદ્રવાળી હોય તે વિવૃતા યોનિ કહેવાયછે.

જે યોનિ અત્યંત સૂક્ષ્મ છિદ્રવાળી હોય તે સૂચીવક્ત્ર કહેવાયછે.

જે યોનિમાં સઘળા દોષોના કોપનેલીધે સઘળા દોષોનાં ચિન્હો ઊઠેલાં હોય તે ત્રિદોષિણી યોનિ કહેવાયછે. જોકે ત્રણે દોષવાળી ઉપર કહેલી ચારે યોનિઓમાં રજથી રહિતપણા વગેરે ત્રણે દોષોનાં ચિન્હો હોયછે તોપણ આ પાંચમા પ્રકારની યોનિમાં એ ત્રણે દોષસંબંધી ચિન્હો અત્યંત હોયછે એમ સમજવું. કેમકે 'ત્રિદોષિણી' એ નામ ઉપરથી એ અર્થ લઈ શકાયછે.

## ઉપર કહેલા વીશ યોનિરોગોમાં અસાધ્ય યોનિરોગો.

### अथासाध्यां योनिमाह।

पञ्चासाध्या भवन्तीह योनयः सर्वदोषजाः॥

पञ्च पण्डीप्रभृतयः॥

ત્રણે દોષોના પ્રકોપથી થતા પંડી આદિ પાંચ યોનિરોગો અસાધ્ય છે.

## યોનિકંદનું નિદાન.

### अथ योनिकन्दस्य निदानमाह।

दिवास्वप्नादतिक्रोधाद्व्यायामादति-

मैथुनात् । क्षताच्च नखदन्ताद्यैर्वाताद्याः कुपिता यथा ॥

यथास्वं निदानं कुपिता वाताद्याः ॥

દિવસે સુઇ રેહેવાથી, અત્યંત ક્રોધથી, અત્યંત પરિશ્રમ કરવાથી, અત્યંત મૈથુનથી અને નખનો કે દાંત વગેરેનો ક્ષત થવાથી પોતપોતાનાં નિદાનોને અનુસરીને પ્રકોપ પામેલા વાયુ વગેરે દોષો યોનિકંદ નામના રોગને ઉત્પન્ન કરેછે.

## યોનિકંદનું લક્ષણ.

## रूपमाह ।

पूयशोणितसङ्काशं लकुचाकृतिसन्निभम् । जनयन्ति यदा योनौ नाम्ना कन्दः स योनिजः ॥

लकुचाकृतिसन्निभं लकुचाकारं मुद्गरमत विशेष्यं योन्यम् ॥

પરૂ જેવો, લોહી જેવો, અને ફનસ જેવા આકારવાળો યોનિમાં ગાંઠો ઉત્પન્ન થાયછે, એ યોનિકંદ કહેવાયછે.

## કયા દોષથી થએલ છે એ પરીક્ષા-નેવાસ્તે યોનિકંદનાં રૂપો.

જે યોનિકંદ ખરબચડો, રંગાયથી અને ત્વરથી યુક્ત હોય તેને પિત્તના પ્રકોપથી થએલો જાણવો.

જે યોનિકંદ તલના ફૂલ જેવો અને ચળવાળો હોય તેને કફના પ્રકોપથી થએલો જાણવો.

જે યોનિકંદ ઉપર કહેલાં રૂક્ષપણાં આદિ સઘળાં ચિન્હોવાળો હોય, તેને સન્નિપાતથી (ત્રણે દોષોના પ્રકોપથી) થએલો જાણવો.

## યોનિના રોગોની ચિકિત્સા.

## अथ योनिरोगाणां चिकित्सा ।

आर्तवादर्शने नारी मत्स्यान् सेवेत नित्यशः । काञ्जिकं च तिलान्माषानुदश्वित् तथा दधि ॥ इक्ष्वाकुबीजदन्ती चपला गुडमदनकिण्वयवशूकः । सक्षीरैर्वर्तिर्योनिगता कुसुमसञ्जननी ॥

इक्ष्वाकुः कटुतुम्बी । चपला पिप्पली । मदनं मदनफलम् । किण्वं सुराबीजम् ॥

पीतं ज्योतिष्मतीपत्रं सर्जिकाराजिकासमं स्यात् । शीतेन पयसा पिष्टं कुसुमं जनयेद्ध्रुवम् ॥

गर्भं दधाति हि ॥ पुष्पोद्धृतं लक्ष्मणया मूलं दुग्धेन कन्यया। पिष्टं पीत्वा ऋतुस्नाता गर्भं धत्ते न संशयः ॥ कुरण्टमूलं धातक्याः कुसुमानि वटाङ्कुराः। नीलोत्पलं पयोयुक्तमेतद्गर्भप्रदं ध्रुवम् ॥

कुरण्टमूलं पीतपुष्पकटसरैया ॥

याऽवला पिवति पार्श्वपिप्पलं जीरकेण सहितं हिताशनी। श्वेतया विशिखपुङ्खया युतं सा सुतं जनयतीह नान्यथा ॥

पार्श्वपिप्पलं गजहड इति लोके श्वेतपुष्पया शरपुङ्खया सह ॥

पत्रमेकं पलाशस्य पिष्ट्वा दुग्धेन गर्भिणी। पीत्वा पुत्रं समाप्नोति वीर्यवन्तं न संशयः ॥ शूकरशिम्बीमूलं मध्यं वा दधिफलस्य सपयस्कम्। पीत्वाथोभवलिङ्गी वीजं कन्यां न सूते स्त्री ॥

शूकरशिम्बी सुअरासेवी। दधिफलः कैथस्तस्य मज्जा। भवलिङ्गी पञ्चगुरिया।

पुत्रकमञ्जरिमूलं विष्णुक्रान्तेशलिङ्गिनीसहितम्। एतद्गर्भेऽष्टदिनं पीत्वा कन्यां न सर्वथा सूते ॥

पुत्रमञ्जरी पतजिया तस्याः मूलं। ईशलिङ्गी पञ्चगुलिया ॥

## गर्भप्रदभेषजकथनावसरे गर्भाजनकभेषजमाह।

पिप्पलिविडङ्गटङ्कणसमचूर्णं या पिवेत्पयसा। ऋतुसमये न हि तस्या गर्भः सञ्जायते क्वापि ॥ आरनालपरिपेपितं त्र्यहं या जयाकुसुममत्ति पुष्पिणी। सत्पुराणगुडमुष्टिसेविनी सन्दधाति न हि गर्भमङ्गना ॥ तासु योनिषु साध्यासु स्नेहादिक्रम इष्यते। वस्त्यभ्यङ्गपरीषेकमलेपपिचुधारणम् ॥

वस्तिरत्रोत्तरवस्तिः। पिचुः फाहा इति लोके ॥

## क्रमेण चिकित्सा।

नतं वार्ताकिनीकुष्ठसैन्धवामरदारुभिः। तिलतैलं पचेन्नारी पिचुमस्य विधारयेत् ॥ विप्लुतायां सदा योनौ व्यथा तेन प्रशाम्यति ॥

नतं तगरम्। वार्ताकिनी वरहेटा ॥

वातालां कर्कशां स्तब्धामपस्पर्शां तथैव च। कुम्भीस्वेदैरुपचरेदन्तर्वेश्मनि संवृते ॥ धारयेद्वा पिचुं योनौ तिलतैलस्य सा सदा। पित्तलानां च योनीनां सेकाभ्यङ्गपिचुक्रियाः ॥ शीताः पित्तहराः कार्याः स्नेहनार्थं घृतानि च ॥ प्रस्रंसिनीं घृताभ्यक्तां क्षीरस्विन्नां प्रवेशयेत्। पिधाय वेशवारेण ततो बन्धं समाचरेत् ॥ शुण्ठीमरिचकृष्णाभिर्धान्यकाजाजिदाडिमैः ॥ पिप्पलीमूलसंयुक्तैर्वेशवारः स्मृतो बुधैः। धात्रीरसं सितायुक्तं योनिदाहे पिवेत्सदा ॥ सूर्यकान्ताभवं मूलं पिवेद्वा तण्डुलाम्बुना। योन्यां तु पूयस्राविण्यां शोधनद्रव्यनिर्मितैः। सगोमूत्रैः सलवणैः पिण्डैः संपूरणं हितम् ॥

शोधनद्रव्याणि निम्बपत्रादीनि ॥

दुर्गन्धां पिच्छिलां वापि चूर्णैः पञ्चकषायजैः। पूरयेद्धावयेद्राजवृक्षादिकथिताम्बुना ॥

पञ्च कषायाः वचावासापटोलप्रियङ्गु-निम्बाः । राजवृक्षादिर्यथा घनवहेरा ॥

पिप्पल्या मरिचैर्माषैः शताह्वाकुष्ठसैन्धवैः । वर्तिस्तुल्या प्रदेशिन्या योनौ श्लेष्मविशोधिनी ॥

तुल्या प्रदेशिन्या दैर्घ्येण परिणाहेन च ॥

कर्णिन्यां वर्तयो देयाः शोधनद्रव्यनिर्मिताः ॥ गुडूचीत्रिफलादन्तीक्वथितोदकधारया । योनिं प्रक्षालयेत्तेन तत्र कण्डूः प्रशाम्यति ॥ मुद्गयूषं सखदिरं पथ्यां जातीफलं तथा । निम्बीं पूगं च संचूर्ण्य वस्त्रपूतं क्षिपेद्भगे ॥ योनिर्भवति संकिर्णा न स्रवेच्च जलं ततः । कपिकच्छूभवं मूलं क्वाथयेद्विधिना भिषक् ॥ योनिः सङ्कीर्णतां याति क्वाथेनानेन धावयेत् । जीरकद्वितयं कृष्णा सुपवी सुरभिर्वचा ॥ वासकः सैन्धवश्चापि यवक्षारो यवानिका । एषां चूर्णं घृते किञ्चिद्भृष्ट्वा खण्डेन मोदकम् ॥ कृत्वा खादेद्यथावह्नि योनिरोगाद्विमुच्यते ॥ मूषकक्वाथसंसिद्धतिलतैलकृतो पिचुः । नाशयेद्योनिरोगांस्तान्धृतो योनौ न संशयः ॥ त्रिफलां द्वौ सहचरौ गुडूचीं सपुनर्नवाम् । शुकनासां हरिद्रे द्वे रास्नां मेदां शतावरीम् ॥ कल्कीकृत्य घृतप्रस्थं पचेत्क्षीरे चतुर्गुणे । तत्सिद्धं पाययेन्नारीं योनिरोगप्रशान्तये ॥

त्रिफलाघृतम् ॥

मञ्जिष्ठा मधुकं कुष्ठं त्रिफला शर्करा वला । मेदे पयस्याकाकोल्यौ मूलं चैवाश्वगन्धजम् ॥ अजमोदा हरिद्रे द्वे प्रियङ्गुः कटुरोहिणी । उत्पलं कुमुदं द्राक्षा काकोल्यौ चन्दनद्वयम् ॥ एतेषां कार्षिकैर्भागैर्घृतप्रस्थं विपाचयेत् । शतावरीरसं क्षीरं घृताद्देयं चतुर्गुणम् ॥ सर्पिरेतन्नरः पीत्वा स्त्रीषु नित्यं वृषायते । पुत्राञ्जनयते वीरान्मेधाढ्यान् प्रियदर्शनान् ॥ या चैवास्थिरगर्भा स्यात्पुत्रं वा जनयेन्मृतम् । अल्पायुषं वा जनयेद्या च कन्यां प्रसूयते ॥ योनिरोगे रजोदोषे परिस्रावे च शस्यते । प्रजावर्धनमायुष्यं सर्वग्रहनिवारणम् ॥ नाम्ना फलघृतं ह्येतदश्विभ्यां परिकीर्तितम् । अनुक्तं लक्ष्मणामूलं क्षिपन्त्यत्र चिकित्सकाः ॥ जीवद्वत्सैकवर्णाया घृतं तत्र प्रयुज्यते । आरण्यगोमयेनैव वह्निज्वाला च दीयते ॥

मेदामहामेदयोरभावे शतावरी द्विगुणा देया । पयस्यात्र क्षीरकाकोली । युगलाभावे अश्वगन्धा द्विगुणा देया । प्रियङ्गुस्थाने केचिद्धिङ्गु पठन्ति । पयस्याकाकोलीत्युक्त्वा पुनः काकोल्यौ इति काकोलीक्षीरकाकोल्योर्द्वैगुण्यार्थं । एतस्य फलघृतस्य पाठो नानाविधस्तन्त्रेषु । तत्र हिङ्गुवचातगरजीवकर्षभकारवाधिकाः । जीवकर्षभयोरभावे विदारीकन्दो द्विगुणो देयः । फलघृतं सकलयोनिरोगेषु ॥

## अथ योनिकन्दस्य चिकित्सामाह ।

गैरिकाम्रास्थि जन्तुघ्नं रजन्यञ्जनकट्फलाः । पूरयेद्योनिमेतेषां चूर्णैः क्षौद्रसमन्वितैः ॥ त्रिफलायाः कषायेण म-

क्षौद्रेण च सेचयेत् । प्रमदायोनिकन्देन व्याधिना परिमुच्यते ॥

જેને રજસ્વલાપણું પ્રાપ્ત ન થતું હોય તે સ્ત્રીએ નિત્ય માછલાંઓના ભક્ષણનું, કાંજીનું, તલનું, અડદનું, અરધા જળવાળી છાશનું તથા દહીંનું સેવન કરવું.

કડવી તુંબડીનાં બીજ, નેપાળો, પીપળ, ગોળ, મીંઢોળ, મદિરાની નીચે રહેલો કડદો અને જવખાર એઓને થોરના છીરમાં વાટી વાટ બનાવીને યોનિમાં રાખવામાં આવે તો સ્ત્રીને રજ ઉત્પન્ન થાવછે.

માલકાંકણીનું પાંનડું, સાજીખાર, વજ અને ખીણલો એઓને ટાઢા દુધમાં વાટીને પીવામાં આવે તો તેથી રજ ઉત્પન્ન થાયછે.

બલદાણા, સાકર, જેઠીમધ, ખપાટ, વડવાઇના અગ્રના કુણા ભાગ અને નાગકેસર એઓને મધમાં, દુધમાં તથા ઘીમાં વાટીને પીવામાં આવે તો વાંઝણી સ્ત્રી અવશ્ય દીકરો જણેછે.

ઋતુસ્નાત થએલી સ્ત્રી આસોંદના ક્વાથથી પકાવેલા દુધમાં ઘી નાંખીને પ્રાતઃકાળમાં પીએ તો તેને ગર્ભ રેહેછે.

ઋતુસ્નાત થએલી સ્ત્રી પુષ્ય નક્ષત્રમાં કાહાડેલા ધોળી ભોરીંગણીના મૂળને કુંવારી કન્યાના હાથથી દુધમાં ઘટાવીને પીએ તો તેને ગર્ભ રેહેછે એમાં કશો સંશય નથી.

પીળાં ફૂલના કાંટાઅશેરીયાનાં મૂળ, ધાવડીનાં ફૂલ, વડવાઇનાં કુણાં અગ્રો અને શ્યામ કમળ એઓને દુધમાં વાટીને પીવામાં આવે તો તેથી અવશ્ય ગર્ભ રહેછે.

જે સ્ત્રી જીરાં સહિત તથા ધોળાં ફુલના સરપંખા સહિત પારશ પીપળાના ડોડવાને વાટીને પીએ અને પથ્ય ભોજન કરે તેને અવશ્ય દીકરો આવેછે.

ગર્ભિણી સ્ત્રી ખાખરાના એક પાંનડાંને દુધમાં વાટીને પીએ તો તેને બળવત્તર દીકરો આવેછે એમાં સંશય નથી.

કૌચાના મૂળને અથવા કોઠના ગર્ભને અથવા શિવલિંગીના બીજને દુધમાં વાટીને પીએ તો ગર્ભિણી સ્ત્રીને કદીપણ દીકરી આવતી નથી.

ગર્ભિણી સ્ત્રી આઠ દિવસસુધી જીયાપોતાનાં મૂળ, કાળી ગરણી તથા શિવલિંગી એઓને વાટીને પીએ તો તેને દીકરી સર્વથા આવતી નથી.

## ગર્ભને ઉત્પન્ન ન થવા દેનાર ઔષધો.

જે સ્ત્રી ઋતુના સમયમાં પીપળ, વાવડીંગ અને ટંકણખાર એઓને સમ ભાગે લઈ ચૂર્ણ કરીને તે ચૂર્ણને દુધનીસાથે પીએ તે સ્ત્રીને કદીપણ ગર્ભ ઉત્પન્ન થતો નથી.

જે સ્ત્રી ઋતુના સમયમાં જાસુદના ફુલને આરનાલ (જુવો પ્રથમ ખંડનું પૃષ્ઠ ૭૫૬ મું) થી વાટીને ત્રણ દિવસસુધી પીએ અને ચાર તોલાંભાર સારા જુના ગોળનું સેવન કરે તે સ્ત્રીને કદીપણ ગર્ભ રેહેતો નથી.

## સાધ્ય યોનિરોગો ઉપર સામાન્ય ચિકિત્સા.

સાધ્ય યોનિરોગોની ઉપર સ્નેહન-આદિ ચિકિત્સા કરવી. ઉત્તર બસ્તિ દેવી, અભ્યંગો કરવાં, સેચનો કરવાં, પ્રલેપો કરવા અને યોગ્ય ઔષધોથી ભીંજવેલાં રૂનાં પુંભડાં ખોસવાં.

## યોનિરોગોની અનુક્રમે ચિકિત્સા.

તગર, ઉભી ભોરીંગણી, કઠ, સૈંધવ અને દેવદાર એઓના કલ્કથી તલના તેલને પકાવી તેનું પુંભડું યોનિની અંદર રાખવામાં આવે તો તેથી વિપ્લુતા-યોનિની વ્યથા મટી જાયછે.

જો યોનિ વાતલા હોય, કઠણ હોય, સ્તબ્ધ હોય કે ખરાબ સ્પર્શવાળી હોય તો પડદાઓના બંદોબસ્તવાળા અંદરના ઘરમાં માટલામાં વાયુનું હરણ કરનારાં દ્રવ્યોનો ક્વાથ ભરી તે માટલાને અરધું અથવા પોણું ધરતીમાં ડાટી તેમાં ધગધગતા લોઢાના કડકાઓ નાંખીને તેની બાફ દેવી. અથવા તે સ્ત્રીએ સર્વદા તલના તેલનું પુંભડું યોનિમાં ધરી રાખવું.

જો પિત્તથી થએલો યોનિરોગ હોય તો સેચન, અભ્યંગ તથા પુંભડું ધરી રાખવાની ક્રિયાઓ શીતલ અને પિત્તનું હરણ કરનારી કરવી અને સ્નેહનનેવાસ્તે ઘી પણ બનાવવાં.

યોનિ જો પ્રસ્રંસિની હોય તો તેને ઘીનો અભ્યંગ કરી દુધની બાફ દઇને અંદર પેસાડી દેવી અને પછી નીચે લખેલા વેશવારથી ( હવેજથી ) તેના મોહોડાને બંધ કરીને પાટો બાંધવો.

સુંઠ, મરી, પીપળ, ધાણા, જીરૂં, દાડિમ અને પીપળીમૂળ એઓના ચૂર્ણને પંડિતો વેશવાર કહેછે.

યોનિમાં બળતરા થતી હોય તો નિત્ય આમળાના રસમાં સાકર નાંખીને તે પીવો અથવા કમળિનીનાં મૂળને ચોખાના ધોણમાં વાટીને પીવું.

યોનિમાંથી પરૂનો સ્રાવ થતો હોય તો લીંબડાનાં પાંનડાં વગેરે શોધન પદાર્થોને સૈંધવ સહિત ગોમૂત્રમાં વાટી તેની ગોળીઓ યોનિમાં ભરવી એ હિતકારી થાયછે.

યોનિ દુર્ગંધવાળી હોય અથવા ચીકાશવાળી હોય તો વજ, અરડૂસો, કડવાં પરવળ, ધહુંલા અને લીંબડો એઓનું ચૂર્ણ યોનિમાં ભરવું અને ગરમાળા વગેરેના ( રાજવૃક્ષાદિ ) ક્વાથથી યોનિને ધોવી.

પીપળ, મરી, અડદ, સુવા, કઠ અને સૈંધવ એઓને વાટી તર્જની આંગળી જેવી જાડી તથા લાંબી વાટ બનાવીને યોનિમાં ખોસી રાખવામાં આવે તો તેથી યોનિમાં થએલું કફસંબંધી દરદ મટી જાયછે.

કર્ણિકા નામનો કફસંબંધી યોનિરોગ થયો હોય તો યોનિમાં શોધન પદાર્થોથી બનાવેલી વાટો ખોસવી.

ગળો, હરડે, બેહેડાં, આમળાં અને નેપાળો એઓના ક્વાથની ધારાથી યોનિને ધોવામાં આવે તો યોનિમાં થતી ચળ શાંત થઇ જાયછે.

કાથો, હરડે, જાયફળ, લીંબડાનાં પાંનડાં અને સોપારી એઓનું ચૂર્ણ

કરી મગના યૂષમાં વાટી વસ્ત્રથી ગાળી લઇ સુકાવીને યોનિમાં નાંખવામાં આવે તો યોનિ સાંકડી થાયછે અને તેમાંથી જળનો સ્રાવ થતો નથી.

કૌચાનાં મૂળીયાંનો વિધિપૂર્વક ક્વાથ કરી તે ક્વાથથી યોનિને ધોવામાં આવે તો યોનિ સાંકડી થાયછે.

જીરૂં, શાહજીરૂં, પીપળ, કલોંજી-જીરૂં, સુગંધી વજ, અરડૂસો, સેંધવ, જવખાર અને યવાન એઓનું ચૂર્ણ કરી ઘીમાં જરાક શેકી તેમાં ખાંડ નાંખી લાડુ કરીને તે લાડુ જઠરાગ્નિના બળપ્રમાણે ખાવામાં આવે તો તેથી યોનિનો રોગ મટી જાયછે.

ઉંદરના માંસનો ક્વાથ કરી તેમાં તલનું તેલ પકાવી તે તેલનું પોતું યોનિમાં રાખવામાં આવે તો તેથી યોનિસંબંધી રોગો મટી જાયછે એમાં કશો સંશય નથી.

### ત્રિફલા ઘૃત.

હરડે, બેહેડાં, આમળાં, ધોળાં ફુલવાળો કાંટાઅશેરીયો, પીળાં ફુલવાળો કાંટાઅશેરીયો, ગળો, સાટોડી, સીવણ, હળદર, દારૂહળદર, રાસ્ના અને બમણી શતાવરી એઓનો કલ્ક નાંખીને ચોસઠ તોલાં ભાર ઘી ચોગણા દુધમાં પકાવવું. આ ઘી પીવામાં આવે તો તેથી યોનિના રોગો મટી જાયછે. આ ઘી 'ત્રિફલા ઘૃત' એ નામથી ઓળખાયછે.

### સઘળા પ્રકારના યોનિના રોગોઉપર ફલઘૃત.

મજીઠ, જેઠીમધ, કઠ, હરડે, બેહેડાં, આમળાં, સાકર, બલદાણા, બમણી શતાવરી, ચોગણી આસોંદ, આસોંદનાં મૂળ, અજમોદ, હળદર, દારૂહળદર, ધણીસા, કડુ, કમળ, પોયણાં, દ્રાખ, સુખડ અને રતાંજલિ એ પ્રત્યેક પદાર્થોને એક એક તોલાં ભાર લઇ તેઓનો કલ્ક કરી તે કલ્ક નાંખીને ચોસઠ તોલાં ભાર ઘીને બમણો શતાવરીનો રસ તથા બમણું દુધ એઓમાં પકાવવું એટલે ફલઘૃત સિદ્ધ થાયછે. જો પુરૂષ આ ઘી પીએ તો મૈથુન કરવામાં પ્રબળ થાયછે અને વીર, બુદ્ધિવાળા તથા રૂપાળા દીકરાઓને ઉત્પન્ન કરેછે. જેના ગર્ભ પડી જતા હોય, અથવા જેને મુવેલાં છોકરાં આવતાં હોય અથવા જેને થોડી આયુષ્યવાળાં છોકરાં આવતાં હોય અથવા જેને દીકરીઓજ આવતી હોય તે સ્ત્રી આ ઘીને પીએ તો એ સઘળી અડચણો મટી જાયછે. યોનિના સ્રાવ ઉપર, રજના દોષઉપર અને બીજા પણ યોનિના રોગોઉપર આ ઘી હિતકારી છે. સંતતિને તથા આયુષ્યને વધારનારૂં અને સઘળા ભૂતપ્રેતાદિકનું નિવારણ કરનારૂં આ ફલઘૃત નામનું ઘી અશ્વિનીકુમારોએ કહેલું છે. આ પાઠમાં ધોળી ભોરીંગણીનાં મૂળ નાંખવાનું કહ્યું નથી તોપણ વૈદ્ય લોકો નાંખેછે. જેનો વાછડો જીવતો હોય તથા જે સઘળા શરીરમાં એકજ વર્ણવાળી હોય એવી ગાયનું ઘી લઇ તેનું ફલઘૃત બનાવવું અને તેને પકાવવામાં અડાયાના અગ્નિનીજ જ્વાલા દેવી એવી પરંપરા છે.

આ ફલઘૃત કરવાના પાઠો ગ્રંથોમાં અનેક પ્રકારના છે પણ તેઓમાં હીંગ,

વજ, તગર, અને બમણો વિદારીકંદ એટલાં ઔષધોજ અધિક છે.

## યોનિકંદની ચિકિત્સા.

સોનાગેરૂ, આંબાની ગોઠલી, વાવડીંગ, હળદર, રસવંતી અને કાયફલ એઓનું ચૂર્ણ કરી મધમાં કાલવીને યોનિમાં ભરવામાં આવે અને હરડે, બેહેડાં તથા આમળાં એઓના ક્વાથમાં મધ નાંખીને તેથી સેચન કરવામાં આવે તો યોનિકંદ નામનો સ્રીનો રોગ મટી જાયછે.

## ગર્ભિણીના રોગોની ચિકિત્સા.

## गुर्विण्या रोगाणां चिकित्सा ।

ह्रीवेरातिविषामुस्तमोचशक्रैः शृतं जलम् । दद्याद्गर्भे प्रचलिते प्रदरे कुक्षिरुज्यपि ॥

कुक्षिरुक् उदरव्यथा। चलितगर्भस्थापने ह्रीवेरादिक्काथः ॥

मधुकं चन्दनोशीरसारिवापद्मपत्रकैः। शर्करामधुसंयुक्तैः कषायो गर्भिणीज्वरे ॥ चन्दनं सारिवालोध्रमृद्वीकाशर्करान्वितम् । क्वाथं कृत्वा प्रदद्याच्च गर्भिणीज्वरशान्तये ॥ पीतं विश्वमजाक्षीरैर्नाशयेद्विषमज्वरम् ॥

गर्भिण्याः ॥

आम्रजम्बूत्वचः क्वाथैर्लेहयेल्लाजसक्तुकम् । अनेन लीढमात्रेण गर्भिणी ग्रहणीं जयेत् ॥ ह्रीवेरारलुरक्तचन्दनबलाधान्याकवत्सादनी मुस्तोशीरयवासपर्पटविषाक्वाथं पिबेद्गर्भिणी । नानाव्याधिरुजातिसारगदके रक्तस्रुतौ वा ज्वरे योगोऽयं मुनिभिः पुरा निगदितः सुत्यामयेऽप्युत्तमः ॥

ગર્ભ પ્રચલિત થયો હોય, પ્રદર થયો હોય કે પેટમાં વ્યથા થતી હોય તો વૈદ્યે ગર્ભિણીને વાળો, અતવસ, મોથ, મોચરસ અને ઇંદ્રજવ એઓનો ક્વાથ દેવો. આ ક્વાથ હ્રીબેરાદિ ક્વાથ એ નામથી ઓળખાયછે.

જેઠીમધ, રતાંજલિ, વાળો, ઉપલસરી અને કમળપત્ર એઓનો ક્વાથ કરી તેમાં સાકર તથા મધ નાંખીને પીવામાં આવે તો ગર્ભિણી સ્રીનો જ્વર શાંત થઈ જાયછે.

રતાંજલિ, ઉપલસરી, લોદર, દ્રાખ અને સાકર એઓનો ક્વાથ પીવરાવવામાં આવે તો ગર્ભિણીનો જ્વર શાંત થઇ જાયછે.

બકરીના દુધની સાથે સુંઠ પીવરાવવામાં આવે તો ગર્ભિણીનો વિષમજ્વર મટી જાયછે.

આંબાની તથા જાંબૂની છાલનો ક્વાથ કરી તેની સાથે ચોખાની ધાણીનો સાથવો ચટાડવામાં આવે તો તુરતજ ગર્ભિણીનો ગ્રહણીરોગ (ઝાડાનું દરદ) મટી જાયછે.

વાળો, અરલૂ, રતાંજલિ, બલદાણા, ધાણા, ગળો, મોથ, વાળો, જવાસો, ખડસલીઓ અને અતવસ એઓનો ક્વાથ કરી પીવામાં આવે તો ગર્ભિણીના અનેક પ્રકારના વ્યાધિઓ, વ્યથા, અતિસાર, લોહીનો સ્રાવ અને ગર્ભસ્રાવનું દરદ પણ મટી જાયછે. આ ઉત્તમ યોગ પ્રાચીન મુનિઓએ કહેલોછે.

કરી મગના યૂષમાં વાટી વસ્ત્રથી ગાળી લઇ સુકાવીને યોનિમાં નાંખવામાં આવે તો યોનિ સાંકડી થાયછે અને તેમાંથી જળનો સ્રાવ થતો નથી.

કૌચાનાં મૂળીયાંનો વિધિપૂર્વક ક્વાથ કરી તે ક્વાથથી યોનિને ધોવામાં આવે તો યોનિ સાંકડી થાયછે.

જીરૂં, શાહાજીરૂં, પીપળ, કલોંજીજીરૂં, સુગંધી વજ, અરડૂસો, સૈંધવ, જવખાર અને યવાન એઓનું ચૂર્ણ કરી ઘીમાં જરાક શેકી તેમાં ખાંડ નાંખી લાડુ કરીને તે લાડુ જઠરાગ્નિના બળપ્રમાણે ખાવામાં આવે તો તેથી યોનિનો રોગ મટી જાયછે.

ઉંદરના માંસનો ક્વાથ કરી તેમાં તલનું તેલ પકાવી તે તેલનું પોતું યોનિમાં રાખવામાં આવે તો તેથી યોનિસંબંધી રોગો મટી જાયછે એમાં કશો સંશય નથી.

### ત્રિફલા ઘૃત.

હરડે, બેહેડાં, આમળાં, ધોળાં ફુલવાળો કાંટાઅશેરીયો, પીળાં ફુલવાળો કાંટાઅશેરીયો, ગળો, સાટોડી, સીવણ, હળદર, દારૂહળદર, રાસ્ના અને બમણી શતાવરી એઓનો કલ્ક નાંખીને ચોસઠ તોલાં ભાર ઘી ચોગણા દુધમાં પકાવવું. આ ઘી પીવામાં આવે તો તેથી યોનિના રોગો મટી જાયછે. આ ઘી 'ત્રિફલાઘૃત' એ નામથી ઓળખાયછે.

### સઘળા પ્રકારના યોનિના રોગોઉપર ફ્લઘૃત.

મજીઠ, જેઠીમધ, કઠ, હરડે, બેહેડાં, આમળાં, સાકર, બલદાણા, બમણી શતાવરી, ચોગણી આસોંદ, આસોંદનાં મૂળ, અજમોદ, હળદર, દારૂહળદર, ધઉંલા, કડુ, કમળ, પોયણાં, દ્રાખ, સુખડ અને રતાંજલિ એ પ્રત્યેક પદાર્થોને એક એક તોલાં ભાર લઇ તેઓનો કલ્ક કરી તે કલ્ક નાંખીને ચોસઠ તોલાં ભાર ઘીને બમણો શતાવરીનો રસ તથા બમણું દુધ એઓમાં પકાવવું એટલે ફ્લઘૃત સિદ્ધ થાયછે. જે પુરૂષ આ ઘી પીએ તો મૈથુન કરવામાં પ્રબળ થાયછે અને વીર, બુદ્ધિવાળા તથા રૂપાળા દીકરાઓને ઉત્પન્ન કરેછે. જેના ગર્ભ પડી જતા હોય, અથવા જેને મુવેલાં છોકરાં આવતાં હોય અથવા જેને થોડી આયુષ્યવાળાં છોકરાં આવતાં હોય અથવા જેને દીકરીઓજ આવતી હોય તે સ્ત્રી આ ઘીને પીએ તો એ સઘળી અડચણો મટી જાયછે. યોનિના સ્રાવ ઉપર, રજના દોષઉપર અને બીજા પણ યોનિના રોગોઉપર આ ઘી હિતકારી છે. સંતતિને તથા આયુષ્યને વધારનારૂં અને સઘળા ભૂતપ્રેતાદિકનું નિવારણ કરનારૂં આ ફ્લઘૃત નામનું ઘી અશ્વિનીકુમારોએ કહેલું છે. આ પાઠમાં ધોળી ભોરીંગણીનાં મૂળ નાંખવાનું કહ્યું નથી તોપણ વૈદ્ય લોકો નાંખેછે. જેનો વાછડો જીવતો હોય તથા જે સઘળા શરીરમાં એકજ વર્ણવાળી હોય એવી ગાયનું ઘી લઇ તેનું ફ્લઘૃત બનાવવું અને તેને પકાવવામાં અડાયાના અગ્નિનીજ જ્વાલા દેવી એવી પરંપરા છે.

આ ફ્લઘૃત કરવાના પાઠો ગ્રંથોમાં અનેક પ્રકારના છે પણ તેઓમાં હીંગ,

વજ, તગર, અને બભણો. વિદારીકંદ એટલાં ઔષધોજ અધિક છે.

## યોનિકંદની ચિકિત્સા.

સોનાગેરૂ, આંબાની ગોઠલી, વાવડીંગ, હળદર, રસવંતી અને કાયફલ એઓનું ચૂર્ણ કરી મધમાં કાલવીને યોનિમાં ભરવામાં આવે અને હરડે, બેહેડાં તથા આમળાં એઓના ક્વાથમાં મધ નાંખીને તેથી સેચન કરવામાં આવે તો યોનિકંદ નામનો સ્ત્રીનો રોગ મટી જાયછે.

## ગર્ભિણીના રોગોની ચિકિત્સા.

## गुर्विण्या रोगाणां चिकित्सा।

ह्रीवेरातिविषामुस्तमोचशक्रैः शृतं जलम्। दद्याद्गर्भे प्रचलिते प्रदरे कुक्षिरुज्यपि ॥

कुक्षिरुक् उदरव्यथा। चलितगर्भस्थापने ह्रीवेरादिक्वाथः ॥

मधुकं चन्दनोशीरसारिवापद्मपत्रकैः। शर्करामधुसंयुक्तैः कषायो गर्भिणीज्वरे ॥ चन्दनं सारिवालोध्रमृद्वीकाशर्करान्वितम्। क्वाथं कृत्वा प्रदद्याच्च गर्भिणीज्वरशान्तये ॥ पीतं विश्वमजाक्षीरैर्नाशयेद्विषमज्वरम् ॥

गर्भिण्याः ॥

आम्रजम्बूत्वचः क्वाथैर्लेहयेल्लाजसक्तुकम्। अनेन लीढमात्रेण गर्भिणी ग्रहणीं जयेत् ॥ ह्रीवेरारलुरक्तचन्दनवलाधान्याकवत्सादनी मुस्तोशीरयवासपर्पटविषाक्वाथं पिवेद्गर्भिणी। नानाव्याधिरुजातिसारगदके रक्तस्रुतौ वा ज्वरे योगोऽयं मुनिभिः पुरा निगदितः सुत्रामयेऽप्युत्तमः ॥

ગર્ભ પ્રચલિત થયો હોય, પ્રદર થયો હોય કે પેટમાં વ્યથા થતી હોય તો વૈદ્યે ગર્ભિણીને વાળો, અતવસ, મોથ, મોચરસ અને ઈંદ્રજવ એઓનો ક્વાથ દેવો. આ ક્વાથ હ્રીબેરાદિ ક્વાથ એ નામથી ઓળખાયછે.

જેઠીમધ, રતાંજલિ, વાળો, ઉપલસરી અને કમળપત્ર એઓનો ક્વાથ કરી તેમાં સાકર તથા મધ નાંખીને પીવામાં આવે તો ગર્ભિણી સ્ત્રીનો જ્વર શાંત થઈ જાયછે.

રતાંજલિ, ઉપલસરી, લોદર, દ્રાખ અને સાકર એઓનો ક્વાથ પીવરાવવામાં આવે તો ગર્ભિણીનો જ્વર શાંત થઇ જાયછે.

બકરીના દુધની સાથે સુંઠ પીવરાવવામાં આવે તો ગર્ભિણીનો વિષમજ્વર મટી જાયછે.

આંબાની તથા જાંબૂની છાલનો ક્વાથ કરી તેની સાથે ચોખાની ધાણીનો સાથવો ચટાડવામાં આવે તો તુરતજ ગર્ભિણીનો ગ્રહણીરોગ (ઝાડાનું દરદ) મટી જાયછે.

વાળો, અરલૂ, રતાંજલિ, બલદાણા, ધાણા, ગળો, મોથ, વાળો, જવાસો, ખડસલીઓ અને અતવસ એઓનો ક્વાથ કરી પીવામાં આવે તો ગર્ભિણીના અનેક પ્રકારના વ્યાધિઓ, વ્યથા, અતિસાર, લોહીનો સ્રાવ અને ગર્ભસ્રાવનું દરદ પણ મટી જાયછે. આ ઉત્તમ યોગ પ્રાચીન મુનિઓએ કહેલોછે.

## ગર્ભસ્રાવનું તથા ગર્ભપાતનું નિદાન.

### अथ गर्भस्य स्रावपातयोर्निदानमाह ।

ग्राम्यधर्माध्वगमनयानायासमपीडनैः। ज्वरोपवासोत्पतनप्रहाराजीर्णधावनैः ॥ वमनाच्च विरेकाच्च क्रुन्थनाद्गर्भपातनात्। तीक्ष्णक्षारोष्णकटुकतिक्तरूक्षनिषेवणात्। वेगाभिघाताद्विषमादासनाच्छयनाद्भयात्। गर्भे पतति रक्तस्य सशूलं दर्शनं भवेत् ॥

गर्भपातनं नियमेन गर्भपातनशीलं द्रव्यम् ॥

મૈથુન કરવાથી, પંથ કરવાથી, વાહનપર બેસવાથી, પરિશ્રમથી, અત્યંત દાબથી, જ્વરથી, ઉપવાસથી, કૂદવાથી, પ્રહારથી, અજીર્ણથી, દોડવાથી, વમનથી, વિરેચનથી, ક્લેશથી, ગર્ભને પાડનારાં દ્રવ્યોનો ઉપયોગ કરવાથી, તીક્ષ્ણ ક્ષાર, ઉષ્ણ, તીખા, કડવા તથા રૂક્ષ પદાર્થોના સેવનથી, વેગનો અભિઘાત કરવાથી, વિષમ આસનથી, વિષમ શયનથી અને ભયથી ગર્ભસ્રાવ અથવા ગર્ભપાત થાયછે.

## ગર્ભના સ્રાવનું તથા ગર્ભના પાતનું પૂર્વરૂપ.

### अथ गर्भस्य स्रावपातयोः पूर्वरूपमाह ।

गर्भे पतति इत्यादि । पतति स्रावेण पातेन वा पतिष्यति ॥

ગર્ભ સ્રવવાનો થાય કે પડવાનો થાય ત્યારે શૂળ નીકળવા લાગેછે તથા લોહી જોવામાં આવેછે.

## સ્રાવનો તથા પાતનો અવધિ.

### स्रावपातयोरवधिमाह ।

आचतुर्थात्ततो मासात्प्रस्रवेद्गर्भविद्रवः । ततः स्थिरशरीरस्य पातः पञ्चमषष्ठयोः ॥

आचतुर्थान्मासाच्चतुर्थमासपर्यन्तं गर्भस्य विद्रवः शोणितरूपः गर्भः स्रवति । शोणितमिति भोजवचनात् । स्थिरशरीरस्य कठिनशरीरस्य ॥

ચોથા મહીનાસુધી ગર્ભનું રૂધિરરૂપે સ્રવવું થાયછે એ ગર્ભસ્રાવ કહેવાયછે. ભોજે પણ કહ્યુંછે કે "ગર્ભ ચોથા મહીનાસુધી રૂધિરરૂપે સ્રવેછે."

ચોથા મહીના પછી ગર્ભનું શરીર કઠણ થાયછે. પાંચમા મહીનામાં અથવા છઠ્ઠા મહિનામાં તેનું જો પડવું થાય તો તે ગર્ભપાત કહેવાયછે.

## ગર્ભપાત થવામાં દૃષ્ટાંત.

### गर्भपातस्य दृष्टान्तं दर्शयति ।

गर्भोऽभिघातविषमासनपीडनाद्यैः पक्कं द्रुमादिव फलं पतति क्षणेन ॥

यथा वृन्तलग्नं पक्कं फलमभिघातेनाकाले एव पतति तथा गर्भोऽप्यभिघातादिनाऽकाले पतति ।

જેમ ડીટીઆમાં લાગી રહેલું ફળ અભિઘાત આદિથી અકાલમાંજ પડેછે તેમ ગર્ભ અભિઘાતથી, વિષમ આસનથી અને દબાણ વગેરે થવાથી અકાલમાંજ પડી જાયછે.

## ગર્ભસ્રાવની ચિકિત્સા.

## अथ गर्भस्रावस्य चिकित्सा ।

गुर्विण्या गर्भतो रक्तं स्रवेद्यदि मुहुर्मुहुः । तन्निरोधाय सा दुग्धमुत्पलादिशृतं पिबेत् ॥

### उत्पलादिगणमाह ।

उत्पलं नीलमारक्तं कह्लारं कुमुदं तथा । श्वेताम्भोजं च मधुकमुत्पलादेरयं गणः ॥ संशीलितो हरत्येव दाहं तृष्णां हृदामयम् । रक्तपित्तं च मूर्च्छां च तथा छर्दिमरोचकम् ॥

ગર્ભિણી સ્ત્રીના ગર્ભમાંથી જો વારંવાર રૂધિર સ્રવે તો તે રૂધિરને રોકવાને તે સ્ત્રીએ નીચે લખેલા ઉત્પલાદિગણનો ક્વાથ પીવો.

નીલકમળ, રાતું કમળ, રાત્રિવિકાસી કુમુદ નામનું કમળ, ધોળું કમળ, અને જેઠીમધ એ ઉત્પલાદિગણ કહેવાયછે.

આ ગણનો ક્વાથ પીવાનો અભ્યાસ રાખવામાં આવે તો તેથી દાહ, તરશ, છાતીનું દરદ, રક્તપિત્ત, મૂર્ચ્છા, ઉલટી તથા અરૂચિ મટી જાયછે.

## ગર્ભપાતના ઉપદ્રવો.

## गर्भपातस्योपद्रवानाह ।

प्रस्रंसमाने गर्भे स्याद्दाहः शूलश्च पार्श्वयोः । पृष्ठरुक्प्रदरानाहौ मूत्रसङ्गश्च जायते ॥

प्रस्रंसमाने पतति ॥

ગર્ભ પડતો હોય ત્યારે બળતરા થાયછે, પડખાંઓમાં શૂળ નીકળેછે, પીઠમાં વ્યથા થાયછે, પ્રદર થાયછે, પેડું ચડી આવેછે અને મૂત્રની અટકાયત થાયછે.

## ગર્ભ બીજા સ્થાનમાં જતાં થતા ઉપદ્રવો.

## अथ गर्भस्य स्थानान्तरगमने चोपद्रवानाह ।

स्थानात् स्थानान्तरं तस्मिन् प्रयात्यपि च जायते । आमपक्वाशयादौ तु क्षोभः पूर्वेऽप्युपद्रवाः ॥

पूर्वेऽप्युपद्रवाः पार्श्वशूलादयः ।

ગર્ભ એક સ્થાનમાંથી બીજા સ્થાનમાં જાય તો ત્યારે પણ આમાશયમાં તથા પક્વાશય વગેરેમાં ક્ષોભ થાયછે, અને ઉપર લખેલા ગર્ભપાતના ઉપદ્રવો (પડખાંઓમાં શૂળ નીકળવા વગેરે) પણ થાયછે.

## ગર્ભપાતની તથા તેના ઉપદ્રવોની ચિકિત્સા.

## तस्य चिकित्सा ।

स्निग्धशीतक्रियास्तेषु दाहादिषु समाचरेत् । कुशकाशैरुबूकानां मूलैर्गोक्षुरकस्य च ॥ शृतं दुग्धं सितायुक्तं गर्भिण्याः शूलहृत्परम् । श्वदंष्ट्रा मधुकक्षुद्राम्लानैः सिद्धं पयः पिबेत् ॥ शर्करामधुसंयुक्तं गर्भिणीवेदनापहम् ॥

अम्लानः पुष्पजाति । अयं बाणपुष्प इति गौडादौ प्रसिद्धः ॥

मृत्कोष्ठागारिकागेहसम्भवा नवमालिका । समङ्गा धातकीपुष्पं गैरिकं च रसाञ्जनम् ॥ तथा सर्जर[illegible]

विचूर्णयेत्। तच्चूर्णं मधुना लिह्याद्गर्भपातप्रशान्तये ॥

मृत्कोष्ठागारिकागेहसम्भवा कोष्ठागारकारिकिरटी तन्निर्मितगृहभवा मृत्तिका । समङ्गा लज्जालू. ॥

कसेरूत्पलशृङ्गाटकल्कं वा पयसा पिबेत् । पक्कं वचारसो नाभ्यां हिङ्गु सौवर्चलान्वितम् । आनाहे तु पिबेद्दुग्धं गुर्विणी सुखिनी भवेत् ॥

सौवर्चलं चौहार इति लोके ।

तृणपञ्चकमूलानां कल्केन विपचेत्पयः । तत्पयो गुर्विणी पीत्वा मूत्रसङ्गाद्विमुच्यते ॥ शालीक्षुकुशकाशैः स्याच्छरेण तृणपञ्चकम् । एषां मूलं तृषादाहपित्तास्रङ्मूत्रसङ्गहृत् ॥

બળતરા વગેરે થતાં હોય તો વૈદ્યે સ્નિગ્ધ તથા શીતલ ક્રિયાઓ કરવી.

દર્ભ, કાંસડો, એરડો, અને ગોખરૂનાં મૂળ એઓના કલ્કથી પકાવેલા દુધમાં સાકર નાંખીને તે દુધ પીવામાં આવે તો ગર્ભિણીનું શૂળ મટી જાયછે.

ગોખરૂ, જેઠીમધ, ભોરીંગણી અને અમ્લાન નામની પુષ્પજાતિ ( ધોળો, કાળો કે પીળો કાંટાઅશેરીયો. મૂલગ્રંથકાર લખેછે કે ગૌડદેશ વગેરેમાં બાણપુષ્પ એ નામથી જે પ્રસિદ્ધ છે તે. ) એઓના કલ્કથી દુધને પકાવી તેમાં સાકર તથા મધ નાંખીને પીવામાં આવે તો ગર્ભિણીની વેદના મટી જાયછે.

ભમરીએ બનાવેલા દરની માટી, મોગરો, રીસામણી, ધાવણીનાં ફુલ, સોનાગેરૂ, રસવંતી અને રાળ એઓમાંથી જેટલા મળી આવે તેટલા પદાર્થોનું બારીક ચૂર્ણ કરી મધમાં કાલવીને ચાટવામાં આવે તો ગર્ભપાતની શાંતિ થાયછે.

કસેલાં, કમળ અને સીંગોડાં એઓના કલ્ક કરી દુધની સાથે પીવામાં આવે તો ગર્ભિણીને સુખ થાયછે.

પેટ કે પેડું ચડી આવ્યાં હોય તો ગર્ભિણીએ વજના તથા લસણના કલ્કથી દુધ પકાવી તેમાં હીંગ તથા સંચળ નાંખીને તે દુધ પીવું એટલે તેથી સુખ થાયછે.

ચોખાનાં મૂળ, શેલડીનાં મૂળ દર્ભનાં મૂળ, કાંસડાનાં મૂળ અને પાનબાજરીયાનાં મૂળ એઓના કલ્કથી પકાવેલું દુધ પીવામાં આવે તો ગર્ભિણીને મૂત્રની અટકાયત મટી જાયછે. એ પાંચ મૂળ તૃષાને, બળતરાને, રક્તપિત્તને તથા મૂત્રની અટકાયતને મટાડનાર છે.

## ગર્ભિણી સ્ત્રીને મહીને મહીને કરવાના ઉપચારો.

### अतःपरं मासानुमासिकं वक्ष्यामः ।

मधुकं शाकबीजं च पयस्या सुरदारु च । अश्मन्तकस्तिलाः कृष्णा ताम्रवल्ली शतावरी ॥ वृक्षादनी प्रियङ्गुश्च लता चोत्पलसारिवा । अनन्ता सारिवा रास्ना पद्मा मधुकमेव च ॥ बृहत्यौ काश्मरी चापि क्षीरि शुङ्गास्त्वचो घृतम् । पृष्टिपर्णी वचा शिग्रु श्वदंष्ट्रा मधुपर्णिका ॥ शृङ्गाटकं बिसं द्राक्षा कसेरु मधुकं सिता । वत्सैते सप्त योगाः स्युरर्धश्लोकसमा-

पनाः ॥ यथासंख्यं प्रयोक्तव्या गर्भस्रावे पयोयुताः । एवं गर्भो न पतति गर्भशूलं च शाम्यति ॥

शाकबीजं शाको महावृक्षः कर्कशपत्रस्तस्य बीजम् । पयस्यात्र क्षीरकाकोली । तदलाभेऽश्वगन्धा ग्राह्या । अश्मन्तकः कोविदारसदृशोऽम्लपत्रः । अम्लोना इति लोके । ताम्रवल्ली रामकान्ता । मञ्जिष्ठा इति लोके । प्रियङ्गुः कङ्गः । अनन्ता उत्पलसारिवा । पद्मा पद्मचारिणी । भार्ङ्गीति केचित् । बृहत्यौ स्थूलफला स्वल्पफला च । क्षीरी शुङ्गा । क्षीरिणां वटादीनां शुङ्गाः अविकाशिताः प्रवालाः । मधुपर्णिका गम्भारी पयोयुताः प्रतिमासं अर्धश्लोकोक्तौषधमिलिताः कर्षमिताः शीततोयेन संपिष्टाः पलमितेन दुग्धेनालोडिताः पातव्या इत्यर्थः ॥

कपित्थबृहतीबिल्वपटोलेक्षुनिदिग्धिकाः । मूलानि क्षीरसिद्धानि दापयेद्भिषगष्टमे ॥

कपित्थादीनां मूलानि मिलितानि पलमितानि पलाष्टकमिते क्षीरे द्वात्रिंशज्जलपलयुक्ते क्वाथयित्वा क्षीरमात्रमवशिष्टं पातुं दद्यादित्यर्थः ॥

नवमे मधुकानन्ता पयस्या सारिवाः पिबेत् ।

अत्रापि मधुकादीनि मिलित्वा कर्षमितानि शीततोयेन संपिष्टानि पलपरिमितेन दुग्धेनालोडितानि पिबेत् ॥

क्षीरं शुण्ठी पयस्याभ्यां सिद्धं स्याद्दशमे हितम् । सक्षीरं वा हितां शुण्ठीं मधुकं सुरदारु च ॥

दशमे शुण्ठीपयस्याभ्यां पूर्ववत्कथितं पिबेत् । अथवा शुण्ठी मधुकसुरदारूणि शीतलजलपिष्टानि दुग्धेनालोडितानि पिबेत् ॥

क्षीरिकामुत्पलं दुग्धं समङ्गामूलकं शिवाम् । पिबेदेकादशे मासि गर्भिणी शूलशान्तये ॥

अत्र क्षीरिकायाः फलं दद्यात् । समङ्गामूलकं लज्जालूमूलम् ॥

सिता विदारी काकोली क्षीरी चैव मृणालिका । गर्भिणी द्वादशे मासि पिबेच्छूलघ्नमौषधम् ॥

काकोल्यभावेऽश्वगन्धामूलं ग्राह्यम् ॥

एवमाप्यायते गर्भस्तीव्रा रुक् चोपशाम्यति ।

પેહેલે મહીને જેઠીમધ, સાગ નામના ઝાડનાં બીજ, આસોંદ અને દેવદાર એઓમાંથી જેટલાં મળે તેઓનો એક તોલાભાર કલ્ક દુધમાં ઘોળીને પાવો.

બીજે મહીને અશ્મતક, (કંચનાર જેવું ખારાં પાનડાંવાળું ઝાડ થાયછે તે) કાળા તલ, મજીઠ અને શતાવરી એઓમાંથી જેટલાં મળે તેઓનો એક તોલાભાર કલ્ક દુધમાં ઘોળીને પાવો.

ત્રીજે મહીને ગુંદી, કાંગ, ધઉલાં અને ધોળી ઉપલસરી એઓમાંથી જેટલાં મળે તેઓનો એક તોલાભાર કલ્ક દુધમાં ઘોળીને પાવો.

ચોથે મહીને ધોળી ઉપલસરી, ઉપલસરી, રાસ્ના, ભારંગી અને જેઠીમધ એઓમાંથી જેટલાં મળે તેઓનો એક તોલાભાર કલ્ક દુધમાં ઘોળીને પાવો.

પાંચમે મહીને ઉભી ભોંરીંગણી,

બેઠી ભોંરીંગણી, સીવણ, વડ આદિ પાંચ ક્ષીરિ વૃક્ષોનાં નહિ ઉઘડેલાં કુણાં કુણાં કુંપળીયાં, એજ વૃક્ષોની છાલો અને ઘી એઓમાંથી જેટલાં મળે તેઓનો એક તોલાંભાર કલ્ક દુધમાં ઘોળીને પાવો.

છઠ્ઠે મહીને ગધી સમેરવો, વજ, સરગવો, ગોખરૂ અને સીવણ એઓમાંથી જેટલાં મળે તેઓનો એક તોલાંભાર કલ્ક દુધમાં ઘોળીને પાવો.

સાતમે મહીને સીંગોડાં, કમળનો કંદ, ધ્રાખ, કસેલાં, જેઠીમધ અને સાકર એઓમાંથી જેટલાં મળે તેઓનો એક તોલાંભાર કલ્ક દુધમાં ઘોળીને પાવો.

આ પ્રમાણે કરવાથી ગર્ભનો સ્રાવ કે પાત થતો નથી અને ગર્ભસંબંધી શૂળ પણ શાંત થઇ જાયછે. કહેલાં ઔષધોને ટાઢા પાણીમાં વાટીને કલ્ક કરવો અને દુધમાં ડોહીને પાવો એમ સમજવું.

આઠમે મહીને વૈદ્યે કોઠ, ઉભી ભોંરીંગણી, બીલી, કડવાં પરવળ, શેલડી અને બેઠી ભોંરીંગણી એઓનાં મૂળોને ટાઢા પાણીમાં વાટી તેઓનો એક તોલાંભાર કલ્ક બત્રીશ પલ (ચાર તોલાંનું એક પલ થાયછે) ભાર જળથી મિશ્રિત કરેલા આઠ પલભાર દુધમાં નાંખી તે દુધને ઉકાળી સઘળું પાણી બળી જઇને કેવળ દુધ અવશેષ રહે ત્યારે તે દુધ ગર્ભિણીને પાવું.

નવમે મહિને જેઠીમધ, ધોળી ઉપલસરી, ઉપલસરી, આસોંદ અને રાતો ધમાસો એઓને ટાઢા પાણીમાં વાટી તેનો એક તોલાંભાર કલ્ક ચાર તોલાંભાર દુધમાં ઘોળીને પાવો.

દશમે મહીને સુંઠ અને આસોંદ એઓને ટાઢા પાણીમાં વાટી તેનો એક તોલાંભાર કલ્ક બત્રીશ પલભાર જળથી મિશ્રિત કરેલા આઠ પલભાર દુધમાં નાંખી તે દુધને ઉકાળી સઘળું પાણી બળી જઇને કેવળ દુધ અવશેષ રહે ત્યારે તે દુધ ગર્ભિણીને પાવું અથવા સુંઠ, જેઠીમધ અને દેવદાર એઓને ટાઢા પાણીમાં વાટી તેનો એક તોલાંભાર કલ્ક દુધમાં ઘોળીને પાવો.

અગીયારમે મહીને રાણનાં ફળ, કમળ, રીસામણીનાં મૂળ અને હરડે એઓને ટાઢા પાણીમાં વાટી તેનો એક તોલાંભાર કલ્ક દુધમાં ઘોળીને ગર્ભિણીને પાવો કે જેથી શૂળની શાંતિ થાય.

બારમે મહીને સાકર, વિદારીકંદ, આસોંદનાં મૂળ, પારશ પીપળાનાં ફળ અને કમળનું નાળ એઓને વાટી તેનો એક તોલાંભાર કલ્ક પીવો કે જેથી શૂળ મટી જાયછે, ગર્ભ પુષ્ટ થાયછે અને તીવ્ર વ્યથા શાંત થઇ જાયછે.

## વાયુથી સુકાઈ ગએલા ગર્ભની ચિકિત્સા.

## अथ वातशुष्कस्य गर्भस्य चिकित्सा ।

गर्भो वातेन संशुष्को नोदरं पूरयेद्यदि । सा बृंहणीयैः संसिद्धं दुग्धं मांसरसं पिबेत् ॥ शुक्रार्तवमजाताङ्गं संशुष्कं मरुतार्दितम् । त्यक्तं जीवेन तत्तस्मात्कठिनं चावतिष्ठते ॥ शुक्रार्तवार्दको वायुरुदराध्मानकृद्भवेत् । कदाचित्तेसदाध्मानं स्वयमेव प्रशाम्यति ॥ नै-

नैगमेयः बालग्रहः ॥

स एवाल्पमरुत्त्या चेल्लघुर्भूत्वावतिष्ठति । तदा स गर्भो भवति लोके नागोदराह्वयः ॥ धान्यकुट्टनमुख्या स्याच्चिकित्सा तूभयोरपि ॥

વાયુથી સુકાઇ જવાનેલીધે ગર્ભ જો ગર્ભિણીના ઉદરને મોટું ન કરે તો ગર્ભિણીએ જીવનીયગણનાં ઔષધોનો કલ્ક નાંખીને પકાવેલું દુધ પીવું અને માંસનો રસો પીવો. જેનાં અંગો ઉત્પન્ન ન થયાં હોય એવો વીર્યનો અને રજનો સંઘાત વાયુથી પીડાઈ સુકાઇ જવાનેલીધે પ્રાણવગરનો કઠણ ને કઠણ રહ્યા કરેછે. આ પ્રમાણે થતાં વીર્યને તથા રજને સુકાવનારો એ વાયુ જો કોઇ સમયે પેટને ફુલાવેછે તો તે ફુલેલું પેટ પાછું પોતાની મેળેજ શાંત થઈ જાયછે અને તે સમયે લોકો વાતો કરવા લાગેછે કે 'આ ગર્ભને નૈગમેય નામના બાલગ્રહે હરી લીધો.' એજ ગર્ભ જો થોડાક ચલનવાળો તથા નાહાનો થઇને પેટમાંજ રેહે તો તેને લોકો 'નાગોદર' કેહેછે. આ બે પ્રકારમાંથી કોઇ પ્રકારની ગર્ભની સ્થિતિ થઇ હોય તો ગર્ભિણી સ્ત્રીના હાથથી ધાન ખંડવવા વગેરે કામ કરાવવું એજ તેઓની ચિકિત્સા છે કે જેથી તુરત પ્રસવ થાય.

## પ્રસવના મહીનાઓ.

## अथ प्रसवमासानाह ।

नवमे दशमे मासि नारी गर्भं प्रसूयते । एकादशे द्वादशे वा ततोऽन्यत्र विकारतः ॥

ગર્ભિણી સ્ત્રી નવમે. દશમે. અગીયારમે અથવા બારમે મહીને જણેછે. અને કાંઇ વિકારનો યોગ હોય તો એથી ઉપર પણ જણેછે.

## પ્રસવના મહીના વીતી જતાં પણ ગર્ભ જો પેટમાં રેહે તો તેની ચિકિત્સા.

## अथ प्रसवमासमतिक्रम्य स्थायिनि गर्भे चिकित्सा ।

वातेन गर्भसङ्कोचात्प्रसूतिसमयेऽपि या । गर्भं न जनयेन्नारी तस्याः शृणु चिकित्सितम् ॥ कुट्टयेन्मुशलेनैषा कृत्वा धान्यमुलूखले । विषमं चासनं यानं सेवेत प्रसवार्थिनी ॥

વાયુથી ગર્ભનો સંકોચ થવાને લીધે જે ગર્ભિણી સ્ત્રી પ્રસવના મહીનાઓ વીત્યા છતાં પણ જણે નહિ તેની ચિકિત્સા સાંભળો. એ સ્ત્રીએ પ્રસવ થવાનેવાસ્તે ખાંડણીયામાં ધાન્ય નાંખીને તેને સાંબેલાથી ખાંડવું અને વિષમ આસનનું તથા વિષમ વાહનનું સેવન કરવું.

## સમયસર કષ્ટાતાં જણતાં ઘણીવાર લાગે તો તેની ચિકિત્સા.

## अथ काले प्रसवविलम्बे चिकित्सामाह ।

प्रसवस्य विलम्बे तु धूपयेदभितो भगम् । कृष्णसर्पस्य निर्मोकैस्तथा पिण्डीतकेन वा ॥

निर्मोकः सर्पकञ्चुकः । पिण्डीतकः मयनफल इति लोके ॥

तन्तुना लाङ्गलीमूलं बध्नीयाद्धस्तपादयोः । सुवर्चलां विशल्यां वा धारयेदाशु सूयते ॥

सुवर्चला सूर्यकान्ता। विशल्या पाटला ॥

करङ्कीभूतगोमूर्धा सूतिकाभवनोपरि। स्थापितस्तत्क्षणान्नार्याः सुखं प्रसवकारकः ॥

करङ्कीभूतः अस्थिमात्रेण स्थित ॥

पोतकीमूलकल्केन तिलतैलयुतेन च। योनेरभ्यन्तरं लिप्त्वा सुखं नारी प्रसूयते ॥

पोतकी पोई इति लोके ॥

कृष्णा वचा चापि जलेन पिष्टा सैरण्डतैला खलु नाभिलेपात् । सुखं प्रसूतिं कुरुतेऽङ्गनानां निपीडितानां बहुभिः प्रमादैः ॥ मातुलुङ्गस्य मूलं तु मधुकेन युतं तथा । घृतेन सहितं पीत्वा सुखं नारी प्रसूयते ॥ इक्ष्वोरुत्तरमूलं निजतनुमानेन तन्तुना बध्वा । कटिविषये गर्भवती सुखेन सूतेऽविलम्बेन ॥ तालस्य चोत्तरं मूलं स्वप्रमाणेन तन्तुना । बध्वा कट्यां तु नियतं सुखं नारी प्रसूयते ॥

જણવાના સમયમાં જણવાને વાર લાગે તો યોનિને ચારેકોર કાળા સર્પોની કાંચળીઓની તથા મીંઢોળની ધુવાડી દેવી અથવા દોરાવતે હાથમાં તથા પગમાં કલગારીનું મૂળ બાંધવું અથવા સુરજમુખીનું કે પાડળનું ધારણ કરવું કે જેથી તુરત પ્રસવ થાયછે.

જેમાં કેવળ અસ્થિજ અવશેષ રહેલાં હોય એવું ભરી ગએલી ગાયનું માથું લાવી સુવાવડના ઘરની ઉપર રાખવામાં આવે તો તુરતજ સ્ત્રીને સુખથી પ્રસવ થાયછે.

પોથીનાં મૂળીયાંનો કલ્ક કરી તેમાં તલનું તેલ મિશ્રિત કરી તે કલ્કનો યોનીની અંદર લેપ કરવામાં આવે તો સ્ત્રીને સુખથી પ્રસવ થાયછે.

ઘણા પ્રકારની ગફલતોથી સ્ત્રીઓ પ્રસવમાં બહુ કષ્ટ પામતી હોય તો પીપળ અને વજ એઓને જળમાં વાટી એરંડીયા તેલમાં કાલવીને તેઓનો નાભિની ઉપર લેપ કરવો. આમ કરવાથી સુખે પ્રસવ થાયછે.

બીજોરાનું મૂળ અને જેઠીમધ એઓને વાટી ઘીની સાથે પીવરાવવામાં આવે તો સ્ત્રીઓને સુખથી પ્રસવ થાયછે.

શેલડીનું ઉત્તર તરફનું મૂળ લઈ ગર્ભિણીના શરીર જેવડા લાંબા દોરાથી કેડમાં બાંધવામાં આવે તો તે સ્ત્રીને તુરત સુખથી પ્રસવ થાયછે.

તાડનું ઉત્તર તરફનું મૂળ લઈ ગર્ભિણીના શરીર જેવડા લાંબા દોરાથી કેડપર બાંધવામાં આવે તો તે સ્ત્રીને અવશ્ય સુખથી પ્રસવ થાયછે.

## મૂઢ (રોકાએલી ગતિવાળા) ગર્ભનું નિદાન તથા સંપ્રાપ્તિપૂર્વક લક્ષણ.

## अथ मूढगर्भस्य निदानसंप्राप्तिपूर्वकं लक्षणमाह ।

मूढः करोति पवनः खलु मूढगर्भं शूलं च योनिजठरादिषु मूत्रसङ्गम् । भुग्नोऽनिलेन विगुणेन ततः स गर्भो संख्यामतीत्य बहुधा समुपैति योनिम् ॥

अस्यायमर्थः पवनः स्वहेतुभिर्दुष्टः। ततो

मूढो रुद्धगतिः । मूढगर्भं रुद्धगतिं गर्भम् । योन्यादिषु शूलं मूत्रसङ्गं च करोति ततः तेन अनिलेन विगुणेन रुद्धगतिना स गर्भः भुग्नः कुटिलीकृतः । चतुर्भिः प्रकारैर्यातीत्येके । अष्टभिरपरे । तत्सङ्ख्यानिरासार्थमाह । सङ्ख्यामतीत्य उक्तां सङ्ख्यामतिक्रम्य बहुधा बहुभिः प्रकारैः ॥

પોતાનાં નિદાનોથી દુષ્ટ થએલો અને તેથી રોકાએલી ગતિવાળો પવન ગર્ભને રોકાએલી ગતિવાળો કરી નાંખેછે અને યોનિમાં તથા પેટમાં શૂળને ઉત્પન્ન કરેછે તથા મૂત્રની અટકાયત કરેછે. પછી ગતિને રોકનારા તે પવને વાંકો કરી નાંખેલો તે ગર્ભ 'ચાર રીતે યોનિમાં આવેછે.' એમ કેટલાએક કહેછે અને એટલાએક કહેછે કે 'આઠ રીતે યોનિમાં આવેછે' પરંતુ સિદ્ધાંત એ છે કે એ સંખ્યાઓનો કશો નિયમ નહિ રહેતાં ઘણી રીતે યોનિમાં આવેછે.

## મૂઢગર્ભને યોનિમાં આવવાના ચાર પ્રકાર.

## तत्र प्रथमतश्चतुरः प्रकारानाह ।

सङ्कीलकः प्रतिखुरः परिघोऽथ बीजस्तेषूर्ध्ववाहुचरणैः शिरसा च योनौ । सङ्गी च यो भवति कीलकवत्सकीलो दृश्यैः खुरैः प्रतिखुरः स हि कायसङ्गी ॥ गच्छेद्भुजद्वयशिराः स च बीजकाख्यो योनौ स्थितः सपरिघः परिघेण तुल्यः ॥

संशब्दोऽत्र छन्दोऽनुरोधात् । कमत्ययोऽपि स्वार्थे । तेन कील,इति नाम ॥ तस्य लक्षणमाह । ऊर्ध्ववाहुचरणैरिति । उत्थितैः बाहुचरणशिरोभिः योनौ यः सङ्गी भवति स कीलः कीलकाख्यो मूढगर्भः । दृश्यैर्बहिर्गतैः खुरैः खुरसाधर्म्यात् । खुरशब्देनात्र हस्तौ पादौ च गृह्येते ॥ तेन हस्तद्वयपादद्वयैर्बहिर्गतैः प्रतिखुरः स हि कायसङ्गी हस्तपादेतरकायेन सक्तो भवति । यो गर्भः भुजद्वयशिराः भुजद्वयमध्ये शिरो यस्य एतादृक् गच्छेन्निःसरेत् । तच्छेषेण शरीरेण सक्तो भवति स बीजकाख्यः । यः परिघवद्योनौ । सपरिघः ॥

જેનાં હાથ, પગ તથા માથું યોનિમાં અટકી રહેલાં હોય તે મૂઢ ગર્ભ ખીલા જેવો હોયછે તેથી કીલક કહેવાયછે.

જેના બન્ને હાથ અને બન્ને પગ બાહાર નીકળ્યા હોય અને બાકીનો ભાગ યોનિમાં અટકી રહ્યો હોય તે મૂઢ ગર્ભ પ્રતિખુર કહેવાયછે.

નીકળતાં જેનું માથું બે હાથની વચમાં હોય અને બાકીનું શરીર યોનિમાં અટકી રહ્યુ હોય તે મૂઢ ગર્ભ બીજક કહેવાયછે.

યોનિમાં ભોગળની પેઠે જે આડો રહેલો હોય તે મૂઢ ગર્ભ પરિઘ કહેવાયછે.

## મૂઢ ગર્ભને યોનિમાં આવવાના આઠ પ્રકાર.

## अथाष्टौ प्रकारानाह ।

द्वारं निरुध्य शिरसा जठरेण कश्चित् कश्चित् शरीरपरिवर्तनकुब्जकायः ।

एकेन कश्चिदपरस्तु भुजद्वयेन तिर्यग्गतो भवति कश्चिदवाङ्मुखोऽन्यः ॥ पार्श्वापवृत्तगतिरेति तथैव कश्चिदित्यष्टधा भवति गर्भगतिः प्रसूतौ ॥

अयमर्थः । कश्चित् शिरसा योनिद्वारं निरुध्य सक्तो भवति । कश्चिज्जठरेण तन्निरुध्य । कश्चित्कुब्जकायेन स कुब्जेन पृष्ठेन सक्तो भवति कश्चिदेकेन भुजेन योनिनिःसृतेन सक्तो भवति । कश्चित् भुजद्वयेन कश्चित् तिर्यक् भूत्वा सक्तो भवति । अन्यः ग्रीवाभङ्गादधोभूतेन मुखेन सक्तो भवति । कश्चित्पार्श्वेन अपवृत्त्या निरुद्धा गतिर्यस्य एवंविधः योनिद्वारं एति याति ।

કોઈ મૂઢ ગર્ભ માથાથી યોનિના દ્વારને રોકીને અટકી રહેછે.

કોઇ મૂઢ ગર્ભ પેટથી યોનિના દ્વારને રોકીને અટકી રહેછે.

કોઈ મૂઢ ગર્ભ કુબડી વળેલી પીઠથી યોનિના દ્વારને રોકીને અટકી રહેછે.

કોઇ મૂઢ ગર્ભ યોનિમાંથી પોતાનો એક હાથ બાહાર નીકળતાં બાકીના ભાગથી અટકી રહેછે.

કોઈ મૂઢ ગર્ભ યોનિમાંથી પોતાના બન્ને હાથ બાહાર નીકળતાં બાકીના ભાગથી અટકી રહેછે.

કોઇ મૂઢ ગર્ભ આડો થઇને અટકી રહેછે.

કોઈ મૂઢ ગર્ભ ડોક ભાંગી જવાનેલીધે નીચા થઇ ગએલા મોહોડાથી અટકી રહેછે.

કોઈ મૂઢ ગર્ભ પોતાનું પડખું ફરી જવાનેલીધે ગતિ રોકાઈ જતાં અટકી રહેછે.

સુશ્રુતે તો બીજા આઠ પ્રકારે કહેલા છે.

## सुश्रुतस्त्वष्टौ प्रकारान्तराण्याह ।

कश्चिद्वाभ्यां सक्थिभ्यां योनिमुखं प्रतिपद्यते । १ कश्चिदाभुग्नैकसक्थिरितरेण सक्थ्ना २ कश्चिदाभुग्नसक्थिशरीरः स्फिग्देशेन तिर्यग्गतः ३ कश्चिदुरःपार्श्वपृष्ठानामन्यतमेन योनिद्वारं पिधायावतिष्ठते ४ अन्तः पार्श्वापवृत्तशिराः कश्चिदेकेन बाहुना ५ कश्चिदाभुग्नशिरा बाहुद्वयेन ६ कश्चिदाभुग्नमध्यो हस्तपादशिरोभिः ७ कश्चिदेकेन सक्थ्ना योनिद्वारं प्रतिपद्यते अपरेण पायुमिति ८ ॥

કોઇ મૂઢ ગર્ભ બન્ને સાથળથી યોનિના મુખમાં આવેછે.

કોઈ મૂઢ ગર્ભ એક સાથળ કુબડો વાળીને બીજા સાથળથી યોનિના મુખમાં આવેછે.

કોઈ મૂઢ ગર્ભ સાથળોને તથા શરીરને કુબડાં વાળીને કુલાના પ્રદેશથી આડો થઈ યોનિના મુખમાં આવેછે.

કોઈ મૂઢ ગર્ભ પોતાની છાતી, પડખું અને પીઠ એઓમાંના એક અંગથી યોનિના દ્વારને ઢાંકી દઈને અટકી રહેછે.

કોઈ મૂઢ ગર્ભ પોતાનું માથું અંદર પડખામાં વાકું વળી ગએલું હોવાથી એક હાથવતે યોનિના દ્વારને રોકીને અટકી રહેછે.

કોઇ મૂઢ ગર્ભ પોતાનું માથું વાકું

વળી જતાં બન્ને હાથથી યોનિના દ્વારને રોકીને અટકી રહેછે.

કોઈ મૂઢ ગર્ભ પોતાની દેહ વાંકી વળી જતાં હાથથી, પગથી અને માથાથી યોનિના દ્વારમાં આવેછે.

કોઇ મૂઢ ગર્ભ એક સાથળથી યોનિના દ્વારને પ્રાપ્ત થાયછે અને બીજા સાથળથી ગુદાને પ્રાપ્ત થાયછે.

### મૂઢ ગર્ભવાળી કેવી સ્ત્રીને અસાધ્ય સમજવી.

### अथासाध्यमूढगर्भिण्या लक्षणमाह ।

अपविद्धशिरा या तु शीताङ्गी निरपत्रपा । नीलोद्धतशिरा हन्ति सा गर्भं स च तां तथा ॥

अपविद्धशिराः अवनतशिराः । शिरोऽपि धारयितुमशक्तेतियावत् । निरपत्रपा लज्जाशून्या। नीलोद्धतशिरा कुक्षौ नीला उद्गता शिरा यस्याः सा ॥

જે સ્ત્રી પોતાના માથાને પણ ધરી રાખવાને અશક્ત હોય, જેનાં અંગો ટાઢાં થઇ ગયાં હોય, લાજવગરની થઈ ગઈ હોય અને જેના પેટમાં નીલ રંગવાળી શિરાઓ ઉપડી રહેલી હોય તે સ્ત્રી ગર્ભને હણી નાંખેછે અને ગર્ભ તે સ્ત્રીને હણી નાંખેછે.

### ક્રમથી ખેંચી લેવાને વાસ્તે મરી ગએલા ગર્ભનું લક્ષણ.

### मृतस्य गर्भस्य क्रमेण कर्षणार्थं लक्षणमाह ।

गर्भास्पन्दनमावीनां प्रणाशः श्यावपाण्डुता । भवेदुच्छ्वासपूतित्वं शूलं चान्तर्मृते शिशौ ॥

गर्भास्पन्दनं गर्भस्याचलत्वम् ॥ आवीनां प्रणाश इति प्रसववेदनानामभावः । अथवा आवीशब्देन प्रसवलिङ्गानि मूत्रकफप्रसेकादीनि कथ्यन्ते तेषां नाशः । शूलः अन्तर्मृतस्य मृतस्य शिशोरुच्छूनतया ॥

જો અંદર બાળક મરી ગયું હોય તો ગર્ભનું ચલન થતું નથી. પ્રસવની વેદનાઓ (વીણો) આવતી નથી, મૂત્રનું આવ્યા કરવું તથા કફનું પડવું વગેરે પ્રસવનાં ચિન્હો નષ્ટ થઈ જાયછે, શરીરનું કાળાશથી મિશ્રિત પાંડુપણું થઇ જાયછે, શ્વાસ દુર્ગંધવાળો થઇ જાયછે, અને મરેલું બાળક સુણી જવાનેલીધે શૂળ નીકળે છે.

### ગર્ભના મરણનું કારણ.

### गर्भस्य मरणे हेतुमाह ।

मानसागन्तुभिर्मातुरुपतापैः प्रपीडितः। गर्भो व्यापद्यते कुक्षौ व्याधिभिश्च प्रपीडितः ॥

उपतापो दुःखं। मानस उपतापो बन्धुधनक्षयादिना । आगन्तुरुपतापः प्रहारादिः ॥

માને પ્રહાર વગેરેથી થએલા આગંતુક ઉપતાપથી અથવા બંધુના કે ધનના ક્ષય વગેરેથી થએલા માનસિક ઉપતાપથી અથવા રોગોથી પીડાઇને ગર્ભ પેટમાંજ મરી જાયછે.

### અસાધ્ય ગર્ભિણીનું બીજું લક્ષણ.

### अपरमसाध्यगर्भिणीलक्षणमाह ।

योनिसंवरणं सङ्गः कुक्षौ मकल्ल एव

एकेन कश्चिदपरस्तु भुजद्वयेन तिर्यग्गतो भवति कश्चिदवाङ्मुखोऽन्यः ॥ पार्श्वापवृत्तगतिरेति तथैव कश्चिदित्यष्टधा भवति गर्भगतिः प्रसूतौ ॥

अयमर्थः । कश्चित् शिरसा योनिद्वारं निरुध्य सक्तो भवति । कश्चिज्जठरेण तन्निरुध्य । कश्चित्कुब्जकायेन स कुब्जेन पृष्ठेन सक्तो भवति कश्चिदेकेन भुजेन योनिनिःसृतेन सक्तो भवति । कश्चित् भुजद्वयेन कश्चित् तिर्यक् भूत्वा सक्तो भवति । अन्यः ग्रीवाभङ्गादधोभूतेन मुखेन सक्तो भवति । कश्चित्पार्श्वेन अपवृत्त्या निरुद्धा गतिर्यस्य एवंविधः योनिद्वारं एति याति ।

કોઈ મૂઢ ગર્ભ માથાથી યોનિના દ્વારને રોકીને અટકી રહેછે.

કોઇ મૂઢ ગર્ભ પેટથી યોનિના દ્વારને રોકીને અટકી રહેછે.

કોઈ મૂઢ ગર્ભ કુબડી વળેલી પીઠથી યોનિના દ્વારને રોકીને અટકી રહેછે.

કોઇ મૂઢ ગર્ભ યોનિમાંથી પોતાનો એક હાથ બાહાર નીકળતાં બાકીના ભાગથી અટકી રહેછે.

કોઈ મૂઢ ગર્ભ યોનિમાંથી પોતાના બન્ને હાથ બાહાર નીકળતાં બાકીના ભાગથી અટકી રહેછે.

કોઇ મૂઢ ગર્ભ આડો થઇને અટકી રહેછે.

કોઈ મૂઢ ગર્ભ ડોક ભાંગી જવાનેલીધે નીચા થઇ ગએલા મોહોડાથી અટકી રહેછે.

કોઈ મૂઢ ગર્ભ પોતાનું પડખું ફ્રરી જવાનેલીધે ગતિ રોકાઈ જતાં અટકી રહેછે.

સુશ્રુતે તો બીજા આઠ પ્રકારો કહેલા છે.

## सुश्रुतस्त्वष्टौ प्रकारान्तराण्याह ।

कश्चिद्वाभ्यां सक्थिभ्यां योनिमुखं प्रतिपद्यते । १ कश्चिदाभुग्नैकसक्थिरितरेण सक्थ्ना २ कश्चिदाभुग्नसक्थिशरीरः स्फिग्देशेन तिर्यग्गतः ३ कश्चिदुरःपार्श्वपृष्ठानामन्यतमेन योनिद्वारं पिधायावतिष्ठते ४ अन्तः पार्श्वापवृत्तशिराः कश्चिदेकेन बाहुना ५ कश्चिदाभुग्नशिरा बाहुद्वयेन ६ कश्चिदाभुग्नमध्यो हस्तपादशिरोभिः ७ कश्चिदेकेन सक्थ्ना योनिद्वारं प्रतिपद्यते अपरेण पायुमिति ८ ॥

કોઇ મૂઢ ગર્ભ બન્ને સાથળથી યોનિના મુખમાં આવેછે.

કોઈ મૂઢ ગર્ભ એક સાથળ કુબડો વાળીને બીજા સાથળથી યોનિના મુખમાં આવેછે.

કોઈ મૂઢ ગર્ભ સાથળોને તથા શરીરને કુબડાં વાળીને કુલાના પ્રદેશથી આડો થઈ યોનિના મુખમાં આવેછે.

કોઈ મૂઢ ગર્ભ પોતાની છાતી, પડખું અને પીઠ એઓમાંના એક અંગથી યોનિના દ્વારને ઢાંકી દઈને અટકી રહેછે.

કોઈ મૂઢ ગર્ભ પોતાનું માથું અંદર પડખામાં વાકું વળી ગએલું હોવાથી એક હાથવતે યોનિના દ્વારને રોકીને અટકી રહેછે.

કોઇ મૂઢ ગર્ભ પોતાનું માથું વાકું

વળી જતાં બન્ને હાથથી યોનિના દ્વારને રોકીને અટકી રહેછે.

કોઈ મૂઢ ગર્ભ પોતાની કેડ વાંકી વળી જતાં હાથથી, પગથી અને માથાથી યોનિના દ્વારમાં આવેછે.

કોઇ મૂઢ ગર્ભ એક સાથળથી યોનિના દ્વારને પ્રાપ્ત થાયછે અને બીજા સાથળથી ગુદાને પ્રાપ્ત થાયછે.

## મૂઢ ગર્ભવાળી કેવી સ્ત્રીને અસાધ્ય સમજવી.

## अथासाध्यमूढगर्भिण्या लक्षणमाह ।

अपविद्धशिरा या तु शीताङ्गी निरपत्रपा । नीलोद्गतशिरा हन्ति सा गर्भं स च तां तथा ॥

अपविद्धशिराः अवनतशिराः । शिरोऽपि धारयितुमशक्तेतियावत् । निरपत्रपा लज्जाशून्या । नीलोद्गतशिरा कुक्षौ नीला उद्गता शिरा यस्याः सा ॥

જે સ્ત્રી પોતાના માથાને પણ ધરી રાખવાને અશક્ત હોય, જેનાં અંગો ટાઢાં થઇ ગયાં હોય, લાજવગરની થઈ ગઈ હોય અને જેના પેટમાં નીલ રંગવાળી શિરાઓ ઉપડી રહેલી હોય તે સ્ત્રી ગર્ભને હણી નાંખેછે અને ગર્ભ તે સ્ત્રીને હણી નાંખેછે.

## ક્રમથી ખેંચી લેવાને વાસ્તે મરી ગએલા ગર્ભનું લક્ષણ.

## मृतस्य गर्भस्य क्रमेण कर्षणार्थं लक्षणमाह ।

गर्भास्पन्दनमावीनां प्रणाशः श्यावपाण्डुता । भवेदुच्छ्वासपूतित्वं शूलं चान्तर्मृते शिशौ ॥

गर्भास्पन्दनं गर्भस्याचलत्वम् ॥ आवीनां प्रणाश इति प्रसववेदनानामभावः । अथवा आवीशब्देन प्रसवलिङ्गानि मूत्रकफप्रसेकादीनि कथ्यन्ते तेषां नाशः । शूलः अन्तर्मुखस्य मृतस्य शिशोरुच्छूनतया ॥

જો અંદર બાળક મરી ગયું હોય તો ગર્ભનું ચલન થતું નથી. પ્રસવની વેદનાઓ (વીણો) આવતી નથી, મૂત્રનું આવ્યા કરવું તથા કફનું પડવું વગેરે પ્રસવનાં ચિન્હો નષ્ટ થઈ જાયછે, શરીરનું કાળાશથી મિશ્રિત પાંડુપણું થઇ જાયછે, શ્વાસ દુર્ગંધવાળો થઇ જાયછે, અને મરેલું બાળક સુણી જવાનેલીધે શૂળ નીકળે છે.

## ગર્ભના મરણનું કારણ.

## गर्भस्य मरणे हेतुमाह ।

मानसागन्तुभिर्मातुरुपतापैः प्रपीडितः । गर्भो व्यापद्यते कुक्षौ व्याधिभिश्च प्रपीडितः ॥

उपतापो दुःखं । मानस उपतापो बन्धुधनक्षयादिना । आगन्तुरुपतापः प्रहारादिः ॥

માને પ્રહાર વગેરેથી થએલા આગંતુક ઉપતાપથી અથવા બંધુના કે ધનના ક્ષય વગેરેથી થએલા માનસિક ઉપતાપથી અથવા રોગોથી પીડાઇને ગર્ભ પેટમાંજ મરી જાયછે.

## અસાધ્ય ગર્ભિણીનું બીજું લક્ષણ.

## अपरमसाध्यगर्भिणीलक्षणमाह ।

योनिसंवरणं सङ्गः कुक्षौ मक्कल एव

च। हन्युः स्त्रियं मूढगर्भो यथोक्ताश्चाप्युपद्रवाः ॥

योनिसंवरणं व्याधिविशेषः ॥

**तथा चोक्तं तन्त्रान्तरे ।**

वातलान्यन्नपानानि ग्राम्यधर्मं प्रजागरम् । अत्यर्थं सेवमानाया गर्भिण्या योनिमार्गगः ॥ मातरिश्वा प्रकुपितो योनिद्वारस्य संवृतिम् । कुरुते ऊर्ध्वमार्गत्वात्पुनरन्तर्गतोऽनिलः ॥ निरुणद्ध्याशयद्वारं पीडयन्गर्भसंस्थितम् । निरुद्धवदनोच्छ्वासो गर्भश्चाशु विपद्यते ॥ उच्छ्वास ऊर्ध्वहृदयान्नाशयत्यथ गर्भिणीम् । योनिसंवरणं नाम व्याधिमेनं प्रचक्षते ॥

सङ्गः कुक्षौ गर्भस्य लग्नता । अप्रवृत्तिरिति यावत् । कुक्षौ मक्कल्लः रक्तमारुतजः शूलविशेषः । यद्यपि प्रसूताया मक्कल्लशूलमुक्तम् तथापि सुश्रुते प्रजातायाश्चेति चकारेणाप्रसूताया अपि मक्कल्लशूलं भवति इति बोद्धव्यम् । उपद्रवाः आक्षेपकासश्वासादयः ॥

યોનિસંવરણ નામનો રોગ, ગર્ભનું ચલિતપણું નહી થતાં કૂખમાંજ લાગી રહેલાપણું, કૂખમાં મક્કલ્લ, (રૂધિરથી તથા વાયુથી થએલું એક જાતનું શૂળ) અને ગર્ભનું મૂઢપણું તથા બીજા પણ આક્ષેપક ઉધરસ તથા શ્વાસ વગેરે ઉપદ્રવો ગર્ભિણીને મારી નાંખેછે.

યોનિસંવરણ નામના રોગવિષે બીજા ગ્રંથમાં કહ્યુંછે કે "ગર્ભવાળી જે સ્ત્રી વાયુને કરનારાં અન્નપાનોનું, મૈથુનનું અને ઉજાગરાનું અત્યંત સેવન કરે તેને પ્રકુપિત થએલો યોનિના માર્ગમાં રહેલો વાયુ ઉંચો ચાલનાર હોવાથી યોનિના દ્વારને બંધ કરી નાંખેછે અને પછી અંદર રહેલો વાયુ ગર્ભમાં રહેલા બાળકને પીડતાં ગર્ભાશયના દ્વારને રોકી દેછે કે જેથી ગર્ભ પોતાના મોહોડાનો શ્વાસ રોકાઇ જતાં તુરત મરી જાયછે અને હૃદયના ઊંચા ભાગથી ચાલતો શ્વાસ ગર્ભિણીને મારી નાંખેછે એ રોગ 'યોનિસંવરણ' કેહેવાયછે.

જો કે જણે પ્રસવ કર્યો હોય એવી સ્ત્રીને મક્કલ્લ નામનું શૂળ થાયછે એમ કહ્યુંછે તોપણ સુશ્રુતમાં प्रजातायाश्च એમ चकार મુકેલો છે તેથી સમજી લેવું કે જેને પ્રસવ ન થયો હોય એવી સ્ત્રીને પણ એ શૂળ થાયછે.

## મૂઢ ગર્ભની ચિકિત્સા.

## अथ मूढगर्भस्य चिकित्सा ।

याभिः सङ्कटकालेऽपि बह्वयो नार्यः प्रसाविताः । सम्यग्लब्धं यशस्तास्तु नार्यः कुर्युरिमां क्रियाम् ॥ गर्भे जीवति मूढे तु गर्भे यत्नेन निर्हरेत् । हस्तेन सर्पिषाक्तेन योनेरन्तर्गतेन सा ॥

सा जनयित्री ॥

मृते तु गर्भे गर्भिण्या योनौ शस्त्रं प्रवेशयेत् । शस्त्रशास्त्रार्थविदुषी लघुहस्ता भयोज्झिता ॥ सचेतनं तु शस्त्रेण न कथंचन दारयेत् । स दीर्यमाणो जननीमात्मानं चापि मारयेत् ॥ नोपेक्षेत मृतं गर्भं मुहूर्तमपि पण्डितः । तदाशु जननीं हन्ति प्रभूतान्नं यथा पशुम् ॥

प्रभूतान्नं अतिमात्रमन्नम् ॥

જેઓએ સંકટના સમયમાં પણ ઘણી સ્ત્રીઓને પ્રસવ કરાવ્યો હોય અને તે કામમાં સારી પેઠે યશ મેળવ્યું હોય એવી સુયાણીઓએ આ ક્રિયા કરવી. મૂઢ ગર્ભ જીવતો હોય તો સુયાણીએ પોતાના હાથને ઘીથી ખરડી તેને યોનિની અંદર નાખીને યત્નપૂર્વક ગર્ભને બાહાર કાહાડી લેવો. મૂઢ ગર્ભ જો મરી ગયો હોય તો શસ્ત્રવિદ્યાના ગ્રંથોના અર્થને જાણનારી, હલકા હાથવાળી અને ભય વગરની સુયાણીએ ગર્ભિણીની યોનિમાં શસ્ત્ર નાંખવું. જો ગર્ભમાં ચેતના હોય તો તેને કોઈ પણ રીતે શસ્ત્રથી કાપવો નહિ. કેમકે કાપવામાં આવતો જીવતો ગર્ભ પોતે પણ મરી જાયછે અને માને પણ મારી નાંખેછે. જો ગર્ભ મરી ગયો હોય તો સમજુએ જરાવાર પણ તેની ઉપેક્ષા નહી કરતાં કાપી નાંખવો. કેમકે નહિ કાપવામાં આવેલો સુવેલો ગર્ભ જેમ ગ્રાચું અન્ન અવિવેકી માણસને મારી નાંખેછે તેમ તુરત માને મારી નાંખેછે.

## ગર્ભનું છેદન કરવાનો પ્રકાર.

### छेदनप्रकारमाह।

यद्यदङ्गं हि गर्भस्य योनौ सक्तं तु तद्भिषक्। सम्यक् विनिर्हरेच्छित्वा रक्षेन्नारीं प्रयत्नतः ॥ एवं निर्हृतशल्यां तु सिञ्चेदुष्णेन वारिणा। ततोऽभ्यक्तशरीराया योनौ स्नेहं विधारयेत् ॥ एवं मृद्वी भवेद्योनिस्तच्छूलं चोपशाम्यति ॥

ગર્ભનું જે જે અંગ યોનિમાં અટકી રહ્યું હોય તે તે અંગને વૈદ્યે સારી રીતે કાપીને કાહાડી લેવું અને પ્રયત્નપૂર્વક સ્ત્રીનું રક્ષણ કરવું. ગર્ભને કાહાડી લીધા પછી તે સ્ત્રીના શરીરઉપર ઊના પાણીથી સેચન કરવું અને તે પછી શરીરપર અભ્યંગ કરીને યોનિમાં ઘી નાંખવું. આમ કરવાથી યોનિ કોમળ થાયછે અને શૂળ ઉપશાંત થાયછે.

## પ્રસવ થયા પછી યોનિમાં ક્ષત વગેરે થએલ હોય તો તેની ચિકિત્સા.

### अथ प्रसूताया योनौ क्षतादेश्चिकित्सा।

तुम्बीपत्रं तथा लोध्रं समभागं सुपेपयेत् । तेन लेपो भगे कार्यः शीघ्रं स्याद्योनिरक्षता ॥ पलाशोदुम्बरफलं तिलतैलसमन्वितम्। योनौ विलिप्तं मधुना गाढीकरणमुत्तमम् ॥ प्रसूता वनिता वृद्धकुक्षिह्रासाय संपिवेत्। प्रातर्मथितसंमिश्रां त्रिसप्ताहात्कणाजटाम् ॥

તુંબડીનાં પાંનડાં અને લોદર એઓને સમભાગે લઈ સારી પેઠે વાટીને તેનો યોનિમાં લેપ કરવામાં આવે તો યોનિ તુરત ક્ષત વગરની થાયછે.

ખાખરાનાં ફળ અને ઊંબરાનાં ફળ એઓને તલના તેલમાં વાટી યોનિમાં લેપ કરવામાં આવે તો તેથી યોનિ સારી રીતે દૃઢ થાયછે.

જેને પ્રસવ થયો હોય તે સ્ત્રીએ વધેલા પેટને બેસાડી દેવાસારૂ એકવીસ દિવસ પછી પ્રાતઃકાળમાં પીપળીમૂળના ચૂર્ણને દહીના ઘોળવામાં મિશ્રિત કરીને પીવું.

## જેને પ્રસવ થયો હોય તે સ્ત્રીને જો ઓળ પેટમાં રહી ગઈ હોય તો તેથી થતા ઉપદ્રવો.

### अथ प्रसूताया उदरस्थापरोपद्रवानाह ।

प्रसूताया न पतिता जठरादपरा यदि । तदा सा कुरुते शूलमाध्मानं वह्निमन्दताम् ॥

अपरा आम्वर इति लोके ॥

જેને પ્રસવ થયો હોય તે સ્ત્રીને પેટમાંથી ઓળ ન પડી હોય તો તે ઓળ શૂળને, આફરાને તથા અગ્નિના મંદપણાને કરેછે.

## પેટમાં રહી ગએલી ઓળની ચિકિત્સા.

### तस्य चिकित्सा ।

केशवेष्टितयाङ्गुल्या तस्याः कण्ठं प्रघर्पयेत् । निर्मोककटुकालाबुकृतवन्धनसर्पपैः ॥ चूर्णितैः कटुतैलाक्तैर्धूपयेदभितो भगम् ।

निर्मोकः सर्पकञ्चुकः । कृतवन्धनं कोशातकः ॥

लाङ्गलीमूलकल्केन पाणिपादतलानि हि । प्रलिम्पेत्सूतिका योषिदपरापातनाय वै ॥ हस्तं छिन्ननखं स्निग्धं सूता योनौ शनैः क्षिपेत् । अपरां तेन हस्तेन जनयित्री विनिर्हरेत् ॥ एवं निर्हृतशल्यां तां सिञ्चेदुष्णेन वारिणा । ततोऽभ्यक्तशरीराया योनौ स्नेहं निधापयेत् ॥

કેશોથી વીટેલી આંગળીવતે તેના કંઠને ઘસવામાં આવે અને સર્પની કાંચળી, કડવી તુંબડી, કડવી ઘીસોડી તથા સર્ષપ એઓનું ચૂર્ણ કરી સરસીયા તેલમાં ભીંજવીને તેની ચારેકોર યોનિને ધુવાડી દેવામાં આવે તો ઓળ પડી જાયછે.

સૂવાવડીના હાથનાં અને પગનાં તળાંની ઉપર કલગારીનાં મૂળીયાંના કલ્કનો લેપ કરવામાં આવે તો ઓળ પડી જાયછે.

સુયાણીએ જેના નખ ઉતરાવી નાખ્યા હોય એવા પોતાના હાથને ઘીથી સ્નિગ્ધ કરી ધીરે ધીરે સુવાવડીની યોનિમાં નાંખીને તે હાથથી ઓળ કાહાડી લેવી.

આ પ્રમાણે ઓળ કાહાડ્યા પછી સુવાવડીની ઉપર ઉના પાણીથી સેચન કરવું અને પછી શરીરને અભ્યંગ કરીને યોનિમાં ઘી નાંખવું.

## મક્કલ્લનું નિદાન તથા સંપ્રાપ્તિપૂર્વક લક્ષણ.

### अथ मक्कल्लस्य निदानसंप्राप्तिपूर्वकं लक्षणमाह ।

वनितायाः प्रसूतायाः वातो रूक्षेण वर्धितः । तीक्ष्णौष्णशोणितं रक्तं रुद्ध्वा ग्रन्थिं करोति हि ॥ नाभ्यधः पार्श्वयोर्वस्तौ वस्तिमूर्धनि वापि वा । ततश्च नाभौ वस्तौ च भवेच्छूलं तथोदरे ॥ भवेत्पक्वाशयाध्मानं मूत्रसङ्गश्च जायते । एतद्भिषग्भिरुदितं मक्कल्लामयलक्षणम् ॥

સુવાવડી સ્ત્રીનો રૂક્ષથી વધેલો વાયુ તીક્ષ્ણે તથા ઉષ્ણે સુકાવેલા રૂધિરને રો-

કીને નાભિની નીચે, પડખાઓમાં, મૂત્રાશયમાં અથવા મૂત્રાશયની ઉપરના ભાગમાં ગાંઠને ઉત્પન્ન કરેછે. એ ગાંઠ થવાથી નાભિમાં, મૂત્રાશયમાં તથા પેટમાં શૂળ નીકળેછે, પક્વાશય ફૂલી જાયછે અને મૂત્રની અટકાયત થાયછે. વૈદ્યોએ મક્કલ્લ નામના રોગનું એ લક્ષણ કહેલું છે.

## મક્કલ્લની ચિકિત્સા.

### अथ मक्कल्लस्य चिकित्सा ।

सुचूर्णितयवक्षारं पिवेत्कोष्णेन वारिणा । सर्पिषा वा पिवेन्नारी मक्कल्लस्य निवृत्तये ॥ पिप्पली पिप्पलीमूलं मरिचं गजपिप्पली । नागरं चित्रकं चव्यं रेणुकैलाजमोदिकाः ॥ सर्षपो हिङ्गु भार्ङ्गी च पाठेन्द्रयवजीरकाः । महानिम्बश्च मूर्वा च विषा तिक्ता विडङ्गकम् ॥ पिप्पल्यादिर्गणो ह्येष कफमारुतनाशनः । क्वाथमेषां पिवेन्नारी लवणेन समन्वितम् ॥ गुल्मशूलज्वरहरं दीपनं चामपाचनम् । मक्कल्लशूलगुल्मघ्नं कफानिलहरं परम् ॥ त्रिकटुकचातुर्जातककुस्तुम्बुरुचूर्णसंयुक्तम् । खादेद् गुडं पुराणं नित्यं मक्कल्लदलनाय ॥

સુવાવડીએ મક્કલ્લની નિવૃત્તિનેવાસ્તે જવખારનું બારીક ચૂર્ણ કરી સેહેવાય એવા ઉના જળની સાથે અથવા ઘીની સાથે તે ચૂર્ણ પીવું.

પીપળ, પીપળીમૂળ, મરી, ગજપીપળ, સુંઠ, ચિત્રક, ચવક, મેંદીનાં બીજ, એળચી, અજમોદ, સર્ષપ, હીંગ, ભારંગી, કાળીપાડ, ઇંદ્રજવ, જીરૂં બકાન, પીલુડી, અતવસ, કડુ અને વાવડીંગ એઓનો ક્વાથ કે જે 'પિપ્પલ્યાદિ ગણ ક્વાથ' એ નામથી ઓળખાયછે તે કરી તેમાં સૈંધવ નાંખીને પીવો. આ ક્વાથ પીવાથી ગુલ્મ, શૂળ, જ્વર, મક્કલ્લ, તે સંબંધી શૂળ તથા ગુલ્મ, કફ અને વાયુ સારી પેઠે મટી જાયછે. અગ્નિ પ્રદીપ્ત થાયછે અને આમનું પાચન થાયછે.

સુંઠ, મરી, પીપળ, તજ, તમાલપત્ર, એળચી, નાગકેસર અને ધાણા એઓનું ચૂર્ણ જુના ગોળમાં મિશ્રિત કરીને તે ગોળ નિત્ય ખાવામાં આવે તો મક્કલ્લ મટી જાયછે.

## સુવાવડીને શું શું હિતકારી છે.

### अथ प्रसूताया हितान्याह ।

प्रसूता युक्तमाहारं विहारं च समाचरेत् । व्यायामं मैथुनं क्रोधं शीतसेवां च वर्जयेत् ॥ मिथ्याचारात्सूतिकाया यो व्याधिरुपजायते । स कृच्छ्रसाध्योऽसाध्यो वा भवेत्तत्पथ्यमाचरेत् ॥

સુવાવડીએ યોગ્ય આહાર તથા યોગ્ય વિહારજ કરવો અને પરિશ્રમનો, મૈથુનનો, ક્રોધનો તથા શીતળ પદાર્થોના સેવનનો ત્યાગ કરવો. સુવાવડીને ખોટા આહાર વિહારથી જે વ્યાધિ ઉત્પન્ન થાયછે તે વ્યાધિ કષ્ટસાધ્ય અથવા અસાધ્ય થઇ પડેછે માટે સુવાવડીએ પથ્યજ કરવું.

## સુવાવડીના રોગોનું નિદાન.

### अथ सूतिकारोगनिदानम् ।

मिथ्योपचारात्संक्लेशाद्विषमाजीर्णभो-

जनात् । सूतिकायास्तु ये रोगा जायन्ते दारुणाश्च ते ॥

मिथ्योपचारादनुचिताचरणात् । प्रवातादिसेवनात् संक्लेशात् उत्क्लेश्यन्ते दोषा अनेनेति संक्लेशो दोषजनकमात्रं तस्मात् । दारुणाः कष्टसाध्याः ॥

અત્યંત પવનવાળી જગ્યાના સેવન વગેરે અયોગ્ય આચરણથી જેથી દોષોનો પ્રકોપ થાય એવું કરવાથી, વિષમ ભોજનથી અને અજીર્ણથી સુવાવડીને જ રોગો ઉત્પન્ન થાયછે તેઓ કષ્ટસાધ્ય થઇ પડેછે.

### સુવાવડીને કયા કયા રોગો થાયછે.

### ते के व्याधय इत्याकाङ्क्षायामाह ।

अङ्गमर्दो ज्वरः कासः पिपासा गुरुगात्रता । शोथः शूलातिसारौ च सूतिकारोगलक्षणम् ॥

एतेऽङ्गमर्दादयः प्रायेण सूतिकायाः भवन्ति सूतिकारोगत्वेन लक्ष्यन्ते ॥

અંગોનું ભાગવું, જ્વર, ઉધરસ, તરશ, ગાત્રોનું ભારેપણું, સોજો, શૂળ અને અતિસાર એટલા રોગો સુવાવડીને ઘણું કરીને થાયછે અને તેઓ સુવાવડીને થાય ત્યારે સૂતિકા રોગ કહેવાયછે.

### જ્વરઆદિ અમુક રોગોનું બીજું પણ નિદાન.

### ज्वरादीनां रोगविशेषाणां निदानविशेषमाह ।

ज्वरातीसारशोथाश्च शूलानाहबलक्षयाः । तन्द्राऽरुचिप्रसेकाद्या वातश्लेष्मसमुद्भवाः ॥ कृच्छ्रसाध्या हि ते रोगाः क्षीणमांसबलाश्रिताः । ते सर्वे सूतिकानाम्ना रोगास्ते चाप्युपद्रवाः ॥

सूतिकाभवत्वेन सूतिकानाम्ना । ते रोगाः आश्रयाश्रितयोरभेदोपचारात् ते चाप्युपद्रवा इति । त एव ज्वरादयः । उक्तानां रोगाणामन्यतमं प्रधानीकृत्योपद्रवाश्च ॥

જ્વર, અતીસાર, સોજો, શૂળ, પેડુનું આફરવું, બળનો ક્ષય, તંદ્રા, અરૂચિ, અને ભોળ ઇત્યાદિક રોગો સુવાવડીને માંસના તથા બળના ક્ષીણપણાથી થાયછે, આ સૂતિકા રોગ કહેવાયછે અને તેમ કષ્ટસાધ્ય થઈ પડેછે.

ઉપર કહેલા રોગોમાં કોઈ રોગ મુખ્યત્વે થયો હોય તો જ્વરાદિક રોગો તેઓના ઉપદ્રવોરૂપે થાયછે.

### સુવાવડીના રોગોની ચિકિત્સા.

### अथ सूतिकारोगचिकित्सामाह ।

सूतिकारोगशान्त्यर्थं कुर्याद्वातहरीं क्रियाम् । दशमूलकृतं क्वाथं कोष्णं दद्याद् घृतान्वितम् । अमृता नागरसहचरभद्रोत्कटपञ्चमूलकं जलदम् । शृतशीतं मधुयुक्तं शमयत्यचिरेण सूतिकातङ्कम् ॥ देवदारु वचा कुष्टं पिप्पली विश्वभेषजम् । भूनिम्बः कट्फलं मुस्तं तिक्ता धान्यं हरीतकी ॥ गजकृष्णा सदुःस्पर्शा गोक्षुरुर्धन्वयासकः । बृहत्यतिविषा छिन्ना कर्कटः कृष्णजीरकः ॥ समभागान्वितैरेतैः सिन्धुरामठसंयुतम् । क्वाथमष्टावशेषं तु प्रसूतां पाययेत् स्त्रियम् ॥ शू-

लकासज्वरश्वासमूर्च्छाकम्पशिरोर्तिभिः। युक्तं प्रलापतृद्दाहतन्द्रातीसारवान्तिभिः ॥ निहन्ति सूतिकारोगं वातपित्तकफोद्भवम् । कषायो देवदार्वादिः सूतायाः परमौषधम् ॥

देवदार्वादिः क्वाथः ॥

जीरकं स्थूलजीरश्च शतपुष्पाद्वयं तथा । यवानी चाजमोदा च धान्यकं मेथिकापि च ॥ शुण्ठी कृष्णा कणामूलं चित्रकं हपुषापि च । बदरीफलचूर्णं च कुष्टं कम्पिल्लकं तथा ॥ एतानि पलमात्राणि गुडं पलशतं मतम् । क्षीरप्रस्थद्वयं दद्यात्सर्पिषः कुडवं तथा ॥ पञ्चजीरकपाकोऽयं प्रसूतानां प्रशान्तये । युज्यते सूतिकारोगे योनिरोगे ज्वरे क्षये ॥ कासे श्वासे पाण्डुरोगे कार्श्ये वातामयेषु च ॥

पञ्चजीरकपाकः ॥

आज्यं स्यात्पलयुग्ममत्र पयसः प्रस्थद्वयं खण्डतः पञ्चाशत्पलमत्र चूर्णितमथो प्रक्षिप्यते नागरम् । प्रस्थार्धं गुडचद्विपाच्य विधिना मुष्टित्रयं धान्यकात् मिश्याः पञ्चपलं पलं क्रिमिरिपोः साजाजिजीरादपि ॥ व्योषाम्भोददलोरगेन्द्रसुमनस्त्वग्द्राविडीनां पलं पक्वं नागरखण्डसंज्ञकमिदं तत्सूतिकारोगहृत् । तृट्छर्दिज्वरदाहशोषशमनं सश्वासकासापहं प्लीहव्याधिविनाशनं क्रिमिहरं मन्दाग्निसन्दीपनम् ॥

दलं पत्रकम् । उरगेन्द्रसुमनः नागकेशरम् । द्राविडी सूक्ष्मैला । सौभाग्यशुण्ठी ॥

સુવાવડીના રોગોની શાંતિને વાસ્તે વાયુને હરનારી ચિકિત્સા કરવી.

દશમૂલનો ક્વાથ કરી તે જરા જરા ઉનો હોય ત્યારે તેમાં ઘી નાખીને પાવામાં આવે તો સુવાવડના રોગ મટી જાયછે.

### દેવદાર્વાદિ ક્વાથ.

દેવદાર, વજ, કઠ, પીપળ, સુંઠ, કરીયાતું, કાયફળ, કડુ, ધાણા, હરડે, ગજપીપળ, ભોરીંગણી, ગોખરૂ, ધમાસો, ઉભી ભોરીંગણી, અતવસ, ગળો, કાકડાશીંગી અને કાળીજીરી, એઓને સમભાગે લઇ તેઓનો ક્વાથ કરી આઠમા ભાગનું પાણી અવશેષ રહે ત્યારે તેમાં સેંધવ તથા હીંગ નાખીને સુવાવડીને પાવામાં આવે તો તેથી શૂળ, ઉધરસ, જ્વર, શ્વાસ, મૂર્છા, કંપ, માથાની વ્યથા પ્રલાપ, તરશ, બળતરા, તંદ્રા, અતિસાર અને ઉલટી એઓ સહિત વાયુથી તથા કફથી ઉત્પન્ન થએલો સુવાવડીનો રોગ મટી જાયછે. આ દેવદાર્વાદિ ક્વાથ સુવાવડીનેવાસ્તે મોટું ઔષધ છે.

### પંચજીરક પાક.

જીરૂં, કલૌંજીરૂં, સુવા, વરીયાળી, યવાન, અજમોદ, ધાણા, મેથી, સુંઠ, પીપળ, પીપળીમૂળ, ચિત્રક, પલાશી, બોરનું ચૂર્ણ, કઠ અને કપીલો એ પ્રત્યેક પદાર્થોને ચાર ચાર તોલાંભાર લઇ અને ગોળ ચારસો તોલાંભાર લઈ તેઓને એકસો અઠ્ઠાવીશ તોલાંભાર દુધ અને સોળ તોલાંભાર ઘી એઓમાં પકાવવાં એટલે પંચજીરક પાક સિદ્ધ થાયછે. આ પાક સુવાવડના રોગ ઉપર, યોનિના રોગ ઉપર, જ્વર ઉપર, ક્ષય ઉપર, ઉધરસ

ઉપર, શ્વાસ ઉપર, પાંડુરોગ ઉપર, કૃશપણા ઉપર અને વાયુસંબંધી દરદો ઉપર હિતકારી થાયછે.

## સૌભાગ્યસુંઠી.

આઠ તોલાંભાર ઘી, એકસો અઠાવીશ તોલાંભાર દુધ અને બસો તોલાંભાર ખાંડ એઓને એકઠાં કરી તેમાં બત્રીશ તોલાંભાર સુંઠનું ચૂર્ણ નાખવું. પછી તેને ગોળની પેઠે વિધિપૂર્વક પકાવીને તેમાં બાર તોલાંભાર ધાણા, વીશ તોલાંભાર વરીયાળી, ચાર તોલાંભાર વાવડીંગ, ચાર તોલાંભાર ધોળું જીરૂં, ચાર તોલાંભાર સુંઠ, ચાર તોલાંભાર મરી, ચાર તોલાંભાર પીપળ, ચાર તોલાંભાર મોથ, ચાર તોલાંભાર તમાલપત્ર, ચાર તોલાંભાર નાગકેસર, ચાર તોલાંભાર તજ અને ચાર તોલાંભાર ઝીણી એળચી નાખી પક્વ કરવામાં આવે એટલે સૌભાગ્યસુંઠી સિદ્ધ થાયછે. આ સૌભાગ્યસુંઠીથી સુવાવડના રોગ, તરશ, ઉલટી, જ્વર, બળતરા, શોષ, વમન, શ્વાસ, ઉધરસ, બરલનું દરદ, તથા કૃમિઓનો નાશ થાયછે અને મંદ થએલો જઠરાગ્નિ પ્રદિપ્ત થાયછે.

## સુવાવડી સ્ત્રીએ પરહેજ ક્યાંસુધી રાખવી?

### अथ प्रसूताया नियमसमयावधिमाह ।

सर्वतः परिशुद्धा स्यात्स्निग्धपथ्याल्पभोजना । स्वेदाभ्यङ्गपरा नित्यं भवेन्मासमतन्द्रिता ॥ सर्वतः परिशुद्धा निःस्तनाशेपदुष्टरुधिरा । अतन्द्रिता पथ्यादौ सावधाना ॥

प्रसूता सार्धमासान्ते दृष्टे वा पुनरार्तवे । सूतिका नाम हीना स्यादिति धन्वन्तरेर्मतम् ॥ उपद्रवां विशुद्धां च विज्ञाय वरवर्णिनीम् । ऊर्ध्वं चतुर्भ्यो मासेभ्यः परिहारं विवर्जयेत् ॥

જેનું સઘળું દુષ્ટ રૂધિર નીકળી ગયું હોય એવી સુવાવડી સ્ત્રીએ એક મહીનાસુધી સ્નિગ્ધ, પથ્ય તથા અલ્પ ભોજન કરવું, નિત્ય શેક લેવામાં અને અભ્યંગમાં તત્પર રેહેવું અને પથ્ય વગેરેમાં સાવધાન રેહેવું.

દોઢ મહીનો થઇ ગયા પછી અથવા ફરીવાર રજોદર્શન થયા પછી સ્ત્રીનું 'સુવાવડી' એ નામ મટેછે એમ ધન્વંતરિનો મત છે.

ચાર મહીના થઇજાય અને કાંઇપણ ઉપદ્રવ નથી એમ જણાય ત્યારે સુવાવડની પરહેજ મુકાવી દેવી.

## સ્તનના રોગની સંપ્રાપ્તિ.

### अथ स्तनरोगस्य संप्राप्तिमाह ।

सक्षीरौ वाप्यदुग्धौ वा दोषः प्राप्य स्तनौ स्त्रियाः । रक्तं मांसं च सन्दूष्य स्तनरोगाय कल्प्यते ॥

अयं रोगः कन्यानां न भवति । यत आह सुश्रुतः 'धमन्यः संवृतद्वाराः कन्यानां स्तनसंश्रिताः । दोषाविसरणास्तासां न भवन्ति स्तनामयाः ॥' दोषाविसरणाः संवृतद्वारत्वेन दोषाणामविसरणमसञ्चारो यासु ताः ।

तासामेव प्रसूतानां गर्भिणीनां च ताः

पुनः । स्वभावादेव विद्दता जायन्ते संस्रवन्त्यतः ॥

હોય દુધવાળા અથવા દુધ વગરના સ્ત્રીના સ્તનોને પ્રાપ્ત થઇ રૂધિરને તથા માંસને દૂષિત કરીને સ્તનરોગને ઉત્પન્ન કરેછે.

આ રોગ કન્યાઓને થતો નથી. કેમકે સુશ્રુતે કહ્યુંછે કે "કન્યાઓના સ્તનોની ધમનીઓ (નાડીઓ) બીડાએલા દ્વારોવાળી અને તેનેલીધે દોષોના સંચાર વગરની હોયછે તેથી કન્યાઓને સ્તનના રોગ થતા નથી. જેઓને પ્રસવ થયો હોય તે સ્ત્રીઓની અને ગર્ભવાળી સ્ત્રીઓની તે ધમનીઓ સ્વભાવિક રીતે ખુલ્લી થઈ જાયછે તેથી સ્રાવ કરેછે."

## અતિદેશથી સ્તનના રોગોનાં લક્ષણો.

## अथ स्तनरोगाणामतिदेशेन लक्षणान्याह ।

पञ्चानामपि तेषां तु हित्वा शोणितविद्रधिम् । लक्षणानि समानानि वाह्यविद्रधिलक्षणैः ॥

पञ्चानां वातपित्तकफसन्निपातागन्तुजानाम् । आगन्तुजस्तनरोगोऽभिघातेन शल्येन च बोद्धव्यः । रक्तजस्यासम्भवाः स्वभावात् ॥

પાંચે પ્રકારના સ્તનરોગોનાં લક્ષણો રૂધિરના પ્રકોપથી થએલા વિદ્રધિ શિવાય બાકી બાહારના વિદ્રધિઓના લક્ષણો જેવાંજ હોયછે.

આ ઉપરથી સમજાય છે કે વાતજન્ય, પિત્તજન્ય, કફજન્ય, સન્નિપાતજન્ય અને આગંતુજ એ રીતે પાંચ પ્રકારના સ્તનરોગ થાયછે. અભિઘાતથી અથવા શલ્યથી જે સ્તનરોગ થયો હોય તે આગંતુજ સ્તનરોગ કહેવાયછે. રૂધિરના પ્રકોપથી સ્તનરોગ થતો નથી એવો સ્વભાવજ છે.

## સ્તનના રોગની ચિકિત્સા.

## अथ स्तनरोगस्य चिकित्सा ।

शोथं स्तनोत्थितमवेक्ष्य भिषग्विदध्याद्यद्विद्रधावभिहितं बहुधा विधानम् ॥ पित्तघ्नानि तु शीतानि द्रव्याण्यत्र प्रयोजयेत् । जलौकाभिर्हरेद्रक्तं न स्तनावुपनाहयेत् ॥

उपनाहयेत्स्वेदयेत् ॥

लेपो विशालामूलेन हन्ति पीडां स्तनोत्थिताम् । निशाकनककल्काभ्यां लेपः प्रोक्तस्तनार्तिहा ॥

विशाला इन्द्रवारुणी । कनकस्य धत्तूरस्य पत्रं ग्राह्यम् ॥

लेपान्निहन्ति मूलं वन्ध्याकर्कोटिसंभवं शीघ्रम् । निर्वाप्य तप्तलोहं सलिले तद्वा पिबेत्तत्र ॥

स्त्रीरोगाधिकारः ॥

સ્ત્રીના સ્તનોમાં સોજો ઉઠેલો જોવામાં આવે તો વૈદ્યે વિદ્રધિના પ્રકરણમાં કહ્યાપ્રમાણે ઘણા ઘણા પ્રકારની ચિકિત્સાઓ કરવી. ગમે તેમ હોય પણ સ્તનોને શેક દેવા વગેરે સ્વેદન તો કદી કરવું નહિ.

સ્તનના રોગ ઉપર પિત્તને હણનારા શીતળ પદાર્થોનો પ્રયોગ કરવો અને જળો મુકીને લોહી કાહાડવું. સ્તનોને સ્વેદન તો કદી પણ આપવું નહિ.

धान्यादिपानं कासश्वासयोः ।

द्राक्षावासाभयाकृष्णाचूर्णं क्षौद्रेण सर्पिषा । लीढं श्वासं निहन्त्याशु कासं च तमकं तथा ॥

तमकं श्वासभेदम् । इति द्राक्षादिचूर्णं कासश्वासयोः ॥

चूर्णं कटुकरोहिण्या मधुना सह योजयेत् । हिक्कां प्रशमयेत्क्षिप्रं छर्दिं चापि चिरोत्थिताम् ॥

हिक्कायां छर्द्यां च ॥

आम्रास्थि लाजसिन्धूत्थं सक्षौद्रं छर्दिनुद्भवेत् । द्विवार्ताकीफलरसं पञ्चकोलं च लेहयेत् ॥

द्विवार्ताकी बृहतीद्वयम् ॥

पञ्चकोलं यथा ।

पिप्पली पिप्पलीमूलं चव्यचित्रकनागरम् ॥

क्षीरछर्द्याम् ॥

घृतेन सिन्धुविश्वैलाहिङ्गुभार्ङ्गीरजो लिहन् ॥ आनाहं वातिकं शूलं हन्यात्तोयेन वा शिशुः ॥

इति आनाहे वातशूले च ॥

कणोपणासिताक्षौद्रसूक्ष्मैलासैन्धवैः कृतः । मूत्रग्रहे प्रयोक्तव्यः शिशूनां लेह उत्तमः ॥

मूत्राघाते ॥

यदा तु दुर्बलो वालः खादन्नपि च वह्निमान् । विदारीकन्दगोधूमयवचूर्णं घृतप्लुतम् ॥ स्वादयेत्तदनु क्षीरं शृतं समधुशर्करम् ॥

कार्श्ये ॥

मुस्तं कूष्माण्डवीजानि भद्रदारु कलिङ्गकान् । पिष्ट्वा तोयेन संलिम्पेत् लेपोऽयं शोथहृच्छिशोः ॥

शोथे ॥

पटोलत्रिफलारिष्टहरिद्राक्वथितं पिवेत् । क्षतवीसर्पविस्फोटज्वराणां शान्तये शिशुः ॥

इति क्षतविसर्पविस्फोटज्वरेषु ॥

गृहधूमनिशाकुष्ठराजिकेन्द्रयवैः शिशोः । लेपस्तक्रेण हन्त्याशु सिध्मपामाविचर्चिकाम् ॥

इति सिध्मपामाविचर्चिकायाम् ।

सारिवातिललोध्राणां कषायो मधुकस्य च । संस्राविणि मुखे शस्तो धावनार्थं शिशोः सदा ॥

मुखस्रावे ॥

अश्वत्थत्वग्दलक्षौद्रैर्मुखपाके प्रलेपनम् ॥

मुखपाके ॥

पिप्पली त्रिफलाचूर्णं घृतक्षौद्रपरिप्लुतम् । वालो रोदिति यस्तस्मै लीढं दद्यात्सुखावहम् ॥

रोदने ॥

हरीतकीवचाकुष्टकल्कं माक्षिकसंयुतम् । पीत्वा कुमारः स्तन्येन मुच्यते तालुकण्टकात् ॥

इति तालुकण्टके ॥

फलत्रिकं लोध्रपुनर्नवे च सशृङ्गवेरं बृहतीद्वयं च । आलेपनं श्लेष्महरं सुखोष्णं कुकूणके कार्यमुदाहरन्ति ॥

कुकूणके ॥

मृत्पिण्डेनाग्नितप्तेन क्षीरसिक्तेन सोष्मणा । स्वेदयेदुत्थितां नाभिं शोथस्तेनोपशाम्यति ॥

नाभिशोथे ॥

नाभिपाके निशालोध्रप्रियङ्गुमधुकैः शृतम् । तैलमभ्यञ्जने शस्तमेभिश्चाप्यवधूलनम् ॥ दग्धेन छागशकृता नाभिपाकेऽवचूर्णनम् ॥ त्वक् चूर्णैः क्षीरिणां वापि कुर्याच्चन्दनरेणुना ॥

नाभिपाके ॥

गुदपाके तु बालानां पित्तघ्नीं कारयेत्क्रियाम् । रसाञ्जनं विशेषेण पानालेपनयोर्हितम् ॥ शङ्खयष्ट्याञ्जनैश्चूर्णं शिशूनां गुदपाकनुत् ॥

गुदपाके ॥

शङ्खसौवीरयष्ट्याह्वैर्लेपो देयोऽहिपूतने ॥

अहिपूतने ।

परिगर्भिकरोगे तु पूज्यते वह्निदीपनम् ॥

परिगर्भिके ।

दन्तपालीं तु मधुना चूर्णेन प्रतिसारयेत् । धातकीपुष्पपिप्पल्योर्धात्रीफलरसेन वा ॥ दन्तोत्थानभवा रोगाः पीडयन्ति न बालकम् । जाते दन्ते हि शाम्यन्ति यतस्तद्धेतुका गदाः ॥

इति दन्तोद्भेदजरोगेषु ।

सौवर्णं सुकृतं चूर्णं कुष्ठं मधु घृतं वचा । मत्स्याक्षकं शङ्खपुष्पी मधुसर्पिः सकाञ्चनम् ॥ अर्कपुष्पी मधु घृतं चूर्णितं कनकं वचा । सहेमचूर्णं कैटर्यं श्वेता दूर्वा घृतं मधु । चत्वारोऽभिहिता योगा अर्धश्लोकसमापनाः । कुमाराणां वपुर्मेधाबलपुष्टिकराः स्मृताः ॥

सौवर्णं चूर्णम् । चतुर्ष्वपि योगेषु मारितसुवर्णचूर्णम् । मत्स्याक्षकः ब्राह्मी इति लोके । वमक इत्येके । अर्कपुष्पी अर्कसदृशपुष्पी लता । दूर्वा श्वेतदूर्वा । कैटर्यं कट्फलं । संवत्सरं यावदेते योगाः प्रयोज्याः । द्वादशवर्षाणीति केचित् ॥

लाक्षारसे समे तैलं मस्त्वन्यथ चतुर्गुणे । रास्नाचन्दनकुष्ठाह्ववाजिगन्धानिशायुतैः ॥ शताह्वा दारुयष्ट्याह्वमूर्वातिक्ताहरेणुभिः । संसिद्धं ज्वररक्षोघ्नं बलवर्णकरं शिशोः ॥

लाक्षादितैलं बालेषु ॥

ह्रीवेरं शर्करा क्षौद्रं लीढं तृष्णाहरं परम् ॥

तृष्णायाम् । इति बालरोगाधिकारः ॥

મોટાઓને વાસ્તે જ્વર આદિ રોગોમાં જે ઔષધો પ્રથમ કહેવાઈ ગયાં છે તેજ ઔષધો બાળકોને વાસ્તે પણ કરવાં; પરંતુ ડાંભ, ક્ષારની ક્રિયા, વમન, વિરેચન કે ફ્સ ખોલાવવા વગેરે કરવું નહિ. મોટું કષ્ટ ઉત્પન્ન થયું હોય તો વમન તથા વિરેચન આદિ પણ દેવું. કેમકે સુશ્રુતે કહ્યુંછે કે "મરણ કરે એવું સંકટ ઉત્પન્ન થયા વિના બાળકોને વિરેચન, બસ્તિ અને વમન એ ક્રિયાઓ કરવી નહિ.

બાળકોને દોષો પણ તેઓજ હોયછે, દૂષ્યો પણ તેઓજ હોયછે અને જ્વર-આદિ વ્યાધિઓ પણ એના એજ થાયછે એટલામાટે બાળકોને પણ તે તે રોગને-વાસ્તે તે તે રોગના અધિકારમાં કહેલાં ઔષધો દેવાં, પણ કનિષ્ઠ (નાહાની) માત્રાથી દેવાં.

વિશ્વામિત્રે બાળકોને કનિષ્ઠ માત્રા દેવાવિષે કહ્યુંછે કે "બાળકને જન્મ્યા પછી એક મહિનાસુધીમાં વાવડીંગ જેટલું ઔષધ દેવું અને પછી મહિને મહિને એજ પ્રમાણથી વધારતું જવું." અભિપ્રાય એ છે કે પેહેલા મહિનામાં વાવડીંગ જેટલું ઔષધ લઇ ચૂર્ણ ક-રીને, અથવા કલ્ક કરીને અથવા અવ-લેહ કરીને દેવું અને બીજા મહિનામાં બે વાવડીંગ જેટલા ઔષધોનું તેપ્રમાણે કરવું. એ રીતે મહિને મહિને વ-ધારવું.

બીજા ગ્રંથમાં તો બીજી રીતે કહ્યુંછે કે "બાળકને પેહેલે મહિને એક રતી-ભાર ઔષધ દેવું અને તે મધ, ધાવણ, સાકર તથા ઘી એઓથી અવલેહ જેવું (ચટાય એવું) કરીને દેવું. પછી મહિને મહિને એક એક રતી વધારતી જવી તે પેહેલું વર્ષ પુરૂં થાય ત્યાંસુધી. પેહેલું વર્ષ પુરૂં થયા પછી સોળ વર્ષની ઉમર થતાં-સુધી વર્ષે વર્ષે પાંચ પાંચ ચણોઠી ભાર વધારતું જવું. સોળમું વર્ષ પુરૂં થયા સીતેરમા વર્ષસુધી માત્રા સ્થિર થાયછે. (તે તે રોગના અધિકારો વગેરેમાં જેટલી માત્રા કરીછે તેટલીજ દેવી.) સીતેરમા વર્ષ પછી બાળકની પેઠે ધીરે ધીરે માત્રા ઓછી કરતી જવી. એક રતીભાર વગેરે જે માત્રા કહી તે ચૂર્ણની, કલ્કની અને અવલેહની સમજવી. ક્વાથની માત્રા તો એથી ચોગણી દેવી. જે બાળક ધા-વણ ધાવીનેજ રેહેતો હોય તેને દુધની સાથે તથા ઘીની સાથે ઔષધ દેવું. બાળ-કની માને ઔષધ દેવું હોય તો દુધની કે ઘીની સાથે નહિ આપતાં જેમ કહ્યું હોય તેમજ દેવું. જે બાળક ધાવતો હોય અને અન્ન પણ ખાતો હોય તેને પણ દુ-ધની તથા ઘીની સાથે ઔષધ દેવું.

સુશ્રુતે તો બાળકને પ્રકારાંતરથી ઔ-ષધ દેવાનું કહ્યુંછે કે "જે જે રોગોને-વાસ્તે જે જે ઔષધો કહ્યાં છે તે તે રો-ગોમાં તે તે ઔષધોના કલ્કથી માના સ્તનોનું લેપન કરીને બાળકને ધ-વરાવવો.

## બોલવા નહિ શીખેલાં બાળકોના અંદરના રોગને જાણવાનો ઉપાય.

બાળકને જે અંગના કે જે પ્રત્યંગના પ્રદેશમાં વેદના થતી હોય તે પ્રદેશને એ બાળક વારંવાર હાથથી અડ્યા ક-રેછે અને બીજો કોઈ માણસ તે પ્રદે-શને સ્પર્શ કરે તો તે બાળક રૂવેછે. બા-ળકને માથામાં દરદ હોય તો તે બા-ળક આંખો વીંચી રાખેછે અને પો-તાના માથાને અક્કડ રાખી શકતો નથી. (માથું ઢાળી જાયછે.) બાળકને મૂત્રા-શયમાં દરદ હોય તો તે બાળક મૂત્રની અટકાયતથી પીડાયછે અને તેની ભૂખ તથા તરશ જતી રેહેછે. જો બાળકને ઝાડાની તથા મૂત્રની અટકાયત થઇ હોય, વિહ્વલપણું થયું હોય, ઉલટી થતી હોય, પેટ ચડી આવ્યું હોય અને આંતરડાંનો અવાજ થતો હોય તો એઓ

ઉપરથી જાણવું કે બાલકના કોઠામાં રોગ છે. જો બાલક રોયા કરતો હોય તો જાણવું કે તેને આખા શરીરમાં રોગો છે.

### બાલકના જ્વરની ચિકિત્સા.

બાલકને સઘળા પદાર્થોનો અટકાવ કરવો પણ ધાવણ ધાવવાનો કદી અ-ટકાવ કરવો નહિ. બાલકને લંઘન કરાવવું હોય તો તેની માને હલકું ભોજન કરાવવું એજ બાલકને લંઘન છે.

### સઘળા પ્રકારના જ્વરો ઉપર ભદ્રમુસ્તાદિ કવાથ.

ભદ્રમોથ, હરડે, લીંબડો, કડવાં પ-રવળ અને જેઠીમધ એઓનો ક્વાથ કરી તે ક્વાથ જરા ઉનો હોય તે સમયે બાલકને પાવામાં આવે તો સઘળા પ્રકા-રના જ્વરો નષ્ટ થઇ જાયછે.

### જ્વરની સાથેના અતિસાર ઉપર ચતુર્ભદ્રિકા.

મોથ, પીપળ, અતવસ અને કાક-ડાશીંગી એઓનું ચૂર્ણ કરી મધમાં કા-લવીને ચટાડવામાં આવે તો બાલકનો જ્વરાતીસાર મટી જાયછે અને ઉધરસ શ્વાસ તથા ઉલટી એઓ પણ મટી જા-યછે.

### બાલકોના અતિસારઉપર બિલ્વાદિ કવાથ તથા બિલ્વાદિ અવલેહ.

બીલું, ધાવણીનાં ફૂલ, વાળો, લોદર અને ગજપીપળ એઓનો ક્વાથ મધથી મિશ્રિત કરીને પાવામાં આવે અને તે-ઓના ચૂર્ણને મધમાં કાલવી તે અવ-લેહ ચટાડવામાં આવે તો તેથી બાલ-કનો અતિસાર મટી જાયછે.

### બાલકોના ન રોકાતા હોય એવા ભયંકર અતિસારઉપર સમંગાદિ કવાથ.

રીસામણીનાં મૂળ, ધાવણીનાં ફૂલ, લોદર અને ઉપલસરી એઓનો ક્વાથ કરી તેમાં મધ નાંખીને પાવામાં આવે તો બાલકોનો ન રોકાતો હોય એવો ભ-યંકર અતિસાર પણ મટી જાયછે.

### બાલકોના કાચા અતિસાર (આમા-તિસાર) ઉપર વિડંગાદિ ચૂર્ણ.

બાલકને કાચો અતિસાર (આમા-તિસાર) થયો હોય તો વૈદ્યે વાવડીંગ, અજમોદ, અને પીપળના દાણા એઓનું ચૂર્ણ કરી જરાક ગરમ કરેલા પાણીમાં ડોઇને પાવું.

### બાલકોના રક્તાતિસાર ( લોહી-વાળા અતિસાર ) ઉપર મોચરસાદિ યવાગૂ.

મોચરસ, રીસામણીનાં મૂળ અને કમળના કેસરા એ સર્વ મળીને સવા-તોલાંભાર લેવું. ચોખાની કણકી સવા તોલાંભાર લેવી અને પાણી અગી-યાર તોલાંભાર લેવું. આ સર્વને એકઠાં કરી તેની યવાગૂ કરીને બાલકને દેવા-માં આવે તો તેથી રક્તાતિસાર મટી જાયછે.

### બાલકોના સઘળા પ્રકારના અતિસાર ઉપર નાગરાદિ કવાથ.

સુંઠ, અતવસ, મોથ, વાળો અને ઇં-

દ્રજવ એઓનો ક્વાથ કરીને પ્રાતઃકાળમાં પીવરાવવામાં આવે તો બાલકોનો સઘળા પ્રકારનો અતિસાર મટી જાયછે.

### બાલકોની પ્રવાહિકાઉપર · લાજાદિ ચૂર્ણ.

સાળની ધાણી, જેઠીમધ, સાકર અને મધ એઓને એકઠાં કરી ચોખાના ધોણની સાથે પીવરાવવામાં આવે તો બાલકોની પ્રવાહિકા તુરત મટી જાયછે.

### બાલકોનાં ગ્રહણી વગેરે ઉપર રજન્યાદિ ચૂર્ણ.

હળદર, દેવદાર, દારૂહળદર, ઉભી ભોરીંગણી, ગજપીપળ, ગધી સમેરવો અને સુવા એઓનું ચૂર્ણ કરી મધની તથા ઘીની સાથે ચટાડવામાં આવે તો બાલકોના ગ્રહણી, વાયુની પીડા, કમળો, જ્વર, અતિસાર તથા પાંડુરોગ આદિ સઘળા રોગો મટી જાયછે અને જઠરાગ્નિ પ્રદીપ્ત થાયછે.

### બાલકોને ઉધરસઉપર મુસ્તકાદિ સ્વરસ.

મોથ, અતવસ, અરડૂસો, પીપળ અને કાકડાશીંગી એઓનો સ્વરસ કરી તેમાં મધ નાંખીને ચટાડવામાં આવે તો બાલકોની પાંચે પ્રકારની ઉધરસો મટી જાયછે.

### બાલકોની ઉધરસ વ્યાઘ્રીઉપર કેસરાવલેહિકા.

ભોરીંગણીનાં ફુલોના કેસરાઓને વાટી મધમાં કાલવીને ચટાડવામાં આવે તો બાલકોની લાંબા કાળથી થએલી ઉધરસો પણ તુરત મટી જાયછે.

### બાલકોને ઉધરસ તથા શ્વાસ ઉપર ધાન્યાદિ પાન.

ધાણા અને સાકર એઓને વાટી ચોખાના ધોણનીસાથે પીવરાવવામાં આવે તો બાલકોની ઉધરસ તથા શ્વાસ મટી જાયછે.

### બાલકોને ઉધરસ તથા શ્વાસ ઉપર દ્રાક્ષાદિ ચૂર્ણ.

દ્રાખ, અરડૂસો, હરડે, અને પીપળ એઓનું ચૂર્ણ કરી મધમાં કાલવીને ચટાડવામાં આવે તો બાલકોનાં શ્વાસ, ઉધરસ તથા તમકશ્વાસ પણ તુરત મટી જાયછે.

### બાલકોને હેડકી ઉપર તથા ઉલટી ઉપર કટ્‌ક રોહિણી અવલેહ.

કડુનું ચૂર્ણ કરી મધમાં કાલવીને ચટાડવામાં આવે તો બાલકોની હેડકી તથા લાંબા કાળથી થએલી ઉલટી પણ તુરત શાંત થઈ જાયછે.

### બાલકોને દુધની ઉલટી ઉપર અવલેહો.

આંબાની ગોઠલી, ચોખાની ધાણી અને સૈંધવ એઓનું ચૂર્ણ કરી મધમાં કાલવીને ચટાડવામાં આવે તો દુધની ઉલટી મટી જાયછે.

ઊભી ભોરીંગણીનાં ફળનો રસ, બેઠી ભોરીંગણીનાં ફળનો રસ, પીપળીમૂળ, ચવક, ચિત્રક અને સુંઠ એઓને મિશ્રિત કરી ચટાડવામાં આવે તો દુધની ઉલટી મટી જાયછે

### બાલકોને પેટ ચડી આવવા ઉપર તથા વાયુસંબંધી શૂળ ઉપર સિંધ્વાદિ અવલેહ.

સૈંધવ, સુંઠ, એલચી, હીંગ અને ભારંગી એઓનું ચૂર્ણ કરી ઘીનીસાથે અથવા પાણીનીસાથે મિશ્રિત કરીને ચટાડવામાં આવે તો પેટનું ચડી આવવું તથા વાયુસંબંધી શૂળ મટી જાયછે.

### બાલકોને મૂત્રાઘાત ઉપર સિતાદિ અવલેહ.

પીપળ, સુંઠ, મધ, ઝીણી એળચી અને સૈંધવ એઓથી કરેલો ઉત્તમ અવલેહ ચટાડવામાં આવે તો બાલકોનો મૂત્રાઘાત મટી જાયછે.

### બાલકોના કૃશપણા ઉપર.

ખાતાં છતાં અને અગ્નિ પ્રદીપ્ત છતાં પણ બાલક દુબળો રહેતો હોય તો તેને વિદારીકંદ, ઘઉં અને જવ એઓનું ચૂર્ણ ઘીમાં કાલવીને ખવરાવવું અને તે ઉપર, મધ તથા સાકરસહિત કઢેલું દુધ પાવું.

### બાલકોના સોજા ઉપર.

મોથ, કોળાનાં બીજ, તેલીઓ દેવદાર અને ઇંદ્રજવ એઓને પાણીથી વાટીને લેપ કરવામાં આવે તો બાલકોનો સોજો મટી જાયછે.

### બાલકોના ક્ષત, વિસર્પ, વિસ્ફોટ તથા જ્વર ઉપર.

કડવાં પરવળ, હરડે, બેહેડાં, આમળાં, લીંબડો અને હળદર એઓનો ક્વાથ પીવરાવવામાં આવે તો ક્ષત, વિસર્પ, વિસ્ફોટ તથા જ્વર એઓની શાંતિ થાયછે.

### બાલકોને સિધ્મ, પામા તથા વિચર્ચિકા ઉપર.

ઘરના ધુવાડાની ધુંસ, હળદર, કઠ, રાઈ અને ઇંદ્રજવ એઓનો છાશમાં વાટીને કરવામાં આવેલો લેપ સિધ્મને, પામાને (ખસને) તથા વિચર્ચિકા નામના કોઢને તુરત મટાડેછે.

### બાલકોને મોહોડાના સ્રાવ ઉપર.

ઉપલસરી, તલ, લોદર અને જેઠીમધ એઓના ક્વાથથી નિત્ય મોહોડાને સાફ કરવામાં આવે તો મોહોડાનો સ્રાવ મટી જાયછે.

### બાલકોને મોહોડું પાકવા ઉપર.

પીપળાની છાલ અને પીપળાનાં પાંનડાં એઓને વાટી મધમાં કાલવીને મોહોડામાં લેપ કરવામાં આવે તો મોહોડાનો પાક મટી જાયછે.

### બાલકોના રોવા ઉપર.

પીપળ, હરડે, બેહેડાં અને આમળાં એઓના ચૂર્ણને ઘીમાં તથા મધમાં કાલવીને ખવરાવવામાં આવે તો જે બાલક રોયા કરતો હોય તેને સુખ થાયછે.

### તાલુકંટક ઉપર.

હરડે, વજ અને કઠ, એઓના કલ્કને મધમાં કાલવી ધાવણીની સાથે પીવરાવવામાં આવે તો બાલક તાલુકંટક નામના રોગમાંથી મુક્ત થાયછે.

### કુકૂણક ઉપર.

હરડે, બેહેડાં, આમળાં, લોદર, સાટોડી, સુંઠ, ઉભી ભોરીંગણી અને બેઠી ભોરીંગણી એઓને પાણીમાં વાટી જરા ગરમ કરીને તેનો લેપ કરવામાં આવે તો કુકૂણક મટી જાયછે.

### બાલકોને નાભિના સોજા ઉપર.

માટીના પિંડને અગ્નિમાં તપાવી તેનાઉપર દુધ રેડી તે જરા ઉનો હોય તે સમયે તેથી નાભિ ઉપર શેક કરવામાં આવે તો નાભિનો સોજો શાંત થઈ જાયછે.

### બાલકોને નાભિના પાકવા ઉપર.

નાભિ પાકી હોય તો હળદર, લોદર, ધણીલા અને જેઠીમધ એઓના કલ્કથી પકાવેલા તૈલનો નાભિ ઉપર અભ્યંગ કરવો.

બકરીની લીંડીઓ બાળીને તેઓની ભસ્મ નાભિની ઉપર ભભરાવવામાં આવે અથવા વડઆદિ પાંચ ક્ષીરિ વૃક્ષોની છાલનું ચૂર્ણ નાભિ ઉપર ભભરાવવામાં આવે અથવા ચંદનનું ચૂર્ણ નાભિની ઉપર ભભરાવવામાં આવે તો તેથી નાભિનો પાક મટી જાયછે.

### બાલકોની ગુદા પાકવા ઉપર.

બાલકોની ગુદા પાકી હોય તો પિત્તને હણનારી ચિકિત્સા કરવી.

વિશેષે કરી રસવંતી પાવી અને રસવંતીનું લેપન કરવું એ ગુદપાક ઉપર હિતકારી થાયછે.

શંખ, રસવંતી અને જેઠીમધ એઓનું ચૂર્ણ પણ બાલકોના ગુદપાકને મટાડનાર છે.

### અહિપૂતન ઉપર.

શંખ, ધોળો સુરમો અને જેઠીમધ એઓનો લેપ કરવામાં આવે તો અહિપૂતન નામનો બાલરોગ મટી જાયછે.

### પરિગર્ભિક (પારૂધલા) ઉપર.

બાલકને પારૂધલો લાગ્યો હોય તો જઠરાગ્નિને પ્રદીપ્ત કરે એવાં ઔષધો દેવા.

### દાંત આવવાના સમયમાં થતા રોગો ઉપર.

ધાવડીનાં ફુલ અને પીપળ એઓનાં ચૂર્ણને મધમાં કાલવીને તેથી અથવા મધની સાથે આમળાંના રસથી દાંતના પેઢાં ઘસવાં. દાંત આવવાના સમયના રોગો બાલકને પીડતા નથી. કારણ કે દાંતો આવી રહે ત્યારે એ સઘળા રોગો પોતાની મેળે શાંત થઈ જાયછે.

### બાલકોને શરીરનું સામર્થ્ય વગેરે પ્રાપ્ત કરવાના ઉપાયો.

મારેલા સોનાનું બારીક ચૂર્ણ, કઠ, મધ, ઘી અને વજનું ચૂર્ણ એઓને એકઠાં કરીને ખવરાવવામાં આવે તો બાલકોને શરીરનું સામર્થ્ય, બુદ્ધિ, બળ તથા પુષ્ટિ પ્રાપ્ત થાયછે.

મારેલા સોનાનું બારીક ચૂર્ણ, બ્રાહ્મી, શંખાવળી, મધ અને ઘી એઓને એકઠાં કરીને ખવરાવવામાં આવે તો બાલકોને શરીરનું સામર્થ્ય, બુદ્ધિ, બળ તથા પુષ્ટિ પ્રાપ્ત થાયછે.

મારેલા સોનાનું બારીક ચૂર્ણ, સૂરજમુખી, મધ, ઘી અને વજ એઓને એકઠાં કરીને ખવરાવવામાં આવે તો બાલકોને શરીરનું સામર્થ્ય, બુદ્ધિ, બળ તથા પુષ્ટિ પ્રાપ્ત થાયછે.

મારેલા સોનાનું બારીક ચૂર્ણ, કાયફલ, ધોળી ધ્રો, ઘી અને મધ એઓને એકઠાં કરી ખવરાવવામાં આવે તો બાલકોને શરીરનું સામર્થ્ય, બુદ્ધિ, બળ તથા પુષ્ટિ પ્રાપ્ત થાયછે.

આ ઉપાયો એક વર્ષસુધી દેવા. કે-ટલાએક તો કહેછે કે બાર વર્ષસુધી દેવા.

તેલના જેટલાજ લાખના રસમાં અને ચોગણા દહીંના પાણીમાં રાસ્ના, ચંદન, કઠ, આસોંદ, હળદર, સુવા, દેવદાર, જેઠીમધ, મોરવેલ અથવા પીલુડી, કડુ અને હરેણું નામનો સુગંધી પદાર્થ એ-ઓનો કલ્ક નાંખીને તેમાં પકાવેલું તેલ બાલકના જ્વરને તથા ભૂત આદિના વળગાડને મટાડેછે, બળને આપેછે અને શરીરના વર્ણને સારો કરેછે.

## બાલકોને વારંવાર લાગતી તરશઉપર.

વાળો અને સાકર એઓનું ચૂર્ણ કરી મધમાં કાલવીને ચટાડવામાં આવે તો બાલકોને તરશની પીડા મટી જાયછે. તરશની પીડા મટાડવાનેવાસ્તે આ ઉ-ત્તમ ઉપાય છે.

બાલરોગોનો અધિકાર સંપૂર્ણ.

---

इति भावप्रकाशे ज्वरादिव्याधिनिदानचिकित्साप्रकरणम् ।

इति मध्यमखण्डः समाप्तः ।

अस्तु विदितमेतद्भवतां शुभवता यच्छ्रीमता भावमिश्रपण्डितेन विरचितस्य भावप्रकाशग्रन्थस्य गुर्जरभाषान्तरसंवलितस्य मुद्रणाय संप्रवृत्तेन मयाद्य तस्य मध्यमः खण्डो जामनगरवास्तव्येन विद्वद्गुणस्तव्येन गोविन्दतनयेन कालिदासशास्त्रिणा भाषान्तरं कारयित्वा प्रकाशं नीतः । आशास्यते च भैषज्यरसिकैरुपयोक्ष्यते सुजनैरिति सविनयं गुणगणलुब्धाः परपरिश्रमविदः कोविदा विज्ञाप्यन्ते यदत्र भाषान्तरे मूले वा मानुषेसुपीसुलभानि स्खलितानि संशोधनीयानि इतिश्रीः

मोहमयी संवत् १९४६ पौष शुक्लपक्ष १

लववंशोद्भवेन रघुनाथतनय

શ્રીમદ્ "ભાવમિશ્ર" પ્રણિત,

# भावप्रकाश-उत्तरखंड

મૂળ શ્લોક સહિત શુદ્ધ ગુર્જર ભાષાંતર.

सति चायुषि नष्टः स्यादामयैश्चाचिकित्सितः ।
यथा सत्यपि तैलादौ दीपो निर्याति वात्यया ॥

( चरकसंहिता. )

પ્રસિદ્ધ કરનાર,

## જેરામ વિ. રઘુનાથ

प्रमुख "मुंबई-वैद्यक ज्ञान प्रसारक सभा."

મુંબઈ:

"નિર્ણયસાગર" છાપખાનામાં છાપ્યું.

સંવત્ ૧૯૪૬ સને ૧૮૯૦

# ઉપોદ્ઘાત.

આર્ય વૈદ્યવિદ્યાના આદિ ગ્રંથ 'આયુર્વેદ' માં હિત, અહિત, સુખ અને દુઃખ એવું ચાર પ્રકારનું આયુષ્ય વર્ણવેલું છે તથા આયુષ્યનું રૂપ, પ્રમાણ અને તેને વધારનારા તથા ઘટાડનારા આહાર વિહારના પ્રકાર દાખલ કર્યા છે. આ 'આયુર્વેદ' ... જાણી આત્રેયાદિ મહાત્માઓએ જે ઉત્તમ ગ્રંથો બનાવ્યા છે તેમાં આ ... પ્રકાશ' સરલ તથા વૈદ્યવિદ્યાની તમામ બાબતોથી ઉત્કૃષ્ટતા ધરાવે છે.

આ ગ્રંથના 'પૂર્વ,' 'મધ્ય' તથા 'ઉત્તર' એમ ત્રણ ખંડો છે જેમાં લખેલ આહાર વિહારનો યોગ્ય ઉપયોગ લેનારા લોકોનું અમૂલ્ય આયુષ્ય અછી રીતે સચવાય છે; અને એ આહાર વિહારમાં ભૂલ થવાથી ઉપજતા રોગો તેમાં લખેલ યોગ્ય ઉપચારોથી યોગ્ય કાળમાં ઉચ્છેદ થાયછે. એવાં અમૂલ્ય અને હિતકારી ઔષધો તેમાં બતાવેલાં છે, તથાપિ તેમાં લખ્યા પ્રમાણે ઔષધો કામ ન કરે તો તે મહાત્માને દોષ દેવા કરતાં કલ્પના કરનારા હાલના વૈદ્યોની સમજ શક્તિને દોષ દેવો જોઇએ. પણ આ ગ્રંથની અસત્યતા કોઈ રીતે કહી શકાય તેમ નથી. આ ગ્રંથ અનુભવીની તો અપેક્ષા રાખેછે જેમ તીખી તરવાર બેકદરના હાથમાં જતાં પોતાનું સામર્થ્ય દેખાડી શકતી નથી તેમાં તરવારનો દોષ નથી તેમ આપ્ત પુરૂષોએ પ્રકટ કરેલા વિચારોનું રહસ્ય બેકદર વૈદ્યો ન સમજી શકે તેનો દોષ પ્રાચીન પુસ્તકને દેવાતો નથી.

આ 'ઉત્તરખંડ'માં જે ઔષધોનું સેવન કરવાથી ખરૂં પુરૂષત્વ પ્રાપ્ત થાય, એવા વાજીકરણના પ્રયોગો, તથા જે રસાયન હમેશ સેવન કરવાથી દુષ્ટ રોગોના કલેશથી જલદી મૂક્ત થઈ માણસ અજરામર બનેછે, તે રસાયનના પ્રયોગોના નામ ગુણ તથા સ્વરૂપનું વર્ણન સંપૂર્ણ રીતે કરેલ છે.

જેરામ વિ૦ રઘુનાથ,

પ્રસિદ્ધ કર્ત્તા.

## अनुक्रमणिका.

विषय. | पृष्ठ.

### વાજીકરણનો અધિકાર.



### રસાયનનો અધિકાર.

॥ श्रीगणेशाय नमः ॥

# ॥ अथ भावप्रकाशस्य उत्तरखंडः ॥

## વાજીકરણનો અધિકાર.

### अथ वाजीकरणाधिकारः।

### વાજીકરણનું લક્ષણ.

### तत्र वाजीकरणस्य लक्षणमाह।

यद्द्रव्यं पुरुषं कुर्याद्वाजिवत्सुरतक्षमम्। तद्वाजीकरमाख्यातं मुनिभिर्भिषजां वरैः॥

જે પદાર્થ પુરૂષને મૈથુનમાં ઘોડાના-જેવો સમર્થ કરે તે પદાર્થને વૈદ્યોમાં ઉત્તમતા ધરાવનારા મુનિઓ વાજીકરણ કહેછે.

### પ્રસંગનેલીધે ક્લૈબ્ય (નપુંસકપણા) નાં લક્ષણ, સંખ્યા તથા નિદાન.

### अत्र प्रसङ्गात्क्लैब्यस्य लक्षणं संख्यां निदानं चाह।

क्लीवः स्यात्सुरताशक्तस्तद्भावः क्लैब्यमुच्यते। तच्च सप्तविधं प्रोक्तं निदानं तस्य कथ्यते। तैस्तैर्भावैरहृद्यैस्तु रिरंसोर्मनसि क्षते॥ ध्वजः पतत्यधो नृणां क्लैब्यं समुपजायते। द्वेष्यस्त्रीसंप्रयोगाच्च क्लैब्यं तन्मानसं स्मृतम्॥

तैस्तैर्भावैः भयशोकक्रोधादिभिः अहृद्यैः हृदयाहितैः दुःखत्वात् क्षते पीडिते अस्वस्थीकृते इति यावत्। ध्वजः शिश्नः। तथाच। 'ध्वजं चिह्ने पताकायां मेहने शौण्डिकेऽपि च' इति विश्वप्रकाशः। पतति न तून्नमति। संप्रयोगो मैथुनम्।

कटुकाम्लौष्णलवणैरतिमात्रोपसेवितैः। पित्ताच्छुक्रक्षयो दृष्टः क्लैब्यं तस्मात्प्रजायते॥

कटुकादिनातिमात्रेण प्रवृद्धेन पित्तेन शुक्रस्य दग्धत्वात् क्लैब्यं भवति पित्तजमिति द्वितीयम्॥

अतिव्यवायशीलो यो न च वाजिक्रियारतः। ध्वजभङ्गमवाप्नोति सशुक्रक्षयहेतुकः॥

शुक्रक्षयेन तृतीयम्।

महता मेढ्ररोगेण चतुर्थी क्लीवता भवेत्। वीर्यवाहि शिराच्छेदान्मेहनानुन्नतिर्भवेत्॥ बलिनः क्षुब्धमनसो निरो-

धाद् ब्रह्मचर्यतः । षष्ठं क्लैब्यं स्मृतं तत्तु शुक्रस्तम्भनिमित्तकम् ॥

बलिनः पुष्टस्य । क्षुब्धमनसः कामार्तं चलन्मनसो ब्रह्मचर्यं अमैथुनं तस्मान्निरोधाच्छुक्रस्य क्लैब्यं भवति ॥

जन्मप्रभृति यत्क्लैब्यं सहजं तद्धि सप्तमम् ॥

જે પુરૂષ મૈથુન કરવામાં અશક્ત હોય તે પુરૂષ ક્લીબ (નપુંસક) કેહેવાયછે અને જે ક્લીબપણું તે ક્લૈબ્ય કેહેવાયછે. એ ક્લીબ (નપુંસક) પણું સાત પ્રકારનું છે. એ સાતે પ્રકારો નિદાનો સહિત નીચેપ્રમાણે છે.

મૈથુન કરવાની ઇચ્છાવાળા પુરૂષનું મન ભય, શોક તથા ક્રોધ વગેરે દુઃખદાયી વિકારોથી અસ્વસ્થ થતાં અથવા જેના ઉપર અરૂચિ થાય એવી સ્ત્રીનો સમાગમ થતાં શિશ્ન નમી જાયછે એ માનસિક ક્લૈબ્ય કેહેવાયછે. ૧

તીખા, ખાટા, ગરમ તથા ખારા પદાર્થોનું અત્યંત સેવન કરવાથી વૃદ્ધિ પામેલા પિત્તનેલીધે વીર્ય બળી જતાં જે ક્લૈબ્ય થાયછે તે પિત્તજ ક્લૈબ્ય કેહેવાયછે. ૨

જે પુરૂષ અત્યંત મૈથુન કરવાના સ્વભાવવાળો હોય અને વાજીકરણોના ઉપયોગને જારી ન રાખતો હોય તે પુરૂષનું શિશ્ન ઊંચું થવાને અસમર્થ થતાં જે ક્લૈબ્ય થાયછે તે વીર્યક્ષયજન્ય ક્લૈબ્ય કેહેવાયછે. ૩

શિશ્નમાં કોઈ મોટો રોગ થતાં જે ક્લૈબ્ય થાયછે તે રોગજન્ય ક્લૈબ્ય કેહેવાયછે. ૪

વીર્યનું વહન કરનારી નસનું છેદન થવાથી શિશ્નનું ઉઠવામાં જે અસમર્થપણું થાયછે તે શિરાછેદજન્ય ક્લૈબ્ય કેહેવાયછે. ૫

શરીર પુષ્ટ છતાં અને મન કામદેવથી ક્ષુબ્ધ થયા છતાં બ્રહ્મચર્ય રાખીને મનનો નિરોધ કરવાથી વીર્યનું સ્તંભન થતાં જે ક્લૈબ્ય થાયછે તે શુક્રસ્તંભજન્ય ક્લૈબ્ય કેહેવાયછે. ૬

જન્મથીજ જે ક્લૈબ્ય હોય તે સહજક્લૈબ્ય કેહેવાયછે. ૭

## અસાધ્ય ક્લૈબ્ય.

### असाध्यं क्लैब्यमाह ।

असाध्यं सहजं क्लैब्यं मर्मच्छेदाच यद्भवेत् ॥

यन्मर्मच्छेदाद्वीर्यवाहि शिराछेदात् ॥

એ સાત પ્રકારનાં ક્લૈબ્યોમાં સહજક્લૈબ્ય તથા શિરાછેદજન્ય ક્લૈબ્ય એઓ અસાધ્ય છે.

## ક્લૈબ્યની ચિકિત્સા કરવાની સામાન્ય પદ્ધતિ.

### अथ क्लैब्यस्य चिकित्सा ।

क्लैब्यानामिह साध्यानां कार्यो हेतुविपर्ययः । मुख्यं चिकित्सितं यस्मान्निदानपरिवर्जनम् ॥

જેટલાં ક્લૈબ્યો સાધ્ય છે તેઓને મટાડવાને વાસ્તે તેઓ જેઓથી થયાં હોય તે નિદાનોનો ત્યાગ કરવો. કેમકે નિદાનોનો ત્યાગ કરવો એજ મુખ્ય ચિકિત્સા છે.

## ક્લૈબ્યની ચિકિત્સામાં વાજીકરણનો વિધિ.

## अथ क्लैब्यस्य चिकित्सायां वाजीकरणविधिमाह।

नरो वाजीकरान्योगान्सम्यक्शुद्धो निरामयः। सप्तत्यन्तं प्रकुर्वीत वर्षादूर्ध्वं तु षोडशात् ॥ न च वै षोडशादर्वाक् सप्तत्याः परतो न च। आयुष्कामो नरः स्त्रीभिः संयोगं कर्तुमर्हति ॥ क्षयवृद्ध्युपदंशाद्या रोगाश्चातीव दुर्जयाः। अकालमरणं च स्याद्भजतः स्त्रियमन्यथा ॥

स्त्रीभजनविधिर्विस्तरतो रात्रिचर्यायां लिखितोऽस्ति तत्र द्रष्टव्यः ॥

विलासिनामर्थवतां रूपयौवनशालिनाम्। नराणां बहुभार्याणां विधिर्वाजीकरो हितः ॥ स्थविराणां रिरंसूनां स्त्रीणां वाल्लभ्यमिच्छताम् ॥ योषित्प्रसङ्गात्क्षीणानां क्लीवानामल्परेतसाम्। हिता वाजीकरा योगाः प्रीणयन्ति बलप्रदाः ॥ एतेऽपि पुष्टदेहानां सेव्याः कालाद्यपेक्षया।

જે પુરૂષ રોગથી રહિત હોય તેણે વિરેચન આદિ ક્રિયાઓથી સારી પેઠે શુદ્ધ થઈને સોળમા વર્ષ પછી સીત્તેરમા વર્ષસુધી વાજીકરણોનું સેવન કરવું. જેને જીવનની ઇચ્છા હોય તે પુરૂષે સોળમા વર્ષથી પેહેલાં અને સીતેરમા વર્ષ પછી સ્ત્રીનો સંયોગ કરવો નહિ.

અયોગ્ય પ્રકારથી સ્ત્રીનું સેવન કરનારા પુરૂષને ક્ષય, વધરાળ તથા ચાંદી વગેરે અસાધ્ય રોગો થાયછે અને અકાલમરણ પણ થાયછે.

સ્ત્રીનું સેવન કરવાનો યોગ્ય પ્રકાર રાત્રિચર્યાના પ્રકરણમાં (જુવો પેહેલા ખંડના પૃષ્ઠ ૨૪૦ માથી ૨૪૫ મા સુધી) વિસ્તારથી કહ્યોછે માટે તે પ્રકરણમાં જોવો.

વિલાસોવાળા, ધનવાળા, રૂપથી તથા યૌવનથી શોભી રહેલા અને ઘણી સ્ત્રીઓવાળા પુરૂષોને વાજીકરણ હિતકારી થાયછે. વૃદ્ધ છતાં રમણ કરવાની ઇચ્છા રાખનારાઓને, સ્ત્રીઓના અતિ પ્રેમની ઇચ્છાવાળાઓને, સ્ત્રીઓના પ્રસંગથી ક્ષીણ થએલાઓને, સાધ્યક્લૈબ્યવાળાઓને અને અલ્પવીર્યવાળાઓને હિતકારી અને બલદાયી વાજીકરણો બહુ રાજી કરેછે.

પુષ્ટ શરીરવાળાઓએ પણ દેશ-કાલ વગેરેની ઉપર ધ્યાન આપીને વાજીકરણોનું સેવન કરવું.

## વાજીકરણો.

## वाजीकराण्याह।

भोजनानि विचित्राणि पानानि विविधानि च। वाचः श्रोत्राभिरामाश्च त्वचः स्पर्शाः सुखास्तथा ॥ यामिनी सेन्दुतिलका कामिनी नवयौवना। गीतं श्रोत्रमनोज्ञं च ताम्बूलं मदिराः स्रजः ॥ गन्धा मनोज्ञा रूपाणि चित्राण्युपवनानि च। मनसश्चाप्रतीघातो वाजीकुर्वन्ति मानवम् ॥ माक्षीकधातुमधुपारदलोहचूर्णपथ्याशिलाजतुविडङ्गघृतानि लिह्यात् । एकाग्रविंशतिदिनानि गदार्दितोऽपि साशीतिकोऽपि रमयेत्प्रमदां युवेव ॥ सत्वं गुडूच्या गगनं सलोभ्यमेला-

धाद् ब्रह्मचर्यतः । षष्ठं क्लैब्यं स्मृतं तत्तु शुक्रस्तम्भनिमित्तकम् ॥

बलिनः पुष्टस्य । क्षुब्धमनसः कामात्संचलन्मनसो ब्रह्मचर्यं अमैथुनं तस्मान्निरोधाच्छुक्रस्य क्लैब्यं भवति ॥

जन्मप्रभृति यत्क्लैब्यं सहजं तद्धि सप्तमम् ॥

જે પુરૂષ મૈથુન કરવામાં અશક્ત હોય તે પુરૂષ ક્લીબ ( નપુંસક ) કેહેવાયછે અને જે ક્લીબપણું તે ક્લૈબ્ય કેહેવાયછે. એ ક્લીબ ( નપુંસક ) પણું સાત પ્રકારનું છે. એ સાતે પ્રકારો નિદાનો સહિત નીચેપ્રમાણે છે.

મૈથુન કરવાની ઇચ્છાવાળા પુરૂષનું મન ભય, શોક તથા ક્રોધ વગેરે દુઃખદાયી વિકારોથી અસ્વસ્થ થતાં અથવા જેના ઉપર અરૂચિ થાય એવી સ્ત્રીનો સમાગમ થતાં શિશ્ન નમી જાયછે એ માનસિક ક્લૈબ્ય કેહેવાયછે. ૧

તીખા, ખાટા, ગરમ તથા ખારા પદાર્થોનું અત્યંત સેવન કરવાથી વૃદ્ધિ પામેલા પિત્તનેલીધે વીર્ય બળી જતાં જે ક્લૈબ્ય થાયછે તે પિત્તજ ક્લૈબ્ય કેહેવાયછે. ૨

જે પુરૂષ અત્યંત મૈથુન કરવાના સ્વભાવવાળો હોય અને વાજીકરણોના ઉપયોગને જારી ન રાખતો હોય તે પુરૂષનું શિશ્ન ઊંચું થવાને અસમર્થ થતાં જે ક્લૈબ્ય થાયછે તે વીર્યક્ષયજન્ય ક્લૈબ્ય કેહેવાયછે. ૩

શિશ્નમાં કોઈ મોટો રોગ થતાં જે ક્લૈબ્ય થાયછે તે રોગજન્ય ક્લૈબ્ય કેહેવાયછે. ૪

વીર્યનું વહન કરનારી નસનું છેદન થવાથી શિશ્નનું ઉઠવામાં જે અસમર્થપણું થાયછે તે શિરાછેદજન્ય ક્લૈબ્ય કેહેવાયછે. ૫

શરીર પુષ્ટ છતાં અને મન કામદેવથી ક્ષુબ્ધ થયા છતાં બ્રહ્મચર્ય રાખીને મનનો નિરોધ કરવાથી વીર્યનું સ્તંભન થતાં જે ક્લૈબ્ય થાયછે તે શુક્રસ્તંભજન્ય ક્લૈબ્ય કેહેવાયછે. ૬

જન્મથીજ જે ક્લૈબ્ય હોય તે સહજક્લૈબ્ય કેહેવાયછે. ૭

## અસાધ્ય ક્લૈબ્ય.

## असाध्यं क्लैब्यमाह ।

असाध्यं सहजं क्लैब्यं मर्मच्छेदाच्च यद्भवेत् ॥

यन्मर्मच्छेदाद्वीर्यवाहि शिराछेदात् ॥

એ સાત પ્રકારનાં ક્લૈબ્યોમાં સહજક્લૈબ્ય તથા શિરાછેદજન્ય ક્લૈબ્ય એઓ અસાધ્ય છે.

## ક્લૈબ્યની ચિકિત્સા કરવાની સામાન્ય પદ્ધતિ.

## अथ क्लैब्यस्य चिकित्सा ।

क्लैब्यानामिह साध्यानां कार्यो हेतुविपर्ययः । मुख्यं चिकित्सितं यस्मान्निदानपरिवर्जनम् ॥

જેટલાં ક્લૈબ્યો સાધ્ય છે તેઓને મટાડવાને વાસ્તે તેઓ જેઓથી થયાં હોય તે નિદાનોનો ત્યાગ કરવો. કેમકે નિદાનોનો ત્યાગ કરવો એજ મુખ્ય ચિકિત્સા છે.

## ક્લૈબ્યની ચિકિત્સામાં વાજીકરણનો વિધિ.

## अथ क्लैब्यस्य चिकित्सायां वाजीकरणविधिमाह।

नरो वाजीकरान्योगान्सम्यक्शुद्धो निरामयः। सप्तत्यन्तं प्रकुर्वीत वर्षादूर्ध्वं तु षोडशात्॥ न च वै षोडशादर्वाक् सप्तत्याः परतो न च। आयुष्कामो नरः स्त्रीभिः संयोगं कर्तुमर्हति॥ क्षयवृद्धयुपदंशाद्या रोगाश्चातीव दुर्जयाः। अकालमरणं च स्याद्भजतः स्त्रियमन्यथा॥

स्त्रीभजनविधिर्विस्तरतो रात्रिचर्यायां लिखितोऽस्ति तत्र द्रष्टव्यः॥

विलासिनामर्थवतां रूपयौवनशालिनाम्। नराणां बहुभार्याणां विधिर्वाजीकरो हितः॥ स्थविराणां रिरंसूनां स्त्रीणां वाल्लभ्यमिच्छताम्॥ योषित्प्रसङ्गात्क्षीणानां क्लीबानामल्परेतसाम्। हिता वाजीकरा योगाः प्रीणयन्ति बलप्रदाः॥ एतेऽपि पुष्टदेहानां सेव्याः कालाद्यपेक्षया।

જે પુરૂષ રોગથી રહિત હોય તેણે વિરેચન આદિ ક્રિયાઓથી સારી પેઠે શુદ્ધ થઈને સોળમા વર્ષ પછી સીત્તેરમા વર્ષસુધી વાજીકરણોનું સેવન કરવું. જેને જીવનની ઇચ્છા હોય તે પુરૂષે સોળમા વર્ષથી પેહેલાં અને સીતેરમા વર્ષ પછી સ્ત્રીનો સંયોગ કરવો નહિ.

અયોગ્ય પ્રકારથી સ્ત્રીનું સેવન કરનારા પુરૂષને ક્ષય, વધરાળ તથા ચાંદી વગેરે અસાધ્ય રોગો થાયછે અને અકાલમરણ પણ થાયછે.

સ્ત્રીનું સેવન કરવાનો યોગ્ય પ્રકાર રાત્રિચર્યાના પ્રકરણમાં (જુવો પેહેલા ખંડના પૃષ્ઠ ૨૪૦ માથી ૨૪૫ મા સુધી) વિસ્તારથી કહ્યોછે માટે તે પ્રકરણમાં જોવો.

વિલાસીવાળા, ધનવાળા, રૂપથી તથા યૌવનથી શોભી રહેલા અને ઘણી સ્ત્રીઓવાળા પુરૂષોને વાજીકરણ હિતકારી થાયછે. વૃદ્ધ છતાં રમણ કરવાની ઇચ્છા રાખનારાઓને, સ્ત્રીઓના અતિ પ્રેમની ઇચ્છાવાળાઓને, સ્ત્રીઓના પ્રસંગથી ક્ષીણ થએલાઓને, સાધ્યક્લૈબ્યવાળાઓને અને અલ્પવીર્યવાળાઓને હિતકારી અને બલદાયી વાજીકરણો બહુ રાજી કરેછે.

પુષ્ટ શરીરવાળાઓએ પણ દેશ-કાલ વગેરેની ઉપર ધ્યાન આપીને વાજીકરણોનું સેવન કરવું.

### વાજીકરણો.

### वाजीकराण्याह।

भोजनानि विचित्राणि पानानि विविधानि च। वाचः श्रोत्राभिरामाश्च त्वचः स्पर्शाः सुखास्तथा॥ यामिनी सेन्दुतिलका कामिनी नवयौवना। गीतं श्रोत्रमनोज्ञं च ताम्बूलं मदिराः स्रजः॥ गन्धा मनोज्ञा रूपाणि चित्राण्युपवनानि च। मनसश्चाप्रतीघातो वाजीकुर्वन्ति मानवम्॥ माक्षीकधातुमधुपारदलोहचूर्णपथ्याशिलाजतुविडङ्गघृतानि लिह्यात्। एकाग्रविंशतिदिनानि गदार्दितोऽपि साशीतिकोऽपि रमयेत्प्रमदां युवेव॥ सतं गुडूच्या गगनं सलोभ्यमेला-

सितामागधिकासमेतम् । एततसमेतं मधुनावलीढं रामाशतं सेवयतीव पण्ढः ॥ गवां विरूढवत्सानां सिद्धं पयसि पायसम् । गोधूमचूर्णं च तथा सितामधुघृतान्वितम् । भुक्त्वा हृप्यति जीर्णोऽपि दशदारान्व्रजत्यपि ॥ दध्नोर्धाढकमीपदम्लमधुरं खण्डस्य चन्द्रद्युतेः प्रस्थं क्षौद्रपलं पलं च हविपः शुण्ठ्याश्च मापाष्टकम् । तद्वन्मापचतुष्टयं मरिचतः कर्षं लवङ्गं तथा धृत्वा शुक्लपटे शनैः करतलेनोन्नाम्य विस्रावयेत् ॥ मृद्भाण्डे मृगनाभिचन्दनरसैः स्पृष्टेऽगुरूद्धूपिते कर्पूरेण सुगन्धितं तदखिलं संलोड्य संस्थापयेत् । स्वस्यार्थे मकरेश्वरेण रचिता ह्येपा रसाला स्वयं भोक्तुर्मन्मथदीपनी सुखकरी कान्तेव नित्यं प्रिया ॥ गोक्षुरेक्षुरवीजानि वाजिगन्धा शतावरी । मुसली वानरीवीजं यष्टी नागवला वला ॥ एषां चूर्णं दुग्धसिद्धं गव्येनाज्येन भर्जितम् । सितया मोदकं कृत्वा भक्ष्यं वाजीकरं परम् ॥ चूर्णादष्टगुणं क्षीरं घृतं चूर्णसमं स्मृतम् । सर्वतो द्विगुणं खण्डं खादेदग्निवलं यथा ॥ वाजीकराणि भूरीणि संगृह्य रचितो यतः । तस्माद् वहुपु योगेपु योगोऽयं प्रवरो मतः ॥

रतिवर्धनम् ॥

चत्वारो व्योमभागास्तदनु निगदितं भागयुग्मं च वङ्गं भागैकं शम्भुवीजं त्रितयमपि मृतं तत्समा सिद्धमूली । चातुर्जातं सजातीफलमरिचकणानागरं देवपुष्पं जातीपत्रं च भागद्वितयमपि पृथक् सर्वमेकत्र चूर्ण्यम् ॥ सर्वद्व्यंशा सिता स्याद्धृतमधुसहितं मोदकीकृत्य चैतत्खादेदग्निं समीक्ष्य प्रसभमभिनवानन्दसंवर्धनाय । योगो वाजीकराख्योऽयमिह निगदितो भैरवानन्दनाम्ना निःशेपव्याधिहन्ता दलितवहुवधूद्दामकंदर्पदर्पः ॥

मदनमञ्जरी वटी ॥

पिप्पली लवणोपेते वस्ताण्डे घृतसाधिते । कच्छपाण्डं च वा खादेत्तत्तु वाजीकरं भृशम् ॥ पूगं दक्षिणदेशजं दशपलोन्मानं भृशं कर्तयेत्तत्स्विन्नं जलयोगतो मृदुतरं सङ्कुट्य चूर्णीकृतम् । तच्चूर्णं पटशोधितं वसुगुणे गोशुद्धदुग्धे पचेत् द्रव्याज्याञ्जलिसंयुतेऽतिनिविडे दद्यात्तुलार्धां सिताम् ॥ पक्वं तज्ज्वलनात् क्षितिं प्रति नयेत्तस्मिन्पुनः प्रक्षिपेत् यद्यत्तत्तदुदाहरामि वहुला दृष्टादरात् संहिताः । एला नागवला वला सचपला जातीफला लिङ्गजा जातीपत्रकपत्रपत्रकयुतं तच्च त्वचा संयुतम् ॥ विश्वावीरणवारिवारिदवरा वांशी वरी वानरी द्राक्षा सेक्षुरगोक्षुराथ महती खर्जूरिका क्षीरिका ॥ धान्याकं सकसेरुकं समधुकं शृङ्गाटकं जीरकं पृथ्वीकाथ यवानिका वरटिका मांसी मिसी मेथिका ॥ कन्दोऽप्यत्र विदारिकाथ मुशली गन्धर्वगन्धा तथा कर्चूरं करिकेशरं समरिचं चारस्य वीजं नवम् । वीजं शाल्मलिसम्भवं करिकणावीजं च राजीवजं श्वेतं चन्दनमत्र रक्तमपि च श्रीसंज्ञपुष्पैः समम् ॥

सर्वं चेति पृथक्पृथक्पलमितं संचूर्ण्य तत्र क्षिपेत्सूतं वङ्गभुजङ्गलोहगगनं सन्मारितं स्वेच्छया । कस्तूरीघनसारचूर्णमपि च मासं यथा प्रक्षिपेत् पश्चादस्य तु मोदकान्विरचयेद्बिल्वप्रमाणानथ ॥ तान् भुक्त्वातिमुदा यथानलबलं भुञ्जीत नाम्लं रसं पूर्वस्मिन्नशिते गते परिणति प्राग्भोजनाद् भक्षयेत् । नित्यं स्त्रीरतिवल्लभाख्यकमिमं पूगस्य पाकं भजेत् स स्याद्वीर्यविवृद्धिवृद्धमदनो वाजीव शक्तो रतौ ॥ दीप्ताग्निर्बलवान्वली विरहितो दृष्टः सुपुष्टः सदा । वृद्धो योऽपि युवेव सोऽपि रुचिरः पूर्णेन्दुवत्सुन्दरः ॥

वसुगुणोऽष्टगुण । अञ्जलिरर्धशराव तुलार्धं पञ्चाशत्पलानि । यत –'द्वि पञ्चाशत् पलानामभिदधति तुला सहिता सुश्रुताद्या '। नागबला गुलशकरी । बला वरिआरा तस्या मूलम् । जातीपत्रक जाइपत्री । विश्वा शुण्ठी । वीरणमुशीर आह्य । वारि सुगन्धवाला । वारिद मुस्तक । वरा त्रिफला । *वाशी वशलोचना । वरी शतावरी ।* वानरी कपिकच्छू । इक्षुर कोकिलाक्षस्तस्य बीज ग्राह्य । गोक्षुरस्य च बीज । महती महाखर्जूरक । क्षीरिका क्षीरी । पृथ्वीका कलौञ्जी वरटी । 'सालूकमेषा कन्द स्याद्बीजकोशो वराटिका ' मासी जटामासी । मिसि सोफ । गन्धर्वगन्धा अश्वगन्धा तस्या मूल । श्रीसञ्ज्ञ लवङ्ग । घनसार कर्पूर । बिल्वमानान्पलप्रमाणान् । इति रतिवल्लभाख्यपूगपाक ॥

एतस्मिन् सति वल्लभे यदि पुनः सम्यक् सुराशाणिका धत्तूरस्य च बीजमर्ककरभः पोथोऽब्धिशोपस्तथा । सन्माजूफलकं तथा खसफलस्कार्षिकां निःक्षिपेच्चूर्णार्थी विजया तदा स हि भवेत्कामेश्वरो मोदकः ॥

इति कामेश्वरमोदक ॥

रक्तपित्ताधिकारोक्तखण्डकूष्माण्डको महान् । रक्तपित्तादिरोगघ्नो महावाजीकरः स्मृतः ॥ पक्वाम्रस्य रसद्रोणे सिताढकसम्मिताम् । घृतं प्रस्थमितं दद्यान्नागरस्य पलाष्टकम् ॥ मरिचं कुडवोन्मानं पिप्पली द्विपलोन्मिताम् । सलिलस्याढकं दत्त्वा सर्वमेकत्र कारयेत् ॥ विपचेन्मृण्मये पात्रे दारुदर्व्या प्रचालयेत् । चूर्णान्येषा क्षिपेत्तत्र घनीभूतेऽवतारिते ॥ धान्याकं जीरकं पथ्या चित्रकं मुस्तकं त्वचम् । बृहज्जीरकमप्यत्र ग्रन्थिकं नागकेशरम् ॥ एलाबीजं लवङ्गं च पृथग्जातीं पलम्पलम् । सिद्धे शीते प्रदद्याश्च मधुनः कुडवद्वयम् ॥ भक्षयेद्भोजनादर्वाक्पलमात्रमिदं नरः । अथवा नियता नात्र मात्रा खादेद्यथानलम् ॥ मानवः सेवनादस्य वाजीव सुरते भवेत् । समर्थो बलवान्पुष्टो नित्यं स स्यान्निरामयः ॥ ग्रहणीं नाशयेदेष क्षयं श्वासमरोचकम् । अम्लपित्तं महाश्वासं रक्तपित्तं च पाण्डुताम् ॥

बृहज्जीरकमङ्करैला । इति आम्रपाक ।

द्रव्याणि चन्दनादेस्तु चन्दनं रक्तचन्दनम् ॥ पतङ्गमथ कालीयागुरुकृष्णागुरूणि च । देवद्रु सरलं पद्म पद्मकं

सितामागधिकासमेतम् । एतत्समेतं मधुनावलीढं रामाशतं सेवयतीव पण्ढः ॥ गवां विरूढवत्सानां सिद्धं पयसि पायसम् । गोधूमचूर्णं च तथा सितामधुघृतान्वितम् । भुक्त्वा हृष्यति जीर्णोऽपि दशदारान्व्रजत्यपि ॥ दध्नोर्धाढकमीषदम्लमधुरं खण्डस्य चन्द्रद्युतेः प्रस्थं क्षौद्रपलं पलं च हविषः शुण्ठ्याथ मापाष्टकम् । तद्वन्मापचतुष्टयं मरिचतः कर्षं लवङ्गं तथा धृत्वा शुक्लपटे शनैः करतलेनोन्नाम्य विस्रावयेत् ॥ मृद्भाण्डे मृगनाभिचन्दनरसैः स्पृष्टेऽगुरूद्धूपिते कर्पूरेण सुगन्धितं तदखिलं संलोड्य संस्थापयेत् । स्वस्यार्थे मकरेश्वरेण रचिता ह्येषा रसाला स्वयं भोक्तुर्मन्मथदीपनी सुखकरी कान्तेव नित्यं प्रिया ॥ गोक्षुरेक्षुरबीजानि वाजिगन्धा शतावरी । मुसली वानरीबीजं यष्टी नागबला बला ॥ एषां चूर्णं दुग्धसिद्धं गव्येनाज्येन भर्जितम् । सितया मोदकं कृत्वा भक्ष्यं वाजीकरं परम् ॥ चूर्णादष्टगुणं क्षीरं घृतं चूर्णसमं स्मृतम् । सर्वतो द्विगुणं खण्डं खादेदग्निबलं यथा ॥ वाजीकराणि भूरीणि संगृह्य रचितो यतः । तस्माद् बहुषु योगेषु योगोऽयं प्रवरो मतः ॥

रतिवर्धनम् ॥

चत्वारो व्योमभागास्तदनु निगदितं भागयुग्मं च वङ्गं भागैकं शम्भुबीजं त्रितयमपि मृतं तत्समा सिद्धमूली । चातुर्जातं सजातीफलमरिचकणानागरं देवपुष्पं जातीपत्रं च भागद्वितयमपि पृथक् सर्वमेकत्र चूर्ण्यम् ॥ सर्वद्व्यंशा सिता स्याद्घृतमधुसहितं मोदकीकृत्य चैतत्खादेदग्निं समीक्ष्य प्रसभमभिनवानन्दसंवर्धनाय । योगो वाजीकराख्योऽयमिह निगदितो भैरवानन्दनाम्ना निःशेषव्याधिहन्ता दलितबहुवधूद्दामकंदर्पदर्पः ॥

मदनमञ्जरी वटी ॥

पिप्पली लवणोपेते वस्ताण्डे घृतसाधिते । कच्छपाण्डं च वा खादेत्तत्तु वाजीकरं भृशम् ॥ पूगं दक्षिणदेशजं दशपलोन्मानं भृशं कर्तयेत्तत्स्विन्नं जलयोगतो मृदुतरं सङ्कुट्य चूर्णीकृतम् । तच्चूर्णं पटशोधितं वसुगुणे गोशुद्धदुग्धे पचेत् द्रव्याज्याञ्जलिसंयुतेऽतिनिविडे दद्यात्तुलार्धां सिताम् ॥ पक्वं तज्ज्वलनात् क्षिति प्रति नयेत्तस्मिन्पुनः प्रक्षिपेत् यद्यत्तत्तदुदाहरामि बहुला दृष्ट्वादरात् संहिताः । एला नागबला बला सचपला जातीफला लिङ्गजा जातीपत्रकपत्रपत्रकयुतं तच्च त्वचा संयुतम् ॥ विश्वावीरणवारिवारिदवरा वांशी वरी वानरी द्राक्षा सेक्षुरगोक्षुराथ महती खर्जूरिका क्षीरिका ॥ धान्याकं सकसेरुकं समधुकं शृङ्गाटकं जीरकं पृथ्वीकाथ यवानिका वराटिका मांसी मिसी मेथिका ॥ कन्देप्वत्र विदारिकाथ मुशली गन्धर्वगन्धा तथा कर्चूरं करिकेशरं समरिचं चारस्य बीजं नवम् । बीजं शाल्मलिसम्भवं करिकणाबीजं च राजीवजं श्वेतं चन्दनमत्र रक्तमपि च श्रीसंज्ञपुष्पैः समम् ॥

सर्वं चेति पृथक्पृथक्पलमितं संचूर्ण्य तत्र क्षिपेत्सूतं वङ्गभुजङ्गलोहगगनं सन्मारितं स्वेच्छया। कस्तूरीघनसारचूर्णमपि च प्राप्तं यथा प्रक्षिपेत् पश्चादस्य तु मोदकान्विरचयेद्बिल्वप्रमाणानथ ॥ तान् भुक्त्वातिमुदा यथानलबलं भुञ्जीत नाम्लं रसं पूर्वस्मिन्नशिते गते परिणतिं प्राग्भोजनाद् भक्षयेत्। नित्यं स्त्रीरतिवल्लभाख्यकमिमं पूगस्य पाकं भजेन्न स स्याद्वीर्यविवृद्धिवृद्धमदनो वाजीव शक्तो रतौ ॥ दीप्ताग्निर्बलवान्वली विरहितो दृष्टः सुपुष्टः सदा। वृद्धो योऽपि युवेव सोऽपि रुचिरः पूर्णेन्दुवत्सुन्दरः ॥

वसुगुणोऽष्टगुणः। अञ्जलिरर्धशरावः तुलार्धं पञ्चाशत्पलानि। यतः–'द्विः पञ्चाशत् पलानामभिदधति तुलां संहिताः सुश्रुताद्याः'। नागबला गुलशकरी। बला वरिआरा तस्याः मूलम्। जातीपत्रकं जाइपत्री। विश्वा शुण्ठी। वीरणमुशीरं ग्राह्यं। वारि सुगन्धवाला। वारिदः मुस्तकः। वरा त्रिफला। वांशी वंशलोचना। वरी शतावरी। वानरी कपिकच्छूः। इक्षुरः कोकिलाक्षस्तस्य बीजं ग्राह्यं। गोक्षुरस्य च बीजं। महती महाखर्जूरक। क्षीरिका क्षीरी। पृथ्वीका कलौञ्जी वरटी। 'सालूकमेषां कन्दः स्याद्बीजकोशो वराटिका' मांसी जटामांसी। मिसिः सोफ। गन्धर्वगन्धा अश्वगन्धा तस्या मूलं। श्रीसंज्ञः लवङ्गं। घनसारः कर्पूरः। बिल्वमानान्पलप्रमाणान्। इति रतिवल्लभाख्यपूगपाकः ॥

एतस्मिन् सति वल्लभे यदि पुनः सम्यक् सुराशाणिका धत्तूरस्य च बीजमर्ककरभः पोथोऽब्धिशोषस्तथा। सन्माजूफलकं तथा खसफलस्यकार्षिकां निःक्षिपेच्चूर्णार्धां विजया तदा स हि भवेत्कामेश्वरो मोदकः ॥

इति कामेश्वरमोदकः ॥

रक्तपित्ताधिकारोक्तखण्डकूष्माण्डको महान्। रक्तपित्तादिरोगघ्नो महावाजीकरः स्मृतः ॥ पक्वाम्रस्य रसद्रोणे सितामाढकसम्मिताम्। घृतं प्रस्थमितं दद्यान्नागरस्य पलाष्टकम् ॥ मरिचं कुडवोन्मानं पिप्पलीं द्विपलोन्मिताम्। सलिलस्याढकं दत्त्वा सर्वमेकत्र कारयेत् ॥ विपचेन्मृण्मये पात्रे दारुदर्व्या प्रचालयेत्। चूर्णान्येषां क्षिपेत्तत्र घनीभूतेऽवतारिते ॥ धान्याकं जीरकं पथ्यां चित्रकं मुस्तकं त्वचम्। बृहज्जीरकमप्यत्र ग्रन्थिकं नागकेशरम् ॥ एलावीजं लवङ्गं च पृथग्जातीं पलम्पलम्। सिद्धे शीते प्रदद्याच्च मधुनः कुडवद्वयम् ॥ भक्षयेद्भोजनादर्वाक्पलमात्रमिदं नरः। अथवा नियता नात्र मात्रा खादेद्यथानलम् ॥ मानवः सेवनादस्य वाजीव सुरते भवेत्। समर्थो बलवान्पुष्टो नित्यं स स्यान्निरामयः ॥ ग्रहणीं नाशयेदेष क्षयं श्वासमरोचकम्। अम्लपित्तं महाश्वासं रक्तपित्तं च पाण्डुताम् ॥

बृहज्जीरकमङ्गरैला। इति आम्रपाकः।

द्रव्याणि चन्दनादेस्तु चन्दनं रक्तचन्दनम् ॥ पतङ्गमथ कालीयागुरुकृष्णागुरूणि च। देवद्रु सरलं पद्मं पद्मकं

तुणिकेऽपि च ॥ कर्पूरो मृगनाभिश्च लता कस्तूरिकापि च ॥ सिंहकः कुङ्कुमं नव्यं जातीफलकमेव च । जातीपत्रं लवङ्गं च सूक्ष्मैला महती च सा ॥ कङ्कोलफलकं स्पृक्का पत्रकं नागकेशरम् । वालकं च तथोशीरं मांसी दारुसिताऽपि वा ॥ कृतकर्पूरकश्चापि शैलेयं भद्रमुस्तकम् । रेणुका च प्रियङ्गुश्च श्रीवासो गुग्गुलुस्तथा ॥ लाक्षा नखश्च रालश्च धातकीकुसुमं तथा । ग्रन्थिपर्णं च मञ्जिष्ठा तगरं सिक्थकं तथा । एतानि शाणमानानि कल्कीकृत्य शनैः पचेत् । अनेनाभ्यक्तगात्रस्तु वृद्धोऽशीतिसमोऽपि सः ॥ युवा भवति शुक्राढ्यः स्त्रीणामत्यन्तवल्लभः । वन्ध्यापि लभते गर्भं वृद्धोऽपि तरुणायते । अपुत्रः पुत्रमाप्नोति जीवेच्च शारदां शतम् ॥ चन्दनादि महातैलं रक्तपित्तं क्षयं ज्वरम् ॥ दाहं प्रस्वेददौर्गन्ध्यं कुष्ठं कण्डूं विनाशयेत् ।

पतङ्गं बकम इति लोके । कालीयकं कलम्बकट् इति लोके । लता कस्तूरिका मुष्कदाना । कङ्कोलफलस्यालाभे जातीपुष्पं ग्राह्यं । तदलाभे लवङ्गं ग्राह्यम् । दारुसिता दालचिनी । शैलेयछरा । श्रीवासः गुग्गुलुः । ग्रन्थिपर्णी गठिवन । अशीतिसमः अशीतिवार्षिकः । चन्दनादि तैलम् ॥

दशमूलकणावह्नि कपित्थं च विभीतकम् । कट्फलं मरिचं विश्वमूलं पिप्पलिसैन्धवम् ॥ रक्तरोहीतकं दन्ती द्राक्षाजाजिनिशाद्वयम् ॥ धात्री शिखरि जन्तुघ्नं शृङ्गीदारु पुनर्नवा ॥ धान्याकं देवकुसुमं राजवृक्षस्त्रिकण्टकम् । वृद्धदारु कुबेराक्षी मूलं वीरणिकाभवम् ॥ एतेषां पलयुग्मं तु भेषजानां पृथक्पृथक् । आढकं चापि पथ्यायास्तोये पञ्चाढके पचेत् ॥ स्विन्ना पथ्या भवेद्यावत्पश्चान्मधु विनिक्षिपेत् । गुरूपदेशाद्विधिवत्त्रिदिनं च ततः परम् ॥ पुनः क्षिपेत्पञ्चदिनं तथा च दशवासरम् । संसिद्धां चाभयां पश्चाद्घृतभाण्डे निधापयेत् ॥ विमले सुदृढे क्षौद्रपरिपूर्णे प्रयत्नतः । पश्चात्पूर्वोक्तभाण्डे तु क्षिपेद्बुद्धिपरायणः । एतां हरीतकीं चैव धन्वन्तरिकृतां शुभाम् ॥ भक्षयेद्यो नरो नित्यं रोगा नश्यन्ति सर्वशः । श्वासं कासं क्षयं पाण्डुं हिक्कां छर्दिं मदभ्रमान् । मुखरोगं तथा तृष्णामरुचिं वह्निमन्दताम् । यकृत्प्लीहोदराणां च वातरक्तं सुदारुणम् ॥ शिरोऽक्षिकर्णजां पीडां तथा वङ्क्षगुदोद्भवम् । ग्रहणीं दुर्विकारां च शोफं दोषत्रयोद्भवम् ॥ मधुपक्केति विख्याता हन्ति रोगाननेकशः ।

इति मधुरपक्कहरीतकी ।

बीजानां कपिकच्छ्वाः कुडवं संस्वेदयेच्छनकैः । प्रस्थे गोभवदुग्धे तावद्यावद्भवेद् गाढम् ॥ लग्नहितानि च कृत्वा सूक्ष्मं सम्पेषयेत्तानि । पिष्टिकाया लघुवटिकाः कृत्वा गव्ये पचेदाज्ये ॥ द्विगुणितशर्करया ता वटिकाः सम्पक्वया लेप्याः । वटिका माक्षिकमध्ये मज्जनयोग्ये पृथक् पृथक् स्थाप्याः ॥ पञ्चटङ्कमितास्तास्तु प्रातः सायं च भक्षयेत् । अनेन

शीघ्रद्रावी यो यश्च स्यात्पतितध्वजः ॥ सोऽपि माप्नोति सुरते सामर्थ्यमतिवाजिवत् । नानेन सदृशं किंचिद्द्रव्यं वाजिकरं परम् ॥

वानरीवटिका ।

आकारकरभः शुण्ठी लवङ्गं कुङ्कुमं कणा । जातीफलं जातिपुष्पं चन्दनं कार्षिकं पृथक् ॥ चूर्णयेदहिफेनं तु तत्र दद्यात् पलोन्मितम् । सर्वमेकीकृतं मापमात्रं क्षौद्रेण भक्षयेत् ॥ शुक्रस्तम्भकरं पुंसामिदमानन्दकारकम् । नारीणां प्रीतिजननं सेवेत निशि कामुकः ॥

वाजीकरणाधिकारः ॥

વિચિત્ર ભોજનો, વિવિધ પ્રકારના પીવાના પદાર્થો, કાનને પ્રિય લાગે એવાં વચનો, ચામડીને સુખ આપે એવા સ્પર્શો, ચંદ્રની પ્રભાથી શોભી રહેલી રાત્રિ, નવી જુવાનીવાળી સ્ત્રી, કાનને તથા મનને પ્રિય લાગે એવું ગાયન, નાગરવેલનાં પાન, મદિરાઓ, માળાઓ, સુગંધો, સુંદર રૂપો, વિચિત્ર બગીચાઓ અને મનનો અપ્રતિઘાત એઓ પુરૂષને મૈથુનમાં ઘોડા જેવો કરેછે.

સોનામુખી, મધ, પારો, લોઢાનું ચૂર્ણ, હરડે, શિલાજીત, વાવડીંગ અને ઘી એઓને મિશ્રિત કરીને ચાટે તો પુરૂષ રોગથી પીડાએલો હોય તથા એંશી વર્ષની ઉમરનો હોય તોપણ જુવાનની પેઠે સ્ત્રીને રમાડી શકેછે.

ગળોનું સત્વ, મારેલું અભ્રક, મારેલી હરતાલ, એળચી, સાકર અને પીપળ એઓને મધમાં કાલવીને ચાટે તો નપુંસક પણ સો સ્ત્રીઓને રમાડે એવો થાયછે.

મોટાં વાછડાંવાળી ગાયોના દુધમાં સિદ્ધ કરેલા દુધપાકને તથા ઘઉંના રવાને સાકરથી, મધથી તથા ઘીથી સંયુક્ત કરીને ખાય તો બુઢો માણસ પણ કામાતુર થાયછે અને સ્ત્રીઓ દશ હોય તોપણ તેઓનો સંભોગ કરી શકેછે.

જરાક ખટાશવાળું મીઠું દહીં એકસો અઠચાવીશ તોલાંભાર લેવું. ચંદ્રમાજેવી ઉજળી ખાંડ ચોસઠ તોલાંભાર લેવી. મધ ચાર તોલાંભાર લેવું. ઘી ચાર તોલાંભાર લેવું. સુંઠ ચાળીસ ચણોઠી ભાર લેવી. મરી વીશ ચણોઠીભાર લેવાં અને લવીંગ એક તોલાંભાર લેવાં. એઓને મિશ્રિત કરી ધોળા કપડામાં નાંખી ધીરે ધીરે તેમાં હાથ ફેરવીને તેઓને કસ્તૂરીથી તથા ચંદનના રસથી વાસેલા અને અગરૂથી ધૂપેલા માટીના વાસણમાં સવાવવાં. પછી તે સઘળાંને ભીમસેની બરાસથી સુગંધયુક્ત કરી અંદર સારી પેઠે હાથ ફેરવીને રહેવા દેવાં એટલે રસાલા (શિખંડ) સિદ્ધ થાયછે. આવી રીતની રસાલા કામદેવે ખાસ પોતાને વાસ્તે બનાવી હતી. આ રસાલા પોતાનું ભોજન કરનારા પુરૂષના કામદેવને પ્રદીપ્ત કરનારી છે, સુખ આપનારી છે અને કામિનીની પેઠે સર્વદા પ્યારી લાગે એવી છે.

## રતિવર્દ્ધન.

ગોખરૂનાં બીજ એખરાનાં બીજ, જેઠીમધ, ગંગેટી અને બળદાણા એઓના ચૂર્ણને આઠગણા દુધમાં પકાવી ચૂર્ણના જેટલાજ વજનના ગાયના ઘીમાં શેકી સર્વથી બમણી સાકર નાંખી તેના લાડુ વાળીને ખાવામાં આવે તો એ ભારે વા-

જીકરણ છે. આ યોગ ઘણાં ઘણાં વાજીકરણોનો સંગ્રહ કરીને ગોઠવ્યો છે એટલામાટે ઘણા ઘણા યોગોથી ઉત્તમ નીવડે એવોછે.

### મદનમંજરી વટી.

ચાર ભાગ મારેલું અભ્રક, બે ભાગ મારેલી કલઈ, એક ભાગ મારેલો પારો એ ત્રણેના જેટલા વજનની ભાંગ, બબે ભાગ તજ, તમાલપત્ર, એળચી તથા નાગકેસર, બે ભાગ જાયફળ, બે ભાગ મરી, બે ભાગ પીપળ, બે ભાગ સુંઠ, બે ભાગ લવીંગ અને બે ભાગ જાવંત્રી એ સઘળા પદાર્થોનું ચૂર્ણ એકઠું કરી તેમાં એ સઘળા ચૂર્ણથી બમણી સાકર નાંખવી. પછી તેમાં મધ તથા ઘી નાંખી લાડુ વાળીને જઠરાગ્નિના બળ પ્રમાણે ખાવા. આ લાડુ ખાવાથી તુરતજ કામદેવસંબંધી પ્રબલ આનંદ વૃદ્ધિ પામેછે. જગતમાં ભૈરવાનંદ નામના યોગીએ કહેલું આ વાજીકરણ સઘળા વ્યાધિઓને હણી નાંખેછે અને ઘણી ઘણી સ્ત્રીઓના પ્રબલ કામદેવના ગર્વને તોડી નાંખેછે.

### બસ્તાંડ તથા કુચ્છપાંડ.

બકરાના વૃષણોને અથવા કાચબાના ઇંડાને ઘીમાં પકાવી તેમાં પીપળનું તથા તથા સિંધવનું ચૂર્ણ નાંખીને ખાવામાં આવે તો પુરૂષ મૈથુન કરવામાં ઘોડા જેવો અત્યંત સમર્થ થાયછે.

### સ્ત્રીરતિવલ્લભ પુગપાક.

ચાળીશ તોલાં ભાર દક્ષિણ દેશની સોપારી લઈ તેનો બારીક ભુકો કરી પાણીમાં બાફી અત્યંત કોમળ થાય ત્યારે કુટી ચૂર્ણ કરીને તે ચૂર્ણને વસ્ત્રથી ચાળી લેવું. પછી એ ચૂર્ણથી આ યના શુદ્ધ દુધમાં સોળ તો યનું ઘી નાંખી તેમાં એ ચ અને અત્યંત ઘાટું થાય ત્યારે તોલાંભાર સાકર નાંખવી. પાકી રહે ત્યારે તેને ચુલા ઉતારીને તેમાં એળચી, ગ દાણા, પીપળ, જાયફળ, લવીં ત્રમાલપત્ર, તાલીસપત્ર, તજ, વાળો, વાળો, મોથ, હરડે, બે મળાં, વંશલોચન, શતાવરી, બીજ, દ્રાખ, એખરાનાં બી રૂનાં બીજ, મોટો ખજુર, ધાણા, કસેલાં, જેઠીમધ, સીંગો કલોંજી જીરૂં, યવાન, કમ ગર્ભ, જટામાંસી, વરીયાળી, મે દારીકંદ, કાળી મુસળી, આસોંદ કચૂરો, નાગકેસર, મરી, નવી શેમળાનાં બીજ, ગજપીપળ, મળકાકડીઓ થાયછે તે કુંચો, રતાંજલિ અને લવીંગ એ અત્યે ર્થોનું ચાર ચાર તોલાં ભાર ચૂર્ણ તેમજ સારી રીતે મારેલો પારો, રીતે મારેલી કલઈ, સારી રીતે સીસું, સારી રીતે મારેલું લોઢું સારી રીતે મારેલું અભ્રક એઓ પોતાની ઇચ્છા પ્રમાણે નાખવ કસ્તૂરીનું તથા ભીમસેની ખરા પણ જો મળી આવે તો નાંખવું. એના ચાર ચાર તોલાં ભારનો બનાવી તે લાડુઓ ઘણા આનંદ ગ્નિના બળ પ્રમાણે ખાવા. પેલું પચી જાય ત્યારે ભોજન ક હેલાં આ લાડુ ખાવા. આ નારાએ ખાટા રસનો ત્યાગ કરવો

પાકમાં નાંખવાના પદાર્થો મેં બહુજ કાળજીથી ઘણા ઘણા સુશ્રુતઆદિ સંહિતા ગ્રંથોને જોઇને કહ્યા છે. આ શ્રીરતિવલ્લભ નામનો પૂગપાક (સોપારીપાક) નિત્ય સેવવામાં આવે તો વીર્યની વૃદ્ધિ થતાં કામદેવની વૃદ્ધિ થાયછે, મૈથુનમાં ઘોડાના જેવું સમર્થપણું મળેછે, જઠરાગ્નિ પ્રદીપ્ત થાયછે, બળ વધેછે, શરીરમાં વળીઓ પડતી નથી, હૃષ્ટપુષ્ટ થવાયછે. જે પુરૂષ વૃદ્ધ હોય તે પણ આ પ્રયોગથી જુવાન જેવો રૂચિ આપનાર અને પુનમના ચંદ્ર જેવો સુંદર થાયછે.

## કામેશ્વર મોદક.

ઉપર કહેલો રતિવલ્લભ પૂગપાક તૈયાર થયા પછી તેમાં ચોવીશ ચણોઠી ભાર મધ નાખવું. પછી ધંતુરાનાં બીજ, અકલકરો, બાલછડ, સમુદ્રશોષ, સારૂં માયું, અને અફીણનાં ફળની છાલ એટલા પદાર્થોનાં ચૂર્ણો એક એક તોલાભાર અને એ સઘળાં ચૂર્ણના અર્દ્ધ ભાગ જેટલી ભાંગ નાંખવી એટલે કામેશ્વર મોદક કેહેવાયછે.

## મહાખંડ કૂષ્માંડ.

રક્તપિત્તના અધિકારમાં જે મહાખંડ કૂષ્માંડ નામનો અવલેહ કહેલ છે તે અવલેહ રક્તપિત્ત વગેરે રોગોને હરનાર છે અને મોટું વાજીકરણ છે.

## આમ્રપાક.

પાકેલાં આંબાના એક હજાર ચોવીશ તોલાંભાર રસમાં બસો છપન તોલાંભાર સાકર, ચોસઠ તોલાંભાર ઘી, બત્રીશ તોલાંભાર સુંઠ, સોળ તોલાંભાર મરી, આઠ તોલાંભાર પીપળ, અને બસો છપન તોલાંભાર પાણી નાંખી સર્વને એકઠાં કરીને તેનો માટીના વાસણમાં અગ્નિથી પાક કરવો અને પકાવતાં લાકડાની કડછીથી હલાવવું. ઘાટું થાય ત્યારે નીચે ઉતારીને તેમાં ધાણા, જીરૂં, હરડે, ચિત્રક, મોથ, તજ, કલોંજી જીરૂં, પીપળીમૂળ, નાગકેસર, એલચીના દાણા, લવીંગ અને જાયફળ એ પ્રત્યેક પદાર્થોનું ચાર ચાર તોલાંભાર ચૂર્ણ નાંખવું. એ ઠંડું થઇ ગયા પછી તેમાં બત્રીશ તોલાંભાર મધ નાંખવું એટલે આમ્રપાક સિદ્ધ થાયછે. આ આમ્રપાક ભોજન કર્યા પેહેલાં પુરૂષે એક તોલાંભાર ખાવો અથવા માત્રાનો નિયમ નહિ રાખતાં જઠરાગ્નિના બળપ્રમાણે ખાવો. પુરૂષ આ પાકના સેવનથી મૈથુન કરવામાં ઘોડા જેવો થાયછે, સમર્થ થાયછે, બલવાન્ થાયછે, પુષ્ટ થાયછે અને સર્વદા રોગ વગરનો રેહેછે. આ પાક ગ્રહણીને, ક્ષયને, શ્વાસને, અરોચકને, અમ્લપિત્તને, મહાશ્વાસને, રક્તપિત્તને અને પાંડુપણાને મટાડેછે.

## ચંદનાદિ તૈલ.

સુખડ, રતાંજલિ, પતંગ, દારૂહળદર, અગરૂ, કૃષ્ણાગરૂ, દેવદાર, સરલ નામનો દેવદાર, કમળ, પારશ પીપળાનાં પાંચે અંગો, કપુર, કસ્તૂરી, બેદ સુસક, શિલારસ, નવું કેસર, જાયફળ, લવીંગ, મોટી એલચી, ઝીણી એલચી, જાવંત્રી, કંકોલફલ, (કંકોલફળ ન મળે તો જાવંત્રી અને જાવંત્રી ન મળે તો લવીંગ) કપુરી મધુરી, તમાલપત્ર, નાગકેસર, કાળો વાળો, સુગંધી વાળો, જટામાંસી, તજ, વંશલોચન, છડીલો, ભદ્રમોથ,

સુગંધી મેંદીનાં બીજ, ધહુંલા, લોબાન, ગુગળ, લાખ, નખલા, મજીઠ, તગર, મીણ, રાળ, ધાવડીનાં ફુલ, અને તગર ગંઠોડાં એ પ્રત્યેક પદાર્થોને ચોવીશ ચોવીશ ચણોઠીભાર લઇ કલ્ક કરી તે કલ્ક નાંખીને ધીરે ધીરે તેલ પકાવવું. આ તેલનો શરીરમાં અભ્યંગ કરવામાં આવે તો એંશી વર્ષનો બુઢો પુરૂષ પણ જુવાન, વીર્યવાળો અને સ્ત્રીઓને અત્યંત પ્યારો થાયછે. આ તેલનો અભ્યંગ કરવાથી વાંઝણીને ગર્ભ રહેછે, અપુત્રને પુત્રની પ્રાપ્તિ થાયછે અને આયુષ્ય સો વર્ષનું થાયછે. આ ચંદનાદિ નામનું મહાતૈલ રક્તપિત્તને, ક્ષયને, જ્વરને, બળતરાને, પસીનાને, દુર્ગંધને, કોઢને અને ચળને નષ્ટ કરી નાંખેછે.

### મધુપકવ હરીતકી.

દશમૂલ, પીપળ, ચિત્રક, કોઠ, બેહેડાં, કાયફળ, મરી, સુંઠ, પીપળીમૂળ, સૈંધવ, રગતરોહીડો, નેપાળો, દ્રાખ, જીરૂં, હળદર, દારૂહળદર, આમળાં, વાવડીંગ, અઘેડો, કાકડાશીંગી, દેવદાર, સાટોડી, ધાણા, લવીંગ, ગરમાળો, ગોખરૂ, વરધારો, કાંકચીયા અને કાળાવાળાનાં મૂળ એ પ્રત્યેક પદાર્થોને આઠ આઠ તોલાંભાર નાંખી બસો છપન તોલાંભાર હરડે ને પાંચ આઢક (બસો છપન તોલાંભારનું એક આઢક થાયછે) પાણીમાં બફાઇ જતાંસુધી પકાવવી, અને પછી તેમાં ગુરૂના ઉપદેશપ્રમાણે વિધિપૂર્વક મધ નાંખવું. તે પછી ત્રણ દવસ ખમીને તે પછી પાંચ દિવસ [illegible]ીને અને તે પછી વળી દશ દિવસ [illegible]ીને તેમાં મધ નાંખવું. આ પ્રમાણે સિદ્ધ કરેલી હરડેને નિર્મલ, દૃઢ અને મધથી ભરેલા ઘીના રીઢા વાસણમાં પ્રયત્નપૂર્વક રાખવી. ઘીના રીઢા વાસણમાં રાખ્યા પછી તેમાંથી કહાડીને બુદ્ધિમાન્ વૈદ્યે બીજા યોગ્ય (આગળ કહ્યુંછે તેવા) વાસણમાં નાંખવી એટલે મધુપકવ હરીતકી સિદ્ધ થાયછે. જે માણસ ધન્વંતરિએ ગોઠવેલી આ હરિતકીનું નિત્ય ભક્ષણ કરે તેના સઘળા રોગો નષ્ટ થઇ જાયછે. શ્વાસ, ઉધરસ, ક્ષય, પાંડુ, હેડકી, ઉલટી, મદ, ભ્રમ, મોહોડાનો રોગ, તરશ, અરૂચિ, અગ્નિનું મંદપણું, સારણ ગાંઠનું દરદ, બરલનું દરદ, ઉદરના રોગ, મહાદારૂણ વાતરક્ત, માથાનું દરદ, આંખનું દરદ, કાનનું દરદ, બદ્ધગુદ, દુષ્ટ વિકારોવાળી ગ્રહણી, ત્રણે દોષોથી થએલો સોજો અને બીજા પણ ઘણા ઘણા રોગો આ હરડેના સેવનથી મટી જાયછે.

### વાનરી વટિકા.

સોળ તોલાંભાર કૌચાંનાં બીજોને ચોસઠ તોલાંભાર ગાયના દુધમાં એ દુધ ઘાટું થઈ જાય ત્યાંસુધી ધીરે ધીરે પકાવવાં. પછી એ બીજોને છાલ વગરનાં કરીને બારીક વાટવાં કે જેથી મેંદો થઈ જાય. પછી એ મેંદાની નાહાની નાહાની વડીઓ કરી ગાયના ઘીમાં પકાવીને તેઓને સાકરની બમણી ચાસણીથી ગલેફવી. પછી એ ગલેફેલી વડીઓને તેઓ ડુબી જાય તેટલા મધમાં નોખનોખી રાખી મેલવી. એઓમાંથી પાંચ ટંક (ચોવીશ ચણોઠી ભારનું એ ટંક થાયછે.) જેટલી ગોળીનું સાયંકાલે તથા પ્રાતઃકાલે ભક્ષણ કરવામાં આવે

જેનું વીર્ય તુરત સ્ખલિત થઈ જતું તથા જેનું શિશ્ન નમી જતું હોય તે પણ મૈથુનમાં ઘોડાના જેવા અતિ સામર્થ્યને પ્રાપ્ત થાયછે. આ વાનરી વ- જેવો બીજો કોઈ પદાર્થ વાજીકરણ ...ી.

### આકાર કરભાદિ વટી.

અકલકરો, સુંઠ, લવીંગ, કેસર, પીપર, જાયફલ, જાવંત્રી અને સુખડ એ પ્રત્યેક દ્રવ્યોને એક એક તોલાંભાર લઈ તેઓનું ચૂર્ણ કરીને તેમાં ચાર તોલાંભાર અફીણ મેળવી દેવું. પછી તેની પાંચ પાંચ ચણોઠીભારની ગોળીઓ કરી રાખવી. નિત્ય આ એક ગોળી રાતે મધની સાથે ખાવામાં આવે તો પુરૂષોને વીર્યનું સ્તંભન થાયછે, મૈથુનમાં ભારે આનંદ પ્રાપ્ત થાય અને સ્ત્રીઓ બહુ રાજી થાયછે. કામી પુરૂષે આ ગોળીનું સેવન કરવું.

વાજીકરણનો અધિકાર સંપૂર્ણ.

---

## રસાયનનો અધિકાર.

### રસાયનનું લક્ષણ.

### अथ रसायनाधिकारः ।

### तत्र रसायनस्य लक्षणमाह ।

यज्ज्वराव्याधि विध्वंसि वयःस्तम्भकरं तथा । चक्षुष्यं बृंहणं वृष्यं भेषजं तद्रसायनम् ॥

જે ઔષધ જરાને તથા વ્યાધિઓને મટાડનાર હોય, જુવાનીને સ્થિર રાખનાર હોય, નેત્રોને હિતકારક હોય, ...પનાર હોય અને મૈથુનશક્તિને વધારનાર હોય તે ઔષધ રસાયન કહેવાયછે.

### રસાયનનાં ફળો તથા વિધિ.

### रसायनस्य फलमाह ।

दीर्घमायुः स्मृतिं मेधामारोग्यं तरुणं वयः । देहेन्द्रियबलं कान्तिं नरो विन्देद्रसायनात् ॥ नाविशुद्धशरीरस्य युक्तो रासायनो विधिः । न भाति वाससि क्लिष्टे रङ्गो योगविवाहितः ॥

મનુષ્ય રસાયનના સેવનથી લાંબા આયુષ્યને, સ્મરણશક્તિને, તુરત સમજવાની શક્તિને, આરોગ્યને, જુવાનીને, દેહના તથા ઇંદ્રિયોના બળને અને સુંદર કાંતિને પ્રાપ્ત થાયછે. વિરેચનઆદિથી શરીરને શુદ્ધ કર્યાવિના રસાયનનો ઉપયોગ કરવો યોગ્ય નથી. કેમકે સારા યોગોથી ચડાવેલો રંગ પણ મેલા વસ્ત્રમાં શોભતો નથી.

### રસાયનનાં ઉદાહરણો.

### तदुदाहरणानि ।

शीतोदकं पयः क्षौद्रं घृतमेकैकशो द्विशः । त्रिशः समस्तमथवा प्राक्पीतं स्थापयेद्वयः ॥ मण्डूकपर्ण्याः स्वरसः प्रभाते प्रयोज्य यष्टीमधुकस्य चूर्णम् । रसो गुडूच्यास्तु समूलपुष्पः कल्कः प्रयोज्यः खलु शङ्खपुष्प्याः ॥ आयुः प्रदान्यामयनाशनानि बलाग्निवर्णस्वरवर्द्धनानि । मेध्यानि चैतानि रसायनानि मेध्याविशेषेण च शङ्खपुष्पी ॥

मण्डूकपर्णी ब्राह्मी । तदलाभे मञ्जिष्ठा ग्राह्या । तस्या अपि रसायनत्वात् ॥

माक्षिकेन तुगाक्षीरी पिप्पल्या लवणेन च ॥ त्रिफला सितया वापि युक्ता सिद्धं रसायनम् । सिन्धूत्थशर्कराशुण्ठीकणामधुगुडैः क्रमात् ॥ वर्षादिष्वभया प्राश्या रसायनगुणैषिणा । पुनर्नवस्यार्द्धपलं नवस्य पिष्टं पिवेद्यः पयसार्द्धमासम् । मासत्रयं तत् त्रिगुणं समं वा जीर्णोऽपि भूयः स पुनर्नवः स्यात् ॥ ये मासमेकं स्वरसं पिवन्ति दिने दिने भृङ्गरजः समुत्थम् क्षीराशिनस्ते वलवीर्ययुक्ताः समाः शतं जीवनमाप्नुवन्ति ॥ शतावरी मुण्डितिकागुडूची सहस्तिकर्णा सह तालमूली । एतानि कृत्वा समभागयुक्तान्याज्येन किंवा मधुनावलिह्यात् ॥ जरारुजा मृत्युवियुक्तदेहो भवेन्नरो वीर्यवलादियुक्तः । विभाति देवप्रतिमः स नित्यं प्रभामयो भूरिविवृद्धबुद्धिः ॥ पीताश्वगन्धा पयसार्धमासं घृतेन तैलेन सुखाम्बुना वा । वीर्यस्य पुष्टिं वपुषो विधत्ते वलस्य शस्यस्य यथाम्बुवृष्टिः ॥ अयःपलं गुग्गुलुरत्र योज्यः पलत्रयं व्योषपलानि पञ्च । पलानि चाष्टौ त्रिफलारजश्च कर्षं लिहन्यात्यमरत्वमेव ॥

इति लोहगुग्गुलुः ॥

એક ભાગ ટાઢું પાણી, એક ભાગ દુધ, એક ભાગ મધ અને બે ભાગ ઘી એઓનું ભોજનથી પેહેલાં પાન કરવામાં આવે અથવા ત્રણ ભાગ ટાઢું પાણી, ત્રણ ભાગ દુધ, ત્રણ ભાગ મધ અને ... ભાગ ઘી એઓનું ભોજનથી પેહેલાં ...ન કરવામાં આવે તો તેથી જુવાની ...ર રેહેછે.

પ્રભાતમાં બ્રાહ્મીનો સ્વરસ, ગળો... સ્વરસ અને શંખાવળીનો મૂળીયાં ત... પાનડાં સાથેનો કલ્ક જેઠીમધનું ચૂ... નાંખીને પીવામાં આવે તો એ મોટું ... સાયન છે. આમાં કહેલા બ્રાહ્મીના સ્વ... રસઆદિ ચારે પદાર્થો આયુષ્યને વધ... રનારા, રોગોનો નાશ કરનારા, બુદ્ધિ દે... નારા અને બળને, અગ્નિને, વર્ણને તથ... સ્વરને વૃદ્ધિ આપનારા હોવાથી રસાય... છે. એઓમાં પણ શંખાવળી વિશે... કરી બુદ્ધિ દેનારી છે. બ્રાહ્મી ન મ... તો મજીઠ લેવી. કેમકે મજીઠ પણ ર... સાયન છે.

મધથી, પીપળથી અને સૈંધવથ... યુક્ત કરેલું વંશલોચન અને સાકરથ... યુક્ત કરેલી ત્રિફળા (હરડે, બેહેડાં, આમળાં) એઓ સિદ્ધ રસાયન છે.

રસાયનના ગુણોને ઇચ્છનારા મ... નુષ્યે વર્ષાઋતુમાં સૈંધવની સાથે, શરદ્ઋતુમાં સાકરની સાથે, હેમંતઋતુમાં સુંઠની સાથે, શિશિરઋતુમાં પીપળની સાથે, વસંતઋતુમાં મધની સાથે અને ગ્રીષ્મઋતુમાં ગોળની સાથે હરડે ખાવી. આ પ્રમાણે હરડે ખાવાથી રસાયનના ગુણો પ્રાપ્ત થાયછે.

જે માણસ એક પખવાડીયાસુધી અથવા ત્રણ મહિનાસુધી અથવા ન... મહિનાસુધી અથવા એક વર્ષસુધી નવી સાટોડીને વાટી તેના બે તોલાંભાર ક... લ્કને દુધની સાથે પીએ તે માણસ બુઢો હોય તોપણ પાછો જુવાન થાયછે.

જે માણસો એક મહિનાસુધી નિત્ય ભાંગરાના સ્વરસને પીએ અને દુધવાળું ભોજન કરે તેઓ બળથી તથા વીર્યથી યુક્ત થાયછે અને સો વર્ષસુધી જીવેછે.

શતાવરી, ગોરખમુંડી, ગળો, કસેલાં અને કાળી મુસલી એઓને સમભાગે લઈ એકઠાં કરી ઘીમાં અથવા મધમાં નાખીને ચાટે તે માણસ જરાવગરનો, રોગવગરનો, અકાલ મરણવગરનો, વીર્યથી તથા બળ વગેરેથી સંપન્ન, દેવતા જેવો, તેજસ્વી અને અત્યંત વધેલી બુદ્ધિવાળો થઈને સર્વદા શોભેછે.

એક પખવાડીઆસુધી ઘીની સાથે, તેલની સાથે અથવા સેહેવાય તેવા ઉના પાણીની સાથે આસોંદ પીવામાં આવે તો જેમ જળની વૃષ્ટિ ધાન્યની પુષ્ટિ કરેછે તેમ તે આસોંદ વીર્યની તથા શરીરના બળની પુષ્ટિ કરેછે.

## લોહગુગ્ગુલુ.

ચાર તોલાંભાર લોઢાનું ચૂર્ણ, બાર તોલાંભાર ગુગળ, વીશ તોલાંભાર ત્રોપ, (સુઠ મરી તથા પીપળ) અને બત્રીશ તોલાંભાર ત્રિફળાનું ચૂર્ણ એઓને એકઠાં કરી તેમાંથી નિત્ય એક તોલાંભાર ચાટવામાં આવે તો અમરપણુજ પ્રાપ્ત થાયછે.

## રસાયનનું વિશેષ ફળ.

न केवलं दीर्घमिहायुरश्नुते रसायनं यो विविधं निषेवते । गतिं स देवर्षिनिषेवितां शुभां प्रपद्यते ब्रह्म तथैव चाक्षयम् ॥

इति रसायनाधिकार ॥

જે માણસ વિવિધ રસાયનનું સેવન કરેછે તે માણસ અહી લાંબા આયુષ્યને ભોગવેછે એટલુજ નહિ પણ દેવર્ષિઓની શુભ ગતિને પામેછે અને અવિનાશી બ્રહ્મપદરૂપ મોક્ષને પણ પામેછે.

## રસાયનનો અધિકાર સંપૂર્ણ.

---

यावत् व्योमनि बिम्बमम्बरमणेरिन्द्रोश्च विद्योतते यावत्सप्त पयोधयः सगिरयस्तिष्ठन्ति पृष्ठे भुवः । यावच्चावनिमण्डलं फणिपतेरास्ते फणामण्डले तावत्तद्विपजः पठन्तु परितो भावप्रकाशं शुभम् ॥ ग्रन्थस्यास्याध्यापकानां जनानामध्येतृणामादरं कुर्वतां च । श्रीसोमेशादित्यविप्रप्रसादादायुर्दीर्घं सौख्यमास्तां सदैव ॥

જ્યાંસુધી સૂર્યનું તથા ચંદ્રનું બિંબ આકાશમાં પ્રકાશે, જ્યાંસુધી પૃથ્વીપર સાત સમુદ્રો રહે, જ્યાંસુધી પૃથ્વીપર પર્વતો રહે અને જ્યાંસુધી પૃથ્વીનું મંડલ શેષનાગની ફણાઓના મંડલ ઉપર રહે ત્યાંસુધી દેશોદેશમાં સારા વૈદ્યો આ શુભ ભાવપ્રકાશ નામના ગ્રંથને ભણજો.

આ ગ્રંથને ભણાવનારા લોકોનું, ભણનારા લોકોનુ અને આ ગ્રંથઉપર આદર રાખનારા લોકોનું શ્રીસોમેશ્વરના, સૂર્યનારાયણના તથા બ્રાહ્મણોના પ્રસાદથી આયુષ્ય સર્વદા લાંબુ હોજો અને તે લોકોને સુખપણ અવિચળ પ્રાપ્ત થજો.

## इति श्रीभावप्रकाशे उत्तरखंडः समाप्तः

